श्रीमद्

# देवी भागवत.

[ भगवती भागवत. ]

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.



સવત ૧૯૭૨ આવૃત્તી ૧ લી

સને ૧૯૧૫ નકલ ૧૫૦૦

ભાષાન્તર … હીરાલાલ જાદવરાય બુચ.

ઠે. ક્રીશ્ચીયન પ્રેસ મુ. ભાવનગર

છપાવી પ્રસિદ્ધ કરનાર **સસ્તું વાંચન પ્રચારક સભા.**

વ્યવસ્થાપક જી. એમ. વૈદ્ય.

ઠે. … એમ. …

કિંમત રૂ. ૨-૪-૦. ( … )

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ

ગ્રંથ સ્વામિત્વના સર્વ હક્ક પ્રસિદ્ધ કર્તાએ સ્વાધીન રાખ્યા છે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ
૬૧૨૮ પરૂ.૨૨૧

આ પુસ્તકની કોઈ અન્ય આવૃત્તિ સદુપયોગાર્થ કોઈ
સદ્ગૃહસ્થને કાઢવી હોય તો સભાને પુછાવ્યાથી
પરવાનગી આપવામાં આવશે.

અમદાવાદ શાહપુર નવી પોળમાં પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં
ડાહ્યાભાઈ દલપતરામે છાપ્યું

# નિવેદન.



જનસમાજ ઉપર સાહિત્યે જે મોટા ઉપકારો કર્યા છે તેનો ઇતિહાસ જો પરિપૂર્ણ રીતે લખવામાં આવે તો તેના ઘણા ગ્રંથો થાય. વિદ્યાનો નવો પ્રકાશ, કલ્પનાનું નવજીવન, ઇતિહાસ અને ચરિત્રના તારતમ્યનો બોધ, સાંસારિક જીવનનું સાફલ્ય અને જગતના વર્તમાન ઇતિહાસનો ગાઢ સ્પર્શ ઇત્યાદિક અનેક પ્રકારના લાભો દ્વારા સાહિત્યે માનવ સૃષ્ટિ ઉપર અતુલ ઉપકારો કર્યા છે. તેના વિકાસમાં જ મનુષ્યોના ઐહિક અને આમુષ્મિક સુખનો વિકાસ પણ સમાએલો છે. માણસો સાહિત્યને ઉત્પન્ન કરે છે અને સાહિત્ય.જ માણસો દ્વારા પુનઃ જમાનાનુ બંધારણ બાંધે છે. આજનું જગત્ જો કાંઇ પણ અંશે આગળ વધ્યું હોય તો તે ઉપકાર સાહિત્યનો છે અને પાછળ હઠયું હોય તો તે પ્રભાવ અજ્ઞાનનો છે. બન્ને દૃષ્ટિથી અવલોકતાં સાહિત્યની ઉન્નતિની અપેક્ષા તો રહે છે જ અને એ ઉન્નતિ કયા પ્રકારેસાધવી એ પ્રશ્ન અનેક વિચારકોના મસ્તિષ્કમાં રમણ–ભ્રમણ કરી રહ્યો છે.

સાહિત્યની ઉન્નતિને અર્થે જૂદા જૂદા વિચારકોએ જૂદા જૂદા દૃષ્ટિબિંદુથી અનેક યોજનાઓ કરી છે, તેને અમલમાં મેલી છે, તેથી પોતે લાભ ઉઠાવ્યો છે તથા જગતને લાભ આપ્યો છે અને કેટલાક વિચારકોએ જગતને લાભ આપવાની પરોપકાર વૃત્તિથી પોતાના લાભની દરકાર નહિ કરતાં જગતનું જ શ્રેયઃ કર્યું છે. સાહિત્યની ઉન્નતિના સર્વ પ્રયાસોમાં એ પ્રકારના પરોપકારી પ્રયાસો સૌથી ઉચ્ચ પદવીને યોગ્યજ લેખાય; પરંતુ શોકની વાત એ છે કે એવી પરોપકારી યોજનાઓમાંથી હમેશાં રૂધીર ઘટતું જ જતું હોવાને લીધે તેઓને અકાળે કરમાઇ જવાની ફરજ પડે છે. આ કારણથી જગતનું સતત હિત કરતા રહેવાની દૃષ્ટિએ તો પોતાનું અને જગતનું ઉભયનું હિત કરનારી યોજનાઓજ વિશેષ ઉપયોગી લેખાય માત્ર પોતાનાજ લાભની દૃષ્ટિ રાખનારી યોજનાઓ તો સાહિત્યના વિકાસનો હેતુ ભાગ્યેજ પૂરો કરી શકે છે એટલે તેને ઉપર્યુક્ત યોજનાઓમાં કોઇ પણ પ્રકારની પંક્તિ આપવી ઇષ્ટ નથી.

પોતાનું અને જનસમાજનું ઉભયનું હિત કરનારી યોજનાઓ પ્રમાણે સાહિત્યનો વિકાસ કરવાનું કામ દુનિયાના સઘળા ભાગોમાં જૂદી જૂદી સંસ્થાઓ કરે છે. આ સંસ્થાઓમાં જેઓ પોતાના લાભ તરફ ઓછી દૃષ્ટિ રાખીને જનસમાજના લાભ તરફ વિશેષ દૃષ્ટિ રાખે છે એવી સંસ્થાઓને હાથે સાહિત્યસેવા વધારે સારા પ્રમાણમાં થવા પામે છે. ક્રીશ્ચીયન લીટરેચર સોસાયટી ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકો દ્વારા એ ધર્મના લોકો ઉપર મોટો ઉપકાર કરે છે અને બહુ ઓછા મૂલ્યે પુસ્તકોનો ફેલાવો કરે છે. મદ્રાસની મેસર્સ જી એ. નેટેસનની કંપનીનાં પુસ્તકો પણ ઉપયુક્તતાના પ્રમાણમાં ઓછાં મૂલ્યવાળાં હોઇ સાહિત્યસેવામાં સારો ભાગ ભજવે છે. તેવીજ રીતે ગુજરાતમાં પણ એક બે સંસ્થાઓ સાહિત્યને વધારે સસ્તું બનાવવાની દૃષ્ટિથી કામ કરી કેટલેક અંશે ઉપકાર કરે છે. એવાજ ઉદ્દેશવાળી પરન્તુ વધારે સારી કાર્યપ્રણાલીથી કામ કરતી બીજી સંસ્થાઓની પણ ગુજરાતી ભાષાના સાહિત્યને હજી જરૂર છે. એવી સંસ્થાઓ જ્યારે ગુજરાતમાં નીકળશે ત્યારેજ સાહિત્યનો 'ખરો વિકાસ' થશે અને 'ખરૂં સાહિત્ય' તો ત્યારેજ 'સસ્તું' થશે.

હિંદુસ્તાનમાં છપાઇની જે મજુરી આપવી પડે છે તે કરતાં ઘણી વધારે મજુરી ઈંગ્લાંડમાં પડે છે. છતાં ઈંગ્લાંડમાં પ્રસિદ્ધ થએલી કેટલીક ગ્રંથમાળાઓ એટલી સસ્તી હોય છે કે તે જોઈને હરકોઇ માણસ આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયા વિના રહે નહિ. આ પુસ્તકો આટલાં સસ્તા હોય છે તેનાં કેટલાંક ખાસ કારણો હોય છે. તે પુસ્તકોની પ્રતો લાખોની સંખ્યામાં ખપે છે, એટલુંજ નહિ પણ તેમાંનાં કેટલાંક પુસ્તકો જુના લેખકોના લેખોની નવી નવી આવૃત્તિઓજ હોય છે, અથવા તો નવાં પુસ્તકો છેલ્લી પંક્તિના લેખકોને હાથે લખાએલા હોય છે- એટલે તે પ્રકારનાં પુસ્તકોને માટે પ્રકાશકોને તેના લખાણને માટે થોડા દામ ખર્ચવા પડે છે અથવા કોઇ વાર કશુ ખર્ચવું

પડતું નથી. જે પુસ્તકો ઉપર માત્ર કાગળ, છપાઇ અને બંધાઇના દામ ખર્ચવા પડે તે પુસ્તકો પાણીને મૂલ્યે વેચાતાં જોઇને આશ્ચર્ય પામવાનું કશું કારણ નથી, પરન્તુ ખુદ ઈંગ્લાંડનાંજ કેટલાંક પુસ્તકો એટલાં મોંઘાં હોય છે કે જેના કદનું પ્રમાણ જોતા મૂલ્ય હદપાર વધારે કહેવાય. એમ બનવાનાં પણ ખાસ કારણો હોય છે. પુસ્તકોના પ્રકાર અને તેની ખપત ઉપર પણ મૂલ્ય ઠરાવવાનો આધાર રહે છે. તે ઉપરાંત જે વિદ્વાન્ લેખકને હસ્તે પુસ્તક લખાયું હોય છે તે લેખકના જીવનનો ખર્ચ પણ તે ઉપર ચડે છે. આપણે ત્યાં જેવી રીતે ગર્ભશ્રીમંત લેખકો ભાગ્યેજ જોવામાં આવે છે, તેવું જ ઈંગ્લાંડમાં પણ છે; અને ખરેખરાં ઉપયોગી પુસ્તકો હિંદમા શું કે ઇંગ્લાંડમાં શું બહુ સસ્તાં બહાર પડતાં નથી-પડી શકતાં નથી.

આ ઉપરથી વાચક સમજી શકશે કે હરકોઇ પુસ્તકને સાહિત્ય સેવાની દૃષ્ટિથી સસ્તુ બનાવવાની કલ્પના શ્રેયસ્કર નથી. 'સસ્તાપણુ' એ એક વેપારી શબ્દ છે અને 'સાહિત્ય' એ ગુણુસદર્ભસૂચક શબ્દ છે. તે બન્ને શબ્દનો યોગ પૂરતા પ્રમાણમા લાભકારક નીવડે એમ લાગતું નથી અને તેથી 'સસ્તું' એ શબ્દ 'સાહિત્ય' શબ્દમાં રહેલા શુભ ભાવને ઓછા મૂલ્યવાળો બનાવી દેનારો લાગે છે. 'ખરૂં સાહિત્ય' 'ઉપયોગી સાહિત્ય,' 'નવું સાહિત્ય' અને 'બુદ્ધિ વિકાસક' સાહિત્ય ભલે સસ્તું નહિ હોય તોપણ તે સારી રીતે લોકસેવા બજાવી શકશે અને ગુજરાતી ભાષાના સાહિત્યની ગરીબાઇને દૂર કરી શકશે, પરન્તુ તે બહાર પડવુંજ જોઇએ ગુજરાતના પુત્રોનો બુદ્ધિવિભવ એક વાર જગતની દૃષ્ટિમા આવવો જોઇએ-લોકોની સમક્ષને મુકાવો જોઇએ આ કારણથી 'સસ્તુ' અને 'મોંઘું' એ શબ્દોની ઉપેક્ષા કરીને કહેવું જોઈએ કે આપણને નવીન અને ઉપયોગી સાહિત્યની જરૂર છે. સ્વ૦ ગોવર્ધનરામ, સ્વ૦ મણીલાલ નભુભાઇ, સ્વ૦ ઇચ્છારામ સૂર્યરામ ઇત્યાદિ વિદ્વાનોનાં પુસ્તકો 'સસ્તું' શબ્દની આજકાલની વ્યાખ્યા પ્રમાણે સસ્તાં નહોતા. તથાપિ સાહિત્યમા તે જે પકિત ભોગવે છે, તેથી સાહિત્ય ઉપર અને તદ્દ્વારા જનસમાજ ઉપર જે ઉપકારો થયા છે, તેની તુલનામાં સાહિત્યને 'સસ્તું' વેચનારા વેપારીઓ આવી શકે તેમ નથી અમને તો એમ લાગે છે કે ગુજરાતી ભાષાને એજ ધાટીનાં અને એથી પણ વિશેષ ઉપયોગી પુસ્તકોની તથા વધારે સારા લેખકોની જરૂર છે આપણી સાહિત્યસમૃદ્ધિ તે રીતેજ વિપુલ થઇ શકશે

છતા જનસમાજના એક વિભાગને માટે સુલભ વાચનની જરૂર છે વધારે સારી રીતે કાળક્ષેપ કરવામાં ઉપયોગી થઈ પડે તેવા વાચન વિના જનસમાજમા વિચારસુધારણાને અવકાશ મળવાનો સભવ નથી અને એ પ્રકારનું વાચન ફેલાવવા માટે સસ્તાપણાનો આશ્રય લેઇને વ્યાપારી દૃષ્ટિથી આગળ વધવામા આવે તો એ ઇષ્ટ છે, છતા એટલુ કહેવુ જોઇએ કે કરકસરની વ્યાપારી વિદ્યાનો ઉપયોગ પુસ્તકની ઉપયોગિતા ઉપર માઠી અસર કરે એટલી હદ સુધી થવો જોઇએ નહિ. આ પ્રકારના હેતુથી સુલભ વાચનનો પ્રચાર કરવાને આ સસ્થાની સ્થાપના કરવામાં આવી છે વધારે ઉપયોગી અને 'સાહિત્ય' શબ્દને શોભાવે તેવાં પુસ્તકો પણ આ સસ્થા તરફથી પ્રસિદ્ધ થશે, પરન્તુ તેને માટે બીજી સસ્થાઓનુ અનુકરણ કરી ફકત 'સસ્તા' શબ્દ ઉપર ધ્યાન રાખી ઉપયોગિતાને ગૌણતા આપવાનું આ સસ્થા પસદ કરશે નહિ 'સસ્તુ વાચન પ્રચારક સભા' પુસ્તકના પૃષ્ઠ કે પૂંઠા ઉપરથી પોતાની કિમત ઠરાવી પોતાના નામને સાર્થક કરવાની નિર્જીવ આશામાં ખેંચાઇ જવાની અભિલાષા રાખતી નથી

આ પુસ્તક તૈયાર કરવામા કાળજી રાખ્યા છતા ઉતાવળને લીધે કેટલાક પ્રેસ દોષ રહેવા પામ્યા છે, તે હવે પછીના પુસ્તકોમા યોગ્ય કાળજી રાખી તૈયાર કરવામા આવશે.

અમદાવાદ,<br>
સસ્તુ વાચન પ્રચારક સભા.<br>
ભદ્ર, તા. ૧૬-૧-૧૬

લી. વ્યવસ્થાપક,<br>
જી. એમ. વૈધ્ય.

# श्रीमद्देवी भागवत भाषान्तर

## विषया-क्रमणिका.

## ષષ્ઠમ સ્કન્ધ.



## સપ્તમ સ્કન્ધ.

## અષ્ટમ સ્કન્ધ.



## નવમ સ્કન્ધ.

## દશમ સ્કન્ધ.

## એકાદશ સ્કન્ધ.



## દ્વાદશ સ્કન્ધ.



**विषयानुक्रमणिका समाप्ताः**

# देवी भागवतनुं महापुराणत्व

## अने

## तथा प्रकारे तेनुं संस्थापन.

પુરાણોમા બે ભાગવતોનાં નામ જોવામાં આવે છે. એક ભાગવત મહાપુરાણોમાં છે ને બીજું ઉપપુરાણોમાં છે. એક **શ્રીમદ્વિષ્ણુભાગવત** છે ને બીજુ શ્રીમદ્દેવીભાગવત છે. સાંપ્રદાયી પંડિત ગણોનો આ ભાગવતો સંબંધે સર્વદા વિવાદ ચાલ્યા કરે છે તેમાં કોઈ વિષ્ણુભાગવતને ઉપપુરાણ વદે છે ને બીજા દેવીભાગવતને ઉપપુરાણ કહે છે. આ સંબંધે યત્કિંચિત્ નીલકંઠની સંમતિ દર્શાવી અધિક કહેવા યોગ્ય હશે તેનુ કથન કરવામાં આવશે. જો કોઈ કહે કે–" એકજ ભાગવતનુ નામ જોવામાં આવે છે " તો સમજવુ જોઈએ કે કૂર્મપુરાણ, ગરૂડપુરાણ, પદ્મપુરાણ ને ઉપપુરાણોમાં બીજા ભાગવતનુ કથન જોવામાં આવે છે. કૂર્મપુરાણમાં અષ્ટાદશ પુરાણોની નામ ગણના કર્યા બાદ **" अन्यान्युपपुराणानि मुनिभिः कथितानितु । आद्यंसनत्कुमारोक्तं नारसिंह मत परम् । पराशरोक्तं प्रवरं तथा भागवताद्वयम् " हेमाद्रिदान प्रस्तावे ।** અર્થાત્ બીજા પણ ઉપપુરાણો મુનિઓએ કહેલાં છે કે જેઓ સનત્કુમાર નારસિંહ વિગેરે નામોથી છે. અહી ઉપપુરાણોમાં ભાગવતનુ નામ આપ્યુ છે તથા ગરૂડપુરાણના તત્વરહસ્યના દ્વિતીયાંશના અન્તર્ગત ધર્મકાંડના પ્રથમાધ્યાયમાં જ્યાં પ્રથમ મહાપુરાણોના સાત્વિકાદિ ભેદથી વિભાગ બતાવીને પછી ઉપપુરાણોના સાત્વિકાદી ભેદોનુ પ્રદર્શન કરેલુ છે ત્યાં કહ્યુ પણ છે કે **" पुराणं भागवतं दौर्गं नन्दिप्रोक्त तथैव च । पाशुपत्य रेणुक च भैरवं च तथैव च " ॥** અર્થાત્ દુર્ગાનાં માહાત્મ્યવાળુ ભાગવત ને નન્દિકેશ્વર પ્રોક્ત પાશુપતાદિ પુરાણો ઉપપુરાણો છે અને એથી પ્રથમ વિષ્ણુધર્મોત્તર ને ભાગવતનુ નામ છે. **" तंत्रं भागवत तथा "** એમ બીજે પણ પાઠ છે. તંત્રનો અર્થ શાસ્ત્ર છે, એ વિશેષણથી ગ્રંથની ઉત્તમતાની પ્રતીતિ થાય છે. વળી પદ્મપુરાણનાં શુકન પરિક્ષા સ્થાનમાં **" ब्राह्म पाद्मं वैष्णवञ्च मार्तण्डं नारदेरितम् "** ઇત્યાદિને, ને **" तथैव गदितंराम पुराणं कापिल तथा । वाराहं ब्रह्मवैवर्त्त शकुनेषु प्रशस्यते शैव भागवतं दौर्गं भविष्योत्तर मेव च । "** એમ કહ્યુ છે. પદ્મપુરાણના ભાગવતના માહાત્મ્યના ૧૯ મા અધ્યાયમાં **" शैवमादि पुराणं च देवीभागवत तथा । "** ઈત્યાદિ પ્રમાણો દ્વારા દેવીભાગવતનુ ઉપપુરાણપણુ સિદ્ધ થાય છે. વળી મધુસુદન સરસ્વતી વિરચિત સર્વ શાસ્ત્રાર્થ સંગ્રહ નામના ગ્રંથમાં તથા નાગોજી ભટ્ટ વિરચિત ધર્મશાસ્ત્રમાં તથા અન્ય નિબંધકારોના ગ્રંથોમાં ભાગવતને ઉપપુરાણરૂપે માનવામાં આવેલું છે.

જો એમ કહો કે–દેવીભાગવતના પ્રથમાધ્યાયમાં **" तत्र भागवतं पुण्य पंचम वेद**

**संमतम्** " તેમાં દેવીભાગવતને વેદસમાન પાંચમુ કહ્યુ છે તેથી આ દેવી ભાગવત પોતેજ પોતાને પાંચમું મહાપુરાણ કહે છે તો અન્ય પુરાણો કેવા પ્રકારે તે દેવીભાગવતની ઉપપુરાણોમાં ગણના કરે છે ? આનો ઉત્તર આ છે કે—નારદીય ને વાયુ આદિ પુરાણોએ પોતાને મહાપુરાણો તરીકે કહ્યાં છે છતાં પણ કેટલાંક પુરાણોમાં તે પુરાણોની ઉપપુરાણમાં ગણના કરવામાં આવી છે તેથી પુરાણોની સમતિથી કોઇને મહાપુરાણ ને કોઇને ઉપપુરાણપણું પ્રતિપાદિત હોવાથી વિરોધને પ્રસગ નથી કારણ કે આવો ભેદ ભક્તિની દૃઢતાના નિમિત્તેજ છે. વૈષ્ણવપુરાણના મતમાં શૈવપુરાણ તામસ છે અને વિષ્ણુ સંબધી પુરાણ સાત્વિક છે તેમ સ્કદપુરાણના મતથી વૈષ્ણવ પુરાણ તમોગુણવાળુ છે. જેમ " **दश चैव पुराणानि सात्विकानि विदु र्बुधाः । तामसानि च चत्वारि वैष्णवानि प्रचक्षते** " એવાં સ્કન્દપુરાણનાં વચનોથી વૈષ્ણવપુરાણ તામસ છે અને શિવપુરાણના મતથી પણ વૈષ્ણવપુરાણ તામસ છે, તેમ નારદીયપુરાણમાં અન્તર્ગત મહાપુરાણોની સૂચીમાં આ પુરાણને પોતાને મહાપુરાણ કહ્યુ છે પરન્તુ " **मद्वयं भद्वय चैव ब्रत्रयं व चतुष्टयम् । आलिंपाग्नि पुराणानि कूस्कं गारुड मेव च** " એવાં વચનથી ને વક્ષ્યમાણ મુદ્ગલ પુરાણનાં વચનથી તેજ મહાપુરાણોથી બહિર્ભૂત થાય છે. શિવપુરાણ પણ પોતાને મહાપુરાણ કહે છે છતાં આ શ્લોકથી નારદીયની તુલ્યે મહાપુરાણોથી બહાર થાય છે. જો કહો કે વાયુપુરાણને તો અવશ્યજ પુરાણોમાંજ ગણવું અને શિવપુરાણ કેવળ શિવ પ્રતિપાદક છે તેથી વકાર ચતુષ્ટયમાં તેનો સભવછે નહી તો તેમ નથી કેમકે મુદ્ગલ પુરાણમાં કહેલુ છે કે " **ब्राह्मं च वैष्णवं पाद्मं शैवं भागवतं तथा । भविष्यं ब्रह्म वैवर्त्तं मार्कन्डेयं च वामनम् । आग्नेयं वायव मात्स्यम्** " ઈત્યાદિ તેનાં વચનોથી શિવ અને વાયુપુરાણને નોખાં નોખાં માનવામાં આવેલાં છે તથા વાયુપુરાણે પોતાને મહાપુરાણ કહ્યુ છે ને બીજા કોઈ પુરાણોએ મહાપુરાણોથી તેને બહિર્ભૂત કહ્યું છે તો આથી એમ સમજાય છે કે કોઈ સ્થળમાં કોઇ પુરાણે કોઈને અરસ્પરસ મહાપુરાણ કે ઉપપુરાણમાં બહિર્ભુત અથવા અન્તર્ભૂત કહેલુ છે જેથી અરસ્પરસ મહાપુરાણપણુ કે ઉપપુરાણપણુ અરસ્પરસમાં બાધિત થતુ દેખવામાં આવે છે. આદિત્યપુરાણમાં " **आलिंगाग्नि पुराणानि** " આદિત્ય, લિગ, પદ્મ, અગ્નિ, અને કોઈ કોઈ પુરાણમાં " **अनार लिंगकूस्कारुयम्** "એઓનેજ ઉપપુરાણ કહ્યાં છે તેથી જ્યારે આ ચારે પુરાણોને ક્યાંક મહાપુરાણ તરીકે ને ક્યાંક ઉપપુરાણ તરીકે ગણવામાં આવેલાં છે તો પછી અહી આ દેવીભાગવતમાં શુ વિરોધ છે ? મતભેદથી ઉભય પ્રકારનાં વચનોની સિદ્ધિ થશે ને પ્રમાણ થશે ને જો એમ કહો કે બીજા ઉપપુરાણો " **मुनिभि कथितानि तु** " અન્ય મુનિઓવડે રચાયેલાં છે તો એ વચનાનુસાર આ દેવીભાગવત તો સ્વય વ્યાસ ભગવાને રચેલુ છે ત્યારે તે દેવીભાગવતને ઉપપુરાણ કેવી રીતે ગણી શકાય ! નજ ગણાય. અહી એમ સમજ નથી કારણ કે નારદ, શિવ, વાયવ્યાદિ અનેક પુરાણોમાં જોવામાં આવે છે કે અનેક પુરાણો વેદવ્યાસનાં રચેલાં હોવા છતાં પણ કોઈ કોઇ પુરાણના મતથી એક બીજાને ઉપપુરાણપણુ દર્શાવ્યુ છે આથી આવી પૂર્વની પ્રણાલિકાનુ નિયમપૂર્વક વચન સ્વીકારવામાં આવી શકતું નથી પરન્તુ

આ વચન સત્વના અભિપ્રાયથી સન્નિવિષ્ટ છે એવોજ સ્વીકાર કરવો પડશે. આ પ્રકારે ઉભય ભાગવતોને કોઇ પુરાણમાં મહાપુરાણ તરીકે ને કોઈ પુરાણમાં ઉપપુરાણ તરીકે એટલે જ્યાં એકને ઉપપુરાણ ત્યાં બીજાને મહાપુરાણ ને જ્યાં એકને મહાપુરાણ ત્યાં બીજાને ઉપપુરાણ કહેવામાં આવ્યું છે. શિવ અને મત્સ્યપુરાણના મતથી આ દેવી ભાગવત મહાપુરાણ છે. શૈવપુરાણનાં ઉત્તરખંડનાં મધ્યમેશ્વર માહાત્મ્યમાં શિવનું વરદાન પ્રાપ્ત કરીને વ્યાસજીએ મહાપુરાણ બનાવ્યું એવું કથન છે ત્યાં તેનુ નિર્વચન આ પ્રકારે કરવામાં આવ્યું છે.

**" यत्र वक्ता स्वयं तण्डे ब्रह्मा माक्षाच्चतुर्मुखः । तस्माद्ब्राह्मं समाख्यातं पुराणं प्रथमं मुने ॥१॥ पद्मकल्पस्य माहात्म्यं तत्र यस्मादुदाहृतम् । तस्मात्पाद्मं समाख्यातं पुराणंच द्वितीयकम् ॥ २ ॥ पराशरकृतं यत्तु पुराणं विष्णुबोधकम् । तदेव व्यासकथितं पुत्रपित्रोरभेदतः ॥३॥ यत्र पूर्वोत्तरे खंडे शिवस्य चरितं बहु । शैवमेतत्पुराणं हि पुराणज्ञा वदन्ति च ॥ ४ ॥ भगवत्या श्च दुर्गाया श्चरितंयत्र विद्यते । तत्तु भागवतं प्रोक्तं न तु देवीपुराणकम् ॥ ५ ॥ नारदोक्तं पुराणं तु नारदीयं प्रचक्षते । यत्र वक्ता भवत्तण्डे मार्कण्डेयो महामुनि ॥६॥ मार्कण्डेय पुराणं हि तदाख्यातं च सत्तमम् । अग्नियोगा त्तदाग्नेयं भविष्योक्ते र्भविष्यकम् ॥ ७ ॥ विवर्तनाद्ब्रह्मणस्तु ब्रह्मवैवर्त मुच्यते । लिंगस्य चरितोक्तत्वात्पुराणं लिंगमुच्यते ॥८॥ वराहस्य च वाराहं पुराण द्वादश मुने । यत्र स्कन्दः स्वयं श्रोता वक्ता साक्षान्महेश्वरः ॥९॥ तत्तु स्कान्दं समाख्यातं वामनस्य तु वामनम् । कौर्मं कूर्मस्य चरितं मात्स्यं मत्स्यस्य कीर्त्तितम् ॥ १० ॥ गरुडस्तु स्वयंवक्ता यत्तद्गारुडसंज्ञितम् । ब्रह्मांडचरितोक्तत्वाद्ब्रह्माण्डं परिकीर्त्तितम् ॥ ११ ॥**

( ગ્રંથ વિસ્તાર થવાથી અર્થ સ્પષ્ટ છે તેથી અહી લખવામાં આવતો નથી પરન્તુ તેનું તાત્પર્ય નીચે દર્શાવવામાં આવશે. ) આનુ તાત્પર્ય એવું છે કે–કોઈ પુરાણનું નામ વક્તાના સબંધથી, કોઈ પુરાણનું નામ શ્રોતાના સબંધથી, ને કોઈ પુરાણનુ નામ તેમાં પ્રતિપાદ્ય મુખ્ય દેવતાના ચરિત્રના સબંધથી રાખવામાં આવેલુ હોય છે. આ વાત ઉપરનાં વચનોથી સ્પષ્ટજ છે. આથી પૂર્વોક્ત પાંચમા શ્લોકમાં દુર્ગાનાં ચરિત્રનુ વર્ણન છે તેથી દેવીભાગવતને મહાપુરાણ કહેલું છે. અને એવાં નામથી તે પ્રવર્તેલુ છે. આ શ્લોકમાં **તુ** શબ્દ નિશ્ચયાર્થનો બોધ કરનારો છે. અર્થાત્ જેમાં દુર્ગાનું ચરિત્ર છે તેજ ભાગવત નામથી કહેવાય છે. જો કોઇ તેને ઉપપુરાણ ઠરાવવાનો શ્રમ કરે તો તેના નિમિત્તે કહેલુ છે કે " **नतु देवीपुराणकम्** " પુરાણકમાં અલ્પાર્થમાં **क** પ્રત્યય છે. ભાવ એવો છે કે–તે ક્ષુદ્રપુરાણ નામ ઉપપુરાણ છે. અને "**देव्याः पुराणकम्**" દેવી સમ્બન્ધી પુરાણ એમ વદવાથી સ્પષ્ટ વિદિત થાય છે કે જ્યારે એવો અર્થ થાય ત્યારે તે દેવીપુરાણક નહિ થશે. ભાવ એવો છે કે–મહામુનિ વ્યાસે આવાં વચનો કહીને બીજાઓનું મહાપુરાણત્વ અને નિજ અભિપ્રેત વસ્તુનુ ઉપપુરાણત્વ નિવાર્યું છે ને દેવીભાગવતને મહાપુરાણ માનેલુ છે. મહાપુરાણોમાં ભગવતીનાં ચરિત્રોવાળુ બીજું મહાપુરાણ છે પણ નહી. જો એમ કહે કે નારદપુરાણના અભિપ્રાયથી વિષ્ણુ ભાગવત મહાપુરાણ છે ને તેથી બન્નેને મહાપુરાણો માનીને પોતપોતાની અભીષ્ટ સિદ્ધિ કરી

લેવી ને વિષ્ણુભાગવતમાં પણ દશમા સ્કન્ધ-ધમાં વિંધ્યવાસિની દેવીનુ થોડુ ચરિત્ર દર્શાવ્યુ છે તેથી તેનેજ સર્વોત્તમ મહાપુરાણ માની લેવુ. આમ કહેવું બને નહી કેમકે જો ભગવાન વ્યાસજીને એ વાત અભીષ્ટ હોત તો **भगवत इदं भागवतम्** એવી વ્યુત્પત્તિ કરત પણ તે વ્યાસજીએ એવી વ્યુત્પત્તિ કેમ નહીં કરી ? શુ વ્યાસજીને ભય થયો હતો કે સ્વચ્છ નિરૂક્તિને તજીને બીજા પ્રકારની નિરૂક્તિ કરે,! આ પ્રકારે "**यत्र पूर्वोत्तरे खंडे शिवस्य चरितं बहु**" ઈત્યાદિ શિવપુરાણની નિરૂક્તિ કરેલી છે તેથી મુનિના અભિપ્રાયનો સ્પષ્ટ મર્મ સુવિદિત થઇ જાય છે. મતભેદ-થી પુરાણભેદની કલ્પના નવિન નથી. પૂર્વો-ક્ત યુક્તિનાં બળથી નારદ શૈવ ને આદિત્ય પુરાણ ભિન્ન બીજા સ્થાનોમાં ઘણી યુક્તિ તથા પ્રમાણ છે. જો ગૌરવની આશકા કર-વામાં આવે તો પણ વિશેષ ક્ષતિ નથી કેમકે ગૌરવના ભયથી ભીત થઈને મુનિનાં તાત્પ-ર્યને અન્યથા ન કરી શકે તેથી પુર્વોક્ત તા-ત્પર્યનો ત્યાગ કરી અન્ય તાત્પર્યનુ અવ-લબન કરીને અન્યથા કરવાનો જે પ્રયાસ છે તેને મહાસાહસનુ કાર્ય કહી શકાશે. વળી ગાયત્રી છન્દથી આરભ તથા વૃત્રાસુરની વિ-શેષ કથા પણ આ ભાગવતમાં યથાયોગ્ય સન્નિવિષ્ટ છે તેથી ભગવાન વ્યાસે આને મહાપુરાણ કહેલુ છે આવા પ્રકારનો સ્થિર સિદ્ધાન્ત છે તેનો વિચાર, બુદ્ધિમાનોએ આ-પેજ કરી જોવો કાલિકાપુરાણનાં વચનો હે-માદ્રિમાં છે કે "**यदिदं कालिकाख्यं तन्मूलं भागवतं स्मृतम्**" આ વચનોવિશેષરૂપથીદેવીભા-ગવતને મહાપુરાણ છે એમ જણાવે છે કારણ કે "**अष्टादशभ्यस्तु पृथक्पुराणं यत्प्रदृश्यते। विजानीध्वं द्विजश्रेष्ठा स्तथा तेभ्यो विनिर्ग-तम्**" આવાં મત્સ્યપુરાણનાં વચનોથી ઉપ-પુરાણો સઘળાં મહાપુરાણોમાંથી નીકળેલાં છે ત્યારે આ કાલિકાપુરાણ કયા મહાપુરાણ-માંથી નીકળેલુ છે ? "**कालिकाख्यं पुराणं तन्मूलं भागवतं विदुः**" અર્થાત્ કાલિકાપુ-રાણનુ મૂળ ભાગવત છે એમ નિબધકારોએ કહેલુ છે. જેમ બીજા ઉપપુરાણો એક એક મહાપુરાણમાંથી નીકળેલાં છે તેમ આ કાલિ-કાપુરાણ ઉપપુરાણ મહાપુરાણ ભાગવતમાં-થીજ નીકળેલુ છે. અહી ભાગવત શબ્દથી દેવીભાગવતનુ જ ગ્રહણ સમજવું કારણ કે વિષ્ણુભાગવતમાં તો આ ચરિત્ર સભવતુ નથી તેથી દેવી સબધી ઉપપુરાણનુ દેવી-ભાગવતજ મૂળ હોય છે.જેમકે શૈવ ઉપપુરાણ શિવમહાપુરાણમાંથી અને વૈષ્ણવ ઉપપુરાણ વિષ્ણુમહાપુરાણમાંથી નીકળેલાં દેખાય છે તેમ દેવી સબધી ઉપપુરાણ પણ દેવી સબધી મહાપુરાણમાંથી નીકળેલુ છે તેમાં શું સદેહ છે ? નથીજ. આથી દેવી ભાગવત મહાપુરા-ણ છે ને આદિત્યપુરાણનાઅનુસારેપણ દેવીભા-ગવતમહાપુરાણછે. રક્તાસુરના વધમાં લખેલું છે કે "**यज्ञेन्द्र मारिष दैत्यं क्रूरं वृत्रासुरं तथा। मातृ ... हासुर हत्वा स्वाराज्यं ते प्रदास्यति**" આવાં વચનો દ્વારા દેવી ભાગવતનીજ સમ-તિ દેખાડી છે. દેવી ભાગવતના શિવાય કોઇ પુરાણમાં દેવી દ્વારા વૃત્રાસુરના વધની વાર્તા નથી. વિષ્ણુભાગવતમાં ઈન્દ્રદ્વારા વૃત્રા-સુરનો વધ છે ને પુરાણદાનના પ્રસ્તાવમાં ત્યાં પણ કહ્યુ છે કે "**ददाति सुवर्णभक्ताय यस्तु भागवतं द्विजाः। सर्वपापविनिर्मुक्तः सर्वव्याधिविवर्जितः। जीवेद्वर्षशतं साग्रमन्ते वैष्णवं पदम्**" આવાં વચનોથી પણ દેવી-ભાગવતનીજ સિદ્ધિ થાય છે. કારણ કે દેવી ભાગવતના પ્રથમ શ્લોકમાં ને એકાદશ ને

દ્વાદશ સ્કન્ધમાં સવિસ્તર ગાયત્રીનાં વિધાનવાળાં સહસ્રનામાદિનું વર્ણન છે તેમાં ગાયત્રીનેજ સર્વ પ્રધાન સૂર્યની અધિષ્ઠાત્રી કહીને વર્ણવેલી છે. અને જો વિષ્ણુ ભાગવતનો આશય ત્યાં હોત તો તો દાતા વૈકુંઠમાં જાય છે એવી ફળશ્રુતિ કરત. મત્સ્યપુરાણમાં પણ લખેલુ છે કે- "**यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तरः। वृत्रासुरवधोपेतं तद्भागवत मिष्यते ॥**" આવાં મત્સ્યપુરાણનાં વચનોથી આ ભાગવતમાં પ્રથમ શ્લોક ત્રણ ચરણોવાળો છે કારણ કે વેદોમાં ત્રિપદા ગાયત્રી સભળાય છે તેથી દેવીપુરાણનુ મહાપુરાણપણુ સિદ્ધજ છે જો કહો કે પ્રથમ શ્લોક ચતુષ્પાદ પણ દેખાય છે તો તે નવીન પાઠ સમજવો કારણ કે પુરાણ ગ્રંથોમાં તેમ જોવામાં નથી આવતુ. જો કોઈ એમ કહે કે "ગાયત્રી વિષ્ણુની પ્રતિપાદક છે તો મૈત્રાયણી શાખામાં "**भर्गो वै रुद्र.**" એ વચનોથી રૂદ્રને ભર્ગ કહ્યા છે ને પ્રપંચસાર પ્રભૃતિ તંત્રોમાં મુખ્ય મુખ્ય પુરાણોમાં શિવ શક્તિ આદિના પક્ષમાં અર્થ વિદ્યમાન છે તેથી એકજ કેમ મનાય? "**अर्थात्त ह्यनुमानम्**" વાકય ન મળે ત્યારે અનુમાન દ્વારા જાણી લેવુ એવુ સ્તાવકવાક્ય છે પણ તે પ્રધાન વાકયોના સન્મુખ અગ્રાહ્ય છે.

અને વળી "**हयग्रीव ब्रह्मविद्यायत्र वृत्रवधस्तथा। गायत्र्याचसमारम्भस्तद्वै भागवतंविदुः॥**"

અર્થાત જેમાં હયગ્રીવ દાનવને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થયેલી છે, વૃત્રાસુરનો વધ થયેલો છે, ને જેનો આરંભ ગાયત્રીથી થયેલ છે તે ભાગવત છે." આથી પણ દેવી ભાગવતનુજ મહાપુરાણપણુ સિદ્ધ થાય છે. કેમકે દેવીભાગવતના પ્રથમ સ્કન્ધમાં હયગ્રીવનું સવિસ્તર વર્ણન છે. જો એમ કહો કે વિષ્ણુભાગવતમાં પાંચમા સ્કન્ધમાં હયગ્રીવનું વર્ણન થોડુ ઘણુ દેખાય છે તેથી તો બન્નેનુ ગ્રહણ થાય છે તો તે ન બને કારણ કે નારદીય અને શારદાતિલક આદિ નિબંધોમાં "**मन्त्रा पुरुषदेवताः प्रोक्ताः विद्या स्त्रीदेवता स्मृताः**" એ વચનોથી બ્રહ્મવિદ્યાના મંત્રોના સ્ત્રીદેવતાઓ હોવા જોઈએ પણ પુરૂષદેવતાઓવાળા ન હોવા જોઈએ. અને કયાંક પણ બ્રહ્મવિદ્યાના મંત્રો પુરૂષ દેવતાત્મક હશે તો તે ગૌણરૂપથી સ્વીકારેલાં હશે ને તે ગૌણાર્થનુ અવલંબન કરવાથી પણ વિષ્ણુભાગવત પર તેની સંગતિ નથી થતી કારણ કે તેમાં લક્ષણા સ્વીકારરૂપ દોષ આવશે "**जपेदेकाक्षरं मंत्रं मायाबीजात्मकं मम**" એમ સ્પષ્ટ દેવીભાગવતમાં લખેલુ છે તેથી આ વચન બન્ને ભાગવતપર લાગુ ન પડતાં દેવીભાગવતપરજ ચરિતાર્થજ થાય છે અને મત્સ્યપુરાણમાં "**सारस्वतस्य कल्पस्य**" એ વચનો દ્વારા દેવીભાગવતનેજ મહાપુરાણ કહેલુ છે. મત્સ્યપુરાણના ૫૩ મા અધ્યાયમાં પાદ્મકલ્પનુ બ્રહ્મપુરાણ, વારાહકલ્પનુ વારાહપુરાણ ને સારસ્વતકલ્પનુ ભાગવત કહેલુ છે અને વળી ત્યાં ઉપપુરાણનુ એવી રીતે વર્ણન કરેલુ છે કે પદ્મથી નૃસિંહપુરાણ ઇત્યાદિ આ પ્રકારથી અષ્ટાદશ પુરાણના શિવાય જે ઉપપુરાણો છે તેનુ મૂળ મહાપુરાણો છે ને આગળ એમ પણ દર્શાવ્યુ છે કે હરિમહિમા પૂર્ણકલ્પ સાત્વિક છે, પિતામહ બ્રહ્માના મહિમાનો પૂર્ણકલ્પ રાજસીક છે, અગ્નિ ને રૂદ્રદેવનો મહિમા પૂર્ણકલ્પ તામસ છે ને સરસ્વતી ને પિતૃગણોનાં માહાત્મ્યવાળો કલ્પ સઘળા ગુણોથી મિશ્રિત હોવાથી સંકીર્ણ કલ્પ કહેવાય છે. જ્યારે આ

ચાર વિષયોજ પુરાણોમાં વર્ણવેલા છે ત્યારે પોતપોતાના કલ્પના પોત પોતાના દેવતા પ્રકટ લખવાથી સારસ્વતકલ્પનો વિષય વર્ણિત હોવાથી લોકમાં સરસ્વતીદેવીપ્રધાન આ દેવીભાગવત જ મહાપુરાણ છે. કારણ કે તે તે કલ્પોમાં તે તે પુરાણો પ્રસિદ્ધ છે. જેમ વારાહકલ્પમાં વારાહ ઇત્યાદિ પ્રસિદ્ધ છે તેમ. આથી આ જ ભાગવત મહાપુરાણ રૂપથી સિદ્ધ છે. વિષ્ણુભાગવતમાં સરસ્વતીનો મહિમા છેજ નહી. વિષ્ણુભાગવતના બીજા સ્કન્ધમાં સ્વય " **पाद्मकल्पमथोशृणु** " એમ કહ્યુ છે તેથી તે પદ્મકલ્પની કથા છે. જો એમ કહો કે પદ્મકલ્પજ સારસ્વતકલ્પ છે તો એવુ કથન અસંગત છે કેમકે " **पद्मकल्पस्य वृत्तान्तं पूर्वं यस्मादुदाहृतम् । तस्मात्पाद्मं समाख्यातम्** " એવાં શિવપુરાણનાં વચનો હોવાથી અને " **एतदेव यदा पद्ममभूद्धैरण्मयं जगत् । तद्वृत्तान्ताश्रयं तद्वत्पाद्ममित्युच्यते बुधैः । पाद्मं तत्पंचपंचाशत् सहस्राणि तु कथ्यते** " એ વચનોથી ૫૫૦૦૦ નુ પદ્મપુરાણ પદ્મકલ્પનુ છે અને **सारस्वतस्य कल्पस्य मध्ये येस्यु र्नरामरा** " એ વચને ી સારસ્વતકલ્પમાં દેવીભાગવતનુ હોવાપણુ સિદ્ધ છે આથી એ બન્ને નોખા નોખા પદ્મ ને સારસ્વત કલ્પોને એકરૂપે છે એમ કેમ કહી શકાય ! નજ કહેવાય. જો પદ્મને સારસ્વત કલ્પ એ એકજ છે એમ કહીએ તો પછી પદ્મપુરાણ ને ભાગવત પુરાણ એ બન્ને એકજ હોવાં જોઇએ અને વળી પ્રસિદ્ધ પદ્મકલ્પને છોડીને તેનુ અપ્રસિદ્ધ નામ પણ ન પડવુ ઘટે. જો એમ કહો કે મત્સ્યપુરાણના અંતિમ અધ્યાયમાં પદ્મકલ્પનું કથન નથી તો તેનો સારસ્વત કલ્પમાંજ અન્તર્ભાવ હોઇ શકે તો તે તેમ નથી કારણ કે આ સઘળા કલ્પ તો તિથિપરત્વે કથા છે ને વાયુપુરાણમાં કહેલા પદ્મકલ્પાદિ દિનપરત્વે છે અને ત્યાં **ब्राह्मं पाद्मविमं यस्तु पर्वेत्पर्वणि पर्वणि** " એમ કહ્યુ પણ છે ને જે પુરાણમાં જે કલ્પનો આરંભ કરીને લખવામાં આવે છે ને જે કલ્પનુ પ્રથમ પ્રતિપાદન થાય છે તે કલ્પનુંજ તે પુરાણ પ્રતિપાદક હોય છે. આવો નિયમ છે. બ્રહ્મવૈવર્તમાં કૃષ્ણજન્મખંડમાં આ કથા સારસ્વતકલ્પની છે ને પર આદિથી તો બીજો જ કલ્પ ચાલે છે કારણ કે કૃષ્ણજન્મનાં ચરિત્રો તો અનેક પુરાણોમાં દેખવામાં આવે છે તેથી સઘળા પુરાણો સારસ્વત કલ્પનાં માની ન શકાય. તેમ કૃષ્ણચરિત્રો પોતામાં હોવાથી શુ બધાં પુરાણોને ભાગવત માની લેવાય ! નમનાય. આથી સારસ્વત કલ્પની કથાના આશ્રયવાળું દેવી ભાગવતજ મહાપુરાણ છે. શિવપુરાણની ઉમાસંહિતામાં " **महाविद्या जगद्धात्री सर्वविद्याधिदेवता । द्वादश्यां फाल्गुनस्यैव शुक्लायां समभून्नृप** " એ શ્લોકો દ્વારાએ ભગવતીનો પ્રાદુર્ભાવ ફાલ્ગુન શુકલ દ્વાદશીએ થયેલો છે ને એજ દિવસે સારસ્વતકલ્પનો ઉદ્ભવ થયેલો છે, એમ જણાય છે. વળી હેમાદ્રિના કલ્પશ્રાદ્ધ પ્રકરણમાં નાગરખંડમાં આ વાત લખી છે કે " **सारस्वतस्तु द्वादश्यां शुक्लायां फाल्गुनस्य च** " વાસ્તે સારસ્વતકલ્પમાં સરસ્વતીનો પૂર્ણ મહિમા હોવાથી આ સર્વથા દેવીભાગવતનોજ વિષય છે ને સારસ્વતકલ્પ છે તેથી તેમાં સંકીર્ણ વિષયોનુ વર્ણન છે.

"**अम्बरीष शुकप्रोक्तं नित्यं भागवतं शृणु**" આવાકયમાં **शुकाय प्रोक्तम्**" શુકદેવને નિમિતે કહેવાયેલુ " એવો અર્થ છે તેથી તે વચન પણ દેવીભાગવતનેજ લાગુ પડે છે કારણકે

વ્યાસે શુકદેવને દેવીભાગવત કહેલુ છે. વિષ્ણુભાગવત મહાભારતના પછી રચાયું છે. ભારત ને બીજા સત્તર પુરાણો રચ્યા પછી જ્યારે વ્યાસજીને સંતોષ ન થયો ત્યારે તેમણે વિષ્ણુ ભાગવત રચ્યુ. અને "**अष्टादशपुराणानि कृत्वा सत्यवत्ती सुत । भारताख्यान मखिलं चक्रे तदुपबृंहितम्** "એવાં મત્સ્યપુરાણનાં વચનોથી પુરાણોની પછી ભારત થયુ છે તો એ વચનોથી દેવીભાગવજ મહા પુરાણ કહેવાય છે કારણ કે વિષ્ણુભાગવત ભારતના ઉપરાંત થયેલું છે. જો એમ કહો કે દેવીભાગવતના તૃતીયસ્કન્ધમાં "**वेदशाखा पुराणानि वेदान्तं भारतं तथा । कृत्वा संमोहसंमूढोऽभवं राजन् मनस्यति** અર્થાત્ હે રાજા ! વેદશાખાઓ, પુરાણો, વેદાન્ત ને ભારત રચીને હું પણ મનમાં મોહથી અત્યન્ત મૂઢ થઇ ગયો હતો " આવાં વચનો છે તેથી ત્યાં પણ શંકા થાય છે કે દેવી ભાગવત ત્યારે શું ન હતુ ? તો પ્રત્યુત્તરમાં 'હતુ' કેમકે તે સમયે દેવીભાગવત ગ્રંથના આકારે થયુ જ ન હતુ પણ વ્યાસે "હુ જન્મેજયને આ વિષય કહીશ" એમ જ્ઞાનચક્ષુથી જાણીને ભારતથી પહેલાંજ દેવીભાગવતની કલ્પના કરી રાખી હતી તો તે પ્રમાણે આ દેવીભાગવત ભારતથી પહેલાંજ થઈ ચુકયુ હતુ. આવી કલ્પના વિષ્ણુભાગવતમાં થઈ શકતી નથી કેમકે ચતુઃશ્લોકીરૂપ વિષ્ણુભાગવતનો ઉપદેશ ભારત થયા પછી થયો છે. ઉપદેશની પહેલાં તેનુ જ્ઞાન ન હતુ એમ અવશ્ય કલ્પના કરવી પડે છે. જો તે વિષયમાં વ્યાસને પ્રથમ જ્ઞાન હતું એમ માનવામાં આવે તો નારદે જે જે ઉપદેશાદિક કરેલાં છે તે તમામ અર્થવાદરૂપે થતાં હોવાથી ગ્રંથના સારભાગનો ભંગ થવારૂપ પ્રસંગ આવી જાય વાસ્તે એ વાત નિસાર છે. ખરૂ જોતાં તો તૃતીય સ્કન્ધમાંનો **वेदशाखा०** એ પાઠ અહીં અસંગત કહેવાથી કોઇ પણ વિરોધાભાસ નહીંજ થાય.

અહીં આ શંકા થાય કે—પદ્મપુરાણના ભાગવત માહાત્મ્યમાં શ્રીમદ્‌ભાગવતની કથા સાંભળવા આવેલા લોકોનાં નામ આપવાના પ્રસંગમાં લખ્યુ છે કે "**दशसप्त पुराणानिषट शास्त्राणि समागयुः**—વેદાન્તો, વેદ, મંત્ર, તંત્ર, સંહિતાઓ ને સત્તર પુરાણો આવ્યાંહતાં"તેમાં વ્યાસજીએ અઢાર પુરાણો રચેલાં હોવાથી "અઢાર પુરાણો આવ્યાં હતાં" એમ કહેવુ જોઈએ તેને બદલે સત્તર પુરાણો કહ્યાંછે તે શ્રીમદ્વિષ્ણુભાગવતનુ અઢારમાપણુ દેખાડેછે. વિષ્ણુ ભાગવત અઢારમાં ન હોય અને દેવીભાગવત અઢારમાં હોય તો અઢારને શ્રોતા થવાનોસંભવછે.તે છતાં સાંભળવા આવેલાં પુરાણોને અઢાર ન કહ્યાં તો એ વચન નિર્બિજ થાય છે. આ પ્રકારે પદ્મપુરાણમાં "સત્યવતીનાં પુત્ર વ્યાસે સત્તર પુરાણો રચ્યા પછી સંતોષ નહી થતાં આ શ્રીમદ્‌ભાગવતરૂપી સંહિતા રચી છે" એ વચનછે તેમાં સત્તર પુરાણ કહ્યાં છે તે વચનજ "આ સંહિતા" એમ કહી જણાવેલા શ્રીવિષ્ણુભાગવતનુ અઢારમાપણુ જણાવે છે. જો દેવીભાગવત અઢારમુ હોય તો અઢાર ન કહ્યાની વાત નિર્મૂળ થાય છે.

ઉપરની શંકામાં દર્શાવેલાં વચનોજ દેવીભાગવતને અઢાર પુરાણોની અંદર છે એમ સિદ્ધ કરે છે. કારણ કે—વ્યાસના મુખથી ભારત સાંભળીને તેમાં સંદેહ પડતાં કૌષ્ટુકિએ માર્કન્ડેયને પોતાનો સંદેહ દર્શાવ્યો ત્યારે માર્કન્ડેયે તેને માર્કન્ડેય પુરાણ કહ્યુ. આ વાત માર્કન્ડેયપુરાણમાં લખી છે કે "**तन्वतो ज्ञातुकाऽमेहं भगवन्तमुपस्थितः**"

આથી જણાય છે કે ભારતના પછી માર્કન્ડેય પુરાણ રચાયુ છે ને વિષ્ણુભાગવત પણ તમારા કહેવા પ્રમાણે ભારત થયા પછી રચાયું છે. આમ હોવાથી ભારતથી પહેલાં સોળ પુરાણો સિદ્ધ થાય છે અને એમ થતાં પદ્મપુરાણનાં વચનોમાં સોળ પુરાણો કહેવાં ઘટે છે છતાં સત્તર કહ્યાં છે તેથીજ ખાત્રી થાય છે કે આ દેવીભાગવતજ મહાપુરાણ છે. આમ ન હોય તો સત્તર પૂરાં ન થાય વાસ્તે તમારાં વચનોથીજ દેવીભાગવતનુ મહાપુરાણપણુ સિદ્ધ થાય છે ને વિષ્ણુભાગવતનુ મહાપુરાણપણુ સિદ્ધ થતુ નથી. કારણકે ભારતની પહેલાં દેવીભાગવત સહિત સત્તર પુરાણો હતાં ને અઢારમુ માર્કન્ડેય પુરાણ કે જે બન્ને પક્ષને સમત છે તે ભારતના થયા પછી થયું એટલે વિષ્ણુભાગવત ભારતના પછી થયુ છે છતાં પણ તેની અઢારમા પુરાણની અંદર ગણના દેખાતી નથી. આવો સૂક્ષ્મબુદ્ધિથી વિચાર કરવારૂપ છે.

પદ્મપુરાણમાં લખેલુ છે કે **वैष्णवं नारदीयं च तथा भागवतं शुभम् । गारुडं च तथा पाद्मं वाराहं शुभदर्शने ॥ सात्विकानि पुराणानि विज्ञेयानि शुभानि वै**-આ વચનોથી ભાગવતને સાત્વિકપુરાણ કહ્યુ છે ને કૂર્મપુરાણમાં કથન છે તે પ્રમાણે તો સાત્વિક પુરાણો વિષ્ણુનાંજ ચરિત્રોવાળાં હોય છે તેથી વિષ્ણુનાં વર્ણનવાળું ભાગવત મહાપુરાણમાં છે પરન્તુ દેવીભાગવત મહાપુરાણોની અંદર નથી વળી સ્કંદપુરાણમાં પ્રભાસખંડમાં **चतुर्भिर्भगवान् विष्णु द्वाभ्यां ब्रह्मा तथा रविः । अष्टादशपुराणेषु शेषेषु भगवान्भव ॥** અર્થાત્ અઢારપુરાણોમાં ચાર પુરાણોમાં વિષ્ણુનુ બે પુરાણોમાં બ્રહ્મા અને સૂર્યનુ ને બાકીનામાં શિવનુ વર્ણન કરેલુ છે, વળી સ્કન્દપુરાણમાં સૌરસંહિતામાં "દશ પુરાણોમાં પરમેશ્વરનું, ચાર પુરાણોમાં બ્રહ્માનું, એક પુરાણમાં અગ્નિનુ ને એક પુરાણમાં સૂર્યનુ વર્ણન કરેલુ છે" એમ કહેલું હોવાથી વિષ્ણુભાગવતજ અઢાર પુરાણોમાંનું છે પણ દેવીભાગવત નથી.

ઉપરની શંકા બરાબર નથી. મત્સ્યપુરાણનાં કહેલાં સાત્વિક, રાજસ ને તામસ અને સંકીર્ણ પુરાણોમાં ત્રણની વ્યવસ્થા તમે પ્રથમનાં વચનોથી કહેલી છે તેથી સંકીર્ણ પુરાણોનો કયાં પુરાણોમાં અન્તર્ભાવ તમે કરેલો છે તે કહેશો. તમે એમ કહો કે 'ગમે ત્યાં કરીશુ" તો અમારા મતમાં પણ શ્રીભગવતીને વિષ્ણુનીશક્તિરૂપેગણીનેક્રમદીપિકાના "**मंत्राधिष्ठात्रीं देवतां वेदमातरं दुर्गां दुर्बोधध्वान्त भानुं गुरुं चरति**—એ ક્રમ પ્રમાણે વિષ્ણુના મંત્રોની અધિષ્ઠાત્રી દુર્ગા છે તેથી વિષ્ણુ ને દુર્ગા એ બે એકજ છે તેથી દુર્ગાનુ પ્રતિપાદન કરનારા ભાગવતનો વિષ્ણુ સંબંધી પુરાણોમાં અન્તર્ભાવ છે. આથી કરીને **हरिर्द्वाभ्यां रविर्द्वाभ्यां द्वाभ्यां चंडीविनायकौ । द्वाभ्यां ब्रह्मा समाख्यातःशेषेषु भगवाञ्छिव**" એ વચનો બરાબરછે વાસ્તવિક રીતે તો અમારા મતમાં બન્ને ભાગવતો પ્રમાણછે તેથી વિષ્ણુભાગવતનો પક્ષપાત કરનારાં વચનોનોવિરોધ નથીકેમકે તે વચનો વિરૂદ્ધ વદવાનો અમારો કોઇ સપ્રયોજન હેતુ નથી નારદીય આદિ પુરાણો પોતાના મતથી વિષ્ણુભાગવતને મહાપુરાણ માનનારાં છે તેઓનાં વચનો તો પ્રસિદ્ધ જ છે વાસ્તે તે વચનો લખેલાં નથી. તેઓના મતમાં દેવીભાગવત મહાપુરાણ છે. શિવપુરાણને મત્સ્ય પુરાણ વિગેરેમાં તો દેવીભાગવત મહાપુરાણ છે. અર્થાત્ વિષ્ણુભાગવત ઉપપુરાણ છે એમ સિદ્ધ થાય છે. આ સંબંધમાં "**श्रीमद्भागवतं नाम**

पुराणं वेद सम्मतम् । पारिक्षितायापदिष्टं सत्यवत्यंगजन्मना । यत्र देव्यवताराश्च बहवः प्रतिपादिताः અર્થાત્ સત્યવતી પુત્ર વ્યાસે જનમેજય રાજાને ઉપદેશ કરેલુ દેવીભાગવત પુરાણ વેદસમાન છે કે જેના વિષે ભગવતીના અનેક અવતારોનુ વર્ણન કરેલુ છે." આવાં દેવી યામલતંત્રનાં વચનો છે તથા "इदं रहस्य चरितं राधोपामन मुत्तमम् । व्यासाय मम भक्ताय प्रोक्तं पूर्वं मयाद्विजे । मत्तो रहस्य ज्ञात्वैव राधामाहात्म्य मुत्तमम् एतस्य विस्तरं चक्रे श्रीमद्भागवते तथा । नारदे ब्रह्मवैवर्त्ते लोकानां हितकाम्यया.અર્થ સ્પષ્ટ" આ સૌભાગ્યકલ્પલતા નામના ગ્રંથમાં સહારભૈરવતંત્રનાં વચનો છે.આ બન્ને વચનોની દેવી ભાગવતમાં સંમતિ છે એમ કેટલાક કહે છે ને કેટલાક તેમાં વાધો પણ લે છે.

આ પ્રકારે સપ્રમાણ થયેલા આ ભાગવતમાં દ્રાવિડ તથા ગૌડસંપ્રદાયના ભેદથી દ્વિવિધપણુ છે તોપણ ગૌડપાદની ઉત્તમતા છે તેથી અહીં તદ્દનુસાર વ્યાખ્યાન કરવામાં આવેલુ છે.

શંકા—સઘળા ગ્રંથોમાં માયારૂપ ભગવતીની ઉપાસનાનુ વિધાન છે અને એ માયા તો મિથ્યા છે તેથી અને મુક્તિમાં માયાનો સંબંધ નથી તેથી ભગવતની ઉપાસનામાં શ્રદ્ધા રાખવી ઠીક નથી.

સમાધાન—આ શંકા ઠીક નથી કેમકે એવી ભ્રાન્તિ ઘટતી નથી કારણકે તાપનીય ઉપનિષદ્દમાં લખેલુ છે કે माया वा एषा नारसिंही सर्वमिदं सृजति सर्वमिदं रक्षति सर्वमिदं संहरति तस्मान्माया मेतां शक्तिं विद्याद् एतां मायां शक्तिं वेद स मृत्युं जयति स पाप्मानं तरति सोमृतत्वं च गच्छति महती श्रियमश्नुते ॥ આ વચનોથી શ્રુતિએ વિષ્ણુની શક્તિરૂપ જડ માયાનીજ ઉપાસના કરવાનું કહેલું છે તથા त्वं वैष्णवी शक्ति रनंतवीर्या विश्वस्य बीज परमासि माया । सम्मोहितं देवि समस्तमेतत् આવાં સ્મૃતિનાં વચનોથી પણ તેમજ સિદ્ધ થાય છે. જો એમ કહેવામાં આવે કે સઘળી સ્મૃતિઓમાં જડ માયા સ્વરૂપવાળી વૈષ્ણવી શક્તિની ઉપાસના કરવા કહ્યુ છે તે બરાબર નથી કેમકે દેવીઅથર્વશિરસ્ નામના ઉપનિષદ્દમાં सर्वे वै देवा देवीमुपतस्थुः कासित्वं महादेवी मा ब्रवी दह ब्रह्मरुपिणी मत्त प्रकृतिपुरुषात्मकं जगत्—સઘળા દેવો દેવીની પાસે ગયા ને તેઓએ પૂછ્યું કે 'તમે કોણ છો ?' તે મહાદેવી બોલ્યા કે "હુ બ્રહ્મરૂપ છુ. આ પ્રકૃતિ પુરૂષ રૂપ જગત્ મારાથી થયલુ છે." આમ કહ્યુ છે તેથી તે શ્રુતિથી અને વળી ભુવનેશ્વરી ઉપનિષદ્દમાં " अथातोंबोपनिषदं व्याख्यास्यामोऽथहैनां ब्रह्मरन्ध्रे ब्रह्मरुपिणी माप्नोति तथा भुवनाधीश्वरी तुर्यातीता विश्वमोहिनी इति—હવે અમે અમ્બોપનિષદ્દની વ્યાખ્યા કરીએ છીએ. બ્રહ્મરંધ્રમાં એ બ્રહ્મરૂપ દેવીને પામે છે. વિશ્વને મોહ કરનારાં ભુવનેશ્વરી દેવી તુરીયા અવસ્થાથી અતીત છે." આમ કહ્યુ છે તેથી આ શ્રુતિથી તથા ભાવોપનિષદ્દમાં "स्वात्मैव ललितात" જે પોતાનો આત્મા છે તેજ લલિતા દેવી છે." આમ કહ્યુ છે તેથી આ શ્રુતિથી પણ ભગવતીની ઉપાસનાનુજ વિધાન થયેલુ છે. ત્રિપુરતાપનીય અને સુંદરી તાપનીય આદિ ઉપનીષદોમાં "परोरजसे सावदोम्—ગાયત્રીનાં ચતુર્થ ચરણે જેનુ પ્રતિપાદન કરેલુ છે એવાં બ્રહ્મને કહેનારાં હ્રીંકાર બીજના દેવતા પરમાત્મા બ્રહ્મ છે એમ પ્રતિપાદન કરનારી શ્રુતિઓએ અને કાલી ઉપનિષદ્ ને તારોપ-

નિષદ્ આદિ શ્રુતિઓમાં પણ ભગવતીનીજ ઉપાસના કહેવામાં આવેલી છે. સ્મૃતિઓ પણ બ્રહ્મરૂપ ભગવતીનીજ ઉપાસના કરવાનું વદેછે

સૂતસંહિતાના પાંચમા અધ્યાયમાં કથન છે કે—अत संसारनाशाय साक्षिणीमात्मरूपिणीम्। आराधयेत्परां शक्तिमपंचोल्लासवर्जिताम् ॥ આટલા વાસ્તે સંસારનો નાશ થવા માટે સાક્ષિરૂપા પ્રપંચોના ઉલ્લાસોથી રહિત ને આત્મારૂપ પરમ શક્તિની ઉપાસના સર્વદા કરવી.

વળી સ્કન્દપુરાણમાંનાં વેદારણ્યેશ્વર માહાત્મ્યમાં કહ્યું પણ છે કે परा तु सच्चिदानन्दरूपिणी जगदम्बिका । सैवाधिष्ठानरूपाया ज्जगद्भ्रान्ते श्चिदात्मनि ॥ પરા ને સત્ ચિત્ ને આનંદરૂપ જે જગદંબા છે તેજ સ્વરૂપમાં, જગતરૂપ ભ્રાન્તિના અધિષ્ઠાનરૂપ છે.

વળી કૂર્મપુરાણના બારમા અધ્યાયમાં કહ્યું છે કે—" एतत्प्रदर्शित विप्रा देव्या माहात्म्यमुत्तमम् । सर्वे वेदान्तवेदेषु निश्चित ब्रह्मवादिभिः ।एकं सर्वगतं सूक्ष्म कूटस्थ मचल ध्रुवम् । योगिनस्तत्प्रविशयन्ति महादेव्याः परंपदम् । परात्परतरं तत्त्वं शाश्वत शिवमच्युतम् । अनन्तं प्रकृतौ लीनं देव्या स्तत्परमं पदम् । शुभ्रं निरञ्जनं शुद्धं निर्गुणं दैन्य वर्जितम् । आत्मोपलब्धिविषय देव्या स्तत्परमं पदम्—હે વિપ્રગણ ! આ મહાદેવીનુ મહા ઉત્તમ માહાત્મ્ય બતાવ્યુ કે જે મહાદેવીનું પરમપદ વેદવેદાન્તમાં બ્રહ્મવાદિઓએ નિશ્ચય કરેલુ છે તથા તે એક છે, વ્યાપક છે, સૂક્ષ્મ છે, કૂટસ્થ છે, અચળ છે, ધ્રુવ છે અને તેને જ્ઞાનીઓ પ્રત્યક્ષ રીતે જાણે છે. પરથી પણ પર, શાશ્વત, મંગળરૂપ, અખંડ, અનંત અને પ્રકૃતિમાં રહેલું જે તત્વ છે તેજ ભગવતીનું પરમ પદ છે.

વળી હાલાસ્યેશ્વરના માહાત્મ્યમાં માયાબીજના અર્થના પ્રકરણમાં કહ્યું છે કે— " सत्स्वरूपः " सदाकारो हकारो धर्मतत्परः । चिदाकारःशिवाकारोरेफः सर्वार्थसिद्धिदः । आनंदरूपयोरैक्यादीकार सर्वकामदः । बिन्दुनादौ तदन्तस्थौ भवेतां मोक्षदावुभौ सच्चिदानंदरूपं तु प्रोक्तंबीजं मनीषिभिः । सच्चिदानंदरूपं यत्परंब्रह्म तदेव हि હ્રીંકારમાં જે હકાર છે તે ધર્મમાં તત્પર સતરૂપ ને સદાકાર છે. જે રેફ છે તે સર્વે મનોરથોની સિદ્ધિ આપનારો, ચિદાકાર ને શિવાકાર છે. આનંદરૂપ ઉભય પદાર્થની એકતાના લીધે ઇકાર સઘળી કામનાઓ આપનારો છે. હ ર ને ઇના અન્તમાં જે બિન્દુ ને નાદ છે તેઓ બન્ને મોક્ષને આપનારા છે. વિદ્વાનોએ કહેલું હ્રીં બીજ સચ્ચિદાનંદરૂપ છે, ને જે સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ છે તે એજ છે.

વળી દેવી ભાગવતમાં પણ લખેલુ છે કે—निर्गुणा सगुणाचेति द्विधा प्रोक्ता मनीषिभिः। सगुणा रागीभिःसेव्या निर्गुणा तु विरागिभिः હે મુનિઓ ! ભગવતીનાં વિદ્વાનોએ સગુણ ને નિર્ગુણ એવાં બે સ્વરૂપો કહ્યાં છે તેમાં રાગીલોકો સગુણ સ્વરૂપની ઉપાસના કરે છે અને વિરાગી લોકો નિર્ગુણ સ્વરૂપની ઉપાસના કરે છે.

આ પ્રકારે વળી બ્રહ્માંડપુરાણમાં લલિતોપાખ્યાનમાં કથન છે કે चितिस्तत्पदलक्ष्यार्था चिदेकरसरूपिणी અર્થાત્ તત્પદના લક્ષ્યાર્થરૂપ અને ચૈતન્યૈકરસ જે ચિતિ છે તેજ ભગવતી જગદંબા છે.

આ શિવાય આ પ્રકારે અષ્ટાદશ પુરાણ તથા ઉપપુરાણમાં તપાસ કરવાથી જાણી શકાય છે કે દેવીનુ પરબ્રહ્મત્વરૂપે પ્રતિપાદન કરનારી એકથી અનેક સ્મૃતિઓ તે તે પુરા-

ણોમાંચળકતીછે.શંકા—ષોડશી નામના પાત્રનું ગ્રહણ ને અગ્રહણ એ ઉભય ક્રિયાના વિષયો છે વાસ્તે શાખાભેદથી તેઓમાંવિકલ્પની માન્યતા કરવી ઘટે છે પણ જ્યાં વસ્તુનું એકજ સ્વરૂપ હોય ત્યાં તેવો વિકલ્પ ઘટતો ન હોવાથી ભગવતીનું બ્રહ્મસ્વરૂપે પ્રતિપાદન કરનારી શ્રુતિઓને માયાસ્વરૂપપણાનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓની સાથે વિરોધ આવેછે.

સમાધાન—વેદાન્ત માયાને મિથ્યા વદે છે તો તે મિથ્યાભૂતમાયા અધિષ્ઠાનમાં કલ્પિત છે તેથી તેની સત્તા અધિષ્ઠાનની સત્તાથી અળગી નથી તેથી માયામાં અધિષ્ઠાનની સત્તાનો પ્રવેશ છે વાસ્તે માયાસ્વરૂપની ઉપાસનામાં પણ સત્તારૂપ બ્રહ્મનીજ ઉપાસના થાય છે જેથી એ અભિપ્રાયને લઈને ભગવતીને માયાસ્વરૂપ કહેવામાં પણ વિરોધ નથી. જેમ બ્રહ્મની ઉપાસનામાં કેવળ બ્રહ્મનુ ગ્રહણ નથી થતું પણ શક્તિ બ્રહ્મથી અળગી નથી તેથી ને કેવળની ઉપાસના સંભવતી નથી તેથી શક્તિવિશિષ્ઠ બ્રહ્મનુજ ત્યાં ગ્રહણ થાય છે તેમ માયાની ઉપાસનામાં પણ કેવળ માયાની સ્થિતિ ન હોવાથી તે એકલીની ઉપાસના સંભવતી નથી પણ બ્રહ્મરૂપ અધિષ્ઠાનસહિત માયાનીજ સ્થિતિ છે વાસ્તે ભગવતીનું માયાસ્વરૂપપણુ પ્રતિપાદન કરવામાં આવે તોપણ ફલિતાર્થ રૂપે તેનુ બ્રહ્મ સ્વરૂપ પણુજ સિદ્ધ થાય છે તેથી શ્રુતિ વિરોધરૂપ પૂર્વોક્ત શંકાને સ્થાન નથી. વળી એવુ કથન પણ છે કે—" **પાવકસ્યોષ્ણતેવેયમુષ્ણાંશોરિવ દીધિતિઃ। ચન્દ્રસ્ય ચન્દ્રકેવેયં શિવસ્ય સહજા ધ્રુવા**—અગ્નિમાં ઉષ્ણતા, સૂર્યમાં પ્રભા, અને ચન્દ્રમામાં ચન્દ્રિકા જેમ સ્વાભાવિક રીતે ધ્રુવ છે તેમ માયા પણ બ્રહ્મમાં સ્વાભાવિક રીતે ધ્રુવ છે." વળી પણ કથન છે કે-

" **સ્વપદાં સ્વ શિરચ્છાયાં યદ્વલ્લઙ્ઘિતુમીહતે। પાદોદ્દેશે શિરો નસ્યાત્તથેયં વૈન્દવી કલા** । પોતાના પગથી પોતાના છાયાને ઉલંઘી જવા ધારે તો પગના પ્રદેશમાં માથું ન આવે તેથી કરી તે ઇચ્છા જેમ નિષ્ફળ છે તેમ માયા વિના એકલા બ્રહ્મની ઉપાસના કરવાની ઈચ્છા પણ વ્યર્થ છે. આમ હોવાથી તાત્પર્ય એ છે કે બ્રહ્મથી બ્રહ્મની શકિત ભિન્નરૂપે નથી તેમ શકિતથી બ્રહ્મ નોખું નથી. આથી જેમ અગ્નિમાં આહુતિ આપવાથી અગ્નિની શકિતમાંજ હોમાર્થ સિદ્ધિ થાય છે ને એજ પ્રકારે અગ્નિ શકિતમાં હોમ કરતાં પણ અગ્નિમાં આહુત હોવાથી હોમાર્થની સિદ્ધિ થાય છે તેમ માયાનાં ભગવતીપણાના સ્વીકારવાથી ફલિતાર્થમાં તો બ્રહ્મનુજ ભગવતીપણું સિદ્ધ થાય છે. મતલબ બ્રહ્મની ઉપાસના કરતાં માયાની ઉપાસના થાય છે અને માયાની ઉપાસના કરતાં બ્રહ્મની ઉપાસના થાય છે તેથી માયાનું ભગવતીપણુ છતાં પણ બ્રહ્મનેજ ભગવતીપણું સિદ્ધ થયું વાસ્તે ભગવતીની ઉપાસનામાં બ્રહ્મનુંજ ગ્રહણ થાય છે. જે વચનોમાં માયાને મિથ્યા કહેલી છે તે વચનોમાં તો બ્રહ્મને મિથ્યાપણાંનો અસંભવ છે તેથી કેવળ માયાનુજ મિથ્યાપણું લેવું. તે વચનોના અનુસારે માયાનું મિથ્યાપણું હોવાથી પણ માયાનુ અધિષ્ઠાન સત્ય છે તેથી ઉપાસક પુરૂષને ઉપાસ્યરૂપ માયાના પદાર્થની અંદર રહેલા બ્રહ્મરૂપ અંશનું મોક્ષદશામાં અનુસ્યુતપણુ રહેતુ હોવાથી મુક્તિમાં ઉપાસ્ય સ્વરૂપનો ત્યાગ થતો નથી એટલા માટેજ અન્તર્યામિ બ્રાહ્મણમાં કહેલાં "જે પૃથ્વીમાં રહે છે, પૃથ્વી જેને જાણતી નથી. પૃથ્વી જેનું શરીર છે તથા પૃથ્વીમાં રહીને જે તેને નિયમમાં રાખે છે" ઇત્યાદિ

વચનોથી અંતર્યામિ ચેતનના સંબંધને લઇને જ પૃથ્વીથી તે માયાસુધીના પદાર્થોનું દેવતાપણું કહેલું છે. આમ કરવાથી **सर्वं खल्विदं ब्रह्म**-આ સઘળું બ્રહ્મ છે" એ શ્રુતિ પણ સત્ય થાય છે. આટલા વાસ્તેજ આ સઘળા અભિપ્રાયને લઇને શ્રીસૂતસંહિતામાં આ પ્રકારે કહ્યું છે કે "**चिन्मात्राश्रयमायायाः शक्त्याकारे द्विजोत्तमाः अनुप्रविष्टा या संविन्निर्विकल्पा स्वयम्प्रभा । सदाकारा सदानन्दा संसारोच्छेदकारिणी । सा शिवा परमा देवी शिवाऽभिन्ना शिवङ्करी**" હે દ્વિજોત્તમો ! ચૈતન્યરૂપ આશ્રયમાં રહેલી માયાના શક્તિરૂપ આકારમાં નિર્વિકલ્પ સ્વયંપ્રકાશ સદાકાર સદાનંદ ને સંસારનો નાશ કરનારી જે સંવિત્ લાગી રહી છે તે સંવિતજ મંગળરૂપ શિવથી અભિન્ન ને કલ્યાણ કરનારી મહા દેવી છે."અથવા ભગવતીનાં સ્વરૂપનું પ્રતિપાદન કરનારાં વાકયોમાં જે માયાશક્તિ ને કળા વિગેરે શબ્દો છે તેઓ લક્ષણાથી શક્તિવિશિષ્ટ માયાવિશિષ્ટ ને કળાવિશિષ્ટ બ્રહ્મનો જ બોધ કરાવનારા છે વાસ્તે માયાવિશિષ્ટ શક્તિવિશિષ્ટ ને કળાવિશિષ્ટ જે બ્રહ્મ છે તેજ ભગવતી શબ્દનો અર્થ છે એવો ફલિતાર્થ નીકળી આવે છે આ ઉપરથી "જે ભગવતી ક્ષુધારૂપે નિદ્રારૂપે ને સ્મૃતિરૂપે રહેલાં છે" ઈત્યાદિક કે જે શક્તિને કહેનારાં પદોનું વ્યાખ્યાન થઇ જાય છે કે "તે તે પદાર્થ તે તે શક્તિથી વિશિષ્ટ બ્રહ્મનું જ સર્વત્ર ગ્રહણ કરવાનું છે"

ઉક્ત પ્રકારનો અર્થ કાલોત્તર નામના ગ્રંથમાં શિવ ને દેવીના સંવાદમાં પણ કહેવામાં આવેલો છે કે—**भगवन् देवदेवेश मिथ्या मायेति विश्रुता । तस्याः कथमुपास्यत्वं भवेन्मुक्तावनन्वयात् । श्रद्धा न जायते क्वापि मिथ्या वस्तुनि कुत्रचित् । देव्या उपासना चेयं मायाश्रिता प्रभो । संशयं छिन्धि देवेश रहस्यं वद मे प्रभो । इति श्रुत्वा वचो देव्या भगवांश्चन्द्रशेखरः । उवाच वचनं दिव्यं सर्वलोकहितप्रदम् । नाहं सुमुखि मायाया उपास्यत्वं ब्रुवे क्वचित् । मायाधिष्ठानचैतन्यमुपास्यत्वेन कीर्त्तितम् । माया शक्त्यादिशब्दाश्च विशिष्टस्यैव लक्षकाः । तस्मान्मायादिशब्दैस्तु ब्रह्मैवोपास्यमुच्यते ।** હે ભગવન્! હે દેવદેવેશ ! આપના મુખથી મેં સાંભળેલું છે કે માયા મિથ્યા છે ને મિથ્યા પદાર્થનો તો મુક્તિ વિષે અન્વય હોઈ શકતો નથી તો કેવી રીતે માયાનાં ઉપાસ્યત્વનો સંભવ હોઈ શકે ? વળી પણ જુઓ કે મિથ્યાવસ્તુમાં કયારે પણ કોઇને શ્રદ્ધા પ્રકટતી નથી ને વળી હે પ્રભો ! મે આમ પણ સાંભળ્યું છે છે કે આ દેવીની ઉપાસના પણ માયાશ્રિત છે વાસ્તે હે નાથ ! આ ઉભય વિષયમાં મને સંશય ઉત્પન્ન થયેલો છે તે આપ કૃપા કરીને નિવૃત્ત કરો. ભગવાન ચન્દ્રશેખર પાર્વતીનાં આવાં વચનો સાંભળી સર્વ લોકનાં હિતવાસ્તે ગુઢ ને અલૌકિક વચન કહેવા લાગ્યા કે—હે સુમુખિ ! મે કોઇપણ સ્થળે કેવળ માયાની ઉપાસના કરવી એવી કથા કહી નથી પરન્તુ વરણ તંત્રમાં માયાનાં અધિષ્ઠાનરૂપ ચૈતન્યનેજ ઉપાસ્યત્વનો વિષય છે એમ ઉપદેશ કર્યો છે. માયા ને શક્તિ આદિ શબ્દો વિશિષ્ઠ બ્રહ્મનોજ બોધ કરાવનારા છે. આથી માયા આદિ શબ્દોદ્વારાએ પણ બ્રહ્મજ ઉપાસ્ય કહેવાય છે" આ વચનોમાં સદાશિવે પ્રથમનાં બે વાકયોથી પ્રથમ પક્ષ ને પછીનાં બે વાકયોથી દ્વિતીયપક્ષનું ઉપાદાન કરેલું છે. આ અભિપ્રાયથીજ બ્રહ્માંડપુરાણમાં માયા શબ્દના અર્થરૂપ હ્રીંકારનેજ માયાવિશિષ્ઠ બ્રહ્મના અર્થરૂપ કહ્યો છે કે "**शब्दाक्षराणि**

**शेषाणि ह्रींकार उभयात्मकः**-હ્રીંકાર શિવશક્તિરૂપ છે ને બીજા સધળા અક્ષરો શક્તિરૂપ છે.

જેઓ કેવળ માયાને ઉપાસ્ય કહે છે તેઓને પ્રશ્ન કરવો કરવો જોઇએ કે " જો જડ જ ઉપાસ્ય હોય તો દેવીઓનાં શરીરોને પ્રાણ ઈન્દ્રિય મન અહંકાર અને જીવ આદિ વાળાપણું કેમ સંભવી શકશે ? સ્થુલ અને સૂક્ષ્મ ભેદે ભગવતીનાં રૂપના બે પ્રકાર છે તેમાં સૂક્ષ્મ મુખ્ય છે અને સ્થુલરૂપ તો ઉપાસકોને દર્શનાદિ વ્યવહાર થવા વાસ્તે છે. તે તે ઉપાસકોએ ઉપાસેલું સૂક્ષ્મરૂપજ સ્થુલરૂપનું ગ્રહણ કરે છે. તેથી જો સૂક્ષ્મરૂપમાં ચૈતન્યનો પ્રવેશ ન હોય તો તેણે લીધેલાં સ્થુલરૂપમાં પણ ચૈતન્યનો પ્રવેશ ન હોવો જોઈએ. ને તેમ ન હોય તો તે તે દેવીઓને જીવવા ને બોલવા આદિ વ્યવહારોનો ઉચ્છેદ જ થાય વાસ્તે વાદીએ પોતાની ઇચ્છા ન હોય તોપણ ચૈતન્યવિશિષ્ઠ શક્તિનેજ ઉપાસ્ય કહેવી પડશે.

શંકા—તમે કહો છો તેમ હોય તો શાસ્ત્રમાં માયા આદિ શબ્દોથી ભગવતીનો વ્યવહાર કેમ કર્યો છે ? લક્ષણા આદિ દોષો ન થાય તેટલા વાસ્તે ને સ્પષ્ટ જણાવવા વાસ્તે બ્રહ્મ આદિ શબ્દોથીજ ભગવતીનો કેમ વ્યવહાર કરવામાં આવેલો દેખાતો નથી !

સમાધાન—બ્રહ્મના સ્વરૂપના ચાર વ્યૂહો છે. વિરાટ્, હિરણ્યગર્ભ, અવ્યાકૃત અને બ્રહ્મ. આમાં દેવીની જે ઉપાસના છે તે એ વ્યૂહમાંના કયા પદાર્થની છે એ શંકા થતાં તેના ઉત્તરમાં કહીએ છીએ કે—વિરાટ્ હિરણ્યગર્ભ અને અવ્યાકૃતને તથા તેઓના અધિષ્ઠાતા બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્રને મૈત્રાયણી શાખાની શ્રુતિમાં એક એક ગુણમય કહ્યા છે ને તે ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપ માયા પ્રકૃતિ શબ્દનો અર્થ છે તેથી તેને શાસ્ત્રોમાં ચોથા બ્રહ્મમાં રહેલી કહી છે વાસ્તે માયાવિશિષ્ટ તે ચોથું બ્રહ્મજ ભગવતીની ઉપાસનામાં ખાસ ગ્રહણ કરવા યોગ્ય છે એવો વિશાળ અર્થ બતાવવા સારૂ માયાઆદિ શબ્દોથી વ્યવહાર કરેલો છે. **तमो वा इदमेक मग्र आसीत्तत्परे स्यात्तत्परेणेरितं विषमत्वं प्रयात्येतद्वै रजस्तद्रजः खल्वीरितं विषमत्वं प्रयात्यैतद्वै सत्वस्य रूपमिति** એ મૈત્રાયણી શાખાની શ્રુતિનાં વાક્યે **तमः** શબ્દથી કહેલી માયાનો બ્રહ્મની સાથે નિત્ય સંબંધ દર્શાવીને જગતનાં કારણરૂપ જે સામ્યાવસ્થાત્મક વસ્તુ છે તેને ઓળખાવી છે. એજ શાખાની શ્રુતિએ **अग्रेनस्यै नास्त नवोऽथयोह खलु वावास्य तामसोंऽशोऽसौ योऽयं रुद्रो योह खलु वा वास्य राजसोंऽश ऽसौ ब्रह्मा यो ह खलु वा वास्य सात्विकांशोऽसौ विष्णु** એ માયાના ત્રણ અંશો થયા તેમાં હે સૌમ્ય ! રૂદ્ર તામસ અંશ છે, બ્રહ્મા રાજસ અંશ છે, ને વિષ્ણુ સાત્વિક અંશ છે. આ પ્રકારે એ ત્રણે દેવોનુ એક એક ગુણની ઉપાધિવાળાપણું કહ્યું છે ને પુરાણાદિમા પણ આવા એકાએક પ્રયોગો છે જેમકે **सत्वरजस्तम इति प्रकृतेर्गुणास्तै र्युक्तः परः पुरुष एक इहास्य धत्ते। स्थित्यादये हरि विरंचि हरेति संज्ञाःश्रेयांसि तत्र खलु सत्वतनो र्नृणांस्युः** ઇત્યાદિ વચનોથી બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્રને એક એક ગુણવાળાપણું પ્રતિપાદન કરેલુ છે. માયા પ્રકૃતિને શક્તિ આદિ શબ્દોથી કહેવામાં આવતી વસ્તુનો આશ્રય બ્રહ્મથી અળગો નથી કે જેથી માયા આદિ શબ્દોથી ઉપાસવામાં આવતી વસ્તુ માયાવિશિષ્ઠ બ્રહ્મરૂપ ન હોય અને માયાવિશિષ્ઠ બ્રહ્મથી નોખી હોય. આથી એ

શબ્દોથી ઉપાસ્ય વસ્તુનું પ્રતિપાદન થતાં માયાવિશિષ્ઠરૂપ ભગવતીનું સ્વરૂપજ ઉપાસવા યોગ્ય છે એમ સમજાવવા સારૂ જ માયાઆદિ શબ્દોથી ભગવતીની ઉપાસનાજ કહેવામાં આવેલી છે.

શંકા—ત્યારે " **त्वं वैष्णवी शक्ति रनन्त वीर्या** " તમે વિષ્ણુની શક્તિ ને અનંત બળવાળાં છે " એ વાકયમાં પણ માયા શબ્દ માયાવિશિષ્ઠ બ્રહ્મને કહેનારો થશે. આ વાત અનુકૂળ છે એમ કહેવાતું નથી કેમકે ત્યાં એકલી માયાને કહેવા ધારેલી છે.

સમાધાન—સઘળાં સ્થાનોમાં માયાવિશિષ્ટ બ્રહ્મનુંજ માયા શબ્દથી ગ્રહણ કરવારૂપ અમારી પ્રતિજ્ઞા નથી કે જેથી પુર્વોક્ત અતિ પ્રસંગ આવે. અમે તો એમ કહીએ છીએ કે કોઈ સ્થળે સંબંધ જણાવનારો શબ્દ સાથે કહ્યો હોય તો ત્યાં એકલી માયાનું પણ ગ્રહણ થાય. જેમ તમે કહેલાં વાક્યમાં "વિષ્ણુ " એવો શબ્દ સાથે છે તેથી તેમાં એકલી માયાનુંજ ગ્રહણ કરવું. પ્રલયના પ્રકરણમાં પણ એકલી માયાનું ગ્રહણ કરવું અને સૃષ્ટિના પ્રકરણમાં પણ એકલી માયાનું ગ્રહણ કરવું જેમકે **मन्मायाशक्तिसक्लृप्तं जगत्सर्वं चराचरम् । सापिमत्तः पृथग्विप्राःनास्त्येव परमार्थतः**—હે વિપ્રગણ ! આ ચરાચર વિશ્વ સંસાર મારી માયાશક્તિથી કલ્પિત છે પણ વાસ્તવિક તો એ સંસાર મારાથી નોખી કાંઇ વસ્તુ નથી. ઈત્યાદિ સ્થળમાં કેવળ માયામાત્રનું ગ્રહણ દેખાય છે પરન્તુ ઉપાસના સ્થળમાં માયાવિશિષ્ટ બ્રહ્મનુંજ ગ્રહણ થાય છે.આ પ્રમાણે સ્થળની યોગ્યતા પ્રમાણે કલ્પના કરી લેવી. કે જેથી **त्वं वैष्णवी शक्ति** તમે વિષ્ણુની શક્તિ છો ઈત્યાદિ સ્થળમાં ' તમે કે જે અધિષ્ઠાન બ્રહ્મરૂપ છો તેજ વિષ્ણુની માયાશક્તિરૂપ છો એવો અર્થ ગ્રહણ કરવો. આમ થતાં જેમ ભગવતીનાં બ્રહ્મપણાનું પ્રતિપાદન થાય છે તેમ સર્વત્ર તે તેમજ છે એમ સમજી લેવું. અથવા જગત્ કારણરૂપ બ્રહ્મ ઉભયાત્મક છે તેથી કોઇ સ્થાનમાં જેના પેટામાં માયા છે એવાં બ્રહ્મનું ઉપાસન સમજવું ને કોઈ સ્થાને માયા કે જેના પેટામાં બ્રહ્મ છે તેનું ઉપાસન જાણવું. પ્રથમપક્ષ શિવપુરાણાદિકમાં હોવાથી માયાસહિત જે શિવનું હૃદયમાં ધ્યાન કરે છે તેને અવિચળ શાન્તિ મળે છે તેમ ત્યાં જણાવેલુ છે. બીજાઓને ત્યાં અવિચળ શાન્તિ કહી નથી. બીજો પક્ષ કે જેમાં બ્રહ્મને સહાયભૂત ગણવામાં આવેલું છે તે ભુવનેશ્વરી પારિજાતઆદિ તંત્રોમાં " શિવ સહિત ભુવનેશ્વરીનુ ધ્યાન કરવું " ઈત્યાદિ વચનોથી સ્ફુટ છે. ભગવતીના વિષયમાં આ બીજા મતને લઈને બ્રહ્મનાં પેટાંવાળી માયાની ઉપાસના કરવી એમ દર્શાવવા વાસ્તે માયા ને શક્તિ વિગેરે શબ્દોથી શાસ્ત્રોમાં ભગવતીનો વ્યવહાર કરવામાં આવેલો છે. આ બીજો પક્ષ જેમ સઘળાં તંત્રોને અભિમત છે તેમ પુરાણોને પણ તે અભિમત છે. કૂર્મપુરાણમાં કહ્યુ છે કે **अत्यास्त्वनादिसं सिद्धमैश्वर्यमतुल महत् । तत्सम्बन्धादनन्तैषा रुद्रेण परमात्मना.** આવાં આવાં એકાનેક વચનો દેવીભાગવત આદિ પુરાણોમાં છે તે જોઈ લેવાં. બન્ને પક્ષમાં બ્રહ્મનો ચૈતન્યાંશ તો ઉપાસનામાં આવેજ છે. આથી મુક્તિમાં ઉપાસ્ય સ્વરૂપનો સંબંધ નથી એવું દુષણ નથી અને શ્રદ્ધા રાખવાને અયોગ્યપણું પણ નથી.

આ પ્રકારે ભગવતીની ઉપાસનામાં સ્વરૂપનો નિર્ણય કરવામાં આવ્યો. હવે શ્રદ્ધા,

વિષ્ણુ રૂદ્ર ને શક્તિ એઓની ઉપાસનાઓમાં કોની ઉપાસના શ્રેષ્ઠ છે તેનો નિર્ણય કરવામાં આવે છે. તેમાં **सर्वं खल्विदं ब्रह्म**—આ સઘળુ જગત્ બ્રહ્મ છે એ શ્રુતિના અનુસારે સામાનાધિકરણ્યથી સઘળાં પદાર્થો બ્રહ્મરૂપ હોવાથી પણ ભક્તોનાં ચિત્તોને અવલંબનો આપવા સારૂં પરમેશ્વરે મલિન, શુદ્ધ, શુદ્ધતર અને શુદ્ધતમ વિભૂતિઓ શુદ્ધિના ભેદથી કલ્પેલી છે. આ વિભૂતિઓ ભગવદ્ગીતા આદિ શાસ્ત્રોમાં ને છાંદોગ્યાદિક ઉપનિષદોમાં **प्राणो ब्रह्म, आदित्यो ब्रह्म, मनो ब्रह्म.** પ્રાણ બ્રહ્મ છે, આદિત્ય બ્રહ્મ છે ને મન બ્રહ્મ છે ઇત્યાદિ વાકયોમાં બતાવેલી છે. આ સઘળી વિભૂતિઓમાં બ્રહ્મ સમાનપણાંથી રહેલ છે તોપણ જેમ પાત્ર, મણિ, તરવાર ને દર્પણ આદિમાં શુદ્ધિભેદથી પ્રતિબિંબનો ભેદ છે તેમ વિભૂતિઓમાં શુદ્ધિભેદથી પરમાત્માના પ્રતિબિંબના ભેદને લીધે પ્રસન્નતા થવામાં પણ ભેદ છે. જેમ જેમ જે જે વિભૂતિમાં પ્રતિબિંબનો ને પ્રસન્નતાનો ભેદ છે તેમ તેમ તે તે વિભૂતિમાં ઉત્કૃષ્ટ, ઉત્કૃષ્ટતર ને ઉત્કૃષ્ટતમપણાનો વ્યવહાર સઘળા શાસ્ત્રોમાં કોઈપણ જાતની તકરાર વગર કરવામાં આવેલો છે. આ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર એક એક ગુણરૂપ ઉપાધિવાળા છે તો તે એક એક ગુણ કરતાં તે ગુણોનાં મૂળભૂત સામ્યાવસ્થા અધિકતર છે તેથી બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર કરતાં સામ્યાવસ્થારૂપ ઉપાધિવાળાં ભગવતીનીજ ઉપાસના સર્વોત્કૃષ્ટ છે. સર્વના કારણરૂપ સામ્યાવસ્થાજ સૌથી ઉત્કૃષ્ટ હોવી ઘટે છે. વળી બ્રહ્મમાં પ્રથમથીજ માયા છે તેથી માયાને બ્રહ્મની સાથે અવ્યવહિત સંબંધ છે ને ગુણો તો પછી પ્રકટેલા હોવાથી ગુણોને બ્રહ્મની સાથે સંબંધ માયાને લઈનેજ છે. આ પ્રકારે સામ્યાવસ્થામાં બ્રહ્મનો વ્યવધાન રહિત સંબંધ છે તેથી તેનીજ ઉપાસના મુખ્યતમ ને સર્વોત્કૃષ્ટ ગણાય છે. આથી સૂતસંહિતા આદિ ગ્રંથોમાં **परमतत्त्वप्रकाशस्तु रुद्रस्यैव महत्तरः । ब्रह्म विष्णवादि देवानां न तथा मुनिपुंगवाः**—હે મુનિઓ ! જેવો રૂદ્રને પરતત્વનો અત્યન્ત મોટો પ્રકાશ છે તેવો બ્રહ્મા ને વિષ્ણુ આદિ દેવતાઓનો નથી " એમ કહ્યુ છે. વળી સૂત ગીતામાં પણ કહ્યુ છે કે—**रुद्रः कथंचित्कार्यार्थं मनुते रुद्ररूपताम् । न तथा देवताः सर्वाःपरिस्फूरत्यल्पतावलात् ॥** રૂદ્રમાં સ્વરૂપનું સ્ફુરણ ઘણું છે તેથી તે પોતે કાર્યને વાસ્તેજ માંડમાંડ પોતાને રૂદ્રરૂપ માને છે અને અન્ય દેવતાઓમાં તો સ્વરૂપનુ સ્ફુરણ અલ્પ છે તેથી તેઓ રૂદ્રની પેઠે કોઇ સમયેજ દેહાભિમાન ધરે છે એમ નથી.

શંકા—બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર એક એક ગુણરૂપ ઉપાધિવાળા છે એમ સર્વ સંમત હોય તો તેઓનુ સામ્યાવસ્થારૂપે વર્ણન પુરાણાદિકમાં પણ કરેલુ છે તેનુ શુ કારણ !

સમાધાન—તેઓમાં બ્રહ્મ છે તે સામ્યાવસ્થારૂપે છે ને તે બ્રહ્મથી એ દેવતાઓ નોખા નથી તેથી તેઓને ત્યાં સામ્યાવસ્થારૂપ કહેલા છે. ત્યાં એવો આશય છે. આથીજ જો કે નૃસિંહ સત્વગુણવાળા વિષ્ણુનો અવતાર છે એમ સઘળી શ્રુતિઓ ને પુરાણોનો નિશ્ચય છે તોપણ તાપનીય ઉપનિષદ્મા તેમનું સામ્યાવસ્થારૂપથી વર્ણન કર્યું છે તે મળતુ આવે છે.

આ ઉપરથી માયા અને શક્તિ નામનાં બ્રહ્મરૂપ ભગવતીની ઉપાસનાજ મુખ્ય ને સર્વોત્કૃષ્ટ છે વાસ્તે ઉત્કૃષ્ટ વસ્તુની ઉપાસનાને ઈચ્છનારા મુમુક્ષુલોકોએ તથા સઘળા

મનોરથોને ઈચ્છનારા અન્ય પુરૂષોએ પણ તેનો જ આશ્રય કરવો યોગ્ય છે. એવુ સિદ્ધ થાય છે તોપણ અન્ય પુરાણોનાં વચનોથી આ વાતનું સ્પષ્ટ ઉપપાદન કરવામાં આવે છે.

દેવી માહાત્મ્યમાં કહ્યુ છે કે—

ब्रह्मविद्या जगद्धात्री सर्वेषां जननी तथा ।
यया सर्वमिदं व्याप्तं त्रैलोक्यं सचराचरम् ॥
सैव सेव्या च पूज्या च नान्यद्वै देवतांतरम् ॥

આ જગતનું પાલન કરનાર અને બ્રહ્મવિદ્યારૂપ ભગવતીથીજ આ સઘળું સચરાચર ત્રૈલોકયવ્યાપ્ત છે વાસ્તે એમનુ જ સેવન ને પૂજન કરવુ જોઇએ. અન્ય દેવોનુ ન કરવુ જોઇએ.

તન્ત્રગ્રંથોમાં કહ્યુ છે કે—

एवं यः पूजयेद्भक्त्या प्रत्यहं परमेश्वरीम् ।
भुक्त्वाभोगान्यथाकामंदेवीसायुज्यमाप्नुयात्॥
यो न पूजयते नित्यं चंडिकां भक्तवत्सलाम्।
भस्मीकृत्यास्यपुण्यानि निर्दहेत्परमेश्वरी॥

જે પુરૂષ આ પ્રકારે ભક્તિથી નિત્ય પરમેશ્વરીની પૂજા કરે છે તે પુરૂષ પોતાની ઇચ્છા પ્રમાણે ભોગો ભોગવીને દેવીનાં સાયુજ્યપદને પામે છે. જે પુરૂષ નિત્ય ભક્તવત્સલ ચંડિકાનુ પૂજન નથી કરતા તેનાં પુણ્યોને બાળી નાખીને પરમેશ્વરી તેઓને પણ બાળી નાખે છે.

ઉપરનાં વચનોમાં નિત્ય શબ્દ છે તેથી જેમ સંધ્યાદિ નિત્ય છે તેમ ભગવતીની ઉપાસના પણ નિત્ય છે એમ સમજવુ.

અન્ય પુરાણોમાં પણ કથન છે કે—

आराध्या परमा शक्तिः सर्वैरपि सुरासुरैः ।
मातुःपरतरं किंचिन्नाधिकं भुवनत्रये ॥

\+ + + + + +

ओंकारं पितृरूपेण गायत्रीं मातरं तथा ।
पितरौ यो न जानाति स विप्रस्त्वन्यरेतजः ॥

સઘળા દેવલોકો ને દાનવલોકોએ તેજ પરમશક્તિની ઉપાસના કરવી જોઈએ. ત્રૈલોકયમાં એ માતાથી અધિકતર બીજું કશુ પણ નથી. જે બ્રાહ્મણ ઓંકારને પિતારૂપ ને ગાયત્રીને માતારૂપ નથી જાણતો તે તેનાં માતાપિતાને ન જાણતો હોવાથી તેને જારનાં વીર્યથી ઉત્પન્ન થયેલો છે એમ જાણવું.

કાલોત્તરમાં પણ કહ્યું છે કે—

धिग्धिग्धिग्धिक्चतज्जन्मयोनपूजयतेशिवाम् ।
जननीं सर्वजगतः करुणारससागराम् ॥

અખિલ જગત્નાં માતાને કરૂણારસનાસાગરરૂપ ભગવતી શિવાદેવીને જે પૂજતો નથી તેના જન્મને ધિક્કાર છે, ધિક્કાર છે અને ધિક્કાર છે.

આ પ્રમાણે બીજા એકાનેક પ્રમાણોથી ભગવતીની ઉપાસનાનુ મુખ્યપણુ સિદ્ધ થાય છે. આટલો પ્રસ્તાવ દર્શાવ્યા પછી આ શ્રીમદ્દેવીભાગવતનુ ગુર્જર ભાષામાં યથામતિ આખ્યાન શ્રીગૌડપાદને અનુસરીને કરવામાં આવેલું છે.

મારી ભયંકર માંદગી હોવાથી આ શ્રીમદ્દેવીભાગવતના પ્રુફો મે વાંચેલાં નથી ને પ્રસિદ્ધ કર્ત્તાએ બનતી કાળજીથી છપાવ્યુ છે છતાં તેમાં વાંચન દોષ, મુદ્રાદોષ ને સમજણભેદથી જે કાંઈ અનુચિત દેખાયુ હોય તેની ક્ષમા ચાહુ છુ.

આ ભાષાંતર કરવામાં 'શ્રીમદ્દેવી ભાગવત ભાષા અને શ્રીમદ્ ભગવતી ભાગવત ભાષાન્તર' નામના હિંદી ને ગુજરાતી ગ્રંથોની બહુ વિશેષ સહાયતા મળેલી હોવાથી ઉક્ત ગ્રંથકારોનો સંપૂર્ણ આભાર માની ગુર્જર ભાષાંતરવાળી દેવીભાગવત સંહિતા વાચકવર્ગના કરકમળમાં મૂકીને પરમેશ્વરી પાસે અહોનિશ એજ માગીએ છીએ કે પ્રાણીમાત્રનુ નિરંતર તેજગદંબા અભિષ્ટકરો. अस्तु.

વેદાન્ત કવિ.

# શ્રીમદ્દેવી ભાગવતનાં મહાત્મ્યનું ભાષાન્તર.

## અધ્યાય ૧ લો.

सृष्टौ या सर्गरूपा जगदवनविधौ पालिनी या च रौद्री।
संहारे चापि यस्या जगदिदमखिलं क्रीडनं या पराख्या।
पश्यन्ती मध्यमाथो तदनु भगवती वैखरी वर्णरूपा।
सास्मद्वाचं प्रसन्ना विधिहरिगिरिशाराधितालंकरो
तु ॥ १ ॥

સમગ્ર સૃષ્ટિમાં જે ઉત્પત્તિરૂપ છે, જગત્‌ના ઉપાદાન કારણ વિધિમાં જે પાલન કરવાની શક્તિરૂપ છે. અને સંહાર કરવાના કામમાં જે રૌદ્રી શક્તિ છે અથવા રૂદ્રરૂપ થઇને સંહાર કરે છે, જે જગદંબાને આ સચરાચર જગત્ એક રમત માત્ર છે, જે "પરા, પશ્યન્તી, મધ્યમા, અથવા વૈખરી વાણીરૂપ છે અને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેની નિરંતર આરાધના કરે છે તે પ્રસન્ન વદનવાળાં ભગવતી આ મારી વાણીને રસમય–અલંકૃત કરો. [૧] નારાયણ નર નરોત્તમ અને દેવી સરસ્વતીને સવિનય નમસ્કાર કરીને તથા વ્યાસજીને પ્રેમપૂર્વક પ્રણામ કરીને જય શબ્દનો ઉચ્ચાર કરવો જોઈએ. ઋષિ કહે છે–હે સૂત! તમે દીર્ઘ આયુષ્યવાળા થાઓ. તમે અમને પુન્યરૂપ મનોહર એવી ભગવતીનાં ચરિત્રની ઉત્તમ કથા સંભળાવો છો. હે મહાબુદ્ધિમાન વ્યાસજીના શિષ્ય! [૩] સર્વ પાપને હરવાવાળા શ્રીવિષ્ણુના અવતારોની અદ્ભુત ચરિત્ર યુક્ત કથાઓ અમે ભક્તિ પૂર્વક શ્રવણ કરી છે [૪] શ્રીસદાશિવનાં દિવ્ય ચરિત્ર, ભસ્મનું મહાત્મ્ય અને રૂદ્રાક્ષનું મહાન્ મહાત્મ્ય હાસ્ય સહિત તમારા મુખકમળથી સાંભળ્યું છે.[૫] હવે અમે પવિત્રમાં પણ પવિત્ર એવી અને અનાયાસે ભક્તિ અને મુક્તિને દેવાવાળી ભગવતીની ઉત્તમ કથા સાંભળવાની અત્યંત ઉગ્ર ઇચ્છા રાખીએ છીએ.[૬] તો હે મહાભાગ! કૃપા કરીને તે ઉત્તમ તત્વ અમને કહો કે જેને શ્રદ્ધાપૂર્વક સાંભળવાથી મનુષ્યને મહાન સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. કલિયુગમાં ઉત્પન્ન થતા સર્વ સંદેહનું છેદન કરનારાં ઉત્તમ તત્વોને અમે જાણતા નથી.[૭] સૂત કહે છે–હે મહાભાગ! સર્વ લોકના કલ્યાણને માટે તમે મને શ્રેષ્ઠ વાત પુછી છે તો હું હવે ઉત્તમ પ્રકારે સર્વ શાસ્ત્રના સારનુ યથાસ્થિત વર્ણન કરૂં છું.[૮] ત્યાં સુધીજ તીર્થ, વ્રત અને પુણ્ય ગર્જના કરે છે કે જ્યાંસુધી મનુષ્યોએ સારી રીતે શ્રદ્ધાથી યથાસ્થિત દેવી ભાગવત સાંભળ્યું નથી.[૯] વળી ત્યાં સૂધીજ મનુષ્યોને આ પાપરૂપ અટવી (જંગલ) નિરંતર કલેશ કરનારી અને કંટક વળગાડનારી છે કે જ્યાં સૂધી મનુષ્યોને દેવીભાગવતરૂપી પરશુ (કુવાડી) પ્રાપ્ત થઇ નથી.[૧૦] ત્યાંસૂધીજ અજ્ઞાની મનુષ્યોને ઉપસર્ગરૂપ મહા અંધકાર કલેશ અને કષ્ટ આપવા વાળો છે કે જ્યાંસૂધી દેવીભાગવતરૂપ સૂર્યનો ઉદય થયો નથી.[૧૧] ઋષિ કહે છે–હે સૂત! હે મહાભાગ! આપ કૃપા કરીને કહો કે એ પુરાણ કેવુ છે અને એ પુરાણના શ્રવણની વિધિ શું છે?[૧૨] એ પુરાણ કેટલે દિવસે સાંભળી રહેવાય છે? એનુ પૂજન કેટલા પ્રકારથી થાય છે? આ ભાગવત પ્રથમ કોણે શ્રદ્ધાથી સાંભળ્યું?

અને તે સાંભળનાર એથી કઇ કઇ કામનાઓને પ્રાપ્ત થશે.[૧૩] સૂત કહે છે—શ્રીવિષ્ણુ ભગવાનના અંશથી સત્યવતીને વિષે પારાશર રૂષિના અંશથી વેદવ્યાસ મુનિ પ્રગટ થયા તેને વેદના નોખાનોખા વિભાગ કરી શ્રદ્ધાળુ શિષ્યોને ભણાવ્યા.[૧૪] વ્રાત્યપતિ અને દ્વિજાધમને વેદના અનધિકારી દેખી તેને સ્રીને અને દુર્બુદ્ધિ મનુષ્યોને કયે પ્રકારે જ્ઞાન પ્રાપ્ત થશે[૧૫] એ વાત ને ભગવાન વેદવ્યાસ મનમાં વિચારી તેઓનો ધર્મ જાણવાને માટે પુરાણ સહિતાનો વિચાર કરવા લાગ્યા.[૧૬] તે પછી ભગવાન વેદવ્યાસમુનિએ અઢાર પુરાણ નિર્માણ કરી તેમાંથી મને ભારત નામનુ આખ્યાન ભણાવવા લાગ્યા.[૧૭] એ સર્વે પુરાણોમાં શ્રીદેવી ભાગવત નામનું પુરાણ ભોગ અને મોક્ષ એ બન્નેને આપનારૂ છે.[૧૮] તે તેણે પોતેજ જન્મેજય રાજાને સભળાવ્યુ હતુ.[૧૯] પૂર્વે જ્યારે જન્મેજય રાજાના પિતા પરિક્ષિતરાજાને તક્ષક નાગ કરડવાથી મૃત્યુ પામ્યો હતો તેની શુદ્ધિને માટે વેદવ્યાસ મુનિના મુખકમળથી કથા સાંભળી નવ દિવસ સુધી તેણે ત્રૈલોકયની માતા ભગવતીનુ વિધિવત્ યથાસ્થિત પૃજન કર્યુ હતુ.[૨૧] એ નવાહયજ્ઞ સપૂર્ણ થતાં રાજા પરિક્ષિત દિવ્ય દેહી થઇને તેજ વખતે સાકેત લોકમાં ચાલ્યો ગયો[૨૨] એ પ્રમાણે રાજા જન્મેજય પોતાના પિતાની દિવ્ય ગતિ થયેલ દેખીને વ્યાસ મુનિની પૂજા કરીને પુન કહેવા લાગ્યો.[૨૩] અઢારે પુરાણોમાં આ દેવી ભાગવત નામનુ પુરાણ સર્વથી શ્રેષ્ઠ ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની પ્રાપ્તિ કરાવનારૂ છે[૨૪] જે મનુષ્ય સદા શ્રદ્ધાભક્તિથી શ્રીદેવી ભાગવતની કથા શ્રવણ કરે છે તે માણસને કોઈ પણ સિદ્ધિ દુર નથી

માટે સર્વ મનુષ્યોએ સદા દેવીભાગવત અવશ્ય વાંચવુ જોઇએ.[૨૫] કોઇ પણ માણસ અહોરાત્ર, અરધો દિવસ, દિવસનો ચોથો ભાગ, એક મુહૂર્ત, વા ક્ષણમાત્ર પણ જે ભક્તિપૂર્વક દેવી ભાગવતની કથા શ્રવણ કરે છે તો કદિ પણ તેની દુર્ગતી થતી નથી.[૨૬] સર્વ યજ્ઞ, સર્વ તીર્થ, અને સર્વ પ્રકારનાં દાન કરવાથી મનુષ્યને જે ફળ મળે છે તે એકજ વખત આ દેવી ભાગવત પુરાણ સાંભળવાથી મળે છે.[૨૭] સત્યયુગાદિમાં તો બહુજ ધર્મનો વિસ્તાર હતો પણ કળિયુગમાં કેવળ પુરાણ શ્રવણ કરવા સમાન કોઇ ઉત્તમ ધર્મ નથી.[૨૮] કલિયુગમાં ધર્માચરણથી રહિત અલ્પાયુષી મનુષ્યોને માટે વ્યાસજીએ તેઓનો અનુગ્રહ કરવા સારૂં આ પુરાણરૂપી અમૃતરસ નિર્માણ કર્યો છે.[૨૯] એજ અમૃતરસનું પાન કરવાથી મનુષ્ય અજર અમર પણાને પામે છે અને એનુ આખુ ફળ અજર અમર થઇ જાય છે.[૩૦] આ બાબતમાં મહિના અથવા દિવસનો કઈ પણ નિયમ નથી કારણ કે દરેક મનુષ્યોએ સદા દેવી ભાગવતનુ સેવન કરવુજ જોઈએ[૩૧] અથવા આશ્વિન, ચૈત્ર, વૈશાક, જયેષ્ઠ વા ચારે નવરાત્રમાં આ દેવી ભાગવતનું શ્રવણ વિશેષ ફળદાયક છે[૩૨] માટે આ નવાહયજ્ઞ સપૂર્ણ પુણ્ય કાર્યોમાં અધિક ફળદાતા હોવાથી મનુષ્યોને ફળદાયક છે[૩૩] જે દુષ્ટ હૃદયવાળા, પાપીષ્ટ, મૂઢ, મિત્રદ્રોહી, અને મિત્રની નિંદા કરવાવાળા છે, હિંસા કરવામાં પ્રીતિવાળા છે નાસ્તિક માર્ગમાં પ્રવર્તરહેવાવાળા છે તેઓ પણ કલિયુગમાં નવાહયજ્ઞથી પવિત્ર થઈ જાય છે.[૩૪] જે માણસ પારકું ધન અને પારકી સ્રીનું હરણ કરવામાં લુબ્ધ રહે છે, જે કળિયુગના મહા પાપનો ભાગી છે, જે ગાય,

દેવતા અને બ્રાહ્મણોની ભક્તિથી વિમુખ છે તે પણ નવાહયજ્ઞ કરવાથી શુદ્ધ થઈ જાય છે.[૩૫] ઉગ્ર તપ, વ્રત અનેક તીર્થોનુ સેવન, અનેક દાન, નિયમ, યજ્ઞ, અને અગ્નિહોત્રથી જે ફળની પ્રાપ્તિ થાય છે તે ફળ મનુષ્યને નવાહયજ્ઞ કરવાથી મળે છે.[૩૬] ગંગા, ગયા, કાશી, નૈમિષારણ્ય, પુષ્કર, અને બદ્રીવન શીઘ્ર પવિત્ર નથી કરી શકતાં કે જે પ્રકારે હે બ્રાહ્મણો ! આ દેવી યજ્ઞ પવિત્ર કરે છે.[૩૭] માટે આ દેવી ભાગવત સર્વ પુરાણોમાં શ્રેષ્ઠ છે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની પ્રાપ્તિ કરવાનુ ઉત્તમ સાધન છે [૩૮] આશ્વિન શુકલ પક્ષમાં જ્યારે સૂર્ય કન્યારાશિમાં આવે ત્યારે મહા અષ્ટમીમાં પૂજન કરી સુવર્ણના સિંહાસન ઉપર દેવીની પ્રીતિને વાસ્તે "શ્રીદેવી ભાગવત"નો પુણ્ય ગ્રંથ મૂકી તે ગ્રંથ યોગ્ય બ્રાહ્મણને આપવાથી દેવીની પદવીને પમાય છે.[૩૯] આ દેવી ભાગવતના એક અથવા અરધા શ્લોકનો જો ભક્તિથી પાઠ કરવામાં આવે છે તો તે પાઠ કરનાર દેવીની પ્રીતિને પાત્ર થાય છે.[૪૦] મહામારીનું ઘોર આક્રમણ અને ઉગ્ર ઉત્પાત આ ભાગવતના શ્રવણ કરવાથીજ શાંત થઈ જાય છે.[૪૧] જે બાળગ્રહની પીડા અને ભૂતપ્રેતાદિકથી ભય થાય છે તે આ દેવી ભાગવતના શ્રવણથી દુર થઇ જાય છે.[૪૨] જે માણસ આ દેવી ભાગવતને ભક્તિથી સંભળાવે છે અથવા સાંભળે છે તેને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પદાર્થ પ્રાપ્ત થાય છે.[૪૩] પ્રસેનની શોધમાં ઘણા દિવસ થયાં ગયેલાં ભગવાન વાસુદેવની ચિંતામાં વ્યાકુળ થયેલા વસુદેવજીને આ ભાગવત સાંભળવાથી પ્રિય પુત્ર શ્રીકૃષ્ણનુ તુરત દર્શન થયુ અને તે બહુજ પ્રસન્ન થયા.[૪૪] જો ભક્તિથી આ ભાગવતની કથાનું શ્રવણ કરે છે અને ભક્તિથી ભણે છે તેને ભક્તિ અને મુક્તિ પ્રાપ્ત થાય છે.[૪૫] અપુત્રને પુત્ર થાય છે, દરિદ્રીને ધનની પ્રાપ્તિ થાય છે અને મહા રોગથી પીડા પામતો પીડાથી મુક્ત થાય છે. એવા પ્રકારનુ આ ભાગવત રૂપી અમૃત છે[૪૬] જે સ્ત્રી વંધ્યા, કાકવંધ્યા, અને મૃતપુત્રને જણનારી થાય છે તે સ્ત્રી આ દેવી ભાગવતનુ શ્રવણ કરવાથી દીર્ઘાયુષી પુત્રવાળી થાય છે.[૪૭] જે ઘરમાં નિત્ય શ્રી ભાગવતનાં પુસ્તકની પૂજા થાય છે ઘર તીર્થરૂપ ગણાય છે અને તેમાં નિવાસ કરવાવાળાનાં પાપ નાશ પામે છે.[૪૮] અષ્ટમી, ચૌદશ, અને નવમીને દિવસે ભક્તિપૂર્વક જે ભણે છે અથવા સાંભળે છે તેને પરસિદ્ધિની પ્રાપ્તિ થાય છે.[૪૯] આ ભાગવત ભણવાથી બ્રાહ્મણ વેદ જાણનારાઓમાં અગ્રણી થાય છે, ક્ષત્રી ધરણીપતિ થાય છે, વૈશ્ય ધનાદિથી સમૃદ્ધિમાન બને છે. શુદ્ર શ્રવણ કરવાથી કુળમાં ઉત્તમ થાય છે.[૫૦]

पठन्द्विजोवेदग्रणीर्भवेद्बाहुप्रजातोधरणीपतिः स्यात् ॥
वैश्यःपठन्वित्तसमृद्धिमेतिशूद्रोपिशृण्वन्स्वकुलोत्तमस्स्यात् ॥ ५० ॥

ઈતિશ્રી સ્કન્દપુરાણે માનસખંડે દેવીભાગવત માહાત્મ્યે પ્રથમોઽધ્યાય. ૧.

---

# અધ્યાય ૨ જો.

ઋષય ઉચુઃ

वसुदेवोमहाभाग कथं पुत्रमवाप्तवान् ॥
प्रसेनःकुत्र कृष्णेन भ्रमतान्वेषितः कथम् ॥१॥

ઋષિ કહે છે—હે મહાભાગ! વસુદેવજીને કેવી રીતે પુત્રની પ્રાપ્તિ થઇ ? પ્રસેન કોણ હતો કે જેને શ્રીકૃષ્ણ શોધવા ગયા ?[૧] અને કઈ વિધિથી કોની પાસેથી કેવી રીતે વસુદેવ-

જીએ આ દેવી ભાગવત સાંભળ્યું. તે હે બુદ્ધિમાન સૂત! તમે યથાર્થ કહો. [૨] સૂત કહે છે—ભોજ વંશમાં ઉત્પન્ન થયેલો એક સત્રાજીત દ્વારકાપુરીમાં વસતો હતો તે સૂર્યની આરાધના કરવાથી ભાસ્કરનો ભક્ત અને સખા હતો. [૩] કેટલેક દિવસે સૂર્ય તેને પ્રસન્ન થયા તેની ભક્તિ અને નમ્રતા જોઇને તેને પોતાના લોકનુ દર્શન કરાવ્યુ. [૪] અને તેને પ્રસન્ન થઈને સૂર્યદેવે સ્યમંતક નામનો મણિ આપ્યો તે લઇ કંઠમાં ધારણ કરી તે દ્વારકામાં આવ્યો. [૫] એને પરિપૂર્ણ તેજસ્વી જોઈને દ્વારકાવાસીઓએ સૂર્ય જાણ્યો. અને સુધર્માએ સભામાં બેઠેલા શ્રીકૃષ્ણને આવીને કહ્યુ. [૬] આપનાં દર્શન કરવાને સૂર્યદેવ આવે છે એ વચન સાંભળીને શ્રીકૃષ્ણ હાસ્ય કરીને બોલ્યા. [૭] એ સવિતા નથી પણ સત્રાજીત મણિ ધારણ કરવાથી પ્રજ્વલિત થઈ રહ્યો છે, તે પ્રકાશમાન સૂર્યની આપેલ સ્યમતક મણિ લઈને આવે છે. [૮] પછી બ્રાહ્મણોને બોલાવી સ્વસ્તિવાચન કરાવી એ મણિ સહિત સત્રાજીત પોતાના ઘરમાં ગયો. [૯] જ્યાં પ્રતિદિન આઠભાર સુવર્ણ આપનાર મણિ રહે છે ત્યાં દુર્ભિક્ષ અને ઉપસર્ગનો ભય થતો નથી [૧૦] એક વખત સત્રાજીતનો ભાઈ પ્રસેન એ મણિને કઠમાં ધારણ કરી સિન્ધુ દેશના ઘોડા ઉપર બેશી મૃગયા કરવાને સારૂ વનમાં ગયો ત્યાં તેને એક સિંહે દીઠો તે સિંહે ઘોડા સહિત પ્રસેનને મારીને તે મણિ લઇ લીધો. [૧૧–૧૨] ત્યાં જામ્બવાન નામક ઋક્ષ રાજાએ એ મણિધર સિંહને દેખીને તેને ગુફાના દ્વાર આગળ જ મારી ને મણિ લઇ લીધો. [૧૩] તેણે તે મણિ પોતાના પુત્રને ક્રિડા કરવાને માટે આપ્યો તે તેજસ્વી મણિને પાસે રાખી તે બાળક રમવા લાગ્યો. [૧૪] અહિયાં પ્રસેનને ન આવ્યો જાણી સત્રાજીત બહુજ દુઃખ પામવા લાગ્યો અને કહ્યું કે કોણ જાણે કોણે મણિના લોભથી મારા બંધુને મારી નાંખ્યો. [૧૫] કેટલેક દિવસે પુરમાં વાત ચાલી કે મણિની ઈચ્છાથી કૃષ્ણે પ્રસેનને મારી નાંખ્યો. [૧૬] એ વાત શ્રીકૃષ્ણના સાંભળવામાં પણ આવી તેથી પોતાપર કલક આવ્યું જાણી તે કલંક દુર કરવા સારૂં કેટલાક લોકોને સાથે લઈ તેની તપાસ કરવાને ગયા. [૧૭] એ સર્વે વનમાં પહોચતાં ત્યાં પ્રસેનને મૃત્યુ પામેલ પડેલો દીઠો પછી તેના રૂધિરના છાંટાની નીશાનીએ તપાસ કરતા સિંહની સમિપમાં પહોંચ્યા. [૧૮] ગુફાના દ્વાર પાસે સિંહને મરેલ પડેલો દેખી કૃપાળુ ભગવાન પુરવાસીઓને કહેવા લાગ્યા. [૧૯] જ્યાં સૂધી હું અહીં ન આવું ત્યાં સૂધી તમે સર્વ અહિ ઉભા રહો. હું એ મણિનો તપાસ કરવા માટે આ બિલમાં પ્રવેશ કરૂં છું. [૨૦] એવુ કહેવાથી દ્વારકાં વાસીઓ ત્યાજ રહ્યા અને શ્રીકૃષ્ણે બિલમાં પ્રવેશ કર્યો કે જ્યાં જામ્બવાનનુ ઘર હતુ. [૨૧] ત્યાં શ્રીકૃષ્ણે મણિ ધારણ કરેલા જામ્બવાનના પુત્રને દીઠો એટલે જ્યાં તે મણિ લઈ લેવાની ઇચ્છા કરે છે ત્યાં તે બાળકને રાખવાવાળી ધાત્રીની એટલે રાડ પાડી. [૨૨] ધાત્રીનો એ ભયાનક શબ્દ સાંભળતાં ઋક્ષપતિ એકદમ આવ્યો અને શ્રીકૃષ્ણની સાથે વગર વિશ્રામે રાતદિવસ યુદ્ધ કરવા લાગ્યો. [૨૩] એ પ્રમાણે ૨૭ દિવસ સુધી એ બન્નેનુ યુદ્ધ ચાલ્યુ અને દ્વારકાવાસીઓ ગુફાના દ્વાર ઉપરજ ઉભા રહ્યા [૨૪] તે લોકો બાર દિવસ ત્યાં ઉભા રહ્યા પછી ભય પામી પોતાને સ્થાનકે ચાલ્યા ગયા અને ત્યા તેણે સર્વ વૃતાંત કહી સમજાવ્યો. [૨૫] તે ખબર સાંભળી સર્વ વ્યાકુળ થયા અને સત્રાજીતને ધીક્કારવા લાગ્યા અને મહાભાગ વ-

સુદેવજી પોતાના પુત્રની વાત સાંભળી સ-પરિવાર શોક સાગરમાં પડયા અને વિચાર કરવા લાગ્યા કે હવે અમારૂં મંગળ શી રીતે થાય [૨૬-૨૭]એ વખતે બ્રહ્મલોકમાંથી દેવર્ષિ ત્યાં આવ્યા એટલે વસુદેવજીએ ઉભા થઇ પ્રણામ કરીને તેનું પૂજન કર્યું. [૨૮] તે વખતે દેવર્ષિ નારદજી વસુદેવજીને પુછવા લાગ્યા. હે યદુ શ્રેષ્ઠ ! આ વખતે આપ શા વિચારમાં પડયા છો તે કહો.[૨૯] વસુદેવ કહે છે—મહારાજ ! મારા પ્રિય પુત્ર શ્રીકૃષ્ણ પુરવાસીઓને સાથે લઈ પ્રસેનને શોધવાને વનમાં ગયા ત્યાં તેને મૃત્યુ પામી પડેલો દીઠો ત્યાંથી આગળ બિલના દ્વાર પાસે એક મરેલા સિંહને પડેલ દીઠો એટલે તે દ્વાર પાસે સાથેના પુરવાસીઓને ઉભા રાખી પોતે તે બિલની અંદર ગયા તે વાતને ઘણા દિવસ થઈ ગયા તોપણ આજ સુધી મારો પુત્ર આવ્યો નહિ એથી મને બહુજ શોચ થાય છે હવે એ જે રીતે મને પ્રાપ્ત થાય તે ઉપાય આપ કૃપા કરી કહો. [૩૦-૩૨] નારદજી કહે છે—હે યદુ શ્રેષ્ઠ ! પુત્રપ્રાપ્તિને માટે તમે શ્રી અંબિકા દેવીની આરાધના કરો. શ્રી અંબિકાનુ આરાધન કરવાથી તમારૂ શિઘ્ર કલ્યાણ થશે.[૩૩] વસુદેવજી કહે છે—હે ભગવન્ એ અંબિકા દેવી કોણ છે અને એનો શો પ્રભાવ છે. હે દેવર્ષે એનુ આરાધન કેવે પ્રકારે થાય છે તે આપ કૃપા કરીને કહો.[૩૪] નારદજી કહે છે—હે મહાભાગ ! વસુદેવજી ! સંક્ષેપમાં કહું તે તમે મારી પાસેથી સાંભળો. વિસ્તાર પૂર્વક દેવીનુ માહાત્મ્ય કહેવા કોઈ સમર્થ નથી.[૩૫] આ નિત્યા ભગવતી સચ્ચિદાનંદ સ્વરૂપી છે, પરથી પણ પર છે, જેણે આ સર્વ જગત વ્યાપ્ત કર્યું છે.[૩૬] જેની આરાધના કરવાથી બ્રહ્મ ચરાચરની સૃષ્ટિ પેદા કરે છે અને જેની સ્તુતિ કરવાથી બ્રહ્માજી મધુકૈટભના ભયથી મુક્ત થયા છે.[૩૭] જેની કૃપાથી ભગવાનવિષ્ણુ આ જગતનું પાલન કરે છે અને જે શક્તિની કૃપાદૃષ્ટિથી રૂદ્ર સંહાર કરે છે.[૩૮] એ દેવી સંસારના બંધનનું કારણ અને મુક્તિ દેવાવાળી છે. અને એ દેવી પરમા વિદ્યા અને સર્વની ઈશ્વરી છે.[૩૯] નવરાત્રીના વિધાનથી જગદમ્બિકાનું પૂજન પ્રેમપૂર્વક કરીને નવ દિવસ પર્યંત દેવી ભાગવત પુરાણ સાંભળો.[૪૦] જેના શ્રવણ માત્રથી તમને તુરત પુત્ર દર્શન થશે. આ ભાગવત ભણવાવાળાને અને સાંભળનારાને ભક્તિમુક્તિ દુર નથી.[૪૧] આ પ્રમાણે નારદજીનુ કહેવુ સાંભળી વસુદેવજી પ્રણામ કરીને પરમ પ્રીતિથી નારદજીને કહેવા લાગ્યા.[૪૨] વસુદેવજી કહે છે—હે ભગવાન્ ! આપના કહેવાથી મને મારૂ વૃત્તાંત સ્મરણમાં આવ્યું તે સાંભળો. દેવીના માહાત્મ્યની વાત આપને કહુ છુ. પહેલાં કંસે આ પ્રમાણે આકાશ વાણી સાંભળી કે દેવકીના આઠમા ગર્ભથી તારૂ મૃત્યુ થશે એમ સાંભળી ભય પામી મને ભાર્યા રહિત રોકી રાખ્યો ત્યારે હુ મારી સ્ત્રી દેવકી સહિત કારાગૃહમાં રહેવા લાગ્યો, પછી એ પાપાત્મા કંસે મારા ઉત્પન્ન થતા પ્રત્યેક પુત્રને તત્કાળ મારી નાંખ્યા.[૪૫] એ પ્રમાણે જ્યારે એણે મારા છ પુત્રને માર્યા તેથી હુ અત્યંત શોકાતુર થયો અને મારી સ્ત્રી દેવકી પણ રાત દિવસ તપાયમાન રહેવા લાગી ત્યારે મે ગર્ગમુનિને બોલાવ્યા તેમને પ્રણામ કરી અને પ્રેમ પૂર્વક તેનુ પૂજન કરી દેવકીના દુઃખની વાત કરી. પુત્રની કામના માટે કહ્યુ. [૪૬-૪૭] હે ભગવાન ! હે કરૂણાસાગર ! આપ યાદવોના ગુરૂ છો, તો કૃપા કરી એવું સાધન કહો કે

જેથી આયુષ્માન્ પુત્રની પ્રાપ્તિ થાય.[૪૮] ત્યારે દયાનિધિ ગર્ગમુનિ પ્રસન્ન થઇને મને કહેવા લાગ્યા કે હે મહાભાગ ! વસુદેવજી એક સાધન કહું છું તે તમે પ્રસન્ન વદને શ્રદ્ધાપૂર્વક સાંભળો.[૪૯] જે દુર્ગા ભગવતી ભાવિક ભક્તોની દુર્ગતીને દુર કરનારી છે એ કલ્યાણકારીણીનું આરાધન કરો એટલે તમારા મનોરથની પ્રાપ્તિ શિઘ્ર થશે.[૫૦] જેની આરાધના કરવાથી સર્વ કામના ફળિભૂત થાય છે. દુર્ગાનું પૂજન કરવાવાળાને આ લોકમાં કંઇ પણ દુર્લભ નથી.[૫૧] આ પ્રમાણે તેમનું વચન સાંભળી હું અને મારી સ્ત્રી અત્યંત પ્રસન્ન થયાં. તે પછી મેં પરમ ભક્તિથી હાથ જોડીને ગર્ગમુનિને કહ્યું.[૫૨] વસુદેવજી કહે છે—હે ભગવન્ ! હે કૃપાનિધાન ! જો આપની મારા ઉપર પુરણ પ્રીતિ છે તો હે ગુરૂ ! મારે માટે આપ ભગવતીનું આરાધન કરો.[૫૩] કંસને ઘેર કારાગૃહમાં પડેલો હું કંઈ પણ કરી શકું એમ નથી તો હે મહામતે ! એ કારણથી આપજ આ દુઃખ સાગરથી મારો ઉદ્ધાર કરો.[૫૪] એ પ્રમાણે વસુદેવનાં વચન સાંભળી પ્રસન્ન વદને મુનિરાજે કહ્યું. હે વસુદેવજી ! તમારી પ્રીતિને માટે હું જેમ બનશે તેમ તમારૂં હિત કરીશ.[૫૫] તે પછી મારી પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા ગર્ગમુનિ પોતાને ઘેર જઇ કેટલાક બ્રાહ્મણોને સાથે લઈ દુર્ગા દેવીની આરાધના કરવા માટે વિંધ્યાચલમાં ગયા.[૫૬] ત્યાં જઇ ભક્તને અભિષ્ટ આપનારી જગત્‌ની માતા ભગવતી દેવીના મંત્રનો જપ અને સ્તોત્ર કવચાદિના પાઠથી પ્રેમપૂર્વક આરાધન કરવા લાગ્યા.[૫૭] જ્યારે નિયમસર કરવા માંડેલું આરાધન સાંગોપાંગ પરિપૂર્ણ થવા આવ્યું ત્યારે અશરીરિણી આકાશ વાણી થઈ કે હે મુનિ ! તમારા આરાધનથી હું બહુજ પ્રસન્ન થઈ છું. તેથી તમારા કાર્યની અવશ્ય સિદ્ધિ થશે.[૫૮] ભૂમિનો ભાર ઉતારવા માટે મે ભગવાનને પ્રેરણા કરી છે. તે વસુદેવથી દેવકીમાં પોતાના અંશથી અવતાર ધારણ કરશે.[૫૯] એટલે વસુદેવજી કંસના ભયથી એ બાળકને લઈ તુરત ગોકુળમાં નંદરાયને ઘેર મુકી આવશે.[૬૦] અને ત્યાંથી યશોદાની કન્યાને તુરત પોતાને ઘેર લાવી કંસ રાજાને દેશે એટલે કંસ તેને મારવાને માટે પૃથ્વી ઉપર પછાડશે, તે વખતે તે કન્યા તેના હાથમાંથી છટકી દિવ્ય શરીર ધારણ કરી મારા અંશથી વિંધ્યાચળમાં રહી સમગ્ર જગતનું હિત કરશે.[૬૧-૬૨] આ પ્રમાણેનાં વચન સાંભળી જગદમ્બાને પ્રેમ પૂર્વક પ્રણામ કરી ગર્ગમુનિ પ્રસન્ન વદને મથુરામાં આવ્યા.[૬૩] એ પ્રમાણે ગર્ગાચાર્યના મુખથી મહાદેવીના વરદાનની વાત સાંભળી હું અને મારી સ્ત્રી બન્ને પરમ આનંદ પામ્યા.[૬૪] એ દિવસથી હું દેવીના માહાત્મ્યને વિશેષરૂપથી જાણું છું અને હે દેવર્ષિ ! આપના મુખકમળથી પણ સાંભળ્યુ છે.[૬૫] માટે હે દેવર્ષિ ! આપજ એ દેવીભાગવતનું શ્રવણ કરાવો. અમારાં અહોભાગ્ય કે આપ અમને પ્રાપ્ત થયા.[૬૬] એ પ્રમાણે વસુદેવનાં વિનય વચન સાંભળી નારદજી પ્રસન્ન થઈને શુભ દિવસ અને શુભનક્ષત્ર જોઈ કથાનો આરંભ કરવા લાગ્યા. ચાલતી કથામાં અનાયાસે આવતા વિઘ્નના નિવારણને માટે પુરવાસી બ્રાહ્મણોદ્વારા નવાક્ષર મંત્રનો જપ અને માર્કણ્ડેય પુરાણોક્ત દેવીના સ્તવનપાઠ કરાવવા લાગ્યા.[૬૭-૬૮] નારદજીના મુખ કમળથી નીકળતું પ્રથમ સ્કંધથી શરૂ કરેલ શ્રીમદ્દેવી ભાગવત્ વસુદેવજી પ્રેમપૂર્વક સાંભ-

ળવા લાગ્યા.[૬૯] એ પ્રમાણે નવ દિવસ સુધી ચાલતી કથામાં વસુદેવજી ગ્રંથની અને વક્તાની પૂજા કરવા લાગ્યા.[૭૦] ત્યાં શ્રીકૃષ્ણ અને જામ્બવાનના યુદ્ધમાં કૃષ્ણના મુષ્ટિપ્રહારથી જામ્બવાનનું અંગ શિથિલ થઈ ગયું, ત્યારે તેને સ્મૃતિ આવતાં ભગવાનને પ્રણામ કરી પોતાના અપરાધની ક્ષમા માગતો કહેવા લાગ્યો.[૭૧-૭૨] હે ભગવન્ ! મને હવે યાદ આવ્યું કે આપના કોપથી મહાસાગર ક્ષોભ પામ્યો છે. અને લંકામાં જઇ આપે અનુચરો સહિત રાવણનો વધ કર્યો છે.[૭૩] હે કૃષ્ણ એજ આપ છો તો હવે આ દુરાત્માના અપરાધની ક્ષમા કરો અને કહો કે હુ આપનું શું પ્રિય કરૂ ! હું આપનો દાસ છુ.[૭૪] આ પ્રમાણે જામ્બવાનનાં વચન સાંભળી શ્રી કૃષ્ણ કહેવા લાગ્યા કે હે ઋક્ષરાજ ! હુ આ મણિ મેળવવા માટે આ બિલમાં આવ્યો છું.[૭૫] એમ સાંભળી પ્રસન્ન થઇને ઋક્ષરાજે પોતાની જામ્બવતી નામની કન્યા અને સ્યમંતક નામનો મણિ શ્રીકૃષ્ણનું પ્રેમ પૂર્વક પૂજન કરી દાનમાં આપ્યાં.[૭૬] શ્રીકૃષ્ણ તે સ્રીને લઈ સ્યમતક મણિને કંઠમાં ધારણ કરી દ્વારકાં તરફ ચાલતા થયા.[૭૭] અહિં કથાની સમાપ્તિને દિવસ ઉદાર મનવાળા વસુદેવજી બ્રાહ્મણોને ભાવતાં ભોજન કરાવી દક્ષિણા આપતા હતા અને બ્રાહ્મણો શુભાશિર્વાદ આપતા હતા તે અરસામાં ભગવાન મણિ ધારણ કરી ભાર્યા સહિત ત્યાં આવ્યા.[૭૮-૭૯] ભાર્યા સહિત શ્રીકૃષ્ણને દેખી વસુદેવને હર્ષાશ્રુ આવ્યાં અને પરમાનંદ પ્રાપ્ત થયો. અને દેવર્ષિ નારદજી શ્રીકૃષ્ણના આવાગમનથી અતિ પ્રસન્ન થયા. તે પછી વસુદેવજી અને શ્રીકૃષ્ણને પ્રેમ પૂર્વક મળી બ્રહ્માની સભામાં ગયા.[૮૦-૮૧] આ ભગવાનનું ચરિત્ર અપયશને દૂર કરવાવાળું છે. જે માણસ આ ચરિત્રને શુદ્ધ બુદ્ધિથી ભણે અથવા સ્નેહ પૂર્વક સાંભળે તે માણસ આ જગતમાં સર્વ સુખને પામી સિદ્ધ કામનાવાળો થાય છે અને અન્તે મુક્તિને પામે છે.[૮૨]

**हरिचरितमिदंयत्कीर्त्तिसंदूषणघ्नं[illegible]विमल-**
**मत्याशुद्धबुद्धिः शृणोति ॥**
**सभवतिसुखपूर्णः सर्वदासिद्धकामो जगतिचवपु-**
**षोन्तेमुक्तिमार्गंलभेत ॥ ८२ ॥**

ઈતિશ્રી સ્કન્દપુરાણે માનસખંડે દેવી ભાગવત માહાત્મ્યે દ્વિતીયોધ્યાય ૨.

---

## અધ્યાય ૩ જો.

### સૂતઉવાચ.

**अथेतिहासमन्यच्चशृणुध्वंमुनिसत्तमाः ॥**
**देवीभागवतस्यास्यमाहात्म्यंयत्रवर्णीयते ॥ १ ॥**

સૂત કહે છે—હે રૂષિઓ એ પ્રમાણે એક બીજો ઇતિહાસ કહું છુ તે તમે સાંભળો કે જેમાં દેવી ભાગવતનું માહાત્મ્યરૂપ કીર્તન કર્યું છે.[૧] એક વખત લોપામુદ્રાના પતિ અગસ્ત્યમુનિ કુમારની પાસે ગયા અને ત્યાં તેનુ પૂજન કરી અનેક કથાઓ પુછવા લાગ્યા.[૨] ભગવાન સ્કંદજીએ અગસ્ત્યમુનિના પૃછવાથી અનેક કથાઓ કહી અને અનેક તીર્થોનાં માહાત્મ્ય પણ કહ્યાં.[૩] વારાણસી-મણિકર્ણિકાનું માહાત્મ્ય તથા ગંગાદિ અન્ય તીર્થોનાં માહાત્મ્ય પણ વિસ્તાર પૂર્વક કહ્યાં.[૪] તે સર્વનું શ્રવણ કરી અગસ્ત્યમુનિ પ્રસન્ન થયા અને પુન સર્વ લોકના હિતને માટે મહા તેજસ્વી કુમારને પૂછવા લાગ્યા.[૫] અગસ્ત્ય મુનિ કહે છે—હે ભગવન્ ! આપશ્રી દેવીભાગવતનું માહાત્મ્ય અને એ સાંભળવાની વિધિ મને કહો.[૬] દેવીભાગવત નામનું પુરાણ સર્વથી શ્રેષ્ઠ છે અને જેમાં ત્રૈલોક્યની

માતા ભગવતીનાં ચરિત્ર ગાયાં છે.[૭] સ્કંદજી કહે છે—શ્રીમદ્ભાગવતનું માહાત્મ્ય વિસ્તાર પૂર્વક કહેવા કોણ સમર્થ છે? પણ હે બ્રહ્મન્! હું તમને સક્ષેપમાં કહું છું તે શ્રદ્ધાથી સાંભળો.[૮] જે નિત્યા સચ્ચિદાનંદ રૂપિણી જગદાત્મિકા છે, જેમાં ભુક્તિ અને મુક્તિ એ બન્ને આપવાનુ અપૂર્વ સામર્થ્ય છે.[૯] હે મુનિ! આ દેવી ભાગવત એની વાઙ્મયી મૂર્તિ રૂપ છે તેને ભાવથી ભણવાથી અને શ્રદ્ધાયુક્ત સાંભળવાથી આ જગત્‌માં કંઇ પણ દુર્લભ નથી[૧૦] વિવસ્વતનો પુત્ર શ્રાદ્ધદેવ થયો છે તેને પુત્ર ન થવાથી વશિષ્ટમુનિની અનુમતિ લઇને તેણે પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કર્યો.[૧૧] તે સમયે શ્રાદ્ધદેવની સ્ત્રીએ હોતાને પ્રાર્થના કરી કે—હે ભગવન્! મારી ઈચ્છા એવી છે કે મને કન્યા ઉત્પન્ન થાય એવી તજવીજ કરો.[૧૨] પછી હોતાએ મનમાં વિચાર કરી કન્યા પ્રાપ્ત થવાને માટે હવીનુ દાન કર્યું તેથી તેના ફલની પ્રાપ્તિમાં ઈલા નામની કન્યા થઇ.[૧૩] તે કન્યાને દેખી રાજા મનમાં ખિન્ન થયો અને ગુરૂને કહ્યું કે હે પ્રભો! તમારો સંકલ્પ વિપરીત કેમ થયો?[૧૪] એ પ્રશ્ન સાંભળી મુનિએ ધ્યાન ધર્યું તેમાં તેનું કારણ જાણી ઈલાને પુરૂષપણું પ્રાપ્ત થવા માટે ઈશ્વરની પ્રાર્થના કરી.[૧૫] ત્યારે મુનિના તપના પ્રભાવે કરી અને પરમાત્માના અનુગ્રહથી ત્યાં સર્વના દેખતાં તત્કાલ ઈલા પુરૂષપણાને પ્રાપ્ત થઈ.[૧૬] પછી ગુરૂએ તેના સંસ્કાર કરી તેનું નામ સુદ્યુમ્ન રાખ્યું. તે સુદ્યુમ્ન જેમ સર્વ નદીઓ સાગરમાં મળે છે તેમ સર્વ વિદ્યાનો સાગર થયો.[૧૭] સુદ્યુમ્ન યુવાન થતાં એક દિવસ સિન્ધુ દેશના ઉત્તમ અશ્વ પર સવાર થઈ વનમાં મૃગયા કરવાને ગયો.[૧૮] એક વનમાંથી બીજા વનમાં એમ અનુચરો સહિત જંગલમાં ભ્રમણ કરવા લાગ્યો, એમ કરતાં પ્રારબ્ધ યોગે હિમાલયની તલાટીમાં ચાલ્યો ગયો[૧૯] ત્યાં એક સમય શિવા સહિત શિવજી આનંદપૂર્વક રમણ કરતા હતા તે વખતે કેટલાક મુનિઓ શિવદર્શનની લાલસાથી ત્યાં આવ્યા તેને જોઇને શિવજીનાં પ્રિય પત્ની પાર્વતી શરમાયાં અને એ બન્નેને પ્રેમપૂર્વક વિહાર કરતાં જોઇ દર્શનાર્થે આવેલા મુનિઓ નિવૃત્ત થઇ વૈકુંઠ તરફ ચાલ્યા ગયા તે વખતે પોતાની પ્રિયાનું હિત કરવાની ઇચ્છાથી શિવજીએ તે વનને શ્રાપ આપ્યો કે "આજથી જે પુરૂષ આ સ્થળમાં આવશે તે સ્રીપણાને પામશે."[૨૦-૨૩] તે દિવસથી કોઇ પુરૂષ તે સ્થાનમાં જતો નહિ ત્યાં સુદ્યુમ્ન ગયો કે તુરતજ સ્રી થઈ ગયો.[૨૪] પોતાની સાથે આવેલા સર્વ અનુચરો અને અશ્વને પણ સ્રીરૂપ દેખી મનમાં બહુ વિસ્મય પામ્યો અને સુંદરી રૂપે વનમાં વિચરવા લાગ્યો.[૨૫] એ પ્રમાણે એ વનની આસપાસ વિચરતાં એક દિવસ બુધના આશ્રમની સમિપમાં પહોંચી નજરે પડતાંજ મોહ ઉત્પન્ન કરે એવું અને કનક વરણું તે સુંદરીનું શરીર, શશીના સરખું સોહામણું મુખમંડળ, શેષના જેવી વિશાળ વેણી, મૃગલીના જેવાં ચપળ ચક્ષુ, કામદેવને બાણ ચડાવવાનાં ધનુષના જેવી વાંકી વળેલી ભમરો, શુક ચંચુના જેવી નમણી નાશિકા, પાકેલાં બિલ્વ ફળના જેવા ઓષ્ઠ, અનારની કળીના જેવી દંતપંક્તિ, ચક્રવાક પક્ષીનાં જોડાંની પેઠે સ્થિત થએલાં પુષ્ટ પયોધર, ત્રિવલી પડેલું પાતળુ પેટ, અને વિશાળ નિતંબ પ્રદેશને જોઇ સ્મરશરથી પીડા પામતા બુધને તેની ઈચ્છા થઈ.[૨૬-૨૭] તેમ સોમ નન્દનને જોઈ

તે સુંદરીનેપણ તેની ઈચ્છા થઇ તેથી તે બુધની સાથે સ્નેહમાં પડીને રમણ કરતી ત્યાંજ નિવાસ કરીને રહી[૨૮] હે અગસ્ત્યજી ! તેપછી કેટલોક સમય વિતતાં તેને પુરૂરવા નામે એક પુત્ર ઉત્પન્ન થયો.[૨૯] તે પછી બુધ કુમારના આશ્રમમાં કેટલાંક વર્ષ વીતી જતાં એક દિવસ તે સુંદરીને પોતાના પૂર્વ વૃત્તાંતનું સ્મરણ થવાથી તેને અતિ દુઃખ પ્રાપ્ત થયુ અને મન મુઝાવા લાગ્યુ તેથી તે ગુરૂ વશિષ્ઠના આશ્રમમાં ગઇ. ત્યાં જઇ ગુરૂજીને પ્રણામ કરી પુનઃ પુરૂષપણુ પ્રાપ્ત થવાની ઇચ્છા થવાથી પોતાનુ સર્વ વૃત્તાન્ત કહી બતાવ્યું.[૩૧] પુરૂષમાંથી સ્રી થયેલી સુદરીનુ દુ ખદ વૃત્તાન્ત સાંભળી ગુરૂ વશિષ્ઠને દયા આવવાથી તેને દુ ખ મુક્ત કરવાની ઈચ્છાથી શિઘ્ર કૈલાસપર્વત પર સિધાવ્યા. ત્યાં જઈ પરમ ભક્તિથી સદાશિવનુ પૂજન કરી સ્તુતિ કરવા લાગ્યા.[૩૨] વસિષ્ઠ સ્તુતિ કરે છે—હે શિવશકર, કપર્દી, પાર્વતીને અર્ધ અગમાં ધારણ કરવાવાળા, ચદ્રમૌલિ, આપને નમસ્કાર કરૂં છુ.[૩૩] હે મૃડ, સુખદાયક, કામ દહન કરનારા, કૈલાસવાસી આપને નમસ્કાર કરૂ છુ.[૩૪] હે શિવ! શિવ રૂપ! શરણે આવેલાના ભયને હરવાવાળા ! વૃષભ ઉપર ચઢવાવાળા, શરણાગત વત્સલ શશિને ધારણ કરવાવાળા, સદાશિવ, પરમાત્મા, આપને પ્રેમપૂર્વક પ્રણામ કરૂ છુ.[૩૫] સર્ગ, સ્થિતિ, અને લયમાં, બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રરૂપ દેવાધિદેવ, ત્રિપુરાંતક આપને પ્રણામ કરૂ છુ.[૩૬] યજ્ઞરૂપ આપનુ યજન કરવાવાળાને ઇચ્છિત ફળ આપનારા, આપને પ્રણામ કરૂ છુ. ગંગાધર, ગરધર, ગિરિજાવર, નગધર, સૂર્ય, ઈન્દુ, ને અગ્નિરૂપી નેત્રોવાળા આપને નમસ્કાર કરૂ છુ.[૩૭] એ પ્રમાણે સ્તુતિ કરવાથી કોટિ સૂર્યસમાન કાન્તિવાળા રજત પર્વતના જેવા, ત્રણ નેત્રવાળા ને વૃષ ઉપર ચઢેલા પાર્વતીની સાથે જગપતિ ભગવાન સદાશિવ પ્રગટ થયા. અને વશિષ્ઠને સવિનય પ્રણામ કરતા દેખી કહેવા લાગ્યા.[૩૮-૩૯] શ્રી સદાશિવ ભગવાન કહે છે—હે વિપ્રર્ષિ ! હું તારી સ્તુતિથી પ્રસન્ન થયો છુ. તારા મનમાં જે ઇચ્છા હોય તે વર તું માગ. આ પ્રમાણે સદાશિવનાં વચન સાંભળી પ્રણામ કરી ઇલાને પુરૂષપણું પ્રાપ્ત થવાની વશિષ્ઠજીએ પ્રાર્થના કરી.[૪૦] તેથી પ્રસન્ન થઈ ને ભગવાન સદાશિવ વશિષ્ઠને કહે છે કે ઇલા એક મહિનો પુરૂષ અને એક મહિનો સ્રી રહેશે.[૪૧] એ પ્રમાણે શિવજી પાસેથી વર મેળવી, મહર્ષિએ વરદાન દેવામાં ઉન્મુખ શ્રીજગદબા પાર્વતીને પ્રણામ કર્યા પછી કરોડો ચંદ્રની કળા સમાન કાન્તીવાળાં સ્મિત મુખી દેવીનુ ભક્તિ પૂર્વક પૂજન કરી ઈલાને પુરૂષત્વ પ્રાપ્ત થવા માટે પ્રાર્થના કરવા લાગ્યા.[૪૨-૪૩] વશિષ્ટ પ્રાર્થના કરે છે—હે મહાદેવી ! ભક્તોનો અનુગ્રહ કરવાવાળી ! તમારો જય થાઓ. સર્વ દેવતાઓને પૂજવાયોગ્ય અનન્ત ગુણોની ખાણરૂપ જગદંબા ! તમારો જય થાઓ[૪૪] હે શરણાગતવત્સલ દેવી ! આપને પ્રેમપૂર્વક પ્રણામ કરૂં છું. હે દુ:ખનાશિનિ ! દુષ્ટ દૈત્યોનું નિકંદન કાઢવાવાળી દયાળુ દેવી ! તમારો જય થાઓ.[૪૫] ભક્તિભાવથી જાણવા યોગ્ય ! મહામાયા જગતજનુની જગદબિકા ! આપને પ્રણામ કરૂ છુ. સંસારસાગરને પાર ઉતરવાનાં નાવરૂપ ચરણારવિન્દવાળા આપને પ્રણામ કરૂ છુ.[૪૬] બ્રહ્માદિક દેવતાઓ પણ આપના ચરણારવિન્દની સેવા કરવાથી સસારની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવામાં

સમર્થ થાય છે.[૪૭] ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થને દેવાવાળાં દયાળુ દેવી પ્રસન્ન થાઓ ! હે દેવી ! તમારી સ્તુતિ કરવાને કોણ સમર્થ છે? કેવળ હું પણ પ્રણામજ કરૂ છું.[૪૮] એ પ્રમાણે વશિષ્ઠની સ્તુતિથી તત્કાલ અતિ પ્રસન્ન થઈ દીન જનોનાં દુઃખ દૂર કરવાવાળાં નારાયણીભગવતી વશિષ્ઠને કહેવા લાગ્યાં.[૪૯] દેવી કહે છે—હે વિપ્રર્ષિ ! સુધુમ્ન પોતાને ઘેર જઇ ભક્તિપૂર્વક મારૂ અર્ચન કરે.[૫૦] અને તમે સુધુમ્નને મારાં ચરિત્રની કથા કહી સંભળાવો. જે દેવી ભાગવત પુરાણ છે તે મને બહુજ પ્રિય છે તેને તે નવ દિવસમાં સંપૂર્ણ સાંભળે.[૫૧] એ દેવી ભાગવત પુરાણનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરવાથી એને પુરૂષપણાની પ્રાપ્તિ થશે. એમ કહી શિવશક્તિ અંતર્દ્ધાન થઈ ગયાં.[૫૨] એ પ્રમાણે મહાદેવીનું વચન સાંભળી પ્રેમપૂર્વક પ્રણામ કરી વશિષ્ઠમુનિ પોતાના આશ્રમમાં આવ્યા. અને સુધુમ્નને બોલાવી દેવીનું આરાધન કરવાની વાત કહેવા લાગ્યા.[૫૩] પછી આશ્વિન માસના શુકલ પક્ષમાં જગન્માતાનું પૂજન કરી નવરાત્રિના વિધાનપૂર્વક રાજાને કથા સંભળાવી[૫૪] સુધુમ્ન ભક્તિપૂર્વક શ્રીમદ્દેવી ભાગવતનું શ્રવણ કરવા લાગ્યો. જગન્માતાનું પ્રીતિપૂર્વક પૂજન કરવા લાગ્યો. અને વશિષ્ઠ ગુરૂને પ્રણામ કરતાં સુધુમ્ન રાજા નિરન્તરનાં પુરૂષત્વપણાંને પ્રાપ્ત થયો.[૫૫] તે પછી મહર્ષિ વશિષ્ઠ ગુરૂએ સુધુમ્નનો રાજ્યાસન ઉપર પટ્ટાભિષેક કર્યો ત્યારથી રાજ્યકારભારની લગામ હાથમાં લઈ સ્વધર્મ પ્રમાણે પુત્રવત્ તન, મન અને ધનથી પ્રજાનું પાલન કરવા લાગ્યો.[૫૬] અને ઘણી દક્ષિણાવાળા અનેક યજ્ઞયાગો કરી ભગવતીનું ભજન કર્યું. તે પછી પોતાના પુત્રને રાજ્યાસન ઉપર આરૂઢ કરી અંતે શ્રી મહાદેવીના દિવ્ય લોકની તેણે પ્રાપ્તિ કરી.[૫૭] હે બ્રાહ્મણો ! આપને આ સંપૂર્ણ ઈતિહાસ કહ્યો છે. જે મનુષ્ય આ દેવી ભાગવતને તથા આ ઇતિહાસને ભક્તિથી સંભળાવે છે તથા શ્રદ્ધાથી સાંભળે છે તે આ સંસારમાં સર્વ કામનાઓને પ્રાપ્ત કરી દેવીના પ્રાસાદથી પરમ અમૃતનું પાન કરી અન્તે દેવીના લોકમાં જાય છે.[૫૮]

इतिकथितमशेषंसेतिहासंचविप्रा
यदिपठतिसुभक्त्यामानवोवाशृणोति ॥
सइहसकलकामान्प्राप्यदेव्या प्रसादा
त्परममृतमथान्तेयातिदेव्यास्सलोकम् ॥५८॥

ઈતિશ્રી સ્કન્દપુરાણે માનસખંડે દેવીભાગવત માહાત્મ્યે તૃતીયોઅધ્યાય. ૩

---

# અધ્યાય ૪ થો.

## અગસ્ત્યઉવાચ.

देवसेनापतेदेवविचित्रेयंश्रुताकथा ॥
पुनरन्यच्चमाहात्म्यंवदभागवतस्यमे ॥ १ ॥

અગસ્ત્ય કહે છે—હે દેવોના સેનાપતિ ! આપે કહેલી આ કથા વિચિત્ર છે. હજી પણ આપ દેવી ભાગવતનું માહાત્મ્ય કહો.[૧] સ્કંદ કહે છે—હે મુનિ ! આ કથા સાંભળો કે જેમાં ભાગવતના એક દેશનો મહિમા કહ્યો છે.[૨] જેમાં ગાયત્રીનો અધિકાર કરી ધર્મનો વિસ્તાર કરી ગાયત્રીનો મહિમા વર્ણવ્યો છે તે ભાગવત છે.[૩] તે ભગવતીની સાથેના સંબંધવાળી હોવાથી ભાગવત કહેવાય છે. અને વિષ્ણુ, બ્રહ્મા, સદાશિવ એ પણ પ્રેમપૂર્વક તેનું આરાધન કરે છે.[૪] એક મહા બુદ્ધિમાન ઋતવાક્ નામના મુનિ હતા, શમ, દમને સાધનારા, સ્વભાવે શાન્ત અને સત્વગુણના

સાધક તે મુનિને રેવતી નક્ષત્રમાં ગણ્ડાત્ નામનો એક પુત્ર પ્રાપ્ત થયો.[૫] તેની તેણે જાતકર્મ, નામકર્મ, ચુડાકર્મ, ઉપનયન અને નાંદી શ્રાદ્ધાદિ સંસ્કારો વિધિપૂર્વક કર્યા.[૬] જ્યારથી આ મહાત્મામુનિને ઘેર આ પુત્રનો જન્મ થયો ત્યારથી તે મુનિ રોગ, શોકાદિથી વ્યાકુળ રહેતા હતા.[૭] રોષ અને લોભ યુક્ત નિત્ય રોગાદિથી વ્યાકુળ રહેતાં માતાપિતાને કારણરૂપ હતો.[૮] તેથી ઋતવાક્ મુનિ ચિંતાથી વ્યાકુળ થઈ દુ:ખ પામતા મનમાં વિચાર કરવા લાગ્યા કે શા કારણે મારો પુત્ર આવો દુર્મતિ થયો?[૯] તે કોઈ મુનિની પ્રિય પત્નીનું હરણ કરી આવ્યો ત્યારે તે મૂઢમતિએ પોતાનાં માત પિતાની શિક્ષા જરા પણ માની નહિ[૧૦] ત્યારે મનમાં મહા દુ:ખ પામી શોચગ્રસ્ત થએલા મુનિએ નિશ્વાસ મૂકી કહ્યુ કે મનુષ્યને આ સંસારમાં અપુત્ર રહેવુ સારૂ છે પણ કુપુત્રની પ્રાપ્તિ સ્વપ્ને પણ સારી નથી[૧૧] એ કુપુત્ર સ્વર્ગમાં શાંતિ પામી રહેલા પિતરોને નરકના અધિકારી બનાવે છે. અને માતા પિતાને જીવિત પર્યંત દુ:ખ દેનાર નિવડે છે.[૧૨] કુપુત્ર પાપીનો જન્મ તેના પિતાના દુ:ખનુ જ કારણ છે. ધિક્કાર છે તે પિતાને કે તે સુહૃદજનો પર ઉપકાર ન કરી શકે તેમ વૈરીઓનો અપકાર પણ ન કરી શકે.[૧૩] આ લોકમાં તે મનુષ્યને ધન્ય છે કે જેને ઘેર સુપુત્રની પ્રાપ્તિ થાય છે. સુશિલ અને પરોપકારી પુત્ર માતપિતાને સદાય સુખ–શાન્તિ આપે છે.[૧૪] કુપુત્ર મળવાથી માણસનુ કુળ અને યશ નષ્ટ થઇ જાય છે. અને તેનાથી આલોકમાં અને મરણ પામ્યા પછી પરલોકમાં નરક યાતના ભોગવવી પડે છે.[૧૫] કુપુત્ર પ્રાપ્ત થવાથી વંશ નષ્ટ થાશ છે, કુભાર્યા મળવાથી જન્મારો નષ્ટ નિવડે છે. કુભોજન મળવાથી આખો દિવસ ખરાબ થાય છે, તેમ કુમિત્ર મળવાથી કયાંય પણ સુખની પ્રાપ્તિ થતી નથી.[૧૬] સ્કંદજી કહે છે–આવા પ્રકારના પોતાના પુત્રના દુષ્ટાચારથી પીડા પામતા મુનિ કેટલાક દિવસો વિતાવ્યા બાદ એક દિવસ ગર્ગાચાર્યને પૂછવા લાગ્યા.[૧૭] ઋતવાક્ પુછે છે–હે મુને! હુ આપને એક વાત પુછું છું તે એ કે જ્યોતિષશાસ્ત્રના આચાર્ય છો તેથી કૃપા કરી કહો કે મારો પુત્ર આવો દુરાચારી કેમ થયો.[૧૮] મે વિધિપૂર્વક ગુરૂની શુશ્રૂષા કરી છે. ગુરૂ કૃપાથી સાંગોપાંગ વેદનુ અધ્યયન કર્યું છે, યથાસ્થિત બ્રહ્મચર્યવ્રત પાળી ઉત્તીર્ણ થઇ વિધિપૂર્વક વિવાહ કર્યો છે.[૧૯] ભાર્યાની સાથે સદાય સસ્નેહ ગૃહસ્થાશ્રમ ધર્મ પાળ્યો છે. ભલે પ્રકારે અનુષ્ઠાનાદિ ક્રિયાઓ યથાસ્થિત કરી છે. અને હમેશાં યથાયોગ્ય પંચયજ્ઞ પણ કર્યા છે.[૨૦] હે વિપ્રર્ષિ! કામાદિ સુખ ભોગવવાની ઇચ્છાથી નહી પણ ઘોર નરકના ભયથી મુકત થવાને માટે પુત્ર પ્રાપ્તિની ઇચ્છા કરી મેં ગર્ભાધાન કર્યુ છે.[૨૧] હે મહામુને! આ પુત્ર મારા અથવા તેની માતાના દોષથી દુ:ખદાયી માતાપિતાને હમેશાં દુ:ખદાયક અને બંધુઓને હમેશાં શોકદાયક નીવડયો છે.[૨૨] આ પ્રમાણે મુનિનાં શોકાર્ત વચન સાંભળી ગર્ગાચાર્ય મુનિ જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે વિચાર કરી કહેવા લાગ્યા.[૨૩] ગર્ગાચાર્ય કહે છે–હે મુનિ! આમાં તમારો, તેની માતાનો કે કુળનો કંઇ પણ અપરાધ નથી. ફકત *ગણ્ડાન્ત

* પૂર્ણિમા, પંચમી અને દશમી એ ત્રણે તિથીના અંતની એક એક ઘડી તથા પ્રતિપદા, છઠ્ઠ, અને એકાદશી એ ત્રણેની આદિની એકેક ઘડી ગણ્ડાન્ત છે તે યાત્રાના પ્રયાણમા અને વિવાહના કાર્યમા વર્જીત છે કર્ક, સિંહ એ બન્ને લગ્નની

યોગમાં જન્મ થવાના કારણથી આ તમારો પુત્ર દુઃશીલ થયો છે.[૨૪] હે મુનિ ! જે કારણથી તમારા પુત્રનો જન્મ દુષ્ટકાળમાં થયો છે તેથીજ તે તમારા દુઃખનો નિમિત્ત થયો છે. અન્ય કંઈપણ હેતુ નથી.[૨૫] હે મુનિ ! એ અસહ્ય દુઃખની શાન્તિને માટે તમે જગન્માતા શિવારૂપ દુર્ગતિને નાશ કરવા વાળી દુર્ગાદેવીની શ્રદ્ધાથી યત્નપૂર્વક આરાધના કરો.[૨૬] એ પ્રમાણે ગર્ગાચાર્યનાં વચન સાંભળી ઋતવાક્મુનિ ક્રોધાવિષ્ટ થઈ મુર્છીત દશાને પ્રાપ્ત થયા તે વખતે તેણે રેવતીને શ્રાપ આપ્યો કે આકાશથી પતિત થાઓ.[૨૭] હે મુનિ ! એ પ્રમાણે શ્રાપ થતાં તરતજ તે રેવતી તારાના અંશથી આકાશમાંથી પતિત થઇ અર્થાત્ તેનુ તેજ પતિત થયું તેનો પ્રકાશ સર્વના દેખતાં કુમુદાદ્રિ ઉપર પડયો.[૨૮] એ પ્રકાશ પડવાથી તે પર્વત રૈવત નામથી ઓળખવા લાગ્યો અને તે દિવસથી તે અતિ રમણીય થઇ ગયો.[૨૯] આ પ્રકારે રેવતીને શ્રાપ આપી ગર્ગમુનિના કહેવા પ્રમાણે વિધિપૂર્વક ઋતવાક્ મુનિ શ્રીદુર્ગાદેવીની આરાધના કરવા લાગ્યા અને તેના પ્રતાપથી તે સુખ સૌભાગ્યના ભોકતા થયા.[૩૦] સ્કંદજી કહે છે—પર્વત પર પડેલા રેવતી નક્ષત્રના તેજમાંથી બીજી લક્ષ્મીના જેવી અને સ્વરૂપમાં અતિ વિખ્યાત એક કન્યા ઉત્પન્ન થઇ.[૩૧] તે પરમ શુચિ થયેલી કન્યાને રૂપલાવણ્યયુક્ત મહા મનોહર દેખી મુનિએ તેનું નામ રેવતી રાખ્યું[૩૨] અને તેને મહા મુનિ કુમુદાચળ પર્વતમાંના પોતાના આશ્રમમાં લાવી તેનુ પોતાની પુત્રીવત્ પાલન કરવા લાગ્યા.[૩૩] થોડા સમયમાં તેને યૌવનાંકુરો આવતાં સ્વરૂપની સુંદરતા જોઇ મુનિ વિચાર કરવા લાગ્યા કે કયો વર આના યોગ્ય હશે ?[૩૪] તેને માટે બહુ તપાસ કરી તોપણ કયાંય યોગ્ય વર મળ્યો નહીં. એટલે અગ્નિશાળામાં જઇ હોમાદિકથી અગ્નિદેવને સંતુષ્ટ કરવા લાગ્યા.[૩૫] તેથી અગ્નિદેવ પ્રસન્ન થયા અને તે કન્યાને માટે વર બતાવ્યો કે—હે મુનિ ! સદ્ધર્મમાં વર્તનાર, મહા બળવાન, શૂરવીર, પ્રિય બોલનાર, કોઇથી પણ પરાજય પામે નહી એવો દુર્દમ નામનો રાજા તેનો પતિ થશે અગ્નિનાં એવાં વચન સાંભળી મુનિ પ્રસન્ન થયા.[૩૬–૩૭] તે સમયમાં દૈવી પ્રેરણાથી આખેટ ( શિકાર ) ને માટે તે રાજા તે મુનિના આશ્રમ નજીક આવી ચડયો તે દુર્દમનામક રાજા મહા બુદ્ધિશાળી હતો.[૩૮] તે વિક્રમશિલનો પુત્ર મહાબળવાન અને વીર્યવાન હતો. તે કાલિન્દીના જઠરમાં ઉત્પન્ન થએલ પ્રિયવ્રતના વંશમાં ઉત્પન્ન થયો હતો.[૩૯] તેણે મુનિના આશ્રમમાં પ્રવેશ કર્યો. ત્યાં મુનિને ન દેખવાથી રેવતીની પાસે જઈ તે રાજા રેવતીને પુછવા લાગ્યો.[૪૦] હે પ્રિયે ! મહર્ષિ આ આશ્રમમાંથી કયાં ગયા છે ? હું એમનાં ચરણકમળનાં દર્શન કરવાની ઈચ્છા રાખું છું તો હે કલ્યાણી ! સત્ય કહો.[૪૧] કન્યા બોલી—હે મહારાજ ! આ આશ્રમના અધિપતિ મહા મુનિ અગ્નિશાળામાં ગયા છે. તે

---

અરધી ઘડી એજ ક્રમથી વૃશ્ચિક, ધન, મીન, અને મેષ તેની અરધી ઘડી ગણ્ડાન્ત હોવાથી તેમા શુભ કર્મ કરવું નહિ. એજ પ્રમાણે રેવતી અને અશ્વિનીની બબે ઘડી અને તેજ ક્રમે આશ્લેષા, મઘા, જ્યેષ્ટા અને મૂલ તેની ચાર ચાર ઘડી ગણ્ડાન્ત હોવાથી વર્જીત છે. આ ત્રણ પ્રકારનો ગણ્ડાન્ત યાત્રામા અને જન્મકાળમા વર્જીત કર્યા છે. ગણ્ડાન્તમા જન્મેલો બાળક અને તેના પિતાનુ છ માસ સુધી પરસ્પર દર્શન કરવુ ઉચિત નથી, રેવતીના ગણ્ડાન્તમા જન્મેલો બાળક પિતાને પુરણ દુઃખ દે છે.

વચન સાંભળી રાજા તુરત અગ્નિશાળા તરફ ચાલ્યો.[૪૨] ત્યાં પહોંચતાં રાજ્ય લક્ષણાંકિત નમ્રતાયુક્ત, અને અગ્નિશાળાના દ્વારમાં સ્થિત થએલ દુર્દમ રાજાને મુનિએ દીઠો.[૪૩] પછી રાજાએ મુનિને પ્રણામ કર્યા એટલે તત્કાલ મુનિએ પોતાના શિષ્યને કહ્યુ-હે ગૌતમ ! શિઘ્ર અર્ઘ્ય લાવો. આ રાજા અર્ઘ્ય આપવાને યોગ્ય છે.[૪૪] આ રાજા ચિરકાલમાં આવ્યો છે. વળી વિશેષમાં મારો જમાત્ર છે. આમ કહી રાજાને અર્ઘ્ય આપ્યુ અને તે રાજાએ ગ્રહણ કર્યું.[૪૫] આસન ઉપર સ્થિત થઇ અર્ધ્ય ગ્રહણ કરેલા રાજાને આશિર્વાદ આપી અભિનંદન કરી મુનિએ કુશલ સમાચાર પુછયા.[૪૬] હે રાજન્ ! તમારૂ બળ, કોશ, સુહૃદવર્ગ, ભૃત્ય, અમાત્ય, પુત્ર, દેશ અને આપનુ શરીર સુખાકારી છે?[૪૭] અને તમારી ભાર્યા તો કુશળ યુકત છે કારણ કે એજ આ છે. માટે એનુ કુશળ હું પુછતો નથી. આપ અન્ય સર્વ કુશળ સમાચાર કહો.[૪૮] રાજા કહે છે—હે ભગવન ! આપના પ્રસાદથી મારૂ સર્વ અતિ કુશળ છે. પણ મને એક મોટુ કૌતુક ભાસે છે કે મારી ભાર્યા અહિંયાં કયાં છે ?[૪૯] રૂષિ કહે છે—અવર્ણીય રૂપ ગુણવાળી તમારી ભાર્યા અહિયાં રહે છે તેને તમે કેમ નથી જાણતા ?[૫૦] રાજા કહે છે—હે પ્રભો ! સુભદ્રાદિ ભાર્યાઓ મારા ઘરમાં સુખશાન્તિમાં છે તેને તો હુ જાણુ છુ પણ હે ભગવન્ ! રેવતીને હુ જાણતો નથી.[૫૧] રૂષિ કહે છે—હે રાજન્ ! જેને તમે હમણાંજ પ્રિયા કહી બોલાવી છે તે શ્લાઘ્યતમ પ્રિયાને આપ ક્ષણ માત્રમાં ભુલી જાઓ છો ?[૫૨] રાજા કહે છે—હે મહા મુનિ ! આપનુ કહેલ વાકય કદિ પણ અન્યથા થવાનું નથી એ હું મારા મનમાં ચોકસ સમજું છું. પણ પ્રભુ ! મેં પ્રિયાએ સંબોધન સાધારણ વાતના પ્રસંગમાં કહ્યું હતું પણ મારા મનમાં અન્ય ભાવ હતો નહિં માટે આપે કૃપા કરી મારા ઉપર ક્રોધ કરવો નહિં.[૫૩] રૂષિ કહે છે—હે રાજન્ ! તું સત્ય કહે છે તારો મનોભાવ જરા પણ દુષિત નથી. અગ્નિની પ્રેરણાથીજ તે એવાં વચન કહ્યાં છે.[૫૪] આજજ મેં અગ્નિદેવતાને પૂછ્યું હતું કે આ કન્યાનો સ્વામિ કોણ થશે ? તેવખતે અગ્નિદેવે કહ્યું કે—નિશ્ચય આ કન્યાનો સ્વામિ દુર્દમ રાજા થશે.[૫૫] તો હે રાજન્ ! આ કન્યા હુ આપને આપું છુ તેને આપ ખુશી થઈને ગ્રહણ કરો. પહેલેથીજ તમે એને પ્રિયા કહી આમન્ત્રણ કર્યું છે. માટે હવે તમે કઇપણ વિચાર કરો માં[૫૬] એ સાંભળી રાજા મુનિનાં વચન માટે વિચાર કરતો મૌન રહ્યો. અને મુનિ તેનો વિવાહ વિધિપુરઃસર કરવાની તૈયારી કરવા લાગ્યા.[૫૭] મુનિને વિવાહ કરવાની તૈયારી કરતા જોઈ કન્યા તે મુનિને કહેવા લાગી. હે તાત ! કૃપા કરી મારો વિવાહ આપ રેવતી નક્ષત્રમાં કરો.[૫૮] રૂષિ કહે છે—હે વત્સે ! વિવાહ કરવા યોગ્ય તો બીજાં ઘણાએ નક્ષત્ર છે તો રેવતીમાં કેમ વિવાહ થાય ? વિશેષમાં રેવતી નક્ષત્ર દિવ્ય લોકમાં પણ સ્થિત નથી.[૫૯] કન્યા કહે છે—હે મહારાજ ! રેવતી નક્ષત્ર વગર મારો વિવાહ કરવો તે ઉચિત નથી તે માટે હુ આપને પ્રાર્થના કરી કહુ છુ કે મારો વીવાહ રેવતી નક્ષત્રમાં કરો.[૬૦] રૂષિ કહે છે—હે બાલે ! પૂર્વે ઋતવાક્ મુનિએ રેવતી નક્ષત્રને પતિત કરેલ છે અને તે નક્ષત્રને અને તારે પરસ્પર પ્રીતિ નથી તો તારો વિવાહ તે નક્ષત્રમાં કેમ કરાય ?[૬૧] કન્યા કહે છે—શું એક ઋતવાક્ મુનિનુંજ એવં ઉગ્ર તપ છે ! આપે મન, વચન અને

કર્મથી પ્રાપ્ત કરેલું તપ એવું ઉગ્ર નથી ? [૬૨] હું તમારા તપોબળને સંપૂર્ણ જાણુ છુ. આપ સૃષ્ટિ સૃજવાનું કામ કરવામાં સમર્થ છો. હે પિતા ! રેવતી નક્ષત્રને પુન દિવ્ય લોકમાં સ્થાપન કરી મારો વિવાહ કરો. [૬૩] રૂષિ કહે છે—પુત્રી તારૂં કલ્યાણ થાઓ. તુ જે પ્રમાણે કહે છે તે પ્રમાણેજ થશે. તારે માટે ચદ્રના માર્ગમાં હુ રેવતીને સ્થાપન કરીશ. [૬૪] સ્કંદજી કહે છે—આ પ્રમાણે કહી તે મુનિએ પોતાના તપોબળથી રેવતી નક્ષત્રને પૂર્વની પેઠે સોમ માર્ગમાં સ્થાપન કરી રેવતી નક્ષત્રમાંજ વિધિપૂર્વક વિવાહ કરી તે મુનિએ પોતાની કન્યા દુર્દમ રાજાને આપી. [૬૫-૬૬] કન્યાનો વિધસર વિવાહ કરી તે મુનિરાજાને કહેવા લાગ્યા—હે વિર ! તમારી જે અભિલાષા હોય તે કહો તે હું તમને પુરી કરી આપુ. [૬૭] રાજા કહે છે—મારો જન્મ સ્વયભુવના જન્મમાં થયો છે તો આપના પ્રસાદથી મન્વન્તરનો અધિપતિ થાય એવા પુત્રની ઇચ્છા કરૂં છુ. [૬૮] મુનિ કહે છે—જો તમારી એવી ઇચ્છા છે તો તમે ભક્તિ પુરસર શ્રી મહાદેવીની આરાધના કરો તેથી તમારો પુત્ર મન્વન્તરનો અધિપતિ થશે. [૬૯] દેવી ભાગવત નામનુ પાંચમુ પુરાણ છે તેને તમે પાંચવાર શ્રદ્ધાથી શ્રવણ કરો તેથી તમને યથેચ્છ પુત્રની પ્રાપ્તિ થશે. [૭૦] રેવતીમાં રેવત નામનો પાંચમો મનુ થશે તે વેદવિદ્ સર્વ શાસ્ત્રના તત્વને જાણવા વાળો, ધર્માત્મા અને કોઈથી જીતાય નહી એવો અપરાજીત થશે. [૭૧] આ પ્રમાણેનાં મહા મુનિનાં વચન સાંભળી રાજા અતિ પ્રસન્ન થયો અને મુનિને પ્રણામ કરી તે બુદ્ધિમાન ભાર્યાને સાથે લઈ પોતાના નગરમાં ગયો. [૭૨] ત્યાં જઇ ને મહામતિ રાજા પોતાના પિતાનું રાજ્ય કરવા લાગ્યો. અને સમસ્ત પ્રજાને પોતાના ઔરસ પુત્રની પેઠે પાળવા લાગ્યો. [૭૩] એક વખત મહાત્મા લોમશમુનિ ત્યાં આવ્યા તેનુ યથાવિધિ પૂજન કરી અને પ્રેમપૂર્વક પ્રણામ કરી રાજા કહેવા લાગ્યો. [૭૪] રાજા કહે છે—હે મુનિ! આપના પવિત્ર પ્રસાદથી પુત્રની ઈચ્છા માટે દેવી ભાગવત નામનુ પુરાણ સાંભળવાની ઇચ્છા રાખુ છુ. [૭૫] રાજાનુ આ વચન સાંભળી અતિ પ્રસન્ન થયેલા લોમશમુનિ કહેવા લાગ્યા. હે રાજન્ ! તુ ધન્ય છો કેમકે તારામાં ત્રિલોક જનની ભગવતીની ભક્તિ પ્રાપ્ત થઇ છે. [૭૬] જે પરમ જગદંબિકા સુર અને અસુરોને પણ પરમ આરાધના કરવા યોગ્ય છે તે જગદંબિકામાં તને ભક્તિભાવ ઉત્પન્ન થયો તો તારૂ કાર્ય અવશ્ય સિદ્ધ થશે. [૭૭] તે માટે હે રાજા ! હુ તમને શ્રીમદ્ ભાગવત સભળાવુ છુ જેનુ શ્રવણ કરવાથી તમને કંઈ પણ દુર્લભ રહેશે નહી. [૭૮] એમ કહીને તે મુનિએ સારો દિવસ જોઈ કથા કહેવાનો આરંભ કર્યો. તે કથાને રાજાએ શ્રદ્ધા થકી પોતાની ભાર્યા સહિત પાંચવાર સાંભળી [૭૯] સમાપ્તિને દિવસે રાજાએ તે પુરાણની અને પુરાણવક્તા મુનિની ધર્મ પૂર્વક પ્રસન્ન મનથી પુજા કરી. [૮૦] પછી નવાર્ણ મંત્રથી તેનો હોમ કરી બટુક કુમારિકા અને સપત્નીક બ્રાહ્મણોને ભોજન કરાવી દાનદક્ષણા આપી સર્વને સંતુષ્ટ કર્યા [૮૧] તે પછી તુરતજ ભગવતીના પ્રસાદથી રેવતી એ લોકના કલ્યાણકારક ઉત્તમ ગર્ભને ધારણ કર્યો. [૮૨] તે પછી ઉત્તમ અને પવિત્ર સમયમાં ઉત્તમ સ્થાનકમાં અને સર્વ માંગલ્ય વસ્તુવાળા સર્વોત્તમ ગૃહમાં રેવતીએ પુત્ર પ્રસવ કર્યો. [૮૩] પુત્રોત્પત્તિના શુભ

સમાચાર સાંભળી રાજા અતિ પ્રસન્ન થયો. તે વખતે સ્નાન કરી સુવર્ણદ્વારા જાત કર્માદિ ક્રિયા કરી.[૮૪] પછી વિધિ પૂર્વક બ્રાહ્મણોને મોટાં મોટાં દાનો આપી પ્રસન્ન કર્યા. અને તે પુત્ર ઉમર લાયક થતાં ઉપનયન સંસ્કાર કરી સાંગોપાંગ વેદ ભણાવ્યો.[૮૫] તેથી તે અત્યંત ધર્માત્મા થયો. સર્વ અસ્ત્ર વિદ્યામાં કુશળ થયો. અને સંપૂર્ણ ધર્મને ધારણ કરનાર રૈવત નામનો તે કુમાર મહા વીર્યવાન થયો.[૮૬] ત્યારે બ્રહ્માએ તે રૈવતને માનવપદમાં નિયુક્ત કર્યો. તે મન્વન્તરનો આધપતિ થઇ ધર્મથી પૃથ્વીનું શાસન કરવા લાગ્યો.[૮૭] આ પ્રકારે મે દેવીના પ્રભાવનું સંક્ષિપ્ત વર્ણન કર્યું છે. વિસ્તારપુર્વક પુરાણના માહાત્મ્યનું વર્ણન કરવા કોઈ સમર્થ નથી.[૮૮] સૂત કહે છે—આ પ્રકારે અગસ્ત્ય મુનિ વિધિ પૂર્વક ભાગવતના માહાત્મ્યનું શ્રવણ કરી પ્રીતિ પૂર્વક કુમારની પૂજા કરી પોતાને આશ્રમે ગયા.[૮૯] હે બ્રાહ્મણો ! તમારી પાસે ભાગવતના માહાત્મ્યનું વર્ણન કર્યું તેને જે કોઈ માણસ શ્રદ્ધાથી સાંભળશે તે આ ભવમાં અનેક ભોગ ભોગવી અન્તમાં મુક્તિને પામશે.[૯૦]

इदंमयाभागवतस्यविप्रामाहात्म्यमुक्तंभवतांसमक्षम्॥ शृणोतिभक्त्यापठतीहभोगान्भुक्त्वाखिलान्मुक्तिमुपैतिचान्ते ॥२०॥

ઈતિશ્રી સ્કન્દપુરાણે માનસખંડે દેવીભાગવત માહાત્મ્યે ચતુર્થોધ્યાય ૪

---

# અધ્યાય ૫ મો.

## અથ પુરાણ શ્રવણ વિધિ.

### ઋષિરૂવાચા.

सूतसूतमहाभाग श्रुतंमाहात्म्यमुत्तमम् ॥ अधुनाश्रोतुमिच्छामः पुराणश्रवणेविधिम्॥१॥

ઋષિ કહે છે—હે મહાભાગ સૂતજી ! અમે ભાગવતના ઉત્તમ મહાત્મ્યનું શ્રવણ કર્યું; હવે આપના મુખથી પુરાણ શ્રવણની વિધિ સાંભળવાની ઈચ્છા રાખીએ છીએ.[૧] સૂત કહે છે—હે ઋષિયો ! તમે સર્વે પુરાણ શ્રવણ કરવાની વિધિ શ્રદ્ધાથી સાંભળો જેને સાંભળવાથી સર્વ કામના શિઘ્ર સિદ્ધ થાય છે.[૨] પહેલાં બુદ્ધિમાન જ્યોતિષશાસ્ત્ર જાણવાવાળાને બોલાવી શુભ મુહુર્ત પુછી શુભ મહિનામાં અને સારા નક્ષત્રમાં આરંભ કરી.[૩] હસ્ત, અશ્વિની, મૂલ, પુષ્ય, રોહિણી, અનુરાધા, મૃગશિર, અને શ્રવણ નક્ષત્ર જોઇ શુભ તિથિ અને શુભ વારથી પુરાણ શ્રવણ કરવાનો પ્રારંભ કરવો.[૪] ગુરૂના નક્ષત્રથી ચોથે અને પહેલે.૫—૬—૪—૩ હોવાથી ક્રમસર ધર્મની પ્રાપ્તિ થાય છે, લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. કથા સિદ્ધિ અને પરમ સુખ થાય છે.[૫] પીડા, રાજ્યભય, જ્ઞાનપ્રાપ્તિ આ પ્રમાણે યથાનુક્રમ ફળ થાય છે એથી પુરાણ શ્રવણ કરવામાં ચક્રશોધન અવશ્ય કરવું એમ શિવજીએ કહ્યું છે.[૬] અથવા શ્રી મહાદેવીની પ્રીતિને માટે ચારે નવરાત્રમાં અથવા અન્ય મહિના, અન્ય નક્ષત્ર અને તિથિ વારનું શોધન કરી શ્રવણ કરવાનો પ્રારંભ કરવો.[૭] વિવાહાદિક માંગલ્ય દિવસના જેવી માગલ્ય સામગ્રી સજીને આ નવાહ યજ્ઞ યત્નથી કરવો જોઈએ.[૮] જે ચતુર, ઉદાર, દેવીની ભક્તિ કરવામાં તત્પર દંભ અને લોભથી રહિત હોય એવા

સહાય કારી આ કાર્યમાં યોજવા જોઇએ.[૯] આ ખબર દેશદેશાંતરમાં પ્રત્યેક ભક્તોને આપવી કે અમારે ત્યાં દેવીની કથા થાય છે તે સાંભળવા ભક્તજનો એ અવશ્ય આવવું.[૧૦] અને ગણપતિના ઉપાસક શિવભક્ત, શાક્ત મતાનુયાયી, અને વૈષ્ણવોએ સહુએ દેવીની સેવા કરવી જોઈએ કારણ કે સર્વ દેવો શક્તિયુક્ત જ છે.[૧૧] દેવી ભાગવતનો કથામૃતરૂપી રસ પીવામાં લોલુપ અને દેવી ઉપરના પ્રેમમાં તત્પર મનુષ્યોએ કથા સાંભળવાને અવશ્ય આવવુ જોઇએ.[૧૨] બ્રાહ્મણાદિ ચારે વર્ણોએ, સ્ત્રીઓએ, સન્યાસીઓએ સકામજનોએ અને નિષ્કામ જનોએ પણ કથારૂપી અમૃતનું પાન કરવુ જોઇએ.[૧૩] કદિ નવાહ શ્રવણ કરવાનો કોઈને અવકાશ ન હોય તો તે વખત અવકાશ મળે ત્યારે થોડો વખત પણ સાંભળવું કારણ કે નવાહ યજ્ઞમાં કિંચિત્ કાળ પણ સ્થિતિ કરવી એ પુણ્યકારક છે.[૧૪] વિનય ભરેલી વાણીથી આમંત્રણ કરવું અને જે સાંભળવા આવ્યા હોય તેને શ્રેષ્ટ અને સ્વચ્છ નિવાસસ્થાન આપવુ.[૧૫] શ્રોતાને સમસ્તને બેસવાની ભૂમિ ઉપર જળનું માર્જન કરી સ્વચ્છ કરવું અને વક્તાનું વિશાળ સ્થાન ગોમયથી લીપી સાફ કરવુ.[૧૬] અને કેળના સ્થંભથી સુશોભિત અને મહા મનોહર મંડપ કરવો તેના ઉપર ધ્વજા પતાકા મુકી શણગારવો.[૧૭] વક્તાનુ આસન દિવ્ય સુંદર અને સુખથી બેસી શકાય એવું ઉત્તર વા પૂર્વાભિમુખ સ્થાપવુ.[૧૮] અને સાંભળવા આવેલા લોકો માટે પણ યથાયોગ્ય આસન કરવું કે જે ઉપર બેશી સ્ત્રી વા પુરૂષો યથાયોગ્ય કથા શ્રવણ કરી શકે.[૧૯] સ્વચ્છ અને સારૂ બોલવાવાળો ચતુર સર્વ શાસ્ત્રનો જ્ઞાતા દેવીનુ આરાધન કરવામાં તત્પર, સ્પૃહા રહિત, દક્ષ, અને ધૈર્યવાન વક્તા પરમ શ્રેષ્ઠ છે.[૨૦] બ્રાહ્મણો ઉપર પ્રીતિ રાખનાર દેવ સેવામાં ભક્તિભાવવાળો કથાના રસમાં પરાયણ, ઉદાર, લોભ રહિત, નમ્ર અને હિંસાદિક પાપકર્મથી રહિત શ્રોતાવર્ગ હોવો જોઈએ.[૨૧] પાખંડ કરવામાં પ્રીતિવાળો. લોભી, સ્ત્રીલમ્પટ, ધર્મધ્વજી, નિષ્ઠુર અને ક્રોધી, આવા પ્રકારનો વક્તા દેવી યજ્ઞમાં યોગ્ય ગણ્યો નથી.[૨૨] શ્રોતાજનોના મનમાં ઉઠતા સંદેહનુ છેદન કરવુ એ પંડિતનો મુખ્ય ગુણ છે. અને તેને સ્હાય કરવાવાળો વ્યગ્રતા રહિત અને શાસ્ત્રજ્ઞ હોવો જોઇએ.[૨૩] કથારંભના મુહુર્તથી એક દિવસ આગળ નિયમ કલ્પના અને ક્ષૌરાદિ કરાવી સ્વચ્છ થવુ જોઈએ.[૨૪] અરૂણોદયના વખતમાં શૌચ સ્નાનાદિ ક્રિયાઓથી નિવૃત્ત થઇ સન્ધ્યા તર્પણાદિ કરી જપાદિ સંક્ષેપમાં કરવુ જોઈએ.[૨૫] કથા શ્રવણને યોગ્ય સિદ્ધ યોગાદિ જોઈ સમસ્ત વિઘ્નોને દુર કરવાવાળા ગણપતિનુ પૂજન કરવુ.[૨૬] પછી કલશનુ સ્થાન કરી દિગ્દેવતા, બટુક, ક્ષેત્રપાલ, યોગિની, માતૃકા, તુલસીગૃહ, વિષ્ણુ અને શંકરનુ પૂજન કરી તે પછી નવાક્ષર મંત્રથી દેવીનુ પૂજન કરી, સંપૂર્ણ શુદ્ધોપચારથી શ્રી દેવી ભાગવતના પુસ્તકનું પ્રીતિ પૂર્વક પૂજન કરવુ. કારણ કે આ શ્રી મહાદેવીની વાઙ્મયી મૂર્તિ યથાવત્ સુદર અક્ષરોથી લખેલી છે.[૨૭-૨૮-૨૯] કથાના વિઘ્નની શાંતિને માટે પાંચ બ્રહ્મચારીનું વરણ કરવુ તે નવાર્ણ મંત્રનો જપ કરે અને સપ્તસતીના સ્તોત્રનો પાઠ કરે.[૩૦] પ્રદક્ષિણા નમસ્કારાદિ કરીને અંતે સ્તુતિ કરવી—હે કાત્યાયની મહામાયા ભવાની, ભુવનેશ્વરી.[૩૧] હે કૃપામયી! સંસારસાગરમાં મગ્ન થએલ મારો આપ ઉદ્ધાર કરો. બ્રહ્મા, વિષ્ણુ અને

શિવને આરાધન કરવા યોગ્ય હે જગદમ્બા ! આપ પ્રસન્ન થાઓ.[૩૨] હે દેવી ! અમને મનની અભિલાષા પૂર્ણ થાય એવો વર આપો. અને આપને પ્રણામ કરીએ છીએ. આ પ્રમાણે પ્રાર્થના કરી નિયમસર કથા સાંભળવી.[૩૩] કથા કહેવાવાળા વિપ્રને વ્યાસ સમજી નિયમ પૂર્વક પૂજા કરી ચંદન માળા અલંકાર અને ભૂષણાદિથી ભૂષિત કરી તેની પૂજા કરવી.[૩૪] સર્વ શાસ્ત્ર અને ઇતિહાસોના જાણવાવાળા વ્યાસરૂપ આપને પ્રણામ કરીયે છીએ. આપ કથારૂપ ચંદ્રોદયથી અમારા મનનો અંધકાર દુર કરો.[૩૫] એ પ્રમાણે પ્રાર્થના કરી તેની આગળ નવાહાન્ત નિયમ લઇને અન્ય બ્રાહ્મણાદિકનું પૂજન કરી સર્વને યથાયોગ્ય આસન ઉપર બેસારી પછી આપે બેસવું.[૩૬] ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થની પ્રાપ્તિને માટે સાવધાન થઇ સ્વસ્થ ચિત્તે કથા સાંભળવી અને તે વખતે ગ્રહ, પુત્ર, કલત્ર અને ધનાદિ વિગેરે ચિન્તાનો ત્યાગ કરવો.[૩૭] સૂર્યોદયથી પ્રારંભ કરી થોડા સૂર્ય રહે ત્યાં સૂધીમાં, મધ્યાન કાળમાં બે મુહુર્ત વિશ્રામ લઈ કથાક્રમ ચાલુ રાખવો.[૩૮] મળ–મૂત્રને પોતાના વશમાં રાખવા માટે સૂક્ષ્મ ભોજન કરવું જોઇએ અને કથા કરનારાને એક વખત હવિષ્ય ભોજન કરાવવું જોઇએ.[૩૯] અથવા ફળાહાર, દુગ્ધાહાર વા ઘૃતાહારી રહેવું અથવા જેથી કથા કરવામાં કોઈ પણ જાતનું વિઘ્ન ન આવે એવી રીતે ચતુર વક્તાએ વર્ત્તન કરવું જોઈએ.[૪૦] બ્રાહ્મણોમાં કથા સાંભળવામાં એકનિષ્ઠાવાળાઓને માટે નિયમ કહું છું. જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશમાં ભેદ ગણે છે. જે દેવીની ભક્તિથી હીન છે, પાંખડી, હિંસક, ખળ, અને બ્રાહ્મણનો દ્રોહ કરનાર અતિ નાસ્તિક છે તે કથા સાંભળવાને યોગ્ય નથી.[૪૧–૪૨] જે બ્રાહ્મણ ધનનો લોભી હોય, પરાઇ સ્ત્રી ભોગવવાની ઈચ્છા રાખતો હોય, પારકું ધન લેવા તાકતો હોય અને દેવધન ઓળવવામાં આતુર હોય તે કથા શ્રવણ કરવાને યોગ્ય નથી.[૪૩] બ્રહ્મચારીએ ભૂમિ ઉપર શયન કરવું, સત્યવકતા થવું અને જીતેન્દ્રિય રહી કથાની સમાપ્તિ થયા પછી પત્તલમાં ભોજન કરવું.[૪૪] રીંગણાં, કલિન્દ, ( કુરૈયાનાં ફળ ) તેલ, દોદલનું શાક, મધુ, ભુંજેલું અન્ન, વાસી અન્ન અને દુષ્ટ ભાવનાનો ત્યાગ કરવો.[૪૫] માંસ, મસુરાન્ન, લશણ, મૂળા, હીંગ, ડુંગળી, ગાજર અને પેઠા, નાલીનું શાક એ સર્વેને કથા સાંભળનારાએ ત્યાગ કરવાં, અને કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, દંભ અને માનનો ત્યાગ કરવો.[૪૬–૪૭] બ્રાહ્મણનો દ્રોહ કરનાર, પતિત, વ્રાત્ય, ચાંડાલ, યવન, અન્ત્યજ, રજસ્વલા અને વેદવિહિન પાસે કથાનો આલાપ પણ કરવો નહી.[૪૮] વેદ, ગાય, ગુરૂ, વિપ્ર, સ્ત્રી, રાજા, મહાન પુરૂષો દેવતા અને દેવભક્તની નિંદા કદિ પણ સાંભળવી નહીં.[૪૯] વિનય, સરળતાપણું, પવિત્રતા, દયા, થોડું બોલવું. અને ઉદારતાદિ ગુણો કથાવૃત્તિવાળાના હોવા જોઇએ.[૫૦] શ્વેત ડાઘવાળો કુષ્ઠ રોગવાળો ક્ષય રોગવાળો, ભાગ્યહીન, પાપાત્મા, દારિદ્રિ અને અનપત્યજનોએ પોતાનો રોગ દુર કરવા માટે શ્રદ્ધા ભક્તિથી કથા શ્રવણ કરવી, તેમાં કુષ્ઠ રોગવાળાએ એ સમાજથી અલગ બેસવું.[૫૧] વંધ્યા, કાકવંધ્યા, દુર્ભગા, મૃતભર્તૃકા, અથવા જેનો ગર્ભ પડી જતો હોય તેણે આ કથા અવશ્ય સાંભળવી જોઇએ.[૫૨] જે માણસ વિના શ્રમે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઈચ્છા કરતો હોય તેણે યત્નથી દેવીભાગવત સાંભળવું જોઈએ.

[૫૩] આ કથાના નવ દિને નવ યજ્ઞ બરાબર છે તેમાં દાન, હવન, જપ વગેરે જે ધર્મનું કામ કરવુ તે અનન્ત ફળ દેવાવાળું છે.[૫૪] આ પ્રમાણે નવાહ વ્રત કરીને તેનું ઉદ્યાપન કરવુ. મહા અષ્ટમીના વ્રત સમાન ફળની ઈચ્છાવાળાને આ કર્ત્તવ્ય છે.[૫૫] નિષ્કામ શ્રવણ કરવાળો શ્રોતા પવિત્ર થઈ મુક્તિ પામે છે કારણ કે આ ભગવતી મનુષ્યને ભોગ અને મોક્ષ એ બન્ને દેવાવાળી છે.[૫૬] પુસ્તકની અને વક્તાની નિત્ય પૂજા કરવી જોઈએ અને વક્તા જે કઇ પ્રસાદ આપે તે ભક્તિ પૂર્વક ગ્રહણ કરવો જોઈએ.[૫૭] નિત્ય પ્રતિ કુમારિકાનું પૂજન કરી ભોજન કરાવી પ્રાર્થના કરવી જોઇએ. સૌભાગ્યવતી અને બ્રાહ્મણોની પૂજા કરવાથી નિસદેહ સિદ્ધિ થાય છે.[૫૮] સમાપ્તિ વેળા ગાયત્રી સહસ્રનામના પાઠ કરવા અથવા સર્વ દોષની શાન્તિને માટે વિષ્ણુ સહસ્ર નામના પાઠ કરવા.[૫૯] જેનુ સ્મરણ કરવાથી અથવા નામોચ્ચાર કરવાથી તપ, યજ્ઞ, અને ક્રિયામાં જે ન્યુનતા રહી જાય છે તે સંપૂર્ણતા પામે છે તે માટે વિષ્ણુનુ કીર્તન કરવુ. [૬૦] સમાપ્તિમાં દેવી સપ્તસતીના મત્રથી હવન કરવો અથવા દેવી માહાત્મ્યના મૂલ મત્ર અથવા શ્લોકો અથવા ગાયત્રી મત્રથી દુધ અને ઘૃતથી હવન કરવો કારણ કે આ ભાગવત ગાયત્રી મંત્રમય છે [૬૧—૬૨] વસ્ત્ર અને ભૂષણાદિ આપી વક્તાને સારી રીતે સંતુષ્ઠ કરવા જોઈએ. વકતા પ્રસન્ન થવાથી તેના ઉપર સર્વ દેવતા પ્રસન્ન થાય છે,[૬૩] પછી ભાવભક્તિથી બ્રાહ્મણોને ભોજન કરાવી તેને સારી રીતે સતુષ્ઠ કરવા કારણ કે બ્રાહ્મણો પૃથ્વીમાં દેવરૂપ છે, તેને શતુષ્ઠ કરવાથી અભિષ્ટ ફળ મળે છે.[૬૪] દેવીની પ્રીતિને માટે ઉત્તમ વસ્ત્રાભૂષણ ધારેલી કુમારિકાઓનું પૂજન કરવુ અને તેને દક્ષિણા આપી પોતાની સિદ્ધિની પ્રાપ્તિને માટે પ્રાર્થના કરવી.[૬૫] અને બીજાં પણ અનેક પ્રકારનાં દાન સુવર્ણ, અને દુઝણી ગાયો આપવી ઘોડા અને પૃથ્વીનું દાન આપવાથી અક્ષય ફળની પ્રાપ્તિ થાય છે.[૬૬] અને આ દેવીભાગવત સુદર અક્ષરોથી લખાવી સુવર્ણના સિહાસનમાં સ્થાપન કરી પટ્ટવસ્ત્રમાં વિટી અષ્ટમી અથવા નવમીને દિવસે વક્તાનુ અર્ચન કરી પુસ્તકનુ દાન કરવાથી આ લોકમાં અનેક ભોગ ભોગવી અતે દુર્લભ એવી મુક્તિને પામે છે. [૬૭—૬૮] દરિદ્ર, દુર્બલ, બાળક, તરૂણ, વૃદ્ધ અને પુરાણોનો જ્ઞાતા સદા વદનીય અને પૂજનીય છે [૬૯] યદ્યપી આ લોકમાં ગુરૂ જન્મા ઘણા ગુરૂ છે પણ તે સર્વમાં પુરાણનો જ્ઞાતા પરમ ગુરૂ ગણાય છે.[૭૦] પુરાણનો જ્ઞાતા બ્રાહ્મણ વ્યાસના આસન ઉપર બેઠો હોય તેણે ચાલતા કથા પ્રસગની સમાપ્તિ સુધી કોઇને પ્રણામ કરવા નહી.[૭૧] પુરાણની દિવ્ય કથાને જે માણસ અભક્તિથી સાંભળે છે તેને પુણ્ય ફળ મળતુ નથી અને તે દુખ દરિદ્રનો ભાગી થાય છે.[૭૨] જે માણસ પુરાણની પૂજા કર્યા વગર તામ્બુલ અને કુસુમાદિનું સેવન કરી કથા સાંભળે છે તે અતિ દરિદ્રિ થાય છે [૭૩] જે મનુષ્ય ચાલતી કથા સાંભળવી અધુરી મુકી અન્ય સ્થાનમાં ચાલ્યો જાય છે. તેનાં સર્વ સુખ, ભોગ, દારા, અને સર્વ સપત્તિ નષ્ઠ થઇ જાય છે-[૭૪] જે દાંભિક મનુષ્ય વક્તાથી ઉચા આસન ઉપર બેશી કથા સાંભળે છે તે નરક યાતના ભોગવી વાયસનો જન્મ ધરે છે.[૭૫] જે ઉંચી શ્રીમતના આસન ઉપર અથવા વીરાસન ઉપર બેશી કથા શ્રવણ કરે છે, તે અર્જુન વૃક્ષનો

જન્મ ધરે છે.[૭૬] જે માણસ ચાલતા કથા પ્રસંગમાં દુરૂક્તિ કરે છે અથવા કટુ શબ્દ બોલે છે તે પહેલો ગર્દભનો અવતાર ધરી પછી ગીરગટ થાય છે.[૭૭] જે માણસ પુરાણ જાણનારાથી અથવા પાપહારક કથાની નીંદા કરે છે તે સો જન્મ સુધી કુતરો અવતરે છે એમાં સંદેહ નથી.[૭૮] જે માણસ કથા કહેવા વાળાના આસન બરાબરના આસન ઉપર બેશી કથા સાંભળે છે તે નરકમાં ગુરૂ સ્ત્રી ગમનનાં પાતકનો ભાગી થાય છે.[૭૯] અને જે પ્રણામ કર્યા વગર કથા સાંભળે છે તે વિષનુ વૃક્ષ થાય છે અને સુતો સુતો કથા સાંભળેછે તે અજગરનો જન્મ પામે છે.[૮૦] જે મનુષ્ય કદિ પણ પુરાણની કથા સાંભળતો નથી તે ઘોર નરકને ભોગવી અંતમાં વનસૂકર થાય છે[૮૧] જે માણસ કથા સાંભળવાથી પ્રસન્ન ન થતાં તેમાં વિઘ્ન કરે છે તે મૂર્ખ કરોડો વર્ષ નરક ભોગવી અન્તમાં ગ્રામસૂકર થાય છે.[૮૨] આસન, પાત્ર, દ્રવ્ય, ફુલ, વસ્ત્ર, કમ્બલવસ્ત્ર વગેરે જે કાંઇ કથા કહેવાવાળાને આપે છે તે નારાયણના સ્થાનકમાં જાય છે.[૮૩] જે માણસ પુરાણપુસ્તક બાંધવા સારૂ પટ્ટા, નવું વસ્ત્ર અને તેને બાંધવાને સુંદર દોરી આપે છે તે સદા સુખભાગી થાય છે.[૮૪] સર્વ પુરાણોનું શ્રવણ કરવાથી જે ફળ થાય છે, તેથી સોગણું અધિક પુણ્ય દેવી ભાગવત સાંભળવાથી મળે છે.[૮૫] જેમ નદીમાં ગંગા, દેવતાઓમાં શિવ, કાવ્યોમાં રામાયણ, જ્યોતિષપદાર્થોમાં સૂર્ય, પ્રસન્ન કરવાવાળામાં ચંદ્રમા, ધનમાં યશ, ક્ષમાવાળામાં ભૂમિ, ગંભિરતામાં સાગર, પાપનો નાશ કરનારામાં ગાયત્રી, અને પાપ નાશમાં જેમ નારાયણ છે તેમ અઢાર પુરાણમાં દેવીભાગવત છે.[૮૬-૮૭-૮૮] ગમે તે પ્રકારે નવ વખત આને સાંભળે છે તેનું અવર્ણીય ફળ થાય છે અને તે પુરૂષ સદા જીવનમુક્ત છે.[૮૯] રાજા તથા શત્રુભયની પ્રાપ્તિમાં તથા મહામારીના ભયમાં દુર્ભિક્ષ અને રાજ્ય ભંગાદિની શાન્તિને માટે આ ભાગવત અવશ્ય સાંભળવું જોઇએ.[૯૦] ભૂત—પ્રેતાદિનો નાશ કરવામાં, શત્રુ પાસેથી રાજ્ય લેવામાં અને પુત્ર પ્રાપ્તિને માટે હે બ્રાહ્મણો! દેવીભાગવત અવશ્ય સાંભળવુ.[૯૧] આ દેવીભાગવત જે ભણે છે, અથવા સાંભળે છે. અને તેનો શ્લોક અરધો શ્લોક અથવા એકચરણ પણ શ્રદ્ધાથી ભણેછે તે પરમ ગતિને પામે છે.[૯૨] શ્રી ભગવતીદેવીએ પોતે સ્વમુખે આનો અરધો શ્લોક પ્રકાશ કર્યો હતો. પછી શિષ્યોની પરંપરાએ આનો વિસ્તાર વધી ગયો છે.[૯૩] ગાયત્રીના સમાન પરમ ધર્મ, અને ગાયત્રીના સમાન પરમ તપ નથી. તેમ ગાયત્રી સમાન અન્ય દેવતા અથવા ગાયત્રીની સમાન અન્ય કોઈ પણ મંત્ર નથી-[૯૪] જપ કરવાવાળાની રક્ષા કરે છે તેથીજ એ ગાયત્રી કહેવાય છે તે દેવી આ ભગવતમાં રહસ્ય સહિત પ્રતિષ્ઠિત છે.[૯૫] તે માટે દેવીની પ્રીતિ કરાવનાર દેવી ભાગવતની સોળમી કળા બરાબર પણ બીજા મહા પુરાણો નથી.[૯૬] આ શ્રીમદ્ ભાગવત પુરાણ નિર્મલ બ્રાહ્મણોનુ સર્વોત્તમ ધન છે. જેમાં નારાયણે અને ધર્મ પુત્રે નિર્મલ ધર્મનુ વર્ણન કર્યું છે. અને ગાયત્રીનુ રહસ્ય મણિદ્વિપમાં વર્ણન કર્યું છે. અને હિમાલય પર્વત ઉપર ભગવતીએ સ્વયં ગીતા કહી છે.[૯૭] તે માટે આ લોકમાં એની બરાબર બીજુ કોઈ પણ પુરાણ નથી માટે હે બ્રાહ્મણો સદા એનું સેવન કરવું જોઇએ.[૯૮] જેના સંપૂર્ણ પ્રભાવને વિધાતા, હરિ, ગિરિશ અને શેષ પણ નથી જાણી શકતા તો આ

ન્ય દેવો તો ક્યાંથીજ જાણી શકે? એવી જગદમ્બિકાને નિત્ય નમસ્કાર છે.[૯૯] જેના ચરણારવિન્દની રજને પ્રાપ્ત થવાથી બ્રહ્મા સદા સૃષ્ટિ સજવાનું કામ કરે છે, વિષ્ણુ સકલ સૃષ્ટિનું પાલન કરે છે અને રૂદ્ર સંહાર કરે છે એ અખિલેશ્વરી જગદંબિકાને નિત્ય નમસ્કાર છે.[૧૦૦] અમૃતકૂપ અને એની આસપાસમાં ઉગેલાં દેવવૃક્ષોની પંક્તિથી સુશોભિત મણિદ્વીપ, જે ચિન્તામણિમય ગૃહોથી ચિત્રવિચિત્ર અને રૂચિર છે તેમાં કલ્યાણ હૃદયવાળી સ્મિતમુખી ભગવતી બિરાજમાન રહે છે તેનું ધ્યાન કરવાથી મનુષ્ય અવશ્ય ભોગ અને મોક્ષને પામે છે.[૧૦] બ્રહ્મા, વિષ્ણુ, શિવ, અને ઇંદ્રાદિક દેવોથી ઉપાસ્યમાન મણિદ્વીપની અધિષ્ઠાત્રી દેવી સકલ જગતના કલ્યાણનું કારણ છે.[૧૦૨]

ब्रह्मेशाच्युतशक्राद्यैर्महर्षिभिरुपासिता ॥
जगतांश्रेयसेसास्तुमणिद्वीपाधिदेवता ॥१०२॥

ઇતિશ્રી સ્કન્દપુરાણે માનસખંડે દેવીભાગવત માહાત્મ્યે પંચમો ધ્યાય ૫.

---

સસ્તા અને ઉત્તમ પુસ્તકો પ્રગટ કરનાર.

સસ્તુ વાંચન પ્રચારક સભા.

ઠે. ભદ્ર-અમદાવાદ.

श्रीमद्

# देवी भागवत भाषांतर.

## प्रथम स्कन्ध

### અધ્યાય ૧ લો.*

### મંગળાચરણ તથા શૌનકે પૂછેલા પ્રશ્નો.

**ॐसर्वचैतन्यरुपांतामाद्यांविद्यांचधीमहि ॥**
**बुद्धिंयानःप्रचोदयात् ॥ १ ॥ शौनकउवाच ॥**
**सूतसूतमहाभागधन्योऽसिपुरुषर्षभ ॥**
**यदधीतास्त्वयासम्यक्पुराणसंहिताःशुभाः ॥२॥**

સર્વની ચૈતન્યરૂપ અર્થાત્ આત્મારૂપ અનાદિભૂત બ્રહ્મવિષયક શુદ્ધ સત્વ અન્તર્મુખ પ્રતિબિમ્બ વિશિષ્ટ વૃત્તિરૂપ વિદ્યાનુ એટલે કે આત્મરૂપે કરીને એ પ્રસિદ્ધ વિદ્યાનુ અમે ધ્યાન કરીએ છીએ અને આ પ્રકારે જેનુ ધ્યાન કરવામાં આવ્યુ છે એવી માયાવિશિષ્ટ બ્રહ્મરૂપિણી ભગવતી અમારી બુદ્ધિને ધ્યાન કરવામાં પ્રેરણા કરે કે જેથી કરીને અમારાં ચિત્તની વૃત્તિ નિરંતર તે ભગવતીનાં ચરિત્રોમાં ચોંટી જાય ૧

**શૌનક** કહે છે-હે મહાભાગ સૂતજી! તમને ધન્ય છે કે જેણે સઘળી પુરાણ સંહિતાઓનુ ભલા પ્રકારે કરીને અધ્યયન કર્યું છે. ૧૨ હે પાપરહિત! જે દીવ્ય અષ્ટાદશ પુરાણો ભગવાન્ વેદવ્યાસજીએ રચ્યાં છે તે સઘળાં તમે સમ્યક્પ્રકારે ભણેલા છો ૩ એ પુરાણો સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતર, વંશાનુચરિતના સહિત પાંચ લક્ષણવાળાં છે એવાં એ પુરાણો મંત્રાદિક રહસ્ય સહિત આપે સત્યવતીના પુત્ર શ્રીવ્યાસજી પાસેથી જાણેલાં છે ૪ અમારા પુણ્યયોગને લઇનેજ દીવ્ય 'વિશ્વસ' નામવાળાં કળિયુગના દોષથી રહિત એવાં આ પુણ્યક્ષેત્રમાં આપશ્રી પધાર્યા છો. ૫ અતીવ પુણ્યને આપવાવાળી એવી પુરાણ સંહિતાનુ શ્રવણ કરવાની ઇચ્છાવાળો આ મુનિઓનો સમાજ છે એટલા વાસ્તે હે સૂતજી! અમને સાવધાન ચિત્તથી એ પુરાણસંહિતા શ્રવણ કરાવો. ૬ હે સર્વજ્ઞ! અધ્યાત્મ અધિભૂત ને અધિદૈવ એવા તાપત્રયથી રહિત થઇ આપશ્રી દીર્ઘાયુ હો અને હે મહાભાગ!

* આ શ્રીમદ્ દેવી ભાગવતના પ્રથમાધ્યાયમા ચોવીશશ્લોકવડે કરીને સૂતપુરાણીનાપ્રતિ શૌનકાદિના પુરાણ વિષયક પ્રશ્નો છે. ત્યા પ્રથમ તો ભગવાન બાદરાયણ અર્થાત્ વ્યાસમુનિશ્વર ગ્રંથમા પ્રતિપાદ્ય દેવતાતત્ત્વના અનુસ્મરણરૂપ લક્ષણરૂપ મંગળાચરણ કરે છે. ગાયત્રીમાં અન્તર્યામી બ્રહ્મનુ પ્રતિપાદન હોવાથી સર્વ વેદોથી સંમત ગાયત્રીના પદ અને છંદોથી ઘટિત મંગળાચરણદ્વારા આ ભાગવતમા પ્રતિપાદ્ય પણ વસ્તુ માયાવિશિષ્ટ અન્તર્યામી બ્રહ્મરૂપજ છે એમ સમજવું. આ પ્રમાણે ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ અર્થે મંગળાચરણ કરીને પ્રશ્નનુ ઉત્થાપન કરે છે.

આપશ્રી આ સમયમાં વેદતુલ્ય પુરાણનું અમને કથન કરો. ૭ હે સૂતપુરાણી ! શ્રોત્રેન્દ્રિયવાળા એવા મનુષ્યો સ્વાદમાં મુગ્ધ બનેલા એવા વિધિથી વંચિત થયેલા પુરાણોનુ શ્રવણ કરતા નથી. ૮ જેમ ષટ્રસથી જિહ્વા અને ઇન્દ્રિયોને આનંદ ઉપજે છે તે પ્રકારે વાણીદ્વારા આનંદને ઉપજાવનારાં મહાત્મા પુરૂષોનાં વાક્યો છે એમ સુજ્ઞ પુરૂષો કહે છે. ૯ શ્રવણવિનાનો હોવા છતાં પણ શબ્દથી સર્પ મોહ પામી જાય છે તો પછી જેઓ કાન હોવા છતાં પણ કથાનુ શ્રવણ કરતા નથી તેઓને બહેરા કેમ ન કહેવા ? ૧૦ આટલાવાસ્તે હે સૌમ્ય ! સઘળા બ્રાહ્મણો સાવધાન થઈ કરીને શ્રવણ કરવાની ઈચ્છાથી કલિના ભયથી નૈમિષારણ્ય ક્ષેત્રમાં નિવાસ કરી રહ્યા છે ૧૧ જે કોઇ ઉપાયવડે કરીને કાલનુ અતિવાહન કરવુ કહ્યુ છે તેમાં મુર્ખ મનુષ્યોનો કાલ વ્યસનોમાં વ્યતીત થાય છે અને સુજ્ઞ પુરૂષોનો સમય શાસ્ત્રચિંતનમાં વ્યતીત થાય છે ૧૨ પુરાણો ત્રણ પ્રકારનાં કહ્યાંછે અને શાસ્ત્રો તો વિવિધ છે જેમાં ન્યાય આદિ અનેક જલ્પવાદ હોય છે "અને પુરાણો પણ અનેક સાત્વિકાદિ ભેદથી ત્રણ પ્રકારનાં કહ્યા છે અને તેમાં પણ શાસ્ત્રો અનેક પ્રકારનાં છે કે જેઓ વિતંડાવાદ ગર્વ અને અમર્ષ કરવાવાળાં છે. આ ક્ષેપક શ્લોક છે. ૧ જેમાં અનેક અર્થવાદ હેતુ વાદાદિકનાં વચનો હોય છે. ૧૩ આ શાસ્ત્રોમાં વેદાન્ત શાસ્ત્રો છે તે સાત્વિક છે, મીમાંસાઓ છે તે રાજસી છે અને લૌકિક કારણોવાળાં બકવાદોથી ગ્રથિત થયેલાં ન્યાયશાસ્ત્રો છે તે તામસી છે. ૧૪ આ પ્રકારે પુરાણોના પણ પ્રસિદ્ધ કથાકારોએ ત્રણ પ્રકાર કહ્યા છે. હે સૌમ્ય ! આપે તે પુરાણનાં પાંચ લક્ષણો કહ્યાં છે. ૧૫ એ પાંચ લક્ષણવાળાં પુરાણોમાં આપે શ્રીમદ્ભાગવતપુરાણને વેદ તુલ્ય સંપૂર્ણ લક્ષણોવાળુ કહેલુ છે. ૧૬ આપે વળી ઉદ્દેશમાત્રથી કહ્યુ છે કે જે શ્રીમદ્ભાગવતપુરાણ મુમુક્ષુજનોને મોક્ષ આપવાવાળુ છે, અને ધર્માત્માઓને ધર્મ તથા કામને દેવાવાળુ છે ૧૭ હે સૂતજી ! આટલા વાસ્તે એ ઉત્તમ ભાગવતપુરાણની વિસ્તારથી અને આદરથી અમને કથા કરો કારણ કે સઘળા બ્રાહ્મણો અહીં એ દીવ્યભાગવતની કથા સાંભળવાની ઈચ્છાવાળા બિરાજમાનછે. ૧૮ હે ધર્મજ્ઞ ! આપ તો પુરાણસંહિતાઓને ભલા પ્રકારે કરીને જાણો છો અને આપની ગુરૂભક્તિવડે કરીને સત્વગુણના આશ્રમ એવા વ્યાસ ભગવાને સમ્યક્પ્રકારે આપને એ ઉત્તમ ભાગવતનુ શ્રવણ કરાવ્યુ છે. ૧૯ હે સર્વજ્ઞ ! આપના મુખમાંથી અન્ય સઘળાં પુરાણોને અમે સાંભળ્યાં પરંતુ જેમ સુધાપાનથી દેવતાઓને તૃપ્તિ થતી નથી તેમ હે ભગવન ! આપના વચનામૃતનુ પાન કરીને અમે તૃપ્તિ પામતાજ નથી અર્થાત્ સદાકાળ આપનાં વચનામૃતની અમને મહદિચ્છા રહ્યા કરે છે. ૨૦ હે સૂતપુરાણી ! જો મુક્તિ ન મળતી હોય તો તેવાં વચનામૃતપાનને ધિક્કાર છે પરન્તુ ભાગવતામૃતપાનથી મનુષ્યોને તત્કાળ સંકટથી મોક્ષગતિ થાય છે ૨૧ સુધાપાનની પ્રાપ્તિ થવા સારૂ હે સૂતજી ! અમે હજારો યજ્ઞો કર્યા છે પરન્તુ એથી અમને કોઇપણ પ્રકારે કરીને શાન્તિ થઈ નથી. ૨૨ કારણ કે યજ્ઞોનુ ફળ સ્વર્ગમાંથી તો પાછી આવૃત્તિ થાય છે અને આ પ્રકારે કરીને આ સંસારચક્રમાં નિરંતર ભ્રમણ કરવું પડે છે. ૨૩ હે સર્વજ્ઞ ! જ્ઞાનવિના કયારે પણ મુક્તિ નથી અને આ મનુષ્ય આ ત્રિગુણાત્મક કાળચક્રમાં નિરાંતર ભટ-

કતોજ રહે છે. ૨૪ આટલા વાસ્તે હે સૂતજી! મુમુક્ષુઓને સદાકાળ પ્રિય એવુ, પાવન કરનારૂ, મુક્તિને આપવાવાળુ, અતીવ ગુહ્ય, પવિત્ર અને સર્વ પ્રકારના રસોથી યુકત એવુ ઉત્તમ ભાગવતપુરાણ અમને કહી સભળાવો

**अतःसर्वरसोपेतंपुण्यंभागवतंवद ।**
**पावनंमुक्तिदंगुह्यंमुमुक्षूणांसदाप्रियम् ॥ २५ ॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પ્રથમસ્કધમાં "શૌનકના પ્રશ્નો" નામનો અધ્યાય ૧ લો સપૂર્ણ

---

## અધ્યાય ૨ જો.

### ગ્રંથની સંખ્યા અને વિષય.

**श्रीसूतउवाच--**

**धन्योऽहमतिभाग्योऽहंपावितोऽहंमहात्मभिः।**
**यत्पृष्टंसुमहत्पुण्य पुराणंवेद विश्रुतम् ॥ १ ॥**

સૂતપુરાણી કહે છે–હે ઋષિઓ ! હું ધન્ય છુ અતીવ ભાગ્યવાન છુ, અને મહાત્માઓવડે પાલન થયો છુ કે જેઓએ વેદ વિખ્યાત મહાપુણ્યદાયક પુરાણનુ શ્રવણ કરવાની મારા પાસે ઈચ્છા કરી છે ૧ તે મહાપુરાણને સપૂર્ણ શ્રુતિઓના અર્થ સહિત હુ તમને કહી બતાવીશ અને જે રહસ્ય સર્વ શાસ્ત્રોમાં અને પુરાણોમાં અત્યન્ત શ્રેષ્ઠ છે ૮ ૨ યોગી પુરૂષોને મુક્તિ આપવાવાળાં એવાં સુલલિત, બ્રહ્માદિ દેવતાઓ વડે સેવાયેલાં એવાં, અને સ્તુતિમાં પરાયણ એવા મુનિઓ જેનુ નિરતર ધ્યાન ધરી રહ્યા છે તેવાં વેદશાસ્ત્ર પ્રસિદ્ધ ભગવતીનાં ચરણકમળને વદન કરીને અત્યન્ત રસમય એવુ ઉત્તમોત્તમ શ્રીમદ્ દેવીપુરાણનુ ભક્તિવડે કરીને વિસ્તારથી સકળ રસનાં નિધાનરૂપ તે શાસ્ત્રનુ આજે હુ તમને હે દ્વિજો ! શ્રવણ કરાવીશ. ૩ જેનું વેદમાર્ગમાં સદા આદ્યા પરા વિદ્યા એવુ અભિધાન કરવામાં આવ્યુ છે, જે સર્વજ્ઞ છે, સકળ પ્રકારનાં બધનોને તોડવામાં જે નિપુણ છે, પ્રાણીમાત્રનાં હૃદયમાં જે સ્થિત છે. જેને દુરાત્મા પુરૂષો જાણી શકતા નથી, જેનો નિરતરનાં ધ્યાનયોગે કરીને મુનિઓ સાક્ષાત્કાર કરે છે ' તે શ્રીભગવતી આદ્યશક્તિ અમારાપર સદાકાળ સતુષ્ટ રહીને અમને પ્રસન્ન થાઓ અને સિદ્ધિઓને આપવાવાળી હો. ૪ આ સત્ અસત્રૂપ જગત્ને નિર્માણ કરીને જે મહાદેવી પોતાની ત્રિગુણાત્મક શક્તિથી અખિલ જગત્ની રક્ષા કરે છે અને કલ્પાંતમાં સહાર કરીને તથા પ્રકારે રમણ કરે છે એવી અખિલ વિશ્વની માતાને મનવડે કરીને પ્રણામ કરૂ છુ. ૫ આ અખિલ વિશ્વને બ્રહ્મા સર્જે છે એ વાત પ્રસિદ્ધ છે અને વેદવાદી પુરાણજ્ઞાતા પુરૂષો પણ આ વાતનો સ્વીકાર કરે છે પરન્તુ બ્રહ્માજીનો જન્મ શ્રીવિષ્ણુની નાભિકમળમાંથી થયો છે અને એ વિષ્ણુભગવાનની પ્રેરણાવડેજ બ્રહ્મા આ જગત્ને રચે છે પરન્તુ સ્વતત્ર થઈ રચતા નથી ૬ અને પ્રલયકાળમાં વિષ્ણુ પણ શેષ નાગની શય્યામાં શયન કરે છે અને એમના નાભિકમળમાંથી બ્રહ્માની ઉત્પત્તિ થાય છે. જે ભગવાન્ વિષ્ણુ પ્રલયકાળમાં શેષજીની આધારતાને પ્રાપ્ત કરે છે એટલે કે આશ્રય લે છે તે મુરારિ એવા વિષ્ણુ કયા પ્રકારે જગત્ રચનામાં સ્વતત્ર કર્તારૂપે કહી શકાય ? નજ કહી શકાય. ૭ જે એકાર્ણવ જળસાગર છે તે રસરૂપ છે અને પાત્રના વિના તે રસની સ્થિતિ બની શકતી નથી જેથી એ રસને ધારણ કરવામાં જે શક્તિરૂપા છે એવી અખિલ સસારની જનની જે ભગવતી છે તેને હુ નમસ્કાર કરૂ છુ. ૮ યોગ નિદ્રામાં બીડેલાં

છે નેત્ર જેણે એવા ભગવાન વિષ્ણુને કમલમાં રહેલા એવા બ્રહ્માજીએ જે દેવીની સ્તુતિ પ્રસન્ન કર્યા તે દેવીના શરણમાં હું જાઉછું. ૯ હે મુનિઓ ! તે સગુણ નિર્ગુણ મુક્તિદાયિની માયાનુ ધ્યાન કરીને સપૂર્ણ પુરાણની તમને કથા કહુ છુ તે આ સ્થાનમાં સાંભળો. ૧૦ આ શ્રીમદ્ ભાગવતપુરાણ અત્યુત્તમ પવિત્ર છે ને તેમાં ૧૮૦૦૦ શ્લોક છે. ૧૧ આ ભાગવતના બાર સ્કધો છે અને સઘળા મળીને ૩૦૦ ત્રણસો અધ્યાય વ્યાસજીએ કહેલા છે. ૧૨ પ્રથમ સ્કધમાં વીશ અધ્યાય છે. દ્વિતીય સ્કધમાં દ્વાદશ અધ્યાય માત્ર છે, તૃતીય સ્કધમાં ત્રીશ અધ્યાય છે અને ચતુર્થ સ્કધમાં પચીશ અધ્યાય છે. ૧૩ પચમસ્કંધમાં પાંત્રીશ અધ્યાય છે. છઠ્ઠામાં એકત્રીશ ને સપ્તમ સ્કધમાં ચાળીશ અધ્યાય છે. [૧૪] આઠમામાં ચોવીશ, નવમામાં પચાસ, દશમામાં તેર અધ્યાય છે. [૧૫] અગીયારમા સ્કંધમાં ચોવીસ અને બારમામાં ચોદ અધ્યાય છે. [૧૬] આ પ્રકારે આ મહાપુરાણમાં મહાત્માઓએ સખ્યાનો નિર્દેશ કરેલો છે અને સઘળી મળીને અઢાર હજારની સખ્યા બતાવી છે. [૧૭] સર્ગ, પ્રતિસર્ગ, વશ, મન્વતર, વશાનુચરિત એ પાંચ પુરાણનાં લક્ષણો કહ્યાં છે [૧૮] જે નિર્ગુણ સત્ય નિત્ય વ્યાપક વિકૃત શિવા છે તે યોગદ્વારાએ જાણવા યોગ્ય છે સર્વના આધાર રૂપે છે ને તુરીયામાં સ્થિત છે. [૧૯] તેની સાત્વિકી રાજસી તામસી શક્તિ મહાલક્ષ્મી મહાસરસ્વતી મહાકાલી એવી ત્રણ સ્ત્રીઓ છે [૨૦] એ શક્તિત્રયના હેતુ અગીકારનુ જેમાં લક્ષણ તત્વ છે અને જે અવતારતત્વ સૃષ્ટિના નિમિત્તે છે તેને તત્ત્વવિશારદ પુરૂષો સર્ગ કહે છે. [૨૧] તે શક્તિમયનાં પરિણામરૂપ હરિ બ્રહ્મા ને શિવનો પ્રાદુર્ભાવ અને પાલન ઉત્પત્તિ ને સંહારને પ્રતિસર્ગ કહેવાય છે. [૨૨] સોમસૂર્યવશી રાજાઓનાં ચરિત્રનું જે વશનુ કીર્ત્તન અને હિરણ્યકશ્યપાદિકના ચરિત્રનુ કથન છે તે વશ નામનુ પુરાણનું તૃતીય લક્ષણ છે.[૨૩] સ્વાયંભુવ આદિ મનુઓના વશનુ વર્ણન અને તેઓની કાળસંખ્યાનાં કથનને મન્વંતર કહેવાય છે.[૨૪] તેઓના વશોનું અનુકથનજ વંશાનુચરિત કહેવાય છે. આ પ્રકારે પુરાણો પાંચ લક્ષણવાળાં છે.[૨૫] શ્રીવ્યાસજીએ સવાલક્ષ સખ્યાનુ ભારત કહ્યુ છે તે પાંચમો વેદ સમ્મત ઇતિહાસ કહેવાય છે.[૨૬] શૌનક કહે છે. હે સૂતપુરાણી ! તે તે પુરાણો કયાં કયાં છે તે બધુ મને વિસ્તારથી કહો. હે સર્વજ્ઞ ! તે પુરાણો કેટલાં છે તે સાંભળવાની અમે ઈચ્છા કરીએ છીએ.[૨૭] કળિયુગના કાળથી ભય પામેલા એવા અમોને અહીં નૈમિષારણ્યમાં મનોમય ચક્ર આપીને બ્રહ્માજીએ વસાવ્યાં છે.[૨૮] બ્રહ્માજીએ અમોને કહેલુ છે કે આ ચક્રની પાછળ પાછળ ચાલ્યા આવો અને જ્યાં ચક્રની ધારા શીર્ણ થઈ જાય તે દેશ પરમ પાવન કહ્યો છે.[૨૯] આ દેશમાં કયારે પણ કળિયુગનો પ્રવેશ થતો નથી અને જ્યાંસુધી પાછો સત્યયુગ ન પ્રવર્ત્તે ત્યાંસુધી તમે આ સ્થળે નિર્ભય થઈ સુખેથી રહો એવો હે સૂત ! બ્રહ્માજીએ અમને આ દેશ કહેલો છે.[૩૦] આવા પ્રકારનાં બ્રહ્મદેવના વચનો સાંભળીને અને એ *મનોમય ચક્રને

* બ્રહ્માએ મુકેલા મનોમય ચક્રની ધારા જે પ્રદેશમા કુઠિત હોય તેને નૈમિષ ક્ષેત્ર કહેવાય છે વાયુપુરાણમા કથન છે કે-બ્રહ્માએ મનોમય ચક્ર સરજીને મહાદેવને પ્રણામ કરી છુટું મુકયું. પેલા બ્રાહ્મણો પણ પ્રભુને પ્રણામ કરી ચક્રની પાછળ ચાલ્યા. પછી જે સ્થાનમાં તે ચક્રની ધાર કુઠિત થઇ તે વનપ્રદેશ નૈમિષારણ્યથી કહેવાયો અને મુનિઓએ તેને ખાસ તપોભૂમિ માટે યોગ્ય માનેલોછે.

ધારણ કરીને અમોએ પ્રયાણ કર્યું છે, અને એ ચક્ર પણ સકળ દેશને દેખવાની ઈચ્છાથી અમે ચલાવ્યું.[૩૧] ચલાયમાન થયાં એવાં એ ચક્રની ધારા આ સ્થળમાં શીર્ણ થઇ ગઇ જેથી આ પરમ દેશ નૈમિષારણ્યના નામથી સુવિખ્યાત થયો છે.[૩૨] હે સૂતપુરાણી ! આ સ્થાનમાં કળિયુગ પ્રવેશતો નથી તેટલા વાસ્તે અહીં અમોએ આશ્રમ કર્યું છે અને અહીં એજ કારણને લઇને કલિયુગથી ભય પામેલા મુનિલોકો, સિદ્ધલોકો ને મહાત્માઓના સમુદાયો નિવાસ કરી રહ્યા છે.[૩૩] આ સ્થળમાં અમો પશુ વગરના કેવળ પુરોડાશ આદિવડે યજ્ઞો કરીએ છીએ અને જ્યાંસુધી સત્યયુગનો સમય આવે નહી ત્યાંસુધી તેની રાહ જોતા અમે અહીં કાળક્ષેપ કરીએ છીએ.[૩૪] હે સૂત ! અમારા ભાગ્યયોગે આપશ્રીનો આ સ્થળમાં અમને સમાગમ થયો છે તેટલાવાસ્તે બ્રહ્મસંમત એવું પરમપવિત્ર કરનારૂં આદ્યપુરાણ અમને કહી સંભળાવો.[૩૫] હે સૂતપુરાણી ! અમે સઘળા સાંભળવાની ઇચ્છાવાળા છીએ અને આપશ્રી મહાબુદ્ધિમાન વક્તા છો તેમજ વળી આ સ્થળમાં અમે સાવધાન ચિત્તવાળા તથા વ્યાપાર વિનાના વસીએ છીએ.[૩૬] હે સૂતજી ! આપ દીર્ઘ આયુષ્યવાળા હો, તાપત્રયથી સદાકાળ આપ રહિત રહો, અને આપ અમને પવિત્ર કલ્યાણદાયક બ્રહ્મસંમત ભાગવતપુરાણ કહી સંભળાવો.[૩૭] જે ભાગવતમાં વિસ્તારપૂર્વક વર્ણન છે અને જે ભાગવત વિદ્યાની પ્રાપ્તિ કરવાથી વ્યાસમુનિએ મોક્ષપ્રાપ્તિ થાય છે એમ કહેલુ પણ છે.[૩૮] શ્રીમદ્દ્વૈપાયન મુનિવડે જે પરમ પાવન ભાગવતપુરાણ કહેવાયુ છે તે પરમપુણ્યતમ ભાગવતની મનોરમા કથાનું શ્રવણ કરીને હે સૂત ! અમને તૃપ્તિજ થાતી નથી.[૩૯] સકળગુણગણોનાં પાત્રરૂપ, પરમપવિત્ર, અખિલભુવનની માતાનાં લીલારૂપ ચરિત્રોનાં નાટયરૂપ, અનેક પ્રકારના પાપ સમૂહોનું નિકંદન કરનારૂં, કામનાઓને પૂર્ણ કરવાવાળુ એવુ શ્રીભગવતીનાં નામથી યુકત શ્રીભગવતીપુરાણ અમારા સમક્ષમાં પ્રગટ કરો[૪૦]

**सकलगुणगणानामेकपात्रंपवित्र**
**मखिलभुवनमातुर्नाट्यवल्लिचित्रम्**
**निखिलमलगणानांनाशकृत्कामकृद्**
**भकटयभगवत्यानामयुक्तंपुराणम् ॥ ४० ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે પ્રથમસ્કંધમાં "ગ્રંથની સંખ્યા ને વિષય" નામનો અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

## પુરાણોની સંખ્યા ને વ્યાસોનું વર્ણન.

**सूतउवाच—**

**श्रृण्वन्तुमंभवक्ष्यामिपुराणानिमुनीश्वराः ।**
**यथाश्रुतानितत्वेनव्यासात्सत्यवतीसुतात् ॥ १ ॥**

સૂતપુરાણી કહે છે. હે ઋષિઓ ! જે પ્રકારે તત્ત્વરૂપે કરી સત્યવતીના સૂત એવા શ્રીવ્યાસમુનિશ્વરના પાસેથી જે પુરાણો મેં શ્રવણ કર્યાં છે તે તમામને હુ કહી બતાવું છુ તે સાંભળો.[૧] બે **म**કારાદિ, બે **भ**કારાદિ, ત્રણ **ब्र**કારાદિ, ચાર **व**કારાદિ. અને **अ**, **ना**, **लिंग**, **कू**, **स्क**. એ અક્ષરો આદિમાં છે જેના એવા બીજા પૃથક પૃથક્ પુરાણો છે.[૨] એ પુરાણોમાં પ્રથમ મત્સ્યપુરાણ ૧૪૦૦૦ શ્લોકનુ છે. દ્વિતીય માર્કન્ડેયપુરાણ નામનું અદ્ભુત પુરાણ છે જેના નવગ્રહ સહસ્ર એટલે ૯૦૦૦ શ્લોક છે.[૩] ચતુર્દશ સહસ્ર તથા પં-

---

* આ તૃતીય અધ્યાયમાં યુગયુગના પ્રતિ વ્યાસોની સંખ્યા તથા પુરાણોની સંખ્યાનું પ્રવચન કરવામાં આવ્યું છે.

ચશત એટલે કે ૧૪૫૦૦ શ્લોકોમાં ભવિષ્ય પુરાણની સંખ્યા તત્ત્વદર્શી મુનિઓએ કહેલી છે.[૪] અષ્ટાદશશહસ્ર એટલે અઢાર હજાર શ્લોકો શ્રીમદ્‌ભાગવતમાં છે, બ્રાહ્મપુરાણમાં દશ સહસ્ર એટલે અયુત શ્લોકો છે.[૫] બ્રહ્માંડ પુરાણમાં દ્વાદશસહસ્ર એક શત એટલે ૧૨૧૦૦ શ્લોકો છે, અને તેજ પ્રકારે બ્રહ્મવૈવર્ત્તપુરાણમાં ૧૮૦૦૦ શ્લોકો છે.[૬] વામનપુરાણમાં અયુત નામ ૧૦૦૦૦ શ્લોકો છે અને હે શૌનક ! વાયુપુરાણમાં ચોવીસ હજાર છસો ૨૪૬૦૦ શ્લોકો છે.[૭] શ્રીવિષ્ણુપુરાણ પરમ અદ્‌ભુત છે જેમાં ૨૩૦૦૦ ત્રેવીશ હજાર શ્લોકો છે.[૮] વારાહપુરાણના ચોવીસહજાર, ૨૪૦૦૦, ને અગ્નિપુરાણના સોળ હજાર ૧૬૦૦૦ શ્લોકો છે.[૯] શ્રીનારદપુરાણના પચીશ હજાર શ્લોકો ૨૫૦૦૦ છે ને પંચાવન હજાર ૫૫૦૦૦ શ્લોકોનુ શ્રીપદ્મપુરાણ છે જે મોટું કહેવાય છે. અને લિંગપુરાણના ૧૧૦૦૦ શ્લોકોછે[૧૦] શ્રીગરૂડપુરાણ ૧૯૦૦૦ હજાર શ્લોકોમાં શ્રી ભગવાને કહ્યું છે અને શ્રી કૂર્મપુરાણમાં ૧૭૦૦૦ સત્તર હજાર શ્લોકો કહ્યા છે[૧૧] પરમ અદ્‌ભુત એવું શ્રીસ્કન્દપુરાણ ૮૧૦૦૦ એક્યાશી હજાર શ્લોકોનુ છે હે પાપરહિત મુનિઓ આ મે તમને વિસ્તારપૂર્વક પુરાણોમાં નામ તથા સંખ્યા કહી બતાવ્યાં.[૧૨] હવે હે ઋષિઓમાં ઉત્તમ મુનિઓ ! હું તમને ઉપપુરાણો વિષે વર્ણન કરી બતાવું છું તે સાંભળો પ્રથમ સનત્કુમાર ઉપપુરાણછે દ્વિતીય નારસિંહ નામનું ઉપપુરાણ છે[૧૩] નારદ, શૈવ, દુર્વાસા, કપિલ, મનુ[૧૪] શુક, વરૂણ, કાલિકા, સાંબ, નન્દી, પારાશરપુરાણ, સૌરપુરાણ, વિસ્તારવાળું આદિત્યપુરાણ.[૧૫] મહેશ્વર, ભાગવત, વિસ્તારયુક્ત વસિષ્ઠપુરાણ વિગેરેને મહાત્માએ ઉપપુરાણ તરીકે કહેલાં છે.[૧૬] સત્યવતીના પુત્ર શ્રીવ્યાસજી અઢારપુરાણોની રચના કરીને પછી તે પુરાણોના સારરૂપે મહાભારત ઇતિહાસની રચના કરવા લાગ્યા.[૧૭] પ્રત્યેક મન્વંતરમાં જ્યારે જ્યારે દ્વાપરયુગ પ્રવર્ત્તે છે ત્યારે ત્યારે ધર્મની ઈચ્છાવાળા એવા ભગવાન વ્યાસજી પુરાણોને વિધિપૂર્વક પ્રયોજે છે.[૧૮] પ્રત્યેક દ્વાપરયુગમાં શ્રી વિષ્ણુ પોતેજ શ્રીવ્યાસજીના અવતાર ધરીને સર્વદા પ્રાણીઓનાં હિતને વાસ્તે એકજ વેદના બહુધા વિભાગો કરે છે[૧૯] વળી કળિયુગમાં બ્રાહ્મણોની અલ્પ આયુષ્ય ને અલ્પ બુદ્ધિ દેખીને પવિત્ર પુરાણસંહિતાઓ જે વિષ્ણુભગવાન વ્યાસાવતાર ધારણ કરી રચે છે.[૨૦] સ્ત્રી, શૂદ્ર અને દ્વિજબંધુઓ કે જેઓને વેદ શ્રવણ કરવાનો અધિકાર હોતો નથી એઓનાં હિતને વાસ્તે આ પુરાણો કરવામાં આવ્યાં છે[૨૨] આ શ્રેષ્ઠ સપ્તમ વૈવસ્વત મન્વંતરમાં અઠ્ઠાવિશમા દ્વાપરમા હે મુનિઓ ! સત્યવતીસૂત એવા ધર્માત્મા વ્યાસજી મારા ગુરૂ થયેલા છે અને ઓગણત્રીસમા દ્વાપરમાં અશ્વત્થામા વ્યાસ થશે[૨૨-૨૩] આ પ્રકારે હે મુનિઓ ! સત્તાવીશ વ્યાસ થઈ ગયા છે જેઓએ યુગ યુગના પરત્વે પુરાણ સંહિતાઓ સર્જેલી છે[૨૪] **મુનિઓ** કહે છે—હે સૂત ! હે મહાભાગ ! પૂર્વ પૂર્વ યુગમાં ઉદ્‌ભવેલા દ્વાપર દ્વાપરમાં પુરાણ સંહિતાના વક્તાઓ જે જે વ્યાસો થયા છે તેનાં નામ અમને કહો[૨૫] સૂતપુરાણી કહે છે-પ્રથમ દ્વાપરમાં શ્રીબ્રહ્મા સ્વયં વ્યાસ થયા હતા જેઓએ વેદોના વિભાગ કરેલા છે. દ્વિતીય દ્વાપરમાં પ્રજાપતિ નામના વ્યાસકાર્ય કરનારા વ્યાસ થયા છે[૨૬] તૃતીય દ્વાપરમાં ઉસના વ્યાસ થયા હતા, ચતુર્થ દ્વાપરમાં બૃહસ્પતિ વ્યાસ હતા, પંચમ દ્વાપરમાં સવિતા વ્યાસ હતા, ને છઠ્ઠા

દ્વાપરમાં મૃત્યુ વ્યાસ હતા.[૨૭] સપ્તમ દ્વાપરમાં મઘવા વ્યાસ હતા ને આઠમા દ્વાપરમાં વસિષ્ઠ વ્યાસ હતા. નવમા દ્વાપરમાં સારસ્વત વ્યાસ હતા અને દશમામાં ત્રિધામા વ્યાસ હતા.[૨૮] અગીયારમા દ્વાપરમાં ત્રિવૃષ, બારમામાં ભરદ્વાજ, તેરમામાં અન્તરિક્ષ, ચૌદમામાં ધર્મ.[૨૯] પંદરમામાં ત્રયારૂણિ, સોળમામાં ધનંજય, સત્તરમામાં મેધાતિથિ, અઢારમામાં વૃતી[૩૦] ઓગણીશમામાં અત્રિ, વીશમામાં ગૌતમ, એકવીશમામાં ઉત્તમ હર્યાત્મા.[૩૧] બાવીશમામા વેનવાજશ્રવા. તેવીશમામાં સોમ આમુષ્યયાવાણ, ચોવીશમામાં તૃણબિંદુ, પચીશમામાં ભાર્ગવ.[૩૨] છવીશમામાં શક્તિ, સત્તાવીશમામાં જાતુકર્ણ, અને અઠ્ઠાવીશમામાં કૃષ્ણદ્વૈપાયન, એમ વ્યાસો થયા હતા. આ મે આપને અઠ્ઠાવીશ વ્યાસોની સંખ્યા કહી બતાવી. જ્યાં જ્યાં વ્યાસોનાં નામાન્તર હોય ત્યાં કલ્પભેદ સમજી લેવા.[૩૩] શ્રીમત્કૃષ્ણદ્વૈપાયન વ્યાસે કહેલુ આ શ્રીમદ્‌ભાગવત પુરાણ મે તેઓનાજ મુખથી સાંભળેલુ છે ને તે પુરાણ પરમ પવિત્ર છે તથા સકળ પ્રકારના દુ:ખના પુંજોનો પ્રલય કરનારૂ છે[૩૪] વળી તે પુરાણ સર્વ કામનાઓને આપવાવાળુ છે, મોક્ષને દેનારૂ છે, વેદાર્થ સંયુક્ત સકળ આગમ અને રસથી મનોહર છે તથા મુમુક્ષુઓને સદા પ્રિય છે.[૩૫] આ સુંદર પુરાણનુ શ્રી વ્યાસજીએ પોતાના પુત્ર શુકદેવજીને રચના કરી શ્રવણ કરાવ્યુ છે કે જે શુકદેવજી મહા વૈરાગ્યયુક્ત છે, ને અરણિમાંથી જેમનો સંભવ થયેલો છે.[૩૬] હે મુનિવરો ! તત્પશ્ચાત્ તે પુરાણ વ્યાસજીના મુખથી મે યથાર્થ રીતે સાંભળ્યુ છે અને કરૂણાના ભંડારરૂપ સદ્‌ગુરૂની કૃપાથી એ સઘળાં ગુહ્ય પુરાણનુ મેં શ્રવણ કર્યું છે.[૩૭] પોતાના પુત્ર શુકદેવજીના પૂછવાથી આ સકળ પુરાણ રહસ્ય દ્વૈપાયન મુનિએ તેના પ્રતિ કહી બતાવ્યુ હતુ અને અદ્‌ભુત બુદ્ધિવાળા એવા અયોનિજ અર્થાત્ યોનિથી નહી જન્મેલા એવા મહા પ્રભાવવાળા શુકદેવજીની સાથે મે પણ તે પુરાણનુ શ્રવણ કર્યું છે[૩૮] હે મુનિસત્તમ ! આ સંસાર સાગરનાં ન તરી શકાય એવાં જળને તરી જવાની કામનાવાળાનુ તથા આ શ્રીમદ્‌ભાગવત વેદરૂપી કલ્પવૃક્ષનુ ફળ છે તેનો સ્વાદ લેવામાં આદરવાળા શ્રીશુકદેવજીએ અનેક આખ્યાનોરૂપી રસોનુ કર્ણરૂપી પડીયાદ્વારા પ્રેમપૂર્વક પિતાદ્વારાએ પાન કર્યું છે, આવા પ્રકારની પુરાણ સંહિતાને સાંભળીને પૃથ્વી ઉપર કયો મનુષ્ય કલિયુગના ભયથી છૂટી શકતો નથી ! અર્થાત સૌ કોઇ છૂટે છે.[૩૯] અતીશય પાપી હોય તોપણ, વેદોક્ત ધર્મોથી રહિત હોય તોપણ તથા આચારના સંસ્કારથી રહિત અન્તઃકરણવાળો હોવા છતાં પણ કપટરહિત થઇને અથવા કોઈ કપટને લઇને પણ જો આ ઉત્તમ પુરાણનુ શ્રવણ કરે તો તે મનુષ્ય આ સંસારમાં અનેક પ્રકારના વિલાસોને ભોગવતો થકો દેહાવસાને નિશ્ચળ કૂટસ્થ એવાં યોગીઓને પ્રાપ્ય સ્થાનમાં ભગવતીની કૃપાથી પહોંચી જાય છે.[૪૦] જે ભગવતી નિર્ગુણ છે, હરિહરાદિને પણ દુર્લભ્ય છે, જે વિદ્યારૂપ સત્પુરૂષોને અતિપ્રિય છે અને સમાધિદ્વારા જાણવા યોગ્ય છે તે ભગવતી જે મનુષ્ય આ ભગવતી પુરાણમાં પ્રીતિ કરે છે તથા સાંભળે છે તેના હૃદયમાં પ્રગટ થાય છે અર્થાત્ સાક્ષાત્ થાય છે.[૪૧] સકળ પ્રકારનાં અંગોવાળો મનુષ્ય દેહ પ્રાપ્ત કર્યા છતાં તથા સંસાર સાગરનાં જળને તરવાને નૌકારૂપ ભાગવતને પ્રાપ્ત કર્યા છતાં તે તથા પુરાણના કથાકારનો સમાગમ થયા છતાં

છતાં તથા સુખ આપવાવાળી ભગવતી ભાગવત ખાસ જે મૂઢ પુરૂષ પુરાણ કથાનુ શ્રવણ કરતો નથી તે ખરેખર વિધિથી ઠગાયેલો એવો હતભાગ્યજ છે.[૪૨] જે કર્ણયુગલને પામ્યા છતાં અને મનુષ્યત્વ પામ્યા છતાં કેવળ પારકાંની નિંદાનેજ શ્રવણ કર્યા કરે છે એવો રાગી મનુષ્ય સર્વાર્થદાતા એટલે પુરૂષાર્થ ચતુષ્યને દેવાવાળી રસભરી વિમળ એવી આ દેવીભાગવત સંહિતાને સુણતો નથી તે ખરેખર નષ્ટ છે—મંદભાગ્ય છે અથવા તે ખરાપવાદ નિરત નષ્ટ મંદબુદ્ધિ આત્મજ્ઞાન કરવાવાળાં આ પુરાણને કેમ નહી સાંભળતો હોય ![૪૩]

**यःप्राप्यकर्णयुगलं द्रुपमानुषत्व**
**रागीशृणोतिसततंचपरापवादान् ॥**
**सर्वार्थदंरसनिधिं विमलंपुराणं**
**नष्टःकुतोनशृणुतेभुविमंदबुद्धिः ॥ ४३ ॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પ્રથમસ્કંધમાં "પુરાણોની સંખ્યા ને વ્યાસોનું વર્ણન" નામનો અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

# અધ્યાય ૪ થો.*

## દેવીની સર્વોત્તમતાનાં કથનમાં શુકજન્મ કથા.

**ऋषयःऊचुः—**
**सौम्यव्यासस्यभार्यायांकस्यांजातःसुतःशुकः ॥**
**कथंवाकीदृशोयेनपठितेयंसुसंहिता ॥ १ ॥**

રૂષિયો કહે છે—હે સૌમ્ય ! વ્યાસજીની કઈ ધર્મપત્નીથી શુકદેવજી ક્યારે જન્મ્યા હતા તથા એ શુકદેવજી કેવા ઉત્તમ હતા કે જેઓએ આ સંહિતાનો અભ્યાસ કરેલો છે.[૧] આપે શુકદેવજીને પૂર્વે અરણીથી પ્રગટેલા એવા અયોનિજ કહ્યા છે એ વિષયમાં અમને સંદેહ છે વાસ્તે હે મહાબુદ્ધિશાલી ! એ વાતનુ નિરાકરણ આજે અમારી પાસે કરી બતાવો[૨] અમે એ શુકદેવજીને પૂર્વે મહાતપસ્વી તથા ગર્ભયોગી સુણ્યા છે, તેઓએ આ મહાવિસ્તારવાળુ પુરાણ કયા પ્રકારે ભણેલુ છે.[૩] શ્રીસૂતપુરાણી કહે છે-કોઈ એક સમયમા સત્યવતીના સૂત શ્રીવ્યાસજી સરસ્વતીના તીરપર ગયા હતા. ત્યાં આશ્રમમાં તેઓએ ચટક નામનાં પક્ષીનુ જોડુ જોયુ, અને પરમ વિસ્મય પામ્યા.[૪] વિસ્મય પામવાનુ કારણ એ હતું કે તે પક્ષીઓનો વ્યવહાર મનુષ્યવત્ તેઓ જોવા લાગ્યા. ઇંડામાંથી જન્મપામેલુ મનોહર બાળક પક્ષી તામ્ર સમાન મુખવાળુ સુંદર સર્વ અંગોવાળું તથા પીછાં વિનાનુ હતું તેના માળામાં ત્યાગ કરીને તેના વાસ્તે રતિના શ્રમથી પરાયણ એવાં તે પક્ષી દંપતી ભક્ષ્ય લાવીને પોતાની ચાંચવડે તે શિશુની ચાંચમાં વારવાર દેવા લાગ્યાં.[૫-૬] પોતાનાં અંગોવડે કરીને તે દંપતી તુરત ઇંડામાંથી નીકળેલાં તે બાળકના અંગોને હર્ષયુક્ત થઇને ઘસવા લાગ્યાં. તે ચટક દંપતી પ્રેમવડે કરીને પોતાનાં બાળકનાં સુંદર વદનને ચુંબન કરવા લાગ્યાં.[૭] તે ચટક દંપતીનો બાળકમાં અત્યન્ત પ્રેમ દેખીને વ્યાસજી ચિંતાતુર થયા અને પોતાનાં મનમાં યથેષ્ટ વિચારવા લાગ્યા.[૮] વ્યાસજી કહે છે—પક્ષીઓમાં પણ જે પ્રેમ પુત્રના પ્રતિ દેખાય છે તો પછી સેવા ફળની ઇચ્છા કરનારાં મનુષ્યોમાં તે પ્રેમ હોય તેમાં શું આશ્ચર્ય છે ![૯] એ ઉભય ચટક દંપતી તેનાં બાળકનું વિવાહરૂપ સુખસાધન વિરચીને વધૂ-

---

* પાસઠ શ્લોકોવડે કરીને શ્રીમહાદેવીની સર્વોત્તમતા વિષે તથા પ્રસંગાનુસાર શુકદેવજીના જન્મનું વૃત્તાંત આ ચતુર્થ અધ્યાયમાં કહેવામા આવશે.

તું વદન જોઇને શું સુખી થશે. ?[૧૭] અથવા એ પુત્ર દંપતી વૃદ્ધાવસ્થામાં તેઓની શુ સેવા કરશે અથવા તે ચટક દંપતીનાં પુણ્યને વાસ્તે તે પુત્રદંપતી પરમ ધર્માનુષ્ઠાન આચરશે! [૧૧] અથવા શુ દ્રવ્યોપાર્જન કરીને તે પુત્ર અને પુત્રવધૂ તેનાં માતાપિતાને સંતોષ આપશે ! અથવા તો વિધિપૂર્વક શ્રાદ્ધાદિક પ્રેતકાર્યો કરશે ! [૧૨] અથવા શુ ગયાજી ક્ષેત્રમાં જઇને ગયાશ્રાદ્ધની ક્રિયા કરશે. અથવા એ પક્ષીબાળકો સ્વપિતૃઓની પાછળ નીલ પરણાવવાની ક્રિયા કરશે ![૧૩] આ સંસારમાં ઉત્તમોત્તમ સુખ પુત્રના ગાત્રને પ્રેમપૂર્વક આલીંગન કરીને વિશેષે કરી પુત્રને લાડ લડવવાં એ છે.[૧૪] અપુત્રને ગતિ થતી નથી તેમજ સ્વર્ગ પ્રાપ્તિ પણ થતી નથી થતી નથી અને પુત્રથી બીજુ અધિક કોઈ પરલોકનુ સાધન નથી.[૧૫] ધર્મશાસ્ત્રોમાં મન્વાદિ મુનિઓએ પણ લખ્યુ છે કે પુત્રવાળાને સ્વર્ગ મળે છે અને અપુત્રને કયારે પણ સ્વર્ગ પ્રાપ્તિ નથી.[૧૬] આ વાત પ્રત્યક્ષ પ્રમાણ સિદ્ધ છે અને અનુમાને કરીને સાધવી પડતી નથી કે પુત્રવાન્ મનુષ્યો પાપથી મોકળા થાય છે અને એવાં આપ્ત પુરૂષોનાં સનાતન વચનો પણ છે.[૧૭] મૃત્યુકાળમાં પણ મરણ શય્યાપર સૂતેલો વાસનાવાળો પ્રાણી પુત્રવિનાનો હોવાથી મનવડે દુઃખ પામતો ચિંતાગ્રસ્ત થાયછે. [૧૮] તે પ્રાણી ચિંતા કરે છે કે—અરેરે ! મારા ગૃહમાં પુસ્કળ પૈસો છે, વિવિધ પ્રકારનાં પાત્રાદિક છે, અને આ મારૂ મંદીર અતિ સુંદર છે તેનો કોણ ભોક્તા થશે ![૧૯] આ પ્રમાણે મૃત્યુકાળમાં તે પ્રાણીનું ચિત્ત દુઃખવડે કરીને ભ્રમિત થાય છે તેથી ભ્રાન્તિ પામેલા એ જીવની ખરેખર અધોગતિ થાય છે.[૨૦] આ પ્રકારે સત્યવતીના પુત્ર શ્રીવ્યાસ મુનિશ્વર વિવિધ ચિંતાઓને કરવા લાગ્યા અને અતીવ નિશ્વાસોથી ઉષ્ણ થઈ આકુળવ્યાકુળ થવા લાગ્યા.[૨૧] આ પ્રકારે મનમાં શ્રીવ્યાસજી વિચાર કરીને અને નિશ્ચય કરીને મેરૂપર્વતની સંનિધિમાં તપ કરવાને ચાલતા થયા.[૨૨] શ્રીવ્યાસજી પોતાના મનમાં વિચારવા લાગ્યા કે હુ એવા કયા દેવતાની ઉપાસના કરૂ કે જે મને શીઘ્ર વરદાન આપીને મારા મનોરથોને પૂરે ![૨૩] શ્રીવિષ્ણુ, શ્રીરૂદ્ર, શ્રીઈન્દ્ર, બ્રહ્માજી, સૂર્યનારાયણ, શ્રીગણપતિ, શ્રીકાર્તિક સ્વામી, અગ્નિદેવ, વરૂણદેવ વિગેરેમાથી હુ કયા દેવને ઉપાસું ! એમ શ્રીવ્યાસ મુનિશ્વર વિચારવા લાગ્યા.[૨૪] જયારે આ પ્રકારે વ્યાસ મુનિ વિચારમાં લીન થયા હતા તેવા સમયમાં મુનિશ્રેષ્ઠ, કરમાં જેણે વીણા ધારણ કરી છે એવા તથા સાવધાન ચિત્તવાળા એવા શ્રીનારદજી સ્વેચ્છાનુસારે ત્યાં આવી ચડયા. [૨૫] સત્યવતીના સુત વ્યાસજી તેમને જોઇને પરમ સંતોષ પામ્યા અને તેમનો અર્ધ્યસત્કાર કરી આસન આપી તેમને કુશળ પૂછવા લાગ્યા.[૨૬] કુશળ પ્રશ્ન પૂછ્યા એવા વ્યાસમુનિનાં વચનો સાંભળીને મુનિઓમાં શ્રેષ્ઠ નારદજી પૂછવા લાગ્યા કે હે દ્વૈપાયન મુને ! આપ ચિંતાતુર કેમ દેખાઓ છો તેનુ કારણ મને કહો.[૨૭] વ્યાસ કહે છે—હે મુનિ ; અપુત્રની ગતિ નથી એથી મનમાં તૃપ્તિ થતી નથી અને એ કારણને લઇનેજ દુઃખનો અનુભવ કરતો એવો હુ વારંવાર ચિંતા કરૂ છુ. [૨૮] હે મુનિ ! કયા ઈષ્ટ અર્થને આપનાર દેવને હું તપથી પ્રસન્ન કરૂ એ પ્રકારની ચિંતામાં ગ્રસ્ત એવો હું આપને શરણેછુ.[૨૯] હે મહર્ષિ ! આપ સર્વજ્ઞ છો વાસ્તે હે કૃપાનિધે! કૃપા કરીને મને તત્કાલ કહો કે હું કયા દેવને શરણે જાઉ કે જે દેવ મને પુત્ર આપે.[૩૦] સૂત

પુરાણી કહે છે—આ પ્રકારે વેદવેત્તા એવા શ્રીનારદજીને વ્યાસજી પૂછવા લાગ્યા ત્યારે શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસજી પ્રત્યે પ્રેમપૂર્વક નારદજી આ પ્રમાણે બોલવા લાગ્યા.[31] નારદજી કહે છે—હે પરાશર મુનિના પુત્ર! હે મહા ભાગ્યશાળી! જે વાર્તા આપ મને પૂછો છો તેજ વાર્તા મારા પિતાશ્રીએ શ્રીભગવાન પ્રત્યે પૂછેલી હતી.[32] શ્રીહરિ ભગવાનને ધ્યાનપરાયણ દેખીને મારા પિતા વિસ્મય પામવા લાગ્યા અને શ્રીપતિ એવા દેવતાઓના ઇશ્વર જગત્પતિને કહેવા લાગ્યા.[33] કૌસ્તુભમણિવડે કરીને દિવ્ય, જેના કરમાં શંખ, ચક્ર ને ગદા છે એવા, પીળા વસ્ત્રો જેણે ધારણ કરેલાં છે તેવા, ચાર છે ભુજાઓ જેની એવા, વક્ષસ્થળના વિષે શ્રીવત્સ—ભૃગુલાંછન જેમણે ધારણ કર્યું છે એવા, અખિલ લોકોના કારણરૂપ, દેવતાઓના પણ દેવતા, જગત્ગુરૂ, એવા શ્રી વાસુદેવ ભગવાનને મહા તપ કરતા દેખીને મારા પિતા બ્રહ્માજી પૂછવા લાગ્યા.[34–35] બ્રહ્માજી કહે છે-હે દેવતાઓના દેવ! હે ભૂત ભવિષ્ય ને વર્તમાનના જ્ઞાતા પ્રભો! હે જનાર્દન! આપ શા કારણથી આ ઉગ્ર તપને આચરો છો અને કોનુ ધ્યાન કરોછો![36] આપ અખિલ પ્રાણીમાત્રના પ્રભુ છો, હે દેવેશ! આપ શુ કારણથી ધ્યાન પરાયણ છો, આ બાબતમાં મને અત્યન્ત આશ્ચર્ય થાયછે, અને હે ભગવન, આથી શુ નવીન કરવા આપ પ્રભુ ધારોછો.[37] આ અખિલ વિશ્વનો કર્ત્તા એવા જે હુ છુ તે આપનાં નાભિકમલમાંથી પ્રાદુર્ભાવ પામ્યો છું અને આ વિશ્વમાં આપથી વળી કોણ અધિક દેવ છે! હે લક્ષ્મીના પતિ! આપથી અધિક કોય દેવતા હોય તો મને કહી બતાવો.[38] હે જગન્નાથ! હું આપનેજ સર્વના કારણરૂપ એવા આદિ પ્રભુ સમજુછું, અને સર્વ કાર્ય કરવામાં સમર્થ, કર્ત્તા, પાલયિતા અને હર્ત્તા પણ હું આપનેજ જાણુ છુ.[39] હે મહારાજ! આપની ઈચ્છાના આધારે આ અખિલ જગત્‌ને હું સર્જુછુ અને હર એવા શ્રીરૂદ્ર પ્રલયકાલમાં આ અખિલ વિશ્વનો સંહાર કરે છે તે પણ આપની આજ્ઞાને આધીન થઇનેજ કરે છે.[40] હે ઈશ્વર! સૂર્યનારાયણ આકાશમાં આપની આજ્ઞાથીજ વિચરે છે, શુભાશુભ પવન પણ આપની આજ્ઞાથી જ વાય છે, અગ્નિ પણ આપની આજ્ઞાથી જ તપે છે, વર્ષાદ પણ આપની આજ્ઞાને વશ થઇ વરસે છે.[41] આપ કયા દેવનુ ધ્યાન કરો છો? આ મારો મહાન્ સંશય છે. ત્રણે ભુવનમાં આપનાથી બીજો કોઈ અધિક દેવતા હું દેખતો નથી.[42] હે સુવ્રત! હું આપનો આદિ ભક્ત છુ વાસ્તે મારાપર કરૂણા કરીને એ રહસ્ય મને આપ કહો. મહાન્ પુરૂષોને કાંઈ પણ ગોપનીય નથી એમ સ્મૃતિઓ પણ કહે છે.[43] આ પ્રકારના બ્રહ્માનાં વચનો સાંભળીને શ્રીહરિ પ્રજાપતિ બ્રહ્માને કહે છે કે હે બ્રહ્મન્, મારા મનનુ જે રહસ્ય છે તે હું તમને કહી બતાવુ છુ વાસ્તે સાવધાન ચિત્તથી શ્રવણ કરો.[44] યદ્યપિ તમને શિવજીને અને મને સઘળા દેવ અસુરને માનવો જગત્‌ના કર્ત્તા, પાલયિતા અને સંહાર કર્ત્તારૂપે અનુક્રમે જાણે છે[45] તમે સ્રષ્ટા છો, હું પાલક છુ, અને હર સંહારકારક છે છતાં પણ આ સઘળુ પ્રચ્છન્ન કાર્યરૂપા એવી શક્તિથીજ કરવામાં આવેલુ છે એમ વેદવાદી પુરૂષો મહાત્માઓ અનુમાન કરે છે.*[46] હે

* मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् तयोर्विभूतिलेशो वै जगदेतच्चराचरम् ॥ न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ॥ परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबल क्रिया च ॥ माया वा एषा नारसिंही सर्वं मिदं

બ્રહ્મન્, જગત્‌ની ઉત્પત્તિમાં તમારામાં રાજસી શક્તિ પ્રતિષ્ઠિત છે, મારામાં સાત્વિકી શક્તિ પ્રતિષ્ઠિત છે અને રૂદ્રમાં તામસી શક્તિ પ્રતિષ્ઠિત છે.[૪૭] તે શક્તિના વિના તમે તે કર્ત્તારૂપે કર્મ કરવામાં સમર્થ નથી, હું પાલન કરવામાં સમર્થ નથી અને શંકર પણ સંહાર કરવામાં સમર્થ નથી.[૪૮] હે કમલમાંથી જન્મેલા બ્રહ્માજી! તે માયાને આધીન થઇને આપણે સર્વે વર્ત્તનારા છીએ. હે સુવ્રત! આ બાબતમાં પ્રત્યક્ષ અને પરોક્ષમાં દૃષ્ટાન્ત છે તે સાંભળો.[૪૯] તે માયાના આધીન એવો હું પ્રલયકાળમાં પરતંત્ર થઇને શેષ નાગની શય્યા ઉપર શયન કરી રહુંછું એમાં સંશય નથી અને એ માયાના આધીન રહીનેજ હું બેઠો થાઉંછુ.[૫૦] હે બ્રહ્મન્, તે મહાશક્તિને આધીન થઇને સદાકાળ હું તપશ્ચર્યા કરૂં છું અને કયારેક લક્ષ્મીજીની સાથે યથાસુખ વિહાર કરૂ છુ[૫૧] કયારેક દાનવોની સાથે હુ દારૂણ યુદ્ધ કરૂ છુ કે જે યુદ્ધ સર્વ લોકોને ભય આપનારૂં દારૂણ દેહને કલેશ કરનારૂ થઇ પડે છે.[૫૨] હે ધર્મજ્ઞ! આપના જાણવામાં છે એ પ્રકારે મે આ એકાર્ણવ મહાસાગરમાં પૂર્વે પાંચહજાર વર્ષ પર્યન્ત બાહુ યુદ્ધ કરેલું છે.[૫૩] એ મહાદેવીના પ્રસાદથી કર્ણના મળથી ઉત્પન્ન થયેલા, અભિમાનથી છકી ગયેલા એવા મધુકૈટભ રાક્ષસોને મે હણેલા છે.[૫૪] હે બ્રહ્મન્! એ સમયે પરથી પણ પર એવા કારણને આપ કેમ ન જાણી શકયા કે હે મહાભાગ! એ શક્તિરૂપ કારણને વાર વાર હમણાં પૂછો છો![૫૫] જે શક્તિની ઈચ્છાથી મનુષ્યવેષ ધારણ કરીને મહાસાગરના વિષે હુ વિચરૂ છુ અને યુગેયુગે કચ્છપ, વારાહ, નૃસિંહ, ને વામન અવતાર ધારણ કરૂ છુ.[૫૬] તિર્યકયોનિ વિષે જન્મ લેવો આ લોકમાં કોઇને પણ ગમતો નથી. હુ મારી ઈચ્છાથી કાંઈ વામન વારાહ આદિ યોનિયોમાં જન્મ લેતો નથી.[૫૭] લક્ષ્મીજી સાથે વિહારને છોડી કરી કોણ મત્સ્યાદિ હીનયોનિમાં શરીરને ધારણ કરે અથવા તો શય્યાનો ત્યાગ કરીને કોણ સ્વતંત્ર પરૂડપક્ષી ઉપર સ્વારી કરી મહાન યુદ્ધ કરે[૫૮] હે બ્રહ્મા! એક સમયે આપના સમક્ષમાંજ ધનુષ્યની દોરીથી મારૂ શિર સ્ખલિત થયુ હતું અને એ સમયે તમે પોતેજ શિલ્પકાર્યમાં કુશળ એવા ત્વષ્ટાના હાથથી અશ્વનુ માથુ મારા ધડ ઉપર લગાવી દીધુ હતું.*[૫૯] તે દિવસથી મને લોકો હયગ્રીવ કહે છે એ વાત આપ પ્રત્યક્ષરૂપથી જાણોછો. ખરેખર આ તો લોકમાં હસવા જેવી વિડંબના છે અને જો મને સ્વતંત્રતા હોત તો આમ કેમ થાત[૬૦] આથી કરીને હુ સ્વતં-

**सृजति सर्वमिदं रक्षति सर्वमिदं संहरति तस्मान्मायामेतां शक्तिं विद्यात्** ॥ ઇત્યાદિ શ્રુતિઓના અહીં પ્રમાણ છે.

**અર્થ**—માયાને પ્રકૃતિ જાણવી અને મહેશ્વરને માયાવી જાણવા. માયા ને મહેશ્વરની વિભૂતિનો જે લેશ છે તે આ ચરાચર જગત્ છે. તેનું કાર્ય અને કારણ નથી, તેના સમાન કે અધિક કોય નથી. તે પરમાત્માની પરા શક્તિ વિવિધ પ્રકારની સંભળાય છે, જ્ઞાન બળ ને ક્રિયા રૂપા એ શક્તિ સ્વાભાવિકી છે. આ નારસિંહી માયાજ છે કે જે આ અખિલ જગત્‌ને સર્જે છે, અખિલ જગતને રક્ષે છે અને અખિલ જગતને પાળે છે. તેટલા વાસ્તે આ માયાને શક્તિરૂપે કરીને સમજવી.

* આ કથા વૈદિક છે, શતપથ આદિ ગ્રંથોમાં લખેલી છે, જ્યારે વિષ્ણુનુ તેજ અધિક વધ્યુ ત્યારે ધનુષ્યની કોટિપર મુખ ધરી ઉભા હતા અને ઉપજિહવાએ ધનુષ્યની દોરી કાપી નાખવાથી તેમનુ મસ્તક મનન થયું અને એ મસ્તક આદિત્ય થયુ છે. ગૂઢ અભિપ્રાય એ છે કે—જેટલી માત્ર યજ્ઞાદિ સામગ્રીઓ છે તે તમામમાં વૈષ્ણવ તેજ વ્યાપ્ત છે, તેને એકમ કરી યજ્ઞ કરવામાં આવે છે.

ત્ર નથી પરન્તુ સર્વથા શક્તિહીનછું વાસ્તે એ શક્તિનુ નિરંતર ધ્યાન કરૂ છું.[૧૧] હે કમલભવ ! આથી અધિક હુ બીજું કાંઈ જાણતો નથી. નારદ કહે છે આ પ્રમાણે શ્રીવિષ્ણુએ બ્રહ્માજીને આ કથા કહી બતાવી.[૧૨] હે મુનિશ્રેષ્ઠ ! બ્રહ્માજીએ આ વાત પછી મને શ્રવણ કરાવી છે વાસ્તે હે મહાભાગ્યશાળી ! આથી તમે પણ તમારાં કલ્યાણની પ્રાપ્તિ સારૂ—[૧૩] સંદેહ રહિત થઇને દેવીનાં ચરણ કમળનું હૃદય કમળમાં ધ્યાન કરો ! તમારૂ જે કાંઈ ઇષ્ટ હશે તે તમને તે મહાદેવી સઘળુ આપશે.[૧૪] સૂત પુરાણી કહે છે—નારદજીનાં આવાં વાકયો સાંભળીને સત્યવતીના પુત્ર એવા શ્રીવ્યાસજી દેવીના ચરણોની ભક્તિ કરવા સારૂ તપશ્ચર્યા કરવા પર્વતમાં ચાલી નિકળ્યા.[૧૫]

नारदेनवमुक्तस्तुव्यासः सत्यवतीसुतः ।
देवीपादाब्जभक्त्यर्थं तपसे प्रययौगिरौ ॥१५॥

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પ્રથમ સ્કંધમાં "દેવીની સર્વોત્તમતાના કથનમાં શુકજન્મ કથા પ્રસંગ" નામનો અધ્યાય ૪ થો સંપૂર્ણ

---

## અધ્યાય ૫ મો.*

### મહાદેવીના મહોત્કર્ષની કથા.

ऋषयऊचुः—

सूत्ऽत्र महत्संदेहः मानसंमे संशयसागरे ।
यथैकतंमहदाश्चर्यं जगद्विस्मयकारकम् ॥१॥

ઋષિઓ કહે છે—હે સૂતપુરાણી ! અમારૂ મન મહા સંશયના મહાસાગરમાં ડૂબી ગયુ છે. આપે વિશ્વને વિસ્મયકારક મહા આશ્ચર્યરૂપ કથા કહેલી છે કે માધવ ભગવાનનું પણ શિર આ શરીરથી હેઠું પડી ગયું અને સકલના કર્ત્તા એવા જનાર્દન ભગવાન હયગ્રીવ રૂપને પ્રાપ્ત થયા.[૨] જે પરમાત્માની વેદો સ્તુતિ કરી રહ્યા છે, સઘળા દેવતાઓ જે પરમાત્માના આશ્રમમાં રહ્યા છે, જે જગન્નાથ છે, જે સઘળાં કારણોના પણ કારણછે, તે પરમાત્માનું પણ દૈવયોગથી કયા પ્રકારે કરીને મસ્તક છિન્ન થઈ ગયુ તે સઘળી કથાને હે મહાબુદ્ધિશાળી ! વિસ્તારથી તત્કાળ અમને કહો.[૩-૪] સૂતપુરાણી કહે છે—હે ઋષિઓ પરમ તેજસ્વી દેવના દેવ એવા મહાવિષ્ણુનુ ચરિત્ર તમે સઘળા સાવધાન મનવડે સાંભળો.[૫] કોઈ કાળના વિષે તે સનાતન એવા મહાવિષ્ણુ દારૂણ યુદ્ધનો આરંભ કરવા લાગ્યા અને તે યુદ્ધમાં દશ હજાર વર્ષોમાં પરિશ્રાન્ત થઈ ગયા એવા તે જનાર્દન[૬] સમાન એવાં સુંદર સ્થાનમાં પદ્માસન વાળી કંઠદેશમાં ધનુષ્યનુ આલંબન કરી સ્થિત થયા.[૭] એ ધનુષની કોટિપર ભાર દઈ કરીને ભગવાન શયન કરને ગયા, અને શ્રાન્ત થઈ ગયા હોવાને લીધે દૈવયોગથી તેમને નિદ્રા આવી ગઈ[૮] તત્પશ્ચાત કેટલોક કાળ વીત્યા પછી ઈન્દ્રાદિ સઘળા દેવતાઓ બ્રહ્મદેવસહિત યજ્ઞ કરવાને તત્પર થયા[૯] જનાર્દન ભગવાનનાં દર્શનાર્થે તે સૌ દેવતાઓ વૈકુંઠમાં આવ્યા. કારણ કે દેવ કાર્યને સિદ્ધ કરનારા એવા યજ્ઞના અધિપતિ જનાર્દન ભગવાન કહેવાય છે.[૧૦] વૈકુંઠમાં વિષ્ણુ ભગવાનને નહીં દેખવાથી તે સઘળા દેવતાઓ જ્ઞાનદૃષ્ટિથી જેવા લાગ્યા અને જ્યાં ભગવાન શયન કરતા હતા ત્યાં તે દેવતાઓ આવી પહોંચ્યા.[૧૧] ત્યાં યોગનિદ્રામાં સૂતેલા એવા શ્રીવિષ્ણુને દેખીને તથા વ્યાપક એવા વિષ્ણુને વિચેતન

---

* આ પાંચમા અધ્યાયમા મહાદેવીનો મહોત્કર્ષ કહેવામા આવશે.

દેખીને.[૧૨] સર્વ દેવતાઓની સ્થિતિ હોવામાં ભગવાન નિદ્રાવશ થયા છે તે બાબતમાં બ્રહ્મ રૂદ્રાદિ સઘળા દેવો વિચાર કરવા લાગ્યા.[૧૩] સર્વ દેવતાઓના પ્રતિ ઈન્દ્ર કહેવા લાગ્યા કે હે દેવતાઓ આપણે હવે શુ કરવું. ભગવાનની નિદ્રાનો ભંગ કેમ કરીને કરવો તેનો હે દેવતાઓ ! આમ સૌ વિચાર કરો ![૧૪] તે વેળાએ શંભુજી ઈન્દ્રને કહેવા લાગ્યા કે હે દેવો ! નિદ્રાનો ભગ કરવામાં અતિદુષણ છે વાસ્તે હે દેવો ! આપણે યજ્ઞનુ કાર્ય શરૂ કરવું જોઇએ.[૧૫] તે વેળાએ પરમેષ્ટી બ્રહ્માએ ઉપજિહ્વીકાને પ્રગટ કરી અને તેના દ્વારાએ ધનુષની કોટિનુ ભક્ષણ કરવા માટે કહ્યુ.[૧૬] વળી બ્રહ્મદેવ કહેવા લાગ્યા કે હે દેવો ! જે વેળાએ આ ઉપજિહ્વા ધનુષની કોટિનું ભક્ષણ કરશે તે વેળાએ શરાસન ઉઘાડુ થશે ત્યારેજ આ દેવની નિદ્રા ઉઘડી જશે. (આમ કરવાથી દેવતાઓના પ્રતિ નિર્દોષતા ને વિષ્ણુની અક્રોધતાનું બ્રહ્મદેવે પ્રતિપાદન કર્યું) [૧૭] આમ થશે તો હે દેવો ! આપણુ કાર્ય સિદ્ધ થશે એમાં સંશય નથી. આમ કહી સનાતન દેવની ઉપજિહ્વીને આજ્ઞા આપી.[૧૮] આ સમયે તે ઉપજિહ્વી દેવતાઓનાપ્રતિ કહેવા લાગી. દેવદેવ એવા જગત્પતિની નિદ્રાનો કયા પ્રકારે કરીને ભગ કરી શકાય કારણ કે તેઓ તો જગત્‌ના ગુરૂ છે.[૧૯] નિદ્રાભગ, કથાભગ, દંપતીની પ્રીતિમાં ભગ. માતા બાળકનો વિયોગ કરાવવો તે, એ બધાં બ્રહ્મહત્યા સરખાં પાપો છે.[૨૦] તેટલા વાસ્તે હું કેમ કરીને દેવતાના પણ દેવ એવા વિષ્ણુનુ સુખ નાશ કરૂ અથવા તો ધનુષ કોટીના ભક્ષણથી મને શું ફળ થાય ! જેથી પાપાચરણ કરૂં.[૨૧] આ લોક સઘળો સ્વાર્થ પરાયણ છે અને એથી પાપાચરણ કરનારો છે તેટલા વાસ્તે સ્વાર્થને લઇને હું પણ ભક્ષણ કરીશ.[૨૨] બ્રહ્માજી કહે છે–હે ઉપજીહ્વી ! સાંભળ. યજ્ઞના મધ્યમાં તારો યજ્ઞભાગ હુ રાખીશ તેટલા વાસ્તે અમારૂં કાર્ય કર અને સત્વર વિષ્ણુને જગાડ.[૨૩] હવનના અનુષ્ઠાનમાં જે ભાગ હવિદાનથી પાર્શ્વમાં આવશે તે તમારો ભાગ થશે વાસ્તે સત્વર અમારૂ કાર્ય કરો[૨૪] સૂતપુરાણી કહે છે– આ પ્રમાણે બ્રહ્માજીવડે બોધાયેલી એવી વમ્રીએ શીઘ્રતાથી તે ધનુષ્યની કોટિમાં લાગેલી દોરીનું ભક્ષણ કર્યું. [૨૫] પ્રત્યચાનાં છૂટાં પડી જવાથી ધનુષની કોટી પડી ગઇ અને તેના તુટવાથી ઘોર શબ્દ થયો જેનાં શ્રવણમાત્રથી સઘળા દેવતાઓ કંપાયમાન થઇ ગયા.[૨૬] આખા બ્રહ્માંડમાં ખળભળાટ થઈ રહ્યો, ને ત્યારે પૃથિવી કંપવા લાગી, સમુદ્રોમાં ક્ષોભ થવા લાગ્યો અને જળચર જીવો ત્રાસ પામવા લાગ્યા.[૨૭] ઉના પવનો વાવા લાગ્યા અને પર્વતો પણ ડોલવા લાગ્યા. દુઃખને દર્શાવનાર એવા ઉલ્કાપાતો તથા મહા ઉત્પાતો થવા લાગ્યા.[૨૮] દિશાઓમાં સર્વત્ર અંધકાર વ્યાપ્યો અને સૂર્ય નારાયણ પણ અસ્તાચળના શિખરમાં પેસવા લાગ્યા. દેવતાઓ સઘળા ઉચાર કરવા લાગ્યા કે આ માઠા દિવસે શુ શુ નહી થાય [૨૯] હે મુનિઓ ! આ પ્રકારની ચિંતામાં દેવતાઓ ગ્રસ્ત હતા તેવામાં મુકુટ સહિત અને કુંડલ સહિત દેવોના પણ દેવ એવા શ્રીવિષ્ણુનું મસ્તક કોણ જાણે કયાંય અદૃશ્ય થઇ ગયુ ! [૩૦] ઘોર અંધકાર શાંત થયો ત્યારે બ્રહ્માજી અને શિવજીએ વિલક્ષણએવુ મસ્તક હીન વિષ્ણુનાં શરીરને દીઠુ.[૩૧] તથા પ્રકારનાં વિષ્ણુના શરીરને દેખીને તે દેવતાઓ વિસ્મય પામ્યા અને ચિંતા સાગરમાં ડુબીને શોકથી વ્યાકુળ એવા રૂદન કરવા લાગ્યા.[૩૨] હે નાથ!

હે પ્રભો ! આપે આ કેવા પ્રકારની અમાનુષી લીલા કરી છે ! હે દેવાધિદેવ ! હે સનાતન ! સર્વ દેવતાઓને આ કેવુ દુ:ખ આવી પડયુ![33] આ તે કયા દેવની માયા છે કે જેના વડે આપનું આજે શિર હરાઇ ગયુ. વળી કોઇ જેને છેદી શકવા સમર્થ નથી, ભેદી શકવા સમર્થ નથી, તેમજ વળી જેને કોઇ દગ્ધ કરી શકવા સમર્થ નથી એવા આપ સદાય રહેલા છો. ॥ ૩૪ ॥ આમ આપના જવાથી હે વિભો ! સર્વ દેવતાઓ મૃત્યુ પામશે ! અમારો આપના વિષે કેવો સ્નેહ છે કે કેવળ સ્વાર્થમાત્રથી જ અમે રૂદન કરીએ ॥ ૩૫ ॥ દૈત્યોએ, યક્ષોએ, કે કે રાક્ષસોએ આ વિઘ્ન કરેલુ જણાતુ નથી પરન્તુ હે રમાનાપતિ ! દેવો વડે જ કરાયેલુ છે તો કોને અમારે દોષ દેવો ! ॥ ૩૬ ॥ પરાધીન એવા અમે દેવતાઓ શુ કરીએ ! ને ક્યાં જઇએ ! હે દેવેશ ! મૂઢ ચિત્ત વાળા એવા અમને દેવતાઓને શરણ નથી જ. ॥૩૭॥ આ માયા સાત્વિકી રાજસીકે તામસી નથી, કે માયાના ઈશ્વર એવા આપનુ જગતગુરૂનુ જેના વડે શિર છેદાયુ ! ॥ ૩૮ ॥ શિવાદિક દેવતાઓ આ પ્રકારે જ્યારે રૂદન કરતા દેખાયા ત્યારે દેવગુરૂ એવા વેદજ્ઞાતા શ્રી બૃહસ્પતી તેઓના શોકનુ શમન કરવા કહેવા લાગ્યા ॥૩૯॥ હે મહાભાગ્યશાળી દેવો ! રોવાથી કે કકળવાથી શુ ફળ છે ! બુદ્ધિપૂર્વક અત્ર કાંઈ ઉપાય કરવો કર્ત્તવ્યરૂપ છે ॥ ૪૦ ॥ હે દેવેશ ! પ્રારબ્ધ ને પુરૂષાર્થ ઉભય સમાન છે, પરન્તુ ઉપાય વિધાન કરવા યોગ્ય છે અને પ્રારબ્ધથી તે સર્વથા ફળે છે. ॥ ૪૧ ॥ ઈન્દ્રદેવ કહે છે—હુ તો પ્રારબ્ધને પરમ માનુ છુ ને અનર્થ કારક એવા પુરૂષાર્થને ધિક્કાર છે. આપણ દેવોના દેખવા છતાં પણ વિષ્ણુનુ પણ મસ્તક છિન્ન થયું. ॥ બ્રહ્માજી કહે છે કાળયોગે જે કાંઈ પ્રાપ્ત થાય તે અવશ્યમેવ ભોગવવુ જ પડે છે અને શુભ હોય વા અશુભ હોય તો પણ દૈવનુ કોણ અતિક્રમણ કરી શકે છે ![43] દેહી પોતે સુખ દુ:ખનો ભોક્તા છે તેમાં સંશય નથી. પૂર્વે કાળયોગે કરીને શંભુજી વડે મારૂં મસ્તક છેદાયું હતું[44] આજ પ્રકારે શાપને લઇને મહાદેવનાં લિંગનો પાત થયો હતો ને તેજ પ્રમાણે આજે શ્રી વિષ્ણુનુ મસ્તક લવણ સાગરમાં પતિત થયું છે.[45] ઈન્દ્રને પણ સહસ્ર યોનિની પ્રાપ્તિરૂપ દુ:ખ પડયુ હતુ અને સ્વર્ગથી ભ્રષ્ટ થઇને કમલમાં માનસ સરમાં વાસ કરવો પડયો પડયો હતો[46] આવા આવાને જ્યારે દુ:ખ પડેલાં છે ત્યારે કોને દુ:ખનો ભોગ ન થાય ! હે મહાભાગ્યશાળી દેવતાઓ આ સંસારમાં એટલા વાસ્તે શોકનો તમે પરિત્યાગ કરો[47] સનાતની મહામાયા મહાવિદ્યાનુ ચિંતન કરો કે જેથી તે નિર્ગુણા પ્રકૃતિ આપણા કાર્યનું વિધાન કરશે[48] બ્રહ્મવિદ્યા જગન્માતા જેણે આ સકળ ચરાચર જગત્ વ્યાપ્ત કરી રાખેલું છે[49] સૂતપુરાણી કહે છે આ પ્રમાણે દેવતાઓ પ્રતિ બોલતા એવા બ્રહ્માજીએ વેદોને આદેશ કર્યો તે ચારે વેદો દેહવાળા થઇને દેવતાઓનાં કાર્યની સિદ્ધિને વાસ્તે આગળ આવીને ઉભા રહ્યા[50] શ્રી બ્રહ્મદેવ કહે છે—હે વેદો ! તમે પરમદેવી બ્રહ્મવિદ્યા સનાતની ગૂઢ અંગવાળી મહામાયા તથા સર્વ કાર્યોને સાધવાવાળી એવી *મહાદેવીની સ્તુતિ કરો.[51] બ્રહ્માનાં વાક્યો સાંભળીને સઘળાં સુંદર અંગ જેનાં એવા વેદોએ વેદજ્ઞાનથી જાણવા યોગ્ય એવી એ જગત્સ્થિતા મહામાયાની

* જેમ ગજ શરીરમા પ્રવિષ્ટ ચેતનની ગજ સંજ્ઞા થાય છે, તેમ પ્રથમ માયા શક્તિમાં પ્રવિષ્ઠ ચેતનની પ્રથગ માયા સંજ્ઞા થાય છે, અને વિદ્યા શક્તિમા પ્રવિષ્ટ હોય તો વિદ્યા સંજ્ઞા થાય છે.

સ્તુતિ કરી.[૫૨] વેદો કહેછે—હે સંસારની ઉત્પાદક ! કલ્યાણી ! મહામાયા ! દેવી ! અમારા આપને પ્રણામ છે. હે નિર્ગુણા ! સર્વભૂતોની અધીશ્વરી માતા ! કલ્યાણ કારિણી ! સકળ કામનાઓને આપવા વાળી ! તને પ્રણામ કરીએ છીએ.[૫૩]× આપ સકળ પ્રાણીઓનાં આધારરૂપ છો, પ્રાણધારીઓના પ્રાણરૂપ છો, ધી, શ્રી, ક્ષમા, કાન્તિ, શાન્તિ, શ્રદ્ધા, મેધા, ધૃતિ, સ્મૃતિ, પણ આપજ છો.[૫૪] તમે ૐ કારમાં અર્ધમાત્રા અર્ધ ચંદ્રાકારિણી છો, ગાયત્રી છો, સપ્ત વ્યાહૃતિ છો, જ્યા છો, વિજ્યા છો, ધાત્રી છો, લજ્જા છો, કીર્તિ, સ્પૃહા, ને દયા છો.[૫૫] હે માતા ! ત્રણે લોકને ઉત્પન્ન કરવામાં તમે કુશળ છો, દયારસથી ભરેલાં છો, મનુષ્ય માત્રનાં જનની છો, સાક્ષાત બ્રહ્મ વિદ્યા છો, કલ્યાણકારિણી છો, સકલ લોકને હિતરૂપ છો, શ્રેષ્ઠ છો, અને નિરંતર વાણીબીજ મંત્રોના ઉપાસકોને પ્રાપ્ત હોવાવાળી નિપુણ ભવનાશ કારિણી છો એવાં તમારી અમે સ્તુતિ કરીએ છીએ.[૫૬] બ્રહ્મા, હર, વિષ્ણુ, ઇન્દ્ર, વાણી, સરસ્વતી, અગ્નિ, સૂર્ય, ભુવનોના આધિપતિ એ સઘળા આપથી ઉત્પન્ન થયા છે જેથી મુખ્ય દેવતાઓ નથી અને આપ તો સ્થાવરજંગમોનાં માતા છો.[૫૭] હે દેવી ! જ્યારે આપ આ સઘળુ બ્રહ્માંડ સરજવાની ઇચ્છા કરો છો ત્યારે તમે વિષ્ણુ, રૂદ્ર, બ્રહ્મા આદિ દેવોને ઉત્પન્ન કરો છો અને હે માતા ! તે દેવોદ્વારાએ આ સૃષ્ટિનુ સ્થિતિ લયજનનરૂપ કાર્ય કરાવોછો, તમે હે માતા ! એકરૂપ છો અને તમારામાં કોઈ પણ વિકાર અથવા તો સંસારનો લેશમાત્ર પણ નથી.[૫૮] હે દેવી ! તમારૂં સ્વરૂપ જાણવાને સકળ ભુવનમાં કોઇ પણ નિપુણ નથી, આપનાં નામની સંખ્યાની ગણના કરી શકે એવો એક પણ યોગ્ય પુરૂષ છે નહી, “**यतो वाचो निवर्त्तन्ते**” “ઇત્યાદિ પ્રસિદ્ધ શ્રુતિ પણ પ્રસિદ્ધ છે” જે મનુષ્ય સ્વલ્પમાત્ર સરોવર જળને તરી શકતો નથી તે મનુષ્ય શી રીતે સત્યપ્રતિજ્ઞ થઇને સાગરને તરી શકે! હે દેવિ ! દેવતાઓ વિષે પણ કોઇ તમારાં અનન્ત ઐશ્વર્યને જાણી શકાતુ નથી ને તમે આ સંસારમાં ભુવનેશ્વરી અર્થાત કોઇની સહાયતા નહી લેનારાં માતારૂપ જનની છો. એકમાત્ર તમે આ મિથ્યા જગતને કયા પ્રકારે કરીને રચો છો, આ મિથ્યા જગતમાં (**अयमेतत्स्वप्नमद्भुतम् मायामात्रमिति** ) એવાં નિગમ વચનો પ્રમાણ છે.[૫૯-૬૦] હે દેવી ! તું સકળ જગતનાં કારણરૂપ નિરીહા છો, હે ભગવતિ! આપનાં વિચિત્ર ચરિત્રોનાં દર્શન કરી અમે મોહ પામીએ છીએ. હે દેવિ ! તું અવિકારિણી રહીને આ વિકારી જગતને કયા પ્રકારે રચે છે ! **नासदासीन्नोसदासीत्तदानीम्** અને **कामस्तदग्रेसमवर्त्तत** ઇત્યાદિ શ્રુતિપ્રતિપાદ્ય વિરૂદ્ધ ગુણ તમારામાં છે. એ અનિર્વચનીય સંપૂર્ણ વેદોનો જાણવા યોગ્ય તારો પ્રભાવ અમે શી રીતે કહી શકીએ ! કારણ કે તે અનિર્વચનીય પ્રભાવને તો અનિર્વચનીય હોવાથી તમે પણ જાણતાં નથી. (**यो अस्याध्यक्षः परमेव्योमन् सोअंगवेदयदिवानवेदेतिश्रुतिः** )[૬૧] હે માતા ! શુ તમે નથી જાણતા કે ભગવાનનુ મસ્તક તિરોધાન થયુ છે ? હે શિવે ! શુ જાણવા છતાં પણ ફરી જાણવાની તું ઇચ્છા કરે છે ! અથવા તો શુ તારે મધુરિપુની શક્તિ પારખવાની ઇચ્છા છે ! પણ એ પણ કારણ તો છે નહીં કારણ કે તારા

× અહીંથી આરંભીને સર્વત્ર દેવી સ્તોત્ર પુરાણતંત્રોમાં દેવી માયાથી વિરાટ બ્રહ્મરૂપ હોવાના કારણને લઈ ક્યાંક બ્રહ્મત્વથી ને ક્યાંક માયાત્વથી વર્ણન કરેલું છે એમ સમજવું.

પ્રસાદવડે કરીનેજ મધુકૈટભનો નાશ થયો હતો. જો એમ કહે કે વિષ્ણુના કોઇ મહાપાપાપનુ આ ફળ છે તો તે પણ સભવતુ નથી કારણ કે હે દેવિ ! આપનાં ચરણકમળનુ ભજન કરનારામાં પાપનો લેશ માત્ર હોતો નથી.[૧૨] વિષ્ણુ દેવતાઓમાં અધિક છે તેની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. હરિનુ મસ્તક ઉત્પન્ન થયુ છે એ મહા આશ્ચર્યની વાત છે. હે માત ! તમે જન્મમરણનાં દુ:ખને છેદવામાં કુશળ છો તેથી આપને આ મહા દુ:ખની વાત અમે જાણતા નથી. શુ કારણથી ભગવાન વિષ્ણુનાં શિરનો સયોગ કરવામાં વિલબ થાય છે તેની અમને ખબર પડતી નથી ![૧૩] હે દેવિ ! શુ સપૂર્ણ દેવતાઓના અનેક દોષોનાં દર્શનથી એ દેવતાઓના દોષને લીધે આ વિષ્ણુનાં મસ્તકનું છેદન થયુ છે ! વા પ્રજાએ કરેલાં પાપ રાજનીતિ ન્યાયદ્વારા દેવતાઓનાં દુષ્કૃત્યથી દેવરાજ હોવાથી વિષ્ણુના શિરનુ પતન થયુ ! કારણ કે પ્રજાનુ પાપ રાજાને લાગે છે, અથવા શુ વિષ્ણુના યુદ્ધમાં પેદા થયેલા કોપને ગર્વ સમજીને તે ગર્વનુ ગંજન કરવા શિરચ્છેદન કર્યુ છે ! આમાં અમે કાંઇ કારણ સમજતા નથી.[૧૪] અથવા શુ સમરમાં હારી જવાથી દૈત્યોએ રમ્ય તીર્થમાં ઘોર તપશ્ચર્યા કરી તમારાથી વરદાન મેળવ્યું છે ! જેથી કરીને હે ભવાની ! આ વિષ્ણુનું શરીર આ કાળે અન્તર્દ્ધાન થયું છે. અથવા તો શિર વગરના વાસુદેવને દેખીને આપને કોઈ આનંદ ઉપજે છે શુ ![૧૫] અથવા હે માતા ! લક્ષ્મીજીએ આપનો કાંઇ અપરાધ કર્યો છે કે જેથી નાથ વિનાની તેને તમે કેમ દેખી શકો છો ! પોતાના અશભૂત એવા વિષ્ણુનો આપે પોતે અપરાધ ક્ષમા કરવો જોઇએ. હવે એને ઉઠાડીને અમને દેવોને હે દેવિ ! આપ પ્રસન્ન કરો.[૧૬] કાર્યમાં મુખ્ય એવા મહાપ્રભાવ વાળા આ દેવતાઓ તમને નિરંતર પ્રણામ કરે છે. હે દેવિ ! આ સકળ દેવતાઓ તમને નિરંતર પ્રણામ કરે છે. હે દેવિ ! આ સકળ દેવતાઓના જીવનરૂપ વિષ્ણુદેવને ઉઠાડી અમોને શોકસાગરની પાર ઉતારો.[૧૭] હે માતા! હરિનુ મસ્તક ક્યાં ગયું છે તે અમો જાણતા નથી. હવે કોઈ જીવનનો ઉપાય અમે દેખતા વાસ્તે જેવી રીતે તમે દેવતાઓનાં જીવન કર્મમાં પ્રવીણ છો તે પ્રકારે જગતને પણ જીવન દાતા છો.[૧૮] સૂતપુરાણી કહે છે—હે મુનિઓ ! જ્યારે આ પ્રકારે ગુણાતીત એવાં મહેશ્વરીની વેદો સ્તુતિ કરવા લાગ્યા ત્યારે સાંગ સામગાન યુક્ત વેદો ઉપર માતાજી પ્રસન્ન થયાં.[૧૯] તે વેળાએ આકાશથાંથી અશરીરિણી વાણી નીકળી જે વાણી દેવતા ભક્તોને આનદકારી શબ્દોથી ભરપૂર હતી.[૭૦] હે દેવતાઓ ! તમે ચિંતા કરો માં ! સ્વસ્થ થઇને તમે સ્થિત રહો ! હું વેદોની સ્તુતિથી અતીવ પ્રસન્ન થઈ છુ.[૭૧] જે લોકો મનુષ્ય લોકમાં આ મારાં સ્તોત્રથી મારી સ્તુતિ કરશે અને ભક્તિપૂર્વક તેનો પાઠ કરશે તેઓની સઘળી ઇચ્છાઓ પરિપૂર્ણ થશે.[૭૨] જે મનુષ્ય ભક્તિપૂર્વક ત્રિકાળ આ મારાં સ્તવનનો પાઠ કરશે તે મનુષ્ય દુ:ખથી રહિત થઇને સુખી થાશે ને આ વેદોક્ત સ્તોત્ર છે તે વેદનાજ સમાન છે.[૭૩] આટલા વાસ્તે હે દેવો ! વિષ્ણુનાં શીરનાં પતનનું કારણ સાંભળો ! આ સસારમાં કારણના વિના કોઈ કાર્ય બની શકતું નથી.[૭૪] વિષ્ણુજી લક્ષ્મીજીના સમીપમાં બેઠા હતા તે વેળાએ લક્ષ્મીનાં મનોહર વદનને દેખીને વાહ ! કેવુ સુંદર મુખ છે એમ કહીને હસવા લાગ્યા.[૭૫] લક્ષ્મીજી આ વિચારથી

મનમાં કહેવા લાગ્યાં કે સ્વામી મારા વદનને દેખીને કેમ હસતા હશે! શું મારૂં મુખ તેમને કાંઇ બેડોળ–વિરૂપ દેખાય છે! ખરેખર આથી મને જાણવામાં આવ્યું કે તેઓએ કોઇ બીજી સુંદર સ્રી કરેલી છે.[૭૬] આ વેળાએ તમોગુણ પ્રગટતાં મહાલક્ષ્મીને ક્રોધ પેદા થયો કારણ કે તેમના શરીરમાં તામસી શક્તિએ પ્રવેશ કર્યો.[૭૭] પછી કોઇ એક સમયે દેવકાર્યની સિદ્ધિના નિમિત્ત તેમના દેહમાં તમોગુણનો પ્રવેશ થયો હોવાથી તે લક્ષ્મીજી મહા ક્રોધાતુર થયાં અને હળવે હળવે બોલ્યાં કે "આ તમારૂ શીર પતન પામશે.[૮૦] સ્રી સ્વભાવને વશ થઇને અને કાળના યોગથી ભાવિથી આવાં વાકયો લક્ષ્મીજીના મુખથી નીકળી ગયાં, અને વિના વિચારે પોતાનાં સુખનો નાશક શાપ દેવાઈ ગયો.[૮૧]સપત્નીનું દુઃખ તો વૈધવ્યથી પણ વિશેષ છે એમ સમજીને તામસી શક્તિના યોગે ઉપરનાં વાકયો લક્ષ્મીજીએ કાઢી નાંખ્યાં.[૮૨] અનૃત, સાહસ, માયા, મુર્ખત્વ, અતિ લોભબુદ્ધિ, અશૌચ, અને નિર્દયત્વ એ સ્રીઓના સ્વભાવથી થયેલા દોષો છે.[૮૩]આ વેળા વાસુદેવને હું પ્રથમના સમાન શિરવાળા કરીશ. તેઓનું શિર લવણ સમુદ્રમાં ડુબી ગયું છે.[૮૪] હે દેવતાઓ! વિષ્ણુનાં શિરપતનનુ એક બીજુ પણ કારણ છે. તમારૂ મહાન્ કાર્ય સિદ્ધ થશે એમાં સંશય નથી.[૮૫] પુરા મહાભૂજાવાળો એવો હયગ્રીવ નામનો દૈત્ય સરસ્વની નદીના તીરપર પરમ દારૂણ તપને કરતો હતો.[૮૬] મારા માયાબીજ સહિત એકાક્ષર મંત્રનો તે જપ કરતો હતો. ને આહાર રહિત, આત્મજિત્, સર્વ ભોગોનો ત્યાગ કરી તે રાક્ષસ તપ આચરવા લાગ્યો.[૮૭] સકળ ભૂષણોથી ભૂષિત એવી મારી તામસી શક્તિના ધ્યાનમાં તે રાક્ષસે એક હજાર વર્ષ સુધી દારૂણ તપ કર્યું.[૮૮] તે વેળાએ હું તામસી સ્વરૂપ ધારણ કરીને તે સ્થાનમાં આવી હતી અને જે પ્રકારે જેવુ તેણે મારૂં ધ્યાન કર્યું હતું તે પ્રકારે તેને હુ તેવારૂપે કરીને સન્મુખ પ્રતીત થઇ.[૮૯] સિંહ ઉપર સ્થિત એવી મેં તેને વાચાપૂર્વક કહ્યું કે હે મહા ભાગ્યશાળી! વરદાન માગ! હું તને હે સુવ્રત તે આપીશ.[૯૦] આ પ્રકારનાં મારાં દેવીના વાકયો સાંભળીને પ્રેમથી પૂર્ણ એવા એ દાનવે મારી સત્વર પ્રદક્ષિણા કરી મને પ્રણામ કર્યા.[૯૧] મારૂં સ્વરૂપ જોઇ કરી તેનાં નેત્રો પ્રેમથી ફૂલી ગયાં ને હર્ષથી નેત્રોમાં પ્રેમાશ્રુ ભરી મને પ્રસન્ન કરવા લાગ્યો.[૯૨] હયગ્રીવ કહે છે–હે મહામાયે! હે સૃષ્ટિની સ્થિતિ અતને કરવાવાળી! હે દેવિ! હુ તને પ્રણામ કરૂંછુ. ભક્તોના ઉપર કરૂણા કરવામાં ચતુર, કામનાઓ જે આપવાવાળી મોક્ષદાતા હે શિવે હુ તને વંદન કરૂછુ.[૯૩] પૃથિવિ, જળ, તેજ, પવન, આકાશ, આ પાંચભૂતોના કારણરૂપ, ગંધ, રસ, રૂપ, સ્પર્સ, શબ્દના કારણરૂપ, તુ છો.[૯૪] હે મહેશ્વરી! ઘ્રાણ, રસના, ચક્ષુ, શ્રોત, કર્મેન્દ્રિય જે કાંઇ છે તે તારાથીજ પ્રગટ છે.[૯૫] શ્રીદેવી કહે છે–તું વરદાન માગ. તને જે અભિષ્ટ હશે તે ઇચ્છિતવર હું તને આપીશ કારણ કે તારાં અદભૂત ભક્તિ અને તપથી હુ બહુ સંતોષ પામી છુ.[૯૬] હયગ્રીવ કહે છે–હે માતા! જે પ્રકારે મારૂ મૃત્યુ ન થાય તેમ કરો. સુર અસુરોથી અજેય એવો હુ અમરયોગી થાઉ.[૯૭] દેવી કહે છે–જે ઉત્પન્ન પામે છે તેનુ મૃત્યુ પણ અવશ્ય થાયજ અને મરી જાય છે તેનો જન્મ પણ અવશ્ય થાયછે. આ લોકમર્યાદાનો લોપ શી રીતે થઈ શકે! [૯૮] વાસ્તે હે રાક્ષસોત્તમ! આ પ્રમાણે તું મરણનો નિશ્ચય કરીને મન-

માં વિચાર કરીને બોલ.[૯૯] હયગ્રીવ કહે છે—હે જગદમ્બિકા ! મારૂ મૃત્યુ હયગ્રીવથીજ થાય અને અન્યથી ન થાય આ મારો મનોરથ તમે પૂર્ણ કરો.[૧૦૦] દેવી કહે છે—હે મહાભાગ ! તુ ઘેર જઇને સુખેથી રાજ્ય કર તારૂ મૃત્યુ હયગ્રીવવિના બીજાથી નહીજ થાય.[૧૦૧] દેવી કહે છે—આ પ્રમાણે તેને વરદાન આપીને હું અતર્ધાન થઈ ગઈ ને તે રાક્ષસ પરમ આનદ પામીને પોતાના ભવન પ્રતિ ગયો.[૧૦૨] તે દુષ્ટાત્મા મુનિઓને વેદોને સર્વત્ર પીડા કરી રહ્યો છે. ત્રણે લોકમાં હાલ તેનો કોઈ પણ હણનારો છેજ નહી.[૧૦૩] આ કારણથી તમે મનોહર અશ્વનુ શિર અહી લઈ આવો અને એ શિરને ત્વષ્ટા વિષ્ણુના શરીરપર બરાબર ગોઠવી દેશે[૧૦૪] ત્યારપછી હયગ્રીવ એવા ભગવાન તે હયગ્રીવ રાક્ષસ કે જે પાપિષ્ટ છે ક્રૂર છે તેનો દેવતાઓનાં કલ્યાણ વાસ્તે વધ કરશે.[૧૦૫] સૂતપુરાણી કહે છે—આ પ્રમાણે દેવતાઓની સાથે સવાદ કરી તે આકાશવાણીરૂપી દેવી મૌન થઈ ગઈ, અને દેવતાઓ પ્રસન્ન થઇને ત્વષ્ટાને કહેવા લાગ્યા.[૧૦૬] દેવતાઓ કહે છે—હે ત્વષ્ટા ! તમે વિષ્ણુનાં શિરસયોજનરૂપ વિષ્ણુનુ કાર્ય કરો, તે પ્રબલ દાનવનો હયગ્રીવજી વધ કરશે.[૧૦૭] સૂતપુરાણી કહે છે—દેવતાઓના વચનો સાંભળી ત્વષ્ટા ઘણા પ્રસન્ન થયા અને સત્વર એક અશ્વનાં શિરને કાપી કરી દેવતાઓના સમક્ષજ.[૧૦૮] તે શરીરને વિષ્ણુના શરીરપર ગોઠવી દીધુ. મહામાયાના પ્રસાદથી હરિભગવાન હતા તે હયગ્રીવ થયા.[૧૦૯] કેટલાક દિવસો પછી હયગ્રીવ ભગવાને મદથી છકી ગયેલા એવા તે દાનવનો યુદ્ધમાં નાશ કર્યો.[૧૧૦] જે મનુષ્યો આ સસારમાં આ સુંદર આખ્યાનનો પાઠ કરે છે વા શ્રવણ કરે છે તેઓનાં સઘળાં દુઃખો નિવૃત્ત થાય છે તેમાં સદેહ નથી.[૧૧૧] આ મહામાયાનુ ચરિત્ર છે તે પવિત્ર છે ને પાપને નાશ કરનારૂ છે શ્રવણ કરનારાને તથા પાઠ કરનારાને સર્વ સપત્તિ આપવાવાળુ છે.[૧૧૨]

**महामायाचरित्रंपवित्रंपापनाशनम् ।**
**पठतांशृण्वतांचैवसर्वसंपत्तिकारकम् ॥११२॥**

ઇતિ શ્રીમહાપુરાણ દેવીભાગવત વિષે " હયગ્રીવનો અવતાર " નામનો પ્રથમ સ્કંધમાં અધ્યાય ૫ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### મધુકૈટભનો યુદ્ધનો ઉદ્યોગ

**ऋषयऊचुः—**
**सौम्ययच्चत्वयाप्रोक्तंशौरेर्युद्धंमहार्णवे ।**
**मधुकैटभयोःसार्द्धंपंचवर्षसहस्रकम् ॥१॥**

રૂષિઓ કહે છે—હે સૌમ્ય ! આપે કહ્યું છે કે ભગવાન વિષ્ણુએ મધુકૈટભ રાક્ષસો સાથે પાંચહજાર વર્ષપર્યન્ત મહા સાગરમાં યુદ્ધ કર્યું.[૧] તે એકાર્ણવ એવા મહાસાગરમાં તે રાક્ષસો કયાંથી ઉત્પત્તિ પામ્યા ! જે મહા વીર્યવાળા દુરાધર્ષ અને દેવતાઓથી પણ અજેય એવા હતા[૨] કેવી રીતે તે અસુરોની ઉત્પત્તિ થઈ તથા કેવી રીતે તેઓનો શ્રીહરિએ વધ કર્યો એ અદ્દભૂત કથા હે મહાપ્રાજ્ઞ! અમને કહી સભળાવો.[૩] અમે સઘળા શ્રવણની ઈચ્છાવાળા છીએ અને આપ બહુશ્રુત એવા વકતા છો. દૈવયોગે અમારો ને તમારો સમાગમ આવ્યો છે.[૪] મૂર્ખના સાથે સયોગ છે તે વિષ કરતાં પણ સુદુર્જર એવો વિષમ હોય છે અને વિદ્વાનનો સમાગમ સુધારસ

* આ અધ્યાયમા ' મધુકૈટભનો યુદ્ધ ઉદ્યોગ, એ કથા કહેવામા આવી છે.

સમાન કહ્યો છે.[૫] પશુઓ પણ સઘળાં જીવન ધારી રહે છે, ખાય છે, મેહનત કરે છે અને વિષયાકાર એવાં અદ્ભૂત સુખોને જાણે પણ છે પરન્તુ તે પશુઓને સદસત્ જ્ઞાન અર્થાત્ મોક્ષ દેવાવાળો એવો વિવેક પણ હોતો નથી વાસ્તે જેઓને કથામાં આદર નથી એવાં મનુષ્યો પશુના સમાનજ છે.[૬-૭] મૃગાદિ કેટલાંક પશુઓ પણ શ્રવણનાં સુખને જાણે છે અને કાનવિનાના એવા સર્પો પણ નાદ શ્રવણથી મોહ પામે છે.[૮] પાંચ ઇન્દ્રિયો વિષે પણ શ્રવણ અને નેત્ર છે તે ઉત્તમ છે. શ્રવણથી વિજ્ઞાન થાય છે અને દર્શનથી ચિત્ત પ્રસન્ન થાય છે.[૯] હે મહાભાગ! નિશ્ચયપૂર્વક સુજ્ઞ પુરૂષોએ શ્રવણના પણ ત્રણ પ્રકાર કહ્યા છે. એક સાત્વિક, બીજુ રાજસ ને ત્રીજુ તામસ.[૧૦] વેદશાસ્ત્રોનુ શ્રવણ છે તે સાત્વિક શ્રવણ છે, સાહિત્યોનુ શ્રવણ છે તે રાજસી છે અને પરદોષના પ્રકાશનુ શ્રવણ તથા યુદ્ધ વાર્તાનુ શ્રવણ છે તે તામસી શ્રવણ છે[૧૧] ઉત્તમ, મધ્યમ, અધમ ભેદે સાત્વિક શ્રવણના પણ વિદ્વાન્ પંડિતોએ ત્રણ પ્રકાર કહ્યા છે[૧૨] ઉત્તમ મોક્ષ પ્રદ છે, મધ્યમ સ્વર્ગ પ્રદ છે, અને અધમ ભોગપ્રદ છે. આવો વિદ્વાનોનો નિર્ણય છે.[૧૩] સાહિત્ય પણ ત્રણ પ્રકારનુ છે તેમાં ઉત્તમ સ્વસ્ત્રી વિષે રતિ એ છે, મધ્યમ વાર યોષિતામાં રતિ એ છે ને અધમ પરસ્ત્રીમાં રતિ એ અધમ છે.[૧૪] શાસ્ત્રદર્શિ પુરૂષોએ ને વેદજ્ઞાતાઓએ તામસ શ્રવણના ત્રણ પ્રકાર કહ્યા છે. આતતાઈ સાથે યુદ્ધ છે તે ઉત્તમ કહ્યુ છે, પાંડવાને જેમ શત્રુઓ સાથે યુદ્ધ થયુ હતુ તેમ વિદ્વિષિઓ સાથે યુદ્ધ તે મધ્યમ છે અને વિવાદથી ને કલહથી થયુ યુદ્ધ તે અધમ છે.[૧૫-૧૬] હે મહામતે ! તેટલા વાસ્તે અહીં પુરાણનુ શ્રવણ છે તે મુખ્ય છે અને બુદ્ધિ વર્ધક છે, પવિત્ર છે, તેથી પાપનો નાશ કરવાવાળુ છે.[૧૭] તેટલા વાસ્તે હે મહાબુદ્ધિ ! અમને શુભ એવી પૌરાણિક કથાનું વ્યાખ્યાન કહી સંભળાવો કે જે કથાનુ આપે દ્વૈપાયન મુનિના મુખથી શ્રવણ કરેલુ છે તથા જે કથા સર્વ પ્રકારના અર્થોને આપવાવાળી છે.[૧૮] સૂતપુરાણી કહે છે—હે મુનિઓ ! તમે મહા ભાગ્યશાળી છો તથા પૃથિવિ વિષે હું પણ ધન્ય છુ કે તમોને શ્રવણ બુદ્ધિ છે ને મને માત્ર કથન કરવામાં પણ બુદ્ધિ છે.[૧૯] પૂર્વકાળમાં જ્યારે સઘળુ જળ એકત્ર થઈ એકાર્ણવ થઈ ગયો હતો અને ત્રણે લોક તેમાં લીન થઈ ગયા હતા અને દેવદેવ એવા જનાર્દન ભગવાન શેષજીની શય્યાપર શયન કરી ગયા હતા ત્યારે—[૨૦] શ્રીવિષ્ણુના કાનના મેલમાંથી મધુ ને કૈટભ એવા બે રાક્ષસો ઉત્પન્ન થયા અને એ મહા બળવાન રાક્ષસો સાગરના જળમાં હળવે હળવે વૃદ્ધિ પામવા લાગ્યા.[૨૧] તે રાક્ષસો મહાસાગરમાં આમતેમ ક્રીડા કરતા કરતા વિચરવા લાગ્યા. એક સમયે તે મહાકાયાવાળા રાક્ષસદ્વય મહાસાગરમાં ક્રીડાને વશ થયા.[૨૨] ઉભય ભ્રાતાઓ મનમાં વિચારવા લાગ્યા કે—કારણ વિના કોઇ પણ કાર્ય થતુ નથી એવી પરંપરાની સર્વત્ર મર્યાદા છે.[૨૩] આધારવિના આધેય કદા સ્થિતિ કરી શકે નહી અને આધાર આધેય ભાવ આપણા ચિત્તમાં ભાસમાન થાય છે. સુખરૂપ એવુ આ વિસ્તારયુક્ત જળ શુ કારણથી સ્થિતિ કરી રહ્યુ છે ! આ જળના વિષે આપણે બે કોનાથી ઉત્પન્ન થયેલા ને કેવી રીતે જન્મેલા ડુબી ગએલા એવા જળમાં ઉભા છીએ ![૨૫] આપણે કેવી રીતે ઉત્પન્ન થયા અથવા તો આપણને કોણે પેદા કર્યા છે ! આપણાં માતા પિતા કયાં છે

અને એઓનું ખરેખર આપણા બેને જ્ઞાન પણ નથી ![26] સૂત કહે છે—આ પ્રકારની કામના કરતા તેઓ રાક્ષસદ્વય મનમાં નિશ્ચય કરવા લાગ્યા અને તત્ર જળમાં મધુની પાસે ઉભેલો એવો કૈટભ હતો તે બોલવા લાગ્યો.[27] હે મધો ! આ જળમાં સ્થિત રહી શકવાની જે આપણામાં શક્તિ છે તે અચલા છે અને તે મહાશક્તિ છે અને આપણનુ કારણ પણ મને એજ શક્તિ લાગે છે.[28] તે મહાશક્તિથી વિસ્તાર પામતું આ જળ તેનાજ આધારે સ્થિત છે. તે પરમદેવીજ આપણા ઉભયનુ કારણ છે.[29] જ્યારે આવા પ્રકારનો બોધ થયો ત્યારે તે ઉભય રાક્ષસો ચિંતાગ્રસ્ત થયા તેટલામાં આકાશમાંથી તેઓએ સુમનોહર એવી વાણી સાંભળી.[30] તે આકાશમાંથી નીકળેલાં વાણીબીજને તે બન્નેએ ધારણ કરી લીધુ અને તેનો દૃઢ અભ્યાસ કર્યો. તે વેળાએ તેઓએ આકાશમાંથી ઉત્થિત થતી એવી દીવ્ય વિજળી દીઠી.[31] તેઓએ વિચાર કર્યો કે અવશ્ય આ વાણી તો મંત્ર જ છે અને આકાશમાં આ સગુણ ધ્યાન આપણને દૃષ્ટિગોચર પણ થયુ.[32] નિરાહાર, સંયતેન્દ્રિય, તે તત્ત્વમાં ચિત્ત ચોડી કરીને સાવધાન રહેલા એવા એ ઉભય રાક્ષસો જપ ધ્યાન પરાયણ થયા ને વિચારવા લાગ્યા.[33] આ પ્રકારે તે બનેએ એક હજારવર્ષ પર્યન્ત મહાન્ તપ કર્યું. પરમાશક્તિ એવી દેવી તેમનાપર પ્રસન્ન થઈ.[34] તે રાક્ષસોને ખિન્ન થયેલા જાણીને અને તપવાસ્તે બદ્ધ પ્રતિજ્ઞાવાળા દેખીને તેઓના અનુગ્રહ વાસ્તે અશરીરિણી વાણી પ્રગટી.[35] હે દૈત્યો ! મનવાંછિત વરદાન માગી લ્યો ! તમારા તપથી ખરેખર હું અતીવ પ્રસન્ન થઈ છુ વાસ્તે આપીશ.[36] સૂત કહે છે—તેમની એ વાણીને સાંભળીને દાનવો કહેવા લાગ્યા. હે દેવિ ! અમારૂં મરણ અમારી ઈચ્છાનુસારે થાય એવું વરદાન હે સુવ્રતા ! અમને આપો ![37] વાણીદેવી કહે છે—મારી કૃપાવડે કરીને તમને ઈચ્છાનુસાર મૃત્યુ થશે. અને તમે બે ભ્રાતાઓ દેવોને દૈત્યોથી અપરાજિત રહેશો એમાં સંશય નથી.[38] સૂતપુરાણી કહે છે—આ પ્રકારે દેવીનાં વરદાનને મેળવીને દર્પથી દર્પિત એવા એ ઉભય દૈત્યો જળચરગણો સાથે ક્રીડા કરવા લાગ્યા.[39] કેટલોક કાળ વીત્યા પછી હે મુનીઓ ! પદ્માસનપર બિરાજેલા એવા પ્રજાપતિ બ્રહ્માને ઈચ્છાપૂર્વક દીઠા.[40] બ્રહ્માજીને જોઇને બન્ને ભાઇઓ પ્રસન્ન થયા અને મહાબલવાન એવા તેઓ યુદ્ધની ઈચ્છાથી બ્રહ્માજીને કહેવા લાગ્યા કે હે સુવ્રત ! તમે અમારી સાથે યુદ્ધ કરો.[41] અથવા તો આ પદ્માસન છોડી કોઈ અન્ય સ્થળે ચાલ્યા જાઓ કારણ કે જો તમે યુદ્ધ કરવાને નિર્બલ હો તો આ આસન આપને માટે યોગ્ય નથી.[42] આ સ્થાન વીરપુરૂષોને માટેજ ભોગવવા યોગ્ય છે માટે જો તમે નિર્બલ હો તો સત્વર આ આસન છોડી ચાલ્યા જાઓ. તેઓના આવાં વચનો સાંભળીને પ્રજાપતિ ચિંતાગ્રસ્ત થયા.[43] આ વીર યોદ્ધાઓને જોઇને બ્રહ્માજી વિચારવા લાગ્યા કે હું એક તપસ્વી શુ કરી શકવાને સમર્થ છુ ! આ પ્રમાણે બ્રહ્માજી મનમાં વીચાર કરતાં થભી ગયા.[44]

**दृष्ट्वा च बलिनौ वीरौ करोर्किमीतितापसः ।**
**चिंताविष्टः तदा तस्थौ चिन्तयन्मनसा तदा ॥४४॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પ્રથમ સ્કંધમાં "મધુકૈટભના યુદ્ધનો ઉદ્યોગ" નામનો અધ્યાય ૬ ઠો સંપૂર્ણ.

# અધ્યાય ૭ મો.*

## મધુકૈટભથી ત્રાસપામેલા બ્રહ્માએ કરેલી દેવીની સ્તુતિ.

**सूतउवाच—**

**तोवीक्ष्यबलिनौब्रह्मातदोपायानचिंतयत् ॥**
**सामदामभिदादींश्चयुद्धांतान्सर्वतंत्रवित् ॥ १ ॥**

સૂતપુરાણી કહે છે–તે ઉભય બળવાન રાક્ષસોને જાણીને બ્રહ્માજી તેના ઉપાયને વિચારવા લાગ્યા. યુદ્ધ પ્રસગમાં સામ દાન આદિ જે ભેદો છે તેનો સર્વ તત્રોના જ્ઞાતા બ્રહ્માજી ખ્યાલ કરવા લાગ્યા.[1] ખરેખર આ બે રાક્ષસોનાં બળને બરાબર હું જાણતો નથી વાસ્તે બળને જાણ્યા વિના યુદ્ધની કામના કરવી પ્રશસ્ય નથી.[2] જો હું મદોન્મત્ત એવા દુષ્ટદ્વયની સ્તુતિ કરીશ તો ખરેખર મારાવડે મારીજ નિર્બળતાનો પ્રકાશક હું બનીશ-[3] નિર્બળતાના પ્રકાશમાં કોઈ એકજ વધ કરશે અને દાનને યોગ્ય ન હોવાથી એનો ભેદ પણ કયા પ્રકારે હોઈ શકે ![4] અને હમણાં હું શેષપર સૂતેલા વિષ્ણુને આ વાત જાહેર કરવા જગાડીશ તો ચતુર્ભુજ એવા મહાવિષ્ણુ મારાં દુ ખનો અત લાવશે.[5] આ પ્રમાણે વિચારીને પદ્મયોનિ એવા કમલભૂ બ્રહ્મા હતા તે મનથી દુ ખ નાશ કર્ત્તા એવા શ્રીવિષ્ણુનાં શરણમાંજ ગયા.[6] અનેક પ્રકારના સબોધનોથી જગાડવા સારૂ હરિ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. કે જે ભગવાન જગન્નાથ નારાયણ એવા એ કાળે યોગ નિદ્રામાં સૂતેલા હતા [7] બ્રહ્માજી કહે છે–હે દીનનાથ ! હે હરે ! હે વિષ્ણો ! હે વામન ! જાગૃત થાઓ ! હે સર્વાધિષ્ઠાન ! ભક્તનાં દુખોના વિનાશક હે વિશ્વપતે ! આપ જાગૃત થાઓ ![8] હે પ્રાણીમાત્રના હૃદયમાં વાસ કરનારા અમેયાત્મા વાસુદેવ ! વિશ્વપતિ ! હે ચક્રધારી ! દુષ્ટોનો નાશ કરવામાં હે એકાગ્રચિત્ત ![9] હે સર્વજ્ઞ ! સર્વ લોકોના નાયક ! હે સર્વ શકિતમાન્ ! હે દુખનાશક પ્રભો ! બેઠા થાઓ ! બેઠા થાઓ ! અને મારૂં રક્ષણ કરો.[10] હે વિશ્વંભર ! હે વિશાલ નેત્રવાલા ! હે પવિત્ર શ્રવણ કીર્તનવાલા ! જગત્ના ઉત્પાદક ! હે નિરાકાર ! સૃષ્ટિની સ્થિતિ અને અતને કરવાવાળા ! હે મહારાજ ! આ મદોન્મત્ત દ્વય દૈત્યો મને મારવા સારૂં તૈયાર થયેલા છે. હે અખિલવિશ્વના આધારરૂપ ! સકટમાં આવેલા એવા મને આમ કેમ જાણતા નથી ![12] જો શરણમાં આવેલા એવા મારી આપ ઉપેક્ષા કરશો તો હે મહાવિષ્ણુ ! આપનું પાલકત્વ નિરાધાર થઇ જશે ![13] આ પ્રકારે બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરવાં છતાં ભગવાન જાગ્યા નહી અને યોગનિદ્રામાંજ સ્થિર રહ્યા ત્યારે બ્રહ્માજી વિચાર કરવા લાગ્યા.[14] અવશ્ય યોગનિદ્રાને વશ થયેલા વિષ્ણુ શક્તિથી આક્રાન્ત થયા છે તેથી કરીને ધર્માત્મા એવા મારે શું કરવુ !!![15] અરેરે ! મને મારવાને માટે મદથી છકેલા એવા આ બે રાક્ષસો તૈયાર ઉભા છે. હું શુ કરૂ ! કયાં જાઉં ! મારે કોઈ શરણ છે નહિ.[16] આ પ્રમાણે મનમાં વિચાર કરીને નિશ્ચયને પ્રાપ્ત થઇને બ્રહ્માજી એકાગ્રમનથી તે યોગનિદ્રાની સ્તુતિ કરવા લાગ્યા.[17] મનમાં બ્રહ્મદેવે એમ વિચાર કર્યો કે મારૂ રક્ષણ કરવામાં શક્તિજ સમર્થ છે કે જે શક્તિએ શ્રીવિષ્ણુને નિષ્પંદ અને અચેતન કરી દીધા છે.[18] જેમ પ્રાણરહિત

---

* આ સપ્તમ અધ્યાયમા પચાસ શ્લોકોથી મધુકૈટભથી ભય પામેલા પદ્મયોનિ એવા બ્રહ્માજીએ જગદમ્બિકાની જે સ્તુતિ કરી છે તે વિષે કહેવામાં આવશે.

પ્રાણી શબ્દાદિક ગુણોને જાણતો નથી તેમ નિદ્રાને લીધે બીડેલાં છે નેત્ર જેણે એવા હરિ પણ આ સમય કાંઈપણ જાણતા નથી.[૧૯] અનેકપ્રકારથી સ્તુતિઓ કરવા છતાં પણ શ્રી હરિ નિદ્રાને વશ છે પણ નિદ્રા હરિને વશ નથી.[૨૦] જે જેના વશ હોય છે તે તેનો કિંકર હોય છે તેટલા વાસ્તે આ યોગનિદ્રા છે તે લક્ષ્મીપતિ એવા હરિની પણ સ્વામિની છે.[૨૧] સિંધુજાયા એવાં લક્ષ્મી અને લક્ષ્મીનાપતિ એવા હરિને જેણે વશ કર્યા છે તો અવશ્ય આ સઘળુ જગત પણ ભગવતી યોગ માયાને વશ છે.[૨૨] વિષ્ણુ શંભુ સાવિત્રી રમા ઉમા અમે સઘળાં એ ભગવતીના વશીભૂત છઇએ એમાં સંદેહ નથી.[૨૩] જે શક્તિનાં કારણે હરિ પણ પરવશ થઇને સાધારણ મનુષ્યના સમાન શયન કરી ગયા છે તો પછી અન્ય મહાત્માઓની ત્યાં શુ કથા કરવી ![૨૪] હવે હું યોગનિદ્રાનેજ પ્રસન્ન કરૂ કે જેનાવડે જાગૃત થયેલા એવા જનાર્દન ભગવાન જે સનાતન વાસુદેવ છે તે યુદ્ધમાં જોડાશે.[૨૫] પદ્મનાળમાં સ્થિત એવા બ્રહ્માજીએ આ પ્રમાણે વિચાર કરીને વિષ્ણુના અંગમાં રહેલી એવી તે યોગનિદ્રાની સ્તુતિનો આરંભ કર્યો.[૨૬] બ્રહ્માજી યોગનિદ્રારૂપ મહાદેવીની સ્તુતિ કરે છે—હે દેવિ ! આ અખિલ લોકનુ તમેજ આદ્ય કારણ છો. હે માતા ! આ વાત મેં વેદોનાં વચનોપરથી સમ્યક્ પ્રકારે જાણેલીછે. અખિલ લોકના વિવેકના કર્ત્તા પુરૂષોત્તમ વિષ્ણુ પણ હે માતા ! તમારા પ્રભાવથીજ આજે નિદ્રાને વશ થઈ ગયા છે.[૨૭] [ **अजामेकां लोहित शुक्र कृष्णां वहिनंपजांजनयन्तीसरुपा विचित्रानेः** ] હે માતા ! તમારી મોહવિલાસની લીલાને કોણ જાણી શકે છે ! હું મૂઢ છુ, અને હરિ પરવશ થઇને શયન કરી ગયા છે અને આ પ્રકારે તું સર્વ પ્રાણીમાત્રના મનમાં નિવાસ કરનારી છો. દેવતાઓની કોટિ વિષે પણ હે માતા ! તારા નિર્ગુણના મહિમાને કોણ જાણી શકે તેમ છે ![૨૮] સાંખ્યવાદી પુરૂષો પુરૂષ પ્રકૃતિને જડાત્મક કહે છે અને કહે છે કે ચૈતન્ય ભાવ રહિત એવી પ્રકૃતિ આ સકળ જગતની કર્ત્તા રહેવાય છે, તો હે માતા! શુ તું તથા પ્રકારની છો ! નહી નહી તું એવી નથી. જો તું જડાત્મિકા હો તો જગન્નિવાસ એવા શ્રીવિષ્ણુને તે ચેતન્યતા રહિત આજે કેમ કરી દીધા છે ![૨૯] હે માતા ! સગુણરૂપે કરી આપ વિવિધ પ્રકારની લીલા કરો છો. આપનાં લીલાનાં કૃત્યોનાં વિધાનયોગ કોઈ પણ જાણી શકતું નથી ! મુનિઓના સમુદાયો ત્રણેકાળ આપનુ ધ્યાન કરે છે. સંધ્યા નામ કલ્પીને તમારૂ મુનિઓ ધ્યાન કરે છે અને હે ભવાની ! તમારી અનેક પ્રકારની લીલા છે[૩૦] આપ સદા જગતની બુદ્ધિરૂપે છો અને બોધ કરનારાં છો અને હે દેવિ! દેવતાઓને આપ સદા સુખદાતા છો તથા કીર્તિ ધૃતિ કાન્તિક્ષમા શ્રદ્ધા અને રતિરૂપ સકળના વિષે હે માતા ! તમે જ છો.[૩૧] સેકડો વિકલ્પ કરી આપના સંબંધમાં અનુમાન પ્રમાણની ક્યાં જરૂર છે ! મારી આવી દુઃખમાર્ગની પ્રાપ્તિના વિષય યોગમાં ભગવાનને શયન કરાવનારી એવી માયા સબલ રૂપ નિખિલ જગતની જનની તને હે માતા ! મેં પ્રત્યક્ષ દીઠી છે. તો પછી અનુમાનની ક્યાં જરૂર છે ![૩૨] હે દેવિ× ! વેદ વાદીઓથી પણ તમારૂ સ્વરૂપ ઓળખવુ અશક્ય છે. અખિલ અર્થવાળા હોવા છતાં પણ વેદો તમને જાણતા નથી. કારણ કે વેદ* તમારાથી પ્રગટેલા છે,

× अर्वाग्देवा अस्य विसर्जने नाथाः कोवेद-

આ તમારૂં સંપૂર્ણ કાર્ય પ્રત્યક્ષ છે.[૩૩] હે દેવિ ! તમારાં સંપૂર્ણ ચરિત્રને કોણ જાણી શકે છે ! બુદ્ધિમાન હરિ, શિવ, તથા અન્ય દેવતા, મારા પુત્ર અને બીજા મુનિઓ એમાંનુ કોય પણ તમને જાણી શકતુ નથી. લોકમાં તમારો મહિમા વાણીથી વદાય એવો નથી [૩૪] હે દેવિ ! જો યજ્ઞમાં તમારૂં નામ 'સ્વાહા' ન લેવામાં આવે તો દેવતાઓને યજ્ઞના ભાગની પ્રાપ્તિ હોતી નથી આથી હે દેવી તમે દેવતાઓને પણ વૃત્તિદાતા છો.[૩૫] હે દેવિ ! પ્રથમ કલ્પમાં તમેજ અમારી રક્ષા કરી હતી અને હમણાં પણ અમને દૈત્યોથી ભય થયો છે વાસ્તે હે વરદાયક દેવી ! હુ ભય પામીને તમારે શરણે આવ્યો છુ. મધુ કૈટભના સાથેનો ઘોર ભય છે તેથી મારી રક્ષા કરો ![૩૬] આ કાળે શ્રીવિષ્ણુ મારાં દુ:ખને જાણતા નથી કારણ કે તેઓનુ શરીર આપને આધીન થઈ ગયુ છે. કાંતો ભગવાનને નિદ્રાથી મુક્ત કરો ને કાંતો આ બે દાનવેન્દ્રોનો સંહાર કરો. હે મહાનુભાવે ! જેમ તમારી ઈચ્છા થાય તેમ કરો.[૩૭] હે દેવિ ! જે તમારા પરમ પ્રભાવને જાણતા નથી તે અલ્પબુદ્ધિવાળા હરિહરની ભક્તિ કરે છે. હે જનનિ ! મે તમારૂં પ્રગટ પ્રમાણ જાણ્યુ છે કે વિષ્ણુ પણ વિવશ થઇને શયન કરી ગયા છે.[૩૮] લક્ષ્મી પણ નારાયણને જગાડવામાં સમર્થ નથી કારણ કે તે પણ તમારે આધીન છે. હે જનનિ! એમજ જણાય છે કે તમે બલાત્કારથી તેમને તમારા આધીન કર્યા છે જે કારણને લઇને તમારી વશીકૃતા હોવાથી લક્ષ્મી પણ હરિને જગાડતી નથી.[૩૯] જે મનુષ્યો જગતમાં તમારી ભક્તિમાં પરાયણ થઇને અન્ય દેવતાઓની ભક્તિ તજીને તમારામાંજ લીન થયા છે તેઓને ધન્ય. હે દેવિ ! તે મનુષ્યો તમારૂ નિષ્કામ ભાવે ભજન કરનારા છે કારણ કે તેઓ તો તમને સકળના માતાજીરૂપ તથા કામધેનુરૂપ માનનારા છે.[૪૦] ધી કાન્તિ કીર્તિ શુભવૃત્તિ આદિ તમારા ગુણો છે અને વિષ્ણુજીના ગુણો તો કોણ જાણે આ સમયમાં ક્યાં ચાલ્યા ગયા છે તેની ખબર પડતી નથી. આ સમયે ભગવાન નિદ્રાથી પરવશ થયા છે. હે ભગવતી' એ માનવતી તમારીજ શક્તિનો પ્રભાવછે[૪૧] તમેજ અખિલ જગતની શક્તિરૂપ મહા પ્રભાવ વાળાં છો, આ સઘળો તમારો નિર્માણ કરેલો ભાવ માત્ર છે. તમે પોતાની નિર્માણ કરેલી મોહજાળમાં ક્રીડારૂપ લીલા કરો છો જેવી રીતે નટ પોતાના નાટકમાં વિહાર કરે છે તેમ [૪૨] પ્રથમ યુગાદિમાં આપે વિષ્ણુને પ્રગટ કર્યા છે અને પાલન કરવાની અમોઘ શક્તિ તેમને આપે દીધેલી છે. વિષ્ણુને વિવશ કરવાથી અખિલ જગતને આપજ રક્ષી શકો તેમ છો વાસ્તે હે અમ્બે ' આપને જેમ ઠીક લાગે તેમ કરો.[૪૩] હે દેવિ ! આપને મને ઉત્પન્ન કરીને પાછી મને મારવાની ઈચ્છા ન હોય તો મૌન છોડી દઈ મારાપર દયા કરો. આપે આ કાળરૂપ દૈત્યોને કેમ પ્રગટ કર્યાછે! અથવા હે ભવાનિ ! શુ મારૂ હાસ્ય કરવાને માટે આમ કર્યુ છે ![૪૪] મે આપની અદ્ભુત ચેષ્ટાને જાણી લીધી છે, કે આ અખિલ જગતને પેદા કરીને સ્વતંત્રતાથી આપ રમણ કરો છો અને પછી જગતને પોતામાં લીન કરો છો તો હે ભવાની ! સ્વચેષ્ટાનુસાર મને મારવાની તું ઈચ્છા કરતી હો તો તેમાં શું

---

यत आबभूवेति ॥ यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सहेति ॥

* वेदो हम वेदो हमि सिद्देव्यथर्वशिरसि॥ अस्य महतो भूतस्य निश्वसित मेतद्य ऋग्वेदो यजुर्वेद सामवेदोऽथर्ववेदः इत्यादि ॥

વિચિત્ર છે ![45] બહુ સારૂં. હે માતા ! ભલે આમ મારો વધ કરો ! હે જગદમ્બિકે ! આ સમય મને મરણનું દુઃખ નથી પરન્તુ જેને તમેજ જગત્‌ના કર્ત્તારૂપે બનાવીને પ્રગટ કર્યો છે તેનો વધ આ દૈત્યોને હાથે થાય તેમાં મહાન્ અપયશ છે. અને આ ઘણુ દુઃખદાયક મૃત્યુ છે.[46] હે દેવિ ! બાળ લીલા વાળી અથવા તો કોમળ લીલાવાળી એવીતુ ઉભી થા અને આ વેળાએ ભયંકર રૂપ ધારણ કરી જો તારી ઈચ્છા હોય તો આ દૈત્યોને હણ અથવા તો મને હણ અને એમ નહી તો હરિને જગાડ, અથવા દૈત્યોનો વધ કર કારણકે સકળ કાર્યો તારાથીજ સિદ્ધ થાય છે.[47] સૂત કહે છે આ પ્રકારે બ્રહ્માજીએ ×તામસી દેવીની સ્તુતિ કરી ત્યારે તે નારાયણના દેહમાંથી બહાર પ્રગટી તેમના પાસે આવીને સન્મુખ ખડી થઈ.[48] અતુલ તેજવાળા એવા શ્રીહરિનાં સકળ અંગોનો ત્યાગ કરીને એ ઉભય રાક્ષસોનો નાશ કરવા માટે તે દેવી બહાર નીકળી-[49] આ વેળાએ જનાર્દનનુ શરીર કમ્પિત થવા લાગ્યુ એ જોઇને બ્રહ્માજી ( જાગ્રત થયા સમજી ) અતીવ પ્રસન્ન થયા.[50]

**विस्पंदितो शरीरोऽसौ यदा जातो जनार्दनः॥**
**धाता परमिकामासो मुदं दृष्ट्वा हरिंततः॥१०॥**

ઇતિ શ્રી મહાપુરણે દેવીભાગવત વિષે પ્રથમ સ્કંધમાં " મધુકૈટભના ભયથી બ્રહ્માએ કરેલી શ્રી ભગવતીની સ્તુતિ " નામનો અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

× તામસી દેવી એટલે તામસી નિદ્રાની અભિમાનિની એવો અર્થ છે. શિવપુરાણમા ઉમાસંહિતામા કથન છે કે—**ब्रह्मणा संस्तुता सेयं मधुकैटभ नाशने महाविद्या जगन्माता सर्वविद्याधि देवता ॥ द्वादश्यां फाल्गुनस्यैव शुक्लायां समभून्नृप ॥**

# અધ્યાય ૮ મો.*

## આરાધ્ય નિર્ણય..

**ऋषयऊचुः—**

**संदेहोत्रमहाभागकथायांतुमहान्मुनः ।**
**वेदशास्त्रपुराणैश्चनिश्चितंतुसदाबुधैः ॥ १ ॥**

રૂષિઓ કહે છે—હે મહાભાગ ! આ સ્થળમાં અમને મહાન સંદેહ છે. વિદ્વાનોએ વેદશાસ્ત્રપુરાણોનેદ્વારા નિશ્ચય પણ કર્યો છે કે—[1] બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર એ દેવત્રય સનાતન છે અને હે મહામતે ! એઓનાથી અધિક કશુ આ બ્રહ્માંડમાં છેજ નહી.[2] બ્રહ્મા સર્ગોને સૃજે છે, અખિલ જગત્‌ને શ્રીવિષ્ણુ પાળે છે અને પ્રલયકાળમાં રૂદ્ર જગત્‌નો સંહાર કરે છે. આ જગત્‌માં એ ત્રણ દેવોજ કારણરૂપ છે.[3] બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર એ ત્રણ દેવો એકજ મુર્તિથી થયેલા છે અને એઓ રજ સત્વ તમ એ ગુણત્રયથી અનુક્રમે કાર્યના કરનારા છે.[4] તેઓના વિષે માધવ પુરૂષોત્તમ એવા શ્રીહરિ શ્રેષ્ઠ દેવ છે. એ આદિ દેવ જગન્નાથ સકળ ક્રિયાઓમાં સમર્થ છે.[5] અતુલ તેજવાળા એવા વિષ્ણુના સમાન અન્ય કોઇ દેવ સમર્થ નથી. એવા સ્વામી યોગ માયાવડે વિવશ થઇને હમણાં કેમ શયન કરી ગયા છે ![6] એ દેવનુ વિજ્ઞાન કયાં ગયું છે અને જીવિતની ચેષ્ટા પણ હમણાં કયાં ગઈ છે ! હે મહાભાગ ! અમને આ સંદેહ છે તેનુ યથાયોગ્ય આપ નિવારણ કરો.[7] જેણે પ્રભુ એવા વિષ્ણુ ઉપર વિજય કર્યો છે તે શક્તિ કોણ છે ! કયાંથી પ્રગટી છે ! કેવી સમર્થ છે ! અને હે સુવ્રત ! તે કઈ શક્તિ છે તે અમને કહો.[8] જે સર્વના ઇશ્વર એવા વા-

---

* પચાસ શ્લોકોથી આ અધ્યાયમાં દેવીનાં આરાધ્યનો નિર્ણય કરવામાં આવશે.

સુદેવ વિષ્ણુ છે અને જે પરમાત્મા પરાનંદ સચ્ચિદાનંદ સ્વરૂપ છે અને જે સર્વના કર્ત્તા સર્વવ્યાપક એવા વિરજ ને પવિત્ર છે તે પરમાત્મા કયા પ્રકારે નિદ્રાને વશીભૂત થયા છે.[૯] હે પરંતપ ! આ પ્રકારનો આશ્ચર્યજનક અમારો સંદેહ છે તેનો હે વ્યાસશિષ્ય ! હે મહાબુદ્ધિશાળી ! આપ જ્ઞાનરૂપી ખડગથી નાશ કરો.[૧૧] સૂતપુરાણી કહે છે—આ સચરાચર ત્રિલોકીમાંઆ સંદેહને દુર કરી શકવા કોણ સમર્થ છે ! ખરેખર આમાં તો બ્રહ્મા બ્રહ્માના પુત્રો અને સનાતન મુનિઓ પણ મોહ પામી જાય છે.[૧૨] હે મુનિ ! આ પ્રશ્નમાં તો નારદ ને કપિલ પણ અશકય છે તો પછી હે મહાભાગ ! દુર્ઘટ એવા આ પ્રશ્નમાં હુ શુ કહી શકુ ![૧૩] દેવતાઓમાં વિષ્ણુ સર્વગામી ને સર્વનાપાળક કહેવાય છે કે જેઓનાથી આ વિરાટરૂપ સમસ્ત જગત્ પેદા થયુ છે[૧૪] તે પરાત્પર દેવને પ્રણામ કરીને અન્ય અથવા દેવો ઉપાસે છે અને એ દેવજ નારાયણ હૃષિકેશ ને વાસુદેવ એવા જનાર્દન નામથી કહેવાયા છે[૧૫] અને કોઈ મહાદેવ શંકર શશિશેખર ત્રિનેત્ર પંચવદન શુલપાણી વૃષભધ્વજ તથા સકળવેદોથી જેનુ ગાન થયેલુ છે એવા ત્ર્યંબક કપર્દી પંચવક્ર અને ગૌરીને ધારણ કરનારા એવા તથા કૈલાસવાસી સકળ શક્તિઓવાળા ભૂતોની ટોળીવાળા એવા દેવ તથા દક્ષપ્રજાપતિના યજ્ઞના વિઘાતકનુ ભજન કરનારા છે.[૧૬-૧૭-૧૮] તથા વેદવાદી પુરૂષો પ્રતિદિને પ્રભાતમાં સંધ્યામાં અને મધ્યાહ્નમાં અનેક સ્તોત્રોથી સૂર્યની સ્તુતિ કરનારા છે.[૧૯] સકળ વેદોમાં સૂર્યની ઉપાસના છે તે સર્વોત્તમ છે અને મહાત્માનુ નામ પરમાત્મા એમ વેદો ગાય છે.[૨૦] તથા વેદવેત્તાઓ સર્વત્ર અગ્નિદેવની પણ ઉપાસના કરે છે, ત્રિલોકપતિ ઇન્દ્રને પણ ઉપાસે છે, વરૂણને પણ કેટલાક ઉપાસે છે.[૨૧] જેમ ગંગા અનેક પ્રવાહોથી વર્ત્તે છે તેમ સર્વ દેવો વિષે મુનિઓ શ્રીવિષ્ણુનુ મુખ્યપણુ દર્શાવે છે.[૨૨] પંડિત પુરૂષો ત્રણ પ્રમાણો× કહે છે. પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણને ત્રીજુ શબ્દ પ્રમાણ.[૨૩] બીજાઓ ઉપમાન પ્રમાણને મેળવીને ચાર પ્રમાણો કહે છે, કેટલાક મહા વિદ્વાનો અર્થાપત્તિ પ્રમાણ માનીને પાંચ પ્રમાણે માનનાર છે.[૨૪] પૌરાણિકો વિદ્વાનો સાક્ષી ને ઐતિહ્ય ગણી કુલ સાત પ્રમાણો વદે છે. આ પ્રકારનાં આ પ્રમાણોથી જે દુર્વિજ્ઞેય છે તે બ્રહ્મ છે.[૨૫] આ બાબત બુદ્ધિ અને આગમથી વિતર્ક

× બધા મળી પ્રમાણો સાત છે પુરાણો સાત પ્રમાણ સ્વીકારે છે જેવા કે-શબ્દ, પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ, સંભવ, ઐતિહ્ય. આ ભિન્ન ભિન્ન પ્રમાણોથી જે નહી જાણી શકાય તેવુ જે પરબ્રહ્મ તત્ત્વ છે તેજ પરમ છે, મુખ્ય છે અને જગત્કારણ પણ આદિ તેજ છે એમ વેદાન્તો કહે છે હવે ઉપર કહ્યા જે જે મતો છે તે તે વેદ સંમત છે તો પછી તેમા કયો મત મુખ્ય છે તેના વિચાર કરવો ઘણોજ મુશ્કેલ છે અને આ પ્રશ્નમા બ્રહ્માદિક દેવતાઓ પણ મોહ પામે છે એમ મત શૌનકપ્રતિ કહે છે. યદ્યપિ આ વિકટ પ્રશ્ન છે તોપણ જ્યા શ્રુતિવાકયોનો પરસ્પર વિરાધ આવે છે ત્યા ઉપક્રમ ઉપસંહારાદિ લીંગવડે કરીને શ્રુતિ તાત્પર્યનો નિર્ણય કરવાવાળા તાત્પર્યવાળી શ્રુતિ પ્રબળ છે એવા ઉત્તર મીમાંસાનો સિદ્ધાન્ત છે તેની તે સિદ્ધાન્તવડે બ્રહ્મજ જગત્નુ કારણ છે એમ સિદ્ધ થાય છે અને એમ છે તો ત્યા અનુમાન આગળી અને શ્રુતિવાકયવડે કરીને શું તે બ્રહ્મ જગત્નું કારણ છે ન શકિત રહિત કારણ છે કે શકિત સહિત કારણ છે એવો વિતર્ક કર્ત્તવ્યરૂપકે આ પ્રમાણ પૂર્વોકત અનેક દ્રષ્ટાન્તોથી ને શિષ્ટાચારની પરંપરાથી તથા અનુમાનથી વસ્તુમાત્રમા શકિતતત્ત્વની વ્યાપ્તિનુ ગ્રહણ કરવું એવો અભિપ્રાય છે.

કરવો જોઈએ. અને નિશ્ચયાત્મિકા બુદ્ધિથી વાર વાર વિચાર કરીને—[૨૬] બુદ્ધિમાનોએ પ્રત્યક્ષ વસ્તુનુ વિજ્ઞાન વાર વાર વિચારવુ જોઇએ. તથા દ્રષ્ટાન્ત અને શિષ્ટ પુરૂષોના માર્ગનુ અનુસરણ કરવું જોઈએ.[૨૭] વિદ્વાનો પણ એમ કહે છે અને પુરાણો પણ એમજ ગાય છે. બ્રહ્મામાં સર્જનશક્તિ છે ને હરિમાં પાલન શક્તિ છે.[૨૮] રૂદ્રમાં સહાર શક્તિ છે અને સૂર્યમાં પ્રકાશ શક્તિ છે. ધરાને ધારણ કરવાની શક્તિ શેષમાં ને કૂર્મમાં છે.[૨૯] તે આદ્યા શક્તિ સહુમાં પરિણામ પામીને સ્થિત છે. અગ્નિમાં દાહશક્તિ ને પવનમાં પ્રેરણાત્મક શક્તિ છે.[૩૦] સાક્ષાત્ શિવ પણ કુડલિનીનો ત્યાગ કરવાથી શવતાને પામે છે. અને શક્તિહીન જે કોઈ હોય છે તેને બુદ્ધ પુરૂષો અસમર્થ કહે છે. આ× પ્રકારે સર્વત્ર સ્થાવર જગમ ભુતો વિષે બ્રહ્માથી થુબડાં પર્યન્ત આ બ્રહ્માંડમાં હે મુનિઓ.[૩૨] શક્તિના વિના ચરાચર વસ્તુમાત્ર નિદનીય છે. શત્રુવિજયના ગમનમાં ને ભોજનમાં હીનશક્તિ અશક્ત થાય છે.[૩૩] આ પ્રકારે સર્વગામી શક્તિ બ્રહ્મ કહેવાય છે, બુદ્ધિમાનોએ વિચારપૂર્વક વિવિધ પ્રકારે તેની ઉપાસના કરવી જોઈએ.[૩૪] વિષ્ણુમાં સાત્વિકી શક્તિ છે તેના વિના તેઓ કશુ કરી શકતા નથી, શિવજીમાં તામસી શક્તિ છે જે વડે તેઓ જગનો સહાર કરે છે. આ પ્રકારે મનમાં સપૂર્ણ વિચાર કરીને[૩૫] આ શક્તિ બ્રહ્માંડની રચના કરે છે, પાલન કરે છે અને પોતાની ઈચ્છા માત્રથીજ આ ચરાચર જગત્નો સહાર કરે છે.[૩૭] વિષ્ણુ હર બ્રહ્માઅગ્નિ સૂર્ય વરૂણ એઓ શક્તિના વિના કાંઈ પણ કરી શકતાં નથી.[૩૮] એ સઘળા દેવતાઓ શક્તિનો આશ્રય લઇનેજ પોતપોતાનાં કાર્યો કરી શકે છે, અને આ શક્તિજ કાર્યને કારણમાં પ્રત્યક્ષ વિદિત થાય છે.[૩૯] મહાત્મા મુનિઓએ આ શક્તિના બે પ્રકાર કહ્યા છે. એક સગુણ શક્તિને બીજી નિર્ગુણ શક્તિ. રાગી મનુષ્યો સગુણી શક્તિને ઉપાસે અને વિરાગી પુરૂષો નિર્ગુણી શક્તિને ઉપાસે છે.[૪૦] આ શક્તિ ધર્મ અર્થ કામ મોક્ષ એ ચારે પદાર્થોની સ્વામિની છે અને વિધિપૂર્વક તેની પૂજા થઈ હોય તો મનોવાંછિત અર્થોને તે આપનારી છે.[૪૧] અને માયાથી આવૃત્ત એવો મુઢ એ શક્તિને જાણી શકતો નથી. અને જાણ્યા પછી પણ કોઈ મનુષ્ય બીજાઓને નહી બતાવીને મોહિત કરે છે.[૪૨] પડિત લોકો પોતાનાં પેટ ભરવાના નિમિત્તે

× જ્યારે અત્ર સર્વ પદાર્થત્વગા અવચ્છેદન શક્તિમત્ત્વની વ્યાપ્તિ માનવામા આવે છે ત્યારે બ્રહ્મને પણ પદાર્થત્વના અવચ્છિન્ન વથી શક્તિ છે. તે બ્રહ્મની શક્તિ બ્રહ્મનાં સામર્થ્યરૂપ છે પરન્તુ સ્વાશ્રયથી ભિન્ન ભાસતી નથી અગ્નિ આદિમા જેમ દાહત્વાદિ શક્તિ તેમ બ્રહ્મની શક્તિ અભિન્ન છે તેજ દર્શાવવા માટે સર્વગતા શકિતબ્રહ્મરૂપાજ સમજવી એથી સ્વાશ્રયનો અભેદજ કહ્યો સમજવો. તથા પ્રકારેજ શ્રુતિ પ્રતિપાદ્ય બ્રહ્મ માયા ભષા નાર સિંહાંતિ । મ તમ્ય કાય કરણ ચ વિદ્યતે । પરાસ્ય શક્તિ ર્વિવિધૈવ શ્રૂયતે ઈત્યાદિ શ્રુતિઓથી અનુમાનાદિથી જગત્નું કારણ છે તે સશકિત એટલી શકિત સહિત બ્રહ્મ છે. એટલા વાસ્તે તે શકિતની ઉપાસના કરવી યોગ્ય છે. બ્રાહ્મસામર્થ્યરૂપા આ શકિત છે. બ્રહ્મા વિષ્ણુ. મહેશ આદિ વિષે એક એક ગુણ છે જેથી ભગવતીની અપેક્ષાએજ એટલે કે ભગવતી શિવાય એ દેવો ઉપાસવા યોગ્ય. નથી પરન્તુ સાક્ષાત્ ભગવતી કે જે સર્વ ગુણોની સામ્યાવસ્થારૂપા છે તેની ઉપાસના ઉત્તમ છે. એક ગુણ વિશિષ્ટ હોવાથી સગુણાશકિત કહેવાય છે અને સામ્યાવસ્થા ઉપાધિક બ્રહ્મરૂપા તે નિર્ગુણી શક્તિ છે. જો બ્રહ્માદિ દેવો મુખ્ય હોય તો તેઓ અન્યની ભકિતમા કેમ ધાર્યું વળા લીન થાય છે જેથી વિસ્પષ્ટ થાયછે કે મુખ્ય દેવ શ્રીભગવતી જ છે અને બ્રહ્માદિ દેવતાઓ તેના આશ્રયને લઇનેજ પૂજવા યોગ્ય છે એવો સંપ્રદાય છે.

કલિયુગથી દોરાયેલા એવા અનેક પાખંડોને અહીં પ્રવર્ત્તાવે છે.[૪૩] આ કલિયુગમાં હે મહાભાગ ! અનેક પ્રકારના ભેદ થઈ ગયા છે, વેદ વિરૂધ્ધ બાહ્ય ધર્મો–પાખંડો બીજાયુગોમાં કદી પણ ઉભા ન થતા હતા.[૪૪] વિષ્ણુ પણ અનેક વર્ષો થયાં ઉગ્ર તપ કરતા હતા અને બ્રહ્મા હર આદિ દેવતાઓ પણ આ શક્તિનુ ધ્યાન ધરતા રહે છે.[૪૫]એ ત્રણે દેવતાઓ સદા ઈચ્છા કરે છે, અને એ બ્રહ્મા વિષ્ણુ ને મહેશ અનેક યજ્ઞો કરે છે.[૪૬] તે બ્રહ્મરૂપ નામવાળી પરાત્મિકા શક્તિનું ધ્યાન કરતાં તે શક્તિને સનાતની નિત્ય માનીને ધ્યાન કરે છે.[૪૭] આટલા વાસ્તે નિશ્ચય કરવાવાળા એવા બ્રાહ્મણોએ નિરંતર શક્તિનું ધ્યાન કરવુ જોઇએ. અને હે મુનિઓ ! તેઓએ સકળ શાસ્ત્રોનો નિશ્ચય જાણવો જોઇએ,[૪૮] હે મુનિઓ ! આ સઘળી કથા મે શ્રીકૃષ્ણના મુખથી સાંભળી છે અને શ્રીકૃષ્ણે નારદજીથી જાણેલી છે અને નારદજીએ બ્રહ્માથી જાણી છે અને પ્રજાપતિએ વિષ્ણુથી જાણેલી છે.[૪૯] બીજાઓનાં વચનોને બુદ્ધિમાનોએ ન શ્રવણ કરવાં જોઇએ અને ન માનવાં જોઇએ.[૫૦] અશક્તની ચેષ્ટા પ્રત્યક્ષ પણ દેખવી જોઇએ અને એથી સકળ પ્રાણીયોમાં શક્તિનાંજ દર્શન કરવાં જોઇએ.[૫૧]

**प्रत्यक्षमपि द्रष्टव्यमशक्तस्य विचेष्टितम् ।**
**अतःसर्वेषु भूतेषु ज्ञातव्या शक्तिरेव हि ॥५१॥**

ઇતિ શ્રી દેવી ભાગવત વિષે મહાપુરાણ વિષે "દેવીની આરાધનાનુ વર્ણન" નામનો પ્રથમ સ્કંધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૯ મો.*

## દેવીના પ્રસાદથી હરિએ કરેલો મધુ કૈટભનો નાશ.

**सूतउवाच—**

**यदा विनिर्गता निद्रा देहात्तस्य जगद्गुरोः ।**
**नेत्रास्य नासिका बाहु हृदयेभ्य स्तथारसः॥१॥**

સૂતપુરાણી કહે છે–જે સમયે તે જગત્‌ગુરૂના શરીરમાંથી નિદ્રા નીકળી ગઈ અને નેત્ર હૃદયને નાકમાંથી તેજ નીકળવા લાગ્યું.[૧] ત્યારે તે ઉત્તમ તામસી શક્તિ બહાર આવીને આકાશમાં ખડી થઇ ગઈ અને પુન પુનઃ જ ભાઈ જાતા એવા જગન્નાથ જાગી ઉઠયા.[૨] ત્યારે તેઓએ ભય વ્યાકુલ બ્રહ્માને જોયા અને એ તેજસ્વી ભગવાન મેધના સદૃશ ગંભીર વાણીથી બ્રહ્માને કહેવા લાગ્યા.[૩] વિષ્ણુ કહે છે–હે બ્રહ્મન્ ! તપનો ત્યાગ કરી તમે અહીં કયાંથી આવ્યા છો અને તમે ભયથી વ્યાકુલ કેમ થયા છો !‌[૪] બ્રહ્માજી કહે છે–હે દેવ ! આપના કાનના મેલમાંથી ઉત્પન્ન થયેલા મધુ ને કૈટભ રાક્ષસો ઘોરરૂપ ને મહા બળવાન છે.[૫] હે જગત્પતિ ! એ ઉભયથી ભય પામેલો હું તમારા સમીપમાં આવેલો છુ વાસ્તે હે વાસુદેવ ! ભયથી વ્યાકુલ એવા મારી વિચેતનની આપ રક્ષા કરો.[૬] વિષ્ણુ કહે છે તમે સાવધ થાઓ ! હુ એ ઉભયનો વધ કરીશ. તે મૂઢ રાક્ષસો આયુષ્ય વિનાના હોવાથીજ મારી સમીપ યુદ્ધ કરવાને આવેલા છે.[૭] સુતપુરાણી કહે છે–દેવેશ એવા જનાર્દનનાં આવાં વાકય સાંભળીને તે મૂઢ રાક્ષસો અતિ બળવાન એવા તેઓ બ્રહ્માજીને શોધીને મદથી ગર્વિત એવા તે રાક્ષસો બ્રહ્માજી પાસે આવીને ઉભા

---

* સમાશી શ્લોકોથી આ નવમઃ અધ્યાયમાં મધુ કૈટભના વધની વાર્તાનું કથન કરવામાં આવશે.

રહ્યા.[૮] નિરાધાર વિગત જ્વર એવા બની કરીને તે મદોન્મત્ત એવા રાક્ષસો બ્રહ્મા પ્રતિ વદવા લાગ્યા.[૯] ત્યાંથી ભાગીને આના સમીપમાં તું કેમ આવ્યો છે ! અમારી સાથે તુ યુદ્ધ કર. આ પુરૂષના દેખતામાંજ અમે તને મારી નાંખશુ.[૧૦] પછી શેષ શય્યાપર સૂતેલા એવા આ પુરૂષને પણ અમે મારી નાંખશુ. વાસ્તે તું હવે યુદ્ધ કર અથવા તો તમારો હુ દાસ છુ એમ કહી અમારે શરણે થા.[૧૧] સૂતપુરાણી કહે છે–આ વાકયો સાંભળીને જનાર્દન ભગવાન કહેવા લાગ્યા કે હે દૈત્યો ! તમે મારી સાથે યુદ્ધ કરો [૧૨] હુ તમારા ઉભયનો મદ હરી લઈશ. હે મદોન્મત્તો ! હે મહા બળવાનો અને હે મહા ભાગ્યવાળાઓ ! જો ઈચ્છા હોય તો તમે મારી સાથે યુદ્ધ કરો.[૧૩] વિષ્ણુનાં આવાં વચનો સાંભળીને ક્રોધથી વ્યાકુળ એવા એ દૈત્યો જળમાં નિરાધાર ઉભા રહીને વિષ્ણુની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૧૪] ત્યારે ક્રોધાયમાન થયો એવો મધુ હરિની સાથે લડવાને સન્મુખ થયો ને કૈટભ પણ લડવા માટે ચાલ્યો [૧૫] બે મત્ત મલ્લોના સમાન વિષ્ણુને મધુ લડવા લાગ્યા. મધુ થાકી ગયો હોવાથી કૈટભ લડવા લાગ્યો [૧૬] પાછો મધુ ફરી કૈટભ વળી પાછો મધુ ને ફરી કૈટભ એમ તે રાગથી અંધ દૈત્યો વારાફરતી શ્રી હરિની સાથે સંગ્રામ કરવા લાગ્યા [૧૭] આ સંગ્રામને બ્રહ્મા ને અંતરિક્ષમાં ઉભેલી દેવી એ જોતાં હતાં. આ રીતે યુદ્ધ કરતા એ દૈત્યો થાકયા નહી ને શ્રીહરિને થાક લાગ્યો.[૧૮] જ્યારે યુદ્ધ કરતાં કરતાં પાંચ હજાર વર્ષો વીતી ગયાં ત્યારે ભગવાન વિષ્ણુ તેઓના મૃત્યુના ઉપાયને ચિંતવા લાગ્યા.[૧૯] મે બરાબર પાંચ હજાર વર્ષ પર્યન્ત યુદ્ધ કર્યું છતાં આ રાક્ષસો શાન્ત થતા નથી અને મને પરિશ્રમ લાગ્યો જણાય છે.[૨૦] મારૂ બળ ને શૂરતા કયાં ગયાં ! આ બે તો કુશલપૂર્વક છે. આનું શુ કારણ હશે ! આ વાતનુ ચિંતન કરતા ભગવાન હરિ શોચ કરવા લાગ્યા.[૨૧] આ પ્રકારે આ ઉભય મદોન્મત્ત દૈત્યો ભગવાનને ચિંતા કરતા દેખીને મનમાં બહુ પ્રસન્ન થતા મેઘ જેવી ગંભીર વાણીથી ભગવાનને કહેવા લાગ્યા.[૨૨] હે વિષ્ણુ ! જો તમારામાં બળ ન હોય તો અને યુદ્ધથી તમે ઠંડા પડી ગયા હો તો 'હુ તમારો દાસ છુ' એવી શિરપર અંજલી કરો[૨૩] હે મહામતે ! જો સમર્થ હો તો અમારી સાથે યુદ્ધ કરો. તમને મારીનેજ અમેજ ચતુર્મુખ પુરૂષનો વધ કરશુ.[૨૪] સૂતપુરાણી કહે છે–ભગવાન વિષ્ણુ તે રાક્ષસોનાં આવાં વચનો સાંભળી ને સામપૂર્વક મનોહર વાણી બોલવા લાગ્યા.[૨૫] ભગવાન કહે છે–શ્રાન્ત, ભીત, પતિત, શસ્ત્રત્યાગી અને બાલક પર વીર પુરૂષો શસ્ત્ર છોડતા નથી એતો સનાતન ધર્મ કહ્યો છે.[૨૬] મે તમારી સાથે પાંચ હજાર વર્ષ પર્યન્ત સંગ્રામ કર્યો છે છે ને હુ એકલો છુ અને તમે બે છો તથા મહા બળવાન છો ને વારાફરતી લડો છો.[૨૭] તમે વારાફરતી વિશ્રામ લેતા આવ્યા છો તેથી હું પણ વિશ્રામ લઇને તમારી સાથે યુદ્ધ કરીશ એમાં સંશય નથી.[૨૮] હું વિશ્રામ લઇને ન્યાયપૂર્વક યુદ્ધ કરીશ વાસ્તે ત્યાંસુધી તમે બે રાહ જોઇ ઉભા રહો.[૨૯] સૂતપુરાણી કહે છે–વિષ્ણુનાં આવાં વચનો સાંભળીને ઉભય દૈત્યો વિશ્વાસને પ્રાપ્ત કરીને સંગ્રામના નિશ્ચયથી દૂર જઇ ઉભા રહ્યા.[૩૦] ચતુર્ભુજ એવા વાસુદેવ તે રાક્ષસોને દૂર ઉભેલા જાણીને મનમાં તેઓના વધના કારણનુ ધ્યાન ધરવા લાગ્યા.[૩૧] ચિંતન કરતાં કરતાં એ વાત તેઓએ જાણી લીધી કે દેવીએ એ ઉભયને વરદાન આપ્યું છે અને

સંગ્રામમાં સ્વચ્છ મૃત્યુ એવા એ બે શ્રાન્ત નહીજ થાય.[૩૨] મે એઓ સાથે વૃથા યુધ્ધ કર્યું અને મારો શ્રમ પણ વૃથા ગયો. આવો નિશ્ચય છે ત્યારે હું શી રીતે તેઓ સાથે યુધ્ધ કરૂ ![૩૩] યુધ્ધ કર્યા વિના એઓ અહીથી કયા પ્રકારે દૂર થાશે અને વધ કર્યા વિના આ મદથી છકેલા રાક્ષશો અતીવ દુખદાતા થઈ પડશે.[૩૪] દેવી ભગવતીએ તેઓને જે વરદાન આપેલુ છે તે પણ અતિ દુર્ઘટ છે. કોઈ દુખી મનુષ્ય પણ પોતાની ઇચ્છાથી મરણને ઈચ્છતોજ નથી[૩૫] રોગગ્રસ્ત દીન મરતો હોવા છતાં મૃત્યુને ચાહતો નથી તો પછી આ ઉભય મદોન્મત્ત શીરીતે મૃત્યુની ઇચ્છા કરે નજ કરે[૩૬] આ સમયે કામદાતા વિશ્વાશક્તિના શરણ વિના ને તેના પ્રસન્ન થયા વિના કોઇ પણ કામના સિધ્ધ થશે નહી.[૩૭] આ પ્રકારે વિચાર કરીને આકાશમાં સ્થિત યોગનિદ્રારૂપ મનોહર શિવાનાં ભગવાન દર્શન કરવા લાગ્યા.[૩૮] અને અમેય આત્મા એવા આ વિષ્ણુ બે હાથ જોડી કરી દેવીની સ્તુતિ કરવા લાગ્યા અને એ ઉભયના નાશનાં નિમિત્તવાસ્તે વરદાતા ભુવનેશ્વરીને પ્રાર્થવા લાગ્યા.[૩૯] શ્રીવિષ્ણુ કહે છે -હે મહામાયે ! સૃષ્ટિ અને સહારકારિણી દેવી ! હે અનાદિ નિધન ચડિકા ! ભોગમોક્ષને આપનારી હે શિવે ! હું તને પ્રણામ કરૂ છુ.[૪૦] તારાં સગુણનિર્ગુણરૂપને હું નથી જાણતો. અને જે તમારાં અસખ્ય ચરિત્રો છે તેને તો કોણ કહી સભળાવી શકે ?[૪૧] મે તમારા દુર્ઘટ પ્રભાવને જાણી લીધો છે, કે હું આ નિદ્રાવશ થઇને અચેતન થઈ ગયો હતો.[૪૨] બ્રહ્માજીએ માનપૂર્વક મને વારવાર જગાડવા શ્રમ કર્યો પરન્તુ સર્વથા સકુચિત ષટ્ઇન્દ્રિયો હોવાને કારણે હું જાગ્યો નહી.[૪૩] હે અમ્બિકા ! તમારા પ્રભાવથીજ હું અચેતનત્વને પ્રાપ્ત થયો અને તમારા છોડવાથીજ હું જાગૃત થયો ને મે બહુ યુધ્ધ કર્યું.[૪૪] હું તો થાકી ગયો ને આ બે તો વરદાન મળ્યાના કારણે શ્રાન્ત ન થયા ને આ બે વળી બ્રહ્માજીને મારવા તત્પર થયા.[૪૫] હે માનદાતા ! ત્યારે મે દ્વંદ્વ યુદ્ધને માટે એ બેને સગ્રામમાં બોલાવ્યા અને એઓની સાથે મહાર્ણવમાં મે ઘોર યુદ્ધ કર્યું.[૪૬] પરન્તુ તેઓના મરણમાં મે મહા અદભુત વરદાનને જાણી લીધુ અને એ જાણીને હુ શરણદાતા એવાં તારા ચરણના શરણમાં હુ આવ્યો છુ.[૪૭] હે માતા ! હવે મને સહાયતા કરો. હું યુધ્ધ કર્મથી ખિન્ન થઈ રહ્યો છું. હે દુખનાશીનિ ! એઓ તમારાં વરદાનથી દર્પિત છે[૪૮] તે પાપીઓ મને મારવાને તૈયાર થયાછે. હવે હુ શું કરૂ ! કયાં જાઉ. આવાં વાકયો સાંભળીને દેવી ત્યારે હસીને બોલી.[૪૯] વાસુદેવ એવા જગન્નાથ વિષ્ણુને પ્રણામ કરતા દેખી દેવી બોલી હે દેવદેવ ! તમે ફરી વળી યુધ્ધ કરો.[૫૦] ને તે વેળા તે બેને છેતરીને મારો અને હુ એ બેને પોતાની બુધ્ધથી મોહિત કરી નાંખીશ.[૫૧] હે નારાયણ ! મારી માયામાં મોહિત થયેલા એવા એ બે રાક્ષસોનો તમે વધ કરો. સૂતપુરાણી કહે છે—પ્રીતિયુક્ત માતાનાં વચનોને સાંભળીને—[૫૨] વિષ્ણુજી પાછા એ મહાસાગરમાં સગ્રામસ્થળમાં આવી ઉભા રહ્યા અને એ બળવાન રાક્ષસો પણ યુધ્ધ કરવા સારૂ આવ્યા.[૫૩] વિષ્ણુને ત્યાં ઉભેલા જોઇને બોલ્યા. ઈચ્છા હોય તો તમે યુધ્ધ કરો અથવા ઉભા રહો ! ઉભા રહો ![૫૪] કારણ કે જય પરાજય દૈવાધીન છેજ, સબળનો જય થાય છે ને દૈવયોગે કયારે દુર્બળ પણ જય પામે છે.[૫૫] આટલા વાસ્તે મહાત્માઓએ હર્ષશોક કરવો ઘટતો નથી.

પૂર્વે પણ દાનવોના વેરી વિષ્ણુએ ઘણા દૈત્યોને જીતેલા છે.[૫૫] હમણાં વિષ્ણુ પણ આ દૈત્યોની સાથે યુધ્ય કરતાં પરાજિત થયાછે. સૂત કહેછે–આ પ્રમાણે બોલીને તે મહાબાહૂ એવા રાક્ષસ દ્વય લડવા તૈયાર થઈ ગયા.[૫૭] આવેલા એ રાક્ષસોને જોઇને અદભુત પરાક્રમવાળા વિષ્ણુ મુષ્ટિથી તેઓને તાડન કરવા લાગ્યા અને તેઓ પણ મુષ્ટિથી હરિને તાડન કરવા લાગ્યા.[૫૮] આ પ્રકારે પરસ્પર દારૂણ યુધ્ધ થયું, ત્યારે એ મહા પરાક્રમીઓને યુધ્ધ કરતાં દેખીને નારાયણ[૫૯] નમ્ર દ્રષ્ટિથી ભગવતીને જોવા લાગ્યા. સૂત કહેછે–આ વેળાએ વિષ્ણુના દીન વદનને દેખીને તે તામ્ર લોચની દેવી પ્રસન્ન થઈ અને એ ઉભય રાક્ષસોને દેખીને કટાક્ષ-યુક્ત કામબાણોથી તેઓને ભેદવા લાગી[૬૧] અત્યન્ત મંદ હાસ્ય ને પ્રેમભાવથી યુક્ત એવી ભગવતીને તે દાનવોએ દીઠી અને એ બને પાપાત્મા દેવીનુ વદન વિલોકવાથી મોહિત થઈ ગયા.[૬૨] દેવીમાં આ વિશેષ દેખીને તે રાક્ષસો કામબાણથી પીડાવા લાગ્યા ને દેવીની કાન્તિ દેખીને ત્યાંજ ઉભી ગયા[૬૩] ભગવાને પણ આ દેવીની ચેષ્ટા દીઠી અને કાર્ય કુશળ ભગવાન દૈત્યોને મોહિત થયેલા સમજીને[૬૪] હાસ્યયુક્ત મેઘ સમાન ગભીર શબ્દ કરી બોલવા લાગ્યા કે તમે બને વીર ઈચ્છા પ્રમાણે મારી પાસેથી વરદાન માગી લ્યો ![૬૫] હુ તમારા યુધ્ધથી પ્રસન્ન થઇને તમને વર આ-પીશ. મે મારી સાથે યુધ્ધ કરતા પૂર્વે ઘણા દૈત્યો દીઠેલા છે પરન્તુ તમારા જેવા કોઈ દીઠા નથી ને સાંભળ્યા પણ નથી એથી કરીને તમારાં અતુલ બલ ઉપર હું અતીવ પ્રસન્ન થયોછુ.[૬૭] હુ તમને બને બળવાન ભ્રાતા-ઓને યથેચ્છત વરદાન આપીશ. સૂતપુરાણી કહે છે–આવાં વિષ્ણુનાં વચનો સાંભળીને એ ઉભય અસુરો કામદેવથી પીડિત થયા હોવાથી અભિમાનપૂર્વક જગત્‌ને આનદ કરનારી તે મહામાયાને દેખી કરી કામથી આર્ત્ત બનીને કમલ લોચન એવા ભગવાન વિષ્ણુના પ્રતિ કહેવા લાગ્યા કે–હે હરિ ! અમે યાચક નથી. તમે શુ દેવાની ઈચ્છા કરો છો ! અમે તો દાતા છીએ. હે દેવેશ ! અમે તો તમને વર-દાન આપી શકીએ તેવા છીએ.[૬૯–૭૦] હે હૃ-ષિકેશ ! તમે તમારા મનમાં અભિલષિત વરની ઈચ્છા કરો. હે વાસુદેવ ! અમે તમારાં અદ્‌ભુત યુધ્ધથી પ્રસન્ન થયા છીએ[૭૧] તેઓનાં આવાં વચનો સાંભળીને ભગવાંન બોલ્યા. જો તમે મારાપર પ્રસન્ન હો તો તમારા બનેનો વધ મારાથી થાઓ.[૭૨] સૂતપુરાણી કહે છે–બને દાનવો આવાં વિ-ષ્ણુનાં વચનો સાંભળીને અતીવ આશ્ચર્ય પામ્યા ને 'આપણે ઠગાયા' એવો વિચાર કરતા શો-કમાં વ્યાકુલ થયા.[૭૩] મનમાં વિચાર કરીને તે દાનવો વિષ્ણુને કહેવા લાગ્યા અને સ્થળ-રહિત જળમય ભૂમિને દેખીને તેઓ બોલવા લાગ્યા કે[૭૪] હે હરિ ! તમે અમને પ્રથમ વર આપવાનુ વચન આપ્યુ છે તો આપ પણ સત્યવાદી થઇને અમને વરદાન આપો.[૭૫] હે મધુસુદન ! આપ નિર્જળ દેશમાં અમારો વધ કરો આ પ્રકારે આપ પણ સત્ય પ્રતિજ્ઞા પાળો[૭૬] ત્યારે ભગવાને ચક્રનું સ્મરણ કર્યું ને હસતા હસતા કહેવા લાગ્યા કે હે મહા ભાગ દૈત્યો ! હું તમારો વધ નિર્જળ ભૂમિમાં

આ અધ્યાયમા ભુવનેશ્વરી શબ્દથી સમજવાનું કે–જો કે સામ્યાવસ્થા માયોપાધિક બ્રહ્મરૂપિણી ભુવનેશ્વરી તામસી શકિત નથી તથાપિ સામ્યાવસ્થાત્મક ભુવનેશ્વરીજ તમોગુણ યુકતા હોય છે ત્યારે મહાકાલી કહે છે જેથી ભુવનેશ્વરીને મહાકાલીનો અભેદ દેખાડવા સારૂ શ્રીવિષ્ણુએ તામસી શકિતનો ભુવનેશ્વરી નામથી વ્યવહાર કર્યો છે.

કરીશ.[૭૭] આમ કહી ભગવાને પોતાનો વક્ષ પ્રદેશ વિસ્તાર્યો અને દૈત્યોને નિર્જળ ભૂમિ દેખાડી અને કહ્યું.[૭૮] હે દૈત્યો ! અહીં જળ નથી, તમારાં શરીરનો અહીંજ ત્યાગ કરો એટલે હું અને તમે સત્ય પ્રતિજ્ઞા વાળા થશુ. [૭૯] આ શબ્દ સાંભળતા તે બે રાક્ષસ ભ્રાતાઓ વિચાર કરીને પોતાના દેહનો શહસ્ર યોજન પર્યન્ત વિસ્તાર કરવા લાગ્યા.[૮૦] ત્યારે વિસ્મય પામેલા ભગવાને પોતાનાં સાથળનો વિસ્તાર એથી પણ બમણો કર્યો ત્યારે તે રાક્ષસો તે પરમ અદભૂત એવી ભગવાનની જ ઘામાં શિર ધરી રહ્યા.[૮૧] ત્યારે વિષ્ણુએ ચક્રથી તેઓનાં શિરનુ છેદન કરી દીધુ. જે વેળાએ વેગથી વિષ્ણુએ જ ઘાના ઉપર તેઓનાં મસ્તકોને છેદી નાંખ્યાં તે સમય તે મધુ ને કૈટભ પ્રાણ રહિત થયા અને એઓના મેદથી સપૂર્ણ સાગર ઢ કાઇ ગયો.[૮૩] ત્યારથી સર્વ પ્રકારે કરીને પૃથિવિનુ નામ મેદિની પડયુ. હે મુનિશ્વરો ! આજ કારણથી મૃતિકા અભક્ષ્ય છે.[૮૪] જે કાંઈ આપે પૂછયુ તે અમે કહી બતાવ્યુ. મહાવિદ્યા* મહા માયાનું પડિતોએ સદા સેવન કરવુ જોઇએ.[૮૫] સઘળા સુર અરોએ આ પરમ શક્તિની ઉપાસના કરવી જોઇએ. આથી અધિક ત્રણે ભુવનમાં બીજુ કોય નથી.[૮૬] આ વેદ શાસ્ત્રનો નિર્ણય સત્ય છે સત્ય છે કે નિર્ગુણ કે સગુણ એવી પરાશક્તિનુ સેવન અવશ્ય કરવુ જોઇએ.[૮૭]

**सत्यं सत्यं पुनः सत्यं वेदशास्त्रार्थ निर्णयः । पूजनीया पराशक्ति निर्गुणा सगुणाऽथवा॥८८॥**

ઇતિ શ્રી મહા પુરાણ દેવી ભાગવત વિષે પ્રથમ સ્કધમાં 'મધુ કૈટભ વધ'નામનો નવમો અધ્યાય સંપૂર્ણ.

*અન્ય દેવતાઓમાં એકએક ગુણછે એટલા વાસ્તે સર્વ શ્રુતિથી પ્રતિપાદ્ય સામ્યાવસ્થારૂપ માયા—સબલ બ્રહ્મરૂપાજ ભગવતી સઘળાં કારણોનું પણ કારણ છે.

# અધ્યાય ૧૦ મો.*

## વ્યાસજીને શિવે આપેલું વરદાન.

ऋषयऊचुः—

**सूतपूर्वंत्वयाप्रोक्तंव्यासेनामिततेजसा ॥ कृत्वापुराणमखिलंशुकायाःपाठितंशुभम् ॥१॥**

ઋષિઓ કહે છે—હે સૂતપુરાણી ! આપે પૂર્વે કહ્યુ છે કે મહાતેજસ્વી વ્યાસજીએ આ સકળ પુરાણ બનાવીને શુકદેવજીને અભ્યાસ કરાવ્યો.[૧] વ્યાસજીએ તપ કરીને શુકદેવજીને કેમ ઉત્પન્ન કર્યા. આ વાત આપે વ્યાસજીના મુખથી સાંભળી છે વાસ્તે તે સકળનું વર્ણન કરો.[૨] સૂતપુરાણી કહે છે—સત્યવતીના પુત્ર શ્રીવ્યાસથી શુકદેવજીની ઉત્પત્તિ હું કહુ છુ. જે પ્રકારે યોગીઓમાં શ્રેષ્ઠ એવા શુકદેવનો જન્મ થયોછે તે કહુ છુ.[૩] એક સમયે સત્યવતી સૂત શ્રીવ્યાસજી મનોહર સુમેરૂના શિખરમાં પુત્રપ્રાપ્તિ વાસ્તે ઉગ્ર તપ કરવા લાગ્યા.[૪] અને નારદજીના ઉપદેશાનુસાર વાણીબીજ એકાક્ષર મ ત્રનો જપ કરવા લાગ્યા. આ પ્રકારે પુત્રેચ્છાને લઇને તપોનિધિ એવા વ્યાસ ભગવાન મહામાયાનુ ધ્યાન કરવા લાગ્યા.[૫] અગ્નિ ભૂમિ વાયુ આકાશ જળ એઓની શક્તિઓ સહિત મને પુત્ર થાય એવો વ્યાસનો નિશ્ચય હતો.[૬] શતવર્ષ સુધી વ્યાસજીએ કશો પણ આહાર કર્યો નહીં અને શિવા અને શિવનુ જ આરાધન કર્યા કર્યું.[૭] શક્તિ સર્વત્ર પૂજનીય છે એવો વારવાર મનમાં નિશ્ચય કર્યો કે—અશક્ત નિંદિત થાય છે

*આ દશમા અધ્યાયમા શિવજીએ વ્યાસજીને પુત્ર માટે વરદાન આપ્યું તેની વાત કહેવામા આવશે. શ્રીવ્યાસે જે મહાદેવનું ધ્યાન ધર્યું છે તે નારદજીના બોધ અનુસાર ભગવતીનું ધ્યાન કર્યા પછી ભગવતીની દ્વારાજ શિવજીનું ધ્યાન વ્યાસે કર્યું છે.

ને શક્ત પૂજાય છે.[૮] આ પ્રમાણે દેવીના આરાધનમાં જ્યાં પર્વતના શૃંગપર કર્ણિકારનું અદ્દભૂત વન હતું કે જ્યાં મુનિલોકો દેવતાઓ ક્રીડા કરે છે તથા ઉગ્ર તપ આદરે છે.[૯] અને જ્યાં આદિત્ય વસુ રૂદ્ર મરૂત અશ્વનિકુમાર મુનિ તથા બીજા બ્રહ્મવાદીઓનો નિવાસ છે ત્યાં—[૧૦] સંગીતોના ધ્વનિથી ગરજમાં એવાં કનકાચળ પર્વતના શૃંગમાં ધર્માત્મા સત્યવતીપુત્ર વ્યાસ ભગવાન તપ કરવા લાગ્યા.[૧૧] ત્યારે તે વ્યાસ ભગવાનના તેજથી ચરાચર વિશ્વ વ્યાપ્ત થઈ ગયું અને બુધ્ધિમાન વ્યાસજીની જટા અગ્નિના સમાન રંગવાળી થઈ રહી.[૧૨] ત્યારે તેઓનાં તેજથી ઈન્દ્રને ભય થયો અને ભયથી વ્યાકુળ એવા ઈન્દ્રદેવને દેખીને[૧૩] ઇન્દ્રને ભગવાન રૂદ્ર કહેવા લાગ્યા કે હે ઈન્દ્ર ! તમે કેમ ભય પામ્યા છો! મને દુઃખનું કારણ કહો[૧૪] તપસ્વીઓનો તમારે ક્યારે પણ અમર્ષ કરવો નહી જોઇએ. શક્તિ સંયુત મને સમજીને મહામુનિ તપ કરે છે.[૧૫] આ તપસ્વી વ્યાસ ક્યારે પણ કોઈનું અહિત ચાહતા નથી જ. આવાં શિવજીનાં વાક્ય સાંભળી ઈન્દ્ર કહેવા લાગ્યા [૧૬] હે શિવ ! વ્યાસજી શા વાસ્તે તપ કરે છે, તેઓના મનમાં શું અભિલાષા છે ? શિવજી કહે છે. પુત્રવાસ્તે વ્યાસજી કઠિન તપ કરે છે [૧૭] શતવર્ષ તપશ્ચર્યામાં વીતી ગયાં ને હવે હું તેઓના તપનાં ફળરૂપે તેમને પુત્ર આપીશ. સૂતપુરાણી કહે છે—આમ ઈન્દ્રને કહેતા એવા દયાયુક્ત પ્રસન્ન વદન ભગવાન જગતગુરૂ શિવજી વ્યાસજીના સમીપ જઇને બોલવા લાગ્યા કે—હે વ્યાસજી ! ઉભા થાઓ! તમને શ્રેષ્ટ પુત્ર થશે.[૧૮] [૧૯] સકળ તેજથી યુક્ત, જ્ઞાનીને તમારી કીર્તિમાં અભિવૃધ્ધિ કરવા વાળો તથા પ્રાણીમાત્રને પ્યારો લાગે તેવો તમારો પુત્ર થશે.[૨૦] વળી સત્ત્વગુણ યુક્ત પૂર્ણ સત્યપરાક્રમી પુત્ર તમને થશે. સૂતપુરાણી કહે છે—શિવજીનાં આવાં મનોહર વચન સાંભળીને શિવજીને પ્રણામ કરીને વ્યાસજી પોતાના આશ્રમમાં ગયા અને બહુ વર્ષના શ્રમથી આતુર એવા વ્યાસજીએ આશ્રમમાં જઈ અરણીના સાથે ગુપ્ત રહી અગ્નિનું મંથન કરવા માંડયુ અને ચિંતા કરવા લાગ્યા અને અગ્નીનું મંથન કરવા લાગ્યા તેવામાં તો તેમાંથી પુત્ર ઉત્પન્ન થઈ મહાત્માના સન્મુખ ઉભો રહ્યો.[૨૨] મંથનદંડ અને અગ્નિના સંયોગથી અગ્નિના સમાન પુત્ર કયાંથી પ્રકટયો ! પુત્રને પ્રગટ કરવાવાળી મારે સ્ત્રી તો કોઈ છે પણ નહી.[૨૪] રૂપસંપન્ન ઉત્તમકુળમાં ઉત્પન્ન પામેલી પતિવ્રતા સ્ત્રી જે ચરણોને બેડીરૂપ છે તેનો હું શી રીતે સ્વીકાર કરૂં ! પુત્રોત્પત્તિમાં દક્ષ, પતિવ્રતાના ધર્મમાં પરાયણ, એવી પતિવ્રતા દક્ષ અને રૂપવતી કામિની પણ.[૨૭] સ્વેચ્છાનુસાર સુખદેવાવાળી સ્ત્રી પણ સદા બંધનરૂપ છે. શિવજી પણ કામિની રૂપ પાશમાં સંયુક્ત છે.[૨૮] હું કયા પ્રકારે દુર્ઘટ એવા ગૃહસ્થાશ્રમનો આરંભ કરૂં. આવો વિચાર વ્યાસજી કરતા હતા તેવામાં દિવ્યરૂપ એવી ધૃતાચી આકાશપથમાં સમીપમાંજ રૂષિની દૃષ્ટિમાં પડી અને એ ચંચળ અંગવાળી શ્રેષ્ઠ અપ્સરા સમીપમાં આવેલી જોઈ તુરત ધૃતની સમાન વ્યાસજી કામદેવથી પીડાવા લાગ્યા અને વિચારવા લાગ્યા કે આ સંકટમાં હું શું કરૂં ![૩૧] ધર્મની સમીપમાં આવેલા એવા દુરાસદ કામભાવમાં અને વચન કરવા આવેલી એવી આ ધૃતાચીનો શું હું સ્વીકાર કરૂં ![૩૨] આમ કરૂં તો મારા ચલિતની તપસ્વીઓ હાંસી કરશે કે આને સો વર્ષ સુધી તપ કર્યું છતાં પણ

આ મહા તપસ્વી વ્યાસ અપ્સરાને દેખીને કેવો ચલાયમાન થઇ ગયો! જો આથી મને અતુલ સુખ મળે તો ભલે મારી નિંદા થાય.[૩૪] જે ગૃહસ્થાશ્રમમાં પુત્રરૂપી સુખની પ્રાપ્તિ થાય છે તે ગૃહસ્થાશ્રમ સુખ જ્ઞાન ને મોક્ષને દેવાવાળો કહ્યો છે.[૩૫] એવો ગૃહસ્થાશ્રમ આ દેવ કન્યાથી તો થઈ નથી શકતો. મને નારદજીએ પૂર્વે એક કથા કહી હતી કે—[૩૬] પુરૂરવા રાજા ઉર્વશી અપ્સરાના વશીભૂત થવાથી પરાભવ પામ્યો હતો.[૩૭]

**नारदाज्ज मया पूर्वं श्रुतमिति कथानकम् ।**
**यथोर्वशी वशो राजा पराभूतः पुरूरवाः॥३७॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પ્રથમ સ્કંધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો.*

### બુદ્ધની ઉત્પતિ.

**ऋषय उचु –**

**कोसौ पुरूरवा राजा कोर्वशी देवकन्यका ।**
**कथं कष्टं च संप्राप्तं तेनराज्ञा महात्मना ॥१॥**

રૂષિઓ કહે છે—રાજા પુરૂરવા ને દેવકન્યા ઉર્વશી એ કોણ હતાં? અને મહાત્મા પુરૂરવા રાજાને કયા પ્રકારે કષ્ટ થયું હતું? હે સૂતપુરાણી! એ સઘળી કથા આપ અમને કહી સંભળાવો. આપના મુખમાંથી ઝરતા કથારસનુ પાન કરવાને અમે ઘણાજ આતુર છઇએ.[૨] હે સૂત! તમારી રસાત્મિકા વાણી અમૃતથી પણ મધુર છે અને અમે દેવતાઓની સમાન અમૃતથી તૃપ્ત થતા નથી.[૩] સૂતપુરાણી કહે છે—હે મુનિઓ! આપ દિવ્ય મનોહર કથાનુ શ્રવણ કરો. વ્યાસજીના મુખથી શ્રવણ કરેલી કથા હું તમને હવે કહી સંભળાવુ છુ.[૪] બૃહસ્પતિ ગુરૂને તારા નામની પ્યારી ભાર્યા હતી. જે તારા રૂપયૌવન વાળી સ્વર્ગમાં મદથી *વિહ્વળ હતી. એક વેળાએ તે તારા પોતાના યજમાન ચંદ્રમાને ઘેર ગઈ. ચંદ્રમા તારાને અતિયૌવનવાળી દેખીને—[૩] તે વેળા તે ચંદ્રમા તે શશીવદની પર કામાતુર થયો. તારા પણ ચંદ્રમાને કામાતુર દેખીને કામથી પીડાવા લાગી.[૭] આ પ્રકારે તે ઉભય પરસ્પર પ્રેમયુક્ત થઇ કામાતુર થઈ પીડાવા લાગ્યાં. મદથી ઉન્મત્ત થયા એવા ચંદ્રમા ને તારા પરસ્પર

---

* આ અગીયારમા અધ્યાયમાં છયાશી શ્લોકોથી બુદ્ધની ઉત્પત્તિની કથા કહેવામા આવી છે.

* આ કથા અધ્યાત્મપર પણ છે બૃહસ્પતિ બ્રહ્મ છે, તારા તારક વિદ્યા છે, અને જ્યારે ચંદ્રમા રૂપ મન તેનુ હરણ કરી જાય છે અને આત્મ જ્ઞાનનો વિચાર નહી કરીને સિદ્ધ કામના કરે છે ત્યારે આ તારકવિદ્યા જગત્પર થાય છે અને બ્રહ્મ તેનું ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે, ત્યારે આ મન સાથે અને કામપ્રગે ધાદિ દૈત્યો સાથે દેવતાઓને વિરોધ થાય છે તારકવિદ્યા રહેતી નથી તેથી જગતમા પ્રવૃત્તિવાળા બુદ્ધરૂપ પુત્ર પ્રગટે છે. આ કથાનો બીજો એ પણ આશય છ કે-મુમુક્ષુઓ વૃત્તિ ઇન્દ્રાદિમાથી નિવૃતિ પામી બ્રહ્મમાજ પ્રાપ્ત થાય. ઇન્દ્રાદિક લોકના સુખ તુચ્છ, અશાન્તિકર, ને ક્ષયોન્મુખ છે ત્રીજો આ પણ ઉપદેશ છે કે—મહાત્માઓને સ્ત્રીસંગ કલેશકારક થાય છે. ચોથો એ પણ છે કે—યુવાન સ્ત્રીઓને એકાન્ત સ્થળમા કયારે પણ એકલી જાવા દેવી ઉચિત નથી દાખલા તરીકે બ્રાહ્મણોની સ્ત્રીઓ યજમાનના ઘરમાં કયારે નિવાસ કરે છે એમા બહુધા ભય છે, આ કથાથી શ્રીવ્યાસજીએ ભાવિયુગનો ગાતનો વિચાર કરીને પૂર્ણ ઉપદેશ કર્યો છે કે—કોઈ પણ વર્ણમાં યુવાનસ્ત્રી કોઇ સ્થળે પણ એકલા જવા યોગ્ય નથી. કારણ કે પુરાતન મહર્ષિઓની એ પણ પરિપાટી છે કે—જ્યારે કોઈ બાબતનો નિશ્ચય કરવો હોય ત્યારે પ્રથમ તેમા મહા પુરૂષોના ચારિત્રના દ્રષ્ટાંતો લે છે, અને જ્યારે ચંદ્રમા સમાન મહા પુરૂષને ને તારા સમાન ઉચ્ચ સ્ત્રીને પણ એકલા રહેવાથી આવો અનર્થ પ્રકટયો ત્યારે સાધારણ મનુષ્યોના સબંધે તો શું શું થવા સંભવ નથી.

ઈચ્છા પૂર્વક રમણ કરવા લાગ્યાં. આ પ્રકારે કેટલાક દિનો તેઓ ઉભયને ક્રીડા કરતાં વીતી ગયા.[૯] દુઃખથી પીડિત એવા બૃહસ્પતિએ તારાને ઘેર બોલાવવા પોતાના શિષ્યને મોકલ્યો પરન્તુ વશીકૃત થએલી એવી તારા ઘેર આવી નહી.[૧૦] ચંદ્રમાએ વારંવાર બૃહસ્પતિના શિષ્યને પાછો કાઢયો તેથી ક્રોધાયમાન બૃહસ્પતિ થએલા જાતે ચંદ્રમાને ઘેર ગયા.[૧૧] ચંદ્રમાનાં ભુવનમાં જઇને મદોન્મત્ત એવા હાસ્ય કરતા ચદ્રમાના પ્રતિ બૃહસ્પતિ બોલવા લાગ્યા.[૧૨] હે મૂઢ ! આ કર્મધર્મથી નિંદવા યોગ્ય કર્મ તે કેમ કર્યું છે ! મારી આ સુંદરી પત્નીને તેં ઘરમાં કેમ રાખી મેલી છે ! [૧૩] હુ તારો દેવગુરૂ છુ અને તુ સર્વથા મારો યજમાન છો. હે મૂઢ ! તે ગુરૂભાર્યાને કેમ ભોગવી ! અથવા તે તેણીને ઘરમાં કેમ રાખી મુકી ![૧૪] બ્રહ્મહત્યારો, સુવર્ણનો ચોર, મધુપાન કરનાર, ગુરૂભાર્યામા ક્રીડા કરનાર, એઓને મહાપાતકી કહેલાં છે અને એઓનો સસર્ગી પણ મહાપાપી કહેવાય છે.[૧૫] તું મહાપાતકી થયો છો, દુરાચારી છો, તિરસ્કાર પાત્ર છો, અને તું દેવતાની પદવીને લાયક નથી કારણ તે ગુરૂભાર્યાને ભોગવી છે.[૧૬] આ સર્વાગ સુદર વાળા મારી સ્ત્રીને તુ છોડી દે. હુ મારા ઘેર તેને લઈ જઈશ. નહીં તો હે દુરાત્મન્ ! હું તને ગુરૂ દારાનો હરણ કરનારો માનીશ.[૧૭] બૃહસ્પતિનાં આવાં વચનો સાંભળીને[૧૮] ચદ્રમા બોલ્યા—બ્રાહ્મણો ક્રોધથીજ અપૂજ્ય કહેવાયા છે વાસ્તે બ્રાહ્મણો ક્રોધરહિત હોવા જોઇએ અને ધર્મશાસ્ત્રના જ્ઞાતાઓ પણ જો ક્રોધરહિત હોય તોજ પૂજવા યોગ્ય છે.[૧૯] વર વર્ણિની તારા અવશ્ય તારા ભુવનમાં આવશે અને તેણી અહીં રહે છે તેમાં તમને શું હાનિ છે ![૨૦] તેણી સુખની કામનાની ઈચ્છા વાળી પોતાની ઇચ્છાથીજ રહી છે વાસ્તે થોડા દિવસ અહીં રહીને તે પોતાની ઇચ્છા અનુસાર તમારે ત્યાં ચાલી આવશે.[૨૧] આપેજ પૂર્વે ધર્મશાસ્ત્રનો સિદ્ધાન્ત કહ્યો છે કે રજ સંચારથી સ્ત્રી દૂષિત નથી અને વેદ કર્મોથી બ્રાહ્મણ દોષભાજન થતો નથી. આ પ્રમાણે ચંદ્રમાનાં વાકયો સાંભળીને બૃહસ્પતિ ઘણા દુઃખી થયા ને કામથી વ્યાકુળ એવા તે પોતાના ઘેર પાછા ચાલ્યા ગયા. [૨૩] ચિંતાથી વ્યાકુળ એવા તે બૃહસ્પતિ કેટલાક દિવસો પછી ચદ્રમાને ઘેર પાછા ગયા. [૨૪] અને દ્વારપાળોએ અટકાવ્યા તેથી દ્વારની બહારજ ઉભા રહ્યા. જ્યારે ચંદ્રમા નઆવ્યા ત્યારે બૃહસ્પતિને મહા ક્રોધ ઉત્પન્ન થયો.[૨૫] આ મારો શિષ્ય છે વાસ્તે મારી ભાર્યા તેની માતા સમાન છે અને આ અધર્મીએ તેનું હરણ કર્યું છે વાસ્તે વાસ્તે હું તેને શિક્ષા કરીશ.[૨૬] ત્યારે દ્વાર પાસે ઉભા રહેલા તે ગુરૂ બોલ્યા કે—"હે મદ ! પાપાચારી, દેવતાઓમાં અધમ શુ તારા ઘરમાં સૂઈ રહ્યો છે ! જલદી મને મારી ભાર્યા સોંપી દે નહીં તો હું તને શાપ આપીશ. જો મારી પ્રિયા મને સ્વાધીન નહી કરે તો અવશ્ય તને ભસ્મ કરીશ.[૨૮] સૂતપુરાણી કહે છે—બૃહસ્પતિની આવી ક્રૂર વાણી સાંભળીને ચદ્રમા ઘરમાંથી બહાર નીકળ્યો અને હસતા મુખથી ચંદ્રમાએ કહ્યુ " કેમ બહુ બોલો છો ! આ સકળ લક્ષણ વાળી સ્ત્રી તમારે યોગ્ય નથી.[૩૦] હે દ્વિજ ! તમારા જેવી બીજી કોઇ કુરૂપી સ્ત્રી ગોતી કાઢો. ભિક્ષુકને ઘેર આવી સર્વાંગસુંદરી રહેવા યોગ્ય નથી.[૩૧] સ્ત્રીઓની પ્રીતિ પોતાના સમાન સરખા સરખા પતિઓમાંજ પ્રગટે છે. હે મંદ આત્મા ! તમે કામશાસ્ત્રના સિદ્ધાન્તોને બરાબર જાણતા નથી.[૩૨] હે દુષ્ટ

બુદ્ધિ ! આપ ઈચ્છા હોય ત્યાં ચાલ્યા જાઓ. હું તમારી કામિનીને આપનારો નથી. તમારાથી જે થાય તે કરી લ્યો. હું ભાર્યાને આપીશ નહીં.[૩૩] તમે કામાર્ત્ત છો તેથી તમારો શાપ મને બાધ કરતો નથી. હે ગુરૂ ! આપની કાંતા હું નહીં આપું. આપને જેમ ઈચ્છા હોય તેમ કરો."[૩૪] સૂતપુરાણી કહે છે–ચંદ્રમાનાં આવાં વાકયો સાંભળીને ક્રોધયુક્ત થઇ ગુરૂએ વિચાર કર્યો, અને તરતજ ક્રોધયુક્ત એવા તે ઇન્દ્રના ભુવનમાં ગયા.[૩૫] ગુરૂને દુ:ખી દેખતા એવા ઇન્દ્રે પાદ્ય અર્ઘ્ય આદિથી ભલા પ્રકારે ગુરૂની પૂજા કરી અને પરમ ઉદાર સ્વભાવ વાળા ઈન્દ્ર ગુરૂને આ દુ:ખી દશાનું કારણ પૂછવા લાગ્યા. 'હે મહાભાગ ! આપને શું ચિંતા છે ! આપ શોકથી વ્યાકુળ કેમ દેખાઓ છો ![૩૭] હે ગુરૂ દેવ ! મારા રાજ્યમાં કોણે તમારો તિરસ્કાર કર્યો છે ! આ લોકાધિપોયુક્ત સઘળી સેના છે તે તમારીજ છે. ને તમારે આધીન છે.[૩૮] બ્રહ્મા વિષ્ણુ શિવ અને બીજા પણ સઘળા દેવતા તમારી સહાય કરશે. કહો હવે આપને શું ચિતા છે.[૩૯] ગુરૂ બોલ્યા–સુલોચના એવી મારી ભાર્યા તારાને ચંદ્રમા હરી ગયો છે. વારવાર મે પ્રાર્થના કરી છતાં તે દુષ્ટાત્મા પાછી સોંપતો નથી[૪૦] હે ઈન્દ્ર દેવ ! હું શું કરૂં ! હવે તો તમેજ મારૂં શરણ છો, હે દેવેશ ! ઈન્દ્ર ! તમે મારી સહાયતા કરો. હું અતીવ દુ:ખી છું. ઈન્દ્ર બોલ્યા–હે ધર્મજ્ઞ ! તમે શોક કરો માં, હે સુવ્રત હુ તમારો દાસ છું. હે મહામતે ! તમારી ભાર્યાને હું સત્વર લાવીશ.[૪૨] હું મારા દૂતોને ત્યાં મોકલીશ છતાં મદથી વ્યાકુળ એવો ચદ્રમા જો નહીં આપે તો દેવ સેના સહિત હું તેની સાથે યુદ્ધ કરીશ. ગુરૂનું આ પ્રકારે આશ્વાસન કરીને ઈન્દ્રે એક દૂતને બોલાવી સઘળો ભેદ સમજાવી ચંદ્રમાને ત્યાં મોકલ્યો.[૪૪] તે વિચક્ષણ દૂત તુરત ચંદ્રમાને ત્યાં પહોંચ્યો ને ચંદ્રમાને એવા રોહિણી પતિને કહેવા લાગ્યો કે–" હે મહા ભાગ ! મને ઈન્દ્ર દેવે કાંઈ કહેવા વાસ્તે આપની પાસે મોકલ્યો છે. હે મહા ભાગ ! સ્વામીનાં કહેવરાવેલાં વચનો હું આપને કહું છુ.[૪૬] હે મહાભાગ ! તમે ધર્મજ્ઞ છો અને નીતિજ્ઞ છો. હે સુવ્રત ! તમારો પિતા અત્રિ મુનિ ધર્માત્મા છે વાસ્તે નિંદ્ય કરવાને તમે યોગ્ય નથી.[૪૭] યથાશક્તિ સર્વ લોકોને ભાર્યાનું રક્ષણ કરવુ જ જોઇએ અને એના નિમિત્ત કલેશ કરવો ઉચિત નથી.[૪૮] જેવો દારારક્ષણમાં તમને યત્ન કર્ત્તવ્યરૂપ છે તેવો તેને પણ છે. હે સુધાનિધિ ! આપે તો આત્મવત્ સર્વ ભૂતોની રક્ષા કરવી જોઇએ[૪૯] હે સુધા સાગર ! તમારે તો દક્ષથી જન્મેલી એવી અઠાવીશ સુલોચનાઓ છે છતાં તમે ગુરૂપત્નીને ભોગવવાની કેમ ઈચ્છા કરો છો! સ્વર્ગમાં વસનારી મેનકાદિ અપ્સરાઓમાંથી તમારી ઈચ્છાનુસાર ગમે તે મનોરમાને ભોગવો પરન્તુ ગુરૂપત્નીને તમે છોડી મુકો.[૫૧] જ્યારે અભિમાનને વશ થઇને આપ સમાન ઈશ્વરો અનિષ્ટ કર્મ આચરશે ત્યારે અજ્ઞાન મનુષ્યો તેનુ આચરણ કરશે ને એથી ધર્મક્ષય થશે.[૫૨] તેટલા વાસ્તે હે મહાભાગ ! મનોરમા એવી ગુરૂપત્નીનો તમે ત્યાગ કરો. જેથી કરીને તેના નિમિત્તે તમારી સાથે દેવતાઓને કલહ ઉત્પન્ન ન થાય.[૫૩] સૂતપુરાણી કહે છે–ઈન્દ્રનાં વચનો શ્રવણ કરીને ચદ્રમા કાંઈક ક્રોધથી યુક્ત થયા. અને નિંદિત ફળ-કાધિકાર્થ વાદરૂપ વચનો દૂતના પ્રતિ કહેવા લાગ્યા.[૫૪] ઈન્દુ બોલે છે–હે મહાબાહૂ ! તું ધર્મજ્ઞ છો અને દેવતાઓનો અધિપતિ પણ

તું પોતેજ છો, અને એવાજ તમારા ગુરૂ છે જેથી તમારા ઉભયની મતિ સમાન છે.[૫૫] પારકાંને પ્રબોધવામાં તો અનેક મનુષ્યો કુશળ હોય છે પરન્તુ જ્યારે એ સ્થિતિ પોતાનેજ પ્રાપ્ત થાય છે ત્યારે તેમાં પોતાથી પોતે સમજી લેવું ઘણું દુર્લભ છે.[૫૬] બૃહસ્પતિના પ્રણીત શાસ્ત્રોને પ્રાણી માત્ર ગ્રહણ કરે છે જેથી હે દેવેશ ! એમાં શું વિરોધ છે કે કામના કરનારી સ્ત્રીને ભોગવનારો મનુષ્ય દૂષિત થાય ! નજ થાય.[૫૭] બળવાનોને તો સઘળું પોતાનુંજ છે અને નિર્બલોને તેમ નથી. પોતાનું અને પરનું એ તો મંદબુદ્ધિ વાળાઓને ભ્રમ છે[૫૮] તારાને જેવો મારામાં પ્રેમ છે તેવો ગુરૂમાં નથી જેથી ધર્મ અને ન્યાયથી હું તારાનો કેમ ત્યાગ કરી શકું[૫૯] ગૃહારંભ રક્તામાં થાય છે પરન્તુ વિરક્તામાં કયાંથી થાય ! જ્યારથી ગુરૂએ બીજી ભાર્યામાં પ્રીતિ કરી છે ત્યારથી તારા તેઓથી વિરક્ત રહે છે.[૬૦] હું આ સુંદર સ્ત્રીને નહી સોંપું વાસ્તે તમે જાઓ ને ઈન્દ્રને કહો કે " હે સહસ્રાક્ષ! તમે ઈશ્વર છો વાસ્તે તમારી ઈચ્છામાં આવે તેમ કરો[૬૧] સૂતપુરાણી કહે છે—ચંદ્રમાનાં આવાં વાકયો સાંભળીને દૂત હતો તે ઈન્દ્ર પાસે ગયો અને શીતરશ્મિ એવા ચંદ્રમાએ જે કાંઈ કહ્યું હતું તે ઈન્દ્રદેવને નિવેદન કર્યું.[૬૨] ઈન્દ્ર દેવ ચંદ્રમાનાં આવાં વાકયો સાંભળીને ક્રોધયુક્ત થઈ ગયા ઈશ્વરરૂપ એવા બૃહસ્પતિ ગુરૂને સહાય કરવા સેનાની તેયારી કરવા લાગ્યો.[૬૩] શુક્રાચાર્ય આ નિગ્રહની વાત સાંભળીને ગુરૂ દ્વેષના કારણે ચંદ્રમા પાસે ગયા અને ચંદ્રમાને કહ્યું " તમારે સ્ત્રી ન દેવી "[૬૪] હે મહામતિ મંત્રશક્તિદ્વારાએ હું તને સહાયતા કરીશ અને હે મારિષ ! જો ઇન્દ્ર સાથે તારે સંગ્રામ થશે તો હું તને સહાયતા કરીશ.[૬૫] અહીં શિવજી પણ ચંદ્રમાને ગુરૂદારામાં અભિમર્ષી સાંભળીને ગુરૂના શત્રુ ભૃગુને સમજીને સહાય કરવા આવ્યા.[૬૬] તે વેળાએ દેવોનો ને દાનવોના મહા સંગ્રામ થયો અને તારકાસુરના સંગ્રામની જેમ બહુ દિવસો વીતી ગયા.[૬૭] તત્પશ્ચાત્ બ્રહ્માજી દેવ દાનવોને પરસ્પર યુદ્ધ કરતા દેખીને હંસ ઉપર સ્વારી કરી ત્યાં આવી ચડયા.[૬૮] ચંદ્રમાને બ્રહ્મા કહેવા લાગ્યા કે 'તું ગુરૂની ભાર્યાને મુક્ત કર નહી તો હું વિષ્ણુને બોલાવીને તારો નાશ કરાવીશ[૬૯] આમ કહી લોકપિતા એવા બ્રહ્માએ ભૃગુનું નિવારણ કર્યું તેને કહેવા લાગ્યા કે ' હે મહામતે ! દૈત્યોના સંગદોષથી તમારી અન્યાયમાં મતિ ઉત્પન્ન થઈ છે ![૭૦] ત્યારે ભૃગુમુનિએ ઔષધીપતિ ચંદ્રમાને વાર્યો અને કહ્યું કે ગુરૂભાર્યાને તું છોડી દે મને તારા પિતા અત્રિએ અહી મોકલેલો છે.[૭૧]સુતપુરાણી કહે છે—ભૃગુમુનિનાં આવાં વચનો સાંભળીને ચંદ્રમાએ ગુરૂની ભાર્યાનું પ્રદાન કર્યું.[૭૨] ભાર્યાને લઇને પ્રસન્ન થયેલા ગુરૂ પોતાના સ્થાનકમાં ગયા અને દેવો તથા દાનવો પણ પોતાના સ્થાનકમાં વિદાય થયા.[૭૩] બ્રહ્માજી પોતાને ઘેર ગયા ને શિવજી કૈલાસમાં ગયા. તથા મનોહર ભાર્યાને પામીને બ્રહસ્પતિ પ્રસન્ન થયા.[૭૪] પછી કેટલોક કાળ ગયા પછી તારાને પુત્ર પ્રસવ થયો. છે પુત્ર શુભ દિન શુભ નક્ષત્રમાં જનમ્યો ને ગુણોમાં તે ચંદ્રમા સમાન સુંદર થયો.[૭૫] પુત્ર દર્શનથી ગુરૂએ વિધિપૂર્વક જાતકર્માદિક ક્રિયા કરી અને મનમાં બહુ પ્રસન્ન થયા.[૭૬] હે મુનિઓ ! પુત્ર જન્મની વાત સાંભળીને ચંદ્રમાએ ગુરૂને ત્યાં દુત મોકલ્યો[૭૭] દુત ગુરૂના પ્રતિ ચંદ્રમાએ કહેવરાવેલી વાત કહેવા લાગ્યોકે " આ પુત્ર

તમારો નથી પરંતુ મારા વીર્યથી થયેલોછે છતાં તમે તેની જાતકર્માદિ વિધિ કેમકરી![૭૮] આવાં વચન સાંભળીને બૃહસ્પતિ બોલ્યા કે " આ મારા જેવો હોવાથી મારોજ પુત્ર છે એમાં સંશય નથી.[૭૯] વળી પાછા દેવદાનવો એકઠા થઇને વિવાદ કરવા લાગ્યા અને પાછો યુદ્ધ કરનારાઓનો સમાજ એકઠો થયો.[૮૦] પછી શાન્તિની ઈચ્છાથી પ્રજાપતિ બ્રહ્માજી આવ્યા અને યુદ્ધ વાસ્તે ઉભેલા દેવદૈત્યોનુ સમાધાન કરવા લાગ્યા. ધર્માત્મા એવા બ્રહ્મા તારાને પૂછવા લાગ્યા કે " હે શુભે ! આ કોનો પુત્ર છે ! હે સુંદર અંગવાળી ! સાચુ જે હોય તે કહી દે કે જેથી આ કલેશ શાન્ત થાય [૮૧-૮૨] ત્યારે તારા લજ્જાથી નીચુ મુખ કરી 'ચંદ્રમાનો છે' એમ ધીમે ધીમે કહેતી એવી મંદીરમાં પ્રવેશ કરી ગઈ અને પ્રસન્ન થઇને ચંદ્રમાએ તે પુત્રનુ ગ્રહણ કરી લીધુ અને તેનુ નામ કરણ 'બુધ' કરીને તેઓ પોતાના સ્થાનકમાં ગયા. અને તમામ દેવતાઓ સહિત બ્રહ્મા ને ઇન્દ્ર પોતપોતાંના સ્થાનકમાં ગયા ને બીજાઓ પણ સ્વસ્થાને ગયા [૮૫] આ પ્રકારે ગુરૂના ક્ષેત્રમાં ચંદ્રમાથી બુધની ઉત્પત્તિ થઈ તે કહી બતાવી કે જેની કથા મે પૂર્વે સત્યવતીના પુત્ર વ્યાસજીથી સાંભળેલી હતી.[૮૬]

**कथितेयंबुधोत्पत्तिर्गुरुक्षेत्रे चसोमतः ।**
**यथाश्रुतामयापूर्वंव्यासात्सत्यवतीसुतात्॥८६॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે નવમસ્કંધમાં " બુદ્ધની ઉત્પત્તિ " નામનો અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૨ મો.*

## પુરૂરવા રાજાની ઉત્પત્તિ.

**सूतउवाच—**

**ततःपुरूरवाजज्ञेइलायांकथयामिवः।**
**बुधपुत्रोऽतिधर्मात्मायज्ञकृद्दानतत्परः ॥१॥**

સૂતપુરાણી કહે છે—ત્યાર પછી ઇલાથી પુરૂરવાના જન્મની કથાં હુ તમને કહુ છુ. છે બુદ્ધ પુત્ર અતિ ધર્માત્મા ને યજ્ઞ દાનમાં પરાયણ હતો.[૧] સુદ્યુમ્ન નામનો રાજા હતો જે સત્યવાદિ અને જીતેન્દ્રિય હતો. તે રાજા એકવાર સેંધવ અશ્વપર ચડી વનમાં શિકાર કરવા ગયો.[૩] કેટલાક અમાત્યોથી સંયુક્ત તે રાજાએ સુંદર કુંડળો ધારણ કરેલાં હતાં તથા આજગવ ધનુ અને અદભુત બાણો ધારણ કરેલાં હતાં.[૪] રૂરૂમૃગોને મારતો તે વનપ્રદેશમાં તે રાજા વિહાર કરવા લાગ્યો. સસલાં શુકર, ગવય, ખડગ, શરભ, મહિષ, સામર, વનનાં કુકડાં, એ મેધ્ય વનપશુઓનો વધ કરતો તે રાજકુમાર વનમાં દાખલ થયો. [૪-૫] મેરૂપર્વતની તળેટીમાં આવેલાં, મંદારવૃક્ષોથી રળીયામણાં, અશોકની લતાવાળાં, બકુલોથી વિરાજમાન, સાલ તાલ તમાલ ચંપક પનસ આમ્ર નીમ મધુક ને માધવીલતાઓના મંડપવાળાં, દાડમ નાળીયેર ને કેળનાં વૃક્ષોથી શોભિત એવાં, ચંબેલી માલતી ડોલર

* આ બારમા અધ્યાયમા ત્રેપન શ્લોકોવડે પુરૂરવા રાજાની ઉત્પત્તિ વિષે અને ભગવતીના પ્રસાદથી ઇલાની થયેલી મુકિત વિષે કહેવામા આવ્યુ છે. પૂર્વે પુરૂરવા કોણ હતો ઇત્યાદિ પ્રશ્નો રૂષિઓએ કરેલા છે તેના ઉત્તરમા પ્રસંગવશાત્ બુદ્ધની ઉત્પત્તિનુ કથન કર્યાં પછી હવે પુરૂરવાની ઉત્પત્તિ આ અધ્યાયમા સૂતજી કહે છે ઇલાની ઉત્પત્તિના કથનમા સુદ્યુમ્નનુ વૃત્તાંત છે ત્યા સુદ્યુમ્ન વૈવસ્વત મનુનો પુત્ર હતો એમ વિષ્ણુ ભાગવતમાં કહ્યુ છે તે ધ્યાનમા રાખવું.

આદિ પુષ્પની વેલીઓથી વીંટાયેલાં, હંસ કારંડવ પક્ષીઓવાળાં, વેણુઓના નાદથી ગરજતાં, ભમરાઓના ગુંજારવથી શબ્દાયમાન એવાં સુખદાયક વનને દેખીને પોતાના સેવકો સહિત તે સુદ્યુમ્ન રાજા સંતોષ પામી વનમાં ફરવા લાગ્યો.[૬–૭] વૃક્ષોથી ફુલાયમાન અને કોકિલોથી ગરજતાં એવાં તે રમ્ય વનમાં પ્રવેશ કરતાંજ તે દેવસમાન રાજા સ્ત્રી થઈ ગયો ને તેનો અશ્વ હતો તે ઘોડી થઈ ગયો. તે રાજા આવી દશા જોઈ ચિંતા કરવા લાગ્યો.[૧૧] આ શું થયુ ! એમ વારંવાર તે રાજા વિચાર કરવા લાગ્યો. લજ્જાયુકત ગયેલો એવો તે રાજા બહુ દુખી થવા લાગ્યો.[૧૨] હુ હવે શું કરૂં ! સ્ત્રીરૂપને પામેલો હુ ઘેર શી રીતે જાઊં ! હુ હવે કેવી રીતે રાજ્ય કરીશ! ખરેખર મને કોઇએ છેતર્યો.[૧૨] રૂષિઓ કહે છે—હે લોમહર્ષણના પુત્ર ! આપે આ મહા આશ્ચર્યની વાત કહી. આ દેવરૂપ રાજા સ્ત્રીરૂપ થઈ ગયો ! વનમાં ફરતાં ફરતાં તે મનોહર વનપ્રદેશમાંજ આ બીના બની ગઈ. આનું કારણ અમને કહો. પછી એ રાજા સુદ્યુમ્ને શુ કર્યું ! એ કથા અમને વિસ્તારથી કહો સુતપુરાણી કહે છે—એક સમય સનકાદિક રૂષિઓ દિશાઓને પોતાના પ્રકાશથી નિર્મળ કરતા કરતા કૈલાસમાં શિવજીનાં દર્શન કરવા સારૂં આવ્યા.[૧૬] તે કાળે શિવજી પ્રમદા સહિત હતા અને મહાદેવ એવા તે ક્રીડા કરતા હતા તથા પાર્વતીજી પણ વસ્ત્ર રહિત હતાં.[૧૭] ભર્તારના ખોળામા રમતાં એવાં બેઠેલાં મનોરમા અંબિકા તે મુનિઓને આવતા દેખીને અત્યન્ત લજ્જા પામ્યાં.[૧૮] તુરત શિવજીના ખોળામાંથી બેઠાં થઇ પાર્વતીજીએ વસ્ત્રોને પહેરી લીધાં અને લજ્જાથી ધ્રુજતાં એવાં તે કામિની સન્મુખ સ્થિત થયાં[૧૯] રૂષિઓ પણ શિવ અને શિવાને રમતાં દેખીને તુરતજ નારાયણાશ્રમમાં ચાલ્યા.[૨૦] લજ્જાયુક્ત એવી કામિનીને દેખીને ભગવાન હર કહેવા લાગ્યા કે "તું લજ્જાયુક્ત કેમ થઈ છે ! હમણાંજ હું તને સુખ કરૂં છું. આજ પછી જે કોઈ મોહને લઇને આ સુંદર વાટિકામાં હે સુંદર મુખી ! આવશે તે અવશ્યમેવ સ્ત્રીરૂપને પામી જશે.[૨૨] આ પ્રકારે શિવજીએ તે વનને શાપ આપ્યો છે એ વાત કોઈકજ જાણે છે, તે આ દોષને લઇને આવાં વૈભવી વનમાં આવતાજ નથી.[૨૩] સુદ્યુમ્ન રાજા અજ્ઞાનથી મંત્રીઓ સહિત આ વનમાં આવી ચડયો અને ક્ષધળા અનુચરો સહિત તે સ્ત્રીરૂપતાને પામી ગયો[૨૪] લજ્જાને લઇને તે રાજર્ષિ સુદ્યુમ્ન પોતાના ઘેર ન ગયો અને એટલા વાસ્તે વનમાંથી આમ તેમ બહારજ તે ફરવા લાગ્યો છે.[૨૫] તે મહાત્માનું સ્ત્રીત્વનું નામ 'ઇલા' એવુ પડયુ છે. ફરતા ફરતા એવા તે ઈલારૂપ સુદ્યુમ્નને ચંદ્રમાના પુત્ર બુધનો સમાગમ થયો.[૨૫] સ્ત્રીઓથી ઘેરાયેલી એવી મનોરમા તે ઈલા સુંદરીને જોઇને અને તેનામાં હાવભાવની સંપૂર્ણ કળાઓ જોઇને ભગવાન બુધ કામાતુર થયા.[૨૭] તે ઈલા પણ તે સોમસૂત એવા બુધમાં કામાતુર થઈ ગઈ. તે ઉભયનો તે કાળે પરમ સ્નેહથી પરસ્પર સમાગમ થયો.[૨૮] તે ઈલાએ બુધથી પુરૂરવા નામના પુત્રને જન્મ આપ્યો.[૨૯] તે બાળાને પુત્ર પ્રસુતિ થઇ ને ચિંતા પરાયણ એવી તે વનમાં વસી. આ વેળા તે બાળા સ્વકુલાચાર્ય મુનિશ્રી વસિષ્ઠનું સ્મરણ કરવા લાગી, કરૂણાયુક્ત સુદ્યુમ્નની દશા દેખીને વસિષ્ઠજી લોકકર્ત્તા શંભુની પ્રાર્થના કરવા લાગ્યા.[૩૧] ભગવાન શિવે વસિષ્ઠજીને પ્રસન્ન થઇને વરદાન આપ્યું. વસિષ્ઠજીએ સુદ્યુમ્ન રાજાનાં

પુરૂષત્વની માગણી કરી.[૩૨] પોતાની વાણીને સત્ય કરવા સારૂં શિવજી બોલવા લાગ્યા—હે "હે મુનિ! ( મારાં વચન જોકે મિથ્યાભુત થતાં નથી તથાપિ તમારી મારાપર ભક્તિને લઈનેજ ) સુદ્યુમ્ન રાજા એક માસ સ્રીતત્વ પામીને અને એક માસ પુરૂષત્વ પામીને રહેશે.[૩૩] આ પ્રકારે વરદાન પામીને તે રાજા ગૃહપ્રતિ ગયો, અને વસિષ્ઠજીના અનુગ્રહ વડે કરી રાજ્ય કરવા લાગ્યો.[૩૪] સ્રીત્વપ્રાપ્તિના સમયમાં મહેલમાં રહે તો ને પુંસ્ત્વના સમયમાં રાજ્યનુ શાસન કરતો. આવી સ્થિતિને લઇને પ્રજાને ઉદ્વેગ થયો હોવાથી સદાય અપ્રસન્ન રહેતી.[૩૫] કેટલોક કાળ ગયાં પછી પુત્ર પુરૂરવા યુવાન થયો અને રાજાએ તેનો રાજ્યાભિષેક કર્યો ને પોતે વનમાં ચાલી નીકળ્યો.[૩૬] નાના પ્રકારનાં વૃક્ષોથી શોભાયમાન રમ્ય વનમાં જઈ કરી તે રાજા નારદજી પાસેથી દેવીના નવાક્ષર મંત્રને પ્રાપ્ત કરીને અતીવ પ્રેમપૂર્વક મંત્રજાપનો યોગ સાધવા લાગ્યો. તેનાપર સગુણા એવી શિવા દેવી પ્રસન્ન થઈ.[૩૭-૩૮] સિંહારૂપ દિવ્યરૂપવાળી, મનોરમા, રસ પાનથી મત્ત, મદથી રક્ત નેત્ર વાળી એવી મહાદેવી સમીપમાં આવી ઉભેલી જોઇને તે રાજા પ્રેમથી ઉભરાઈ ગયેલાં નેત્રો વડે તે દિવ્યરૂપા દેવીને મસ્તક નમાવીને તે જગદંબિકાની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.[૪૦] ઈલારૂપ રાજા સ્તુતિ કરે છે—હે ભગવતી! સકલલોકને હિત કરનારાં એવાં તારાં વિશાળ દીવ્ય સ્વરૂપને મે આજે દીઠુ. દેવતાઓના સમુદાયથી સેવાયેલાં, સકળ કામનાઓને આપનારાં, અને મોક્ષને આપનારાં તારાં ચરણકમળોને હે દેવિ! હે જનની! હું નમસ્કાર કરૂં છું.

હે માતા! તારાં અવતારનાં ઐશ્વર્યોને આ મૃત્યુલોકમાં કોણ જાણી શકે છે તેમ છે કે જેમાં મુનિઓ ને દેવતાઓ પણ મોહિત થઇ જાય છે. આવુ અખંડ ઐશ્વર્ય અને મારા દીનપર દયા એ સહુ કાંઇ દેખીને હું અતીવ વિસ્મય પામ્યો છું.[૪૨] હે અંબિકા! શંભુ, હરિ, કમલભૂ, ઈન્દ્ર, સૂર્ય, કુબેર, અગ્નિ, વરૂણ, પવન, સોમ, અને વસુઓ પણ તારા પ્રભાવને જાણી શકતા નથી તો પછી ગુણ રહિત એવો મનુષ્ય તારા પ્રભાવને કયાંથી જાણી શકે![૪૩] સકલ અર્થને આપનારાં એવાં લક્ષ્મીજી રૂપેજ તમને હે અંબિકા! અતુલ તેજ વાળા વિષ્ણુ જાણે છે, બ્રહ્મા તમારી રાજસી મૂર્ત્તિને જાણે છે, હર એવા મહાદેવ ઉમારૂપ તાપસીરૂપ હે અંબિકા! તમને જાણે છે, પરન્તુ તમારાં નિર્ગુણ સ્વરૂપને એઓ જાણતાં નથી.[૪૪] હે માતા! વળી હું મંદબુદ્ધિવાળો લઘુ પ્રભાવ વાળો કયાં! અને તારી મારા ઉપર આ અતિશય કરૂણા કયાં! હે ભવાનિ! તારૂ ચરિત્ર કરૂણાવાળું છે એમ હું સમજુ છું કે જેથી તારામાં ભાવ વાળા દીન સેવકોના ઉપર તું દયા કરે છે.[૪૫] હે માતા! હે કમલવાસિની! તું હરિ ભગવાનને વરી છો તોપણ ભગવાન વિષ્ણુ 'હુ આને યોગ્ય નથી' એમ સમજીને પ્રસન્ન થતા નથી અને એ આદિરૂપ ભગવાન તારા પાસે ચરણ નથી ચંપાવતા પરન્તુ લોક કલ્યાણને વાસ્તે તારા પવિત્ર કરનારા કરથી તેઓ પોતાનાં ચરણને પાવન કરે છે.[૪૬] અહો! પુરાણ પુરૂષોત્તમ હરિ પણ અશોકવૃક્ષ સમાન વૃદ્ધિની કામનાથી તારી કરૂણાપૂર્વક ચરણ ચંપાવવાની ઇચ્છા કરે છે. અને તમામ દેવતાઓના અધિપતિ એવા તે કામદેવથી આર્ત પતિનાં ચરણોપર પ્રણત દેખીને કુપિતા એવી તું તે

પાદને તાડજ કરે છે.[૪૭] હે દેવિ ! કૃષ્ણરંગી વાદળાંઓમાં વિજળીના સરખી હે દેવી, તું જગદીશ્વર વિષ્ણુના હૃદયમાં પર્યંકના સમાન વસી છે. તો પછી હે દેવી ! શું તે જગદીશ્વર પણ તારૂં વાહન નથી ! છેજ. હે અમ્બા ! આ તો તારા એક દેશનો આટલો મહિમા છે તો તારાં મૂળ સ્વરૂપનો મહિમા તો ત્યારે કેવો હશે ![૪૭] હે દેવી ! તમે તો કોપથી મધુસૂદનનો ત્યાગ કરો તો તે પૂજ્ય હોવા છતાં પણ શક્તિ હીન થઈ જાય અને એ તો પ્રત્યક્ષ છે હે શાન્તિ શ્રીઆદિ ગુણોથી રહિત એવા શક્તિહીન મનુષ્યોનો સ્વજનો પણ ત્યાગ કરે છે.[૪૮] બ્રહ્માદિક દેવતાઓ હે માતા ! તમારાં ચરણ કમળની સેવા કરે છે તોપણ જો તેઓ મણિદ્વીપમાં જાય તો સ્રીરૂપતાને ન પામી જાય ! અવશ્ય પામી જાય પરન્તુ તમારી કૃપાદૃષ્ટિથીજ હે જનની ! તેઓ પુરૂષરૂપે રહ્યા છે. હે અનંત વીર્યવાળી માતા ! તારી શક્તિનો હું શું મહિમા કહું ! ત્યારે મને પુરૂષરૂપે કરો તો હે માતા ! શું તમે ન કરી શકો ! કરીજ શકો.[૫૦] મારા વિચારમાં હે દેવી ! તમે નથી પુરૂષ કે નથી સ્ત્રી વાસ્તે તમે સગુણ હો કે નિર્ગુણ હો કે ગમે તેવાં હો તો પણ હું તો તમને ખરેખર ભાવયુક્ત પ્રણામજ કરૂં છું અને આપના વિષે હું અચળ ભકિત માગું છું.[૫૧] સૂતપુરાણી કહે છે—જ્યારે સુદ્યુમ્ને દેવીની આ પ્રમાણે પ્રાર્થના કરી ને શરણમાં તે રાજા આવ્યો ત્યારે ભગવતીએ તેને પ્રસન્ન થઈ પોતાની સાયુજ્ય પદવી આપી [૫૨] એ સમયમાં સુદ્યુમ્ન અખંડપદને પામ્યો કે જે દુર્લભ પદ ભગવતીના પ્રસાદથી તેને મળ્યું.

**सुद्युम्नःस्तुततःपापवदंवरमक्षंस्थिरम् ।**
**तस्यादेव्याःप्रसादेनमुनिनामतिदुर्लभम् ॥५३॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પ્રથમ સ્કંધમાં " પુરૂરવા રાજાની ઉત્પત્તિ " નામનો અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૩ મો.*

## પુરૂરવા અને ઉર્વશીનું ચરિત્ર.

**सूतउवाच—**

**सुद्युम्नेतुंदिवेयातेराज्यंचक्रेपुरूरवाः ।**
**सगुणश्चसुरूपश्चप्रजारंजननन्तरः ॥ १ ॥**

સૂતપુરાણી કહે છે—સુદ્યુમ્નનો સ્વર્ગવાસ થયા પછી સકળગુણયુક્ત અતીવ રૂપવાન ને પ્રજાના અનુરંજનમાં તત્પર એવા પુરૂરવા રાજા રાજ્ય કરવા લાગ્યા.[૧] પ્રતિષ્ઠાન નામનાં રમ્ય નગરમાં પ્રજા રક્ષણમાં પરાયણ સર્વ ધર્મજ્ઞાતા સર્વથી પૂજ્ય તે રાજા રાજ્ય કરવા લાગ્યો [૨] તે રાજાનો મંત્ર સુગુપ્ત હતો અને અન્ય મંત્રોનો પણ તે વેત્તા હતો સદા ઉત્સાહ શક્તિવાળો તથા ઉત્તમ પ્રભુત્વ શક્તિવાળો તે હતો [૩] સામદામાદિ સઘળાં તેના વશીભૂત હતાં. સ્વધર્મમાં રહેલાં એવાં વર્ણાશ્રમોનાં ચરિત્રો યથાવત્ કરતો ભૂમિનું શાસન કરતો હતો [૪] બહુ દક્ષિણાયુક્ત વિવિધ યજ્ઞો તે રાજા કરતો હતો. તે નરાધિપ વિચિત્ર પ્રકારનાં દાનો આપતો હતો.[૫] તેના રૂપ ગુણ ઉદારતા શીલતા ને લક્ષ્મી આદિ વિક્રમોનું શ્રવણ કરીને તેના ઉપર ઉર્વશી વશીભૂત થઈ ગઈ.[૬] બ્રહ્માના શાપથી અભિતૃપ્ત એવી તે અપ્સરા મનુષ્ય લોકનો આશ્રમ કરી રહી હતી તે માનિની ગુણવાન પુરૂરવાને જાણીને તેને મનથી વરી હતી.[૭] સમયનો લાભ લઈને તે સુંદર અંગવાળી અપ્સરા ત્યાં રાજાના

* આ તેરમા અધ્યાયમાં ગાત્રીશ શ્લોકોથી પુરૂરવા ને ઉર્વશીનું ચરિત્ર કહેવામાં આવ્યું છે.

સમીપે આવી ઉભી રહી. તે કહેવા લાગી— "હે રાજન્ ! આ બે ઘેટાં હું તારી પાસે રાખુ છું તેનું તું પાલન કરજે અને મારૂ જમવાનુ ધૃતજ એક છે ને અન્ય નથી તથા મૈથુન સમય શિવાય હુ તને નગ્ન નહી જોઉં.[૯] હે રાજન્ ! મારી આ પ્રતિજ્ઞાઓનો જો રાજા ! ભંગ થશે તો તને છોડી હું ચાલી જઇશ. આ વાત હું સત્યજ કહું છુ.[૧૦] તે કામિનીની પ્રતિજ્ઞાઓનો તે રાજાએ અંગીકાર કર્યો. તે અપ્સરા શાપના અનુગ્રહની કામનાથી રાહ જોતી ત્યાં નિવાસ કરી રહી.[૧૧] બહુ વર્ષો પર્યન્ત તે રાજા તે અપ્સરાની સાથે ક્રીડા કરી લીન થયો. ધર્મ કર્માદિનો ત્યાગ કરી ઉર્વશીમાં મદથી તે મોહિત રહ્યો.[૧૨] તે રાજા તે તરૂણી સાથે તદાકાર થયો ને તેનુ જ મનમાં ચિંતન રાખવા લાગ્યો. અતિ મોહિત તે નૃપતિ ઉર્વશીના વિના એક ક્ષણ પણ રહી શકતો નહીં.[૧૩] કેટલોક કાળ ગયા બાદ સ્વર્ગસ્થ પાકશાસન દેવરાટ્ ઇન્દ્ર ઉર્વશી હજુ આવી નથી એમ જાણી ગંધર્વો પ્રતિ વદવા લાગ્યા કે "હે ગંધર્વો ! જાઓ ! ને ઉર્વશીને અહી સત્વર લાવો. તેનાં બે ઘેટાં છે તેનુ રાજાના ગૃહમાંથી હરણ કરો.[૧૫] મારૂ મંદીર ઉર્વશી વિના શોભતું નથી વાસ્તે ગમે તે ઉપાય કરીને પણ તે ઉર્વશીને અહીં લાવો." આ પ્રમાણે ઇન્દ્રથી અનુજ્ઞા પામેલા વિશ્વાવસુ આદિ ગંધર્વો મહા ઘોર અંધકારમાં પરોઢીએ ઉર્વશીને લેવા માટે ત્યાંથી નીકળી ગયા અને તે બે ઘેટાંઓને રમતાં દેખી તેને તેઓએ હરી લીધાં ને તેઓ હરાયેલાં એવાં ચીસો પાડતાં ગગનપથમાં ચાલવા લાગ્યાં.[૧૬] પુત્રોના સમાન તે ઘેટાંઓનું રૂદન સાંભળતાં ઉર્વશી ક્રોધયુક્ત થઇ રાજાના પ્રતિ કહેવા લાગી કે—"મારાં દુ:ખનો સમય મેંજ કર્યો. મારાં પ્રાણથી પણ અધિક વહાલાં ઘેટાંઓ ! ચોરો ઉપાડી ગયા. તારા વિશ્વાસથી હું નષ્ટ થઈ. હે રાજન્ ! સ્ત્રીઓના સમાન તું હજુ શુ સૂતો છે ! એ ઘેટાં મારે પુત્રવત હતાં.[૨૦] વીરત્વના મિથ્યા અભિમાની કુપતિથી હું હણાઇ ગઈ છુ. આજે મારાં પ્રાણથી પણ પ્રિય ઘેટાંઓ ચાલ્યાં ગયા ![૨૧] આ પ્રમાણે વિલાપ કરતી ઉર્વશીને દેખી તે રાજા મૂર્ચ્છિત થયો. અને તે પૃથિવીપતિ ભાન વિના નગ્ન એવો સત્વર પાછળ પડયો.[૨૨] તે વેળાએ ગંધર્વોએ રાજાના મહેલમાં વિજળીનો પ્રકાશ પાડયો. જવાને ઈચ્છા કરનારી તે ઉર્વશી અપ્સરાએ રાજાને નગ્ન વેષમાં દીઠો.[૨૩] ગંધર્વો ઘેટાંનો ત્યાગ કરી ચાલ્યા ગયા અને માર્ગમાં નગ્ન રાજાએ તે થાકેલાં ઘેટાંઓને પકડી લીધાં ને તે રાજમહેલ પ્રતિ ચાલ્યો.[૨૪] ત્યાં ઉર્વશીને ગયેલી જાણીને ચિત્તમાં દુ:ખી થઇને તે રાજા વિલાપ કરવા લાગ્યો. પતિને નગ્ન દેખીને તે સુંદર અંગવાળી નારી ચાલી ગઇ.[૨૫] રૂદન કરતો એવો પુરૂરવા સ્વયં દેશેદેશે ભમવા લાગ્યો. તે રાજાનું ચિત્ત વિહવળ થયુ હતું, શોચ કરી વિવશ હતો ને કામમોહિત તે હતો.[૨૬] સર્વ લોકોમાં ભમતાં ભમતાં કુરૂક્ષેત્રમાં ઉર્વશી તેની દૃષ્ટિએ પડી. ઉર્વશીને દેખીને પ્રસન્ન વદન તે રાજા નૃપપ્રદર વાણી બોલવા લાગ્યો કે "હે જાયા ! ઉભી રહે ! ઉભી રહે ! હે ઘોરે ! મારો ત્યાગ કરવો ઘટતો નથી. મારા અપરાધીનો ત્યાગ તને ઉચિત નથી. હું તારી વશમાં રહ્યો છુ, તારામાં મારૂ મન ચોંટયુ છે વાસ્તે મને છોડી ન જા.[૨૮] હે દેવી ! તારાથી તજાયેલો એવો આ મારો દેહ અહી પતિત થશે ને તેને કાગડાઓને ગીધો ખાઈ જશે. હે લલિત સ્તનવાળી ! કારણ કે તે દેહ તે તજેલો છે. દુ:ખિત, દીન, શ્રાન્ત, કામાર્ત, વિવશ

એવા રાજાના પ્રતિ તે ઉર્વશી કહેવા લાગી.[૩૦]

ઉર્વશી કહે છે—હે નૃપશાર્દૂલ! તું મુર્ખ છો, તારૂં જ્ઞાન કયાં ગયું! હે નૃપ! વૃકોની જેમ સ્ત્રીઓને મિત્રતા શેની છે! રાજાઓએ સ્ત્રીઓનો અને ચોરોનો વિશ્વાસ ન રાખવો જોઇએ. વાસ્તે ઘેર જા, રાજ્ય ભોગવ ને મનમાં વિષાદ મ કર.[૩૨] આ પ્રકારે સમજાવવા છતાં તે મોહિત રાજા ન સમજ્યો અને એ સ્વચ્છન્દ આચરણીના પ્રેમયત્રમાં ગુંથાયેલો તે રાજા પરમ કષ્ટને અનુભવવા લાગ્યો.*

સુતપુરાણી કહે છે—હે મુનિઓ! આ પ્રમાણે સક્ષેપથી ઉર્વશીનું ચરિત્ર મે કહી બતાવ્યું. વેદમાં આ ચરિત્ર વિસ્તારથી **बहवृचक** માં કહ્યું છે.

**इति सर्वं समा रव्यात मुर्वशी चरितं महत्।**
**वेदे विस्तारितं चैतत् संक्षेपात्कथितं मया ॥**

ઇતિ શ્રી મહાપુરાણે દેવી ભાગવત વિષે પ્રથમ સ્કંધમાં "પુરૂરવા ને ઉર્વશીનાં ચરિત્ર નામનો" અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો.*

### શુકદેવજીની ઉત્પત્તિ.

**श्रीसूतउवाच—**

**दृष्ट्वातामप्सरसं व्यासश्चिंतापरोभवत् ॥**
**किंकरोमिनमेयोग्यादेवकन्येयमप्सरा ॥१॥**

સૂતપુરાણી કહે છે—ધવલરંગવાળી તે અપ્સરાને જોઇને વ્યાસજી ચિંતાપરાયણ થયા. હું શું કરૂં! આ દેવકન્યા અપ્સરા મારા યોગ્ય નથી. આ પ્રકારે વ્યાસ વિચાર કરતા હતા તેવામાં તે અપ્સરા વ્યાસને જોઇને ભય પામી કે રખેને આ રૂષી મને શાપ આપશે![૧-૨] તે અપ્સરા પોપટીનું રૂપ ધારણ કરીને ભયથી વ્યાકુલ થઈ ચાલી ગઈ. વ્યાસ પણ પક્ષીરૂપ તે અપ્સરાને જોઇને પરમ વિસ્મય પામ્યા.[૩] તેના દર્શન માત્રથી વ્યાસજીના શરીરમાં કામ જાગૃત થયો મન વિસ્મય પામ્યું અને સર્વ ગાત્રો શિથિલ થઈ ગયાં[૪] પછી મહાધૈર્યથી મુનિ મન ઉપર કાબુ કરવા લાગ્યા પરંતુ તે મનનો નિગ્રહ પણ કરી શકયા નહિ.[૫] ઘણું નિયમમાં રાખવા છતાં પણ ઘૃતાચી અપ્સરાપર તેમનું મન મોહિત થઈ ગયું. ભાવિયોગે અતુલ તેજવાળા વ્યાસનું મન વશ રહ્યું નહિ.[૬] એ કાળે અગ્નિના નિમિતે અરણીનું મથન કરતા હતા. તેવા વ્યાસ મુનીશ્વરનું વીર્ય અરણીમાં પતીત થયું.[૭] અરણીનું મથન કરતા તે વ્યાસને વીર્યપતનની ખબર રહી નહી. અને તે અરણીમાંથી વ્યાસના સદૃશ આકૃતિવાળો મનોહર શુક ઉત્પન્ન થયો.[૮] જેમ હવિથી યજ્ઞ પ્રદીપ્ત થાય છે તેમ વિસ્મય ઉપજાવતો તે બાલ તે અરણીમાંથી પ્રગટ થયો.[૯] વ્યાસજી પણ સુતને દેખીને પરમ વિસ્મય પામ્યા ને આ શું થયું! એમ વિચાર કરતા વ્યાસે નિશ્ચય કર્યો કે "શિવના વરદાનની આ લીલા છે કે—[૧૦] તેજસ્વરૂપી શુક અરણીના ગર્ભમાંથી ઉત્પન્ન થયો, કે જે પોતાના તેજથી બીજી અગ્નિના સમાન દીપ્તિમાન્ છે."[૧૧] દિવ્ય તેજ વાળો અને કેમ જાણે બીજી ગાર્હપત્ય અગ્નિની મુર્તિ હોય નહીં તેવો,

---

* આ ચાદમા અધ્યાયમા સિત્તેર શ્લોકદ્વારા શુકદેવની ઉત્પત્તિ અને ગૃહસ્થાશ્રમના ધર્મનું વર્ણન કરવામા આવશે દૃષ્ટાન્તરૂપે પ્રાપ્ત થયેલી પુરૂરવાની કથા સમાપ્ત કરી પ્રકૃતમાં શુકની ઉત્પત્તિની કથા છે તેનો આરંભ છે.

* આ ઉપરથી સમજવાનું કે સ્ત્રી સંગીઓની આવી ગતિ થાય છે એથી કરીને ભગવતીના ઉપાસકોએ સર્વથા સ્ત્રી સગનો ત્યાગ કરવો જોઇએ એવું પુરૂરવા રાજાની કથાથી તાત્પર્ય ફલિત થાય છે.

જસ્વી પુત્ર વ્યાસજી પ્રસન્ન થઈ વિલોકવા લાગ્યા.[૧૨] હે મુનિઓ ! તત્પશ્ચાત્ વ્યાસજી ગંગાસ્નાન કરવા તે પર્વતપરથી નીચે ઉતર્યા. સ્નાન કરી ત્યાં આવ્યા ત્યારે ગગનમાંથી પુત્રના ઉરૂ ઉપર પુષ્પવૃષ્ટિ થવા લાગી[૧૩] તે મહાત્મા શુકની પછી જાતકર્માદિક ક્રિયા વ્યાસે કરી. તે વેળાએ દેવતાઓના દુંદભિ વાગ્યાં ને અપ્સરાઓના ગણો નૃત્ય કરવા લાગ્યાં.[૧૪] શુકદેવનો જન્મ થયો તે પ્રસંગે દર્શનાતુર એવા વિશ્વાવસુ આદિ ગંધર્વો, નારદ ને તુમ્બરૂ ત્યાં આવ્યા.[૧૫] સકલ વિદ્યાધરાદિ દેવતાઓ અરણી ગર્ભ સંભવ એવા વ્યાસપુત્ર શુકદેવજીનાં દર્શન કરી પરમ આનંદ પામ્યા. હે મુનિઓ ! તે કાળે અંતરિક્ષમાંથી શુકદેવજીના વાસ્તે પૃથ્વી ઉપર દંડ, શુભ મૃગચર્મ, અને દિવ્યકંડલુ પડયાં. [૧૭] ઉત્પન્ન થયેલા એવા દીપ્તિમાન્ શિશુરૂપ શુકદેવજી સહસા વધવા લાગ્યા. વિદ્યાવિધાનોના જ્ઞાતા એવા શ્રીવ્યાસે શુકદેવને ઉપનયન સંસ્કાર કર્યો.[૧૮] શુકદેવજી ઉત્પન્ન થયા હતા ત્યારથીજ રહસ્ય સહિત સંપૂર્ણ વેદો તેના પિતાના સમાન શુકદેવજીને પણ ઉપસ્થિત થયા હતા.[૧૯] શુક સંભવકાળમાં ધૃતાચી અપ્સરાનુ શુકીરૂપ થયુ હતું તે વ્યાસજીએ જોયું હોવાથી હે મુનિઓ ! પોતાના પુત્રનુ નામ કરણ 'શુક' એવુ કર્યું.[૨૦]* તત્પશ્ચાત્ શ્રીવ્યાસ સુત શુકદેવે બૃહસ્પતિને પોતાના પુત્રના ગુરૂ કર્યા ને તેમનાદ્વારા વિધિ પૂર્વક બ્રહ્મચર્ય વ્રતનું પાલન કર્યું.[૨૧] શુકદેવે રહસ્યયુક્ત નિખિલ વેદોનો, ધર્મશાસ્ત્રોનો ગુરૂકુળમાં વાસ કરી અભ્યાસ કર્યો ને ત્યાર પછી ગુરૂ દક્ષિણા ગુરૂને આપીને પોતે ઘેર આવ્યા. પછી પોતાના પિતા શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસના પાસે તેઓ આવ્યા.[૨૩] શુકદેવને આવેલા દેખીને વ્યાસ પ્રેમવડે ચંચળ થઈ એકદમ ઉભા થયા ને પુત્રને આલીંગન કરી મસ્તક સુંઘવા લાગ્યા.[૨૪] વ્યાસજીએ શુકદેવજીને કુશળ સમાચાર તથા અભ્યાસની વાતને પૂછી, અને શુકનું આશ્વાસન કર્યું તથા તેને આશ્રમમાં નિવાસ કરાવ્યો.[૨૫] પછી વ્યાસજી શુકદેવના વિવાહના નિમિત્તે વિચારવા લાગ્યા. અને સત્વર કોઈ મુનિ કન્યા વાસ્તે તપાસવા ને પૂછવા લાગ્યા. [૨૬] શુકને વ્યાસે પૂછ્યુ કે હે મહાભાગ ! હે અનઘ ! તે સકળ વેદોનો અભ્યાસ કરી લીધો અને સઘળાં ધર્મશાસ્ત્રો પણ જાણ્યા. હવે હે મહામતિવાળા ! તુ સ્ત્રી કર અને ગૃહસ્થાશ્રમ સ્વીકારી દેવો અને પિતુઓની ભક્તિ કર. હે પુત્ર! મનોરમા ભાર્યાને પ્રાપ્ત કરી મને રૂણથી તું મુક્ત કર.[૨૮] અપુત્રને સ્વર્ગમાં પણ ગતિ નથી ગતિ નથી વાસ્તે હે મહાભાગ્યશાળી પુત્ર ! પ્રથમ ગૃહસ્થાશ્રમનો આરંભ કર.[૨૯] હે શુક ! ગૃહસ્થાશ્રમનો આરંભ કરી તું હવે મને સુખી કર. મને મોટી આશા છે વાસ્તે મહામતિ ! તેને તું હવે પૂર્ણ કર. [૩૦] મહા ઘોર તપના અંતે તુ અયોનિજ એવો પુત્ર મને પ્રાપ્ત થયો છે. હે દેવ સમાન મહાભાગ ! મારા પિતાની તું રક્ષા કર.[૩૧] સુતપુરાણી બોલ્યા—આ પ્રમાણે સમિપ બેઠેલા પિતાનાં વચનો સાંભળીને અતિ વિરક્ત શુકદેવજી અતિરાગી એવા પિતાના પ્રત્યે સાક્ષાત્ વાણી બોલવા લાગ્યા.[૩૨] શુકદેવજી કહે છે—હે મહામતિવાળા વેદવ્યાસ! હે ધર્મજ્ઞ ! × આ આપ શું કહો છો ! આપ મને શિષ્ય

* જેના ઉદ્દેશને લઇને વીર્યપાત થયો હતો તે તેની માતા છે એમ સમજને ધૃતાચી જે શુકીરૂપ થઇ હતી તે માતા હોવાથી તેના નામનાં સ્મરણરૂપે શુકનામ કરણ સંસ્કારનું તાત્પર્ય છે.

× હે તાત ! પૂર્વ જે તમે કહ્યું તે તો લોક

સમજીને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરો. હું આપની આજ્ઞાઓનુ સદા પાલન કરીશ.[૩૩] શ્રી વ્યાસજી કહે છે—હે પુત્ર ! તારાવાસ્તે શતવર્ષ પર્યન્ત મે તપશ્ચર્યા કરી છે અને અતિ દુઃખે કરી શિવની આરાધનાથી તુ મને પ્રાપ્ત થયો છે.[૩૪] રાજાને પ્રાર્થના કરી હુ તને વિત્ત આપુ છું વાસ્તે યૌવનને પ્રાપ્ત એવો તુ હે મહાપ્રાજ્ઞ ! સુખેથી ગૃહસ્થાશ્રમ ભોગવ[૩૫] શુકદેવજી કહે છે- હે તાત ! આ મનુષ્ય લોકમાં નિરામય સુખ શુ છે તે મને કહો દુ ખથી ગુ થાયેલાં સુખને પ્રાજ્ઞ પુરૂષો ખરૂ સુખ માનતા નથી[૩૬] હે મહાભાગ ! વ્યાસજી ! સ્ત્રીનો સ્વીકાર કરીને તો હુ તેના આધીન થઈશ તેથી વિશેષથી સ્ત્રીથી જીતાયેલા એવાં પરતત્રને શુ સુખ છે ! કાંઇજ નથી.[૩૭] લોહ કાષ્ટાદિના યત્રમાં ફસેલો પ્રાણી કયારેક પણ છુટી જાય છે. પરન્તુ પુત્ર દારાદિકમાં બધાયેલો પ્રાણી તો કયારે પણ છુટતો નથી[૩૮] આ દેહ છે તે વિષ્ટા ને મુત્રમાંથી સભવ્યો અને નારીઓનો દેહ પણ તથા પ્રકારનોજ છે તેથી હે વિપ્રોમાં ઉત્તમ ! તેવા દેહમાં વિદ્રાનને શુ પ્રીતિ ઉત્પન્ન થાય તેમ છે ! કાંઈજ નહી.[૩૯] હે વિપ્રોમાં ઉત્તમ ! જ્યારે હુ અયોનિજ છુ છો પછી મને યોનિમાં કયાંથી પ્રીતિ થાય ! નજ થાય અને આગળ હવે હુ યોનિમાં ઉત્પન્ન થવા ચાહના રાખતો પણ નથી.[૪૦] પરમ અદ્ભૂત આત્મસુખનો અનાદર કરી શુ હુ વિષ્ટાનાં સુખની ઇચ્છા કરૂ ! નહીજ. આત્મારામ થયા પછી મારો પાછાં લોભી થવાનો અર્થાત્ મિથ્યા સુખની વાસનાવાળા થવાનો ઇરાદો છેજ નહીં.[૪૧] પ્રથમ મે પ્રથમ ભણેલા વેદોનો બહુ વિસ્તારથી વિચાર કરી જોયો પરન્તુ ત્યાં પણ મને શાન્તિ મળી નથી કારણ કે તે સઘળા વેદો કર્મ માર્ગના પ્રવર્ત્તક હોવાથી હિંસામય છે.[૪૨] × બૃહસ્પતિ ગુરૂ મને મળ્યા તે પણ ગૃહસ્થાશ્રમરૂપ મહાસાગરમાં ડુબી ગયેલા છે, અવિદ્યાથી જેમનુ હૃદય હરાઈ ગયું છે, તેથી તે મને તારવાને કયાંથી શક્તિવાન્ હોય![૪૩] રોગગ્રસ્ત વૈદ્ય જેમ બીજાઓના રોગનો નાશ કરી શકે નહીં તેમ મારો મુમુક્ષુનો જે ગુરૂ છે તે ગૃહસ્થ છે એ મને મોટી વિડબના છે અર્થાત એ ગુરૂ મારો ઉદ્ધાર કરે તેમ નથી.[૪૪] હે પિતા! આટલાં કારણથી ગુરૂને પ્રણામ કરીને હું તમારા સમીપમાં આવ્યો છુ. હે પિતા ! આ સંસારરૂપ સર્પથી ભય પામેલાનુ મારૂ તત્વબોધથી રક્ષણ કરો.[૪૫] આ ઘોર સંસારમાં તો નક્ષત્રના ચક્રની પેઠે નિરતર ભ્રમણ થયા કરે છે અને હે તાત ! જેમ સૂર્યને દિવસ ને રાત વિશ્રાન્તિ નથી તેમ અહી પ્રાણીને વિસામો જ નથી.[૪૬]—

હે તાત ! નિજતત્વ—આત્મતત્ત્વના વિચારથી અધિક બીજુ શુ સુખ આ સંસારમાં છે ? નથીજ. વિષ્ટામાં કીડાને જેમ સુખબુદ્ધિ છે તેમ મૂઢ પુરૂષોને સસારમાં સુખ બુદ્ધિ છે.[૪૭] સકળ વેદશાસ્ત્રોનુ અધ્યયન કર્યા પછી જે પુરૂષો સસારમાં રાગી થાય છે તેઓનાથી બીજા કોઈ મૂર્ખ છેજ નહી. ખરેખર તેઓ તો શ્વાન અશ્વને સુકરનાજ સાધર્મી પશુ તુલ્ય દષ્ટિથી કહ્યુ છે પરન્તુ તત્ત્વદષ્ટિથી નથી કહ્યું એમ દર્શાવવા શુકદેવજી કિં વદસિ થી આરંભ કરેછે.

× બૃહસ્પતિ ગુરૂ સંસારી છે અને એમનાથી મને તત્ત્વવિદ્યાની પ્રાપ્તિ નહીં થાય પરતુ હું સસારમા ગબડીશ. એ ભયથી હે તાત ! હું તત્ત્વબોધની ઇચ્છાથીજ આપના સમિપે આવ્યો છું વાસ્તે મને શિષ્ય ગણીને તત્ત્વોપદેશ કરો પરન્તુ સંસાર યાતનામાં ન નાંખો એમ શુકદેવજી વ્યાસજી પ્રત્યે પોતાની મુમુક્ષુતાનાં દર્શન કરાવી પ્રાર્થના કરે છે.

પ્રાણીઓ છે.[૪૮] દુર્લભ એવો માનુષાવતાર પામીને અને સકળ વેદશાસ્ત્રોનું અધ્યયન કરીને પણ જો મનુષ્ય સંસારમાં બંધાઈ જાય તો પછી કોણ મોક્ષને પામે! અર્થાત્ એવા પુરૂષો જ્યારે બંધાઇ જાય ત્યારે તો મોક્ષનો ઉચ્છેદજ થાય.[૪૯] આથી અધિક લોકમાં બીજું કોઈ પણ આશ્ચર્ય નથી કે જે પુત્રદારામાં આસક્ત હોવા છતાં પંડિત નામથી કહેવાય અર્થાત્ લોકમાં તેને પંડિત કહી સૌ બોલાવે.[૫૦] કૂટસ્થ વસ્તુના અનુભવથી જે મનુષ્ય ગુણત્રયમાં એટલે ત્રિગુણી માયાના પ્રદેશમાં બંધાતો નથી તેજ વિદ્વાન્ છે, તેજ મેધાવી છે અને તેજ સકળ શાસ્ત્રોનો પાર પામેલો પારંગત પંડિત છે.[૫૧] હે તાત! વૃથા અધ્યયન કરવાથી અથવા તો દૃઢબંધન કરવાથી અહીં શું સુખ છે! નથીજ. સત્વર એવીજ વિદ્યા ભણવી જોઇએ કે જેથી સત્વર ભવબંધનથી છૂટું થવાય અર્થાત્ નિજરૂપનેજ પામી જવાય.[૫૨] પુરૂષનું ગ્રહણકરે છે વાસ્તે આને ગૃહ કહે છે. હે પિતા! આ બંધનરૂપ ગૃહમાં મને શું સુખ છે! તેનાથી તો હું ભયભીત થઈ રહ્યો છું.[૫૩] જે અશુદ્ધ મંદમતિ પ્રારબ્ધથી વંચિત છે તે મનુષ્ય મનુષ્ય જન્મને પામવા છતાં પાછો બંધનમાં આવી ફસાય છે અર્થાત્ આ મનુષ્ય જન્મ તો મુક્તિનું દ્વાર છે જેથી આત્મવિદ્યા પ્રાપ્ય છે.[૫૪] *વ્યાસજી બોલ્યા—આ જડ ગૃહ બંધનરૂપ નથી અર્થાત્ પુરૂષને તે બંધનમાં નાંખતું નથી અને બંધનમાં બીજું કોય પણ કારણ નથી પરંતુ મનની આસક્તિમાત્ર કારણ છે વાસ્તે મનની આસક્તિ રહિત જે સંસાર કરે છે તે અવશ્યમેવ ગૃહસ્થ હોવા છતાં પણ મુક્તજ છે અર્થાત્ મોક્ષનો અધિકારી થઈ મોક્ષ પામે છે.[૫૫] ન્યાયથી વિત્તોપાર્જન કરનારો વિધિપૂર્વક વેદાધ્યયન કરનારો શ્રાદ્ધાદિક ક્રિયાપરાયણ સત્યવાદી પવિત્ર ગૃહસ્થ પણ મોક્ષ પામવા યોગ્ય છે.[૫૬] બ્રહ્મચારી, યતિ અને વાનપ્રસ્થ વ્રતવાળો એ ત્રણે મધ્યાહ્ન વીત્યા પછી સદા ગૃહસ્થની ઈચ્છા કરનારા છે, અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં વસતો પુરૂષ તે ત્રણેને ભિક્ષા આપીને પુણ્યભાગી થાય છે.[૫૭] શ્રદ્ધાપૂર્વક અન્નદાનથી અને મધુર વાણીથી ગૃહસ્થાશ્રમ નિવાસી ધર્માત્મા પુરૂષો બ્રહ્મચારી આદિ ત્રણે અન્ય આશ્રમીઓના પ્રતિ ઉપકાર કૃત્યો કરી શકે છે.[૫૮] હે શુક! ગૃહસ્થાશ્રમ સમાન પરમધર્મ બીજો કોઇ મે દીઠો નથી તેમ સાંભળ્યો પણ નથી વસિષ્ઠાદિ આચાર્યોથી અને વિદ્વાનોથી આ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરાયેલો છે.[૫૯] હે મહાભાગ! વેદોક્ત કર્મ કરનારા ગૃહસ્થોને શું અસાધ્ય છે! કશું પણ નથી. સ્વર્ગ, મોક્ષ, શુભ, જન્મ કે બીજું જે જે કાંઈ વાંછિત હોય તે ગૃહસ્થાશ્રમીને મળી શકે છે.[૬૦] એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં પ્રવેશ કરવો એવી મર્યાદારૂપ પ્રણાલિકાને ધર્મવેત્તાઓ સારી રીતે જાણે છે, વાસ્થે ગાર્હસ્થ્ય અગ્નિની પ્રતિષ્ઠા કરી યથોક્ત કર્મનું તદ્દારહિત થઇ હે પુત્ર અનુષ્ઠાન કર.[૬૧] હે પુત્ર! દેવતાઓને પિતૃઓને ને મનુષ્યોને વિધિપૂર્વક તું સંતૃપ્ત કર. હે ધર્મજ્ઞ! પુત્રોત્પત્તિ કરીને તે પુત્રને ગૃહાશ્રમમાં નિયુક્ત કર.[૬૨] તત્પશ્ચાત્ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી તારે ખુશીથી વનમાં જવું ને વાનપ્રસ્થ વ્રતનો સ્વીકાર કરવો. વા-

* કુટુંબમા પવિત્ર સ્થળમા "સ્વાધ્યાયનું અધ્યયન કરવો ધાર્મિક ક્રિયાઓનું અનુષ્ઠાન કરે" ઇત્યાદિ છાંદોગ્યશ્રુતિનાં વાક્યોને અનુસરીને જે ગૃહસ્થાશ્રમ છે તે શ્રેષ્ઠ છે એમ વ્યાસજી શુકદેવજી પ્રત્યે કહેવાતા ઉદ્દેશથી नगृहबंधनागारम् ઇત્યાદિથી આરંભ કરે છે.

નપ્રસ્થાશ્રમ કર્યા પછી ક્રમથી તારે સંન્યાસાશ્રમ ધારણ કરવુ.[૬૩] હે મહાભાગ ! આ ઇન્દ્રિયો અવસ્ય માદક છે અને પાંચે ઇંદ્રિયો મન સહિત વશ થવી સ્ત્રીવિનાનાને કઠીન છે વાસ્તે ક્રમથી આશ્રમ ધર્મ પાળવા કહ્યા છે.[૬૪] હે મહામતિવાન્ ! તેટમા વાસ્તે ઈન્દ્રિયોના જયને નિમિતે સ્ત્રીઓ પણ કરવી જોઈએ અને વૃદ્ધાવસ્થામાં તપશ્ચર્યા કરવી જોઇએ એવાં શાસ્ત્રોક્ત વચનો છે.[૬૫] હે મહાભાગ ! વિશ્વામિત્ર મુનિએ વણ હજાર વર્ષ પર્યન્ત ઉગ્ર તપ નિરાહાર ને જિતેન્દ્રિય થઈ કર્યું હતું છતાં પણ તે મહાપ્રભાવશાળી મુનિ પણ વનમાં મોહ પામી મેનકા અપ્સરાના સમાગમમાં રહ્યા હતા. તેમનાં વીર્યથી સુંદર શકુન્તલા નામની પુત્રી ઉત્પન્ન થઈ હતી.[૬૭] મારાપિત્તા પારાશર પણ દાસ કન્યા કાલીને દેખીને કામબાણથી પીડા પામતાં નૌકામાં બેઠેલા મારા પિતાએ તે કન્યાનો સ્વીકાર કર્યો હતો.[૬૮] બ્રહ્મા પણ પોતાની સરસ્વતી પાછળ કામબાણથી પિડિત થઈ ધાયા હતા ને તેને મુર્છા પામેલાને મહાદેવે વાર્યો હતા[૬૯] તેટલાવાસ્તે હે કલ્યાણ ! તમે મારાં કલ્યાણકારી વચનોને માનો અને કોઈ સારાં કુળમાં સંભવેલી કન્યાને પસંદ કરી વેદમાર્ગનો આશ્રય કરો.[૭૦]

***तस्मात्त्वमपि कल्याण कुरु मे वचनं हितम् ।**
**कुलजां कन्यकां वृत्वा वेदमार्गं समाश्रय॥७०॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પ્રથમ સ્કંધમાં "શુકદેવજીની ઉત્પત્તિ" નામનો અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

* આ અધ્યાયનો તાત્પર્ય જ્ઞાનપ્રાપ્તિ થતા સુધી નિષ્કામ કર્માનુષ્ઠાનનો આશ્રય કરવારૂપ છે.

# અધ્યાય ૧૫ મો*

## શુકદેવની વૈરાગ્યવૃત્તિ.

**श्री शुक उवाच—**

**नाहं गृहं करिष्यामि दुःखदं सर्वदा पितः ।**
**वागुरा सदृशं नित्यं बंधनं सर्वदे हिनाम॥१॥**

હે તાત ! સકળ પ્રાણી માત્રને નિરંતર બંધનકારક શુકદેવજી કહે છે—સ્ત્રી વાળુ ગૃહસ્થાશ્રમ કે જે સર્વદા મૃગને બાંધવાની દોરી જેવુ છે, નિત્ય બંધનરૂપ છે, તે મારે કરવુ નથી.[૧] હે તાત ! નિરંતર ધનની ચિંતાવાળા પુરૂષોને વ્યાકુલતાથી શું સુખ છે ! ખરેખર નિર્ધન લોલુપ્તાવાળા મનુષ્યોને કુટુંબીઓ દુઃખ દે છે.[૨] ત્રિલોકીનો વિભવવાળો ઈન્દ્ર પણ જેવો સ્પૃહારહિત ભિક્ષુક સુખી છે તેવો સુખી નથી, તો આ સંસારમાં બીજું કોણ સુખી થાય ![૩] તપ કરતા તાપસીને દેખીને ઈન્દ્ર પણ દુખિત થાય છે અને દિવસ્પતિ ઈન્દ્ર તે તાપસીને અનેક પ્રકારનાં વિઘ્નો કરે છે.[૪] બ્રહ્મા પણ સુખી નથી અને વિષ્ણુ પણ લક્ષ્મીને પ્રાપ્ત રહી નિરન્તર અસુરો સાથે સંગ્રામ કરે છે, અને ખિન્ન થાય છે.[૫] અનેક યત્નોપૂર્વક વિપુલ તપને કરે છે તે રમાપતિ લક્ષ્મીની પ્રાપ્તિ છતાં પણ એવા છે, તો પછી આમાં મહા સુખ કયા દેવને પણ છે ![૬] હે મહાભાગ ! શંકર પણ સદા દુખી છે એ હું જાણુ છુ કે તેઓ તપશ્ચર્યા કરતા દૈત્યોની સાથે યુદ્ધ કર્યા કરે છે.[૭] ધનવાન પુરૂષ કયારે પણ સુખથી સૂતોજ નથી. હે તાત ! તો હું નિર્ધન કયાંથી સુખ પામુ ![૮] હે મહાભાગ ! આપ જાણો છો કે 'મારો આ ઔરસપુત્ર

---

* આ પંદરમા અધ્યાયમા શુકદેવની વૈરાગ્યવૃત્તિ વિષે તથા હરિને શ્રી દેવીએ ઉપદેશ કર્યો તે કથા કહેવામાં આવશે.

છે' છતાં શા વાસ્તે મહા ઘોર દુઃખદાયક સંસારમાં મને ઝંપલાવો છો.* જન્મનાં દુઃખ, જરાથી દુઃખ, ને મરતાં દુઃખ, ફરી વિષ્ટામુત્રવાળા ગર્ભવાસમાં હે પિતા! દુઃખ છે.[૧૦] આથી તૃષ્ણાલોભથી ઉત્પન્ન થતું દુઃખ તો અતિશય છે અને હે માનવ! માગવું એ મરણથી પણ અધિક દુઃખ છે.[૧૧] બ્રાહ્મણોને પ્રતિગ્રહ એ મહા દુઃખ છે. બીજાં બુદ્ધિબળોથી બ્રાહ્મણો જીવન નિર્વાહ કરી નથી શકતા. પારકી આશા એતો પરમ દુઃખ છે અને એ તો દિનેદિને મરણ તુલ્યજ દુઃખ છે.[૧૨] સઘળા વેદો ભણેલા છે તથા સર્વ પ્રકારનાં શાસ્ત્રો જાણેલાં છે છતાં પંડિતોએ ધનીની સ્તુતિ કરવી પડે છે.[૧૩] એકજ પેટના નિમિત્ત શું ચિંતા છે! તેનું પોષણ તો પત્ર મૂલ ફલાદિથી હરકોઈ ઉપાયથી સંતોષપૂર્વક થઈ શકે છે.[૧૪] ભાર્યા, પુત્રો, પૌત્રો ઇત્યાદિ બહોળાં કુટુંબ વાળાને તો પોષણને અર્થે મહા પીડા છે. હે પિતા! કયાં આવું ગૃહસ્થાશ્રમનું દુઃખ! અને કયાં આત્મતત્ત્વની પ્રાપ્તિરૂપ પરમ અદ્ભુત સુખ![૧૫] હે તાત! તમે મને સુખનાં મૂળરૂપ એવાં યોગશાસ્ત્રનું ને જ્ઞાનશાસ્ત્રનું શ્રવણ કરાવો. હે તાત! અખિલ કર્મકાંડમાં મારૂં મન શાન્તિ પામતું નથી.[૧૬] પ્રારબ્ધ સંચિત ને વર્ત્તમાન એ ત્રિવિધ કર્મમૂલથી થયેલું અવિદ્યાજન્ય જે અજ્ઞાન છે તેનો નાશ થાય તેવા ઉપાયરૂપ શાસ્ત્ર મને તમે મને સંભળાવો.[૧૭] જળોની જેમ નારી તો રૂધિરનું પાન કરનારી છે. હાવભાવના કટાક્ષથી મોહિત એવો મૂર્ખ તે વાત જાણતો નથી[૧૮] ભોગથી વીર્યનું હરણ કરે છે, કુટિલ ભાષણથી મનનું ને ધનનું હરણ કરે છે અને અધિક શું કહેવું! કાંતા સર્વસ્વ હરી લે છે તેના સમાન બીજો કોઇ ચોર નથી.[૧૯] નિદ્રા સુખને નાશ કરનારો સ્ત્રીઓનો સંગ્રહ વિધાતાથી વંચિત એવો મૂર્ખ કરે છે પરન્તુ તે દુઃખનેજ માટે છે, સુખને માટે નથી.[૨૦] સૂતપુરાણી બોલ્યા—શુકદેવનાં આવા પ્રકારનાં વાકયો સાંભળીને વ્યાસજી મહા ચિંતામાં પડયા ને હવે હું શું કરૂં એમ વિચારવા ગ્યા.[૨૧] તેમનાં લોચનમાંથી દુઃખાશ્રુઓ દડવા લાગ્યાં, શરીરમાં ધ્રૂજ વછૂટી ને ચિત્તમાં ગ્લાનિ પ્રગટી.[૨૨] દીન, શોકથી દગ્ધ, એવા પિતા વ્યાસજીને દેખીને વિસ્મયથી ફૂલેલાં નેત્રોવાળા શુકદેવજી તેમના પ્રતિ વદવા લાગ્યા.[૨૩] * શુકદેવજી કહે છે—અહો! માયાનું બળ ઉગ્ર છે! જે વેદાન્તના કર્ત્તા સર્વજ્ઞ વેદ સમ્મત એવા પંડિતને પણ મોહવશ કરે છે.[૨૪] તે અતીવ દૂસ્તર માયા શું છે તેને હું જાણતો નથી, જે માયા સત્યવતીના પુત્રવ્યાસ પંડિતને પણ મોહમાં ભમાવે છે.[૨૫] પુરાણોના વક્તા, મહાભારતના રચનારા અને વેદોના વિભાગ કરનારા આ વ્યાસ પિતા પણ મોહને આધીન થયા![૨૬] જે દેવી આ નિખિલ જગત્‌ને મોહવશ કરે છે તેને હું શરણ છું. બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર વિગેરેને મોહિત કરે છે ત્યારે અન્ય પ્રાણીઓની તો શું કથા કરવી![૨૭] જેને પૂર્વે બ્રહ્મા વિષ્ણુ અને હરને પણ મોહવશ કર્યા છે તો પછી ત્રિલોકીમાં એવું

---

* શુકદેવે વ્યાસની શાન્તિ વાસ્તે ભગવતીની પ્રાર્થના કરી. શુકદેવ મનમા તત્ત્વદૃષ્ટિથી જોવા લાગ્યા કે આ વ્યાસ કોણ ને હું કોણ! માગે ગૃહસ્થાશ્રમ કયા અને આવો ઉપદેશ કય! કેવળ આ તો ભ્રમ માત્ર છે. આ પંચભૂતના દેહમા પિતા પુત્ર, ગૃહસ્થ ભિક્ષુક એવો વ્યવહાર વાસના માત્ર છે છતા સુત વ્યાસને કેમ મોહ થયો હશે! ખરેખર આતો ભગવતીની મહા માયાની ચેષ્ટા છે વાસ્તે તે બ્રહ્મરૂપા ભગવતીને હું શરણે છું જેથી તે અન્તર્યામીત્વને લઈ મમ પિતાને શાન્તિ કરશે.

કોણ હોય કે જેને માયા વડે મોહ ન થાય! [૨૮] અહો! દેવીનું બળ કેવું! અહો દેવીનું વીર્ય કેવું! જેની માયા વડે સર્વજ્ઞ ઈશ્વર પ્રભુ પણ વશ થઈ ગયા.[૨૯] પૌરાણીકો કહેછે કે વ્યાસ વિષ્ણુના અવતાર છે તો તે વ્યાસ પણ વૈશ્યના વહાણની પેઠે મોહરૂપ મહાસાગરના તળીયે જઈ બેઠા.[૩૦] પ્રાકૃત મનુષ્યની જેમ આજે વિવશ થયેલા આ વ્યાસ અશ્રુપાત કરે છે. અહો! આ માયાનુ બળ કેવું પ્રબળ છે કે જેનો પંડિતો પણ અનાદર કરી શકતા નથી.[૩૧] આ કોણ! હું કોણ! આવો ભ્રમ અહી કેવો છે! આ પંચભૂતાત્મક દેહમાં આ પિતા ને આ પુત્ર એવી વાસના છે.[૩૨] આ માયાં મહા બળવાન છે કે જે માયાવીઓને પણ મોહિત કરી દે છે. જે માયાએ કરીને અભિભૂત એવા આ દ્વિજવર વ્યાસ પણ રૂદન કરે છે.[૩૩] સૂતપુરાણી કહેછે સર્વના કારણના પણ કારણરૂપ, સકળ બ્રહ્માદિ દેવતાઓની જનનીરૂપ, ઈશ્વરી, એવી દેવીને શુકદેવજી પ્રણામ કરીને પિતાપ્રત્યે પાછા કહેવા લાગ્યા.[૩૪]

શોકસમુદ્રમાં ડુબેલા, દીન, વ્યાસપ્રત્યે અરણીસભવ એવા શુકાચાર્ય શુભ હેતુયુક્ત ભાષણ કરવા લાગ્યા.[૩૫] હે પારાશર્ય! હે મહાભાગ! આપ સ્વયં સકળને બોધ આપનારા છો છતાં પ્રાકૃત અજ્ઞાન જનની જેમ હે સ્વામી! શોક કેમ કરો છો.[૩૬] હે મહાભાગ! આજે હુ તમારો પુત્ર છે અને પૂર્વજન્મમાં તમે કોણ હતા ને હુ કોણ હતો તેની મને ખબર નથી. આ પિતાપુત્રનો આત્મામાં ભ્રમ માત્ર છે[૩૭] હે મહામને! ધૈર્ય ધરો. સાવધાન રહો. મનમાં ખેદ કરો માં આ સઘળું મોહજાળરૂપ જાણીને વૃથા શોકનો પરિત્યાગ કરો. [૩૮] ભોજન કરવાથી ક્ષુધાની નિવૃત્તિ થાય છે પરન્તુ પુત્રદર્શનથી નથી થતી. જળપાનથી પિપાસા મટે છે પણ પુત્ર દર્શનથી મટતી નથી.[૩૯] સુગંધથી નાસિકાનું સુખ શ્રવણથી કર્ણનું સુખ અને સ્ત્રીથી સ્ત્રીનુ સુખ થાય છે વાસ્તે હું પુત્ર તમને શું સુખ કરૂં તેમછું* [૪૦] હરિશ્ચંદ્ર રાજાએ પશુકામ માટે યજ્ઞકાર્યમાં અજીગર્તને પોતાનો પુત્ર મૂલ્ય લઇને આલ્યો હતો.[૪૧] આથી સુખોનું સાધન દ્રવ્ય છે ને ધનથી સુખનો સંચય થાયછે. જો તમને લોભ હોય તો ધન ઉપાર્જન કરો પણ હું પુત્ર તમને શું સુખ આપી શકીશ.[૪૨] હે મહાબુદ્ધિશાળા! તમે સૂક્ષ્મતત્ત્વવેતા છો વાસ્તે મને બોધ કરો કે હે મુનિ! જેથી હું ગર્ભવાસના ભયથી મુક્ત થાઉ.[૪૩] હે અનઘ! મનુષ્યાવતાર આ કર્મભૂમિમાં અહી થવો દુર્લભ છે, તેમાં પણ ઉત્તમ કુળમાં બ્રાહ્મણત્વની પ્રાપ્તિ થવી દુર્લભતર છે.[૪૪] હુ બદ્ધછુ એવી બુદ્ધિ મારા મનમાંથી ખસતી નથી ને સંસાર વાસનાની જાળમાં વૃદ્ધોના આશ્રયથી પણ રમણ કરે છે.[૪૫] સૂતપુરાણી કહે છે—અતુલ બુદ્ધિવાળા શુકદેવનાં વચનો સાંભળીને ચતુર્થાશ્રમમાં મન છે જેનું એવા શાન્ત શુકદેવપ્રતિ કહેવા લાગ્યા.[૪૬]× વ્યાસ કહે છે— હે મહા-

* શુકદેવજી પોતે પિતાને શુ ઉપયોગમા આવે તેમ છે તે બાબત ઉહાપોહથી મનમા વિચાર કરી જુએ છે કે—મારા પિતાને મારો ઉપયોગ પરલોક ક્રિયાર્થે જણાતો હોય તો તેવા શાસ્ત્રોમા ઉપદેશ છે તે કર્મઠજનોની શ્રદ્ધાની જડતા માત્ર અભિપ્રાયથી છે પરન્તુ તત્વત નથી કારણ કે જ્ઞાનકાંડ પ્રધાન શાસ્ત્રોમા 'વિરાગ થાય ત્યારે તરતજ વનમા જવું' એવો ઉપદેશ છે તે બ્રહ્મચારીઓને સન્યાસનો અધિકાર દર્શાવે છે. આશ્રમક્રમ મુખ્યતઃ નથી પણ ગૌણ છે.

× ચતુર્થાશ્રમને લાયક આ શુક પુત્રને ભાગવતનો ઉપદેશ યોગ્ય છે એમ સમજી વ્યાસ ભગવાને બ્રહ્મસંમત એ શાસ્ત્રપુરાણનો અભ્યાસ કરવા કહ્યું.

ભાગ પુત્ર ! મારૂં રચેલું ભાગવત કે જે સુંદર છે. અતિ વિસ્તર્ણ નથી ને બ્રહ્મસંમત પુરાણ છે તેનો તું અભ્યાસ કર.[૪૭] તે ભાગવતમાં બાર સ્કંધો છે ને તે પંચલક્ષણયુકત છે. સઘલાં પુરાણોમાં આ ભગવતી ભાગવત ભૂષણરૂપ મે માન્યુ છે.[૪૮] આ પુરાણમાં શ્રવણ *માત્રથી સદસત્ જ્ઞાન વિજ્ઞાન પ્રગટે છે, વાસ્તે હે મહામતિવાળા ! તુ તેનો અભ્યાસ કર.[૪૯] કોનાથી બાલભાવે હું બનેલોછુ ! કયાં ચૈતન્યથી હું પુરૂષરૂપે થયોછુ ! શુ પ્રયોજનથી મારૂ નિર્માણ થયુ છે ! પૃથિવ્યાદિમાંથી કયાં દ્રવ્યથી હું નિર્મિત થયો છુ ! આ અખિલ લીલાને હું શી રીતે જાણી શકુ ! એ પ્રમાણે ચિંતન કરવા બાલભાવને પામેલા વટપત્રપટ સૂતેલા બાલમુકુંદરૂપ વિષ્ણુને આ અભિલાશદાયક પૂરાણી ભગવતી દેવીએ ×અર્ધશ્લોકમાત્રથી "આ સર્વ જગત હુ છુ. મારા શિવાય કોઈ બીજુ સનાતન તત્વ છે નહી " આ પ્રકારે કહ્યુ હતુ.[૫૦-૫૨] પ્રથમ આ અર્ધશ્લોકરૂપી ભગવતી વાણી વિષ્ણુએ ધારણ કરી અને મનમાં વિચારવા લાગ્યા કે "આ સત્યવાણીનુ ઉચ્ચારણ કોણે કર્યું."[૫૩] આ વાણી ઉચ્ચારનાર સ્ત્રી પુરૂષ કે નપુંસક છે તે હુ કેમ જાણુ ! આવી ચિંતામાં પ્રસન્ન એવા બાલમુકુંદ અર્ધશ્લોકરૂપ આ ભાગવતને મનમાં ધારણ કર્યુ.[૫૪] તે અર્ધશ્લોકથી ભાગવતનો વારંવાર મનમાં ઉચ્ચાર કરવા લાગ્યા અને સૂતેલા એવા શ્રીવિષ્નુ ચિંતાપરાયણ થયા.[૫૫] તે વેળાએ શાન્તમૂર્તિ એવી, શંખ ચક્ર, ગદા પદ્મ વરાયુદ્ધો ધારણ કર્યા છે જેણે એવી ભગવતી શિવા, દિવ્ય વસ્ત્ર ધારિણી, દિવ્ય ભૂષણોથી શણગારેલી, પોતાના સમાન સખીમંડળીથી અને પોતાની અન્ય વિભૂતિઓથી વિરાજતી એવી તે ભગવતી દેવી તે અતુલ તેજવાળા બાળમુકુંદરૂપ વિષ્ણુના સમીપમાં પ્રાદુર્ભાવ પામી ઉભી રહી. સુંદરવદની તે મહાલક્ષ્મી મંદ મંદ હાસ્ય કરવા લાગી.[૫૮] સૂતપુરાણી કહે છે—તે એકાર્ણવજળમાં નિરાધાર મનોરમા દેવીને સમીપે ઉભેલી જોઇને કમલનયન ભગવાન વિસ્મય પામ્યા.[૫૯] તે મહાદેવીની

વળી અન્ય પુરાણો તો સામ્યા અવસ્થારૂપ માયાથી જન્ય એક એક સત્વાદિ ગુણ ઉપાધિક હરિહર બ્રહ્માના પ્રતિપાદક હોવાથી તે પુરાણો મુખ્ય નથી પરન્તુ ગુણત્રયના સામ્યરૂપ સર્વ દેશીય આ ભાગવત પુરાણમા જગદમ્બાનુ સ્વરૂપ છે તે મુખ્ય છે જેથી તેનો બોધ શુકદેવને કરવો યોગ્ય છે એમ સમજીનેજ વ્યાસ ભાગવતે ઉત્તમ ભગવતી પુરાણ ભણવાનો તેમને બોધ કર્યો છે.

* આ દેવીભાગવતના શ્રવણથી સત્રૂપ બ્રહ્મ ને અસત્ રૂપ જગત્ એ ઉભય સત અસતને બ્રહ્મ ને જગતનુ સત્રૂપથી જે જ્ઞાન તે પરોક્ષજ્ઞાન ને વિજ્ઞાન તે અપેક્ષાજ્ઞાન થાય છે એમ વ્યાસજી શુકદેવને કહે છે ને ત્યા દ્રષ્ટાન્ત વટપત્રપર સૂતેલા વિષ્ણુનું બનાવે છે.

× બાળમુકુંદની સઘળી સંકાની નિવૃત્તિ અર્થે ભગવતીએ અર્ધશ્લોકથી સર્વાર્થ સાધક વાકય કહ્યુ ભગવતીએ કહ્યુ કે " આ સકળ જગત્ હુંજ સનાતની છું " બાધ સામાનાધિકરણ્યથી આ સકળ દશ્યમાત્ર મિથ્યા રૂપ નથી પરન્તુ હું સનાતની બ્રહ્મરૂપિણી ત્રિકાલાબાધિના સચ્ચિદાનંદ રૂપિણીજ છું, આ વાકયથી सर्वखल्विदंब्रह्म નો અર્થ દેવીએ દર્શાવ્યો છે શંકા મિથ્યા જગતનો ભાવ માનતા ચેતન બે છે એવી સંભાવના થાય, સમાધાન—તેટલા વારતેજ नेहनानास्तिकिंचन એ શ્રુતિના અનુરૂપ नान्यदस्तिसनातनम् એવું અર્ધશ્લોકમા ' મારાથી ભિન્ન કોઇ સનાતન ચેતન નથી, એમ દેવી ઉપદેશે છે, આજ પ્રકારે સકળ દશ્યના નિષેધથી તે અન્ય ચેતનના નિષેધથી શ્રીભગવતીએ एकमेवाद्वयंब्रह्म એવા મહાવાકયનો પણ ઉપદેશ કર્યો છે, અને આથી જેનું ચિંતન કરાય છે તે સકળનું કારણ સચ્ચિદાનંદરૂપિણી અદ્વિતીયા અનિર્વચનીય શકિતમતી એક હુંજ ભગવતી છું એમ ઉપદેશ કરે છે.

બાજુએ તેની વિભૂતિરૂપ જુદી જુદી સખિઓ કીર્તિ ધૃતિ મતિ સ્મૃતિ શ્રદ્ધા રતિ, ભૂતિ, બુદ્ધિ, મેધા, સ્વધા, સ્વાહા, ક્ષુધા, નિદ્રા દયા ગતિ તુષ્ટિ પુષ્ટિ ક્ષમા લજ્જા જૃંભા તન્દ્રા શક્તિ શોભતાં હતાં.[૬૦–૬૧] ઉત્તમ આયુધોવાળી નાના પ્રકારના અલંકારવાળી મન્દારની માળાઓથી યુક્ત મોતીઓની માળાવડે કરીને વિરાજમાન એવી મહાદેવીનાં તે એકાર્ણવ સમુદ્રમાં દર્શન કરીને જનાર્દન ભગવાન બહુ વિસ્મય પામ્યા.[૬૩] આ સઘળી સ્ત્રીઓ અહીં કયાંથી આવી ! હું કયાંથી આ વટવૃક્ષના સમિપમાં આવ્યો છુ ! આ ઘોર એકાર્ણવ સમુદ્રમાં આ વટવૃક્ષ કયાથી ! આવ્યુ છે ! અને બાળક બનાવી અહીં મને કોણે રાખેલો છે ![૬૫] શુ મને પ્રગટ કરનારી કોઈ માયા છે કે જેનો ભેદ હુ જાણી શકતો નથી ! શુ ઉદ્દેશથી આજે તે કોઇ અનિર્વચનીય દેવતા વિશેષે મને દર્શન આપ્યાં છે ![૬૬] હુ હવે શુ કરૂ અથવા તો અહીંથી કયાં જાઉ ! અથવા શુ હુ બાલભાવથી અતન્દ્રિત રહીને ×મૌનજ રહું[૬૭]

**किंवाचात्रचक्रव्यंगतव्यवानावक्वचित् ।**
**मौनमास्थायतिष्ठेयंबालभावादतन्द्रितः ॥६७॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે "શુકદેવની વૈરાગ્ય વૃત્તિ તથા નારાયણને આપેલો મહાદેવીએ ઉપદેશ" નામનો અધ્યાય ૧૫ મો. સંપૂર્ણ.

* જનાર્દન ભગવાન અનેક વિચારોના અંતે નિરૂપાય એવા પોતે એ નિશ્ચયપર આવ્યા કે બાલભાવને પામેલા એવા મારે બાળકને માનતા સિવાય અન્ય કર્તવ્યનો સમય નથી

# અધ્યાય ૧૬ મો.+

## શ્રી વ્યાસે શુકને દેવી ભાગવત ભણાવ્યું.

**વ્યાસ ઉવાચ—**

**दृष्ट्वा तं विस्मितं देवं शयानकं वटपत्रके ।**
**उवाच सस्मितं वाक्यो विष्णो किं विस्मितोऽसि ? १**

વ્યાસ કહે છે—વટ પત્રપર સૂતેલા વિસ્મયયુક્ત જનાર્દનને જાણીને મહાદેવી હાસ્ય કરીને બોલ્યાં "હે જનાર્દન ! તને વિસ્મય* કેમ થયો છે ![૧] મહાશક્તિના પ્રભાવથી પૂર્વે તું મને વિસરી ગયો –હતો. પ્રલયકાળમાં તું વારવાર પ્રગટ થાય છે.[૨] તે પરાશક્તિ =નિર્ગુણા છે અને તું તથા હું સગુણ છઇએ. અને જે સાત્ત્વિકી શક્તિ છે તે શક્તિ તુ મારી

+ આ અધ્યાયમા એકસઠ શ્લોકથી દેવીનુ ભાષણ ને શુકને વ્યાસે ભાગવતનો કરેલો ઉપદેશ એ કથા કહેવામા આવશે.

* જો હુ દેવી કે માયા તારા નવીન પરિચયમાં આવી હઉં તો વિસ્મય સંભવે છે પરન્તુ તેમ નથી પણ હુ તો તારીજ શકિત છુ તો વિસ્મય ઘટતો નથી.

– મને તુ કેમ વિસરી ગયો છે એ પ્રશ્નના ઉત્તરમા શબ્દ બ્રહ્મરૂપિણી માયા શકિતના પ્રભાવને લીધે આવરણરૂપેથી તુ મને વિસરી ગયો છે. તારો હમણાજ જન્મ થયો છે તેથી મારો ને તારો સંબંધ કયારે પણ નથી એમ છે તો "વિસરી ગયો" કેમ કહેવુ ઘટે તેના પ્રત્યુત્તરમા કહુ છુ કે—પૂર્વે પ્રભવકાળમા ને પ્રલયકાળમા તુ વારવાર જન્મ લઈ ઉત્પન્ન થઇ રહે છે ને તેમજ વળી તે તે જન્મમાં હુ તારી શકિત થઇ થઇને રહુ છુ છતાં તું મને જાણતો નથી તેથી વિસરી ગયો છે એમજ કહેવુ મને ઉચિત છે ને સત્ય છે

= તે મહાશકિત કેવી છે તેના ઉત્તરમાં ગુણત્રયની સામ્યા અવસ્થારૂપ ઉપાધિવાળી છે. આથી હુ કોણ ! એમ તુ પૂછે તો તુ સગુણ છે ને હું કોણ છુ એમ પૂછે તો હુ સગુણાશકિત છુ. અને તે ગુણ કોણ છે એમ જો તુ પૂછે તો સાત્વિકી શકિતજ ગુણરૂપા છે. તારા ને મારા સબંધની સંગુણાત્મકા સાત્વિકા શકિત છે.

જાણ.[૩] પ્રજાપતિ બ્રહ્મા તારાં ૪નાભિ કમળમાંથી થશે જે સર્વ લોકના કર્ત્તા રજોગુણ વાળા છે.[૪] તે બ્રહ્મા તપશ્ચર્યા કરીને અનુત્તમ શક્તિ પ્રાપ્ત કરીને રજોગુણથી સકળ જગતને રક્તવર્ણથી રચશે.[૫] તે મહામતિ બ્રહ્મા પંચભૂતોને રચીને ઈન્દ્રિયો ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતા અને મનના સર્ગને પછી રચશે. આ કારણથી તે બ્રહ્મા કર્ત્તા કહેવાય છે ને હે મહાભાગ! તુ વિશ્વનો ઉત્પાદક ને પાલક છો.[૬–૭] બ્રહ્મારૂપ તારી ભ્રૂના મધ્યમાંથી ક્રોધ કરવાના કારણે રૂદ્રની ઉત્પત્તિ થશે. તે રૂદ્ર મહા ઘોર તપ કરી તામસી શક્તિને પ્રાપ્ત કરી કલ્પાન્તમાં તે પણ સંહાર કરનારા થશે વાસ્તે હે મહાભાગ! સૃષ્ટિ આદિના નિમિત્તને લઇને હું તારી પાસે આવી છુ વાસ્તે મને તું સાત્વિકી શક્તિ જાણ.[૮] " હે મધુસુદન! હું સદૈવ તમારા સમીપમાં સ્થિત રહીશ અને હુ તમારા હૃદયમાં નિવાસ કરતી નિરન્તર સ્થિત રહીશ.[૧૦] ×વિષ્ણુજી કહે છે–હે દેવિ! વિસ્ફુટ અક્ષરવાળો અર્ધ શ્લોક મે પહેલાં સાંભળ્યો છે તે પરમ કલ્યાણકારી રહસ્ય હે વરારોહા! કોણે કહ્યું છે![૧૧] હે સુંદર અંગ વાળી! તે વાત મને કહે. હે સુંદરવદની! તેમાં મને મહાન્ સંશય છે. જેમ નિર્ધન મનુષ્ય દ્રવ્યને વારંવાર સ્મરે છે તેમ તે શ્લોકાર્ધનું હું વારંવાર પુનરાવર્ત્તન કર્યા કરૂ છુ.[૧૧] વ્યાસ કહે છે–વિષ્ણુનાં વચન સાંભળી ચારૂહાસિની મહાલક્ષ્મી હસીને પ્રેમથી બોલ્યાં. હે શૌરિ! મારૂ વચન સાંભળ! તું મને સગુણા ચતુર્ભુજા વાળીને જાણે છે પણ ગુણત્રયના ઉપચય અપચય રહિત સામ્યાવસ્થા રૂપ માયોપાધિક બ્રહ્મરૂપા એવી મને નિર્ગુણાને જાણતો નથી. આ મહા ભાગવત તેવી મે નિર્ગુણા દેવીએ સમસ્ત વેદોના સારરૂપે પ્રગટ કર્યું છે એમ તુ જાણ. હે શત્રુનિષૂદન! હું દેવીનો મહા પ્રસાદ માનુ છુ કે જેણે હે સુવ્રત! તારા હિતને વાસ્તે આ પરમ ગુહ્ય કહ્યુ છે. આ ભાગવત તારે કદીપણ વિસરવુ નહી. તે સકળ શાસ્ત્રોના *સારરૂપ છે ને મહાવિદ્યાએ પ્રકાશેલુ છે. આનાથી અધિક ત્રિલોકીમાં કશુ વેદ્ય નથી. તુ દેવીને પ્રિય છો તેથી દેવીએ આ રહસ્ય તને કહ્યુ છે.[૧૨–૧૮] વ્યાસ બોલ્યા–દેવીનાં આવાં વાકય સાંભળી ચતુર્ભુજ વિષ્ણુ નિરંતર તે મહાલક્ષ્મીએ આપેલા અત્યુત્તમ મંત્રને હૃદયમાં ધારી રહ્યા. કેટલાક કાળ પછી તેમની નાભિ કમળમાંથી ઉપજેલા બ્રહ્મા દૈત્ય ભયથી બીક પામીને તે વિષ્ણુને શરણે ગયા. તે સમયે ભગવાને તે દૈત્યોનો નાશ કરી તે અર્ધ શ્લોકના મંત્રનો જપ આરંભ્યો. બ્રહ્માજી વાસુદેવને જપ કરતાં દેખી પ્રસન્ન થતા કમલાપતિને પૂછવા લાગ્યા. હે દેવેશ! તમે કોનો જપ કરો છો! શુ તમારાથી પણ કોઈ અધિક છે જેવુ સ્મરણ કરી હે જગદીશ્વર! પુંડરી કાક્ષ! તમે પ્રસન્ન રહો છો.[૧૯–૨૩] હરિ બોલ્યા–ક્રિયા કારણનાં લક્ષણવાળી મારામાં ને તારામાં જે શક્તિ છે

---

૪ મને કેમ ઉત્પન્ન કર્યો છે તેના ઉત્તરમા ' તારા નાભિકમળમાથી રજોગુણી શકિત વાળા બ્રહ્માની ઉત્પત્તિ થશે ત્યારે રજોગુણ દ્વારા બ્રહ્મા સૃષ્ટિના સર્ગો રચશે જેથી તારી ઉત્પત્તિ બ્રહ્માની ઉત્પત્તિમાં કારણરૂપ હોવાથી સપ્રયોજન છે, એમ દેવી બાલવિષ્ણુપ્રતિ કહે છે.

+ આ ભગવત જાણ્યા વિના બીજુ જ્ઞેય શેષ છે નહી. वाचारम्भण विकारो नामधेय मृत्तिके त्येव सत्यम्। ब्रह्मै वेद ममृतं पुरस्तात् ब्रह्म पश्चा द्दक्षिण तश्चोत्तरेण ॥ अधश्चोर्ध्वं च प्रसृत ब्रह्मैवेद विश्व वरिष्ठम् ઈત્યાદિ શ્રુતિઓથી સર્વ કારણ જ્ઞાનથી કાર્ય માત્રના જ્ઞાનની પ્રતિજ્ઞા છે તેથી ભગવતીથી બીજુ કંઇ તત્વ નથી. આ ભગવતીજ સર્વાધિષ્ઠાન કુટસ્થ બ્રહ્મરૂપિણીજ છે.

તે ભગવતી શિવાને હે મહાભાગ ! તુ વિચાર. જેના આધારે અખિલ જગત્ એકાર્ણવમાં સ્થિત છે. તે અમેયા સનાતની સાકારા શક્તિ છે જેનાથી આ ચરાચર જગત્ રચાય છે. તે આ પ્રસન્નતા વરદા ભગવતી મનુષ્યોને મોક્ષદા છે. મુક્તિના હેતુભૂત તે સનાતની પરમા વિદ્યા છે. તે સર્વેશ્વરીજ સંસાર બંધનની હેતુભૂતા છે હું તું ને અખિલ જગત્ તેની ચૈતન્ય શક્તિથીજ સંભવે છે. હે અનઘ બ્રહ્મન્ સર્વદા આ સત્યને જાણ તેમાં સંદેહ મ કર. અર્ધશ્લોકથી દેવીએ મને કહેલું આ ભાગવત છે તેનો દ્વાપરાદિ યુગોમાં વિસ્તાર થાય છે. [૨૮–૨૯] વ્યાસ બોલ્યા વિષ્ણુના નાભિકમળમાં વસતા બ્રહ્માએ આ ભાગવત્ જાણી લીધું સમાન બુદ્ધિવાળા પોતાના પુત્ર નારદને બ્રહ્માએ ભણાવ્યું. પૂર્વે નારદમુનિએ આ ભાગવત મને કહ્યું. મે તેનો બાર સ્કંધોમાં વિસ્તાર કર્યો છે બ્રહ્મસંમત પુરાણનો હે મહાભાગ ! તું અભ્યાસ કર. તે પુરાણ પંચ લક્ષણયુક્ત તથા દેવીનાં ઉત્તમ ચરિત્રોમય છે. તત્ત્વજ્ઞાનરસથી ભરેલું સઘળાં પુરાણોમાં ઉત્તમોત્તમ છે ધર્મશાસ્ત્રોના સરખું પવિત્ર ને વેદોના અર્થયુક્ત છે. વૃત્રાસુરના વધવાળું, નાના આખ્યાનોવાળું, બ્રહ્મવિદ્યાના ભંડારરૂપ અને સંસાર સાગરને તરવા નૌકારૂપ આ ભાગવત પુરાણ છે હે મહાભાગ શુક ! તું પાત્ર છો, અધિક વિદ્વાન છો, વાસ્તે હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! આ ભાગવત તું જાણ. અષ્ટાદશ સહસ્ર શ્લોકોના સંગ્રહવાળું, અજ્ઞાનને નાશ કરનારૂં, દિવ્ય, જ્ઞાનસૂર્યને ઉદય કરનારૂ, સુખશાન્તિ આપનારૂં ને લક્ષ્મી તથા દીર્ઘાયુ આપનારૂં તથા શ્રોતા વક્તાને પુત્ર પૌત્ર આપનારૂં આ પુરાણ છે લોમહર્ષણના પુત્ર સૂત મારા શિષ્ય છે તે તારી સાથે આ પુરાણ સંહિતાનો અભ્યાસ કરશે. [૩૦–૩૭] સૂત બોલ્યા—હે મુનિઓ ! એમ કહી મને તથા શુકદેવને વ્યાસગુરૂએ આ પુરાણ ભણાવ્યું. તે અતિ વિસ્તારયુક્ત પુરાણ મે ધારણ કરી લીધું અને પુરાણ ભણીને શુકદેવ વ્યાસમુનિને ત્યાં રહ્યા. આ દેવી ભાગવતમાં પ્રતિપાદિત અર્થ સંન્યાસશ્રમ વિના સ્વીકાર યોગ્ય નથી કારણ કે ચિત્ત વિક્ષેપાદિ દ્વારા એ અર્થોનો અનુભવ થવો શકય નથી તો કયા પ્રકારથી સંન્યાસાશ્રમપૂર્વક તે તત્ત્વ મને પ્રાપ્ત થાય એવી ચિંતા કરતા શુકદેવ શર્મા બ્રહ્મપુત્ર નારદની જેમ શાન્તિને પ્રાપ્ત ન થયા. શુકદેવે અતિ ભોજનનો ઉપવાસોનો ત્યાગ કર્યો હતો ને ચિંતાવિષ્ટ એવા તેમને જોઇ વ્યાસ સુત પ્રતિ બોલ્યા કે—હે પુત્ર ! નિત્ય શું ચિંતા કરો છો ! હે માનવ ! તમે વ્યગ્ર કેમ છો ! કરજદાર નિર્ધનની જેમ નિત્ય ધ્યાન પરાયણ કેમ રહો છો ! હું પિતા જીવતો છતાં તને શું ચિંતા પુત્ર ! છે ! યથેચ્છા સુખ ભોગવ ને મનોગત શોકનો ત્યાગ કર. શાસ્ત્રોક્ત જ્ઞાનનું ચિંતન કર ને વિજ્ઞાનમાં મતિ રાખ. મારી વાણીથી જો તારા મનમાં શાન્તિ ન થાય તો હે સુવ્રત ! પુત્રવત્ પાલન થતી એવી મિથિલા નગરીમાં જનક પાસે જા. તે રાજા તારો મોહ હણશે. તે સત્યનો નિધિ ધર્માત્મા જનક નામનો રાજા છે. હે પુત્ર ! તેની પાસે જા ને તારો સંદેહ દૂર કર. તારી ઈચ્છાનુસાર તેને તું વર્ણાશ્રમ ધર્મો બાબત પ્રશ્ન કર. તે રાજર્ષિ જનક જીવન્મુક્ત બ્રહ્મજ્ઞાની તે પવિત્ર છે. સત્યવક્તા અતિશાન્ત યોગી યોગપ્રિય એવો સદા તે રાજા છે. [૩૮–૪૮] સૂત બોલ્યા—અતુલ તેજસ્વી વ્યાસનાં વચન સાંભળી અરણિસંભવ મહાતેજસ્વી શુકદેવ બોલ્યા કે—હે મહાત્મન, મને તો એ વાત દમ્ભ સમાન ભાસે છે, કે જીવ-

ન્મુક્ત ને વિદેહી છતાં હર્ષયુક્ત થઇ રાજ્યનું શાસન કરે છે. હે પિતા ! તે જનકરાજા તો મને વંધ્યાપુત્ર સદૃશ જણાય છે. રાજ્ય કરતા છતાં વિદેહ શી રીતે છે. આમાં મને અદ્ભૂત સંદેહ છે. નૃપપ્રવર એવા તે વિદેહ જનકનાં દર્શનની મને ઈચ્છા છે. તે નૃપ કમળપત્રપર જળની જેમ સંસારમાં નિર્લેપ કેમ રહી શકે છે ! વિદેહરાજામાં મને આ મહાન્ સંસય હે તાત ! છે. હે પિતા ! તે સૌગત નાસ્તિકોના સમાન દેહપાતના સમાન મોક્ષ માને છે કે તે રાજા ચાર્વાકાદિ જેમ રાજ્ય ભોગમાં સુખી થતાં તથા યાવજ્જીવન સુખાનુભવ કરવા છતાં તેજ તિમિરની જેમ વિરૂદ્ધ સ્વભાવયુક્ત વર્ત્તન છતાં જીવન્મુક્ત છે ! મુક્ત અમુક્ત કેમ હોઇ શકે ! કૃત અકૃત કેમ હોઈ શકે ! હે મહાબુદ્ધિશાળી ! ઇન્દ્રિઓના વ્યવહારનો ત્યાગ કેમ બની શકે ! માતાપુત્ર ભ્રાતા ભગિની ભાર્યાને વ્યભિચારિણી તેમાં ભેદાભેદ કઈ રીતે હોઈ ન શકે અને તેમાં ભેદાભેદ હોય તો મુક્તિ કેવી રીતે ઘટે ! કડવો ખારો તીખો કડવો ને મધુર રસ રસના જાણે છે અને શ્રેષ્ઠ ભોગવે છે. શીત ઉષ્ણ સુખ દુ ખાદિનુ જ્યારે વિજ્ઞાન થાય છે ત્યારે તો હે પિતાજી ! વળી મુક્તિ કયાંથી ઘટે ! આમાં તો મને મહાન્ સંદેહ છે. શત્રુ મિત્રનુ પરિજ્ઞાન સદા વૈર ને પ્રીતિ ઉત્પન્ન કરે છે ત્યારે શુ તે રાજા તેના વ્યવહારમાં સ્થિતિ નથી પામતો ! ચોરો અને તાપસીને તે રાજાસમાન કયા પ્રકારે માને છે. અને અસમાજ બુદ્ધિ હોય તો હે તાત ! પછી મુક્તિ કેમ ઘટે ! મેં તો પૂર્વે કોઈ જીવન્મુક્ત રાજા દીઠો નથી તેથી હે તાત ! મને મહા શંકા થાય છે કે ગૃહમાં નિવાસી છતાં મુક્ત કેમ છે. ! તે રાજાના ગુણનું શ્રવણ કરી મને દર્શનની તીવ્ર ઈચ્છા થઈ છે વાસ્તે સંદેહની નિવૃત્તિ વાસ્તે હું મિથિલાપુર જાઉં છુ.[૪૬-૬૧]

**विदक्षा महती जाता श्रुत्वा तं भूपतिं तथा ॥**
**संदेह विनिवृत्यर्थं गच्छामि मिथिलां प्रति।६२॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૭ મો.*

### જનકની પરિક્ષા સારૂં શુકદેવ મિથિલાગયા.

**सूतउवाच–**

**इत्युक्त्वा पितरं पुत्रः पादयोःपतितः शुकः ।**
**बद्धांजलि रुवाचेदं गन्तुकामो महामनाः॥१॥**

સૂત બોલ્યા–આમ કહી મહામનસ્વી શુકદેવ પિતાને નમી અને હાથ જોડી જાવાની ઈચ્છાથી બોલ્યા કે–હે મહાભાગ ; ગમનની આજ્ઞા આપ પાસે માગુ છુ ને જનક રક્ષિત મિથિલા જાવાની મને ઈચ્છા છે. કારણ કે જનકરાજા દંડ વિના શી રીતે રાજ્ય કરે છે ને દંડ ન હોય તો લોક ધર્મમાં વર્તે નહી. મન્વાદિએ ધર્મનુ કારણ દંડ કહ્યો છે તો હે તાત ! તે રાજા કેમ વર્ત્તે છે ! આમાં મને મહાશંકા છે. 'આ મારી માતા તો વંધ્યા છે' એવી આ ચેષ્ટા મને ભાસે છે. હે મહા ભાગ! આપની આજ્ઞા લઈ હુ જાઉં છુ.[૧-૪] સૂત બોલ્યા–શુકદેવને ગમનાતુર દેખી સત્યવતી સુત ભેટીને તે નિસ્પૃહ જ્ઞાની દૃઢ પુત્ર પ્રતિ બોલ્યા.[૬] વ્યાસ બોલ્યા–હે મહામતે પુત્ર ! તારૂ કલ્યાણ ! તું દીર્ઘાયુ હો ! હે તાત ! નારી સત્ય વાણી સાંભળી ' પાછો આવીશ ' એવી મને પ્રતિજ્ઞા આપી સુખ પૂર્વક તું ત્યાં જા. પાછો તુ અહી આવજે. બીજે કયાંઇ

* આ સોળમા અધ્યાયમા જનકની પરિક્ષા કરવા શુકદેવ મિથિલાપુર ગયા એ કથા કહેવામાં આવશે.

જજે માં. હે પુત્ર ! તારાં મુખ કમળનાં દર્શનથી હું સુખપૂર્વક જીવન ગુજારૂં છું તો તારાં દર્શન વિના મારા પ્રાણ દુઃખી થાય છે. હે પુત્ર ! જનકના દર્શન કરી તારા સંદેહની નિવૃત્તિ કરી વેદાધ્યયન કરતો છતો તુ અહીં સુખથી રહેજે.[૭-૧૦] સુતજી બોલ્યા—વ્યાસનાં વચન સાંભળી પ્રણામ કરી પ્રદક્ષિણા કરી ધનુષમાં છુટેલાં બાણની સમાન સત્વર વિદાય થયા. અનેક દેશો, દ્રવ્યવાન લોકો, વનો, વૃક્ષો, ફલિત થયાં ક્ષેત્રો, તપ કરતા તાપસીઓ, દીક્ષાયુક્ત યાજકો, યોગાભ્યાસ રત યોગીઓ, વનવાસી વાનપ્રસ્થો, શૈવભક્તો, પાશુપતો, શાક્ત ભક્તો, વૈષ્ણવભક્તો ઈત્યાદિ અનેક લોકલીલા દેખતા દેખતા શુકદેવ વિહાર કરવા લાગ્યા. બે વર્ષમાં મેરૂપર્વત વહી એક વર્ષમાં હિમાલય પર્વતમાંથી પસાર થઇ મહામતિ શુકદેવ મિથિલાપુરમાં પહોંચી ગયા. મિથિલામાં દાખલ થયા. ત્યાં તે ઉત્તમ વૈભવો જોવા લાગ્યા. સદાચાર સંપન્ન સુખી પ્રજાને જોવા લાગ્યા દ્વારપાલે શુકદેવને અટકાવ્યા ને કહ્યુ કે 'તુ કોણ છો ને ક્યાંથી આવ્યો છે. તારે શુ કાર્ય છે તે અમને કહે શુકદેવે કાંઈ જવાબ આપ્યો નહી. શુકદેવ રાજ દ્વારમાંથી બહાર નીકળી પર્વતના જેમ અચળ ઉભા રહ્યા. વિસ્મય પામતા હસતા કાંઈ બોલ્યા વિના ઉભા રહ્યા.[૧૧-૧૮] પ્રતિહાર બોલ્યો—બોલ તુ કેમ મુગોછો ! હે બ્રહ્મન, તું અહીં શા વાસ્તે આવ્યો છે ! કાર્ય વિના ચલન ન થાય એમ હું માનુ છુ. હે દ્વિજ ! આ નગરમાં રાજાની આજ્ઞાથીજ પ્રવેશ થાય છે. અજ્ઞાત કુલ શીલ જનને અહી સર્વથા પ્રવેશ નથી. તું તેજસ્વી જણાય છે જેથી વેદવેતા કોય બ્રાહ્મણ છો. હે માનવ ! તું તારૂ કુળ ને કાર્ય કહે ને પછી સુખેથી પ્રવેશ કર.[૧૯-૨૧] શુકદેવ બોલ્યા—જે નિમિત્તથી હું અહીં આવ્યો છું તે નિમિત્ત તમારાં વચનથી મને પ્રાપ્ત થઈ ગયું. 'અર્થાત્ રાજા જ્ઞાની નથી ' જેથી અમારાં જેવાને વિદેહ નગરમાં પ્રવેશ દુર્લભછે. આતો મારી બુદ્ધિનો મોહ હતો કે બે પર્વતોને વટીને રાજાનાં દર્શનની ઈચ્છાથી ભમતો ભમતો અહીં આવ્યો. મારા પિતાએ રાજાને જ્ઞાની કહી મને છેતર્યો તેમાં હુ કોને દોષ આપું ! હે મહાભાગ ! કર્મયોગેજ હું પૃથિવિમાં ભ્રમણ કરૂ છુ. પુરૂષને ધનની આશાજ ભટકાવે છે, પરન્તુ તે આશા તો મને નથી તો પણ હુ ભ્રમથી અહી આવી ચડયો છું. જે મોહમાં મગ્ન ન થાય તો નિરાશાવાળાઓને નિત્ય સુખ છે. હે મહાભાગ ! હું નિરાશા છુ છતાં મોહ રૂપ મહાસાગરમાં ડુબ્યો છુ. કયાં મેરૂ ! કયાં મિથિલા ! કયાં મારૂં પગે ચાલીને આવવુ ! ભટકવાથી મને શું ફળ છે ! વિધાતાએ મને છેતર્યો. શુભ કે અશુભ પ્રારબ્ધ ભોગવવાંજ પડે છે. આ પ્રારબ્ધનો ભોગ છે, ઉદ્યમ તેનાજ વશમાં છે કે જે પોતાના આધીન કરાવે છે. અહી તીર્થ કે વેદ પણ નથી જેના વાસ્તે મારો આ શ્રમ હોય ' વિદેહ રાજાના પુરમાં તો પ્રવેશજ નથી થાતો અર્થાત્ જ્યાં રાજા રહે છે ત્યાં પ્રવેશ નથી. આમ કહી શુકદેવ ચુપ રહી વિરામ પામ્યા. પ્રતિહારે જાણ્યુ કે આ કોઈ બ્રાહ્મણ બ્રહ્મજ્ઞાની છે ત્યારે તે દ્વારપાલ મુનિને સામપૂર્વક કહેવા લાગ્યો,—હે બ્રાહ્મણ શ્રેષ્ઠ જ્યાં તને કાર્ય હોય ત્યાં તુ સુખેથી જા. હે બ્રાહ્મણ ! આ મારો અપરાધ છે કે મે તને અટકાવ્યો. હે મહાભાગ ! મને ક્ષમા કરો ! વિમુક્ત મુનિઓનું ક્ષમાજ બળ છે.[૨૨-૩૨] શુકદેવ બોલ્યા—હે દ્વારપાળ ! આમાં

તમારો દોષ નથી, તમે સદા પરતંત્ર છો, સેવકોએ યથાયોગ્ય પ્રભુનું કાર્ય કરવું જોઇએ. તમે મને જે રોકયો તેમાં રાજાનો દોષ નથી કારણ કે પંડિત ચોર શત્રુનું બરાબર ધ્યાન રાખવું જોઇએ. આમાં તો મારોજ સર્વથા દોષ છે, કે હું અહીં આવ્યો છું. બીજાના ઘરમાં દાખલ થવુ એજ લઘુતાનુ કારણ છે. ૩૩-૩૫ પ્રતિહાર બોલ્યો—હે દ્વિજવર ! દુઃખ શું છે ! સુખ શું છે ! શુભની ઇચ્છાવાળાને શું કર્ત્તવ્ય છે ! શત્રુ કોણ ! હિતકર્ત્તા કોણ ! આ સઘળું વિસ્તારથી મને કહો.૩૦ શુકદેવ બોલ્યા—સકળ લોકમાં બે ભેદ છે ને સર્વત્ર બે પ્રકારના મનુષ્યો હોય છે. એક રાગી ને બીજો વિરાગી. તે બેનાં ચિત્તના બે ભેદ છે. વિરાગી પણ ત્રણ પ્રકારના છે. તીવ્ર વિરાગી મંદવિરાગી છે મધ્યમ વિરાગી રાગીના મુર્ખ ને ચતુર એમ બે ભેદ છે. શાસ્ત્રજન્ય અને મતિજન્ય એમ ચતુરના બે જાતની છે. મતિ પણ યુકત ને અયુકત ભેદે બે પ્રકારની છે. ૩૭-૩૨ પ્રતિહાર બોલ્યો—હે ભગવાન્ ! જે કાંઈ આપે કહ્યુ તે હુ ન સમજ્યો વાસ્તે તે સઘળુ વિસ્તારપૂર્વક કહો.૪૦ શુકદેવજી બોલ્યા—સકળ લોકમાં બે પ્રકારના મનુષ્યો છે. રાગી અને વિરાગી. જેને સંસારમાં પ્રેમ તે રાગી મનુષ્ય છે ને તેને નાનાપ્રકારનાં સુખ દુઃખ થાય છે. ધન સુત દારા માન વિજય વિગેરે પામીને સુખ છે અને એના અભાવમાં દુઃખ છે. આથી પ્રાણીને યથાર્થ સુખ મળે તેવો ઉપાય કરવો જોઇએ, અને જે સુખમાં કોઈ વિઘ્ન કરે તે શત્રુ જાણવો જોઇએ. રાગીને પણ મિત્ર સુખદાતા છે. શાસ્ત્રમાં અવલોકન કરી જ્ઞાન પામેલો ચતુર મોહવશ થતો નથી, અને મૂર્ખ સર્વત્ર મોહને પામે છે. વિરાગી એટલે આત્મામાં રક્ત મનુષ્યને એકાન્તજ સુખ છે. આત્મા ને વેદાન્તનું ચિંતન વિરક્તને સુખદાય છે. અને આ સંસારની કથા વિગેરે તેને દુઃખરૂપ છે, અને શુભની ઇચ્છા કરનારા વિજ્ઞાનીને ઘણા શત્રુ હોય છે. કામ ક્રોધ પ્રમાદ એ અનેક શત્રુઓ છે. તેને આ બ્રહ્માંડમાં સંતોષ જેવો બીજો કોય બંધુ નથી.૪૧-૪૮ સુતજી બોલ્યા—તેનાં વચન સાંભળી અને એને જ્ઞાની બ્રાહ્મણ માની દ્વારપાલે તેને મનોહર માર્ગમાં પ્રવેશ કરાવ્યો. ત્રિવિધ પ્રકારનાંજનોથી સંકુલ, નાના પ્રકારનાં હાટચૌટાવાળી, રાગદ્વેષયુક્ત, કામ—લોભ—મોહ—થી વ્યાકુળ, વિવાદી જનોથી યુક્ત, લક્ષ્મીથી પૂર્ણ, એવી ત્રણ પ્રકારની પ્રજાનાં દર્શન કરતા શુકદેવ રાજમંદિર પ્રતિ ચાલ્યા. કેમ જાણે પરમ તેજસ્વી બીજો સૂર્ય ન હોય તેમ શુકદેવ શોભતા હતા. ત્યાં પણ દ્વારપાલે અટકાવ્યા ત્યારે મોક્ષની ચિંતા કરતા કાષ્ટવત્ તે મુનિ ઉભા રહ્યા. છાયા તડકામાં સમદર્શી મહા તપસ્વી એકાન્તમાં ધ્યાનનાં સ્થાનની સમાન અચળ થઈ રહ્યા. ત્યારે એક ક્ષણ પછી રાજાનો મંત્રી આવ્યો ને હાથ જોડી કરી શુકદેવને બીજા રાજદ્વારમાં પ્રવેશ કરાવ્યો. ત્યાં દિવ્ય મનોહર પુષ્પ વાટિકા હતી તેમાં શુકદેવને ઉતારો આપી અતિથિ સત્ક્રિયા કરી. કામશાસ્ત્રમાં કુશળ ગીત વાદ્યમાં પ્રવીણ રાજસેવામાં પરાયણ વારાંગનાઓ તે વાટિકામાં હતી. રાજમંત્રીએ શુકદેવની શેવામાં હાજર રહેવા તે સ્ત્રીઓને આજ્ઞા કરી. મંત્રીવર્ય ત્યાંથી વિદાય થયા ને શુકદેવ ત્યાં રહ્યા. પરમભક્તિથી તે સુંદરીઓએ શુકદેવની નાના પ્રકારે વિધિપૂર્વક પૂજા કરી અને દેશ કાળના અનુસાર વિધવિધ ભોજનોથી સંતોષિત કર્યા. પછી અંતપુર વાસિની સુંદરી અન્તઃપુરની રમ્ય વાટિકા શુકદેવને બતાવતી

કામથી મોહિત થઈ. શુકદેવ યુવાન્ રૂપાળા શાન્તવાણી મનોહર કાન્ત છે એમ જાણીને બીજા કામદેવ સમાન ગણી તેમનાપર સઘળી સુરાંગનાઓ મોહી પડી. જિતેન્દ્રિય મુનિ છે એમ સમજીને સઘળી સ્ત્રીઓ તેમની પરિચર્યામાં પડી અને અરણિસંભવ શુદ્ધાત્મા શુકદેવજી માતૃભાવની દૃષ્ટિથી જ દેખતા હતા. આત્માના સ્વરૂપમાં મસ્ત ક્રોધજિત્ શુકદેવ ન તો કોપ્યા ન તો પ્રસન્ન થયા પરન્તુ તેઓના વિકારો દેખી સ્વસ્થજ બેસી રહ્યા. શુકદેવને તે સુંદરીઓએ અતિ મનોહર દિવ્યાંબર યુક્ત ઉપસ્કર વાળી મુલ્યવતી સામગ્રીયુક્ત શય્યાનુ પ્રદાન કર્યું. પ્રમાદ રહિત શુકદેવ પાદપ્રક્ષાલન કરી કરમાં દર્ભ ધારણ કરી પાશ્ચમ સંધ્યોપાસના કરીને ધ્યાનમાંજ લીન થયા. એક પ્રહર ધ્યાનસ્થ રહી તત્પશ્ચાત્ શયન કરી ગયાને બે પહોર નિદ્રા લીધા પછી શુકદેવ તતકાળ જાગૃત થયા. પાછલી રાત્રીમાં ધ્યાનયોગનેજ માત્ર કરી રહ્યા સ્નાન કરી પ્રાત:સંધ્યોપાસન કરી પાછા સમાહિત ચિત્ત થઇ સ્વસ્થાને બેઠા.[૪૮–૬૬]

**पाश्चात्यं यामिनी यामं ध्यानमेवान्व पद्यत ।**
**स्नात्वा प्रातःक्रियाःकृत्वा पुनरास्ते समाहिता॥**

ઈતિ શ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.+

### જનકે સુકને કરેલો વૈરાગ્યોપદેશ.

**सूतउवाच–**

**श्रुत्वातमागतंराजा मंत्रिभिःसहितःशुचिः ।**
**पुरःपुरोहितंकृत्वा गुरुपुत्रं समभ्ययात् ॥ १ ॥**

સૂત બોલ્યા—મંત્રીસહિત જનકરાજા શહેરના પુરોહિતને આગળ કરીને શુકદેવના આગમનને સાંભળીને ગુરૂપુત્રની સમીપમાં ગયા. ભલાપ્રકારે શુકદેવનું પૂજન કરી ઉત્તમ આસન આપી પયસ્વિની ગાયનુ નિવેદન કરી જનકરાજા કુશળ પૂછવા લાગ્યા. શુકદેવજી રાજાની પૂજાનો વિધિપૂર્વક સ્વીકાર કરી રાજાને નિરામય કુશળ પૂછી સ્વઆસનપર બિરાજમાન થયા. શાન્ત શુકદેવને પછી રાજા પૂછવા લાગ્યા. હે મહાભાગ! શુ નિમિત્તને લઇને આપનુ નિસ્પૃહનુ આગમન થયુ થયું છે અને હે મુનિસત્તમ! તે કાર્ય મને આપ કહો. શુકદેવ બોલ્યા—હે મહારાજ ! વ્યાસજીએ મને કહ્યું 'તુ દાર પરિગ્રહ કર' કારણકે સઘળા આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ ઉત્તમ છે. તે વાક્યનો તેઓ ગુરૂ છતાં પણ બંધનરૂપ સમજી મે અંગીકાર કર્યો નહી. તેણે મને કહ્યું કે તેમાં બંધન નથી છતાં ફરીથી પણ મે તે વાત કબુલ ન રાખી. આવા પ્રકારનાં સંદિગ્ધ મન વાળો મને જાણીને મુનિસત્તમ એવા વ્યાસ બોલ્યા કે "તુ મિથિલાપુરમાં જા અને શોક કરમાં" ત્યાં યજ્ઞકર્ત્તા જનક રાજા જીવન્મુક્ત છતાં નિવાસ કરે છે. તે લોક વિદેહ રહીને નિષ્કંટક રાજ્ય કરે છે. તે રાજા રાજ્ય કરે છે છતાં પણ માયાપાશમાં બંધાતો નથી. હે પુત્ર ! તુ કેમ ડરે છે ! વનવૃત્તિજ તપશ્ચર્યા છે. તે નૃપ શાર્દુલનાં તુ દર્શન કર ને મનોગત મોહને ટાળ. તે રાજાને પૂછયા પછી હે મહાભાગ ! તું દાર સંગ્રહ કર. તે રાજા તારા મનના સંદેહનુ નિવારણ કરશે. હે પુત્ર ત્યાં જઈ તું ઝટ પાછો આવ." માતપિતાનાં આવાં વચનો સાંભળી હે મહારાજ! તારા નગરમાં હુ આવ્યો છુ. હે રાજેન્દ્ર ! હે પાપરહિત ! મને મોક્ષની ઈચ્છા છે વાસ્તે

---

+ આ અઢારમા અધ્યાયમા જનકે શુકદેવને કરેલા વૈરાગ્યના ઉપદેશની કથા કહેવામા આવશે.

મને માર્ગ દર્શાવો. તપ, તીર્થ, વ્રત, સ્વાધ્યાય, યજ્ઞ, તીર્થ સેવન, કે જ્ઞાન એમાંથી જે મોક્ષનાં સાધન હોય તે આપ અને હે રાજેન્દ્ર ! કથન કરો.[૪-૧૪] જનક રાજા બોલ્યા—હે વિપ્રેન્દ્ર ! મોક્ષ માર્ગનાં સાધનો કરવાં જોઇએ તે સાંભળો. પ્રથમ ઉપવીત ધારણ કરી વેદાભ્યાસ કરી ગુરૂદક્ષણા આપી સમાવર્ત્તન સંસ્કાર પૂર્વક ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી સહિત નિવાસ કરવો. યજન યાજનાદિથી ભિન્ન બીજી વૃત્તિ કરી સંતોષી આશા રહિત કલ્મષરહિત અગ્નિ હોત્રાદિ કર્માનુષ્ઠાન કરતાં કરતાં સત્યવાદી પવિત્ર રહી પુત્રપૌત્રોની પ્રાપ્તિ કરી વાનપ્રસ્થાશ્રમમાં નિવાસ કરવો. તપોબળથી કામ ક્રોધાદિક છ શત્રુઓપર વિજય કરી ભાર્યાને પુત્રને સોંપી યથાન્યાય સર્વ અગ્નિઓનું આત્મામાં આરોપણ કરીને શુદ્ધ વૈરાગ્ય થાય ત્યારે ચતુર્થાશ્રમમાં ધર્માત્માએ શાન્ત થઇને નિવાસ કરવો. સન્યાસમાં વિરક્તના વિના કોઇને પણ અધિકાર નથી એ વેદવાણી સત્ય છે પણ અન્યથા નથી. મારો આ અભિપ્રાય છે. હે શુકદેવ ! જન્મથી સ્મશાન પર્યન્ત (૪૮) અડતાળીશ સંસ્કારો વેદમાં કહ્યાછે તેમાં મહાત્માઓગૃહસ્થના (૪૦) ચાળીશ સંસ્કાર કહેછે. શમદમાદિ આઠ સંસ્કારો મોક્ષની કામનાવાળાઓને કહ્યા છે. એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવુ એવું શિષ્ટોનુ અનુશાસન છે. [૧૫-૨૨] શુકદેવ બોલ્યા—જ્યારે બુદ્ધિમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે ત્યારે જ્ઞાન વૈરાગ્ય આપ્તિ હોવાથી ગૃહસ્થાદિ આશ્રમમાં વસે કે વનમાં વસે તેથી શુ ![૨૩] જનકરાજા બોલ્યા—હે માનદ ! ઇન્દ્રિયો અપકવ પુરૂષોને બહુધા વિકારો કરે છે. ભોજનની ઈચ્છા, શય્યાની ઈચ્છા, સુખની ઈચ્છા ને પુત્રની ઇચ્છા જ્યારે ઇંન્દ્રિયોનો વિહાર થવાનો પ્રસંગ આવી જાય ત્યારે યતીની યતિ હોવાથી શું સ્થિતિ થાય ! આ વાસના જાળ મહા દુર્જર છે, તેની શાન્તિ કોય પ્રકારે થાતી નથી. વાસ્તે વાસનાઓની શાન્તિના નિમિત્ત તેઓનો ક્રમથીજ ત્યાગ કરવો જોઇએ. ઉભો સૂતેલો જન હેઠે પડે છે પણ સૂતેલો જન નથી પડતો તેથી સન્યાસથી ભ્રષ્ટ થયેલાને પ્રાયશ્ચિત નથી પછી તેને માર્ગ મળતો નથી. જેમ કીડી ક્રમથી મૂલથી શાખા ઉપર પહોંચે છે અને સુખથી પગલાં ભરતી તે કીડી હળવે હળવે ફળ સુધી ચડી જાય છે. વિઘ્નની શકાનો વિચાર નહી કરી વિહંગ વેગથી ઉડે છે અને પછી થાકી જાય છે ને વિશ્રામ લેતી કીડી સુખને પામે છે. મનની કામના મહા પ્રબલ છે, અકૃત આત્માઓને એ કામનાઓ અજેય છે, વાસ્તે આશ્રમદ્વારાએ અનુક્રમથી હળવે હળવે એને જીતવી જોઈએ. ગૃહસ્થાશ્રમાં પણ નિવાસ કરી શાન્ત સુમતિ આત્મજ્ઞાની રહી હર્ષ શોકને ન માને, લાભાલાભમાં સમાન રહે, વિહિત કર્મો કરી ચિંતાઓનો ત્યાગ કરે, ને આત્મલાભમાં સંતોષમાની ચિતાઓ તજે તો તે ગૃહસ્થાશ્રમી પણ મુક્ત થાય એમાં સંશય નથી. હે પાપરહિત ! જુઓ ! રાજ્ય કરતો છતાં હુ જીવન્મુક્તછુ. મારી ઈચ્છા મુજબ હુ વિહાર કરૂ છુ છતાં મને કશું પણ થતું નથી. વિવિધ ભોગોને ભોગવતો અને અનેક કાર્યોને આચરતો છતાં પણ જેવો હુ જીવન્મુક્તછુ તેવો હે પાપરહિત ! તું જીવન્મુક્ત બની જા. જે કાંઈ આ જગત્ દેખાય છે તે માયાનો વિકાર હોવાથી દેખાય છે પરન્તુ પરમાર્થથી દેખાતું નથી તો પછી આત્મતત્વને બંધનજ શેનું છે! નથીજ. સૂર્યે પ્રકાશિત કરેલાં ઘટાદિક સૂર્યને બાંધી શકતાં નથી. પંચભૂતો અને તેના ગુણો લક્ષિત હોયછે,

આત્મા તો અનુમાનદ્વારા જાણ્યો જાય છે, સાક્ષી છે તેથી પ્રત્યક્ષ નથી જણાતો. હે બ્રહ્મન્, આ નિર્વિકાર નિરંજન કયા પ્રકારે બંધનને પ્રાપ્ત થઈ શકે! હે દ્વિજ! કેવળ આ મનજ સુખદુખોનાં કારણરૂપ છે. મન નિર્મળ થાય છે ત્યારે સઘળુ નિર્મળ થાય છે. અવિદ્યાજન્ય અન્તકરણાવચ્છિન્ન જીવ છે તે મનની વૃત્તિ ને અવિદ્યાથી કર્ત્તાભોક્તા સરખો લક્ષિત થાય છે. સકળ તીર્થોમાં ભ્રમણ કરી ફરી ફરી સ્નાન કર્યું છતાં જો મન શુદ્ધ ન થયુ તો તે તમામ નિરર્થક છે. હે પરંતપ! દેહો, ઇન્દ્રિયો તથા જીવાત્મા કારણરૂપ નથી પરન્તુ મનુષ્યોને બંધમોક્ષના કારણરૂપ આ મનજ છે. મનમાંજ બંધમોક્ષ રહે છે ને મન શાન્ત થાય છે ત્યારે તે પણ શાન્ત થઈ જાય છે. આત્મા તો સદા શુદ્ધ મુક્ત છે. તે કદી બંધાતો નથી. શત્રુ મિત્ર ઉદાસીન એ સઘળા મનના ભેદ છે પરન્તુ અદ્વૈતભાવમાં ભેદ નથી. આ દ્વૈત દર્શનથીજ ભેદ છે. હુ જીવસંજ્ઞક સદા બ્રહ્મજ છું તેમાં વિચાર કરવાની આવશ્યકતા નથી કારણ કે સંસારમાં પ્રવૃત્તિ કરવાથીજ ભેદ બુદ્ધિ વર્ત્તે છે. હે મહા ભાગ! આ સઘળુ અવિદ્યારૂપ છે તેની નિવૃત્તિ વિદ્યાથીજ થાય છે. વાસ્તે વિદ્વાન્ પુરૂષોએ વિદ્યા અવિદ્યાનુ જ્ઞાન સદા કરવુ જોઇએ. તડકાના વિના છાયાનુ સુખ ક્યાંથી સમજી શકાય! આ પ્રકારે અવિદ્યાના વિના વિદ્યાનું જ્ઞાન પણ થતું નથી. ગુણો ગુણોમાં, પંચભૂત પંચભૂતોમાં, ને ઇન્દ્રિયો ઇન્દ્રિયામાં વર્ત્તે છે, તેમાં આત્માને શું દોષ છે! લોક રક્ષાના નિમિત્તે વેદોએ મર્યાદાનુ સ્થાપન કર્યું છે. હે પાપરહિત! નહી તો સૌગત બુદ્ધોની સમાન ધર્મ નાશ થાય છે. ધર્મનો નાશ થવાથી વર્ણાચારનો નાશ થાય છે આટલા વાસ્તે વેદો એ દર્શાવેલા માર્ગપર ચાલવાથીજ કલ્યાણ થાય છે.[२४+४७] શુકદેવ બોલ્યા—હે રાજન્! હે નરાધિપ! આપે જે કાંઇ કહ્યું તે મેં સાંભળ્યુ, છતાં તેમાં મને શંકા છે, તે શંકાની નિવૃત્તિ થતી નથી. વેદ ધર્મમાં હિંસા પણ થાય છે અને હિંસા અધિક અધર્મવાળી છે. એથી હે રાજન્! વેદધર્મ કેવી રીતે મુક્તિ આપવાવાળો છે! હે રાજન્! સોમપાન કરવુ એ પ્રત્યક્ષજ અનાચાર છે. તથા પશુવધ ને માંસ ભક્ષણ અને સૌત્રાંમણિ યજ્ઞમાં પ્રત્યક્ષજ સુરાનુ ગ્રહણ તથા દ્યૂતક્રીડા તથા અનેક પ્રકારનાં વૃતોનુ વર્ણન છે. આ બધુ પ્રત્યક્ષજ અનાચાર છે. હે રાજન્! મેં સાંભળ્યુ છે કે—પૂર્વે એક શશબિન્દુ નામનો રાજા હતો. તે રાજા યજ્ઞશીળ ધર્મપરાયણ વદાન્ય અને સત્યનિધિ હતો. ધર્મસેતુઓનો રક્ષક, ઉન્માર્ગ ગામીઓનો શાસન કર્ત્તા હતો. તેણે ઘણી દક્ષિણાયુક્ત ઘણા યજ્ઞો કર્યા હતા. તેના યજ્ઞીય પશુઓના ચર્મનો ઢગલો વિંધ્યાચળ પર્વત સમાન થયો હતો. વર્ષાદનું જળ તે ચર્મ રાશીપર પડવાથી ચર્મવતી નદી ચાલી હતી. તે રાજા પણ સ્વર્ગમાં ગયો ને તેની કીર્તિ ભૂમંડળમાં મહાન્ ગવાણી. આવા વેદધર્મોમાં મારી બુદ્ધિની પ્રવૃત્તિ થતી નથી કારણ કે સ્વર્ગની પ્રાપ્તિ અનિત્ય છે. વળી તમારા જીવન્મુક્ત હોવામાં પણ મને સંદેહ છે કારણ કે જે મનુષ્ય સ્ત્રી સંગમાં ભોગોથી સદા સુખ ભોગવે છે અને સ્ત્રી સંગ વિના દુખ માને છે તે પુરૂષ વળી જીવન્મુક્ત કયા પ્રકારે હોઇ શકે![४८–५६] જનક રાજા બોલ્યા—યજ્ઞોના મધ્યમાં જે હિંસા છે તે અહિંસા જ છે "**अहिंस न्सर्व भूता न्यन्यत्र तीर्थेभ्यः इति श्रुतिः**" જો એ હિંસા રાગરૂપ ઉપાધિથી કરવામાં આવે તો હિંસાજ કહેવાય

અર્થાત્ માંસ ભક્ષણના સારૂં યજ્ઞ કરવો હિંસા છે. જેમ લીલાં બળતણના સંયોગથી અગ્નિમાં ધૂમ પ્રવૃત્ત થાય છે અને એ વિના ધૂમ થતો નથી, એ પ્રકારે રાગાદિ ઉપાધિના રહિત રહેવાથી હિંસા થતી નથી. હે મુનિશ્રેષ્ઠ ! આ પ્રકારે તમે વેદોક્ત હિંસાને સમજો, રાગીયોના નિમિત્ત હિંસાજ છે ને વૈરાગીઓના મિમિત્ત નથી. રાગદ્વેષ વિના અહંકાર રહિત જે કર્મ કરવામાં આવે છે અર્થાત્ ઇશ્વરની પ્રસન્નતાના નિમિત્તે ભગવાનમાં કર્મફળ સમર્પણરૂપ જે કર્મ કરાય છે તેને વિદ્વાન્ મનીષી અકૃતજ માને છે. રાગી ગૃહસ્થોને તો તે હિંસાજ થવાની અને રાગરહિત અહંકારરહિત કર્મ કર્યું છે એવા જીવાત્મા મુમુક્ષુઓને તો અહિંસાજ છે. અથવા જેને માંસાદિમાં અધિક રૂચિ વધી ગઈ છે તેને યજ્ઞ શિવાય અન્યત્ર પશુવધ ( હિંસા ) રૂપ છે એમ કહી યજ્ઞમાં નિયમપૂર્વક કર્મદ્વારા ચિત્તશુદ્ધિ કરાવી પશુહિંસાથી છોડાવવાના તાત્પર્યને લઇને છે કે જેથી હળવે હળવે હિંસાકર્મ છોડી દે.[૫૬-૬૨]

**अरागेण च यत्कर्म तथाऽहंकार वर्जितम् ।**
**साऽहिंसैव महाभाग मुमुक्षुणां जितात्मनाम्॥६३॥**

## અધ્યાય ૧૯ મો.*

### શુકદેવના વિવાહ.

**શ્રી શુક્રઉવાચ-**

**संदेहोऽयं महाराज वर्तते हृदये मम ।**
**माया मध्ये वर्तमानः स कथं नि स्पृहो भवेत्॥१॥**

શુકદેવ બોલ્યા—હે મહારાજ ! મારા હૃદયમાં આ એક બીજો પણ સંદેહ છે કે માયામાં વર્ત્તમાન આ મનુષ્ય નિસ્પૃહ કેમ રહી શકે છે ! શાસ્ત્રજ્ઞાનને પ્રાપ્ત કરી નિત્યાનિત્યનો વિચાર કરીને પણ યોગાદિક વિના મોહ મનમાંથી જાતો નથી તો પછી મુક્તિ કેમ હોઈ શકે ! અવિદ્યાને લીધે મનમાં જે અંધકાર ભરાયો છો તે અંધકાર—અજ્ઞાન શાસ્ત્રજન્ય પરોક્ષજ્ઞાનથી નાશ નથી પામતું, જેમ દીપકની વાતો કરેથી અંધારૂં નથી જતું તેમ. પંડિતોએ સદા પ્રાણીઓ પ્રતિ દ્રોહનો ત્યાગ કરવો જોઇએ, હે નૃપ શાર્દુલ। આ વાર્તા ગૃહસ્થને સાધ્ય નથી. વિત્તૈષણા રાજ સુખૈષણા ને સમરમાં વિજયની ઈષણા આપને શાન્ત થઈ નથી ત્યાં સુધી મુક્તિ કેમ થઈ શકે ! આપની ચોરોમાં ' આ ચોર છે ' એવી બુદ્ધિ છે અને તપસ્વીઓમાં 'આ તપસ્વી છે' એવી બુદ્ધિ છે. હે રાજન, ' આ મારૂં ને આ પરાયુ ' એ બુદ્ધિ પણ તમારામાં વર્ત્તી રહી છે છતાં આપ વિદેહ શી રીતે છો ! કડવા, તીખા, કડવા, ખાટા, વિગેરે સારા બુરા રસોને તમે જાણો છો, સારા રસોમાં તમારૂં ચિત્ત રમે છે અને અશુભ રસોમાં તમારી ઈચ્છા નથી. હે રાજન્ ! આપમાં સમય સમય પર જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ અવસ્થાઓ વર્ત્તી રહી છે પછી તુરીયા અવસ્થા કયાંથી વર્ત્તવાની ! ' પાયદળ ઘોડા હાથી રથ આ સઘળાં મારા તાબામાં છે અને હું એનો સ્વામી છુ. ' આ વાત આપ માનો છો કે નથી માનતા. હે રાજન્ ! સદા મધુર જમો છો, મુદિત ને વિમન રહો છો તો માલા અને સર્પમાં ભેદ માનવાથી સમાન દૃષ્ટિ કેવી રીતે તમે રાખી શકો છો ! હે રાજન્ ! માટી અને સુવર્ણમાં સમાનદૃષ્ટિ રાખવાથી આ પ્રાણી મુક્ત થાય છે ને સઘળાંમાં એકાત્મબુદ્ધિ અને પ્રાણી માત્રનુ કલ્યાણ કરવુ જોઇએ. મારૂં તો હમણાં ગૃહદારા આદિકમાં ચિત્ત રમતું નથી જેથી એકલો નિસ્પૃહ રહીને

* આ અધ્યાયમાં જનકના ઉપદેશથી શુકદેવના વિવાહાદિકનું વર્ણન કરવામાં આવશે.

વિહાર કરૂં એવી મારી મતિ છે. નિઃસંગ નિર્મળ શાન્ત નિર્મમ શાન્ત પત્રમૂલ ફલાદિનુ ભોજન કરતો થકો નિર્દ્વંદ્વ થઇને મૃગસમાન વિહાર કરીશ. હે રાજન્ ! મારે ઘર, ધન અને રૂપવતી ભાર્યાથી શું પ્રયોજન છે! આ ગુણાતીત મનમાં પૂર્ણ વિરાગ છે. આપ અનેક પ્રકારના રાગથી યુક્ત થઇ નાના પ્રકારના પ્રપચના વિચાર કરો છો એથી કરીને "હું વિમુક્ત છું" એમ જે બોલો છો તે દંભમાત્ર છે. તમને કયારેક શત્રુની અને કયારેક ધનની અને કયારેક સેનાની ચિંતા રહે છે તો હે રાજન ! કહો ! આપ નિશ્ચિંત કયારે રહો છો ? જે વેખાનસ મુનિ મિતાહારી જીતવૃત છે તે અસત્ય જાણીને પણ આ સંસારમાં પણ મોહ પામે છે. આપનાં વશમાં રહેલાઓનાં નામની "વિદેહ" સંજ્ઞા છે તે કુટિલ નામ છે, એમાં અન્યથા નથી. જેમ મૂર્ખનું નામ વિદ્યાધર, જન્માંધનું નામ દિવાકર, અને દરિદ્રનું નામ લક્ષ્મીધર હોય છે છતાં તેઓનાં એ નામ નિરર્થક છે. આપના વંશમાં થયેલા જે જે રાજાઓ મે પૂર્વે સાંભળ્યા છે તેઓ નામથીજ વિદેહ હતા પણ કર્મથી ન હતા. હે રાજન્ ! તમારા પૂર્વકુળમાં નિમિરાજા થયા હતા. જ્યારે યજ્ઞના સારૂ તેઓએ મુનિરાજ વશિષ્ઠ ગુરૂ આમત્રણ કર્યું ત્યારે મુનિએ નિમિ રાજાને કહ્યુ કે "આ વખતે તો મને ઈન્દ્રે યજ્ઞ વાસ્તે નિમત્રીત કર્યો છે, તેનો યજ્ઞ પૂર્ણ કરીને તમારો પણ યજ્ઞ પૂર્ણ કરીશ. હે રાજન ! ત્યાં સૂધી તમે હળવે હળવે સામગ્રી એકત્ર કરો" આમ કહી મુનિરાજ મહેન્દ્રના ભૂવનમાં ચાલ્યા ગયા ને નિમિ રાજાએ બીજાને ગુરૂ કરીને યજ્ઞારભ કર્યો. આ સાંભળી વસિષ્ઠને રાજાપર બહુ ક્રોધ થયો ને બોલ્યા કે "હે ગુરૂલોપક ! તારો દેહ પતીત થાઓ" રાજાએ પણ શાપ આપ્યો કે "તમારો દેહ પણ પતીત થાઓ." આ ઉભય પરસ્પર શાપથી પતીત થયા એમ મેં સાંભળ્યું છે. હે રાજેન્દ્ર ! વિદેહ રાજાએ ( નિમિ ) પોતે પોતાના ગુરૂને કેમ શાપ આપ્યો ? મારા ચિત્તમાં હે નૃપસત્તમ ! આ વિનોદ દેખાય છે. (પછી વશિષ્ઠજી મિત્રાવરૂણના વીર્યથી ઉત્પન્ન થયા અને નિમિ પલકીપર સ્થિર રહ્યા ).[૧-૨૭] જનકરાજા બોલ્યા—હે શુકદેવજી ! આ તમે સત્ય કહ્યુ. તેમાં કાંઈ પણ મિથ્યા નથી. તોપણ હે વિપેન્દ્ર ! મારા ગુરૂ વ્યાસજીએ કહ્યું છે તે સાંભળો ! પિતાના સંગનો ત્યાગ કરીને તમે વનમાં જવાની ઈચ્છા કરો છો તો ત્યાં તમારો મૃગોની સાથે સબંધ થશે એમાં સંદેહ નથી. જ્યારે સર્વત્ર મહાભૂતોજ છે તે આપ નિસગ કેમ રહી શકશો) જ્યારે આહારને વાસ્તે ચિંતા છે ત્યારે નિશ્ચિંત કેમ રહી શકશો ! જેમ તમને વનમાં પણ દંડચર્મની ચિતા છે તેમ મને રાજ્યની ચિતા છે. દૂરદેશથી આવેલા તમને વિકલ્પો થાય છે ને હુ વિકલ્પને સદેહ ન હોવાથી સર્વથા નિર્વિકલ્પ છુ. હે વિપ્ર ? હું સદા સુખથી સુવું છે અને ખાઉ છુ અને હું બદ્ધ નથી, એવી બુદ્ધિથી હું સદા સુખી છુ. "હું બદ્ધ છુ" એવી શકાથી તમે નિરતર દુઃખી છો વાસ્તે એ શકાનો ત્યાગ કરી સાવધાનીથી સુખી થાઓ. આ દેહ મારો છે અને હું બદ્ધ છુ. એવા વિચારથી મોક્ષ પ્રાપ્તિ નથી પણ મારો દેહ નથી અને હુ બદ્ધ નથી એથીજ છે. ધન, ઘર, રાજ્ય પણ મારૂં નથી એવો મને નિશ્ચય છે, કારણ કે દેહજ મારો નથી તો રાજ્ય કયાંથી હોય. [૨૮-૩૫]

સૂત બોલ્યા—રાજાનાં આવાં વચન સાંભળી શુકદેવ પ્રસન્ન થયા ને આજ્ઞા લઈ પિતાનાં:

શ્રેષ્ઠ આશ્રમ પ્રતિ ગયા. પૂત્રને આવ્યા જાણી વ્યાસજી પ્રસન્ન થયા ને આલિંગન પૂર્વક મસ્તક સુંધી કુશલ પૂછ્યું. તે રમણીય આશ્રમમાં પિતા સમીપ શુકદેવ રહ્યા. તેઓ વેદાધ્યયનમાં સપન્ન સકલશાસ્ત્રમાં પડિત થયા. રાજ્યમાં નિવાસી જનકની દશાને દેખીને પરમ નિવૃત્તિ પ્રાપ્ત થઇને પિતાના આશ્રમમાં રહ્યા. પીવંરી નામની સુદર મુનિકન્યાનું શુકદેવે પાણિગ્રહણ કર્યું હતુ છતાં પણ તેઓ યોગમાર્ગમાંજ સ્થિત હતા. તે સુદરીથી શુકદેવે ચારપુત્રો ઉત્પન્ન કર્યા. કૃષ્ણ, ગૌરપ્રભ, ભૂરિ, ને દેવશ્રુત પ્રતાપવાન વ્યાસપૂત્ર શુકદેવે એક કીર્તિ નામની કન્યા ઉત્પન્ન કરી અને તે કન્યાને વિભ્રાજના પૂત્ર અણુહ, મહાત્માને દીધી. અણુહનો પૂત્ર શ્રીમાન બ્રહ્મદત્ત થયો. આ રાજા શુકકન્યામાં જન્મ્યો હોવાથી બ્રહ્મજ્ઞાની થયો. પછી કેટલોક કાળ વીત્યા પછી નારદજીના ઉપદેશાનુસાર પરમ જ્ઞાન અને ઉત્તમ યોગમાર્ગની પ્રાપ્તિ કરી પૂત્રનો રાજ્યાભિષેક કરી તે બદ્રિકાશ્રમમાં ગયો. માયાબીજ ભૂવનેશ્વરીના મત્રોપદેશથી તેને પૂર્ણ જ્ઞાન થયુ. અને નારદજીના ઉપદેશથી તે મુક્તિ આપનારૂ જ્ઞાન તેને સત્વર થયુ. શુકદેવ પણ પિતાના સગનો ત્યાગ કરી કૈલાસપર્વતના મનોહર શિખરમાં સર્વ સગ છોડી ધ્યાનાગ્રસ્ત થયા ને પરમ અણિમાદિ સિદ્ધિઓને પ્રાપ્ત કરી તેઓ પર્વત શિખરથી ઉછળી પડયા. આ સમયે શુકદેવના ઉછળવાથી વિયોગથી પર્વત–શિખર ફાટી ગયુ. તે મહાતેજસ્વી શુકદેવ સૂર્યના સમાન આકાશમાં ચળકી રહ્યા. જે વેળાએ શુકદેવજી આકાશમાં ગયા ત્યારે બહુ પ્રકારના ઉત્પાતો થતા હવા. દેવરૂષીઓથી પૂજાએલા બીજા સૂર્યના જેવા તેજથી શુકદેવનો વ્યષ્ટિદેહ સમષ્ટિકમાં વ્યાપકરૂપે સ્થિત થઇ વિરાજીત થયો. વ્યાસમુનિ પણ પુત્ર વિરહથી હે પુત્ર! એમ વારંવાર વ્યાકુળ થઇ રૂદન કરવા લાગ્યા જ્યાં શુકદેવજી હતા તે પર્વતના શિખર ઉપર ગયેલા વ્યાસને એ સમયે દીન શ્રમથી વ્યાકુળ ને રૂદન કરતા દેખી પ્રાણી માત્રના હ્રદયમાં સાક્ષીરૂપથી ' તમારો અને અમારો આત્મા એકછે. જેથી શોક ન કરો ' એ વાક્યથી વ્યાસના પ્રતી ઉત્તર આપતા એવા શુકદેવ આકાશના પ્રતિ ગયા. વ્યષ્ટિ દેહને સમષ્ટિમાં લીન કરી વ્યાપક રૂપે રહ્યા એમ સમજાયછે. તે શબ્દ હજીપણ તે પર્વતના શિખર ઉપર વિસ્પષ્ટ રૂપે સાંભલવામાં આવેછે. શોકયુક્ત વ્યાસજીને રોતાદેખીને અને તેમને " પુત્ર " "પુત્ર" પોકારતા સાંભળીને શિવજીએ આવીને સમજાવ્યા કે–" હે વ્યાસ ! શોક કરો માં ! તમારો પુત્ર તો યોગીઓમાં શ્રેષ્ઠ છે. તે અકૃતાત્માઓને દુર્લભ એવી પરમ ગતિને પામ્યો છે તેથી તારે બ્રહ્મવેત્તાએ શોક કરવો ઉચિત નથી. હે પાપ રહિત ! આ પુત્રથી તારી કીર્તિ અચળ થઈ છે.[૩૬–૫૪] વ્યાસ બોલ્યા–હે દેવશ ! શુ કરૂ ! મને શોક મટતો નથી. પુત્રદર્શનની લાલસાથી હજી સુધી પણ મારાં નેત્ર તૃપ્ત થયાં નથી.[૫૫–૫૬] મહાદેવ બોલ્યા–બહુ સારૂ. તુ તેવીજ મનોહર આકૃતિવાળી તારા પુત્રની છાયા તારી નિકટમાં દેખીશ. હે મુનિ શાર્દુલ ! હે પરતપ! તેને દેખીને તું શોકનો ત્યાગ કર.[૫૭] સૂતજી બોલ્યા–હે મુનિઓ ! ત્યારે વ્યાસજી પુત્રની સુપ્રભાવાળી છાયા દેખવા લાગ્યા આ પ્રકારે વરદાન આપી શિવજી અન્તર્ધાન થયા. મહાદેવના ગયા પછી વ્યાસજી પોતાના આશ્રમમાં આવ્યા. તેઓ શુકના વિયોગમાં પરમ તપ્ત થયા." દેવી ભાગવતના શ્રવણથી શુક-

દેવની આ ગતિ થઈ." એ એના માહાત્મ્ય વર્ણન કરવાનો તાત્પર્ય છે.[૫૮-૬૦]

**अंतर्हिते महादेवे व्यासःस्वाश्रमम्यगात् ॥**
**शुकस्य विरहेणापि तप्तः परमदुखितः । ६०॥**

ઈતી શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પ્રથમ સ્કધમાં અધ્યાય ૧૯ મો સમ્પૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.*

### શુકદેવ ગયા પછી વ્યાસ ચરિત્ર.

**ऋषयःउचुः—**

**शुकस्तुपरमांसिद्धिंप्राप्तवान्देवसत्तमः ॥**
**किंचकारततोव्यासस्तन्नोब्रूहिसविस्तरम् ॥१॥**

રૂષિઓ બોલ્યા—દેવસત્તમ શુકદેવજી પરમગતિને પામ્યા પછી વ્યાસજીએ શુ કર્યુ તે વિસ્તારથી કહો.[૧] સૂતપુરાણી બોલ્યા—વ્યાસના વેદાભ્યાસ પરાયણ શિષ્ય જેવા કે અસિત દેવલ વૈશપાયન જૈમિની ને સુમતુ એ તપોધનો ધર્મ પ્રચારાર્થે પૃથિવીતળમાં વિચરવા લાગ્યા, શિષ્યો ને પુત્રની આવી સ્થિતિ થતાં એશ્ર્વીલા વ્યાસ શોકગ્રસ્ત થયા ને ગમનની ઇચ્છા કરવા લાગ્યા શુભ એવી વિષાદ કન્યાને વ્યાસ મનમાં સભારવા લાગ્યા. જેઓ તેમનાં માતાજી ગગા કિનારે શોકવશ તેમણે જોયાં હતાં ને તેઓ પરાસરના સ્પર્શથી મુકત હતા સત્યવતીને સભારીને વ્યાસ તે પર્વતનો ત્યાગ કરી પોતે મહાતેજસ્વી પોતાના સ્થાનપ્રતિ આવ્યા દ્વીપમાં આવી નિષાદને પૃછયુ કે 'તે શ્રેષ્ટ કન્યા કયાં ગઈ ' નિષાદે કહ્યુ ' તેનુ તો સતનુ રાજાને પ્રદાન કર્યુ છે પછી દાશરાજાએ પ્રીતિપૂર્વક વ્યાસની પૃજા કરી ને સ્વાગતનો સત્કાર કરી બે હાથ જોડી કરી કુશળ પુછયું.[૧-૯] દાશરાજ બોલ્યા—મારો આજે સફળ જન્મ છે. હે મુનિ ! આજે મારૂ કુળ પવિત્ર થયુ છે. દેવને પણ દુર્લભ એવાં આપનાં દર્શન થયાં. જે કાર્ય વાસ્તે આપ પધાર્યા છો તે કાર્ય મને કહો. હે વિભો ! દારા ધન ને પુત્રો એ બધુ પણ આપનેજ આધીન છે. ત્યારે વ્યાસમુનિએ સરસ્વતીના તટપર આશ્રમ બનાવ્યુ ને ત્યાં તેઓ તપ કરવા લાગ્યા ને ત્યાં રહ્યા. અતિવ કાંતિવાળા સતનુ રાજાથી સત્યવતીને બે પુત્રો થયા છે એ વાત સાંભળી વ્યાસજી મનમાં સુખી થયા ને તપ કરવા લાગ્યા. તે પુત્રોને વ્યાસ ભ્રાતારૂપે માનવા લાગ્યા. તે બે પુત્રોમાં પહેલો શત્રુને તપાવનારો રૂપવાળો ચિત્રાંગદ નામે હતો જે સઘળાં લક્ષણવાળો થયો હતો. બીજો પુત્ર વિચિત્રવીર્ય નામે થયો તે પણ સતનુરાજાના સુખમાં વૃદ્ધિ કરનારો સકલગુણ સપન્ન હતો. સતનુરાજાને ગગાથી ભિષ્મ નામનો પુત્ર થયો જે જયેષ્ટ પુત્ર હતો. તે પ્રકારેજ સત્યવતીથી તે બળવાન પુત્રદ્રય થયા. આવા પુત્રોને સર્વ લક્ષણો સહિત દેખીને સતનુ પોતાને દેવોથી પણ અજેય માનવા લાગ્યા. કેટલાક કાળ પછી સતનુ રાજા જીર્ણવસ્ત્રની સમાન પોતાના દેહનો ત્યાગ કરી કાળધર્મને પામ્યા. પિતાના દેહાવસાન પછી સઘળી ઉત્તરક્રિયાઓ કરી વિવિધ પ્રકારના દાનો ભિષ્મે કર્યા. ત્યાર પછી મહા વીર્યવાળા ચિત્રાંગદનો રાજ્યાભિષેક કર્યો કારણ કે સત્યવતીની સાથે જયારે દાશરાજે સતનુનો સંબધ કર્યો ત્યારે ભિષ્મને એવી પ્રતિજ્ઞા કરવી પડી હતી કે—હુ રાજ્ય નહી કરૂ ને પરણીશ નહી એથી ચિત્રાંગદને રાજ્ય આપી ભિષ્મે દેવવ્રતનુ પાલન કર્યુ સત્યવતીનો બ-

---

*આ અધ્યાયમા શુકદેવ પરમગતિ પામ્યા પછી વ્યાસના કૃત્યોનુ વર્ણન કરવામા આવશે.

જવાવ વીર પવિત્ર વીર્યથી પ્રમત્ત ચિત્રાંગદ પુત્ર શત્રુઓને તાપ પમાડવા લાગ્યો. એક સમયે તે મહાબાહુ રાજા મોટી સેના સાથે મૃગાદિ વધ્ય જીવોને તથા વનસ્થાનોને જોતા જોતા વનમાં વિચરવા લાગ્યો. ચિત્રાંગદ નામના ગંધર્વે તે રાજાને દેખી પોતાનુ વિમાન ત્યાં પૃથિવી ઉપર ઉતાર્યું, ત્યાં એ ઉભય રાજાઓનુ દારૂણ યુદ્ધ કુરૂક્ષેત્રમાં ત્રણવર્ષ પર્યન્ત ચાલ્યુ, હે મુનિઓ ! તે વેળા ગંધર્વથી મૃત્યુ પામેલો રાજા ઈન્દ્રલોકમાં ગયો. આ વૃત્તાન્ત ભિષ્મે સાંભળી તેની ઉત્તરક્રિયાઓ કરી. ભિષ્મના શોકનુ નિવારણ મંત્રીઓએ કર્યું ને વિચિત્રવિર્યને રાજ્યાભિષેક કર્યો- મંત્રીઓ ને ગુરૂના બોધથી તથા પુત્રને રાજ્યાશનપર સ્થિત દેખી શોકમાં હણાયેલી સુમુખી સત્યવતી પણ સંતુષ્ટ રહી, ને વ્યાસ પોતાના ભ્રાતાને રાજ્ય મળ્યુ સાંભળી પ્રસન્ન થયા. સત્યવતીનો સુંદર પુત્ર યુવાન્ થયેલો જાણી લઘુભ્રાતાના વિવાહની ભિષ્મને ચિંતા થઈ. સકળ લક્ષણોવાળી કાશીરાજાને ત્રણ કન્યાઓ હતી. તે રાજાએ તે કન્યાઓના વિવાહ નિમિતે સ્વયંવર રચ્યો. ત્યાં હજારો રાજા તથા રાજપુત્રો એકત્ર થયા હતા ને તેઓ બધા સ્વયંવરની ઇચ્છાથી આવેલાઓ હોવાથી સત્કાર યુકત થયા હતા. ત્યાં જઇને મહા બળવાન ભિષ્મે એકજ રથથી સઘળા રાજાઓનુ મથન કર્યું ને બલપૂર્વક સઘળા રાજાઓને જીતી તે કન્યાઓનુ હરણ કર્યું. તે હસ્તિનાપુરમાં તે કન્યાઓને લઈ આવ્યો. એ ત્રણે સુલોચની કન્યાઓનુ હરણ કરી ભીષ્મ તેના પ્રતિ માતા ભગિની ને પુત્રી સમાન દૃષ્ટિ રાખા રહ્યો. સત્યવતીને સત્વર ખબર આપી બ્રાહ્મણોને બોલાવી તે જ્યોતિર્વેત્તા બ્રાહ્મણોને શુભ મૂહૂર્ત પુછવા લાગ્યા ને વિવાહ મંડપ રચી તે કન્યાઓને ધર્મિષ્ઠ વિચિત્રવીર્ય નિજભ્રાતાને પરણાવી દીધી. આ વેળા સુંદર અંગવાળી સુનયની શરમાતી એવી ત્રણેમાં મોટી કન્યા હતી તે ભિષ્મને કહેવા લાગી. “ હે કુરૂશ્રેષ્ઠ ! હે ધર્મજ્ઞ ! હે કુલદીપક ગંગાપુત્ર ! હું સ્વયંવરમાં શાલ્વ રાજાને મનથી વરીછુ ને પ્રેમવ્યાકુળ તે રાજા મને મનથી વર્યો છે. વાસ્તે હે પરંતપ ! આપ આપનાં કુળને ઘટે તેમ કરો. પહેલાં તે મને વર્યો ને પછી હુ તેને વરી. હે ગંગાપુત્ર ! તમે ધર્માત્માઓમાં શ્રેષ્ઠ છો, બળવાન્ છો વાસ્તે જેમ ઠીક લાગે તેમ કરો [૯-૩૯] સુત બોલ્યા—જ્યારે તે કન્યાએ એમ કહ્યુ ત્યારે કુરૂનંદન ભિષ્મજી વૃદ્ધ બ્રાહ્મણ, મંત્રી ને માતા સત્યવતીને પૂછવા લાગ્યા. ધર્માત્માઓમાં શ્રેષ્ઠ ભિષ્મે એ સઘળાનો મત જાણીને તે કન્યાપ્રતિ કહ્યુ કે—હે સુંદરમુખી ! જ્યાં તારી રૂચિ હોય ત્યાં તું જા. ત્યારે ભિષ્મથી વિદાય કરાયેલી તે કન્યા શાલ્વરાજાના ભુવનમાં ગઈ. ને મન ઇચ્છિત વાતને તે સુમુખી શાલ્વરાજાને કહેવા લાગી. તમારામાં મારૂ મન હોવાને કારણે ધર્મથી ભિષ્મે મને મુકત કરી છે વાસ્તે હે મહારાજ! હુ આવીછુ વાસ્તે મારૂ પાણિ ગ્રહણ કરો. હે નૃપશ્રેષ્ઠ ! હું આપની અત્યન્ત ધર્મપત્ની થઈશ. ને પહેલાં આપણે અરસ્પરસ વરી ચુકયાં છીએ.[૪૦-૪૪] શાલ્વરાજા બોલ્યા—મારા દેખતામાં ભિષ્મ તને લઇ ગયો છે ને રથમાં બેસારી છે વાસ્તે હુ તારૂં પાણીગ્રહણ નહી કરૂ. કોણ ડાહ્યો પુરૂષ પરોચ્છિષ્ટ કન્યાનુ ગ્રહણ કરે જેથી ભિષ્મે તજેલી તું મારી માતા સમાન છે, તેથી ગ્રહણ નહી કરૂ. આ પ્રકારે તે રૂદન કરતી ને વિલાપ કરતી કન્યાનો મહાત્મા શાલ્વરાજાએ ત્યાગ કર્યો. પછી

ભિષ્મ પાસે આવી રડીને તે કન્યા બોલી 'હે વીર ! તમે તજેલી કન્યાનું શાલ્વરાજા ગ્રહણ કરતો નથી વાસ્તે તમે ગ્રહણ કરો. હે મહાભાગ ! તમે ધર્મજ્ઞ છો. નહી તો હું મરીશ.[૪૨-૪૮] ભીષ્મજી બોલ્યા—હે વરવર્ણિનિ ! બીજામાં ચિત્ત રાખનારીનુ તારૂં ગ્રહણ કેમ કરી શકાય! વાસ્તે હવે તું સ્વચ્છન્દતાથી તારા પિતા પાસે જા. ભિષ્મનાં વચન સાંભળી તે કન્યા વનમાંજ ચાલી ગઈ. કાશીરાજાની બે પુત્રી અમ્બાને અમ્બાલિકા તે વિચિત્રવીર્ય રાજાની રૂપવતી ભાર્યાઓ થઇ. મહા બળવાન્ વિચિત્રવીર્ય રાજા તે બે રમણીઓ સાથે ગૃહને ઉપવનોમાં અનેક પ્રકારે ક્રીડા કરવા લાગ્યો, ને નવવર્ષ પર્યન્ત ક્રીડા કરતો થકો તે રાજા રાજ્યક્ષ્માના રોગથી મરણ પામ્યો. પુત્રનાં મરણથી સત્યવતી બહુ ખેદ પામ્યાં ને મંત્રીદ્વારા પુત્રની મરણ ક્રિયાઓ કરાવી સત્યવતી અતીવ દુઃખી થઈ એકાન્તમાં ભિષ્મને વચન કહેવા લાગી કે હે શતનુ પુત્ર ! તમે તમારા પિતા શંતનુનુ રાજ્ય કરો. આ ભ્રાતાઓની ભાર્યાઓને સાચવી આ વશનુ પાલન કરો. યયાતિ રાજાનો વશ જેમ નાશ ન થાય તેમ કરો.[૪૯-૫૬] ભિષ્મ બોલ્યા હે માતા ! પિતાનાં નિમિત્તે મે પ્રતિજ્ઞા કરી છે. આ પ્રતિજ્ઞા શુ તમે જાણતાં નથી ! હુ રાજ્ય કરીશ નહી ને દાર સગ્રહ નહી કરૂં" ત્યારે સત્યવતી વિચારવા લાગ્યાં કે—આ વશ કેવી રીતે ચાલશે ! અરાજકતા રાખવાનાં આળસથી સુખ નહી મળે.ભીષ્મ બોલ્યાકે—હે માતા! તમે ચિતા કરોમાં. પ્રવીર્યના ક્ષેત્રમાં પુત્ર ઉત્પન્ન કરાવો. કોઈ કુલીન બ્રાહ્મણને બોલાવી વધૂનો નિયોગ કરો. કુલરક્ષામાંને આપત્તિમાં વેદોએ તેનો દોષ ક્ષત્રીયોને કહ્યો નથી. હે શુચિસ્મિતે ! આ પ્રકારે પૌત્રને ઉત્પન્ન કરી તેને રાજ્ય આપો, ને હુ તેના શાસનમાં રાજ્યનું પાલન કરતો રહીશ. ત્યારે ભીષ્મનાં આ વચન સાંભળી સત્યવતી પોતાની કન્યા વસ્થામાં ઉત્પન્ન થયેલા પોતાના વ્યાસપુત્ર 'ને પાપ રહિત છે' તેનુ સ્મરણ કરવા લાગી. સ્મરણ કરતાંજ તપસ્વી વ્યાસજી માતા પાસે આવ્યા ને માતાને પ્રણામ કરી તે દિવ્યમુનિ સન્મુખ ઉભા રહ્યા. ભિષ્મે વ્યાસની અતિશય પૂજા કરી ને સત્યવતીએ તેમને વધાવ્યા. ત્યાં મહા તેજસ્વી વ્યાસ નિર્ધુમ અગ્નિ સમાન ઉભા રહ્યા. પછી માતાએ સઘળી કથા તેમને સભળાવીને પુત્ર ઉત્પન્ન કરવા સારૂ તેને કહ્યું કે " વિચિત્રવીર્યના ક્ષેત્રમાં તમે તમારા વીર્યથી સુદર પુત્ર ઉત્પન્ન કરો. માતાજીનાં આવાં વાકયોને આપ્ત વાકયો સમાન વ્યાસ માનવા લાગ્યા કારણકે શાસ્ત્રમાં માતાપિતા જે કહે તે કરવુ લખ્યુ છે.રૂતુકાલને વિચારતા ૐકાર જપતા મુનિશ્વરએ વાતનો સ્વીકાર કરતા ત્યાં રહ્યા.જે સમય અમ્બિકાએ રૂતુસ્નાન કર્યું તે સમયે તે મુનિના સમીપમાં આવી નેત્ર વીચી ગઈ. તેજ સહન ન કરી શકી તેથી તેને બળવાન અધ પુત્ર થયો. જન્માંધ દેખીને સત્યવતી અત્યન્ત દુઃખી થઈને વ્યાસજીને બીજી ભાર્યાથી પુત્ર ઉત્પન્ન કરવા કહ્યુ. આ પછી તે બીજી ભાર્યાનો રૂતુ પ્રાપ્તકાલ આવતાં વ્યાસજી સાથે સગમ થયો અને મુનિના તેજને કારણે તેણીએ પોતાનાં શરીરપર ચદન લગાવ્યુ હતું. આ રીતે અમ્બાલિકાએ રાત્રિએ ગર્ભ ધારણ કર્યો. આથી તેનો પુત્ર પાંડુવર્ણ થયો. તે પુત્ર પણ રાજ્યને યોગ્ય ન થયો. પછી એક વર્ષ ગયા બાદ સત્યવતીએ પુત્રના નિમિત્ત વધૂને પ્રેરણા કરી. પછી મુનિ શ્રેષ્ઠ વ્યાસજીને બોલાવીને તેમની પ્રાર્થના કરીને રાત્રીએ તેમને સયન સ્થાનમાં મોકલતી હતી. મુનિના તેજને કારણે તે વધૂ ત્યાં

ન ગઈ ને દાસીને ત્યાં મોકલી દીધી તેથી તે દાસીમાં ધર્મના અંશથી શુભ વિદુરજી પુત્ર ઉત્પન્ન થયા. આ પ્રકારે મહા બળવાન ધૃતરાષ્ટ્રાદિ ત્રણ પુત્રોને વંશ રક્ષા નિમિત્તે ઉત્પન્ન કર્યા. હે પાપ રહિત ! તમને મે આ તેઓના વંશના સમુદ્ભવનું કથન કર્યું. આ પ્રકારે આ કુરૂ વંશનુ ભ્રાતૃધર્મજ્ઞાતા વ્યાસજીએ રક્ષણ કર્યું. આ અધ્યાયથી એમ દર્શાવ્યુ છે કે—આ સંસારમાં મહાવંશોની પણ આવી દશા થાય છે. એટલા વાસ્તે સંસારમાં આસક્ત ન થઇને દેવીની ઉપાસના કરી સંસારથી છૂટવુ જોઇએ. આ પાંડુ ધાર્તરાષ્ટ્રાદિની કથા વાંચીને એવો વિચાર ન કરવો કે એ એમજ સહુએ કરવુ યોગ્ય છે, અર્થાત્ મરજી પડે તેનાદ્વારા વંશોત્પત્તિ કરાવી લેવી એમ ન સમજવુ, પરન્તુ આ ઇતિહાસ માત્ર છે પણ શાસ્ત્રની આજ્ઞા નથી. મનુ ભગવાન કહે છે કે—नान्यस्मिन् विधवा नारी वियोक्तव्या द्विजातिभिः । अन्य स्मिन् हि नियुञ्जाना धर्मं हन्ति सनातनम ॥ એથી સ્પષ્ટ છે કે— દ્વિજાતિની સ્ત્રીઓનો નિયોગ ન કરવો. શાસ્ત્રમાં કહ્યુ છે કે—જ્યારે યુગ બદલવાનો થાય છે, ત્યારે વિચિત્ર સૃષ્ટિ થાય છે. આ વંશની ઉત્પત્તિ ભારતવર્ષના સંહારના કારણે મિશ્રપ્રકારથી થઈ છે. ભગવાન્ વ્યાસજીએ એમ દર્શાવ્યુ છે કે—મારા તપસ્વીના વીર્યથી પણ ઉત્પન્ન થયેલા તે બેને વંશરક્ષા સારૂ કર્યા હતા છતાં પરસ્પર દ્વેષ કરીને ધૃતરાષ્ટ્ર ને પાંડુએએ અઢાર અક્ષૌહિણી સેના સહિત કુળનો સંહાર કર્યો, ને કોઈની વાત કૌરવોએ માની પણ નહી તો પછી સાધારણ નિયોગ કરનારા પ્રાકૃત જનોનુ કુલ તો કયાંથીજ રક્ષિત થઈ શકે! મહાભારત સંગ્રામને! આરંભ આવીજ સૃષ્ટિથી થયો છે ને વ્યાસે એમ પણ સુચવ્યુ છે કે- પ્રથમથીજ શરકાર ને વીર્યમાં દોષ આવે છે. તે કાળ જતાં બહુ કાળ પર્યન્ત બિગાડ કરે છે, વાસ્તે આ કથાનો તાત્પર્ય નિયોગના નિષેધમાંજ સમજવો પણ વિધાનમાં ભૂલ કરી ન સમજવો. [૬૬–૭૪] ॥ પ્રથમસ્કંધની શ્લોક સંખ્યા—૧૧૮૪

**एतद्वःसर्वमाख्यातं तस्य वंश समुद्भवम् ।**
**व्यासेनरक्षितोवंशो भ्रातृधर्मविदाऽनघा॥७४॥**

પ્રસન્ન હો પરમેશ્વરી, પરમ અંબિકા માત,
હીરો ભારતવર્ષનો, કરો ઉદય ભલી ભાત.

ઇતિ શ્રી અઢાર હજાર શ્લોકવાળી મહાપુરાણ સંહિતા દેવી ભાગવત વિષે વેદાન્ત કવિ હીરાલાલ જાદવરાય બુચ કૃત ગુજરાતી ભાષાન્તર ટીકામાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.



# श्रीमद्

# देवी भागवत भाषांतर.

## द्वितिय स्कन्ध

### અધ્યાય ૧ લો.*

#### વ્યાસ જન્મ કથા.

ऋषय ऊचुः—

आश्चर्यकर मेतत्ते वचनं गर्भहेतुकम् ।
संदेहोऽत्रसमुत्पन्नःसर्वेषांनस्तपस्विनाम् ॥ १ ॥

રૂષિઓ કહે છે—હે સુત પુરાણી. આ અવ્યક્ત કારણવાળાં આપના વચનો મહા આશ્ચર્યકારક છે. અમને સઘળા તાપસીઓને સદેહ થયો છે. હે મેધાવી! વ્યાસજીનાં માતા સત્યવતી તો શતનુરાજાને પરણ્યાં હતાં તો વ્યાસની ઉત્પત્તી તેમનાથી કેમ થઈ ! તે સતી પોતાને ઘેર હતાં ને વ્યાસના જન્મ પછી શતનુરાજાને તેઓ કેમ પરણ્યાં ! હે સુવ્રત ! હે મહાભાગ ! જે પ્રકારે તેમને બે પુત્રો થયા તે પ્રકારે આ પરમ પાવની કથા અમને કહો. વેદવ્યાસ ને સત્યવતીની ઉત્પત્તિ કહો કારણ કે અમે સઘળા રૂષિઓ સાંભળવાની ઈચ્છાવાળા છીએ. ૧-૫ સુત બોલ્યા—ધર્મ અર્થ કામ ને મોક્ષ આપનારી પરમ શકિતને પ્રણામ કરી આદિ શક્તિનું ધ્યાન કરી પુરાણની સુંદર કથા તમને કહુ છુ. જેનાં નામોચ્ચારણ માત્રથી નિરન્તર સિદ્ધિ થાય છે ને જે વાણી બીજના મિષથી ઉચ્ચારાવેલી હોવી મોક્ષ આવે છે. સકળની મનકામના સિદ્ધ થવા સારૂં સમ્યક્ પ્રકારે ઇપ્સિત લાભોને આપનારી દેવીનુ સ્મરણ કરવુ જોઇએ. વિમાનારૂઢ હોવાથી ઉપરિચર નામના ધાર્મિક સત્યસગર ચેદિ દેશના પતિ શ્રીમન્ દ્વિજપૂજક રાજા હતા. તેના તપથી પ્રસન્ન થઈ ઈન્દ્રે સ્ફટિક સમાન એક ઉત્તમ વિમાન તેને આપ્યુ હતું. તે રાજા તે દિવ્ય વિમાનપર બેસી સર્વત્રવિચરતા હતા, ને ભૂમિપર ન આવવાથી જે ઉપર વિચારવાથી તે વસ્તુ ઉપરિચર નામથી વિદિત થયા. નિત્ય ધર્માનુષ્ઠાન આ રાજા સર્વ લોકમાં પ્રખ્યાત હતા. તેમની સુદર ભાર્યા ગિરિકા નામની હતી. તે રાજાને મહા બળવાન અમિત પરાક્રમી પાંચ પુત્રો હતા. રાજાએ તે પુત્રોને જુદી જુદી ભૂમિનુ રાજ્ય આપ્યુ હતું- એક સમય તે ગિરિકાએ રાજાને કામના પ્રગટ કરી ત્યારે તે રૂતુસ્નાના હતી તે દિવસે પિતૃશ્રાદ્ધના નિમિત્તે મૃગો લાવવાને પિતુઓએ ફરમાવ્યુ હતું આ સાંભળીને ને પત્નીને રૂતુમતી દેખીને રાજા શોચવા લાગ્યા. પછી પિતૃઓનાં વાકયો ગુરૂ માનીને સત્ય કરવાના ઈરાદાથી તે રાજા ગિરિકાનું મનમાં

* આ અધ્યાયમાં વ્યાસ જન્મ કથા કહેવામા આવશે.

સ્મરણ કરતો મૃગયા કરવા ગયો. વનમાં ઉભો ને ત્યાં ભામિનીનુ ધ્યાન કરવા લાગ્યો. તે ગિરિકા રૂપમાં સાક્ષાત્ લક્ષ્મી જેવી હતી. કામિનીના સ્મરણથી તે રાજાનુ વીર્ય સ્ખલિત થયુ. સ્ખલિત વીર્યને અભિમ ત્રી વટપત્રમાં સાચવી તે રાજા વિચારવા લાગ્યો કે—"આ મારૂ વીર્ય નિષ્ફળ ન જાય એવો શુ ઉપાય હોઈ શકે ! રૂતુકાલને પ્રાપ્ત ભાર્યા જાણીને રાજાએ નિશ્ચય કર્યો કે ' મારૂ આ અમોઘવીર્ય છે તેમાં સ દેહ નથી વાસ્તે પ્રિયાને મોકલી આપુ ' તત્પશ્ચાત્ પોતાના સમીપમાં કબુતરને ઉભેલુ જોઈ તેને કહેવા લાગ્યો કે ' હે મહા ભાગ ! આ પત્રને લઈ તુ સત્વર મારે ત્યાં જા. હે સૌમ્ય ! તુ આ સમયે મારી પ્રિયાના નિમિત્તે આને ઘેર લઈ જા ને હમણાંજ ગિરિકાને તું તે આપી આવ કારણ કે આ વેળા તેનો રૂતુકાળ છે.[૬–૨૩] સુત બોલ્યા—એમ કહી રાજાએ તે પત્ર શ્યેનને આપ્યુ. તે ગગન ગતિનો જાણનાર શ્યેન સત્વર તે લઈ ઉડી ગયો. ચ ચુપુટમાં પત્ર સહીત જાતા તે શ્યેનને જોઈ બીજુ શ્યેનપક્ષી માંસ જાણીને તે શ્યેનની પાછળ પડયુ. આકાશમાં એ ઉભય પક્ષીઓ યુદ્ધ કરવા લાગ્યાં ને લડતાં લડતાં તે વીર્યયુક્ત વટપત્ર યમુના જળમાં પડી ગયુ ને વીર્યપત્ર જવાથી બને પક્ષીઓ ચાલ્યાં ગયાં. આ વેળાએ કોઈ અદ્રિકા નામની અપ્સરા સ ધ્યાવ દન પરાયણ બ્રાહ્મણના સમીપમાં ત્યાં આવી. તે અપ્સરા જળક્રીડા કરવા લાગી ને જળમાં ડુબકી મારી વિહાર કરવા લાગી. તે સુ દર અ ગવાળી અપ્સરાએ બ્રાહ્મણના ચરણોને પકડી લીધા. પ્રાણાયામમાં તત્પર બ્રાહ્મણે તે અપ્સરાને દીઠી ને તેને શાપ દીધો કે " તું મારા ધ્યાનમાં વિઘ્ન કરે છે વાસ્તે માછલી બની જા. તે દિવસથી તે અપ્સરા બ્રાહ્મણથી શાપિત થયેલી જમુનામાં વિચરવા લાગી. તે અદ્રિકા નામની સુ દર અપ્સરા શફરી રૂપને પામી. શ્યેનના પદમાંથી પડી ગયેલાં પત્રને મત્સ્યરૂપી અદ્રિકા ગળી ગઈ. પછી કેટલોક સમય વીત્યા દશમે માસે તે માછલીને મત્સ્યજીવી દાશરાજે પોતાની જાળમાં પકડી લીધી. તે માછી મારે તેનું પેટ ચીર્યું તેમાંથી મનુષ્યાકારનુ એક સુંદર જોડલું નીકળ્યું. એક કન્યા શોભાયમાનને એક સુંદર બાલક તેમાંથી નીકળ્યાં. આ આશ્ચર્યને દેખી દાશરાજ બહુ વિસ્મય પામ્યો- આ બ ને બાળકો તેણે રાજાને જઈ આપી દીધાં. રાજા વિસ્મય પામ્યોને પોતાનાં સંતાનરૂપથી તેને લઇ લીધા. તે ધર્માત્મા સત્યનિધિ મત્સ્યરાજા થયો ને તે પોતાના પિતા વસુ સમાન મહા તેજસ્વીને પરાક્રમી થયો. તે કન્યાને તે રાજાએ જલજીવીના નિમિત્તે દીધી. તેનું નામ કાલી અથવા મત્સ્યોદરી થયુ. માછલીના ગુણની ગ ધથી તેનુ નામ મત્સ્યગ ધા પડયુ આ પ્રકારે તે વસુની કન્યા દાશરાજને ત્યાં મોટી થઈ.[૨૪–૩૯] રૂષિઓ બોલ્યા—અદ્રિકાને મુનિએ શાપ આપ્યોને તે માછલી થઈ. દાશરાજ તે માછલીને ચીરીને ખાઈ ગયો. પરન્તુ તે અપ્સરાનું પછી શુ થયુ ! હે સૂતજી! તેના શાપનો અ ત કેમ આવ્યો ! ને તે સ્વર્ગમાં કેમ ગઈ![૪૦–૪૧] સૂતજી બોલ્યા—જ્યારે મુનિએ તેને શાપ દીધો ત્યારે તે વિસ્મય પામીને દીન થઈ રૂદન કરતી સ્તુતિ કરવા લાગી. ત્યારે તે દયાળુ બ્રાહ્મણ તેને રોતી દેખી કહેવા લાગ્યો કે—કલ્યાણી ! તું શોક કરમાં ! તારા શાપનુ નિવારણ હું કહું છુ. હે શુભે ! મારા શાપથી તું માછલી થઇશ ને બે મનુષ્યોને જન્મ આપી શાપથી તું છૂટી જાઈશ. એમ કહેતાંજ તેણી નદીના જળમાં

મત્સ્ય દેહ પામીને બાળકોને જન્મ આપી શાપથી છૂટી ગઇ. મત્સ્યરૂપને તજી દિવ્યરૂપને પામી શાપના અંતમાં તે અદ્રિકા અપ્સરા દેવલોકમાં ગઈ. આ પ્રકારે જન્મ પામેલી તે સુંદર કન્યા મત્સ્યગંધવાળી થઇને તે દાસરાજના ઘરમાં ઉછરી મોટી થઈ જ્યારે સુંદર કાન્તિવાળી મત્સ્યગન્ધા કિશોરી થઇ ત્યારે તે વસુ કન્યા બાપના ઘરનાં કામ કરવા માંડી.[૨૪૮]

**मत्स्यगन्धा तदाजाता किशोरी चातिसुप्रभा ।**
**तस्यकार्याणिकुर्वाणावासवीचातिसुप्रभा ॥४८॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે દ્વિતીય સ્કન્ધમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

## અધ્યાય ૨ જો.*

### પારાશરથી દાસકન્યામાં વ્યાસજન્મ.

**सूतउवाच–**

**एकदा तीर्थयात्रायां व्रजन्पाराशरो मुनि**
**आजगांमम हातेजा कालिन्द्या स्तह मुत्तमम।१**

સૂત બોલ્યા–એક દિવસ પારાશર મુનિ તીર્થયાત્રા કરવા નીકળ્યા. તે મહા તપસ્વી કાલિન્દ્રિ નદીના દીવ્ય તટપર આવ્યા.[૧] આ સમયે તે નાવિક ભોજન કરતો હતો તેને તે મહાત્મા કહેવા લાગ્યા કે મને તું કાલીન્દિ નદીના સામા કિનારે નાવદ્વારા લઇજા. દાસ મુનિનાં વચન સુણી તટપર જમતો હતો તેથી મનોરમા બાળા કન્યા મત્સ્ય ગંધાને દાસે કહ્યુ "હે પુત્રી ! નાની હોડીથી મુનિને પેલે પાર લઇજા કારણ કે તે ધર્માત્મા મુની હે શુચિ સ્મિતે ! ગમનાતુર છે. પિતાના વાક્ય સાંભળીને વસુકન્યા મત્સ્યગંધા સુંદરી મુનિને નૌકામાં બેસારી ચાલતી થઇ દૈવયોગથી યમુનાના જળમાં ચાલતાં ચાલતાં તે સુલોચનાને દેખી ભાવિથી પારાશર મુનિ કામાતુર થયા. યૌવનકળામાં ખીલેલ સુંદરિને દેખીને સ્પર્શની ઈચ્છાવાળા તે મુનિએ પોતાના જમણા કરથી તેણીના જમણા કરને સ્પર્શ કર્યો. ગૌરવર્ણી તે કન્યા મુનિને હસીને કહેવા લાગી કે આ વાત તમારાં કુળશાસ્ત્ર અને તપને શું અનુરૂપ છે ? અર્થાત્ કામ વધારવા સારૂં મત્સ્યગંધાએ હાસ્ય કર્યું ને કહ્યુ કે હે ધર્મજ્ઞ વસિષ્ઠના કુળમાં ઉત્પન્ન થએલા તમે કુલશીલ સંપન્ન છો છતાં કામથી પીડાએલા થઈ શું કરવા ધારો છો ! હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ! પૃથ્વીપર માનુષ જન્મ દુર્લભ છે. તેમાં પણ વિશેષે કરી બ્રાહ્મણપણું હું દુર્લભ માનુ છું. હુ દ્વિજોત્તમ કુળશીળ શાસ્ત્રથી જોતાં તમે ખરેખર ધર્માત્મા જણાઓ છો. છતાં હે વિપેન્દ્ર મને મત્સ્યગંધાને દેખીને કેમ અનાર્ય ભાવને પ્રાપ્ત થયા છો ! હે અમોઘ બુદ્ધિવાળા બ્રાહ્મણ ! તમે મારા શરીરમાં શું શુભ દેખીને કરસ્પર્શ કરવાને આવો છો ! તમે કામાતુર થઇને સમીપમાં આવો છો પણ સ્વધર્મને તમે કેમ જાણતા નથી ! ફરી મનમાં વિચારવા લાગી કે આ બ્રાહ્મણ શૃંગારરસમાં લીન થઇ સ્તબ્ધ બુદ્ધિવાળો મારો સ્પર્શ કરવાની ઈચ્છા કરે છે. પંચબાણ ( કામ ) થી તેનુ મન ઘણું વ્યાકુલ થયુ છે આનુ કારણ આ સમયે કોણ નિવારણ કરી શકે તેમ છે. ( શાપ ભયથી કન્યાએ આ પ્રકારનો વિચાર કર્યો. ) આમ વિચાર કરી તે બાળા મહામુનિ પ્રતિ કહેવા લાગી હે મહાભાગ ? ધૈર્ય ધરો, આપને પાર તો પહોંચાડુ પછી જે ઈચ્છા હોય તે કરો.[૪-૧૨] સુત બોલ્યા–તે હિતકારી વચન સાંભળીને વ્યાકુળ થઈ મુનિએ હાથ છોડી દીધો અને નદિમાપાર પહોચ્યાં, કિનારે પહોચ્યાં પછી કામાતુર મુનિએ પાછી મત્સ્યગંધાને પકડી. તે કન્યા ધ્રુજતી પાસે ઉભેલા મુનિને કહેવા

* આ અધ્યાયમા પારાશર મુનિથી દાશકન્યામા વ્યાસજીના જન્મની કથા કહેવામા આવશે.

લાગી કે હે મુનિ શ્રેષ્ઠ ! મારામાં માછલીની ગંધ છે, એથી તમને શંકા કેમ નથી થતી કારણ કે સમાન રૂપવાળીઓનોજ સંયોગ સુખકારક છે, તેના આ શબ્દો સાંભળતાંજ મુનિએ તેને ક્ષણમાત્રમાં યોજનગંધા કરી દીધી તેથી તે સુરૂપા સુંદરિ દમકિ ઉઠી. કસ્તુરી સમાન સુગંધવાળી તે મનોહર કન્યાને કામપીડિત મુનિએ જમણા કરથી પકડી. ત્યારે સત્યવતી કર સ્પર્શ કરતા મુનિને કહેવા લાગી કે હે મુનિ આવતા જાતા લોકો તથા તટપર સ્થિત મારા પિતા પણ આ ચેષ્ટા દેખે છે. આ પશુ ધર્મ તો મને ઠીક નથી લાગતો કારણ કે દારૂણ છે. હે મુનિ ! રાત્રી સમય સુધી કાળની પ્રતીક્ષા કરો મનુષ્યોને આ કર્મમાં રાત્રીજ કહી છે, દિવસ નહિ દિવસે સંગ કરવાથી મહા દોષ છે અને આ સઘળા પ્રાણીપણ દેખે છે. હે મહાબુદ્ધિ ! જુઓ ! આ લોક નિન્દા દુરાસદ છે માટે કામનાનો ત્યાગ કરો. તેનાં યુક્તિ યુક્ત વાકય સાંભળીને ઉદાર બુદ્ધિવાળા મુનિએ પોતાના પુણ્યના પ્રભાવથી એકનીહાર ( કુહર )ની કલ્પના કરી જ્યારે નિહાર થઈ ગયો ત્યારે તટ અત્યન્ત અંધકારથી ઘેરાઈ ગયો. ત્યારે તે કામિની મુનિને પ્રીય વચન કહેવા લાગી. કે હે દ્વિજશ્રેષ્ઠ ! હું કન્યાછુ ને આપ તો મને ભોગવીને ઇચ્છાનુસાર ચાલ્યા જશો. પરન્તુ હે બ્રહ્મન ! આપ અમોઘવીર્ય છો તેથી મારી શુ ગતી થશે ! જો આ સમય હું ગર્ભવતી થઈશ તો પિતાને શુ કહીશ, આપતો મને ભોગવી વિદાય થશો પરંતુ કહો ! હું શુ કરીશ[૧૫–૨૬] પરાશર બોલ્યા—હે કન્તે ! આ સમે મારૂ પ્રિય કર તુ કન્યાજ બની જઈશ હે ભામિની ! તારી ઈચ્છામાં આવે તે વરદાન માગ.[૨૭] સત્યવતી બોલી—હે માનવ ! જે પ્રકારે મારા માતા પિતા ને કોઈ લોક મને ન જાણે ને મારૂં કન્યાવ્રત નષ્ટ ન થાય તેમ કરો. હે મુનિ ! તમારા સમાન તેજસ્વી અદ્ભૂત વીર્યવાળો મને પુત્ર થાય ને મારી આવી સુંદર ગંધ કાયમ રહે ને મને નવુ નવુ યૌવન આવ્યા કરે તેમ કરો.[૨૮–૨૯] પરાશર બોલ્યા—હે સુંદરિ ! સાંભળ તને ત્રિલોકીમાં વિખ્યાત વિષ્ણુના અંશરૂપ પવિત્ર પુત્ર હે સુંદર ગાત્રવાળી ! થશે. કોઈ પણ મહાકારણને વીધેજ હું તારામાં કામાતુર થયોછુ નહીતો હે સુમુખી ! પૂર્વે મને આવો મોહ કયારે પણ થયો નથી. અપ્સરાઓનાં રૂપને દેખીને પણ હું સદા ધૈર્યવાન જ રહ્યો છુ. તને જોઈને દૈવયોગેજ કામવશ થયો છું. તેથી દુરતિક્રમ એવુ આમાં તુ દૈવનું કારણ જાણ. અતિ દુર્ગન્ધવાળી તને દેખાને હું કામાતુર નહી તો કેમ થાઊં ! હે સુવદની ! પુરાણનો કર્ત્તા વેદોનો વિભાગ કરનારો ત્રિલોકમાં વિખ્યાત પુત્ર થશે.[૩૦–૩૪] સૂત બોલ્યા—આમ કહી તે વશીભૂત થયેલી કન્યામાં ક્રીડા કરી તે મુનિસત્તમ તુરતજ કાલીન્દીના જળમાં સ્નાન કરવા ગયા. તે સત્યવતી સત્વર ગર્ભવતી સતી થઈ ને યમુનાના દ્વીપમાં બીજા કામદેવના સમાન જન્મતાંજ તેજસ્વી એવા પુત્રને જન્મ આપ્યો તે વીર્યવાન પુત્ર તપની ઈચ્છાથી તુરતજ તેની માતાને કહેવા લાગ્યો કે—મારૂ તપમાં મન લાગ્યુ છે. હે માતા ! તારી ઈચ્છા થાય ત્યાં તુ ચાલી જા ને હું પણ તપ કરવા જાઉંછુ. હે મહાભાગ ! મને સંભારીશ ત્યારે હું તને દર્શન આપ્યા કરીશ હે માતા ! જ્યારે તને કાંઇ નજીવુ પણ કામ પડે ત્યારે તારે મારી સ્મૃતિ કરવી એટલે હે ભામિની ! હું સત્વર હાજર થઇશ. તારૂ કલ્યાણ થાઓ ! હું જા-

ઉછું. ચિંતા તજી તું સુખી રહે. એમ કહી વ્યાસ ચાલી નીકળ્યા ને સત્યવતી પિતાના ભુવનમાં ગઇ. તેણે દ્વીપમાં તે બાળકને જન્મ આપ્યો તેથી તે દ્વૈપાયન કહેવાયો. વિષ્ણુના અંશરૂપ તે હોવાથી જન્મતાંજ તે મોટો થઈ ગયો. તીર્થ તીર્થમાં સ્નાન કરતાં કરતાં ઉત્તમ તપ તેણે આચર્યું. આવી રીતે પરાશરથી સત્યવતીમાં દ્વૈપાયન વ્યાસ જન્મ્યા. કલિયુગ આવ્યો છે એમ સમજીને તેણે વેદોની શાખાઓ કરી ને તેણે વેદોનો વિસ્તાર કર્યો તેથી વ્યાસમુનિ નામે ઓળખાયા પુરાણોની સંહિતાઓ તથા મહાભારત ઇતિહાસ તેણે રચ્યાં. વિભાગો કરેલા વેદોનો તેણે શિષ્યોને અભ્યાસ કરાવ્યો. સુમંતુ જૈમિની પૈલ વૈશંપાયન અસિત દેવલ શુક ( સ્વપુત્ર) ઈત્યાદિ શિષ્યોને વેદાધ્યયન કરાવ્યું. ૩૫-૪૫ સુત બોલ્યા—હે મુનિઓ ! સકળ કારણો તમને મે કહી બતલાવ્યાં, તથા સત્યવતીના પુત્રની શુભ ઉત્પત્તિ પણ કહી. હે મુનિઓ ' યોગિઓની આ ઉત્પત્તિ વિષયમાં તમાને સંશય કરવો નહી. પરંતુ મહાપુરૂષોનાં ચરિતોમાંથી ગુણો ભેદ તેજ ગ્રહણ કરી લેવા. કારણવશાત્ સત્યવતીની ઊત્પત્તિ માછલીના પેટમાંથી થઈ, ને પારાશરની સાથે સંયોગ થયો ને સંતનુ સાથે તે પરણી નહી તો મુનિનું મન કામાતુર કેમ થઈ શકે, ધર્મજ્ઞ હોવા છતાં અનાર્ય જુષ્ટ કર્મ મુનિએ કેમ કર્યું ! જેથી આ આશ્ચર્યરૂપ ઉત્પત્તિ કારણથીજ થઇ છે. આનું શ્રવણ કરી મનુષ્ય પાપરહિત થાય છે. જે બુદ્ધિમાન મનુષ્ય આ શ્રેષ્ઠ આખ્યાનને સાંભળે છે તેને દુર્ગતિ નથી થાતીને તે સદા સુખી થાય છે.

**य एतच्छृणुयादाख्यानं शृणोति शुचिमान्नरः ।**
**न दुर्गतिमवाप्नोति सुखी भवति सर्वदा ॥५२॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે દ્વિતીય સ્કન્ધમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### ગંગાને સત્યવતી સાથે શંતનુના વિવાહ.

**ऋषयः ऊचुः—**

**उत्पत्तिस्तु त्वयाप्रोक्ता व्यासस्यामिततेजसः ॥**
**सत्यवत्या स्तथासूत विस्तरेण त्वयानघ ॥२॥**

રૂષિઓ કહે છે— હે સૂત ! તમે અમિત તેજવાળા વ્યાસની ઉત્પત્તિ કહીને વિસ્તારથી સત્યવતીની પણ ઉત્પત્તિ હે પાપરહિત ! તમે કહી છતાં અમારા ચિત્તમાં એક સંદેહ રહી ગયો છે. તમારા કહેવા છતાં તે સંશય હે પાપરહિત ! અમને મટતો નથી. વ્યાસજીની માતા સુંદર સત્યવતી તમે કહ્યાં તે ધર્મવેત્તા શંતનુ રાજાને કેવી રીતે વર્યા ! નાવિકની તે પુત્રી સાક્ષાત્ નૃપતિને કેવી રીતે વરી ? કુરૂવંશમાં શ્રેષ્ઠ ધર્મિષ્ઠ રાજાએ તે કુલહીન કન્યાનો કેમ સ્વીકાર કર્યો ? શંતનુની પ્રથમ પત્ની કોણ હતી અને મહાત્મા ભિષ્મ વસુના અંશ કયા પ્રકારે છે. ! આપે જે કહ્યુ કે ભિષ્મજીએ ચિત્રાંગદને રાજા બનાવ્યા જે સત્યવતીના મોટા પુત્ર હતા. ને વીર હતા. તેઓ વસુઓ સાથે લડતાં મરાયા ત્યારે તેના ભાઈ વિચિત્રવીર્યને રાજ્ય મળ્યુ તે વિચિત્રવર્ય સત્યવતીના બીજા પુત્ર હતા. જ્યારે ધર્મિષ્ઠ રૂપવાન શ્રેષ્ઠ જયેષ્ઠ ભિષ્મજી વિદ્યમાન હતા છતાં તેઓ બે કેમ રાજ્યપર ક્રમથી આવ્યા. વિચિત્રવીર્યના મુઆ પછી સત્યવતી મહા શોક પામીને તેણે પુત્રોની વિધવાદ્વારાએ ગોલક પુત્રો કેમ ઉત્પન્ન કરાવ્યા ! તે સુંદરીએ ભિષ્મને કેમ રાજ્ય

* આ ત્રીજા અધ્યાયમા ગંગાને સત્યવતી સાથે શંતનુરાજાના વિવાહની કથા કરવામાં આવશે.

ન આપ્યુ ? વીર ભિષ્મે દારસગ્રહ કેમ ન કર્યો ? મહા તેજસ્વી વ્યાસે આ અધર્મ કેમ કર્યો ? મોટા હેવા છતાં નાના ભ્રાતાઓની ભાર્યાઓમાં પુત્ર કેમ ઉત્પન્ન કર્યા! તે ધર્માત્મા પુરાણકર્ત્તા મુનિએ પર સ્ત્રીને તેમાં વળી ભાઇઓની સ્ત્રીઓનુ કેમ સેવન કર્યું ? તે મુનિએ આવું જુગુપ્સિત કર્મ કર્યુ ! હે સૂત ! વેદનીઅનુમતિ કરનારાઓને શુ આ શિષ્ટાચાર કહ્યોછે ? હે બુદ્ધિમાન્! આપ વ્યાસના શિષ્ય છો જેથી અમારો આ સદેહ દૂર કરો. અમે ધર્મક્ષેત્રમાં સાંભળવાના અવકાશમાં રહ્યા છીએ
૧-૧૪ સુત બોલ્યા—ઈક્ષ્વાકુવશમાં મહાભિષ નામે રાજા થયા છે. તે સત્યવાન્ ધર્મશીળ ચક્રવર્તી ને રાજાઓમાં ઉત્તમ હતા. સહસ્ત્ર અશ્વમેધથી ને શત વાજપેય યજ્ઞથી તે રાજાએ ઈન્દ્રને સતુષ્ઠ કર્યા જેથી તે મહામતિ રાજા સ્વર્ગ પામ્યા એક વેળા મહાભિષ રાજા બ્રહ્મલોકમાં ગયા. સઘળા દેવતાઓ પ્રજાપતિની પરિચર્યામાં આવેલા હતા. મહા નદી ગગા પણ તે બ્રહ્મદેવની સેવામાં આવી હતી. આ વેળા પવનથી વેગને લઈ તે ગગાનુ વસ્ત્ર ઉડી ગયું જેથી સઘળા દેવતાઓએ એ નહી જોવા નીચુ જોયુ, પરન્તુ મહાભિષ રાજા રાજા નિશક રહી ગગાને જોવા લાગ્યા નદીમાં દેવતારૂપ ગગાજીએ રાજાને પ્રેમયુક્ત દેખીને પોતે પણ મોહિત થઈ જોવા લાગ્યાં. આ પ્રકારે એ ઉભય કામમોહિત થઈ નિર્લજ થયાં. બ્રહ્માએ ક્રોધ કરી એ ઉભયને શાપ આપ્યો કે હે રાજન્! તુ ફરી મૃત્યલોકમાં જન્મ લે. પછી ત્યાં પુણ્ય અર્ચન કરીને સ્વર્ગ લોકમાં આવજે. ગગાને પણ રાજામાં પ્રેમચેષ્ટા દેખીને બ્રહ્માજીએ કહ્યુ કે-તુ પણ મૃત્યુલોકમાં જા. પછી તે બને જણાં વિવશ થઇને બ્રહ્મલોકમાંથી વિદાય થયાં. પછી એ ઉભય ભૂર્લોકના રાજાઓનો વિચાર કરવા લાગ્યાં કે—આપણે કયાં જન્મ લેશુ ! પછી તેઓએ પુરૂવશમાં ઉત્પન્ન પામેલા પ્રતીપ રાજાને પેટે જન્મ લેવાની ઇચ્છા કરી. આ સમયે સ્ત્રીઓ સહિત આઠ વસુઓ સ્વચ્છન્દ ક્રીડા કરવા સારૂ વસિષ્ઠ મુનિના આશ્રમમાં આવ્યા તે આઠે વસુઓમાં પૃથુઆદિમાંકોય એક ઉત્તમ વસુ હતો. ઘૌ નામના તે વસુની સ્ત્રીએ મુનિની નદિની નામની ગાય દીઠી. એ ગાયને દેખી તે સ્ત્રી પોતાના પતિને પૂછવા લાગી કે—આ ઉત્તમ ગાય કોની છે ! ઘૌ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો "હે સુંદરિ ! આ ગાય વસિષ્ઠજીની છે તે ગાયનુ દૂધ જે કોઈ સ્ત્રી કે પુરૂષ પીવે તે દશ હજાર વર્ષની આયુષ્ય વાળો તથા સદાય નવયૌવનવાળાંજ થાય આ સાંભળી સુદરી બોલી કે—આ મનુષ્યલોકમાં મારી એક સખી છે તે ઉશીનર રાજર્ષિની પરમ સુંદર પુત્રી છે. હે મહાભાગ! મારી તે સખી સારૂ આ દૂઝણી કામદાતા સવત્સરી નદિની ગાય અહી લઈ લ્યો ને તેને આપો કે જેથી આ ગાયનુ દૂધ પીને મારી સખી સદાય મનુષ્ય લોકમાં જરારોગરહિત યુવતી આયુષ્યવાળી તે એકજ થાય. પ્રિયાનાં વચન સાંભળીને તે વસુએ ઘૌએ નદિની ગાયનું વસિષ્ટના આશ્રમમાંથી હરણ કર્યું તે પાપી વસુએ દાતા ઇન્દ્રિય નિગ્રહવાળા મુનિનો તિરસ્કાર કરી પૃથુ આદિના સહિત નદિનીનું હરણ કર્યું. નદિનીનુ હરણ થઈ ગયા પછી પરમ તેજસ્વી વસિષ્ઠ મુનિ પુષ્પમૂલાદિ લઇ સ્વાશ્રમમાં સત્વર આવ્યા વાછડાં સહિત ગાયને મુનિએ આશ્રમમાં ન દીઠી ત્યારે તેજસ્વી મુનિ વનમાં ને ગુફાઓમાં ગાયને ગોતવા લાગ્યા પરન્તુ જ્યારે તે નદિની ન જડી ત્યારે અતિશય કોપાવિષ્ઠ થયા. તે વરૂણપુત્ર

વસિષ્ઠે ધ્યાન યોગથી વસુઓથી હરાયેલી ગાય છે એમ જાણી ગયા ને બોલ્યા કે—મારૂં અવમાન કરી જેઓ વસુઓએ આઠે મારી ગાયનુ હરણ કર્યું છે તેઓ અવશ્ય મૃત્યુલોકમાં જન્મ લેશે.” એ પ્રકારે વસિષ્ઠે વસુઓને પોતે શાપ આપ્યો છે એ વાર્તા સાંભળી વિમન થયા તે વસુઓ દુઃખિત થઈ મુનિના આશ્રમમાં આવ્યા. તે વસુઓ મુનિને પ્રસન્ન કરવા લાગ્યા, ત્યારે પાસે ઉભેલા શરણમાં આવેલા દીન વસુઓના પર દયાળુ મુનિ બોલવા લાગ્યા કે—અનુક્રમે એકજ વર્ષમાં તમે જન્મ લેશો ને એજ વર્ષમાં તમે પ્રાણત્યાગ કરશો પરન્તુ જે દ્યૌએ મારી વ્હાલી નદિનીનુ હરણ કર્યું છે તે દ્યૌ બહુકાળ સુધી મૃત્યુલોકમાં નિવાસ કરશે. આ પ્રમાણે આ પ્રમાણે તે શાપિત થયેલા વસુઓને માર્ગમાં શાપિત થયેલી નદીઓમાં ઉત્તમ એવી ગગા મળી. તે ચિ તાતુર ગંગા પ્રતિ તે વસુઓ હાથ જોડી બોલ્યા કે “ હે દેવિ! અમૃત ભોજન કરનારા અમે દેવતા મનુષ્યના પેટમાં કેવી રીતે જન્મ લઇએ! આપ અમને પ્રગટ કરો. હે અનઘે ! તમે શતનુ નામના રાજર્ષિની ભાર્યા થાઓ! હે ગગા ઉત્પન્ન થએલાઓને અમને સત્વર જળમાં નાંખી દો. આ પ્રકારે અમે શાપથી મુક્ત થશુ. ‘એમજ થશે’ એવાં ગગાનાં વચનો સાંભળી તેઓ સૌ સૌના લોકમાં ગયા. ગગા પણ ચિ તા કરતાં ત્યાંથી ચાલી નીકળ્યાં હવે બ્રહ્માના શાપથી મહાભિષ રાજા હતો તે પ્રતીપ રાજાનો પુત્ર થયો તેનુ નામ શતનુ પડ્યુ. તે રાજર્ષિ ધર્માત્મા સત્યસગર થયો. પ્રતીપ રાજાએ સૂર્યની સ્તુતિ કરી ત્યારે અતુલ તેજવાળા સૂર્યદેવ પ્રસન્ન થવાથી તે જલમાંથી સુવર્ણની ગંગા પ્રકટીને રાજાનાં ઉરૂ ઉપર શાલની જેમ ચડી બેઠી. ખોળામાં બેઠેલી તે ગગાને રાજાએ કહ્યુ હે વામોરૂ ! તુ કોણ છે ! ને મારી અનુમતિ શિવાય મારી જ ઘાપર કેમ બેસી ગઇ છે ! તે બોલી “ હે નૃપસત્તમ ! હું કામના નિમિત્ત આપની પાસે આવીછુ. હે કુરૂશ્રેષ્ઠ ! તમે મારો સ્વીકાર કરો. રાજાએ તે યૌવનવતી ત્યારે કહ્યું “ હુ કયારે પણ સ્વેચ્છાથી પરસ્ત્રી સમીપે ગમન કરતો નથી. હે ભામિની ! હે શુચિસ્મિતે ! તુ મારા જમણા ઉરૂપર આલિગન કરી બેઠી છે તો તે સ્થાન તો સતાન અથવા પુત્રવધુઓનું કહેવાય છે. હે કલ્યાણિ ! તુ મારી પુત્રવધુ થા ને તારાં પુણ્યથી અમને નિસદેહ પુત્ર થશે. બહું સારૂ એમ કહી તે ગગાએ જળમાં પ્રવશ કર્યો ને રાજા પણ તે સ્ત્રીની ચિતા કરતો ભવનમાં ગયો. કેટલાક દિવસ પછી રાજાને શતનુ નામે પુત્ર થયો. ( મહાભિષ રાજાનો બ્રહ્મશાપથી અવતાર ) તે યુવાન્ થયો ત્યારે વનમાં જવાના સમયે રાજા પ્રતીપ બોલ્યો ને તે ગગાનુ સઘળું વૃત્તાન્ત તેને કહીને કહ્યુ કે—જો તને વનમાં કોય ચારૂહાસિની સ્ત્રી પ્રાપ્ત થાય તો ત્યારે તેનો ઇચ્છાપૂર્વક તું સ્વીકાર કરજે અને તે સ્ત્રીને ‘ તુ કોણ છો’ એમ મારી આજ્ઞાથી તું પૂછજે મા. તેને તુ ધર્મપત્ની બનાવી અવશ્ય તુ સુખીજ થાઈશ. ૧૫–૫૬.

સૂત બોલ્યા—પ્રસન્ન મન પ્રતીપ રાજા શંતનુ પુત્રને એ પ્રમાણે કહીને ને સઘળી રાજ્ય લક્ષ્મી તે પુત્રને સ્વાધીન કરીને વનમાં ચાલ્યા ગયા. ત્યાં પણ પ્રતીપે તપશ્ચર્યા કરી અમ્બિકા દેવીનુ આરાધન કરીને પોતાના દેહનો ત્યાગ કર્યો. તે રાજા પોતાના તેજથી સ્વર્ગમાં ગયા અને મહા તેજસ્વી શતનુ રાજા સાર્વભૌમ રાજ્યને પ્રાપ્ત કરી ધર્મપૂર્વક

શાસન કરવા લાગ્યા ને પ્રજાપાલન કરવા લાગ્યા.[૫૭–૬૦]

**राज्यं प्राप महातेजाः शंतनुः सार्वभौमिकम् ।**
**प्रजा वै पालयामास धर्मदंडो महीपतिः॥६०॥**

ઈતિશ્રી દેવી ભાગવત વિષે મહાપુરાણે દ્વિતીય સ્કંધમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો*

### વસુઓની ઉત્પત્તિ.

**सूतउवाच—**

**प्रतीपेऽथदिवंयातेशंतनु सत्यविक्रमः ।**
**बभूवमृगयाशीलोनिघ्नन्व्याघ्रमृगान्नृपः ॥१॥**

સૂત બોલ્યા—પ્રતીપ સ્વર્ગ ગયા પછી સત્યપરાક્રમી શંતનુ રાજા વનમાં મૃગયા કરવા ગયા ત્યાં વ્યાઘ્ર મૃગ આદિને મારવા લાગ્યા. એક સમયે તે રાજા ગંગાકાંઠે ઘોરવનમાં વિચરતા હતા તેવામાં તેઓએ એક હરિણાક્ષી સુંદર ભૂષણવાળી સ્ત્રી ત્યાં દીઠી. તેને દેખી રાજાએ વિચાર્યું કે પિતાએ કહેલી તે આજ સુંદરી છે, આ સ્ત્રી રૂપયૌવનવતી તથા દ્વિતીય લક્ષ્મીનો અવતાર છે. તે સુંદરીનાં વદનકમળનું પાન કરતો તે સંતનું રાજા તૃપ્ત ન થયો, ને તેનામાં મન લીન થવાથી રોમાંચિત થઇ ગયો. તે સુંદરી ગંગા તે શંતનુને મહાભિષ રાજા સમજી અતીવ પ્રસન્ન એવી પ્રેમયુકત થઈ. જરા મંદ હાસ્ય કરીને રાજાના સમીપે ઉભી રહી. તે ગૌરવર્ણિને દેખીને તે રાજા પ્રેમપૂર્વક પ્રસન્ન થઈને મનોહર વાણીથી તે સુંદરીને શાંતવન કરવા લાગ્યો. હે સુંદરિ ! તમે દેવી કે માનુષી કોણ છો ! શું તમે ગન્ધર્વી યક્ષી નાગકન્યા કે અપ્સરા છો ! હે સુંદરિ ! તમે જે કોઈ હો તોપણ હે વરારોહે ! તમે મારી ધર્મપત્ની બનો. પ્રેમહાસ્યવાળી તું હે સુંદરિ ! મારી ભાર્યા થા.[૧–૮] સૂત બોલ્યા—'આ ગંગા છે' એમ તેણીને રાજા જાણતો નથી પણ પાસે ઉભેલા તે મહાભિષ શંતનુરાજાને ગંગા જાણી ગઈ છે. પ્રથમ પ્રેમયોગથી રાજાની વાણી સાંભળીને તે નારી હસતી થકી રાજાને મધુર વચન કહેવા લાગી.[૯–૧૦] ગંગારૂપ સ્ત્રી બોલી—હે રાજા ! હું તને ઓળખું છું. તું પ્રતીપ રાજાનો પુત્ર છે. તારા સમાન પતિની કોણ સુલક્ષણી નારી ઇચ્છા ન કરે ! હે રાજન્ ! વાણી બંધથી હું તમને પતિ કરી શકુ તેમ છું. કે રાજા ! તમે મારી પ્રતિજ્ઞા સાંભળો ! પછી હું તમને વરીશ. હે રાજન્ ! હું જે કાંઈ શુભ કે અશુભ કાર્ય કરૂં તેનો તમારે મને નિષેધ ન કરવો તેમ તે વાત કોઇને કહેવી નહી ને મને અપ્રિય વચન ન કહેવાં. હે નૃપશ્રેષ્ઠ ! જો તમે મારી પ્રતિજ્ઞાઓનું પાલન નહી કરો તો હું મારી ઈચ્છા હશે તે સ્થાનમાં છૂટી થઈ ચાલી જઈશ. આ પ્રમાણે વસુઓને સંભારીને તથા મહાભિષ રાજાનો પૂર્વે પ્રેમ સભારીને તે ગંગારૂપ સુંદરી પ્રાર્થના પૂર્વક રાજાએ તેનો સ્વીકાર કર્યા પછી પોતાનો તેને પતિ કરી રહી. આ પ્રકારે રાજાને વરેલી તે ગંગા માનુષ રૂપિણી થઈ રાજાના મંદિરમાં તે સુભગા સુંદરી શોભી રહી. રાજા પણ તેને પામીને વનોમાં તેની સાથે ક્રીડા કરવા લાગ્યો. વિવિધ ભાવોની જ્ઞાતા તે રમણીએ રાજાને અનેક પ્રકારથી રમણ કરાવ્યું. ક્રીડા કરતા રાજાને કેટલાંક વર્ષો વીતી ગયાં તેની ખબર પડી નહીં. ઈન્દ્ર ઈન્દ્રાણી સમાન તે રાજા તે મૃગલોચનીમાં રમણ કરવા લાગ્યો. તે સુંદરી સર્વગુણ સંપન્ન હતી ને તે રાજા પણ કામમાં વિચક્ષણ હતો. દિવ્યમંદિરમાં

---

* આ અધ્યાયમા વસુઓની ઉત્પત્તિની કથા કહેવામાં આવશે.

તે દંપતી લક્ષ્મીનારાયણની જેમ રમ્યાં. આમ કાલ જતાં ગંગાને નૃપતિથી ગર્ભ રહ્યો ને તે સુનયનીએ પોતામાં વસુપુત્રને જન્મ આપ્યો. તે જન્મેલા પુત્રને તરતજ તેણીએ જળમાં નાંખી દીધો. આ પ્રમાણે બીજા વસુને, ત્રીજા વસુને, ચોથા વસુને, પાંચમા વસુને, છઠ્ઠા વસુને ને સાતમા વસુને ક્રમાનુસારે ગંગાએ પોતામાં જન્મ આપી જળમાં નાંખી દીધા. આ પ્રકારે જ્યારે સાતમા પુત્રની આવી સ્થિતિ થઇ ત્યારે શંતનુ રાજા શોક કરવા લાગ્યા કે હવે હું શું કરૂં ? પૃથ્વીમાં મારો વંશ સુસ્થિર કેમ થાય ! આ પાપિણીએ તો મારા સાતે પુત્રોને મારી નાંખ્યા. જો હું તેને અટકાવું તો તે મને તજીને ચાલી જાય. મારી મનની ઈચ્છાથી આ આઠમો ગર્ભ તેણીને રહ્યો છે અને હવે જો હું તેને નહીં અટકાવું તો અવશ્ય તેને પણ તે જળમાંજ નાંખશે. હવે મને ભવિષ્યમાં સંતાન થશે કે નહીં તેમાં મહા સંદેહ છે. કદાચિત્ મને હજીપણ સંતાન થાય તોપણ આ દુષ્ટા તેનું રક્ષણ કરે કે ન કરે । આવા સંશયમાં મારે હવે શું કરવું ! વંશનાં રક્ષણ સારૂં મારે પરમ યત્ન કરવો જોઇએ. " તત્પશ્ચાત્ કેટલાક સમય પછી જે વસુએ વસિષ્ઠમુનિની નંદિની ગાયને વત્સરી સહીત સ્ત્રીવશ થઈને હરી લીધી હતી તે ધૌ નામનો વસુ ગંગામાં શંતનુથી આઠમો પુત્ર જન્મ્યો. તે આઠમા પુત્રને જન્મેલો જોઇને શંતનુ રાજા ગંગાદેવીનાં ચરણમાં પડીને પ્રાર્થના કરવા લાગ્યા કે—હે કોમળ ગાત્રવાળી ! હું તારો દાસ છું. હે શુચિસ્મિતે હું તને પ્રાર્થના કરીને કહું છું કે—તું મારા આ એક પુત્રનું રક્ષણ કરી આજે જીવિતદાન આપ ! હે કોમળ ગાત્રી ! તે મારા સાત સાત પુત્રને મારી નાંખ્યા ને હવે આ આઠમાનું હે સુશ્રોણિ ! તું રક્ષણ કર. હું તારાં ચરણમાં પડી પ્રાર્થના કરૂં છું. તું મારી પાસે બીજું કાંઈ વરદાન માગી લે. ગમે તેવું દુર્લભ હશે તોપણ હું તને તે આપીશ. હે પરમ શોભને ! તારે મારા વંશનું રક્ષણ કરવું યોગ્ય છે. સ્વર્ગમાં અપુત્રને ગતિ નથી એમ વેદવેત્તાઓ જાણે છે. વાસ્તે હે સુંદરી ! હું આજે આઠમા પુત્રનાં રક્ષણની તારી પાસે પ્રાર્થના કરૂં છું. રાજાનાં આવાં વાક્યો સાંભળવા છતાં પણ ગંગા દેવી તે પુત્રને લઈ ચાલી જવા લાગી ત્યારે પણ કોપ કરીને રાજાને કહેવા લાગી ત્યારે રાજા અતીવ દુઃખિત થઈ બોલ્યો કે—હે પાપિણી ! હું આજે શું કરૂં ! શું તને નર્કનો પણ ભય નથી ! તું કયાં પાપી દંપતીઓની પાપમાં અનુરાગવાળી કોણ પુત્રી છો ! તારે જાવું હોય ત્યાં તું ભલે ચાલી જા પણ મારો પુત્ર તું અહીં મુક્તી જા. હે પાપિણિ ! વંશનો નાશ કરનારી એવી તારી મને શું જરૂર છે ! રાજાનાં આમ બોલવાં છતાં તે ગંગાદેવી બાળક પુત્રને લઇને ચાલી જતી રાજાને કોપયુક્ત વચનો કહેવા લાગી કે—હે પુત્રની ઈચ્છાવાળા ! આ પુત્રનું હું વનમાં રક્ષણ કરીશ. મારે અત્યારે જવાનો સમય છે કારણ કે તે મારી પ્રતિજ્ઞાઓનો ભંગ કર્યો છે. દેવકાર્યને અર્થાત્ સાક્ષાત્ પ્રગટેલી હું ગંગાદેવી છું એમ મને તું હવે જાણ. પૂર્વે આઠ વસુઓને વસિષ્ઠજીએ શાપ આપ્યો હતો ને કહ્યું હતું કે "તમે મૃત્યુલોકમાં જન્મ પામો " તે વસુઓએ મને ચિંતાતુરને દીઠી ને મને પ્રાર્થના કરવા લાગ્યા કે—હે જનની ! હે અનઘે ! ઈત્યાદિ. તેઓને વરદાન આપી હે નૃપસત્તમ ! હું તારી પત્ની થઇ. મારો જન્મ દેવતાનાં કાર્યની સિદ્ધિ અર્થેજ તું જાણ. તે વસિષ્ઠના

શાપથી સાત પુત્રોરૂપ વસુઓ છૂટી ગયા અને આ એકજ પુત્ર કેટલાક કાળ સુધી તારો પુત્ર થઈ રહેશે. ગંગાએ આપેલો આ પુત્ર તું હવે લઈ લે ' વસુના અવતારરૂપ આ પુત્રને જાણી હે રાજન્ ' તું સુખ ભોગવ. આ પુત્ર મહા ભાગ્યશાળી બળવાન ગાંગેય ( ભિષ્મ ) થશે. જે સ્થાનમાં હુ તને વરી છુ તે સ્થાનમાં હાલ તો આ પુત્રને લઈ જઈશ ને હે રાજન્ ! તેને પોષી મોટો કરી યુવાન થાશે ત્યારે તને સ્વાધીન કરીશ. માતા વિનાનો આ બાળક તારી પાસે જીવે નહી ને સુખી પણ ન થાય. એમ કહી ગંગાદેવી અન્તર્ધાન થઈ ગઈ ને તે બાળકને પણ સાથે લઈ ગઈ. રાજા પણ અતીવ દુઃખ પામી સ્વમંદિરનાં નિવાસ કરી રહ્યો. ભાર્યા વિરહનુ દુઃખ ને પુત્રનુ અદ્દભૂત દુઃખ અનુભવી શોક કરતો તે રાજા સર્વદા ચિંતા કરતો રાજ્ય કરવા લાગ્યો. આમ કેટલોક કાળ ગયા પછી તે રાજા મૃગયા કરવા ગયો. મહિષોને સુકરોને ને મૃગગણોને બાણ વડે મારવા લાગ્યો. તે શંતનુ રાજા ગંગાના તીરે આવી પહોંચ્યો. નદીમાં ઘણુ છીછરૂ પાણી જોઈ તે રાજા વિસ્મય પામ્યો. ત્યાં તે રાજાએ અનેક બાણોનો વરસાદ વર્ષાવતો એક કુમાર દીઠો કે જે મહા ચાપ ચડાવી ગંગા તટપર ક્રીડા કરતો હતો. તેને દેખી રાજા અતીવ વિસ્મય પામ્યો. આ ભેદની તેને ખબર પડી નહી ને આ તેનો પુત્ર છે કે નહી એવુ ધ્યાન તેને નહી થયુ. બાણ ત્યાગવામાં લઘુ હસ્તતા દેખી રાજા તેને અમાનુષ કર્મવાળો સમજવા લાગ્યા, તે તેની અનુપમ વિદ્યા ને કામદેવ સમાન તેનુ સૌન્દર્ય દેખીને રાજા વિસ્મય પામી પૂછવા લાગ્યો કે—**હે સૌમ્ય ! તું** કોનો પુત્ર છે ? તે વીર કુમાર બાણોજ ફેંકતો રહ્યો ને કાંઈ બોલ્યો નહી, ને અન્તર્ધાન થઈ ગયો.

આથી રાજાને મહા ચિંતા થઇ. શું એ બાળક મારો પુત્ર હતો ! હવે હું શું કરૂં ! કયાં જાઉં ! પછી તે રાજા સાવધાન મનથી ગંગાને પ્રસન્ન કરવા લાગ્યા ત્યારે ગંગા પૂર્વસ્વરૂપની જેવુ જ સુંદર સ્વરૂપ ધારણ કરી સમીપમાં ઉભી રહી. તે સુંદર અંગવાળી ગંગાને દેખી રાજા બોલ્યા—હે ગંગે ! આ બાળક કોણ હતો? કયાં ગયો ! તેનાં દર્શન મને કરાવો [૧૦—૧૫]
ગંગાજી બોલ્યાં—હે રાજેન્દ્ર ! રક્ષિત થયો એવો આઠમો વસુ આ તારો પુત્ર છે. આ મહા તપસ્વી ગાંગેયને હું તારા હસ્તમાં સોંપું છું. હે સુવ્રત ! તારાં કુળની કીર્તિ કરનારો તે થશે. આ તારો પુત્ર વસિષ્ઠના આશ્રમમાં રહ્યો છે ને ત્યાં તેણે અખિલ વેદોનો તથા સનાતન ધનુર્વેદનો અભ્યાસ કર્યો છે. સર્વ વિદ્યાઓનાં વિધાનોનો આ પુત્ર વેત્તા છે, સકળ અર્થશાસ્ત્રોમાં કુશળ છે ને પવિત્ર છે. જેટલું જામદગ્નિ પરશુરામ જાણે છે તેટલુજ તારો આ પુત્ર જાણે છે. આ પુત્રને હે રાજેન્દ્ર ! તું લઈ જા ને હે નરાધિપ ' તુ સુખ ભોગવ. આમ કહીને રાજાને તે પુત્ર સોંપી ગંગાદેવી અન્તર્ધાન થઈ. રાજા પરમ પ્રસન્ન થયો ને હર્ષવડે પુત્રને ભેટીને તેનુ મસ્તક સુંઘીને તેને રથમાં બેસારી પોતાના પુરમાં આવવા વિદાય થયો. હસ્તિનાપુરમાં જઇને રાજાએ મહોત્સવ કર્યો. જ્યોત્સીને બોલાવીને રાજાએ શુભદિન પૂછયો. સકળ શુભ શહેરીઓને આમંત્રણ કરીને ને સચિવોને બોલાવીને રાજાએ ગાંગયનો યુવરાજ્યાભિષેક કર્યો. તે સકળ ગુણ સંપન્ન પુત્રનો રાજ્યાભિષેક કરીને તે રાજા પરમ સુખ પામ્યો ને ગંગાનુ સ્મરણ દુઃખવિશરી ગયો.
[૫૬—૬૪] સૂત બોલ્યા—વસુઓના શાપનુ કારણ હે મુનિઓ ! તમને કહ્યુ. ગાંગેયની ઉત્પત્તિ પણ કહી. ગંગાનો પુણ્યકારક સંભવને વસુ-

એનો સંભવ જે મનુષ્ય પ્રેમ પૂર્વક સાંભળે છે તે અવસ્ય પાપથી છુટી જાયછે. હે મુનિઓ! પુણ્ય, પવિત્ર, આખ્યાન મેં તમને કહી બતાવ્યું. જે પ્રમાણે વેદ સમત પુરાણ વ્યાસ ગુરૂ પાસેથી સાંભળ્યું હતું. આ શ્રીમદ્દભાગવત પુરણ પવિત્ર, અનેક કથાઓથી ભરપૂર, સાક્ષાત્ દ્વૈપાયન વ્યાસના મુખથી નીકળેલું ને પાંચ લક્ષણયુક્ત છે. શ્રોતાઓનાં સધળાં પાપોનું આ પુરાણ નાશ કરનારૂં છે, ને સુખ આપનારૂં છે. હે મુનિ શ્રેષ્ઠો ! આ પવિત્ર ઇતિહાસ મેં આપને કહી બતાવ્યો.[૬૪-૬૮]

**शृण्वतां सर्व पापघ्नं शुभदं सुखदं तथा ।**
**इतिहास मिमं पुण्यं कीर्त्तितं मुनिसत्तमाः॥६९॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે દ્વિતિય સ્કન્ધમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

# અધ્યાય ૫ મો.*

## સત્યવતી શંતનુ રાજાને વરી.

**ऋषय ऊचुः-**

**वसूनां संभवः सूत कथितः शापकारणात् ॥**
**गांगेयस्य तथोत्पत्तिः कथिता लोमहर्षण ।१।**

રૂષિઓ કહે છે—શાપ કારણથી વસુઓની ઉત્પત્તિ હે સૂત! આપે કહી ને હેલોમહર્ષણના પુત્ર ! ગાંગેયની પણ ઉત્પત્તિ તમે કહી. હે ધર્મજ્ઞ ! વ્યાસની માતા સત્યવતી શંતનુને કેમ વરી । જે સુદર ગંધ યુક્ત હતી. તે અમને વિસ્તારથી કહો. તે ધર્મરાજાને દશ પુત્રી કેવી રીતે વરી ![૧-૩] સૂત બોલ્યા—એક સમય સંતનું રાજર્ષિ મૃગયા કરવા ગયા. મૃગ વ્યાઘ્રાદિ વન પશુઓને હણવા લાગ્યા. તે રાજર્ષિ શંતનુ ચાર વર્ષ સુધી પુત્ર સાથે આનંદમાં રહ્યા જે પ્રકારે કાર્ત્તિકેય સાથે શિવજી રહ્યા હોય તેવા તે દીપતા હતા. એક દિવસ વનપશુઓને મારતા મારતા શતનુ રાજા કાલિન્દીના કિનારે આવી ચડયા. એ સમયે રાજાને અલૌકિક ગંધ આવવા લાગી ને આ ગંધ કયાંથી આવે છે એમ તે વિચારવા લાગ્યા કે—આ ગંધ મંદારની, કસ્તુરીની, ચંપાની, માલતીની, કેતકીની, પણ નથી છતાં મનોહર ગંધ છે. આવો ગંધ મેં પૂર્વે અનુભવ્યો પણ નથી. આવી તો વાયુમાં પણ મેં પૂર્વે ગંધ જોઈ નથી કે જે મારી નાસિકાને મોહિત કરે છે. આ વિચારથી રાજા વનમાં ફરવા લાગ્યા ને તે શતનુ ગંધલોભથી મોહિત થઇ પવનના પાછળ પાછળ ચાલ્યા. ત્યારે રાજાએ નદીના કિનારે બેઠેલી તે ચારૂ દર્શની શૃંગારયુક્ત અતિ મનોહર મલિન વસ્ત્રવાળી કન્યકાને દીઠી. તે શ્વેતવર્ણીને દેખીને રાજા અતીવ વિસ્મય પામ્યો ને એ નિશ્ચય કરી રહ્યો કે—આ તેનાં શરીરની ગંધ છે. આ પ્રકારે તેણીને અદ્દભૂત રૂપ દેખીને ને અલૌકિક ગંધ દેખીને તથા તેવીજ તેને નવ યૌવનના દેખીને રાજા વિસ્મય પામ્યો. રાજા મનમાં નિશ્ચય કરી કહેવા લાગ્યો કે—આ કોણ છે ! કયાં રહેતી હશે ! કયાંથી હમણા આવી છે ! આ તે શુ દેવાંગના છે ! કે શું માનુષી છે ! ગંધર્વપુત્રી છે કે શું નાગ કન્યા છે ! આ ગંધવની કામિનીને હુ કેમ જાણી શકુ ! આ પ્રમાણે વિચાર કરતો રાજા રખેને આ ગંગા તો નહી હોય ! એમ અનુમાન કરીને કામવિવશ થઇ તટપર બેઠો તેણીને પ્રશ્ન કરવા લાગ્યો કે—હે પ્રિયે ! તું કોણ છે ! કોની સુતા છો ! હે સુંદર તમા ! આ વિજન વનમાંકેમ એકલી બેઠી છો ! હે સુનયની ! કહે તું એકલી કેમ છો ! તું પરણે-

* આ અધ્યાયમા સત્યવતી શંતનુંને વરી એ કથા કહેવામાં આવશે.

લી છો કે કુંવારી છે ! તારાં સ્વરૂપમાં હે મૃગનયની ! હું કામાતુર થયો છુ ? તને મનોરમા કાન્તાને જોઈ હું મોહિત થયો છું. હે પ્રિયે ! જે તું હોય તે કહે ! બોલ ! તારી શું ઈચ્છા છે ? મારાં પ્રશ્નોના ઉત્તર વિસ્તારથી મને દે. તે કમલનયની સુદરી રાજાનાં વાક્ય સાંભળી હસીને બોલવા લાગી કે—હે રાજા ! તું મને દાશરાજની કન્યા જાણ. હું પિતાના શાસનના આશ્રયે છુ. હું કાલિન્દીના જળમાં ધર્માર્થે નૌકા ચલાવુ છુ. આ સમયે મારા પિતા ઘેર ગયા છે. હે રાજન્ ! હુ તને આ સત્ય કહું છુ. આમ કહી તે બાળા મૌન થઈ રહી ને તેનામાં કામાતુર થયેલો શતનુ રાજા બોલવા લાગ્યો કે—કુરૂવશોત્પન્ન મને રાજાને તારો પતિ કર કે જેથી તારૂ યૌવન વૃથા ન જાય. હે મૃગાક્ષિ ! મને બીજી કોય પત્ની નથી. તુ મારી ધર્મપત્ની થા. હું તારો દાસ થઇને સદા વશીભૂત રહીશ. હે પ્રિયે ! મને કામદેવ સતાપે છે. મારી પ્રિયા મને તજીને ચાલી ગઈ છે. પછીથી મે બીજી ભાર્યા કરી નથી કારણ કે તેમાં વ્યાકુલ મે તનેજ સકલ અવયવોથી મનોહર દીઠી છે જેથી મારૂ મન તારામાં વશીભૂત થયુ છે. રાજાની આ અમૃતવાણી સાંભળી તે દશકન્યા સુદરી સાત્વિકભાવપૂર્વક ધૈર્યતાયુક્ત મનોહર વાણી રાજાના પ્રતિ કહેવા લાગી કે—હે રાજન્ ! જે તમે મને કહો છો તે તેમજ થશે ને હુ તમારાં વચનો માનુ છુ પરન્તુ હુ સ્વતત્ર નથી જેથી આપ આ વિષયમાં મારા પિતાને પ્રાર્થના કરો. હુ સ્વૈરિણી નથી પરન્તુ કુલીન દાશની કન્યા છુ. હુ નિરન્તર પિતાને આધીન્ છુ. જો તે તમને મને આપે તો ખુશીથી તમારે મારૂ પાણી ગ્રહણ કરવુ. હું તમારી આજ્ઞામાં વરતીશ, હે રાજન્ ! આપને જ શું કામદેવ સંતાપે છે ! હું તો નવયૌવના છું તો શુ મને કામદેવ નહીં સતાપતો હોય ? સતાપ આપે છે પરન્તુ ધૈર્યથી કુલાચારની પરપરાનું રક્ષણ કરવું જોઈએ.[५–२३] સૂત બોલ્યા—કામમોહિત રાજાએ કન્યાનાં વાકય સાંભળી તેની યાચના કરવા સારૂ તે રાજા દાશરાજના ભુવનમાં ગયો. રાજાને આવેલા જોઈ દાશરાજ વિસ્મય પામ્યા ને રાજાને પ્રણામ કરી બે હાથ જોડીને કહેવા લાગ્યા.[૨૪–૨૮] દાશરાજ બોલ્યા—હે ભૂપાલ ! હુ તમારો દાસછું. તમારા આગમનથી હું કૃતાર્થ થયોછું. જે કાર્ય હોય તેની મને આજ્ઞા આપો.[૨૮–૨૯] શતનુરાજા બોલ્યા—હે પાપરહિત ! આ તારી કન્યાને હું ધર્મપત્ની કરીશ. જો તેનુ તું મને પ્રદાન કરીશ તો આ વાત હું તને સત્યજ કહુંછું.[૩૦] દાશરાજ બોલ્યા—હે નૃપ ! જેની તું પ્રાર્થના કરે છે તે મારીજ કન્યા રત્ન છે ને તેને મારે દેવાની છે તેથી દઇશજ પરન્તુ નહીં આપું એવુ કશુ નથી. હે મહારાજ ! જો આપ કન્યાને માગતા હો તો આપના પછી આનો જે પુત્ર થાય તેનોજ રાજ્યાભિષેક થાય પરન્તુ બીજા પુત્રનો નહી.[૩૧–૩૨] સૂત બોલ્યા—દાશરાજનાં વાકય સાંભળી રાજા ચિંતાતુર થયો. ગાંગેયનો મનમાં વિચાર કરી રાજા કાંઈ પણ બોલ્યો નહી. કામાતુર મહિપતિ ચિંતાગ્રસ્ત થઈ ભવનમાં ગયો, ઘેર જઇ તે રાજાએ સ્નાન ભોજન કે શયન પણ કર્યાં નહી. રાજાને ચિંતાતુર દેખીને દેવવ્રતવાળા પુત્ર ગાંગેય સમીપ જઈ અસતોષનું કારણ પૂછવા લાગ્યા.[૫૩–૩૭] ગાંગેય બોલ્યા—હે નૃપ શાર્દુલ ! તારો કોણ દુર્જય શત્રુ છે ! તેને હું તારા આધીન કરૂ. હે નૃપવર ! તમે શું ચિંતામાં છો ! સત્ય હોય તે મને કહો, હે

રાજન્ ! જે પુત્ર દુઃખને જાણતો નથી ને તેનો નાશ કરતો નથી તે પુત્ર જન્મ્યો છતાં પણ તેનો શું લાભ છે ! અને એવો પુત્ર તો પૂર્વ જન્મનું લેણું જ લેવા સારૂ આવ્યો કહેવાય તેમાં સંશય નથી. હે રાજન ! દશરથરાજાની આજ્ઞાથી રામચંદ્ર રાજપાટ છોડી લક્ષ્મણજી ને જાનકીસહિત વનમાં ગયા ને ચિત્રકુટ પર્વતપર નિવાસ કર્યો. હે રાજન્ ! હરિશ્ચંદ્ર રાજાનો પુત્ર પોતાના પિતાના નિમિતે વેચાયો ને બ્રાહ્મણને ત્યાં દાસ થઇને રહ્યો. આજ પ્રમાણે અજીગર્તનો પુત્ર શુનઃશેષ પણ પિતાના વચનથી વેચાયો ને પછી વિશ્વામિત્રે તેનો ઉદ્ધાર કર્યો. પિતાની આજ્ઞાથી પરશુરામે માતાના શિરનું છેદન કર્યું અને ગુરૂની આજ્ઞા બળવત્તર છે એ વાતને કરવા સારૂ તેઓએ અકાર્ય પણ કર્યું. હે ભૂપતિ ! આ શરીર છે તે આપનુ જ છે ને યદ્યાપિ હુ કાંઈ કરવા સમર્થ નથી છતાં કહો ! હું શું આપનુ પ્રિય કરૂં ! મારા વિદ્યમાન છતાં આપ શોચ કરવાને યોગ્ય નથી. હુ અસાધ્યને પણ સાધ્ય કરી શકું છું. હે રાજન ! કહો ! આપને શું ચિંતા છે ? હું ધનુષ્ય ધરી તે ચિંતાનુ નિવારણ કરૂ ને કદાચ મારા દેહથી આપનું કાર્ય સફળ થાય તો એ પણ આપની ઈચ્છા સફળ થાય છે. હે રાજન્ ! તે પુત્રને ધિક્કાર છે કે જે પિતાની ઈચ્છા સંપાદન કરવામાં સમર્થ હોવા છતાં તેને સંપાદન કરતો નથી ને તેના પુત્રનો જન્મ થવાથી શું લાભ છે ! કે જે ચિંતાથી પિતાને રહિત કરી શકતો નથી.[૨૬-૪૩] સૂત બોલ્યા—શંતનુ રાજા પુત્રનાં વચનો સાંભળી શરમાઇ ગયા ને સત્વર ગાંગેયને કહેવા લાગ્યા કે—હે પુત્ર ! મને મહા ચિંતા છે કારણ તુ મને એકજ પુત્ર છે. સૂરો બળવાન માની અને અને સંગ્રામમાં અપરાજિત તું એકજ પુત્ર છે. હે પુત્ર ! એક પુત્રવાળાનું મારૂં જીવન નિષ્ફળ છે ને કદાચ સંગ્રામમાં તારા શરીરનો પાત થાય તો હુ શું કરૂ ! આજ મને મોટી ચિંતા છે તેથી હું દુખી છુ અને હે પુત્ર ! બીજી મને કોય ચીતા નથી કે હુ તને કહુ.[૪૮-૫૮] સૂત બોલ્યા—પિતાનાં વચન સાંભળી ગાંગેયે વૃદ્ધ મંત્રીઓને કહ્યુ કે—લજ્જાથી શોકદગ્ધ રાજા મને ચિંતાનુ કારણ કહેતા નથી વાસ્તે પ્રથમ વિત્તવાર્તા નૃપને પૂછી યુક્તિપૂર્વક તેના મનની ચિંતાને પૂછો. ને સત્ય હોય તેજ મને કહેજો કે જેથી હુ તેનું નિરાકુલતાપૂર્વક નિવારણ કરીશ. ગાંગેયના કહેવાથી મંત્રીઓ નૃપ પાસે ગયા ને રાજાનુ મન જાણી ચિંતાની વાર્તા ગાંગેયની સમક્ષે કહી ને ગાંગેયે તેનો ઉપાય ગોત્યો. મંત્રીઓ સહિત ગાંગેય દાશરાજને ત્યાં ગયા. પ્રેમપૂર્વક દાશરાજના પ્રતિ ગંગાપુત્ર વદવા લાગ્યા કે-[૪૯-૫૨] ગાંગેય બોલ્યા—હે દાશરાજ! તારી પુત્રી તુ મારા પિતાને આપ. હુ આજે તને એ બાબત પ્રાર્થના કરૂ છુ. તારી સુતા મારી માતારૂપ થશે ને હુ તેનો દાસ બનીશ.[૫૩] દાશરાજ બોલ્યા—હે મહાભાગ ! તમે તેનુ પાણીગ્રહણ કરી તમારી પત્ની બનાવો કારણ કે પિતાને હેવાથી તમે વિદ્યમાન છો તેથી તે કન્યાના પુત્રને રાજ્યપદ ન મળી શકે.[૫૪] ગાંગેય બોલ્યા—આ દાશકન્યા મારી માતા છે ને હું રાજ્ય નહીં કરૂ એમાં સંદેહ નથી. સર્વથા આ દાશેયીનો પુત્ર રાજ્ય કરશે.[૫૫] દાશરાજ બોલ્યા—આ વાત સત્ય છે પરન્તુ તમારાથી ઉત્પન્ન થયો બળવાન પુત્ર અવશ્ય બળપૂર્વક રાજ્ય લઈ લેશે.[૫૬] ગાંગેય બોલ્યા—જો એમ બને તેમ હોય તો હું પરણીશજ નહીં, આ મારૂં સત્ય વચન છે, આજથી મેં આ 'ભિષ્મ'

ભયંકર વ્રતનો સ્વીકાર કર્યો છે. ૫૭ સૂત બોલ્યા—દાશરાજે આ પ્રકારે ગાંગેયની પ્રતિજ્ઞાનુ સ્મરણ કરી 'સર્વાંગશોભના સત્યવતી શંતનુ રાજાને દાનમાં આપી. આ પ્રકારે શંતનુરાજાએ સત્યવતીનો સ્વીકાર કર્યો ને શંતનુ રાજાને એ ખબર ન હતી કે આ કન્યાના ઉદરથી વ્યાસની ઉત્પત્તિ થઈ ગઈ છે,તેથી રાજામાં દોષ નથી. ૫૮

**अनेन विधिना तेन कृती सत्यवती प्रिया ।**
**न जाना ति परं जन्य व्यासस्य नृपसत्तमः। ५९।**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે દ્વિતીય સ્કધમાં અધ્યાય ૫ મો સપૂર્ણ

---

## અધ્યાય ૬ ઠો *

### વ્યાસના ત્રણ પુત્રોની તથા પાંડવોની ઉત્પત્તિ.

**सूत उवाच—**

**एवं सत्यवती तेनवृताशंतनुना किल ।**
**द्वौपुत्रौ च तथा जातौ मृतौ कालवशादपि।१।**

સૂત બોલ્યા આ પ્રમાણે સત્યવતીનુ શંતનુ રાજાએ પાણિ ગ્રહણ કર્યું. તે સત્યવતીને બે પુત્રો થયા તે કાલવશાત્ પંચત્વ પામ્યા. વ્યાસનાં વીર્યથી અંધ ધૃતરાષ્ટની ઉત્પત્તિ થઇ કારણકે તેની માતા મુનિને દેખી નેત્ર મીચી ગઇ હતી. વ્યાસને દેખીને બીજી રાજવધૂ શ્વેતરૂપા થઈ તેથી મુનિના કોપથી બીજો પુત્ર પાંડુ ઉત્પન્ન થયો. કામકળામાં કુશળ દાસીએ વ્યાસને સંતુષ્ટ કર્યા તેથી સત્યવાદી, ધર્મના અંશભૂત, વિદુરજી પવિત્ર ઉત્પન્ન થયા. નાનો હોવા છતાં પણ મંત્રીઓએ પાંડુને રાજ્યાસનપર બેસાડયો. અંધ ધૃતરાષ્ટને રાજ્યાધિકારમાં નિયુક્ત કર્યો નહી. ભીષ્મની અનુમતિથી મહા બળવાન પાંડુરાજાને રાજ્ય મળ્યું બુદ્ધિમાન્ વિદુરજીને મંત્રી પદવી મળી. ધૃતુરાષ્ટને બે પત્ની હતી. ગંધારી અને સૌબલી. બીજી વૈશ્યા હતી કે જે ગૃહસ્થ કર્મમાં પ્રતિષ્ઠિત હતી. પાંડુરાજાને પણ બે ભાર્યા હતી. એક સૂરસેન રાજાની કન્યા કુન્તી ને બીજી મદ્રદેશની માદ્રી. ગંધારીને સો પુત્ર થયા ને વૈશ્યાને એક યુયુત્સુપુત્ર થયો. કુન્તી જ્યારે કુવારી હતી ત્યારે તેને પિતાના ઘેર સૂર્યથી કર્ણ નામનો પરમ મનોહર પુત્ર થયો ને પછી તેની પાંડુરાજાસાથે સગાઈ થઇ. ૯-૧૦ રૂષિઓ બોલ્યા—હે સૂતજી ! આપ આ શું વિચિત્ર વાર્તા કહો છો ! કુન્તીને કુવારી વયમાં થયો ને પછી પાંડુરાજાને તે વરી. કન્યાવસ્થામાં સૂર્યથી કુન્તીમાં કર્ણની કેવી રીતે ઉત્પત્તિ થઈ તે અમને વિસ્તારથી કહો. તે કન્યા કુન્તા પછી કેવી રીતે પાંડુરાજાને વરી ૧૧-૧૨ સુત બોલ્યા હે મુનિઓ! જ્યારે સૂરસેનની પુત્રી કુન્તા બાળક હતી ત્યારે કુન્તી ભોજ રાજાએ તે કન્યાની માગણી કરી હતી. તે વેળા તે રાજાએ તે ચારૂહાસિની કન્યાને અગ્નિહોત્રની સેવામાં રાખી હતી. ત્યાં દુર્વાસા મુનીએ ચારમાસ પર્યન્ત સ્થિતિ કરી હતી. મુનિની કુન્તીએ ઘણી સેવા કરી હતી તેથી મુનિ તેનાપર પ્રસન્ન થયા હતા ને એક એવો મંત્ર કુન્તીને આપ્યો કે જેનાદ્વારા જે દેવતાનું તે ચિંતન કરે તે દેવતા તેણીના સમીપમાં આવી જાય. ને ઈચ્છિત વસ્તુ કુન્તીને તે દેવતા આપે. જ્યારે મુનિરાજ દુર્વાસા ચાલ્યા ગયા ત્યારે મંત્રના નિશ્ચયની ખાત્રી સારૂં ઘરમાં બેઠી કુન્તીએ વિચાર કર્યો કે 'હુ કયા દેવતાનુ ચિંતન કરૂં! આ વેળા કુન્તીએ સૂર્ય નારાયણને ઉદય

* આ અધ્યાયમા વ્યાસના ત્રણ પુત્રો તથા પાંડવોની ઉત્પતિ વિષે કહેવામા આવશે.

પામતા દીઠા તેથી મંત્રોચ્ચારણ કરી સૂર્ય-દેવને બોલાવ્યા. સૂર્યદેવ પોતાના મંડળમાંથી દિવ્ય મનુષ્યરૂપ ધારણ કરી કુન્તીના સમીપમાં મંદિરમાં આવ્યા. આ સમયે સૂર્યદેવને આવ્યા દેખીને કુન્તી અતીવ વિસ્મય પામી, ને કંપિત થઈ તત્કાલ રજોદર્શનને પ્રાપ્ત થઈ, ને હાથ જોડી સૂર્યદેવને કહેવા લાગી કે–હે સૂર્યદેવ ! હું આપનાં દર્શનથી કૃતાર્થ થઈ છું વાસ્તે હવે આપ આપનાં મંડળમાં ખુશીથી જાઓ.[૧૯–૨૧] સૂર્ય બોલ્યા–મંત્રબળથી હે કુન્તી ! તે મને કેમ બોલાવ્યો હતો ! મને બોલાવી કરીને પછી તું મને કેમ ભજતી નથી ! હે ગૌરવર્ણી ! હું કામાતુર થયો છું માટે ભાવયુક્ત એવા મને તું ભજ. મંત્રને આધીન થઇને ક્રીડા કરવા હું તારી પાસે આવ્યો છું ![૨૨–૨૩] કુન્તી બોલી–હે ધર્મજ્ઞ! હું તો કન્યા છું. હે સર્વ સાક્ષિન્ ! હું તમને પ્રણામ કરૂં છું. હે સુવ્રત હું કુળ કન્યા હોવાથી આપે મને નિંદિત કરવી યોગ્ય નથી.[૨૪] સૂર્ય બોલ્યા–જો વૃથા હું ચાલ્યો જાઉં તો મને મહા લજ્જા લાગે. સકળ દેવતાઓ મારી હાંસી કરે, એમાં સંશય નથી. જે બ્રાહ્મણે તને મંત્ર આપ્યો છે તે બ્રાહ્મણને હું શાપ આપીશ. હે કુન્તી ! મને વૃથા બોલાવ્યો વાસ્તે તને પણ શાપ આપીશ. મારા સંયોગથી તારો કન્યાધર્મ રહેશે ને કોઈ પણ જાણી નહી શકે. હે સુવદની ! તને મારા સરખો પુત્ર થશે. આમ કહી પોતામાં અનુરક્ત ને લજ્જિત કુન્તીને ભોગવીને સૂર્ય મનવાંછિત વરદાન આપી ચાલ્યા ગયા. પછી કુન્તીએ ગર્ભ ધારણ કર્યો, ને તે ગુપ્ત ગૃહમાં જઇ વસી. આ વાતને માત્ર એક દાસીએ જાણી લીધી ને કુન્તીની માતા આદિએ જાણી નહી. તે ગુપ્ત ગૃહમાં મહા મનોહર પુત્ર કુન્તાજીને થયો. જે પુત્રે કવચ ને દિવ્ય કુંડળો ધારણ કરેલાં હતાં. તે પુત્ર બીજા સૂર્ય સમાન અથવા તો કાર્તિક સ્વામી જેવો થયો. તે પુત્રને દાસી હાથમાં લઈ તે શરમાતી કુન્તીને કહેવા લાગી કે હે કરભોરૂ ! આ સમય તું શું ચિન્તા કરે છે ! તારી આજ્ઞાનું પાલન કરવા હું ઉભી છું. પછી કુન્તી તે પુત્રને મંજુષામાં રાખવાની ઈચ્છા કરતી બોલી કે–હું શું કરૂં ! દુઃખી છું વાસ્તે મારા આ પ્રાણવલ્લભ પુત્રનો ત્યાગ કરૂં છું. હે પુત્ર ! મારાં મંદભાગ્યથી હું તારો સકળ ગુણ સંપન્નનો ત્યાગ કરૂં છું. સગુણા સર્વેશ્વરી નિર્ગુણા દેવી ભગવતી અંબિકા તારી રક્ષા કરો ! ને કામદા કાત્યાયની તને સદા ક્ષીરનું દાન કરો ! પ્રાણથી પ્રિય એવા તારૂં વદન કમલ હું હવે કયારે દેખીશ ! વિજન વનમાં દુષ્ટ સ્વૈરિણીના સરખી હું તને પ્રિય પુત્રને તજું છું. મેં પૂર્વજન્મમાં ત્રિલોકની જનનીનું આરાધન નહીં કર્યું તેમજ તે શિવાદેવીનાં સુખશાન્તિ કારક ચરણ કમળોનું મેં કયારે પણ ધ્યાન ન કર્યું તેથી હું અભાગણી તને નિર્જન વનમાં તજું છું ને મારી બુદ્ધિથી કરેલાં મારાં પાતકને સંભારી હું દુઃખ પામતી જીવીશ.[૨૫–૩૫] સૂત બોલ્યા–તે પુત્રના પ્રતિ એવી વાણી કહીને કુન્તીએ મંજુષામાં રાખેલા તે પુત્રને મનુષ્યોના દેખવાના ભયથી ધાત્રીના હાથમાં દીધો ને પોતે સ્નાન કરી ભય પામેલી કુન્તી પિતાના મંદીરમાં રહી. ગંગામાં વહેતી મૂકેલી તે મંજુષા અધિરથીને મળી. તે અધિરથની ભાર્યા રાધાએ તે પુત્રનું પાલન કર્યું. આથી તે પુત્ર મહા બળવાન કર્ણ થયો. તે સૂતના સ્થાનમાં પાલિત થયો. સ્વયંવરમાં પાંડુ રાજાનો કુન્તી સાથે વિવાહ થયો. મદ્રરાજાની પુત્રી માદ્રી હતી તે પાંડુ રાજાની

બીજી પત્ની હતી. કોઈ એક દિવસે પાંડુ રાજા વનમાં શિકાર કરવા નીકળ્યા. શિકાર કરતાં કરતાં ને મૃગોને મારતાં મારતાં તે રાજાએ મૃગરૂપ ધારી કોઈ એક મુનિને મારી નાંખ્યા. તે મૃગવેષ ધારી મુનિએ રાજાને ક્રોધ કરી શાપ આપ્યો કે જ્યારે તુ સ્ત્રીસંગ કરીશ ત્યારે તારૂ અવશ્ય મૃત્યુ થશે. જ્યારે મુનિએ આવો શાપ આપ્યો ત્યારે પાંડુરાજાને મહા શોક થયો ને રાજપાટ છોડી દુઃખ પામી વનમાં નિવાસ કરવા લાગ્યા. કુન્તી ને માદ્રી એ બે પત્નીઓ પાંડુરાજાની સાથે વનમાં ગઈ. હે મુનિશ્રેષ્ઠો! તે ભાર્યાઓ સતિ ધર્મનુ પાલન કરવા લાગી. પાંડુ રાજા પણ ગંગા કિનારે નિવાસ કરી મુનિઓનાં આશ્રમોમાં ધર્મશાસ્ત્રોનુ શ્રવણ કરવા લાગ્યા. ને ઉગ્ર તપ કરવા લાગ્યા. એક સમયે ધર્મ સબંધી કથા સાંભળાવતા મુનિઓ પૂછેલાં પ્રશ્નના ઉત્તરમાં રાજાને કહેવા લાગ્યા કે—હે પરંતપ! અપુત્રની સ્વર્ગમાં પણ ગતિ નથી વાસ્તે કોઈ પણ ઉપાયથી પુત્રોત્પત્તિ કરવી જોઇએ. પોતાના વીર્યથી ઉત્પન્ન પુત્ર, કન્યાનો પુત્ર, ક્ષેત્રજ, ગોલક, કુંઠ, સહોઢ, કન્યાવયમાં થયેલો પુત્ર, વેચાતો લીધેલો પુત્ર તથા વનમાં પ્રાપ્ત થયેલો પુત્ર, કોઈ ધન લોભીએ દીધેલો પુત્ર, એ બધા ઉત્તરોત્તર નિકૃષ્ટ પુત્રો છે એવો નિશ્ચય છે. મુનિનાં આવાં વાક્યો સાંભળી રાજાએ કમલલોચની કુન્તીને કહ્યુ કે—તુ કોઈ સમીપવર્તી મુનીના પાસે જઇ પુત્ર ઉત્પન્ન કર, ને મારી આજ્ઞાથી તને દોષ નહી લાગે કારણ કે પ્રથમ મહાત્માઓની પણ તેવીજ આજ્ઞા છે. સૌ દાસે વસિષ્ટથી પુત્ર ઉત્પન્ન કરાવ્યો હતો એવુ મે સાંભળ્યુ છે. કુન્તી કહ્યુ કે—મનુષ્યોથી શાવાસ્તે હુ પુત્રો ઉત્પન્ન કરૂં! મારી પાસે એક કામદાયક મંત્ર છે. હે પ્રભો! પ્રથમ તે મંત્ર મને દુર્વાસા મુનિએ આપ્યો છે ને તે સર્વ સિદ્ધિ આપનારો છે. હે રાજન! આ મંત્રથી હું જે દેવતાને નિમંત્રણ કરીશ તે દેવતા અવશ્ય મારા સમીપ આવશે." તત્પશ્ચાત્ રાજાની આજ્ઞાથી કુન્તીએ ધર્મરાજાનું સ્મરણ કર્યું ને તેમનાથી યુધિષ્ઠિરની ઉત્પત્તિ કરાવી. વાયુનુ સ્મરણ કરી કુન્તીએ ભીમસેનની ઉત્પત્તિ કરાવી. ઈન્દ્ર દેવનું સ્મરણ કરી તેમનાથી અર્જુનની ઉત્પત્તિ કરાવી. આ પ્રકારે એક એક વર્ષમાં કુન્તીએ એક એક એક પુત્રને ઉત્પન્ન કર્યો. ત્રણ વર્ષમાં કુન્તીને ત્રણ મહા બળવાન પુત્રો થયા. પાંડુરાજા પ્રતિ માદ્રી કહેવા લાગ્યાં કે હે સત્તમ! મને પણ પુત્રો આપો. હે મહાભાગ! હું શું કરૂં? મારૂ પણ દુઃખ નાશ કરો." ત્યારે પતિની આજ્ઞા થવાથી કુન્તાજીએ માદ્રીને એ મંત્ર આપ્યો અને પતિની અનુમતિથી એકજ પુત્રનો પ્રબન્ધ થયો. પરન્તુ અશ્વનીકુમાર દેવતાઓનુ માદ્રીએ સ્મરણ કર્યું તેથી તેને નકુલ ને સહદેવ નામના બે પુત્રો થયા. આ પ્રકારે પાંડુરાજાના ક્ષેત્રમાં પાંચ પાંડવો ઉત્પન્ન થયા. હે દ્વિજોત્તમો! એ પાંચે પુત્રો તે વનમાં એક એક વર્ષમાં ઉત્પન્ન થયા. એક સમયે પાંડુએ એકાન્તમાં માદ્રીને દેખી મૃત્યુકાળ આવવાથી કામાર્ત થઈ તેની સાથે સંભોગ કર્યો. માદ્રીએ "એમ કરો માં એમ કરો માં" એ પ્રકારે રાજાને ઘણો નિષેધ કર્યો પરન્તુ પાંડુરાજાએ જેવુ પ્રિયાનું આલીંગન કર્યું કે તેવાજ તે રાજા ધરતીપર પડી ગયા. જેમ વૃક્ષ પડવાથી વેલી પણ પડી જાય તેમ માદ્રી પણ પાંડુરાજાની સાથેજ પતન પામી રૂદન કરવા લાગી. આ વાતને ખબર પડતાં કુન્તી પણ રડવા લાગી, ને ત્યાં આવી. પાંચ બાળકો તથા આશ્રમ પાસેના મુનિઓ પણ

કોલાહલ સાંભળી ' પાંડુરાજા પડયા ' એ શંકાથી ત્યાં આવ્યા. તત્પશ્ચાત્ તેઓ સઘળાંએ ગંગાકિનારે વિધિપૂર્વક પાંડુરાજાનો અગ્નિ સંસ્કાર કર્યો. પતિવ્રતા માદ્રી નકુલને સહદેવનો હાથ કુન્તાજીને સોંપી "સતીઓની સત્ય કામનાથી ધર્મને આગળ કરીને પાંડુરાજા પાછળ સતિ થયાં. ત્યાંના નિવાસી મુનિઓ જલદાનાદિ ક્રિયાઓ કરાવીને કુંતાજી સહીત પાંચે પાંડવ પુત્રોને હસ્તિનાપુરમાં લઈ આવ્યા કુંતાજીના પુત્ર સહીત આગમનના સમાચાર સાંભળી ભીષ્મ વિદુરને ધૃતરાષ્ટના સ્થાનમાં સઘળા નગરવાસિઓ આવ્યા ને કુતાજીને પૂછવા લાગ્યા કે. આ કોના પુત્રો છે ? કારણ કે ભીષ્માદિ સઘળા શાપની કથાને જાણતા હતા. આથી કુન્તાજી અતીવ દુઃખી થયાં અને કહેવા લાગ્યાં કે– આ પુત્રો કુરૂકુળમાં દેવતાઓથી પ્રગટ થયા છે. પછી વિશ્વાસ આવવા સારૂં કુન્તીએ સઘળા દેવતાઓને બોલાવ્યા ને તેઓએ ગગનમાંથી ઉતરી આવી કહ્યું કે– આ અમારાજ પુત્રો છે. દેવતાઓનાં વાક્ય સાંભળી ભીષ્મે એ દેવપુત્રોનો સત્કાર કર્યો. પુત્રો તથા કુન્તીને લઈ હસ્તિનાપુરમાં સઘળા ગયા. ભીષ્મઆદિ પ્રસન્ન મન થઈ યથાયોગ્ય ધનાદિથી પાંડવોનુ પાલન કરવા લાગ્યા. આ પ્રકારે કુન્તિીના પૃત્રોનુ ભીષ્મના દ્વારા પાલન થયુ.

**भीष्मादयः प्रीतचित्ताः पालयामासुरर्थतः ।**
**एवंपार्थाः समुत्पन्ना गांगेयेनाथ पालिताः ७०**

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે દ્વિતીય સ્કન્ધમાં અધ્યાય છઠ્ઠો–સંપુર્ણ.

---

# અધ્યાય ૭ મો.*

## પાંડવોનું ચરિત્ર.

**सूत उवाच–**

**पंचानां द्रौपदीभार्या सामान्यासा पतिव्रता ।**
**पंचपुत्रास्तु तस्याः स्युर्भर्तृभ्योऽतीवसुंदराः॥१॥**

સૂત બોલ્યા–પાંચે પાંડવોની ધર્મપત્ની સામાન્યતાથી પતિવ્રતા દ્રૌપદીને અતી સુંદર પાંચ પુત્રો થયા. શ્રી કૃષ્ણનાં બેન સુભદ્રા અર્જુનનાં ધર્મપત્ની થયાં, જે સુભદ્રાનુ કૃષ્ણની અનુમતિથી અર્જુને હરણ કર્યુ હતુ. મહા બળવાન અભિમન્યુ અર્જુનનો સુભદ્રામાં પુત્ર થયો. દ્રૌપદીના પાંચ પુત્રો તથા સુભદ્રાનો પુત્રઅભિમન્યુભારતસગ્રામમાંમરાયા.વિરાટરાજાનીપુત્રીઅતિસુંન્દરીઅભિમન્યુની ધર્મપત્ની હતી તે ગર્ભવતી હતી તેણે અશ્વત્થામાની બાણાગ્નિથી દગ્ધ થએલા મૃતક પુત્રને જન્મ આપ્યો. આ વેળા તે ભગિનીના મૃતક સુતને શ્રીકૃષ્ણે સજીવન કર્યો, દ્રોણપુત્રની બાણાગ્નિથી દગ્ધ પુત્રને શ્રીકૃષ્ણે જીવતો કરી મહા પરાક્રમ કર્યું. વંશોનો નાશ થયા પછી તે પુત્ર જન્મ્યો હતો તેથી તેનુ નામ પૃથ્વીમાં પરીક્ષિત્ પડ્યુ. પોતાના શતપુત્રોનો નાશ થવાથી ધૃતરાષ્ટ્ર મહા દુઃખ પામ્યા ને ભીમનાં વચન બાણથી પીડિત થયા છતાં પણ પાંડવોના રાજ્યમાં નિવાશ કરી રહ્યા. પુત્રશોકથી વ્યાકુળ થયેલી ગાંધારી પણ ત્યાંજ રહી ને ધર્માત્મા યુધિષ્ઠિર તેની સેવા કરવા લાગ્યા. ધર્માત્મા વિદુર પણ નિરંતર ધૃતરાષ્ટ્ર ને ગાંધારી ને શાન્તવન કરતા હતા ને યુધિષ્ઠિરની આજ્ઞાથી નિરન્તર તે વૃદ્ધ દંપતીની સેવામાં તત્પર રહેતા. ધર્માત્મા ધર્મપુત્ર યુધિષ્ઠિર પણ ધૃતરાષ્ટ્રની પિતારૂપ ગણી નિરં-

*આ અધ્યાયમાં મરેલા પાંડવોનું દેવી પ્રસાદથી દર્શન થયુ તે કથા કહેવામાં આવશે.

તર સેવા કરતા હતા ને તેમનાં પુત્ર શોકથી થયાં દુ ખનુ અનેક પ્રકારે વિસ્મરણ કરાવતા હતા. જેવી રીતે ધૃતરાષ્ટ્ર સાંભળી શકે તેવી રીતે મહા ક્રોધિત થઇને ભીમસેન બીજા માણસોને સભળાવી ધૃતરાષ્ટ્રને વચનરૂપ બાણથી વ્યથા કરતો હતો. ભીમસેન ધૃતરાષ્ટ્રને સભળાવતો હતો કે—હે અધ દુષ્ટ ! મે તારા તમામ પુત્રોને યુદ્ધમાં મારી નાંખ્યા. દુ શાસનનુ રૂધિર પાન તેનુ હૃદય વીધીને મે કર્યું હવે હે નિર્લજ્જ ! મારૂ આપેલુ તુ ખાય છે ને અશ્વ કાગ ને કુત્તા સમાન તું વૃથા હવે જીવે છે. આ પ્રમાણે ભીમસેન નિરન્તર દુ ખ વચનો ધૃતરાષ્ટ્રને કહ્યા કરતો ને ધર્માત્મા યુધિષ્ટિર પિતાતુલ્ય ધૃતરાષ્ટ્રને દુ ખ ન થાય તેટલા વાસ્તે ' ભીમસેન મૂર્ખ છે ' એમ કહી શાન્તવન આપતા. આ પ્રકારે મહાદુ ખયુક્ત અઢાર વર્ષો પાડવોના રાજ્યમાં ધૃતરાષ્ટ્રે ગાળ્યાં ને પછી તેઓ યુધિષ્ટિરને વનમાં જાવા સારૂ પોતાની ઈચ્છા દર્શાવતા હવા. યુધિષ્ટિરના પ્રતિ ધૃતરાષ્ટ્ર વનગમન માટે પ્રાર્થના કરવા લાગ્યા કે "હે ધર્મપુત્ર ! હવે હુ મારા પુત્રોને નિમિતે નિર્વાય અજલી દેવાની ઈચ્છા રાખુ છુ કારણ કે અહી તો ભીમસેને સઘળાંઓની ઉર્ધ્વદેહિક ક્રિયાઓ કરી છે પરન્તુ પૂર્વનાં વૈરનાં સ્મરણને લઇને મારા પુત્રોની ઉત્તર ક્રિયાઓ કરી નથી. જો તમે મને ધન આપો તો હુ મત્પુત્રોનુ ઉત્તરક્રિયાકર્મ કરૂ ને તત્પશ્ચાત્ સ્વર્ગ પ્રાપ્તિ નિમિત્તે તપશ્ચર્યા કરવા જાઉ . ધૃતરાષ્ટ્રનાં વચનો સાંભળી યુધિષ્ટિરે વિદૂરજીને આ વાત કહી તેથી શાણા વિદુરમત્રીએ ધર્મરાજાની ઇચ્છાથી ધૃતરાષ્ટ્રને ધન આપવાની ઈચ્છા કરી ને તે વેળાએ પોતાના સઘળાં કુટુંબીઓને બોલાવી ધર્મરાજા યુધિષ્ટિર કહેવા લાગ્યા કે—હે મહાભાગ શાળીઓ ! પિંડદાનની ઈચ્છાવાળા આપણા પિતા ને હું ધન આપુ છું. મહાપરાક્રમી એવા જ્યેષ્ઠ બધુનાં વચન સાંભળી ક્રોધિત થઈ મારૂતિ ભીમસેન કહેવા લાગ્યો કે—હે મહાભાગ ! દુર્યોધનના નિમિત્તે આપ કેમ ધન આપો છો ! આથી તો આ આંધળો પણ સુખી થશે. આ વાત તો આપની બુદ્ધિપૂર્વક નથી ને આથી અધિક મૂર્ખત્વ શું છે ? તમારી કુબુદ્ધિથીજ અમે ભ્રાતાઓ વનમાં દુ ખ પામ્યા ને હે મહાત્મા ! તમારા પ્રત્યક્ષમાંજ તે દુરાત્માએ દ્રૌપદીનુ હરણ કરી સભામાં ખડી કરી, હે સુવ્રત ! તમારાજ પ્રસાદથી અમારે વિરાટ્ નગરમાં વિરાટ્ને ત્યાં વાસ કરવો પડયો. અમે સઘળા મહા પરાક્રમી છતાં આપનીજ બુદ્ધિના પ્રતાપે મત્સ્યરાજાને ત્યા દાસવત્ રહ્યા. જો આપ દ્યુત ન રમ્યા હોત તો આ મહાભારત નાશ કેમ થાત ! અને આપનાંજ કારણેથી જરાસધનો નાશ કરનારો છતાં પણ મારે રસોયો થાવુ પડયૂ. અર્જુનને પરાક્રમી હોવા છતાં સ્રીયોવિષે બૃહન્નલા નહી તો કેમ થાવું પડત ! હે મહાબાહો ' ઈન્દ્રપુત્ર હોવા છતાં પણ અર્જુન આપનાજ કારણે સ્રીરૂપધારી થયો ! જે હાથમાં ગાંડીવ શસ્ર શોભી રહેતું હતું તે હાથને કકણ પહેરાવવુ પડયુ ! મનુષ્ય શરીરને પામી આથી અધિક બીજુ શુ દુ ખ હોય ! શિરપર વેણી, નેત્રોમાં કાજળ, એવા અર્જુનને દેખી જે ક્રોધ થયો છે તેથી તેની શાન્તિ તો તરવારથી ધૃતરાષ્ટ્રનુ મસ્તક છેદન કરવાથીજ થઇ શકે તેમ છે. જેણે ભીષ્માદિની સમતિ લીધા વિનાજ લાક્ષાગૃહમાં અગ્નિ મૂકી ને જે પાપાત્માએ અમને બાળી નાંખવાની ઈચ્છા કરી હતી ને પછી આગ લગાડી તે પાપાત્મા તેના પાપથીજ દગ્ધ થયો છે તેમાં આપણો શુ દોષ છે ? હે મહારાજ !

તમને પૂછયા વિના જે પ્રકારે મેં કીચકોને મારી નાંખ્યા તે પ્રકારે ભાર્યા સહિત ધૃતરાષ્ટ્રના પુત્રોનો હું નાશ નથી કરી શકયો ! એજ મને હજુ ખેદ રહી ગયો છે.હે રાજન્! આપે એ પણ બુદ્ધિમાનીનું કામ ન હોતું કર્યું કે ગંધર્વોના પાશમાંથી દૂર્યોધનને છોડાવ્યો, કારણ કે તેઓએ તો દૂર્યોધનાદિ શત્રુઓને બાંધી લીધા હતા છતાં તમારે શત્રુઓપર દયા કરવી યોગ્ય ન હતી ! દૂર્યોધનના હિતને વાસ્તે છતાં તમે હજુ ધન દેવાની ઈચ્છા કરો છો તો તે ધન તમારી આજ્ઞા હશે તોપણ હું નહી આપુ ! આવાં કઠોર વચન કહી ભીમસેન ચાલ્યો ગયો ને રાજાએ અર્જુન નકુલ સહદેવ વિગેરેને સમક્ષમાં રાખી ધૃતરાષ્ટના નિમિત્ત પુષ્કળ ધન આપ્યું ધૃતરાષ્ટ્રે બ્રાહ્મણોને બહુ દાન આપ્યાં ને તે પછી અંબિકાપુત્રે પોતાના પુત્રોની વિધિપુર સર ઉત્તરક્રિયાઓ કરાવી. સંપૂર્ણ ઉર્ધ્વદેહિક ક્રિયાઓ કરીને ગાંધારી સહિત ધૃતરાષ્ટ્ર કુન્તી અને વિદુરને સાથે લઈ વનમાં ગયા. મહામતિ ધૃતરાષ્ટ્ર સંજયના સાથે માર્ગમા ચાલતા ચાલતા શહેર બહાર નીકળ્યા. ને કુન્તાજી પણ પુત્રોએ અટકાવવા છતાં સાથેજ ગયાં. ભીમસેન તથા બીજા પાંડવો વિલાપ કરતા કરતા ગંગાતીર સુધી વળાવી હસ્તિનાપુરમાં પાછા આવ્યા. તેઓએ ગંગાતીરે જઇ તૃણની કૂટી બનાવીને શતયુપાશ્રમમાં તપશ્ચર્યા કરવા લાગ્યાં. આ પ્રકારે છ વર્ષ તપશ્ચર્યામાં ગયાં ત્યારે તેઓના વિરહથી વ્યાકુળ યુધિષ્ઠિરે ભ્રાતાઓને કહ્યુ—કે મને સ્વપ્નમાં દેખાયુ છે. કે કુન્તી વનમાં રહી બહુ દુર્બળ થઇ ગઈ છે જેથી મારૂં મન માતપિતાનાં દર્શન માટે ગમનાતુર થયુ છે. મહાત્મા વિદુરને મહામતિ સંજયને જોવાની મારી ઈચ્છા થઈ છે તો જો તમને ઠીક લાગે તો હું તેઓનાં દર્શન વાસ્તે જાઉં, એવી મારી ઇચ્છા છે. પછી તે સઘળા ભ્રાતાઓ સુભદ્રા દ્રોપતી ઉત્તરાને સઘળા પુરવાસીઓ સહીત સઘળા પાંડવો ત્યાં દર્શનની ઈચ્છાથી ગયાં, ને શતયુપ આશ્રમમાં આવી જોવા લાગ્યાં. જ્યારે વિદુરજીને ન દીઠા ત્યારે રાજાએ પુછ્યૂ કે " બુદ્ધિમાન્ વિદુરજી કયાં છે ! ધૃતરાષ્ટ્રે કહ્યુ " વિદુરજી વિરકત થઇ અને નિષ્પરિગ્રહ થઇ વિચરે છે, કયારેક એકાન્તમાં કયાંક બેસી સનાતન દેવનુ ધ્યાન ધરે છે. બીજે દિવસે યુધિષ્ઠિરે તપથી કૃશ શરીરવાળા વિદુરજીનાં ગંગાના તટપર દર્શન કર્યા દર્શન કરી રાજાએ કહ્યુ 'યુધિષ્ઠિર આપને પ્રણામ કરૂં છુ.' વિદુરજી એ સાંભળતાં કશુ બોલ્યા નહીં ને કાષ્ટવત્ અચળ રહ્યા. એજ ક્ષણમાં વિદુરજીની કાયામાંથી એક તેજ પ્રગટયુને ધર્મશિ હોવાથી તે તેજ યુધિષ્ઠિરના મુખમાં લીન થઇ ગયુ. આ પ્રકારે વિદુરના પ્રાણ ત્યાગથી યુધિષ્ઠિર અતીવ શોચ કરવા લાગ્યા. ને અગ્નિ સંસ્કાર કરવા તત્પર થયા. આ સમયે આકાશવાણી થઈ—કે હે રાજન્ ! વિરકત હોવાથી વિદુરનો દેહ દાહ યોગ્ય નથી વાસ્તે તમે ઇચ્છા પૂર્વક ચાલ્યા જાઓ. આ સાંભળી યુધિષ્ઠિર ગયા ને સર્વે ભાઇઓએ ગંગામાં સ્નાન કર્યુ ને જઇને વિસ્તારથી આ વાત ધૃતરાષ્ટ્રને કહી. પછી તે પાંડવો નગરવાસીઓ સહિત તે આશ્રમમાંજ રહ્યા. ત્યાં એકદિને સત્યવતીના પુત્ર વ્યાસમુનિ, નારદમુનિ તથા અન્ય મુનિઓ મહાત્મા ધર્મરાજાનાં દર્શન કરવા આવ્યા. શુભ દર્શનએવા વ્યાસજીને કુન્તાજી કહેવા લાગ્યાં કે—હે તપોધન વ્યાસજી! મારો પુત્ર કર્ણ જન્મતાંજ મારો વિયોગ પામ્યો છે તેથી મારૂં મન તપેછે. આપ સઘળાં મરેલાંઓને અમને બતાવો હે મહાભા-

ગ ! આપ સમર્થ છો જેથી મારી કામના પૂર્ણ કરો.[૧-૫૪] ગાંધારી બોલ્યાં—હે મહાભાગ ! દુર્યોધનને રણમાં જતાં મે જોયો નથી. હે મુનિશ્રેષ્ઠ ! તે મારા પુત્રનાં મને દર્શન કરાવો.[૩૫-૮૬] સુભદ્રાજી બોલ્યાં—હે સર્વજ્ઞ ! હે તપોધન ! પ્રાણોથી પણ અધિક પ્રિય મહાવીર અભિમન્યુને જોવાની મારી ઈચ્છા થઈ છે, વાસ્તે તેના દર્શન આજ મને કરાવો. [૫૭] સૂત બોલ્યા -આવાં વિવિધ વાકયો સાંભળી સત્યવતી પુત્ર વ્યાસજી પ્રાણાયામ કરી સનાતની દેવીનુ ધ્યાન કરવા લાગ્યા, સધ્યાકાળ થયો ત્યારે ગગાતટે મુનિસત્તમ વ્યાસ યુધિષ્ઠિર આદિ સકળને બોલાવી કરી પુણ્યવતી સરિતાનાં જળમાં સ્નાન કરી વિશ્વજનનીની સ્તુતિ કરવા લાગ્યા. પ્રકૃતિપુરૂષના આશ્રયરૂપા ચૈતન્યથી અભિન્ના સગુણા નિર્ગુણા દેવદેવી બ્રહ્મરૂપા ને મણિદ્વીપનિવાસીની છે તેનેહુ પ્રણામ કરૂ છુ. હે દેવિ ! જે કાળે બ્રહ્મા વિષ્ણુ શિવ કુબેર વરૂણ યમ ને પાલક એમાંથી કોયપણ ન હતુ તે કાળે તુ હતી. હે દેવિ ! જે વેળા જળભૂમિ આકાશ, તેના ગુણો, ઈન્દ્રિયો, અહકાર, મન મન, બુદ્ધિ, સૂર્ય, ચન્દ્ર એમાંનુ કોય પણ ન હતુ તે કાળે તુ હતી વાસ્તે હુ તને પ્રણામ કરૂ છુ. આ જીવલોકને ચિત અર્થાત્ હિરણ્યગર્ભાત્મક સમષ્ટિમાં સ્થાપન કરીને અને હિરણ્ય કોશ અર્થાત્ સમષ્ટિ લીગ શરીરાત્મક હિરણ્યગર્ભને પૃથક્ ભિન્નગુણ તત્ત્વાદિકના સહિત સામ્યાવસ્થારૂપ સુષુપ્તિમાં પ્રાપ્ત કરીને કલ્પના પરિમાણ કાળપર્યન્ત સ્વતત્ર થઈનેતુ વિચરે છે ને તે કાળે જ્ઞાનથી પણ કોઈ તને જાણી શકતુ નથી, ને તે સમયે તુ પ્રપચથી પર થઈ જાય છે. હે માતા ! આ સૌ કોઈ મને મૃતકદર્શનના નિમિત્તે પ્રાર્થના કરે છે તેથી હે માતા ! હું તો સમર્થ નથી જેથી તું એ મૃતકોનાં દર્શન કરાવ. [૫૮-૬૪]સુત બોલ્યા—જ્યારે એ પ્રકારે ભુવનેશ્વરીની સ્તુતિ કરી ત્યારે સ્વર્ગમાંથીજ સઘળા રાજાઓને તે દેવીએ બોલાવી તેમનાં સહુને દર્શન કરાવ્યાં. ને અતુલ તેજસ્વી વ્યાસે પછી તે લીલાનુ વિસર્જન કર્યું અને મહામાયા દેવીનુ સ્મરણ કરી ઈન્દ્રજાલની સમાન આ કૌતુકયુક્ત દર્શનો દેખી તે સઘળાં પાંડવજનો તથા વ્યાસજી છૂટાં પડી ચાલ્યાં ને રસ્તામાંધર્મરાજા વ્યાસકથાને કરતા કરતા હસ્તિનાપુરમાં આવ્યા. [૬૪-૬૮]

**तदा पृष्ट्वा ययुः सर्वे पांडवा मुनय स्तथा ॥**
**राजा नागपुरं प्राप्तः कुर्वन्व्यासकथांपथि॥६८॥**

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવતવિષે દ્વિતિય સ્કધમાં અધ્યાય, ૭ મો. સપૂર્ણ.

## અધ્યાય ૮ મો.

### યદુકુળનો નાશ ને પરીક્ષિતની કથા.

**सूत उवाच—**

**ततोद्दिनेतृतीये च धृतराष्ट्रः समूपतिः ।**
**दावाग्निना वने दग्धःसभार्यःकुंतिसंयुतः ॥१॥**

સૂત બોલ્યા—ત્યાર પછી ત્રીજેજ દિવસે ધૃતરાષ્ટ્ર રાજા ગાંધારી સહિત તથા કુન્તી સહિત વનમાં દાવાગ્નિથી બળી ગયા, અને સંજય તો પ્રથમથીજ ધૃતરાષ્ટ્ર પાસેથી વિદાય થઈ તીર્થયાત્રા કરવા ચાલ્યા ગયા હતા. આ વાર્તા નારદજીનાં મુખથી યુધિષ્ઠિરના કાને પડતાં તેઓ મહા દુખ પામ્યા. કૌરવોનો ક્ષય થયા પછી છત્રીશ વર્ષો ગયા બાદ પ્રભાસમાં સઘળા યાદવો વિપ્રશાપથી ક્ષય પામવા લાગ્યા. તે યાદવો મહાત્મા બળરામ ને કૃષ્ણના

* આ અધ્યાયમા યદુકુળનો નાશ ને પરીક્ષિતનુ વૃત્તાન્ત કહેવામા આવશે.

દેખતાંજ મદ્યપાન કરી પરસ્પર લડી ક્ષય પામ્યા. બળરામે પણ યોગદ્વારા શરીરનો ત્યાગ કર્યો ને ભગવાન હરિ પણ શાપનું પાલન કરી વ્યાધના બાણ પ્રહારથી મુક્તદેહ થયા. પરમાત્મા કૃષ્ણની પરમ ધામ યાત્રાના ખબર મળતાં વસુદેવે પણ મનમાં ભગવતીનુ સ્મરણ કરી દેહ ત્યાગ કર્યો. તત્પશ્ચાત્ પ્રભાસમાં જઇને અર્જુન મહા શોક કરવા લાગ્યો ને યથાયોગ્ય સઘળા યાદવોના તેણે સસ્કાર કર્યા. હરિ ભગવાનના દેહની છાયાને દેખી કાષ્ઠને એકઠાં કરી આઠ પટરાણીઓ સહિત તેમનો દેહ સસ્કાર કર્યો, અર્થાત્ આઠ પટરાણીઓ સતિ થઈ. બળરામની છાયાની સાથે રેવતીજી સતિ થયાં. ત્યાર પછી અર્જુને દ્વારિકામાં આવી સઘળા પુર જનોને બહાર કાઢયા, ને તે વાસુદેવ ભગવાનની દ્વારિકાપુરીને સાગરમાં ડુબાવી દીધી. આ સમયે અર્જુન સર્વ લોકોને લઇને બહાર નીકળ્યો ત્યારે માર્ગમાં દ્વારિકાની સ્ત્રીઓને ચોરો વિગેરે લુટી ગયા. ને સઘળુ ધન હરાઈ ગયાથી અર્જુન નિસ્તેજ થઈ ગયો. ઈન્દ્રપ્રસ્થમાં આવીને તે પુરવાસીઓને ત્યાં લાવીને વજ્રને રાજ આપ્યુ, કે જે વજ્ર અનિરૂદ્ધના પુત્ર હતા. અમિત તેજસ્વી તે પુત્રનો અર્જુને રાજ્યાભિષેક કર્યો. વ્યાસના સમીપે અર્જુને પોતાનુ દુખ કહી બતાવ્યું ત્યારે વ્યાસ કહેવા લાગ્યા કે હે મહામતે અર્જુન! જ્યારે પાછા ભગવાન થશે ત્યારે તુ પણ તેની સાથેજ થઈશ. પછી બીજા યુગમાં તારૂ પૂર્ણ તેજ થઈ જશે. આમ સાંભળી અર્જુન હસ્તિનાપુર ગયો. પછી અતીવ દુખી અર્જુને ધર્મરાજાને આ સઘળુ વૃત્તાન્ત કહ્યુ. હરિના દેહ ત્યાગના ને યાદવોના ક્ષયના માઠા સમાચાર સાંભળી ધર્મરાયે હિમાલયમાં જવાની ઈચ્છા કરી. છત્રીશ વર્ષના ઉત્તરા પુત્ર પરીક્ષિતને રાજ્યમાં સ્થાપન કરી દ્રૌપદી ને ભ્રાતાઓને સાથે લઇને ધર્મરાજા વનમાં ગયા. તે ભ્રાતાઓએ છત્રીસ વર્ષ હસ્તિનાપુરનુ રાજ્ય કર્યું. તેઓએ છએ વનમાં જઈ હિમાલયમાં દેહ ત્યાગ કર્યો. રાજર્ષિ પરીક્ષિત પણ આલસ્ય રહિત સાઠ વર્ષસુધી રાજ્ય કરીને પછી મૃગયાશીલ બનીને વનમાં ગયા. વિદ્ધમૃગને રાજા મધ્યાન્હમાં શોધતાં શોધતાં ભૂખ્યા ને તરશ્યા થઈ થાકી ગયા. ગરમીથી વ્યાકુળ થયા હોવાથી રાજાના સમીપમાં સ્થિત ધ્યાનગ્રસ્થ મુનિને રાજાએ જળ નિમિત્તે કાંઈ કહ્યુ પરન્તુ તે મૌન વ્રતધારી મુનિ કશુ પણ બોલ્યા નહી. આથી રાજાને કોપ થયો ને તરશ્યા હોવાથી ધનુષ્યની કોટિથી મરેલા સર્પને ચડાવીને કલિયુગથી મલીન થયેલાં ચિત્તવાળા તે રાજાએ તે મુનિની ગરદનમાં પહેરાવી દીધો. સર્પ ગળામાં નાંખ્યો છતાં મુનિ તો બોલ્યા નહી. રાજા પોતાના ઘેર ચાલ્યા આવ્યા ને રૂષિ સમાધિમાંથી ચલાયમાન નજ થયા. તે રૂષિના પુત્ર મહા તેજસ્વી ગવિજાત નામના હતા ને મહાશક્તિના મહાભક્ત હતા. બાળકોની સાથે રમતા તે મુનિપુત્રે સાંભળ્યુ કે "તમારા પિતાના ગળામાં કોઈ મુએલો સાપ પહેરાવી ગયુ છે." તેનાં વચન સાંભળીને ગવિજાત ક્રોધાવિષ્ઠ થયા ને મહા ક્રોધ કરી હાથમાં જળ લઈ પરિક્ષિત રાજાને શાપ આપ્યો કે—જેણે મારા પિતાના ગળામાં મરેલો સાપ પહેરાવ્યો છે તે પાપિષ્ઠને સાતમે દિવસે તક્ષક નાગ ડસશે" પછી મુનિના કોઈ શિષ્યે રાજમહેલમાં ગયેલા રાજાને આ વૃત્તાન્ત કહ્યુ. બ્રહ્મશાપની કથા પરીક્ષિતે સાંભળીને તે શાપને અનિવાર્ય જાણી વૃદ્ધ મત્રીઓને પૂછ્યુ કે— મને દ્વેષથી દ્વિજપુત્રે શાપ આપ્યો છે! હે

સચિવો ! હવે શુ કરવુ ! આવો ઉપાય વિચારો ! વેદવાદીઓ કહે છે કે આ મૃત્યુ અવશ્ય અનિવાર્ય છે, તોપણ પંડિતોએ સદા શાસ્ત્રોક્ત ઉપાયો યોજવા જોઇએ. એવો ઉપાય ડાહ્યા પુરૂષો કહે છે કે–મહા વિદ્વાનોના ઉપાયથી કાર્ય સિદ્ધિ થાય છે, નહી તો નથી થતી. મણિ મંત્ર ને ઔષધીઓનો પ્રભાવ પણ ખરેખર દુર્વિજ્ઞેય છે. શુ આ વાત મણિવાનોથી સિદ્ધ ન થાય ! એક મુનિની સર્પથી ડસાયેલી ભાર્યા મરી ગયા પછી પાછી જીવતી થઈ હતી. મુનિએ તેનાં નિમિત્તે પોતાની અરધી આયુષ્ય આપી હતી. ભવિતવ્યના ઉપર પંડિતોએ સદાય વિશ્વાસ ન કરવો જોઇએ હે મંત્રીઓ! આમાં પ્રત્યક્ષ દ્રષ્ટાંન્તો તપાસો, ભૂમિમાં સ્વર્ગમાં કોઈ એવો મંત્રવેત્તા દેખાય છે. ? જો દૈવમાંજ મતિ રાખી નિરૂદ્યમ બેસી રહેવુ યોગ્ય હોય તો વિરકત યતિઓ પણ સદા ભિક્ષા માંગવા કેમ જાય છે? ગૃહસ્થો બોલાવે વા ન બોલાવે તોપણ ઘરમાં જાય છે ને જે કાંઈ પ્રાપ્ત થાય છે તે લે છે ને ખાય છે. પ્રાપ્ત અન્ન પોતાની મેળે કાંઈ મુખે પ્રવેશતુ નથી. [૧-૧૭] મંત્રીઓ બોલ્યા–હે રાજન!અરધી આયુષ્ય આપી પ્રીયાને જીવાડનારા કોણ મુનિ હતા ? હે મહારાજ ! તે સ્ત્રી કેમ કરી! તે વાત વિસ્તારથી કહો. [૩૮૪૦] રાજા બોલ્યા–ભૃગુની ભાર્યા સુવહની પુલોમા નામે સુંદરી હતી તે ભાર્યામાં સુવિખ્યાત ચ્યવન મુનિનો જન્મ થયો. શર્યાતિની કન્યા સુકન્યા નામની ચ્યવનમુનિની ધર્મપત્ની હતી. તે સુકન્યામાં શ્રીમાન પ્રમતિ નામનો પુત્ર થયો ને તે પ્રમતિની સુવિખ્યાત ધર્મપત્ની પ્રતાપી નામની હતી. તે પ્રતાપીમાં રૂરૂ નામના તપસ્વીનો જન્મ થયો. એ સમયમાં કોઇ સ્થૂલ કેશ નામના મહા તેજસ્વી સત્યસંધ ધર્માત્મા હતા ને તે સમયે સર્વલોકમાં અતિ સુંદરી એવી મેનકા અપ્સરા નદીના તટપર ક્રીડા કરતી હતી. તે મેનકા વિશ્વાવસુથી ગર્ભને ધારણ કરીને નીકળી હતી. સ્થૂલ કેશ મુનિના આશ્રમમાં આવીને મેનકાએ ગર્ભ ત્યાગ કર્યો ને તે ત્રિલોક સુંદરી કન્યાને નદી તટપર તજી. મુનિએ તે અનાથ કન્યાને રાખી તેનું પાલન કર્યું. તેનું નામ પ્રમદ્વરા રાખ્યું. કાલ જતાં પ્રમદ્વરા સકળ લક્ષણ સંપન્ન નવ યૌવના થઈ, ને રૂરૂ તપસ્વી તેને દેખીને કામ બાણથી પીડિત થયા. [૩૮–૪૯]

**साकाले यौवनं प्राप्ता सर्व लक्षण संयुता ॥**
**रुरुर्दृष्ट्वाऽथतांबालांकामबाणार्दितोऽभवत् ॥४९॥**

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે દ્વિતીય સ્કંધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### રૂરૂની કથા ને રાજાનો ગુપ્ત ગૃહમાં નિવાસ.

**परीक्षिदुवाच–**

**कामार्तस्समुनिर्गत्वा रुरुस्सोनिजाश्रमे ।**
**पितापप्रच्छदीनंतंकिंरुरोविमनाअसि ॥१॥**

પરીક્ષિત બોલ્યા–કામાર્ત થઇને તે મુનિ ગૃહમાંજ પડયા રહ્યા. પિતાએ પુછ્યુ "હે રૂરૂ ! તુ કેમ વિમન થયો છે? ત્યારે અત્યન્ત કામથી વ્યાકુળ થઈ રૂરૂ કહેવા લાગ્યો. સ્થૂલકેશ મુનિના આશ્રયમાં એક સુંદર કન્યા છે ને મારી ભાર્યા થાય. તે કન્યાનું નામ પ્રમદ્વારા છે. પછી પ્રમિતિ સ્થૂલકેશના આશ્રમમાં ગયા ને ભાષણથી મુનિને પ્રસન્ન કરી તે કન્યાની માગણી કરી. સ્થૂલકેશે કહ્યું–સારો દિવસ જોઈ હું કન્યાનુ પ્રદાન કરીશ.

---

* આ અધ્યાયમાં 'રૂરૂની કથા ને રાજાનો ગુપ્ત ગૃહમાં નિવાસ' એ કથા કહેવામાં આવશે.

મુનિએ વિવાહ વાસ્તે વનમાં મંડપ રચ્યો ને પ્રમિતિ તથા સ્થૂલકેશ વિવાહ વાસ્તે સજ થયા. તપોવનમાં તે મહાત્માઓ વિવાહ કાર્યની તૈયારી કરવા લાગ્યા. એ કાળે એ સુબોધિની કન્યા ચોકમાં સૂતી હતી ત્યાં તેને ચરણપર સર્પ કરડી ગયો. સર્પ ડંખથી વ્યથા પામી તે કન્યા મૃત્યુ પામી. પ્રમદ્વરાનાં મૃત્યુથી મહા કોલાહલ થઈ રહ્યો. સઘળા મુનિઓ એકત્ર થયા ને શોકગ્રસ્ત થયા ને ભૂમિપર પડેલી સુકન્યાને દેખી તેનો પિતા અતીવ દુઃખ પામ્યો. પ્રાણરહિત છતાં તેજસ્વી પડેલી તે કન્યાને દેખી તેનો પિતા રડવા લાગ્યો ને રૂરૂ પણ આ વાત સાંભળી રડતો રડતો ત્યાં જોવા આવ્યો. તે કામિનીને મૃત હોવા છતાં તેજસ્વી ને જીવતી હોય તેમ રૂરૂ જોવા લાગ્યો ને સ્થૂલકેશ તથા અન્ય મુનિઓને રોતા દેખી રૂરૂ ત્યાંથી બહાર જઇને રોવા લાગ્યો. અહો! મારા નિમિત્તે દૈવે શું આ સર્પને મોકલ્યો! આ મારાં કલ્યાણનો વિનાશ કરનારો ને દુઃખનો કારણરૂપ છે. હું શું કરૂં! કયાં જાઉં! મારી પ્રિયતમા મરી ગઈ! આ પ્રિયાના વિના જીવવાને હું ઈચ્છતો નથી. આ સુંદરીને મેં આલિંગન કર્યું. નહીં તેમ ચુંબન પણ ન કર્યું. મારાં મંદભાગ્યે તેનું પાણિ ગ્રહણ મેં ન કર્યું. આ સુંદરી સાથે મેં લાજાહોમ પણ ન કર્યો. અરેરે! મનુષ્ય જન્મને ધિક્કાર છે. આ સમયે મારા પ્રાણ ચાલ્યા જાય તોપણ બહુ સારૂં. ખરેખર દુઃખીને માગ્યું મોત પણ મળતું નથી. આ પૃથ્વીમાં દિવ્યસુખ ક્યાંથી પ્રાપ્ત થાય! ઘોર સરોવરમાં કે અગ્નિમાં હું મારો દેહ હવે તજીશ. વિષ ખાઈશ અથવા ગળે ફાંસો ખાઇ હું મરીશ. આ પ્રમાણે વિલાપ કરતો તે રૂરૂ મનમાં વિચાર કરવા લાગ્યો ને નદી તટપર ઉભો ઉપાય યોજવા લાગ્યો. રૂરૂને વિચાર આવ્યો કે " મરણથી મને શું ફળ થશે ને આત્મ હત્યાનું પાપ દુરત્યય છે. મારો પિતા દુઃખી થશે ને માતા અતીવ દુઃખ પામશે. મને મરેલાને દેખીને દૈવજ રાજી થશે. શત્રુઓ પણ મારાં મૃત્યુથી રાજી થશે. આથી પરલોકમાં પ્રિયાને હું શું ઉપકાર કરી શકીશ! વિરહથી પીડાતો હું આત્મઘાતથી મરીશ છતાં પણ મારી આત્મઘાતીની પરલોકમાં પણ તે પ્રિયા નહીં બને. આ પ્રમાણે મરવાથી દોષો છે ને અમરણમાં પ્રિયાના અર્થે પરલોક નિમિત્ત કર્મો કરવાથી દોષ નથી. આમ વિચાર કરી આચમન કરી સ્નાન કરી તે રૂરૂ શાન્ત થઇ બેઠો. હાથમાં જળ લઇ તેણે પ્રતિજ્ઞા કરી કે 'મેં જે કાંઇ સત્કર્મ કર્યાં હોય ને જે કાંઇ દેવાર્ચન કર્યું હોય, ભક્તિથી ગુરૂઓનું પૂજન કર્યું હોય, હોમ્યું હોય, જપ્યું હોય, તપ કર્યું હોય, વેદોનો અશેષ અભ્યાસ કર્યો હોય, ગાયત્રીના જપ કર્યા હોય, ને સૂર્ય દેવની આરાધના કરી હોય તેના પ્રભાવેથી મારી પ્રિયા જીવન પામો. આમ છતાં જો મારી કાન્તા નહી જીવે તો મારા પ્રાણોનો હું ત્યાગ કરીશ' આમ કહીને દેવારાધાન કરી રૂરૂએ હાથમાંનું જળ ભૂમિપર મેલ્યું.[૧-૨૬] પરીક્ષિત બોલ્યા—આ પ્રકારે ભાર્યા નિમિત્તે વિલાપ કરતા તે રૂરૂને દેખી એક દેવનો દૂત સમીપમાં આવી કહેવા લાગ્યો.[૨૭] દેવદૂત બોલ્યો—હે બ્રહ્મન્! તું સાહસ કર માં. મરેલી પ્રિયા ક્યાંથી જીવી શકે! તે સુશ્રેણી ગતાયુ થઈ છે ને તે ગંધર્વની અપ્સરાની પુત્રી છે. આ કુંવારી વયમાં મરી ગઇ છે જેથી તું અન્ય કામિનીની ચાહના કર. હે દુષ્ટબુદ્ધિ! તું શેનો રડે છે તેની સાથે તારી શી પ્રીતિ છે![૨૮-૨૯] રૂરૂ બોલ્યો—હે

દેવદૂત! હું બીજી કન્યાને નહીંજ વરૂં. આ કન્યા જીવે તો ઠીક ને ન જીવે તો હમણાંજ મૃત્યુ પામીશ.[૨૯] પરીક્ષિત બોલ્યા—તેની આ મહા હઠ દેખી હર્ષયુક્ત તે દેવદૂત અતિ મનોહર તથ્ય ને સત્ય વાણી તેના પ્રતિ બોલ્યો કે—હે વિપ્રવર! દેવતાઓએ જેનુ પ્રથમથી વિધાન કરીરાખ્યુ છે તે ઉપાય તું સાંભળ. તારી અરધી આયુષ્ય આપી તારી પ્રિયાને તુ જીવાડ. રૂરૂએ કહ્યુ " એમાં શંકા નથી. હું મારી અરધી આયુષ્ય તેના નિમિત્તે આપુ છુ. હવે હમણાંજ મારી પ્રિયા સપ્રાણ થઈ બેઠી થાય. આ વેળાએ વિમાનમાં બેસી વિશ્વાવસુ ગંધર્વ ત્યાં આવ્યા, અર્થાત્ તેઓ પ્રમદ્વારાને મરેલી જાણી સ્વર્ગ લોકમાંથી ઉતર્યા. આ સમયે તે ગંધર્વરાજને દૂત યમરાજ પાસે ગયા ને કહેવા લાગ્યા કે—હે ધર્મરાજ! રૂરૂની પત્ની વિશ્વાવસુની સુતા નામે પ્રમદ્વારા મર્પદંશથી મૃત્યુ પામી છે તો હે ધર્મરાજા! તે કન્યા પ્રાણત્યાગની ઈચ્છા કરતા રૂરૂની અરધી આયુષ્યથી તે વ્રતના પ્રભાવે જીવતી થાય એમ કરો.[૩૦-૩૭] ધર્મરાજા બોલ્યા—તે વિશ્વાવસુ સૂતાની તમે યાચના કરો છો તો તમે જાઓને રૂરૂની અરધી આયુષ્યથી તેને જીવતી કરો.[૩૮] પરિક્ષિત બોલ્યા—ધર્મરાજાની એ આજ્ઞા થતાં તે દેવદૂતે પ્રમદ્વરાને જીવતી કરી, ને સત્વર રૂરૂને તેનુ સમર્પણ કર્યું. તેનાં મંગળદિને રૂરૂની સાથે લગ્ન થયાં. આ પ્રકારે ઉપાયના યોગથી ને મૃરી ગયેલી કન્યા જીવતી થઈ, તેથી સર્વથા શાસ્ત્રસમત ઉપાય કરવા જોઈએ. મણી મંત્રને ઔષધિથી પ્રાણ રક્ષા કરવી જોઇએ આમ કહી રાજાએ સચિવોને પોતાના રક્ષક કર્યા ને સસ્તખંડનો મહેલ રચી તે ઉત્તમ મહેલમાં ઉત્તરાના પુત્ર પરીક્ષિતે સચિવો સહિત નિવાસ કર્યો. ત્યાં મણિમંત્રોવાળા વાદિઓને રક્ષા કરવા ગોઠવ્યા. તત્પશ્ચાત્ રાજાએ ગૌરમુખ મુનિને રૂષિના આશ્રમમાં મોકલ્યા ને કહેવરાવ્યું કે—' મારો સેવકનો અપરાધ ક્ષમા કરો. ' વળી રાજાએ મંત્રસિદ્ધિવાળા બ્રાહ્મણોને પણ રક્ષિતા બનાવ્યા. મંત્રીપુત્રે ત્યાં રહીને કેટલાક દન્તીઓ સ્થાપ્યા કે જેથી આ અતિ રક્ષિત મહેલમાં કોઇ પણ જીવ ચડી ન આવે. અધિક શું કહેવું! ત્યાં એવી રચના કરી હતી કે પવન પણ મહા મુશ્કેલીએ પ્રવેસ કરી શકતો. રાજા ત્યાંજ નિવાસ કરીને ભક્ષ્ય ભોજનાદિ કરતા. સ્નાન સંધ્યાદિ કર્મોનું આવાહન વિસર્જન પણ રાજા ત્યાંજ કરતા અને સઘળાં રાજકર્મો પણ ત્યાંજ કરતા. આ પ્રમાણે પરીક્ષિત રાજા મંત્રીઓ સહીત સંમતિ કરી દિવસો ગણી રહ્યા હતા. આ સમયે મંત્ર જ્ઞાતા કોઇ કશ્યપ નામના બ્રાહ્મણને રાજાના શાપના વૃતાન્તની ખબર પડી. તે બ્રાહ્મણ ધનની ઇચ્છાથી વિચારવા લાગ્યો કે—ત્યાં જવું ઉચિત છે કે જ્યાં તે શાપિત રાજા વિધમાન છે. આમ વિચાર કરી તે બ્રાહ્મણ પોતાના ગૃહથી નીકળી માર્ગમાં પડયો. આ કશ્યપજી મંત્રના જ્ઞાતા હતા ને તેમને ધનની ઈચ્છા થઈ હતી.[૫૧]

**इतिकृत्वामतिंविप्रःस्वगृहान्निसृतःपथि ॥**
**कश्यपोमंत्रविद्विद्वान्धनार्थीमुनिसत्तमः ॥५१॥**

ઈતિશ્રી મહત્પુરાણ દેવીભાગવત વિષે દ્વિતીય સ્કંધમાં અધ્યાય નવમો સંપૂર્ણ.

# અધ્યાય ૧૦ મો.*

## તક્ષકને બ્રાહ્મણનો સંવાદ ને રાજાનો અંત.

**સૂતઉવાચ—**

**तस्मिन्नेवदिननाम्नातक्षकस्तंनृपोत्तमम् ।**
**ब्रह्मज्ञात्वागृहात्तूर्णंनिःसृतःपुरुषोत्तमः ॥१॥**

સૂત બોલ્યા-પરિક્ષિત રાજાને શાપથયો જાણી વૃદ્ધ બ્રાહ્મણનો વેષધરી તક્ષકનાગ પુરૂષોત્તમરૂપે જે દિવસે તે કશ્યપ બ્રાહ્મણ નીકળ્યો તેજદિવસે પોતાના સ્થાનમાંથી રાજાનેદંશવા વિદાય થયો રાજાને પાસે જવા નીકળેલા કશ્યપને માર્ગમાં તક્ષકે જોયો. તે મંત્રવાદી બ્રાહ્મણને તક્ષકે પૂછયુ કે સત્વર કયાં જાય છે? અને તું શુ કાર્યની ઈચ્છા રાખે છે?[૧-૪] કશ્યપ બોલ્યો—નૃપશ્રેષ્ટ પરિક્ષિતને તક્ષક નાગ કરડવાનો છે, ત્યાં હું તે રાજાને વિષરહિત કરવા સત્વર જવા ધારૂં છુ. હે વિપ્રેન્દ્ર મારી પાસે વિષને ટાળવાવાળો મંત્ર છે તે જીવનરહિત રાજાને હું જીવતો રાખીશ.[૪-૫] તક્ષક બોલ્યો—હે બ્રહ્મન્! તે તક્ષક હુ છું ને તે રાજાને હુ કરડીશ. મારાથી ડસાયેલાને બચાવવાને તું સમર્થ નથી. માટે પાછો જા.[૫-૬] કશ્યપ બોલ્યો—તે શાપીત રાજાને જ્યારે તું કરડીશ ત્યારે તેને અવશ્ય મંત્ર બળવડ હુ જીવતો કરીશ.[૬-૭] તક્ષક બોલ્યો—મારાથી ડસાયેલા નૃપોત્તમને જીવાડવાને તું જતો હો તો હે અનઘ! તારૂં મંત્રશક્તિનુ બળ મને બતાવ! આ વૃક્ષને હું હમણાંજ વિષદંષ્ટ્રાથી ડસું છુ.[૭-૮] કશ્યપ બોલ્યો—તારાથી ડસાયેલું ભસ્મીભૂત વૃક્ષ પણ હે પન્નગોત્તમ! હું સજીવન કરીશ.[૮-૯] સૂત કહે છે—તે સર્પ વૃક્ષને ડસ્યો. ને તેને બાળી નાખ્યું. તેણે કશ્યપને કહ્યુ કે હે કશ્યપ? હવે આને તું સજીવન કર! સર્પથી વિષાગ્નિવડે ભસ્મ થયેલાં વૃક્ષને જોઈ સઘળી ભસ્મ એકઠી કરી કશ્યપ કહેવા લાગ્યો હે સર્પોત્તમ! મારાં મંત્રબળને તુ જો! હે મહાવિષ! તારા જોતામાંજ હમણાંજ આ વૃક્ષને સજીવન કરૂં છું. એમ કહીને મંત્રવેત્તા કશ્યપે જલાંજલિ લઈ તેને અભિમંત્રી ભસ્મના ઢગલાપર સીંચીત કરી. તે જળ સિચનથી પહેલાના જેવું શુભ વૃક્ષ થઈ રહ્યુ. તક્ષક તેને જીવતુ થયેલુ જોઇને વિસ્મય પામ્યો ને તે કશ્યપને કહેવા લાગ્યો 'શા વાસ્તે તુ પરિશ્રમ સેવે છે?' હે વાડવ! તારૂ ઇચ્છિત હોય તે તુ મને કહે એટલે તને હું આપુ.[૧૦-૧૫] કશ્યપ બોલ્યો—હે પન્નગ! સર્પથી શાપિત રાજાને સાંભળીને ધનપ્રાપ્તિ વાસ્તે નીકળ્યો છુ વિદ્યાદ્વારા રાજાપર ઉપકાર કરવા ઘેરથી હુ નીકળ્યો છુ.[૧૬] તક્ષક કહે છે—જેટલુ વિત્ત રાજાપાસેથી તુ લેવા ઈચ્છે છે તેટલુ વિત્ત તું લઈ લે. હું આપુ છું વાસ્તે તું ઘેર જા ને હુ મારૂં કામ પાર પાડીશ.[૧૭] સૂત કહે છે. પરમાર્થવેત્તા કશ્યપ તક્ષકનાં વચન સાંભળી મનમાં વારવાર વિચાર કરવા લાગ્યો કે હુ શુ કરૂ? જો ધન લઈને હુ ઘેર પાછો જઈશ તો લોકોમાં મારી અપકીર્તિ થશે, ને શ્રેષ્ઠતમ રાજા જીવશે તો મારી અચળ કીર્તિ થશે. વળી ધનપ્રાપ્તિ પણ ઘણી થશે ને જીવન આપવાથી મને પુણ્ય થશે. કીર્તિ રહિત ધનને ધિક્કાર છે વાસ્તે યશનુ મારે રક્ષણ કરવુ યોગ્ય છે. કીર્તિ વાસ્તે પૂર્વે સર્વસ્વ રઘુરાજાએ આપી દીધુ હતું. હરિશ્ચન્દ્ર અને કર્ણરાજાએ કીર્ત્તિ વાસ્તે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો જેથી વિષરૂપ અગ્નિથી બળતા રાજાનો ત્યાગ કેમ કરાય? જો હું રાજાને જીવાડું તો સકળજનોને સુખ

* આ અધ્યાયમાં તક્ષક ને બ્રાહ્મણનો સંવાદ તથા પરિક્ષિતના સ્વર્ગવાસ વિષે કથા કહેવામાં આવશે.

થાય ને રાજાવિના તો અવશ્ય મેવ પ્રજાઓ નાશ પામે. રાજાના નાશથી પ્રજાના નાશનું મને પાપ લાગશે, ને ધન લોભથી લોકમાં મારી મહા અપકીર્તિ થશે. આમ વિચારતો કશ્યપ બ્રાહ્મણ ધ્યાનથી જોવા લાગ્યો તો તેણે નૃપતિને આયુષ્ય રહિત જોયા તેથી ધ્યાનથી રાજાનો મૃત્યુયોગ સમજીને તે ધર્માત્મા કશ્યપ તક્ષપ પાસેથી વિત્ત ગૃહણ કરી ઘેર પાછો આવ્યો. કશ્યપના ગયા પછી સાતમે દિવસે રાજાના પ્રાણ લેવાના હેતુથી સત્વર હસ્તિના પુરમાં તક્ષક નાગ આવ્યો. મણિમંત્રાદિથી રક્ષિત, અતદ્રિત, ને પ્રાસાદસ્થ પરીક્ષિત રાજાને સાંભળીને તે વિપ્રશાપથી ભયભીત થયેલો તક્ષક નાગ ચિંતા કરવા લાગ્યો કે હુ શું ઉપાયથી આ રાજમહેલમાં પ્રવેશ કરૂ ! આ પાપી રાજાની કેવી રીતે વચના કરૂ ! આ રાજા વિપ્ર શાપથી હણાયેલો છે ને બ્રાહ્મણોને પીડા કરનારો છે. પાંડવોના કુળના મધ્યમાં કોઈ એવો રાજા થયો નથી કે જેણે મુનિના ગળામાં મૃતક સર્પ પહેરાવ્યો હોય! વિગર્હિત કર્મ કરી કાલની ગતિનો જ્ઞાતા છતાં આ રાજા ભવનમાં રક્ષકોને નિયોજી મહેલપર ચઢી મૃત્યુપર જય કરવા સારૂ નિરાકુળ બેઠો છે. વિપ્રવાક્યથી પ્રેરિત એવા મારે આ રાજાને શીરીતે ડસવુ ! આ મહાત્મા રાજા દુર્નિવાર મૃત્યુને જાણતો નથી તેથીજ તે રક્ષકોને સ્થાપીને મહેલપર આનંદ કરે છે. જો દૈવે તેનાં મૃત્યુનુ વિધાન કર્યુ છે તો પછી કોટીયત્નોથી પણ તે મૃત્યુને શુ તે નિવારી શકે તેમ છે! પાંડવવંશમાં ઉત્પન્ન છતાં ને મૃત્યુને જાણવા છતાં પણ જીવનમાં મતિ કરીને નિરાકુલ આ રાજા બેઠો છે પણ આ વેળા તો તેણે સર્વથા દાનપુણ્યાદિક કરવાં જોઇએ. ધર્મથીજ વ્યાધી દૂર થાય છે ને આયુષ્ય સ્થિર થાય છે. નહિ તો મૃત્યુની વિધિ કરીને સ્નાન દાનાદિ ક્રીયા કરી સ્વર્ગ પ્રાપ્તી સારૂં દેહ ત્યાગ કરવો જોઇએ. અન્યથા નર્કયાતના થાય. વળી દ્વિજ પીડાનો થયેલો અધર્મ અને શાપ એ ઉભય દોષ આ રાજાને લાગ્યા છે જેથી તે મરણના સમીપમાંજ છે. એવો કોય બ્રાહ્મણ આ રાજાના પાસે નથી કે તેને તે સમજાવે. ને કહે કે તારૂ વિધાતાથી નિર્માણ થયેલુ મૃત્યુ સર્વથા અનિવાર્ય છે. આમ વિચાર કરી તક્ષક નાગે નિકટમાં સ્થિત બીજા નાગોને તપસ્વીના વેષ ધારી બનાવીને મોકલ્યા. તે તપસ્વી મુનિઓ (વેષધારી સર્પો) ફલમૂલાદિ લઈ રાજા પાસે ગયા ને તક્ષકે પોતે કીડાનું રૂપ ધરી ફળમાં પ્રવેશ કર્યો. પછી તે વેષધારી મુનિઓ ફલાદિ લઈ સત્વર ચાલતા થયા ને રાજભવનમાં આવી મહેલનાં દ્વાર પાસે ઉભા રહ્યા. રક્ષકોએ તપસ્વીઓને દેખી તેની ચેષ્ટા જાણવાની ઈચ્છા કરી. તેઓએ કહ્યું "અમે તપસ્વીઓ રાજાનાં દર્શન વાસ્તે આવ્યા છીએ. અભિમન્યુના પુત્ર વીરકુલદિવાકર પરીક્ષિત છે તેની અથર્વમંત્રોથી વૃદ્ધિ કરવા દર્શનાર્થે આવ્યા છીએ. તમે રાજાને દર્શનના વાસ્તે મુનિઓ આવ્યા છે એમ નિવેદન કરો. અભિષેક કર્યા પછી મિષ્ટ ફલાદિક દઈ અમે ચાલ્યા જશુ. અમે કયારે પણ ભરતકૂળમાં બ્રાહ્મણોને નિમિત્ત દ્વારરક્ષકો દીઠા પણ નથી અને તપસ્વીઓને રાજાનુ દર્શન ન થયુ એવું પણ અમે સાંભળ્યું નથી. જ્યાં રાજા પરીક્ષિત છે ત્યાં અમે જશુ અને તેને આશીર્વાદ આપી આજ્ઞા દઇને ચાલ્યા જશું.
૧૯—૪૯ સૂત કહે છે—તપસ્વીઓનાં આવાં વાક્યો સાંભળી રક્ષકો તે બ્રાહ્મણોને રાજાની આજ્ઞા સંભળાવતા બોલ્યા કે—હે વિપ્રો ! અમે માનીએ છે કે આજ તમને રાજાનાં દર્શન

નહીં થાય કારણ કે વિપ્રોને આ મહેલપર આવવાની સખ્ત મનાઈ છે. વિપ્રશાપના ભયથી રાજાએ આ કાયદો અવશ્ય કરેલો છે. છતાં તમારે પ્રભાતમાં આવવું. પછી તે તપસ્વીઓએ કહ્યું કે હે રક્ષકો ! આ ફળમૂળને આશીર્વચનની રાજાને ખબર આપો. પછી તે દ્વારપાળે આ વાતની સઘળી ખબર રાજાને આપી. રાજાએ દ્વારપાળને તેઓનાં ફળમૂલાદિ લઈ લેવાનું કહ્યું ને કહ્યું કે તે તપસ્વીઓને કહેજો કે–રાજાએ તમને પ્રણામ કહેલા છે ને તેઓ તમને કાલે સવારે અવશ્ય મળશે ને જે કામ હોય તે હરકત ન હોય તો અમને કહી જાઓ. કાલે રાજાનાં દર્શન થશે. દ્વારપાળોએ ફળમૂલાદિ તપસીઓ પાસેથી લઈ આદરસહિત રાજાને નિવેદન કર્યાં. જ્યારે વિપ્રવેષધારી નાગો ચાલ્યા ગયા ત્યારે રાજાએ મંત્રીઓને બોલાવી પેલાં ફળમૂલાદિ લઇને કહ્યુ કે–આ ફલમૂલાદિ તમે જમો ને એક ફળ તેમાંથી હું પણ ખાઈશ. આમ કહી ઉત્તરાના પુત્ર એક ફળ લઇને ને બીજા ફળ મંત્રીઓને આપીને પોતાનાં ફળને તોડયું. તે તોડેલાં ફળમાંથી એક ઝીણો કૃમિ નીકળ્યો. તે કૃષ્ણનયન તામ્રવર્ણવાળો કૃમિ રાજાએ પોતેજ દીઠો. તેને દેખીને રાજાએ મંત્રીઓને બોલાવી કહ્યું ત્યારે સચિવો વિસ્મય પામ્યા. રાજાએ કહ્યું કે–હવે સૂર્યઅસ્ત પામે છે તેથી મને તક્ષકના વિષનો હવે ભય નથી. હવે હુ એ શાપનો અંગીકાર કરૂં છું. બ્રાહ્મણનુ વચન મિથ્યા ન થાય તેટલા વાસ્તે આ કીટથી હું કરડાઉં છું. એમ કહી તે કીડાને રાજાએ કંઠપર બેસાર્યો. સૂર્યાસ્ત થયા પછી રાજાએ તે કીડાને કંઠપર રાખ્યો તેજ વખતે તે કીડો કાલરૂપ ભયાનક તક્ષક થઈ ગયો. તે રાજાની ડોકપર વીંટો મારી રાજાને કરડયો. મંત્રીઓ વિસ્મય પામી રૂદન કરવા લાગ્યા. ને દુઃખી થયા. ભયભીત થયેલા મંત્રીઓ ઘોર સર્પને દેખી ભાગી ગયા ને સઘળા રક્ષકો પુકાર કરી રહ્યા ને સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. સર્પના શરીરમાં વીંટાયેલા રાજાનું કાંઈપણ બળ રહ્યું નહીં. આ વેળા રાજા કાંઈ બોલ્યા નહીં ને ધૈર્યથી ચલાયમાન પણ ન થયા. પછી તક્ષકના મુખમાંથી વિષ ભરેલી ઝેરી અગ્નિની જવાળા નીકળી તેથી રાજા દગ્ધ થઈ પ્રાણરહિત થયા. આ પ્રકારે રાજાનાં જીવનનો અંત લાવી તક્ષક આકાશમાં ગયો ને લોકો તે નાગને આખાં વિશ્વને બાળી નાંખશે કે શું ! તેવો દેખવા લાગ્યા. બળેલાં વૃક્ષસમાન પ્રાણરહિત થઈ રાજા પડયા ને રાજાને મૃત દેખી ત્યાંનાં સઘળાં રાજજનો રૂદન કરવા લાગ્યાં.[૪૯-૬૮]

**सपपात गतप्राणो राजा दग्ध इव द्रुमः ।**
**चक्रुशुश्च जना सर्वे मृतं दृष्ट्वा नराधिपम् ॥ ६८॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે દ્વિતીય સ્કંધમાં દશમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો*

### જનમેજયનો સર્પસત્ર.

**सूत उवाच–**

**गत प्राणं तु राजानं बालं पुत्रं समीक्ष्य च**
**चक्रुश्च मंत्रिणः सर्वेपरलोकस्य सत्क्रियाः ॥१॥**

સૂત રાજાનો પ્રાણ ત્યાગ ને પુત્રને યુવરાજ–બાળક દેખીને સઘળા રડતા મંત્રીઓએ રાજાની પારલૌકિક ક્રિયાઓ કરી. રાજાના ભસ્મીભૂત દેહનો અગર ચંદનની ચિતામાં ગંગાકાંઠે દાહ કર્યો. અકાલ મરણને કારણે

* આ અધ્યાયમા સર્પસત્રને કરતા જનમેજયનું આસ્તિક બ્રાહ્મણે નિવારણ કર્યું એ કથા કહેવામાં આવશે

પ્રથમ પુરોહિતોએ મંત્રીઓ દ્વારા તેની ઉર્ધ્વદેહિક ક્રિયાઓ કરી. બ્રાહ્મણોને દાન આપ્યાં સુવર્ણની ગાય આપી તથા બહુ પ્રકારનાં અન્નવસ્ત્રાદિક આપ્યાં સારૂ મૂહૂર્ત્ત જોવરાવી યુવરાજનો પછી રાજ્યાભિષેક કર્યો. પુરદેશની પ્રજા તે બાળકને રાજા માનવા લાગી. તેનુ નામ જનમેજય એ કારણથી રાખ્યું હતું કે—તે રાજલક્ષણથી યુક્ત હતો ને ધાવે તેને સઘળાં રાજ ચિહ્નોની શિક્ષા દીધી હતી તેથી દિવસે દિવસે તે રાજા વૃદ્ધિ પામવા લાગ્યો, ને બુદ્ધિમાન થયો. અગીયારમા વર્ષમાં પુરોહિતે સકળ વિદ્યાઓ તેને ભણાવી ને રાજાએ ભણી પણ લીધી. કૃપાચાર્યે સપૂર્ણ ધનુર્વેદ તેને શીખડાવ્યો જેમ અર્જુનને દ્રોણે કર્ણને પરશુરામે ભણાવેલો હતો. ત્યારે તે રાજકૌમાર વિદ્યાપ્રાપ્ત કરી બળવાન દુરતિક્રમણીય થયો. અને તે ધનુર્વેદ વેદોનો પાર પામ્યો. ધર્મશાસ્ત્રમાં કુશળ, સત્યવાદી જિતેન્દ્રિય ને ધર્મપુત્ર સરખો જનમેજય રાજા રાજ કરવા લાગ્યો. આ સમયે કાશીના રાજા સુવર્ણવર્માક્ષે તેની વપુષ્ટમા નામની કન્યા જનમેજયને આપી. તેકન્યા પામી જનમેજય ખુશી થયો. જેમ વિચિત્રવર્ય રાજા કાશીરાજાની કન્યાથી ને અર્જુન સુભદ્રાથી પ્રસન્ન થયો હતો તેમ જનમેજય વપુષ્ટમાથી થયો. વનોમાં ઉપવનોમાં જનમેજય રાજા વિહાર કરવા લાગ્યો. ઈન્દ્ર જેમ ઈન્દ્રાણી સાથે શોભે તેમ વપુષ્ટમાથી જનમેજય શોભી રહ્યો. સુખી અને સતુષ્ટ પ્રજા જનમેજય રાજાની થઈ. કાર્યકુશળ મત્રીઓ રાજાનાં રાજ કાર્યો કરવા લાગ્યા. તક્ષકથી દુખ પામેલા ઉત્તક નામના મુનિ આ સમયે હસ્તિનાપુરમાં આવ્યા. તે મુનિ તક્ષકનાં વૈરનો વિચાર કરતા આવ્યા. પરીક્ષિતના પુત્ર જનમેજય છે એમ જાણી તે મુનિ રાજાને કહેવા લાગ્યા કે—હે રાજન્! સમય પ્રાપ્ત છતાં તું કાર્ય અકાર્યને જાણતો નથી. અકર્તવ્યને કરે છે ને કર્ત્તવ્યને તું કેમ નથી કરતો! અમર્ષ રહિત તને નિરૂદ્યમીને હુ શું કહું! વૈરથી શુન્ય શાસ્ત્રજ્ઞાન રહિત બાલચેષ્ટા વાળા તને હું શું કહું![૧૯] જનમેજય બોલ્યા—શુ વૈર! તેની મને ખબર નથી ને શું મે તેની પ્રતિક્રિયા નથી કરી! હે મહાભાગ! મને આપ તે કહો એટલે હજુ પણ કરવા તૈયાર છુ.[૨૦] *ઉત્તંકમુનિ બોલ્યા—તારા બાપને તક્ષકે મારી નાંખ્યા છે ને આ વાત તુ તારા મત્રીઓને બોલાવીને પૂછી જો.[૨૧] સૂત કહે છે—આ વચન સાંભળી રાજાએ મત્રીઓને બોલાવી પૂછી જોયું ને દ્વિજ શાપથી પરીક્ષિતનુ મરણ તક્ષક ડસવાથી થયુ છે એમ તેઓએ કહ્યુ.[૨૨] જનમેજય બોલ્યા—મુનિથી શાપિત રાજાના મૃત્યુમાં શાપજ કારણભૂત છે. હે મુનિસત્તમ! તેમાં તક્ષક નાગનો શો દોષ છે? ઉત્તકમુનિ કહે છે—તક્ષકે ધન આપીને કશ્યપ બ્રાહ્મણને પાછા કાઢયા છે તો હે રાજન્! તારા બાપનો ઘાત કરનાર તક્ષક તારો વૈરી કેમ નહી! રૂરૂ બ્રાહ્મણની પૂર્વે સર્પ ડસવાથી પત્ની મરણ પામી હતી ને તે કન્યા હતી છતાં રૂરૂએ તેને સજીવન કરી હતી. રૂરૂએ તત્પશ્ચાત્ દારૂણ પ્રતિજ્ઞા કરી હતી કે જે જે સર્પને હું દેખીશ તે તે સર્પને હું મારી નાખીશ. આમ પ્રતિજ્ઞા કરી તે રૂરૂ હાથમાં શસ્ત્ર ધારણ કરી સર્પોને મારતો મારતો આ પૃથ્વીપર વિચરે છે. એક સમય તે

*ઉત્તંક મુનિ જ્યારે ગુરૂને ત્યાં ભણતા હતા ત્યારે ગુરૂની સ્ત્રીએ તેમની પાસે રાણીનાં કુડળ માગ્યા રાણીનાં કુડળ મુનિએ લાવી આપ્યાં. રસ્તામા તક્ષક નાગ તે કુંડળ લઈ ગયો. પછી કઠીન શ્રમથી પાતાળમાં જઇને પણ કુંડલ લીધા. તે દિવસનુ સર્પો સાથે તેમને વૈર હતું

રૂરૂએ વનમાં ઘોર અજગર દીઠો ને દંડ ઉઠાવી રૂરૂ તેની સામે થયો, ને ક્રોધથી તેને મારવા લાગ્યો. તે સર્પ તેને કહેવા લાગ્યો કે—હે વિપ્ર ! મેં તારો કોઈ અપરાધ કર્યો નથી છતાં તું મને કેમ મારે છે ![૨૩–૨૯] રૂરૂ કહે છે—સર્પથી ડસાયેલી મારી પ્રાણપ્રિયા મરણ પામી હતી તેથી મેં એવી પ્રતિજ્ઞા કરી છે. ડુંડુભ કહે છે—હું તો કરડતો નથી પણ કરડવાવાળા સર્પો બીજા હોય છે. કેવળ મારૂં શરીર સર્પોના જેવું છે તેથી મને મારવું આપને ઘટતું નથી. આવી સર્પની મનોહર વાણી સાંભળીને રૂરૂએ તેને પૂછયુ કે તુ કોણ છે ? અજગરતાને કેમ પામ્યો છે ! સર્પ કહે છે—હે વિપ્ર ! પૂર્વ જન્મમાં હું બ્રાહ્મણ હતો હતો ને ખેચર નામનો મારે મિત્ર હતો. તે બ્રાહ્મણ ધર્મવેત્તામાં શ્રેષ્ઠ સત્યવાદી ને જિતેન્દ્રિય હતો. મેં મૂર્ખતાથી તૃણનો સર્પ બનાવી તેની વંચના કીધી. તે અગ્નિહોત્રના સ્થાનમાં બેઠો હતો ને મહા ભય પામ્યો ને તે વિમન થયેલા ધ્રૂજતા હોતાએ મને શાપ આપ્યો કે—હે મંદબુદ્ધિ ! તેં મારી વંચના કરી વાસ્તે તું સર્પરૂપતાને પામી જા. પછી મે તેને બહુ પ્રાર્થના કરી ત્યારે તેણે શાન્ત થઇને મને કહ્યુ કે તને આ શાપથી રૂરૂ નામનો વિપ્ર મુક્ત કરશે. તે રૂરૂ પ્રમિતિનો પુત્ર થશે. આ વચન મને કહ્યાંવાસ્તે હું સર્પ છુ ને તમે રૂરૂ છો તો મારા પરમ વચન સાંભળો. [૩૯]બ્રાહ્મણોને અહિંસા પરમધર્મ છે એમાં સંશય નથી. ડાહ્યા બ્રાહ્મણે સર્વત્ર દયાજ કરવી જોઇએ. હે વિપ્રેન્દ્ર ! યજ્ઞથી અન્યત્ર હિંસા બ્રાહ્મણને કરવી કહી નથી. ઉત્તંકમુનિ બોલ્યા—હે રાજન્ ! આ પ્રમાણે અજગરનાં વચન સાંભળી રૂરૂ પ્રશન્ન થયો ને સર્પયોનિથી તેને મુકત કર્યો. અજગરના શાપનો અંત લાવી હીંસાનો ત્યાગ કરી તે મરેલી જીવતી થએલી બાળા સાથે વિવાહ કર્યો. સર્પોના વૈરને લઇ તે બ્રાહ્મણે સઘળા સર્પોને માર્યા. હે રાજન્ ! તે તો સર્પોના વૈરની પણ ઉપેક્ષા કરી છે. હે રાજન્ ! તમે તો પિતાના ઘાતીઓનું પણ વૈર નથી લેતા. સ્નાન દાન રહિત તમારા પિતાનુ શરીર અંતરિક્ષમાં છુટયુ છે. હે રાજન્ ! સર્પોને મારી તમારા તાતનો ઉદ્ધાર કરો. જે પિતાના વૈરને જાણતો નથી તે જીવતો મૂઓ છે. જ્યાં સુધી તમે સર્પોને નહી મારો ત્યાં સુધી તમારા પિતાની દુર્ગતિ થશે. હે રાજન્ ! ભગવતી યજ્ઞનાં મિષથી પિતાનું વૈર સ્મરણમાં રાખી સર્પયજ્ઞ કરો.[૪૫] સૂતજી કહે છે—ઉત્તંકમુનિનાં વચન સાંભળી જન્મેજય રાજાએ અતીવ દુખી થઈ નેત્રમાંથી અશ્રુઓ પાંડયાં. તે રાજા રડવા લાગ્યા ને પોતાને સંબોધવા લાગ્યા કે—વૃથા માન કરવાવાળા મને ધિક્કાર છે ! સર્પથી જેના પિતા પીડા પામી અતિ ઘોર ગતિને પામ્યા છે. આજે હું સર્પયજ્ઞ આરંભીને પિતાનો ઉદ્ધાર કરીશ. અવશ્યમેવ બળતી અગ્નિમાં સર્પોને ભસ્મ કરી વૈર વાળીશ." પછી સઘળા મંત્રીઓને બોલાવી રાજાએ કહ્યુ જેમ યોગ્ય થાય તેમ યજ્ઞમંડપનો આરંભ કરો. ગંગાતીરપર પવિત્રભૂમિ પસંદ કરી તેનુ માપ કરો. સ્વસ્થ મનથી શતસ્તંભવાળો મંડપ રચો. હે સચિવો ! તેમાં યજ્ઞમંડપની વેદી ઉત્તમ રચજો. તે યજ્ઞમાં સર્પસત્રનુ વિધાન કરવાનું છે, તેમાં તક્ષકને પશુ કરવાનો છે અને યજ્ઞના હોતા ઉત્તંગમુનિને કરવાના છે. સઘળા વેદવેત્તા ભૂદેવોને સત્વર બોલાવી એકત્ર કરો.[૪૫–૫૨] સૂત કહે છે—રાજાની આજ્ઞા પૂર્વક વિચક્ષણ મંત્રીઓએ યજ્ઞનો સકળ સમારંભ રચ્યો ને

વિસ્તારવાળી ઉત્તમ વેદી રચી. જે વેળા મંત્રો દ્વારા સર્પોનો હવન શરૂ થશે ત્યારે તક્ષક નાગ ભયભીત થઇને ઈન્દ્ર પાસે જઇ વદવા લાગ્યા કે–મારૂં રક્ષણ કરો. ઈન્દ્રે ભયભીત તક્ષકને શાન્તવન આપી સ્વ આસનપર બેસાર્યો, ને અભયદાન દઈ કહ્યું કે–હે સર્પ ! અભય હો ! મુનિ તક્ષક ઈન્દ્ર પાસે ગયો છે એમ જાણી તેને અભયદાન મળ્યુ છે એમ સમજ્યા. પછી ઉત્તંકમુનિએ ખિન્ન મનથી યજ્ઞ માંઇન્દ્રસહિત તક્ષકની આહુતિનો મંત્રોચ્ચાર કર્યો,આ સમયે જરત્કારૂ મુનિના પુત્ર આસ્તિક મુનિ ધર્માત્મા ત્યાંઆવી ચડયા.ને જન્મેજયને પ્રસન્ન કરવા લાગ્યા. તે સુપંડિત મુનિપુત્રની રાજાએ પૂજા કરી. રાજાએ મુનિપુત્રને વાંછિત ફળ દેવના પ્રાર્થના કરી. રાજાની એવી ઈચ્છા સાંભળી મુનિપુત્રે માગ્યું કે 'આ યજ્ઞ બંધ કરો' સત્યપ્રતિજ્ઞાવાળા રાજાને ફરી મુનિએ પ્રાર્થના કરી કહ્યું તેથી મુનિવાક્યથી રાજાએ મહાભારત સંભળાવ્યુ પરન્તુ મહાભારત સાંભળતાં પણ રાજાને શાન્તિ ન થઈ ને પોતાની શાન્તિ કેમ થાય તે બાબત વ્યાસને જનમેજય પૂછવા લાગ્યા કે–હે વ્યાસ! 'મારૂ મન દગ્ધ થાય છે. કહો હું શુ કરૂ ! મારા પિતા દુર્ભાગ્યથી સર્પથી મૃત્યુ પામ્યા. હે મહાભાગ! ક્ષત્રીયોને સંગ્રામમાં મરવુ સારૂ છે, હે વ્યાસજી ! યુદ્ધમાં ઘરમાં મરણ થાય તો તે વિધિપૂર્વક મરણ કહેવાય પરન્તુ આ તો અન્યથા પિતાનુ મરણ અંતરિક્ષમાં થયું છે જેથી હે સત્યવતી સુત ! શાંન્તિનો ઉપાય કહો, જેથી કરી મારા પિતા દુર્ગતિથી તરી સ્વર્ગમાં જાય.

**शान्त्युपायं वदस्वात्र त्वं च सत्यवती सुत ।**
**यथा स्वर्गं व्रजेदाशु पिता मे दुर्गतिं गतः॥६५॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવીભાગવતમાં પ્રથમ સ્કંધમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૨ મો.+

### આસ્તિકની ઉત્પતિ.

**सूत उवाच–**

**तच्छ्रु[illegible]व्यासःसत्यवतीसुतः ।**
**उवाचवचनंतत्रसभायांनृपतिंचतम् ॥१॥**

સૂત બોલ્યા–જનમેજય રાજાનાં વચન સાંભળી સત્યવતી પુત્ર વ્યાસ સભામાં બિરાજેલા તે રાજાને કહેવા લાગ્યા.[1] વ્યાસજી કહે છે–નાના પ્રકારનાં આખ્યાનોયુક્ત, મારા પુત્ર શુકદેવને પૂર્વે મારાથી બોધાયેલું, પવિત્ર, ભગવતી ભાગવત કે જે ગુપ્ત પુરાણ છે તે હે જન્મેજય ! સાંભળ. હું તને એ પરમ રહસ્યને સંભળાવું છું. સુખદ, કલ્યાણકારક, સનાતન, સકળ વેદોના સારરૂપ ને ધર્મ, અર્થ, કામ, મોક્ષને આપનારૂં આ ભગવતી ભાગવત છે.[૨–૪] જન્મેજય રાજા કહે છે–આ આસ્તિક મુનિ કોના પુત્ર છે ? વિઘ્ન કરવા સારૂ અહીં શા માટે આવેલા છે ? હે પ્રભો ! સર્પોનાં રક્ષણમાં તેઓને શું પ્રયોજન છે ? હે મહાભાગ ! સવિસ્તર એ કથા તથા હે સુવ્રત ! પુરાણ પણ સવિસ્તર મને કહો. વ્યાસજી કહે છે–શાંત સ્વભાવવાળા જરત્કારૂ મુનિએ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર ન કર્યો ને તેઓ એક સમયે પોતાના પૂર્વજોને એક ઘોર ખાડામાં વનમાં પડેલા જોવા લાગ્યા. તેના પુતૃઓએ તે જરત્કારૂ મુનિને કહ્યું કે હે પુત્ર ! તુ દારસંગ્રહ કર જેથી અમારી તૃપ્તિ થાય અને અમે દુઃખ રહિત થઈને સ્વર્ગમાં જઈએ. હે પુત્ર ! તુ સદાચારી છે તેથી તારે એમ કરવું ઘટે છે." આ વચનો સાંભળી જરૂત્કાર બોલ્યા–' હે પૂર્વજો ! મારી આજ્ઞામાં વર્તનારી મારા સમાન સૌન્દર્યવાળી

+આ અધ્યાયમા 'આસ્તિક મુનિની ઉત્પત્તિ' એ કથા કહેવામાં આવશે.

ને મને લાયક એવી જ્યારે પત્ની મળશે ત્યારેજ હું ગૃહારંભ કરીશ. આ વાત હું સત્ય કહુંછું." આ પ્રમાણે પિતૃઓને કહી જરત્કારૂ મુનિ તીર્થયાત્રા કરવા ગયા. આ સમયે માતાદ્વારા સર્પોને શાપ થયો હતો કે 'તમે બધા અગ્નિમાં પતિત થાઓ' કશ્યપમુનિને કદ્રૂ અને વિનતા નામની બે પત્ની હતી. તેઓ સૂર્યના રથના અશ્વોને દેખી પરસ્પર બોલવા લાગી. કદ્રૂએ વિનતાને કહ્યું, હે ભદ્રે ! આ અશ્વ કેવા રંગનો છે ! કહે. વિનતાએ કહ્યું, મને તો શ્વેત વર્ણનો તે અશ્વ જણાય છે. તને કેવો લાગે છે ? હવે તું વર્ણ બોલ એટલે આપણે શરત કરીએ. કદ્રૂ બોલી—હે શુચિસ્મિતે ! મને તો આ અશ્વો કાળા દેખાય છે. 'આપણામાં હારે તે દાસી થાય' એમ તેઓ બેએ નિશ્ચય કર્યો.[૫-૨૪] સૂત બોલ્યા—ત્યાર પછી કદ્રૂએ પોતાના સમીપે રહેલા સર્પ પુત્રોને કહ્યું. છોકરાઓ ! તમે અશ્વોના શરીરપર લપેટાઈ જઈ તે અશ્વોને શ્યામ કરો.' કેટલાક સર્પો હતા તે માતાને બોલ્યા. કે અમે એમ નહી કરીએ તેથી કદ્રૂએ શાપ આપ્યો કે તમે જન્મેજય રાજાના યજ્ઞમાં ભસ્મ થશો. બીજા કેટલાક સર્પ પુત્રો હતા તેણે અશ્વોને કાળા કરી નાંખ્યા ને માતાની પ્રિય ઇચ્છા સાચવવા ઘોડાઓનાં પૂછમાં લપેટાઈ રહ્યા. પછી તે બે બેનોએ જઈને અશ્વોને જોયા તો તેઓ કાલા હતા. આથી વિનતા અતીવ દુઃખ પામી. પછી વિનતાના મહાબળવાન પુત્ર ગરૂડજી આવી માતાને શોકનું કારણ પુછવા લાગ્યા. 'હે માતા ! તું કેમ દીન ને રડતી છો. રવિસારથી અને હું તારો પુત્ર જીવતાં તું દુઃખી છે તો અમને હે હે ચારૂલોચને ! ધિક્કાર છે. માતા દુઃખ પામતી હોય તો તે જન્મેલા પુત્રનું શું પ્રયોજન છે ! માતા ! દુઃખનું કારણ મને કહે એટલે હું તને દુઃખ રહિત કરૂં.[૨૪-૨૧] વિનતા બોલી—હે પુત્ર ! હું તો સપત્નીની દાસી ગઈ છું તો હવે હું ખડિત થઈ શું કરૂં ! મને જ્યાં જવાની ઈચ્છા થાય ત્યાં તારે ખાંધપર બેસારી મને પુત્રો સહીત લઈ જવી. એમ મને કદ્રૂ કહે છે. ગરૂડ બોલ્યા—તું કહીશ ત્યાં હું તને લઈ જઈશ વાસ્તે હે કલ્યાણિ ! તું શોક કરમા હું તને નિશ્ચિન્ત કરૂં છું.[૨૨-૨૩] વ્યાસ કહે છે—ગરૂડનાં વચન સાંભળી વિનતા કદ્રૂ પાસે ગઈ. મહા બળવાન ગરૂડ પણ માતાના દાસીભાવનુ નિવારણ કરવા પુત્રો સહિત કદ્રૂને લઈ સમુદ્રને પાર લઈ ગયા. પછી ગરૂડજી કદ્રૂને કહેવા લાગ્યા. "હે માતા ! હુ તમને પ્રણામ કરૂં છુ. મારી માતાનો દાસીભાવ કેવી રીતે છૂટી શકશે ! કદ્રૂએ કહ્યુ જો તું દેવલોકમાંથી અમૃત લાવી આપને મારા પુત્રોને આપ તો તારી માતાને હું છૂટી કરૂં.[૨૪-૨૭] વ્યાસ બોલ્યા—આ સાંભળી ઈન્દ્રલોકમાં મહા બળવાન ગરૂડ આવ્યા. ત્યાં યુદ્ધ કરી ગરૂડે અમૃતના કળશને ગરૂડે લઈ લીધો. ને સર્પોને તેણે અમૃત આપ્યુ. આથી વિનતાને કદ્રૂએ દાસીભાવથી મુક્ત કરી. સર્પો જ્યારે સ્નાન કરવા ગયા ત્યારે ઈન્દ્રે અમૃત કળશ પાછો લઈ લીધો ને ગરૂડદ્વારા દાસીભાવથી વિનતા છૂટી ગઈ. ઘડાના નીચે કુશનાં તૃણ પડયાં હતાં તે સર્પોએ ચાટયાં ત્યારે કુશાગ્રના સ્પર્શ માત્રથી તેઓની જીભના બે બે વિભાગ પડી ગયા. પછી તે વાસુકી આદિ સર્પો માતાથી શાપિત થયા હોવાથી બ્રહ્માના શરણમાં ગયા ને શાપ ભયની બીના કહી. પછી બ્રહ્માએ તે સર્પોને કહ્યું. જરત્કારૂ નામના મુનિ છે તેને તમે તેમના યોગ્ય એક સુંદર નાગ કન્યા આપો તેથી જે પુત્ર થશે તે

તમારૂં રક્ષણ કરશે. એમાં સંશય નથી. તે પુત્રનું નામ આસ્તિક પડશે. બ્રહ્માનાં કલ્યાણકારી વચનો સાંભળી વનમાં જઈ વિનયપૂર્વક તે મુનિને કન્યાદાન આપ્યું. જરત્કારૂએ પોતાના સમાન નામ જાણી કહ્યું.' જે સમયે તે મારા વિરૂદ્ધ અપ્રિય કાર્ય કરશે ત્યારે હું આ કન્યાનો ત્યાગ કરીશ. આ પ્રકારે પ્રતિજ્ઞા કરીને મુનિએ કન્યાનું ગ્રહણ કર્યું ને વાસુકી તેને કન્યાદાન દઈ ઘેર ચાલ્યા ગયા. પછી જરત્કારૂ તે મહાવનમાં પર્ણકુટી કરી તેની સાથે સુખી થયા ને તે પરમ તપસ્વી રમણ કરવા લાગ્યા. એક સમય તે મુનિ ભોજન કરી સૂઈ ગયા હતા ને વાસુકીની બેન ત્યાં રહી. મુનિએ કહ્યુ—હે બાલે! તારે કોઈ વખતે પણ મને જગાડવો નહીં. આમ કહી તે મુનિ સૂઈ ગયા. સંધ્યાકાળ થયો ને સૂર્ય અસ્ત થયો ત્યારે તે બાળાએ વિચાર્યું કે હવે મારે શું કરવુ! નહીં જગાડું તો કર્મનો લોપ થશે ને જગાડીશ તો મારો ત્યાગ કરશે. વળી નહીં જગાડું તો તેનો ધર્મલોપ થશે ને સંધ્યાકાળ વૃથા ચાલ્યો જશે. ધર્મ નાશ ન હો, ત્યાગ થાય તેમાં હાનિ નથી, અને ત્યાગથી મરણજ ઉત્તમ છે. મનુષ્યોને ધર્મહાનિ નર્કના નિમિત્તેજ થાય છે. આમ વિચાર કરી તે બાલાએ મુનિને જગાડયા ને કહ્યુ હે સુવ્રત! ઉઠો! સંધ્યાકાળ થઈ ગયો છે. મુનિએ ઉઠતાંજ કોપ કરી કહ્યુ 'તે મારી નિદ્રાનો ભંગ કર્યો વાસ્તે હુ જાઉં છુ ને તુ તારા ભાઇને ઘેર જા. મુનિનાં વચન સાંભળી તે કન્યકા ધ્રુજતી બોલી 'હે મહાપ્રભાવ! જે નિમિત્ત મારા ભ્રાતાએ મને તમને દીધી છે ને નિમિત્ત હવે કેમ પ્રાપ્ત થશે! મુનિએ કહ્યુ ' જેની તને ઈચ્છા છે તે છે ( અર્થાત્ તારા ભ્રાતાનો ઈષ્ટ પુત્ર તારા ગર્ભમાં છે. ) પછી મુનિએ તજેલી તે બાળા ભ્રાતાના સ્થાનમાં ચાલી ગઈ. ભ્રાતાના પૂછવાથી પતિએ જે કહ્યુ હતું તે તેમને કહ્યું કે ' છે ' એમ કહી તે મુનિ મને તજી ચાલ્યા ગયા. પછી વાસુકિએ આ વચન સાંભળી મુનિને સત્ય વચન સમજી ભગિનીને પોતાના ઘેર રાખી. પછી કેટલોક સમય વીત્યા બાદ તે પુત્ર ઉત્પન્ન થયો ને આસ્તિક નામથી વિખ્યાત થયો. હે રાજન્! એ આસ્તિક બ્રાહ્મણે તમારા યજ્ઞની રક્ષા કરી છે. તે વિજ્ઞાની મુનિએ માતૃપક્ષની રક્ષા કરી છે. હે મહારાજ! આપે આ મુનિને માન આપ્યુ તે બહુ સારૂ કર્યું. આ વાસુકિની ભગિનીનુ પુત્રકાર્ય સિદ્ધ થયુ. હે રાજન્! આપનુ મંગળ થાઓ! આપે સઘળું ભારત શ્રવણ કર્યું, બહુ દાન આપ્યુ, ને મુનિઓનું પૂજન કર્યું. આવાં સુપુણ્યથી પણ તમને શાન્તિ, પિતાની સદ્‌ગતિ ને કુલની પવિત્રતા ન પ્રાપ્ત થયાં તો હે રાજન્! આપ દેવીનું ઉત્તમ મંદીર તૈયાર કરાવો. હે જનમેજય! તેથી આપની સકળ સિદ્ધિ થશે. પરમ ભક્તિથી પૂજિત થયેલી ભગવતી સફળ કાર્ય કરે છે, કુલવૃદ્ધિ કરે છે, ને રાજ્યને સ્થિર કરે છે હે રાજન્! વિધિપૂર્વક દેવયજ્ઞ કરીને શ્રીમદ્ ભાગવત નામ પુરાણનું તમે શ્રવણ કરો. આ પરમ પાવની કથા હુ તમને સંભળાવીશ કે જે સંસારથી તારનારી દિવ્ય અનેક રસોથી યુક્ત છે. આનાથી સાંભળવા યોગ્ય કોઇ પુરાણ નથી. હે રાજન્ દેવીનાં ચરણારવિંદથી અધિક કંસુ પણ નથી. તે મનુષ્ય સુભાગી બુદ્ધિવાનને ધન્ય છે કે જેના હૃદયમાં શ્રીદેવી નિવાસ કરે છે. હે રાજન્! ભારતવર્ષમાં એજ પ્રાણી દુઃખી છે કે જેણે દેવીનું આરાધન નથી કર્યું. જેના આરાધનમાં બ્રહ્માદિક દેવતાઓ પણ તત્પર રહે છે ને વર્તે છે

તે દેવીનું કોણ સેવન ન કરે ! [૨૮-૫૧] "આ પુરાણમાં સામ્યાવસ્થારૂપે સ્થિત માયોપાધિક બ્રહ્મનું પ્રતિપાદન હોવાથી માયોપાધિક બ્રહ્મ-રૂપિણી ભાગવતી એક સત્વાદિક ગુણવશિષ્ટ છે તેથી તેનીજ સર્વથી શ્રેષ્ઠતા છે." જેકોઈ મનુષ્ય આ ભાગવતનું નિત્ય શ્રવણ કરે છે તેની સઘળી કામનાઓ પૂર્ણ થાય છે આ ભાગવતનો ભગવતીએ સાક્ષાત્ વિ. ષ્ણુને ઉપદેશ કર્યો છે. હે રાજન્ ! આનાં શ્રવણથી તમારાં ચિત્તમાં શાન્તી થશેજ. આ પુરાણ સાંભળવાથી પિતૃઓને અક્ષય સ્વર્ગ પ્રાપ્ત થાય છે. [૬૪]

**तेन श्रुतेन ते राजं श्चित शांतिर्भविष्यति ॥**
**पितृणां चाक्षय स्वर्गः पुराण श्रवणाद्ध वेत्॥६९**

(દ્વિતિય સ્કન્ધની શ્લોક સંખ્યા. સાતશો બાવીશ [૭૨૨] વ્યાસ મુખથી છે.)

મહાત્માનાં ચરિત્રોમાં, ભેદ ઉંડા ઘણા સ્મરી
ગુણગ્રાહી થવું હીરો, આપદા જાય તો ટળી.

ઈતિશ્રી અઢાર હજાર શ્લોક વાળી મહા પુરાણ સંહિતા દેવી ભાગવત વિષે વેદાન્ત કવિ હીરાલાલ જાદવરાય બુચકૃત ટીકામાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.



श्रीमद्

# देवी भगवत भाषांतर.

## तृतीय स्कन्ध

### અધ્યાય ૧ લો.*

### ભુવનેશ્વરી નિર્ણય.

जनमेजयउवाच-

भगवन्भवता प्रोक्तयज्ञमंबाभिधंपरत् ।

साकाकथंसमुत्पन्नाकुत्रकस्माच्चकिंगुणा ॥१॥

જનમેજય કહે છે. હે ભગવાન્ ! આપે જે પૂર્વે દેવીયજ્ઞ કરવા કહ્યું તે દેવી અમ્બા કોણ છે ! કયાંથી કેમ કયા પ્રકારે શુ ગણ વાળી ! તે દેવી પ્રગટી છે. તેનો યજ્ઞ કેવો છે? તેનુ શું સ્વરૂપ છે ! હે દયાનિધે ! વિધિપૂર્વક તેનુ વિધાન શુ છે ? ઈત્યાદિ વિસ્તાર કહો. મારા પૃછવા મુજબ બ્રહ્માંડની પણ ઉત્પત્તિ વિસ્તારથી કહો. હે મુનિશ્વર ! આ સઘળુ તમે જાણો છો. બ્રહ્મ વિષ્ણુ ને મહેશ્વર એમ ત્રણ દેવો ક્રમપૂર્વક સૃષ્ટિનુ સર્જન પાલન ને સંહાર કરનારા મે સાંભળ્યા છે ને તે દેવતાઓ સગુણ છે. હે વ્યાસજી ! કહો તે દેવો સ્વતંત્ર છે, કે પરતંત્ર છે ! આ કથા સાંભળવાની મને ઈચ્છા છે. તે દેવો મૃત્યુ ધર્મવાળા છે કે સચ્ચિદાનંદ સ્વરૂપવાળા છે ? આધિ દૈવિક આધિભૌતિક ને આધ્યાત્મિક ત્રણ દુઃખોથી એ દેવો યુક્ત છે કે અયુક્તછે? તે મહાબળવાન સુરેન્દ્રાદિ કાલને વશીભૂત છે કે નથી ? તેઓ કેવા છે ને કોનાથી પ્રગટ થયા છે ? આ તે કહો. તેઓ હર્ષ શોક નિદ્રા આલસ્યથી યુક્ત છે કે અયુક્ત છે ? હે મુને ! તેઓનાં શરીર સાત ધાતુવાળાં છે કે નથી ? કયાં દ્રવ્ય ઇન્દ્રિય અને ગુણોથી તેઓ પ્રગટ્યા છે ? તેઓના ભોગ ને આયુષ્યનુ શું પ્રમાણ છે ! તેઓનાં નિવાસસ્થાનો ને વિભૂતિ કહો. હે બ્રહ્મન્ ! આ બધુ વિસ્તારથી સાંભળવાની મને ઇચ્છા છે."—૧૦ વ્યાસમુનિ કહે છે—હે રાજન્ ! આપે આ ગહન પ્રશ્ન કર્યો છે કે બ્રહ્માદિની ઉત્પત્તિ કેવી રીતે થઈ છે. આ વાત પૂર્વે મેં નારદજીને પૂછી હતી. હે રાજન્ ! નારદજીએ પ્રશ્નોના જે ઉત્તર દીધા હતા તે આપ સાંભળો. કોઈ સમયે હું ગંગાકિનારે રહ્યો હતો, ત્યારે મેં શાન્ત સર્વજ્ઞ વેદ જ્ઞાતા નારદ મુનિને દીઠા હતા. તેમનાં દર્શનથી પ્રસન્ન થઈ મે તેમના ચરણમાં પ્રણામ કર્યા અને એમની આજ્ઞા લઈ તેમના પાસે ઉત્તમ આસનપર હું બેઠો. સૂક્ષ્મ ઘાટવાળા ગંગાના કાંઠાપર બિરાજેલા તે નારદ મુનિશ્વરને કુશળ પૂછી મેં કેટલીક વાતો પૂછી "હે મુનિ ! આ વિશાળ બ્રહ્માંડનું કોણ કર્ત્તા છે ! તે આપ યથાયોગ્ય મને કહો. હે મુનિ શ્રેષ્ઠ ! આ બ્રહ્માંડ પેદા થયું છે ને તે નિત્ય

* આ અધ્યાયમાં ભુવનેશ્વરીના સ્વરૂપના નિર્ણય એ કથા કહેવા । આવશે

છે કે અનિત્ય છે! તે આપ કહો. આ બ્રહ્માંડનો કર્ત્તા એક છે કે અનેક છે? કર્ત્તા વિના કાર્ય થાય નહીં એવો વિરોધ વિદિત થાય છે. હે નારદજી! આ પ્રકારના સંશયોમાં ડૂબી ગયેલા અને વિકલ્પોને કરનારાને મને આપ હવે તારો પ્રલયોત્પત્તિ રહિત મહાદેવ પરમ કર્ત્તા છે એમ કોઈ કહે છે, આ આત્મારામ સુરેશ ત્રિગુણાત્મક નિર્મળ હર છે ને નિત્ય સંસારના તારકને સૃષ્ટિની સ્થિતિ તથા અંત કરનારા છે. કોઇ સધળાના ઇશ્વર વિષ્ણુજ છે એમ કહે છે. તે પરમાત્મા વિષ્ણુ સંપૂર્ણ શોકથી રહિત ને અવ્યક્ત છે, ભુક્તિ મુક્તિને દેનારા છે, શાન્ત, સહુના આદિરૂપ, સર્વનો મુખ, વ્યાપક, વિશ્વનાં શરણરૂપ ને અનાદિ નિધન હરિ છે. કેટલાક કહે છે કે બ્રહ્મા સૃષ્ટિનુ પરમ કારણ છે, ને તેજ બ્રહ્મા સર્વવેત્તા, સર્વભૂત પ્રવર્ત્તક, ચતુર્મુખ, સુરોના અધિપતિરૂપ, કમલભૂ અને વિભુ છે. તે બ્રહ્મા સર્વે લોકોને ઉત્પન્ન કરે છે ને સત્યલોક તેમનું નિવાસસ્થાન છે. બીજા કેટલાક વેદવાદી પુરૂષો સૂર્યને સૃષ્ટિનુ કારણ માને છે અને સાંજે સવારે તેઓ સૂર્યદેવની સાવધાન મનથી સ્તુતિ કરે છે 'સહસ્રાક્ષ દેવ દેવ ઇન્દ્ર સર્વના સ્વામી છે' એમ કેટલાક શતક્રતુ ઇન્દ્રનુ યજ્ઞમાં યજન કરે છે. તે યજ્ઞાધીશ સુરાધીશ ત્રિલોકપતિ શચીપતિ યજ્ઞ ભોક્તા સોમયા ઇન્દ્ર દેવ સોમપાન કરનારાઓને પ્રિય છે, ને મહા દેવતા છે. કોઈ વરૂણ, સોમ, અગ્નિ, પવન, યમ, કુબેર, ધનદાતા, તથા ગણેશને મુખ્ય દેવ તરીકે ક્રમપૂર્વક માને છે. કેટલાક સકળ કાર્યોની સિદ્ધિ કરનારા, સ્મરણ માત્રથી અનુગામી, કામદાયક ગણેસ, હેરંબને ગજવદન નેજ કામગ સ્મરણ પરમ દેવતા માને છે, કોઈ આચાર્ય ભવાનીને જ સકળ અર્થોને આપનારી માને છે ને કહે છે કે જે ભવાની આદિ માયા છે, પ્રકૃતિ પુરૂષમાં રહેલી તે મહાશક્તિ છે, બ્રહ્મની સાથે તાદાત્મ્યત્વ પામીને સૃષ્ટિની સ્થિતિ નાશ કરનારી છે, પ્રાણી માત્રની તથા દેવતાઓની માતા છે, અનાદિ નિધન ને પરિપૂર્ણ છે, સર્વ જંતુઓમાં બાહ્ય, સર્વ લોકોની ઇશ્વરી, નિર્ગુણા, સગુણા, ને કલ્યાણ રૂપિણી છે, વૈષ્ણવી, શાંકરી, બ્રાહ્મી, વાસવી, વારૂણી, વારાહી, નારસિંહી, મહાલક્ષ્મી, વેદમાતા, સંસાર સાગરને તરવા વાસ્તે દૃઢતારૂપા, સકળ દુઃખ વિનાશિની, સ્મરણ માત્રથી સકળ કામનાઓને પૂર્ણ કરનારી, મુમુક્ષુઓને મુક્તિદાતા, ત્રિગુણાતીત, ને ગુણોનો વિસ્તાર કરનારી, એવી આ નિર્ગુણા સગુણા ભગવતીનું ફળ કામનાવાળા પુરૂષો ધ્યાન કરે છે. કોઈ નિરંજન, નિરાકાર, નિર્લેપ, નિર્ગુણ, અરૂપ, અને વ્યાપક બ્રહ્મનેજ સકળના કર્ત્તારૂપે માને છે ને કોઈ કહે છે કે ઉપનિષદ્‌માં કહેલું તેજરૂપ છે તેજ પરમ કારણ છે. કોઈ કહે છે કે આ સહસ્ર શીર્ષ પુરૂષ સહસ્રનેત્ર છે, ને આ જ સહસ્રકર્ણ સહસ્રમુખ સહસ્રનેત્ર છે, આ પરમાકાશ વિષ્ણુના એક પાદ માત્ર છે જેને વિદ્વાનો નિર્મળ શાન્ત વિરાટરૂપ કહે છે. કોઈ પુરાવિદ પુરૂષોત્તમનેજ સર્વ શ્રેષ્ઠ કહે છે ને કોઈ કહે છે કે કોઈ એક ઈશ્વર કયારે પણ નથી. કેટલાક આ સકળ બ્રહ્માંડને અનિશ્વર કહે છે ને બ્રહ્માંડનો કોઈ ઈશ્વર નથી કારણ કે આ અચિન્ત્ય જગત્ ઈશ્વરજન્ય ન હોઈ શકે. કોઈ કહે છે આ સતરૂપ છે અનિશ છે, સ્વભાવથીજ આ આવુ થઈ રહ્યું છે, આ પુરૂષ અકર્ત્તા છે ને તેની પ્રકૃતિજ આવું કરે છે. આ પ્રકારથી સાંખ્ય ને કપિલ મતવાદી પુ-

રૂષો કહે છે. આવીજ રીતે બીજા પણ ઘણા સંદેહો છે. હે મુનિશ્વર ! જ્યારે વિકલ્પથી મારૂં ચિત્ત વ્યાકુલ થઇ જાય છે ત્યારે હું શું કરૂં ! ધર્મ અધર્મની વિવક્ષામાં મારૂ મન સ્થિર રહેતું નથી. શું ધર્મ છે ? શુ અધર્મ છે ? એનો સંકેત સમજાતો નથી. દેવતાઓ સત્વગુણમાં ઉત્પન્ન અને સત્ય ધર્મમાં સ્થિત છે, પરન્તુ તેઓ પણ પાપિષ્ઠ દૈત્યોથી પીડા પામે છે ત્યારે પછી ધર્મની સ્થિતિ કયાં છે ? ધર્મમાં સ્થિત સદાચાર વાળા અમારા વંશીય પાંડવો અનેક પ્રકારથી દુઃખ પામ્યા છે, તો પછી ધર્મની સ્થિતિ ક્યાં છે ? હે તાત ! આટલા વાસ્તેજ મારૂં હૃદય સંદેહોથી કમ્પિત થાય છે. હે મહામુનિ ! આપ સમર્થ છો વાસ્તે મારાં મનને સંદેહ રહિત કરો. હે મુનિ ! જ્ઞાનરૂપી નૌકાથી આપ મને સંસારસાગરના પાર ઉતારો. હુ આ મોહરૂપી સાગરમાં વાર વાર ઉછાળા મારતો ડૂબી જાઉછુ.[૧૨-૫૦]

**त्राहि संसार वारधेस्त्वंज्ञानपोतेने मां मुने ।**
**मज्जन्तं चोत्पतन्तं च मग्नं मोहजलाविले॥५०॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવતમાં તૃતીય સ્કન્ધ અધ્યાય ૧ લો સંપૂર્ણ.

## અધ્યાય ૨ જો.*

## વિમાનદ્વારા બ્રહ્માદિકની ગતિ.

**व्यास उवाच—**

**यत्त्वयाच महाबाहो पृष्टोऽहं कुरुसत्तम ॥**
**तान्प्रश्नान्नारद.माहमया पृष्टो मुनिश्वरः ॥२॥**

વ્યાસજી કહે છે–કુરૂશ્રેષ્ઠ ! આપે જે મને પૂછ્યુ તે મેં જ્યારે હે મહાબાહો ! નારદજીને પૂછ્યુ ત્યારે નારદજી મારા પ્રશ્નોનો મને જવાબ આપવા લાગ્યા.[૧] નારદમુનિ કહે છે–હે વ્યાસજી ! આપને હું શું કહુ ! પહેલા મારા હૃદયમાં પણ મહા સંદેહ થયો હતો. પછી હુ મારા મહા તેજસ્વી પિતા બ્રહ્માજી પાસે ગયો ને વ્યાસ ! જે વાત મને તમે પૂછી છે તેજ વાત હુ તેમને પૂછવા લાગ્યો હે પિતા ! અખિલ બ્રહ્માંડ કયાંથી ઉત્પન્ન પામ્યુ છે ! આપે સરજ્યૂ છે કે વિષ્ણુએ ? હે જગત્પતિ અથવા શુ રૂદ્રે સરજયુ છે ! તે મને સત્ય કહો. હે વિશ્વાત્મન્ ! સૌથી ઉત્તમ કયા દેવની ઉપાસના કરવી યોગ્ય છે ! આ સઘળાંનો મને ખુલાસો આપી મારા સંદેહને કાપી નાંખો હે બ્રહ્મન્ ' હે અનઘ ! અસત્યરૂપ દુઃખરૂપ આ સંસારમાં હું ડુબી ગયો છુ. સંદેહોથી ડગમગ થએલુ મારૂં ચિત્ત કયાંઈપણ શાન્તિ પામતું નથી. તીર્થ દેવતાએ તથા બીજા સાધનોમાં પરમતત્ત્વને જાણ્યા વિનાહે પરંતમ ! શાન્તિ કયાંથી થાય ! બહુ સ્થળોમાં લાગેલુ ચિત એક સ્થળમાં શાન્ત થઈ સ્થિર થાતુ નથી. હે તાત ! હુ કોનુ સ્મરણ કરૂં ? કોનુ ભજન કરૂં ? કયાં જાઉં ? કોનું અર્ચન કરૂં ? કોની હુ સ્તુતિ કરૂં ? હુ સર્વેશ્વરને જાણતો નથી. ' હે વ્યાસ ! આ દુરતર પ્રશ્નના ઉતરમાં પછી લોક પિતામહ બ્રહ્માએ મને કહ્યુ.[૨-૧૦] બ્રહ્માજી કહે છે–હે પુત્ર ! હુ શુ કહું આ પ્રશ્ન મહા વિકટ છે. હે મહાભાગ ! આ પ્રશ્નમાં તો તને વિષ્ણુ પણ નિશ્ચયપૂર્વક નહી કહી શકે. આ સંસારમાં રાગી મનુષ્ય કોઈપણ આ વાતને જાણતું નથી, ને જે વિરક્ત નિરીહ ને અભિમાન રહિત છે તે આ વાતને જાણી શકે છે. જ્યારે પૂર્વકાળમાં સ્થાવર જંગમનો પ્રલય થવાથી આ જગત્ એકાર્ણવ અર્થાત્ એક જળસાગર રૂપ હતું ત્યારે પંચ મહાભૂત માત્રની ઉત્પત્તિ હતી ત્યારે કમળમાંથી મેં જન્મ લીધો. આ સમયે

* આ અધ્યાયમા વિમાનદ્વારા બ્રહ્માદિકની ગતિ વિષે કથા કહેવામા આવશે.

ચંદ્ર સૂર્ય વૃક્ષ પરવત આદિ કોઈનું પણ મને દર્શન ન થયું ને કર્ણિકામાં સ્થિત એવો હું ચિંતા કરવા લાગ્યો. 'આ મહાસાગરમાં હું કયાંથી ઉત્પન્ન થયો છું ! મારો સંપાદક પાલક ને સંહર્તા યુગાત્યયમાં કોણ પ્રભુ હશે! પૃથ્વી પણ સ્પષ્ટ વિદ્યમાન નથી કે જેના આધારે આ જળ રહ્યું હોય! પરન્તુ આ કમિલ પ્રસિદ્ધ રૂપે કેવી રીતે ઉપજ્યું હશે! હવે હું આ કમળના મૂળને તપાસી જોઉં, કદાચ ત્યાં પૃથ્વી હશે એમાં સંદેહ નથી. પછી હુ તે કમલપરથી નીચે ઉતરી શોધ કરવા લાગ્યો ને સહર્ષવર્ષ વીતી ગયાં છતાં પૃથ્વિનો પતો લાગ્યો નહી. પછી 'તપ કરો તપ કરો' એવી ત્યાં આકાશવાણી થઇ તેથી મે પાછું તે કમલપર બેસી એક હજારવર્ષ પર્યન્ત ઉગ્ર તપ કર્યું. પછી સર્ગ કરો સર્ગ કરો' એવી આકાશવાણી થઇ ત્યારે તે વાણી સાંભળી હુ વિમૂઢ થયો ને વિચારવા લાગ્યો કે હુ શુ સજુ ! હુ શું કરૂ ? આ વેળાએ મહા દારૂણ મધુકૈટભ દૈત્યો મારા સમીપે આવ્યા. યુદ્ધ નિમિત્ત મહા સાગરમાં આવેલા તે દૈત્યાને દેખી હુ ત્રાસ પામ્યો. ત્યાં મે કમલની નાલનો આશ્રય કરી જળના મધ્યમાં અવતરિત થયા એવા કોઈ પરમ પુરૂષને દીઠા. તે પુરૂષોનો વર્ણ મેઘસમાન શ્યામ હતો, પીળાં વસ્ત્રો પહેર્યા હતાં, તેને ચાર હાથ હતા, શેષપર શય્યા હતી, ને વનમાળા ધારણ કરી હતી. જગન્નાથ, શખ ચક્ર ગદા પદ્મ આદિ આયુધોવાળા એવા તે મહા વિષ્ણુને શેષશય્યાપર સૂતેલા મે દીઠા. તે મહાવિષ્ણુ યોગનિદ્રાના વશીભૂત હોવાથી જરા પણ ચલાયમાન ન હતા. આ પ્રમાણે શેષશય્યાપર સૂતેલા તે મહાપુરૂષને દેખી હે નારદ ! મને મહા ચિંતા થઇ કે હું શું કરૂં ? પછી મેં નિદ્રા સ્વરૂપિણી દેવીનું ચિંતન કર્યું. પછી તે દેવી તે મહાપુરૂષનાં શરીરમાંથી પ્રગટ થઈ આકાશમાં ખડી રહી, ને તેનાથી મુક્ત થયેલા તે મહાપુરૂષ ભગવાન બેઠા થયા. તેઓએ પાંચસહસ્ર વર્ષ પર્યન્ત તે દૈત્યો સાથે સંગ્રામ કર્યો ત્યારે તે નારાયણે તે દૈત્યોને માર્યા. વિશાળ ઉત્સંગ કરીને તે દૈત્યોનો તેનાપર તેઓએ વધ કર્યો. અને જ્યાં અમે બે ઉભા હતા ત્યાં રૂદ્ર દેવતા આવીને ઉભા રહ્યા. અમે ત્રણે આકાશમાં ઉભેલી તે દેવીને દેખવા લાગ્યા. ને તે મનોહરા પરમા દેવીની અમે સ્તુતિ કરવા લાગ્યા ત્યારે તે ભગવતી અમને કૃપા દૃષ્ટિથી પવિત્ર કરતી બોલી કે ॥૧૧-૧૩॥

દેવી બોલ્યાં—હે બ્રહ્મા—વિષ્ણુ—મહેશ ! તમે ત્રણે સાવધાન રહી તમારાં કાર્યો કરો. તે ઉભય દૈત્યો તો મૃત્યુવશ થયા છે ને હવે તમે સૃષ્ટિની સર્ગ સ્થિતિ ને સહારનાં કાર્યો કરો ને પોતપોતાનાં સ્થાન બનાવી આનંદપૂર્વક નિવાસ કરો. તમારાં ઐશ્વર્યથી તમે ચતુર્વિધ પ્રજાની ઉત્પત્તિ કરો. ॥ ૩૨—૩૪ ॥

બ્રહ્માજી બોલ્યા—ભગવતીની સુદર ને મધુરી વાણી સાંભળી હુ બ્રહ્મા બોલ્યો કે—હે ભગવતી! અમે શક્તિહીન દેવો કેવી રીતે પ્રજા કરી શકીએ ? અહીં પૃથિવી પણ નથી ને સર્વત્ર જળ ભર્યું છે. હે માતા ! ભૂતોના ગુણ, તન્માત્રાઓ ને ઈન્દ્રિયો પણ નથી. મારાં આ વચનો સાંભળી શિવા દેવી હસવા લાગ્યાં ને તેવામાં તો ત્યાં આકાશમાંથી એક વિમાન ઉતરી આવ્યુ ને તે શિવાએ અમને કહ્યું—' હે દેવતાઓ !તમે સઘળા આ વિમાનમાં બેસી જાઓ. હે બ્રહ્મા-વિષ્ણુ—મહેશ ! તમે આ વિમાનમાં બેસો હુ તમને અદ્ભૂત લીલા દેખાડીશ. આવાં વચન સાંભળી અમે

ત્રણે જણાએ એ વાત કબુલ કરી. પછી અમે ઘુઘરીઓના ઘણઘણાટવાળાં મનોહર દેવસ્થાન સમાન રમ્ય મોતી જડિત તે રત્નજડિત વિમાનમાં બેસી ગયા, અમે ત્રણે શંકા રહિત જ્યારે તેમાં બેઠા ત્યારે અમને વિજિતેન્દ્રિયોને બેસી ગયા જાણી દેવીએ પોતાની શક્તિથી આકાશમાં વિમાન ચલાવ્યું

**સોપવિષ્ટાંસ્તતોદૃષ્ટ્વાદેવ્યસ્માન્વિજિતેન્દ્રિયાન્ ।**
**સ્વશક્ત્યાતદ્વિમાનવૈનોદયામાસચાંબરે ॥૪૧॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવતમાં તૃતીય સ્કંધમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ મો.*

### ગગનમાં વિમાન ચાલ્યા પછીની કથા.

**બ્રહ્મોવાચ–**

**વિમાનંતન્મનોવેગેયત્રસ્થાનાન્તરેગતમ્ ।**
**નજલંતત્રપશ્યામોવિસ્મિતાઃસ્મોવયંતદા ॥ ૧ ॥**

બ્રહ્માજી કહે છે–તેમનો વેગી વિમાન જે સ્થાનાન્તરમાં આવ્યું ત્યાં પ્રલયનુ જળ નહીં દેખી અમે ત્યારે આશ્ચર્ય પામ્યા ફળોથી ફલિત રમ્ય તરૂવરો કોકિલોનાં ગાનથી ગરજતાં હતાં, ભૂમિ પર્વત, વન, ઉપવન, એ સઘળાં મનોહર હતાં, નારી, પુરૂષ, પશુ, નદી, વાવ, કુવા, તળાવ, સરોવરો, અને ઝરણાંઓથી રળીયામણો એ પ્રદેશ હતો. ચારે દિશાઓમાં વિશાળ રમણીય દિવ્ય પરિખાઓવાળી યજ્ઞશાળા અને પ્રાસાદોવાળુ તે નગર દેખતાંજ અમને જ્ઞાન થયું કે આ અદ્ભૂત સ્વર્ગ છે ને કોઇએ તે રચ્યું છે ત્યાં અમે દેવરાજને મૃગયા કરવા જાતા વનમાં દીઠા ને અમારા સાથેજ બિરાજમાન થયેલાં

આ અધ્યાયમાં ગગનમા વિમાન ચાલ્યા પછી દીવ્ય લીલાનાં દર્શનની કથા કહેવામાં આવશે.



વિમાનારૂઢ અંબિકા દેવી અમે દીઠાં પછી પવનથી ગતિ પાળતું વિમાન બીજાં સ્થળમાં અમને ક્ષણમાં લઇ આવ્યુ. તે સ્થળ મનોહર હતું. ત્યાં અમે સુંદર નંદનવન દીઠું તથા પારિજાતક વૃક્ષની છાયામાં એક સુરભિ બેઠી દીઠી. તે ગાયની સમીપમાં ચાર દાંતવાળા ગજરાજને અમે જોયો. ત્યાં મેનકા આદિ અપ્સરાઓનો સમૂહ અમે જોયો તે અપ્સરાઓ વિવિધ ભાવોવાળાં ગાન કરતી નૃત્ય કરતી હતી. ત્યાં અમે સેંકડો ગંધર્વો ને વિદ્યાધરો દીઠા. મંદાર વાટિકાના ચોકમાં ગાયન ગાતાં ને રમણ કરતાં ઇન્દ્ર અને ઇન્દ્રાણીને અમે જોયાં. આ પ્રકારે સ્વર્ગીય પ્રદેશ જોઇ અમે તો વિસ્મય પામી ગયા. વરૂણ, કુબેર, યમ, અગ્નિ, સૂર્ય, ઇત્યાદિને દેખી અમને મહા આશ્ચર્ય થયુ. પછી તે પુરમાંથી દેવરાજ બહાર નીકળ્યા. તેઓ બ્રહ્મલોકમાં અમે આવ્યાં ત્યાં *બ્રહ્માજીને મને દેખી નારાયણ બહુ આશ્ચર્ય પામ્યા. ત્યાં બ્રહ્મસભામાં સઘળા વેદો અંગો સહિત ઉપસ્થિત હતા. સ્વરૂપ ધારી તે વેદો હતા. આ શિવાય ત્યાં સાગરો, સરિતાઓ, પન્નગો, ને ઉરગો હતા. પછી કેશવને શિવે મને પૂછયું કે 'આ સનાતન બ્રહ્મા કોણ છે' ત્યારે મેં હરિને કેશવને કહ્યું કે 'હુ એને ઓળખતો નથી ! હે ઈશ્વરો' હુ કોણ છુ ને આ કોણ છે! એજ મને હમણાં ભ્રમ થયો છે, આથી હુ જાણતો નથી'. મારા આમ કહેતાંમાંજ આ વિમાન વિશેષ ગતિ કરી આગળ ચાલ્યું. તે યક્ષગણોથી શોભાયમાન મનોહર કૈલાસ પર્વતપર આવ્યું. ત્યાં મનોહર મંદારવાટિકા હતી ને કોકિલો કૂ હૂ કૂ હૂ કરતી હતી. વી-

* વિમાનમાં દેવીએ બ્રહ્માદિ ને બીજા બ્રહ્માંડોના બ્રહ્માદિકને દેખાડયા.

ણા ભેરીને મૃદંગોના નાદતી સર્વત્ર કલ્યાણિ શક્તિ ત્યાં પ્રસરી રહી હતી. જ્યારે ત્યાં વિમાન પહોંચ્યુ ત્યારે તે સ્થાનમાંથી વૃષપર બિરાજમાન ભગવાન ત્રિલોચન દેવ બહાર નીકળ્યા જેમને પંચ વદન હતાં, દશ ભૂજાઓ હતી, મસ્તકમાં અરધો ચંદ્રમા ચળકતો હતો, વ્યાઘ્રાંબર ધારણ કર્યું હતું, ગજચર્મનુ ઉત્તરીય ધાર્યું હતુ, બને બાજુપર ગણેશ ને કાર્તિકેય શિવ સહિત બે પુત્રો વિરાજતા હતા, અને નંદી આદી શિવગણો પણ ત્યાં શોભતા હતા. તે ગણોજય શબ્દનો મંગળ ઉચ્ચાર કરતા કરતા શિવજીના પાછળ ચાલતા હતા. હે નારદ! ત્યાં બીજા શંકરને દેખીને હુ હરિ ને હર બહુ વિસ્મય પામ્યા. માતૃકાઓ સહિત શંકરને દેખી અમે આશ્ચર્યવત્ થયા. પછી ક્ષણમાત્રમાં પર્વતનાં શિખર પાસેથી અમારૂ વિમાન ચાલ્યુ. પછી તે વિમાન વૈકુઠમાં રમા રમણનાં મંદીરમાં આવ્યુ હે નારદ! અમે ત્યાં અલૌકિક સમૃદ્ધિ દીઠી, અને વિષ્ણુ પણ વૈકુંઠને દેખી વિસ્મય પામ્યા. જ્યારે મંદીરથી આગળ વિમાન ચાલ્યુ ત્યારે કમલ સમાન નેત્રવાળા, અળશીનાં પુષ્પ સમાન કાન્તિવાળા પીળાં વસ્ત્રો વાળા ચાર ભૂજાવાળા ગરૂડારૂઢ દિવ્ય અલંકારવાળા લક્ષ્મીથી સુંદર ચામરો વડે ઢોળાતા તે સનાતન વિષ્ણુહરિભગવાનનેદેખીનેઅમેત્રણેપરસ્પરવિસ્મયપામ્યા, અને પરસ્પરએક બીજાના સામુ જોઇ વિમાનમાં બેસી રહ્યા, તેવામાં તો ક્ષણ માત્રમાં વાયુવેગથી અમારૂ વિમાન ચાલતુ થયુ. તે વિમાન પછી મધુર તરંગવાળા સુધાસાગરમાં પ્રાપ્ત થયુ. જે મહાસાગર—સુધાસાગર જળચરોવાળો ચલાયમાન તરંગોથી વ્યાપ્ત, મંદારનાં અને પારિજાતનાં વૃક્ષોવાળાં દ્વીપોથી શોભાયમાન, અનેક આસ્તરણોવાળો શોભાયમાન, ચિત્ર વિચિત્ર પદાર્થોવાળો, મોતીમાળા તથા અનેક વસ્તુઓથી વિરાજમાન અશોક બકુલ વૃક્ષ કુરૂબકાદિથી ભરપૂર, ચારે દિશાઓમાં કેતકી અને ચંપાનાં વૃક્ષોવાળો, કોકિલાઓના શબ્દોથી ગરજતો તથા નાના પ્રકારનાં ગંધોથી ભભકતો, ભમરાઓના ગ્રણકારથી રંજિત અને પરમ અદ્ભૂત હતો. તે દ્વીપમાં શિવાકાર પરમ મનોહર એક પલંગ હતો જેને રત્નોથી જડિત્ર હતો તથા નાના પ્રકારનાં રત્નોથી વિરાજિત હતો. આ દ્વીપને અમે વિમાનમાં બેઠાં બેઠાં દૂરથી દીઠો. ( તે પલંગ અનેક પ્રકારનાં બિછાનાંઓથી શોભિત તથા ઈન્દ્ર ધનુષ્યવાળો હતો. તે પલંગનાપર કોઈ શ્રેષ્ટ સુંદરી બેઠી હતી. તે સ્ત્રીએ રક્ત માળાને દિવ્ય વસ્ત્રો ધારણ કર્યાં, હતાં, લાલ ગંધનુ જેણે અનુલેપન કર્યુ હતુ, તેનાં નેત્રો લાલ હતાં, કોટિવિદ્યુત્ સરખી તે પ્રભાવાળી હતી, સુંદર મુખવાળી, લાલ દાંતની પંક્તિથી શોભતી, કરોડો લક્ષ્મીઓના કરતાં અધિક કાન્તિવાળી, સૂર્યના બિંબ સમાન અખિલા તેજસ્વિની, વર પાશ અંકુશ ને અભિષ્ટને ધારણ કર્યા છે એવી તે શ્રી ભુવનેશ્વરી મંદ હાસ્ય કરતી હતી. કોઈ વેળા નહીં દેખેલી એવી એ દેવીનાં અમે તે દ્વિપમાં દર્શન કર્યાં. હ્રીંકાર જપ જપતાં પક્ષીઓનાં વૃન્દવાળી, અરૂણા, કરૂણામૂર્ત્તિ કુમારી, નવયૌવના, સકળ શૃંગારના શણગારવાળી, મંદહાસ્યવાળી મુખ કમળવાળી, નીકળતાં પુષ્ટીવાળાં સ્તન યુગલથી કમલ કળીયોનો વિજય કરનારી, નાના પ્રકારની મણિઓથી ને અલંકારોથી શોભાવાળી, કનકના બાજુબંધ કેયુરને મુગટથી દીપતી, ચળકતાં શ્રી ચક્રાકાર તાટંક રત્ન કુંડળથી શોભતાં મુખ કમલવાળી, હૃદયમાં લેખાની સમાન જાગતી સાક્ષાત્

પ્રાણશક્તિ અર્થાત્ હૃદય મંદિરમાં નિવાસ કરનારી, અને ભુવનેશ્વરી બ્રહ્માંડની અધીશ્વરી એ નામના જપમાં પરાયણ સખીઓના સમુદાયથી નિરંતર સ્તુતિઓ વાળી, ભુવનેશી મહેશ્વરી હલ્લેખા આદિ અમર કન્યાઓથી વીંટાયેલી, અનંગ કુસુમાદિ દેવીઓથી પરિવેષ્ટિતા, તથા ષટ્કોણના મધ્યમાં યંત્રરાજના ઉપર બેઠેલી એવી દેવીને દેખીને અમે સઘળા વિસ્મય પામી ગયા, ને ત્યાંજ ઉભા રહ્યા. આ કોણ કન્યા છે ! આનુ નામ શું ! અહીં કેમ બેઠી છે ? કેવી રીતે આપણે તેને જાણી શકીએ ! આ સહસ્રનેત્ર સહસ્રકર ને સહસ્રમુખી દૂરથી દેખાય છે એમાં સંદેહ નથી. આ સ્રી અપ્સરા ગંધર્વી કે દેવાંગના નથી ! હે નારદ ! આ પ્રકારે સંદેહવાળા અમે ત્યાંજ બેઠા જોઈ રહ્યા. પછી ભગવાન્ વિષ્ણુ તે ચારૂ હાસિનીને દેખીને પોતાના મનમાં નિશ્ચય કરીને તેને અમ્બા જાણી વદવા લાગ્યા કે—આ ભગવતી દેવી આપણા સઘળાનું કારણ છે, આ મહાવિદ્યા મહામાયા અવિનાશિની પૂર્ણ પ્રકૃતિ છે, આજ દેવી અલ્પજ્ઞોને દુર્જ્ઞેય યોગગમ્ય ને દુરાશય છે, આજ દેવી પરમાત્માની ઇચ્છારૂપા છે, નિત્ય અનિત્ય સ્વરૂપવાળી છે. આ વિશ્વેશ્વરી શિવા હે દેવો ! અલ્પ ભાગ્યવાલાને આરાધવા યોગ્ય નથી, આજ વેદગર્ભા વિશાલાક્ષી સહુની આદિ ને ઈશ્વરી છે, આજ દેવી વિશ્વની સઘળી લીલા કરીને યુગક્ષયમાં ક્રીડા કરે છે, ને સઘળાંનાં બીજ લીંગનો પોતામાં લય કરી દે, હે બંને દેવતાઓ ! આજ સકળ જીવમયી વિરાજમાન છે, જુઓ ! અનંત વિભૂતિ તેના સમીપમાં ખડી છે, આ દિવ્ય અલંકારથી શણગારેલી અને દિવ્ય ગંધાનુ લેપનવાળી દેવીની આ સઘળાં પરિચર્યા કરી રહ્યાં છે, તે હે બ્રહ્મા શંકર ! તમે જુઓ. આનાં દર્શનથી આપણે સઘળા ધન્ય મહાભાગને કૃતકૃત્ય છીએ કે આજે આપણની દૃષ્ટિ પથમાં ભગવતી પડયાં. પૂર્વે જે તપ કર્યું હતું તેનું આ ફળ છે, નહીં તો આ પ્રકારે દર્શન કયાંથી થાય ! જે પુણ્યશીલ તપશ્ચર્યામાં કુશળ હોય છે તેજ ભગવતીનાં દર્શન કરી શકે છે. આ મૂલ પ્રકૃતિ સદા પુરૂષથી સંગત છે, ને આજ પ્રકૃતિ પરાત્માના નિમિત્ત બ્રહ્માંડ રચીને દેખાડે છે. હે દેવતાઓ ! આ અખિલ બ્રહ્માંડની દૃષ્ટિ છે, આ સર્વેનાં કારણરૂપા માયા સર્વેશ્વરી શિવા છે. કયાં આપણે ! કયાં બીજા દેવતાઓ ! રમા આદિક બીજી સ્રીઓ પણ આ ભગવતીના લક્ષાંશમાં પણ થઈ શકતી નથી. આ એજ મહાશક્તિ છે કે જેને મેં પૂર્વે સાગરમાં દીઠી હતી ને જે મને બાલભાવમાં ખિલાવી રહી હતી. જે સમયે મજબુત પર્યંકના સમાન તટપત્રપર હું શયન કરી રહ્યો હતો અને પગના અંગુઠાને મુખમાં ઘાલી તેના રસને ચૂસતો હતો, અનેક બાલચેષ્ટાઓથી ઓષ્ટ ચાટતો હતો તથા ક્રીડા કરતો કરતો હતો ને કોમળ અંગવાળો હું વટપત્રનાં બિછાનામાં સૂતો હતો તે સમયે મારા બાલભાવમાં આ મહાદેવી ગાતી હતી, હીંચકા નાંખતી હતી ને મને લાડ લડાવતી હતી. આ વાતની સ્મૃતિ મને અત્યારે દર્શન થતાં થઇ આવીછે. આ આપણા સહુની માતા છે. મને પહેલાં જે અનુભવ થયો છે તે અનુભવ જ્ઞાન અત્યારે પ્રત્યક્ષમાં પ્રાદુર્ભૂત થયુ છે અને તે હું કહું છું તે હે દેવો ! તમે સાંભળો.[૧-૬૭]

**कामंनो जननी सैषा श्रुणु तं प्रवदाम्यहम् ॥**
**अनुभूतं मयापूर्वं प्रत्यभिज्ञा समुत्थिता॥६७॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે દ્વિતીય સ્કંધમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

# અધ્યાય ૪ થો.*

## વિષ્ણુએ કરેલી દેવીની સ્તુતિ.

**ब्रह्मोवाच—**

**इत्युक्त्वाभगवान्विष्णुःपुनराहजनार्दनः ।**
**वयंगच्छेमपार्श्वेऽस्याःप्रणमन्तःपुनःपुनः ॥१॥**

બ્રહ્માજી કહે છે—એમ કહી જનાર્દન ફરી બોલ્યા. ચાલો આપણે પ્રણામ કરતા કરતા આ મહાદેવીના છેક પાશે જઇએ. આ મહામાયા આપણને વરદાન આપશે વાસ્તે આપણે તેની નજીક જઇ તેના ચરણની પાસે નિર્ભયપણે સ્તુતિ કરીએ. જો દ્વારપર ઉભેલી દાસીઓ આપણને અટકાવશે તો તે દ્વારપાસે ઉભા રહી આપણે સહુ સાવધાનપણે તે દેવીની સ્તુતિ કરશું.[૨–૩] બ્રહ્માજી કહે છે—હરિ ભગવાનના આવાં વાકયો સાંભળી અમે બે પ્રસન્ન થયા ને નિકટ જવાવાસ્તે ઘણાજ ઉત્સુક થયા. પછી મનમાં શંકા કરતા કરતા અમે વિમાનમાંથી ઉતરી ગયા ને ૐકારનો ઉચ્ચાર કરતા તુરતજ ઉતર્યા. ભગવતી દેવીએ અમને દ્વારપાસે ઉભેલા દેખી મંદ હાસ્ય કરી ત્રણેને સ્રીરૂપ કરી મુકયા અમે દિવ્ય ભૂષણવાળી રૂપવતી સ્રીઓ સરખા ત્રણે બની ગયા ને પરમ વિસ્મય પામેલા અમે તે દેવીના સમિપમાં આવ્યા. તે દેવીએ અમને ત્યાં સ્રીરૂપવાળા ત્રણેને જોયા ને પ્રેમપૂર્વક નેત્રકટાક્ષથી અમને મહાદેવી જોઈ રહી. પરસ્પર સુંદર ભૂષણવાળા સ્રીરૂપ અમે અરસ્પરસજોયા કરતા મહાદેવીના સમીપમાં ગયા ને દેવીને અમે પ્રણામ કર્યા. નાના પ્રકારની મણિઓથી વિભૂષિત પાદપીઠનાં અમે દર્શન કર્યા ને કોટી સૂર્યના સમાન પ્રકાશિત તે પાદપીઠના સમીપે અમે ઉભા રહ્યા. ત્યાં કેટલીક રાતાં વસ્રવાળી સખિમંડળીઓ શોભતી હતી. કેટલીક સહસ્ર પીતાંબરવાળી સહચરીઓ શોભતી હતી અને કેટલીક નીલવસ્રવાલી વામાઓ ત્યાં વિરાજતી હતી. તે સઘળી દેવીરૂપ નારીઓએ વિચિત્ર પ્રકારના અલંકારો ધારેલા હતા તથા તે સઘળી સુંદર આકૃતિવાળી હતી. તે બધી સ્રીઓ દેવીની સમીપમાં પરિચર્યા કરતી હતી. કેટલીક ગાયન ગાતી હતી, બીજી કેટલીક નૃત્ય કરતી હતી અને કેટલીક દેવીની ઉપાસના કરતી હતી, કેટલીક સ્રીઓ પ્રસન્ન મનથી વીણા તથા વેણુ આદિક વાજીત્રો બજાવતી હતી. હે નારદ ! ત્યાં મેં અદ્ભૂત દર્શન કર્યું તે તું સાંભળ. દેવીનાં ચરણ કમળના નખરૂપ દર્પણમાં સ્થાવરજંગમાત્માક બ્રહ્માંડ દેખાતું હતુ જેમાં વિષ્ણુ, રૂદ્ર, વાયુ, સૂર્ય, અગ્નિ, યમ, વરૂણ, ચંદ્રમા, વિશ્વકર્મા, કુબેર, ઈન્દ્ર, પર્વત, નદી, ગંધર્વ, અપ્સરા, વિશ્વાવસુ, ચિત્રકેતુ, શ્વેત, ચિત્રાંગદ, નારદ, તુંભરૂ, હાહા હુહુ, અશ્વિનિકુમાર, વસુ, સાધ્ય, સિદ્ધો, પિતૃઓ, શેષાદિ નાગ લોકો, કિન્નરો, ઉરગો, રાક્ષસો, વૈકુંઠ, બ્રહ્મલોક, પર્વતરાજ કૈલાસ, ઇત્યાદિક અનેક વિભૂતિઓનાં અમને મહાદેવીનાં ચરણ કમળનાં નખરૂપ દર્પણનાં દિવ્ય દર્શન થયાં. મારી જન્મભૂમિરૂપ કમળ તથા તે કમલનાળપર મને પોતાને બેઠેલો મેં દીઠો. શેષશાયી જગન્નાથ ને મધુકેટભને મેં ત્યાં દીઠા.[૪–૨૦] શ્રીભગવાન કહે છે—તે દેવીનાં ચરણકમળમાં આવી લીલાનાં દર્શન થવાથી હું આશ્ચર્યવત્ થઈ રહ્યો ને શંકાપૂર્વક 'આ હુ' એમ વિચારવા લાગ્યો.[૨૨] આ પ્રમાણે વિષ્ણુ પણ વિસ્મયને પ્રાપ્ત થયા ને

* આ અધ્યાયમા 'વિષ્ણુએ ભગવતીની સ્તુતિ કરી' એ કથા કહેવામા આવશે.

શંકરની પણ તેવી સ્થિતિ થઈ. પછી અમે તે દેવીને વિશ્વની માતા રૂપેજ માનવા લાગ્યા. ને તેનાં દર્શનમાં અમે શતવર્ષ પુરેપુરાં વ્યતીત કર્યાં. અમે પછી તે સુખરૂપ સુધામય દ્વીપમાં વિહાર કરવા લાગ્યા. પ્રસન્ન આકૃતિવાળી અને નાના પ્રકારના અલંકારો વાળી દેવીની સહચરીઓ અમને પણ સખી તુલ્યે માનવા લાગી. અમે પણ અતીવ રમ્યત્વને લઇને વિમોહિત બની ગયા ને મનોરમ ભાવોનાં દર્શન કરી અમે પ્રસન્ન મનવાળા થયા. એક સમયે યુવતીભાવને પ્રાપ્ત થયેલા ભગવાન્ વિષ્ણુ તે મહાદેવીને શ્રીભુનનેશ્વરીને સ્તુતિથી ભજવા લાગ્યા.[૨૨-૨૬] શ્રીભગવાન સ્તુતિ કરે છે–હે વિધાત્રી! હે પ્રકૃતિ! હે દેવિ! હું તને પ્રણામ કરૂં છું. હે કલ્યાણી! કામદા! વૃદ્ધિ સિદ્ધિ! મારા તને પુનઃ પુન નમસ્કાર છે. સંસાર સાગરમાં નૌકારૂપ હે સચ્ચિદાનંદ રૂપિણી ભગવતી! હું તને અભિવંદન કરૂંછુ. પંચવિધિકૃત્ય સૃષ્ટિ સ્થિતિ સહાર તિરોભાવ ને અનુગ્રહ કરનારી હે ભુવનેશ્વરી! મારી તને અભિવદના છે. સર્વાધિષ્ઠાન રૂપ અર્થાત્ સઘળાં વિવૃતરૂપ આ મિથ્યા જગત્નો આવિષ્કાર કરનારી બ્રહ્મરૂપિણી ને ઉભય દેહથી અધિષ્ઠાન હોવાથી કુટ સમાન નિર્વિકાર ચૈતન્ય કુટસ્થરૂપા, અર્ધમાત્રારૂપ, પરબ્રહ્મરૂપીણી, ને પ્રત્યગાત્મારૂપ તને મારા પ્રણામ છે. હે દેવી! હુ પણ નહોતો જાણતો કે આ અખિલ જગત તારામાં સ્થિત છે, હે માતા! તારાથીજ આ જગત્નો સંભવ અને લય થાય છે, તારૂજ સામર્થ્ય આ જગત્ની રચનામાં છે, ને તારોજ પ્રભાવ મહાન્ છે. આ મેં હવે જાણ્યુ ને એ નિશ્ચય છે કે તું સકલ લોકમયી છો. આ સઘળું સત્, આકાશ વાયુ રૂપ અમૂર્તભૂત અસત્, તેજ જળ ભૂમિરૂપ મૂર્તિમાન્ ત્રણ ભૂત, એઓના વિકારના પરિણામરૂપ જગતને ઉત્પન્ન કરીને તું ભોક્તારૂખી ચેતનને દેખાડે છે, કે જેથી કરીને ભોક્તા વિવિધ ભોગોને પ્રાપ્ત થાય છે. હે દેવી! સાંખ્યશાસ્ત્ર સંમત સોળતત્વો, સાત મહદાદિતત્વો, એઓથી પરિણત થઈ તું અમને ઈન્દ્રજાળની સમાન વિલક્ષણી ને અનિર્વચનીય રૂપા દેખાય છે. તારા વિના કોઈ પણ વસ્તુ પ્રકાશિત હોતી નથી, સઘળાંને વ્યાપ્ત કરીને તું સ્થિત છો. શક્તિના વિના પુરૂષ પણ વ્યવહાર કરી શકતો નથી, હે દેવી! આમ તારા બુદ્ધિમાન્ ભક્તો પુકાર કરીને કહે છે ખરેખર તુ અખિલ વિશ્વને તારાં ઐશ્વર્યોથી પ્રસન્ન કરે છે. જે વસ્તુઓ ભાસે છે તે નામરૂપ વિશિષ્ટજ ભાસે છે અને એ નામરૂપ છે તે તારાંજ રૂપો છે જેથી તારી ગતિ અવ્યાહત છે. હે માતા! તું અમને સકળ વિશ્વને તારા પ્રભાવથી આનદ ઉપજાવે છે, અને તારાં તેજથી તુ સકળને પ્રકટ કરે છે, તથા કલ્પકાળમાં તુ સકળનો તારામાંજ શંહાર કરી લય કરે છે. હે દેવી! તારા વૈભવનું માહાત્મ્ય કોણ જાણી શકે તેમ છે! હે જનનિ! તેં મધુકૈટભથી મારી રક્ષા કરી હતી અને હમણાં નાના પ્રકારના લોક વિસ્તારને પણ તેજ અમને દેખાડયા હતા તથા હમણાં તે અમને પરમ સુખના ભવનમાં સ્થિતિ કરાવી છે. હે ભવાનિ! તારાં દર્શન મહા પ્રભાવ વાળાં છે. હે માતા! હું શિવ બ્રહ્મા ને બીજા કોઇ પણ તારાં દુર્વિભાવ્ય ચરિત્રોને જાણી શકીએ તેમ નથી. હે મહાદેવી! તારી રચનાના કલાપમાં જેટલાં ભુવનો છે તેને કોણ જાણી શકે તેમ છે! મેં એ ભુવનોમાં બીજા વિષ્ણુ શિવને બ્રહ્માનાં

દર્શન કર્યાં છે. હે દેવિ ! શું બીજા ભુવનોમાં તે બ્રહ્માદિ દેવતાઓ નહીં હોય ! હે દેવિ ! તારાં વિશાળ ઐશ્વર્યને હુ ક્યાંથી જાણી શકુ ! હે માતા ! આપનાં ચરણ કમળમાં પ્રણિપાત કરીને હું એજ યાચના કરૂં છુ કે આપનુ આવું રૂપ નિરન્તર મારા હૃદયમાં નિવાસ કરો. મુખમાં નિરન્તર તારૂં નામ ને નિરન્તર તારા ચરણ કમળનુ દર્શન મને પ્રાપ્ત રહો. 'આ મારો દાસ છે' એવી તારે સદાય ભાવના કરવી ને હુ તને સદાય મારા મનથી મારી સ્વામિની સમજાુછુ. હે ભગવતિ ! હું ને આ બે હર બ્રહ્માની એવીજ વૃત્તિ સદાય રહે એજ મારી માગણી છે. હે માતા ! તું સદાય પુત્ર સમાન અમારાં પર કરૂણા પરાયણ હો ! તું આ સકળ પ્રપચને જાણે છે કારણ કે તું સર્વજ્ઞતાની પરિસમાપ્તિનાં હદની ભૂમિ છો અર્થાત્ તુજ સર્વજ્ઞ છો. હે માતા ! હું પામર જન તને શુ નિવેદન કરૂ ! હે ભવાનિ ! જે યોગ્ય હોય તે કરો ને તારૂ જે ઇચ્છિત હશે ને યોગ્યજ હશે. બ્રહ્મા સૃજન કરે છે, વિષ્ણુ રક્ષા કરે છે ને ઉમાપતિ મહાદેવ સહાર કરે છે, એ વાત લોક પ્રસિદ્ધ તો તે હે દેવિ ! એ વાત શુ સત્ય છે ? અમે તો તમારી ઈચ્છાથીજ ને સામર્થ્યથીજ સઘળું કાંઇ આ કરીએ છીએ. હે ધાત્રી ! તુજ ધરાધરા છો ને પુત્રોદ્વારા જગત્નુ ધારણ કરાવે છે. સપૂર્ણ આધારશક્તિને આ જગત્ ધારણ કરે છે, હે દેવિ ! તમારી કાન્તિજ આ સૂર્યને પ્રકાશમાન કરે છે, અને તુંજ આ સઘળાનો નિર્મળરૂપે પ્રકાશ કરી રહી છો. હે માતા ! બ્રહ્મા હુ ને શિવ એ તારાજ પ્રભાવથી જન્મવાન્ છીએ, અમે નિત્ય નથી, પછી ઈન્દ્રાદિ અન્ય દેવતાઓ તો કયાંથી નિત્ય હોઈ શકે ! હે માતા ! તમેજ પુરાણ પ્રકૃતિરૂપ નિત્ય છો. હે ભવાનિ ! આપજ પુરાણ પુરૂષપર દયા કરો છો એ વાત હું તમારાં સનિધાનથી સારીરીતે જાણુ છુ અને જો એમ ન હોય તો અનેક અહકારાદિ ધર્મવાન્ અહકાર પ્રકૃતિ મૂઢ બની જાય, અર્થાત્ 'હું વિભુ, હું અનાદિ, હું ઈશછુ,' ઈત્યાદિ અહકાર ધર્મવાળો પુરૂષ થઈ જાય. બુદ્ધિમાન્ મનુષ્યોની વિદ્યા તુંજ છો, શક્તિમાનોમાં શક્તિ તુજ છો, તુંજ કીર્તિ, કાન્તિ, કમળા, તુષ્ટિ, યુક્તિ, વિગેરે છો ને જ્ઞાનદાતા મનુષ્ય લોકમાં તુંજ એકછો તુંજ પ્રથમ વેદકળા ગાયત્રી છો, હે ભગવતી! સ્વાહા સ્વધા સશેણા અર્ધમાત્રા તુંજ છો ને તેજ જે શાસ્ત્રોનાં વિધાન કર્યા છે તે પણ દેવાદિકોનાં પણ જીવન અર્થાત્ રક્ષણને વાસ્તે કર્યાં છે. મુક્તિ વાસ્તેજ આ સકળ પ્રપચ રચવામાં આવ્યો છે કે જેથી જ્ઞાન થતાં આ જીવ મુક્ત થઈ જાય છે, આ જીવ તે અનાદિ નિધન જીવના અશરૂપ છે જેમ સાગરનો તરગ હોય છે તેમ આથી જીવોના ઉદ્ધારના માટે શાસ્ત્રરચના એ તારીજ દયા છે. જે સમયે આ જીવ તારાં લીલા કૃત્યોને જાણે છે અર્થાત તારા મહિમાને જાણે છે કે આ અખિલ જગત્નો તુંજ સહાર કરે છે ત્યારે તે સમયે જેમ મિથ્યારૂપ અન્તરંગ અર્થાત્ અતિગુપ્ત ચમત્કારરૂપ કાર્યોને કરવામાં નટનુ નાટકનુ ચરિત્ર શાન્ત થઈ જાય છે તેમ તારા જ્ઞાનથી વિશ્વ શાન્ત થઈ જાય છે. આ મહા મોહસાગરથી તુજ અમારી રક્ષક છો અને હે અમ્બિકે ! હું તારા શરણમાંજ નિત્ય છુ જેથી રાગાદિથી વિરચિત અંતમાં મિથ્યારૂપ આ દુઃખરૂપ કાળથી તું મારી રક્ષા કર. હે મહાવિદ્યે ! હે દેવિ ! હું તારાં ચરણ કમળોને નમસ્કાર કરૂં છું વાસ્તે સઘળા

અર્થોને આપનારી હે ભગવતી ! મને નિરન્તર તું જ્ઞાન આપજે.[૪૭-૪૮]

**નમો દેવી મહાવિદ્યે નમામિ ચરણૌ તવ ।**
**સદા જ્ઞાન પ્રકાશં મે દેહિ સર્વાર્થદે શિવે ॥૪૯॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કંધમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.*

### શિવ તથા બ્રહ્માએ કરેલી ભગવતીની સ્તુતિ.

**શિવ ઉવાચ–**

**યદિ હરિ સ્તવ દેવિ વિભાવજ**
**સ્તદનુ પદ્મજ એવ તવોદ્ભવઃ ।**
**કિમહ મત્ર તવાપિ ન સદ્ગુણઃ**
**સકલ લોક વિધૌ ચતુરા શિવે ॥૧॥**

બ્રહ્માજી કહે છે–દેવદેવેશ એવા વિષ્ણુ શાન્ત થયા પછી સર્વ એવા શંકરે પ્રણામ પૂર્વક પછી ભગવતીની હે નારદ ! સ્તુતિ કરી.[૧] શિવ સ્તુતિ કરે છે–જો હરિ તારાં પરાક્રમથી પ્રગટ થયા છે ને એજ પ્રકારે બ્રહ્માજી પણ તારાથીજ પ્રગટ થયા છે તો પછી શુ સગુણ એવો શુ હું તારાથી પ્રગટ ન થયો હોઈશ ! તુથીજ હુ પ્રગટ થયો છુ. હે શિવે ! તું સકળ લોકનુ વિધાન કરવામાં કુશળ છો. ભૂમિ જળ પવન આકાશ અગ્નિ ગુણ એ બધુ તુંજ છો ને હે માતા ! તુંજ જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિય રૂપ છો, મન બુદ્ધિ અહંકાર પણ તુંજ છો. આ જગત્ હરિહર બ્રહ્માથી થયું છે એમ જેઓ કહે છે તે યથાર્થ જાણતા નથી પરન્તુ તેઓનું એ કથન અન્યથાજ છે. હરિહર બ્રહ્મા એ ત્રણે દેવોને આપેજ પ્રકટ કર્યા છે તથા તેઓ દ્વારા આપજ આ ચરાચર જગત્‌ને રચ્યો છો. ભૂમિ વાયુ આકાશ અગ્નિ ને જળના શબ્દાસ્પર્શાદિ ગુણોથી આ જગત્ ઉત્પન્ન થાય છે એમજ જો હોય તો તમારી ચિત્કળા વિના આ જગત્ સ્ફુટ કયાંથી થઈ શકે ! આ જગત્ વિષ્ણુ બ્રહ્મા ને શિવના દ્વારા કલ્પિત સમું તમે કરો છો ને હે માતા ! તેમાં આપ આપની ઇચ્છાનુસાર અનેક વેષ ને કુતૂહલોથી લીલારૂપ વિલાસ કરો છો. સકળ લોકનો સર્ગ કરવાની ઇચ્છાવાળા હરિ બ્રહ્મા ને શિવ એ ત્રણે હે દેવી ! આપનાં ચરણારવિંદની ભક્તિ ને તથા પ્રીતિને સંપાદન કરી સર્ગ કરી શકે છે. હે માતા ! જો તમારી મારાપર સદા કરૂણા હોય તો મને તમે તમોગુણમાં શા વાસ્તે પ્રધાન કર્યો ! ને બ્રહ્મા રજોગુણયુક્ત ને હરિને સત્વગુણયુક્ત કર્યા. હે માતા ! જો આપમાં વિષમમતિ નથી તો આ જગત્ અનેક પ્રકારનું તમે કેમ કર્યું છે ! રાજા મંત્રી ભૂપતિ દાસજનો ધનાઢયો તથા નિર્ધનો ઈત્યાદિ ભેદવાળું બ્રહ્માંડ શા વાસ્તે સરજ્યું છે ! તમારા ત્રણે ગુણ સૃજન પાલન ને સંહારમાં સ્થિત છે ને તેનાથી તમે હરિહર ને બ્રહ્માજીને જગત્‌ના કારણરૂપે નિર્માણ કર્યા છે. મેં બ્રહ્મા ને વિષ્ણુએ વિમાનમાં બેઠાં બેઠાં તમારો પ્રભાવ જાણી લીધો છે ને માર્ગમાં અનેક લોકો અમે દીઠા. કહો ' એ લોકો કોણે કર્યા છે ' તે કેવા નવીન લોકો છે ! હે જગદમ્બિકે ! તુ તારી ઈચ્છાથી જગત્‌ની ઉત્પત્તિ અને પાલન કરે છે અને પોતાની કલાથીજ ઈચ્છાપૂર્વક નાશ કરી શકે છે. પોતાના પતિ પુરૂષથી તુ રમણ કરે છે. હે શિવે ! હુ તારી ગતિ જાણતો નથી. હે જનનિ ! યુવતી ભાવને પામેલાને અમને તું તારા ચરણ કમળમાં ભક્તિ આપ. તારો ચરણ કમળમાં સેવા વિના

---

* આ અધ્યાયમાં શિવ તથા બ્રહ્માએ કરેલી ભગવતીની સ્તુતિ વિષે કહેવામાં આવશે.

સુખ કયાં છે ! હે માતા ! તારાં ચરણનો આશ્રય તજી મને બીજે કોઇ સ્થળે કયારે પણ જવા ઈચ્છા થતી નથી. આ નરદેહ પામીને ને તેમાં ત્રિભુવનની અધીશ્વરી તને પ્રાપ્ત કરીને અન્ય સ્થાનની હવે મને ઇચ્છા નથી. હે સુદતિ ! સ્ત્રી ભાવને પ્રાપ્ત હોવા છતાં પણ મને તમારા ચરણ કમળમાં કશી પણ અપ્રીતિ નથી. જ્યારે તારા ચરણ કળમાં મને લેશમાત્ર અપ્રીતિ નથી ત્યારે જો આપનુ ચરણ કમળનુ દર્શન મને પ્રાપ્ત ન થાય તો પછી તેવી પુરૂષરૂપતાને હુ શું કરૂં ! હે અમ્બિકે ! ત્રિલોકીમાં એ પણ મારી નિર્મળ કીર્તિ થશે કે યુવતીભાવને પામીને પણ જન્મ મરણનો નાશ કરનારાં તારાં ચરણકમલોનુ મને દર્શન થયુ. તમારાં ચરણ કમળની સમીપમાં સેવાનો ત્યાગ કરીને એવો કોણ મૂર્ખ છે કે જે ભૂમિમાં જઇને અકટક રાજ્ય પામવાની ઈચ્છા કરે છે ! તમારાં ચરણ કમળની નિકટ જે નથી તે તો દુર્ભાગ્યથી વારવાર જન્મ ધારણ કરી એક યુગ પર્યન્ત તેનુ ફળ ભોગવે છે. હે માતા ! જે નિર્મળ બુદ્ધિવાળા મુનિઓ તમારાં ચરણોની પૂજાનો ત્યાગ કરીને તપ કરે છે તેઓ અવશ્ય વિધિથી વચિત એવા પોતાનાં તપરૂપ વૈભવ વિદ્યમાન છતાં પણ મોક્ષ નહીં પામી પોતાના ત્રણે ગુણોથી પરાજિત રહે છે. તપ, જિતેન્દ્રિયતા, સમાધિ, યજ્ઞો, ઈત્યાદિક અનુષ્ઠાનો કરવા છતાં પણ તમારાં ચરણ કમળમાં સેવા વિના મુક્તિ પ્રાપ્ત તે મુનિઓ કરી શકતા નથી. હે દેવી! જો તમારી મારાપર કૃપા ન હોય તો કૃપા કરો ને કૃપા હોય તો તમારો ઉત્તમ મત્ર મને કહી બતાવો કે જેનો હુ સુખપૂર્વકજપ કરૂ, જેથી આપ પ્રસન્ન થઈ મને તે મત્ર કહો. પ્રથમ પ્રાદુર્ભાવથી તે મંત્ર મને પ્રાપ્ત હતો પણ આ સમય તેનું મને સ્મરણ નથી થયું વાસ્તે હે જનનિ! સસાર સાગર તરવાના ઉપાયરૂપ તે મત્ર તમે મને કહો. ૨-૨૧ બ્રહ્માજી કહે છે– હે નારદ! અદ્ભૂત તેજવાળા શિવની પ્રાર્થના સાંભળી તે અબિકા દેવીએ નવાક્ષર મત્રનો સ્ફુટ ઉચ્ચાર કર્યો. મહાદેવ તે મંત્રને ધારણ કરીને પરમ પ્રસન્નજ થયા ને દેવીનાં ચરણોને પ્રણામ કરીને શિવ ત્યાંજ ઉભા રહ્યા. કામદ સુખદ મોક્ષદ બીજયુક્ત સુભોચ્ચારરૂપ તે નવાક્ષર મત્રનો જપ કરતા કરતા શિવજી ત્યાંજ સ્થિત રહ્યા. તથા પ્રકારે લોકશકર એવા શંકરને શાન્ત સ્થિત જોઈને અંબિકાના ચરણના સમીપમાં ઉભેલો એવો હું તે અબિકા દેવીની સ્તુતી કરવા લાગ્યો કે– હે માતા ! વેદો પણ તમને યથાર્થ જાણવા ચતુર નથી કારણ કે તેઓએ પણ યજ્ઞાદિક્ષુદ્ર કર્મોમાં તમારૂં વર્ણન નથી કર્યું પરંન્તુ સર્વથા તમારૂ જ્ઞાન નથી એવુ કાંઈ નથી પણ પણ હે માતા!! તમે તો યજ્ઞોમાં પણ 'સ્વાહા' નામથી સુવિખ્યાત છો. તમે ત્રિભુવનમાં સર્વજ્ઞ રૂપથી વિખ્યાત છો. હુ કર્તા છુ ને સકળ બ્રહ્માંડોને રચુ છું તથા ચરાચર જગતમાં મારાથી અધિક કોણ પુરૂષ છે ? મને ધન્ય છે કે સકળ લોકમાં હુ બ્રહ્મા છુ ને આ ગર્વથી સસાર સાગરમાંહું વિચરૂ છું ને પ્રસન રહુ છું પરન્તુ આજ હું તમારાં ચરણ કમળની સુગંધ મળવાથી થયા ગર્વને લઈ અવશ્ય કૃતાર્થ છું અર્થાત્ તમારા પ્રસાદથી હવે હું યથાર્થ રીતે ધન્યજ થયો. સસાર ભયનાં નિવારણ કરવામાં ચતુર એવાં હે માત! હું તમને યાચુ છું કે– આપ મુક્તિદાયક પરમેશ્વરી છો જેથી ભયદાયક સસારના નિગડરૂપ બધન દુર કરી મને ભક્તિયુક્ત બનાવો. હે શિવે તમારાં ચરણકમળના પ્રભાવથી

પ્રસન્ન થઈને હું એ ઇચ્છા કરૂં છું કે તે ચરણ કમળોનો વિયોગ મને ન થાય ને હું તમારો આજ્ઞાકારી સેવક બનું. હે શિવે ! સંસાર સાગરમાં ડૂબેલાની મારી રક્ષા કરો. જે મનુષ્ય તમારાં પવિત્ર ચરિત્રોને જાણતા નથી તેઓજ મને જગકર્ત્તા પ્રભુરૂપે માને છે અને જે યાજ્ઞિકો સ્વર્ગકામનાથી યજન કરે છે તેઓ તમારા પ્રભાવને જાણતા નથી. આપે ચાર પ્રકારથી પ્રજા રચવામાં મારૂં બ્રહ્માત્વથી નિર્માણ કર્યું છે. હે આદિ મારાથી અધિક અથવા તો કોણ અધિક છે એવા મારા અહંકારવાળાના અપરાધો ક્ષમા કરો. જેઓ આઠ પ્રકારના શ્રમ લઈ યોગમાર્ગમાં પ્રવૃત્ત થયા છે તેઓ સમાધિમાં સ્થિત રહ્યા છે પરન્તુ તમારૂં મોક્ષદાયક નામ તેઓ નથી જાણતા. કોઈ પણ મિષ માત્રથી આપનાં પવિત્ર નામનો ઉચ્ચાર કર્યો હોય તો પણ તે મુક્તિને આપવાવાળો છે. આપનું નામ તજી કરીને કેટલાક તત્વસખ્યાનો વિચાર કરનારાઓ વિચાર કર્યા કરે છે તેઓ શું હે ભવાનિ ! આ સસારમા નહી પડે ! અવશ્યજ પડશે. હે માતા ! તુંજ એક મોક્ષદાતા છો. હરિહર આદિનાં ભજન કરવામા જેઓએ પરતત્ત્વ જાણ્યું છે અને જે તેઓ અરધી નિમેષ પણ અમ્બિકાનુ પરમ નામ જપે છે તો તેઓ પછી કયારે પણ એ નામનો ત્યાગ કરતાજ નથી. શુ તું આ જગતનું વિધાન કરવામાં સમર્થ નથી ? સમર્થ છો ને તારી દૃષ્ટિ માત્રથીજ જગતના તુ ચાર પ્રકારના વિભાગો કરે છે. તારા પોતાના વિનોદના નિમિત્ત મને બ્રહ્માને સરજીને આદિ સર્ગમાં આ બધું તુંજ કરે છે. હરિ પણ તારી કૃપાને લઇનેજ પાલક છે કારણ કે તે સાગરમાં તેમની મધુકૈટભથી રક્ષા કરેલી છે અને હર જે સંહાર કરે છે તે પણ તારી કૃપાના યોગેજ છે. હે ભવાનિ ! આપનો જન્મ કયારે પણ દીઠો કે સાંભળ્યો નથી, જેથી તમારો જન્મ કયાંથી છે ! એ કોય પણ જાણતું નથી. હે ભવાનિ તમે એક આદિ શક્તિ ને તમે સર્વથી સ્વતત્ર હોવાથી સર્વત્ર સંબોધાએલાં છો. તમારા યુક્ત હુ જગત રચવામાં, હરિ પાલન કરવામાં ને રૂદ્ર સહાર કરવામાં સમર્થ છે અર્થાત તમારી શક્તિના આશ્રયેજ એ ક્રિયાઓ અમે દેવો કરીએ છીએ. તમારા વિના કોઈ પણ કાંઈ કરી શકતું નથી. જેમ હુ શકર વિષ્ણુ વિગેરે છીએ તેમ અમારા સમાન શુ બીજા નહીં થાય ને નથી થયા ! આ વિચિત્ર વિવાદમાં મોહ પ્રાપ્ત નથી થવાતું ? .પરન્તુ સત છે કે અસત છે એ અલ્પબુદ્ધિ વાલાઓના વિવાદ છે. અને નિર્ગુણ ઇશ્વર પણ તમારા વિનોદને દેખે છે. મૂર્તામૂર્તના ભેદવાળી આ સસારમાં તમારાથી અધિક આ જગતમાં કોય નથી, તે આદિદેવ અકર્ત્તા ગુણોમાં સ્પષ્ટ નિરિહ ઉપાધિ રહિત સત અને કાલ રહિત છે તથાપિ તે ઈશ્વર પણ હે માતા ! તમારા વિનોદને દેખે છે. આ પ્રકારે વિધિના જ્ઞાતા પુરૂષો કહે છે. હે દેવિ ! શ્રુતિનાં વાકયો મિથ્યા છે એવી કલ્પના કરવી ઘટિત નથી અનુભવથી એ પદાર્થો ભાસે છે. શ્રુતિ અને અનુભવનો મહા વિરોધ હૃદયમાં શકા કરે છે. જો કે વેદ બ્રહ્મને એક અદ્વિતીય કહે છે તો તે બ્રહ્મ તુ પોતેજ આત્મરૂપા છો અગર બ્રહ્મ છે એ શંકાની નિવૃત્તિ હે જનનિ ! તમે કરો. મારૂં ચિત્ત શંકા રહિત નથી થતું. આ ક્ષુદ્ર મન હિત ને એકત્વના વિચારમાં મગ્ન થાય છે. આપનાં મુખથીજ આ મારા સદેહનું નિવારણ કરો, કારણ કે મહા પુણ્યના યોગથી

આપના ચરણની પ્રીતિ મને પ્રાપ્ત થઈ છે. તમે સ્ત્રી છો કે પુરૂષ છો ? આ બાબત વિસ્તારથી મને કહો કારણ તમને પરમશક્તિને જાણીને હું આ ભવસાગરને પાર ઉતરીશ[૨૧-૪૧]

**पुमानसित्वं स्त्री वाऽसि वद विस्तरतो मम ।**
**ज्ञात्वाऽहं परमां शक्तिं मुक्तः स्यां भवसागरात् ४६**

ઈતી શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કંધમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ

---

## અધ્યાય ૬ ઠો*

### બ્રહ્માજીને શ્રીદેવીએ કરેલો ઉપદેશ.

**ब्रह्मोवाच–**

**इतिपृष्टामयादेवीविनयावनतेनच ।**
**उवाचवचनश्लक्ष्णमाद्याभगवतीहिवा ॥ १ ॥**

બ્રહ્માજી કહે છે—વિનય અને નમ્રતાપૂર્વક જ્યારે મે દેવીને પ્રશ્ન કર્યો ત્યારે હે નારદ ! તે આદ્યા ભગવતી દેવી મને મનોહર વાણીથી કહેવા લાગ્યાં.[૧] દેવી કહે છે—વાસ્તવમાં એક સત્ છે અર્થાત્ બ્રહ્મજ છે અને હું બ્રહ્મથી ભિન્ન નથી. શક્તિ ને શક્તિમાનનો અભેદ છે. જે બ્રહ્મ છે તે હું છુ ને જે હુ છુ તે બ્રહ્મ છે. મતિના વિભ્રમથીજ ભેદ ભાસે છે. અમારા ઉભયનુ જે સૂક્ષ્મ અન્તર છે તે જે જાણે છે તે મતિમાન્ છે અને તે સસારમાં અદ્વિતીય બની મૂક્ત થાય છે એમાં સશય નથી. સનાતન નિત્ય બ્રહ્મ એકજ નિત્ય અદ્વિતીય છે, ઉત્પત્તિની ઇચ્છાવાળા સમયમાં તે બ્રહ્મ દ્વૈતરૂપતાને પામે છે. જેમ એકજ દીપક ઉપાધિ ભેદથી બે પ્રકારનો દેખાય છે અથવા જેમ એકજ મુખ ઉપાધિદર્પણ ભેદથી પ્રતિબિમ્બરૂપથી અનેક પ્રકારનું દેખાય છે અથવા જેમ છાયારૂપ ઉધાધિ ભેદથી પુરૂષ અનેક પ્રકારના દેખાય છે તે પ્રકારે મારા ને તમારા પ્રતિબિમ્બો કાર્ય કારણરૂપે કરી અનેક પ્રકારના થાય છે. જ્યારે મારામાં લય થઈ સંપૂર્ણ પ્રપંચ બ્રહ્મમાં લય પામી પછી સૃષ્ટિ થાય છે ત્યારે સૃષ્ટિના નિમિતે ભેદો પ્રગટ થાય છે ત્યારે એ ભેદો દૃશ્ય અદૃશ્ય ભેદથી બે પ્રકારના હોય છે. સર્ગ ક્ષયમાં હું સ્ત્રી પુરૂષ કે નપુંસક નથી પણ સર્ગ થાય છે ત્યારે ભેદો થાય છે. આ ભેદોની કલ્પના બુદ્ધિવડે કરીને થાય છે. હુ બુદ્ધિ છુ, હુ શ્રી છું ને ધૃતિ, કીર્તિ, સ્મૃતિ, શ્રદ્ધા, મેધા, દયા, લજ્જા, ક્ષુધા, તૃષ્ણા, ક્ષમા, કાન્તિ, શાન્તિ, પિપાસા નિદ્રા, તંદ્રા, જરા, યૌવન, વિદ્યા, અવિદ્યા, સ્પૃહા, વાંછા, શક્તિ, અશક્તિ, વસા, મજ્જા ત્વચા, દૃષ્ટિ, વાણી, રૃત, અનૃત, પરા, મધ્યા પશ્યન્તી, ને વિવિધ નાડીઓના સમુદાયરૂપ પણ હુજ છું. સંસારમાં એવું કાંય નથી કે જે મારા વિના હોય. હું જ સર્વરૂપ છું. હે બ્રહ્મા ! તમે નિશ્ચય જાણો કે આ સધળાં મારાં નિશ્ચિત રૂપો છે ને આ મારાં રૂપ વિનાની કઈ વસ્તુ છે તે તમે કહોની. હે બ્રહ્મા! આથી હુજ સકળ સૃષ્ટિમાં વિસ્તૃત છું, અવશ્યમેવ સકળ દેવતાઓમાં હું અનેક નામ વાળી છું, ને શક્તિરૂપથી હું અનેક પરાક્રમો કરૂ છું. ગૌરી બ્રહ્મા રૌદ્રી વારાહી વૈષ્ણવી શિવાવારૂણી કૌબેરી નારસિંહી ને વાસવી હું છું. સકળ કાર્યોની ઉત્પત્તિ થતાંજ હું તેમાં પ્રવેશ કરૂ છુ ને તે નિમિત્તનું વિધાન કરીને સકળ કાર્યો હુંજ કરૂં છું. જળમાં શીતળતા, અગ્નિમાં ઉષ્ણતા, સૂર્યમાં જ્યોતિ, ચંદ્રમામાં શીતળતા, રૂપથી હુંજ છું. મારા વિનાના વિધાતા પણ સ્પન્દન નથી કરી શક-

* આ અધ્યાયમા બ્રહ્માજીને ભગવતીએ ઉપદેશ કર્યો એ કથા કહેવામા આવશે.

તા, આ સંસારના સકળ જીવોનો નિશ્ચય હું તમને કહું છું. મારા વિના શંકર દૈત્યોનો સંહાર નથી કરી શકતા, ને શક્તિહીન મનુષ્યને લોકો દુર્બળ કહે છે. રૂદ્રહીન છે અથવા વિષ્ણુહીન છે તેમ કોઈ મનુષ્ય પણ બોલતું નથી પણ નિર્બળ ને શક્તિહીન છે એમ સૌ કોઇ કહે છે. પતિત, સ્ખલિત, ભીત, શાન્ત ને શત્રુના વશીભૂત થયેલા પ્રાણીને લોકમાં અશક્ત કહેવાય છે પણ એ અરૂદ્ર છે એમ કોઇ કહેતું નથી. જેનાથી તમે રચો છો તેને જ તમે શક્તિ જાણો. જ્યારે તમે શક્તિવાળા છો ત્યારેજ જગતના કર્ત્તા કહેવાઓ છો. આ પ્રકારે હરિ, શિવ, ઇન્દ્ર, અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, ત્વષ્ટા, વરૂણ ને પવન શક્તિવાળા છે. શક્તિવાળા તેઓ ધરાને ધારણ કરવા સમર્થ થાય છે અન્યથા એક પરમાણુનુ પણ ધારણ તેઓ ન કરી શકે. આ પ્રકારે શેષ કર્મને સઘળા દિગ્ગજો મારાથી યુક્ત થઇનેજ કાર્ય સાધન કરી ગતિ કરી શકે છે. હુંજ સકળ જળનુ પાન કરીને અગ્નિનો સંહાર કરૂં છુ ને જો ઈચ્છા કરૂ તો સઘળા પવનોનો પણ સંહાર કરી શકુ છુ. હે બ્રહ્માજી ! તમારે કયારે પણ કોઈ તત્વના અસત ભાવનો સંદેહ કરવો નહીં. કયારે કોઈકનો પ્રાગભાવ કે પ્રધ્વંસાભાવ થાય છે, જેમકે મૃત્તિકાનો પિંડમાં સત્ પદાર્થરૂપ કપાલોમાં પ્રાગભાવ થાય છે તેમ વળી 'આ પૃથિવી નથી' કયાં ગઈ ! એ વિચાર કરતાં પૃથિવીનાં પરમાણુઓ સ્થિત છે એમ વિચારવુ જોઇએ. આ જગત શાશ્વત ક્ષણિક શૂન્ય નિત્ય અનિત્ય સકતૃક તથા અહંકાર એમ સાત ભેદોથી વિવક્ષિત છે. હે બ્રહ્મા ! પ્રથમ મહતત્ત્વનુ ગ્રહણ કરો કે જેમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે. પછી પૂર્વની સમાન સકળ ભૂતોની રચના કરો. તમે ત્રણે પોતપોતાના સ્થાનકમાં જાઓ અને લોક રચીને ત્યાં નિવાસ કરો, તથા યથાયોગ્ય પોતપોતાનાં કાર્યો કરો. વળી આ સ્વરૂપવાન્ સુહાસિની રજોગુણવાળી મહા સરસ્વતી નામની શક્તિનુ તમે ગ્રહણ કરો. આ શક્તિએ શ્વેતવસ્ત્રો ધારણ કરેલાં છે તથા દિવ્યાલંકાર વાળી ઉત્તમ આસનપર બિરાજમાન છે. આ સહચારિણી શક્તિ તમારી ક્રીડાના નિમિત્તે છે અને આ વરાંગના તમારી નિત્ય સહચારિણી થશે. આને પૂજ્યતમ અને પ્રિય તથા મારી વિભૂતિરૂપ સમજી તમારે કયારે પણ તિરસ્કૃત કરવી નહી. અને આ શક્તિ સાથે તમે સત્યલોકમાં જાઓ, અને બીજથી ચાર પ્રકારની પ્રજા ઉત્પન્ન કરો. તે સઘળા જીવો પોતાનાં કર્મો સહિત પોતાના લિંગ કોશોમાં વિદ્યમાન છે, તેથી હવે તેઓને તમે યથાકાલમાં પ્રગટ કરો કે જેવી રીતે પૂર્વે તમે પ્રગટ કરેલા હતા. કાળ કર્મ સ્વભાવ નામવાળાં કારણોથી તથા પોતાના સ્વાભાવિક ગુણોથી પર્વસમાન તમે સકળ જગતને રચો. વિષ્ણુનુ સદા માનપૂર્વક તમારે પૂજન કરવુ કારણ વિષ્ણુ સત્વગુણ પ્રધાન છે તેથી સૌથી ઉત્તમ છે. જ્યારે જ્યારે તમને કાર્યમાં મુશ્કેલી આવી પડશે ત્યારે ત્યારે વિષ્ણુ ભગવાન્ પૃથિવીમાં અવતાર લેશે. તેઓ તિર્યક્ તથા માનુષી યોનિમાં ત્યારે અવતરશે અને દાનવોનો સંહાર કરશે. આ મહા બળવાન શંકર પણ તમારી સહાયતા કરશે વાસ્તે આ પ્રકારે સકળ દેવતાઓને પ્રગટ કરી તમે ઈચ્છાપૂર્વક વિહાર કરો. અનેક દક્ષિણાવાળા યજ્ઞોથી બ્રાહ્મણ ક્ષત્રીય ને વૈશ્ય તમારૂં સૌનુ પૂજન કરશે. સઘળાઓ યજ્ઞમાં મારાં નામનો ઉચ્ચાર કરીને સકળ યજ્ઞોમાં તમને સૌ દેવતાઓને સંતોષ પમાડશે. તમઃ પ્રધાન દેવતા શિવજી સર્વ માન્ય છે ને

સઘળાં યજ્ઞકાર્યોમાં યત્નથી તેમનું પૂજન કરવુ. જ્યારે વળી કોઇ દૈત્યોથી કયારેક દેવતાઓને ભય થશે ત્યારે મારી શક્તિ સમુદ્ભવ પામી ભયની નિવૃત્તિ કરશે. વારાહી, વૈષ્ણવી, ગૌરી, નારસિંહી, સદાશિવા ઇત્યાદિ મારી શક્તિઓ અનેક કાર્યો કરશે એમ તમે જાણો. આ મારાં નવાક્ષર મંત્ર બીજનો ધ્યાન પૂર્વક જપ કરી હે બ્રહ્મા ! તમે સઘળાં કાર્ય કરો. હે મહામતે ! તમે આ મંત્રને સર્વોત્તમ સમજી તથા સકળ કામનાની સિદ્ધિ આપનારો સમજી તમારા હૃદયમાં ધારણ કરો. આ પ્રમાણે હે નારદ ! જગન્માતા મને કહીને હરિને કહેવા લાગ્યાં. હે વિષ્ણો ! તમે આ પરમ મનોહર મહાલક્ષ્મીને લઈ જાઓ ! આ મહાલક્ષ્મી સદાય તમારાં વક્ષસ્થલમાં નિવાસ કરશે એમાં સંદેહ નથી. આ પરમ કલ્યાણી શક્તિ તમારી ક્રીડાના નિમિત્તે હું તમને આપુ છું. આનો તમારે કયારે પણ તિરસ્કાર ન કરવો ને સદા તેનું માન કરવુ. આ મે લક્ષ્મીનારાયણના યોગનુ વિધાન કર્યું છે એમાં સંદેહ નથી. દેવતાઓનાં જીવનના નિમિતે યજ્ઞોનુ વિધાન કર્યુ છે વાસ્તે તમારે ત્રણેએ અવિરોધથી વર્તવાનુ છે, તમે બ્રહ્મા શિવ ને બીજા દેવતાઓ સઘળા મારા અંશોથી પ્રગટ છે તેમાં તમે ત્રણે દેવતાઓ સઘળાઓને માન્ય ને પૂજનીય થશો, અને જે મૂઢ ચિત્ત મનુષ્યો તમારા ત્રણમાં ભેદ દૃષ્ટિથી જોશો તેઓ અવશ્ય નરકગામિ થશે તેમાં સંદેહ નથી. જે હરિ છે તેજ સાક્ષાત શિવ છે ને જે શિવ છે તેજ સાક્ષાત હરિ છે ને તેઓમાં ભેદ કલ્પના કરવાથી મનુષ્ય નરકગામી થાય છે, ને એમાં સંદેહ નથી કે તે મનુષ્યો દેવદ્રોહી થાય છે. હે વિષ્ણો ! બીજા પણ કેટલાક ગુહ્યભેદો તમને હું કહું છું તે સાંભળો. પરમાત્માનો ચિંતનમાં મુખ્ય સત્વ ગુણ છે ને રજ તમ એ ગૌણ ગુણો છે. લક્ષ્મી સહીત વિકાર ને અનેક ભેદોમાં સર્વદા રજોગુણવાળા થઈ લક્ષ્મી સહિત તમે વિહાર કરો. વાગ્બીજ કામરાજ તથા તૃતીય માયાબીજ રૂપ આ મારો દીધેલો મંત્ર છે તેપરમાર્થદાતા છે. આ મંત્રનું ગ્રહણ કરી નિરંતર જપો ને યથા સુખ વિહાર કરો. હે વિષ્ણુ ! તમને મૃત્યુ અને કાલ ભય નહી થાય' વળી જ્યાં સુધી આ મારો વિહાર રહેશે ત્યાં સુધી જગત્ પણ રહેશે ને અન્તમાં આ ચરાચર જગત્નો હુ સંહાર કરીશ, ને તમે પણ મારામાં લીન થઈ જાશો વાસ્તે કામ મોક્ષદાયક આ મંત્રનું તમારે વારંવાર સ્મરણ કરવું. શુભની ઈચ્છાથી ૐકારયુક્ત આ મંત્ર જપવો. હે પુરૂષોત્તમ ! તમે વૈકુંઠની રચના કરી તેમાં સુખપૂર્વક નિવાસ કરોને મને સનાતનીને હૃદયમાં ધારણ કરો. ને વિહાર કરો. ૨-૧૩

બ્રહ્માજી કહે છે—આ પ્રમાણે આ ત્રિગુણા પ્રકૃતિએ વાસુદેવને કહીને પછી નિર્ગુણ એવા શંકરના પ્રતિ અમૃત વાણીથી કહેવા લાગી ૧૪ દેવી બોલી હે શંકર ! તમે આ મહાકાળી મનોહર ગૌરીને ધારણ કરો, ને કૈલાસની રચના કરી યથેચ્છાપૂર્વક વિહાર કરો. તમારામાં મુખ્ય તમોગુણને ગૌણમાં રજ સત્વ ગુણો રહેશે. અસુરોનો નાશ કરવા સારૂં તમારો વિહાર થશે ને આ નિમિત્તેજ રજોગુણને તમોગુણ તમારામાં રહેશે ને જ્યારે તમે તપ કરતા હશો. અથવા તો પરમાત્માનું સ્મરણ કરતા હશો. ત્યારે શર્વરૂપ સત્વગુણને શાન્તરૂપ તમારે સદા ધારણ કરવો; હે પાપરહિત ! સર્વદા આ ત્રણ ગુણોજ સૃષ્ટિ સ્થિતિને અંત કરનારા થશે. ને એ ગુણોના વિના સંસારમાં કશી પણ વસ્તુ થશેજ નહીં.

આ સંસારમાં જે કાંઈ દ્રસ્યમાન છે તે સઘળું ત્રિગુણાત્મક છે પણ લોકમાં કોઈપણ નિર્ગુણ વસ્તુ થઇ નથી ને થાવાની પણનથી. નિર્ગુણ પરમાત્મા કયારે પણ દ્રશ્ય નથી. હે શભો! સૃષ્ટિના સમયમાં હુંજ સગુણાછુ ને અન્તના સમયમાં હુંજ નિર્ગુણા છું અને હે શભો! હુંજ કલ્યાણ કારિણી સદા કારણરૂપ છુ પણ કાર્યરૂપ નથી. કારણરૂપ હું સગુણ અને પુરૂષના સમીપે નિર્ગુણ રૂપથી સ્થિત હુંજ છુ. મહતત્ત્વ, અહંકાર શબ્દાદિક ગુણ, એ સઘળાં કાર્ય કારણના રૂપથી નિરન્તર સસરણ કર્યા કરે છે તેમાં પણ અહંકાર બે પ્રકારનો છે. એક પરાહતારૂપ છે ને બીજો મહતત્વથી ઉત્પન્ન છે, પરાહંતારૂપ અહંકાર અહંબ્રહ્માસ્મિ વૃત્તિવાળો છે ને પરાહંતારૂપ તે અહંકાર સૃષ્ટિના સમયમાં પૂર્વે ભાવ વ્યક્તરૂપ પરાવાણીરૂપ અહઅસ્મિ છે, સત્ ઉદ્ભૂત અહંકાર "**सदैव सौम्यदमग्र आसीत्**" છે, એ હેતુથી હું અવ્યક્તરૂપા કારણરૂપા શિવા છું. અહકાર મારૂ કાર્ય છે ને તે ત્રિગુણાત્મકતાથી પ્રતિષ્ઠિત છે અહકારથી મહતત્વ પ્રગટે છે, ને તેને સમષ્ટિબુદ્ધિ કહેવાય છે. મહતત્વ કાર્ય છે ને પરાહતારૂપ અહકાર મહતત્વનુ કારણ છે. અને અહકારથી તન્માત્રા ઉત્પન્ન થાય છે ને તે તન્માત્રારૂપ સૂક્ષ્મભૂત કે જે પચ મહાભૂતનાં કારણ છે તે પચમહાભૂતથી પચીકૃત પંચ મહાભૂતોની ઉત્પત્તિ થાય છે. જ્યારે પ્રપંચની ઉત્પત્તિનો સમય થાય છે ત્યારે પાંચ કર્મેન્દ્રિયો તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો થાય છે, અર્થાત્ પંચભૂતોના સાત્વિક અશમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયોને રાજસ અશમાંથી પાંચ કર્મેન્દ્રિયો થાય છે ને પાંચ ભૂતોના સાત્વિક અંશમાંથી મન ઉત્પન્ન થાય છે. આ પ્રકારે પાંચ ભૂતો મન સહિત તથા ઈન્દ્રિયો સહિત ષોડશાત્મક છે, અર્થાત્ કાર્ય કારણરૂપ ષોડશાત્મક છે. પ્રાણપંચભૂતોના રાજસી અંશ છે, આ સોળે વિકાર છે. આ પ્રકારે આઠ પ્રકૃતિ સોળ વિકારવાળી છે ને એ સઘળી પરિણામી માયા છે તથા પરમાત્મા આદિ પુરૂષ કાર્ય કારણ છે નહીં. હે શિવ! આ રીતે આદિસર્ગમાં આ સઘળું કાંઈ મારાથીજ પ્રગટ થાય છે. તમારો આ સમુદ્ભવ મેં સક્ષેપથી કહ્યો છે વાસ્તે હે દેવ શ્રેષ્ઠો! તમે વિમાનમાં બેસી જાઓ ને કાર્યના નિમિત્તે હવે ગમન કરો. સંકટ ઉપસ્થિત થાય ત્યારે સ્મરણ માત્રથીજ હું તમને દર્શન આપીશ. હે દેવતાઓ! પરમાત્મા સનાતન દેવની શક્તિરૂપથી મારૂ તમારે સદા સ્મરણ કરવુ. આવી રીતે પરમાત્માયુક્ત શક્તિનાં સ્મરણથી અવશ્ય કાર્યસિદ્ધિ તમારી થશે. ૬૫-૮૦

બ્રહ્માજી કહે છે—આ પ્રકારે સુસસ્કૃતા શક્તિનુ અમને પ્રદાન કરી તે મહાદેવીએ અમને ત્રણેને વિદાય કર્યા. વિષ્ણુને નિમિત્તે મહાલક્ષ્મી, શિવજીને નિમિત્તે મહાકાલી ને મને મહા સરસ્વતી શક્તિ આપીને અમને વિદાય કર્યા. જેવા અમે સ્થલાન્તરમાં પહોંચ્યા કે તરતજ પુરૂષરૂપ બની ગયા ને પરમ અદ્ભૂત ભાવની અમે મનમાં ચિંતા કરવા લાગ્યા. જ્યારે અમે ત્રણે એ વિમાનમાં બેસી ગયા ત્યારે તે દ્વીપ દેવી કે સુધાસિધુ એમાંનુ કશુ પણ અમે ન દીઠું ને વિમાનજ માત્ર રહ્યું ને બીજુ કશુ પણ નહી. તે વિશાળ વિમાનમાં બેસી અમે કમલની સમિપમાં આવ્યા કે જે કમળના પાસે મુરારિ વિષ્ણુએ મધુકૈટભ નામના મહાદૈત્યોનો વધ કર્યો હતો. ૮૧-૮૫

**आसाद्य तस्मिन्विनतेविमाने गात्रा वयं पंकजसंनिधौच**
**महार्णवे यत्रहतौदुरन्तयौमुरारिणातौमधुकैटभाक्यै**

ર્યો ॥ ૮૫ ॥

ઈતી શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીયસ્કંધમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

# અધ્યાય ૭ મો.*

## તત્વનિરૂપણ.

**બ્રહ્મોવાચ-**

**एवं प्रभावा सा देवी मया दृष्टाऽथ विष्णुना ।**
**शिवेनापिमहाभागस्तास्तेव्यःपृथक्पृथक् ॥१॥**

બ્રહ્માજી કહે છે—એવા પ્રભાવવાળી તે દેવીનાં મને શિવને અને વિષ્ણુજીને દર્શન થયાં અને હે મહાભાગ! અમે જુદીજુદી આવરણની દેવીઓ દીઠી. પિતાના વાકયો સાંભળી મુનિશ્રેષ્ઠ નારદજી પરમ પ્રસન્ન થયા ને પ્રજાપતિને કહેવા લાગ્યા [૧-૨] નારદજી કહે છે— આદિપુરૂષ નિર્ગુણ અચ્યુત અવિનાશી છે, જેનાં આપે દર્શન કર્યા છે ને અનુભવ કર્યો છે તે મને કહો. આપે ત્રિગુણ શક્તિ દીઠી છે તે નિર્ગુણ કેવી રીતે છે! હે કમલોદ્ભવ! તે નિર્ગુણ શક્તિનુ ને નિર્ગુણ પુરૂષનુ સ્વરૂપ આપ મને કહો કારણ કે તેના નિમિત્તેતો મે શ્વેતદ્વીપમાં ઉગ્ર તપ કર્યુ છે અને સિદ્ધ મહાત્માઓ ક્રોધરહિત તાપસીઓનાં મને દર્શન થયાં છે. પરંતુ તે પરમાત્મા મને પ્રાપ્ત થયા નથી ને દૃષ્ટિ ગોચર પણ થયા નથી વાસ્તે હે પ્રજાપતે! મે વારંવાર તેના વાસ્તે તો ઘોર તપશ્ચર્યાઓ કરી છે છતાં દર્શન નથી થયાં. હે તાત! આપે મનોહર સગુણા શક્તિનાં દર્શન કર્યાં છે તો તે નિર્ગુણ પુરૂષ ને નિર્ગુણશક્તિ કેવાં છે તે મને સમજાવો. [૬-૭]વ્યાસજી કહે છે—હે જનમેજય રાજા! જ્યારે આ પ્રકારે પિતાપ્રતિ નારદજી કહેવા લાગ્યા ત્યારે મંદહાસ્ય કરીને બ્રહ્માજી વદવા લાગ્યા. [૮] બ્રહ્માજી કહે છે—હે નારદ નિર્ગુણરૂપ દૃષ્ટિ ગોચર હોતું નથી. કારણ કે જે દૃશ્ય છે તે નશ્વર છે અને અરૂપનું દર્શન કેવી રીતે થઈ શકે! આ નિર્ગુણશક્તિ મહા દુર્ગમ છે તેવીજ રીતે નિગુણ પુરૂષ પણ દુર્ગમ છે. એ ઉભયનો જ્ઞાનદ્વારા અનુભવમાત્ર થાય છે અને એ પ્રકારે મુનિજનો ભાવના પણ કરે છે. પ્રકૃતિ પુરૂષને તુ સર્વદા અનાદિ નિધન જાણ ને તેઓ તો વિશ્વાસ માત્રથીજ જાણવા યોગ્ય છે પણ અશ્રદ્ધાથી કયારે પણ જાણી શકાતાં નથી. સકળ ભૂતોમાં જે ચૈતન્ય છે તેજ પરાત્મા છે. હે નારદ! અનેક ભાવોમાં એ તેજ વ્યાપ્ત થઇ રહ્યુ છે, અર્થાત્ એ પરાત્મા સર્વત્ર અનેક રૂપથી વ્યાપ્ત છે. તે ચૈતન્ય ને તેથી અભિન્ન શક્તિ સર્વત્ર વ્યાપ્ત છે ને તેના વિના આ સંસારમાં કોઈપણ વસ્તુ છેજ નહી. આ દેહમાં પણ તે એકત્ર અવિનાશી ચૈતન્યનુ સ્મરણ કરવુ જોઇએ. એ ઉભય એકરૂપ ચિદાત્મા નિર્મળ અને નિગુર્ણ છે. જે શક્તિ છે તેજ આ પરમાત્મા છે ને જે પરમાત્મા છે તેજ આ શકિત છે ને હે નારદ! તે ઉભયમાં સૂક્ષ્મ અંતર પણ કોઈએ ન સમજવો. હે નારદ! સકળ! સકળ શાસ્ત્રો તથા સર્વે સાંગોપાંગ વેદો ભણ્યા પછી પણ જ્ઞાનના વિના તેમનો ભેદ જણાય છે પણ વૈરાગ્ય થતાં વાસ્તવભેદ કોઈ નથી સમજતુ. આ સ્થાવર જંગમાત્મક સકળ જગત્ અહંકારથી થયુ છે તેથી હે પુત્ર! સગુણ છે તે નિર્ગુણને નેત્રોદ્વારા કેવી રીતે જોઈ શકે! હે મહાબુદ્ધિ સંપન્ન! આટલા વાસ્તે જ્યાંસુધી યોગ્યતા ન હોય ત્યાંસુધી તમારે ચિત્તમાં સદા સગુણનોજ વિચાર કરતાં

*આ અધ્યાયમા 'તત્ત્વનુ નિરૂપણ' એ વાર્તા કહેવામા આવશે

રહેવું જોઈએ, હે મુનિશ્રેષ્ઠ! પિતથી ઢંકાયેલી આ જીભ અને આ નેત્ર કડવા રસને ને પીળા રંગને દેખે છે ને તેઓ યથાર્થ રસરૂપને નથી દેખી શકતાં. જ્યારે આ ચિત્ત ગુણોથી આવૃત્ત છે ત્યારે તે નિર્ગુણને કયાંથીજ જાણી શકે? ને વળી જે ચિત્ત અહંકારથી ઉત્પન્ન છે તે નિરહંકાર કેવી રીતે થઇ શકે? જ્યાંસુધી ગુણોનો વિચ્છેદ ન થાય ત્યાંસુધી તેનું દર્શન કેવી રીતે થાય? જ્યારે અહંકાર રહિત ચિત્ત થશે ત્યારે નિરહંકાર નિર્ગુણનું તેને દર્શન થશે. [૨૦]નારદ કહે છે—હે દેવેશ! એ ત્રણે ગુણોનું સ્વરૂપ તથા ત્રિગુણાત્મક અહંકારનુ સ્વરૂપ મને કહો. હે પુરૂષોતમ! સાત્વિક, રાજસ તામસ ભેદથી અહંકારનાં રૂપો મને કહો. જેના જાણવાથી મારી મુક્તિ થાય તેવું જ્ઞાન મને કહો તથા વિભાગપૂર્વક મને ગુણોનાં લક્ષણ પણ કહો. [૨૧-૨૪]બ્રહ્માજી કહે છે—હે પાપ રહિત! એ ત્રિગુણી ત્રણ અહંકારની હુ એક જ્ઞાનશકિત, બીજી પ્રિયાશક્તિ ને ત્રીજી અર્થ શક્તિ છે. સાત્વિકઅહંકારની જ્ઞાનશક્તિ, રજોગુણ અહંકારની ક્રીયાશક્તિ અને તમોગુણની દ્રવ્યશક્તિ કહેવાય છે. હે નારદ! સાંભળ તને હુ તત્વથી તેઓનાં કાર્યો કહુ છું. તમો ગુણી દ્રવ્ય શક્તિથી શબ્દ સ્પર્શ રૂપ, રસ, ને ગંધ, એ પાંચ તન્માત્રા થાય છે. આકાશનો શબ્દજ એક ગુણ છે, વાયુનો સ્પર્શ ગુણ છે, અગ્નિનો ગુણ રૂપ ને જળનો ગુણ રસ છે. હે નારદ! પૃથ્વીનો ગુણ ગંધ છે, એ સૂક્ષ્મ તન્માત્રા છે. આકાશાદિ સ્થૂલભૂત ને શબ્દાદિ સ્થૂલભૂત છે આ દશ પદાર્થો દ્રવ્યશક્તિવાળા છે ને તે તામસ અહંકારની વૃત્તિવાળુ આ બ્રહ્માંડ થાય છે. હવે રાજસી ક્રિયાશક્તિથી ઉત્પન્ન થાય છે તે સાંભળ. શ્રોત્ર, ત્વચા, નાસિકા, ચક્ષુ, ઘ્રાણ, એ પાંચ જ્ઞાન ઈન્દ્રિયો, વાક્ પાણિ, પાદ, શિશ્ન, ગુદા, એ પાંચ કર્મેન્દ્રિયો, પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન, એ પાંચ પ્રાણો મળી એકંદર પંદર તત્વોની ઉત્પત્તિ રાજસીશક્તિથી થાય છે જેથી તે રાજસીસર્ગ કહેવાય છે. આ સકળ સાધનો ક્રિયાશક્તિવાળા છે તેથી કરણ કહેવાય છે. એઓનું ઉપાદાન માયા છે નેવિવર્તોપાદન બ્રહ્મ છે હવે જ્ઞાન શક્તિવાળા જે સર્ગો છે તે સાત્વિક સર્ગો કહેવાય છે. દિશા, વાયુ, સૂર્ય, વરૂણ, અશ્વિનીકુમાર, આ પાંચ અનુક્રમે જ્ઞાન ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓ છે, ચંદ્રમા, બ્રહ્મા, રૂદ્ર, ક્ષેત્રજ્ઞ, એ અનુક્રમે મન બુદ્ધિ ચિત્તને અહંકાર ભેદવાળાં અન્તઃકરણના અધિષ્ઠાતા દેવતા છે, આ પ્રકારે મન સહીત પંદર દેવતાઓના આ સર્ગને સત્વગુણથી પ્રગટ હોવાથી સાત્વિકસર્ગ કહેવાય છે. સ્થૂલને સૂક્ષ્મ ભેદથી પરમાત્માના બે રૂપ છે, જ્ઞાનરૂપ નિરાકાર જગતના વિવર્તો પાદાનરૂપ સૂક્ષ્મ રૂપ છે ને સાધકોને ધ્યાનાદિકમાં સ્થૂલ રૂપ કહ્યું છે તે પુરૂષનુ સૂક્ષ્મશરીર કહ્યું છે. અન્તર્મુખ બહિર્મુખ ભેદથી માયા શક્તિનાં બે રૂપો કહ્યાં છે તેમાં અન્તર્મુખરૂપ તો પરાહંતારૂપ ઉત્તમાધિકારી જ્ઞાન વિષયક છે, ને બહિર્મુખરૂપ તો તેની અપેક્ષાથી સ્થૂલ છે ને તે બાહિર્મુખ *માયા શકત્યાકાર વિશિષ્ટ બ્રહ્મરૂપ મધ્યમાધિકારીઓને ઉપાસવા યોગ્ય છે. મારાં શરીરને સૂત્રાત્મારૂપ કહેવાય છે ને પરમાત્મા બ્રહ્મનુ સ્થૂલ શરીર કહેવાય છે. હે નારદ! આ વાત નમે યત્નથી સાંભળો, તેનાં શ્રવણથી સત્વર મુક્તિ થઈ જશે. તન્માત્રા

* અક્ષરાર્થ તો એ છે કે પુરૂષ પરમાત્માનું લિંગદેહની અપેક્ષામા સૂક્ષ્મજ આ બહિર્મુખ માયાકારરૂપ અન્તર્મુખ માયાકારની અપેક્ષાથી સ્થૂલ શરીર ઉપાસનીય કહ્યું છે.

ભૂત સૂક્ષ્મની પહેલાં તને કથા કહી છે. પંચીકરણદ્વારા આ પાંચ ભૂતોની ઉત્પત્તિ છે, તે પંચીકરણનો ભેદ તમે સાંભળો. પહેલાં રસની તન્માત્રાનુ મનમાં સ્મરણ કરીને તેના બે વિભાગ કલ્પવા ને પછી એથી સ્થૂલ જળની કલ્પના કરવી. આ પ્રકારે અવશિષ્ટ અરધા ભાગના અંશના ચાર ભાગ પૃથક્ કરી રાખીને પોતપોતાના અરધા ભાગ રહિત તે અંશોમાં મિલાવવા અર્થાત્ રસ તન્માત્રાથી અતિરિક્ત ભૂતોની તન્માત્રાનો અર્ધ ભાગોને ચારે ખંડમાં મિલાવે ને આ પ્રકારે સ્થૂલ જળ થયા પછી પાછા એજ રીતે ચાર ભૂતોના *પંચીકરણ વિભાગ થયા પછી તે પંચીકૃત પંચભૂતોમાં અધિષ્ઠાનતાથી ચૈતન્યની પ્રતિબિમ્બતાથી પ્રવિષ્ટ હોવાથી તે પંચભૂતાત્મક દેહમાં **અહમ્** એ પ્રકારથી તાદાત્મ્યરૂપવાળી સંશયરૂપા મનોવૃત્તિ ઉઠે છે અર્થાત્ તે દેહમાં **અહમ્** હું એવી વૃત્તિ પ્રગટ થાય છે. જ્યારે એ વૃત્તિ વિશેષ પ્રગટે છે ત્યારે તે સ્થૂલ દેહાભિમાન વિશિષ્ટ ચૈતન્ય વૈશ્વાનર ઈત્યાદિથી આદિ નારાયણ અને ભગવાન કહેવાય છે. જ્યારે પંચીકરણથી આ ઘનીભૂત થાય છે ને આકાશાદિ રૂપતાથી સ્પષ્ટતાને પામે છે ત્યારે પૂર્વોક્ત તે તન્માત્રા ગુણોદ્વારા કારણભૂતથી વૃદ્ધિ પામીને કારણગુણો કાર્યગુણોના આરંભને કરે છે અર્થાત્ એક એક ગુણની વૃદ્ધિથી એક એક ભૂત ઉપજે છે. આકાશનો ગુણ શબ્દજ એક છે, અન્ય નથી. વાયુમાં શબ્દ સ્પર્શ બે ગુણ છે, તેજમાં શબ્દ સ્પર્શ રૂપ ત્રણ ગુણો છે, જળમાં શબ્દ સ્પર્શ રૂપ રસ એ ચાર ગુણો છે ને પૃથ્વીમાં શબ્દ સ્પર્શ રૂપ રસને ગંધ એ પાંચ ગુણો છે. આ પ્રકારે પંચીકૃત ભૂતોના યોગથી બ્રહ્માંડની ઉત્પત્તિ થાય છે. બ્રહ્માંડના અંશથી પ્રગટ થયેલા આ જીવો પોતપોતાના કર્મફળ ભોગને નિમિત્તે ચોરાશી લક્ષ યોનિમાં અવતાર લે છે.[૫૨]

**सर्वे जीवा मिलित्वैव ब्रह्मांडांश समुद्भवाः ॥**
**चतुरशीति लक्षा श्व मोक्तावै जीवजानमः॥८२॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કંધમાં અધ્યાય ૭ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.*

### ગુણોનાં રૂપ સ્થાનાદિ.

**ब्रह्मोवाच—**

**सर्गोऽयं कथितस्तात यत्पृष्टोऽहंत्वयाधुना॥**
**गुणानां रूपसंस्थांवैश्रृणुष्वैकाग्र मानसः ॥ १ ॥**

બ્રહ્માજી કહે છે તમારા પૂછવા પ્રમાણે હમણાં જ મે સર્ગવિષે કથન કર્યું ને હવે ગુણોની રૂપસંસ્થાનું વિવેચન કરૂં છું તેનું

* પ્રથમ મનમા રસનો નિશ્ચય કરવો ને તેના બે ભાગ કરવા પછી તેમાથી જેમ સ્થૂલ જળ થાય તેવી કલ્પના કરવી. એ કલ્પના આ રીતે કરવી કે જેમ રસના બે ભાગ કર્યા તેમ બીજી ચાર તન્માત્રાના પણ બે બે ભાગ કરી નાખવા. તેમાથી સર્વના અર્ધ અર્ધ ભાગને એમજ રહેવા દેવો ને બાકીના અર્ધ અર્ધ ભાગમાથી નોખા નોખા ચાર ચાર ભાગ કરીને એક એક ભાગને આગળ રહેવા દીધેલા પોતા વિના બીજાના અર્ધભાગમા મેળવી દેવા એટલે પચીકરણ થાય છે. આ પ્રમાણે રસના અર્ધભાગમા રસ વગર બીજા ચારના એકેક અષ્ટમાંશ મેળવીએ એટલે રસમાથી સ્થૂલ જળ ઉત્પન્ન થાય છે ને આ પ્રમાણે શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધનુ પણ પચીકરણ થઈને આકાશ વાયુ તેજ અને પૃથ્વીરૂપ સ્થૂલભુત થાય છે. આ પચીભૂત પચભૂતાત્મક સમષ્ટિ શરીરમા અધિષ્ઠાનરૂપે પ્રથમજ ચૈતન્ય પ્રવેશે છે, તોપણ પ્રતિબિંબરૂપે ચૈતન્ય પ્રવેશ થતા ચૈતન્યને એ શરીરમા હું એવુ અભિમાન થાય છે.

* આ અધ્યાયમાં ગુણોનાં રૂપસ્થાનાદિ કહેવામાં આવશે.

હે તાત ? સાંભળ. સત્વગુણ પ્રીત્યાત્મક છે, સુખથી સઘળા પદાર્થોમાં પ્રેમ થાય છે, તથા સરલતા સત્ય શૌચ ક્ષમા ધૈર્ય અનુકમ્પા લજ્જા શાંતિ ને સંતોષ ઈત્યાદિથી નિશ્ચળ સત્વગુણની પ્રતીતિ થાય છે. સત્વનો વર્ણ શ્વેત છે, ધર્મમાં પ્રીતિ કરવાવાળો છે. નિત્ય સત્ શ્રદ્ધાને પ્રગટાવનારો છે ને અસત્ શ્રદ્ધા-નિવારણ કરવાવાળો છે. તત્ત્વદર્શિઓએ શ્રદ્ધાને સાત્વિકી રાજસી ને તામસી ભેદથી ત્રણ પ્રકારની કહેલી છે. રજોગુણનો લાલ વર્ણ છે, તથા તે અપ્રીતિકારક અદ્ભુત છે અને અપ્રીતિ દુઃખથી થાય છે એમાં સંદેહ નથી જેથી રજોગુણ દુઃખરૂપ છે. દ્વેષ દ્રોહ મત્સરતા જડતા ઉત્કંઠા નિદ્રા ને રાજસી શ્રદ્ધા એ બધા રજોગુણનાં લક્ષણો છે. માન દમ ગર્વ ઈત્યાદિ રજોગુણને જાણી લેવો. તમો ગુણનો કૃષ્ણવર્ણ છે તે મોહક અને વિષાદ કરવાવાળો છે તથા આલસ્ય અજ્ઞાન નિદ્રા દીનતા ભય વિવાદ કૃપણતા કુટિલતા રોષ વિષમતા નાસ્તિકતા પરદોષ દર્શન ઈત્યાદિ લક્ષણોથી પંડિત પુરૂષોએ તમોગુણને જાણી લેવો જોઇએ. બીજાઓને તાપ આપનારી તામસી શ્રદ્ધા તમોગુણમાં જાણવી. સદા સત્વગુણનો પ્રકાશ કરવો જોઈએ, રજોગુણને રોકવો જોઈએ, અને કલ્યાણની ઈચ્છાવાળાએ સર્વદા તમોગુણનો તો નાશજ કરવો જોઇએ. આ ગુણો પરસ્પર એક બીજાથી અભિભવ પામે છે ને પરસ્પર વિરોધ કરે છે. આ ગુણો એક બીજાના આશ્રયે રહ્યા છે, પણ ક્યારે પણ નિરાશ્રય નથી રહેતા. કયારે પણ કેવળ સત્વ રજ કે તમ રહી શકતા નથી પરન્તુ એ બધા ભેગા મળી એક બીજાની પ્રધાનતા રૂપ આશ્રયમાંજ રહે છે. અન્યોન્ય આશ્રયમાં એક બીજા કેવી રીતે રહે છે એ વિષે હે નારદ! તને હવે કહું છું. સાંભળ. આ સાંભળીને તને મુક્તિ થશે ને ભવબંધન છુટશે. આ મારી વાણી યુક્ત જાણી તેમાં તારે સંદેહ ન કરવો. ફળનાં પરિજ્ઞાત હોવામાં હું અનુભવ કરૂં છું. હે મહામતે! શ્રવણદર્શન દ્વારા એજ સમયમાં જે ફળદર્શનથી ફળજનક જ્ઞાન થાય છે તે જ્ઞાન શ્રવણ કરેલું છે તથા અનુભૂત છે અને જે સંસ્કારના અનુભવથી જાણવામાં આવતું. જે કર્મનાં ફળનું દર્શન ન હોય તે કર્મ કર્યું છતાં નથી કર્યું કોઈ માણસે પવિત્ર તીર્થની કથા સાંભળી અને ફળપ્રાપ્તિનો નિશ્ચય નહીં જાણીને ત્યાં ગમન કરવામાં તેને રાજસી શ્રદ્ધાનો ઉદય થયો ને પછી ત્યાં જઈ તેણે કથામાં જેવું સાંભળ્યું હતું તેવુંજ દીઠું ને પછી એ પ્રકારની ચિત્તવૃત્તિથી ત્યાં નિવાસ કરી તેણે સઘળાં કર્મો કર્યાં ને રાજસી દાનો' આપ્યાં અને રજોગુણયુક્ત એવા તેણે ત્યાં કેટલાંક કાળ પર્યન્ત નિવાસ કર્યો. કામક્રોધથી યુક્ત હોવાથી તેના કામક્રોધ ટળી ગયા નહીં અને પછી પણ ઘેર આવીને પહેલાં જેવો હતો તેવોજ થઈને તે રહ્યો. હે મુનિશ્વર! તે માણસે તીર્થવાર્તા સાંભળીને તેનો અનુભવ પણ કર્યો પરન્તુ જ્યારે તેને ફળની પ્રાપ્તિ ન થઇ ત્યારે તો તેને અશ્રુત ને અનુભવવગરનોજ સમજવો જોઈએ. હે મુનિશ્રેષ્ઠ! જેમ લોકમાં કૃષિનું ફળ અન્નભક્ષણ છે તેમ તીર્થોનું ફળ નિષ્પાપ થવું એજ છે. પાપ કામક્રોધાદિક છે તે આ દેહના વિકારના નિમિત્તે પ્રગટે છે ને લોભ, મોહ, તૃષ્ણા, દ્વેષ, રાગ, મદ, અસૂયા ઈર્ષા અક્ષમા, ને અશાન્તિ એ સઘળાં હે નારદ! પાપજ છે. જ્યાં સુધી દેહમાંથી એ બધાં નીકળી જતાં નથી ત્યાં સુધી મનુષ્ય પાપયુક્તજ છે અને તીર્થ કર-

વા છતાં પણ દેહમાંથી તે કામક્રોધાદિક ન નીકળી ગયાં તો તે કર્ષકની સમાન નિરર્થક છે. જેમ કોઈ ખેડુતે મહા પ્રયત્નથી આસ-પાસ સુરક્ષિત ક્ષેત્રમાં તે દુર્ઘટ જમીનમાં પણ મહા મૂલ્યવાન બી વાવ્યું ને આ તેની વૃત્તિ કલ્યાણ કારિણી છે. પછી રાત દિવસ કલેશ ભોગવતો તે ખેડુત ફળની ઈચ્છા કરવા લાગ્યો ને જ્યારે ફળ પાકવાનો સમય એટલે કે હેમંતરૂતુ આવી ત્યારે તે માણસ સુઈ રહ્યો. ને તેની ખેતી વિગેરે ઉપજનાં જે ફળ પાકયાં તે અન્નાદિને વ્યાઘ્રો ને ટીડો ખાઈ ગયા. તે વાવનારો કૃષિકાર નિરાશ થઈ રહ્યો. આ પ્રકારે હે પુત્ર ! પાપરૂપ રહેવાથી તીર્થ શ્રમરૂપ છે પણ ફળ નથી આપતાં. શાસ્ત્રોનાં દર્શનથી સત્વગુણ સમુત્કટ થાય છે ને વૃદ્ધિ પામે છે. હે નારદ ! તામસી દ્રવ્યોમાં વૈરાગ્ય ઉપજવો એજ સત્વગુણની પ્રાપ્તિનું ફળ છે. આ રજોગુણ ને તમોગુણ બળપૂર્વક મનુષ્યોને આક્રમણ કરે છે ને લોભના યોગથી પ્રવૃત્તિ પામી રજોગુણ પ્રગટી નીકળે છે ને ત્યારે તે તમોગુણને ને સત્વગુણને પોતાના નીચે દબાવી દે છે ને તે ઉભયનો તિરસ્કાર કરે છે. પછી મોહથી તમોગુણ પ્રધાનતા પામીને સત્વ અને રજનો તિરસ્કાર કરે છે. આ અભિભયનું વિધાન વિસ્તારપૂર્વક કહુ છું. જ્યારે સત્વ ગુણ વૃદ્ધિ પામે છે ત્યારે ધર્મમાં મતિ થાય છે તથા તે સત્વગુણ રજતમથી પ્રગટેલા બાહ્યાર્થોનુ ચિંતન કરતો નથી. સત્વથી ઉત્પન્ન થયેલા અર્થોનું જ તે ગ્રહણ કરે છે પણ અન્યથા ગ્રહણ થતુ નથી. અનાયાસથી પ્રાપ્ત થયેલા અર્થથી ધર્મની ને યજ્ઞની ઈચ્છા થાય છે ને સાત્વિક ભોગોમાંજ મતિ થાય છે. સત્વગુણ વાળો તે મોક્ષાર્થી રાજસ ભોગોની ઈચ્છા કરતો નથી તો પછી તામસ ભોગોમાં તેને કયાંથી ઈચ્છા થાય ! આ પ્રકારે પ્રથમ રજોગુણપર જય મેળવી પછી તમોગુણપર વિજય કરે છે અને હે પુત્ર એ સમયમાં પછી કેવળ સત્વગુણજ નિર્મળ રહે છે. જ્યારે રજોગુણની વૃદ્ધિ થાય છે ત્યારે સનાતન ધર્મોનો ત્યાગ થાય છે ને રાજસી શ્રદ્ધાનો આશ્રય કરી અન્યથા ધર્મોને કરાય છે ને રાજસ પ્રવૃત્તિથી અર્થની વૃદ્ધિ થતાં રાજસ ભોગો ભોગવાય છે ને આથી સત્વના નિગ્રહ સાથે તમનો પણ નિગ્રહ થઈ જાય છે. જ્યારે તમોગુણ વૃદ્ધિ પામે છે ત્યારે વેદ શાસ્ત્રો ને ધર્મશાસ્ત્રોપરથી વિશ્વાસ ઉઠી જાય છે, તામસી શ્રદ્ધાથી ધનનો વ્યય થાય છે, સર્વત્ર દ્રોહબુદ્ધિ થાય છે, જે કયારે પણ શાન્તિ મળતી નથી. ક્રોધી દુર્મતિ શઠ તામસી પુરૂષ સત્વરજપર જય કરી વિપરીત ભાવોમાં યથેચ્છા વર્ત્તે છે. એકલા સત્વ રજ કે તમ વર્ત્તતા નથી પણ બીજાને દાબીને પ્રધાનપણે તેઓ આશ્રય કરી વર્ત્તે છે, તેથી તે ગુણો મિથુન ધર્મવાળા છે. રજોગુણ વિના સત્વ હોતો નથી ને સત્વવિના રજ વર્ત્તતો નથી ને સત્વ વિના રજ વર્ત્તતો નથી ને હે પુરૂષોત્તમ ! તમોગુણ વિના રજ સત્વ રહી શકતા નથી, તથા રજ સત્વ વિના કેવળ તમો ગુણ પણ વર્ત્તી શકતો નથી, સઘળા ગુણો કાર્યાન્તરમાં મિથુનધર્મવાળા છે. એ સઘળા અન્યોઅન્ય આશ્રય કરી સ્થિત છે, વિયુક્ત રહેતા નથી અને પરસ્પર એક બીજાને પ્રગટ કરનારા છે. કયારેક સત્વથી રજ તમ પ્રગટે છે ને કયારેક રજથી સત્વ ને તમ પ્રગટે છે અને કયારેક તમથી સત્વ ને રજ પ્રગટે છે. જેમ મૃતિકા ઘટને પ્રગટ કરે છે તેમ આ ગુણો પણ એક

બીજાને પરસ્પર પ્રગટ કરે છે. બુદ્ધિમાં સ્થિતિ પામેલા આ ગુણો પરસ્પર એક બીજાને પ્રગટ કરે છે, જેમ દેવદત્ત વિષ્ણુમિત્ર ને યજ્ઞદત્ત ઈત્યાદિ પરસ્પરે કાર્ય કરે છે તેમ બુદ્ધિમાં ગુણો પરસ્પર મળી વર્ત્તે છે. જેમ સ્રીપુરૂષ પરસ્પર મિથુન ધર્મી હોય છે તેમ આ ગુણો પણ પરસ્પર યુગ્મભાવને પામે છે. રજના મિથુનમાં સત્વ ને સત્વના મિથુનમાં રજ થાય છે તથા તમના મિથુનમાં સત્વ રજ ઉભય થાય છે.[૧–૫૦] નારદજી કહે છે—આ પ્રકારે મારા પિતાએ મને ગુણોનાં રૂપો તથા સ્થાનો કહ્યાં ને પછી એ સાંભળી હું પિતા પ્રતિ કહેવા લાગ્યો.[૫૧]

**इत्येतत्कथितं पित्रा गुणरूप मनुत्तमम् ।**
**श्रुत्वा प्ये तरस एवाहं ततोऽपृच्छं पितावहम् ॥५१॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૮ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### ગુણોના અધિકારમાં નારદનો પ્રશ્ન.

**नारद उवाच—**

**गुणानां लक्षणं तात भवता कथितं किल ।**
**न तृप्तोऽस्मि पिबन्मिष्टं त्वन्मुखात्स्वच्युतं रसम् ॥१॥**

નારદ કહે છે—હે તાત ! તમે મને ગુણોનાં લક્ષણ કહ્યાં પરન્તુ આપનાં મુખમાંથી ઝરતા મધુર રસનું પાન કરી હું તૃપ્ત થાતો નથી. ગુણોનું પરિજ્ઞાન જેવુ હોય તેવું મને વર્ણન કરી બતાવો કે જેથી કરી મને મનમાં પરમશાન્તિ થાય.[૧–૨] વ્યાસ કહે છે—પોતાના પુત્ર નારદને આ પ્રશ્ન સાંભળી રજોગુણથી સંભવેલા જગત્કર્ત્તા બ્રહ્મા બોલ્યા.[૩]

* આ અધ્યાયમા 'ગુણોના અધિકારમા નારદે પૂછેલા પ્રશ્નનો ઉત્તર' એ કથા કહેવામાં આવશે.

બ્રહ્માજી કહે છે—હે નારદ ! સાંભળ. ગુણોનું પરિજ્ઞાન તને કહુ છું. ભલા પ્રકારે તો તે હું નથી જાણતો પણ યથામતિ તને કહું છું. કેવળ સત્વગુણતો ક્યારે પણ દેખાતો નથી પરન્તુ મિશ્રભાવ હોવાથી મિશ્રરૂપે સત્વ દેખાય છે. જેમ કોઈ ઉત્તમ નારી સર્વ ભૂષણોથી શણગારી હાવભાવ કરતી સ્વામીને પ્રીતિ કરનારી હોય છે, માતાપિતા બંધુવર્ગ વગેરેને પણ તે પ્રસન્ન કરનારી હોય છે તથા સપત્ની ( શોક્ય ) ને દુઃખ દેનારી તથા મોહ ઉપજાવનારી છે તેમ સત્વગુણને ક્ષીત્વ પ્રાપ્ત થાય છે ત્યારે રજતમની અન્યથા વૃત્તિ ઉપજે છે અને રજોગુણને ક્ષીત્વ પ્રાપ્ત થાય છે ત્યારે સત્વતમની અન્યથા વૃત્તિ થાય છે ને તમોગુણ ક્ષીરૂપ થાયછે ત્યારે સત્વરજની અન્યથા વૃત્તિ થાય છે. એક બીજાના સમાયોગથી અન્યથા વૃત્તિ પ્રગટે છે. સ્વભાવોમાં સ્થિત હોય છે ત્યારે અત્યન્તર હોતો નથી પણ હે નારદ ! કેટલીકવાર યોગથી વિપરીત દર્શનો પણ ત્યાં થાય છે. જેમ રૂપવતી સ્રી યૌવનથી વિભૂષિત છતાં લજ્જા માધુર્ય ને વિનય સહિત હોય છે તથા કામશાસ્રની વિધિઓને જાણનારી ધર્મશાસ્રોમાં પણ સંમત તથા કામશાસ્રની વિધિઓને જાણનારી ધર્મશાસ્રોમાં પણ સંમત તથા ભર્તારને પ્રીતિ કરનારી છતાં સપત્નીઓને તે સ્રી દુઃખદાયક હોય છે ત્યારે પ્રીતિ કરનારી છતાં સપત્નીઓને તે સ્રી દુઃખદાયક હોયછે ત્યારે સત્વમાં રહેનારી તે સ્રીને લોકો મોહ ને દુઃખ ઉપજાવનારી કહે છે. તેમ સત્વગુણ ઉત્તમ સ્થિતિનો છતાં પણ બીજાના યોગથી વિપરિત થયો કહેવાય છે. જેમ રાજાની સેના ચોરોથી ઉપદ્રવ પામતા સાધુઓને સુખદાયક છે ને તેજ સેના ચોર લોકોને મુઝવણ વાળી દુઃખ

દાયક છે, સ્વભાવથી વિપરીત પ્રતીતિને ગુણો પણ કરે છે જ્યારે મેઘાડંબર થાય છે ત્યારે વાદળાંઓથી ઢકાયેલો ખરાબ દિવસ લાગે છે, વિજળી ચમકે છે, ને અંધકાર સર્વત્ર પ્રસરે છે ને વૃષ્ટિ થાય છે. (આ તમોગુણનું ઉદાહરણ છે.) કૃષિકારને આ દુર્દિન છે ને વાવણી કરનારાને આ શુભદિન છે, છાપરાં વિનાના ઘરવાળાઓને તથા તૃણ કાષ્ટથી ઢાંકેલા ઘરવાળા દીન ગૃહસ્થીઓને આ માઠો દિવસ છે. જેનો પતિ પરદેશ ગયો છે તે સ્ત્રીને આ દિવસ મોહ ઉપજાવનારા છે તેમ પોતાના સ્વભાવમાં સ્થિત આ મિશ્રરૂપ ગુણો વિપરીત દેખાડે છે, હે પુત્ર! સાંભળ ફરી આ ગુણોનાં હું તને લક્ષણ કહું છું. સત્વગણ લઘુ પ્રકાશક નિર્મળ ને વિશદ છે. જ્યારે નેત્રાદિ ઇન્દ્રિયો અને અંગો લઘુતાને પામેછે ને નિર્મળ ચિત્ત વિષયોનું ગ્રહણ કરતું નથી ત્યારે અંગમાં સત્વગુણ પ્રધાન થયો સમજવો. આળસ, જૃંભા જડતા, તંદ્રા, તથા ચંચળતા જણાય ત્યારે રજોગુણનું પ્રાધાન્ય સમજવુ. જ્યારે જે કોઈના દેહમાં રજોગુણ પ્રધાન થાય છે ત્યારે તે સમય કલેશ કરી પરગામ જાવુ, ચિત્તનુ ચલાયમાન થાવુ, વિવાદમાં ઉઘતના ઈત્યાદિ લક્ષણો થાય છે. અતિ આવરણ અર્થાત્ અંગમાં ભારીપણુ થવાથી તમોગુણ પ્રકટે છે. તમોગુણ પ્રધાન થાય છે ત્યારે શરીર ભારે થાય છે, અંધાગથી ઘેરાય છે, ઇન્દ્રિય શૂન્ય થાય છે, મન શૂન્ય થાય છે ને નિદ્રા આવતી નથી. હે નારદ! આ પ્રકારે આ ગુણોનાં લક્ષણો જાણવાં જોઇએ.[૨૫] નારદજી કહે છે—હે પિતાજી! આપે પૃથક્ પૃથક્ લક્ષણોવાળા ત્રણ ગુણો કહ્યા તેમાં તે ત્રણે ગુણો એકજ સ્થાનમાં રહીને કેવી રીતે પોતપોતાનાં કાર્યો કરી શકે છે! તે ભિન્ન ભિન્ન શત્રુઓ એકત્ર કેવી રીતે રહ્યા છે! એકત્ર કહીને પાછા કાર્યો તે કેવી રીતે કરે છે? આપ આનું સમાધાન કરો.[૨૬-૨૭] બ્રહ્માજી કહે છે—હે નારદ! સાંભળ. તે ત્રણે ગુણો દીપકના સમાન વૃત્તિવાળા છે. જેમ દીપક છે તે પદાર્થોને બતાવવારૂપ કાર્યો કરે છે અને બત્તી તથા તેલ એ પરસ્પર વિરૂદ્ધ છે. આ પ્રકારે વિરૂદ્ધ તેલનો અગ્નિના સાથે સંયોગ થયો છે. તેલ વાટ ને અગ્નિ એ ત્રણે પરસ્પર વિરૂદ્ધજ છે પરન્તુ તે ત્રણે એકત્ર થઈને પદાર્થોનું દર્શન કરાવે છે તેમ ગુણો પણ તેવાજ છે.[૨૮-૩૦] *નારદજી કહે છે—હે વ્યાસજી! આ પ્રકારે પ્રકૃતિથી ગુણો સૌ પ્રગટે છે અને મેં પૂર્વે જેમ સાંભળ્યુ હતું તેમ તેઓ ત્રણે ગુણો છે એમ આપને કહી બતાવ્યું.[૩૧] વ્યાસજી કહે છે—હે જનમેજય રાજા! આ પ્રકારે નારદમુનિએ મને સવિસ્તર કહ્યું હતુ ને ગુણોનાં લક્ષણ સ્વરૂપ ને કાર્ય ઇત્યાદિ નારદ મુનિએ મને કહ્યાં હતાં વાસ્તે જે મહાશક્તિ વડે કરીને આ અખિલ વિશ્વ વ્યાપ્ત છે તે પરમા શક્તિની આરાધના કરવી જોઈએ. કાર્યભેદથી તે શક્તિ સગુણ ને નિર્ગુણ કહેવાય છે. પૂર્ણપુરૂષ અકર્ત્તા નિરીહ ને અવિનાશી છે ને આ મહામાયા સત્ અસત્ સંસારને કરે છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સૂર્ય, ચંદ્રમા, ઈન્દ્ર, અશ્વિનીકુમાર, આઠ વસુઓ, કુબેર, વરૂણ, અગ્નિ, વાયુ, પૂષા, કાર્તિકેય, ગણેશ, એ સઘળા શક્તિવાળા થઇનેજ કાર્યો કરવાને સમર્થ છે. હે મુનિશ્વરો! જો એમ ન હોય પ્રસ્પન્દન કરવાને તેઓ બધા અશક્ત છે. હે રાજન્! તે પરમેશ્વરીજ આ જગતનું કારણ છે વાસ્તે હે ભૂપ! તું

* અહીં બ્રહ્મા ને નારદનો સંવાદ સમાપ્ત થાય છે.

યજ્ઞ કરી તે પરમા શક્તિનું આરાધન કરો. પ્રરમભક્તિથી તે મહાદેવીનું વિધિપૂર્વક પૂજન કરવું જોઈએ. તે પરમશક્તિ મહાલક્ષ્મી મહા કાલીને મહા સરસ્વતીરૂપ છે. તે પ્રાણીમાત્રની ઈશ્વરી છે અને સઘળાં કારણોનું પણ કારણ છે. તે સકળ કામનાઓને આપનારી છે, શાન્ત છે, સુખથી સેવવા યોગ્ય છે અને દયાવાળી છે. તે દેવી નામોચ્ચારણ માત્રથી ઈચ્છિત ફળને આપનારી છે. પૂર્વે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર આદિ દેવતાઓએ શ્રી ભગવતીનુ આરાધન કર્યું હતું. વળી જીતેન્દ્રિય અને મુમુક્ષુઓ એવા બીજા અનેક મુનિઓએ ભગવતીની ઉપાસના કરી છે. જો કોઈ પણ પ્રેમપૂર્વક અસ્પષ્ટ પણ ભગવતીનાં નામનો ઉચ્ચાર કરે તોપણ તે ભગવતી દુર્લભ વાંચ્છિત અર્થને આપવાવાળી છે. કોઈ એક વનમાં વ્યાઘ્રાદિકને દેખીને एए એવો ઉચ્ચાર કર્યો હતો ને જો કે ભગવતીનો મત્ર ऐं એમ બિન્દુયુક્ત છે તથાપિ તે ઉચ્ચારથી પણ ઈષ્ટ અર્થ ભગવતીએ તેને આપ્યો. હે રાજન્! આ સત્યવ્રતનું દૃષ્ટાન્ત છે. ભાવવાળા આત્મા મુનિઓને અમને બ્રાહ્મણોની સમાજમાં પડિતોદ્વારા તે સત્યવ્રતનું ઉદાહરણ પ્રત્યક્ષ શ્રવણગોચર થયું છે. હે રાજન્! તે આખ્યાનને મે વિસ્તારપૂર્વક સાંભળ્યું છે. એક અનક્ષર મહા મૂર્ખ સત્યવ્રત નામનો બ્રાહ્મણ હતો. તેણે સૂવરના મુખમાંથી બિંદુહીન અક્ષર જે ए હતો તેનો ઉચ્ચાર કરવાનો નિયમપૂર્વક યત્ન આદર્યો ને તે તે અક્ષરના શ્રવણદ્વારા ઉચ્ચાર માત્રથી પડિત થઈ ગયો. एકારના ઉચ્ચારથીજ ભગવતી પ્રસન્ન થઇને દયાવાળી ને દેવીએ સત્યવ્રતને કવિરાજ બનાવી દીધો. ૩૨-૪૮

एकारोच्चारणा द्देवी तुष्टा भगवती तदा ।
चकार कविराजं तं दयार्द्रा परमेश्वरी ॥४८॥

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો[×]

### ત્યવ્રતનું આખ્યાન.

**जनमेजय उवाच—**

**कोऽसौ सत्यव्रतो नाम ब्राह्मणो द्विजसत्तमः ।**
**कस्मिन्देशे समुत्पन्नः कीदृशश्च वदस्व मे ॥१॥**

જનમેજય કહે છે–દ્વિજસત્તમ એવો સત્યવ્રત નામનો બ્રાહ્મણ કોણ હતો, ક્યાં રહેતો હતો, કેવો હતો, ઇત્યાદિ તમે મને કહો. તેને ए એવો શબ્દ કેમ શ્રવણ કર્યો હતો ને ફરીથી તે શબ્દનો તેણે કેવી રીતે ઉચ્ચાર કર્યો હતો તથા તેને કેવા પ્રકારની સિદ્ધિ સત્વર થઈ આવી હતી? તેનાપર સર્વાધિષ્ટાન રૂપા ભવાની સર્વજ્ઞ દેવી કેમ પ્રસન્ન થઈ? આ મનોરમા કથા વિસ્તારથી હે મુને! કહો.[૧૩] સૂત પુરાણી કહે છે–સત્યવતી સુત વ્યાસને રાજાએ આવા પ્રશ્નો કર્યા ને વ્યાસ રસ જેવુ નિર્મળ મનોહર પરમોદાર વચન કહેવા લાગ્યા.[૪] વ્યાસ કહે છે–હે રાજન્! શુભ પૌરાણિકા કથા કહુ છુ તે તુ સાંભળ. હે કુરુનદન! મુનિઓના સમાજમાં પૂર્વે આ આખ્યાન મે સાંભળ્યુ હતું. હે કુરુવશોત્તમ! એક વેળા હું પવિત્ર તીર્થોમાં ફરતો ફરતો મુનિઓથી સેવિત પવિત્ર નૈમિષારણ્યમાં આવ્યો. તે દિવ્ય આશ્રમમાં બિરાજમાન મુનિગણોને મેં પ્રણામ કર્યા ત્યાં જીવન્મુક્ત મહાવ્રત ધારી બ્રહ્માના પુત્રો વિરાજમાન હતા. તે વિપ્ર સમાગમમાં કથા પ્રસંગ પણ ચાલતો હતો. જમદગ્નિ મુનિઓ

× આ અધ્યાયમા સત્યવ્રતનુ આખ્યાન કહેવામા આવશે.

પ્રતિ તે સમયે પુછવા લાગ્યા.[૫-૫૮] જમદગ્નિ કહે છે—હે મુનિઓ ! હે મહાભાગો ! મારા મનમાં એક સંદેહ છે. મુનિઓના સમાજમાં હું નિ:સંદેહ થવા ઈચ્છુ છુ. બ્રહ્મા વિષ્ણુ, રૂદ્ર, ઈન્દ્ર, વરૂણ, પવન, કુબેર, અગ્ની, ત્વષ્ટા, સેનાની કાર્તિકય, ગણપતિ, સૂર્ય, અશ્વિની કુમારો, પૂષા, ચંદ્રમા, ગ્રહો, આ તમામમાં કોની આરાધના કરવા યોગ્ય છે કે જેથી ઈચ્છિત અર્થનાં ફળની પ્રાપ્તિ થાય. હે સુખનુ સેવન કરનારા, માન આપનારા, શીઘ્ર પ્રસન્ન થનારા, સર્વજ્ઞ તથા વ્રતવાળા, હે મુનિઓ ! આ પ્રશ્નનું ઉત્તર મને કહો. આ પ્રકારનો પ્રશ્ન ઉપસ્થિત થતાં લોમશમુનિ જમદગ્નિ પ્રતિ બોલ્યા હે જમદગ્નિ ! તેં જે પ્રશ્ન હમણાં કર્યો તેના સબંધમાં સાંભળ. કલ્યાણની ઇચ્છાવાળા સકળ મનુષ્યોને એક શક્તિજ ઉપાસવા યોગ્ય છે કે જે પરા પ્રકૃતિ છે, આદ્યા છે, સર્વમાં વ્યાપ્ત છે, સનાતની છે ને શિવા છે. મહાત્મા બ્રહ્માદિ દેવતાઓની પણ તે શક્તિ જનની છે, આદિ પ્રકૃતિ છે, ને સંસારવૃક્ષનુ તે મૂળ છે. સ્મરણ માત્રથી કે નામોચ્ચાર માત્રથી તે દેવી ઈષ્ટ અર્થને સત્વર આપે છે ને તે દયાવાળી દેવી સર્વદા વરદાન આપવાને તત્પર હોવાથી સેવનીય છે. હે મુનિઓ! સાંભળો તમને એક શુભ ઈતિહાસ કહુ છુ કે અક્ષરનાં ઉચ્ચારણ માત્રથી એક બ્રાહ્મણે કેવુ ભગવતીની કૃપાથી મંગળ પ્રાપ્ત કર્યું હતું ? કૌશલ દેશમાં દેવદત્ત નામનો કોઈ બ્રાહ્મણ વસતો હતો. તે અનપત્ય હતો તેથી પુત્ર કામનાથી વિધિ પૂર્વક તેણે યજ્ઞનો આરંભ કર્યો તમસા નદીના તટપર ઉત્તમ યજ્ઞમંડપ રચ્યો ને યજ્ઞકર્મમાં કુશળ વેદવેત્તા દ્વિજોને બોલાવીને તેણે વિધિપૂર્વક યજ્ઞનીવેદિનુ સ્થાપન કર્યું ને પછી અગ્નિની પ્રતિષ્ઠા કરી વિધિપૂર્વક યજ્ઞકાર્ય શરૂ કર્યું. પુત્ર કામેષ્ટિ યજ્ઞ તે દેવદત્ત બ્રાહ્મણે બરાબર વિધિથી કરવા માંડયો. સુહોત્રને બ્રહ્મા કલ્પ્યા, યાજ્ઞવલ્ક્યને અધ્વર્યુ કલ્પ્યા, બૃહસ્પતિને હોતા કલ્પ્યા, પૈલને સ્તુતિકાર કલ્પ્યા, ગૌભિલને ઉદ્‌ગાતા કર્યા અને બીજા મુનિઓને સભ્ય બનાવીને પુષ્કળ દ્રવ્ય તે દેવદત્તે આપ્યું. સામવેદના જ્ઞાતા ઉદ્‌ગાતા સાત સ્વરવાળું સ્વરિતના સહિત રથન્તર સામ ગાવા લાગ્યા. વારંવાર શ્વાસ લેવાથી તેમનો સ્વર ભંગ થયો ત્યારે દેવદત્તે ક્રોધ કરી ગૌભિલને કહ્યું કે ' હે મુનિ મુખ્ય ! તમે મૂર્ખ છો કારણ કે તમે સ્વરભંગ કરો છો. મેં પુત્રના નિમિત્તે કામ્ય કર્મને યજ્ઞ આરંભ કર્યો છે તેને તેં અશુદ્ધ કેમ કર્યો ? પછી ગૌભિલે કહ્યુ તું મને મૂર્ખ કહે છે તેથી તને મૂર્ખ પુત્ર થશે, અને શબ્દનો ઉચ્ચાર પણ નહીં કરે તેવો મુંગો પુત્ર થશે. પ્રાણી માત્રને શ્વાસ લેવો પડે ને ઉચ્છ્વાસ દુર્ગ્રાહ્ય છે, તેથી હે મહામતે સ્વરભંગમાં મારો શો દોષ છે ? મહાત્મા ગૌભિલનાં આ વચનો સાંભળી શાપથી ભય પામેલો દેવદત્ત દુખી થઇ કહેવા લાગ્યો. હે વિપ્રેન્દ્ર ! મારા નિરાપરાધી પર કેમ ક્રોધ કરો છો ! મુનિઓ તો સર્વદા સુખદાયક અક્રોધી હોય છે. હે વિપ્રેન્દ્ર ! થોડા અપરાધમાં આપે મને આ શુ શાપ આપ્યો ! પુત્ર ન હોવાથી પ્રથમ હું દુ:ખી હતો ને હવે આપે મને દુ:ખી કર્યો. વેદવાદીઓ કહે છે કે પુત્ર ન હોય તે સારૂ પણ મુર્ખ પુત્ર સારો નહી ને વળી બ્રાહ્મણોમાં મુર્ખ તો સઘળાને નિન્દનીય થાય છે. તે પુત્ર તો પશુ અને શુદ્રની સમાન સઘળાં કર્મોમાં અયોગ્ય છે. જેથી હે દ્વિજસત્તમ ! મુર્ખ પુત્રને લઈ હું

શું કરૂં ? મુર્ખ બ્રાહ્મણ શુદ્રના સમાન છે ને તે પૂજા કે દાનના યોગ્ય ન હોવાથી સઘળાં કર્મોમાં નિન્દનીય છે. વેદ વર્જિત બ્રાહ્મણ દેશમાં શુદ્રની સમાન રાજાઓને કર આપવા લાયક સમજવો તે બ્રાહ્મણ દેવ કે પિતૃનાં કાર્યમાં યોગ્ય નથી કારણ કે કાર્યની ઈચ્છાવાળાઓ દેવ તથા પિતૃના કાર્યમાં મુર્ખોને આસન ન આપવું જોઇએ. રાજાઓએ મુર્ખને શુદ્ર સમાન કાર્યમા લેવો જોઈએ ને તેવા વેદવર્જિત બ્રાહ્મણ પાસે તો રાજા ખેતીનું કાર્ય કરાવે. વગર ભણેલા બ્રાહ્મણને શ્રાદ્ધનું અન્ન ન આપે પરન્તુ કુશના ઉપર જ તે અન્નને રાખે મુર્ખોને આહારથી અધિક અન્ન ન દેવાય ને જે દે તે નર્કમાં જાય. વિશેષે કરી તેની પાસેથી કર લેવાવાળો રાજા પણ નર્કમાં જાય છે. જેના રાજ્યમાં મુર્ખ વસે છે તે રાજાને પણ ધિક્કાર છે ને જયાં દાન માનથી મુર્ખને પૂજે છે તે દેશના રાજાને ધિક્કાર છે. આસનાપૂજન ને દાનમાં જ્યાં ભેદ નથી ત્યાં રહેવું નહીં. વિદ્વાનો એ મુર્ખ ને પંડિતનો ભેદ જાણવો જોઇએ, જે સ્થળે દાનમાનથી ને પરિગ્રહથી ગર્વિષ્ઠ મુર્ખાઓ વસે છે તે દેશમાં સજ્જન જને કયારે પણ નિવાસ ન કરવો જોઇએ. દુર્જનોનુ ઐશ્વર્ય અસત્ પુરૂષોના ઉપકાર વાસ્તે છે કારણ કે લીંમડામાં ફળ થાય છે તે કાગડાઓજ ઉપભોગમાં લે છે. વેદ પાઠી બ્રાહ્મણ અન્ન ખાઇને વેદાભ્યાસ કરે છે ને તેનાં પૂર્વજો પ્રસન્ન થઈને સ્વર્ગમાં ક્રીડા કરે છે. હે ગૌભિલ આથી અધિક આપને હું શું કહુ ? સંસારમાં મુર્ખ પુત્ર તો મરણથી પણ અતિ નિન્દિત છે. હે મહાભાગ ! શાપના અનુગ્રહ સારૂં કાંઈક કૃપા કરો. આપ દીનોના ઉદ્ધારમાં સમર્થછે જેથી હું આપનાં ચરણોમાં પડું છું

લોમશ બોલ્યા—એમ કહીને દેવદત્ત ગૌભિલના ચરણોમાં પડયો અને નેત્રોમાં જળ ભરી દીન થઈ કરગરવા લાગ્યો. ગૌભિલ તેને આ પ્રકારે દીન દેખી પ્રસન્ન થયા કારણ કે મહાત્મા ક્ષણ કોપવાળા હોય છે અને પાપિષ્ઠ મહા કોપવાળા હોય છે. જળ સ્વભાવથી શીતળ હોય છે પરન્તુ અગ્નિ અને ઉષ્ણતાના યોગથી ગરમ થાય છે પરન્તુ ક્ષણમાત્રમાં તે યોગવિના તે જળ ઠંડુ પડી જાય છે. પછી દયા કરવા સારૂં ગૌભિલ દુખી દેવદત્તને કહેવા લાગ્યા કે, મૂર્ખ હોવા છતાં પણ તારો પુત્ર વિદ્વાન્ થઈ જશે. આ પ્રકારે વરદાન મળતાં બ્રાહ્મણ શ્રેષ્ઠ દેવદત્ત પ્રસન્ન થયો ને યજ્ઞ સમાપ્ત કરી બ્રાહ્મણોને વિધિપૂર્વક શીખ આપી. કેટલાક દિવસો પછી દેવદત્તની રૂપવતી ભાર્યા રોહિણી રોહિણીના સમાન ગર્ભવતી થઇ. બ્રાહ્મણો વિધિપૂર્વક ગર્ભાધાનાદિ ક્રિયાઓ કરીને પુંવસનવિધાન તથા શૃંગારકરણાદિક પણ કર્યાં. વેદવિધાનપૂર્વક સીમન્તોન્નયન ક્રિયા કરીને યજ્ઞ સફળ થયો સમજી નાના પ્રકારનાં દાનો પણ આપ્યાં. તે વેળા તેને રોહિણી નક્ષત્રમાં શુભ દિવસે પુત્રની પ્રાપ્તિ થઈ ને તેણે સારા દિવસે ને શુભ મૂહૂર્ત્તે જાતકર્માદિક કર્યાં. પુત્રનુ દર્શન કરી નામકરણ કર્યું ને તેનું નામ ઉતથ્ય પાડયું. પછી આઠમે વર્ષે શુભ દિને વિધિપૂર્વક ઉપનયન સંસ્કાર કર્યો. પછી તે બ્રહ્મચર્યવ્રત ધારી પુત્રને ગુરૂએ વેદાધ્યયન કરાવવુ શરૂ કર્યું. તે વેળા ઉતથ્ય કાંઇ ઉચ્ચાર કરવા ન લાગ્યો ને મૂઢની જેમ બેસી રહ્યો. બાપે બહુ ભણાવ્યો છતાં તેને મૂર્ખને વિદ્યાજ ન ચડી. મૂઢવત્ સ્થિત તેને જોઇ પિતા પરમ શોચ કરવા લાગ્યો ને આ પ્રકારે અભ્યાસ કરતા તે પુત્રને બાર વર્ષ થયાં, તેને વેદવિધિ પ્રમા-

ણે સંધ્યાવંદન આદિ વિધિઓ ન આવડી તેથી લોકમાં 'મૂર્ખ પુત્ર થયો' એવી વાર્તા સર્વત્ર પ્રસરી. બ્રાહ્મણ વર્ગમાં ને તાપસીઓમાં આ વાર્તા પ્રસરી ને તે બ્રાહ્મણ પુત્રનાં વનમાં ગમનાગમનમાં લોકો હાંસી કરવા લાગ્યા. મૂર્ખ હોવાથી લોકો તેને ચીડવવા લાગ્યાં ને તેનાં માતાપિતાની સૌ નિન્દા કરવા લાગ્યાં. આ પ્રકારે મનુષ્ય માતાપિતા અને બંધુઓથી નિન્દિત થયેલો તે ઉતથ્ય બ્રાહ્મણ વૈરાગ્યને પ્રાપ્ત થયો ને વનમાં ચાલી નીકળ્યો. આંધળો લુલો લંગડો પુત્ર સારો છે પણ મૂર્ખ સારો નહીં એવાં માતાપિતાનાં વચનો સાંભળીને તે પુત્ર વૈરાગ્યથી વનમાં ભાગી ગયો. ગંગાના તટપર સુંદર સ્થાનમાં પર્ણકુટી બનાવીને વનવૃત્તિથી જીવન ગુજારતો ત્યાં સાવધાન થઈ નિવાસ કરી રહ્યો. આ સ્થળમાં તેણે એવો એક નિયમ લીધો કે 'મારે જુઠું કયારે પણ ન બોલવું' ને એવેળા તે બ્રહ્મચર્યવ્રત ધારણ કરવાલાગ્યો.૬૫

**नियमं च परं कृत्वा ना सत्यं प्रवीम्यहम् ।**
**स्थितस्तत्राश्रमे रम्ये ब्रह्मचर्यं व्रतोहिमः॥६५॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કંધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૧ મો.*

### વાણીબીજનાં ઉચ્ચારણથી ઉતથ્ય થયેલી સિદ્ધિ.

**लोमश उवाच–**

**न वेदाध्ययनं किंचिज्जानाति न जपं तथा ।**
**ध्यानं न देवतानां च न चैवाराधनं तथा॥१॥**

લોમશ ઋષિ કહે છે–વેદાભ્યાસ, જપ, ધ્યાન, દેવતાઓનું આરાધન એમાંનું કશું પણ ઉતથ્ય જાણતો નહતો. તે બ્રાહ્મણ આસન પ્રાણાયામ કે પ્રત્યાહાર જાણતો ન હતો. ભૂત શુદ્ધિ પણ તેને આવડતી ન હતી. મંત્ર કીલક જપ ને ગાયત્રીને નહીં જાણતો હતો. ને શૌચ સ્નાન વિધિ કે આચમન પણ જાણતો ન હતો. પ્રાણાગ્નિ હોત્ર, અતિથી ક્રિયા, બલિદાન, સંધ્યા, સમાધિ, એ કશુ તે જાણતો ન હતો. પ્રભાતમાં ઉઠીને દાતણ કરતો ને ગંગામાં મંત્ર રહિત શુદ્રવત્ સ્નાન કરતો ને બપોરે પોતાની ઈચ્છા મુજબ વનફળોને લાવી ખાતો ને તેને ભક્ષ્ય અભક્ષ્યનું પરિજ્ઞાન ન હતું. સદાય સત્ય બોલતો ને અસત્ય કયારે પણ બોલતો નહીં તેથી ત્યાંના સૌ બ્રાહ્મણો તેનું નામ સત્યતપા રાખ્યું. તે કોઈનું ભલું બુરૂં કરતો નહીં ને નિરન્તર સુખથી ચિંતન કરતો હતો. મારૂ કયારે મરણ થશે! હું દુઃ વનમાં જીવતો છું, મૂર્ખના જીવનને ધિક્કાર છે અને તેને તો મરવુંજ સારૂં છે. દૈવે મને મૂર્ખ બનાવ્યો છે તેથી તેમાં બીજુ કોઈ કારણ નથી. ઉત્તમ જન્મ પ્રાપ્ત થવા છતાં પણ મારો અવતાર નિષ્ફળ ગયો! રૂપવતી ભાર્યા અને વૃક્ષ ફળ વિનાનાં વૃથા છે તથા જેમ દુધ વિનાની ગાય વૃથા છે તેવો હું નિર્થક છું. હુ દૈવની વૃથા નિન્દા શું કરૂ? મારાં કર્મોજ એવાં છે, કોઈ મહાત્મા બ્રાહ્મણને મે પુસ્તક દાન દીધુ નથી, કોઇને મેં નિર્મળ વિદ્યા આપી નથી, તેથી તે પૂર્વનાં પાપથી હુ શઠ થયો છુ અને બ્રાહ્મણોમાં અધમ ગણાયો છુ. મે તીર્થાટન કે તપ કર્યાં નથી, સંત સેવા મેં ન કરી. દ્રવ્યોથી બ્રાહ્મણોનુ મે પૂજન ન કર્યું તેથી હુ દુષ્ટ બુદ્ધિ થયો છુ અનેક મુનિ પુત્રો વેદશાસ્ત્રમાં પરાયણ છે ને હું કોઈ દૈવયોગથી મુર્ખ રહી

* વાણી બીજના ઉચ્ચારણ માત્રથી ઉતથ્ય બ્રાહ્મણને સિદ્ધિ થઇ એ કથા આ અગીયારમા અધ્યાયમાં આવશે

ગયો છુ. મને નથી તપ આવડતું તેથી શું સાધના કરૂં ? મારા સંકલ્પો મિથ્યા છે ને મારૂં ભાગ્ય સારૂં નથી. દૈવજ પરમ છે ને ને પુરૂષાર્થ નિરર્થક છે. કાર્યોના પરિશ્રમ વૃથા છે ને જે કાંઈ થાય છે તે દૈવથીજ થાય છે. બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર ઈન્દ્રાદિ દેવતાઓ પણ કાલને વશ છે, તેથી કાળજ દુરતિક્રમ છે. આ પ્રકારે તર્ક વિતર્ક કરતો તે ઉતથ્ય બ્રાહ્મણ ગંગા તટપર નિવાસ કરતો હતો. તે આશ્રમમાં સ્થિત એવો તે વિરક્ત બની ગયો ને નિર્જન વનમાં કાળક્ષેપ કરવા લાગ્યો. આ પ્રકારે નિર્મળ આશ્રમમાં નિવાસ કરતાં કરતાં તેનાં પંદર વર્ષો પસાર થઇ ગયાં. આરાધન મંત્ર કાલાદિ કાંઈ તેણે જાણ્યુ ન હતુ ને વનમાં સમય ગાળતો હતો. સૌ કોઈ તેનો એ સંકલ્પ જાણતા હતા કે ' આ મુનિ સત્યવાદી છે ! સકળ જનોમાં આ મુનિ સત્યવ્રત છે એવો તેનો યશ વિસ્તાર પામી ગયો. એક સમય તે આશ્રમ પાસે મૃગયા કરતો કરતો હાથમાં ધનુષ્ય બાણ ધારી એક પારાધી મહાક્રૂર કર્મનો આચરનારો મહામૂર્ખ આવી ચડયો. તે પારાધીએ ધનુષ્યપર બાણ ચડાવી એક શુકરને પ્રહાર કર્યો તેથી તે ભયથી વ્યાકુળ શુકર નાસી જતું મુનીના આશ્રમ પાસે આવ્યું. લોહીથી ભીનું ધ્રુજતું આ પ્રાણી જયારે મુનિના આશ્રમ પાસે આવ્યું ત્યારે તેને દીન દેખીને સત્યવૃતને ઘણીજ દયા આવી. આગળના ભાગમાંથી લોહી ટપકતાં શુકર ને દીન દેખીને દયાથી કમ્પિત એવા મુનિ ' ઐ ઐ ' એ પ્રકારે સરસ્વતી બીજનો ઉચ્ચાર કર્યો. આ ઉચ્ચાર તેને અજ્ઞાત હતો ને પૂર્વે કોઇ વાર સાંભળેલો પણ ન હતો ને પ્રારબ્ધયોગેથીજ તેના મુખમાંથી નીકળી પડયો હતો. આ વાતની તો તે મુનિને ખબર નહીં હતી પરન્તુ તે તે શોકસાગરમાં ડુબી ગયો હતો. તે શુકર આશ્રમમાં પ્રવેશી ઝાડીની ઘટામાં પેસી ગયું. જ્યાં કોઈ ન પહોંચી શકે તેવા સ્થાનમાં તે બાણવિદ્ધ શુકર ધ્રુજતુ ધ્રુજતું નિર્ભય મનથી બેસી ગયું. આ વેળા કર્ણપર્યન્ત ધનુષ્ય ચડાવતો વિકરાલ દેહવાળો પારાધિનો સરદાર તે શુકરની શોધ કરતો કરતો મુનિના સમીપ આવ્યો. તે સત્યવ્રત મુનિને કુશાસન પર બેઠેલા દેખી વ્યાધ પ્રમાણ કરી સમીપમાં ઉભો રહ્યો ને પૂછવા લાગ્યા કે—'હે મહર્ષિ ! તે શુકર કયાં ગયુ ? તમારાં સત્યવ્રતને હુ જાણુ છું તેથી હું તમને પુછું છું કે મારા બાણથી વીંધાયેલું તે શુકર કયાં ગયું? જ્યારે આ પ્રકારે પારાધીએ મુનિને પુછ્યું ત્યારે તે મુનિ સંદેહમાં ડુબી ગયા કારણ કે આજે મારા સત્યવૃતનું ભંગ થશે જેથી મારે શુકરને મે દીઠું નથી એમ તો ન કહેવાય. બાણવિદ્ધ શુકર અહીથી ગયુ છે તે નથી ગયું એમ અસત્ય હુ કેવી રીતે કહું ? વળી આ ક્ષુધાથી વ્યાકુળ થયો મને પૂછે છે જેથી દેખતાંજ તુરત તે શુકરને મારી નાંખશે. જેનાથી હિંસા થાય તે પણ સત્ય નથી અને જેમાં દયા ને ઉપકાર હોય તે અસત્ય છતાં પણ સત્ય નથી અને જેમાં દયા ને ઉપકાર હોય તે અસત્ય છતાં પણ સત્ય છે પરન્તુ મારે અસત્ય બોલવું ન પડે અને મૃગનું પણ રક્ષણ થાય એવુ કેવી રીતે મારાથી બોલી શકાય ' જેમાં અસત્ય ભાષણ ન હોય તેવું હુ શું બોલું ? હે જમદગ્નિ તે સત્યવ્રત બ્રાહ્મણ આમ વિચાર કરતો કરતો ધર્મસંકટમાં યથોચિત વાણી બોલવા સમર્થ ન થયો. પરન્તુ બાણથી તાડિત શુકરને જોઇ જે તેણે ' ઐ ઐ ' એવો ઉચ્ચાર કર્યો હતો તે ઉચ્ચાર

રૂપ પોતામાં મંત્રબીજથી પ્રસન્ન થયેલી ભગવતીએ આવેલા તે બ્રાહ્મણને વિદ્યા આપી. જેમ વાલ્મિકમુનિને વિદ્યા પ્રગટ થઇ હતી તેમ સત્યવૃતને પણ બીજના ઉચ્ચારથી વિદ્યા પગટ થઈ ને તે સત્યવૃત કવિ પદવીને પામી ગયો હતો. તત્પશ્ચાત્ ધનુષ્યધારી સન્મુખ ઉભેલા શિકારી પ્રતિ દયા વશ એવો મહાત્મા સત્યકામ સત્યવરત આ શ્લોક બોલ્યો. " જે દેખે છે તે કહી શકતી નથી ને જે બોલે છે તે દેખી શકતી નથી. " અહો! વ્યાધ પોતાનાં કાર્યની ઇચ્છાથી મને વારવાર શુ પુછે છે! " મહર્ષિનાં આ વચન સાંભળા પારાધી ચાલ્યો ગયો ને તે શુકરના સબધે નિરાશ થઈ તે શિકારી સ્વસ્થાનમાં જઈ સૂતો. પછી આ બ્રાહ્મણ વાલ્મિકી સમાન કવિ થયો ને સઘળા લોકોમાં તેની સત્યવૃત એવાં નામથી ખ્યાતિ થઈ. પછીથી તે સત્યવૃત વિધિપૂર્વક સારસ્વત બીજનો જપ કરતા ને પૃથ્વીમાં તે બ્રાહ્મણ મહા વિખ્યાત પંડીત થયો. જેનો યશ પ્રતિવર્ષે બ્રાહ્મણો ગાય છે ને મુનિજન આખ્યાનમાં વિસ્તારપૂર્વક તેની સ્તુતિ કરે છે. આવા પ્રકારની સત્યવૃતની પ્રભુતાનુ શ્રવણ થતાં જેઓએ તેનો ત્યાગ કર્યો હતા તેઓ સઘળાં આદરપૂર્વક તેને ઘેર તેડી લાવ્યા. હે રાજન્! આટલા વાસ્તે તે આદિશકિત પરાદેવી જગત્ની કારણરૂપા સદા સેવનીય છે. હે મહારાજ! આટલા વાસ્તે વેદવિધાન પૂર્વક તમે યજ્ઞ કરો કે જે યજ્ઞ અવશ્યમેવ સકળ કામનાઓને આપવાવાળા છે. ભક્તિથી સ્મરણ કરવાથી પૂજન કરવાથી ધ્યાન કે ઉચ્ચારણ કરવાથી આ પરાદેવી વાંછિત અર્થોને આપે છે એથીજ તેને કામદા કહી છે. હે રાજન્! રોગી, દીન, ક્ષુધિત, નિર્ધન, શઠ, આર્ત, મુર્ખ પીડિત, વૈરીઓથી વિટળાયેલાં, દાસ, આજ્ઞાકારી, વિકલ ને વિહવળ છે તથા જે મનુષ્યો ભોજન ભોગમાં અતૃપ્ત, સદા આર્ત, અજિતેન્દ્રિય, તૃષ્ણામાં અધિક આસક્ત, સદા રોગથી પીડિત છે તથા કોઈ મનુષ્યો વિભવ સંપન્ન પુત્રપોત્રાદિવાળાં હોય છે, ભોગોથી પુષ્ટ દેહવાળાં હોય છે, વેદવાદી, રાજ્ય લક્ષ્મીવાળાં તથા બીજાં મનુષ્યોને વશીભૂત કરનારાં હોય છે, તથા સકળ લક્ષણ સંપન્નને સ્વજનોથી અવિયુકત હોય છે, તે ઉભય પ્રકારનાં મનુષ્યોને દેખીને વ્યતિરેક ને અનુમાનથી બુદ્ધિમાનોએ એ જાણી લેવુ જોઈએ કે જે સુખી મનુષ્યોછે તેણે ભગવતીનુ આરાધનકર્યું છેને જે દુખી મનુષ્યો છે તેઓએ ભગવતીનુ આરાધન નથી કર્યું આ સુખી માણસોએ સદાય ભગવતી ઉપાસના કરી છે વાસ્તે તેઓ સઘળાં સસારમાં સુખી છે.[૧–૫૭] વ્યાસમુનિ કહે છે—હે રાજન્! આ પ્રકારે મેં મુનિઓના સમાજમાં લોમશ મુનિના મુખદ્વારા દેવીનું માહાત્મ્ય સાંભળ્યું હતુ. હે રાજન્! હે પુરૂષશ્રેષ્ઠ! આ પ્રમાણે વિચાર કરીને તમારે પરમભક્તિ ને પ્રીતિ પૂર્વક દેવીનું અર્ચન કરવું જોઇએ.[૫૮]

संचित्य राजेन्द्र कर्तव्यं च सदाऽर्चनम ॥
भक्त्या परमया देव्याः प्रीत्या च पुरुषर्षभ॥५८

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૧૧ મો સપૂર્ણ.

## અધ્યાય ૧૨ મો.*

### દેવી યજ્ઞ વિધિ.

**राजो वाच—**

**देव यज्ञ विधिं सम्यग्देव्यास्तस्याःसमंततः ॥
श्रुत्वा करोम्यहं स्वामिन्यथाशक्तिर्हृतंद्रितः॥१॥**

રાજા કહે છે—હે વ્યાસ ! તે દેવીયજ્ઞની વિધિ બરાબર મને કહો કે જેથી તેનું શ્રવણ કરી સાવધાન મનથી યથાશક્તિ તે યજ્ઞનો હે સ્વામી ! હું આરંભ કરૂં. પૂજા વિધિ, મંત્ર, હોમ, દ્રવ્ય, વિગેરેનુ અને વિધાન કહો. તેમાં કેટલા બ્રાહ્મણો જોઈએ ? દક્ષિણા કેટલી જોઈએ ? [1-3] વ્યાસજી કહે છે—હે રાજન્ ! સાંભળો. હુ તમને વિધિપૂર્વક દેવી યજ્ઞની રીતિ કહુંછું. વિધિકૃષ્ટ કર્મથી એ યજ્ઞ ત્રણ પ્રકારનો તમે જાણો. સાત્વિક રાજસી ને તામસી. તેમાં મુનિઓને સાત્વિક યજ્ઞ કહ્યો છે ને રાજાઓને રાજસી યજ્ઞ કહ્યો છે તથા રાક્ષસોનો તામસી યજ્ઞ થાય છે ને જ્ઞાનીઓનો નિર્ગુણ યજ્ઞ થાય છે. જીવન્મુક્તોનો જ્ઞાનમય યજ્ઞ થાય છે. આ યજ્ઞ તને હું વિસ્તારપૂર્વક કહુ છું. દેશ કાળ દ્રવ્ય મંત્ર બ્રાહ્મણ અને સાત્વિકી શ્રદ્ધાથી સાત્વિક યજ્ઞ કહેવાય છે. જ્યારે દ્રવ્યશુદ્ધિ ક્રિયાશુદ્ધિ ને મંત્રશુદ્ધિ બરાબર થાય છે ત્યારેજ યજ્ઞ પૂર્ણ ફળ આપે છે. અન્યાયથી ઉત્પન્ન કરેલાં દ્રવ્ય વડે જે પુણ્યો કરવામાં આવે છે તેથી આ લોકમાં કીર્તિ નથી ને પરલોકમાં પણ ફળ થતુ નથી. આટલા વાસ્તે ન્યાયથી મેળવેલાં દ્રવ્ય દ્વારા સુકૃત્યો કરવાં જોઈએ અને એજ પરલોકમાં યશ ને સુખના નિમિત્ત સુકૃત્યો કરાય છે. હે રાજન્ ! આપને એ વાત તો સુવિદિત છે કે પાંડવોએ મહા યજ્ઞ કર્યો હતો ને જે યજ્ઞ શ્રેષ્ઠ રાજસૂય યજ્ઞમાં પાંડવોએ મહા દક્ષિણાઓ આપી હતી, જ્યાં સાક્ષાત્ હરિ ને કૃષ્ણ એવા મહા મનસ્વી યાદવેન્દ્રો હતા, ભારદ્વાજ આદિ પૂર્ણ વિદ્યા વાળા બ્રાહ્મણો હતા, આમ છતાં પણ એ યજ્ઞની પૂર્ણાહુતિ કરી પાંડવોએ એકજ મહીનામાં મહાકષ્ટતમ દારૂણ વનવાસ કર્યો હતો. વનવાસમાં દ્રૌપતીનાં વસ્ત્રહરણ રૂપ તથા દ્યૂતમાં પરાજયરૂપ દારૂણ સંકટો તેઓના માથે પડયાં હતાં. પાંડવોને યજ્ઞનું ફળ કયાં ચાલ્યુ ગયુ ? ને મહાત્મા પાંડવો વિરાટરાજાને ત્યાં દાસ થયા હતા, સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવાં દ્રોપદીને કીચક ઉપાડી ગયો હતો, તો શુદ્ધચિત્તવાળા બ્રાહ્મણોના આશીર્વાદ યજ્ઞ વેળાએ પાંડવોને મળ્યા હશે તે બધા કયાં ચાલ્યા ગયા ? વળી આવાં સંકટોમાં પાંડવોને વાસુદેવની ભક્તિથી પણ સહાયતા ન મળી. કોઈએ દ્રોપદી બાળાની રક્ષા પણ ન કરી અને એ ઉત્તમ અંગ વાળી દ્રોપદીનો કેશ ગ્રહ થયો. આ બધુ ધર્મનાં વૈગુણ્યનુ જ કારણ થયુ છે જેથી તેમાં શો વિચાર કરવો ! જ્યાં દેવેશ કેશવ હના હતા તથા ધર્મપુત્ર યુધિષ્ઠિર હતા છતાં ધર્મવૈગુણ્યથી જ આમ થયું. જો આમાં ભાવિને કારણ માનીએ તો બધાં આગમો નિષ્ફળ થાય ને વેદમંત્રોને પણ મિથ્યા કહેવા પડે. આથી સકળ સાધનો ને તેના ઉપાયો પણ નિરર્થક જ થાય ને ભવિતવ્યને કારણ ત્યાં માનવારૂપ વચનથી આવા અનર્થોને પ્રસંગ આવે ને આથી બધાં આગમો અર્થવાદ રૂપે બની જાય ને સકળ ક્રિયાઓ નિરર્થક થાય, સ્વર્ગ વાસ્તે તપશ્ચરણ વૃથા કહેવાય ને વર્ણાશ્રમ ધર્મોની પણ હાનિ થાય. આ પ્રમાણે ભવિ-

---

* આ બારમા અધ્યાયમા ' દેવીયજ્ઞવિધિ ' કહેવામા આવશે.

તવ્યને ત્યાં કારણ માનતાં સકળ પ્રમાણો વ્યર્થ થાય. આમાં તો દૈવ અને ઉપાય એ ઉભય પણ મિથ્યાજ બની જાય. ઉક્ત દોષોથી જે કર્મ કરવાથી વિપરીત ફળરૂપ સિદ્ધિ થઈ આવે તો ત્યાં પંડિતજનોએ વિગુણતાની કલ્પના કરેલી છે. કર્મકાંડી પંડિતોએ કર્મના અનેક પ્રકારો કહ્યા છે તેમાં તે કર્મોના કર્ત્તાના ભેદથી, મંત્રના ભેદથી ને દ્રવ્યના ભેદથી ત્રણ પ્રકાર મુખ્યતાએ પાડવામાં આવ્યા છે. જેમ પૂર્વે ઈન્દ્રે વિશ્વરૂપને ગુરૂ કર્યા ને તે ગુરૂએ માતાના નિમિત્ત વિપરીત પક્ષનો સમાશ્રમ કરી વિપરીત કર્મ કર્યું. પ્રત્યક્ષમાં દેવતા ને પરોક્ષમાં દૈત્યોના નિમિત્તે વારંવાર સ્વસ્તિ વાક્ય તેઓએ કહ્યાં અને માતૃપક્ષવાળા અસુરોની પણ રક્ષા કરી. પછી દૈત્યોને પુષ્ટ દેખીને ઇન્દ્રે ક્રોધ કર્યો અને વજ્રથી સત્વર વિશ્વરૂપનાં ત્રણે મસ્તકો કાપી નાંખ્યાં. અહી પણ અવશ્ય કર્ત્તાના ભેદથી ક્રિયામાં વૈગુણ્યતા પ્રાપ્ત થઇ નહી તો પાંચાલ રાજા દ્રૌપદે રોષથી પણ ક્રિયા કરી હતી તોપણ યથાર્થ થવાથી તેમણે ઈચ્છેલો દ્રોણ વિનાશક પુત્ર ધૃષ્ટધુમ્ન ઉત્પન્ન થવા ઉપરાંત વેદીના મધ્યમાંથી અધિકફળ રૂપે દ્રૌપદી પ્રગટ થયાં. વળી જે વેળા દશરથ રાજાએ પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો ત્યારે તેમને એકની ઈચ્છા છતાં ચાર પુત્રો ઉત્પન્ન થયા હતા. આથી યુક્તિથી કરવામાં આવેલી સર્વક્રિયાઓ સિદ્ધ થાયજ છે, અયુક્તિથી સઘળી ક્રિયાઓ વિપરીત થાય છે. જેમ પાંડવોને યજ્ઞથી કિંચિત્ વૈગુણ્યના યોગથી વિપરીત ફળ પ્રાપ્ત થયું ને તેઓ જુગારમાં જીતાઇ ગયા. સત્યવાદી ધર્મપુત્ર યુધિષ્ઠિર દ્રૌપદી અને બીજા પણ ભાઇઓ ઉત્તમ હતા છતાં તેઓને તો કુદ્રવ્યના યોગથીજ તે યજ્ઞમાં વિગુણતા પ્રાપ્ત થઇ કાંતો અભિમાનના કારણે તેઓમાં દૂષણ ઉપસ્થિત થયું. હે મહારાજ ! સાત્વિક યજ્ઞ તો મહા દુર્લભ છે ને તે મહા યજ્ઞ તો મહામુનિ વૈખાનસોજ કરી શકે છે. તે વૈખાનસ મુનિઓ નિત્ય પ્રતિ સાત્વિક ભોજન કરે છે, રૂષિઓને યોગ્ય એવું સુસંસ્કારવાળું ઉત્તમ વન ધાન્ય ન્યાયથી ઉપાર્જિત કરે છે. પુરોડાશમાં નિત્ય પરાયણ એવા પશુબંધનના યૂપરહિત મંત્રોપૂર્વક શ્રદ્ધાના યજ્ઞને મહા સાત્વિક યજ્ઞો કહ્યા છે. રજોગુણી યજ્ઞોમાં અધિક દ્રવ્યો જોઈએ છીએ, યૂપ રચવામાં આવે છે ને તે ક્ષત્રીયો ને વૈશ્યોનો અભિમાની રાજસીયજ્ઞ કહેવાય છે. ક્રોધ તથા મદને વધારનારા દાનવોના તામસી યજ્ઞો કહેવાય છે. ક્રોધ અને અમર્ષ વાળા યજ્ઞોને મહાત્માઓ તામસી યજ્ઞ કહે છે. મોક્ષની ઈચ્છાવાળા વિરક્ત મહાત્માઓ છે તેઓને તો સકળ સાધન વાળા માનસિક યજ્ઞો કહ્યા છે. બીજા સઘળા યજ્ઞોમાં કાંઈક ન્યુનતા રહી જાય છે. દ્રવ્ય શ્રદ્ધા ક્રિયા ને બ્રાહ્મણોદ્વારા દેશકાળ પૃથક દ્રવ્ય સકળ સાધનોથી બીજા યજ્ઞો કદાચ અપૂર્ણ રહે છે પણ સદા માનસી યજ્ઞ પૂર્ણ હોય છે. પ્રથમ તો ગુણરહિત મનનુ શોધન કરવુ જોઇએ ને મનની શુદ્ધિથી અવશ્ય દેહની પણ શુદ્ધિ થઈ જાય છે ને ઇન્દ્રિયોના અર્થના ત્યાગથી જેવું મન શુદ્ધ થયું તેવોજ તે પુરૂષ યજ્ઞનો અધિકારી બની જાય છે, પછી તે પુરૂષ મનમાં અનેક યોજનનો વિશાળ મંડપ કલ્પીને ને યજ્ઞીયવૃક્ષોના અનેક સ્તંભો કલ્પીને મનથીજ નિર્મળ વેદીની કલ્પના કરે છે ને વિધિપૂર્વક પછી તે પુરૂષ મનથીજ અગ્નિની સ્થાપના કરે. આ પ્રકારે પછી તે બ્રાહ્મણોને પસંદ કરીને બ્રહ્મા અધ્વર્યુ હોતા પ્રસ્તોતા ઈત્યાદિની વિધિપૂર્વક

કલ્પના કરે અને હે મુનિઓ ! આ પ્રમાણે ઉદ્‌ગાતા પ્રતિહર્તા ને સભ્યોની મનમાં કલ્પના કરે ને પછી તે તમામની મનથીજ પૂજા કરે. પ્રાણ સમાન વ્યાન સમાન એ પાંચે અગ્નિઓનું વેદીમાં સ્થાપન કરે ને પ્રાણને ગાર્હપત્ય, અપાનને આહવનીય, વ્યાનને દક્ષિણાગ્નિ, સમાનને આવસથ્યક, ઉદાનને સભ્યાગ્નિ એમ આ પાંચ પાવકો પરમ ઉત્તમ છે તેને વિધિપૂર્વક કલ્પે. નિર્ગુણ પરમ શુચિ એવાં દ્રવ્યની મનથીજ કલ્પના કરે ને મનનેજ હોતા ને યજમાન બનાવે. આ યજ્ઞના અધિદેવતા નિર્ગુણ સનાતન બ્રહ્મ છે ને નિર્વેદદાયક ફળદાયક આ નિર્ગુણ શક્તિ છે તે બ્રહ્મવિદ્યા સકળના આધારરૂપે સર્વમાં વ્યાપીને વિરાજીત છે, તેને ઉદ્દેશીને પ્રાણાગ્નિમાં હવન કરે ને પછી ચિત્ત અને પ્રાણોને નિરાલંબ કરીને સુષુમ્નાના માર્ગદ્વારા તે પ્રાણોનો ભગવતીપદવાચ્ય બ્રહ્મમાં લય કરે. આ પ્રાણ લયથી સંકલ્પવિકલ્પોનો ક્ષય થાય ત્યારે સમાધિ દશાવિષે પોતાથી અભિન્ન ભગવતીનુ નિર્વિકલ્પ ચિત્તમાં ધ્યાન કરે અને જ્યારે પોતામાં સર્વભૂતોને ને સર્વભૂતોમાં પોતાને એટલે કે “ સકળ ભૂતો મારામાં છે ને હું સર્વ ભૂતોમાં છુ ” એમ જ્યારે તે પુરૂષ દેખે છે ત્યારે તેને તે ભગવતી શિવાનાં સાક્ષાત્કારતા રૂપ દર્શન થાય છે ને તે સચ્ચિદાનંદ રૂપિણીને દેખીને તે પુરૂષ બ્રહ્મવિત્ બની જાય છે. હે રાજન્ ! આ સમયમાં સઘળાં માયાદિક ભસ્મ થાય છે ને કેવળ દેહની સ્થિતિ નિમિત્તે પ્રારબ્ધ કર્મ માત્ર અવશેષ રહે છે એ વેળા એ જીવન્મુક્ત થઇને મુક્ત થઈ જાય છે અર્થાત્ પ્રારબ્ધ પૂર્ણ થતાં એકજ બ્રહ્મરૂપે બને છે. હે રાજન્ ! જે જગદમ્બાનું ભજન કરે છે તે કૃતકૃત્ય થાય છે. આટલા વાસ્તે સકળ પ્રકારના પ્રયત્નોથી ભુવનેશ્વરીનું ધ્યાન કરવું ને ગુરૂ વાકયના અનુસારે તેનું શ્રવણ તથા ધ્યાન કરવાં. હે રાજન્ ! આ પ્રકારે યજ્ઞ કરવાથી તે યજ્ઞ મોક્ષને આપનારો થાય છે એમાં સંશય નથી. સકામ યજ્ઞ તો ક્ષયોન્મુખ હોય છે. વિધિપૂર્વક અગ્નિષ્ટોમથી સ્વર્ગની કામનાથી યજ્ઞ કરે એવું વેદનું અનુશાસન છે એમ વિદ્વાનો કહે છે, પરન્તુ સકામ યજ્ઞ કરનારો તે પ્રાણી સ્વર્ગમાંથી પુણ્યો ક્ષય થતાં પાછો મૃત્યુલોકમાં આવે છે એટલા વાસ્તે માનસી યજ્ઞજ શ્રેષ્ઠ છે કે જેનું ફળ અક્ષય છે. જયની ઈચ્છા કરનારા રાજાઓ આ યજ્ઞને સિદ્ધ નથી કરી શકતા. હે રાજન્ ! આપે પણ પહેલાં તામસી યજ્ઞ કર્યો હતો તેમાં આપે દુરાત્મા તક્ષકનું વૈર વાળ્યું ને જેનાં કારણે અનેક સર્પોનો નાશ કર્યો. તેથી હવે તમે વિધિપૂર્વક દેવીયજ્ઞ કરો. હે રાજન્ ! જેવો સૃષ્ટિની આદિમાં વિષ્ણુએ પણ યજ્ઞ કર્યો હતો તેવો હે રાજન્ ! તમે પણ યજ્ઞ કરો ને તેની વિધિ હું આપને કહી બતાવું, હે રાજન્ ! એ વિધિના જાણવાવાળા વેદ વિદ્ બ્રાહ્મણો છે. જેઓ દેવી બીજનાં વિધાન જાણવાવાળા મંત્રમાર્ગમાં ચતુર છે તેઓ તે યજ્ઞને કરાવનારા છે ને તમે યજન કરનારા છો. વિધિપૂર્વક એ યજ્ઞ કરીને ને તેનુ પુણ્ય પિતાને અર્પણ કરીને હે મહારાજ ! દુર્ગતિ પામેલા તમારા પિતાનો ઉદ્ધાર કરો. બ્રાહ્મણના તિરસ્કારનું પાપ મહા દુર્ઘટ ને નર્કને દેવાવાળું છે. હે પાપરહિત તેમાં વળી તમારા પિતાને શાપ થવારૂપ દોષપણ લાગ્યો છે, સર્પના કરડવાથી તેમનું દુર્મરણ પ્રાપ્ત થયું છે ને અન્તરાલમાં મેડીપર મોત થયુ છે કે જ્યાં ભૂમિ કે કુશની પથારી પર પણ તેમનું શરીર નથી પડયું. સંગ્રામમાં કે ગંગામાં નહીં પરન્તુ

સ્નાનદાન રહિત તમારા પિતાનું મૃત્યુ મહેલપર થયુ છે. હે રાજન્! આ સઘળાં અશુભ કાર્યો નરકનાં કારણભૂતજ થયાં છે જેથી તેમાં તેમને એક પણ ઉદ્ધારનું કાર્ય થયું નથી. સઘળાં દુષ્ટ સાધનો થયાં છતાં પણ જો એક અતિ દુર્લભ શ્રેષ્ઠ સાધન થયુ હોય તો અડચણ નહી પણ તમારા પિતાથી એ પણ થયું નથી. તે સાધન એ છે કે–કાળ આવે ત્યારે સકટ વશ છતાં મનમાં મજબુત વૈરાગ્ય રાખીને નિર્વેદ પ્રાપ્ત થઇને મરતી વેળા વિચારવુ પચભૂતાત્મક દેહમાં મારૂં શુ છે! ભલે દેહ આજજ પડી જાય! હું તો અવિનાશી છુ, આ તત્ત્વો નાશાત્મક છે તેમાં શોકનો શો પ્રસગ છે? હું બ્રહ્મ છુ પણ સસારી નથી ને હુ સદા સનાતન મુક્તસ્વરૂપ છુને દેહની સાથે મારો મબધ નથી પરન્તુ તે દેહ તો કર્મથીજ પ્રાપ્ત થયેલો છે. મનુષ્ય દેહના યોગથી સુખદુખનાં સાધનોદ્વારા શુભાશુભ સકળ દેહ ભોગવે છે ને હુ તો ઘોર ભયવાળા આ સસાર સાગરથી મુક્ત છુ. આ પ્રકારે ચિન્તન કરતો કરતો સ્નાનદાનથી રહિત પ્રાણી પણ શરીરને તજે છે તે અવશ્ય મુક્ત થાય છે. આ યોગિની દુર્લભ પરાકાષ્ઠા ગતિ છે. હે રાજન્! તમારા પિતા રાજા બ્રાહ્મણના શાપને સાંભળીને દેહમાં મમતા કરતા થકા આવા નિર્વેદને ન પામ્યા. આ મારો દેહ નિરોગીને રાજ્ય કટકરહિત છે તેથી હું કેમ જીવુ! મત્રવેત્તાઓને બોલાવો! ઔષધ મણિ મત્ર પરમ યત્ર કરી રાજા મહેલમાં રહ્યા ને સ્નાન દાન દેવી સ્મરણ એમાંનુ કાંઈપણ ન કર્યું ને દૈવને બલિષ્ઠ માની ભૂમિપર ન સુતા, મોહ સાગરમાં ડૂબ્યા, મહેલપર સર્પદંશથી મૃત્યુ પામ્યા ને કલિના યોગથી તપસ્વીનાં અવમાનરૂપ પાપ તેઓએ કર્યું આવાં આચરણોથી અવશ્ય નર્ક થાય છે વાસ્તે હે રાજન્! પાપથી તું પિતાનો હવે ઉદ્ધાર કર.[૩-૮૫] સુત બોલ્યા—આ પ્રકારે અમિત તેજસ્વી વ્યાસનાં વચન સાંભળી જન્મેજય નેત્રેથી કઠ સુધી જળ ભરી મહા દુ:ખ પામ્યો. જો મારા પિતાની સુગતિ ન હોય તો મારાં જીવનને ધિક્કાર છે જેથી એ કાર્ય કરૂં કે જેથી પિતા સ્વર્ગમાં જાય.[૮૭]

**धिगिदं जीवित मेऽद्य पिता मे नरके स्थितः।**
**तत्करोमि यथेवाद्य स्वर्गं यात्युत्तरा सुतः॥८७॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૩ મો*

### વિષ્ણુનો દેવી યજ્ઞ.

**राजोवाच-**

**हरिणातुकथंयज्ञःकृतःपूर्वंपितामह ॥**
**जगत्कारणरूपेणविष्णुनाऽप्रमाविष्णुना ॥१॥**

રાજા કહે છે—જગત્ના કારણરૂપ પ્રભાવશાલી શ્રીવિષ્ણુએ પૂર્વે હે પિતામહ! કયા પ્રકારે દેવી યજ્ઞ કર્યો હતો. તેમાં કોણ બ્રાહ્મણો હે મહામતે! સહાયકારી થયા હતા તથા તે યજ્ઞમાં વેદતત્ત્વના જ્ઞાતાઓ રૂત્વિજો કોણ થયા હતા તે હે પરતપ! તમે મને કહો. પછી વિધિદૃષ્ટ કર્મથી તે યજ્ઞ હું કરીશ પણ પ્રથમ તો અબિકાનો વિષ્ણુએ જે યજ્ઞ કર્યો હતો તે સભળાવો.[૧-૩] વ્યાસ કહે છે—હે રાજન્! હે મહાભાગ! આ પરમ અદ્ભૂત કથાને સવિસ્તર સભળાવો કે જે પ્રકારે ભગવાન વિષ્ણુએ વિધિપૂર્વક યજ્ઞ કર્યો હતો. જ્યારે ત્રણ શક્તિઓ આપીને તે દેવીએ ત્રણે

*આ અધ્યાયમા વિષ્ણુના દેવીયજ્ઞ વિષે કથા કહેવામા આવશે.

દેવોને વિદાય કર્યા ને પછી તેઓ ત્રણે પુરૂષ રૂપ પામીને વિમાનમાં બેઠા ને પછી ઘોર મહાસાગરમાં તેઓ પહોંચ્યા. પછી તેઓએ પૃથ્વીને ઉત્પન્ન કરી નિવાસસ્થાન કર્યા ને તે વેળા જ્યારે દેવીએ પોતાની આધારશક્તિ આપી ત્યારે તે પૃથ્વી સત્વર અચળ થઈ. મધુકૈટભના મેદના સંયોગથી મેદિની ધારણ કરતી હોવાથી ધરા ને વિસ્તારયુક્ત હોવાથી પૃથ્વી કહેવાય છે. અધિકતાથી મહી પણ કહી છે. તે પૃથ્વીને શેષના મસ્તકપર અદ્ધર કરી રાખી ને ધારણના નિમિત્તે વિસ્તારપૂર્વક પર્વતો કર્યા. જેમ કાષ્ઠમાં લોહની મેખ લગાડવામાં આવે છે તે પ્રકારે આ પર્વતો રચેલા છે, ને વિબુધ લોકો તેને મહીધરો નામથી કહે છે. હે મહારાજ ! ઘણા યોજનના વિસ્તારમાં મણિમય શિખરોથી સુશોભિત પરમ અદ્ભૂત સુવર્ણ પર્વત મેરૂ રચેલો છે. મરીચિ, નારદ, અત્રિ, પુલહ, પુલસ્ત્ય, ક્રતુ, દક્ષ, ને વસિષ્ઠ એ બ્રહ્માજીના આઠ પુત્રો છે. મરીચિથી કશ્યપ થયા ને તેમને તેર દક્ષ કન્યાઓ વિવાહમાં આપી એથી અનેક દેવતાઓ અને દૈત્યો પ્રગટ થયા. આથી કરીને કાશ્યપી સૃષ્ટિ એટલે કશ્યપના વંશનો ઘણો વિસ્તાર થયો. તે વંશનો વિસ્તાર મનુષ્ય પશુ સર્પાદિક ભેદથી અનેક પ્રકારનો થયો. બ્રહ્માના અર્ધદેહથી સ્વાયંભુવ મનુની ઉત્પત્તિ થઈ ને બ્રહ્માના વામભાગમાંથી શતરૂપા નારી ઉત્પન્ન થઈ. તે શતરૂપાને પ્રિયવૃત ને ઉત્તાનપાદ એ બે પુત્રો થયા, અને અતીવ રૂપાળી ત્રણ પુત્રીઓ થઈ. આ પ્રકારે ભગવાન બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરીને મેરૂના શિખરપર પોતાનું સ્થાનક કર્યું. ભગવાન વિષ્ણુ વૈકુંઠમાં રમણ કરવા લાગ્યા. તે વૈકુંઠ ક્રીડાસ્થાન મનોહર ને સર્વ લોકોની ઉપર વિખ્યાત છે. શિવજીએ સ્વનિવાસ સ્થાન કૈલાસ બનાવ્યું ને ભૂતગણોને પ્રાપ્ત કરીને તેઓ યથેચ્છા વિહાર કરવા લાગ્યા. સ્વર્ગ અર્થાત્ ત્રિવિષ્ટપ મેરૂનાં શિખરપર કલ્પ્યું ને તે સુરેન્દ્રનું સ્થાન અનેક રત્નોથી શોભાયમાન બની રહ્યું. સમુદ્રનાં મથનથી પારિજાત નામનું ઉત્તમ વૃક્ષ પ્રાપ્ત થયું. ચાર દાંતવાળો હાથી ને કામદા કામધેનુ પણ ત્યાંથી પ્રાપ્ત થયાં. ઉચ્ચૈઃશ્રવા અશ્વ ને રંભાદિક અપ્સરા આ બધાં સ્વર્ગભૂષણો ઈન્દ્રને પ્રાપ્ત થયાં ધન્વંતરિ ને ચંદ્રમા પણ સમુદ્રમાંથી પ્રગટ થયાં ને તે સઘળાં સ્વર્ગમાં સ્થિતિ પામી દેવોના મધ્યમાં શોભવા લાગ્યાં. હે રાજન્ ! આ પ્રકારે આ ત્રણ પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે ને તેના ભેદ દેવતા તિર્યક્ ને મનુષ્ય એમ કલ્પિત છે. અંડજ સ્વેદજ ઉભિદ્દજ ને જરાયુજ એમ ચાર પ્રકારના જીવો કર્મના અનુસારે થયા છે. બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર આ પ્રમાણે સૃષ્ટિ રચીને પોતપોતાનાં સ્થાનકોને શ્રેષ્ઠ કરવા લાગ્યા. આ પ્રકારે સૃષ્ટિની પ્રવૃત્તિ થઈ ત્યારે ભગવાન વિષ્ણુ અચ્યુત એવા પ્રભુ મહાલક્ષ્મીના સાથે પોતાના ભુવનમાં ક્રીડા કરવા લાગ્યા. એક વેળાએ વૈકુંઠમાં ભગવાન વિષ્ણુ બેઠા હતા તેવામાં તેવામાં તેમને મણિમંડિત એવો પૂર્વે જોયેલો સુધાસાગરનો મણિદ્વીપ સાંભરી આવ્યો. જ્યાં મહામાયાનાં દર્શન કરીને મંત્ર પ્રાપ્ત કર્યો હતો, ને જેના મહિમાથી પોતે સ્ત્રીભાવને પામી ગયા હતા, તે પરમ શક્તિનું સ્મરણ કરીને રમાપતિ વિષ્ણુએ અમ્બિકાયજ્ઞ કરવાની ઇચ્છા કરી, એ વેળા ભગવાન્ વિષ્ણુએ વૈકુંઠમાંથી નીચે ઉતરી શંકરને બોલાવ્યા. પછી વિષ્ણુએ બ્રહ્માજીને, વરૂણદેવને, ઈંદ્રદેવને, કુબેરને, અગ્નિદેવને, યમદેવને, વશિષ્ઠને

કશ્યપને, દક્ષને, વામદેવને, બ્રુહસ્પતિને બોલાવી કરી યજ્ઞનો વિશાળ સમારંભ કરાવ્યો. તે સમારંભ મહાવિભાવવાળો સાત્વિક તથા મનોહર હતો. શિલ્પશાસ્ત્રીઓ દ્વારા પછી વિષ્ણુએ એક વિશાળ મંડપ રચાવ્યો ને સુવૃત ધારી સત્તાવિશ રૂત્વિજોને પસંદ કર્યા. પછી ચિતિ અને સારા વિસ્તારવાળી વેદીઓ વિરચી ને બ્રાહ્મણો દેવીનાં બીજ સહિત મંત્ર જાપ કરવા લાગ્યા, ને વિધિપૂર્વક કલ્પના કરીને હવિ કરવા માંડી. આ વેળાએ હવનનો વિસ્તાર હોવાથી એક અશરીરિણી વાણી પ્રગટી, તે વાણી મધુર સ્વરથી વિષ્ણુના પ્રતિ બોલી. 'હે વિષ્ણો ! તમે સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ છો, સકળ દેવતાઓમાં માન્ય ને પૂજનીય થશો, સમર્થ થશો, બ્રહ્માદિ દેવતાઓ ઈન્દ્ર સહિત દેવતાઓ નિરન્તર તમારૂં અર્ચન કરશે, સકળ મનુષ્યો તમારામાં પ્રીતિ કરશે, ભક્તિ કરશે, અને તમે સકળ મનુષ્યોમાં વરદાયી કહેવાશો. હે વિષ્ણો ! તમે સકળ દેવતાઓની કામના આપનારા પરમ પરમેશ્વર કહેવાશો ને સકળ યજ્ઞોમાં યાજકોવડે મુખ્ય દેવ તરીકે તમેજ પૂજાશો. લોકો તમને પૂજશે ને તમે વરદાતા કહેવાશો. દાનવોથી અતિ પીડા પામેલા દેવતાઓ સદાય તમારોજ આશ્રય કરશે. હે પુરૂષોત્તમ ! પ્રાણીમાત્રનું તમે શરણ થશો ને સકળ વેદ પુરાણાદિમાં તથા વિશાળ યજ્ઞોમાં તમે પરમ પૂજ્યતમ થશો ને તમારી અવશ્ય કીર્તિ થશે. ભૂમિપર જ્યારે જ્યારે ધર્મક્ષય થશે ત્યારે ત્યારે તમારે અંશાવતારો ધારણ કરી ધર્મ રક્ષણ કરવું. તમારા અંશોથી સુવિખ્યાત અનેક તમારા અવતારો પૃથ્વીમાં થશે ને મહાત્માઓને તે અવતારો માનનીય થશે. નાના પ્રકારની યોનિમાં સઘળા અવતારોમાં હે માધવ ! હે મધુસૂદન ! તમે સર્વ લોકોમાં વિખ્યાત થશો. સકળ અવતારોમાં શક્તિ તમારી સહચારિણી થશે ને તે શક્તિ મારા અંશથી પ્રગટી સકળ કાર્યોને સિદ્ધ કરશે. તે શક્તિ વારાહી નારસિંહી એમ અનેક ભેદ વાળી પ્રગટશે તથા નાના આયુધો વાળી શુભ આકૃતિઓ વાળી ને સકળ પ્રકારનાં ભૂષણોથી શોભતી એવા એ શક્તિઓ સહિત હે માધવ ! તમે સઘળાં દેવકાર્યોને સદાય સિદ્ધ કરશો, એવું મારૂં તમને વરદાન છે. અને એ શક્તિઓનો લેશ માત્ર પણ ગર્વ કરી અનાદર કરવો નહીં પરન્તુ યત્નથી તેઓનું પૂજન અને માન કરવું. ખરેખર આ શક્તિઓ ભારતવર્ષમાં કામનાઓ આપનારી થશે ને પ્રતિમાઓ રૂપથી પૂજિત થઈને એ શક્તિઓ મનુષ્યોના મનોરથોને પૂર્ણ કરશે. હે દેવેશ ! એ શક્તિઓથી તમારી મહા કીર્તિ થશે. તમે સપ્તદ્વીપ અને ભૂમંડળમાં વિખ્યાત થશો. હે મહાભાગ ! ભૂમિ મંડળમાં મનુષ્યો તમને અને તે શક્તિઓને પોતાની મન કામનાથી સિદ્ધિ થવા સારૂ અનેક ભાવથી અને ઉપહારથી પૂજશે. વેદોક્ત મંત્રો વડે ને નામના જપ વડે કરીને લોકો તમારા સહિત તે શક્તિઓને પૂજશે જેથી હે મધુસૂદન ! તમારો ભૂલોકમાં તથા સ્વર્ગલોકમાં મહા મહિમા ગવાશે, ને વૃદ્ધિ પામશે.[૪-૫૪] વ્યાસજી કહે છે—આ પ્રમાણે વિષ્ણુને વરદાન આપી તે આકાશવાણી શાન્ત પામી ને ભગવાન શ્રવણ કરીને ઘણાજ પ્રસન્ન થયા. પછી વિધિપૂર્વક યજ્ઞનુ કાર્ય હરિ એવા ભગવાન ઈશ્વરે સમાપ્ત કર્યું. દેવતાઓને, બ્રહ્માના પુત્રોને તથા મુનિઓને વિદાયગીરી કરી ને ગરૂડધ્વજ એવા ભગવાન અનુચરો સાથે વૈકુંઠમાં ગયા. દેવતાઓ પણ પોતપોતાના સ્થાનકમાં ગયા ને

સઘળા મુનિઓ પણ માર્ગમાં વિસ્મય પામતા ને અરસ્પરસ વાતો કરતા કરતા પ્રસન્ન થતા થતા પોતાનાં પવિત્ર આશ્રમોમાં ગયા. શ્રવણમાં મનોહર આકાશવાણી સાંભળવાથી સઘળાઓને ભગવતીમાં પ્રેમ થયો ને ભક્તિયુક્ત સઘળા બ્રાહ્મણ મુનિગણોએ પ્રેમથી ભગવતીનાં પૂજન કર્યાં. હે શૌનકાદિ મુનિઓ ! તે મૂલ પ્રકૃતિની આરાધના અવશ્ય સકળ કામનાઓને આપવા વાળી છે.

**श्रुत्वा वाणीं परम विशदां व्योमजां श्रोत्र रम्यां**
**सर्वेषां वै प्रकृति विषये भक्तिभावश्च जातः ।**
**चक्रु स्सर्वे द्विजमुनिगणा. पूजनं भक्तियुक्ता**
**स्तस्या कामं निखिल फलदं चागमे क्तं मुनीन्द्राः।**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો.*

### દેવિની વિભૂતિ વિષે રાજાનો પ્રશ્ન.

**जनमेजय उवाच-**

**श्रुतोवैहरिणा कृतोयज्ञोविस्तरतो द्विज ।**
**महिमानं तथांऽबायावद विस्तरतो मम ॥ १ ॥**

જનમેજય કહે છે—હે વ્યાસ ! હરિ ભગવાને કરેલા યજ્ઞની વાત વિસ્તારપૂર્વક મેં સાંભળી ને હવે મને અંબાજીના મહિમાને વિસ્તારથી કહી બતાવો એટલે તે દેવીનાં ચરિત્રોને સાંભરીને હું અત્યુત્તમ યજ્ઞ કરીશ ને હે વિપ્રેન્દ્ર ! તમારી કૃપાથી હું પરમ પવિત્ર બનીશ. ૧-૨ વ્યાસ કહે છે—હે રાજન્ ! સાંભળ હું તને ઉત્તમ ભાગવતીનાં ચરિત્રો વિષે કથા કહું છું. દેવીના ઈતિહાસને ને પુરાણને હું તને સુવિસ્તારથી કહુ છું. સૂર્યવંશમાં સંભવેલો એક તેજસ્વી રાજા કૌશલ દેશમાં થયો હતો તે મહાતેજસ્વી પુષ્પનો પુત્ર ધ્રુવસંધિ નામનો હતો. તે ધર્માત્મા સત્યવૃત ધારી વર્ણાશ્રમના હિતમાં પરાયણ સમૃદ્ધિમાન્ રાજા અયોધ્યામાં રાજ્ય કરતો હતો. બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય ને શુદ્ર ઈત્યાદિ પોતપોતાની વૃત્તિમાં સ્થિત થઇ તે રાજાના રાજ્યમાં વસતાં હતાં. તેના રાજ્યમાં ચોર ચાડીયા ધૂર્ત પાખંડી કૃતઘ્ની ને મુર્ખ માણસોનો નિવાસ ન હતો. હે રાજન્ ! આ પ્રકારે વર્ત્તતા આ રાજાને કામભોગને આપનારી બે રાણીઓ હતી. એકનું નામ મનોરમા હતુ ને તે ધર્મપત્ની મહાચતુર ને રૂપવતી હતી ને તેની બીજી રાણી રૂપગુણ સંપન્ન લીલાવતી નામની હતી. ગૃહોમાં વનોમાં ને ઉપવનોમાં તે રાજા પોતાની રાણીઓ સહિત વિહાર કરતો હતો. ક્રીડા પર્વતોમાં વાટિકાઓમાં ને રાજમહેલમાં તે રાજા વારંવાર વિહાર કરતો હતો. શુભ મહુર્ત્તમાં મનોરમાને એક પુત્ર પ્રસવ્યો. તેનું નામ સુદર્શન પાડયુ ને તે રાજ્યલક્ષણવાળો કુંવર હતો. તેની બીજી પત્ની લીલાવતીને પણ સુંદર પક્ષમાં ને સુંદર દિવસમાં એકજ માસમાં પુત્ર પ્રસવ્યો રાજાએ ઉભય કુમારોનાં જાતકર્માદિક કર્યાં ને પોતે પુત્ર જન્મનાં કારણ અતીવ પ્રસન્ન થઈ બ્રાહ્મણોને મહાદાન કરવા લાગ્યો. તે બંન્ને પુત્રોમાં રાજાને સરખી પ્રીતિ થતી હતી ને ક્યારે પણ તે એ બે વિષે અંતર બુદ્ધિ કરતો નજ હતો. પછી વિધિપૂર્વક ચુડાકર્મ જેવું પોતાનું રાજ ઐશ્વર્ય હતું તેવાજ પ્રકારે ઉત્સાહથી કર્યું ચુડા કરણ થયા પછી તે બને રાજકુમારો રાજાનાં મનને હરણ કરતા ને ક્રીડા કરતા કરતા લોકોનાં મનને પણ હરવા લાગ્યા. તે બે પુત્રમાં સુદર્શન મોટો હતો ને લીલાવતીનો સુંદર કુમાર

---

* આ અધ્યાયમા 'અંબિકાના વિભવનુ પ્રશ્ન' વ્યાસજીના પ્રતિ જન્મેજએ કર્યું એ વાત આવશે.

ચતુર વચનો બોલનારો શત્રુજિત નામનો નાનો હતો. આ મધુર વકતા શત્રુજિત રાજાને પ્રીતિ ઉત્પન્ન કરાવે તેવો થયો ને તેની મુખાકૃતિ પણ સુંદર હતી. મંત્રી વર્ગને અને પ્રજાને શત્રુજિત્ બહુ વહાલો થઈ પડયો. ગુણયોગથી રાજા પણ પછી શત્રુજિત્માં અધિક પ્રીતિ રાખતો હતો તથા મંદભાગ્યતાને લીધે તેવી પ્રીતિ સુદર્શનપર રાજાને ન હતી. આ પ્રકારે કેટલોક કાળ ગયા પછી ધ્રુવસિંધુ રાજા મૃગયા કરવા વનમાં ગયા. મૃગ વરૂ હાથી સુવર રોઝ સસલાં મહિષો ને ગેંડાઓ ઈત્યાદિ વન પશુઓને મારતો મારતો વનમાં ક્રીડા કરવા લાગ્યો. આ સમયે પાસેની ઝાડીમાંથી એક ભયંકર સિંહ બહાર આવ્યો. રાજાને સમીપમાં ઉભેલો દેખી તે સિંહરાજે મેઘસમાન ભયંકર ગર્જના કરી. પોતાની પુંછડી ઉભી કરીને તે કેશવાળીને વિશાળ કરીને રાજાનો વધ કરવા અતિ કોપાયમાન તે વનરાજ આકાશમાં કુદી પડયો. રાજાએ આ દેખીને મહાવેગથી હાથમાં તરવાર ઝાલી ને ડાબા હાથમાં ચર્મ લપેટીને બીજા સિંહ સમાન તે રાજા ઉભો રહ્યો. તે રાજાના અનુચરો પણ છુટા છુટા ક્રોધ કરી બાણોવડે સિંહપર પ્રહાર કરવા લાગ્યા. તે સમયે દારૂણ પ્રહારોથી મહા હાહાકાર ફેલાઈ ગયો ને તે દારૂણ વનરાજ રાજાનાં અંગપર કુદી પડયો. માથે પડેલા સિંહને રાજાએ ખડગથી મારવા માંડયો ને તે સિંહ પણ પોતાના ક્રૂર નખોથી રાજાને મારવા લાગ્યો. સિંહ મરાયો ને નખથી રાજા પણ મરાતો ભૂમિપર પડતો પડતો મરણ પામ્યો. સૈનિકો શબ્દ કરતા બાણોના પ્રહારો સિંહપર કરવા લાગ્યા. ત્યાં સિંહ પણ મરાયો ને રાજા પણ મરાયો. સઘળા સૈનિકોએ આ વાર્તા મુખ્ય મંત્રીઓ પાસે આવી જાહેર કરી. તે મંત્રીવર્યોએ રાજાના પરલોકવાસને સાંભળી વનમાં આવી રાજાના દેહનો યથાવિધિ સંસ્કાર કરાવ્યો. વસિષ્ઠજીએ વિધિપૂર્વક રાજાને સુખદાયક પરલોકમાં ક્રિડા વનમાં કરાવી. પ્રજાવર્ગ તથા મુનિ શ્રી વસિષ્ઠ સુદર્શનનો રાજ્યાભિષેક કરવા પરસ્પર મસલત કરવા લાગ્યા. મંત્રીઓ કહેવા લાગ્યા કે આ ધર્મપત્નીનો પુત્ર શાન્ત પુરૂષ છે ને સુલક્ષણ છે ને રાજ્યાસનને યોગ્ય પણ છે. આ વાત વસિષ્ઠજીએ પણ કહી કે તે પુત્ર ધર્માત્મા તથા રાજ્ય પદવીને યોગ્ય છે. જ્યારે મંત્રીઓએ આમ કહ્યુ ત્યારે તે સમયે ઉજજ્યનીના રાજા યુધાજિત ત્યાં આવી પહોંચ્યા. તે લીલાવતીના પિતા હતા ને પોતાના જામાતાનુ મરણ સાંભળી પોતાનાં દોહિત્રાનુ કલ્યાણ સ્મરી સત્વર આવ્યા હતા. બીજુ બાજુએ સુદર્શનનુ પ્રિય કરવાની ઈચ્છાથી કલિંગ દેશના રાજા વીરસેન પણ ત્યાં આવી પહોંચ્યા હતા. તે ઉભય રાજાઓ સેનાસહિત વેગથી 'રાજા કોણ થાય છે' એ વિષયમાં મંત્ર કરવા લાગ્યા. યુધાજિતે પૂછ્યુ કે આ ઉભયમાં જ્યેષ્ટ કોણ છે ! જે મોટા હશે તેને રાજ્ય મળી શકશે પણ નાનાને નહી મળી શકે. વીરસેને કહ્યુ કે ધર્મપત્નીનો પુત્રજ રાજ્યનો અધિકારી થઈ શકે. એવુ મે શાસ્ત્રમાં સાંભળ્યુ છે. યુધાજિતે કહ્યુ જેવો આ રાજ્ય લક્ષણ ને ગુણથી જ્યેષ્ટ છે તેવો શું સુદર્શન છે ? આ પ્રકારે બંને રાજ્યલોભી રાજાઓનો વિવાદ થયો. (યોગ્યતાથી ગુણ લક્ષણથી શત્રુજિત નાનો છતાં મોટો છે એવો યુધાજિતનો અભિપ્રાય હતો ને વળી ધર્મ પત્નીથી જન્મેલો તે પણ હોવાથી મોટા સુદર્શન કરતાં શત્રુજિત્નો હકક સબળ છે ને તેનેજ રાજ્ય મળવું જોઈએ

એમ યુધાજિતનો મત હતો) આ સંકટમાં કોઈ પણ કોઇના સંદેહની નિવૃત્તિ ન કરી શક્યું ને યુધાજિતે મંત્રીઓને કહ્યું કે તમે સઘળા સ્વાર્થપરાયણ છો તેથીજ સુદર્શનને રાજા બનાવી ધનની ઈચ્છા કરો છો. તમારી ચેષ્ટાઓથી મેં તમારો વિચાર જાણી લીધો છે ? આ શત્રુજિત્ સબળ છે ને રાજ્યને યોગ્ય છે. મારા જીવતા છતાં છોટાને કોણ રાજા કરી શકે તેમ છે અને જ્યેષ્ટ જે ગુણી તથા સેનાસહિત છે તેનો કોણ ત્યાગ કરી શકે તેમ છે ? આના વાસ્તે તો હું અવશ્ય યુદ્ધ કરીશ. મારી ખડગથી ભૂમિ નાશ થશે પછી તમારી તો શું કથા કરવી ! આ સાંભળી વીરસેન યુધાજિત પ્રતિ બોલ્યો કે આ બંને બાળકો સરખી બુદ્ધિવાળા છે તેમાં હે વિચિક્ષણ ! શો ભેદ છે ! જ્યારે આ ઉભય રાજા આ પ્રકારે પરસ્પર વિવાદ કરવા લાગ્યા ત્યારે પ્રજા ને રૂષિનાં મનમાં મહા ચિંતા પેઠી. પછી સામંતો સહીત સસૈન્ય વિગ્રહની ઈચ્છાવાળા કુલેશ પરાયણ તે રાજવીરો લડવા તત્પર થયા. શૃંગવેરપુરનો નિવાસી નિષાદ તે સ્થાનમાં ત્યારે આવ્યો. રાજાને મૃત સાંભળી રાજદ્રવ્ય હરણ કરવાની ઈચ્છાને લઈ તે આવ્યો હતો. બે પુત્રો હજી બાળક છે એમ સાંભળી તથા પરસ્પર વિગ્રહ ચાલે છે એ તકનો લાભ લઈ ચોર લોકો પણ કેટલાક ત્યાં આવી પહોંચ્યા. આ પ્રકારે કલેશમાં મહાભારત જંગ મચ્યો ને યુધાજિત ને વીરસેને સંગ્રામની ઇચ્છા કરી.[૩-૫૩]

**संवर्द्दस्तत्र संजातः कलहे समुपस्थिते ।**
**युधाजिद्वीरसेनश्च युध्यकामौ बभूवतुः ५३**

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીયસ્કંધમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૫ મો.*

## યુદ્ધાજિત ને વિરસેનનો સંગ્રામ.

**व्यास उवाच-**

**संयुगे च सति तत्र भूपयो**
**राघवाय समुपात्त शस्त्रयो ।**
**क्रोध लोभ वशयोः सपन्न नः**
**संबभूव तुमुल स्तु विग्रहः ॥ १ ॥**

વ્યાસ કહે છે—હે જન્મેજય રાજા ! તે સંગ્રામમાં જ્યારે ઉભય રાજાઓએ શસ્ત્ર ગ્રહણ કર્યા ત્યારે ક્રોધ ને લોભને વશ થયેલા તે ઉભય રાજવીર વચ્ચે દારૂણ વિગ્રહ થયો. વિશાલ બાહુ યુધાજિત શસ્ત્ર સહિત સંગ્રામમાં ઉભો ને યુદ્ધના સારૂ નિશ્ચય કરી તેણે પોતાની સકળ સેનાને એકત્ર કરી. વીરસેન પણ ક્ષાત્રધર્મનું સ્મરણ કરી પોતાના પૌત્રનું ભલુ કરવા સારૂ બીજા ઈન્દ્રદેવ સમાન ચળકતો રણક્ષેત્રમાં ખડો થયો. યુદ્ધાજિતને રણમાં ઉભેલો જોઈ તેનાપર તે મહા પરાક્રમી વીરસેન બાણવૃષ્ટિ કરવા લાગ્યો ને પર્વતપર જેમ વીજળી પડે તેમ ક્રોધયુક્ત સત્ય પરાક્રમી વીરસેન મહા તિક્ષ્ણ ને વેગવાળાં બાણોનો વર્ષાદ વરસાવવા લાગ્યો ને બીજી બાજુએ તે યુદ્ધાજીત પણ પોતાનાં બાણોનો વરસાદ વીરસેનનાં સૈન્ય પ્રતિ કરવા લાગ્યો. હાથી રથી ને ઘોડેસ્વારોનુ ઉગ્ર યુદ્ધ મચી રહ્યુ. સુર નર ને મુનિઓ આ ઘોર યુદ્ધને જોવા લાગ્યા હતા. પક્ષીઓથી આખું આકાશ ઢકાઈ ગયું ને કાગડા ગિધ આદિ અનેક પક્ષીઓનો માંસાર્થે મેળો થયો. રણમાં અદ્ભૂત શોણિતની સરિતા ચાલી જેમાં હાથી ઘોડા અને વીરગણોનાં શરીરો તણાતાં હતાં, તથા

* આ અધ્યાયમાં વીરસેન સાથે યુદ્ધાજિતના સંગ્રામનું વર્ણન કરવામા આવશે.

જે નદી દેખતામાત્રથી ત્રાસ ઉપજાવે તેવી હતી. પાપાત્માઓને જેમ વૈતરણી નદી ભય ઉપજાવે છે તેમ આનદી ભયંકર હતી. યમુના નદીના તટપર રમતાં બાળકોએ તુંબડાંઓ રમવાને ભેગાં કર્યાં હોય નહી તેવાં આ લોહીની નદીના પ્રવાહના કિનારાપર વીરનરોનાં ખોપરીનાં મુડાંઓ વાળો સહિત શોભતાં હતાં, મરેલા વીરોને રથમાંથી ભૂમિપર પડતા દેખીને ગીધ પક્ષિઓ આસપાસ માંસ સારૂ ભમતાં હતાં ને તે ગીધો એવાં દેખાતાં હતાં કે કેમ જાણે દેહમાંથી નીકળેલા જીવાત્માઓ પાછા તે મનોહર દેહમાં પ્રવેશ કરવાની ઈચ્છા કરતા હોય નહી ! સંગ્રામમાં મરણ પામેલો વિમાનારૂઢ કોય ઉત્તમ વીર સુરાંગનાને પોતાના ખોળામાં બેઠી જોઈ કહેવા લાગ્યો કે હે કરભોરૂ ! જો આ મારૂ સુંદર શરીર બાણથી ભેદાઈ પૃથ્વીપર પડયુ છે. કોઈ બીજો વીર શત્રુથી હણાઈ અન્તરિક્ષમાં ગયો ને દેવાંગનાને પ્રાપ્ત કરી વિમાનમાં બેઠો પરન્તુ એ વેળાએ તેની ધર્મપત્ની તેની સાથે સતિ થઈ ને તે અબલાએ દેવ્ય દેહ ધારી પોતાના પતિને પ્રાપ્ત કરી લીધો. એક બીજાના પ્રહારથી હણાઈ જે જે વીરો સ્વર્ગમાં ગયા ત્યાં પણ તેઓ એક અપ્સરાના નિમિત્તે પરસ્પર વિવાદ કરવા લાગ્યા. કોઇ યુવાન વીર તો સુરાંગનાને પ્રાપ્ત કરી તે રૂપગુણવતી સ્ત્રીમાં અનુરક્ત થઈ તે સ્ત્રીને પોતાથી અધિક ગુણવતી સમજી રખે ને આ મારાથી વિરક્ત નહી થઇ જાય એટલા કારણથી પોતાના અધિક ગુણોનુ તેની પાસે વર્ણન કરી અપ્સરાને પોતાના વશીભૂત ને અનુકુળ કરવા લાગ્યો. ભૂમિમાંથી ધૂળ ઉડી ગગનમાં ફેલાઇને સૂર્યને ઢાંકીને રાત્રી બનાવી દીધી પરન્તુ તે ધૂળ એકજ સાથે પાછી રૂધિરના સાગરમાં ભળી ગઈ ને સૂર્ય પૂર્ણ કાન્તિથી પ્રકાશિત થયો. કોઈ વીર આકાશમાં જઈ સુંદરવદની દેવકન્યાને ભક્તિયુક્ત પ્રાપ્ત થતી જોઈને પણ ' મારૂં બ્રહ્મચારી નામ મટી જશે ' એ ભયથી તેનો તે ચતુર વીર અનાદર કરવા લાગ્યો. આ પ્રકારે આ વિશાળ સંગ્રામમાં યુધાજિત્ રાજાએ તીવ્રબાણોથી વીરસેન રાજાનો વધ કર્યો. તે હત વીરસેન ભૂપતિ મસ્તકહીન થઈ ભૂમિપર પડયો ને તેની સેના પણ ખુવાર થઈ દશે દીશામાં નાશી ગઈ. જ્યારે મનોરમાએ યુદ્ધમાં પિતાનાં મરણની વાત સાંભળી ત્યારે તે પિતાના વૈરીઓના ભયથી વ્યાકુલ થઈ ગઈ ને વિચારવા લાગી કે આ દુરાચારી યુધાજિત્ રાજા અવશ્ય મારા પુત્રને પણ મારી નાંખશે કારણ કે તે પાપાત્મા રાજ્યલોભી છે. આમ ચિંતા કરવા લાગી. મારા પિતાનું યુદ્ધમાં મૃત્યુ થયુ. હવે હું શું કરૂ ? કયાં જાઊં ? મારા સ્વામી પણ મરણ પામ્યા ને આ પુત્ર તો હજુ બાળક છે. લોભ પાપની ખાણ છે, એવો કોણ છે કે જે લોભને વશ ન થયો હોય. લોભયુક્ત એવો આ પાપી બળવાન યુધાજિત્ હજુ શુ શુ નહીં કરે ! પિતા માતા ભ્રાતા ગુરૂ સ્વજન બંધુઓ એ તમામનો વધ કરવા લોભી મનુષ્ય ઈચ્છા કરે છે એમાં જરાપણ સંદેહ નથી. લોભથી અભક્ષ્ય ભક્ષે છે, અગમ્યમાં ગમન કરે છે, ને તૃષ્ણાથી વ્યાકુળ થયેલો લોભી ધર્મનો પણ ત્યાગ કરે છે. મારો કોઈ સહાયક નથી. આ નગરમાં એવું કોઈ નથી કે જેના આશ્રયમાં રહી હું મારા પુત્રનુ પાલન કરૂ. જો રાજા મારા પુત્રને મારી નાંખશે તો હું શું કરી શકીશ ? આ ભુવનમાં મારો કોઈ રક્ષક નથી કે જેને આશ્રયે જઈ હું સુખ પામુ. મારી શોકય લીલાવતી તો મારી સાથે વૈર રાખે છે

જેથી લીલાવતીને મારા પુત્રની દયા નહીંજ પ્રગટે. જો હવે યુધાજિત અહીં આવી જશે તો મારાથી ઘરની બહાર પણ નહીં નીકળી શકાય. તે રાજા મને ને મારા પુત્રને કારાગૃહમાં નાંખી દેશે. એવુ સંભળાય છે કે પૂર્વે ઈન્દ્રે દિતિના ગર્ભના ઓગણપચાસ કટકા કરી નાંખ્યા હતા અર્થાત્ અપવિત્રતામાં માયાથી નાનુ વજ્ર બનાવી માતાના ગર્ભમાં પ્રવેશ કર્યો ને તે ગર્ભના ઓગણપચાસ બાલકો સ્વર્ગમાં મરૂ તો નામથી પ્રસિદ્ધ છે, એક રાજાની સ્ત્રીએ પોતાની સોકયને ગર્ભવતી સાંભળી વિષ આપી દીધુ હતુ. પછી રૂષિની કૃપાથી વિષયુક્તજ તે બાળકનો જન્મ થયો હતો તેથી તેનુ સગર એવુ નામ ભૂમ ડળમાં વિખ્યાત છે. રાજા દશરથની ભાર્યા કૈકેયીએ સૌકયના પુત્ર વડા રામચદ્રને વનવાસ આપ્યો. આપ્યો હતો ને જેને લઈનેજ દશરથ રાજાનું મૃત્યુ થયુ હતુ. જે મત્રીઓ મારા પુત્રને રાજ્ય આપવા ચાહે છે તેઓ તો યુધાજિત્ના આધીન હોવાથી અવશ છે. મારો ભ્રાતા એવો શુરો નથી કે મને બ ધનમાંથી છોડાવી શકે. અરેરે ! દૈવયોગથી મને મહાકષ્ટ માથે પડયુ છે. પરન્તુ ઉધમ સર્વથા કરવો જોઇએ ને પ્રારબ્ધથી સિદ્ધિ થાય છે વાસ્તે હુ મારા પુત્રની રક્ષા સારૂં કાંઈક ઉપાય કરૂ. આમ વિચાર કરી તે માતાએ મહા માનનિય મત્રીવર્ય વિદલ્લને બોલાવ્યા ને બાળકને હાથમા લઈ એકાન્તમાં રૂદન કરતી તે બાળા મત્રીને આ પ્રકારે કહેવા લાગી. મારા બાપ તો યુદ્ધમાં મરાયા ને આ પુત્ર બાળક છે ને યુધાજિત્ બળવાન રાજા છે. આમાં હવે શુ કર્ત્તવ્ય છે? તે મને કહો. આ વાકયો સાંભળી સાંભળી વિદલ્લે કહ્યું કે તમારે હવે અહી રહેવું યોગ્ય નથી. આપણે વનમાં જઈએ ને ત્યાંથી વારાણસી જવા ધારૂંછું ને ત્યાં મારો મામો સુબાહુ મહા બલવાન છે તે રક્ષક થશે. હું યુધાજિત્‌ને જોવા સારૂં નગર બહાર જાઉં છું તે બહાનુ કાઢી તુ અહીથી ચાલી જા. મંત્રીનાં વાકયો સાંભળી મનોરમા લીલાવતી પાસે જઈ કહેવા લાગી કે આપણા પિતાનાં દર્શન વાસ્તે હે સુલોચને ? હું જવા ઇચ્છા રાખુ છુ. આમ કહી તે સૈરન્ધ્રીના સહિત રથમાં બેસી વિદલ્લને સાથે લઈ નગર બહાર નીકળી. દુ ખી પિતાના શોકમાં વ્યાકુલ એવી મનોરમા ભય પામતી ચાલી. ત્યાં યુધાજિત્ રાજાને દેખીને ને પોતાના પિતાને મૃતક દેખીને કમ્પિત થઇ ને સત્વર પિતાના દેહના તેણે સંસ્કાર કર્યા.. ત્યાંથી પછી બે દિવસમાં ચાલી ગગાના તટપર પહોંચી. રસ્તામાં નિષાદોએ રાણીને લુટી સઘળું ધન તથા રથ લઈ લીધાં. તે શઠો ચાલ્યા ગયા. તે સુવસ્ત્રા મનોરમા રૂદન કરતી કરતી પુત્ર તથા સૈર ધ્રીના હાથનો આશ્રય કરી ગ ગાજીના તીરપર આવી. ભયને લઇને એકદમ ઉતાવળી તે નાની નૌકામાં બેસી ગઈ ને ગ ગાને પાર ઉતરી ચિત્રકૂટ પર્વતપર ગઈ. ભયથી ઉતાવળી તે રાણી ભારદ્વાજમુનિનાં આશ્રમમાં આવી. તપસ્વી મુનિનાં દર્શન થતાંજ તે નિર્ભય થઈ ગઈ. મુનિએ કહ્યુ 'તું કોણ છો ? કોની પત્ની છો! કષ્ટથી અહીં કેમ તું આવી છો ? હે શુચિસ્મિતે સાચું હોય તે મને કહે. હે કમલલોચની તું મને કોઇ રાજ્યભ્રષ્ટ સુંદરીના સરખી જણાય છે. આ પ્રકારે મુનિના પૂછવા છતાં મનોરમા કાંઈ બોલી નહી ને દુ ખથી વ્યાકુળ થઇ તે રૂદન કરવા લાગી ને વિદલ્લને આજ્ઞા આપી પછી વિદલ્લે કહ્યું 'નૃપશ્રેષ્ટ ધ્રુવસંધિ રાજાના ધર્મપત્ની આ મનોરમા રાણી છે, તે

મહા બળવાન સૂર્યવંશી રાજા સિંહથી નિહત થયા અને આ સુદર્શન નામનો તેમનો કુમાર છે. તે આ મનોરમાના પિતા ધર્માત્મા વીરસેન પૌત્રનાં હિતવાસ્તે રણમાં મરાયા. આ મનોરમા યુધાજિત્‌ના ભયથી વનમાં આવી છે. આ બાળક પુત્રવાળી રાણી હવે તમારાં શરણમાં આવી છે વાસ્તે હે મહાભાગ ! મુનિશ્રેષ્ઠ ! આપ એમની રક્ષા કરો. દુ:ખીની રક્ષા કરવાનું પુણ્ય યજ્ઞથી પણ અધિક કહ્યુ છે અને ભયભીત દીનની રક્ષાનું તો મહા ફળ છે. ૠષિએ કહ્યુ 'હે કલ્યાણી ! તુ નિર્ભય થઇને અહી નિવાસ કર ને આ પુત્રનુ પાલન કર. હે વિશાળનેત્રે ! તારે અહી શત્રુનો ભય રાખવોજ નહી. તારા મનોહર પુત્રને તુ પાળ. તે પુત્ર રાજા થશે. અહી કશુ પણ દુ:ખ કે શોક નહી આવે. [૧–૩૯] વ્યાસજી કહે છે—મુનિના મનોહર વચનો સાંભળી રાણી સ્વસ્થ થઈ ને મુનિએ આપેલી પર્ણકુટીમાં શોકરહિત થઈ નિવાસ કરવા લાગી. સૈરન્ધ્રી અને વિદલ્લ મંત્રીના સહિત સુદર્શનનુ પાલન કરતી ત્યાં મનોરમા રહેવા લાગી. [૪૦–૬૫]

**सैरंध्रीसहितातत्रविदल्लेनचसंयुता ।**
**सुदर्शनंपालयानान्यवसत्सामनोरमा ॥६१॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કંધમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૬ મો.*

## સુદર્શનને મારવા યુધાજિત ભારદ્વાજના આશ્રમમાં ગયો.

**વ્યાસ ઉવાચ—**

**युधाजित्त्वथसंग्रामाद्‌गत्वाऽयोध्यां महाबलः ।**
**मनोरमां च पप्रच्छ सुदर्शन जिघांसया ॥१॥**

વ્યાસ કહેછે—મહા બળવાન યુધાજિત્ સંગ્રામમાંથી પાછો ફરી અયોધ્યાપુરમાં આવ્યો ને સુદર્શનને મારવાની ઈચ્છાથી મનોરમાના સમાચાર પુછવા લાગ્યો. સેવકોને મોકલી તે મનોરમા કયાં ગઇ તેની વારંવાર તપાસ કરાવવા લાગ્યો. પછી શુભ દિવસે દોહિત્ર શત્રુજિત્‌નો રાજ્યાભિષેક કરાવ્યો. મંત્રીજનોએ તથા વસિષ્ઠજીએ અથર્વવેદના મંત્રોચ્ચારદ્વારા જળપૂરિત કુંભોથી અભિષેક કર્યો. ભેરી શંખ વાજા વિગેરેના નાદ સાથે શહેરમાં મહા ઉત્સવ વર્તાઈ રહ્યો. બ્રાહ્મણોના વેદપાઠથી બંદીજનોની સ્તુતિથી ને માંગળિક જયશબ્દોથી આખી અયોધ્યામાં આનંદ થઈ રહ્યો. હૃષ્ટપુષ્ટ જનોથી છવાયેલી સ્તુતિ અને વાજીંત્રોના શબ્દોથી ભરપૂર તે અયોધ્યા નવા રાજાની સાથે કેમ જાણી નવી નગરી હોય તેવી થઇ રહી સંતજનો હત્તાં તે શોક કરવા લાગ્યાં કે તે રાજકુમાર સુદર્શન કયાં ગયો. ને સાધ્વી મનોરમા રાણી પુત્ર સહિત કયાં ચાલી ગઈ ! આ વેરી રાજ્યલોભીએ તેના પિતાને મારી નાંખ્યો. આમ વિચાર કરતા તે સમબુદ્ધિ સંતજનો શત્રુજિત્‌ને વશીભૂત થઈ દુ:ખમાં રહેવા લાગ્યા. પછી યુધાજિત્ રાજા પણ વિધિ પૂર્વક દુહિતૃને રાજ્યપર સ્થાપન કરી મંત્રીઓને આ-

* સુદર્શનને મારવા યુધાજિત ભારદ્વાજના આશ્રમમાં આવ્યો એ કથા આ અધ્યાયમાં આવશે.

ધીન અવધનું રાજ્ય કરી પોતાના પુરમાં ગયો. માર્ગમાં મુનિઓના આશ્રમમાં સુદર્શનની સ્થિતિ સાંભલી તેને મારવા વાસ્તે યુધાજીત્ ચીત્રકુટ પર્વતપર ગયો. મહાબળવાન શૂરા શૃંગવેરપુર અધિપતી રાજા–દુર્દર્શને અગાડી કરી ચાલ્યો. આ સમાચાર મનોરમાને કાને પડતાં દુઃખી થઈ કે ‘ મારા બાળકને મારવા યુધાજિત સેના સહિત આવ્યો છે ’ વ્યાકુળ થઈ નેત્રોમાં અશ્રુ ભરી મુનિપ્રત્યે તે બોલી કે–હવે હું શું કરૂં ? કયાં જાઉં ! યુધાજિત સૈન્ય લઇ આવ્યો છે. આ રાજાએ મારા પિતાને મારી પોતાના દુહિતૃને ગાદી આપી છે. હવે સેના લઈ મારા પુત્રને મારવાની ઇચ્છાથી અહીં આવે છે, હે સ્વામિન્ ! મે આ બાબત પહેલાં સાંભળ્યું હતું કે પાંડવો દ્રૌપદી સહિત વનમાં મુનિઓના આશ્રમમાં રહેતા હતા. એકવેળા તે પાંચે ભાઈઓ મૃગયા કરવા ગયા ત્યારે મુનિના આશ્રમમાં દ્રૌપદી એકલી હતી. ધૌમ્ય, અત્રિ, ગાલવ, પૈલ, જાબાલિ. ગૌતમ, ભૃગુ, ચ્યવન, અત્રિ, ગોત્ર, કણ્વ, જતુ, ને ક્રતુ, વીતિહોત્ર, સુમન્તુ, યજ્ઞદત્ત, વત્સલ, રાશાસન, કહોડ, યવક્રી, યજ્ઞકૃત્, તથા ક્રતુ એ મુનિઓ તથા બીજા ભારદ્વાજાદિ મુનિઓ વેદપાઠીઓ તે આશ્રમમાં હતા. દ્રૌપદી પણ ત્યાં દાસીઓની સહિત રહેતી હતી. તે દ્રૌપદી સુંદરી મુનિઓના આશ્રમમાં નિર્ભય હતી. પૃથાના પુત્ર એક વનમાંથી બીજા વનમાં મૃગપાછળ ચાલ્યા ગયા હતા તથા એ પાંચ ભાઈઓ મહાવીર ધનુષધારી શત્રુનાશક હતા. એ અવસરમાં સિંધુદેશના રાજા શ્રીમાન્ જયદ્રથ સેનાસહિત વિચરતો હતો તે વેદ પાઠોની ધ્વનિ સાંભળી મુનિઓના આશ્રમમાં આવ્યો. ભાવિનાત્માવાળા મુનિઓના વેદપાઠની ધ્વનિ સાંભળી જયદ્રથ દર્શનની ઈચ્છાથી રથમાંથી નીચે ઉતર્યો. પોતાના બે સેવકો સહિત આવતા તે જયદ્રથ રાજાએ તે વેદપાઠી મુનિઓનાં દર્શન કર્યાં. મુનિઓને બે હાથ જોડી જયદ્રથે આશ્રમમાં પ્રવેશ કર્યો. જ્યારે રાજા ત્યાં બેઠો ત્યારે મુનિઓની સ્ત્રીઓ ‘ આ રાજા છે ’ એમ આશ્ચર્યથી વિચારતી ત્યાં આવી. તેઓના મધ્યમાં સુમુખી યાજ્ઞસેની દ્રૌપદી પણ આવી લક્ષ્મી સમાન રૂપવતી યાજ્ઞસેનીને જયદ્રથે જોઇ. તે ગૌર વર્ણીને બીજી દેવકન્યા સમાન દેખી રાજાએ પુછ્યુ કે આ સુમુખી સુંદરી કોણ છે ! કોની પુત્રી છે ને તેનુ શુ નામ છે ! રૂપ લાવણ્ય યુક્ત કેમ જાણે બીજી ઇન્દ્રાણીજ આવી હોય નહીં તેવી લાગે છે. જેમ કંટક વૃક્ષોમાં લવગલતા સોભે તથા જેમ રાક્ષસીઓમાં રંભા શોભતી હોય તેવી આ! ભામિની શોભી રહી છે. હે મહાભાગ ! આ અબળા કોની પ્રિયા છે તે મને સત્ય કહો. હે દ્વિજ ! તેની વાણીપરથી મને તે રાજપત્ની જણાય છે તે મુનિપત્ની નથી.[૧–૩૨] ધૌમ્ય મુનિ બોલ્યા-આ શુભલક્ષણવાળી પાંડવોની પ્રિય ભાર્યા દ્રૌપદી છે ને હે સિંધુ રાજેન્દ્ર ! આ સુંદર આશ્રમમા આ પાંચાલી નિવાસ કરે છે.[૩૩] જયદ્રથ કહે છે–તે પાંચે શુરવીર પાંડવો હાલ કયાં ગયા છે ! કે જેઓ શોક રહિત આ વનમાં મહા વીરો નિવાસ કરી રહ્યા છે.[૩૪] ધૌમ્ય બોલ્યા–રથમાં બેસીને પાંચે પાંડવો મૃગયા કરવા ગયા છે તેથી મૃગોને લાવીને તે રાજાઓ બપોરે અહી આવશે.[૩૫] આ પ્રમાણે ધૌમ્યમુનિનાં વચનો સાંભળી તે રાજા સત્વર ઉભો થયો ને દ્રૌપદી પાસે જઇ પ્રણામ કરી કહેવા લાગ્યો કે–હે સુંદરી ! તું કુશળ છોને ? તારા પતિઓ

કયાં ગયા છે ? ખરેખર આ વનમાં તારાં આજે અગીયાર વર્ષો વ્યતીત થાય છે. પછી દ્રૌપદીએ કહ્યું ' હે રાજા ! તારૂં કલ્યાણ થાઓ ! આ આશ્રમના સમીપમાં વિશ્રામ લ્યો તેવામાં તુરતજ પાંડવો આવશે. આમ બોલતી તે દ્રૌપદીને લોભાવિષ્ટ જયદ્રથ રાજા મુનિઓનો વિચાર નહીં કરીને તુરતજ ત્યાંથી ઉપાડી ગયો. પછી પાંડવોએ દ્રૌપદીને છોડાવ્યાં, આટલા વાસ્તે હે મુનિ ! વિદ્વાનોએ કોઇનો પણ વિશ્વાસ ન કરવો જોઇએ. જો વિશ્વાસ કરે તો મહા દુ:ખ પામે. આમાં એક દ્રષ્ટાંત બીજું પણ કહુ છું. વિરોચનનો પુત્ર શ્રીમાન્ બલિરાજા ધર્મિષ્ઠ તથા સત્યસંગર હતો. યજ્ઞ કર્ત્તા હતો, દાતા હતો ને સાંધુઓથી સમત હતો. તે પ્રલ્હાદજીનો પૌત્ર કયારે પણ અધર્મમાં રાગ કરતો નહી. દક્ષિણાવાળા નવાણુ યજ્ઞો તે બળીરાજાએ કર્યા હતા. તે બલિરાજાને વિઘ્ન કરવા દેવતાઓના કાર્ય વાસ્તે કસ્યપથી સભવેલા કપટરૂપ વામનાવતાર ભગવાન વિષ્ણુ પોતે નિર્વિકાર હોવા છતાં પણ બલીરાજાનુ રાજ્ય છળથી લઈ ગયા ને સાગર સહિત બળીરાજાની તમામ પૃથ્વી લઇ લીધી. તે સમયે તે બળીરાજાએ તો સત્યવચનનુ પાલન કર્યું ને ઈન્દ્ર વાસ્તે વિષ્ણુએ તો કપટ કર્યું. યજ્ઞની રક્ષા કરનારા વિષ્ણુએ વામનરૂપ કપટવેષે ધરીને તેઓ સત્યમૂર્ત્તિએ પણ જ્યારે એવુ કર્યું ત્યારે બીજો કોણ તથા પ્રકારે વચન ન કરે ! આટલા વાસ્તે હે મુનિ ! કોઇનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. હે સ્વામી ! જ્યારે મનમાં લોભ પ્રગટે છે ત્યારે પાપનો ડર લાગતો નથી. લોભવાળા થઇનેજ પ્રાણીઓ પાપ કરે છે. હે મુનિ ! આવા લોકોને કયારે પણ પરલોકનો ભય હોતો નથી. મન વચન કર્મથી બીજાનું ધન લેવાના લોભને કારણેજ મનુષ્ય નર્કમાં પડે છે. મનુષ્ય ભલા પ્રકારે દેવતાઓનુ આરાધન કરીને ધનની ઈચ્છા કરેછે પણ દેવતાઓ કોઈના હાથમાં તો ધન દેતા પણ નથી. બીજે સ્થળેથી ધન લાવીને યથેચ્છ આપે છે. વ્યાપાર દાન ચોરી બળ તથા વેચવાની વસ્તુઓ દ્વારા વસ્ત્રાદિક ધન ગ્રહણ કરીને વૈશ્ય દેવતાઓનુ પૂજન કરે છે કે જેથી તેઓને ત્યાં ધન થઈ જાય. હે પરંતપ! શું વ્યાપારથી પણ પારકા દ્રવ્યને લેવાની ઈચ્છા નથી હોતી ! માલ ભરીને પછી પીઠ ચડી જાય એમજ વેપારી ઈચ્છે છે ? આ પ્રકારે સઘળાં પ્રાણીઓ પરદ્રવ્યને લેવાની ઈચ્છાવાળાં છે જેથી હે બ્રહ્મન્ ! પછી કોનો વિશ્વાસ કરી શકાય ? આવાઓનાં તીર્થદાન વેદપાઠ વૃથા થાય છે. લોભ મોહથી વ્યાપ્ત મનવાળાઓએ ધર્મ કાર્ય કર્યું છતાં ન કરેલુ જ જાણવુ. આટલા વાસ્તે હે મુનિ ! આ રાજાને પાછો ઘેર કાઢો ને હુ તો જાનકીના સમાન આ આશ્રમમાંજ રહીશ. આ વાકયો સાંભળી પ્રતાપી ભારદ્વાજ મુનિ ત્યાંથી ચાલ્યા ને યુધાજિત્ રાજાને કહેવા લાગ્યા કે—હે નૃપ શ્રેષ્ઠ ! આપ આપની ઈચ્છાપૂર્વક અહીથી આપના ભુવનમાં પધારો કારણ કે બાલપુત્રવાળી દુઃખિત મનોરમાનાં તમને દર્શન નહી થાય.[૩૬-૫૮] યુધાજિત કહે છે—હે મુનિ ! તમે હઠ છોડો ને આ મનોરમાનો ત્યાગ કરો કારણ તેને છોડીને હું નહી જઉ પરન્તુ બલાત્કારે તેને લઇ જઈશ.[૫૯] રૂષિ બોલ્યા—જો તને શક્તિ હોય તો ભલે મારા આશ્રમમાંથી બળપૂર્વક હરી જા પણ યાદ રાખજે કે વિશ્વામિત્રે વસીષ્ઠની ધેનુનુ બળપૂર્વક હરણ કર્યું હતુ તેનુ શું પરિણામ આવ્યુ ?[૬૦]

नयस्वयदि शक्तिस्ते बलेनाद्य ममाश्रमात्॥

विश्वामित्रो यथायेतु [illegible] समुनेः सुताद्॥
ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કંધમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૭ મો.*

## વિશ્વામિત્રની કથા ને સુદર્શનને કામ બીજની પ્રાપ્તિ.

व्यास उवाच—
त्याकर्ण्य वचस्तस्य मुने [illegible]: ॥
मंत्रीवृद्धं समाहूय पप्रच्छ यतंद्रित. ॥१॥

વ્યાસ કહે છે—ભારદ્વાજનાં વચન સાંભળી યુધાજિતે વૃદ્ધમંત્રીને બોલાવી સાવધાનપૂર્વક પુછ્યું. હે સુવ્રત ! આ વિષયમાં અત્યારે હે સુબુદ્ધિ ! મારે શુ કરવું ? પુત્રસહીત આ સુભાષિણીની બળપૂર્વક હરૂં છું. અલ્પ રિપુની પણ ઉપેક્ષા કરવી યોગ્ય નથી કારણ કે તે શત્રુ રાજ્યક્ષ્મા રોગની જેમ હળવે હળવે વધીને મૃત્યુજ કરે છે. અહીં કોઈ સેના કે વીરો તો છે નહી કે જે મારૂં નિવારણ કરે વાસ્તે આ દૌહિત્રના શત્રુને પકડીને હું મારી નાંખું જેથી મારા દૌહિત્રનું નિષ્કંટક રાજ્ય બની જાય. સુદર્શન મરાયા પછી તે અવશ્ય નિર્ભય થઈ જશે.[૧-૫] પ્રધાન કહે છે—હે રાજન્! સાહસ કરો માં. તમે મુનિનુ વચન સાંભળ્યું છે. તેમણે વિશ્વામિત્રનું દૃષ્ટાન્ત કહ્યું છે. પૂર્વે ગાધિ રાજાના પુત્ર વિશ્વામિત્ર મહા પ્રતાપી થયા હતા. તે નૃપશ્રેષ્ટ ફરતા ફરતા વસિષ્ઠ મુનિના આશ્રમમાં આવ્યા હતા. પ્રતાપી વિશ્વામિત્રે મુનિને પ્રણામ કર્યા ને મુનિએ આપેલાં આસનપર તેઓ બેઠા. પછી મહાત્મા વસિષ્ઠે તેમને ભોજન કરવા સારૂં પ્રાર્થના કરીને તે મહા યશસ્વી ગાધિ પુત્ર સેનાસહિત નિમંત્રિત થયા. જે કાંઈ ભક્ષ્ય ભોજન હતું તે સઘળું નંદિની કામધેનુએ હાજર કર્યું ને યથેચ્છ સેનાસહિત રાજાએ ભોજન કરી ને આ સઘળો નંદિનીનો પ્રભાવ સમજી વસિષ્ઠજી પાસે તેની માગણી કરી. [૬-૧૧] વિશ્વામિત્ર કહે છે—હે મુનિ! આપને ઘડાના સમાન આઉ વાળી એક સહસ્ર ગાયો હુ આપુ છુ ને આપ મને હે પરંતપ ! આ નંદિની ગાય આપો.[૧૨] વસિષ્ઠજી કહે છે—હે રાજન ! આ હોમ ધેનુ છે તેને હુ કદી પણ આપી શકીશ નહીં ને આ સહસ્ર ગાયો ભલે આપની પાસેજ રહે.[૧૩] વિશ્વામિત્ર કહે છે—દશ હજાર કે લક્ષ ગાયો તમારી ઇચ્છા પ્રમાણે હું આપું છું વાસ્તે હે સાધો ! તું મને આ નંદિની આપ નહી તો હુ બળાત્કારથી તે લઈ જઈશ. [૧૪] વશિષ્ઠજી કહે છે—હે નૃપતિ! ભલે તારી રૂચિ પ્રમાણે બળથી નંદિનીને તુ લઈ લે, પરન્તુ મારી ઇચ્છાથી ઘરમાંથી આ નંદિની ગાય હુ તને આપતો નથી. [૧૫] આ વાક્યો સાંભળી મહા બળવાન અનુચરોને વિશ્વામિત્રે આજ્ઞા કરી કે હે બહાદુરો તમે બળદર્પથી નંદિનીને હરો. પછી તે ભૃત્યોએ તે બાંધેલી ગાયને હઠપૂર્વક છોડી હરિ લીધી ત્યારે ધ્રુજતી નંદિની મુનિને અશ્રુયુક્ત લોચનથી કહેવા લાગી કે “ભલાપ્રકારે યંત્રિત એવી મને તુ કેમ તજે છે ?” મુનિએ કહ્યુ ‘હે દુગ્ધદાત્રી! હું તારો ત્યાગ નથી કરતો પણ હે સુભે! આ રાજા તને બળથી લઈ જાય છે. હુ શુ કરૂ ? હુ તો મનથી તને તજવાની ઈચ્છા માત્ર પણ કરતો નથી.” મુનીનાં આવાં કહેવામાંજ તે ધેનુ ક્રોધાવિષ્ટ થઇ ગઇ ને હંભા શબ્દપૂર્વક મહા દારૂણ શબ્દ કર્યો. તેનાં શરીરમાંથી ઘોર દૈત્યો પ્રગટ થયા

* આ અધ્યાયમાં વિશ્વામિત્રની કથા તથા સુદર્શનને ભગવતીએ કામરાજ બીજનુ પ્રદાન કર્યું એ વાર્તા આવશે.

ને 'ઉભો રહો ઉભો રહો ' એમ કહેતા કવચ પેરી શસ્ત્રો ધરી ધસવા લાગ્યા. તે દૈત્યોએ વિશ્વામિત્રની સઘળી સેનાનો સંહાર કરીને તે નંદિનીને છોડાવી લીધી, તેથી એકીલો રાજા પરમ દુ:ખ પામી ત્યાંથી ચાલ્યો ગયો. મહા ખેદ પામતો તે દીનાત્મા વિશ્વામિત્ર ક્ષત્રિબળને તુચ્છ સમજવા લાગ્યો ને બ્રહ્મ બળને શ્રેષ્ઠ માની તપશ્ચર્યામાં પરાયણ થયો. તે વિશ્વામિત્રે મહાવનમાં ઘણાં વર્ષોપર્યન્ત ઘોર તપશ્ચર્યા કરી ક્ષાત્રવિધિનો ત્યાગ કરી વિશ્વામિત્રે રૂષિપણાંની પ્રાપ્તિ કરી. હે રાજેન્દ્ર? આટલા વાસ્તે તારે વૈર કરવુ યોગ્ય નથી કારણકે તપસ્વીઓ સાથે વૈર કરવુ તે તો કુળનાશના નિમિત્તેજ થાય છે. તુ આ તપોનિધિ મુનિનુ આશ્વાસન કરી રાજધાનીમાં ચાલ. હે રાજેન્દ્ર? સુદર્શન ભલે અહીં સુખપૂર્વક નિવાસ કરે. હે રાજન ! આ નિર્ધન બાળક તારૂં શું અહિત કરી શકે તેમ છે? આ અનાથ દુર્બળ બાળકમાં તારો વૈરભાવ વૃથા છે. આ જગત્ દયાધીન છે.તેથી સર્વત્ર દયા કરવી જોઈએ. હે નૃપશ્રેષ્ઠ! ઇર્ષાથી કાંઈ નથી વળતુ પણ જે થવાનુ હોય તેજ થાય છે. હે રાજન્! દૈવયોગથી તો વજ્ર પણ તૃણ થઈ જાય છે ને તૃણ પણ વજ્ર થઈ જાય છે. સસલો સિંહને અને મચ્છર હાથીને દૈવયોગથી હણે છે વાસ્તે હે બુદ્ધિમાન! સાહસ ન કર ને મારૂં વચન હિતકર સમજ. ૧૬-૩૦વ્યાસ કહે છે—નૃપશ્રેષ્ઠ યુધાજિત્ તે વૃદ્ધ મંત્રીનાં વચનો સાંભળી ભારદ્વાજ મુનિને પ્રણામ કરી પોતાના પુરમાં ગયો. મનોરમા પણ પાછી આશ્રમમાં સ્વસ્થ થઈ રહી. ને પોતાના પુત્રનુ સુદર્શનનુ પાલન કરવા લાગી. દિવસે દિવસે સુદર્શન કુમાર વધવા લાગ્યો ને મુનિઓના કુમારો સાથે નિર્ભયપણે ક્રીડા કરવા લાગ્યો. એક સમય ત્યાં વિદલ્લમંત્રી આવી ઉભો રહ્યો. મુનિ પુત્રોએ હસીને તેને કલીબ નામથી બોલાવ્યો. સુદર્શને એ સાંભળ્યુ ને બેમાંથી એક અક્ષર ' કલી ' ધારણ કરી લીધો ને 'બ' કાર ભૂલીને ક્લીં એ પ્રકારે વારવાર ઉચ્ચાર કરવા લાગ્યો. આ પ્રકારે તેને તેના મનમાં કામરાજબીજ ધારણ કર્યું ને તેનો મનમાં વારવાર જપ કરવા લાગ્યો. હે મહારાજ ! થાવાકાળ હોવાથી સ્વાભાવથી તે રાજપુત્રે તે કામરાજ નામનુ બીજ ધારણ કર્યું. પછી પાંચમે વર્ષે સુદર્શન રૂષિ છન્દ ધ્યાન ન્યાસ વિનાનાં આ ઉત્તમ કામરાજ બીજનો મનમાં જપ કરતો નિરંતર ક્રીડા કરતો હતો ને સૂતો હતો. સર્વ પ્રસંગમાં આ મંત્રને સારરૂપ સમજી તે કયારે પણ ભૂલતો ન હતો. અગીયાર વર્ષનો તે થયો ત્યારે તે રાજકુમાર મુનિદ્વારા યજ્ઞોપવીત પ્રાપ્ત કરીને વેદાભ્યાસ કરવા લાગ્યો. સાંગ ધનુર્વેદ ને નીતિ શાસ્ત્રનો તેણે અભ્યાસ કર્યો ને આ મંત્રના બળથી સમગ્ર વિદ્યા પણ તેણે મેળવી લીધી. એક સમયે સુદર્શને દેવીનાં પ્રત્યક્ષ દર્શન કર્યા. તે દેવીએ લાલવસ્ત્ર લાલવર્ણ ને સકળ અંગમાં લાલ ભૂષણો ધારણ કરેલાં હતાં. ગરૂડ વાહનપર બેઠેલી ને અદ્દભૂત વૈષ્ણવી શક્તિને દેખીને તે રાજકુમાર અતીવ પ્રસન્ન થયો. તે સકળ વિદ્યાઓનાં તત્ત્વનો જ્ઞાતા રાજકુમાર તે વનમાં રહેવા લાગ્યો, તથા માતાની સેવા કરતો નદીના તટપર ક્રીડા કરવા લાગ્યો. ભગવતીએ તે રાજકુમારને ધનુષ્, બાણ, તુણીર ને કવચ પોતે જાતેજ આપ્યાં. આ સમયે કાશીરાજની શશીકળા નામની સકળ ગુણ સંપન્ન કન્યાએ સાંભળ્યુ કે સુદર્શન રાજકુમાર વનમાં વસે છે ને તે સકળ

ગુણવાળો શૂરો તથા બીજા કામદેવ સમાન રૂપાળો છે. આ પ્રકારે બંદીઓના મુખથી સુદર્શનની પ્રભુતાની પ્રશંસા સાંભળી તે કન્યાએ તેને વરવાનો વિચાર કર્યો. રાત્રીએ જગદમ્બાએ તે કન્યાના સમીપમાં આવી સ્વપ્નમાં આશ્વાસનપૂર્વક એ વચનો કહ્યાં "હે સુશ્રોણિ! તું સુદર્શનને વર. તે મારો પરમ ભક્ત છે. હે ભામિનિ! મારૂં વચન છે કે તારી તે સકળ કામનાઓ પૂરણ કરશે." આ પ્રકારે શશીકળાએ મનોહર ભગવતીનું સ્વરૂપ તથા તેની વાણીનું દર્શન થયું તેથી તે મનમાં બહુ પ્રસન્ન થઈ. પ્રસન્ન થઇને જાગી ઉઠી. માતાએ તેને પ્રસન્ન દેખીને હર્ષનું કારણ પૂછ્યું પણ શરમથી તેણીએ હર્ષનું કારણ માતાને ન કહ્યું, ને વારંવાર સ્વપ્નનું વૃત્તાન્ત સંભારી પ્રસન્નતાથી હસવા લાગી ને બીજી સખીઓને વિસ્તારપૂર્વક પોતાનાં સ્વપ્નનું વૃત્તાન્ત કહેવા લાગી. એક સમય વિહાર કરવા તે ઉપવનમાં ગઈ. તે ચંપકવૃક્ષોથી શોભાયમાન ઉપવનમાં પોતાની સખીઓ સહિત કાશીરાજની કન્યા શશીકળા આવી. તે બાળા પુષ્પોને ચુટતી એક ચમ્પાની નીચે ઉભી, તેવામાં માર્ગમાં ઝડપથી આવતા એક વિપ્રને તેણીએ દીઠો. બ્રાહ્મણને પ્રણામ કરી તે કન્યા મધુર વાણી બોલી. "હે મહાભાગ! આપ ક્યાંથી આવો છો? બ્રાહ્મણે કહ્યું 'હે બાળા! હું ભારદ્વાજ મુનિનાં આશ્રમમાંથી આવું છું ને કોય કામ વાસ્તે હું આવ્યો છું. તમારે શું કહેવું છે! કહો.[૩૧-૫૬] શશીકળા કહે છે–હે મહારાજ! કહો, ને આશ્રમમાં વખાણવાયોગ્ય કંઈ નવીન વસ્તુ છે? વિશેષે કરી સૌ લોકોને અધિક દર્શન કરવા યોગ્ય ત્યાં શું છે?[૫૮] બ્રાહ્મણ બોલ્યો-શ્રી ધ્રુવસંધિ રાજાના પુત્ર શ્રીમાન્ સુદર્શન કુમાર **यथा नामा तथा गुण**: પુરૂષોત્તમ એવા ત્યાં હાલ વસે છે. હે વામોરૂ! મારા જાણવામાં તો એવું જેણે દર્શન કર્યું નથી તેનાં નેત્રો નિરર્થક છે. તેને પેદા કરવાની ઈચ્છાથી વિધાતાએ તેમાં સઘળા ગુણોની સાથેજ સ્થાપના કરી છે કારણ કે વિધાતાને કૌતુકથી ગુણોના સમુદાયનાં એક સ્વરૂપને જોવાની ઈચ્છા થઈ હશે. હે કન્યે! તે કુમાર તારા યોગ્ય છે ને તારો ભર્ત્તા થવા યોગ્ય છે. વિધાતા એ યોગ કરે તો તે યોગ મણિ કાંચનના સરખો છે.

**तत्र योग्य कुमारोऽसौ भर्ता भवितु मर्हति ।**
**योगोऽयं विहितो व्यासीन्मणि कांचनयोरिव ॥ ६२**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.*

### કાશીરાજની કન્યાના વિવાહનો ઉદ્યોગ.

**व्यास उवाच—**

**श्रुत्वा तद्वचनं श्यामा प्रेमयुक्ता बभूव ह ॥**
**गतस्थे ब्राह्मणस्तस्मात् स्थानादुक्त्वा समाहितः**

વ્યાસ કહે છે–બ્રાહ્મણની વાણી સાંભળી શશીકળા પ્રેમ યુક્ત થઇ ને તે બ્રાહ્મણ ત્યાંથી એટલી વાત કરીને વગર બોલ્યો ચાલ્યો ગયો. તેણી પૂર્વના પ્રેમના યોગે આનંદિત થઇને પ્રેમથી ચચળ થઈ તથા તે વિપ્રના ગયા પછી કામબાણથી શશીકળા હણાઈ હોય તેવી બની ગઈ. કામાતુરા કામપીડિતા તે બાળા પછી પોતાની એક સખીના પ્રતિ બોલી કે આ વાક્યના શ્રવણ માત્રથીજ દેહમાં વિકાર ઉત્પન્ન થયો છે. હે સખિ! હજુ સુધી રસજ્ઞાનને નહી પામેલું મરૂં મન તે

* આ અધ્યાયમાં કાશીરાજની પુત્રી શશીકળાના વિવાહની તૈયારી થઇ એ કથા આવશે.

કુળ સંભવ કુમારને નહિં પ્રાપ્ત થતાં અતીવ વ્યાકુળ થયુ છે. આ પાપી કામ દેવ મને દુઃખ દેછે. હું શું કરૂ ? કયાં જાઉં ? બીજા કામદેવના સમાન તે કુમાર મેં સ્વપ્નમાં જોયા છે. હવે તો મારૂં કોમળ મન તેના વિરહથી વ્યાકુળ બનીને અધિક તપે છે. હે ભામિનિ ! શરીરમાં લેપન કરેલું ચંદન પણ મને વિષના સમાન ભાસે છે, આ માળા સર્પ સમાન છે ને ચંદ્રમાનાં કિરણો અગ્નિસમાં મને આકરાં લાગે છે, મહેલ, વાટિકા, પર્વત, સરિતા આદિ કોઈ પણ મને સુખ શાન્તિ આપનારાં લાગતાં નથી. ને શય્યા તાંબુલ ગીત વાજા એ કોઈ મને સારાં લાગતાં નથી, ને એઓથી મારા નેત્રમાં તૃપ્તિ થતી નથી. હુ તો હવે ત્યાંજ જાઈશ કે જ્યાં તે શઠ છે. શું કહુ ! કુળલજ્જાથી ભયવાળી છુ ને પિતા હોવાથી પરતંત્ર છું. મારા પિતા મારો સ્વયંવર નથી કરતા તેથી હું શું કરૂ ? હું તો રાજપુત્ર સુદર્શનનેજ મારા શરીરનુ અર્પણ કરીશ. મોટા મોટા વિભૂતિવાળા મહિપાળો છે પરન્તુ એઓ મને સારા નથી લાગતા પરન્તુ મને તો ફક્ત આ રાજ્યહીન સુદર્શનજ અત્યન્ત સારો લાગે છે.[૧-૧૧] વ્યાસજી કહે છે—એકલો નિર્ધન બળહીન વનવાસી ફળભોગી સુદર્શન તે કન્યાના મનમાં નિરન્તર વશી રહ્યો. વાણીબીજના જપથી તે કન્યાને સિદ્ધિ થઈ ગઈ ને સુદર્શન પણ નિરંતર કામરાજ બીજનો જપ કરી ધ્યાન પરાયણ થયો. સ્વપ્નમાં તે સુદર્શન અખંડા એવી વિષ્ણુની માયારૂપ શક્તિનાં દર્શન કર્યા કે જે મહામાયા અવ્યક્ત તથા સકળ સંપત્તિ પ્રદાતા જગદમ્બિકા કહેવાય છે. શૃંગવેરપુરના રાજા નિષાદ સુદર્શનને સઘળી સામગ્રી વાળો એક રથ આપ્યો. ચાર અશ્વવાળો તથા ધ્વજાવાળો શોભાયમાન જયરથ તે નિષાદે ભેટ કર્યો, ને રાજકુમારે તેનો સ્વીકાર કર્યો, તથા વનનાં ફળ મૂળાદિથી તે શંબરની પૂજા કરી. આ પ્રકારે અતિથ્ય કર્યા બાદ નિષાદ રાજા સ્વભુવનમાં ગયા ને પ્રીતિયુક્ત થઈ બીજા મુનિઓ સુદર્શનના પ્રતિ વદવા લાગ્યા. હે રાજપુત્ર ! અવશ્ય તનેજ રાજ પ્રાપ્તિ થશે ને થોડા દિવસમાં તને રાજ્ય મળશે એમાં શંકા નથી વરદાતા વિશ્વજે મોહ પમાડનારી ભગવતી અમ્બિકા તારાપર પ્રસન્ન છે જેથી તે તારી સહાયતા કરછે. હે સુવ્રત ! તમારે કશી ચિંતા ન કરવી. આ પ્રકારે મનોરમાના પ્રતિ પણ મુનિઓ બોલ્યા કે આ તારો પુત્ર ધરાવિશથશે. મનોરમાએ કહ્યું કે—હે મુનિઓ ! તમારી વાણી સફળ હો ! એ તો તમારો દાસ છે એથી આપ મહાત્માઓની સદ્વિપ્રોની ઉપાસનાથી રાજ્યપ્રાપ્તિ થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. સૈન્ય સચીવ કોશ સહાય વિગેરે નથી જેથી શું યોગથી મારો પુત્ર રાજ્યપ્રાપ્તિ કરશે ! અવશ્ય મારા પુત્રને આપની કૃપાથીજ રાજ્યપ્રાપ્તિ થશે, એમાં શંકા નથી કારણ કે આપ સૌ મંત્રજ્ઞાતાઓ છો.[૧૨-૨૪] વ્યાસજી કહે છે—જયાં મહાબુદ્ધિશાળી સુદર્શન રથમાં બેસી વિચરે છે ત્યાં તેની પાછળ અક્ષૌહિણીઓ વાળી સેના દેખાય છે. આ પ્રતાપ મંત્રબીજનો તેને છે પણ બીજા કશાનો નથી. આ પ્રકારે અજ્ઞાનતાથી જપમાત્ર કરતાં તેને આવો પ્રતાપ થયો છે તો પછી ગુરૂમુખદ્વારા મંત્ર પ્રાપ્ત કરી શાન્ત થઈ જપવામાં આવે તો તેનુ શુ અધિક ફળ ન થાય ! સકળ કામનાઓની તેથી અવશ્યમેવ સિદ્ધિ થાય. કોઈ વસ્તુ ત્રિલોકીમાં નથી અથવા તો દિવ્ય લોકમાં પણ નથી કે જે ભગવતીના પ્રસન્ન થવાથી અપ્રાપ્ત તથા દુર્લભ હોય ! જેઓને

ભગવતીનાં અર્ચન આદિમાં વિશ્વાસ નથી હોતો તેઓ ખરેખર મંદભાગી તથા રોગી રહે છે. આ દેવી યુગાદિમાં સકળ દેવતાઓની માતા કહેવાયે છે. હે કુરૂદ્વહ ! આથી આ ભગવતીજ આદિમાતા કહેવાય છે, બુદ્ધિ, કીર્તિ, ધૃતિ, લક્ષ્મી, શક્તિ, શ્રદ્ધા, મતિ, સ્મૃતિ, ઈત્યાદિ રૂપથી તે માતા પ્રાણીમાત્રને પ્રત્યક્ષ દેખાય છે. જે મનુષ્યો માયાથી મોહિત હોય છે તેઓ નથી જાગુતા તથા કુતર્કી લોકો વિશ્વેશ્વરી શિવાનુ ભજન નથી કરતા. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, વાસવ, વરૂણ, યમ, વાયુ, અગ્નિ, કુબેર, ત્વષ્ટા, અશ્વિની કુમાર, ભગ, આદિત્ય, વસુ, રૂદ્ર, વિશ્વેદેવા, મરૂદ્ગણ ઈત્યાદિ સૌ કોઈ સૃષ્ટિની સ્થિતિ અતને સર્ગને કરનારી શિવાનુ સદા ધ્યાન ધરે છે. કોણ વિદ્વાન્ આ પરમાત્મિકા શક્તિને ન ઉપાસે ! આવી સકળ કામનાઓને આપનારી ભગવતીને સુદર્શને જાગી. વિદ્યા અવિદ્યારૂપ વાળી આ મહાદેવી બ્રહ્માને પણ દુષ્પ્રાપ્ય છે. આ પરાશક્તિ યોગથી ગમ્ય છે ને મુમુક્ષુઓને અત્યન્ત પ્રિય છે. તે ભગવતીના વિના પરમાત્માનાં સ્વરૂપને કોણ જાણી શકે તેમ છે ? જે ત્રણ પ્રકારની આ સૃષ્ટિને રચનારી છે ને જે દેવી સકળ આત્માઓને દેખાડનારી છે. સુદર્શને તે દેવીને મનમાં સ્મરીને વનમાં રાજ્ય લાભથી પણ અધિક સુખ પ્રાપ્ત કર્યું. કામબાણથી અત્યન્ત પીડા પામતી તે ચંદ્રકળા કુમારી પણ નાના પ્રકારના ઉપચારથી પોતાનુ દુઃખી શરીર ધારણ કરી રહી. પછી તેના પિતા સમજી ગયા કે આ શશીકળા હવે વરની ઈચ્છા કરે છે જેથી એમ વિચારી તેણે સ્વયંવર કર્યો. વિદ્વાનોએ સ્વયંવર ત્રણ પ્રકાર કહ્યા છે ને તે રાજાઓનેજ યોગ્ય છે પણ બીજાઓને નહી. મરજી પડે તે વરને વરવારૂપ એક ઈચ્છા સ્વયંવર છે ! બીજો જેમ રામને શંકર ધનુષના તોડવાથી જાનકી મળી તેવો પ્રતિજ્ઞા સ્વયંવર છે ને ત્રીજો શુરતારૂપ દક્ષિણાવાળો વીરોનો સ્વયંવર છે. આમાંથી કાશીરાજાએ ઇચ્છા સ્વયંવર કર્યો. કારીગરો દ્વારા સુંદર ઉલેચોવાળાં બિછાનાંઓ રચાવ્યાં, ને જ્યારે અનેક આકારનો સભ્યોનો માંડવો તૈયાર થયો તથા વિવાહના વાસ્તે વિશાળ સામગ્રીઓ તૈયાર થઇ ગઈ ત્યારે દુઃખ પામતી એવી સુલોચના શશીકળા પોતાની પ્રિય સખીના પ્રતિ વદવા લાગી. કે—હે સખિ ! તું મારી માતા પાસે જા અને કહે કે "શશીકળા તો ધ્રુવસંધિ રાજાના પુત્રને મનથી વરી ચુકી છે." સુદર્શનને છોડી તે બીજાને હવે નહીં વરે ને "ભગવતીએ મને કહ્યું છે તે મુજબ તે રાજપુત્ર મારો સ્વામી થયો છે." ૨૫-૪૭ વ્યાસમુનિ કહે છે—હે રાજન્ ! આ પ્રકારે તે દાસીએ માતાને આ પ્રમાણે કહ્યુ ને તે મંજુભાષિણી રાજમાતાએ બધુ એકાંતમાં શ્રવણ કર્યું. દાસી કહેવા લાગી કે—મારા દ્વારા આપની પુત્રીએ દુઃખી થઈને કહેવરાવ્યુ છે તે હે કલ્યાણિ ! તમે સાંભળીને તેનુ પ્રતિપાદન કરો. "ભારદ્વાજમુનિના પવિત્ર આશ્રમમાં ધ્રુવસંધિ રાજાનો પુત્ર રહે છે તેને મે મારા મનથી વર્યો છે તેથી હુ હવે બીજાને નહી વરૂં." આમ તમારી પુત્રી કહેવરાવે છે. ૪૮-૫૦ વ્યાસ કહે છે—રાણીએ આવાં વાક્યો સાંભળી જ્યારે રાજા મંદિરમાં પધાર્યા ત્યારે તેમને શશીકળાની સઘળી વાત કહી બતાવી. આવાં વચનો સાંભળી રાજા વિસ્મિત થયો ને પોતાની પ્રિયા વૈદર્ભિના પ્રતિ બોલ્યો. હે સુભ્રુ ! તું એ વાત તો જાણે છે કે તે રાજકુમારને બાલકપણામાંથીજ રાજ્યમાંથી કાઢી મૂકયો છે, અને તે

એકલો નિર્જન વનમાં માતાસહિત નિવાસ કરે છે. આ બાળક કુમાર સારૂ તો યુધાજિત્ રાજાએ તેની માતાના પિતા વીરસેનને યુદ્ધમાં મારી નાંખ્યો. તે નિર્ધન રાજપુત્ર શીરીતે આપણી કન્યાના યોગ્ય થઈ શકે ! હે ચારૂલોચની ! તું જા ને પુત્રીને સમજાવ કે સ્વયંવરમાં મોટા મોટા રાજાઓ આવશે એથી તારે આવુ વિપરીત કાર્ય ન કરવુ ઘટે.

**ब्रूहि पुत्रीं ततो वाक्यं क्वापि दयितमिष्यम्।**
**आगमिष्यन्ति राजानः स्थितिमंतः स्वयंवरे ॥५५॥**

ઇતિશ્રી મહાપુરાણુ દેવી ભાગવતવિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૧૮ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો*

### શશીકળાનો સ્વયંવર.

**व्यास उवाच–**

**भर्त्राऽपाभिहिता राज्ञी पुत्रीं कृत्वाऽङ्कसंस्थिताम्।**
**उवाच वचनं श्लक्ष्णं समाश्वास्य शुचिस्मिताम्॥१॥**

વ્યાસ કહે છે–સ્વામીનાં વચન સાંભળી મહારાણીએ પુત્રીને ખોળામાં બેસારી મનોહર વાણી વડે દિલાસાપૂર્વક સમજાવવા માંડી, હે સુદતિ ! તુ અમારૂ અપ્રિય કેમ કરે છે ! હે સુવ્રતે ! એવાં તારાં વચનથી તારા પિતા દુખી થાય છે. સુદર્શન તો ઘણો દુર્ભાગી તથા રાજ્યભ્રષ્ટ છે અને નિરાધાર છે. બળ તથા સંપત્તિ વિનાનો છે ને બાંધવોથી તે તજાયેલો છે. વળી માતા સાથે તેને વનવાસ થયો છે તથા ફળ મુલાદિથી જીવિકા ગુજારે છે. આવો વનવાસી ભાગ્યહીન વર તારા યોગ્ય નથી, મહા કૃતજ્ઞ રૂપવાળા તથા રાજ ચિન્હોવાળાં મુસંમત રાજપુત્રો બીજા ઘણા છે જેઓ તારા યોગ્ય છે. હે પુત્રિ ! આજ સુદર્શનનો ભ્રાતા છે તે કોશલદેશનો રાજા છે ને તે સકળ લક્ષણવાળો સર્વ ગુણોપેત છે. હે પુત્રિ ! વળી એક બીજું પણ કારણ મેં સાંભળ્યુ છે કે યુધાજિત નિરન્તર સુદર્શનના વધની ઈચ્છા કરે છે. તેણે સંગ્રામ કરી રાજ્યમાં પોતાના દૌહિત્રને સ્થાપ્યો છે ને સુદર્શનના નાના વીરસેન રાજાને તેના મંત્રીઓ સહિત મારી નાંખ્યો છે અને એ યુધાજિત સુદર્શનને મારવાની ઈચ્છાથી ભારદ્વાજના આશ્રમમાં ગયો હતો. પરંતુ મુનિએ અટકાવવાથી પોતાના સ્થાનમાં હાલ પાછો આવ્યો છે.”–૯ શશીકળા બોલી–હે માતા ! આ રાજકુમાર મારો ઈચ્છિત છે જેથી તે ભલે વનવાસી હોય તોપણ મને ઈષ્ટ છે. જેમ શર્યાતિનાં વચનથી સુકન્યા પતિવ્રતા ચ્યવન મુનિને પ્રાપ્ત થઈને તેમની સેવામાં તત્પર થઇ હતી તેમ પતિની સેવાજ સ્ત્રીઓને મોક્ષ કે સ્વર્ગ આપનારીછે. સ્ત્રીઓને સ્વામિના પ્રત્યે છલ ન કરવુ એજ સુખદાતા છે, વળી ભગવતીએ સ્વપ્નામાં દર્શાવેલા મારા વરનો ત્યાગ કરી હુ તેના વિના બીજા રાજપુત્રોનો કેમ આશ્રમ કરી શકુ ! મારી ચિત્તરૂપી દિવાલમાં સુદર્શનરૂપી વરને ભગવતીએ ચિતરેલો છે તેથી તે પ્રિય કાન્તનો ત્યાગ કરી બીજા વરને હું નહી વરૂ ”–૨૩ વ્યાસ મુનિ કહે છે–અનેક દ્રષ્ટાંતોથી વૈદર્ભીએ કન્યાને સમજાવી પરન્તુ અનેક દ્રષ્ટાંન્તોથી માતાનાં વચનોનો શશીકળાએ નિષેધ કર્યો. પછી મહારાણીએ પુત્રીનાં કહેલાં વચનો મહારાજાને સુણવ્યાં, અને વિવાહ થયાં પહેલાં શશીકળાએ એક આપ્ત શાસ્ત્રસમ્મત વિપ્રને સુદર્શનના આશ્રમમાં મોકલ્યો ને તેને કહ્યું કે “પીતાને ખબર ન પડે તેમ તુ ત્યાં જા. હે

* આ અધ્યાયમા શશીકળાના સ્વયંવર વિષે કથા આવશે.

વિપ્ર! ભારદ્વાજના આશ્રમમાં જઇને મારાં આ વાક્યો સુદર્શનને કહેજો કે 'મારા નિમિત્તે પિતાએ સ્વયંવર કર્યો છે તેથી એ અવસરે અનેક બળવાન મહિપાળો આવશે અને મે સર્વથા પ્રીતિપૂર્વક ચિત્તમાં તમારૂં જ વરણ કર્યું છે કારણ કે હે દેવ સમાન સુંદર! ભગવતીએ સ્વપ્નમાં તમારૂં જ મને પ્રદાન કર્યું છે જેથી જો તમે નહી આવો તો હું વિષ ખાઈશ અથવા તો અગ્નિમાં પડીશ. પિતાની પ્રેરણા થશે તોપણ હું બીજાને નહી વરૂં કારણ કે મન વાણી ક્રિયાદ્વારા હું તમનેજ વરેલી છુ તથા ભગવતીના પ્રસાદથી તમારૂં ને મારૂં કલ્યાણ થશે. તમારે દૈવબળનો આશ્રય કરીને અહીં અવશ્ય આવવું. જેના આધીનમાં આ ચરાચર જગત્ છે તે ભગવતીએ જે આજ્ઞા આપી છે તે મિથ્યા નહીંજ થાય. તે ભગવતીના વશમાં શંકરાદિ સઘળા દેવો વર્તમાન છે" હે બ્રાહ્મણ? એકાન્તમાં આ શબ્દો તમારે રાજકુમારને કહેવા હે પાપરહિત! જેમ મારૂં કાર્ય સિદ્ધ થાય તેમ તમારે કરવું, આમ કહી દક્ષિણા આપી બ્રાહ્મણને તેણીએ વિદાય કર્યો. બ્રાહ્મણ ત્યાં ગયોને સઘળી હકીકત કહી પાછો ફર્યો સુદર્શને આ સઘળી હકીકત સાંભળી પોતાના જવાના નિશ્ચયને મુનિઓ પ્રતિ જણાવ્યો. ભારદ્વાજ મુનિએ પરમ આદરથી તેને જવાની પ્રેરણા કરી. ગમનના માટે તૈયારી કરતા પુત્રના પ્રતિ ધ્રુજતી અતીવ દુઃખી થતી મનોરમા માતા આંખમાં અશ્રુભરી ભય પામેલી તે બોલવા લાગી. "હે પુત્ર! મોટા રાજાઓની સમાજમાં તું કયાં જાય છે? તું એકીલો વૈરી રાજાઓના સમાજમાં કયાં જાય છે? તને મારવાની ઇચ્છાવાળો યુદ્ધાજિત રાજા પણ ત્યાં આવ્યો હશે. હે પુત્ર! ત્યાં તારો કોઈ સહાયક નથી વાસ્તે તું ત્યાં જા માં. હું એકજ પુત્રવાળી નિરાધાર તારા આધારેજ છુ. હે મહાભાગ! આ વેળા તું મને નિરાશ કરવા યોગ્ય નથી. જેણે મારા પિતાને માર્યા છે તે પણ તે સ્થાનપર આવ્યા હશે. હે પુત્ર એકલો જવાથી તને યુધાજિત મારી નાંખશે. [૧૪-૨૦] સુદર્શન કહે છે—હે માતા! થાવાનું હોય તેમ ભલે થાઓ! પણ એમાં વિચાર કરવાપણુ નથી. કારણ કે જગન્માતાની આજ્ઞાથીજ હું સ્વયંવરમાં જાઉં છુ. હે વરાનને કલ્યાણિ! ક્ષત્રીય થઇને તું શોક કર માં. ભગવતીના પ્રસાદથી મને કશોપણ ભય નથી.[૨૨] વ્યાસમુનિ કહે છે—આમ કહી રથમાં બેસી સુદર્શન જ્યારે જાવા લાગ્યો ત્યારે મનોરમા પુત્રને આશીર્વાદ દેવા લાગી ને કહેવા લાગી કે—આગળ તારી અંબિકા રક્ષા કરો ને પાછળ ભગવતી રક્ષા કરો (પાર્વતી ઉભય બાજુમાં રક્ષા કરો. શિવા સર્વત્ર રક્ષા કરો) તથા વિષમ માર્ગમાં અને દુર્ગોમાં દુર્ગા રક્ષા કરો ને ઘોર યુદ્ધમાં કાલિકા પરમેશ્વરી રક્ષા કરો મંડપમાં માતંગી રક્ષા કરો ને સ્વયંવરમાં તારી સૌમ્યા રક્ષા કરો. ભવમોચની ભવાની રાજાઓના સમુદાયમાં તમારી રક્ષા કરે. પર્વત તથા વિકટ માર્ગમાં ગીરિજા, ચોરોના ભયમાં ચામુંડા તે વનમાં સનાતની કામગા તારી રક્ષા કરો. હે રઘુવંશ! વિવાદમાં વૈષ્ણવી શક્તિ તારી રક્ષા કરે અને શત્રુઓના સમાગમમાં ભૈરવી શકિત તારી રક્ષા કરો. જે મહામાયા જગદ્ધાત્રી સચ્ચિદાનંદરૂપિણી ભુવનેશ્વરી છે તે સર્વદા સર્વ દેશોમાં તારી રક્ષા કરો." આમ કહી માતા કંપથી વ્યાકુળ થઇ ગઇ ને તેણીએ એ પણ કહ્યું કે હું અવશ્ય તારી સાથે પણ આવીશ. તારા વિના એક પળ પણ રહી શકવા હું સ-

મર્થ નથી. હે પુત્ર ! જ્યાં તું જાય છે ત્યાં મને લઈ જા. એમ કહી સૈરંધ્રી સહિત માતા બહાર આવી ને તેઓ સઘળાં બ્રાહ્મણોના આશીર્વાદ લઈ પ્રસન્ન થઈ ચાલ્યાં. તે કુમાર એકજ રથમાં બેસી વારાણસીમાં પહોંચી ગયો. સુબાહુએ કુમારને આવ્યા જાણી ઉત્તમ પ્રકારથી સત્કાર કર્યો. તેમને રહેવાને બંગલો આપ્યો તથા અન્નપાનાદિની ઉત્તમ સગવડ સાથે સેવામાં કેટલાક અનુચરોને આજ્ઞા આપી મોકલ્યા. આ સમયે અનેક દેશોના રાજાઓ એકત્ર થયા હતા તથા શત્રુજિત સહિત યુધાજિત પણ આવી પહોંચ્યો હતો, કરૂષાધિપતિ, મદ્રદેશાધિપતિ, સિંધુરાજા, માહિષ્મતીના બળવાન રાજા, પાંચાળ રાજા, પાર્વતીય બલી, કામરૂપ, કર્ણાટ, ચૌલ તથા વૈદર્ભ દેશના મહા બળવાન રાજા પણ ત્યાં આવ્યા હતા. બધી મળીને એ સ્થાનમાં ત્રેસઠ અક્ષૌહિણી સેના ભેગી થયેલી હતી. સર્વત્રઉભેલીસેનાથી કાશીનગરી ઘેરાઈ ગયેલી હતી. બીજા પણ અનેક રાજાઓ હાથી આદિ લઈ સ્વયંવરનાં દર્શનની ઈચ્છાથી એકઠા થયા હતા. એક બીજા રાજા પુત્રો અરસ્પરસ વાતો કરવા લાગ્યા કે. રાજપુત્ર સુદર્શન એકલોજ નિર્ભય આવ્યો છે. તે મહા કાન્તિમાન્ એકલોજ રથમાં બેસી પોતાની માતાના સહિત આવ્યો છે તો અવશ્ય તે કકુત્સ્થવંશી વિવાહનાં નિમિત્તેજ આવ્યો જણાય છે. આ સેનાવાળા તથા શસ્ત્રોવાળા રાજપુત્રોને છોડીને શું તે રાજપુત્રી આ મહાભુજાવાળાને વરશે ? પછી રાજા યુધાજિત્ તે વાતો કરતા રાજપુત્રોને કહેવા લાગ્યો કે " હું કન્યાના નિમિત્તે અવશ્ય તેનો વધ કરીશ. " આ સમયે નીતિમાં કુશળ એવા કેરલ દેશના મહારાજા બોલ્યા—હે રાજન્ ! આ ઈચ્છા સ્વયંવરમાં યુદ્ધ નહીં કરવું જોઈએ. અહીં શુલ્ક સ્વયંવર નથી કે જેથી બળથી હરણ થાય પરન્તુ અહીં તો કન્યાની ઈચ્છા મુજબ વરણ થશે. વિવાદ શાવાસ્તે આમાં કરો છો ? પહેલાં આપે અન્યાયથી આ રાજપુત્રને વનમાં નસાડયો છે ને પછી બળપૂર્વક શત્રુજિત્‌નો રાજ્યાભિષેક કર્યો છે. હે મહાભાગ ! તે કાકુત્સ્થ પણ કૌશલદેશના રાજાનો પુત્ર છે જેથી વિના અપરાધ તમે તેને કેવીરીતે મારશો ? હે રાજન્ ! અનીતિનું ફળ અવશ્ય તમને મળશે. હે રાજન્ ! આ જગત્‌નો અધિપતિ વિલક્ષણ કોઈ પરમેશ્વર રક્ષક છે. ધર્મની જય છે પણ અધર્મની નથી. સત્ય જય પામે છે પણ અસત્ય જય પામતું નથી. હે રાજન્ ! અનીતિ ન કરો ને પાપની મતિ તજો. તમારો દોહિત્ર આવ્યો છે તે પણ રૂપવાળો છે તથા રાજ્યવાળો શ્રીમાન્ છે જેથી તેને તે કન્યા કેમ નહીં વરે ? વળી બીજા પણ ઘણા બળવાન રાજપુત્રો આ કન્યાના સ્વયંવરમાં આવ્યા છે જેથી કોઇનો કન્યા સ્વીકાર કરશે. સ્વયંવરમાં વિવાદ કેવો ! તે આપ કહો. આથી બુદ્ધિમાને સમજીને પરસ્પર વિરોધ ન કરવો જોઈએ. ૩૩-૬૨

वृते तथा विवादः कः प्रवदन्तु महीभुजः ।
परस्परं विरोधोऽत्र नकर्त्तव्यो विजानता ॥६२॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૦ મો.

### સુબાહુ શશીકળાને સમજાવે છે.*

व्यास उवाच—

इतिवादिनि भूपाले केरलाधिपतौ तदा ॥
प्रत्युवाच महाभाग युधा जिदपि पार्थिवः ॥१॥

વ્યાસ કહે છે—જ્યારે કેરલાધિપતિ મ-

* સુબાહુ રાજાએ સ્વપુત્રી શશીકળાને સમજાવી એ વાર્તા આ અધ્યાયમાં કહેવાશે.

હારાજાએ આમ કહ્યું ત્યારે હે મહાભાગ! યુધાજિત્ રાજા પણ તેમના પ્રતિ વદવા લાગ્યો. "હે મહિપાળ! આપે જે કહ્યું છે તે શુનીતિસર છે? રાજાઓના સમાજમાં તમે જિતેન્દ્રિય સત્યવક્તા છો અને એવા અનેક બીજા પણ યોગ્ય રાજાઓ છે છતાં આ કન્યા અયોગ્ય રાજપુત્રને પ્રાપ્ત થાય છે એ શું મહારાજ! ન્યાયથી વાત છે. અને એ અન્યાય તમને રૂચે છે? સિંહનો ભાગ શિયાળ કેવી રીતે ભોગવી શકે? તો એવો આ સુદર્શન કન્યારત્નને શું પ્રાપ્ત કરી શકે? હે મહારાજ! વિપ્રોનું વેદો બળ છે, ને રાજાઓનુ બળ ધનુષ્ય છે તો આમાં હમણાં હું શુ અન્યાયવાળું બોલુ છું? જેમ રાજાઓના વિવાહમાં શુલ્ક બળ કહ્યુ છે કે બળવાનજ કન્યાને ગ્રહણ કરી શકે પણ નિર્બળ ન કરી શકે, આટલા વાસ્તે કન્યાનું 'પણ કરીને વિધાન નહીં થાય તો અવશ્ય રાજાઓમાં કલેશ થશે. આ પ્રકારે રાજાઓનો પરસ્પર વિવાદ થયો ત્યારે સુબાહુ રાજાને ત્યાં બોલાવવામાં આવ્યા. સુબાહુને બોલાવી સૌ રાજાઓ તેના પ્રતિ વદવા લાગ્યા. "હે રાજન્! તમારે આ વિવાહમાં નીતિ રાખવી જોઇએ. હે રાજન્! આપની શુ ઈચ્છા છે તે મને કહો. હે રાજન્! આપ મનમાં આપની પુત્રી કોને દેવા ચાહો છો? ૧-૧૦ સુબાહુ કહે છે—મારી પુત્રી મનથી તો સુદર્શન રાજાને વરી છે ને મેં તેને બહુ અટકાવી છતાં મારાં વચનમાં પ્રતીતિ લાવતીજ નથી. મારી પુત્રીનું મન વશ વર્ત્તતું નથી તેથી કહો! હું શુ કરૂં? વળી સુદર્શન પણ નિર્ભય થઇ એકલો અહીં આવ્યો છે. ૧૧-૧૨ વ્યાસ કહે છે—સઘળા રાજાઓ સાવધાન થઈને સુદર્શનને બોલાવીને તેને શાન્તને એકલાને કહેવા લાગ્યા. "હે મહાભાગ રાજપુત્ર! હે સુવ્રત તમને અહીં કોણે બોલાવ્યા છે? રાજાઓના સમાજમાં એકલા કેમ આવ્યા છો? સચિવો સૈન્ય કોશ કે મોટી સેના તમારી પાસે નથી. હે મહામતે! શા વાસ્તે તમે અહીં આવ્યા છો. તે અમને કહો. અહીં તો એકત્ર થયેલા રાજાઓ યુદ્ધ વાસ્તે ઈચ્છા કરનારા છે, ને કન્યા વાસ્તે સૈન્યસહિત તેઓ આવેલા છે તો તમે શુ કરવાની ઈચ્છા રાખો છો? તમને મારવાની ઈચ્છાથી તમારો શૂરો ભ્રાતા શત્રુજિત્ પણ અહીં આવ્યો છે ને તેની સહાયતા કરવા સારૂ મહા બાહુવાળો યુદ્ધાજિત્ પણ આવેલો છે. તમારે હવે જાવુ હોય તો જાઓ ને રહેવુ હોય તો રહો. હે રાજેન્દ્ર! જે પથ્ય હતુ તે તમને કહ્યુ. સેનારહિત એવા તમારે હે સુવ્રત! જેમ કરવુ ઠીક લાગે તેમ કરો. ૧૩-૧૮ સુદર્શન કહે છે—બળ, સહાયતા, કોશ, દુર્ગનો આશ્રય, મિત્રો, બંધુજનો, રાજાઓ કે રક્ષકો એમાંનું કશુ પણ મારી સાથે નથી પણ અહીં સ્વય કર થાય છે એમ સાંભળી જોવાની ઈચ્છાથીજ હું આવેલો છું. સ્વપ્નામાં મને ભગવતી દેવીએ પ્રેરણા કરી છે એમાં સંશય નથી જેથી મારી આમાં કાંઈ ઈચ્છા નથી પરન્તુ ભગવતીએ કેવળ મને કહ્યુ છે જેથી તે દેવીને જેમ વિધાન કરવુ હશે તેમ થશે તેમાં સદેહ નથી. આ સસારમાં કોઈ પણ શત્રુ નથી ને સર્વત્ર એ ભગવતી દેવીજ જગદિશ્વરી અમ્બિકા દેખાય છે. હે રાજાઓ! મારી સાથે કોઈ શત્રુતા કરશે તો તેનું શાસન કરનારી અમ્બિકા છે જેથી હું શત્રુતાને સમજતો નથી. હે રાજાઓ! જે થાવાકાળ હોય છે તે થાયજ છે વાસ્તે તેમાં ચિંતા ન કરવી જોઇએ. હું તો સદા દૈવાધીન છું. દેવો, ભૂતો, મનુષ્યોને સઘળા પ્રાણીઓમાં શક્તિ વિદ્યમાન છે અને શક્તિ શિવાય બીજું

કશું પણ નથી. હે રાજાઓ ! શક્તિની જેમ ઈચ્છા હોય છે તેમ થાય છે ને તે શક્તિ નિર્ધનને ધનવાન્ પણ બનાવે છે. આથી મને શું ચિન્તા છે ? તે પરમ શક્તિના વિના બ્રહ્મા વિષ્ણુ હરાદિ પણ કાંઇ કરવા સમર્થ નથી પછી મને શું ચિન્તા છે ? અશક્ત શક્ત કે જે કાંઈ હુ છુ તે છુ. છે રાજાઓ ! તે મહાશક્તિની આજ્ઞાથીજ હું સ્વયંવરમાં આવ્યો છુ. તેની જેમ ઇચ્છા હશે તેમ મારૂ થશે વાસ્તે મારી ચિંતા તમે શા વાસ્તે કરો છો ! આ વાતમાં શંકા લાવશો માં કારણ હુ જે કહુ છું તે સત્યજ કહું છું હે રાજાઓ ! મને તો જય પરાજયની લજ્જા નથી પરન્તુ એ લજ્જા તો ભગવતીને છે જેથી હું તો સર્વદા એના આધીનમાંજ છુ.[૧૯–૩૦] વ્યાસ મુનિ કહે છે—હે રાજ સત્તમ ! આ પ્રકારે સુદર્શનનાં વાકયો સાંભળી સુદર્શનનો નિશ્ચય જાણી ગયેલા તે રાજાઓ તેને ફરી કહેવા લાગ્યા. હે સાધો ! તમે જે કર્યુ છે તે સત્ય છે ને મિથ્યા નથી તોપણ ઉજ્જયનીના સ્વામી યુધાજિત્ તમને મારવાની ઈચ્છા કરે છે. હે મહામતે ! તમારા પર દયા લાવી અમે તમને કહીએ છીએ તો જે કાંઈ કરવાનું હોય તે તમારે મનમાં વિચાર કરીનેજ કરવુ જોઇએ.[૩૧–૩૩] સુદર્શન કહે છે—આપ કૃપાળુ સજ્જનો મને સત્ય કહો છો ને આપના કથન સબધે હું ફરી કહુ છુ. કોઈથી કોઈનું મૃત્યુ કદી પણ થાતું નથી. આ સ્થાવર જગમાત્મક જગત્ સઘળું દૈવાધીન છે. તેમ આ જીવ સ્વતંત્ર નથી પણ કર્માધીન છે. તત્ત્વદર્શી વિદ્વાનોએ કર્મના ત્રણ પ્રકાર કહ્યા છે. સચિત વર્ત્તમાન ને પ્રારબ્ધ. આ પ્રકારે કાળકર્મના તંત્રથીજ આ આખું જગત્ વિસ્તાર પામી રહ્યું છે. કાળના આવ્યા વિના દેવ પણ કોઇને મારવા સમર્થ નથી. પરન્તુ સનાતન કાળ નિમિત્ત માત્ર કરી સંહારાવતો સૌને સંહારે છે. જે પ્રકારે શત્રુતા નાશ કરનારા મારા પિતાને સિંહે માર્યા છે તે પ્રકારે મારા માતા મહને પણ યુદ્ધમાં યુદ્ધાજિત્‌નું નિમિત્તમાત્ર કરી કાળેજ માર્યા છે તેથી કોટી યત્નો કરવામાં આવે તોપણ દૈવયોગથી મૃત્યુ થાયજ છે અને દૈવની ઈચ્છાથી અરક્ષિત પ્રાણી પણ સહસ્રવર્ષ પર્યન્ત જીવે છે. હે ધર્માત્માઓ ! યુધાજિત્‌થી હુ કોઈ પ્રકારે ડરતો નથી. હે હે રાજાઓ ! દૈવનેજ પરમ માનીને હું સ્થિતિ કરી રહ્યો છું. નિત્ય પ્રતિ ભગવતીનુંજ હું સ્મરણ કરૂં છું જેથી તે વિશ્વની જનની દેવી કલ્યાણ કરશે. પૂર્વોપાર્જિતજ શુભ વા અશુભ ભોગો અહીં ભોગવાય છે જેથી પોતાનાં કરેલાં કર્મોના ભોગથી વિદ્વાનોને શોક શાનો ઘટે ! પોતાના કર્મના ફળના યોગથી દુ:ખ પામીને જડ મનુષ્ય અલ્પ મતિવાળો નિમિત્ત કારણ સાથે વૈર કરે છે. આ પ્રકારે હુ તો વૈર શોક કે ભયને જાણતો નથી પરન્તુ અહી રાજાઓના સમાજમાં શંકા વિનાનો આવ્યો છું. ઉત્તમ સ્વયવરને જોવાની ઇચ્છા વાળો એવો હુ ચંડિકા ભગવતીની આજ્ઞાથી આવ્યો છું જેથી જે ભાવિ હશે તે થશે. મારૂ પ્રમાણ તો ભગવતીનું છે જેથી બીજું હુ કાંઈ જાણતો નથી. ભગવતીથી કરાયેલું સુખ યા દુ:ખ જે થવાનું હશે તેતો થશેજ. હે રાજાઓ ! યુધાજિત ભલે સુખ પામે તેમાં મારે કાંઈ વૈર નથી. મારા સાથે જે વૈર કરશે તેને તથા પ્રકારનું ફળ મળશે.[૩૪–૪૮] વ્યાસમુનિ કહે છે—સુદર્શનની વાણી સાંભળી સર્વે રાજાઓ ત્યાં શાન્ત ને સંતુષ્ટ બની ગયા ને સુદર્શન પણ પોતાના આશ્રમમાં જઈ સ્વસ્થ બેઠો. બીજે દિવસે શુભ મુહૂર્તમાં

સઘળા રાજાઓને રળીયામણા સ્વયંવર મંડપમાં સુબાહુ રાજાએ આમત્રિત કર્યા. દિવ્ય પ્રકારના હલેચોવાળા મંચોપર તે બધા શોભાયમાન અલંકારવાળા ભૂપત્તિઓ બિરાજમાન થયા. વિમાનમાં દેવતાઓની જેમ દિવ્ય વેષધારી તે મહારાજાઓ સ્વયંવરનાં દર્શનની ઈચ્છાથી દીપતા એવા તેઓ બેઠા. શશીકળા મંડપમાં કયારે આવશે અને આપણામાંથી ભાગ્યશાળી શ્રેષ્ઠ રાજવી પુણ્યશાળીને તે વરમાળા આરોપશે એમ ચિંતા કરતા તે નૃપો બિરાજમાન થયા. પ્રારબ્ધયોગે સુદર્શનને વરમાળા પહેરાવશે તો અવસ્ય રાજાઓમાં મહા વિવાદ પ્રગટશે એમ ચિંતા કરતા તે રાજાઓ મચોપર બેઠા હતા. રાજાના મંડપમાં વાજત્રોનો મહાઘોષ થઈ રહ્યો હતો. પછી મધુકમાળાવાળી ક્ષૌમ વસ્ત્રોવાળી સ્નાનથી સ્વચ્છ થયેલી શણગારેલી શશીકળાના પ્રતિ કાશીરાજા વદવા લાગ્યા. તે વિવાહનાં ઉપસ્કરોવાળી. દિવ્ય, લક્ષ્મી સમાન, ચિતાપરાયણ, તથા સુવસ્ત્રવાળીના પ્રતિ હાસ્યપૂર્વક રાજાએ વાકય કહ્યું–હે પુત્રિ ! ઉઠો અને કરમાં માળા ધારણ કરી રાજાઓના મંડપમાં આવો. હે સુમધ્યમે ! તારા મનમાં ગુણવાન રૂપવાન જે રાજા વસે તેને વરમાળા પહેરાવ. હે તન્વગિ ! દેશ દેશના રાજાઓ સિંહાસનોપર વિરાજમાન છે તેમાંથી જેમાં તારી રૂચિ હોય તેને તું વર.[૪૯-૬૦]

વ્યાસમુનિ કહે છે–પિતાની આવી વાણી સાંભળી તે સુભાષિણી બાળા આ પ્રકારે ધર્મયુક્ત. લલિત વાણી બોલી.[૬૧] શશીકળા કહે છે–હે પિતા ! હું કોઈ રાજાની દૃષ્ટિ માર્ગમાં નહીં જઉં કારણ કે કામી રાજાઓની દૃષ્ટિમાં જે સ્ત્રીઓ જાય છે તે બીજી હોયછે. હે તાત ! ધર્મશાસ્ત્રોમાં મેં એવાં વચનો સાંભળ્યાં છે કે સ્ત્રીઓએ એકજ વર દેખવો જોઇએ પણ બીજાઓને નહીં. જેઓ અનેકના સમીપમાં જાય છે તેઓનું સતિત્વ નાશ પામે છે. તે સ્ત્રીને દેખીને સઘળા રાજાઓ એ ઈચ્છા કરવાવાળા હોય છે કે આ મારી બની જાય- સ્વયંવરમાં માળા ધરીને જ્યારે મડપમાં આવે છે ત્યારે તે સ્ત્રી પણ સામાન્ય કુલટાના સમાન બની જાય છે. જે પ્રકારે જાર સ્ત્રી બજારોમાં આવી અનેક પુરૂષોને જુએ છે અને તેઓના ગુણ અગુણનું તોલન પોતાના મનમાં કરે છે તથા જેમ એક ભાવ વિનાની વેશ્યા કામી જનોને વૃથા જોયા કરે છે તે પ્રકારે શું જાર સ્ત્રીઓ- સમાન મંડપમાં જઇને હુ જારસ્ત્રીનું કૃત્ય કરૂ? આવો વશ ધર્મ વૃદ્ધોએ કોઈ હેતુથી કર્યો છે તેનું પાલન આ સમયમાં હું તો નહીં જ કરૂં. કારણ કે હું તો મનમાં પતિને વરી ચુકી છું તેથી હું તો પત્નીવ્રતનું આચરણ કરીશ. પ્રથમ સામાન્યાથી મનમાં બહુ સકલ્પો કરીને પછી એકનુ વરણ કરી શકાય છે તો તેવું હુ કેવી રીતે કરી શકુ ? વળી હું તો સર્વાત્માથી પ્રથમ સુદર્શનને વરી ચુકી છું તેથી હે રાજન્ ! તેના શિવાય બીજો પતિ કરવાની મારી ઈચ્છા નથી. હે રાજન્ જો તમે મારૂં ભલું ચહાતા હો તો વિવાહ વિધિ પૂર્વક સુદર્શન સાથે સારા દિવસે કન્યાદાન કરી દો.[૬૨-૭૧]

**विवाह विधिना देहि कन्यादानं शुभेदिने ।**
**सुदर्शनाय नृपते यदीच्छसि शुभं मम ॥७१॥**

ઈતિ શ્રી દેવી ભાગવતપુરાણે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૨૦ મો સપૂર્ણ

---

# અધ્યાય ૨૧ મો.*

## રાજાઓનો કોલાહલને સુબાહુની સ્થિતિ.

व्यास उवाच–
सुबाहु रपि तच्छ्रुत्वा सुतयोक्तमनुत्तमम् ॥
चिंताविष्टोऽभवच्चापि किं कर्तव्यमितःपरम् ॥ १ ॥

વ્યાસ કહે છે—સુબાહુ કન્યાનાં આવાં વચનો સાંભળી ચિંતામાં ડુબી ગયો ને શું કરૂ એમ વિચારવા લાગ્યો. કન્યાનાં પાણિગ્રહણની ઇચ્છાવાળા રાજાઓ સેના સહીત એકત્ર થયા છે ને તે મહા બળવાન રાજાઓ સિંહાસનોપર યુદ્ધની કામનાવાળા બેઠેલા છે. જો તેઓને એમ કહુ કે હમણાં સ્વયવરમાં મારી સુતા નહી આવે તો તેઓ દુષ્ટબુદ્ધિઓ મારાપર કોપ કરી મને મારી નાંખશે. તેઓની સામે ટકી શકે તેવુ મારૂં સૈન્યબળ કે દુર્ગબળ નથી કે જેથી આ પ્રસંગે હું તે રાજાઓને ના પાડી શકું. વળી સુદર્શન પણ એકલો અસહાય ને નિર્ધન બાળક છે જેથી દુઃખસાગરમાં ડૂબેલા મારે હવે શું કરવુ એમ ચિંતા કરતા સુબાહુ રાજા રાજાઓની સમાજમાં આવી પ્રણામ કરી ઘણીજ નમ્રતાયુક્ત વાણી બોલ્યા હે રાજાઓ! હું હવે શુ કરૂ! મારી કન્યા મેં તથા તેની માતાએ ઘણી ઘણી સમજાવી છતાં મંડપમાં આવતી નથી. હે રાજાઓ! હું તમારો દાસ છુ, તમારા ચરણોમાં મારૂ મસ્તક નમાવું છુ, જેથી પોતપોતાની પૂજાઓનો તમે સ્વીકાર કરી સ્વભુવનમાં પધારો. હું તમોને ઘણા રત્નો, વસ્ત્રો, ગજો, તથા રથો આપું છું તે લઈને મારાપર અનુગ્રહ કરી સ્વસ્વસ્થાનમાં ખુશીથી પધારો. મારા વશ મારી કન્યા નથી જેથી શોક કરીને તે બાળા મરી જાય તો મને મહા પીડા આવી પડે તેથી હું ચિંતાતુર છું. તમે સૌ તો કરૂણાવાળા મહા તેજસ્વી છો તથા ભાગ્યશાળી છો તો આવી મંદબુદ્ધિવાળી વિનયરહિત મારી કન્યાને પ્રાપ્ત કરી શું કરશો? મારાપર આસૌએ કરૂણા કરવી જોઈએ ને હું તમારો સૌનો દાસ છુ જેથી મારી કન્યાને તમારે સૌએ તમારી કન્યા સમ માની લેવી જોઈએ. ૧-૧૧ વ્યાસ કહે છે—સુબાહુની વાણી સાંભળી કોઈપણ રાજા કાંઈ બોલ્યો નહી પરંતુ ક્રોધથી લાલનેત્રવાળો રાજા યુધાજિત્ કહેવા લાગ્યો કે હે—હે રાજન્! નિન્દિત કાર્ય કરીને હવે મૂર્ખની સમાન તું શું બકે છે! જો આવો તને સન્દેહ હતો તો મોહથી સ્વયંવરનો આરંભ કરવો ન હતો. તારા તેડાવેલા સઘળા રાજા ભેગા થયા છે જેથી તેઓ હવે શા કારણે ઘેર ચાલ્યા જાય! શુ તુ સઘળા રાજાઓનો અનાદર કરીને સુદર્શનને કન્યા દેવાની ચાહના રાખે છે! આથી બીજું અધિક અનાડીપણું શું કહેવાય? શુભેચ્છક મનુષ્યે પ્રથમ વિચાર કરીનેજ કાર્યનો આરંભ કરવો જોઈએ. પરન્તુ તેં તો વિના વિચારે કાર્યારંભ કર્યો છે, તો તેનુ ફળ મળશે બળવાહનોવાળા આ રાજાઓનો અનાદર કરી સુદર્શનને પસંદ કરવાની કયા પ્રકારે તું ઈચ્છા કરે છે? હે પાપિષ્ઠ! પ્રથમ તનેજ માર્યા પછી હું સુદર્શનને મારીશ. ને તે કન્યા મારા દુહિતૃને મળશે એ મને નિશ્ચય છે ને હુ પોતેજ તે કન્યા તેને આપીશ. મારા વિદ્યમાન છતાં એવો કોણ છે કે જે કન્યાનુ હરણ કરી શકે! તે નિર્બળ નિર્ધન બાળક સુદર્શનની શું તાકાત છે! ભારદ્વાજના આશ્રમમાં મુનિના માન દાખલ મેં તેને છોડી દીધો હતો પરન્તુ હવે તો તે

* આ અધ્યાયમા રાજાઓનો કોલાહલ ને સુબાહુની કફોડી સ્થિતિ વિષે વિવેચન કરવામા આવશે.

બાળકને જીવતો હું નહીંજ છોડું. આટલા વાસ્તે જેટલો વિચાર કરવો હોય તેટલો વિચાર તું તારી ભાર્યાના સાથે કરી લે ને તારી કન્યા મારા દુહિતૃ શત્રુજિતને આપ. તે મનોરમા કન્યાનું દાન કરી તું અમારો સંબંધી થા. કલ્યાણ ઈચ્છતા જનોએ સર્વદા મહદાશ્રય કરવો જોઇએ. તારી આ પ્રાણથી પ્રિય પુત્રીને સુદર્શન કે જે રાજ્યહીન એકલો છે તેને આપી તુ શુ સુખની ઈચ્છા કરે છે? કુલ, ધન, બળ, રૂપ, રાજ્ય, દુર્ગ, મિત્ર, એ સઘલાં વાનાં તપાસીને કન્યાદાન કરવુ જોઇએ. નહી તો કન્યા સુખ ન પામે. હે રાજન્! તું ધર્મ ને સનાતની રાજનીતિનો વિચાર કરી જો. યથાયોગ્ય કાર્ય કર ને વૃથા મતિ ન કર. તુ મારો અતીવ સ્નેહી મિત્ર છે તેથી હુ તને હિતકારી વચનો કહુ છું. સખીઓ સહિત શશીકળાને મંડપમાં લાવ ને તે કન્યા સુદર્શન શિવાય ઈચ્છા થાય તેને ભલે વરે. તેમાં મને વિગ્રહ નથી ને તારા મન ઈચ્છિત વિવાહ થશે. વળી આ સઘળા રાજાઓ કુલીન ને સન્માન છે તેથી તેઓનાં વરણમાં મને કશોપણ વિરોધ નથી. જો આમ નહી થાય તો બળાત્કારે હુ કન્યાનું ગ્રહણ કરીશ ને મારો વિરોધ દુ:સાધ્ય છે વાસ્તે જા ને યોગ્ય કાર્ય તુ કર.[૩-૧૪] વ્યાસમુનિ કહે છે—યુધાજિતનાં વચન સાંભળી સુબાહુ રાજા શોકાતુર થઈ નિ:શ્વાસ નાંખતો ઘેર જઈ પોતાની ભાર્યાને કહેવા લાગ્યો કે—હે ધર્મજ્ઞે! તું જા ને પુત્રીને ખબર આપ કે કલહ ઉપસ્થિત થયો છે. હે સુલોચને હુ હવે શુ કરૂ? હું તારા આધીન છું.[૧૬] વ્યાસમુનિ કહે છે—એ રાણી પતિવાક્યોને સાંભળી સુતાના પ્રતિ આવીને વાણી બોલી. હે પુત્રી! મહારાજ તારા પિતા બહુ દુ:ખી છે. તારાં કારણે આ મહા વિગ્રહ રાજાઓનો ઉપસ્થિત થયો છે. હે સુશ્રોણી! તું સુદર્શનને છોડ ને બીજા કોય રાજાને વર. હે પુત્રી! જો તુ હઠથી સુદર્શનને વરીશ તો સેનાવાળો યુધાજિત તને અને અમને મારી નાંખશે ને સુદર્શનને પણ મારી નાંખશે કારણ કે તે રાજા બળમાં મત્ત ને પ્રતાપવાળો છે. આથી કલેશ થવા પછી પણ તારો અન્ય પતિ થશે. આથી સુદર્શન શિવાય બીજો પતિ તું વરી લે. હે મૃગલોચની! જો તારૂં ને અમારૂં કલ્યાણ ચાહતી હો તો તું આમ કર. માતાએ આ પ્રમાણે સમજાવ્યા પછી સુબાહુ રાજા પણ શશીકળાને સમજાવવા લાગ્યા. માતાપિતાની વાણી સાંભળી નિર્ભયપણે કન્યા બોલી—હે રાજન્! આપ સત્ય કહો છો પણ મારાં વ્રતને આપ જાણો છો. હે રાજન્! સુદર્શન શિવાય અન્યને હું વરીશ નહીં ને હે રાજન્! જો આપ બીકણ થઇ રાજાઓથી ડરતા હો તો મને સુદર્શનને સોંપી નગરની બહાર છોડી મુકો ને રથમાં બેસારી દો એટલે એ રાજાઓ તમારાં નગરને છોડી ચાલ્યા જશે. પછી જે થાવાકાળ હશે તે થાશે. હે રાજન્! ભાવિમાં ચિંતા કરવી આપને ઘટતી નથી. થાવાનું હોય છે તે તો અવસ્ય થાય છે, તેમાં સંદેહ નથી. રાજાએ કહ્યું—હે પુત્રી! બુદ્ધિ માનોએ સાહસ કરવું ઉચિત નથી. બહુ સાથે વિરોધ ન કરવો એમ વેદવાદીઓ પણ કહે છે જેથી રાજપુત્રને આપી હું તને કેવી રીતે કાઢી મુકું? આ વૈરવાળા રાજાઓ શુ ન કરી નાંખે! હે વત્સે! જો તને રૂચે તો કાંઈક પણ (પ્રતિજ્ઞાથી વિવાહ) કરૂ. જેમ સીતાના સ્વયંવરમાં શિવના ધનુષ્યને ધરીને જનકરાજાએ પણ કર્યું હતું તેમ કરૂં. હે પુત્રી! એ પ્રકારનું હું કઠીન પણ કરીશ કે જેથી રા-

ઓમાં વિવાહ નહીં થતાં શાન્તિ પ્રસરશે. સુદર્શન અથવા તો કોઇ મહાબળવાન રાજા જે પણની કામના પૂર્ણ કરશે તે તારો પતિ થશે. તે રાજા નિ:સંદેહ પણનો નિર્વાહ કરી તને વરી શકશે. આમ કરવાથી અવશ્ય રાજાઓનો વિવાદ શાન્ત થઇ જશે ને હું સુખ પૂર્વક તારો વિવાહ કરી શકીશ. શશીકળા કહે છે—સંદેહમાં ડૂબવા મારી ઈચ્છા નથી કારણ કે એતો મુર્ખનું કૃત્ય છે. મેતો પ્રથમથીજ સુદર્શનનું મનમાં વરણ કરી લીધું છે જેથી હવે તે અન્યથા ન થાય. હે રાજન્ ! પુણ્ય વા પાપનું કારણ આ મનજ છે. હે પિતા ! મનથી જેને હુ વરીછું તેને તજી બીજાને હવે શી રીતે વરી શકું ? હે રાજન્ ! પણ કરવાથી તો હુ સઘળાની બની નાહક વશમાં થઈ જાઉંછું. હે પિતા ! કદાચ એક બે કે અધિક રાજાઓએ પણને પૂર્ણ કરે તો પાછો વિવાદ થાય ત્યારે મારે શું કરવું ? સંશયવાળાં કાર્યમાં મારી મતિ ચોંટતી નથી. હે રાજન્ ! તમે ચિન્તા ન કરો ને સુદર્શનને મને આપી દો. વિધિપૂર્વક તેની સાથે મારો વિવાહ કરો ને ભગવતી સઘળા પ્રકારે આપણુ કલ્યાણ કરશે, કે જેનાં નામ માત્રથી સઘળાં દુ:ખો શાન્ત પડી જાય છે. તે પરમશક્તિનુ ધ્યાન રાખી તમે સઘળાં કાર્યો કરો ને શાન્તિયુક્ત થઇ હાથ જોડી રાજાઓને હમણાંજ જઈ કહો કે ' તમારે બધાએ કાલે સ્વયવરમાં આવું ' આમ કહી અત્યારે રાજમંડળનું વિસર્જન કરી નાંખો પછી હે રાજન્ ! આજજ રાત્રીમાં વિધિપૂર્વક વેદોક્ત વિધિથી મારો વિવાહ કરો ને યથાયોગ્ય કરિયાવર આપી સુદર્શનનું વિસર્જન કરો. તે ધ્રુવસંધિરાજનો કુમાર મને લઇને ચાલ્યો જશે અને જો તે રાજાઓ ક્રોધ કરી સંગ્રામ કરશે તો અવશ્ય ભગવતી આમારી સહાયતા કરશે ને સુદર્શન પણ સઘળા રાજપુત્રો સાથે સગ્રામ કરશે. જો દૈવયોગે સંગ્રામમાં મારો પતિ મરણ પામશે તો હું તેની પાછળ સતિ થઈશ અને તમારૂં મંગળ થશે વાસ્તે મને સુદર્શનને આપો ને તમે સેના સહિત ઘરમાં રહો. હું એકલીજ સુદર્શનના સાથે પ્રીતિપૂર્વક જઈશ.[૪૮–૬૦] વ્યાસમુનિ કહે છે—કન્યાનાં આવાં વચનો સાંભળી રાજા તથાં રાણીને તે વચનોમાં નિશ્ચય પૂર્વક વિશ્વાસ પ્રગટયો અને તેઓ તથા પ્રકારે કાર્ય કરવાની ઇચ્છાથી તત્પર થયાં[૬૧]

**इति तस्या वचः श्रुत्वा राजाऽसौ कृत निश्चयः॥**
**मतिं चक्रे तथा कर्तुं विश्वासं प्रतिपद्य च ॥६१॥**

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીયસ્કન્ધમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ,

---

## અધ્યાય ૨૨ મો.*

### શશીકળા ને સુદર્શનનાં લગ્ન.

**व्यास उवाच–**

**श्रुत्वा सुता वाक्य मनिंदितात्मा**
**नृपांश्च गत्वा नृपति र्जगाद ।**
**व्रजन्तु कामं शिबिराणि भूपाः**
**श्वो वा विवाहं किल संविधास्ये ॥१॥**

વ્યાસમુનિ કહે છે—અનિન્દિતાત્મા સુબાહુ રાજા શશીકળાની વાણી સાંભળી રાજાઓના પાસે ગયા અને કહેવા લાગ્યા. હે રાજાઓ ? તમે આજે પોતપોતાના ઉતારાઓમાં પધારો ને કાલે સવારે અવશ્ય સ્વયંવર થશે. મારા તરફથી આપને અર્પણ થતાં અન્ન પાનાદિથી આજે આનંદ કરો ને પ્રસન્ન થાઓ. તમારે અવશ્ય કાલ સવારે સ્વયંવર મં-

* આ અધ્યાયમાં શશીકળા ને સુદર્શનનાં લગ્નની વાર્તા આવશે.

ડપમાં પધારવું. કાર્ય થશે. હે રાજાઓ ! હું શું કરૂં ? પુત્રી મંડપમાં આજે આવતી નથી જેથી કાલે સમજાવીને પુત્રીને જરૂર મંડપમાં હું લાવીશ. આટલા વાસ્તે હમણાં આપ સૌ નિવાસ સ્થાનોમાં પધારો. છેવટે કોઇ ઈચ્છા પણ કરીને પ્રભાતમાં કાલે વિવાહ કરીશ. તમારે સઘળાએ કાલે પ્રભાતે અહીં આવવું ને હું સર્વ પ્રકારથી કાલે પ્રભાતે વિવાહ કરીશ. રાજાનાં આવાં વચનો સત્ય માનીને સઘળા રાજાઓ પોતપોતાના સ્થાનકે ગયા ને નગરની બાજુઓની રક્ષા કરતા તે રાજાઓ મધ્યમકાળની ક્રિયાઓ કરવા લાગ્યા. સુબાહુ રાજા પણ આર્યજનો યુક્ત વિવાહ કાળનો સમારંભ કરવા લાગ્યા. વેદવાદી વિપ્રોને બોલાવી ગુપ્ત સ્થાનમાં પુત્રીને બોલાવી તથા રચેલા લગ્ન મંડપમાં વેદીના સ્થાનમાં સ્નાનથી શુદ્ધ થયેલા શણગારેલા વરને પણ બોલાવ્યા ને સુદર્શનની વિધિપૂર્વક રાજાએ પૂજા કરી. પચપાત્ર, આચમની, અર્ઘ્ય, વસ્ત્રની જોડી, ગાય, બે કુંડળ, ઇત્યાદિ સમર્પણ કરીને કન્યાદાનનો રાજાએ સંકલ્પ કર્યો. સુદર્શને પણ નિર્ભયપણે એ સઘળાંનો સ્વીકાર કર્યો. આ વેળા મનોરમાની ચિન્તાઓ ટળી ગઈ ને રૂપના ભંડાર સમાન સુકેશી કન્યાને પ્રાપ્ત થયેલી જાણી પરમ પ્રસન્નતા પ્રાપ્ત કરી. ભૂષણો તથા વસ્ત્રદાનથી વરરાજાની પૂજા કરી મંત્રી આદિ ભય રહિત થઈ પછી સઘળાંઓને કૌતુકમંડપમાં લાવ્યા. પછી પુરોહિતોએ અગ્નિની પ્રતિષ્ઠા કરી. એક પછી એક હોમ દ્રવ્યથી આહુતિઓ આપવીશરૂ કરી. પછી તે પ્રેમી જોડાંને વરવધૂને બોલાવી કરી વિધિપુરસર છેડી છેડી બાંધી અગ્નિની પ્રદક્ષિણાઓ શરૂ કરાવી. આ પ્રમાણે તે દંપતી ફેરા ફરવા માંડયા અને કુળગોત્રની વિધિના અનુસારે સમગ્ર લગ્ન ક્રિયાઓ કરવામાં આવી. ઘોડાઓ સહિત શસ્ત્રોના સમુદાયથી ભુષિત એવા બસો રથોનું સુદર્શન જામાતાને સુબાહુ રાજાએ પૂજા કરી ને પ્રદાન કર્યું. સુવર્ણની અંબાડીઓથી શોભતા એવા પર્વતના શિખર સમાન ઉંચા મદોન્મત્ત સવાસો હાથીઓ પ્રસન્ન થઇને સુબાહુએ સુદર્શનને આપ્યા. સુવર્ણથી શણગારેલી સો દાસીઓ તથા સુવર્ણથી શોભતી એક સો હાથણીઓ શશીકળાના વિવાહ કાળમાં સુદર્શનને સુબાહુ રાજાએ ઈનાયત કરી. સકળ પ્રકારનાં શસ્ત્રોવાળા ભૂષણોથી શોભતા એક સહસ્ત્ર દાસ પણ આપ્યા. અનેક પ્રકારનાં રત્નો, યથોચિત પટકુળો, દિવ્ય વિચિત્ર રેશમી ચીરો શાલ દુશાલા ઈત્યાદિ સુદર્શનને વિવાહમાં સુબાહુએ આપ્યાં. આ શિવાય મહા મનોહર સિંદુ દેશના ઉત્તમ બસો અશ્વો તથા ત્રણસો ઉંટો ભાર વહવા સારૂં આપ્યા. ધાન્ય રસોથી ભરભૂર બસો અનાજની ગાડીઓનું પ્રદાન કર્યું. અનેક પ્રકારની વિભૂતિઓ આપ્યા પછી મનોરમા પ્રતિ બે હાથ જોડી કરી સુબાહુ રાજા બોલવા લાગ્યા કે—હે રાજપુત્રી ! હુ તમારો દાસ છુ જેથી તમારા મનમાં જે હોય તે કહો. મનોરમા રાજાને મનોહર વાણી બોલી કે—આપનુ મંગળ થાઓ ને આપનાં કુળની વૃદ્ધિ હો ! આપે રત્નરૂપ કન્યાનું અમને દાન કરી અમારો મહા સત્કાર કર્યો છે. હે રાજન્ ! હું બંદિ માગધની પુત્રી નથી જેથી કરીને કવી રીતે આપનાં મહા ઐશ્વર્યની સ્તુતિ કરૂં ? આપે મારા પુત્રને તો સુમેરૂ સમાન બનાવી દીધો છે. અહો ! આપ રાજાનુ ચરિત્ર અત્યન્ત વિચિત્ર પરમ પવિત્ર છે કે જેનાં હું શું વખાણ કરૂ. આપે તો રાજ્યભ્રષ્ટ મારા પુત્રને આપની ઉત્તમ કન્યા આપી છે. વનવાસીને

નિર્ધનને પિતા તથા સેના વગરનાને તથા ફલાહારી ધનહીન મારા પુત્રને બીજા મોટા મોટા રાજપુત્રો તજી કન્યાદાન આપે કર્યું છે. સમાન ધન વાળાને ને સમાન કુળ વાળાને રાજાઓ પોતાની કન્યા આપે છે પરન્તુ મારો પુત્ર તો ધનહીન છે તેને આપ શિવાય બીજો કોણ આવી રૂપવતી કન્યા આપી શકે ? મહા બળવાન રાજાઓ સાથે પરસ્પર વૈર કરીને પણ આપે મારા પુત્રને કન્યાદાન કર્યું છે ? આપના ધૈર્યની સ્તુતિ હું કેટલી કરૂં ? મનોરમાની વાણી સાંભળી સુબાહુ રાજા પ્રસન્ન થયા ને બે હાથ જોડી કરી કહેવા લાગ્યા કે—આ મારૂં સંપૂર્ણ રાજ્ય તમે લઇ લ્યો ને હું તમારો સેનાપતિ બનું. એમ નહીં તો તમે મારૂ અરધુ રાજ્ય રાખો ને રાજપુત્ર સહિત સુખ ભોગવો. કાશીને તજીને વનમાં કે નગરમાં તમારો વાસ મને સંમત નથી. ક્રોધયુક્ત રાજાઓને પ્રથમ તો જઇને હું શાન્તવન કરીશ ને એના પછી દામ ભેદરૂપ ઉપાય કરીશ ને હું યુદ્ધ પણ છેવટે કરીશ જો કે જય વા પરાજય દૈવાધીન છે તોપણ ધર્મમાં જય છે ને અધર્મમાં પરાજય છે જેથી તે અધર્મી રાજાઓને જય કેવી રીતે થઇ શકશે ? રાજાનાં આવાં અર્થવાળાં ને ગૌરવવાળાં વચનો સાંભળી મનોરમા માનને પ્રાપ્ત થઇ સર્વ પ્રકારે પ્રસન્ન થતી બોલી. હે રાજન્! તમારૂ કલ્યાણ થાઓ, આપ ભયને તજી પુત્રો સહિત રાજ્ય કરો ને મારો પુત્ર પણ અયોધ્યાનું રાજ્ય પ્રાપ્ત કરી સુખ ભોગવશે. હે રાજન્! હવે આપ અમને ઘેર જવાની આજ્ઞા આપો. ભવાની સઘળાં સારાં વાનાં કરશે. હે રાજન્! મને કોઈ ચિંતા જણાતી નથી કારણ કે હું ભગવતીનુ ચિન્તન કરૂ છુ. આ પ્રકારે વાર્તા વિનોદમાં રાત પડી ગઈ. પરસ્પર અમૃત વચનોનો પ્રવાહજ ચાલ્યો હતો. પ્રભાત કાળે રાજાઓ બધા મંડપમાં આવી પહોંચ્યા ને શશીકળાનો વિવાહ સુદર્શન સાથે થઈ ગયો જાણી તે સઘળા રાજાઓ મહાક્રોધ કરી માંહો માંહે બોલવા લાગ્યા કે—એ કલંકી રાજાને કેદ કર્યા વિના હવે આપણે આબરૂ ગુમાવી કેવી રીતે પાછા ઘર તરફ ફરી શકીએ ! જુઓ ! સાંભળો સર્વત્ર દિશાઓ શંખ અને મૃદંગોના ધ્વનિઓથી ભરપૂર થઈ ભાસે છે, ગીતોની ને વેદોની ધ્વનિઓ પણ સર્વત્ર સંભળાય છે, આથી એમજ સમજાય છે કે રાજાએ વિવાહનુ કાર્ય સમાપ્ત કરી લીધું છે, અનેક વચનોથી આપણને સમજાવીને તેણે વિવાહની વિધિથી કર પીડન કર્યું છે, હે રાજાઓ ! હવે આપણે શું કરવુ તેનો મંત્ર કરો, અને આપણી પરસ્પરર મતિઓને હવે બળવાન કરો. જ્યારે આમ રાજાઓ માંહોમાંહે મસલત કરી રહ્યા હતા ત્યારે મહા પ્રભાવશાળી કાશીપતિ સઘળા રાજાઓને પોતાનાં મિત્રમંડળો સહિત નોતરવા ત્યાં આવ્યા. આ વેળા કાશીપતિને આવતા જોઇ પ્રકોધયુક્ત તે રાજાઓ કશું પણ બોલ્યા નહીં ને મુંગાજ બેસી રહ્યા. પછી કાશી રાજા પ્રણામપૂર્વક હાથ જોડી તેઓના પ્રતિ બોલ્યા કે—હે રાજાઓ ! આજે આપ સૌ ભોજન કરવા મારે ત્યાં પધારો. કન્યાએ તો સુદર્શનનેજ વર્યાં. આ સમયમાં હુ શુ હિતાહિત કરૂ કારણ કે મારે આપ સૌને પણ શાન્તિ કરવી જોઇએ કારણ કે આપ સૌ મહાન્ ને દયાવાળા છો. કાશી રાજાનાં આ વચનો સાંભળી મહાક્રોધયુક્ત રાજાઓ બોલ્યા. હે કાશીરાજ ! ઠીક ઠીક અમે આપને ત્યાં જમી ચુકયા, વાસ્તે હવે આપ આપને ઘેર પાછા પધારો. આપને

બાકી રહેલું કાર્ય હોય તે કરો ને આપે આ બહુ સારૂં યથેષ્ટ સુકૃત કર્યું જેથી સઘળા રાજાઓ હવે પોત પોતાના ઘેર જાય છે. આ વચનોથી સુબાહુ રાજા શોકાતુર થયા ને પોતાનાં ભુવનમાં પાછા આવ્યા. સુબાહુ વિચારવા લાગ્યા કે આ ક્રોધી રાજાઓ એકઠા થયા છે તે કોણ જાણે હવે શું કરવા ધારતા હશે! સુબાહુના ગયા પછી એ સઘળા રાજાઓએ પરસ્પર પ્રતિજ્ઞા કરી કે—આપણે માર્ગમાં વિઘ્ન કરીને સુદર્શનને મારી નાંખી કન્યાનું હરણ કરવુ. કોઈ રાજાઓ બોલ્યા કે અમને સુદર્શનને મારવાથી શું ફળ મળશે ? વાસ્તે અમે તો એ કૌતક દેખી અમારા ઘેરજ જશું આમ નક્કી કરી એ સઘળા રાજાઓ માર્ગના પર આક્રમણ કરી ત્યાં બેઠા અને સુબાહુ રાજા પણ પોતાને ઘેર આવ્યા ને વિવાહ પછીનાં કરવાનાં શેષ કાર્યોને કરવા લાગ્યા.

**इत्युक्त्वा ते नृपाः सर्वे मार्गमाक्रम्य संस्थिताः ॥**
**चकारोत्तर कार्याणि सुबाहुःस्वगृहंगतः ॥४८॥**

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો.*

### મહાયુદ્ધમાં દેવીએ શત્રુઓને માર્યા.

**व्यासउवाच—**

**तस्मैगौरवभोज्यानिविधायविविधानिवै ।**
**वासराणिचषड्राजाभोजयामासभक्तितः ॥२॥**

વ્યાસ કહે છે—અનેક પ્રકારનાં મિષ્ટાન્ન પદાર્થો તૈયાર કરાવી કરાવીને છ દિવસ સુધી ભકિતપૂર્વક કાશીરાજાએ જાનૈયાને જમાડયા. આ પ્રકારે વિવાહ કાર્ય કરીને રાજાએ મંત્રીઓને બોલાવી કન્યાને તમામ દાયજો આપી દીધો. પછી દુતોદ્વારા ખબર મળ્યા કે માર્ગ રોકીને સઘળા રાજાઓ બેઠા છે ત્યારે સુબાહુ રાજા મનમાં બહુ દુઃખ પામ્યા. આ સમયે પોતાના શ્વસુરપ્રતિ સુદર્શને કહ્યું કે 'અમારી હવે આપ વિદાયગીરી કરો. અમે શંકારહિત ચાલ્યાં જશું. સાવધાનતાથી અમે ભારદ્વાજના આશ્રમમાં જશું ને ત્યાં અમારૂં નિવાસસ્થાન કરશું. હે રાજન્! તમારે આ રાજાઓનો ભય ન કરવો કારણ કે જગન્માતા ભવાની મારી સહાયતા કરશે. ૨-૮

વ્યાસમુનિ કહે છે—જામાતાનો આવો મત જાણી રાજાએ ધન આપી વિદાયગીરી કરી ને પોતે પણ મહા સેનાસહિત પાછળ પાછળ ગયા ને સુદર્શને નિર્ભય થઇ માર્ગ પસાર કરવા માંડયે. દારાસહિત તે રઘુનંદન શુરા સુદર્શન રથમાં બેઠા ને માર્ગમાં જાતાં જાતાં શત્રુઓની સેનાનાં તેમને દર્શન થયાં. સુબાહુ રાજા તે સેનાને દેખી ચિંતાગ્રસ્ત થયા ને વિધિપૂર્વક સુદર્શન ભગવતીને શરણ થયા. તે સુદર્શન ત્યારે પેલાં કામરાજ મંત્રનો બીજ સહિત જપ કરવા લાગ્યા ને નવી વિવાહિત વધુ સાથે નિર્ભય ને શોક રહિત રહ્યા. આ વેળા સઘળા રાજાઓ કોલાહલ કરી કન્યાનાં હરણની ઇચ્છાથી ખડા થયા. કાશીરાજા પણ તે રાજાઓને દેખીને તેઓને મારવાની ઇચ્છા કરવા લાગ્યા. આ સમયે સુદર્શને કાશીરાજાને ઘણા અટકાવ્યા પરન્તુ તેવામાં તો શંખ ભેરી દુંદુભી વિગેરેના નાદ બજવા લાગ્યા અને સુબાહુ ને રાજાઓનુ પરસ્પર દારૂણ યુદ્ધ થયું. શત્રુજિત્ પણ યુદ્ધ કરવાની ઇચ્છાથી સજ થયો ને યુધાજિત્ તેને સહાયતા કરવા લાગ્યો. કેટલાક રાજાઓ માત્ર સેનાઓને દેખી ઉભાજ રહ્યા. યુધાજિત્ આગળ ધસી સુદર્શનના સમિપે ઉભો. તેની સાથે નાનો

* આ અધ્યાયમાં 'ભગવતીએ યુદ્ધમાં શત્રુઓને માર્યા' એ વાત આવશે.

ભ્રાતા મોટા ભ્રાતને મારવા સારૂ ઉભેલો હતો. એઓ બધા ક્રોધ કરી પરસ્પર બાણવૃષ્ટિ વરસાવવા લાગ્યા. ત્યાં બાણોનો મહા સંમર્દ થયો ને કાશીરાજા પણ પોતાની સેનાને લઇને જામાતાને સહાય કરવા ત્યાં આવી પહોંચ્યો. આ પ્રકારે જ્યારે હે લોમહર્ષણ ! દારૂણ યુદ્ધ થયું ત્યારે ત્યાં સિંહવાહનપર વિરાજતી ભગવતી એકાએક પ્રગટ થઈ. તે ભગવતીએ અનેક આયુધો તથા વસ્ત્રાલકારો ધારણ કર્યાં હતાં. દિવ્ય વસ્ત્રોવાળી ને મદાર પુષ્પોની માળાવાળી તે ભગવતીને દેખી સધળા રાજાઓ વિસ્મય પામ્યા. સિંહારૂઢ આ કોણ સ્રી છે ? ને કયાંથી આવેલી છે? એમ અચરત પામ્યા. પછી ભગવતીનાં દર્શન કરી સુબાહુરાજને સુદર્શન કહેવા લાગ્યો. કે હે રાજન્ ? જુઓ આ દિવ્ય દર્શનવાળી મહાદેવી દયા કરીને મારા અનુગ્રહના નિમિત્તે પ્રગટ થઈ છે. હે મહારાજ ! આ સમય તો હુ નિર્ભય છું. આ પ્રકારે સુદર્શન અને સુબાહુ ભગવતીનાં દર્શન કરી અતીવ પ્રસન્ન થયા ને તેને પ્રણામ કરી રહ્યા. આ સમયે સિંહે એવી તો ગર્જના કરી કે જેથી રણના હાથીઓ થરરર ધ્રુજવા લાગ્યા. ભયકર પવનો વવાલાગ્યા દિશાઓ મહા દારૂણ થઈ ગઈ, અને આવા સમયમાં સુદર્શને પોતાના સેનાપતિને કહ્યું કે—જ્યાં રાજાઓ એકઠા થયા છે ત્યાં તમે સત્વર ચાલો. તે દુષ્ટ ચિત્તવાળા રાજાઓ ક્રોધ કરી શું કરી શકવાના છે ! આ ભગવતી દેવી મને શરણ આપવા પ્રગટ થઈ છે વાસ્તે નિ.શક તથા નિઃસંદેહ રાજાઓના માર્ગમાં કુચ કરો. સ્મરણ માત્ર કરવાથી આ મહાદેવી સહાયતા કરવા મને પ્રાપ્ત થઇ છે, સુદર્શનની આજ્ઞા અનુસાર સેનાપતિએ તથા પ્રકારે ગમન કર્યું આ વેળા યુધાજિત્ ક્રોધ કરી તે રાજાઓને કહેવા લાગ્યો કે તમે ભયભીત કેમ ઉભા છો ? સુદર્શન સહિત કન્યાને મારો ! આપણા સધળા અધિક બળવાનોનો નિરાદર કરી આ નિર્બળ બાળક કન્યાને હરણ કરીને ચાલ્યો જાય છે. સિંહપર બેઠેલી સ્રીને દેખી તમે શું ભય પામો છો ? સુદર્શનને ઉપેક્ષા ન કરો પણ સધળાઓ ભેગા મળી એમને મારો. આને મારીને સુંદર ભૂષણ વાળી કન્યાને આપણે લઇ જશું. આ શૃગાલ સિંહથી ગૃહીત કામિનીને લઇ જવાને સમર્થ નથી. આ ગીદડ છેદન કરવા યોગ્ય છે. આમ કહી શત્રુજિત્ સહિત ક્રોધાયમાન થઇ યુદ્ધાજિત્ યુદ્ધમાં ઉતરી પડયો. લુહારદ્વારા પથરાની સરાણ ઉપર સજાવેલાં તથા પાલીસ કરેલાં તીક્ષ્ણ બાણોને કર્ણ પર્યન્ત ખેંચીને યુધાજિત્ છોડવા લાગ્યો. આ પ્રકારે મારવાની ઈચ્છાથી દુષ્ટબુદ્ધિ યુદ્ધાજિતે સુદર્શનપર પ્રહાર કરવો શરૂ કર્યો. સુદર્શને પોતાનાં બાણોથી તે બાણોને ક્ષણમાં છેદી નાંખ્યાં. આ પ્રકારનાં યુદ્ધનાં ચાલવામાં મહાદેવી ચડિકા અત્યત ક્રોધિત થઈ ગઈ ને તે દુર્ગાદેવી યુધાજિત્ પર બાણનો પ્રહાર કરવા લાગી ને તરતજ તે ભગવતી અનેક વસ્રોવાળી, અનેક શસ્રોવાળી, અનેક રૂપોવાળી એવી બની ગઇ અને તેજગદમ્બિકાએ મહા ભયંકર સગ્રામ કર્યો. તે સગ્રમમાં શત્રુજિત્ ને યુધાજિત્ માર્યા ગયા અને જ્યારે તેઓ બે રથમાંથી ભૂમિપર ઉછળી પડયા ત્યારે મહા જયનાદ થયો. આ પ્રકારે સધળા રાજા યુધાજિત્ને મૃત દેખી વિચારતા પરમ વિસ્મય પામ્યા. આ રીતે સગ્રમમાં મામો ભાણેજ મરાયા. બંને રિપૂઓને મરાયા દેખી સુબાહુ રાજા ભગવતીની સ્તુતિ કરવા લાગ્યા. ને દુર્ગતિનાશિની દુર્ગાદેવીને પરમ પ્રીતિથી સં-

તુષ્ટ કરી. ૭-૪૧ સુબાહુ અંબિકાની સ્તુતિ કરે છે—દુર્ગા ! ભગવતી ! કામદા ! હે જગન્માતા ! હું તને નિરન્તર પ્રણામ કરૂં છું. હે શાન્તા ! શિવા ! વિદ્યા ! મોક્ષદાત્રી ! જગન્માતા ! જગદ્ધાત્રી ! વિશ્વવ્યાપિની! શિવા! તને હું નમસ્કાર કરૂં છું. હે દેવિ ! તું સગુણા છો કે નિર્ગુણા છો એમ બુદ્ધિથી વિચાર કરતાં પણ તારી ગતિ જાણવાને હું સમર્થ નથી. હે પ્રગટ પ્રભાવ વાલી માતા ! હું આપની શું સ્તુતિ કરૂં ! આપ તો ભક્તજનોનાં દુઃખનો નાશ કરનારી મહા શક્તિ છો. પ્રાણીમાત્રમાં રહેલી વાણી દેવી તું બુદ્ધિરૂપા છો અને પ્રાણી માત્રની બુદ્ધિ વિદ્યા ને ગતિ પણ તુંજ છો. હે માતા ! હું તારી શું સ્તુતિ કરૂં ! તું તો સકળનાં મનની નિયન્ત્રી છો જેથી સર્વ વ્યાપક આત્મરૂપની સ્તુતિ કેવી રીતે થઈ શકે ? બ્રહ્મા હર હરિ નિરન્તર તારા ગુણોની સ્તુતિ કરે છે પરન્તુ તે દેવતાઓ શ્રેષ્ઠ છે છતાં પણ તારા ગુણોની પારને પામતા નથી તો પછી હે માતા ! હું તો અપ્રસિદ્ધ છું, સત્વાદિ ગુણત્રયથી બંધાયેલો છું તથા ભેદમતિ વાળો ક્ષુલ્લક જીવ છું તે તારાં ચરિત્રોને કોઈ સમયે પણ જાણવા સમર્થ નથી. અહો!! આ મારૂં ચિત્ત તારાં ચરિત્રોની સંગતિ કેમ નહી કરતું હોય! કારણ કે પ્રસંગથી પણ ચિત્તની શુદ્ધિ તારાં ચરિત્રો દ્વારજ થાય છે મારા જમાતાની સંગતિનાં કારણે મેં પણ આજે આપતાં અદ્ભૂત દર્શન કર્યાં કે જે દર્શનની નિરંતર બ્રહ્મા હરિ હર ઈન્દ્રાદિક દેવતાઓ ચાહના રાખે છે. હે માતા ! જપ તપ શમ દમ સમાધિના વિના પણ તમારાં દુર્લભ દર્શન મને થયાં. મને મંદમતિને તમારાં દર્શન ક્યાં!! ને તમારૂં સ્વરૂપ ક્યાં!! હે માતા! આપ સંસાર રોગની અદ્વિતીય ઓષધિ છો હે દેવિ! મને આજજ ખબર પડી કે તમે દેવતાઓથી પૂજિત એવાં અંબિકા પ્રેમ તપાસીને ભકતોપર પણ કરૂણા કરો છો. હે ભગવતિ! તમારાં આવાં ચરિત્રોનું હું શું કથન કરૂં ? દાખલા તરીકે આજે આપે વિષમ સંકટથી સુદર્શનનો ઉદ્ધાર કર્યો ને મહાવેગથી તેના શત્રુઓને આપે માર્યા. ખરેખર ભક્તોપર દયા કરવાવાળું આ તમારૂં પરમ પવિત્ર ચરિત્ર છે. હે માતા! વિચાર કરતાં એ મહા આશ્ચર્યની વાત નથી કારણ કે આપ સ્થાવર જંગમાત્મક જગત્‌ની સર્વત્ર રક્ષા કરોજ છો જેથી દયા કરીને તમે શત્રુઓને મારી ધ્રુવસંધિના પુત્રનું રક્ષણ કર્યું. હે ભવાનિ! આ સેવા પરાયણ સુદર્શન ભકતનો મહા વિશાળ યશ થયો છે ને તે યશ આ ચરિત્રને કરી આપેજ ફેલાવ્યો છે નહીં તો શી રીતે મારી સુતાનું ગ્રહણ કરીને નિંન્દ્રારહિત શીળવાન યુદ્ધમાં કુશળ રહી શકત? હે માતા! આપ તો જન્મ મરણનો ભય ટાળવામાં સમર્થ છો જેથી ભક્તજનોની રક્ષા કરવી એ આપને શું મોટી વાત છે? હે જનનિ! નિરંન્તર ભકતજનો આપનું ભજન કરે છે કે આપ સદા પાપપુણ્યથી રહિત સગુણ નિર્ગુણ સ્વરૂપ છો. આપનાં દર્શનથી હું કૃતકૃત્ય તથા સુકૃતી થયો છું. હે ભુવનેશ્વરી! હવે મારો જન્મ ધન્ય છે ને હે ભગવતી! હું આપનાં ભજનનાં બીજને નથી જાણતો કે જેવડે તમારો મહિમા જાણી શકાય છે. હે માતા ! મંત્ર બીજના પ્રભાવથીજ તમારો મહિમા જાણી શકાય છે તે મંત્ર બીજ હું નથી જાણતો. આ પ્રકારે સ્તુતિ કરવાથી પ્રસન્ન વદન થયેલી ભગવતીએ શિવાએ રાજાને મન ઈચ્છિત વરદાન માંગી લેવા 'હે સુવ્રત વર મા-

ગો, એ પ્રકારે કહ્યું. [૪૨-૫૫]

**एवं स्तुता तदा देवी प्रसन्न वदना शिवा ॥**
**उवाच तं नृपं देवी वरं वरय सुव्रत ॥ ५५ ॥**

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતિય સ્કંન્ધમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

# અધ્યાય ૨૪ મો.*

## માહાદેવીનો વારાણસીમાં વાસ.

**व्यास उवाच—**

**तस्या स्तद्वचनं श्रुत्वा भवान्याः स नृपोत्तमः।**
**प्रोवाचवचनंतत्र सुबाहु र्भक्ति संयुतः ॥ १ ॥**

વ્યાસ કહે છે—તે ભવાની દેવીની વાણી સાંભળી નૃપોત્તમ સુબાહુ ભક્તિપૂર્વક વાણી-બોલવા લાગ્યા. [૧] સુબાહુ કહે છે—એક બાજુ દેવલોકને પૃથ્વીલોકનું રાજ્ય ને બીજી બાજુએ તમારૂં દર્શન એ ઉભયની તુલના કરતાં આખી પૃથ્વીનો રાજા હું તમારાં દર્શનની તુલના કરવા અસમર્થ છું અને મારી સંમતિમાં આપના દર્શનના સમાન ત્રિલોકીમાં કશું પણ નથી. હે દેવિ! આથી હવે બીજું શું વરદાન હું માગુ ? આપનાં દર્શનથીજ ભૂમંડળમાં હું કૃતાર્થ થયો છું. હે માતા ? હું એજ ઈચ્છિત વરને ચાહું છું કે આપની અવિનાશિની અચળ ભક્તિ સદાય મને પ્રાપ્ત રહે. હે માતા! આ નગરમાં સદાય તમારે રહેવું અને દુર્ગાદેવી નામથી શક્તિરૂપ આપે મારા આ નગરમાં વાશ કરવો. તમારે સદા મારા નગરની રક્ષા કરવી ઉચિત છે. જેવી રીતે કુશલપૂર્વક સુદર્શનની રક્ષા કરી છે, તે પ્રકારે હે માતા! તમારે વારાણસીની જ્યાં સુધી આ પુરી પ્રતિષ્ઠાપૂર્વક રહે ત્યાં સુધી તમારે રક્ષા કરવી જોઈએ. હે કૃપાવતિ દેવિ ! કાશીપુરી વિદ્યમાન રહે ત્યાંસુધી તમારે અહીં વસવું જોઈએ. આ વરદાન મને આપવું ઘટે છે ને આથી બીજી હું શું પ્રાર્થના કરૂં ? અનેક પ્રકારની મારી કામનાઓ પૂર્ણ કરી મારા શત્રુઓનો નાશ કરો અને સદૈવ લોકોનાં અકલ્યાણનો નાશ કરો. [૨-૯] વ્યાસમુનિ કહે છે—જ્યારે રાજાએ દુર્ગતિનાશિની દુર્ગાદેવીની રાજાએ આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે સ્તુતિ કરતા પાસે ઉભેલા સુબાહુ રાજાપ્રતિ ભગવતીએ વાણી કરી [૧૦] દુર્ગા દેવી કહે છે—જેટલો કાળ પૃથ્વી રહેશે તેટલો કાળ હે રાજન્ ! લોકરક્ષાર્થે હું મુક્તિપરીમાં નિવાસ કરીશ. પછી સુદર્શન પણ તે સ્થાનમાં આવ્યો ને પરમ ભક્તિથી પ્રણામ કરી તે રાજવી જગતમાતને સંતુષ્ટ કરવા લાગ્યો. કે—માતા ! હું તમારી કૃપાનુ કયાં લગી વર્ણન કરૂં ! આપે મારી ભક્તિહીનની રક્ષા કરી છે. ભક્તોપર તો સદા આપ કરૂણા કરો છો પણ ભક્તિહીનની રક્ષા કરવી એવું તમારૂં ઉત્તમ વ્રત છે. હે દેવિ ! મેં સાંભળ્યું છે કે આપ સકળ પ્રપંચને સર્જો છો, પાળો છો અને સંહાર કરો છો તો પછી મારૂં રક્ષણ કરવું એ કાંઈ વિચિત્ર વાત નથી. હે માતા ! કહો હું શું સેવા કરૂં ? કયાં જાઉં ? કાર્યમાં મારી વિમૂઢ મતિ થઇ છે, ને તમારી આજ્ઞાથી હું જાઈશ વિહાર કરીશ ને રહીશ ને રહીશ. [૧૧-૧૫] વ્યાસ મુનિ કહે છે—કુમારની આવી વાણી સાંભળી દયા કરીને દેવી બોલી કે—હે મહાભાગ ! તમે અયોધ્યામાં જાઓ ને કુળને ઉચિત રાજ્ય શાસન કરો. સદા મારૂં સ્મરણ ને પૂજન તમારે કરવું. હે રાજન્ ! હું સદા તમારા રાજ્યમાં શાન્તિ વર્ત્તાવીશ. અષ્ટમી નવમી ને ચતુર્દશી ને દિને બલિદા-

*આ અધ્યાયમા સુબાહુની પ્રાર્થનાથી દુર્ગાદેવીએ કાશીપુરીમા નિવાસ કર્યો એ કથા કહેવામા આવશે.

નની વિધિથી મારૂં તમારે પૂજન કરવું. હે પાપ રહિત ! તમારે મારી પ્રતિમાનું નગરમાં પ્રતિષ્ઠાપન કરવું અને કામત્રયમાંભકિતપૂર્વક મારી પૂજા કરવી. શરત્કાળમાં સર્વદા મારૂં પૂજન કરીને નવરાત્રીની વિધિ ભકિતભાવથી કરવી. ચૈત્ર અશ્વિન અષાઢ ને માઘમાસમાં મારા મહોત્સવો ઉજવવા. હે મહારાજ ! ખાસ કરીને નવરાત્રીમાં મારી અધિક પૂજા કરવી. [૧૯-૨૧] વ્યાસ કહે છે—આમ કહીને ભગવતી દેવી દુર્ગતિનાશિની અન્તર્ધાન થઇ ગઇ ને સુદર્શને વારવાર નમસ્કાર ઉચ્ચારીને ભગતીની સ્તુતિ કરી. ભગવતીના અન્તર્ધાન થયા પછી દેવીને ગયેલી જાણી સઘળા રાજાઓ જેમ દેવતાઓ ઈન્દ્રના ચરણમાં નમતા હોય તેમ સુદર્શનને પ્રણામ કરવા લાગ્યા. સુબાહુરાજા પણ પ્રણામ કરી આગળ ઉભા રહ્યા. પછી સઘળા રાજાઓ અયોધ્યાના અધિપતિ સુદર્શનને વિનવવા લાગ્યા કે—હે રાજન્ ! તમે અમારા શાસન કરનારા છો ને અમે તમારા સેવકો છઈએ. હે રાજન્ ! તમે અમારૂ પાલન કરતા થકા અયોધનું રાજ્ય કરો. હે મહારાજ ! અમને તમારી કૃપાના યોગથી ચારવર્ગનાં ફળને આપનારી આદિશક્તિ ભવાની વિશ્વેશ્વરી શિવાનાં દર્શન થયાં. તમે પૃથ્વીમાં ધન્ય છો કૃતાર્થ છો ને મહા પુણ્યશાળી છો કે જેના નિમિત્તે આ સનાતની દેવી પ્રગટ થઈ. હે શ્રેષ્ટ રાજન્ ! તમો ગુણવાળા અમોએ માયાથી મોહિત બનીને ચંડિકાના મહા પ્રભાવને જાણ્યો નહી અને અમે તો સદા ધન સ્ત્રી અને પુત્રોનાંજ ચિંતનમાં વળગી રહ્યા છીએ તથા કામ ક્રોધ રૂપી મગરોથી ભરેલા ભવસાગરમાં અમે તો ગળકાં ખાઇએ છીએ. હે મહામતે મહાભાગ ! આપ સર્વજ્ઞ છો તેથી અમે આપને પૂછીએ છીએ કે આ કોણ શક્તિ કયાંથી પ્રગટ થઈ હતી ? કેવા પ્રભાવવાળી તે છે ? તે કહો. આ સંસારના પાર કરવા આપ નૌકા સમાન છો અને સાધુઓ દયાવાળા હોય છે તેથી હે કાકુત્સ્થ ! અમને દેવીનો મહિમા કહો. આ મહાદેવીનો જેવો પ્રભાવ ને જેવો ઉદ્દ્ય હોય તેવો હે રાજન્ ? તમારા મુખથી અમને સાંભળવાની જિજ્ઞાસા થઇ છે, તેથી તત્વથી તે કહો. [૨૩-૩૩] વ્યાસ કહે છે—રાજાની વાણી સાંભળી ધ્રુવસંધિના પુત્ર મનમાં દેવીને નમસ્કાર કરીને તેઓના પ્રતિ બોલ્યા કે—હે રાજાઓ ! તે દેવીનાં ઉત્તમ ચારિત્રો હું શું શું તમને કહું ? બ્રહ્માદિક દેવતા પણ તે ચરિત્રોને જાણી શકતા નથી. તે મહાલક્ષ્મી પ્રાણીમાત્રની આદ્યા ઉત્તમ શક્તિ છે. તે સાત્વિક એવી જગત્‌ના પાલનમાં તત્પર છે, સૃજનમાં રજોગુણી, પાનમાં સત્વગુણી ને ને સંહારમાં તમોગુણી એમ તે ત્રિગુણા દેવી છે. વળી તે નિર્ગુણા શક્તિ સકળ કામના તથા ફળને આપનારી છે. હે રાજાઓ ! આ દેવી સકળ બ્રહ્માદિકનું પણ કારણ છે. હે રાજાઓ! આ નિર્ગુણશક્તિ તો યોગિઓને પણ અગમ્ય છે, અને સગુણશક્તિજ સુખથી સેવી શકાય તેવી છે, અને જે સગુણા દેવીનું સદા પંડિતો ધ્યાન કરે છે. [૩૪-૩૯] રાજાઓ બોલ્યા—હે રાજકુમાર તમે તો ભય પામી બાલકપણમાંજ વનમાં ગયા હતા અને આ પરમ ઉત્તમ શક્તિ તમને કેવી રીતે મળી ! તમે કેવી ઉપાસના કરી તેની પૂજા કરી ? જેથી તે દેવી પ્રસન્ન થઈ ને તમને ઝટ સહાયતા કરી. [૪૦-૪૧] સુદર્શન કહે છે—બાલભાવમાં જ મને ભગવતીનો બીજમંત્ર મળ્યો. હે રાજાઓ તે કામબીજનો મે નિરન્તર જપ કર્યો,

અને રૂષિઓના કહેવાથી મે અંબિકા શિવાને જાણી. આ મંત્રનો પરમ ભક્તિથી દિનરાત જાપ કરૂં છું." વ્યાસ કહે છે—કુમારનાં આ વચન સાંભળી સઘળા રાજાઓ ભક્તિમાં તત્પર થયા અને પરમ ભક્તિને માનીને સઘળા પોતપોતાના સ્થાનકે ગયા; સુદર્શનની આજ્ઞા માંગી સુબાહુ રાજા કાશીમાં આવ્યા, ને ધર્માત્મા સુદર્શન કૌશલ દેશમાં ગયા. મંત્રીઓએ જ્યારે રણમાં શત્રુજિતનો વધ અને સુદર્શનનો વિજય સાંભળ્યો. ત્યારે તેઓ અતીવ પ્રસન્ન થયા. રાજાના આગમનના સમાચાર સાંભળી અયોધ્યાવાસીઓ અનેક પ્રકારની ભેટો સહિત સન્મુખ ઉપસ્થિત થયા. આ પ્રકારથી તમામ પ્રજાજનો નાના પ્રકારની ભેટો લઇને ધ્રુવસંધિના પુત્રના સમિપમાં પ્રેમથી આવી. શશીકળા સહિત સુદર્શન અયોધ્યામાં પધારતા ને લોકોનાં સન્માનોને પામતા રાજમંદિરમાં આવ્યા. બદિઓની સ્તુતિઓથી તે રાજા ગવાયા, મંત્રીઓથી નમાયા ને અનેક કન્યાઓથી વધાવાતા તથા પુષ્પની વૃષ્ટિથી પૂજાના સુખનો અનુભવ કરતા સુદર્શન રાજા રાજમંદિરમાં પધાર્યા.

**बंदिभिःस्तूयमानस्तु वन्द्यमान श्च मंत्रिभिः ॥**
**कन्याभि कीर्यमाण श्च लाजे सुवनसैस्तेथा ५०**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૫ મો.+

### અયોધ્યામાં અંબિકાની સ્થાપના.

**व्यास उवाच—**

**गत्वाऽयोध्यां नृपश्रेष्ठो गृहं राज्ञः सहृद्वृतः ॥**
**शत्रुजिन्मातरं प्राह प्रणम्य शोक सकुलाम् ॥१॥**

વ્યાસ કહે છે—મિત્રમંડળ યુક્ત રાજા સુદર્શન અયોધ્યામાં ગયા ત્યાર પછી શોકાતુર શત્રુજિત્‌નાં માતાના પ્રતિ સુદર્શન બોલ્યા કે—હે માતા! તમારા પુત્રને સંગ્રામમાં મે નથી માર્યા તેમ તમારા પિતા યુધાજિત્‌ને પણ મેં માર્યા નથી ને જો હું ખોટું કહેતો હઉં તો મને તમારા ચરણોના સોગન છે. ભગવતી દુર્ગાના સામા થવાથી તેઓ બંને મરી ગયા છે તેમાં મારો અપરાધ કશો નથી ને થાવાકાળ હોય છે. હે માનિનિ! મરી ગયા પુત્રનો શોક કરવો ઉચિત નથી. જીવ પોતાનાં કર્મો પ્રમાણેજ સુખ વા દુઃખ ભોગવેજ છે. હે માતા! જેમ મનોરમાનો હું દાસ છું તેમ તમારો પણ હુ દાસ છું. હે ધર્મજ્ઞે! જેવાં મનોરમા છે તેવાંજ મને તો તમે છો. તમારામાં ને તેમાં હું ભેદ માનતો નથી. શુભાશુભ કરેલાં કર્મો અવશ્ય ભોગવવાં પડે છે વાસ્તે તમારે સુખદુઃખમાં શોચ કરવો ઘટતો નથી. દુખમાં અધિક દુઃખી ને સુખમાં અધિક સુખી દેખે. એ હર્ષશોકને શત્રુસમાન આત્મા વિષે અર્પણ નહીં કરવાં જોઇએ કારણ કે સુખદુઃખાદિ દૈવને આધીન છે પણ પોતાના આધિન નથી જેથી બુદ્ધિમાને શોકથી પોતાના આત્માનો નાશ ન કરવો જોઈએ. જેમ લાકડાની પુતળી નટોદ્વારા નાચે છે—ચેષ્ટા કરે

+ આ અધ્યાયમાં શત્રુજિત્‌થી માતાનું શાન્તવન કરી સુદર્શને અયોધ્યામાં અંબિકામાંની સ્થાપના કરી એ વાર્તા આવશે.

છે એ પ્રકારે દેહી સર્વદા સર્વત્ર પોતાનાં કર્મના આધીનં ચેષ્ટા કરે છે. હે માતા ! વનમાં જઈને પણ હું દુઃખી નથી થયો કારણ કે મે એમ વિચાર્યું કે પોતાનાં કરેલાં કર્મો ભોગવવાં પડે છે. મારા માતામહ અહીં મરાયા, માતા વૈધવ્ય પામી, ને ભયાતુર માતા મને વનમાં લઈ ગઈ. અમને માર્ગમાં ચોરોએ લુંટી લીધાં ને વસ્ત્ર પણ અમારાં લઈ ગયા, અને આ નિરાશ્રય બાળક પુત્રવાળી મનોરમાનું સઘળું ધન પણ લઈ ગયા. મને લઈ માતા ભારદ્વાજના આશ્રમમાં આવી. માત્ર આ વિહલ્લ મંત્રી ને ધાવ અમારી સાથે હતાં. મુનિ અને મુનિની પત્નીઓએ દયાથી અમને નાનવી ને ફલ મૂલાદિથી સંતોષિત કર્યા. હે માતા ! ત્યારે મને મહા દુઃખ હતુ ને હમણાં મહા ધનાગમથી હુ મને પ્રસન્ન માનતો નથી કારણ કે મારા મનમાં વૈર ને માત્સર્ય નથી. હે પરંતપ ! રાજ્ય ભોગથી નાનવીનું ભક્ષણજ શ્રેષ્ઠ છે કારણ કે રાજભોગી નરકમાં જાય છે, પણ કંદમૂલાદિ ખાનારા તપસ્વી કયારે પણ નરકમાં જતા નથી. બુદ્ધિમાન્ જનોએ ધર્માચરણ કરવુ જોઈએ અને ઈન્દ્રિયોને જીતવી જોઈએ. કે જેથી કરી નર્ક ન થાય. હે માતા ! આ ભરતખંડમાં મનુષ્યાવતાર મહા દુર્લભ છે અને આહાર નિદ્રા ભય મૈથુનાદિ સુખો તો સઘળી યોનિઓમાં મળી શકે છે તેથી મનુષ્ય દેહને પ્રાપ્ત કરી ધર્મનું સાધન કરવું જોઇએ કારણ કે ધર્મ મનુષ્યોને સ્વર્ગ વા મોક્ષ આપનારો છે. બીજી યોનિયોમાં સ્વર્ગ કે મોક્ષ મળતાં નથી. ૧-૧૯ વ્યાસ મુનિ કહે છે—કુમારનાં આવાં વાકયો સાંભળી લીલાવતી ઘણી લજજા પામી અને પુત્રના શોકનો ત્યાગ કરી આંસુ ભરીને તેના પ્રતિ બોલી કે—યુધાજિતે મને ખરેખર પુત્ર સહીત અપરાધી કરી છે કે જેણે તમારા માતામહને મારી નાંખી તમારૂં રાજ્ય હરણ કર્યું હતુ. હું અને મારો પુત્ર તેને અટકાવી શકીએ એવાં સમર્થ ન હતાં અને તેણે જે કર્મ કર્યું તેનું નિવારણ કરવાને હું સમર્થ ન હતી તેથી એમાં મારો અપરાધ નથી. યુધાજિત્ અને મારો પુત્ર તેનાં કર્મયોગે મર્યા છે તેમાં હે પુત્ર ! તમારો અપરાદ્ધ નથી જેથી હું પુત્રનો શોક કરતીજ નથી પરન્તુ તેઓનાં કર્મનોજ શોચ કરૂ છું. હે પુત્ર ! તમે શ્રેષ્ઠ છો ને મનોરમા મારા ભગિની છે ને હે પુત્ર ! તમારાપર મારે કશો પણ ક્રોધ નથી. હે મહાભાગ ! આપ ભલા પ્રકારે અયોધ્યાનું પ્રજાપાલન પૂર્વક નિષ્કંટક રાજ્ય કરો કે જે રાજ્ય ભગવતીના પ્રસાદથી તમને મળ્યુ છે." રાજકુમાર માતાની એવી વાણી સાંભળી તેને પ્રણામ કરી જ્યાં મનોરમાનો પ્રથમ નિવાસ હતો તે પવિત્ર મહેલમાં આવ્યા ને ત્યાં તેમણે નિવાસસ્થાન કર્યું ને પછી સઘળા મંત્રીઓને તથા જ્યોતિષિયોને બોલાવી શુભ મુહૂર્ત પુછ્યું કે મારે સુવર્ણનું મનોહર સિંહાસન બનાવી તેનાપર સદા ભગવતીની પ્રતિમાનું પુજન કરવાનું છે ને પ્રથમ ધર્મ અર્થ કામ ને મોક્ષ આપનારી ભગવતીનુ સિંહાસનપર સ્થાપન કરીનેજ હું રાજ્ય કરીશકે જે પ્રકારે રામચંદ્રાદિકોએ કરેલુ છે. સઘળા નગરવાસીઓએ શ્રી ભગવતીનુ પૂજન કરવું જોઈએ અને સકળ કામ અર્થને દેનારી ભગવતીનું સદા માન કરવું જોઈએ. આમ સાંભળતાંજ રાજાની આજ્ઞાનો અમલ કરવા કારીગરોદ્વારા મહા રમણીય ને સુંદર મંદિર તૈયાર કરાવ્યું ને ભગવતીની પ્રતિમા તૈયાર કરી શુભ દિને વેદજ્ઞાતા બ્રાહ્મણોને બોલાવી સિંહાસનમાં તેની પ્રતિષ્ઠા કરાવી. વિધિપૂર્વક હવન કરી અને દેવ-

તાઓનાં પૂજન કરી મંદીરમાં રાજાએ ભગવતીનું સ્થાપન કર્યું. એ વેળા વાજાઓના સૂરથી મહા ઉત્સાહ થયો. બ્રાહ્મણોના વેદઘોષથી તથા નાના પ્રકારની સ્તુતિઓથી મંગળ વર્તાઈ રહ્યું.[૨૦-૩૪] વ્યાસ મુનિ બોલ્યા—આ પ્રકારે વેદવાદીઓએ ભગવતીની સ્થાપના કરી. રાજા પણ પરમભક્તિથી ભગવતીને પૂજવા લાગ્યા. પૂજાવિધિ કરી પોતાના પિતાનાં રાજ્યને પ્રાપ્ત રાજા સુખ ભોગવવા લાગ્યા. અમ્બિકા દેવી આખા કોસલદેશમાં વિખ્યાત થઈ. આ પ્રકારે રાજ્ય સંપાદન કરી રાજા સદ્ધર્મથી પોતાના સામંતોને અને રાજાઓને પોતાનાં વશમાં રાખવા લાગ્યા. જેવું રામચન્દ્ર રઘુ કે દિલીપનું રાજ્ય હતું તેવુજ મર્યાદાવાળુ અને પ્રજાઓનાં સુખવાળું સુદર્શનનું રાજ્ય બની રહ્યુ. વર્ણાશ્રમના ચતુષ્પાદ્ ધર્મની જાગૃતિ થઈને કોઈપણ માણસનું મન અધર્મમાં વળગતુજ નહી. સઘળા લોકોએ ગામેગામ ભગવતીનાં મંદિરો રચ્યાં ને આ પ્રકારે આખા કૌસલ દેશમાં ભગવતીની પ્રીતિ પૂર્વક પૂજા થવા માંડી. સુબાહુ રાજાએ પણ દેવીની સુન્દર પ્રતિમા કાશીજીમાં મન્દિર બનાવી સ્થાપિત કરી ને મહા ભક્તિ કરી. કાશી ને અયોધ્યામાં સૌ કોઈ જનો પ્રેમભક્તિપરાયણ થયાં અને વિશ્વેશ્વરની સમાન પ્રેમભક્તિથી કાશીજીમાં દેવીની પૂજાઓ થવા માંડી. ભૂમિતળમાં ભગવતી મહા વિખ્યાત થઈ તથા હે જનમેજય રાજા ! દેશદેશમાં ભગવતીની ભક્તિ વધવા લાગી. સંપૂર્ણ ભારતવર્ષમાં સૌ લોકોમાં ને સૌ વર્ણોમાં આ ભવાની દેવી સહુને ભજવા યોગ્ય બની ગઈ. હે રાજન્ ! સઘળા લોકો શક્તિની ભક્તિમાં લીન થયા અને આગમમાં કહેલાં સ્તોત્રાદિથી સઘળા ભગવતીના જપ ધ્યાન યોગમાં પરાયણ થયા. નવરાત્રમાં પ્રેમપૂર્વક સૌ કોઇ જપ પૂજા કરતા હતા અને ભક્તિમાં તત્પર મનુષ્યો દેવીનું અર્ચન હવન ને યજ્ઞ કરવા લાગ્યાં.[૩૫-૪૬]

**नवरात्रेषु सर्वेषु चक्रुः सर्वे विधानतः ॥**
**अर्चनं हवनं यागं देव्या भक्तिपरा जनाः ४६**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કંધમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૬ મો*

### નવરાત્રનો વિધિ.

**जनमेजय उवाच—**

**नवरात्रे तु संप्राप्ते किं कर्तव्य द्विजोतम ।**
**विधानं विधिवत्ब्रूहि शरत्काले विशेषतः॥१॥**

જનમેજય કહે છે— હે દ્વિજોત્તમ ! નવરાત્રી આવે ત્યારે શુ કરવુ ? એ વિધાન વિધિ પ્રમાણે મને કહો ને વિશેષે કરી શરદ્ ઋતુમાં વિધાન મને કહો. એમાં ફળ શુ છે, શુ વિધિ છે ? હે વ્યાસ ! એ મને આપ વિસ્તારથી કહો.[૧-૨] વ્યાસ કહે છે— હે રાજન્ તમને હું વિધિપૂર્વક નવરાત્રીનુ શુભ વ્રત કહુંછું, જે ખાસ કરીને શરદ્ ઋતુમાં કરવામાં આવે છે તે સાંભળો. એ વ્રત એજ પ્રકારે પ્રેમપૂર્વક વસન્ત ઋતુમાં કરવું અને આ ઉભય ઋતુ પ્રાણીમાત્રોની યમદાઢ કહેવામાં આવી છે. શરદ્ અને વસંત પ્રાણીઓને દુર્ગમ હોય છે વાસ્તે શુભને ઇચ્છનારાઓએ એ વ્રતો યત્નથી કરવાં જોઈએ. આ બને ઋતુઓ મહાઘોર મનુષ્યોને રોગ કરનારી છે અને આ બે ઋતુઓ રોગોની ઉત્પત્તિ કરી લોકોનો નાશ કરે છે. આટલા વાસ્તે પંડિતોએ આ ઋતુઓમાં ચં-

*આ અધ્યાયમા 'નવરાત્રીના વિધિ વ્યાપે રાજાને કહ્યો, એ વાત આવશે.

ડિકાનું પૂજન કરવું જોઇએ. ચૈત્ર તથા આશ્વિન એ શુભ માસેમાં ભક્તિથી પૂજન કરવું અમાવાસ્યાના દિવસે તમામ સામગ્રી તૈયાર કરવી. તે દિવસ એકજ વખત હવિષ્યાન્ન જમવું. ધ્વજા પતાકાવાળો તથા સોળહાથના વિસ્તારવાળો સ્તંભોવાળા એક માંડવો સપાટ ભૂમિમાં શુભસ્થાનમાં રચવો પીળી માટી અથવા તો ગામયથી ભૂમિને લીંપવી. પછી તેના મધ્યમાં ચાર હાથ લાંબી એક હાથ ઉંચી સ્વચ્છ, સરખી ને સપાટ વેદિ પીઠના ઉત્તમ સ્થાનક વાસ્તે રચવી. વિચિત્ર પ્રકારનાં લાંબી તોરણો વિતાનો વિગેરેથી મંડપને શણગારવો. આચાર પાળનારા, જિતેન્દ્રિય, વેદવેદાંગના પારને પામેલા, તથા દેવી તત્ત્વને સારી રીતે સમજનારા બ્રાહ્મણોને તેજ દિવસે રાત્રીએ આમંત્રિત કરવા ને પછી એકમને દિવસે નદી, કે સરોવર વાવ કે કુવામાં કે ગૃહમાં પ્રાતસ્નાન વિધિ બરાબર કરવી. ( શુભ સ્થળમાં મંડપ કરવો એટલે ભૂમિશુદ્ધિ કરવી. પાંચ સાત કે નવ હાથ આજુબાજુ વિસ્તારવાળો મંડપ કરવો ને તેમાં સોળ સ્તંભો રચવા તેમાં ચાર મધ્યમાં રોપવા. સાત અને નવ હાથ મળી સોળ હાથ વિસ્તાર સમજવો) પછી સવારે નિત્ય કાર્યથી નિશ્ચિન્ત બ્રાહ્મણોનુ વરણ (કાંડાં બાંધવાં) કરવુ ને મધુપર્કપૂર્વક અર્ધ્યપાદ્યાદિનુ બ્રાહ્મણોને પ્રદાન કરવુ. પોતાની શક્તિ અનુસારે વસ્ત્રાલંકારાદિ તેઓને આપવાં. જો વૈભવ હોય તો વિત્તની શઠતા ન કરવી. બ્રાહ્મણોના સંતોષાવાથીજ સકળ કાર્યો અવશ્યમેવ સફળ થાય છે. નવ પાંચ ત્રણ કે એક બ્રાહ્મણ પાસે દેવીના પાઠ કરાવવા. પારાયણ કરવામાં શાન્ત બ્રાહ્મણ વરવો જોઈએ. અને વેદમંત્રોથી સ્વસ્તિ વાચન પણ કરાવવું. વેદીમાં સિંહાસનનું સ્થાપન કરી તેમાં રેશમી વસ્ત્ર ધારણ કરાવી તેના પર આયુધો હાથમાં ધર્યા છે એવી ચાર ભુજાવાળી, રત્નભૂષણોથી સંયુક્ત, મોતીઓના હારથી વિરાજિત, દિવ્ય વસ્ત્રોવાળી સૌમ્ય સકળ લક્ષણો વાળી શંખ—ચક્ર—ગદા—પદ્મ ધારણ કરેલાં છે જેણે એવી, સિંહપર સ્વારી વાળી એવી શિવા અમ્બિકાની પ્રતિષ્ઠા કરવી. અથવા તો અઢાર ભુજાવાળી સનાતની દેવીની પ્રતિષ્ઠા કરવી. જો પ્રતિમાનો અભાવ હોય તો તે સિંહાસનપર મંત્રસહિત મધ્યમાં લખેલા નવાક્ષર મંત્રવાળાં યંત્રની સ્થાપના કરવી. ( સિંહાસનના દક્ષિણભાગમાં કળશની સ્થાપના કરવી. કોઈ સિંહાસનની આગળ પણ કલશ સ્થાપે છે. સિંહાસનપર નિત્ય પૂજન છે ને કલશપર નૈમિત્તિક પૂજન છે અને મૂર્તિના અભાવમાં કલશમાં પ્રાણાદિનું સ્થાપન આવાહન થાય છે. ) પછી ઉત્તમ તીર્થનાં જળથી ભરેલો, પંચ પલ્લવવાળો, વેદમંત્રોવડે સુસંસ્કૃત કરેલો, કાંચન તથા રત્નો જેમાં છે એવો, સિંહાસનની બાજુપર એક કલશ સ્થાપવો. સમગ્ર પૂજાની સામગ્રીઓ પાસે રાખવી અને મંગળ સૂચક ગીત વાજીંત્ર વિગેરેના ઘોષો ત્યાં કરાવવા, હસ્તયુક્ત તિથિ અને નંદા તિથિમાં પૂજન કરવું ઉત્તમ છે. હે રાજન્! પ્રથમ દિવસનુ પુજન મનુષ્યોને કામના આપનારૂં છે. પ્રથમ ઉપવાસ નક્તભોજન અથવા એકવાર ભોજનના નિયમનો સંકલ્પ કરીને પછી પૂજનનો આરંભ કરવો. " હે માતા ! નવરાત્રનું વ્રત હું વિધિપૂર્વક કરીશ. હે જગદમ્બા દેવી ! તું મને સહાયતા કરજે. " એવી પ્રાર્થના કરીને વ્રતના વાસ્તે યથાશક્તિ નિયમ કરવો જોઈએ ! પછી મંત્રપૂર્વક વિધિપૂર્વક પૂજા કરવી જોઇએ. ચન્દન, અગર, કર્પૂર, સુગંધી પુષ્પો,

મંદાર, કરંજ, અશોક, ચંપો, કનેર, માલતી, બ્રાહ્મીનાં પુષ્પો તથા સુંદર બિલ્વપત્રોથી ધૂપ દીપક આદિ વિધિથી જગત્‌ની માતાની પૂજા કરવી. અનેક પ્રકારનાં ફળ જેવાં કે નાળીયેર, માતુલિંગ, દાડિમ, કેળાં, નારંગી, ફનસ ને બિલ્વ ફળોથી અર્ધ્ય પ્રદાન કરવું હે રાજન્ ! ભક્તિથી અન્નદાન પણ કરવું જોઇએ. જેઓ માંસભક્ષી હોય તેઓએ આ અવસરમાં પશું હિંસનજ કરવું જોઈએ પણ પછી નહીજ. મહિષ, અજ, વરાહ, એઓનાં ખાસ કરીને બળિદાન છે. આ માંસની વિધિ ક્ષત્રીયોને વાસ્તે છે પરંતુ બીજાઓને નથી એમ શારદામાં લખ્યું છે. “ ब्राह्मणो नित्यं शुद्धः सात्त्विकं बलिमाहरेत् ” એમ કાલીપુરાણમાં કહ્યું છે. “ सिंहव्याघ्रादिकं दत्वा चात्मवध्यमवाप्नुयात् । मद्यं दत्वा ब्राह्मणस्तु ब्राह्मण्यादेव हीयते । अवश्यं विहितो यत्र रक्तिस्तत्र द्विजः पुरः । पिष्टेनाविधिरेवादिनिर्मितं तु समर्पयेत् ” અર્થાત્ સાત્વિક બ્રાહ્મણોએ સત્વગુણી બળિદાન આપવું એમ કાલીપુરાણમાં લખ્યું છે. સિંહ વ્યાઘ્રાદિનાં બળિદાનથી બ્રાહ્મણને આત્મહત્યા લાગે છે. મદ્યનું બળિદાન આપવાથી બ્રાહ્મણ બ્રહ્મત્વથી ભ્રષ્ટ થાય છે. જ્યાં અવશ્યજ એવું વિધાન આવે ત્યાં પિષ્ટનું પશુ બનાવી બળિ આપવો અથવા તો ઘીની આહુતિ આપવી. દેવીના સમિપમાં મરનાં પશુઓ સ્વર્ગમાં જાય છે કારણ કે બ્રહ્મવિદ્યા જીવ દશાની નિહન્ત્રી છે. હે રાજબૂ ! એટલા વાસ્તેજ ત્યાં પશુ મારવાથી હિંસા નથી. સકળ શાસ્ત્રોમાં એવો નિર્ણય છે કે—યજ્ઞનું હનન તે હિંસા નથી ને તે ક્ષત્રીયોના નિમિત્તેજ છે ને બળિદાન શિવાય હિંસા ક્ષત્રીઓ ન કરે એ હેતુથી નિષેધમુખે તે વિધિ છે. આ ઉદ્દેશથી દેવતાના અર્થે મરતું પશું સ્વર્ગમાંજ જાય છે. હોમનાં કાર્યવાસ્તે ત્રિકોણાકાર કુંડ બનાવવો અર્થાત્ ત્રિકોણનેજ પરિમાણથી સમસ્થાન બનાવવો. ( હવનની સામગ્રીના અનુસાર એક હાથથી દશ હાથ સુધીનું નિર્માણ કરવું. પચાસ આહુતિમાં મુષ્ટિમાત્ર, શત હોમમાં અરત્નિ માત્ર કરે, આમ શારદા તિલકમાં કહ્યું છે. ) ત્રણે કાળમાં અનેક મનોહર દ્રવ્યોથી પૂજા કરવી અને ગીત વાજીંત્ર ને નૃત્યપૂર્વક મહોત્સવ કરવો જોઇએ. હમેશાં પૃથ્વીપર સુવું જોઇએ કુંવારકાઓનું પુજન કરી તેને દિવ્ય વસ્ત્રાલંકારાદિથી અમૃતમય ભોજન કરાવી સત્કાર કરવો. આમ ન બને તો નિત્ય પ્રતિ એક કુમારીકાનું પૂજન કરે અથવા તો રોજ એક એકની વૃદ્ધિથી કુમારીકાનું પુજન કરે અથવા તો બમણી અથવા ત્રગણી વૃદ્ધિથી કુમારિકા પૂજન કરે. હે રાજન્ ! શક્તિયજ્ઞમાં દ્રવ્યનો સંકોચ કરવો ઉચિત નથી. પોતાના ઐશ્વર્યના અનુસારે કુંવારકાનું પૂજન કરવું. હે રાજન્ ! કન્યાપૂજનમાં એકવર્ષની કન્યાનું પૂજન ન કરવું. કારણ કે તે કન્યા ભોગ ને ગંધાદિ જ્ઞાનને સમજતી નથી. બે વર્ષની હોય તે કુમારી કહેવાય છે, ત્રણ વર્ષની ત્રિમૂર્ત્તી કહેવાય છે, ને ચાર વરસની કલ્યાણી કહેવાય છે. પાંચ વર્ષની રોહિણી ને છ વર્ષની કાળિકા કહેવાય છે. સાત વર્ષની ચંડિકા ને આઠ વર્ષની સાંભવી કહેવાય છે. નવ વર્ષની દુર્ગા ને દશ વર્ષની સુભદ્રા કહેવાય છે. આથી અધિક વર્ષવાળીનો કુમારી પૂજામાં ઉપયોગ ન કરવો. કારણ કે સકલ કાર્યોમાં દશથી અધિક વર્ષની બાળાઓ વર્જિત છે. આ નવ નામોથી વિધિપૂર્વક કુમારી પૂજન કરવું ને તે નવ કન્યાઓનાં પૂજનનું ફળ કહું છું તે

સાંભળો. પૂજવામાં આવેલી કુમારી સકળ દુઃખ દારિદ્રનો નાશ કરે છે. શત્રુક્ષય કરે છે ને ધન આયુષ્ય ને બળની વૃદ્ધિ કરે છે. ત્રિમૂર્તિનાં પૂજનથી આયુષ્ય તથા ધર્મ અર્થ કામરૂપ ફળ થાય છે તથા ધન ધાન્યની આવકને પુત્ર પૌત્રની વૃદ્ધિ થાય છે. વિજયની ઈચ્છાવાળાએ, વિદ્યાર્થિએ, જય ઈચ્છતા રાજાએ અને સુખની ઈચ્છાવાળાએ અવસ્યમેવ સકળ કામનાને આપનારી કલ્યાણીનું પૂજન કરવુ. શત્રુઓનો નાશ થવા સારૂં કલ્યાણીનું પૂજન કરવું. ઐશ્વર્ય અને ધનની કામનાથી ચંડિકાનું પુજન કરવું. સમોહનના સારૂ સાંભવીનું પૂજન કરવુ. સાંભવીને પૂજવાથી દુઃખ દારિદ્રયનો નાશ ને સંગ્રામમાં વિજય થાય છે. ક્રૂર રિપૂના નાશ વાસ્તે તથા ઉગ્ર કર્મના સાધનના નિમિત્ત તથા પરલોકનાં સુખનાં વાસ્તે દુર્ગા દેવીનુ પૂજન કરવું. સુભદ્રાને પુજતાં ઈષ્ટ અર્થોની સિદ્ધિ થાય છે. રોગનો નાશ થવા રોહિણીનું પૂજન કરવુ. ભક્તિમા પરાયણ રહી ' શ્રીરસ્તુ ' એ મત્રથી પુજન કરવુ. શ્રીયુક્ત મત્રો વા બીજા મંત્રોદ્વારા આ પ્રકારે પુજન કરવું. જે દેવી લીલાથી કુમારનાં તત્વોને લીલાવડે રચે છે તથા બ્રહ્માદિ દેવતાને રચે છે તે કુમારીનુ હુ પુજા કરૂંછુ. જે સત્વાદિ ત્રિમૂર્તિથી નાના સ્વરૂપિણી છે તે ત્રિકાલ વ્યાપિની શકિત ત્રિમૂર્તિનું હુ પુજન કરૂંછુ. જે કલ્યાણકારિણી નિત્ય ભકતોથી સુપુજિતા સકળ કામનાઓ દેવાવાળી છે વાસ્તેહુંભકિતપુર્વક કલ્યાણીનાંપુજન કરૂ છું.જે પુર્વજન્મનાં સચિત કર્મોનેઅકુરિતકર નારીછે ને જે દેવી સર્વ પ્રાણીઓને અંકુરિત કરનારીછે તેવી રોહિણી દેવીનાંહું પૂજન કરૂ છુ. કાલિકા ચરાચર સકળ બ્રહ્માંડને કલિત કરનારી છે, પ્રલય કરનારી છે, તે કાલિકા દેવીનું હું પૂજન કરૂં છું. ચંડમુડની નાશ કરનારી ચંડરૂપા ચડિકા છે તે કઠણ પાપની દૂર કરનારી ચંડિકા દેવીનું હું પૂજન કરૂં છુ. જેનાં સ્વરૂપોની સમુત્પત્તિ કારણ વગરજ કહેવામાંજ આવી છે તે સૌને સુખદાયક શાંભળી દેવીનુ હું પૂજન કરૂં છું. ભક્તોની રક્ષા કરનારીને દુર્ગતિનો નાશ કરનારી જે દુર્ગા છે તે સકળ દેવતાઓને દુર્વિજ્ઞેય છે તે દુર્ગાદેવીનુ હું પૂજન કરૂ છું. જે પૂજવામાં આવતી સદા ભક્તોનાં કલ્યાણોનેજ કરનારી છે તે અભદ્રનાશિની સુભદ્રા દેવીનુ હું પૂજન કરૂ છું. પડિતોએ આ મત્રોથી સદા કુમારિકાઓનું પૂજન કરવું જોઇએ. વસ્ત્ર અલંકાર માળા ને ઉત્તમોત્તમ ગધોથી પૂજન કરવુ. ૩-૬૨

एभि र्मन्त्रैः पूजनीया कन्यकाः सर्वदा बुधै ॥ वस्त्र लंकारणै र्माल्यै र्गंधैरुच्चा वचैरपि ॥६२॥

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૨૬ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૨૭ મો.*

### કુમારિકાની કથા.

**व्यास उवाच–**

**हीनांगीं वर्जयेत्कन्यां कुष्टयुक्तां व्रणांकिताम् गंधस्फुरित हीनांगीं विशाल कुल संभवाम् ।१।**

વ્યાસ કહે છે–કોઢવાળી ચાંદાંઓવાળી દુર્ગંધવાળી ને દુષ્ટ કુળવાળી જે કન્યા હોય તેનુ પૂજન ન કરવુ. જે કન્યા જન્મથી આંધળી ફાંગી, હુઠી, કાણી કુરૂપડી, ઘણાં રોમાવાળી રોગીણી રક્તપુષ્પાદિથી અકિત હોય તેનો પણ પૂજનમાં ત્યાગ કરવો. ઘણાંજ કૃશ શરીરવાળી, ઓછા માસમાં અવતરેલી

*આ અધ્યાયના કુમારિકાની કથાનો પ્રસગ ચાલુ છે, તેજ કહેવાશે.

વિધવાથી ઉત્પન્ન થયેલી અવિવાહિત કન્યાથી જન્મેલી કન્યાઓ પણ પૂજાદિ કર્મોમાં તજવા યોગ્ય છે. નિરોગી રૂપવતી વ્રણો વિનાનિ શુદ્ધ માબાપથી સંભવેલી સુંદર કન્યાનુંજ ભલા પ્રકારથી પૂજન કરવું. સકળ કાર્યોમાં બ્રાહ્મણી, જયનાં કાર્યોમાં ક્ષત્રિયા, લાભનાં નિમિત્તે વૈશ્યના વંશમાં સંભવેલી વૈશ્યા, અથવા શુદ્રવંશની કન્યાનું પૂજન કરવું. બ્રાહ્મણોએ બ્રાહ્મણની કન્યાનું, ક્ષત્રીયોએ બ્રહ્મક્ષત્રીની કન્યાનુ, વૈશ્યોએ બ્રાહ્મણ—ક્ષત્રીય-વૈશ્યની કન્યાનુ પુજન કરવું ને શૂદ્રોએ તો ચારે વર્ણની કન્યાનું પુજન કરવું. શિલ્પિઓએ પોતાના વંશની કન્યા પુજવા યોગ્ય છે. આ નવરાત્રની વિધિનું કાર્ય ભક્તિ પુર્વક કરવું. જો નવરાત્રીમાં હમેશ પુજા કરવી અશકય હોય તો ખાસ કરીને વિશેષરૂપથી આઠમના દિને પુજન કરવું. કારણ કે પુર્વે દક્ષ પ્રજાપતિના યજ્ઞનો નાશ કરનારી ભદ્રકાળી કરોડો જોગણીઓ સાથે અષ્ટમીએ પ્રગટ થઈ હતી. આટલા વાસ્તે વિશેષરૂપથી અષ્ટમીના દિને તો પુજન કરવું જોઇએ. અનેક પ્રકારના ઉપહારોથી અને ગંધમાળાથી પુજન કરવુ.પાયસ ક્ષીરથી હોમ કરવો ને ક્ષત્રીયો માંસના બળિદાનથી પણ કરી શકે. બ્રહ્મભોજ કરી ફળ પુષ્પોનાં નૈવેદ્યોથી જગદમ્બાને સતુષ્ટ કરવી. જો નવરાત્રમાં ઉપવાસ કરવા શક્તિ ન હોય તો તે ત્રણ ઉપવાસો પણ વિશેષ ફળ આપે છે. સપ્તમી અષ્ટમીને નવમીના દિને ત્રણ રાત્રીએ પણ વ્રત કરવાથી ને પૂજન કરવાથી પૂર્ણ ફળ મળી શકે છે. પૂજા હોમ ને કુમારી વ્રત કરવાથી તથા બ્રહ્મભોજ કરવાથી પણ પૂર્ણ વ્રત કહેવાય છે. પૃથ્વીમાં બીજા જે વ્રતો દાનો વિગેરે છે તે નવરાત્રીના વૃતની સમાન ફળવાળાં નથી. આ નવરાત્રીનું વૃત નિત્ય ધન ધાન્યને આપનારૂં સુખ સંતાન અને વૃદ્ધિને કરનારૂં તથા આયુષ્ય આરોગ્ય સ્વર્ગ ને મોક્ષ આપનારૂં છે. વિદ્યાર્થી ધનાર્થી પુત્રાર્થી મનુષ્યોએ આ વૃત કરવું જોઈએ. કારણ કે તે સૌભાગ્યને આપનારૂં છે. આ વૃતના પ્રભાવથી વિદ્યાર્થી સઘળી વિદ્યાઓ સંપાદન કરી શકે છે. જેઓએ પૂર્વ જન્મમાં આ શ્રેષ્ઠ વૃત કરેલાં નથી તે મનુષ્યો વ્યાધિવાળા અપુત્ર ને દરિદ્ર થાય છે. જે સ્ત્રી વંધ્યા વિધવા ધન વગરની હોય તો એમ અનુમાન કરવું કે તેણે નવરાત્રી વૃત પૂર્વજન્મમાં કર્યું નથી ભૂતળમાં જેઓએ આ નવરાત્રી વૃત નથી કર્યું તેઓ ઐશ્વર્યને મેળવી સ્વર્ગમાં કયાંથી આનંદ ભોગવી શકે! રક્ત ચંદનવાળાં કોમળ બિલ્વપત્રોથી જેઓભવાનીનું પૂજન કરેલુ છે તેઓ ભૂમિમાં રાજા થાય છે જેઓએ દુઃખ નાશક સિદ્ધિકારક શ્રેષ્ઠ સનાતની શિવાનુ જગત્‌માં આરાધન નથી કર્યું તેઓ ભૂતળમાં દુઃખ શત્રુ ને દરિદ્રવાળાં અવશ્ય થાય છે. જેનુ વિષ્ણુ હરબ્રહ્મા ઇન્દ્ર અગ્નિ કુબેર વરૂણ સૂર્ય વિગેરે સર્વાર્થની પ્રાપ્તી સારૂં પ્રસન્ન થઈ ધ્યાન ધરે છે તો પછી તે ચંડિકા દેવીનુ ભજન મનુષ્યો શા વાસ્તે ન કરે ? સઘળા યજ્ઞોમાં સ્વાહા ને સ્વધા નામથી સઘળા દેવો અને પિતૃઓ તૃપ્ત થાય છે. અને મહા મુનિઓ પ્રસન્ન થઈને સઘળા યજ્ઞોમાં એજ નામનો ઉચ્ચાર કરે છે. જેની ઈચ્છાથી પ્રજાપતિ આ વિશ્વને રચે છે, ભગવાન વિષ્ણુ વિવિધ અવતારો ધારણ કરે છે ને પ્રલયકાળે શંકર સઘળાંનો સંહાર કરે છે તે કલ્યાણ દામિની દેવીનું મનુષ્યો શા વાસ્તે ભજન નથી કરતા ! સકળ ભુવનોમાં ભગવતીના વિના દેવતા મનુષ્ય વિહંગ સર્પ ગંધર્વ રાક્ષસ પિશાચ નગ વિગેરે એવાં નથી

કે જે દેવીની શક્તિ વિના સ્પન્દિત હોવા સમર્થ હોય! સકળ કામના આપવાવાળી તે ભગવતીની કોણ સેવા ન કરે? અને ધર્મ અર્થ કામ ને મોક્ષની ઈચ્છાવાળો કોણ પુરૂષ તેનું વૃત ન કરે? મહા પાતકી પુરૂષ પણ જો નવરાતનું વૃત કરે તો તે સઘળાં પાપોથી મોકળા થાય છે એમાં સંદેહ નથી. પુર્વે કોઈ નિર્ધન વણીક કે જે કૌશલદેશનો નિવાસી હતો તે ધન વગર ઘણોજ દુઃખી થયો. તે કુટમ્બવાળા વાણીયાને ક્ષુધા તૃષાથી વ્યાકુળ થતાં ઘણા સંતોનો હતાં અને હમેશાં તેનાં બાળકોને સાંજરે ખાવાનુ મળી શકતું, અને તે પણ કાર્યકર્ત્તા વાણીઓ સાંજરે ભોજન પામી શકતો. પરમધૈર્યથી તે કુટુમ્બનું પાલન કરતો હતો. તે વાણિક્ સદા ધર્માનુરાગી સત્યવાદી શાન્ત ને સદાચારી હતો તથા ક્રોધ રહિત મદ તથા ઈર્ષા રહિત હતો. દેવતા અતિથિ ને પિતૃઓનુ નિત્ય પૂજન કર્યા પછી ને કુટુમ્બીઓ જમી લે તે પછી પોતે જમતો. કેટલોક સમય ગયા પછી પોતાના ગુણોને લઇ તે વાણિક સુશીલ નામથી કહેવાયો. એક વેળા દરિદ્રતાથી વ્યાકુળ વણિકે એક બ્રાહ્મણને પુછ્યું. [૧-૩૫] સુશીલ વાણીઓ બોલ્યો—હે મહામતે બ્રાહ્મણ ! કૃપા કરી મને કહો કે મારૂ દરિદ્ર શા પ્રકારે નાશ પામશે ? હે માનદ ? મને એવી ધનની ઈચ્છા નથી કે હુ ધનાઢય બનુ પરન્તુ હું કુટુમ્બ પાલનની ચિંતામાત્રથી પ્રશ્ન કરૂ છુ. આ મારી દીકરી ને બાળક ભૂખથી રડે છે. મારી પાસે એટલુ પણ અન્ન નથી કે એમાંથી કોયને એક મુઠીભર અન્ન પણ હું આપી શકુ. જુઓ ! બાળકને ઘરમાંથી કાઢી મુકયો તેથી રોતો ચાલ્યો ગયો. આ કારણથી મારૂ ચિત્ત બહુ વ્યાકુળ થાય છે મારી કન્યાના વિવાહ છે, તેને દશવર્ષ વીતી ગયાંછે, હું શું કરૂં ? ધન પણ નથી. કન્યાદાન કાળ ચાલ્યો જાય છે. હે વિપ્ર ! આ પ્રકારે હું શોચું છું તો આપ તો સર્વજ્ઞ ને દયાસાગર છો તો તપ દાન મંત્ર જપ કે વૃત કોઈ બતાવો. હે વિપ્ર ! હું મારાં કુટુંબને પોષી શકું એટલુંજ બસ વિત્ત ચાહું છું પણ મને વિશેષની ઈચ્છા નથી. આપની કૃપાથી મારૂં કુટુંબ સુખી થશે વાસ્તે જ્ઞાનદૃષ્ટિથી વિચારી કહો. વ્યાસ બોલ્યા—આ પ્રકારે પૂછતા વણિક પ્રતિ તે બ્રાહ્મણ કહેવા લાગ્યો કે—હે વૈશ્ય શ્રેષ્ઠ ! તું નવરાત્રીનું વૃત કરી ભગવતીનું પુજન કરી હવન ભોજન કર. વેદની પરાયણ શક્તિનો હોમ જપ યથાશક્તિ કર એટલે તારૂં કાર્ય સિદ્ધ થશે. આથી અધિક પૃથ્વીમાં બીજાં વૃતાદિ નથી પણ હે વૈશ્ય ! આ નવરાત્ર વૃત પવિત્ર અને સુખદાયક છે. જ્ઞાન મોક્ષ સુખ સંતાનની વૃદ્ધિ કરનારૂં ને શત્રુનાશક આ વૃત છે. સીતા વિયોગી રામચંદ્ર રાજ્યભ્રષ્ટ થયા ત્યારે તેઓએ આ વૃત કર્યું હતુ. પ્રતપ્ત ને સીતાના વિરહરૂપ અગ્નિથી વ્યાકુળ રામજીએ નવરાત્રીના વૃતપૂર્વક દેવીની પ્રાર્થના પૂજા કરી હતી. આથી સાગરમાં સેતુ બાંધી સીતાને પામ્યા હતા. ને મંદોદરી પતિ રાવણ ને મહા બળવાન કુંભકર્ણનો નાશ કર્યો હતો. પછી મેઘનાદને મારી વિભીષણને રાજ્ય આપી અયોધ્યામાં આવી રામે નિષ્કંટક રાજ્ય કર્યું હે વૈશ્ય શ્રેષ્ઠ ! આ નવરાત્ર વૃતના પ્રભાવથી મહારાજા રામચંદ્ર મહા સુખ પામ્યા હતા [૪૪-૫૩] વ્યાસ કહે છે—આ વચન સાંભળી તે વૈશ્યે તે બ્રાહ્મણને ગુરૂ કરી માયાબીજ મંત્રનું ગ્રહણ કર્યું પછી તે પરમભક્તિથી નવરાત્રી આવે ત્યાં સુધી જપવા લાગ્યો. અને અનેક

પ્રકારના ઉપહારોથી આદરથી ભગવતીનું પુજન કરવા લાગ્યો. આ પ્રમાણે નવ વર્ષ સુધી માયાબીજમાં પરાયણ થયો ને નવ વર્ષોના અંતે ભગવતીએ મહા અષ્ટમીના દિવસે મધ્યરાતે તે વણિક ઉપાસકને પ્રત્યક્ષ દર્શન કરાવ્યાં અને અનેક વરદાનોથી તેને દેવીએ કૃત્ય કૃત્ય કર્યો. ૫૪-૫૭

**अर्ध रात्रे तु संजाते प्रत्यक्षं दर्शनं ददौ ॥**
**नानावर प्रदानैश्च कृत कृत्यं चकार तम्॥५७॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૨૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૮ મો.*

### રામાયણ કથા પ્રસંગ.

**जनमेजय उवाच-**

**कथं रामेणतच्चीर्णं व्रतं देव्याः सुखप्रदम् ।**
**राज्यभ्रष्टः कथं सोऽथ कथं सीता हृता पुनः ॥१॥**

જનમેજય કહે છે—હે વ્યાસજી ? રામચંદ્રે દેવીનાં શુભ વૃતને કેવી રીતે કર્યું ? જે વૃત સુખ આપનારૂ છે. રામચંદ્ર રાજ્યભ્રષ્ટ કેમ થયા અને સીતાનુ કેમ હરણ થયુ ? આ વાર્તા મને કહો.[1] વ્યાસમુનિ કહે છે—પુર્વે અયોધ્યાના શ્રીમાન્ અધિપતિ દશરથ રાજા થયા હતા. દેવબ્રાહ્મણોના પુજક સૂર્યવંશમાં ભૂષણરૂપ તે રાજા હતા. તેમને રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન નામના ચાર કુવરો થયા હતા. તે પુત્રો રાજાનુ પ્રિય કરનારા તથા રાજા સમાન ગુણ રૂપવાળા હતા. કૌશલ્યાના પુત્ર રામ હતા, કેકેયીયા પુત્ર ભરત હતા અને સુમિત્રાના મનોહર પુત્ર લક્ષ્મણ ને શત્રુઘ્ન હતા. તે કુમારો કિશોર થયા ને ધનુષ્ય બાણ ધરનારા થયા. રાજાના સુખને વધારનારા તે પુત્રોના સંસ્કાર થયા હતા. પછી યજ્ઞની રક્ષા કરવા સારૂં વિશ્વામિત્રે સોળ વર્ષના રામચંદ્રની રાજા પાસે માગણી કરી તેથી લક્ષ્મસહિત રામચદ્રને દશરથ રાજાએ વિશ્વામિત્ર મુનિને સુપ્રત કર્યા. સુંદર મુખવાળા રામ અને લક્ષ્મણ વિશ્વામિત્રના આશ્રમમાં આવ્યા તે વેળા માર્ગમાં ઘોરરૂપ વાળી તાડકા નામની રાક્ષસીને રામચદ્રે હણી. મુનિને નિરંતર દુઃખ કરનારી તે રાક્ષસીનો વધ એકજ બાણ વડે શ્રી રામે કર્યો. પછી શઠ એવા સુબાહુ રાક્ષસને મારી રામજીએ યજ્ઞ રક્ષા કરી. પછી બાણ વેગથી મારીચ રાક્ષસને રામે મરણ તોલ કર્યો. આ પ્રકારે યજ્ઞનાં રક્ષણરૂપ મહત્ કાર્ય કરીને રામ લક્ષ્મણને વિશ્વામિત્ર મિથિલાપુરમાં ગયા. માર્ગમાં શાપિત એવી ગૌતમ પત્ની અહલ્યાનો રામે શીલારૂપમાંથી ઉદ્ધાર કર્યો ને તે અબળાને નિષ્પાપ કરી. વિદેહ નગરમાં રામ લક્ષ્મણ મુનિ સહિત ગયા ને ત્યાં જનકરાજાએ પણ કરેલાં શિવ ધનુષ્યને રામચદ્રજીએ તોડી નાંખ્યું. લક્ષ્મીના અંશાવતાર રૂપ જાનકીને રામચદ્રને જનકે પરણાવી ને પોતાની બીજી સુપુત્રી ઉર્મિલાના લક્ષ્મણ સાથે વિવાહ કર્યા. શુભ લક્ષણવાળા ભરત અને શત્રુઘ્નને કુશધ્વજની બે કન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું. આ પ્રમાણે ચાર ભાઇઓની દારક્રિયા હે નૃપ ! થઈ ગઈ. યથાવિધિ મિથિલાપુરમાં ચારે ભ્રાતાઓના વિવાહ થયા. પછી રાજ્યને લાયક થએલ રામને દેખી દશરથ રાજા રામજીને રાજ્ય આપવા મનમાં નિશ્ચય કરવા લાગ્યા. રાજ્યાભિષેકની સઘળી તૈયારીઓ દેખીને પુર્વે માગેલા બે વરદાનોની પતિને વશ વર્ત્તનારી કેકેયીએ માગણી કરી તેમાં

---

* આ અધ્યાયમા રામાયણનો સારરૂપે સત્રણી કથાનુ રહસ્ય વ્યાસમુનિએ જન્મેજયને સંભળાવ્યુ એ કયા આવશે.

એક વરદાનથી મહાત્મા ભરતને રાજ્ય આપવાની માગણી કરી ને બીજા વરદાનથી ચૌદ વર્ષ પર્યન્તની રામજીને વનવાસ આપવાની માગણી કરી. માતાના વચન સાંભળી રામજી સીતા તથા લક્ષ્મણ સહિત રાક્ષશોવડે વસાયેલા ઘોર દંડકારણ્યમાં વિચર્યા. પુત્રવિરણથી પીડિત દશરથ રાજા પુર્વે પોતાને થયેલા શાપને સંભારી તે અમેયાત્મા રાજા પ્રાણરહિત થયા ને સ્વર્ગ પામ્યા. માતાની ખાતર પિતાનાં મૃત્યુની ખબર મોશાળમાં ગયેલા ભરતજીને જ્યારે પડી ત્યારે ભ્રાતાનાં પ્રિયની ઈચ્છાવાળા ભરતજી રાજ્યનો સ્વીકાર ન કર્યો ને તપશ્ચર્યા કરી. પંચવટીમાં વસતા રામજીએ કામથી વ્યાકુળ એવી રાવણની ભગિની શુર્પણખાને નાકકાન કાપી વિરૂપ કરી દીધી. નાક વિનાની તેણીને દેખીને ખરાદિ રાક્ષસોએ અમિત પરાક્રમવાળા રામજી સાથે સંગ્રામ કર્યો. રામે તે મહાબળવાન ખરાદિ રાક્ષસોનો સંહાર કર્યો ને તે સત્ય પરાક્રમી રામે મુનિઓનું તેથી કલ્યાણ કર્યું. શુર્પણખાએ લંકામાં જઇ ખરદુષણાદિ રાક્ષસોનો રાઘવથી વધ થવાના ખબર રાવણને આપ્યા. આવા વિનાશને સાંભળી ખલ એવો રાવણ પણ મહા ક્રોધને વશ થયો ને રથમાં બેઠા મરીચના આશ્રમમાં ગયો. પછી સીતાના પ્રલોભન અર્થે માયાવી એવા એક સુવર્ણના મૃગનાં સ્વરૂપથી પંચવટીમાં જવા મારીચને રાવણે કહ્યુ. માયાવી ચિત્રવિચિત્ર અંગવાળો સુવર્ણનો મૃગ બની મારીચ સીતાની દૃષ્ટિમાર્ગમાં જઈ પડયો. દૈવથી દોરાયેલાં જાનકી તે મૃગને દેખી રામજીના પ્રતિ સ્વાધીનપતિકા કાન્તા જેમ બોલે તેમ બોલ્યાં કે 'આ મૃગનુ ચર્મ લાવી આપો.' રામ પણ વિચાર કર્યા વગર જ લક્ષ્મણને સીતા પાસે રાખી હાથમાં શરસહિત ધનુષ્ય ધારણ કરી તે મૃગની પાછળ પાછળ ગયા. ક્રોડ પ્રકારની માયા રચવામાં કુશળ એવો તે વેષધારી સારંગ રામનાં દર્શન કરીને દૃશ્ય અદૃશ્ય થતો બીજાં વનમાં નીકળી ગયો હાથમાંથી ગયેલા તે મૃગને સમજી રામજીએ ક્રોધથી ધનુષ્ય ખેંચીને તેને માર્યું તેથી તે કૃત્રિમ મૃગ તીક્ષ્ણ બાણથી હણાયો. મરતી વેળા તે મૃગે 'હા લક્ષ્મણ ! હા ! લક્ષ્મણ ! હું મરાયો છું' એવી ભયંકર ચીસ પાડી. આ ઘોર શબ્દ જાનકીના શ્રવણમાં પડયો ને તે શબ્દ રામનોજ છે એમ માની દુખિત થઈ લક્ષ્મણજીના પ્રતિ તે બોલી કે—'હે લક્ષ્મણ ! તમે જલદી જાઓ. રામજીપર આફત આવી છે તેથી તે તમને બોલાવે છે વાસ્તે ઝટ સહાયતા કરો.' પછી લક્ષ્મણે કહ્યુ—'હે માતા ! હુ અહીંથી રામજી હણાયા હોય તો પણ આ આશ્રમમાં તમને એકલાં છોડી જઇ શકતો નથી તો પછી આવા માયાવી શબ્દના શ્રવણ માત્રથી હુ કેમ ચાલ્યો જાઉં ? હે માતા ! અહીં રહેવાનીજ મને રામચંદ્રે આજ્ઞા કરી છે તેથી રામની આજ્ઞાના અનાદરના ભયથી હુ તમને તજી શકતો નથી. મે જોયુ છે કે તે માયાવી રાક્ષસ રામને દુર લઈ ગયો છે, જેથી હે શુચિસ્મિતે ? તમને છોડીને એક પગલું પણ હું ભરી શકીશ નહી. તમે ધીરજ રાખો. રામને મારનારૂં પૃથ્વીતળપર કોઈ પણ છેજ નહી જેથી રામનાં વચનનો અનાદર કરી તમને તજી હુ જઈ શકતો નથી.[૨-૩૮] વ્યાસમુનિ કહે છે—વિધિથી પ્રેરાયેલી જનકતનયા તે વેળા રૂદન કરતી શુભલક્ષણવાળા લક્ષ્મણના પ્રતિ ક્રૂર વચન બોલી. 'હે લક્ષ્મણ ! મને ખબર છે કે તું મારામાં અનુરાગ કરે છે,

મારા નિમિતેજ તને ભરતે મોકલી દીધો છે. હે અશ્રેષ્ઠ ! હું કુલટા નારી નથી જેથી રામ નહીં રહે તો હુ કામથી અન્ય પતિ કરનારી નથી વાસ્તે જો રઘુનાથ નહી આવે તો હમણાંજ શરીરનો ત્યાગ કરીશ પણ હું વિધવા એવી તેના વિના જીવીશજ નહી. હે લક્ષ્મણ ! તમે રહો કે જાઓ ! મેં તમારી ઈચ્છા ન જાણી ને તમારો જે જ્યેષ્ઠ ભ્રાતામાં પ્રેમભાવ ધર્મપુર્વક હતો તે આજ કયાં સંતાઇ ગયો ? જાનકીનાં આવાં વચન સાંભળી લક્ષ્મણ અતિ દીન મનથી ગદગદ કંઠથી જાનકીપ્રતિ બોલ્યા કે—હે ભૂમિજે ? આવાં અત્યન્ત કઠોર વચનો મને તમે કેમ કહો છો ? આવાં વચનોથી મને ખાત્રી થાય છે તમારાપર કોઈ ભારી અનિષ્ટ આવવાવાળું થયુ છે. ' હે રાજન્ આમ કહી લક્ષ્મણ વીરા રૂદન કરતા કરતા જાનકીને છોડી કરી ત્યાંથી ચાલ્યા ગયા ને શોકાર્ત થઈ રામને જોવા સારૂ ગયા લક્ષ્મણ ગયા કે તરતજ તે કપટાકૃતિ વેષધારી રાવણ આશ્રમમાં આવી ઉભો રહ્યો. જાનકીએ તેને યતિ જાણી આદરપૂર્વક વનં સબધી અર્ધ્ય પ્રદાન કરી દુરાત્મા રાવણને ભિક્ષાનુ પ્રદાન કર્યું. તે દુષ્ટાત્મા તેના પ્રતિ નમ્ર વચન કહેવા લાગ્યો કે—હે પદ્મપલા શાક્ષિ? તું કોણ છો ? હે પ્રિયે! આ વનમાં એકલી તુ કેમ છો? હે વામોરૂ? તારા ભ્રાતા પિતા ને પતિ કોણ છે ? હે સુદર અંગી ? અહીં તુ કેમ માર્ગભ્રષ્ટની જેમ મૂઢ રહી છો ? હે પ્રિયે ! તું તો મહેલમાં વસનારી છો તો આ નિર્જન વનમાં પર્ણશાળામાં તું મુનિપત્નીના સમાન કેમ નિવાસ કરી રહી છે? તારી કાન્તિ ખરેખર દેવ કન્યાા ના જેવી છે. ૪૦–૫૨ વ્યાસ મુનિ કહે છે—આ વચનો સાંભળી જાનકી મંદોદરીના પતિને પ્રારબ્ધયોગે એક યતિ સમજીને તેના પ્રતિ બોલી કે—શ્રીમાન્ મહારાજા દશરથજી અયોધ્યાના રાજા છે. તેમને ચારપુત્રો છે તેમાં મોટા રામચંદ્ર છે તે મારા પતિ છે દશરથ સજાએ કૈકેયીના નિમિત્તે રામને વનવાસ આપ્યો છે તેથી તેઓ લક્ષ્મણ સાથે ચૌદ વર્ષ વનમાંજ વસવાના છે. હું જનકરાજાની પુત્રી સીતા નામે છું. ને શિવ ધનુષનો ભગ કરી રામે મારૂં પાણિગ્રહણ કર્યું છે રામના બાહુબળના પ્રભાવથી આ બનમાં હું નિર્ભય થઈ નિવાસ કરૂ છું. સુવર્ણનો મૃગ દેખી હમણાં મારા પતિ તેને મારવા સારૂ ગયા છે. લક્ષ્મણ પણ પોતાના ભ્રાતાના શબ્દો સાંભળી હમણાંજ ગયા છે. એ ઉભયનાં ભુજબળના પ્રભાવે હુ અહી રહુ છુ. મે આપને આ સઘળો વનવાસનો વૃત્તાન્ત કહ્યો ને હવે ભ્રાતા સહિત મારા સ્વામી આવીને હમણાંજ તમારો સત્કાર કરશે. યતિ વિષ્ણુ સ્વરૂપ છે જેથી મેં તમારૂ પુજન કર્યું છે. અમે રાક્ષસોથી આકુળ ઘોરવનમાં નિવાસ કર્યો છે, જેથી એ કારણે હુ તમને પુછું છું કે ત્રિદડીના રૂપથી આ વનમાં આપ કેમ વિચરો છો ? જે હોય તે સત્ય કહો. ૫૩–૬૧ રાવણ કહે છે—હે મરાલાક્ષિ ? હુ લંકાનો રાજા રાવણ મંદોદરીનો પતિ છુ. હે સુદરી ? તમારા વાસ્તેજ મે આ યતિનો વેષ ધારણ કર્યો છે. હે વરારોહે ? મારી બેનની પ્રેરણાથીજ હુ અહીં આવ્યો છુ. જનસ્થાનમાં ખર અને દૂષણ મરણ પામ્યાના સમાચાર સાંભળી આવ્યો છું. આ માનુષ પતિનો ત્યાગ કરી તમે મને રાજાને તમારો પતિ બનાવો. તમારો પતિ રાજ્ય લક્ષ્મીથી હીન છે તથા નિર્બળ અને વનવાસી છે. તમે મંદોદરીના ઉપર મારી મુખ્ય પટરાણી બનો. હે તન્વંગી ? હું

તમારો દાસ છું ને તમે મારી સ્વામિની બનો, લોકપાલોને જીતવા વાળો એવો હું તમારા ચરણમાં પડું છું. હે જાનકી! તમે મારો હાથ પકડીને મને સનાથ કરો. પ્રથમ મેં તમારા પિતા પાસે તમારી માગણી કરી હતી પણ તેમણે મને 'મેં પણ લીધું છે' એમ કહ્યું. પછી રૂદ્રચાપના ભયથી હું સ્વયંવરમાં ન આવ્યો. પણ મારૂં મન તમારામાંજ લાગ્યું છે ને હું વિરહાતુર થઈ રહ્યો છું. આ વનમાં તમારો નિવાસ સાંભળી પૂર્વના પ્રેમથી મોહિત થયેલો એવો હું હે અનવદ્ય અંગવાળી ! અહીં આવ્યો છુ વાસ્તે તમે મારો શ્રમ સફળ કરો.[૧૨-૧૮]

**वनेऽत्र संस्थितां श्रुत्वा पूर्वानुरागमोहितः ॥**
**आगतोऽस्म्य सितापांगी सफलं कुरु मे श्रमम् ॥१९**

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે તૃતીય સ્કંધમાં અધ્યાય ૨૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૯ મો.*

### રામચંદ્રનો શોક.

**व्यास उवाच—**

**तदाकर्ण्य वचो दुष्टं जानकी भय विह्वला ॥**
**वेपमना स्थिरं कृत्वा मनोवाचमुवाच ह ॥१॥**

વ્યાસ મુનિ કહે છે—રાવણનાં દુષ્ટ વચનો સાંભળી ભયથી વિહ્વળ થયાં ધ્રુજતાં એવાં જાનકી મનને સ્થિર રાખીને તેના પ્રતિ વાણી બોલ્યાં કે—હે પૌલસ્ત્ય ! કામ મોહિત થઈ તું કેમ અસત્ ભાષણ કરે છે ? હું કોઇ કુલટા નારી નથી પરન્તુ જનકરાજાની પુત્રી છું. હે દશવદન તું પાછો લંકામાં ચાલ્યો જા નહીં તો તને રામ મારી નાંખશે. મારા નિમિત્તે તારૂં મોત થશે એમાં સંશય નથી. આમ કહી સીતાજી અગ્નિના સમીપે પર્ણશાળામાં ચાલ્યાં ગયાં અને લોકોને ભય કરનારા રાવણને જા જા એમ કહી ચાલ્યાં ગયાં. પછી રાવણે પોતાનું રૂપ પ્રગટ કર્યું ને પર્ણશાળાના સમીપમાં આવ્યો. પછી ભયથી રૂદન કરતી વ્યાકુળ એવી તે જનકબાળાને તે બળાત્કારે ઉપાડી ગયો. એ સમયે રામ ! રામ ! લક્ષ્મણ ! લક્ષ્મણ ! એમ ચીસો પાડતી રડવા લાગી ને તે પાપી તેને રથમાં બેસારી ચાલતો થયો. માર્ગમાં રાવણના રથનો અરૂણના પુત્ર જટાયુએ રોધ કર્યો ને એ ઉભય વચ્ચે વનાંતરમાં મહા સંગ્રામ થયો. તે રાવણ રાક્ષસ જટાયુને મારી જાનકીને લઈ ગયો. કુરરીના સમાન રૂદન કરતી જાનકી લંકામાં ગઈ. રાક્ષસીઓના પહેરામાં અશોક વાટિકામાં રાવણે સીતાની સ્થાપિત કરી અને સામદાનાદિક પ્રયોગથી પણ તે સીતા પોતાનાં પતિવ્રતાનાં ચરિત્રથી ચલાયમાન ન થઈ. રામચંદ્રજી પણ તે દૈત્યને મારી આશ્રમમાં આવ્યા ને લક્ષ્મણને સામા આવતા દેખી કહ્યું 'હે અનુજ ! આ તમે કેવી વિષમ વાત કરી ! પ્રિયાને એકલી મૂકી તમે કેમ અહીં આવ્યા ? શું તે પાપીના શબ્દ સાંભળી તમે આવ્યા ?[૧-૧૧] લક્ષ્મણ બોલ્યા—હે પ્રભો ! સીતાનાં વચન બાણથી પીડિત થઇ હું કાળયોગથી અહીં ચાલ્યો આવ્યો છું એમાં સંદેહ નથી. પછી તેઓએ પર્ણશાળામાં જઇ જોયું તો જાનકી ન હતાં ને ખાલી આશ્રમ દેખી તેઓ દુઃખિત થયા ને જાનકીને ગોતવા પરિશ્રમ કરવા લાગ્યા. સીતાની શોધ કરતા કરતા રામલક્ષ્મણ જ્યાં જટાયુ પક્ષી ઘાયલ થઇ પડયો હતો ત્યાં આવી પહોંચ્યા, એ વેળા પૃથ્વીપર પડેલા જ-

* આ અધ્યાયમા રાવણ સીતાને હરી ગયો તેથી સીતાના વિરહથી રામચદ્રે શોક કર્યો એ વાતો કહેવામા આવશે,

ટાયુના પ્રાણમાત્ર શેષ હતા. જટાયુએ કહ્યું કે જાનકીને રાવણ લઈ ગયો ને મેં તે પાપાત્માને યુદ્ધ કરી રોકયો તેથી તેણે મને મારી નાંખ્યો. આમ કહેતા જટાયુના પ્રાણો ચાલ્યા ને રામચંદ્રે તેનાં મૃગશરીરની ઉર્ધ્વ દૈહિક ક્રિયા કરી ને પછી લક્ષ્મણ સહિત રામ આગળ ચાલ્યા. પછી કબંધને મારી શાપથી છુટો કર્યો ને તેનાં વચનથી રામે સુગ્રીવની મિત્રતા કરી. રામચંદ્રે વાલીને મારી જાનકીના લાવવારૂપી પ્રતિજ્ઞા સાથે સુગ્રીવને તે સઘળું કિષ્કંધાનું રાજ્ય આપ્યું. પ્રવર્ષણ પર્વતપર લક્ષ્મણ સહિત રામે ત્યાં ચાતુર્માસ નિવાસ કર્યો ને રાવણથી હરાયેલી જાનકીના સંબંધમાં બહુ બહુ વિચારવા લાગ્યા. સીતાના વિરહથી પીડા પામતા રામ લક્ષ્મણપ્રતિ કહેવા લાગ્યા કે—હે લક્ષ્મણ હવે કૈકેયીના મનોરથો પુરા થયા. જો જાનકી નહી મળે તો તેનાવિના હું જીવીશ નહી ને અયોધ્યામાં જાઈશ નહી. રાજ્ય ગયું, વનવાસ થયો. પિતાનું મરણ થયું, પ્રિયાનું હરણ થયું, આ દુષ્ટ દૈવ મને હવે બહુ વ્યથા કરે છે. હજી એ દૈવ શું શું નહી કરે ? હે લક્ષ્મણ ! પ્રાણીઓનાં ભવિતવ્યની ખબરજ પડતી નથી જેથી કોણ જાણે હજી આપણી શું શું દુર્ગતિ થશે ? આપણે બે રાજપુત્રો મનુના વંશમાં જન્મ પામી આપણાં કર્મયોગે પુર્વના સંસ્કારે વનમાં મહા દુઃખ પામ્યા. હે લક્ષ્મણ ! તું પણ દૈવયોગથી ભોગોને તજીને મારી સાથેજ ચાલ્યો આવ્યો. હવે તુ પણ દુરત્યય દુઃખને ભોગવ. આપણા કુળમાં મારા સમાન દુઃખ ભાગી કોઈ પણ પુરૂષ પુર્વે નહી થયો હોય ને મારા સમાન અકિંચન નિ ક્ષય કોઇ નથી થયો ને થાશે પણ નહીં. હે લક્ષ્મણ ! દુઃખ સાગરમાં ડુબી ગયેલો હવે હુ શું કરૂં ! મારા સહાય વગરનાને તરવાનો કશો પણ ઉપાય નથી. હે વીર ! મારી પાસે ધન તેમજ સેના નથી પરન્તુ તુ એકજ મારો સહાયક છે જેથી મારાં કર્યાં કર્મોના ભોગમાં હું કોનાપર ક્રોધ કરૂં ! ક્ષણમાત્રમાં ઈન્દ્રના સમાન રાજ્ય ચાલ્યું ગયું ને વનવાસ પ્રાપ્ત થયો. વિધાતાની વિધિ કોણ જાણી શકે તેમ છે ! બાળકભાવથી જાનકી પણ મારી સાથે ચાલી આવી ને દુષ્ટ પારબ્ધે તેને પણ દુઃખમાં ઝપલાવી દીધી વિચારી જુઓ ! રાવણને ત્યાં તેને કેવું દુઃખ થતું હશે ? તે પતિવૃતા સુશીલા મારામાં અધિક પ્રીતિવાળી છે. હે લક્ષ્મણ ! જાનકી કદી પણ રાવણને વશીભુત નહી થાય અને તે વરારોહા જનકાત્મની કદીપણ સ્વચ્છંદ આચરણી નહી થાય, એ તો નિશ્ચય છે કે જાનકી રાવણને વશીભૂત નહી થાય ને બળાત્કાર થશે તો તે તેના પ્રાણોનો સત્વર ત્યાગ કરશે. હે વીર ! જો જાનકી મરી જશે તો હુ અવસ્ય પ્રાણોનો ત્યાગ કરીશ. જો જાનકી ન રહી તો મારા દેહથી શું પ્રયોજન છે!' આ પ્રકારે વિલાપ કરતા કમલલોચન રામના પ્રતિ ધર્માત્મા લક્ષ્મણ સમજાવતા મધુર વાણી બોલ્યા કે—હે મહાબાહો ! કાતરતા તજી ધૈર્ય ધરો, હું એ રાક્ષસને મારી જાનકીને લાવીશ, આપત્તિ ને સંપત્તિમાં જે સમાન ધીરતાથી રહે છે તેનેજ ધીર કહેવાય છે ને અલ્પ બુદ્ધિવાળાઓ તો વિભવ હોવા છતાં પણ થોડાંક કષ્ટથી વ્યાકુળ થઇ જાય છે. સંયોગ ને વિયોગ દૈવાધીન છે, જો આ દેહ આત્માજ છે તો શોક શું વાતનો છે ? જેમ રાજ્યથી વનવાસ થયો છે તેમ જાનકીનું હરણ થયું છે ને એજ રીતે કોઈ કાળે જાનકીનો સંયોગ પણ થશે. હે જાનકી પતિ ! પ્રાપ્ત થવાવાળાં સુખ દુઃખનું નિવારણ થતુંજ ન-

થી વાસ્તે તમે દુઃખનો ત્યાગ કરો. મહા વાંદરાઓની આ સેના છે તે ચારે દિશામાં જઈને જાનકીનો પતો લાવશે. માર્ગની સ્થિતિ જાણી લઈ પૂર્ણ પરાક્રમ કરી ત્યાં જઇ તે પાપકર્મી રાવણને મારી જાનકીને વાંદરાઓ લાવશે. અથવા સેના સાથે ભરત તથા શત્રુઘ્નને બોલાવી આપણે શત્રુઓને મારશું. હે સ્વામિન્ ? આપ શું વૃથા શોક કરો છો ? એકજ રથમાં રઘુરાજાએ સઘળી દિશાઓપર વિજય મેળવ્યો હતો. હે રાઘવ ! રઘુના વંશમાં પ્રગટ થઇ વૃથા શોક શાને કરો છો ? હું એકલોજ સઘળા સુર અસુરોને જીતવા સમર્થ છું તો પછી તમારી સહાયતાયુક્ત થઈ તે કુળપાંસુ રાવણને મારવો એ શું મોટી વાત્ત માનો છો ? હે રઘુનન્દન ! અથવા જનકને સહાયતા વાસ્તે આપણે બોલાવ શું ને દેવતાઓને કંટકસમાન તે દુરાચારી રાવણને મારશું. સુખ પછી દુઃખ ને દુઃખ પછી સુખ આવે છે ને આવું ચક્ર નેમિના સમાન ચાલે છે. જેનું મન ઘણુંજ બીકણ હોય છે તે દુઃખ સુખમાં શોક સાગરમાં ડુબી જાયછે. અને તે કયારે સુખી નથી થતો. હે રામ ! એક વેળા ઈન્દ્રને પણ દુખ થયું હતું. તે સમયે સૌ દેવતાઓએ નહુષ રાજાને ઈન્દ્રપદ આવ્યું હતું અને ઈન્દ્રે પોતાના પદથી ભ્રષ્ટ થઈ અજ્ઞાનવાસ કર્યો હતો ને બહુ વર્ષો સુધી કમળનાળમાં તે રહ્યો હતો, પછી કેટલાક સમય પછી તે પોતાનાં પદને પામ્યો હતો ને શાપથી અજગર થઇ નહુષ પૃથ્વીપર પડયો હતો. ઈન્દ્રાણીની ઈચ્છા કરવાથી તથા બ્રાહ્મણોનું અપમાન કરવાથી અગસ્ત્યમુનિના ક્રોધથી રાજાએ સર્પનું શરીર પ્રાપ્ત થયું હતું. હે રામ ! વાસ્તે દુઃખ પ્રાપ્ત પ્રસંગમાં તમે શોક ન કરો. બુદ્ધિમાનોએ ઉદ્યમમાં મન લગાડી સ્થિત થવું જોઈએ. હે મહાભાગ ! આપ સમર્થ ને સર્વજ્ઞ છો તો પ્રાકૃતના સમાન આત્માને શા વાસ્તે શોકયુક્ત કરો છો. [૬૨-૫૪] વ્યાસ કહે છે—આ પ્રકારે લક્ષ્મણે રામને સમજાવ્યા ત્યારે શોકનો ત્યાગ કરી રામચન્દ્રજી સ્વસ્થ થયા.[૫૫]

**इति लक्ष्मणवाक्येन बोधितो रघुनन्दनः ॥**
**त्यक्त्वा शोकं तथाऽत्यर्थं बभूव विगतज्वरः ॥५५॥**

ઇતિશ્રી દેવીભાગવત મહાપુરાણમાં તૃતીય સ્કન્ધમાં અધ્યાય ૨૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૦ મો.

### નારદે રામને નવરાત્ર વ્રત કરાવ્યું.*

**व्यास उवाच—तथा [illegible] तौ वीणां स्वरग्रामविभूषिताम्। गायन्बृहद्रथं साम तदा तमुपस्थितवान् ॥ २ ॥**

વ્યાસ કહે છે હે—રામ લક્ષ્મણનો જ્યારે સંવાદ સમાપ્ત થયો ને રામજી સ્વસ્થ થયા ત્યારે આકાશમાંથી ભગવાન નારદ મુનિ કે જેઓએ કરમાં સ્વરગ્રામથી વિભૂષિત મહા નાદવાળી વીણા ધારણ કરી હતી તથા બૃહદ્રથ સામ ગાન તેમાં ગાતા હતા તેઓ રામ લક્ષ્મણ સમીપે આવ્યા. રઘુનાથજીએ અર્ઘ્ય પાદને આસન આપ્યું ને તે મહા કાન્તિવાળા મહર્ષિરૂપ નારદમુનિને આવેલા જાણી તેમને સુંદર ધર્મરૂપ વૃષ આપ્યો. પછી નારદજીની પૂજા કરી હાથ જોડી ઉભા રહ્યા ને જ્યારે મુનિએ સત્કાર કર્યો ત્યારે રામજી તેમના સમીપમાં બેઠા. અનુજ સાથે બેઠેલા રામચન્દ્ર મનમાં દુઃખી હતા તેને નારદજી કુશળ પૂછવા લાગ્યા. નારદજી બોલ્યા કે—હે રામ !

* આ અધ્યાયમા નારદમુનિએ રામચંદ્રજીને સીતાની પ્રાપ્તિ સારૂં મહાદેવીનું નવરાત્રનું વ્રત કરવાનો ઉપદેશ કર્યો ને પોતે જાતે તે કરાવ્યું.

સાધારણ મનુષ્યોના સમાન તમે શા વાસ્તે શોક કરો છો ? દુરાત્મા રાવણ જાનકીને હરીને લઇ ગયો છે તે વાતની મને ખબર છે. દેવલોકમાં પણ મેં વાત સાંભળી હતી કે દુરાત્મા રાવણે પોતાનાં મૃત્યુનાં નિમિત્તેજ જાનકીનું હરણ કર્યું છે. હે રામ ! તમારો જન્મ રાવણના વધના વાસ્તેજ છે. હે નરાધિપ ! એજ હેતુથી જાનકીનું હરણ થયું છે. પૂર્વજન્મમાં આ વૈદેહી મુનિની પુત્રી હતી ને તે મહાતપસ્વી હતી, અને આ મનોહર મુનિપુત્રીને રાવણે વનમાં દીઠી હતી. હે રાઘવ ! રાવણે પોતાની ભાર્યા થવાને પ્રાર્થના કરી ત્યારે તેણે રાવણનો તિરસ્કાર કર્યો અને રાવણે તેના કેશ બળથી પકડયા. હે રામ ! એ વેળા રાવણના સ્પર્શથી દુષિત દેહને તજવાની ઈચ્છાવાળી તાપસીએ ક્રોધ કરીને રાવણને શાપ આપ્યો કે–' હે દુરાત્મન્ ! તારો નાશ કરનારી હું ભૂમિમાં ફરી અવતાર લઈશ.' તે સુંદર અયોનિજ તાપસીએ પછી પોતાના દેહને તજ્યો અને એજ મુનિપુત્રી પાછી લક્ષ્મીના અંશથી પ્રગટ થઇ રાક્ષસથી પકડાઈ છે. રાવણે કુળનાશના નિમિત્તેજ માળાના ભ્રમથી સર્પિણીનું ગ્રહણ કર્યું છે. હે રામ ! તમારો જન્મ નિશાચરોના નાશ વાસ્તેજ છે અને દેવતાઓની પ્રાર્થનાથી અજન્મા હરિરૂપ આપે આ અવતાર લીધો છે. હે મહાબાહો ! તમે ધૈર્ય ધારણ કરો અને ત્યાં અવશ સતિધર્મ પરાયણ સીતા નિરંતર આપનુંજ ધ્યાન કરે છે. સ્વય ઇન્દ્રરાજે કામધેનુનું દૂધ પાત્રમાં ભરી જાનકીજીને પીવા સારૂં મોકલ્યુ છે જેથી ભૂખ તરસથી રહિત થઈ બેઠેલી તે કમલપત્રાક્ષીને મે દીઠી છે. હે રામ ! હુ તમને એ દૈત્યના નાશનો ઉપાય બતાવુ છું. તમે શ્રદ્ધાપૂર્વક આશ્વિન માસમાં તેનું વ્રત કરો. નવરાત્રના ઉપવાસ અને ભગવતીનું પૂજન કરો. હે રામ ! જપ હોમના વિધાનથી સઘળી સિદ્ધિ થશે. મેધ્ય પશુઓનાં ભગવતીને બલિદાન કરો. ને દશાંશ હવન કરીને તમે અધિક સમર્થ થશો. આ વ્રતને પૂર્વે વિષ્ણુ તથા મહાદેવે કર્યું હતું તથા બ્રહ્માજીએ પણ કર્યું હતું તથા સ્વર્ગમાં વસતા ઈન્દ્રદેવે પણ કર્યું હતું, હે રામ ! સુખી પુરૂષોએ પણ નવરાતનું વ્રત કરવું જોઇએ અને દુઃખમાં આવી પડેલા પુરૂષોએ તો આ વ્રત અવશ્ય કરવું જોઇએ. હે રામ ! આ વ્રત પૂર્વે વિશ્વામિત્રે પણ અવશ્ય કર્યું હતું અને કશ્યપે પણ આ વૃત કર્યું હતું. બૃહસ્પતિએ પણ દારા હરણમાં આ વૃત કર્યું હતું. હે રાજેન્દ્ર ! તમે પણ રાવણના વધના નિમિત્તે આ વૃત કરો. વૃત્રાસુરના નાશ વાસ્તે ઈન્દ્રે અને ત્રિપુરાસુરના નાશ વાસ્તે શંકરે પૂર્વે આ વૃત કર્યું હતું. હરિએ મધુકૈટભના નાશ વાસ્તે મેરૂમાં આ વૃત કર્યું હતુ વાસ્તે તમે પણ સાવધાન થઇને આ વૃત કરો.[૧-૨૬] શ્રીરામજી કહે છે–હે મુનિ ! તે દેવી કોણ ? તેનો શું પ્રભાવ છે ! તે કયાંથી પ્રગટ થઇ છે ? તેનું નામ શું છે ? હે દયાનિધિ ! તેનુ વૃત કેવું છે ? આપ સર્વજ્ઞ છો વાસ્તે મને કહો.[૨૭-૨૮] નારદજી બોલે છે–હે રામ ! સાંભળો. એ દેવી વિદ્યા આદ્યા ને સનાતની શક્તિ છે. આ સકળ કામનાદાયક દેવીનાં પૂજનથી સકળ દુઃખો તે નાશ કરે છે. આદ્યા છે એમ કહેવાથી તે શક્તિ પ્રાણી માત્રની કારણભૂત બ્રહ્મરૂપા તથા આદિ સિદ્ધ જડરૂપ માયાવાળી અગ્નિમાં અગ્નિશક્તિ સમાન બ્રહ્મમાં સ્થિત છે. ( આ ઉભય માયા વિશિષ્ટરૂપ દેવી પદનાં વાચ્ય છે. તે જગત્કારણરૂપ દેવી માયા શરીરમાં પ્રવેશ કરીને અનેક રૂપવાળી થાય છે. આ પ્રથમ

પ્રશ્નનો ઉત્તર કર્યો. આ બાબત બૃહદારણ્યકનાં ગાર્ગિ બ્રાહ્મણમાં સ્પષ્ટતાથી **યદૂર્ધ્વં યાજ્ઞવલ્ક્યાદિવો યદવા કૃપૃથિવ્યા અંતરા** ઇત્યાદિથી કહેલી છે. આ જગત્ કોનાથી ઓતપ્રોત છે એવા પ્રશ્નનો આ ઉત્તર છે કે—**એતદ્વૈ તદક્ષરં ગાર્ગિ બ્રાહ્મણા અભિવદન્તિ** ઈત્યાદિ. આ દેવી શુ પ્રભાવવાળી છે તેના ઉત્તરમાં **તવાક્ષરા સંભવતીહ વિશ્વમિતિ** શ્રુતિ છે.) હે રામ! આ દેવી પ્રાણી માત્રનું અને બ્રહ્માદિનું કારણ છે. તેની શક્તિના વિના કોઈપણ ગમન કરવાને સમર્થ નથી. વિષ્ણુમાં પાલનરૂપ, મારા પિતા બ્રહ્મામાં કર્તારૂપ અને રૂદ્રમાં સંહારરૂપથી તે શક્તિ નિવાસ કરી રહી છે. તે દેવી કોણ છે એના ઉત્તરમાં કહું છું કે એ શક્તિજ દેવી છે. આ ત્રિલોકીમાં જે કાંઈ સત્ અસત્રૂપ છે તે સકળની જે શક્તિ છે તેની ઉત્પત્તિ કેવી રીતે હોઈ શકે? જે સમયે રૂદ્ર બ્રહ્મા વિષ્ણુ સૂર્ય ઈન્દ્રાદિક દેવતા ભૂમિ પર્વત એ કાંઈ નથી હોતું તે સમયે તે પરમ પુરૂષથી પ્રકૃતિ પૂર્ણ થઇને તે પુરૂષના સાથેજ યુગાદિમાં નિર્ગુણ શિવા શક્તિ વિહાર કરે છે પછી તે શક્તિ સગુણા થઇને જગત્‌ને સર્જે છે ને તેમાં પ્રથમ બ્રહ્માદિકને પ્રગટ કરીને અને તે દેવોને સર્વ પ્રકારે શક્તિ આપીને સમર્થ કરે છે. આ ભગવતી શક્તિને જાણી આ પ્રાણી સંસાર બંધનથી છૂટો થઈ જાય છે. આ વેદની આદ્યા વિદ્યા વેદોને કરનારી સમજવી. ગુણ કર્માદિનાં વિધાનથી બ્રહ્માદિએ આ શક્તિને અનેક નામોથી સ્તવી છે જેથી તમને તેનો મહિમા હું કયાં સુધી કહું. અકારથી લઇને ક્ષકારાંત સઘળા સ્વરો તથા વર્ણોવાળાં હે રઘુનન્દન! આ શક્તિનાં અનેક નામો હોય છે.[२७-३७] શ્રી રામજી કહે છે—હે નારદજી! આપ સંક્ષેપથી મને એ વ્રતની વિધિ કહો એટલે હમણાં હું શ્રદ્ધાપૂર્વક ભગવતીનું આરાધન કરૂં.[३८] નારદજી કહે છે—હે રામ! સમસ્થાનમાં સિંહાસન સ્થાપવું ને પછી તે સિંહાસનપર તે ભગવતીની સ્થાપના કરવી ને પછી વિધિપૂર્વક નવરાત્ર વ્રત કરવું. હે ભગવન્! આપનાં આ કાર્યમાં હું આચાર્ય થઈશ કારણ કે દેવતાનાં કાર્યનાં વિધાનનાનિ મિત્તે મને પણ ઉત્સાહ છે.[४०] વ્યાસમુનિ કહે છે—નારદજીનાં સત્ય વચનો સાંભળી ભગવાન રામચંદ્રજીએ એક સુંદર સિંહાસન રચાવ્યું ને તેનાપર ભગવતી શિવાની પ્રતિષ્ઠા કરી. વ્રતપૂર્વક ભગવાને વિધિસર પૂજન કર્યું. તે પ્રવર્ષણ પર્વતપર આશ્વિન માસ આવ્યો ત્યારે ઉપવાસો કરીને રામે ઉત્તમ વ્રત કર્યું, અને હોમ બલિદાન અને વિધિપૂર્વક પૂજન કર્યું. નારદજીની સંમતિથી પ્રેમપૂર્વક બે ભાઇઓએ આ ક્રિયા કરી. અષ્ટમીના દિવસ મધ્યરાત્રીએ દેવી પૂજિત થયેલી સિંહપર બેઠેલી એવી દર્શન દેતી હતી. અને પર્વતના શિખરપર બેઠેલા સાનુજ રામના પ્રતિ બોલી. ભક્તિભાવથી સંતુષ્ટ થયેલી દેવી મેઘ સદૃશ વાણીથી રામના પ્રતિ બોલી કે—'હે રામ! મહાબાહો! તમારાં વ્રતથી હું સંતુષ્ટ થઈ છું. તમારા મનમાં જે હોય તે વરદાન તમે માંગો. તમે મનુના વંશમાં નારાયણના અંશથી અવતર્યા છો. રાવણના વધવાસ્તેજ દેવતાઓએ તમારી પ્રાર્થના કરી હતી. પૂર્વે તમે મત્સ્યાવતાર ધરી ઘોરરૂપ રાક્ષસોને મારી દેવોનાં હિતની ઈચ્છાથી વેદ રક્ષા કરી હતી. તમે કચ્છપાવતાર ધરી મંદર પર્વતને ધારણ કર્યો હતો અને સમુદ્રનું મથન કરી દેવોને સંતુષ્ટ કર્યા હતા. તમે વારાહરૂપ ધરી પોતાના દાંતોનાં અગ્ર ભાગપર પૃથ્વીને ઝીલી હિરણ્યાક્ષને માર્યો હતો અને

આ પ્રકારે પૂર્વે તમે નૃસિંહાવતાર ધરી હિરણ્યકશિપુને માર્યો હતો. હે રાઘવ! ત્યારે તમે પ્રલ્હાદની રક્ષા કરી હતી અને વામનાવતાર ધરી બળિરાજાને છેતર્યા હતા. વળી આપ દેવકાર્યના નિમિત્તે ઈન્દ્રના ભ્રાતા થયા હતા ને તમેજ વિષ્ણુના અંશરૂપે પરશુરામ રૂપે થયા હતા. ને ક્ષત્રીયોનો નાશ કરી બ્રાહ્મણોને ભૂમિનુ પ્રદાન કર્યું હતું. આ પ્રકારે હે કાકુત્સ્થ! હમણાં દશરથના પુત્ર થયા છો. રાવણની પીડાથી દેવતાએ તમારા જન્મની પ્રાર્થના કરી છે ને તે દેવતાઓ બધા વાનરરૂપ બન્યા છે, તેઓ તમારી સહાયતા કરશે. હેનરવ્યાઘ્ર! એ દેવો મારી શક્તિના સહિત છે અને આ તમારા ભાઈ લક્ષ્મણ શેષના અંશથી થયા છે. તે લક્ષ્મણ રાવણના પુત્રને મારશે. હે પાપરહિત! આમાં કાંઈપણ સંશય નથી. વળી વસન્ત રૂતુમાં પણ શ્રદ્ધાપૂર્વક મારૂં સેવન કરવું જોઈએ. તમારે પાપિષ્ઠ રાવણને મારી યથાયોગ્ય રાજ્ય કરવુ. અગીયાર હજાર વર્ષ પર્યન્ત પૃથ્વીમાં રાજ્ય ભોગવી હે રઘુશ્રેષ્ઠ પછી તમે સ્વર્ગમાં જશો. ૪૨–૫૮

વ્યાસ મુનિ કહે છે— આમ કહી દેવી અન્તર્ધાન થઈ ગઇ ને હે જન્મેજય રાજા! રામચંદ્રજી અતીવ પ્રસન્ન થયા. આશુમાસની નવમીએ વ્રતની પૂર્ણાહુતિ કર્યા બાદ વિજયા દશમીના દિવસે રામે યુદ્ધમાં પ્રયાણ કર્યું. વિજયાદશમે રામે અનેક દાનો દીધાં. સુગ્રિવની સૈના સહિત અનુજ સહિત રામચંદ્રજી પરમશક્તિથી પ્રેરાયેલા એવા પૂર્ણ કામનાથી સાગરના સમીપમાં આવ્યા ને પાજ બાંધી સમુદ્ર પાર ઉતર્યા. પછી દેવતાના શત્રુ રાવણને યુદ્ધમાં મારી રામ મહાકીર્તિશાળી થયા. જે મનુષ્યો ભક્તિથી દેવીનાં ચરિત્રોને સાંભળે છે તેઓ અનેક ભોગો ભોગવીને પરમપદને પામે છે. બીજાં પુરાણો પણ વિસ્તારવાળાં છે પરન્તુ તેઓ આ ભાગવતના સમાન નથી એવી મારી મતિ છે. ૫૯–૬૩

**संत्यन्यानि पुराणानि विस्ताराणि बहूनिच ॥**
**श्रीमद्भागवतस्यास्यनतुल्यानीतिमे मतिः॥६३॥**

( આ તૃતીય સ્કંધમાં વ્યાસ મુનિએ ૧૭૪૯ શ્લોકો રચ્યા છે ને તે શ્લોકો અતિ શ્રેષ્ઠ છે. )

ઇતિશ્રી અઢાર હજાર શ્લોકવાળી દેવી ભાગવત પુરાણ સંહિતામાં વેદાન્ત કવિ હીરાલાલ જાદવરાય બુચકૃત સરળ ભાષાન્તરમાં અધ્યાય ૩૦ મો સંપુર્ણ તથા તૃતીય સ્કન્ધ સમાપ્ત—

---



श्रीमद्

# ·वो भागवत भाषांत .

## चतुर्थ स्कन्ध

### अध्याय १ लो.*

**કૃષ્ણાવતાર વિષયક પ્રશ્ન.**

**જન્મેજય ઉવાચ—વાસવેય મુનિશ્રેષ્ઠ સર્વજ્ઞાનનિધેઽનઘ । પ્રષ્ટુમિચ્છામ્યહં સ્વામિન્નસ્માકં કુલવર્ધન ॥ ૧ ॥**

જનમેજય કહે છે—હે વાસવીના પુત્ર! મુનિશ્રેષ્ઠ! હે સર્વ જ્ઞાનના નિધિ પાપરહિત તથા અમારાં કુળની વૃદ્ધિ કરનાર વ્યાસ સ્વામી! આપને હું એક પ્રશ્ન કરવાની ઈચ્છા કરૂં છું. હે મુનિવર! મેં પૂર્વે સાંભળ્યું છે કે વસુદેવ નામે શુરસેનના શ્રીમાનને પ્રતાપી પુત્ર હતા કે જેના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન થયા હતા. શ્રીકૃષ્ણનો જન્મ થવાથી વસુદેવ દેવતાઓને પણ પૂજ્ય થયા હતા. તેઓ ધર્માત્મા વસુદેવ કંસરાજાના કારાગૃહમાં શા વાસ્તે પડયા હતા? આમ થવાનું કારણ શુ હતું? દેવકીજી ભાર્યા સહિત વસુદેવે શુ અપરાધ કર્યો હતો? શાવાસ્તે યયાતિ રાજાના કુળનન્દન કંસરાજે દેવકીના છ બાળક પુત્રોનો નાશ કર્યો હતો? ભગવાન હરિએ વસુદેવના પુત્ર થઈને કારાગૃહમાં કેમ જન્મ લીધો હતો? સાત્વતકુલપતિ ભગવાન વાસુદેવને ગોકુલમાં કેમ લાવવામાં આવ્યા હતા? ક્ષત્રીયવંશમાં ઉત્પન્ન થઇને શું કારણથી લોકમાં તે ભગવાન ગોપાલકુલજ તરીકે વિખ્યાતિ પામ્યા હતા? હે વ્યાસ! અતુલ પરાક્રમવાળા શ્રીકૃષ્ણનાં માતાપિતાને વસુદેવ અને દેવકીને શું કારણથી બેડીઓ પહેરાવવામાંઆવી હતી? જે જગત્‌ની સ્થિતિ ઉત્પત્તિ ને પ્રલયમાં કારણરૂપ સમર્થ છે એવા અતુલ પ્રભાવવાળા ભગવાન હરિએ જનનીના જઠરમાં અવતાર લીધો છતાં પણ શું કારણથી ઘોરબંધનમાં પડેલાં માતાપિતાને તત્કાળ કારાગૃહથી છૂટાં ન કર્યાં? આ સ્થળમાં મહાત્માગુણોના પક્ષમાં પણ પોતપોતાનાં દુર્જય એવાં પ્રારબ્ધમાં કર્મનાં બળથી દેવકીને વસુદેવ કારાગૃહમાં પડયાં હતાં એમ પણ કહેવાય તેમ નથી કારણ કે પરમ પુરૂષ કૃષ્ણે જે સ્થાનમાં જન્મ લીધો હતો તે સ્થાનમાં પૂર્વના કર્મનો ફળભોગ ઘટી શકે! વસુદેવના પુત્ર વાસુદેવ જેઓ દેવકીના ગર્ભમાંથી પ્રગટયા હતા છતાં કંસના હાથથી છ બાળકો માર્યાં

* આ અધ્યાયમા વ્યાસને જન્મેજય રાજાએ કૃષ્ણાવતાર સબંધી પ્રશ્નો પૂછ્યા એ કથા કહેવામાં આવશે.

ગયાં તે બાળકો પૂર્વજન્મમાં કોણ હતાં! કંસના હાથથી શિલાપર પછાડવામાં આવેલી જે કન્યા અષ્ટભુજા સ્વરૂપ દેખાડીને આકાશમાર્ગમાં ચાલી ગઈ હતી તે કન્યા કોણ હતી? હે વિમલાત્મા? જેઓએ અનેક સ્ત્રીઓનું પાણિગ્રહણ કર્યું હતું તે શ્રીહરિએ કેવીરીતે ગૃહસ્થધર્મનું આચરણ કર્યું હતુ? વળી તે ભગવાને તે કૃષ્ણાવતારમાં જે જે ચરિત્રો કર્યાં હતાં ને જે પ્રકારે દેહ ત્યાગ કર્યો હતો તે સઘળી કથા હે મુનિ! આપ મને કહો. આ બાબતમાં મેં જે જે દંતકથાઓ સાંભળી છે તે તે લોકવાયકાઓ મારાં મનને બહુ મોહિત કરે છે. હે ભગવન્! તેમાં મે સાંભળ્યું છે કે વાસુદેવનાં ચરિત્રો કયારેક ઈશ્વર સમાન ને કયારેક જીવસમાન દેખાતાં હતાં આથી કરીને તેઓ ઈશ્વર છે કે સામાન્ય મનુષ્ય છે એ પ્રકારે સંશયથી ઘેરાતા મારા મનમાં મહા વ્યાકુળતા થઈ રહી છે. આપ ભગવાન વાસુદેવનાં ચરિત્રોનુ યથાર્થ રીતે વર્ણન કરીને મારા આ મોહને દુર કરો. હે ભગવન્! પૂર્વકાળમાં ધર્મપુત્ર મહાત્મા પુરાતન મુનિ રૂષિશ્રેષ્ઠ નર નારાયણ નામના બે દેવતાઓએ પવિત્ર બદ્રિકાશ્રમમાં ઘણાં વર્ષો સુધી તપશ્ચર્યા કરી હતી અને એ બે મુનિઓ વિષ્ણુના અંશો હતા. જગત્નાં કલ્યાણવાસ્તે તેઓએ કામક્રોધાદિ શત્રુઓપર વિજય મેળવી નિઃસ્પૃહ જિતેન્દ્રિય ને નિરાહાર રહી ઉત્તમ તપસ્યા કરી હતી. સર્વ જ્ઞાનવાળા નારદાદિ મુનિગણો કહે છે કે—સુપ્રસિદ્ધ મહાબળવાળા અર્જુન અને કૃષ્ણ આ પુરાતન નરનારાયણ મુનિઓનાજ અવતાર છે. તે બે નરનારાયણ દેવના પૂર્વદેહના વિદ્યમાન રહેવા સાથે પણ કોઇ પ્રકારે દેહાન્તર ગ્રહણ પૂર્વક કૃષ્ણાર્જુન રૂપથી પ્રગટયા હતા. હે મુનિ! જે બે મુનિઓએ મહા તપસ્યા કરી હતી અને યોગસિદ્ધિઓ મેળવી હતી તેઓએ શું ઉદ્દેશથી કૃષ્ણાર્જુનરૂપથી દેહ ધારણ કર્યા હતા? હે બ્રહ્મન્! મે સાંભળ્યું છે કે—સ્વધર્મ નિરત શુદ્ર દેહાન્તમાં વૈશ્ય થઈને જન્મે છે અને સદાચાર સંપન્ન ક્ષત્રીય પોતાનો દેહ તજી બ્રાહ્મણના કુળમાં જન્મ લે છે અને બ્રાહ્મણ જો તે નિઃસ્પૃહ ને શાન્ત હોય તો તે ભવરોગથી છુટી જાય છે. તપથી સોષિત આત્માવાળા પણ તે નર ને નારાયણ ક્ષત્રીયરૂપે અવતર્યા છે એથી એમને વિપરીત દેખાય છે. તેઓએ યોગી હોવા છતાં પણ શાં કર્મોદ્વારા પુનર્જન્મોને પ્રાપ્ત કર્યા હતા? અથવા તેઓ બ્રાહ્મણ છતાં શું શાપવશથીજ ક્ષત્રીય થઈ ઉત્પન્ન થયા હતા? આ બાબત હે મુનિ! જેવી હોય તેવી કહી મારી નિકટમાં તેનુ કારણ બતાવી મારા સંશયને દુર કરો. મે સાંભળ્યુ છે કે—બ્રહ્મશાપથી યદુકુળનો નાશ થયો છે, તથા શ્રીકૃષ્ણ ઈશ્વરાવતાર હોવા છતાં પણ તેમનાં કુળનો ક્ષય ગાંધારીના શાપથી થયો હતો. અસુરરાજ શંબરે શા કારણથી પ્રદ્યુમ્નનું હરણ કર્યું હતુ? દેવદેવ વાસુદેવના વિદ્યમાન છતાં પણ સૂતિકાગૃહમાં પુત્રનાં હરણની કથા અતીવ દુર્ઘટ બોધ કરનારી છે. જયારે શંબરાસુર દુરતિક્રમ્ય દ્વારકામાં મધ્યમાં આવેલાં હરિનાં મંદીરમાંથી પ્રદ્યુમ્નનુ હરણ કરી ગયો હતો ને તેને ઉપાડી ગયો હતો ત્યારે ભગવાન વાસુદેવે તેને દિવ્ય ચક્ષુદ્વારા કેમ ન દીઠો? હે બ્રહ્મન્! વાસુદેવના દેહનો ત્યાગ થયા પછી ચોર લોકોએ તેમની પત્નીઓને માર્ગમાં લુટી લીધી હતી તે વિષયમાં મને મહાન શંશય ઉપસ્થિત થયો છે. હે મુનિસત્તમ! દેવદેવ એવા વાસુદેવનાં

સ્વર્ગગમન થતાંજ શું એવો વ્યાપાર સંઘટિત થયો ? હે બ્રહ્મન્ ! આ શિવાય મને એક બીજો મહા સંશય છે કે જે મારા મનમાં ઉદય પામતાં મારા મનને ચંચળ કરી દે છે. હે સાધો! શ્રીકૃષ્ણ વિષ્ણુના અંશથી અવતર્યા છે અને મુનિગણો પણ કહે છે કે ભૂમિના ભારનું હરણ કરવા વાસ્તે ભગવાન હરિએ પૃથ્વીમાં અવતાર લીધો હતો અને તે કૃષ્ણ પરમાત્માએ જરાસંધના ભયથી મથુરાંના રાજયનો પરિત્યાગ કરી સૈન્ય અને મિત્રગણો સાથે દ્વારિકા નગરીમાં ગમન કર્યું હતું. આ વિષયમાં મને આશ્ચર્ય એજ બોધ થાય છે અને જુઓ ! જો અમેયાત્મા વાસુદેવે પૃથ્વીનો ભાર હરવાને, પાપત્મા ગણોનો નાશ કરવાને, અને ધર્મ સ્થાપવાને અવતાર લીધો હતો તો જે દુષ્ટ ચોરોએ તેમની પત્નીયોને માર્ગમાં ચોરી લીધી હતી ત્યારે તેઓએ તેમના પહેલાં તેઓનો વિનાશ કેમ નહીં કર્યો? તે પરમાત્મા સર્વજ્ઞ હોવા છતાં પણ તે ચોરોને નહોતા જાણતા? જો કે તેઓએ ધર્મ નિરત મહાત્મા પાંડવગણોની રક્ષા કરી હતી પરંન્તુ અતિ મહાત્મા ધર્મ પરાયણ ભીષ્મ દ્રોણાદિનો ભૂભારના વિચારથી કેવા પ્રકારે વધ કર્યો હતો! આ વિષયમાં મને મહાન્ સંશય ઉત્પન્ન થાય છે. યુધિષ્ઠિર ઇત્યાદિ પાંડુ પુત્ર ગણ સદાચારી દેવાંશી તથા કૃષ્ણ ભક્ત હતા. તેઓએ ભક્તિભાવથી વિધિપૂર્વક રાજસૂય મહાયજ્ઞ સંપાદન કરી બ્રાહ્મણોને નાના પ્રકારની દક્ષિણા આપી વાસુદેવના આશ્રયમાં રહ્યા હતા. તથાપિ હે મુને ! તેઓ ઘોરતર દુઃખ શા વાસ્તે પામ્યા? તેઓના પુણ્યના ઢગલાઓ કયાં ગુમ થયા હતા ? હે મુનિવર ! તેઓએ એવાં શું ઘોર પાપો કર્યાં હતાં કે જેથી તેઓને સદાય કષ્ટજ ભોગવવાં પડયાં? મહા ભાગ્યવંતી દ્રોપદી વેદીના મધ્યમાંથી ઉત્પન્ન થઇ હતી. તે લક્ષ્મીના અંશથી ઉત્પન્ન થયેલી સાધ્વી કૃષ્ણની પરમ ભક્ત હતી. તે દ્રોપદીને શા વાસ્તે વારંવાર અતુલ ઘોર સંકટો શિરપર પડયાં હતાં? અરેરે દ્રોપદીના દુ:શાસને કેશ પકડયા હતા તેથી દુઃખિત દ્રોપદી રજસ્વલા એકવસ્ત્રવાળી ને ભયભીત હોવા છતાં પણ દુષ્ટ દુઃશાસન રાજસભામાં તેને પકડી આવ્યો હતો. આ દ્રોપદી વિરાટ નગરના મત્સ્ય રાજાની દાસીઅને ટીટોડીના સમાન રૂદન કરતી હતી ત્યારે પણ તેને કીચક ઉપાડી ગયો હતો ને અપમાનિત થઇ હતી. અરેરે ! તે દ્રોપદી અત્યન્ત દુખિત થઇને ચીસો પાડતી હતી એવીને જયદ્રથ હરી જાતો હતો ને આખરે પાંડવોએ તેને છોડાવી હતી. હે મુનિવર ! પૂર્વ જન્મમાં એ પાંડવગણોએ એવું શું પાપ કર્યું હતું કે જેને લીધે તેઓ ઘોરતર મહા કલેશમાં આવી પડયા હતા ! હે મહામતે! મારા પૂર્વજોએ રાજસૂય યજ્ઞનું અનુષ્ઠાન કર્યું હતું છતાં પણ શા કારણથી આ પ્રકારે તેઓના માથે નાના પ્રકારનાં દુ:ખો આવી પડયાં હતાં? આ બાબતનું મને આપ વર્ણન કરો. જો આપ એમ કહેવા ધારતા હો કે તેઓને પૂર્વ જન્મોમાં કરેલા કર્મના વશ અત્યન્ત મહા દુઃખ પડયાં હતાં તો એ સંભવતુ નથી કારણ કે તેઓ દેવતાના અંશો હતા. આટલા વાસ્તે તેઓને આ પ્રકારે દુઃખ ભોગ શુ કાંરણથી આવી મળ્યો હતો ? આ વિષયમાં મને મહા સંશય રહી ગયો છે, કુન્તીના પુત્રોએ સદાચારી હોવા છતાં અને આ જગતનો નાશવંત સમજતાં છતાં ધનલોભથી શું કારણથી છલપૂર્વક ભીષ્મ દ્રોણાદિકનો વધ

કર્યો હતો ? પરમાત્મા વાસુદેવ મહાત્મા હરિથી ઘોરતર પાપકાર્યમાં પ્રેરાયેલા તે પાંડવોએ પોતાના કુળનો ક્ષય કર્યો હતો. આમાં પણ મને મહાશ્ચર્ય છે. હે સાધો ! ભિક્ષાટન પણ સારૂં, જર કે કોદરાથી પ્રાણધારણ પણ સારૂં અથવા તો શિલ્પ કર્મદ્વારા જીવનયાત્રા કરવી પણ સારી છે પરન્તુ લોભને વશીભૂત થઈ અન્યાય ભરેલાં યુદ્ધમાં યોધાઓનો વધ કરવો કયારે પણ કર્ત્તવ્ય નથી. હે મુનિ સત્તમ ! આપે અતુલ પરાક્રમી સમસ્ત ગોલક પુત્રોને ઉત્પન્ન કરીનેજ આ વિચ્છિન્ન વંશની રક્ષા કરી હતી. તો તેવાં સત્કુલોત્પન્ન ઉત્તરાના પુત્ર મહાનુભવ મત્પિતા પરીક્ષિતે અકસ્માત્ તપસ્વી બ્રાહ્મણના ગળામાં શું કારણથી મૃતક સર્પ પહેરાવ્યો હતો ? આ વિષયમા મન મહા આશ્ચર્યજ થાય છે. ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન કોઈ વ્યક્તિ પણ બ્રાહ્મણના પ્રતિ દૂષને પ્રકાશ નહોતી કરતી છતાં મારા પિતાએ મૌનવ્રત વાળા તાપસી પ્રતિ આ પ્રકારે કેમ આચરણ કર્યું હતુ ? આપ શુ આ વિષયમાં નિશ્ચયપૂર્વક મને કહી શકશો ? હે મુનિવર ! આ સઘળા અને એકથી અનક બાજી સશય જાળમાં મારૂ મન જકડાયુ છે ન અત્યન્ત વિકલ ને વ્યાકુળ થયુ છે. હે દયાનિધિ ! હે સાધો ! આપ સર્વજ્ઞ છો એટલા વાસ્તે કૃપા કરીને મારાં આ ચંચળ મનને તમે સ્થિર કરો.[૧-૪૮]

एत स्न्देश्च सन्देहे विंकलं मे मनोऽधुना ॥
स्थिर कुरु पितः साधो सर्वज्ञोऽसि दयानिधे॥४८॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૧ લો સપૂર્ણ.

## અધ્યાય ૨ જો*

### કર્મથી જન્માદિનાં કારણની વાર્તા.

**सूत उवाच–**

**एवं पृष्टः पुराणज्ञो व्यासः सत्यवती सुतः ॥**
**परीक्षितसुतं शान्तं ततो वै जनमेजयम् ॥ १ ॥**

સૂતપુરાણી કહે છે—પુરાણવેત્તા સત્યવતી પુત્ર વ્યાસને જ્યારે ઉપરનાં પ્રશ્નો જનમેજયે કર્યા ત્યારે શાન્ત પરીક્ષિતના પુત્ર જન્મેજયના પ્રતિ સશય છેદન કરનારાં વચનો વ્યાસ બોલવા લાગ્યા કે—હે રાજન્ આ વિષયમાં બીજુ શું અધિક કહેવાની જરૂર છે? આપ જાણો છો કે આ સંસારમાં કર્મની ગતિ સહજ જાણવામાં આવી જાય તેવી નથી. કર્મની વિચિત્ર ગતિને દેવતા લોકો પણ જાણવા સમર્થ નથી તો પછી મનુષ્ય વર્ગના પક્ષમાં તો હું શું કહું જે કાળે આ ત્રિગુણાત્મક જગત્ ઉત્પન્ન થાય છે તે કાળે કર્મોના દ્વારાએજ સકળની ઉત્પત્તિ થાય છે એમાં તો શશય નથી. કર્મરૂપી બીજથી ઉત્પન્ન થવાવાળા સઘળા જીવોની આદિ કે અત નથી. તેઓ આ કર્મબીજ દ્વારાએજ નાના પ્રકારની યોનિમાં વારવાર થયા કરે છે, અને પાછા વારવાર મૃત્યુ પામે છે, કારણ કે જ્યારે કર્મોનો ક્ષય થાય છે ત્યારે તો જીવોને ફરી દેહનો સયોગ થાતોજ નથી. જીવગણોનાં કર્મો શુભ અશુભને મિશ્ર છે. તેમાં સાત્વિક કર્મો શુભ, તામસકર્મો અશુભ, ને રાજસકર્મો મિશ્ર છે. તત્વદર્શી પડીતોએ જીવોનાં ત્રણ પ્રકારનાં કર્મોનુ નિરૂપણ કર્યું છે અને આ ત્રણ પ્રકારનાં કર્મોના સંચિત્ ભાવિષ્ય ને પ્રારબ્ધ એવા ત્રણ વિભાગો છે ને આ ત્રિવિધ કર્મો ને

*આ અધ્યાયમા વ્યાસમુનિએ કર્મથી જન્માદિક થાય છે એવો જન્મેજ્ય રાજાને કર્મવિષયક ઉપદેશ કર્યો એ કથા કહેવામાં આવશે.

વશ છે અને સુખ દુઃખ જરા મૃત્યુ હર્ષશોકાદિ કામક્રોધ લોભાદિ દેહમાં રહેલા સઘળા ગુણકર્મોથી જનિત અદૃષ્ટને વશવર્ત્તી થઈને તેઓ બધાં પાદુર્ભૂત થાય છે. આથી કરીને રાગદ્વેષાદિ શારીરિક સઘળા ધર્મો સમાન ભાવથી પ્રભુતા કરે છે. દેવતા મનુષ્ય ને તિર્યક્ જાતિના પૂર્વના વૈરના યોગથી ક્રોધ ઈર્ષા દ્વેષાદિ તથા સ્નેહયોગથી દયા દાક્ષિણ્યાદિ સઘળા પ્રકારના વિકારો દેહના સહિત કર્મ સૂત્રમાં ગુંથાયેલા હોય છે. હે રાજન્! કર્મના વિના કોઇપણ જીવનીઉત્પત્તિ થતી નથી.કર્મના દ્વારાજ સૂર્ય દેવ આકાશમંડળમાં ભ્રમણ કરે છે, કર્મોના દ્વારાએજ ચંદ્રમા રાજ્યક્ષ્માના રોગથી ગ્રસિત થયા છે,રૂદ્રદેવે કર્મોદ્વારાજ કપાલમાળા ધારણ કરી છે. આથી કરીને આ કર્મની આદિ પણ નથી અને મોક્ષના પૂર્વ ક્ષણપર્યન્ત વિનાશ પણ નથી. જગત્‌ની ઉત્પત્તિના વિષયમાં આ કર્મનેજ એક માત્ર કારણરૂપે જાણવું જોઈએ. આટલા વાસ્તે સ્થાવર જંગમાદિરૂપ આ સઘળું જગત્ નિત્ય છે પરન્તુ મુનિગણો તેના નિત્યાનિત્ય વિચારમાં નિરંતર નિમગ્ન રહે છે. આ જગત્ નિત્ય છે કે અનિત્ય છે તે બાબતને સમ્યક્ પ્રકારે તેઓ જાણી શકતા નથી. જ્યાં માયા વિદ્યમાન છે ત્યાં જગત્‌ની નિત્યતારૂપે પ્રતીતિ થાય છે કારણ કે જ્યાં સર્વતોભાવથી કારણ વિદ્યમાન હોય છે ત્યાં કાર્યના અભાવનું કથન કેવી રીતે ઘટી શકે? માયા નિત્ય ને સદાકાળજ સકળનાં કારણરૂપથી વિદ્યમાન એટલા વાસ્તે હે રાજન્? પંડિતગણો કર્મબીજને નિત્ય કહીને વિવેચન કરે છે. હે નૃપ! આ સકળ જગત્ કર્મદ્વારા નિયન્ત્રિત નિબદ્ધ થતું છતું નિરંતર પરિવર્તન પામતું જણાય છેજ. હે રાજેન્દ્ર અમિત તેજવાળા વિષ્ણુ પણ નાના પ્રકારની ધર્મમય યોનિઓમાં જન્મરૂપ સંભવો લે છે તે અને હે રાજન્! અતુલ પરાક્રમી વિષ્ણુ જો ઈચ્છાથીજ એ જન્મો—અવતારો લેતા હોય તો યુગયુગમાં એકથી અનેક નીચ યોનિયોમાં શું નિમિત્તથી તેઓ જન્મ લે છે? વૈકુંઠવાસ ને નાના પ્રકારના ભોગ વિલાસોને તજી વિષ્ટામૂત્રથી ભરપૂર ગર્ભવાસમાં વાસ કરવાની કોણ સ્વતંત્ર પુરૂષ ઇચ્છામાત્ર પણ કરે? પુષ્પોને તોડવારૂપ લીલા વિલાસ જળક્રીડા અને સુખાસન તજીને ગર્ભવાસરૂપ ગૃહમાં વાસ કરવાની કોણ સ્વતન્ત્ર બુદ્ધિમાન્ પુરૂષ ઈચ્છા કરશે? કોમળ રૂવાળી મનોરમ દિવ્ય શય્યાનો ત્યાગ કરી કોણ બુદ્ધિમાન્ પુરૂષ અધોમુખથી લટકવારૂપ ગર્ભવાસની અભિલાષા કરશે? હે રાજન્! અનેક પ્રકારના હાવભાવવાળાં નૃત્યો ગીતો ને વાજીત્રોનો પરિત્યાગ કરી કોણ પુરૂષ સ્વતન્ત્રપણે નર્કમાં વાસ કરવાની મનમાં ચિંતા માત્ર પણ કરે? હે રાજેન્દ્ર? લક્ષ્મીના અનુપમ મનોરમ અદ્ભૂત દુસ્ત્યજ મનોહર ભાવનો ત્યાગ કરી વિષ્ટામુત્રનું રસપાન કરવામાં કોણ સ્વતન્ત્ર બુદ્ધિમાન્‌ની પ્રવૃત્તિ પણ ઉત્પન્ન હોઈ શકે? હે જન્મેજય! ત્રિલોકીમાં ગર્ભવાસના સમાન બીજુ કોઈપણ મહાકષ્ટ નથી. ગર્ભવાસનાજ ભયથી ભય પામેલા મુનિગણો કઠિન તપસ્યાઓ કરે છે. જેના ભયથી ભીત પુરૂષો રાજ્ય અને વિષય ભોગોનો ત્યાગ કરીને વનમાં ચાલ્યા જાય છે. આમ છે તો પછી એવો કોણ મૂઢ હોય કે જે તે નર્કની સેવા કરવા સારૂ ઈચ્છાપૂર્વક કામના કરે! જુઓ! ગર્ભવાસના સમયમાં કૃમિઓના ગણો ડંખે છે, જઠરાનળ અધોભાગમાં તપાવે છે, ગર્ભમાં વીંટાયેલાં માંસથી સર્વદા નિર્દયરૂપમાં ફસેલાની જેમ રહેવું પડે છે, જેથી

ગર્ભવાસમાં તો કશું પણ સુખ તો દેખાતું જ નથી. કારાગૃહમાં વાસ કરી પગમાંબેડીઓથી બધાઇ જવું વધારે સારૂં છે પરન્તુ અલ્પ ક્ષણમાત્ર પણ ગર્ભવાસમાં વસવું સુખકર નથી. પ્રથમ તો દશ માસ સુધી ગર્ભવાસમાં મહા દુઃખ વેઠવું પડે છે ને પછી દારૂણ યોનિયંત્રદ્વારા બહાર નીકળવાના સમયે પણ જીવને મહા દુઃખનો અનુભવ કરવો પડે છે. બાલ્યાવસ્થામાં બોલવાની શક્તિના અભાવથી ને અજ્ઞાનતાથી ક્ષુધા તૃષા ને વેદનામાં અસમર્થ થવું પડે છે. પરાધીનતાથી ને અતિશય ભયથી નિરંતર બાળક જીવ કષ્ટો પામે છે ને જ્યારે ક્ષુધાથી વ્યાકુળ બાળક રૂદન કરે છે ત્યારે તેનું રૂદન સાંભળી માતા પણ ચિંતાતુર થાય છે. પછી બાળકના રોગની યાતના અધિકતર જાણી માતા ઔષધી પાવાની ઈચ્છા કરે છે ને આ પ્રકારે બાલ્યાવસ્થામાં અનેક સંકટો પડે છે. આટલા વાસ્તે દેવલોકો શું સુખ દેખીને આ ઘોરતર દુઃખ સંકુલ સંસારમાં સ્વેચ્છાનુસાર જન્મ ગ્રહણ કરવાની ઇચ્છા કરશે ? હે નૃપ ! નિરંતર સંતોષના આનંદનો ત્યાગ કરી કોણ મૂઢ પુરૂષ દેવતાઓના સાથે શ્રમ આપનારો સુખનો નાશ કરનારો સંગ્રામ કરવાની ઈચ્છા માત્ર પણ કરે ? હે રાજેન્દ્ર ? બ્રહ્માદિક સઘળા દેવો પણ કૃત કર્મના વિપાકના હેતુ સર્વતોભાવમાં સુખદુઃખના ભોગો કરી રહ્યા છે. હે નૃપોત્તમ ! શું દેવતા ! શું મનુષ્ય ! ને શું તિર્યક્જાતિ ! અને ગમે તે કોઈ દેહધારી માત્ર હોય તોપણ તેઓ સઘળાને પોતપોતાનાં કરેલાં કર્મોનાં શુભાશુભ ફળોને અવશ્યમેવ ઉપભોગ કરવોજ પડે છે. આમાં કશો પણ સંશય નથી. હે પાર્થિવ ! મનુષ્ય તપસ્યા દાન ને યજ્ઞદ્વારા ઈન્દ્ર પદવીને પામી શકે છે પરન્તુ પુણ્યોનો ક્ષય થાય છે ત્યારે ઇન્દ્ર પણ પોતાના સ્થાનથી પતિત થાય છે. જુઓ ! જ્યારે રામાવતાર થયો ત્યારે દેવતાઓ તેમને સહાયતા કરવા સારૂં વાનરતાને પામ્યા અને કૃષ્ણાવતારમાં ગોપતાને તથા યાદવતાને પામી પૃથ્વીપર અવતર્યા હતા. આ પ્રકારે યુગયુગમાં બ્રહ્માજીના દ્વારા પ્રેરિત થયેલા ભગવાન્ વિષ્ણુએ ધર્મની રક્ષાના વાસ્તે પૃથ્વી મંડળમાં અવતાર લીધા હતા. હે પૃથ્વીન્દ્ર ! આ પ્રકારે ભગવાન્ હરિ રથના ચક્રની સમાન પરિવર્ત્તિત થઇને અનેક યોનિયોમાં અનેકવાર અદ્ભૂત રૂપોથી વારંવાર અવતરેલા હતા. અમેયાત્મા હરિ ભગવાન પોતાના અંશના અંશથી પૃથ્વીમાં અવતારો લઈ દૈત્યોના સંહારરૂપ કર્તવ્ય કર્મ સંપાદન કરે છે. આટલા વાસ્તે હવે હું તમને એ કલ્યાણ કરનારી કૃષ્ણનીજ કથા કરીશ કે જે ભગવાન વિષ્ણુજ યદુકુળમાં કૃષ્ણાવતાર ધરી પ્રભવ્યા હતા. હે રાજન્ ! કશ્યપ મુનિના અંશથી ઉત્પન્ન પામેલા પ્રભાવશાલી વસુદેવજી પણ પૂર્વના શાપના કારણે જન્મ ગ્રહણ કરીને પશુપાલન વૃત્તિદ્વારા જીવન નિર્વાહ કરતા હતા. હે નૃપવર ! કશ્યપ મુનિની બે પત્ની અદિતી અને શુરસાએ શાપના કારણના યોગે દેવકી અને રોહિણી રૂપથી ભગિનીરૂપે અવતાર લીધા હતા. હે ભરતર્ષભ ! મેં એમ સાંભળ્યું છે કે જલાધિપતિ વરૂણદેવે કોઈ સમયે ક્રોધ કરી તે મુનિ પત્નીઓને શાપ આપ્યો હતો.[૧-૪૩]

જનમેજય કહે છે—હે મહામતિ ! મહર્ષિ કશ્યપજીએ શું અપરાધ કર્યો હતો કે જેના યોગે તેઓને ભાર્યાઓ સહિત પશુજીવી બનીને જન્મ લેવો પડયો હતો ? વૈકુંઠવાસી અખંડ આત્મા વિષ્ણુએ શું નિમિત્તથી ગો-

કુળમાં જન્મ લીધો હતો. આ વાર્તા મને કહો જે ભગવાન્ અને નારાયણરૂપ છે તથા જે સુરશ્રેષ્ઠ તથા નિગ્રહ અનુગ્રહમાં સમર્થ છે અને જે સર્વાધાર તથા અવ્યય છે તે સકળ યુગોના આદિ સ્વરૂપ વૈકુંઠવાસી હૃશીકેશ વિષ્ણુએ શું કારણથી પોતાનાં ભુવનના પરિત્યાગપૂર્વક મનુષ્ય લોકમાં અવતાર લઇ માનુષી કાર્યો કર્યાં હતાં ? આ વિષયમાં મને મહા સંશય છે. તેઓએ મનુષ્યાવતાર ધારણ કરી અનેક પ્રકારની વિડંબનાઓ તથા ભોગો તથા અનેક પ્રકારના દુષ્ટ ભાવોનો શાવાસ્તે અનુભવ કર્યો હતો ? કારણ કે મનુષ્ય જન્મમાં તો કયારેક કામ, ક્રોધ, અમર્ષ, શોક, વૈર, પ્રીતિ. કયારેકસુખ, કયારેક દુઃખ, કયારેક માનવતા, કયારેક દીનતા, સુકૃત, દુષ્કૃત, વચન, હનન, પોષણ, ચલન, તાપ, વિચારો, પ્રશંસા, લોભ, દંભ, મોહ, (કપટ) અને શોચ એવા અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર ભાવોની મનુષ્યલોકમાં તો ઉત્પત્તિ થાય છે આટલા વાસ્તે ભગવાન વિષ્ણુએ નિત્ય સુખનો પરિત્યાગ કરીને શા વાસ્તે આવા સઘળા દુષ્ટ ભાવોથી ભરેલા મનુષ્ય જન્મનો સ્વીકાર કર્યો હતો ? હે મુનીંદ્ર ! જે મનુષ્ય જન્મનો સ્વીકાર કર્યો હતો ? હે મુનીવર ! પૃથ્વીતળમાં મનુષ્યાવતાર ધરીને એવુ શુ સુખ છે કે ? સાક્ષાત્ હરિ ભગવાને પણ જેથી ગર્ભવાસનાં દુઃખનો સ્વીકાર કર્યો હતો ? હે મુનીંદ્ર ! જે મનુષ્ય જન્મમાં ગર્ભવાસમાં, ઉત્પત્તિકાળમાં, બાલ્યાવસ્થામાં, અને યૌવનમાં પણ તથા આ પ્રકારે ગાર્હસ્થ આચરણમાં તો દુઃખની જ્યાં સીમાજ નથી તો પછી હે મુનિસત્તમ ? તે વિષ્ણુએ શું કારણથી વારંવાર મનુષ્યાવતારો લીધા હતા ? જુઓ ; આના આ બ્રહ્મસંભવ હરિ ભગવાને રામાવતાર ધારણ કરી દારૂણ વનવાસમાં અત્યન્ત મહા દુઃખોને પામ્યા હતા. જનકાત્મજા સીતાનો વિરહથી થતાં દુઃખો, વારંવાર સંગ્રામનાં દુઃખો, પ્રિયતમ કાન્તાના વિયોગ ઈત્યાદિ મહા દુઃખદાયક સમસ્ત વિષયોનો અનુભ કર્યો હતો. આ પ્રકારે કૃષ્ણાવતારના સમયમાં કારાગૃહમાં જન્મ લઈને ગોકુળમાં ગમન, ગોચારણ, કંસનાશ, અતિકષ્ટથી પછી દ્વારકામાં ગમન ઇત્યાદિ અનેક પ્રકારનાં સંસાર દુઃખોનો શા કારણે ભોગ કર્યો હતો ? હે ભગવન્ ! આપ સઘળું જાણો છો વાસ્તે કહો. કોણ જ્ઞાનવાન મુક્ત પુરૂષ દુઃખલાભની આકાંક્ષા પણ કરે ? આપ મારાં મનની શાન્તિના વાસ્તે આ મહા સંશયોને છેદીને મારાપર દયાનો પ્રકાશ પાડો ૪૪-૬૦

**स्वेच्छया कःप्रतीक्षेन्मुक्तो दुःखानि ज्ञानवान ॥**
**संशयं छिन्धि सर्वज्ञ मम चित्त प्रशान्तये ॥६०॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ મો.*

### અદિતિના શાપની કથા.

**व्यास उवाच–**

**कारणानि बहून्यत्राप्यवतारे हरेः किल॥**
**सर्वेषां च देवाना मंशावतरणे त्वपि ॥१॥**

વ્યાસ બોલ્યા—હરિભગવાનના અવતારોનાં ઘણાંક કારણો છે. સઘળા દેવતાઓના અંશાવતારમાં પણ એમજ છે. પ્રથમ તો વસુદેવ દેવકી અને રોહિણીના અવતારનું કારણ તત્ત્વથી સાંભળો. એક સમયે શ્રીમાન્ કશ્યપ મુનિ યજ્ઞાર્થે વરૂણ દેવની ધેનુ લઈ ગયા ને તે ઉત્તમ ગાયની બહુ વાર વરૂણે

* આ અધ્યાયમા અદિતિના શાપ સંબધી વાર્તા કહેવામાં આવશે.

પાછી માગી પણ ૠષિએ આપી નહીં પછી વરૂણદેવ તુરત જગત્કર્તા પ્રભુ બ્રહ્માના પાસે ગયા ને પ્રણામ કરી વિનય પૂર્વક તેમને પોતાનાં દુઃખની વાર્તા દીનાત્મા વરૂણે કહી. 'હે મહાભાગ ! મત્ત કશ્યપ મારી ગાય મને આપતા નથી વાસ્તે શું કરૂં ? મનુષ્યલોકમાં ગોવાળમાં તું જન્મ લે ' એવો મેં મુનિને શાપ આપ્યો છે. તારી બે પત્નીઓ પણ મહા દુઃખને પામી તેજ સ્થાનમાં જન્મ લેશે એવો પણ મે શાપ આપ્યો છે. હે બ્રહ્મન્ ! વત્સગણોનુ આ કષ્ટ દેખીને ક્રોધિત મે ફરી અદિતિના પ્રતિ વાણી કરી કે તું પૃથ્વી તળમાં મરણ પામતાં બાળકો વાળી કારાગૃહવાસી અને અત્યન્ત દુઃખભોગવનારી થઈશ.' હે જન્મેજય! પદ્મયોનિએ પછી કશ્યપજીને બોલાવી કહ્યું કે—હે મહાભાગ ' તેં શા વાસ્તે લોકપાળ વરૂણની ગાયનુ હરણ કર્યું છે. વળી ફરી વાર આ ધેનુ તેને ન આપીને શા વાસ્તે તમે અન્યાય કરો છો ? હે ભગવન્ ! તમે તો સર્વજ્ઞ ને મતિમાન્ છો છતાં ન્યાયના મર્મને સમજવા છતાં પણ પરધન હરણ કરીને શા કારણથી અન્યાય કાર્યમાં પ્રવૃત્તિ કરી છે ? અહો ! લોભની કેવી અપૂર્વ મહિમા છે ! મહાપુરૂષો પણ લોભના પંજામાંથી મુક્ત થવા સમર્થ બનતા નથી. લોભ પાપની ખાણ છે. સજ્જન મંડળને અસંમત અને નિસંદેહ નર્ક આપનારો આ લોભ છે. કશ્યપ પણ લોભત્યાગમાં સમર્થ નથી તો હું હવે શું કરૂં ! આ સમયે સઘળા પ્રકારે મે દૈવથી પણ અધિક પ્રભાવવાળા લોભને જાણ્યો. જે શાન્તિ પરાયણ શાન્તમન વાળા પ્રતિગ્રહથી વિમુખ અને વૈખાનસ વૃત્તિનો આશ્રય કરનારા મહામુનિઓ છે તેમને ધન્યવાદ છે કારણ કે તેઓએ લોભનો પરાજય કર્યો છે. સંસારમાં લોભજ બળવાન શત્રુ છે. લોભના સમાન અપવિત્ર અને તુચ્છ વસ્તુ સંસારમાં બીજી કોય પણ નથી. અરે રે ! તે લોભે મહર્ષિ કશ્યપજીને પણ સામાન્ય સ્નેહમાં બાંધી દુરાચારી કરી નાંખ્યા છે. આ અત્યન્ત આશ્ચર્યનો વિષય છે એમાં સંશય નથી. આમ બોલતા તે પ્રજાપતિએ ન્યાય અને ધર્મના પાલનના વાસ્તે પોતાના પરમ પ્રિયતમ પૌત્ર કશ્યપજીને શાપ આપી કહ્યું કે—તમે પૃથ્વીપર યદુકુળમાં જન્મ ગ્રહણ કરી માયાના સહિત મિલિત થઇ ગોપાલકાર્ય સંપાદન કરો. " હે જન્મેજય રાજા ! અંશાવતાર ને ભૂમિનો ભાર હરણ કરવાના કારણે બ્રહ્મા અને વરૂણનો કશ્યપને શાપ થયો હતો અને દિતિએ અત્યન્ત શોકથી સંતાપ પામી અદિતિને એમ કહી શાપ આપ્યો હતો કે ' તારા સાત પુત્રો જન્મના જન્મતાજ નાશ પામશે. "૧-૧૮ જનમેજય બોલ્યા—હે મુનિસત્તમ ! ઇન્દ્રની માતા અદિતિને તેની બેન દિતિએ શુ કારણથી શાપ આપ્યો હતો ? અદિતિને શાપ થયાનું શું કારણ છે ? તે મને કહો. આ વિષય સાંભળી મારા હૃદયમાં શોકનો ઉદય થાય છે.૧૯ સૂતપુરાણી કહે છે—હે મુનિઓ ? પરીક્ષિતના પુત્ર જન્મેજયે જ્યારે સત્યવતીના પુત્ર વ્યાસ દેવને આ પ્રશ્ન કર્યો ત્યારે મહર્ષિ વ્યાસ સાવધાન મનથી આ પ્રકારે શાપનાં કારણની કથા કરવા લાગ્યા. વ્યાસજીએ કહ્યું—હે રાજન્ ! પ્રજાપતિ દક્ષને દિતિ અને અદિતિ એ બે કન્યાઓ હતી. આ ઉભય સુવ્રતવાળી કન્યાઓ કશ્યપમુનિની ભાર્યાઓ થઈ. અદિતિના ગર્ભથી મહા વીર્યવાન્ દેવરાજ ઈન્દ્રદેવ ઉત્પન્ન થયા અને દિતિએ પણ આ પ્ર-

કારે વીર્યવાન્ ને તેજ સંપન્ન પુત્રની કામના કરી. તે ધવલ કામવાળી દિતિએ અદિતિના પતિને સંબોધી કહ્યું કે—હે સ્વામિન્ !આપ સૌનેજ માન આપો છો જેથી પ્રાર્થના કરૂં છું કે મને પણ ઈન્દ્રના સમાન બળવાળો વીર ધીર ધર્મિષ્ઠ ને વીર્યવાન્ પુત્ર આપો. મહર્ષિએ કહ્યું કે—હે કાન્તે ! સાવધાન રહો. હું તને જે વ્રતાચરણનો વિષય બતાવું છુ વ્રતની પૂર્ણાહુતિ થયા પછી જ તને ઇન્દ્ર સમાન પુત્રની પ્રાપ્તિ થશે. ' આપ જે આજ્ઞા કરશો તે હું કરીશ ' એમ કહી દિતિએ તે ઉત્તમ વ્રતનુ અનુષ્ઠાન કર્યું. પછી મહર્ષિએ કશ્યપે તેના ઉદરમાં ગર્ભની સ્થાપના કરી. યથાનિયમ તે ગર્ભને દિતિ ધારણ કરી રહી. સુંદર અંગવાળી નિયમવાળી અને પવિત્ર રહીને એકાગ્ર ચિત્તથી પયોવ્રતનાં અનુષ્ઠાન પૂર્વક ભૂમિપર શયન કરવા લાગી. આ પ્રકારે જ્યારે તે તેજવાળો ગર્ભ પરિપૂર્ણ થઈ રહ્યો ત્યારે અદિતિએ દિતિને શ્વેતવર્ણી અને દીપતાં અંગવાળી દીઠી અને તે દુખિત ચિત્તથી ચિંતા કરવા લાગી કે જ્યારે દિતિને ઈન્દ્રના સમાન બળવાન પુત્ર થશે ત્યારે અવશ્ય મારો પુત્ર તેજ હીન થઈ જશે. અભિમાની અદિતિએ આ પ્રકારે ચિંતાતુર થઈને પોતાના પુત્ર અમરરાજને બોલી કે—વત્સ ! અતિશય વીર્યવાન તમારો એક શત્રુ આ સમયે દિતિના ગર્ભમાં વિદ્યમાન છે. તમે હમણાંથીજ શત્રુના નાશનો ઉપાય વિચારો. હે સુંદર ! જેથી દિતિનો ગર્ભ ઉત્પન્ન થવાના પહેલાંજ જેમ નાશને પામી જાય તેમ તમે તે વિષયમાં યત્નવાન્ બનો. સપત્નીભાવમાં ગર્વવાળી આ દિતિને દેખીને સુખનાશિની તથા મર્મઘાતિની ચિંતા મારા હૃદયમાં મને અત્યન્ત તપાવે છે. જુઓ !રાજયક્ષ્માના રોગની સમાન જે જડમૂળથી શત્રુનો નાશ ન થાય તો પછી નજ થાય. વાસ્તે બુદ્ધિમાને શત્રુગણનો નાશ ઉગતી અવસ્થામાંજ કરવો જોઈએ. હે શતક્રતો ! દિતિનો ગર્ભ લોહના શંકુના સમાન મારા હૃદયમાં મને લાગ્યો છે છે જેથી જે કોઇ ઉપાયથી તમે તેનો નાશ કરો. હે મહાભાગ ! જો તમે મારી પ્રિય કામના કરવા ચાહતા હો તો સામ દાનાદિ કે બળદ્વારા દિતિના ગર્ભનો નાશ કરી મારાં સંતાપિત મનને શીતળ કરો. " હે મહારાજ ! અમર રાજા ઈન્દ્રદેવ પોતાની માતાનાં વચનો સાંભળી મનમાં અનેક પ્રકારની ચિંતા કરતા પોતાની અપર માતા દિતિના સમીપમાં આવ્યા. તે પાપમતિ દેવરાજ વિનયાન્વિત થઇ દિતિનાં ચરણોનું વંદન કરી વિષગર્ભિત અમૃતવચનોદ્વારા માતાના પ્રતિ બોલ્યા કે—હે માતા ! તું વ્રતાચરણથી ક્ષીણ અને અત્યન્ત દુર્બળ કાયાવાળી થઈ ગઈ છે. હુ તારી સેવા કરવા આવ્યો છું, આ સમયે હું શું સેવા કરૂં ? આજ્ઞા આપો. હે પતિવ્રતે ! હું હુ તમારાં ચરણની સેવા કરવા ઇચ્છું છું કારણ કે ગુરૂની સેવા કરવાથી પુણ્ય અને અક્ષયગતિની પ્રાપ્તિ થાય છે- હે માતા ! હું સોગનપુર્વક કહુ છું કે મારા મનમાં અદિતિ અને તમારામાં કશી ભેદબુદ્ધિ નથી. " આમ કહી ચરણસ્પર્શ કરી દેવરાજ દાબવા લાગ્યા. વ્રતથી થાકી ગયેલાં કૃશ શરીરવાળાં સુલોચના દિતિ ચરણ ચંપાતા હોવાથી સુખ પામીને અને ઇન્દ્રના વચનમાં વિશ્વાસ કરીને ગાઢ નિદ્રામાં નિમગ્ન થઈ ગયાં. વજ્રપાણિ ઈન્દ્રે તેમને સુતેલાં દેખી અત્યન્ત સુક્ષ્મરૂપ ધારણ કરી સાવધાનીથી યોગબળદ્વારા તેના ઉદરમાં શિઘ્ર પ્રવેશ કર્યો અને વજ્રદ્વારા છેદન કરી તે ગર્ભના સાત કટકા કરી નાંખ્યા. ઉ-

દરમાં રહેલું બાળક શસ્ત્રથી છેદાયું હોવાથી રડવા લાગ્યું ત્યારે ઈન્દ્રદેવ 'રડમાં રડમાં' એમ બાળકની સાંત્વના કરવા લાગ્યા. પરન્તુ બાળકને શાન્ત પડયું નહીં દેખી તે સાત કડકામાંથી પ્રત્યેકના સાત સાત ખંડ ફરીને કરી નાખ્યા" હે નૃપવર! તેનાથી ઓગણપચાસ વાયુઓની ઉત્પત્તિઓ થઈ. સુમતિ દિતિ જ્યારે જાગી ઉઠી ત્યારે તેને ખબર પડી ગઈ કે કપટાચારી ઈન્દ્રે મારા ગર્ભનું છેદન કર્યું છે. આથી તે અત્યન્ત દુઃખી ને ક્રોધિત થઇ ગઈ. આ સઘળુ કાર્ય પોતાની બેને કર્યું છે એમ જાણી સત્યવાદિની પતિભક્તિ પરાયણા દિતિએ અદિતિ અને ઈન્દ્રને ક્રોધથી શાપ આપ્યો કે તારા પુત્રે છળ કરી જે રીતે મારા ગર્ભના કકડા કર્યા છે તે પ્રકારે તેનું ત્રિભુવનનું રાજ્ય નાશ પામશે અને પાપાચારિણી અદિતિએ જે પ્રકારે ગુપ્તરીતિથી મારા ગર્ભનો નિપાત કરાવી મારા પુત્રનો નાશ કરાવ્યો છે તે પ્રકારે તેના પુત્રો જન્મતાં જન્મતાં વારંવાર નાશ પામશે. પુત્રશોકથી અત્યન્ત ભયભીત થઈને તેનો કારાગૃહમાં વાસ થશે અને જન્માંતરમાં પણ તેના બાળકો મરી જશે." વ્યાસ મુનિ વદે છે—હે મહારાજ ! મરીચિના પુત્ર કશ્યપજી મહર્ષિશાપનાં આવાં વચનો સાંભળી પ્રણય વચનોદ્વારા દિતિના કોપનું શમન કરતા કરતા કહેવા લાગ્યા કે—હે કલ્યાણિ! તું કોપ ન કર! તમારા પુત્ર અત્યન્ત બળવાન અને મરૂત્ નામના દેવગણ બનીને ઈન્દ્રના સખા બનશે. હે વામોરૂ! તમારો આ શાપ વિફળ નહી જાય. અઠ્ઠાવીશમા મન્વંતરના સમયમાં દ્વાપર યુગમાં અંતમાં તે શાપનું ફળ થશે. તે કાળે ઈર્ષાથી કલુષિત કોપવાળી અદિતિ અંશદ્વારા મનુષ્ય જન્મ પામીને તે શાપના ફળ ભોગવશે વરૂણજીએ પણ તેને સંતાપિત થઇને શાપ આપ્યો હતો જેથી તારા અને વરૂણના શ્રાપથી વશ થઈ આ અદિતિ માનુષી થઈ જન્મ ગ્રહણ કરશે. હે મહારાજા! ત્યારે સુંદર વર્ણવાળી દેવી દિતિએ પતિદ્વારા આશ્વાસિત થઈ કરી સંતોષ લાભ કર્યો પછી તે કાંઈ અપ્રિય વચનો ન બોલી. હે રાજન્! આપના નિકટ મેં આપને પુરેપુરૂ શાપનુ કારણ કહી બતાવ્યું હે નૃપસત્તમ? આ પ્રકારે અદિતિએ પોતાના અંશથી દેવકીનો અવતાર ધારણ કર્યો હતો.

**इति ते कथितं राजन् पूर्वं शापस्य कारणम् ।**
**अदिति देवकी जाता स्वांशेन नृपसत्तम ॥५५॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૩ જો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.×

### અધર્મમય જગત.

**राजोवाच—**
**विस्मितोऽस्मि महाभाग श्रुत्वाऽऽख्यान महामते॥**
**संसारोऽयं पापरूपः कथं मुच्येत बंधनात् ॥१॥**

રાજા કહે છે—હે મહાભાગ ! આ ઉપાખ્યાન સાંભળી હુ વિસ્મય પામ્યો છુ. હે મહામતે! હુ દેખુ છુ કે આ સંસાર પાપમય છે તો પછી જીવગણોને મુક્તિ કયાંથી થાય ! આ વિષયમાં મુક્તિની આશા હોઈ શકે જ નહીં. કારણ કે જેઓએ પરમ પવિત્ર કશ્યપ મુનિના વીર્યથી જન્મ ગ્રહણ કર્યો હતો તથા ત્રૈલોકય એ જેનો વિભવ હતો એવા દેવરાજા ઈન્દ્રદેવે પણ આ પ્રકારે નીચ કામ કર્યું તો પછી બીજી કોણ વ્યક્તિ આવાં ગર્હિત

× આ અધ્યાયમા જન્મેજય જગતની અધર્મમય સ્થિતિનું કથન વ્યાસની પ્રત્યે દાખના દૃષ્ટાન્તપૂર્વક કહી બતાવ્યું.

કાર્યમાં પ્રવૃત્તિ ન કરે? સેવા કરવાનાં છળથી ખોટા સોગન ખાઈ માતાના ગર્ભમાં પ્રવેશ કરી બાળકના પ્રાણોનો નાશ કરવો એ અવશ્ય મહા દારૂણ કાર્ય છે. જે સર્વેના શાસક અને ધર્મના રક્ષક છે, જે ત્રૈલોક્યના અધિપતિ છે. તેમણે જ્યારે આવું તુચ્છ કાર્ય કર્યું તો પછી કોણ મનુષ્ય ગર્હિત ને દુષિત કાર્યમાં પ્રવૃત્તિ ન કરે ! હે જગતગુરો ! મારા પિતામહાદિઓએ કુરૂક્ષેત્રના મહા સંગ્રામમાં અત્યન્ત દારૂણ અને નિન્દિત કર્મો કર્યાં હતાં. આમાં પણ અત્યંત આશ્ચર્યનો બોધ થાય છે. જુઓ ! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, અધિક શું ? પરન્તુ ધર્માવતાર યુધિષ્ઠિર પણ એવાં નિન્દિત તુચ્છ કાર્યમાં પ્રવૃત્ત થયા હતા. તે સઘળાઓ દેવાંશી ધર્માત્માઓ તથા બુદ્ધિમાન્ હતા અને સંસારની અસારતાને જાણતા હતા છતાં પણ વાસુદેવ કતૃક ગુરૂવધાદિરૂપ વિશુદ્ધ ધર્મમાં પ્રેરિત હોવા છતાં પણ કેવા પ્રકારે તેઓએ આવાં તુચ્છ કર્મોનું આચરણ કર્યું હતું ? હે વિપ્રકુલેન્દ્ર ! આવા મહા પુરૂષોનાં જ્યારે ધર્મના વિષયમાં આવાં આચરણો દેખાય છે ત્યારે ધર્મની અવસ્થિતિના વિષયમાં આસ્થા કે શ્રદ્ધા કયાં છે ? અને તે વિષયમાં નિશ્ચિત પ્રમાણ પણ કયાં છે, હે મુનીન્દ્ર ! આ સઘળાં આખ્યાનો સાંભળીને મારૂં ચિત્ત અત્યન્ત વિચલિત થયું છે. જો ધર્મના વિષયમાં આપ્ત વાકયોનેજ પ્રમાણરૂપે કહેવામાં આવે તો શ્રેષ્ઠ દેહધારી પોતેજ કોણ થયો છે? સઘળા પુરૂષો વિષયાસક્ત ને સારી રીતે વિષયોમાં અનુરાગવાળા હોય છે અતએવ એઓ આપ્ત હોઈ શકતા નથી. હું નિશ્ચયપૂર્વક સમજ્યો છું કે—સ્વાર્થનો ભંગ થાય છે ત્યારે રાગદ્વેષ ઉત્પન્ન થાય છે અને જ્યારે પાછી સ્વાર્થ સિદ્ધિ થાય છે અથવા તો નષ્ટ થયેલા સ્વાર્થની સિદ્ધિના નિમિત્તે એ દ્વેષથી અસત્ય વાણી નીકળી જાય છે. સત્વમૂર્તિ શ્રી કૃષ્ણે જરાસંધના વધાર્થે જાણી જોઈ બ્રાહ્મણનો વેષ લીધો હતો તેથી સત્વમૂર્તિ વાસુદેવે જેમ સ્વાર્થ સાધનના વાસ્તે છળનો આશ્રય કર્યો તેમ અર્જુને પણ યજ્ઞકાર્યની સિદ્ધિના વાસ્તે છળનો આશ્રય કર્યો હતો ત્યારે પછી આમાં આપ્ત કોણ છે ? અને પ્રમાણ શુ છે ? જે સ્થાનમાં શિશુપાલના વધ વિગેરે અનિષ્ટોની ઉત્પત્તિ થઈ હતી તે યજ્ઞ કેવા પ્રકારનો હતો ? આ યજ્ઞ કેવી રીતે શાન્તિ રહિત થયો ? આ યજ્ઞ પરલોકની પ્રાપ્તિ વાસ્તે હતો કે યશવાસ્તે હતો અથવા અન્ય કોઇ અભિમત સાધનના વાસ્તે કરવામાં આવ્યો હતો ? પુરાણવેત્તા પંડિતજનો કહે છે કે—સત્ય એ ધર્મનો પ્રથમ પાદ છે, શૌચ એ બીજો પાદ છે, દયા ત્રીજો પાદ છે અને દાન ચોથો પાદ છે. આ શ્રુતિવાકય છે. આ પાદ વગરનો ધર્મ સઘળાંઓને સંમત હોવાથી આ સંસારમાં ઉત્તમ પ્રકારની પાદવાળો ધર્મ અવસ્થિતિ કરી શકતો નથીજ. પાંડવોએ સત્ય ને દયારહિત બનીને યજ્ઞકાર્ય સંપાદન કર્યું હતું એટલા વાસ્તે તે યજ્ઞકાર્ય કઇ રીતે ફળદાયક હોઇ શકે ? ધર્મના વિષયમાં કયાંઈ પણ કોઈની સ્થિર મતિ હતી એવી પ્રતીતિ થતી ન હતી તેથી તેઓએ દંભથી ભરપૂર રહીને યજ્ઞકાર્ય કર્યું હતું. આથી એ પાંડવો પણ કેવી રીતે આપ્ત કહી શકાય ? વિશ્વના વિભુ વિષ્ણુ પણ છળ કરવા સારૂંજ વામનાવતાર થયા હતા અને એ છળના અનુસાર આ વામનરૂપ દ્વારા તેમણે બળિ રાજાને છેતર્યા હતા. હે મુને ! જ્યારે ભગવાન્ વિષ્ણુએ પણ છળનો આશ્રય લીધો હતો પછી એવો કોણ આપ્ત કહેવાને યોગ્ય શેષમાં રહ્યો ? બળી રાજા શતયાજી વેદાજ્ઞાના પ્રતિ-

પાલક ધર્મિષ્ઠ દાનશીળ સત્યવાદી અને જીતેન્દ્રિય પુરૂષ હતા. વિશ્વનો પ્રભવ કરનારા વિષ્ણુ પરમાત્માએ આ પ્રકારે તે અનેક સદ્ગુણવાળા બળીરાજાને અકસ્માત સ્થાનભ્રષ્ટ કર્યા. હે દ્વિજોત્તમ! એ ઉભયમાં શું બલીની જય કે વામનની જય થઈ! છળ કર્મના જાણનારા વામને શું બલીનાપર વિજય કર્યો? અથવા તો વંચનાથી વંચિત થએલા બળીરાજાએ વામનપર વિજય કર્યો? આ વિષયમાં મને મહા સન્દેહ છે. હે દ્વિજોત્તમ! આપ સત્ય કહો. આપ ધર્મજ્ઞ પુરાણ કર્ત્તા તથા મહામતિ છો. ૬–૨૦ વ્યાસમુનિ વદે છે—હે મહારાજ! બળીરાજાએ ભુમિદાન કરવાની જે પ્રતિજ્ઞા કરી હતી તેના પ્રતિપાલનપૂર્વક સત્યની રક્ષા કરવાથી બળીરાજાનો જય થયો હતો. હે નરેન્દ્ર! ત્રિવિક્રય જે વામન નામે વિખ્યાત છે તેમણે તો છળનો આશ્રય કરી વામનમૂર્ત્તિ ધારણ કરી હતી અર્થાત્ પોતાના શરીરના દ્વારાજ છલાવલબનનું શુદ્રત્વ પ્રકાશ્યુ હતું. હે રાજેન્દ્ર! સત્યની અપેક્ષાએ શ્રેષ્ઠમૂળ ધર્મ બીજો કશો પણ નથી. આપ જુઓ! એના એ સત્યનો અપહાર કરનારા હરિ છળતાંજ ફળથી બળીરાજાના દ્વારપાળ થવારૂપ બંધનમાં આવી ગયા હતા. આટલા વાસ્તે હે રાજન્! ત્રિગુણાત્મિકા બહુરૂપિણી અઘટિત ઘટનાપટીયસી માયા જાણી શકાય તેવી નથી. માયાજ બળવતી છે ને તે માયાએ પોતાના વિમિત્રિત ત્રણે ગુણોદ્વારા આ વિશ્વનું નિર્માણ કર્યું છે જેથી છળનો આશ્રય કરનાર શી રીતે સત્યની ભલાપ્રકારે કરી રક્ષા કરવા સમર્થ થઈ શકે? આ વિશ્વ મિશ્ર ગુણોમાં અર્થાત્ રજોગુણદ્વારા નિર્મિત છે તેથી રજોગુણાત્મક આ સંસારમાં કેવળ નિર્મળ સત્ય દુર્લભ છે. હે રાજન્! આવાં સત્યનેજ સનાતની મર્યાદા અર્થાત્ વિધિનિર્દિષ્ટ નિત્યકાર્ય જાણવું જોઇએ. જો કોય એમ કહે કે વૈખાનસ મુનિઓ નિર્મળ સત્યની મર્યાદાનું પાલન કરે છે તો યદ્યપિ એ વાત સત્ય છે તોપણ તેઓ નિઃસંગ નિષ્પરિગ્રહ સત્યવાળા વીતરાગ તથા શ્રમ વગરના છે અને દ્રષ્ટાન્ત દર્શાવવા વાસ્તે દેવીથી તેઓ નિર્મિત થયા છે વાસ્તે તેઓની વાત સ્વતંત્ર છે. તે મુનિગણોના શિવાય અન્ય સઘળું ત્રિગુણયુક્ત છે તેથી મુનિગણોની સાથે બીજાઓની તુલના થઇ શકતી નથી. હે નૃપસત્તમ! ગુણવાનોનાં રચેલાં પુરાણાદિમાં સાંગોપાંગ વેદોમાં અને ધર્મશાસ્રોમાં એકજ પ્રકારની ઉક્તિ હોતી નથી. કર્ત્તાઓના ગુણોની વિભિન્નતાના લીધે ભિન્ન ભિન્ન ઉક્તિઓ તેમાં થયેલી છે. કારણ કે સગુણ પુરૂષ સગુણ કાર્ય કરેછે, પણ કાંઈ નિર્ગુણ સગુણ કાર્ય નથી કરી શકતો. સઘળા ગુણો એકત્ર થાય છે ત્યારે પણ કયારેક પૃથક્ ભાવનું અવલબન નથી કરતા. તેઓ જે જે ગુણોથી પરસ્પર એકઠા થાય છે તે તે ગુણોના ભાવોનો પ્રકાશ કરે છે. હે રાજન્! આ સંસારમાં જન્મ ધારણ કરી સઘળાં માયાદ્વાર મોહિત કરે છે તથા જગતનું વિકૃતિ સાધન કરે છે હે નરેન્દ્ર? મનુષ્યો પ્રથમ કાર્યના વશ થઇને અસત્યનો આશ્રય કરે છે અને જયારે ઇન્દ્રિયોના નિમિત્તે ભોગાદિની ચિંતાવાળા મનુષ્યો ભોગોને નથી પામતા ત્યારે પછી તેઓ છળનો આશ્રય કરે છે અને એથી પાપમાં પ્રવૃત્તિ કરેછે. કામ ક્રોધ ને લોભ એ પ્રાણીગણોના ત્રણે મહા બળવાન શત્રુઓ છે. જીવગણો તેઓના વશીભૂત થઇને કાર્ય અકાર્યનો વિચાર કરવામાં સમર્થ નથી બની શકતા. જયારે વિભવો વિદ્યમાન હોય છે ત્યારે અહંકાર બળ-

વાન થાય છે. તે અહંકારથી મોહ થાય છે ને મોહથી મૃત્યુ અંતમાં થાય છે. સંસારમાં જીવગણોને અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પો થયા કરે છે, ઈર્ષા અસૂયા ને દ્વેષાદિ પ્રગટે છે, ને પછી આશા તૃષ્ણા દીનતા ને દંભ તથા વિષય ગામિની બુદ્ધિ એ સઘળાંની મોહથી ઉત્પત્તિ થતાં પ્રાણીગણોના ઉપર પ્રભુત્વ કરે છે. પુરૂષ ગણ અહંકારથી ગળાયો થકોજ દિન દિન યજ્ઞ, દાન, તીર્થ સેવા, વૃત અને નિયમાદિનું અનુષ્ઠાન કરે છે. આ સઘળાં યજ્ઞાદિ અહંકારદ્વારાએ કરતાં હોવાથી શૌચાદિક સમાન માલિન્ય દુર કરવામાં સમર્થ બનતાં નથી. વિશેષે કરી રાગ કે લોભના વશમાં કોઈ પણ કાર્યનું અનુષ્ઠાન કરવાથી આ સર્વાંગશુદ્ધિ બની શકતી નથી એટલા વાસ્તે યજ્ઞાદિ કાર્યનું અનુષ્ઠાન કરવું હોય તો પ્રથમ યજ્ઞકર્તાની કે કાર્યકર્તાની દ્રવ્યશુદ્ધિ તપાસવી એ પંડિતોનું કર્ત્તવ્ય છે. હિંસાદિક કર્યાવગર જે દ્રવ્ય મેળવવામાં આવ્યુ હોય તે દ્રવ્ય ધર્મ કાર્યમાં ઉત્તમ મનાય છે, હે નૃપોત્તમ ! મનુષ્યગણો દ્રોહથી મેળવેલાં દ્રવ્યદ્વારા શુભકાર્યનુ અનુષ્ઠાન કરે છે તો ફળ દેવાના સમયમાં તે ધર્મકાર્ય વિપરીત ફળ આપે છે. જેનું મન નિર્મળ હોય છે તે ધર્મ કાર્યકર્તા અદૃસ્ય શુભ ફળ મેળવે છે. ધિકારવાળાં મનવાળાને યથાર્થ ફળ લાભ થતો નથી. જે કાર્યના સમયમાં આચાર્ય, રૂત્વિજો, ઈત્યાદિ કાર્યવાહક ગણ શુદ્ધ મનવાળો હોય છે તોજ કર્મનું ફળ ભલાપ્રકારે મળી શકે છે પરન્તુ શત્રુનાશ અને પોતાની ઉન્નતિના ઉદ્દેશથી કરવામાં આવેલી ક્રિયા સમયપર વિપરીત ફળ આપી ઉભી રહે છે. આટલા વાસ્તે બીજાંઓના વિનાશ વાસ્તે ધર્મકાર્ય કરવાં ઉચિત નથી. સ્વાર્થ પરાયણ પુરૂષો સારાં નરસાં કર્મના વિચારમાં સમર્થ નથી હોતા પરન્તુ તેઓ તો દૈવને આધીન થઈને પાપાચરણજ કરે છે પરન્તુ પુણ્ય કર્મો કરવામાં સમર્થ નથી હોતા. સઘળા દેવતાઓ અને અસુર ગણોએ પ્રજાપતિદ્વારાજ જન્મ ગ્રહણ કર્યા છે અને એ સઘળાઓ સ્વાર્થમાં રાગવાળા હોવાથી પરસ્પર વિરોધ કરનારા છે. વેદમાં કહ્યું છે કે–દેવતાઓ સત્વગુણથી, મનુષ્ય ગણ રજોગુણથી, ને તિર્યક્‌ગણ તમોગુણથી જન્મો ધારણ કરે છે. " હે રાજન્ ! જો સત્વગુણથી ઉત્પન્ન થયેલા દેવતાઓ પણ સદા પરસ્પર વિરોધ કરે છે તો પછી મનુષ્ય અને તિર્યગ્ ગણોની જાતિવૈરતા સંઘટિત છે તો: એ વિષયમાં શું વિચિત્રત્વ દેખાય તેમ છે ? જ્યારે દેવતાગણ સદા અસંતોષી દ્વેષકલુષિત પરસ્પર વિરોધી અને પારકાનાં તપમાં વિઘ્ન કરનારા હોય છે તો નિઃસંદેહ જાણી લ્યો કે આ સંસારની અહંકારથીજ ઉત્પત્તિ થઇ છે જેથી તે સંસારની રાગદ્વેષાદિરહિત સ્થિતિ કેવી રીતે થઈ શકે ?[31-22]

**अहंकारसमुद्भूतःसंसारोऽयं नृपोत्तम ॥**
**रागद्वेषविहीनःस्तु सकथं भवतेनृप ॥ ५२ ॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે ચતુર્થસ્કંધમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો*

### માયામય જગત્ ને નારાયણની કથા.

**व्यास उवाच-**

**अथ किं बहुनोक्तेन संसारेऽस्मिन्नृपोत्तम ॥**
**धर्मात्माद्रोहबुद्धिस्तु कश्चिद्भवति कर्हिचित् ॥१॥**

* આ અધ્યાયમાં માયામય જગત્ ને નારાયણની કથા કહેવાશે.

વ્યાસ કહે છે—હે નૃપોત્તમ! અધિક કહેવાનુ શું પ્રયોજન છે? આટલુંજ કથન બસ છે કે, આ સંસારમાં હિંસાદ્વેષથી જનિત કલુષિત બુદ્ધિનો પરીત્યાગ કરી ધર્મ પરાયણ હોય એવા પુરૂષો ઘણા વિરલા છે. હે રાજેન્દ્ર! સત્યયુગમાં પણ આ સ્થાવર જંગમાત્મક જગત રાગદ્વેષથી વ્યાપ્ત હતુ અને આ સમયે તો કલુષિત કળિકાળ ઉપસ્થિત થયો છે, જેથી આ સમયમાં સંસાર રાગ દ્વેષથી વ્યાપ્ત દેખાય તેમાં પછી આશ્ચર્ય શુ છે? હે નૃપવર! જ્યારે દેવતાગણ દ્વેષ ને ઈર્ષાયુક્ત થઈ છલપરાયણ બને છે ત્યારે પછી તિર્યગ્ને મનુષ્યોની તો શુ કથા કહેવી? હે પૃથ્વીપતિ! દ્રોહ કરનારા જીવપ્રતિ દ્રોહ કરે કારણ તેમાં તો સમાનતાનાં દર્શન થાય છે પરન્તુ હિંસા રહિત શાન્ત જીવોના પ્રતિ દ્વેષ કરવો એ મહાદુષ્ટતા છે. ગમે તે કોઈ વ્યક્તિના શાન્ત, તાપસી, હિંસા રહિત, જપ પરાયણ ધ્યાનાસક્ત ઉપર ઇન્દ્રદેવ જે વિઘ્નો નાંખે છે તે ઇન્દ્રદેવની સ્પષ્ટપણે ખલતાનેજ દર્શાવે છે. હે રાજન્! સઘળા યુગોમાં સાધુ અસાધુને મધ્યમ એમ ત્રણ પ્રકારના મનુષ્યો દેખાય છે તેમાં જે સાધુઓ છે તેમને તો સર્વદાજ સત્યયુગ છે, અસાધુ છે તેને સદા કલિયુગ છે, અને જે જે યુગમાં ક્રિયા અને યોગ વ્યવસ્થિત છે તે દ્વાપરાત્મક કે ત્રેતાત્મક યુગ મધ્યમ મનુષ્યો વાસ્તે નિર્દિષ્ટ રહ્યો છે. હે રાજન્! આપ જાણો છો કે કયારેક કોઈ પણ સત્યધર્મનુ અનુવર્ત્તન કરે છે. નહી તો સઘળાઓ જે જે યુગ પ્રવર્તતો હોય તેના અનુસારે ધર્મપરાયણ રહે છે. હે રાજેન્દ્ર! ધર્મ સ્થિતિ વિષયમાં સર્વત્રજ વાસનારી કારણરૂપે કરી અવગતિ થાય છે ને તે વાસનાઓ મલીન હોય છે તો ધર્મ પણ મલીન થાય છે. આપ જાણો છો કે શુદ્ધ વાસના પુરાણ સાધ્ય હોવાથી તે થોડીજ થાય છે ને મલિન વાસના તો સ્વભાવથીજ અધિકતર થાય છે. આ મલીન વાસનાજ જીવગણોનો સમ્યક્ પ્રકારે સંહાર કરે છે. વાસ્તે મલીનવાસનાનું આચરણ કર્ત્તવ્યરૂપ નથી. હે નૃપોત્તમ! આ સઘળાં વચનોદ્વારા કૃષ્ણ અને ઇન્દ્રાદિનાં છલો તથા અધર્માચરણો ને આ પ્રકારે પાંડવ ગણોની અધર્મશીલતાનું કારણ તમે સમજી ગયો. હવે મુક્તિના નિમિત્તે તપાચરણશીલ નરનારાયણની દેહાન્તપ્રાપ્તિની કથા સાંભળો. બ્રહ્માના હૃદયથી ધર્મનામના એક પુત્ર ઉત્પન્ન થયા હતા. તે બ્રહ્મજ્ઞાનનિષ્ઠ સત્યવાદી અને સર્વદા વેદધર્મમાં અનુરાગી હતા. તે ગૃહસ્થ ધર્મના આશ્રયવાળા મહાત્મા મુનિ ધર્મ સાથે પ્રજાપતિ દક્ષની દશ કન્યાઓનો યથાવિધિ વિવાહ કરવામાં આવ્યો હતો. સત્યનિષ્ઠગણોમાં અગ્રણી તે ધર્મે તે કન્યાઓના ગર્ભથી હરિ કૃષ્ણ નર ને નારાયણ એમ ચાર પુત્રો ઉત્પન્ન કર્યા હતા. તેમાં હરિ કૃષ્ણ સદા યોગાભ્યાસમાં પરાયણ રહેતા હતા ને નર તથા નારાયણ પણ હિમાલય પર્વતપર આવી ઉગ્ર તપસ્યા બદ્રિકાશ્રમમાં કરતા હતા. આ તપસ્વીઓમાં પ્રધાન પુરાણ પુરૂષો ગંગાના સુવિખ્યાત તટપર ગાયત્રી સંજ્ઞક પરબ્રહ્મનો મંત્ર જપ કરતા હતા. હરિના અંશથી ઉત્પન્ન તે નરનારાયણ નામના બે મુનિઓએ પુરાં હજારવર્ષ પર્યન્ત તે સ્થાનમાં ઉત્તમ તપસ્યા કરી. તેમનાં તપ સંબંધી તેજથી ચરાચર સંપૂર્ણ જગત્ તપ્ત થઇ ગયું ને દેવરાજ ઇન્દ્રને પણ ક્ષોભ થઇ ગયો. સહસ્રલોચન ઇન્દ્ર ચિંતાવાળા થઇ મનમાં મનમાં કલ્પના કરવા લાગ્યા કે આ બંને ધર્મના પુત્રો તપમાં તત્પર ધર્મપરાયણ થયા

છે ને આ તપ સિદ્ધ થયા પછી તેઓ મારાં આ ઉત્તમ રાજ્યાસનપર અધિકાર કરી શકશે વાસ્તે આ વેળા તેમની તપસ્યા ભંગ કરવા સારૂં કોઇ પ્રકારનુ વિઘ્ન ઉત્પન્ન કરૂ. દેવરાજ ઈન્દ્ર આ અભિપ્રાયથી કામ ક્રોધને અતિ લોભને ઉત્પન્ન કરી ઐરાવત પર ચડી વિઘ્નાચરણ કરવા ગંધમાદન પર્વતપર આવ્યા ને તે પુણ્યાશ્રમમાં ઉપસ્થિત થઈ તે બને મહાત્મા મુનિઓનાં તેમણે દર્શન કર્યા. તેમના તપના તેજથી તેઓ સૂર્યના સમાન દીપ્તિમાન્ દીસતા હતા એ દેખીને દેવરાજે ઈન્દ્રે વિચાર કર્યો કે આ તે શુ બ્રહ્મા છે ! વિષ્ણુ છે કે સૂર્ય પોતે છે ? કે આ તે ધર્મના પુત્રો રૂષિઓ છે ? તપસ્યાદ્વારા આ મહાત્માઓ શુ કરશે ? આ પ્રકારે ચિતા કરતા શચીનાથ નરનારાયણના સમીપે જઇ વદવા લાગ્યા કે—હે ભાગ્યશાળી ઉભય ધર્મપુત્રો ! મુનિઓ ! તમારે શુ કાર્ય છે ? તમારી પ્રાર્થના છે ? હું તમારી તપસ્યાથી અતીવ સતુષ્ટ થયો છે વાસ્તે જે પ્રાર્થના કરશો તે નહી દેવા જેવુ હશે તોપણ હું તમને આપીશ વ્યાસ બોલ્યા-હે જન્મેજય ! તેમના સન્મુખ ઉભા ઉભા ઈન્દ્રદેવ આમ વાર વાર કહેવા લાગ્યા. પરન્તુ ઉભય મુનિઓ દૃઢ મનવાળા તથા ધ્યાનમાંજ મગ્ન હતા. આથી તેઓએ ઈન્દ્રને કશુ પણ ન કહ્યુ. આ દેખીને અમરરાજે ભયકર મોહિની માયાની કલ્પના કરી. સિહ વ્યાઘ્ર વૃક ઈત્યાદિ સમસ્ત હિસક જીવો તથા વૃષ્ટિ પવન અગ્નિ ઈત્યાદિ વારવાર ઉત્પન્ન કરીને ભય દેખાડવા લાગ્યા. જો કે શત્રુમોહિની માયા કરી ભય દેખાડયો તોપણ તે માયાદ્વારા પણ તે ઉભય ધર્મપુત્રો મુનિઓ વશ થઇ શકયા નહીં. વરદાનના અલોભી સિંહાદિ તથા અગ્નિ પવનાદિથી નિર્ભય એવા એ બે નરનારાયણ મુનિઓને દેખીને દેવરાજ ઈન્દ્રદેવ પોતાના સ્થાનકપર ચાલ્યા આવ્યા. પછી ઘેર ગયેલા ઇન્દ્ર દુખી થઈ ચિંતા કરવા લાગ્યા કે—સિંહ વ્યાઘ્રાદિ દ્વારા પણ આ બે મુનિઓ ભય પામીને પોતાના આસનથી ચલાયમાન થયા નહીં તોપછી તેમનાં ધ્યાનનો ભંગ કરવા કોઈ સમર્થ નથી. આ બે મુનિઓ ભય લોભાદિથી ચલિત ન થયા. તેઓ તો આદિ શક્તિ મહાવિદ્યા સનાતની ત્રિલોકેશ્વરી અદ્ભૂત રૂપિણી પરપ્રકૃતિ શ્રી ભુવનેશ્વરીનું ધ્યાન કરે છે. આ સમયે અનેક માયાનો જાણવા વાળો એવો કોણ સમર્થ છે કે તેઓના ધ્યાનમાં ભંગ કરે ! કારણ કે પરમા પ્રકૃતિ તો દેવાસુરથી થતી સઘળી માયાઓનુ પણ મૂળ છે. આ યોગમાયા મહાશક્તિના ધ્યાનમાં પરાયણ રહીને પાપથી મુક્ત રહેલા છે એવા આ બે મુનિઓના તપમાં ભગ કરવાને સમર્થ કોણ આ ત્રિલોકીમાં છે ? જેઓ સરસ્વતી બીજ કામબીજ ને માયાબીજનો જપ કરતા કરતા નિષ્પાપ ને વિશુદ્ધાત્મા થયા છે તથા જેઓનાં ચિત્તક્ષેત્રમાં શ્રીભુવનેશ્વરીનુ બીજ પ્રગટ થયું છે તેઓનાં વિઘ્નાચરણમાં કોણ સમર્થ છે ? હે મહારાજ ! માયાનો કેવો પ્રભાવ છે ? જુઓ ! શાકતગણોના અત્યાચારમાં સમર્થ કોઈ હોતુંજ નથી એમ જાણવા છતાં પણ દેવરાજ ઈન્દ્ર માયાથી મોહિત થતા ફરીવાર તેનો પ્રતિકાર કરવા સારૂ કામદેવ અને વસંતને બોલાવી કહેવા લાગ્યા કે—હે મનોભવ ! તમે આ સમયે રતિ અને વસંતને સાથે લઇને તથા અપ્સરાઓને ભેગી લઇને સત્વર ગંધમાદન પર્વતપર જાઓ. તે નરનારાયણ નામના બે પુરાતની મુનિઓ બદ્રિકાશ્રમમાં એકાન્તમાં બેઠા તપસ્યા કરે છે. હે મન્મથ ! તમે તેના પાસે જઈ તમારાં બાણોના પ્રભાવથી તેઓનું

ચિત્ત કામાતુર કરી મારૂં આ કાર્ય સંપાદન કરો તમારાં શરના આઘાતથી તેઓને તમે ચિંતાતુર તથા મોહિત કરો. તમારે કયારે પણ એઓનાથી કુંઠિત ન થાવું. હે મહાભાગ ! આ પ્રકારે તમે તે ધર્મપુત્રો મુનિઓને વશીભૂત કરો. હે કન્દર્પ ! આ સંપૂર્ણ સંસારમાં દેવતા દૈત્ય કે મનુષ્યગણોમાં એવું કોણ છે કે તાડિત થઇને તમારાં બાણથી વશીભૂત ન થયું હોય ? બ્રહ્મા, હું, ગિરિજાનાથ શંકર, ચંદ્રમા ને અગ્નિદેવ પણ તમારાં બાણથી મોહિત થાય છે. વાસ્તે તમારૂં બાણ તે મુનિઓના પ્રતિ પરાક્રમનો પ્રકાશ કરવામાં શું સમર્થ ન હોય ? પછી શુ વિચાર કરવો ન જોઈએ. તમારી સહાયતા કરવા વાસ્તે આ અપ્સરાઓને તમારી સાથે હું મોકલુ છું. આ રંભાદિ સમસ્ત મનોરમ અપ્સરાગણ પણ તે સ્થાનમાં આવે અને તિલોત્તમા રંભા અથવા તમે એકલાજ કાર્યસાધનમાં સમર્થ છો. આથી બધાં મળીને કાર્યને સપાદન કરશો. એમાં તો શુ આશ્ચર્ય છે ? શુ શકા છે ? હે મહાભાગ ! તમે કાર્યસંપાદન કરો ને હું તમને ઇચ્છિત વરપ્રદાન કરીશ. હે મન્મથ ! મેં એ ઉભય તપસ્વીઓને વરદાનનો લોભ દેખાડયો હતો પરન્તુ તેઓ બે શાન્તાત્મા તપસ્વીઓ પોતાના નિશ્ચિતાર્થથી ચળાયમાન થયાજ નહીં. આથી મારો યત્ન ને પરિશ્રમ સઘળો વિફળ થઈ ગયો છે. પછી મેં એ બે તપસ્વીઓને માયાનાદ્વારા અત્યન્ત ભય દેખાડયો હતો છતાં પણ તેઓ પોતાના સ્થાનથી ઉઠયાજ નહીં આથી મને ખબર પડી કે તેઓ દેહની રક્ષામાં પણ યત્નવાન નથી.[૨૨–૪૫] વ્યાસજી બોલ્યા- દેવરાજ ઇન્દ્રની આવી વાણી સાંભળી કામદેવે કહ્યું કે- હે ઇન્દ્ર ! હમણાંજ આપનું ઇચ્છિત કાર્ય હું સંપાદન કરીશ પરન્તુ એક વાત એવી છે કે—જો તે ઉભય તપસ્વીઓ વિષ્ણુ, મહેશ્વર, બ્રહ્મા, કે સૂર્યના ધ્યાનમાં પરાયણ હશે તો તો તો તેઓને વશીભૂત કરવા હું સમર્થ છું નહી તો જે પુરૂષો કામરાજ મહાબીજમંત્રના ધ્યાનમાં પરાયણ હોય છે તે દેવીભક્ત પુરૂષને વશીભૂત કરવામાં સમર્થ નથી. જો તે ઉભય તપસ્વીઓએ તે મહાશક્તિ મહાદેવીનો ભક્તિભાવથી આશ્રય કર્યો હશે તો તેઓ મારાં બાણથી દેખવામાંજ આવશે નહી.[૪૬–૪૯] ઈન્દ્રદેવે કહ્યું—હે મહાભાગ ! તમે કાર્યસાધનમાં તત્પર અનુચર ગણો સહિત ત્યાં જાઓ કારણ કે મારાં આ દુસાધ્ય હિતકર કાર્યને સાધનારો તમારાથી અધિક બીજો હોય છેજ નહીં.[૫૦] વ્યાસ વદે છે—હે જન્મેજય રાજા ! આ પ્રકારે ઈન્દ્રની આજ્ઞા થતાં કામદેવ વિગેરેની સ્વારી જ્યાં ધર્મપુત્રો નરનારાયણ બદ્રિકાશ્રમમાં દુષ્કર તપસ્યા કરતા હતા ત્યાં જવા ઉપડી ગઇ.[૫૧]

**इति तेनसमादिष्टा ययु सर्वे समुद्यताः ॥**
**यत्र तौ धर्मपुत्रौ द्वौ तेपातेदुष्करं तपः ॥५१॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવતવિષે ચતુર્થસ્કધમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠો.*

### વસંત લીલા કરી કામદેવે નરનારાયણને વિઘ્ન કર્યું.

**व्यास उवाच:—**

**प्रथमंतत्रसंप्राप्तोवसंतःपर्वतोत्तमे ॥**
**पुष्पिताःपादपाःसर्वेद्विरेफालिविराजिताः ॥१॥**

*આ અધ્યાયમા કામદેવ અનુચરો સહિત નરનારાયણને વસતલીલા કરી મોહ કરવા બદ્રિકાશ્રમમા ગયો ને નારાયણે પોતાના ઉરમાથી ઉર્વશી અપ્સરાને ઉત્પન્ન કરી એ કથા કહેવામાં આવશે.

વ્યાસ કહે છે—હે રાજન્! તે મનોહર ગંધમાદન પર્વતપર રૂતુરાજ વસંત પ્રગટ થયો. ભ્રમરાઓના સમુદાયથી શોભાયમાન તથા નાના પ્રકારનાં નવપલ્લવ પુષ્પોવાળાં સઘળાં તરૂવરો ત્યારે ત્યાં થઈ ગયાં. મનોહર આમ્રવૃક્ષો, બકુલવૃક્ષો, તિલકતરૂઓ, શોભાયમાન કિંશુકવૃક્ષો, શાલ તાલ ને તમાલનાં તરૂવરો તથા મધુકાદિ વૃક્ષો પુષ્પમાળાઓથી વિરાજમાન થતાં અનુપમ શોભાને ધારણ કરી રહ્યાં. તે વૃક્ષોના પ્રદેશોમાંથી કોયલના મધુર શબ્દો મનોહર શ્રવણ કરાવવા લાગ્યા. સઘળી લતાઓ પુષ્પિત થઈ વનસ્પતિઓને આલીંગન કરી રહી. પ્રાણી ગણ કામાતુર થઇ પોતપોતાની પ્રમદાઓમાં પ્રેમપૂર્વક અને પરસ્પર ક્રીડાસક્ત થયો તથા અત્યન્ત ઉન્મત્ત બની ગયો. મંદમંદ સુગંધી તથા સુખસ્પર્શ દક્ષિણ વાયુ ઢોળાવા લાગ્યો. સઘળી ઇન્દ્રિયો બળવાન થતાં મુનિગણોના વશમાંથી છટકવા લાગી. આ સમયમાં રતિ સહિત કામદેવ પંચબાણ કરમાં ધરી બદ્રિકાશ્રમમાં સત્વર જઈ વાસ કરી રહ્યો. સંગીતમાં કુશળ રંભા અને તિલોત્તમાદિ મુખ્ય મુખ્ય સઘળી અપ્સરાઓ તે મનોહર આશ્રમમાં આવી સ્વર તાલ ને લયના સહિત ગાન કરવા લાગી. મીઠાં મીઠાં સંગીતો, કોયલોની મધુર વાણીઓ અને ભ્રમરાઓના મધુર કલરવો શ્રવણ કરી તે ઉભય મુનિઓ જાગૃત થઈ ગયા. અકાળે રૂતુરાજ વસંતનો ઉદય તથા વનવૃક્ષોમાં પુષ્પોનો ઉદય દેખી નરનારાયણ મુનિઓ વિચારમાં પડી ગયા. "નિયમના વિના આ સમયે કેમ વસંતરૂતુનો ઉદય થયો? વળી આ સમયે સઘળી સૃષ્ટિ ચંચળ ને કામાતુર દેખાઈ રહી પણ છે. કાળધર્મનું વિપરીત થવું અતિ દુર્ઘટ છે છતાં શા પ્રકારથી આ ઘટિત થયું છે? આમ વિચારનાં વિસ્મયથી ઉત્ફુલ્લ નેત્રવાળા નારાયણ નર નામના મુનિના પ્રતિ બોલવા લાગ્યા.[૧-૧૧] નારાયણ કહે છે—હે ભ્રાતા! જુઓ! આ વૃક્ષ પુષ્પિત થઈ શોભાયમાન થઈ રહ્યાં છે. કોકિલોની કલ ધ્વનિઓ શ્રવણગોચર થાય છે અને તમામ ભ્રમરાઓ મધુર ગુંજારવ કરી આમતેમ વિહાર કરી રહ્યા છે. આ જુઓ! વસંતરાજ કેસરી પલાશ કુસુમરૂપ પોતાના ખર નખોથી શિશિરરૂપ ભયંકર માતંગને વિદારતો ઉપસ્થિત થયો છે. હે બ્રહ્મન્! જુઓ! શા વાસ્તે આ મનોહર સુખમાસપન્ન વસન્તલક્ષ્મી બદ્રીકાશ્રમમાં ઉદય પામી છે? હે દેવમુનિ! અભિનવ પલ્લવવાળા રાતાં આસોપાલવરૂપી હાથવાળી, સુપુષ્પિત ખાખરારૂપી ચરણોવાળી, પીળાં પલ્લવવાળાં નીલાં આસોપાલવના કેશવાળી, વિકાસ પામેલાં કમળરૂપ મુખડાંવાળી, શ્યામ ઇંદીવરરૂપ નયનોવાળી, બીલાંરૂપ સ્તનોવાળી, પ્રફુલ્લિત મોગરાનાં પુષ્પરૂપી દાંતવાળી, મંજરીરૂપ કર્ણવાળી, બપોરીયાંના પુષ્પરૂપ ઓષ્ઠવાળી, સિંધુવારના પુષ્પરૂપ નખોવાળી, કોયલના કુહૂકુહૂરૂપી સ્વરવાળી, કદંબરૂપી પરિધાનોવાળી, કદંબથી આચ્છાદિત પુત્રજીવ વૃક્ષોરૂપ રોમાવલિવાળી, મયૂરના સમૂહરૂપ અલંકારોવાળી, સારસોના સ્વરોરૂપી ઝાંઝરોવાળી, માધવીલતારૂપી કટિમેખલાવાળી અને મહોન્મત્ત હંસોરૂપી ગતિવાળી આ મનોહર સુંદર વસંતલક્ષ્મી બદ્રિકાશ્રમમાં પ્રાપ્ત થઈ છે. આ સમયે આ વિષયમાં મને આશ્ચર્ય થાય છે. તમે વિચાર કરી જુઓ કે આ વસન્તલક્ષ્મી અવશ્ય તપસ્યામાં વિઘ્ન કરનારી છે. જુઓ! સાંભળો! આ દેવતાઓની અપ્સરાઓ કેવા પ્રકારનું મનમોહન ધ્યાનનાશક ગાન

કરી રહી છે! એમ સમજાય છે કે આપણી તપસ્યાનો ભંગ કરવા સારૂં દેવરાજ ઇન્દ્રે આ બધા ઉપાય કરેલા છે. અસમયમાં ૠતુરાજ કેવી રીતે પ્રીતિને ઉત્પન્ન કરાવી શકે ? એથી સ્પષ્ટ વિદિત થાય છે કે અસુરારિ ઇન્દ્રે આપણી તપસ્યાથી ભય પામી તપસ્યાના ભંગના ઉપાયભૂત આ સઘળાં વિઘ્નો નિયોજિત કરેલાં છે. જુઓ ! આ કેવો શીતળ સુગંધી મનોહર પવનનો પ્રવાહ ચાલે છે ! આમાં તો ઇન્દ્રનાં કાર્ય શિવાય બીજા કોઇનું પણ કારણ દેખવામાં આવતું નથી. નારાયણ વિભુ એવા વિપ્રના આગળ નર નામના મુનિ આમ કહેતા હતા તેવામાં તો કામદેવ વિગેરે મંડળી તે મુનિઓની દૃષ્ટિમાં આવી પડી. નર નારાયણ ભગવાન એ બે કામદેવ વિગેરેની મંડળીને દેખી મહા આશ્ચર્ય પામ્યા. ત્યાર પછી નર અને નારાયણ મુનિવરોએ કામદેવ, મેનકા, રંભા, તિલોત્તમા, પુષ્પગંધા, સુકેશી, મહાશ્વેતા, મનોરમા, પ્રમદ્વરા, સંગીતજ્ઞાતા ધૃતાચી, ચારૂહાસિની ચન્દ્રપ્રભા, કોકિલકંઠવાળી સોમા, અંબુજાક્ષી, કાંચનમામાલિની, વિદ્યુન્માળા, એ તમામ તથા બીજી એકથી અનેક સુંદર કાયાવાળી અપ્સરાઓને સન્મુખ ઉભેલી દીઠી. આઠ હજાર પાંચસો અપ્સરાગણને કામદેવની બીજી વિશાળ સેના દેખીને બને મુનિઓ વિસ્મય પામ્યા. પછી દિવ્ય માળાઓથી શોભાયમાન દિવ્ય અલંકારોવાળી દેવતાઓની અપ્સરાઓ બંને મુનિઓને પ્રણામ કરી સન્મુખ ઉભી રહી. પછી તે સઘળી અપ્સરાઓએ પૃથ્વીતળમાં દુર્લભ અને કામદેવની વૃદ્ધિ કરનારૂં સ્વર્ગીય સંગીત ગાવું શરૂ કર્યું. ભગવાન્ વિષ્ણુસ્વરૂપ નર અને નારાયણ બને મુનિઓ તે સંગીતનું શ્રવણ કરી પ્રસન્નતાપૂર્વક તેઓના પ્રતિ વાણી બોલ્યા કે—હે શોભનમધ્યમા ! અપ્સરાઓ ! તમે સૌ સ્વર્ગથી અતિથિધર્મમાં અહીં આવી છો વાસ્તે તમે આ સ્થાનમાં સુખપૂર્વક રહો. અમે ભલા પ્રકારથી તમારો અતિથિ સત્કાર કરશું.[૩૨] વ્યાસજી વદે છે—હે રાજન્ ! દેવરાજ ઇન્દ્રે તપસ્યામાં વિઘ્ન કરવાની ઇચ્છાથીજ અવશ્યમેવ આ અપ્સરાઓને મોકલી છે એમ ચિંતા કરી નર નારાયણ ઉભય મુનિઓએ અભિમાનમાં પૂર્ણ થઇને વિચાર કર્યો કે—આ સમય આ અપ્સરાથી પણ શ્રેષ્ઠ દિવ્યરૂપ સંપન્ન નવી અપ્સરાઓને ઉત્પન્ન કરીને પોતાનાં તપોબળને દેખાડીએ." મનમાં આ પ્રકારે વિચાર કરી નારાયણે ઉરૂ તાડન કરીને તરતજ એક સર્વાંગ સુંદરી ઉત્પન્ન કરી તે શુભાંગના મુનિવરના ઉરૂસ્થળમાંથી પ્રગટી હોવાથી ઉર્વશી નામથી વિખ્યાત થઈ પછી એ સઘળી અપ્સરાંઓ ઉર્વશીને દેખીને અત્યન્ત આશ્ચર્યમાં પડી ગઈ. ત્યારપછી તે નારાયણે ઇન્દ્રે મોકલેલી અપ્સરાઓની સેવા કરવા સારૂં બીજી તેટલીજ સ્ત્રીઓ ઉત્પન્ન કરી. તે ઉત્પન્ન થયેલી સમસ્ત અપ્સરાઓએ નાના પ્રકારનાં દ્રવ્યો હાથમાં લઈ ગીત ગાતી અને હાસ્ય કરતી કરતી બે હાથ જોડતી મુનિના આગળ આવીને ઉભી રહી. ને મુનિના ચરણોમાં પડી ઇન્દ્રની મોકલેલી દેવાંગનાઓ બીજાઓને મોહિત કરનારી હોવા છતાં પણ પોતાનાં મનને ભ્રમ કરનારી તપસ્યાનાં ફળની સંપત્તિરૂપ સ્વરૂપિણી સર્વાંગ સુંદરી ઉર્વશીને દેખીને મોહિત થઈ ગઇ, અને તેઓનાં સઘળાં અંગો રોમાંચથી ફુલી ગયાં. પછી તેઓ પોતપોતાનાં વદન કમળની પરમ શોભા વિસ્તારિત કરીને બને મુનિઓના પ્રતિ વદવા લાગી કે—હે દેવયુગલ ! અમે બાળાઓ છઈએ,

અમને કશું પણ જ્ઞાન નથી. આપની તપસ્યાનું માહાત્મ્ય અને આપનું ધૈર્ય દેખીને અમે કેવા પ્રકારે આપનીસ્તુતિ ગાવાનેસમર્થ થઈ શકીએ ! અહો ! અમારા કટાક્ષરૂપ વિષદગ્ધબાણથી જે દગ્ધ નથી હોતો એવો કોઈ પણ પુરૂષ પૃથ્વીતળમાં દેખાતો નથી. પરન્તુ એનાથી ફકત આપનાજ મનમાં કશો પણ વિકાર દર્શન દેતો નથી. આટલા વાસ્તે આપનું માહાત્મ્ય અતિ આશ્ચર્યજનક છે. અમને ખબર છે કે આપ બે વિષ્ણુના અંશરૂપ દેવ અને મનનશીળ તથા શમદમાદિના વિધિરૂપ છે. આપની સેવાના વાસ્તે અમે આ સ્થાનમાં આવી નથી પણ આપની તપસ્યામાં વિઘ્નસંપાદનરૂપ દેવરાજ ઈન્દ્રનુ કાર્ય સાધવા સારૂંજ અમે સૌ આ આશ્રમમાં આવેલી છઇએ. અમે આ પ્રકારે દુર્જન હોવા છતાં પણ અમારાં કોઈ સચિત ભાગ્યનાં ફળથી આપનુ અમને દર્શન થયું છે. આથી અમે અવગત નથી અને અમારા સમાન અપરાધી વ્યક્તિઓ પ્રતિ શાપાદિ પ્રદાનમાં સમર્થ છો છતાં પણ પોતાનાં જન જાણીને આપે શાપાદિ પ્રદાન નહી કરીને મનના તાપ દુર કર્યા છે. આથી આપનો ક્ષમા ગુણ અત્યન્ત પ્રશસનીય થયો છે. એમ અમે જાણીએ છીએ. મહાનુભાવ પડિતજનો તુચ્છ ફળ આપનારા શાપાદિથી પોતાની તપસ્યાનો વ્યય કરે છે.[૩૩-૪૨] વ્યાસમુનીશ્વર બોલ્યા—હે જન્મેજય ! કામ ને લોભપર વિજય કરનારા તે ધર્મપુત્રો નર તથા નારાયણ સુરાંગનાઓનાં વિનય ભરેલાં વચનો સાંભળીને પ્રેમયુકત તથા પ્રસન્નવદન થયા. અને પોતાનાં તપની પ્રભાથી પ્રદીપ્ત શરીરવાળા તે બે મુનિઓ અપ્સરાઓ પ્રતિ બોલ્યા કે—હે રમણીઓ ! અમે તમારા ઉપર સંતુષ્ટ થયા છીએ. તમે ઈચ્છિત વરદાન માગો. અમે આ પ્રસંગે વર આપીશુ. પછી તમે આ શોભાયમાન નેત્રોવાળી ઉર્વશીને સાથે લઈ સ્વર્ગમાં ચાલી જાઓ. દેવરાજના ઉપહારસ્વરૂપ આ મનોરમા બાળિકા ઉર્વશી તમારી સાથે ભલે આવે. અમે ઈન્દ્રદેવને પ્રીતિને લીધે હૃદયમાંથી પ્રગટ કરી આ ઉર્વશીનુ પ્રદાન કર્યુ છે, આ સમયે સઘળા દેવોનુ કલ્યાણ થાઓ. તમે પોતપોતાના સ્થાનકમાં હવે જાઓ. હવે પછીએ કોઈની તપસ્યામાં તમારે વિઘ્નન કરવુ.[૪૩-૪૧] અપ્સરા મડળી બોલી—હે નારાયણ ! હે સુરશ્રેષ્ઠ ! પરમભકિતના વશથી આપનાં ચરણ કમળોને સપાદન કરી અમે અત્યન્ત આનદ પામ્યા. છીએ. આ વેળા અમે હવે કયાં જઇએ ? હે નાથ ? હે મધુસૂદન ! હે કમલલોચન ! આપ અમારાપર સંતુષ્ટ થઈ અમને ઇચ્છિત વર વરવા કહો છો તો અમે અમારો મનોરથ આપને જણાવીએ છીએ તે સાંભળો. હે દેવેશ ! આપ જગત્તના પતિ છો એટલા વાસ્તે આપ અમારા પણ પતિ બનો. હે પરતપ ! અમે બધી પ્રસન્ન મનથી આપની સેવામાંસદા પરાયણ રહેશુ.આપે જેસઘળે.નારીગણઉત્પન્ન કર્યોછે તે શોભાયમાન નેત્રવાળીરમણીઓ પણ આ સ્થાનમાં વિદ્યમાન છે. આ સમયે ઉર્વશી ઈત્યાદિ નારીગણ સઘળો આપની આજ્ઞાથી સ્વર્ગમાં આવે અને અમે સોળહજાર પાંચસો રમણીઓ આ સ્થાનમાં આપની સેવા કરતી રહીએ. હે માધવ ! આપ દેવતાગણોના પ્રભુ છો વાસ્તે અમને વાંછિત વરદાન આપી સત્યભાષી આપ બનો. તત્ત્વદર્શી ધર્મવેત્તા મુનિઓ કહે છે કે—કામાતુર સ્રીઓની આશાનો ભંગ કરવાથી હિંસાજનિત પાપમાં પટકાવું પડે છે. અમે ભા-

અયોગથી સ્વર્ગમાંથી આ સ્થાનમાં આવી પ્રેમમાં ડૂબી ગઈ છઇએ. હે દેવેશ ! આપ જગતના સ્વામી છો જેથી સઘળાં કાર્યોમાં આપ સમર્થ છો. જેથી આપે અમારો પરિત્યાગ ન કરવો જોઈએ.[૪૭–૫૩] નારાયણ બોલ્યા—હે તન્વંગી અપ્સરાઓ ? મેં આ સ્થાનમાં પુરાં એક હજાર વર્ષ પર્યન્ત તપસ્યા કરી છે ને જિતેન્દ્રિય રહ્યો છુ. આ વેળા વિષયસંગમાં લિપ્ત થઇને કેવી રીતે મારી તપસ્યાનો હું ભંગ કરી શકું ? પરમાનંદ ને ધર્મના વિનાશક વિષય સંભોગના સુખમાં મારી વાસના પ્રગટતીજ નથી. કારણ કે કોણ બુદ્ધિમાન્ મનુષ્ય પશુના સમાન વિષયના સંભોગરૂપ ધર્મમાં પ્રવૃત્તિ કરવા ઈચ્છે છે ? [૫૪–૫૫] અપ્સરાઓ બોલી—હે મુનિવર ! શબ્દાદિ પાંચ વિષયોમાં જે સ્પર્શ વિષયનુ સુખ છે તે આનંદરસ મૂલક છે, શ્રેષ્ઠ છે ને તેના સમાન બીજુ શ્રેષ્ઠ સુખ કોય નથી. વાસ્તે આપ અમારાં વચનોના અનુસારે કાર્ય કરી આનંદરસ ભોગ કરો. આપ આ ગંધમાદન પર્વતમાં અત્યન્ત સુખ પ્રાપ્ત કરી વિહાર કરો ને આપને જો સ્વર્ગની કામના થતી હોય તો માનો કે ગંધમાદનથી શ્રેષ્ઠ બીજુ કોય સ્વર્ગ નથી આપ આ પરમ મનોહર શોભાયમાન સ્થાનમાં સુરાંગનાઓના ગણો સહિત પરમ આનંદથી વિહાર કરી પરમ આનંદ રસનો અનુભવ કરો.[૫૬–૫૯]

**यदि वांछसि नाकं त्वं नाऽधिको गंधमादनात्॥**
**रमस्वाऽत्र शुभेस्थाने प्राप्य सर्वाः सुरांगनाः ।६९।**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

### અહંકારનું આવરણ.

**व्यास उवाच-**

**इत्याकर्ण्य वचस्तासां धर्मपुत्रः प्रतापवान् ॥**
**विमर्शमकरोच्चित्ते किं कर्त्तव्यं मयाऽधुना ॥१॥**

વ્યાસ કહે છે—અપ્સરાઓનાં વચનો સાંભળી પ્રતાપવાન ધર્મપુત્ર નારાયણ 'હવે મારે શુ કરવું' એમ ચિત્તમાં વિચાર કરવા લાગ્યા. કે—જો હું આ વેળા વિષય સંગમાં પ્રવૃત્તિ કરૂ તો ખરેખર મુનિગણોમાં હુ એક ઉપહાસ્યતાને પાત્ર બનું. અહંકારજ ધર્મના વિનાશનું આદિ મૂળ છે ને પ્રધાન કારણ છે અને અહંકારથીજ આ દુઃખ ઉપસ્થિત થયું છે જેથી એ વિષયમાં વિચારવા પ્રયોજન નથી. મહાત્મા મહર્ષિઓ કહે છે કે—આ સંસાર રૂપ વૃક્ષની જડ આ અહંકારજ છે. મે વારાંગનાઓને દેખી મૌનનો આશ્રય નહી કર્યો પરંતુ અપ્સરાઓ સાથે મેં વાતચિત કરી અને એથીજ દુઃખનો ભાજન હું થયો. ખાસ કરીને સ્ત્રીઓની ઉત્પત્તિ ધર્મના વિનાશ વાસ્તેજ થઈ છે. ઈન્દ્રદેવે મોકલેલી આ ઉત્તમ મનોહર પ્રમદાગણ કામાતુર બની તપોધર્ષણ તપના નાશ કરવામાં પ્રવૃત્ત થઇ છે અને જો મે અહંકારથી ઉર્વશી આદિને ઉત્પન્ન ન કરી હોત તો મને આ દુઃખ ઉપસ્થિત થાત નહીં. આ સમય હું ઉર્ણનાભ (કરોળીયો) ના સમાન મારી બનાવેલી દૃઢ જાળમાં સ્વયં હું પોતેજ બંધાઈ ગયો છું. હવે મારે શુ કરવુ ઘટે ? આ તપનો નાશ કરનારી સ્ત્રીઓનો ત્યાગ કરતાં શી હાનિ છે એનો વિચાર કરી જો હુ આ અબળાગણનો

* આ અધ્યાયમા અહંકારના આશ્રયથી મહા સંતાપો આવી પડે છે એમ દર્શાવવા નારાયણ મુનિ પોતાના દૃષ્ટાન્તથી વિમળ બોધ કરે છે.

અનાદર કરૂં તો તે બધી ભગ્ન મનોરથવાળી થતાં કેવળ શાપ આપીને ચાલી જશે. અને આમ થતાં ભારી વિપત્તિથી છૂટી વિજનસ્થાનમાં ઉત્તમ તપસ્યા કરવામાં હું સમર્થ રહી શકીશ. આટલા વાસ્તે ચાલ ! ક્રોધ પ્રગટ કરી તે સુંદરીઓનો હું પરિત્યાગ કરૂં [૧–૭] વ્યાસમુનિ કહે છે–હે જન્મેજય રાજા ! નારાયણ મુનિ સુખોત્પાદન–સાધનાર્થે આવો વિચાર કરી ફરી મનમાં વિચાર કરવા લાગ્યા કે–આ બીજો શત્રુ ક્રોધ ત્રિલોકીને સંતાપદાયક છે. તે ક્રોધ કામથી પણ અધિક બળવાન ને લોભથી પણ અતીવ દારૂણ છે. મનુષ્યલોકો ક્રોધને વશ થઇ પ્રાણઘાતક હિંસાઓ કરી નાંખે છે. પ્રાણીમાત્રને દુઃખરૂપ તથા નર્કરૂપ બગીચાની વાવડી સમાન હિંસા કહેલી છે. અને સઘળા જીવોને દુઃખ દેનારી છે. જેમ વૃક્ષોનાં સંઘર્ષથી અગ્નિ ઉદભવે છે અને પોતાની ઉત્પત્તિનાં કારણરૂપ તે વૃક્ષોનેજ બાળી નાંખે છે એ પ્રકારે દારૂણ ક્રોધ પણ દેહમાંથી ઉત્પત્તિ પામીને દેહનેજ બાળે છે.[૧૦] વ્યાસજી વદે છે–ધર્મના નાના પુત્ર નર નામના મુનિએ ભ્રાન્તાને આ પ્રકારે ચિંતા કરતા દેખી તથા દીન મનવાળા દેખી યથાર્થ વચનો કહ્યા.[૧૧] નરમુનિ કહે છે–હે નારાયણ ! આપ મહાભાગ ને મહામતિ છો. એટલા વાસ્તે ક્રોધભાવને દુર કરી શાન્તભાવનાં અવલંબનપૂર્વક દુર્ધર્ષ અહંકારનો વિનાશ કરો. આપને શું સ્મરણ નથી કે પૂર્વે અહંકારના દોષથીજ આપણી તપસ્યા નષ્ટ થઈ હતી. અને દિવ્ય સહસ્રવર્ષ સુધી પ્રલ્હાદજીના સાથે અત્યન્ત અદભૂત સંગ્રામ ઉપસ્થિત થયો હતો હે સુરોત્તમ ! એ સંગ્રમમાં આપણને અતીવ દુઃખ થયું હતું એટલાવાસ્તે હે મુનીન્દ્ર ! આપ ક્રોધ ભાવનો ત્યાગ કરી શાન્તભાવનું અવલંબન કરો. " મુનિઓ કહે છે કે–તપસ્યાનું મૂળ એકજ શાન્તિ માત્ર છે.[૧૨–૧૬] વ્યાસ મુનિ બોલ્યા–હે રાજન્ ! નરમુનિની વાણી સાંભળી ધર્મનંદન નારાયણમુનિએ શાન્તભાવનો આશ્રય કર્યો. જન્મેજય બોલ્યા–હે વ્યાસ ! મહાત્મા પ્રલ્હાદજી શાન્ત અને વિષ્ણુ ભક્ત હતા. પૂર્વકાળમાં એમના અંગે શું ઉદ્દેશથી સંગ્રામ થયો હતો ? નરનારાયણ મુનિઓ એમના સાથે કેવી રીતે યુદ્ધ કર્યું હતું ? આ વિષયમાં મને અતીવ સંશય ઉત્પન્ન થાય છે. ઉભય ધર્મપુત્રો તાપસી અને શાન્ત ચિત્તવાળા હતા તેમના સાથે દૈત્યના પુત્રનો સમાગમ શું કારણથી થયો હતો ? એ મહાત્માના સામે ઊભય રૂષિઓએ કેવી રીતે સંગ્રામ કર્યો હતો ; પ્રલ્હાદ પણ અત્યન્ત ધાર્મિક જ્ઞાનવાન્ તથા એકાન્ત વિષ્ણુ પરાયણ હતા. નરનારાયણ પણ સત્વગુણ સંપન્ન તાપસી હતા. આટલાવાસ્તે પ્રલ્હાદના સંગે જો નરનારાયણને વૈરભાવ ઉત્પન્ન થયો હતો તો પહેલાં સતયુગના સમયમાં પણ તપસ્યા ધર્મમાં કેવળ શ્રમમાત્રનું દર્શન થાય છે તથા જપ તપ સઘળાં પણ વૃથા હોય તેવો બોધ થાય છે. આવા તપસ્વીઓ પણ ક્રોધાવૃતતથા અહંકારાવચ્છન્ન ચિત્તને શું ન જીતી શકયા ? કારણ કે અહંકારના અંકુર વિના ક્રોધ અને માત્સર્ય કયારે પણ ઉત્પન્ન થતાંજ નથી. અહંકારથીજ કામક્રોધાદિની ઉત્પત્તિ થાય છે. કોટિસહસ્રવર્ષ કઠીન તપસ્યા કર્યા પછી પણ જો અહંકારનો અંકુર ઉત્પન્ન થાય છે તો તે સઘળું તપ વ્યર્થ બની જાય છે. જેમ સૂર્યનો ઉદય થાય છે ત્યારે અંધકારનો લેશ માત્ર પણ નથી રહી શકતો તે પ્રકારે અહંકારના અંકુરનો અગ્ર ભાગ ઉદય પામે છે ત્યારે લેશ માત્ર પણ

પુણ્ય નથી રહી શકતું. પ્રલ્હાદે પણ બળવાન હરિના સાથે યુદ્ધ કર્યું હતું, ત્યારે પછી તો પૃથ્વીમાં સુકૃતો પણ સઘળાં વિફળ થઈ ગયાં છે. શાન્તચિત્તવાળા નર નારાયણ મુનિઓએ પરમ પદાર્થરૂપ તપસ્યાનો ત્યાગ કરી યુદ્ધ કર્યું હતુ ત્યારે તેઓની શાન્તિ અને સુકૃતિ કયાં ભાગી ગઇ હતી ? ખરેખર આ ઉભય સત્વ ગુણવાળા મુનિઓ પણ અહંકારને ન જીતી શકયા, તો પછી મારા સમાન અસાર ચિત્તવાળા પુરૂષોને અહંકારના નાશના સંબંધમાં પછી શું કહેવું ઘટે છે ! આ પ્રકારે મહાન્ વ્યક્તિના સમુદાય પણ અહંકારથી મુક્ત ન હતા તો પછી ત્રણે ભુવનોમાં અહંકારથી રહિત બીજું કોણ હોઈ શકે ? હું નિશ્ચય પૂર્વક જાણુ છું કે આ વિશ્વમાં અહંકાર રહિત કોઈ થયું નથી અને થાશે પણ નહી. લોહની બેડીથી કે કાષ્ટની બેડીમાંથી મનુષ્યો મુક્ત થઈ શકે છે પરન્તુ એકવાર અહંકારરૂપ બેડીથી બંધાયો પુરૂષ પાછો કયારે પણ એનાથી મુક્ત નથી થઈ શકતો. આ સ્થાવર જંગમાત્મક સકળ જગત્ અહંકારથીજ આવૃત થયું વિષ્ટામૂત્રથી દોષવાળા આ સંસારમાં ભ્રમણ કર્યા છે આથી કરીને મોહથી ઢંકાયેલા આ સંસારમાં બ્રહ્મજ્ઞાન કયાં છે ? હે સુવ્રત ! મીમાંસક ગણોનો કર્મ પ્રધાન મતજ સંગત તથા સમીચીન દેખાતો જણાય છે. હે મુને ? જયારે મુખ્ય મુખ્ય પુરૂષો પણ કામ ક્રોધાદિથી ગળાયેલા થયા છે ત્યારે કલિયુગમાં મારા સમાન લઘુમનવાળાની પછી વાતજ શુ રહી ? ૧૭-૬૩

વ્યાસમુનિ કહે છે—હે ભરતકુળભૂષણ ! કાર્ય કારણથી ભિન્ન હોય છે, એમ કયા પ્રકારે કહી શકાય ! કટક અને કુંડલ ઉપાધિભેદથી ભિન્ન હોવા છતાં પણ ઉભય પોતાનાં કારણરૂપ સુવર્ણના સમાન છે. આ સઘળું ચરાચર બ્રહ્માંડ અહંકારથી ઉત્પન્ન થયું છે. વસ્ત્રનું કારણ તંતુ છે એટલા વાસ્તે વસ્ત્ર જેમ તંતુથી અભિન્ન હોઈ શકતું નથી તેમ ચરાચરના સહિત આ સંપૂર્ણ બ્રહ્માંડ અહંકારથી ઉત્પન્ન પામેલું અહંકારથી અલગ કેવા પ્રકારે રહી શકે ? નાના તણસલાથી લઇને ઠુંઠા પર્યન્ત સ્થાવર જંગમાત્મક આ જગત્ સઘળું માયાના ત્રણ ગુણોથી વિરચિત છે વાસ્તે માયામયત્વથી તે જગત્‌ના મિથ્યા હોવાના પ્રસંગ પછી જ્ઞાની જનોને જગત્‌થી શું દુખ છે ? હે નૃપસત્તમ ! બ્રહ્મા વિષ્ણુ ને મહાદેવ પણ અહંકારથી મોહિત થઇને આ અગાધ સંસાર સમુદ્રમાં ભ્રમણ કરે છે. વસિષ્ઠ નારદાદિ મહાજ્ઞાની મુનિઓએ પણ આ સંસારમાં વારંવાર જન્મ મરણ ગ્રહણ કર્યા છે. અને કરે છે. હે રાજેન્દ્ર ! આ ત્રૈલોકય મંડળમાં એવુ કોઈ પણ દેહધારી નથી કે જે માયાના ગુણોથી એકવાર પણ મુક્ત શાન્ત પરમાત્મ સુખમાં અવસ્થિત થઈ શકે ! હે નૃપોત્તમ ! કામ ક્રોધ લોભ મોહ તથા સઘળાં અહંકારથી ઉત્પન્ન છે. આ દેહધારીયોમાં કોઇનો પણ પરિત્યાગ અહંકાર કરતોજ નથી. સઘળાં વેદશાસ્ત્રો અધ્યયન અને સઘળાં પુરાણોની આલોચના, તીર્થાટન સ્નાન દાન ધ્યાન તથા દેવાર્ચના કરીને પણ મનુષ્યગણ વિષયાસક્ત થઇને ચોરના સમાન સઘળાં કર્મ છે. તેઓ કામાંધ મોહાંધ ને મદાંધ થઇને પ્રથમ કશોપણ વિચાર કરવામાં સમર્થ નથી થતાં હે કુરૂનંદન ? આ સંસારમાં સત્યયુગ દ્વાપરયુગ ને ત્રેતાયુગ એ ત્રણે યુગોમાં જ્યારે ધર્મ આ પ્રકારે વિદ્ધક્ષત ને વિક્ષત થયો છે ત્યારે આ કલિયુગની શું કથા ! આ કલિયુગમાં સર્વદાજ દ્રોહ

લોભ અને અમર્ષાદિ વર્ત્તમાન રહે છે. આથી આ કાળતો અતીવ દુષિત હશે જેથી એની શું વાત કરવી? આ કાળમાં મત્સરહીન ક્રોધજિત્ અમર્ષજિત્ સાધુ પુરૂષ અત્યન્ત વિરલા છે. કેવળ આદર્શ દેખાડવાને કોઈ કોઈ શાન્તચિત્તવાળી વ્યક્તિ વર્તમાન જણાય છે.[૩૪-૪૬] રાજાએ કહ્યું–હે મુનિ! જે મોહ રહિત જીતેન્દ્રિય ને સદાચાર સંપન્ન છે તેઓ ધન્ય અને પુણ્યવાન છે. તેઓએ આ ત્રિલોકીને જીતી લીધી છે. હે મુનિવર! મારા મહાત્મા પિતાએ જે કાર્ય કર્યું છે એથી હું દુઃખી છું. અપરાધ વિના તપસ્વીના ગળામાં મરેલો સાપ નાંખ્યો હતો. તેઓનું એ પાપ યાદ કરતાં હું અત્યન્ત દુઃખી ને કિલષ્ટ થાઉં છુ. આટલા વાસ્તે હે મુને! આપ કહો, હુ એનો શો પ્રતિકાર કરી શકું? હે ભગવન્! બુદ્ધિદોષથી આ વિષયમાં શું સંઘટિત હશે તે હું નથી કહી શકતો! મૂઢાત્મા મધુની લાલચથી મધુજ દેખે છે પણ સામે પ્રાણોનો સંહારક મહા પર્વત પડયો છે તેને તે બુદ્ધિના દોષથી કયારે પણ નથી દેખી શકતો! આ પ્રકારે સઘળા લોકો નિન્દિત કર્મો કરે છે અને સન્મુખ જે ઘોરતર ભયકર નરક ખડુ છે તેને તે મોહના વશીભૂત થઈને નથી દેખી શકતો. આથી નર્કથી તે ડરતો પણ નથી. હે મુનીન્દ્ર! પૂર્વકાળમાં કેવા પ્રકારે યુદ્ધ થયુ હતુ તે કહો. પ્રલ્હાદના સગે નરનારાયણનું યુદ્ધ ઉપસ્થિત થયું હતું તે મને કહો- એ આપ વિસ્તારથી મને કહો. પ્રલ્હાદ પાતાળમાંથી સારસ્વત મહાતીર્થમાં તથા પુણ્યકર અને પવિત્ર બદ્રિકાશ્રમમાં શા વાસ્તે આવ્યા હતા! તે આપ મને કહો, હે મુનિ! શાન્ત ચિત્તવાળા નરનારાયણ મુનવરોએ શા વાસ્તે પ્રલ્હાદ સાથે યુદ્ધ કર્યું? ધન, સંપત્તિ, સ્ત્રી, કે સ્વભાવથી પરસ્પર વિવાદ થાય છે તો તે મુનિઓ તો વાસના રહિત હતા તો વાસ્તે સંગ્રામમાં પ્રવૃત્ત થયા હતા! પ્રલ્હાદજી તો ધર્માત્મા હતા ને જાણતા પણ હતા કે આ બે નર નારાયણ મુનિઓ સનાતન દેવતાના અશો છે. છતાં શું કારણે તેમણે તેઓ સાથે યુદ્ધ કર્યું હતુ. હે બ્રહ્મન્! આનુ કારણ વિસ્તારથી મને સાંભળવા તીવ્ર વાસના ઉત્પન્ન થઈ છે.[૪૭-૫૫]

कृतवान् कथं युद्धं नरनारायणो मुनी ॥
एतद्विस्तरतो ब्रह्मन् श्रो[तु]मिच्छामि कारणम्

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષેચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો*

### પ્રલ્હાદ ને નારાયણનો સમાગમ.

**सूतउवाच—**

इतिपृष्टस्तदाविप्रोराज्ञापारिक्षितेनवै ॥
उवाचविस्तरात्सर्वंव्यासःसत्यवतीसुतः ॥१॥

સૂતપુરાણી કહે છે–હે મુનિઓ! જન્મેજય રાજાએ જ્યારે વ્યાસમુનિને આવા પ્રશ્નો કર્યા ત્યારે સત્યવતી પુત્ર વિસ્તારથી સઘળી કથા કહેવા લાગ્યા. ધર્માત્મા જન્મેજયે એ સઘળો ઈતિહાસ સાંભળી પોતાના પિતા ઉત્તરાતનય પરિક્ષિત્તના દુશ્ચરિતને સમજી અત્યન્ત ખેદ કરવા લાગ્યા. તેમના પિતાએ બ્રાહ્મણની અપમાનતાના કારણરૂપ પાપાચારથી યમલોકમાં ગમન કર્યું, તેત્રનો ઉદ્ધાર કરવા સારૂં તે સદાય મનમાં ચિંતા કરવા લાગ્યા. હે રૂષિઓ! પુંમ નામના નરકથી રક્ષા કરવાના કારણે આત્મજનુ 'પુત્ર' એવું નામ

* આ અધ્યાયમા પ્રલ્હાદ અને નારાયણના સમાગમની વાત આવશે.

પડયું છે. વાસ્તે હરકોઈ ઉપાયથી પિતાની રક્ષા કરવાથી આત્મજનું 'પુત્ર' એવું નામ સાર્થક થાય છે- ઉતરાના પુત્ર રાજા પરિક્ષિતે બ્રાહ્મણના શાપથી સ્નાનદાનરહિત રહી મહેલના ઉપર પ્રાણ ત્યાગ કર્યો હતો. પિતાની આ પ્રકારે દુર્ગતિ સાંભળી પરિક્ષિતના પુત્ર મહાભાગ નરપતિ જન્મેજય અત્યંત સંતાપ પામી ભયથી ચંચળ થઈ દુ:ખ પામ્યા હતા. પછી રૂષિ શ્રેષ્ઠ નિર્મલાત્મા વ્યાસજી ઘેર આવ્યા હતા. ત્યારે તેઓએ આ અત્યંત વિસ્તારવાળી નરનારાયણની કથા પુછી હતી. રૂષિવર વ્યાસદેવજી જન્મેજયનો પ્રશ્ન સાંભળી વદવા લાગ્યા કે—હે નૃપતિ ! જ્યારે ઉગ્રવીર્યવાળો અસુરરાજ હિરણ્યકશિપુ માર્યો ગયો ત્યારે તેના રાજ્યપર તેના પ્રલ્હાદ નામના પુત્રનો અભિષેક થયો હતો. દેવ બ્રાહ્મણપૂજક તે દૈત્યરાજ પ્રલ્હાદ રાજ્યશાસન કરવા લાગ્યા, આ વેળા પૃથ્વીતળમાં વસનારા રાજાના સમુદાયો શ્રદ્ધાયુકત થઈ અનેક પ્રકારના યજ્ઞોનું અનુષ્ઠાન કરીને દેવતાઓને તૃપ્ત કરવા લાગ્યા. પલ્હાદના રાજત્વકાળમાં બ્રાહ્મણો તપસ્ય ધર્મ અને તીર્થયાત્રામાં પરાયણ હતા. વૈસ્યગણો પોતપોતના વ્યાપારાદિ કાર્યમાં આસકત હતા ને શુદ્રજનો સેવાપરાયણ મનવાળા હતા. હરિના અવતાર નૃસિંહદેવે પ્રલ્હાદજીને પાતાળતળમાં સ્થાપિત્ત કર્યા હતા ને ત્યા પ્રલ્હાદજી પ્રજાપાલનમાં પરાયણ થઈ રાજ્ય કરતા હતા. કોઈ સમયે બ્રગુના પુત્ર મહાત્મા ચ્યવનમુનિ નર્મદાનાં જળમાં સ્નાન કરવા સારૂં વ્યાહ્રતીશ્વર નામના તીર્થમાં ગયા હતા. એ સ્થાનમાં મહાનદી દેખીને તેમાં સ્નાન વાસ્તે ઉતરતા ચ્યવનને તેમાંથી એક ભયંકર નાગે પકડયા, તે નાગદ્વારા ગળાતા ચ્યવન મુનિ પાતાળમાં પહોંચી અત્યન્ત ભયથી મનમાં ભગવાન દેવદેવ જનાર્દન વિષ્ણુની સ્મૃતિ કરી હતી. પુંડરીકાક્ષ ભગવાનનું સ્મરણ કરવાથી તે મહાસર્પ વિષ રહિત બની ગયો હતો એથી મુનિવર પાતાળમાં પહોંચી ગયા છતાં પણ વિષથી પ્રગટતી કોઇ પણ પીડાને પ્રાપ્ત થયા ન હતા. પછી તે સર્પરાજે મુનિવરનો પ્રભાવ જાણી લીધો અને 'આ તપસ્વી મને શાપ આપશે' એ ભયથી અતિ શંકિત થઇ ચ્યવનમુનિને તેણે છોડી દીધા. નાગકન્યાઓથી પુજિત ચ્યવનમુનિ તે સ્થાનમાં વિહાર કરવા લાગ્યા. પછી એક સમય તેઓ નાગનાં અને દાનવગણોનાં પરમ મનોહર પુરમાં ગયા. બ્રગુનંદન ચ્યવનમુનિ કોઇ સમયે અન્તઃપુરમાં વિચરણ કરી રહ્યા હતા તે સમયે દૈત્યરાજ ધર્મવત્સલ પ્રલ્હાદને તેમનાં દર્શન થયાં. દૈત્યરાજે તેમને જોતાંજ તત્કાળ તેમની પુજા કરી અને પછી પાતાળમાં આવવાનું તેમને કારણ પૂછ્યું. પ્રલ્હાદજીએ ચ્યવનને કહ્યું કે—હે દ્વિજસત્તમ ! આપને ઈન્દ્રદેવે અહીં મોકલ્યા છે તેથી અહી આવ્યા છો ? સત્ય કહો. મને એમ સમજાય છે કે—દૈત્યોનો દ્વેષ કરનારા ઈન્દ્રદેવે મારૂં રાજ્ય જોવા સારૂં આપને અહી મોકલેલા છે. ચ્યવને કહ્યું કે—હે રાજન્ ? ઈન્દ્રના સાથે મારૂં કોઈ પણ કાર્ય અથવા સંગતિ નથી. જેથી એમનો મોકલાયેલો દુત કાર્ય કરવા હું આપને ત્યાં કેમ આવું ? આપ મને ધર્મ તત્પર બ્રગુપુત્ર ચ્યવન જાણો. હે દૈત્યેન્દ્ર ! ઈન્દ્રનો મોકલેલો મને જાણી તમારે કશીપણ શંકા કરવી નહી. હે રાજન ! સ્નાન કરવા સારૂં હું નર્મદાના પવિત્ર તીર્થમાં ગયો હતો ને નદી ઉતરતો હતો તેવામાં એક સર્પે મને પકડી લીધો, ત્યારે મે વિષ્ણુનું સ્મરણ કર્યું. વિ-

ષ્ણુના સ્મરણથી તે સર્પ નિર્વિષ થયો ને મને તેણે છોડી દીધો છે. હે રાજેન્દ્ર ! અહી આવતાં મને આપનાં દર્શન થયાં. આપ વિષ્ણુના ભકત છે. તો મને પણ એજ વિષ્ણુના ભક્તરૂપે જાણો.[૯-૨૫] વ્યાસ બોલ્યા—હિરણ્ય કશિપુના પુત્ર પ્રલ્હાદે ચ્યવનની આવી મધુર વાણી સાંભળી પરમ પ્રીતિપુર્વક તેમને અનેક તીર્થોના વિષયવિષે પ્રશ્નો કર્યા.[૨૬] પ્રલ્હાદજી કહે છે—હે મુનિસત્તમ ! પૃથ્વીતળમાં, પાતાળમાં અથવા ગગનમંડળમાં કયું તીર્થ મહા પુણ્યદાયક છે ? એ સઘળો મને વિસ્તારપુર્વક વૃત્તાન્ત કહો.[૨૮] ચ્યવનમુનીશ્વર બોલ્યા—હે રાજેન્દ્ર ! જેનાં મન વાણી અને કાયા વિશુદ્ધ થઈ ગયાં છે તેને તો પગલે પગલે તીર્થજ છે. જેનું ચિત્ત મલીન હોય છે તેવા મલિન ચિત્તવાળાઓને કીકટ દેશની અપેક્ષાથી ગંગાતીર્થ અધિક કહ્યું છે. જો પ્રથમ મન પાપરહિત ને શુદ્ધ હોય તો તેઓના પક્ષમાં તો સઘળાં તીર્થો પવિત્ર કરનારાંજ હોય છે. હે દૈત્યસત્તમ ! ગંગાતીરમાં અનેક નગર, વસતિ, વ્રજ અથવા ગોષ્ઠ, આકર, ગ્રામ, ક્ષુદ્રપલ્લી, નાના ગામો, નિષાદોના નિવાસો, કૈવર્ત્તનિવાસ, હૂણ, મ્લેચ્છ જાતિ, વગ જાતિ, જાતિવિશેષ, ને અધિક શું ? મ્લેચ્છાદિક અનેકનાં વાસસ્થાનો હોય છે. ત્યાંના નિવાસી મનુષ્યો પોતપોતાની ઈચ્છાનુસાર સદાય બ્રહ્મોપમ ગંગાજળનું પાન કરે છે. તથા એ જળમાં સ્નાનાદિ કરે છે. હે રાજન્ ! એ સઘળાંઓમાં કોઈ વિશુદ્ધાત્મા નથી હોઈ શકતો તો જુઓ ! જેનાં ચિત્તો વિષયોમાં આસક્ત થતાં નિરંતર જેઓ વિનષ્ટ ચિત્તવાળા બની રહ્યા છે તેઓને પછી તીર્થનું શું ફળ થવું ઘટે છે ? તીર્થાદિ ધર્મકર્મ વિષયમાં મનનેજ પ્રધાન કારણ જાણવું જોઇએ. પણ બીજાં કોઈને પણ ન જાણવું જોઈએ. જે શુદ્ધિની કામના કરે છે તેને મનને શુદ્ધ કરવું એજ મુખ્ય કર્ત્તવ્ય છે. તીર્થવાસી પુરૂષગણ તીર્થસ્થાનમાં અન્ય વ્યક્તિઓને છેતરીને મહાપાપી હોય છે. તીર્થસ્થાનમાં પાપાચરણ કરવાથી તેઓનાં પાપો પાછાં નષ્ટ નથી થતાં કારણ કે તે પાપો અનંત ને અક્ષય હોય છે. જેમ ઈન્દ્રવારૂણીનાં ફળો જ્યારે પાકે છે ત્યારે પણ મીઠાં નથી હોતાં તે પ્રકારે જેઓનાં ચિત્તના ભાવો દૂષિત છે તેઓ કરોડોવાર તીર્થોદકમાં સ્નાન કરે છે છતાંપણ શુદ્ધ નથી થતા. જે કલ્યાણની કામના કરે છે તેઓને મનને શુદ્ધ કરવા રૂપ પ્રથમ કર્ત્તવ્ય છે અને મન શુદ્ધ થાય છે ત્યારે પણ પછી દ્રવ્યશુદ્ધિ પછી આચારશુદ્ધિ અને તદુપરાંત તીર્થભ્રમણ સિદ્ધ થાય છે. આમ જો ન થાય તો તત્કાળ સઘળું વ્યર્થ થાય છે. તીર્થમાં જઈ હલકાં વર્ણની સંગતિ તજી બુદ્ધિ અને કર્મોદ્વારા જીવગણોના પ્રતિ દયાનો પ્રકાશ કરવો જોઇએ. હે રાજેન્દ્ર ! આપે મને પુણ્ય તીર્થની કથા પૂછી છે જેથી હુ અતિ ઉત્તમ સઘળાં તીર્થોની કથા આપને કહું છુ તે સાંભળો. હે નૃપ ! પુણ્યદાયક નૈમિષારણ્ય જ પ્રથમ તીર્થ છે, પછી ચક્રતીર્થ ને તદુપરાંત પુષ્કર તીર્થ છે અને આ તીર્થો સિવાય પૃથ્વીતળમાં એકથી અનેક તીર્થો છે જેની ગણત્રી થાય તેમ નથી.-હે નૃપોત્તમ ! આ તીર્થો શિવાય ભૂમિમંડળમાં અનેક પવિત્ર સ્થાનો પણ વિદ્યમાન છે.[૨૯-૪૦] વ્યાસમુનિ બોલ્યા—હે રાજન્ ! દૈત્યરાજ પ્રલ્હાદજી ચ્યવનમુનિનાં આ વચનો સાંભળી નૈમિષારણ્યમાં જવા સારૂં સજ થયા. પ્રસન્નતાપૂર્વક ચાલવા વાસ્તે પ્રલ્હાદે દૈત્યગણોને ફરમાન કર્યું પ્રલ્હાદજી કહે છે—હે મહાભાગ્યશાળી દૈત્યગણ ! તમે

લોકો સઘળા ઉઠો ને ચાલો આપણે સઘળા નૈમિષારણ્યમાં જઈએ. ત્યાં પુંડરીકાક્ષ પીતાંબર અચ્યુત દેવનાં દર્શન કરી આપણે સૌ ચરિતાર્થ થઈએ.[૪૨] વ્યાસ બોલ્યા—વિષ્ણુભક્ત પ્રલ્હાદજીએ જ્યારે આ પ્રકારે કહ્યું ત્યારે સઘળો દાનવગણ પ્રસન્ન મનવાળો થઈ તેમના સંગે પાતાળથી નીકળ્યો ને તે મહા બળવાળા દૈત્યને દાનવગણોએ ભેગા મળીને પ્રસન્ન ચિત્તથી ત્યાં ગમન કરી સ્નાન કર્યાં હતાં તથા પ્રલ્હાદજી એ તીર્થમાં સઘળા દૈત્યગણો સહિત વિહાર કરતા હતા. મહા પુણ્યદાયક નિર્મળ જળવાળી સરસ્વતીના વિમળ જળમાં સ્નાન કરી મહાત્મા પ્રલ્હાદનું મન પ્રસન્ન થયું હતું. દૈત્યરાજે પ્રસન્ન થઈને તે કલ્યાણપ્રદ પરમ પવિત્ર તીર્થમાં સ્નાનદાનાદિ કર્મ વિધિપૂર્વક સમાપ્ત કર્યું હતું. આ તીર્થમાં પ્રલ્હાદજી ઘણીજ પ્રસન્નતાથી સઘળાં કાર્યો કરી રહ્યા હતા.[૪૩-૪૦]

**विधिवत्तत्र दैत्येन्द्रः स्नान दानादिकं शुभे ॥**
**चकारातिप्रसन्नात्मा तीर्थे परमपावने ॥४७॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### પ્રલ્હાદને નારાયણનું યુદ્ધ.

**व्यास उवाच–**

**कुर्वंस्तीर्थविधिं तत्र हिरण्यकशिपोः सुतः ॥**
**न्यग्रोधं सुमहच्छायमपश्यत्पुरतस्तदा ॥१॥**

વ્યાસ કહે છે—હિરણ્યકશિપુના પુત્ર પ્રલ્હાદે તે સ્થાનમાં વિધિપૂર્વક તીર્થક્રિયા કરતાં કરતાં અગ્રભાગમાં વિશાળ છાયાવાળું એક વટવૃક્ષ જોયું. ગીધની પાંખવાળાં તીવ્રતર મહા ઉજ્વળ બાણોના અનેક પ્રકારોને દેખીને પ્રલ્હાદજી વિચારવા લાગ્યા કે—આ પરમ પવિત્ર પુણ્યતીર્થરૂપ મુનિઓના આશ્રમમાં કોનાં કોનાં બાણો રક્ષિત દેખાય છે? આમ ચિંતા કરતા પ્રલ્હાદે તરતજ તે વેળા કૃષ્ણાજિનધારી ઉર્ધ્વ જટાવાળાનો બને ધર્મપુત્રોને નરનારાયણ મુનિઓને દીઠા. તે મુનિઓના પાસે શાસ્ત્રોક્ત લક્ષણવાળાં સુશોભિત શાઙર્ગ અને આજગવ નામનાં બે ધનુષ્યો તથા અક્ષય ભાથું પડેલાં દીઠાં. આ ધર્મપુત્ર મહાભાગ નરનારાયણ ધ્યાનમાં લીન હતા. અસુરપાલક પ્રલ્હાદજીએ તેમને એ સમયે દેખીને ક્રોધથી લાલનેત્રો કરીને કહ્યુ કે—હે બને તપસ્વીઓ! તમારા મનમાં ધર્મવિનાશક દંભ કેમ પ્રવેશવા પામ્યો છે? તમે કદી દીઠું વા સાંભળ્યું નથી કે સત્યયુગમાં તપાચરણ અને ઉગ્ર શરાસન ધારણ એ બંનેને અત્યન્ત વિરોધ છે. આ આચરણ તો કલિકાળમાં ઉપયોગી છે. સત્યયુગમાં એ ઉભય આચરણોનું અનુષ્ઠાન કેવી રીતે સંગત થઇ શકે? તપાચરણ એજ બ્રાહ્મણોનો ઉપયુક્ત ધર્મ છે. આમ છતાં આપ ચાપ શાવાસ્તે ધારણ કરો છો? મસ્તકપર જટાભાર ધારણ કરવો કયાં!! અને વિડંબના સ્વરૂપ ધનુષ્યબાણ ધારણ કરવું કયાં!! આથી તો દિવ્ય ભાવયુક્ત હોવા છતાં ધર્મનું આચરણ કરવું એવો યુક્તિસંગત બોધ થાય છે.[૧-૧૦] વ્યાસમુનિ કહે છે—હે ભરતકુળભૂષણ! પ્રલ્હાદજીની આવી વાણી સાંભળી મુનીશ્વર નર કહેવા લાગ્યા કે—હે દૈત્યેન્દ્ર! અમારા આ તપસ્યાના વિષયમાં તને આટલી બધી વૃથા ચિંતા શાવાસ્તે થઈ છે? જેનામાં સામર્થ્ય છે તે સઘળાંથીજ સંપન્ન થાય છે. હે મન્દબુદ્ધિ! અમે બે એ બે કાર્યોમાં ભલા

* આ અધ્યાયમાં પ્રલ્હાદ અને નારાયણનાં યુદ્ધની વાર્તા આવશે.

પ્રકારે સમર્થ છીએ એ વાત ત્રિલોકીમાં વિખ્યાત છે. અમારામાં યુદ્ધ અને તપસ્યા એ બે કાર્યોનું સામર્થ્ય છે, જેથી આ વિષયમાં તું શું કરી શકીશ ? માર્ગ મોકળો પડયો છે વાસ્તે જ્યાં ઈચ્છા થાય ત્યાં ચાલ્યો જા. આ સ્થાનમાં શા વાસ્તે આત્મ પ્રશંસાનો પ્રકાશ કરે છે ? તું મૂઢબુદ્ધિ છો જેથી બ્રહ્મતેજનો પ્રભાવ કેવી રીતે જાણી શકે ? તને વિદિત હોવું ઘટે છે કે–જેઓ સુખલાભ કરવાની ઈચ્છાવાળા છે તેઓએ તો બ્રાહ્મણ સબંધીય કોઈ પ્રકારનો વિચાર કયારે પણ કરવા યોગ્ય નથી.[૧૨–૧૪] પ્રલ્હાદજી બોલ્યા–હે ઉભય તપસ્વીયો ! તમે મંદબુદ્ધિ છો તથા મિથ્યા અહંકારથી મોહિત છો. ધર્મસેતુનો પ્રવર્ત્તક દૈત્યરાજ હું જ્યાં સુધી વિદ્યમાન છું ત્યાંસુધી યુક્તિયુક્ત અધર્માચરણ આ સ્થાનમાં નહીં થવું ઘટે. હે તપોધનો ? તમારી યુદ્ધના વિષયમાં શું શક્તિ છે ? તે શક્તિ હમણાં મને બતાવો.[૧૫–૧૬] વ્યાસ બોલ્યા–હે રાજન્ ! પ્રલ્હાદની આવી વાણી સાંભળીને મુનિવર નર બોલ્યા કે–જો તારી એવા પ્રકારની બુદ્ધિ ઉત્પન્ન થઇ છે તો મારી સાથે ચાલ યુદ્ધ કર. હે અસુરાધમ ! હમણાંજ સંગ્રામ કરી હું તારૂં મસ્તક કાપી નાખીશ. એટલે પછી તને કયારે પણ યુદ્ધ કરવાની અભિલાષા નહીં થાય." "હે જન્મેજય રાજા ! મહા બળશાળી દૈત્યરાજ પ્રલ્હાદ તેનાં વચનો સાંભળી કુપિત થયા ને એવી પ્રતિજ્ઞા કરી કે–હરકોઈ ઉપાયોથી પણ આ બે નર નારાયણ મુનિઓનો યુદ્ધમાં હું પરાજય કરીશ." ત્યાર પછી દૈત્યરાજે શરાસન ગ્રહણ કરી શીઘ્ર આકર્ષણપૂર્વક પ્રત્યંચાનો નાદ કર્યો. હે રાજેન્દ્ર ! આ સમયે નર મુનિ પણ શરાસન ગ્રહણ કરી કોપિત થઇ અનેક શિલાઓપર સજેલાં સઘળાં અસ્ત્રોનો પ્રલ્હાદજી પર પ્રહાર કરવા લાગ્યા. ત્યારપછી દૈત્યપતિ પ્રલ્હાદે સ્વર્ણપુંખ બાણોથી સત્વર નરમુનિએ ફેંકેલાં બાણોને છિન્નભિન્ન કરી નાંખ્યાં. પછી પોતાનાં સઘળાં બાણોને તોડી નાંખેલાં દેખી નરમુનિ કોપાયમાન થયા અને એકથી અનેક બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. પછી દૈત્યપતિ પ્રલ્હાદે તીવ્રવેગી બાણોથી તે સઘળાં બાણોને કાપી નાંખી નર મુનિનાં ઉરૂ સ્થળમાં જખમ કર્યો અને નર મુનિએ પણ ક્રોધિત થઈ પાંચ બાણોથી દૈત્યરાજ પ્રલ્હાદની બને ભૂજાઓ વીંધી નાખી. તેઓનું યુદ્ધ જોવા સારૂં ઇન્દ્રાદિ દેવતાગણ વિમાનમાં બેઠા બેઠા આકાશમંડળમાં કયારે કયારે નરની ને કયારે કયારે કયારે પ્રલ્હાદજીની પ્રશંસા કરવા લાગ્યા. મેઘ જેમ પર્વતના શિખરપર વર્ષાદ વરસાવે તેમ દૈત્યરાજ પ્રલ્હાદ ચાપ પકડીને અત્યન્ત કોપિત થઇને નરમુનિપર નાના પ્રકારનાં અસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યા. હે જન્મેજય રાજા ! આ સમયે મુનિવરનર પ્રલ્હાદનાં બાણોથી વિદ્ધ થઈ કરી અત્યન્ત ગ્લાનિ વાળા થયા ત્યારે નારાયણ મુનિ નરમુનિને થાકેલા જાણી અત્યન્ત ક્રોધ કરી રહ્યા ને અપ્રમેય શાંર્ઙ્ગ શરાસન ધારણ કરીને સ્વર્ણની ધારવાળાં બાણોનો વરસાદ કરવા લાગ્યા. હે પૃથ્વીપતિ જન્મેજય ! આ સમયે પરસ્પર જયની ઈચ્છા કરનારા નારાયણ અને પ્રલ્હાદનો તુમુલ સંગ્રામ ઉપસ્થિત થયો. દેવતાગણો આકાશ માર્ગમાં અવસ્થિતિ કરીને નારાયણના ઉપર પ્રસન્ન મનથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. દૈત્યરાજ પ્રલ્હાદ અત્યન્ત કુપિત થઈ અત્યન્ત તીવ્ર વેગથી અસ્ત્રોનો પ્રહાર કરવા લાગ્યા. ધર્મપુત્ર નારાયણે ધનુષમાંથી છોડેલાં તીક્ષ્ણ અસ્ત્રો દ્વારા પ્રલ્હાદનાં સઘળાં અસ્ત્રોને

કાપી નાંખ્યાં. ત્યાર પછી તીક્ષ્ણ બાણોના દ્વારા યુદ્ધમાં અચળ એવા તે વીરવર ધર્મપુત્ર નારાયણપર બાણવૃષ્ટિ પ્રલ્હાદજી કરવા લાગ્યા. નારાયણે પણ શિલાપર સજેલાં બાણોને વેગ સહિત ચલાવીને આગળ ઉભેલા દૈત્યપતિને પતિને પીડિત અને અસ્થિર કરી દીધા. આ યુદ્ધને જોવા સારૂં આકાશમાં દેવતા અને દૈત્યોના સમુદાય એકત્ર થયા હતા. તેઓ વચ્ચમાં વચ્ચમાં એકબીજાના જયપરાજયની ગોષ્ટિઓ કરતા હતા. બન્નેની શરવૃષ્ટિથી ગગનતળ ઢંકાઈ ગયુ હતુ ને દિવસ પણ રાત્રીના સમાન અંધકારમય થઈ રહ્યો હતો. આ વેળા દેવતાઓ અને દૈત્યો અત્યન્ત આશ્ચર્યયુક્ત થઈને એક બીજા માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે—આવા પ્રકારનુ દારૂણ યુદ્ધ અમે કયારે પણ દીઠું ન હતુ. તે વેળા દેવર્ષિગણ, ગંધર્વગણ, યક્ષગણ, કિન્નરગણ, સર્પગણ, વિદ્યાધરગણ, અને ચારણગણ, સઘળા મહા આશ્ચર્યમાં પડી ગયા હતા. નારદમુનિ અને પર્વતમુનિ પણ આ યુદ્ધ જોવા આકાશમાં ઉપસ્થિત થયા હતા. દેવર્ષિ નારદે પર્વતને કહ્યુ કે—પૂર્વે આવા પ્રકારનું યુદ્ધ કયારે, પણ થયુ નહોતુ. તારકાસુર તથા મધુકૈટભનાં સાથે હરિનુ જે યુદ્ધ થયુ હતુ એ બધાં યુદ્ધો પણ આવાં ન હતાં. આથી સમજાયછે કે પ્રલ્હાદ અતિશય વીર્યવાન છે કારણ કે સિદ્ધ પુરૂષ અદ્ભુત કર્તા નારાયણના સાથે પણ તે હજીની ઘડી સુધી લડી રહ્યા છે,[૧૭–૩૭] વ્યાસ બોલ્યા—હે રાજન્! તે વેળા રાતદિવસ વારવાર તે દૈત્ય ને તાપસ નારાયણ અત્યન્ત વીર સગ્રામ કરવા લાગ્યા ને નારાયણે સત્વર એકજ બાણથી પ્રલ્હાદનુ શરાસન કાપી નાખ્યુ. પછી પ્રલ્હાદે પણ બીજું ધનુષ્ય ગ્રહણ કર્યું લઘુહસ્તવાળા નારાયણે સત્વર બીજું બાણ ચલાવી તે ધનુષના મધ્યભાગને કાપી નાંખ્યો. આ પ્રકારે વારવાર ધનુષ્ય કપાતાં છતાં પણ પ્રલ્હાદ પણ વારંવાર નવાં ધનુષ્ય ને ધરવા લાગ્યા- નારાયણ પણ ક્રોધ કરીને તે ધનુષ્યને વારવાર કાપવા લાગ્યા. આ પ્રકારે બધાં ધનુષ્યો કપાયા પછી દૈત્યરાજે પરિઘ નામનુ શસ્ત્ર ધાર્યું. અત્યન્ત કોપ કરી સત્વર તે શસ્ત્ર નારાયણના બાહુમાં માર્યું. બળવાન વીર્યવાન ભગવાને નારાયણે તે ઘોર પરિઘને આવતું દેખી સત્વર બાણ ચલાવી તેને કાપી નાંખ્યું. અને દશબાણોથી પ્રલ્હાદને જખમી કર્યા. પછી તે પ્રલ્હાદે લોહની ગદા ઉઠાવી ને ક્રોધ કરી નારાયણના સાથળ પર નિશાન કરી મારી. અત્યન્ત બળવાન ધર્મ નદને નારાયણે ગદા દેખી છતાં પણ સ્થિર મન અને પર્વતના સમાન અચળભાવથી ઉભા રહી સત્વર પોતાના બાણોથી દૈત્યપતિની દૃઢ ગદાને તેમણે કાપી નાંખી. આ સમયે આકાશમા બેઠેલા પ્રેક્ષકો આશ્ચર્ય પામ્યા હતા. આ પછી શત્રુ વિનાશી પ્રલ્હાદે અત્યન્ત કોપ કરીને શક્તિ શસ્ત્ર ઉપાડી નારાયણના ઉરૂસ્થળપર લક્ષ્ય કરી ચલાવ્યુ. પરન્તુ તે શક્તિને આવતી દેખી નારાયણે તેને લીલાપુર્વકજ એકજ બાણથી કાપી તેના સાત ટુકડા કરી નાંખ્યા. અને સત્વર સાત બાણોથી પ્રલ્હાદને વીધી નાંખ્યા. આ પ્રકારે તે આશ્રમમાં દિવ્ય શહસ્ત્રવર્ષ પર્યન્ત પ્રલ્હાદ અને નારાયણનો સકળ જીવોને આશ્ચર્યદાયક ઘોર સંગ્રામ થયો હતો ત્યારે પીતાંબર ચતુર્ભુજ ગદાધરે સત્વર પ્રલ્હાદની નિકટ આવી તેમને બોલાવ્યા. હિરણ્યકશિપુના પુત્ર પ્રલ્હાદે ચતુર્ભુજ રમાકાન્ત પદ્મધારી ચક્રધર નારાયણને તે સ્થળે આવેલા જાણી પરમભ-

ક્તિ સહિત પ્રણામપુર્વક હાથ જોડી બોલવા લાગ્યા.[૪૯–૫૦] પ્રલ્હાદજી બોલ્યા—હે દેવદેવ! આપ જગન્નાથ ને ભક્તવત્સલ છો. મેં પુરાં સો વર્ષ પર્યન્ત યુદ્ધ કર્યું તો પણ આ બે તપસ્વીઓને શું કારણથી સમરમાં જીતી નથી શકયો ? આ વિષયમાં મને મહા આશ્ચર્ય થયું છે.[૫૧–૫૩] વિષ્ણુ બોલ્યા—હે ક્ષમાશીલ! આ બે મુનિઓ સિદ્ધો મારા અંશો છે જેથી તેમાં વિસ્મય શું છે ? આ નરનારાયણ બે મુનિઓ તાપસી તથા જિતાત્મા છે જેથી તું એઓનો પરાજય નથી કરી શકયો. હે રાજેન્દ્ર ! તમે પાછા પાતાળમાં જાઓ ને મારા વિષે અચળ ભક્તિ કરો. હે મહામતે ? તમારે હવે આ બે તપસ્વીઓ સાથે વિરોધ ન કરવો.[૫૪–૫૫] વ્યાસમુનિ બોલ્યા—હે જન્મેજય રાજા. દૈત્યરાજ પ્રલ્હાદજી ભગવાન વિષ્ણુથી આવી આજ્ઞા થતાં અસુરગણોના સહિત પાતાળમાં ચાલ્યા ગયા. પછી તે બન્ને નરનારાયણ મુનિઓએ તપસ્યામાં પાછું મન લગાવી દીધું.[૫૬]

इत्याज्ञप्तोदैत्यराजोनिर्ययावसुरैःसह ॥
नरनारायणौभूयस्तपोयुक्तौबभूवतुः ॥५६॥

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.*

### નારાયણને ભૃગુમુનિનો શાપ.

**જનમેજય ઉવાચ—**

**संदेहोऽयं महानत्र पाराशर्य कथानके ॥**
**नरनारायणौ शान्तौ वैष्णवांशौ तपोधनौ ॥१॥**

જનમેજય કહે છે—હે પરાશર નન્દન ! આપનાં પૂર્વોક્ત વચનો સાંભળી મને મહા સંશય ઉત્પન્ન થયો છે. ધર્મપુત્ર નરનારાયણ એ બે તપોધનો વિષ્ણુના અંશો, તીર્થાશ્રયી, સત્વગુણવાળા, વનમાં ફળમૂલાદિનો આહાર કરનારા, મહાત્મા, તાપસી અને સત્યનિષ્ઠાવાળા હતા છતાં તેઓએ શાવાસ્તે સંગ્રામમાં આવો અનુરાગ કર્યો હતો ? અને શું નિમિત્તથી પરમ કલ્યાણકારી તપસ્યાનો પરિત્યાગ કરી પૂરાં દેવતાના સહર્ષ વર્ષ પર્યન્ત પ્રલ્હાદના સાથે સંગ્રામ કર્યો હતો ? શાંતિસુખનો પરિત્યાગ કરી આવાં દુખદાયક યુદ્ધમાં શાવાસ્તે તેઓએ પ્રવૃત્તિ કરી હતી ? હે મહાભાગ! મુનિવર તેઓએ શાવાસ્તે પ્રલ્હાદ સાથે સંગ્રામ કર્યો હતો ? આમ એ વિગ્રહનું કારણ સવિસ્તર મને કહો. સ્ત્રી, સુવર્ણ અથવા તો બીજા કોઇ વિષયનું કાર્ય હમેશાં વિગ્રહનું કારણ હોય છે પરન્તુ નરનારાયણ મુનિઓ તો સઘળા વિષયોમાં વિરાગી હતા તેથી તેઓનું તે સઘળા વિષયોમાં કોઇ પ્રયોજન દેખાતુ નથી તો પછી તેઓને યુદ્ધની બુદ્ધિ કેમ પ્રગટી હતી ? હે તપોધન ? તેઓએ શાવાસ્તે આ તપસ્યાનુ અનુષ્ઠાન કર્યું હતું ? હે મુનિવર ! શુ બીજાઓને મોહિત કરવા સારૂ અથવા તો સુખભોગ મેળવવા સારૂં અથવા તો શું સ્વર્ગ પ્રાપ્તિ થવા સારૂં તેઓએ આ ઉત્તમ ઉગ્ર ફળદાયક મહા તપસ્યા કરી હતી ? અને આ શાન્ત ચિત્તવાળા બે મુનિઓને તેની તપસ્યાનુ શુ ફળ મળેલું હતુ ? તેઓ તપસ્યાથી કૃશ શરીરવાળા હોવા છતાં પણ સંગ્રામમાં પુરાં એક હજાર દેવ વર્ષ સુધી વારંવાર લડતાં શ્રમદ્વારા પીડા નહોતા પામ્યા ? રાજલોભ ધનલોભ કે સ્ત્રી લોભના નિમિત્તે તેઓએ મહાત્મા પ્રલ્હાદ સાથે સંગ્રામ કર્યો હતો ! કોણ નિસ્પૃહીજનો આવી પ્રવૃત્તિ કરે ! ધર્મને સનાતમ જાણ્યા

---
* આ અધ્યાયમા નારાયણમુનિને ભૃગુરાષિ ! શાપ થયો એ વાર્તા કહેવામા આવશે.

છતાં પણ શું કારણથી આવાં દેહને દુઃખ આપનારાં યુદ્ધમાં ભલા પ્રકારે કોણ પ્રવૃત્તિ કરે હે ધર્મજ્ઞ ! શ્રેષ્ઠ બુદ્ધિવાળા પુરૂષો તો સદા સુખદાયક કર્મો કરે છે, પરન્તુ તેઓ દુઃખદાયક કર્મો કયારે પણ નથી કરતા. આવી ધર્મની સનાતની મર્યાદા પ્રતિષ્ઠિત છે. ધર્મના બને પુત્રો હરિના અંશો સર્વજ્ઞ ને સર્વ સંપદોથી વિભૂષિત હતા છતાં તેઓએ દુઃખકર ને ધર્મનાશક સંગ્રામમાં કેમ પ્રવૃત્તિ કરી ? હે મુનિ ! આ સંસારમાં મૂર્ખ મનુષ્યો પણ આવી સુખ ને આનંદજનક સર્વ ફળદાયક તપસ્યાનો અને સમાધિનો ત્યાગ કરી દારૂણ દુઃખદાયક યુદ્ધની કામના નથી કરતાં. મેં સાંભળ્યું છે કે—પૃથ્વીપતિ યયાતિનો સ્વર્ગમાંથી પાત થયો હતો અને એ રાજા યજ્ઞદાન અને ધર્મમાં પરાયણ હતા છતાં પણ અહંકારથી જનિત પાપનાં કારણે સ્વર્ગથી પરિભ્રષ્ટ થઈ પૃથ્વીપર પડયા હતા. 'હું અશ્વમેધાદિ યજ્ઞના અનુષ્ઠાનનો કર્તા છુ' ઈત્યાદિ અહંકાર સૂચક શબ્દોનાં ઉચ્ચારણ માત્ર કરવાથી દેવરાજ ઈન્દ્રદેવે યયાતિને ત્યાંથી પતિત કર્યા હતા. આટલા વાસ્તે અહંકારના વિના યુદ્ધ ઉપસ્થિત થતું નથી એ સ્થિર નિશ્ચય છે. હે મુનિ ! મુનિઓને દેહબળ હોતું નથી એથી એઓને તપોબળથી યુદ્ધ કરવું પડે છે અને નિરંતર મુનિઓને યુદ્ધ કરવાથી તપોબળના નાશ શિવાય બીજું કયું ફળ હોઇ શકે છે ! [૧–૧૭] વ્યાસ મુનિ વદે છે—હે જન્મેજય રાજા ! સંસારનું મૂળ ત્રણ પ્રકારથી છે. ધર્મમાં નિશ્ચય બુદ્ધિવાળા સર્વજ્ઞ મુનિઓ સાત્વિક રાજસને તામસ એમ ત્રિવિધ અહંકારનેજ સંસારનાં કારણરૂપે કહે છે. આથી મુનિગણો દેહધારી હોવાથી તે અહંકારનો પરિત્યાગ કરવામાં કેવી રીતે સમર્થ હોઈ શકે ? કારણના વિના કાર્યની ઉત્પત્તિ નથી થતી એ સ્થિર નિશ્ચય સમજવો જોઇએ. હે મહાભાગ ! સાત્વિક અહંકારથી તપસ્યા દાન તથા યજ્ઞને, રાજસ વા તામસ અહંકારથી કંકાસની ઉત્પત્તિ થાય છે. હે રાજન્ ! અહંકારના વિના આ સંપૂર્ણ બ્રહ્માંડનાં કોઈ પણ સ્થાનમાં સ્વલ્પમાત્ર પણ ક્રિયા નિપજતી નથી. શુભ હોય કે અશુભ હોય તોપણ અહંકારથીજ એ ક્રિયા ઉત્પન્ન થાય છે. આ સ્થિર નિશ્ચય જાણવો જોઇએ. આ જગત્‌માં અહંકારથી અતિરિકત બીજી કોઈ પણ વસ્તુ બંધન કારક નથી. અહંકારથીજ આ વિશ્વ રચાયુ છે એટલા વાસ્તે એ વિશ્વ કેવી રીતે અહંકાર રહિત હોઈ શકે ? હે રાજન્ ! જ્યારે બ્રહ્મા વિષ્ણુને રૂદ્ર એઓ પણ અહંકારવાળા છે ત્યારે તેઓના શિવાય સામાન્ય મુનિગણો અહંકારવાળા હોય તો પછી એ વિષયમાં વાતજ કયાં કરવી રહી ! અહંકારના આવરણવાળુ થઇનેજ આ ચરાચર વિશ્વભ્રમણકરેછે. પુનર્જન્મ અને પુનર્મૃત્યુ ઈત્યાદિ પણ સઘળાં કર્મના વશે કરીનેજ થાય છે. હે મહીન્દ્ર ! આ સંસારમાં દેવતાઓ મનુષ્યો ને તિર્યકૂગણો રથના પૈડાંઓની સમાન ભ્રમણ કર્યા કરે છે. આ વિશાળ સંસારમાં ઉત્તમ મધ્યમ ને અધમ યોનિયોમાં ભગવાન વિષ્ણુના અવતારોની સંખ્યા કોણ જાણી શકે તેમ છે ? સાક્ષાત્ નારાયણ હરિએ મત્સ્યાવતાર કૂર્માવતાર ધારણ કર્યા તથા શુકર નૃસિંહ ને વામન દેહોના પણ આશ્રય કર્યા હતા અને આ વાસુદેવ જગન્નાથ જનાર્દન યુગ યુગમાં બ્રહ્માથી પ્રેરિત થઈ અસંખ્ય રૂપોદ્વારાએ અવતારો લીધાજ કરે છે. હે મહારાજ ! વૈવસ્વત નામના સાતમા મન્વંતરમાં ભગવાન્ હરિના જે જે અવતારો થયા હતા

તે સઘળા યથાતત્વ સાંભળો. હે રાજેન્દ્ર ! દેવતાઓમાં શ્રેષ્ઠ ઈશ્વર વિભુ વિષ્ણુ ભૃગુના શાપથી અનેક વાર પૃથ્વીમાં અવતર્યા હતા. આ પ્રકારે તેઓએ અનેક અવતારો ધારણ કર્યા છે.[૧૮-૨૮] રાજા બોલ્યા–મારા હૃદયમાં હે મહાભાગ ! એક બીજો પણ સંશય ઉત્પન્ન થયો છે. ભગવાન ભૃગુએ વિષ્ણુને શાવાસ્તે શાપ આપ્યો હતો ? હે મુનિ ! ભગવાન હરિએ ભૃગુમુનિનું અનિષ્ટ કર્યું હતું ? કે જેથી દેવતાગણોને વંદ્યમાન ભગવાન્ જનાર્દન વિષ્ણુને ભૃગુમુનિએ શાપ આપ્યો હતો. [૩૦-૩૧] વ્યાસ વદે છે–હે રાજન્ ! ભૃગુનો શાપ થવાનું કારણ તમને કહુ તે સાંભળો. પૂર્વકાળમાં જ્યારે ને ત્યારે કશ્યપના પુત્ર રાજા હિરણ્યકશિપુ દેવતાઓના સામે સંગ્રામ કરતા હતા તેથી સંગ્રામથી સઘળું જગત્ વ્યાકુળ થઈ રહ્યું હતું તદ્દુપરાંત તે હિરણ્યકશિપુનો નૃસિંહદ્વારા વધ થયા પછી શત્રુતાપન પ્રલ્હાદજી રાજા થઇને પિતાના શત્રુઓ દેવતાઓને પીડા આપવા લાગ્યા હતા તે કાળે દેવરાજ ને દૈત્યરાજનો સંગ્રામ શતવર્ષ પર્યન્ત આશ્ચર્યદાયક લોકમાં વર્ત્તાઇ રહ્યો હતો. હે રાજન્ ! આ યુદ્ધમાં દેવતાઓએ ઉગ્રતર યુદ્ધ કરીને જયલાભ કર્યો હતો. ને પ્રલ્હાદનો પરાજય થયો હતો. તે સમયે પ્રલ્હાદ અત્યન્ત દુઃખી થયા હોવાથી સનાતન ધર્મને શ્રેષ્ઠ જાણી વિરોચનના પુત્ર બલિને રાજ્ય સુપ્રત કરી તપસ્યા કરવાસારૂ ગંધમાદન પર્વતપરગયાહતા બલિ પણ રાજ્ય સંપાદન કરી દૈવતાઓથી વૈર કરવા લાગ્યા. પછી પરસ્પર બલિ અને દેવતાઓને ઘોર સંગ્રામ થયો હતો તેમાં અસુરો પરાજ્ય પામ્યા હે રાજેન્દ્ર ! અમિત તેજવાળા ઈન્દ્ર દેવથી વિષ્ણુની સહાયતા દ્વારા પરાજય પામેલા દૈત્યો કુળગુરૂ શુક્રાચાર્યના શરણે ગયા. તેઓએ શુક્રાચાર્યને કહ્યું કે હે બ્રહ્મન્ ! આપ તપોબળવાળા પ્રતાપવાન છો. આપ દૈત્યગણોની સહાયતા કેમ નથી કરતા ? અમે પૃથ્વીતળમાં વાસ નહીં કરી શકીએ ને અમારે રસાતળમાં વસવું પડશે. મંત્રવેત્તાઓમાં ઉત્તમ આપ જો અમારી સહાય નહીં કરો તો ઉપરની હકીકત બનશે. [૩૦-૪૧] વ્યાસ બોલ્યા–હે રાજન્ દૈત્યગણોની વાણી સાંભળી પરમ કરૂણામય મુનિવર ગુરૂ શુક્રાચાર્યે તેઓને કહ્યુ કે હે દૈત્યગણ ! તમે ભય ન પામો, હું મારા તેજથી તમારી સહાય કરીશ, તથા મંત્રને ઔષધીથી તમને મદદ કરીશ. તમે ઉત્સાહવાળા રહી મનમાંથી દુઃખને સંતાપ દૂર કરો.[૪૨-૪૪] વ્યાસ બોલ્યા–ત્યાર પછી દૈત્યગણો શુક્રાચાર્યનો આશ્રય પામી નિર્ભય થયા. આ સઘળી વાર્તા દૂતદ્વારા દેવતાઓએ જાણી ઇન્દ્ર સહિત દેવોએ પછી એ નિશ્ચય કર્યો કે જ્યાં સુધી શુક્રાચાર્યના પ્રભાવથી દૈત્યો આપણને રાજ્યભ્રષ્ટ ન કરે ત્યાં સુધી આપણે તેઓની સાથે અતિ સત્વર યુદ્ધ કરવા જઇએ. આ પ્રકારે એકદમ આક્રમણ કરી વિનાશ કરનારા અસુરોને પાતાળતળમાં આપણે મોકલી દેશું. દેવતાગણ આમ વિચારી અસ્ત્રશસ્ત્ર ધારણ કરી ક્રોધિત થઇ યુદ્ધ કરવાને ગયો. ઈન્દ્રની આજ્ઞા અનુસાર વિષ્ણુ સહિત દેવો દૈત્યોનો સંહાર કરવા લાગ્યા. આ પ્રકારે જ્યારે દેવોએ દૈત્યોનો વધ કરવો શરૂ કર્યો ત્યારે તેઓ ભય પામી ત્રસિત થયા અને " હે પ્રભુ ! રક્ષા કરો રક્ષા કરો " એમ વદતા શુક્રાચાર્યનાં શરણમાં આવ્યાં. તે મહા બળવાળા દૈત્યોને દેવતાઓથી પીડિત દેખીને શુક્રાચાર્યજીએ મંત્રૌષાધિનાં પ્રભાવદ્વારા " ભય નથી ભય નથી " એવી વાણી

ઉચ્ચ સ્વરથી કરી. પછી દેવતાઓ શુક્રાચાર્યને દેખી અસુરોને છોડી દઈ પોતપોતાના સ્થાનકમાં વિહાર કરી ગયા.[૪૪-૫૦]

मायैत्त्वेतिवचःप्राहमंत्रौषधबलाद्विभुः ॥
दृष्ट्वाकाव्यंसुरागासर्वेत्यक्त्वातान्प्रययुःकिलाः५०॥

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે ચતુર્થ સ્કંધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો*

### મહાદેવ પાસે શુક્ર મંત્ર લેવા ગયા પછી તેમની માતાનો વધ.

**व्यास उवाच—**

तथागते सुरेवेषु काव्य स्तान्प्रत्यु वाचह ॥
ब्रह्मणापूर्वमुक्तंयच्छृणुत्वंदानवोत्तमाः ॥ २ ॥

વ્યાસ કહે છે—જ્યારે દેવતાગણો સંગ્રામ ભૂમિતજી શુક્રાચાર્યને દેખી ચાલ્યા ગયા ત્યારે શુક્રાચાર્યે દાનવગણોને કહ્યુ કે—હે દનુજગણ! પૂર્વે બ્રહ્માજીએ મને જે કહ્યુ છે તે હું તમોને કહું છુ તે સાંભળો. જનાર્દન વિષ્ણુ દૈત્યોને મારવાસારૂ નિયુક્ત થઈ સઘળા દૈત્ય ગણોનો સંહાર કરશે. આમાં સંશય નથી. પૂર્વે તેઓએ વરાહરૂપ ધારણ કરી અસુરશ્રેષ્ઠ હિરણ્યાક્ષનો વધ કર્યો હતો. નૃસિંહાવતાર ધરી હિરણ્યકશિપુનો જે પ્રકારે વધ કર્યો હતો તેપ્રકારે આ સમય તેવાજ ઉત્સાહથી તેઓ સઘળા દૈત્યગણોનો વિનાશ કરશે. આમાં સંશય નથી. આ વેળા મારા મંત્રનું બળ હરિના સમીપે સમ્યક્ પ્રકારે ફળદાયક નહીં થાય અને જ્યારે હું તમારી રક્ષા કરી લઈશ ત્યારેજ પછી તમે દેવતાઓને જીતવા સમર્થ થશો. એટલા વાસ્તે હે દાનવોત્તમો ! થોડો સમય તમે પ્રતીક્ષા કરો ને હું મહાદેવજીના પાસે મંત્ર પ્રાપ્તિ વાસ્તે જાઉં છું. પછી ત્યાંથી મંત્ર લઈ હું સત્વર અહીં આવું છું. હે દાનવોત્તમ હું એ મંત્રના બળથી તમારી ભલાપ્રકારે રક્ષા કરીશ.[૧-૬] દૈત્યગણ કહે છે—હે મુનિવર ! અમે પરાજિતને દુર્બળ થઇ ગયા છઇએ. આ સમયે અમે પૃથ્વીમાં કેવી રીતે રહી શકીએ ! એટલો કાળ પણ પ્રતીક્ષા કરવામાં અમે કયાંથી સમર્થ હોઈ શકીએ ! અમારામાં જેઓ મહા બળશાળી હતા તેઓ તો નિહત થયા છે, આ સમયે થોડા દાનવો શેષ છે, તેથી આવી અવસ્થામાં સંગ્રામમાં સ્થિતિ કરવી અમને શુભકરને યુક્તિ સંગત દેખાતી નથી. ૭-૨૦ શુક્રાચાર્ય બોલ્યા-જ્યાં સુધી હુ મહાદેવજીના પાસેથી મંત્રવિદ્યાને મેળવીને ન આવુ ત્યાં સુધી તમે શાન્તિવાળા થઈ તપસ્યામાં મન ચોડી સ્થિતિ કરો. પંડિત જનોએ કહ્યુ છે કે—વીરગણ સામ, દાન, ભેદ, ને દંડ એ ચાર પ્રકારના ઉપાયોના અનુસાર દેશકાળ બળ અને સામર્થ્યનો વિચાર કરી પ્રયોગ કરે. કલ્યાણને ઇચ્છનારા પુરૂષગણ સમયની ગતિના અનુસાર શત્રુઓની પણ સેવા કરે પરન્તુ જ્યારે એમ દેખે કે આપણી શક્તિ હવે વધી ગઈ છે ત્યારે શત્રુઓનો વિનાશ કરવાની ચેષ્ટા કરે. આટલા વાસ્તે આ વેળા વિનય સહિત છળ પ્રકાશપૂર્વક સામનું અવલંબન કરી મારા આવવાની રાહ જોતા તમો ઘરમાં રહો. હે દાનવગણ ! જ્યારે હુ મહાદેવ પાસેથી મંત્ર લઈ ને આવુ ત્યારે મંત્ર બળવાળા તમે ફરીવાર યુદ્ધનો આરંભ કરજો. હે રાજન્! શુક્રાચાર્યજી આમ કહી મંત્ર લાવવાનો નિશ્ચય કરી મહાદેવજીના સમીપે ગયા. અહીં દાનવગણોએ સંધિ કરવાસારૂ સત્યવાદી સ્થિર

---

* આ અધ્યાયમાં શુક્રાચાર્યજી મહાદેવ પાસે મંત્ર લેવા ગયા ને પાછળથી તેમની માતાનો વધ થયો.

ચિત્તવાળા, વિશેષે કરીને દેવતાઓને વિશ્વાસ આવે તેવા પ્રલ્હાદજીને દેવોના પાસે મોકલ્યા. અસુરોના સહિત વિનયથી નમ્ર થઈ રાજવર પ્રલ્હાદે અત્યન્ત નમ્ર વચનો કહ્યાં. દેવો ! આ સમયે અમે સઘળાઓએ અસ્ત્રોનો તથા કવચોનો ત્યાગ કર્યો છે. હાલ અમે વલ્કલ-વસ્ત્રો ધરી તપ કરવાની ઈચ્છાવાળા છઇએ. પ્રલ્હાદનાં આ વચનો સાંભળી દેવતાઓ યુદ્ધથી નિવૃત્ત થયા. તેઓ સંગ્રામજનિત સતાપ તજી આનંદ કરવા લાગ્યા. દૈત્યગણોએ શસ્ત્રોનો ત્યાગ કર્યા પછી દેવતાઓ યુદ્ધથી નિવૃત્તિ પામી વિશ્વાસુ ચિત્તથી ઘેર ગયા ને મનને સ્થિર કરી આમોદમાં ને પ્રમોદમાં પરાયણ થયા. દૈત્ય લોકો પણ દંભનો આશ્રય કરી તપસ્યામાં પરાયણ બની તપસ્વી બની ગયા. શુક્રાચાર્યજીનાં આગમનની ઇચ્છાથી તેઓ સઘળા કશ્યપના આશ્રમમાં નિવાસ કરી રહ્યાં. અહીં શુક્રાચાર્ય કૈલાસમાં આવી શ્રીમહાદેવજીને પ્રણામ કરી રહ્યા. પછી મહાદેવજીએ તેમને આગમનનું કારણ પૂછ્યુ.[૧૧-૨૦]

શુક્રાચાર્યે કહ્યુ—" જે મંત્રો દેવતાઓના પાસે ન હોય તેવાં મંત્રો દેવતાના પરાજય ને અસુરોના જય વાસ્તે મેળવવાની મને જિજ્ઞાસા છે. " હે રાજન ! કલ્યાણકારી સર્વજ્ઞ મહાદેવજીએ શુક્રાચાર્યનાં વચનો સાંભળી મનમાં વિચાર કર્યો કે—' આ પ્રસગે મારે શું કરવું ઘટે છે ! " પછી તેઓએ મનમાં એમ નિશ્ચય કર્યો કે—દૈત્યગુરૂ શુક્રાચાર્ય દેવોના પ્રતિ વિદ્રોહાચરણ કરશે એવા પ્રકારની બુદ્ધિથી તેઓ અસુરોના વિજય વાસ્તે મારા પાસે મંત્રો લેવા આવેલા છે. કારણ કે દેવતાઓની રક્ષા કરવી એ મારૂ મહા કર્ત્તવ્ય છે. મહાદેવે આમ વિચાર કરી શુક્રાચાર્યને એક કઠિનવ્રતનું અનુષ્ઠાન કરવાનો ઉપદેશ કર્યો કે—જો પુરાં એક હજારવર્ષ પર્યન્ત ઉર્ધ્વ પાદ ને અધ હસ્ત ( ઉંધે લટકતે મસ્તકે ) થઈ કણધુમ્રનું ( તુષ અન્નનાં ધુમ્રનુ ) તમે પાન કરી શકો તો તમારી મનકામના પૂર્ણ થશે ને તેના દ્વારા તમે મત્ર પ્રાપ્તિ કરી શકશો. શુક્રાચાર્યે આ પ્રકારે શ્રવણ કરી મહાદેવજીને પ્રણામ કરી " હે સુરેશ્વર ! આપની જેવી અનુમતિ છે તેમ તે વ્રતનુ હુ અનુષ્ઠાન કરીશ" એમ કહી તે વ્રતનો સ્વીકાર કર્યો.[૨૨-૨૭]

વ્યાસમુનિ બોલ્યા—હે રાજન્ ! શુક્રાચાર્ય મહાદેવજી પાસે એ પ્રકારે વ્રતનો સ્વીકાર કરી મંત્રવાસ્તે નિશ્ચયવાળા તેઓ થયા અને શમગુણનો આશ્રમ કરી ધુમ્રપાનમાં પરાયણ થયા. તેઓ તે કઠોરતર અત્યુત્તમ વ્રતનું અનુષ્ઠાન કરવા લાગ્યા. ત્યારપછી દેવોએ શુક્રાચાર્યને વ્રતમાં નિરતને દૈત્યોને દંભયુક્ત દેખી પરસ્પર મત્ર કર્યો. દેવતાઓ મનમાં મનમાં વિચાર કરી જે સ્થાનમાં દાનવપ્રવરગણ નિવાસ કરતો હતો તે સ્થાનમાં અસ્ત્રશસ્ત્ર ધારણ કરી સમરની ઈચ્છામાં પરાયણ બની તે દેવો ગયા. ચારે દિશામાં શસ્ત્ર ને આયુધોવાળા દેવતાઓના સમુદાયોને કવચસહિત દેખીને દૈત્યગણો ભયથી મહા ઉદ્વેગ પામ્યા. એકદમ સજેલાં અસ્ત્રશસ્ત્રોવાળા દેવોને દેખી દાનવો ચકિત થયા. ને ભયથી બીકણ થઈ બળના અભિમાનવાળા દેવતાઓપ્રતિ નીતિગર્ભવાળાં વચનો વદવા લાગ્યા કે—દેવતાઓ ' અમોએ અસ્ત્રોનો ત્યાગ કર્યો છે, અમારા આચાર્યજી દેવવ્રતમાં પરાયણ થાય છે, અને આપે સૌએ પૂર્વે અમને અભયદાન આપેલુ છે છતાં શું નિમિત્તે આ સમયે અમને મારવા સારૂં સારી રીતે સજ થઇને અહી આવેલા છો ' હે દેવતાઓ ! તમારૂં સત્ય અને શ્રુતિવિહિત ધર્મ

ક્યાં ગયાં ? શ્રુતિમાં કહ્યું છે કે–શસ્ત્ર ત્યાગી ભીત અને શરણાગતનો વિનાશ ન કરવો. તમે તે ધર્મનો કેમ પરિત્યાગ કર્યો ?[२८–३४] દેવતાઓ કહે છે–તમે મંત્ર શિક્ષાને વાસ્તે છળ કરી શુક્રાચાર્યજીને મોકલેલા છે. તમારી દુષ્ટ ભાવરૂપ તપસ્યા અમે જાણી લીધી છે. આટલા વાસ્તે આ સમયે નિઃસંદેહ અમે તમારા સાથે યુદ્ધ કરશું. તમે આ સમયે યુદ્ધવાસ્તે અસ્ત્રશસ્ત્ર સજીને તૈયાર થાઓ. જુઓ ? છિદ્રપતિ શત્રુઓને મારવા જોઇએ એવો સનાતન ધર્મ છે.[३५–३९] વ્યાસજી બોલ્યા–હે જન્મેજય રાજા ! દેવતાઓની આવી વાણી સાંભળી આપસ આપસમાં વિચાર કરી સઘળા ભયથી ચંચળ થયા ને તે સ્થાનમાંથી નીકળી ભાગી ગયા. તે દાનવો ડર પામી શુક્રાચાર્યની માતાના શરણમાં ગયા. પછી શુક્ર જનનીએ તેઓને ભયથી અત્યન્ત સંતપ્ત થયેલા જાણીને અભયદાન આપી કહ્યું કે–હે દાનવગણો ! તમારે ભય નથી. તમે ભયનો પરિત્યાગ કરો. તમે જ્યાંસુધી મારા સમીપે અવસ્થાન કર્યું છે ત્યાં સુધી તમારે ભયનો વિષય કશોપણ નથી. આ સ્થાનમાં તમે નિર્ભય વાસ કરો. અસુરગણ ગુરૂમાતાનાં આવાં વચનો સાંભળી ઉદ્વેગરહિત થયા ને આયુધ વગરના છતાં તે સ્થાનમાં નિર્ભયપણે વાસ કરી રહ્યા. આ બાજુએ દેવતાગણો દાનવોને ભાગતા દેખી તેઓની પાછળ પાછળ દોડયા ને બલાબલનો વિચાર નહીં કરી તે આશ્રમમાં જઈ દૈત્યોને મારવા ને તેઓ તત્પર થયા. પછી શુક્રાચાર્યની માતાએ તેઓનું નિવારણ કર્યું. પણ તેમના અટકાવવા છતાં પણ દેવતાલોકો તેણીના વચનો નહીં સાંભળી આશ્રમમાં રહેલા દૈત્યોનો સંહાર કરવા લાગ્યા. અસુરોનો વધ કરતા દેવતાઓને દેખી શુક્રમાતા અતીવ કોપ કરી બોલી કે–હું તપોબળથી દેવતાઓને હમણાં નિદ્રાવશ કરૂં છું. એમ કહી તેણીએ નિદ્રાને પ્રેરણા કરી. નિદ્રાએ આવી દેવતાઓને મોહિત કરી ભૂમિપર પાડી દીધા તેથી ઈન્દ્ર સહિત દેવતા નિદ્રાથી અભિભૂત થઇ મુંગાના સમાન સ્થિતિ કરી રહ્યા. ભગવાન્ વિષ્ણુએ નિદ્રાથી ગળાતા દીન ઈન્દ્રદેવને દેખી કહ્યું કે–હે સુરોત્તમ ! તું મારામાં પ્રવેશ કર. એથી તારૂં મંગલ થશે. હું તને બીજા સ્થાને લઈ જઈશ ઇન્દ્રે આવાં વચનો સાંભળી વિષ્ણુનાં શરીરમાં પ્રવેશ કર્યો તેથી હરિથી રક્ષિત ઇન્દ્ર નિદ્રારહિત ને નિર્ભય થયા. દેવરાજા ઈન્દ્રને હરિથી રક્ષિત તથા વ્યથા રહિત થયા દેખીને શુક્રમાતા ક્રોધ કરી આ પ્રકારે બોલી કે–હે ઇન્દ્ર ! આજે હુ વિષ્ણુના સહિત સઘળા દેવોનુ ભક્ષણ કરીશ ને તે ક્રિયા આખું વિશ્વ જોશે. હે ઇન્દ્ર ! મારૂ તપોબળ તું એવું જાણ.[४८] વ્યાસજી બોલ્યા–હે રાજા ! શુક્રાચાર્યજીની માતાનાં આમ કહેવા પછી વિષ્ણુ તથા ઈન્દ્ર એ બે દેવો યોગવિદ્યામાં અભિભૂત ને સ્તબ્ધ થઈ ગયા. દેવતાગણ તેઓને અભિભૂત ને પીડિત દેખી અતીવ વિસ્મય પામ્યો. અને અત્યન્ત દીનમનવાળા તે દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા. શચીપતિ ઈન્દ્રદેવે દેવતાઓને દુઃખી નાદ કરતા થકા દેખીને વિષ્ણુનાપ્રતિ કહ્યું કે–હે મધુસૂદન ! હું આપની અપેક્ષા અભિભૂત થયો છું. હે માધવ ! હવે વિચારનું પ્રયોજન નથી. આ તપની અભિમાનિની દુષ્ટા જ્યાં સુધી અમને દગ્ધ ન કરે ત્યાં સુધીમાં તમે સત્વર એનો વિનાશ કરો. ભગવાન્ વિષ્ણુએ અતિપિડિત શત્રુથી આ પ્રકારે અભિહત થયા હોવાથી સ્ત્રીવધજનિત ઘૃણાનો પરિત્યાગ કરી સત્વર સુદર્શનની

સ્મૃતિ કરી. વિષ્ણુને વશીભૂત ચક્ર સ્મરણ કરતાં વેંતજ હાજર થયું. પછી ઇન્દ્રદેવની પ્રેરણાથી ક્રોધાયમાન થઇને તે ભગવાને ચક્રને ધારણ કર્યું પછી ક્રોધયુક્ત થઈને વેગ સહિત તે ચક્રનો પ્રહાર કરી શુક્રાચાર્યની માતાનું મસ્તક કાપી નાંખ્યું. આ લીલા દેખી ઈન્દ્રદેવ અતિશય આનંદ પામ્યા. દેવતા લોકો પણ સંતાપ રહિત બનીને જય જય શબ્દથી હરિનું સ્તવન કરવા લાગ્યા. ઈન્દ્રદેવ અને વિષ્ણુ તે વેળા સઘળા કલેશથી મુકત થયા. પરન્તુ ભૃગુમુનિના દારૂણ દુરતિક્રમણીય શાપની વાત મનમાં વિચાર કરી અત્યન્ત શંકા કરવા લાગ્યા.[૪૯–૫૭]

इन्द्र विष्णू तु संजातौ तत्क्षणाद्धृद्यकल्मषौ ।
स्त्रीवधाच्छंकमानौतुभृगोःशापं दुरत्ययम्॥५७॥

ઈ તિશ્રી દેવીભાગવતે મહાપુરાણે ચતુર્થસ્કન્ધે ગુજરાતી ભાષામાં વેદાન્તકવિ હીરાલાલ પ્રણીત ૧૧ મો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.*

### ઇન્દ્રે શુક્રલોકમાં જયંતીને મોકલી.

व्यासउवाच—

तंदृष्ट्वाचवधंघोरंशुक्रोपभगवान्भृगुः ॥
वेपमानोऽतिदुःखार्तःमाबाक्य मधुसूदनम् ॥१॥

વ્યાસમુનિ કહે છે—શુક્રમાતાનાં ઘોર વધને દેખીને ભગવાન ભ્રગુમુનિ કોપ્યા અને અતિ દુઃખથી પીડિત એવા ધ્રુજતા તે મુનિ મધુસુદનના પ્રતિ બોલ્યા.[૧] ભ્રગુમુનિ બોલ્યા—હે મધુસુદન ? તમે અત્યન્ત બુદ્ધિશાળી છો તો પછી જાણી જોઇને આવું અકાર્ય તમે કેમ કર્યું ? આ કેવું આશ્ચર્ય છે ! વિપ્રકન્યાના વધની વાર્તા એકવાર મનમાં પણ લાવવા કોઈ સમર્થ નથી અને તમે તો સાક્ષાત્ વધને સંપાદન કર્યો. હે દેવ ! મુનિગણો તમને સત્વગુણ સંપન્ન બ્રહ્માને રજોગુણ સંપન્ન, ને શમ્ભુને તમોગુણ સંપન્ન કહે છે છતાં આ સમયે એથી વિપરીત કેમ થયું ! તમે શું હેતુથી તમો ગુણનો આશ્રય કરી આ અતિ નિન્દિત કર્મ કર્યું ? હે વિષ્ણુ ! સ્ત્રીજાતિ અવધ્ય અર્થાત્ મારવાયોગ્ય નથી તો વિના અપરાધ આ અબળા નારીનો તમે કેમ વધ કર્યો ? તમે આ અત્યન્ત નિન્દિત કર્મ કર્યું છે. આ સમયે તમને હુ શુ કરૂં ? મને તો તમને શાપ આપવો એજ યુકિત સંગત ભાસે છે. હે પાપિષ્ઠ ? ઇન્દ્રને વાસ્તે તમે મને અતિ દુઃખી ને વિધુર કર્યો છે. આથી હું ઈન્દ્રને શાપ નહીં આપું, તમે સદાય કપટભાવનો આશ્રય કરનારા અને કાળોતરા નાગના સમાન વ્યવહાર કરો છો. તમે અત્યન્ત દુષ્ટ આશયવાળા છો. હુંતો તમને જ શાપ આપું છું. જે મુનિઓ તમને સત્વગુણવાળા કહે છે તેઓ મોટા મૂર્ખ છે. તમે આવા અતિશય દુરાચારી છો તેની મને બરાબર આજજ ખબર પડી, હે વિષ્ણો ! તમે મારા શાપથી મૃત્યુલોકમાં અનેકવાર અવતાર ધરી પાપકર્મના ફળસ્વરૂપ ખાસ કરીને ગર્ભયાત્રાનો ભોગ સહન કરશો એમાં સંશય નથી. " હે રાજન્ ! ભગવાન્ વિષ્ણુ આ ભ્રગુના શાપના વશથી જ્યારે જ્યારે ધર્મ તારા થાય છે ત્યારે ત્યારે લોક કલ્યાણ વાસ્તે આ મૃત્યુલોકમાં વારંવાર અવતાર લે છે.[૧–૯] જન્મેજય બોલ્યા—હે મુનિવર ! તેજ પુંજશાળી ચક્રદ્વારા ત્યાં ભ્રગુમુનિની ભાર્યાનો વધ થયા પછી મહાત્મા ભ્રગુમુનિનો ફરીવાર ગાર્હસ્થ્ય

---

* આ અધ્યાયમાં શુક્રાચાર્યને વશીભૂત કરવા સારૂ ઇન્દ્રદેવે પોતાની કન્યા જયન્તીને તે આશ્રમમાં મોકલી એ વાર્તા આવશે.

ધર્મ કેવા પ્રકારે સંપાદિત થયો હતો.[૧૦] વ્યાસમુનિ કહે છે—હે રાજન્ ! કાર્યવેત્તા ભ્રગુએ ક્રોધ કરી આ પ્રકારે હરિને શાપ દીધા પછી પોતાની પત્નિનાં છિન્ન મસ્તકને તેનાં મૃતક દેહપર ચડાવી કહ્યુ કે–હે દેવિ ! આ સમયે તમને વિષ્ણુએ માર્યાં છે છતાં જો હું નવ ધર્મોનો જ્ઞાતા હું અને જો હું ધર્માચરણી હઉ તો આપને હમણાં હું જીવિત કરૂં છું. જો સદા હુ સત્યવાદી હઊં તો તેના ધર્મના બળથી તમે જીવન પ્રાપ્ત કરો. અને સઘળા દેવતા લોકો મારૂ તપોબળ જુઓ. જો મારૂ વેદાધ્યયન ને વેદજ્ઞાન સત્ય હોય અને જો મારૂં તપોબળ હોય તો તમને અભિમંત્રિત શીતળ જળદ્વારા પ્રોક્ષિત કરીને તપોબળદ્વારા આ સજીવન કરૂં છું.[૧૧—૧૪] વ્યાસજી બોલ્યા—હે રાજન્ ! ભ્રગુદ્વારા જળથી પ્રોક્ષિત થયેલાં તે ભ્રગુપત્ની તત્કાળ સજીવન થયાં અને તે સ્મિતહાસ્યવાળાં ભ્રગુપત્ની તત્કાળ બેઠાં થયાં. આ સમયે સઘળાં ભૂતગણોએ તેમને સૂતેલાં છતાં બેઠાં થયેલાં દેખીને ભ્રગુમુનિનું અને ભ્રગુપત્નીનું સઘળી દિશાઓમાં “ સારૂં કર્યું સારૂં કર્યું ” એમ યશોગાન ગાયુ હતુ. હે રાજન્ ! આ પ્રકારે તે સુંદર અંગવાળી ભ્રગુભાર્યાને ભ્રગુમુનિએ સજીવન કરેલી દેખી ઈન્દ્રાદિ દેવતાઓ વિસ્મય પામ્યા. પછી ઈન્દ્રદેવે દેવતાઓને કહ્યુ કે—હે દેવતાઓં ! આ સમયે તો શુક્રજનનીને ભ્રગુમુનિએ સજીવન કરી ને શુક્રાચાર્ય ઘોરતર તપસ્યા કરીને આપણું કોણ જાણે શું અનિષ્ટ કરશે ?[૧૫—૧૮] વ્યાસમુનિ વદે છે—હે નરેન્દ્ર ! તે કાળે દેવરાજ ઈન્દ્રની તે નિદ્રારૂપિણી માયા તો દુર થઇ ગઈ હતી છતાં પણ શુક્રાચાર્યની મંત્રપ્રાપ્તિ વાસ્તે દારૂણ તપસ્યાનુ વૃત્તાંત શ્રવણ કરતાં ઈન્દ્રના દેહમાં ફરી દુઃખનો સંચાર થયો. ત્યાર પછી દેવરાજ ઈન્દ્રે મનમાં વિચાર કરીને પોતાની કોમળ અંગવાળી કન્યા જયંતીને બોલાવીને હસીને કહ્યું કે—હે તનયા ! હું તને શુક્રાચાર્યની સેવામાં નિયોજુ છું વાસ્તે હે તન્વંગી ! ત્યાં જઈને મારૂં કાર્ય સાધવાના નિમિતે તે તપ ચરનારા શુક્રાચાર્યની આરાધના કરી તું તેને વશીભુત કર. તે ઉત્તમ આશ્રમમાં સત્વર જઈ જે જે કાર્યમાં મુનિનુ મન પરિતુષ્ટ થાય તે તે પ્રિય કાર્યનાં અનુષ્ઠાનથી તું તેમની આરાધના કરીને મારો ભયદૂર કર. તે વિશલાક્ષી મનોરમા જયતીએ પિતાનાં વચનો સાંભળીને ત્યાં ગમન કર્યું અને ત્યાં જઈ જુએ છે તો શુક્રાચાર્ય આશ્રમમાં તપમાં પરાયણ થઈને ધૂમ્રપાન કરતા હતા. શુક્રાચાર્યનાં શરીરને દેખી અને પિતાનાં વચન સ્મૃતિમાં લાવી જયંતી કદલીપત્રથી મુનિને પવન ઢોળવા લાગી. બુદ્ધિશાલિની જયન્તી વ્યગ્ર મનરહિત રહી નિર્મળ સુશીતળ અને સુવાસિત જળ લાવી તેમને પીવા વાસ્તે પરમ ભક્તિ સાથે હળવે હળવે ત્યાં મુકતી હતી. તે જયતી સુંદરી સ્વયં ધર્મમાં નિયુક્ત રહીને નાના પ્રકારે શુક્રાચાર્યની સેવા કરવા લાગી. જ્યારે સૂર્યનારાયણ આકાશમાં મુનિના મસ્તકપર મધ્યમાં આવતા હતા ત્યારે વસ્ત્રદ્વારા મુનિના મસ્તકપર છત્રની રચના કરી છાયા કરતી. મુનિને ભક્ષણ કરવા સારૂં શાસ્ત્રવિહિત દિવ્ય પાકાં અને મધુર ફળ લાવીને તેમના સન્મુખ મુકતી હતી. શુક સમાન તે જયંતી નિત્ય કર્મની સમૃદ્ધિ વાસ્તે હરિત્ વર્ણવાળી પ્રાદેશ પ્રમાણ કુશની શળીઓ તથા પુષ્પો તૈયાર રાખતી હતી. ને મુનિના આગળ રાખી દેતી હતી. મુનિની નિદ્રાના વાસ્તે કોમળ પલ્લવો

વાળી શય્યાની રચના કરી રાખતી હતી અને તે મુનિના પ્રતિ ભક્તિવાળી થઈ પવન ઢોળતી હતી. મુનિના શાપ આપવાના ભયથી જયંતી ક્યારે પણ હાવભાવાદિ મનોવિકારજનક કાંઈ પણ કાર્ય કરતી ન હતી. તે સુભાષિણી કૃશાંગી પ્રીતિપૂર્વક ને અનુકૂળ વાણી દ્વારાએ શુક્રાચાર્યની સ્તુતિઓ ગાતી હતી. જ્યારે મુનિ જાગૃત થતા ત્યારે આચમન સારૂં જળ લાવીને પાસે ધરતી હતી. આ પ્રકારે મુનિને અનુકૂળ આચરણ કરીને જયંતી શુક્રાચાર્યના આશ્રમમાં વાસ કરી રહી. ભયાતુર ઈન્દ્ર પણ મુનિની પ્રવૃત્તિ જાણવા સારૂં સેવકોને મોકલતો હતો. આ પ્રકારે ક્રોધરહિત તપપરાયણ ઇન્દ્રકુમારી જયંતી બહુ કાળ પર્યન્ત શુક્રાચાર્યની સેવામાં તત્પર રહી. વખત જતાં જતાં હજાર વર્ષ પુરાં થવાથી મહાદેવજીએ પરિતુષ્ટ અને પ્રસન્ન થઈ શુક્રાચાર્યને વરદાન આપવા તેમના પ્રતિ વાણી કરી.[૧૯–૩૫] શિવજી બોલ્યા—હે ભૃગુનંદન ! હે બ્રહ્મન્ ! આ અખિલ જગત્માં જે કાંઈ વિદ્યમાન છે ને જે કાંઈ તું તારાં નેત્રોથી દેખે છે અને જે કોઇની વાણીથી પણ ગમ્ય નથી તે સઘળાંનો અભિભવ કરનાર ને તે સઘળાંપર વિજય કરનાર થઈ તું પ્રભુત્વ ભોગવીશ. એમાં સંશય નથી. આ શિવાય તું સઘળા જીવગણોથી અવધ્ય પ્રજાઓનો ઇશ્વર ને દ્વિજશ્રેષ્ઠ થઈશ એમાં સંશય નથી.[૩૬–૩૭] વ્યાસ બોલ્યા—હે રાજન્ ! દેવદેવ શંભુ આ પ્રમાણે વરદાન આપીને તે સ્થાનમાં અન્તર્ધાન થયા. પછી શુક્રાચાર્ય જયંતીને દેખી કહેવા લાગ્યા કે—હે સુશ્રોણી ? તું કોણ છે ? કોની કન્યા છે ? તારા મનમાં શું અભિલાષા છે ? શા વાસ્તે તું અહીં આવી છો ? હે વામોરૂ ? તમારે શું કાર્ય છે ? તે કહો, હે સુલોચના ! તારી સેવાથી હું ઘણો પ્રસન્ન થયો છું. મારી નિકટ તું શું ઈચ્છા કરે છે ? હે સુવ્રતે ! તું વરદાન માગ. ગમે તેવું દુષ્કર હશે તોપણ હું તને આપીશ. આ સાંભળી જયંતીનું મુખકમળ પ્રફુલ્લિત થયું. પછી તે સુવ્રતવાળી બાળા વિનયથી નમ્રતાપૂર્વક વાણીદ્વારા તપોધનને કહેવા લાગી કે—હે ભગવન્ ! મારો મનોરથ આપ તપોબળથી જાણી લ્યો.[૩૮–૪૧] શુક્રાચાર્યે કહ્યું—મે તમારા મનનો ભાવ જાણી લીધો છે તોપણ ભલા પ્રકારે સમજાવીને મને કહો. તમારૂં સર્વથા હું મંગળ સંપાદન કરીશ. તમારી સેવાથી હું અત્યન્ત ને પરિતુષ્ટ થયો છું.[૪૨] જયન્તી બોલી—હે બ્રહ્મન્ ! હું ઈન્દ્રની કન્યા જયન્તની નાની બહેન છું. પિતાએ મને આપને સમર્પણ કરી છે. આથી હું આપથી સકામા થઇ છું વાસ્તે આ સમયે આપ મારી ઈચ્છા પૂર્ણ કરો. હે મહાભાગ ? હું ધર્માનુસાર પ્રીતિપૂર્વક હૃદયથી આપનાજ સંગે રમણ કરૂં એવી મારી ઈચ્છા છે.[૪૩–૪૪] શુક્રાચાર્ય બોલ્યા—હે નિતમ્બિની ? તું દશ વર્ષ પર્યન્ત પ્રાણી માત્રથી અદૃશ્ય રહી તારી ઇચ્છાનુસાર મારા સંગે રમણ કર.[૪૫] વ્યાસમુનિ બોલ્યા—હે મહારાજ ! ભાર્ગવ શ્રેષ્ઠ શુક્રાચાર્યજીએ આમ કહી ઘેર આવી જયંતીનું પાણિ ગ્રહણ કર્યું, તથા માયાથી સંયુક્ત થઈ તથા જીવગણોથી અદૃશ્ય રહી તે દેવીના સંગ નિવાસ કર્યો. અહીં શુક્રાચાર્ય મંત્ર પ્રાપ્ત કરી ઘેર પધાર્યા છે એ વાત સાંભળી દૈત્યગણ અત્યન્ત આનંદિત થયો. તેમનાં દર્શન કરવા સારૂ દૈત્યગણ તેમના ઘેર ગયા પરન્તુ એ સમયે જયંતીના સાથે શુક્રાચાર્ય રમણ કરતા હતા તેને લીધે અસુરગણ ગુરૂને ન દેખી શક્યા. આથી અસુરો અત્યન્ત વિમન અને ભગ્ન આશાવાળા થયા. તે અસુરો ચિંતાવાળા અને દીન બ-

નીને ગુરૂને ગોતવા લાગ્યા. પછી માયાસંવૃત શુક્રાચાર્યને જ્યારે ન દીઠા ત્યારે દૈત્યગણો ચિંતાતુર અને ભયાતુર થઈ પોતાના સ્થાનકે ચાલ્યા આવ્યા. અહીં શુક્રાચાર્યને જયંતીના સાથે ક્રીડાસક્ત જાણીને દેવરાજ ઈન્દ્રે મહાભાગ દેવગુરૂ બૃહસ્પતિને કહ્યું કે—હે ગુરૂ ? હવે અમારે શું કરવું તે આપ અમને કહો. હે બ્રહ્મન્ ! આપ આ વેળા દાનવો પાસે જાઓ. જે કાર્યથી માનવની રક્ષા થાય તે કાર્ય કરો. હે માનદ ! આપ દૈત્યગણોને માયાજાળથી મોહ પમાડીને વિચારપૂર્વક ભલા પ્રકારે અમારૂં કાર્ય કરો. બૃહસ્પતિ ગુરૂ ઈન્દ્રનાં વચન સાંભળી તથા શુક્રાચાર્યને માયાથી મોહિત જયતીના સાથે રમણમાંઆસક્ત જાણી શુક્રાચાર્યનું રૂપ ધારણ કરી દૈત્યોના નિકટ ગયા. તે સ્થાનમાં જઈ બૃહસ્પતિએ અત્યન્ત આદરપૂર્વક દૈત્યોને બોલાવ્યા. પછી દૈત્યલોકોએ આવીને શુક્રાચાર્યને સન્મુખ દીઠા. તે-તેઓ આનંદથી અત્યન્ત મોહિત થઈ શુક્રાચાર્યરૂપ બૃહસ્પતિને ખરા શુક્રાચાર્યને માની પ્રણામ કરી આગળ ઉભા રહ્યા. અને શુક્રરૂપ ધારિણી બૃહસ્પતિની જે માયા હતી તેને દૈત્યો ન જાણી શકયા. પછી માયાથી પ્રચ્છન્ન શુક્ર વેષધારી દેવગુરૂએ દૈત્યોને કહ્યું કે—હે દૈત્યો ? આપ લોકો બધા કુશળ તો છો ને ? હું તમારાંજ હિતને વાસ્તે અહીં આવ્યો છું. તમારાં કલ્યાણાર્થે મે કઠિન તપસ્યાથી શંભુને સંતુષ્ટ કરી જે વિદ્યા પ્રાપ્ત કરી છે તે વિદ્યા હુ તમને નિષ્કપટતા પૂર્વક સમજાવી દઉં છુ. આ સાંભળી દાનવોત્તમો પ્રસન્ન થયા ને ગુરૂજીના દ્વારા કાર્ય સિદ્ધ થયુ એમ સમજી આહલાદથી મોહિત થયા. તે અસુરો પ્રસન્ન થઇને તેમને પ્રણામ કર્યા અને નિર્ભય તથા વ્યથાહીન બનીને દેવતાઓથી ભયથી શંકા છોડી સ્વચ્છન્દ મનથી વાસ કરી રહ્યા. ૪૬–૫૮

प्रणेमुस्ते गुरुंमुक्ता निरातंका गतव्यथाः ॥
दैत्याश्च भृगुपुत्रस्य वाक्यात्तस्थुः सर्वे निरामयाः ॥५८॥

ઇતિશ્રી દેવી ભાગવત મહાપુરાણ વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.*

### દૈત્ય સમાજમાં શુક્રવેષધારી બૃહસ્પતિ.

राजोवाच—

किं कृतं गुरुणा पश्चाद्भृगुरूपेण वर्तता ॥
छलेनैव हि दैत्यानां पौरोहित्येन धीमता ॥१॥

રાજા કહે છે—હે રૂષિપ્રવર ! બુદ્ધિમાન બ્રહસ્પતિએ અસુરોના ગૃહમાં શુક્રાચાર્યરૂપથી વાસ કરી અને છળપૂર્વક દૈત્યગણોનાં પૌરોહિત્યમાં નિયુક્ત બની શું કર્યું ? હે મુનિ! બ્રુહસ્પતિ તો દેવગુરૂ હતા ને સદૈવ વેદાદિની આલોચના કરતા હતા વિશેષ કરીને તેઓ અંગિરાના પુત્ર હતા સ્વયં મુનિ હતા તથા એવા ગુણવાળા હોવા છતાં પણ તેઓએ શુ પ્રકારથી છળનો આશ્રય કર્યો હતો ? મુનિગણો સઘળાં ધર્મશાસ્ત્રોમાં કહે છે કે—સત્ય જ ધર્મનું કારણ છે ને સત્યથી જ પરમાત્માની પ્રાપ્તિ થાય છે તો જ્યારે બૃહસ્પતિએ દૈત્ય ગણોની સમીપમાં મિથ્યા વચનો કહ્યાં હતાં ત્યારે પછી સંસારમાં બીજો કોણ ગૃહાશ્રમી સત્યવક્તા હોઇ શકે ! હે મુનિવર ! આ વિષયમાં વિચાર કરતાં પણ મને સ્થિર નિશ્ચય થતો નથી. જો એમ કહીએ કે લોભના વશીભૂત થઇને લોક અસત્ કાર્યમાં પ્રવૃત્તિ કરેછે પરન્તુ તેમ પણ યથાર્થ સમજાતુ નથી કારણ કે આ સંપૂર્ણ બ્રહ્માંડમાં જો કોઇને ઐશ્વર્ય હોય તો પણ તેને આહાર

* આ અધ્યાયમાં શુક્રાચાર્યનો વેશધારી બૃહસ્પતિએ દૈત્યોને છેતર્યા એ વાત કહેવાશે.

પૂર્તિના સિવાય બીજું પ્રયોજન કોઈ હોતું નથી આટલા વાસ્તે આવા લોભના આંતર મુનિઓથી કેમ મિથ્યા પ્રવૃત્તિઓ થતી હોય? હે મુનીશ્વર પ્રાચીન શિષ્ટ મુનિ સમાજ તો શબ્દ પ્રયોગ કરી ગયા છે અને તેમના વાચક પદાર્થ અવશ્ય જ છે. આ પ્રકારના વિશ્વાસથી પંડિતગણો પ્રમાણમાં શિષ્ટતાના કારણરૂપ શબ્દને એક પ્રમાણરૂપ ગણીને હમણાં ધારણ કરે છે. આ સમયે દેખાઈ જાય છે કે શિષ્ટ વ્યક્તિના અભાવમાં આ શબ્દ પ્રમાણનો ઉચ્છેદ થયો છે. કારણ કે છળ કાર્યમાં પરાયણ બૃહસ્પતિમાં ગર્હિત કાર્ય વર્ત્તમાન રહેવાથી પછી એમનું શિષ્ટત્વ કયાં છે! ઉત્પત્તિના વિષયમાં મુનિઓ કહે છે કે—દેવતાગણ સત્વગુણથી, મનુષ્યો રજોગુણથી, ને તિર્યગ્ગણ તમોગુણથી ઉત્પન્ન થાય છે તો બૃહસ્પતિ સત્વગુણાશ્રયવાળા દેવોના સાક્ષાત્ ગુરૂ છે છતાં જો તેઓ પણ સ્વયં મિથ્યાવાદી થયા તો પછી રાજસ ને તામસ ગુણના આશ્રયવાળાઓમાં કોણ સત્યવાદી સંભવી શકે? આ કેવું આશ્ચર્ય છે! જો આ અખિલ વિશ્વ માયામાં આવૃત હોય તો પછી સનાતન ધર્મનું સ્થાન કયાં છે? અને સંપૂર્ણ જીવગણોને શું ગતિ છે છે? હે મુનિવર! આ વિષયમાં મને મહા સંશય થયો છે. કારણ કે જ્યારે ભગવાન્ હરિ, બ્રહ્મા, શચીપતિ અને બીજા બીજા સુરસત્તમ ગણો સઘળા પણ કપટ કર્મમાં ચતુર થયા છે ત્યારે સ્વલ્પસત્વ અને અલ્પબુદ્ધિ મનુષ્યોની પછી કયાં વાતજ રહી? હે માનદ! કારણ કે જ્યારે સઘળા દેવતાગણ, વસિષ્ઠ, વામદેવ, વિશ્વામિત્ર ને બૃહસ્પતિ ઈત્યાદિ તપોધન મુનિગણો પણ કામક્રોધમાં વશીભૂત થઇને તથા લોભમાં વિનષ્ટચિત્તવાળા થઇને છળકર્મમાં દક્ષ ને પાપ પરાયણ થયા હતા ત્યારે પછી ધર્મની કયાં ગતિજ છે? અરેરે! કારણ કે ઈન્દ્ર અગ્નિ ચંદ્રમા ને વિધાતા આદિ સઘળાઓ પણ કામના ઉત્કટ લોભમાં અભિભવ પામ્યા ને પરદારામાં આસક્ત થયા ત્યારે પછી આ અખિલ બ્રહ્માંડમાં શિષ્ટતા કયાં રહી! હે વિમલાત્મન્! જ્યારે સંપૂર્ણ દેવતાગણ ને મુનિગણ લોભમાં ગળાયા તો પછી કોનો ઉપદેશ આમાં ગ્રહણકરવા યોગ્ય રહ્યો![૧-૧૪] વ્યાસજી બોલ્યા—હે રાજન્! ઇન્દ્ર હોય, બૃહસ્પતિ હોય, બ્રહ્મા હોય. વિષ્ણુ હોય, મહાદેવ હોય, અથવા તો ગમે તે હોય તો પણ જેણે દેહ ધારણ કર્યો છે તેઓને અહંકાર અને લોભાદિ વિકારોમાં અને દોષોમાં લિપ્ત થાવું પડેજ છે એમાં સંશય નથી. હે મહારાજ! બ્રહ્મા વિષ્ણુ ને શિવ એઓ પણ વિષયાનુરાગી જે આટલા વાસ્તે અનુરાગી વ્યક્તિ શું અકાર્ય નથી કરી શકતી? હે નરેન્દ્ર! અનુરાગી વ્યક્તિ ચાતુર્ય વશથી મુક્તના સમાન દેખાય છે પરન્તુ જ્યારે સંકટનો પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે તે સમયે પોતપોતાના ગુણથી તેઓની ધુર્તતાનો પ્રકાશ થાય છે. પછી તેઓ તે તે ગુણોને વશીભૂત થઇને કાર્ય કરે છે. આટલા વાસ્તે એ વિષયમાં એ ત્રણ ગુણોનુંજ કારણ સમજવું જોઇએ કારણ કે કારણના વિના કયારે પણ કાર્યની ઉત્પત્તિ થતી નથી. બ્રહ્માદિ દેવતાઓનું પણ એ ત્રણ ગુણોજ કારણ છે કારણ કે એ સઘળાના દેહો પણ પ્રધાન મહતત્વાદિ પચીસ તત્વોથીજ ઉત્પન્ન થયા છે, એમાં સંશય નથી હે નૃપવર! બ્રહ્માદિ પણ મરણ ધર્મશીલ છે અર્થાત્ નાશવાળા છે. આથી પછી આમાં આપને હવે શું સ્નેહ રહે છે? આપ જાણો

કે સઘળાઓ બીજાને ઉપદેશ દેવામાંજ ભલાપ્રકારે શિષ્ટતાનો પ્રકાશ કરી શકયા છે પરન્તુ પોતાને પ્રસંગ આવે છે ત્યારે સ્વભાવનો વિપ્લવ થઈ જાય છે. પછી આ કામ ક્રોધ લોભ હિંસા અહંકાર અને માત્સર્યાદિ દોષો સઘળામાં ઉત્પન્ન પામતાં કાર્યો કરે છે. કોઈ દેહધારી પુરૂષ એ કામાદિનો પરિત્યાગ કરવામાં સમર્થ નથી. હે મહારાજ ! મહર્ષિગણ કહે છે કે આ સંસારનો પ્રવાહ આ પ્રકારેજ ચાલ્યો જાય છે. આ શુભ અશુભવાળો સંસાર કયારે પણ કામાદિથી અન્યભાવને પામતો નથી. આ પ્રકારેજ સંસાર ગતિ કરી રહ્યો છે. જુઓ ! ભગવાન્ વિષ્ણુ કયારેક દારૂણ તપશ્ચરણ કરે છે. દેવરાજ ઈન્દ્ર પણ કયારેક નાના પ્રકારના યજ્ઞોનુ અનુષ્ઠાન કરે છે, વળી જુઓ પરમ પ્રભુ વિષ્ણુ કયારેક કમળાના કમનીય વિલાસ તરંગના રંગમાં રંજિત ચિત્તવાળા બની જાય છે, તથા વૈકુંઠમાં વિલાસ કરે છે અને કયારેક તેઓ કરૂણાસિંધુ હોવા હોવા છતાં પણ દુર્જય દાનવગણોના સાથે દારૂણ યુદ્ધો કરીને તેમની શરજાળમાં અત્યન્ત પીડિત પણ થાય છે, તથા ત્યાં કયારેક તેઓ જય પામે છે ને કયારેક દૈવવશત પરાજય પણ પામે છે. આથી વિષ્ણુ પણ નિઃસંદેહ સુખદુઃખથી વશીભૂત થાય છે. હે રાજન્ ! એ નારાયણ કયારેક અખિલ સંસારને પોતાની કુક્ષિમાં અભિરક્ષી યોગનિદ્રામાં અભિભવ પામી શેષ શય્યાપર શયન કરી રહે છે. પછી યથા સમયમાં પ્રકૃતિ દ્વારા પ્રતિબોધિત થઈને તેઓ જાગરિત થાય છે. હે રાજન્ ! વિશેષ શું કહું ? આ અખિલ સંસારમાં બ્રહ્મા મહાદેવ હરિ ઈત્યાદિ દેવગણો-ને મુનિગણો સઘળા પોતપોતાની આયુના પરિમાણ કાળ પર્યન્ત જીવતા રહી વિહાર કરે છે અને પ્રલયકાળનું અવસાન થાય છે ત્યારે નષ્ટપ્રાયઃ આ સ્થાવર જંગમાત્મક જગત્ પાછું ઉત્પન્ન થાય છે એમાં કશો પણ સંદેહ નથી. હે રાજન્ ! પોતાની પોતાની આયુષ્યના અંતમાં બ્રહ્માદિ સૌ કોઈ નાશ પામે છે. એમાં સંશય નથી. પછી યથા સમયમાં વિષ્ણુ અને મહાદેવ ઈત્યાદિ દેવતાગણ દેહધારી બની તે સઘળા કામાદિ ભાવોની પ્રાપ્તિ કરે છે. હે પાર્થિવ ! આપે આ વિષયમાં વિસ્મય ન પામવો. આ સંસારમાં કામક્રોધાદિથી સંયુક્ત થઈને તેઓ નિરંતર ભ્રમણ કરે છે. હે રાજન્ ! આ સંસારમાં કામાદિથી રહિત પરમાર્થવેત્તા પુરૂષો તો દુર્લભ છે. જે વ્યક્તિ આ સંસારથી ડરે છે તે તે સ્ત્રીગ્રહણ નથી કરતી એટલાવાસ્તેજ તે વ્યક્તિ સઘળા પ્રકારે વિષયસંગથી રહિત ને શંકાહીન થઇને વિહાર કરે છે. આ કારણથીજ ચંદ્રમાએ બૃહસ્પતિની ભાર્યાનુ હરણ કર્યુ હતું. બૃહસ્પતિએ પણ લઘુભ્રાતાની ભાર્યાનુ હરણ કર્યુ હતું. આ પ્રકારે આ સંસારચક્રમાં સઘળા જીવો નિરંતર રાગલોભાદિથી આવૃત રહે છે. હે રાજન્ ! ગૃહસ્થાશ્રમનો આશ્રય કર્યા પછી પણ મનુષ્યગણ કોઇ પ્રકારે મુક્તિ પ્રાપ્તિને કરવા સમર્થ હોતો નથી જેથી સઘળા પ્રયત્નોથી સંસારની સારતાનો વિચાર છોડી કરી સચ્ચિદાનંદરૂપિણી મહેશાનીની આરાધના કરવી જોઈએ. ચરાચર જગત્ ભગવતીના માયાગુણમાંજ ઢંકાયેલું રહીને મદિરાથી મત્તના સમાન અથવા ઉન્મત્તના સમાન સદા ભ્રમણ કરે છે. બુદ્ધિમાન્ પુરૂષો આદ્યશક્તિની આરાધના દ્વારાજ સઘળા ગુણોને પગનીચે દબાવી મુક્તિલાભ કરે છે. હે રાજેન્દ્ર ! આ સિવાય મુક્તિ પ્રાપ્તિનો બીજો કાંઈ પણ ઉપાય નથી. તે મહેશ્વરીની આરાધના કરી

જ્યાંસુધી તેની કરૂણા પ્રાપ્ત ન થાય ત્યાંસુધી સુખ ક્યાં છે ? એમના શિવાય બીજાં કોઇની પ્રકૃત દયા દૃષ્ટિ નહીં થાય એટલાવાસ્તે વિશુદ્ધ મનવાળા બની તે કરૂણાંમયી ભગવતીનું ભજન કરવુ ઉચિત છે. કારણ કે તેની આરાધન કરવાથી જ પુરૂષ જીવન્મુકત બની શકે છે. જે વ્યકિતએ મનુષ્યાવતાર ધરી મહેશ્વરીની સેવા નથી કરી તે સોપાનશ્રેણીના ઉપરના ભાગમાંથી નીચલા ભાગમાં ગબડી પડયો છે એવો મારો અભિપ્રાય છે. આ ત્રિગુણાત્મક વિશ્વ અહંકારનાં આવરણવાળું અને અસત્યનાં બંધનવાળું છે એટલા વાસ્તે એ સર્વેશ્વરીની આરાધનાના શિવાય પછી બીજા શું પ્રકારે મુક્તિલાભ હોઇ શકે ? હે રાજન!સઘળા વિષયોનો પરિત્યાગ કરી એ ભુવનેશ્વરીની સેવા કરવી એ સઘળાંઓનું એકાંત કર્તવ્ય છે.[૧૬-૪૨] જન્મેજય બોલ્યા—હે મુને ! શુકરૂપધારી દેવગુરૂએ એ સમયે શું કર્યું હતું ? અને શુક્રાચાર્ય કેટલા દીવસ પછી દૈત્યોના સમીપે આવ્યા હતા. આ વાર્તા મને ભલાપ્રકારે કહો.[૪૩] વ્યાસમુનિ બોલ્યા—હે રાજન્ ! શુક્રવેષધારી મહાત્મા બ્રહસ્પતિએ એ સમયે જે કર્યું હતું તે હુ કહું છું વાસ્તે સાંભળો. દેવગુરૂએ જ્યારે બરાબર સમજાવી દીધા ત્યારે દૈત્યગણો તેમને પોતાના ગુરૂ શુક્રાચાર્ય જાણી સમ્યક પ્રકારે વિશ્વાસુ થયા ને તેમના પરાયણ થયા, તથા આજ્ઞાવર્તી થયા. બ્રહસ્પતિની માયાથી મોહિત અને પ્રતારિત દૈત્યગણ વિદ્યાપ્રાપ્તિના વાસ્તે શુક્રાચાર્ય જાણીને તેમના તેમના શરણાગત થયા. કારણ કે આ સંસારમાં લોભના વશીભૂત થઇ સૌ કોઈ મોહિત થાય છે. આ વાત પછી જ્યારે દશવર્ષો પૂર્ણ થયાં ત્યારે દૈત્યગુરૂ જયંતીના સંગે ક્રિડાની સમાપ્તિ કરી યજમાન ગણોને સંભારવા લાગ્યા. તેઓ વિચારવા લાગ્યા કે દૈત્યગણો મારા આવવાની વાટ જોઇ ઉભા રહ્યા છે વાસ્તે હું જઇને તે ભયાતુર અસુરોનું અવલોકન કરૂં. તેઓ મારા ભક્ત છે વાસ્તે દેવતાઓનાદ્વારા જેમ તેઓને ભય ન થાય તેમ યોજના કરવી મને ઉચિત છે. આ પ્રકારે ચિંતા કરી શુક્રાચાર્યે જયન્તીને કહ્યું કે—હે ચારૂ લોચને ! મારા પુત્રોએ દેવતાઓનું શરણ લીધું છે ને તમારો દશવર્ષનો સમય આજ સંપૂર્ણ થયો. આટલા વાસ્તે હે સુમધ્યમા ! આ સમયે હુ યજમાનોને જોવા સારૂ જાઉછું ને પછી સત્વર તમારા સમીપે આવીશ- " પતિવૃતા જયતીએ ' તથાસ્તુ ' એમ કહી તેમના ગમનમા સમતિ આપવાને કહ્યુ કે—હે ધર્મજ્ઞ! આપની જ્યાં ઈચ્છા હોય ત્યાં જાઓ. હું આપનો ધર્મલોપ કરવાની ઈચ્છા નથી કરતી." શુક્રાચાર્યે જયંતીની વાણી સાંભળી સત્વર દાનવગણોના સમીપે પહોંચી ગયા ને ત્યાં જોયુ તો દાનવગણોના સમીપ છળવેષધારી સૌમ્ય આકૃતિવાળા બ્રહસ્પતિજી વિરાજમાન હતા. તેઓ નિજપ્રણીત જૈનધર્મ છળપૂર્વક સમજાવી રહ્યા હતા અને હિંસાદિ દોષો દેખાડીને યજ્ઞોની નિંદા કરતા હતા. તેઓ એમ કહેતા હતા કે—અહો ! દૈવવૈરીગણ ! હું તમારાં હિતવાસ્તે સત્ય વચન કહુ છું. અહિંસા એજ પરમધર્મ છે અધિક શું કહું ? આતતાયી લોકોને પણ મારવા એ ઉચિત નથી. તમારે નિશ્ચય સમજી લેવું કે—ભોગપરાયણ બ્રાહ્મણોએ પોતપોતાની રસનાના ચરિતાર્થની પ્રાપ્તિ વાસ્તે જ વેદમાં પશુહિંસાનો માર્ગ દેખાડયો છે. પરન્તુ અહિંસાના સમાન બીજો કોઈ પણ શ્રેષ્ઠ ધર્મ છેજ નહીં. " હે રાજન્ ! વેદ-

શાસ્ત્રની નિંદા કરતા દેવગુરૂનાં આવાં વચનો સાંભળી ભૃગુપુત્ર શુક્રાચાર્ય અત્યન્ત વિસ્મય પામ્યા. તેઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે 'આ ગુરૂ અવશ્ય મારો વિદ્વેષીજ છે ને આ ધુતારાના દ્વારા મારા યજમાન ગણો છેતરાઈ ગયાછે. આમાં સંસય નથી. પાપનાં એક માત્ર કારણ સ્વરૂપ લોભદ્વારા પ્રેરિત થયેલા આ ગુરૂ પણ અસત્ય વદે છે જેથી તે પાપ બીજરૂપ નર્કનાદ્વાર સમાન આ લોભને ધિક્કાર છે! આ કેવું આશ્ચર્ય છે? સઘળા દેવતાઓના ગુરૂ અને સઘળાં ધર્મ શાસ્ત્રોના જે પ્રવર્ત્તક છે અને જેનાં વચનોનું પ્રમાણરૂપે ગ્રહણ થાય છે તે દેવગુરૂ બૃહસ્પતિએ પણ આજ પાખંડમત ધારણ કર્યો! અહો! લોભનો કેવો અનિર્વચનીય મહિમા છે? લોભવશ થયેલા સુરગુરૂ પણ જ્યારે પાખંડપડિત થયા ત્યારે લોભના વશીભૂત થઈ મલિનમનવાળા મૂઢબુદ્ધિ જનો શું શું અકાર્યો નહી કરે? આજ આ સુરગુરૂ બ્રાહ્મણ હોવા છતાં નટના સમાન સમસ્ત ચેષ્ટા ગ્રહણ કરી તે મૂઢબુદ્ધિ મારા યજમાન ગણોને છેતરે છે.[૪૪–૬૨]

**શૈલૂષવેષ્ટિ તં સર્વં પરિગૃહ્ય દ્વિજોત્તમ ॥**
**વંચયત્યતિસંમૂઢાન્દૈત્યાન્યાજ્યાન્મમાપ્યાસૌ॥૬૨॥**

ઇતિથી મહાપુરાણ દેવીભાગવત વિષે ચતુર્થ સ્કંન્ધમાં અધ્યાય ૧૩ મો. સપૂર્ણ

---

## અધ્યાય ૧૪ મો*

### દૈત્યો શુક્રાચાર્ય પાસે ગયા.

**વ્યાસ ઉવાચ–**

**ઇતિ સંચિંત્ય મનસા તાનુવાચ હસન્નિવ ॥**
**વંચિતા મત્સ્વરૂપેણ દૈત્યાઃ કિં ગુરુણા કિલ॥૧॥**

વ્યાસ કહે છે–શુક્રાચાર્ય મનમાં એમ વિચાર કરી દૈત્યોના પ્રતિ હસતા હસતા બોલ્યા કે–હે દૈત્યો! મારૂં સ્વરૂપ ધારી આવેલા આ વેષધારી સુરગુરૂથી કેવા તમે છેતરાયા છો? ખરો શુક્રાચાર્ય હું છું ને તમે મારા યજમાનો છો અને આતો દેવકાર્યસાધક સુરગુરૂ બૃહસ્પતિ છે ને તેણે તમોને નિઃસંદેહ છેતર્યા છે. આ દાંભિકે મારો વેષ ધારણ કર્યો છે જેથી તેના વચનોમાં તમે વિશ્વાસ કરશો માં. હે દૈત્યગણો? તમે લોકો મારા યજમાન છો. વાસ્તે મને અનુસરો ને આ બૃહસ્પતિનો ત્યાગ કરો. શુક્રાચાર્યની એવી વાણી સાંભળી અને એ બંને આચાર્યોની સમાન આકૃતિ દેખી અત્યન્ત વિસ્મય પામ્યા ને આવેલા આચાર્યનોજ શુક્રાચાર્ય છે એમ નિશ્ચય કર્યો. આ સમયે બૃહસ્પતિએ તેઓને સરળ સ્વભાવવાળા માયાથી મોહિત દેખીને કહ્યુ કે–આ આ અત્યારે ઉભો છે તે દેવગુરૂ બૃહસ્પતિ છે ને અત્યારે મારૂં રૂપ ધરી તમને છેતરવા સારૂં તે આવ્યો છે. દેવતાઓનાં કાર્યને સિદ્ધ કરવા સારૂં હમણાં આ તમારા સ્થાનમાં આવ્યો છે. હે અસુર પ્રવરગણ! તમારે એનાં વચનમાં કદીપણ વિશ્વાસ કરવો નહીં. મેં શિવના પાસેથી જે વિદ્યા મેળવી છે તેનું હું હમેશ તમને અધ્યયન કરાવું છું ને હું તમને અવશ્ય દેવતાઓના યુદ્ધમાં વિજય કરાવીશ. શુક્રરૂપધારી ગુરૂનાં આવાં વચનો સાંભળી દૈત્યગણોએ 'આજ શુક્રાચાર્ય છે' એમ નિશ્ચય કરી તેમનાજ વચનમાં અતિ વિશ્વાસ કર્યો. આ સમયે દાનવગુરૂ ખરા શુક્રાચાર્યે યદ્યપિ દાનવ લોકોને બહુ બહુ પ્રકારે સમજાવ્યા હતા તોપણ તેઓ બૃહસ્પતિની માયાથી થયા હોવાથી વિપરીત કાળની વિચિત્રતાના કારણે તેઓ સઘળા કશું પણ ન સમજ્યા. પછી તે દૈત્યોએ

* આ અધ્યાયમા બૃહસ્પતિથી ઠગાયેલા દૈત્યો ખરા શુક્રાચાર્યને શરણે ગયા એ વાર્તા આવશે.

સ્થિર નિશ્ચય કરી આવેલા મહાત્મા શુક્રાચાર્યને કહ્યું કે—આજ અમારા બુદ્ધિપ્રદ હિતકર ગુરૂ છે. તેઓ ધાર્મિક ચુડામણિએ ભાર્ગવે અમને દશવર્ષ સુધી ઉપદેશ આપ્યો છે. જેથી તમે અમારા ગુરૂ નથી પરંતુ કોઈ માયાવી દેખાઓ છો. વાસ્તે આ સ્થળમાંથી ચાલ્યા જાઓ. મૂઢબુદ્ધિવાળા દૈત્યોએ ભાર્ગવના પ્રતિ આમ કહી અને તેમની વારંવાર ભર્ત્સના કરી શુક્રરૂપી સુરગુરૂને પ્રણામ ને અભિવાદનપૂર્વક પ્રસન્ન મનથી તેમનેજ ખરા ગુરૂ સમજી લીધા. આ બાજુએ શુક્રાચાર્યે દૈત્યોને સુરગુરૂ વેષધારી બ્રહસ્પતિના અત્યન્ત અનુવર્તી દેખી અને બ્રહસ્પતિના વચનમાં વિશ્વાસ કરનારા દેખી છેતરાયા એમ નિશ્ચય કરી ક્રોધયુક્ત થઈ દૈત્યોને એવો શાપ આપ્યો કે—મે તમને સમજાવ્યા છતાં તમે મારાં વચનોનો આદર ન કર્યો વાસ્તે તમે બધા સંજ્ઞાનો ત્યાગ કરી અવસ્ય પરાભવ પામશો. તમે લોકોએ મારી જે અવજ્ઞા કરી છે તેનો બદલો અલ્પકાળમાંજ તમને મળશે અને આ સમયે આ સુરગુરૂના કપટ ભાવનો ભલાપ્રકારે અનુભવ કરી શકશો.[૧–૪૪] વ્યાસ વદે છે—હે રાજન્ ! આપ શાપ આપી શુક્રાચાર્ય ક્રોધથી ભર્યા એવા ત્યાંથી સત્વર ચાલ્યા ગયા અને બ્રહસ્પતિ પ્રસન્ન મનવાળા ને સ્થિરમનવાળા થઈ કેટલોક કાળ નિવાસ કરી રહ્યા. તત્પશ્ચાત્ દૈત્યોને ભાર્ગવથી શાપ થયાના સમાચાર જાણી તેઓએ તે સ્થાનનો ત્યાગ કર્યો અને પોતાના રૂપને ધારણ કરી સત્વર ઈન્દ્રપાસે આવી તેમને કહેવા લાગ્યા કે—આ સમયે મેં અવસ્ય કાર્યની સિદ્ધિ કરી છે કારણ કે ભાર્ગવે દૈત્યોને શાપ આપ્યો છે ને મેં તે સ્થાનનો ત્યાગ કર્યો છે. તે દૈત્યો હવે નિરાધાર થયા છે. હે મહાભાગ ! સુરસત્તમગણ ! મે દૈત્યગણોને શાપથી બાળી મૂકયા છે વાસ્તે હવે તમે લોકો તેઓની સાથે યુદ્ધ કરવાની ચેષ્ટા કરો. સુરગુરૂ બ્રહસ્પતિની આવી વાણી સાંભળી દેવરાજ ઈન્દ્ર પ્રસન્ન થયા ને તેઓએ સઘળા દેવગણો સાથે મળીને બ્રહસ્પતિ ગુરૂની પૂજા કરી. પછી એકાન્તમાં દેવોએ મંત્ર કરી સંગ્રામની તૈયારી કરી ને પછી તે દેવતાગણો અસુરોની સન્મુખ આવી રણમાં ઉભા રહ્યા. મહાબળશાળી દેવતાઓને ઉદ્યોગ સહિત સંગ્રામના નિમિતે આવતા જાણી અને ગુરૂદેવને અન્તર્ધાન થયા જાણી દૈત્યગણ બધા ચિંતાવાળા થયા અને તે સમયે તેઓ પરસ્પર માંહોમાંહે કહેવા લાગ્યા કે—અહો ! આપણે એ સુરગુરૂની માયાથી મોહિત થયા હતા ને મહાત્મા શુક્રાચાર્યે ક્રોધ કરી આપણો ત્યાગ કર્યો છે. આ સમયે તો તેમને પ્રસન્ન કરવા એજ આપણુ કર્ત્તવ્ય છે. તે માયાવી ભ્રાતૃભાર્યા ગામી, મલિન હ્રદયવાળો, બહિઃશુચિ અને કપટી પંડિત સુરગુરૂ બૃહસ્પતિ આપણને અવશ્ય છેતરી કરી હવે અન્તર્ધાન થઇ ગયો છે. હવે આપણે શું કરશું ? કયાં જાશું ? કેવા પ્રકારે ક્રોધિત શુક્રાચાર્યજીને આપણી સહાયતાના વાસ્તે પ્રસન્ન કરી શકશું ? આ પ્રમાણે એકઠા મળી દૈત્યલોકો ચિંતા કરતા હતા ને ભયથી વ્યાકુળ થયેલા તેઓ પછી પ્રલ્હાદજીને આગળ કરી શુક્રાચાર્યના સમીપે ગયા. ભાર્ગવ શુક્રાચાર્યજી દૈત્યગણોને દેખી ચૂપ રહ્યા. જ્યારે તે દૈત્યોએ તેમનાં ચરણકમળમાં પ્રણામ કર્યા ત્યારે શુક્રાચાર્ય ક્રોધ કરી લાલનેત્ર કરી દૈત્યોના પ્રતિ કહેવા લાગ્યા કે—જ્યારે તમે મારા આટલા સમજાવ્યા છતાં કપટગુરૂની માયાથી મોહિત થઈ મારાં પવિત્ર હિતકર ને જ્ઞાનગર્ભ વચનો

ન સાંભળ્યાં ને એથી ઉલટું બૃહસ્પતિના વશવર્તી અને મદથી ઉન્મત્ત બનીને મારી અવજ્ઞા કરી ત્યારે તે કર્મનું ફળ તમારે અવશ્ય ભોગવવુંજ પડશે. આ સમયે તમે સઘળા કલ્યાણથી ભ્રષ્ટ થયાછો અર્થાત્ તમે પોતેજ તમારા પોતાનો નાશ તમારી ભૂલથી કરી નાંખ્યો છે વાસ્તે હવે તે કપટરૂપી સુરકાર્યાર્થી વંચક ગુરૂ બૃહસ્પતિ જ્યાં હોય ત્યાં તમે જાઓ ને મને તેના સમાન છલ કરનારો સમજો માં.[૧૬–૩૦] વ્યાસમુનિ બોલ્યા—હે રાજન્! શુક્રાચાર્યજીએ દૈત્યોના પ્રતિ આવાં સદિગ્ધ વચનો કહ્યા પછી પ્રલ્હાદજી એ સમયે એમનાં ચરણો પકડીને આવા પ્રકારનાં વચનો બોલી રહ્યા.[૩૧] પ્રલ્હાદજી બોલ્યા—હે ગુરૂદેવ ભાગર્વ! આ વેળા અમે ભય પામીને આપના શરણમાં આવ્યા છીએ. હે સર્વજ્ઞ! અમે આપના યજમાનો આપના પુત્રના સમાન છઈએ. જેથી આપે અમારો પરિત્યાગ ન કરવો જોઇએ. આપે મંત્રલાભ કરવા ગમન કર્યું એ તકનો લાભ લઈ તે નટરૂપી આપનો વેષધારી દુરાત્મા બૃહસ્પતિ મધુર વાણી દ્વારા અમને છેતરી ગયો છે. આપને અધિક શું કહીએ! ધીર મનવાળા મહાત્માઓ અજ્ઞાનથી થઈ ગયા અપરાધોના પ્રતિ ક્રોધ કરતા નથી. આપ સર્વજ્ઞ છો ને અમારૂં ચિત્ત આપમાંજ એકાન્ત આસક્ત છે એ આપ જાણો છો. હે મહાબુદ્ધિ! આપ તપોબળના પ્રભાવથી અમારાં મનનો ભાવ જાણી કોપનો પરિત્યાગ કરો. મુનિલોકો કહે છે કે—સાધુગણોનો કોપ ચિરસ્થાયી નથી. હે મુનિ! જળ સ્વભાવથી જ શીતળ છે તો પણ અગ્નિદ્વારા તાપથી તે ઉષ્ણ થાય છે પરન્તુ ક્ષણ કાળ પછી તાપ દૂર હોવાથી તે જળ પાછું શીતળ બની જાય છે. હે સુવ્રત! ક્રોધ ચંડાળના સમાન છે વાસ્તેજ પંડિતજનો તેનો પરિત્યાગજ કરે છે. આપના નિકટ મારી પ્રાર્થના છે કે—આપ અમારા પ્રતિ કોપનો ત્યાગ કરી પ્રસન્ન થાઓ, જો આપ ક્રોધનો પરિત્યાગ ન કરીને આ પ્રકારે ઘોર દુઃખમાં અભિભવ પામેલા અમારો સઘળાનો પરિત્યાગ કરશો તો હે મહાભાગ! આપના તજેલા એવા અમે રસાતળમાં પ્રવેશ કરશું.[૩૨।૪૮] વ્યાસ મુનિ બોલ્યા—હે રાજન્! પ્રલ્હાદની વાણી સાંભળી શુક્રાચાર્ય જ્ઞાનનેત્રથી દ્રષ્ટિ કરી પ્રસન્ન ચિત્ત થયા અને જરાક હસીને બોલ્યા કે—તમારે હવે ભય કરવો કે રસાતળમાં પ્રવેશ કરવો નહીં પડે કારણ તમે મારા યજમાન છો જેથી હું તમારી અમોઘમંત્રના પ્રભાવથી રક્ષા કરીશ. હે ધર્મજ્ઞ ગણ! પૂર્વ કાળે બ્રહ્માજીએ કહ્યુ હતું તેના અનુસાર મારાં આ હિતકર નિશ્ચિત્ત સત્ય વચનો તમે સાંભળો. શુભ વા અશુભ જે થાવાવાળી વાત હોય છે તે અવસ્ય થાય છે ને આ પૃથ્વીતળમાં દૈવથી વિરૂદ્ધ કોઈ પણ કાંઇ કરી નથી શકતું. આ સમયે તમારા લોકો કાળની ગતિથી અવશ્ય બળહીન થયાછો એટલા વાસ્તે આ સમયે દેવતાઓના પ્રભાવથી પરાજય પામી તમારે એકવાર પાતાળતળમાં ગમન કરવું પડશે. બ્રહ્માજીએ કહ્યુ છે કે—જ્યારે તમારો ત્રૈલોકય રાજભોગ કરવાનો પર્યાય કાળ આવ્યો હતો ત્યારે તમે સકળ વૈભવોથી ભરપૂર આ ત્રૈલોકયનું આધિપત્ય સુખ ભોગવ્યું હતુ અને દૈવબળથી દેવતાઓનું આક્રમણ કરી તેમનાં મસ્તકોપર ચરણ ધરી પૂરા દશ યુગ પર્યન્ત નિર્વિઘ્ન ત્રૈલોકયસુખને તમે ભોગવ્યું છે પછુ સાવર્ણિક મન્વંતરમાં આરાજ પાછું તમારા અધિકારમાં આવશે. એ સમયે બળિનામનો તમારા વંશમાં ત્રૈલોકય વિજયી પ્ર-

લ્હાદજીનો પૌત્ર રાજ્યને સંપાદન કરી વિશેષ ખ્યાતિ મેળવશે. વૈકુંઠનાથ હરિએ જ્યારે વામનરૂપથી બલિનું રાજ્ય હરણ કર્યું હતું ત્યારે ભગવાન જનાર્દન વિષ્ણુએ દૈત્યરાજ બલિને કહ્યું હતું કે—મેં દેવતાઓના વાંછિતાર્થની સિદ્ધિના વાસ્તે તમારા રાજ્યનું હરણ કર્યું છે ને આવતા સાવર્ણિક મન્વંતરના સમયમાં તું પોતેજ ઇન્દ્ર થઈશ એમાં સંશય નથી. હે પ્રલ્હાદ ! ભગવાન્ હરિના વચનોને અનુસારે તમારો પૌત્ર બલિ આ વેળા પ્રાણીમાત્રથી અદૃશ્ય રહીને રહે છે. ને અત્યન્ત ભીતની જેમ વસે છે. તે ઇન્દ્રના ભયથી ભીત થઈને ગર્દભરૂપ ધારણ કરી શુન્યગૃહમાં અવસ્થિત છે. હમણાં એક દિવસે દેવરાજ ઇન્દ્રદેવે તેને દેખીને અનેક પ્રકારે તેને ગર્દભ દેહ ધરવાનું કારણ પૂછયું હતું ને કહ્યું હતુ કે—હે દૈત્યવર ! તું સદા સઘળા લોકોનાં સુખનો ભોગ કરનારો છે ને તુંજ દૈત્યગણોનો શાસનકર્ત્તા છો ને સઘળા લોકો પર તારૂં અચળ આધિપત્ય હતું આટલાવાસ્તે ગર્દભરૂપ ધરવામાં તને લજ્જા ઉત્પન્ન નથી થતી ? દૈત્યરાજ બલિએ ઇન્દ્રનાં વચનો સાંભળી કહ્યું કે—હે શક્ર ! આ વિષયમાં શોક કે દુઃખ શું છે ? જ્યારે મહાતેજવાળા વિષ્ણુએ પણ મત્સ્ય કચ્છપનું રૂપ ધારણ કર્યું હતું તો પછી કાળવશથી ગર્દભરૂપ ધારણ કરી હું રહું છું તેમાં શું આશ્ચર્ય છે ? આપ પણ બ્રહ્મહત્યાનાં પાપ થયા પછી જે પ્રકારે માન સરોવરમાં કમળની નાળમાં સંતાઈ પેઠા હતા તે પ્રકારે હું પણ આ સમયમાં ભયભીત થઈને ગર્દભ રૂપ ધારણ કરી સ્થિતિ કરી રહ્યો છું. હે પાકશાસન ! દૈવાધીન પુરૂષોને સુખદુઃખ શું છે ? તેઓના પક્ષમાં તો સઘળું સમાનજ છે. કારણ કે જ્યારે કાળરૂપ દૈવ જેવી ઇચ્છા કરે છે ત્યારે તેના પ્રતિ નિઃસંદેહ તેવું કાર્ય કરે છે.[૩૮-૫૫] ભાર્ગવ શુક્રાચાર્ય બોલ્યા—હે પ્રલ્હાદ ! આપસ આપસમાં બલિ ને ઇન્દ્ર આ પ્રકારે વાર્તાલાપ કરી બનેને બોધ લાગ્યો ને બને પોતપોતાને સ્થાનકે ગયા. હે અસુરસત્તમ ! દૈવની બળવાનતાના વિષયમાં મે તમારા નિકટ આ ઉપાખ્યાન કહી બતાવ્યું છે. સુર અસુર તથા મનુષ્ય સહિત આ જગત્ સઘળું એક દૈવઆધીન સમજવું જોઈએ.[૫૬-૫૮]

इत्येतत्ते समाख्याता मयादैवबलिष्ठता ॥
दैवाऽधीनं जगत्सर्वं सदेवासुरमानुषम् ॥५८॥

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે ચતુર્થસ્કન્ધમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૫ મો*

### દેવો ને દાનવોના વિગ્રહનો અંત.

व्यासउवाच—

इतितस्यवचः श्रुत्वाभार्गवस्यमहात्मनः ॥
प्रह्लादस्तुसुमंहृष्टोबभूवनृपनंदनः ॥ १ ॥

વ્યાસ કહે છે—હે મહારાજ જન્મેજય ! ભાર્ગવનાં પુર્વોકત વચનો સાંભળીને મહાત્મા પ્રલ્હાદજી પ્રસન્ન થયા. દૈવને બળવાન જાણી પ્રલ્હાદજીએ દૈત્યોને કહ્યુ કે—હે દૈત્યો ! દેવતાઓ સાથે યુદ્ધ કરવાથી પણ આપણો વિજય થશે નહી. પછી વિજયના મદથી ગર્વવાળા દાનવોએ પ્રલ્હાદને કહ્યુ કે—સંગ્રામ કરવો એજ અમારૂં અવશ્ય કર્તવ્ય છે. દૈવ કોને કહેવાય છે એની અમને ખબર નથી. હે સુરેન્દ્ર ! જે ઉદ્યોગહીન કર્મ રહિત છે તેવાઓનોજ દૈવ પ્રધાન આશ્રય છે. દૈવ કેવું છે ? કોણે તે બનાવ્યું છે ? ને કહો

---

* આ અધ્યાયમાં દેવતા અને અસુરોના વિગ્રહના અંતની વાર્તા આવશે,

તેને કયાં જોયું છે ? વાસ્તે અમે તો બળનોજ આશ્રય કરીને હમણાંજ યુદ્ધ કરશું. હે દૈત્ય પ્રવર ! આપ સર્વજ્ઞ બુદ્ધિશાળી અને મહામતિ છો વાસ્તે અમારા નાયક બનીને આ સમયે સંગ્રામનું કાર્ય આપ સંપાદન કરો." હે રાજન્ ? દૈત્ય લોકોનાં આવાં વચનો સાંભળ્યા પછી પ્રબળ વૈરિ વિનાશક પ્રલ્હાદજી દૈત્ય કુળના સેનાપતિ થયા ને દેવતાઓને યુદ્ધમાં બોલાવ્યા. દેવતાઓ અસુરોને યુદ્ધમાં આવ્યા જાણી અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી સુસજ્જિત થઈ તેઓ સાથે લડવા લાગ્યા. તે સમયે પ્રલ્હાદ અને ઈન્દ્રનો પુરેપુરાં સો વર્ષ સુધી તુમુલ તથા ભયંકર સંગ્રામ થયો. આ યુદ્ધના દર્શનથી મુનિઓ પણ વિસ્મય પામ્યા હતા. હે રાજન્ ! આ ઉપસ્થિત દારૂણ સંગ્રામમાં શુક્રાચાર્યના અનુગત પ્રલ્હાદજી પ્રમુખવાળા દૈત્યગણોનો વિજય થયો. પણ ઈન્દ્ર સુરગુરૂના વચનાનુસાર સર્વ દુઃખ વિનાશિની મુક્તિપ્રદા પરાત્પરા કલ્યાણદાયિની ભુવનેશ્વરીનું મનમાં સ્મરણ કરીને સ્તવન કરવામાં તત્પર થયો.[૧-૧૦] ઈન્દ્રદેવ દેવીની સ્તુતિ કરે છે—હે મહામાયે દેવી ! હે શુલધારિણિ અમ્બિકે ? તમે સઘળાં વિશ્વને અભય દેવા શંખ—ચક્ર—ગદા—પદ્મ ને કૃપાણ ધારણ કરો છો ? હે ભુવનેશાનિ ? આપને હું પ્રણામ કરૂં છું. આપજ શક્તિનાં પ્રધાન પ્રતિપાદક દર્શન શાસ્ત્રની નાયિકા તથા શૈવ શાક્ત ને વૈષ્ણવાદિ મતથી અનેક પ્રકારે તત્વોની ભિન્નતા હોવા છતાં આપ દશતત્વાત્મિકા છો. હે માત ? આપજ મહાવિદ્યા બિંદુસ્વરૂપિણી છો. હું આપને વંદન કરૂં છું. હે માત ! આપજ આધાર ચક્રમાં કમળમાં સ્થિત મહાકુંડલિની છો ને આપજ સચ્ચિદાનંદસ્વરૂપિણી છો. આપજ પ્રાણ—અગ્નિહોત્ર—યજ્ઞસ્વરૂપિણી છો, અર્થાત્ આપજ એ ઉભય યાગોનાં અધિદેવતારૂપ છે. હે જનનિ ! જેમ વાદળાં ઉદય પામે છે ત્યારે વિજળી ચમકારા મારે છે તેમ આપ અમારાં હૃદયાકાશમાં સર્વદા અગ્નિની શિખાના સમાન દીપ્તિને પ્રાપ્ત થાઓ છો. હે માતા ! હું આપને અભિવંદન કરૂં છું. હે જનનિ ! આપજ અન્નમય પ્રાણમય મનોમય વિજ્ઞાનમય ને આનંદમય એ પંચકોશમાં અવસ્થિત રહ્યાં છો. આપજ આનંદમય કોશમાં બ્રહ્મરૂપિણી છો. હે માતા ! આપજ આનંદકલિકા ને પરા બ્રહ્મવિદ્યારૂપ સકળ ઉપનિષદોથી પરિપૂજિતા છો. હે જનનિ ! હું આપને નમસ્કાર કરૂં છું. હે માતા ! આપ અમારા પ્રતિ પ્રસન્ન થાઓ. અમે દૈત્યોથી પરાજય પામી બળહીન થયા છઇએ. આપ અમારી રક્ષા કરો. હે સર્વ શકિત સંપન્ના દેવી ! કેવળ આપજ આ ભુવનમાં આશ્રયદાયિની હોવાથી અમારૂં દુઃખ દૂર કરવામાં સમર્થ છો. હે દેવિ ! જેઓ સદા આપનું ધ્યાન ધરે છે તે સજ્જન ગણે સદા અભિમાનના રહિત ને નિઃસંગ થઇને આ સંસારસમુદ્રના અપાર પારને જુએ છે એમાં કશો પણ સંદેહ નથી. હે વિશ્વજનનિ દેવી ! વિશ્વરક્ષામાં આપનો પ્રભાવ સુવિખ્યાત છે. તેથી હું અધિક શું કહું ? આપના પ્રભાવથી દુઃખી જનોની પીડા દુર થાય છે અને આપજ આ સકળ સંસારનો સંહાર કરવા સારૂં કાળરૂપિણી થઈને રહો છો. હે અમ્બે ! મંદમતિ મનુષ્યોમાં આપનાં ચરિત્રોને કોણ જાણી શકે ? સૂર્ય, હું, યમ, વરૂણ, અગ્નિ, પવન, મહાનુભાવ મુનિગણ, આગમ, નિગમ, ને અધિક શું પણ બ્રહ્મા, વિષ્ણુ ને મહાદેવ પણ આપના અતુલ પ્રભાવને જાણવા

સમર્થ નથી. હે માતા ! હું આપનાં ચરણો-માં પ્રણિપાત કરૂં છું. હે ઉમે ! જેઓ આ-પના પ્રતિ ભકિત પરાયણ છે તેઓને ધન્ય છે ને તેઓ મહાન્ છે તથા સંસારમાં દુઃખથી રહિત થઈને સદા સુખ સાગરમાં લીન રહે છે. અને જેઓ આપનાપ્રતિ ભકિત રહિત છે તેઓ આ જન્મમૃત્યુરૂપ તરંગવાળા દુઃખસા-ગરના પાર ઉતરવા કોયપણ રીતે સમર્થ નથી હે દેવિ ! જેઓને શ્વેત ચામરોથી માથે પ-વન ઢોળાય છે, અને જેઓ પાલખીમાં બેસી આવે જાય છે તેઓએ અવશ્ય તારી સેવા પ્રકારના ઉપહારથી પૂર્વજન્મમાં કરી છે જેથી આ જન્મમાં તેના અનુરૂપ ફળ પામ્યા છે. મારૂ એમ માનવું છે. જેઓ મનુષ્ય મંડળ-માં સદાય પૂજ્ય હોય છે, જેઓ હાથીના હો-દ્દાપર ચઢી કરી ફરે છે, જેઓ વિલાસિની મંડળીના વિલાસ રસમાં લીન થઇ આનંદ-નો અનુભવ કરે છે, જેઓ તાબાના સામંત-ગણોથી પરિવેષ્ટિત થઇ ગમન કરે છે, તેઓ બધાએ હે દેવી ! હું માનું છું કે–પૂર્વજ-ન્મમાં તમારી પૂજા કરી હતી તેથી તેનાં ફળ-રૂપે આ સઘળા પ્રકારની સુખસંપત્તિનાં અ-ધિકારી થયા છે.[૧૧–૨૧] વ્યાસ બોલ્યા હે રા-જા ! આ પ્રકારે સ્તુતિ ગાતા ઈન્દ્રદેવ ઉભા હતા તેવામાં સિંહપર સ્વારીવાળી ભગવતી ત્યાં સત્વર પ્રગટ થઈ. તે દેવી શંખ–ચક્ર-ગદા-પદ્મ યુકત ચાર ભુજાવાળી શોભાયમાન હતી. હતી. તેનાં અત્યન્ત મનોહર ત્રણ નેત્રો હતાં. દિવ્ય પરિધાનો હતાં, લાલરંગી વસ્ત્રો હતાં તથા કંઠમાં દિવ્યમાળા વિરાજતી હતી. પ્ર-સન્નવદન થઈ તે દેવી દેવતાઓ પ્રતિ બોલી કે–હે દેવો ! ભયનો ત્યાગ કરો. હું હમણાંજ તમારૂ મંગળ કરીશ. સિંહપર વિરાજતી તે દિવ્ય સુંદરી દેવી દેવના પ્રતિ આમ કહી

જે સ્થાનમાં મદમત્ત અસુરગણ હતા તે સ્થા-નમાં ગઇ. પછી પ્રલ્હાદ આદિ તે દૈત્યગણે આગળ ઉભેલી દેવીને દીઠી તેથી તેઓ ભ-યભીત થઈ પરસ્પર કહેવા લાગ્યા કે–આ સમયે આપણે શુ કરવું ઘટે ! આ ચંડિકા દેવોની રક્ષા કરવા અહીં આવી છે ને આજ દેવીએ મહિષાસુર તથા ચુંડમુંડનો વિનાશ કર્યો છે. આજ દેવીએ વક્રદૃષ્ટિથી પૂર્વે મધુ-કૈટભનો સંહાર કર્યો હતો. હવે એની એ અમ્બિકા આપણા બધાંનો વિનાશ કરશે. આમાં સંશય નથી. દાનવોને આમ ચિંતા-વાળા દેખી પ્રલ્હાદજીએ કહ્યુ–હે દાનવો ! આ સમયે યુદ્ધ નહીં કરી ભાગવુ જ ઉચિત છે. ત્યારે નમુચિ નામનો દૈત્ય ભાગતા થકા દાનવો પ્રતિ બોલ્યો. કે–તમે ભાગી જશો પછી શું આ જગન્માતા હસ્તમાં ધારેલાં અસ્ત્રોદ્વારા શું તમારો વિનાશ કરશે ! એવું કાંઇક કરવુ જોઇએ કે જેથી ઉભય પક્ષની રક્ષા થાય તેમ કરવું એ આપણું કાર્ય છે. આપણે ભુવનેશ્વરીની સ્તુતિ કરી, તેની આજ્ઞા લઈ, હમણાં પાતાળતળમાં ચાલ્યા જઇએ એવો મેં સ્થિર નિશ્ચય કર્યો છે.[૨૨–૩૧] પ્ર-લ્હાદજી બોલ્યા–હુ સૃષ્ટિ–સ્થિતિ–પ્રલય કરનારી સકળની જનનીરૂપ તથા પ્રાણીમા-ત્રને અભય આપનારી મહામાયાનું સ્તવન કરૂ છું.[૩૨] વ્યાસ બોલ્યા–આમ કહી પરમાર્થ તત્ત્વવેત્તા વિષ્ણુભક્ત પ્રલ્હાદ બે હાથ જોડી જગતની ધાત્રીની સ્તુતિ કરવા લાગ્યા.[૩૩] પ્રલ્હાદ દેવીની સ્તુતિ કરે છે–માળામાં જેમ સર્પની પ્રતીતિ થાય છે તેમ જેના આશ્રયથી આ ચરાચર જગત્ જેમાં શોભી રહ્યું છે, જે અખિલવિશ્વનું અધિષ્ઠાન સ્વરૂપ છે તેવી હ્રીંકાર બીજમૂર્તિ ભુવનેશ્વરીને હું નમસ્કાર કરૂં છું. હે દેવિ ! આપનાથીજ આ સ્થાવર

જંગમાત્મક જગતની ઉત્પત્તિ થઈ છે. બ્રહ્મા-વિષ્ણુ ઇત્યાદિ કર્ત્તા નિમિત્તમાત્ર છે. વાસ્તવમાં આપેજ સૃષ્ટિ ઈત્યાદિ કાર્યના નિમિત્ત રૂપ એઓને ઉત્પન્ન કર્યા છે. હે મહામાયે ? હું આપને નમસ્કાર કરૂં છું. આપ સૌનાં જનની છો. સુર અસુર બધા આપથી ઉત્પન્ન થયા છે તો પછી આપની દૃષ્ટિમાં આ દેવતા ને આ દૈત્ય એવો ભેદ કેથી રીતે સંભવે ! કારણ કે ઉત્તમ કે અધમ પુત્રમાં માતાની ભેદદૃષ્ટિ દેખાતી નથી તેમ દેવલોક ને દાનવ લોકમાં આપે ભેદથી ન દેખવુ જોઇએ આવી મારી પ્રાર્થના છે, હે જનની ! આપની સઘળાં પુરાણોમાં વિશ્વજનની રૂપથી કીર્તિ ગવાય છે તો હે માતા ! જેમ દેવલોકો તમારા પુત્ર છે તેમ અમે પણ છઈએ. હે જનનિ ! જેમ દેવો સ્વાર્થપરાયણ છે તેમ અમે પણ છઇએ. ખરૂ જોતાં દેવ અને દૈત્યોમાં કશો ભેદ નથી ને કોઈ ભેદબુદ્ધિ કરે તો તે ભ્રાન્તિ મૂલક છે. હે દેવિ ! ધન સ્ત્રી વિષય ઈત્યાદિ ભોગમાં અમે જેમ આસક્ત છઇએ તેમ દેવતાઓ પણ છે. હે દેવેશિ ! તો અસુરગણોના સહિત દેવતાઓમાં શુ ભેદ છે ! હે માતા! તેઓ પણ કશ્યપજી પુત્ર છે તેમ અમે પણ કશ્યપજીના પુત્ર છઈએ. આટલા વાસ્તે આ વિષયમાં આપના સ્નેહનો વિપરીત ભાવ શું પ્રકારે હોઈ શકે ! હે વિશ્વજનનિ ! આપમાં એવો વિરોધ કયારે પણ દેખાતો નથી વાસ્તે આપ દેવતા ને અસુરગણોને સરખા જાણો. દેવતાગણ ને અસુરગણ સઘળા ગુણોથીજ ઉત્પન્ન થયા છે તો પછી દેવતાગણ દેહધારી થઇને શી રીતે અધિકગુણ યુક્ત થઈ શકે ? સઘળા દેહોમાં કામ ક્રોધ ને લોભ ઈત્યાદિનો અધિકાર છે, તો પછી કોણ વ્યક્તિ અવિરોધી હોઈ શકે ? હું જાણું છું કે આપેજ કૌતુકવશથી યુદ્ધ જોવા સારૂં અમારામાં પરસ્પર ભેદ કરાવીને આ મહા વિરોધ ઉપસ્થિત કર્યો છે નહીં તો હે ચામુંડે ! જો અમારો કલહ જોવાની તારી ઈચ્છા ન હોત તો અમેભ્રાતા લોકો પરસ્પર વિરોધ કેમ કરત? હે દેવિ ! હું ધર્મને જાણું છું ને શતક્રતુને પણ જાણું છું છતાં વિષય સંભોગને લીધેજ અમારો સદાય કલહ થાય છે. હે અંબિકે ! તમારા શિવાય આ અખિલ સંસારમાં બીજી કોઇ પણ સત્તા શાસનકર્તા નથી દેખાતી. જે સ્પૃહાવાન્ છે તેનાં વચનનુ પ્રતિપાલન કરવામાં કોણ પંડિત સમર્થ હોઇ શકે છે ? હે માતા ! કોઈ સમયમાં દેવતા ને અસુરોએ મળી પરસ્પર સમુદ્રનું મથન કર્યું હતું ત્યારે વિષ્ણુએ સુધા ને રત્નોના વિભાગ કરી આપવાના મિષથી દેવતા અને અસુરોમાં પરસ્પર ભેદ કરાવ્યો હતો. હે માતા ! આપે જેમને જગતગુરૂ અને જગતના પાલન કર્તા બનાવ્યા છે તેઓએજ પણ લોભથી વશ થઈ અમરસુંદરી લક્ષ્મી દેવીનુ ગ્રહણ કર્યું હતું. દેવરાજા ઈન્દ્રદેવે ઐરાવત, પારિજાત, કામધેનું, ને ઉચ્ચૈઃશ્રવા અશ્વનું ગ્રહણ કર્યું હતું. આ પ્રકારે વિષ્ણુની ઈચ્છાથી અન્ય અન્ય દેવતાઓએ ઉત્તમ સામગ્રી ગ્રહણ કરી હતી. આ કેવુ આશ્ચર્ય છે ? આ પ્રકારે અન્યાય કાર્ય કર્યાં છતાં દેવતાઓ સાધુ થયા પણ વાસ્તવમાં દેવતાઓજ અન્યાયી છે એમાં સંદેહ નથી. હે દેવિ ! આ વિષયમાં યથાર્થ ધર્મ શું છે ? તેનુ આપ અવલોકન કરો. બહુ માની વિષ્ણુએ દેવતાઓને સ્વપદમાં સ્થાપિત ને દૈત્યોને પરાભૂત કર્યા છે. હે દેવિ ! આ વિષયમાં આપે ધર્મનું લક્ષણ અવલોકન કરવું ઘટે છે. ધર્મ કયાં છે ? કેવા પ્રકારનોછે ?

ધર્મનું કાર્ય કર્યું છે ? સાધુતા કેવા પ્રકારની છે ? આ આપ ભલાપ્રકારે વિચાર કરીને તપાસી જુઓ. કોના ધર્મની રક્ષા થઈ છે ? કોની સાધુતા પ્રકાશિત થઈ છે ? કોનો જય વા પરાજય થવો ઉચિત છે ? આપ આ સઘળી વાર્તાના વિષયમાં વિચારવા સમર્થ છો જેથી આપ વિચારી જુઓ. અરેરે ! મીમાંસકગણના સિદ્ધાન્તનો કોની પાસે હું પ્રકાશ કરૂં ? વિચાર કરી દેખવાથી આ જગત એક વિવાદનું ક્ષેત્ર છે. કારણ કે તાર્કીકગણ યુક્તિ માર્ગના પક્ષપાતી છે ને વેદવાદીઓ વિધિમાર્ગને અનુસરનારા છે. આ સઘળા સ્થુળબુદ્ધિવાળા સમાજે આ સંસારને એકજ પુરૂષનાં કર્તૃત્વથી ઉત્પન્ન ને પાલિત માનનારા છે. તથા તેઓ માંહોમાંહે વિરોધ કરનારા છે. જો આ અનંત વિસ્તારવાળા એકજ સંસારમાં એકજ પુરૂષ કર્તા હોય તો એકજ કાર્યમાં પરસ્પરમાં મત ભેદ અને વિરોધ કેમ થવો ઘટે ? વેદમાં શા વાસ્તે એકજ મત જોવામાં નથી આવતો ! વળી સઘળા શાસ્ત્રોના મત શું કારણથી જુદા જુદા છે ! વેદવેત્તાઓના અભિપ્રાયોમાં પણ ભેદ કેમ દેખાય છે? હે દેવિ ! આ સ્થાવર જંગમાત્મક સઘળુ જગત સ્વાર્થપરાયણ છે એટલા વાસ્તેજ ઉક્ત પ્રકારના મતભેદો થયા છે, એમાં સંશય નથી. આ સંસારમાં ઇચ્છા રહિત પુરૂષ નથી ને થશે પણ નહીં. જુઓ ! ચદ્રમાએ જાણવા સાંભળવા છતાં ગુરૂની ભાર્યાનું હરણ કર્યું હતું. દેવ ગુરૂ બ્રહસ્પતિએ બળાત્કારે ભાતાની પત્નીનું હરણ કર્યું હતું. દેવરાજ ઇન્દ્રે પણ ધર્મતત્વ જાણવા છતાં ગૌતમની ભાર્યાનું હરણ કર્યું હતું. સત્વગુણ વાળા વિષ્ણુએ પણ નિરપરાધી રાહુનાં મસ્તકને કાપી નાંખ્યું હતું. હે અમ્બિકે! ધાર્મિક ગણોમાં અગ્રણી, સત્યવ્રત પરાયણ, યજ્ઞશીળ, વદાન્ય, શાન્ત, સર્વજ્ઞ, મારા પુત્ર બલિરાજા કે જેઓ સઘળાના માનની રક્ષા કરતા હતા તેમને છલાશ્રયી હરિએ વામનાવતાર ધરી છેતર્યા ને તેમનું સઘળું રાજ્ય લઈ લીધુ. અરેરે ! આમ છતાં મુનિગણો દેવતાઓને ધર્મના સ્થાપનારા તરીકે વ્યાખ્યા કરી વખાણે છે. આ કેવી આશ્ચર્યની વાત છે ? આ જગત્‌માં જેને આડંબરી 'બનાવટી' કહેવાય છે તેવાઓની જય ને યથાર્થ ધર્મવાદીઓ હોય છે તેઓનો ક્ષય થાય છે. હે દેવિ ! આપ જગન્માતા છો જેથી આ બાબતપર વિચાર કરી જેમ યોગ્ય લાગે તેમ કરો. સઘળા દાનવો આપનાંજ શરણે છે એમ જાણો. હવે એઓના વધ અથવા રક્ષા જેમ ઉચિત લાગે તેમ આપ કરો.[૩૪-૬૪] દેવી બોલ્યાં—હે દાનવો ? તમે સઘળા પાતાળમાં જાઓ ને સમરજનિત ક્રોધ તજી ત્યાં સુખથી રહો. ત્યાં સુખે વસો ને આ સમયે તમે શુભ અથવા અશુભ પ્રાપ્તિનાં કારણરૂપ કાલસ્વરૂપની પ્રતીક્ષા કરો. જેઓ નિર્વેદ પરાયણ સંસારથી અળગા ને વિરાગી છે તેઓને સર્વદા સઘળાં સ્થાનોમાં સુખજ હોય છે અને જેઓનું મન લોભમાં તણાયું છે તેઓને તો ત્રૈલોકયને રાજ્ય મળે તોપણ સુખ નથી થતુ. અધિક શું કહુ ? સત્યયુગમાં પણ લોભ પરાયણ જનો ફળ પ્રાપ્ત થવા છતાં પણ સુખ નથી લઈ શકયા વાસ્તે તમે લોકો પૃથ્વીને તજી પાતાળમાં જાઓ ને પાપરહિત રહો. મારી આજ્ઞા મસ્તકપર ધારણ કરી પાતાળ તળમાં ગમન કરો.[૬૫-૬૮] વ્યાસ બોલ્યા—દાનવોએ દેવીનાં આવાં વચનો સાંભળી તે વચનોને શિરપર ચડાવી પ્રણામ કરી તથા દેવીના દ્વારા પ્રતિપાલિત થઈ પાતાળતળમાં ચાલ્યા ગયા ને આ ઉપરાંત દેવી

અન્તર્ધાન થઈ ગઈ, તથા દેવતાઓ પોતપોતાના સ્થાનકે ગયા. આ પ્રકારે દેવતા ને દાનવ લોકો પરસ્પર વૈરભાવ છોડી કરી વાસ કરી રહ્યા. હે મહારાજ ! જે કોઈ આ આખ્યાનને પઢે છે વા સાંભળે છે તેઓ સઘળા પ્રકારનાં દુઃખોથી છૂટી કરી ભગવાનના પરમપદને પામે છે.[૬૯–૭૧]

**एतदाख्यान मखिलं यः श्रुणोति वदत्यथ ॥**
**सर्व दुःख विनिर्मुक्तः प्रयाति पदमुत्तमम्॥७१॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૬ મો*

### વિષ્ણુના અવતારોની કથા.

**जनमेजय उवाच—**

**भृगु शापान्मुनिश्रेष्ठ हरेरद्भुतकर्मणः ॥**
**अवतारा कथं जाता कस्मिन्मन्वन्तरे विभो ॥१॥**

જનમેજય રાજા કહે છે—હે મુનિશ્રેષ્ઠ ! હે વિભો ! ભૃગુના શાપથી મહા પરાક્રમવાવાળા ભગવાન હરિના અવતારો કયાં મન્વન્તરમાં થયા છે ! હે ધર્મજ્ઞ ! સમગ્ર પાપોનો નાશ કરનારી, સર્વ સુખ આપનારી તથા કલ્યાણ વિધાયિની તે હરિના અવતારની કથા મને વિસ્તારથી કહો.[૧–૨] વ્યાસ બોલ્યા—હે નરાધિપ ! જે મન્વંતરમાં તથા જે યુગમાં શ્રીહરિના અવતારો થયા છે તે તમને હુ કહું છુ વાસ્તે હે રાજા ! સાંભળો. ભગવાન નારાયણે નાના પ્રકારના અવધાર ધરી જે જે લીલા કરી હતી તે લીલાઓનું સંક્ષેપથી તમારી પાસે કથન કરૂ છું જેથી હે જનમેજય ! તમે સાંભળો. ભગવાને ચાક્ષુષ નામના મન્વંતરમાં ધર્મનો અવતાર લીધો હતો અને તેમાં તેમના બે પુત્રો નર નારાયણ અવતાર ધરીને પૃથ્વીતળમાં વિખ્યાત થયા હતા. વૈવસ્વત નામના મન્વંતરમાં બીજા યુગમાં ભગવાન હરિએ અત્રિમુનિનાં પુત્રરૂપે થઈને દત્તાત્રેય નામથી અવતાર ધર્યો હતો. અત્રિમુનિનાં પત્ની અનુસૂયાએ બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર એ ત્રણ પ્રધાન દેવતાઓને સંતાનરૂપે સંપાદન કરવાની અભિલાષા કરી હતી. આથી ભગવાન હરિએ રૂષિપત્નીની કામના પૂર્ણ કરવાવાસ્તે અનુસૂયાના ગર્ભથી અવતાર લીધો હતો. અનુસૂયાજી સતિ સ્ત્રીગણમાં સર્વોત્તમ હતાં. તેમની પ્રાર્થનામાત્રથીજ બ્રહ્મા વિષ્ણુ ને મહાદેવે તેમના ગર્ભદ્વારા જન્મ લેવાનો સ્વીકાર કર્યો હતો. તેમાં બ્રહ્માએ ચંદ્રમારૂપથી, સ્વયં હરિએ દત્તત્રેયરૂપથી ને મહાદેવે દુર્વાસારૂપથી અવતાર લીધા હતા. ચતુર્થ યુગમાં ભગવાને દેવતાઓનાં કાર્યને સાધવા સારૂ મનોહર બેરૂપે એટલે કે સિંહમુખ ને શેષ અંગ નરાકારરૂપે નૃસિંહાવતાર ધારણ કર્યો હતો. તે નૃસિંહાવતાર હિરણ્યકશિપુ નામના રાક્ષસને મારવા સારૂં દેવતાગણોને વિસ્મય પમાડનારો થયો હતો ઉત્તમ ત્રેતાયુગમાં ભગવાન વિષ્ણુએ બલિરાજાના ગર્વનુ ગંજન કરવા વાસ્તે કસ્યપમુનિથી વામનાવતાર ધારણ કર્યો હતો તથા તે વામનરૂપ ધારી હરિએ યજ્ઞમંડપમાં છળપૂર્વક બલિરાજાના રાજ્યનુ હરણ કરીને તેને પાતાળમાં સ્થાપિત કર્યો હતો. પછી ઓગણીશમા ત્રેતાયુગમાં ભગવાન હરિ જમદગ્નિ મુનિના મહા બળવાન પુત્ર પરશુરામના અવતારથી જગ વિખ્યાત થયા હતા.તે પરશુરામ ભગવાન રૂપશાળી સત્યવાદી ને જિતેન્દ્રિય હતા તથા તેઓએ પૃથ્વી નક્ષત્રી કરી હતી અને સંપૂર્ણ

* આ અધ્યાયમા ભગવાન્ વિષ્ણુના અવતારોનુ સક્ષેપમા કથન કરવામાં આવશે.

પૃથ્વીનું રાજ્ય મહાત્મા કશ્યપમુનિને તેઓએ આપેલું હતું. હે રાજેન્દ્ર ! અદ્ભુત પરાક્રમવાળા હરિનો પરશુરામ નામનો અવતાર પાપ સિનાશક થયો હતો. ત્યાર પછી ભગવાન હરિ ત્રેતાયુગમાં રઘુકુળમાં રામ નામથી દશરથ રાજાના પુત્રરૂપે પ્રાદુર્ભુત થયા હતા. ત્યાર પછી અઠ્ઠાવિશમા દ્રાપરયુગમાં નરનારાયણના અંશથી ભગવાન હરિએ અર્જુન ને કૃષ્ણરૂપથી પૃથ્વીતળમાં અવતારો લીધા હતા. ભુમિના ભારનો નાશ કરવા સારૂ કૃષ્ણ અને અર્જુને અવતાર ધરીને કુરૂક્ષેત્રમાં મહા દારૂણ સંગ્રામ કર્યો હતો. હે રાજન્ ! આ પ્રકારે યુગયુગમાં પ્રકૃતિના અનુરૂપ હરિ ભગવાનના અવતારો થાય છે ને હે રાજન્ ! આ અખિલ જગત પ્રકૃતિના વશમાં અવસ્થિત છે તથા આ પ્રકૃતિ જે પ્રકારે ઈચ્છા કરે છે તે પ્રકારે અખિલ જગતને ભમાવે છે. આ પ્રકૃતિ અખિલ જગતને પુરૂષનાં પ્રિયવાસ્તે વિરચે છે. જે માયાની ઉપાધિથી પરાત્પર, સકળના આદિરૂપ, સર્વગત, દુર્જ્ઞેય, પરમ, અવ્યય, નિરાલંબ, નિરાકાર, ને નિસ્પૃહ ભગવાન આ ચરાચર, જગતની સૃષ્ટિ કરવા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરરૂપથી અથવા સાત્વિક રાજસ—તામસરૂપથી પ્રતીત થાય છે. તે માયાનેજ પરમા પ્રકૃતિ જાણવી. તે શિવા પ્રકૃતિ ઉત્પત્તિ ને કાળયોગથી ભિન્ન ભિન્ન રૂપમાં પ્રતીત થાય છે. આ ત્રિરૂપા વિશ્વમોહિની માયાજ વિશ્વની સૃષ્ટિ પાલન ને કલ્પાંતમાં સંહાર કરનારી છે. હે રાજન્ ! આ પ્રકૃતિના સંયુકત જ થઇને જ પ્રકૃતિ વાળા બ્રહ્મા સૃષ્ટિ, વિષ્ણુ પાલન ને કલ્યાણમય મહાદેવ સંહાર કરે છે. તે મહામાયાએ પૂર્વે નૃપસત્તમ કાકુત્સ્થને ઉત્પન્ન કરીને દાનવોના જયવાસ્તે કોઈ સ્થળે સ્થાપ્યા હતા. હે મહારાજ ! આ પ્રકારે આ સંસારમાં પ્રાણિગણ વિધિનિયમથી બંધાઇને કયારેક સુખી ને કયારેક દુખી થઈને વિચરે છે. ૭–૩૭

एवमस्मिंश्च संसारे सुखदुःखान्विताःक्वित् ॥
भवन्ति प्राणिनः सर्वे विधितंत्र नियंत्रिताः॥ ३७॥

---

# અધ્યાય ૧૭ મો.*

## નારાયણના આશ્રમમાં અપ્સરાઓ.

**જન્મેજય ઉવાચ–**

**वारांगना स्वर्गगता नरनारायणाऽश्रमे ॥**
**एकं नारायणं शान्तं कामयाना स्मरातुराः॥ १॥**

જન્મેજય કહે છે—હે મુનિવર ! આપે આગળ કહ્યુ છે કે—નરનારાયણ મુનિના આશ્રમમાં સ્વર્ગની અપ્સરાઓ કામાતુર થઈ હતી ને તેઓએ શાન્તચિત્તવાળા એકમાત્ર નારાયણનીજ કામના કરી હતી. જે વેળા નારાયણમુનિ અપ્સરાઓને શાપ આપવા તત્પર થયા હતા ત્યારે તેમના ભ્રાતા નરમુનિએ તમને નિવાર્યા હતા. આ સમએ આ પ્રસંગે હુ પ્રશ્ન કરૂ છુ કે—સંકટનો સમય ઉપસ્થિત થયો ત્યારે નારાયણ મુનિએ શુ કર્યું હતુ ? જે અપ્સરાઓએ જ્યારે વાર વાર પાણિગ્રહણ કરવાની પ્રાર્થનાઓ કરી ત્યારે તે વિષ્ણુરૂપ નારાયમુનિએ શુ પ્રવૃત્તિ કરી હતી ! હે પિતામહ ! એ નારાયણની મોક્ષપ્રદ પવિત્ર ચરિત્ર કથા સઘળી સાંભળવાની મને પ્રબળ વાસના થઈ આવીછે વાસ્તે એ કથાને સવિસ્તર કહી મારી અભિલાષાને પૂર્ણ કરો. વ્યાસમુનિ કહે છે—હે રાજન્ ! સાંભળો. તે મહાત્મા ધર્મપુત્ર નારાયણનાં ચરિત્રોની કથાનું તમારી સમીપે હુ સવિસ્તર વર્ણન

* આ અધ્યાયમા પૂર્વે અપૂર્ણ રહેલી નારાયણને અપ્સરાઓની કથાને શરૂ કરવામાં આવીછે,

કરૂં છું. નારાયણ હરિએ જ્યારે અપ્સરાઓને શાપ આપવાની ઈચ્છા કરી ત્યારે નરમુનિએ એ દેખી તેમને શાન્તવન કરીને નિવાર્યા. પછી મહામુનિ તપોધન ધર્મનંદન નારાયણે પોતાનો ક્રોધભાવ વિસરી કિંચિત્ હાસ્યસાથે મધુર વાણીદ્વારાએ અપ્સરાઓના પ્રતિ કહ્યું કે–હે સઘળી સુંદરીયો ? અમે આ જન્મમાં તપશ્ચર્યાનો સંકલ્પ કર્યો છે. એથી આ અવસ્થામાં સ્ત્રી ગ્રહણ કરવું એ મને કોય પણ પ્રકારે ઉચિત નથી. આટલા વાસ્તે તમે સઘળાં મારાપર કૃપા કરી સ્વર્ગમાં ચાલ્યા જાઓ જુઓ ! જેઓ ધર્મજ્ઞ હોય છે તેઓ કયારે પણ બીજાનાં વ્રતનો ભગ કરવાને ઈચ્છતાંજ નથી વાસ્તે હે સુલોચનાઓ ? શૃંગાર રસમાં રતિ માત્રજ સનાતન ભાવવાળી હોવી જોઇએ અને મને તો આ સમયે એનો અભાવ છે એટલા વાસ્તે એવા સબંધનો સયોગ હું કેવા પ્રકારે કરી શકુ ? વળી કારણના વિના કાર્યની ઉત્પત્તિ હોતી-નથી એ સ્થિર નિશ્ચય છે. કવિઓએ શાસ્ત્રોમાં રસને સ્થાયી ભાવવાળો કહ્યો છે. ખરેખર આ પૃથ્વીતળમાં હુ ધન્ય છું, ભાગ્યવાન્ છુ, ને મારાં સઘળાં અંગો અત્યન્ત સુદર છે નહી તો હુ તમારા અકૃત્રિમ (સ્વાભાવિક) પ્રેમનો પાત્ર કેમ હોઈ શકુ ? તમે સઘળી સૌભાગ્યવતીઓ છો વાસ્તે કૃપા કરીને મારા આ વ્રતની રક્ષા કરો. મારી એવી પ્રાર્થના છે કે–હું જન્માંતરમાં તમારો પતિ થઇશ. હે વિશાલાક્ષી સુદરીઓ ? અઠ્ઠાવિશમા દ્વાપરયુગમાં દેવતાઓનાં કાર્યની સિદ્ધિના વાસ્તે હુ પૃથ્વીતળમાં અવશ્ય અવતાર ધારણ કરીશ તે સમયે તમે સૌ પણ પૃથ્વીતળમાં રાજકન્યાઓના રૂપથી જુદા જુદા જન્મ ગ્રહણ કરશો ને મારા પતિભાવને તમે પામશો. નારાયણે આ પ્રકારે વચન આપી વિવાહ કરવો સ્વીકારી તે અપ્સરાઓને વિદાય કરી ને તેઓ પણ મનની ઉત્કંઠા તજી કરી સુરપુરમાં ચાલી ગઇ ને ઇન્દ્ર દેવને તેઓએ આ સઘળો વૃત્તાન્ત અથ થી ઇતિ સુધી કહ્યો. દેવરાજા ઇન્દ્ર પણ સુરાંગનાઓના મુખથી નરનારાયણ મુનિઓનાં વૃત્તાન્તને સવિસ્તર સાંભળીને તથા નારાયણના ઉરથી ઉત્પન્ન ઉર્વશી ઈત્યાદિ સુંદરીઓને દેખીને મહાત્મા નારાયણ મુનિના ગુણાનુવાદ ગાવા લાગ્યા.[૧–૧૯] ઇન્દ્ર બોલ્યા અહો ! મુનિની કેવી આશ્ચર્યકારિણી ધૈર્યશક્તિ છે ? અહો ! તપનો કેવો ચમત્કારી પ્રભાવ છે ? તે મુનિ નારાયણે પોતાના ઉરમાંથી ઉર્વશી ઇત્યાદિ અનેક સુંદરીગણને તપોબળથી પેદા કર્યો ? આ પ્રમાણે તેમનાં ગુણ કીર્ત્તન કરતા ઈન્દ્રદેવ નિરૂદ્વેગ થયા. આ બાજુએ ધર્માત્મા નારાયણ પણ તપસ્યામાં પરાયણ થયા. હે રાજેન્દ્ર ! સમ્યક પ્રકારે મેં આપને સઘળુ નારાયણ મુનિનુ અદ્દભુત વૃત્તાન્ત કહી બતાવ્યું. હે ભરતકુળ ભૂષણ ? તે નરનારાયણ મુનિઓ ભૃગુના શાપને લીધે પૃથ્વીનો ભાર ઉતારવા સારૂં કૃષ્ણ અને અર્જુન નામ ધારી વીરસ્વરૂપથી અવતર્યા હતા.[૨૦–૨૪] જન્મેજય બોલ્યા—હે માનદ ! હે મુને ! આ સમયે વિસ્તાર સહિત કૃષ્ણાવતારનું ચરિત્ર મને કહીને મારા મનના સંશયોનું નિવારણ કરો. હે મુનિવર ! હરિ અને અનંત એ બે મહા બળવાનોએ જેનાં પુત્રત્વનો સ્વીકાર કર્યો હતો એવાં વસુદેવજી શા માટે દુઃખ પામ્યાં હતાં ? તપસ્યાથી સંતુષ્ઠ થઈ સાક્ષાત્ ભગવાન જનાર્દન જેમના પુત્ર થયા હતા તેવાં તે દપતી બહુ કાળ પર્યન્ત કંસ રાજાના કારાગારમાં બેડી સહિત કેમ રહ્યાં ? આનું શું તાત્પર્ય છે ? મથુરામાં જન્મ લઇ કૃષ્ણ ગોકુળમાં કેમ ગયા ? તથા કંસને મારીને સમુ-

દ્રના મધ્યમાં આવેલી દ્વારાવતી નગરીમાં શા વાસ્તે કૃષ્ણજીએ નિવાસ કર્યો ? જે સમૃદ્ધિ વાળા દેશમાં તેમના માતા પિતા અને સગાં, સંબંધીઓ નિવાસ કરતાં હતાં ને તેઓ પરિજનો સમૃદ્ધિ સંપન્ન હતાં છતાં સ્વદેશનો પરિત્યાગ કરી બીજા જઘન્ય દેશાન્તરમાં શ્રી કૃષ્ણે શું કારણથી નિવાસ કર્યો હતો ? હે વ્યાસ ! બ્રાહ્મણના શાપથી યદુપતિ કૃષ્ણના કુળનો ક્ષય કેમ થયો ? સનાતન વાસુદેવ ભગવાન પૃથ્વીનો ભાર ઉતારી દેહ પરિત્યાગ પૂર્વક સ્વર્ગ લોકમાં કેવા પ્રકારે ગયા ? પાપી લોકોના ભારથી પૃથ્વી વ્યાકુળ થઈ હતી તે પાપી લોકો કૃષ્ણ અને અર્જુનના હાથથી માર્યાં ગયાં પરન્તુ જેઓએ હરિની પત્નીઓને લુટી હતી તે દુષ્ટોને ન મારવાનું શું તાત્પર્ય છે ? ભીષ્મ, દ્રોણ, કર્ણ, નરપતિ બાહ્લિક, વિરાટ, વિકર્ણ, ધૃષ્ટદ્યુમ્ન સોમદત્તાદિ રાજાઓ, એ બધા પ્રધાન પ્રધાન પુરૂષોને મારીને ભૂમિના ભારનું હરણ કરવામાં આવ્યું પરન્તુ પેલા ચોર લોકોને મારી તેમનો ભાર કેમન હર્યો ? કૃષ્ણની પતિવ્રતા પત્નીઓ કેમ આખરે દુઃખ પામી? આ વિષયને જાણી મારા મનમાં મહા સંશય થયો છે. પુત્રદુઃખથી તાપિત ધર્માત્મા વસુદેવે શું નિમિત્તે પ્રાણ તજ્યા ? તથા તેમનું અપમૃત્યુ કેમ થયું ? હે મુનિસત્તમ ! પાંડવ ગણ તો કૃષ્ણમાં નિરત ને ધર્મજ્ઞ હતા છતાં તેઓએ આવું દુઃખ ભોગવ્યું તેનું શું કારણ છે ? દ્રૌપદી-લક્ષ્મીના અંશથી ને યજ્ઞની વેદીમાંથી ઉત્પન્ન થઈ હતી છતાં તેણે શું કારણે આવાં દુખો ભોગવ્યાં ? રજસ્વલા છતાં પણ દુઃશાસન કેમ પકડીને દ્રૌપદીને સભાના સ્થાનમાં કેમ ઘસડી ગયો ! વનવાસ કાળમાં સિંધુરાજા જયદ્રથે દ્રૌપદીને અત્યં મર્મપીડા કેમ કરી અવમાન કર્યું ? તેના પાંચ પુત્રો ઘેર હતા છતાં પણ શા વાસ્તે અશ્વત્થામાએ મારી નાંખ્યા ? સુભદ્રાના બાળક પુત્ર અભિમન્યુએ યુદ્ધમાં પ્રાણ છોડયા તેનું શું કારણ હતું ? દેવકીજીના છ બાળકોને કંસરાજે કેમ મારી નાંખ્યા. હરિ સમર્થ હતા છતાં દૈવને અન્યથા કેમ ન કર્યું ? આ કેવું આશ્ચર્ય છે? આ પ્રકારે યાદવોને બ્રહ્મશાપ, યાદવોનો પ્રભાસમાં વિનાશ, કુલક્ષય. સ્વપત્નીઓનું ચોરોથી લુંટાવાપણું, આ બધા ભારી વિષયોમાં પણ ભગવાને શું દૈવની ઉપેક્ષા કરી હતી ? તેઓ તો સર્વેશ્વર તથા સ્વયં નારાયણ હતા છતાં તેઓએ ઉગ્રસેનના પ્રતિ એક દાસતુલ્ય કેમ વ્યવહાર કર્યો ? હે મહાભાગ ! એ નારાયણ મુનિ પ્રતિ એ શંકા થાય છે કે—શું તેઓનો વ્યવહાર નિરંતર પ્રાકૃત જીવ સમાન હતા ! જો તેઓ નારાયણ હરિ પરમેશ્વર હતા તો પછી તેમના ભાવો ઐશ્વરિક નહીં થઈ સાધારણ જંતુના સમાન કેમ થયા હતા ? આટલા વાસ્તે લો, કાતીત પ્રભાવવાળા હરિએ પૃથ્વીતળમાં જે છે લીલા કરી હતી તે સઘળી લીલા તથા બીજી તેમની દિવ્ય લીલાઓ સવિસ્તર આપ મને કહો. હે મુનિશત્તમ ! આયુષ્ય ક્ષય થયા પછીજ જીવોનું જીવન નષ્ટ થાય છે તો પછી અત્યન્ત કષ્ટનો સ્વીકાર કરી દૈત્યોના મારવામાં હરિનુ શું ઐશ્વર્ય પ્રકાશિત થયુ ? રૂક્મિણીના હરણ સમયે ભગવાન રૂક્મિણીને હરીને ભાગી ગયા હતા તો તેઓનું તે આચરણ તો ચોરના સમાન હતું એમાં સંશય નથી. જરાસંધના ભયથી મહા સમૃદ્ધિ વાળાં મથુરાંના મંડળનો પરિત્યાગ કરી કૃ[illegible] નો દ્વારકામાં નાશી જવાનો શું ઉદ્દેશ હતો? આમ છતાં તેઓએ આવા [illegible]

કર્યા ત્યારે શુ કોઇ તેમને ઇશ્વર ભગવાન કે હરિરૂપ જાણી શક્યુ છે ? હે બ્રહ્મન્ ! જો પોતે આપેજ ભગવાન હતા વૃજમાં છુપાઈ કેમ રહેતા હતા ? આનું શું કારણ છે ? આપ તે મને કહો. હે મુનિ ! આ સઘળા તથા એકથી અનેક બીજા પણ સંદેહો મારા હૃદયમાં વિદ્યમાન રહ્યા છે તો આપ દ્વિજોત્તમ સર્વજ્ઞ ને મહાભાગ છો જેથી આપના પ્રતિ મારી પ્રાર્થના છે કે—મારા એ સંદેહો આપ દૂર કરો. હે તપોધન ! મારા મનમાં એક બીજો ગુપ્ત સંશય છે તેનુ નિવારણ કોઈ રીતે થતુ જ નથી. હે મુનિશ્વર ! પાંચાલીને જે પાંચ પતિઓ થયા હતા તે લોક સમાજમાં ઘૃણાસ્પદ તેમજ લજ્જાકર નથી! પંડિતજનો સદાચારનેજ ધર્મના પ્રમાણરૂપ કહી નિર્દેશે છે તો સઘળા પ્રકારે સમર્થ છતાં તે પાંડવગણોએ શા વાસ્તે પશુધર્મનુ આચરણ કર્યુ ? પૃથ્વીતળમાં દેવરૂપે વાસ કરી ભીષ્મે શુ કર્યુ ! હું આપને પૂછુ છું કે ગોલક પુત્રદ્વારા ઉત્પન્ન કરી વંશરક્ષા કરવી એ એમના યોગ્ય કાર્ય થયુ છે ? મુનિઓએ જે કોઈ ઉપાયથી પણ પુત્ર ઉત્પન્ન કરવા " એ પ્રકારની વ્યવસ્થા બતાવી જે ધર્મનો નિર્ણય કર્યો છે તેવા ધર્મ નિર્ણયને ધિક્કારે છે.[૨૪–૫૫]

**धिग्धर्म निर्णयःकामं मुनिभिः परिदर्शितः ॥**
**येन केनाप्युपायेन पुत्रोत्पादनलक्षणः ॥५५॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૮ મો*

## પૃથ્વીએ બ્રહ્માની સ્તુતિ કરી.

**व्यास उवाच—**

**शृणु राजन्प्रवक्ष्यामि कृष्णस्य चरितं महत् ॥**
**अवतार कारणं चैव देव्याश्चरित मद्भुतम् ॥१॥**

વ્યાસ બોલે છે—હે રાજન્ ! કૃષ્ણનાં વિશાળ ચરિત્રો, તેમના અવતારની કથા, તથા દેવીભુવનેશ્વરીનાં વિચિત્ર ચરિત્રાદિક તમને હું કહું છું તે સાંભળો. કોઇ સમયે પાપી રાજાઓના ભારથી આક્રાન્ત અને અત્યન્ત પીડિત અને ભય પામેલી પૃથ્વી ગાયનું સ્વરૂપ ધારણ કરી રોતી રોતી દીન મનવાળી દેવલોકમાં ગઈ. દેવરાજાએ પૃથ્વીને પૂછ્યુ કે—હે વસુંધરે ! તને ભયનું શુ કારણ છે ? તને કોણ પીડા કરે છે ? તને શુ દુઃખ આવી પડ્યું છે ? તારૂં સઘળુ વૃતાન્ત મને કહે. ઈન્દ્રની વાણી સાંભળી પૃથ્વીએ કહ્યુ કે—હે માનદ ! આપ જે મારાં દુઃખ અને પીડાનાં કારણને પૂછો છો તો આપને મારી સઘળી કથા કહી બતાવુ છુ તે સાંભળો. આ સમયમાં હુ અત્યન્ત ભારથી દબાઈ ગઈ છું. ઘોર પાપી મગધરાજા પૃથ્વીમાં શાસન કરે છે. આવા પ્રકારના જ ચેદિપતિ, શિશુપાળ, દુર્દાન્ત કાશીરાજા, રૂક્મી, બળવાન કંસ, મહાબળવાન નરક, સૌભપતિ, શાલ્વ, ક્રૂરમતિ કેશી, ધેનુક, ને વત્સક એ સઘળા રાજાઓ રાજ્યપદમાં પ્રતિષ્ઠિત થયેલા છે. હે દેવરાજા ! વિશેષ શું કહુ ? આ સઘળા રાજાઓ ધર્મહીન, પરસ્પર વિરોધી, ને પાપાચારમાં પરાયણ છે. આ સઘળા કાળ સ્વરૂપ રાજાઓ

* આ અધ્યાયમાં પાપીઓના ભારથી પીડાતી પૃથ્વીએ બ્રહ્માની સ્તુતિ કરી ને કૃષ્ણાવતારથી રક્ષણ કરવા પ્રાર્થના કરી એ કથા આવશે.

મને નિરંતર પીડા આપ્યા કરે છે. એઓના ભારને હું નથી ઝીલી શકતી જેથી હવે હું ક્યાં જાઉં ? આ મહાચિંતા સદાય મારા અન્તઃકરણમાં ઉદય પામતી મને નિરંતરજ પીડા આપ્યા કરે છે. હે વત્સ ! હું શું કહું? પ્રભાવશાલી વરાહવનાર વિષ્ણુજ મારાં કષ્ટના કારણરૂપ થયા છે. હે શક્ર ! એમનાથીજ દુઃખ ઉપર દુઃખમાં દબાઇ ગઇ છું. કારણકે જ્યારે કસ્યપનો પુત્ર દુષ્ટ દૈત્ય હિરણ્યાક્ષક મને હરી ગયો હતો અને મને મહાસાગરમાં ડુબાવી હતી ત્યારે તે સમયે વિષ્ણુએ વરાહરૂપ ધરી હિરણ્યાક્ષને મારી મારો ઉદ્ધાર કરી સ્થિરભાવ રૂપે મારી રક્ષા કરી હતી. તે સમયે તેઓએ મારો ઉદ્ધાર ન કર્યો હોત તો હું રસાતાળના ગર્ભમાં સુખેથી કાળ વ્યતીત કરત પરન્તુ હે દેવેન્દ્ર ! આ સમયે હું તે દુરાત્માઓના ભારને વહન કરવામાં સમર્થ નથી બની શકતી. હે સુરેન્દ્ર ! સત્વર સામો અઠાવિશમો કળિયુગ આવે છે ને કળિયુગનો જેવો પ્રભાવ છે તેવોજ મને બોધ થાય છે કે તે સમયમાં મારે પીડા પામીને રસાતળમાં જાવું પડશે. આટલા વાસ્તે હે દેવેશ્વર ! હુ આપનાં ચરણ કમળને પ્રણામ કરૂં છું વાસ્તે આપ મારો ભાર હરણ કરીને આ અપાર દુઃખસાગરમાંથી મારી રક્ષા કરો.[૧-૧૪] ઇન્દ્ર દેવ પૃથ્વીને કહે છે–હે પૃથ્વી ! હું તમારૂં શું કરૂં ! તમે બ્રહ્માજીના સમીપે જઈ તેનું શરણ મેળવો ને હું પણ હમણાં ત્યાંજ આવું છું જેથી તમારૂં દુઃખ દુર થશે. પછી પૃથ્વી ઈન્દ્રની વાણી સાંભળી તત્કાળ બ્રહ્મલોકમાં ગઈ અને આ બાજુએ ઈન્દ્ર પણ સઘળા દેવતાઓના સહિત પૃથ્વીની પાછળ પાછળ બ્રહ્મલોકમાં ગયા. હે મહારાજ ! પિતામહ બ્રહ્માએ પૃથ્વીને આવતી દેખી ધ્યાનયોગથી તેના આવવાનું કારણ જાણી લીધું ને કહ્યું કે–હે કલ્યાણિ ! તું કેમ રડે છે? આ સમયે તને શું દુઃખ થયું છે? કોણ દુરાચારીઓ તને સંતાપે છે ? કહે.[૧૫-૧૯] પૃથ્વી બોલી–હે જગપતિ ? દુષ્ટ કળિકાળ સામો આવી ઉભો છે. તેના પ્રભાવથી સઘલી પ્રજા ઘોર પાપાચારી થશે આથી હું કળીના ભયથી અતિ શંકિત થઈ છું. આ કલિયુગની શરૂઆતમાં રાજારૂપે અવતરેલા પૂર્વના વૈરીઓ અસુરગણો અત્યન્ત દુરાચારી, પરસ્પર વિરોધી તથા ચોરીનાં કાર્યોમાં ચતુર હોય છે એમાં સંશય નથી. હે પિતામહ ! આ સમયે એવા દુષ્ટાચારી રાજાઓને મારીને મારો ભાર હરણ કરો. હે મહાપ્રભો ! એ રાજાઓની સેનાના ભારથી હું અતીવ પીડિત થઇ છું.[૧૯-૨૧] બ્રહ્માજી બોલ્યા–હે દેવિ ! ઈન્દ્રની જેમ હું પણ તમારો ભાર હરવામાં સમર્થ નથી. ચાલો આપણે બે આ બાબતમાં ચક્રધારી વિષ્ણુના સમીપે જઈએ. એ જનાર્દનજ તમારો ભાર હરણ કરશે. મેં પ્રથમથીજ ચિંતા કરીને તમારાં કાર્યનો વિચાર કરી રાખ્યો હતો. આપણે તેજનાર્દનના પાસે જવું જોઇએ.[૨૨-૨૪] વ્યાસ બોલ્યા–આ પ્રકારે કહીને વેદકર્ત્તા બ્રહ્માજી પૃથ્વીને દેવતાઓને આગળ કરીને પોતાના હંસવાહનપર ચડી વિષ્ણુના પાસે ગયા અને ભક્તિભાવ દ્વારા વેદવાક્યદ્વારા તે દેવદેવ જનાર્દનની સ્તુતિ કરવા લાગ્યા.[૨૫] બ્રહ્માજી સ્તુતિ કરે છે–આપ સહસ્રશીર્ષા અર્થાત્ અસંખ્ય મસ્તકવાળા, આપજ સહસ્રાક્ષા, અર્થાત્ અસંખ્ય નેત્રવાળા, આપના સહસ્રપાદ અર્થાત્ અસંખ્ય ચરણોવાળા, અને આપજ વેદપુરૂષ દેવદેવ તથા સનાતન છો. હે વિભો! ભૂત ભવિષ્ય ને વર્ત્તમાન પણ આપજ છો, હે રમાપતિ ! આપેજ મને અમરત્વ પ્રદાન

કર્યું છે, આપજ જગત્‌ના કર્તા પાલયિતા ને સંહર્તા છો, અને આપમાંઆ જે કાંઈ મહિમા વિદ્યમાન છે તે ત્રિભુવનમાં કોણ નથી જાણતું[૨૬-૨૮] વ્યાસ બોલ્યા—હે મહારાજ! બ્રહ્માજીએ આ પ્રકારે સ્તુતિ કર્યા પછી ગરૂડધ્વજ વિષ્ણુ પ્રસન્ન થયા અને તેઓએ બ્રહ્માદિક દેવતાઓના સમીપે પ્રગટ થઈ દર્શન આપ્યાં. આ ઉપરાંત ભગવાને એઓનું સ્વાગત કરી ભલા પ્રકારે આગમનનાં કારણને પૂછ્યુ. પછી બ્રહ્માજીએ વિષ્ણુને પ્રણામ કરીને ધરણીનાં સમગ્ર દુઃખનું કારણ સ્મૃતિપૂર્વક કહ્યું કે—હે પ્રભો! આ વેળા આપે પૃથ્વીનો ભાર ઉતારવો ઘટે છે. હે દયાનિધિ? દ્વાપરયુગનો શેષ ભાગ રહ્યો છે એ અરસામાં આપ પૃથ્વીતળમાં અવતાર ધરી દુષ્ટ રાજાઓને મારી પૃથ્વીનો ભાર હરણ કરો.[૨૯-૩૨] વિષ્ણુએ કહ્યું—આ વિષયમાં હું સ્વતંત્ર નથી. કેવળ હું તો શું પણ બ્રહ્મા, મહાદેવ, ઈન્દ્ર, યમ, વિશ્વકર્મા, સૂર્ય ને વરૂણ ઈત્યાદિ દેવતાઓમાંથી કોઈ પણ સ્વતંત્ર નથી. આ સઘળું સ્થાવર જંગમાત્મક જગત્ યોગમાયાના વશીભૂત રહે છે અને બ્રહ્માદિ સ્તમ્બ પર્યન્ત સઘળાં એ માયાના ગુણમાંજ ગ્રથિત રહે છે. હે સુવ્રત! એજ હિતકારિણી ઇચ્છામયી મહામાયા પોતાની ઈચ્છાથી જે કરવાની અભિલાષા કરે છે તે કરી શકે છે ને આપણા સઘણા એના વશમાં વર્ત્તનારા છઇએ એમ સમજો. તમે મનમાં વિચાર કરી જુઓ કે—જો હું સ્વતંત્ર હોત તો શા વાસ્તે મહાસાગરમાં નિવાસ કરી મત્સ્ય અને કચ્છપના દેહને ધારણ કરત! હે બ્રહ્મન્! તિર્યગ યોનિમાં સંભોગ પ્રીતિ સુખ શું છે? ક્ષુદ્ર યોનિમાં જન્મ ધરીને મને શુ પુણ્યની અથવા તો ફળની પ્રાપ્તિ છે? શા વાસ્તે હું શુકરના દેહને ધારણ કરૂં? શા વાસ્તે નૃસિંહ રૂપ અને વામન રૂપ ધારણ કરત? શા વાસ્તે જમદગ્નિનો પુત્ર થઈ જન્મ ધારણ કરત? ભુતળમાં શા વાસ્તે નિર્દય કર્મો કરીને ક્ષત્રીઓના રૂધિરથી કુંડો ભરત! વળી વિશેષ કરીને એવા મહાત્માનો પુત્ર ને દ્વિજોત્તમ હોવા છતાં પણ એવું નિર્દય કામ હું કેમ કરત? મે નિર્દય થઇને ક્ષત્રિયોનો તથા વિશેષે કરી તેનાં ગર્ભસ્થિત સંતાનોનો સંહાર કર્યો છે તો જો હું સ્વતંત્ર હોત તો આવા સૌમાં કઠોર ને બિભત્સ કાર્યો કેમ કરત? હે દેવેન્દ્ર! જુઓ! રામાવતારના સમયમાં દંડક વનમાં પ્રવેશ કરી, ચીર જટા ને વલ્કલ ધારણ કરી, અસહાય અને અપાથેય એવો પયોદેહી હું ભયંકર નિર્જન વનમાં નિર્લજનાં સમાન પશુહનના દિરૂપ વ્યાધનાં કાર્યો કરીને ભ્રમણ કરતો હતો તથા માયાથી મોહિત થઈને સુવર્ણના મૃગનું સ્વરૂપ ન ઓળખી શકયો એથી પર્ણશાળામાં જાનકીને છોડીને ત્યાંથી નીકળી મૃગનાં પદોનુ મેં અનુસરણ કર્યું હતુ. પકપટમૂર્ત્તિ રાક્ષસરાજ રાવણ ભિક્ષુકનો વેષ ધારણ કરી શોકથી ક્ષીણ થયેલી જનકતનયાને બળાત્કારે ઉપાડી ગયો હતો. પ્રિયાનાં વિરહ જનિત દુઃખથી અત્યન્ત પરાધીન બની વનવનમાં રૂદન કરતો કરતો હું ફર્યો છું અને કાર્યના વશીભુત થઈ મે વાનરરાજ સુગ્રીવસાથે મિત્રતા કરી હતી. મેં અન્યાય કરી વાનરરાજ વાળીને મારી સુગ્રીવને શાપથી મુકાવ્યો હતો. પછી વાનરોની સહાયતા મેળવી લંકામાં ગયો છું અને ત્યાં પણ જે સમયે મારો ભાઇ લક્ષ્મણ ને હું જ્યારે નાગપાસમાં બધાયા ને ચેતના રહિત થઈ ગયા તથા ભુમિપર પડી ગયા ત્યારે વાનરગણ અતીવ આશ્ચર્ય યુકત થયો હતો ને પછી

ગરૂડે આવીને અમને બે ભાઈઓને નાગપાશમાંથી છુટા કર્યા ત્યારે હુ એમ ચિંતા કરવા લાગ્યો કે—મારા અદૃષ્ટમા દૈવે કેવાં અમંગળની સંયોજના કરી છે તે કોણ જાણે શું હશે ? મારૂં રાજ્ય હરાવું, વનવાસ થયો પિતા પરલોક ગયા, જાનકીનું હરણ થયું, અને આ સમયે દારૂણ યુદ્ધમાં મહા કલેશ થાય છે, અને કોણ જાણે દૈવ મને હજીપણ બીજાં કયાં ઘોર કષ્ટમાં નાંખી દેશે ? હે દેવતાઓ ! આની અપેક્ષાથી અધિક દુઃખનો બીજો કયો વિષય છે કે—હું પ્રથમજ રાજ્ય હીન તથા રાજપુત્રી સીતાના સહિત વનવાસી થયો. વનમાં જતી વેળાએ પણ પિતાએ મને એક કોડી પણ આપી ન હતી ને હું ધનહીન, અસહાય તથા પહેરે લુગડેજ અયોધ્યામાંથી નીકળી ગયો હતો. મહા વનમાં જઈ નિરૂપાયે મેં ક્ષત્રીયધર્મ તજ્યો ને વ્યાધવૃત્તિનો આશ્રય કરી ચૌદવર્ષો વિતાવ્યાં હતાં. આ ઉપરાંત દૈવના અનુગ્રહથીજ તે મહા અસુર રાવણને યુદ્ધમાં મારીને વિજયી થયો અને સીતાને ફરીવાર અયોધ્યામાં લાવ્યો. ત્યાં પ્રજાનો શાસન કર્તા કોશલ નિવાસી બનીને હું કેટલાક વર્ષો સસાર સુખનો અનુભવ કરી પૂર્ણરાજ્યને પ્રાપ્ત થયો. પૂર્વકાળમાં સીતાહરણાદિ વ્યાપાર સંઘટિત થયા હતા ને પછી રાજ્યપ્રાપ્તિ થઈ. વળી મનુષ્ય ગણો સીતાને દુષિત કહી અપમાન કરવા લાગ્યા ત્યારે મેં અત્યન્ત ભયથી સીતાનો ત્યાગ કરી વનવાસ કરાવ્યો. આ સમયે બીજીવાર માટે પત્ની વિરહનું દુઃખ ભોગવવું પડયું હતું. આ ઊપરાંત ધરાની પુત્રી ધરાતળને ભેદીને પાતાળમાં ચાલી ગઈ. હે દેવતાઓ ! રામાવતારમાં પરાધીન થઈ મેં દુઃખો ભોગવ્યાં છે તો પછી બીજો કોણ પુરૂષ સ્વતંત્ર છે ? તે આપ કહો. તદુપરાંત કાળવશે કરી હું ભ્રાતાઓ સહિત સ્વર્ગમાં ગયો હતો આમ છે તો પરતત્ર પુરૂષોના સબધમાં કેટલી બધી આ દુર્ઘટના થાય છે ? આને કહેવાને બુધિમાન પડિતગણજ સમર્થ છે. હે પદ્માસન ! તમે મારૂ વચન સાંભળો કે—હું અવશ્ય પરાધીન છું, અને એકલો હુંજ નહીં પણ તેજ પ્રકારે તમે અને રૂદ્ર તથા સઘળા દેવતાગણો પણ પરાધીન છે.[૩૩-૬૦]

परतंत्रोऽहमनूनंनाह्म योनेनिशामय ।
तथान्वमपिरुद्रश्वसर्वेच न्येसुरोत्तमाः ॥ ६०॥

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે ચતુર્થસ્કન્ધમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો.*

### દેવતાઓએ દેવીની સ્તુતિ કરી.

**व्यास उवाच—**

इत्युक्त्वा भगवान्विष्णु पुनराह प्रजापतिम् ॥
यन्माया मोहिनः सर्वे स्तत्त्वजानातिनो जना॥१॥

વ્યાસ મુનિ કહે છે—હે જન્મેજય ! ભગવાન વિષ્ણુ એમ બોલી ફરી પ્રજાપતિ પ્રતિ બોલ્યા. હે બ્રહ્મન્ ! તે ભગવતીની માયાથી મોહિત મનુષ્યો પરમતત્વ શુ છે એ જાણતાં નથી. તે મહામાયાની માયાદ્વારા મોહિત થયો હોવાથી તે શાન્ત પરમ પુરૂષ જગદગુરૂ સચ્ચિદાનંદમય અવ્યય પરમાત્માને આપણે પણ કોઈ ઉપાયે ઓળખી શકતા નથી. હે વિધાતા ! હુંજ વિષ્ણુ, હું જ બ્રહ્મા, હુંજ રૂદ્ર, એવા ગર્વમાં મોહિત અમે સનાતન પરમવસ્તુને નથી ઓળખી. લાકડાની પુતળી જેમ માયાવી જાદુગર ન-

---

* આ અધ્યાયમા દેવતાઓએ દેવીની સ્તુતિ કરી એ કથા આવશે.

આવે છે તેમ નાચ વિગેરે કરે છે તેમ હું પણ પરમાત્માની માયાથી મોહિત થયો પરતંત્રતાથી સદાય ભ્રમણ કરૂં છું. હે બ્રહ્મા ! કલ્પાદિમાં મંદારવૃક્ષથી શોભતા રાસક્રીડાથી રળીયામણા મણિદ્વીપમાં તથા દેવસભામાં મેં તમે તથા મહાદેવજીએ પરમાત્માની એ અનિર્વચનીય મહામાયારૂપ મૂર્તિનાં દર્શન કર્યાં હતાં. ત્યાર પછી મેં એકવાર બીજી વખત પણ સુધાસાગરમાં તે અનિર્વચનીય મુર્તિનાં દર્શન કર્યાં હતાં. જેવાં દર્શન આપણે કયારે પણ દીઠાં ન હતાં અને તેના વિષે આપણે કાંઈ પણ સાંભળ્યું પણ ન હતું આથી હે દેવો તમે સૌ અત્યારે પરમાત્માની આદ્યશક્તિ શિવરૂપિણી શક્તિનું સ્મરણ કરો કારણ તે તમારા મનોરથો પૂર્ણ કરશે." આ પ્રકારે વિષ્ણુની વાણી સાંભળી બ્રહ્માદિક દેવતાઓએ સનાતની યોગમાયા ભગવતી ભુવનેશ્વરીની સ્મૃતિ કરી. સ્મૃતિ કરતાંજ તે સમયે ભગવતીએ પ્રત્યક્ષ દર્શન આપ્યાં. કરમાં પાશ અંકુશ વર ને અભય ધારણ કરનારાં તથા જાસુસના પુષ્પ સમાન રક્તવર્ણવાળાં માતાજીને દેખીને દેવતાઓ પ્રસન્ન થયા ને આ પ્રમાણે સ્તુતિ કરી. દેવતાઓ સ્તુતિ કરે છે—કરોળિયામાંથી તંતુઓ ને અનળમાંથી વિસ્ફુલિંગો ઉડે છે તેમ જેમાંથી આ સ્થાવરજંગમાત્મક જગત પ્રભવેલું છે તે પરાશકિતને અમે પ્રણમીએ છીએ. જેની માયાશકિતદ્વારા આ અખિલ ચરાચર વિશ્વ કલ્પાય છે તે એક ચૈતન્ય સ્વરૂપ ને કરૂણાના સાગર સમાન ભૂવનેશ્વરી માતાનું અમે ધ્યાન કરીએ છીએ. જેના અજ્ઞાનથી આ અખિલ સંસાર સમુદ્દભવે છે ને જેનાં જ્ઞાનથી પાછો તે નાશ પામે છે તેવાં જ્ઞાનરૂપવાળાં ભગવતી માતાનું અમે સ્મરણ કરીએ છીએ. એ દેવી નિરન્તર પોતાનું સ્મરણ અમોને કરાવવા સત્પ્રજ્ઞા આપો. મહાલક્ષ્મીને અમે જાણીએ છીએ ને એ સર્વની શક્તિનું અમે ધ્યાન ધરીએ છીએ જેથી એ ભગવતી અમારી નિરંતર એવી સ્થિતિ રહેવાને પ્રેરણા કરો. હે માતા ! હે ભવવ્યાધિવિનાશિની ! અમે તમને અભિવંદીએ છીએ. હે દયાથી દ્રવિતચિત્તવાળાં ! આપ અમારૂં મંગળ કરો, પ્રસન્ન થાઓ ને અમારૂં આટલું કાર્ય નિભાવો. હે મહેશ્વરી ! અસુરોના સમુદાયનો શંહાર કરીને ધરાના ભારનું હરણ કરો. હે ભવાની ! આપ સત્પુરૂષોનું અભિષ્ઠ કરો. હે કમળનયનવાળાં ! જો તમારી અમદેવતાઓ પ્રતિ કરૂણા ન થતી હોય તો અમે રણક્ષેત્રમાં શસ્ત્રો ધરીને સંગ્રામ કરવાને સમર્થ કયાંથી બની શકીએ ? નજ બની શકીએ. હે દેવી ! તેજોમય સ્વરૂપ ધરી 'હે અગ્નિ ! આ તૃણને તું દાહ કર' ઈત્યાદિ શબ્દોવાળી આ આપનીજ *વાણી છે. હે મા ! કંસરાજ, નરકાસુર, કાળયવન, કેશી, જરાસંધ, બકાસુર, પુતના, ધેનુકાસુર, ને શાલ્વ આદિ બીજા પણ જે ભુપતિઓ ભુમિને ભાર કરનારાછે તેઓને મારીને પ્રથ્વીનો ભાર ઉતારો. હે પદ્મપત્ર વિશાલાક્ષિનિ ! જે

* તવલ્કાર ઉપનિષદમાં આ વાર્તા કહી છે. અસુરોના સાથે સંગ્રામમા ઇશ્વરીની કૃપાથી સુરોએ વિજય મેળવ્યો હતો છતાં તેઓને 'અમારા બળથીજ અમે જય કર્યો છે' એવું અભિમાન થયુ હતું. પછી અભિમાનનું ગંજન કરવા ગર્વગંજની ભગવતીએ પોતાનું તેજોમય રૂપ કર્યું. એ રૂપનો નિશ્ચય કરવા સારૂં ત્યા પ્રથમ અગ્નિ જતાં દેવીએ તેને કહ્યું કે તારામાં શું શકિત છે ? અગ્નિએ કહ્યું 'મારામા દાહ કરવાની શકિત છે" ભગવતીએ તૃણ મુકી તેને બાળવા કહ્યુ પણ અગ્નિ બાળી શકયો નહી અને આ પ્રકારે બીજા દેવોનું પણ દેવીએ અભિમાન ઉતારી લીધું હતું.

દૈત્યોને સંગ્રામમાં મથવા, વિષ્ણુ તથા શિવ પણ હણી શકયા ન હતા તે અસુરો તમારા સહ સંગ્રામમાં તમારૂં સુંદર વદન નિહાળતા હતા એટલી વારમાંજ તમે તેઓને લીલામાત્રમાં બાણોવડે મારી નાંખ્યા હતા. હે દેવેશ્વરી! તમારાં સામર્થ્ય વિના તો વિષ્ણુ અને શિવ પણ એક પગલુ ભરી શકે એમ નથી તો પછી બીજા દેવોની તો શું વાત! હે ચંદ્રકળા મુકટ ધારિણી ભગવતી! શેષ નારાયણ પણ તમારી દીધેલી ધારણા શક્તિ વિના આ પૃથ્વીને ઝીલી રાખવામાં સમર્થ છે? નથીજ.[૧-૧૮] ઇન્દ્રદેવે સ્તુતિ કરી—શું બ્રહ્મદેવ સરસ્વતી વિના આ વિશ્વને રચવા સમર્થ છે! વિષ્ણુ લક્ષ્મીજીના વિના વિશ્વપાલનરૂપ ક્રિયા કરવા શક્તિવાળા છે? અને શું મહાદેવ ઉમાના વિના સૃષ્ટિનો સંહાર કરવા રૂપ કાર્ય કરી શકે છે? ખરેખર એ પ્રજાના પતિઓ દેવત્રય મહાકાળી મહા વિદ્યા ને મહા સરસ્વતી એ શક્તિત્રયના આશ્રયથીજ સઘળું કરવા સમર્થ છે.[૧૯] વિષ્ણુ સ્તુતિ કરે છે—હે સકળ વૈભવોનાં ઈશ્વરી! હે દોષરહિત દેવી! તમારી શક્તિના વિના બ્રહ્મા કદી પણ વિશ્વને રચી શકે નહીં, હું કદી પણ પાલન કરી શકું નહી, ને શિવજી કદીપણ ત્રિલોકીનો સંહાર કરી શકે નહિં. આથી આપજ સઘળાંઓની શક્તિરૂપા છો.[૨૦] વ્યાસમુનિ કહે છે—આ પ્રમાણે જ્યારે દેવાત્તમોએ સ્તુતિ કરી ત્યારે તેઓના પ્રતિ દેવીએ કહ્યું કે "હે દેવો! સંતાપ કરો માં. તમારે જે કાર્ય હોય તે મને કહો. ગમે તેવું હશે તોપણ હું તે કાર્ય તમોને કરી આપીશ. આ લોકમાં અસાધ્ય જે તમે ઇચ્છતા હશે તે પણ હું કરી આપીશ. હે ઉત્તમ દેવતાઓ! તમારાં અને પૃથ્વીનાં દુ ખની મને વાર્તા કહો.[૨૧] દેવતાઓ કહે છે—હે અખિલ ભુવનોનાં ઈશ્વરી! પાપી રાજાઓના ભારથી દબાતી પીડાતી પીડાતી આ પૃથ્વી રોતી રોતી અને ધ્રુજતી ધ્રુજતી અમારી પાસે આવી છે. આનો ભાર જેમ ઓછો થાય તેવું કાંઇ હે ભવાની! કરવા જરૂર છે. હે શિવા! હમણાં તો અમે એજ કાર્ય સંપાદન કરવા ઇચ્છા રાખીએ છીએ. હે માતા! પૂર્વે આપે મહિષ વેષધારી મહા રાક્ષસ મહિષાસુરને માર્યો હતો તથા તેના કોટાનકોટિ સહાયક સમુદાયનો પણ આપે સંહાર કર્યો હતો. શુભ, નિશુંભ, રક્ત બીજ, ચંડ, મુંડ, ધુમ્રલોચન, દુર્મુખ દુઃશહ, ને કશલ વિગેરે અનેક ઘાતકી બળવાળા દાનવોનો તમેજ ઘાણ વાળ્યો હતો એ બધા દૈત્યો હાલ ભારત વર્ષમાં જન્મ પામી રાજાઓના રૂપે અવતર્યા છે તે સઘળાઓનો સંહાર કરી વસુંધરાનો ભારી ભાર હે દેવી! તમે ઉતારો.[૨૨-૨૭] વ્યાસમુનિ વદે છે—દેવતાઓની એવી પ્રાર્થના સાંભળીને શ્યામ નેત્રકટાક્ષવાળાં મહામંગળ સ્વરૂપ મહેશ્વરી જરાક મુખ મલકાવી હસ્યાં ને મેઘગર્જના સમાન ગભીર વાણીથીઆ પ્રમાણે બોલ્યાં.[૨૮] જગન્માતા કહે—પૃથ્વીનો જેમ ભાર ઉતરે તેમ અંશાવતાર રચવાનો મે આગળથીજ હે દેવો નિશ્ચય કરી રાખેલો છે. મંદબુદ્ધિવાળા છતાં મહાભાગ્યશાળી દૈત્યોરૂપ રાજાગણો છે તે તમામને મારી શક્તિથી મારે હણવા છે જેથી મારી શકિતવાળા તમારે પોતપોતાના અંશાવતારો પ્રથ્વીમાં ધારણ કરી ધરાના ભારને ઉતારવો. મારા અંશરૂપથી પ્રથમ તો દેવોના પ્રજાપતિ કશ્યપમુનિ પોતાની પત્ની સહિત યાદવોના વંશમાં વસુદેવ અને દેવકી તથા સુરસારૂપે અવતાર ધરશે. ભૃગુશાપના યોગથી આ મહાબળવાળા વિષ્ણુ પણ પોતાના અંશથી વસુદેવના પુત્રરૂપે અવતાર ધરશે.

આ સમયે યશોદાની પુત્રીરૂપે હું અવતાર ધરીશ ને ગોકુળમાં દેવતાઓનુ તમામ કાર્ય સાધીશ. કારાગૃહમાં જન્મેલા જનાર્દનને હું ગોકુળમાં પહોંચાડીશ તથા દેવકીના ગર્ભમાંથી શેષનાગને રોહિણીના ગર્ભમાં પહોંચતા કરીશ. મારી શક્તિથી વૃદ્ધિવાળા એ વિષ્ણુરૂપ કૃષ્ણ ને શેષનાગરૂપ બળદેવ દ્વાપર યુગના અવસાનમાં પાપી લોકોનો ક્ષય કરનારા થશે. સાક્ષાત્ ઈન્દ્રાવતાર અર્જુન પણ અવશ્ય અધર્મી રાજાઓનો સૈન્યોસહિત ઘાણ વાળશે. ધર્મરાજાના અંશાવતાર રૂપ યુધિષ્ઠિર રાજા થશે, વાયુના અંશાવતાર ભીમસેન થશે, અશ્વનીકુમારોના અંશાવતાર નકુલ તથા સહદેવ થશે તથા વસુના અંશાવતાર ભીષ્મ થશે. એ ભિષ્મપિતામહ રાજાઓનો સૈન્યોસહિત મોટો ક્ષય કરશે. હે દેવતાઓ ! હાલ તમે જાઓ અને હે પૃથ્વી ! તમે પણ સ્થિર રહો. હે શ્રેષ્ઠ દેવો ! બીજાઓ તો નિમિત્તમાત્ર થશે ને હું એકલીજ મારી શક્તિદ્વારા ધર્મક્ષેત્રમાં ને બીજાં સ્થાનોમાં ક્ષત્રિય વિગેરેનો સંહાર કરીશ તથા પૃથ્વીનો ભાર અવશ્ય ઉતારીશ. પારકાના ગુણોમાં દોષારોપ, ઈર્ષા, તૃષ્ણા, મમતા, અહંકાર, સ્પૃહા, જય વાસના, કામદેવ ને મોહ વિગેરેના લીધે બ્રાહ્મણોનો શાપ લાગશે એથી યાદવોનો વંશ નાશ પામશે. પછી આ વિષ્ણુ ભગવાન પણ શાપને અનુસરી પોતાના દેહનો ત્યાગ કરશે. હે દેવતાઓ ! તમે બધા પણ પોતપોતાના અંશોથી પોતપોતાની પત્નીઓ સાથે શ્રીકૃષ્ણને સહાયતા આપવા ગોકુળ ને મથુરામાં નોખા નોખા અવતારો ધારણ કરો. ૨૯-૪૩

વ્યાસમુનિ વદે છે—આમ દેવતાઓ પ્રતિ કહી તે પરમાત્માની યોગમાયારૂપ ભગવતી અન્તર્ધાન થઈ ગયાં અને પૃથ્વી સહિત સઘળા વિબુધો પોતપોતાના સ્થાનમાં વિચરી ગયા. દેવીની વાણી શાંભળતાં પૃથ્વીએ સ્થિરતા ધારી ને નાના પ્રકારની વનસ્પતિઓથી તથા લતાઓથી એ પૃથ્વી સુંદરતાવાળી ખીલી નીકળી. હે જન્મેજય રાજા ! આમ યોજના થતાં સઘળાંઓ સુખી થયાં, બ્રાહ્મણોનો પણ ભલો ઉદય થયો ને સકળ મુનિઓના સમાજો સંતોષ પામીને ધર્મપરાયણ થઈ રહ્યા. ૪૪-૪૬

**प्रजाश्च सुखिनो जाता द्विजाश्चापु र्महोदयम् ॥**
**सन्तुष्टा मुनयः सर्वे बभूवुः धर्मतत्पराः ॥४६॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવીભાગવતવિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ઓગણીશમો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.*

### વસુદેવાદિકના અવતારો.

**व्यास उवाच—**

**शृणु भारत वक्ष्यामि भाराऽवतरणं तथा ॥**
**कुरुक्षेत्रे प्रभासेच क्षपितं योगमायया ॥ १ ॥**

વ્યાસ કહે—હે ભરતકુળ ભૂષણ જન્મેજય ! ત્યાર પછી કુરૂક્ષેત્રમાં અને પ્રભાસક્ષેત્રમાં યોગમાયાએ સંહાર કાર્ય કરીને ભૂમિનો જે ભાર ઉતાર્યો હતો તે વિષે હું હવે કથા કરૂં છું તે સાંભળો. વિશાળ તેજવાળા ભગવાન વિષ્ણુ ભૃગુમુનિના શાપના પ્રભાવના લીધે યદુકુળમાં અવતાર પામ્યા હતા એમ કહેવાય છે તોપણ ત્યાં ખાસ કરીને તો મહામાયાએ જ પૃથ્વીનો ભાર ઉતારવા સારૂં વિષ્ણુમે જન્મ ધરાવવાની યોજના કરેલી હતી એમ મારો નિશ્ચય છે. એ મહામાયા દેવી ત્રિગુણના આશ્રયવાળા બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વરને પણ નિરંતર આમ નચાવ્યા કરે છે તો પછી

* આ અધ્યાયમા વસુદેવાદિકના અવતારો તથા દેવીના માહાત્મ્ય વિષે વર્ણન કરવામાં આવશે.

અહીં બીજા પ્રાકૃત દેવ મનુષ્ય ને તિર્યંચોની શું કથા કરવી ! લોકવિદિત વૈભવ લીલાવાળાં એ દેવીએ જુઓ ! સાક્ષાત્ વિષ્ણુને પણ મળ મુત્ર ને વિષ્ટાવાળા આંતરડાંવાળા ગર્ભમાં અત્યંત દુઃખદ સ્થિતિ કરાવી હતી. તમે જાણો છો કે પૂર્વે રામાવતારના સમયમાં પણ આ દેવીએ દેવતાઓને વાનરાઓ બનાવ્યા હતા ને અહંતા મમતારૂપ મજબુત પાશથી ભગવાન્ વિષ્ણુને પણ તે વેળા બાંધી દીધા હતા. ને મોહમાં લીન કરી નાંખ્યા હતા. જીવન્મુક્ત યોગીઓ, મુમુક્ષુ જનો, તથા ભુભુક્ષુ મનુષ્યો પણ એક ભગવતીનીજ ઉપાસના કરનારા છે. જે મહામાયાની ભક્તિનો લેશમાં પણ લેશમાત્ર અંશ પ્રાપ્ત થવાથી ભક્ત જીવને મહામુકિત થઈ જાય છે વાસ્તે શકિતની ભકિતમાં કોણ મનુષ્ય ભાવિક તથા સેવા પરાયણ ન બને ! સૌ કોઈ બનેજ છે. હે ભુવનેશ્વરી ! ' મારી રક્ષા કરો ' એમ બોલવાની ઇચ્છાથી ફકત જ્યાં ' ભુવનેશ્વરી ' એટલુ જ નામ બોલાઇ જવાય છે તોપણ ત્યાંજ તે મહાદેવી ત્રિલોકીનું રાજ્ય આપે છે તોપછી જો એ વાકય વદાય તો કાંઈ પણ દેવાનુ અવશેષ ન હોવાથી તેમ વદનારાના રૂણમાંજ દેવી આવી જાય છે. હે નૃપતિ ! તે દેવીનાં બે રૂપ છે. એક વિદ્યા ને બીજું અવિદ્યા. તેમાં વિદ્યાથી જીવને મુકિત થાય છે અને અવિદ્યાથી જીવને બંધન થાય છે. બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર આદિ સઘળો સર્ગ એ દેવીનાજ વશ છે. કેમ જાણે મજબુત નાડાઓથી બંધાણા હોય નહીં તેમ વિષ્ણુના સઘળા અવતારો થાય છે. કોઈ સમયે વૈકુંઠપુરીમાં ને કોઈ સમયે ક્ષીરસમુદ્રમાં વિષ્ણુ વિલાસો ભોગવે છે. કોઇ સમયે તેઓ મહા બળવાન અસુરોની સાથે સંગ્રામ કરે છે ને કોઈ સમયે તેઓ મોટા મોટા યજ્ઞોનો આરંભ કરે છે. કોઇ વેળા વિષ્ણુ વિમળ તીર્થસ્થાનોમાં ઉગ્ર તપસ્યા કરે છે ને કોઇવાર યોગનિદ્રાનો આશ્રય કરી શયનમાં સુઈ રહે છે. આથી વિષ્ણુ ભગવાન કયારે પણ સ્વતંત્ર તો નથીજ. બ્રહ્મા, મહેશ્વર, મઘવા, વરૂણ, યમરાજ, કુબેર, અગ્નિ, સૂર્ય, ચંદ્રમા, અન્ય દેવતાઓ, સનકાદિક યોગવેત્તમો, તથા વસિષ્ઠ આદિ મુનિઓ પણ ઉપર કહ્યું તેમજ જગદામ્બિકાને વશજ રહેલા છે. નટને વશ્ય જેમ નાચ કરનારી પુતળીઓ હોયછે તેમ દેવીને વશ આ સઘળુ બ્રહ્માંડ છે. જેવીરીતે નાથેલાં નાકવાળા બળદો ખેડુતની મરજીરૂપે વર્ત્તનારા છે તેમ કાલપાશરૂપ નથડીથી નથાયેલા સઘળા દેવતાઓ દેવીની ઇચ્છાના અનુસારેજ વર્ત્તનારા છે. હે જન્મેજય ! સઘળા દેહધારીઓના દેહોમાં હર્ષશોકાદિ તથા નિદ્રા તન્દ્રા આલસ્યાદિ ભાવો રહેલા છે. જો કે ગ્રંથકર્ત્તાઓ દેવલોકોને અમર અજર વિબુધ ને દેવ એવાં નામોથી વખાણે છે પરન્તુ તે માત્ર નામો આપેલાં છે એમ સમજવુ અર્થાત્ એઓની અજરામરતા મનુષ્યો અલ્પ આયુષ્યતાની અપેક્ષાએજ છે પરન્તુ નિસીમ નથી ને મહામાયા નિર્ગુણ ઇશ્વરી તો અનાદિ નિધન એકજ અવિનાશિની શિવા છે. દેવતાઓ અર્થથી અજરામર નથી કારણ કે જેઓની ઉત્પત્તિ સ્થિતિ અને નાશ નિરંતર થયા કરતાં હોય તેઓને અમર ને જરા સહિત કેમ રહી શકાય, જેઓ સદાય દુઃખથી વ્યાકુળ હોય તેઓને વિબુધ કેમ કહેવાય અને ક્રીડાને પ્રતિબંધક દુ:ખો જેઓના માથે આવી પડતાં હોય તેઓને દેવ કેમ કહી શકાય ! આ જગત્માં ક્ષણમાત્રથી દેવતાઓમાં ઉત્પત્તિ અને નાશ જોવામાં આવે છે એમાં જરાપણ શંકા નથી. આયુષ્યના અંતમાં મરના-

રાઓને જળજીવો કૃમિઓ કે સસલાંઓની ઉપમા કેમ ન દેવાય ? મનુષ્ય સૃષ્ટિમાં કેટલાંક માણસો એક વર્ષની આયુષ્યવાળાં હોય છે કેટલાંક સો વર્ષની પણ આયુષ્યવાળાં પણ હોય છે તેમ અમર નામથી કહેવાતા આ દેવતાઓમાં કેટલાક અલ્પકાળ સુધી ને કેટલાક બહુ કાળ સુધી જીવે છે અને તેઓમાં પણ બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર તેઓના કરતાં વિશેષ કાળ સુધી જીવે છે. એ દેવતાઓ વિગેરે અનુક્રમપુર્વક જન્મ પામે છે, મોટા થાય છે. ને મરી પણ જાય છે. જે જન્મે છે તે અવસ્ય મરે પણ છે ને જે મરે છે તે અવસ્ય જન્મે પણ છે. આ પ્રમાણે ચક્રના સમાન સઘળાંઓને ફરવું પડે છે એમાં શંકા નથી. મોહની જાળમાં જકડાયેલો આ જીવ કદી પણ છુટતો નથી તથા જ્યાંસુધી માયા વિદ્યમાન છે ત્યાંસુધી મોહજાળ પણ મટતી નથી. હે જન્મેજય રાજા ! સર્ગના સમયે સઘળા બ્રહ્માદિકની ક્રમસર ઉત્પત્તિ થાય છે અને કલ્પના અંતમાં એ સઘળાનો લય પણ ક્રમે કરી થઇ જાય છે. જેવાં જેનાં કર્મો તેવાં તેનાં નિમિતો ખડાં કરી આ માયા શકિત તેનો નાશ કરે છે. કર્મનું જે નિર્માણ હોયછે તેથી વિરૂદ્ધ કશુ પણ બનતુંજ નથી. જગતમાં પ્રાણીઓને જન્મજ, મૃત્યુ, જરા, વ્યાધિ, સુખ, દુઃખ, વિગેરે જેવાં કર્મો હોય છે તેના પ્રમાણેજ થાય છે. આ નિયમમાં કદી પણ ફેરફાર પડતો નથી એવો સિદ્ધાન્ત છે. પ્રાણીમાત્રને સુખ આપનારા ચંદ્રમા દેવતા તથા સૂર્ય દેવતા કે જેઓ પ્રત્યક્ષ દેવો છે તેઓને તેમના વેરી રાહુથી થતી વેદનાઓ કદી પણ મટતીજ નથી. સૂર્યનો પુત્ર હોવા છતાં શનૈશ્ચર મંદ છે. ચંદ્રમાને ક્ષયરોગ થયો છે. તથા ચંદ્રમા કલંકવાળો પણ છે. હે જન્મેજય ! જુઓ ! જ્યારે મોટા મોટા દેવતાઓ પણ કર્મના તંત્રને તોડી શકતા નથી તો પછી પ્રાકૃતજનોની કયાં વાત રહી ! જુઓ ! વેદના કર્ત્તા, વિશ્વના પાલક, તથા સર્વના ઉપદેષ્ટા બ્રહ્માજી છે તે પણ એક સમયે પોતાની પુત્રી સરસ્વતીમાં કામાતુર થઈ ગયા હતા. સતી નામવાળાં શિવજીનાં પત્ની પણ પોતાના દેહને યજ્ઞમાં બાળી મરી ગયાં હતાં. ને તેમના સ્વામી શિવને ઘોર કષ્ટમાં નાંખી દીધા હતા. અખિલભુવનોની પીડાના હરનારા સ્મરહર શંકર પણ કામદેવથી પીડાયા હતા. પોતાના દેહમાં મદનની અગ્નિનો જવલંત તાપ પ્રગટતાં મહાદેવ શાન્તિ વાસ્તે યમુનામાં પડયા હતા જેથી યમુનાનુ પાણી કાળું બની ગયું છે. વળી કામથી વ્યાકુળ થયેલા વિશ્વનાથ સદાશિવ એકવાર રમતા રમતા નાગા ને નાગા ભ્રગુમુનિના આશ્રમમાં નીકળી આવ્યા હતા ત્યારે તેમને કામદેવથી ચંચળ દેખી ભ્રગુમુનિએ મોટો શાપ આપ્યા હતો કે "હે બેશરમ ! તારૂં લિંગ હમણાં ને હમણાજ હેઠળ પડી જાઓ." એના એ મહાદેવ એકવાર દાનવોથી વિરચિત અમૃતની વાવનું પાન કરી ગયા હતા. દેવરાજા ઇન્દ્ર પણ એકવાર પૃથ્વીમાં બળદરૂપ બનીને રાજા પુરંજયના વાહનરૂપ બની ગયો હતો. હે રાજા ! સર્વના આદિરૂપ સર્વેશ્વર એવા મહાવિવેકવાળા વિષ્ણુની સર્વજ્ઞતા ને પ્રભુત્વ કયાં વિચરી ગયાં હતાં કે તેઓ રામાવતારના સમયમાં એક સુવર્ણના મૃગને પણ યથાર્થ રીતે ઓળખી શકયા નહોતા ! હે જન્મેજય રાજા ! જુઓ તો ખરા ! આ મહા માયાનું બળ કેવું છે ? જેના યોગે સાક્ષાત્ રામજી પણ કામદેવથી ઘેલા બની ગયા હતા. વિરહાકુળ રામચંદ્ર વનમાં કામા-

તુર થઇને શોયા હતા. તે વેળા એક મુઢસમાન તેઓએ તરૂવરો સાથે વાર્તાલાપ કર્યો હતો કે ' હે વૃક્ષો ! સીતા કયાં ગઈ છે ! તેમને કોઈ ખાઈ ગયું છે કે હરી ગયું છે ! વળી મોટા સાદથી રડતાં રડતાં એ વિષ્ણુરૂપ રામજીએ લક્ષ્મણના પ્રતિ વાર્તાલાપ કર્યો હતો કે " હે લક્ષ્મણ ! વિરહવેદનાથી મારૂં મોત થશે. મારા ખાતર તમારૂં પણ અરણ્યમાં અવસાન થશે. આપણા મૃત્યુના ખબર જાણી આપણાં માતા કૌશલ્યાજી પણ મરણ પામશે. મહા દુ:ખી એવા શત્રુઘ્ન પણ પછી કેમ જીવી શકશે ? પુત્રના દુ:ખથી પીડાઇને તમારાં માતા સુમિત્રાજી પણ પ્રાણ છોડશે. અરેરે ! કૈકેયી અને કૈકેયીના પુત્ર ભરતના સઘળા મનોભાવો સફળ થશે." વળી રઘુકુળ દીપક રામે શોચ કર્યો કે—"અરેરે ! ઓ સીતા ! તું મને તજીને કયાં ગઇ! બાલમૃગ નયનોવાળી હે જાનકી ! તું કામથી પીડાતી હશે વાસ્તે અહીં સત્વર આવ. હે કૃશોદરી સીતે! મને આજ જીવાડો. હું શું કરૂં ? કયાં જાઉં! મારૂં જીવન તારા આધીન છે. હે જનકનંદિનિ ! મને પ્યારાને દીનને તમે આવીને દિલાસો આપો ? " આ પ્રમાણે વિલાપ કરતા વિશ્વપાલક રામચંદ્ર વનવનમાં ભમ્યા હતા તોપણ સીતાનાં દર્શનમાત્ર તેમને ત્યારે ન થયાં. તે કમળનયન ભગવાન રામચંદ્રજી જે અખિલ વિશ્વને શરણ આપનારા હતા છતાં કર્મયોગે તે પોતે માયાથી મોહિત બની વાનરાઓના શરણે થયા હતા. વાનરાઓની સહાયતા દ્વારા સમુદ્રપર પાજ બાંધી રાવણ તથા તેના સહોદર કુંભકર્ણને રામચંદ્રે પછી રણમાં રોળ્યા હતા. પોતે સર્વજ્ઞ છતાં લોકાપવાદના ભયથી તેમજ દુરાત્મા રાવણથી દુષિત થયાં હશે એવી શંકાના ભ્રમથી રામે સીતાને અગ્નિમાં પડવારૂપ કાર્ય કરાવ્યું હતું. હે જન્મેજય રાજા ! આ મહા માયાનાં મહા બળ વિષે તને હું શું શું વાતો કહું ? જે માયાએ આ અખિલ જગત્‌ને મરજીમાં આવે તેમ ભમાવી મુકયું છે. શાપના વશમાં વર્ત્તતા વિષ્ણુ પણ એજ પ્રકારે જગત્‌માં અનેક અવતારો ધરી નાના પ્રકારની લીલાઓ કરે છે ને સર્વદા એ મહામાયાના વશમાંજ તેઓ વર્ત્તે છે. વિષ્ણુ પણ આમ તે કર્મને—દૈવને આધીનજ રહે છે. હે ઉત્તરાના પૌત્ર ! દેવ કાર્યોની સિદ્ધિ વાસ્તે મનુષ્ય લોકમાં કૃષ્ણ પરમાત્માનો અવતાર થયાની તથા તેમણે કરેલાં અનેક ચિત્રમય ચરિત્રોની કથા હવે હું તમને કહું છું તે સાંભળો. પૂર્વકાળમાં કાલિન્દિ નદીના મનોહર તટ ઉપર એક સુંદર મધુવન હતું જ્યાં મધુનો પુત્ર લવણ બળવાન રાક્ષસ વસતો હતો. બ્રાહ્મણોને પીડા કરનારા પાપી ને વરદાનથી અભિમાનવાળા એ રાક્ષસને લક્ષ્મણજીના નાના ભ્રાતા શત્રુઘ્ને માર્યો હતો. એ મહા મદોન્મત્ત રાક્ષસને સંગ્રામમાં મારીને તે સ્થાનમાં ઘણી રળીયામણી મથુરા નામની નગરી વસાવી હતી. કમળ સમાન નયનોવાળા પોતાના બે પુત્રોને રાજ્યાધિકારે સ્થાપી બુદ્ધિમાન્ શત્રુઘ્ન રાજા સ્વર્ગવાસી થયા હતા. સૂર્યવંશનો ક્ષય થયા પછી ત્યાં યયાતિ રાજાના વંશજો યાદવો મુક્તિપુરી સમાન મથુરા નગરીમાં પરંપરાવડે રાજ્ય કરતા હતા. શૂરસેન નામનો એક વીર પૂરૂષ તે યાદવોમાં રાજા થયો હતો. એ રાજાનો અમલ માથુર અને શૂરસેન નામના દેશોમાં ચાલતો હતો. મથુરામાં યાદવના વંશમાં વરૂણ દેવના શાપથી કશ્યપાવતાર વિશ્વ વિખ્યાત વાસુદેવ અવતર્યા હતા. વસુદેવના પિતાનું નામ પણ શૂરસેન હતું. પિતાના

સ્વર્ગવાસ પછી ગૌચારણની વૃત્તિમાં અર્થાત્ વૈશ્યવૃત્તિમાં જીવનયાત્રા કરતા હતા. આ અરસામાં મથુરાનો રાજા ઉગ્રસેન નામનો યાદવ હતો ને તે યાદવ ઉગ્રસેનને કંસ નામનો એક મહાવીર પુત્ર હતો. વરૂણદેવના શાપના કારણે કશ્યપની પત્ની અદિતિ ઉગ્રસેનના ભ્રાતા દેવકની દીકરી થયાં હતાં ને તેમને સૌ કોઇ 'દેવકી' એવાં નામથી ઓળખાતું હતુ. મહાત્મા દેવકે દેવકીનુ સગપણ વસુદેવ સાથે કર્યું હતુ. જ્યારે દેવકીજીના વિવાહ થયા ત્યારે એવી આકાશવાણી થઈ હતી કે "હે કંસ! હે કંસ! હે ભાગ્યશાળી! આ દેવકીના ગર્ભથી જન્મેલો મહાવીર આઠમો પુત્ર તારો વધ કરશે." આવી સુરવાણી સાંભળી મહા બળવાળો કંસરાજા આશ્ચર્ય પામ્યો હતો ને તે વિશુધ વાણીને સત્ય માની વિચારવા લાગ્યો હતો કે "હુ હવે શું કરૂ" આમ વિચારતાં તે એ નિશ્ચયપર આવ્યો હતો કે "હમણાંજ આ દેવકીનો સત્વર વધ કરૂ તો મારૂં મરણ ન થાય. મરણના ભયના પ્રસંગે મારે એમ કર્યા શિવાય અન્ય ઉપાય નથી." વળી કંસે વિચાર ફેરવ્યો કે "આ મારી કાકાની દીકરી બેન મારી પૂજ્ય હોવાથી તેનો વધ કેમ કરૂં" ફરી તે પહેલાં વિચાર પણ આવી ગયો કે 'આ મારી બેન નથી પરન્તુ મારો કાળ છે જેથી સમજુ જનોએ પાપ કરીને પણ શરીર રક્ષણ કરવુ જોઇએ. વળી પાપ કર્યા પછી પ્રાયશ્ચિતદ્વારા તેનું નિવારણ સર્વદા થાય છે વાસ્તે પ્રથમ તો પાપ કરવારૂપ જોખમે ડાહ્યા લોકોએ જીંદગીનુ રક્ષણ કરવુ ઘટે છે." આમ મનમાં મજબુત વિચાર કરી પાપી કંસે તરવાર તાણી દેવકીજીને ચોટલો પકડી આણ્યાં. મ્યાનમાંથી તરવાર કાઢી ઘાત કરવાને ઈચ્છનારા તે ઘાતકી કંસે બધાં લોકોના જોતાંજોતાંમાંજ નવાં વિવાહિત દેવકીને ઘસડી જવા માંડયાં. દેવકીને હણાતાં દેખવાથી મહા હાહાકાર થઈ રહ્યો ને વસુદેવના અનુસરનારા બહાદુર યોદ્ધાઓએ સંગ્રામના વાસ્તે ધનુષ્યો ઉઠાવી લીધાં. મહા અદ્ભૂત પરાક્રમવાળા વીર વીરોએ કંસના પ્રતિ 'છોડીદે છોડીદે' એ શબ્દો કહી કરૂણાનાવડે પૂર્વ અવતારમાં દેવતાઓની માતારૂપ દેવકીને કંસના પંજામાંથી છોડાવ્યાં. આ વેળાએ મહા ધૈર્યશાળી વસુદેવના સામંતોને અને મહાબળશાળી કંસરાજાને પરસ્પર ભયંકર સંગ્રામ થયો. આ પ્રકારે જ્યારે રોમાંચ થાય તેવું દારૂણ યુદ્ધ શરૂ થયુ તે વેળાએ કેટલાક વૃદ્ધને ઉત્તમ યાદવોએ કંસને ઠપકો આપ્યો કે "હે વીર! આ બિચારી અજ્ઞાન દેવકી તારા કાકાની દીકરી બેન હોવાથી તારે પૂજવા યોગ્ય છે. વળી આ લગ્નપ્રસંગનો મેળાવડો છે તેમાં તેને તારે મારવી ઘટે નહીં. આકાશવાણીને સાંભળવા માત્રથી સુજ્ઞ જને અસહ્ય તથા કીર્તિનો નાશ કરનારી ને અત્યન્ત પાપથી ભરેલી સ્રી હત્યારૂપ ઘોરકર્મ નહીં કરવુ જોઈએ. હે કંસ! કોઇ તારા પોતાના અંગત શત્રુએ અથવા તો વસુદેવના અંગત વૈરીએ આ આકાશવાણી પડદામાં રહી કરી હશે એમ શા માટે ન હોય! તારા યશનું જડમૂળથી નિકંદન કાઢવા કોઈ શત્રુનો આ યુક્તિમય ઉપાય જણાય છે. તારા પિતા સમાન કાકાની પુત્રી આ તારી બેન દેવકીને તેના આ વિવાહના સમયમાં મારવી ઘટતી નથી. હે મહારાજા! તું આને મારી નાંખીશ તો પણ જો તારો વધ ભવિષ્યે નિર્માણ કર્યો હશે તો તે હરકોઈ પ્રકારે પણ થયા વિના રહેશેજ નહીં" આ પ્રમાણે કંસને તેઓએ સમજાવ્યો છતાં તે મારવાથી અટકયો નહીં ત્યારે નીતિજ્ઞાતા વસુદેવે કંસને કહ્યું કે "હે

કંસ ! આજે હું સાચી પ્રતિજ્ઞા લઉં છું. આ સઘળું જગત્ સત્યનાજ આધારે રહ્યું છે. દેવકીના જે જે પુત્રો થશે તે બધા હું તને આપી દઈશ. જેમ જેમ પુત્રો જન્મતા જાય તેમ તેમ જો હું તને ન આપું તો મારાં પૂર્વજો ભયંકર કુંભીપાકમાં પડજો." વસુદેવની આવી પ્રતિજ્ઞા સાંભળી સમિપવર્તી યાદવોએ સત્વર કંસને કહ્યું કે "હવે આ વાત ઠીક છે. આમાં કાંઇ હરકત જેવું નથી, ને આ ઉદાર દીલવાળા વસુદેવ કદી અસત્ય બોલતા પણ નથી. હે ભાગ્યશાળી કંસ ! હવે દેવકીનો ચોટલો છોડી દે. સ્ત્રીહત્યા નાહક કરમાં." સત્યવચનનો આધાર રાખનારો કંસ ક્રોધ તજી શાન્ત થયો. આ સમયે દુંદુભિ તથા બીજાં વાજાંઓ વાગવા લાગ્યાં. એ સભામાં સૌ કોઇએ જયજયકાર શબ્દ કર્યો. મહા યશસ્વી વીર વસુદેવે કંસને રાજી કરી દેવકીને મુકાવ્યાં ને તેઓ પોતાના સ્નેહી સંબંધી ને અનુચરો સહિત નિર્ભય થઈને નવોઢા નારી દેવકી વહુને પોતાના સાથેજ ઘેર લઈ ગયા.

प्रसाद्य कंसं प्रतिमोच्य देवकी
महायशाः शूरसुत स्तदानीम् ॥८८॥
जगामगेहं स्वजनानुवृत्तो ॥
नवोढया वीत भय स्तरस्वी ॥

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ

## અધ્યાય ૨૧ મો*

### દેવકીના પુત્રોનો વધ.

व्यास उवाच–

अथ काले तु संप्राप्ते देवकी देवरुपिणी ॥
गर्भंदधार विधिवद्वसुदेवेन संगता ॥ १ ॥

* આ અધ્યાયમા પાપી કંસે પોતાની બેન દેવકીનાં બાળકોની હત્યાઓ કરી એ વાત આવશે.

વ્યાસ કહે છે–કેટલોક સમય વીત્યા બાદ દેવરૂપવાળાં દેવકીજીને વસુદેવજીથી વિધિપૂર્વક ગર્ભ રહ્યો. દશ માસ પૂરા થતાં એક રૂપાળો કુંવર દેવકીજીને આવ્યો. ભાવિયોગે ભવિષ્યમાં શ્રી કૃષ્ણની માતા થનારાં દેવકીજીના પ્રતિ સત્ય વચનનું પાલન કરવાની ઈચ્છાવાળા ભાગ્યશાળી વસુદેવજી વદવા લાગ્યા કે–"હે સુંદરી ! મેં મારા પુત્રો જન્મતાંવેંત કંસને સોંપી આવવાની પ્રતિજ્ઞા કરી છે અને એ પ્રતિજ્ઞાથી મેં તમને કંસના હાથથી છોડાવ્યાં હતાં તે તમે જાણતાં હશો જેથી આ પુત્ર તમારા કાકાના દીકરા ભાઈ દુષ્ટ કંસરાજને હું આપી દઈશ. આવું પ્રારબ્ધ છે ત્યાં તમારો શું ઉપાય કામ આવે તેમ છે ? યોગીઓ શિવાય બીજાઓ કર્મોના વિચિત્ર પરિપાકને સમજી શકે તેમ નથી. કાળના પાશને અનુસરનારા સર્વે જીવોને પોતાથી કરાયેલાં શુભ વા અશુભ કર્મોને ભોગવાંજ પડે છે કારણ કે ઈશ્વર રચિત પ્રારબ્ધ જીવે ભોગવ્યા શિવાય છુટકોજ નથી."

૧૭ દેવકીજી બોલ્યાં–હે પ્રાણપતિ ! પુર્વ જન્મોનાં કર્મો મનુષ્યોએ ભોગવવાં પડે છે એવાં આપનાં વચનો પ્રતિ મને શંકા સમુદ્ભવે છે કે જેમ બીજા પાપો છે ને તપ તીર્થ વ્રત ને દાનથી નાશ પામે છે તેમ શું પ્રારબ્ધો નથી પામતાં ? પૂર્વ જન્મોમાં થયેલાં પાપોનું નિવારણ થવા વાસ્તે ઉપાયભૂત પ્રાયશ્ચિતોનો વિધિ અનેક શાસ્રોમાં લખેલોછે. બ્રહ્મહત્યા કરનાર, સુવર્ણની ચોરી કરનાર, સુરાપાન કરનાર તથા ગુરૂભાર્યાનો સંગ કરનાર પાપી માણસ જો બારવર્ષનું વ્રત કરે છે તો પવિત્ર થાય છે. આ પ્રકારે મનુ વિગેરે મહાપુરૂષોએ જે પ્રાયશ્ચિત દર્શાવ્યું છે તે પ્રમાણે જો વિધિસર પ્રાયશ્ચિત મનુષ્ય કરે

તો પછી તે પાપથી મુક્ત થાય કે નહિ ? જો ઉક્ત પ્રકારથી બતાવેલાં પ્રાયશ્ચિતથી પ્રારબ્ધ કર્મોનો પણ નાશજ થતો હોય તો પછી તત્વજ્ઞાતાઓ તથા ધર્મશાસ્ત્રના પ્રવર્ત્તકો યાજ્ઞવલ્કયાદિ સઘળા મુનિગણો મિથ્યાવાદિઓ ન કહી શકાય ? હે પ્રભો ! જો ભવિષ્ય હોય છે તેજ જાય છે એવો ખાસ નિશ્ચય હોય તો પછી વૈદ્યશાસ્ત્રોમાં ને મંત્રશાસ્ત્રોમાં જે જે પ્રતિકારો બનાવ્યા છે તે શું બધા ખોટા છે ? તમામ વાત પ્રારબ્ધને અનુસરીજ બનતી હોય ને જે ભવિતવ્ય હોય તેમાં કાંઈ પણ ફેરફાર નજ થતો હોય તો પછી પુરૂષાર્થની સિદ્ધિ નથી ને ક્રિયાઓની પ્રકૃતિઓ પણ બધી નિષ્ફળજ થાય છે તથા નિર્ણયરૂપે દર્શાવેલાં સ્વર્ગના સાધનરૂપ અગ્નિષ્ટોમ વિગેરે કર્મો પણ પ્રારબ્ધવાદનો સિદ્ધાન્ત સ્વીકારતાં વૃથાજ થાય છે આથી સર્વ લોકોને પ્રમાણભુત જે વેદ છે તે પણ મિથ્યાજ ઠરે છે, અને વેદનું મિથ્યાત્વ સિદ્ધ થતાં તો પછી ધર્મનો પણ ઉચ્છેદ કેમ થયા વગર રહે ? આ પ્રકારે વિચારી જોતાં તો પુરૂષાર્થનેજ પ્રધાન માનવો પડે તેમ છે ને પુરૂષાર્થનાં ફળ પણ સૌ કોઇને પ્રત્યક્ષજ છે. જેમ બી વાવીએ કે તુરતજ દાણાની ફળશ્રુતિ કરાવનારા ફણગાઓ ફુટી નીકળે છે. આટલા વાસ્તે આપણા નિર્દોષ બાળક પુત્રને જીવતો રાખવા સંબધે આપણે ચિતમાં કલ્પના કરી કોઈ પ્રપંચરૂપ ઉદ્યોગ કરવો જોઈએ. જીવનું રક્ષણ કરવા જતાં કાંઈ ખોટું કાર્ય કરવું પડે એમાં વિદ્વાનો દોષોને બતાવતા નથી.૯—

૧૯ વસુદેવ કહે છે—હે દેવકી ! હું તમને સાચી વાત કહું ને તમે સાંભળો. તમારા કહેવા પ્રમાણે ઉદ્યોગજ પ્રધાન છે એ વાત સંભવતી નથી કારણ કે કોઈવાર સમયપર સઘળા સાધનોની પ્રાપ્તિ છતાં ફળ સિદ્ધિનાં દર્શન થતાં નથી એથી એમજ સમજાય છે કે ગમે તેટલો ઉદ્યોગ કરવા છતાં પ્રારબ્ધ મુખ્ય છે અને ઉદ્યોગ તો એ પ્રારબ્ધનો સહાયભુત છે જેથી ગૌણ છે. આમજ માનવું યુક્તિ સંગત તથા યોગ્ય છે. ફળ દૈવના હાથમાં છે છતાં ઉદ્યોગ કરવો જોઇએ એમ સમજણ લેવા યોગ્ય છે. પ્રાચીન વિદ્વાનોએ પુરાણોમાં ને આગમોમાં આ જીવોના કર્મોના ત્રણ વિભાગો પાડેલા દેખાય છે. સંચિત પ્રારબ્ધ ને વર્ત્તમાન—ક્રિયમાણ એમ કર્મોના ત્રણ પ્રકારો છે. અનેક પૂર્વજન્મોમાં કરેલાં કર્મોના સમુદાય ને સંચિત કર્મો કહેવાય છે. એ સચિતોમાંથી જેટલાં કર્મોનો ભોગ કરવા વાસ્તે આ દેહરૂપ સાધન રચાયું છે તેટલા કર્મોના સમુદાયની પ્રારબ્ધ સંજ્ઞા થાય છે. આપણે આ વર્ત્તમાન દેહમાં જે નવાં કર્મો કરીએ છીએ તે કર્મોને ક્રિયમાણ કર્મો અથવા વર્તમાન કર્મો કહેવાય છે, અનેક જન્મોમાં બીજભુત થઇને રહેલાં જે શુભાશુભ કર્મો હોય તે કર્મોના વશમાં વર્તનારો જીવાત્મા પૂર્વ શરીરનો ત્યાગ કરીને પોતે કરેલાં પ્રારબ્ધોથી સ્વર્ગ અથવા તો નર્કને પામે છે. સ્વર્ગમાં જવાથી તેને દિવ્ય દેહની પ્રાપ્તિ સાથે નાના પ્રકારના સુખભોગો ભોગવવા મળે છે ને નર્કમાં જાય તો યાતના શરીરો ધારણ કરીને નાના પ્રકારનાં દુઃખો ભોગવે છે. દુઃખભોગ વા સુખભોગ ભોગવી લીધા પછી જ્યારે તેને દેહાંતરની પ્રાપ્તિ થવાનો સમય આવે છે ત્યારે એ જીવાત્મા પોતાના વાસનામય લિંગ શરીરને સાથે લઇનેજ જન્મ ધરવા તૈયાર થાય છે, અને આ અવસરમાંજ તેનાં સચિત ને ક્રિયમાણ કર્મોને એકત્ર કરીને તે કર્મોના અમુક અંશમાંથી ઈશ્વર જીવોનું પ્રા-

રબ્ધ રચે છે. આથી એ શુભ કે અશુભ પ્રારબ્ધ હોય છે તેને આ વર્તમાન દેહથી જીવે ભોગવવાં પડે છે. હે સુંદરી ! યથાર્થ રીતે પ્રાયશ્ચિત કર્મનું અનુષ્ટાન કરવાથી સંચિત ને ક્રિયમાણ કર્મોનો નાશ થાય છે પરન્તુ ઈશ્વરે વર્તમાન દેહમાટે નિર્માણ કરેલાં પ્રારબ્ધના સમુદાયરૂપ કર્મને તો જીવને અવશ્ય ભોગવવોજ પડે છે ને એ શિવાય એ પ્રારબ્ધકર્મ બીજા ગમે તે ઉપાયે નાશ નથી પામતું. આવાં પ્રારબ્ધ કર્મરૂપ કારણના યોગે આ આપણો પુત્ર કંસને સુપ્રત કરવો પડશેજ. શુભ હેતુથી કાંઈ અનિષ્ઠ કરાય એમાં વિદ્વાનોની સમતિ અનુસાર દોષ નથી એમ જે તમે કહ્યુ તેના સંબંધમાં જો કે તે સાચું છે તો પણ હું કાંઈ ખોટું કરૂ તેથી મારી લોકમાં અપકીર્તિ થાય જેથી સ્વાર્થના વાસ્તે ખોટું બોલવું અગર કરવું સારૂં નથી. આ અનિત્ય સસાર જેમાં સારભુત વસ્તુ તો એકજ ધર્મ છે એમ મહાત્માઓનો અનુભવ સિદ્ધ ઉપદેશ છે. તેમાં જન્મ મૃત્યુ તો પ્રારબ્ધાધીનજ છે એટલા વાસ્તે મનુષ્યોએ વૃથા શોક કરવો ઘટતો નથી. હે પ્યારી ! જેનુ સત્ય જાય છે તેનું જીવન પણ વૃથા થાય છે અને જેનું સત્ય જાય છે તેને આ લોક પણ વૃથા થાય છે તો પછી પરલોક બગડે એમાં શું આશ્ચર્ય છે ? વાસ્તે તમારા પુત્રને મને આપી દો એટલે તેને હું કંસને સોંપી આવું. સત્યધર્મનાં પાલનથી ભવિષ્યમાં આપણું મંગળ થશેજ જેથી સુખ કે દુ:ખના ગમે તે પ્રસંગમાં સમજુએ સત્કર્તવ્યજ કરવું જોઇએ.[૧૮–૩૩] વ્યાસમુનિ વદે છે—આ પ્રમાણે વસુદેવની વાણી સાંભળી દેવકીજી શોક કરી ધ્રુજવા લાગ્યાં હતાં છતાં તેમનાં ઉદાર મનથી તેઓએ પોતાના તુરત જન્મેલા પુત્રને વસુદેવને આપ્યો અને ધર્મશાળી વસુદેવ એ બાળક પુત્રને લઇને કંસના ઘેર ગયા. રસ્તામાં પુરજનો વસુદેવની પ્રશંસા કરવા લાગ્યાં.[૩૪–૩૫] લોકો કહે છે–હે મનુષ્યો ! વસુદેવના મનનું મોટાપણુ આ જુઓ! પોતાનાં વચનોનેજ અનુસરી પોતે બાળકને લઇને જાય છે. આ સત્યવાદી ને કોઈમાં દોષનો આરોપ નહીં કરનારો વસુદેવ આજ આ પોતાના બાળકને મૃત્યુના પંજામાં સોંપવા ધારે છે. વસુદેવનુ કેવું મહા ધૈર્ય છે કે જેઓ કાળરૂપ કંસને પોતાનો પુત્ર આપવા જાય છે. ખરેખર વસુદેવનું જીવન ચરિતાર્થ છે.[૩૬–૩૭] વ્યાસમુનિ કહે છે–પુરજનોથી પ્રશસા થઈ છે જેની એવા વસુદેવ કસને ઘેર ગયા ને તુરત જન્મેલો એ પોતાનો દિવ્ય પુત્ર તેમને સોંપી દીધો. વસુદેવનાં મહા ધૈર્યને દેખી કંસને આશ્ચર્ય થયું ને તે બાળકને લઈ જરાક હસીને આ પ્રમાણે બોલ્યો.[૩૮] કસ કહે છે–હે વસુદેવ ! આજે આ પુત્ર આપવા આવ્યા તેથી મેં આપની પ્રભુતા બરાબર જાણી છે. આ પુત્ર મારાં મૃત્યુરૂપ નથી કારણ કે આકાશ વાણીના અનુસાર આઠમો ગર્ભ મૃત્યુરૂપ છે જેથી આ બાળકને મારે મારવો નથી વાસ્તે તમે તેને સુખેથી ઘેર પાછો લઈ જાઓ. હે મહાબુદ્ધિશાળી વસુદેવ તમારો આઠમો પુત્ર તમે મને આપજો.[૩૯–૪૨] વ્યાસમુનિ કહે છે—આ બાળકને ઘેર લઈ જાઓ એવું સારૂં વચન પાપાત્મા કસે બોલીને બાળકને પાછો વસુદેવને આપ્યો. વસુદેવ પુત્રને લઇને પ્રસન્ન થઇને પોતાને ઘેર ગયા. પછી કંસરાજે પોતાના સચિવોને બોલાવી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે "એ બાળકનો વૃથા વધ શા વાસ્તે હું કરૂ ? આકાશવાણીથી દેવકીનો આઠમો ગર્ભ મારો કાળ છે

જેથી આ પ્રથમજ પુત્રનો વધ હું શા વાસ્તે કરૂં ? સઘળા મંત્રીઓ "સારૂં સારૂં" એમ બોલ્યા ને પછી કંસે આજ્ઞા આપતાં તેઓ સઘળા પોતાને ઘેર ગયા. મંત્રીઓના ગયા પછી મુનિસત્તમ નારદજી કંસ રાજા પાસે આવ્યા. કંસ ઉભો થયો ને નારદજીને અર્ઘ્ય-પાદાદિથી સત્કાર કર્યો ને પછી કુશળ પુછ્યું. પછી નારદજીને શું કારણથી આવવુ થયુ છે. એમ કંસે પૂછ્યું ને નારદજીએ મંદહાસ્ય કરી પ્રત્યુત્તર આપ્યો.[૪૩-૪૭] નારદજી કહે છે—હે રાજસત્તમ ? શું તું રાજનીતિના સારા નરસા ભેદને તથા દેવ લોકોની માયાને જાણતો નથી ? તને હું શું કહુ ? કલ્યાણને ઈચ્છનારા સમજુ જણે અલ્પમાત્ર પણ શત્રુની ઉપેક્ષા કરવી ઉચિત નથી. જો એ આઠે બાળકોને એકઠા થવા આપીએ તો તે દરેક એક બીજાની લોભ વિલોમ સંખ્યાથી આઠમા થાય છે જેથી તેં જાણવા છતાં શત્રુનો ત્યાગ કર્યો એ ઠીક નથી કર્યું પણ મૂર્ખતા કરી છે.[૪૮-૫૩] વ્યાસ કહે છે—દેવસમાન રૂપાળા મહાત્મા નારદમુનિ એમ કહી ત્યાંથી ચાલી નીકળ્યા અને નારદજી ગયા પછી કંસરાજાએ એ બાળકને પાછો મંગાવી લીધો ને તેને પાષાણની શીલાપર પછાડી મારી નાંખ્યો. એ પુત્ર મરાયા પછી તે મંદબુદ્ધિ વાળા કંસને શાન્તિ વળી.[૫૪]

**इत्युक्त्वाथगतः श्रीमान्नारदो देवदर्शनः ॥**
**गतेथ नारदे कंसः समाहूयाथ बालकम् ।५४।**
**पाषाणे पोथया मास सुखं माप च मंदधीः ।**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કંધમાં અધ્યાય એકવીશમો સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૨ મો.*

## વંશાવતરણ.

**जनमेजय उवाच—**
**किं कृतं पातकं तेन बालकेन पितामह ॥**
**यो जातमात्रो निहतस्तथा तेन दुरात्मना ॥१॥**

જનમેજય કહે છે.—હે પિતામહ ! એ બાળકે એવું શુ ઘોર પાપ કર્યું હતુ કે તેનો જન્મ થયો કે તરતજ તેને તે પાપી કંસરાજે મારી નાંખ્યો ? મુનિઓમાં ઉત્તમ, જ્ઞાન વાળા, ધર્મપરાયણ તથા બ્રહ્મવેત્તા હતા છતાં નારદજીને શુ બુદ્ધિ સુઝી કે તેઓએ આવું અકૃત્ય કરાવ્યુ ! પાપ કરનાર અને પાપ કરવામાં સમતિ આપનાર એ બેય સરખા પાપી અપરાધી છે છતાં નારદજીએ કંસને આવી દુષ્ટ કર્મ કરવા રૂપ પ્રેરણા કેમ કરી? જે કર્મનાં ફળથી તે બાળકનો વધ થયો તે વિષે તથા તે કાર્યમાં નારદે કરેલી પ્રેરણા વિષે મને મહા સંશય થયોછે માટે એ સઘળું સવિસ્તર કહો.[૧-૪] વ્યાસમુનિ કહે છે—નારદજી સદા કૌતક જોવાની ઈચ્છાવાળા છે. તેઓને કંકાસ પ્રિય છે અને તેઓ દેવતાઓનાં કાર્યોને તુરત સાધવાની કાળજીવાળા છે તેથી તેમણે આ સઘળું કર્યું છે એ નારદ કદી પણ મિથ્યા વદવાનો સંકલ્પમાત્ર પણ કરતા નથી પણ તેઓ સત્યવાદી પવિત્ર ને દેવકાર્ય પરાયણ સદા રહેનારા છે. દેવકીના પહેલા બાળકને જે રીતે કંસે મારી નાંખ્યો તેમ તેના બીજા પાંચ પુત્રોને પણ મારી નાંખ્યા. આ પ્રમાણે કોઇ શાપના કારણે દેવકીજીના છ પુત્રો જન્મી જન્મીને કંસના

---

* આ અધ્યાયમાં વિષ્ણુઆદિ દેવતાઓ પૃથ્વીનો ભાર હરવા કોના કોના રૂપે અવતાર ધરી મૃત્યુલોકમાં આવ્યા હતા એ કથા આવશે.

હાથેજ મરાયા. હે જન્મેજય રાજા ! તેઓના શાપનું કારણ હવે હું તમને કહું છું તે સાંભળો. સ્વાયભુવ મન્વંતરમાં મરિચિ મુનિને ઉર્ણા નામની સ્ત્રી હતી તેમાં મહા બળવાળા ને ધર્મમાં કુશળ છ પુત્રો થયા હતા. બ્રહ્મદેવ જ્યારે પોતાની પુત્રી સરસ્વતીપર કામ મોહથી ભોગ કરવા તૈયાર થયા ત્યારે તે છ પુત્રોએ બ્રહ્માની મશ્કરી કરી હતી બ્રહ્માથી તેઓ શાપિત થયા હતા કે તમે છએ જણા દૈત્યોની અધમ યોનિમાં અવતાર ધરશો " આવા બ્રહ્મશાપથી તે છએ જણા કાળનેમિ રાક્ષસના છ પુત્રો રૂપે પ્રથમ જન્મમાં અવતર્યા. તેઓ છએ બીજા અવતારમાં હિરણ્યકશિપુ રાક્ષસના પુત્રો થયા હતા. આ અવતારમાં પૂર્વના શાપના ભયને તેઓ શાન્તચિત્તવાળા થઇને તપશ્ચર્યા કરવા લાગ્યા ને તેઓ જ્ઞાનશાળી થયા હતા. આ વેળાએ બ્રહ્માજી એઓના ઉપર પ્રસન્ન થયા ને બોલ્યા કે " હે બાળકો ! ક્રોધથી તપેલા મેં તમને પૂર્વે શાપ આપ્યો હતો પરન્તુ હવે હુ તમારા પર પ્રસન્ન થયો છુ વાસ્તે ઇચ્છિત વરદાનો માંગો " બ્રહ્મની આપી વાણી સાંભળી પ્રસન્ન ચિત્તવાળા તે છ જણાએ સ્વાર્થમાં પરાયણ બની બ્રહ્માના પાસે વરદાન માંગ્યું કે " હે બ્રહ્મા ! જો આજે તમે અમારાપર પ્રસન્ન હો તો અમને અમારૂ ઈચ્છિત વરદાન આપો. કોઈ દેવતાઓથી અમારૂ મોત થાય નહી. મનુષ્યો, મોટા મોટા નાગો, ગધર્વો કે મહા સિદ્ધોથી પણ અમારો વધ થાય નહીં. " પછી તેઓના પ્રતિ બ્રહ્મા બોલ્યા કે " હે ભાગ્યશાળી આત્માઓ ! તમે અહીંથી જાઓ: તમારા કહેવા પ્રમાણેજ બધું થશે. હું આ સત્ય કહુ છુ એમાં સશય નથી. " આમ બોલી બ્રહ્મા ત્યાંથી વિજય થયા ને એ છ ભ્રાતાઓ પ્રસન્ન થયા. આ વાતની હિરણ્યકશિપુને ખબર પડી તેથી તે ક્રોધ કરી તેઓના પ્રતિ બોલ્યો કે " હે પુત્રો તમે મારો ત્યાગ કરી બ્રહ્માને રાજી કર્યો ને તેના પાસેથી વરદાન મેળવી તમે મોટા બળવાળા બન્યા છો પણ એમ કરવાથી તમે મારો સ્નેહ તજી દીધો ને વાસ્તે હું તમારો ત્યાગ કરૂં છું. તમે પ્રથમ પાતાળમાં જઈ નિદ્રાવશ થઈ બહુ કાળ સુધી ત્યાં રહો. પછી તમારા પ્રથ્વીમાં દેવકીના ગર્ભરૂપોથી એક એક વર્ષના ગાળામાં જન્મો થશે ને તમે 'ષડ્ગર્ભ' એવાં નામથી સુવિખ્યાત થશો. તમારા પૂર્વ જન્મનો પિતા જે કાળનેમિ રાક્ષસ છે તે પ્રથ્વીમાં કસરાજા નામથી અવતાર ધરશે તે તે ઘાતકી સ્વભાવનો કસ તમારો છએનો જન્મતાંજ વધ કરશે. " આ પ્રકારે હિરણ્યકશિપુના શાપયોગે તેઓ છએ જેમ જેમ દેવકીના ઉદરમાંથી અવતર્યા તેમ તેમ તે પાપી કંસે તે છએને શાપની પ્રેરણાથી મારી નાંખ્યા.(બ્રહ્માએ તે છ જણાને અવધ્યત્વનુ વરદાન આપ્યું હતું તે વરદાન હિરણ્યકશિપુનો શાપ થયા પછી તેઓ રૂપાંતર પામી નક્ષત્ર થઇ રહ્યા ત્યાં સફળ થયુ છે એમ અન્ય પુરાણોમાં કહેલું છે ) પછી દેવકીજીના સાતમા ગર્ભમાં શેષનાગનો અંશ પ્રવેશ પામ્યો. એ ગર્ભને પૂર્વે કહ્યા મુજબ યુક્તિથી ખેંચીને રોહિણીના ઉદરમાં બળાત્કારે યોગ માયાએ પ્રવેશાવ્યો. લોકકથા એવી ચાલી કે દેવકીનો ગર્ભ પાંચમા માસે પડી ગયો. તે દુષ્ટ રાજા કંસને જ્યારે દેવકીનો ગર્ભપાત થયાના સમાચાર મળ્યા ત્યારે તે ઘણો રાજી થયો. આ પછી દેવતાનાં કાર્યો કરવા સારૂં તથા પૃથ્વીનો ભાર ઉતારવા સારૂં ભક્તોના પાલક

ભગવાન વિષ્ણુ દેવકીના આઠમા ગર્ભરૂપે પ્રવેશ્યા.[૫-૨૬] જન્મેજય રાજા પુછે છે–હે મુનિસત્તમ વ્યાસજી ! તમે જે કશ્યપના શેષ નાગના ને વિષ્ણુના અંશ અવતરવા બાબત વાત કરી. હવે પૃથ્વીની પ્રાર્થનાથી જે જે બીજા દેવતાઓનો અંશાવતારો થયા હોય તે મને કહી સભળાવો.[૨૭-૨૮] વ્યાસજી વદે છે–હે રાજા ! પૃથ્વી વિષે દેવતાઓના અને દૈત્યોના જે જે અંશાવતારો થયા હતા તે પ્રખ્યાત અવતારો વિષે સંક્ષેપથી હું તમને હવે કહુ છું તે સાંભળો. વસુદેવજી કશ્યપના અંશાવતાર હતા, દેવકીજી અદિતિનાં અંશાવતાર હતાં, અને બળરામ શેષના અંશાવતાર હતા. દેવતાઓ પોતપોતાનાં શરીરોને તજીને અંશાવતાર નહોતા પામ્યા પરન્તુ તેઓએ પોતાનાં શરીરોને કાયમ રાખી અંશ માત્રથી દેહાંતરોમાં આવ્યા હતા એમ જાણવું. નારાયણ નામથી ધર્મના પ્રખ્યાત પુત્ર હતા તેણે પોતે વિદ્યમાન રહી પોતાના અંશથી કૃષ્ણાવતાર ધર્યો હતો અને એમના નાના ભ્રાતા જે નરમુનિ હતા તેમણે તે પ્રકારેજ પોતાના અંશથી અર્જુનાવતાર લીધો હતો. યુદ્ધિષ્ઠિર ધર્મના અંશાવતાર હતા, ભીમસેન વાયુના અંશાવતાર હતા તથા માદ્રીના મહા બળવાન પુત્રો નકુલ તથા સહદેવ એ અશ્વનીકુમારોના અંશાવતારો હતા. કર્ણ સૂર્યના અંશાવતાર હતા તથા વિદુરજી ધર્મના અંશાવતાર હતા. દ્રોણ બૃહસ્પતિના અંશાવતાર હતા, અશ્વત્થામા શિવના અંશાવતાર હતા, સંતનુ સમુદ્રના અંશાવતાર હતા, સંતનુની સ્રી ગંગા ગંગાજીનાં અંશાવતાર હતાં, દેવક રાજા ગંધર્વપતિના અંશાવતાર હતા, અને ભીષ્મ વસુના અંશાવતાર હતા. આમ પુરાણોમાં કહ્યું છે. વિરાટ રાજા, કૃપાચાર્ય ને કૃતવર્મા એઓ તો મરૂતોના અંશાવતારો હતા, અરિષ્ટ નેમિ દૈત્યોનો પુત્ર જે હંસ હતો તેણે ધૃતરાષ્ટ્રનો અવતાર લીધો હતો? દુર્યોધન કલિયુગનો અંશાવતાર હતો. શકુની દ્વાપરયુગનો અવતાર હતો. ચંદ્રમાના સુવર્ચા નામના પુત્ર સોમપ્રરૂ નામના યાદવરૂપે અવતર્યો હતો. ધૃષ્ટદ્યુમ્ન અગ્નિના અંશાવતાર હતા અને શિખંડી કોઈ રાક્ષસનો અવતાર હતો પ્રદ્યુમ્ન સનત્કુમારના અંશાવતાર હતા, દ્રુપદ રાજા વરૂણના અંશાવતાર હતા ને દ્રોપદીજી લક્ષ્મીજીનાં અંશાવતાર હતા. દ્રૌપદીના પાંચે પુત્રો વિશ્વકર્માના અંશાવતારો હતા. કુંતાજી સિદ્ધિનો અંશાવતાર હતાં. માદ્રી ધૃતિનો અંશાવતાર હતા. ગાંધારી સતિનો અંશાવતાર હતાં, તથા શ્રીકૃષ્ણની સઘળી રાણીઓ અપ્સરાઓના અંશાવતારો હતી. શુક્રાચાર્યની પ્રેરણાથી તે વેળા સઘળા દાનવો પણ રાજાઓના રૂપથી અવતર્યા હતા. શિશુપાળ હિરણ્યકશિપુનો અવતાર હતો, જરાસંધ વિપ્રચિતિ નામના દૈત્યનો અવતાર હતો કંસરાજા કાળનેમિ દૈત્યનો અવતાર હતો. કેશી હયગ્રીવનો અવતાર હતો, અરિષ્ટાસુર બલિના પુત્ર કકુલીનો અવતાર હતો, કે જેનો વધ ગોકુળમાં શ્રીકૃષ્ણના હાથથી થયો હતો, ધૃષ્ટકેતુ રાજા અનુલ્હાદ દૈત્યનો અવતાર હતો, ભગદત્ત બાષ્કલ દૈત્યનો અવતાર હતો, પ્રલંબાસુર લંબ દૈત્યનો અવતાર હતો, ધેનુકાસર ખર દૈત્યનો અવતાર હતો. ચાણુર અને મુષ્ટિક મલ્લ એ બે અત્યન્ત ઘાતકી વરાહ ને કિશોર નામના બે દૈત્યોના અવતારરૂપે હતા, કુવલયાપીઠ નામનો હાથી દિતિના પુત્ર અરિષ્ટાસુરનો અવતાર હતો. પુતના રાક્ષસી બળિરાજાની દીકરી હતી ને બકાસુર તેનો ભ્રાતા હતો. મહા પરાક્રમવાળા

અશ્વત્થામા એકલા શિવના અંશરૂપ ન હતો પરન્તુ યમ, શિવ, કામ ને ક્રોધ એ ચારેના અંશાવતાર અશ્વત્થામા હતા. આ પ્રમાણે પૂર્વકામાં જે દૈત્યો અને રાક્ષસો હતા તેઓ પણ આ સમયે અંશોથી અવતર્યા હતા હે જન્મેજય રાજા ! પુરાણોમાં દેવતા ને દૈત્યોના જે જે અંશાવતારો કહ્યા છે તે વિષે મેં તમારી પાસે કથા કહી બતાવી. જે સમયે બ્રહ્મા વિગેરે દેવતાઓ વિષ્ણુની પ્રાર્થના કરવા ગયા હતાં તે સમયે વિષ્ણુએ પોતાનો શ્યામ કેશ ને શેષનાગે પોતાનો શ્વેત કેશ આપ્યો હતો એ કારણથી ભાર ઉતારવા સારૂં અવતારી નારાયણના અંશરૂપ શ્રીકૃષ્ણ ભગવાન કાળા હતા ને શેષનાગના અંશાવતાર બળભદ્ર ધોળા હતા. જે મનુષ્યો ભકિતભાવ સહિત આ અંશાવતરણનું આખ્યાન સાંભળે છે તે માણસો સઘળાં પાપોથી છુટી જાય છે ને પરિજનો સહિત સદા આનંદ પામે છે. ૨૭_૫૨

**अंशावतरणं चैनत् शृणोति भक्तिभावतः ॥**
**सर्व पाप विनिर्मुक्तो मोदते स्वजनैर्नृप: ॥५२॥**

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે ચતુર્થ સ્કન્ધમાં બાવીસમો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો*

### શ્રીકૃષ્ણાવતાર લીલા.

**व्यास उवाच—**
**हतेषु षट्सुपुत्रेषु देवक्या औग्रसेनिना ॥**
**सप्तमे पतिते गर्भे वचनान्नारदस्यच ॥ १ ॥**

વ્યાસ કહે છે—હે રાજા ! પોતાના કાળની ચિંતા કરનારા કંસરાજે દેવકીજીના છ પુત્રો નારદનાં વચનોને અનુસરી મારી નાંખ્યા ત્યારપછી તથા દેવકીજીનો સાતમો ગર્ભ પાંચ માસનો પડી ગયો એમ જાણ્યા પછી પોતાના મૃત્યુરૂપ ભવિષ્યના આઠમા ગર્ભની ચોકી કરવા સારૂં કંસરાજાએ ઘણીજ કાળજીથી પરિશ્રમ લેવો શરૂ કર્યો ભગવાન્ વિષ્ણુએ અજાદ્વારા વસુદેવના શરીરમાં પ્રવેશ કર્યો. સમયાનુસારે વસુદેવનાં વીર્યદ્વારા દેવકીજીના ગર્ભમાં પ્રવેશ કર્યો. આ અરસામાં પેલી યોગમાયા દેવીએ પણ દેવતાઓનાં કાર્યની સિદ્ધિ કરવા સ્વેચ્છાનુસાર યશોદામાં પ્રવેશ કર્યો. કંસના ભયથી વ્યાકુળ થયેલાં વસુદેવનાં બીજાં પત્ની રોહિણીજી ગોકુળમાં રહ્યાં હતા તેમને ત્યાં બળભદ્ર નામનો પુત્ર પ્રસવ્યો. કંસરાજે દેવવાણીથી પોતાના કાળરૂપ ગર્ભને ઉત્પન્ન કરનારી સમજેલી તે દેવકીને પોતાનાં કારાગૃહમાં નાંખી દીધી. પછી દેવકીની ચોકી સારૂં સેવકો રાખ્યા. પ્યારીના પ્રેમરૂપી દોરાઓથી બંધાએલા વસુદેવ પણ પુત્રની ઉત્પત્તિનો વિચાર કરતા કંસરાજાના કારાગૃહમાં દેવકીના સંગે રહ્યા. હવે દેવકાર્યો કરવા સારૂં જેમની દેવકીના ગર્ભમાં સ્થિતિ હતી ને જેમને દેવતાઓ સ્તુતિથી ભજતા હતા તે ગર્ભરૂપ વિષ્ણુ માતાના ઉદરમાં દિન પ્રતિદિન વધવા માંડયા. દેવકીને દશમો માસ બેસતાં સુંદર શ્રાવણ માસના કૃષ્ણપક્ષની રોહિણી નક્ષત્રવાળી અષ્ટમીના દિવસે દેવકીની ચેષ્ટાઓ જોતાં પ્રસવકાળ નજીક આવેલો સમજી ભયથી બાધામંડળ થયેલા કંસરાજે બીજા દાનવગણને કહ્યું કે—" કારાગૃહમાં દેવકીને રાખી છે તેની તમારે ચોકી કરવી. દેવકીનો આ આઠમો ગર્ભ છે ને તેમાંથી મારો શત્રુ જન્મવાનો છે વાસ્તે મારા કાળરૂપ એ

---

* આ અધ્યાયમાં શ્રીકૃષ્ણજન્મની કથા તથા શ્રીકૃષ્ણની બાળ લીલાઓને સંક્ષેપમાં કહેવામાં આવશે.

બાળકની ઘણા શ્રમથી તમે ખબર રાખજો. હે દાનવો ! એ અસહ્ય દુઃખરૂપ બાળકનો નાશ કર્યા પછીજ મને ઘરમાં સુખથી નિદ્રા આવશે. તમે સઘળા તરવારો ભાલા તથા ધનુષો ધરીને ઉભા રહો ને નિદ્રા તથા આળસને તજી ચારે બાજુએ નજર રાખ્યા કરો. ભયાતુર તથા અત્યંત દુર્બળ થયેલો તે કંસરાજ એ પ્રમાણે દૈત્યોને ફરમાન કરી પોતાના મંદિરમાં ગયો પણ ત્યાં તેને ઝંપ વળ્યો નહી. મધરાતે કારાગૃહમાં દેવકીએ વસુદેવને કહ્યું કે હે સ્વામી ! હવે હું કેમ કરૂં ? મને પ્રસવનો સમય થયો છે, અહીં મહા ભયંકર રક્ષકો ઘણા ઉભા છે, મેં પહેલાંથીજ નંદનાં પુત્રી યશોદા સાથે મસલત કરી છે. તે યશોદાએ મને કહેલું છે કે તું તારા પુત્રને મારે ઘેર મોકલાવી દેજે એટલે હું તેનું ઘણી ખંતથી પાલનપોષણ કરીશ ને મને જે બાળક અવતરશે તે કંસના વિશ્વાસ સારૂં તને આપી દઈશ. " હે સ્વામી ! તમે બાળકને કેવીરીતે બદલાવી શકશો ? હે સ્વામી ! હવે તમે મુખ ફેરવીને ઉભા રહો. મને ઘણીજ લજ્જા આવે છે, પણ બીજું અત્યારે શું બને ? દેવસમાન ભાગ્યશાળી વસુદેવના પ્રતિ એમ વદતાં દેવકીએ બરાબર મધરાતે પરમ વિસ્મયકારક પુત્રને જન્મ આપ્યો. એ સુંદર બાળકને જોતાંજ દેવકી વિસ્મય પામ્યાં હર્ષથી પ્રફુલ્લિત કાયાવાળાં તે દેવકીએ વસુદેવપ્રતિ વાણી કરી " હે પ્રાણનાથ ! પુત્રનું વદન જોઈ લ્યો નહી તોપછી દર્શન દુર્લભ છે કારણકે હમણાંજ કાળરૂપીક સરાજ આવીનેઆને મારી નાંખશે." વસુદેવે દેવકીનાં વચનોને માન આપી પુત્રને હાથમાં લઇને તેનું મુખ જોયું. વિચિત્ર કર્મવાળા એ બાળકના વદનને દેખીને વસુદેવ ચિંતાયુકત થઈ વિચારી રહ્યા કે " હું હવે શું કરૂં ? આ બાળક માટે મને કેમ દુઃખ ન થાય ? " આમ વિચારતા વસુદેવના શ્રવણમાં સ્ફુટ અક્ષરોવાળી ગગનવાણી પડી કે " હે વસુદેવ ! તમે આ બાળક લઈ ગોકુળમાં જાઓ. સઘળા રક્ષકોને મે મોહિત કરી નિદ્રાવશ કર્યા છે તથા બારણાં ને સાંકળો ઉઘાડી નાંખ્યાં છે. નંદરાજાને ઘેર આ બાળક મુકી દેજો ને ત્યાંથી યોગમાયાને લાવજો " કારાગૃહ નિવાસી વસુદેવે આવી દેવવાણી સાંભળી અને તેઓ ઘણા ચકિત થયા પછી ઉઘાડાં દ્વાર દેખી તેઓ રક્ષકોના જાણવામાં ન આવતાં તે બાળકને લઈ નીકળી ગયા. યમુનાનદીના તીર ઉપર વસુદેવ આવ્યા ને જોયુ તો યમુનામાં પુર આવેલું હતું પરન્તુ તે મહા માયાના પ્રભાવથી પુર તુરતજ ઉતરી ગયું તેથી યમુનાને ઉતરી વસુદેવ વિજન વનમાંથી પસાર થતા ગોકુળમાં પહોંચી ગયા ને ત્યાં નંદના દ્વારમાં ઉભા ઉભા ગાયોની સમૃદ્ધિ દેખી રહ્યા. આ સમયમાંજ ત્રિગુણી દિવ્ય સ્વરૂપ ધારિણી દેવી યશોદાના ગર્ભથી જન્મી. પછી તે યોગમાયાએ બીજું દાસીનું રૂપ ધરી ઉત્પન્ન થયેલાં તે બાળકીને કર કમળ ધરી બહાર આવેલા વસુદેવને આપી દીધાં. પછી વસુદેવ તો પોતાનાં બાળકને તે દેવીરૂપા દાસીના હસ્તમાં મૂકી દાસીના હાથમાંનાં યોગમાયારૂપ બાળકીને લઈ પ્રસન્ન થતા તુરત વિદાય થયા. પછી કારાગૃહમાં જઈ તે બાળકીને દેવકીનાં પડખામાં મૂકી દીધાં ને પોતે ચિંતામાં ચકચુર તથા ભયાતુર થયેલા એવા વસુદેવ દેવકીની એક બાજુએ ઉભા રહ્યા. આ સમયે તે બાળકી મોટા સ્વરથી રડવા લાગી ને આ બાજુએ નિદ્રાવશ થયેલા રક્ષકો પણ સંજ્ઞાવાળા થતાં જાગૃત થઇ ગયા. ને ચંચળ થ-

ચેલા તેઓએ સત્વર કંસરાજાને ખબર કરી કહ્યું કે " હે મહાબુદ્ધિશાળી ! દેવકીને પુત્રનો પ્રસવ થયો છે જેથી સત્વર પધારો. " રક્ષકોની વાણી સાંભળતાંજ કંસ તુરત ત્યાં આવ્યો અને બારણાં બંધ કરેલાં જોઇને તેણે વસુદેવને હાકલ મારી કે—" હે મહાભાગ ! દેવકીના બાળકને અહીં લાવો. આઠમા ગર્ભમાં ભાંથી અવતરેલો વિષ્ણુ મારા મૃત્યુ સરખો છે જેથી એ દુશ્મનને હું મારી નાંખું. " કંસની વાણી સાંભળી ભયથી ત્રાસ પામેલા વસુદેવનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યાં ને ભીનાં નયનો વાળા વસુદેવે તે દીકરીને કંસને આપી દીધાં. દીકરી દેખીને કંસરાજને આશ્ચર્ય થયું ને મનમાં વિચારવા લાગ્યો કે "શું નારદનાં વચનો અને ગગનવાણી એ બે ખોટાં હશે ? સંકટમાં આવવા છતાં વસુદેવ અકાર્ય કરે તેવો નથીજ. મારા સઘળા રક્ષકો પણ સાવધાન હતા એમાં પણ સંશય નથી. અરે! અહીં દીકરી કયાંથી આવી ને દીકરો કયાં ગયો ? આ વાતમાં શંકાને અવસર નથી કારણ કે કાળની વિચિત્ર ગતિ છે " આમ વિચારી તે નિર્દય કુળઘાતક કંસરાજે તે બાળકીને પગ પકડી પાષાણની શિલાપર પછાડી પણ એ કન્યા તેના હાથમાંથી નીકળી ગઈ ને આકાશમાં દિવ્યરૂપ ધરી મધુર સ્વરથી કંસના પ્રતિ વાણી બોલી કે ' હે પાપી ! મને મારી તેથી શું થયું ! તારો બળવાન અને કોઈથી સમજાવ્યો ન સમજે એવો શત્રુ જન્મી ચુકયો છે તે સર્વથા મનુષ્યોમાં અધમ એવા તારો વધ કરશે. " સ્વેચ્છાનુસારિણી ગતિવાળાં એ યોગમાયા રૂપા કન્યા એટલું કહી અંતરિક્ષમાં દૂર જતાં રહ્યાં. પછી વિસ્મય પામેલા કંસરાજે પોતાને ઘેર જઈ ભયનાં કારણથી ધેનુકાસુર બકાસુર ને વત્સાસુર આદિ સઘળા દાનવોની સભા કરી કહ્યું કે—હે દાનવો ! તમે મારા કાર્યની સિદ્ધિ વાસ્તે બધા જાઓ અને તમામ સ્થાનોમાં તુરત જન્મેલા જે જે બાળકો હોય તેને મારી નાંખજો. વળી મને આજ સમાચાર મળ્યા છે કે નંદને ત્યાં એક પુત્ર આવ્યો છે માટે બાળકોનો સંહાર કરનારી પૂતના આજ જાય ને ત્યાં જે જે તુરતના જન્મેલાં બાળકો હોય તે તમામને મારી આજ્ઞાથી મારી નાંખે. ધેનુકાસુર, વત્સાસુર કેશી, પ્રલબાસુર ને બકાસુર એ સઘળાઓએ મારૂં કાર્ય કરવાની ધારણા ધરી ગોકુળમાં હમણાં નિવાસ કરવો. ખલસરદાર કંસરાજે આવી દૈત્યોને આજ્ઞા કરીને પછી પોતે પોતાના ઘેર ગયો પણ ત્યાંપણ એ બાબતનાજ વિચારથી ઘેળાતો શોકાતુર ને દીન બની ગયો.[૧–૫૨]

सर्वे तिष्ठन्तु तत्रैव मम कार्यं चिकीर्षया ॥
इत्याज्ञाप्यासुरान्कंसो ययौ निजगृहं खलः ॥५२॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થ સ્કંધમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.*

### શ્રીકૃષ્ણની કથા.

व्यास उवाच –

मातर्नन्दगृहेजातःपुत्र जन्ममहोत्सवः ॥
किंवदंत्यथकंसेनश्रुताचारमुखादपि ॥ १ ॥

વ્યાસજી કહે છે—હે રાજા ! લોકવાર્તાના આધારથી ને ગુપ્ત ચારોના મુખથી કંસને સાંભળવામાં આવ્યું હતું કે—પ્રભાતના પહોરમાં નંદરાજાને ત્યાં કુંવર જન્મનો મહોત્સવ થયો હતો. વળી કંસરાજને એ પણ ખબર હતી કે વસુદેવની પત્નીઓ પશુઓ,

* આ અધ્યાયમા શ્રીકૃષ્ણાવતારનો સંક્ષિપ્ત ઇતિહાસ કહેવામાં આવશે

દાસો, દાસીઓ એ તમામ નંદરાયને ત્યાં ગોકુળમાં નિવાસ કરીને રહ્યા છે. વળી પ્રથમ નારદથી પણ કંસરાજે સાંભળ્યું હતું કે—"ગોકુળ નિવાસી નંદ આદિ ગોપજનો, એઓની સ્રીઓ ગોપીઓ, દેવકી ને વસુદેવ એ બધાં દેવતાઓના અંશોથી અવતર્યાં છે, તથા તારાં એ વૈરિઓ છે." આવાં આવાં કારણોથી ગોકુળના વિષે શંકાવાળો મહાપાપી કૂલાધમ કંસરાજ આખી ગોકુળની ભુમિપર ક્રોધવાળો રહેવા લાગ્યો. ત્યાર પછી પરમ તેજસ્વી કૃષ્ણજીએ ગોકુળમાં પુતનાને ધાવીને મારી. ત્યાર પછી અતિ બલવાળા ધેનુકાસુર પ્રલંબાસુર વત્સાસુર ને બકાસુરને કૃષ્ણ ભગવાને માર્યા. પછી તેઓએ ગોવર્દ્ધન પર્વત ત. ર્જના અગ્રપર ઉપાડયો. આવાં કૃષ્ણનાં વિક્રમો દેખી કંસરાજ કૃષ્ણનેજ પોતાના કાળરૂપે સમજી રહ્યો. કેશી દૈત્યનો વધ કૃષ્ણથી થયેલા જાણી ખેદવાળા કંસરાજે ધનુર્યજ્ઞના મિષથી કૃષ્ણ અને બળભદ્રને મથુરા નગરીમાં તેડાવ્યા. ને પછી તે પાપબુદ્ધિવાળા કંસરાજે કૃષ્ણ ને બળભદ્રને મારી નાંખવાની ધારણા કરી તેઓને આમંત્રણ આપવા સારૂં અક્રુરજીને ગોકુળ તરફ રવાના કર્યા. કંસની આજ્ઞાને માન આપનારા અક્રુરજી ગોકુળમાં આવ્યા અને કૃષ્ણ તથા બળભદ્રને રથમાં બેસારી મથુરામાં લાવ્યા. કૃષ્ણે તથા બળભદ્રે મથુરામાં આવીને પ્રથમ તો કંસરાજનું ધનુષ તોડી નાંખ્યું ને ત્યાર પછી તે બે ભ્રાતાએ કુવલયાપીડ હાથી, ચાણુર, મુષ્ટિક, શલ અને તોશલ નામના ચાર મલોને પણ મારી નાખ્યા. પછી શ્રીકૃષ્ણભગવાને કંસનો કેશકલાપ ખેંચીને તેને લીલામાત્રથી મારી નાંખ્યો. કંસરાજને મારીને કારાગૃહમાંથી વસુદેવ તથા દેવકીને છોડી દુઃખ રહિત કર્યા.

માતાપિતાઓની મુક્તિ કર્યા પછી શત્રુઓના મારનારા મહા પરાક્રમી કૃષ્ણજીએ મથુરાનું રાજ્ય ઉગ્રશેનરાજાને સ્વાધીન કર્યું. મોટાં હૃદયવાળા વસુદેવે પોતાના પુત્રોને મૌંજી બંધન ક્રિયા કરાવી યજ્ઞોપવિત સંસ્કાર કર્યા. વિધિસહિત ઉપનયન સંસ્કારવાળા એ બે ભ્રાતાઓ પછી સાંદીપનિ મુનિને ત્યાં ગયા ને ત્યાં સઘળી વિદ્યાઓને સંપાદન કરી પાછા તે બે મથુરામાં આવ્યા. જ્યારે એ બે ભાઈઓએ આવી મથુરામાં નિવાસ કર્યો હતો. ત્યારે તેઓ બાર બાર વર્ષનાજ હતા આ અરસામાં કંસના વધથી ક્રોધે ભરાયેલો કંસનો સસરો જરાસંધ રાક્ષસોના સૈન્યોને એકઠાં કરી મથુરાંપર ચડી આવ્યો. મથુરાનિવાસી મહાબુદ્ધિશાળી શ્રીકૃષ્ણજીએ સંગ્રામ કરીને જરાસંધપર સત્તર વાર વિજયો મેળવ્યા. આ પછી જરાસંધની અનુમતિથી સઘળા મ્લેચ્છોનો અધિપતિ મહાવીર તથા યાદવોને ભય કરનારા કાળયવન રાક્ષસે મથુરાપર સ્વારી કરી. કાળ યવનના આગમનના સમાચાર સાંભળી શ્રીકૃષ્ણે મોટા મોટા યાદવોને અને બળરામને ભેગા કરીને કહ્યું કે "અહીં મહાબળવાળા જરાસંધથી આપણને ભય તથા ઉપદ્રવ રહ્યા કરે છે તેમાં પાછો આ કાળયવન આવે છે તો શું કરવું " ઘર સૈન્ય ધન ને બીજું તમામ તજીને પણ પ્રાણનું રક્ષણ કરવું જોઇએ. સુખેથી જ્યાં વસી શકાય તે દેશ પૂર્વજોનો બાપુકો જાણવો ને જ્યાં ઉદ્વેગ થયા કરતા હોય ત્યાં પોતાના કુળને કેમ રહેવાય ? ને એવા દેશને પણ શું કરવો ? કલ્યાણને ઇચ્છનારાએ તો પર્વત સમુદ્રનાં સમીપમાં વાસ કરવો જોઈએ. વૈરીઓ જ્યાં સંતાપ ન આપતા હોય ત્યાં સમજુ જનોએ રહેવું જોઇએ. જુઓ શત્રુઓના

ભયથી વિષ્ણુ પણ સમુદ્રમાં જઇને શેષનાગપર સુવે છે. અને મહાદેવ પણ ભયને લીધેજ કૈલાસ પર્વતમાં વસે છે. આટલા વાસ્તે શત્રુઓના તાપવાળા આપણે અહીં રહેવું ઠીક નથી. આપણે બધાં મળીને દ્વારકામાં જશું. આ દ્વારિકાપુરી રૈવતાચળની પાસે સમુદ્રના કિનારે છે અને તે રમણીય તથા મનોહર છે. આમ ખબર મને આજે ગરૂડે કર્યા છે. " શ્રીકૃષ્ણનાં વચનો સાચાં સાંભળીને તમામ મોટા મોટા યાદવોએ ત્યાં જઈ રહેવાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી કુટંબ અને વાહનો સહિત એ બધા યાદવો ગાડીઓ, ઉંટ, ખચ્ચર ને પાડાઓપર સઘળો ભાર ભરીને મથુરામાંથી બહાર નીકળ્યા. સૌ સૌની સામગ્રીઓ સહિત સઘળી પ્રજાઓને ત્યાંથી વિદાય કરી. યાદવોના નાયક શ્રીકૃષ્ણ તથા બળભદ્ર થયાને તમામ મંડળ ત્યાંથી ચાલી નીકળ્યું. કેટલાક દિવસપછી તેઓદ્વારકાંપહોંચ્યાં શ્રીકૃષ્ણે શિલ્પીના પાસે દ્વારકા નગરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ત્યાર પછી યાદવોને દ્વારકામાં વસાવી શ્રીકૃષ્ણે ને બળભદ્ર પાછા નિર્જન મથુરામાં આવ્યા. આ સમયેજ મહા સૈન્યવાળો કાળયવન મથુરાપર આવી ચડયો. કાળયવનના આવવાના સમાચાર સાંભળી હસતા હસતા પીતાંબરધર કૃષ્ણ મથુરામાંથી બહાર નીકળ્યા ને કાળયવનની આગળ થયા. કમળનયન ભગવાનને પગે પાળા આગળ વધતા જોઈને તે દુષ્ટ કાળયવન પણ પગે પાળોજ પાછળ પાછળ ચાલ્યો. મહા બળવાળા મુચુકુન્દ રાજા જ્યાં શયન કરતા હતા ત્યાં શ્રીકૃષ્ણજી આવ્યા ને કાળયવન પણ કૃષ્ણના પદને અનુસરતો અનુસરતો ત્યાં પહોંચ્યો. મુચુકુંદને દેખીને શ્રીકૃષ્ણજી ત્યાંજ અન્તર્ધાન થઈ ગયા ને પછી પાછળથી આવતા કાળયવને સૂતેલા મુચુકુન્દને કૃષ્ણ છે એમ જાણી પાટુ મારી. જાગી ગયેલા ને ક્રોધથી રાતાંચોળ નેત્રોવાળા તે મહા બળવાન મુચુકુન્દે કાળયવનને બાળી નાંખ્યો. કાળયવનને બાળ્યા પછી મુચુકુન્દે કમળ સરખાં નેત્રોવાળા ભગવાન કૃષ્ણજીને દીઠા. શ્રીકૃષ્ણને પ્રણામ કરી મુચુકુન્દ અરણ્યમાં ગયા ને શ્રીકૃષ્ણજી બળભદ્રને લઇને પાછા દ્વારિકામાં આવ્યા. પછી દ્વારકામાં ઉગ્રસેનનો રાજ્યાભિષેક કરી કૃષ્ણ ત્યાં પોતાની મરજી પ્રમાણે વિચરવા લાગ્યા. પછી શિશુપાલના સ્વયવરમાંથી રૂક્મિણીને હરિ હરી આવ્યા. ને પછી રાક્ષસ વિવાહની રીતિથી તેમને તેઓ પરણ્યા. આ પ્રમાણે જાબુવતી, સત્યભામા, મિત્રવિંદા, કાલિન્દી, લક્ષ્મણા, ભદ્રા ને નાગ્નજિતી એ સાત સુદરીઓને નોખી નોખી લાવીને શ્રી કૃષ્ણજી પરણ્યા. હે જન્મેજય રાજા ! એ આઠ અતિ રૂપાળી એવી કૃષ્ણજીને મુખ્ય પટરાણીઓ હતી. રૂકિમણીએ અત્યન્ત રૂપાળા પ્રદ્યુમ્ન કુમારને જન્મ આપ્યો, અને તેના જાતકર્માદિ સંસ્કારો પણ શ્રીકૃષ્ણે કર્યા. સૂતિકા ગૃહમાંથી એ પ્રદ્યુમ્ન કુમારને મહાબળ વાળો શંબરાસુર હરી ગયો ને તેને પોતાના નગરમાં લાવીને તે માયાવતીના હાથમાં આપ્યો. પોતાના પુત્રનાં હરણથી અત્યન્ત શોકવડે ઘેરાયેલા કૃષ્ણે પછી ભક્તિભાવથી લીલામાત્રથીજ વૃત્રાસુર આદિ દાનવોનો સંહાર કરનારાં દેવી જગદમ્બિકાનું શરણ લીધું અને ઘણાં ઉદાર તથા સારાં અક્ષરોવાળાં સ્તવનોરૂપ સુદર વચનોથી તે અંબિકાની આ પ્રમાણે શ્રીકૃષ્ણે સ્તુતિ કરી.[૧-૪૭] શ્રીકૃષ્ણ સ્તુતિ કરે છે—હે માતા ! આગલા ભવમાં મે બદરિકાશ્રમમાં ધર્મના પુત્ર નારાયણરૂપે ઉગ્ર તપ કરી તમને પ્રસન્ન કર્યાં હતાં તથા પુષ્પાદિકથી મેં તમારી

પૂજા કરી હતી. એ મારા ભક્તિભાવને શું તમે વિસરીજ ગયાં છો ? દુષ્ટભાવને લીધે અથવા તો મારા ગર્વનું ભજન કરવાના કારણે કૌતુકથી સુવાવડના ગૃહમાંથી કોઇએ મારા પુત્રને હરી લીધેલો હોવો જોઈએ. ગમે તેમ હોય તોપણ હે માતા ભક્તજનની લાજ નિભાવવી તમને ઘટે છે કારણ કે હું તમારો ભક્ત છું. વિશાળ દુર્ગવાળી દ્વારકાપુરી સારાં રક્ષણવાળી છે અને ત્યાં મારૂં નિવાસસ્થાન મધ્યભાગમાં છે ને તેમાં પણ સૂતિકાગૃહ તો છેક અન્તઃપુરમાં ઉંડાણમાં છે છતાંપણ મારાં ભાગ્યનાજ કંઈ દોષથી મારા બાળક પુત્રને કોઈ હરી ગયુ છે. આમાં તો મને તમારી માયાનો પ્રસિદ્ધ પ્રભાવજ દૃષ્ટિગોચર થાય છે. હે માતાજી ! આપનાં પરમ ગુપ્ત ચરિત્રોની દિશાઓને હુ પણ સમજી શકતો નથી તો પછી બીજાઓ તો કયાંથી જાણી શકે ? કે જેઓ તો અલ્પબુદ્ધિ વાળા તથા મંદમતિ વાળા છે ને હું તો આપની કૃપાના યોગે સર્વજ્ઞ કહેવાયો છુ. હે મા ! મારા બાળનો હરનારો કયાં ચાલ્યો ગયો ? મારા કોઈ અનુચરોએ પણ તેને જોયો પણ નથી. હે જનનિ ! મને લાગે છે કે—એ આપેજ આપની માયારૂપી પડદો નાંખ્યો છે જેથી કોઇ ન જાણી શકયું ? આપની આવી માયા કરવામાં કાંઇ આશ્ચર્યની વાત નથી કારણ કે મારા વડિલ ભ્રાતા બળરામ કે જેને પતિથી દૂર રહેલાં પતિવ્રતા રોહિણીએ પતિના સંસર્ગ વિનાજ જન્મ આપ્યો છે તેમને મારાથી પહેલાં મારી માતા ગર્ભમાંથી પાંચમે માસેજ તમે માયાદ્વારા આકર્ષીને રોહિણીના ગર્ભસ્થાનમાં નાંખ્યા હતા. હે જગદમ્બિકા ? તમે કે જે નિરંતર ગુણોથીજ જગત્‌નાં સૃષ્ટિ સ્થિતિને સંહારરૂપ કાર્યો કરો છો તેમને આવું અલ્પ ચરિત્ર કરવું એ કાંઈ મોટી વાત નથી. પાપોનાં નાશ કરનારાં ચરિત્રોને કોણ જાણી શકે તેવું છે ? કોઇ પણ જાણતું નથી. વિશેષે કરીને આ સમગ્ર આપેજ રચ્યું છે. પુત્ર જન્મનો લાવ આવીને અને પાછા વળી મને પુત્ર વિરહરૂપ દુઃખના ડુંગરો આપીને તમેજ તમારા લલિત વિહારોથી ક્રીડા કરી રહ્યાં છો એમ મારૂ માનવું છે. જો એમ ન હોય તો પુત્ર પ્રાપ્તિના આનંદમાં આવો અંતરાય શું કામ મને આવે ? એ બાળકની નાજુક માતા ટીટોડીના સમાન રૂદન કરી રહી છે અને મારી પાસે રડતી મને કારૂણ દુઃખમાં ડુબાવે છે. હે લલિતા ? હે મહાપ્રભાવવાળાં ? શું તમે મારાં સંકટને સમજતાં નથી ? હે માતા ? અમારૂં દુઃખીનું તમે કલ્યાણ કરો. હે માતા ! સુજ્ઞો વદે છે કે આ જગત્‌માં પુત્ર જન્મ એ સુખનો અવધિ છે ને પુત્રનાશ એ દુઃખનો અવધિ છે એટલા વાસ્તે મારે હવે શું કરવું ? હે માતા ! મારા આ પહેલા પુત્રનો નાશ સાંભળી મારી છાતી ચીરાઈ જાય છે. મારો પુત્ર મને જીવતો પ્રાપ્ત થશે. તો હે માતા ! તમને પ્રસન્ન કરનારૂં યજ્ઞ વ્રત ને પૂજન હું કરીશ. જો મારો પુત્ર જીવતો હોય મને સત્વર બતાવો. તમે સઘળાં સંકટોને દળનારાં ને શોક હરવામાં બળવાળાંછો. ૪૮–૫૮ વ્યાસ કહે છે—આ પ્રકારે શુભકર્મના આચરનારા વિશ્વગુરૂ શ્રીકૃષ્ણે સ્તુતિ કરી એથી પ્રસન્ન થયેલાં જગદમ્બાએ તેમને પ્રત્યક્ષ દર્શન આપી આમ કહ્યું.[૫૯] જગદમ્બિકા કહે છે—હે દેવતાઓના નાથ ! તમે શોક ન કરો. તમને પૂર્વના શાપના થવાના યોગથી તમારા પુત્રને બળાત્કાર કરી શંબરાસુર લઈ ગયો છે. મારી કરૂણાના યોગે આજથી સોળમે વર્ષે એ શંબરાસુરને પોતાના બાહુબ-

ળથી પ્રદ્યુમ્ન મારશે ને પછી તે તમારી પાસે આવશે એમાં સંશય નથી.[૬૦-૬૧] વ્યાસમુનિ કહે છે-મહા વિક્રમવાળાં ચંડિકા માતા કૃષ્ણને એટલાં વચનો કહી અદૃશ્ય થયાં ને પછી શ્રીકૃષ્ણે પણ પુત્રનો શોક વિસરી આનંદ કર્યો.[૬૨]

**इत्युक्त्वांऽतर्दधे देवी चंडिका चंडविक्रमा ॥**
**भगवानपि पुत्रस्यशोकं त्यक्त्वाऽभवत्सुखी॥६२॥**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે ચતુર્થસ્કન્ધમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૫ મો*

## પરાશક્તિનું સર્વેશ્વરપણું.

**राजोवाच-**

**संदेहोऽयं मुनिश्रेष्ठ जायते वचनात्तव ॥**
**वैष्णवांशे भगवति दुःखोत्पत्तिं विलोक्य च ॥१॥**

જનમેજય કહે છે-હે મુનિસત્તમ ! શ્રીકૃષ્ણ વિષ્ણુના અંશાવતાર હતા છતાં તેમને દુઃખોની ઉત્પત્તિઓ થઇ એવાં આપનાં વચનોથી મને સંદેહ થયો છે. નારાયણના અંશાવતાર શ્રીકૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન પણ સૂતિકાભુવનમાંથી કેમ હરાઇ ગયો ? સુરક્ષિત દ્વારકાનગરીના મધ્ય ભાગમાં આવેલાં ઉંડાં અન્તપુરનાં સ્થાનકમાંથી પેસીને પ્રદ્યુમ્નને શંબરાસુર કેવી રીતે હરી ગયો ? હે સત્યવતીના પુત્ર ! આ વાતના ખબર શ્રીકૃષ્ણને પણ ન થયા એ મારા મનમાં મહા આશ્ચર્ય જણાય છે. પોતે દ્વારકામાં હતા છતાં પણ શ્રીકૃષ્ણને સુવાવડના ઘરમાંથી પુત્ર હરણ થયાની વાત કેમ જાણવામાં ન આવી તેનું કારણ મને કહો.[૧] [૧-૫] વ્યાસ કહે છે હે રાજા ! વિશ્વમાં વિખ્યાત શાંભવી કે જે મહા બળવાળી છે તે મનુષ્યોની બુદ્ધિમાં મોહનો ઉદય કરે છે. આવી માયાથી કોણ મોહ ન પામે ? મનુષ્યાવતાર ધરનારા માણસને દેહમાં દેવપણાનો કે અસુરપણાનો સ્વભાવ સ્થિર રહેતો નથી પણ સઘળી રીતે તેનામાં તો મનુષ્યના સ્વભાવો વર્તે છે. ક્ષુધા, તરસ, નિદ્રા, ભય, તંદ્રા, મોહ, શોક, સંશય, હર્ષ અભિમાન, જરા, મરણ, અજ્ઞાન, ગ્લાનિ, અપ્રીતિ, ઈર્ષા, અસૂયા, મદ ને શ્રમ ઈત્યાદિ ભાવો મનુષ્ય શરીરમાં થયા વિના રહેતાજ નથી. પૂર્વે રામને પણ સુવર્ણના મૃગની, જાનકીનાં હરણની અને જટાયુનાં મરણની ખબર પડી ન હતી. રાજ્યાભિષેકના દિવસે " મારો વનવાસ થશે " એમ રામે જાણ્યું નહીં તથા " મારા શોકથી મારા બાપનું મોત થશે " એમ પણ રામ જાણી શકયા નથી. એ રામ

* આ અધ્યાયમાં પરાશક્તિનુ સર્વેશ્વરપણું એ વિષે કથા કહેવામાં આવશે.

૧ આવા પ્રશ્નો જન્મેજયે વ્યાસના પ્રતિ વારવાર કરેલા છે એમાં પુનરૂક્તિ દોષ નથી પરન્તુ વારંવાર આવા પ્રશ્નોના જવાબ વ્યાસે આપેલા છે છતાં પણ વારંવાર રાજા પૂછે જાય છે ને વ્યાસ વારંવાર ઉત્તર આપતા જાય છે ને પ્રશ્નો પણ એના એજ છે ને આપવામા આવતા ઉત્તરો પણ એના એજ છે આથી એમ સમજાય છે કે બહુ કાળ થયા મનુષ્યો બ્રહ્માદિ દેવતાઓનેજ ભ્રાન્તિથી સર્વજ્ઞ સર્વ શકિતમાન ને સર્વેશ્વરરૂપે માને છે. આવા પ્રકારના લોકોના ભ્રમનુ નિવારણ કરવા સારૂં વારવાર તેવાજ પ્રશ્નો ને તેવાજ ઉત્તરો કરવામા આવ્યા છે અને ઘણો કાળ થયા મજબુત થયેલી ભ્રાન્તિની નિવૃત્તિ ફકત એકજ વારના ઉપદેશ માત્રથી બને નહીં એટલા વાસ્તે વારંવાર પ્રશ્નોત્તર એ ભ્રાન્તિની ઉત્પત્તિ ને નાશને દર્શાવનારા છે ને પરીણામમાં એવા નિર્ણયપર આવી જવાય છે કે-વાસ્તવિક સર્વજ્ઞત્વાદિક લક્ષણોવાળાં એક ભગવતીજ છે અને બ્રહ્માદિકમાં એ લક્ષણોનો ભ્રમ છે. આ વાત આ ગ્રંથમા પ્રતિપાદન કરેલી છે. આવો અભિપ્રાય આ ગ્રંથના સંસ્કૃત ટીકાકારનો છે.

એક અજ્ઞાનીની જેમ સીતાની શોધ વાસ્તે વનવનમાં ભમ્યા હતા પણ રાક્ષસરાજ રાવણ સીતાને બળાત્કારથી ઉપાડી ગયો છે એમ તેઓએ જાણ્યું ન હતું. વાનરાઓને સહાયકો કરીને તથા બળથી વાળીને મારીને સમુદ્રમાં પાજ બાંધી હતી અને સમુદ્રના પાર ઉતરીને તે વાનરાઓને લંકાની ચારે દિશાઓમાં મોકલ્યા હતા પછી મહાબળવાન રામે ઘોર સંગ્રામ કર્યો હતો તે સંગ્રામમાં પણ તેઓ સંકટ પામ્યા હતા ને તેઓને નાગપાશથી બંધાવું પડયુ હતું. છેલીવારે જ્યારે ગરૂડે છોડાવ્યા ત્યારે રામ બંધનમાંથી છૂટયા હતા. આ સાધનથી આમજ થશે એમ જાણ્યા વિના રામચંદ્રે સંગ્રામમાં મહાબળવાળા રાવણ, કુંભકર્ણ, મેઘનાદ અને નિકુંભને માર્યા હતા. સીતાના પાતિવ્રત્યમાં શંકા કરી રામે સીતાને બળતા અગ્નિમાં પ્રવેશ કરવા પ્રેરણા કરી હતી વળી રામે પવિત્ર સીતામાં અપવિત્રતાની શંકા કરી લોકાપવાદના ભયથી તેનો બીજીવાર પણ ત્યાગ કર્યો હતો. મહાબળવાળા લવ ને કુશને પોતાના પુત્ર છેએમ રામ ઓળખી શકયા નહી ત્યારે વાલ્મીકીમુનિએ " આ બે તમારા પુત્ર છે " એમ કહી ઓળખાવ્યા હતા. સીતાનાં પાતાળમાં ગમનની પણ રામને ખબર ન હતી. એ રામે મહાકોપ પોતાના ભ્રાતા લક્ષ્મણને મારવાનુ પણ સાહસ કર્યુ હતું. તે રામે વિપ્રરૂપે કાળના આગમનને જાણ્યુ ન હોતુ. પ્રારબ્ધયોગે મનુષ્યાવતાર ધરી રામે તમામ મનુષ્યનીજ ચેષ્ટાઓ કરી હતી. રામસમાન ભગવાન કૃષ્ણજી પણ મનુષ્યભાવ પામ્યા હતા એમાં જરાપણ સંશય નથી. પ્રથમ કંસના ભયથી શ્રીકૃષ્ણ ગોકુળમાં ગયા હતા. શિશુપાલ વેરે જેનુ સગપણ થયુ હતું એવાં રૂકિમીણીનું હરણ કરીને પોતે ધર્મને જાણનારા છતાં શ્રીકૃષ્ણે અધર્મ કર્યો હતો. જ્યારે શંબરાસુર બલાત્કાર કરી પદ્યુમ્નને હરી ગયો ત્યારે પણ શ્રીકૃષ્ણ શોયા હતા અને જ્યારે દેવીએ તેમના મનનું સમાધાન કર્યું ત્યારે રાજી પણ થયા આથી એમ સિદ્ધ થાય છે કે કૃષ્ણમાં પણ હર્ષશોક તો હતાં પોતાની પટરાણી સત્યભામાની આજ્ઞાથી શ્રીકૃષ્ણ ઇન્દ્ર સાથે પારિજાતકવૃક્ષના સારૂં લડયા હતા અને તેઓ ઇન્દ્રને હરાવીને તે કલ્પવૃક્ષ દ્વારકામાં લાવ્યા હતા તેથી કૃષ્ણે પોતાનું સ્રીવશ્યપણુંજ પ્રકાશ્યુ છે. મહા પરાક્રમી શ્રીકૃષ્ણે ફક્ત સત્યભામાનાં માનને રાખવા સારૂં એ કૃત્ય કર્યું. હતું. સત્યભામાએ વૃક્ષની સાથે શ્રીકૃષ્ણને બાંધેલા હતા ને નારદજીએ કૃષ્ણને દાનમાં આપ્યા હતા અને પછી ભારોભાર સુવર્ણ આપીને કૃષ્ણને છોડાવ્યા હતા. જ્યારે રૂકિમણીજીને પ્રદ્યુમ્ન વગેરે ઘણા ગુણશાળી પુત્રો થયા ત્યારે પુત્ર વિનાનાં દીન જાંબુવતીએ શ્રીકૃષ્ણપાસે સંતતિની પ્રાર્થના કરી ત્યારે તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કરીને જે પર્વતમાં શિવભક્ત મહાપ્રતાપી ઉપમન્યુ મુનિ હતા તે પર્વતમાં શ્રીકૃષ્ણ ગયા હતા. પુત્ર કામનાથી પછી ઉપમન્યુને કૃષ્ણે ગુરૂ કર્યો ને તેમના દ્વારા પાશુપતીદીક્ષા લઇ પોતે મુંડી અને દંડી થયા હતા. શિવમંત્રનો જાપ કરવામાં ને શિવજીના ધ્યાનમાં પરાયણ થઇને શ્રી કૃષ્ણે પ્રથમ માસમાં ફળાહાર કરી ઉગ્ર તપ કર્યું હતું, બીજા માસે જળનોજ આહાર કર્યો હતો, અને એક પગે ઉભાં ઉભાં તપશ્ચર્યા કરી હતી, ત્રીજા માસે વાયુ ભક્ષણ કરી ચરણના અંગુઠાની અણીપર ઉભા હતા. આ પ્રમાણે ઉગ્ર તપ કરતાં છઠ્ઠે માસે ચંદ્રમાની કળાને ધરનારા સદાશિવે ભક્તિભાવથી પ્રસન્ન

થઈ શ્રીકૃષ્ણને પાર્વતીજી સહિત દર્શન દીધાં હતાં બ્રહ્મા વિષ્ણુ અને ઈન્દ્ર વિગેરે દેવોથી ઘેરાયેલા, યક્ષ તથા ગંધર્વોથી સેવાયેલા, અને નંદીપર વિરાજતા એવા મહાદેવે પછીશ્રી કૃષ્ણના પ્રતિ વાણી કરી હતી કે " હે કૃષ્ણ હે મહાબુદ્ધિશાળી ! તમારાં તપથી હું પ્રસન્ન થયોછું. હે યાદવપુત્ર ! તમારી જે જે ઈચ્છા ઓ હોય તે તે મને જણાવો કારણ કે સર્વ મનોરથોને આપનારાં મારાં દર્શન થતાં કોઇ ઈચ્છા તમારી બાકી ન રહેવી જોઇએ." દેવકીના પુત્ર શ્રીકૃષ્ણે શંકરને પ્રસન્ન થયા સમજી પ્રેમપૂર્વક શંકરના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કર્યા પછી શિવના સામાં ઉભાં ઉભાં મેઘ સમાન વાણીથી શ્રીકૃષ્ણે સદાશિવની સ્તુતિ કરી.[૬-૩૭] શ્રીકૃષ્ણ સ્તુતિ કરે છે–હે દેવ દેવ ! હે વિશ્વનાથ ! હે પ્રાણીમાત્રની વ્યાધિના હરનારા ! હે વિશ્વના કારણરૂપ ! હે દૈત્ય વિનાશક ! હે ! ત્રિલોકીના કર્તા ! હે નીલકંઠ ! હું આપને વારંવાર વંદન કરૂં છું. હે ત્રિશુલધારિન્ ! હે પાર્વતી હૃદય વલ્લભ ! હે દક્ષયજ્ઞ વિનાશક ! મારા આપને પ્રણામ હો. હે પ્રભો ! આપનાં દર્શનથી હું આજ ધન્ય ને કૃત્યકૃત્ય થયો છું. આપનાં ચરણ કમળમાં વદન કરવાથી મારો જન્મ આજ સફળ થયો. હે જગત્‌ના ગુરૂ ! હુ નારીઓરૂપી પાશમાં ફસાયો છું. હે ત્રિનેત્ર ! મારાં રક્ષણ વાસ્તે તમારા શરણે હુ આજ આવ્યો છું. હે દુઃખવિનાશક શિવ ! આ સંસારમાં મનુષ્યાવતાર ધરી હું અતિ અકળાયો છું. હે સદાશિવ ! સંસારથી ભય પામેલાનું મારૂં શરણાગતનું હમણાં તમે રક્ષણ કરો. હે કામદેવના બાળનારા ! ગર્ભવાસમાં હું બહુ દુઃખ પામ્યો હતો. જન્મ્યા પછી ગોકુળમાં કંસનો મને મોટા ત્રાસ જુંજવતો હતો. મેં ગોવાળ થઇને નંદના ગોવાળીઆઓની આજ્ઞા ઉઠાવી હતી. વૃંદાવનમાં ધાડા વનમાં ભટકતાં મારા કેશ ગાયના ચરણોની રજથી ભરાઈ રહેતા હતા. વળી હું કાળયવનના ત્રાસથી પરંપરાના બાપુકા માથુર દેશનો ત્યાગ કરીને દ્વારકામાં રહ્યો છું. મથુરાનો દેશ હવે મને દુર્લભ થયો છું. મથુરાનું એ મહા વૈભવોવાળુ રાજ્ય પણ કેવળ ધર્મની રક્ષા કરવાસારૂં યયાતિ રાજાના શાપનાં બંધનને લીધે તથા વિગ્રહ થવાના ભયથી માટે ઉગ્રસેનને આપી દેવું પડયુ છે, તથા ઉગ્રસેનના પાસે સર્વદા મારે દાસધર્મ બજાવવો પડયો છે. અમારા બાપદાદાઓએ પહેલાંથીજ ઉગ્રસેનને યાદવોનો રાજા બનાવ્યો હતો જેથી મારો ત્યાં શુ ઉપાય ? હે શંભુ ! ધર્મનો નાશ કરનારાં એવાં દુઃખદાયી ગૃહસ્થાશ્રમમાં પડીને હું સર્વદા પરાધીન અને સ્ત્રીઓને આધીન થઈ રહેલો વસેલો છુ. ગૃહસ્થાશ્રમમાંથી બંધનથી છુટું થવુ ઘણું દુર્લભ છે. હે કામદેવના કાળરૂપ ! મારાં પત્ની જાંબવંતીએ પોતાની શોકય રૂકિમણીના પુત્રોને દેખીને પુત્ર પ્રાપ્તિ વાસ્તે તપ કરવાની મને પ્રેરણા કરી છે જેથી મે આ તપ સકામભાવથી પુત્રને માટે કરેલુ છે. હે શંભુ ! આવી માગણી કરતાં આપની પાસે મને ઘણી શરમ આવે છે કારણ કે આપ કે જે મુક્તિના આપનારા, દેવતાઓના સ્વામી તથા ભક્તવત્સલ છો તેને તપથી પ્રસન્ન કરીને તુચ્છ અને નાશવંત ફળની માગણી કરે એવો મારા વિના બીજો કોણ મૂઢ હોઇ શકે ! હે શંભો ! હે વિશ્વનાથ ! મુક્તિ આપનારા એવા આપના પાસે માયાથી મોહિત બનેલો હુ કામિનીની પ્રેરણાથી પુત્ર સુખની માગણી કરૂ છું. હે પ્રભો ! સંસાર દુઃખદાયી છે, દુઃખના

સાધનરૂપ છે, અનિત્ય તથા નશ્વર છે, એમ હું જાણું છુ છતાં પણ મને એનાથી વૈરાગ્ય થતો નથી. માયાના પાશથી બંધાણો છું એવો હુ શાપનાયોગે નારાયણના અંશાવતારથી આ પૃથ્વીમાં ઘણાં ઘણાં દુઃખો ભોગવવા સારૂં જન્મેલો છું.[૩૮—૫૧] વ્યાસમુનિ કહે છે—શ્રી કૃષ્ણની સ્તુતિ સાંભળી સદાશિવે તેમને કહ્યું કે "હે શત્રુઓના હણનારા! તમને અનેક પુત્રો થશે. તમે હજુ બીજી સોળહજાર પચાશ સ્ત્રીઓને વરશો. પ્રત્યેક સ્ત્રી વિષે તમને દશ દશ પુત્રો થશે. તે પુત્રો મહા બળવાન થશે." આમ કહી સદાશિવ બોલતા બંધ થયા ત્યારે પાર્વતીએ કહ્યુ કે "હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાભુજા વાળા ! હે મનુષ્યોના અધિપતિ ? આ સંસારમાં સઘળા ગૃહસ્થોમાં તમે ઉત્તમ થશો. શત વર્ષ વીત્યા પછી વિપ્રોના શાપથી અને ગાંધારીના શાપથી તમારાં કુળનો ક્ષય થશે. શાપથી મોહિત થયેલા તમારા પુત્રો તથા બીજા યાદવો પણ સંગ્રામમાં એક બીજાને મારીને સઘળા ક્ષય પામશે. પછી તમે ને તમારા બંધુ શરીર છોડીને સ્વર્ગમાં જશો. આવા પ્રકારનુ ભવિષ્ય છે વાસ્તે તેનો શોક કરશો નહી. જે વસ્તુ અવશ્ય થવાવાળી હોય છે ને તેનો કોઈ ઉપાય પણ નથી માટે તે વિષે કદીપણ શોક કરવો નહીં એવો મારો અભિપ્રાય છે. હે કૃષ્ણ! હે વિષ્ણુ! તમારા દેહત્યાગ પછી અષ્ટાવક્ર મુનિના શાપથી તમારી સઘળી સ્ત્રીઓ ચોર લોકોના હાથથી પકડાશે." આમ કહીને તે શિવપાર્વતી સઘળા દેવોનાં મંડળસહિત અન્તર્ધાન થઇ ગયાં. પછી ઉપમન્યુ મુનિને પ્રણામ કરી શ્રીકૃષ્ણજી પણ દ્વારકામાં આવ્યા. હે જન્મેજય રાજા! આવા અવતાર પુરૂષોને પણ આવી વિડંબનાઓ આવી પડે છે વાસ્તે બ્રહ્માદિક દેવો જે મોટા તથા સમર્થ છે તોપણ તેઓનાં અન્તઃકરણો માયાના કલ્લોલોના યોગથી ક્ષોભ પામે છે એમ જાણવું. નચાવનારાઓના વશમાંજ જેમ કાષ્ટની પુતળીઓ વર્તે છે તેમ બ્રહ્માદિક દેવતાઓ આ માયાને આધીન છે. જેવાં જેવાં જેઓનાં પૂર્વજન્મોનાં કરેલો કર્મો હોય છે તેવાં તેવાં કર્મોના પ્રમાણે માયા વિશિષ્ટ બ્રહ્મરૂપી જગદમ્બિકા દેવી તેઓને નિરંતર પ્રેરેછે એટલા વાસ્તે તે ભગવતીમાં વિષમતા કે નિર્દયતાનો સંભવ નથી. જીવોની મુક્તિના વાસ્તે ભગવતી ભુવનેશ્વરી સૃષ્ટિ રચવારૂપ કેવળ શ્રમ કરે છે. જો ભાગવતી આ સચરાચર જગત્ રચે નહીં તો આ અખિલ જગત માયામાંજ લીન થાય એથી તે સર્વદા જડજ રહે ને એમ થતાં કોઈએ પણ કર્મ, ઉપાસના કે જ્ઞાનનું સાધન બને નહી એટલા વાસ્તે કરૂણા કરીને તે ભગવતી આ જીવાદિ ઘટમાળાને બનાવે છે ને નિરંતર પ્રેરણાઓ કર્યા કરે છે. આમ હોવાથી બ્રહ્માદિકને મોહ થાય તેમાં સંદેહ કરવા જેવું કાંઈ પણ નથી. સઘળા દેવો અને દૈત્યો માયાના અંદર છે ને માયાનેજ વશ છે. સ્વેચ્છા પુર્વક વિહાર કરનારાં એ દેવી એકજ સ્વતંત્ર છે. હે રાજા ? આ કારણથી એ મહેશ્વરીની સદા સેવા કરવી જોઈએ. ત્રિલોકીમાં એનાથી અધિક કોય તત્વ નથી. પરાશકિતનાં ચરણ સરોજનું સ્મરણ કરવુ એજ જન્મનુ સફળપણું છે. જે કુળમાં ઈષ્ટદેવરૂપ દેવી ન હોય તે કુળમાં જન્મ મ થાઓ. "હુ ભગવતીછું પણ બીજો નથી ને જે બ્રહ્મ છે તેજ હું છું. મારે શોક કરવા પ્રસંગ નથી કારણ કે શોકનું પાત્ર હું નથી" આવા પ્રકારનાં અભેદ ચિંતનથી ભગવતી અમ્બિકાનું ધ્યાન કરવું. ગુરૂ મુખદ્વારાએ દેવીનાં તત્વને જાણી વેદાન્તનાં શ્રવણાદિ સા-

ધનોદ્ધારા એકાગ્ર થયેલા મનવડે એ બ્રહ્મરૂપી આત્મારૂપી જગદમ્બિકાની ભાવના કરવી. આવા અભ્યાસથી સત્વર મોક્ષ થાયછે. આશિવાય બીજાં કરોડો કર્મ સાધન કરવાથી પણ મોક્ષ દુર્લભ છે. વિશુદ્ધ હૃદયવાળા શ્વેતાશ્વતર વિગેરે તમામ મુનિઓ હૃદયથી ભગવતીને આત્મારૂપે અનુભવીને સંસારનાં બંધનથી મોકળા થયા છે. બ્રહ્માવિષ્ણુ વિગેરે દેવતાઓ તથા લક્ષ્મી ગૌરી વિગેરે શકિતઓ પણ આ મહાશકિતરૂપ સચ્ચિદાનંદ રૂપ દેવીની ઉપાસના કરે છે. હે જન્મેજય રાજા ! આપે ભવતાપથી તાપ પામીને મને જે જે પ્રશ્નો કર્યા હતા તે તે તમામ પ્રશ્નોનો મેં ઉત્તર આપ્યો છે. હવે બીજું શું સાંભળવા આપ ઈચ્છા કરો છો ! હે રાજા ! સર્વોત્તમ સકળપાપનું નિવારણ કરનારાં પવિત્ર આખ્યાનોવાળું આ પરમ અદભુત ભગવતીપુરાણ મેં તમારી પાસે કહ્યું. જે મનુષ્યો આ વેદસમાન પુરાણનું નિત્ય શ્રવણ કરે છે તે સધળાં પાપોથી છુટીને દેવીના લોકમાં માન પામે છે.[૫૬–૮૨] સૂતપુરાણી કહે છે—હે મુનિઓ ! જ્યારે વ્યાસજી આ શ્રીમદ્ભાગવત નામનુ પાંચમુ પુરાણ કહેતા હતા તે વેળાએ મેં સવિસ્તર સાંભળ્યું છે.[૮૨–૫૩]

**एतन्मयाश्रुतंव्यासात्कथ्यमानंसविस्तरम् ॥**
**पुराणंपंचमंनूनंश्रीमद्भागवताभिधम् ॥८३॥**
**अर्घाधिकैर्वसुविधुपुणविश्वंपराभिधे ॥**
**पद्यैश्चतुर्थस्कन्धोऽयंकथितोव्यासनिर्मितैः ॥१॥**

(આ ચતુર્થ સ્કન્ધના વ્યાસમુનિએ એક હજાર ચારસો અઢાર શ્લોકો રચેલા છે.)

ઇતિશ્રી અઢારહજાર શ્લોકોવાળી મહાપુરાણ દેવીભાગવત સહિતામાં વેદાન્ત કવિ હીરાલાલ.વિરચિત ગુર્જર ભાષામાં ચતુર્થ સ્કન્ધમાં અધ્યાય પચીશમો સંપૂર્ણ.



# श्रीमद् देवी भागवत भाषांत



## चतुर्थ स्कंध--समाप्त

श्रीमद्

# देवी भागवत भाषांतर.

## पंचम स्कन्ध

### અધ્યાય ૧ લો.*

### વિષ્ણુથી રૂદ્રની શ્રેષ્ઠતા.

**ऋषय ऊचुः—**

**भवता कथितं सूत महदाख्यानमुत्तमम् ॥**
**कृष्णस्य चरितं दिव्यं सर्वपातकनाशनम् ॥२॥**

ઋષિઓ કહે છે—હે સૂત ! આપે સઘળાં પાપોને નાશ કરનારૂં શ્રીકૃષ્ણનાં ચરિત્રરૂપ મોટું સુંદર આખ્યાન અમને કહી બતાવ્યું. હે મહાભાગ્યશાળી ! આપે જે સંક્ષેપથી વાસુદેવનુ આખ્યાન કહ્યું છે તેના વિષે અમને એક સંદેહ ઉત્પન્ન થાય છે. વાસુદેવે વનમાં જઈ ઉગ્ર તપ કર્યું હતું અને વિષ્ણુના અવતારરૂપ એઓએ ત્યાં શિવનું આરાધન કર્યું હતુ ને પૂર્ણ જગદમ્બાના અવતારરૂપ પાર્વતીએ તેમને વરદાન આપ્યુ હતું. આ વિષે અમને એમ સંશય થયો છે કે સાક્ષાત્ ઈશ્વરાવતાર કૃષ્ણ ભગવાને મહાદેવ અને પાર્વતીનું કેમ આરાધન કર્યું ? શું શિવપાર્વતીથી કૃષ્ણમાં કાંઈ ન્યુનતા હતી અર્થાત્ વિષ્ણુથી મહાદેવની શું અધિકતા છે ! આવો અમારો સંશય છે.[1]—[5] સૂત કહે છે—એ વિષે વ્યાસજીના મુખથી મેં જે કારણ સાંભળ્યુ છે તે કારણ હું તમને શ્રીકૃષ્ણના ગુણાનુવાદરૂપ કથા દ્વારાએ કહું છુ તે સાંભળો. હે માહાભાગ્યશાળી મુનિઓ ! વ્યાસના મુખથી કથા સાંભળીને જન્મેજય રાજા કે જેઓને મહાસંશય થયો હતો તેએ બુદ્ધિશાળીએ વ્યાસના પ્રતિ ફરી પ્રશ્ન કરી રહ્યા.[6]—[7] જન્મેજય કહે છે—હે સત્યવતીના પુત્ર ! જગદમ્બિકા કે જે પરમ કારણરૂપ છે એમ બરાબર એમના વિષે આપનાથી મે સાભળ્યુ છે છતાં પણ મારી મનોવૃત્તિ સંશયને તજતી નથી. દેવના દેવ વિષ્ણુરૂપ શ્રીકૃષ્ણે અતિ દારૂણ તપ કરીને શંભુનું આરાધન કર્યું એ વિષે હે મહાભાગ્યશાળી ! મને વિસ્મય થયો છે. હરિ કે જે સર્વાત્મા છે, સર્વેશ્વર છે, સર્વસિદ્ધના આપનારા પ્રભુ છે, તેણે પણ પ્રાકૃત મનુષ્યસમાન ઘોર તપમાં કેમ પ્રવૃત્તિ કરી ? શ્રીકૃષ્ણ કે જેઓ જગત્ રચવામાં, જગતનું પાલન કરવામાં, તથા જગત્નો સંહાર કરવામાં સમર્થ હતા છતાં તેણે દારૂણ તપશ્ચર્યા શા માટે કરી ? [8]—[11] વ્યાસમુનિ કહે છે—હે રાજા ! અસુ-

* આ અધ્યાયમાં વિષ્ણુ કરતા રૂદ્ર શ્રેષ્ઠ છે એ કથા કહેવામાં આવશે.

રોનો સંહાર કરનારા શ્રીકૃષ્ણ દેવતાઓનાં સઘળા કાર્યોમાં શક્તિવાળા હતા એ વાત તમામ સાચી છે તો પણ તે પરમાત્માએ મનુષ્યાવતાર ધારણ કરી વર્ણાશ્રમના અનુસાર મનુષ્ય ચેષ્ટાઓના ભાવો, વૃદ્ધોનુ પુજન, ગુરૂઓના ચરણમાં નમસ્કાર, બ્રાહ્મણોની સેવા, દેવતાઓની આરાધના ઇત્યાદિ કર્યાં હતાં. શોકના અવસરમાં શોક, હર્ષના પ્રસંગમાં હર્ષનો ઉત્કર્ષ, દીનતા, નાનાપ્રકારના અપવાદો, સ્ત્રીઓના સંગે કામ ભોગો, તૃષ્ણા, ક્રોધને લોભ ઇત્યાદિ ભાવો દેહ ધારી મનુષ્યોને થયા વિના રહેતા નથી. વળી આ દેહ તો ગુણમય છે તેથી તેમાં નિર્ગુણત્વનો કયાંથી સંભવ થાય! ગાંધારીના શાપથી થયેલા દોષોથી તથા બ્રાહ્મણોના શાપના દોષોથી યાદવોનો વિનાશ, કૃષ્ણનો દેહત્યાગ, શ્રીકૃષ્ણની ભાર્યાઓનું હરાવુ તથા લુટાવું, ચોર લોકોને અસ્ત્રો મારવાના ઉદ્યોગમાં અર્જુનનુ ઉપસ્થિત થયેલુ નપુંસકપણુ તથા ગૃહમાંથી પ્રદ્યુમ્ન તથા અનિરૂદ્ધનાં હરણ સમયે શ્રીકૃષ્ણની અજ્ઞતા ઇત્યાદિ જેજે ચેષ્ટાઓ થઈ છે તે તે ચેષ્ટાઓ મનુષ્યશરીરને અનુસરતી થયેલી છે એમ જાણવુ. આ વાત તો સાધારણ વાત છે પરન્તુ વસ્તુ દૃષ્ટિથી તપાસતાં વિષ્ણુના કરતાં શિવજી અધિકતર છે વાસ્તે શ્રીકૃષ્ણે શિવનુ આરાધન કર્યું એ વિષે કશુ પણ આશ્ચર્ય નથી. જ્યારે વિષ્ણુ પોતે પણ શિવનુ ઉપાસન કરવા યોગ્ય છે ત્યારે તો પછી તેમના અંશભૂત નારાયણમુનિના અંશાવતાર શ્રીકૃષ્ણ શિવની આરાધના કરે તો તેમાં શુ આશ્ચર્ય છે? તે સર્વેશ્વર દેવ સદાશિવ કારણ શરીરના અભિમાની દેવતા છે તેથી તેઓ સૂક્ષ્મદેહના અભિમાની વિષ્ણુ દેવતાને પણ ઉત્પન્ન કરનારા છે વાસ્તે વિષ્ણુ તેમની ભક્તિ કરે છે. આ અવિદ્યારૂપ કારણદેહમાંથીજ સૂક્ષ્મદેહ ઉત્પન્ન થયો છે એવો સિદ્ધાન્ત છે જેથી વિષ્ણુના પણ જે અંશભૂત કૃષ્ણાદિ અવતારો છે તે સદાશિવનું શા વાસ્તે પૂજન ન કરે? ૐકારની ચાર માત્રા છે. અકાર, ઉકાર, મકાર ને અર્ધમાત્રા. આવા પ્રણવના ચાર માત્રારૂપ વિભાગો છે. આ શરીરના પણ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને પરબ્રહ્મરૂપ શબ્દથી ઓળખાવવામાં આવતા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ ને તુરીય એમ ચાર ભાગ છે, તેમાં બ્રહ્મા અકારરૂપ છે, વિષ્ણુ ઉકારરૂપ છે, રૂદ્ર મકારરૂપ છે અને મહેશ્વરી અર્ધમાત્રારૂપ છે, એટલે કે માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ છે. વિદ્વાનો બ્રહ્માદિકમાં ઉત્તરોત્તર ઉત્તમતા છે એમ કહે છે જેથી બ્રહ્માથી વિષ્ણુ ઉત્તમ છે, વિષ્ણુથી રૂદ્ર ઉત્તમ છે, ને રૂદ્રથી મહેશ્વરી ઉત્તમ છે? આ પ્રમાણે અર્ધમાત્રા કે જેનું વિશેષથી ઉચ્ચારણ થતું નથી તેવાં અર્ધમાત્રસ્વરૂપ નિર્વિશેષવાળાં તથા ભૂત ભવિષ્ય ને વર્ત્તમાનમાં જેનો બાધ ન થાય તેવાં ત્રિકાલાબાધ્યરૂપ દેવી છે વાસ્તે તે શાસ્ત્રોમાં સર્વોત્તમ કહ્યાં છે. આ પ્રકારે બ્રહ્માથી વિષ્ણુ ઉત્તમ છે, વિષ્ણુથી શિવ ઉત્તમ છે અને શિવથી શિવાદેવી ઉત્તમ છે. આમ છે તો પછી વિષ્ણુના અંશભૂત શ્રીકૃષ્ણ વિષ્ણુથી ઉત્તમ દેવ સદાશિવનું પૂજન કરે તેમાં આશ્ચર્યને અવસરજ નથી સૃષ્ટિ કરવા વાસ્તે બ્રહ્માએ રૂદ્રનું આરાધન કર્યું ત્યારે બ્રહ્માને વરદાન દેવા સારૂ રૂદ્ર જે પોતાના અંશરૂપે બ્રહ્માજીના મુખમાંથી પ્રગટ થયા તે અંશ પણ જો કે રુદ્ર એમ નામથી કહેવાય, છે તથાપિ મૂળરૂદ્રથી તે રૂદ્રને જુદા સમજવા. એ બીજા રૂદ્રદેવ પણ સૌને પૂજ્ય છે તો પછી મૂળરૂદ્ર તો સૌને પૂજ્ય હોય એમાં શું શક છે? વિષ્ણુથી શિવ શ્રેષ્ઠ છે એમ મા-

નવોમાં એક બીજું પણ કારણ છે કે—કારણ શરીરના અભિમાની દેવને શિવને તુરીયરૂપ ભગવતી દેવીનું તત્વ ( સમીપમાં ) અવ્યહિત છે અને સૂક્ષ્મદેહના અભિમાની વિષ્ણુને કારણ દેહરૂપ વ્યવધાન હોવાને લીધે ભગવતીનું તત્વ વ્યવધાનવાળું છે. આ યુકિતથી પણ વિષ્ણુના કરતાં શિવજી દેવીતત્વના સમીપ હોવાથી વિષ્ણુ ઉત્તમ છે. શિવથી પણ ઉત્તમ યોગમાયાના પ્રભાવથી આ પ્રકારના વિષ્ણુના યુગેયુગે અવતારો થયા કરે છે એમાં કાંઇ શંકા જેવું નથી. અતિ ગુઢરૂપવાળાં દેવી પોતાનાં નેત્રની પાપણને હલાવવા માત્રજ લીલાથી આ અખિલ જગત્‌ને રચે છે, પાળે છે અને સંહાર કરે છે અને આનાં આજ ભગવતી બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્રને નાના પ્રકારના અવતારો લેવરાવીને નિરંતર દુઃખ આપ્યા કરે છે. આ દેવીએજ કંસના કારાગૃહમાં સુવાવડનાં સ્થાનમાંથી નંદરાયને ત્યાં બાળક શ્રીકૃષ્ણને મોકલાવી દેવા યોજના કરી હતી તથા નંદરાયને ત્યાં અસુરોથી રક્ષણ પણ શ્રીકૃષ્ણનુ આ યોગમાયાએજ કર્યું હતુ. પછી મથુરાપુરીમાં જવાની પ્રેરણા કરનારાં પણ આ ભગવતીજ હતાં. મથુરામાંથી જરાસંધ રાક્ષસના ભયનો સમય આણીને પાછા શ્રીકૃષ્ણને દ્વારકામાં પણ આ યોગમાયાએજ મોકલ્યા હતા. આ મહામાયા યોગમાયાએ સોળહજાર પચાસ સ્ત્રીઓને પેદા કરી હતી ને પછી બીજી આઠ સ્ત્રીઓ પોતાની શકિતમાંથી પેદા કરી હતી ને આ બધી સ્ત્રીઓના વિલાસરૂપ તંત્રથી લોકમાં સર્વોત્તમ કહેવાતા શ્રીકૃષ્ણને બાંધીને એ સ્ત્રીઓના કૃષ્ણને આ યોગમાયાએ દાસ સરખા બનાવી દીધા હતા. એકજ સ્ત્રી લોહની મજબુત સાંકળના સમાન પુરૂષને બાંધી દેવામાં સમર્થ હોય છે તો પછી આતો સોળહજાર પાંચસો સ્ત્રીઓ કે જેઓ શ્રીકૃષ્ણને પરણેલી હતી તેઓ તેમને પોપટ સમાન બનાવીને પોતાના પ્રેમરૂપ પાંજરામાં બાંધી મુકે એમાં શી નવાઇ છે ? શ્રીકૃષ્ણ સત્યભામાને વશ થયા ને રાજીખુશીથી ઈન્દ્રલોકમાં ગયા ને ત્યાં ઈન્દ્રના સાથે સંગ્રામ કર્યોને સર્વોત્તમ સુરવૃક્ષ કે જે સત્યભામાના ઘરના ચોકમાં એક શણગાર રૂપ થયું હતું તે લાવ્યા હતા. શ્રીકૃષ્ણ સઘળા પ્રકારે ધર્માચરણની ઈચ્છાવાળા હતા છતાં પણ તેમણે શિશુપાલની સગેલી રૂકિમણીનુ હરણ કરી પોતાના બાહુબળથી શિશુપાલ વિગેરે મહિપાળોપર વિજય મેળવ્યો હતો તો જે કન્યા બીજાને વરેલી હોય તેનું હરણ કરવું એ ધર્મ કહેવાય કે અધર્મ કહેવાય ? અહંકાર વશ પ્રાણી અહંકારથી મોહજાળમાં મોહિત બની શુભાશુભ કૃત્યો કરે છે. આ આખું સ્થાવર જંગમ જગત્‌ પ્રકૃતિજન્ય વિપરીત કર્મ કરાવનાર અહંકારથીજ ઉત્પન્ન થયુ છે. એ અહંકારજ વિષ્ણુ ને શિવ આદિક સર્ગનુ મૂળ કારણ છે. અહંકારથી રહિત થાય ત્યારે બ્રહ્મા પણ મુકત થાય નહીં તો તેઓ સંસારનાં કાર્યો નિરંતર કર્યા કરે છે. અહંકાર રહિત જે થયો છે તે મુકત છે ને અહંકાર સહિત છે બંધાયેલો છે. સઘળા જીવોને પુત્ર કલત્ર ધન ઘરબાર કે બંધુઓ બંધનકારક નથી હોતાં પરન્તુ આ એક અહંકારજ તેઓને બંધન કરનારો થઈ પડે છે. "હું આનો કર્ત્તા છું, મારાં બળથી મે આ મહાકાર્ય કર્યું, હું હમેશાં આવુંજ કરનારો છું ને હજી પણ હું એમજ કરીશ" એવા પ્રકારની અહંમતિ છે એજ અભિમાનથી જીવ પોતેજ પોતાથી બંધાઈ જાયછે. જેમ મૃત્તિકાથી થયેલો ઘટ મૃત્તિકા વિનાનો જોવામાં આ-

વતોજ નથી તેમ અહંકારથી ઉત્પન્ન થયેલું આ દેહાદિક જગત્ અહંકાર રહિત હોતુંજ નથી. આ જગત્નું પાલન અહંકારનો આશ્રય કરીનેજ વિષ્ણુ કરી શકે છે અને જો વિષ્ણુને અહંકાર ન હોય તો સૃષ્ટિના રક્ષણરૂપી ચિંતાસાગરમાં તેઓ કેમ ડુબેલા રહે ? અહંકારથી મુકત થયેલો જીવ જ્યારે નિર્મય હૃદયવાળો બની જાય છે ત્યારે તે અવતારોના પ્રવાહોમાં શાવાસ્તે ડૂબે ? અહંકાર એ મોહનું ફળ છે અને આ સંસાર એ અહંકારરૂપ કારણનું કાર્ય છે. અહંકાર રહિત જીવોને સંસાર કે મોહ પણ હોતાંજ નથી. સંસારને મોહ જેને ન હોય તેજ અહંકારરહિત છે એમ કહી શકાય. ગુણભેદથી અહંકારના પણ ત્રણ ભેદ છે. સાત્વિક અહંકાર, રાજસ અહંકાર, ને તામસ અહંકાર. આ અહંકારના અનુક્રમે વિષ્ણુ બ્રહ્મા ને રૂદ્રમાં રહેલો છે. આ ઉપરાંત આ અહંકાર બ્રહ્મા વિષ્ણુ ને શિવથી માંડીને સર્વ જીવોમાં સર્વદા રહેલો છે એમ તત્વજ્ઞાની લોકો કહે છે. ત્રણે દેવો અહંકારથી બંધાયા છે એમાં કશો પણ સંદેહ નથી. જેઓ વિદ્વાનો છતાંપણ એમ કહે છે કે વિષ્ણુ તો સ્વેચ્છાથી અનેક અવતાર ધરે છે તેઓ મૂર્ખ છે ને માયાવડે મોહ પામેલા એમ જાણવુ દુઃખથી ભરેલાને મહા સંકટવાળા ગર્ભવાશમાં મૂર્ખ માણસ પણ વસવા રાજી હોતો નથી તો પછી વિદ્યાવાળા ચક્રધારી વિષ્ણુ તો કેમજ ગર્ભવાસની ઈચ્છા કરે ? વૈષ્ણવજનો કહે છે કે "શ્રીવિષ્ણુ કૌશલ્યા તથા દેવકીના વિષ્ટામૂત્રથી ભરેલા ગર્ભમાં પોતાની ઈચ્છાથી અવતર્યા હતા " પણ જેમાં કોટાનકોટિ ચિંતાઓ પ્રગટે છે એવા સંકટના સ્થાનરૂપ તથા વિષથી ભરેલા ગર્ભવાસમાં શુ સુખ સમજી વિષ્ણુ સ્વેચ્છથી આવ્યા હોય ? તપ યજ્ઞને દાનાદિક કર્મોનું અનુષ્ઠાન કરીને પણ મનુષ્યો ગર્ભવાસ ન થાય એટલા વાસ્તે નિરંતર પ્રયત્નો કર્યા કરે છે તો પછી વિષ્ણુ ભગવાન જે પોતે સ્વતંત્ર હોય તો અથવા તો ખરેખરી તેઓમાં સ્વતંત્રતા હોય તો ગર્ભવાસ કરવાની ઇચ્છા માત્ર પણ કેમ કરે ! હે મહારાજા ! બ્રહ્માથી વૃક્ષનાં ઠુંઠાં પર્યન્ત આ દેવ મનુષ્યને પશુપક્ષીઓવાળું જગત્ માયાને વશછે એમજ તમે જાણો. બ્રહ્મા વિષ્ણુને શિવ વિગેરે સઘળા જીવો માયારૂપી સુત્રથી બંધાયેલા છે તેથીજ તેઓ માયાની લીલાથી સંસારમાં ભટકે છે ને કરોળીયાઓની સમાન પોતેપોતાથીજ બંધાઈ જાય છે.[१२–५४]

मायातंत्री निबद्धा ये ब्रह्मविष्णु हरादय. ॥
भ्रमंतिबंधपाशांतिर्लीलया चोर्णनाभिवत् ॥५८॥

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે
પંચમ સ્કન્ધમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ

---

## અધ્યાય ૨ જો.*

### મહિષાસુરની ઉત્પત્તિ.

राजोवाच—

योगेश्वर्याःप्रभावोऽयंकथितश्चातिविस्तरात् ॥
ब्रूहितच्चरितंस्वामिन श्रोतुंकौतुहलंमम ॥१॥

રાજા કહે છે—હે પ્રભો ! યોગેશ્વરીનો પ્રભાવ આપે મને અતિ વિસ્તારથી કહ્યો ને હવે એ મહામાયાનાં ચરિતો સાંભળવાની મને તીવ્ર જિજ્ઞાસા થઈ આવી છે. કોણ પુરૂષ કે જે આ અખિલ સચરાચર જગત્ દેવીથી ઉત્પન્ન થયુ છે એમ જાણે છે છતાં એ જગદમ્બાનાં ચરિત્રો સાંભળવાની ઈચ્છા ન રાખે ?[१–२] વ્યાસમુનિ કહે છે—હે મોટી બુદ્ધિ-

*આ અધ્યાયમા મહિષાસુરની ઉત્પત્તિની વાર્તા કહેવામાં આવશે.

વાળા રાજા ? ભગવતીનાં ચરિત્રો વિસ્તારથી કહું છું તે સાંભળો. જે મનુષ્ય ઘણી શ્રદ્ધાવાળા જિજ્ઞાસુ શિષ્યના પ્રતિ પૂછવા છતાં એ ન કહે તે મંદબુદ્ધિવાળો છે એમ સમજવું. પૂર્વે દેવ અને દાનવોની સેનાઓ સંગ્રામ કરતી હતી ત્યારે મહિષાસુર નામનો રાજા પૃથ્વીતળમાં રાજ કરતો હતો. તે મહિષાસુરે મેરૂ પર્વતમાં દેવ અને દાનવોને ચકિત કરે તેવુ ઉગ્ર અને મહા તપ બ્રહ્માજીનું હૃદયમાં સ્મરણ કરી દશ હજાર વર્ષ બરાબર કર્યું હતું. જગત્‌ના પિતામહ ચતુર્વદન બ્રહ્મા મહિષાસુરપર પ્રસન્ન થયા હતા અને હંસપર સ્વારી કરી મહિષાસુરને તેઓએ દર્શન આપી કહ્યુ હતું કે "હે ધર્માત્મા! તારી ઈચ્છા હોય તેવુ તું મારી પાસે કોઈ વરદાન માગ. હું તને તે આપીશ "[૭] મહિષાસુર કહે છે—હે દેવના દેવ ! હે પિતામહ ! હે પ્રભુ ! જે રીતે મૃત્યુનો ભય ન થાય તેમ કરો અર્થાત્ હું અમરપણુ માગું છું.[૮] બ્રહ્માજી કહે છે—જે જન્મે છે તે અવશ્ય મરી જાય છે ને જે મરી જાય છે તે અવશ્ય જન્મે છે. સઘળાં પ્રાણીઓ જન્મ્યા અને મર્યા વિના રહેતાંજ નથી. હે દાનવસત્તમ ! એક દિવસે મોટા સમુદ્રો, પર્વતો, ને સઘળાં પ્રાણીઓનો નાશ તો થવાનોજ છે એટલા વાસ્તે હે સાધો ! મરણના નિમિત્તને તજી દઈ બીજું જે વરદાન તારા મનમાં હોય તે માગ.[૯-૧૧] મહિષાસુર કહે છે - હે પિતામહ ! કોઈ દેવ મનુષ્ય કે દૈત્ય વર્ગના પુરૂષથી મારૂ મોત ન થાય અને મને મારી શકે તેવી સ્ત્રી તો કોઈ છેજ નહિ વાસ્તે મારૂ મૃત્યુ સ્ત્રીથી થાય એમ હું વરદાન માગું છું. કોઇ સ્ત્રી તો મને મારવા સમર્થ નથી જેથી એની મને ચીંતા નથી.[૧૨-૧૩] બ્રહ્મા કહે છે—હે ભાગ્યશાળી ! હે મહિષાસુર ! જે કોઈ પુરૂષપણાવાળું પ્રાણી હશે તેથી તારૂં મૃત્યુ નહીં થાય. જ્યારે તારૂં મોત થશે ત્યારે તે સ્ત્રીથીજ થશે.[૧૪] વ્યાસમુનિ કહે છે—આમ મહિષાસુરને વરદાન આપી બ્રહ્મા બ્રહ્મ લોકમાં ચાલ્યા ગયા અને દાનવ પ્રવર મહિષાસુર પણ પ્રસન્ન થઈને પોતાના ઘેર આવ્યો.[૧૫] જનમેજય કહે છે—હે મુનિ ! મહા પરાક્રમવાળો એ ×મહિષાસુર કોનો પુત્ર હતો ! તેનો જન્મ કેવી રીતે થયો હતો ? અને એ મહાત્મા રાક્ષસને મહિષનાં રૂપની કેમ પ્રાપ્તિ થઇ હતી ?[૧૬] વ્યાસમુનિ કહે છે—હે મહારાજા ! પૃથ્વીમાં સારી પ્રખ્યાતિ પામેલા દનુ નામના દૈત્યના પુત્ર રંભ અને કરંભ નામના બે ઉત્તમ દૈત્યો થયા હતા. હે મહારાજ ! તે બે દૈત્યપુત્રો પુત્ર વગરના હતા એથી તેઓએ પવિત્ર પુણ્યવદ નામના તીર્થમાં પુત્રપ્રાપ્તિ નિમિત ઘણાંકવર્ષો સુધી ઉગ્ર તપશ્ચર્યા કરી હતી. જળમાં ડુબીને કરંજ રાક્ષસ મહા તપ કરતો હતો. ને રંભ યક્ષોની નગરી પાસે વટયક્ષિણીનાં નિવાસ સ્થાનરૂપ રસાળ નામના એક વટતરૂની છાયા નીચે અગ્નિના શેવનરૂપ તપ આચરતો હતો. રંભ રાક્ષસ જ્યારે પંચાગ્નિ તપનાં સાધનમાં ગુંથાયો હતો ત્યારે દેવરાજ ઈન્દ્રને અતિ ચિંતા થવાથી તેઓ તેના સમીપે ત્યાં આવ્યા વૃત્રાસુરના

× કાલિપુરાણમા મહિષાસુરને શિવનો અવતાર કહ્યો છે, તેથી અહી મહાત્મા કહ્યો છે રંભાસુર પર પ્રસન્ન થયેલા શિવજી ત્રણ અવતારમા મહિષરૂપથી તેના પુત્ર થયા હતા. પછી તે મહિષે તપશ્ચર્યા કરી દેવીના સાથે અભેદરૂપ મુક્તિ માગી હતી. પહેલા અવતારમા ચંડીકાએ, બીજા અવતારમાં ભદ્રકાળીએ ને ત્રીજા અવતારમા દુર્ગાએ તે મહિષાસુરને માર્યો હતો આ પ્રમાણે કાલિકા પુરાણમા લખ્યું છે આવો અભિપ્રાય ટીકાકાર જણાવે છે

હણનારા ઈન્દ્રે પંચનદમાં જઈ એક ગુડમાં વેષ ધરી કરજનો ચરણ પકડી તે દુષ્ટ રાક્ષસને મારી નાંખ્યો. ભ્રાતાના વધની રંભાસુરને ખબર મળતાં તેણે મહાકોપ કર્યો ને પોતાના હાથથી પોતાનુ માથું કાપી અગ્નિમાં હોમી દેવાની તેણે ઈચ્છા કરી. પોતાના ડાબા હાથથી પોતાનો ચોટલો પકડી અને જમણા હાથમાં તરવાર ઝાલી તે ક્રોધથી તપેલો રંભ પોતાનુ મસ્તક કાપવા જતો હતો તેવામાં અગ્નિદેવે તેને વાર્યો ને કહ્યુ કે " હે દાનવ ! મુર્ખપણાથી તું તારૂ મસ્તક કાપવા ઇચ્છે છે પણ તુ જાણતો નથી કે આત્મહત્યાએ મહાપાપ છે છતાં તેવાં પાપને કરવા તું કેમ તૈયાર થયો છે ? તને ઈચ્છા હોય તે વરદાન માગ ને મર માં, મરીશ તેથી તારૂ શુ હિત થશે?" ૧૭–૨૬ વ્યાસ કહે છે—અગ્નિની એવી સુંદર વાણી શ્રવણ કરી પોતાનો ચોટલો તજી દઇ તે રંભ રાક્ષસે કહ્યુ કે " હે દેવતાઓના સ્વામી ! જો તમે પ્રસન્ન હો તો મને ઇચ્છિત વરદાન આપો. મને એક એવો પુત્ર આપો કે જે ત્રિલોકીનો વિજય કરી શકે, શત્રુસેનાઓને પીડા આપનારો થાય, ઈચ્છાનુસાર રૂપો ધરી શકે, મહા પરાક્રમી થાય, સઘળાઓને નમાવે[1] તેવો થાય, ને દેવ દાનવો તથા મનુષ્યોથી અજેય થાય." તેની માગણી કબુલ કરી અગ્નિદેવે કહ્યુ કે " હે ભાગ્યશાળી ! તારા કહેવા મુજબ તને પુત્ર થશે. હવે મરવુ તુ મેલી દે. હે રંભ ! તારી જે સ્ત્રીમાં ઈચ્છા હશે થશે તે સ્ત્રીમાં તને તેવો પુત્ર થશે." પોતાના મનને આનંદ પમાડે તેવાં અગ્નિનાં મનોહર વચનો સાંભળીને દાનવોત્તમ અગ્નિને પ્રણામ કરી રળીયામણી તથા લક્ષ્મીવાળી યક્ષપુરીમાં ચાલ્યો ગયો. ત્યાં ગયા પછી તેણે બીજી સ્ત્રીઓને છોડી દેતાં એક મનોહર રૂપાળી ભેંસને દેખી તેનો ભોગ કરવા મન કર્યું. તે કામાતુર ભેસ પ્રસન્ન થઈ તેની પાસે આવી ને ભાવિયોગે રંભે તેનો સભોગ કર્યો. પોતાના વીર્યથી ગર્ભવતી થયેલી ભેંસને રંભ પોતાની સાથે પાતાળમાં લઇ ગયો. સજાતીય મહિષોથી પોતાની પ્યારી ભેંશનું રંભ રક્ષણ કરવા લાગ્યો. એક વેળાએ એક કામાતુર પાડો તે ભેંશને મુઝવવા લાગ્યો ત્યારે તેનું રક્ષણ કરવા વાસ્તે રંભ જાતે દોડી ગયો ને પેલા પાડાને મારવા લાગ્યો. તે કામાતુર તથા વ્યાકુળ પાડાએ પોતાનાં અણીયાળાં તીખાં શીંગડાં રંભની છાતીમાં જોરથી માર્યાં તેથી તે ભૂમિપર પછડાતો મૂર્છા ખાઈને મરી ગયો. જેની પછવાડે પાડો પડેલો હતો એવી તે ભેસ પોતાના સ્વામીનાં મૃત્યુથી દીન ને ભયભીત થઇ ગઈ ને ઘણી ઝડપથી વટપાસે આવીને યક્ષોના શરણે ગઈ. કામદેવથી પીડાવાળો તથા બળ વીર્યના વેગથી મસ્ત બનેલો એ કામી પાડો કામના વાસ્તે તે ભેંસની પછવાડે ગયો. આ સમયે તે ભેસ અત્યંત ચીસો પાડવા લાગી ને રાંક અને ભયભીત થઇ ગઈ તેની પછવાડે દોડતા પાડાને દેખીને યક્ષલોકો તેનુ રક્ષણ કરવા સારૂ ભેગા થઇ ગયા. પછી તે યક્ષોને અને પાડાને ભયંકર સગ્રામ થયો તેમાં યક્ષોનુ બાણ લાગવાથી પાડો તુરત ભુમીપર પડી ગયો ને પછી પોતાના પ્યારા મિત્ર રંભનો મૃતક દેહ લાવીને દુર્મરણથી શુદ્ધિ સારૂ તેને વિધિસર કાષ્ટની ચિતામાં નાંખ્યો. આ જોઇને પેલી પતિવ્રતા ભેસે પણ પતિના સાથે અગ્નિમાં પડવાને

[1] ટીકાકાર કહે છે કે 'સર્વ લોકોએ નમેલો' એટલે સદાશિવના અંશરૂપ સમજવો કારણ કે અગ્નિ પોતેજ સદાશિવનું રૂપ છે, તેથી અગ્નિ તને સદાશિવના અંશરૂપ પુત્ર આપી શકે. અગ્નિ એવો પુત્ર આપી શક્યા.

ઈચ્છા કરી. તે સતિ થવાના નિશ્ચયવાળી ભેંસ ગર્ભવતી હતી તેથી યક્ષોએ તેને અટકાવવા માંડી તો પણ તે ભોળી ભેંસે કોઈનું માન્યું નહીં ને પોતાના પ્યારા પતિના સાથે જેમાંથી ઘણી જવાળાઓ ઉઠતી હતી એવી અગ્નિમાં પેસી ગઈ. તે ગર્ભવતી ભેંસ મરી ગઈ ત્યારે તેના ગર્ભમાં રહેલો મહાબળવાળો પાડો કે જેનું નામ મહિષાસુર હતુ તે સત્વર ચિતામાંથી બહાર નીકળી આવ્યો અને પુત્રના ઉપર પ્રીતિવાળો પેલો રંભ રાક્ષસ પણ નવું રૂપ ધારણ કરીને ચિતામાંથી નીકળ્યો. આ નવારૂપવાળા બહાર આવેલા રંભા રાક્ષસનું નામ 'રક્તબીજ' પડ્યુ. આ પછી મોટા મોટા દાનવોએ મહિષાસુરનો અભિષેક કર્યો અને તેને રાજ્ય આપ્યુ. હે શ્રેષ્ઠ રાજા ! આ પ્રકારે આ મહા પરાક્રમશાળી મહિષાસુર અને રક્તબીજ દાનવોની ઉત્પત્તિ થઈ. મહિષાસુર રાક્ષસ દેવોથી દૈત્યોથી કે મનુષ્યોથી હણી શકાય એવો ન હતો. આવી રીતે મહિષાસુરની ઉત્પત્તિનીને તેને મળેલાં વરદાંનની સઘળી કથા મે તમને વિસ્તારથી કહી બતાવી.[૨૭–૫૦]

**इत्येतत्कथितं राजन्जन्मतस्य महात्मनः ॥**
**वरप्रदानं च तथा प्रोक्तं सर्वं सविस्तरम् ५०**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પચમ સ્કંધમાં અધ્યાય બીજો સપૂર્ણ.

# અધ્યાય ૩ જો*

## મહિષાસુરનો યુદ્ધ ઉદ્યોગ.

**व्यास उवाच-**
**एवं स महिषो नाम दानवो वरदर्पित ॥**
**प्राप्य राज्यं जगत्सर्वं वशे चक्रे महाबलः ॥ १ ॥**

વ્યાસ કહે છે– આ પ્રમાણે વરદાનથી અભિમાનવાળા મહિષાસુર નામના એ બળવાન રાક્ષસે રાજ્ય પામ્યા પછી આખાં જગતને વશ કર્યું અને તે સ્વબાહુબળથી મેળવેલી એકજ છત્રવાળી, દુઃખ તથા વૈરીઓના સમુદાયથી રહિત એવી સાગર સુધીની ભૂમિનુ રાજ્ય કરવા લાગ્યો. મહાશક્તિવાળો ચિક્ષુર નામનો દાનવ મહિષાસુરનો સેનાધિપતિ થયો હતો. અનેક વીરોનો અધિપતિ તામ્ર નામનો દૈત્ય મહિષાસુરનો ધનાધ્યક્ષ (ખજાનચી) થયો હતો. ઉદર્ક, બિડાલ, બાષ્કલ, ત્રિનેત્ર, કાળબંધક ને બળદર્પિત એ નામના ચિક્ષુરના તાબાના દાનવગણો સમૃદ્ધિવાળી સાગર પર્યન્ત ભૂમિને ઘેરીને ઈચ્છાનુસાર નિવાસ કરતા હતા. બળવાન રાજાઓ કે જેઓ જુના જુના હતા તેઓએ યુદ્ધ કર્યાં હતાં પરન્તુ એ સઘળાઓને દાનવોએ મારી નાંખ્યા ને બીજા તમામ રાજાઓને ખંડણી આપનારા ખડીયા રાજાઓ બનાવી દીધા. હે જન્મેજય રાજા ! આ સમયે સઘળા બ્રાહ્મણો પણ પૃથ્વીમાં મહિષાસુરને વશ થયા એથી યજ્ઞના ભાગો પણ મહિષાસુરનેજ તેઓ દેતા હતા અને આ પ્રમાણે મહિષાસુરે પૃથ્વીમાં પોતાનું ચક્રવર્તી રાજ્ય સ્થાપિત કર્યું. પછી સ્વર્ગને જીતી લેવાની ઈચ્છાથી મહિષાસુરે ઈન્દ્રના પાસે એક દુત પાઠવવાની

* આ અધ્યાયમા મહિષાસુરે યુદ્ધ ના વાસ્તે દુત મોકલી ઇન્દ્રને આમંત્રણ કર્યું એ વાર્તા કહેવામાં આવશે.

યોજના કરી. તે દુતને સત્વર બોલાવી મહિષાસુરે જણાવ્યું કે હે વીર ! હે મહાભુજાવાળા ! તુ મારો દુત બનીને સ્વર્ગ તરફ જા. ત્યાં જઇને દેવતાઓની સભામાં શંકા વગર સ્પષ્ટ રીતે ઈન્દ્રને કહેજે કે " હે ઈન્દ્ર ! તું સ્વર્ગ તજીને ગમે ત્યાં ચાલ્યો જા. જો તારે સ્વર્ગમાં રહેવુંજ હોય તો મહાત્મા મહિષાસુરની તાબેદારી કર. હે ઈન્દ્ર ! જો તું શરણમાં આવીશ તો મહિષાસુર મહિપતિ તારી રક્ષા કરશે. આટલા વાસ્તે તું તેને શરણે જા. જો એમ ન કરવું હોય તો તુરત યુદ્ધ કરવા સારૂં હાથમાં વજ્રને લે. મારા બાપદાદાઓએ તારા પર વિજય પૂર્વે મેળવ્યો હતો. જેથી તારાં સામર્થ્યને હુ સારી રીતે સમજુ છુ. હે દેવોના આધપતિ ! હે ગૌતમ પત્ની અહલ્યા જાર ! તારૂ બળ અમારા સમજવામાં છે વાસ્તે જો લડવું હોય તો લડ ને ન લડવું હોય તો તારા મનમાં રૂચે ત્યાં નાશી જા. " મહિષાસુરનો સદેશો સાંભળીને તે દુત સ્વર્ગમાં વિદાય થયો ને તે સદેશો ઈન્દ્રરાજાને સભળાવી દીધો. દુતની વાણી સાંભળી ક્રોધથી ભરાયેલા તે ઈન્દ્રે તે દુતને જરાક હસીને કહ્યુ કે " હે મદબુદ્ધિવાળા ! શુ કારણથી તને આવો મદ ચડી ગયો છે તે હુ સમજતો નથી. તારા રાજાને જે રોગ થયો છે તેનો હુ બરાબર ઉપાય કરીશ. હવે પછી તેનાં મૂળ હુ કાપી નાંખીશ. હે દુત ! તું અહીથી જા ને તારા રાજાને મારાં આ વચનો કહે. ડાહ્યા માણસો દુતોને મારતા નથી તેથી હુ પણ તને જવા દઉ છુ. તું મહિષાસુરને એમ કહેજે કે " હે ભેશના છોકરા ! જો તારે લડવુ હોય તો સત્વર આવ. તું કે જે પશુસમાન આકૃતિવાળો છો તેનું બળ માત્ર ખડ ખાવામાંજ છે. આવાં તારાં બળને હું સમજું છું. તારાં શીંગડાઓનું હું એક મજબુત ધનુષ્ય બનાવીશ. મને ખબર પડી ગઈ કે શીંગડાંના બળથીજ તને આટલોબધો ગર્વ ચડયો છે જેથી શીંગડાં કાપી નાંખી તારાં બળને હું હરી લઈશ. હે અધમ પાડા ! શીગડાનું બળ તારૂં પુરેપુરૂ હોવાથી તું મદોન્મત્ત બન્યો છો પરન્તુ તુ શીંગડાનો પ્રહાર કરવામાંજ ડહાપણવાળો છો પણ યુદ્ધમાં તું કુશળ નથી. " આવા પ્રકારની ઈન્દ્રની વાણી સાંભળી સત્વર તે દુત મહિષાસુર રાજા પાસે ગયો ને પ્રણામ કરી કહેવા લાગ્યો.[૧–૨૨] દુત કહે છે—હે રાજા ! દેવસેનાથી સેવાયેલો ઈન્દ્ર તમારી કાંઇ ગણનાજ કરતો નથી ને તે પોતાને પૂર્ણ બળવાળો છે એમ માને છે. બીજુ કેટલુક એ ખલ બોલ્યો છે કે તે હું આપને કેમ કહી શકુ ? અનુચરે સ્વામીના સમીપે મધુર ને સત્ય વચન કહેવુ જોઈએ. આટલાવાસ્તે ઇન્દ્રનાં વચનો વિરૂદ્ધ મારાથી અસત્ય કેમ વદાય અને તેનાં કહેલાં વચનો કહું તો તે તમને અપ્રિય લાગે તેથી તેમ પણ હુ બોલી શકુ નહી હે મહારાજા! કલ્યાણકારી નીતિશાસ્ત્રોમાં લખેલુ છે કે " જે પોતાનુ કલ્યાણ ઈચ્છતો હોય તે સેવકે સ્વામીના આગળ પ્રિય અને સત્યજ વચન બોલવું. " જો હુ તમને પ્રિય માત્ર વચન બોલું તો તમારૂ કાર્ય બને નહી અને જો સત્ય પણ અપ્રિય વદુ તો તેથી મારૂ ભલું થાય નહી. હે નાથ ! શત્રુના મુખમાંથી જેવાં વિષસમાન વચનો નીકળે તેવાંવચનો સેવકનામુખમાંથી કેમકરી નીકળી શકે હે રાજા! ઈન્દ્રનાં કહેલાં જેવાં વચનો કહેવાને મારી જીભ ઉપડતી નથી.[૨૩–૭૭] વ્યાસ કહે છે—આ પ્રમાણે તે દુતનાં હેતુવાળાં ગર્ભિત વચનો સાંભળીને તે ખડ ખાનારો મહિષાસુર અત્યન્ત ક્રોધે ભરાયો.

પીઠપર પુંછડું ચડાવીને મુતરતા અને ક્રોધથી લાલચોળ નયનોવાળાએ મહિષાસુરે સઘળા દૈત્યોને બોલાવીને કહ્યું કે—" હે અસુરો ! તે ઈન્દ્ર યુદ્ધની ઈચ્છા રાખનારો સદાય રહે છે વાસ્તે સેનાનો ઉદ્યોગ આરંભો. આપણે દેવતાધમ એ ઈન્દ્રને જીતવાનો છે. મારા પાસે શુરો થાય એવો કોણ છે ? કરોડો ઇન્દ્રો ભેગા થાય તો પણ હું ભય પામતો નથી તો પછી આ એકજ ઇન્દ્રથી હું કેમ ભય પામું ? હું સઘળા પ્રકારે એ ઇન્દ્રનો હવે વધ કરીશ. તે ઈન્દ્ર સૌમ્યજનો પાસે ભલે શુરો હોય પણ મારા સમાન પાસે તે શુરો નથી. તપસ્વીઓના પાસે તે બળવાન છે પણ મારા પાસે તે બળવાળો નથી. તે ઈન્દ્ર તો દગાખોર, લપટ, પરદારાનો હરણ કરનારો, અપ્સરાઓના બળથી ફાટી ગયેલો, તપમાં સદા વિઘ્નસતોષી, ખળ, છિદ્રમાં પ્રહાર કરનાર, પાપી અને સદાય વિશ્વાસઘાતી છે. એ પાપીએ ભયને લીધે પહેલાં કપટથી નમુચિના પાસે નાના પ્રકારના સોગન ખાધા હતા ને સંધિ કરી હતી ને પછવાડેથી તેણે નમુચિનો વધ કર્યો હતો. વિષ્ણુ પણ મહા કપટી, કપટી જનોનો આચાર્ય, ખોટા સોગનોની ખાણો રૂપ, સ્વેચ્છાનુસાર નાનાં પ્રકારનાં રૂપોનો ધરનારો, દુર્બળ લોકો માથે બળ કરનારો અને અત્યંત આડબરી છે. તે વિષ્ણુએ વારાહવતાર ધરી હિરણ્યાક્ષનો અને નૃસિંહાવતાર ધરી હિરણ્યકશિપુનો વધ કર્યો હતો. હે અસુરો ? હું વિષ્ણુના પ્રપચોની જાળમાં ફસાઈ જાઉં એવો નથી તેમ હું દેવતાઓનો વિશ્વાસ કરનારો પણ નથી. એ અલ્પ બળવાળો વિષ્ણુ, ઈન્દ્ર અથવા તો રૂદ્ર મને શું કરી શકે તેમ છે ! મારૂં અનિષ્ઠ કરવાને સંગ્રામમાં કોઈ પણ બળવાળો નથી. હે દૈત્યો ! ઇન્દ્ર, વરૂણ, કુબેર, અગ્નિ, ચંદ્રમા, ને સૂર્યનાપર વિજય મેળવી સ્વર્ગનુ રાજ્ય હું સંપાદન કરીશ, આથી હે દૈત્યો ! આપણે સૌ યજ્ઞનો ભાગ વસુલ કરનારો, ને સોમરસનું પાન કરનારા થશું. દેવોના મહા સમુદાયપર વિજય મેળવી હે દૈત્યો ! હું તમારા સૌની સાથેજ વિહાર કરીશ. હે દાનવો ? મને કોઇનો ભય નથી અને મને વરદાન છે એથી દેવલોકોથી કે મનુષ્ય લોકોથી મારૂ મોત થાય તેમ પણ નથી. સ્ત્રીઓ તો મને શુ કરી શકે તેમ છે ? આટલાં કારણથી હે સેવકો ! તમે પાતાળમાંથી ને પર્વતોમાંથી મોટા મોટા દાનવોને બોલાવો ને તેઓને આપણી સેનાના નાયકો બનાવો, જો કે હુ એકજ મોટા મોટા દેવતાઓ પર જય મેળવવા સમર્થ છુ તો પણ પરન્તુ દેવોની સાથેના સંગ્રામમાં શોભા લાગે વાસ્તે તમને લઈ જાઉ છુ. હું મારાં શીગડાંઓથી અને ખરીઓથી અવશ્ય સુરોને હણી નાંખીશ. વરદાનના પ્રભાવને લઇને મને જરાપણ દેવતાઓ તરફનો ભય નથી. દેવ, દાનવ મનુષ્યો મારો વધ કરી શકે એમ નથી. આટલા વાસ્તે તમે બધા આજે દેવલોકોપર જય કરવામાં તત્પર થાઓ. હે દાનવો ! આપણે સ્વર્ગલોકને જીતીને નદનવનમાં વિહાર કરશું તથા સુરતરૂનાં પુષ્પોના મુકુટ પહેરશુ. અપ્સરાઓને સાથે વિહાર કરશુ ને કામધેનુના પયથી સ્નાન કરશું. સુધાપાન કરીને આનંદ પામશુ ને ગધર્વ લોકોનાં ગાન તાનો તથા નાચરગો વિગેરે જોઈને વિલાસ કરશુ. ઉર્વશી, મેનકા, રભા ધૃતાચી તિલોત્તમા, પ્રમદ્વરા, મહાશેના મિશ્રકેશી, મદોકટા તથા વિપ્રચિત્તા વિગેરે ગાયન તથા નૃત્યમાં નિપુણ

ચતુર અપ્સરાઓ આપણને અનેક પ્રકારનાં મધુપાનો કરાવીને ખુશ કરશે. આજે તમે સઘળા તૈયાર થાઓ. દેવોના સાથે સંગ્રામ કરવાનો પ્રસંગે ઉત્તમ મંગળ આચરીને તમે સૌ સ્વર્ગ ઉપર ચડાઈ કરવાનો ઉત્સાહ ધરો મુનિઓમાં ઉત્તમ અને આપણા મોટા ગુરૂ શુક્રાચાર્યજીને બોલાવી આપણાં રક્ષણ સારૂં તેમનો સત્કાર કરી સકામ અનુષ્ટાન કરવા વાસ્તે આપણે રાખી જશું ? હે રાજા ! પાપબુદ્ધિવાળો મહિષાસુર એ વેળાએ મોટા મોટા દૈત્યોને એ પ્રમાણે આજ્ઞા આપીને સત્વર પ્રસન્ન થઈ પોતાના ભુવનમાં ગયો ૨૮—૫૩

**इति संदिश्य दैत्येन्द्र महिषःपाप गो स्तदा॥**
**जगामत्वरितो राजन् भवनं स्वं मुदान्वितः५३**

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ

---

## અધ્યાય ૪ થો.*

### દેવસભામાં ખટપટ.

**व्यासउवाच-**

**गते दूते सुरेन्द्रोऽपि समाहूय सुरानथ ।**
**यम वायु धनाध्यक्ष वरुणा निदमूचिवान्॥१॥**

વ્યાસમુનિ કહે છે—હે રાજા મહિષાસુરનો દૂત પાછો વળ્યા પછી ઈન્દ્રદેવે પણ યમ, વાયુ, કુબેર, વરૂણ, વિગેરેને બોલાવી કહ્યુ કે "હે દેવતાઓ ? રંભનો છોકરો મહિષાસુર કે જે સઘળા દૈત્યોનો રાજા થયો છે, તથા વરદાનના મદથી મહા મદોન્મત્ત તથા બળવાન છે ને સેંકડો માયા રચવામાં ચતુર છે તેનો દૂત તેના મોકલવાથી આજ મારી પાસે આવ્યો હતો. સ્વર્ગને લઈ લેવાની ઈચ્છાવાળા તથા રાજ્યલોભી મહિષાસુરના દૂતે મને જણાવ્યું હતું કે "હે ઇન્દ્ર ! તું સ્વર્ગ તજીને ગમે ત્યાં ચાલ્યો જા અને સ્વર્ગમાં વસવું હોય તો મહાત્મા મહિષાસુરની સેવા કરવી કબુલ કર એટલે તે દયાળુ રાજા તારી જીવિકા કરી આપશે કારણ કે સેવક થઇને વસનારા ઉપર એ મહિષાસુર કદી પણ કોપતો નથી. આ બે વાતમાંથી જો એકે વાત તારે ન કરવી હોય તો યુદ્ધ કરવા તૈયાર કર. હું અહીંથી ગયા પછી મહિષાસુર તુરત સ્વર્ગપર સ્વારી કરશે." એ દુરાત્મા દૈત્યનો દૂત આમ શબ્દો કહી અહીંથી ગયો છે. હે મોટા દેવતાઓ ! હવે આપણે શુ કરવુ તેનો આપણે વિચાર કરો. બળવાળા પુરૂષે દુર્બળ રિપુની પણ ઉપેક્ષા તો કરવી ન ઘટે. વળી એ મહિષાસુર તો સદાય ઉદ્યોગી બળવાળો ને મદોન્મત્ત છે. આપણે આપણી શક્તિ મતિ પ્રમાણે પ્રયાસ કરવો જોઇએ. જય તથા પરાજય તો દૈવના હાથમાં છે. આ બાબતમાં સલાહ થાય એવો ઉપાય નથી અને દુર્જનની સાથે સંધિ થાય તોપણ તે વૃથા થાય છે. ડાહ્યા માણસોએ સર્વદા સમજીનેજ કાર્ય કરવું જોઇએ. હમણાં એકદમ આપણે મહિષાસુર પર ચડવું નહીં પરન્તુ તેનું બળ તપાસવાને તથા તેનો નિશ્ચય કરવાને સારૂં કેટલાએક મહા વેગવાળા, સારી રીતે પ્રવેશ કરી શકે તેવા, આસક્તિ વગરના, તૃષ્ણાવગરના અને સત્યવાદી ચાર લોકોને મોકલવા અને તેઓ બરાબર શત્રુની સેનાનો ઉદ્યમ, ચડાઈ, સૈન્યનાં માણસોની સંખ્યા, ને વીરલોકો વિષે નિશ્ચય કરીને પાછા તુરત અહીં આવે એવું કરવું. જ્યારે આપણા જાણવામાં એઓના દ્વારા મહિષાસુરનું સૈન્ય ને તેનું પોતાનુ બળાબળ આવશે ત્યાર પછી ત્યાં યુદ્ધ વાસ્તે ચડી જવાનું અથવા

---

* આ અધ્યાયમા દેવસભામા મસલત થઇ અને મહિષાસુર સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય થયો એ વાત આવશે.

તો અહીં આપણે પોતાનો દુર્ગ સાચવવાનું જેમ ઠીક જણાશે તેમ કરશું. સમજુજનોએ સર્વદા વિચાર કરીનેજ કાર્ય કરવું જોઇએ. જે કામ ઉતાવળાં થઈ જાય છે તેનું પરિણામ દુઃખરૂપ આવે છે એટલા વાસ્તે પ્રાજ્ઞજનોએ હમેશાં જે સુખરૂપ જણાય તેજ વિચાર કરી કરવું જોઇએ. દાનવો બધા સંપીલા છે તેથી તેઓમાં કોઈપણ પ્રકારે કુસંપ કરાવી શકાય એવું પણ મને લાગતું નથી. આટલા વાસ્તે આ કાર્યમાં છુપા ચાર લોકો મોકલવા મને ઠીક જણાય છે. શત્રુઓનું બળાબળ વિગેરે જાણી લીધા પછીજ વિચારીને રાજનીતિનો અમલ કરવો જોઇએ. સમયથી પ્રતિકૂળ કાર્ય જો ઉદ્યોગી રિપુઓના ઉપર કરવામાં આવે તો અજાણ્યાં ઔષધની સમાન કદાચ તેમાંથી વિપરીત ફળ આવી પડે." સઘળા દેવો સાથે આમ મંત્ર કરીને ઈન્દ્રરાજાએ તે મહિષાસુરના બળાબળનો નિશ્ચય થવા સારૂ એક ચતુર દૂતને રવાના કર્યો. તે દૂત તરત ત્યાં ગયો ને મહિષાસુરનાં બળાબળનો બરાબર તપાસ કરી નિશ્ચય કર્યો ને ઈન્દ્ર પાસે આવીને તુરતજ સઘળી મહિષાસુર સંબંધી સૈન્ય વિગેરેની વાર્તા ઈન્દ્રને કહી દીધી. મહિષાસુરનું બળ તથા ઉદ્યોગ સાંભળી ઇન્દ્ર ચકિત થઇ ગયો ને આ વાતની તુરતજ સઘળા દેવતાઓને ખબર કરી. પછી વિચાર કરનારાઓમાં ઉત્તમ એવા સુરગુરૂ બૃહસ્પતિને બોલાવી તેમની પાસે ઇન્દ્રે આ સંબંધી વિચાર કર્યો. દિવ્ય આસનપર વિરાજમાન્ બૃહસ્પતિના પ્રતિ ઇન્દ્રદેવ બોલ્યા કે "હે દેવગુરૂ! હે વિદ્વાન્! હવે અમારે શું કરવું તેઆપજ કહો. આપ સર્વજ્ઞ છો. અને આ કાર્ય જ્યારે ઉત્પન્ન થયું ત્યારે અમારૂં શરણ પણ આપજ છો. મહા બળવાળો ને મહોન્મત્ત મહિષાસુર નામનો દાનવ ઘણા દાનવોને સાથે લઇને સંગ્રામ કરવા ચડી આવે છે તો આપ વિચારજ્ઞાતા છો તેથી અમને કોઇ ઉપાય બતાવવો આપને ઘટે છે. દૈત્યોએ પોતાનાં વિઘ્નોની નિવૃત્તિ વાસ્તે શુક્રાચાર્યનો જેમ આશરો લીધો છે તેમ અમારે તમારોજ આશરો છે" ઈન્દ્રની આવી વાણી સાંભળી કાર્ય સાધનમાં ચતુર બૃહસ્પતિ મનમાં વિચાર કરીને પછી નીચે પ્રમાણે બોલ્યા.[૧–૨૫] બૃહસ્પતિ બોલ્યા—હે મહાત્મા ઈન્દ્ર! તમે ધૈર્ય ધરો ને સાવધ થાઓ. સંકટનો સમય આવે ત્યારે સત્વર ધૈર્યનો ત્યાગ ન કરવો જોઇએ. હાર જીત કર્મને આધીન છે વાસ્તે ડાહ્યા પુરૂષે હીંમત ધરી રહેવું જોઇએ. જે ભાવિ હોય છે તે થાયજ છે એમ મનમાં મજબુત નિશ્ચય રાખીને બુદ્ધિવાળા પુરૂષે ધીરજ રાખવી ઘટે છે, અને પોતાની જેવી શક્તિ હોય તેવો ઉદ્યમ આચરવો ઘટે છે. જુઓ! આ સઘળું દૈવને વશ છે એમ સમજનારા મુનિ લોકો પણ મોક્ષનાવાસ્તે યોગને ધ્યાનરૂપ પુરૂષાર્થમાં સર્વદા મચ્યાજ રહે છે. વ્યવહારમાં તો જેવો જોઈએ તેવો ઉદ્યમ હમેશાં કર્યા કરવો ને દૈવની ગતિથી તેમાં સુખ થાય કે દુઃખ થાય તે વિષે મનમાં લેશમાત્ર પણ વિક્ષેપ કરવો ન જોઇએ. કોઈ સમયે આંધળા અને લંગડા લોકોને પણ ઉદ્યમ વિના લાભ થાય છે તેમ પુરૂષાર્થ કરવા છતાં કાર્ય સિદ્ધિ ન થાય તો પછી દૈવાધીન પ્રાણીઓનો દોષ નથી. હે દેવોના નાયક! બળમાં, વિચારમાં, મંત્રમાં, રથમાં કે શાસ્ત્રોમાં કાર્યની સિદ્ધિ વસતી નથી પણ એ સિદ્ધિ તો ખરૂં જોતાં દૈવમાંજ રહી છે. બળવાળો દુઃખી થાય છે, દુર્બળને સુખ થાય છે, વિદ્યાવાળો ભૂખે મરે છે, અભણને વૈભવો સાંપડે છે, બાયલો જય પામે છે ને સુરધીર હારી જાય છે.

આટલા વાસ્તે આ સંસાર દૈવાધીન છે એમ સમજી કશોપણ ખેદ કરવો ઘટતો નથી. ઉદ્યમના સંગે ભાવિની એકતા કરવી ને પછી દુઃખ થાય છે કે સુખ થાય તેનો વિચાર માત્ર પણ કરવો કામનો નથી. સંકટોના સમયમાં પોતાથી અધિક સુખવાળાં પ્રાણીઓ પ્રતિ નજર કરવી ને આમ કરવાના અભ્યાસથી પછી હર્ષ કે શોક થશે જ નહીં. જેમ પોતાનુ શરીર શત્રુના હાથમાં સોંપાય નહીં તેમ તે શરીરને શોકના કે હર્ષના હાથમાં પણ ન દેવાય. સારાંશ કે હર્ષશોકની ઉત્પત્તિમાં ધૈર્ય ધારણ કરવુ એજ કર્ત્તવ્યરૂપ છે ને સમજુ જનોને એજ ઉચિત છે. ધીરજ ન રાખવામાં જેવુ દુઃખછે તેવુ ધીરજ રાખવામાં દુઃખ નથી. સુખ દુઃખના પ્રસંગોમાં તમામ સહન કરવુ એતો દુર્લભ છે કારણ કે મનના વિકાર રૂપ હર્ષશોક જેમાં ઉદય ન પામે એવુ બુદ્ધિનુ નિશ્ચયપણુ તો બ્રહ્મજ્ઞાનના વિના બની શકતુ જ નથી. બ્રહ્મજ્ઞાનીનેજ એમ વિચારો આવે છે કે "સુખ શું છે ને દુખ શુ છે ? હુ આત્મા તો સદા ગુણરહિત ને અવિનાશી છુ. સાંખ્યશાસ્ત્રોકત ચોવીશ તત્વોથી હુ અળગો છુ તેથી નથી મારે સુખ કે નથી મારે દુખ ક્ષુધા તૃષા એ તો પ્રાણના ધર્મો છે, હર્ષ શોક એ મનના ધર્મો છે, જરા મૃત્યુ એ તો આ દેહના ધર્મો છે, પણ હુ તો છ ઉર્મિઓથી રહિત એક પરમાત્મા છુ. શોક મોહનો મારે શુ કરવા વિચાર કરવો ઘટે કારણ કે એઓતો કાયાના ગુણો છે. નથી હુ શરીર કે નથી હું શરીરનો કોઈ પણ સંબંધી પરતુ હું તો મહતત્વાદિક સાત પ્રકૃતિવિકૃતિ, એક મૂળ પ્રકૃતિ ને સોળ વિકારો મળી ચોવીશ તત્વોથી ન્યારો અને સર્વદા સુખ સ્વરૂપ પરમાત્મા છું. નથી હું પ્રકૃતિ કે નથી હું વિકૃતિ પરંતુ એઓથી ન્યારા મને શું દુઃખ હોવું સંભવે ! કશું પણ નહીજ." હે ઈન્દ્રદેવ ! આવા પ્રકારના વિચારરૂપ મનનથી તમે મમતાનો પરિત્યાગ કરો. આવેલાં દુઃખનો ક્ષય કરવામાં અપ્રતિહત ઉપાય તો એ એકજ છે પણ બીજો નથી. મમતા એજ મોટું દુઃખ છે ને મમતા રહિતપણું અર્થાત સમતા એજ સાચું મહા સુખ છે. હે ઈન્દ્ર ! સંતોષના શિવાય અધિકતમ સુખ બીજું કશું પણ નથી. જો મમતાનું નિવારણ કરનારૂ મમતાનાશક આવુ બ્રહ્મજ્ઞાન તમને નજ થતુ હોય તો પછી મનમાં તમારે ભાવિનો બળવાન નિશ્ચય રાખવો ઘટે છે. ભોગવિના પ્રારબ્ધ કર્મોનો ક્ષય થતોજ નથી અને જે થાવા કાળ હોય છે તે તો અવશ્ય થાયજ છે વાસ્તે સુખ દુઃખની ચિંતા શા વાસ્તે કરવી. કારણના અભાવથી સુખદુઃખની ચિંતા નજ કરવી ઘટે, આ સઘળા દેવોની મદદથી અથવા તો બુદ્ધિના વિચારોથી ભવિષ્યમાં આવવાનાં સુખ કે દુઃખમાં રજમાત્ર પણ ફેરફાર તો થવાનોજ નથી સુખભોગથી પુણ્યનો ક્ષય પામે છે ને દુઃખભોગથી પાપો ક્ષય પામે છે વાસ્તે સુખનો ક્ષય થતો હોય તો પણ ડાહ્યા પુરૂષોને ત્યાં હર્ષ કરવોજ ઘટે છે. વળી હે મહારાજા ! આજ તો તમે નીતિને વિચારી રીતે પ્રમાણે યત્ન આદરો. યત્નનો આરંભ થયા પછી જે બનવાનુ હશે તે બનશે વાસ્તે તેની ચિંતા ફોકટ કરો માં.[૨૬–૫૦]

**अथवामंत्रयित्वाथकुरुयत्नंयथाविधि ॥**
**कृतेयत्नेमहाराजभवितव्यंभविष्यति ॥५०॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પાંચમા સ્કન્ધનો અધ્યાય ૪ થો સંપૂર્ણ.

# અધ્યાય ૫ મો*

## દેવસેનાનો પરાજય.

**व्यास उवाच—**

**इतिश्रुत्वा सहस्राक्षः पुनराह बृहस्पतिम् ॥**
**युद्धोद्योगं करिष्यामि इयारे नन्निनाय वै ॥१॥**

વ્યાસ કહે છે—બૃહસ્પતિની આવી વાણી સાંભળી ફરીવાર તે ઇન્દ્ર દેવ બ્રૃહસ્પતિને કહેવા લાગ્યા કે "હે ગુરૂ ? અશ્વના શત્રુ મહિષાસુરના નાશ વાસ્તે હુ સંગ્રામનો ઉદ્યોગ આદરીશ. જો ઉદ્યમ ન કરવામાં આવે તો રાજવૈભવ ને કીર્તિ એ બે રહી ન શકે. બાયલા લોકો નિરૂદ્યમીની પ્રશસા કરે છે પણ ઉદ્યમી જનો તેને વખાણતા નથી. સંન્યાસીઓનુ ભૂષણ જ્ઞાન છે, બ્રાહ્મણોનું ભૂષણ સંતોષ છે, અને વૈભવને ઈચ્છનારા રાજાઓનુ ભૂષણ તો ઉદ્યમ ને શત્રુઓનો નાશ કરવો એજ છે. હે મુનિસત્તમ ! પૂર્વે મે ઉદ્યમ કરીને વૃત્રાસુર, નમુચિ ને બળ દાનવોનો સહાર કર્યો હતો તેમ હુ આ મહિષાસુરનો પણ ઉદ્યોગથીજ વધ કરીશ. મારૂં દૈવી બળ તો આપ દેવગુરૂ પોતેજ છો, વજ્ર સમાન અદ્વિતીય અસ્ત્ર મારીજ પાસે છે, લક્ષ્મીકાન્ત એવા વિષ્ણુ તથા સદાશિવ એ બે પણ મારાજ સહાયક છે તેથી આ પ્રસગમાં મારે શી ચીતા છે ? હે ગુરો ! રાક્ષસોનો નાશ કરનારાં મત્રોના તમે પાઠ કર્યા કરજો અને પોતાની સેનાને સજ કરવી તથા બીજા જે જે યુદ્ધના ઉદ્યોગો હશે તે તે ઉદ્યોગો હું કરીશ." આવા પ્રકારનાં ઈન્દ્રદેવનાં વચનો સાંભળી યુદ્ધની ઈચ્છાવાળા ઈન્દ્રને જરાક હસીને નીચે પ્રમાણે ફરી કહેવા લાગ્યા.[૧–૭] બ્રૃહસ્પતિ બોલે છે—હે ઇન્દ્ર હું તમને સંગ્રામ કરવા પ્રેરતો નથી ને તેમ ન કરવા પણ કહેતો નથી કારણ કે સંગ્રામમાં તો જય થશે કે પરાજય થશે એવો મહા સશય રહે છે. ભાવિ હશે તે થશે તેથી તેમાં તમારો કશો પણ દોષ દેખાતો નથી. સુખ કે દુઃખ થશે જે દૈવે નિર્માણ કર્યું હશે તે થશે એથી ભવિષ્યમાં સુખ થશે કે દુઃખ થશે તેની મને જરા પણ સમજ પડતી નથી. હે ઇન્દ્ર ! શું તમને ખબર નથી કે મારી સ્ત્રીને જ્યારે ચદ્રમા હરી ગયો હતો ત્યારે મને કેવું દુખ થયુ હતુ ? તે સમયે હું તો મારા આશ્રમમાંજ બેસી રહ્યો હતો છતાં પણ સમગ્ર સુખોનો નાશ કરનારૂ સકટ મને આવ્યુ હતુ. સર્વ લોકો મને બુદ્ધિશાળી સમજે છે પરન્તુ જ્યારે મારીજ ભાર્યાને ચદ્રમા લઈ ગયો ત્યારે કહો ? મારી બુદ્ધિ કયાં ગઇ હતી ? આથી એમ સમજવુ કે—બુદ્ધિમાનોએ સદા ઉદ્યોગ કરવો જોઈએ ને કાર્યની સિદ્ધિ દૈવાધીન સમજવી જોઇએ.[૨–૧૩] વ્યાસમુનિ કહે છે—બ્રહસ્પતિના સત્ય વચનો સાંભળી ઈન્દ્રદેવ બ્રહસ્પતિ સહિત બ્રહ્માજી પાસે ગયા ને બ્રહ્માને કહી રહ્યા કે "હે પિતામહ ! હે દેવોના નાથ ! મહિષાસુર સ્વર્ગ લઈ લેવા ભારે સૈન્યનો જમાવ કરે છે. આ શિવાય મહાશક્તિવાળા યુદ્ધ વિદ્યામાં વિચક્ષણ બીજા સઘળા દાનવો પણ સંગ્રામ કરવાની રૂચિથી મહિષાસુરનાં સૈન્યમાં ભળ્યા છે. આથી મને અત્યન્ત ભય થવાથી આપના શરણે મારે આવવું પડયુ છે, આટલાં કારણથી આપ કે જે સર્વજ્ઞ છો તથા મહાવિદ્યાવાળા છો તેણે મારી સહાયતા કરવી ઘટે છે.[૧૪–૧૭] બ્રહ્માજી વદે છે—ચાલો આજે આપણે સઘળા ભેગા મળીને કૈલાસમાં જઇએ. કારણ કે મહા

* આ અધ્યાયમાં દાનવોએ દેવતાઓપર વિજય કર્યો એ વાર્તા કહેવામાં આવશે.

બળશાળી મહાદેવ અને વિષ્ણુને સૈન્યના આગેવાનો કરીનેજ દૈત્યો સાથે આપણે સંગ્રામ કરવો ઘટે છે. પહેલાં આપણે સૌ મળીને રાજનીતિ તથા દેશકાળનો વિચાર કરશું કારણ કે બળ અબળ સમજ્યા વિના સાહસ માત્રથી વિવેક છોડીને જે પુરૂષ કાંઈ કાર્ય કરે છે તેને પરિણામે પસ્તાવો થાય છે.[૧૯—૨૦] વ્યાસમુનિ વદે છે—બ્રહ્માની વાણી સાંભળી તેમને આગળ કરી તમામ લોકપાળોને લઈને ઈન્દ્ર કૈલાસમાં વિદાય થયો. પછી વેદમંત્રોથી મહેશ્વરની ઇન્દ્રદેવે સ્તુતિ કરી. શિવજી પ્રસન્ન થયા ને સાથે ચાલ્યા એટલે શિવને નાયક કરી ઈન્દ્ર સહિત દેવમંડળ વિષ્ણુના પુરમાં ગયુ. ત્યાં ઇન્દ્રે વિષ્ણુની સ્તુતિ કરીને તેમને વરદાનથી મસ્ત બનેલા મહિષાસુરના મહાભયની તથા પોતાનાં કાર્યની સઘળી કથા અથથી ઇતિ સુધી કરી. ઈન્દ્રની વાણી સાંભળી વિષ્ણુએ સઘળા દેવોને કહ્યુ કે "આપણે સંગ્રામ કરશુ અને મહા સંકટના અંતે જીતી શકાય એવા એ મહિષાસુરને જીતશું" આ પ્રમાણે નિશ્ચય કરી પોતપોતાનાં વાહનો પર ચડી બ્રહ્મા, વિષ્ણુ, ઈન્દ્ર અને સદાશિવ વિગેરે દેવતાઓ સંગ્રામ કરવા નીકળી પડયા. બ્રહ્મા હંસ ઉપર બેઠા હતા, વિષ્ણુ ગરૂડ ઉપર બેઠા હતા, શંકર પોઠીયા ઉપર બેઠા હતા, ઈન્દ્ર ઐરાવત હાથીપર બેઠા હતા, કાર્તિક સ્વામી મયુર ઉપર બેઠા હતા અને યમરાજ પાડાપર બેઠા હતા. આવી રીતે જ્યારે સેનાનો સમાયોગ કરી સઘળા સુરો નીકળ્યા કે તરતજ તે મહિષાસુરનુ સુરક્ષિત દાનવ સૈન્ય ત્યાં આવી પહોંચ્યુ. તે સ્થળમાં દેવદાનવોનો ઘોર સંગ્રામ થયો. નાના પ્રકારનાં આયુધો જેવાં કે બાણ, તરવાર, પ્રાસ, મુશળ, ફરસી, ગદા, પટ્ટિશ, શુળ, ચક્ર, શક્તિ, તોમર, મુદ્ગર ભિન્દિપાળ, હળ અને બીજાં પણ વિવિધ ભાતનાં મહા ભયંકર આયુધોના પ્રહારોથી અરસપરસ દેવો તથા દૈત્યો લડવા લાગ્યા. મહિષાસુરનો સેનાપતિ ચિક્ષુર કે જે ગજરાજ ઉપર બેઠો હતો તેણે ઈન્દ્રદેવ ઉપર પાંચ બાણો માર્યા. હુંશિયાર ઇન્દ્રે તે તમામ બાણોને કાપી નાંખ્યાં ને ચિક્ષુરની છાતીમાં એક અરધા ચંદ્રમાના આકાર વાળું બાણ માર્યું. બાણથી વિંધાયેલો ચિક્ષુર હાથી ઉપરજ મુર્છા ખાઈ ગયો ને ઈન્દ્રે પછી હાથીની સુંઢમાં વજ્રનો પ્રહાર કર્યો. વજ્રથી પીડાતો હાથી મહિષાસુરના સૈન્યમાં નાશી ગયો. તે હાથીને મહિષાસુરે જોયો ને મહા ક્રોધ કરી તેના બીજા સેનાપતિ બિડાલને તેણે કહ્યુ "હે મહા ભુજાવાળા! હે વીર! તું સત્વર જા ને પેલા મદોન્મત્ત ઇન્દ્રને માર તથા વરૂણ વિગેરે બીજા દેવોને પણ મારી કરી મારી પાસે પાછો આવ" મહિષાસુરના શબ્દો સાંભળતાંજ મહા બળવાળો બિડાલ દૈત્ય હાથીપર સ્વારી કરી ઈન્દ્રના સામો ધસ્યો. બિડાલને દેખતાંજ કોપવાળા સુરરાજે તીખાં ને વિષવાળા નાગોનાં જેવાં બાણોથી તેને બહુ માર્યો. બિડાલે એકદમ ઇન્દ્રનાં બાણોને કાપી નાંખ્યાં ને ઈન્દ્રના ઉપર પચાશ બાણો તેણે માર્યાં. મહા કોપવાળા ઇન્દ્રે તે તમામ બાણો કાપી નાંખ્યાં ને પાછાં ફરી તેના ઉપર પહેલાંના જેવાં તીખાં ને ઝેરી નાગ જેવાં બાણો માર્યાં. ઇન્દ્રે પોતાના ધનુષ્યમાંથી નીકળેલાં બાણોવડે તે દૈત્યનાં બાણો કાપી નાંખ્યાં ને બિડાલના હાથીની સુંઢ ઉપર એક ગદા મારી. જખમી થયેલી સુંઢવાળા તે હાથીએ અસંખ્ય ચીસો પાડી ને ભયભીત થયેલો તે હાથી પાછો ફર્યો ને દૈત્યોની સેનામાંજ ઘણુ

વાળવા લાગ્યો. પોતાનો હાથી સંગ્રામમાંથી પાછો ફર્યો છે એમ જાણી બિડાલ રાક્ષસ પોતાના રમ્ય રથમાં બેસી સત્વર સુરોની સામે આવી ઉભો રહ્યો. રથમાં બેસી પાછા ફરેલા બિડાલને દેખી ઇન્દ્રે તેનાપર પાછાં તીખાં ને ઝેરી સર્પસમાં બાણો માર્યાં અને ક્રોધ પામેલો મહારાક્ષસ બિડાલ પણ ઇન્દ્રના પર બાણોના મહા વરસાદ કરવા લાગ્યો. એ રણક્ષેત્રમાં જયની ઈચ્છાવાળા ઇન્દ્ર અને બિડાલે દારૂણ યુદ્ધ કર્યું. બળવાન રિપુને દેખી જેની ઈન્દ્રિયો ક્રોધથી વ્યાકુળ બની ગઈ હતી એવા ઇન્દ્રે પછી પોતાના કુમાર જયતને આગળ કર્યો ને તેની સાથે યુદ્ધ કરવા માંડ્યું. એ મદોન્મત બિડાલ રાક્ષસની છાતીમાં તે જયતે બળથી ખેચીને સજેલાં એવાં પાંચ બાણો માર્યાં. બાણોથી ઘવાયેલો એ બિડાલ રથમાંથી તુરત પડી ગયો. તેને જોઈને તેનો સારથિ રણક્ષેત્રમાંથી રથને હંકારીને દુર લઈ ગયો. જ્યારે યુદ્ધસ્થાનમાંથી મુર્ચ્છિત થયેલો બિડાલ નીકળી ગયો ત્યારે મોટો જયનાદ થયો ને દુદુભિઓ ગગડવા લાગ્યાં, પ્રસન્ન મનવાળા સઘળા દેવો ઇન્દ્રની સ્તુતિ કરી રહ્યા, મોટા મોટા મોટા ગંધર્વો ગાવા લાગ્યા, ને અપ્સરાઓ નૃત્ય કરી હતી. તેવામાં જયનાદ સાંભળી મહિષાસુર ક્રોધે ભરાયો તેથી તેણે શત્રુઓનુ અભિમાન ઉતારવા તામ્ર નામના દૈત્યને રણમાં મોકલ્યો. ઘણાઓની સાથે ભેટભેટા કરતો એ તામ્ર રાક્ષસ મેઘ જેમ સાગરમાં વૃષ્ટિ કરે તેમ બાણવૃષ્ટિ કરી રહ્યો. આ વેળા પાશ લઇ વરૂણ લડવા ચડયા ને કાળદંડ કરમાં ધરી પાડાપર ચડી યમદેવ પણ રણમાં ચડયા. તે વેળા ત્યાં દેવો ને દાનવોને પ્રાસ, તરવાર, મુશળ, સાંગ ને ફરશીઓથી પરસ્પર દારૂણ યુદ્ધ થયું. કરમાં ધરેલો કાળદંડ યમે તામ્રનાપર માર્યો પણ મહાવીર તામ્ર યુદ્ધમાંથી ચળાયમાન ન થયો. તામ્ર પણ રણભૂમિમાં વેગથી ધનુષ્ય તાણી તીવ્ર બાણો છોડી તુરત ઈન્દ્રાદિકને મારવા માંડયાં. શિલાથી સજાવેલાં દિવ્ય બાણોથી ક્રોધે ભરાયા દેવો પણ દાનવોને મારવા લાગ્યા અને "ઉભો ઉભો રહે" એમ મહાનાદથી બોલવા લાગ્યા. દેવતાઓના મારથી તામ્ર દૈત્યને યુદ્ધભૂમિમાં મૂર્ચ્છા આવી ગઈ. દૈત્યોનું સૈન્ય ભયભીત થયુ ને તેમાં હાહાકાર ફેલાઇ ગયો.[૨૧-૫૭]

**निहतसैाः सुरै दैंत्यो मूर्च्छामाप रणांगणे ॥**
**हाहाकारो महानासी दैत्यसैन्ये भयातुरे॥५७॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પાંચમા સ્કન્ધમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠો*

### દેવદાનવોનું યુદ્ધ.

**व्यासउवाच—**

**ताम्रेचमूर्च्छितेदैत्येमहिषःक्रोधसंयुतः ।**
**समुद्यम्यगदांगुर्वींदेवानामुपजगामह ॥१॥**

વ્યાસ કહે છે—તામ્રદૈત્ય મૂર્ચ્છાવશ થયો તે જોઈને મહિષાસુર મહા ગદા ઉપાડીને સુરોના સામે થયો, "ભલે બધા દેવો હવે મારી સામા ઉભા, તેઓને હુ ગદાથી મારી નાખીશ, દેવતાઓ અત્યન્ત નબળાજ છે" આમ બોલતો એ મદોન્મત મહા બાહુ વાળો મહિષાસુર ઈન્દ્ર પાસે ધસ્યો ને તેણે ઐરાવત રૂઢ ઈન્દ્રની ખાંધ ઉપર ગદાનો ઘા કર્યો. ઈન્દ્રે ભયંકર વજ્રથી એ ગદા કાપી નાખી ને પોતે તુરત મહિષાસુરને મારવા સામો ધસ્યો ઈન્દ્રને મારવાની ઈચ્છાવાળો એ મહિષાસુર

* આ અધ્યાયમા પણ દેવદાનવોના યુદ્ધનીજ વાર્તા આવશે.

પણ ક્રોધે ભરાયો ને તેજસ્વી ખડગ લઈને તે મહાબહાદુર ઇન્દ્રના સામો થયો. તે વેળા એ અનેક આયુધોવાળું તથા લોકોને ત્રાસથી કપારી છુટે તેવું તથા મુનિઓને વિસ્મય પમાડે તેવુ ઈન્દ્ર અને મહિષાસુરને પરસ્પર તુમુલ યુદ્ધ થયુ. આ સમયે મુનિઓને મોહ પામાડનારી સર્વ લોકોનો નાશ કરનારી એવી મહિષાસુરે શાંબરી માયા કરી. એ માયાના પ્રભાવથી મહિષાસુર સરખાં રૂપવાળા તેજસ્વી પરાક્રમી આયુધોથી દેવ સેનાને મારનારા બીજા કરોડો પાડાઓ જોવામાં આવ્યા. દાનવોથી રચાયેલી એ મહામાયાને જોતાંજ ઈન્દ્ર વિસ્મય પામી ગયો ને અત્યન્ત ભય પામી ઉદ્વેગવાળો થયો. વરૂણ કુબેર યમ અગ્નિ સૂર્ય ને ચદ્રમા પણ ઘણોજ ત્રાસ પામ્યા. મોહિત થયેલા બધા દેવતાઓ નાસવા લાગ્યા. ઉત્તમ શસ્ત્રોથી શોભતા અને હસ ગરૂડ ને નદીપર બેઠેલા તે ત્રણ દેવતાઓ કે જેઓ પાછળ ઉભા હતા તેઓ પોતાનું સ્મરણ થતુ સાંભળી રક્ષણ કરવા સારૂં તુરત ત્યાં આવી ગયા. પછી દાનવોની મોહ કરનારી માયાને દેખતાં વેંતજ વિષ્ણુએ પોતાનુ સુદર્શન ચક્ર છોડી મુકયુ કે તરતજ તે ચક્રના તેજથી એ માયા નાસ પામી ગઈ. સૃષ્ટિ સ્થિતિ ને પ્રલય કરનારા એ ત્રણેદેવોનેદેખીનેયુદ્ધ કરવાની ઇચ્છાવાળો પેલો મહિષાસુર રાક્ષસ પણ પરિઘ નામનુ શસ્ત્ર લઈ સામો દોડયો. તે મહા બળવાળા મહિષાસુરની સાથેજ તેના સેનાપતિઓ ચિક્ષુર, ઉગ્રાસ્ય, ઉગ્રાવીર્ય, અસિલોમા, ત્રિનેત્ર, બાષ્કલ, અંધક ને બીજા પણ અસંખ્ય દાનવો લડવા સારૂં ઉપડી ગયા. પશુઓ જેમ વાછડાંઓને ઘેરી લેતાં હોય તેમ કવચ તથા ધનુષ્ય ધરનારા રથપર બેઠેલા એ બધા મદોન્મત્ત દાનવોની હારોએ સઘળા દેવતાઓને ચારે કોરથી ઘેરી લીધા. પછી મદોન્મત્ત દાનવો અને દેવતાઓ એક બીજાપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા. અંધક દાનવ વિષ્ણુ પાસે આવ્યો ને વિષ્ણુ ઉપર તેણે શિલાથી સજેલાં ને કર્ણ પર્યન્ત તાણેલાં મહાવેગ વાળાં વિષથી ભરેલાં પાંચ બાણો માર્યાં. શત્રુ નિષુદન વિષ્ણુએ હજુ એ બાણો પહોંચ્યાં ન હતાં તેટલી વારમાં તે પહેલાં તે બાણોને પોતાનાં બાણોથી કાપી નાંખ્યાં અને એ શિવાય બીજા પાંચ બાણો અધકપર ફેંકયાં. આ પ્રકારે વિષ્ણુ ને અધંકે બાણ, તરવાર, મુશળ, ગદા, સાંગ, ને ફરસીઓથી ભયંકર યુદ્ધ કર્યું. વિષ્ણુ અને અધકાસુરે બરાબર પચાસ દિવસો સુધી ભયકર અને રોમાંચ ખડાં થાય. તેવો સગ્રામ કર્યો હતો. ઈન્દ્ર અને બાષ્કલ, મહિષાસુર ને રૂદ્ર, યમ અને ત્રિનેત્ર, કુબેર ને મહાહનુ દાનવને તથા વરૂણ અને અસિલોમાને પરસ્પર મહા ભયકર યુદ્ધ થયું. વિષ્ણુના વાહન ગરૂડ ઉપર અંધકાસુરે પોતાની ગદા મારી ને ગદાના મારથી ખેદ પામતો ગરૂડ નિસાસા નાંખવા લાગ્યો. જમણા હાથથી પપાળીને વિષ્ણુએ એ મહા બળવાળા ગરૂડને તુરત ટટાર કર્યો ને પછી સાડર્ગ ધનુષ્ય છોડી અધકાસુરને મારી નાખવાના ઇરાદાથી કોપ કરી તેનાપર ઘણાં બાણો માર્યા. પોતાનાં સજેલાં બાણોથી વિષ્ણુનાં એ બાણોને અધકાસુરે પણ કાપી નાંખ્યાં અને આ શિવાય બીજાં પચાસ બાણો વિષ્ણુના પર નાંખ્યાં. ચતુરતાથી એ બાણોને પોતાનાપર વિષ્ણુએ પડવા ન દીધાં અને તરતજ વેગ કરી સહસ્ત્ર ધારાવાળું તે સુદર્શન ચક્ર અધકાસુર પર છોડયું. અંધકાસુરે તે છૂટેલાં ચક્ર સુદર્શનને પોતાના ચક્ર વડે છેટેથીજ અટકાવ્યુ અને સઘળા દેવોને

મોહિત કરી નાંખે એવી મહા ગર્જના કરી. વિષ્ણુનું ચક્ર વ્યર્થ ગયું જાણી સઘળા દાનવો ખુશી થયા ને સઘળા દેવતાઓ દિલગીર થયા. દેવતાઓને શોકાવૃત દેખી વિષ્ણુએ પછી કૌમોદકી ગદા ઉપાડી. તે માયાવી દાનવના પાછળ દોડી એ ગદા ઘણા વેગથી અંધકના માથાપર મારી. ગદા વાગવાથી અત્યન્ત મૂર્ચ્છા વશ થઈ તે અંધકાસુર પૃથ્વીપર પડી ગયો. અંધકને પૃથ્વીપર પડેલો દેખી અત્યન્ત ક્રોધે ભરાણો મહિષાસુર મહા ગર્જનાઓથી ત્રાસ આપતો મહિષાસુર વિષ્ણુના સામે થયો. કોપવાળા તે દાનવને આવતો દેખી વિષ્ણુએ સુરોને ખુશી કરવા સારૂં પોતાનાં ધનુષ્યની દોરીનો મહાશબ્દ કર્યો ને મહિષાસુર ઉપર તુરત બાણોની વૃષ્ટિ કરવી શરૂ કરી. આકાશમાંથી આવતાં વિષ્ણુનાં બાણોને પોતાના બાણોના સમુદાયી મહિષાસુરે કાપી નાંખ્યાં. હે રાજા ! વિષ્ણુ ને મહિષાસુરને પરસ્પર દારૂણ યુદ્ધ થયું. મહિષાસુરનાં મસ્તકપર વિષ્ણુએ ગદા મારી ને તેના મારથી મૂર્ચ્છાવશ થઇ મહિષાસુર ધરતીપર પડી ગયો. મહિષાસુરનાં સૈન્યમાં મહા ભયંકર હાહાકાર થઇ રહ્યો. થોડી ક્ષણોમાં મૂર્ચ્છા ઉતરી જતાં મહિષાસુર પાછો બેઠો થઇ હાથમાં પરિઘ લઈને વિષ્ણુના મસ્તકપર તે માર્યું. પરિઘના પ્રહારથી વિષ્ણુ મૂર્ચ્છિત થયાને ગરૂડ તેમને યુદ્ધભૂમિમાંથી દુર લઈ ગયા. વિષ્ણુને આમ પાછા ફર્યા દેખી દેવતાઓ સઘળા ભય પામ્યા. ને દુઃખથી અત્યન્ત અકળાતા રણમાં ચીસો પાડવા લાગ્યા. દેવતાઓની કીકીયારી સાંભળી ક્રોધે ભરાયા સદાશિવ તુરત મહિષાસુરની સામા ધસ્યા ને ત્રિશુલ માર્યું. તે દુષ્ટ મહિષાસુરે પોતાને ત્રિશુલ નહીં વાગવા દઈને સદાશિવના ઉપર સાંગ મારી. ને ગર્જના કરી. સાંગ વાગતાં પીડા નહીં પામેલા સદાશિવ ક્રોધથી રાતીચોળ આંખો કરીને ફરી મહિષાસુરને ત્રિશુલ માર્યું. પોતાની મૂર્ચ્છા ઉતરી જતાં સદાશિવને દુરાત્મા મહિષાસુર સાથે લડતા દેખી વિષ્ણુ તુરત ત્યાં આવ્યા. ચક્ર તથા ત્રિશુલ જે ધરનારા મહાબુદ્ધિવાળા વિષ્ણુ અને સદાશિવ યુદ્ધ કરવાને આવતા દેખીને મહિષાસુરને ભારે ક્રોધ ભરાયો. પાડાનાં રૂપવાળો મોટુ પૂછડું હલાવતો મહાવીર મહિષાસુર સંગ્રામવાસ્તે તેઓના સામે થયો. મોટી કાયાવાળા ને શીગડાં ફેરવતા એ ભયંકર મહિષાસુરે દેવોને ત્રાસ ઉપજાવવા મેઘસમાન ભયંકર ગર્જના કરી. પછી તે શીગડાંઓથી મોટાં મોટાં પર્વતનાં શિખરો ફેંકવા લાગ્યો. મહાશકિતવાળા મહાવિષ્ણુ ને મહાદેવે એ દૈત્યને દેખી તેનાપર બાણોની ભયંકર વૃષ્ટિ કરી. એઓને બાણોની વૃષ્ટિ કરતા દેખી મહિષાસુરે પોતાનાં પુંછડાથી ભયંકર પર્વતનાં શિખરને ફેંક્યુ. શિખરને આવતું દેખી વિષ્ણુએ બાણોથી તેના સો કટકા કર્યા, અને મહિષાસુરને ચક્ર માર્યું. વિષ્ણુનુ ચક્ર લાગવાથી મહિષાસુરને મૂર્ચ્છા આવી ગઈ. સત્વર ઉતરી જતાં પાછો મનુષ્યરૂપ ધરીને મહિષાસુર બેઠો થયો. ગદા ધરનારો ને પર્વતસમાન મોટો એ મહા ભયંકર દાનવ દેવતાઓને બીવરાવવા સારૂ મોટા સ્વરથી મેઘસમાન ગર્જના કરવા લાગ્યો. એની ગર્જના સાંભળીને વિષ્ણુએ એ કરતાં વધારે કઠોર શબ્દ કરવા વાસ્તે સત્વર ઊજળો પાંચજન્ય શંખ વગાડ્યો. એ શંખના ઘોરથી દાનવો ભય પામ્યા અને દેવતાઓ તથા મુનિઓ અત્યન્ત ખુશી થયા.[૧૫૫]

**तेन शब्देन संत्रस्ता भयत्रस्ताश्च दानवाः ॥**
**बभूवुर्मुदिता देवा ऋषयश्च तपोधनाः ॥५९॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવતવિષે પંચમ સ્કંધનો અધ્યાય ૬ ઠો સંપૂર્ણ.

## અધ્યાય ૭ મો.

### હારી ગયેલા દેવોનું કૈલાસ ગમન.

व्यासउवाच–
असुरान्महिषोदृष्ट्वाविषण्णवनसस्तदा ।
त्यक्त्वातन्महिषरुपंबभूवमृगराडसौ ॥ १ ॥

વ્યાસ કહે છે–મહિષાસુર દાનવોને અત્યન્ત ખેદ કરતા જોઇને પોતાનુ મહિષનુ રૂપ છોડી કરી સિંહરૂપ થઈ ગયો. મહા ભયંકર ત્રાડ મારી પોતાની મોટી કેશવાળી પહોળી કરી નખ દેખાડતો ત્રાસ ઉપજાવતો સિંહાકાર મહિષાસુર દેવ સેનાપર કુદી પડયો. નખના પ્રહારથી ગરૂડને તે કેસરીસિંહે લોહીછાણ કર્યો ને વિષ્ણુના કરમાં નખો માર્યા. એ દેખીને ક્રોધે ભરાણા વિષ્ણુ વેગથી મારવા ચક્ર ઉગામીને તેના નજદીક આવ્યા. પછી વેગથી વિષ્ણુએ તેને ચક્ર માર્યું. કે તરતજ તે બળવાન મહિષાસુર પાડો થયો ને વિષ્ણુને શીગડાં માર્યા. છાતીમાં વાગેલાં શીગડાનાથી વિહવળ થયેલા વિષ્ણુ વેગથી વૈકુંઠમાં નાશી ગયા. વિષ્ણુને નાશી ગયા સમજી સદાશિવ પણ મહિષાસુરને અવધ્ય સમજી કૈલાસ પર્વતમાં ગયા. બ્રહ્મા પણ ભયને લીધે તુરત પોતાના લોકમાં ભાગી ગયા. પછી મહા બળવાળા ઇન્દ્રદેવ વજ્ર ધરીને રણમાં ઉભા રહ્યા. વરૂણદેવ સાંગ લઇને અને યમદેવ દંડ લઈને ધીરજ ધરી ઉભા રહ્યા ને લડવા લાગ્યા. અગ્નિએ સાંગ લઈને કુબેરે પણ પોતાનું શસ્ત્ર ધરીને સંગ્રામ કરવાની ઈચ્છા કરી. ચંદ્રમા તથા સૂર્યે એકત્ર થઇને મહિષાસુરને દેખી લડવાનો ઠરાવ કર્યો. આ સમયે ક્રોધે ભરાયેલું સૈન્ય પણ સામું થયુ. ભયંકર સર્પસમાં અનેક બાણો મારતો મહિષાસુર પાડાનું રૂપ ધરી ઉભો રહ્યો. દેવ અને દાનવ પક્ષના વીરાઓના ભયંકર નાદ થવા લાગ્યા. મેઘનાદ સમાન ધનુષ્યની દોરીઓના અને તલોના શબ્દો થવા માંડયા. દેવ અને દાનવોનાં આ મહા દારૂણ યુદ્ધમાં મદથી ફાટેલો ને મહાબળવાળો મહિષાસુર પોતાનાં શીંગડાંઓથી પહાડો ફેંકવા લાગ્યો ને દેવતાઓનાં ટોળાંને મારવા માડયો. જ્યારે ક્રોધી એ મહા અદ્ભૂત મહિષાસુરે ખરીઓ મારવાથી અને પુછડું હલાવવાથી દેવતાઓને મારવા માંડયા ત્યારે યુદ્ધ કરતા દેવતાઓ બધા ગંધર્વો સહિત ત્રાસ પામ્યા. મહિષાસુરને દેખીને ઈન્દ્ર પણ ભાગી ગયો કે તરતજ યમ કુબેરને વરૂણ ભયાતુર થઈને નાશી ગયા. મહિષાસુર પોતાને મહાવિજય મળ્યો એમ સમજીને પોતાના ભવનમાં ગયો. ઈન્દ્ર જ્યારે ભાગી ગયો ત્યારે તજી દીધેલાં ઐરાવત હાથી, સૂર્યનો ઉચ્ચૈઃશ્રવા અશ્વ, ને કામધેનુ ગાય મહિષાસુરના હાથમાં આવ્યાં. પછી પોતાનાં સૈન્યને સાથે લઇને મહિષાસુરે સ્વર્ગમાં જવાની તૈયારી કરી. મહિષાસુર તુરત સ્વર્ગમાં ગયો ને ભય પામીને દેવતાઓ તજી દીધેલુ સ્વર્ગની રાજ્ય સ્વાધીન કર્યું. રમણીય ઇન્દ્રાસન પર મહિષાસુર બેસી ગયો ને બીજા દેવતાઓનાં સ્થાનકોમાં દાનવોને સ્થાપી દીધા. આ પ્રમાણે પોતાની ઈચ્છા મુજબ આ મદોન્મત્ત મહિષાસુરે સો વર્ષ પુરાં ભયંકર સંગ્રામ કરી અંતે ઈન્દ્રની પદવી પ્રાપ્ત કરી. બહુ પ્રકારે મહિષાસુરથી પીડાતા બીજા ઘણા દેવતાઓ કેટલાંક વર્ષો સુધી સ્વર્ગની બહાર પર્વતોમાં ને ગુફાઓમાં રખડયા. હે જન્મેજય રાજા! રખડી રખડીને થાકેલા તે દેવતાઓ જગન્નાથ, પ્રજાપતિ, પોતાથી ઉત્પન્ન થયેલા મુનિઓથી

સેવાયેલા, સ્ત્રોકુળી, વેદકર્તા અને ચાર વદન વાળા બ્રહ્માનાં શરણમાં ગયા. શાન્ત તથા વેદવેદાંગનો પાર પામનારા મરીચિ આદિ રૂષિઓથી તથા કિન્નર, સિદ્ધ, ગંધર્વ, ચારણ, નાગ, અને પન્નગોથી સેવાયેલા બ્રહ્મા પાસે જઈને ભયથી ત્રાસ પામેલા તે દેવતાઓએ બ્રહ્માની સ્તુતિ કરી.[૧-૨૭] દેવતાઓ સ્તુતિ કરે છે—હે બ્રહ્મદેવ! હે સર્વ વ્યાધિ વિનાશક! હે કમલજન્મા! મહિષાસુરથી જીતાતાં પીડાયેલા, સ્થાનભ્રષ્ટ થયેલા, પર્વતોની ગુફામાં નિવાસ કરી રહેલા છઈએ એવા અમ દેવતાઓ ઉપર આપને દયા નથી આવતી શું? લોભહીન પિતા પોતાના પુત્રોના સેંકડો અપરાધો હોય તોપણ તેઓને તજી દઇને દુ:ખી થવા દે? નજ દે. આ પ્રમાણે છે તો અમે દેવતાઓ કે જેઓ દાનવોથી દુખિત થયેલા, ગરીબ ને આપના ચરણ કમળના ભક્તો છીએ તેઓની હાલ તમે ઉપેક્ષા કેમ કરો છો? હમણાં દુરાત્મા મહિષાસુર દેવલોકનાં રાજ્યને અતીવ ભોગવે છે, બ્રાહ્મણોએ હોમેલા યજ્ઞના યોગ્ય હવિષ્યોને પણ લઈ લે છે, સુરતરૂનાં પુષ્પોને ધારે છે, ને સમુદ્રમાંથી નીકળેલી સુખના ભંડાર સમાન કામદુગ્ધા ધેનુનો પણ ઉપયોગ કરે છે. હે દેવતાઓના નાથ! અમે અમારા કામ વિષે તો શું કહીએ પરન્તુ હે પ્રભુ! આપ આપનાંજ જ્ઞાનથી દૈત્યોની તમામ આશ્ચર્યકારક ચેષ્ટાઓને સમજતાજ હશો. આપ સઘળી વાતથી અજાણ નથી જેથી અમે હવે બીજું કશું પણ ન બોલતાં આપને ચરણમાં પ્રણામજ કરીએ છીએ. હે નાથ! હે પ્રભુ! દુરાત્મા પાપી મહિષાસુર જ્યાં જ્યાં અમે જઇએ છીએ ત્યાં ત્યાં અમને સતાપે છે. એટલા વાસ્તે તમે અમારૂં મંગળ કરો. હે દેવેશ! આપજ અમારા એક રક્ષક છો વાસ્તે હે પ્રભુ! મહા દાવાનળ સરખા તાપથી તપેલા દુ:ખી અમે આપ કે જે શાન્તિ કરનારા અનંત તેજવાળા, પ્રજાઓના પ્યારા, આદિ કર્તા તથા મંગળ ને સુખરૂપ છો તેમને તજીને બીજા કોને શરણે જઈએ?[૨૮-૩૩] વ્યાસ કહે છે—હે રાજા! દેવતાઓ કે જેઓના મુખપર જરાપણ તેજ રહ્યું ન હતું તેઓએ આ પ્રમાણે બે હાથ જોડીને બ્રહ્માની સ્તુતિ કરી ને પછી બ્રહ્માને ચરણે પડયા. કેમ જાણે સુખ ઉત્પન્ન કરતા હોય તેમ તે દેવતાઓને આમ અકળાતા દેખીને બ્રહ્માએ મધુર સ્વરથી કહ્યું.[૩૪-૩૫] બ્રહ્મા કહે છે—હે દેવતાઓ! આમાં હું શું કરૂં? એ દાનવ તો વરદાનથી ગર્વવાળો છે જેથી કોઈ સ્ત્રીના હાથથી મરે તેમ છે. પુરૂષના હાથે મરે એમ નથી માટે શું થઈ શકે? આપણે બધા ચાલો પર્વતરાજ કૈલાસમાં જઈએ ને ત્યાંથી સકળકાર્યમાં કુશળ સદાશિવને આગળ કરીને વૈકુંઠમાં જઇએ કે જ્યાં વિષ્ણુદેવ બિરાજે છે. ત્યાં આપણે સૌ ભેગા મળીને દેવકાર્યનો વિચાર કરશુ વ્યાસ કહે છે—આમ કહી કાર્યના સમુદાયનો વિચાર કરવા સારૂં હંસ ઉપર સ્વારી કરી બ્રહ્મા પોતાની પાછળ દેવતાઓની સહિત કૈલાસ તરફ વિદાય થયા. દેવતાઓની સાથે બ્રહ્મા આવે છે એમ ક્ષણવારમાં ધ્યાનથી જાણીને સદાશિવ પણ પોતાના ભવનમાંથી બહાર નીકળ્યા. પરસ્પર દર્શન કરીને તથા અભિવન્દન કરીને બ્રહ્મા અને સદાશિવ ખુશી થયા ને બીજા દેવતાઓએ એમને પ્રણામ કર્યા. દેવતાઓને નોખાં નોખાં આસનો આપી શિવે બેસાર્યા. સકળ દેવતાઓ બેસી ગયા પછી શિવ પણ પોતાના આસનપર બેઠા. બ્રહ્માને કુશળપ્રશ્ન કરી સદાશિવે સઘળા દેવોનો કૈલાસમાં આવવાનું કારણ પુછ્યું કે " હે

મહાત્મા ! આપ અને ઇન્દ્રાદિ દેવોનું શું કારણથી અહી આવવું થયુ છે તે કહો. " બ્રહ્મા કહે છે—હે દેવતાઓના અધિપતિ ! મહિષાસુરથી પીડા પામીને ઈન્દ્ર સહિત સઘળા દેવો ભયથી ત્રાસ પામ્યા છે ને પર્વતોની ગુફાઓમાં રખડે છે. મહિષાસુર તથા બીજા દાનવો યજ્ઞોના ભાગ લઈ જાય છે. સઘળા લોકપાળો પીડા પામ્યા છે અને એથી હમણાં આપના શરણમાં આવેલા છે. આ મહાભારત કામ હોવા સબબ હું તેઓને તમારા પાસે લાવ્યો છુ વાસ્તે તમને જેમ ઠીક લાગે તેમ દેવતાઓનું કાર્ય કરો. હે પ્રાણીઓના પાળક ! સઘળા દેવોનો ભાર આપના ઉપર છે.[૩૬–૪૭] વ્યાસ કહે છે—બ્રહ્માની આવી વાણી સાંભળી હસતાં હસતાં મધુર વાણીથી શિવજીએ બ્રહ્માજીને કહ્યું. સદાશિવ કહે છે—હે બ્રહ્મા પ્રથમ તમો એને વરદાન આપીને દેવોને નુકસાનકારક કૃત્ય કર્યું છે તો પછી કેમ કરવુ ? તમે વરદાન આપ્યું છે તેથી તે મહિષાસુર શુરો, બળવાળો ને સર્વ દેવોને ભય આપનારો બન્યો છે. એ મદોન્મત્ત દૈત્યને કોણ સ્ત્રી ઉત્તમ હોય કે મારી શકે ? મારી પત્ની કે તમારી પત્ની સંગ્રામમાં જવાને શીરીતે યોગ્યજ હોય ને કદાચ જાય તો પછી લડી કેવી રીતે શકે ? હે બ્રહ્મા ! ઇન્દ્રાણી તો યુદ્ધમાં કુશળ છેજ નહી. એ મદોન્મત્ત પાપીને તો કોઈ કન્યાજ હણી શકે તેમ છે વાસ્તે મારી સલાહ એમ છે કે આપણે સૌ વિષ્ણુ પાસે જઈ તેમની સ્તુતિ કરીએ. પછી દેવકાર્ય વાસ્તે તેમને કહીએ. એ વિષ્ણુ સઘળાં કાર્યો કરવામાં સર્વોત્તમ બુદ્ધિવાળા છે. આપણે સૌએ વિષ્ણુને મળીનેજ કાર્યના વિચાર કરવો વિષ્ણુ પોતાની વિદ્યાના પ્રભાવથી છળદ્વારા કાર્ય કરી દેશે. વ્યાસમુનિ કહે છે—સદાશિવનાં આવાં વચનો સાંભળીને એ વાતને કબુલ રાખી બ્રહ્માદિ સુરસત્તમો શિવસહિત સત્વર ઉભા થયા ને પોતપોતાના વાહનો પર બેસી વૈકુંઠમાં જવા નીકળ્યા. ઉપડતી વેળાએ કાર્યસિદ્ધિ કરનારા મંગળ શુકનો જોયા એથી દેવો રાજી થયા. એ સમયે સુંદર શાન્ત સુગંધી ને મંગળ ભવિષ્યને દર્શાવતા પવનો વાતા હતા, રસ્તામાં ચારે દિશાઓમાં પાપીઓના મંગળકારી કલરવો થતા હતા ને આકાશ તથા દિશાઓ નિર્મળ દેખાતાં હતાં. દેવતાઓના જવાના સમયમાં ભવિષ્યમાં મંગળ થાય એવુ સઘળુ સારૂ થવા લાગ્યું.[૩૮–૫૮]

निर्मलं चाभवद् व्योम दिशश्चविमलास्तथा ॥
गमने तत्र देवानां सर्वं शुभमिवा भवत् ॥५९॥

ઈતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય સાતમો સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.*

### મહાલક્ષ્મીનો અવતાર.

व्यासउवाच—

तरसातेथसंप्राप्यवैकुंठंविष्णुरक्षमम् ॥
दृष्टुंसर्वशोभाढ्यदिव्यगृहविराजितम् ॥१॥

વ્યાસ વદે છે—દેવો સત્વર ચાલીને આવ્યા ત્યાં તો વૈકુંઠ કે જે વિષ્ણુથી રક્ષાયેલુ, સકળ શોભાવાળુ, અને દિવ્ય મંદિરોથી શોભતું હતું તે તેઓએ દીઠું. તે સુખ આપનારાં સુંદર વૈકુંઠમાં કાસારો વાવ ને નદીઓ શોભી રહ્યાં હતાં. હંસ કારંડવ સારસ ને ચક્રવાક પક્ષીઓ મધુર રવ કરી રહ્યાં હતાં. દિવ્ય વાટિકાઓમાં ચંપક આસોપાલવ, કલ્હાર, બોલસરી, મલ્લિકા, તિલક, આંમ્રવૃક્ષો,

* આ અધ્યાયમા મહિષાસુરના વધ માટે મહાલક્ષ્મી પ્રગટ થયાં એ વાર્તા કહેવામાં આવશે,

ને કુરૂબક આદિ તરૂઓથી શોભતાં હતાં. કોયલોના ટૌકારા, મયુરોના નાચ ને ભ્રમરોના ગુંજારવ થતા હતા. વૈકુંઠમાં સમાહિત મનથી ભકિતત્વમાં પરાયણ રહેવાવાળા સુનંદ અને નંદન આદિ દ્વારપાળો તથા બીજા અનેક ભક્તો વિષ્ણુની સ્તુતિઓ ગાતા હતા. નાના પ્રકારનાં રત્નોથીજ જડેલા, કનકમય, ચિત્રોથી શોભાયમાન, વાદળાંઓ સાથે વાતો કરતા અને સુંદર ધરતીવાળા મહેલો દીપી રહ્યા હતા મધુર કંઠવાળા મનોહર કિન્નરો તથા દેવતાઓના ગંધર્વો ગાયન ગાતા હતા ને વારાંગનાઓ નૃત્ય કરતી હતી. શાન્ત, વેદના પાઠ કરવામાં સાવધ બનેલા અને શ્રુતિ સુકતોથી સ્તુતિ કરનારા મુનિજનોથી ભવ્ય શોભા દિસતી હતી. દેવતાઓ વિષ્ણુના દરબારમાં ગયા ને ત્યાં દ્વારની રક્ષા કરતા, સુંદર મૂર્ત્તિવાળા તથા હાથમાં સુવર્ણની છડીઓવાળા જય વિજય નામના બે દ્વારપાળો ઉભા હતા તેને કહેવા લાગ્યા કે " તમારામાંથી એક જન વિષ્ણુ સમીપે જાય ને તેમને નિવેદન કરે કે આપનાં દર્શન વાસ્તે બ્રહ્મા રૂદ્ર આદિ દેવો આવ્યા છે તે દ્વારમાં ઉભેલા છે " દેવોની આવી વાણી સાંભળી વિજય તુરત વિષ્ણુ પાસે ગયો ને પ્રણામ કરી દેવતાઓના આગમનના ખબર આપ્યા.[૧–૧૧] વિજય વદે છે—હે દેવદેવ ! હે મહારાજ ! હે લક્ષ્મીપતિ ! હે દાનવોના હણનારા ! હે વિભુ ! બહાર દ્વારમાં આવી બધા દેવતાઓ ઉભા છે. બ્રહ્મા, રૂદ્ર, ઈન્દ્ર, વરૂણ, અગ્નિ ને યમદેવ આદિ સુરસત્તમો વેદની રૂચાઓથી આપની સ્તુતિ કરે છે ને આપનાં દર્શનની ઈચ્છા રાખે છે.[૫૨–૬૫] વ્યાસ કહે છે—વિજયની વાણી સાંભળી અતીવ ખુશી થયેલા લક્ષ્મીપતિ તુરત ઘરમાંથી બહાર નીકળી દેવતાઓની પાસે ગયા. ત્યાં જોયું તો વિષ્ણુએ દેવોને થાકેલા દ્વારમાં ઉભેલા ને દુઃખિત જેવા દીઠા તેથી પોતાનાં પ્રણય કટાક્ષથી તેણે દેવોને ખુશી કર્યા. પછી સઘળા દેવતાઓએ દૈત્યારિ દેવદેવ ને વેદથી વખાણ થયેલા વિષ્ણુની પ્રણામ કરી આ પ્રમાણે સ્તુતિ કરી.[૧૪–૧૩] દેવો સ્તુતિ કરે છે—હે દેવના દેવ ! હે વિશ્વનાથ, હે સર્ગ પાલન ને પ્રલય કરનારા ! હે કરૂણાસાગર ! હે મહારાજ ! અમે આપના શરણાગત છીએ જેથી અમારૂ રક્ષણ કરો.[૧૧] વિષ્ણુ કહે છે—તમે સૌ આશનોપર બેસો ને પછી કુશળ વાર્તા કરો. શા વાસ્તે બધા ભેગા મળી અહી આવ્યા છો ? તમે બધા બ્રહ્મા ને રૂદ્ર સહિત ખેદ પામેલા, રાંક મનવાળા ને ચિંતાતુર કેમ જણાઓછો ? જે કાર્ય હોય તે મને જલદી કહો.[૧૮–૩૦] દેવતાઓ કહે છે—હે મહારાજ ? અસાધ્ય, અતિ પાપી ને વરદાનથી અભિમાનવાળો મહાપાપી મહિષાસુર અમને પીડા કરે છે. બ્રાહ્મણોએ આપેલા યજ્ઞના ભાગોને એ મહિષાસુર ભોગવે છે ને ભયથી વ્યાકુળ થયેલા દેવતાઓ પર્વતોની ગુફામાં ફર્યા કરે છે. હે વિષ્ણો ! બ્રહ્માના વરદાનથી એ દૈત્ય અજીત થઈ પડયો છે જેથી એ કાર્ય મોટુ સમજીને અમે આપના શરણે આવ્યા છીએ. હે કૃષ્ણ ! હે અસુરોની માયાના જાણનારા ! એ અસુરને ઉખેડી નાંખવા આપ. શક્તિવાળા છો. હે સુરારિનિષુદન ! એ પાપીના મોતનો ઉપાય કરો. કોઈ પણ પુરૂષ વ્યક્તિથી તેનુ મોત નહી થાય એવુ તેને બ્રહ્માનું વરદાન છે ને એવી કુવારી સ્ત્રી તો કોણ હોય કે એ પાપીને રણમાં રોળે. એ મહાપાપી ને વરદાનથી બળવાળા મહિષાસુર ને મારવામાં પાર્વતી, લક્ષ્મી, ઈન્દ્રાણી ને

સરસ્વતી એઓમાંથી કોણ શકિતવાળાં છે ? હે ભક્તવત્સલ ! હે ભૂધર ! આપ એ પાપીનાં મૃત્યુનો વિચાર બુદ્ધિથી ગોઠવી અમારૂં દેવતાઓનુ કાર્ય કરો.[૪૮—૨૬] વ્યાસ કહેછે—દેવતાઓની વાણીનુ શ્રવણ કરી કેમ જાણે હસતા હોય તેમ શ્રીવિષ્ણુએ તેઓના પ્રતિ કહ્યું કે " આપણે પ્રથમ સંગ્રામ કર્યો હતો તેમાં એ પાપી મુવો નહી. જો આપણા સૌ દેવોના તેજમાંથી એક મહા તેજવાળી સ્ત્રી પ્રગટ થાય તો તે મહિષાસુરનો સંગ્રામમાં બળાત્કાર કરીને પણ વધ કરે. જો આપણી શક્તિઓના અંશોમાંથી એ વિચિત્રરૂપવાળી સ્ત્રી પ્રગટ થાય તો તે સ્ત્રી આ વરદાનથી ઉદ્ધત બનેલા ને સંકડો માયાઓના રચનારા મહિસાસુરને મારવા યોગ્ય થાય. જેમ આપણી સૌની સર્વ શકિતઓના અંશો એકઠા મળીને તેજનો એક મોટો પુંજ થાય તેમ આપણે અને આપણી સ્ત્રીઓએ પણ પોતપોતામાં વિદ્યમાન શકિતના અંશોની સ્તુતિ કરવી અને સૌના અંશોરૂપે જે સ્ત્રી ઉત્પન્ન થાય તેના હાથમાં આપણે રૂદ્રઆદિ સઘળાએ પોતપોતાનાં ત્રિશુલ આદિ દિવ્ય આયુધો આપવાં. સઘળાં આયુધોને ધરનારી ને સર્વનાં તેજવાળી એ સ્ત્રી દુરાત્મા અને મદોન્મત્ત તે પાપી મહિષાસુરનો સંહાર કરશે.[૨૭—૩૨] વ્યાસમુનિ કહે છે—આવી રીતે પરાશક્તિની સ્તુતિ કરવાનો વિષ્ણુ સૌ દેવતાઓ સાથે મળી સંકલ્પ કરવા જતા હતા તેવામાં તો તરજ વિરંચીના મુખમાંથી પોતાની મેળેજ અસહ્ય તેજના અંબારરૂપ સમૂહ બહાર નીસરી પડયો. હે જન્મેજય રાજા ! જરાક શીત ને ઉષ્ણ કિરણોના સમુદાયથી ચળકતું ને શુભ આકૃતિવાળુ રાતા વર્ણવાળુ તેજ બ્રહ્માના મુખમાંથી નીકળ્યું તેને મહાત્મા વિષ્ણુ અને સદાશિવે 'દીઠું'. મહા પરાક્રમવાળા ઉભય દેવ એ દેખી ચકિત થઈ ગયા. સાક્ષાત્ બીજા તમોગુણના અવતારરૂપ ભયંકર પર્વત સરખું, દેવતાઓને વિસ્મય કરનારા દાનવોને ભય કરનારૂં ને જોયું જાય નહી એવું અસહ્ય મહા દારૂણ તથા રૂપાના જેવા વર્ણવાળું મહા ઉગ્ર અદ્દભૂત તેજ તે વેળા સદાશિવના મુખમાંથી પણ નીસર્યું. આ પછી વિષ્ણુની કાયામાંથી કેમ જાણે તેજનો બીજો સમુદાય હોય નહીં તેવુ, શ્વેતવર્ણવાળું, સત્વગુણવાળું અને મહા કાન્તિવાળું તેજ બહાર નીસર્યું. પછી વિચિત્ર ભયંકર વર્તુલાકાર ને સકળ ગુણોથી શોભતું તેજ ઇન્દ્રદેવનાં શરીરમાંથી બહાર નીકળ્યું. ત્યાર પછી કુબેર યમ અગ્નિ વરૂણ ને અન્ય દેવતાઓની કાયાઓમાંથી પણ મહા ચળકાટવાળું મહાતેજ નીકળ્યું. જ્યારે એ સઘળાં તેજો નીસર્યાં ત્યારે તેનો એક મહા પ્રકાશવાળો ગોળો બની ગયો. કેમ બીજો હિમાલય હોય નહી તેવા એ દિવ્ય તેજના મોટા સમુદાયને દેખીને વિષ્ણુ વિગેરે સૌ દેવતાઓ ચકિત થઈ ગયા. હજી સઘળા દેવતાઓ તે તેજપુંજને જોઈ રહ્યા છે તેવામાં તો તે તેજપુંજમાંથીઅતિશ્રેષ્ઠનેવિસ્મયપમાડનારી એક સુંદર સ્ત્રી પ્રગટ થઈ. સર્વ દેવતાઓનાં શરીરોમાંથી સત્વ રજને તમ એ ત્રણ ગુણ

૧ કાત્યાયન ઋષિના આશ્રમમા ભાદ્રમાસની કૃષ્ણપક્ષની ચતુર્દશીને દિને અથવા પૂર્ણિમાવાળા માસની ગણત્રીએ આશ્વિન માસની કૃષ્ણપક્ષની ચતુર્દશીને દિવસે આ મહાલક્ષ્મીનો અવતાર થયો હતો. તે મહાલક્ષ્મીએ આસોમાસમા નવરાત્રીની અષ્ટમીના દિવસે મહિષાસુરનો વધ કર્યો નવમીના દિવસે દેવતાઓએ તેની પૂજા કરી નૈવદ્યાદિ કર્યા ને વિજયાદશમીના દિવસે તેનું વિસર્જન કર્યું આમ કાલિકાપુરાણમા કહ્યુ છે.

વાળી, અષ્ટાદશ ભુજાઓવાળી, રૂપાળી, ત્રણ વર્ણવાળી, સૃષ્ટિને મોહ ઉપજાવનારી, ધોળાં મુખવાળી, કાજળથી કાળાં નયનો વાળી, રાતાં ઓષ્ટ વાળી, નાના પ્રકારના અલંકારોના શણગાર વાળી, સહસ્ત્ર બાહુના સંભવ વાળી, રાતી હથેળીઓ વાળી તથા એવી મનોહર આકૃતિ વાળી સુંદરી મહાલક્ષ્મી દેવી મહિષાસુરને મારવા સારૂ પ્રગટ થઈ.[૪૪-૪૬] જન્મેજય રાજા બોલે છે—હે વ્યાસ ! હે મહા ભાગ્યશાળી ? હે સર્વજ્ઞ ! હે મુનિસત્તમ ! મહાલક્ષ્મીની ઉત્પત્તિ વિષે મને વિસ્તારથી વાત કરો. શું સઘળા દેવતાઓનું તેજ એકઠું થયું કે નોંખુ નોંખું રહ્યું ? એ મહાલક્ષ્મી દેવીનાં મુખ નાસિકા ને નેત્રો વિગેરે તેજોમય અંગો જુદા જુદા ભાગમાંથી થયાં કે એ તેજના ભેગા સમુદાયમાંથી થયાં ? હે વ્યાસ ! તમે મને મહાલક્ષ્મીનાં શરીર ને અંગોની ઉત્પત્તિ વિષે વિસ્તારથી કહો. જે જે અંગ જે જે દેવતાના તેજમાંથી થયું હોય તથા જે જે દેવતાઓ જે જે પ્રકારે આયુધો ને અલંકાર આદિ આપ્યાં હોય તે તમામ સાંભળવાની મારી અભિલાષા છે. હે મહારાજ ! તમારાં મુખ કમળમાંથી ઝરતાં મહાલક્ષ્મીનાં ચરિતામૃતનું પાન કરી મને તૃપ્તિજ થતી નથી.[૪૭-૫૨] સૂત પુરાણી કહે છે—હે શૌનકાદિક મુનિઓ ! જન્મેજય રાજાની આવી વાણી સાંભળી સત્યવતીના પુત્ર વ્યાસજી રાજાને રાજી કરવા સારૂં આ પ્રમાણે કહી રહ્યા.[૫૩] વ્યાસ કહે છે—હે ભાગ્યવાળા ભૂપતિ ! હે કુરૂશ્રેષ્ઠ ! હું તમને મારી જેવી બુદ્ધિ પહોંચે તે પ્રમાણે મહાલક્ષ્મીનાં શરીરની ઉત્પત્તિ વિષે કહું છું તે સાંભળો. જો કે મહાલક્ષ્મીનું બરાબર સ્વરૂપ વર્ણન કરવામાં તો બ્રહ્મા—વિષ્ણુ—રૂદ્ર—ઈન્દ્ર પણ શક્તિવાળા નથી તો પછી તે મહાલક્ષ્મી જે રૂપવાળાં ને જેવાં હતાં તે હું કેમ જાણ્યા વિના કહી શકું ? તેઓની ઉત્પત્તિ થઈ એમ જે હું બોલી ગયો છુ તે પણ બોલવા માત્રજ છે કારણ કે ખરૂં જોતાં તો એ દેવી સર્વદા સનાતની છે. દેવકાર્યોની સિદ્ધિ અર્થે તે દેવી જેવી કાર્યની ગુરૂતા હોય છે તે પ્રમાણે નાનારૂપતા કે એકરૂપતાને ધારણ કરી પ્રાદુર્ભૂત થાય છે. જેકે નટનો સ્વભાવ એકજ છે ને તેનું રૂપ પણ એકજ છે. છતાં તે નાટયશાળામાં પ્રેક્ષકોની પ્રસન્નતા વાસ્તે પોતાની માયાથી વિવિધ રૂપો ધરે છે તેમ મહાદેવી પણ નિરાકાર ને નિર્ગુણ છે છતાં પોતે પોતાની માયારૂપ લીલા માત્રથી નાના પ્રકારનાં ગુણ—રૂપો ધારણ કરે છે. તે મહાદેવીએ જે જે લીલાઓ કરીછે તે તે લીલાઓના અનુસારથી તે તે ધાતુઓના અર્થોનો યોગ કરતાં મહાકાળી, તારા, સુંદરી, ભુવનેશ્વરી ને દુર્ગા આદિ ઘણાં ગૌણ નામો મહાલક્ષ્મીનાં ઘણાંક હોય છે. આમ છતાં હે જન્મેજય ! દેવતાઓનાં તેજોમાંથી જે પ્રકારે તેમનું મનોહર સ્વરૂપ પ્રગટ થયુ છે તે વિષે મારી મતિના પ્રમાણમાં કહું છુ. મહાલક્ષ્મીનુ મુખકમળ મહાદેવનાં તેજમાંથી થયું હતું કે જે શ્વેત વર્ણવાળું, રૂપાળું ને મહાવિશાળ હતુ. મહાલક્ષ્મીનો કેશ કલાપ યમદેવના તેજમાંથી થયો હતો કે જે સ્નિગ્ધ, વાંકી અણીવાળો, ઘણો લાંબો ને મેઘ સમાન કાળો તથા મનોહર હતો. મહાલક્ષ્મીનાં ત્રણ નયનો અગ્નિના તેજમાંથી થયાં હતાં કે જે અનુક્રમે શ્યામ રક્ત ને શ્વેત હતાં સંધ્યાના તેજમાંથી કાળી તેજવાળી સ્નિગ્ધ ને કામદેવના બાણ સરખી વાંકી તેમની બે ભ્રકૂટીઓ થઈ હતી. મહાલક્ષ્મીના કર્ણો વાયુના તેજમાંથી થયા હતા

કે જે બહુ લાંબા નહીં તેમ બહુ ટુંકા નહી એવા સરખા ને કેમ જાણે કામદેવના હિંડો ળા હોય નહી તેવા હતા. કુબેરના તેજમાં થી તેમની નાસિકા થઈ હતી કે જે સ્નિગ્ધ વર્ણવાળી, મનોહર ને તિલનાં કુસુમો સરખી આકૃતિવાળી હતી, દક્ષ આદિ પ્રજાપતિઓના તેજમાંથી મહાલક્ષ્મીની દંતપક્તિઓ થઇ હતી કે જે સુંદર કાંતિ વાળી, ઉત્તમ અગ્રી-ઓવાળી, લીસી, સમાન, ને મોગરાનાં પુષ્પો-ની અણિઓ સરખી હતી. અરૂણના તેજમાં-થી ઘેરો લાલ તેમનો નીચલો હોઠ થયો હતો. કાર્તિકેયના તેજમાંથી ઉપલો રમણીય હોઠ થયો હતો. વિષ્ણુના તેજમાંથી મહા-લક્ષ્મીની અઢાર ભુજાઓ થઈ હતી કે જે સર્પાકાર હતી. વસુઓના તેજમાંથી રાતી આંગળીઓ થઈ હતી. ચદ્રમાના તેજમાંથી બે દિવ્ય સ્તનો થયા હતાં. ઇન્દ્રના તેજમાંથી ત્રણ વળીયાં વાળું મધ્યમ સ્થળ થયુ હતું. વરૂણના તેજમાંથી જાગ તથા સાથળ થયાં હતાં. પૃથ્વીના તેજમાંથી વિપુલ નિતંબ થયો હતો. આ પ્રકારે સુંદર આકૃતિવાળી, સુદર રૂપવાળી ને અત્યન્ત સુદર સ્વરવાળી મહા-લક્ષ્મી દેવી સઘળા દેવોનાં તેજથી પ્રગટ થઇ સઘળાં સુદર અગોવાળી, સુંદર દાંતોવાળી તે મનોહર નેત્રવાળી એ દેવીનાં દર્શન કરીને મહિષાસુરથી અકળાયેલા સઘળા દેવો વિનોદ પામ્યા. પછી વિષ્ણુએ સર્વ દેવતાઓ પ્રતિ વાણી કરી કે " હે દેવતાઓ ! તમે બધા હવે એ દેવીને પોતપોતાનાં સુદર ભૂષ-ણો તથા આયુધો સોંપી દો. પોત પોતાનાં આયુધોમાંથી બીજાં સુંદર તેજાળાં અનેક આયુધો ઉત્પન્ન કરો અને તુરત આ મહા-લક્ષ્મી દેવીને આપો. ૫૪–૭૦

स्वायुधेभ्य. समुत्पाद्य तेजो युक्तानि मन्वत।।
समर्पयन्तु सर्वेश्च देव्यै नानायुधानि च ।।७६।।

ઇતિશ્રી મહાપુરાણે દેવી ભાગવત વિષે પચમ સ્કંધમાં અધ્યાય ૮ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### દેવીને દેવોએ આયુધાદિક આપ્યાં.

व्यास उवाच—
देवा विष्णु वच श्रुत्वा सर्वे प्रमुदिता स्तदा।।
ददुश्च भूषणा न्याशु वस्त्राणि स्वायुधानि च।।१।।

વ્યાસ બોલ્યા—વિષ્ણુની વાણી સાંભળી સઘળા દેવો પ્રસન્ન થયા. તેઓએ વસ્ત્રો અ-લકારો ને આયુધો સત્વર દેવીને આપ્યાં, ક્ષીરસાગરે પ્રેમથી દિવ્ય ઝીણાં રાતાં ને નવાં બે કોરાં વસ્ત્રો આપ્યાં, અને એક સુદર ચળ-કતો હાર આપ્યો. અત્યન્ત પ્રસન્ન થયેલા વિશાળ હૃદયવાળા વિશ્વકર્મા દેવતાએ તે દે-વીને કોટિ સૂર્ય સરખી કાન્તિવાળો તેજસ્વી મસ્તકની શોભારૂપ ચુડામણિ, કર્ણમાં ધર-વાનાં દિવ્ય કુંડળો, કરમાં પહેરવાનાં અનેક રત્નોથી શોભાયમાન દિવ્ય કડાં તથા બાજુ-બધો ને સુદર કકણો આપ્યાં, તથા સુદર રત્નોથી જડેલાં ચળકારા મારતાં સુદર રળી-યામણાં તથા સુદર ઝણઝણાટ વાળાં બે ઝાં-ઝરો ચરણમાં ધરવા સારૂ દીધાં. તે ઝાંઝરો સૂર્ય સરખાં તેજસ્વી હતાં. વળી તેમણે તે દેવીને કઠને શોભારૂપ એક કઠમણિ ને આં-ગળીઓમાં ધરવાની સુદર તેજથી ઓપવાળી વીંટીઓ વિગેરે આપ્યુ. વરૂણદેવે મહાદેવીને એક વૈજયતી માળા આપી કે જેનાં કમળ કરમાય નહી એવી ખુશબોદાર હતી તથા જેની પાછળ પાછળ ગધલોભી ભ્રમરાઓ

* આ અધ્યાયમા મહાદેવીને દેવાએ વસ્ત્રાલ-કાર આયુધાદિ અર્પણ કરીને પછી તેની પ્રીતિયુક્ત ભાવથી પૂજા કરી એ વાર્તા આવશે.

ફરતા હતા એવી હતી. હિમાલયે પ્રસન્ન થઈ નાના પ્રકારનાં રત્નો તથા સ્વારી કરવા સારૂં સોનેરી રંગનો સુંદર મનોહર સિંહ આપ્યો. તે મહાદેવી જગદમ્બા કે જે દિવ્ય અલંકારોના શણગાર વાળી, સિંહ ઉપર સ્વારી વાળી, સઘળાં સુંદર લક્ષણોવાળી ને અત્યન્ત રૂપાળી હતી તે મહા શોભાવાળી દેખાવા લાગી. વિષ્ણુએ મહાલક્ષ્મીને બીજું સુદર્શન ચક્ર ઉત્પન્ન કરી દીધું કે જે ચક્ર હજાર અણીઓવાળું, અત્યન્ત ચળકારા મારતું, ને દૈત્યોનાં માથાંઓને કાપનારૂં હતું. સદાશિવે પોતાનાં ત્રિશુળમાંથી દેવીને ત્રિશુળ ઉત્પન્ન કરી આપ્યુ કે જે દૈત્યોને કાપનારૂં હતું. વરૂણદેવે પોતાના શંખમાંથી એક શંખ ઉત્પન્ન કરી દીધો કે જે શંખ ઘણો ધોળો ને મંગળકારી હતો. અગ્નિદેવે પ્રેમથી પોતાની સાંગમાંથી એક સાંગ પ્રગટ કરી દીધા કે જે સાંગ મનોવેગી તથા દૈત્યોનો ઘાણ વાળનારી હતી. વાયુએ મહાદેવીને એક ધનુષ્ય આપ્યું કે જે બાણોથી ભરપૂર ભાથાંઓ વાળું ચકિત કરનારૂં, કઠોર ઘોરવાળું, બીજાં કોઈથી પણ તાણી શકાય નહી તેવું બાણ આપ્યું. ઈન્દ્ર દેવે પોતાના વજ્રમાંથી અતિ ભયંકર વજ્ર ઉત્પન્ન કરી દેવીને આપ્યું તથા ઐરાવતના ઘંટામાંથી સારા ગણગણાટવાળી ઘંટા ઉત્પન્ન કરી દેવીને આપી યમ દેવે દેવીને પોતાના કાળદંડમાંથી બીજો કાળદંડ ઉત્પન્ન કરી દેવીને આપ્યો કે જે કાળદંડથી યમ રાજા સમય આવતાં પ્રાણીઓનો નાશ કરેછે. પછી બ્રહ્માએ ગંગાજળ ભરીને એક ઉત્તમ કમંડલુ દીધું, વરૂણે રાજી થઇને પોતાનો પાશ આપ્યો તથા એક દિવ્ય ને મનહર કમળ દીધું. હે રાજા ? પછી કાળે ભગવતીને ઢાલ તરવાર દીધા ને વિશ્વકર્માએ પાણીવાળી ફરશી આપી. કુબેરે મદિરા પૂરિત કનકની સુંદર પ્યાલી આપી. પછી વિશ્વકર્માએ ફરી ખુશી થઇને એક કૌમોદકી નામની ગદા દેવીને આપી કે જે ગદા સેંકડો ઘંટોના નાદ વાળી તથા અસુરોનો પ્રલય કરનારી હતી. આ શિવાય તેણે નાના પ્રકારનાં રૂપવાળાં આયુધો તથા કોઈપણ તોડી શકે નહીં એવુ અક્ષય કાવ્ય પણ જગંદબાને દીધાં. સૂર્ય દેવે જગદમ્બાને પોતાનાં કિરણો આપ્યાં. પછી મહાલક્ષ્મી દેવી કે જે આયુધોવાળી અલંકારોવાળી ત્રિલોકીને મોહ ઉપજાવનારી ને મંગળ આકૃતિવાળી હતો તેનાં દર્શન કરીને દેવતાઓ તેની આ પ્રમાણે સ્તુતિ કરી રહ્યા. દેવો દેવીની સ્તુતિ કરે છે—હે મંગળરૂપ, કલ્યાણમય ભગવતી અને જગતનાં માતાજી! આપ કે જે શાન્તિ, પુષ્ટિ, રૂદ્રાણી, કાળરાત્રી, કાળરાત્રી, ઇંદ્રાણી, સિદ્ધિ, બુદ્ધિ વૃદ્ધિ, અને વૈષ્ણવી છો તેને અમે વાર વાર વંદન કરીએ છીએ. આપ કે જે પરાશક્તિરૂપ પૃથ્વીમાં રહ્યાં છો, તથા આપ કે જેને આ પૃથ્વી જાણી શકતી નથી આપ કે જે પૃથ્વીની અંદર રહીને પૃથ્વીને નિયમમાં રાખે છે તેને અમે નમસ્કાર કરીએ છીએ. અમે આપ શક્તિરૂપને પ્રણામ કરીએ છીએ કે જે શક્તિ મંગળરૂપ છે તથા માયામાં રહ્યાં છો તથા જેને માયા ઓળખી શક્તી નથી છતાં જે રહીને માયાને પ્રેરણા કરે છે. હે માત્તા ! અમારૂં ભલું કરો. શત્રુઓથી ત્રાસ પામેલાઓનું અમારૂ રક્ષણ કરો. જે પાપી મહિષાસુર ખળ છે, માયાવી છે, ભયકર છે, સ્રીનાથીજ મરે તેવો છે, વરદાનથી અભિમાનવાળો છે તથા જે નાના પ્રકારનાં રૂપો ધરી દેવતાઓને દુઃખ આપનારો છે અને શઠ છે તે મહિષાસુરને હે મા ! તમે તમારાં તેજથી

મોહિત કરીને મારો. હે ભક્તવત્સલ ! આપજ સઘળા દેવતાઓનું એકજ શરણછો. હે દેવી ! અમે દાનવોથી પીડા પામીએછીએ આપ અમારૂ રક્ષણ કરો. અમે આપને નમસ્કાર કરીએ છીએ.[૨૩-૨૯] વ્યાસ કહે છે—દેવોએ આ પ્રમાણે દેવીની સ્તુતિ કરી ત્યારે તેઓના પ્રતિ પ્રાણીમાત્રને સુખ આપનારાં જગદમ્બિકા મંદ હાસ્ય કરીને મંગળ વાણી બોલ્યાં.[૩૦] જગદમ્બા વદે છે—હે દેવો ! તમે મંદબુદ્ધિવાળા મહિષાસુરનો ભય તજો કારણ કે વરદાનથી છકી ગયેલા તે પાપી દાનવનો હુ વધ કરીશ.[૩૧] વ્યાસમુનિ વદે છે—દેવતાઓને આટલું કહીને એ દેવી ઉચ્ચ સ્વરથી "આશ્ચર્યની વાત છે કે ભ્રમ અને મોહે આ સંસારમાં સઘળા જગતને ઘેર્યું છે. પોતે મહાત્માઓ છે છતાં પણ એ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર ઇન્દ્ર વિગેરે દેવતાઓ મહિષાસુરના ત્રાસથી થરથરે છે ! ! અહો ! મોટા મોટા દેવતાઓ પણ જેને જીતી ન શકે એવુ દૈવનું મહા બળ છે ' પ્રાણી માત્રને સુખદુખ આપવામાં સઘળાનો નિયામક કાળ શક્તિવાળો છે. જુઓ ! આ દેવતાઓ કે જે સૃષ્ટિ સ્થિતિ ને સંહાર કરવાની શક્તિઓવાળા છે છતાં પણ માત્ર મહિષાસુર સંતાપે છે તેને લઈને અત્યારે ક્લેશથી અકળાઈ ગયા છે " આવા ખ્યાલો આવતાં હસી પડયાં ને પછી એ દેવીએ એવો તો દૈત્યોને ત્રાસ પમાડે તેવો મમહા ઉગ્ર અટ્ટાટ્ટ હાસ કર્યો કે એ અદ્‌ભૂત નાદ સાંભળતાંજ ધરતી કંપવા લાગી. અચળો અસ્થિર થઈ ગયા. મહાસાગરોમાં ખળભળાટ થઈ રહ્યો ને સઘળી દિશાઓ ગાજી ઉઠી. એ મહાનાદ સાંભળી સઘળા દાનવો ત્રાસ પામ્યા ને ખુશી થયેલા સૌ દેવતાઓ "જય હો ! જય હો ! રક્ષા કરો ! રક્ષા કરો ! એ ભગવતીપ્રતિ વિનવવા લાગ્યા. પછી મહોન્મત્ત મહિષાસુર પણ એ નાદ સાંભળી અતીવ કોપે ભરાયો, શબ્દની શંકાવાળા મહિષાસુરે 'આ શું થયું ' એમ બોલી દાનવો પ્રતિ કહ્યું કે " હે દાનવો ! આ શબ્દ કયાંથી થયો તેનો તપાસ કરવા તુરત જાઓ ! શ્રવણને પીડાકારી આ શબ્દ કોણે કર્યો હશે ? દેવ દૈત્ય કે બીજા ગમે તેણે આ શબ્દ કર્યો હોય તેને એકદમ પકડીને મારી પાસે હાજર કરો. મહોન્મત્ત થયેલા જે પાપીએ આવી ગર્જના કરી હશે તેને હુ મારી નાખીશ. એ અલ્પ આયુષ્યવાળા પાપીને હું યમલોકમાં પહોંચતો કરીશ. દેવલોકો હાર્યા છે ને ત્રાસ પામ્યા છે તેથી આ શબ્દ તેઓમાંથી કોઇનો સંભવતો નથી અને દાનવો પણ મારા આધીન છે તેથી આવો નાદ કરી શકે નહીં. આમ છતાં આવી શઠતા કરી હશે ? તમે જાઓ ને આ શબ્દનુ કારણ મેળવી મને કહો. પછી એ દુરાત્મા અને વ્યર્થ પરિશ્રમ આપનારા ગર્જના કરનારાને હું ત્યાં આવી ને હણી નાખીશ.[૩૨-૪૪] વ્યાસમુનિ કહે છે—મહિષાસુરની આજ્ઞા થતાં તેના દુતો તપાસ કરવા ગયા ત્યારે તેઓએ સઘળા સુંદર ગાત્રોવાળી, અષ્ટાદશ બાહુવાળી, દિવ્યાકારવાળી વિચિત્ર અલંકારોના શણગારવાળી, સઘળાં ઉત્તમ લક્ષણોવાળી, ઉત્તમ અસ્ત્રોને ધરવાવાળી ને વારવાર મધુપાન કરવાના ઈરાદાથી હાથમાં સુંદર પ્યાલા વાલી સર્વોત્તમા જગદમ્બિકાને દીઠી, તે દેવીને દેખવામાત્રમાંજ ઘણો ભય પામેલા ને સંશયવાલા દાનવ દુતો સત્વર મહિષાસુર પાસે ગયા ને ભયંકર નાદના કારણનો આ પ્રમાણે તેને વાત કરી.[૪૫-૪૬] દૈત્યો વદે છે—હે દૈત્યરાજ ! જેણે સઘળા અંગોમાં અલંકારો પહેરેલા છે ને જે સ-

ર્ણ પ્રકારનાં રત્નોથી શોભાયમાન છે એવી કોઈ પ્રૌઢા દેવાંગના અમે દીઠી છે. એ સ્રી નથી મનુષ્ય લાગતી તેમ નથી અસુર પણ જણાતી. સિંહની સ્વારીવાળી,, આયુધોવાળી, ને અઢાર હાથવાળો એ નારી આ નાદ કરે છે ને મદથી ઉન્મત્ત સરખી દેખાય છે. એ સ્રી ફરીફરી મધપાન કરતી જોવામાં આવે છે, એ સ્રીને પતિ હોય એમ અમે માનતા નથી. ગગનમાં ઉભા ઉભા ને આનંદ પામતા પામતા દેવતા લોકો "અમારૂં રક્ષણ કરો, જય પામો! શત્રુને મારો" એમ એ સ્રીની સ્તુતિ કરતા દેખાય છે. એ સર્વોત્તમા સુંદરી કોની છે? શું કારણથી ત્યાં ઉભી છે! તે શું કરવા ઇચ્છે છે? એની કાંઈ ખબરજ પડતી નથી- અમે એનાં તેજમાં અંજાઈ ગયા હતા જેથી બરાબર જોઈ પણ ન શકયા. એ અપુર્વ સ્રી કે જે શૃગારમૂર્તિ, વીરમૂર્તિ, હાસમૂર્તિ, રૌદ્રમૂર્તિ, ને અદ્‌ભૂત રસવાળી છે તેને દેખીને અમે તેને બોલાવ્યા વગર અહીં પાછા ફર્યા છઈએ. હવે તમારી આજ્ઞા હોય તેમ કરીએ.[૪૯-૫૪] મહિષાસુર બોલે છે—હે મંત્રી શ્રેષ્ઠ! હે વીર! તું મારી આજ્ઞાથી સેના લઇને ત્યાં જા. તે સુંદરીને સામદામાદિથી સમજાવજે ને મારી પાસે અહીં તેડી લાવજે, સામ દામ ને ભેદથી તે સ્રી ન સમજે અને ન આવે તો પછી તે મરી ન જાય એવી યુક્તિથી તેને મારી પાસે તેણીને લાવજે. મારે એ અણીયાળી ભમરવાળી ભામાને પટરાણી બનાવવી છે. જો એ હરિણાક્ષી પ્રેમથી આવતી હોય તો રસભંગ ન થાય એવી રીતેજ મારૂં ઇચ્છિત કાર્ય તું કરજે. એના રૂપવૈભવની વાર્તા સાંભળી આજે હું મોહવશ થઈ ગયો છુ.[૫૫-૫૮] વ્યાસ મુનિ કહે છે—મહિષાસુરનાં નમ્ર વચનો શ્રવણ કરીને તે મંત્રીપ્રવર ગજ અશ્વ ને રથો સાથે લઈને ત્યાં જવા વિદાય થયો. તે ત્યાં પહોંચ્યો ને દુર ઉભો ઉભો સારી રીતે વિવેક વિનય સાચવી પ્રણામ કરી એ દેવીને મધુર વાણીથી વિનવવા લાગ્યો.[૫૯-૬૦] પ્રધાન કહે છે—હે પ્રિયભાષિણી! તું કોણ છો ને અહી કેમ આવી છો? હે ભાગ્યવંતી! હે સુનયની! મારા સ્વામી મહિષાસુર કે જેણે સઘળા દેવોપર વિજય કર્યો છે, જેમનો વધ કોઇ પુરૂષથી થાય તેમ નથી ને બ્રહ્માના વરદાનથી જેઓ અભિમાનવાળા છે તે તુને મારા દ્વારાએ આ વાત પુછાવે છે. તું કે જે સુંદર આકૃતિવાળી ને મનોહર છો તેને આવેલી જાણીને મારો સ્વામી મહિષાસુર કે જે દાનવોના ઇશ્વર છો, બળવાળો છે, તથા સ્વેચ્છાનુસાર રૂપો ધરનારો છે તે તારાં દર્શનની ઈચ્છા રાખે છે, અને તે મનુષ્ય રૂપ ધારીને તારા પાસે આવશે. તારી જે જે ઇચ્છાઓ હશે તે અમે મંજુર રાખસું હે મૃગશાવ નયની! જો તને ઇચ્છા હોય તો તે વિદ્યાવાળા રાજા પાસે આવ. અથવા તારામાં ભક્તિવાળા એ રાજાને હુ અહી બોલાવી લાવુ. હે સુંદર સાથળવાળી? હવે જેમ તુ કહે તેમ હુ કરૂ.[૬૧-૬૬]

तर्हेहि मृगशावाक्षि समीपं तस्य धीमत ॥
नोचेदिहानयाम्येनं राजानं भक्ति तत्परम् ॥
करभोरु वदाशु त्वं संविधेयं मया तथा ॥

ઈતિ શ્રી મહાપુરાણ ભગવતી ભાગવતમાં પાંચમા સ્કંધમાં અધ્યાય નવમો સંપૂર્ણ.

# અધ્યાય ૧૦ મો.*

## દેવિ અને દુતનો સંવાદ.

व्यास उवाच—

इतितस्य वचःश्रुत्वा प्रहस्य प्रमदोत्तमा ॥
तमुवाच महाराज मेघगंभीरया गिरा ॥ १ ॥

વ્યાસ વદે છે—હે જન્મેજય ! તે દુતની વાણી સાંભળી ઉત્તમ સુંદરી દેવી હાસ્ય કરીને તેનાપ્રતિ મેઘસદૃશ વાણીથી બોલ્યાં[1] દેવી કહે છે—હે મંત્રીપ્રવર ! સકળ દાનવોનો સંહાર કરનારી હું સઘળા સુરોની જનની છું. મારૂ મહાલક્ષ્મી એવુ નામ છે. મહિષાસુરથી અકળાયેલા ને યજ્ઞના ભાગો ગુમાવી બેઠેલા દેવતાઓએ મારી સ્તુતિ કરી છે તેથી હાલ એ મહિષાસુરને મારવાનો શ્રમ લેવા હું અહીં આવેલી છુ. હું એકલીજ છું ને મારે કોઈ સેના નથી. હુ તારા પર ખુશી છું કારણ કે તેં સામ સહિત સત્કાર કરી મને મધુર સ્વરથી મારી સાથે વાતચિત કરી છે. જો એમ ન બન્યુ હત તો હુ હમણાં તને કાળાગ્નિ સરખી નજર કરીતને મારી નાંખત. મીઠી વાણીથી કોણ પ્રસન્ન ન રહે ? હમણાં તુ એ દુરાત્મા મહિષાસુર પાસે જા ને તેને મારા આવાં વચનો કહે કે "જો તારો જીવવા વિચાર હોય તો તુ પાતાળમાં ચાલ્યો જા અને જો તેમ નહીં કરે તો હું તને પાપીને આરાધીને સગ્રામમાં મારી નાંખીશ. મારાં બાણોથી તારૂં શરીર કપાતાં તારે યમલોકમાં જવુ પડશે. હે મૂઢ ! તારા મરવા પછી દેવતાઓને સ્વર્ગ મળશે. પ્રથમથી તને હું આટલી ચેતવણી દઉ છું એમાં મારી દયાવૃત્તિ જાણીને તુરત પાતાળમાં જતો રહેજે. જ્યાંસુધી મારાં શસ્ત્રો તારાં ઉપર પડયાં નથી ત્યાંસુધીમાં તું સમુદ્રસહિત પૃથ્વીને તજી રસાતળમાં ચાલ્યો જા. હે દાનવ ! તારે જો સંગ્રામ કરવા રૂચિ હોય તો તમામ વીરલોકોને લઇ તુરત મારી પાસે આવ એટલે હું તને યમલોકમાં રવાના કરી દઉં. હે મહામૂર્ખ ! મેં તારાં જેવા અગણિત દાનવોને યુગે યુગે માર્યા છે તેમ હમણાં પણ તને હું યુદ્ધમાં હણી નાખીશ. તારાં શસ્ત્રો તુ સફળ કર નહીં તો તેને પકડવાનો વૃથા પરિશ્રમ સેવ માં. કામદેવથી અકલાયેલો તું મારી સાથે યુદ્ધ કર. હે પાપી ! બ્રહ્માના વરદાનથી મગરૂર થા માં કારણ કે તારૂં મૃત્યુ સ્ત્રીથી થવાનુંજ છે. તેં દેવોને પીડા કરી છે જેથી મારે બ્રહ્માનાં વચનનુ પાલન કરવું જોઈએ તેથી આવું આશ્ચર્યકારક સુંદરીનું રૂપ ધરીને તને અપરાધીને મારવા સારૂં હું આવી છું. હે મૂર્ખ ! જો તો જીવનની ઈચ્છા કરતો હો તો પૃથ્વી ને સ્વર્ગને છોડી દઈ તુ સત્વર તારી રૂચિ અનુસાર સર્પોનાં નિવાસ સ્થાન રૂપ રસાતળમાં જા." ૧-૧૬ વ્યાસ મુનિ કહે છે—આ પ્રકારે ભગવતીની વાણી સાંભળી એ બળવાળા દાનવે કહ્યું. ૧૭. સ્ત્રી સ્વભાવને છાજે તેવુ તું મદગર્વિત થઈ બક છે. હે દેવી! કયાં તુ ? ને કયાં મહિષાસુર! તારૂં ને તેનું યુદ્ધ ઘટતુજ નથી. તું એકલી છો અને હજુ ફુટતાં યૌવનવાળી છો તથા કુમળી છો ને આ મહિષાસુર તો મહા કાયાવાળો છે જેથી તારૂં ને તેનું યુદ્ધ સંભવતું નથી. એ મહિષાસુરના તાબામાં ઘણા હાથી ઘોડાવાળું અસંખ્ય રથોવાળું તથા પાયદળોએ ઉપાડેલાં અગણિત આયુધોવાળુ મહા શોભાવાળું સૈન્ય છે. હે સુંદરી? તને સંગ્રામમાં મારવામાં મહિષાસુરને જરાપણ શ્રમ થાય તેવું નથી. મોટા હાથીને મા-

* આ અધ્યાયમા મહિષાસુરનો મંત્રી અને દેવી એ બેનો સંવાદ કહેવામા આવશે.

લતી પુષ્પને કચરી નાંખવામાં શું શ્રમ જણા-ય? જો હું સ્વલ્પ પણ કડવું વચન કહું તો એ શૃંગાર રસને ઉલટું ગણાય જેથી અને ર-સભંગનો ભય ભાસે છે. અમારા રાજા મહિ-ષાસુરની દેવતાઓના દુશ્મનની તારા સાથે પ્રીતિ છે જેથી મારે તારા પાસે સામદામવાળું વાકય વદવું જોઇએ નહીં તો અત્યન્ત અસ-ત્ય વાદિની મિથ્યા અભિમાનનાં ડહાપણવા-ળી મે રૂપયૌવનના ગર્વવાળી ને તને તો હમણાંજ બાણથી હણી નાંખું. તારાં સર્વથી સુંદર રૂપને દેખીને મારો સ્વામી તારામાં મોહી ગયો છે તેથી તેનુ ભલુ કરવા સારૂ મીઠાં મીઠાં વચનોથી મારે તને મનાવવી પડે છે. હે વિશાળ ચક્ષુઓવાળી! રાજ્ય ને લક્ષ્મી તમામની સ્વામિની તું બની જઇશ ને મહિ-ષાસુર તો તારો સેવક બની રહેશે વાસ્તે મ-રણ ઉપજાવનારા આ ક્રોધને તજી તુ રાજા સાથે પ્રીતિ કર. હે ભામિનિ ? હે સુંદર હાસ્ય કરનારી! ભક્તિભાવને લીધે હું તારાં ચરણ-માં નમુ છુ વાસ્તે તુ મહારાજા મહિષાસુરની મહારાણી થા. તને કોઈપણ પ્રકારના પ્રતિ-બંધ વિના ત્રિલોકીનો વૈભવ મળશે. વળી મ-હિષાસુરને પતિ બનાવતાં સંસારનાં સઘળાં સુખો તને સાંપડશે. ૧૮-૨૭ ભગવતી કહે છે— હે મંત્રી! શાસ્ત્રોક્ત રીતિને અનુસરી ચાતુરી નો વિચાર કરી સમગ્ર વાકયોના સારરૂપ ઉ-ત્તમ ઉપદેશ હુ તને કહું છું તે શ્રવણ કર. તારી સાથે વાર્તાલાપના પ્રસંગથી મને અ-ત્યારેજ ખબર પડી કે તું ખરેખરો પાડા-નોજ પ્રધાન છે. જોતું પાડાનો પ્રધાન ન હોત તો તારી ઢોરના સમાન બુદ્ધિ ને પશુના સમાન સ્વભાવ કેમ હોત? તારા સરખા મં-ત્રીઓ વાળો તે રાજા પણ બુદ્ધિ વાળો ક્યાં-થીજ હોઈ શકે? તારો ને એનો યોગ દૈવથીજ થયો છે. તું મને કહી ગયો છો કે "તારો સ્વભાવ સ્ત્રીનો છે" પરંતુ હે મૂર્ખા! તું વિ-ચાર કર કે મારામાં પુરૂષનો સ્વભાવ હોવાને લીધે શું હું પુરૂષરૂપ પણ નથી! છુંજ. કા-રણવશાત્ મેં આ સ્ત્રીનો વેષ લીધો છે ને તારો સ્વામી મહિષાસુર તો હું ધારૂં છું કે મોટો મૂર્ખ છે કે જેણે પોતાનું મોત સ્ત્રીના હાથથીજ માગી લીધું છે. તે મહિષાસુરને વીરરસનું જ્ઞાનજ નથી કારણ કે નપુંસક હોય તેનેજ સ્ત્રીના હાથથી મરવું પ્રિય લાગે પણ શુરા મરદને તો એ સંતાપ કરનારૂં થઈ પડે. પોતાની ઇચ્છાથી આવું મોત તારા સ્વામી મહિષાસુરે માગ્યું છે. એ કારણને લ-ઈને હું કે જે સ્ત્રીરૂપ થઈ આવી છું તેને ધ-ર્મશાસ્ત્રથી સઘળાં તારાં વચનો કેમ ભય કરે? વિપરીત વિધિ થાય છે ત્યારેજ તૃણ વજ્ર સરખું થાય છે ને વજ્ર તૃણ સરખુ થાય છે અને જ્યારે દૈવ પાંસરૂં હોય ત્યારે વજ્ર પણ એક રૂ સરખું બની જાય છે. જેનો કાળ આવી પહોંચ્યો હોય તેને સેના, શસ્ત્રો, કાવાદાવા ને કિલ્લાઓથી શું લાભ થાય તેમ છે? કાંઈ પણ ફળ થાય નહીં. કાળયોગે શરીરનો યોગ જ્યારે જીવને બને છે ત્યારે તેજ ક્ષણમાં તેનાં સ-ઘળાં સુખ દુખ ને મરણ લખાઈ જાય છે. જેવી રીતે જેનુ મરણ દૈવ લખ્યુ હોય છે તેવી રીતેજ તેનું મરણ થાય છે પણ બીજા કશા પણ પ્રકારથી થતુ જ નથી. એવો સિદ્ધાંત છે. જે કાલમાં જે નિમિત્તે લખાયાં હોય તે કાલમાં તેજ નિમિત્ત બ્રહ્મા આદિ દેવતાઓનાં પણ જન્મ મરણ થાય છે તો પછી બીજા-ઓનાં જન્મ મરણમાં તો શું વિચાર કરવો ઘટે છે! વરદાન આપનારા બ્રહ્માદિ પણ મ-રનારા છે તો તેઓનાં વરદાનથી અભિમાની થઇને પોતાને અમર માની બેસે એ તો મંદ

ને મૂઢ બુદ્ધિવાળા જીવો જાણવા જોઈએ. વાસ્તે તું તારા રાજા પાસે જા ને મારાં આ વચનો તુરત કહે. પછી તારો રાજા જેમ તને આજ્ઞા આપે તેમ તું કરજે. હું તો કહું છુ કે જો તારે જીવનની ઈચ્છા હોય તો ઈન્દ્રને સ્વર્ગ સોંપીને જે દેવતાઓને યજ્ઞના ભાગ પામતા કરીને પાતાળમાંજતો રહે. એ પાપી મહિષાસુરને મારી સાથે લડવા ઈચ્છા હોય તો ભલે મારી સાથે સગ્રામ કરે. ને મરવાને તૈયાર થાય. મહિષાસુર એમ માને છે કે બ્રહ્માદિ દેવતાઓને તો મે યુદ્ધમાં હરાવ્યા છે પણ તેમાં તો બ્રહ્માના વરદાન રૂપ દેવ કારણ રૂપ થયુ હતુ. ૨૯–૪૫

વ્યાસ વદે છે—આ પ્રમાણે દેવીની વાણી સાંભળી દાનવે મનમાં વિચાર્યું કે "યુદ્ધ કરવુ સારૂ છે કે રાજાની પાસે જવું મને સારૂ છે! રાજાએ કામાતુર થઇને વિવાહ વાસ્તે મને મોકલ્યો છે તો તે કાર્યને બગાડી મારાથી રાજા પાસે કેમ જવાય! કકાસ કર્યા વિના જવુ એ પણ ઉત્તમ છે. જેવો આવ્યો તેવોજ જઇને આ બધી વાર્તાની રાજાને હુ ખબર કરૂ. પછી રાજા જેમ કરવુ હશે તેમ કરશે. કારણ તે સ્વતંત્ર છે. રાજા પોતે બુદ્ધિવાળો છે તેથી ડાહ્યા સચિવો સાથે સલાહ કરીને જ કાર્ય કરશે. આથી એકદમ આના સાથે મારે યુદ્ધમાં ઉતરવુ ઠીક નથી. કોણ જાણે હુ હારૂ કે જીતુ? બને પ્રસગમાં કદાચ રાજાને ખોટુ લાગી જાય તો તેની ખબર પડે. કદાચ આ સ્ત્રી મને મારી નાખે અથવા હુ તેને મારી નાંખુ તો એ બેય રીતિમાં રાજાને કચવાણ પડે તેવુ છે વાસ્તે હાલ તો મારે ત્યાં જવુ ને આ દેવીએ જે જે વચનો કહ્યાં છે તે સધળાં વિસ્તારથી રાજાને સભળાવવાં. રાજાને જેમ ઠીક લાગશે તેમ કરશે" આમ નિશ્ચય કરી તે મંત્રી મહિષાસુર પાસે જઈ પ્રણામ કરી બે હાથ જોડી તેને કહેવા લાગ્યો કે "સિંહ ઉપર સ્વારી વાળી, અઢાર હાથ વાળી ને સર્વોત્તમ શસ્ત્રો વાળી એ રૂપાળી સુંદરીને મેં કહ્યું કે 'તું મહિષાસુર ને વર ને ત્રિલોકીના અધિપતિ એ મહારાજાની વહાલી મહારાણી થા. તેની તું પટરાણી થઈશ એમાં શકા નથી. એ રાજા તારી આજ્ઞા પાળશે ને તને આધીન રહેશે. હે સુદર ગાત્રવાળી! તુ મહિષાસુરને પતિ બનાવીને બહુ કાળ સુધી ત્રિભુવનનો વૈભવ ભોગવ ને સઘળી સ્ત્રી સૃષ્ટિમાં ભાગ્યવતી થા." હે મહારાજા! મેં આ પ્રમાણે તે સ્ત્રીને સમજાવી ત્યારે મારી વાણી સાંભળી ગર્વના આવેશથી મોહ પામેલી ને વિશાળ આંખોવાળી તે સ્ત્રી મંદ મદ હસીને મને કહેવા લાગી કે "પશુઓમાં અધમ ભેંશના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલો મહિષ છે તેનુ દેવતાઓનુ કલ્યાણ કરવાની ઈચ્છાથી હુ દેવીને બળિદાન આપીશ. હે મદબુદ્ધિ? એવી કોણ મૂર્ખ સ્ત્રી હોય કે જે પાડાને પોતાનો પતિ કરે! મારા સરખી નારી પશુપર પ્રેમ કરીને પશુ થાય એવુ કેમ બને! એ તો શીગડાં વાળી ભેસજ ગાંગરતી ગાંગરતી શીગડાંવાળા પાડાને પતિ કરે. હુ કાંઇ ભેસ જેવી રેઢીયાર નથી જેથી હુ તો મદિરામાં આસક્ત બનેલા મહિષાસુરને રણમાં રોળીશ. જો તે જીવવા ઈચ્છતો હોયતો પાતાળમાં જાય હે રાજા! એ એ મદથી ઉન્મત્ત બનેલી સ્ત્રીએ મને આવાં વચનો કહ્યાં તે સાંભળી હું આપના પાસે આવેલો છું. રસભંગ ન થાય એવા વિચારથી મે યુદ્ધ કર્યું નથી. વળી તમે મને યુદ્ધ કરવાની આજ્ઞા આપી ન હતી જેથી હું વૃથા ઉદ્યમ કેમ કરી શકું? હે રાજા! એ નારી

મદોન્મત્ત તો ઘણીજ છે. આમાંથી શું પરિણામ નીકલશે એ ભવિષ્યની મને ખબર પડતી નથી. તમારી ઈચ્છાના આધારે આ કાર્ય હવે રહ્યું છે. આ વિષય સંબંધી વિચારમાં અમારી મતિ કામ કરતી નથી. સંગ્રામ કરવો ઠીક છે કે સલાહ કરવી ઠીક છે એ બાબતનો નિશ્ચય મારી મતિમાં આવતો નથી. ૪૬-૬૬

**कार्ये स्मिंस्त्वं प्रमाणं नो मंत्रोतीव दुरासदः॥**
**युद्धं पलायनं श्रेयो न जानेहं विनिश्चयम्॥६६॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પાંચમા સ્કન્ધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો,*

### દેવપાસે તામ્રદૈત્ય ગયો.

**व्यास उवाच-**

**इति तस्य वचः श्रुत्वा महिषो जदविव्हलः॥**
**मंत्रिवृद्धान समाहूय राजावचन मब्रवीत् ॥१॥**

વ્યાસ કહે છે-દૂતનાં વચનો સાંભળી મદથી ચચલ થયેલા મહિષાસુરે વૃદ્ધ મંત્રીઓને બોલાવ્યા ને આ પ્રમાણે વચન કહ્યાં.[૧] મહિષાસુર કહે છે-હે સચિવો ! આપણે હવે કેમ કરવું ? તમે નિશ્ચય કરીને તુરત જણાવો. કેમ જાણે શાંબરી ( શંબરાસુરની ) માયા ન હોય એવી દેવોની રચેલી માયા આવેલી છે કે શું ? તમે કાર્યમાં ચતુર છો ને પ્રતિકારમાં પ્રવીણ છો વાસ્તે સામ દામ ભેદ કે દંડ એ ચારમાંથી આપણે શું ઉપાય લેવો તે કહો. ૨-૩ મંત્રીઓ કહે છે-હે નૃપસત્તમ ? બોલવાના બે પ્રકાર છે. એક સત્ય ને બીજો પ્રિય પ્રથમ એ બેમાંથી કયો પ્રકાર કલ્યાણકારી છે એનો પ્રથમ નિશ્ચય કરવો જોઇએ. પછી સમજુ માણસે એ બેમાંથી એક પ્રકારનો આશ્રય કરવો. સત્ય વચન રાજાઓનું હિત કરનારૂં છે ને પ્રિય વચન રાજાઓનુ અહિત કરનારૂં છે. લોકમાં અપ્રિય લાગે છે છતાં ઔષધોપાન રોગનો નાશ કરે છે. હે રાજા ! સાચી વાતના સાંભલનારા ને માનનારા જેમ વિરલા હોય છે તેમ કહેનારા પણ દુર્લભ છે. મીઠું મીઠું બોલનારા તો ઘણા હોય છે. આથી આ ગંભીર પ્રશ્નમાં અમે શું બોલી શકીએ ? સારાં કે બુરાં ભાવિની ત્રણે લોકમાં કોને ખબર પડે છે.૪-૭ મહિષાસુર કહે છે-તમે બધા પોતપોતાની શક્તિ પ્રમાણે જેનો જેવો મત હોય તેવા જુદા જુદા અભિપ્રાય દર્શાવો. પછી સૌના અભિપ્રાયો સાંભળી હું વિચાર કરીશ. ડાહ્યા લોકોએ ઘણાઓના વિચાર જાણી પછી તે પર વારંવાર વિચારો કરીને જે ઉત્તમ હોય તે આચરવુ જોઈએ.૮-૯ વ્યાસ કહે છે-મહિષાસુરની આવી વાણી સાંભળી રાજાને ખુશી કરવાની ટેવવાળો મહા બળવાળો વિરૂપાક્ષ આ પ્રમાણે બોલ્યો. ૧૦ વિરૂપાક્ષ વદે છે-હે રાજા ! એ સ્ત્રી હલકી છે તેથી એમ મદથી ઉન્મત્ત બની બોલે છે પણ તે ફક્ત બીવરામણીજ છે એમ સમજવું. સ્ત્રીઓની ખોટુ બોલવું ને સાહસ કરએ ટેવજ છે એમ જાણનારો કોણ પુરૂષ સ્ત્રીનાં યુદ્ધ કરવાનાં અભિમાનવાળાં વચનો સાંભળી ભય પામે. મેં ત્રિલોકીને જીતી છે તેથી આજ સ્ત્રીના ભયથી જો હું ગરીબાઇ કરૂં તો જગતમાં મારી અપકીર્તિ થાય એટલા વાસ્તે હુ એકલોજ યુદ્ધ કરવા સારૂં એ દેવીના સમિપે જઇશ ને તેને મારીશ. હે મહારાજા! તમે હવે એ બાબતમાં ભય રાખશો માં. અથવા સેનાસહિત હું ત્યાં જઈશ ને એ હા-

* આ અધ્યાયમાં મહિષાસુરે સભા ભરી વિચાર કરી તામ્રદૈત્યને ભગવતીના પાસે વિષ્ટિએ મોકલ્યો.

રૂણ વિક્રમવાળી ને ક્રોધે ભરાયેલી ચંડિકાને અનેક શસ્ત્રોથી હણી નાંખીશ. તે સ્ત્રીને નાગપાશથી બાંધીને તમારા પાસે હાજર કરીશ એટલે તે તમારા તાબે થઈ જશે. હે રાજા? તમે મારૂ બળ જુવો. [૧૧-૧૬] વ્યાસ કહે છે— વિરૂપાક્ષનાં વચન સાંભળીને દુર્ધર નામના દૈત્યે નીચે પ્રમાણે કહ્યું [૧૭] દુર્ધર કહે છે—હે રાજા! બુદ્ધિવાળો વિરૂપાક્ષ ખરૂં કહે છે પણ હવે મારો પણ યોગ્ય મત આપે સાંભળવો જોઈએ. અને અનુમાનથી એમ જણાય છે કે તે સ્ત્રી કામાતુર થઈ છે. રૂપના ગર્વવાળી નાયિકાઓ આવીજ હોય છે. તમને ભય બતાવીને એ સ્ત્રી વશ કરવા ચાહે છે જેઓ ઉત્તમ રસવેત્તાઓ હોય છે તેઓજ આથી રૂપના ગર્વવાળી નાયિકાઓના આવા હાવભાવના ભેદોને સમજી શકે છે. આવી આડી ઉક્તિઓજ કામિનીને પતિનાં સુખનો લાવો આપનારી છે. કામશાસ્ત્રમાં પ્રવીણ પુરૂષોજ સ્ત્રીઓના અંદરના ભેદોને પારખી શકે છે પરન્તુ બધાં માણસોને તેની ગમ પડતીજ નથી. એ સ્ત્રીનાં "તમને યુદ્ધભૂમિમાં મારીશ" એવાં વાકયોનો તાત્પર્ય કોઈ બીજો છે એમ કામશાસ્ત્રમાં કુશલ પુરૂષો સમજી શકે છે સ્ત્રીઓના કટાક્ષ, પુષ્પાંજલિ, વ્યંગ વચનોજ બાણરૂપે કહેવાયાં છે કારણ કે હે રાજા! તમારા પર બીજાં બાણો છોડવાની એની શું સત્તા છે? બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર આદિમાં પણ જે શકિત નથી તે શકિત એવી સ્ત્રીમાં હોવીજ સંભવતી નથી. તે સ્ત્રીએ તો "તારા રાજાને કટાક્ષરૂપી બાણોથી મારીશ" એમ મંત્રીને કહ્યુ છે પરન્તુ આપણા મંત્રીને રસની ગમ નથી તેથી તેઓ અવળુ સમજ્યા છે. વળી એ સ્ત્રીએ કહ્યુ છે કે 'તારા સ્વામીને યુદ્ધમય પથારીમાં હું પાડીશ" ત્યાં તેનાં વચનનો એવો ભેદ જાણવો જોઈએ કે, 'વિપરીત રતિમાં હું નીચે પાડીશ" વળી તેણે કહ્યું છે કે "તારા રાજાને પ્રાણ રહિત કરીશ" તો ત્યાં એવા શબ્દોનો એવો સંકેત છે કે "હું વીર્યરહિત બનાવીશ." કારણ કે બાણ એવુ વીર્યનું પણ નામ છે જેથી એ વચનનો એના શિવાય બીજો કશો અભિપ્રાય નથી, એ ઉત્તમ સ્ત્રી પોતાની વાણીમાં વ્યંગ શબ્દોનો પ્રયોગ કરીને તમને વરવા ચાહે છે. રસનાં પુસ્તકોમાં જેઓ પ્રવીણ હોય છે તેઓ પણ આ વાતને વિચાર કરીનેજ સમજી શકે તેમ છે. હે મહારાજા! આમ સમજીને આપે રસને જેમ અનુકુળ હોય તેમ કરવું ઉચિત છે ને એ સ્ત્રીને તાબે કરવાના ઉપાય સામ ને દામ બેજ છે. બીજો નથી. તે સ્ત્રી ગર્વવાળી કે ક્રોધવાળી ગમે તેવી હશે તો પણ તે જે શબ્દોથી વશમાં આવશે તેવાં મીઠાં વચનોથી હું તેને તમારી પાસે ખડી કરીશ. હે રાજા! અધિક? હુ શુ કહુ! હમણાંજ હું તેને તમારી પાસે દાસીના સમાન વશમાં રહે તેવી તેને કરી દઈશ. [૧૮-૨૦] વ્યાસ કહે છે—દુર્ધરનાં આવાં વચનો સાંભલી તત્વવેત્તા તામ્ર દૈત્ય આ પ્રમાણે કહેવા લાગ્યો. [૨૧] તામ્ર દૈત્ય કહે છે—હે રાજા! મારૂં વચન કે જે કારણોવાળું, ધર્મવાળું, રસવાળુ, ને નીતિવાળું છે તે આપ સાંભળો. એ વિચિત્ર નારી નથી કામાતુર કે નથી તમારામાં આસકત અને એણે જે જે વચનો કહેલાં છે તે દુર્ધરના અભિપ્રાય પ્રમાણે વ્યંગ વચનો નથી. હે મહાભુજાવાળા! વિચિત્ર સૌન્દર્યવાળી એ મનોહર નારી કોઇના આધાર વિનાની એકલી આવી છે એ વાત નવાઈ પમાડે તેવી દેખાય છે. વળી ત્રિલોકીમાં અઢાર હાથવાળી તથા

વિક્રમવાળી મનોહર સ્રી કોઈના જેવા સાંભળવામાં આવતી નથી. જે શસ્રો તેણે ધરેલાં છે તે પણ તેના જેવાંજ પ્રબળ દેખાય છે. હું કાળગતિરૂપ કારણવાળું આ સઘળું વિપરીત દર્શન કરૂં છું. રાતે મેં કેટલાંક અમંગળ શકુનરૂપ સ્વપ્નો પણ દીઠા છે જેથી મારૂં એમ ધારવું છે કે—આ કોઈ પણ બલા આવી જણાય છે. મે સવારમાં સ્વપ્નમાં શ્યામ વસ્રવાળી રૂદન કરતી એક બાળાને ઘરનાં ચોગાનમાં દીઠી હતી તેથી મને તો આમાં આપણા નાશનોજ વિચાર પ્રગટે છે. હમેશાં રાતે ઘેરઘેર અપશુકનવાળાં પક્ષીઓ પણ બહુજ બોલતાં સભળાય છે તથા બીજા ઘણા ઉત્પાતો પણ દેખાય છે તેથી મારૂં માનવુ છે કે આમાં કાંઈક અચરતકારક કારણ છે. એ સ્રી પૂર્ણ નિશ્ચય કરીનેજ તમારી સાથે લડવાની ચાહના કરે છે જેથી એ નથી મનુષ્ય, નથી ગધર્વ, કે નથી કોઈ અસુરની જાતિની પરન્તુ તેને તો દેવતાઓની રચેલી મોહિની માયારૂપજ માની લેવી જોઈએ. આમ છતાં આમાં આપણે ભય ન રાખવો એવો મારો મત છે. સર્વથા સગ્રામ તો કરવોજ. પછી જે થાવાકાળ હશે તે તો થશેજ. કોણ માણસ શુભાશુભ દૈવની કૃતિને જાણી શકે તેમ છે ? વાસ્તે સમજુ જનોએ બુદ્ધિથી ધૈર્યનો આશ્રય કરી રહેવું જોઇએ. હે રાજા ! પ્રાણીમાત્રનાં જન્મમરણ દૈવનાં હાથમાં છે ને તેમાં ફેરફાર કરવા ત્રિલોકીમાં કોઈ શકિતવાળું નથી.[૩૨-૪૪] મહિષાસુર કહે છે હે તામ્ર ! હે ભાગ્યશાળી ! તું યુદ્ધનો નિશ્ચય કરીને જા. તે અભિમાનિની નારીને ધર્મયુદ્ધથી જીતીને અહીં તેડી લાવ. યુદ્ધ કરતાં પણ એ સુદરી તાબે ન થાય તો તેનો વધ કરજે અને તાબે થાય તો તે જેવું માન ઈચ્છે તેવું માન તું તેને આપજે. હે સર્વજ્ઞ ! તું બહાદુર છો તથા કામશાસ્રમાં પણ કુશળ છો જેથી ગમે તે ઉચિત ઉપાયથી એના પર જય કરજે. હે વીર ! મોટી સેનાવાળો થઈને તુ તુરત ત્યાં જા ત્યાં ગયા પછી વારવાર વિચાર કરી તેને ઓળખી લેજે. એ સ્રી શું કામ આવી છે ? વૈરથી આવી છે કે કામનાથી આવી છે અથવા તો એ કોની માયા છે એ તારે જાણી લેવુ. પ્રથમ એ બાબત નિશ્ચય કરીને તે સ્રી શુ કરવા ધારે છે તે પણ સમજી લેવું પછી બળના પ્રમાણે યોગ્યરીતે તારે યુદ્ધ કરવું. યુદ્ધમાં બીકણપણુ રાખજે માં તેમ નિર્દય પણ થજે માં. જેવું એ સ્રીનું મન દેખ તેવુ વર્તન કરજે.[૪૫-૫૧] વ્યાસમુનિ કહે છે—આવાં મહિષાસુરનાં વચનો સાંભળી કાળને તાબે થયેલા તામ્ર મહિષાસુરને પ્રણામ કર્યા, ને સેનાસ્હિત તે વિદાય થયો. રસ્તામાં ચાલતાં યમલોકનો માર્ગ બતાવનારાં દારૂણ શકુનો તેણે જોયાં. તે પાપીને વિસ્મય થયો. તથા ભય પણ થયો. પછી તેણે ત્યાં જતાં સિહ ઉપર સ્વારીવાળી, સકળ આયુધોરૂપ શણગારવાળી, અને સઘળા દેવતાલોકોની સ્તુતિઓવાળી એવી દેવીને દીઠી તામ્ર વિનયથી વદન કરી સામો ઉભો રહી સામભાવ સાથે મીઠું વચન બોલ્યો કે—“ હે દેવી ! શીગડાંવાળો દૈત્યનો પ્રભુ મહિષાસુર તારાં રૂપ ને ગુણથી મોહિત થયો છે ને તે તારાં પાણિગ્રહણની ઈચ્છા કરે છે. હે વિશાળ ચક્ષુવાળી ! અને કોમળ ગાત્રોવાળી ! દેવોથી અજેય એવો એ મહિષાસુર છે જેથી તેના પર તું પ્રીતિ કર અને તે પતિને પરણીને અદભૂત નંદનવનમાં તુ વિહાર કર. સઘળાં સુંદર અંગવાળા અને સઘળાં સુખનાં સ્થાનવાળા આ દેહને પામીને સઘળા પ્રકારે

સુખ લેવું ને દુઃખને તજવું એવી મર્યાદા છે. હે સુંદર સાથળવાળી ! તેં અનેક આયુધો કેમ ધાર્યાં છે ? તારા કમળ સદૃશ કોમળ કરમાં તો કુસુમોનો કંદુક ધરવાને યોગ્ય છે. તું કે જેની ભ્રુકુટીરૂપ બાણ છે છતાં આ બીજાં બાણને ધરવાનું કેમ પ્રયોજન સમજે છે. કટાક્ષરૂપી બાણ છે તે સપ્રયોજન છે તો પછી બીજા બાણને ધરવાનું તને શું પ્રયોજન છે ? સમજુ માણસો સંસારમાં સંતાપકારક સંગ્રામને કરતાં નથી. લોભને વળગેલાં લોભીજનોજ પરસ્પર વિગ્રહ કરે છે. પુષ્પોથી પણ લડવું સારૂં નથી તો પછી સજેલાં બાણથી સંગ્રામ કરવો એ તો કયાંથીજ સારો હોય ? પોતાનાં અંગોને ત્રોડનારૂ યુદ્ધ કરવું કેને ગમે ? આટલાવાસ્તે હે પાતળાં અંગોવાળી ! તું ખુશી થા ને દેવ દાનવોથી પૂજાયેલા આ મારા સ્વામીને તારો પતિ બનાવ. તારા સઘળા મનોભાવોને એ મહિપતિ પૂર્ણ કરશે ને તું હમેશાં એની મહારાણી થઈને રહીશ એમાં સંદેહ નથી. હે દેવી ! જો તું તું મારાં વચન માનીશ તો ઉત્તમ સુખ પામીશ કારણ કે સંગ્રામમાં તો સંકટો સહન કરવા છતાં પણ વિજયની તો શંકાજ છે. હે સુંદરી ! તું તમામ રાજનીતિની જ્ઞાતા છો વાસ્તે લાખો વર્ષ પર્યન્ત પૃથ્વી પર પરિપૂર્ણ રાજ્યવૈભવો ભોગવ. તને સુંદર કુંવર થશે તો તે યુવરાજ પણ મહારાજા બનશે. વળી એ પુત્રને યૌવનમાં લાડ લડાવીને વૃદ્ધાવસ્થામાં પણ તું સુખી થઈશ.[૪૨–૬૭]

**पुत्रस्ते भविता कान्तः सोपिराजा भविष्यति॥**
**यौवने क्रीडयित्वान्तेवार्द्धक्येसुखमाप्स्यसि॥५७॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પાંચમા સ્કન્ધમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૨ મો*

## દેવી અને તામ્રનો સંવાદ.

**व्यासउवाच-**

**तन्निशम्य वचस्तस्य ताम्रस्य जगदंबिका ॥**
**मेघगंभीरया वाचा हसन्ती तमुवाच ह ॥ १ ॥**

વ્યાસ કહે છે–તામ્ર રાક્ષસનાં વચનો સાંભળીને જગદંબિકા દેવીએ મેઘના સરખી ગંભીર વાણીથી હસતાં હસતાં તેને નીચે પ્રમાણે કહ્યું.[૧] દેવી કહે છે–હે તામ્ર ! મંદબુદ્ધિવાળા, અત્યન્ત કામ વિવશ, અક્કલ વગરના ને મરવાને તૈયાર થયેલા તારા મહિષાસુર સ્વામીને તું મારાં આવાં વચનો કહે કે " તારી માં મોટી ભેંશ જેવી ખડખાનારી, લાંબાપુંછડાવાળી, ને મોટા પેટવાળી હું નથી. દેવનાના અધિપતિ વિષ્ણુ, શંકર, કુબેર, વરૂણ, બ્રહ્મા, ને ઇન્દ્રને પણ પસંદ નથી કરતી તો એ બધાઓને તજીને તારા પશુમાં એવો શું ગુણ દેખીને હું તને વરૂં ? જો હું વરૂં તો લોકમાં મારી હાંસી થાય. હું કાંઈ સ્વયંવર કરવા આવી નથી. કારણ કે મારો પતિ વિદ્યમાન છે. સર્વનો કર્ત્તા, સર્વનો સાક્ષી, ખરૂં જોતાં અકર્ત્તા, નિસ્પૃહ, અચળ, નિર્ગુણ, મમતારહિત, અનંત, કોઈનો આધાર કે આશ્રય નહી કરનારો, સર્વજ્ઞ, સર્વ વ્યાપક સાક્ષી, પૂર્ણ, પૂર્ણકામ, મંગળરૂપ, સર્વમાં નિવાસ કરવામાં સમર્થ, શાન્ત, સર્વ દ્રષ્ટા, ને સર્વ સ્વરૂપ એવા મારા પતિને છોડીને હું એક મહામૂર્ખ પાડાને પરણવાની શું કામ ઈચ્છા કરૂં ? આ વાત ધ્યાનમાં લીધા પછી એ પાડાને લડવું હોય તો ભલે મારી સાથે લડે. તેને હું યમરાજાનું વાહન બનાવીશ. હે પા-

* આ અધ્યાયમાં મહિષાસુરના મંત્રી તામ્ર દૈત્યનો સંવાદ કહેવામાં આવશે.

પી ! તારે જીવવું હોય તો બધા દાનવોને સાથે લઈ પાતાળમાં તુરત પહોંચી જા નહી તો યુદ્ધમાં હું તારો વધ કરીશ. સંસારમાં સદા સરખાં સરખાંનો યોગ સુખ આપનારો છે ને અણસમજણથી કજોડું કરે તો તે કષ્ટ-કારક થઇ પડે છે. તું મને કહે છે કે " મારા સ્વામીને તારા પતિ કર" તેથી તું પણ મોટો મૂર્ખ છે. કયાં હું ! ને કયાં તારો શી ગડાંવ!જો પાડો ? અમારો સંબંધ થવો સંભવેજ કેમ ? તું ભાગી જા અથવા યુદ્ધ કર અને જો જાતો હો તો તે પાડાને કહે જે કે "તને અને તારા ભાઈઓને દેવી ચોક્કસ મારશે. જો તારે જી-વવું હોય તો યજ્ઞના ભાગોને, સ્વર્ગલોકને, ને મૃત્યુલોકને છોડી દે ને સુખી થા." ૨-૧૦ વ્યાસ વદે છે– દેવીએ તામ્રને આમ કહ્યું. પછી એ સમયે દેવીએ ભયંકર ગર્જના કરી. દાનવોને ત્રાસ ઉપજાવનારા એ મહાપ્રલય સરખા નાદના શબ્દથી ધરતી અને પર્વતો કંપવા લાગ્યાં તથા દાનવોની સ્ત્રીઓના ગર્ભો નીકળી પડયા. તામ્ર દૈત્ય એ નાદ સાંભળ-તાંજ ભયભીત થયો ને ત્રાસ પામ્યો. તે ત્યાં-થી ભાગી ગયો ને મહિષાસુર પાસે ગયો. મહિષાસુરના પુરમાં જે દૈત્યો હતા તેઓ પણ પેલા ભયંકર નાદથી ચિંતાતુર તથા બહેરા થઇ ગયા હતા ને પલાયન કરવા પરાયણ થતા હતા. એ વેળાએ દેવીનાં વાહન કેસરી-સીંહે પણ કેશવાળીને પહોળી કરીને ભયંકર ત્રાડવાળો નાદ કર્યો જેનાં શ્રવણથી પણ દા-નવો ભયભીત થઈ ગયા હતા. તામ્ર પાછો આવ્યો એમ જાણીને મહિષાસુર પોતાના મંત્રીઓ સાથે વિચારવા લાગ્યો કે "હવે હું શું કરીશ ? ગઢમાં ગરીને બેસી રહું કે બહાર નીકળીને લડાઈ કરૂં ? ભાગી જતાં પણ કલ્યાણ હોય તો તેનો પણ વિચાર સૌ કરી જુવો. તમે બધા બુદ્ધિશાળી, પરાક્રમવાળા ને સઘળાં શાસ્ત્રોમાં પ્રવીણ છો. કાર્યસિદ્ધિ વાસ્તે જે મંત્ર કરવો હોય તે અતિ ગુપ્ત રાખવો જોઈ-એ. ગુપ્ત રાખવામાં આવેલો મંત્રજ રાજ્યના પાયારૂપ ગણાય છે ને જો તે બહાર પડી જાય તો રાજા ને રાજ્યનો વિનાશ થાય છે વાસ્તે ઉદયના ચાહનારાએ સારા આચાર વાળા સમજુઓની સાથે મંત્ર કરીને તે મંત્ર સર્વથા ગુપ્તજ રાખવો જોઈએ. આ વિષયમાં તમે મંત્રીઓએ દેશ કાળના અનુસાર ની-તિનો નિશ્ચય કર્યા પછીજ કારણો સહિત યો-ગ્ય સલાહના શબ્દો કહેવા ઘટે છે. જે સ્ત્રી દેવતાઓએ રચેલી આવી છે તે એકલી તથા નિરાશ્રય છે તો પ્રથમ તેનાં કારણનો વિચાર કરી જુઓ. એ સ્ત્રી સંગ્રામ કરવા માગે છે તો એથી પછી બીજું શું અધિક આશ્ચર્ય છે ? આમાં સવળું થશે કે અવળું થશે તે તો ત્રિલોકીમાં કોણ જાણી શકે ? વખત પર ઘણાઓ જય પામતા નથી ને સમયપર એકલો હોય તે પણ હારતો નથી. સંગ્રામમાં જયપરાજયની પ્રાપ્તિ દૈવના હાથમાં છે. જેઓ ઉપાયને મુખ્ય માને છે તેઓ કહે છે કે " દૈવ શું છે ? અને કોણે જોયું છે ? વિદ્વાનો પણ દૈવને ' અદૃષ્ટ " નામથી ઓળખાવે છે. દૈવ છે એમ માનવામાં શું પ્રમાણ છે ! કોઈ પણ નથી બાયલા લોકોની આશાનો દૈવ તો માત્ર આશરો છે શણ શક્તિવાળા પુરૂષોને દૈ-વ કોઈ સ્થળે પણ આડુ અવળું જોવામાં આ-વતુ પણ નથી." અરધા શુરા ને અરધા બીકણ મનુષ્યો ઉદ્યમ ને દૈવ એ ઉભયને પ્રધાન માને છે. આ પ્રમાણે આદર પૂર્વક વિચાર કર્યા પછીજ સઘળુ કરવુ જોઈએ.", મહિષાસુરનાં કારણોવાળાં આવાં વચનો સાં-ભળી બિડાલ તામનો રાક્ષસ બે હાથ જોડી

કરી બોલ્યો.[૧૪-૧૬] બિડાલ કહે છે—હે રાજા? એ વિશાળ નેત્રોવાળી નારીની હજુ બીજીવાર યત્નથી પરીક્ષા કરવા જરૂર છે કે એ સ્ત્રી શુ કામ આવી છે, કયાંથી આવી છે ને કોની ભાર્યા છે. મને લાગે છે કે "તમારૂં સ્ત્રીના હાથથીજ સર્વથા મરણ છે એમ જાણી દેવતાઓએ પોતાનાં તેજમાંથી એ સુદર નેત્રવાળી નારી પ્રગટ કરી છે. સઘળા દેવતાઓ સંગ્રામ જોવાની અભિલાષાથી આકાશમાં ઉભા છે ને જ્યારે સમય આવશે ત્યારે એ દેવો એની સહાયતા કરશે. વિષ્ણુ વિગેરે સઘળા દેવો આ સ્ત્રીને આગળ કરીને અમને બધાને મારશે ને પછી આ સ્ત્રી તમને પણ મારશે." દેવતાઓએ આ પ્રમાણે ધારેલું હશે એમ હુ અટકલથી કહુ છુ બાકી શુ થશે તેનુ મને જ્ઞાન નથી. હે સ્વામી ! હમણાં હુ એમ તો નથી કહી શકતો કે તમારે યુદ્ધ ન કરવું. આ દેવતાઓએ કરેલી રચનાના સબધમાં જે કરવાનુ ઘટે તે તમારી ઈચ્છાને આભારી છે. અમે તો સારા સમયમાં આપ સાથે સુખ ભોગવીએ ને નબળા સમયમાં તમારી સાથે સંકટ સહન કરીએ એજ અમારો ધર્મ છે. કારણ કે સેવકોની સદાય એવીજ ફરજ છે. આ કામ મોટુ છે તેથી તેમાં એક મોટો વિચાર થઇ આવે છે કે એ એકલી સ્ત્રી પણ આપણે કે જે સૈન્યવાળા તથા બળનાં અભિમાનવાળા છીએ તેની સાથે યુદ્ધ કરવાને ચાહે છે જો આમાં કાંઈક કૌતુહલ દેખાય છે.[૩૨-૩૯] દુર્મુખ કહે છે—હે રાજા ! જો આપણે હમણાં યુદ્ધ કરશુ તો જય નહીં થાય એવી મને ખબર છે છતાં નાશી જવુ એ તો કીર્તિનો નાશ કરે છે તેથી તેમ કરવું તો ન જોઈએ. ઈન્દ્રાદિના સગ્રામમાં પણ આપણે પલાયમાન કરવા રૂપ કાળું કૃત્ય કર્યું નથી તો તેવું કામ ફકત એકજ સ્ત્રીના સંગ્રામમાં કેમ કરીએ ને એ કોણ કરે ? આટલાં વાસ્તે સંગ્રામ તો કરવો જ ને પછી જે થવાનુ હશે તે મરણ કે જય થાશે. જે ભાવિ ઉપર આધાર રાખી ઉદ્યમ કરનારાને શી ચીતા છે. યુદ્ધમાં મરશુ તો સ્વર્ગ મળશે ને જીતશું તો સુખ મળશે. વાસ્તે એ ઉભય લાભ મનમાં રાખી હમણાં તો યુદ્ધ કરીએ. જો ભાગી જશું તો આબરૂના કાંકરા થશે ને મરણ તો આયુષ્ય આવી રહ્યું હશે ત્યારેજ. આથી મરતાં કે જીવતાં વૃથા ખેદ કરવો ઘટતો નથી.[૪૦-૪૪] વ્યાસમુનિ કહે છે—દુર્મુખની આ વાણી સાંભળી બોલવામાં ચતુર બાષ્કલ નામનો રાક્ષસ પ્રણામ કરી બે હાથ જોડીને મહિષાસુરને નીચે મુજબ કહેવા લાગ્યો.[૪૫] બાષ્કલ કહે છે—હે રાજા ! બીકણજનોને અરૂચિકર જણાય એવાં આ કાર્યમાં આપને કશી પણ ચિતા કરવા જેવુ નથી. હુ એકલો જ એ ચપલ ચક્ષુવાળી ચડિકા સ્ત્રીને મારી નાખીશ. વીરરસનો સ્થીર ભાવ ઉત્સાહ છે તેને સદાય સેવવો જોઈએ, કારણ કે ભય તો ભયાનક રસનો સ્થાયી ભાવ હોવાથી વીરરસનો વૈરી છે. આટલા કારણથી હે મહારાજા ! હુ ભયને તજીસ ને આશ્ચર્યકારક યુદ્ધ કરીશ. ને તે ચંડીને યમસદનમાં પહોંચાડી દઈશ. યમદેવ, ઈન્દ્રદેવ, કુબેર, વરૂણદેવ, વાયુ, અગ્નિદેવ, વિષ્ણુ, શિવ, ચદ્રમા, ને સૂર્ય એઓમાં કોઈથી હુ ભય પામતો નથી ત્યારે મિથ્યા અભિમાનવાળી આ એકલી સ્ત્રી તો કોણ માત્ર છે ? હુ તેને શિલાથી સજેલાં બાણોવડે હણી નાંખીશ. તમે આજ મારૂં ભુજબળ દેખો ને સુખેથી મરજી મુજબ વિહાર કરો. તમારે એની સાથેના સંગ્રામમાં આવવા

જરૂર નથી.[૪૧–૫૨] વ્યાસ કહે છે—જ્યારે મદથી ઉન્મત્ત થએલો બાષ્કલ આ પ્રમાણે મહિષાસુર સાથે મંત્ર કરતો હતો ત્યારે તુરતજ ત્યાં દુર્ધર નામનો દાનવ મહિષાસુરને નીચે પ્રમાણે કહેવા લાગ્યો.[૫૩] દુર્દ્ધર કહે છે—હે મહિષરાજ ! દેવતાઓ નિર્મિત કરેલી કારણને લઈ આવેલી ને અઢાર ભૂજાવાળી એ ભવ્ય દેવીને હું જીતી લઈશ. હે રાજા ! તમને બીવરાવવા સારૂ સુરોએ માયા કરી એ બીવરામણુ રચ્યું છે જેથી બીવરામણું છે એમ સમજીને તમારા મનની મુઝવણ મેલી દીયો. આ મેં રાજનીતિ કહી બતાવી ને હવે મંત્રીઓનાં કેવાં કાર્યો હોવાં જોઈએ એ વિષે સાંભળો. હે દાનવરાજા ! મંત્રીઓ ઘણા પ્રકારના હોય છે તેમાં કેટલાએક સત્વગુણી હોય છે, કેટલાએક રજોગુણી હોય છે ને કેટલાએક તમોગુણી હોય છે. તેમાં સત્વગુણી મત્રીઓ એકાગ્ર મનવાળા, ધર્મમાં પરાયણ, ને નીતિશાસ્ત્રમાં કુશળ હોય છે તેથીતેઓ પોતાની શક્તિના અનુસાર સ્વામીનાં કાર્યોને કરે છે ને સ્વામીનાં કાર્યને વિરોધ ન આવે તેમ પોતાનાં કાર્યો પણ કરી લે છે. રજોગુણી મત્રીઓ કે જે જુદાં જુદાં મનવાળા ને સર્વદા પોતાનાંજ કામો સિદ્ધ કરવામાં તૈયારી વાળા હોય છે તેઓ કોઇ સમયેજ હૃદયપૂર્વક ધણીનાં કાર્યો કરે છે. નિરતર લોભવશ તથા પોતાનાંજ કાર્યોની સિદ્ધિ કરવામાં સાવધાન એવા તમોગુણી મંત્રીઓ તો સ્વામીનાં કાર્યોનો નાશ કરીને પણ પોતાનાં કાર્યોનેજ સાધનારા હોય છે. આવા તમોગુણી મંત્રીઓ વખત આવે છે ત્યારે શત્રુઓથી લલચાઇને કલહ કરે છે ને ઘરમાં બેઠા બેઠા પોતાના સ્વામીનાંજ છિદ્રોને શત્રુઓમાં ઉઘાડાં કરે છે. મ્યાનમાં સાચવેલી તરવારના સમાન કાર્યને ભાંગી નાખનાર એ મંત્રીઓ સંગ્રામ ઉત્પન્ન થાય છે ત્યારે સ્વામીને દાબ મારી બીવરાવે છે. હે રાજા ! એવા મંત્રીઓનો કયારે પણ વિશ્વાસ કરવા યોગ્ય નથી. એવાઓમાં વિશ્વાસ રાખવાથી સદા કાર્યની અને વિચારની હાનિ નીપજે છે. લોભ પરાયણ, પાપ પરાયણ, શઠ, બુદ્ધિહીન એવા તમોગુણી મંત્રીઓ પર વિશ્વાસ મૂકવામાં આવ્યો હોય તો તે ખલ લોકો શુ શું બુરાં કાર્યો ન કરે ? આમ હોવાથી હું હવે રણક્ષેત્રમાં જઇશ ને તમારૂં કામ કરીશ. હે રાજાધિરાજ ! તમારે કોઈપણ ફીકર રાખવી નહીં. એ પાપી આચાર વાળી સ્ત્રીને હમણાં પકડી લઈશ ને તમારી પાસે હાજર થઈશ. આજ મારૂં બળ ને ધૈર્ય તમારે જોવાનાં છે. મારી સત્તાથી હું આજ આપનું કાર્ય બજાવીશ.[૫૪–૬૫]

गृहीत्वानां दुराचारां मागमिष्यामि सत्वरः ॥
पश्यमेऽद्य बलं धैर्यं प्रभुकार्ये स्वशक्तितः ॥६५॥

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પાંચમા સ્કન્ધમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.*

### બાષ્કલ ને દુર્મુખનો વધ.

व्यास उवाच–

इत्युक्त्वा तौ महाबाहू दैत्यौ बाष्कल दुर्मुखौ ॥
जग्मतुर्मददिग्धांगौ सर्वशस्त्रास्त्रकोविदौ ॥ १ ॥

વ્યાસ કહે છે—એટલા શબ્દો કહીને મદથી ખરડાયેલાં અગવાળા તથા સકળ પ્રકારનાં શસ્ત્ર અસ્ત્રની વિદ્યામાં વિચક્ષણ બાષ્કલ ને દુર્મુખ નામના દાનવો ત્યાંથી ઉપડયા. એ મદોન્મત્ત દૈત્યો યુદ્ધભૂમિમાં ગયા ને મેઘ-

---

* આ અધ્યાયમાં ભગવતી મહાલક્ષ્મીએ બાષ્કલ ને દુર્મુખ દૈત્યોને રણમાં માર્યા એ વાત આવશે.

સમાન શબ્દોથી દેવીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા. દાનવો કહે છે—હે દેવી ! હે સુંદરી ! સઘળા દેવતાઓ પર જેણે વિજય મેળવ્યો છે એવા સઘળા દાનવોના અધિપતિ મહાત્મા મહિષાસુરને તું વર. સકળ લક્ષણવાળો ને દિવ્ય અલંકારોથી શણગારેલો મનુષ્ય દેહ ધરીને તારી પાસે એકાન્તમાં મહિષાસુર આવશે. હે નિર્મળ હાસ્યવાળી સુંદરી ? તને દરેક પ્રકારે ત્રિલોકીનો વૈભવ મળશે વાસ્તે તું મનથી મહિષાસુર પર પ્રેમ કર હે કોયલ સરખી વાણીવાળી ! સંસારનું અદભુત સુખ કે જે સુખ સ્ત્રીઓને વહાલુ છે તે સુખ તને મહાબળવાળા મહિષને વરવાથી પ્રાપ્ત થશે. ૧-૬ દેવી કહે છે- હે મૂઢ ! તું મને કામમોહિત ને અતીવ મંદબુદ્ધિ વાળી સ્ત્રી સમજે છે કે જેથી તું મને ખલ મહિષને વરવાનુ કહે છે ? જે પુરૂષ કુલ ને શીલના ગુણોની સમાન તથા રૂપ, ચાતુર્ય, ક્ષમા આદિ ગુણોથી અધિક હોય છે તેનેજ કુલીન કન્યાઓ વરે છે. દેવ સમાન રૂપવતી કઈ કામાતુર સ્ત્રી પણ પશુરૂપ ને પશુઓમાં પણ અધમ મહિષાસુરને વરે ? હે બાષ્કલ ! હે દુર્મુખ ! તમે બે જણા મહિષરાજ પાસે જઓ ને તે શીગડાંવાળા હાથી સરખા પાડાને મારાં વચનો કહેજો કે " તું રસાતળમાં ચાલ્યો જા. નહી તો મારી સાથે સંગ્રામ કર. સંગ્રામ થશે તો ઇન્દ્ર ભયરહિત થશે એમાં તો સંશય નથી હું તને માર્યા વિના ને યમલોકોમાં તને પહોચતો કર્યા વિના અહીંથી ખસવાનીજ નથી વાસ્તે તારી જેમ મરજી થાય તેમ તું કર. હે ચારપાદવાળા પશુ ! મારા પર જય મેળવ્યા શિવાય તને પૃથ્વીમાં સ્વર્ગમાં કે પર્વતની ગુફામાં પણ વસવાનુ મળશેનહિ.૭-૧૭ વ્યાસમુનિ કહે છે—દેવીની આવી વાણી સાંભળી ધનુષ્યબાણધારી એ બે દાનવોનાં નયનો ક્રોધને લીધે રાતાંચોળ થઈ ગયાં ને તેઓએ લડવાની ઇચ્છા કરી હે રાજા ! આ સમયે દેવી મોટી ગર્જના કરી અભય સરખી રણમાં ઉભી રહી. પછી એ બે દાનવો તીખાં બાણોનો વરસાદ કરવા લાગ્યા. ભગવતી દેવી પણ દેવતાઓનું કાર્ય કરવા સારૂ અતિ મધુર નાદ કરી તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યાં, એ બે દાનવોમાંથી પ્રથમ બાષ્કલ યુદ્ધ કરવા તુરત સામો થયો ને દુર્મુખ દેવીના સન્મુખ ઉભો ઉભો યુદ્ધ જોવા લાગ્યો. આ સમયે દેવીને અને બાષ્કલને બાણ, તરવાર ને પરિઘોના પ્રહારોથી બીકણ મનુષ્યોને ત્રાસ કરનારૂં દારૂણ યુદ્ધ થયુ. પછી ક્રોધે ભરાયાં જગદમ્બાએ એ દૈત્યને મહોન્મત્ત જોઈ ને શિલાથી સજેલાં પાંચ બાણો કાનસુધી તાણીને માર્યાં. બાષ્કલે પણ સજેલાં બાણોથી દેવીનાં એ બાણો કાપી નાંખ્યાં ને સિંહારૂઢ તે દેવી નાપર બીજા સાત બાણો છોડયાં. દેવીએ બાષ્કલનાં બાણોને તોડી નાંખ્યાં ને તે દુષ્ટ બાષ્કલને તીક્ષ્ણને પીળાં દશ બાણો માર્યાં ને પછી તે દેવી ફરી ફરી હસવા લાગ્યાં. પછી અરધા ચંદ્રમા સરખાં શસ્ત્રથી બાષ્કલનુ ધનુષ દેવીએ તોડીએ નાંખ્યુ. બાષ્કલે ગદા લીધીને દેવીને મારવા ધાયો. એ મહોન્મ બાષ્કલ ગદા ઉપાડીને આવતો હતો એટલીવારમાં તો તેને ચંડિકાએ પોતાની ગદા મારી ધરતીપર પાડી નાંખ્યો. ધરતીપર પડેલો પાપી બાષ્કલ ક્ષણવારમાં પાછો ઉભો થયો ને ભારે બળ કરી તેણે ચંડિકાને ગદા મારી. બાષ્કલ દૈત્યને આવતો દેખી દેવીએ ક્રોધ કરી તેની છાતીમાં ત્રિશુલ માર્યું તેથી તે પડી ગયો ને મરી ગયો. બાષ્કલ પડી ગયો ત્યારે તે દુરાત્માનું સૈન્ય ભાગી ગયું ને

આકાશમાં ઉભેલા દેવતાઓ આનંદથી જય જય શબ્દ કરવા લાગ્યા. તે દૈત્ય મરણ પામ્યો તેથી મહાબળવાળો ને ક્રોધથી રાતા ચોળ નેત્રવાળો દુર્મુખ લડાઈ કરવા સારૂં દેવીના પાસે આવ્યો. ધનુષ્ય તથા બાણોને ધરનારો, શોભાવાલો, રથારૂઢ ને જેણે કવચ ધર્યું હતું એવો એ દૈત્ય "હે અબળા! ઉભી રહે જે, ઉભી રહેજે" એમ વારંવાર પડકારા કરતો હતો. એ દૈત્યને આવતો દેખી તેને કોપ ઉપજાવવા વાસ્તે દેવીએ શંખ વગાડયો તથા ધનુષ્યની દોરીનો ટંકાર કર્યો. તે દાનવે તરત વિષમય સર્પો સરખાં બાણો છોડયાં ને તે બાણો દેવીનાં બાણોથી બધાં કપાઈ ગયાં. પછી દેવીએ નાદ કર્યો. હે રાજા! બાણ, સાંગ, ગદા, મુશળ, ને તોમરોના પ્રહારોવાળું દેવી અને દુર્મુખને દારૂણ યુદ્ધ થયુ. તે સમયે રણભૂમિમાં રૂધિરના પ્રવાહવાળી સરિતા ચાલી. તે સરિતાના કિનારાપર પડેલાં માથાંઓ, કેમ જાણે વૈતરણી નદીના કાંઠે નવુ નવું તરતાંશિખવાને લાગેલામોટામોટાયમદુતો એ તરવા સારૂં તુંબડાં ભેગાં કર્યા હોય તેમ શોભવા લાગ્યાં. તે રણભૂમિ આખી નાર વિગેરેથી ખવાતાં શરીરોવાળી તથા ચાલવાનો પણ માર્ગ જેમાં ન હતો એવી અત્યન્ત ભયંકર થઇ પડી. કાગડાઓ, કંક પક્ષીઓ, અયોમુખ, ગૃધ્ર, શકરા, શિયાળીઆં અને કુતરાંઓ દુરાત્માઓનાં શરીરોને ઠોલતાં હતાં તથા એ મૃતદેહોમાંથી દુર્ગંધ મારતો પવન ફુંકતો હતો અને માંસભક્ષી ભક્ષીઓનો કિલ કિલા શબ્દ થઇ રહ્યો હતો. આ સમયે કાળથી મોહિત થયેલા દુષ્ટ દુર્મુખને મહા ભયંકર કોપ ચડયો અને તેણે પોતાનો હાથ ઉંચો કરીને અભિમાનથી દેવીને વચન કહ્યું કે 'હે ચંડિ! હે મહામૂર્ખ! હે સુંદરી! તું ભાગી જા અથવા મદોન્મત્ત મહિષાસુરને સ્વામીકર એમ નહી તો હમણાં તારો વધ કરીશ[૧૪-૩૮]

દેવી કહે છે—તારો કાલ નજીક આવ્યો છે તેથી મોહવશ થઇને તું જેમ આવે તેમ બકે છે. જેમ આ બાષ્કલને માર્યો તેમ તને હમણાં મારી નાંખીશ. હે મૂઢ! તું ભાગી જા ને મરવા ચાહતો હોય તો ઉભો રહે. તારો વધ કરીને એ મૂર્ખ પાડાને પણ હું મારી નાંખીશ.

વ્યાસ કહે છે—દેવીની આવી વાણી સાંભળીને મરવા તત્પર થયેલા દુર્મુખે ચંડિકા ઉપર દારૂણ બાણવૃષ્ટિ કરી. દેવીએ સજાવેલાં બાણોથી તુરત તેનાં બાણો કાપી નાંખ્યાં ને જેમ ઇન્દ્રે વૃત્રાસુર પર પ્રહાર કર્યો હતો તેમ દુર્મુખ ઉપર પ્રહાર કર્યો. બીકણ જનોને ત્રાસ આપનારૂ ને શૂરાઓનાં બળને વધારનારૂ મહા દારૂણ યુદ્ધ એ બે વચ્ચે થયું. દેવીએ દુર્મુખના હાથનું ધનુષ્ય કાપી નાંખ્યું ને તુરત પાંચ બાણોથી તેનો ઉત્તમ રથ પણ ભાંગી નાંખ્યો. રથ ભાંગી પડતાં પાળા થએલા તે વીર દુર્મુખે ભયંકર ગદા ઉપાડી ને ચંડિકાના પાસે ગયો. મહા બળ કરી સિંહના માથામાં તેણે ગદા મારી પરન્તુ એ મહાબળવાળો વનરાજ ગદા વાગવાથી જરા પણ પોતાના સ્થાનમાંથી અસ્થિર થયો નહી. ગદા લઇને સામો આવતો દુર્મુખ ચંડિકાએ જોયો ને તરતજ જગદમ્બાએ સજેલી ધારવાળી તરવારથી મુકુટ સહિત તેનું મસ્તક કાપી નાંખ્યું. માથુ કપાતાં મરી ગયેલો દુર્મુખ પૃથ્વીપર પડી ગયો ને એ સમયે બહુ ખુશી થયેલા દેવતાઓ જય જય શબ્દ કરવા લાગ્યા તથા દેવીની સ્તુતિ કરવા લાગ્યા. પછી આકાશમાં ઉભેલા મુનિઓ, સિદ્ધ લોકો, વિદ્યાધરો, અને કિન્નરોએ દાનવને રણભૂમિમાં મરેલો જોયો તેથી તેઓ બહુ રાજી થયા

અને જયનો ઘોષ કરી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.
**ऋषयः सिद्धगंधर्वा सविद्याधर किन्नराः ॥**
**जहृषुस्तं हतं दृष्ट्वा दानवं रणमस्तके ॥६०॥**
ઇતિ શ્રીમહાપુરાણ દેવી ભાગવત વિષે પાંચમા સ્કન્ધમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૪ મો.*

### તામ્ર અને ચિક્ષુરનો વધ.

**व्यास उवाच–**
**दुर्मुखं निहतं श्रुत्वा महिषः क्रोध मूर्छितः ॥**
**उवाच दानवान्सर्वान् किंजातमिति चासकृत् ॥१॥**

વ્યાસ કહે છે–દુર્મુખનાં મરણના સમાચાર સાંભળીને મહિષાસુર ક્રોધથી આકુળ વ્યાકુળ થઇ ગયો ને સઘળા દૈત્યોને વારવાર "આ તે શુ થયુ ? આ તે શુ થયું" "શું મહા બળવાળા બાષ્કલ અને દુર્મુખ યુદ્ધમાં સ્રીથી મરાયા ? આ કેવુ મોટું આશ્ચર્ય ! આ શી દૈવગતિ ? સર્વદા પરતંત્ર રહેવાવાળાં પ્રાણીઓને શુભાશુભ કર્માનુસાર સુખ દુઃખ આપનારો એક કાળજ બળવાળો છે. અરેરે ! એ ઉત્તમ દાનવો મરાયા ને હવે પછી શું કરવું ? તમે બધા એકમત કરો ને આવી કાર્યની મુઝવણમાં યોગ્ય ઉપાય જણાય તે કહો." હે જન્મેજય રાજા ! મહા બળવાળો મહિષાસુર આમ બોલતો હતો તેવામાં તો તેનો મહારથી સેનાપતિ ચિક્ષુર બોલી ઉઠયો કે "હે હે રાજા ! એ નારીનો હું વધ કરીશ. સ્રીનો વધ કરવો એમાં તે શુ ચિંતા જેવું છે ?" આમ બોલતો પોતાની સાથે સેના લઈ તે ચિક્ષુર રથમાં બેઠો અને પોતાની સાથે મહા બળવાળા તામ્ર દૈત્યને સહાયક કરી આકાશ તથા દિશાઓને ગજાવતો તે ચિક્ષુર યુદ્ધ ભૂમિ તરફ રવાના થયો. મહા મંગલમૂર્તિ જગદમ્બાએ ચિક્ષુરને આવતો જોઈ પોતાની ધનુષ્યની દોરીનો ટંકાર કર્યો, શંખ બજાવ્યો અને મહા અદ્ભૂત ઘંટાનો નાદ પણ કર્યો. એ શબ્દો સાંભળતાં સઘળા દૈત્યો ત્રાસ પામ્યા તથા "આ શું થયું ! આ શું થયું" એમ ભયથી થરથરતા બૂમો પાડતા પાડતા નાશી ગયા. જ્યારે દાનવો ભાગી જતા દીઠા ત્યારે અત્યન્ત ક્રોધે ભરાયા ચિક્ષુરે તેઓને કહ્યું "તમે કેમ ભય પામ્યા છો ? હે દાનવો! ભય તજી અહીં ઉભા રહો. હમણાંજ આ મદોન્મત્ત નારીને રણમાં હું બાણોથી મારી નાંખીશ." આમ હિંમત આપી ધનુષ્યધારી બળવાળો ચિક્ષુર રણમાં આવ્યો ને દેવીના નજદીકમાં આવી નિર્ભયપણે દેવીને કહેવા લાગ્યો કે–[૨-૧૨] ચિક્ષુર કહે છે–હે વિશાળ નેત્રવાળી કૃશાંગિ ! તું શું ગાજી રહી છે ? તારા નાદથી નમાલા લોકો બીવે પણ હું કાંઈ બીવું નહી. હે સુંદર નયનો વાળી ? સ્રી હત્યામાં પાપ લાગે છે ને એથી અપકીર્તિ થાય છે એમ સમજવાથી તારો વધ કરવામાં હું અચકાઉ છું નહી તો હમણાં મારી નાંખું. તારા સરખી સુંદરીઓએ તો કટાક્ષોથી તથા હાવભાવોથી યુદ્ધ કરવું ઘટે પણ કાંઈ શસ્રોથી યુદ્ધ કરવું તને શોભે નહીં. પુષ્પોથી પણ યુદ્ધજ ઘટે તો સજેલાં બાણોથી તો યુદ્ધ કેમજ થાય ? માલતી સરખું પુષ્પ પણ તારા સરખીનાં શરીરમાં ખુચે. મનુષ્ય લોકમાં ક્ષત્રીય ધર્મને અનુસરનારા જીવોના જન્મને ધિક્કાર છે કે જેમાં લડાવેલા આ પ્યારા દેહને સજેલાં શરોથી કાપવો પડે છે. જે દેહને તૈલના અભ્યંગોથી, પુષ્પના પવનોથી અને મીઠાં મીઠાં ખાનપાનાદિથી પોષવો ઘટતો હોય તે દેહને

* આ અધ્યાયમા મહાલક્ષ્મીએ તામ્ર રાક્ષસ ને ચિક્ષુર દૈત્યને યુદ્ધમા મારી નાખ્યા એ કથા કહેવામા આવશે.

શત્રુઓના શસ્ત્રોથી મરાવવો એ સમાન બીજું કયું અવળું કૃત્ય હોય ? મનુષ્યો તરવારની ધારાઓથી દેહને કપાવીને ધનવાળા થાય છે પણ એ ધન કે જે પ્રથમથીજ દુઃખ આપે છે તે પાછળથી શું સુખ આપે તેમ છે ? હે સુંદર સાથળવાળી ? તું પણ મૂર્ખ છે કે આવાં યુદ્ધમાં પ્રીતિ કરી બેઠી છો. સંભોગ સુખનો અનાદર કરી સંગ્રામમાં તેં શું સુખ જોયું છે ! જેમાં જીવતા દેહપર તરવારોના ઘા પડે છે, ગદાઓનું તાડન થાય છે, બાણોથી ભેદન થાય છે અને મરાયા પછી શિયાળીઆં વિગેરે પશુઓ ઉતરડી ઉતરડી ખાય છે એવા સંગ્રામમાં તેં શું આનંદ દીઠો છે ? યુદ્ધમાં મરવુ વખાણનારા કવિઓ ઠગારા છે ને યુદ્ધમાં મરેલાને સ્વર્ગ મળે છે એમ કહેનારાનાં એ કેવળ સ્તુતિ વાકયોજ છે. આમ છે તો હે સુંદરી ? તારી ઈચ્છામાં આવે ત્યાં તું ચાલી જા અથવા તો દેવતાઓને ચપટીમાં ચોળી નાંખનારા મહિષાસુર રાજાને તારો પતિ કર. ૧૩–૨૩ વ્યાસમુનિ વદે છે—આમ બકનારા તે દાનવને જગદમ્બા કહેવા લાગ્યાં કે " હે મૂર્ખ ? બુદ્ધિવાળા અને પંડિતના સરખો ડોળ કરી તું શું આ ખોટું ખોટું બકે છે ? તને નીતિશાસ્ત્ર કે અધ્યાત્મ વિદ્યાનુ ભાજન નથી. તેં વૃદ્ધોની સેવા નથી કરી ને ધર્મનું જ્ઞાન તો તને છેજ નહીં. તેં મૂર્ખની સેવા કરી છે તેથી તું મૂર્ખજ છો. રાજ્ય ધર્મને તું સમજતો નથી છતાં મારા સામો જેમ આવે તેમ શું બકે છે ? સંગ્રામમાં તારા મહિષાસુરને પ્રથમ તો મારી નાંખી લોહીનો કાદવ બનાવીને મારા યશરૂપી સ્તંભને અચળ કરીશ ને ત્યારપછી મારી ઈચ્છા થશે ત્યાં હું ચાલી જઇશ. દેવતાઓને દુઃખ આપનારા હલકા આચારવાળા ને મદોન્મત્ત મહિષાસુર ને મારે મારવો છે. તું યુદ્ધ કરને સાવધ થા. હે મૂઢ ! જો તારે અને મહિષાસુરે જીવવા મરજી હોય તો તમે બે ને બધા દાનવો પાતાળમાં જતા રહો ને જો મરવાનુ મન હોય તો તુરત યુદ્ધ કરો. મેં તમને બધાને મારી નાંખવા હમણાં નિશ્ચય કર્યો છે. " દેવીનાં આવાં વચન સાંભળતાંજ ગર્વવાળા તે દાનવે એકદમ બાણોની વૃષ્ટિ કે જે બીજી મેઘવૃષ્ટિ સરખી હતી તેવી કરી. પોતાનાં સજેલાં શસ્ત્રોથી દૈત્યનાં તમામ બાણો દેવીએ કાપી નાંખ્યાં. પછી દેવીએ વિષમય સર્પાકાર શસ્ત્રોનો પ્રહાર દૈત્યસાથે ભયંકર રીતે કર્યો. એ વેળાએ એક બીજાં ચકિત થાય તેવું યુદ્ધ તેઓએ પરસ્પર કર્યું. પછી જગદમ્બાએ રથમાં બેઠેલા ચિક્ષુરના પર ગદા મારી ને ગદા વાગતાંજ એ દુષ્ટને ઘણીજ ભમરી આવી ગઈ. ચાર પાંચ ઘટિકા પર્યન્ત તો તે શત્રુના રથમાંજ પડયો રહ્યો. ચિક્ષુરને મૂર્ચ્છાવશ દેખી શત્રુઓની સેનાને સંતાપ આપનારો તામ્ર દૈત્ય ચપળતાથી ચંડિકાને મારવા સારૂં ધાયો. ચંડિકા તામ્રને આવતો જોઈ હસતાં હસતાં બોલ્યાં કે " હે દાનવોત્તમ ? અહીં આવ અહીં આવ. તને યમપુરીમાં પહોંચાડી દઉં. તમે રાક્ષસો તો નિર્બળ ને અલ્પ આયુષ્યવાળા છો તો તમારા આવવાથી શું ફળ છે ! તમારો સ્વામી મહિષ કેમ નથી આવતો. શું એ મૂઢ મહિષ ઘરમાં ઘલાઈ બેસી જીવતાં રહેવાનો ઉદ્યોગ કરે છે ? તમને નબળા લોકોને મારવાથી શુ ફળ છે ? કારણકે જ્યાં સુધી પાપી, દેવતાઓનો શત્રુ, દુરાત્મા મહિષાસુર જીવતો છે ત્યાં સુધી આ મારો બધો ઉદ્યોગ નિષ્ફળ છે. આટલા વાસ્તે હે દાનવો ? તમે ઘેર જાઓ ને મહિષાસુરને અહીં મોકલો. હું જેવી તેવી ઉભી છું તેને

એ દુષ્ટબુદ્ધિ મહિષ ભલે જુએ ।" દેવીનાં વચનો સાંભળી તામ્ર રાક્ષસ મહા કોપ કરી કર્ણ પર્યન્ત ધનુષ તાણીને દેવીના ઉપર શરવૃષ્ટિ કરવા લાગ્યો. રાતાં ચોળ નેત્રવાળાં ભગવતી પણ તામ્રને મારવાની ઇચ્છાથી શરવૃષ્ટી કરવા લાગ્યાં. મહા બળવાળો પેલો ચિક્ષુર પણ મૂર્ચ્છા રહિત થયો ને હાથમાં ધનુષ્ય બાણ લઈને તુરત દેવીના સામે થયો. એ ચિક્ષુર અને તામ્ર દૈત્ય કે જેઓ મહા બળવાળા તથા મહાવીર હતા તેઓ બે રણક્ષેત્રમાં જગદમ્બાની સાથે યુદ્ધ કરવા લાગ્યા. કોપે ભરાયાં જગદમ્બાએ પણ પણ બાણવૃષ્ટિ શરૂ રાખી ને સઘળા દૈત્યોને બાણોથી ઘાયલ કરી નાંખ્યા. બાણોના ક્ષતોથી કોપે ભરાયેલા દાનવો મૂઢ સરખા બની ભગવતીનાપર બાણાવલિ કરવા લાગ્યા. વસંતરૂતુમાં જેમ પુષ્પોવાળા થયેલા વનના ખાખરાઓ દીપતા હોય તેમ રણમાં ભગવતીનાં શસ્ત્રોથી ઘવાયેલા દાનવો શોભવા લાગ્યા. રણભૂમિમાં તામ્રની સાથે દેવીને મહાઘોર સંગ્રામ થયો. યુદ્ધ જોવા સારૂ ઉભેલા સુરલોકો સાનંદાશ્ચર્ય પામ્યા. તામ્રે લોહનુ મજબુત અને દારૂણ ત્રિશુળ ઉપાડયુ અને તે ત્રિશુળ દેવીના સિંહના મસ્તકમાં માર્યુ ને અત્યન્ત હાસ્ય કરી ગર્જના કરી. દૈત્યને નાદ કરતો દેખી ક્રોધે ભરાયેલાં જગદમ્બાએ સજેલી ધારવાળી તરવારથી તુરત તેનુ મસ્તક ઉડાવી દીધું. માથુ કપાઇ ગયુ હતું છતાં મસ્તક વગરનો એ મહા બળવાન રાક્ષસ તામ્ર ક્ષણવાર તો હાથમાં મુશળ ધરીને ધરતીપર આમતેમ ભમ્યો પરન્તુ પછી તરતજ તે જમીનપર પડી ગયો! તામ્રને પૃથ્વીપર પડેલો જાણી મહા બળવાળા ચિક્ષુર દૈત્યે તરવાર ઝાલી ને તુરત તે ચંડિકા સામો ધસ્યો. ખડગ સહિત આવતા ચિક્ષુરને દેખી ભગવતીએ રણમાં તુરત તેને પાંચ બાણો માર્યા- એક બાણથી તેનો ખડગ કાપી નાંખ્યો, બીજા બાણથી તેનો હાથ પાડી નાંખ્યો- અને ત્રણ બાણોથી ગરદન પરથી તેનું માથું ઉડાવી દીધું. આ પ્રકારે એ મહોન્મત્ત નિર્દય બે દાનવોને જગદમ્બાએ યુદ્ધમાં મારી નાંખ્યા. ત્રાસ પામેલુ દાનવ સૈન્ય ચારે દિશામાં આમ તેમ ભાગી વિખરાઈ ગયું, એ દાનવોને રણમાં મરાયેલા જાણી ગગનમાં ઉભા ઉભા દેવતાઓ જય જય શબ્દના નાદ સાથે અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિથી આનંદથી દેવીને વધાવવા લાગ્યા. મુનિઓ, દેવો, ગંધર્વો, વૈતાલો, સિદ્ધો ને ચારણજનો હે દેવી! હે અંબાજી! જય થાઓ! જય થાઓ। એમ ફરી ફરી વદવા લાગ્યા. ૪૫-૫૬

कथयोर्गन्धर्वैर्वैतालाः सिद्धचारणाः ॥
जयस्तेजयदेवीतिचांबिकेतिपुनःपुनः ॥५६॥

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૫ મો*

### અસિલોમાદિક દાનવોનો નાશ.

व्यासउवाच-

तौतथानिहतौश्रुत्वामहिषोविस्मयान्वितः॥
प्रेषयामाससंग्रामेदैत्यान्बहुविधान्महाबलान् ॥ १ ॥

વ્યાસ કહે છે–ચિક્ષુર ને તામ્રને સંગ્રામમાં દેવીથી મરણ પામેલા સાંભળી મહિષાસુર ચકિત થઈ ગયો. પછી તેણે મહા બળવાળા, યુદ્ધમાં મહોન્મત્ત, મોટી સેનાવાળા, તથા આયુધો તથા સામગ્રીઓવાળા અસિ-

---

* આ અધ્યાયમા ભગવતી અમ્બાજીએ અસિલોમાદિ અસુરોનો નાશ કર્યો એ કથા કહેવામાં આવશે.

લોમા અને બિડાલ નામના દૈત્યને દેવીનો વધ કરવા વાસ્તે મોકલ્યા. સિંહ ઉપર બેઠેલી અઢાર હાથ વાળી તથા ખડગ તથા ઢાલ ધરનારી દિવ્ય દેવીને અસિલોમા તથા બિડાલે યુદ્ધ ભૂમિમાં દીઠી. દૈત્યોને મારવા તૈયાર ઉભેલા એ દેવીના પાસે અસિલોમા ગયો ને શાન્તિ તથા વિવેક સહિત ડોળ કરી નમતો નમતો હસતો હસતો નીચે પ્રમાણે બોલ્યો. ૧–૪ અસિલોમા કહે છે–હે દેવિ ! હે સુંદરી! સત્ય કહે. તું અહીં શું કામ આવી છે ! નિરપરાધી દાનવોને શા માટે તું મારે છે ? જે કારણ હોય તે બોલ એટલે તારી સાથે હું સલાહ કરૂં. મણિ રત્ન ને ઉત્તમ પાત્ર વિગેરે જે જે તારે જોઇતું હોય તે લઇને તું તુરત જા. તને લડવાની કેમ ઇચ્છા થયેલી છે! સંગ્રામ તો સદા દુઃખ ને સંતાપને વધારે છે તથા સઘળા સુખોનો નાશ કરે છે એમ મહા પુરૂષો કહે છે. તારો અત્યન્ત કોમળ દેહ પુષ્પના મહા પ્રહાર ને ખમી શકે તેવો નથી. તો પછી અત્યન્ત ભયંકર શસ્ત્રોના ઘાને તું કેમ સહન કરી શકતી હઇશ એ વિષે મને અચરત થાય છે. નિરન્તર શાન્તિ ને સુખોપભોગ એજ ચતુરાઈનું ફળ છે તો પછી આ સંતાપકારક સંગ્રામ તું શા માટે ઈચ્છે છે! આ સંસારમાં સુખનું ગ્રહણ ને દુઃખનો ત્યાગ એવા પ્રણાલિકારૂપ મર્યાદા છે, સુખના પણ બે પ્રકાર છે. એક નિત્ય સુખ ને બીજું અનિત્ય સુખ. જે સુખ બ્રહ્મજ્ઞાનથી થાય તે નિત્યસુખ છે ને વિષયભોગ જન્ય જે સુખ છે તે અનિત્ય સુખ છે. શાસ્ત્રાર્થને સમ્યક્ સમજનારા સમજુ જનો અનિત્ય સુખનો ત્યાગ કરે છે વાસ્તે તું આત્મજ્ઞાન સંપાદન કર કે જે નિત્ય સુખરૂપ છે ને સંગ્રામ કે જે અનિત્ય સુખરૂપ છે તેનો ત્યાગ કર. હે સુવદની ! કદાચ તું બૌદ્ધલોકોના સિદ્ધાન્તાનુસારે આત્મજ્ઞાનને મિથ્યા માનતી હો તો પણ તેઓના મતની રીતિએ પરલોકનો ભય નહીં હોવાથી આ લોકના વિષયોનો આનંદ ભોગવવો એજ ઉત્તમ છે વાસ્તે તું યુદ્ધ તજી દે ને આ નવયૌવનમાં સર્વોત્તમ વિષય સુખોને તું ભોગવ. હે કૃશોદરી ! જો મીમાંસકોના મતનો તું સ્વીકાર કરતી હો ને એઓના મતાનુસાર પરલોકની પ્રાપ્તિ વાસ્તે યુદ્ધ કરવું ઘટે છે એમ જો તું માનતી હો તેથી પણ તેઓના મતમાં સ્વર્ગનું સુખ સર્વોત્તમ છે વાસ્તે યુદ્ધ તજી કરી મહિષાસુરની મહારાણી થા ને નિરંતર સ્વર્ગનાં સુખો ભોગવવા તૈયાર થા. મીમાંસા શાસ્ત્રના જ્ઞાતાઓ વદે છે કે " યૌવન તથા દેહ અનિત્ય છે વાસ્તે પુણ્ય કાર્યો કરી સ્વર્ગ મેળવવું." તો આ સ્વર્ગ તો આયાસ વિના તને મળે છે જેથી તું શું કરવા યુદ્ધ કરે છે! જેનાથી બીજાઓને ઉપતાપ થાય તેવું કાર્ય સમજુ જનોએ કયારે પણ ન કરવું ઘટે તથા પરસ્પર વિરોધ જેમ ન આવે તેમ તેઓએ તો ધર્મ, અર્થ, ને કામને સેવવા જોઈએ. આટલાં કારણથી હે કલ્યાણી ? તું પણ યુદ્ધનો ત્યાગ કરીને ને સદૈવ ધર્મમાં બુદ્ધિને વળગાડી રાખ. નિરપરાધી દાનવોને તું કેમ મારે છે ? દયારૂપ ધર્મજ દેહમાં સદા હોવો જોઈએ અને સત્યજ પ્રાણીનું રક્ષણ કરનાર છે વાસ્તે સુજ્ઞજનોએ સર્વદા દયા ને સત્ય રાખવાં ઘટે છે. હે સુંદરી ! આમ હકીકત છે છતાં દાનવોને મારવાનું તારે શું પ્રયોજન છે તે મને તું કહે. ૫–૧૭ દેવી કહે છે–હે વીર ! તું પુછે છે કે " તું શા માટે અહીં આવી છે ને તને દૈત્યોને મારવાનું શું પ્રયોજન છે " તો તેના ઉત્તરમાં તને કહું છું. પ્રાણીમાત્રમાં

ન્યાય તથા અન્યાયને જોવાવાળી સાક્ષિરૂપે સર્વથી સર્વત્ર સૌમાં હુ વસુ છું. નથી મને ભોગની ઈચ્છા લોભ કે વૈર આ સંસારમાં સંતજનોનુ પાલન એ મારો ધર્મ છે ને એ-જ મારૂં અખડિત વ્રત હું પાળું છું. સાધુ રક્ષા, વેદરક્ષા, ને પાપીઓનો નાશ કરવો એજ મારૂ મુખ્ય કર્ત્તવ્ય હોવાથી યુગાયુગ-માં હું અવતરૂ છું. હે દૈત્ય ! મહિષાસુર દુરાચારી છે ને દેવતાઓને પીડા કરનારો છે તેથી તેનો વધ કરવા હું અહી વિચાર પુર્વ-કજ આવેલી છુ. તે મહા બળવાળા દેવતા-ના શત્રુને હું અવશ્ય મારી નાખીશ. તારી મરજી હોય તો તું જા અથવા ઉભો રહે. આ હુ સાચી વાત કહું છુ. અથવા તું તા-રા રાજાને જઈ કહે કે " હે ભેસના છોકરા ! હે દુષ્ટાત્મા ? તું બીજાઓને શા માટે યુદ્ધમાં મોકલે છે ? તુ પોતેજ આવી જા ને મારી સાથે સગ્રામ કર." જો તારા રાજાની મરજી મારી સાથે સધિ કરવાની હોય તો તે તુ ને બીજા બધા દાનવો વૈર તજી સુખેથી પાતાળમાં ચાલ્યા જાઓ. દેવતાઓપર જય મેળવી જે જે દ્રવ્ય તમે લઈ ગયા છો તે બધું તેઓને પાછું આપી દ્યો ને તમે જ્યાં પ્રલ્હાદ રહે છે ત્યાં પાતા-ળમાં ચાલ્યા જાઓ. વ્યાસ કહે છે—દેવીની આવી વાણી સાંભળી આગળ ઉભેલા બિડા-લને પ્રેમપૂર્વક અસિલોમા નીચે પ્રમાણે પૂ-છવા લાગ્યો. અસિલોમા કહે છે—હે બિડાલ ? દેવીનાં વચન તો તે સાંભળ્યાં હશે. આમ વસ્તુ સ્થિતિ છે તો આમાં આપણે વિગ્રહ કે સધિ એ બેમાંથી શુ કરવુ યોગ્ય છે ? ૧૮–૨૯ બિડાલ બોલ્યો—આપણ અભિમાનવાળા રા-જાને લડાઇમાં મરણ થશે એવી શંકારહિત ખાત્રી થઇ ગઈ છે છતાં પણ તે સમાધાનને ચાહતા નથી ને પોતાના મુએલા યોદ્ધાઓના સમાચાર સાંભળી બીજા યોદ્ધાઓને મરવા મોકલતો જાય છે. કોણ મનુષ્ય દૈવનાપર પદ મૂકી શકે ! રાજા સેવકો કે જેઓ દોરાવડે બાંધેલી પુતલીઓના સરખા પરવશ રહેવા-વાળા છે, આજ્ઞાનુ પાલન કરનારા છે, ને સર્વદા માન ને વિસરીને વર્ત્તવાવાળા છે તે-ઓનો ધર્મ મહા વિકટ છે. તું કે હું રાજા પાસે જઈને શું કહીએ ? જો કહીએ તો "ર-ત્નો ને ધન દેવતાઓને પાછાં આપીને આ-પણે સૌએ પાતાળમાં ભાગી જવું" એવું આકરૂં વચન કહેવું પડે. જો આપણે રાજાને વહાલું વદવા જઇએ તો ખોટુંજ બોલાય કારણ કે હિતકરનારૂં વાક્ય સત્ય ને પ્રિય હોતું નથી તેમ કેવળ સાચે સાચું વચન કો-ઇને સારૂં લાગતું નથી આટલા વાસ્તે સુરી-જનોએ મૌનતા રાખવી એજ ઉત્તમ છે. વીર પુરૂષોએ "રાજાને નબળા વિચારોથી સમ-જાવવો નહી" એમ નીતિશાસ્ત્રો લખેલું છે. હિતના શબ્દો કહેવા સારૂં અથવા તો વિવે-કસર કાંઈ પૂછવા માટે ત્યાં જાવું યોગ્ય નથી. જો જશુ તો રાજા રીસે ભરાશે. આમ વિચા-રી પ્રભુકાર્યનેજ શ્રેષ્ઠ સમજી, અને મરણને તૃણ સમાન ગણીને પ્રાણ ધારણનો પણ જેમાં સશય છે એવુ યુદ્ધ કરવું જ યોગ્ય છે. ૩૦–૩૪ વ્યાસ કહે છે— તે બે દાનવોએ આમ વિચાર્યા પછી તેઓ ધનુષ્યના ધરનારા સાવધ રથારૂઢ રાક્ષસવીરો સગ્રામ કરવા સજ થઈ ગયા. પ્રથમ બિડાલે સાત બાણો છોડયાં ને અસિલોમા યુદ્ધને જોતો દૂર ઉભો રહ્યો. બિ-ડાલનાં છૂટેલાં બાણોને જગદમ્બાએ પોતાનાં બાણોથી કાપી નાંખ્યાં. પછી બીજાં ત્રણ બાણો કે જે શિલાથી સજેલાં હતાં ને બિડાલને માર્યાં. બાણની વેદનાથી બિડાલ મૂર્ચ્છિત

થયો ને યુદ્ધિભૂમિમાં પડી ગયો. તે બિડાલ પ્રારબ્ધયોગે તુરત મૃત્યુવશ થઈ ગયો. બિડાલને મૃત્યુ પામેલો દેખી રણમાં સાંગ અને બાણના સમૂહોસહિત યુદ્ધ કરવા ધનુષ્યધારી અસિલોમા તૈયાર થઈ ઉભો. અસિલોમાએ પોતાનો વામ હસ્ત ઉંચો કરી દેવીને સંક્ષેપથી સંબોધી કે "હે દેવી! પાપી દાનવોનાં મરણ થવાનાં છે એમ મને ખબર છે છતાં પણ હું પરાધીન છુ તેથી યુદ્ધ કરવું પડે છે. મંદબુદ્ધિવાળો મહિષાસુર શું સારૂં કે શુ નરસુ તે કાંઇ સમજતો નથી તેથી તેને અપ્રિય લાગે એવાં હિતવચનો પણ મારે તેને કહેવાં નથી. સારૂ થાય કે બુરૂ થાય તોપણ વીર પુરૂષોના ધર્મને અનુસરી હું તો યુદ્ધજ કરીશ. હું દૈવનેજ બળવત્તર સમજું છું ને વૃથા છે તેવા પુરૂષાર્થને ધિક્કારૂં છું. તારાં શરોથી મરણ પામેલા દાનવો ધરતીપર પડવા માંડયા છે" આમ બોલી અસિલોમાએ બાણવૃષ્ટિ શરૂ કરી. એ બાણો હજુ પાસે પહોંચ્યાં ન હતાં તેટલીજ વારમાં ભગવતીએ પોતાનાં બાણોથી એ બાણોને તોડી નાંખી બીજા બાણોથી એકદમ અસિલોમાને વીંધી નાંખ્યો. એ સમયે દેવીની કોપાવિષ્ટ મુખમુદ્રાને સઘળા દેવતાઓએ દીઠી. બાણથી ક્ષતોવાળો અસિલોમા કે જેની કાયામાંથી લોહીની સેરો નીકળતી હતી તે પુષ્પવાળા થયેલા ખાખરાના જેવો દીપવા લાગ્યો. લોહની મહા ગદા ઉડાવીને અસિલોમા અમ્બિકાની સામો ધાયો ને એ ગદાનો સિંહના મસ્તકપર ઘા માર્યો. સિંહ કે જે મહા બળવાળો હતો તેણે ગદાને નહીં ગણકારતાં પોતાના નખોવતી અસિલોમાની છાતીને ફાડી નાંખી. હાથમાં ગદાવાળો દારૂણ દૈત્ય અસિલોમા તુરત ઉછળીને સિંહના માથે ચડી બેઠો ને ત્યાંથી જગદમ્બાને તેણે એક ગદા મારી. હે જન્મેજય? પોતાની ચાતુરીથી પોતાને ગદાનો ઘા વાગવા દીધો નહીં આવાં ભગવતીએ પોતાની તરવારથી અસિલોમાનું મસ્તક ગરદન પરથી કાપી નાંખ્યું. મસ્તક કપાતાં એ મહા દાનવ અસિલોમા પૃથ્વીપર પડી ગયો. એ દુરાત્માના સૈન્યમાં મહા હાહાકાર ફેલાઈ ગયો. "હે દેવી! જય હો! જય હો!" એમ સઘળા દેવો દેવીની સ્તુતિ કરવા લાગ્યા, દેવ દુંદુભિઓ ગગડવા લાગ્યાં, ને કિન્નરો ગાન કરવા લાગ્યા. જ્યારે રણભૂમિમાં અસિલોમા તથા બિડાલને મરેલા દીઠા ત્યારે દેવીના સિંહે બીજા તમામ દાનવોને પોતાના બળથી મારી નાંખ્યા અને કેટલાએકનો તો તે ભક્ષ કરી ગયો હોવાથી આખું દાનવ સૈન્ય નામ માત્ર નિર્જન કરી દીધું. કેટલાક દુઃખથી નાશી ગયેલા અભાગી દાનવો મહિષાસુરનાં શરણે જઇ "રક્ષા કરો રક્ષા કરો" એમ ચીસો પાડતાં રડવા લાગ્યા. તેઓ મહિષાસુરને કહેવા લાગ્યા કે "અસિલોમા અને બિડાલ રણમાં દેવીના હાથથી મરાયા ને બીજા દાનવોને સિંહ ખાઈ ગયો." આમ બોલતા બોલતા દાનવોએ રાજાના પાસે કાળો કકળાટ કરી મૂકયો. દાનવોનાં વચનો સાંભળી મહિષાસુરનુ મન સાંકડું પડી ગયું ને ચિંતાથી વ્યાકુળ થયેલો મહિષ અતીવ કષ્ટ પામ્યો.[૫-૫૭]

**તત્વાકર્ણ્ય વચનં તેષાં મહિષો દુર્મના સ્તદા॥**
**બભૂવ ચિંતા કુલિતો વિમના દુઃખ સંયુત ।૫૭।**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પંચમ સ્કંધમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૬ મો. +

### મહિષાસુર ને દેવીનો સંવાદ.

**व्यास उवाच—**

**तेषां तद्वचनं श्रुत्वा क्रोधयुक्तो नराधिपः ।**
**दारुकं प्राहतरसा रथमानय मेऽद्भुतम् ॥१॥**

વ્યાસ કહે છે–દાનવોનાં આવાં વાક્યો સાંભળી ક્રોધે ભરાયેલા મહીપતિ મહિષાસુરે પોતાનો સુંદર રથ લાવવા સારૂ દારૂક નામના સારથિને આજ્ઞા આપી. દારૂક પણ તે રથ કે જેને એક હજાર ખચ્ચરો જોડેલાં હતાં, ધ્વજાપતાકાંથી જે શોભાયમાન હતો, આયુધોથી ભરપૂર હતો. સ્વચ્છ ને સુંદર ચક્રો વાળો તથા અંદર ઉત્તમ બેઠકવાળો તે હતો તેને તુરત લાવ્યો ને પછી મહિષાસુરને કહેવા લાગ્યો કે "હે સ્વામી! સઘળાં આયુધોવાળો, સુંદર બિછાનાંવાળો ને શણગારેલો રથ હું લાવીને દ્વારમાં તૈયાર થયો છું." રથ આવ્યાના ખબર થતાં તે મહિષાસુરે મનુષ્યરૂપ ધારણ કર્યું ને સંગ્રામમાં જવાને તૈયાર થયો. તે પોતાના મનમાં એમ સમજવા લાગ્યો કે ભુંડાં મોટાંવાળા શીંગડાઓવાળા મને પાડાને જોઇ દેવી નારાજ થઇ જશે વાસ્તે હું એવું રૂપ ને ચાતુર્ય ધરી તેની પાસે જઉં કે જેથી એ દેવી મને જોઇને મારામાં આસક્ત થઇ જાય કારણ કે સ્ત્રીઓ રૂપ ને ચતુરાઇ ને બહુજ ચાહનારી હોય છે. એ સ્ત્રીનો આકાર મનુષ્ય સરખો છે જેથી હું પણ તેવી આકૃતિ ધરવાથી સુખ મેળવીશ. બીજા કોઈ વેષથી મને સુખ નહી થાય." આમ વિચારતા તે મહા બલવાળા મહિષાસુરે પાડાનું રૂપ તજી દીધું ને સુંદર પુરૂષ રૂપે તે બની ગયો. એ મહા મદોન્મત્ત મહિષાસુર કે જેણે સઘળાં આયુધોને ધર્યાં હતાં, શોભાવાળો હતો, સુંદર તથા દિવ્ય અલંકાર પરિધાનોથી શણગાર્યો હતો, બીજા કામદેવ સરખો રૂપાળો તથા બાજુબંધ ને માળાઓ સહિત હાથમાં જેણે શસ્ત્રો ધર્યાં હતાં તે પોતાની સેનાથી વીંટળાએલો મહિષાસુર રથમાં બેસી ભગવતીના સમિપે ગયો. સ્ત્રીઓનાં મનને મોહ પમાડનારા સુંદર વેષધારી દૈત્યના અધિપતિ મહિષાસુર જે દેવીએ સેનાઓથી વીંટાયેલો દીઠો ત્યારે તે મહા શક્તિએ પોતાના શંખને નાદ કર્યો. શંખનાદ સાંભળી દેવીના સમીપમાં હસતો હોય નહી તેમ ડોળ કરી મહિષાસુર આવ્યો ને નીચે પ્રમાણે બોલ્યો[1-13]

મહિષાસુર કહે છે–હે દેવી! પુરૂષ હોય કે સ્ત્રી હોય તો પણ આ સંસારચક્રમાં વસનારૂં મનુષ્ય સર્વથા સુખનેજ ચાહે છે, મનુષ્યોને સુખપ્રાપ્તિ સંયોગથી જ થાય છે ને સંયોગ વિના સુખ મળતું જ નથી. એ સંયોગના કેટલાક ભેદો છે એ વિષે હું કહું છું, તે સાંભળ. પ્રીતિજન્ય, કારણજન્ય ને સ્વભાવજન્ય એમ ત્રિવિધ સંયોગ છે. તેઓમાં પ્રથમ મારી બુદ્ધિ પ્રમાણે પ્રીતિજન્યસંયોગ વિષે કહું છું. માતા તથા પિતાનો પુત્રના સાથે જે સંયોગ છે તેને પ્રીતિજન્ય સંયોગ કહેવાય છે. આ સંયોગ ઉત્તમ છે કારણ કે તે ઉત્તમ સુખનો આપનારો છે. આ સંયોગમાં ફક્ત પુત્રરૂપ પ્રિય પદાર્થનાં દર્શન માત્રથીજ નિરતિશય સુખ થાય છે વાસ્તે તે ઉત્તમ છે. કારણજન્ય સંયોગનું એ ઉદાહરણ આપું છું કે એક ભાઈને બીજા ભાઈ સાથે જે સંયોગ થાય છે તે કારણ જન્ય સંયોગ છે. આ સંયોગ પ્રિતિજન્ય સંયોગ કરતાં ઓછું સુખ આપનારો છે જેથી મધ્યમ પ્રકારનો છે. કારણ કે અહીં દર્શન માત્રથી સુખની પ્રાપ્તિ નથી પરન્તુ

+ આ અધ્યાયમા મહિષાસુર ને મહાલક્ષ્મીના સંવાદની કથા કહેવાશે.

જ્યારે એક બીજાપર ઉપકાર વૃષ્ટિ થવારૂપ કારણથી સુખ પામે છે. હવે સ્વાભાવિક સંયોગ વિષે કહું છું. નોખાંનોખાં કાર્યો સારૂં નીકળી પડેલા નોખાનોખા દેશામાં જવાસારૂં વ્યાકુળ મનવાળા તથા માર્ગમાં જતા એક ઠેકાણે એકઠા થઈ જતા વટે માર્ગુ લોકોનો જે સંયોગ છે તે સ્વભાવિક સંયોગ છે. પ્રીતિ જન્ય ને કારણ જન્ય સંયોગના કરતાં અલ્પ તર સુખ આપનારો આ સંયોગ કનિષ્ઠ કહેવાય છે. કારણ કે ત્યાં દર્શન માત્રથી કે ઉપકાર માત્રથી સુખ નથી મળતું પરન્તુ સ્વભાવિક રીતે કાંઈક સુખાભાસ માત્ર થાય છે. આ ત્રણે પ્રકારના સંયોગના કરતા અતિ ઉત્તમ સુખ આપનારો હોવાથી જે અત્યુત્તમ સંયોગ છે તે તો હજુ નોખોજ છે. હે સુંદરી ! સામાનવયવાળાં નરનારીનાં જોડલાંનો જે સંયોગ બને છે તે અત્યુત્તમ સંયોગ છે ને જેવું સુખ એ સંયોગથી મળે છે તેવુ સુખ બીજા કોઈ પણ સંયોગથી મળતું નથી. આ સંયોગમાં કુળ, શીળ, રૂપ ચાતુર્ય ને વેષ વિગેરે ગુણોનાં દર્શનનાં પ્રમાણમાં પુરૂષને સ્ત્રી પસંદ કરી વખાણે છે વાસ્તે એજ સંયોગ સર્વોત્તમ છે. આથી મારા વીરપુરૂષના સાથે જો તું સંયોગ કરે તો તને એ અતિ ઉત્તમ સુખ મળે એમાં સંશય નથી. હે વહાલી ! વિવિધ પ્રકારના વેષોને હું સ્વેચ્છાનુસાર ધરી શકું છુ. ઈન્દ્રાદિક તમામ સુરલોકોને મેં સંગ્રામમાં જીતી લીધા છે. સઘળાં સ્વર્ગીય રત્નો છે તે બધાં હાલ મારા મહેલમાં છે. એ સઘળાં રત્નોનો ઉપભોગ તારી રૂચિ અનુસાર તું કરજે ને તને એ રત્નો કોઇને આપી દેવાની ઈચ્છા થાય તો આપી પણ દેજે. હે સુંદરી ! તું આજ મારી મહારાણી થા. હું તારો સેવક છુ ને તારી એવી ઈચ્છા હોય તો હું દેવતાઓની સાથે વૈર પણ છોડી દઉ. મારી વાતમાં શંકા કરજે માં. જેમ તું સુખી થાય તેમ હું તને સઘળી સગવડો કરી આપીશ. હે વિશાળ નેત્રવાળી ! તારી આજ્ઞા પ્રમાણે વર્તીશ હે મંજુલ ભાષિણી ! તારાં સૌન્દર્યમાં મારૂં મન મોહિત થયુ છે. હે સુંદર નિતંબવાળી! હું આતુર થયો તારા શરણમાં આવ્યો છું. હે કેળ સ્તંભો સરખાં સાથળવાળી ! કામબાણથી પિડાયેલાનું મારૂં શરણાગતનુ તું રક્ષણ કર. શરણાગતનું રક્ષણ કરવુ એ સૌ ધર્મોથી ઉત્તમ ધર્મ કહ્યો છે. હે કાળી અણિદાર આંખોવાળી ! હુ તારો છુ. હે કૃશોદરી! હુ તારો દાસ છુ. મારા પ્રાણ રહેશે ત્યાં સુધી હુ તારો આજ્ઞાંકિત રહીશ. તારાં વચનોના વિરૂદ્ધ નહી વર્ત્તન કરૂં હે પાતળી ! આ નાના પ્રકારનાં આયુધોને તજી કરી હું તારા પગમાં પડુ છુ. હે વિશાળ વચનોવાળી ! તુ મારા પર દયા લાવ. કામદેવનાં બાણોથી મને અતીવ તાપ થયો છે. હે સુંદરી ! મારા આખા જન્મમાં આવી પ્રાર્થના તો મેં બ્રહ્મા આદિ ઈશ્વરોના પાસે પણ કરી નથી છતાં આજ આવી દીનતા તારા પાસે હુ કરૂં છું- જેનાં યુદ્ધનાં ચરિત્રો બ્રહ્માદિક દેવતાઓ પણ જાણે છે તેવો હું પણ આજ તારો સેવક થયો છુ વાસ્તે હે ભામિની ! તુ મારાં વદન પ્રતિ પ્રેમદૃષ્ટિ કર.[૧૪-૩૩] દેવી કહે છે—પરમ પુરૂષજ એક હુ ઇચ્છનારી છુ પણ એ શિવાય બીજાને હુ ચાહતી નથી. હે દાનવ ! પરમ પુરૂષની જે ઈચ્છા છે તેજ હું સાક્ષાત્ છુ ને આ અખિલ સર્ગને કરૂં છુ. વિશ્વાત્મા રૂપ તે મહાપુરૂષ સર્વદા મને દેખ્યા કરે છે ને હું તેમની મંગળરૂપ પ્રકૃતિ છુ. હું એ મહાપુરૂષ પાસે સદા વસુ છું જેથી હુ સદા ચૈતન્યવતી રહું છું. જેમ લોહમાં ચુંબકના પાસે

હોવાથી ચેતન આવે છે તેમ એ પરમ પુરૂષનાં સાન્નિધ્યમાં હોવારૂપ યોગથી હું જડ છું છતાં ચૈતન્યવાળી બનું છું. હું કયારે પણ વિષયાનંદને ઈચ્છતીજ નથી. હે મંદબુદ્ધિવાળા ! તું સ્ત્રીસંગની ઈચ્છાવાળો છો વાસ્તે મૂર્ખ છો. સ્ત્રી તો પુરૂષને લોહની બેડીના સરખી બંધનરૂપ કહેવાય છે. બેડીથી બંધાયેલો પુરૂષ કયારેક પણ છુટો થાય પરન્તુ સ્ત્રીરૂપ બેડીમાં બંધાયેલો પુરૂષ તો કદી પણ છુટો થતો નથી. અરે ! મૂર્ખ ! તને મૂત્રના સ્થાનકમાં ક્રીડા કરવાની કેમ દુષ્ટબુદ્ધિ થાય છે ? જો તુ સુખને ચાહતો હો તો શાન્તિ કર. શાન્તિજ સુખપ્રાપ્તિ સાધન છે. સ્ત્રી સંગમા મહા દુઃખ છે એમ તું સમજે છે છતાં કેમ મૂર્ખ બની ગયો છે ? તારે જો જીવવું હોય તો દેવતાઓ સાથે વૈર છોડી દે ને સુખેથી પૃથ્વીમાં ફર અથવા ગમે તો રસાતળમાં ચાલ્યો જા. આમ જો તારે નજ કરવું હોય તો પછી મારા સાથે યુદ્ધમાં ઉતર. હે અસુર ! હુ મહા બળવાળી છું તથા તારો વધ કરવા સારૂ મને દેવતાઓએ પ્રગટાવેલી છે. આ હું ખરૂં કહું છું કારણ કે હમણાં તો નમ્ર વાણીથી સ્નેહ દેખાડયો છે તેથી તારાપર રાજી થઈને કહું છુ કે "તુ સુખેથી અહીં જીવતો ચાલ્યો જા." સજ્જનોની મૈત્રી સપ્તપદી છે જેથી એ મૈત્રીના કારણથીજ હું તને જીવતો જવા દઉં છુ. હે વીર ! જો તને મરવાનું મન થયું હોય તો મારી સાથે યુદ્ધ કર. જો યુદ્ધ કરીશ તો હુ તને અવશ્ય મારી નાખીશ.[૩૪-૪૫] વ્યાસ કહે છે—આવાં ભગવતીનાં વચનો સાંભળી તે કામમોહિત મહિષાસુર કોમળ વાણીથી મધુર વચનો વદવા લાગ્યો.[૪૬] મહિષાસુર કહે છે—હે સુંદર નિતંબવાળી ! હે સુંદર વદનવાળી ! મને યુદ્ધનો ભય નથી પરન્તુ તારા સમાન સઘળાં સુંદર અંગોવાળી ને મનુષ્યોને મોહ ઉપજાવનારી કોમળ નારીને મારતાં મને ભય લાગે છે. હે કમલનયની ! મેં વિષ્ણુ અને રૂદ્રાદિ તથા સઘળા લોકપાળોને હરાવ્યા છે જેથી એ કાર્ય કર્યા પછી તારા સરખી સાથે મારે લડવું યોગ્ય છે ? નથીજ. હે સુંદરી ! જો તારી ઈચ્છા હોય તો તુ મારી સાથે વિવાહ કરીને મારી સેવા કર નહીં તો જયાંથી આવી છો ત્યાં પાછી ચાલી જા. તારા સાથે મેં મૈત્રી કરી છે જેથી હુ તને પ્રહાર કરીશ નહીં. આ હુ તને સારી તથા હિતકારી વાત કહું છું વાસ્તે તુ સુખેથી ચાલી જા. તારો સુંદર નેત્રવાળીનો વધ કરવાથી મારી શી શોભા કહેવાય ! સ્ત્રીહત્યા, બાળહત્યા, ને બ્રહ્મહત્યા બહુજ ભુંડી છે વાસ્તે હે સુમુખી ! જો કે બળાત્કાર કરી તને હરી જવામાં હુ શક્તિવાળો છું તોપણ તેમ કરવાથી બળાત્કારથી ભોગ ભોગવવામાં સુખ નહીં હોવાથી મને કશો પણ આનંદ થાય નહીં. હે સુંદર કેશવાળી ! આ હું તને વિનયનું વચન કહું છું કે સ્ત્રીના મુખારવિંદ વિના પુરૂષ સુખ નથી પામતો તેમ સ્ત્રીઓ પણ પુરૂષનાં વદનકમળના વિના સુખી ન હોવી ઘટે. સંયોગ સુખનો ઉત્પાદક છે ને વિયોગ દુઃખનો ઉત્પાદક છે. તુ આવી રૂપવતી છો તથા નાના પ્રકારના અલંકારો વાળી છે ને ઉત્તમ નારી છો છતાં શું તારામાં પુરૂષ સંગની ચતુરાઈ હજુ નથી આવી શુ ? જો એમ હોય તો એ ચાતુર્યતા તારે સંપાદન કરવી ઘટે છે. આવીરીતે વિષયાનંદ તજવાનો ઉપદેશ આપનારો તને કોણ છે ? એ ઉપદેશ તારો વૈરી છે કે તને મીઠી મીઠી વાતો કરી વંચિત કરી છે. હવે તુ હઠ છોડી દે અને અતિ

સુંદર ચેષ્ટાઓ કર. પરસ્પર વિવાહ કરવાથી તું ને હું એમ ઉભય જણાં અતીવ સુખ પામશું. જેમ વિષ્ણુ લક્ષ્મીના યોગથી, બ્રહ્મા સાવિત્રીના યોગથી, રૂદ્ર પાર્વતીના યોગથી ને ઈન્દ્ર શચીના સમાગમથી શોભાવાળા બન્યા છે તેમ મને પણ તારા સમાગમથી શોભા મળશે. પતિ વગરની કોણ નારી અખંડ સુખને પામી છે ? કોઈ પણ નથી પામતી. હે સુંદર નેત્રવાળી તુ મને તારો સુંદર પતિ કેમ બનાવતી નથી ? હે વહાલી ? મદ ઉત્પન્ન કરનારાં પોતાનાં પાંચ કોમળ બાણો તને મારતો નથી એવો મંદબુદ્ધિવાળો કામદેવ કયાં ગયો છે ? હે સુંદરી ? હું એમ માનું છું કે તને અબળા સમજીને મારી પેઠે એ કામદેવ પણ દયા આવતી હોવાથી તારા પર શરપ્રહાર કરતો નથી. અથવા તો એ કામદેવને મારી સાથે કાંઈક વૈર છે તેથી તે તારાપર બાણ મારતો નથી. અથવા તો મારાં સુખનો નાશ કરનારા મારા શત્રુઓ દેવતાઓએ એ કામદેવને અટકાવ્યો છે તેથી તે તારાપર બાણ પ્રહાર કરતો નથી. હે પાતળાં અંગોવાળી ? હે હરિણનાં બચલાંના સરખી નેત્રોવાળી ? જો તું મારો ત્યાગ કરીશ તો અંતે પસ્તાવું પડશે. મંદોદરી નામે એક સ્રી હતી તેણે પોતાને શુભ ને અનુકુળ પતિ મળતો હતો તેનો ત્યાગ કર્યો હતો ને પછી જ્યારે મદનની વ્યથાને લીધે તે સ્રીને હૃદયમાં મોહ ઉત્પન્ન થઇ ગયો ત્યારે એક મૂર્ખ પતિ કરવો પડયો હતો તેમ તારે પણ કરવા સમય પ્રાપ્ત થશે.[४६-६५]

मंदोदरीव तन्वंगि परित्यज्य शुभं नृपम् ।
अनुकूलं पतिं पश्चात्सा चकार शठं पतिम् ॥६५॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પાંચમા સ્કન્ધમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.



# અધ્યાય ૧૭ મો*

## મંદોદરીની કથા.

व्यास उवाच—

इति श्रुत्वा वचस्तस्य देवी पप्रच्छ दानवम् ॥
का सा मंदोदरी नारी कोऽसौ त्यक्तो नृपस्तया॥१॥

વ્યાસ કહે છે—આ પ્રમાણે મહિષની વાણી સાંભળી મહાલક્ષ્મીએ તેને પૂછ્યું કે "તે મંદોદરી કોણ હતી ને તેને તજેલો રાજા કોણ હતો. મંદોદરીને સંકટ પડયાની વાર્તા તું મને સવિસ્તર કહે.[१-२] મહિષાસુર કહે છે—ઘણાં તરૂઓવાળો ને ધનધાન્યાદિ સંપત્તિવાળો સિંહલ નામનો સુવિખ્યાત દેશ છે. એ દેશનો રાજા ચંદ્રસેન નામનો હતો કે જે ધર્મપરાયણ, ન્યાય પ્રમાણે શાસન કરનાર, શાન્ત, પ્રજાપાલનમાં તત્પર, સત્યવાદી, કોમળ મનવાળો, શુરો, સહનશક્તિ, નીતિનો નિધાન, શાસ્રવેત્તા, ધર્મજ્ઞાતા, ને ધનુર્વેદમાં અત્યન્ત નિષ્ઠાવાળો હતો. તેની વહાલી રાણી ગુણવતી નામની હતી કે જે ગુણોવાળી, રૂપાળી, સુંદર નિતંબવાળી, સન્માર્ગમાં વર્ત્તનારી, સદાચરણવાળી, સુંદર વદનવાળી, સુલક્ષણી ને પતિવ્રતા હતી. એ રાણીને પેલા ખોળાનુ એક સુંદર કન્યારત્ન થયુ હતું. આ કુંવરી અવતરી ત્યારે તેનો પિતા રાજી થયો ને તેનું નામાભિધાન "મંદોદરી" રાખ્યુ. ચંદ્રમાની કળાના જેમ દિનપ્રતિદિન એ કુંવરી વધવા માંડી ને જ્યારે તેની વય દશ વર્ષની થઈ ત્યારે તેના વિવાહની રાજાને બહુ ચિંતા વધવા લાગી. મદ્રદેશનો મહાવીર સુધન્વા હતો. તેને એક 'કંબુગ્રીવ' નામનો મહાબુદ્ધિવાળો સુવિખ્યાત કુંવર હતો. સકળ લક્ષણ-

* આ અધ્યાયમાં 'મહિષાસુરે મહાલક્ષ્મીને મંદોદરીની કથા કહી' એ વાર્તા આવશે.

વાળો ને સકળ વિદ્યાને પાર પહોંચેલો એ કબુગ્રીવ નામનો કુંવર આપની કુંવરીના યોગ્ય છે એમ બ્રાહ્મણોએ ચંદ્રસેન રાજાને અનુમતિ આપી. પછી પોતાની પ્રિયતમા ગુણવતીની ચંદ્રસેન રાજાએ મંદોદરીના શુભ વિવાહ કંબુગ્રીવના સાથે કરવા અનુમતિ લઈ જોઇ. પતિનાં વચન સાંભળી ગુણવતી પોતાની વહાલી પુત્રી મંદોદરીને પૂછવા લાગી કે "તારા પિતા તારૂં સગપણ કંબુગ્રીવના સાથે કરવા ઈચ્છા જણાવે છે તો તેમાં તારો શો વિચાર છે? માતાનાં વચનો સાંભળી મંદોદરી બોલી કે "મારે કોઇને પતિ કરવો નથી કારણ કે મને પરણવાનીજ ઈચ્છા નથી. મારે તો સર્વદા બાળ બ્રહ્મચર્ય પાળીને સમયક્ષેપ કરવો છે. હે માતા! સ્વતંત્ર પણે મારે સર્વદા ઉગ્ર તપશ્ચરણ કરવુ છે. હે મા! આ સંસાર સાગરમાં પરતંત્રતા પરમ દુઃખરૂપ છે ને સ્વતંત્રતા મોક્ષને આપવાવાળી છે. આવો શાસ્ત્રનિપુણ વિદ્વાનોનો અભિપ્રાય છે વાસ્તે હું તો વિરકત રહીશ. મારે પતિનું કાંઈ પ્રયોજન નથી. જ્યારે વિવાહ થાય છે ત્યારે સ્પષ્ટ શબ્દોથી કહેવુ પડે છે કે "સર્વદા હું તમારા આધીન રહીશ" સાસરામાં સાસુ ને દેવરાદિના પાસે દાસીપણુ કરવુ પડે છે. પારકી ઈચ્છાને વશ રહેવુ એ તો દુઃખ કરતાં પણ વિશેષ દુઃખ કહ્યુ છે. વળી પતિ કદાચ બીજી સ્ત્રી સાથે જોડાય તો તે સમયે પાછું શોકય સંબંધનું મહા દુઃખ આવી પડે છે ત્યારે પતિના ઉપર દ્વેષ થાય છે કલેશ પણ થાય છે. હે મા! આ સંસાર એક સ્વપ્નવત્ છે તેમાં સુખજ કયાં છે? તો પછી પરતંત્રતાની પાશમાં પડેલી સ્વભાવથીજ પરતંત્ર વસનારી સ્ત્રીઓને તો સુખપ્રાપ્તિ શેનીજ હોય? ધ્રુવથી નાનો ઉત્તમ નામનો રાજકુમાર ઉત્તાનપાદ રાજાનો પુત્ર હતો તેણે અપરાધ વિના પોતાની પતિવ્રતા ને પ્યારી ધર્મવતી પત્નીનો વનમાં ત્યાગ કર્યો હતો એમ મેં પૂર્વે સાંભળ્યું છે. પતિ કરવાથી આવાં સંકટો આવી પડે છે ને કાળયોગે પતિનુ મૃત્યુ થાય તો અપાર સંકટોમાં સ્ત્રી દુઃખોપભોગ કરે છે. વિધવાપણું એ મહાદુઃખરૂપ છે અને સર્વદા શોક ને સંતાપ કરનારૂં છે. પતિ વિદેશ જાય છે ત્યારે પણ ઘરમાં સ્ત્રીને ઘણું કષ્ટ થાય છે કારણ કે કામદેવરૂપ અગ્નિમાં બળતી સ્ત્રીને એ સમયે સંયોગ સુખ કયાંથી મળે? આવાં કારણોથી સર્વદા પતિ ન કરવો એવો મારો નિશ્ચય છે." મંદોદરી આ પ્રમાણે કહેતી હતી એ વાત ગુણવતીએ ચંદ્રસેન રાજાને કહી ને કહ્યુ કે "મંદોદરીએ જીવતાં સુધી બ્રહ્મચર્ય વ્રત રાખવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. સંસારમાંથી વિરકત રહી તે નિરંતર વ્રતમાં ને જપમાં તે લાગેલી છે તથા પરણવામાં ઘણા દોષો જાણનારી તે પતિ કરવાની ઈચ્છા કરતી નથી." આવાં વચનો સાંભળી ચંદ્રસેન રાજા કાંઈ બોલ્યોજ નહીં ને પોતાની દીકરીને પરણાવાના ભાવ વગરની સમજીને તેના વિવાહની વાત માંડી વાળી. માતાપિતાથી રક્ષાયેલી એ મંદોદરી પછી ઘરમાંજ રહી ને ત્યાં તેને સ્ત્રીઓના કામદેવને જાગૃત કરનારી જુવાનીના અંકુરો ફુટવા લાગ્યા છતાં તથા વારંવાર સખિઓના સમજાવવા છતાં પણ મંદોદરીએ તો માત્ર જ્ઞાનની વાતો કર્યા કરી ને પતિની ઈચ્છા બતાવીજ નહી. એક સમયે એ મંદોદરી અનેક દાસીઓની મંડળી નાના વૃક્ષોવાળી વાટિકામાં ક્રીડાર્થે ગઇ. સખિમંડળથી શોભતી એ મંદોદરી સુંદરી ત્યાં રમતી હતી, પુષ્પવાળી લતાઓને જોતી હતી

ને કુસુમોને વીંણતી હતી તેવામાં કૌશલદેશનો મહારાજા વીરસેન ત્યાંથી માર્ગમાં પસાર થતો હતો તે કાળયોગે એ ઉપવનમાં આવી ચડયો. એ રાજાનું સૈન્ય તેની પાછળ રહી ગયું હતું ને હળવે હળવે ચાલ્યું આવતું હતું તેથી માત્ર એક રથવાળો તે રાજા અનુચરોની સાથે ત્યાં આવેલો હતો. દુરથી કૌશલ રાજાને જોઈ સખીઓમંદોદરીને કહ્યુ કે "જુઓ! રથારૂઢ, રૂપાળો, બીજા કામદેવ સરખો, કોઈ વિશાલ બાહુ રાજા માર્ગમાં ચાલ્યો આવે છે તારાં ઉત્તમ ભાગ્યના યોગે આ રાજા અહીં આવે છે એમ અમે અનુમાન કરીએ છીએ." સખીઓ હજુ આમ બોલતી હતી તેટલી વારમાં તો એ રાજા ત્યાં આવી પહોંચ્યો ને મંદોદરીને જોઇને ચકિત થઈ ગયો. તે તુરત રથમાંથી નીચે ઉતર્યા ને મંદોદરીની દાસીને બોલાવી પૂછવા લાગ્યો કે " આ વિશાળ નયનોવાળી કોની કુંવરી છે ? આ કન્યા કોણ છે ! તે તું મને સત્વર કહે. " રાજાની વાણી સાંભળી સુંદર મંદ હાસ્ય કરી તે દાસી રાજાને સામું પૂછી રહી " હે વીર ! હે સુંદર ચક્ષુ ! પ્રથમ હું તમને પૂછુ છુ તેનો મને ઉત્તર આપો. " તમે કોણ છો ને હમણાંઅહી કેમ આવ્યા છો ? આપને શું કામ છે તે કહો. " દાસીના આમ પુછવાથી રાજાએ કહ્યું કે " પૃથ્વીમાં મહા વિચિત્ર કૌશલ દેશ છે તેનો હુ રાજા છું અને મારૂં નામ વીરસેન છે. મારી પાછળ મારી ચાર અંગવાળી સેના યથેચ્છાથી ચાલી આવે છે ને હું માર્ગ ભૂલી ગયો હોવાથી અહીં આવી ચડયો છું. હું કોશલદેશનો અધિપતિ છું " દાસી કહે છે—હે રાજા ! આ ચંદ્રસેન રાજાની પુત્રી મંદોદરી છે. એ કમળનયની આ વાટિકામાં રમવાસારૂં આજે આવી છે. મહિષાસુર કહે છે—દાસીની આવી વાણી સાંભળી વીરસેને તે કુરણીને કહ્યું કે " હે સૈરંધ્રી !હે સુનયની ! તુ એ રાજકન્યાને એમ સમજાવ કે " હું કકુત્સ્થના વંશનો રાજા છું તેથી ગાંધર્વ વિધિથી મને પતિ કર. હે સુંદર નિતંબવાળી ! મને કોઈ પણ સ્ત્રી નથી જેથી આ નવયૌવના રૂપવની ને સારાં કુળવાળી કન્યાને પરણવાની મને રૂચિ થાય છે. અથવા તારા પિતાએ વિધિસર મને તારૂ કન્યાદાન દેવુ ઘટે છે. હુ તારો અનુકુળ વર્ત્તનારો પતિ થઇશ એમાં શંકા નથી. " આવાં રાજાનાં વચનો સાંભળી કામશાસ્ત્રમાં કુશળતાવાળી તે દાસી મંદોદરી પાસે ગઈ ને હસીને મધુર વચન બોલી કે " હે મંદોદરી ! સૂર્યવંશમાં જન્મેલો, રૂપાળો મહાબળવાળો ને વયમાં પણ તારા સરખો રાજા આવ્યો છે ને એ તારાપર પ્રીતિ બતાવે છે. હે સુંદરી ! હે વિશાળચક્ષુવાળી ! તારા પિતા સર્વદા તારા લીધે સંતાપ પામ્યા કરે છે ને તારા વિવાહનો સમય સમીપમાં આવ્યો સમજીને તને વૈરાગ્યવાળી જાણી વાર વાર તેઓ નિશ્વાસ નાંખતાં નાંખતા અમને કીધા કરે છે કે " તમે સેવામાં વર્ત્તનારી દાસીઓ છો તો મારી કન્યાને કોઇપણ પ્રકારે સમજાવો. તું તો હઠ પકડીને બેઠી છો તેને અમે કોઈપણ રીતે કહી શકીએ એમ નથી તોપણ તારે તારા મનથી સમજવું જોઇએ. પતિસેવા કરવી એજ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે. પતિસેવા કરનારી સ્ત્રીને સ્વર્ગપ્રાપ્તિ થાય છે એમ મનુ ભગવાન્ પણ વદે છે. આમ છે તો હે વિશાળ નેત્રવાળી ! તુ વિધિપૂર્વક કોઈ પતિને વર. મંદોદરી કહે છે—મારે પતિ નથી કરવો પણ હું તો ઉત્તમ તપજ કરનારી છું. હે મૂઢ ! એ રાજા મારી સામુ નિર્લજ્જપણાથી કેમ જોઇ રહ્યો છે ! તું તેને તેમ કરતો

અટકાવ. દાસી કહે છે—હે મંદોદરી ! કામદેવને વશ રાખવો ઘણો વસમો છે. કાળની મર્યાદાનો કોઇ અનાદર કરી શકતું નથી વાસ્તે હે સુંદરી મારાં સાચાં વચનો માની જા. નહી તો તારા માથે કોઈ સંકટ આવશેજ. મહિષાસુર કહે છે—સખીનાં આવાં વચનો સાંભળી મંદોદરીએ તેને કહ્યું કે "હે દાસી ! દૈવયોગથી જે થવાનું હોય તે ભલે થાય પણ હું તો સર્વથા સગપણમાં જોડાવાની નથીજ." મંદોદરીની આવી હઠ જાણી તે દાસી વીરસેન પાસે ગઈ ને બોલી કે "હે રાજા ! સુખેથી પધારો. એ કુંવરી સુંદર પતિને ઈચ્છતીજ નથી." દાસીની વાણી સાંભળી સ્ત્રીની ઇચ્છા તજીને વીરસેન રાજા મનમાં કચવાયો ને સેના સાથે કૌશલદેશમાં ચાલ્યો ગયો.

**नृपस्तु तद्वचः श्रुत्वा निर्गतः सह सैनया ॥**
**कौशलान्विमनाभूत्वाकामिनींप्रतिनिस्पृहः॥६१॥**

ઈતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો*

### મહિષાસુરનો વધ.

**महिष उवाच-**

**तस्यास्तुभगिनी कन्या नाम्ना चेन्दुमतीं शुभा**
**विवाहयोग्या संजाता सुभगा वरजा मदा॥१॥**

મહિષાસુર કહે છે—એ મંદોદરીને એક ઈન્દુમતી નામની નાની બેન હતી. તે રૂપાળીને સારી કન્યા હતી. તેની જ્યારે વિવાહ યોગ્ય વય થઈ ત્યારે તેના વિવાહના ઉત્સવમાં સ્વયંવર રચવામાં આવ્યો હતો. એ મંડપમાં દેશદેશના મહિપાળો એકઠા થયા હતા. તેઓમાંથી એક રાજાએ કે જે રૂપાળો બળવાળો સારાં કુલવાળો શીળવાળો અને સઘળાં શુભ લક્ષણોવાળો હતો તેને તે નાની ઈન્દુમતિ વરી હતી. આ અરસામાં કોઈ વ્યભિચારી રાજામાં મંદોદરીને કામ જાગૃત થયો હતો. ચતુરાઈથી શોભતા છતાં શઠતાવાળા એ રાજાને દેખી દૈવયોગથી કામેચ્છા ઉત્પન્ન થતાં મંદોદરી પોતાના પિતા ચંદ્રસેનને કહેવા લાગી કે "મદ્રદેશના આ રાજાને જોઈ મને આજ રૂચિ થઈ છે વાસ્તે હે પિતા ! મારો વિવાહ તેની સાથે કરો." ચંદ્રસેને દીકરીનું આવું વચન એકાન્તમાં સાંભળ્યું તેથી તે ઘણો ખુશી થઈ વિવાહ કાર્યમાં તત્પર થયો. પછી તેણે મદ્રદેશના રાજાને ઘેર બોલાવ્યા ને તેને વિવાહ વિધિ અનુસાર મંદોદરીનું કન્યાદાન આપ્યુ. મંદોદરી સહિત તે રાજાને ચંદ્રસેને પુષ્કળ કરિયાવર કર્યો. મદ્રદેશનો રાજા ચારૂ દર્શના મંદોદરીને પરણીને બહુ રાજી થયોને પોતાને ઘેર મંદોદરી સાથે ક્રીડા કરી. એક દિવસએ રાજા દાસની કોઈ નારી સાથે ક્રીડા કરતો હતો તેની ખબર દાસીના ચેતવવાથી મંદોદરીને પડી ગઈ. મંદોદરીએ તેને તેવો જોયો. મંદોદરીને ક્રોધ ચડી ગયો હતો છતાં મંદ હાસ્યથી રાજાને ઠપકો દીધો. બીજે કોઇ દિવસે ફરી એ રાજા કોઇ રૂપાળી વેશ્યાને એકાન્તમાં રમાડતો હતો ને લડાવતો હતો તે મંદોદરી જોઈ ગઈ તેથી તેણીને બહુ ખેદ થયો. મંદોદરી મનમાં ચિંતન કરવા લાગી કે "મે જ્યારે આ રાજાને સ્વયંવરમાં જોયો ત્યારે આ શઠ છે એવી મને જાણ પડી નહીં અરેરે ! મેં મૂર્ખતાના આવેશમાં આ શું કરી નાંખ્યું ! મને તો આ રાજા ઠગી ગયો. હવે

---

* આ અધ્યાયમા મંદોદરીના કથા પૂરી થય પછી મહિષાસુરના વધની કથા આવશે.

મારે આ નિર્લજ્જ તથા શઠ પતિ સંબંધે મારે શું શું બળાપો કરવો ! આવા પતિના ઉપર સ્નેહ કેમ રહે ? મારાં જીવતરને હવે ધિક્કાર છે. આજથી પતિના સંભોગનાં સઘળાં સુખોનો આ સંસારમાં ત્યાગ કરી સંતોષવાળી થઈ બેસું છું. મારે કરવું ન ઘટે તે તો મેં કર્યું ને આજ મને એ કામ સતાપવાળું થઈ પણ પડયું. જો હું આત્મઘાત કરૂં તો જેનું નિવારણ ન થાય એવું મહા પાપ આત્મહત્યારૂપ મને વળગે ને જો હું મારા બાપને ત્યાં ચાલી જાઉં તો ત્યાં પણ સુખ ન મળતાં ઉલટી દાસીઓ મારી હાંસી કરે એમાં પણ સંશય નથી. આટલા વાસ્તે આવો કાળયોગ પ્રાપ્ત થયો છે તેમાં હું વૈરાગ્યને ધારણ કરી વિષયભોગનો ત્યાગ કરી અહીંજ રહુ એજ ઠીક છે," દુઃખને શોકથી ઘેરાયેલી મંદોદરીએ આવો નિશ્ચય કર્યો ને પછી તેણે સંસાર સુખોને તજી દઇ પતિના ઘરમાંજ જીવન સમાપ્ત કર્યું હતુ. હે દેવી ! હે કલ્યાણી ! આવી રીતે તું પણ હમણાં મારા સરખા ઉત્તમ પતિનો અનાદર કરીને પછી જ્યારે કામાતુર થઇશ, ત્યારે કોઈ બીજા નબલા પુરૂષનો આશરો લઈશ. સ્ત્રીઓને અત્યન્ત કલ્યાણ આપનારૂં મારૂ આ સાચુ વચન તુ જાણને માન. જો નહીં માનીશ તો અવશ્ય અંતે તું મહાશોક સાગરમાં ડૂબી પડીશ. દેવી કહે છે—હે હલકી બુદ્ધિવાળા ? હવે તું રસાતળમાં ચાલ્યો જા ને નહી તો સંગ્રામ કર. તને તથા બીજા બધા દાનવોને માર્યા પછી હું મરજી હશે ત્યાં ચાલી જઈશ. હે દૈત્ય ! જ્યારે જ્યારે સંત જનોને સંતાપો થાય છે ત્યારે ત્યારે સંતોની રક્ષા કરવા સારૂં હું શરીરને ધારણ કરૂં છું. રૂપ રહિત તથા જન્મ રહિત છું છતાં મારો જે જન્મરૂપાદિ થાય છે તે દેવતાઓનાં કલ્યાણ માટેજ થાય છે એમ તું નિશ્ચયપૂર્વક સમજી જા. હે પાડા ! આ હું સત્ય કહું છું કે દેવતાઓએ તને મારવા સારૂં મારી પ્રાર્થના કરી છે માટે હું તને મારી નાંખ્યા પછીજ નિશ્ચળ થઈશ. આટલા વાસ્તે કાંતો તું લડને કાંતો તું દૈત્યોના નિવાસરૂપ પાતાળમાં ભાગી જા. આ મારી સત્ય વાણી સમજ કે હું તને અવશ્ય મારી નાખીશ. વ્યાસ કહે છે—દેવીની આવી વાણી સાંભળી મહિષાસુરે ધનુષ્ય લીધુ ને રણભૂમિમાં લડવા વાસ્તે ઉભો રહ્યો ને એકદમ શિલાથી સજેલાંને કર્ણ પર્યન્ત તાણેલાં બાણો છોડવા લાગ્યો. દેવીએ ક્રોધ કરી લોહની ટોપીયોવાળાં શસ્ત્રોવડે મહિષનાં બાણો કાપી નાંખ્યાં આ વેળાએ પરસ્પર જયની આશાવાળા દેવતાઓ અને દાનવોને ત્રાસ ઉપજાવનારૂં દેવીને મહિષાસુરનું દારૂણ યુદ્ધ થયું. દુર્ધર નામના દાનવે દેવીને ક્રોધ ઉપજાવવા સારૂં દારૂણ ઝેરી બાણોનો મારો કરવા માંડયો. પછી મહા ક્રોધે ભરાયાં ભગવતીએ સજેલાં બાણોથી પ્રહાર કરીને દુર્ધરને મારી નાંખ્યો ને તે પર્વતના શિખરની પેઠે ધરતીપર પડી ગયો. દુર્ધરને મરી ગયો સમજી તેજ ક્ષણે પ્રબળ અસ્ત્રજ્ઞાતા ત્રિનેત્ર નામનો દાનવ આવી પહોંચ્યોને તેણે દેવીને સાત બાણો માર્યા. એ બાણો હજુ પહોંચ્યાં ન હતાં તેટલીવારમાં તો તે પહેલાં જગદમ્બાએ ત્રિનેત્રનાં બાણોને પોતાનાં બાણોથી કાપી નાંખ્યાં ને ત્રિશૂળથી ત્રિનેત્રને મારી નાંખ્યો. ત્રિનેત્રના મરાયાના સમાચાર સાંભળતાંજ અંધક નામનો અસુર તુરત સામો થયો ને તેણે દેવીના સિંહના મસ્તક પર લોઢાની ગદા મારી. ક્રોધે ભરાયેલા સિંહે તરતજ પોતાના પંજાના પ્રહારથી બળવાન

અંધકને મારી નાંખ્યોને તે તેનું માંસ પણ ખાઈ ગયો. એ દાનવોને રણમાં મારી નાંખેલા જોઈ વિસ્મય પામેલો મહિષાસુર શિલાથી સજેલાં અત્યન્ત આકરાં બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. એ બાણોનાં પહોંચવા અગાઉ દેવીએ પોતાનાં બાણોથી એ બાણોને કાપી નાંખ્યાં ને મહિષાસુરની છાતીમાં ગદા મારી. ગદા વાગવાથી મહિષાસુરને મૂર્ચ્છા આવી ગઇ. પછી પીડા ઓછી થવાથી તે પાપી મહિષાસુર તુરત પાછો આવ્યોને તેણે સિંહના માથામાં ગદા મારી, સિંહે પણ નખો મારીને તે મોટા દાનવને ફાડી નાંખ્યો. પછી એ મહિષાસુરે પુરૂષનો વેષ છોડી દીધોને પોતે સિંહરૂપ બની ગયો. પોતાના નખોથી દેવીના સિંહને તે મહા પીડા આપવા લાગ્યો. મહિષાસુર સિંહ થયો જાણી દેવીને અત્યન્ત ક્રોધ થયો ને લોઢાંના ફળાંવાળાં ને ઝેરી નાગ જેવાં ક્રૂર તીક્ષ્ણ બાણોની તેનાપર વૃષ્ટિ કરી. મહિષાસુરે સિંહનુ રૂપ તજી દીધુ ને પોતે મદ ઝરતા માતંગનો વેષ ધરી પોતાની સુંઢવતી એક પર્વતનુ શિખર ઉપાડી દેવીનાપર ફેંક્યુ. એ શિખર આવતું દેખી જગદમ્બાએ શિલાથી સજેલાં બાણોથી તેના તલ તલ જેવડા કકડા કરી નાંખ્યા ને પછી દેવીએ હાસ્ય કર્યું. આ વેળાએ દેવીનો સિંહ કૂદી પડયો ને હાથીરૂપી મહિષાસુરના માથાપર ચડી બેઠો ને નખોથી તેને ફાડવા લાગ્યો. પછી મહિષાસુરે હાથીનુ રૂપ તજી દીધુ ને કોપથી સિંહને મારવા સારૂં તે દાનવ દારૂણ બળવાળો શરભ બની ગયો. શરભ થયેલા દાનવને દેખી દેવીએ તેના માથાપર તરવાર મારીને દાનવે પણ દેવીને તુરત મારવા માંડયું. એઓ બેને પરસ્પર દારૂણ યુદ્ધ થયુ. પછી મહિષાસુરે પાડાનુ રૂપ લીધુ ને શીંગડાઓથી સંગ્રામ કરવા લાગ્યો એ ઘોર બિહામણો દાનવ પૂંછડું ફેરવીને ઝટ શીંગડાંવતી ભગવતીને પ્રહાર દેવા લાગ્યો.મહા આનંદથી હસતો એ મહિષાસુર શીંગડાઓવડે પર્વતો ઉપાડી બળથી પુંછડાંવડે ફેરવીફેરવીને દેવીઉપર નાંખવા લાગ્યો. એ મદથી ફાટેલા દાનવે દેવીને કહ્યુ કે " હે દેવી ! તું યુદ્ધમાં ઉભી રહે. તું રૂપાળી તથા યૌવનવાળી છો છતાં હવે હું તને મારી નાંખીશ. તું મુર્ખ છો તથા મદથી મત્ત છો તેથી ખોટા બળનો ફાંકો ધરાવીને બહુજ મોહ પામીને કઠોરતાથી મારી સાથે યુદ્ધ કરે છે. તને મારી નાંખ્યા પછી દેવતાઓને કે જેઓ કપટતા ને શઠતામાં કુશળતા ધરાવી સ્ત્રીને નાયક કરી મારા પર જય મેળવવા ધારે છે તેઓને પણ હું મારી નાંખીશ. દેવી કહે છે—હે હલકી અક્કલના ! ઉભા રહે ઉભો રહે. તુ અભિમાન કર માં. હુ તને યુદ્ધભૂમિમાં મારી નાંખીશ ને પછી સઘળા દેવતાઓને દુઃખરહિત કરીશ. હે અધમ ! આ મીઠી મદિરાનુ પાન કરીને દેવતાઓને દુઃખ આપનારા પાપી ને મુનિઓને ભય આપનારા તને યુદ્ધમાં કાપી નાંખીશ. વ્યાસ કહે છે—મહા રાક્ષસનો વધ કરવાની ઈચ્છાવાળા જગદમ્બા ક્રોધથી આવું બોલ્યાં ને પોતાના હાથમાં મદિરાથી ભરેલો કનકનો કટોરો લીધો ને તેમાંથી વારવાર મધુપાન કરવા લાગ્યાં.[1] દેવતાઓને આનંદ આપનારાં અમ્બિકાએ મીઠી દ્રાક્ષની મદિરા પીધી ને પછી ત્રિશુલ લઇને મહિષાસુરની સામાં ધસ્યાં. દેવતાઓ સ્નેહથી ભગવતીની સ્તુતિ કરવા લાગ્યા, પુ-

૧ કાલિકાપુરાણમા મહિષાસુરને શિવનો અંશ કહ્યો છે શિવનો અંશ હોવાથી મહિષાસુરને બુદ્ધિપૂર્વક મારવા ન ધરે એમ સમજનારાં દેવી અંબિકાએ તેને મદાંધ થઇને મારવા સારૂ ધારણાની અનુસાર ધવા મદિરાનુ વારંવાર પાન કર્યું.

ષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, અને નગારાં બજાવી જય જય, ચિરંજીવ ચિરંજીવ " એમ બોલવા લાગ્યા. આકાશમાં જોવા ઉભેલા રૂષિઓ સિદ્ધો, ગંધર્વો, પિશાચો, નાગ, બદિજનો, ને કિન્નર લોકો સંગ્રામનો સમારંભ જોઈને ખુશી થયા. કપટ કુશળ મહિષાસુર પણ વારવાર માયા કરી વિવિધ આકૃતિઓવાળો બનીને દેવીને પ્રહાર કરવા લાગ્યો ક્રોધથી રાતીચોળ આંખવાળાં અમ્બિકાએ બળાત્કારથી તે પાપીની છાતીમાં ત્રિશુલ માર્યું. ત્રિશુલ વાગવાથી એ મહિષાસુર પૃથ્વીપર પડી ગયો ને થોડીવાર મૂર્ચ્છાવશ થયો. પાછો મહિષાસુર ઉઠયો ને પોતાના પગથી દેવીને તેણે પાટુ મારી. પાટુ મારીને એ મહા પાડો વારંવાર હસવા લાગ્યો ને દેવતાઓને ત્રાસ આપનારો દારૂણ શબ્દ કરવા લાગ્યો. પછી ભગવતીએ એક સહસ્ત્ર ધારાવાળું સુનાભ નાભનું ચક્ર કે જે સર્વોતમ હતુ તે કરમાં ધર્યું ને મોટા નાદથી સામા ઉભેલા એ દાનવને કહ્યુ કે " હે મદથી આંધળા ! તારી ગરદનને કાપી નાંખનારાં આ ચક્રને તું જો. યુદ્ધમાં ક્ષણમાત્ર સ્થિર રહીને હવે તું હમણાંજ યમલોકમાં જા. " આમ પડકારો કરીને જગદમ્બાએ યુદ્ધમાં દારૂણ ચક્ર મૂકયુ ને તે ચક્રે તેજ સમયમાં મહિષાસુરનુ માથું કાપી નાંખ્યું.[૨] જેમ પર્વતમાંથી ગેરૂ વિગેરેને લીધે રાતાં ઝરણાંનો મહા પ્રવાહ નીકળે છે તેમ મહિષાસુરના કંઠનાળમાંથી ઉષ્ણ લોહી નીકળવા લાગ્યું. એ દાનવનું ધડ આમ તેમ ફરતું ફરતું પૃથ્વીપર પડયુ. સુખવર્ધક જયકાર શબ્દ સુરોમાં થઈ રહ્યો. આ વેળાએ દેવીનો મહા બળવાળો સિંહ કેમ જાણે ભૂખ્યો થયો હોય તેમ સંગ્રામમાંથી નાશી જતા દાનવોને પકડી ખાવા લાગ્યો. મહિષાસુરનો નાશ થયા પછી ભયથી ત્રાસ પામેલા કેટલાક દાનવો કે જેઓ મરવામાંથી બાકી રહ્યા હતા તેઓ પાતળમાં નાશી ગયા. દેવીએ મહિષાસુરને માર્યો ત્યારે દેવતાઓ, મુનિઓ, અને પૃથ્વીમાં મનુષ્યો તથા બીજા પણ કેટલાક સાધુઓ પરમ આનંદ પામ્યા. પછી ચંડિકાએ રણસ્થળનો ત્યાગ કરી રમ્ય સ્થાનમાં સ્થિતિ કરી. સુખ આપનારાં અંબિકાની સ્તુતિ કરવા તે સ્થાનમાં દેવતાઓ હાજર થયા.

चंडिकापि रणं त्यक्त्वा शुभे देशे च संस्थिता ॥
देवतास्तत्रायायुःशीघ्रंस्तोतुकामांसुखप्रदाम्॥७०॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો.*

### દેવોએ કરેલી દેવીની સ્તુતિ.

व्यासउवाच–
अथप्रमुदिताःसर्वे देवाइन्द्रपुरोगमाः ।
महिषंनिहतंदृष्ट्वातुष्टुवुर्जगदम्बिकाम् ॥१॥

વ્યાસ કહે છે–મહિષાસુરને મહાલક્ષ્મીએ માર્યો એથી સઘળા દેવતાઓ ખુશી થયા ને પછી ઇન્દ્રાદિ દેવતાઓએ નીચે પ્રમાણે આજુબાજુની સ્તુતિ કરી.[૧] દેવતાઓ સ્તુતિ કરે છે–હે ભગવતી ! તમારી શકિત વડેજ બ્રહ્મા આ વિશ્વને રચે છે, વિષ્ણુ પાળે છે ને રૂદ્ર પ્રલયકાળે સંહાર કરે છે. જો શકિત ન હોય તો એ દેવતાઓ કશુ પણ કરવા સમર્થ

૨ માર્કન્ડેય પુરાણમા મહિષાસુરના વધની જે વાર્તામા અને આ ભાગવતમા આ વધની વાર્તામા વિરોધાભાસ છે તે કલ્પભેદની કલ્પનાથી સમાધાન કરી લેવું એમ ટીકાકારનો અભિપ્રાય છે

* આ અધ્યાયમા મહિષાસુરના વધથી મહાલક્ષ્મીપર પ્રસન્ન થયલા દેવતાઓએ મહાલક્ષ્મીની સ્તુતિ કરી એ વાર્તા આવશે.

નથી વાસ્તે જગતની ઉત્પત્તિ—સ્થિતિ—નાશ એ ત્રણેને તમેજ કરનારાં છો. આ જગતમાં કીર્તિ, મતિ, સ્મૃતિ, ગતિ, દયા, શ્રદ્ધા, ધૃતિ કરૂણા, વસુધા, કમળા, અજયા, પુષ્ટિ, કળા, વિજયા, પાર્વતી, જયા, તુષ્ટિ, પ્રભા, બુદ્ધિ, ઇશ્વરશકિત. લક્ષ્મી, વિદ્યા, ક્ષમા, કાન્તિ અને મેધા એ સઘળા તમારી વિભુતિઓ છે. હે સર્વ લોકોનાં અધિષ્ઠાનરૂપ ! તમારી આ શકિતઓના આશ્રય વિના કોઈ પણ માણસ કાંઇ પણ વ્યવહાર કરવા સમર્થ નથી. આ બ્રહ્માંડ આખામાં જે કાંઈ છે તે સઘળુ તમારૂ સ્વરૂપજ છે. જો તમારી ધારણા શકિતરૂપે સ્થિતિ ન થાય તો કાચબો ને શેષનાગ આ પૃથ્વીને ઝાલી રાખવામાં સમર્થ થઇ શકે ? નજ થાય. હે માતા ? જો તમે પૃથ્વીરૂપે ન રહ્યાં હોત તો મોટા ભારવાળુ આ બ્રહ્માંડ આકાશમાં અધર કેવી રીતે રહી શકત ? હે માતા ? તમે છો છતાં જે મનુષ્યો બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ચંદ્ર, અગ્નિ, યમ, વાયુ ને ગણેશ આદિ દેવતાઓની ઉપાસના કરે છે તેઓને તમારી માયાનાં ગુણોને લીધે મોહ થયેલો છે. કારણ કે કોઈ પણ દેવતા તમારી શકિતવિના કાંઈ પણ કાર્ય કરવામાં શકિતવાળો છે જ નહી. હે માતા ? ઘણા લોકો મોટા મોટા યજ્ઞો કરીને તેમાં ઈન્દ્રાદિ દેવતાઓને ઉદ્દેશીને આહુતિઓ આપે છે તેઓ પણ ઓછી બુદ્ધિવાળા છે કારણ કે જ્યાં સુધી સ્વાહારૂપ તમે છો તેનો પ્રયોગ યજ્ઞમાં ન થાય ત્યાંસુધી શું હોમેલી હવિઓ દેવતાઓને પણ પહોંચી શકે ? નથીજ પહોંચતી. હે માતા ? આવી રીતે દેવતાઓનું જીવન તમારી સત્તાનાજ આધીન છે. વાસ્તે હે માજી ! દેવતાઓને તજી તમારીજ એક ઉપાસના કરવી યોગ્ય છે. છતાં જેઓ આપને ભજતા નથી તેઓ ખરેખર મુઢ છે. હે ભગવતી ? સ્થાવર જંગમાત્મક જગતને તમેજ ભોગ આપનારાં છો. કારણ કે તમારા અંશરૂપ ચોવીશ તત્વોથી શરીર પ્રાપ્તિ થાય છે ને એ શરીરદ્વારા સૌને પ્રારબ્ધ કાર્યોનો ભોગ મળે છે. સર્વેને ભોગ આપનારાં છો તેથી હે મા ? તમે તમારા ભકતો રૂપ દેવતાઓનું પોષણ કરો છો તેમ દાનવોનુ પણ પ્રકાર ભેદે પોષણ કરનારાં છો. હે માતા ! વાડીમાં વિનોદ વાસ્તે પોતે વાવેલાં વૃક્ષો ભલે ફળપત્ર વગરનાં હોય છે તથા કડવાં હોય છે છતાં પ્રાજ્ઞ જનો તેઓને કાપી નાંખતા નથી પરન્તુ પ્રકાર ભેદે વૃક્ષોને પણ તેઓ પોષે છે, તેમ તમે પણ દાનવોને દાનવોનાં પ્રારબ્ધ પ્રમાણે ઉત્પન્ન કરી તેઓનુ પણ સારી રીતે પ્રકાનરાન્તરથી સારી રીતે પાળો છો. આ પ્રકારભેદ તમારો એવો છે કે જ્યારે અમારા શત્રુ દાનવોની સ્વર્ગમાં જઈ સુરાંગનાઓ સાથે ક્રીડા કરવાની અભિલાષાને તમે જાણી જાઓ છો ત્યારે તે દાનવોની મનકામના પુર્ણ કરવા સારૂ તમે પોતે યુદ્ધમાં ઉતરી બાણોથી તેઓને મારો છો ને દયાભાવને લીધે બીજા અવતારોમાં તેઓને તેવાં સુખો આપો છો. આથી દૈત્યોના નાશ કરવા રૂપ તમારાં ચરિત્રો છે તે દાનવોનાપર દ્વેષભાવને લીધે નથી પરન્તુ તેઓના ઉપર પ્રકારભેદે પ્રેમથીજ તમે આવાં ચરિત્રો કરો છો. હે માતા? દાનવોનો નાશ કરવામાં તમારી ઈચ્છા માત્રજ સમર્થ છે છતાં તે મહાપ્રભાવવાળા અસુરોને મારવા સારૂ તમે નાના પ્રકારના અવતારો ધારણ કરો છો એ આશ્ચર્ય જેવું જણાય છે તોપણ ત્યાં અવતારો ધરીને નાના પ્રકારની લીલાઓની કૃતિદ્વારા ભકિતતત્વની વૃદ્ધિ કરી મુકિત આપવારૂપ તમારી સકાર-

ણતાવાળી પ્રવૃત્તિ દેખાય છે અર્થાત્ અવતારલીલાદ્વારા ભક્તિની વૃદ્ધિ કરી ભકતોને મુક્તિ આપવી એજ ત્યાં કારણ છે. આ શિવાય આપની અવતાર લીલાનું બીજું કશું તાત્પર્ય નથી. અરેરે ? અત્યન્ત મલીન કલિકાળમાં જેઓ આપનાં ભજનમાં પ્રીતિ નથી કરતાં તેઓ તો ખરેખર પુરાણ કથામાં પહેોંચેલા ઠગારા લોકોથી ઠગાયા છે એટલુંજ નહી પરન્તુ તમારાથીજ ઉત્પન્ન થયેલા દેવો કે જે બ્રહ્મા–વિષ્નુ–રૂદ્ર વિગેરે છે તેઓની સેવામાં દોરાયેલા છે. હે જગદમ્બા ! સઘળા સુરલોકો દાનવોથી પીડાયેલા તથા માનભગ થયેલા છે ને તમને આધીન છે એમ સમજવા છતાં પણ પૃથ્વીમાં જે મનુષ્યો ભકિતભાવથી તેઓને ભજે છે તે મનુષ્યો નિર્મળ દીપક હાથમાં ઝાલી જળવગરના ઉંડા કુવામાં ઉતરનારા છે. હે માતા ! સુખદાતા વિદ્યા ને દુઃખદાતા અવિદ્યા પણ તમે પોતેજ છો. સઘળા લોકોનાં સંકટોને હણનારાં પણ તમેજ છો. મુમુક્ષુ જનો તો તમારીજ ઉપાસના કરે છે પરન્તુ ભોગપરાયણ મદબુદ્ધિવાળા અજ્ઞાની વિષયી લોકો તમારી આરાધના કરતા નથી. શરણાગતોનુ રક્ષણ કરનારાં તમારાં ચરણારવિંદને બ્રહ્મા શિવ વિષ્ણુ ને બીજ સઘળા દેવતાઓ પણ ઉપાસે છે. ભ્રાન્તચિતવાળા ને ઓછી બુદ્ધિવાળા જનો આપનાં એ ચરણ કમળને ઉપાસતા નથી તેથી તેઓ ભવસાગરમાં ગોથાં ખાયછે. હે ચંડિકા ? તમારાં ચરણ કમળના સ્પર્શથી ઉઠતી ધુળની રજના પ્રભાવથીજ અજ એવા બ્રહ્મા સૃષ્ટિકાળમાં અખિલ સર્ગને સજે છે, વિષ્ણુ પાળે છે અને શિવ સંહાર કરે છે. આ કારણથી તમારી ઉપાસના જે નથી કરતો તે ખરેખર અભાગીઓ છે. હે દેવી ! દેવ અને દાનવોમાં વાણી રૂપે તમે પોતેજ છો ને તમારો જો એઓના મુખમાં વાસ ન થાય તો તેઓ બોલી શકવાને પણ શકિતવાળા ન બને. મુગાં માણસો મુખ છતાં પણ બોલી શકતાં નથી એ આ વાતનો પુરાવો છે અર્થાત વાણીરૂપ તમે તેમાં નથી વસ્યાં તેથી મુંગા બોલતા નથી. વિષ્ણુને તો ભ્રગુમુનિએ મહા કોપ કરી શાપ આપ્યો હતો ને એ શાપને લીધેથીજ તેઓને મત્સ્યાવતાર, કચ્છાવતાર, વારાહાવતાર, નૃસિંહાવતાર ને કપટરૂપ વામનાવતાર પૃથ્વીમાં ધરવા પડયા હતા વાસ્તે એ અવતારોની ઉપાસના કરનારા મનુષ્યોને મૃત્યુનો ભય શુ ન થાય ! થાયજ. હે માજી ! ભ્રગુના શાપથી વનમાં વિચરેલા સદાશિવનુ પણ લિંગ પડી ગયું હતું એ લોક પ્રસિદ્ધ વાત છે. જે પોતાના લિંગને પણ રક્ષી શકયા ન હતા તેમના ઉપાસકોને આ લોકનુ કે પરલોકનું સુખ કેમ કરી થાય ? નજ થાય. સદાશિવના પુત્ર ગણપતિ કે જેમનું વદન હાથીના જેવુ છે. તેમના ઉપાસકો જેઓ છે તેઓ પણ ખોટી ભ્રાન્તિરૂપ વમળમાં વમાણા છે કારણ કે ગણપતિના ઉપાસકો તમે કે જે સ્મરણ માત્રથીજ સઘળાં પુરૂષોને આપનારાં જગદમ્બા છો તેને એ લોકો ઓળખતાજ નથી. દયા ભાવના લીધે તમે શત્રુઓને પણ સજેલાં શસ્ત્રોથી મારીને સ્વર્ગમાં જતા કર્યા છે એ મોટો ચમત્કાર કર્યો છે. જો તમે એ અસુરોને યુદ્ધમાં મારી નાંખ્યા ન હતતો એ લોકો પોતાના કર્મોથી પ્રાપ્ત થયેલાં નર્કમાં અત્યન્ત દુઃખમય આપત્તિમાં આવી પડયા વગર રહેત નહી. બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર એ મોટા ત્રણે દેવો પણ અહંકારથી ઢંકાયેલા છે તેથી તમારાં માહાત્મ્યને જાણી શકતા નથી તો પછી

અમે કે જેઓ તમારા અતુલ પ્રભાવવાળા સત્ય આદિ ગુણોથી મોહિત થયેલા છીએ તે તથા મનુષ્યો તમારા પ્રભાવને કયાંથી જાણી શકીએ ? તમારૂં સ્વરૂપ અતક્ર્ય છે એમ માનનારા જે મુનિ લોકો તમારી ઉપાસનાને તજીને સૂર્ય ને અગ્નિની ઉપાસનામાં પરાયણ રહે છે તે મૂઢ બુદ્ધિ વાળા મુનિઓ સંસારના કલેશોનેજ સહન કર્યા કરનારા છે અને તેઓ ભલે હજારો શ્રુતિઓ ભણી ગયા હોય તોપણ વેદના સારરૂપ પરમાર્થ તત્વ કે જે તમે છો તેને જાણી શકયા નથી. કોઈપણ સ્પષ્ટ રીતે જો કે તમારાં સ્વરૂપને દેખી શકે એમ નથી તોપણ તે સ્વરૂપ **નેતિનેતિ** એવા નિષેધના અવધિરૂપે સત્તામાત્ર સ્વરૂપથી અનુભવાય છે. તમારા સત્વાદિ ગુણોનો પ્રભાવ મહા વિશાળ છે એમ અમે માનીએ છીએ કારણ કે પૃથ્વીમાં પુરૂષોની બુદ્ધિઓથી રચાયેલાં અનેક શાસ્ત્રોથી વિષ્ણુ, સૂર્ય, શિવ ને ગણેશની ભક્તિમાં વળગાડી દઈને એ ગુણો લોકોને આપ કે જે વાસ્તવિક તત્ત્વ છો તેનાથી વિમુખ કરે છે. હે અમ્બિકા ? વિષ્ણુ તથા શિવનાં ભક્તિ તથા પૂજનનું પ્રતિપાદન કરનારાં પોતાનાં કપોલ કલ્પિત શાસ્ત્રોદ્વારા મનુષ્યોને તમારાં ચરણથી વિમુખ કરનારા જે પુરૂષો છે તે પુરૂષો તમારાજ ગુણોથી મોહ પામ્યા છે એમ સમજી હે માતા ! તમે તેઓનાપરકોપ કરતાં નથી પરન્તુ કરૂણા કરીને તે લોકોને વશ્ય તથા આકર્ષણ આદિ મોહમંત્રોમાં કુશળ બનાવો છો ને એ દ્વારાએ ધન તથા વંશવૃદ્ધિ રૂપ ક્ષુદ્ર ફળો આપો છો. સત્યયુગમાં સત્વગુણનું અધિક બળ હોવાના લીધે કપોલ કલ્પિત શાસ્ત્રો અસ્તવત્ થઈ જાય છે અને કલિયુગમાં તો કવિત્વનો ફાંકો રાખનારા પ્રપંચી અભિમાની લોકો સાચાં શાસ્ત્રોમાં કરેલાં તમારાં નિરૂપણને છુપાવે છે અને તમારાથી રચાયેલા જે અન્ય દેવતાઓ છે તેની તેઓ સ્તુતિ કરે છે. અત્યન્ત વિશુદ્ધ અન્તઃકરણ વાળા મુનિ લોકો મુક્તિરૂપ ફળ આપવાવાળાં યોગસિદ્ધ પરાવિદ્યારૂપ તમે છો તેનું ધ્યાન કરે છે તેથી તે મુનિઓ ફરી ગર્ભવાસમાં દુઃખને જોતા નથી. તમારામાંજ લીન ચિત્તવાળા મનુષ્યો પૃથ્વીતળમાં કૃતાર્થ છે. પરમાત્મામાં પણ ચૈતન્ય શક્તિ છે. તેથી તે પોતે આ નામરૂપાત્મક જગત્‌માં પ્રસિદ્ધ પણે સૃષ્ટિ સ્થિતિ તથા સંહારના કરનારા થઇ શકે છે. આ જગત્‌માં તમારી શક્તિ વિના કોઈ પણ પુરૂષ પોતાની મેળે કામ કરી શકતો નથી, વિવાહ કરી શકતો નથી તથા હાલનચાલન પણ કરવા સમર્થ નથી. હે જગદમ્બા ! શકિત વગરનાં એકલાં ચોવીશ તત્વો શું આ જગત્‌ને રચી શકે ? નજ રચી શકે કારણ કે તેઓ બધાં જડ છે. શક્તિ વગરની જડાત્મક જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો પણ શું પોતપોતાના વિષયોને આપવાને સમર્થ થઇ શકે શું ? નજ થઈ શકે કારણ આપની ચૈતન્ય શક્તિનો યોગ હોય તોજ તેઓ સમર્થ છે. હે માજી ? સ્વાહારૂપે જો યજ્ઞોમાં તમારૂં સાધન ન હોય તો શુ એ દેવતાઓ પણ મુનિઓએ વિધિ સહિત આપીને હોમેલા પોતપોતાના ભાગોને મેળવી શકે ? નજ મેળવી શકે. આ પ્રકારે જ્યારે તમે દેવતાઓનુ પાલન કરો છો ત્યારે તે પાલિત દેવતાઓ આ જગત્‌નું પાલન કરી શકે છે. તેથી વાસ્તવિક પાલન કરનારાં તો તમે ઇશ્વરીજ છો. સૃષ્ટિ કાળમાં આ બ્રહ્માંડ તમે રચ્યો છે, બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્રાદિ દેવનાઓનું પોષણ તમેજ કરો છો ને પ્રલયકાળમાં સમગ્ર જાત માત્રનું તમેજ ભક્ષણ કરનારાં છો. રૂદ્રાદિ દેવતાઓ પણ તમારાં ચરિત્રોને સમજી

નથી શકતા તો મનુષ્યો કે જેઓ મંદ બુદ્ધિવાળાં છે તેઓ તો ક્યાંથી સમજી શકે? નજ સમજી શકે. હે માતા! તમે મહિષરૂપ ધારનારા દારૂણ દાનવનો નાશ કરીને અમારૂં સઘળા દેવતાઓનું પાલન કર્યું છે. સઘળા વેદો પણ આપનાં સ્વરૂપને યથાર્થ સમજતા નથી તો અમે અલ્પ પ્રજ્ઞાવાળા તો તમારી ઉપાસના કરવાની રીતિને બરાબર કયાંથીજ સમજી શકીએ? જગતના કંટકરૂપ પાપાત્મા મહિષાસુરને આપે માર્યો છે ને એ અપાર બળવાળા અમારા શત્રુનો વધ કરી તમે જગતનું મોટુ કાર્ય સંપાદિત કરી તમારી કીર્તિનો વિસ્તાર કર્યો છે. હે મહા પ્રખ્યાત પ્રભાવવાળાં લોકજનનિ? તમે આમજ જગત્‌ની રક્ષા સદાય કરતાં રહેજો ને અમારૂ રક્ષણ કરજો. વ્યાસ કહે છે—આ પ્રમાણે પ્રાર્થના કરનારા દેવતાઓને ભગવતીએ કોમળ વાણીથી કહ્યુ કે "હે દેવતાઓ! તમારાથી બીજું પણ દુઃસાધ્ય કાર્ય કે જે કઠણ હોય તે મનેજ કહેજો એટલે હું કરીશ. જ્યારે જ્યારે તમારે દુર્ઘટ કાર્યમાં મારી જરૂર પડે ત્યારે તમારે મારીજ સ્મૃતિ કરવી એટલે હુ પ્રગટ થઇને તુરત તમારાં સંકટોનો વિનાશ કરીશ. દેવતાઓ ઉત્તર આપે છે—હે દેવી! અમારા આ મહા બળવાળા શત્રુ મહિષાસુરને તમે માર્યો છે એ અમારૂં અશેષ કાર્ય કરી આપ્યું છે જેથી અમે સઘળા આપનાં ચરણારવિંદનુંજ સ્મરણ કર્યા કરીએ એવી આપના ચરણમાં અમને સૌને આપ અવિચળ ભકિત આપો. હજારો અપરાધો પુત્રોથી થયા હોય તો તે અપરાધોને સહન કરી શકે એવી એકજ આપ માતા છો છતાં લોકો સમજવા છતાં તમારી જગન્માતાની કેમ ઉપાસના કરતા નથી? આ દેહ વૃક્ષ સમાન છે. ત્યાં પરમાત્મા ને જીવ બે પક્ષી સમાન છે. એ બે પક્ષીઓને નિરંતર મિત્રતા છે. ત્રીજો કોઈ સખા નથી કે જે અપરાધોનું સહન કરે. આથી કરીને મંદ ભાગ્યવાળી મહા પાપવાળી દેવ મનુષ્ય આદિ યોનિઓમાં ભ્રમણ કરનારા જીવાત્માઓ આપ કે જે પરમાત્મારૂપ સખા છો તેમનો ત્યાગ કરીને પોતાનુ શું કલ્યાણ કરી શકવાના છે? ઘણાં પુણ્યોના યોગથી આ દુર્લભ નરજન્મ પામ્યા છતાં જેઓ તમારી સ્મૃતિ રાખતા નથી તેઓ અધમ મનુષ્યો છે એમ અમે મન વાણી ક્રિયાથી બરાબર સમજી સાચુ વદીએ છીએ. હે દેવી! સુખમાં કે દુઃખમાં તમે કે જે અમને અનન્ય શરણરૂપ છો તે નિરંતર તમારાં સઘળા આયુધોથી અમારી રક્ષા કરો એવી અમારી અભિલાષા છે. તમારાં ચરણ કમળની રજના વગર અમારૂ બીજું કોઈ પણ શરણ છેજ નહી. વ્યાસ મુનિ કહે છે—આ પ્રમાણે દેવતાઓ જેમની સ્તુતિ કરી હતી એવાં ભગવતી દેવી ત્યાંજ અન્તર્ધાન થઇ ગયાં હતાં ને તેમના ક્ષણમાત્રમાં અન્તર્ધાન થવાથી દેવતાઓને મોટુ અચરત થયું હતું.

अन्यथा शरणं नास्ति त्वत्पदांबुजरेणुतः॥

व्यास उवाच

एवं स्तुता सुरै देवी तत्रैवांतरधीयत ॥ ४३ ॥
विस्मयं परमं जग्मु र्देवा स्तां वीक्ष्य निर्गताम् ॥

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવતવિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો,*

### દેવી ગયા પછી પૃથ્વીમાં શાન્તિ.

जनमेजय उवाच–

अथाद्भुतं वीक्ष्य मुने प्रभावं
देव्या जगच्छान्तिकरं हितंच ।
न तृप्ति रस्ति द्विजवर्य शृण्वतः
कथामृतं ते मुखपद्म जातम् ॥ १ ॥

જનમેય કહે જે—હે દ્વિજસત્તમ ! હે મુનિ ! મે દેવીના અદભૂત તેમજ વિશ્વને શાન્તિ આપનારા કલ્યાણકારી પ્રભાવને દીઠો ને આપના મુખ કમળમાંથી સ્રવતા કથારૂપી સુધારસનુ શ્રવણ કરી મને તૃપ્તિજ થતી નથી. જગદમ્બા અન્તર્ધાન થયાં પછી તે દેવતાઓએ શુ શુ કાર્યો કર્યા ? અલ્પ પુણ્યવાળાં મનુષ્યોને દેવીની પરમ પવિત્ર ચરિત્ર કથાને સાંભળી પણ દુર્લભ છે. જેનાં પાન કરવા માત્રથી અમરતા થાય છે તેવુ દેવીનાં ચરિત્રરૂપ અમૃત સાંભળવાથી કયા ભાગ્યશાળી સુંદર શ્રવણવાળા મનુષ્યને તૃપ્તિ થાય ? આદર સાથે અંબિકાનાં કથામૃતનુ પાન નહીં કરનારા મનુષ્યોને ધિક્કાર છે. જેનાથી દેવો તથા મહામુનિઓનુ રક્ષણ થાય જે તેવુ અંબિકાનુ લીલામય ચરિત્ર છે તે સાધનરૂપ છે તેથી તેનો કોણ કૃતજ્ઞ મનુષ્યો પરિત્યાગ કરે ? મુકત, મુમુક્ષુ ને રાગી એમ ત્રણ પ્રકારના પુરૂષો સંસારમાં જો ભગવતીનાં ચરિત્રામૃતનુ પાન કરે તો તેઓ સઘળા પુરૂષાર્થોને પામે છે એમ વેદવેત્તાઓ વદે છે. ધર્મ અર્થ ને કામમાં સદૈવ પરાયણ રાજાઓએ તો વિશેષે કરીને ભગવતીનાં ચરિત્રોને સાંભળવાં જોઇએ અને જ્યારે મુકત પુરૂષો પણ એ ચરિત્રામૃતનું પાન કરે છે તો પછી અમુકત પુરૂષો તેનું પાન શાવાસ્તે ન કરે ? પૂર્વ જન્મમાં સુંદર મોગરાનાં પુષ્પોથી, ચંપક કુસુમોથી તથા બિલ્વદળથી જે પુરૂષોએ ભગવતીનું પૂજન કર્યું હોય છે તેઓજ જન્માતરમાં પૃથ્વીમાં વૈભવવાળા રાજાઓરૂપે અવતરે છે એમ અનુમાન કરવું ઘટે છે. ભારતવર્ષમાં મનુષ્ય શરીર સંપાદન કરીને ભકિત રહિત થઈને જેઓ અંબિકાનુ આરાધન નથી કરતા તેઓ ધનવગરના ધાન્યવગરના રોગી તથા સંતાન વગરના થાય છે તેઓ સદાય પારકી આજ્ઞા ઉઠાવનારા કેવળ ભાર વહન કરનારા દાસો બનીને ભમ્યા કરે છે. રાત દિવસ ધંધામાં વળગી રહે છે છતાં તેઓને પેટ પુરતું પણ મળતું નથી. આ પૃથ્વીમાં જેઓ અંધા, મુંગા, બહેરા, લુલા, કોઢીઆને દુઃખીઆ હોય છે તેઓના સંબંધમાં સમજુ જનોએ એવી અનુમાન વૃત્તિ કરવી જોઈએ કે તેઓએ જગદમ્બિકાનું આરાધન નથી કર્યું અને જે લોકો રાજભોગવાળી સમૃદ્ધિઓથી ભરપૂર, અનેક મનુષ્યોથી સેવાતા તથા વિવિધ વૈભવોવાળી દૃષ્ટિગોચાર થાય છે તેઓએ જગદમ્બાનું પૂજન કર્યું છે હે સત્યવતીના પુત્ર ! વાસ્તે તમે મારાપર અનુગ્રહ કરો ને ભગવતીનાં દિવ્ય ચરિત્રો સંભળાવો. તમો મહા દયાવાળા તો, સઘળા દેવતાના તેજમાંથી પ્રગટ થએલાં પાપી મહિષાસુરને મારનારાં મહાલક્ષ્મી દેવતાઓએ સ્તુતિને પૂજા કર્યા પછી કયાં ગયાં ? હે મહારાજ ! એ ભુવનેશ્વરી અન્તર્ધાન થયાં એમ તમે કહ્યું છે પણ અન્તર્ધાન થયા પછી એ જગદમ્બા સ્વર્ગમાં મૃત્યુલોકમાં, વૈકુંઠમાં, મેરૂ પર્વતમાં ગયાં કે તે સ્થળમાંજ લય પામ્યાં ? આ બાબત મને હવે સવિસ્તર કહો. વ્યાસ મુનિ કહે છે—પૂર્વે

* આ અધ્યાયમા દેવીના અન્તર્ધાન થયા પછી નિ... ...ાષ્ણુ વર્ત્યું રહ્યુ એ વાર્તા કહેવામા આવશે.

મેં તમને મનોહર અને અગત્યન્ત પ્યારા મહાદેવીનાં ક્રીડા સ્થાનરૂપ મણિદ્વીપ વિષે કહ્યું છે. એ દ્વિપમાં બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ સ્રીપણું પામ્યા હતા અને પછી પુરૂષપણું પ્રાપ્ત કરીને પોતપોતાનાં કાર્યો તેઓએ કર્યાં હતાં. એ અત્યન્ત રળીયામણો મણિદ્વીપ અમૃતસાગરમાં મધ્યમાં છે ને તેમાં નાના પ્રકારનાં રૂપોવાળાં જગદમ્બા સર્વદા વિહાર કરે છે, જે સ્થાનમાં એ સનાતન માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ ભગવતી નિરંતર ક્રીડા કરે છે તે સ્થાનમાંજ દેવતાઓએ સ્તુતિને પૂજા કર્યા પછી એ મહાલક્ષ્મી દેવી ગયાં. જ્યારે એ સર્વેશ્વરી જગદમ્બા પધારી ગયાં ત્યારે દેવતાઓએ પેલા મહિષાસુરના સુંદર રાજ્યાસન ઉપર મહાબળવાળ, સૂર્યવંશી, સકળ લક્ષણવાળા, વીરને અયોધ્યાના અધિપતિ શત્રુધ્નને રાજ્ય આપીને એ ઈન્દ્રાદિક દેવતાઓ પોતપોતાનાં સ્થાનકમાં વિદાય થયા. હે રાજા ! દેવતાઓના જવા પછી પૃથ્વીમાં ધર્મ રાજ્ય ચાલી રહ્યું, પ્રજાઓ સુખી થઈ, વર્ષાદ સમયસર થવા લાગ્યા, નાના પ્રકારનાં ધાન્યોથી ધરતી ફળવા લાગી, તરૂઓ, ફળો, અને પુષ્પોની સમૃદ્ધિને લઈને સર્વત્ર સર્વદા સુખ છવાઈ રહ્યુ ને ધડા જેવડાંઆ ઉવાળી દુઝણી ગાયો મનુષ્યોની મનકામનાઓને પૂરવા લાગી. અનુકૂળ પ્રવાહવાળી, નિર્મળ શીતળ જળવાળીને પક્ષીઓને આનંદ ઉપજાવનારી નદીઓ બની રહી. વેદાધ્યન તથા યજ્ઞ વિષયક કાર્યોમાં બ્રાહ્મણો પરાયણ થયા, દાન તથા અધ્યશનમાં સર્વદા પરાયણ રહી ક્ષત્રીઓ ધર્મવાળા થયા. સધળા રાજાઓ સસર્વદા શસ્રવિદ્યામાં પરાયણ, પ્રજાઓનાં પાલનમાં તત્પર, ન્યાય માર્ગને અનુસરી શાસન આપનારા, ને શાન્તિવાળી બની રહ્યા. કોઈપણ પ્રાણીઓને પરસ્પરમાં વિરોધ પેદા ન થયો. મનુષ્યો ખાણોમાંથી પુષ્કળ ધનને મેળવવાં લાગ્યાં ગાયોનાં અનેક ધણોથી આખી વ્રજભૂમિ ભરાઈ રહી. હે નૃપ સત્તમ ! એ અવસરમાં સધળા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, ને શુદ્રો દેવી તત્ત્વની ભક્તિમાં ગરકાવ થઇ રહ્યા. યજ્ઞના શંકુઓથી ને મનોહર મંડપોથી સધળાં સ્થાનો શોભાયમાન દેખાવા લાગ્યાં. બ્રાહ્મણોથી ને ક્ષત્રિયોથી થતા યજ્ઞોથી આખી પૃથ્વી ઢંકાઈ રહી. પતિવ્રત પાળવાવાળી, સારા સ્વભાવવાળી, ને સત્ય ભાષણ કરનારી સ્રીઓ થઈ રહી. માતાપિતાની ભક્તિમા પરાયણ તથા ધર્માત્મા પુત્રો થવા લાગ્યા. કોઈ પણ સ્થાનમાં પાખંડ કે અધર્મ પૃથ્વીમાં રહ્યો નહી વેદને શાસ્રો વિષે વાદો ચાલી રહ્યા તેથી અતિરિક્ત બીજા કોઈ દુષ્ટવાદો રહ્યા નહી. કંકાસ, દીનતા, ને અશુભ બુદ્ધિ કોઈનામાં પણ રહ્યાંજ નહી. સધળા સ્થાનોમાં મનુષ્યો સુખી થયાં ને મરણ પણ સમયસર થવા લાગ્યું. સંબધીજનોના વિયોગ ને વિપત્તિઓ વિરામ પામી ગયા મનુષ્યોને ક્લેશ ઉપજાવનારાં અનાવૃષ્ટિ, દુર્ભિક્ષ, ને મહામારી પણ સર્વદા અટકી ગયાં. રોગ, મત્સર, ને પરસ્પર વિરોધ નાશ પામી ગયાં. સધળાં સ્થાનોમાં પુરૂષો ને સ્રીઓ સુખ સંપન્ન થઈ રહ્યાં. દેવતા સરખી ક્રીડાઓ કરનારી અખિલ મનુષ્ય સૃષ્ટિ દૃષ્ટિમાં પડી રહી, કોઇ ચોર, પાખંડી, ધુતરા, ઢોંગી, ચાડીઆ, લંપટ, અકકડબાજ, વેદનો દ્રેષ કરનારા ને પાપીઓ રહ્યાજ નહી. તમામ વર્ણો અનુષ્ટાનમાં ને બ્રાહ્મણોની સેવામાં પરાયણ થઈ રહ્યાં. ( આ સૃષ્ટિજ ત્રિગુણી છે તેથી કેટલાક રાજસ, ને તામસ બ્રાહ્મણો હતા. સાત્વિક બ્રાહ્મણો સધળા વેદજ્ઞાતા, ચતુર, ઉચ્ચવૃત્તિ-

વાળા, પ્રતિગ્રહ નહીં કરનાર તથા દયાધર્મ-માં ને જિતેન્દ્રિય રહેવામાં પરાયણ હતા. એ ધર્મપરાયણ બ્રાહ્મણો સાત્વિક અન્નોથી પુરોડાશાદિ બનાવીને યજ્ઞો કરતા હતા પરન્તુ કદાપિ પણ પશુના માંસનો ઉપયોગ નહીં કરતા હતા અને દાન અધ્યયન તથા યજનમાં તેઓ પરાયણ હતા. રાજસ બ્રાહ્મણો વેદમાં વિદ્વાન્ હતા, ક્ષત્રિયોના પુરોહિત થઈને વૃત્તિ કરતા હતા, વિધિપ્રમાણે માંસભક્ષી હતા ને યજન, યાજન, દાન, પ્રતિગ્રહ અધ્યયન તથા અધ્યાપન નામનાં ષટ્ કર્મમાં તેઓ પરાયણ હતા. તામસ બ્રાહ્મણો રાગી દ્વેષી ને ક્રોધી બનતા હતા, નિરંતર રાજાઓનાં કાર્યો કરતા હતા તથા તેઓ થોડી ઘણી વિદ્યાભ્યાસમાં પણ રૂચિ ધરાવતા હતા.) દેવીએ મહિષાસુરને માર્યા પછી બ્રાહ્મણોમાં આવી ગુણકૃતભિન્નતા ટળી જતાં સઘળાં બ્રાહ્મણો સુખી, વેદ પરાયણ, પરિપૂર્ણ સાથે ઉત્તમ નિયમો ધરનારા, ને દાન આપવામાં પ્રીતિવાળા બન્યા હતા. ક્ષત્રીઓ પાલન કરવામાં પરાયણ થયા. વૈશ્યો ખેતી, વ્યાપાર, ગૌપાલન અને ધનના વ્યાજ લેવાની વૃત્તિથી વસવા લાગ્યા. મહિષાસુરનાં મરણથી સર્વ લોકમાં આવો આનંદ ફેલાઈ રહ્યો. પ્રજા નિરૂદ્વેગી થઈ ને ધનાગમ થઈ રહ્યો. ગાયો સારી તથા પુષ્કળ દુધ દેનારી થઈ. નદીઓ ઘણાં જળવાળી થઇ. વૃક્ષો બહુ ફળવાળાં થયાં. સર્વે મનુષ્યો નિરોગી થયાં. કોઈના અંતરમાં પીડાનુ નામ પણ ન રહ્યુ પ્રજાને દુઃખ ઉપજાવનારી અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, ટીડ, ઉંદર, પોપટ, સ્વચક્ર ને પરચક્ર નામની સપ્ત ઈતિઓ કોઈપણ સ્થાને દેખાતી ન હતી. કોઈનું અકાળમૃત્યુ થતુ નહીં. સઘળા જનો સઘળા વૈભવોવાળા, નિરોગી સદા વેદોક્ત ધર્મમાં પરાયણ ને ચંડિકાનાં ચરણકમળની સેવામાં આતુરીવાળા બની રહ્યા. ૫૦

न निधन मुपयान्ति प्राणिनःतेऽप्यकाले
सकलविभव युक्ता रोगहीनाः सदैव ।
निगम विहित धर्मे तत्परा श्चंडिकाया
श्चरण सरसिजानां सेवने दक्षचित्ता ॥ ५० ॥

ઈતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો.*

### શુંભ દૈત્ય ને સ્થાનભ્રષ્ટ દેવો.

व्यास उवाच–

शृणुराजन्प्रवक्ष्यामिदेव्याश्चरितमुत्तमम् ॥
सुखदंसर्वजंतूनांसर्वपापप्रणाशनम् ॥ १ ॥

વ્યાસમુનિ કહે છે—હે જન્મેજય! પ્રાણીમાત્રને આનંદ આપનારૂં ને સઘળા પાપોનો નાશ કરનારૂં દેવીનુ ઉત્તમ ચરિત્ર કહુ છુ તે શ્રવણ કરો, શુંભ અને નિશુંભ નામના દૈત્ય જાતિમાં બે મહા બળવાળા મહાવીર ભ્રાત્તાઓ હતા કે જેઓનું મૃત્યુ કોઈ પણ પુરૂષના હાથથી થાય તેમ ન હતું. તેઓ બે ઘણી સેનાઓવાળા દાનવોથી વીંટાયેલા, શુરવીર દેવતાઓને દુઃખ આપનારા દુષ્ટ આચારવાળા મદથી છકેલા હતા. આવા આ બે દાનવોને દેવતાઓનું કલ્યાણ કરવા સારૂ જગદમ્બાએ મહા દારૂણ યુદ્ધમાં તેઓનાં સઘળા સેવકો સહિત માર્યા હતા. તે દેવીએ રણક્ષેત્રમાં મહાવીર ચંડમુંડને, મહા ભયંકર રકતબીજને ને ધુમ્રલોચન નામના દાનવોને પણ સંગ્રામમાં માર્યા હતા. આ સઘળા અસુરોનો સંહાર કરીને જગદંબાએ દેવતાઓના મોટા ત્રાસનું નિવારણ

* આ એકવીસમા અધ્યાયમા શુંભ નામના દાનવની તથા દેવતાઓ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયાની વાર્તા કહેવામાં આવશે.

કર્યું હતું. પછી સુંદર હિમાલય નામના પર્વતરાજમાં દેવતાઓએ અંબિકાની સ્તુતિ ને પુજા કર્યાં હતાં. જન્મેજય કહે છે—પહેલાં તો એ બે દાનવો કોણ હતા એઓ બધા બળવાનોમાં ઉત્તમ કેમ થયા હતા, એઓને કોણે સ્થાપ્યા હતા, સ્ત્રીના હાથથી એઓનું મૃત્યુ કેમ નિર્માણ થયું હતું. કેવાં તપથી અને કોનાં વરદાનથી એઓ મહા બળશાળી બન્યા હતા તથા જગદંબાએ એઓનો વધ શી રીતે કર્યો હતો ? આ સઘળી કથા વિસ્તારથી મને કહો. વ્યાસમુનિ કહે છે—હે જન્મેજય ! જગદંબા કે જે દિવ્ય છે. સર્વ પાપોનો નાશ કરનારાં છે ને સઘળા પુરૂષાર્થોને આપનારાં છે તેમનાં સુંદર ચરિત્રોની સુંદર કથા સાંભળો. પુર્વ સમયમાં દાનવ જાતિના શુંભ નિશુંભ નામના બે ભ્રાતાઓ કે જેઓ મહા રૂપવાળા હતા, તેઓ પાતાળમાંથી પૃથ્વીપર આવ્યા હતા. યુવાવસ્થાવાલા એ બે દૈત્યો વિશ્વને પાવન કરનારા પવિત્ર પુષ્કરતીર્થમાં અન્નજળનો ત્યાગકરી દારૂણ તપસ્યા કરતા હતા:યોગવિદ્યામાં પરાયણ રહીને તેઓએ દશ હજાર વર્ષ પર્યન્ત એક ઠેકાણેજ દૃઢ આસન કરીને ઉગ્ર તપ કર્યું. સર્વ લોકોના પિતામહ બ્રહ્મા તેઓના ઉપર પ્રસન્ન થયા ને હંસ ઉપર સ્વારી કરી તેઓના સમીપમાં આવ્યા. ધ્યાનાસક્ત એ ઉભય દાનવોને દેખી બ્રહ્માએ કહ્યું કે "હે ભાગ્યવાળા દાનવો ! ઉભા થાઓ. હું તમારા તપથી ખુશી થયો છું. તમારે જે વરદાન જોઈતું હોય તે માગી લ્યો. હું તમારા ઉભયનું તપોબળ દેખીને તમારી મનકામના પૂર્ણ કરવા સારૂં આવ્યો છું" બ્રહ્માનાં વાકય સાંભળીને સમાધિમાંથી જાગેલા એ બે દાનવોએ બ્રહ્માની પ્રદક્ષિણા કરીને પ્રણામ કર્યા. ક્ષીણ કાયાવાળા ને દીનતાને દર્શાવતા એ બે દાનવો દંડવત્ પ્રણામ કરીને ગદગદ સ્વરથી મધુર વાણી બોલવા લાગ્યા કે "હે દેવદેવ ! હે દયાના સમુદ્રરૂપ ! હે ભક્તોને અભય આપનારા ! હે વિભુ ! હે બ્રહ્મા ! તમે જો અમને પ્રસન્ન થયા હો તો અમને અમરતા આપો. મરણ કરતાં અધિક ભય પૃથ્વીમાં નથી તેથી ભયને લઇને અમે આપના શરણમાં આવ્યા છીએ. હે દેવના દેવ ! હે ઈશ્વર ! હે સૃષ્ટિકર્ત્તા ! હે ક્ષમાસાગર ! હે વિશ્વાત્મા ! આપ અમારા મરણના ભયનું તુરત નિવારણ કરો. બ્રહ્મદેવ કહે છે—હે દૈત્યો ! કેવા પ્રકારની આ તમારી માગણી છે ? આવી માગણી તો સર્વથા વિપરીત છે. ત્રિલોકીમાં કોઈથી કોઇને અમરતા તો આપી શકાતી નથી કારણ કે જેનો જન્મ છે તેનુ મરણ અવશ્ય છે ને જેનું મરણ છે તેનો જન્મ અવશ્ય છે. પ્રાણીમાત્રને અવશ્ય મૃત્યુ તો થાયજ છે એવી વિશ્વકર્ત્તાએ પૂર્વથી મર્યાદા બાંધી છે એમાં શકા નથી. આટલા વાસ્તે બીજું કોઈ વરદાન ઈચ્છા હોય તે તમે માગો. વ્યાસમુનિ વદે છે—બ્રહ્માની એવી વાણી સાંભળી એ બે દૈત્યોએ સારી રીતે વિચાર કર્યો ને પછી પ્રણામ કરી પાસે ઉભેલા બ્રહ્માને કહ્યું કે "હે કૃપાના સાગર ! પુરૂષ જાતિના દેવ અથવા તો કોઈ મનુષ્ય આદિથી અથવા કોઈ મૃગ પક્ષીઓથી પણ અમારો વધ ન થાય એવી અમારી અભિલાષા છે વાસ્તે એ વરદાન અમને આપો. સ્ત્રી તો કોઇ એવી બળવાળી નથી કે જે અમારો નાશ કરે. આ સચરાચર ત્રિલોકીમાં અમે સ્ત્રીથી તો ભય પામતા નથી. હે બ્રહ્મા ! આટલા વાસ્તે અમે બે ભ્રાતાઓ કોઈ પુરૂષના હાથથી ન મરીએ એવી યોજના કરો. સ્ત્રીનો તો અમને ભય નથી કારણ કે તેસ્વભાવથીજ

અબળા જાતિ કહેવાય છે." આ પ્રમાણે તેઓની વાણી સાંભળી બ્રહ્માએ તેઓને તેઓની માગણી મુજબ વરદાન આપ્યું ને પછી પોતે પ્રસન્ન થઇને પોતાના સ્થાનકમાં ગયા. બ્રહ્મલોકમાં ગયા પછી એ બે દાનવો સ્વગૃહમાં ગયા ને ત્યાં શુક્રાચાર્યને પુરોહિત કરી તેમની પૂજા કરી. શુક્રાચાર્યે શુભ દિવસે ને શુભ નક્ષત્રમાં સુવર્ણનુ દિવ્ય ને સુદર સિંહાસન કરીને રાજ્યને માટે આપ્યું. તેમનામાં જ્યેષ્ઠ ભ્રાતા શુંભને શુક્રે રાજ્યાસન આપતાં તે શુંભની સેવા સારૂં તે સમયે તુરતજ મોટા મોટા દાનવો આવ્યા. મહાવીર, બળથી અભિમાનવાળા, અને સેનાઓવાળા ચંડમુંડ નામના બે ભ્રાતાઓ હાથી, ઘોડા ને રથો લઇને શુંભની સેવા કરવા સારૂં આવ્યા. ભયકર પરાક્રમવાળો ને શુંભ સરખાં રૂપ વાળો ધુમ્રલોચન નામનો દાનવ શુભને રાજા થયેલો સાંભળી પોતાની સેનાસહિત શુંભની પાસે આવ્યો. શુરો ને વરદાનને લીધે અધિક પરાક્રમવાળો રક્તબીજ દાનવ પણ બે અક્ષૌહિણી સેના સાથે શુંભને ત્યાં આવી મળ્યો, હે જન્મેજય! રક્તબીજમાં એક એવુ વિચિત્ર કારણ હતું કે સગ્રામમાં યુદ્ધ કરતાં તેને જ્યારે શસ્ત્રો વાગે ને લોહી નીકળે ત્યારે તે લોહી ધરતીપર પડે કે તરતજ તેમાંથી રક્તબીજના સરખા ક્રૂર ને શસ્ત્રધારી બીજા અનેક દાનવો પ્રગટ થતા હતા. રૂધિરમાંથી ઉત્પન્ન થયેલા ને રક્તબીજ સરખાંજ રૂપ આકાર ને શૌર્યવાળા એ પુરૂષો પણ તે વેળા પાછું યુદ્ધ કરતા હતા. આથી આ રક્તબીજ નામનો મહા રાક્ષસ પણ મહા પરાક્રમી, સંગ્રામમાં જીતાવો ઘણોજ મુશ્કેલ થાય તેવો, ને કોઇપણ પ્રાણીથી તેનો વધ ન થાય તેવો હતો. ચાર અગવાળી સેનાઓવાળા બીજા પણ ઘણા ઘણા વીર દાનવો શુંભને રાજા માની તેના સેવક બન્યા હતા. આ સમયે શુભ નિશુંભની સેના અસંખ્યાત બની ગઈ ને તેઓએ બળવત્તરપણાથી પૃથ્વીનું સઘળું રાજ્ય જીતી લીધું. પછી શત્રુઓને મારનારો નિશુંભ દાનવ ઈન્દ્રનાપર વિજય કરવા વાસ્તે સ્વર્ગમાં સેના એકઠી કરીને ગયો. લોકપાલ દેવતાઓની સાથે નિશુંભે ચારે દિશાઓમાં દારૂણ સંગ્રામ કર્યો. ઇન્દ્રે તેની છાતીમાં વજ્ર માર્યું તેથી પ્રહારથી એ મહાત્મા નિશુંભ ધરતીપર પડી ગયો ને તેનું સૈન્ય નાશી ગયું. શત્રુઓનાં સૈન્યોને સંતાપનારો શુંભ પોતાના ભ્રાતાને મૂર્ચ્છિત થયેલો સાંભળી ત્યાં આવ્યો ને સઘળા દેવતાઓને બાણો મારવા લાગ્યો. મહા કાર્ય કરનારા એ શુભે ત્યાં ભયંકર યુદ્ધ કર્યું ને સઘળા સુરોને તથા ઈન્દ્રાદિક લોકપાળોને જીતી લીધા. પછી એ શુંભે મહા બળાત્કારથી કલ્પવૃક્ષ સહિત ને કામધેનું સહિત ઇન્દ્રનું સિંહાસન છીનવી લીધું ને ત્રિલોકીનું રાજ્ય લઈ લેતાં શુંભે દેવતાઓના યજ્ઞના ભાગો પણ હરી લીધા. નંદનવન હાથમાં આવવાથી એ મોટો દાનવ રાજી થયો ને અમૃત પીવાથી આનંદ પામ્યો. કુબેરને જીતીને તેનુ રાજ્ય પણ તેણે કરવા માંડયું અને સૂર્ય તથા ચદ્રમાના અધિકાર પણ તેણે ચલાવવા માંડયા. વરૂણનું રાજ્ય લઈ લીધું ને અગ્નિનુ કામ પણ તેણે કરવા માંડયું. બળવાળો નિશુંભ વાયુનું કામ કરવા લાગ્યો. પછી રાજ્ય તથા લક્ષ્મીને લુટી લઈને તેણે દેવતાઓને નસાડી મુકયા. તે દેવતાઓ સઘળા નંદન વનને તજી સઘળા પર્વતની ગુફામાં ચાલ્યા ગયા. અધિકાર હરાઈ ગયા છે જેઓના એવા અનાથ, નિરાધાર, તેજહીન ને આયુધો વગરના તે બધા

દેવતાઓ નિર્જન વનમાં ભમવા લાગ્યા- એ સઘળા દેવતાઓ પર્વતોની ગુફામાં શુન્ય વાડીઓમાં ને નદીઓનાં ગવૂહરોમાં ફરતા હતા. હે જન્મેજય ! સ્થાનભ્રષ્ટ થયેલા મરણતોલ થયેલા લોકપાળ દેવતાઓને કોઈ સ્થાનમાં પણ સુખ મળ્યું નહીં. હે રાજા ! સુખ તો દૈવને આધીન છે. બળવાળા ભાગ્યશાળી ઘણું જાણવાવાળા ને ધનવાળા લોકો પણ કાલની ગતિથી દુઃખ ને દીનતા પામે આ કાલની ગતિ વિચિત્ર છે. રાજાને ભીખારી કરી મુકે છે, દાતારને યાચક બનાવે છે. બલવાલાને નિર્બલ કરી નાંખે છે, પંડિતને ઘેલો બનાવે છે ને વીરને બહુજ બીકણ બનાવે છે. શતયજ્ઞ કરીને ઉત્તમ ઈન્દ્રાસન મેળવ્યા પછી પણ પાછું ઈન્દ્રને કષ્ટ પડયું. કાળની એવીજ ગતિ છે. પુરૂષને ધર્મવાળો તથા જ્ઞાનવાળો કાળ બનાવે છે ને પાછી એજ પુરૂષને મહાપાપી ને જ્ઞાનનાં બુન્દ વગરનો પણ બનાવી દે છે. કોઈ પ્રકારે આ કાલની ગતિ વિષે આશ્ચર્ય કરવુંજ નહીં. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, આદિને પણ આવાં આવાં સંકટો પડે છે. મહા બળવાલા કાલની ગતિને લીધેજ વિષ્ણુને સુકર આદિ અધમ યોનિમાં અવતાર લેવો પડે છે ને રૂદ્રને પણ એ કાલની ગતિથીજ ખોપરીઓની માલા ધરવી પડે છે.[૩–૬૧]

**विष्णुर्जननमाप्नोतिसूकरादिषुयोनिषु ॥**
**हरःकपालीसंजातःकालेनैवबलीयसा ॥६१॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૨ મો*

### દેવકાર્ય વાસ્તે દેવી પ્રગટ થયાં.

**व्यास उवाच—**

**पराजिताः सुराःपर्वे राज्यं शुंभः शशासह ।**
**एवं वर्षसहस्रं तु जगाम नृपसत्तम ॥ १ ॥**

વ્યાસ કહે–હે નૃપશ્રેષ્ઠ ? સઘળા દેવતાઓ પરાજય પામ્યા ને શુંભ રાક્ષસ રાજ્ય કરવા લાગ્યો. આવા પ્રકારે એક હજાર વર્ષો વીતી ગયાં. ત્યાર પછી રાજ્યભ્રષ્ટ દેવતાઓમાં ભારે ચિંતા પેઠી. દુઃખથી ચચળ થયેલા દેવતાઓ વિનયસર બૃહસ્પતિના પ્રતિ બોલી રહ્યા કે "હે ગુરૂ ! હવે અમે કેમ કરીએ તે કહો. તમે સર્વજ્ઞ છો તથા મહા મુનિ છો. હે મહાત્મન્ ! આ સંકટ ને દુર કરવા શું કોઈ ઉપાય છે ? સૂત્રગ્રંથોમાં દર્શાવેલા હજારો વેદ મંત્રો છે કે જેઓમાં ઉપાયનું નિરૂપણ કરવામાં આવ્યું છે ને જેઓ મનોરથોને પૂર્ણ કરે છે. વળી તેમાં સર્વ મનોરથોને સિદ્ધ કરનારી ઇષ્ટિઓ પણ અનેક છે. આટલાવાસ્તે હે મુનિ ! આપ એ અનુસાર કાંઇક કરો. એ સંબંધી સઘળી ક્રિયાઓ આપ જાણો છો વાસ્તે શત્રુઓનો નાશ કરનારા જે જે વિધિ વેદમાં કહ્યા છે તે તે વિધિઓ આપ હવે યથાર્થ રીતે આચરો કે જેથી અમારાં સંકટનો ક્ષય થાય. જેમ અમારૂં આ કાર્ય સત્વર થાય તેમ દાનવોના વિનાશને વાસ્તે તમારા વિચારમાં જેમ આવે તેમ અભિચાર પ્રયોગ તમારે કરવો જોઇએ. બૃહસ્પતિ કહે છે–હે ઈન્દ્ર ! દેવોક્ત સઘળા મંત્રોના ફળ આપવાં એ દૈવની સત્તાની વાત છે અને મંત્રો કાંઈ સ્વતંત્ર નથી અને તેઓ અવશ્ય ફળઆપે એવા પણ

* આ અધ્યાયમા દેવતાઓએ દેવીની સ્તુતિ કરી ને દેવી પ્રગટ થયાં એ કથા કહેવામાં આવશે.

નથી. મંત્રોના દેવતાઓ તમેજ છો. તેઓ તો કાળયોગે કરીને મહાદુઃખના પાત્રરૂપ થયા છો જેથી મારે શું સાધન કરવું ! યજ્ઞ સંબંધી કાર્યોમાં ઇન્દ્ર, અગ્નિ ને વરૂણઆદિનું યજન કરાય છે ને તે તમે તો વિપત્તિમાં પડયા છો તેથી હમણાં યજ્ઞો પણ શું કરી શકે ? જે બનાવો અવશ્ય બનવાના હોય છે તેઓને અવશ્ય મટાડવાનું કાંઈ સાધન તો નથીજ છતાં પણ ઉપાય કરવા જોઈએ એવી મહાપુરૂષોની આજ્ઞા માત્ર છે. કેટલાક વિદ્વાનો દૈવને બળવત્તર માને છે ને કેટલાક પુરૂષાર્થને માનનારા લોકો દૈવને વ્યર્થ કહે છે. મનુષ્યો તો દૈવ તો દૈવ ને ઉપાય એ ઉભયને સ્વીકારનારા છે એકલાં દૈવ ઉપર આધાર રાખી બેસી રહેવું ન જોઇએ પણ પોતાની બુદ્ધિથી વિચાર કરી સદૈવ ઉપાય ચિંતવો જોઇએ. આટલા વાસ્તે વારવાર વિચાર કરીને હું તમને સઘળાને કહું છુ તે સાંભળો. પૂર્વે જ્યારે મહિષાસુરને ભગવતીએ માર્યો. ને તમારી સ્તુતિને સાંભળીને ત્યારે એ દેવીએ પ્રસન્ન થઇને તમને વરદાન આપ્યું છે કે "તમે મારૂં જ્યારે જ્યારે સ્મરણ કરશો ત્યારે ત્યારે તુરતજ હું તમારી વિપત્તિનો નાશ કરીશ." "હે ઇન્દ્ર જ્યારે જ્યારે દૈવયોગથી તમારા માથે દુઃખો આવી પડે ત્યારે ત્યારે તમારે દેવતાઓએ મારૂં સ્મરણ કરવુ એટલે હું તમારી ભયંકર વિપત્તિઓનો પણ ટાળી દઈશ-" આ પ્રમાણે ભગવતીએ તમને વચન આપ્યું છે વાસ્તે તમે મનોહર હિમાલય પર્વતમાં જાઓ ને ત્યાં ચંડિકા દેવીનું આરાધન કરી વિધિપૂર્વક માયાબીજનાં [1]પુરશ્ચરણમાં પરાયણ થાઓ. ચંડિકા તમારાપર પ્રસન્ન થશે એમ યોગબળથી મને જણાય છે. હવે તમારાં સંકટનો અંત આવ્યો છે એમાં શંકા નથી. મેં સાંભળ્યું છે કે એ દેવી સદાય હિમાલય પર્વતમાં વસે છે. તમે જ્યારે એ દેવીની સ્તુતિને પૂજન કરશો એટલે તુરતજ એ ભગવતી તમારા મનોરથોને પરિપૂર્ણ કરશે. હે દેવતાઓ ! તમે અચળ નિશ્ચય કરી હિમાચળમાં જાઓ. એ દેવી તમારાં સઘળા કાર્યો કરશે. વ્યાસ મુનિ કહે છે—હે જન્મેજય ! બૃહસ્પતિની આવી વાણી સાંભળી તે દેવતાઓ હિમાલય પર્વતમાં ગયા. ત્યાં જઈ દેવીનાં ધ્યાનમાં તેઓ પરાયણ થયાને સઘળાઓએ મનમાં અખંડ માયાબીજનો જપ કરવો શરૂ કર્યો. તેઓ સઘળા ભક્તોને અભય આપનારી અંબિકા દેવીને નમસ્કાર કરવા માંડયા. નાના પ્રકારનાં સ્તોત્ર મંત્રોથી સઘળા દેવતાઓએ આ પ્રકારથી અંબિકાની સ્તુતિ કરી. દેવતાઓ સ્તુતિ કરે છે—હે દેવી !: હે સર્વેશ્વરી ! હે પ્રાણોનાં અધિષ્ઠાત્રી ! હે સદાનંદ સ્વરૂપિણી ! હે દેવોને આનંદ આપનારી ! અમે દેવતાઓ આપને પ્રણામ કરીએ છીએ. હે દાનવોનો નાશ કરનારાં ! હે મનુષ્યોને અનેક પુરૂષાર્થ આપનારાં ? ભક્તિથીજ જાણી શકાય એવાં અગમ્યસ્વરૂપવાળાં આપને અમે વંદન કરીએ છીએ. હે બ્રહ્મા આદિ દેવોનાં સ્વરૂપવાળાં ! તમારાં નામની સંખ્યાને કોઈપણ જાણી શકતું નથી તેમ તમારૂં સ્વરૂપ પણ "આવુંજ છે" એમ પણ કોઈ જાણી શકતું નથી. પ્રજાઓની સૃષ્ટિ કાળમાં તથા સંહારકાળમાં સર્વદા સર્વમાં શક્તિરૂપે તમે જ વિદ્યમાન છો. સ્મૃતિ, ધૃતિ,

[1] શારદા તિલકમાં બત્રીશ લાખનું, દક્ષિણા મૂર્તિ સંહિતામાં બાર લાખનું ને હાલાસ્ય સંહિતામાં એક લાખનું પણ માયા બીજનું હ્રીંનું પુરશ્ચરણ કરવાનું કહ્યું છે. જેને જેટલી શક્તિ હોય તેટલું કરવું એ અર્થ છે.

બુદ્ધિ, જરા, પુષ્ટિ, તુષ્ટિ, કાન્તિ, શાન્તિ, ઉત્તમ વિદ્યા, ઉત્તમ લક્ષ્મી, ગતિ, કીર્તિ, મેધા, અને માયા વિશિષ્ટ બ્રહ્મરૂપ તમે જ છો. તમે સમયે સમયે જે સ્વરૂપથી દેવતાઓનું કાર્ય કરો છો તે આપનાં સ્વરૂપોનો અમે આજ સુખ પ્રાપ્તિ વાસ્તે વંદન કરીએ છીએ. પ્રાણીમાત્રમાં ક્ષમારૂપે, યોગ નિદ્રારૂપે, દયારૂપે ને વાણીની પ્રવૃત્તિની ઇચ્છા આદિ ઉત્તમ સ્વરૂપે તમે એકજ રહ્યાં છો. મહાશત્રુરૂપ મહિષાસુરને મારવારૂપ અમારૂં દેવતાઓનું તમે પૂર્વે કાર્ય કર્યું છે, આથી સઘળા દેવતાઓ પ્રતિ તમારી પૂર્ણ દયા છે એમ પ્રસિદ્ધ થયું છે. ને તેમ વેદોમાં ને પુરાણોમાં પણ કહેલું છે. માતા પોતાના પુત્રને પ્રીતિથી સારી રીતે પાળે ને પોષણ કરે એમાં શું આશ્ચર્ય છે! કાંઈપણ ત્યાં અચરત જેવું નથી. આ પ્રકારે તમે પણ દેવોનાં માતા છો ને સહાયક છો જેથી એકાગ્ર મનથી અમારૂં કાર્ય પરિપૂર્ણ કરો. સઘળાઓને વંદન કરવા યોગ્ય હે દેવી! અમે કે જેઓ તમારા ગુણની સંખ્યાને જાણતા નથી ને તમારાં સ્વરૂપને બરાબર ઓળખી શકતા નથી તેઓ તમારી યોગ્ય સ્તુતિ કરી શકીએ તેમ નથી. તોપણ અમે દયાપાત્ર છીએ એમ માનીને અમારૂં આપ ભયથી રક્ષણ કરો. સર્વદા રક્ષણનાં કાર્યમાં આપ સમર્થ છો. જો કે તમે બાણ પ્રહાર કર્યા વગર, મુઠીઓ માર્યા વિના અને ત્રિશૂલ, તલવાર, સાંગને દંડના પ્રહાર કરવા વિના પણ શત્રુઓનો સંહાર કરવા સમર્થ છો તોપણ જગત્‌માં ભક્તિની વૃદ્ધિરૂપ ઉપકાર કરવાનાં કારણથી નાના પ્રકારની અવતાર લીલા કરો છો. વિદ્વાનો તો તેમજ માને પરન્તુ મૂઢ જનો પણ આ જગત્‌ને અવિનાશી માનતા નથી તેથી આ જગત્ એક કાર્યરૂપ છે એમ સિદ્ધ થાય છે અને જે કાર્ય હોય છે તે કારણ વિના સંભવી શકતું નથી- જ્યારે એ કારણ કોણ છે એમ વિચારવા બેસીએ છીએ ત્યારે આત્મા તો નિર્વિકાર હોવાના લીધે એકલો કારણરૂપે હોઈ શકે જ નહીં તેમ કોઈપણ જડ પદાર્થ પણ નાના પ્રકારના નિયમવાળાં ભોગ પદાર્થોવાળાં જગત્‌ને રચી શકે એવો સંભવ નથી તેથી જડ પદાર્થ એકલો પણ કારણરૂપે ઘટી શકતો નથી. આથી નહીં એકલુ ચેતન કે નહીં એકલું જડ કારણરૂપ છે પરન્તુ માયા વિશિષ્ટ બ્રહ્મરૂપ એવાં આપ જ કારણરૂપે રહ્યાં છો એમ અમે કલ્પના કરીએ છીએ. બ્રહ્મા સૃષ્ટિ રચે છે, વિષ્ણુ, પાલન કરે છે ને શિવ સંહાર કરે છે એમ જુના પુરાણ ગ્રંથોમાં લખ્યું છે પરન્તુ સૃષ્ટિના આરંભકાળમાં એ ત્રણે દેવતાઓ તમારાથીજ ઉત્પન્ન થયેલા જેથી તમેજ સકળનાં પરમ કારણરૂપ છો. હે દેવી! પ્રથમ એ ત્રણે દેવોએ તમારૂ આરાધન કર્યું હતું ને તમેજ પ્રસન્ન થઈ તેઓને પૂર્ણ તથા ઉગ્ર શક્તિ આપેલી છે ને આવી તમારી સહાયતાથીજ તેઓ સર્ગ પાલન ને સંહાર આદિ કાર્યો કરે છે. જે સંન્યાસી પુરૂષો આપ કે જે આ જગત્‌ને ઉત્પન્ન કરનારાં છો, પર વિદ્યારૂપ છો, સઘળાં ઇચ્છિત ફળોને આપનારાં છો, મુક્તિદાતા છો, ને સકળ દેવતાઓથી નમાયેલાં ચરણોવાળાં છો તેવાં આપનો આશ્રય મેળવતા નથી તેઓ શું મંદબુદ્ધિવાળા ને મૂઢ નથી? છેજ. વૈષ્ણવ ભક્તો, પાશુપત ભક્તો ને સૂર્ય ભક્તો જો આપ કે જે લક્ષ્મી, લજ્જા, કાન્તિ, સ્થિતિ, કીર્તિ ને પુષ્ટિરૂપ છો તેમનું ધ્યાન ધરતા નથી તો તેઓ પણ માત્ર ઢોંગીજ છે. હે માતા! વિષ્ણુ તથા રૂદ્ર આદિ

ઉત્તમ દેવતાઓ તથા અસુરો પણ તમારી સેવા કરે છે એમ જાણે છે છતાં મર્ત્યલોકમાં જે મનુષ્યો તમારૂં ભજન નથી કરતાં તેઓ ખરેખર મૂઢ છે એટલુંજ નહીં પરન્તુ તેઓને દૈવે છેતર્યા પણ છે. લાખના રસથી લક્ષ્મીનાં ચરણ કમળને વિષ્ણુ પોતે રંગે છે ને શિવજી પણ પાર્વતીનાં ચરણ સરોજની રજનું સેવન કરવામાં પરાયણ છે તો જ્યારે વિષ્ણુ આદિ જેવા મહાત્મા પણ આપનાં ચરણ કમળનું ભજન કરે છે ત્યારે બીજા સામાન્ય પુરૂષોની તો શું કથા કહેવી ? તમારૂ ચરણ કમળની કોણ સેવા નથી કરતું ? ધર અને રાગને તજી દેનારા જ્ઞાની બનેલા મુનિજનો પણ તમારા અંશરૂપ ક્ષમાને ને દયાને ભજે છે. હે દેવી ! જે મનુષ્યો તમારાં ચરણનાં ભજનમાં વળગેલાં નથી તેઓ સંસારરૂપી કુવામાં પડે છે ને એઓનેજ કોઢ, ગુલ્મ, શિરોરોગ, સુખનાશ, દરિદ્રતા ને દીનતા વિગેરે થાય છે. હે માજી ! જે લોકો લાકડાંની અને ખડની ભારીઓ ઉપાડી ફરે છે ને ધન તથા સ્ત્રી વગરના છે તેઓએ પૂર્વજન્મમાં મૂર્ખપણાને વશ થઈ તમારાં ચરણ સરોજની સેવા કરેલી નથી. વ્યાસજી કહે છે—આ પ્રકારે દેવોએ દેવીની સ્તુતિ કરી એથી દયાવાળાં જગદમ્બિકા સત્વર ત્યાં પ્રકટ થયાં. રૂપ તથા યૌવનથી એ દેવી શોભી રહ્યાં હતાં. તેમણે દિવ્ય વસ્ત્રો ધર્યાં હતાં. દિવ્ય અલંકારોના શણગારવાળાં એ દેવી હતાં. તેમણે દિવ્ય પુષ્પોની માળાઓ પહેરી હતી, તથા દિવ્ય ચંદનનુ લેપન કર્યું હતું. એ દેવીનુ લાવણ્ય વિશ્વને મોહ ઉપજાવે તેવું હતું. સઘળાં ઉત્તમ લક્ષણો તેમાં દેખાતાં હતાં, અને એમનું સ્વરૂપ તો એમના સ્વરૂપ જેવુંજ અદ્વિતીય હતું. દિવ્ય રૂપવાળી તથા કામદેવને પણ મોહ ઉપજાવનારી એ દેવી દેવતાઓના દેખવામાં આવે એમ હિમાલયની ગુફામાંથી ગંગાસ્નાન કરવા સારૂં નીકળ્યાં. કોયલ સરખા સ્વરવાળી એ દેવીએ પ્રેમપૂર્વક મંદ હાસ્ય કર્યું ને સ્તુતિમાં પરાયણ દેવતાઓ પ્રતિ મેઘ સમાન વાણીથી કહ્યું. દેવી કહે છે—હે દેવતાઓ ! આ સ્થળમાં આવી મહાસ્તુતિ તમે કોની કરો છો ને શાવાસ્તે તે કરો છો ? તમારે જે કાર્ય હોય તે કહો. તમે ચિંતાથી કેમ ઘેરાયલા છો ? વ્યાસ કહે છે—દેવીનાં પ્રેમયુક્ત વચનો સાંભળી હૃદયમાં ઉત્સાહ ઉત્પન્ન થયેલો છે તથા દેવીની રૂપ સંપત્તિથી મોહ પામેલા છે જેઓ એવા દેવતાઓએ દેવીને નીચે પ્રમાણે કહ્યું. દેવતાઓ કહે છે—હે દેવી ! હે વિશ્વેશ્વરી ! હે કરૂણાના નિધિરૂપ ! અમે તમારી સ્તુતિ કરીએ છીએ ને તમનેજ વંદન કરીએ છીએ. દૈત્યોથી ઉદ્વેગ પામેલાનું તથા તપેલાઓનું અમારૂં આપ રક્ષણ કરો. હે મહાદેવી ! પૂર્વે તમે કંટક સરખા મહિષાસુરને મારીને અમને વરદાન દીધું છે કે "સર્વદા આપત્તિમાં મારી સ્મૃતિ કરવાથી દૈત્યોથી થયેલી તમારી સઘળી પીડાનો અવશ્ય નાશ કરીશ" તેથી અમે તમારૂં સ્મરણ કરીએ છીએ. ભયંકર રૂપવાળા શુંભ ને નિશુંભ નામના બે દાનવો હમણાં ઉત્પન્ન થયા છે. તેઓ અમને અનેક વિઘ્નો કરે છે ને કોઈપણ પુરૂષથી તેઓ મરે એમ નથી. એઓના સહાયક દૈત્યો રક્તબીજ ચંડમુંડ પણ એવાજ છે. મહા બળવાળા એ દાનવોએ તથા બીજાઓએ મળી દેવતાઓનુ રાજ્ય હરી લીધું છે. હે અપાર બળવાળાં જગદમ્બિકા અમારી દુઃખ પામેલાઓની ગતિ આપ જ પણ બીજી ગતિ કોય નથી માટે અમારૂં ર-

ક્ષણ કરો. હે દેવી ! અમે દેવો સદા તમારા ચરણના ભજનમાં પરાયણ છીએ ને અમને મહા આપત્તિમાં દૈત્યોએ નાંખેલા છે. માટે હવે ભકત સમજી અમારાં સંકટનું આપ નિવારણ કરો. હે માતા ! અમારાં દુઃખીઆ-ઓનાં આપ રક્ષક થાઓ. સૃષ્ટિના આરંભમાં આ જગત્ આપે સજ્યું છે એમ સમજીને હવે સઘળા લોકોની રક્ષા તમારેજ કરવી ઘટે છે. પોતાના બળ અને મદનાં અભિમાનવાળા દાનવો છકેલા થઈને જગતને હે માતા ! પીડા આપી રહ્યા છે.[૧-૫૭]

**सकलं भुवन रक्षा देवि कार्या त्वयाद्य**
**स्वकृतमिति विदित्वा विश्वमेतद्युगादौ ।**
**जननि जगति पीडां दानवा दर्पयुक्ताः**
**स्वबल मद समेता स्तेमकुर्वन्ति मत्ताः ॥१-५७॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૩ મો. +

## કૈશિકી દેવીની પ્રગટતા.

**व्यास उवाच—**

**एवं स्तुता तदादेवी दैवतेः शत्रुतापितैः ।**
**स्वशरीरात्परंरुपं प्रादुर्भूतं चकारह ॥ १ ॥**

વ્યાસ કહે છે—શત્રુઓ વડે તપેલા દેવતાઓએ આ પ્રકારે જે ભગવતીની સ્તુતિ કરી હતી તે પાર્વતી દેવીએ પોતાનાં શરીરમાંથી એક બીજું રૂપ પ્રકટ કર્યું. એ બીજી દેવી પાર્વતીના શરીરરૂપ કોશમાંથી પ્રકટ થવાથી તેનુ નામ સઘળા લોકોમાં કૌશિક એમ વિખ્યાત થયું. પાર્વતીના શરીરના પરિણામથી પ્રગટ થયેલાં એ દેવીનો શ્યામવર્ણ હતો તેથી તેમને કાલિકા પણ કહેવાય છે. તે દેવી કે જે સઘળાં ઇચ્છિત ફળોને આપનારાં, કાજળ સરખી કયાવાળાં, દૈત્યોને ત્રાસ આપનારાં તથા મહા ઉગ્ર હતાં તેથી તે કાળરાત્રી નામથી પણ કહેવાયાં છે. પાર્વતી દેવીનું મનોહર લાવણ્યવાળુ ને નાના પ્રકારનાં અલંકારોવાળું સર્વોત્તમ સ્વરૂપ કે જે સકળ ગુણોથી અલંકૃત હતું તે શોભવા લાગ્યું. પાર્વતીજી પછી હસ્યાં ને દેવતાઓ પ્રતિ બોલ્યાં કે "તમે નિર્ભય થાઓ. હું હમણાંજ શત્રુઓને હણીશ. તમારૂં કાર્ય સર્વાંશે મારે કરવું છે. તમને સુખી કરવા હું સંગ્રામમાં વિહાર કરીશ ને નિશુંભ આદિ દાનવોને મારી નાખીશ." આમ કહી સિંહારૂઢ મદોન્મત્ત દેવીએ કાલિકા દેવીને પોતાના પડખામાં રાખ્યાં ને શુંભના નગરમાં વિદાય થયાં. પછી શુંભના નગરના ઉપવનમાં તે અંબિકા દેવી કાલિકા સહિત ઉભાં રહ્યાં ને કામદેવને પણ મોહિત કરી નાંખે એવું સુંદર ગાયન ગાવા લાગ્યાં. ભગવતીનું મધુર સંગીત શ્રવણમાં પડતાંજ સઘળાં પક્ષીઓ ને મૃગલાંઓ મોહિત થવાં. આકાશમાં ઉભેલા દેવલોકો બહુ પ્રસન્ન થયા. આ સમયે શુંભના મુખ્ય સેવકો કે જે ચુંડમુંડ નામના હતા તે ફરતા ફરતા એ ઉપવનમાં આવી ચડયા. એ દાનવોએ દિવ્યરૂપવાળાં ગાયન ગાતાં કાલિકાના સમીપે ઉભેલાં અંબિકા દેવીને દીઠા. એ દેવીને દેખી એ બે દૈત્યો વિસ્મય પામ્યા ને શુંભના પાસે ગયા! હે નૃપસત્તમ! ચુંડમુંડે ત્યાં જઈ શુંભને વંદન કરી નીચે પ્રમાણે હકીકત મધુરવચનોકહી ચડમુંડ બોલ્યા—હે શુંભ રાજા ! કામદેવને મોહ પમાડનારી સર્વ લક્ષણોવાળી સિંહની સ્વારીવાળી કોઈ સુંદર સ્ત્રી હિમાલયમાંથી

+આ ત્રેવીશમા અધ્યાયમા દેવતાઓની સ્તુતિ પ્રકટ થયેલાં અંબિકા દેવીએ પોતાની કાયામાથી પર્વતમાં કાલિકા દેવીને પ્રકટ કર્યાં એ વાર્તા કહેવામા આવશે.

આપણા ઉપવનમાં આવી છે. દેવલોકમાં કે ગંધર્વલોકમાં એવી કોઇ નારી નથી. આવી સુંદર નારીને અમે પૃથ્વીમાં પણ કોઈ સ્થાને દીઠી નથી અને સાંભળી પણ નથી. લોકોને ખુશ કરનારૂં મધુર ગાયન એ સ્ત્રી એવું ગાય છે કે તેની મધુર વાણીથી મોહિત થયેલા મૃગપક્ષીઓનાં ટોળાંઓ તેની બાજુમાં ઉભાં છે. હે નૃપોમાં સિંહ સરખા શુંભ ! તે કોની કન્યા છે ને અહી શા વાસ્તે આવી છે એનો નિશ્ચય કરી તેનુ ગ્રહણ કરો. એ સ્ત્રી તમારા યોગ્ય છે. એ સુંદર ચક્ષુવાળી સ્ત્રી કોણ છે તેનો તપાસ કરી તમે તેને તમારી ભાર્યા બનાવો. સંસારમાં એના સરખી બીજી કોઇ સ્ત્રી નથી એવો અમારો દૃઢ નિશ્ચય છે. હે મહારાજા ! દેવતાઓનાં સઘળાં રત્નો તમે હરી લીધાં છે તો પછી આવી આ સર્વોત્તમ સુંદરીને શા માટે તમે લેતા નથી ? ઇન્દ્રનો રૂપવાળો ઐરાવત હાથી, પારીજાતક વૃક્ષ, ને સપ્તમુખી અશ્વ તમે લઈ લીધેલ છે. ધ્વજામાં હંસનાં ચિન્હવાળું બ્રહ્માનુ રત્નજડિત દિવ્ય વિમાન પણ તમે તમારા બળના પ્રભાવથી લઈ લીધુ છે. કુબેરના પદ્મકોશને વરૂણનું શ્વેત છત્ર પણ તમે બળાત્કારથી હરી લીધાં છે. તમારા ભ્રાતા નિશુંભે વરૂણપર વિજય મેળવી તેનો પાશ પણ લઈ લીધો છે. હે મહારાજા ! તમારાથી ત્રાસ પામીને સમુદ્રે પણ જેનાં કમળો કરમાતાં નથી એવી પદ્મમાળા ને નાના પ્રકારનાં બીજા રત્નો તમને દીધાં છે. વિજય મેળવીને તમે મૃત્યુની સાંગ ને યમનો મહા ભયંકર દંડ પણ તમે લઇ લીધાં છે. આ ઉપરાંત બીજુ શુ શુ કહીએ ? સમુદ્રમાંથી સંભવેલી કામધેનુ પણ તમે હરી લીધેલી છે કે જે હાલ તમારા સ્વાધીનમાં છે. મેનકા આદિ અપ્સરાઓ પણ બધી તમારા પાસે છે. આ પ્રકારે બળાત્કારથી પણ સઘળાં રત્નો તમારા સ્વાધીનમાં કર્યા છે તો સ્ત્રીઓમાં રત્ન સમાન આ સુંદરીને શા માટે તમારે નહીં લેવી ! હે રાજા ! તમારા ઘરનાં જે ઉત્તમોત્તમ રત્નો છે તે સઘળાં આ સુંદરી તમારા મંદીરમાં આવવાથી શોભાવાળાં છે છતાં અધિક શોભા આપશે. હે રાજા ! આના જેવી સુંદરી ત્રિલોકમાં કોય નથી વાસ્તે તમે તેને તુરત ઘરમાં લાવો ને તમારી મનોહર રાણી બનાવો. વ્યાસ કહે છે—આવા પ્રકારનું મધુર અક્ષરોવાળુ ચંડમુંડનું મીઠું ભાષણ શ્રવણ કરી શુંભરાજા પ્રસન્ન મુખવાળો થયો ને તેણે પોતની પાસે ઉભેલા સુગ્રીવ નામના દાનવને આ પ્રમાણે કહ્યું. શુંભ કહે છે—હે સુગ્રીવ ! હે ચતુર ! તું મારો દુત થા ને જઈને મારૂં કાર્ય કર. અહીં જેમ આવે તેમ તું તે સ્ત્રીને સમજાવ. ડાહ્યા પુરૂષોએ સ્ત્રીવિષયમાં સામદાન નામના બે ઉપાયો યોજવા જોઇએ એમ શૃંગારશાસ્ત્રના જ્ઞાતા પંડિતો કહે છે. જો કપટરૂપ હોવાથી ભેદનો ઉપયોગ થાય તો રસાભાસનો પ્રસંગ આવી જાય ને દંડનો ઉપાય કરીએ તો રસભંગ થાય વાસ્તે ત્યાં ભેદ તથા દંડને પંડિતોએ દોષવાળા કહ્યા છે. હે દુત ! એવી કઈ સ્ત્રી છે કે જે કામદેવથી પડાયેલી છતાં મધુર ને હાંસીની શોભાવાળાં સામદાનનાં વચનો સાંભળી વશ ન થાય ? વ્યાસ કહે છે—શુંભનું પ્રિય તથા ચતુરતાવાળુ વચન સાંભળી સુગ્રીવ જ્યાં જગદંબા ઉભાં હતાં ત્યાં પહોંચી ગયો. સુંદર વદનવાળી સુશોભિત ને સિંહની સ્વારીવાળી અંબિકા દેવીને દેખી સુગ્રીવ તેનાં ચરણમાં પડયો ને મધુર વચનથી આમ બોલવા લાગ્યો. સુગ્રીવ વદે છેહે સુંદરી ! દેવલોકોનો શત્રુ, સઘળાં સુંદર અંગવાળો, ત્રિલોકનો મ-

હારાજા, શુરવીર, ને સઘળાંઓપર વિજય મેળવનારો શુંભ નામના મહાત્મા રાજા હાલ રાજ્ય કરે છે તે રાજાને તારાં રૂપ લાવણ્યની ખબર મળતાં બહુજ આસક્ત થયો છે ને તેણે અત્યન્ત કામાતુર થઈને મને તારી પાસે મોકલેલો છે. હે નાજુક અંગવાળી ! એ દૈત્યના અધિપતિએ પ્રેમ ભરેલાં જે જે વચનો તને કહેવરાવ્યાં છે તે તું મારા મુખદ્વારા સાંભળ. શુંભ રાજા કહેવરાવે છે કે " હે સુંદરી ! સઘળા સુરલોકોને મેં જીત્યા છે. હુ ત્રણે લોકોનો અધિપતિ છું. યજ્ઞના ભાગોને હું અહીં બેઠો બેઠો મેળવું છું. સારા સારા પદાર્થો હરી લઈને મે સ્વર્ગને રત્ન વગરનુ કરી નાંખ્યું છે. દેવતાઓની પાસેનાં તમામ રત્નો મેં લઈ લીધાં છે. ત્રિલોકીમાં સઘળાં રત્નોનો ભોક્તા એક હુંજ છું. હે ભામિની ! સઘળા દેવ દાનવ ને મનુષ્ય મારા વશ છે. તારા ગુણોએ મારા કર્ણદ્વારા મારા હૃદયમાં પ્રવેશ કર્યો છે ને મને અત્યન્ત તારા વશ કરી મૂકયો છે. હું તારો દાસ છું. તારૂં હું શુ કાર્ય કરૂં ? હે કદળી સ્તંભ સરખાં સાથળવાળી ! તને આધીન થયો એવું જે હું કહું છું તે તું કહે તેમ કરવા તૈયાર છુ. હે સુંદર અંગવાળી હું તારો દાસ છું જેથી કામદેવનાં બાણોથી તુ મારૂં રક્ષણ કર. હે કુટિલ કટાક્ષવાળી ! હું તારો દાસ છું ને વળી કામાતુર છું તેથી તું મારો સ્વીકાર કર. તું ત્રૈલોકયની ઈશ્વરી બની સઘળા વૈભવો ભોગવ. હે સુંદરી ! હું જીવીશ ત્યાંસુધી તારો દાસ થઈને વર્ત્તીશ. મને કોઈ દેવ અસુર કે મનુષ્ય મારી શકે એમ નથી. હે સુવદની ! આ કારણથી તું સર્વદા સૌભાગ્યવતી રહીશ. હે સુંદરી ! તારાં દિલની જ્યાં ખુસી થાય ત્યાં તું નિવાસ કરજે." શુંભ રાજા આમ કહેવરાવે છે તો તેનાં વચનનો મનમાં વિચાર કરી હે અલબેલી ! તારે જે મીઠુ વચન પ્રેમથી કહેવુ હોય તે ખુશીથી કહે. હે ચપળ નયનોવાળી ! તારા મુખમાંથી જે વચન નીકળશે તે હું સત્વર શુંભ રાજાને કહીશ. વ્યાસમુનિ વદે છે દેવ કાર્યને સંપાદન કરવા આવેલાં દેવીએ દુતની આવી વાણી સાંભળી કોમળ મંદ હાસ્ય કર્યું ને પછી આવું મધુર વચન સુગ્રીવ પ્રતિ કહ્યુ. દેવી કહે છે—મહાબળવાળા શુભ તથા નિશુભ રાજાઓને હું ઓળખું છુ. તે બે દાનવો સર્વ દેવોને જીતનારા શત્રુઓને મારનારા, સઘળા ગુણોના સમુદાયરૂપ, સઘળી સંપત્તિઓને ભોગવનારા, દાતાર, અત્યન્ત શુરવીર, સુંદર કામદેવ સરખી આકૃતિવાળા, બત્રીશ લક્ષણોવાળા, ને દેવ તથા મનુષ્યોથી મારી શકાય નહીં એવા છે એમ સમજીને એ મહાદાનવને જોવા વાસ્તેજ હું અહીં આવેલી છું. રત્ન જેમ પોતાની શોભામાં અભિવૃદ્ધિ કરવા સારૂ સુવર્ણના સમીપમાં આવે તેમ હું પણ શુભ દૈત્યના સમીપે આવેલી છું. હું મારો પતિ જોવા વાસ્તેજ દુરથી આવી છું મેં સઘળા સુરલોકોને, પૃથ્વીપટ ઉપર માનદેવવાળા મનુષ્યોને, ગંધર્વલોકોને, રાક્ષસોને તથા અતીવ રૂપવાળા બીજાઓ પણ જે છે તેઓને જોયા છે. એ સઘળાએ શુંભના ભયથી થરથરે છે, તથા લેવાઈ ગયેલાં મુખવાળા થયા છે. શુંભના ગુણો સાંભળી તેનાં દર્શન કરવા સારૂં આજે હું અહીં આવી છું. આટલા વાસ્તે હે મહા ભાગ્યશાળી દુત ! મહા બળવાવાળા શુભને એકાન્તમાં જઇને તુ મધુર વાણીથી મારૂં વચન કહે જે કે "તને બળવાળાઓમાં શ્રેષ્ઠ, રૂપાળાઓમાં રૂપવાળો, દાતાર, ગુણવાળો, શૌર્યવાળો, સકળ

વિદ્યાઓમાં નિપુણ, સઘળા દેવતાઓપર વિજય મેળવનારો, ચતુર, ઉગ્ર, કુલીન સઘળાં રત્નોને ભોગવનારો, સ્વતંત્ર, ને પોતાના બાહુબળથી વધેલો જાણીને પતિ બનાવવાના ઇરાદાથીજ હું અહીં આવી છું. હે રાજા! હે મહાબુદ્ધિવાળા ? હું તને યોગ્ય છું ને મારી ઈચ્છાથીજ આ નગરમાં આવી છું એ સત્ય કહું છુ. પણ હે દાનવોત્તમ ! મારે કાંઇક બીજું કારણ દર્શાવવાનું છે. હે રાજા ! મારી સખીઓ સાથે હું એકાન્તમાં ક્રીડા કરતી હતી તેવામાં પોતાના દેહના બળના અભિમાનને લીધે બાળકપણામાં મારી ઈચ્છાથી મેં મારી સખીઓની પાસે કાંઇક નિયમ લઇ લીધો છે ને એ નિયમ એ લીધો છે કે "મારા સરખાં બળવાળો જે શૂરવીર પુરૂષ પ્રસિદ્ધ રીતે સંગ્રામમાં મને જીતી લેશે તે પુરૂષને તેનું બળાબળ જાણીને હું વરીશ." આવો નિયમ સાંભળી મારી સખીઓ વિસ્મય પામી ને મારી જોકે હાંસી કરે કે "આ બાઇએ વિચાર કર્યા વગર આવો નિયમ તે શું લીધો હશે ?" તોપણ એ નિયમ પાળ્યા વગર મારે હવે છૂટકો નથી તેથી કરીને હે મહારાજા ! હે સુંદર ! તું પણ મારૂં તથા પ્રકારનું બળ જાણી તારાં બળથી મને જીતી લે ને મારૂ પાણિગ્રહણ કર. તું અથવા તો તારો લઘુ ભ્રાતા યુદ્ધ ભૂમિમાં મારી સાથે લડી પોતાના બળથી મને હરાવી અહી વિવાહ કરો. ॥ ૧-૬૬ ॥

**जित्वा मां स्वबलेनात्र विवाहं कुरु सुंदर ॥**
**त्वंवा तवानुजो भ्राता समेत्य समरांगण ६६**
**जित्वामां स्तबलेनात्र विवाहः संविधीयताम् ॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૨૩ મો.

---

# અધ્યાય ૨૪ મો*

## દેવી ને દૂતોના સંવાદ.

**व्यास उवाच—**

**देव्यास्तद्वचनं श्रुत्वा सदूतः प्राह विस्मितः ॥**
**किं ब्रूषे त्वं वरारोहे स्त्रीस्वभावाद्धि साहसात् ॥१॥**

વ્યાસ કહે છે—દેવીની આવી વાણી સાંભળી વિસ્મય પામેલો તે દુત બોલ્યો કે "હે સુંદર નેત્રવાળી ! સ્ત્રી સ્વભાવરૂપ સાહસ છે તેનો આશ્રય કરી આ તું શું બોલે છે ! હે ભામિની ? ઇન્દ્રાદિક દેવતાઓને, દૈત્યોને તથા બીજાઓને પણ જેણે જીતી લીધેલા છે તેવા શુંભને યુદ્ધમાં જીતવાની તને કેમ ઈચ્છા થઈ છે ! શુંભને યુદ્ધમાં જીતનારો કોઈ પણ ત્રિલોકમાં નથી તો પછી હે કમળનયની ! તેની આગળ યુદ્ધમાં તારો શો હિસાબ છે ! હે સુંદરી ! વિચાર વિનાનું વચન કયારે પણ કાઢવું ન જોઈએ. પોતાનું તથા પ્રતિપક્ષીનું બળ વિચારી સમયને અનુકુળ વચનજ બોલવું જોઈએ. ત્રણે લોકનો મહારાજા શુંભ તારાં સૌન્દર્યમાં મોહ વશ થઇને તારી માગણી કરે છે વાસ્તે એની મનકામનાને તું પરિપુર્ણ કર. તું મુર્ખ સ્વભાવ છોડી દે ને મારા વચનને માન. મારૂ તારાપ્રતિ આ હિતવચન જાણ. અપૂર્વ સ્નેહથી સર્વથા સર્વત્ર પ્રાણીમાત્રે શૃંગાર રસને સેવવો જોઇએ. તે રસ નવે રસોમાં ઉત્તમ છે. હે સુંદરી ! જો તું ત્યાં નહી આવતો ક્રોધે ભરાયો શુભ બીજા સેવકોને અહી મોકલી હમણાંજ તને બલાત્કારથી લઈ જશે. હે સુંદર સાથળવાળી ! અભિમાનવાળા રાક્ષસો તારો ચોટલો ઝાલીને તને ખેંચીને તુરત શુંભ પાસે ખડી

---

* આ ચોવીસમા અધ્યાયમા દેવી ને દૂતે ના સંવાદ વિષે કથા કહેવાશે.

કરશે. આથી હે પાતળાં અંગવાળી ! તું તારી લાજનું રક્ષણ કર. સર્વથા સાહસ કરવાની ટેવ તજી દે. તું માનાપત્ર છો તેથી તેની પાસે માનસહિત ચાલી આવ. સજેલાં બાણોથી યુદ્ધ કરવું કયાંઅને પતિના સમાગમ માં સતિને રતિનુ સુખ કયાં ! સારાસારનુ વિવેચન કરી તુ મારૂં વચન સુંદર વચન માન. જો તું શુભ કે નિશુભને સ્વામી કરીશ તો તને ઘણું સુખ થશે. દેવી કહે છે—હે ભાગ્યશાળી ! તારી વાણી ચતુર છે એમાં શંકા નથી ને હું પણ જાણુ છું કે એ શુભ ને નિશુભ મહા બળવાળા છે. તો પણ બાળકમતિથી મારી પ્રતિજ્ઞા થયેલી છે તેને હું કેમ ફેરવી શકુ ! વાસ્તે નિશુભને કે મહા બળવાળા શુભને ખબર કર કે "સંગ્રામ કર્યા વિના સરળ રીતથી મારો કોઈ સ્વામી થવાનો નથી. પોતાના બળના પ્રભાવથી મને જીતીને મારી સાથે વિવાહ કરો. હે રાજા ! મારૂ અબળાનું આવવુ યુદ્ધની ઈચ્છાથીજ છે એમ જાણી લ્યો. તમે સંગ્રામ કરવામાં સમર્થ છો જેથી વીર પુરૂષનો ધર્મ સાચવવો ને જો તમને મારાં ત્રિશુળનો ભય લાગતો હોય તથા જીવવાની અભિલાષા હોય તો સ્વર્ગને અને પૃથ્વીને છોડી દઇ સત્વર પાતાળમાં નાશી જાઓ. વિલંબ કરશો માં." હે દુત ! તુ તારા રાજાને પાસે જઈ કાળજીથી આ વાતના સમાચાર સત્વર આપજે એટલે મહા બળવાળો તારો એ રાજા વિચાર કરી જેમ ઠીક લાગશે તેમ કરશે. હે ધર્મવેત્તા ! દુતનો એવો ધર્મજ સસારમાં કહ્યો છે કે તેણે ધણીની પાસે કે શત્રુના પાસે પણ સાચે સાચુજ બોલવુ જોઇએ વાસ્તે તું પણ તદનુસારે કર. આ વાતમાં વિલંબ કરવો તજી દે. વ્યાસમુનિ વદે છે—આ પ્રમાણે દેવીથી નીતિબળવાળી, કારણવાળી ને ચાતુર્યવાળી વાણી શ્રવણ કરી તે દુત બહુ વિસ્મય પામીને ત્યાંથી વિદાય થયો. તે શુભની પાસે ગયો ને વારંવાર વિચાર કરી તેના પગમાં પ્રણામ કરી નીચે પ્રમાણે રાજનીતિથી ભરેલું આરંભમાં કોમલતાવાળું પ્રિયવચન નમ્રતાથી બોલ્યો, દુત વદે છે—ધણીના સમીપે સાચુ ને પ્રિય વચન કહેવું એમ નીતિશાસ્ત્રમાં જણાવ્યું છે તેથી મને ભારે ચિતા થાય છે, કારણ કે સત્ય છતાં પ્રિય હોય એવું વચન તો ઘણુજ દુર્લભ છે. હે રાજા ! અપ્રિયતાવાળું હોવાથી સત્ય વચન જો કહીએ તો રાજાને ક્રોધ થાય અને જો કેવળ પ્રિય વચન કહીએ તો રાજાનાં કાર્યની હાનિ થાય તેથી બને પ્રકારે પીડાજ છે. એ અબળા કયાંથી આવેલી છે, કોની પુત્રી છે, ને તે કેટલાં બળવાળી છે એની મને ખબર પડી શકી નથી. તેથી તેની રીતભાત વિષે આપને હું શું કહી શકું ! મને તો એ યુદ્ધની ઈચ્છાવાળી ને કટુ ભાષણવાળી દેખાઈ છે. હે મહાબુદ્ધિવાળા ! તેણે જે વચનો કહેવરાવ્યાં છે તે આપ ધ્યાનપૂર્વક સાંભળો. એણે એવુ કહ્યું છે કે "મે પૂર્વે વિવાહના વિષયમાં બાળકમતિથી આનંદ કરતાં મારી સખીઓની પાસે પ્રતિજ્ઞા લીધી છે કે "જે પુરૂષ યુદ્ધમાં મને છેક જીતશે ને મારો ગર્વ ઉતારશે તેને હુ વરીશ. મારે મારાં સરખાં બળવાળો પતિ કરવો છે. મારી પ્રતિજ્ઞા કોઈ પણ ઉપાયથી મારે મિથ્યા થવા દેવી નથી એટલા વાસ્તે શુભ અહીં આવીને મને જીતે ને વશ કરે" તેની આવી વાણી સાંભળીને હુ આપની પાસે આવ્યો છું તો હવે હે મહારાજા ! જેમ તમારી મરજી હોય તેમ તમે તમારૂં પ્રિય કરો. એ સ્ત્રી તો યુદ્ધના નિશ્ચયવાળી

આયુધોવાળી ને સિંહની સ્વારીવાળી નિશ્ચળ થઈ ઉભેલી છે. હે રાજા ! માટે હવે જેમ ઠીક જણાય તેમ તમે કરો. વ્યાસમુનિ વદે છે—સુગ્રીવ નામના દુતનાં આવાં વચનોને શુંભ સાંભળી રહ્યો ને પોતાના સમીપે બેઠેલા મહા બળવાળા પોતાના નાના ભ્રાતા વીર નિશુંભને નીચે પ્રમાણે તે કહેવા લાગ્યો. શુંભ કહે છે—હે ભ્રાતા ! હે મહા બુદ્ધિવાળા ! આ વિષયમાં હવે આપણે શું કરવું તે તુંજ સત્ય હોય તે કહે. એ સ્ત્રી સંગ્રામની ઈચ્છાવાળી હોવાથી હમણાંજ યુદ્ધ કરવા આપણને બોલાવે છે. આમ હકીકત છે તો સેના લઈને તુ જશે કે મારે પોતાને જવું ઠીક જે. હે નિશુંભ ? આ બાબતમાં જેમ તારી મરજી હોય તેમ મારે કરવુ ઘટે છે. નિશુંભ કહે છે—હે વીરા ? હે મહારાજા ! મારે કે તમારે હાલ યુદ્ધમાં ન ઉતરવું પરન્તુ ધુમ્રલોચનને ત્યાં તુરત મોકલો. હે શુંભ ? એ ધુમ્રલોચન ત્યાં જશે ને યુદ્ધ કરી એ સ્ત્રીને જીતશે ને પકડીને લાવશે. પછી તમે વિવાહની યોજના કરજો. વ્યાસમુનિ કહે છે—લઘુભ્રાતાનાં આવાં વાકયો સાંભળીને શુંભે દેવીના ઉપર કોપ કર્યો ને પોતાની પાસે બેઠેલા ધુમ્રલોચનને ત્યાં જવાની આજ્ઞા આપતાં નીચે પ્રમાણે બોલ્યો. શુંભ કહે છે—હે ધુમ્રલોચન! તું મોટી સેના સાથે લઈને જા ને તારા પોતાના બળથી મોહથી ભરેલી એ મુગ્ધાને અહી પકડી લાવ. મહા બળવાળો કોઈ દેવ દાનવ કે મનુષ્ય જો તે સ્ત્રીની સહાયતા કરવા આવે તો તારે તુરત તેને મારી નાખવો. એ સ્ત્રીના પડખામાં બીજી એક કાળી સ્ત્રી છે તેને મારી નાંખજે ને તે સુંદરીને પકડી મહા કાર્ય કરીને પાછો સત્વર અહીં આવતો રહે હે વીર ? એ કોમળ કાયાવાળી ને પાતળાં પેટવાળી સુંદરી કુણાં કુણાં બાણો મૂકે તોપણ મોટા પ્રયત્નથી તું તેની રક્ષા કરજે. તેની સહાયતા કરવા જે કોઈ આવે તેઓને તારે અવસ્ય મારી નાંખવા પરન્તુ સર્વથા એ સુંદરીને તો નહી મારતાં પ્રયત્નથી તેને તારે બચાવી લેવી. વ્યાસ મુનિ વદે છે—રાજાની આજ્ઞાને અનુસરી ધૂમ્રલોચન શુંભને પ્રણામ કરી સાઠ હજાર દુષ્ટ દાનવોનુ મોટુ સૈન્ય લઇને તુરત યુદ્ધ કરવા સારૂં વિદાય થયો. રમણીય ઉપવનમાં રહેલી અંબિકા દેવીને તેણે દીઠી. મૃગનાં બચલાંના જેવી નયનો વાળી એ દેવીને દેખીને ધૂમ્રલોચન નમ્રતાનો ડોળ કરી નીચે પ્રમાણે કોમળ કારણોવાળું ને રસથી શણગારેલુ શુભ વચન કહ્યું. ધૂમ્રલોચન કહે છે ! હે દેવી ! હે ભાગ્યશાળી ? મારૂં વચન તું સાંભળ. નીતિકુશળ શુંભ રાજાએ તારા વિરહથી પીડિત થઈને તારા પાસે એક દૂત મોકલ્યો હતો ને રસભંગના ભયથી તેના દ્વારાએ તને સામ ભેદવાળાં વચનો કહેવરાવ્યાં હતાં. હે સુંદર અંગવાળી ! એ દૂત પાછો આવ્યો ને તારી કહેવરાવેલી વાતને બરાબર સમજી ન શકયો તેથી વિપરીત વાત કહી. આથી કામમોહિત મારા રાજાના મનમાં મોટી ચિંતા ઉપજી છે. હે રસની રીતિને સમજનારી ! એ મૂઢ તારાં વ્યંગ વચનોનો અભિપ્રાય ન સમજી શકયો. "મને જે યુદ્ધમાં જીતે" ઇત્યાદિ કઠોર વચનો તે કહેવરાવ્યાં તેમાં પ્રથમ સંગ્રામનો વાસ્તવિક અર્થજ તે ન જાણી શકયો. હે માનિની ! સંગ્રામ બે પ્રકારના છે. એક સંગ્રામ રતિજન્ય છે ને બીજો સંગ્રામ ઉત્સાહજન્ય છે. જ્યાં જેવું પાત્ર ને પ્રસંગ હોય ત્યાં તેવો સંગ્રામનો અર્થ સમજી લેવો જોઈએ. હે સુંદર અંગવાળી ! સંગ્રામ શબ્દનો તેં જે પ્રયોગ કર્યો છે ત્યાં તેનો અર્થ રતિથી

થતો સંગ્રામ સમજીલેવો જોઈએ. ને જો કોઈ શત્રુએ સંગ્રામ શબ્દ વાપર્યો હોત તો ત્યાં તેનો અર્થ ઉત્સાહથી થતો સંગ્રામ સમજાત. હે સુંદરી ! રતિથી થતો સંગ્રામ સુખદાતા છે ને ઉત્સાહથી થતો સંગ્રામ તો દુઃખદાતા છે. હે સુંદર નિતંબવાળી ! તારા મનને હું સમજી ગયો છું કે તારા હૃદયમાં રતિથી થતો સગ્રામ કરવાનો અભિપ્રાય છે. તારો અભિપ્રાય હું સમજી શકયો છું એમ જાણીને શુંભ રાજાએ હમણાં મોટી સેનાસહિત મને હમણાં તારા પાસે મોકલ્યો છે. હે ભાગ્યવંતી ! તું ચતુરા છો એમ મને મનમાં નિશ્ચય થઈ ગયો છે. હવે મારાં કોમળ વચનને તું સાંભળ. શુભ કે જે ત્રૈલોકયનો સ્વામી છે ને દેવતાઓના ગર્વને ઉતારનારો છે તેને તું તારો પતિ કર ને તેની પ્યારી પટરાણી બનીને વૈભવો ભોગવ. શુંભ કામદેવતા તત્વને બરાબર જાણનારો છે તેથી એ મહા બાહુ રતિ સંબંધી સગ્રામમાં તને જીતી લેશે. તું વિચિત્ર પ્રકારના હાવભાવ કરશે. આ તારી સાથે કાળી સ્ત્રી ઉભી છે તે તમારા બનેની ક્રીડામાં સાક્ષિભૂત થશે. વાસ્તવિક વાતનો સમજનારો અમારો રાજા શુંભ સુખ શય્યામાં આવી રીતના સંગ્રામથી તને જીતી ને થકવી દેશે. એ રાજા નખવડે તારા દેહમાંથી લોહી કહાડશે, દાંતથી તારા નીચલા અધરોને ખંડિત કરશે ને તને કાયર કરીને પ્રસ્વેદથી ભીંજવી નાંખશે. તારી રતિસંબંધી સગ્રામ કરવાની ઇચ્છા છે તે પરિપૂર્ણ થશે. તને જોઇને હે સુંદરી ! શુંભ સર્વથા માયાવી બની જશે. તું મારૂં અનુકુળ કોમળ ને હિત વચન માન. હે ગર્વવાળી ! તું માન પામવાને યોગ્ય છો તેથી તું શુંભ રાજાને પતિ કર, જેઓને શસ્ત્રયુદ્ધ પ્યારૂં છે તેઓ તો મંદભાગીજ સમજવા. નિરંતર રતિમાં પ્રેમ રાખનારી સુંદરી ! તું એવાં શસ્ત્રોથી થતાં યુદ્ધને લાયક નથી. રાજાને તારા પગ મારવાથી પ્રફુલ્લિત કર ને અશોક સમાન બનાવ. તારા મુખની મદિરાનો તેનાપર છંટકાવ કરી તેને તું બકુલ તથા કુરૂબક સરખો બનાવી દે. (સુદર સુદરીના પગ વાગવાથી આસોપાલવ પ્રફુલ્લિત થાય છે ને સુદર સ્ત્રીના મુખની મદિરા ઉપર પડવાથી બકુલ તથા કુરૂબક નામનાં વૃક્ષો પ્રફુલ્લિત થાય છે. આવો સાહિત્ય ગ્રથોનો અભિપ્રાય છે. )

नतदर्शसिकान्ते त्वं सदा सुरतवल्लभे ॥
अशोकं कुरु राजानं पादघातविकासितम् ॥
बकुलं सीधुसेकेन तथा कुरुबकंकुरु ॥ ६० ॥

ઈતિશ્રી મહાપુરાણદેવીભાગવતવિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૨૪ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો*

### દેવીએ ધૂમ્રલોચનને મર્યો.

व्यास उवाच—

इत्युक्त्वाविररामासौवचनंधूम्रलोचनः ॥
प्रत्युवाचतदाकालीप्रहस्यललितंवचः ॥१॥

વ્યાસમુનિ કહે છે—ધૂમ્રલોચન એટલું બોલી મૌન થયો ત્યારે ત્યાં કાલિકા દેવી હસ્યાં ને તેના પ્રતિ નીચે પ્રમાણે બોલી રહ્યાં. કાળી કહે છે—હે મૂર્ખ ! તું વિદુષક જેવો લાગે છે તેથી તું ભડવાની માફક જેમ આવે તેમ બકે છે. મીઠી મીઠી વાતો કરી તું મનમાં વૃથા આશાઓ કરનારો છે. તુ બળવાન છો એમ સમજીને પાપાત્મા શુભે તને સેનાસ-

* આ અધ્યાયમા દેવીએ ધુમ્રલોચન દાનવને માર્યો ને શુભની સભામા વિચાર થયો એ કથા કહેવાશે.

હિત મોકલ્યો છે વાસ્તે હે મૂઢબુદ્ધિવાળા ! તુ યુદ્ધ કર ને તારો લવારો છોડી દે. કોપાયમાન થયેલી આ દેવી શુંભને નિશુંભને ને બીજા પણ બળવાળા દાનવોને બાણોથી મારી નાંખશે ને તે પછીજ તે પોતાના સ્થાનકમાં જશે. કયાં એ મંદબુદ્ધિવાળો શુંભ ! ને કયાં આ વિશ્વની મોહિનીરૂપ ભગવતી દેવી! આવાં જોડલાનો સંસારમાં વિવાહ થવો અઘટિતજ છે. શું કામાતુર થયેલી સિંહણ કદીપણ શિયાળીયાને પતિ કરશે ? શુ અત્યન્ત કામાતુર થયેલી હાથણી ગધેડાને પોતાનો પતિ કરશે ? શુ કામાતુર થયેલી ગાય રોઝને પતિ કરે ? નજ કરે. આટલાવાસ્તે તું જા ને શુંભ ને નિશુંભને મારી આ સત્ય વાત વિદિત કર કે "તમે યુદ્ધ કરો નહીં તો હમણાંજ પાતાળમાં ચાલ્યા જાઓ." વ્યાસ મુનિ કહે છે—કાલિકાની વાણી સાંભળી ધૂમ્રલોચનની આંખો કોપથી રાતીચોળ થઇ ગઇ ને નીચે પ્રમાણે તે બોલ્યો. ધૂમ્રલોચન વદે છે—હે કુરૂપડી ! સંગ્રામમાં તને અને તારા આ મદોન્મત્ત સિંહને હું મારી નાંખીશ ને આ દેવીને પકડીને રાજાની પાસે લઈ જઇશ. હે કજીયાળી કાળી ! રસભંગનો મને હાલ ભય છે નહી તો હમણાંજ સજેલાં શસ્ત્રોથી તને તો મારી નાંખુ. કાલિકા કહે છે—હે હલકી બુદ્ધિવાળા ! તુ શુ બકવાદ કરી રહ્યો છે ધનુષ્ય ધારીઓનો બકવાદ કરવો એ ધર્મ નથી. તારામાં જો બળ હોય તો બાણ છોડ. પછી તને યમસદનમાં જવા જરૂર પડશે. વ્યાસ કહે છે—કાલિકાની આવી વાણી સાંભળી ધૂમ્રલોચને દૃઢ ધનુષ્ય પકડી શિલાથી સજેલાં બાણોની કાલિકાપર વૃષ્ટિ કરી. વિમાનમાં બેઠેલા ઈન્દ્રાદિક દેવતાઓ દેવીની સ્તુતિ કરતા હતા ને જય જય એમ દેવી પ્રતિ ઉચ્ચાર કરતા હતા. કાલિકા તથા ધૂમ્રલોચનને પરસ્પર શસ્ત્ર, તરવાર, ગદા, શક્તિ, ને મુસળ વિગેરેથી ઉત્કટ ને મહા દારૂણ યુદ્ધ શરૂ થયું. પ્રથમ પોતાનાં બાણોથી કાલિકાએ ધૂમ્રલોચનના રથના ખેચનારા ખચ્ચરોને મારી નાંખ્યા. પછી તેનો મજબુત રથ તોડી નાંખ્યો. ને વારવાર હાસ્ય કર્યું. હે જન્મેજય રાજા ! કોપથી સળગતો હોય નહીં તેવો ધૂમ્રલોચન બીજા રથમાં બેઠો ને કાલિકાપર બાણવૃષ્ટિ કરવા લાગ્યો. તેનાં બાણો પહોંચ્યા પહેલાંજ કાલિકાએ કાપી નાંખ્યાં. પછી કાલિકાએ બીજા ઉગ્ર વેગવાળાં શસ્ત્રો તેના પર છોડયાં. એ બાણોથી અસંખ્ય સહાયકોને દેવીએ હણ્યા. પછી સત્વર સારથીને ને ખચ્ચરોને મારી નાંખી તેના રથને ભાંગી નાંખ્યો. સર્પાકાર બાણોથી ધુમ્રલોચનનુ ધનુષ્ય પણ તોડી નાંખ્યુ ને દેવતાઓને આનંદિત કર્યા. પછી દેવીએ શંખનાદ કર્યો. રથ ભાંગી જવાથી ધૂમ્રલોચન કોપે ભરાયો ને લોહમય મજબુત પરિઘ લઈ વાણીથી કાલિકાનો તિરસ્કાર કરતો કરતો રથ પાસે આવ્યો. હે કરૂપડી ? હે કાળી ! હે પિગળી નયનો વાળી ? હમણાંજ તને મારી નાંખીશ એમ કાળ સરખો એ દાનવ બોલ્યો ને પરિઘને સત્વર નાંખવું શરૂ કર્યું તેવામાં તો સિંહ વાહિની જગદમ્બાએ સત્વર હુંકાર શબ્દ કરી તેને ભસ્મ કરી નાંખ્યો. ધૂમ્રલોચન બળી જવાથી તેની સેના ભય પામી નાસી ગઈ. તે સેના 'હાય બાપરે !' એમ રસ્તામાં ચીસો પાડવા લાગી. ધૂમ્રલોચનના વધથી પ્રસન્ન થયેલા દેવતાઓએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. હે રાજા ! આ વેળા રણભૂમિનો દેખાવ મરણ પામેલા ઘોડાઓ હાથીઓ ને ખચ્ચરો ને દાનવોથી ઘણો ભયકર થઇ રહ્યો.

ગરંજો, કાગડાઓ, વટ, શકરા, પિશાચો ને શૃંગાલો રણભૂમિમાં પડેલાં શબો દેખીને નાચવા લાગ્યાં ને કોલાહલ કરી રહ્યાં. અંબિકા યુદ્ધભૂમિને તજીને બીજાં સ્થાનમાં ગયાં ને ત્યાં તેમણે શંખનાદ કર્યો. તે શંખનાદ શુંભ તથા નિશુંભના શ્રવણમાં ઘેર બેઠો પડયો ને એવામાં તો નાસીને આવેલા, લોહીથી ભરેલા, ઝોળીઓમાં નાંખેલા, કાણી આંખો વાળા, હાથ પગ વગરના, વાંસા કેડ ને કંઠ વગરના એવા અનેક દાનવો ચીસો પાડતા જોઇને તેઓએ પૂછ્યુ કે 'ધૂમ્રલોચન કયાં ગયો. તમે કેમ નાશી આવ્યા ? એ સુંદરીને કેમ ન લાવ્યા ? સેના કયાં ચાલી ગઈ ? હે અભાગીઆઓ ! જે બન્યુ હોય તે બરાબર કહો ભય આપનારો શંખનાદ કોણે કર્યો ? દાનવો કહે છે—સઘળુ સૈન્ય મરી ગયું. ધૂમ્રલોચન મરાયો મનુષ્યોથી ન થાય તેવું મહા પરાક્રમ કાળીએ રણમાં કર્યું, આ શંખનાદ દેવતાઓને આનંદ આપનારો તથા રાક્ષસોને શોક કરનારો આકાશમાં વ્યાપ્ત થઇ આવ્યો છે તે અંબિકાનો શંખનાદ છે. હે રાજા ! જ્યારે સઘળા દાનવોને સિંહે મારી નાંખ્યા ને દેવીએ બાણોવડે રથ તથા ઘોડાઓનો નાશ કર્યો ત્યારે સઘળા દેવતાઓએ રાજી થઇને આકાશમાં ઉભાં ઉભાં પુષ્પવૃષ્ટિ કરી હતી. જ્યારે સઘળુ સૈન્ય ભાગી ગયુ ને ધુમ્રલોચન મરાયો ત્યારે જયની આશાનો નિશ્ચય અમે તજી દીધો. હે મહારાજા ! ઘણા શાણા સચિવોની સાથે હવે સલાહ કરવા જરૂર છે. તે દેવી સૈન્ય વગરની એકલી છતાં તમારા સામે લડવા તૈયાર ઉભી છે. આમાં મોટું અચરત છે. મદોન્મત થઇને નિર્ભય થઈ એ એકલી અબળા સિંહપર બેઠી છે. આ વાત અમોને ચિત્ર વિચિત્ર દેખાય છે. હે રાજા ! સંધિ કરવી, વિગ્રહ કરવો, સ્થાન તજી ભાગી જવું કે ઉપેક્ષા રાખી બેસી રહેવું એ વિષે વિચાર કરી તમને જેમ ઠીક લાગે તેમ કરો. હે શત્રુઓને તપાવનારા ! સૈન્ય વગરની એ દેવી છે છતાં સંકટ વેળાએ સઘળા સુરો તેની સહાયતા કરશે એમ સ્પષ્ટ જણાય છે. વિષ્ણુ ને શિવ તેની પાસે ઉભેલા હોય એમ અમારા જાણવામાં આવ્યું છે. આકાશમાં તેના સમીપે ઉભેલા સૌ લોકપાળ દેવતાઓને અમે દીઠા છે. હે દેવતાઓને સંતાપનારા ! રાક્ષસો, ગંધર્વો, મનુષ્યો, ને કિન્નરો પણ તેની સમય પર સહાય કરશે એમ દેખાય છે. અમારા વિચાર પ્રમાણે સર્વાંશે એમજ દેખાય છે છતાં એ અંબિકા દેવી એકલીજ એવી બળવાળી છે કે તેને કદાચ સહાયતાનીજ જરૂર નહીં પડે. અમે નિશ્ચયપૂર્વક સમજી શકયા છીએ કે એ એકજ દેવી આખાં સચરાચર જગતનો નાશ કરવામાં બળવાળી છે તોપછી તેની પાસે આપણે દાનવો તો શું ગણતરીમાં છીએ? હે મહારાજા! આમ હકીકત જાણ્યા પછી હવે તમને જેમ ગમે તેમ કરો. સેવકોનો ધર્મ હિત સત્ય ને પ્રિય તથા અલ્પ વચન વદવાનો છે જેથી અમે આમ વદીએ છીએ.

વ્યાસમુનિ કહે છે—દૈત્યોની વાણી શત્રુસેનાના વિઘાતક શુંભ દૈત્યે પોતાના નાના ભ્રાતા નિશુંભને નીચે પ્રમાણે કહ્યું. શુંભ પૂછે છે—હે બંધુ ! કાલિકાએ સઘળુ સૈન્ય કાપી નાંખ્યું ને અંબિકાએ ધૂમ્રલોચનને મારી નાખ્યો. આપણા યોદ્ધાઓમાંના કેટલાક નાશી આવ્યા છે. મદથી ગર્વવાળી અંબિકા દેવી શંખનાદ કરી રહી છે. જ્ઞાનીઓ પણ કાળની ગતિને જાણી શકતા નથી. ખડ વજ્ર સમાન થાય છે ને વજ્ર ખડ સમાન થાય છે ને બળવાન હોય ને બળહીન થાય એવી કાળની

ગતિ છે. હે ભ્રાતા ! આપણે હવે શું કરવું એ તને હું પુછુ છું ? આ પ્રમાણે આપણે હારી ગયા તો અહી આવેલી એ દેવીને ન ભોગવવી એટલુજ કરવુ કે નાશી જવું કે યુદ્ધ કરવું તે વિષે તુરત તું કહે. કાર્યની આવી અટપટીમાં નાનો છતાં મોટો માની તારો મત લઉછુ. નિશુંભ કહે છે—ભાગી જવું કે ગઢ પકડીને બેસી રહેવુ યોગ્ય નથી. સર્વથા યુદ્ધ કરવુજ સારૂં છે. ઉત્તમ પક્ષ સાથે હું યુદ્ધમાં જાઉં છુ ને બળથી એ અબળાને મારીને આવીશ. અથવા કદાચ દૈવના બળથી વિપરીત થાય ને હું મરી જાઉ તો તમે વારંવાર વિચારી કાર્ય કરજો. વ્યાસમુનિ કહે છે—નિઃશુંભની વાણી સાંભળી શુંભે તેને કહ્યું કે "તુ જા માં ને સેનાસહિત ચંડમુડને હમણાં મોકલીએ. સસલાંને લેવા હાથીને જવુ ઠીક નથી. ચડમુડ મહાબળવાળા તથા દેવીને પકડવામાં બળવાળા છે." ભ્રાતાને આમ કહી શુંભે સભા આગળ ઉભેલા ચડમુડ કે જેઓ મહાબળવાળા હતા તેઓને બોલાવી કહ્યુ કે "હે ભાગ્યવાળા ચડમુડ તમે બે ગર્જવાળી કાલિકાને મારવા સેના લઈને જાઓ. એ પિગળી આંખોવાળીને મારી અંબિકાને અહીં લાવી મારૂ મહાકાર્ય કરીપછી તુરત અહી આવો. યુદ્ધમાં પડિતમાનિની અભિમાનવાળી અબિકા પ્રયત્ન કરવા છતાં આવે નહી ને પકડી શકાય નહી તો તેને પણ અત્યન્ત તીક્ષ્ણ બાણથી તમારે મારી નાખવી.

**सानायाति गृहीतापि गर्विता चांबिका यदि ॥**
**तदाबाणै र्महातीक्ष्णै र्हंतव्याहव पंडिता ॥६०॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવતવિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ

---

# અધ્યાય ૨૬ મો.*

## ચંડમુંડનો નાશ.

**व्यास उवाच—**

**इत्याज्ञप्तौ तदावीरौ चंडमुंडौ महाबलौ ॥**
**जग्मतुस्तर सैवाजो सैन्येन महतावृतौ ॥१॥**

વ્યાસ કહે છે—શુંભની આમ આજ્ઞા થતાં એ મહાબળવાળા વીરો—ચંડને મુડ મોટી સેનાસહિત યુદ્ધ ભૂમિમાં ગયા. દેવહિત પરાયણ દેવીને ઉભા દેખી મહા પરાક્રમવાળા એ બે એ સામપૂર્વક તેને વચન કહ્યુ ચંડમુંડ કહે છે—હે સુંદરી ! દેવ સેનાના પીડા કરનારા મહાબળવાળા ને ઈન્દ્રને જીતી ઉદ્ધત બનેલા શુભ નિશુંભને તું નથી ઓળખતી શુ ? હે રૂડાં નિતંબવાલી ! તું એકલી છો ને તારી મદદે ફક્ત કાળિકા ને સિંહ એ બેજ છે છતાં સર્વ બળવાળા શુંભને જીતવાની તારી ઇચ્છા છે એથી તું ઓછી બુદ્ધિની જણાય છે. તને સુમતિ આપનારી કોઇ સ્ત્રી તારા પાસે નથી ને દેવતાઓ તો તને તારા વિનાશ માટેજ ચડાવે છે. હે પાતળાં અગવાળી ! પોતાનું ને પ્રતિપક્ષીનુ બળાબળ વિચાર તું કાર્ય કર પણ વૃથા અઢાર ભૂજાઓના ગર્વ કર માં. દેવતાઓને જીતનારો, પ્રચડ યુદ્ધવાળો, ઐરાવતની સુઢને કાપનારો ને હાથીઓ ને ફાડી નાખનારો છે તેના પાસે તારા આ વૃથા ઘણા હાથ શું કામ આવે તેમ છે ? વૃથા શ્રમ આપનારાં આયુધો પણ તને શું ઉપયોગનાં છે ? દેવસમૂહના જય કરનારા શુંભની ઈચ્છા પ્રમાણે તારે વર્ત્તવુ ઘટે છે. હે સુંદરી ! હે વિશાળ નેત્રવાળી ! વૃથા ગર્વ તજી દે ને મારૂં વચન

* આ અધ્યાયમા ચંડમુંડ નામના બે દાનવોને દેવીએ માર્યા એ કથા કહેવાશે.

કે જે પ્રિય હિતકર સુખકારક ને દુઃખ ટાળક છે તેને માન શાસ્ત્રોનાં તત્ત્વને સમજનારા મનુષ્યોએ સુખનાં કાર્ય કરવાં ને દુઃખનાં કાર્યો તજવાં જોઇએ. હે કોકિલ કંઠવાળી! તું પ્રત્યક્ષ દેખી લે કે શુંભનાં મોટાં સૈન્યે દેવલોકોનું મર્દન કરી કેવી ઉદયની ગતિ લીધી છે! પ્રત્યક્ષ તજીને અનુમાનથી દેવસેનાની પ્રબળતા માનવી એ વૃથા છે. સમજુજનો શંકાવાળાં કાર્યમાં પ્રવૃત્તિ નથા કરતા યુદ્ધમાં અજીત શુંભ દાનવ દેવોનો મોટો દુશ્મન છે ને એથી પીડાતા દેવો માત્ર સ્વાર્થ લોભથી યુદ્ધમાં તને ઉશ્કેરે છે. હે સુંદર મંદ હાસ્યવાળી! દેવતાઓની સ્નેહયુક્ત વાણીએ તને ઠગી લીધી છે. દેવતાઓની ઉશ્કેરણી તારાં દુઃખ વાસ્તેજ છે ને દેવોના સ્વાર્થને લઇનેજ છે. આ ભેદની તને કેમ ખબર નથી પડતી! કાર્યના નિમિત્તે મિત્ર થયેલા લોકોને તજવા જોઇએ ને ધર્મથી થયેલા મિત્રોનો સંગ્રહ કરવો જોઇએ. દેવતાઓ ઘણા સ્વાર્થી છે એ હું સત્ય વદું છુ. મોટા મોટા દેવોનો જીતનાર, ભુવનાધિપતિ, ચતુર, રૂપાળો, શૂરવીર, કામશાસ્ત્રમાં કુશળ શુભ રાજાને તું તારો સ્વામી કર. શુંભની આજ્ઞાથી તને સર્વ લોકોનું ઐશ્વર્ય પ્રાપ્ત થશે. તું મજબુત નિશ્ચય કરો હવે એ શુંભ સમાન ઉત્તમ પતિ સાથે સંબંધ કર. વ્યાસ મુનિ બોલ્યા—ચંડની આવી વાણી સાંભળી જગદમ્બા મેઘ સમાન ગર્જના કરી તેના પ્રતિ બોલ્યાં. અંબિકાજી કહે છે—હે મૂર્ખા! તું ભાગી જા. ઠગાઈવાળું વૃથા વચન તું કેમ બોલે છે? વિષ્ણુ ને શિવને તજી શુંભને હું શા વાસ્તે સ્વામી કરૂં? મારે કોઇ પતિ કરવો નથી ને મારે પતિનું કામ પણ નથી. તું મારૂં કહેવું સાંભળ. સઘળાં પ્રાણીઓની હુ ઈશ્વરી છું ને મેં હજારો શુંભ નિશુંભને દીઠા છે. પૂર્વે હજારો દૈત્યો ને દાનવોને મેં માર્યા છે. યુગે યુગે મારા સમીપે દેવદાનવોના અનેક સમુદાયો નાશ પામતા આવ્યા છે. હાલ પણ દાનવોનાં ટોળાંઓ નાશ પામશે. દૈત્યોનો સંહાર કરનારોજ સમય હાલ પ્રવૃત્ત થયો છે. તું દાનવાનાં રક્ષણનો વૃથા શ્રમ લે છે. વીરલોકોનાં કર્મનું રક્ષણ કરવા સારૂં હે મહાબુદ્ધિવાળા! તું સંગ્રામ કર. મરણ થવાનું કોઈથી મુલતવી શકાતુંજ નથી પણ મહા પુરૂષોએ પછવાડે કીર્તિ રાખવી જોઈએ. પાપાત્મા શુંભ નિશુંભથી તને શું પ્રયોજન છે? તું તો માત્ર વીરધર્મને પ્રાપ્ત કરી દેવતાનાં સ્થાન સ્વર્ગમાં સત્વર સંચર. શુભ નિશુભને બીજા પણ તારા દાનવ ભ્રાતાઓ સત્વર તારા પાછળ સ્વર્ગમાં આવશે. હવે હું એક પછી એક બધા દાનવોને હણનારી છું વાસ્તે ખેદ તજીને તું યુદ્ધ કર. હમણાં તો તને ને તારા બંધુને હું હણીશ ને તે પછી અનુક્રમે શુંભ નિશુભ ને મદોન્મત્ત રક્તબીજ રાક્ષસોને હું મારી નાખીશ. તું ઉભો રહે કે ચાલ્યો જા તોપણ તમામ દાનવોને હણ્યા પછી જ હું મારા સ્થાનકમાં જવાનીછું હે વૃથા પુષ્ટિવાળા! શસ્ત્ર પકડ ને મારીસાથે લડ. હમેશાં બીકણ લોકોને વહાલો લાગે એવો વૃથા બકવાદ શું કરી રહ્યો છે? વ્યાસ મુનિ કહે છે—આ પ્રમાણે દેવીએ પ્રેરણા કરી કે તરતજ ચંડમુંડ નામના એ બે દૈત્યો કોપે ભરાયા ને પોતાની ધનુષ્યની દોરીનો તેઓએ સત્વર શબ્દ કર્યો. દેવીએ પણ તેનાથી અધિક ભયંકર દશે દિશાઓને ગજાવી દે તેવો મહાનાદ કર્યો આ સમયે બળવાળા સિંહે પણ કોપ કરી મોટી ગર્જના કરી. આ નાદ સાંભળાં ઈન્દ્રાદિ દેવો

મુનિઓ, યક્ષો, ગંધર્વો, કિન્નરો, સાધ્યો, ને સિદ્ધો વિગેરે ખુશી થયા. પછી બાણ, તરવાર, ગદા, ને બીજાં આયુધોવાળુ દારૂણ યુદ્ધ ચંડિકા ને ચંડના વચ્ચે થયું. આ યુદ્ધ બાયલાઓને ત્રાસ આપનારૂં થયું. મહા ઉગ્ર ચંડિકા દેવીએ ચંડનાં બાણોને સજેલાં બાણોથી છેદી નાંખ્યાં. પછી તેણે સર્પાકાર બાણોની ચંડપર વૃષ્ટિ કરી. જેમ વરસાદ પછી ખેડુતોને ત્રાસ કરનારાં ટીડડાંઓથી આખુ ગગન ઢંકાઈ જાય તેમ અહીં એ આકાશ બાણોથી ઢંકાઈ ગયું. યોદ્ધાઓ સાથે દારૂણ યુદ્ધમાં કોપે ભરાયો મુંડ દાનવ પણ દાખલ થઇ ગયો. તે બાણવૃષ્ટિ કરી રહ્યો. બાણના મોટા સમુદાયને દેખી સિંહ વાહનવાળી ચંડિકા દેવી અત્યન્ત કોપે ભરાણી. ક્રોધના લીધે ચંડિકાનું વદન મેઘસદૃશ્ય સ્યામ, કેળનાં કુસુમ સરખાં નેત્રોવાળુ ને ભમરો ચડી ગઈ હોવાથી કુટિલ સરખું થઈ ગયું. આ સમયે જગદંબાનાં ભાલમાંથી સત્વર કાળી દેવી બહાર આવ્યાં. વાઘચર્મનાં વસ્ત્રવાળાં, ક્રૂર, હાથીના ચામડારૂપી ઉત્તરીય વસ્ત્રવાળાં, મુડકાંઓની માળાવાળાં, ભયંકર જળવિનાની વાવડી જેવાં, ઊંડા ઉદરવાળાં, ખટવાંગ તથા પારાને ધરનારાં, અત્યન્ત બિહામણાં, ભક્તોને અભય આપનારાં બીજ કાળરાત્રી સરખાં રૌદ્ર, વિસ્તારવાળાં મુખવાળાં વારંવાર જીતીને હલાવનારાં, નિશાળ જંઘાવાળાં એ મહાકાળી દેવી દૈત્યોની સેનાઓનો ધાણ વાળવા લાગ્યાં. મોટા મોટા શુરવીર દાનવોને કરમાં પકડી કાળી દેવી પોતાના મુખમાં નાખવા માંડયાં. પછી તે દૈત્યોને હળવે હળવે દાંતોથી ચાલવા લાગ્યાં. ઘંટાવાળા મોટા ગજરાજોને કદથી પકડી મુખમાં મૂકવા લાગ્યાં. ને સ્વારો સહિત હાથીઓને ખાઈ જતાં ખડખડ હસવા લાગ્યાં. આ પ્રકારે સારથીઓ સહિત રથો, ઘોડાઓ ને ઊંટોને મુખમાં નાંખી ભયંકરપણે દાંતોથી ચાવવા લાગ્યાં. પોતાના સૈન્યની આવી દશા થતી દેખી પેલા ચંડમુંડ નામના દૈત્યોએ કાળીકાપર બાણવૃષ્ટિ શરૂ કરી. ચંડે સૂર્ય સમાન ચળકતુ સુદર્શન સરખુ ચક્ર સત્વર એ કાળી દેવીના ઉપર ફેંકયુ ને ફરી ફરી નાદ કર્યો. ચંડને નાદ કરતો દેખી ને તેનાં સૂર્ય સમાન તેનામાં ચક્રને દેખી કાળીદેવીએ એકજ બાણથી એ ચક્રને કાપી નાંખ્યું. પછી શિલાથી સજેલાં બાણોથી ચંડના પર પ્રહાર કર્યો. ચંડીનાં શસ્ત્રોથી ઘણોજ પીડાયેલો ચંડ મૂર્ચ્છા ખાઈ ભૂમિપર ઢળી પડયો ભ્રાતાની સ્થિતિ દેખી ક્રોધે ભરાયેલો દુઃખી મુંડ એ સમયે દેવીના ઉપર બાણવૃષ્ટિ કરવા લાગ્યો. મુંડની બાણવૃષ્ટિને કાળિકાદેવીએ પોતાના બળથી છોડેલાં ઇષિકાસ્ત્રોથી કાપી નાંખી. એકજ ક્ષણમાં મુંડનાં બાણોના નાના ટુકડા કરી કાળીએ તેનાપર અર્દ્ધચંદ્રાકાર બાણ માર્યું. એ બાણ વાગવાથી અભિમાન રહિત થયેલો મુંડ મહાવીર છતાં ધરતીપર ઢળી પડયો. આ સમયે દાનવોની સેનામાં મોટો હાહાકાર ફેલાઇ ગયો ને આકાશમાં ઉભેલા દેવતાઓ અતીવ પ્રસન્ન થયા ને નિર્ભય થયા. પછી ચંડની મૂર્ચ્છા વળી તેથી તેણે મોટી ગદા લઈ કાળીના જમણા હાથમાં સત્વર મારી. ચાતુરીથી એ ગદાને વાગવા નહીં દઇ મહાકાળીએ મંત્રથી મૂકેલાં બાણોના પાશથી સત્વર એ મહા રાક્ષસ ચંડને બાંધી લીધો. મૂર્ચ્છા ઉતરી જતાં પછી ઉભેલા મુંડે પોતાના ભ્રાતાને બળપૂર્વક બાંધેલો દેખી હાથમાં દૃઢ સાંગ લઇને તૈયારી કરી. એ દાનવને આવતો દેખી તે બીજા

માતાને પણ કાળી દેવીએ તુરતજ બાણોથી બાંધી દીધા. સસલાંની જેમ મહાબળવાળા ચંડમુંડને પકડી કરી કાળીદેવી ખડખડ હસી પડી ને સિંહવાહિની જગદમ્બાના પાસે આવી. તેણે અંબિકાદેવીને કહ્યું કે "હે વાહાલી ! યુદ્ધરૂપી યજ્ઞના ઉદ્દેશથી યુદ્ધમાં કોઈ ન જીતી શકે એવા આ બે પશુઓને હું તમારી પાસે લાવી છું માટે બળીદાન લ્યો" નાર સરખા બે દાનવોને લાવેલી કાળીને દેખી જગદમ્બાએ કોમળ વચન કહ્યું કે "હે રણક્ષેત્રમાં પ્રીતિવાળી કાળી ? તારે આ બે દાનવોને મારવા નહીં તેમ તેને છોડી દેવા પણ નહી. તમે ચતુર છો વાસ્તે મારા અભિપ્રાયને સમજીને દેવતાઓનું જેમ ઇષ્ટ થાય તેમ કરો." જગદમ્બાની વાણી સાંભળી કાળીએ તેમને કહ્યું "આ ખડગરૂપી બીલાવાળો મહાવિખ્યાત યુદ્ધરૂપી ચાલી રહ્યો છે માટે તેમાં પશુઓને મારવા એ શાસ્ત્રરીતિ અનુસાર હિંસા ન કહેવાય, તો આ બે દાનવોને પશુ સમાન સમજી તમારા સમીપે મારીશ." આમ કહીને આનંદથી તેઓનું રૂધિરપાન કર્યું, આ પ્રમાણે એ બે દાનવોને મારેલા જોઈ પ્રસન્ન થયેલા જગદમ્બા બોલ્યાં કે "આ તમે દેવતાઓનું કાર્ય કર્યું વાસ્તે હું તમને શુભ વરદાન આપું છું. હે કાળી ! ચંડમુંડનો તમે વધ કર્યો વાસ્તે તમારૂં પૃથ્વીમાં 'ચામુંડા' એવું નામ અત્યન્ત પ્રખ્યાત થશે.' (જગદમ્બાના લલાટમાંથી નીકળેલાં કાળી દેવી કે જેણે ચંડમુંડને માર્યા હતા તેથી તેનુ નામ 'ચામુંડા' હતું ને જગદમ્બાના શરીરમાથી પ્રથમ ઉત્પન્ન થયેલાં અને 'કાળી' નામથી ઓળખાતાં પણ કહેવાતાં કૌશિકીથી નોખાં હતાં.[१-६५]

**कृतं कार्यं सुराणां ते ददाम्यद्य वरं शुभम् ॥**
**चंडमुंडौ हतौ यस्मात्तस्मात्ते नाम कालिके ।**
**चामुंडेते सुविख्यातं भविष्यति धरातले॥१-६५॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પંચમસ્કન્ધમાં અધ્યાય ૨૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૭ મો.*

### રક્તબીજનાં યુદ્ધની કથા.

**व्यास उवाच—**

**हतौ तौ दानवौ दृष्ट्वा हतशेषाश्च सैनिकाः॥**
**पलायनं ततः कृत्वा जग्मुः सर्वे नृपं प्रति । १।**

વ્યાસમુનિ કહે છે—ચંડમુંડનો વધ થયો સાંભળી બાકીના જીવતા રહેલા યોદ્ધાઓ સઘળા ભાગી ગયા ને શુંભના પાસે આવ્યા. એઓમાંના કેટલાકનાં શરીરો બાણવિદ્ધ હતાં ને કેટલાક કપાયેલા હાથવાળા હતા. લોહી ઝરતાં શરીરો વાળા એ દાનવો રોતા રોતા નગરમાં આવ્યા ને શુંભની પાસે ફરી ફરી કકળાટ કરવા લાગ્યા કે "હે મહારાજ ! ર-

---

૧ ટીકાકાર કહે છે કે આ પ્રકરણમાં ભાગવતમાં અંબિકા શબ્દથી કૌશિકીની માતા પાર્વતીનું ગ્રહણ કરીએ તો પાર્વતીનાં લલાટમાથી નીકળેલાં કાળીનું "ચામુંડા" એવું નામ પાર્વતીએ પાડયુ એ અર્થ થાય છે. અંબિકા શબ્દથી જો કૌશિકીનું ગ્રહણ કરીએ તો કૌશિકીના લલાટમાંથી નીકળેલાં કાળીનું 'ચામુંડા' એવું નામ કૌશિકીએ પાડયુ એ અથ થાય છે. માર્કન્ડેય પુરાણમા ચંડિપાઠમા પણ બે અર્થો સભવે છે. જો કે ચડીપાઠના ટીકાકારોએ ટીકામા બીજોજ પક્ષ લીધો છે તોપણ અંબિકા શબ્દની શકિત પાર્વતીને અધિક લાગુ પડે છે માટે પ્રથમ પક્ષ પણ યોગ્ય જણાય છે. ટીકાકારના મતના અનુસારે ભાષાન્તરમા અંબિકા શબ્દના સ્થાને 'સિંહવાહિની જગદમ્બા' એમ લખવામા આવ્યું છે.

* આ અધ્યાયમાં રક્તબીજના યુદ્ધની કથાનો પ્રસંગ કહેવાશે.

ક્ષણ કરો. આજ કાળિકા અમને ખાઈ જાય છે. એણે દેવોને પીડા આપનારા ચંડમુંડને મારી નાંખ્યા ને એજ કાળી બીજા બધા સેનાવાળાઓનું ભોજન કરી ગઈ. અમે ભયભીત થઈ ભાગી છુટા છીએ. હે રાજા! એ કાળીએ હાથી, ઘોડા, રથ, પાયદળ, ને ઉંટો વિગેરેને પાડીને આખી રણભૂમિને બિહામણી કરી દીધી છે. માંસરૂપ મોટા કાદવાળી, કેશરૂપી શેવાળ વાળી, ભ્રમરથોનાં ચક્રરૂપી ચકરીઓ વાળી, કપાઇ ગયેલા હસ્તપાદ રૂપી માછલાંઓ વાળી, મસ્તકરૂપ તુબડાં વાળી, બીકણજનોને ભય કરનારી ને વીરજનોને હર્ષ વધારનારી લોહીના પ્રવાહો વાળી સરિતા એ કાળીએ ચલાવી મુકી છે. હે રાજા! દાનવ કુળની રક્ષા કરો ને સત્વર હવે પાતાળમાં પેસી જાઓ. જો એમ નહીં થાય તો ક્રોધી કાળી સત્વર ક્ષય કરી નાંખશે એમાં શંકા નથી. હે દાનવાધિપ? સિંહ પણ યુદ્ધમાં દાનવોનું ભોજન કરી જાય છે. વળી કાળિકા દેવી પણ બાણોથી બહુ પ્રકારે પીડા કરનારી છે. હે રાજા! આમ છે વાસ્તે તમે પણ કોપ રાખીને પોતાના ભાઈ નિશુંભની સાથે મરવાને વાસ્તેજ ખોટા વિચાર કરો છો. કુળનાશક ક્રૂર સ્ત્રીથી તમને શું ફળ થવાનુ છે કે જેના ખાતર તમે તમારા બાંધવોને મરાવવાની ઈચ્છા કરો છો. હે મહારાજ? જયને પરાજય તો વિધિના હાથમાં છે. બુદ્ધિવાળા મનુષ્યે થોડાં કુળના વાસ્તે મોટી પીડા ઉત્પન્ન ન કરવી જોઇએ. હે રાજા? જેના હાથમાં આ સઘળુ વિશ્વ છે એવાં દૈવની વિચિત્ર કળા તમે જુઓ કે એકજ સ્ત્રીએ તમામ દાનવોને મારી નાખ્યા. સઘળા લોકપાળોના જીતનાર ને મોટી સેનાવાળા એવા તમારા સાથે પણ એ સ્ત્રી એકલી છતાં યુદ્ધની માગણી કરી છે એમાં શું થોડું આશ્ચર્ય છે? પૂર્વ તમે પુષ્કર તીર્થમાં કે જ્યાં દેવતાઓ વસે છે ત્યાં દારૂણ તપસ્યા કરી હતી ને તમને વરદાન દેવા ત્યારે બ્રહ્મા તમારી સામા આવ્યા હતા. વરદાન માગવા કહેવાથી તમે બ્રહ્મા પાસે અમરપણું માગ્યું હતું કે "દેવ, દૈત્ય, કિન્નર, યક્ષ, કે કોઇ પુરૂષવાચક પ્રાણીથી મારૂં મરણ ન થાય. આ વરદાન પ્રમાણે તમારા મરણનો સંભવ સ્ત્રીથી છે ને એથી આ ઉત્તમ સુંદરી તમને હણવા સારૂં આવી છે. હે વહાલા રાજા! હાલ વિચાર કરી યુદ્ધ કરવું છોડી દો. તે સ્ત્રી આવેલી છે તે પરમ પ્રકૃતિરૂપ મહામાયા છે. પ્રલયકાળમાં સર્વનો સંહાર કરનારી, સૃષ્ટિ સમયનો સૌને સૃજનારી, દેવેશ્વરી, સઘળી શક્તિઓવાળી, જીતાય નહીં તેવી, ત્રણ ગુણવાળી, શુભ, અક્ષય, નિત્ય, સર્વજ્ઞ, સદા પ્રકાશવાળી, ગાયત્રી સ્વરૂપ, વેદમાતા, સધ્યારૂપ, સર્વ દેવોના નિવાસરૂપ, નિર્ગુણા, સગુણા, અનાદિ સિદ્ધ, સર્વ સિદ્ધિ આપનારી, શુદ્ધ તથા સુર લોકોને અભય આપનારી જે તામસી દેવી કહી છે તે ખરેખર આ સ્ત્રી પોતેજ છે. હે મહારાજા! આમ સમજી એ સુંદરીના સાથે વૈરભાવ તજી તેના શરણમાં જાઓ. એ દેવી તમારૂં પાલન કરશે. તમે તેની આજ્ઞામાં અનુસરો ને દાનવ કુળનું રક્ષણ કરો. મરતાં બાકી રહેલા દાનવોને હવે દીર્ઘ આયુષ્ય ભોગવવા દો."

આવાં દાનવોનાં વાકયો સાંભળી દેવતાઓને સંતાપનારા શુંભે વીરરસથી ભરપૂર ઉત્તમ સત્ય વાણી તેઓના પ્રતિ કરી. શુંભ કહે છે— હે મંદભાગી દાનવો! તમે ચુપ રહો. તમે યુદ્ધમાંથી નાશી આવ્યા તેથી હવે તુરત પાતાળમાં પેસી જાઓ. જીવનની આશા બલવત્તર છે. જય પરાજય દૈવાધીન છે જેથી

તેની ચિંતા શાવાસ્તે હું કરૂં ? સઘળું જગત્ પણ દૈવાધીન છે. જેમ બ્રહ્મા વિગેરે દેવતાઓ દૈવને આધીન છે તેમ આપણે સૌ પણ દૈવને આધીન છીએ. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, યમ, અગ્નિ, વરૂણ, સૂર્ય, ચંદ્ર, ને ઈન્દ્ર પણ જ્યારે દૈવને વશ છે ત્યારે પછી મારે શું ચિંતા જેવું છે. થાવા કાલ હશે તે થશે કારણ કે જેવું થવાનું હોય તેવો જ ઉદ્યોગ સુઝી આવે છે. આવા પ્રકારના વિચારોથીજ વિચક્ષણ જ્ઞાનીઓ શોક કરતા નથી. ને તેઓ કદી પણ મરણના ભયથી સ્વધર્મનો ત્યાગ કરતા નથી, સમય આવે છે ત્યારે દૈવથી નિર્મિત થયેલાં સુખ, દુઃખ, આયુષ્ય, જીવન ને મરણ અહીં મનુષ્યોને સંપાદિત થાય છે. કાળ આવતાં બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર પણ મૃત્યુવશ થાય છે ને બીજા ઈન્દ્રાદિક દેવતાઓ પણ આયુષ્યના અંતમાં મરણવશ થાય છે. વાસ્તે આ પ્રકારે મારીપણ ગતિ સર્વથા કાળને આધીન રહી છે. આથી હું સ્વધર્મ પાળી નાશ કે જય હમણાંજ પ્રાપ્ત કરીશ. યુદ્ધનું આમંત્રણ છતાં એ અબળાને તજી હુ ભાગી જાઉ તો મારી સેકડો વર્ષ પર્યન્ત જીંદગી ધુળ થાય. થાવાનું હોય તે ભલે થાઓ પરન્તુ મારે તો આજ યુદ્ધજ કરવું છે. જય થશે તો જયને તે મૃત્યુ થશે તો મૃત્યુને કબુલ કરી લઈશ. આટલી વાત તો દૈવને માનનારાઓના પક્ષને અનુસરીને મે કરી છે પરન્તુ ઉદ્યોગને માનનારાઓના મતમાં તો દૈવને મિથ્યા માત્રજ માન્યું છે. શાસ્ત્રવેત્તાઓ પણ ઉદ્યમવાદી વિદ્વાનોનાં વચનો ને યુક્તિવાળાં છે એમ માને છે. ઉદ્યમ કર્યા વિના મનોરથો સિદ્ધ થતા નથીજ. થાવાનું હોય તે થાય એવું માનવું તો બીકણ મનુષ્યોનુંજ છે. મુર્ખ લોકોજ અદૃષ્ટને બળવાળું માને છે પણ પંડિતો માનતા નથી. અદૃષ્ટ તો દેખાવાનોજ સંભવ નથી જેથી તેની અસ્તિતામાં પ્રત્યક્ષ પ્રમાણની ઉપપત્તિ નથી. કોઈ પણ સ્થળે અદૃષ્ટ પણ દેખાતું હોવું જોઇએ એમ અનુમાન કરવું એ તો એક જાતની મૂર્ખ લોકોને ધમકી છે ને એ તો કોઈ પણ આધાર વગર મનને દુઃખની વેળામા સ્થીર રાખવાનો ઉપાય માત્ર છે. લોટ દળનારી ગૃહિણી ઘંટી પાશે બેઠી રહે એમાં કાંઈ ઉદ્યમ વિના આટો બનતો નથી પણ ઉદ્યમથીજ સર્વથા કાર્યની સિદ્ધિ છે. જો કયારેક ન્યુનતા રહી ગઈ હોય તો ઉદ્યમ છતાં કાર્ય સિદ્ધિ નથી થતી, અદૃષ્ટના હોવામાં કોઇપણ પ્રમાણ નથી પણ ત્યાં વેદવાકયરૂપ પ્રમાણ છે એમ કહેવું એ તો વેદવચનોને પ્રમાણભૂત માનનારાઓનેજ ઈષ્ટ છે પરન્તુ આપણે નાસ્તિકોને તો એવો ઉત્તર અનુકુળ પડેજ નહી નાસ્તિક મતના આચાર્ય બૃહસ્પતિ એમ વદે છે કે દેશ, કાળ, પોતાનુ બળ, ને શત્રુનાં બલનો બરાબર વિચાર કર્યા પછી કાર્ય થાય તો તે સફલ થયા વિના ન રહે. વ્યાસમુનિ વદે છે—આ પ્રમાણે નિશ્ચય કરી મોટી સેનાવાલા રક્તબીજ નામના મોટા રાક્ષસને શુંભ રાજાએ યુદ્ધમાં વિદાય કર્યો ને તેને સમજાવ્યો કે " હે મહા બલવાલા ! હે રકતબીજ ! તું રણસ્થાનમાં જા ને જેવો તું બળવાળો છો તેવું જ તું યુદ્ધ ત્યાં કરજે. રકતબીજ કહે છે—હે મહારાજા ! તમારે કશી પણ ચીંતા ન કરવી. એ સ્રીને પ્રહારથી વશ કરી જીતી લઈ તમારા સ્વાધીન કરીશ. તમે મારી યુદ્ધ કુશળતા જોજો. દેવોને વહાલી એ અબળા મારી પાસે શું ગણતરીમાંછે ? એને બળથી હું જીતી લઇશ ને તમારી દાસી બનાવીશ. વ્યાસ કહે છે હે જનમેજય રાજા !

મહા દાનવ રકતબીજ એમ કહીને પોતાની સેના સાથે રથમાં બેસી ત્યાંથી સત્વર વિદાય થયો (રકતબીજ મહિષાસુરનો પિતા હતો એ વાત પ્રથમ આવી ગઈ છે.) હાથી, અશ્વો, રથો ને પાયદળોના સમુદાયવાળો રથમાં બેઠેલો રકતબીજ દાનવ [1]પર્વતપર બિરાજતાં દેવીનાં સમીપમાં ગયો. એને આવેલો દેખીને એ દેવીએ શખનાદ કર્યો કે જે નાદથી સઘળા દેવતાઓ આનંદ પામ્યા ને દાનવગણ ભયાતુર થઈ ગયો. શખની ઉગ્ર ગર્જના થઈ સાંભળી રકતબીજ વેગથી દેવીના પાસે ગયો ને આ પ્રકારે કોમલ વાણી બોલ્યો. રકતબીજ કહે છે—હે સુંદરી ! હે પાતલી કાયાવાલી ! શું તુ મને બીકણ સમજી શખનાદ કરી બીવરાવે છે ? શુ તુ મને ધુમ્રલોચન જેવો સમજે છે ? મારૂ રકતબીજ નામ છે ને તને હું મારવા સારૂજ અહીં આવ્યો છું. હે કોયલ સરીખા સ્વરવાળી ! તારે લડવાની ઇચ્છા હોય તો સાવધ થા કારણ કે મને તારો લેશ માત્ર પણ ભય નથી. હેનારી ! મારાં બલને આજ તુ જોઇ લેજે. જે જે દાનવો તેં જોયા છે તે તે બધા બીકણ હતા પરન્તુ હુ તેવો માટે જેમ તારી રૂચિ થાય તેમ તુ યુદ્ધ કર. હુ એ દાનવોની હારનો નથી. જો પૂર્વે તેં વૃદ્ધોની સેવા કરી હોય, નીતિ શાસ્ત્રોનું અધ્યયન કર્યુ હોય, અર્થશાસ્ત્રોનો અભ્યાસ કર્યો હોય, વિદ્વાનોની વાર્તા સાંભળી હોય, અથવા જો તને સાહિત્યોનુ જ્ઞાન હોય તો પ્રથમ હિતવાળુ સાચુ ને પ્રમાણવાળું મારૂ વચન સાંભળીને પછી યુદ્ધ કર. વિદ્વાનોની સભાઓમાં નવરસો છે તેમાં શૃંગારરસને શાન્તરસ ઉત્તમોત્તમ મનાયા છે ને તેમાં પણ સર્વ રસોનો રાજા શૃંગાર રસ મુખ્ય છે. વિષ્ણુ લક્ષ્મીનાસાથેશયનકરે છે નેતથા પ્રકારે સ્થાવર જગમ પશુ પક્ષીઓમાં પણ વૃક્ષો લતાઓને સગે, હરણ હરણીના અગે, ને પારેવો પારેવીના સાથે મળીનેજ રહે છે. આ પ્રકારે સઘળાં પ્રાણીઓ શૃગાર રસમાં ઘણાંજ લીન થયાં છે. જેઓને ભોગના વૈભવો નથી મળેલા હોતા ને જેઓ કાયર હોય છે તેઓજ શાન્ત રસમાં લીન થઈ રહે છે. જેઓ સન્યાસી થયા છે તેઓ તો મૂઢ છે ને દૈવથી છેતરાયાજ છે એમ જાણવુ. સસારના રસને નહીં સમજનારા મીઠું મીઠુ બોલવામાં પહોંચેલા ઠગારા ઉપદેશકોથી જે લોકો છેતરાઈ જાય છે તે લોકોજ શાન્તરસમાં આસકત થાય છે. કામ, ક્રોધ, લોભી, ને મતિનો વિઘાતક પ્રબળ મોહ જીવતો છે ત્યાં સુધી જ્ઞાનને વૈરાગ્યની ઉત્પત્તિજ સભવતી નથી. આટલાં કારણથી હે કલ્યાણી ? શુંભ કે નિશુભ કે જેઓએ દેવોપર વિજય કર્યો છે તથા મનોહર મહાબળવાળા છે તેઓમાંથી ગમે તે એકને તારો સ્વામી બનાવ. વ્યાસમુનિ કહે છે—પાસે ઉભોરકતબીજ આટલુ બોલી ચુપ રહ્યો ને એ વચનો સાંભળીને ચામુડા, કૌશિકી, તથા અબિકા દેવી હાસ્ય કરી રહ્યાં. ૧–૬૬

**इत्युक्त्वा रक्तबीजोऽसौ विरराम पुरःस्थितः ।**
**श्रुत्वाजहासचामुंडाकालिकाचांबिकातथा।६६।**

ઈતી શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે
અધ્યાય ૨૭ મો સંપૂર્ણ.

---

[1] શુભના ઉપવનમા દેવી ઉભેલા હતા એમ આગળ કહ્યુ છે તોપણ ચડમુડનો વધ કર્યા પછી સઘળા દાનવોને હણવામાં વિશાળ સ્થળની અપેક્ષા હોવાથી એ સમયે દેવી હિમાલયમાં જઇ ઉભા હશે એમ જાણવું અથવા તો શુભ રાજાનું ઉપવન પર્વતપર હશે એમ અનુમાનથી સમજી લેવું.

# અધ્યાય ૨૮ મો.*

## રક્તબીજ અને દેવીનો વિગ્રહ.

व्यास उवाचः—

कृत्वाहास्यंततोदेवीनमुवाचविशांपते ॥
मेघगंभीरयावाचायुक्तियुक्तमिदंवचः ॥१॥

વ્યાસ કહે છે—હાસ્ય કરીને દેવીએ રક્તબીજના પ્રતિ મેધસમાન વાણીથી યુક્તિવાળુ આ વચન કહ્યુ. દેવી બોલ્યાં—હે મંદબુદ્ધિ ? પ્રથમથીજ મેં શુંભના મોકલેલા દુતના દ્વારાએ સત્ય ને હિતકારી વચન કહેવરાવ્યું છે વાસ્તે ફરીવાર કહેવાનું કાંઇ પ્રયોજન નથી. તું વૃથા શું બકે છે? મારા સરખાં રૂપ બળ ને વૈભવવાળો ત્રિલોકીમાં કોઈ હોય તો તેનેજ મારે તો પતિ કરવાની પ્રતિજ્ઞા છે. તું જા ને શુંભ તથા નિશુંભને કહે કે "મારી સાથે યુદ્ધ કરી મને હરાવીને મારા સાથે વિવાહ કરો." તું તેઓની આજ્ઞાથી આવ્યો છે તો સંગ્રામ કર કાં પાતાળમાં ચાલ્યો જા. વ્યાસ મુનિ કહે છે—દેવીનાં આવાં વચનો સાંભળી ક્રોધાતુર રક્તબીજે સત્વર સિંહપર ઉગ્ર બાણ નાંખ્યું. આકાશમાંથી આવતાં સર્પાકાર બાણોને દેખીને અંબિકાએ પોતાની હાથની ચાલાકીથી સત્વર તે બાણોને ક્ષણ માત્રમાં પોતાનાં બાણોથી કાપી નાંખ્યાં. પછી અંબિકાએ ધનુષ્યમાંથી મુકેલાં તથા કાન સુધી તાણેલાં બીજાં કેટલાંક સજેલાં શસ્ત્રો રક્તબીજનાપર માર્યાં. દેવીના બાણોથી પાપી રક્તબીજને લોહી નહી નીકળ્યુ પરન્તુ સત્વર મૂર્ચ્છાવશ થઈ તે રથમાં પડી ગયો. રક્તબીજ પડી જતાં સર્વત્ર દાનવોમાં હાહાકાર ફેલાયો ને "હાય મરાયા" એમ વારંવાર દાનવો ધાંટા કહાડવા લાગ્યા. અત્યન્ત ભયંકર ચીસો સાંભળી શુંભે સઘળી સેનાઓને ઉદ્યોગ કરવાની આજ્ઞા આપી કહ્યું કે "અત્યન્ત બળવાળા ને કાંબોજ જાતિના જે દાનવો હોય તે ખાસ કરીને યુદ્ધવાસ્તે નીકળી પડો." આવી શુંભની આજ્ઞા થતાંજ ચારે અંગવાળું દાનવ સૈન્ય દેવીની સાથે લડવા સારૂ નીકળી પડ્યું. દાનવ સૈન્યોને આવેલાં જાણી અંબિકાએ ધનુષની દોરીનો તથા શંખનો નાદ કર્યો ને ચંડિકાએ ઘંટાનો મહા ભયંકર નાદ કર્યો. મુખનો વિકાસ કરીને મહાકાળીએ પણ મહા નાદ કર્યો. દેવીના સિંહે પણ ઉપરના નાદો સાંભળી દાનવોને ત્રાસ આપનારી મહા અદ્ભૂત ગર્જના કરી. આ નાદો સાંભળી ક્રોધે ભરાયલા દાનવો દેવીપર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. તે યુદ્ધ દારૂણ તથા રોમાંચ ખડાં થઈ જાય તેવુ હતું તેને દેખી બ્રહ્માદિક દેવતાઓની શક્તિઓ ચંડિકાના પાસે આવી ગઇ, જે દેવનાં જેવાં રૂપ, જેવા અલંકાર, જેવાં વાહન હતા, તેવાં રૂપ અલંકાર વાહનોવાળી તે તે શક્તિઓ રણભૂમિમાં ખડી થઈ ગઈ. કરમાળા સાથે હંસપર સ્વારી કરી કમંડલુ સહિત બ્રહ્માની શક્તિ બ્રહ્માણી આવ્યાં, ગરૂડની સ્વારીવાળી, પીળાં વસ્રોવાળી શોભતી વૈષ્ણવી શક્તિ શંખ—ચક્ર—ગદા—પદ્મ સહિત યુદ્ધ ક્ષેત્રમાં આવ્યાં, અર્ધચંદ્રને ધારણ કરનારી, સર્પ સરખાં કંકણોવાળી મંગળરૂપ શાંકરી શક્તિ પોઠીયાપર ચડી કરમાં ત્રિશુળ ધારી ત્યાં આવ્યાં, કાર્તિકેય સમાન રૂપવાળી, સુંદર મુખવાળી, કૌમારી શક્તિ મયુર ઉપર સ્વારી કરી કરમાં સાંગ ધરીને યુદ્ધ કરવા સારૂ આવી, સુંદર વદનવાળી, ને ઘણા અલંકારોવાળી ઈન્દ્રાણી શક્તિ શ્વેત

*આ અધ્યાયમાં રક્તબીજ ને દેવીનાં યુદ્ધની કથાનો ભાગ આવશે.

હાથીપર ચડી કરમાં વજ્ર ધારી સંગ્રામ કરવા સારૂ આવી, નૃસિંહ સમાન શરીરવાળી નારસિંહી શક્તિ ને મહા પ્રેતપર સ્વારીવાળી તથા સૂવરના સરખા આકારવાળી વારાહી શક્તિ પણ ત્યાં આવી. યમ સમાન સ્વરૂપવાળી સુંદર હાસ્યવાળી યામ્યાશક્તિ ગણ પાડાપર સ્વારી કરી કરમાં કાળદંડ ધરી યુદ્ધ સારૂ આવી. આ પ્રકારે મદોન્મત્ત વારૂણી તથા કૌબેરી શકિત પણ ત્યાં આવ્યાં. પોતપોતાની સેનાઓ સહીત તેને દેવનાં સરખાં સ્વરૂપો વાળી સઘળી શક્તિઓને આવતી દેખીને દેવી બહુ રાજી થયાં ને નિર્ભય થયેલા દેવતાઓ પ્રસન્ન થયા તથા દાનવો બહુજ ત્રાસ પામ્યા. લોકકલ્યાણ કરનારા સદાશિવે એ શક્તિઓના સાથે સંગ્રામમાં આવીને કૌશિકીને કહ્યુ કે " આપ દેવકાર્યની સિદ્ધિ અર્થે સત્વર અસુરોને મારો. નિશુંભને, શુંભને ઉભેલા બીજા દાનવોને, તથા દાનવોની સઘળી સેનાઓને મારી જગતને અભય કરી શક્તિઓ પોતપોતાનાં સ્થાનકમાં જાય, યજ્ઞભાગે દેવોને મળે, બ્રાહ્મણો યજ્ઞો કરે સઘળા સ્થાવરજંગમ ભૂતો સંતોષ પામે, ઉત્પાતો તથા અતિવૃષ્ટિ આદિ ઇતિઓ શાન્ત થાય, સમયસર વર્ષાવૃષ્ટિ થાય ને ખેતીમાં ઘણો પાક થાય એવી યોજના કરો. વ્યાસ મુનિ વદે છે—લોક કલ્યાણ કરનારા મહાદેવ શંકર એમ બોલ્યા એટલીવારમાં તો કૌશિકીની કાયામાંથી એક અદ્દભૂત ભયંકર શક્તિ પોતાની સાથેનાદ કરતી બીજી હજારો શક્તિઓવાળી પ્રસિદ્ધ રીતે નીકળી પડી. અતીવ પ્રચંડ તથા ઘોરરૂપિણી એ શક્તિએ હાસ્ય કરી સદાશિવના પ્રતિ કહ્યું. શક્તિ વદે છે—હે દેવદેવ ! હે કામારિ તમે દુત થઇ દાનવરાજા પાસે જાઓ. કામ વ્યાકુળ શુંભ નિશુંભને મારૂં આ વચન કહો કે " તમે સ્વર્ગ તજી સત્વર પાતાળમાં નાશી જાઓ જેથી ઈન્દ્રને ફરી સ્વર્ગ મળતાં પોતાનું સિંહાસન પ્રાપ્ત થાય ને દેવોને સ્વર્ગમાં સુખ તથા યજ્ઞભાગો મળે. હે દાનવો ! જો તમે જીવનની ઈચ્છા કરતા હો તો અસુરોના નિવાસરૂપ પાતાળમાં ચાલ્યા જાઓ ને જો મરવા સારૂં યુદ્ધને ઇચ્છતા હો તો બળ કરીને બધા આવોએટલે આ ફ્યાવલડીઓ તમારા માંસથી ધરાય. વ્યાસ મુનિ કહે છે—શક્તિની વાણી સાંભળી સદાશિવ ત્યાં ગયાને સભામાં બેઠેલા દાનવરાજને કહેવા લાગ્યા. સદાશિવ કહે છે—હે રાજા ? ત્રિપુરાસુરનો નાશ કરનારી હું શિવ છું તે અમ્બાનો દુત થઈને તમારૂં સઘળું ભલું કરવા માટે અહીં આવ્યો છુ. તમારાં કલ્યાણ કાજે એ દેવીએ કહેવરાવ્યું છે કે " પ્રલ્હાદ ને બળિરાજાનાં નિવાસ સ્થાનરૂપ પાતાળમાં તમે બધા જાઓ ને પૃથ્વી તથા સ્વર્ગને છોડી ઘો. જો મરવાની ઇચ્છા હોય તો બધા આવો એટલે હું મારી નાંખું " વ્યાસ મુનિ બોલ્યા—દેવીનુ અમૃતમય હિતકારી વચન દાનવોને સંભળાવી કરી સદાશિવ પાછા ફર્યા. મહાદેવને દુત કરી શુંભ પાસે મોકલનારી જે શક્તિ હતી તે સૌ લોકોમાં " શિવદૂતી " નામથી સુવિખ્યાત થઇ. શંકરના મુખથી દેવીની દુષ્કર વાર્તા સાંભળી સઘળા દાનવો તૈયાર થઈ કરમાં શસ્ત્રો ધરી સંગ્રામ કરવા સારૂ ત્યાંથી નીકળી પડયા. એ અસુરો રણમાં આવ્યા ને ચંડિકાપર કર્ણ પર્યન્ત તાણેલાં તથા શિલાથી સજેલાં શસ્ત્રોની વૃષ્ટિ કરી રહ્યા. આ કાળે કાળીએ ફરીફરીને ત્રિશુલ, ગદા ને સાંગોથી અસુરોનો ઘાણવાળવા માંડયો. કાળી એ અસુરોને મારી મારી ખાવા માંડી. બ્રહ્માણીએ પણ કમંડળ-

માંથી જળને છાંટી છાંટી યુદ્ધમાં એ દાનવોને પ્રાણ વગરના કરવા માંડયા. પોઠીયાપર બિરાજતી સદાશિવની શાંકરી શકિતએ મહાવેગવાળાં ત્રિશુલથી યુદ્ધમાં દાનવોને મારી મારીને પૃથ્વીપર પટકાવવા માંડયા. વળી વૈષ્ણવી શક્તિએ ચક્રને ગદારી મારી મારીને દાનવોને પ્રાણોરહિત તથા મસ્તકરહિત કરવા માંડયા. ઇન્દ્રાણી શક્તિએ ઐરાવતની સુંઢથી વ્યથા પામેલા મોટા મોટા દાનવોને વજથી મારી મારીને પૃથ્વીપર પટકાવ્યા. નારસિંહી શકિત પણ પોતાના તીક્ષ્ણ નખોથી દાનવોને ચીરી ચીરી ભક્ષણ કરવા લાગ્યા. ને આમ તેમ યુદ્ધમાં રમવા લાગ્યાં. તથા ગર્જના કરવા લાગ્યાં. વારાહી શકિતએ પણ ક્રોધથી મુખ મારી મારીને તથા દાઢની અણીઓ ભરાવી ભરાવીને સેકડો દાનવોને હણી નાંખ્યા. પોતાના મહા અટ્ટાટ્ટહાસથી શિવદૂતીએ દાનવોને ભૂમિપર પછાડયા ને ચામુંડા તથા કાળીએ તેઓને ખાવા માંડયા. મયુરવાહિની કૌમારી શકિત દેવતાઓનં કલ્યાણ વાસ્તે યુદ્ધમાં કર્ણ પર્યન્ત ખેંચેલાં તથા શિલાથી સજેલાં શસ્રોની શત્રુઓપર વૃષ્ટિ કરી રહ્યાં. વારૂણિ શકિતએ દાનવોને રણમાં પાશથી મૂર્ચ્છિત કરી તથા પ્રાણરહિત કરી પૃથ્વીપર પાડવા માંડયા. આવા પ્રકારે યુદ્ધમાં શક્તિઓએ મર્દન કરવુ શરૂ કરતાં તે મહાપરાક્રમવાળું ને ઘણા બળવાળું દાનવ સૈન્ય નાસવા લાગ્યું. દાનવ સેનારૂપ સમુદ્રમાં મોટો ખળભળાટ થયો ને દેવતાઓ ત્યારે શકિતઓપર પુષ્પવૃષ્ટિ કરી રહ્યા. ભયંકર બુબાટ ને દેવતાઓનો જયોચ્ચાર સાંભળી રકતબીજને મહાકોપ થયો. દેવતાઓની ગર્જના સાંભળી મહાબળવાળો રકતબીજ યુદ્ધભૂમિમાં આવ્યો તે રકતબીજ અત્યન્ત તેજસ્વી, રથમાં બેઠેલો ધનુષ્યની દોરીનો ટંકાર કરતો, તથા ક્રોધથી લાલચોળ નયનોવાળો હતો. તે દૈત્ય તૈયાર થઈને દેવીના સામે ખડો થયો. १-६३

**सायुधो रथसंविष्टः कुर्वन ज्याशब्दमद्भुतम् ॥**
**आजगाम तदा देवीं क्रोधरक्तेक्षणोग्रतः ॥ १ ॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૨૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૯ મો *

### રકતબીજનો વધ.

**व्यास उवाच-**
**वरदानमिदं तस्य दानवस्य शिवार्पितम् ॥**
**अत्यद्भुततरं राजन् शृणु तत्मब्रवीम्यहम् ॥१॥**

વ્યાસ મુનિ કહે છે—સદાશિવે રક્તબીજને આશ્ચર્યકારક વરદાન દીધુ હતું તે હે રાજા! તું સાંભળ. રક્તબીજની કાયામાંથી લોહીનાં ટીપાં ભૂમિપર પડે કે તરતજ તેના જેવા રૂપ બળવાળા બીજા અગણીત રક્તબીજો ઉત્પન્ન થતા હતા. " તારૂ લોહી ધરતીપર પડે ત્યારે તેમાંથી મહા બળવાળા અસખ્યાત અસુરો પ્રકટ થશે " એવુ પરમ અદ્ભુત વરદાન સદાશિવે તેને આપ્યુ હતું. એ વરદાનના ગર્વવાળો કોપાતુર રક્તબીજ રણમાં કાળિકા તથા દેવીને મારવા સારૂં ઉતરી પડયો. તેણે ગરૂડપર બેઠેલાં ને કમળ સમાન નયનોવાળાં વૈષ્ણવી દેવીને દેખી તેના પર સાંગનો પ્રહાર કર્યો. મહા બળવાળા વૈષ્ણવી શક્તિએ પોતાની ગદાથી રક્તબીજની સાંગ કાપી નાંખી ને તેનાપર ચક્ર માર્યું. જેમ વજાથી ફાટેલા પહાડમાંથી ગેરૂવાળાં ઝરણો ફુટે તેમ તેની કાયામાંથી રૂધિર નીક-

* આ અધ્યાયમા રક્તબીજનો વધને શુંભના યુદ્ધ ઉદ્યોગની કથા કહેવાશે.

ળવા લાગ્યું. ધરતીપર જ્યાં જ્યાં એ લોહીનાં ટીપાં પડયાં ત્યાં ત્યાં તેના સરખા રૂપ બળવાળા અનેક દાનવો પ્રકટ થયા. ક્રોધથી ભરાયાં ઈન્દ્રાણી શક્તિએ પણ એ રક્તબીજને ચક્ર માર્યું તો તે પ્રહારથી પણ તેની કાયામાંથી લોહી નીકળ્યું. એ લોહીમાંથી પણ રક્તબીજ સમાન બળરૂપવાળા, શસ્ત્રોવાળા, યુદ્ધમાં મદોન્મત્ત બીજા અનેક રક્તબીજો પ્રકટ થયા. બહુ કોપ પામેલાં બ્રહ્માણીએ રક્તબીજને બ્રહ્મદંડ માર્યો, માહેશ્વરીએ ત્રિશૂલ માર્યું, નારસિંહીએ નખો માર્યા, વારાહીએ મુખ માર્યું, તથા કૌમારીએ એ દાનવાધમની છાતીમાં સાંગ મારી. ક્રોધે ભરાએલો રક્તબીજ પણ સજેલાં શાસ્ત્રોની વૃષ્ટિઓથી, ગદાઓથી, ને સાંગોથી એ શક્તિઓનાપર જુદા જુદા ધા કરવા મંડી પડયો. તેનાથી કોપ પામેલી એ શક્તિઓ પણ નાના પ્રકારનાં બાણોથી રક્તબીજને વીંધવા લાગી. રક્તબીજની કાયામાંથી પ્રવાહાકારો ઝરતાં રૂધિરમાંથી તેના સરખી કાયાવાળા સેંકડો રક્તબીજો ઉત્પન્ન થયા. એ રક્તબીજો સજ્જ થયેલા હતા, અનેક આયુધોવાળા હતા, ને લોહીના સમુદાયમાંથી પ્રકટ થયેલા એ રક્તબીજોથી આખી પૃથ્વી ઢકાઈ ગઈ. એ રક્તબીજો ને યુદ્ધ કરતા દેખીને દેવતાઓ ભયભીત થઇ અકળાયા, મુંઝાયા, શોક પામ્યા ને ત્રાસ પામ્યા કે "આ મોટી કાયાવાળા મહાબળવાળા હજારો દાનવોનો કેમ નાશ થશે? અહી યુદ્ધ કરનારાં તો ફક્ત ચંડિકા, કાળી, ને માતૃગણજ છે. એઓ આ સઘળા દાનવોપર કેમ જય પામી શકશે? ખરેખર આ બનાવ દુ:ખમય થયો છે. ઓછામાં પુરૂં એ શુભ નિશુંભ હમણાં સેનાસહિત સત્વર અહીં આવશે તો તેથી મોટો અનર્થ થશે."

આ પ્રકારે ઉદ્વેગથી દેવતાઓ જ્યારે ચિંતા કરતા હતા ત્યારે અંબિકા દેવી કે જેનાં કમળસરખાં નેત્રો હતાં તેણે કાળીદેવીને કહ્યું કે "હે ચામુંડા! તમે હવે તમારૂં મુખ અત્યન્ત વિસ્તારવાળું કરો ને મારાં શસ્ત્રોના ધાથી આ દાનવને જેટલું રૂધિર નીકળી પડે તેટલું પી જાઓ. તીક્ષ્ણ બાણ ગદા તરવાર ને મુસલોથી દાનવોને હું મારી નાખીશ. મારા મારેલા દાનવોનું ભોજન કરી તમે યથેચ્છા વિહાર કરો. હે વિશાળ નેત્રવાળાં કાળી આ દાનવનું લોહી તમે એવી રીતે પી જજો કે તેનું બુન્દ માત્ર પણ ધરતીપર ઢળે નહી. તમે ખાવા માંડશો એટલે અન્ય અસુરો ઉત્પન્ન નહીં થાય. આ પ્રકારે દાનવોનો ક્ષય થશે. આ શિવાય અન્ય ઉપાય નથી. હું દાનવોને મારીશ ને તમે શત્રુઓનો ક્ષય કરવામાં ખટકો રાખી તુરત તુરત સઘળુ શોણિત પાન કરી જજો ને દાનવોનું ભોજન કરી જજો. આમ યોજનાથી દાનવોનો નાશ કરી ઈન્દ્રને સ્વર્ગ સુપ્રત કરી આપણે આપણી મરજી મુજબ આપણાં સ્થાનકે જશું." અંબિકાએ કહ્યું તે પ્રમાણે ઘોર પરાક્રમવાળાં ચામુંડા દેવી રક્તબીજનાં શરીરમાંથી ઝરતું સઘળું લોહી પીવા લાગી પડયાં. ખડગ તથા મુસળથી રક્તબીજની કાયાને અંબિકા કાપવા લાગ્યાં. ક્રોધાતુર રક્તબીજ ગદાના ધાઓ કરી ચામુંડાને મારવા માંડયો છતાં પણ એ દેવી તેનું લોહી સત્વર પીજ જતાં હતાં ને તેની કાયાના ટુકડાઓ ખાઇ જતાં હતાં. રક્તબીજની કાયામાંથી બીજા જે અનેક રક્તબીજો ઉત્પન્ન થયા હતા તે સઘળાને પણ ચામુંડાએ પાડી દીધાને રૂધિર વગરના કરીને તેઓને પણ ચામુંડા પી ગયાં. એ સઘળા રક્તબીજો ચામુંડાથી ખવાઈ ગયાને જે ખરો

રક્તબીજ હતો તેને પણ ખડગથી કાપી નાંખીને હેઠો પાડી દીધો મહા ભયવાળો રક્તબીજ મરણ પામ્યો એથી બીજા અનેક દાનવો કે જે યુદ્ધમાં ઉભેલા હતા. તેઓ સઘળા ત્રાસથી થરથરી ગયા, ને નાશી ગયા. હાયવોય કરતા કરતા એ દૈત્યો કે જેઓ અત્યન્ત વિગ્હવળ હતા. લોહીથી રંગાયેલા હતા, શસ્ત્રોવગરના ને ભાનરહિત હતા તેઓએ શુભ પાસે જઈ કહ્યુ કે " હે રાજા ? અંબિકાએ રકતબીજને માર્યો. ચામુંડા તેનું સઘળું લોહી પી ગઇ. બીજા જે જે દાનવો હતા તેઓને પણ મહા વેગવાળી દેવીના સિંહે ફાડી ખાધા. તથા દાનવોને કાળી ખાઈ ગઈ. હે રાજા યુદ્ધનાં વૃત્તાન્તની ને દેવીનાં પરમ અદ્દભુત ચરિત્રની કથા કહેવા અમે સૌ તારી પાસે આવેલા છીએ. દૈત્ય, દાનવ, ગંધર્વ, દેવ, યક્ષ, નાગ, સર્પ, કે રાક્ષસોથી એ દેવી સર્વથા જીતી શકાય તેવી નથી. વાહનો તથા આયુધોવાળી બીજી પણ ઈન્દ્રાણી આદિ અનેક દેવીઓ ત્યાં આવી છે ને યુદ્ધ કરે છે. એ શકિતઓએ મોટાં મોટાં યુદ્ધ કર્યા ને રક્તબીજને પાડી દીધો ને સઘળાં દાનવ સૈન્યને હણી નાંખ્યું. એ દેવી એકલી હોય તોપણ તેને જીતી શકાય તેમ ન હતું ત્યાં વળી તેની સહાયતામાં તેના સરખી બીજી દેવીઓ આવી છે તો શી રીતે પહોંચી શકાય ? મહાકાન્તિવાળો સિંહ પણ સંગ્રામમાં દાનવોને મારી નાંખે છે. હવે મંત્રીઓ સાથે સલાહ કરી તમને જે ઠીક જણાય તે કરો. એની સાથે વૈર કરવું દુઃખરૂપ છે ને સંધિ કરવી સુખરૂપ જણાય છે. સ્રીઓ દાનવોને હણે છે. રકતબીજ પણ હણાયો ને તેનું લોહી પણ પીવાઈ ગયું તેથી આ સઘળી કૌતુહલવાળી લીલા છે. હે રાજા! બીજા પણ તમામ દાનવોને અંબિકાએ યુદ્ધમાં મારી નાંખ્યા છે ને તેઓનુ નિઃશેષ માંસ ખાઈ ગઇ છે. પાતાળગમન અથવા તો અંબિકાની સેવા એ સારાં છે પણ વૈર કરી યુદ્ધ કરવું સારૂ નથી. હે રાજા ! આ કોઈ સાધારણ સ્રી નથી પણ દેવકાર્યને સંપાદન કરવા સારૂ આ તો મહા પ્રબળ માયા દેવી આપણો ક્ષય કરવાને ચડી આવી છે. " દાનવોની આવી વાણી સાંભળી કાળથી મોહિત થયેલો ને જેનો ઓષ્ટ ફરકતો હતો એવો શુભ દાનવ પોતાનો મૃત્યુયોગ છેક પાસે આવેલો હોવાથી નીચે પ્રમાણે પ્રત્યુત્તર કહી રહ્યો. શુભ દૈત્ય કહે છે—તમે ભય પામ્યા છો વાસ્તે ભલે તમે પાતળમાં જાઓ અથવા અંબિકાના શરણમાં જાઓ પણ મારે તો આજજ તૈયાર થઇને અંબિકા તથા બીજી સઘળી શક્તિઓને માર્યા પછીજ છોડવી છે. સઘળા દેવતાઓ પર જય કરનારો હું મોટાં રાજ્યનો અધિપતિ સ્રીના ભયથી ઉદ્વેગ પામીને પાતાળમાં કેમ પ્રવેશ કરૂં ? શું રકતબીજ વિગેરે સઘળા મોટા મોટા દાનવવીરોને રણમાં મરાવીને મારા રક્ષણ સારૂ હુ પાતાળનો આશ્રય લઈ મારી અપકીર્તિ કરૂ ? કાળયોગે કલ્પેલુ મૃત્યુ પ્રાણીઓને મટતુંજ નથી ને જન્મની સાથેજ મરણના ભયને તો વેર્યોજ છે વાસ્તે એવા ભયથી કોણ પુરૂષ યશનો ત્યાગ કરે ? યશ તો દુર્લભ છે. હે નિશુભ ! હું રથમાં બેસી રણમાં જઈશ ને એ દેવીને મારી પાછો સત્વર ફરીશ. તેને માર્યા વિના હું ઘેર નહીજ આવું, તુ સેનાસહિત મને સહાય કર ને સત્વર તીક્ષ્ણ બાણોથી વીધીને તે સ્રીને યમલોકમાં પહોંચાડી દે. નિશુભ કહે છે—હુ જઇ આજેજ એ પાપી કાળીને મારી નાંખીશ ને એ અંબિકાને પકડી તુરત પાછો ફરીશ વાસ્તે હે રાજા ! તમે જરાપણ ચિન્તા કરો માં.

એ ગરીબડીનું યુદ્ધમાં શું ગજું છે ? વિશ્વને વશમાં કરનારૂં મારૂ બાહુબળ કયાં ? ને એ અબળા કયાં ? હે ભ્રાતા ! તમે મહા ચિંતા તજી દ્યો ને સર્વોત્તમ વૈભવો ભોગવો એ અભિમાનવાળી સ્ત્રીને તમારા પાસે હું લાવીશ. હું છતાં યુદ્ધમાં જશો એ ઠીક નથી. હું જઈશ ને તમારા વાસ્તે જયલક્ષ્મીને લાવીશ. વ્યાસ કહેછે—જયેષ્ઠ બંધુને આમ વદી બળના ગર્વવાળો નાનો ભ્રાતા નિશુંભ સજ્જ થયો, મંગળ કરી મહારથમાં બેઠો, તથા પોતાની સેનાઓ, શસ્ત્રો, તથા પરિકરો સહિત વેગથી યુદ્ધ સ્થાનમાં ઉતરી ગયો. આ સમયે સૂતજનોને બંદીજનોતેની સ્તુતિ કરવા લાગ્યા.

**जगाम तरसा तूर्णं संगरे कृतमंगलः ॥**
**संस्तुतो वंदि सूतैश्च सायुधः सपरिच्छदः ॥६०॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૨૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૦ મો,*
## નિશુંભનો વધ.

**व्यासउवाच-**
**निशुंभोनिश्चयंकृत्वामरणायजयायवा ।**
**सोद्यमःसबलःशूरोरणेदेवीमुपाययौ ॥**

વ્યાસજી કહે છે—બળવાન અને ઉદ્યોગી નિશુંભ દાનવ મરવું કાં જીતવું એવો નિશ્ચય કરી પોતાની સેના સહિત દેવીની પાસે ગયો. વીરરસનો જ્ઞાતા શુંભરાજા પણ સ્વસેનાસહિત તત્ર આવ્યો અને નિશુંભનાં યુદ્ધને જોવા સારૂ ઉભો રહ્યો. સંગ્રામ જોવા ઈચ્છનારા ઈન્દ્રાદિક દેવ ને યક્ષ લોકો શુંભના ભયથી આકાશમાં છવાઈને ઉભા રહ્યા. નિશુંભ યુદ્ધમાં ગયો ને તેણે શિંગડાનું ધનુષ્ય ઝાલી જગદમ્બાને બીવરાવવા બાણવૃષ્ટિ શરૂ કરી. સંગ્રામમાં ધનુષ્ય બાણોને વરસાવતા શુંભને દેખી અંબિકાએ ઉત્તમ ધનુષ્ય ધરી વારંવાર ઉચ્ચ સ્વરથી હસીને કહ્યું કે "હે કાળી ? હે દેવી ! આ બે દાનવોની તું ખલતા તો જો. મરવા માટે તેઓ હાલ મારી પાસે આવેલા છે. ભયંકરતા ભરેલો રક્તબીજનો વધ ને દાનવોનો સંહાર થયો છે એમ જાણવા છતાં પણ મારી માયાના મોહમાં ફસેલા આ બે દાનવ વીરો મારી પાસેથી જીવતા જવાની આશાવાળા દેખાય છે. માણસો મરી જાય, બળનો ક્ષય થાય, લગભગ હતપ્રાય થઈ જાય, સહાયતા વગરના થાય ને શુધ પણ ન રહે છતાં પણ બળવાન આશા એવી છે કે મનુષ્યોને છોડતીજ નથી. આશાના પાશમાં દાસ સરખા બંધાયેલા આ બે દાનવો લડવા સારૂ આવ્યા છે તેનું કારણ તેઓ બે દૈવથી મોહિત થયા છે તેથી મરણકાળ નજીક આવતાંજ અહીં આવ્યા છે વાસ્તે સૌ દેવતાઓ દેખશે એમ તે બેને હું આજ મારી નાખીશ. વ્યાસઋષિ વદે છે—આમ કાળીને કહી જગદંબાએ કર્ણપર્યન્ત ખેંચેલાં બાણોની વૃષ્ટિ કરી સત્વર સામા ઉભેલા નિશુંભને ઢાંકી દીધો. દેવીનાં બાણોને પોતાનાં તીક્ષ્ણ બાણોથી તે નિશુંભ પણ કાપવા લાગ્યો. અમ્બાને અને નિશુંભને આપસ આપસમાં મહા ભયંકર સંગ્રામ થયો. તળાવમાં પ્રવેશ કરતા ગજરાજની જેમ અંબિકાનો સિંહ પણ પોતાની કેશવાળી હલાવતો હલાવતો દાનવ સેનારૂપ મહાસાગરમાં કુદી પડયો ને જેમ મદથી માતેલા માતંગોને ફાડી ખાય તેમ પાસે ઉભેલા દાનવોને એ સિંહ પોતાના નખોથી ને દાંતોથી ચીરી ચીરીને ખાવા લા

* આ અધ્યાયમા નિશુંભ દાનવના વધની કથા કહેવાશે.

ગયો. સિંહનું આવું સૈન્યને મથન કરનારૂં પરાક્રમ જોઇ નિશુંભ ધનુષ્ય તાણીને સત્વર દેવીની પાછળ પડયો. લાલચોળ નયનોવાળા ક્રોધથી ભરાયેલા, પોતાના ડસેલા હોઠોવાળા, બીજા દાનવો પણ દેવીપર તૂટી પડયા. આ વેળાએ સેનાસહિત શુંભ પણ કોપ કરીને તે કાળીકાને મારી નાંખવા જે જગદમ્બાને ઝાલી લેવા તુરત ત્યાં આવી પહોંચ્યો. શુંભે ત્યાં આવીને યુદ્ધમાં સામાં ઉભેલાં તથા રૌદ્ર અને શૃંગાર રસવાળાં સુંદર જગદંબાને જોયાં. ત્રિલોકીમાં સુંદર સ્વરૂપવાળાં, રળીયામણાં, વિશાળ રાતાં નયનોવાળાં, ક્રોધવાળાં, એવાં અંબિકા દેવીને દેખી શુંભે વિવાહની તથા જયની આશા છોડી દીધી ને તુરતજ તે ધનુષ્ય ચડાવીને ઉભો રહ્યો. ને મરવાનો નિશ્ચય કરી રહ્યો. સધળા દાનવોના સાંભળવામાં આવે એમ જગદમ્બાએ રણભૂમિમાં શુંભના પ્રતિ આ પ્રકારની ઉક્તિ કરી. જગદંબા કહે છે—હે પામર દાનવો ! તમે જીવવાની આશા રાખી અહીંજ શસ્ત્રોને છોડી દઇને સત્વર પાતાળમાં અથવા સાગરમાં જાતા રહો અથવા તો યુદ્ધમાં મારાં બાણો વાગવાથી મરણ વશ થઇ સ્વર્ગનું સુખ સંપાદન કરી તાપરહિત થઈ સધળી ક્રીડાઓ કરો. એકજ કાળમાં બીકણતા ને શૂરતા નભી શકેજ નહીં. પ્રથમ પક્ષમાં તમને હું અભય દાન આપુ છુ વાસ્તે જ્યાં ઠીક પડે ત્યાં ચાલ્યા જાઓ. વ્યાસ કહે છે—દેવીની આવી વાણી સાંભળી મહોન્મત્ત નિશુંભે આઠ ચંદ્રકવાળી ઢાલ સહિત સજેલી તરવાર તાણી દેવીના સામો ધસારો કર્યો. પછી તેણે તરવાર ફેરવીને તેનો દેવીના ઉપર તથા દેવીના સિંહના મસ્તકપર ઘા કર્યો. પોતાની ગદાથી દેવીએ પોતાને તરવાર અડકવા ન દીધી ને નિશુંભના હાથના મૂળમાં એક ફરસી મારી. હાથમાં ફરશીની વેદનાને સહજ કરીને ફરીવાર નિશુંભે જગદમ્બાપર તરવારનો ઘા માર્યો. પછી દેવીએ નિશુંભને મારી નાખવાના ઇરાદાથી મહા ઘટાનાદ કર્યો કે જેથી લોકો ત્રાસ પામી ગયા. પછી દેવીએ ફરી ફરીને મદીરાનું પાન કર્યું. પરસ્પર જયની ઇચ્છાવાળા દેવ દાનવો વચ્ચે આ પ્રકારનું તુમુલ યુદ્ધ ચાલ્યું કે જેથી સર્વત્ર ત્રાસ વર્તી રહ્યો. હાથી ઘોડાઓની કાયાઓથી ઢંકાયેલી રણભૂમિ પોતાપર પડેલા દૈત્ય લોકોનાં લોહીથી ઝરનારાં શરીરોથી અત્યન્ત શોભી રહી. માંસ ભક્ષક ક્રૂર ગીધ કંકને કાગડા વિગેરે પક્ષીઓ, શ્વાનો શિયાળો બહુજ પ્રસન્ન થઈ આમ તેમ કૂદવા લાગ્યાં. દાનવોને પડેલા દેખી ગુસ્સાવાળો નિશુંભ સત્વર દારૂણ ગદા ઉપાડી ચંડિકાને મારવા દોડયો. મહોન્મત્ત નિશુંભે સિંહના મસ્તકમાં એ ગદાનો ઘા કર્યો ને ત્યાર પછી બહુજ કોપાયમાન થયેલી ચંડિકાએ પ્રહાર કરતા સમીપ વર્ત્તી નિશુંભને નીચે મુજબ વચન કહ્યાં. ચંડિકા દેવી કહે છે—આ તરવાર તારી કટિમાં મારૂં ત્યાંસુધી તુ ઉભો રહે. હે મંદ બુદ્ધિ ! પછી તો તારે યમલોકની મુસાફરી ફરવી પડશે. વ્યાસ મુનિ બોલ્યા—આમ બોધી વધ કરવામાં એક ચિત્તવાળાં ચંડિકાએ સત્વર તરવાર મારી નિશુંભનું મસ્તક કાપી નાખ્યું. દેવીએ મસ્તક કાપી લીધું તેથી હાથમાં ગદાવાળો મહા ભયંકર તેનો કબંધ આમતેમ રણમાં ઘુમી રહ્યો. ને દેવતાઓ ત્રાસ પામ્યા. તીક્ષ્ણ શસ્ત્રોથી તેના કરપાદને દેવીએ કાપી નાંખ્યા તેથી તે કબંધ પ્રાણ વગરનો થઈ ધરતીપર પહાડ સરખો ઢળી પડયો. મહા પરાક્રમવાળા નિશુંભને પડી ગયેલો જાણી દાનવ સેનામાં હાહાકાર થઈ

રહ્યો. લોહીથી ખરડાયેલા તમામ દાનવગણો કકળાટ કરતા કરતા શુંભની પાસે આવતા રહ્યા. શુત્ર ઘાતક શુંભે તે દાનવોને "નિશુંભ કયાં છે? તમે કેમ હારી ગયા? ને કેમ ભાગ્યા?" એમ પૂછ્યું. રાજાની વાણી સાંભળી દાનવો સઘળા પ્રણામ કરીને શુંભના પ્રતિ બોલી રહ્યા. દાનવો કહે છે —હે રાજા! તમારા ભ્રાતાને દેવીએ મારી નાંખ્યો. તે રણમાં લાંબો થઈ સૂતો છે. તેની સાથેના બીજા વીર દાનવોનો પણ દેવીએ નાશ કર્યો. આ સઘળા ખબર દેવા અમે તારી પાસે આવેલા છીએ. હમણાં એ ચંડિકાએ રણભૂમિમાં જઈ નિશુંભને પણ મારી નાંખ્યો વાસ્તે તમારે યુદ્ધ કરવાનો હાલ સમય નથી. તમે એમજ માની લ્યો કે દેવ કાર્યને કરવા વાસ્તે દાનવ લોકોનો નાશ કરવા સારૂ એ કોઈ ઉત્તમ સુંદરી આવેલી છે. કોઇ સાધારણ સુંદરી એ નથી પરન્તુ એતો અચિન્ત્ય શક્તિવાળી ચરિત્રમયી દેવલોકોથી પણ નહીં જાણી શકાય તેવી એ દેવી કોઇ મહાશક્તિ છે. નાના પ્રપ્રકારનાં રૂપોને ધરનારી, માયા પ્રપંચમાં નિપુણતાવાળી, વિચિત્ર અલંકારો તથા આયુધોવાળી, અપારનો પણ પાર પામવાવાળી, પૂર્ણ, ગહન ને સઘળાં લક્ષણોવાળી એ સુંદર દેવી કેમ જાણે બીજી કાળરાત્રી સરખી ગુઢ ચરિત્રોવાળી છે. અંતરિક્ષમાં ઉભા ઉભા દેવલોકો દેવકાર્યને કરનારી પરમ અદભુત દેવીની સ્તુતિ કરી નિર્ભય દેખાય છે. ભાગી જવુ ઉત્તમ જે કે જેથી દેહરક્ષણ બનશે. હે રાજા! દેહરક્ષણ થશે તો પાછો સમય આવતાં સંગ્રામ કરી તમે જય કરી શકશો એમાં સંશય નથી. કોઈ વાર બળવાનને કાળ નિર્બળ કરી દે છે ને કોઈ વેળાએ તેનેજ તે પાછો સબળ બનાવે છે ને જય મેળવવા યોગ્ય કરે છે. કાળ કયારેક દાતાને યાચક કરે છે ને કયારેક યાચકને દાતા બનાવે છે. વિષ્ણુ, બ્રહ્મા, રૂદ્ર, ઈન્દ્ર, આદિ સઘળા સુરલોકો પણ કાળવશ છે. સૌ વાતમાં સમર્થ કાળજ છે વાસ્તે તમે શુભ કાળની ઉપેક્ષા કરો. હાલ તમારી દશા અવળી છે. વર્તમાન કાળ દેવોને અનુકુળ છે ને દાનવોને પ્રતિકુળ છે. કાળ એક ગતિવાળો નથી પરન્તુ તેની અનેક ગતિઓ છે છે વાસ્તે કાળગતિને સમજવી જોઈએ. કયારે મનુષ્યો જન્મે છે ને કયારે લય પામે છે જેથી ઉત્પત્તિ તથા ક્ષયનો કાળ નોખો નોખો છે. હે મહારાજ! તમે જાણો છો કે જ્યારે તમારો અનુકુળ કાળ હતો ત્યારે તમે ઇન્દ્રાદિક સઘળા દેવતાઓને તમારા વશ કીધા હતા ને એના એજ કાળે હાલ વિપરીત ગતિ પકડી અબળાના હાથથી અનેક દાનવોનો નાશ કરવો આરંભ્યો છે. સઘળું સારૂં કે નરસું કામજ કરે છે વાસ્તે આમાં તો કાળી દેવી કે દેવતાઓ કારણભૂત નથી જણાતાં. હવે તમો જેમ ગમે તેમ કરો. હાલનો સમય તમને ને અમને અનુકુળ નથી. પૂર્વે તમારી આગળ ઇન્દ્ર, વિષ્ણુ, વરૂણ, યમ, ને કુબેર યુદ્ધમાં પરાજય પામી શસ્ત્રો છોડી ભાગી ગયા હતા ને હાલ તમારી દશા આવા પ્રકારની છે. હે રાજા! પૂર્વે જેમ એ દેવતાઓ ભાગી નાઠા હતા તેમ હમણાં તમે પણ કાળાધીન થઈ તુરત દાનવો સહિત ભાગી જાઓ ને પાતાળમાં ચાલો. જો જીવતા હશો તો કોઇવેળા સુખ પામશો. હે રાજા! તમારો વધ થશે તો શત્રુઓ રાજી થશે ને મંગળ ગાયન ગાતા ગાતા સઘળાં સ્થાનોમાં વિહાર કરશે.[૧-૬૪]

**मृते त्वयि महाराज शत्रवस्ते मुदान्विताः।**
**मंगलानि प्रगायंतो विचरिष्यन्ति सर्वत्रः॥१-६४॥**

ઇતિશ્રી મહાપુરાણ ત્રિષે ભાગવત વિષે પંચમ સ્કન્ધનો અધ્યાય ૩૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૧ મો*

### શુંભનો વધ.

**व्यास उवाच-**

**इति तेषां वचः श्रुत्वा शुंभो दैत्य पति स्तदा। उवाच सैनिकानाशु कोपाकुलित लोचनः॥१॥**

વ્યાસ કહે છે—દાનવોની આવી વાણી સાંભળી દૈત્યરાજ શુંભની ક્રોધથી લાલચોળ નેત્રો થઈ ગઇ ને તુરત દાનવવીરોના પ્રતિ વાણી કરી. શુભ કહે છે—અરે મૂર્ખ દાનવો ? તમે આ શું બકો છો ! પોતાનાંઓને હણાવીને શું હું જીવવાની આશા કરૂં. ? મંત્રીઓને તથા મારા ભાઇઓને મરાવવારૂપ દુષ્કૃત્ય મેં કર્યું ને હવે શું હું બેશરમ થઇ જીવતો ફરી શકું કે ? રૂપ વગરનો છતાં જે સકળનો નિયંતા કાળ છે તેજ શુભ નથી અશુભનો કરનારો છે ને મહા બળવાળો છો તથા તેનું કોઈથી નિવારણ થઈ શકે તેમ પણ નથી વાસ્તે વૃથા ચિંતા હું શું કામ રાખુ ! જે થવાનુ હોય તે ભલે થાઓ અને કાળને જે કરવા ધારણા હશે તે તો તે અવશ્ય કરશેજ કારણ કે સઘળું કાળને આધીન છે વાસ્તે મરવાથી કે જીવવાથી મને કશીપણ ચીંતા નથી. ગમે તેટલુ તેનુ આરાધન કરવામાં આવે છતાં એ કાળ દૈવે જે કરવા ધાર્યું હોય તેમાં ફેરફાર કરવાને કદી સમર્થ નથી. કોઈ વેળા એમ પણ થાય છે કે શ્રાવણ માસમાં વરસાદ નથી થતો ને માગશર, પોષ, માઘ કે ફાગણ માસમાં સમય વગર પણ બહુ વરસે છે એથી એમ સમજાય છે કે કાળ મુખ્ય નથી પણ દૈવજ મુખ્ય છે. નિમિત્ત માત્ર કાળ છે ને બળવત્તર તો દૈવજ છે. સઘળાં સુખ દુઃખ વિગેરે દૈવથી નિર્માયાં હોય છે તેમાં કશોપણ ફેરફાર થતોજ નથી. પ્રથમ પુરૂષાર્થને હું પ્રબળ માનતો હતો પણ હવે તો દૈવનેજ હું પ્રબળ માનું છું ને વ્યર્થ પુરૂષાર્થને હું હવે ધિક્કારૂં છુ. સઘળા દેવોપર વિજય કરનારા નિશુંભને અને મહાવીર રક્તબીજને એ દેવીએ મારી નાંખ્યા તો પછી હવે કીર્તિનો ત્યાગ કરી મારાથી જીવનની ઇચ્છા કેમ કરી રખાય ! જગત્‌ના કર્તા અને સ્વતંત્ર પ્રભુ બ્રહ્મા પણ બે પરાર્દ્ધરૂપી સમય સંપૂર્ણ થતાં મૃત્યુધર્મને પામે છે તથા ચાર હજાર યુગોનો બ્રહ્માનો એક એક દિવસ છે તેમાં સ્વર્ગમાંથી ચૌદ ઈન્દ્રો પડી જાય છે. બ્રહ્માથી બમણા સમય પછી વિષ્ણુ પડે છે ને એથી બમણે કાળે સદાશિવ પડે છે. હે મૂઢ જનો ? દૈવથી નિર્માણ થયેલું મૃત્યુ તો આમ જ્યારે નિશ્ચય છે ત્યારે ચિંતા શા વાસ્તે કરવી જોઇએ ? પૃથ્વી, પર્વત, સૂર્ય, ને ચંદ્રમાનો પણ એક દિવસ નાશ તો છે. જે જન્મે છે તે અવશ્ય મરે છે ને જે મરે છે તે અવશ્ય જન્મે છે. આવી રીતે આ શરીર તો નશ્વર છે. વાસ્તે યશનું રક્ષણ કરવું વધારે સારૂં છે કારણ કે યશ અવિચળ રહે છે. મારો રથ તુરત તૈયાર કરો કારણ કે રણભૂમિમાં મારે જવુ છે. દૈવ યોગથી ભલે જય કે મૃત્યુ જે થવાનું હોય તે આજ થાય. વ્યાસમુનિ કહે છે—સેના વાળા દાનવોને આમ કહી શુભ દૈત્ય રથમાં બેસી જ્યાં અંબિકા દેવી હતાં ત્યાં હિમાલયમાં ગયો. ( નિશુંભના યુદ્ધ સમયે ભેગો આવેલો શુંભ યુદ્ધ ભૂમિમાંથી ઘેર ગયો હતો તે ફરી યુદ્ધભૂમિમાં દાખલ થયો. ) હાથી, ઘોડા, રથ ને પાયદળ એ ચાર અંગવાળી વિશાળ સેના

---

* આ અધ્યાયમાં શુંભનો વધ કરી જગદમ્બાએ વિશ્વકલ્યાણ કર્યું એ વાર્તા કહેવાશે.

આયુધોસહિત શુંભના સાથે ગઈ. હિમાલયમાં ગયેલા શુંભે ત્રિલોકીને મોહિત કરનારી અતીવ સુંદર સિંહ વાહનવાળી અંબિકા દેવીને દીઠી. આકાશમાં એ દેવીની દેવ ગંધર્વ યક્ષ ને કિન્નરો ઉભા ઉભા સ્તુતિ ગાતા હતા તથા એ દેવી કલ્પવૃક્ષનાં પુષ્પોથી પૂજાતાં હતાં. આવાં સઘળા આભરણો વાળાં સઘળાં સુંદર લક્ષણવાળાં દેવી અંબિકાને જોઇને શુંભ તો મોહિત બની ગયો. પછી કામદેવથી પીડાતો કામાતુર શુંભ દૈત્ય મનમાં વિચારી રહ્યો કે "અહો! આ કેવી સુંદર રૂપવાળી છે! આ શી ચાતુરી છે? અત્યન્ત કોમળતા ને યુદ્ધમાં ધીરતા એ બે વિરોધી ગુણો આ સુંદરીમાં સાથે દેખાય છે એમાં અતીવ અચરત છે. આ સ્ત્રી સુકુમારી છે, પાતળી કાયાવાળી છે, તથા નવયૌવન વાળી છે છતાં પણ રતિનો આનંદ લેવાને આ ઈચ્છા નથી કરતી એ મહદાશ્ચર્ય છે. આ સ્ત્રી રતિ સરખી રૂપાળી સઘળાં સુંદર લક્ષણો વાળી છે તોપણ તે શૃંગાર રસરૂપ પોતાની ચેષ્ટાઓનો અનાદર કરી સઘળા મહાવીર પુરૂષોનો યુદ્ધમાં ઘાણ વાળે છે એ શું હશે? આ સ્ત્રી મારા વશમાં થઈ જાય એવો હું શો ઉપાય અજમાવું? આ સુંદરીને વશ કરનારા મંત્રો પણ મારા પાસે નથી પરન્તુ આ સુંદરી તો સૌ કોઇને મોહમાં લીન કરે છે જેથી એ પોતેજ સર્વ મંત્રમય હોય એમ દેખાય છે. મદના ગર્વવાળી ને ઉત્તમ વર્ણ વાળી આ સુંદરી મને કેમ વશ થઈ શકે? યુદ્ધ સ્થાનને તજી પાતાળમાં જવું મને તો યોગ્ય નથી તેમ આ મહા બળવાળી સુંદરી મને સામ દાન કે ભેદના પ્રયોગથી વશ થાય એમ પણ નથી. આવી સાંકડી દશામાં મારે શું કરવું ને કયાં જવું? અહીં મરવું પણ ઉત્તમ નથી કારણ કે અબલાના હાથથી મૃત્યુ એ અપયશને આપનારૂં છે જોકે યુદ્ધમાં પ્રાણત્યાગ અત્યુત્તમ છે એમ પંડિતજનો વદે છે પરન્તુ એ વાકય તો જ્યાં સરખાં બળવાળા પરસ્પર યોદ્ધા યુદ્ધ કરતા હોય ત્યાં લાગુ પડે છે. અબળા છે છતાં પણ મહા બળવાળી ને સેંકડો મરદો કરતાં પણ વિશેષતા ધરાવનારી આ સુંદરી અમારા કુલનો નાશ કરવાના નિમિત્તેજ દૈવથી ઉત્પન્ન થયેલી અહીં આવેલી છે એમ અનુમાન થાય છે. આ પ્રસંગમાં ખાલી સામવચનો વદવાં યોગ્ય નથી કારણકે એ વચનો વદવાનો આ સમય નથી. મારવા સારૂં આવેલી આ સ્ત્રી શું સામવચનથી વશ થાય? નજ થાય. આ સઘળાં શસ્ત્રોવાળી આ સ્ત્રી ચાહે તે લઇ શકે એવી છે. જેથી કાંઈ દાનથી પણ આ સુંદરી પ્રસન્ન થાય તેમ નથી. સઘળા દેવલોકો જેના દાસ છે એવી આ સુંદરીને ભેદના પ્રયોગથી પણ ચળાયમાન કરી શકાય એવી નથી. આથી યુદ્ધ કરીને હવે તો મરવું એજ સારૂં છે ભાગીજવું તો કાંઈ ઠીક નથી જણાતું. જય અથવા મૃત્યુ તો પ્રારબ્ધના અનુસારેજ થયા કરે છે જેથી તેની ચિંતા કર્તવ્ય રૂપ નથી. વ્યાસ મુનિ વદે છે—મનમાં આવો નિશ્ચય કરી ધૈર્ય ધરી યુદ્ધ વાસ્તે સ્થીર થઈને શુંભે સમીપવૃત્તિની ભગવતીને આમ કહ્યું- શુંભ કહે છે—હે દેવી! હે સુંદરી! તું યુદ્ધ ભલે કર પણ તારો આ પરિશ્રમ નકામો છે. તું મુર્ખ છે કારણ કે સ્ત્રીઓને યુદ્ધ કાર્ય યોગ્ય નથી. સ્ત્રીઓને નેત્રો છે તે બાણરૂપ છે, ભમરો છે તે ધનુષ્ય સમાન છે, હાવભાવો છે તે શસ્ત્રોરૂપ છે, ચંદનના લેપનરૂપ કવચ છે, મનોરથો રથરૂપ છે, વિચિક્ષણ નાયક છે તે લક્ષ્યરૂપ નિશાનરૂપ છે ને મંદમંદ ભાષણ છે

તે ભેરીના શબ્દ સમાન છે. આ શિવાય સ્ત્રીઓને બીજો સંગ્રામવિધિ નથી છતાં જો સ્ત્રીઓ બીજાં આયુધો ધારે એતો ફક્ત ચાળા ચુંથવા સરખું છે એમાં લેશ માત્ર પણ સંશય નથી. લજ્જા છે એજ સ્ત્રીઓને શોભા આપનાર છે પરંન્તુ હે સુંદરી! આવુ ધૃષ્ટપણું શોભારૂપ નથી. સુંદર સ્ત્રી સંગ્રામ કરે તો તેને કરકશાજ જેવી વદાય. પોતાનાં સ્તનોને ઢાંકી રાખવારૂપ ધર્મવાળી સુનારીથી ધનુષ્ય તાણી કેમ શકાય ? મંદમંદ ગતિ કયાં ને યુદ્ધની દોડધામ કયાં ? ગદાને ઉપાડવી કયાં? આ કાળી ને ચામુંડા કે જેઓ તારી સહચરીઓ છે તે મુર્ખ હોવાથી તને અવળી સલાહ આપે છે વાસ્તે તેઓના આપેલા વિચારોથી તારૂં શું ભલું થવાનુ છે? તને વિચાર આપનારી તારી સાહેલીઓ કઠોર શબ્દ વાળી છે. તો તેઓની વાત સાંભળવામાં તને કેમ પ્રીતિ પ્રકટે છે? હે સુદર રૂપવાળી ? તને કાંઈ સારૂં વાહન પણ નથી મળ્યું કે તેં પ્રાણી માત્રને ત્રાસ આપનારા સિંહનું વાહન કર્યું છે ને સુદર વીણા નહીં બજાવતાં તું ઘંટા બજાવી રહી છો. આ સઘળું તારાં રૂપ યૌવનને અનુરૂપ નથી- હે રતિસમાન સૌન્દર્યવાળી ? હે ભામિની ? જો તારી ઇચ્છા યુદ્ધ કરવાનીજ હોય તો તું કે જે લાંબા ઓષ્ઠવાળી, ભુંડા નખવાળી, નિર્દય, કાગડા સરખી કાળી, આંધળી, લાંબા પગવાળી, ભુંડા દાંતોવાળી, ને મીંદડાં જેવી માંજરી આંખવાળી, કુરૂપડી થઈ જાને પછી યુદ્ધમાં ઉભી થઇ કઠોર શબ્દો બોલ એટલે હું તારી સાથે સંગ્રામ કરૂં. હે કુરંગશાવનયની ? તને આવી રૂપાળી દેખીને યુદ્ધમાં મારવા મારો હાથ ઉપડયો નથી. વ્યાસ મુનિ કહે છે—હે જન્મેજય ! કામાતુર શુંભની આવી સાંભળી જગદમ્બાએ મંદહાસ્ય કરી નીચે પ્રમાણે તેને કહ્યું દેવી બોલે છે—હે હલકી મતિ વાળા ! તું કામબાણથી મોહિત થઈને શુ મુઝાય છે? હું જોવા સારૂં ઉભી રહીશ ને તારે આ કાળી ને ચામુંડા સાથે યુદ્ધ કરવું. યુદ્ધભૂમિમાં તારા યોગ્ય આ કાળી ને ચામુંડા છે. એઓને તું મરજી અનુસાર મારજે. મારે કાંઈ તારા સાથે યુદ્ધ કરવું નથી. વ્યાસ કહે છે—આમ શુંભને કહી મધુર વાણીથી દેવીએ કાલીને કહ્યું કે " હે ક્રૂર કાળી ? તમે આ શુંભને રણમાં રોળો ને મને રાજી કરો. દેવીની આવી આજ્ઞા થતાંજ કાળથી પ્રેરાયેલાં કાળ સરખાં રૂપવાળાં કાળી દેવી સત્વર સજ્જ થયાં ને ગદા ધારણ કરી રણભૂમિમાં આવી ઉભાં. સઘળા દેવો ને મહા મુનિઓ દેખે એમ કાળી ને શુંભને પરસ્પર દારૂણ યુદ્ધ થયું. શુંભે ગદા ઉપાડી કાળીને મારી ને કાળીએ પણ તને બહુજ ગદા મારી. દારૂણ નાદ કરી કાળીએ શુભના સોનાના રથને તોડી નાંખ્યો, ખચ્ચરો મારી નાખ્યા, ને સારથીને પણ માર્યો. પાળો થયેલો શુંભ કોપ્યો ને હસતાં હસતાં તેણે કાળીને ગદા મારી. કાળીએ પોતાને ગદા ન વાગવા દીધી ને સત્વર તરવાર ઝાલી ચદનના લેપવાળો તથા આયુધવાળો શુભનો વામ હસ્ત કાપી નાંખ્યો. રથરહિત ને રૂધિરથી ખરડાયેલો એ શુંભ સમીપે આવ્યો ને કાળીના પર પાછી ગદા મારી. કાળીએ હસતાં હસતાં ગદા અને બાજુબંધ સહિત શુંભનો જમણો હાથ પણ તરવારથી તોડી નાંખ્યો. ક્રોધે ભરાયેલો શુંભ લાત મારવા સારૂં કાળીના પાછળ ધાયો. તેવામાં તો તરવારથી તેના પગ કાળીએ કાપી નાખ્યા. હાથ પગ વગરનો છતાં પણ ઉભી રહે ઉભી રહે એમ બીવરાવતો શુંભ દાનવ જોસભેર

કાળીના સામો ધસી ગયો. એને આવતો દેખીને કાળીએ તેનું મસ્તક ગરદનપરથી કાપી નાંખ્યું તેના ગળામાંથી લોહીનો મોટો પ્રવાહ નીકળ્યો. મસ્તક કપાતાં પહાડ સરખો શુંભ ધરણીપર ઢળી પડયો. ને સત્વર પ્રાણરહિત થયો. શુંભને મરાયો સમજી દેવલોકોએ જગદમ્બાની ચામુંડાની ને કાળીની સ્તુતિ કરી. (આ સ્થલમાં દેવસ્તુતિ પછી ભગવતીએ આપેલાં વરદાન વિગેરેની કથા નથી કહી તે માર્કન્ડેય પુરાણથી સમજી લેવી) તે સમયે અનુકૂળ વાયુઓ વાયા, દિશાઓ વિમળ થઈ, હોમમાં અગ્નિ જવાળાઓ જમણી બાજુ ચાલી. મરતાં બાકી રહેલા દાનવો આયુધો તજી જગદમ્બાને પ્રણામ કરી પાતાળમાં ચાલ્યા ગયા. હે જન્મેજય રાજા! શુંભાદિકના વધવાળું ને દેવતાઓનાં રક્ષણવાળું દેવીનું સઘળું સુંદર ચરિત્ર મે તમારા પાસે કહ્યું. ભક્તિપૂર્વક પૃથ્વીમાં આ સઘળાં આખ્યાનોનો જે મનુષ્યો પાઠ કરે વા શ્રવણ કરે તેઓ કૃતાર્થ થાય છે. અપુત્રને પુત્ર થાય છે, નિર્ધનને ઘણું ધન મળે છે, રોગીઓ રોગ રહિત થાય છે, ને આ ઉપરાંત સઘળી મનકામનાઓ પરિપૂર્ણ થાય છે. આ ચરિત્રનો જો નિત્યપાઠ અથવા તો નિત્ય શ્રવણ જે મનુષ્ય કરે છે તેને શત્રુનો ભય ટળી જાય છે ને મુક્તિ થાય છે. ॥ ૧-૬૮ ॥

**रोगी च मुच्यते रोगात् सर्वान् कामानवाप्नुयात्**
**श्रुतो न भयं तस्य यइदं चरितं शुभम् ॥६४॥**
**शृणोति पठति नित्यं मुक्तिमान् जायते नरः॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૩૧ મો. સંપૂર્ણ.

## અધ્યાય ૩૨ મો.*

### રાજા ને વૈશ્યની વાર્તા.

**जनमेजय उवाच—**
**महिमावर्णितः सम्यक् चंडिकायास्त्वया मुने ।**
**केनवाराधितापूर्वं चरित्रत्रयोगता ॥ १ ॥**

જનમેજય કહે છે—હે મુનિ! આપે ચંડિકાદેવીનું મહાત્મ્ય બરાબર કહ્યું. પૂર્વે ત્રણ ચરિત્રના પાઠથી ભગવતીનું આરાધન કોણે કરેલું હતું એ હું જાણવા ઈચ્છા ધરાવું છું. વરદાયિની અંબિકા કોને પ્રસન્ન થયાં હતાં ને મનોરથ પુર્ણ કરનારાં ભગવતીનું આરાધન કરવાથી કોને મહાફળ મળેલું હતું! હે કૃપાસાગરરૂપ! હે ભાગ્યશાળી! અંબિકાની ઉપાસનાનો પુજનનો ને તત્સંબંધી હોમનો વિધિ મને સવિસ્તર કહો. સૂતપુરાણી કહે છે—રાજાની આવી વાણી સાંભળી પ્રસન્ન થયેલા સત્યવતીના કુમાર વેદવ્યાસજી મહામાયાના પુજન સંબંધે આ પ્રકારે વિવેચન કરી રહ્યા. વ્યાસમુનિ કહે છે—સ્વારોચિષ મન્વંતરમાં પુર્વે સુરથ નામનો રાજા થયો હતો. એ રાજા ઉદારતાવાળો પ્રજાપાલનમાં પરાયણ, સત્યવકતા, કર્મકાંડમાં આસ્તાવાળો. દ્વિજપૂજક નિરંતર ગુરૂસેવામાં પરાયણ, સ્વપત્નીમાંજ વિહાર કરનારો, દાતા, અવિરોધી, તથા ધનુર્વેદમાં પ્રધાન પંડિત સરખો હતો. આવી રીતે શાસન કરનારા આ રાજાના આ સમયમાં કેટલાક અન્યાયથી લોકોને સંતાપનારા પહાડી મ્લેચ્છો બળાત્કારથી રિપુઓ તરીકે બહાર પડયા. હાથી ઘોડા રથ ને પાળાવાળું ચતુરંગ સૈન્ય લઈને એ મ્લેચ્છ લોકો સુરથ રાજાની પૃથ્વી

* આ અધ્યાયમા સુરથ રાજા અને વૈશ્યની કથાનો ભાગ આવશે.

છીનવી લેવા સારૂ ચડી આવ્યા. સ્વસેના લઈને સુરથ તેઓની સામે થયો. તે રાજાને મહા દારૂણ મ્લેચ્છો સાથે સંગ્રામ થયો. મ્લેચ્છો અલ્પબળવાળા હતા ને સુરથ અધિક બળવાળો હતો છતાં પણ વિધિયોગથી મ્લેચ્છ લોકો જય પામ્યા ને સુરથ રાજા હારી ગયો. હારી ગયેલો રાજા સુરક્ષિત ને ઉત્તમ ગઢવાળા પોતાના નગરમાં પેસી ગયો. કચવાતો એવો એ નીતિવાળો બુદ્ધિશાળી સુરથ રાજા પોતાના પ્રધાનો શત્રુના પક્ષમાં ભળી ગયેલા દેખી વિચારવા લાગ્યો કે "ખાઈ અને કિલ્લાના રક્ષણવાળા સ્થાનમાં રાહ જોવી સારી છે કે યુદ્ધ કરવું સારૂં છે ! મારા મંત્રીઓ શત્રુઓને મળી ગયા છે તેથી તેઓની સલાહ લેવી ઠીક નથી. મારે હવે શું કરવું. એ મંત્રીઓ કે જેઓ શત્રુ પક્ષમાં ભળેલા છે તેઓ મને પકડીને શત્રુને સ્વાધીન કરશે તો પછી શું થશે. પાપબુદ્ધિવાળા એઓનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. લોભવશ મનુષ્યો શું શું દુષ્કૃત્યો નથી કરતા ? લોભથી ભરેલો માણસ ભ્રાતા, પિતા, મિત્ર, સંબંધી, બંધુજનો, ગુરૂ ને પુજ્ય બ્રાહ્મણોનો પણ દ્વેષજ કરનારો હોય છે વાસ્તે શત્રુઓના પક્ષમાં ભળેલા મારા પાપી મંત્રીઓનો વિશ્વાસ કરવો આ સમયે મને હિતકર નથી." આવો મનમાં વિચાર કરી અત્યન્ત શોકાતુર સુરથ રાજા એકલોજ અશ્વપર ચડી નગરમાંથી નીકળી ગયો. સહાયતા વિનાનો બુદ્ધિશાળી રાજા ગહન વનમાં ગયો. ત્યાં શું કરવું એ વિષે વિચારી રહ્યો. ત્યાંથી ત્રણ યોજન દુર એક સુમેધા નામના મુનિનો આશ્રમ હતો ત્યાં એ સુરથ રાજા ગયો. એ આશ્રમ કે જે સરિતાના તટપર બહુ વૃક્ષોવાળું, કોયલના સુસ્વરોથી મધુરતાવાળું, શિષ્યજનોના પાઠના શબ્દોવાળું, અચુત મૃગોથી ભરપુર પકવ નીવાર અન્નથી ભરેલું, ઉતમ ફળ ફુલોવાળાં વૃક્ષોવાળું હોમના ધુમની પરિમલથી પ્રાણી માત્રને આનંદ ઉપજાવનારૂં સ્વર્ગથી પણ અતિ રળીયામણું, વેદ ઘોષથી ગાજી ઉઠેલું, વૈરભાવ વગરનાં વનચર ઘાતકી પશુઓ વગરનું હતું તેને દેખીને સુરથ રાજા રાજી થઈ ગયો. ભય તજી ત્યાં વિશ્રામ લેવાની તેની રૂચિ થઈ. પોતાના અશ્વને વૃક્ષે બાંધી તે રાજા શાન્તિથી બ્રાહ્મણના એ આશ્રમમાં દાખલ થયો. સામવૃક્ષની છાયાના આશ્રમમાં મૃગચર્મપર વિરાજમાન, શાન્ત, તપથી દૃશ શરીરવાળા, શિષ્યોને અધ્યયન કરાવતા, વેદાર્થોના જ્ઞાના, ક્રોધ લોભાદિથી રહિત, સુખ દુ:ખાદિ દ્વંદ્વ પદાર્થોના ત્યાગવાળા મત્સર રહિત, આત્મતત્વના વિચારમાં લીન બુદ્ધિવાળા, સત્યવકતા ને મનપર વિજય મેળવનારા સુમેધા મુનિને સુરથ રાજાએ જોયા ને તે તેમના ચરણમાં પૃથ્વીપર દંડના સમાન પડી ગયો ને પ્રેમાશ્રુઓથી તેનાં નયનો ભીનાં થઈ ગયાં. આ સમયે મુનિ બોલ્યા કે " ઉઠો ઉઠો, તમારૂં મંગળ થાઓ. " ગુરૂની પ્રેરણાથી શિષ્યે સુરથરાજાને આસન આપ્યું. મુનિની આજ્ઞાથી તે રાજા સાદડીપર પછી બેઠા. સુમેધાએ અર્ઘ પાદ્ય આદિની વિધિસર સુરથ રાજાની પુજા કરીને તેમને પુછ્યું કે " તમે કયાંથી અહીં આવ્યા છો ? તમે કોણ છો ? ચિંતામાં કેમ દિશોછો? અત્ર આગમનનું કારણ જે હોય તે મને કહો. શું પ્રયોજનને લીધે તમે અહીં આવ્યા છો? તમારા મનમાં જે હોય તે કહો. તમારી મનની કદાચ અસાધ્ય ઈચ્છા હશે તોપણ હું સંપૂર્ણ કરીશ. રાજા બોલે છે—મારૂં નામ સુરથ રાજા છે. શત્રુઓથી મારો પરાજય થયો છે. રાજ-

પાટ તજીને હું તમારા શરણમાં આવેલો છું. હે મહારાજ ! તમારી આજ્ઞા પ્રમાણે ભક્તિપૂર્વક હુ ચાલીશ. આપના શિવાય સૃષ્ટિમાં મારો કોઈ બીજો રક્ષક નથી. હું શત્રુઓથી ભારે ભય પામ્યો છું તેથીજ હું તમારા પાસે આવ્યો છું. હે મુનિ સત્તમ ! હે શરણાગત ભક્ત વત્સલ ! તમે મારૂં હવે રક્ષણ કરો. મુનિ કહે છે—હે મહારાજા ! તું નિર્ભય થઇને અહીં રહે. મારાં તપોબળને લીધે તારા બળવાળા શત્રુઓ અહીં નહીં આવી શકે એ નિશ્ચય છે. અહીં તારે હિંસાનો ત્યાગ કરી વનવાસીઓના ધર્મ પ્રમાણે ઉત્તમ નાનવી, ફળને મૂળથી નિર્વાહ કરવો. વ્યાસ મુનિ કહે છે—રૂષિનાં આવાં વચનો સાંભળી રાજા આશ્રમમાં જ વશ્યો ને પવિત્ર થઈ ફળમૂલાદિથી નિભાવ કરી રહ્યો, એક દિવસ એ રાજા વૃક્ષની છાયામાં આશ્રમમાં બેઠો હતો ત્યાં ઘર તરફ મનોવૃત્તિ વળતાં તે વિચારી રહ્યો કે " નીચ અને પાપી લોકોના હાથમાં મારૂં રાજ્ય ગયું છે તેથી મારી પ્રજાને એ અધમ લોકો પીડા કરતા હશે. મારા સઘળા હાથી અશ્વ ને પાળાઓ પણ પેટ પુરતુ ખાવા નહી મળવાથી દુર્બળ થયા હશે. સારી રીતે રક્ષણમાં રાખેલા મારા સઘળા સેવકો શત્રુના હાથમાં મહા દુઃખ ભોગવતા હશે. નીચ આચારવાળા ઉન્માર્ગ ગામી મારા શત્રુઓએ મારી સઘળી લક્ષ્મી જુગાર, મદિરા ને વેશ્યા આદિના પ્રસંગોમાં જ ખલાસ કરી દીધી હશે. પાત્રપાત્રના વિચાર વગરના પાપાત્મા મ્લેચ્છો મારા રાજભંડારનો ક્ષય કરી દેશે. મારા સચિવો પણ સઘળા પાપમતિવાળાજ છે. " આમ શોચ કરતો સુરથ વૃક્ષમૂળ નીચો બેઠો હતો તેવામાં તેના જેવોજ દુઃખીઓ બીજો કોઈ વાણીઓ ત્યાં આવી ચડ્યો. સમીપમાં આવતા એ વાણીઆને સુરથે પોતાના પાસે બેસાડયો. રાજાએ પછી તેને પુછ્યું કે " તું કોણ છે ? આ વનમાં ક્યાંથી આવ્યો ! તારી શું જ્ઞાતિ છે ? તું આવો દીન પીળો થઇ ગયેલો ને શોકાતુર કેમ દેખાય છે. હે ભલા ભાઈ ! તું સાચેસાચું મને કહે જે પરસ્પર સાત શબ્દો બોલાય એટલે સજ્જનોએ મૈત્રી ને માનેલી છે. વાસ્તે આટલી વાતથી તું મારો મિત્ર થઈ ચુકયો છે. " રાજાની આવી વાણી સાંભળી એ વાણીઓ સજ્જનનો સમાગમ થયો એમ સમજી રાજાને આ પ્રકારે કહી રહ્યો. વાણીઓ બોલ્યો—હે મિત્ર ! હું વાણીઓ છું. મારૂં નામ ' સમાધિ ' છે. હુ ધર્મવાળો લક્ષ્મીવાળો સત્યવક્તા ને દ્વેષ વગરનો હતો છતાં મને લોભીઓ ઠરાવીને મારા દુષ્ટ છોકરાંઓએ ને સ્રીઓએ કાઢી મૂકેલો છે. ન છોડાય એવા સ્નેહને છોડી દઈ સ્વજનોએ મારો ત્યાગ કર્યો છે તેથી સત્વર આ વનમાં હું આવ્યો છું. તમે કોણ છો એ મને કહો. તમે ભાગ્યશાળી દેખાઓ છો. રાજા કહે છે—હું સુરથ નામનો નૃપતિ છું. ચોરોથી હું પીડાયો છું. મારૂં રાજ્ય છીનવી લીધુ ને મંત્રીઓથી હું ઠગાયો છું તેથી વનમાં આવ્યો છું. હે ઉત્તમ વૈશ્ય ! બહુ સારૂ થયું કે મને તું મિત્ર અહી મળ્યો. સુંદર વૃક્ષવાળા આ વનમાં આપણે સુખથી ફરશું. હે મહા બુદ્ધિશાળી ! તું શોકને તજ ને સાવધ થા. તારી ઈચ્છા હોય ત્યાં સુધી આ વનમાંજ તું સુખથી રહે. વાણીઓ બોલ્યો—મારા વગર મારૂં કુટુંબ નિરાધાર, દુઃખિત, વ્યાધિ તથા શોકથી પીડાયેલુ થશે એવી મને ચિંતા થાય છે. હે રાજા! મારી સ્રી માંદી હશે કે મારો પુત્ર માંદો હશે એવી ચીતામાં મારૂં મન ઘેરાયું છે તેથી શાન્તિ પામતું નથી. હે રાજા ! હું સ્રી પુત્ર

ઘરબારને તથા સ્વજનોને ક્યારે જોઈશ એવી ચિંતાથી વ્યાકુળ છું તેથી મારૂં મન સ્વસ્થ થતું નથી. રાજા કહે છે—હે મહા બુદ્ધિવાળા? મૂર્ખ ને અધમ આચાર વાળાં તારાં પુત્રાદિકોએ તો તારો ત્યાગ કર્યો છે તેઓને જોવાથી હવે તને શું સુખ થાય તેમ છે? હિતકારી શત્રુ સારો પરન્તુ દુઃખદાતા સંબંધી સારા નહીં વાસ્તે મન દૃઢ કરી અહી મારા સાથે તું રહે. વાણીઓ વદે છે—અજીતેન્દ્રિય જનોથી ન છોડી શકાય તેવાં કુટંબની ચિંતાથી મારૂં મન સ્થીર થતું નથી પણ ઘણુંજ વ્યાકુળ રહ્યા કરે છે. રાજા કહે છે—રાજ સંબંધી દુઃખથી હું પણ વ્યાકુળ મન વાળો છું વાસ્તે આપણે હવે આ આશ્રમના સુમેધા મુનિને એ વિષે પૂછીએ. વ્યાસ કહે છે—રાજા ને વાણીઓ શોકનું કારણ પૂછવા મુનિ પાસે ગયા. મુનિને પ્રણામ કરી ઠીક બેઠેલા શાન્તિવાળા રાજાએ એ શાન્ત મહાત્માને નીચે પ્રમાણે કહ્યું.

**गत्वा तं प्रणिपत्याह राजा ऋषि मनुत्तमम् ।**
**आसीनं सम्यगासीनः शान्तं शान्ति मुपागतम् ॥ ३२**

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૩૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૩ મો*

## ભુવનેશ્વરીનો મહિમા.

**राजोवाच–**

**मुनेवैश्यो ममधुना वनेमे मित्रतां गतः ।**
**पुत्रदारै निरस्तोयं मामात्र ममसंगमम् ॥ १ ॥**

રાજા કહે છે—હે મુનિ આ વાણીઓ મારો મિત્ર થયો છે. તેનાં સ્ત્રીપુત્રોએ ઘરમાંથી કાઢી મુકતાં વનમાં આવી મારો સમાગમ થયો છે. પોતાના કુટુંબે કાઢી મૂકયો છે છતાં પણ કુટુંબના વિરહની પીડામાં તે વ્યાકુળ રહે છે ને કચવાતાં મનથી તેને શાન્તિ થતીજ નથી. મારી પણ હમણાં આવીજ દશા છે. હે મહાબુદ્ધિવાળા! રાજ્ય જતું રહ્યું છે એ વિષે મને પણ સંતાપ પીડા આપે છે ને કાંઇપણ યોગ્ય કારણ નહીં છતાં હું રાતદિવસ ચિંતા પરાયણ રહુંછું "શત્રુઓના હાથમાં ગએલો મારા ગજ અશ્વ દુર્બળ થયા હશે ને મારા વિના મારા સેવકો દુઃખી હશે તથા મારા ભંડારનો શત્રુઓએ ક્ષય કર્યો હશે" એમ મારા મનમાંથી ચિંતાઓ ટળતીજ નથી. નિદ્રા સુખનો મેં ત્યાગ કર્યો છે. આ જગત્ સ્વપ્નવત્ છે એમ જાણવા છતાં પણ હે મુનિ! મારૂં મન ભમ્યા કરે છે. શાન્તિ પામતુંજ નથી હું કોણને હાથી ઘોડાઓ કોણતેમજકોઇ સહોદર કે મિત્ર કે પુત્ર મારાં નથી છતાં તેઓનાં દુઃખથી મને પીડા થાય છે. સઘળું ભ્રમરૂપ સમજવા છતાં મને મોહ મટતો નથી. આનું વિચિત્ર કારણ શું હશે? હે સ્વામી! હે કરૂણાનિધાન! આપ સર્વજ્ઞ તથા સર્વ સંશયોના હરનારા છો વાસ્તે મારાં મોહનાં કારણ વિષે હેતુ હોય તે મને કહો. વ્યાસ કહે છે—સુરથનો પ્રશ્ન સાંભળી સુમેધા મુનિએ તેનો શોક તથા મોહને મટાડનારો ઉત્તમ તત્વોપદેશ કર્યો. સુમેધામુનિ કહે છે—હે સુરથ! સાંભળ. 'મહામાયા' નામથી જે મૂલ પ્રકૃતિ કહેવાય છે તેજ પ્રાણીમાત્રને આ સંસારમાં બંધમોક્ષનાં કારણરૂપ છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, વરૂણ, અને વાયુ વિગેરે દેવતાઓ, મનુષ્ય, ગંધર્વ, યક્ષ, સર્પ, રાક્ષસો, વૃક્ષો, નાના પ્રકારની લતાઓ પશુઓ તથા પક્ષીઓ એ સઘળાં આ મહામાયાના આધીન છે. આથી

* આ અધ્યાયમાં સુમેધા મુનિએ સુરથ રાજાને સમાધિ વૈશ્યને ભુવનેશ્વરીના મહિમાનો ઉપદેશ કર્યો એ વાત કહેવામાં આવશે.

એ બધાં બંધમોક્ષનાં પાત્રરૂપ છે. આ સઘળું સ્થાવર જંગમ જગત એ માયાએ રચેલું છે તેથી તે તેનેજ વશ છે ને તેનીજ રચેલી મોહજાળથી બંધાયું છે. સઘળું જગત મોહથી ઘેરાયું છે તો પછી એક રજોગુણી મનુષ્યજાતિ તું એકક્ષત્રીય કોણમાત્ર છે ! જ્ઞાનીલોકોનાં મનને પણ એ મહામાયા સર્વદા મોહ ઉપજાવનારી છે. બ્રહ્મા, વિષ્ણુ, ને શિવ વિગેરે મહાપુરૂષો બ્રહ્મજ્ઞાની છે તોપણ પોતપોતાના પ્રારબ્ધકર્મના ભોગો પુરા થતાં સુધી માયાનો અંશ અવશેષ રહેવાના લીધે રાગને વશ થઇ મોહ પામીને સંસારમાં ભટકયા કરે છે. હે રાજા ! પૂર્વે સત્યયુગમાં નારાયણ નામથી ઓળખાતા વિષ્ણુએ બ્રહ્મવિદ્યાની સ્થિરતા થવા સારૂં દશ હજાર વર્ષ પર્યન્ત શ્વેતદ્વીપમાં મહા તપસ્યા કરી હતી ને પછી જીવન્મુક્તિ દશાને સિદ્ધ કરવા તેમણે બ્રહ્મવિચાર કર્યો હતો. પોતાના મોહની નિવૃત્તિ અર્થે બ્રહ્માએ પણ એક મહા અદભુત નિર્જન પ્રદેશમાં તપસ્યા કરી હતી. કોઈ વેળાએ વિષ્ણુ પોતે બીજા સ્થાનમાં જવાની રૂચિ થતાં શ્વેતદ્વીપમાંથી ઉઠીને સ્થાનાંતરમાં ગયા હતા ને બ્રહ્માએ પણ તેમ કર્યું હતું. માર્ગમાં એ વિષ્ણુને બ્રહ્મા ભેગાથયા હતા ત્યારે તું કોણ છો? તુ કોણ છો ? એમ અરસ્પરસ પ્રશ્નો કર્યા હતા. બ્રહ્માએ વિષ્ણુને કહ્યું હતું કે હું જગતકર્તા છુ ' વિષ્ણુ બોલ્યા કે " હે મૂર્ખ ! જજગત્ કર્ત્તા તો હુ પોતેજ વિષ્ણુ છું " બળરહિત રજોગુણી તું તે કોણ માત્ર છો ? સનાતન વાસુદેવરૂપ હું સત્વગુણવાળો છું. હમણાં થોડા સમય પહેલાં દાનવોથી પીડા પામી તું મારા શરણમાં આવ્યો હતો ત્યારે મેં દાનવો સાથે દારૂણ સંગ્રામ કરી તારૂં રક્ષણ કર્યું હતું હે મંદબુદ્ધિ ! મધુકૈટભ નામનાં એ દાનવોને મેં માર્યા હતા છતાં તું વૃથા અભિમાન કેમ કરી રહ્યો છે ! તારી આ ભૂલ છે તેને તું તજી દે. મારાથી અધિક આ જગત્માં કોઈ છેજ નહીં. " પરસ્પર આમ વિવાદ થતાં ક્રોધથી તેઓ બે થરથરવા લાગ્યો. બંનેની નેત્રો લાલચોળ થઈ ગઈ. ને ઓષ્ઠો ફરકવા લાગ્યા. જેવા એ બે આમ વિચાર કરતા હતા તેવુંજ તે બેના મધ્યમાં અમૃતસમાન ધોળું મોટું લાંબું ને અદભુત એક લિંગ સત્વર ઉત્પન્ન થયું, એ વેળા એ પરસ્પર વિવાદ કરતા એ ઉભય મહાદેવોને આકાશવાણીએ સંબોધ્યા કે " હે બ્રહ્મા ! હે વિષ્ણુ ! તમે એક બીજા કંકાસ ન કરો. તમારામાંથી એક જણ આ લિંગના નીચે જાય ને બીજો જણ ઉપર જાય ને એમ જતાં જતાં જે લિંગના છેડા સુધી પહોંચી આવે તે સર્વદા ઉત્તમ સમજી લેવો. આટલાવાસ્તે તમારામાંથી એક પાતાળમાં અને એક આકાશમાં જાઓ. નકામો કલહ નહીં કરી મારાં આ વચનને અનુસરો કારણ કે બે જણના કજીઆમાં ત્રીજો કોઈ મધ્યસ્થ કરવો જોઈએ. " આવી વાણી સાંભળી તે ઉભય દેવો સજ્જ થયા ને સમીપવર્ત્તિ એ અદ્દભૂત લિંગને માપવા લાગ્યા. પોતાનો મહિમા વધારવાના લોભથી મહાલિગને માપવા વિષ્ણુ પાતાળમાં ગયા ને બ્રહ્મા આકાશમાં ગયા. કેટલોક માર્ગ કાપતાં કાપતાં વિષ્ણુ થાકી ગયા ને લિંગનો છેડો આવ્યો નહીં તેથી વિષ્ણુ પાછા પોતાના મૂળ સ્થાનકમાં આવી ગયા ને બ્રહ્મા પણ ઉપર જતા હતા તેવામાં તેમને શિવજીના મસ્તક પરથી કેવડાનું પુષ્પ હાથમાં આવ્યું એથી પ્રસન્ન થઈને અધવચથી પાછા ફરી પોતાના મૂળ સ્થાનમાં તે પણ આવી ગયા. મદમોહિત બ્રહ્માએ એ પુષ્પ વિષ્ણુને

બતાવ્યું ને ખોટી વાત કરી કે "શિવના મસ્તકપરથી આ કેવડાનું કુસુમ હું લાવ્યોછું ને તમારા ચિત્તને પ્રસન્ન કરવા સારૂં એંધાણી લાવ્યો છું " બ્રહ્માની આવી ધણી સાંભળીને અને કેવડાનાં કુસુમને દેખીને વિષ્ણુએ બ્રહ્માને કહ્યું કે "આ વાતમાં સાક્ષી હોય તે કહો. જ્યાં તકરાર ઉભી થાય ત્યાં યથાર્થવકતા, બુદ્ધિવાળો, સદાચારી, પવીત્ર ને સમતાવાળી સાક્ષી અવશ્ય જોઈએ " બ્રહ્માએ કહ્યું કે " આ સમયે દુર પ્રવેશથી સાક્ષિતો કોણ આવી શકે વાસ્તે સાચી વાત હશે તે આ ફુલજ કહેશે, આમ કહી બ્રહ્માએ તે કેતકી કુસુમને પ્રેરણા કરી તેથી તે વિષ્ણુના પ્રતિ સ્ફુટ શબ્દથી બોલ્યું કે ', હું શિવના મસ્તકપર હતું ત્યાંથી મને બ્રહ્મા અહીં લઈ આવ્યા છે. હે વિષ્ણુ! તમારે આમાં શંકા ન કરવી કારણ કે આ હું સત્યવાત કહુ છું. બ્રહ્મા આ લિંગની ટોચ સુધી પહોંચ્યા હતા ને ત્યાંથી શિવભક્તોએ શિવજીના માથે ચડાવેલાં મને લઇ લીધું ને અહીં લાવ્યા. " કેવડાનાં પુષ્પનું વચન સાંભળી વિષ્ણુ હસીને બોલ્યા કે " આમ જો સદાશિવ કહે તોજ હું તેમનું વચન સત્ય માનું " આવી વિષ્ણુની વાણી સાંભળી સનાતન સદાસિવે કોપ કરીને કેવડાનાં ફુલને કહ્યું કે " તું ખોટું બોલમાં " મારા મસ્તકપરથી તું પડી જતું હતું તે અધવચથી બ્રહ્માના હાથમાં આવ્યું છે. તેં ખોટી વાત કરી તેથી હવે પછીથી હું તારો સદા માટે ત્યાગ કરૂં છું " આમ થવાથી બ્રહ્મા શરમાયા ને વિષ્ણુને પ્રણામ કર્યા ને તે દિવસથી કેતકી કુસુમોનો સદાશિવ સદાને માટે ત્યાગ કર્યો. હે સુરથ રાજા! આવી રીતે માયાબળથી જ્ઞાનીઓ પણ મોહિત થાય છે ત્યારે બીજા પ્રાણીઓ એથી મોહ પામે એમાં શું આશ્ચર્ય છે ! લક્ષ્મીપતિ વિષ્ણુ દેવતાઓના કાર્ય સિદ્ધ કરવાસારૂં પાપનો ભય છોડી દઇને સર્વદા દાનવોને ઠગવા સારૂં અનેક યોનિઓમાં અવતાર ધરે છે અને વૈકુંઠનો વૈભવ છોડીને દાનવોની સાથે યુદ્ધ કરે છે તો આ પ્રમાણે સર્વજ્ઞ વિશ્વગુરૂ અને દેવકાર્ય વાસ્તે અવતાર ધારી વિષ્ણુ પણ જ્યારે માયાના બળથી મોહ પામે જે ત્યારે બીજાની તો શી વાત કરવી. હે રાજા ! એ પરમ પ્રકૃતિ જ્ઞાનીઓના મનને પણ બલાત્કારથી ખેંચીને મોહમાં નાખી દે છે. જેનાથી સચરાચર જગત વ્યાપ્ત છે એવી ભગવતી સર્વદા મોહ બંધ જ્ઞાન મોક્ષને દેનારી છે. સુરથ રાજા કહે છે—હે મહારાજ ! આપ મને ભગવતીનાં સ્વરૂપ, બળ ને સર્વોત્તમ સ્થાનકવિષે કહો. સુમેધા મુનિ કહે જે—હે રાજા ! એ ભગવતી અનાદિ છે વાસ્તે તેમની ઉત્પત્તિ કયારે પણ થતી નથી. કારણોનું કારણ એ મહાદેવી મોક્ષ પર્યન્ત નિત્ય છે ને ને સઘળાં કારણોને ઉત્પન્ન કરવારૂપ તેનું બળ છે. એ શક્તિનું કોઇ એકજ સ્થાન છે એવું નથી પણ સર્વત્ર સર્વ પ્રકારે સઘળા પદાર્થોમાં તે રહેલી છે. એ શકિત જેમાં નથી હોતી તે સર્વથા શબ સમાન થાય છે. પ્રાણી તથા પદાર્થોમાં વ્યાપકરૂપ જે પરબ્રહ્મ ચૈતન્ય છે તેનીજ એ શક્તિ છે વાસ્તે પરબ્રહ્મ એજ એ ભગવતીનું સ્વરૂપ છે. દેવકાર્યની સિદ્ધિ વાસ્તે એ દેવી પોતાના આવિર્ભાવ તિરોભાવજ કરે છે પણ કદી નવીન રીતે જન્મ પામતી નથી. હે રાજા ! દેવો અને મનુષ્યો જ્યારે એમની સ્તુતિ કરે છે ત્યારે તે પ્રાણીઓની પીડા હરવા સારૂં પ્રકટ થાય છે. નાનાં પ્રકારનાં રૂપોને ધરનારી વિવિધ શક્તિઓવાળી પરમેશ્વરી

દેવી કાર્ય વાસ્તે પોતાની ઈચ્છાથીજ પ્રકટ થાય છે, દેવતાઓની જેમ એ દેવી પ્રારબ્ધ-વશ નથી, નિરંતર આત્માના વાસ્તે પ્રવૃત્તિ કરનારાં એ દેવી કાળને વશ નથી પરન્તુ કાળ પણ એમનાથી ઉત્પન્ન થયો હોવાથી એમનેજ વસ્ય છે, આત્મા તો સદા અકર્ત્તા અને દ્રષ્ટા છે. આ સઘળું જગત દૃસ્ય છે અને તે જગતને દેવી ઉત્પન્ન કરે છે. સકળ કાર્યો ને કારણોનાં ઉપાદાન રૂપ એ દેવી એકલાંજ બ્રહ્માંડરૂપ નાટક રચીને આત્માને ખુશી કરે છે ને એ કાર્યથી વિરામ પામે છે ત્યારે તુરત બ્રહ્માંડનો સંહાર કરે છે. બ્રહ્મા, વિષ્ણુ, ને શિવ તો જગતમાં ઉત્પત્તિ સ્થિતિ ને સંહારમાં નિમિત્ત માત્રજ છે. દેવીએજ એ ત્રણે દેવોને પોતપોતાનાં કાર્યોમાં લીલાથી પ્રેરેલા છે. તથા પોતાનો અંશ તેઓમાં મૂકીને ભગવાન બનાવેલા છે. સાવિત્રી, લક્ષ્મી, ને પાર્વતીરૂપ ત્રણ શક્તિઓ પણ એ દેવોને દેવીએજ આપેલી છે. એ મોટા દેવતાઓ સર્વના ઈશ્વરીરૂપ તથા સૃષ્ટિ સ્થિતિ ને સંહાર કરનારા છે એમ જગદંબાનેજ જાણે છે જેથી પરમ પ્રેમથી તેમનુ અર્ચન પૂજન કરે છે. હે સુરથ રાજા ! મારી બુદ્ધિ પ્રમાણે દેવીનો ઉત્તમ મહિમા મેં તમારી પાસે કહી બતાવ્યો. એમના મહિમાનો કયાં પાર છે. એની મને ખબર જ નથી. અર્થાત્ અનંત મહિમાવાળી જગદમ્બા દેવી છે. ॥ ૧-૬૫ ॥

**ज्ञात्वा सर्वेश्वरी शक्ति सृष्टि स्थिति विनाशनीम्**
**एतत्ते सर्वमाख्यातं देवी माहात्म्य मुत्तमम् ६५**
**मम बुद्ध्यनुसारेण नांतं जानामि सुव्रते ॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૩૩ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૩૪ મો. +

## જગદંબાના પુજનનો પ્રકાર.

**राजोवाच—**
**भगवन् ब्रूहिमे सम्यक् तस्य आराधने विधिम्**
**पूजा विधिं च मंत्रांश्च तथा होमविधिं वद॥१॥**

રાજા કહે છે—હે ભગવાન ! જગદંબાનાં પૂજનનો પ્રકાર બરાબર મને કહો. પૂજન પ્રકાર કહેવા સાથે હોમ વિધિ તથા મંત્રવિધિ પણ મને કહો. સુમેધા કહે છે—હે રાજા ! મનુષ્યોને સુખ જ્ઞાનને મોક્ષ આપનારો તથા સંતાપને ટાળનારો જગદંબાની પૂજાનો વિધિ કહું છું. તે તમે સાંભળો. સ્નાન કરી, પવિત્ર થઇ, શ્વેત વસ્ત્રો પહેરી, આચમન કરી સાવધાનપણું રાખી પોતાનાં સ્થાનકમાં પ્રથમ જવું. લીપેલી ભૂમિપર ઉત્તમ આસન બિછાવી તેનાપર બેસી પ્રીતિથી વિધિપૂર્વક ત્રણ આચમનો કરવાં. પછી શક્તિના અનુસાર પૂજનનાં દ્રવ્યો ત્યાં રાખવાં. પ્રાણાયામ કરીને ભૂત શુદ્ધિ કરવી. પ્રાણ પ્રતિષ્ઠાને માતૃકાન્યાસ કરીને મંત્રથી પૂજાનાં દ્રવ્યોને પ્રોક્ષણ કરવું. સંકલ્પ કરી વિધિસર ન્યાસો કરવા. સ્વદેહમાં પીઠની કલ્પના કરી તેમાં આંતરિક પૂજન કર્યા પછી બાહ્યપૂજાનો આરંભ કરવો. ત્રાંબાનાં સુંદર પાત્રમાં શ્વેતચંદનથી અથવા તો અષ્ટ ગંધથી ષટ્કોણ યંત્ર કાઢવો. પછી તે પર અષ્ટમંત્ર કાઢી ભૂપુર આળેખવું. પત્રોમાં નવાક્ષર મંત્રોનાં બીજ લખીને નવમો અક્ષર ડોડીમાં દેવીની પાસે લખવો. પ્રાણ પ્રતિષ્ઠાના મંત્રથી કે વેદમંત્રથી યંત્રની સ્થાપના કરવી. મધ્યમાં આધાર શક્તિથી તે પીઠમંત્ર સુધી પૂજન કરી દેવીનું

+ આ અધ્યાયમાં જગદંબાનો પૂજા મંત્ર હોમ વિધિ કહેવામાં આવશે.

આવાહન કરવું મૂલ મંત્રથી આસનાદિ ઉપચારોને અર્પણ કરીને પછી ષટ્કોણમાં અનુક્રમે મંત્રનાં છ અંગોની પૂજા કરવી. નવ અક્ષરોમાં શૈલકન્યા આદિ નવ દુર્ગાઓનું ને ભૂપુરમાં ઈન્દ્રાદિક ને વજ્રાદિકનુ પૂજન કરવુ યંત્રના અભાવે ભગવતીની ધાતુની મૂર્ત્તિ કરવી ને યામલ આદિ તંત્રોમાં સદાશિવે કહેલા પૂજાના મંત્રોથી અથવા વેદોક્ત મંત્રોથી પ્રયત્નપૂર્વક તે મૂર્ત્તિનાં ભગવતીનું પૂજન કરવું. પછી સાવધાનપણાથી ન્યાસ કરી ધ્યાનપૂર્વક નવાક્ષર મંત્રનો અખંડિત મંત્રજપ આરંભવો જપનાં દશાંશથી હોમ કરવો, હોમના દશાંશથી તર્પણ કરવુ ને તર્પણના દશાંશ પ્રમાણે બ્રહ્મભોજ કરવો. પછી માર્કન્ડેય પુરાણોક્ત ત્રણ ચરિત્રોનો નિત્યપાઠ કરવો પાઠ કર્યા પછી દેવીનું વિસર્જન કરવું નવરાત્રનુ વ્રત પણ વિધિ સહિત કરવું. હે રાજા ! કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષે આશ્વિન તથા ચૈત્ર માસના શુદ્ધપક્ષમાં નવરાત્રના ઉપવાસ કરવા. જપ કરવાના મંત્રોવડે સાકર, ઘી, અને મધવાળા સારી રીતે રાંધેલા દૂધપાકથી મોટા હોમ કરવો. બકરાંના માંસોથી, સુંદર બિલ્વપત્રોથી, રાતી કણેરનાં કુસુમોથી, અથવા સાકર મેળવેલા તિલોથી હોમ કરવો. અષ્ટમી ચતુર્દશી ને નવમીને દિને ખાસ કરીને દેવીપૂજન ને બ્રહ્મભોજ કરવાં. આમ જો કરવામાં આવે તો નિર્ધન ધન પામે, રોગી રોગથી છૂટો થાય, અપુત્રને સારા ને તાબામાં વર્ત્તનારા પુત્રો થાય. રાજ્યભ્રષ્ટ રાજાને ચક્રવર્ત્તી રાજ્ય મળે ને શત્રુથી સંતાપ પામેલો પુરૂષ ભગવતીના પ્રસાદથી શત્રુઓને મારવામાં સમર્થ થાય. જીતેન્દ્રિય થઈને જે મનુષ્ય વિદ્યાની કામનાથી ભગવતીનું પૂજન કરે તેને દોષરહિત અવશ્ય ઉત્તમ વિદ્યા મળે છે. બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય કે શુદ્ર એઓમાંથી હરકોઇ જગદંબાની પ્રેમપૂર્વક પૂજા કરે તેને સર્વથા સુખ થયા વગર રહેજ નહીં. જેકોઇ સ્ત્રીઓ કે પુરૂષો ભક્તિવડે નવરાત્રનું વ્રત કરે તેને અવશ્ય મનવાંછિત ફળ પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય આશુ માસના શુકલપક્ષમાં ભાવસહિત ઉત્તમોત્તમ નવરાત્રનું વ્રત કરે તેની સઘળી કામનાઓ પરિપૂર્ણ થાય. વિધિ પ્રમાણે મૃત્તિકાનું ચતુરસ્ત્ર મંડલ કરી પૂજા સ્થાન કરવું તેમાં વેદમંત્રનાં વિધાનથી કળશની સ્થાપના કરવી. કળશની ઉપર યંત્ર કરીને સ્થાપવા ને કળશની ચારે બાજુમાં સુંદર જવારા વાવવા. પુષ્પોની માળાઓથી વીંટાએલો ઉલેચ બાંધીને આ ચંડિકાના સ્થાનમાં ઘેરા ધુપદીપ કરવા. શક્તિ પ્રમાણે સવાર બપોર ને સાંજે ત્યાં પૂજન કરવું. ચંડિકાની પૂજામાં ધનનો લોભ ન કરવો. નાના પ્રકારનાં ધુપ, દીપ, સુંદર નૈવેદ્યો, ફળ, ફુલ, ગાયન, વાજંત્ર, સ્તોત્રપાઠ ને વેદની પરાયણોથી મોટો ઉત્સવ કરવો, મનગમતાં ચંદન, ભૂષણ, વસ્ત્ર, નાના પ્રકારનાં ભક્ષ્ય, સુગંધી તેલ, ને સુગંધી પુષ્પોથી વિધિસહિત કુમારિકાઓની પૂજા કરવી. આવી રીતે પૂજા કરીને અષ્ટમીના દિને કે નવમીના દિને વિધિસહિત મંત્રોથી હોમ કરાવવો. પછી બ્રાહ્મણોને જમાડવા ને દશમીના દિવસે પારણું કરવું. ભકિત પરાયણ રહીને શકિત પ્રમાણે રાજાઓએ દાન આપવાં. પુરૂષ અથવા સધવા કે વિધવા પતિવ્રતા સ્ત્રી જે કોઈ ભકિતપૂર્વક નિયમપરાયણ રહી આ પ્રમાણે નવરાત્રનું વ્રત કરે તેને આ લોકમાં સુખ ને મન માનતા વૈભવો મળે ને મરણ પછી ભગવતીનાં સ્થાનક રૂપ મણિદ્વીપની પ્રાપ્તિ થાય. જન્માંતર થાય તો ઉત્તમ કુળમાં જ-

ન્મ થાય, સદાચાર પાળે ને જગદંબામાં અખંડ ભકિત થાય. સર્વ વ્રતોમાં ઉત્તમ નવરાત્ર વ્રત તથા ઉત્તમ સુખ આપનારાં દેવી-આરાધનનો પ્રકાર મેં તમારા પાસે કહ્યો. હે રાજા ! આ વિધિથી તમે પણ જગદંબાનું આરાધન કરો. આમ કરવાથી તમે શત્રુઓપર જય મેળવી અખંડ ને સર્વોત્તમ રાજ્ય પ્રાપ્ત કરશો ને સ્ત્રી પુત્રાદિકની પ્રાપ્તિથી તમને કાયામાં ને ઘરમાં પરમ સુખ પ્રાપ્ત થશે. આમાં શંકા નથી. હે વૈશ્યોત્તમ ? તું પણ દેવી કે જે જગતનાં ઈશ્વરી, મનોરથોને પુરનારાં, તથા સૃષ્ટિ ને સંહારને કરનારાં છે તેમાં મહામાયાનું આરાધન કર. આમ કરવાથી ઘેર તારૂં માન થશે, સંસારનાં ઇચ્છિત સુખો તને મળશે ને અંતે સુંદર મણિદ્વિપમાં તારો વાસ થશે એમાં શંકા નથી. જે મનુષ્યો ભગવતીની પૂજા કરતા નથી તેઓ આ સંસારમાં ઘણા દુઃખથી પીડા પામતા, અનેક રોગોથી હારી ગયેલા, શત્રુઓથી પરાજય પામેલા, સ્ત્રીપુત્રાદિક વગરના, તૃષ્ણાથી ઘેરાયેલા તથા પાપબુદ્ધિવાળા થાય છે ને પરલોકમાં પણ નરકના ભોક્તા બને છે. હે રાજા ! બીલીનાં પત્રો, કણેરનાં પુષ્પો, કમળો ને ચંપક કુસુમોથી જેઓ જગદંબાની પૂજા કરે છે તેઓ અત્યન્ત વૈભવવાળા થાય છે. શક્તિની ભક્તિમાં પરાયણ ધર્માત્મા પુરૂષો ધન તથા વૈભવોના આનંદોવાળા, વિદ્યાવાળા, માનવાળા ને સઘળા ગુણોની પાત્રતાવાળા થાય છે. વેદોક્ત મંત્રોથી ભગવતીનું પૂજન કરનારા જનો આ લોકમાં ઉત્તમ રાજાઓમાં પણ મુખ્ય સરખા બને છે.[૧–૪૮]

**મનવિભવસુરવાઢ્યાપાનવામાનવંતઃ**
**સકલગુણગણાનાંભાજનંભારતીશાઃ ।**
**...નકપાંતમંત્રૈઃપૂજ...**
**...ૃપતિ... ...લ્યમસ્તેમવન્તીહલોકે ॥૪૪॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવતવિષે પંચમ સ્કન્ધમાં અધ્યાય ૩૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૫ મો*

### રાજા તથા વાણીઆને ભગવતીનો સાક્ષાત્કાર.

**વ્યાસ ઉવાચ–**

**इति तस्यवचः श्रुत्वा दुःखितौ वैश्यपार्थिवौ ।**
**प्रणिपत्यमुनिंमीत्या प्रश्रयावनतौभृशम् ॥ १॥**

વ્યાસ મુનિ કહે છે—એ દુઃખી વાણીઓ તથા રાજા સુમેધા મુનિનાં વચનો સાંભળી રાજી થયા. હર્ષથી પ્રફુલ્લિત નયનોવાળા, વાણીમાં ચતુર, ઘણા વિવેકથી નમ્રતાવાળા ને ભક્તિમાં આસક્ત ચિત્તવાળા એ બે રાજા તથા વણિક બની ગયા. પછી એ બે પ્રણામ કરી મુનિને નમન કરી રહ્યા. રાજા તથા વાણીઓ કહે છે—હે મહારાજ ! ગંગાએ જેમ પૂર્વે ભગીરથ રાજાને પાવન કર્યા હતા તેમ દીનને શોકવાળા અમોને આપનાં વચનરૂપ સરસ્વતીએ આજે પાવન કરેલા છે. વિશ્વમાં સંત લોકો પરોપકાર પરાયણ સ્વાભાવિક સદ્ગુણોના સાગર સરખા ને પ્રાણીમાત્રનું કલ્યાણ કરનારા હોય છે. હે મહાત્મા ! પૂર્વ જન્મના પુણ્યના પ્રભાવથી મહા પાપોનો નાશ કરનારા તમારા આ પવિત્ર આશ્રમમાં અમો આવી ચડયા છીએ. સ્વાર્થ પરાયણ મનુષ્યો આ જગત્‌માં અનેક હોય છે પરન્તુ આપના સમાન પરોપકારી મહાત્મા કોઈ સ્થળમાં કોકજ જોવામાં આવે છે. હે મુનિ સત્તમ ! હું દુઃખીઓ છું ને આ વાણીઓ પણ બહુજ દુઃખીછે.

* આ અધ્યાયમાં રાજા તથા વાણીઆને દેવીએ દર્શન દીધાં એ વાર્તા કહેવામા આવશે.

સંસાર દુઃખથી બળતા અમે બે આપના આ શ્રમમાં પ્રીતિથી આવ્યા એટલી વારમાંજ આપના દર્શનથી અમારા દેહનું દુઃખ બધું મટી ગયું. અમારા મનનું દુ.ખ હતું તે હમણાંજ આપનાં વચનો સાંભળવાથી મટી ગયું. આપનાં વચનામૃતના રસથી અમે આજ ધન્ય ને ચરિતાર્થ થયા છીએ. હે મહારાજ! હે કૃપાનિધાન ! આપે આજે કરૂણા કરીને અમને પવિત્ર કર્યા છે. આપ હવે અમારા હાથને ઝાલો ને સંસાર સમુદ્રમાં ગળકાં ખાઈખાઈ થાકી ગયેલા અમને સમજી મંત્રોપદેશ કરી એ સાગરના પાર અને પહોંચાડો. મહા તપસ્યા કરી સુખ આપનારાં અંબામાતાનું આરાધન કરી તેમનાં દર્શન કરી અમે પછી પોતાને ઘેર જઇશું. તમારા મુખથી દેવીના નવા ક્ષર મંત્રનો બોધ લઈ અહંકારરહિત તથા નિયમ પરાયણ થઈ અમે તેની સ્મૃતિ કરશું. વ્યાસમુનિ કહે છે—આ પ્રમાણે તેઓની વિજ્ઞપ્તિ સાંભળી મુનિઓમાં ઉત્તમ સુમેધાએ ધ્યાન તથા બીજ સહિત શુભ મંત્રનો તેઓને ઉપદેશ કર્યો. ગુરૂરૂપ મુનિને ઈષ્ટદેવ રૂપ સમજનારા રાજા તથા વૈશ્ય મંત્રોપદેશ લઇને વિચાર કરીને ઉત્તમ સરિતાના તટપર ગયા. ત્યાં તેઓએ એકાન્ત ને વિજન સ્થાનમાં આસન કર્યું ને બુદ્ધિને સ્થિર કરી બેઠા. મંત્ર જપમાં પરાયણ, ફળમૂળાદિના આહારથી કૃશ શરીરવાળા ને ચણે ચરિત્રોનો પાઠ કરતા એ બંને જણાએ ધ્યાન પરાયણ રહીને એક માસ વીતાવ્યો. એક માસના વ્રતથી એઓને જગદંબાના ચરણારવિંદમાં પ્રેમ થયો ને બુદ્ધિ અત્યન્ત સ્થિર થઇ. તેઓ હમેશાં એકવાર મુનિની પાસે જતા ને તેમના ચરણમાં પ્રણામ કરીને પાછા આવીને દર્ભાસનપર બેસતા હતા. દેવીના ધ્યાનમાં પરાયણ તથા મંત્રજપમાં લાગેલા એઓ કદી પણ બીજું કામ કરતા ન હતા. હે જન્મેજય રાજા ! આમ કરતાં કરતાં એક વર્ષ પુરૂં થયું ત્યારે તેઓએ ફલાહાર તજી દીધો ને પત્રાહાર શરૂ કર્યો. શુષ્ક પત્રોને ખાતા, જીતેન્દ્રિય, જપ તથા ધ્યાન પરાયણ રહેનારા એ બે જણાએ તપ કરતાં કરતાં બીજું વર્ષ પણ પુરૂં કર્યું. બે વર્ષ પુરાં થતાં કોઇ કોઈવાર તેઓ સ્વપ્નમાં જગદંબાને જોવા લાગ્યા. રાતાં વસ્ત્ર ધરનારાં, અને સુંદર અલંકારોથી શણગારવાળા મનોહર જગદંબા સ્વપ્નમાં જોવામાં આવતાં તેઓ ઘણા ખુશી થયા- ત્રીજા વર્ષમાં તેઓ માત્ર જળાહર કરીનેજ રહ્યા. આ પ્રમાણે ત્રણ વર્ષ પુરાં થતાં ભગવતીનાં દર્શનની મનમાં ઇચ્છાવાળા એ રાજા ને વૈશ્ય ચિંતા કરવા લાગ્યા કે "મનુષ્યોને શાન્તિ આપનારૂં ભગવતીનુ પ્રત્યક્ષ દર્શન આપણને થયું નહીં એટલા વાસ્તે આપણે દુઃખિઆને આતુર છઇએ તેથી દેહનો પણ ત્યાગ કરશું" આમ વિચાર કરી એ રાજાએ એક હાથ જેવડો સ્થિર ને સુંદર ત્રિકોણાકાર કુંડ બનાવ્યો. અત્યન્ત ભક્તિવાળો રાજા ને વૈશ્યે એ કુંડમાં અગ્નિનું સ્થાપન કર્યું ને તેઓ વારંવાર પોતાના માંસને કાપી કાપીને પ્રદીપ્ત થયેલી અગ્નિમાં હોમવા લાગ્યા ને પોતાના ને પોતાનાં રૂધિરથી દેવીને બળિદાન આપવા લાગ્યા. આવી રીતે એઓએ જ્યારે ઉદ્યમ કરવા માંડયો ત્યારે ભગવતીએ તેઓને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. ઘણા પ્રેમથી સશ્રમ પામેલા એ બે દુઃખીઆઓને દેખીને જગદંબાએ નીચે પ્રમાણે તેઓને કહ્યું. જગદંબા કહે છે—હે રાજા ! તું મનમાં જે ઈચ્છતો હો તે વરદાન માગી લે. તારા તપથી આજ હું અતીવ પ્રસન્ન થઈ છું. હું તને મારો પ્યારો

ભક્ત સમજું છું. હે વૈષ્ય ! હે મહાબુદ્ધિવાળા ! તારે જે જોઈએ તે તું માગી લે. તારા મનમાં હોય તે ખુશીથી માગ. વ્યાસ કહે છે—જગદંબાની આવી વાણી સાંભળી ખુશી થઇ રાજા બોલ્યો કે "મને મારૂં રાજ્ય આપો ને મારા શત્રુઓનું બળ મારા બળથી હણાઇ જાય તેમ કરો." રાજાની વાણી સાંભળીને દેવીએ કહ્યું કે "હે રાજા ! તું તારે ઘેર જા. નિર્બળ થયેલા તારા રિપૂઓ હારીને ભાગી જશે. તારા મંત્રીઓ તને મળીને તારા ચરણમાં પડશે. હે ભાગ્યશાળી ! તારા નગરમાં તું ઘણાં સુખથી રાજ્ય કરીશ. દશ હજાર વર્ષ પર્યન્ત રાજ્ય કરીને મરણ પામ્યા પછી તું સૂર્યથી જન્મ ધરીને 'સાવર્ણિ' નામનો મનુ થઇશ." પછી પેલા પવિત્ર વાણીઆએ બે હાથ જોડી કરી જગબાને કહ્યું કે "બંધનાશક ને મોક્ષદાયક જ્ઞાન હે મા ! તમે મને આપો. મારે હવે ઘરનું પુત્રનું કે ધનનું કશું કામ નથી. હે માતા ! એ સઘળું બંધન કરનાર ને સ્વપ્નના સમાન નાશવંત છે. મોહ પામેલા પામર લોકોજ આ અસાર સંસારમાં ડુબે છે ને પંડિતો તરી જાય છે. સંસારને દુઃખદાયક સમજી જન્મમરણને હું ઈચ્છતો નથી." આવા પ્રકારનાં પાસે ઉભેલા વૈશ્યનાં વચનો સાંભળી જગદંબાએ તેને કહ્યું કે "હે વૈસ્યમાં ઉત્તમ ! તને જ્ઞાન પ્રાપ્ત થશે એમાં શંકા નથી." આ પ્રકારે વરદાન આપી દેવી ત્યાંથી અન્તર્ધાન થઈ ગયાં. જગદંબાના જવા પછી સુરથ રાજા અશ્વપર ચડી મુનિને પ્રણામ કરી જવા સારૂં ઈચ્છાવાળા થયા. આટલીવારમાં તો તેના મંત્રીઓ ને પ્રજાઓ ત્યાં આવી તેના ચરણમાં પડયાં. બે હાથ જોડીને ઉભેલાં એ લોકોએ સુરથરાજાને કહ્યું કે "હે રાજા ! તમારા સઘળા શત્રુઓ પોતાનાં પાપને લીધે સંગ્રામમાં હારી ગયા છે વાસ્તે તમે હવે નગરમાં પધારો ને નિષ્કંટક રાજ્ય કરો." લોકોની વાણી સાંભળી સુરથ રાજા મુનિને પ્રણામ કરી આજ્ઞા લઈ મંત્રીઓ સહિત પોતાના પુરમાં ગયો. પોતાનું રાજ્ય, સ્ત્રીઓ, સ્વજનો, ને બાંધવોને પામી તે રાજા સાગરરૂપી કટિમેખલાવાળી સઘળી પૃથ્વીને ભોગવવા લાગ્યો. એ વૈશ્ય પણ જ્ઞાની થઇ સઘળો સંગ છોડી જીવન્મુકત થયો ને ત્યાં વનમાંજ કાળક્ષેપ કરી રહ્યો. તીર્થાટનમાં ફરતો ફરતો એ વૈશ્ય ભગવતીના ગુણાનુવાદ ગાતો હતો, હે જન્મેજય રાજા ! આ પ્રમાણે ભગવતિનું અદભૂત ચરિત્ર, રાજા વૈશ્યને દેવી ભકિતના ફળની પ્રાપ્તિ, દાનવોના વધ, તથા દેવીના સુંદર પ્રાદુર્ભાવો એ વિષયો મેં તમને કહી સંભળાવ્યા. જગદંબાનો આવો પ્રભાવ છે ને આ પ્રકારે તેઓ ભકતોને અભય આપનારાં છે. આ અદભૂત આખ્યાનનું જે માણસ નિત્ય શ્રવણ કરે છે તેને અવશ્ય સંસારનાં સુખો સાંપડે છે. શ્રવણમાત્રથી આ અદભૂત આખ્યાન જ્ઞાન, મોક્ષ, કીર્તિ, ને સુખ આપનારૂં તથા પવિત્ર કરનારૂં છે. આ આખ્યાન મનુષ્યોને સઘળા પુરૂષાર્થોને આપનારૂં, સર્વ ધર્મોથી ભરેલું, ને ધર્મ, અર્થ, કામ, તથા મોક્ષનાં પરમ કારણરૂપ છે. સૂતપુરાણી કહે છે—હે મુનિઓ ! જન્મેજય રાજાના પૂછવાથી સકળ પુરૂષાર્થતત્વવેતા સત્યવતી પુત્ર વેદવ્યાસે ભગવતીરૂપી સંહિતાના એક વિભાગરૂપ આ પંચમ સ્કન્ધ કહ્યો હતો. દયાળુ મહાત્મા વેદવ્યાસ મુનિએ શુંભ દાનવના વધ વિષે ચંડિકા દેવીનું ચરિત્ર કહ્યું છે. હે મુનિઓ ! પુરાણોના સારને આ પ્રકાર મેં તમને કહ્યો. ૧–૫૪

इति चंडिकाख्य सं[illegible]णम् ।

कथयामास भगवान् कृष्णः कारुणिको मुनिः॥५४॥
इति वः कथितः सारः पुराणानां मुनीश्वराः

( આ પાંચમા સ્કન્ધમાં વ્યાસ ભગવાને ૨૦૯૦ શ્લોકો રચેલા છે. ઈતિશ્રી અઢાર હજાર શ્લોકોવાળો મહાપુરાણ સંહિતામાં દેવી ભાગવતમાં વેદાન્ત કવિ હીરાલાલ લિખિત ગુર્જર ભાષામાં અધ્યાય પાંત્રીશમો પરિપૂર્ણ.

---



# श्रीमद् देवी भागवत भाषांत



## पंचम स्कंध—समाप्त

श्रीमद्

# देवी भागवत भाषांतर.

## षष्ठ स्कन्ध

### અધ્યાય ૧ લો.*

### વૃત્રાસુરની કથા.

ऋषय ऊचुः—

**सूतसूत महाभाग मिष्टं ते वचनामृतम् ।**
**न तृप्ताःस्मो वयं पीत्वा द्वैपायन कृतं शुभम् १**

મુનિઓ પૂછે છે—હે સૂત ! હે સૂત ! હે મહા ભાગ્યવાળા ? વેદ વ્યાસથી રચાયેલું કથારૂપ સુંદર સ્વાદિષ્ટ અમૃત તમારા મુખમાંથી ઝરે છે. તેનું પાન કરીને અમો તૃપ્તિ પામતાજ નથી. વેદ પ્રસિદ્ધ પાપનો નાશ કરનારી પુરાણ વિષયક કથાને ફરીવાર અમે પૂછવા ઈચ્છા કરીએ છીએ ત્વષ્ટાના બળવાળા સુવિખ્યાત વૃત્રાસુર નામના પુત્રને સંગ્રામમાં ઈન્દ્રે શા વાસ્તે માર્યો ? કારણ કે ત્વષ્ટા તો દેવ પક્ષમાં છે. એમ કરતાં બ્રહ્મહત્યાના ભયને કેમ ન ગણ્યો ? કારણ કે દેવો તો સત્ત્વગુણની સૃષ્ટિ છે, પશુ પક્ષીઓ તામસી સૃષ્ટિ છે ને મનુષ્યો રાજસી સૃષ્ટિ છે એમ વેદ પુરાણના જ્ઞાતા પુરૂષો કહે છે. આથી

* આ પ્રથમ અધ્યાયમાં સાઠ શ્લોકથી વૃત્રાસુરના વધ સંબંધની સવિસ્તર કથા કહેવાશે.

આ વિષયમાં મહા વિરોધ છે. શતયાજી ઈન્દ્રે સત્વગુણી છતાં છળ કરીને વૃત્રાસુરનો વધ કર્યો ને ભગવાન વિષ્ણુ મહા સાત્વીક પ્રભુ છે છતાં તેમણે એ કાર્યમાં પ્રેરણા કરી કપટ રૂપથી ઇન્દ્રના વજ્રમાં પ્રવેશ કર્યો હતો. આથી દેવોનું સાત્વિકપણું આમાં ક્યાં રહ્યું ? મહા બળવાળા વૃત્રાસુરના સાથે સલાહ કરી તેને વિશ્વાસમાં રાખવા છતાં વિષ્ણુને ઈન્દ્રે પોતાનું સત્યવ્રત તજી વિશ્વાસઘાત કરી જળના ફીણથી તેને માર્યો હતો તો આવું મહા સાહસી કાર્ય તેઓએ શા વાસ્તે કર્યું ; ઉત્તમ દેવતાઓ મહાત્મા હોવા છતાં મોહથી ઠગાયાને પાપબુદ્ધિવાળા થયા ને અત્યન્ત અન્યાયના માર્ગમાં ઉતરી ગયા એ વિષે અમને મહદાશ્ચર્ય જણાય છે. સદાચારી છે તેથીજ દેવતાઓનું શિષ્ટત્વ કહ્યું છે પરન્તુ આવા કાર્યમાં તેઓની શિષ્ટતા પછી ક્યાં ચાલી ગઈ ! વિશ્વાસમાં રહેલા વૃત્રાસુરને ઈન્દ્રે કપટથી માર્યો તેથી બ્રહ્મહત્યાનું ફળ ઈન્દ્રને મળ્યું કે ન મળ્યું ! તમારાં આગળ કહેવા પ્રમાણે તો દેવીએ વૃત્રાસુરને માર્યો હતો તો આ વિષયમાં પણ અમે ગુંચવણમાં

પડયા છીએ કે વૃત્રાસુરનો વધ કરનાર દેવી કે ઈન્દ્ર ? સૂત પુરાણી વદે છે—વૃત્રાસુરના વધ તથા ઈન્દ્રને બ્રહ્મહત્યાનું પાપ પ્રાપ્ત થવા વિષે કથા કહું છું તે તમે સાંભળો. પરીક્ષીતના પુત્ર જનમેજયનો આવોજ પ્રશ્ન થતાં સત્યવતીના પુત્ર વેદ વ્યાસે તેમને જે ઉત્તર આપ્યું હતું એ વિષે સાંભળો. જનમેજય પ્રશ્ન કરે છે—હે મુનિવર્ય વ્યાસજી ? સાત્વિક છતાં વિષ્ણુની સહાયતા લઈ કપટથી ઈન્દ્રે વૃત્રાસુરને કેમ માર્યો ને વળી દેવીએ વૃત્રાસુરને કેમ માર્યો તથા શું કારણથી માર્યો. વેદમાં ઇન્દ્રે વૃત્રને માર્યો એમ કહ્યું ને ને પુરાણોમાં દેવીએ માર્યો છે એમ કહેલું છે તો આ પ્રત્યક્ષ વિરોધનુ નિવારણ શી રીતે છે ? આ વિષયમાં મને આશ્ચર્ય ઉપજવાથી તમને પ્રશ્ન કરૂ છું. મહાપુરૂષોનાં ચરિત્રોને શ્રવણ કરવાથી કોઈને પણ તૃપ્તિજ થતી નથી વાસ્તે તમે મને વૃત્રાસુરના વધ વિષયક જગદમ્બાનાં માહાત્મ્યને સંભળાવો. વ્યાસમુનિ વદે છે—પુરાણ શ્રવણમાં પ્રેમવાળી બુદ્ધિ હોવાથી તમે ભાગ્યશાળી રાજા છો. અમૃતના સ્વાદના જ્ઞાતા દેવલોકો અમૃત પીધા પછી ફરી અમૃત પીવાની તૃષ્ણા કરતા નથી ને તમે તો આટલુ બધુ સાંભળીને પણ તૃપ્તિ પામતાજ નથી. દિનપ્રતિદિન જગદંબાની ચરિત્ર કથાઓ સાંભળવામાં ભક્તિભાવ તમને વધતો જ આવે છે. એકાગ્ર મનથી શ્રોતા સાંભળે તો વક્તા પણ પ્રસન્ન થઇને કથા કહે છે. પૂર્વે વેદ પુરાણમાં પ્રસિદ્ધ વૃત્ર તથા ઈન્દ્રનાં યુદ્ધની વાર્તા છે. વૃત્રાસુરના વધરૂપ જેવું કાર્ય ઈન્દ્રે કર્યું હતું તેવુ જ તેને સંકટ પણ થયુ હતું. વિષ્ણુ તથા ઈન્દ્રે ત્રણ મસ્તકવાળા બ્રાહ્મણને તથા વૃષાસુરને માર્યાં છે એમાં શું આશ્ચર્ય છે ? પોતાને પ્રત્યક્ષ થતી પીડાઓ દેખવાથી મુનિઓ પાપથી બીતા રહે છે એવા મુનિઓ પણ પાપાચરણ કરે છે તો પછી સુખાનુભવ કરનારા દેવલોકો પાપ કરે એમાં શું નવાઈ જેવું છે ? સઘળા લોકો સર્વદા માયાના મોહને વશ થઇનેજ પાપો કરે છે. વિષ્ણુ સત્વ ગુણવાળા છે છતાં પણ માયાથી અત્યન્ત મોહ પામીને હમેશાં કપટથી દાનવોનો સંહાર કરે છે તો બીજો એવો કોણ બળવાળો છે કે જે પ્રાણી માત્રને મોહ ઉપજાવનારી ભગવતી મહામાયાને મનથી પણ જીતવાને સમર્થ થાય. નરના સખા, અનંત નામે ઓળખાતા ભગવાન્ કહેવાતા સાક્ષાત્ નારાયણ પણ માયાની પ્રેરણાથી હજારો યુગોમાં મત્સ્યાદિ યોનિઓમાં અવતાર લે છે ને કોઈવાર યોગ્ય ને કોઈવાર અયોગ્ય કાર્યો કરે છે તો પછી બીજો કોણ પ્રાણી માયાને જીતી શકે ? પ્રાણીમાત્ર માયાના પ્રબળ ગુણથી ઘેરાયા છે અને એથી શરીર ધન, ઘર, સ્વજન, પુત્ર, દારા, આદિમાં આ મારાં છે એમ મમત્વરૂપ મોહ પામીને નિરંતર નાના પ્રકારનાં પુણ્યો ને પાપો કર્યાજ કરે છે. હે જન્મેજય ? કાર્યકારણનો જ્ઞાતા પણ કોઈ સંસારમાં મોહ મટાડવા શક્તિવાળો નથી કારણ કે પ્રથમથીજ માયાના ત્રણે ગુણોથી તે વશ્ય થઇ ગયો છે. આવી રીતે સ્વાર્થ સાધવામાં તત્પર વિષ્ણુ તથા ઈન્દ્રે પણ માયામાં મોહિત થઇને કપટાચારથી વૃત્રાસુરને માર્યો હતો. હે રાજા ! વૃત્રાસુર ને ઈન્દ્રને પરસ્પર વૈર થવાનું કારણ શું હતું એ કથા કહું તે સાંભળ. ત્વષ્ટા નામે એક બ્રાહ્મણ હતો કે જે દેવતાઓમાં ઉત્તમ, મહા તપસ્વી, ચતુર, બ્રાહ્મણોપર પ્રેમવાળો, ને દેવકાર્ય કરનારો હતો. એ ત્વષ્ટા પ્રજાપતિ હતો. ઈન્દ્રપર કોઈ કારણથી દ્વેષને લીધે તેણે ત્રણ મસ્તકવાળો ને

મોહ ઉપજાવનારાં રૂપવાળો એક 'વિશ્વરૂપ' નામનો પુત્ર પ્રકટ કર્યો. પોતાનાં મનોહર તથા ઉત્તમ ત્રણ મસ્તકોથી એ વિશ્વરૂપ મુનિ શોભતા હતા. તે પ્રત્યેક મુખદ્વારાએ નોખી નોખી ક્રિયાઓ કરતો હતો. વેદપાઠ, સુરાપાન, ને ત્રણે દિશાઓનું અવલોકન એમ ક્રિયાઓ અનુક્રમે કરતો હતો. વિષયોનો ત્યાગ કરી દુશ્ચર તપને એ વિશ્વરૂપ કરવા માંડયો. કોમળ, જીતેન્દ્રિય ને ધર્મ કાર્યમાંજ તત્પર વિશ્વરૂપ ગ્રીષ્મકાળમાં પંચાગ્નિને તાપતો હતો, ચોમાસામાં વૃક્ષાગ્રે બેસી રહેતો હતો ને શિયાળામાં જળની અંદર નિવાસ રાખતો હતો. અન્નપાન તજી મનને જીતી, ને સઘળા પરિગ્રહનો ત્યાગ કરી એ બુદ્ધિ વાળો વિશ્વરૂપ મંદ બુદ્ધિ વાળાઓને અશકય તપસ્યા કરતો હતો. એનાં તપને દેખી 'રખે આ ઇન્દ્રપદ પામશે" એવો ઈન્દ્રને ખેદ થયો. અપાર તેજવાળા વિશ્વરૂપનુ સત્ય ને તપોબળ દેખીને ઇન્દ્રને નિરન્તર ચિંતા પેઠી કે "વૃદ્ધિ પામતો જતો ત્રણ મસ્તકવાળો આ વિશ્વરૂપ મારો ક્ષય કરશે. વૃદ્ધિ પામતા જતા બળવાળા શત્રુને ઉપેક્ષા ન કરવી એમ વિદ્વાનો કહે છે. મારે પણ આનું તપોબળ નાશ કરવા ઉપાય કરવો જોઈએ. કામદેવ તપનો પાકો દુશ્મન છે ને એનાથી તપ નાશ બને છે વાસ્તે કોઇ પણ પ્રકારે વિશ્વરૂપને કામભોગમાં ફસાવવો એજ કરવા જેવું છે." ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપને લોભમાં ફસાવવા બુદ્ધિવાળા ઈન્દ્રદેવે સઘળી અપ્સરાઓને આજ્ઞા આપી. રૂપના ગર્વવાળી ઉર્વશી મેનકા, રંભા ને ધૃતાચી આદી સુરાંગનાઓને બોલાવી ઇન્દ્રે કહ્યું કે "મારે તમારૂ આજ કામ પડયું છે વાસ્તે સંપાદન કરી મને રાજી કરો. અજેય સરખો મારો શત્રુ વિશ્વરૂપ તપ કરે છે તેને ત્યાં જઇ લલચાવો. નાના પ્રકારનાં શૃંગારિક સ્વરૂપોથી ને હાવભાવોથી તેને તમે લલચાવો અને મારા સંતાપને દુર કરો. તમારૂં આથી કલ્યાણ થશે. હે અપ્સરાઓ ! એનાં તપોબળને જોવાથી મને ચિંતા પેઠી છે કે રખેને એ મારૂં ઈન્દ્રાસન દબાવી લેશે. હે સુંદરીઓ ! મારા આવા ભયની તમે નિવૃત્તિ કરો. આ વેળાએ તમે સૌ એકઠી થઈ મારા પર ઉપકાર કરો." ઇન્દ્રની વાણી સાંભળી પાસે બેઠેલી અપ્સરાઓ તેના પ્રતિ બોલી કે "હે સ્વામી ! તમે ભય રાખો માં. એને લલચાવશું. હે મહા કાન્તિવાળા દેવ ! નૃત્ય ગાન ને વિહારથી અમે એ મુનિને લલચાવીએ એ દરમ્યાનમાં તેના તરફથી અમને ત્રાસ ન થાય એવી આપ યોજના કરો. હે દેવ ! અમે અમારાં અંગોની ચેષ્ટાઓથી ને કટાક્ષોથી એ વિશ્વરૂપને લલચાવીને લંપટ બનાવી વશ્ય કરી અમારો કેદી કરી નાંખશુ." આમ ઇન્દ્ર પ્રતિ કહી એ સુરસુંદરીઓ સત્વર વિશ્વરૂપની પાસે ચાલી ગઇ. કામ શાસ્ત્રની રીતિ અનુસાર અનેક પ્રકારના હાવભાવો કરતી કરતી એ ઉત્તમ અપ્સરાઓ વિશ્વરૂપને લલચાવવા નાના પ્રકારના તાળભેદથી ગાયન ગાવા માંડી. તથા નૃત્ય કરવા લાગી. મુંગા બહેરા ને આંધળાની સમાન જીતેન્દ્રિય વિશ્વરૂપે સુંદરિઓના ચાળા તરફ દૃષ્ટિ પણ ન કરી. તે તપસ્વીના દિવ્ય આશ્રમમાં સત્યની મોહક નૃત્ય ગાયન આદિ પ્રયોગો અજમાવતી અપ્સરાઓ કેટલોક કાળ રહી પણ એ ત્રણ મસ્તકવાળો મહા તપસ્વી મુનિ એક ટળી બીજો ન થયો ત્યારે તે સુંદરીઓ ઈન્દ્ર તરફ પાછી ફરી. શ્રમ વાળી દીનતાવાળી ભયવાળી તથા તેજ વગરનાં વદનોવાળી એ અપ્સરાઓ

બે હાથ જોડી કરી ઇન્દ્ર પ્રતિ કહી રહી કે "હે દેવદેવ મહારાજ ! અનેક પ્રયત્નો અજમાવત્તાં છતાં એ વિશ્વરૂપને અમે ચળાયમાન નકરી શકયા. હે ઈન્દ્ર!હવે અન્ય કોઇ ઉપાયઅજમાવો.એ જીતેન્દ્રિય મુનિનાપરઅમારી સત્તા કામ કરે એવું નથી. તપથી અગ્નિ સમાન ચળકતા એ મહાત્મા વિશ્વરૂપે અમને શાપ ન આપ્યો એથી અમે ભાગ્યશાળી છીએ." પછી મંદમતિ પાપબુદ્ધિવાળા ઈન્દ્રે અન્યાયથી વિશ્વરૂપને મારવાનો ઉપાયનો વિચાર કર્યો ને અપ્સરાઓનું વિસર્જન કર્યું. હે રાજા ! લોક લજ્જાનો ને પાપ ભયનો દરકાર નહીં કરી વિશ્વરૂપને મારી નાંખવા ઈન્દ્રે તુચ્છ બુદ્ધિ કરી.[१-६०]

विसृज्य ताकन्यजनं स तथा पापभयं भृशम् ।
चकार पापबुद्धिंतु तद्धनाय महीपते ॥ ६० ॥

ઈતિશ્રી મહાપુરાણવિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો,*

### વિશ્વરૂપનો વધ ને વૃત્રનો જન્મ.

व्यास उवाच–

अथ सक्रोध मुपेत्य सुराधिपः
सगर्षि गम्य गजासन संस्थितः ।
त्रिशिर संमति दुष्टमतिस्तदा
मुनिमपश्यद मेय पराक्रमम् ॥ १ ॥

વ્યાસ બોલ્યા—રાજ્યલોભથી ત્રણ મસ્તકવાળા અપાર શકિતવાળા એ વિશ્વરૂપના વધની બુરી વાંછનાથી ઈન્દ્ર ગજપર ચડી તેના આશ્રમમાં તેને જોઈ રહ્યો. દૃઢાસનપર વિરાજમાન, મુનિવ્રતધારી, સમાધિલીન, સૂર્યને અગ્નિ સરખી પ્રભાવવાળા એ વિશ્વરૂપને દેખી ઈન્દ્રને મહા શોક થયો કે "અહો ! આ નિરાપરાધી મુનિને મારવા મેં કેમ ઈચ્છા કરી છે ! તપોબળની બુદ્ધિવાળા ને મારાં પદને પામવાની ઈચ્છાવાળા આ મહાશત્રુને વિસારી પણ કેમ મુકાય ? આમ વિચાર કરી ઈન્દ્રે તપસ્વી સૂર્યશશી સરખી કાન્તિવાળા વિશ્વરૂપ ઉપર મહાવેગવાળું વજ્ર નામનું શસ્ત્ર છોડયું. વજ્ર પ્રહારથી પૃથ્વીપર પડી ગયેલો વિશ્વરૂપ મરી ગયો. વજ્રના પ્રહારથી તુટેલાં પર્વતનાં શિખર સરખો એ પૃથ્વીપર પડેલો દેખાયો. એના વધથી ઈન્દ્ર પ્રસન્ન થયો. ત્યાં બિરાજતા મુનિગણો અત્યન્ત 'અરેરે ! એવી ચીસો પાડી રહ્યા હતા "પાપી ઇન્દ્રે આ કેવું કુકૃત્ય કર્યું ! તપોનિધિરૂપ વિશ્વરૂપને અપરાધ વગર મારી નાંખ્યો. પાપાત્મા દુષ્ટબુદ્ધિ ઇન્દ્રને બ્રહ્મહત્યાનું પાપ અવસ્ય ફળ આપનારૂં હો" વિશ્વરૂપને વધ કરી ઇન્દ્ર પોતાના સ્થાનકમાં ગયો. તેજના નિધિ સરખો મહાત્મા વિશ્વરૂપ મુવેલા છતાં જીવતા સમાન સુંદર દેખાવા લાગ્યો. ધરતીપર પડેલા જીવતા સમાન જણાતા વિશ્વરૂપને દેખી ઈન્દ્રને ભય પેઠું કે "આ ફરી જીવતો થશે કે શું ? ઈન્દ્રે મનમાં ઘણો વિચાર કરી સમીપમાં ઉભેલા સુતારને દેખી પોતાનાં કાર્યને અનુકુળ વચન કહ્યુ કે "હે સુતાર ! મારાં વચનને માન આપી આનાં મસ્તકો કાપી નાંખ. આ મહા તેજસ્વી મુનિ જીવતા જેવો જણાય છે ને તેને તેવો નહીં થવા દેવા સારૂ હું તને આ પ્રમાણે અભિપ્રાય આપું છું" ઈન્દ્રની વાણી સાંભળી તેનાં વચનને ધિક્કાર આપતો એ સુતાર બોલી રહ્યો કે "આ મોટી કાંધવાળા ઉપર મારો કુવાડો ચાલી શકે

* આ બીજા અધ્યાયમાં ત્રેપન શ્લોકોથી વિશ્વરૂપનો વધ તથા વૃત્રાસુરની ત્પત્તિ વિષે કથા કહેવાશે.

એવું નથી. તમે સત્પુરૂષોથી ધિક્કારપાત્ર બનેલું દુષ્ટ કાર્ય કર્યું પરન્તુ એવું દુષ્ટ કાર્ય હું તો નહીંજ કરૂં. જો કે મરેલાને મારવો છે તો પણ મને પાપનો ભય લાગે છે. આ મરી ગયેલા મુનિનાં મસ્તકો કાપવાથી તને હે ઈન્દ્ર ! શું ફળ છે ? શું કારણથી તમને આવો ભય છે એ કહો" ઈન્દ્ર બોલ્યો "આ દેહ જીવતા સરખો દેખાય છે તેથી મને ભય થાય છે કે રખેને આ મારો શત્રુ મુનિ પાછો જીવતો થાય" સુતાર બોલ્યો કે "હે વિદ્યાવાળા ! આવી ઘાતકી ક્રિયાથી તને શરમ કેમ નથી આવતી ? મુનિ પુત્રનો વધ કરી તને બ્રહ્મહત્યાનો પણ ડર નથી શું ? ઇન્દ્રે કહ્યું કે પાપક્ષય વાસ્તે પાછળથી હું પ્રાયશ્ચિત કરીશ હે મહાબુદ્ધિશાળી ! શત્રુ ને તો કપટ કરીને પણ સદા હણવોજ ઘટે છે. સુતારે કહ્યું "હે ઇન્દ્ર ! તમે લોભ વશ થઈ પાપ કરનારા છો પરન્તુ લોભ વગર હું કેમ પાપ કરૂં તે કહો." ઇન્દ્ર બોલ્યા "હુ સર્વદા તને યજ્ઞનો ભાગીદાર કરીશ ને મનુષ્યો પશુનાં મસ્તકરૂપ તને યજ્ઞમાં ભાગ દેશે." આ ભાગરૂપ ભાડું લઇને હવે આનાં મસ્તકો તું કાપી નાખ ને મારૂ ભલું કર. " ઈન્દ્રની વાણી સાંભળી સુતાર ખુશી થયો ને તેણે તેનાં ત્રણે માથાંઓ કાપી નાંખ્યાં. એ ત્રણે મસ્તકો કપાઈને જ્યારે પૃથ્વીપર પડયાં ત્યારે તેમાંથી તુરત હજારો પક્ષીઓ નીકળી પડયાં. કલવિંક તેતરને કંપિજલ એ ત્રણ પ્રકારનાં પક્ષીઓનાં ટોળાંઓ તેનાં જુદાં જુદાં મુખમાંથી નીકળ્યાં. વેદ ભણવાના મુખમાંથી કપિજલ, જે મુખથી સઘળી દિશાઓનું પાન કરતો હતો તે અન્ન ખાવાના મુખમાંથી તેતર પક્ષીઓ ને મધુપાન કરનારાં મુખમાંથી કલવિંક પક્ષીઓ નીકળ્યાં. ત્રણ મસ્તકવાળા વિશ્વરૂપનાં મુખોમાંથી પક્ષીઓ નીકળેલાં દેખી મનમાં રાજી થયેલો ઈન્દ્ર સ્વર્ગમાં ગયો. ઈન્દ્રના ગયા પછી સુતાર પણ ઘેર ગયોને યજ્ઞ ભાગ મળવાથી હે રાજા ! તે ઘણો ખુશી થયો. મહાબળવાળા શત્રુનો વધ કરી બ્રહ્મહત્યાની દરકાર વગરનો ઈન્દ્ર પોતાને ચરિતાર્થ સમજી રહ્યો. પોતાના મહા ધર્માત્મા પુત્રને ઇન્દ્રે માર્યો એમ સાંભળી ત્વષ્ટાને અતીવ ખેદ થયો ને તેને મનમાં મહાકોપ કરી ઈન્દ્ર ને કહ્યું કે "નિરપરાધી મુનિવ્રત પરાયણ મારા પુત્ર વિશ્વરૂપનો વધ કરનારા ઈન્દ્રને તેનો વધ કરનારો બીજો પુત્ર હું ઉત્પન્ન કરીશ." મારી શક્તિ તથા તપોબળને દેવતાઓ જોશે ને પોતાનાં પાપનું મોટુ ફળ થયુ એમ ઇન્દ્ર જાણશે એમ હું કરીશ." ક્રોધથી વ્યાકુળ મનવાળા ત્વષ્ટાએ આમ બોલી પુત્ર પ્રાપ્તિ વાસ્તે અથર્વવેદનાં મત્રો સહિત હોમ કરવો આરંભ્યો. આઠ રાત્રી હોમ થતાં હોમમાંથી પ્રદીપ્ત અગ્નિમાંથી સત્વર અગ્નિ સરખો એક પુત્ર પ્રકટ થયો. વેગથી અગ્નિમાંથી પ્રકટાવેલા, તેજ તથા બળવાળા ને અગ્નિ સમાન પ્રકાશતા એ પુત્રને પાસે ઉભેલો દેખી ત્વષ્ટાએ કહ્યું કે હે ઈન્દ્રના શત્રુ ? મારાં તપના પ્રતાપથી તારી વૃદ્ધિ હો." ક્રોધથી બળતો ત્વષ્ટા આમ બોલ્યો કે તરતજ અગ્નિસમાન કાન્તિવાળો એ પુત્ર આકાશ જેવડો વધી ગયો. પર્વતસમાન કાયાવાળા પોતાના તેજથી શોભતા કાળને મૃત્યુ સરખા એ પુત્રે પિતાને પોતાનુ નામ પાડવાનું ને કંઈ કામ બતાવવાનું કહ્યું. પિતાની ચિતાનાં કારણને પૂછયું ને બોલ્યો કે "મારી પ્રતિજ્ઞા છે કે તમારો શોક હું હરીશ. દુઃખી પિતાવાળા પુત્રનો જન્મ વૃથા છે. હું સમુદ્ર પી જાઉં, પર્વતનો લોટ કરી નાંખું,

પ્રચડ તેજવાળા માર્તંડને ઉગતો અટકાવું, દેવસહિત ઈન્દ્રને યમને કે બીજા કોઈ દેવને મારી નાખુ ને આપ આજ્ઞા આપો તો આખી પૃથ્વીને ઉખેડીને સઘળાઓને સમુદ્રમાં પધરાવી દઉં." પુત્રની વીરરસ ભરી મનોહર વાણી સાંભળી ત્વષ્ટા રાજી થયા ને પર્વત સરખા પુત્રના પ્રતિ કહી રહ્યો કે "હે પુત્ર ! કષ્ટથી (વૃજિત) રક્ષણ કરવામાં તું સમર્થ છો વાસ્તે તારૂ નામ 'વૃત્ર' એમ પ્રખ્યાત થશે. હે ભાગ્યશાળી ! વિશ્વરૂપ નામે તને એક તપસ્વી ભ્રાતા હતો. તેને ત્રણ મસ્તકો હતાં કે જે ઘણી શક્તિવાળાં હતાં. વેદવેદાંગનાં તત્ત્વોનો જ્ઞાતા ને સકળ ક્રિયાઓમાં નિપુણ વિશ્વરૂપ ત્રિલોકને મોહ ઉપજાવનારૂં વિસ્મયકારક ઘણો કાળ સુધી તપશ્ચર્યા કર્યા કરતો હતો. હાલ એ નિરપરાધી વિશ્વરૂપને ઈન્દ્રે વજ્રથી મારી નાખ્યો ને તેનાં મસ્તકો પણ કાપી નાંખ્યા છે વાસ્તે હે નરશાર્દુલ ! અપરાધી, બ્રહ્મઘાતક, પાપી, નિર્લજ, દુષ્ટ બુદ્ધિ વાળા એ શઠ ઈન્દ્રને તુ મારી નાખ. પુત્રશોકથી વ્યાકુળ ત્વષ્ટા આમ વૃત્રને આજ્ઞા આપી તેને નાના પ્રકારનાં દિવ્ય ને પ્રબળ આયુધો બનાવીને ઇન્દ્રને મારવા સારૂં આપ્યાં. હે જન્મેજય ! તરવાર, ત્રિશુલ, ગદા, સાંગ, શાર્ઙ્ગ ધનુષ્ય, બાણ, પરિઘ, પટ્ટિશ, દિવ્ય સુદર્શન સમી કાન્તિવાળુ સહસ્ર ધારા વાળુ ચક્ર, અક્ષય બાણવાળાં ભાથાં, અતિ સુદર કવચ ને મેઘ સરખો મજબુત અસહ્ય જય આપનારો એક રથ તથા બીજી સઘળી યુદ્ધની સામગ્રીઓ તૈયાર કરીઆપી ને પછી વૃત્રને ઈન્દ્રનો વધ કરવા સારૂ પ્રેર્યો.[१-५४]

युद्धोप करणं सर्वं कृत्वा पुत्राय पार्थिव ॥
दत्त्वा सो प्रेरयामास त्वष्टा क्रोध समन्वितः॥५५॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો*

### વૃત્રાસુર ને ઇન્દ્રનુ યુદ્ધ.

व्यास उवाच—

कृतस्वस्त्ययनो वृत्रो ब्राह्मणैर्वेदपारगैः ।
निर्जगामरथारूढोहन्तुंशक्रंमहाबलः ॥१॥

વ્યાસ કહે છે—મહા બળવાળા વૃત્રાસુરે વેદના પારને પામનારા બ્રાહ્મણોદ્વારા સ્વસ્તિવાચન કરાવ્યું. પછી તે રથમાં ચડી ઇન્દ્રને હણવા વિદાય થયો. આ સમયે પુર્વે ઈન્દ્રથી પરાજય પામેલા ક્રૂર દાનવો વૃત્રાસુરને બલવાળો સમજી તેની સેવામાં તતપર થયાને ભેગા મળ્યા. દૂતોએ ઇન્દ્રની પાસે આવી વૃત્રાસુરની સઘળી વાર્તા કહી સભળાવી. દુતો કહે છે—હે ઈન્દ્ર દેવ ! પુત્ર વધથી ખીજાએલા ને તપેલા ત્વષ્ટાએ અભિચાર પ્રયોગથી તમને મારવા સારૂ અસહ્ય બળવાળો વૃત્રાસુર નામનો પુત્ર ઉત્પન્ન કરેલો છે તે આજ રથમા બેસી પોતાની દાનવ સેના સાથે અહી આવનારો છે. હે ભાગ્યશાળી ! મેરૂ તથા મંદરાચળ સમાન ભયંકર નાદવાળો અતિ દારૂણ વૃત્રાસુર હમણાં આવી પહોંચશે વાસ્તે કાંઈક પ્રયત્ન કરો. વ્યાસમુનિ કહે છે—ઇન્દ્ર દુતોની વાણી સાંભળી રહ્યો હતો એટલામાં તો અત્યન્ત ત્રાસ પામેલા દેવગણોએ આવી ઈન્દ્રને નીચે પ્રમાણે સમાચાર આપ્યા. દેવગણો કહે છે—હે ઈન્દ્ર ! સ્વર્ગમાં પક્ષીઓના વિપરીત શબ્દો વિગેરે ઘણાં ભવિષ્યમાં ભય સુચવનારાં અમંગળ શકુનો થઇ રહ્યા છે. કાગડા, ગુ-

---

* આ અધ્યાયમા વૃત્રાસુર ને ઇન્દ્રના યુદ્ધની વાર્તા કહેવાશે.

ધ્ર, શકરા ને કંક આદિ દારૂણ પક્ષીઓ લોકોનાં ઘરનાં છાપરાંઓપર વિકારવાળા રૂદન સ્વરો સંભળાવે છે તથા ' ચી, ચી ' એવા શબ્દો થઇ રહ્યા છે. વાહનોનાં નયનોમાંથી અશ્રુધારાઓ ધરતી પર પડી રહી છે. રાતે રોતી રાક્ષસીઓ મોટા અને ભયંકર શબ્દો સંભળાવે છે. વાયુ વગર તુરત ધ્વજાઓ પડી જાય છે. પૃથ્વીમાં અંતરિક્ષમાં ને સ્વર્ગમાં ઉત્પાતો થતા દેખાય છે. કાળાં વસ્ત્રોવાળી ને કુરૂપડાં મુખવાળી નારીઓ ઘેર ઘેર ભમ્યા કરે છે ને ' ઘરમાંથી તુરત બહાર આવો બહાર આવો " એમ બુમાટ કરી રહી છે. બીવરાવતી અત્યન્ત આતુરતાવાળી રાક્ષસીઓ રાત્રીમાં પોતાના ઘરમાં સુતેલી સ્ત્રીઓના મોવાળા છુંટી લે છે એવાં અમંગલ સ્વપ્નો દેખાય છે. હે દેવતાઓના નાથ ! આવાં આવાં બીજા પણ ધરતીકંપ ને ઉલ્કાપાત વિગેરે નિમિત્તો થાય છે. ઘરનાં ચોગાનોમાં રાતે શિયાળીઆંઓ આવી રૂદન કરે છે નાના પ્રકારના કાશીડાઓના સમુદાયો ઘેરઘેર દૃષ્ટિગોચર થાય છે. અંગો ફરકવા વિગેરે બીજાં પણ અનેક અમંગળ અપશુકનો થયા કરે છે. વ્યાસ મુનિ કહે છે—દેવજનોની આવી વાણી સાંભળીને ઈન્દ્ર ચિંતામાં ડુબી ગયો ને બૃહસ્પતિને બોલાવીને આ પ્રમાણે પૂછવા લાગ્યો. ઈન્દ્ર પૂછે છે—હે ગુરૂ ? અમંગળ શકુનો દેખાય છે, ભિષ્મ વાયુઓ વાય છે, આકાશમાંથી કેશ પડે છે. આ સઘળાં નિમિત્તો કેમ ઉભાં થયાં છે ? આપ સર્વજ્ઞ વિઘ્નનાશમાં સમર્થ, બુદ્ધિવાળા, શાસ્ત્રોનાં તત્ત્વોના જ્ઞાતા તથા દેવલોકોના ગુરૂ છો વાસ્તે શત્રુ પક્ષનો ક્ષય કરનારી શાન્તિ કરો. હે વિધિજ્ઞ ! જેમ મને દુઃખ ન થાય તેમ કરો. બૃહસ્પતિ બોલે છે—હે ઇન્દ્ર ! તેં હાલ દુષ્કર્મ કર્યું છે તેથી હું શું કરી શકું ? નિરપરાધી વિશ્વરૂપ મુનિને મારી તને શું ફળ થયું ? ઉગ્રતર પુણ્ય કે પાપનું ફળ સત્વર થાય છે. સંપત્તિને ચાહનારા લોકોએ જે કાંઈ કરવું તે વિચારીને કરવું જોઈએ. જે કાર્યથી અનેકને ઉપતાપ થાય તે ન કરવું જોઇએ. બીજાઓને સતાપવામાં તત્પર રહેલો પ્રાણી સુખ કરી બેસતોજ નથી. હે ઈન્દ્ર ! મોહને લોભને વશ થઇ તેં હમણાં બ્રહ્મહત્યા કરી છે તેનુંજ આ સત્વર ફળ પ્રાપ્ત થયેલું છે. કોઈપણ દેવતાઓથી ન મરે એવો એ વૃત્રાસુર હમણાંજ તને મારવા સારૂ અહીં આવશે. દિવ્ય ને વજ્ર સરખાં અનેક આયુધો ત્વષ્ટાએ તેને આપ્યાં છે. એ મહા પ્રતાપવાળો મહા તેજસ્વી વૃત્રાસુર રથમાં બેસી પ્રલય કરવા વાસ્તેજ હમણાં આવે છે. એના સમાન હાલ બીજો કોઇ પુરૂષ નથી જેથી આ સમયમાં તેનાં મૃત્યુનો લેશ માત્ર પણ સંભવ નથી. વ્યાસ કહે છે—બૃહસ્પતિનું ભાષણ સાંભળતાંજ દેવલોકોમાં મોટો કોલાહલ મચી રહ્યો. ગંધર્વ, કિન્નર, યક્ષ, તપસ્વી મુનિઓ, ને દેવલોકો પોતપોતાનાં સ્થાનકો તજી પલાયમાન કરી ગયા. આ મહદાશ્ચર્ય દેખી ચિંતાવાળા ઇન્દ્રે આ સમયે સેનાને એકઠી કરવા નાયકોને આજ્ઞા આપી કે " વસુઓ, રૂદ્ર, અશ્વની કુમાર સૂર્ય પૂષા, ભૃગુ, વાયુ, વરૂણ, કુબેર, ને યમને બોલાવો અને કે સૌ ઉત્તમ દેવલોકો 'વિમાનમાં બેસી શસ્ત્રો સહિત સત્વર સંગ્રામમાં આવે કારણ કે આપણાપર એક શત્રુચડી હમણાંજ આવેછે. આમ આજ્ઞા કરી દેવ સ્વામી ઈન્દ્ર ઐરાવતપર ચડી બૃહસ્પતિ સહિત ઘરમાંથી બહાર નીકળ્યો. આવી રીતે બીજા સૌ દેવો પણ યુદ્ધનો સંકલ્પ કરી :પોતપોતાનાં વાહ-

નોપર ચડી આયુધો સાથે નીકળી પડયા. આ સમયમાંજ દાનવોના ગઢવાળો એ વૃત્રાસુર દેવતાઓના નિવાસરૂપ ને વૃક્ષોથી રળીયામણા માનસોત્તર નામના રમણીય પર્વતમાં પેઠો. બ્રહસ્પતિને આગળ કરી ઇન્દ્ર પણ સઘળી દેવસેના સાથે ત્યાં આવ્યો. આ પર્વતમાં વૃત્રાસુર અને ઇન્દ્રને ગદા, તરવાર, પરિઘ, બાણ, પાસ, સાંગ, ને ફરશીઓથી મનુષ્યોનાં શત વર્ષ પર્યંત દારૂણ યુદ્ધ ચાલ્યુ. મનુષ્યો અને મહાત્મા મુનિઓ પણ આથી ત્રાસ પામી ગયા. પ્રથમ તો વરૂણ રણમાંથી ભાગ્યા ને પછી વાયુઓ ત્યાંથી પોબારા ગણી ગયા. પછી યમ અગ્નિ તથા ઈન્દ્ર પણ પલાયમાન કરી ગયા. ઈન્દ્રાદિક દેવતાઓ નાશી ગયેલા દેખી વૃત્રાસુર રાજી થયો ને પોતાના પિતા પાસે સત્વર આવ્યો. પિતાને અભિવદન કરીને વૃત્રે કહ્યું કે 'હે તાત ! કરવાનું કાર્ય હતું તે મેં કર્યું ઈન્દ્રાદિક સઘળા દેવતાઓને મે જીતી લીધા ને જેમ સિંહથી હાથી ને હરણકાંઓ નાશી જાય તેમ મારાથી ભય પામીને ભાગી ગયા ને પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. ઇન્દ્ર તો પગે પાળો ભાગી ગયો. તમે આ ઐરાવતને અહીં રાખો. ભય પામેલાને મારવા નહીં એમ ધારી મેં તેઓને માર્યા નથી. હવે બીજી જે ઈચ્છા હોય તે આજ્ઞા કરો એટલે સંપૂર્ણ કરૂં." આવાં પુત્રનાં વચનો સાંભળી ત્વષ્ટા બોલ્યા કે "આજે હું પુત્રવાળો થયો છું. આજ મારૂં જીવતર સફળ થયું છે તે મને પવિત્ર કર્યો છે. મારા મનના તાપો તળી ગયા. તારા મહા પરાક્રમો જાણી મારૂં મન શાન્ત બની ગયું. હે પુત્ર ! હવે મારી વાત સાંભળ કે જે તારાં હિતની છે. સાવધાનતા રાખી આસન સ્થિર કરી તું હવે તપસ્યા કર ને કોઇનો વિશ્વાસ તારે કરવો નહિ. છળ કરનારો તથા અનેક પ્રપંચો રચવામાં હુંશીયાર ઈન્દ્ર તારો પાકો રિપુ છે. લક્ષ્મી ને ઉત્તમ રાજ્યપ્રાપ્તિ તપથી થાય છે. સંગ્રામમાં બળવૃદ્ધિ અને જય પણ તપથીજ થાય છે. તું બ્રહ્મનાપર તપ કરીને તેમને પ્રસન્ન કરીને તેમના પાસેથી સુંદર વરદાન મેળવીને બ્રહ્મહત્યાથી ઘેરાયેલા તુચ્છ કર્મ કરનારા ઇન્દ્રનો વધ કરજે. સાવધાનતાથી ને સ્થિરતાથી સુખદાતા બ્રહ્મદેવની તું ભકિત કરજે. બ્રહ્મા પ્રસન્ન થશે ને તને ઇચ્છિત વરદાન પણ આપશે. વિશ્વના સરજનહારા અપાર શક્તિવાળા બ્રહ્માને પ્રસન્ન કરી તેમના પાસે તું અમરતાનું વરદાન માગ જે. અમરતા મેળવીને પછી એ ઈન્દ્રનો તું વધ કરજે " હે પુત્ર! તારા ભ્રાતા વિશ્વરૂપને ઇન્દ્રે માર્યો છે તેનું વૈર મને હજુ મટતું નથી તેથી મને શાન્તિ નહીં મળતાં સુખે નિદ્રા પણ આવતી નથી. મારા નિરપરાધી પુત્રને મારનારો ઈન્દ્ર છે તે ખરેખર પાપી છે તેથી મને સુખ વળતું નથી. મારૂં દુઃખીઆનું દુઃખ તું ટાળજે." પિતાની આવી વાણી સાંભળી પિતાની આજ્ઞા માથે ચડાવી મહાક્રોધવાળો વૃત્રાસુર પ્રીતિથી તપસ્યા કરવા ગયો. પતિતપાવની ગંગાજીના કિનારાપર ગંધમાદન પર્વતમાં આવી વૃત્રાસુરે સ્નાન કર્યું. પછી દર્ભાસન બિછાવી સાવધાન થઇ તે પર બેઠો. અન્નપાનનો ત્યાગ કરી યોગાભ્યાસમાં તત્પર બની સ્થિર આસનપર બેશી નિરંતર ચિત્તમાં બ્રહ્મ દેવનું ધ્યાન કરી રહ્યો. એને તપ કરતો દેખી ઇન્દ્રને મહા ચિંતા પેઠી. પછી વિઘ્ન કરવા સારૂં મહાશક્તિવાળા ગંધર્વ, પક્ષ નાગ, સર્પ, કિન્નર, વિદ્યાધર ને બીજા અનેક દુતોને ઈન્દ્રે ત્યાં રવાના કર્યા. માયાવી દેવ-

લોકોએ તપમાં વિઘ્ન કરવા સારૂં એકથી અનેક ઉપાયો અજમાવ્યા પણ મહા તપસ્વી વૃત્રાસુર ધ્યાનથી એક ટળી બીજો ન જ થયો.
उपायास्तैः कृताः सम्यक् तपोविघ्नाय मायिभिः
न चचालततोध्याना त्वाष्ट्रः परमतापसः ६०
ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.*

### સદાશિવ સહિત દેવો વિષ્ણુના શરણે ગયા.

व्यास उवाच–
निर्गतास्ते परावृत्तास्तपो विघ्नकराः सुराः
निराशाःकार्य संसिद्धयैतंदृष्ट्वा दृढचेतसम्॥१॥

વ્યાસજી વદે છે–વૃત્રાસુરને દૃઢ મનવાળો જાણી કાર્યસિદ્ધિની આશા છોડી તપમાં વિઘ્ન કરવા આવેલા સૌ દેવતા પાછા ફર્યા. શતવર્ષ પછી ચતુર્વદન બ્રહ્મા લોકપિતામહ હંસપર ચડી ગંધમાદનમાં પધાર્યા. તેમણે વૃત્રાસુરને કહ્યું કે "હે ત્વષ્ટાના પુત્ર ! તું સુખી થા. ધ્યાન તજીને હવે તારે જોઈતું હોય તે વરદાન મેળવી લે. તારા તપથી ક્ષીણ કાયાવાળા પર હું અતીવ પ્રસન્ન છું. ઈચ્છિત વરદાન માગ. તારૂં કલ્યાણ થાઓ " અમૃત સમાન મીઠી ને અત્યન્ત વિસ્પષ્ટ વાણી વદતા બ્રહ્માને સમીપમાં ઉભા જોઈ ને વૃત્રાસુરે યોગધારણા તજી દીધી ને સત્વર ઉભો થયો. તેનાં નયનોમાંથી આનંદાશ્રુઓનાં ટીપાં ટપકવા લાગ્યાં. પ્રેમપૂર્વક બ્રહ્માના ચરણકમળમાં પ્રણામ કરી બે હાથ જોડી તે બ્રહ્માની સમીપે આવ્યો. તપથી પ્રસન્ન મનવાળા બ્રહ્માના પ્રતિ ગદ ગદ વાણીથી વૃત્રાસુરે વિનવ્યું કે "હે પિતામહ ! આપનાં દુર્લભ દર્શનની મને પ્રાપ્તિ થઇ એથીજ મને સકળ દેવતાઓની પદવી પ્રાપ્ત થઈ છે તોપણ મારા મનની દુર્લભ ઈચ્છાને આપની પાસે હું દર્શાવું છું. હે બ્રહ્મા ! મારો અભિપ્રાય આપને અજ્ઞાન તો નહીંજ હોય. લોહથી, શુષ્કથી, લીલાંથી, કાષ્ઠથી, વાંસના સમુદાયોથી અથવા તો બીજાં ગમે તે શસ્ત્રોથી મારૂં મૃત્યુ ન થાય ને સંગ્રામમાં મારૂં એવું પરાક્રમ વૃદ્ધિ પામે કે સેના સહિત દેવતા પણ મારાપર જય મેળવી શકે નહીં એવું કાર્ય કરો " વૃત્રાસુરની આ માગણીથી પ્રસન્ન થયેલા દેવવર્ય બ્રહ્માએ તેને કહ્યું કે " ઉભો થા. ને તારે ઘેર જા. તારી ઇચ્છા સર્વથા સફળ થશે. સુકાંથી, લીલાંથી, કાષ્ટથી કે પાષાણથી તારૂં મરણ નહીં થાય એ હું સત્ય વચન કહું છું. " આવી રીતે વૃત્રાસુરને વરદાન આપી બ્રહ્મા બ્રહ્મલોકમાં ગયા. વરદાન મળવાથી પ્રસન્ન થયેલો બુદ્ધિવાળો વૃત્રાસુર ઘેર ગયો ને સઘળી વરદાનની વાર્તા પોતાના પિતા ત્વષ્ટાને કહી. પુત્રને વરદાન મળવાથી ત્વષ્ટા પ્રસન્ન વદન થઈ વદ્યા કે " હે ભાગ્યશાળી ! તારૂં ભલું થાઓ. મારા મહાશત્રુ ઈન્દ્રને હવે તું હણ. વિશ્વરૂપનો વધ કરનારા ઈન્દ્રનો વધ કરીને પછી તું મારી પાસે આવ. જય મેળવીને તું જ પોતે ઇન્દ્ર થા. હે પુત્ર! પુત્ર નાશથી થયેલાં મારાં મહાદુઃખનો તું આજ વિનાશ કર. પિતાની જીવતાં સુધી આજ્ઞા પાળવી, મરી ગયા પછી તેનાં સાંવત્સરીકના દિને બહુ બ્રાહ્મણોને જમાડવા ને ગયા શ્રાદ્ધ કરવું એ ત્રણ કરવાથીજ પુત્રને પુત્રત્વ ત્વ પ્રાપ્ત થાય છે. આટલા કારણથી હે પુત્ર ! મારાં મહાદુઃખનો નાશ તારે કરવો જોઇએ. વિશ્વરૂપ મારા મનમાંથી ઘડી પણ ખસતો નથી. સદાચારી,

---

* આ અધ્યાયમાં બાસઠ શ્લોકથી વરદાનના અભિમાનવાળા વૃત્રાસુરે દેવતાઓને હરાવ્યા તેથી તે દેવતાઓ શંકરના શરણે ગયા એ વાત આવશે.

સત્યવક્તા, તપસ્વી ને વેદ પંડિત વિશ્વરૂપને અપરાધ વિના ઈન્દ્રે મારી નાખ્યો છે. " પિતાની આવી વાણી સાંભળી સર્વથી અજેય વૃત્રાસુર રથમાં બેઠો ને ત્યાંથી ચાલતો થયો. જતી વેળાએ તેણે યુદ્ધનાં વાજાં વગડાવી શંખનાદો કરાવી પ્રયાણ કર્યું. ઈન્દ્રનો વધ કરી સ્વર્ગનું રાજ્ય મેળવી લઈશ એમ સેવકોને સંભળાવતો, નીતિવાળો, સેનારૂપી ગઢવાળો, ને સેનાઓના મહાનાદોથી સુરલોકને ત્રાસ પમાડનારો વૃત્રાસુર તુરત ચાલવા લાગ્યો ને તેના આગમના સમાચાર સાંભળીને ત્રાસ પામેલા ઈન્દ્રે પણ યુદ્ધની તૈયારીઓ રચાવી. હે જનમેજય ! શત્રુઓનું દમન કરનારા ઈન્દ્રે સત્વર લોકપાળોને બોલાવી યુદ્ધની પ્રેરણા કરી. પછી મહાબુદ્ધિવાળો ઈન્દ્ર પોતાની સેનાઓનો ગૃધ્ર વ્યુહ રચીને ઉભો રહ્યો આટલામાં તો શત્રુઓની સેનાઓને છિન્ન ભિન્ન કરનારો એ વૃત્રાસુર ત્યાં આવી પહોંચ્યો. આ વેળા પરસ્પર જયના સંકલ્પવાળા ઈન્દ્ર ને વૃત્રાસુરને દારૂણ યુદ્ધ થયું. દેવદાનવોના આ ભયંકર સંગ્રામથી સઘળા સુરલોકો ભય પામ્યા ને દાનવગણો ખુશી થયા. તોમર, ભિંદિપાળ, તરવાર, ફરશી, ને પટ્ટિશ વિગેરે પોતપોતાનાં વિચિત્ર આયુધોથી દેવ ને દાનવો એક બીજાને મારવા મંડયા. રૂવાણાં ખડાં થાય તેવું આ ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું તેવામાં મહાવેગ કરીને વૃત્રાસુરે ઈન્દ્રને ઝાલી લીધો. ઈન્દ્રની કાયામાંથી કવચ તથા વસ્ત્રો વિદારી નાંખી વૃત્રાસુર તેને પૂર્વનું વૈર સંભારીને મુખમાં ઘાલી ગળી ગયો. ને અતીવ પ્રસન્ન થયો. દેવલોકો "હાય ઈન્દ્ર ! હાય ઈન્દ્ર !" એમ ચીસો પાડી રહ્યા ને મહાપીડામાં તથા વમળમાં તેઓ બાવરાજ બની ગયા. વૃત્રાસુર ઈન્દ્રને ગળી ગયો એથી ચિત્તમાં વ્યથા પામેલા રાંકડા દેવતાઓએ બૃહસ્પતિ ને પ્રણામ કરી વિનવ્યું કે " હે બ્રાહ્મણોત્તમ ? અમે હવે શું કરીએ તે આપજ કહો. અમારા મોટા ગુરૂ તમે છો. અમારી રક્ષા વિધિ બરાબર હતી છતાં પણ વૃત્રાસુર ઈન્દ્રને પકડી ગયો એટલુંજ નહી પરન્તુ ગળી પણ ગયો અલ્પ શૌર્યવાળા અમે ઈન્દ્ર દેવ વિનાના હવે કેમ કરીએ ! ઈન્દ્રના છૂટકારા વાસ્તે હે ગુરૂ ! તમે કાંઈ સત્વર અભિચાર પ્રયોગ અજમાવો. " બૃહસ્પતિ બોલ્યા—હે દેવગણો ! વૃત્રાસુર ઈન્દ્રને પરાજય પમાડી મુખમાં મેલી ગળી ગયો છે એ વાત ખરી પણ હજી તેના ઉદરમાં ઈન્દ્ર જીવતો છે વાસ્તે ઈન્દ્રને જીવતો કહાડવાનો ઉપાય કરવો એ વાત પ્રથમ છે. અભિચારની વાત તો તે પછી કરવી ઘટે છે. વ્યાસમુનિ વદે છે—ઈન્દ્રની આવી ગતિ થયેલી જાણી સઘળા ચિંતાતુર દેવ લોકોએ તેને છૂટા કરવાના યત્નનો આરંભ કર્યો. શત્રુઓનો નાશ કરનારી મહા બળવાળી જંભિકા ( બગાસું ) ને દેવતાઓ પ્રકટ કરી. બગાસું આવવાથી વૃત્રાસુરનું મુખ ફાટી ગયું તેથી પોતાનાં અંગોનો બરાબર સંકોચ કરીને ઈન્દ્ર તેમાંથી સત્વર બહાર નીકળી ગયો. આ દિવસથી પ્રાણીઓને લોકમાં બગાસાંઓ આવે છે. ઈન્દ્રના આવવાથી સઘળા દેવ લોકો ખુશી થયા. આ પછી ઇન્દ્ર ને વૃત્રાસુરને રૂવાણાં ઉભાં થાય તેવું ભયંકર યુદ્ધ દશ હજાર વર્ષ પર્યન્ત ચાલ્યું તેથી લોકો બહુ ભય પામ્યા. યુદ્ધમાં એક બાજુએ દેવગણો હતા ને બીજી બાજુએ તો વૃત્રાસુર એકલોજ ઉભો હતો. વરદાનના અભિમાન વાળો વૃત્રાસુર યુદ્ધમાં વધતોજ ગયો આથી ઈન્દ્ર ભય

પામીને હારી ગયો. યુદ્ધમાં પરાજય પામવાથી ઈન્દ્રને ઘણી પીડા થઈ ને ઇન્દ્રને હારી ગયેલો દેખીને દેવલોકોને અતીવ ખેદ થયો. ઇન્દ્રાદિક દેવતાઓએ યુદ્ધ ભૂમિને તજી પલાયમાન કર્યું ને વૃત્રાસુરે વેગથી આવી દેવતાઓનું સ્વર્ગ લઈ લીધું. દેવતાઓની સઘળી વાટિકાઓનો ઉપભોગ વૃત્રાસુર કરવા લાગ્યો. ઐરાવત હાથી, સઘળાં વિમાનો, ઉત્તમોત્તમ ઉચ્ચૈઃ શ્રવા અશ્વ, કામધેનુ, પારીજાત વૃક્ષ, ને અપ્સરાઓના ગણ આદિ સઘળાં રત્નો વૃત્રાસુર લઇ ગયો. સ્વર્ગમાંથી તથા યજ્ઞના ભાગોમાંથી ભ્રષ્ટ થયેલા દેવતાઓ પર્વતોની ગુફામાં જઇને વસ્યા ને. અતીવ સંતાપ પામ્યા. ઈન્દ્રનાં સિંહાસનને મેળવીને વૃત્રાસુર મહા ગર્વવાળો થયો ને તેના પિતા ત્વષ્ટા પણ પુત્રની સાથે સ્વર્ગીય આનંદ ભોગવવા લાગ્યો. આમ સ્થિતિ થવાથી ભયથી અકળાયેલા દેવતાઓ મુનિઓ સાથે વિચારવા લાગ્યા કે 'હવે આપણે સૌએ શું કરવું ? છેવટે વિચાર કરીને ઈન્દ્રાદિક એ દેવતાઓ કૈલાસમાં શિવજીની પાસે ગયા. અતીવ નમ્રતાથી બે હાથ જોડીને તેઓએ મહાદેવને કહ્યું કે "હે દેવના દેવ ! હે મહાદેવ ! હે કૃપાના નિધાનરૂપ ! હે મહેશ્વર ! અમે વૃત્રાસુરથી બહુ હારી ગયેલા તથા ભયભીત થયેલા છીએ વાસ્તે અમારૂં તમે રક્ષણ કરો. હે દેવ ! હે સદાશિવ ! એ બળવાળાએ અમારો સ્વર્ગલોક છીનવી લીધો છે. અમે હવે શું કરીએ તે આપે સત્ય કહો. હે ઈશ્વર ! સ્થાનભ્રષ્ટ અમે શું કરીએ ને કયાં જઇએ ? અમને દુઃખનાશનો કોઈ ઉપાય જડતો નથી. હે ભૂતનાથ ! હે કૃપાનિધિ ! અમે અકળાયા છીએ વાસ્તે અમારી સહાયતા કરો. આપ વરદાનના બળથી અભિમાન વાળા વૃત્રને મારો. સદાશિવ કહે છે—આપણે સઘળા બ્રહ્માને આગળ કરી વિષ્ણુ પાસે જઈ વૃત્રાસુરના વધ વિષે શું ઉદ્યમ કરવો એ વિચારીએ. વિષ્ણુ છે તે શરણાગત રક્ષક છે, દયાસાગર છે, સમર્થ છે, પ્રપંચના જાણનારા છે, બળવાળા તથા બુદ્ધિવાળા છે તેથી એમના વિના કાર્ય સિદ્ધિ નહીં થાય. વાસ્તે સકળ કાર્યોની સિદ્ધિ સારૂં ત્યાંજ જવું સારૂં છે. વ્યાસમુનિ વદે છે—આમ નિશ્ચય કરી બ્રહ્મા સદાશિવ ઈન્દ્ર ને બીજા સૌ દેવલોકો ભક્તોપર પ્રીતિ શરણાગતોનું રક્ષણ કરનારા વિષ્ણુના સ્થાનકમાં વિદાય થયા. પરમેશ્વર ને વિશ્વગુરૂ વિષ્ણુની દેવતાઓએ ત્યાં જઈ વેદોક્ત 'પુરૂષસુક્ત' થી સ્તુતિ કરી. લક્ષ્મીપતિ વિષ્ણુ ભગવાને પ્રત્યક્ષ દર્શન આપી સામા ઉભા રહી માનસહિત દેવતાઓના પ્રતિ વાણી કરી કે "હે લોકનાથો ! હે દેવવર્યો ! બ્રહ્મા તથા સદાશિવ સહિત તમે અહીં કેમ આવેલા છો? તમને આવવાનું જે કારણ હોય ને મને કહો." આ પ્રકારે લક્ષ્મીપતિ વિષ્ણુનાં વચનો સાંભળીએ દેવલોકો કાંઈપણ બોલ્યા નહીં પણ ઘણી ચિંતાથી ઘેરાયા હોવાથી સઘળા દેવો હાથ જોડીને જેવા હતા તેવાજ ઉભા રહ્યા.

**इति श्रुत्वा हरे र्वाक्यं नोचुर्देवा रमापतिम् ।**
**चिन्ता विष्टाः स्थिताः प्रायः सर्वे प्रांजलयस्तदा**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.*

### દેવીએ દેવોને વરદાન દીધું.

**व्यास उवाच–**

**तथा चिन्तातुरान्वीक्ष्य सर्वान् सर्वार्थतत्त्ववित् माहेममरोद्भ्रांतान् माधवो मेदिनीपते ॥१॥**

વ્યાસ કહે છે–હે જનમેજય! સકળ પદાર્થોનાં તત્ત્વોના જ્ઞાતા વિષ્ણુએ આ પ્રકારે અતીવ સ્નેહથી સંભ્રમવાળા સુરલોકોને ચિંતાતુર દીઠા તેથી તેમણે તેઓને નીચે પ્રમાણે પૂછ્યું. વિષ્ણુ પૂછે છે–હે દેવલોકો! તમે મૌનતા કેમ ધરી રહ્યા છો? તમારા દુઃખનું બળવાળું કે બળ વગરનું જેવું કારણ હોય તેવું તે મારી પાસે તમે કહો. તમારી વાત સાંભળી તમારાં દુઃખનું જરૂર હું નિવારણ કરીશ. દેવતાઓ કહે છે–હે પ્રભુ! ત્રિલોકીમાં તમારાથી શી વાત અજાણી છે? સકળ કાર્યના જ્ઞાતા છતાં આપ અમને વારંવાર શું કારણથી પૂછી રહ્યા છો. વામનાવતાર ધરી ત્રણ પદથી બધાં ત્રૈલોકયને તમે પૂર્વે માપી લીધું હતું, બળિરાજાને બાંધી દીધો હતો, ને ઈન્દ્રને સ્વર્ગનું રાજ્ય આપ્યું હતું. હે વિષ્ણુ! તમે પોતેજ મોહિનીનો વેષ ધારણ કરીને દાનવોના હાથમાંથી અમૃત લઈને તેમને સ્થાન ભ્રષ્ટ કર્યા હતા. દેવલોકોની સમસ્ત પીડાઓ ટાળવામાં તમેજ શક્તિવાળા છો. વિષ્ણુ કહે છે–હે દેવ ગણો! ભય પામશોમાં વૃત્રાસુરના વધનો ઉત્તમ સુખકર ઉપાય હું જાણું છું. બુદ્ધિથી, બળથી, ધનથી અથવા ગમે તે છળથી પણ હું તમારૂં કાર્ય અવશ્ય કરવાનો છું. તત્ત્વ વેત્તાઓએ કહેલા સામદામ ભેદને દંડ એ ચાર ઉપાયો છે તેમાં કેટલાક મિત્રોપરને કેટલાક શત્રુઓપર અજમાવવાના છે. તપથી પ્રસન્ન થયેલા બ્રહ્માએ એને વરદાન આપ્યું છે, ને વરદાનના પ્રભાવથીજ તેને દુર્જયતાપણું મળેલુ છે. ત્વષ્ટાએ પણ તેને અજેય બનાવેલો છે. આથીજ એ વૃત્રાસુર બળમાં વધી ગયો છે. સામથી છેતરવા વગર એ શત્રુ બીજા કોઈપણ ઉપાયથી જીતાય એવો નથી. પ્રથમ એને લલચાવી તાબે કરવો ને પછી મારી નાંખવો જોઈએ. તમે બધા બળવાળા વૃત્રાસુર પાસે જાઓને મનમાં કપટ રાખી સામનો પ્રયોગ કરો આ ઉપાયથી તમે તેને જીતી શકશો. શત્રુ પ્રબળ હોય ત્યારે પ્રથમ તો એના સાથે મળી જવું ને તે જેમ ઠરાવ કરવા કહે તેમ ઠરાવો અનેક સોગનપૂર્વક કરી આપી પૂરેપૂરો વિશ્વાસ બેસાડી તેને મિત્ર કરી લેવો ને પછી તેને કપટથી મારી નાંખવો. કોઈ નહી દેખે તેમ ઈન્દ્રનાં વજ્રમાં હું અદૃશ્યરૂપે પ્રવેશ કરીશ ને ઇન્દ્રને સહાયતા આપીશ હે દેવતાઓ! આ કામમાં ઉતાવળ નહીં કરતાં સમય આવવાની વાટ જોવી જોઈએ. કારણ કે આયુષ્ય પુરૂં થાય ત્યારેજ એનો અંત થાય. તે વિના એનુ કારણ થશે નહી. મનમાં મોટો કપટ રાખી રૂષિઓની સાથે ગંધર્વો તેની પાસે જાય. ને વચન આપીને ઇન્દ્રની તેના સાથે મિત્રાચારી સાંધી દે. જેમ એ વૃત્રાસુરને વિશ્વાસ બેસે તેમ એને ઠગવો. ઈન્દ્રના ઢાંકલા વજ્રમાં હુ ગુપ્તપણે નિવાસ કરીશ. વૃત્રાસુર જો વિશ્વાસ કરશે તોજ ઈન્દ્ર તેને મારી શકશે આમ કર્યા વિના કદી પણ કામ નહીં થાય. આ સમમાં ઇન્દ્રે વિશ્વાસઘાતનાં પાપને મનમાં ગણકારવું નહીં. કારણ કે શઠ રિપુના સાથે શઠતાનો પ્રયોગ કરવો એમાં દોષ નથી. પાપના ભયની બીકથી શઠતા ન કરવામાં

* આ પાચમા અધ્યાયમા ઓગણસાઠ શ્લોકથી સઘળા દેવતાએ દેવીની સ્તુતિ કરી વરદાન મેળવ્યુ એ વાર્તા આવશે.

આવે તો શુરવીરના ધર્મથી તો બળવાળા શત્રુને કદી પણ મારી શકાય નહીં. જો ઈન્દ્ર વિશ્વાસઘાતથી નહીં ડરે ને વળી હું તેને ગુપ્ત સહાય કરીશ ત્યારેજ ઇન્દ્ર એ પાપીને વજ્રથી કાપી શકશે. વામનરૂપ ધરીને બળીરાજાને મેં પણ છેતર્યો હતો ને મોહિનીનો વેષ ધરીને દાનવોને પણ મેં છેતર્યા હતા. આપણો આ પ્રપંચ પણ જો આપણા માથે ભગવતીની કૃપા હશે તોજ સિદ્ધ થાય તેવો છે એટલાવાસ્તે નાના પ્રકારના સ્તોત્રોથી ને મંત્રોથી ભક્તિભાવ સાથે તમે સૌ દેવીનાં શરણને મેળવો. એ યોગમાયા તમારી સહાયતા કરશે. શુદ્ધ સત્વમય ને પરાપ્રકૃતિરૂપ એ દેવી સિદ્ધિ આઆપનારી છે, મનોરથોને પુર્ણ કરનારી છે ને અજીતેન્દ્રિયોને દુર્લભ છે વાસ્તે તેમનું આપણે સદા આરાધન કરનારા છીએ જેથી એના શિવાય આ સંકટમાં બીજું કોનું શરણ લઈ શકાય. ઇન્દ્ર પણ એ દેવીની આરાધના કરવાથી શત્રુનો વધ કરી શકશે. એ મહામાયા કે જે મોહ ઉપજાવનારી છે તે વૃત્રાસુરને ભૂલમાં નાંખી દેશે એટલે આપણે એને રમત તુલ્યે સહેજ મારી શકશુ. વાસ્તે સઘળું કાર્ય સહજમાં સિદ્ધ થવા સારૂં જગદંબાની પ્રસન્નતાની જરૂર છે. એ વિના તો કોઇનું પણ કાર્ય સિદ્ધ થતું નથી. હે દેવતાઓ ! સર્વ કારણોનાં કારણરૂપ અને અન્તર્યામી સ્વરૂપ એ પરાપ્રકૃતિરૂપ જગદંબાનું તમે સૌ પરમ આદરથી સાત્વિક ભાવોથી શત્રુના નાશના નિમિત્તે ભજન કરો. પૂર્વે પાંચ હજાર વર્ષ પર્યન્ત દારૂણ સંગ્રામ કરીને જગદંબાના પ્રસાદ માત્રથીજ મેં મધુકૈટભ નામના બે દાનવોને માર્યા હતા. એ અભિમાન વાળા તે મહા બળવાળા દાનવોને મારતી વેળાએ મેં જગદંબાની સ્તુતિ કરી તેથી પ્રસન્ન થયેલાં તેઓએ એ દાનવોને મોહિત કર્યા હતા ને તેથી હું ઠગાઇ કરીને છળથી એ દાનવોને મારી શકયો હતો. હે મહા દેવતાઓ ! જેમ મેં કર્યું હતું તેમ તમે સૌ પણ ભક્તિભાવથી એ મહામાયાની સ્તુતિ કરો જેથી એ જગદંબા તમારાં સઘળાં કાર્યોને સિદ્ધ કરશે. વ્યાસ કહે છે—મહા શક્તિવાળા વિષ્ણુએ આ પ્રમાણે સમજણ આપવાથી તે દેવતાઓ સુરવૃક્ષોથી શોભી રહેલા મેરૂ પર્વતના શિખર પર ગયા ને ત્યાં એકાન્તમાં બેસી સૃષ્ટિ તથા સંહાર કરનારાં, ભક્તોની અભિલાષાઓ પૂર્ણ કરનારાં વિશ્વનું પાલન કરનારાં ને સંસારના સંતાપોને ટાળનારાં જગદંબાની નીચે પ્રમાણે સ્તુતિ કરી. દેવતાઓ સ્તુતિ કરે છે—દીનલોકોની પીડાને હરી લેવામાં સદા તત્પર રહેનારાં હે દેવી ! હે પરબ્રહ્મ રૂપિણી ! અમારા પર તમે પ્રસન્ન થાઓ. અત્યન્ત તપેલા, વૃત્રાસુરથી પીડાતા, એવા અમે દેવતાઓ આપના ચરણકમળના શરણમાં આવ્યા છીએ તો અમારૂં રક્ષણ કરે. અખિલ જગતનાં માતા સ્વરૂપ આપ પુત્રોની જેમ અમારૂં પાલન કરો. અમે સંકટમાં પડી ગયા છીએ. હે માતા ત્રણલોકમાં કોઈપણ વાત તમારાથી અજાણી નથી વાસ્તે દાનવોથી તાપ પામેલાઓની અમારી કેમ ઉપેક્ષા કરો છો ? આ અખિલ વિશ્વ તમે રચ્યું છે ને બ્રહ્મા, વિષ્ણુ, તથા શિવ પણ તમારી ઈચ્છા શક્તિથીજ ઉત્પન્ન થયેલા છે. એ બ્રહ્માદિક સઘળાં કાર્યો કરવા છતાં સ્વતંત્ર નથી પરંતુ તમારી ભ્રુકુટીના ચલનના આધીન રહીનેજ એઓ સૌ કાર્ય કરી રહ્યા છે. પુત્રોનો પ્રગટ રીતે અપરાધ હોય તોપણ તેઓને રાંક સમજી તેઓની માતા સઘળાં દુઃખોથી તેને બચાવે છે એવી પ્રણાલિકા પણ તમેજ બાંધી છે તો આ પ્રમાણે

અમારી અપરાધીઓની આપે રક્ષા કરવી જોઇએ છતાં પણ હે દેવી! હે દયા રસના સાગર સરખાં! તમારા ચરણ શરણમાં આવેલાઓની અમારી નિરપરાધીઓની તમે કેમ રક્ષા કરતાં નથી? જો તમારા મનમાં એવી ધારણા હોય કે "મારા ચરણના ભજનથી આ લોકોને આવી પદવીઓ મળેલી છે છતાં ઐશ્વર્યના મદથી આ લોકો મારી ભક્તિને તજી દીધી છે ને ભોગ વિલાસમાં આસક્ત થયા છે વાસ્તે એઓના પર કૃપા કટાક્ષ મારે હવે નથી નાંખવાં" તો તે બરાબર નથી કારણ કે માતા અને પુત્રના સંબંધમાં એવી રીતિનાં દર્શન સાધારણમાં પણ થતાં નથી તો તમારામાં કેમ ઘટે? વળી હે માતા! તમારી ભક્તિ છોડીને અમે સંસારના સુખોમાં ડુબેલા છીએ એવો અમારો અપરાધ હોય એમ અમારા મનમાં લાગતું નથી કારણ કે સંસાર સુખમાં અમને જે મોહ પ્રકટ થયો છે તેનાં ઉત્પન્ન કરવાવાળાં તમે છો વાસ્તે હે સહજ સ્વાભાવિક કૃપાવાળાં માતા! અમારાપર તમારી કેમ દયા નથી? હે માજી! અમે તો જેવા હમણાં છીએ તેવાજ આગળ પણ હતા એમ છતાં સઘળા લોકોને ત્રાસ આપનારા રાજા મહિષાસુરને કે જે મહા બળવાળો દૈત્યરાજ હતો તેને તમે અમારા સારૂ કરીને પૂર્વે યુદ્ધમાં માર્યો હતો તો તે રીતે હમણાં અમને આ ભય આપનારા વૃત્રાસુરને તમે કેમ નથી હણતાં? હે દયાળુ માતા! તમે જેમ આગળ મહા બળવાળા શુંભને, તેના નાના ભ્રાતા નિશુંભને ને તેઓના અનુચર દાનવોને પણ માર્યા હતા તેમજ આ મહા બળવાળા વૃત્રાસુરને તમે મારી નાખો. એ મદોન્મત્તને મોહ ઉપજાવો કે જેથી એ સત્વર મૃત્યુ પામે. હે માતા! વૃત્રાસુરે સંતાપેલા ને ભયથી અકળાયેલા અમારૂં દેવતાઓનું આજ તમે કલ્યાણ કરો. આખા ત્રૈલોકયમાં દેવોનું સંકટ મટાડે એવું કોઇપણ નથી કે જે પોતાની શક્તિથી સઘળા સંતાપોના સમુદાયોને બાળી મૂકે. હે ભવાની! તમે અમારી મા છો તેમ વૃત્રાસુરની પણ મા છો તેથી વૃત્રાસુરપર તમને દયા આવતી હોય તોપણ પ્રાણીમાત્રને દુઃખ આપનારા એ ખળનો તમે નાશ કરો. જો તમારા બાણોથી તેને પવિત્ર કરી તમે નહીં ઉદ્ધારો તો તેનો નરકમાં વાસ થશે. હે દયાથી ભીનાં માજી! પૂર્વે દેવલોકોના જે જે શત્રુઓ હતા તેઓને પણ સંગ્રામમાં બાણોથી મારી પવિત્ર કરીને નરકમાં પડવાના ભયથી બચાવી લઇ શું તમે સ્વર્ગમાં નથી પહોંચાડયા? મોકલ્યા જ છે તો એ રીતે વૃત્રાસુરપર પણ બીજા પ્રકારે દયા કરીને તમે તેને કેમ નથી મારતાં? અમારો શત્રુ પાપબુદ્ધિવાળો વૃત્રાસુર અમને બહુજ સતાપે છે. તે તમારો ભક્ત નથી એમ અમે સમજીએ છીએ કારણ કે તમારા ચરણાવિંદના ભક્ત દેવતાને તમારો ભક્ત હોય તે પીડા ન કરે. હે માજી! પુષ્પ ને મંત્ર આદિ પૂજાનાં સઘળાં સાધનો તથા પૂજાના કર્ત્તા અમે પણ તમારા બનાવેલા ને તમારાથી અભિન્ન છીએ તેથી તમારૂં પૂજન અમે શી રીતે કરીશકીએ! આ પ્રકારે તમારૂં પૂજન મારૂં અશકય હોવાથી અમે તો આપને પ્રણામજ માત્ર કરીએ છીએ. સંસારરૂપ સમુદ્રમાં વહાણ સમાન આપનાં ચરણારવિંદ છે કે જેને રાગ વિકાર ને મોહ વગરના જ્ઞાની યોગીજનો પણ મોક્ષની ઈચ્છાથી મનમાં નિરંતર ચિંતવે છે તે ચરણ કમળની જે મનુષ્યો ભક્તિભાવથી સેવા કરે છે તેઓને અમે ભાગ્યશાળી સમજીએ છીએ. સઘળા વેદજ્ઞાતા

યાજ્ઞિક લોકો પણ સ્વાહારૂપે દેવતાઓને તૃપ્તિ આપનારાં આપ છો તેનું હોમના સમયે સદૈવ સ્મરણ કરે છે ને સ્વધારૂપે પિતૃઓને તૃપ્તિ આપનારાંનું તમારૂં શ્રાદ્ધના સમયમાં તેઓ નિરંતર સ્મરણ કરે છે. ત્રિલોકીમાં મેધા, કાન્તિ, શાન્તિ, ને પદાર્થો ને વિસ્પષ્ટ ઓળખાવનારી બુદ્ધિ પણ આપજ રહ્યાં છો. ભક્ત લોકોપર કરૂણા કરી મેધા આદિ સઘળા વૈભવો ઉત્પન્ન કરીને સર્વદા આપ તે લોકો ને આપનારાં છો. વ્યાસમુનિ વદે છે—દેવતાઓ આમ સ્તુતિ કરી રહ્યા હતા એ સમયમાં જગદંબાએ તેઓને સઘળાં આભરણોથી શોભતાં સુંદર રૂપથી પ્રત્યક્ષ દર્શન આપ્યાં. એ જગદંબાના ચાર હાથમાં પાશ, અંકુશ, વર, ને અભય શોભી રહ્યાં હતાં. તેમની કટિમાં ઘુઘરીના સમુદાયના શબ્દવાળી કટિમેખલા બાંધી હતી. કોયલ સરખો આનંદ આપનારો એમનો સ્વર હતો. હાથમાં કંકણને પગમાં ઝાંઝર ઝણણણ થઇ રહ્યાં હતાં. અરધા ચંદ્રમાંથી બાંધેલો રત્નમય મુકુટ હતો. મુખકમળમાં મંદ હાસ્ય ને તેમનાંત્રણ નયનો ચળકી રહ્યાં હતાં. પારિજાતનાં પુષ્પની સુંદર કળીઓના સરખો એમનો લાલ વર્ણ હતો. એ અંબે રાતાં વસ્ત્રો પહેર્યાં હતાંને રક્ત ચંદનનું લેપન કર્યું હતું. પ્રસન્નતાના લીધે હસતાં મુખવાળાં, કરૂણાના નિધિ સરખાં, સકળ શણગારોથી પરિપૂર્ણ, સઘળાં દૈતોને ઉપજાવનારાં સર્વને જાણનારાં, સર્વનાં કરનારાં સર્વાધિષ્ટાનરૂપ, સકળ વેદાન્ત શાસ્ત્રોમાં નિરૂપિત સ્વરૂપવાળાં તથા સચ્ચિદાનંદ સ્વરૂપ એ પરાશક્તિ રૂપ ભગવતીને સમીપમાં ઉભેલાં જોઇને સઘળા દેવતાઓ તેમના ચરણમાં પડયા. પ્રણામ કરી રહેલા દેવતાઓને જગદંબા દેવીએ કહ્યું કે "તમારે જે કામ હોય તે મને કહો." દેવોએ કહ્યું "હે દેવી! અતીવ સંતાપ આપનારા અમારા શત્રુ વૃત્રાસુરને જે રીતે તે અમારો વિશ્વાસ કરે તે રીતે તેને મોહ ઉપજાવીને ભમાવો ને અમને આયુધો તથા બળ આપો કે જેથી અમારા એ શત્રુનું મરણ થાય" આવી દેવલોકોની વાણી સાંભળી તથાસ્તુ એમ ભગવતી કહીને ત્યાંજ અદૃશ્ય થઈ ગયાં ને ખુશી થયેલા દેવતાલોકો પોતપોતાના સ્થાનકમાં ગયા.[૧-૫૮]

**तथेत्युक्त्वा भगवती तत्रैवान्तरधीयत ॥**
**स्वानि स्वानि निकेतानि जग्मुर्देवा मुदान्विताः ५८**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠો.*

### વૃત્રાસુરનો વધ.

**व्यास उवाच—**

**एवं प्राप्त वरा देवा ऋषयश्च तपोधनाः ॥**
**जग्मुः सर्वे च संमंत्र्य वृत्रस्याश्रममुत्तमम् ॥१॥**

વ્યાસ કહે છે—વરદાન મેળવ્યા પછી રૂષિઓ તથા દેવતાઓએ પરસ્પર મંત્ર કરી વૃત્રાસુરના ઉત્તમ આશ્રમમાં ગમન કર્યું. તેજથી બળતો, ત્રિભુવનને તપાવતો, દેવતાઓને ગળી જતો હોય તેવો વૃત્રાસુર દેવતા તથા મુનિઓએ એ આશ્રમમાં જોયો. પછી મુનિઓ તેની પાસે આવ્યા ને તેને અતિ પ્રિયકર વચન કહ્યું કે જે વચન સામભેદવાળું રસરૂપ અને દેવકાર્યને સિદ્ધ કરનારૂં હતું. મુનિઓ કહે—હે વૃત્રાસુર! હે અખિલ લોકને ભય કરનારા! સઘળા બ્રહ્માંડમાં તારો પ્રતાપ વિસ્તા-

* આ છઠ્ઠા અધ્યાયમાં અડસઠ શ્લોકથી વૃત્રાસુરનો વધ ને દેવીનો મહિમા કહેવામાં આવશે.

ર પામ્યો હોવાથી હવે તને ઈન્દ્ર સાથે જે વૈર છે તે હાનિ કરનારૂં છે. તને અને ઇન્દ્રને એ વૈર સતાપ કરનારૂં છે. કાંઈપણ ફળ વિનાનું એ વૈર તમને બેને ચિંતા વધારનારૂં પરસ્પરના ભયના લીધે તમે એક બીજા સુખે નિદ્રા પણ લેતા નથી. પરસ્પરના દ્વેષમાં તમે બહુ કાળ વીતાવ્યો છે તેથી દેવ દાનવ ને મનુષ્યો સહિત તમામ સૃષ્ટિ સંતાપ પામી રહી છે. સુખપ્રાપ્તિ ને દુઃખનું વિસર્જન એવી આ સંસારમાં મર્યાદા છે ને વૈર કરનારાને સુખ મળતું નથી એવો નિશ્ચય છે. સંગ્રામમાં પ્રીતિવાળા જનો ભલે યુદ્ધને વખાણે પરંતુ શૃંગારરસના જ્ઞાતા પંડિતો તેને નથી વખાણતા કેમકે યુદ્ધ વિષયાનંદનો નાશ કરનારૂં છે. પુષ્પથી પણ લડવું સારૂં નથી તો સજેલાં શસ્ત્રોથી યુદ્ધ કરવું કેમ યોગ્ય હોય. જય શંકા ને બાણ પ્રહારના નિશ્ચયવાળું યુદ્ધ હોય છે. સઘળું જગત્ દૈવને વશ હોવાથી જય પરાજય પણ દૈવનેજ વશ છે વાસ્તે કદી પણ યુદ્ધ કરવુ સારૂં નથી. સમયપર ભોજન, શય્યા, સ્નાન ને સ્ત્રી સેવાનો લાભ એ સંસારમાં સુખનાં સાધનો છે પરન્તુ બાણવૃષ્ટિથી ત્રાસ આપનારા સંગ્રામમાં લડનારાને શું સુખ છે ? કાંઈ નથી. તરવારના પ્રહારોથી ત્રાસ આપનારાં યુદ્ધમાં મરવાથી સ્વર્ગ મળે છે એવાં વચનો તો કેવળ યુદ્ધની પ્રેરણા કરવાવાસ્તે લલચાવનારાં હોવાથી મિથ્યામાત્રજ છે. પ્રથમ તો બાણ વેદનાઓ વેઠી શિયાળીઆઓ તથા કાગડાઓથી પોતાનાં શરીરને કપાવી નાંખ્યા પછી એવો કોણ મૂર્ખ હોય કે જે સ્વર્ગની કામના કરે ! આટલાવાસ્તે હે વત્રાસુર ! તારે ઈન્દ્રના સાથે મિત્રાચારી કરવી સારી છે. મિત્રતાથી તને ને ઇન્દ્રને સુખ થશે. તમારૂં બેનું વૈર શાન્ત થવાથી તપસ્વી મુનિઓ પણ પોતપોતાનાં આશ્રમનાં સુખસ્થાનમાં તુરત જશું. હે ધૈર્યવાળા ! તારા ને ઈન્દ્રના વચ્ચે નિરંતર સંગ્રામ ચાલતો હોવાથી મુનિઓ ગંધર્વો કિન્નરો ને મનુષ્યો સંતાપ પામી રહ્યાં છે. શાન્તિપ્રિય જનોનાં કલ્યાણ સારૂ તારા અને ઇન્દ્રના વચ્ચમાં મિત્રતા જોવાને અમે ઇચ્છીએ છીએ તમારૂં મુનિઓનુ ને ઇન્દ્રનું કલ્યાણ થાઓ. અમે તો તમારી મિત્રતા સાંધી દેવામાં મધ્યસ્થ થશુ ને તમારા વચ્ચે સોગનો લેવરાવીને તમારા બેનું ભલુ કેમ થાય એવી યોજના કરશુ. તમે જેમ કહેશો તેમ ઈન્દ્ર તમારા આગળ શપથ લેશે ને તમારાં મનને રાજી કરશે. સત્યના આધાટથીજ આ પૃથ્વી રહેલી છે. સૂર્ય સત્યથી તપે છે. વાયુ સત્ય છે વાય છે સમયસર સમુદ્ર પણ સત્યથીજ પોતાની મર્યાદા તજતા નથી. આવી રીતે તમારી બેની મિત્રતા પણ સત્યથી થાઓ એમ અમે ચાહના રાખીએ છીએ. હવેથી તમે બે જણા એકજ સ્થળમાં સુખેથી નિદ્રા કરો, એકજ સ્થાને ક્રીડા કરો, ને એકજ સ્થાનમાં નિવાસ કરો. ને એકજ સ્થાને સાથે બેસો. આવાં કારણને લીધે તમારે બે જણાએ પરસ્પર મિત્રતા કરવી ઘટે છે. વ્યાસમુનિ બોલ્યા—મહાત્મા મુનિઓની વાણી સાંભળી મહાબુદ્ધિવાળો વત્રાસુર તેઓના પ્રતિ બોલ્યો કે " તમને તપસ્વીઓને મારે અવશ્ય માન આપવુ જોઈએ ને તમે મુનિઓ અસત્ય ન બોલો એવો મને વિશ્વાસ પણ છે. તમે સદાચારી લોકો શાન્ત હોવાથી છળકપટની તમને ખબર પડે નહીં કારણકે જે શઠ, શત્રુ, કામી, નિર્લજ્જ, કીર્તિરહિત, ને મૂર્ખ હોય તેની મૈત્રી કરવી ન જોઇએ તો ઈન્દ્ર છે તે બેશરમ છે, દુરાચારી છે, બ્રહ્મઘાતી છે, વિષયલંપટ ને શઠ છે, આવા જણનો

કદી પણ વિશ્વાસ કરવો સારો નથી. તમે નિપુણબુદ્ધિવાળા હોવાથી તમારા મનમાં વિકારો ન હોય તોપણ તમારાં શાન્તપણાને લીધે નીચ લોકોનાં ચિત્તની તમને ખબર ન પડી શકે. મુનિઓ કહે છે—શુભાશુભ કર્મનું ફળ પ્રાણીઓને અવશ્ય ભોગવવું પડે છે. દ્રોહ કરનારા મૂર્ખને શાન્તિ નથી મળતી. વિશ્વાસઘાતીઓ અવશ્ય નરકમાંજ પડનારા છે. વિશ્વાસઘાતના કરનારાને દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રોમાં બ્રહ્મહત્યા કરનારા, સુરાપાની, વિશ્વાસઘાતી ને મિત્રદ્રોહી જનોને પ્રાયશ્ચિત પણ કહ્યું નથી. હે સર્વજ્ઞ ! તમારા મનમાં જે ઠીક સમય જણાય તે અમને તમે કહો એટલે અમે તમારા બે વચ્ચે સંધિ કરાવી દેશું વૃત્રાસુર વદે છે—હે ઉત્તમ ! બ્રાહ્મણો ! ઈન્દ્ર કે કોઈ દેવતા મને દિવસે મારે નહીં તેમ રાત્રે પણ ન મારે. સુકાંથી, લીલાંથી, કાષ્ટથી, ને પાષાણથી પણ મને ન મારે. આમ એ ઈન્દ્ર કબુલ કરે તો તેની સાથે મૈત્રી કરવાની મને રૂચિ થાય નહીં તો નજ થાય. વ્યાસમુનિ વદે છે—આ સમયે એ પ્રમાણે કરશું એમ મુનિઓએ કબુલ કરીને ઈન્દ્રને બોલાવીને આ વાત સંભળાવી. ઈન્દ્રે પણ તાપરહિત થઈ મનથી રૂષિઓની રૂબરૂમાં અગ્નિને સાક્ષી કરી એ વિષે શપથ લીધા. ઈન્દ્રનાં વચનોમાં વિશ્વાસુ થયેલો વૃત્રાસુર ઈન્દ્રની સાથે ફરવા લાગ્યો. નંદન વનમાં, ગંધમાદન પર્વતમાં, ને સમુદ્રના તીરમાં એ બે જણાઓ પ્રેમપૂર્વક દિને દિને વિહાર કરવા લાગ્યા. આવી સંધિથી વૃત્રાસુર ખુશી થયો ને તેનો વધ કરવાની બુરી ભાવના વાળો ઇન્દ્ર તેને મારી નાંખવાના ઉપાયો મનમાં ગોત્યા કરતો હતો. છિદ્રને શોધનારો ઇન્દ્ર તો નિરંતર વૃત્રને મારી નાખવાની ગોઠવણ સંબંધી ચિંતામાંજ લીન રહેતો હતો. આમ વિચારતાં વિચારતાં ઈન્દ્રને ઘણો કાળ વીતી ગયો. અતીવદારૂણ સ્વભાવવાળા ઈન્દ્રનાપર વૃત્રાસુરને વિશ્વાસ બેસી ગયો ને ઈન્દ્ર તેનાં મૃત્યુના ઉપાયોજ ગોતતો હતો. આમ કરતાં કરતાં કેટલાંક વર્ષો પસાર થઈ ગયાં. મજબુત શપથો થવાથી ઇન્દ્રનાપર વિશ્વાસી થયેલા વૃત્રાસુરને એક દિવસે તેના પિતા ત્વષ્ટાએ ભલામણ કરી કે "હે વૃત્ર ! મારૂં હિતકર વચન તું સાંભળ. વૈરીનો કદી પણ વિશ્વાસ કરવો ન ઘટે. ઈન્દ્ર તારો વૈરી છે ને તે ઈર્ષાખોર, લોભથી પ્રમત્ત, પરદ્વેષ પરાયણ, પરદુઃખમાં પ્રસન્ન, પરસ્ત્રીઓમાં લંપટ, પાપ બુદ્ધિવાળો, ઠગારો, છિદ્રોને શોધનારો, દ્રોહમાં તત્પર કપટી ને અભિમાની છે. પાપથી નહીં ડરનારા એ ઈન્દ્રે પોતાની માતાના ગર્ભના સાત કટકા કરી ને એ સાત કટકાએ રૂદન કર્યું ત્યારે તે એકેક ના પણ સાત સાત કટકા કરી નાખ્યા હતા વાસ્તે હે પુત્ર ! તું કોઈ પ્રકારે પણ ઇન્દ્રનો વિશ્વાસ કરજેમાં. વારંવાર પાપોને કરનારા પાપીને શી શરમ હોય ! " આ પ્રકારે કારણોવાળાં વચનોથી ત્વષ્ટાએ વૃત્રને સમજાવ્યો છતાં જેનું મૃત્યુ નજીક આવેલું છે એવો વૃત્રાસુર નજ સમજ્યો. એક વેળાએ સાયંકાળના મહા ભયંકર કાળમાં એ વૃત્રાસુર સમુદ્રપર ફરતો હતો તેને ઈન્દ્રે દીઠો. મહાત્માઓનાં વરદાન વિષે વિચાર કરીને ઈન્દ્રે મનમાં કલ્પના કરી કે " રાત્રી પણ નહીં ને દિવસ પણ નહીં એવો આ ભયંકર સંધ્યાકાળ થયો છે. મારે બળાત્કારથી આ વૃત્રાસુરને અવશ્ય મારવો જોઈએ. વળી વિજન સ્થાનમાં તે એકલો છે તેથી ઘાટ પણ બરાબર આવેલો છે." આમ વિચારતા ઈન્દ્રે વિષ્ણુભગવાનનું ચિં-

તન કર્યું. સ્મરણ થતાંજ અદૃશ્ય વિષ્ણુ ત્યાં આવી પહોંચ્યા ને ઇન્દ્રના વજ્રમાં પેસી ગયા." આ શત્રુ શી રીતે મરશે કારણ કે દેવ દાનવોથી સર્વથા એ અજીત રહ્યો છે. જો આને હું આજ ન મારૂં તો તે જીવે ત્યાં સુધી મારૂં કલ્યાણ નથી." આમ ઈન્દ્ર વિચારતો હતો તેવામાં પહાડ સરખું સમુદ્રફીણ તેના દેખવામાં આવ્યું. "આ ફીણ નથી સુકું ને નથી લીલું ને નથી કોઇ શસ્ત્ર વાસ્તે આથી વૃત્રાસુરને મારવો અનુકૂળ છે" આવી રીતે વૃત્રાસુરના વધનો નિશ્ચય કરી ઇન્દ્રે લીલા માત્રથી તે પાણીનાં ફીણને લઇ લીધું. ને પરમ ભક્તિથી જગદંબાની સ્મૃતિ કરી. સ્મૃતિ કરતાંજ જગદંબાએ પોતાનો અંશ એ ફીણમાં મેલ્યાં ને ઈન્દ્રે વિષ્ણુનાં પ્રવેશવાળા પોતાનાં વજ્રને એ ફીણથી વીંટી લીધું. પછી ફીણથી વીંટેલાં એ વજ્રને ઇન્દ્રે વૃત્રાસુરને માર્યું તેથી પર્વતની જેમ વજ્ર વાગવાથી વૃત્રાસુર ધરતીપર પડી મરી ગયો. વૃત્રાસુરનાં મરણથી ઈન્દ્ર ઘણો ખુશી થયો ને મુનિઓ નાના પ્રકારનાં સ્તોત્રોથી ઈન્દ્રની સ્તુતિ કરી રહ્યા. શત્રુ મરણ પામતાં પ્રસન્ન ઈન્દ્રે ને દેવતાઓએ જેની કરૂણાથી શત્રુને માર્યો તેવાં જગદંબાની પૂજા કરી નાના પ્રકારનાં સ્તોત્રોથી તેમને પ્રસન્ન કર્યાં. ઈન્દ્રે પોતાનાં નંદનવનમાં દેવીનું મંદીર કર્યું ને તેમાં માણેકની જગદંબાની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. ત્રણે કાળમાં એ મૂર્તિની સઘળા દેવલોકો ઉપાસના કરી રહ્યા. આ દિવસથી દેવતાઓનાં કુળદેવી જગદંબા થયાં. ત્રૈલોકયમાં શ્રેષ્ઠ એવા વિષ્ણુની પણ ઈન્દ્રે પૂજા કરી. જ્યારે દેવલોકોને ત્રાસ આપનારો વૃત્રાસુર મરી ગયો ત્યારે પૃથ્વીમાં અનુકૂળ પવનો વાવા લાગ્યા, ને દેવ ગંધર્વ યક્ષ ને રાક્ષસો પણ રાજી થયા.

આવી રીતે જગદંબાએ વૃત્રાસુરને મોહિત કર્યો હતો તથા વળી ફીણમાં પણ પ્રવેશ કર્યો હતો તેના પ્રભાવથી ઈન્દ્ર તેને તુરત મારી શકયો હતો તેથી લોકોમાં વૃત્રાસુરને મારનારાં જગદંબા પણ કહેવાય છે ને ઇન્દ્રના હાથથી તે મર્યો તેથી ઈન્દ્રે વૃત્રાસુરને માર્યો એમ પણ બોલાય છે. ૧-૬૯

**ततो वृत्रनिहंत्रीति देवी लोकेषु गीयते ॥**
**शक्रेण नितरां च शक्रेण हत उच्यते ॥ ६ ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવતવિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો*

### ઇન્દ્રનો ગુપ્ત વાસ.

**व्यास उवाच—**

**मथर्त रतितं दृष्ट्वा विष्णुर्विष्णुपुरीं ययौ ।**
**मनसाभ्रंशमानस्तुतस्य हत्याकृतं भयम् ॥१॥**

વ્યાસમુનિ કહે છે–હે જનમેજય! વૃત્રાસુર મર્યા પછી બ્રહ્મહત્યાના ભયના સંશયવાળા જનાર્દન વિષ્ણુ વૈકુંઠલોકમાં ગયા. એવાજ ભયથી ત્રાસ પામેલો ઇન્દ્ર પણ પોતાનાં સ્વર્ગમાં ગયો. વૃત્રાસુરના વધ પછી રૂષિઓ પણ શોચવા લાગ્યા કે "વૃત્રાસુરને આપણે છેતર્યો એ મહા દુષ્ટ કાર્ય કર્યું છે. ઈન્દ્રના મતમાં આપણે ભળી ગયા એથી આપણું 'મુનિ' નામ નકામું થયું. આપણાં વચનોના આધારે વૃત્રાસુરે ઈન્દ્રનો વિશ્વાસ કર્યો હતો વાસ્તે વિશ્વાસઘાતીના સંગથી આપણે સૌ પણ વિશ્વાસઘાતી થયા. પાપમૂળરૂપ અનર્થકારક મળતાને વારંવાર ધિક્કાર છે કે

---

* આ સાતમા અધ્યાયમા સાડી બાસઠ શ્લોકથી ઇન્દ્રના ગુપ્ત વાસની તથા નહુષ રાજાના અભિષેકની કથા કહેવાશે.

જેના યોગે આપણે છળ કર્યું ને ઈન્દ્રના શપથોથી વૃત્રાસુરને છેતર્યો. પાપીઓને પ્રેરણા કરનાર, તેઓના વિચારમાં મળી જનાર, તેને બુદ્ધિ આપનાર ને તેઓનો પક્ષ કરનાર પણ અવશ્ય પાપનો ભાગી થાય છે. પોતે સાત્વિક છતાં વજ્રમાં પ્રવેશ કરીને વિષ્ણુએ પોતે પણ પાપકૃત્ય કર્યું. કારણ કે એ પ્રકારે એમણે વ્રત્રાસુરના વધમાં ઇન્દ્રને સહાયતા કરી. સ્વાર્થી મનુષ્પોને પાપનો ડર ન લાગે નહીં તો પાપના ભય વગરના ઈન્દ્રના પ્રસંગથી વિષ્ણુએ આવું ભુંડું કાર્ય કેમ કર્યું હોત ! ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પદાર્થોમાં સંસારમાં તો અર્થ ને કામ બેજ રહ્યા છે. ધર્મ ને મોક્ષનો તો ઉચ્છેદજ થયો છે તેથી ત્રિલોકીમાં કોઇ સ્થળે એનાં તો દર્શન માત્ર પણ થતાંજ નથી. આ સમયે તો અર્થ ને કામનોજ મહિમા વધેલો છે ને તે સૌ કોઇને પ્રિય થઈ પડયા છે. ધર્મની સ્થિતિ તો માત્ર વાતો કરવામાંજ રહી છે કારણ કે મહાપુરૂષો પણ ધર્મના ઢોંગીજ થાય છે " અકળાયેલા અને આશા ભગ થયેલા મુનિઓ વારંવાર આવો શોક કરતા કરતા પોતપોતાના આશ્રમોમાં ચાલ્યા ગયા. હે જનમેજય ! વ્રત્રાસુર પુત્રના વધના સમાચાર ત્વષ્ટાને મળતાં તેઓ બહુજ રૂદન કરવા લાગ્યા ને પોતાના પુત્રને ઈન્દ્રે માર્યો એમ જાણી તેઓ દુઃખના પરિતાપથી કાયર થઈ ગયા. પછી જ્યાં વ્રત્રાસુર પડયો હતો ત્યાં ત્વષ્ટા ગયા. પછી પુત્રની પારલૌકિક ક્રિયાઓ કરાવીને ત્વષ્ટાએ તેને દાહાંજલિ દીધી. પછી શોકાતુર ત્વષ્ટાએ પાપી અને મિત્ર ઘાતક ઈન્દ્રને શાપ આપ્યો કે " ઘણા ઘણા સોગનોથી મારા પુત્રને લલચાવીને મારી નાંખનારો ઈન્દ્ર મહાદુઃખ પામજો. " ઈન્દ્રને શાપ દઈ ત્વષ્ટા મેરૂપર્વતપર તપસ્યા. કરવા ચાલ્યા ગયા. જનમેજય કહે છે—હે વ્યાસ ! વૃત્રાસુરના વધ પછી ઈન્દ્રની કેવી દશા થઈ? તેને જે કાંઇ કષ્ટ થયું હોય હે મને. તમે કહો. વ્યાસ મુનિ કહે છે—હે ભાગ્યશાળી રાજા ! આ તમે શું પૂછો છો ને તમને આ કેવી શંકા પ્રકટી છે ? આ બ્રહ્માંડમાં શુભાશુભ કર્મોનાં ફળ અવશ્યમેવ ભોગવવાંજ પડે છે. દેવ અસુર કે માનવ જાતિમાં સબળ કે અબળ પ્રાણીઓએ જે સારાં નરસાં કર્મો કર્યાં હોય છે તે અવશ્ય ભોગવવાં પડે છે. વિષ્ણુએ ઇન્દ્રને વ્રત્રાસુરને મારવાનો પ્રપંચ બતાવ્યો એટલુંજ નહીં પરંતુ ઇન્દ્રના વજ્રમાં છળથી પોતે પણ પ્રવેશ કર્યો ને ઈન્દ્રને સહાયતા પણ કરી પરન્તુ જ્યારે ઈન્દ્રને પોતાનાં દુષ્કર્મથી વિપત્તિ આવી પડી ત્યારે વિષ્ણુ પણ તેના સોબતી નહીં થયા. હે રાજા ! અનુકૂળ અવસરમાં સૌ સહાયતા આપે છે પરન્તુ પ્રતિકૂળ દૈવ હોય છે ત્યારે કોઈ પણ સહાયતા આપતુંજ નથી. પિતા, માતા, સ્ત્રી, સહોદર, બંધુ, સેવક, મિત્ર, ને પેટનો પુત્ર પણ દૈવ પ્રતિકૂળ થાય ત્યારે સહાય કરતાં નથી. જેણે કર્યાં હોય છે તેનેજ સદા પાપને પુણ્યો ફળ આપનારાં છે. વૃત્રાસુરને મરાવનારા બીજા સઘળાઓ દુર ખસી ગયા ને તેજ વગરનો તો એકલો ઇન્દ્ર જ થઈ રહ્યે, સઘળા દેવતાઓ પણ ઇન્દ્રને ગાળો આપવા લાગ્યા ને છાના છાના માંહો માંહે ગોષ્ઠિ કરી રહ્યા કે "ઇન્દ્રે તો બ્રહ્મહત્યા કરી. સોગનો ખાઈને તથા સાચાં વચનો આપીને વિશ્વાસ રાખીને મિત્ર થયેલા મુનિને મારવારૂપ સાહસ તો ઇન્દ્ર વિના બીજો કોણ કરે ! દેવ સભાઓમાં, દેવ વાટિકાઓમાં ને ગંધર્વ લોકોના સમુદાયોમાં જ્યાં ત્યાં ઈન્દ્રનું પા-

નીયું ચર્ચાવા લાગ્યું કે "વિશ્વાસ પામેલા વ્રત્રાસુરનો વધ કરી છળથી કેવું ઘોર પાપ ઇન્દ્રે હમણાં કરેલું છે ! વેદનાં પ્રમાણોને તિલાંજલિ આપી મુનિઓએ પણ હમણાં બૌદ્ધલોકોના મતનેજ સ્વીકાર્યો જણાય છે. વચન આપી અતિ સાહસથી છેતરીને વ્રત્રાસુરનો વધ કરવારૂપ ન્યાય વિરૂદ્ધ વિપરીત કાર્ય ઇન્દ્ર અને વિષ્ણુ વિના બીજું કોણ કરે ? આવી આવી બીજી અનેક વાતો સુર સભાઓમાં ચર્ચાવા લાગી ને ઈન્દ્રે પણ પોતાની કીર્તિને કાળી કરનારી બીજી અનેક વાતો સાંભળી. જેને રસ્તામાં ચાલતો દેખી દુશ્મન હશે ને લોકમાં જેનો અપયશ ગવાય તેને સહસ્રશઃ ધિક્કાર છે. રાજર્ષિ ઈન્દ્રદ્યુમ્ને કાંઈ પાપ નહોતું કર્યું છતાં પોતાની કીર્તિનો કેવળ ક્ષય થવાથીજ સ્વર્ગમાંથી તે હેઠો પડયો હતો ત્યારે પાપીઓની તો ત્યાંથી અધોગતિ કેમ ન થાય ? નાના સરખા અપરાધવાળા યયાતિ રાજાને પણ સ્વર્ગમાંથી પડવું પડયું હતું તો પાપીઓની શી વાત કરવી ! એક રાજાને થોડા અપરાધ સારૂં અઢાર યુગસુધી કર્કટનો અવતાર થયો હતો. ભૃગુની સ્ત્રીનું મસ્તક કાપનારા વિષ્ણુને ભૃગુના શાપથી પશુ તથા મત્સ્યાદિ નીચ યોનિઓમાં અવતાર લેવા પડયા હતા તથા લઘુતારૂપ થઇને વામનરૂપે બળિરાજાના દ્વારપાળ થયા હતા. તો પછી પાપીઓને તો પાપનું ફળ સત્વર મળે એમાં શું આશ્ચર્ય છે ! ભૃગુના શાપથી રામને વનવાસમાં સીતાવિરહનું મહા સંકટ પડયું હતું. સર્વ પ્રકારની સમૃદ્ધિવાળાં ઘરવાળા ઈન્દ્રને પણ બ્રહ્મહત્યાના પાપને લીધે તાપ થતાં શાન્તિ મળીજ નહીં. ઈન્દ્ર કાન્તિ વગરનો, નિશ્વાસ નાખતો, ત્રાસ પામતો, અકળાતો, ને ભાન વગરનો થયો હતો એ જોઈ ઈન્દ્રાણીએ તેને પૂછ્યું કે "હે પ્રાણનાથ ! હે શત્રુઓના હણનારા ! તમારો દારૂણ શત્રુ વ્રત્રાસુર તો મરી ગયો છે તો હવે તમને કોના ત્રાસથી આવી પીડા થઈ છે ! તમે શું ચિંતામાં છો ! હે ત્રિલોકીના અધિપતિ ! સાધારણ મનુષ્યોની સમાન તમે નિશ્વાસા કેમ મૂકો છો ! તમે કોનો શોક કરો છો ! તમારો બીજો કોઈ બળવાન શત્રુ તો રહ્યો નથી તો પછી હવે શી ચીંતામાં પડયા છો ! ઇન્દ્ર કહે છે—હે પ્રિયા ! મોટો બળવાળો કોઈ શત્રુ હવે નથી. આમ છતાં શાન્તિ ને સુખે મને તજી દીધો છે. બ્રહ્મહત્યાના ભયથી ઘરમાં નિરંતર મને ભય ભાસે છે. નંદનવન, અમૃત, સ્વર્ગ, ગંધર્વોનું ગાન, અપ્સરાઓનાં નૃત્યો કે અરણ્યથી પણ મને સુખશાન્તિ દેખાતી નથી. તમારાથી કે બીજી કોઇ સુંદરીથી પણ મને સુખનો અનુભવ થતો નથી. કામધેનુ કે કલ્પવૃક્ષ પણ મને આનંદ આપતાં નથી- હું શું કરૂં ! કયાં જાઉં તથા મને કયાં શાન્તિ મળે ! આવી આ ચિંતાઓથી મારૂં શરીર સુખથી છેક રહિત થયું છે. વ્યાસ મુનિ કહે છે— અત્યન્ત ખેદ પામેલી ઈન્દ્રાણીના પ્રતિ આમ બોલી અભાગીઓ ઇન્દ્ર ઘરમાંથી બહાર નીકળીને ઉત્તમ માનસ સરોવરમાં ગયો. ત્યાં પણ ભય તથા શોકનાં દબાણને લીધે એક કમળની નાળમાં પેશી ગયો. પાપના બળથી દબાએલો, ચીતાથી પીડિત, બે ભાન, ને સહાયતા વગરનો એ ઇન્દ્ર જળમાં વિહાર કરનારા સર્પના સમાન ગુપ્તપણે રહ્યોને તેની કોઇને ખબર પડી નહીં. બ્રહ્મહત્યાના ભયથી પીડાતો ઈન્દ્ર ખોવાઈ ગયો એથી દેવતાઓને ચિંતા પેઠી, મોટા મોટા ઉત્પાતો થયા, જગત્ રાજા વગરનું થવાથી ઉપદ્રવોથી પીડાવા લાગ્યું, રૂષિ સિદ્ધને ગંધર્વો ત્રાસ પામ્યા, અનાવૃષ્ટિ થઈ, પૃ-

થ્વીના વૈભવો ક્ષય પામ્યા, નદીના પ્રવાહો અટકી ગયાને સરોવરો સુકાઈ ગયાં. અરાજકતાથી ઉપદ્રવ પામેલા સર્વ દેવતા તથા મુનિઓએ એક મત થઈને નહુષ રાજાનો ઈન્દ્ર પદપર અભિષેક કર્યો. ધર્માત્મા હોવા છતાં પણ ઈન્દ્રની પદવી મળયા પછી નહુષ રાજા રજોગુણી થઈ વિષયલંપટ થયો ને દેવ વાટિકાઓમાં કામબાણથી મોહિત થઈ અપ્સરાઓના અંગે ક્રીડા કરવા લાગ્યો. ઈન્દ્રાણીના ગુણ સાંભળી તેને ભોગવવાને ઇચ્છાથી નહુષે મુનિઓને કહ્યું કે "ઇન્દ્રાણી મારી પાસે કેમ નથી આવતી? તમે ને દેવોએ જ્યારે મને ઇન્દ્ર બનાવ્યો ત્યારે ઈન્દ્રાણીને પણ મારી પાસે મોકલવી જોઇએ કારણ કે દેવતાઓનો ઈન્દ્ર હું હાલ સર્વ લોકાધિપ છું. આટલા વાસ્તે હે મુનિઓ! ને દેવતાઓ! મારૂં પ્રિય કરવા તમે ઇચ્છવા હો તો સર્વથા ઈન્દ્રાણીને મારી પાસે મોકલો. આજને આજ ઈન્દ્રાણી મારા ઘરમાં આવે" નહુષનાં આવાં વચનો સાંભળી ચિંતાતુર દેવતાઓને મુનિઓએ ઈન્દ્રાણીને પાસે બોલાવીને પ્રણામ કરીને કહ્યું કે "હે ઈન્દ્રાણી! નીચ બુદ્ધિવાળો નહુષ અહીં તમારી ઇચ્છા કરે છે ને તેણે કોપ કરીને અમને કહ્યું છે કે ઇન્દ્રાણીને મારી પાસે મોકલો. અમે આમાં કેમ કરીએ! અમે એને ઈન્દ્ર કર્યો છે એથી અમો એને આધીન છીએ. આ વાત સાંભળી અકળાત્તાં ઇન્દ્રાણીએ બૃહસ્પતિ ગુરૂને કહ્યું કે "હે મહારાજ! હું તમારા શરણમાં છું વાસ્તે નહુષ રાજાથી મારૂં રક્ષણ કરો. બૃહસ્પતિ કહે છે—પાપથી મોહિત થયેલા નહુષરાજાનો હે દેવી! તું ડર રાખમાં. સનાતન ધર્મનો ત્યાગ કરી હે દીકરી! હું તને નહુષના હાથમાં નહીંજ સોંપું. શરણે આવેલાને જે નીચ જનો શત્રુને સ્વાધીન કરી દે છે તે પાપીજનો પ્રલયકાળ સુધી નરકમાંજ પડયો રહે છે. હે સુંદરી! તું ચિંતા ન કર કારણકે તારો કદી પણ હું ત્યાગ નહીંજ કરૂં.

शरणागतमार्तं च योऽददाति नराधमः।
सएव नरकं याति यावदाभूत संप्लवम् ६२
स्वस्थाभव पृथुश्रोणि नत्यक्ष्ये त्वां क[illegible]चन

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૭ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો,*

### ઇન્દ્રાણીને ઇન્દ્રનાં દર્શન.

व्यास उवाच—

नहुष स्त्वथ तांश्रुत्वा गुरोस्तु शरणं गताम् ॥
चुकोप स्मरबाणार्त्त स्त्वांगीरसमाप्रुवे ॥ १ ॥

વ્યાસ કહે છે—કામબાણથી વ્યાકુળ નહુષરાજાને બૃહસ્પતિનાં શરણે ઈન્દ્રાણી ગઇ એ ખબર પડી તેથી બૃહસ્પતિ ગુરૂ ઉપર તેને દારૂણ ક્રોધ થયો. સઘળા દેવતાઓને નહુષે કહ્યુ "મારા સાંભળવા પ્રમાણે ખલતાથી બૃહસ્પતિએ ઇન્દ્રાણીને પોતાના ઘરમાં રાખી છે તો હું હવે બૃહસ્પતિને મારી નાંખીશ." આવી રીતે કોપાતુર દુષ્ટ નહુષને જાણી રૂષિઓ સહિત દેવતાઓ તેના પ્રતિ સામનાં વચનો વદી રહ્યા કે "હે રાજેન્દ્ર! હે નાથ! ક્રોધને શાન્ત કરી પાપમતિનો ત્યાગ કરો. પરસ્રીનું મર્દન કરવામાં ધર્મશાસ્ત્રો ઘણા દોષો દર્શાવે છે. ઇન્દ્રાણી સૌભાગ્યવતી છે તથા પતિવ્રતા છે તેથી પોતાનો પતિ જીવતાં છતાં બીજાને પતિ કેમ કરે? હે પ્રભુ! તમે હમણાં ત્રૈલોકયના સ્વામી ને ત્રૈલોક્યની મર્યાદા-

---

* આ આઠમા અધ્યાયમાં સાડા એકોતેર શ્લોકાથી ચિંતાવાળા ઇન્દ્રાણીને ભગવતીની કૃપાથી પતિ દર્શન થયાં એ વાત આવશે.

ના સાચવનારા થયા છે તોપછી જ્યારે તમેજ અધર્મના માર્ગે ચાલશો તો પ્રજાનો અવશ્ય નાશ થઈ જશે. શકિતવાળા મહાપુરૂષોએ શિષ્ટાચારનું સર્વદા રક્ષણ કરવું જોઇએ. ઈન્દ્રાણી સરખી બીજી કરોડો અપ્સરાઓ આ સ્વર્ગમાં રહી છે. મહાત્માઓ તો કહે છે કે પ્રીતિજ શૃંગારનું કારણ છે. બળાત્કારના પ્રયોગથી રસભંગતા કહેલી છે. હે રાજસત્તમ ! સમાન પ્રીતિવાળાં સ્રીપુરૂષને સુખની પ્રાપ્તિ થાય છે. આટલાવાસ્તે હે દેવેન્દ્ર ! પરસ્રીના સમાગમની ઈચ્છા તજી પવિત્ર મન રાખો કારણ કે સૌથી મોટી પદવીવાળા ઠર્યા છો. પાપથી હે રાજા ! સમૃદ્ધિ ક્ષય પામે છે ને ધર્મથી એમાં અભિવૃદ્ધિ થયા કરે છે. આટલાવાસ્તે પાપનેતજીને શુભમતિનો સંગ્રહકરો નહુષરાજા કહે છે—હે દેવતાઓ ! ગૌતમની પત્ની સાથે ઇન્દ્રે ભોગ કર્યો ને ચંદ્રમાએ બ્રૃહસ્પતિની સ્રી તારાને ભોગવી ત્યારે તમે બધા કયાં ભાગી ગયા હતા ? પારકાંઓને ઉપદેશ આપવામાં સૌ લોકો ડહાપણવાળાં છે પરન્તુ બીજાને કહે છે તેમ પોતે વર્તનારા મનુષ્યો તો વિરલાજ છે. હે દેવતાઓ ! ઈન્દ્રાણી મારા પાસે આવેજ. એના આવવાથી તમારૂં ને તેનું ઘણું કલ્યાણ થશે. મારી પાસે ઇન્દ્રાણી નહીં આવે ત્યાંસુધી કોઈપણ રીતે હું ખુશી નહીં થાઉં વાસ્તે તમે તેને બળથી અથવા વિનયથી સત્વર અહીં મારી પાસે લાવો. વ્યાસમુનિ કહે છે—નહુષનાં વચનો સાંભળી ત્રાસ પામેલા એ દેવતાઓ તથા મુનિઓએ કામાતુર નહુષને કહ્યું કે " અમે ઇન્દ્રાણીને વિનયથી સમજાવી તમારી પાસે લાવીએ છીએ " એમ કહીને તેઓ સઘળા બ્રૃહસ્પતિ પાસે ગયા. ત્યાં જઈ તેઓએ ગુરૂને બે હાથ જોડી કરી વિનવ્યું કે " ઈન્દ્રાણી આપનાં શરણાગત છે એની અમને ખબર છે છતાં હવે એ ઇંદ્રાણી નહુષને સોંપી દેવા યોગ્ય છે કારણ કે એને ઈન્દ્રપદ આપેલું છે. એ સુંદરી હવે ભલે નહુષને પતિ માને. " દારૂણ ઉકિત સાંભળીને દેવતાઓને બ્રૃહસ્પતિએ કહ્યું કે " આ ઈન્દ્રાણી સતિ તથા મારી શરણાગત છે વાસ્તે મારાથી એનો ત્યાગ ન બની શકે. " દેવતાઓ બોલ્યા કે " એમ હોય તો નહુષ રાજી થાય એવો બીજો કોઈ ઉપાય યોજવો જોઈએ કારણ કે તે કોપ કરશે તો તેને કોઈ સમજાવી શકશે નહીં. બ્રૃહસ્પતિએ કહ્યું કે " ઈંદ્રાણી તેની પાસે જાય ને બહુ વચનોથી તેને બાંધીને લલચાવે કે " મારો પતિ મરણ પામેલો હું જાણું તો હું તમારી પત્ની બનું પણ પતિ જીવતો હોય તો બીજાને પતિ કેમ કરી શકાય વાસ્તે ઈંદ્રને શોધવા સારૂં મારે જવું જોઈએ" આમબોલી કરી નહુષને છેતરી મારા કહેવા પ્રમાણે પતિપ્રાપ્તિનો ઇંદ્રાણી પ્રયાસ કરે. " આવો વિચાર કરી બ્રૃહસ્પતિ આદિ સઘળા દેવતાઓ નહુષની પાસે ગયા. નવો ઈંદ્ર બનેલો નહુષ એઓને જોઈ ખુશી થયો. ઇંદ્રાણીને દેખી તે અધિક રાજી થઈ તેણીના પ્રતિ વિનવી રહ્યો કે " હે સુંદરી ! હે સુદર નયનોવાળી ! હાલ હું ઇંદ્ર હોવાથી તું મારી સેવા કર. દેવતાઓએ મને પૂજ્ય માની સકળ લોકોનો અધિપ બનાવ્યો છે " નહુષની આવી વાણી સાંભળી ધ્રુજતાં ને થરથરતાં ઇંદ્રાણી બોલ્યાં કે " હે રાજા ! હે દેવતાઓના સ્વામી ! તમારી પાસેથી મને એક વરદાન લેવાની જીજ્ઞાસા છે જેથી થોડો સમય ધૈર્ય રાખો એટલે હું નિશ્ચય કરી લઉં. ઈંદ્ર જીવે છે કે નહીં એ બાબત મને શંકા છે વાસ્તે હું એ શંકાનું નિવારણ કર્યા પછી નિ-

શ્ચય કરી તપાસી પત્ની પછી હું થઇશ. આ હું સાચી વાત કહું છું વાસ્તે તેટલો કાળ ક્ષમા કરો. ઇન્દ્ર મરણ પામ્યો છે કે સ્થાનાંતરમાં ગયો છે એની હજુ કોઈને ખબર નથી. ઇન્દ્રાણીની આવી વાણી સાંભળી નહુષરાજા બહુ રાજી થયો ને તે વાત તેણે મંજુર રાખી ઈન્દ્રાણીને આજ્ઞા આપી. રાજાએ તજી દીધેલી ઇન્દ્રાણી સતિએ દેવતાઓને કહ્યું કે "હે દેવતાઓ! તમે પ્રયાસ સેવી ઈન્દ્રને લાવવા યત્ન કરો." હે જનમેજય રાજા! ઇન્દ્રાણીનાં પવિત્ર અને સારવાળાં વચનો સાંભળીને દેવવતાઓ એકમત થયા ને ઇન્દ્રના વાસ્તે વિચાર કરી સઘળાઓ વૈકુંઠમાં ગયા. ત્યાં જઈ ઉદ્વેગવાળા દેવોએ પ્રથમ તો ભક્ત વત્સલ જગન્નાથ વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી ને પછી ચાતુર્યવાળાં વચનો કહ્યાં કે "હે દેવ દેવ! હે ભગવાન્! બ્રહ્મહત્યાથી વ્યથા પામેલો ઈન્દ્ર કોઈપણ પ્રાણી ન દેખે તેમ કોઈ સ્થાનમાં સંતાઈ બેઠો છે. તમારી સલાહ પ્રમાણે તેણે તો વૃત્રાસુરનો વધ કર્યો છે તેથીજ તેને બ્રહ્મહત્યા લાગી છે વાસ્તે અમારી ને ઈન્દ્રની આપજ એક ગતિ છો. અપાર સંકટવાળાઓનું અમારૂં રક્ષણ કરી ઈન્દ્રના છુટકારાનો ઉપાય અમને કહો." આ પ્રમાણે દેવતાઓની દીનવાણી સાંભળી વિષ્ણુએ કહ્યું કે "એ ઇન્દ્રે પાપની નિવૃત્તિ વાસ્તે અશ્વમેધ યજ્ઞ કરે. અશ્વમેધ યજ્ઞનાં પુણ્યથી પાછો એ ઇન્દ્ર અભય રીતે દેવેન્દ્રતાને પ્રાપ્ત થશે. શ્રી જગદંબા દેવી અશ્વમેધથી સંતોષ પામીને ઇન્દ્રનાં બધાં બ્રહ્મહત્યા આદિ પાપોનો અવશ્ય નાશ કરશે. એ દેવીની સ્મૃતિ થવાથીજ સઘળાં પાપોના સમુહો નાશ પામે છે તો પછી જો તેમને પ્રસન્ન કરવા સારૂં અશ્વમેધ યજ્ઞ કરવામાં આવે તો પાપોની નિવૃત્તિ થઇ જાય એમાં શું આશ્ચર્ય છે! ઈન્દ્રાણીએ નિત્ય જગંદબાની પૂજા કરી એમનીજ આરાધન કરે જેથી જગદંબા ઇન્દ્રાણીને પણ સુખ આપશે. હે દેવો! એ નહુષરાજા પણ એ જગદંબાની માયાથી મોહિત થયો હોવાના સબબ પોતાનાં કરેલાં પાપોથી પોતાનો નાશ પોતેજ કરશે. અશ્વમેધ યજ્ઞના પ્રભાવથી અલ્પકાળમાં ઇન્દ્ર પવિત્ર થસે ને પોતાનાં ઈન્દ્રપદ પામશે." અપાર કાન્તિવાળા વિષ્ણુઆવાં કલ્યાણકારક વચનો સાંભળી દેવતાઓ જ્યાં ઇન્દ્રે ગુપ્ત નિવાસ કર્યો હતો ત્યાં આલ્યા ગયા. બ્રહસ્પતિ વિગેરે દેવતાઓએ ઈન્દ્રની આશ્વાસના કરી ને તેની પાસે અશ્વમેધ નામનો મહા યજ્ઞ કરાવ્યો. પછી ઈન્દ્રે પોતાની બ્રહ્મહત્યાના ભાગ કીધા તે ભાગો વૃક્ષ, પર્વત, નદી, ને પૃથ્વી તથા સ્ત્રીઓમાં દાખલ કર્યા. આવા પ્રકારે જુદા જુદા પદાર્થોમાં બ્રહ્મહત્યાની વહેંચણી કરવાથી ઇન્દ્ર પાપથી મોકળો થયો ને તાપથી રહિત થયો. એ ઈન્દ્ર પોતાનાં ભાગ્યોદયની રાહ જોતો જોતો કોઈપણ પ્રાણી ન દેખી શકે તેમ જળની અંદર કમળની નાળમાંજ વસી રહ્યો. આ આશ્ચર્યકારક ક્રિયા આટોપી સઘળા દેવતાઓ પોતપોતાનાં સ્થાનકમાં ગયા. દુઃખિત તથા વિરહાતુર ઇન્દ્રાણીએ બ્રહસ્પતિને કહ્યું કે "યજ્ઞ કરવા છતાં પણ મારો પતિ ઇન્દ્ર હજુ કેમ અદૃશ્ય રહે છે! હે મહારાજ! ઈન્દ્રનાં મને દર્શન થાય એવો કોઈ ઉપાય હોય તો કહો. બ્રહસ્પતિ કહે છે—હે ઇન્દ્રાણી! ભગવતી જગદંબાની તું ઉપાસના કર એટલે એ દેવી તારા પાપ રહિત પતિને બતાવશે. તારાપર પ્રસન્ન થઇ એ દેવી નહુષને મોહ પમાડી સ્થાન ભ્રષ્ટ કરશે. વ્યાસ મુનિ કહે છે— ગુરૂની વાણી સાંભળી સતિ ઈન્દ્રાણીએ દે-

વીનાં સાધનો સહિત મંત્ર વિધિનો ગુરૂ મુખદ્વારાએ ઉપદેશ લીધો. ગુરૂદ્વારાએ ભુવનેશ્વરીના મંત્રરૂપ વિદ્યા પ્રાપ્ત કરી ઇન્દ્રાણીએ સુંદર બળી, પુષ્પ, અને અર્ચનોથી ભગવતીની સારી રીતે ઉપાસના કરવી શરૂ કરી. પતિ દર્શનની અભિલાષાવાળાં ઈન્દ્રાણી સઘળી ભોગ સામગ્રીઓનો ત્યાગ કરી તપસ્વી વેષ ધારણ કરી ભગવતીનું પૂજન કરી રહ્યાં હતાં. કેટલોક કાળ ગયા પછી ભુવનેશ્વરીએ ઈન્દ્રાણીને પ્રસન્ન થઈ પ્રત્યક્ષ દર્શન આપ્યાં. વરદાનો આપનારાં, બ્રહ્માથી કીટ સુધીની સૃષ્ટિ ઉત્પન્ન કરનારાં, કરૂણામૃતના સાગર સરખાં, અનંત કોટિ બ્રહ્માંડોને નિયમમાં રાખનારાં, સર્વેશ્વરી, સર્વને જાણનારાં ને સાક્ષાત્ પરબ્રહ્મરૂપ જગદંબાનું રૂપ ઘણી સૌમ્યતાવાળું તથા મનોહર હતું. તેઓ હંસ વાહનપર વિરાજેલાં હતાં, કોટિ સૂર્ય સરખાં ચળકતાં હતાં, કોટિ ચંદ્રમાઓ સરખાં શાન્ત હતાં, તથા કરોડો વિજળી સરખાં શોભાથી ચમકતાં હતાં. તેમની ચારે બાજુઓમાં ચારે વેદો સ્તુતિ કરતા હતા. પોતાના હસ્તોમાં તેમણે પાસ અંકુશ અભય ને વર ધર્યા હતાં છેક ચરણો સુધી લટકતી લાંબી સ્વચ્છ મુક્તા માળાને તેમણે પહેરી હતી. તેમનું મુખ હસતું ને પ્રસન્ન હતું. તેમનાં ત્રણ નયનો ચળકી રહેલાં હતાં તથા શાન્તિ વિગેરે મોક્ષ આપનારા અનેક રસોથી તેમનાં સ્તનયુગલ ભરપૂર દેખાતાં હતાં. પ્રસન્ન મનવાળાં તથા મેઘ સરખા ગંભીર સ્વરથી આનંદ આપનારાં એ જગદંબાએ કલ્યાણના કાર્યમાં તત્પર દેખાતાં ઇન્દ્રાણીને આમ કહ્યું. ભગવતી કહે છે—હે ઈન્દ્રાણી ! હે સુંદરી ! વરદાન માગ. તેં મારી ઘણી ભક્તિ કરી તેથી હું પ્રસન્ન થઇ છું, વાસ્તે જે માગ તે હું આપીશ. અનેક કરોડ જન્મોનાં પુણ્યોના પુણ્યોના સમૂહો એકઠા થાય ત્યારે મારૂં દર્શન થાય છે પણ સહજમાં થતું નથી માટે માગ. વ્યાસમુનિ કહે છે—જગદંબાની વાણી સાંભળી એ પ્રસન્ન થયેલાં ભગવતીને પ્રણામ કરી ઈન્દ્રાણી વિનવી રહ્યાં કે "હે માજી ! મારા પતિનું અત્યન્ત દુર્લભ થઇ પડેલું દર્શન મને થાય ને નહુષથી થયેલો મારો ભય ભાગી જાય એજ મારી ઈચ્છા છે. મારા પતિને ફરી તેની પદવીને પ્રાપ્ત થયેલો પણ જોવા મારી અભિલાષા છે" આ પ્રમાણે ઈન્દ્રાણીનાં વચન સાંભળી જગદંબા તેના પ્રતિ બોલ્યાં કે " હે ઇન્દ્રાણી ! આ મારી દૂતીના સાથે સુંદર માન સરોવરમાં તું જા કે જ્યાં મારી " વિશ્વકામા " નામની અચળ મૂર્તિ છે. નહુષના ભયથી દુઃખિત થયેલો તારો પતિ ત્યાં તું દેખીશ. હે મોટાં નયનો વાળી ! કેટલાક કાળ પછી નહુષને મોહ પમાડીને તારી બીજી જે ઈચ્છાઓ છે તે હું પરિપૂર્ણ કરીશ. તારે ચિંતા ન કરવી. નહુષને મોહ પમાડી ઇન્દ્રાસનથી તેને હું ભ્રષ્ટ કરીશ." પછી જગદંબાની શક્તિવાળી દૂતી ઈન્દ્રાણીને માન સરોવરમાં ઇન્દ્રાણીને માન સરોવરમાં ઇન્દ્ર પાસે તેડી ગઈ. ઘણાં કાળ થયાં જેનાં દર્શનની ઈચ્છા કરતાં હતાં તેવો ગુપ્તવાસી સ્વામી ઇન્દ્ર તેમણે ત્યાં જોયો એથી તેઓ અત્યન્ત ખુશી થવાં. ૧-૭૧

प्रापयामास सन्निध्यं स्व पत्युः परमेश्वरीम् ।
सादृष्ट्वा तं पतिं बाला सुरेशं गुप्त संस्थितम्॥७१॥
मुदिता मूद्दरं वीक्ष्य बहु कालाभि वांछितम् ॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવતવિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### સ્વર્ગ ભ્રષ્ટ થયેલો નહુષરાજા.

વ્યાસ ઉવાચ—

तांवीक्ष्य विपुलापांगीं रहः शोक समन्विताम्।
आखंडलः प्रियां भार्यां विस्मितश्चाब्रवीत्तदा १

વ્યાસ મુનિ કહે છે—પછી ઈન્દ્રે એ મહા નયનોવાળી તથા શોકવાળી પ્યારી પ્રમદા ઇન્દ્રાણીને દીઠી ને તે વિસ્મય પામીને બોલ્યો કે " હે પ્રિયા ! હે સુમુખી ! તમે અહીં કેવી રીતે આવ્યાં છો ? કોઈના જાણવામાં ન આવે તેમ હું અહીં ગુપ્ત રહ્યો છું છતાં આ વાતની તમને ખબર પડી ? ઈન્દ્રાણી બોલ્યાં હે પ્રાણનાથ ! હે સ્વર્ગ પતિ ! ભગવતીની કૃપાથી તમારા અહી નિવાસની મને ખબર પડી છે ને એ દેવીનીજ કૃપાથી હું અહીં આવેલી છું. તમારા આસનપર દેવતાઓ તથા મુનિઓએ નહુષ નામના રાજર્ષિને સ્થાપ્યો છે ને તે પાપી નિરંતર મને સંતાપે છે. હે બળદાનવને મારનારા ! એ પાપી નહુષ રાજા મને કહે છે કે હે સુંદરી ! દેવતાઓના અધિપતિ મને ઈન્દ્રને તું તારો પતિ કર. " કહો હવે હુ કેમ કરૂં. ઈન્દ્ર કહે છે—હે સુંદરી ! દૈવની ઈચ્છાથી સમયની રાહ જોતો જેમ સ્થીર મન રાખી હું અહીં બેઠો છું તેમ તમે પણ તમારાં મનને સ્થિર કરો. વ્યાસ મુનિ કહે છે—ઘણી પ્રશંસાવાળાં ઈન્દ્રનાં આવાં વચનો સાંભળી ઈન્દ્રાણી ધ્રુજતાં થરથરતાં ને નિસાસા મુકતાં બોલ્યાં કે " હે ભાગ્યશાળી ! મારાથી મન સ્થર રાખી કેમ રાખી શકાય ? મદોન્મત્ત ને વરદાનના અભિમાનવાળો પાપી નહુષ મને સ્વાધીન કરી લેશે કારણ કે તેના ભયથી વ્યાકુળ થયેલા દેવતાઓ ને મુનિઓ તો મને કહી છુટયા છે કે " હે સુંદરી ! કામાતુર નહુષ ઈન્દ્રપદ ભોગવે છે વાસ્તે તું તેની સેવા કર. " હે શત્રુઓને હણનારા ! મારા પક્ષમાં તો એકજ બ્રહસ્પતિ છે પણ તે બ્રાહ્મણ છે તેથી નિર્બળ છે ને વળી તેઓને દેવતાઓમાં સ્વાર્થ છે. તેથી કાયમ મારૂં રક્ષણ તેઓ ન કરી શકે. આથી મને મોટી ચિંતા થાય છે. સ્ત્રી હોવાથી મારી જાત પરતંત્ર છે ને વળી પ્રતિકૂળ દૈવને લીધે હાલ અનાથ થઈ છું. મારાથી તો પરીણામે શું બની શકે ! હું કુલટા નારી નથી પરંતુ તમારામાંજ અખંડ પ્રીતિવાળી મહા પતિવ્રતા સ્ત્રી છું. મારૂં દુખમાંથી રક્ષણ કરનારૂં સ્વર્ગમાં હાલ કોઇ શરણ છે જ નહી. ઈન્દ્ર કહે છે—હે સુવદની તને એક ઉપાય બતાવું તેમ તું કર કે આ સંકટમાં તારાં શીલનું બરાબર રક્ષણ થાય. કામદેવથી ભેદવાળાં ચિત્તવાળી ને અત્યન્ત ચંચળતાવાળી નારી જાતિ પોતાનું પતિવ્રતાપણું ગમે તે ઉપાયથી રાખવા જાય તોપણ રહેતું નથી પરન્તુ સ્ત્રીઓનું પતિવ્રતાપણું તો શીળ સારૂં હોય તેથીજ રહે છે વાસ્તે હે સુહાસ્યવાળી ! તું તારા પોતાના શીળના આશ્રયરૂપ ઉપાય માત્રથીજ સ્થિર રહે પણ બીજા કરોડો ઉપાયો કામ નહીં લાગે. એ ખળ નહુષરાજા જો તારાપર બળાત્કારથી આકર્ષણ કરે ત્યારે તું તેને કોઈ ન જાણી શકે એવો કોઈ પ્રપંચ કરી છેતરજે. તમારે એકાન્તમાં તેની પાસે જઈ કહેવું કે " હે જગત્‌ના પતિ! જો તમે રૂષિઓએ ઉપાડેલા દિવ્ય વાહનમાં બેસી મારી પાસે આવશો તો હું તમને રાજી ખુશીથી સ્વામી કરીશ એવો મે નિશ્ચય લીધો છે. " તમે આમ કહેશો એટલે હે સુંદરી !

*આ નવમા અધ્યાયમા સડસઠ શ્લોકોથી જગદંબાના પ્રસાદથી નહુષરાજા સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયો એ વાર્તા આવશે.

એ મોહિત નહુષ કામાંધપણાથી વાહનમાં મુનિઓને જોડી દેશે જો એમ કરશે એટલે કોઇ મુનિ તેને શાપ આપી બાળી મૂકશે. જગદંબા તારી સહાયતા કરશે એમાં પણ શંકા નથી. જગદંબાનાં ચરણનું સ્મરણ કરનારને કયારે પણ સંકટ થાતુંજ નથી. કદાચ જો એથી પણ આપત્તિ આવે તો એ આપત્તિ કલ્યાણના નિમિત્તે જ જાણી લેવી. આટલા વાસ્તે ગુરૂ વચનોને સત્ય માની મણિદ્વીપમાં વસનારાં ભુવનેશ્વરી દેવીનુ તમે નિરંતર ભજન કરો. વ્યાસ મુનિ વદે છે—ઇન્દ્રની વાણી સાંભળી તેમ કરવુ મંજુર કરી ભવિષ્યનાં કલ્યાણને ઈચ્છનારાં ઈન્દ્રાણી નહુષરાજા પાસે ગયાં ઈન્દ્રાણી આવ્યાં જાણી નહુષ પ્રસન્ન થયોને તેણે કહ્યુ કે "સત્ય વાદિની સુંદરી તું અહીં ભલે આવી. હું તારા આધીન છુ ને તારો સેવક છું. સત્યની મર્યાદાને માન આપી વચન પાળવાને સારૂં તુ મારી પાસે આવી તેથી હું રાજી થયો છું. હે થોડું બોલનારી! હે સુદર હાસ્યવાળી! કોઇ રીતે તારે શરમાવુ નહી. હું તારો ભક્ત છુ વાસ્તે મારો સ્વીકાર કર. હે વિશાળ નયનોવાળી! જો તારે કાંઈ કાર્ય કરાવવાની અભિલાષા હોય તો તે મને કહે એટલે તે કાર્ય કરીને તને હુ ખુશી કરૂં. ઈન્દ્રાણી બોલી—હે નવા ઈન્દ્ર! હે પ્રભુ! હે દેવ! હાલ મારા મનમાં એક અભિલાષા છે તે તમે સિદ્ધ કરશો તો મારા બધા મનોરથો તમે પૂર્યા છે એમ હું સમજીશ. એ કામ થયુ કે તરતજ હું તમને તાબે થઇશ. મારા મનમાં જે ઇચ્છા છે તે કહું છુ જેથી તે પ્રમાણે તમે મને ગોઠવણ કરી આપો. નહુષ રાજા કહે છે—હે ચંદ્રવદની? તારે જે કામ હોય તે તું મને કહે. તારા ધાર્યા પ્રમાણે તે કાર્ય હું કરી આપીશ. જે દુર્લભ હશે તે પણ હું તને આપીશ. ખુશીથી કહે. ઇન્દ્રાણી કહે છે—હે રાજવીર! મને તમારો વિશ્વાસ નથી આવતો તેથી હું કેમ કહી શકું? વિશ્વમાં વચન પાળનારા રાજાઓ તો વિરલાજ હોય છે વાસ્તે મારૂં પ્રિય કરવાના તમે મારા સમક્ષ શપથ લીઓ. સત્યરૂપી પાશમાં તમે બંધાશો એટલે મારે જે કહેવું હશે તે હું કહીશ. હે ઈન્દ્ર! જો એ કાર્ય કરશો તો હું તમારી આજ્ઞામાં રહીશ એ વાત સાચી સમજજો. નહુષરાજા બોલે છે— યજ્ઞ તથા દાનથી મને થયેલાં પુણ્યના સોગન ખાઇને હું તને કહું છું કે તારાં વચનો મારે અવશ્ય પાળવાં છે. ઇન્દ્રાણી બોલી—ઈન્દ્રને હાથી, ઘોડા, રથ, વિગેરેનુ વાહન છે, વિષ્ણુને ગરૂડનું, યમને પાડાનું, શંકરને પોઠીઆનું, બ્રહ્માને હંસનું, કાર્તિકેયને મયુરનું, ને ગણેશને ઉંદરનું વાહન છે તો તે પ્રમાણે તતારે પણ કાંઈ વાહન જોઇએ ને એ પણ એવુ અપૂર્વ વાહન જોઇએ કે જેવું વિષ્ણુ, રૂદ્ર, અસુરો કે રાક્ષસોને પણ ન હોઈ શકે. આવી મારી ઈચ્છા છે. હે ઈન્દ્ર? તીવ્ર નિયમોનું પાલન કરનારા મુનિગણો તમારી પાલખી ઉઠાવે એવી મારા મનની ઉમેદ છે. હે રાજા! સઘળા વેદોથી તમને હું અધિક સમજુ છું ને એવાં વાહનથી તમારાં તેજની અભિવૃદ્ધિ થાય એમ હું સાવધાનતા સાથે ચાહના રાખું છું. વ્યાસમુનિ બોલ્યા—ઇન્દ્રાણીનાં વચનો સાંભળી ખલ નહુષ ઘણું હસ્યો. જગદંબાથી થયેલા મોહને વશ થઈ ઈન્દ્રાણીનાં વખાણ કરતો તે સત્વર આમ બોલી રહ્યો. નહુષ બોલે છે—હે પાતળી! હે સુંદર કેશવાળી! મારાં સુંદર વાહનના સંબંધમાં તું સાચું બોલી. તારાં વચનો બરાબર હું પાળીશ. જે મુનિઓને વાહનરૂપ બ-

નાવી શકે તે ઓછા પરાક્રમ વાળો ન કહેવાય વાસ્તે હવે હું એજ વાહનપર ચડીને તારી પાસે આવીશ. ત્રણે લોકમાં મારી તપથી અધિક ગણના કરીને ને મને સમર્થ સમજીને સઘળા સપ્તર્ષિઓ તથા દેવર્ષિઓ પણ ઉપાડશે. વ્યાસ કહે છે—આમ કહી રાજી થયેલા નહુષે ઇન્દ્રાણીને આજ્ઞા થી કામાતુર નહુષે મુનિઓને પોતાની પાસે બોલાવ્યા ને તેઓને નીચે પ્રમાણે કહ્યું. નહુષ રાજા બોલે છે—હે ભૂદેવો ! હાલ સર્વ શકિત સંપન્ન ઈન્દ્ર દેવ હું છું વાસ્તે તમે સૌ અભિમાનને છોડી દઇને મારૂં કાર્ય કરો. તમે જાણો છો કે મને ઈન્દ્રાસન મળવા છતાં મારી પાસે ઈન્દ્રાણી આવતાં નથી. ઈન્દ્રાણીને બોલાવતાં તેઓએ મને પ્રીતિપૂર્વક કહ્યું છે કે " હે ઈન્દ્ર ! હે દેવતાઓના અધિપતિ ! હે મહારાજ ! તમે મુનિઓનાં વાહનમાં બેસી મારી પાસે પધારો ને મને ખુશી કરો " હે મુનિ સત્તમો ! મારે તમારૂં આ મહા કાર્ય પડેલું છે વાસ્તે મારાપર દયા કરીને તમારે સૌએ એ કાર્ય કરવું. ઇન્દ્રાણીમાં પ્રવર્ત્તાવેલા મારા મનને કામ દેવ બાળી નાખે છે વાસ્તે આ અદ્દભૂત કાર્ય તમે સૌ કરો. વ્યાસ મુનિ કહે છે—નહુષનાં આવાં વચનો સાંભળીને ભાવિ યોગથી અગસ્ત્ય આદિ મોટા મુનિઓએ કૃપા કરીને એ વાત મંજુર રાખી. તત્ત્વવેત્તા મુનિઓએ એ વાત કબુલ કરી તેથી ઇન્દ્રાણીમય મનવાળો કામાતુર નહુષરાજા ઘણો ખુશી થયો. પછી તે રાજા મુનિઓને ઉઠાવેલી પાલખીમાં બેસી ચાલતો થયો. દિવ્ય મુનિઓને વાહન રૂપ બનાવી વિહાર કરનારા નહુષ રાજાએ મૂઢતાથી ને કામાતુરતાથી ઉતાવળો થવાથી લોપામુદ્રાના પતિ ને તપસ્વી ઓમાં ઉત્તમ એવા અગસ્ત્ય મુનિને સર્પ સર્પ ( ચાલ—ચાલ ) એમ બોલીને મસ્તકમાં પોતાનો પગ માર્યો. વાતાપિ દાનવનું ભોજન કરનારા તથા મહા સાગરને પણ શુષ્ક કરી પી જનારા એવા ભગવાન અગસ્ત્ય મુનિને નહુષે માથામાં પાટુ મારી એટલુંજ નહીં પરન્તુ વાંસામાં ચાબુક પણ લગાવી. જ્યારે કામબાણથી પીડિત ને ઇન્દ્રાણીમાં ચોંટી ગયેલાં મનવાળા નહુષે " ચાલ ચાલ "એમ કહી લાત મારીને ચાબુક માર્યો ત્યારે એ વેળાએ ક્રોધે ભરાયેલા અગસ્ત્યે તે નહુષને શાપ દીધો કે " હે પાપી ! તું અરણ્યમાં ભયંકર કાયાવાળો મોટો સર્પ બનીજા ને એ યોનિમાં હજારો વર્ષ પર્યન્ત તું મહા દુઃખ ભોગવ. આવી રીતે ઘણાં વર્ષો સુધી પોતાની શક્તિથી અરણ્યમાં ફરતાં ફરતાં જ્યારે તને યુધિષ્ઠિર રાજાનાં દર્શન થશે ને તેમના મુખથી પ્રશ્નોનો ઉત્તર તું સાંભળીશ ત્યારે તારો સર્પયોનિથી છૂટકારો થશે ને પાછી તને સ્વર્ગપ્રાપ્તિ થશે. " આ પ્રકારે અગસ્ત્ય મુનિએ શાપ દીધો કે તેજ ક્ષણમાં તે રાજા મુનિને વંદન કરીને સ્વર્ગમાંથી પડી પૃથ્વીપર તુરત અજગરરૂપ થઇ ફરવા લાગ્યો. પછી બૃહસ્પતિ માન સરોવરમાં સત્વર ગયા ને આ સઘળી વાર્તા ઈન્દ્રને કહી સંભળાવી ઈન્દ્ર અતીવ પ્રસન્ન થયો. સઘળા દેવતાઓ તથા મુનિઓ નહુષરાજાને પૃથ્વીપર પડેલો જાણી માનસરોવરમાં જ્યાં ઈન્દ્ર વસતો હતો ત્યાં ગયા ને એ વેળાએ સઘળા દેવતાઓ સહિત મુનિઓએ ઈન્દ્રની આશ્વાસના કરી. પછી તેઓ સૌ માનસહિત ઈન્દ્રને સ્વર્ગમાં લાવ્યા. પછી મંગળકારી સિંહાસનપર બેસાડી દેવતાઓએ ને મુનિઓએ ઈન્દ્રનો રાજ્યાભિષેક કર્યો. સ્વર્ગલોકમાં પોતાનાં સિંહાસનને પામીને ઈન્દ્ર ઈન્દ્રાણીની સંગે સુંદર નંદનવનમાં ક્રીડા

કરી રહ્યો. યથેષ્ટરૂપ ધરનાર મહામુનિ વિશ્વરૂપનો વધ કરવાથી ઈન્દ્રને આવું સંકટ પડ્યું હતું ને જગદંબાના પ્રસાદથી પાછી તેને પોતાની પદવી પણ પ્રાપ્ત થઈ હતી. હે જનમેજય રાજા ! વૃત્રાસુરના વધ સંબંધી પ્રશ્નના પેટામાં આ સઘળી સુંદર કથા મેં તમને શ્રવણ કરાવી. જેવાં કર્મો જીવ કરે છે તેવાં ફળો તેને થાય છે. શુભ અથવા અશુભ કર્મો જે જે કર્યાં હોય છે તેનાં ફળો પ્રાણીમાત્રને અવશ્યમેવ ભોગવવાં પડે છે.[१-५७]

**यादृशं कुरुते कर्म तादृशं फलमाप्नुयात् ॥**
**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥५७॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો*

### કર્મોથી જીવને બંધન થાય છે.

**जनमेजय उवाच—**

**कथितं चरितं ब्रह्मन् शक्रस्याद्भुतकर्मणः ।**
**स्थानभ्रंशस्तथा दुःखं प्राप्ति रुक्ता विशेषतः ।१॥**

જનમેજય રાજા કહે છે— હે વ્યાસ મહારાજ ! બ્રહ્મહત્યારૂપ અદ્દભુત કર્મ કરનારા ઈન્દ્રદેવનું આપે ચરિત કહ્યું ને તેમાં તેનાં સ્થાનભ્રંશની તથા સંકટો પડયાં તેની કથા આપે ખાસ કરીને કહી બતાવી પરન્તુ આ વિષયમાં મને શંકા ઉત્પન્ન થાય છે. દુઃખનો નાશ કરનારૂં દેવરાજ્ય મળ્યું છતાં મહા તપસ્વી ઈન્દ્રને દુઃખો ભોગવવાં પડયાં છે એ વિષે મને અત્યન્ત અચરત ભાસે છે. હે કરૂણા સાગર સમ ! ઈન્દ્રે સો અશ્વમેધ યજ્ઞો કર્યા હતા તેના યોગે તેને દેવતાઓનું સ્વામીપણું પ્રાપ્ત થયું હતું છતાં વચ્ચમાં તેના માથે તે સ્થાન ભોગવતાં અપાર સંકટો પડવાથી તેને સ્વર્ગભ્રષ્ટ કેમ થાવુ પડયું ? આમ થવામાં જે હેતુ હોય તે આપ મને કહો. હે મુનિસત્તમ ! આપ તો સર્વજ્ઞ છો તથા પુરાણના પ્રવર્ત્તક છો. શ્રદ્ધાવાળા શિષ્યોની પાસે મહાત્માઓને કશી પણ ગુપ્ત વાત હોતી નથી આથી હે ભાગ્યશાળી ! આપ મારા સંશયની નિવૃત્તિ કરો. સો અશ્વમેધના ફળરૂપ સ્વર્ગ કહેવાય છે તો દરમ્યાનમાં એ શત યજ્ઞોથી થયેલાં પુણ્યના ક્ષય શિવાય એ સ્વર્ગ પતન થવું જોઇએ. આપ કદાચ એમ કહેતા હો કે એ પુણ્યોના દરમ્યાનમાં બ્રહ્મહત્યારૂપ મહાપાપ આડુ આવવાથી એનુ ફળ થયું તો મને કહેવા કારણ છે કે એવુ પુણ્ય કરનારા મહાત્માને બ્રહ્મહત્યારૂપ દુષ્ટ કર્મ કરવાની પ્રવૃત્તિ કેમ થવી ઘટે ? એજ મારો સંદેહ છે. સૂતપુરાણી કહે છે—જનમેજયના પ્રશ્નથી પ્રસન્ન ચિત્તવાળા સત્યવતીના પુત્ર વેદવ્યાસે અનુક્રમે આ પ્રમાણે જનમેજયના પ્રશ્નનો ઉત્તર આપ્યો. વ્યાસ કહે છે હે નૃપવર્ય ! સ્વર્ગ ભોગવવાનુ પુણ્ય હતું છતાં ઈન્દ્રને વચમાં સંકટ ઉપસ્થિત થયુ તેમાં પરમ અદ્દભુત કારણ છે એ વિષે તમે સાંભળો. તત્ત્વવેત્તાઓમાં ઉત્તમ પુરૂષોએ કર્મના ત્રણ પ્રકાર કહ્યા છે. સંચિત, ક્રિયમાણ ને પ્રારબ્ધ આ જનમથી પૂર્વના અનેક જન્મોમાં જે સાત્વિક, રાજસ, કે તામસ કર્મો કરાયાં હોય છે તે કર્મોને 'સંચિત' કર્મો કહેવાય છે. શુભ અથવા તો અશુભ સંચિત કર્મો હોય છે તે ઘણા કાળનો અંતરાય પડી જાય તોપણ નાશ પામતાં નથી પણ જેવાં તે હોય છે તેવાંજ તે રહે છે. આથી પાપપુણ્યરૂપ સંચિત કર્મોને કાળાંતરમાં પણ ભોગવેજ છૂટકો છે.

* આ દશમા અધ્યાયમાં એકતાલીશ શ્લોકોથી કર્મના ત્રણ પ્રકાર ને એ કર્મોજ જીવને બંધન કરનારા છે એ વાર્તા કહેવામાં આવશે.

અનેક જન્મોમાં જે કર્મો કરેલાં હોય છે તેઓનાં ફળનો ભોગ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સેંકડો ને કરોડો કલ્પોથી પણ એ કર્મોનો નાશ બનતો નથી. વર્ત્તમાન દેહને પામીને સારાં કે નરસાં જે જે કર્મો કરાય છે તે કર્મોને "ક્રિયમાણ" કર્મો કહેવાય છે. જ્યારે આ વર્ત્તમાન દેહનો આરંભ થાય છે ત્યારે તે સમયમાં સંચિત કર્મોમાંથી કેટલાંક એકઠાં કરીને તેઓને વર્ત્તમાન દેહમાં ફળ દેવા સારૂં કાળ પ્રેરણા કરે છે ને આવી રીતે જે વર્ત્તમાન જન્મ વાસ્તે કાળથી પ્રેરણામાં મૂકેલાં સંચિત કર્મોનો જે સમુદાય હોય છે તેને "પ્રારબ્ધ" કર્મો કહેવાય છે. એ પ્રારબ્ધ કર્મનો જ્યારે ભોગ પુરો થાય છે ત્યારેજ વર્ત્તમાન શરીરનો નાશ થાય છે. વર્ત્તમાન શરીરથીજ પ્રાણીઓને સઘળું પ્રારબ્ધ ભોગવવું પડે છે એમાં જરાપણ સંશય નથી. પ્રારબ્ધ ભોગવાઇ જાય છે ત્યારે વર્ત્તમાન દેહ પડી જાય છે અને તે દેહથી થયેલાં ક્રિયમાણ કર્મો સંચિતોમાં ભળી જાય છે. પાછાં તે સંચિતોના સમુદાયમાંથી નવાં નવાં પ્રારબ્ધોને બાંધીને નવા નવા જન્મો ધરાવવાની કાળ પ્રેરણા કરે છે. મતલબ નવાં પ્રારબ્ધો ભોગવવા વાસ્તે નવો દેહ પ્રાપ્ત થાય છે. અને નવા દેહમાં નવાં ક્રિયમાણો થાય છે. હે રાજા! આ પ્રમાણે પૂર્વે કરેલાં જે શુભાશુભ કર્મો છે તેનાં ફળ અનેક જન્મો ધરીને ભોગવવાં પડે છે એ નિશ્ચય છે. દેવ અસુર મનુષ્ય યક્ષ ગંધર્વ ને કિન્નર વિગેરે કોઇને પણ પોતાનાં કર્મો ભોગવ્યા શિવાય છૂટકોજ નથી. કર્મજ દેહની ઉત્પત્તિનું કારણ છે ને જો કર્મોનો નિઃશેષ ક્ષય થયો હોય તો પ્રાણીઓને જન્મ થાયજ નહીં એમાં કશી શંકા નથી. હે રાજા! બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર તથા ઈન્દ્ર આદિ દેવતાઓ- અસુરો, દાનવો, યક્ષો ને ગંધર્વ આદિ સર્વ જીવો કર્મોનેજ આધીન છે. સુખ દુઃખના ભોગના કારણરૂપ શરીરનો જે સંબંધ છે તે જો કર્મો ન હોય તો પ્રાણીઓને શી રીતે થાય તેથી કર્માધીન સૌ પ્રાણીઓ છે અને એટલા વાસ્તે અનેક જન્મોમાં કરાયેલાં સંચિત કર્મોના સમુદાયમાંથી કાળની પ્રેરણાથી બંધાયેલાં વર્તમાન દેહનાં પ્રારબ્ધોમાંથી કાળે કરી પાકી ગયેલાં કોઈ પ્રારબ્ધનો વેગ વધે છે ત્યારે કર્મના અનુસારે દેવ તથા મનુષ્યો વિગેરે જીવો પુણ્યવાળા બને છે. આમ વ્યવસ્થા હોવાથી સારાં પ્રારબ્ધના યોગથી શત અશ્વમેધનું પુણ્ય કર્મ કરી ઈન્દ્રને ઇન્દ્રપદવી પ્રાપ્ત થઇ હતી ને તેમજ દુષ્ટ પ્રારબ્ધના યોગથી બ્રહ્મહત્યારૂપ કર્મ થતાં મધ્યમાં સ્વર્ગથી ભ્રષ્ટ થવારૂપ વિપત્તિ આવી પડી હતી. નર નારાયણ કે જેઓ ધર્મપુત્ર હોવા છતાં કર્મયોગથી શ્રીકૃષ્ણ તથા અર્જુન રૂપ જનમ્યા હતા. નર નારાયણના અંશરૂપજ કૃષ્ણ તથા અર્જુન હતા એમ માનવામાં પુરાણોની પીઠિકાજ પ્રમાણરૂપ છે તથા ત્યાં બીજું પણ પ્રમાણ એવું છે કે "જેને જેને અહીં અધિક વૈભવ દેખાય તેને તેને દેવતાના અંશરૂપે સમજવા. રવિના અંશરૂપ જે પુરૂષ નથી હોતો તેનાથી અહીં કાવ્ય નથી બનતું, રૂદ્રના અંશરૂપ હોવા શિવાય રૂદ્રપૂજા નથી બનતી, દેવતાના અંશરૂપ હોવા વગર પુરૂષ અન્નદાન નથી આપી શકતો, તથા જે પુરૂષ વિષ્ણુના અંશરૂપ નથી હોતો તેનાથી રાજ્ય સુખ પામી નથી શકાતું એવી લોકોક્તિ પણ છે. હે જનમેજય રાજા! ઈન્દ્રમાંથી પ્રભુતા, અગ્નિમાંથી પ્રતાપ, યમદેવમાંથી ક્રોધ, વિષ્ણુમાંથી શૌર્ય, ને કુબેરમાંથી ઉદારતાના અંશોથી મહાપુરૂષોનાં શરીરો રચાયાં હોય છે. એવો

નિશ્ચય છે. લોકમાં જે કોઈ શક્તિ વાળો, ભાગ્યવાળો, વૈભવવાળો, વિદ્વાન્ કે દાતા હોય છે તે દેવતાના અંશરૂપ છે એમ કહેવાય છે. હે રાજા ! આ પ્રકારે પાંડવો દેવતાના અંશરૂપે તથા નરનારાયણ અંશરૂપે શ્રીકૃષ્ણ તથા અર્જુન લોકમાં કહેવાયા છે. પ્રાણીમાત્રનું શરીર સુખદુઃખનાં પાત્ર સરખું છે વાસ્તે શરીર ધારીઓને સુખદુઃખ થયા કરે એમાં કશું આશ્ચર્ય નથી. કોઈ પણ કાયાવાળો સ્વતંત્ર નથી પણ તે સર્વદા દૈવનેજ વશ્ય છે. પ્રાણી માત્ર પરતંત્ર છે તેથીજ તેઓને સુખ દુઃખ જન્મ ને મરણાદિક થયા કરે છે. પાંડવોની ઉત્પત્તિ વનમાં થઈ ને પાછા તેઓ પોતાને ઘેર ગયા, ઘેર ગયા પછી પોતાના ભુજબળથી તેઓએ મહા રાજસૂય યજ્ઞ કર્યો ને વળી પાછાં તેઓ મહા સંકટવાળા વનવાસમાં આવ્યા હતા તો આવા પ્રકારે સ્થિતિના ફેરફારોમાં પ્રારબ્ધયોગથી મુકાવું પડયું હતું. અજીતેન્દ્રિય પુરૂષોથી પણ ન થાય એવી ઘોરતર તપસ્યા અર્જુને કરી ને તેથી દેવતાઓ પ્રસન્ન થયા ને તેને ઉત્તમ વરદાન આપ્યું હતું. આથી એમ સ્પષ્ટ થાય છે કે 'નર'નાં શરીરથી પૂર્વજન્મમાં બદરીકાશ્રમમાં અર્જુને જે તપ કર્યું હતું તે તપ અર્જુનના અવતારમાં તેને કામ ન લાગ્યું તેથી નવું તપ કરી નવું વરદાન મેળવ્યું. આથી અર્જુનના પૂર્વદેહનું પુણ્ય કયાં પોબારા ગણી ગયું ? નરના શરીરમાં બદરિકાશ્રમમાં રહી તેણે ઉગ્ર તપ કર્યું હતું તે ઉગ્ર તપ અર્જુનના શરીરમાં ફળરૂપે દેખાયું નહીં દેહના સંબધમાં પ્રાણીઓને કર્મોની જે ગહન ગતિ છે તે ગતિની દેવતાઓને પણ જાણ પડતી નથી. તો પછી કર્મવિષયમાં મનુષ્યોની તો શું વાત કરવા જેવી છે ? મહા સંકટમાં કારાગૃહમાં શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો ને નંદ નામના ગોવાળીઆને ત્યાં ગોકુળમાં વસુદેવે તેમને પહોંચાડી દીધા હતા અને ત્યાં કૃષ્ણ અગીયાર વર્ષ સુધી ગોકુલમાં રહ્યા ને પાછા મથુરામાં આવીને તેઓએ સ્વબાહુબળથી કંસનો વધ કરી પોતાનાં અત્યન્ત દુઃખી માતાપિતા વસુદેવ તથા દેવકીને કારાગૃહમાંથી છૂટા કર્યા ને મથુરાનું રાજ્ય ઉગ્રસેનને આપી દેવું પડયું. પછી મ્લેચ્છોના ત્રાસથી શ્રીકૃષ્ણ દ્વારકામાં ચાલ્યા ગયા હતા તો આ બધુ ભાવિના બળથીજ બન્યું હતું. સઘળા મહા પુરૂષાર્થો પણ કૃષ્ણજીએ ભાવીના બળથીજ કર્યા હતા. અનેક કાર્યો દ્વારકામાં કર્યાં ને પછી કુટંબસહિત પ્રભાસમાં શરીર છોડયું તથા તેમના પુત્ર, પોત્ર, સંબંધીઓ, ભાઈઓ તથા બધા યાદવો બ્રહ્મશાપથી ક્ષય પામ્યા હતા તથા સઘળી સ્ત્રીઓનું હરણ થયું હતું આ સઘળા બેનાવોમાં પ્રારબ્ધજ કારણરૂપે હતું હે રાજા ! આવી રીતે કર્મની ગહનગતિ વિષે મેં તમને કહ્યું કે જે ગતિના યોગેજ શ્રીકૃષ્ણે પોતાનું શરીર પારધીના બાણથી છોડયું હતું.

**एवं ते कथिता राजन् कर्मणो गहनागतिः॥**
**वासुदेवोऽपि व्याधस्य बाणेन निधनंगतः॥४१**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૧ મો.*

### ધર્મ નિર્ણય.

**जनमेजय उवाच—**
**भारावतरणार्थाय कथितं जन्म कृष्णयोः ।**
**संशयोऽयं द्विज श्रेष्ठ हृदये मम तिष्ठति ॥१॥**

જનમેજય કહે છે—હે દ્વિજોત્તમ ! શ્રીકૃષ્ણને અર્જુનનો અવતાર પૃથ્વીનો ભાર

* આ અધ્યાયમાં યુગધર્મ તથા શુભાશુભ ધર્મોનો નિર્ણય કહેવાશે.

ઉતારવા સારૂં થયો હતો એ બાબતમાં મને એક સંશય થયો છે. જ્યારે દ્વાપરયુગના છેડામાં ઘણા ભારથી પીડાવાળી ને અત્યન્ત દીનતાવાળી પૃથ્વી ગાયરૂપ ધરી બ્રહ્મદેવના શરણમાં ગઇ ત્યારે બ્રહ્માએ મહાશક્તિવાળા વિષ્ણુની પ્રાર્થના કરી હતી કે "હે વિષ્ણો! આપ આર્યાવર્તમાં વસુદેવના ઘરમાં સત્વરે અવતાર ધરો ને તમારી સહાય વાસ્તે સઘળા દેવો પણ અવતરશે." બ્રહ્માની આવી પ્રાર્થના સાંભળી પૃથ્વીનો ભાર ઉતારવાની ઈચ્છાવાળા વિષ્ણુ શ્રીકૃષ્ણ જે બળભદ્રરૂપથી દેવકીની પુત્ર થયા હતા તો તેઓએ અવતાર ધરી દુષ્ટોને મારીને પૃથ્વીનો શો ભાર ઉતાર્યો! કાંઈજ નહીં. બધા રાજાઓની ગણના દુરાચારી ને પાપબુદ્ધિવાળા છે એમ કરીને ભીષ્મ, દ્રોણ વિરાટ્, દ્રુપદ, બાલ્હીક, સોમદત્ત, ને કર્ણ વિગેરેને માર્યા પણ આહિર, શક, મ્લેચ્છ, ને ભીલ વિગેરે કોટાન કોટિ દુષ્ટ લોકો પૃથ્વી ઉપર જીવતાજ રહ્યા કે જેઓમાંના કેટલાક તો શ્રીકૃષ્ણ સ્વર્ગમાં ગયા પછી પાછળથી સઘળું ધન લુંટીને તેમની સ્ત્રીઓનું પણ હરણ કર્યું હતું. આવા લોકોનો નાશ ન કર્યો તો પછી બુદ્ધિવાળા શ્રીકૃષ્ણે આમાં પૃથ્વીનો શું ભાર ઉતાર્યો હતો! આ કલિયુગમાં મને તો સઘળી પ્રજા પાપ બુદ્ધિ જણાય છે. આથી કૃષ્ણે ભૂમિનો ભાર શું ઉતાર્યો એ વિષે મને સંદેહ મટતોજ નથી. વ્યાસમુનિ વદે છે—વેદ ધર્મનો ઉચ્છેદ કરવા સારૂં પૃથ્વીમાં મનુષ્ય આકિરૂપે જે દાનવગણ અવતર્યો હતો તેઓનો શ્રીકૃષ્ણે હે જનમેજય! સંહાર કર્યો હતો પણ કાળના સ્વભાવથીજ જેઓ દુષ્ટાચારી હતા તેઓને ન માર્યા. જો સઘળા દુષ્ટ લોકોનો શ્રીકૃષ્ણ સંહાર કરત તો કલિકાળના સ્વભાવને લઇને સઘળી પ્રજા દુષ્ટ હોવાથી સર્વનો સંહાર કરવાથી પ્રજાનોજ ઉચ્છેદ થઈ જાત જેથી શ્રીકૃષ્ણે અવતરેલા દાનવ અંશોનો નાશ કર્યો હતો. કાળની ગતિથી જે જે યુગ પ્રવર્તતો હોય તેને યુગમાં તે તે યુગમેજ અનુસરતી જ પ્રજા ઉત્પન્ન થાય છે તેમાં કાંઈપણ ફેરફાર થઈ શકતો જ નથી. કારણ કે એક થાય એજ યુગધર્મ કહેવાય છે. કેવળ ધર્મ પરાયણ જીવોની સૃષ્ટિ સત્યયુગમાં થાય છે, ત્રેતાયુગમાં ધર્મ તથા અર્થમાં પ્રીતિવાળી પ્રજા ઉત્પન્ન થાય છે, દ્વાપરયુગમાં ધર્મ, અર્થ, ને કામમાં આસક્તિવાળી પ્રજા ઉત્પન્ન થાય છે ને કલિયુગમાં તો કેવળ અર્થ અને કામમાંજ પ્રીતિ વાળી પ્રજા જન્મે છે. હે રાજા! જે યુગનો જે ધર્મ હોય છે તે કદી પણ બદલાતો નથી. આમ થવામાં કારણ કે ધર્મ તથા અધર્મનો કરનારો કાળજ છે. જનમેજય પૂછે છે—હે વેદવ્યાસજી? સત્યુગમાં ધર્મ પરાયણ મનુષ્યો ને ત્રેતા તથા દ્વાપરયુગમાં દાન તથા વ્રત પરાયણ મનુષ્યો કે જેઓ પુણ્યભાગી હતાં તેઓ હાલ ક્યાં રહે છે અને આ કલિયુગના કાળમાં જે મનુષ્યો દુરાચારી નિર્લજ્જ પાપી અને દેવનિંદક છે તેઓની સત્યયુગમાં ક્યાં સ્થિતિ થશે એ વિષે સઘળી કથા મને સવિસ્તર કહો. હે મહા બુદ્ધિવાળા! ધર્મનિર્ણય સંબધે સર્વ પ્રકારથી માહીતી મેળવવા મારી જીજ્ઞાસા છે. વ્યાસમુનિ ઉત્તર આપે છે—હે જનમેજય! સત્યયુગમાં અવતરેલાં મનુષ્યો ધર્માચરણ કરીને દેવલોકમાં વસે છે. સત્યયુગમાં બ્રાહ્મણ—ક્ષત્રીય—વૈશ્ય—શુદ્ર પોતપોતાના ધર્મમાંજ પરાયણ હોવાથી તેઓ પુણ્યના પ્રભાવના યોગે દેવલોકમાં જાય છે. એ યુગમાં ધોબી વિગેરે બીજાં વર્ણો પણ સત્ય, દયા, દાન, સ્વ સ્ત્રી ગમન, પ્રાણી માત્ર

પ્રતિ અદ્રોહ, ને સર્વ જીવોપર સમતા રાખવારૂપ સાધારણ ધર્મોને પાળવા વાળાં હોવાથી તેઓની ગતિ પણ દેવલોકમાં થાય છે. સુપાત્રતાવાળાં દ્વાપરયુગનાં ને ત્રેતાયુગમાં મનુષ્યોની ગતિ પણ દેવલોકમાંજ થાય છે. આ પાપવાળાં કલિયુગમાં જન્મ પામનારાં મનુષ્યો તો નરકમાં જાય છે ને ત્યાં યુગાંતર સુધી તેઓની સ્થિતિ થાય છે. સમય આવતાં એ નરકમાં વસનારાં મનુષ્યોના પૃથ્વીમાં ફરી અવતારો થાય છે. હે રાજા કલિયુગના અંતમાં ને સત્યયુગના આરંભમાં પુણ્યશાળી જીવો સ્વર્ગમાંથી ઉતરી પૃથ્વીપર અવતારો ધરી મનુષ્ય રૂપે રહે છે. દ્વાપરયુગના અંતમાં ને કલિયુગના આરંભમાં નરકમાં પડેલા પાપી મનુષ્યો પાછાં પૃથ્વીપર મનુષ્યો રૂપે અવતરે છે. આવા પ્રકારની પ્રવર્ત્તતી કાળમર્યાદામાં કદી પણ ફેરફાર થતોજ નથી. કળિયુગ અધર્મનો પ્રવર્તાવનારો છે તેથી તેમાં અધર્મી મનુષ્યોજ જન્મે છે. આવા પ્રકારની યુગોની સામાન્ય રીતિ છે છતાં પણ કોઇ સમયમાં કાળયોગે પ્રાણીઓમાં કાંઈ વિશેષ ફેરફાર થતો આવે છે તેથી કરીને સત્યયુગમાં કેટલાંક પાપીઓ હોય છે ને કલિયુગમાં કેટલાંક પુણ્યશાળી પણ થાય છે. કલિયુગમાં પણ અવતાર ધરીને સદાચારી લોકો પુણ્યોનાં વૃદ્ધિ ક્ષયથી કેટલાક દ્વાપરયુગમાં, કેટલાક સત્યયુગમાં ને કેટલાક ત્રેતાયુગમાં અવતારો લે પણ છે. આવી રીતે સત્યયુગના પાપી લોકો કલિયુગમાં પણ જન્મે છે. અને તેઓ પોતાનાં કરેલાં કર્મોના પ્રભાવથી દુઃખાદિક પામે છે અને દુઃખી થવા છતાં પણ યુગના પ્રભાવથી તેવાંજ કર્મોમાં પ્રીતિ કરનારાં થાય છે. જનમેજય કહે છે—હે વેદવ્યાસ ! સઘળાંઓના યુગધર્મો વિષે મને કહો, જે જે યુગમાંજ જે ધર્મ પ્રવર્ત્તતો હોય એ વિષે જાણવાની મારી જીજ્ઞાસા છે. વેદવ્યાસજી વદે છે—હે નૃપસત્તમ ! યુગધર્મના કથનના પ્રકરણમાં સંબંધ ધરાવનારૂં પ્રથમ એક દ્રષ્ટાન્ત બતાવું છું તે તમે સાંભળો. યુગનો પ્રભાવ સજ્જનોનાં મનને પણ ભમાવે છે. તમારા પિતા પરક્ષિત રાજા ધર્મવેત્તા તથા મહાત્મા હતા છતાં પણ કલિયુગથી તેમની મતિ બ્રાહ્મણનો અપરાધ કરવામાં પ્રવર્ત્તી હતી. જો એમ ન હોત તો યયાતિના વંશમાં અવતરેલો ક્ષત્રીય રાજા તપસ્વીની ડોકમાં મુવેલો સર્પ કેમ નાખે ? હે રાજા ! ડાહ્યાજનો આમાં યુગનાં બળનીજ કલ્પના કરી લે છે. યુગની ગતિ આવી બળવાળી હોવા છતાં પણ સાવધાનતા પૂર્વક પ્રયત્ન શીળ થઇને નીત્ય ધર્મકાર્યમાં ચિત્ત રાખવું ને તે કાર્ય કરવું વિશેષ હિતકર છે. હે જનમેજય રાજા ! સત્યયુગમાં સઘળા બ્રાહ્મણો હોય છે તેઓ બધા વેદ પારંગત, જગદંબાના ધ્યાનમાં પરાયણ, જગદંબાના દર્શનની અભિલાષાવાળા, ગાયત્રી તથા ૐકારના જપમાં આસક્ત, ગાયત્રીનું ધ્યાન કરનારા, ગાયત્રીનો જપ કરનારા, ગામો ગામમાં ભુવનેશ્વરીનાં મંદીરો રચવામાં ઉત્સાહવાળા, પોતાનાં સતકાર્યોમાંજ વળગી રહેલા, વેદોક્ત કર્મમાં પ્રીતિવાળા, સત્યવક્તાઓ, પવિત્રતાવાળા, દયાવાળા, અને તત્વજ્ઞાનમાં નિપુણ હોય છે. ક્ષત્રીઓ પ્રજાપાલનમાં પરાયણ હોય છે. વૈશ્યો ખેતી વ્યાપાર ને ગૌપાલનમાં પરાયણ રહે છે. ને શુદ્રો બ્રાહ્મણ ક્ષત્રીય ને વૈશ્યોની સેવામાં પરાયણ હોય છે. આવા પવિત્ર સત્યયુગમાં સઘળાં વર્ણોમાં જગદંબાના પૂજનમાં પ્રેમ તો હતોજ. પછી સત્યયુગના ધર્મથી ત્રેતાયુગમાં ધર્મની સ્થિતિ કાંઇક ઉતરતી થઈ ને દ્વાપરયુગમાં તો એથી પણ

વિશેષ ઉતરતી થઈ ગઈ. હે રાજા ! પૂર્વકાળના જે રાક્ષસો હોય છે તે કલિયુગમાં બ્રાહ્મણો થાય છે. આ બ્રાહ્મણો ખાસ કરીને પાખંડી, લોક વંચક, અસત્યવાદી, વેદધર્મ વિમુખ, દંભી, લોકોને અષ્ટપષ્ટ સમજાવવામાં ડહાપણવાળા, અભિમાનવાળા, વેદ રહિત, શુદ્ર સેવા પરાયણ, અધર્મોના પ્રવર્ત્તાવનારા, વેદનિંદા કરનારા, ક્રૂર, ધર્મભ્રષ્ટ, ને ઊંધું બોલનારા હોય છે. તેઓ બધા રાક્ષસાવતાર છે. કલિયુગ વધતો જાય છે તેમ તેમ સત્ય અધિષ્ઠાનવાળો ધર્મ ક્ષય પામતો જાય છે. ક્ષત્રીયો, વૈશ્યો, અને શુદ્રો ધર્મરહિત થાય છે. વર્ણોથી બહિષ્કાર પામેલા અન્ય લોકો પણ પાપી અને ખોટા બોલા થાય છે. હે રાજા ! કળિયુગમાં શુદ્ર ધર્મમાં પરાયણ તથા પ્રતિગ્રહમાં આસક્ત ચિત્તવાળા અનેક બ્રાહ્મણો થશે. સ્ત્રીઓ સ્વચ્છંદ ચાલનારી થશે, પાપણી, જુઠી, ને કજીયાળી થશે. તેઓ ધણીને છેતરનારી, ધર્મવાર્તામાં ડહાપણવાળી ને કામ લોભ તથા મોહના વિકારોવાળી થશે. હે રાજસત્તમ ? આહારશુદ્ધિથી ચિત્તશુદ્ધિ થાય છે ને ચિત્તશુદ્ધિથી ચિત્તમાં ધર્મનો પ્રકાશ થાય છે પણ કલિયુગમાં આહારની શુદ્ધિનો સર્વથા લોપ થશે. વર્ણાશ્રમાચારની સેળભેળથી લોકોમાં ધર્મોનો પણ ગડબડ ગોટો થશે. અને ધર્મની ગડબડ સડબડથી વર્ણસંકર એટલે સેળભેળવાળી પચરંગી પ્રજાની કલિયુગમાં ઉત્પત્તિ થશે. આવી રીતે સર્વ ધર્મોથી રહિત કલિયુગમાં વર્ણાશ્રમધર્મની વાર્તા પણ સાંભળવી દુર્લભ થશે. ધર્મવેત્તા મહાપુરૂષો પણ અધર્માચરણી બનશે. આવી રીતના સ્વભાવવાળા કલિયુગમાં કોઈથી મીનમેખ થાય તેમ નથી. હે રાજા ! આથી કલિયુગનાં પાપી મનુષ્યોનાં પાપનું નિવારણ સામાન્ય ઉપાયથી થતુંજ નથી કેમકે સ્વાભાવિક પાપી પ્રજા છે. જનમેજય કહે છે—હે સર્વધર્મ જ્ઞાતા વ્યાસજી ? હે સકળ શાસ્ત્ર નિપુણ ! અધર્મના કિલ્લાવાળા કલિયુગમાં મનુષ્યોની શી ગતિ થશે ? જો કોઇ શુભગતિનો ઉપાય હોય તો દયા કરી મને કહો. વ્યાસ વદે છે—હે રાજા ! એક ઉપાય છે. બીજો કોઈ ઉપાય નથી. સર્વદોષોનો નાશ કરનારાં ભગવતીનાં ચરણની ઉપાસના કરવી. પાપોની જેટલી સંખ્યાનો નાશ કરવાની દેવીનાં નામોમાં શક્તિ છે તેટલી સંખ્યાવાળાં પાપોજ નથી. વાસ્તે શું ભય જેવું છે ? પરવશતામાં લીલામાત્રથી પણ દેવીનું નામોચ્ચારણ થાય તો તે નામથી થતાં ફળનું કથન કરવા શિવાદિક દેવતાઓ પણ અશક્ત છે. શ્રી જગદંબાનું નામ સ્મરણજ પાપોનાં પ્રાયશ્ચિતરૂપ હોવાથી કળિયુગના ભયથી કોઈ શુચિ દેશમાં વસી નિરંતર જગદંબાનું નામસ્મરણ કરવું. પ્રાણીઓને કાપીને, ભેદીને, ને સઘળાં જગત્‌ને મારીને પણ ભક્તિપૂર્વક દેવીની ઉપાસના કરનારો પાપથી લેપાતો નથી. હે રાજા ! તમારી પાસે મેં સર્વશાસ્ત્રોનું રહસ્ય મેં કહ્યું વાસ્તે વિચાર કરીતે તમે હવે ભાગવતીનાં ચરણકમળનું ભજન કરો. હાલ સૌ પ્રાણીઓ આ જન્મમરણ પર્યન્ત " અજપા " ગાયત્રી જપે છે તોપણ એ મંત્ર છે એમ ન જાણતા હોવાથી તેઓ મોક્ષ નથી પામતાં. અહો ! માયામોહનું પ્રાબલ્ય અપાર છે ! ગાયત્રીને જપનારા સઘળા બ્રાહ્મણો પણ તેનાં માહાત્મ્યને નથી સમજી શકતા. માયાકૃત મોહ અહો ! મહા પ્રબળ છે. યુગધર્મની વ્યવસ્થાવિષેના તમારા પ્રશ્નનો ઉત્તર મેં સવિસ્તર તમને કહ્યો. હવે તમારે બીજું શું સાંભળવાની ઇચ્છા છે તે કહો. ૧-૧૫

प्रहिमानं न जानंति मायाया वैभवं महत् ।
एतत्सर्वं समाख्यातंयत्पृष्टं त्वयानृप ॥६५॥
युगधर्म व्यवस्थायां किंभूयः श्रोतुमिच्छसि ॥

ઇતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે છઠ્ઠાં સ્કન્ધમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૨ મો.*

### આડી ને બકનું યુદ્ધ કારણ.

राजोवाच—

तीर्थानि भुवि पुण्यानिब्रूहि मे मुनि सत्तम् ।
गम्यानि मानवैर्देवैः क्षेत्राणि सरितस्तथा ॥१॥

રાજા પૂછે છે—હે મુનિવર્ય વેદવ્યાસ! પૃથ્વીમાં ઉત્તમોત્તમ ક્ષેત્રો, તીર્થો, સરિતાઓ, કે જે દેવતાઓ અને મનુષ્યોને સેવવા યોગ્ય, હોય તથા પવિત્ર હોય તે વિષે નામ પાડી કહો. જે જે તીર્થોમાં સ્નાન દાનનું જેવું જેવું ફળ હોય તથા જે તીર્થમાં જેવો વિધિ હોય તથા નિયમપાલન હોય તે સઘળાં વિષે વિશેષથી મને કહો. વ્યાસમુનિ કહે છે—દેવીઓનાં ઉત્તમ મંદીરોવાળાં નાના પ્રકારનાં જે તીર્થ સ્થાનો છે એ વિષે હે રાજા ? કહું છુ તે સાંભળો. સરિતાઓમાં ગગા, યમુના, સરસ્વતી, નર્મદા ગંડકી, સિંધુ, ગોમતી, તપસા, કાવેરી, ચંદ્ર ભાગા, વેત્રવતી, ચર્મવતી, સરયુ, તાપી, અને સાબરમતિ શ્રેષ્ઠતમ છે, પવિત્ર છે ને સુંદરછે. આ ઉપરાંત બીજી સેંકડો પવિત્ર સરિતાઓ છે. સમુદ્રને મળનારી નદીઓ વિશેષ પવિત્ર છે અને બીજી ઓછી પવિત્ર છે. સમુદ્ર ગામિની સરિતાઓમાં પણ ચાલતા પ્રવાહવાળી જીવતી નદીઓ અતિ શ્રેષ્ઠ છે. શ્રાવણમાસમાં ભાદ્રમાસમાં તમામ નદીઓ રજસ્વલા કહીછે. વૃષ્ટિયોગથી તીર્થો વિનાની અન્ય નદીઓ રજસ્વલા કહી છે. સઘળાં ક્ષેત્રોમાં પુષ્કરરાજ, કુરૂક્ષેત્ર, ધર્મારણ્ય, પ્રભાસ, પ્રયાગરાજ, નૈમિષારણ્ય, અને અર્બુદા અરણ્ય વિશેષ પવિત્ર કહ્યાં છે. સઘળા પર્વતોમાં શ્રીશૈલ, સુમેરૂ અને ગંધમાદન પવિત્રતમ કહ્યા છે. સઘળા સરોવરોમાં અતીવ પ્રખ્યાત માનસ સરોવર, બિંદુ સર, અને અક્ષોદ પવિત્રતમ ગણાયાં છે. જીતેન્દ્રિય મુનિઓના પવિત્ર આશ્રમોમાં નરનારાયણનો તપસ્યા કરવાનો પ્રખ્યાત બદરિકાશ્રમ, વામનાશ્રમ, ને શતયુપાશ્રમ વિષેષ પવિત્રતમ મનાયા છે. જે આશ્રમમાં જે મુનિ તપ કરતા હોય તે આશ્રમ તેમનાં નામથી સુવિખ્યાત થાય છે. હે રાજા ! આ પ્રમાણે મુનિજનોએ કહેલાં અસંખ્ય પવિત્ર સ્થાનકો પૃથ્વીમાં હોય છે. આ સઘળાં સ્થાનોમાં દર્શન માત્રથી પાપોનો પ્રલય કરનારાં જગદંબાના સ્થાનકો છે એ વિષે જગદંબા નિયમસર નિવાસ કરે છે. જગદંબાનાં કેટલાંક સ્થાનકોવિષે પ્રસંગ વશાત્ આગળ કથન કરશું. હે રાજા ! તીર્થ, દાન, વ્રત, યજ્ઞ, ને તપ કે જેઓ પવિત્ર કરનારાં છે તેઓ બધાં સરખી રીતે પવિત્રતા આપવાવાળાં નથી પરન્તુ દ્રવ્ય,શુદ્ધિ ક્રિયાશુદ્ધને મનશુદ્ધિનીન્યુનાધિક્તાપ્રમાણે પવિત્રતા આપેછે કોઈ સમયે દ્રવ્યશુદ્ધિ કે ક્રિયાશુદ્ધિ બરાબર બની જાય છે પરન્તુ મનશુદ્ધિ તો ઘણીજ દુર્લભ છે. આ મન ચંચળ, નાના પ્રકારના વિષયોમાં વળગનારૂં, ને અનેક તરંગોથી ભરપૂર હોવાથી તેની શુદ્ધિ સર્વથા સર્વને થવી ઘણીજ કઠણ તથા દુર્લભ છે. કામ, ક્રોધ, લોભ, અહંકાર, મદ, એ અનુક્રમે તપ, તીર્થ ને વ્રતમાં નાના પ્રકારનાં વિઘ્નો કરનારાં છે. અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ને સ્વધર્મનું પાલન એઓ સર્વ લો-

* આ અધ્યાય સઘળા પવિત્ર તીર્થ સ્થાનકો વિષે વાર્તા આવતાં પ્રસંગ વશાત્ આડી ને બકનાં યુદ્ધની વાર્તા આવશે.

થોનાં ફળને આપનારાં છે. નિત્યકર્મનો ત્યાગ થાય તેથી કે માર્ગમાં સંસર્ગ દોષથી તીર્થયાત્રાનું ફળ થતું નથી ને પાપજ લાભમાં બાકી રહે છે. હે રાજા! શરીરના ઉપરના મળોને સાફ કરવામાં તીર્થો પ્રબળ છે પણ મનના મેલો સાફ કરવામાં તીર્થો સમર્થ નથી હોતાં. જો મનના મેલો ટાળવા તીર્થોમાં સામર્થ્ય હોય તો ગંગાતટ નિવાસી ઇશ્વર ધ્યાનાસક્ત વસિષ્ઠ વિશ્વામિત્રાદિ મુનિઓ દ્રોહ બુદ્ધિવાળા કેમ હોય! એ સઘળા મુનિઓ સર્વદા નિરંતર રાગદ્વેષ પરાયણ ને કામ ક્રોધથી વ્યાકુળ ચિત્તવાળા થયા છે. ગંગાદિક તીર્થોથી પણ પવિત્તતમ તીર્થ ચિત્ત શુદ્ધિ નામનું છે તેનો જો દૈવયોગથી આશ્રય બને તો મનના સઘળા મેલો ધોવાય છે તેથી કલ્યાણજ થાય છે. જ્ઞાનનિષ્ઠાવાળા મનુષ્યોને વેદ, શાસ્ત્ર, વ્રત, તપ, યજ્ઞ કે દાન ચિત્તશુદ્ધિનાં હેતુરૂપ નથી થતાં પણ જો નિરંતર સત્સંગ મળે તોજ ચિત્તશુદ્ધિ થાય છે અર્થાત્ ચિત્તશુદ્ધિનો હેતુ સત્સંગ છે. બ્રહ્માના પુત્ર; વેદ વિદ્યાપારંગત, ગંગાતટ નિવાસી વસિષ્ઠ મુનિ પણ દ્વેષનાં કારણથી દેવતાઓને આશ્ચર્ય કરનારાં મોટાં આડીબક નામનાં યુદ્ધમાં ઉતરી પડયા હતા. એ યુદ્ધમાં મહા તપસ્વી મુનિ વિશ્વામિત્ર હરિશ્ચંદ્રની ખાતર વસિષ્ટના શાપથી બગલો થયા હતા ને વિશ્વામિત્રના શાપથી વસિષ્ઠ મુનિને આડી નામનો પક્ષી થવું પડયું હતું. શાપયોગથી બગલો ને આડી પક્ષી બનેલા એ મહામુનિ વિશ્વામિત્ર ને વસિષ્ઠ માન સરોવરના તટપર નિવાસ કરી રહ્યા હતા. તે સ્થાનમાં ક્રોધથી ઘેરાયેલા એ બે મુનિઓએ ચંચુ પ્રહારથી અને નખના પ્રહારથી લગભગ દશ હજાર વર્ષ સુધી ઉગ્ર યુદ્ધ કર્યું હતું. જનમેજય રાજા કહે છે—હે વેદ વ્યાસ! ધર્મપરાયણ, મહાબુદ્ધિવાળા, તથા મહા તપસ્વી એ બે મુનિઓ પરસ્પર શત્રુતાને કેમ પામ્યા હતા? આવા પ્રકારનો પરસ્પરમાં તેઓએ શા વાસ્તે શાપ આપ્યો હતો કે જેના યોગે બીજા મનુષ્યો કલેશવાળાં ને સતાપવાળાં થયાં. વ્યાસજી વદે છે—પ્રાચીન કાળમાં ત્રિશંકુના પુત્ર, સૂર્યવશી, અને રામચંદ્રજીના પૂર્વજ હરિશ્ચંદ્ર નામે મહારાજા થયા હતા. એ રાજા અપુત્ર હતા એથી વરૂણદેવને પ્રસન્ન કરવા વાસ્તે તેમણે પુત્ર કામનાથી એવો એક ઉગ્ર સંકલ્પ કર્યો કે "હે દેવ! જો તમે મને પુત્ર આપશો તો એ પુત્રથી હું નરમેધ નામનો મહાયજ્ઞ કરીશ" આવી માનતાથી વરૂણદેવ હરિશ્ચંદ્ર પર પ્રસન્ન થયા ને મહારાણી તારામતિને આધાન રહ્યું. રાણીને ગર્ભવતી દેખી સતોષવાળા હરિશ્ચંદ્રે પુત્રના ગર્ભાધાનાદિ સર્વ સસ્કારો વિધિસર કર્યા. પછી સઘળાં સુંદર લક્ષણવાળો એક કુંવર રાણીને પ્રસવ્યો એથી હરીશ્ચંદ્ર અતીવ ખુશી થયા. કુમારનાં જાતકર્માદિક સઘળાં સંસ્કાર વિધાનો વિધિપૂર્વક કરી હરિશ્ચંદ્ર રાજાએ બ્રાહ્મણોને નાના પ્રકારનાં સુવર્ણનાં દાનો સહિત અનેક પયસ્વિની ગાયોનાં દાન દીધાં. જન્મોત્સવની સમાપ્તિ થયા પછી વિપ્રવેષધારી વરૂણદેવ હરિશ્ચદ્રની પાસે આવ્યા. રાજાએ વરૂણદેવની પૂજા કરીને વિધિપૂર્વક આસનાદિ આપી ત્યાં આવવાનાં પ્રયોજનને પૂછ્યું ત્યારે વરૂણદેવે કહ્યું કે "હુ વરૂણ છું. તારાં પુત્રને પશુ બનાવીને મારૂં યજન કર. તું સત્ય સંકલ્પવાળો થા." વરૂણનાં વચનો સાંભળી વ્યથા પામેલાને અતીવ ચંચળ બની ગયેલા એ હરિશ્ચંદ્ર રાજાએ પોતાનાં દુઃખને દબાવી બે હાથ જોડી વિનંતી કરી કે "હે વરૂણદેવ! મા-

રી પ્રતિજ્ઞાના અનુસાર સર્વથા એ યજ્ઞ વિધિપૂર્વક કરીને હું મારી પ્રતિજ્ઞા પાળીશ પરન્તુ એક માસ થયા વગર સ્ત્રી શુદ્ધ ન કહેવાય વાસ્તે મારી સ્ત્રીએ એક માસનું સૂતિકા સ્નાન કર્યા પછી હું નરપશુ યજ્ઞ અવશ્ય કરીશ. રાજાની વાણી સાંભળી વરૂણદેવ ચાલતા થયા ને અતીવ પ્રસન્ન થયેલો રાજા હરિશ્ચંદ્ર મનમાં મોટી ચિંતામાં તે દિવસથી ઘેરાયો. એક માસ પૂરો થયો કે વળી પાછા વરૂણદેવ હરિશ્ચંદ્રની પરીક્ષા લેવા સારૂં સુંદર વિપ્રનો વેષ ધરીને આવ્યા ને તેમણે ન્યાયની રીતથી નરપશુયજ્ઞ કરવા રૂપ ઉઘરાણી કરી. રાજાએ વરૂણદેવની પૂજા કરી સારાં આસનપર બેસાડીને કરૂણતા વાળું કોમળ વચન તેમના પ્રતિ કહ્યું કે "સ્વામી! મારો પુત્ર હજુ સંસ્કાર રહિત છે તો તે થયા વગર મારાથી તેને ખીલે કેમ બાંધી શકાય? હે દેવ! મને ગરીબ ને પોતાનો સેવક સમજીને જો ક્ષમા કરો તો પ્રથમ સંસ્કારથી એ પુત્રને ક્ષત્રીય કરી પછી હું એ ઉત્તમ યજ્ઞ કરીશ સંસ્કાર વગરના બાળકનો કોઈ કર્મમાં અધિકાર નથી. " વરૂણે કહ્યું " તમે વાયદા કરી મને ઠગો છો. હું જાણું છું. કે પ્રથમ તમે અપુત્ર હતા તેથી તમે આ પુત્રનો સ્નેહ તજી શકશો નહી તોપણ આ તમારી મીઠી વાણીથી હાલ હું પાછો ફરૂં છું ને કેટલોક સમય વાટ જોઈ ફરી આવીશ. એ વેળા પ્રતિજ્ઞા સાચી કરજો. નહી તો તમને શાપ દઈશ." રાજાએ કહ્યું કે " હે વરૂણ દેવ ! સમાવર્તન સંસ્કાર પછી મારા પુત્રને પશુ કરી યજ્ઞમાં તમારૂં યજન હું કરીશ. " રાજાની વાણીને કબુલ રાખી પ્રસન્ન થઇને વરૂણદેવ ચાલ્યા ગયા ને હરિશ્ચંદ્ર રાજા સ્થિર થયો. એ રોહિત નામનો તેનો પુત્ર મોટો થયો તથા ચતુર ને સર્વ વિદ્યામાં પારંગત થયો. યજ્ઞનું સઘળું સવિસ્તર કારણ જાણીને ભયભીત થયેલો રોહિત ગામમાં રહેતાં મૃત્યુભય સમજી ભાગી જઈ પર્વતના કોટરમાં તે પેસી ગયો. ભયનો માર્યો રાજા પણ ન પહોંચી શકે તેવાં ગુફાસ્થાનમાં તે ત્યાં રહ્યો. સમય આવતાં યજ્ઞની ઈચ્છાવાળા વરૂણદેવે આવી રાજાને કહ્યું કે " હે રાજા ! હવે યજન કરો. " પીડિત ઈન્દ્રિયોવાળો ઝંખવાણો રાજા વરૂણને કહી રહ્યો કે " હે દેવપ્રવર ! મારો પુત્ર કોણ જાણે કયાં નાશી ગયો ? હું શું કરૂં ? " હરિશ્ચંદ્રની વાણી સાંભળી વરૂણદેવે કોપ કરી તેને શાપ આપ્યો કે " હે રાજા ! હે કપટી ! તેં મને છેતર્યો તેથી તને જળોદર રોગ થજો. " આમ શાપ આપી વરૂણદેવ તો ચાલ્યા ગયા ને રોગી રાજા ઘેર ચિંતામાં ડુબી ગયો. રોગથી બહુ પીડાતા એ હરિશ્ચંદ્રની દશાના રોહિતને સમાચાર મળ્યા ને કોઈ મુસાફરે કહ્યું કે " હે રોહિત ! શાપથી થયેલા જળોદરના વિકારથી હરિશ્ચંદ્ર પીડા પામી રહ્યો છે. હે દુષ્ટબુદ્ધિ ! દુઃખી પિતાનો ત્યાગ કરી પર્વતની ગુફામાં વસનારાનો તારો જન્મ ધિક્કાર ને વૃથા છે. હે અધમ પુત્ર ! પિતાને દુઃખી કરી અહીં વસનારાં તારાં આ શરીરથી મનુષ્ય જન્મનુ શું સાર્થક થયું ? સત્પુત્રો હોય છે તેઓ તો પોતાના પિતાના વાસ્તે પ્રાણો પણ તજી દે છે એવો નિશ્ચય છે. તારા વાસ્તે સંતાપ પામેલો વ્યાધિથી અકળાતો હરિશ્ચંદ્ર મહારાજા ચીસો પાડે છે. " વટેમાર્ગુનાં આવાં વચનો કે જે સત્યતાવાળાં હતાં તથા ધર્મનાં તત્વોવાળાં હતાં તેને સાંભળીને રોહિતને વ્યથાથી પીડાતા પોતાના પિતાને જોવા જવાની તીવ્ર ઇચ્છા થઈ આવી. આ સમયે વિપ્રનો વેષ ધ-

રી. રોહિતની પાસે ઈન્દ્ર આવ્યો ને તેણે તેને એકાંતમાં હિત વચન કહ્યું કે "હે રાજકુમાર! તું મુર્ખો છે. તારો ત્યાં જવાનો વિચાર ઘણોજ અર્થ વગરનો છે. તારા પિતાને રોગ થયો છે તેની તને શું અહીં બેઠાં ખબર નથી પડી? જવાથી શું છે?

**मूरखोऽसिराजपुत्रत्वंगमनायमतिस्तथा ॥**
**करोषिपितरंत्वद्यनजानासित्वयायुतम् ॥७८॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો*

### આડીબકનાં યુદ્ધનો પ્રસંગ ને શુનઃશેપની કથા.

**इन्द्र उवाच–**

**साहसंकृतवान्राजापूर्वंयत्कथितोमखः ॥**
**वरुणायप्रतिज्ञातःपुत्रंकृत्वापशुमिवम् ॥१॥**

ઈન્દ્ર કહે છે–હે મહાબુદ્ધિશાળી! પ્યારા પુત્રને પશુરૂપ બનાવી વરૂણને અર્થે વેદોક્ત નરમેધ કરવાની પ્રથમ જે પ્રતિજ્ઞા કરેલી છે એજ તારા પિતા હરિશ્ચંદ્રનું મોટું સાહસ છે. જેવો તું અહીંથી જઈશ એટલે તારો પિતા તરતજ તને ખીલે બાંધી પશુ કરીને મારી નાંખશે. વ્યાસજી કહે છે–અપાર તેજવાળા ઈન્દ્રે આવી રીતે અંતરાય કરતાં ભગવતીની માયાથી મોહ પામેલો રોહિતકુમાર ત્યાંજ રહ્યો. પોતાના રોગથી પિડાતા પિતાનાં દર્શનની ફરી ફરી તે ઇચ્છા કરતો હતો અને ઇન્દ્ર ત્યાં આવી આવીને તેને અટકાવી જતો હતો. પછી ત્યાં દુઃખ વ્યાકુળ રાજા હરિશ્ચંદ્રે પોતાની પાસે બેઠેલા સર્વજ્ઞ હિતકાર્યમાં તત્પર કુળગુરૂ વસિષ્ઠને એકાન્તમાં કહ્યું કે 'હે મહારાજ! હવે મારે કેમ કરવું? હું વ્યથાતુર તથા પરવશ છું. મારૂં મહાવ્યાધિથી આતુરનું ને વ્યાકુળ મનવાળાનું આપ રક્ષણ કરો." વસિષ્ઠ મુનિ કહે છે–હે રાજા! સાંભળો. રોગનાશનો એક સુંદર ઉપાય છે. ધર્મશાસ્ત્રમાં પુત્રના તેર પ્રકારો કહ્યા છે વાસ્તે કોઈ છોકરાને વેચાતો લઈ પુત્ર કરી પશુ બનાવી તમે ઉત્તમ નરમેધ કરો. મુખથી માંગ્યું વિત્ત આપી કોઈ બ્રહ્મપુત્રને લાવો. આથી તમારો રોગ જશે ને વરૂણ પણ બહુ રાજી થશે. વ્યાસ કહે છે–વસિષ્ઠનાં આવાં વચનો સાંભળી રાજાએ મંત્રીને બોલાવીને આજ્ઞા કરી કે "હે મહા બુદ્ધિવાળા! ઘણો શ્રમ લઇને આપણા દેશમાંથી કોઈ બ્રહ્મપુત્રની શોધ કરો. ધનલોભથી કોઈ બ્રાહ્મણ પોતાના પુત્રને વેચતો હોય તો જે માગે તે ધન તેને આપી છોકરાને તુરત અહીં લાવો. યજ્ઞ વાસ્તે બ્રાહ્મણનાજ પુત્રને લાવવો. મારાં કાર્ય વાસ્તે તમારે લેશમાત્ર પણ વિત્ત લોભ ન કરવો. કોઇ બ્રાહ્મણની પાસે જઈ વિનવવું કે "અમારે યજ્ઞમાં નરપશુ કરવો છે માટે ધન લઈને તમારો પુત્ર આપો." આવી રાજાની આજ્ઞા થતાં તેનો મંત્રી ગામેગામ ઘર ઘર બ્રહ્મપુત્રની શોધ કરવા લાગ્યો. શોધ કરતાં કરતાં ત્રણ પુત્રોનો નિર્ધન બાપ અજીગર્ત નામનો વિપ્ર મળી આવ્યો. તે વિપ્રને મોઢે માગ્યું મૂલ્ય આપીને મહા મંત્રી તેના વચેટ દીકરા શુનઃશેપને લઈ આવ્યો. કાર્યકુશળ મંત્રીએ પશુ કરવા સારૂં લાવેલા શુનઃશેપને હરિશ્ચંદ્ર પાસે હાજર કર્યો. આમ થવાથી પ્રસન્ન મનવાળા હરિશ્ચંદ્રે વેદપાઠી વિપ્રોને એકઠા કરી નરમેધ યજ્ઞનો સમારંભ કરવા દ્રવ્યાદિકની તૈયારીઓ કરી. યજ્ઞનો

---

* આ તેરમા અધ્યાયમાં ચોપન શ્લોકથી શુનઃશેપની કથા પછી આડો અને બકનાં યુદ્ધની વાર્તા કહેવાશે.

સમારંભ થતાં મહામુનિ વિશ્વામિત્રે શુનઃશેપને ત્યાં બાંધેલો દેખી તેવું કાર્ય કરવાની રાજાને અટકાયત કરી કહ્યું કે "હે રાજા! તું આ સાહસ કર માં. આ બ્રાહ્મણના પુત્રને છોડી દેવારૂપ ભિક્ષા હું તારા પાસે માંગી લઉ છું. તમે ચિરંજીવી થશો ને હવે તમને આનંદ થશે. આ શુનઃશેપની ચીસો સાંભળી મને ઘણી કરૂણા આવી છે. હે રાજા! તમે દયાવાળા થઇ મારી આજ્ઞા માનો. પૂર્વે સ્વર્ગની કામનાવાળા ઘણા નિયમવાળા પવિત્ર રાજાઓએ દયાના લીધે પારકા દેહનાં રક્ષણ વાસ્તે પોતાના દેહો પણ આપી દીધેલા હતા ને તમે તો પોતાના દેહનાં રક્ષણ સારૂં બળાત્કાર કરી બ્રહ્મપુત્રનો ઘાત કરો છો તો એમ કરવું અનુચિત છે વાસ્તે પાપકૃતિનો ત્યાગ કરી આ બાળકપર દયા લાવો. તમને એ તો જાણવામાંજ હશે કે પ્રાણીમાત્રને પોતાના દેહમાં સરખી પ્રીતિ હોય છે વાસ્તે મારાં પ્રમાણરૂપ આ વચનો તમને જણાતાં હોય તો આ બાળકને તમે મેલી દ્યો." વિશ્વામિત્રે આવો ઉપદેશ કર્યો તોપણ દુઃખાતુર હરિશ્ચંદ્રે શુનઃશેપને છોડયો નહીં તેથી વિશ્વામિત્રને મહા કોપ ચડયો. પછી દયાવાળા વેદજ્ઞાતા વિશ્વામિત્ર મુનિએ શુનઃશેપને વરૂણદેવના મંત્રનો ઉપદેશ કર્યો. મરણના ભયવાળો શુનઃશેપ વરૂણદેવનું ધ્યાન કરતો કરતો વારંવાર ઉચ્ચ સ્વરોથી ચીસો પાડતો એ મંત્રને જપવા લાગ્યો. બ્રહ્મપુત્ર શુનઃશેપની દીન સ્તુતિ સાંભળીને કરૂણાસાગર વરૂણદેવ ત્યાં આવ્યા ને શુનઃશેપને છોડાવ્યો ને રાજાને પણ રોગથી છૂટો કર્યો. વરૂણદેવ સ્વસ્થાને ગયા ને છોડાવેલા શુનઃશેપને વિશ્વામિત્રે પોતાનો પુત્ર કર્યો. મહાત્મા વિશ્વામિત્રનાં વચનો રાજાએ માન્યાં ન હતાં એથી તેનાપર વિશ્વામિત્રને મનમાં ઘણો રોષ રહી ગયો હતો. એક વેળાએ એ હરિશ્ચંદ્ર રાજા સૂવરને મારવાની ઈચ્છાથી અશ્વપર ચડી અરણ્યમાં કૌશિકી નદીના તટપર બપોરના સમયે ગયો. વિશ્વામિત્ર વૃદ્ધ બ્રાહ્મણનો વેષ ધરી તેની પાસે આવી તેને ઠગીને તેનું સર્વસ્વ માગીને તેનું મહા અદ્ભૂત રાજ્ય લઈ લીધું. રાજ્ય ગયું હોવાથી બહુજ દુઃખી હરિશ્ચંદ્ર રાજા વસિષ્ઠ મુનિનો યજમાન હતો તેથી વનમાં મળેલા વિશ્વામિત્રપ્રતિ વસિષ્ઠે કહ્યું કે "હે ક્ષત્રીયાધમ? હે દુષ્ટબુદ્ધિવાળા? હે મિથ્યા વિપ્રવેષધારી? હે બગલાના સરખા ધર્મવાળા? હે દંભી તું ખોટો ફાંફા શું રાખે છે, હે પામર મારા આ યજમાન મહારાજા હરિશ્ચંદ્રને વિના અપરાધે તેં કેમ કષ્ટમાં નાંખ્યો? તું બગલા સરખો ધ્યાન ધરી બેસનારો છો વાસ્તે તું બગલો બની જા." વસિષ્ઠ મુનિએ આવો શાપ આપ્યો એથી વિશ્વામિત્રે સામો શાપ આપ્યો કે "જ્યાં સુધી હું બગલો રહું ત્યાં સુધી તું આડી થઈને વસ." ક્રોધનાં દબાણવાળા એ ઉભય મુનિઓ આ રીતે પરસ્પર શાપવાળા થઈને માન સરોવરના તટપર બગલોને આડી નામના બે પક્ષી થઈને રહ્યા. એ દિવ્ય સરોવરના સુંદર તટપટ એક વૃક્ષપર આડી પક્ષીરૂપ વસિષ્ઠે વાસ કર્યો. ક્રોધાયમાન ને એક બીજા પરસ્પર દ્વેષ રાખનારા એ બે પક્ષીરૂપ મુનિઓ હમેશ લડયા કરતા હતા, પ્રાણીમાત્રને ઉદ્વેગ કરનારી ચીસો પાડયા કરતા હતા, તથા ચાંચ પાંખને નખ પ્રહારોથી એક બીજાને મારી લોહી છાણ થવાના લીધે પ્રફુલ્લિત થયેલા ખાખરાઓના સરખા દીસતા હતા. હે જનમેજય રાજા શાપ પાશમાં બંધાયેલા પક્ષીરૂપ એ બે મુનિઓ ઘણાં વર્ષો સુધી ત્યાં રહ્યા હતા. જનમેજય કહે છે—હે વેદવ્યાસ!

એ મહામુનિઓ વસિષ્ઠ અને વિશ્વામિત્રનો શાપથી શા પ્રકારે છુટકારો થયો એ વિષે મને કહો. એ કથા સાંભળવાનું મને મોટું આશ્ચર્ય છે. વેદવ્યાસ વદે છે—પરસ્પર યુદ્ધ કરનારા એ બે મુનિ પ્રવરોને દેખી લોક પિતામહ બ્રહ્મા પોતાના સઘળા દયાવાળા સેવકો સહિત ત્યાં આવ્યા. બ્રહ્માએ તેઓને વઢતા અટકાવ્યા ને પરસ્પરના શાપથી મોકળા કર્યા. પછી સઘળા દેવતાઓ તથા પ્રતાપી બ્રહ્મા પણ પોત પોતાનાં સ્થાનમાં ને સત્યલોકમાં ગયા. બ્રહ્માના ઉપદેશથી પરસ્પર ઉત્પન સ્નેહવાળા વસિષ્ઠને વિશ્વામિત્ર પોતપોતાનાં આશ્રમોમાં ગયા. હે રાજા! મૈત્રાવરૂણિએ (વસીષ્ઠે) તથા વિશ્વામિત્રે પણ આવા પ્રકારે પ્રયોજન વગરનું યુદ્ધ કર્યું હતું કે જેથી એક બીજા દુ:ખી થયા. પોતાના અહંકારનો જય કરી સદા સુખ ભોગવનારો મનુષ્ય દેવ કે દાનવ આ લોકમાં કોઇપણ છેજ નહીં. આથી મહાત્માઓને પણ જે દુર્લભ છે એવી ચિત્તશુદ્ધિનું પ્રયત્નથી સાધન કરવું જોઇએ. તીર્થ દાન તપ સત્ય ને બીજાં પણ કેટલાંક ધર્મસાધનો છે તે તમામ ચિત્તશુદ્ધિ વગર તો નકામાજ છે. શ્રદ્ધા ત્રણ પ્રકારની છે. સાત્વિકી, રાજસી ને તામસી. વિશેષે કરીને દેહ ધારીઓને ધર્મ વિષયક ક્રિયાઓમાં તામસીજ શ્રદ્ધા હોય છે. સાત્વિકી શ્રદ્ધા કે જે નિરંતર યથાર્થ ફળને આપવાળી છે તે આ વિશ્વમાં દુર્લભ છે. વિધિસહિત રાજસી શ્રદ્ધા થાય છે તો તે પણ સાત્વિકી શ્રદ્ધાનાં ફળ અરધાં ફળને આપનારી છે. કામ ક્રોધાદિથી ભરેલાં મનુષ્યોને જે તામસી શ્રદ્ધા રહે છે તે તો અત્યન્ત નિષ્ફળ હોવાથી કીર્તિને પણ આપનારી નથી. આટલા કારણથી પ્રથમ તો શ્રવણ મનનાદિથી આ ચિત્તને વાસના વગરનું કરવું પછી નિરંતર દેવીના પુજનમાંજ તત્પર રહી સર્વદા ઉત્તમ તીર્થાદિકમાં નિવાસ કરવો. કળિયુગનો ભય રાખીને નિરંતર ભગવતીનાં નામનો ઉચ્ચાર કર્યા કરવો, તેમના ગુણોની સર્વદા સ્તુતિ કર્યા કરવી ને તેમનાં ચરણકમળનું નિરંતર ધ્યાન કર્યા કરવું. આવા પ્રકારના અભ્યાસથી મનુષ્યને કળિયુગનો ભય રહેતો નથી અને તે ગમે તેવો પાપી હોય છે તો પણ દેવીની કરૂણાથી જ્ઞાનલાભ પામીને સંસારનાં બંધનથી છુટો થાય છે.[૧-૫૪]

**एवंतुकुर्वतस्तस्य [illegible] कर्मणम् ।**
**अनायासेनसंसारान्मुच्यतेपातकीजनः ॥५४॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો. *

### વસિષ્ઠમુનિને નિમિનો શાપ.

**जनमेजय उवाच—**

**मैत्रावरुणिरित्युक्तं नाम तस्य मुनेः कथम् ।**
**वसिष्ठस्य महाभाग ब्राह्मण स्वनुभवस्य ह ॥१॥**

જનમેજય પ્રશ્ન કરે છે—હે ભાગ્યશાળી વેદવ્યાસજી! વસિષ્ઠમુનિનું નામ "મૈત્રાવરૂણિ" કેમ પડયું! કારણ કે 'મિત્રાવરૂણના પુત્ર' એવો તે નામનો અર્થ જો હોય તો વસિષ્ઠમુનિ બ્રહ્માના પુત્ર હતા તેથી આમ કેમ ઘટે! આથી આવું નામ વસિષ્ઠને ગુણથી હતું કે કર્મથી હતું! હે વકતાઓમાં ઉત્તમ! આમાં જે કારણ હોય તે આપ મને કહો. વેદવ્યાસ કહે છે—હે નૃપસત્તમ! બ્રહ્માના પુત્ર મહા કાન્તિવાળા વસિષ્ઠે નિમિરાજાના શાપથી

* આ ચૌદમા અધ્યાયમાં ઓગણોતેર શ્લોકથી વસિષ્ઠમુનિ નિમિના શાપથી મિત્રાવરૂણના પુત્ર થયા એ કથા કહેવાશે.

દેહ છોડી દીધો હતો ને પછી તેઓ મિત્રાવરૂણના પુત્ર થયા હતા એથી સઘળા લોકોમાં તેઓનું "મિત્રાવરૂણિ" એવુ નામ સુવિખ્યાત થયું. જનમેજય કહે છે—બ્રહ્માના પુત્ર વસિષ્ઠને નિમિ રાજાએ કેમ શાપ આપ્યો એ વિષે આપ મને કૃપા કરીને કહો. વેદવ્યાસ કહે છે—હે જનમેજય ! આ સંસાર માયાના ત્રણ ગુણોનાં આચ્છાદનવાળો છે એમ મે તમને ઘણીવાર કહ્યું છે તેજ અહીં નિશ્ચયપૂર્વક કારણ છે એમ માની લ્યો. રાજાઓ ભલે રાજ કર્યા કરે ને મુનિઓ ભલે તપ કર્યા કરે તોપણ ત્રણ ગુણોવડે કરીન વીંધાયેલું કોઈનુ મન સાત્વિક બનતું નથી. કામક્રોધથી રાજા ને મુનિઓ સદા પરાભવ પામેલાજ હોય છે. લોભ અને અહંકારનો આશ્રય લઇનેજ મોટા તપ કરનારાઓ મોટા મોટા તપ કરે છે. રજોગુણના રંગથી ઘેરાયેલા રહીનેજ બ્રાહ્મણો વા ક્ષત્રીયો યજ્ઞાદિક કાર્યો કરનારા હોય છે. આ લોકમાં કેવળ સત્વગુણમય તો કોઈ પણ હોતું નથી. વસિષ્ઠ અને નિમિએ પરસ્પર એક બીજાને શાપ આપ્યા હતા ને એ શાપથીજ એ બે જણા પ્રારબ્ધથી પ્રેરાયેલા તમોગુણનાં મહાબળથી મહા મહા પીડા પામ્યા હતા. હે જનમેજય ! આ ત્રિગુણાત્મક સંસારમાં પ્રાણીઓને દ્રવ્ય શુદ્ધિ, ક્રિયા શુદ્ધિ ને મનશુદ્ધિ બનવી ઘણીજ કઠણ છે. કોઈ પણ સ્થળમાં માયાના પ્રભાવના પર પગ મૂકી શકતુંનથી.જેનાપર એ મહામાયા કરૂણાકરવાની ઈચ્છા કરે છે તેને પલવારમાં સંસારથી મુક્ત કરે છે. મહા માયાની અનિચ્છાથીજ વિષ્ણુ બ્રહ્મા ને શિવાદિક મહાત્માઓ પણ સંસારથી મુક્ત થતા નથી. અને અને મહામાયાની ઈચ્છાથી સત્યવ્રતાદિ પાંમર પ્રાણીઓ પણ છુટી ગયા છે. એ મહામાયાના મનમાં શું કરવાનું હોય છે તેની કોઇપણ પ્રાણીને જોકે ગમ પડતી નથી તોપણ એ મહાદેવી ભક્તોને આધીન છે તેથી આશાભંગ નહીં થતાં સઘળા દોષોની નિવૃત્તિ થવા વાસ્તે તેમને ઉપાસવાં જોઇએ. રાગદ્વેષવાળી ભક્તિ સંસારનાં સુખો આપવાવાળી છે ને એથી પારલૌકિક સુખ મળતાં નથી. તો પછી મોક્ષસુખ તો ક્યાંથીજ મહે ? ઈક્ષ્વાકુ રાજાને બાર પુત્રો હતા તેમાં એ નિમિ રાજા બારમો હતો. તે નિમિરાજા રૂપાળો, ગુણોવાળો, ધર્મવેતા, પ્રજાનુરંજનમાં પરાયણ, સત્ય વક્તા, દાન દક્ષ, યજ્ઞ કરનારો, જ્ઞાની, પવિત્ર, બુદ્ધિવાળા ને પ્રજા પાલનમાં પરાયણ હતો. એ રાજાએ બ્રાહ્મણોના કલ્યાણ વાસ્તે ગૌતમમુનિના આશ્રમની નજીકમાંએક જયંતપુર નામનું નગર વસાવ્યું હતું. તે રાજાને એવી રાજસી બુદ્ધિ પ્રકટી કે "બહુ દક્ષિણાવાળો ને ઘણા કાળ સુધી સ્થિર રહેનારો મારો મારે એક મહાયજ્ઞ કરવો." યજ્ઞ કાર્યની સિદ્ધિ વાસ્તે પછી તેણે પોતાના પિતા ઈક્ષ્વાકુની અનુજ્ઞા લીધી ને મહાત્માઓની સલાહ પ્રમાણે સઘળો યજ્ઞનો સમારંભ કર્યો. ભૃગુમુનિ, અંગિરા, વામદેવ, ગૌતમ, વસિષ્ઠ, પુલસ્ત્ય, રૂચીક. પુલહ ને ક્રતુ આદિ સર્વજ્ઞ, વેદોના પારને પામેલા, અને યજ્ઞવિદ્યામાં પ્રવીણતાવાળા મહા તપસ્વી મુનિઓને આમંત્રણ કર્યા. સામગ્રી સજ થયા પછી સકળ ધર્મના જ્ઞાતા નિમિ રાજાએ કુળગુરૂ વસિષ્ઠની પૂજા કરીને વિનયસર તેમના પ્રતિ કહ્યું કે "હે મુનિવર્ય ! હે કૃપાનિધિ ! મારે યજ્ઞ કરવો છે તો તે કાર્ય તમે કરાવો. તમે સર્વજ્ઞ તથા અમારા ગુરૂ છો તેથી વિધિ સહિત મારૂં કાર્ય કરાવો. ભલા પ્રકારના સંસ્કારવાળી સત્રની સામગ્રીઓ મેં સજ કરેલી છે ને પાંચ હજાર વર્ષની

યજ્ઞ દીક્ષા લેવાનો મારો ઇરાદો છે. શ્રી જગદંબાનું આરાધન કરીને તેમની પ્રસન્નતાના વાસ્તે વિધિપૂર્વક મારે યજ્ઞ કરવાની અભિલાષા છે." નિમિરાજાના વાસ્તે સાંભળી વસિષ્ઠે તેમના પ્રતિ કહ્યું કે "હે રાજાઓમાં ઉત્તમ! તમારી પહેલાં મારૂં વરણ ઇન્દ્રના દ્વારા થયેલું છે ને એ ઇન્દ્ર પણ તમારી જેમ ભગવતીનો યજ્ઞ કરનારો છે. તેને મેં પાંચસો વર્ષની દીધી છે વાસ્તે ઇન્દ્રનું કાર્ય કરાવી તેના યજ્ઞની પૂર્ણાહુતિ થયા પછી હું તારી પાસે આવું ત્યાં સુધી તારે યજ્ઞનું કાર્ય મુલત્વી રાખવું." નિમિરાજા બોલ્યો કે "હે ગુરૂ! મેં યજ્ઞ વાસ્તે અન્ય મુનિઓને નોતરેલા છે જેથી ને સઘળી સામગ્રી પણ તૈયાર છે તેથી યજ્ઞકાર્યને હું હવે કેમ મુલત્વી શકું? ઈક્ષ્વાકુ કુળના ગુરૂ હોવા છતાં પણ આપ મારાં કાર્યનો ત્યાગ કરી અન્યનું કાર્ય કરવા કેમ જવાને ઈચ્છા ધરો છો? હે દ્વિજોત્તમ? ધનલોભથી અન્ય સ્થળમાં મારા યજ્ઞનો અનાદર કરી આપે જવું એ ઠીક નથી." આવી રીતે રાજાના અટકાવવા છતાં પણ લોભને વશ થયેલા વસિષ્ઠ મુનિ મન ખેંચાવાથી ઈન્દ્રના યજ્ઞમાં પધાર્યા. પછી અકળાયેલા નિમિરાજાએ વસિષ્ઠના સ્થાને ગૌતમ મુનિની પૂજા કરી અને હિમાલયની બાજુપર સમુદ્રના સમીપમાં યજ્ઞારંભ કર્યો. પાંચ હજાર વર્ષની યજ્ઞ દીક્ષાવાળા એ નિમિરાજાએ યજ્ઞ કાર્યમાં ઘણી ખુશી સાથે બ્રાહ્મણોને બહુ બહુ દક્ષિણા આપી ને રૂત્વિજોની ધનથી તથા ગાયોથી ઘણીજ સેવા કરી. ઈન્દ્રનો પાંચસો વર્ષનો યજ્ઞ પૂર્ણ થયો તેથી નિમિરાજાના યજ્ઞનાં દર્શન સારૂં ત્યાં મુનિ વસિષ્ઠ પધાર્યા. ત્યાં આવી રાજાના દર્શન સારૂ મુનિશ્વર ઉભા રહ્યા. આ વેળાએ રાજા ગાઢ નિદ્રાવશ થઇને સૂતેલો હોવાથી તેના કોઈપણ સેવકોએ તેને ન જગાડયો તેથી વસિષ્ઠને મેલાપ થયો નહીં. આવી રીતે રાજાનાં દર્શન ન થયાં એમાં ખાસ પોતાનું અપમાન સમજી મહામુનિ વસિષ્ઠને ઘણોજ કોપ ચડયો તેથી તેમણે નિમિને શાપ આપ્યો કે "હે મંદભાગી રાજા! પોતાના કુળગુરૂનો મારો ત્યાગ કરીને તેં ગૌતમને યજ્ઞ દીક્ષા દીધી ને તેને ગુરૂ કર્યો તથા મારા અટકાવવા છતાં તું ન માન્યો તેથી તું મરણ પામ ને વિદેહ (દેહરહિત) બની જા." વસિષ્ઠનાં આવાં વચનો સાંભળી સેવકોએ સત્વ રાજાને જગાડયો ને મુનિના ક્રોધની સઘળી વાર્તા તેને સંભળાવી. પછી એ નિરપરાધી નિમિરાજા ક્રોધાવિષ્ટ મુનિની પાસે આવ્યો ને યુક્તિવાળું તથા કારણોવાળું વચન કહી રહ્યો કે 'હે મુનિ! હે ધર્મજ્ઞ! તૃષ્ણાથી વ્યાકુળ થયેલા તમે ચાલ્યા ગયા તેમાં મારો કાંઈ અપરાધ નથીજ. તમારા યજમાનનાં બહુ પ્રાર્થનાવાળાં વચનોનો અનાદર કરીને બીજે ચાલ્યા જવારૂપ બુરૂં કાર્ય કરીને તમને શરમ પણ ન આવી! બ્રાહ્મણોને સંતોષજ સારો છે એવો ધર્મવિષયક સિદ્ધાન્ત તમારા જાણવા બહાર નહીં છતાં તથા સાક્ષાત્ તમે બ્રહ્મદેવના પુત્ર છો છતાં અને વેદવેદાંગોના યથાર્થ વેત્તા હોવા છતાં પણ તમે આવું ખોટું કાર્ય કરી શરમાયા પણ નહી! હે બ્રાહ્મણ! તમે ધર્મનાં સૂક્ષ્મ અને અવિચળ તત્વને જાણ્યું નહીં અને પોતાનો દોષ મારાપર નાખીને મને ખોટી રીતે અપયશ આપવાની બુરી ભાવના કરી છે. ચાંડાળથી પણ અધિક નીચતાવાળા ક્રોધનો સસજનોએ તો ત્યાગજ કરવો ઘટે છે. એમ છતાં પણ મારાપર અયાગ્ય ભરેલો દોષ કરીને તમે મને શાપ દીધો છે વાસ્તે આવો

દોષવાળો તમારો દેહ પણ આજ ગત પ્રાણ થશે." આ પ્રકારે રાજાએ મુનિને અને મુનિએ રાજાને અરસ્પરસ શાપ આપ્યો તેથી પરસ્પરના શાપથી એબે જણા દુઃખિત થયા બહુજ ચિંતાથી પીડાયેલા વસિષ્ઠ મુનિ બ્રહ્મા પાસે ગયા ને રાજાએ આપેલા મહા શાપની વાત તેમને કહી બતાવી કે "હે પિતા ! નિમિરાજાએ મને મારો દેહ આજ પડી જાય એવા શાપ આપ્યો છે તો હવે મરવાના સંકટમાં મારે હવે શું કરવું ? કયા પીતાના વિર્યથી મારે દેહાંત ધરવો. જેવા આકારનો મારો આ દેહ છે તેવોજ મારો બીજો દેહ થાય અને આ દેહમાં જેવું જ્ઞાન છે તેવુંજ જ્ઞાન દેહાંતરમાં થાય એમ કરો. હે મહારાજ! આપ સમર્થ હોવાથી મારાપર અનુગ્રહ કરવો ઘટે છે." વસિષ્ઠની વાણી સાંભળી બ્રહ્માએ કહ્યું કે "મિત્ર ને વરૂણ દેવના વીર્યમાં પ્રવેશ કરી તમે સ્થિર રહો. સમય આવતાં માતા વગરજ આ વીર્યમાંથી તમારા જન્મ થશે ને એ બીજા દેહમાં પણ તમે ધર્મજ્ઞ, સર્વજ્ઞ, વેદજ્ઞ, પુજ્ય અને પ્રાણી માત્રને વિષયમાં પ્રવર્તાવનારા થશો એમાં શંકા નથી" આવાં બ્રહ્માનાં વચનો સાંભળી પ્રીતિથી બ્રહ્માને પ્રદક્ષિણા કરી વશિષ્ઠમુનિપ્રણામ કરીને વરૂણલોકમાં ગયા. ત્યાં પોતાનો ઉત્તમ દેહ છોડીને લિંગ દેહથી મિત્ર તથા વરૂણના દેહમાં પ્રવેશ કર્યો. ત્યાં સ્થિર રહ્યા. હે રાજા ! કોઈ વેળાએ અતીવ રૂપવતી ઉર્વશી અપ્સરા સખીઓના સમુદાયની સાથે વરૂણ લોકમાં આવી. તે યૌવનવાળી દિવ્ય સઘળાં સુંદર અંગવાળી ને મનને પ્રિય લાગનારી અપ્સરાને જોઈને કાતુઆર થયેલા મિત્રાવરૂણ દેવતાઓએ તેને કહ્યુ કે "હે સર્વોત્તમ સ્વરૂપવાળી ? હે સર્વોત્તમ અંગોવાળી ! અમને બેને કામાતુર થએલાઓને તું વરી ને અમારી સાથે તું મન ગમતા અહીં વિહાર કર." તેઓએ આમ કહ્યું તેથી પોતાનું ચિત સ્થિર રાખી ઉર્વશી મિત્રાવરૂણના ઘરમાં જઈ ઉભી બંનેના મનને આકર્ષીને એ સુંદરી ઉભી હતી એટલી વારમાં તો દૈવગતિથી એ બંનેનું વીર્ય સંભોગ વગરજ સ્ખલિત થઈને એક ઉઘાડા કુંભમાં પડયું ને એ કુંભમાંથી બે મુનિઓ ઉત્પન્ન થયા. મિત્ર તથા વરૂણદેવના વીર્યમાંથી સંભવેલા એ બે રૂષિઓમાં પ્રથમ અગસ્ત્ય ઉત્પન્ન થયા ને પછી વસિષ્ઠ ઉત્પન્ન થયા હતા. મહા તપસ્વી અગસ્ત્ય મુનિ તો બાલવયમાંજ વનનાં ગયા હતા. બીજા મુનિને વસિષ્ઠ હતા એમ જાણીને ખુશી થયેલો ઇક્ષ્વાકુ રાજા તેમને બાળકપણામાંજ પુરોહિત કરી લઈ ગયા ને ઉછેરી મોટા કર્યા. હે રાજા ! આ વસિષ્ઠથીજ વળી તમારા વંશને પણ સુખ પ્રાપ્ત થયું હતું. હે જનમેજય રાજા ! આવી રીતે વસિષ્ઠને શાપ થયો હતો. તેનાં કારણ વિષે તથા શાપના લીધે મિત્રાવરૂણના કુળમાં વસિષ્ઠનો જન્માંતર થયો એ વિષે મે સઘળી કથા તમારી પાસે કહી સંભળાવી.[૧-૬૮]

**एतत्तेसर्वमाख्यातं वसिष्ठस्य चकारणम् ।**
**शापादेहान्तरप्राप्तिर्मित्रावरुणयोर्कुले ॥६९॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૫ મો.*

## નિમિરાજાની ગતિ.

**जनमेजय उवाच—**
**देहमाप्तिर्वसिष्ठस्य कथिता भवता किल ।**
**निमिः कथं पुनर्देहं प्राप्तवानिति मे वद ॥१॥**

જનમેજય રાજા કહે છે—વસિષ્ઠના દેહાન્તરની કથા આપે મને કહી ને નિમિરાજાને પછી શી રીતે દેહાન્તર થયો એ વિષે મને કહો. વેદવ્યાસ કહે છે—હે રાજા! શાપ થયા પછી વસિષ્ઠને જેવો બીજો દેહ મળ્યો તેવો બીજો દેહ નિમિરાજાને મળ્યો નહીં. જે સમયે નિમિને વસિષ્ઠે શાપ આપ્યો હતો તે વેળાએ યજ્ઞના સઘળા ઋત્વિજો મનમાં ચિંતા કરી રહ્યા કે "અરેરે! આ રાજા શાપથી મરાયા સરખો બની રહ્યો છે તેથી આપણે કેમ કરશું? દિક્ષાની વચમાં આ રાજા મરી જાય ને ને યજ્ઞની પૂર્ણાહુતિ નથી થઈ એ વાત ઘણીજ અવળી છે તો આપણે શું કરવું? આ વાત અવશ્ય બનવાની છે તેથી તેનું નિવારણ પણ આપણે કરી શકીએ એવું નથી." આમ ચિંતા કરીને યજ્ઞ પૂર્ણ થતાં સુધી મહાત્મા રાજાના લિંગદેહને નાના પ્રકારના મંત્રોના બળના પ્રભાવથી એનાં સ્થૂલ શરીરમાંજ અટકાવી રાખ્યો એથી એના સ્થૂલ દેહમાં કાંઈક શ્વાસોચ્છવાસની ક્રિયા વિદ્યમાન જણાતી હતી. મંત્ર શક્તિથી નિર્વિકાર તથા જીવનના કાંઈક શેષવાળા એ સ્થૂલદેહની સુગંધ અને પુષ્પોથી વારંવાર પૂજાવિધિ પણ મુનિઓએ શરૂ રાખી હતી. યજ્ઞ પુરો થયો ત્યારે સર્વ દેવતાઓ ત્યાં આવ્યા ને મુનિઓએ સ્તુતિ વચનોથી તેઓને ખુશી કરી નિમિરાજાની આવી સ્થિતિ વિષે નિવેદન કર્યું તેથી તે દેવતાઓ અકળાયેલા રાજાના પ્રતિ બોલી રહ્યા કે "હે સુવ્રતધારી રાજા! અમે તારાપર પ્રસન્ન થયા છીએ જેથી તું કાંઈ વરદાન માગ, ઉત્તમ દેહની પ્રાપ્તિ કરાવનારો આ યજ્ઞ હોવાથી જેવાં સુંદર શરીરની અભિલાષા હોય તેવું દેવનું કે મનુષ્યનું શરીર તું માગી લે. તારા કુળગુરૂ અભિમાનવાળા વસિષ્ઠે તો બીજો દેહ ધર્યો છે ને મનુષ્ય લોકમાંજ વાસ કર્યો છે." દેવ વાણી સાંભળી પ્રસન્ન થયેલો એ નિમિનો અંતરાત્મા બોલી રહ્યો કે "સર્વથા નાશવંત દેહની પ્રાપ્તિની મને ઇચ્છા નથી જેથી હે વિબુધો! પ્રાણીમાત્રની દૃષ્ટિમાં મારો સદા વાસ થાય એવું મને વર આપો કે જેથી હું સર્વનાં નેત્રોમાં વાયુરૂપે સ્થિતિ પામું." નિમિના આત્માની વાણી સાંભળી દેવતાઓએ તેને કહ્યું કે "હે મહારાજા! એવી ઈચ્છા પૂર્ણ કરવા તમે સર્વેશ્વરી જગદંબાનું ઉપાસન કરો. જગદંબા આ યજ્ઞથી તમારાપર ખુશી થયાં હોવાથી તમારૂં ધાર્યું તેઓ કરશે." દેવતાઓની અનુમતિથી નિમિરાજાએ ગદ્‌ગદ્‌ સ્વરોથી સ્તોત્ર પાઠથી દિવ્યતાવાળી જગદંબાની સ્તુતિ કરી તેથી કોટી સૂર્યના સરખી કાન્તિવાળાં જગદંબાએ પોતાનાં અતીવ લાવણ્યતાથી શોભાયમાન પરમ તેજસ્વી સ્વરૂપથી નિમિરાજાને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. જગદંબાનાં દર્શનથી રાજી થયેલા ત્યાંના મનુષ્યો પોતપોતાને ચરિતાર્થ સમજવા લાગ્યા. પ્રસન્ન થયેલાં જગદંબા પાસે નિમિએ વરદાન માગ્યું કે "હે માતા! મોક્ષ આપનારૂં પરમ નિર્મળ જ્ઞાન મને આપો અને મારં પ્રારબ્ધો રહે ત્યાંસુધી મને સર્વ પ્રાણીઓના નેત્રોવિષે સ્થાપિત કરો." પ્રસન્ન મનવાળાં દેવીએ નિમિને કહ્યું કે "તને નિ-

* આ અધ્યાયમાં ત્રેસઠ શ્લોકથી નિમિરાજાની ગતિ ને હૈહય રાજાઓનું વૃત્તાંત કહેવામાં આવશે.

મળ જ્ઞાન થશે ને તારાં પ્રારબ્ધ અવશેષ રહેતાં સુધી પ્રાણીમાત્રનાં નયનોમાં તારો નિવાસ હોવાથી નયનોમાં વાયુરૂપે મટકાંઓની ચેષ્ટા કાયમ રહેશે. મનુષ્ય, પશુ, ને પક્ષીઓનાં નયનોનો સ્વભાવ મટકાં મારવાનોજ રહેશે પણ દેવોને તેમ નહીં થાય." રાજાને આવું વરદાન આપી સૌ મુનિજનોના સમક્ષજ જગદંબા અંતર્ધાન થઇ ગયાં. પછી ત્યાં ઉભેલા મુનિઓએ વિચાર કરી નિમિના દેહને મથન કરવા સારૂ લીધો. દેહપર અરણીની સ્થાપના કરીને મંત્રોચ્ચારો દ્વારાએ મથનક્રિયા મુનિઓએ શરૂ કરી. અરણિનું મથન કરતાં તેમાંથી બીજો નિમિ હોય તેવો સુંદર પુત્ર ઉત્પન્ન થયો કે જે સકળ લક્ષણ સંપન્ન હતો. મથનમાંથી થયો વાસ્તે 'મિથિ' ને અને પિતાથી ઉત્પન્ન થયો વાસ્તે એ પુત્ર 'જનક' કહેવાયો. એ નિમિરાજા વિદેહ (દેહરહિત) થયા હોવાથી તેના વંશમાં સંભવ પામેલા સઘળા રાજાઓ વિદેહ કહેવાયા. આવી રીતે 'જનક' નામથી નિમિના કુમાર લોકમાં સુવિખ્યાત થયા હતા ને તેઓએ ગંગાના તટપર મનોહર, પ્રખ્યાત, વિશાળ ભુવનો તથા ગઢવાળી, ધનધાન્યાદિકથી ઉભરાતી ને નાના પ્રકારની બજારોથી રળીયામણી 'મિથિલા' નામની નગરી વસાવી હતી. એ વંશના તમામ રાજાઓ જનક અને વિદેહ નામથી વિશ્વ વિખ્યાત થયા હતા ને એ સઘળાઓ બ્રહ્મજ્ઞાની હતા. હે જનમેજય! શાપથી વિદેહપણું પ્રાપ્ત કરનારા નિમિરાજાનો સંક્ષિપ્ત ઇતિહાસ કે જે ઉત્તમ છે તે મેં તમારી પાસે સવિસ્તર કહ્યો છે.

જનમેજય રાજા પૂછે છે—હે વેદવ્યાસ! નિમિરાજાએ વસિષ્ઠને શાપ આપ્યો એ વાર્તા તમે કહી એના વિષે સંશયવાળું મારૂં મન ચચલતાનો ત્યાગ નથી કરતું. ઉત્તમ દ્વિજ, કુળગુરૂને બ્રહ્માના પુત્ર હોવા છતાં પણ વસિષ્ઠ મુનિને ક્ષમા દૃષ્ટિ નહીં રાખતાં નિમિરાજાએ કેમ શાપ આપવારૂપ સાહસ કર્યું! નિમિરાજા ઈક્ષ્વાકુના પુત્ર હતા તથા ધર્મવેત્તા હતા છતાં ક્રોધને વશ્ય કેમ થયા ને યજ્ઞ સંબંધી પુણ્ય કાર્યને ધોઇ નાંખનારૂં ગુરૂ બ્રાહ્મણને શાપ આપવા રૂપ બુરૂં કામ તેઓએ કેમ કર્યું? વેદવ્યાસજી વદે છે—હે રાજા! અજીત મનવાળા પ્રાણીઓને ક્ષમા રાખવી ઘણીજ દુર્લભતમ છે. ક્ષમાવાળા પુરૂષો વિશ્વમાં વિરલા છે ને એઓમાં પણ સમૃદ્ધિ ને ઐશ્વર્યવાળા ક્ષમાશીલ પુરૂષો તો વિશેષ વિરલાજ છે. સઘળાના સંગ છોડી દીધા હોય, તપસ્યાનો આરંભ કર્યો હોય, નિદ્રા તથા ક્ષુધાપર વિજય મેળવ્યો હોય અને યોગાભ્યાસમાં નિષ્ઠા રાખી હોય તોપણ કામ ક્રોધ લોભ અને અહંકાર પર જય મેળવવો ઘણોજ કઠણ છે. દેહમાં વસનારા એ શત્રુઓપર જય કરવો-અશક્ય તથા વસમો છે. એ ચાર શત્રુઓપર જય મેળવનારો કોઇ પ્રાણી આ સંસારમાં થયો નથી, છે નહીં અને થાવાનો પણ નથી. સ્વર્ગલોક, મૃત્યુલોક, બ્રહ્મ લોક, વૈકુંઠ કે કૈલાસમાં પણ એ શત્રુઓનાપર જય કરનારો કોઇ નથી. જ્યારે બ્રહ્માના પુત્રો તથા બીજા તપસ્વીઓમાં ઉત્તમ મનાતા મુનિઓ પણ ત્રણ ગુણોથી વીંધાએલા છે ત્યારે પૃથ્વીમાં મનુષ્યોની શું વાર્તા કરવી! સાંખ્ય શાસ્ત્રના વેત્તા, યોગાભ્યાસ પરાયણ, અને મહાપવિત્ર કપિલ મુનિ પણ દૈવયોગથી ક્રોધવશ થયા હતા ને તેમણે સગર રાજાના સાઠ હજાર પુત્રોને બાળી નાંખ્યા હતા. હે રાજા! આ સઘળું બ્રહ્માંડ અહંકારથી ઉત્પન્ન થયેલું છે તેથી અહંકારમય છે ને અહંકારનું કાર્ય

છે. જે કાર્ય હોય છે તે કારણથી રહિત તો કેવી રીતે બની શકે? બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર પણ ત્રણે ગુણોથી આવૃત છે. એ દેવતાઓના દેહમાં પણ નોખી નોખી ગુણ ભાવનાઓનો ઉદય થયો છે તો પછી મનુષ્યો એકલા સત્વગુણવાળા ક્યાંથીજ બની શકે! સર્વ સ્થળોમાં આ ત્રણ ગુણની ભેળસેળજ દેખાય છે તેમાં કોઈવાર સત્વગુણ, કોઇવાર રજોગુણને કોઈવાર તમો ગુણ વૃદ્ધિ પામે છે. તે ત્રણે ગુણોનું સામ્ય તો કયારેજ બની શકે છે. નિર્લેપ, સર્વથી પર, અવિનાશી, અજ્ઞેય, અપ્રમેય, ને સમાનત પરમાત્મા તો નિર્ગુણ છે તથા એ પરમાત્મામાં રહેલાં પરમશક્તિ કે જેને અલ્પ બુદ્ધિવાળાં પ્રાણીઓ ઓળખી શકતાં નથી તથા પ્રાણીમાત્રમાં જેનો વાસ છે તે પણ નિર્ગુણા છે. પરમાત્મા અને પરમશક્તિ શિવાયનું આ સઘળું બ્રહ્માંડ ત્રણ ગુણ રૂપ સુત્રથી બંધાયેલુ છે. પરમાત્મા અને તેમની પરમશક્તિનો સર્વદા અભેદજ છે. એ બેનું એકરૂપે કરી જે જ્ઞાન થાય છે તેથી પ્રાણીઓ સઘળા દોષોથી છૂટાં થાય છે. એવું સ્વરૂપનું ઐકયજ્ઞાન થવાથી મોક્ષ થાય છે એમ સકળ વેદાંતો નગરાં વગાડી કહી રહ્યાં છે વાસ્તે એવા પ્રકારનાં જ્ઞાનવાળો જે આ ત્રિગુણાત્મક સંસારમાં થાય છે તેને સર્વદા મુક્ત થયેલો જાણી લેવો. જ્ઞાનના બે પ્રકાર કહ્યા છે. એક પરોક્ષજ્ઞાન અને બીજું અપરોક્ષજ્ઞાન શબ્દથી જે જ્ઞાન થાય તે પરોક્ષજ્ઞાન બુદ્ધિના યોગને લીધે વેદ અને શાસ્ત્રોના અર્થ સમજણમાં આવવાથી પરોક્ષજ્ઞાન થાય છે. પરોક્ષજ્ઞાન. જ્યાં સુધી હોય છે ત્યાં સુધી બુદ્ધિથી કલ્પાયેલા અનેક વિકલ્પો ઉઠે છે ( કેટલાક વિકલ્પો કુતર્કથી ને કેટલાક વિકલ્પો સુતર્કથી થાય છે તેમાં કુતર્કો પ્રાણીઓને વિભ્રમમાં નાખે છે, વિભ્રમ બુદ્ધિને ભ્રષ્ટ કરે છે, ને બુદ્ધિભ્રષ્ટ થતાં જ્ઞાનનો નાશ થાય છે એમ કહ્યુ છે ) બીજું જે જ્ઞાન અનુભવરૂપ થાય છે તેને અપરોક્ષજ્ઞાન કહોય છે. એ જ્ઞાન ઘણું દુર્લભ છે. બ્રહ્મવેત્તાઓના સંગથીજ એ જ્ઞાન ઉદય પામનારૂં છે. ( શબ્દજન્ય પરોક્ષજ્ઞાન કાર્યસિદ્ધિ કરતું નથી ને અલૌકિક અપરોક્ષ જ્ઞાન તો સહજવારમાં મળતુ પણ નથી પણ ઘણા પરિશ્રમથી મળે છે. ) દિપકની વાર્તા માત્રથી અંધારાની નિવૃત્તિ નથી તેમ શબ્દમાત્રથી થતાં પરોક્ષજ્ઞાન માત્રથી અજ્ઞાનની નિવૃત્તિ બનતી નથી. આથી જે બંધન મટાડે છે તેજ ખરૂં કર્મ છે ને જેથી મોક્ષ થાય છે તેજ ખરી વિદ્યા છે. આ શિવાયનુ બીજું કર્મ પરિશ્રમ સારૂ છે ને બીજી વિદ્યા એક પ્રકારનું શિલ્પજ છે. સારૂં શીળવ્રત, પરહિત કાર્યમાં પ્રવૃત્તિ, કોપનાશ, ક્ષમા, ધૈર્ય અને સંતોષ એ સઘળાં સાચી વિદ્યાના પરિપાકનાં ઉત્તમોત્તમ ફળ છે. હે જનમેજય ! વિદ્યા તથા તપ ને યોગાભ્યાસ વિના કામાદિ શત્રુઓનો કયારે પણ નાશ નથી થતો. (સ્વભાવથી ચંચળતાવાળાં મનનું પ્રગ્રહણ થવુંજ કઠણ છે. ત્રિલોકીમાં સઘળાં પ્રાણીઓ આ મનનેજ વશ છે. કામક્રોધાદિક પદાર્થોની મનથીજ ઉત્પત્તિ થાય છે. આથી મન જીતાયા પછી કામાદિકની ઉત્પત્તિ થતીજ નથી. હે રાજા ! આવાજપ્રકારે મન ન જીતાયું તેથી નિમિરાજા મુનિના ઉપર ક્ષમાનો ઉપયોગ ન કરી શકયા. જેમ અપરાધી હોવા છતાં પણ શુક્રાચાર્યના પર યયાતિ રાજાએ ક્ષમા કરી હતી તેમ નિમિરાજાથી ન બની શકયું. શુક્રાચાર્યે શાપ આપવા છતાં પણ રાજસત્તમ યયાતિએ સામો શાપ આપ્યો ન હતો. પરંતુ ક્રોધરહિત યયાતિએ જ-

રા અવસ્થાને સ્વીકારી લીધી હતી. હે જનમેજય ! સ્વભાવનાં વૈચિત્ર્યને લઈને કોઈ રાજા સૌમ્ય હોય છે તો કોઇ રાજા ક્રૂર પણ હોય છે. આમાં કોનો દોષ માનવો ? પૂર્વે હૈહય નામના ક્ષત્રીઓએ ક્રોધને વશ થઇને બ્રહ્મહત્યાનાં પાતકના દોષની દરકાર ન રાખી વિતલોભથી પોતાના પુરોહિત સઘળા ભાર્ગવ બ્રાહ્મણોને મૂળ સહિત કાપી નાખ્યા હતા.[૧—૬૨]

બ્રાહ્મણાન્મૂલતઃસર્વાંશ્ચિચ્છેદુઃક્રોધમૂર્છિતાઃ ।
પાતકંપૃષ્ઠતઃકૃત્વાબ્રહ્મહત્યામસુદુસ્તરમ્ ॥૬૩॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવતના છઠા સ્કંધમાંઅધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો*

### ભાર્ગવ બ્રાહ્મણોનો નાશ.

**જનમેજય ઉવાચ—**

**કુલે કસ્ય સમુત્પન્નાઃ ક્ષત્રિયા હૈહયા શ્રુતે ।**
**બ્રહ્મહત્યામના કૃત્ય નિજઘ્નુ ર્ભાર્ગવાંશ્ચ યે ॥૧॥**

જનમેજય કહે છે—હે વેદવ્યાસ ? હૈયય રાજાઓએ બ્રહ્મહત્યાને નહીં ગણી ભાર્ગવ બ્રાહ્મણોને માર્યા હતા તો એ ક્ષત્રીયો કોના કુળના હતા ને આવાં વૈરનું શું પ્રયોજન હતું ? એ વિષે મને કહો. સત્પુરૂષો યોગ્ય હેતુ વિના વૈર કરતા નથી વાસ્તે એ રાજાઓને પોતાના પુરોહિતો સાથે શુ કારણથી વૈર હતુ એ વિષે જાણવાની મારી ઈચ્છા છે. અલ્પ કારણથી આવું વૈર તેઓમાં ઉત્પન્ન નહી થયુ હોય. સામાન્ય કારણને લીધે નિરપરાધી પૂજ્યતમ પુરોહિતોને તે ક્ષત્રીઓ કેમ મારે ! બળવાળા એ ક્ષત્રીઓ હશે તોપણ તેઓને પાપનો કેમ ભય ન થયો ? ઉત્તમ ક્ષત્રીય પુરૂષ અલ્પ અપરાધને લીધે બ્રહ્મહત્યા કરેજ નહીં. હે મુનિ સત્તમ ! આ વિષયમાં મને શંકા હોવાથી આપ એ વૈરનું જે કારણ હોય તે વિષે વાત કરો. સૂતપુરાણી કહે છે—જનમેજયના આવા પ્રશ્નથી પ્રસન્ન થયેલા સત્યવતીના પુત્ર વેદવ્યાસ મનમાં એ વાર્તાને સંભારી નીચે પ્રમાણે વચન કહ્યું. વેદવ્યાસ કહે છે—હે પરીક્ષિતના પુત્ર ! પૂર્વ સારી રીતે મારા જાણવામાં આવેલી આશ્ચર્ય આપનારી ક્ષત્રીયોની પુરાણી કથા હું હવે કહું છું તે તમે સાંભળો. હૈહયાના વંશમાં એક હજાર હાથવાળો બળવાળો ધર્મ પરાયણ 'અર્જુન' રાજા થયો હતો. એ રાજાનું બીજુ નામ 'કાર્ત્તિવીર્ય' પણ સુવિખ્યાત હતું તે રાજા દત્તાત્રેયનો શિષ્ય, સિદ્ધિઓવાળો, સર્વ પદાર્થનો દાતા, વિષ્ણુના સરખો, પરાશક્તિનો ઉપાસક તથા ભાર્ગવ બ્રાહ્મણોનો યજમાન હતો. એ રાજા યજ્ઞાનુષ્ઠાની, અતીવ ધર્માત્મા, ને સર્વદા દાનદક્ષ હતો તેથી તેણે અનેક યજ્ઞો કરીને ભૃગુવંશના બ્રાહ્મણોને અપાર દાનો આપ્યાં હતાં. એ રાજાનો આવાં વિત્ત પ્રદાનથી ભાર્ગવ બ્રાહ્મણો સમૃદ્ધિ વાળા ઘોડા તથા રત્નોના ભંડારવાળા અને પૃથ્વીમાં ઘણી પ્રખ્યાતિવાળા થયા હતા રાજાઓમાં ઉત્તમ અર્જુન રાજાના દેહકાળ પછી એ હૈહય વંશના ક્ષત્રીયો નિર્ધન થઇ ગયા હતા. એક વેળાએ તેઓને ધનની અત્યન્ત જરૂરી આવી પડી તેથી તેઓ ભાર્ગવ બ્રાહ્મણોની પાસે ધન યાચવા સારૂં આવ્યા. એ રાજાઓએ ઘણી વિનવણી કરીને વિત્ત માગ્યું છતાં પણ વિતલોભી ભાર્ગવોએ "અમારી પાસે નથી નથી" એમ કરીને ધન આપ્યુંજ નહી. કેટલાક બ્રાહ્મણોએ ક્ષત્રીયોના ત્રાસથી ઉત્તમ ધનાદિ ધરતીમાં દાટી દી-

---

* આ અધ્યાયમાં એકાવન શ્લોક છે. હૈહયોને ભાગવાની કથાના પ્રસંગ આવશે.

ધાં. ને કેટલાકશ્રીઅબ્રાહ્મણોને ધન આપી દીધું. ભયથી વિહ્‍વળતાવાળા અને તૃષ્ણાથી ઘેરાએલા સઘળા ભાર્ગવ બ્રાહ્મણો પોતાના ધનની આવી વ્યવસ્થા કરીને પોતાના આશ્રમો છોડી ને ત્યાંથી નાશી ગયા. પોતાના સંકટમાં સંતાપિત યજમાનોને લોભથી મોહ પામેલા તે બ્રાહ્મણોએ કશું પણ આપ્યું નહીં ને સઘળા ભાગી જઇને પર્વતોની ગુફાઓમાં વસ્યા. હે જનમેજય રાજા ! પૈસાની ઘણી જરૂરીને લીધે મોટાં કાર્યો જેનાં અટકી પડયાં હતા એવા તે ઉત્તમ ક્ષત્રીયો ધન સારૂં ભાર્ગવોના આશ્રમમાં ફર્યા પરંતુ ત્યાં તો પોતાનાં આશ્રમોને ઉજડ કરીને ભાગી ગયેલા ભાર્ગવોને સમજી એ ક્ષત્રીઓએ આશ્રમોમાંની પૃથ્વીઓને ધનવાસ્તે ખોદવા માંડી. ખોદતાં ખોદતાં કોઇએક હૈહયને ભાર્ગવના ઘરમાંથી ધનની પ્રાપ્તિ થઈ. આ દેખીને પરિશ્રમની દરકાર કર્યા વગર એ ક્ષત્રીયોએ વધારે કાળજીથી ભાર્ગવોનાં ઘરની ધરતીઓને ખોદી તેથી સઘળાં સ્થળોમાંથી ધન નીકળવા લાગ્યું. આ સમયે ધનના લાલચુ હૈયયોએ ભાર્ગવોના પાડોશી બ્રાહ્મણોનાં ઘર ખોદી નાખ્યાં તો તેમાંથી પણ ધન નીકળવા માંડયું. હૈહયોએ જેમ જેમ વધારે ખોળ કરી તેમ તેમ બ્રાહ્મણોના આશ્રમોમાંથી અધિકતર લક્ષ્મી મળતી ગઈ. ભય પામેલા બ્રાહ્મણો બૂમો પાડવા લાગ્યા અને શરણે ગયા તો પણ હૈહયોએ તેઓને બાણોથી મારવા માંડયા. સઘળા બ્રાહ્મણો જ્યાં ભાર્ગવો વસતા હતા તે પર્વતની ગુફાઓમાંગયા. ક્રોધથી ગર્ભમાં રહેલા ભાર્ગવોનો પણ હૈહયોએ નાશ કરવો શરૂ કર્યો ને તેઓ આમ તેમ પૃથ્વીમાં ફરવા લાગ્યા. કોઈપણ ભાર્ગવ હાથમાં આવે તો તેને સજેલાં બાણથી મારી નાખે અને પાપની પણ દરકાર ન કરે એવી હૈહયોએ રીતિ પકડી. તેઓ બાળક તથા વૃદ્ધ બ્રાહ્મણોને પણ મારી નાખતા. તથા ભાર્ગવોની ભાર્યાઓને પકડી પકડીને પણ તેઓના ગર્ભોને પણ તોડી નાખતા હતા. દુષ્ટ નિશ્ચયવાળા ક્ષત્રીઓથી કપાયેલા ગર્ભોવાળી ભાર્ગવસ્ત્રીઓ ટીટોડીઓની જેમ રૂદન કરવા લાગી. એ અભિમાનવાળા હૈહયોને જોઈ બીજાં તીર્થોમાં વસનારા મુનિજનોએ તેમને કહ્યું કે "હે રાજાઓ ! બ્રાહ્મણોને ભય ઉપજાવનારો આવો કોપ તમે તજી દ્યો. ભાર્ગવોની સ્ત્રીઓના ગર્ભોને પણ તમે તોડી નાંખો છો તો ખરેખર આ તમારૂં અશુભ કૃત્ય થાય છે ને ઉગ્રતર પુણ્ય કે પાપનું ફળ ઉગ્રતર હોવાથી આ જન્મમાંજ ભોગવવા વારો આવે છે વાસ્તે કલ્યાણની ઈચ્છાવાળો સર્વદા પાપકૃત્યનો ત્યાગ કરે." ક્રોધવાળા એ હૈહયોએ દયાવાળા મુનિજનો પ્રતિ કહ્યું કે "તમે સૌ સાધુઓ છો તેથી પાપીઓનાં હૃદયોને ઉકેલી શકો નહીં. પ્રપંચ કરવામાં પ્રવીણતાવાળા આ ઠગ ભાર્ગવોએ અમારા વડિલોનું સમસ્ત ધન ચોર લોકની જેમ રાજ્યમાંથી લુંટી લીધું છે. ધનની અમને જરૂર પડતાં અમે આ ઠગારા બગલાના જેવી વૃત્તિવાળા ઢોંગી ભાર્ગવોને ઘણા વિનયથી પ્રાર્થના કરી તથા એક મુદ્રાની સવા મુદ્રા પાછી આપવાનું કબુલ કરીને વિત્ત માગ્યું છતાં પણ તેઓએ કોડી પણ ન આપી. પોતાના સંકટવાળા યજમાનો દેખીને પણ "નથી નથી" એમજ તેઓએ કહ્યા કર્યું. અર્જુન રાજા પાસેથી પામેલું વિત્ત તેઓએ કેમ સંઘરી રાખ્યું ? એ વિત્તમાંથી તેઓએ કેમ યજ્ઞો ન કર્યા ? યાચકજનોને નાના પ્રકારનાં દાનો તેઓએ કેમ ન દીધાં ? બ્રાહ્મણોએ તો કદી ધન સંચય ન કરવો ઘટે. જો ધન હોય

તો બ્રાહ્મણ વિધિસાહિત યજ્ઞો કરે, દાન કરે, ને ભોગ ભોગવે. ધનવાળાને ચોરની, રાજાની અગ્નિની, ને ધુતારાઓની મહા ભીતિ છે. ધન પોતાનો સંચય કરનારાનો ગમે તે પ્રકારે ત્યાગજ કરે છે ને ન ત્યાગ કરે તો તેનો સંગ્રહ કરનારો તેને પાછળ મેલીનેજ મરી જાય છે ને અશુભ ગતિને તે ધન સગ્રહી પામે છે. એકનું સવાયુ આપવાની શરતથી અમે ભાર્ગવોની પાસે ધન માગ્યુ છતાં લોભથી શકાવાળા એ પુરોહિતોએ અમને ધન ન આપ્યું. દાન, ભોગ, ને નાશ એવી ત્રણ ગતિઓવાળુ ધન કહેવાય છે તેમાં ધર્માત્માઓનુ ધન દાન તથા ભોગમાં વપરાય છે ને પાપાત્માઓ દાન ભોગ નથી નથી કરતા તેથી તે ધર્મરક્ષણ પરાયણ ધન લોભીઓનો રાજાઓએ દંડ કરવો જોઇએ. ધન સચયી તો દુઃખ ભોગનુંજ પાત્ર છે. આથી એ ઠગારા બ્રાહ્મણાધમ ભાર્ગવ ગુરૂઓનો નાશ કરવા અમે સૌએ સંકલ્પ કરેલા છે. આથી આપ સૌ મહાત્માઓએ કોપ ન કરવો ઘટે." આ પ્રમાણે કારણોવાળાં વચનોને મુનિજનો પ્રતિ કહી તેઓને શાન્ત પાડી એ ક્ષત્રીયો ભાર્ગવોની અનેક ભાર્યાઓની શોધમાં આમ તેમ ફરવા લાગ્યા. ભાર્ગવોની સ્ત્રીઓ કે જે બહુજ રોતી, ભય પામતી, ધ્રુજતી, ને દુર્બળ ગયેલી હતી તેઓ સઘળી હિમાલયમાં ચાલી ગઈ. હે જનમેજય રાજા! ધન લાલચુ, ક્રોધી, ને પાપી હૈહયકુળના એ ક્ષત્રીઓએ આવી રીતે ભાર્ગવ બ્રાહ્મણોનો સહાર કર્યો હતો. અથી મનુષ્યોનાં શરીરમાં નિવાસ કરનારો મોટો લોભજ શત્રુરૂપ છે તથા સઘળાં દુઃખોની ખાણરૂપ ને પ્રાણ ઘાતક છે. સર્વદા તૃષ્ણાને વધારનારો આ લોભજ સમગ્ર પાપનું મૂળ છે, વર્ણવિરોધી છે, ને સમગ્ર સંતાપોનું મૂળ કારણ છે. લોભવશ થઈ મનુષ્ય પોતાના વર્ણાશ્રમ ધર્મને તજી દે છે ને માતા ભ્રાતા, પિતા, બાંધવ, ગુરૂ, મિત્ર, પૂજ્ય, પુત્ર, ને બેનને પણ મારી નાંખે છે. લોભથી ઘેરાયેલો પાપમોહિત મનુષ્ય શું અનુચિત કાર્ય નહીં કરે! કામ ક્રોધ અને અહંકારથી પણ બળીયો લોભ મહાશત્રુ છે. લોભથી પ્રાણત્યાગ થાય છે તો બીજાની તો શી વાત કરવી? (હે જનમેજય રાજા! તમારા પૂર્વજો પાંડવ કૌરવો પણ લોભથી માર્યા ગયા હતા. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, બાલ્હિક, ભીમસેન, યુધિષ્ઠિર, અર્જુન ને શ્રીકૃષ્ણ વિગેરે સૌ મહાત્માઓ હોવા છતાં પણ લોભાતુર થઇને પરસ્પરમાં ભયકર યુદ્ધમાં ઉતર્યા હતા તથા કુટુંબનો મોટો ઘાણ વાળ્યો હતો. દ્રોણ, ભીષ્મ, પાંડવો, પાંડવોના પુત્રો, ભ્રાતાઓ, પિતાઓ, અને પુત્રો લોભવશ થઇને મહાભારતમાં મરાયા હતા.) લોભનો મહિમા આવો જણાય છે વાસ્તે લોભવશ થયેલો પ્રાણી શું પાપ નહીં કરે? સઘળું કરેજ. પાપની બુદ્ધિવાળા હૈહય ક્ષત્રીયોએ લોભથીજ આવી પીડા પામ્યા હતા.[1–51]

तस्मा ल्लोभाभिभूतस्तु किं न कुर्यां नरः क्रिया हैहयै र्निहता सर्वे भृगवः पाप बुद्धिभिः ।५१।

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠા સ્કધમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૭ મો.*

## ભૃગુવંશની ભુવનેશ્વરીએ રક્ષા કીધી.

**जनमेजय उवाच–**

**कथंताःस्त्रियःसर्वाभृगूणांदु:खसागरात् ।**
**मुक्ता-वंशःपुनस्तेषांब्राह्मणानांस्थिरोभवत्॥१॥**

જનમેજય બોલ્યા–હે વ્યાસ! પછી એ ભાર્ગવોની ભાર્યાઓનો આ મહા દુઃખસાગરમાંથી કેવી રીતે છુટકારો થયો અને ભાર્ગવોના વંશની અવિચળ સ્થિતિ કેવી રીતે થઈ! લોભ પરાયણ દુષ્ટાચારી હૈહય ક્ષત્રીઓએ એ ભાર્ગવોનો સંહાર કર્યા પછી શું કાર્યો કર્યાં તે વિષે કહો. હે મહારાજ! મનુષ્યોને આનંદ આપનારાં તથા પરલોકમાં ફળ આપવાવાળાં આપના મુખથી ઝરતા પરમ પવિત્ર કથારૂપ અમૃતનું પાન કરી મારી પિપાસા વધતીજ જાય છે. વ્યાસમુનિ કહે છે–હે જનમેજય! અપાર સંકટમાંથી ભાર્ગવની ભાર્યાઓનો જે રીતે છુટકારો થયો તેવી પાપોનો નાશ કરનારી પવિત્ર કથા તમને કહુંછું તે સાંભળો. ભયથી ત્રાસ પામેલી હૈહયોથી પીડાવાળી સઘળી ભાર્ગવોની રમણીઓ હિમાલયમાં પહોંચી ગઈ ને ત્યાં સરિતાના સુંદર તટપર તે સ્ત્રીઓએ જગદંબાની મૃતિકાની મુર્તિની સ્થાપના કરી ને ઉપવાસાદિક વ્રત કરી પોતપોતાના પ્રાણ ત્યાગનો નિશ્ચય કર્યો પછી સ્વપ્નમાં એ જગદંબાએ આવી તે ઉત્તમ સ્ત્રીઓને કહ્યું કે "તમારામાંથી કોઈ સ્ત્રીને સાથળમાંથી મારી શક્તિના અંશવાળો એક પુત્ર અવતરશે ને તે તમારૂ કલ્યાણ કરશે" આવી આજ્ઞા આપીને જગદંબા અંતર્ધાન થયાં ને સઘળી સુંદરીઓ જાગી ત્યારે આનંદ પામી. સ્ત્રીઓમાંની એક ચતુરાએ પોતાના વંશની વૃદ્ધિ સારૂં પોતાના એક સાથળમાં ગર્ભને સાચવ્યો હતો. એ વિવ્હળ અને સૌન્દર્યવાળી વામાને જ્યારે નાશી જતી હૈહયોએ દીઠી ત્યારે તેઓ મહા વેગથી તેણીની પાછળ ધાયા. "આ નારી ગર્ભવતી છે તેથી નાસે છે વાસ્તે તેને પકડો પકડો અને મારી નાખો" આમ પડકારા કરતા એ ક્ષત્રીઓ તેની સમીપમાં આવ્યા ને એઓને આવ્યા જાણી એ ભયાતુર સ્ત્રી ગર્ભના રક્ષણ સારૂં ચીસો પાડી રોવા લાગી. પોતાની માતાને રૂદન કરતી, રાંકડી, નિરાધાર ચીસો પડતી, હૈહયોએ અતીવ સંતાપેલી સિંહના પંજામાં પડેલી ગર્ભવાળી હરણી સરખી, ધ્રૂજતી ને નયનોમાં અશ્રુઓની ધારાઓના પ્રવાહવાળી દેખીને મહા કોપ પામેલો તેનો સુર્યસમાન કાન્તિવાળો ઉગ્ર ગર્ભ સાથળમાંથી બહાર નીકળી પડયો. એ ઉતમ કુમારે પોતાનાં દર્શનથીજ સમીપવર્તી ક્ષત્રીઓને અંધ કર્યા. બાળકનાં દર્શનથી અંધા બનેલા એ સઘળા ક્ષત્રીઓ જન્માંધની જેમ પર્વતમાં આમતેમ અથડાવા લાગ્યા. એ સૌ મનમાં વિચારી રહ્યા કે "આ આપણને શું થયું? બાળકના દર્શનથી આપણે આંધળા થયા તેથી એની માતા મહા પ્રભાવવાળી હોવી જોઇએ. કારણ કે પતિવ્રતાનાં તપમાં મહા સામર્થ્ય હોય છે. આપણે આશાભંગ ને દુઃખીઆ બન્યા તો હવે આપણે કેમ કરશું?" આ પ્રમાણે શોક કરતા તે આંધળા નિરાધાર ને માનવગરના બનેલા મણીપાળ ગણો એ ભાર્ગવી બ્રાહ્મણીના ચરણના શરણમાં ગયા. પછી બ્રા-

* આ સત્તરમા અધ્યાયમા ઓગણોતેર શ્લોકથી ભગવતીની કૃપાથી ભૃગુના વંશની રક્ષા થઇ અને હૈહયની ઉત્પત્તિ વિષે કથા કહેવાશે.

યથી ઉદ્વિગ્ન મનવાળી એ બ્રાહ્મણીને દેખતા થવા સારૂ એ ક્ષત્રીયોએ ઘણીજ વિજ્ઞપ્તિ સાથે કહ્યું કે "હે માતા ! તમે કરૂણા લાવો અમે તમારા દાસ છઈએ. તમારા અપરાધી અને પાપબુદ્ધિવાળા અમે સઘળાઓ તમને દેખીને જન્માંધની પેઠે નેત્રો વગરના થયા છીએ તેથી તમારૂં વદન પણ અમે દેખી શકતા નથી. ખરેખર તમારી પરમ શકિત છે. અમને પાપીઓને હવે તમે શું આજ્ઞા આપો છો ? હે માનવાળાં માનદાતા માતાજી ! અમે આપના શરણાગત છીએ વાસ્તે અમને આંખોમાં દૃષ્ટિ આપો. મરણથી અધિક વસમા આ અંધાપામાંથી મુકત થવા તમારી કૃપા થવી ઘટે છે. અમને ફરીવાર દૃષ્ટિનું દાન કરીને તમારા સેવકભાવમાં સ્થાપો. અમે હવે આવુ પાપ કર્મ નહી કરીએ અને જતા રહેશુ. હવે પછી અમે આવું કાર્ય કદી પણ કરશું નહીં. હવેથી અમે ભાર્ગવ બ્રાહ્મણોના દાસ બનશુ. અજ્ઞાનથી અમારાં કરેલા પાપની તમારે ક્ષમા કરવી જોઇએ. હવે ભાર્ગવોની સાથે અમારે ક્ષત્રીયોએ કશુ પણ વૈર નથી રાખવુ. અમે હેહયો સોનગ પુર્વક અમારી ચાલ સુધારશું. તમારા પુત્ર ચિરંજીવ હો ? અમારા તમને પ્રણામ છે. કૃપા કરો. કૃપા કરો. અમે હવે કદીપણ ઇર્ષા નહી રાખીએ." હેહયોનાં આવાં દીન વચનો સાંભળીને વિસ્મય પામેલી તે બ્રાહ્મણીએ તે વદન કરતા દીન તથા અંધ હેહયોને શાન્ત પાડયા ને તેમના પ્રતિ કહ્યું કે "હે રાજાઓ ! તમારી દૃષ્ટિઓ મેં નથી લઈ લીધી. તમારા ઉપર મને ક્રોધ પણ નથી. સાચી વાત તમને કહુ છું તે સાંભળો. મારા આ સાથળમાંથી પ્રકટ થયેલો આ ભાર્ગવ બ્રાહ્મણ તમારા ઉપર ઘણો કોપે ભરાયો છે. તેથી કોપવશ થઇને તેણે તમને આંધળા કર્યા છે. ક્ષત્રીયો થઇને તમે એના બાંધવોને ગર્ભમાંથી પણ કાપી નાંખ્યા તેથી એને તમારા પર કોપ ચડયો. હે પુત્રો ! તમે માત્ર ધનલોભથી નિરપરાધી ધર્માત્મા કેટલાક તપસ્વીઓને માર્યા છે એટલુંજ નહીં પરન્તુ તમે ભૃગુકુળના ગર્ભોનો પણ ઘાણ વાળવો શરૂ કર્યો તેથી મેં તમારા ત્રાસથી આ બાળકને સો વર્ષ સુધી સાથળમાંજ રાખ્યો હતો. ભૃગુવંશની વૃદ્ધિના વાસ્તે આ બાળકે છ એ અંગવાળા સઘળા વેદોનો ગર્ભમાં રહીનેજ અભ્યાસ કરી લીધો છે અને પિતાના વધથી થયેલા ક્રોધથી તે હવે પ્રદીપ્ત થઈને તમારો નાશ કરવાની ઈચ્છાવાળો છે. આ બાળક કે જેના દિવ્ય તેજથી તમારીઆવીસ્થિતિ થઇને અંધાપો આવ્યો છે તે મને ભગવતીના પ્રસાદથી મળેલો છે. તુમારે દેખતા થવાની અભિલાષા હોય તો આ મારા સાથળમાંથી જન્મેલા મારા પુત્રની નમ્રતાથી સ્તુતિ કરો. તમારા પ્રણામથી પ્રસન્ન મનવાળો આ પુત્ર તમને તમારી દૃષ્ટિઓ પાછી આપશે." બ્રાહ્મણીનાં આવાં વચનો સાંભળી હેહયો એ તે સાથળમાંથી સંભવેલા મુનિવરને પ્રણામ કર્યા ને નમ્રતાથી તેની સ્તુતિ કરી તેથી મુનિ પ્રસન્ન થયા ને હેહયોના પ્રતિ બોલી રહ્યા કે "હે રાજાઓ ! તમે સૌ પોતપોતાને ઘેર જાઓ અને આ મારા આખ્યાનનો સંબંધ ધરાવનારાં " દૈવે નિર્માણ કરેલી બાબતો અવશ્યમેવ બને છે જેથી જ્ઞાની જનો એ વિષયમાં શોક કરેજ નહીં " આ વાકયોનો વૈરાગ્ય પ્રાપ્તિવાસ્તે નિરંતર પાઠ કર્યા કરો. પૂર્વની પેઠે સઘળા રૂષિઓ સુખ પામો ને ક્રોધને તજી તમે સુખેથી ઘેર જાઓ." આ

પ્રમાણે ઔર્વ નામના મુનિની આજ્ઞાથી દેખતા થયેલા તે હૈહયો પોતપોતાની ઇચ્છાનુસાર ઘેર ચાલ્યા ગયા આ પછી પેલી બ્રાહ્મણી પોતપોતાના દિવ્ય તેજસ્વી પુત્રને લઈ આશ્રમમાં આવી ને ત્યાં રહી તેણીએ ઘણી કાળજીથી તે પુત્રનું પાલન કર્યું. હે જન્મેજય ! લોભવશ ક્ષત્રીયોએ ભાર્ગવનો સંહાર કરવારૂપ જે પાપ કર્યું તેનો સંબંધ ધરાવનારી સઘળી કથા મેં તમને કહી. જનમેજય પૂછે છે—હે વ્યાસ ! ક્ષત્રીઓનું આ મહા ભયંકર કૃત્ય મેં સાંભળ્યું. તેઓને તેઓને પરસ્પર વૈર થવામાં મૂળ કારણરૂપે તો આ લોભજ હતો. હે વ્યાસ ? હજુ એક શંકા પૂછવી છે. રાજવંશીઓ ' હૈહય 'એવા નામથી પૃથ્વીપર કેમ પ્રખ્યાત થયા ? યદુકુળમાં થયા તે યાદવો ને ભરતના કુળમાં થયા તે ભારત કહેવાયા છે પણ હૈહય નામનો કોણ રાજા થયો હતો કે જેના વંશજો હૈહયો કહેવાયા છે. આ વાતની મને સાંભળવાની જીજ્ઞાસા છે. વેદવ્યાસ વદે છે—હે જનમેજય! ઘણી પુરાણી, પવિત્ર તથા પાપનો નાશ કરનારી હૈહયોની ઉત્પત્તિ વિષે હવે તમને કથા કહુંછું તે સાંભળો. એક વેળાએ ઉચ્ચૈઃશ્રવા નામના રત્ન સરખા મનોહર અશ્વપર ચડી અપાર કાન્તિવાળા રેવંત કે જેઓ સૂર્યના પુત્ર હતા તેઓ વિષ્ણુની વૈકુંઠપુરીમાં પધાર્યા. વિષ્ણુના દર્શનની અભિલાષાથી એ સૂર્યપુત્ર રૈવંત જ્યારે વૈકુંઠમાં આવ્યા હતા ત્યારે લક્ષ્મીએ એ ઉચ્ચૈઃશ્રવી અશ્વને જોયો. સમુદ્રમાંથી સંભવ હોવાથી પોતાના સહોદર ભ્રાતા ઉચ્ચૈઃશ્રવા અશ્વને દેખી લક્ષ્મી તેનાં સૌન્દર્યમાં મોહિત થયાં. ને પોતાનાં નેત્રોની સ્તંભિત ગતિ કરીને એ અશ્વને જોઈજ રહ્યાં. અશ્વપર ચડી આવેલા રૈવંતને સમીપમાં આવતો દેખી વિષ્ણુએ સ્નેહથી લક્ષ્મીને પુછ્યું કે " હે સુંદરી ? ત્રણે લોકને મોહ ઉપજાવનારો ને બીજા કામદેવ જેવા રૂપાલો આ કોણ પુરૂષ અશ્વપર ચડી અહીં આવે છે ? જેમનું ચિત્ત પેલા ઘોડામાંજ પરોવાયું હતું એવાં લક્ષ્મીએ વિષ્ણુએ વારંવાર પૂછ્યા છતાં કાંઈ પણ ઉત્તર આપ્યો નહીં પછી ઘોડામાંજ આસક્તિ પામેલાં, અત્યન્ત મોહિત થયેલાં, પરમ સ્નેહથી ઘોડાતરફ અખંડ દૃષ્ટિ રાખી રહેલાં, ચંચળ નેત્રવાળાં ને ચપળ મનવાળાં લક્ષ્મીજીને જોઈને વિષ્ણુને ક્રોધ થયો ને તેમને પૂછ્યું કે " હે સુંદર નયનોવાળી ! તમે શું જોઈ રહ્યાં છો ? આ અશ્વને દેખીને તેમાં એમાં એવાં શુ મોહિત થયાં છો કે મારા પ્રશ્નનો ઉત્તર પણ તમે આપતાં નથી ! તમે સ્થાને સ્થાને આસક્ત થઇ જાઓ છો તેથી તમે 'રમા' છો ને ચંચળ છો વાસ્તે ' ચલા ' છો વાસ્તે તમને સૌ ' રમા ને ચલા ' નામથી બોલાવશે. હે કલ્યાણી ! પામર સ્ત્રીના સરખાં તમે ચચળ જણાઓ છો ને તમે કદી પણ સ્થિર રહેતાં નથી. મારી પાસે ઉભાં છતાં અશ્વને દેખીને તમને મોહ થયો વાસ્તે જાઓ તમે દારૂણ મર્ત્યલોકમાં ઘોડીના અવતારને પામો." દૈવયોગથી વિષ્ણુનો આવો શાપ થવાથી લક્ષ્મીજી ધ્રુજતાં ભયભીત થયેલાં ને બહુજ દુઃખ પામેલાં લક્ષ્મી રૂદન કરવા લાગ્યાં. શંકાવાળાં લક્ષ્મીએ પ્રણામ કરીને પોતાના પતિને કહ્યું કે " હે દેવનાદેવ ! હે વિશ્વનાથ ? હે કરૂણાના સાગર ! હે કેશવ ! હે ગોવિંદ ! સોઈને સાંભેલાંના માર જેવો મારા અલ્પ અપરાધમાં મને આપે આવો મોટો શાપ કેમ આપ્યો ? હે પ્રભુ ! આવા તમે ક્રોધી મેં કયારે પણ દીઠા નથી ! મારાપર

તમારો કૃત્રિમ પ્રેમ નહીં હતો પરન્તુ સ્વાભાવિક પ્રેમ છે છતાં એ પ્રેમ આ વેળા કયાં વહ્યો ગયો ? શત્રુ ઉપર આવો વજપાત થાય પણ સ્નેહી પર આવું કરવું ન ઘટે. તમારાં વરદાનને યોગ્ય હું હોવા છતાં તમે મને શાપને યોગ્ય કેમ માની લીધી ? હે ગોવિંદ ! તમે આજ જોશો એમ તમારા આગળ મારા પ્રાણો હુ તજીશ. તમારા વગર વિરહાનળથી હું કેમ જીવી શકું ? હે દેવતાઓના નાથ ! કરૂણા લાવો. આ મહા દારૂણ શાપમાંથી મારી કયારે મુક્તિ થશે ને મને હવે તમારા સમાગમમાં તમારાં દર્શન કયારે મળશે ? " વિષ્ણુએ કહ્યુ કે " હે વહાલી ! હે સુંદરી ! જ્યારે મારો સરખા પુત્રવાળી તું પૃથ્વીપર થઈશ ત્યારે પાછી તું મને પામીને આનંદ ભોગવીશ.[૧–૬૯]

यदा ते भविता पुत्र पृथिव्या मत्समः प्रिये।
तदा मां प्राप्य तन्वंगि सुखिता त्वं भविष्यसि॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો,*

### હૈહય અને ભગવતી.

जनमेजय उवाच—

इति शप्ता भगवता विष्णुना कालयोगतः ।
कथंसा वडवा जाता रेवंतेन च किंकृतम् ॥१॥

જનમેજય પ્રશ્ન કરે છે—કાળયોગથી ભગવાન વિષ્ણુનો લક્ષ્મીજીને આવો શાપ થયો એથી તે લક્ષ્મીજી ઘોડીના દેહને કેવી રીતે પામ્યાં અને રેવંતે શું કાર્ય કર્યું ? પરદેશ ગયેલાં પતિવાળી સુંદરીના સમાન કોમળ લક્ષ્મીએ ઘોડીનું રૂપ ધરીને કયાં સ્થાનમાં નિવાસ કરી એકાન્તમાં રહ્યાં ! પતિ વિયોગિની એ દેવી નિર્જન અરણ્યમાં કેટલો કાળ રહ્યાં ને ત્યાં રહી તેમણે શું કર્યું ? એ લક્ષ્મીજીને ફરી વિષ્ણુનો સમાગમ શી રીતે થયો અને પતિનો વિયોગ છતાં લક્ષ્મીને પુત્રની પ્રાપ્તિ શી રીતે થઈ ! હે મહાત્માઓમાં મણિ સરખા વેદ વ્યાસજી ! આ કથા મને વિસ્તારથી કહો. આ ઉત્તમ આખ્યાન મને સાંભળવાની તીવ્ર ઇચ્છા છે. સુતપુરાણી કહે છે—હે મુનિઓ ! જનમેજયનો આવો પ્રશ્ન થતાં તે સમયે વેદ વ્યાસે આ પ્રમાણે કથા કહી સંભળાવી. વેદ વ્યાસ વદે છે—હે જનમેજય રાજા ! શ્રવણોને આનંદ ઉપજાવનારી એ સુંદર પવિત્ર કથા સ્ફુટ અક્ષરોથી તમને કહું છું તે સાંભળો. લક્ષ્મીને વિષ્ણુનો શાપ થયો એથી ભયથી ત્રાસ પામેલો રેવંત વિષ્ણુને વંદન કરીને દુર જતો રહ્યો રેવંતે સૂર્યપાસે આવી વિષ્ણુના કોપવિષેની આ સઘળી વાર્તા સંભળાવી ને લક્ષ્મીને શાપ થયાના સમાચાર પણ પોતાના પિતા સૂર્યને આપ્યા. કમળનયની લક્ષ્મી વિષ્ણુના ચરણે પડયાં ને તેમની આજ્ઞાથી મનુષ્ય લોકમાં આવ્યાં ને જે સ્થળમાં પૂર્વે સૂર્યની સ્ત્રી છાયાએ તપ કર્યું હતું તે સ્થળમાં એક ઘોડીનું રૂપ ધરીને ગયાં. સુપર્ણાક્ષના ઉત્તર પ્રદેશમાં યમુના ને તપસા નદીના સમાગમની પાસે સઘળા મનોરથોને આપનારાં રમણીય વનોપવનોથી રળીયામણાં સ્થાનમાં લક્ષ્મીજીએ નિવાસ કરીને સદાશિવનું ધ્યાન કરવા માંડયુ. સદાશિવ કે જે ત્રિશુલધારી, ચંદ્ર રૂપી મુકુટ ધારી, પંચ મુખવાળા, દશ ભુજાવાળા, અરધા અંગમાં પાર્વતીનાં અંગમાં પાર્વતીનાં અંગવાળા, કપુરના સરખા

* આ અઢારમા અધ્યાયમાં આસઠ શ્લોક છે. હૈહયની કથા ને દેવી પ્રસાદથી તેનો વંશ થયો એ વાર્તા કહેવાશે.

ગૌરા, શ્યામ કંઠવાળા, ત્રણ નયનોંવાળા, મનોરથોના પૂરનારા, વ્યાઘ્રાંબરને ધરનારા, ગજચર્મનાં ઉત્તરીય વસ્ત્રોવાળા, ખોપરીઓની માળાથી શોભનારા, ને સર્પરૂપી યજ્ઞોપવિત વાળા છે તેમનું એકાગ્ર મનથી નિરંતર ધ્યાન ધરતાં અને મનોહર ઘોડીનાં સ્વરૂપવાળા એ લક્ષ્મીજીએ એ તીર્થમાં એવું તો ભયંકર તપ કર્યું કે જે કોઈથી પણ ન બની શકે. વૈરાગ્યવાળાં ને સદાશિવનાં ધ્યાનના અભ્યાસવાળાં એ લક્ષ્મી દેવીએ એ સ્થળમાં તપ કરતાં કરતાં દેવતાનાં એક હજાર વર્ષ પસાર કર્યાં. પછી ત્રિનેત્ર સદાશિવ લક્ષ્મીજીના પર પ્રસન્ન થયા ને પોઠીયા ઉપર બેસીને પાર્વતી સહિત તેમણે લક્ષ્મીને દર્શન આપ્યાં. પોતાના ગણો સહિત શિવજી ત્યાં આવ્યા ને તપ કરતાં ઘોડીના દેહવાળાં લક્ષ્મીને તેઓ કહી રહ્યા કે "હે કલ્યાણી ? હે વિશ્વજનની ? તમે અહીં શું કામ તપ કરો છો? તમારા પતિ વિષ્ણુ તો અખિલ ભુવનોના કર્તા છે તથા પ્રાણીમાત્રને આનંદ આપનારા છે છતાં તેવા વિશ્વનાથનો ત્યાગ કરી મારી સ્તુતિ તમે કેમ કરી રહ્યાં છો? ભક્તિ તથા મુક્તિ એ ઉભયને આપનારા લોકપતિ વિષ્ણુની સ્તુતિ તમે કેમ કરતાં નથી ? પોતાનો પતિજ સ્ત્રીઓને પરમ દેવતારૂપ છે ને પતિને તજીને સ્ત્રીઓએ કયારે પણ કોઈ સ્થળમાં અન્યથા ભાવ કરવો ઉચિત નથી. પતિ સેવા એજ સ્ત્રીઓનો સનાતન ધર્મ છે. ભલો બુરો કે ગમે તેવો પતિ હોય તોપણ કલ્યાણને ચાહનારી સ્ત્રીઓએ સર્વથા પોતાના સ્વામીનીજ સેવા ભક્તિ કરવાં જોઈએ. આવાં વેદ વચનોનું પાલન કરવું સારૂંજ છે ને તેમાં વળી વળી તમારા પતિ નારાયણ તો સઘળાંઓને સેવ્ય છે તથા સર્વદા યોગ્યજ છે તો તેમનો ત્યાગ કરી તમે મારૂં ધ્યાન કેમ કરી રહ્યાં છો ? લક્ષ્મી કહે છે— હે આશુતોષ ભગવાન ? હે મહેશ્વર ? હે શિવ! હે દેવપતિ! હે દયાનિધિ? મારા પતિએ મને જે શાપ આપ્યો છે એથી આપ મારો ઉદ્ધાર કરો. હે શંભુ! એ વેળાએ મેં પ્રાર્થના કરી ત્યારે દયાવાળા વિષ્ણુએ મને શાપથી મુક્તિ-થવાનું કારણ કહ્યુ છે કે "જ્યારે તને પુત્ર થશે ત્યારે તારો શાપથી છૂટકારો થશે. ને પછી વૈકુંઠવાસ થશે." મારા પતિની આવી આજ્ઞા માથે ચડાવી હું તપોવનમાં તપ કરવા આવી છું ને સર્વ અર્થોના આપનારા આપની મેં આરાધના કરી છે. હે દેવદેવ ! અપરાધ વગર મારો ત્યાગ કરી મારો સ્વામી વૈકુંઠમાં બેઠા છે તો પછી પતિના સંગના વિના મને પુત્ર-પ્રાપ્તિ કેવી રીતે બને ? હે શંકર ! તમે મારા પર પ્રસન્ન હો તો મને વરદાન આપો. હે પાર્વતી હૃદયવલ્લભ ! 'તમે ને વિષ્ણુ નોખા નોખા નથી પણ એકજ છો" એ વાત મેં મારા પતિના મુખથી જાણેલી છે. જે તમે છો તેજ વિષ્ણુ છે ને જે વિષ્ણુ છે તે તમેજ છો. આવી તમારા બનેની એકતાનો ખ્યાલ કર્યા પછીજ મેં તમારી સ્મૃત્તિ કરી છે. હે મહાદેવ ! એવી એકતા જાણવા શિવાય મે જો તમારો આશ્રય લીધો હોય તો તમારા કહેવા પ્રમાણે મને દોષ લાગે. સદાશિવ કહે છે—હે દેવી ! હે સમુદ્ર સુતા ! હુ ને વિષ્ણુ બે એકજ છીએ એમ તમે શી રીતે જાણ્યુ ? સાચી વાત હોય તે મને કહો. કુતર્કોથી જડ સરખા સુરલોકો, મુનિઓ, વેદતત્વના જ્ઞાતા જ્ઞાનીજનો પણ અમારી એકતાનું જ્ઞાન પામી શકતા નથી. મારા અનેક ભક્તો વિષ્ણુની નિંદા કરે છે ને વિષ્ણુના અનેક ભક્તો મારી નિંદા કરે છે. હે દેવી ! કાળના અનુક્રમના કારણે કલિયુગમાં આ નિંદક જનો બહુ વિ-

શેષ સંભવે છે. હે કલ્યાણી ! અજીતેન્દ્રિય પુરૂષોને જાણી નહીં શકાય એવી દુર્લભ મારી અને વિષ્ણુની એકરૂપતા તમે કેવી રીતે જાણી લીધી છે ? વ્યાસ કહે છે—પ્રસન્ન થયેલા સદાશિવનાં આવાં વચનો સાંભળી બહુજ પ્રફુલ્લિત થયેલાં મુખથી સદાશિવના પ્રતિ લક્ષ્મીજીએ પોતાનું અનુભવ કરેલુ વૃત્તાંત આ પ્રમાણે કહ્યું. લક્ષ્મીજી કહે છે—હે દેવદેવ ! હે ઈશ્વર! વિષ્ણુ એક દિવસ પદ્માસન વાળી એકાન્તમાં બેઠા બેઠા તપ કરતા હતા. તે ધ્યાનાસક્ત વિષ્ણુને મેં દીઠા. હું એથી અતીવ વિસ્મય પામી. પછી તપની સમાધિમાંથી ઉઠેલા તથા સ્વસ્થ થયેલા જનાર્દનને જાણી મેં નમ્રતાપૂર્વક પુછ્યું કે " હે દેવદેવ ! હે વિશ્વનાથ ! બ્રહ્મા આદિ દેવતાઓ અને દાનવોએ સમુદ્રનું મથન કરતાં જ્યારે હું બહાર નીકળી હતી ત્યારે મેં કોને પતિ કરવો એ વિષયમાં નિશ્ચય થવા સઘળાઓને જોયા હતા. સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ તમે છો એમ જાણી એ એ વેળાએ હું તમને વરી છું. હે કૈટભારે ! સર્વોત્તમ માનેલા એવા તમે હાલ કયા દેવનું ધ્યાન કરતા હતા ? તમે મને પ્યારા હોવાથી તમારાં તપને દેખીને થયેલા મારા આ મહા સંશયને તમે ટાળો. " વિષ્ણુએ મને કહ્યું કે " હે સુંદરી ! સાંભળો કહું. સર્વ દેવતાઓના પતિ ઉત્તમ મહેશ્વર પાર્વતિપતિ સદાશિવ કે જેઓ સત્વર પ્રસન્ન થનારા છે તેનું હું ધ્યાન કરૂં છુ. કોઈવાર એ અપાર શક્તિવાળા સદાશિવ મને સ્મરે છે ને કોઈ સમયે હું એ ત્રિપુરારિ મહેશ્વર સદાશિવનું ધ્યાન કરૂં છું. હું શિવની પ્યારા પ્રાણરૂપ છે ને શિવ મારા પ્યારા પ્રાણરૂપ છે. પરસ્પર ધ્યાનમાં પરાયણતા વાળા અમારામાં બેમાં ભેદ નથી. હે વિશાળ નયનોવાળી ! મારા જે ભક્તો શિવની નિંદા કરે છે તેઓ નરકમાં જાય છે. આ વાત હું સાચી કહું છું. " હે પાર્વતીપતિ ! મારા પ્રશ્નનો ઉત્તર દેવદેવ એવા મહા સમર્થ વિષ્ણુએ મને એકાન્તમાં આવી રીતે આપ્યો હતો. આ ઉપરથી તમને મારા સ્વામીને પ્રિય છો એમ સમજીને મેં તમારૂં ધ્યાન કર્યું છે. હે મહેશ્વર ! હવે મને જેમ પતિ સમાગમ થાય તેમ કરો. વ્યાસ વદે છે—વાણી વિશારદ શિવજીએ લક્ષ્મીનાં વચનો સાંભળી તેની આશ્વાસના કરી ને તેમને નીચે પ્રમાણે પ્રિય તથા સત્ય વચન કહ્યું. સદાશિવ કહે છે—હે સુંદરી ! સ્વસ્થ થાઓ. તમારા તપથી હું પ્રસન્ન છું. તમને તમારા પતિનો સમાગમ અવશ્ય થશે. જગત્‌ના ઈશ્વર વિષ્ણુ મારી પ્રેરણાથી અશ્વરૂપ ધરશે ને તમારી ઈચ્છા પરિપૂર્ણ કરવા અહીં આવશે. અશ્વરૂપ ધરી મદોન્મત્ત બની વિષ્ણુ તમારા પાસે આવે એવી હું પ્રેરણા કરીશ. વિષ્ણુના સમાગમથી તમને નારાયણ સમાન પૃથ્વીમાં રાજારૂપે સુવિખ્યાત થનારો એક માનવંત પુત્ર થશે. હે લક્ષ્મી ! એ પુત્રને જન્મ આપી પતિ સાથે તમે અવશ્ય વૈકુંઠમાં જઈ વિષ્ણુને પ્રિય થઈ પડશો. તમારા પુત્રની ' એક વીર ' નામથી ખ્યાતિ થશે ને તેનામાંથી ' હૈહય ' નામનો વંશ પૃથ્વીમાં વિસ્તાર પામશે. મદાંધ ને મત્ત ચિત્તવાળાં તમે તમારાં હૃદયમાં રહેલાં જગદંબાને વિસરી ગયાં છો તેનું આ ફળ છે વાસ્તે દોષની શાન્તિ વાસ્તે હૃદયમાં ભગવતીનુ શરણ લ્યો. હે સમુદ્ર પુત્રી ! ભગવતીમાં તમારૂં મન હત તો અશ્વમાં એ મન ન જાત. વ્યાસમુનિ વદે છે—લક્ષ્મીને આમ વરદાન આપી પાર્વતી પતિ સદાશિવ પાર્વતી સહિત ત્યાંજ અન્તર્ધાન થયા. સુંદર અંગવાળાં લક્ષ્મી ત્યાંજ રહ્યાં. પછી ભગવતી કે

જેનું નખમંડળ દેવદાનવોના મુકુટોથી ને રત્નોથી નિરંતર ઘસાયા કરે છે એવાં એ ભગવતીનાં સુંદર ચરણ કમળમાં મન ધરીને પ્રેમથી ગદ્દગદ્દ વચનોથી વારંવાર લક્ષ્મીજીએ તેમની સ્તુતિઓ કરી ને અશ્વરૂપ ધરીના આવનારા પોતાના પતિ વિષ્ણુની નિરંતર વાટ જોઈ રહ્યાં.[૧-૧૨]

मेव गद्गदया वाचा तुष्टाव च मुहुर्मुहुः ।
प्रतीक्षमाणा भर्तारं हयरूपधरं हरिम् ॥८२॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો. *

### વિષ્ણુ ને લક્ષ્માંનો સમાગમ.

व्यास उवाच—

तस्यै दत्त्वा वरं शम्भुः कैलासं त्वरितो ययौ ।
रम्यं देवगणैर्जुष्टमप्सरोभिरलंकृतम् ॥१॥

વ્યાસજી વદે છે—હે રાજા ! લક્ષ્મીને વરદાન આપી સદાશિવ પાર્વતી સહિત સત્વર કૈલાસમાં ગયા. એ કૈલાસ દેવતાઓએ સેવેલો, રમ્ય અને અપ્સરાઓના ગણથી શણગાર વાળો હતો. કૈલાસમાં જઈને સદાશિવે લક્ષ્મીના કાર્યની સિદ્ધિ વાસ્તે સકળ કાર્ય કુશળ ‘ચિત્રરૂપ’ નામના ગણને નીચે પ્રમાણે કહી વૈકુંઠમાં જવાની આજ્ઞા કરી. શિવ કહે છે—હે ચિત્રરૂપ ! તું જા ને મારા આ શબ્દો વિષ્ણુને કહેજે કે “તમારી દુઃખ પામેલી ભાર્યાને શોકરહિત કરો.” વ્યાસ કહે છે—મહાદેવનાં વચન સાંભળી આજ્ઞા લઈ ચિત્રરૂપ સત્વર કૈલાસમાંથી નીકળી વિષ્ણુ ભક્તોથી વસાયેલાં વૈકુઠ ધામમાં આવ્યો. એ ઉત્તમ વૈકુંઠ ધામ નાના પ્રકારના વૃક્ષોથી રળીયામણું, સેંકડો જળાશયોથી સુંદરતાવાળું, હંસ કારંડવ મયુર પોપટ તથા કોયલો આદિ પક્ષીઓવાળું રમ્ય ને ગગન ચુંબિત પ્રાસાદોવાળું ધ્વજા પતાકાઓથી દિવ્ય શોભાવાળું, નૃત્ય ગાયનાદિ કળાઓના સમુદાયથી સુંદરતાવાળું, કલ્પવૃક્ષો, અશોકતરૂઓ, બોલસરી, તિલક તથા ચંપક દ્રુમોની પંક્તિઓથી શોભાવાળું, ને શ્રવણને આનંદ ઉપજાવનારા પક્ષીગણના મધુર સ્વરોવાળું હતું. વિષ્ણુના ભુવનના દ્વારમાં જય વિજય નામના બે છડીધર ઉભા હતા તેને ચિત્રરૂપે વંદન કરી નીચે પ્રમાણે કહ્યું. ચિત્રરૂપ કહે છે—હે પાર્ષદો ! હું શિવદુત ચિત્રરૂપ છું. શિવની આજ્ઞાથી અહીં આવેલો છું. આ વાતની પરમાત્મા વિષ્ણુને તુરત ખબર કરો. વ્યાસ કહે છે—ચિત્રરૂપનાં વચનો સાંભળી જય નામનો મહા બુદ્ધિવાળો દ્વારપાળ વિષ્ણુની પાસે ગયો. તેણે પ્રણામ કરી હાથ જોડી વિષ્ણુને આ પ્રમાણે કહ્યું. જય કહે છે—હે લક્ષ્મીપતિ ! હે કરૂણાના નિધિ ! હે વિષ્ણુ ! કૈલાસમાંથી આવેલો શિવનો દુત બહાર ઉભો છે. હે પ્રભુ ! એ વિચિત્ર રૂપવાળા દુતને આવવા દેવો કે નહી તે વિષે આપ આજ્ઞા કરો. એ શું મહા કાર્યને વાસ્તે આવ્યો છે તેની મને ગમ પડતી નથી. વ્યાસ કહે છે—જયની વાણી સાંભળી જેણે કારણ જાણી લીધું હતું એવા વિષ્ણુએ જયને કહ્યું કે “સદાશિવના અવસર સર આવેલા એ દુતને અહીં તેડી લાવ.” વિષ્ણુનાં વચનો સાંભળી જય તુરત ગયો ને એ પરમ અદ્દભુત શિવદુતને ‘આવો’ એમ કહી અંદર બોલાવ્યો. વિચિત્રરૂપવાળા એ શંકરનો દુત દાખલ થતાંજ વિષ્ણુને પ્રણામ કરી બે હાથ જોડી ઉભો

---

* આ અધ્યાયમાં પચાવન શ્લોકથી ઘોડીને વિષ્ણુનો સમાગમ થવાથી પુત્ર જનમ્યાની કથા કહેવાશે.

રહ્યો. વિચિત્ર વેષવાળા ને શંકરના વિનયવાળા એ સેવકને જોઈને વિષ્ણુ ભગવાન વિસ્મય પામ્યા ને મંદહાસ્ય કરી નીચે પ્રમાણે બોલ્યા. વિષ્ણુ ભગવાન કહે છે—હે નિર્દોષ સેવક ! દેવદેવ સદાશિવ ત્યાં પાર્વતી સહિત કુશળ છે ? એમણે તને અહી કેમ મોકલ્યો છે તે કહે. તેમનાં પોતાના કાર્ય વાસ્તે મોકલ્યો છે કે બીજું કાંઈ દેવકાર્ય હોવાથી તને મોકલ્યો છે ? ચિત્રરૂપ ઉત્તર આપે છે—હે વિષ્ણુ ! હે ત્રિકાળજ્ઞ ! તમારાથી એવું કાંઇ આ સંસારમાં અવિજ્ઞાત નથી કે જે મારે કહેવુ પડે. મહાદેવે વિજ્ઞપ્તિ વાસ્તે મને મોકલ્યો હોવાથી મહાદેવનાજ કહેલા શબ્દો તમને કહુ છું. મહાદેવે કહ્યું તે કે "હે મોટા દેવ ! સઘળાને મનોરથોને આપનારાં, દેવ મનુષ્ય યક્ષ ને કિન્નરોનીસ્તુતિવાળાં ધ્યાન યોગ્ય તમારાં પત્ની લક્ષ્મીજી હાલ યમુના ને તમસાના સંગમસ્થળમાં ઘોડીનુ રૂપ ધરી ને ઉગ્ર તપસ્યા કરે છે. આ પૃથ્વીમાં કોઈને પણ લક્ષ્મી વિના સુખ પ્રાપ્તિ થતી નથી છતાં તમને તેના વિના સુખ કેમ પ્રાપ્ત થાય છે ! હે કમળનયન ! હે વિષ્ણુ ! દુર્બળ તથા અશકત મનુષ્ય પણ પોતાની પત્નીનો ત્યાગ ન કરે તો તમે કાંઇ પણઅપરાધ વગરની આવી જગદીશ્વરીનો કેમ ત્યાગ કર્યો છે ? જેની પત્ની સંતાપ પામતી હોય તે પુરૂષનુ શત્રુઓના મંડલમાં નિંદાવાળુ જીવન ધિક્કારપાત્રજ થાય છે, તમારી પત્નીને દુખી દેખીને તમારા શત્રુઓ હાલ બહુજ ખુશી ગયા છે. તમારી લક્ષ્મીથી નોખા પડેલાનીતમારા શત્રુઓ રાતદિવસ નિરંતર હાંસી કરી રહ્યા છે. હે દેવતાઓના અધિપતિ ? સઘળાં સુંદર લક્ષણો વાળી સારા સ્વભાવવાળી અતીવ રૂપવાળી લક્ષ્મીને તમે રમાડો ને તમારા ખોળામાં બેસારો, સુંદર મંદ હાસ્યવાળી એ પ્રિયાને તમે પામીને આનંદ કરો. હાલ સ્વસ્થ હોવા છતાં પણ મને પૂર્વે થયેલો પત્ની વિરહ જ્યારે સાંભરી આવે છે ત્યારે દુઃખાભાસ થાય છે. હે વિષ્ણુ ! દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં જ્યારે મારી સ્ત્રી સતીએ દેહ ત્યાગ કર્યો હતો ત્યારે મને મહાસંકટ થયુ હતું. તેના વિરહની પીડાવાળો હુ એ સમયે શોચતો હતો કે "મારા જેવું દુઃખ આ જગત્માં કોઈ બીજાને પડજો માં " પછી મે મહા દારૂણ તપસ્યા કરી કામદેવને બાળી દીધો હતો ને ઘણા કાળપછી એ સતી પાર્વતીના રૂપથી મને પ્રાપ્ત થયાં હતાં. હે વિષ્ણુ ! એક હજાર વર્ષસુધી સ્ત્રીનો ત્યાગ કરી તમે રહ્યા તેથી તમને શું મોટું સુખ મળ્યુ છે ? તમે હવે ત્યાં જાઓ ને આશ્વાશના કરી લક્ષ્મીને પાછાં વૈકુંઠમાં લાવો. આ સંસારમાં કોઈપણ મનુષ્ય લક્ષ્મી રહિત ન થાય, એવી મારી ઇચ્છા છે. તમે અશ્વનું રૂપ લઇને લક્ષ્મીનો સમાગમ કરો ને પુત્ર ઉત્પન્ન કરીને એ સુંદરીને ફરી વૈકુંઠમાં લાવો. " વ્યાસમુનિ વદે છે—હે જનમેજય રાજા ! ચિત્રરૂપની આવી વાણી સાંભળી વિષ્ણુએ એમ કરવુ કબુલ કરી તેને શંકરની પાસે જવાની આજ્ઞા આપી. દૂતના ગયા પછી કામાતુર થયેલા એ વિષ્ણુ ભગવાને ઘોડાનું રૂપ ધર્યું ને વૈકુંઠમાંથી ત્યાં જવાને વિદાય થયા, કે જ્યાં એ લક્ષ્મી ઘોડીનું રૂપ ધરી તપસ્યામાં વળગી રહ્યા હતાં. વિષ્ણુ એ સ્થાનમાં ગયા ત્યાં તેમણે એક ઘોડી ઉભેલી દીઠી. ઘોડીરૂપે રહેલાં પતિવ્રતા લક્ષ્મી પણ પોતાના પતિ વિષ્ણુને ઘોડાના રૂપવાળા દેખી બહુજ વિસ્મય પામ્યાં. ઉભાં રહ્યાં ને રોઈ પડયાં. પવિત્ર ને લોકવિખ્યાત એ તમસા ને

યમુનાના સંગમમાં ઘોડારૂપ વિષ્ણુ ને ઘોડીરૂપ લક્ષ્મીનો સંગમ થયો. એ સમયે ભગવાનની વહાલી ઘોડી ગર્ભવતી થઇ. તેણે ત્યાં ઉત્તમ ગુણવાળો મનોહર પુત્ર જણ્યો. પોતાની પ્રતિજ્ઞા પુરી થવાથી વિષ્ણુ હસ્યા ને લક્ષ્મીને કહ્યું કે "તમે હવે ઘોડીના દેહનો ત્યાગ કરો ને પૂર્વે જે દેહ હતો તે દેહ ધરો. હે સુંદર નેત્રવાળી! આપણે હવે આપણે હવે આપણાં પોતાનાં રૂપ ધરીને વૈકુંઠમાં જઈએ ને તમારો જણેલો આ પુત્ર ભલે અહીંજ રહે. લક્ષ્મીજી કહે છે—હે દેવતાઓમાં શ્રેષ્ટ? પોતાના દેહથી અવતાર પામેલા આ બાળક પુત્રનો ત્યાગ કરી હુ શી રીતે તમારી સાથે આવી શકું? પોતાના પુત્રોનો સ્નેહ તજવો એ તો ઘણુંજ વસમું કાર્ય છે. હે પ્રભુ! નદીના તટપર અને વળી અરણ્યમાં આ અનાથ અસમર્થ ને અલ્પ વયના આ સુકોમળ બાળકની કેવી ગતિ થાય? હે કમળનયનવાળા પ્રાણનાથ! મારૂં દયાવાળું મન પુત્રને નિરાધાર તજીને ત્યાં આવવામાં શી રીતે પ્રવૃત્તિ કરે? વ્યાસમુનિ વદે છે—આવી વાત ચાલતી હતી એટલી વારમાં એ લક્ષ્મી ને નારાયણ દિવ્ય દેહવાળાં બની ગયાં, વિમાનમાં બેઠાં, આકાશમાં દેવ લોકો તેમની સ્તુતિ કરી રહ્યા. વિષ્ણુએ જ્યારે જવાનુ મન કર્યું ત્યારે લક્ષ્મીએ તેમને કહ્યું કે "હે નાથ? આ બાળકને સાથે લીઓ. હું આને તજી શકતી નથી તમારા સરખી કાન્તિવાળો આ કુંવર મને મારા પ્રાણથી પણ વહાલો છે. આને આપણે સાથે લઇ વૈકુઠમાં જઇએ" વિષ્ણુ કહે છે— હે પ્યારી! હે સુમુખી? તું ખેદ ન કર. આ પુત્ર ભલે અહીજ રહે. અહી તેનું રક્ષણ થાય એવી મેં તજવીજ કરી છે હે સુંદરી? આ પુત્રને અહીં મુકી જવામાં એક મોટું અસાધારણ કારણ છે તે સાંભળો. પૃથ્વીમાં 'તુર્વસુ' નામનો યયાતિ રાજાનો એક પુત્ર છે. એક તેના પિતાએ 'હરિવર્મા' એવું તેનું નામ પણ લોકમાં સુવિખ્યાત છે. એ રાજા અપુત્ર છે તેથી પુત્ર કામનાને લીધે પવિત્ર તીર્થમાં તપ કરે છે ને તેનાં આજ તપ કરતાં સો વર્ષો પુરાં થઈ ગયાં છે. હે લક્ષ્મી! એ રાજાના વાસ્તેજ મેં આ પુત્રને જન્મ લેવરાવ્યો છે વાસ્તે હું ત્યાં જઈશ ને એ રાજાને એવી પ્રેરણા કરીશ એટલે એ રાજા આ બાળક કુમારને પોતાને ઘેર લઈ જાશે. એ રાજા પુત્રની ઈચ્છાવાળો છે વાસ્તે આ પુત્ર મારે તેને આપવો છે. વ્યાસ મુનિ વદે છે—આવી રીતે બાળકની રક્ષા કરીને ને લક્ષ્મીના મનની આશ્વાસના કરીને ભગવાન્ વિષ્ણુ ઉત્તમ વિમાનમાં બેસીને પોતાની પ્યારી લક્ષ્મીના સહિત વૈકુઠમાં પધાર્યા ૧—૫૫

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૧૯ મો સપૂર્ણ.

इत्याश्वास्य प्रियां पद्मांकृत्वारक्षं च बालके ।
विमान वरमारुह्य प्रययौ प्रियया सह ॥५५॥

---

## અધ્યાય ૨૦ મો*

### હૈહયની કથા.

जनमेजय उवाच—

संशयोयंमहानत्रजातमात्रःशिशुस्तथा ।
मुक्तःकेनगृहीतोसावेकाकीनिर्जनेवने ॥१॥

જનમેજય કહે છે—હે વ્યાસ! તુરત જન્મેલા બાળકને એકલો નિર્જન વનમાં લ-

* આ વીશમા અધ્યાયમા ઘોડીરૂપ લક્ષ્મીથી જન્મ પામેલા હૈહય નામના ક્ષત્રીય કુમારનું વૃત્તાન્ત કહેવાશે.

ક્ષ્મી છોડીને ચાલ્યાં ગયાં પછી એ બાળકને કોણે લઈ લીધો ? એ બાળકની શી ગતિ થઈ? વાઘ તથા સિંહ વિગેરે વન પશુઓએ તેને ફાડી કેમ ન ખાધો ? આ બાબત વિષે મને મહા સંશય રહ્યો છે. વ્યાસમુનિ કહે છે–લક્ષ્મી ને વિષ્ણુ એ સ્થાનમાંથી ગયા પછી તરતજ ત્યાં એક ચંપક નામનો વિદ્યાધર આવ્યો. એ પોતાની સ્ત્રી સાથે દિવ્ય વિમાનારૂઢ, પોતાની એ મદનાલસા પ્રિયા સાથે ક્રીડા કરતો કરતો સ્વેચ્છાનુસાર આવી ચડેલો વિદ્યાધર દેવપુત્ર સરખા એકલા ઉત્તમ બાળકને ધરતીપર વનમાં ફરતો તથા રમતો જોઇને ત્યાં વિમાનમાંથી નીચે ઉતરી પડયો ને તેની પાસે ગયો. નિર્ધનને ધન મળે ને ખુશી થાય તેમ તે વિદ્યાધરને આ કામદેવ સરખો રૂપાળો બાળક મનમાં રાજી થયો. એ તુરત જન્મેલા કિશોર વયના કુમારને ચંપકે મદનાલસાના કરમાં સોંપ્યો. એ બાળકને લઈ આશ્ચર્યવાળી તથા પ્રેમથી રોમાંચો ઉભાં થયાં છે જેનાં એવી મદનાલસાએ એ બાળકને છાતીમાં ચાંપ્યો ને તેના મુખારવિંદનું ચુંબન કર્યું. આવી રીતે હેતથી આલીગન અને ચુંબન કરી મદનાલસાએ તેને ખોળામાં બેસાડયો. પછી એ બે દંપતી વિમાનમાં બેઠાં, મદનાલસાએ હસીને પતિને પુછ્યું કે " હે વહાલા ! આ કોનો પુત્ર હશે ? તેને વનમાં કેમ તજ્યો હશે ? મને સાક્ષાત્ સદાશિવે આ પુત્ર આપ્યો એમ હું સમજુ છું. ચંપક વિદ્યાધર વદે છે–હે પ્રિયા ! હું સર્વજ્ઞ ઈન્દ્રની પાસે જઈ આજજ પુછીશ કે "આ પુત્ર દેવછે કે દાનવ છે કે ગંધર્વ છે. ઈન્દ્રની આજ્ઞા મેળવી વનમાંથી જડેલા આ બાળકને હું મારો પુત્ર કરીશ. વિચાર કર્યા વિના કોઈપણ કાર્ય કરવાની મારી રીતિ નથી. વ્યાસ વદે છે–

આમ બોલતો હર્ષથી પ્રફુલ્લિત નયનોવાળો ચંપક વિદ્યાધર વિમાનમાં બેસી એ બાળક સહિત ઈન્દ્રની પાસે ગયો. ઈન્દ્રને બે હાથ જોડી પ્રણામ કરી ચંપકે એ બાળકની વાતો કહી કે " હે ઈન્દ્ર ! પરમ પવિત્ર યમુના ને તમસાના સંગમમાંથી આ ઉત્તમ કાન્તિવાળો કુમાર મને આજ મળ્યો છે. આ કોનો પુત્ર છે ? કેમ તજાયેલો છે ? તમારી આજ્ઞા હોય તો તેને હું મારો પુત્ર કરૂં. આ અત્યન્ત રૂપવાળા કુમારને પુત્ર કરવાથી મારી પ્રિયા બહુજ પ્રસન્ન થાય છે ને ધર્મશાસ્ત્રોમાં આવી રીતે પણ પુત્ર કરવા કહ્યું છે. ઇન્દ્રદેવ બોલ્યા–અશ્વરૂપ ધારી વિષ્ણુનો લક્ષ્મીના ઉદરમાંથી જન્મેલો આ હૈહય નામનો કુમાર છે. કાર્ય સારૂંજ આ બાળકની વિષ્ણુએ ઉત્પત્તિ કરી છે. એને યયાતિના પુત્ર હરિવર્મા રાજાને આપવાનો છે. વિષ્ણુની પ્રેરણાથી એ ધર્માત્મા રાજા એ પવિત્ર સ્થાનમાં આજજ આવવાના છે વાસ્તે તેના આવ્યા પહેલાં તું આને ત્યાંજ પાછો છોડી આવ. આ કાર્યમાં તું વિલંબ કરજે માં. જો રાજા એ સ્થળમાં પુત્રને નહીં દેખે તો તેને શોક થશે વાસ્તે હે ચંપક ! આ બાળકને પાછો ત્યાંજ છોડી આવ કે જેથી રાજા તેને લઈ શકે. આ બાળક 'એક વીર ' એવાં નામથી પૃથ્વીમાં પ્રખ્યાત થવાનો છે. વ્યાસમુનિ કહે છે–ઈન્દ્રની આવી વાણી સાંભળી ચંપક તે સ્થળમાં પુત્ર સહિત ગયો ને જ્યાં એ પ્રથમ હતો ત્યાંજ તે બાળકને મુકી દઇને ચંપક વિમાનમં બેસી પોતાના લોકમાં આવ્યો. આ સમયમાંજ લક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુ વિમાનમાં બેસીને તે હરિવર્મા રાજાની પાસે ગયા. વિમાનમાંથી ઉતરતા વિષ્ણુનાં દર્શન કરી રાજી થયેલા હરિવર્માએ દંડવત્ પ્રણામ કર્યા. પૃથ્વીપર લાંબા પડેલા

એ ભક્ત રાજા હરિવર્માને વિષ્ણુએ " હે પુત્ર ! ઉભો થા " એમ કહીને તેની આશ્વાસના કરી. ઉત્સાહવાળા હરિવર્માએ ભક્તિની ધુનથી સમીપમાં ઉભેલા વિષ્ણુની આ પ્રકારે સ્તુતિ કરી. હરિવર્મા હરિની સ્તુતિ કરે છે—હે દેવદેવ ! હે અખિલ લોકના અધિપતિ ! હે કૃપાનિધિ ! હે લોકગુરૂ ! હે લક્ષ્મીકાન્ત ! યોગીને પણ દુર્લભ આપનાં દર્શનથી મને પ્રાપ્તિ થઇ એ આશ્ચર્ય છે. હે પ્રભુ ? હે અનંત ! વિષયો રહિત તથા નિસ્પૃહી જનોનેજ આપના દર્શન થાય છે. તૃષ્ણાથી ભરેલાને મને તમારૂં દર્શન થવું યોગ્યજ નથી. વ્યાસ વદે છે—આવી રીતે સ્તુતિ કરતા હરિવર્માને હરિએ સુધામય શબ્દોથી કહ્યુ કે " હે રાજા ! તારાં તપથી હું પ્રસન્ન છું વાસ્તે જે ઇચ્છા હોય તે માગી લે એટલે તને આપું. " પછી પોતાથી પાસે ઉભેલા વિષ્ણુનાં ચરણમાં પડીને હરિવર્માએ કહ્યું કે " હે પ્રભુ ! પુત્ર વાસ્તે મે તીર્થમાં તપસ્યા કરી છે તેથી મને આપના સરખો એક પુત્ર આપો" રાજાની માગણી સાંભળી વિષ્ણુએ સત્યવાણી કહી કે " હે યયાતિનંદન ? તું યમુના ને તમસાના સંગમ સ્થાનમાં જા. તારા વાસ્તે તારી ઇચ્છાને અનુરૂપ મહા પ્રભાવવાળો એક પુત્ર મેં ત્યાં મૂક્યો છે. મારા વીર્યથી અને લક્ષ્મીના ઉદરથી સંભવેલો એ કુમાર તારા માટેજ ઉત્પન્ન કરેલો છે વાસ્તે ત્યાં જા ને લઈ લે. " વિષ્ણુની મીઠી વાણી સાંભળી હરિવર્મા ઘણો રાજી થયો ને એવું વરદાન આપીને વિષ્ણુ લક્ષ્મીસહિત વૈકુંઠમાં ગયા. હરિના ગયા પછી હરિ વચતથી હરિવર્મા રાજા પ્રેમથી ભરપુર થઈ અખંડ ગતિવાળા રથમા બેસી જે સ્થાનમાં હૈહય હતો એ સ્થાનમાં આવ્યા. એ અત્યંત ઉત્કંઠાવાળો રાજા ત્યાં જઈ જુએ છે તો અતીવ મનોહર તથા એક હાથથી પગનો સુંદર અંગુઠો મુખમાં ઘાલીને ધરતીપર રમતા એ બાળકને જોયો. કામદેવ સરખી કાન્તિવાળા, વિષ્ણુના અવતારરૂપ, લક્ષ્મીએ જણેલા, ને વિષ્ણુના સમાન વિક્રમોવાળા એ સુંદર કુમારને જોઈને હરિવર્મા રાજાનું મુખકમળ હર્ષથી એકદમ પ્રફુલ્લિત થઈ ગયું. પોતાના કરવતી એ પુત્રનું ગ્રહણ કરતા એ રાજાનું શરીર કેમ જાણે પ્રેમરૂપી મહાસાગરમાં ડૂબી ગયું હોય એવું થઈ રહ્યું. ઘણા પ્રેમથી એ રાજાએ પુત્રનું આલિંગન કરીને મસ્તક સુઘ્યું. અત્યન્ત મનોહર મુખવાળાં દર્શનથી આનંદનાં અશ્રુઓથી ગળગળા કંઠવાળા હરિવર્માએ એ પુત્રને કહ્યું કે " હે પુત્ર તારા નિમિત્તે મેં શતવર્ષ ઉગ્ર તપ કર્યું હતું તેથી મારાપર લક્ષ્મીપતિ વિષ્ણુ પ્રસન્ન થયા ને તને મને મારા સંસાર સુખના ઉદયના વાસ્તે તેમણે આપ્યો છે. મારા વાસ્તેજ તારો ત્યાગ કરીને તારી માતા લક્ષ્મીજી વિષ્ણુની સાથે વૈકુંઠમાં ગયાં છે. તને એકલો હસતો દેખીને પ્રસન્ન થનારી તને પુત્ર કરનારી મારી મહારાણી ઘણી ભાગ્યશાળી છે. સંસાર સાગરમાં નૌકા સરખો વિષ્ણુએ તને મને આપેલો છે. આથી સંસાર સમુદ્રને પાર કરીને મારી નરકની બીકનું તું નિવારણ કરજે." આમ બોલતો હરિવર્મા પછી તે પુત્રસહિત નગરમાં ગયો. એ રાજાને નગરમાં આવતો જાણી તેના સઘળા મંત્રીઓ, પ્રજાઓ, ને પુરોહિતો નોખી નોખી ભેટો લઈ સામૈયું કરવા ગયા. બંદીજનો, દાસ લોકો ને ગવૈયાઓ પણ ત્યાં ગયા. રાજાએ નગરની પાસે આવીને એ સામૈયું કરવા આવેલા સૌ સેવકજનોનો વચન ને નજરથી આદર સત્કાર કર્યો.

સન્માન પામેલા હરિવર્મા રાજા પુત્રસહિત પુરમાં આવ્યા. ને એ સમયમાં લોકોએ તેમને માર્ગમાં શાળથી ને કુસુમોથી વધાવ્યા. પછી હરિવર્મા મંત્રીઓ સહિત પોતાની સમૃદ્ધિથી ભરપૂર અન્તઃપુરમાં ગયા ને એ તુરત જન્મેલા કામદેવ જેવી કાન્તિવાળા મનોહર પુત્રને લઇને રાણીજીના કરમાં સોંપ્યો. પતિવ્રતા મહારાણીએ આ નવા કુમારને લઈ લીધા ને રાજાને પુછ્યુ કે "હે નાથ! આ ઉત્તમ જન્મવાળો મદન સમાન પ્રભાવાળો સુકોમળ પુત્ર તમને કયાંથી મળ્યો! સત્વર કહો. આ પુત્રથી મારૂં ચિત્ત આજ હરાઇ ગયું છે." હરિવર્મા પ્રીતિસહિત બોલ્યા કે "હે પ્રિયા! હે ચપળ નયનોવાળી! મને વિષ્ણુ ભગવાને આ કુમાર આપ્યો છે. આ પુત્ર વિષ્ણુનોજ અવતાર છે. લક્ષ્મીજીના ઉદરથી સંભવેલો છે ને તે મહાવીર થવાનો છે." એ પુત્રને લઈ મહારાણી ઘણીજ ખુશી થઇ ને રાજાએ મોટો ઉત્સવ ઉજવી યાચકજનોને દાનો દીધાં, ગાયનો ગવરાવ્યાં, ને વાજીંત્રોનો એક સામટો નાદ કરાવ્યો. ઉત્સવ પૂર્ણ થયા પછી એ પુત્રનું હરિવર્માએ 'એકવીર' એવું નામ પાડ્યું. ઈન્દ્ર સમાન પરાક્રમી હરિવર્મા વિષ્ણુ સમાન ગુણવાળા પુત્રને પ્રાપ્ત કરીને ઘણો ખુશી થયો ને સંતોષ પામ્યો. તથા પિતૃઓના રૂણમાંથી છૂટો થયો. આ પ્રમાણે ઈન્દ્ર સરખો પ્રતાપી એ હરિવર્મા સર્વ દેવતાઓના પતિ વિષ્ણુ ભગવાને દીધેલા સઘળા ગુણોની સંપત્તિવાળા આ પુત્રને પામીને પોતાના ભુવનમાં મોજ કરી રહ્યો. નાના પ્રકારના સુખવર્ધક વિનોદોથી મહારાણી હરિવર્માની સેવા કરી રહી.

**इति सकल सुराणा मीश्वरेणार्पितं तं**
**सकल शुभ गुणाढ्यं पुत्रमासाद्य राजा ।**
**विविध सुखविनोदै र्भार्यया सेव्यमानो**
**व्यहरत निजगेहे शक्रतुल्य प्रतापः ॥ ५४ ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો.*

### એક વીરનો રાજ્યાભિષેક તથા યશોવતીનો સમાગમ.

**व्यास उवाच—**

**जातकर्मादिसंस्कारांश्च कारनृपतिस्तदा ।**
**दिने दिने जगामासौ वृद्धिं बालःसुलालितः ॥१॥**

વ્યાસમુનિ બોલ્યા—રાજાએ પછી એક વીરના જાતકર્માદિ સંસ્કારો કર્યા. સારી રીતે લાડ લડાવેલો એ કુમાર દિને દિને વધવા લાગ્યો, રાજા પુત્ર સંબંધી સંસાર સુખ પામ્યો તેથી તેણે પોતાને ત્રણે રૂણથી છુટો થયો એમ માની લીધું. વીધી સહિત અન્નપ્રાસન કરાવી છઠ્ઠા માસે એક વીરનો હરિવર્માએ ચૌળ સંસ્કાર કર્યો. આ પ્રસંગે તેણે નાના પ્રકારના પદાર્થોથી, ધનોથી અને ગાયોથી બ્રાહ્મણોની પુજા કરી ને બીજા યાચકોને પણ તેવાં અનેક દાનો દીધાં. અગીયારમે વર્ષે એક વીરને રાજાએ યજ્ઞોપવીત સંસ્કાર આપ્યો. પછી ધુનુર્વેદનો તેણે તેને અભ્યાસ કરાવ્યો, વેદ સતા અને રાજનીતિ કુશળ યુવરાજનો રાજ્યાભિષેક કરવાની હરિવર્માને ઈચ્છા થઇ. રવિવારે પુષ્પ નક્ષત્રના યોગમાં રાજ્યાભિષેકની સઘળી સામગ્રીઓ આદરપુર્વક હરિવર્માએ એકત્ર કરાવી. પછી વેદજ્ઞાતા સકળ શાસ્ત્ર નિષ્ણાત બ્રાહ્મણોને બોલાવીને વિધિપુર્વક એકવીરને રાજ્યાભિષેક કરવાની કરવાની રાજાએ ગોઠવણ કરી. તીર્થજળો

* આ અધ્યાયમાં એક વીરનો રાજ્યાભિષેક વિગેરે ઈતિહાસ કહેવાશે.

અને સમુદ્રજળો મંગાવીને હરિવર્માએ હૈહયનો રાજ્યાભિષેક કર્યો. આવી રીતે પોતાના પુત્ર એકવીરને રાજ્યપાટ, બ્રાહ્મણોને ધનદાન અને મંત્રીઓને સન્માન આપ્યા બાદ એ જીતેન્દ્રિય હરિવર્મા રાજા સ્વર્ગ પ્રાપ્તિની જીજ્ઞાસાથી પોતાની ભાર્યા સહિત વનમાં ગયો. મૈનાક પર્વતના શિખરપર એ રાજ દંપતી વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરીને પત્ર-પુષ્પાદિનો આહાર કરીને નિરંતર ભગવાનનું ચિંતન કરી રહ્યાં. આ પ્રમાણે પ્રારબ્ધ કર્મ પરિપાકની સમાપ્તિ થતાં એ રાજા ને રાણી મરણ ધર્મ પામતાં પુણ્ય કર્મના પ્રભાવના યોગે ઇન્દ્ર લોકમાં સ્થિતિ પામ્યાં. પિતાને ઈન્દ્રલોકની પ્રાપ્તિના સમાચાર સુપુત્ર હૈહય અથવા એકવીરને મળતાં તેણે પોતાના પિતાની પારલૌકિક સઘળી ક્રિયાઓ વેદોક્ત વિધિ અનુસાર કરી. પિતાની સઘળી ઉત્તર ક્રિયાએ કર્યા પછી બુદ્ધિવાળો ધર્માત્મા એકવીર પિતાનાં રાજ્યનું ન્યાયસર શાસન કરવા લાગ્યો અને નાના પ્રકારનાં આનંદો ભોગવવા લાગ્યો. મંત્રીઓમાં તે મહારાજાનું ઘણું ઉચ્ચ માન થતું હતું. એક વેળાએ એ પ્રતાપી એકવીર મહારાજા મંત્રીઓ અને પુત્રોને સાથે લઇ ગંગા કાંઠે અશ્વપર ચડીને પધાર્યા. પુષ્પો તથા ફળોવાળાં તથા ભ્રમરાવલીથી શોભતાં તથા કોકિલના મધુર સ્વરોવાળાં નાના પ્રકારનાં રમ્ય વનદ્રુમોને, વેદ શબ્દોથી ગાજી રહેલાં હોમના ધૂમ્રથી ઘેરાયેલાં આકાશવાળાં ને મૃગલાંઓનાં બચલાંઓના સમુદાયવાળાં મુનિઓનાં દિવ્ય આશ્રમોને પાકી શાળો વાળા રક્ષિકા સ્ત્રીઓથી બરાબર રક્ષાયેલા ક્યારાઓને, પ્રફુલ્લિત થયેલાં કમળોવાળી વિવિધ વાટિકાઓને, મનોહર નિકુંજોને તથા પ્રફુલ્લિત થયેલાં રાણ, ચંપક, પનસ, બોલસરી, તિલક, આસોપાલવ, મંદાર, શાળ, તાલ, તમાલ, જાંબુ, આમ્રવૃક્ષ અને કદંબ વૃક્ષોની શોભાને જોતો જોતો એક વીર મહારાજા જતો હતો તેવામાં ત્યાં તેણે ગંગાજીના જળમાં ઉઘડી રહેલું, શત પાંખડીઓવાળું ને ઘણું ખુશબોદાર એક કમળ દીઠું. તે કમળના જમણી બાજુપર કમળનયની સુવર્ણ સમાન કાન્તિવાળી, સુંદર કેશ કલાપવાળી, શંખ સમાન કંઠમાં ત્રિવળીઓવાળી, પાતળાં પેટવાળી, શ્વેત રંગી ઓષ્ટોવાળી, રૂપવાળી, કાંઈક ઉપડતાં સ્તન મંડળવાળી, મનોહર નાસાગ્રવાળી, ને સઘળાં અંગોમાં શણગારવાળી એક રૂદન કરતી કન્યા બેઠી હતી તે એકવીરે દીઠી. એ સખીઓને એકલી તજીને આવેલી વિન્હળ, દુઃખથી અકળાએલી, અશ્રુપૂરિત નયનોવાળી ને નિર્જન પ્રદેશમાં ટીટોડીની પેઠે ચીસો પાડતી કુંવારી બાળાને હૈહયે તેના શોકનું કારણ શું છે એ વિષે આમ પૂછ્યું. એક વીર પૂછે છે—હે સુંદર મુખવાળી! હે સુંદરી! તું કોણ છો? કોની પુત્રી છો? તું ગંધર્વ કન્યા છો કે દેવકન્યા છો? તું કેમ રડી રહી છે? હે બાળા! હે કોયલ સરખા કંઠવાળી! તું એકલી કેમ છો? તારો કોણે ત્યાગ કર્યો છે? તારો પતિ કે પિતા ક્યાં ગયા છે? હે વાંકી ભ્રમરોવાળી! હે પાતળાં પેટવાળી! તને શી ચિંતા છે? જે દુઃખ હોય તે આજ મને કહે. હું અવશ્ય તારાં સંકટનો નાશ કરીશ. હે સુંદરી! મારા રાજ્યમાં કોઈથી પણ કોઈને પીડા થતી નથી. મારી આજ્ઞા પ્રબળ હોવાના લીધે અહીં ચોરનો કે રાક્ષસનો ભય નથી, દારૂણ તોફાનો થતાં નથી ને પૃથ્વીમાં વાઘ કે સિંહથી પણ કોઈને ભય થતો નથી. તું

અનાથ થઇને આ ગંગાતટપર કેમ વિલાપ કરે છે? તારે, જે પીડા હોય તે તું મને કહે. પૃથ્વીમાં દૈવી કે મનુષ્ય સબંધી ગમે તે પ્રાણીઓને દુઃખ થયું હોય તો તે દુઃખનો નાશ કરવાનો મારો નિયમ છે. હે મોટાં નેત્રવાળી? તારે શી ચીંતા છે? તે મને કહે. વ્યાસ મુનિ કહે છે—રાજાનાં આવાં વચનો સાંભળી તે કન્યા કોમલ સ્વરથી આમ બોલીરહી. કન્યા બોલી—હે રાજવીર! મારાં સંકટનું કારણ સાંભળો. વિપત્તિ વગરનું પ્રાણી રૂવેજ નહી. મારૂં રૂદન કરવાનું કારણ આ પ્રમાણે છે. તમારા દેશથી બીજા દેશમાં એક 'રમ્ય' નામે ધર્માત્મા રાજા છે. એની પ્રખ્યાત મહારાણી 'રૂકમરેખા' નામની છે. એ સુંદર રૂપવાળી પતિવ્રતા ચતુર ને સઘળા સુંદર લક્ષણોવાળી રાણિએ પણ પોતાના પતિને અપુત્ર દેખીને વારવાર સંતાપ કરતાં વારવાર પોતિને કહેવા માંડયુ કે "હેનાથ? મારાં જીવનનુ શું ફળ છે? મારા સરખી વાંઝણીને દુખી અબલાને પૃથ્વીમાં ધિક્કાર છે. આ પ્રમાણે પત્નીની વાણી સાંભળી પુત્રની કામનાવાળા રમ્ય રાજાએ વિધિજ્ઞ બ્રાહ્મણોદ્વારા એક મહાયજ્ઞ કર્યો ને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ઘણું ધન દાન કર્યું. ઘીનો ઘણોજ હોમ થયો તેથી પ્રકાશેલા અગ્નિમાંથી રૂપવાળી સુલક્ષણોવાળી, શ્વેત ઓષ્ટોવાળી, સુંદર ભમરોવાળી, પૂર્ણિમાના ચદ્ર સરખાં મુખવાળી, સુંદર હસ્તવાળી, સુંદર દંતપંક્તિવાળી, સુવર્ણ સરખી કાન્તિવાળી, સુંદર કેશોવાળી, હાથનાં રાતાં તળીયાંવાળી, કોમળ, પાતળી, અને સુશોભિત નયનોવાળી એક કન્યા ઉત્પન્ન થઈ તેને એક હોતા બ્રાહ્મણે લઈ લીધી. એ સુંદર કુમારીને લઇ હોતાએ રાજાને કહ્યું કે "હે રાજા? સઘળાં સુંદર લક્ષણોવાળી આ કન્યાને લીઓ. હોમાતા અગ્નિમાંથી મોતીની માળા સરખી આ કન્યા પ્રકટી છે તેથી મોતીની માળાનું નામ 'એકાવલી' છે તેથી આ પુત્રીનું નામ પણ લોકમાં "એકાવળી" એવું વિખ્યાત થશે. હે રાજા! પુત્ર સરખી આ પુત્રીથી પ્રસન્ન થાઓ ને સંતોષ માનો. આ પુત્રી વિષ્ણુદેવે તમને દીધી છે." આવાં હોતાનાં વચનો સાંભળીને તથા અતીવ રૂપવાળી કન્યા જોઇને રાજા રાજી થયો ને તેને કરમાં લીધી. હોતા પાસેથી મળેલી એ સુવદની વહાલી કન્યાને રાજાએ રૂકમરેખા રાણીના હાથમાં દીધી ને કહ્યુ કે "હે સૌભાગ્યવતી! આ કન્યાને પુત્રી કરી સાચવો. કમળ સરખાં નેત્રોવાળી એ મનોહર કન્યા મળતાં રાણી રાજી થઇ ને પુત્ર પ્રાપ્તિ સરખું સુખ માની રહી. પુત્રના જન્મમાં જેવું થાય તેવુ જાત કર્માદિ સઘળું મંગળ વિધાન રાજાએ આ કન્યાનું કર્યું. સંસ્કાર સંબંધી સઘળો ઉત્સવ પૂરો કરી બ્રાહ્મણોને બહુ દક્ષિણાઓ આપી રાજા ઘણો રાજી થયો પુત્ર સમાન ઉછરતી એ કન્યા દિવસે દિવસે વધવા લાગી. રાજાની રાણી બહુ હેતથી એ કન્યા સાથે રહેવા લાગી. એ કન્યાનો જન્મ દિવસ પુત્રના જન્મ દિવસ જેવોજ રાજા ઉજવતો હતો ને દીકરા સરખીજ પ્રીતિથી એ દંપતી એને લાડ લડાવતાં હતાં. હે નિર્મળ બુદ્ધિવાળા! હે કામદેવ સરખા રૂપાળા! હું એ રાજાના સચિવની પુત્રી છું ને મારૂં નામ યશોવતી છે. એ એકાવળીની ને મારી અવસ્થા સરખી છે. અને તેની સાથે રમવા સારૂં રાજાએ તેની સખી બનાવી છે. રાતદિવસ પ્રેમના લીધે હું તેની સાથેજ ફર્યા કરતી હતી. જ્યાં જ્યાં સુગંધી કમળો હોય ત્યાં ત્યાં એ એકાવળી આનંદ પામતી હતી. બીજાં કોઈ

સ્થાનમાં તેને રૂચિ ન હતી. ગંગાકાંઠામાં ઘણાં દુર કમળો હોય ત્યાં પણ મારીને બીજી સખીઓ સાથે એકાવળી ક્રીડા વાસ્તે આવતી હતી. આવું જોઇને મેં એક દિવસ રાજાને કહ્યું કે "હે રાજા! તમારી કુંવરી દુરને વિજનસ્થાનમાં કમળ દેખે તો ત્યાં પણ જાય છે" આ ઉપરથી રાજાએ પોતાના મહેલમાં જ જળાશયો રચી તેમાં ભ્રમરાઓને આનંદ આપનારાં સુંદર કમળો વવરાવ્યાં ને કુંવરીને બીજે જતાં અટકાવી. આમ કર્યું છતાં કમળોમાં પ્રીતિવાળી એકાવળી જ્યારે જ્યારે બહાર જતી હતી ત્યારે ત્યારે તેનાં રક્ષણને વાસ્તે કેટલાક શસ્ત્રધારી યોદ્ધાઓને તેની સાથે જવા આવવાની રાજાએ આજ્ઞા કરી. આવી રીતનાં રક્ષણવાળી એ રાજકુંવરી મારી અને બીજી સાહેલીઓનાં સંગે ગંગાના જળમાં ક્રીડા કરવા સારૂં હમેશ જતી હતી ને પાછી ત્યાંથી ઘેર આવતી હતી. ૧-૧૧

**तदा राज्ञा रक्षपालाः प्रेरिताः शस्त्रपाणयः ।**
**एवं रक्षायुता तन्वी मत्सखेतां सखीयुता ॥६१॥**
**क्रीडार्थं जान्हवीतोये नित्यमायाति याति च ॥**

ઇતિ શ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ

---

## અધ્યાય ૨૨ મો.*

### એકાવળીની કથા.

**यशोवत्युवाच—**

**प्रातरुत्थाय तन्वंगी चलिता च सखीयुता ।**
**चामरै र्विज्यमानासा रक्षिता बहु रक्षिभिः॥१॥**

યશોવતી બોલી—એક દિવસે સવારમાં ઉઠીને સર્વ સખીમંડળી સહિત ગંગાના તટપર ક્રીડા કરવા સારૂં એકવળી ઘેરથી નીકળી. જેના ઉપર ચમર ઢોળાતાં હતાં ને શસ્ત્રધારી યોદ્ધાઓથી જેનું રક્ષણ થતું હતું એવી એ સુંદર કુંવરી ઘેરથી નીકળીને જ્યારે રમવા સારૂં ગંગાકાંઠે આવી ત્યારે હું પણ તેની સાથેજ હતી. કમળોથી ક્રીડા કરતી અપ્સરાઓની સાથે મળી જઈને હું તથા એકાવળી એ સમયે ક્રીડામાં લાગી ગયાં હતાં તેત્રીજ ક્ષણમાં સઘળી રાક્ષસોની સેનાવાળો કાળકેતુ નામનો એક દાનવ ત્યાં આવ્યો. કાળકેતુની સાથેના અસુરોના કરમાં પરિઘ તરવાર, ગદા, ધનુષ્, બાણ ને તોમર વિગેરે શસ્ત્રો હતાં. આ સમયે એ કાળકેતુએ બીજી રતિ સરખી શોભાવાળી રૂપ યૌવનવાળી કમળોની સાથે ક્રીડા કરતી એ એકાવળીને દીઠી. મેં એકાવળીને કહ્યું 'હે કમળનયની? આ કોઈ અસુર આવ્યો દેખાય છે વાસ્તે આપણે આપણા રક્ષકોનાં શરણમાં જઇએ" હે રાજા? પછી હું તથા એકાવળી વિચાર કરી સત્વર અમારા શસ્ત્રધારી રક્ષકોની પાસે ચાલ્યાં ગયાં. એ મોહ ઉપજાવનારી કન્યાને જોઇને કામાતુર કાળકેતુ તો મોટી ગદા ઉપાડી દોડતો આવ્યો ને તેણે અમારા રક્ષકોને વિખેરી નાંખી ત્રાસ પામેલી, ધ્રુજતીને ચીસો પાડતી મનોહર એકાવળી કન્યાને પકડી લીધી. એકાવળીને તજી દે ને મને લઈ લે, એમ મેં એ દાનવને કહ્યું તોપણ એ કામાતુર દાનવ મને નહી લેતાં એનેજ ઉપાડી ગયો. 'ઉભો રહે ઉભો રહે, એમ પડકારા મારતા અમારા રક્ષકોએ એ મહા બળવાળા કાળકેતુને અટકાવ્યો ને તેની સાથે યુદ્ધ કર્યું. શસ્ત્રધારી બીજા દાનવો ગણ સ્વામીના કાર્યની સિદ્ધિ સારૂં અમારા રક્ષકોની સાથે દારૂણ યુદ્ધ કરવા લાગ્યા. એ સમયે મહાયુદ્ધ થયું છતાં મહાબળવાળો કાળકેતુ અમારા

* આ અધ્યાયમાં યશોવતીએ એકવીરને એકાવળીનો વૃત્તાન્ત કહી બતાવ્યો એ કથા કહેવાશે.

સઘળા રક્ષકોને મારીને એકાવળીને લઇને પોતાની સેના સાથે પોતાના નગરમાં ચાલતો થયો. દાનવથી પકડાયેલી એકાવળી રોતી હતી એ સાંભળીને હું પણ તેની પછવાડે ચાલી ગઇ અને તે દાનવ જ્યાં મારી સખીને લઇ ગયો ત્યાં હું પણ પહોંચી. એકાવળીની નજર મારા તરફ પડે વાસ્તે ચીસો પાડતી પાડતી હું તેની પછવાડે પહોંચી તેથી મને દેખીને એકાવળી સ્વસ્થ થઈ. હે રાજા ! વારંવાર બોલાવીને હું તેની પાસે ગઇ ત્યાં બહુજ સંતાપથી પીડાયેલી સજડ બની ગયેલી ને પ્રસ્વેદથી ભીની થયેલી એ એકાવળી મારા ગળામાંજ વળગી પડી ને રોવા લાગી. કાળકેતુએ સ્નેહયુક્ત શબ્દોથી મને કહ્યું કે " ભય પામેલી ચચળ નેત્રવાળી તારી આ સખીની તુ આશ્વાસના કર. હે સુંદર નયનોવાળી તુ સાવધ થા ને તારી આ સખીને મારૂં વચન કહે કે " હે પ્રિયા ! દેવલોક સમાન મારા નગરમાં તું આજ આવેલી છો ને ક્રીડાના વાસ્તે હુ તારો સેવક છુ તો તું શાવાસ્તે ભય પામીને ચીસો પાડે છે ?" આ પ્રમાણે બોલી એ દુષ્ટ કાળકેતુએ મને પણ રથમાં બેસારી પોતાના નગરના પ્રતિ મોટી સેનાસહિત હસતા મુખથી ચાલતો થયો. પછી એકાવળી તથા મને એક સુંદર ગૃહમાં નિવાસ આપ્યો ને એ ઘરના રક્ષણને વાસ્તે દાનવોની ફરતી ચોકીઓ કરી. કરોડો રાક્ષસોની ચોકીમાં અમને રાખ્યાં. પછી બીજે દિવસે કાળકેતુએ અમને કહ્યું કે " આ શોક કરતી ને સ્વજનોના વિરહથી વ્યાકુળ થયેલી તારી સખીને સમજાવ ને મારૂં વચન કહે કે " હે સુંદરી ! હે ચંદ્રવદની ! તું મારી પત્ની બનીને મન ભાવતાં સુખો ભોગવ. આ રાજ્ય તારૂં છે ને તારો સદા દાસ બનીને હું વરતીશ. " આ પ્રમાણે તેનાં બીજીવારનાં વિષમ વચનો સાંભળીને હું બોલી કે " હે રાજા ! મારી સખીને કડવાં વચન હું કહી શકું નહીં તમેજ એને એમ કહો." મારી વાણી સાંભળી એ કામપીડિત દાનવે નમ્રતાથી એકાવળીને કહ્યું કે " હે સુંદરી ! હે પ્રિયા ! તેં મારા ઉપર કોઇ વશીકરણ મંત્રનો પ્રયોગ કર્યો જણાય છે કારણ કે મારૂં હૃદય ખેંચાઇને તને વશ્ય બની ગયું છે. એ મંત્રથી હું આજ તારો સેવક બની ગયોછું વાસ્તે કામબાણથી પીડા પામીને પરવશ બનેલાનો મારો તું સ્વીકાર કર. હે કદળીસ્તંભના સમાન સાથળોવાળી ! હે કલ્યાણી ! આ યૌવન ચંચળ હોવાથી જલદી જતું રહેશે ને ફરી તે મળવાનુ નથી વાસ્તે મારાં આલીંગનથી તારાં એ યૌવનને તું સફળ કર. " એકાવળીએ કહ્યું કે " હે રાજા ! મારા પિતાએ મને હૈહય નામના રાજપુત્રને કન્યાદાનમાં આપવા પ્રથમ સંકલ્પ કર્યો છે ને હું પણ તેનેજ મનથી વરી ગઈ છું જેથી હું હવે વર્ણાશ્રમ ધર્મનો ને કન્યાના ધર્મનો અનાદર કરી બીજાને કેમ વરી શકું ? તમે શાસ્ત્ર નિયમના જાણનારા છો કે પિતા કન્યાને જ્યાં દાનમાં આપે ત્યાંજ કન્યાથી જવાય પણ બીજાને પતિ જ કરી શકાય. કન્યા હમેશાં પરતંત્ર છે પણ કાંઇ સ્વતંત્ર નથી હોતી. " એકાવળીનાં આવાં વચનો છતાં પણ તે મોહિત થયેલા પાપીએ ક્રૂરના રાખી તેનો કેડો ન મૂક્યો ને તેની પાસે રહેનારી મને પણ છૂટી ન કરી. આવી રીતે અમે બંધનમાં રહ્યાં તેથીને એ દાનવ તેના ઉપાયો અજમાવતો હતો એ દાનવનું નગર અત્યન્ત વિષમ પાતાળના છિદ્રમાં હતું ને એ નગર ગઢથી શોભતું ને ખાઈઓથી વીંટાયેલું હતું તથા

ઘણા દાનવોનાં રક્ષણવાળું હતું. દુઃખથી પીડાયેલી અને મને પ્રાણથી પણ વહાલી સખી એ એકાવળી હજુ એ નગરમાં બેઠી છે તેથી એ દુઃખના મહા પરિતાપને લીધે હું અહીં શોચા કરૂં છું. એકવીર બોલે છે—હે સુંદર વદનવાળી ! એ પાપાત્માના નગરમાંથી તું અહી કેવીરીતે આવી શકી એ વિષયમાં મને મોટા વિસ્મય થયો છે. હૈહય રાજા ને એકાવળીનો સંબંધ જોડવાનો એ રાજાએ સંકલ્પ કર્યો છે એમ તેં હમણાં કહી બતાવ્યું તો એ વાકયમાં પણ મને સંદેહ થાય છે કે એ હૈહય હુંજ કે કોઈ હૈહય નામનો બીજો રાજા છે ? હૈહય નામનો રાજા તો હુ જ છું. બીજા કોઇનુ હૈહય નામ તો નથી. જો તારી એ સુંદર સખીનો મારા સારૂંજ સકલ્પ થયેલો હોય તો પછી એ મારી ભાર્યાજ વિપત્તિમાં આવી પડી છે એમ મારે માનવુ જોઈએ. હે સુંદરી ! મારા આ શંસયનું નિવારણ તારે કરવું ઘટે છે. જો હું ધારૂં છુ એમજ એ વાત હશે તો હું એ અધમ કાળકેતુને મારીને પણ એકાવળીને લાવીશ. તને એનાં સ્થાનની ખબર હોય તો એ સ્થાન તું મને બતાવ. શું આ વાતની એકાવળીના પિતાને પણ ખબર નહીં પડી હોય ! પોતાની વહાલી કન્યા એક દાનવના હાથથી હરાઇને મહા સંકટમાં પડી છે એ વાતને શું એનો પિતા નથી જાણતો ? અને જો જાણતો હોય તો તે પોતાની દીકરીને છોડાવવા સારૂં કેમ પ્રયત્ન નથી કરતો ? પોતાની પુત્રીને પકડાયેલી જાણતાં છતાં એ રાજા બેસી રહ્યો હોય તો તે અશક્તજ છે કે શું ? આમાં જે કારણ હોય તે તું મને સત્વર કહે. હે કમળપત્ર સમાન નયનોવાળી ! તેં મને તારી સખીના દૈવી ગુણો બતાવીને મારા મનને હરી લીધું છે. તેં મને અત્યન્ત કામવશ કર્યો છે. એ સુંદરીને મહા સંકટમાંથી છૂટી કરીને હું કયારે દેખું ! આવા પ્રકરના મનોરથોમાંજ મારૂં મન હવે લીન થઈ ગયું છે. કોઈથી જઈ નહીં શકાય એવાં એ દાનવના નગરમાં જવાનો ઉપાય અને તું એ સંકટમાંથી અહીં શી રીતે આવી એ વાત મને કહી સંભળાવ. યશોવતી વદે છે—હે રાજા ! મારી બાળક વયમાંથીજ મને કોઇ બ્રાહ્મણે જગદંબાનો બીજ અને ધ્યાનસહિત મંત્ર આપ્યો છે તે મંત્રનો ત્યાં રહેતાં મને વિચાર આવ્યો કે "જો હું પ્રચંડ વિક્રમોવાળી ભગવતી ચંડિકા દેવીની ઉપાસના કરીશ તો મને તે ભક્તવત્સલ ભગવતી અવશ્ય બંધનમાંથી મુક્ત કરશે. કારણ કે ભગવતી સઘળું કરવામાં શક્તિવાળાં છે. નિરાકાર અને બીજા કોઈ આધાર વગરનાં એ દેવી કે જે પોતાની શક્તિથી જગત્‌ને સર્જે છે, પાળે છે, અને પ્રલયકાળમાં પાછું લય કરે છે તે દેવીને શું કાર્ય કરવું અશકય છે !" આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને હું વિશ્વેશ્વરી મહામંગલ સ્વરૂપ રાતાં વસ્ત્રોવાળાં સૌમ્ય ને રાતાં નયનોવાળાં એ જગદંબાનું ધ્યાન કરી તથા તેમના સ્વરૂપનું મનમાં ચિંતન કરી મંત્રજપમાં પરાયણ થઇ હતી. એક માસ સુધી એકાગ્રતાથી તેમની ભક્તિમાં હું લાગી તેથી ભક્તિભાવથી પ્રસન્ન થયેલાં એ ચંડિકાએ મને સ્વપ્નમાં આવીને અમૃતમય વાણીથી કહ્યું કે "તું કેમ સુતી છે ! ઉઠ અને સત્વર મનોહર ભાગીરથીના તીરપર જા. સર્વ શત્રુઓનો નાશ કરનારો હૈહય અથવા એકવીર એવાં નામવાળો મહાબાહુ રાજા તને ત્યાં મળશે. એ રાજાને ગુરૂ દત્તાત્રેયે શ્રીવિદ્યા નામનો મારો મહા મંત્ર આપ્યો છે તેથી

મારામાં ચોંટેલી મતિવાળો અને નિરંતર મારી પૂજામાં પરાયણવાળો એ રાજા ઘણીજ ભક્તિથી સદાકાળ મનેજ ઉપાસે છે તથા સઘળા પદાર્થોમાં મારી ભાવનાજ રાખે છે. મહા બુદ્ધિશાળી એ લક્ષ્મીકુમાર એકવીર રાજા વિહાર કરતો કરતો ત્યાં આવી ચડશે તે તારાં સંકટનો નાશ કરીને તારૂં રક્ષણ કરશે તથા પાપી કાળકેતુ દાનવને મારીને તારી સખી એકાવળીને પણ છુટી કરશે. પછી તું અને એકાવળી સકળ શાસ્ત્ર નિષ્ણાત એ એકવીર રાજાને તમારો પતિ કરજો" આમ કહી જગદંબા અન્તર્ધાન થયાં ને હું સત્વર જાગી ગઇ. મે દેવીનાં આરાધનની ને સ્વપ્નમાં બનેલા બનાવની સઘળી વાત એકાવળીને કહી તેથી એ વાત સાંભળી મારી સખી એકાવળી બહુ ખુશી થઈ. નિર્મળ મધુરાં હાસ્યવાળી એકાવળી બેને મને કહ્યુ કે "હે પ્યારી? તું હવે સત્વર ત્યાં જા ને મારૂં કાર્ય કર. સત્યવાદિની ભગવતી જરૂર આપણને છુટાં કરશે." પ્રેમી સખીની આવી આજ્ઞા થતાંજ હું પણ ત્યાંથી નીકળવું ઠીક સમજીને તે સ્થાનમાંથી ચાલતી થઈ. હે રાજા! ભગવતીના પ્રસાદને લીધે મને માર્ગનું જ્ઞાન પ્રાપ્ત થયુ ને મારી ગતિ પણ ઝડપવાળી બની ગઈ. હે વીર? મારા સંકટનું સઘળુ કારણ મેં તમને જણાવી દીધુ ને હવે તમે કોણ છો અને કોના કુંવર છો એ વાત જેવી હોય તેવી મને કહો.[૧-૬૪]

इत्येतत्कथितं सर्वं कारणम् मम दुःखजम् ।
कस्त्वं कस्य सुतं श्चेति वदवीर यथा तथा॥६५॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૩ મો.*

### કાલકેતુનો વધ અને ભગવતીની કરૂણાથી યશોવતી અને એકાવળી એકવીર મહારાજાની પત્નીઓ થયાં.

व्यास उवाच—

तस्यास्तु वचनं श्रुत्वा रमापुत्र प्रतापवान् ।
प्रफुल्लवदनांभोज स्तामुवाच विशांपते ॥१॥

વ્યાસજી કહે છે—હે જનમેજય રાજા! યશોવતીની વાણી સાંભળી એ પ્રફુલ્લિત વદન કમળવાળો એકવાર નૃપતિ યશોવતી પ્રતિ આમ બોલ્યો. હૈહય કહે છે— હે સુંદરી? મારી સાચે સાચી કથા તને કહું છું તે સાંભળ. હું લક્ષ્મીનો પુત્ર છું. મને હૈહય કે એકવીર નામથી જગત્ બોલાવે છે તેં મારા મનને પરવશ કરી મેલ્યું છે. હું શું કરૂં ને કયાં હવે જાઉં? હુ વિરહની વેદનાવાળો છું. પ્રથમ તે એકાવળીના ગુણરૂપ તે સૌન્દર્યોની મારી પાસે પ્રશંસા કરી તેથી કામબાણના પ્રહારથી મારૂં મન ઘાયલ થયું છે. તેના મુખના શબ્દો તે કહ્યા તેથી હું વિસ્મયમાં લીન થયો છું. એકાવળીએ કામકેતુને સ્પષ્ટ શબ્દોથી કહ્યું કે "હું તો હૈહયને વરી ચુકી છું તેથી તેના વિના બીજાને હવે હું વરીશ નહીં એવો મારો નિશ્ચય છે" તો એ વાકય સંભળાવીને મને હમણાં તેં એકાવળીનો દાસ બનાવી દીધો છે. હે પાતળાં ગાત્રવાળી પ્રમદા? તમારૂં બેનું તું કહે તો હું હવે કાર્ય કરૂં. હે સુનયની? એ દુરાત્મા દાનવનું સ્થાન હું જાણતો નથી ને તે પુરમાં જવાની મારી ગતિ નથી વાસ્તે ત્યાં જવાનો જે ઉપાય હોય તે મને બતાવ. તું ત્યાંથી આવી છો તેથી

* આ ત્રેવીસમા અધ્યાયમાં એકવીર ને કામકેતુનાં યુદ્ધની કથા થશે.

ત્યાં જવાનો રસ્તો તને ધ્યાનમાંજ હશે. તારી સુંદર સખી એકાવળી પાસે મને તું પહોંચતો કર. પછી હું સત્વર કાળકેતુને મારી તારી શોકથી તપી રહેલી પ્રિયતમા સખી એકાવળીને છુટી કરીશ. એ રાજકુમારી એકાવળીને સત્વર સંકટ રહિત કરી તેના બાપના નગરમાં પહોંચતી કરીશ. ને તેને તેના પિતાના કરમાં સોંપીશ. પછી એ રાજા એકાવળીનો વિવાહ કરશે. આમ થશે એટલે તારા ને મારા મનની આશાઓ પૂર્ણ થશે. તું મને કોઈ યુક્તિથી પણ એ અસુરનું પુર બતાવ ને પછી મારૂં જોર તું જોઈ લે. જેમ એ પરસ્ત્રી હરનારા પાપી દાનવને હુ મારી શકું તેમ તું સગવડ કરી આપ. એ કાર્ય તું કરી શકીશ. હે સુંદરી? હવે તું દાનવના અગમ્ય નગરનો મને માર્ગ દેખાડ. વ્યાસમુનિ કહે છે—હે રાજવીર! હૈહયનાં વચનો સાંભળી ખુશી થયેલી યશોવતીએ સ્નેહપૂર્વક ત્યાં જવાનો નીચે પ્રમાણે ઉપાય દર્શાવ્યો. યશોવતી વદે છે—હે રાજા! તમે ભગવતીના સિદ્ધિવાળા મંત્રનો ઉપદેશ લ્યો. આજે તમને રાક્ષસોથી રક્ષણવાળું કાળકેતુનું નગર બતાવીશ. મોટી સેના સહિત તમે મારી સાથે આવવા તૈયારી કરો. કારણ કે ત્યાં પ્રચંડ યુદ્ધ થશે. કાળકેતુ રાક્ષસ મહાવીર છે તથા રાક્ષસોની સહાયતાવાળો પણ છે. આટલા વાસ્તે મંત્રોપદેશ લઇનેજ મારી સાથે પધારો. એ દુરાત્માનાં નગરનો માર્ગ હું તમને બતાવું એટલે તમે એ પાપી દાનવને મારી મારી સખી એકાવળીને છોડાવજો. વ્યાસ કહે છે—આ પ્રમાણે હૈહયરાજા યશોવતીની વાત સાંભળી રહ્યા છે દરમ્યાનમાં તો જ્ઞાની વર્ય ગુરૂ દત્તાત્રેયજી મહાત્મા દૈવયોગથી ત્યાં પધાર્યા ને તેમની પાસેથી હૈહયે 'ત્રિલોકીતિલક' નામના યોગેશ્વરના "ह्रींगौरिरुद्रदयितेयोगेश्वरिहुंफट्स्वाहा" એ મહામંત્રનો ઉપદેશ લીધો. આ મંત્ર પ્રાપ્ત કરી હૈહય સર્વજ્ઞ થયો. તેનામાં પંચભુતોને ભેદી નાખવાની શકિત પણ આવી. પછી મોટી સેના ને યશોવતી સહિત હૈહય રાજા સર્પો જેમ પાતાલનું રક્ષણ કરે તેમ ભયંકર રાક્ષસોનાંરક્ષણવાળાં અગમ્ય એવાં કાળકેતુના નગરમાં આવી પહોંચ્યો. હૈહયના આગમનના પડધા વાગતાં ભયાતુર બળવાળા કાળકેતુના રાક્ષસો અનુચરો સત્વર કાળકેતુની પાસે ગયા ને કોલાહલ કરતા તેઓએ ત્યાં જઈને કાળમોહિત તથા એકાવળીના સમીપમાં બેસીને કાલાવાલા કરતા કાળકેતુને નીચે પ્રમાણે કહ્યું, દુતજનો બોલે છે—હે કાળકેતુ! એકાવળીની સખી યશોવતી મોટી સેનાવાળા કોઇ રાજકુંવરને લઇને અહીં આવે છે. હે મહારાજ! એ મોટી સેનાવાળો બળથી ઉન્મત્ત થયેલો રાજપુત્ર કેમ જાણે ઇન્દ્રપુત્ર જયંત કે કાર્તીકેય હોય એવો દેખાય છે. હે નાથ! સંગ્રામનો સમય આવ્યો વાસ્તે તૈયારી કરો. એ દેવકુમારની સાથે યુદ્ધ કરો કાં તો એકાવળીનો ત્યાગ કરો. હજુ એ સેના અહીંથી ત્રણ યોજન છેટી છે તેટલા સમયમાં તમે તૈયાર થાઓ ને રણવાજાં વગડાવો. વ્યાસમુનિ કહે છે—દુતોની વાણી સાંભળી એ ક્રોધાતુર કાળકેતુએ આયુધોવાળા ને સેનાઓવાળા ઘણા રાક્ષસોને આજ્ઞા કરી કે "હે રાક્ષસો! તમે સઘળા શસ્ત્રો લઈને શત્રુની સામા ધસો" પછી કાળકેતુએ એકાવળીને પ્રીતિપૂર્વક પુછયું કે "જે ધણી તારા વાસ્તે સેનાને લઈને આવે છે તે તારો છે કે કોઈ બીજો છે? સાચું કહે. વિરહાતુર થઈને જો તારો પિતા આવતો હોય તો તેમ

જાણીને હું યુદ્ધજ કરૂં ને તેને મારે ઘેર લાવીને ઉત્તમ અશ્વો રત્નો તથા પોશાક આપીને સન્માન કરૂં. તારા પિતાની મારે ઘેર આવતો હોય તો મારે પુજા કરવી જોઇએ. જો કોઈ બીજો પુરૂષ આવતો હશે તો તેને તો હું સજેલાં શસ્ત્રોથી મારી નાખીશ ને તેને અહીં કાળે મરવા સારૂં મોકલ્યો છે એમ સમજી લેવું. હે વિશાળ નયનો વાળી ! ખરૂં કહે. મને સદા તેજસ્વી મહા બળવાળો ને કાળરૂપ નહીં સમજી કોણ મુર્ખ આ ચડી આવ્યો છે. એકાવળી ઉત્તર આપે છે—હે રાજા ! ઉતાવળ કરીને એ કોણ આવે છે તે હું સમજતી નથો. હું તો તમારા બંધનમાં છું તેથી મને કશી ખબર નથી. મારો બાપ કે મારો ભાઇ નહીં હોય પણ કોઇ બીજો બળવાળો આવતો હશે. શું કામ તે આવતો હશે તેનો મને નિશ્ચયપૂર્વક ખબર નથી. કાળકેતુ કહે છે—હે સુંદરી ! મારા દુતો તો એમ કહે છે કે " તારી સાહેલી યશોવતી એ વીરને તેડી લાવી છે ને આ તેનો ઉદ્યોગ દેખાય છે " કાર્ય કુશળતાવાળી તારી ચતુર સખી કયાં ગઇ હતી ! મારી સમજ પ્રમાણે તો આ તારોજ કોઇ પ્રપંચ છે ને તેને તેંજ મોકલી હશે. બીજો તો મારો કોઈ શત્રુ નથી કે જે મને યુદ્ધમાં પહોંચી શકે. વેદવ્યાસ વદે છે—આમ એકાવળી સાથે વાત કરતા કાલકેતુની પાસે ઉતાવળા ઉતાવળા બીજા દુતો આવી બોલવા માંડયા કે " હે મહારાજ ! તમે ચિંતા રહિત કેમ બેઠાછો ? શત્રુની સેના નજીક આવી પહોંચી છે વાસ્તે મોટી સેના સહિત યુદ્ધ કરવાની તૈયારી કરો. " દુતોનાં વચનો સાંભળી મોટી સેના સહિત એ કાળકેતુ યુદ્ધ કરવા વાસ્તે નગરની બહાર નીકળ્યો. સ્ત્રીના વિરહની વેદનાવાળો મહાપ્રતાપી એકવીર પણ અશ્વપર ચડી ત્વરત ત્યાં આવી પહોંચ્યો. વૃત્રાસુર અને ઈન્દ્રના સંગ્રામના જેવો એકવીર ને કાળકેતુ ને દારૂણ સંગ્રામ થયો. નાના પ્રકારના છુટેલાં અસ્ત્રશસ્ત્રોથી સઘળી દિશાઓ ઢંકાઈ ગઈ. બીકણ લોકોને ત્રાસ આપનારૂં ભયંકર યુદ્ધ થવાથી લક્ષ્મીના કુમાર એકવીરે કાળકેતુને ગદા મારી. ગદા વાગતાં પ્રાણરહિત કાળકેતુ પૃથ્વીપર ત્રુટેલા પર્વત સરખો પડી ગયો. સઘળા દાનવો ભય પામી ભાગી ગયા. યશોવતીએ વિસ્મય પામીને એકાવળીને કહ્યુ કે " હે સખી ! ચાલો. મહાધીર રાજપુત્ર એકવીરે ગદા મારીને કાળકેતુને માર્યો. એ રાજા પરિશ્રમને લીધે મોટી સેનાસહિત ઉતારામાં બેઠા છે. તમારાં દર્શનને તેઓ ઇચ્છે છે. તમે કામદેવ સરખા એકવીર રાજાનાં દર્શન કરો. ગંગા કાંઠે તમારી સઘળી વાત મે તેમને કરી તેથી કામાતુર એકવીર રાજા તમને જોવા અધીરા થયા છે. " યશોવતીની આવી વાણી સાંભળી એકાવળી ત્યાં ગઈ. બાલ્યાવસ્થાના સ્વાભાવિક ભયથી તે શરમાઇ ગઈ. " હું કુમારી છુ. સ્વતંત્ર નથી. એ રાજાનાં મુખને કેમ જોઇ શકું ? કદાચ એ રાજા કામવશ થઈ મારો કર પકડે તો શું થાય ? " આવી ચિંતાવાળી મેલાં વસ્ત્રવાળી એકાવળી યશોવતી સાથે પાલખીમાં બેસી એકવીરના ઉતારામાં ગઇ. એ વિશાળ નયની રાજકુંવરીને દેખી એકવીર બોલ્યો કે " હે સુંદરી ! દર્શન આપ. મારાં નેત્ર તપસ્યાં છે. " પછી કામાતુર એકવીર તથા ઘણી શરમવાળી એ એકાવળીને દેખી યશોવતી બોલી કે " હે રાજા ! આનો બાપ તમનેજ કન્યાદાન દેશે ને આ પણ તમનેજ વરશે વાસ્તે ધૈર્ય રાખી આ એકાવ-

વીને તેના પિતાની પાસે પહોંચાડો." યશોવતીની વાણી સાંભળી સત્ય માની હૈહય રાજા સેનાસહિત એ બે કન્યકાઓને લઇને એકાવળીના પિતાના નગરમાં આવ્યા. રાજકુંવરીના આવવાના સમાચાર સાંભળી તેના પિતાએ મંત્રીઓસહિત મોટું સામૈયું કર્યું. એ રમ્ય રાજાએ ઘણા દિવસે મેલા વસ્ત્રવાળી પોતાની કુમારીને દીઠી. પછી યશોવતીએ સઘળી સવિસ્તર વાત રમ્યને કહી સંભળાવી. પછી રમ્યરાજા એકવીર રાજાને સ્નેહપૂર્વક ઘેર તેડી લાવ્યા. સારો દિવસ જોવરાવીને એકવીર ને એકાવળીનાં વિધિપૂર્વક લગ્ન કર્યાં. યશોવતી સાથે એકાવળીને રમ્ય રાજાએ મોટી પહેરામણી કરી સાસરે વળાવી. આવી રીતે બે સ્ત્રીઓનું પાણિ ગ્રહણ કરી એકવીર રાજા ઘણો ખુશી થયો ને પ્રિયાઓની સાથે ઘેર આવીને બહુ આનંદ કરી રહ્યો. પછી એ એકવીર રાજાને એકાવળીના ઉદરથી 'કૃતવીર્ય' નામનો પુત્ર થયો. એ કૃતવીર્યને પછી એક 'કાર્ત્તવીર્ય,' નામનો પુત્ર થયો હતો. હે જનમેજય રાજા ! આ પ્રમાણે હૈહયવંશની ઉત્પત્તિનું કારણ મેં તમારી પાસે કહી બતાવ્યું.[૧-૬૬]

**गृहं प्राप्य बहून् भोगान् बुभुजे प्रियया समं।**
**बभूव तस्यां पुत्रस्तु कृतवीर्याभिधः किल ६६**
**तत्सुतःकार्तवीर्यस्तुवंशोयंकथितोमया ।**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

# અધ્યાય ૨૪ મો*

## માયાની વિક્ષેપ શકિત.

**राजा उवाच—**

**भगवंस्त्वन्मुखांभोजाच्च्युतंदिव्यकथारसम् ।**
**नतृप्तिमधिगच्छामिपिबंस्तुसुधयासमम् ॥ १ ॥**

જનમેજય રાજા કહે છે—હે ભગવાન ! તમારાં મુખારવિંદમાંથી ઝરતા મનોહર કથારૂપ અમૃતરસને પીને મને તૃપ્તિજ થતી નથી. વિસ્મય પમાડનારી હૈહયોની ઉત્પત્તિના વિસ્તારવાળું આપે આ મને ઘણું મનોહર તથા વિચિત્ર આખ્યાન કહ્યું. આ વિષયમાં મને શંકા થઈ છે કે લક્ષ્મીના પતિ, દેવદેવ, વિશ્વનાથ, સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલય કરનારા, અવિનાશી, પાપ હરનારા ને સઘળા પુરૂષોમાં ઉત્તમ વિષ્ણુ ભગવાન કે જે સ્વતંત્ર હતા તેમણે ઘોડાનું રૂપ ધર્યું ને પરતંત્ર કેમ થયા ! હે વ્યાસ ! મારા આવા સંશયને આપે દૂર કરવો ઘટે છે. હે મુનિ સત્તમ ! આપ સર્વજ્ઞ છો વાસ્તે આ આશ્ચર્યકારક કથાનું કારણ કહો. શંકાઃ—જો વિષ્ણુ વિગેરે મહાત્માઓ જ્ઞાનવાળા હોય તો તેઓમાં માયા અને અવિવેકનો નાશ થયો હોય તેથી અવિવેક જન્ય અશ્વરૂપ ધરવુ વિગેરે આચરણો તેઓને કેમ ઘટે ! આ સઘળાં આચરણો તો અવિવેકનાં કારણવાળાં છે. જો વિષ્ણુ વિગેરે મહાપુરૂષો અજ્ઞાની હોય તો આ સંસારમાં એથી અતિરિક્ત બીજા કોઈ જ્ઞાની ન કહી શકાય વાસ્તે સઘળાં જ્ઞાનપ્રધાન શાસ્ત્રો નિષ્ફળ થાય. વળી ચિત્તશુદ્ધિનાં પ્રયોજનવાળાં કર્મ તથા ઉપાસનાનાં પ્રતિપાદક સઘળાં શાસ્ત્રો પણ નિષ્પ્રયોજન થાય કારણ કે ચિત્તિશુદ્ધિ એ

* આ અધ્યાયમા પ્રારબ્ધ યોગે જ્ઞાનીમા પણ વિક્ષેપ માયાની વિક્ષેપશક્તિ પરિણામવાળી થાય છે એ વાર્તા આવશે.

જ્ઞાનમાં કારણરૂપ હોવાથી જ્ઞાનનો અભાવ થતાં તેનાં ઉપાય ભૂત સાક્ષાત્ તથા પરંપરા-વડે વખણાતાં મોક્ષ શાસ્ત્રો તથા કર્મોપાસના વિષયક શાસ્ત્રોનુ પછી શું પ્રયોજન રહે. સમાધાન—વ્યાસ ભગવાન કહે છે—વિષ્ણુઆદિ મહાત્માઓ તો જ્ઞાનીજ છે. પરન્તુ માયાની બે શક્તિઓ છે. એક વિક્ષેપ શક્તિ ને બીજી આવરણ શક્તિ. એ બે શક્તિઓમાં વિષ્ણુ આદિકને આવરણ શકિતનો જ્ઞાનથી નાશ થાય છે પરન્તુ જ્યાં સુધી પ્રારબ્ધ કર્મના હોવાથી આ દેહ વિદ્યમાન હોય છે ત્યાં સુધી આ વિક્ષેપશક્તિની નિવૃત્તિ થતી નથી તેથી વિષ્ણુ વિગેરેને પણ પરતત્રતાનો સંભવ છે ને એથી પરતંત્રતાનો સંબધ ધરાવનારાં સઘળાં આચરણોનો પણ તેઓમાં સંભવ છે પરન્તુ આથી જ્ઞાની પુરૂષોનો કાંઇ અભાવજ થઇ જાય એવું નથી. જ્ઞાનીજનોના સદ્ભાવને લીધે પૂર્વોક્ત કર્મ, ઉપાસના ને જ્ઞાનવિષયક શાસ્ત્રોની નિષ્પ્રયોજનતાનો ભય નથી. ફલિતાર્થ એવો છે કે આવરણ શક્તિના નાશથી માત્ર જીવન્મુક્તિ થાય છે ને પ્રારબ્ધોનો ક્ષય થયા પછી વિક્ષેપ શક્તિનો નાશ થતાં અંતે વિદેહ મુક્તિ થઈ જાય છે. ) હે જનમેજય રાજા ! મુનિસત્તમ નારદજીના મુખથી આવી શંકાના નિર્ણય વિષે મે પૂર્વે સાંભળ્યું હતું તે કહુ છું તો સાંભળો. બ્રહ્માજીના માનસિક પુત્ર, તપસ્વી, સર્વજ્ઞ, સર્વ સ્થળોમાં ગતિવાળા શાન્તાત્મા, પ્રાણીમાત્રને પ્યારા, વિદ્યાવાળા ને મુનિવર્ય એવા એ નારદ ભગવાન એક દિવસ પૃથ્વીમાં પર્યટન કરતા કરતા પરમ પવિત્ર સરસ્વતીના મોટા તીર્થરૂપ શમ્યાપ્રાસ નામના મારા પરમ પવિત્ર આશ્રમમાં પધાર્યા હતા. સ્વર તથા તાનવાળી મહતી નામની વીણાના બજાવનારા, બૃહદ્રથંતર આદિ સામવેદના ભેદોને તથા અમૃત સરખાં ગાયત્રી સામનુ ગાન કરનારા એ, મહા તેજસ્વી નારદમુનિ ઉત્તમોત્તમ મુનિઓના નિવાસરૂપ તથા સુખજ્ઞાનના આપનારા મારા પવિત્ર આશ્રમમાં જ્યારે પધાર્યા ત્યારે મે અભ્યુત્થાન તથા પૂજનાદિક સઘળો સત્કાવિધિ કર્યો. અર્ધ્યપાદ્યાદિક વિધિની સમાપ્તિ પછી એ અપાર કાન્તિવાળા મુનિવર્ય નારદજી આસનપર બેઠા. પછી તેમની પાસે હું પણ બેઠો. શાન્તાત્મા તથા જ્ઞાનના પારને પમાડનારા નારદજી સ્વસ્થ થયા એમ સમજીને મેં પછી તેમને તમે જે પ્રશ્ન કર્યું છે તેજ પ્રશ્ન નીચે પ્રમાણે પૂછ્યું. મે પૂછ્યું—હે મુનિ ! આ અસાર સંસારમાં પ્રાણીઓને શું સુખ છે ! મને તો નિશ્ચય થયો છે કે પ્રાણીમાત્રને કોઈ સ્થળે કોઇ સમયમાં સુખ તો દેખાતુંજ નથી. જો સંસારમાં સુખજ નથી તો પછી મહાત્મા પુરૂષો શા વાસ્તે કર્મમાં ઉદ્યોગી રહે છે ? સર્વત્ર જીવોને સુખ નથી એવો મારો પોતાનો નિશ્ચયવાળો અનુભવ છે. મારી માતાએ જે દ્વીપમાં હું જન્મ્યો હતો તેજ દ્વીપમાં મારો સત્વર ત્યાગ કર્યો હતો. નિરાધાર એવો હું પછી કર્મયોગે વિજન વનમાં મોટો થયો. પર્વતમાં ઘણા વર્ષો પર્યન્ત પુત્રકામનાથી મેં તપસ્યા કરી હતી ને મહાદેવની ઉપાસના કરી હતી. આવા ઉદ્યોગથી મને જ્ઞાનીઓમાં ઉત્તમ એવા ‘ શુકદેવજી ’ નામના પુત્ર થયા હતા. મેં એ પુત્રને સકળ વેદોના સારરૂપ ભગવતી ભાગવતનું અધ્યયન કરાવ્યુ હતું. એ શુકદેવ આપના વચનોથી જ્ઞાન થતાં મને વિરહાતુર ને રડતો મુકીને આ લોકમાથી બીજા લોકમાં ચાલ્યો ગયો છે. પછી મે પુત્રવિરહથી તપી જતાં મેરૂપર્વતનો ત્યાગ કર્યો ને મારી માતાનાં

દર્શનની અભિલાષાથી હું કુરૂજાંગલ દેશમાં આવ્યો. જો કે મેં આ સંસાર મિથ્યા જાણ્યો હતો તોપણ માયારૂપ પાશના સબંધથી હું પુત્રસ્નેહથી ઘણોજ કૃશ શરીરવાળો ને શોકાતુર રહેતો હતો. ત્યાં આવ્યો ત્યારે મને ખબર પડી કે મારી માતા સત્યવતી સંતનુ રાજાને પરણી છે. પછી સરસ્વતીના સુંદર તીરમાં આશ્રમ બાંધીને હું ત્યાંજ રહ્યો સંતનું રાજા મરણ પામ્યા ને એ પુત્રોવાળાં વિધવા થયેલાં મારી માતા સત્યવતી ભીષ્મની છાયામાં રહ્યાં ને બુદ્ધિવાળા ભિષ્મે મારા દુધભાઈ ચિત્રાંગદને રાજ આપ્યું, કામદેવ જેવી કાન્તિવાળો એ ભ્રાતા ચિત્રાંગદ પણ કાળયોગથી મરણ પામ્યો ત્યારે શોકસાગરમાં ડુબેલાં બહુજ આતુર બનેલાં માતા સત્યવતી મૃતપુત્ર ચિત્રાંગદનો વિલાપ કરી રહ્યાં, મારી માતાને દુ.ખિયાં સમજી હું તેની પાસે ગયો. અને મેં તથા મહાત્મા ભીષ્મે તેમને દિલાસો આપ્યો. પછી સ્ત્રી તથા રાજ્યના ત્યાગની પ્રતિજ્ઞાવાળા ભિષ્મે મારા બીજા ભાઈ વિચિત્રવીર્યનો રાજ્યાસનપર અભિષેક કર્યો. ભિષ્મે સ્વયંવરમાં રાજાઓપર જય મેળવી કાશીરાજાની રૂપાળી બે કન્યાઓ હરી લીધી ને તેને મારી માતાના કરમાં સોંપી. શુભ મુહુર્ત જોવરાવી એ બે કન્યાઓને વિચિત્રવીર્ય સાથે ભીષ્મે પરણાવી તેથી હું પોતાને સુખી સમજવા લાગ્યો. એ યૌવનવાળો વીરો વિચિત્રવીર્ય ભ્રાતા પણ ક્ષયરોગથી અપુત્રજ મરણ પામ્યો અને માતા સત્યવતીને એ સમયે મોટું દુઃખ આવ્યું. કાશીરાજાની કન્યાઓ કે જેઓ એક બીજી બેન થતી હતી તેઓ પતિવ્રત ધર્મમાં પરાયણજ રહી. તેઓએ પોતાના અતીવ દુઃખી ને રડતાં સાસુ સત્યવતીને કહ્યુ કે " હે સાસુ ! અમે અને મારા પતિના સંગે અગ્નિમાં બળી જશું અને સ્વર્ગમાં વાસ કરી તમારા પુત્રોની સાથે નંદનવનમાં અમે આનંદ કરશું " ભાર્યાઓની વાણી સાંભળી સ્નેહભાવના લીધે તથા ભીષ્મનાં વચનથી મારી માતાએ તેઓને પતિ સાથે અગ્નિમાં ગમન કરવાની અનુજ્ઞા નહીં આપતાં અટકાયત કરી. પછી ભિષ્મે તથા માતા સત્યવતીએ પરસ્પરમાં વિચાર કરી વિચિત્રવીર્યની સઘળી પારલૌકિક ઉત્તર ક્રિયાઓ કર્યા પછી હસ્તિનાપુરમાં મારૂં સ્મરણ કર્યું. માતાના સ્મરણથી હું માતાનાં મનનો અભિપ્રાય સમજી ગયો ને સત્વર હસ્તિનાપુરમાં આવી માતાજીને વંદન કરી બે હાથ જોડી સામો ઉભો રહ્યો. તાપ પામેલા અને પુત્રના શોકથી ક્ષીણ થઇ ગયેલાં મારી માતા સત્યવતીને મે કહ્યું કે " હે માતા ! શું મોટાં કામવાસ્તે તમે મને બોલાવ્યો છે. આજ્ઞા આપો. હું તમારો સેવક છું. શું કાર્ય કરૂં ? હે માજી ! તમે મને તીર્થ અને ઈષ્ટ દેવતા રૂપ છો. તમે મને યાદ કર્યો તેથી હું આવ્યો છું, તમારે જે કાંઇ પ્રિય કાર્ય હોય તે મને બતાવો." હે નારદજી ! આમ બોલતો માતા પાસે હું ઉભો રહ્યો ત્યારે સત્યવતીએ ભીષ્મની સામું જોઈ મને કહ્યુ કે "હે પુત્ર ! હાલ ક્ષયરોગથી વિચિત્રવીર્યનુ મરણ થયુ તેથી વંશનો ઉચ્છેદ થવાના ભયથી મને ઘણું દુ:ખ થાય છે વાસ્તે મે ભીષ્મની અનુમતિથી તમને સ્મરણથી બોલાવ્યા છે તો હે પરાશરના પુત્ર ! સકળ કાર્ય સિદ્ધ કરવા માટે જે શંતનુ રાજાનું નામ રાખવા સારૂં તમે આ નાશ પામેલાં કુળનું સ્થાપન કરો. દુઃખથી અને વંશ નામના ભયથી મારી રક્ષા કરો. રૂપયૌવનવાળી બે કાશીરાજાની કુંવરીઓ કે જે વિચિત્રવીર્યની પત્નીઓ છે તેની

સાથે સંગ કરીને પુત્રને ઉત્પન્ન કરો ને ભરતરાજાના વંશનુ રક્ષણ કરો. હે મહાબુદ્ધિશાળી ! આમ કરવાથી તમને દોષ લાગશે નહીં. માતાના આવાં વચનો સાંભળી હું લજ્જાતુર તથા ચિંતાતુર થયો. પછી મેં નમ્રતાથી કહ્યુ કે 'હે માતા ! પરસ્ત્રીનો સંગ એ મોટામાં મોટું પાપ છે તો સર્વ ધર્મોનો જ્ઞાતા હુ એવુ કાર્ય રૂચિપૂર્વક કેમ કરી શકુ ? લઘુ ભ્રાતાની ભાર્યાઓ જ્યેષ્ઠ ભ્રાતાને પુત્રી સમાન છે તેથી વેદાભ્યાસ કરનારો હું એવાં વ્યભિચાર કૃત્યને કેમ કરૂ ? વળી સર્વથા અન્યાયના માર્ગથી કુલ રક્ષા કરવી ઠીક નથી. પાપની રીતિથી જે વંશ રહે તેના પિતૃઓનો સંસારથી ઉદ્ધાર ન થાય. લોકોનો ઉપદેષ્ટા તથા પુરાણ પ્રવર્ત્તક હું વ્યાસ જાણી જોઈને આવુ બુરૂ કામ કેમ કરૂં ?" મારાં આવાં વચન સાંભળી પુત્રશોકથી તપેલાં ને રૂદન કરતાં મારાં માતાએ વંશરક્ષણની ઈચ્છાથી ફરી મને કહ્યુ કે "હે પુત્ર ? મારૂં વચન છે તેથી તમને કશો દોષ લાગશે નહી. દોષવાળાં ગુરૂ વચનને પણ પ્રમાણવાળાં માની શિષ્ટાચારથી વિચાર માત્ર નહીં કરી મનુષ્યોએ માનવાં જોઇએ. વાસ્તે હે માનદ ? મારાં વચનો માનતાં તમને કશો દોષ રહીંજ લાગે. શોકસાગરમાં ડુબેલી ને અત્યન્ત તાપ પામેલી તમારી આ માતાનો પુત્ર ઉત્પત્તિથી સઘળો સંતાપ દુર કરો." આ પ્રમાણે સત્યવતીને વદતાં સાંભળી ધર્મ નિર્ણયમાં સૂક્ષ્મ બુદ્ધિવાળા મહા વિદ્યાવાળા ભિષ્મે મને કહ્યુ કે "હે વ્યાસ ! આ કાર્યમાં તમારે વિચારવાનુ કશું નથી. માતાનાં વચનો માનીને સુખથી વિહાર કરો." ભીષ્મનાં વચનો માની તથા માતાનાં વચનો માની એ કાર્યમાં હે નારદ ! હું નિઃશંક થયો. પછી રજસ્વલા થઈ ગયેલી અંબિકાનો મેં મોટા આનંદથી ભોગ કર્યો. મારૂં ભયંકર રૂપ જોઇને અંબિકા કચવાણી તેથી મેં તેને પહેલાજ સમાગમમાં શાપ દીધો કે "તું નેત્ર બંધ કરી ગઈ વાસ્તે તને આંધળો પુત્ર આવશે." બીજે દિવસે માતાએ મને એકાન્તમાં કહ્યું કે "હે પુત્ર ! અંબિકાના ઉદરમાં ગર્ભ રહ્યો કે નહી ? મેં શરમથી નીચું મુખ કરી માતાને કહ્યુ કે 'હે માતા ! અંબિકાને પુત્ર થશે પણ તે મારાજ શાપથી આંધળો આવશે." હે નારદજી ! મારી માતાએ મને કહ્યું કે "અંબિકાએ કઠોર વચનોથી કદાચ તમારો તિરસ્કાર કર્યો હશે પણ તમે તેને તેવો શાપ કેમ આપ્યો ? તમે શાપ આપ્યો છે એ કાંઈ સારૂં કાર્ય નથી કર્યું.[૧-૬૧]

**तया निर्भर्त्सितस्तत्र कठोर वचसा मुने ।**
**कथं पुत्र त्वया शप्ता पुत्रस्तेऽन्धो भविष्यति ॥६१**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો*

### વ્યાસને નારદનો સંવાદ.

**व्यास उवाच—**

**वासवी चकिता जाता श्रुत्वा मे वाणीमीदृशम् ।**
**दाशेवी मांप्रवाचेदं पुत्रार्थे भृशमातुरा ॥ १ ॥**

વ્યાસ વદે છે—હે નારદ મુનિ ? પછી મારાં આવા વચનો સાંભળીને વસુપુત્રી સત્યવતી આશ્ચર્ય પામી ને એ મચ્છીમારને ત્યાં કન્યા રૂપે રહેલી હોવાથી દાશ પુત્રી કહેવાતાં મારાં માતા સત્યવતીએ મને કહ્યું કે "હું પુત્રને વાસ્તે અતીવ આતુર છું વાસ્તે હે પુત્ર તારા ભાઈ વિચિત્રવીર્યને અંબાલિકા

---

* આ અધ્યાયમાં વ્યાસે પોતાનો મોહ નારદની પાસે કહી બતાવ્યો અને વાર્તા કહેવામાં આવશે.

નામની બીજી સ્ત્રી છે તેનો સંગ કરીને તું અતીવ સુંદર બીજો પુત્ર ઉત્પન્ન કર. કાશીરાજાની બીજી કન્યા એ અંબાલિકા પણ ભાગ્યશાળી સઘળાં સુંદર લક્ષણોવાળી તથા રૂપ ને યૌવનવાળી છે. હે માનદ ! અંધપુત્રને રાજ્યનો અધિકાર નથી વાસ્તે મારાં વચનથી અંબાલિકામાં સંગ કરી એક પુત્રને ઉત્પન્ન કર " હે નારદમુનિ ! માતાનું આવું વચન સાંભળી જ્યાં સુધી અંબાલિકાને રજોદર્શન થયું ત્યાં સુધી હસ્તિનાપુરમાંજ રહ્યો. એ વેળાએ એ સુંદરી અંબાલિકા પોતાની સાસુના વચનથી એકાન્તમાં શયનગૃહમાં શરમાતી મારી પાસે આવી. મને જટાધારી તપસ્વી જીતેન્દ્રિય અને રસવગરનો દેખીને તે અંબાલિકા બહુજ ગ્લાનિ પામી ને નિસ્તેજ પડી ગઈ ગઇ. તેનાં મુખપર પ્રસ્વેદ આવી ગયો. રાત્રીએ આવેલી એ કામિની ને થરથરતી પાસે ઉભેલી જોઈને તેને મારાપર પ્રીતિ નથી એમ સમજીને ક્રોધથી મેં તેને કહ્યું કે "પોતાના રૂપના અભિમાનથી તું મને દેખીને પીળી પડી ગઈ વાસ્તે જા તારો પુત્ર પાંડુરંગનો થશે. " આમ કહીને રાત્રીએ મેં તે અંબાલિકાનો સંભોગ કર્યો ને સંભોગ કરી મારી માતાની આજ્ઞાથી હું પછી મારા આશ્રમમાં ગયો. પછી અંબાએ આંધળા ધૃતરાષ્ટ્રને ને અંબાલિકાએ પીળા પાંડુને કેટલાક કાળે જન્મ આપ્યો ને એ બે ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામથી લોક વિદિત થયા. બને પુત્રોને દોષવાળા દેખીને મારી માતા કચવાવા લાગી ને એકવર્ષ પછી ફરી મને બોલાવીને કહ્યુ કે " હે વ્યાસ ! બે પુત્રો ઉત્પન્ન થયા ખરા પણ એવા પુત્રો આ રાજ્યને લાયક નથી વાસ્તે મને પ્રિય લાગે તેવો એક સુંદર પુત્ર ઉત્પન્ન કરો. " મેં એ વાતની હા પાડી તેથી મારી માતાએ મોટી વહુ અંબિકાને રજસ્વલાના સમયમાં પુત્ર વાસ્તે પ્રાર્થના કરી કહ્યુ કે " હે હે પુત્રી ! હે સુવદની ! વ્યાસનું આલીંગન કરીને જેથી વંશ રક્ષા થાય એવો રાજ્ય યોગ્ય એક સુંદર પુત્ર ઉત્પન્ન કરો. " સાસુની વાણી સાંભળી શરમાતી અંબિકાએ કાંઈ ઉત્તર આપ્યો નહીં પણ હું તો માતાનાં વચનથી રાત્રીએ સુવાના ઘરમાં ગયો. આ સમયે રૂપયૌવનવાળી એક વિચિત્ર વીર્યની દાસીને અંબિકાએ શયન ગૃહમાં મારી પાસે મોકલી. તે દાસીએ સુંદર અલંકારો તથા વસ્ત્રો પહેર્યા હતા. રક્ત ચંદનના લેપવાળી, પુષ્પોની માળાઓના શણગારવાળી ને હંસ સરખી ગતિવાળી એ દાસી હાવભાવ કરતી કરતી મારી પાસે આવી ને તેણે પ્રેમ ભરેલી રીતે મને પલંગમાં સુવાડીને સંભોગ કરાવ્યો. હે નારદજી ! એ દાસીના વિલાસથી હું રાજી થયો ને પ્રેમવશ થઈને આખી રાત મેં તેની સાથે ઘણી ક્રીડા કરી. પ્રસન્ન થવાથી મેં તેણીને એક વરદાન આપ્યુ કે " હે સુંદરી ! તને સઘળાં શુભ લક્ષવાળો, રૂપાળો, સર્વધર્મવેત્તા, સત્યવાદી ને શાન્તિપ્રિય એક પુત્ર થશે " પછી એ દાસીને જે પુત્ર આવ્યો તે ' વિદુર ' નામથી વિશ્વમાં વિખ્યાત થયો. મારાથી આવી રીતે ધૃતરાષ્ટ્ર પાંડુને વિદુર નામના ત્રણ પુત્રો ઉત્પન્ન થયા ને પરસ્ત્રીમાં ઉત્પન્ન ગયેલા છતાં એ પુત્રો મારા છે એવો મને તેઓનાપર મોહથી ભાવ થયો. પરાક્રમવાળા ને વીર જનોમાં માન પામેલા એ ત્રણ પુત્રોને દેખીને શોકના હેતુરૂપ મને જે શુકદેવનો વિરહ હતો તે હું વીસરી ગયો. હે નારદમુનિ ! માયા કે જે રૂપ રહિત નિરાધાર તથા જ્ઞાનીઓને પણ મોહ ઉપજાવ-

નારીને મનને નહીં જીતનારાઓથી નહીં તજી શકાય તેવી છે તે ઘણીજ બળવત્તર છે. સ્નેહથી મારૂં ચિત્ત માતામાં ચોંટી રહ્યુ હતું ને તે પુત્રોમાં પણ મારૂં મન વળગી રહ્યું હતું. આથી મારા મનને વનમાં પણ શાન્તિ ન મળી. ચકડોળમાં ફરતું હોય એવું મારૂં મન કોઈ સમયે હસ્તિનાપુરમાં ને કોઈ સમયે સરસ્વતીના તીરપર ગમનાગમન કર્યા કરતું હતું તેને એકે સ્થળે સ્થિરતા મળતી ન હતી. કોઈ વાર વિચાર આવતાં મને જ્ઞાન થતુ કે" "પુત્રોથી મને શું લાભ છે? આ પુત્રો કાંઈ મારૂં શ્રાદ્ધ કરવાના નથી. તેઓનાપર મારો મોહ છે તે સર્વથા વૃથાજ છે. વ્યભિચારથી સંભવેલા આ પુત્રો મને શું સુખ આપે? નજ આપે. હે નારદ! પાછી કોઈવાર મહા બળવાળી માયા મારા મનને મોહિત પણ કરતી હતી. વળી કોઈવાર સાવધાન મનથી એકાન્તમાં હું પશ્ચાતાપ કરતો હતો કે "જાણી જોઇને આ મોહરૂપી અતાગ ખાઈમાં હું ઝંપલાયો છું" આવી મારી સ્થિતિ હતી તેમાં પાછુ બળવાળા પાંડુને ભીષ્મે પોતાની સંમતિથી રાજ્યાસન અપાવ્યુ તેથી પુત્રને રાજા થયો જાણી હું ઘણાં પ્રસન્ન મનવાળો થયો. એ પાંડુ રાજાની ઉત્તમ કુળવાળી કુંતી ને માદ્રી નામની બે ભાર્યાઓ હતી. સુરસેનની દીકરી કુન્તી હતી ને મદ્રદેશના મહારાજાની કુંવરી માદ્રી હતી. બ્રાહ્મણના શાપથી વનવાસી પાંડુ રાજા પોતાની ભાર્યાઓ સહિત વનમાંજ રહ્યા. તેઓએ વૈરાગ્યથી રાજ્યપાટ છોડી દીધું. વનમાં ગયેલા પુત્રની વાત સાંભળીને મને ઘણો શોક થયો. આ શોકથી ભાર્યાઓ સહિત એ પાંડુ જ્યાં હતો ત્યાં હું પણ ગયો. વનમાં પાંડુને દિલાસો આપીને પાછો ધૃતરાષ્ટ્રની પાસે વાર્તાલાપ કરીને હું સરસ્વતીના તટપર ગયો. (પાંડુને સ્રીનો સંભોગ કરીશ તો તારૂં મૃત્યુ થશે એવો શાપ હતો) પાંડુએ પોતાના વાનપ્રસ્થ આશ્રમમાં પાંચ ક્ષેત્રજ પુત્રોની ઉત્પત્તિ કરાવી હતી. એ પુત્રો ધર્મ, વાયુ, ઈન્દ્ર ને અશ્વનીકુમારના અંશોમાંથી પાંડુની સ્રીઓમાં જનમ્યા હતા. યુધિષ્ઠિર, ભીમસેન, ને અર્જુન, એ ત્રણે કુન્તીના પુત્રો હતા ને માદ્રીના નકુલ તથા સહદેવ હતા. એ પાંચે પાંડવો અનુક્રમે ધર્મ વાયુ ઈન્દ્ર ને અશ્વનીકુમારોથી ઉત્પન્ન થયા હતા. પછી એકવાર પાંડુએ કામવશ થઈ માદ્રીને આલિંગન કર્યું એથી તે મરણ પામ્યો. મુનિશાપથી મરેલા પાંડુનો મુનિઓએ વનમાં અગ્નિ સંસ્કાર કરાવ્યો. માદ્રી સતિ થઇ ને પ્રદીપ્ત અગ્નિમાં પતિની સાથેજ બળી ગઈ. પાંચ પુત્રો સહિત કુન્તી જીવતી રહી. દુઃખિયારી ને વિધવા કુંતીને પુત્રોસહિત લાવીને મુનિઓ હસ્તિનાપુરમાં આવ્યા. તેઓને મુનિઓએ મહાત્મા ભીષ્મ તથા વિદુરના હાથમાં સોપ્યા. આ વાતને સાંભળીને મને એ પારકાં શરીરો વાસ્તે સુખ દુઃખનાં ઘણાં દબાણો થયાં. બુદ્ધિવાળા ભિષ્મ વિદુર ને ધૃતરાષ્ટ્ર સ્નેહપૂર્વક પાંડુના પુત્રોનુ પોષણ કરે છે એમ દેખીને સાથે વસનારા નિર્દય મનવાળા દુર્યોધનાદિક ધૃતરાષ્ટ્રના પુત્રો પાંડવોની સાથે વિસ્મયજનક વૈર રાખવા લાગ્યા. હસ્તિનાપુરમાં પધારેલા દ્રોણાચાર્યને ભીષ્મે માન આપી રાજપુત્રોને ભણવવા વાસ્તે ત્યાંજ નિવાસ કરવા ગોઠવણ કરી. કુંવારાં હતાં ત્યારે કુંતીએ પોતામાં સૂર્યથી થયેલા પુત્ર કર્ણ ને નદીમાં નાખી દીધો હતો તેથી તે કર્ણ અધિરથ નામના સુતના હાથમાં આવ્યો હતો. તેણે કર્ણને ઉછેરી મોટો કર્યો હતો. એ કર્ણ મહા બળવાળો તથા દુર્યોધનને ઘણોજ વહાલો હતો

ભીમ અને દુર્યોધન વચ્ચે કંકાસ થયા કરતાં ધૃતરાષ્ટ્રે પુત્રકલેશવિષે વિચાર કરી તે કજીયો શમાવવા વાસ્તે વારણાવત નામના નગરમાં મહાત્મા પાંડવો વાસ્તે ઘર કર્યું. દુર્યોધને દ્રોહને લીધે પોતાના મિત્ર પુરોચનને ત્યાં મોકલીને લાખનાં સુંદર ઘર ચણાવ્યાં. એ લાક્ષાગૃહમાં કુંતિ સહિત એ પાંડવોને બળી ગયેલાં સાંભળી પૌત્રોનાં મરણનાં દુઃખથી હું એક શોકરૂપી મહાસાગરમાં ડુબી ગયો હતો બહુજ શોકાતુર થઈને હું રાતદિવસ પાંડવો બળી ગયેલા છે કે નહી એ બાબતની તપાસ કરવા નિરંતર ભમ્યા કરતો હતો તેવામાં મેં એકચક્રા નામની નગરીમાં એ પાંડવોને દુર્બળ કાયાવાળા દીઠા. પાંડવોના દર્શનથી હું બહુજ ખુશી થયો ને દ્રુપદરાજાના નગરમાં જવાને મેં તેઓને પ્રેરણા કરી. દુઃખી બ્રાહ્મણોના વેષધારી દુર્બળ પાંડવો કે જેઓએ મૃગચર્મો પહેર્યાં હતાં તેઓ મારી પ્રેરણાથી દ્રુપદ રાજાની સભામાં ગયા. ત્યાં અર્જુને પરાક્રમ કરીને દ્રૌપદીને મેળવ્યાં ને માતાના વચનથી એ પાંચે પાંડવો એ દ્રૌપદીને પરણ્યા. પાંડવોને વિવાહિત દેખીને એ સમયે હું ઘણો ખુશી થયો હતો. હે નારદમુનિ! ત્યાર પછી ધૃતરાષ્ટ્રે દ્રૌપદી સહિત એ પાંડવોને હસ્તિનાપુરમાં બોલાવીને ઇન્દ્રપ્રસ્થમાં રહેવાની ગોઠવણ કરી આપી. ઈન્દ્રપ્રસ્થમાં રહીને અર્જુને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણની મદદથી અગ્નિને તૃપ્ત કર્યો. યુધિષ્ઠિરે ત્યાં રાજસૂય યજ્ઞ કર્યો. આથી હું ઘણોજ ખુશી થયો. આ સમયે પાંડવોના વૈભવને અને મયદાનવથી સુરચિત સભાને દેખીને અસહનતાથી ઘણોજ તાપ પામેલા દુર્યોધને દ્યુત રમવાની યોજના કરી. શકુની જુગારમાં ઘણો કપટી કપટી હતો ને યુધિષ્ઠિર જુગારની રમતમાં અજ્ઞાની હતા તેથી કૌરવોએ તેમનુ સઘળું રાજ્ય તથા ધન લઇ લીધું. દ્રૌપદીને મહા સંકટ આપ્યું ને દ્રૌપદી સહિત પાંડવો બાર વરસ વનવાસમાં રહ્યા. આથી મારા ચિત્તમાં ઘણુંજ દુઃખ થયૂ. હે નારદમુનિ? હું બ્રહ્મવિદ્યાને તથા બ્રહ્મવિદ્યાનાં સાધનોને બરાબર સમજુ છુ તોપણ ભ્રમને લીધે આ સુખદુઃખ રૂપ સંસારના મહાસાગરમાં હું ડૂબી ગયો છુ. હુ કોણ! એ દીકરાઓ કોના! માતા કોણ! વળી સુખ શું? કે જેથી મોહવશ થઇને મારૂં ચિત્ત રાતદિવસ ભમ્યા કરે છે. હું શું કરૂં? મારે કયાં જવુ? મને શાન્તિ કે સંતોષ મળતાં નથી. હિંડોળે હિંચકા ખાતું મારૂ ચંચળ ચિત્ત કોઇપણ ઉપાયથી સ્થિરતાને પામતું નથી. હે મુનિ સત્તમ! તમે સર્વજ્ઞ છે. વાસ્તે મારો સંદેહ દૂર કરો. મારૂં મન જેમ તાપરહિત ને દુઃખરહિત થાય તેવો પ્રતિકાર કરો. ૧-૬૩

**सर्वज्ञोसि मुनिश्रेष्ठ सन्देहं मे निवर्त्तय ।**
**तथा कुरु यथाहं स्यां सुखितोविगतज्वरः॥६४॥**

ઇતિશ્રી મહાપુરાણવિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૬ મો. *

### નારદનો મોહ.

**व्यास उवाच—**

**इति मे वचनं श्रुत्वा नारदः परमार्थ वित् ।**
**मामाह सस्मितंकृत्वापृष्टन्तं मोहकारणम् ॥१॥**

વ્યાસ કહે છે—હે જનમેજય રાજા! આ પ્રમાણે મોહનું કારણ પૂછતા ને મને મારૂં વચન સાંભળી પરમાર્થવેત્તા નારદ મુનિએ

* આ અધ્યાયમા વ્યાસને નારદે પોતાના મોહ વિષે વાત કહી એ કથા આવશે.

હસીને મને આમ કહ્યું. નારદ મુનિ કહે છે—હે પરાશર સુત ! હે પુરાણજ્ઞ ! તમે મને મોહવિષે શું પ્રશ્ન કરો છો ? આ સંસારમાં કોઈ પ્રાણી મોહ વગરનું નથીજ. કારણ કે (આવરણનો નાશ જ્ઞાનથી થાય છે પણ વિક્ષેપની નિવૃત્તિ થતી નથી. પ્રારબ્ધ કર્મ વિદ્યમાન હોય છે ત્યાં સુધી જ્ઞાનીઓને પણ એવો ને એવોજ વિક્ષેપ રહે છે. તેથી કોઈ સમયે જ્ઞાનીઓને પણ મોહાદિક થાય છે એમાં અચરત જેવું કાંઈ નથી.) બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સનકાદિ ને કપિલ એ સઘળી ઈશ્વરકોટિ પણ માયાના આવરણ સહિત સંસારના માર્ગમાં પર્યટન કરી રહે છે. માણસો મને જ્ઞાની માને છે પણ હું પણ લોકોની જેમજ ભમ્યા કરૂં છું. તમને નિશ્ચયપૂર્વક મારી પૂર્વની કથા કહું છું તે સાંભળો. હે વ્યાસ ? મારા પોતાનાજ મોહને લીધે મેં પોતે એક સ્ત્રીના વાસ્તે દારૂણ દુઃખ પૂર્વે ભોગવ્યું હતું. એક સમયે હું અને મારા બીજા જનમનો ભાણેજ (દક્ષ પ્રજાપતિને ઘેર નારદનો પુનર્જન્મ થયો હતો એ વાત સપ્તમ સ્કંધમાં આવશે) પર્વત મુનિ ઉત્તમ ભરતખંડની ભૂમિને જોવા સારૂં દેવલોકમાંથી પૃથ્વીલોકમાં આવ્યા હતા. તીર્થસ્થાનો પવિત્ર સ્થાનો ને રૂષિઓનાં આશ્રમોને જોતા જોતા અમે બે જણા પૃથ્વીમાં સાથેજ વિહાર કરતા હતા. અમે દેવલોકમાંથી નીકળતી વખતે પરસ્પરસોગનપૂર્વક સાથે મળીને એવો નિશ્ચયપૂર્વક કરાર કર્યો હતો કે જેની સારી કે નરસી જેવી મનોવૃત્તિ થાય તે પરસ્પરમાં તુરત કહી દેવી. કદી પણ કાંઈ છાની વાત ન રાખવી. ભોજનની ધનની કે રતિની જેના મનમાં જેવી ઈચ્છા થાય તે એક બીજાને જણાવી દેવી. આવો ઠરાવ કરી એકસંપ વાળા અમે બે મુનિઓ સ્વેચ્છાનુસાર પૃથ્વીમાં વિહાર કરતા હતા. ફરતાં ફરતાં વર્ષારૂતુ આવતાં અમે બે સંજય રાજાની નગરીમાં આવી પહોંચ્યા. એ રાજાએ ભક્તિભાવથી અમારો સારી રીતે પૂજા વિગેરેથી સત્કાર કર્યો તેથી અમે ઘણું માન પામીને એ રાજાનાનો નગરમાં ચાતુર્માસ કરવા નિશ્ચય કરીએ રાજાના ઘરમાં નિવાસ કર્યો. (વર્ષારૂતુના ચાર માસ પ્રવાસના માટે કઠણ હોવાથી વિદ્વાનોનો એ સમયમાં એકજ સ્થાને રહે એવો નિશ્ચય છે. કાર્ય હોય તો બ્રાહ્મણે આઠ માસ પ્રવાસ કરવો પરન્તુ વર્ષાકાળમાં સુખની ઇચ્છા હોય તો પ્રવાસ ન કરવો એવો શિષ્ટાચાર છે.) સંજયરાજાએ અમારૂં આતિથ્ય કરીને અમને બહુ માન આપ્યુ. એ રાજાને દમયંતી નામે એક રૂપવતી કન્યા હતી તેને રાજાએ અમારી સેવા કરવા સારૂં આજ્ઞા કરી. વિવેક સમજનારી વિશાળ નયનોવાળી, ને સુંદર દાંતવાળી એ રાજકુંવરી સર્વદા સાવધાન રહી અમારી સેવામાં પરાયણ રહી. સમયસર સ્નાનવાસ્તે સુંદર જળ, મીઠાં મીઠાં ઘણા ભોજનો, મુખવાસ અને બીજું જે કાંઈ અમે માગીએ તે સઘળુ એ કન્યા લાવી આપતી હતી. એ કન્યા અમારા બેના વાસ્તે વ્યંજન, આસન, ને શય્યા આદિ મનોવાંછિત પદાર્થો તૈયાર કરી રાખતી હતી આ પ્રમાણે કન્યાથી સેવાતા એવા અમે બે એ રાજાના ઘરમાં વેદાભ્યાસ કરતા હતા ને વેદોકત નિયમોને અમે આચરતા હતા. હાથમાં વીણા પકડી ઉત્તમ સ્વર યોજીને શ્રવણને બહુ તૃપ્તિ આપનારૂં મધુરૂં સુંદર સામ ગાયત્ર ગાતો હતો. એ સામવેદનું મનોહર ગાન સાંભળીને પેલી ચતુર રાજકુંવરીને મારાપર ઘણોજ મોહ થયો ને પ્રીતિ થઈ. દિવશે દિવશે એ કન્યાને મારામાં મોહ વધનો

ગયો ને મારૂં મન એ કન્યામાં પ્રિતીને લીધે મોહ પામી ગયું. પછી રસને જાણનારી એ કન્યા કોઈ કોઈ વાર મારી અને પર્વત મુનિની ભોજનાદિ સેવામાં કાંઈ કાંઈ ભેદ કરવા લાગી. મને નહાવા સારૂ કાંઈક ઉષ્ણ જળને પર્વતને શીતજળ દેવા માંડી.મારા સારૂં દહીં ને પર્વતના વાસ્તે છાશ રાખવા લાગી. મારા માટે બહુજ સ્નેહને લીધે સ્વચ્છ શય્યા રાખવા લાગી ને પર્વતના વાસ્તે તેની નહીં રાખવા લાગી. એ સુંદરી પ્રેમથી મારા સામું જોતી હતી પણ પર્વતના સામું જોતી નહી. આ પ્રકારે મારા પતિ દિનપ્રતિદિન અભિવૃદ્ધિ પામતા સ્નેહવાળી એ રાજકુમારીને દેખીને વિસ્મય પામેલા પર્વતે વિચાર્યું કે " આ કન્યા આમ કેમ કરતી હશે? " પછી પર્વતે મને એકાન્તમાં કહ્યું કે "હે નારદ! આ રાજકુંવરી સર્વદા તમારાપર પ્રીતિ રાખે છેને ઘણીજ ખુશી થઇને તમને સઘળી રીતે સ્નેહ સહિત ભક્ષ ભોજ્ય આપે છે પણ મારા સાથે તેમ વરતતી નથી તો એનું જે કારણ હોય તે મને બરાબર કહો. એ કુંવરી તમારી અને મારી અને મારી સેવામાં ભેદ રાખે છે તેથી મને શંકા ઉત્પન્ન થઈ છે. મારૂં માનવું છે કે એ કન્યા સર્વથા તમને પતિ કરવા ચાહે છે ને તમારાં લક્ષણો ઉપરથી તમારો પણ એવોજ ભાવ જણાય છે. નયન અને મુખના વિકારો પ્રીતિનાં કારણોને જણાવી દે છે. હે નારદ ? તમે સાચું બોલજો. સ્વર્ગમાંથી જે ઠરાવથી સાથે આપણે નીકળ્યા છીએ તે ઠરાવને સંભારજો " પર્વતની આવી વાણી સાંભળીને અને તેની હઠ દેખીને હું તો એ સમયે ઘણોજ શરમાઈ ગયો પણ બોલ્યો કે " હે પર્વત ! હે વિશાળ નયનો વાળી રાજકન્યા મને પતિ કરવાને ચાહે છે અને એના વિષે મારા મનનો ભાવ પણ એજ પ્રકારનોજ વિશેષ થયો છે. " મારાં આવાં સાચાં વચનો સાંભળી કોપ પામેલા પર્વતમુનિએ વારંવાર મને તિરસ્કારો આપીને કહ્યું કે "તેં પ્રથમ પ્રતિજ્ઞાઓ લીધા છતાં મને છેતર્યો વાસ્તે તારૂ મિત્રદ્રોહીનું વદન વાંદરા સરખુ થાઓ. " પર્વતના આવા શાપથી હું તરતજ વાંદરાના જેવાં મુખવાળો થઈ ગયો ને ઘણોજ બેડોળ થયો. મેં પણ મારા ભાણેજને ક્ષમા નહીં કરતાં તેને એવો શાપ આપ્યો કે " હે પર્વત ! તુ સ્વર્ગમાં જઈ શકશે નહીં. અલ્પ અપરાધવાળાને મને તેં આવે શાપ આપ્યો વાસ્તે તારી સ્થિતિ પણ મર્ત્યલોકમાં રહેશે." આમ થવાથી પર્વતમુનિ ઘણા કચવાઈને એ નગરમાંથી જતા રહ્યા ને હું વાંદરાના મુખવાળો ત્યાંજ રહ્યો. વીણા સાંભળવાની લાલસા વાળી રાજકુંવરી મને કપિ સરખાં મુખવાળો જોઈને ઘણોજ ખેદ પામી. વ્યાસમુનિ કહે છે—હે નારદજી ! પછી શું થયું ! તમે એ શાપથી રહિત થઇને પાછા મનુષ્યનાં મુખવાળા કેમ થાય ! પર્વતમુનિ ત્યાંથી કયાં ગયા ! પછી તમારા બેનો સમાગમ થયો કે નહી ! થયો તો તે કયાં કેવા સ્થળમાં કેવી રીતે થયો. આ ખુલાસો બરાબર કહો. નારદ કહે છે—હે ભાગ્યશાળી વ્યાસ ! માયાનાં મહા ચરિત્ર વિષે હું શું બોલું! પર્વતમુનિ ચાલ્યા જવાથી મને ઘણું દુઃખ થયું ને એ રાજકુમારી મારી આવી દશા થઈ છતાં નિરંતર મારી સેવામાંજ તત્પર રહી. પર્વતમુનીના ગયા પછી દુઃખ પામેલો દીન અને મર્કટના સમાન મુખવાળો હું મારી ઇચ્છાથી એજ ઘરમાં રહ્યો હતો અને હવે 'શું

થશે' એવી ચિંતાથી પીડા પામતો હતો. પછી સંજય રાજાએ પોતાની પુત્રી દમયંતીને કાંઇક યૌવનવાળી થઈ સમજીને તેના વિવાહના વાસ્તે મંત્રીઓને પૂછ્યુ કે "મારી પુત્રીનો વિવાહ કાળ છે વાસ્તે કયા રાજપુત્રને જમાતા કરવો યોગ્ય છે તે કહો. રૂપવાળો ઉદારતાવાળો ને શોર્ય વિગેરે ગુણોવાળો ઉત્તમ કુળમાં જન્મ પામેલો જે રાજ કુમાર હોય તેનું નામ આપો. હવે દમયતીનો વિધિ સહિત હું વિવાહ કરીશ." સચીવે કહ્યું "હે રાજા! પૃથ્વીમાં સઘળા ગુણોવાળા અનેક રાજપુત્રો તમારી કન્યાને યોગ્ય છે વાસ્તે જેનાપર તમારી રૂચિ હોય તેને બોલાવીને કન્યાદાન આપો. હાથી ઘોડા તથા રથો સહીત કન્યાને દાનમાં ઘણું દ્રવ્ય આપો." આવા પ્રકારનો પોતાના પિતાનો વિચાર થયેલો જાણીને બોલવામાં ચતુરતાવાળી દમયંતીએ એકાન્તમાં પોતાના પિતાને ખબર આપવા સારૂં એક દાસીને રવાના કરી. દાસી ગઈ ને રાજાને કહી રહી કે "હે રાજા તમારી કુંવરી કહેવરાવે છે કે "હું નાદમાં બહુ મોહિત થઈ ગઇ છુ તેથી મહતી વીણાવાળા નારદ મુનિને વરી ચુકી છું વાસ્તે બીજા કોઈ ઉપર મને સ્નેહ નથી. હે પિતા? નારદજી સાથેજ પરણવાની મારી અભિલાષા છે તેને તમે પરિપૂર્ણ કરો. હે ધર્મજ્ઞ? નારજીના વિના બીજા પતિને હુ વરીશ નહી. ઝૂડ તથા મધર વગરના મીઠા રસથી ભરેલા સુખરૂપ નાદરૂપી મહાસાગરમાં ડૂબી જવાથી હું તો નારદમુનિને વશ છું વાસ્તે તેનેજ પરણીશ.[૧-૫૭]

**मग्नाहं सिंधौ वै नक्रहीने रसात्मके ।**
**मझारे सुखसंपूर्णे तिमिंगल विवर्जिते ॥५७॥**

ઈતિશ્રી મહાપુરાણુ વીષે દેવી ભાગવત વીષે છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૨૬ મો સંપૂર્ણં.

## અધ્યાય ૨૭ મો.*

### દમયંતી ને નારદનાં લગન.

**नारद उवाच–**

**तत्पुत्र्यावचनंश्रुत्वाराजाधात्रीमुखात्ततः ॥**
**भार्यामोवाचकैकेयींसमीपस्थांसुलोचनां ॥१॥**

નારદ કહે છે—હે વ્યાસ ! આ પ્રમાણે દાસીનાં મુખદ્વારા દમયંતીના વચનો સાંભળીને સંજય રાજાએ પોતાની પાસે બેઠેલી સુંદર નેત્રવાળી કૈકેયી નામની પોતાની રાણીને નીચે પ્રમાણે જણાવ્યુ. સંજય કહે છે—હે પ્રિયા ! આ દાસી જે બોલે છે તે તમે સાંભળ્યુ કે? મર્કટ મુખવાળા નારદને આપણી કન્યા દમયંતી વરી ચુકી છે તો આ તેણે કેવો મુર્ખતાવાળો વિચાર જણાવ્યો છે? મર્કટ મુખ નારદને મારી કુંવરી હું કેમ આપુ? એ કુરૂપડો ભિખારી ક્યાં ને મારી રૂપાળી દમયતી કયાં? આવી વિપરીત ક્રિયા મારાથી બનશે નહી વાસ્તે હે રાણી ! શાસ્ત્ર અને વૃદ્ધોને અનુસરતી યુક્તિઓ વાપરી તમે એ મુનિમાં આસક્ત થયેલી મૂઢ દમયતીને સમજાવી તેની હઠ છોડાવો. નારદજી કહે છે—પતિનાં વચનો સાંભળી કૈકેયીએ દમયતીને નીચે પ્રમાણે સમજાવી. કૈકેયી કહે છે—હે પ્યારી પુત્રી ! તારૂં રૂપ કયાં ને એ વાંદરાં સરખાં વદનવાળો નારદમુનિ કયાં? તું તો ચતુર છો છતાં એ ભિખારીમાં શું જોઇને મોહ પામેલી છો? લતા સમાન સુકોમળ શરીરવાળી તું છો ને એ મુનિ તો ભસ્મથી રૂક્ષ દેહવાળો છે. વાંદરા જેવા વદનવાળા સાથે તને વાત કરવી પણ કેમ અનુકૂળ પડે? હે નિર્મળ મંદહાસ્યવાળી ! એ

*આ અધ્યાયમાં છપન શ્લોકથી મોહના મહિમાને લીધે દમયંતી અને નારદના વિવાહ પ્રસંગની કથા કહેવાશે.

કુરૂપ પુરૂષની ઉપર તારા સરખીને પ્રીતિ પણ કેવી રીતે પ્રકટી શકે ? કોઈ રાજકુમારને તારે વર કરવા અમને અનુમતિ આપ. આ ખોટો મમત તું તજી દે. દાસીનાં મુખથી તારી વાત સાંભળી તારા પિતા બહુ દુઃખથી અકળાયા છે. કોમળ માલતીની લતાને બાવળનાં વૃક્ષની સાથે વળગાડવાથી કયા મનુષ્યનું મન ખેદ ન પામે ? પૃથ્વીમાં એવો કોણ ખલ પુરૂષ થાય કે જે ઉંટની પાસે કોમળ તાંબુલનાં પત્રોનો ચારો ખાવા મૂકે ! વિવાહની વિધિ વખતે તારો હાથ નારદના હાથમાં સોંપીને તને દેખીને કોનો અંતરાત્મા ન બળે ? કુરૂપડાં વદનવાળા સાથે વાત કરવીજ ન રૂચે તો પછી તેની સાથે આખો ભવ તારો તું કેમ વિતાવી શકીશ ? નારદજી બોલ્યા—મનેજ વરવાના ઉગ્ર નિશ્ચયવાળી દમયંતીએ પોતાની માતાનાં વચનો સાંભળી તેને આ પ્રમાણે કહ્યું. દમયંતી કહે છે—ખલ પુરૂષ રૂપવાળો હોય, ધનવાળો હોય તોપણ તેને શું કરવો ? મૂર્ખ અને રસ રીતિને નહીં જાણનારા રાજ્યવાળા રાજાને પણ શું કરવું ? વનમાં વસનારી હરિણીઓ પણ ભાગ્યશાળી છે કે જેઓ નાદથી મોહ પામીને ગાયન કરનારાને પોતાના પ્રાણો સુપ્રત કરી દે છે. આ સંસારમાં મૂર્ખ જનોને ધિક્કાર છે. સાત સ્વરવાળી વિદ્યાના જ્ઞાતા તો નારદ ને શિવ એ બેજ છે પરન્તુ ત્રીજો કોઇ છેજ નહીં. મૂર્ખની સાથે પનારો પડે તો ક્ષણે ક્ષણે મૃત્યુજ સમજવું. ગુણ વગરનો રૂપાળો તથા ધનવાળો પુરૂષ પણ સદા ત્યાગ કરવો જોઇએ. મિથ્યા અભિમાનવાળા મૂર્ખ રાજાની સાથે મિત્રતા થાય તેને પણ ધિક્કાર છે. ભિખારી પણ ગુણવાળો હોય અને તેની મિત્રતા થાય તો તે અત્યુત્તમ છે. કારણ કે એ મિત્ર તો વાતચિત માત્રથીજ સરળ ને સુખદાતા નીવડી આવે છે. સ્વર, ગ્રામ, મૂર્છનના ભેદ અને આઠે રસોને જાણનારો પુરૂષ પૃથ્વીમાં વિરલો છે. એવા પુરૂષને દુર્બળ હોય તોપણ સૌથી સબળ માનવો જોઇએ. ગંગા ને સરસ્વતી જેમ સ્વર્ગ આપનારાં છે તેમ સ્વરોનાં જ્ઞાનનો જાણનારો પુરૂષ પણ કૈલાસની પ્રાપ્તિ કરાવી શકે છે. સ્વરોના માપનાં જ્ઞાનવાળા મનુષ્યને દેવજ માનવો જોઇએ. સાત સ્વરના ભેદની જેને કાંઈપણ ગમ ન હોય તે ઇન્દ્ર હોય તોપણ પશુ સરખોજ સમજવો. મૂર્ચ્છના સંબંધી તાનોની ગતિ સાંભળી જેને આનંદ ન થાય તેને સર્વદા પશુજ માનવો. પશુ છતાં ગાયનમાં લુબ્ધ હરિણો પશુજ નથી. વિષમય નાગ શ્રવણ વગરનો છે છતાં મનોહર ગાયન સાંભળીને ઘણોજ પ્રસન્ન થાય છે વાસ્તે તે શ્રેષ્ઠ છે. કાનવાળા છતાં જે માણસો રાગમાં મોહવાળાં નથી તેને ધિક્કાર છે. બાળક પણ સુંદર સ્વરોવાળું ગીત સાંભળીને ખુશી થાય છે ને વૃદ્ધ છતાં જેઓને રાગની કે તાન સ્વરાદિકની કાંઈ ગતાગમ નથી તેઓને ધિક્કાર છે. નારદજીના અગણિત ગુણોની મારા પિતાને કેમ ગમ નથી પડતી ? સામવેદનું ગાયન કરનારો નારદના જેવો ત્રણે લોકમાં બીજો કોઈ છેજ નહીં. આ કારણથીજ પ્રથમના સમાગમથીજ હું એ મુનિને વરી ચુકી છું. ગુણોના નિધાનરૂપ ભગવાન નારદ વાનરાના મુખવાળા તો શાપનાં કારણથી પછવાડેથીજ થયા છે પણ કાંઈ જન્મથી તેવા નથી. અશ્વ મુખોવાળા કિન્નર લોકોનું ગાયન કોને પ્રિય નથી લાગતું? આથી ગાયન વિદ્યા હોય તો પછી રૂપાળા મુખનું શું કામ પડે તેમ છે? હે માતાજી? તમે મારા પિતાને એમ કહેજો કે "હ-

મયતી નારદનેજ વરી છે વાસ્તે રાજીખુશીથી તેનો નારદની સાથે વિવાહ કરો." નારદ કહે છે—આ પ્રમાણે દીકરીની વાણી સાંભળી તથા તેનો મનેજ વરવાનો મમત દેખીને કૈકેયી રાણીએ સંજય રાજાને કહ્યુ કે–હે સ્વામી! સુભ મહૂર્તમાં દમયતીનો નારદની સાથે વિવાહ કરો. દમયતી મનથી એ સર્વજ્ઞ મુનિને વરી છે." રાણીની આવી પ્રેરણાથી સંજય રાજાએ વિધિ સહિત સઘળો સમારંભ કરીને નારદને દમયતીનું કન્યાદાન આપ્યું. હે વ્યાસ ! આ પ્રમાણે વાનર મુખવાળો હુ સ્ત્રીની સાથે પરણીને ત્યાંજ રહ્યો હતો છતાં મારા મનમાં નિરંતર બલ્યા કરતો હતો. એ રાજકુંવરી જ્યારે મારી સેવામાં આવતી ત્યારે મારૂ મુખ વાંદરા જેવું હતુ તે બતાવવાથી મને ઘણીજ શરમ આવતી હતી ને ખેદ થાતો હતો. એ દમયતી તો મને જોઈને સદા પ્રફુલ્લિત મુખવાળીજ જણાતી હતી. મારા વાનરાના સરખી મુખની આકૃતિની તે કોઇ સમયે ચિંતામાત્ર પણ કરતી ન હતી. આવી રીતે કેટલોક કાળ ગયા પછી પર્વતમુનિ ફરતા ફરતા અકસ્માત્ મને જોવાને આવ્યા. મે પ્રેમથી તેમનો સત્કાર કરી તેમની પૂજા કરી. દિવ્ય આસનપર બેઠલા તે મુનિએ મને સસારી, વાનરા જેવાં મુખવાળો, ગરીબ, ને ઘણોજ ચિતાતુર દીઠો તેથી તેઓ ખેદ પામ્યા. મારા દયાળુ ભાણેજ પર્વતે મને દુર્બળ દેખી કહ્યુ કે "હે મામા! હે મુનિ સત્તમ ! મે ક્રોપથી તમને શાપ આપ્યો છે તો હવે એ શાપનું નિવારણ કરૂ છુ તે સાંભળો- આ રાજકુવરીને દેખીને મને તેનાપર દયા આવે છે તેથી મારા મનથી કહું છું કે માગ પુણ્યના પ્રભાવથી તમારૂં સુંદર વદન જેવુ હતુ તેવુ બની જાઓ." આવાં પર્વતનાં વચન સાંભળીને મેં પણ મારાં ચિત્તને નમ્ર કરી તેમના પ્રતિ શાપનું નિવારણ કર્યું કે "હે ભાણેજ! તમારી પણ સ્વર્ગમાં ગતિ હજો" હે વ્યાસ પર્વતનાં વચનોને લઇને હું તરતજ તેમના જોતાંજ સુંદર મુખવાળો બની ગયો મને દેખીને ખુશી થયેલી દમયંતીએ પોતાની માતાને કહ્યું કે "હે મા! તમારા જમાઇ સુંદર મુખવાળાને કાન્તિવાળા થયા છે. પર્વતમુનિએ તેમને શાપથી મુક્ત કર્યા." દીકરીનું વચન સાંભળીને માતાએ આ વાતની સંજય રાજાને ખબર કરી તેથી સંજય રાજા ઘણા રાજી થયા. પછી એ રાજા અમને જોવા સારૂ આવ્યા. એ મહાત્મા રાજાએ રાજી થઈ મને અને મારા ભાણેજ પર્વતને ઘણીજ પહેરામણી તથા પુષ્કળ ધન આપ્યું. હે વ્યાસ! આ પ્રમાણે માયાના બળના મહિમા સંબંધી મને જે પહેલાં અનુભવ થયો હતો તે વિષે સઘળી કથા મેં તમને કહી. ( મતલબ જ્ઞાનીને પણ વિક્ષેપરૂપે માયાનો અંશ રહેતો હોવાથી સુખ દુઃખાદિક થાય છે ) માયાના ગુણોથી થયેલા આ મિથ્યા સંસારમાં કોઇપણ શરીરધારી સુખી થયો નથી. સુખી નથી અને સુખી થશે પણ નહી. ( આ ત્રિગુણજન્ય શરીર જ્યાં સુધી વિદ્યમાન રહે છે ત્યાં સુધી માયા, મોહ, સુખ, ને દુખ વિગેરે વિક્ષેપો કોઇને પણ છોડતાજ નથી. આવરણની વિવૃત્તિનો ઉપાય છે પણ વિક્ષેપની નિવૃત્તિનો કોઈ પ્રતિકાર નથી. કામ ક્રોધ લોભ મોહ મમતા અહંકાર અને મદ એ સઘળા મહા બળવાળા વિકારો પર કોણે વિજય કર્યો છે ? કોઇએ પણ જીત નથી કરી. હે મુનિ ! સત્વ રજ ને તમ એ ત્રણ ગુણોજ સર્વથા સર્વત્ર સઘળા પ્રકારે પ્રાણીઓનાં શરીરોની ઉત્પત્તિમાં કારણભૂત

છે વાસ્તે જ્યાં સુધી એ ગુણોનું વૈષમ્ય હશે ત્યાં સુધી મોહાદિક થયા વગર રહેશેજ નહીં. હે વ્યાસ ! એકવાર હું વિષ્ણુની સંગે ફરતો હતો. વિષ્ણુએ હાસ્યવિનોદથી પલવારમાં મને સ્રી કરી મેલ્યો હતો. માયાના બળથી થયેલા મોહને લીધે સ્રીરૂપ હું કોઇ રાજાની રાજાની રાણી થયો હતો ને તે રાજાના મહેલમાં મેં ઘણા પુત્રોને જન્મ આપ્યો હતો. વ્યાસ કહે છે—હે સંત ! તમારાં વચનોથી મને મોટી શંકા થાય છે. તમે મહાજ્ઞાની છતાં સ્રીપણું કેમ પામ્યા ! પોતાના ઉદરમાંથી રાજાને ઘેર કેવી રીતે તમે પુત્રો જણ્યા હતા ને પાછા તમે કેવી રીતે પુરૂષ થયા હતા ! આ સઘળી કથા મને કહો. આ સ્થાવર જંગમાત્માક જગત્‌ને મોહમાં ભમાવનારી આ મહા માયાનાં ચરિત્રો વિષે મારી સાથે વાત કરો. સકળ શાસ્રોના અર્થના તત્ત્વરૂપ સારવાળુ તથા સઘળા સંશયોનો નાશ કરનારૂં તમારી વાર્તારૂપી અમૃત પીવાથી કે સાંભળવાથી મને તૃપ્તિજ થાતી નથી. ૧–૫૬

न तृप्तिमधिगच्छामि शृण्वंस्तव कथामृतम् ।
सर्वग्रंथार्थतत्त्वंच सर्वसंशय नाशनम् ॥ ५६ ॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૨૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૮ મો.*

### નારદનું સ્રીપણું.

नारद उवाच—
निशामयमुनिश्रेष्ठमत्तोमयसरकथाम् ।
मायाबलंसुदुर्ज्ञेयमुनिभिर्योगवित्तमैः ॥ १ ॥

નારદ કહે છે—હે મુનિસત્તમ ! હું ઉત્તમ કથા કહું છું ને તમે સાંભળો? મહા યોગવેત્તા મુનિઓને પણ માયાના બળની ખબર પડતી નથી. અતકર્ય માયાએ બ્રહ્માથી સ્તંભ પર્યન્ત સઘળા સ્થાવર જંગમાત્મક જગતને મોહિત કર્યું છે. એક વેળાએ અદ્ભુત ચરિત્રોવાળા ભગવાન વિષ્ણુનાં દર્શન કરવાની અભિલાષાથી સ્વર ને તાનથી શોભતી મારી મહતી વીણા વગાડતો વગાડતો ને સાત સ્વરોવાળું ગાયત્ર સામ ગાતો ગાતો હું શ્વેતદ્વીપમાં ગયો હતો એ સ્થાનમાં દેવનાં ચક્ર તથા ગદાના ધરનારા, કૌસ્તુભમણિથી ચળકતા વક્ષસ્થળવાળા, ઘનસ્યામ, ચાર ભુજાઓ વાળા, પીતાંબરવાળા મુકુટ તથા અંગદોની શોભાવાળા ને વિલાસ કરતાં લક્ષ્મીના સમાગમમાં આનંદની ક્રીડાઓવાળા જનાર્દન ભગવાનને મેં જોયા. સકળ સુંદર લક્ષણોવાળાં ને નાના પ્રકારનાં ભુષણોથી શણગારેલાં લક્ષ્મી દેવી હું પાસે આવતો હતો તેથી ઘરમાં ચાલ્યાં ગયાં. સ્રીઓમાં સુંદર રૂપવાળાં, રૂપયૌવનનાં અભિમાનવાળાં, સુવર્ણના સમાન ઉત્તમ કાન્તિવાળાં અને ઝીણાં વસ્રો પહેરવાથી દેખાતાં અવયવોવાળાં વિષ્ણુનાં વહાલાં પત્ની લક્ષ્મી ઘરમાં ગયાં જાણીને મેં દેવદેવ વિશ્વનાથ વિષ્ણુને કહ્યું કે “ હે વિષ્ણુ ? હે પદ્મનાભજી ! હે મુરારિ ! હું આવ્યો તેથી લક્ષ્મી કેમ જતાં રહ્યાં ! હે જગતગુરૂ ! હું કોઇ વ્યભિચારી કે ધુતારો નથી પણ હું તો જીતેન્દ્રિય ક્રોધજિત અને માયાને જીતનારો તપસ્વી છું ” મારાં આવાં કાંઈક ગર્વવાળાં વચનો સાંભળીને વિષ્ણુ જરાક હસ્યા અને વીણાના જેવી મીઠી વાણીથી મારા પ્રતિ આમ બોલ્યા. વિષ્ણુ કહે છે—હે નારદ ! પોતાના પતિ શિવાય બીજાની પાસે કોઈની પત્નીએ ઉભું રહેવું નહીં

* આ અઠ્ઠાવીશમાં અધ્યાયમાં નારદે પોતાના સ્રીપણાંની વ્યાસને વાત કરી એ કથા આવશે.

એવી સનાતન નીતી છે. હે જ્ઞાની ! પવનજીત, સાંખ્યવેત્તા, તપસ્વી ને જીતેન્દ્રિય યોગીઓ તથા દેવતાઓ પણ આ માયાને જીતી શકતા નથી વાસ્તે હે મુનિશ્રેષ્ઠ ! સંગીતજ્ઞ ! 'હું માયાને જીતનાર છું' એમ તમે હમણાં બોલી ગયા પરંતુ હવે ફરીને બોલશો નહી." હું મહાદેવ બ્રહ્મ ને સનકાદિક મુનિઓ પણ આ માયાને જીતવાની શકિતવાળા નથી તો પછી ત્યાં તમારી ને બીજા દેવોની શું ગણતરી છે ? દેવ, મનુષ્ય, પશુ, પક્ષી અથવા બીજા કોઇ પણ પ્રકારનાં શરીરવાળું કોઈ પણ પ્રાણી માયાને જીતી કેમ શકે ! માયાને જીતી હોય તો પછી શરીરનો જ સંભવ નથી કારણ કે માયાનુંજ શરીર કાર્ય છે. વેદવેત્તા યોગવેત્તા સર્વજ્ઞ કે જિતેન્દ્રિય હોય છતાં પણ જે ગુણત્રયનાં કાર્યરૂપ કાયાવાળો છે ને માયાને કેમ જીતવામાં સમર્થ બને ! રૂપરહિત તે સઘળાં રૂપનો બનાવનારો કાળ કે જેની વશ્યમાં જ્ઞાની મુર્ખ ને સઘળાં મધ્યમ પ્રાણીઓ છે તે પણ માયાનુંજ રૂપ છે. સ્વાભાવ અને કર્મના અનુસારથી આ કાળ કોઇને કોઇવાર ધર્મવેત્તા બનાવે છે ને કોઇવાર તેને પાછો મૂર્ખ પણ કરી દે છે. આથી કાળની ગતિ જાણી શકાય તેવી નથી. નારદજી કહે છે—આમ બોલી વિષ્ણુ મૌન રહ્યા તેથી મારા મનમાં મોટી શંકા ને વિસ્મય થવાથી મેં વળી વિશ્વનાથ અવિનાશી વિષ્ણુને પુછ્યુ કે "હે લક્ષ્મીકાન્ત ! માયાનુ શું રૂપ છે ! માયા કેવી છે ? માયાને બળ કેવું છે ? માયા કયાં રહેલી છે ? ને આ માયાને કોનો આધાર છે? આ સઘળી વાત મને કહો. હે પૃથ્વીધર ! એ માયાને જોવાની અને જાણવાની મને પ્રબળ જીજ્ઞાસા છે વાસ્તે સત્વર દેખાડીને સમજાવો. વિષ્ણુ બોલે છે—એ માયા કે જે સૌને પ્યારી છે તથા અનેક રૂપોવાળી છે તે ત્રણ ગુણોવાળી કહી છે. એ માયા સર્વજ્ઞછે, અજેયા છે, વિશ્વવ્યાપિની છે, ને સર્વાધાર સ્વરૂપિણી પણ છે. હે નારદ ! તમારે એ માયાને જોવાની રૂચિ હોય તો ચાલો મારી સાથે ગરૂડજી પર ચડી બેસો એટલે આપણે બે કોઇ બીજે સ્થાને જઈએ. હે બ્રહ્મપુત્ર ! એ માયા કે જેને પરતંત્ર મનવાળાઓ જીતી નથી શકતા તે હું આજ તમને બતાવીશ. તેને જોઈને તમારે અકળાવું નહી. નારદજી બોલ્યા—મને આમ કહી વિષ્ણુએ ગરૂડની સ્મૃતિ કરી તેથી સત્વર વિષ્ણુની પાસે ગરૂડજી આવ્યા. ગરૂડ આવ્યા જાણી પ્રથમ વિષ્ણુએ ગરૂડની પીઠપર મને બેસાડયો અને પછી પોતે બેસી ગયા. વનગમનની ઇચ્છાવાળા વિષ્ણુ છે એમ વિષ્ણુની પ્રેરણાથી સમજી ગયેલા ગરૂડજી વૈકુંઠમાંથી (શ્વેતદ્વીપમાંથી) જ્યાં જવું હતું તે સ્થળમાં જવા સારૂં વાયુગતિથી ઉપડી ગયા. માર્ગમાં ભયંકર વનો, રમ્ય સરોવરો, નદીઓ નગરો, ગામડાંઓ, ખાણ, ખેડુનાં ગામો, પર્વતનાં ગામડાંઓ, ગાયોના નેસ, મુનિઓના મનોહર આશ્રમો, મોટી પાણીની ખાડીઓ, કમળોથી શોભાયમાન સરોવરો ને મૃગ તથા સૂવરોનાં ટોળે ટોળાંઓને જોતા જોતા અમે છેક કન્નોજની પાસે આવ્યા. એ સ્થાનમાં દિવ્ય, કમળોથી શોભાયમાન, હંસ કારંડવ તથા ચક્રવાકોની સંખ્યાવાળું, રંગબેરંગી ખીલેલાં કુસુમોના અનેક રંગોવાળું, પવિત્ર, મધુર જળવાળું ને ભ્રમરાઓની પંક્તિઓના ગુંજારવથી સર્વત્ર ગાજી રહેલું એક સુંદર સરોવર અમે જોયું. પરમ વિચિત્ર, સમુદ્ર સરખું, ને વિશેષે કરી દુધના જેવાં

મીઠાં પાણી વાળું એ સરોવર દેખીને મને વિષ્ણુએ આમ કહ્યું. વિષ્ણુ કહે છે—મહા વિચિત્ર સારસોથી ગજાવી મુકેલુ, સઘળાં સ્થળોમાં કમળોવાળું ને ચારે બાજુએ જળમય આ ગંભીર તળાવ હે નારદ! જુઓ! આપણે આમાં સ્નાન કર્યા પછી તે મોટાં નગર કન્નોજમાં જશું. નારદમુનિ કહે છે—આમ કહી ગરૂડપરથી મને ઉતારી મારી આંગળી ઝાલીને મને વિષ્ણુ ફેરવવા લાગ્યા. સરોવરનાં વખાણ કરતા કરતા વિષ્ણુ મને છેક તેના તટપર તેડી આવ્યા ને પછી તેના મનોહર તથા ઘાટી છાયાવાળા તટ ઉપર જરા વિસામો લઈ તેમણે મને કહ્યું કે "હે મુનિ! તમે આ નિર્મળ જળમાં સ્નાન કરો. તમે સ્નાન કરી લેશો પછી હું પણ આ પવિત્ર સરોવરમાં સ્નાન કરીશ. સંતજનોનાં ચિત્તના સરખું આ સરોવરનું જળ સ્વચ્છ છે તથા કમળોના પરાગોની પરિમલવાળું છે" વિષ્ણુનાં આવાં વચનો સાંભળીને મારી વીણા ને મૃગચર્મ તટપર મુકીને સ્નાન કરવા પ્રીતિથી તેના કાંઠાપર ગયો. હાથપગ ધોઇ શિખા બાંધી દર્ભ લઈને આચમન કરી પવિત્રપણાથી એ જળમાં નાહ્યો. એ નિર્મળ જળમાં મેં સ્નાન કર્યું કે તરતજ વિષ્ણુ ભગવાનના જોતાંજ મારૂં પુરૂષરૂપ છૂટીને મને એક ઉત્તમ સ્રીનું રૂપ પ્રાપ્ત થયું. પછી વિષ્ણુ તો એકદમ મારી વીણા અને મૃગચર્મને ઉપાડીને ગરૂડપર ચડી ક્ષણમાં પોતાને ઘેર ચાલ્યા ગયા. પછી સુંદર અલંકારોવાળું, સ્રીપણું મને પ્રાપ્ત થતાં હું એકદમ પૂર્વના દેહને, વિષ્ણુને, વીણાને, અને મૃગચર્મને એકદમ વિસરી ગયો. મોહિની રૂપ ધરીને સરોવરમાંથી બહાર નીકળીને કમળોથી શોભાયમાન એ નિર્મળજળવાળા તળાવને જોઈ રહ્યો ને 'આ શું' એમ ફરી ફરી મનમાં વારંવાર વિસ્મય પામવા લાગ્યો. સ્રી સૌન્દર્યવાળો હું એમ વિચારમાં વળગેલો હતો તેટલીવારમાં તો તુરત એક તાલધ્વજ નામના રાજાને મેં દીઠો. હાથી ઘોડા અને રથોના સમુદાયવાળો રથમાં બેઠેલો, યુવાન, નાના પ્રકારના અલંકારોથી શણગારેલો ને કામદેવ સરખો રૂપાળો એ રાજા દિવ્ય ભૂષણોથી શણગારેલી અને પૂર્ણિમાના ચંદ્ર સરખાં વદનવાળી સ્રીરૂપ મને જોઇને બહુ અચરત પામ્યો. તે રાજાએ મને પુછ્યું કે "હે સુંદરી! હે કલ્યાણી! તું કોણ છો? કોની પુત્રી છો? તું કોઈ દેવની, મનુષ્યની, નાગની, ગંધર્વની ને કોની પુત્રી છો? હે સુંદર નયનવાળી? તું રૂપયૌવનવાળી છતાં અહીં એકલી કેમ છો? તું પરણેલી છો કે કુંવારી છો? જે હોય તે સાચું કહે જે. હે સુકેશી! આ સરોવરમાં તું શું જુએ છે! હે કોકિલકંઠી! હે કામમોહિની! તારી શું ઈચ્છા છે તે મને કહે. હે હંસલાંના સરખી નયનોવાળી! હે પાતળાં પેટવાળી! તું મને સર્વોત્તમને તારો સ્વામી બનાવીને તને મન ગમતાં સુખો ભોગવ. १–५४

**चिकीर्षितं पिकालापे ब्रूहि मन्मथमोहिनि।**
**भुंक्ष्व भोगान्मराकाक्षि मया सह कृशोदरि॥५५॥**
**वांछितान्मनसानूनं कृत्वा मां पतिमुत्तमम्॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કન્ધમાં અધ્યાય ૨૮ મો સંપૂર્ણ.

# અધ્યાય ૨૯ મો*

## નારદનું પુરૂષપણું.

**नारद उवाच—**

**इत्युक्तोहं तदा तेन राजा तालध्वजेन च ।**
**विमृश्य मनसात्यर्थं तमुवाच विशांपते ॥१॥**

નારદ કહે છે—પછી મે તાલધ્વજને કહ્યું કે હે રાજા! હું કોની પુત્રી છું, મારાં માત પિતા કોણ છે ને આ સરોવરના તટપર મને કોણ લાવ્યુ છે તેની મને ખબર નથી. હું શું કરૂં! કયાં જાઉં! મારૂં ભલુ કેમ થાય? આવા વિચારમાં નિરાધાર હું અહીં ઉભી છું. હે રાજા! સૌથી દૈવ બળવાન છે અને મારી શક્તિ કાંઇ નથી. તમે ધર્મવેત્તા છો તો ધર્માનુસારે યથાયોગ્ય કરો. મારે કોઈ પાળક તેમજ માતા પિતા બાંધવો કે ઘરબાર નથી તેથી હું તમારા વશ છું. પછી એ કામાતુર રાજાએ સેવકોદ્વારા આજ્ઞા કરીને મારે વાસ્તે બેસવા સારૂં એક ચાર વાહકોવાળી રેશમી વસ્ત્રોથી મઢેલી કોમળ આસન વાળી મોતીઓની માળા વાળી ચોરસ વિશાળ સુંદર સુવર્ણની પાલખી મગાવીને મને તેમાં બેસાડીને ખુશી થઇને એ રાજા પોતાના પુરમાં લઈ ગયો. પછી શુભ દિને સારાં મૂહુર્ત્તે તાલધ્વજ રાજા વેદોક્તવિધિથી અગ્નિને સાક્ષી રાખીને મને પરણ્યો. પોતાના પ્રાણથી પ્યારીનું મારૂં તાલધ્વજે 'સૌભાગ્ય સુંદરી' નામ પાડયુ. પછી કામ શાસ્ત્રાનુસાર વિલાસ ભોગવતો એ રાજા મારી સાથે સુખપુર્વક નાના પ્રકારની વાટિકાઓમાં, બગીચાઓમાં, રમણીય સરોવરોમાં, પ્રાસાદોમાં, પર્વતોમાં રાજકાજને તજીને નાના પ્રકારની ક્રીડાઓમાં તત્પર થતો કામકળાની કુશળતા પૂર્વક કેટલોક કાળ મારા સંગે રમ્યો. મદિરાના મદથી મત્ત રાજા મારા સંગે વિહાર કરતાં મારા આધીન બની ગયો. મારા સંગે કેટલોક કાળ ભોગ વિલાસમાં પસાર થયો તેની રાજાને જાણ માત્ર ન પડી. હું પણ ત્યારે એ રાજામાં એવી આસક્ત થઈ હતી કે મને મારા પૂર્વ દેહનું, મુનિના જન્મનું કે મૃગચર્મ કમંડલુ ને વીણાનું સ્મરણ માત્ર પણ ન થયું. "આ મારો સ્વામી છે ને હું તેની વહાલી મહારાણી છું. સૌ સુંદરીઓથી હું અધિક વહાલી છું તેથી મારૂં જીવન ચરિતાર્થ છે" એવા વિચારમાંજ ભમતી તાલધ્વજની પ્રેમ પાશમાં બંધાયેલી રાત દિવસ રતિ સુખમાં લુબ્ધ થયેલી હું સદા એ રાજાનેજ વશ્ય થઈ રહેતી હતી. હુ વેદજ્ઞાન, ધર્મશાસ્ત્ર જ્ઞાન ને [1]બ્રહ્મજ્ઞાનને પણ ભૂલી ગઈ હતી તેથી મારૂં મન વિષયભોગના રસમાંજ ઘેલુ બન્યું હતું. હે રાજા! આ પ્રમાણે ક્રીડાસક્તિમાં એ રાજ્યમાં મને એક ક્ષણની પેઠે આશરે બાર વર્ષો વીતી ગયાં. પછી હુ ગર્ભવતી થઈ તેથી રાજા ઘણો ખુશી થયો. ગર્ભાધાન સંસ્કારના રાજાએ બરાબર વિધિ કરાવી. અને ખુશી કરવા વાસ્તે રાજા મને ભાવાભાવા વિષે પૂછતો પણ શરમથી હું જવાબ ન આપતી હતી છતાં મનમાં ઘણી રાજી થતી હતી. દશ માસ પૂરા થતાં ગ્રહ, નક્ષત્ર, લગ્ન ને તારાના બળવાળા મંગળ દિને અને એક પુત્ર પ્રસવ્યો રાજાના ઘેર આ વેળા મોટો પુત્ર જન્મોત્સવ થયો ને સૂતક ઉતરી ગયા પછી પુત્રનું મુખ

૧ બ્રહ્મજ્ઞાન થાય તે પછી પણ ભસ્મીભૂત બીજની તુલ્ય સંસ્કારરૂપ રહેલું આવરણ શક્તિરૂપ અજ્ઞાન માયાબળથી કોઈવાર પ્રકટ થાય છે પરન્તુ તે આ જન્મમાજ પ્રકટ થતું હોવાથી જન્માંતર આપી શકતુ નથી. આથી જ્ઞાનીને મધ્યમાં જ્ઞાનનાં વિસ્મરણરૂપ અંતરાગો આવે છે છતા પણ એ જ્ઞાનીને મુક્તિ અવશ્યમેવ મળે છે.

જોઈ એ રાજા ઘણો આનંદ પામ્યો ને મારામાં તેમને અધિક પ્રિયતા પ્રકટી આવી. બે વર્ષ પછી બીજો ગર્ભ મને રહ્યો તેથી સકળ શુભ લક્ષણવાળો એક બીજો પુત્ર પણ જન્મ્યો. બ્રાહ્મણોની અનુમતિથી મોટા દીકરાનું નામ 'વીરવર્મા' ને નાના પુત્રનું નામ 'સુધન્વા' રાજાએ પાડયું હતું. આવી એક પછી એક મને બાર પુત્રો થયા. તે બધા રાજાને વહાલા થઈ પડયા. એઓનાપર સ્નેહને લઇને તેઓનાં લાલન પાલનમાં મને ઘણો મોહ થયો. વળી પણ સમયે સમયે સારા રૂપવાળા બીજા આઠ પુત્રો મેં જણ્યા તેથી મારા ગૃહસ્થાશ્રમનાં સુખની તો સીમાજ ન રહી. રાજાએ સમય સર સઘળા પુત્રોના વિવાહ કર્યા. પછી વહુઓ અને પુત્રોથી મારો પરિવાર ઘણો બ્હોળો થઈ ગયો. પછી પુત્રોને ત્યાં પણ પુત્ર પુત્રીઓના જન્મો થયા તેથી તે સઘળાં ઘણાં રમતીયાળ બાળકો મને નાના પ્રકારની મીઠાશ આપી મારા મોહમાં વૃદ્ધિ કરી રહ્યાં. એ બાળબચ્ચાંઓને સુખી જોઇને મને સુખ થયું ને માંદાં પડતાં દુઃખી જોઇ મને દુઃખ થતું આવી રીતે આશ્ચર્યકારક સુખદુઃખમાં મારૂં જીવન તણાવા લાગ્યું. વહુ તથા દીકરાઓના કજીયાઓથી કોઇવાર મને દારૂણ સંતાપો પ્રકટવા લાગ્યા. હે વ્યાસ! આ રીતે સુખદુઃખવાળા ત્રાસ આપવાળા ખોટી રીતોમાં ભમાવનારને માત્ર મનોરથોથી કલ્પાયેલા ક્ષુદ્ર સંસારમાં પણ હું ડુબી ગયો હતો. પૂર્વજન્મનું બ્રહ્મજ્ઞાન તથા શાસ્ત્રજ્ઞાન હું વિસરી ગયો ને સ્ત્રી સંબંધી કામકાજમાં સ્ત્રીપણાંથી લીન થયો હતો. વળી મને મહા મોહ વધારનારૂં અભિમાન આવ્યું કે "મારા આ સઘળા કુંવરો બળવાળા છે. સુંદરકુળની ભાર્યાઓ છે, મારા હૃષ્ટપુષ્ટ પુત્રો આમતેમ ઘરમાં આનંદ કરે છે એથી સઘળી નારીઓમાં પૃથ્વીમાં હુંજ એક ભાગ્યશાળી છું" હું નારદ છું ને માયાદ્વારા વિષ્ણુથી છેતરાયો છું એવો વિચાર તો મને સ્વપ્ને પણ ન આવ્યો. હે રાજા! સારા લક્ષણોવાળી, ગ્રાગ્રા પુત્રોવાળી પતિવ્રતા ને રાજાની મહારાણી છું તેથી હું મહા ભાગ્યવાળી છું એવા પ્રકારનો સંસાર વિષયક મોહજ મારા મનમાંથી દુર થયો નહીં. પછી કોઈ દૂર દેશનો રાજા મારા પતિ તાલધ્વજનો શત્રુ થઈ મોટી રથવાળી તથા હાથીઓવાળી સેનાને લઈ કન્નોજપર ચડી આવ્યો ને યુદ્ધની ગોઠવણ કરવા લાગ્યો. મોટાં સૈન્યવાળા એ રાજાએ કન્નોજને ઘેરો ઘાલ્યો તેથી તે સમયે મારા પુત્રો ને પૌત્રો લડવા વાસ્તે બહાર નીકળી પડયા. મારા પુત્રો બહુ લડયા પરન્તુ કાળયોગથી મારા સઘળા પુત્રો લડાઈમાં મરાયા. મારો બળવાળો પતિ ઘેર આવ્યો ને પેલો પરદેશી શત્રુ તો મારાં પુત્રપૌત્રાદિક મારીને પોતાના દેશમાં ગયો. મહા ભયંકર યુદ્ધમાં મારાં પુત્ર પૌત્રાદિક મારીને પોતાના દેશમાં ગયો. મહા ભયંકર યુદ્ધમાં મારા પુત્રો તથા પૌત્રોને મરાવા સાંભળી હું રોતી રોતી રણભૂમિમં ગઈ. આ વેળા હું શોક સાગરમાં ડુબી ગઈ ને વિલાપ કરવા લાગી કે "હાય હાય રે! મારા પુત્રો કયાં ગયા! હાય! અતીવ સંતાપનારાં બળવત્તર ને અનિવાર્ય દૈવે મને આજ મારી નાખી! આવો વિલાપ કરતી હતી તેવામાં વિષ્ણુ ભગવાન વૃદ્ધ બ્રાહ્મણનો વેષ ધરીને ત્યાં આવ્યા. વેદમાં વિદ્વાન્ તે મહા પંડિત વૃદ્ધ બ્રાહ્મણે મને કે જે રણસ્થળમાં ચીસો પાડી રોતી હતી તેને નીચે પ્રમાણે કહ્યુ. વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો—હે કોયલ કંઠી સુંદરી! તું કેમ

શોક કરે છે ? આ પતિ પુત્ર ને ઘર બાર વિગેરેની ભ્રાન્તિમાં તું મોહથીજ પડી ગઈ છો. તુ કોણ ને વળી આ પુત્રપૌત્રાદિક કોનાં છે ? તું તારાં પરમ સ્વરૂપનો વિચાર કર. હે સુનયની રડમાં ને બેઠી થા. સ્વસ્થ થા. શાસ્ત્રમર્યાદા સાચવવા પરલોકવાસી પુત્રોનું તુ સ્નાન કર. તલનાં દાન કર. મૃતક પાછળ સદા તીર્થમાંજ સ્નાન કરવુ જોઇએ. ઘરમાં સ્નાન ન થાય એવો શાસ્ત્રનો નિર્ણય છે. નારદમુનિ બોલ્યા—વૃદ્ધ બ્રાહ્મણે દિલાસો આપ્યો એથી હું રાજાને બધુઓની સાથે સત્વર બેઠી થઈ ગઈ. બ્રહ્મવેષધારી વિષ્ણુ આગળ ચાલ્યા ને હુ પાછળ ચાલી. પરમ પવિત્ર ' પુતીર્થ ' પાસે મને લાવીને બ્રહ્મરૂપી ભગવાને મને કહ્યુ કે " આ પવિત્ર સરોવરમાં સ્નાન કરી ને પુત્રોની પારલૌકિક ક્રિયાઓના કાળમાં શોક તજી દો તારા અનેક જન્મોમાં કરોડો પુત્રો મરી ગયા છે અને માતા, પિતા, સંબધીઓ, ભ્રાતાઓ પણ તારાં કરોડો મરી ગયાં છે તો પછી આ સ્વપ્ન સમાન વૃથા છતાં પ્રાણીમાત્રને તાપ આપનારા ને માત્ર મનથી ઉત્પન્ન થએલા ભ્રમરૂપ સસારમાં તુ આમાં કોનો કોનો શોક કરીશ " આવો વૈરાગ્યોપદેશ આપી વિષ્ણુની પ્રેરણાથી હુ એ પુરૂષતીર્થમાં સ્નાન કરવા બેઠી. એ તીર્થમાં સ્નાન કરતાં વેતજ હુ પુરૂષરૂપ બની ગયો અને એ બ્રાહ્મણ પણ વિષ્ણુરૂપ ધરી ને કરમાં વીણા ઝાલીને કાંઠે ઉભા. મે પાણીમાંથી મારૂં મુખ બહાર કાઢયુ ત્યાં કાંઠે ઉભેલા વિષ્ણુને દીઠા તેથી મારા મનમાં સઘળી વાતનું સ્મરણ થઈ આવ્યું કે " હુ તો નારદ હતો ને અહીં વિષ્ણુંના સગે આવ્યો હતો ને માયાથી મોહ પામીને સ્ત્રી થઈ ગયો હતો " આ પ્રમાણે હું વિચાર કરવા લાગ્યો ત્યાં તો મને વિષ્ણુએ કહ્યું કે " હે નારદ ? આવો. જળમાં ઉભા ઉભા શું કરો છો ? આ વચન સાંભળી મહા દારૂણ સ્ત્રીરૂપ પામીને મને વિસ્મય થયો કે મને પાછુ પુરૂષપણું કેમ પ્રાપ્ત થયું ?

**विस्मितोहं तदा स्मृत्वा स्त्रीभावं दारूणं भृशम् ।**
**पुनःपुरुषभाव श्च सपन्नःकेन हेतुना ॥६५॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભાગવત વિષે છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૨૯ મો. સપૂર્ણ.

---

## અધ્યાય ૩૦ મો,*

### મહામાયાનો મહિમા.

**नारद उवाच—**

**मांदृष्ट्वानारदंविप्रंविस्मितोऽसौमहीपतिः ।**
**कगतामममार्यामाकुतोऽयमुनिसत्तमः ॥ १ ॥**

નારદ બોલ્યા—મને નારદરૂપ મુનિને દેખીને એ તાલધ્વજ રાજા ઘણો ચકિત થઈ ગયો ને વિચારી રહ્યો કે મારી પ્રિયતમા કયાં ગઈ ને વળી આ મુનિ અહી કયાંથી આવ્યા? હાય પ્યારી ! હાય પ્યારી ! એમ વારંવાર ઘાંટા પાડી રાજા વિલાપવા લાગ્યો કે " હે પ્રિયા ? મને વિયોગી કરીને આમ શોકમાં છોડી તું કયાં ચાલી ગઈ ! હે કમળનયની ? હે નિર્મળ મદહાસ્યવાળી ? તારા વગર મારૂં જીવન રાજ્ય ને ઘર વૃથા છે તારા વિરહથી મારા પ્રાણ ચાલ્યા જાય તો સારૂં પણ તેમ થતું નથી હું જીવીશ ત્યાં સુધી હું કોપમાં હવે પ્રીતિ નહી કરૂ. મારૂં પ્રીતિનું પાત્ર આજ ફુટી ગયું. મને વિલાપ કરતાને પ્યારી પ્રત્યુત્તર આપ. તને પહેલા સમાગમમાં મારા પર સ્નેહ હતો તે કયાં વહ્યો ગયો? હે સુભાગ્યવતી ! હે સુંદર ભ્રૂકુટીવાળી !

---

* આ અધ્યયમાં મહામાયાના મહિમા વિષે વિષ્ણુ ને નારદના સંવાદ કહેવાશે.

મારાં માઠાં ભાગ્યને લીધે તું પાણીમાં સત્વર ડુબી ગઈ અથવા શું તને માંછલાં અથવા કાચબાઓ ખાઈ ગયા કે શું તને વરૂણદેવે ત્યાં પકડી રાખી ! હે સઘળાં સુંદર અંગવાળી ! હું મરેલા પુત્રો સાથે મળી તેથી ઘણી ભાગ્યશાળી છો. હે મીઠાં બોલી ? તારો પુત્ર સ્નેહ સાચો દેખાયો પરન્તુ પુત્ર સ્નેહથી બંધાઇને તારા આ એક પતિને તજીને તું સ્વર્ગમાં ગઈ એ તેં કાંઇ ઠીક નથી કર્યું. હે વહાલી ? તું જે વહાલા પુત્રો ગયા તોપણ મારૂં હજુ મોત નથી આવતું. અત્યન્ત દુઃખીઆને મારે શુ કરવુ ને કયાં જવું ? પૃથ્વીમાં હાલ રામચંદ્રજી નથી કે તેની પાસે મારૂં દુઃખ કહી બતાવુ. સ્રી વિરહનાં દુઃખને રામચંદ્ર શિવાય બીજુ કોઇ પણ જાણતું નથી. એક મનવાળાં નરનારીનાં જોડલાનું મોત જગતમાં જુદું જુદું થાય છે એ વિધાતાની અવળી કૃતિ છે. ધર્મ શાસ્રોમાં પતિની સાથે બળી મરવાની રજા આપીને મુનિઓએ સ્રીઓ ઉપર જેમ ઉપકાર કર્યો છે તેમ પુરૂષોપર કેમ નથી કર્યો ! આવી રીતે શોચ કરતા તાલધ્વજને વિષ્ણુ ભગવાને યુક્તિવાળાં વચનો કહી મરતો અટકાવ્યો. વિષ્ણુ કહે છે—તારી સ્રી જતી રહી તેમાં તું શોક શાને કરે છે ! શું તેં સત્સગ કે શાસ્રનો આશ્રમ નથી કર્યો ! કોણ તારી સ્રી ને કોણ તું રાજા ! વાસ્તવિક રીતે સંયોગ વિયોગ તારામાં છેજ નહી. વહાણમાં બેસી સમુદ્ર પાર જતાં મનુષ્યોને જેવાં સંયોગ વિયોગ થાય છે તેવોજ આ પ્રવાહરૂપ સંસારમાં સંયોગ વિયોગ છે. હે રાજા ! તું ઘેર જા. નકામું રોવાથી દહાડો વળે તેવું નથી પ્રાણીમાત્રનો સંયોગ અને વિયોગ દૈવાધીન છે. તારો ને એનો સંયોગ સમાપ્ત થતાં એ સ્રી તારાથી અળગી પડી. તું એનાં માતાપિતાને જાણતો પણ ન હતો. માત્ર તને એ સરોવરના તીરપરથી મળી હતી તો કાકતાલીય ન્યાયથી તને જેમ એ મળી તેમ તે ચાલી ગઈ તેથી તારે શોક કરવો ઘટતો નથી. કાળની ગતિનું કોઈ નિવારણ કરનાર નથી વાસ્તે હે નૃપતિ ! શોકને તું તજ. કાળયોગે જે કાંઇ પ્રાપ્ત થયું તે સ્વીકારી ઘેર ચાલ્યો જા. એ સુંદરી જેમ આવી તેમ જતી રહી વાસ્તે તે પહેલાં જેમ તું રહેતો તેમ હાલ રહે. તું રડીશ તેથી એ કામિની પાછી નહીં આવે વાસ્તે વૃથા શોકને છોડ. હવે તુ યોગ લે. કાળબળેથી ભોગ આવે છે ને પાછો કાળબળેથી તે ચાલ્યો જાય છે વાસ્તે આ વિશ્વના વૃથા માર્ગમાં એ વિષે શોક કરવા જેવું કાંઈ નથી. સદા કોઈ સુખી નથી ને સદા કોઈ દુખી નથી. આવા પ્રકારનું રેંટના યંત્ર સરખુ સુખ દુઃખનું ચક્ર અહીં ફર્યાજ કરે છે. હે રાજા ! તારૂ મન તું સ્થીર કર ને ગમે તો તું રાજ્ય કર અથવા પુત્રોને રાજ્ય આપીને હવે તું વનમાં જા. ક્ષણભંગુર છતાં મનુષ્યનો દેહ પ્રાણીઓને દુર્લભ છે વાસ્તે મનુષ્ય શરીર સપાદન કરીને સર્વદા સ્વાત્માનુજ સાધન કરવું સારૂં છે. જીભ ને ઉપસ્થનો જય તો પશુ યોનિમાં પણ બને છે પરન્તુ જ્ઞાન પ્રાપ્તિ તો એક મનુષ્ય દેહમાં જ થાય તેવી છે. આટલા વાસ્તે પ્રમદાનો શોક તજી ઘેર જા. આ કાંઈ દૃશ્યમાન છે તે સચ્ચિદાનદરૂપિણી ભગવતીની માયાજ છે કે જેનાથી અખિલ વિશ્વ મોહમાં ભમી રહ્યુ છે. નારદજી કહે છે—વિષ્ણુની આવી વાણી સાંભળી વિષ્ણુને પ્રણામ કરી સારી રીતે સ્નાન કરીને તાલધ્વજ પોતાને ઘેર ગયો ને ત્યાં જઈ પોતાના પૌત્રને રાજ્યાસનપર બેસાડી

પરમ વૈરાગ્ય પામીને વનમાં ગયો ને ત્યાં તેણે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ કરી. રાજાના ગયા પછી વિશ્વનાથ વિષ્ણુ વારંવાર હસતા હતા એ દેખીને મેં કહ્યું કે "હે દેવ! તમે મને છેતર્યો. મહામાયાનું મહાબળ મારા જાણવામાં આવી ગયું. હે દેવદેવ! મને એક શંકા છે તે હું આપને પુછુંછું કે સ્ત્રીના દેહમાં મેં જે જે ચરિત્રો કર્યા છે તેનુ મને હમણાં પણ સ્મરણ થાય છે ત્યારે તે પ્રમાણે પહેલાં સરોવરમાં હુ પેઠો તે સમયે સ્નાન કરતાંજ મારૂ પૂર્વનુ જ્ઞાન ચાલ્યું ગયું હતું તેનું મને કેમ સ્મરણ ન હતુ? રાજાની રાણી થતી વેળા 'હુ નારદ છું' એવુ મને સ્મરણ નહોતુ થયુ. હે જગત્ ગુરૂ! સ્ત્રી શરીરને પ્રાપ્ત કરી ઉત્તમ રાજાને વરી ઇન્દ્રાણી જેમ ઈન્દ્રમાં મોહ પામે તેમ હું મોહ પામી ગયો હતો. મારૂ મન એનું એજ હતું, ચિત્ત એનુ એજ હતું, લિંગ દેહ પણ એનો એજ હતો, ને પુરાતન દેહ પણ નષ્ટ થયો ન હતો છતાં મને તે વેળાએ સ્મૃતિ નાશ શાથી થયો હતો? હે પ્રભુ! પહેલાંના જ્ઞાનનો નાશ થવા વિષે મને મોટો સંશય થયો છે વાસ્તે એ જ્ઞાનનો નાશ થવામાં જે અદ્‌ભુત હેતુ હોય તે મને કહો. સ્ત્રીનુ શરીર પામીને હમેશાં હું મધુપાન કરતો હતો, અનેક ભોગ વિલાસો ભોગવતો હતો ને વિધિરહિત ભોજન કરતો હતો તથા એ સમયે 'હુ નારદ છુ' એવું મને કાંઈ પણ સ્મરણ રહ્યુ ન હતું અને હમણાં પાછો આ નારદનો દેહ પ્રાપ્ત થતાં સ્ત્રીના દેહ સંબંધી સઘળી વાતની મને સ્મૃતિ પૂર્વક ખબર છે તો આનો ભેદ શુ છે તે નથી સમજાતો! વિષ્ણુ કહે છે—હે નારદ! જ્યારે ભ્રમ થાય છે ત્યારે વિવેકનો તો સર્વથા નાશજ થઇ જાય છે. રજ્જુમાં સર્પભ્રમ થાય છે ત્યારે રજ્જુનું જ્ઞાન રહેવાનો સંભવજ નથી પ્રાણી માત્રનાં શરીરોમાં જાગ્રત્ સ્વપ્ન ને સુષુપ્તિ તથા તુરીયા એવી રીતે જે અનેક દશાઓ પલટે છે. તે દશાઓ યદ્યાપિ આત્મામાં ભ્રમરૂપે રહેલી છે તોપણ તે દશાઓના અનુભવના સમયમાં ઉપદેશ વગર 'આ ભ્રાન્તિ છે' એમ કોઈને પણ વિવેકજ્ઞાન રહેતું નથી તેથી તમને પણ તેજ પ્રમાણે દેહાંતરની પ્રાપ્તિ થઇ ત્યારે 'આ ભ્રમ છે' એવું જ્ઞાન થયુ ન હતું જેથી આ વિષયમાં શંકાને અવસરજ નથી. હે નારદ! હે મહાબુદ્ધિવાળા! માયાનો વિલાસ આવોજ છે એમ જાણવો. સુષુપ્તિ અવસ્થામાં લીન થયેલો માણસ કાંઈ જાણતો નથી, સાંભળતો નથી, બોલતો પણ નથી પણ જ્યારે જાગે છે ત્યારે હું આટલો સમય આવી સ્થિતિમાં હતો એમ તે સમજે છે. આથી પ્રબોધ થાય છે તે પછીજ 'મને ભ્રમ હતો' એમ જાણવામાં આવે છે પણ ભ્રમના સમયમાં 'આ ભ્રમ છે' એમ જાણવામાં નથી આવતું. આવી રીતે સ્વપ્નાવસ્થામાં જ્યારે નિદ્રાથી ચિત્ત ડગમગે છે ત્યારે મનના નાના પ્રકારના ભેદો ને ભાવો થાય છે. "મને કોઈ હાથી પાછળ મારવા દોડે છે. હું ભાગી શકું એમ નથી. શું કરૂં! મારૂ કોઈ સ્થળ નથી. મારે કયાં જવું!" એવા પ્રકારની એકથી અનેક કલ્પનાઓ જાગે છે. મરણ પામેલો દાદો સ્વપ્નમાં ઘેર આવેલો દેખાય છે. તેની સાથે સમાગમ વાર્તાચિત તથા ભોજન પણ થતું અનુભવવામાં આવે છે. સ્વપ્નમાં દીઠેલાં સઘળાં સુખ દુઃખો જાગ્યા પછી સાંભરે છે ને તેની વિસ્તારથી લોકોમાં વાતો પણ કરાતી દેખાય છે પણ સ્વપ્નના સમયમાં 'આ મને ભ્રાન્તિ થઈ છે' 'એમ કોઈ પણ સમજતું નથી. એવો દૃઢ

નિશ્ચય છે. આથી ભ્રમની વિદ્યમાન સત્તામાં માયાના વૈભવને જાણી શકાતો નથી. હે નારદ ! માયાના ગુણોના મહા વિકટ પારને હું સદાશિવ કે બ્રહ્મા પણ જાણતા નથી ત્યારે બીજો મંદ બુદ્ધિવાળો પુરૂષ પ્રમાણથી કયાંથીજ જાણી શકે ! કોઈને પણ માયાના ગુણોનું જ્ઞાન થતું નથી. (જે ત્રણ ગુણોમાં નથી તે પરમાત્માજ છે તો તે નિર્વિકાર પરમાત્મા છે તેથી માયાની અઘટિત ઘટના તેનાથી જાણી શકાય નહી અને જે ત્રણ ગુણોમાં છે તે પછવાડેથી ઉત્પન્ન થયેલો હોવાથી પણ પોતાને ઉત્પન્ન કરનારી અનાદિ સિદ્ધ માયાની અઘટિત ઘટના જાણી શકાય નહી વાસ્તે માયાના વૈભવને કોઇ પણ જાણતું નથી એ વાત યથાર્થ છે. આ સઘળું સ્થાવર જંગમાત્મક જગત્ ત્રણ ગુણોથી રચાયેલું છે તેથી સંસારમાં ગુણવગરનો કોઈ પણ ભાગ છેજ નહીં. મારામાં લોકેશ્વરમાં સત્વગુણ પ્રધાન છે, ને રજોગુણ તથા તમોગુણ ગૌણ છે. તમારા પિતા બ્રહ્મામાં રજોગુણ પ્રધાન છે ને સત્વ તથા તમોગુણ ગૌણ છે ને સદાશિવમાં તમોગુણ પ્રધાન છે ને સત્વ તથા રજોગુણ ગૌણ છે. અમે ત્રણે દેવો ગુણથી રહિત હોતા નથી ને ત્રણે ગુણથી રહિત મહાત્મા મેં કોઈ સાંભળેલો નથી. આથી હે મુનિ સત્તમ ! તમારે માયારચિત આ અસાર સંસાર કે જે પરમ દુર્ઘટ છે તેમાં મોહ રાખવો નહીં. માયાના વૈભવો જાણવામાં કશું ફળ નથી પણ તેને મિથ્યા સમજવાથીજ તેમાં મોહની નિવૃત્તિ થતાં પરમાનંદાવાપ્તિ થાય છે તેજ ફળ છે. હે ભાગ્યવાળા નારદ ! તમે હમણાંજ માયાનો અનુભવ કર્યો છે ને તેના વૈભવો ભોગવ્યા છે છતાં હવે તેના ચરિત્રવિષે તમે શું પુછી રહ્યા છો ? ૧-૫૩

દૃષ્ટા માયા त्वयाद्येव भुक्ता भोगा ह्यनेकशः ।
किं पृच्छसि महाभाग तस्याश्चरितमद्भुतम् ॥६३॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે છઠ્ઠા સ્કંધમાં અધ્યાય ૩૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૧ મો.*

### માયાની નિવૃત્તિ વાસ્તે દેવીની ઉપાસના.

व्यास उवाच—

निशामय महाराज ब्रवीमि विशदाक्षरम् ।
माहात्म्यं खलु मायाया नारदात्तु मया श्रुतम् ॥१॥

વ્યાસમુનિ બોલ્યા !–હે જનમેજય ! નારદજીના મુખથી સાંભળેલુ માયાનું અદ્ભુત માહાત્મ્ય સ્પષ્ટ અક્ષરોથી હવે તમને કહું છું તે સાંભળો. નારદજીનાં સ્રીપણાં વિગેરેની કથા તેમનાંજ મુખથી સાંભળીને પછી મેં તેમને ફરીપાર પ્રશ્ન કર્યો હતો કે "હે મહાજ્ઞાની નારદ ! તમને પછી વિષ્ણુએ શું કહ્યું! એ વિશ્વનાથ વિષ્ણુ તમારી સાથે પછી કયાં ગયા હતા એ વિષે કહો. નારદમુનિ કહે છે– એ મનોહર સરોવરના તટપર એટલુ બોલી વિષ્ણુ ગરૂડપર ચડી વૈકુંઠમાં જવા તૈયાર થયા ત્યારે મને કહ્યું કે "હે નારદ ! તમારે મારી સાથે આવવું હોય તો ચાલો અથવા ગમે ત્યાં જાઓ." વિષ્ણુનું વચન સાંભળી તેમની આજ્ઞા લઈ હું બ્રહ્મલોકમાં ગયો ને ગરૂડારૂઢ ભગવાન મને આજ્ઞા આપી સુખદાતા વૈકુંઠમાં પધાર્યા. વિષ્ણુના ગયા પછી મારા માથે વીતેલાં અનુભવેલાં અનેક સુખ દુઃખાદિકનો વિચાર કરતો મારા પિતા બ્રહ્માને પ્રણામ કરીને ઉભો રહ્યો કે તરતજ ચિંતાતુર એવા મને જોઇ બ્રહ્માએ મને આમ પુછ્યું.

---

* આ અધ્યાયમા માયાનો મહિમા ને તેની નિવૃત્તિ વાસ્તે ભગવતીનું ધ્યાન કરવું એ વાર્તા આવશે.

બ્રહ્મા કહે છે–હે ભાગ્યશાળી ! તું કયાં ગયો હતો. હે પુત્ર ! તને શી ચિંતા દેખાય છે ! તારૂં મને હાલ મને સ્વસ્થ નથી જણાતું. તમે કોઇથી ઠગાયા છો ! તમને શું કોઈ અદ્ભુત દર્શન થયું છે ? તમને ખેદવાળા ને બેચેન કેમ હું દેખું છુ ! નારદજી પ્રત્યુત્તર આપે છે–આ પ્રમાણે પ્રશ્નો પૂછી મને સાદડીપર પિતાએ આસન આપ્યું ત્યારે મેં માયાના બળ વિષેનું મારૂં સઘળું જીવન વૃત્તાન્ત તેમને કહ્યું કે " હે પિતા ? મહા શક્તિ વાળા વિષ્ણુએ મને છેતરીને ઘણાં વર્ષો સુધી સ્ત્રી બનાવી દીધો હતો. સ્ત્રી શરીરથી પુત્ર શોકનું મહા દુઃખ મે ભોગવ્યું છે. પછી તેમનાં કોમળ વચનથી વિશ્વાસ આવતાં હું એક સરોવરમાં નાહ્યો ત્યાં પાછો જેવો નારદ હતો તેવોજ બની ગયો છું. હે બ્રહ્મા ! હું આવી રીતે મને મોહ થયો. મોહમાં તન્મય થઈ પૂર્વનુ જ્ઞાન વિસરી ગયો. આનું કારણ શુ હશે ? મોહનાં મૂળ કારણરૂપ ને ટાળ્યું ન ટળે એવુ માયાનું બળ કે જેણે મારા જ્ઞાનની હાનિ કરી હતી તેને હું યથાર્થ રીતે જાણી નથી શકયો. સઘળાં શુભાશુભ કર્મોનો મને અનુભવ થયો એ સઘળા મને માયાના પ્રભાવથી થયો એમ હું સારી રીતે સમજ્યો પણ એ માયાને હુ જીતી ન શકયો તો તમે શું ઉપાયથી એ માયાને જીત્યા છો તે મને બતાવો. " હે સત્યવતી પુત્ર ! મારી આવી પ્રાર્થના થતાં મારા પિતા બ્રહ્મા જરાક હસીને સ્નેહયુક્ત વચન આ પ્રમાણે બોલ્યા હતા. બ્રહ્મા બોલે છે–હે નારદ ! સઘળા દેવતાઓ, મુનિઓ, મહાત્માઓ, જ્ઞાની તપસ્વીઓ, ને પવનાહારી યોગી લોકોથી પણ એ માયા જીતી શકાય એવી નથી. એ મહા બળવાળી માયાને યથાર્થ રીતે સમજવામાં તો હું વિષ્ણુ કે શિવ પણ સમર્થ નથી. સૃષ્ટિ સ્થિતિ ને પ્રલયને કરનારી ને કાળ કર્મ ને સ્વભાવ વિગેરેનાં નિમિત્ત કારણો વાળી એ મહામાયા જાણી શકાય એવી નથી. માયાના મોટાં બળ વિષે તમે હે નારદ ! મુંઝવણ રાખશો મા. અમે બધા મોહિત થયેલા છીએ જેથી તમને મોહ થયો એમાં કાંઇ આશ્ચર્ય નથી. અજ્ઞાની જનો આવરણ ને વિક્ષેપ એ બે શક્તિથી મોહ પામેલા છે ને આપણે જ્ઞાની લોકો તો જ્યાં સુધી આ દેહ વિદ્યામાંજ છે ત્યાં સુધી માત્ર એક વિક્ષેપ શક્તિથી મોહ પામીએ છીએ. નારદમુનિ વદે છે–હે વ્યાસ ! પિતાની આવી વાણી સાંભળી વિસ્મયરહિત મે તેની આજ્ઞા લીધી ને ઉત્તમ તીર્થોમાં ફરતો ફરતો હું તમારી પાસે હમણાં આવી પડયો છું. માયાનું સામર્થ્યજ આવું છે વાસ્તે તમે પણ કૌરવોના નાશ વિષે મોહનો ત્યાગ કરીને સદા પરમાનંદ સ્વરૂપિણી ભગવતીમાં એક નિષ્ઠા વાળા બનો ને આ સ્થળમાંજ કાળક્ષેપ કરો. જગત્‌ના સંબંધી મોહ ઉપર દૃષ્ટિ નહીં રાખતાં નિરંતર જીવન્મુક્તિના લાભ વાસ્તે ભગવતીના સ્વરૂપમાંજ એકાગ્ર મનવાળા રહો. એકાગ્રતાનો અભ્યાસ કરવા છતાં પણ કોઈ વાર પ્રારબ્ધવશાત્ ચિત્ત ઉઠી જાય તો પછી વિક્ષેપ ભોગવવોજ ઘટે છે કારણ કે બીજો કશો ઉપાય છેજ નહીં. પોતાએ કરેલાં શુભાશુભ કર્મો ભોગવવાંજ પડે છે એવા ચિત્તમાં નિશ્ચય રાખીને જેમ સુખ થાય તેમ અહીં ફર્યા કરો. વ્યાસમુનિ કહે છે–હે જન્મેજય ! આ પ્રમાણે મારા મનનુ સમાધાન કરી મુનીશ્વર નારદ ચાલ્યા ગયા ને હું એમના ઉપદેશનું નિરંતર ચિંતન કરતો કરતો સરસ્વતીનો તટપરજ વશી રહ્યો હતો. એ સ્થાનમાં નિવૃત્તિ મેળવીને મે કાલનિર્વાહન કરવા વાસ્તે ઉત્ત-

મ સારસ્વત કલ્પમાં આ સુંદર ભગવતી ભાગવત પુરાણ રચ્યું હતુ કે જે પુરાણ સર્વ સંશયોને ટાળનારૂં, વેદના પ્રમાણોવાળુ તથા નાના પ્રકારના બોધક આખ્યાનોવાળુ છે. હે નૃપસત્તમ ! આ માયાજ સર્વ પદાર્થોમાં કારણરૂપ છે એમાં સંશય નથી. જેમ કોઇ ઇન્દ્રજાળ જાણનારો પુરૂષ પોતાના વશમાં રહેલી કાષ્ઠની પુતળીને પોતાની જેવી જેવી ઈચ્છા થાય તેવી તેવી રીતિથી તે પુતળીને પોતાના હાથમાં રાખી નચાવે છે તેમ આ માયા પણ બ્રહ્મથી સ્તંબ પર્યન્ત સ્થાવરજંગમાત્મક જગને બહુજ નચાવી રહી છે. આ જગત કે જે દેવ દાનવ ને મનુષ્યાદિક વાળું, પાંચ ઇન્દ્રિયોવાળુ ને મનની કલ્પનાઓનેજ અનુસરનારૂં છે તે માયાથીજ આમ તેમ નાચી રહ્યુંજ છે. હે રાજા ! સઘળાઓનું કારણ સર્વથા ત્રણ ગુણોજ છે જેથી તેઓ સઘળા કાર્ય પદાર્થોમાં વર્તે છે. જે કાર્ય હોય છે તે કારણવાળુંજ હોય છે એવો નિશ્ચય છે. માયાથી પ્રકટતા એ ગુણોના સ્વભાવ ભિન્ન ભિન્ન છે. સત્વગુણ શાન્ત સ્વભાવવાળો, રજોગુણ ઘોર સ્વભાવવાળો ને તમોગુણ મૂઢ સ્વભાવવાળો છે. એ ગુણોના સ્વભાવોનુ પરસ્પર મિશ્રણ કરી પ્રસ્તાર કરીએ તો તેઓના એકથી અનેક ભેદો થાય છે. પુરૂષ સર્વદા એ ગુણોવાળો છે તેથી ગુણોથી રહિત પુરૂષ કેમજ થાય ! જેમ તંતુ વગરનાં વસ્ત્રો નથી તેમ ગુણો વગરનાં પ્રાણીઓ નથી. આ દૃઢ નિશ્ચય છે. હે રાજા ! જેમ મૃત્તિકા વગરનો ઘટ હોતો નથી તેમ દેવ મનુષ્ય કે પશુ આદિ કોઇનો પણ દેહ ગુણો વગરનોજ હોતોજ નથી. આવી રીતે બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર એ ત્રણે દેવો ગુણોવાળા છે તેથી તેઓ ગુણોના યોગથી કોઇવાર પ્રીતિવાળા કોઇવાર અપ્રીતિવાળા ને કોઈવાર ખેદવાળા, દેખાય છે. બ્રહ્મા જ્યારે સત્વગુણમાં હોય છે ત્યારે શાન્ત, સમાધિવાળા જ્ઞાનવાળા, પ્રાણીમાત્રપર પ્રીતિવાળા દેખાય છે ને એના એજ બ્રહ્મા કોઈવાર અધિક સત્વગુણથી રહિત થઇને રજોગુણની પ્રધાનતાવાળા થાય છે ત્યારે ઘોરરૂપવાળા ને સઘળા પદાર્થોમાં અપ્રિતિવાળા બને છે. આ રીતેજ જ્યારે વૃદ્ધિ પામેલા તમોગુણથી એ બ્રહ્મા ઘેરાયા હોય છે ત્યારે તેઓ શોકવાળા ને મોહવાળા પણ બની જાય છે. આવા ફેરફારો ગુણોથીજ થઇ શકે છે નહીં તો નજ થાય. સર્વદા સત્વગુણવાળા વિષ્ણુમાં પણ સત્વગુણ વધે છે ત્યારે વિષ્ણુશાન્ત, સ્નેહવાલા તથા જ્ઞાની દેખાય છે, રજોગુણ વધે છે ત્યારે ગુણના બળથી સર્વ પ્રાણિઓપર અપ્રીતિવાળા અને ઘોર થાય છે, ને તમો ગુણ વધે છે ત્યારે શોકવાળા ને મોહવાળા કહેવાય છે. રૂદ્રમાં પણ જ્યારે સત્વગુણ વધે છે ત્યારે તે પ્રીતિવાળા તથા શાન્ત થાય છે, રજો ગુણ વધે છે ત્યારે ઘોર તથા અપ્રીતિવાળા થાય છે ને તમો ગુણ વધે છે ત્યારે મૂઢ અને શોકવાળા થાય છે. એ બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર આદિ સૂર્ય ચંદ્રવંશના મહાત્મા રાજાઓ ને યુગયુગમાં બદલાતા ચૌદ મનુઆદિ લોકોપણ ગુણોને આધીન છે તો પછી આ સંસારમાં બીજાઓની તો શું કથાજ કરવી ! હે રાજાઓમાં શ્રેષ્ઠ ! દેવ દાનવને મનુષ્યો સહિત સઘળું જગત્ માયાનેજ આધીન છે વાસ્તે વિષ્ણુ સર્વજ્ઞ છતાં અશ્વરૂપ કેમ થયા હતા એ વિષે કદીપણ શંકા કરવા જેવું કાંઈ નથી. માયાવશ પ્રાણી સર્વદા માયાનેજ અનુસરીનેજ ચેષ્ટા કરે છે અને તે માયા સર્વદા અખંડ જ્ઞાનરૂપ પરતત્વ ભગવતીમાંજ રહે છે ને ભગવતીની પ્રેરણાથી તેમને વશ રહીને જીવોમાં વર્તે છે. આટલા વાસ્તે માયાનાં ઈશ્વરી

અને સચ્ચિદાનંદરૂપ પરમેશ્વરી ભગવતી કે જે અખંડ જ્ઞાનરૂપ ને માયાના અધિષ્ઠાનરૂપ છે તેમનું ધ્યાન તેમનું ઉપાસન તેમને નમસ્કાર તથા તેમનોજ જપ કરવો જોઇએ આમ કરવાથી એ ભગવતી કરૂણા કરીને માયામાંથી છુટા કરે છે. ભક્તજનને પોતાનો સાક્ષાત્કાર કરાવીને એ ભગવતી તેના ઉપરથી પોતાની સઘળી માયાને સમેટી લે છે. આથી પછી એ પ્રાણીને કદીપણ માયાની પીડા થતી નથી. 'ભુવન' એવુ માયાનું નામ છે. ને 'ઈશ્વરી' એ તેની સ્વામિનીનું નામ છે તેને લઈને 'માયાનું નિયમન કરનારાં" એવા અર્થવાળાં આ સર્વોત્કૃષ્ટ ભગવતીનું ત્રૈલોકયમાં 'ભુવનેશ્વરી' એવું નામ પ્રખ્યાત છે. હે રાજા! જો એ ભુવનેશ્વરીનાં રૂપમાં સદા મન આસક્ત રહે તો સત્અસત્થી વિલક્ષણ સ્વરૂપવાળી મિથ્યા અનિર્વચનીય માયા શું કરી શકે તેમ છે? અગ્નિ પાસે હોય તો પછી ટાઢની પીડા નજ આવે. આટલા વાસ્તે માયાની નિવૃત્તિ સારૂં એ ભગવતીનું ધ્યાન કરવું એજ અપ્રતિહત સુખોપાય છે. સચ્ચિદાનંદરૂપ ભગવતીરૂપ દૈવત વિના બીજું કોઇ દૈવત માયાનુ નિવારણ કરી શકે એમ નથી. રજ્જુમાં ભ્રાન્તિરૂપે પ્રતીત થયેલો સાપ વિષ્ણુ આદિક દેવોની ઉપાસનાથી, તેઓની કરૂણાથી કે અશ્વમેધાદિ યજ્ઞોથી પણ મટતો નથી પણ જ્યારે અધિષ્ટાન કરીને રજ્જુનું જ્ઞાન થાય છે ત્યારેજ મટે છે. તેમ રજ્જુ સર્પના સમાન ભાસતી માયાનો વિષ્ણુ આદિકની ભક્તિથી કે અશ્વમેધાદિ કર્મોથી નાશ ન થાય પરન્તુ એ માયાના અધિષ્ઠાનરૂપ ભગવતીનો આરાધનપૂર્વક જ્યારે અનુભવ થાય છે ત્યારેજ એ માયાનો નાશ થાય છે અંધકારના સમુદાયનો નાશ કરવા અંધકાર સમર્થ નથી પણ સૂર્ય, ચંદ્ર, વિદ્યુત્ કે અગ્નિ આદિની જ્યોતિઓજ સમર્થ છે તેમ માયારૂપી અંધકારરૂપ વિષ્ણુ આદિ દેવતા સમર્થ નથી પણ સ્વયંપ્રકાશ જ્ઞાન સ્વરૂપ ભગવતીજ સમર્થ છે. આ પ્રમાણે છે એટલાવાસ્તે માયાના ગુણોની નિવૃત્તિ વાસ્તે માયાનાં ઈશ્વરી ને સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ જે જગદંબા છે તેમનું ધ્યાન કરવું જોઇએ. હે જન્મેજય ? વૃત્રાસુરના વધઆદિ સઘળી કથા કે જે તમે મને પૂછી તે મેં સવિસ્તર કહી. હવે તમારે બીજુ શું સાંભળવું છે ? દેવી ભાગવત પુરાણનુ પૂર્વાર્ધ મે તમને કહ્યુ કે જેમાં દેવીના મહિમાનુ બરાબર ઉપપાદન થયું છે. હે સુવ્રતધારી રાજા ! આ ભગવતીનુ રહસ્ય જ્યાં ત્યાં તમારે ન આપવું પણ જે શિષ્ય હોય કે મોટો પુત્ર હોય કે જે ભગવતીમાં પ્રીતિવાળો શાન્ત ગુરૂભક્તિવાળો હોય તેનેજ આપવું. સઘળી કથાઓના સારવાળું, વેદની ઉપમાવાળું, ને ઉત્તમ પ્રમાણોવાળું આ દેવી ભાગવત પુરાણ ભક્તિયુકત મનથી ઘણા ભાવ સાથે જે કોઈ મનુષ્ય ભણે છે કે સાંભળે છે તે માણસ આ સંસારમાં વસુમાન ને વિદ્યાવાન થાય છે.

**इदमखिलकथानां सारभूतं पुराणम्**
**निखिल निगम तुल्यं सत्प्रमाणान्वितम् ।**
**पठति परमभक्त्या यः शृणोतीह भक्त्या**
**सभवति धनवान्वै ज्ञानवान्मानवोत्र ॥६०॥**

( આ છઠ્ઠા સ્કંધમાં વ્યાસ ભગવાને ૧૮૮૪ શ્લોકો રચેલા છે. )

ઈતિશ્રી અઢાર હજાર શ્લોકોવાળી મહાપુરાણ સંહિતામાં ભગવતી ભાગવતમાં વેદાન્ત કવિ હીરાલાલ લિખિત ગુર્જર ભાષામાં અધ્યાય ૩૧ મો સંપૂર્ણ–શ્રીમદ્દેવીભાગવતનું પુર્વાર્દ્ધ સમાપ્ત.

**षष्ठ स्कन्ध समाप्त.**

# श्रीमद्

# देवी भागवत भाषांतर.

## सप्तम स्कन्ध

### અધ્યાય ૧ લો.*

### સૂર્યવંશી ને ચંદ્રવંશી રાજાઓ.

**सूतउवाच—**

**श्रुत्वैतांतापसादिव्यांकथांराजामुदान्वितः ।**
**व्यासंपप्रच्छधर्मात्मापरीक्षितसुतःपुनः ॥१॥**

સૂતપુરાણી બોલ્યા—હે તાપસીઓ ! આવી દિવ્ય કથા શ્રવણ કરીને પ્રસન્ન વદન પરીક્ષિત પુત્ર ધર્માત્મા જન્મેજય રાજા ફરીવાર નીચે પ્રમાણે વ્યાસને પ્રશ્ન કરી રહ્યા. જન્મેજય રાજા પ્રશ્ન કરે છે—હે પ્રભો ! મારી ઈચ્છા સૂર્યવંશી ને ચંદ્રવંશી રાજાઓના વંશનો વિસ્તાર સાંભળવાની છે. હે દોષરહિત! હે સર્વજ્ઞ ! પાપોનો પ્રલય કરનારી સૂર્ય તથા ચંદ્ર વંશની કથા ને તે બે વંશમાં સંભવેલા રાજાઓનાં ચરિત્રો મને કહો. મારા સાંભળવા પ્રમાણે એ મહીપાળો બધા ભગવતીના ભક્ત હતા તો ભગવતીનાં ચરિત્રોને સાંભળવાથી કોને તૃપ્તિ થાય ! સુતપુરાણી કહે છે—રાજાના આવો પ્રશ્ન થતાં પ્રસન્ન થઈ મુનિવર્ય વ્યાસ આમ બોલ્યા. વેદવ્યાસ વદે છે—હે મહારાજા ! સૂર્યવંશી તથા ચંદ્રવંશી રાજાઓ તથા પ્રસંગથી બીજા રાજાઓની સવિસ્તર ઉત્પત્તિ વિષે કહું છુ તે સાંભળો. પ્રથમ વિષ્ણુના નાભિકમળમાંથી ચતુર્મુખ બ્રહ્મા થયા. તે બ્રહ્માએ તપ કરીને અને માયાબીજનો જપ કરીને ભગવતીની ઉપાસના કરી. જગદંબાના વરદાનથી જગત્ રચવામાં સાવધ થયેલા બ્રહ્મા મનુષ્ય સૃષ્ટિની રચના ન કરી શકયા. તેઓએ સૃષ્ટિ નિમિત્તે બહુ બહુ વિચાર્યું તથા સૃષ્ટિ રચી તોપણ તે સૃષ્ટિ આગળ વિસ્તાર ન પામી. પછી બ્રહ્માએ મનમાંથી સાત માનસિક પુત્રો પ્રકટ કર્યા હતા. મરીચિ, અંગિરા, અત્રિ, વસિષ્ઠ, પુલહ, ક્રતુ, ને પુલસ્ત્ય એ નામથી અનુક્રમે એ સાત પુત્રો પૃથ્વીમાં સુવિખ્યાત થયા. બ્રહ્માના ક્રોધમાંથી રૂદ્રની ઉત્પત્તિ, ખોળામાંથી નારદની ઉત્પત્તિ, ને અંગુઠામાંથી દક્ષપ્રજાતિની ઉત્પત્તિ થઈ. સનકાદિક અન્ય પુત્રો પણ બ્રહ્માના મનથી થયા. હે જન્મેજય ! બ્રહ્માના વામ અંગુઠામાંથી પુરાણોમાં 'વીરિણી ' ને ' અસિક્ની ' નામથી વિખ્યાત થ-

* આ અધ્યાયમાં સાડાઆડત્રીશ શ્લોકથી સૂર્ય તથા ચદ્રવંશી રાજાઓનો ઇતિહાસ આવશે.

થેલી દક્ષપ્રજાપતિની ભાર્યાની ઉત્પત્તિ થઇ. દેવર્ષિવર્ય નારદ તેના બીજા જન્મમાં એ વીરિણીના ઉદરથી જનમ્યા હતા. જનમેજય રાજા કહે છે. હે વ્યાસ ! મહા તપસ્વી નારદ દક્ષપ્રજાપતિની સ્ત્રી વીરિણીથી ઉત્પન્ન થયા એમ તમે જે કહ્યુ એ વિષે મને શકા છે. બ્રહ્માના પુત્ર ધર્મવેત્તા તપસ્વી વર નારદની ઉત્પત્તિ વીરિણીથી કેવી રીતે થઇ ? દક્ષની સ્રીમાં નારદ જન્મની આશ્ચર્યવાળી વાર્તા તમે કરી તે વિસ્તારથી કહો. મહા વિદ્યાવાળા નારદે પ્રથમ દેહ કેમ તજ્યો, કોના શાપથી તજ્યો ને તેમનો પુનર્જન્મ કેવી રીતે થયો. વેદવ્યાસ કહે છે—(જો કે નારદમુનિ બ્રહ્માના ખોળામાંથી થયા હતા તોપણ કોઇ કલ્પમાં તેમની બ્રહ્માના મનથી ઉત્પત્તિ હતી તેથી માનસિક પુત્રમાં પણ તેમને કહ્યા છે. ) પ્રથમ સૃષ્ટિની ઉત્પત્તિ સારૂ ' ઘણી સૃષ્ટિ રચો ' એવી બ્રહ્માની આજ્ઞાથી શક્તિવાળા દક્ષપ્રજાપતિએ વીરિણીમાં બળવાલા પાંચ હજાર પુત્રોની ઉત્પત્તિ કરી. દક્ષના એ સઘળા પુત્રોને સૃષ્ટિનો વિસ્તાર કરવાની અભિલાષાવાળા દેખીને કાળથી પ્રેરાયેલા દેવર્ષિ નારદે હસતાં હસતાં તેઓ પ્રતિ બોલ્યા કે "તમે પૃથ્વીનુ પ્રમાણ તપાસ્યા વગર સૃષ્ટિના વિસ્તારની કેમ ઈચ્છા રાખો છો ? આમ કરવાથી અવસ્ય તમારી લોકમાં હાંસી થશે. પૃથ્વીનું પ્રમાણ જાણીનેજ સૃષ્ટિનો ઉદ્યોગ કરવો ઘટે છે. સમજીને કરેલુ કાર્ય સિદ્ધ નથી થતું. આવો નિશ્ચય છે. પૃથ્વીના સ્વરૂપને સમજ્યા વિના સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા તમે સૌ મૂર્ખા છો. તમારૂં એ કાર્ય કેમ સિદ્ધ થશે " નારદજીની આવી વાણી સાંભળી દક્ષના હર્યશ્વ નામના પુત્રોએ અરસ્પરસ દેવયોગથી વાતો કરી કે " નારદ ઠીક કહે છે. આપણે પૃથ્વીનું પ્રમાણ જાણીને સારી રીતે પ્રજાની સૃષ્ટિ કરશું. " નારદ વચનથી વિચાર કરી પૃથ્વીનું પ્રમાણ શોધવા તે સઘળા નીકળ્યા. એ ઉત્સાહવાળા હર્યશ્વો કેટલાક પૂર્વમાં, કેટલાક દક્ષિણમાં, કેટલાક પશ્ચિમમાં ને કેટલાક ઉત્તરમાં ગયા. પુત્રોને ભાગી ગયેલા જાણીને પ્રજાની ઇચ્છાવાળા દક્ષપ્રજાપતિએ બીજા પુત્રો ઉત્પન્ન કર્યા. દક્ષના એ બીજીવારના પુત્રો પ્રજા રચવાને તૈયાર થયા. તેઓને જોઇ નારદે જે વચન કહ્યાં હતાં તેજ વચનો તેઓને કહ્યાં. નારદના વચનોથી મોટા ભાઈ હર્યશ્વો જેમ જ્યાં જ્યાં ચાલ્યા ગયા તેમ તેઓ બધા પણ પૃથ્વીનું પ્રમાણ જાણવા ચાલી નીકળ્યા. આવી રીતે બીજીવારના પુત્રો પણ નાશી ગયા તેથી દક્ષપ્રજાપતિએ કોપ કરીને નારદને શાપ દીધો કે " હે તુચ્છ બુદ્ધિવાળા તે મારા પુત્રોનો નાશ કર્યો વાસ્તે તું પણ નાશ પામીને ગર્ભવાસ ભોગવ. મારા પુત્રોને તેં ભ્રષ્ટ કર્યા વાસ્તે તુ મારોજ પુત્ર થા. " આ પ્રમાણે દક્ષપ્રજાપતિના શાપથી નારદનો વીરિણીના ઉદરમાંથી જન્મ થયો હતો. આ પછી ઉત્તમ ધર્મવાળા દક્ષ પ્રજાપતિએ પુત્રોનો શોક તજીને વીરિણીના ઉદરથી સાઠ કન્યાઓની ઉત્પત્તિ કરી હતી એમ અમે સાંભળેલુ છે. એ સાઠ કન્યાઓમાં મહાત્મા કશ્યપને તેર, ધર્મને દશ, ચદ્રમાને સત્તાવીશ, ભૃગુને બે, અરિષ્ટ નેમિને ચાર, કૃશાશ્વને બે, ને અંગિરાને બે કન્યાદાનમાં આપી હતી. એ દક્ષની પુત્રીઓથી જે દક્ષના પૌત્રોની ઉત્પત્તિ થઈ તે મહાબળવાળા દેવતાઓ અને દાનવોની સૃષ્ટિ કહેવાય છે. એ દેવતાઓ ને દાનવો એક બીજાના વિરોધી થયા, રાગદ્વેષવાળા થયા, મોહવાળા થયા. ૧-૩૯

जाताश्च समायुक्ताः परस्पर विरोधकाः ।
रागद्वेषान्वितता सर्वे परस्पर विरोधिनः ॥ ३८ ॥
सर्वे मोहहताः शूरा ब्रामवज्रति मानिनः ॥
ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

- - -

## અધ્યાય ૨ જો*

### દેવીભક્ત રાજાઓના વંશ.

जनमेजय उवाच—

ममारव्याहि महाभाग राज्ञां वंशं मुनिस्तरम् ।
सूर्यान्वय प्रसूतानां धर्मज्ञानां विशेषतः॥ १ ॥

જનમેજય કહે છે–હે ભાગ્યશાળી વેદવ્યાસ ! સૂર્યવંશી રાજાઓ કે જેઓ ભગવતીના ભક્તો થયા હોય તેઓનો ખાસ કરીને વંશવિસ્તાર કહો. વેદવ્યાસ વદે છે. હે જનમેજય ! મુનિ વર્ય નારદના મુખદ્વારાએ પૂર્વે મેં જેવો ઇતિહાસ સાંભળ્યો છે તેવો સૂર્યવંશી રાજાઓનો ઈતિહાસ તમને કહુ છું તે સાંભળો. એ મહાત્મા નારદજી એકવેળા ફરતા ફરતા સરસ્વતીના તટમાં કે જ્યાં મારૂં આશ્રમ હતું ત્યાં પધાર્યા. તેમને પ્રણામ કરી આસનાદિક આપી આદર સહિત તેમની પૂજા કરી મેં તેમને કહ્યું કે "હે મુનિવર ! આપના આવવાથી હું પવિત્ર થયો છું. હે સર્વજ્ઞ ! રાજાઓનાં ચરિત્રોવાળી મને તમે કથાઓ કહો. આ સાતમા વૈવસ્વત મન્વંતરમાં જે જે રાજાઓ થયા હોય. તે તે રાજાઓનાં પરમ મનોહર ચરિત્રો મને સંભળાવો. સૂર્યવંશનો વિસ્તાર સાંભળવાની મારી જીજ્ઞાસા છે તો જ્યાં યોગ્ય હોય ત્યાં સંક્ષેપથી ને જ્યાં યોગ્ય હોય ત્યાં વિસ્તારથી સૂર્યવંશની મને કથા કહો " હે રાજા ! મારો આવો પ્રશ્ન થતાં પરમાર્થ વેતા નારદ ખુશી થયા ને મને પ્રેમથી સંબોધીને હસીને આમ કહી રહ્યા. નારદમુનિ કહે છે–હે સત્યવતીના પુત્ર ! પવિત્ર, શ્રવણ સુખવર્ધક, તથા જ્ઞાનાદિકથી પૂર્ણ રાજાઓના ઉત્તમવંશની કથા સાંભળો. વિશ્વકર્ત્તા બ્રહ્મા વિષ્ણુના નાભિ કમળમાંથી પ્રથમ થયા એમ પુરાણોમાં પ્રસિદ્ધ છે. સર્વજ્ઞ, સર્વકર્ત્તા, જગન્નિયન્તા અને સઘળી શક્તિવાળા બ્રહ્માએ પૂર્વે સર્ગ કરવાની ઇચ્છાથી દશ હજાર વર્ષસુધી તપસ્યા કરી ભગવતીને આરાધીને સર્વોતમ સામર્થ્ય સંપાદન કરીને શુભલક્ષણવાળા કેટલાક માનસિક પુત્રો ઉત્પન્ન કર્યા. એ પુત્રોમાં મરીચિ નામના પુત્ર સૃષ્ટિકાર્યમાં વિખ્યાત થયા. સર્વમાં માન પામેલા મરીચિના પુત્ર કશ્યપ પણ પ્રખ્યાત થયા. એ કશ્યપને પત્નીઓ દક્ષપ્રજાતિની તેર કન્યાઓ હતી. સઘળા દેવ, દાનવ, યક્ષ, નાગ, પશુ, ને પક્ષીઓ કશ્યપથી તેની પત્નીઓમાં ઉત્પન્ન થયાં તેથી તે સઘળી કાશ્યપીય સૃષ્ટિ કહેવાણી છે. દેવતાઓમાં વિવસ્વાન્ નામના સૂર્ય પ્રખ્યાત થયા છે. એ સૂર્યના પુત્ર વૈવસ્વત મનુ રાજા થયા. વૈવસ્વ મનુના સૂર્યવંશની વૃદ્ધિ કરનારા ઇક્ષ્વાકુ ઈક્ષ્વાકુના જન્મ પછી વૈવસ્વત મનુને બીજા નવ પુત્રો જન્મ્યા હતા. તે નવ પુત્રોનાં નામ એકાગ્રમનથી સાંભળો. નાભાગ, ધૃષ્ટ, શર્યાતિ, નરિષ્યંત, પ્રાંશુ, નૃગ, દિષ્ટ, કરૂષ, ને પૃષધ્ર. વૈવસ્વતના પ્રથમ પુત્ર ઇક્ષ્વાકુ ને શત પુત્રો થયા હતા તેઓમાં મોટો પુત્ર વિકુક્ષિ નામે હતો. આ પુત્ર વિચક્ષણ હતો. વૈવસ્વતના પુત્ર ને તેનાજ મન્વંતરમાંજ જન્મેલા બીજા નવ જણાઓમાં કેટલાકનો વંશ સંક્ષેપથી કહું તે સાંભળો. નાભાગને અંબરીષ નામે

* આ અધ્યાયમાં દેવી ભક્તિવાળા સૂર્યચંદ્રવંશી મહીપાલોના વંશવિષે કથા આવશે.

પુત્ર થયા. એ અંબરીશ ધર્માત્મા, પ્રતાપી, સત્ય પ્રતિજ્ઞાવાળા ને પ્રજાપાલન તત્પર હતા. ધૃષ્ટના વંશમાં ધાર્ષ્ટક નામના રાજાઓ થયા. એ રાજાઓ સંગ્રામના કાયર હતા ને બરાબર બ્રાહ્મણોનાં કર્મો આચરતા હતા તેથી તેઓમાંના ઘણા ખરા બ્રહ્મક્ષત્રીય કહેવાયા છે. શર્યાતિ રાજાને આનર્ત્ત નામનો પુત્ર હતો ને રૂપલાવણ્યવાળી એક સુકન્યા નામની કુંવરી હતી. એ રાજાએ સુકન્યાના વિવાહ આંધળા મુનિ ચ્યવનની સાથે કર્યા હતા ને સુકન્યાના શીળને જોઈ ખુશી થયેલા અશ્વિનીકુમારોએ ચ્યવનમુનિને દેખતા કર્યા હતા એમ અમે સાંભળ્યું છે. જનમેજય રાજા પૂછે—તમારી આ કથામાં અમને મોટી શકા છે કે પોતાની રૂપાળી કુંવરી સુકન્યાનાં આંધળા મુનિ સાથે શર્યાતિએ કેમ સગપણ કર્યા ? જો કન્યા કુરૂપડી, દુર્ગુણી, કે સ્ત્રી લક્ષણ વગરની હોય તો રાજા તેને આંધળા સાથે પરણાવે એ મનાય પરન્તુ રૂપગુણવાળી કુવરીને જાણી જોઇને આંધળાને રાજાએ કેમ આપી ! તમારો અમારા પર સર્વદા અનુગ્રહ છે તો આમાં જે કારણ હોય તે અમને કહો. સૂતપુરાણી કહે છે—હે શૌનકાદિ મુનિઓ ! જનમેજયનો પ્રશ્ન સાંભળી વેદવ્યાસ તેમને હસીને કહી રહ્યા. વેદવ્યાસ કહે છે—હે રાજા ! વૈવસ્વત મનુના ચોથા પુત્ર શર્યાતિ રાજાને ચાર હજાર રાણીઓ હતી. એ સઘળી સુદર રૂપવાળો રાજાઓની પુત્રીઓ સઘળાં શુભ લક્ષણવાળી સ્નેહવાળી ને શર્યાતિને અતીવ પ્યારીઓ હતી. સઘળી રાણીઓ વચ્ચે સુકન્યા નામની એકજ કુંવરી હતી ને તે સુકન્યા તેના પિતા તથા માતાઓને અતીવ વહાલી, રૂપાળી ને સુદર મદ હાસ્યવાળી હતી. શર્યાતિ રાજાના ગામથી થોડે દૂર એક માનસરોવર સરખું સુંદર સરોવર હતું. એ તળાવ નાના પ્રકારનાં પગથીઆંઓવાળું, નિર્મળ જળથી સર્વત્ર પૂર્ણતાવાળું, હંસ, કારંડવ, ચક્રવાક બપૈયા, ને સારસ વિગેરે પક્ષીઓના આનંદોવાળું, પાંચ પ્રકારનાં ખીલેલાં કમળોવાળું, ભ્રમરાઓના ગુંજારવવાળાં કુસુમોવાળું, સર્વત્ર વૃક્ષોની ઘણી પંક્તિઓવાળું, સાલ,તમાલ દેવદાર, પુન્નાગ, અશોક, વટ, પીપળ, કદબ, કદલીનાં વન, લીંબુ, બિજોરાં, ખજુરીઓ, પન્નસ, સોપારી, શ્રીફળ, કેતકી, કાંચનાર, જુઈ, માલતીની ઘાટી લતાઓ, જાંબુ, આંમ્રવૃક્ષો, આંબલીઓ, કરંજ, કાંટાશેરીયા, ખાખરા, લીબડા, ખેરસાર ને આમલીઓ વિગેરેની સર્વત્ર શોભાવાળુ, તથા કોકિલાઓ અને મયુરોના ટોકારાઓવાળું અતીવ સુંદર તથા મનોહર જણાતું હતું. આવાં સરોવરની સમીપે વૃક્ષોના સમુદાયવાળા સુંદર પ્રદેશમાં ભ્રગુપુત્ર મહાત્મા ચ્યવન મુનીશ્વરનો સુંદર આશ્રમ હતો એ નિર્જન પ્રદેશમાં વસેલા મુનિવર્ગ ચ્યવન દૃઢ આસનવાળી, મૌનતા ધરી, પ્રાણવાયુનો નિરોધ કરી, ઇન્દ્રિયોનો નિગ્રહ કરી, અને આહાર તથા જળપાન વિગેરેનો ત્યાગ કરી એકાગ્રપણાંથી તપસ્યા કરતા હતા ને ભગવતીનાં ધ્યાનમાં તેઓ લીન થઈ ગયા હતા. કેટલોક કાળ વહી ગયાથી તે મુનિનાં સમાધિ શરીરપર લતાઓવાળો એક મોટો રાફડો બની ગયો હતો કે જેમાં અસંખ્ય કીડીઓ ખદબદતી હતી. આવી રીતે સર્વત્ર ચારેમેરથી કીડીઓના રાફડા રૂપી રક્ષણવાળો ચ્યવનમુનિનો સમાધિ દેહ મૃત્તિકાના પિંડના સરખો રહ્યો હતો. આ સ્થાનમાં કોઈ દિવસે શર્યાતિ રાજા પોતાની સુંદરીઓ સાથે સરોવરમાં વિહાર કરવા સારૂં પધાર્યા

હતા. સુંદરીઓના સમુદાયવાળો શર્યાતિ રાજા નિર્મળ જળમાં કમળવનમાં ક્રીડા સારૂં ગયો હોવાથી તેની પુત્રી સુકન્યા પોતાની સખીઓના સમુદાય સહિત ચ્યવનમુનિવાળા આશ્રમમાં આમતેમ રમવા લાગી. વિજળી સરખી ચપળા, સઘળા અલંકારોવાળી, ઝમકતાં ઝાંઝરોવાળી એ સુકન્ય પુષ્પ વીણવા વાસ્તે ફરતી ફરતી ચ્યવન મુનિના રાફડાની પાસે આવી ચડી. રમતગમતમાં લીન થયેલી સુકન્યા એ રાફડાની છેક નજીકમાં બેસી ગઈ. આ સમયે તે રાફડામાં છિદ્રમાં પતંગ સરખાં બે તેજનાં બિંબો સુકન્યાએ દીઠાં તેથી "આ શું હશે" એમ વિચારતી સુકન્યાએ ઉતાવળથી એક તીક્ષ્ણ કંટકવતી એ બે તેજને રાફડામાંથી કાઢી લેવાની વિચાર કર્યો કે તરતજ તે કામદેવની રતિ સરખી, રૂપવાળી, પાતળાં પેટવાળી ને સુકેશી સુકન્યા ચ્યવન મુનિના જોવામાં આવી. ક્ષુધાથી શુષ્ક કંઠવાળા ચ્યવન મુનિએ સુકન્યાને રાફડામાંથી કહ્યુ કે "અરેરે ! આ શું કરે છે ! હે વિશાળ નયની ! હે સુવદની! હે પાતળા પેટવાળી ! અહીથી દુર જા. હું તપસ્વી છું વાસ્તે આ રાફડામાં કંટક ઘોંચીશ માં" ચ્યવનમુનિ આમ કહી રહ્યા હતા પરંતુ તેમનો ઝીણો સ્વર સુકન્યાએ સાંભળ્યો નહી ને 'આ શું હશે' એમ બોલતાં દૈવની પ્રેરણાથી કાંટો ઘોંચીને સુકન્યાએ એ ચ્યવનની ચક્ષુઓના તારા ફોડી નાંખ્યા ને મુનિને આંધળા કરીને તે સુકન્યા ત્યાંથી ચાલી ગઇ પરંતુ ચાલતાં ચાલતાં તેને મનમાં શંકા થઈ કે "આ તે મેં શું કર્યું !" મહા ક્રોધી સ્વભાવવાળા ચ્યવન મુનિશ્રી પોતાની નેત્રો ફુટી જતાં બહુજ વેદના ને પરિતાપ પામ્યા. તેમને ઘણો કોપ ચડયો. એમના કોપથી સત્વર સેનાવાળાઓનાં વિષ્ટા તથા મુત્ર રોકાઈ ગયાં ને રાજા તથા તેમના કાર્યભારીઓનાં તો ઘણાંજ રોકાઈ ગયાં. હાથી ઉંટ, ને ઘોડા વિગેરે પ્રાણીઓને પણ એજ રોગ લાગુ થયો આથી શર્યાતિ રાજાને ભારે પીડા થઈ. સેના વાળાઓએ વિગેરે મુત્રવિષ્ટાનાં રૂંધનરૂપ દરદની રાજાને વાત કરી. શર્યાતિ રાજા આવાં દુઃખનાં કારણને શોધવા લાગ્યો. પછી જેવો ને તેવો ઘેર આવી એ રાજાએ પોતાનાં ચિંતાવાળાં સ્વજનો તથા સેનાજનોને કહ્યું કે "આવું બુરૂં કામ કોણે કર્યું છે ! તળાવના પશ્ચિમ પ્રદેશમાં અગમ્ય સ્થાનમાં મહા તપસ્વી ચ્યવન મહાત્મા ન થાય તેવું દારૂણ તપ કરે છે તો અવશ્યમેવ એ અગ્નિ સમાન તેજસ્વી મુનિનો કોઇએ અપરાધ કર્યો છે ને તેથીજ આ સઘળાઓને પીડા આવી પડી છે. આ નિશ્ચય છે. જાણતાં કે અજાણતાં તપસ્વી, વયોવૃદ્ધ, સર્વોત્તમ ને મહાત્મા ચ્યવનમુનિનો ભૃગુપુત્રનો કોઇએ પણ અપરાધ કર્યો છે ને તેનું આ ભયંકર ફળ છે, એમજ મારી માન્યતા છે. આમ છે તો તમારામાંથી કોણે એ મુનિનો અપરાધ કર્યો છે એ મને સત્વર કહો." રાજાનો આવો પ્રશ્ન થતાં તેના વેદનાતુર સેના વાળાઓએ રાજાને કહ્યુ કે "હે સ્વામી ! મનવાણી કાયાથી કોઈ પણ જાતનો અપરાધ થયો હોય તેની અમને ખબર નથી.

**इति पृष्टा स्तमूचुस्ते सैनिका वेदनार्दिताः ।**
**मनोवाक्काय जनितं न विद्मोपकृतंवयम् ॥६५॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

# અધ્યાય ૩ જો.*

## સુકન્યાની કથા.

**व्यासउवाच–**

**इतिपमच्छान्सर्वान्राजाचिन्ताकुलस्तथा।**
**पर्यपृच्छत्सुहृद्वर्गंसाम्नाचोग्रतयापिच ॥ १ ॥**

વ્યાસ કહે છે—હે રાજા! પછી ચિંતાવાળા શર્યાતિ રાજાએ સેનાવાળાઓને પુછી જોયા બાદ સઘળા સંબંધી વર્ગને પણ સામભેદથી તથા જરાક ક્રોધ સહિત થઇને પણ પુછ્યું. લોકોને સંતાપ પામેલા તથા પિતાને અત્યન્ત દુઃખી દેખીને પેલી કાંટો માર્યાની વાત યાદ કરીને સુકન્યા શર્યાતિ રાજાને બોલી કે—હે પિતા? એ અરણ્યમાં ક્રીડા કરતાં મેં એક બે છિદ્રવાળો લતાઓનાં રક્ષણવાળો રાફ્ડો દીઠો હતો. તેમાં પતંગ સરખાં બે ચળકતાં તેજ જોઇને પતગની શંકાથી મે તે તેઓને કટકથી વીધી નાખ્યાં હતાં ને જળથી ભીનો તે કાંટો મે પાછો જોયો પણ હતો ને રાફ્ડામાંથી 'હાય હાય' એવો ધીમો સ્વર પણ મારા સાંભળવામાં આવ્યો હતો. એ સમયે 'આ શું હશે' એમ વિસ્મય પામેલી હું 'આ મોટા રાફ્ડામાં મે કોને વીધ્યુ હશે' એ ભેદને જાણી શકી નથી. શર્યાતિ રાજા સુકન્યાનાં કોમળ વચનો સાંભળી કાંઈક મુનિનો અપરાધ આથી થયો હશે એમ અનુમાન કરી સત્વર રાફ્ડા પાસે આવ્યો. તેમાં તપોવૃદ્ધ ને ઘણાજ દુખિયા ચ્યવનમુનિ બિરાજે છે એમ જાણવામાં આવતાં શર્યાતિએ મુનિના શરીરપર ચારેકોર ચડી ગયેલો એ રાફ્ડો ફોડાવી નાખ્યો. પછી પૃથ્વીપર દંડવત્ પ્રણામ કરી તથા નમ્ર વચનોથી તેમની સ્તુતિ કરી બે હાથ જોડીને શર્યાતિ રાજાએ કહ્યું કે "હે મહામુનિ! મારી બાળક કન્યાએ રમતાં રમતાં આવું બુરૂં કૃત્ય કર્યું તેથી તેનાપર તમારે ક્ષમા કરવી ઘટે છે. મુનિલોકો ક્રોધ રહિત હોય છે એવું મેં સાંભળ્યું હોવાથી તમારે એ બાળક ઉપર ક્ષમા કરવી જોઇએ. આ પ્રકારે નમ્ર દેખાતો તથા દીન વચનો બોલતો શર્યાતિ રાજા દેખીને ચ્યવનમુનિએ નીચે પ્રમાણે તેને કહ્યુ. ચ્યવનમુનિ કહે છે—હે રાજા! હું લેશમાત્ર કદી પણ ક્રોધ કરતો નથી. મને પીડા આપનારી તમારી સુકન્યાને મેં શાપ પણ આપ્યો નથી. હુ નિરપરાધી હતો છતાં મારા નેત્રમાં પીડા ઉત્પન્ન કરી તેથી તે પાપથી તમને આવું દુઃખ થયું છે એમ મારૂં માનવું છે. સદાશિવ સરખા રક્ષક હોય તોપણ જે પ્રાણી ભગવતીના ભકતનો મોટો અપરાધ કરે છે તેને કયાંથી સુખ થાય! હે રાજા! મારી વૃદ્ધાવસ્થામાં મને અંધાપો આવ્યો તેથી હવે હું શું કરીશ! મારી આંધળાની સેવા પણ કોણ કરશે. શર્યાતિ રાજા વદે છે—હે મુનિવર્ય! મારે ઘણા સેવકો છે તે તમારી નિરતર સેવા કરશે વાસ્તે ક્ષમા કરો. તપસ્વીઓ અલ્પ ક્રોધવાળાજ થાય છે. ચ્યવનમુનિ કહે છે—હે રાજા! આંધળો થયેલો હું માણસ વિના શી રીતે તપસ્યા કરૂં? તમારા સેવકો મારૂં શું ભલું કરે! તમારી જો ક્ષમાની યાચના હોય તો મારૂં કહ્યું કરો. મારી સેવા કરવા સારૂં તમારી એ કમળ સરખાં નયનોવાળી સુકન્યાને આપો. હે મહા બુદ્ધિશાળી રાજા! તમારી એ પુત્રી મળવાથી હું ઘણો ખુશી થઈશ. હું તપસ્યા કરીશ ને તેણી મારી શેવા કરશે. આમ કરશો

* આ અધ્યાયમા શર્યાતિ રાજાની પુત્રી સુકન્યાનો ચ્યવનમુનિ સાથે વિવાહ કર્યો એ કથા આવશે.

તો મારાં પ્રસન્ન થવાથી મને તમને ને તમારી સેનાવાળાઓને સુખ થશે એમાં શંકા નથી. હે રાજા ? માટે મનથી વિચાર કરીને તમે મને કન્યાદાન આપો. આથી તમને કોઈ કલંક ચોંટે તેમ નથી કારણ કે હું ઉત્તમ નિયમધારી તપસ્વી છું. વ્યાસમુનિ કહે છે— હે જનમેજય ! આવાં ચ્યવનનાં વચનો સાંભળી શર્યાતિ રાજા ચિંતાવાળા થઈને 'આપું કે ન આપું ' એમ કાંઇ પણ બોલીજ શક્યા નહીં. તે રાજા વિચારી રહ્યો કે " આંધળા ઘરડા, અને કુરૂપડાને મારી દેવકન્યા જેવી સુકન્યાને આપીને મને સુખ કેવી રીતે થાય? શુભ અશુભ જાણતાં છતા પોતાની પુત્રીનાં સંસારસુખનો નાશ કરનારો એવો કોણ પાપી ને મૂર્ખ હોય ! જો હું આ ચ્યવનને મારો જમાઇ કરૂં તો મારી કામબાણોથી પીડાયેલી રૂપાળી સુકન્યા પુત્રી આ આંધળો ને ઘરડા સ્વામીને મેળવીને તેનો આખો ભવ શીરીતે કાઢી શકશે ! ખાસ કરીને સુંદર રૂપવાળી સ્ત્રીને પોતાના સરખો પતિ મળ્યો હોય છે તોપણ યુવાવસ્થામાં તેનાથી કામદેવને જીતાવો કઠણ થઈ પડે છે ત્યારે પછી આંધળા ને ઘરડા પતિના સમાગમમાં કામદેવ તેનાથી કેવી રીતે જીતી શકાય ? રૂપયૌવનવાળી અહલ્યા સુંદરી ગૌતમમુનિને વરી હતી છતાં તેને ઇન્દ્રે છેતરી હતી ને પછી અધર્માચરણ કર્યું એમ સમજી તેના પતિ ગૌતમે તેને શાપ પણ આપ્યો હતો એટલા વાસ્તે ભલે મને દુઃખ થાય તોપણ આ ચ્યવનને મારી કન્યા હું નહી આપું. " આમ વિચાર કરતો શોકવાળો શર્યાતિ રાજા પોતાના ઘેર ગયો. પછી અતીવ દુઃખી શર્યાતિએ મંત્રીઓને બોલાવી સલાહ લીધી કે " હે સચિવો ! મારે શું કરવું તે તમે કહો. આ ચ્યવનને કન્યા આપવી કે સદા દુઃખજ ભોગવ્યા કરવું. તમે એકમત થઈ મારા હિતનો વિચાર કરો' મંત્રીઓ બોલ્યા કે ' હે મહારાજ ! મહા ત્રાસ આપનારાં આ સંકટમાં અમે શું બોલીએ ! અભાગીઆને આ ઘણી સુંદર કન્યા કેમ આપી શકાય ? " આ સમયે મંત્રીઓ તથા પિતાનું અત્યન્ત ચિંતાવાળું કારણ ને તેનો અભિપ્રાય સમજી ગયેલી સુકન્યા હસીને પિતાને કહી રહી કે " હે પિતા ! તમે આજ ચિંતાતુર મનવાળા કેમ છો ? તમે મારા વાસ્તે દુઃખ ને ઉદ્વેગ પામ્યા છો તથા તમારૂં મુખ ઝંખવાણુ પડી ગયુ છે વાસ્તે મારાથી પીડાએલા મુનિનુ શાન્તવન કરી ત્યાં જઈ મારો આ દેહ તેમને આપીને પ્રસન્ન કરીશ." સુકન્યાની વાણી સાંભળી ખુશી થયેલા રાજાએ મંત્રીઓ સાંભળે તેમ તેને કહ્યું કે "હે પુત્રી ! તું અબળા છો તેથી વૃદ્ધાવસ્થાનાં દુઃખોવાળા આંધળા ને મહાક્રોધ વાળાએ ચ્યવનમુનિની શી રીતે સેવા ઉઠાવી શકીશ ! મારાં પોતાનાં સુખ સારૂં કરીને ઘડપણવાળા આંધળા પતિની સાથે તારો વિવાહ કેમ કરૂં ! રતિ સરખી રૂપાળી કન્યા તેને કેમ આપું ! પિતાએ અવસ્થા તથા જ્ઞાતિના બળવાળાને ને ધનધાન્યની સમૃદ્ધિ વાળાને કન્યાદાન આપવું જોઇએ. હે વિશાળ નયન વાળી ! કયાં તારૂં સુંદર રૂપ અને કયાં એ વનવાસી બુઢ્ઢાનુ રૂપ ! અયોગ્ય વરને મારાથી તને કેમ દેવાય ? હે કમળનયની ! નિરંતર ઝુંપડામાં વસનારાને તારો વર મારાથી કેમ કરાય ! ભલે મારો અને મારી સેનાવાળાઓનો નાશ થાય છતાં પણ એ આંધળા વૃદ્ધને કન્યાદાન આપવું મને તો ગમતું નથી. હે કોકિલકંઠી ! ભલે જેમ થાવું હોય તેમ થાય,

પણ હું તો ધૈર્યનો ત્યાગ નહીં કરૂં. હે દીકરી! તું સાવધાન રહે. તારો વિવાહ એ આંધાની સાથે હું નહીંજ કરૂં. હે બાલિકા! મારૂં આ રાજ્ય ને મારો આ દેહ ભલે નાશ પામે પરન્તુ આંધળાની સાથે તને હું નહીં પરણાવું. પિતાની આવી પ્રેમ ભરી વાણી સાંભળી સુકન્યા સ્નેહ ભરી વાણીથી ફરી બોલી કે–"હે પિતા! તમે મારી ચિંતા ન કરો. ખુશીથી એ મુનિને મારૂં કન્યાદાન હમણાં આપો. મારી કરણી ભલે સૌ લોકોને સુખની સરણી સરખી થાય. હું સંતોષ રાખીશ. એ નિર્જન વનમાં મારા પરમ પવિત્ર વૃદ્ધ પતિની સેવા કરીશ. હું પતિવ્રતાના ધર્મમાં બરાબર તત્પર રહી સદાચરણથી ચાલીશ. હે દોષરહિત પિતા! મને વિષયભોગની તૃષ્ણા નથી કારણ કે મારૂં મન સદા સ્વસ્થ છે. વ્યાસ મુનિ કહે છે–સુકન્યાની વાણી સાંભળી મંત્રીઓ ચકિત થયા ને શર્યાતિ રાજા ચ્યવન મુનિની પાસે આવ્યા. શિર નમાવીને શર્યાતિએ ચ્યવન મુનિને કહ્યું કે "હે નાથ! સેવા સારૂ ભલે આપ મારી કન્યા સુકન્યાનો વિધિસહિત પ્રતિગ્રહ કરો" આમ બોલીને રાજાએ વેદોક્ત વિધિ પ્રમાણે સુકન્યાનું ચ્યવનમુનિને કન્યાદાન આપ્યુ. કન્યાનો પ્રતીગ્રહ કરીને એ ચ્યવનમુનિ બહુ ખુશી થયા. રાજાએ મુનિને ઘણીજ પહેરામણી આપવા માંડી પરન્તુ તે નહી લેતાં મુનિએ તો પોતાની સેવાના વાસ્તે સુકન્યાને માત્ર સ્વીકારી લીધી. મુનિ પ્રસન્ન થયા તેથી તે સેનાવાળાઓને રાજા રોગમુક્ત થઇને પરમાનંદને અનુભવવા લાગ્યા. કન્યાદાન આપી રાજા જ્યારે ઘેર જતો હતો ત્યારે સુંદર સુકન્યાએ પિતાને આ પ્રમાણે વચન કહ્યું, સુકન્યા કહે છે–હે પિતા! આ મારાં વસ્ત્રો ને અલંકારો તમે લઇ જાઓ ને મને પહેરવા સારૂં ઉત્તમ વલ્કલ ને મૃગચર્મ આપો. હું મુનિપત્નીઓનો તપશ્ચર્યાને યોગ્ય પોશાક ધરીશ ને મારા પતિની એવી સેવા કરીશ કે જેથી પૃથ્વીમાં સ્વર્ગમાં ને પાતાળમાં આપની અખંડિત કીર્તિ જામશે. પરલોકનાં કલ્યાણ વાસ્તે દિવસ ને રાત હું પતિની સેવાજ કરીશ. મને રૂપવંતી ને યુવતીને તમે ઘરડા તથા આંધળા પતિને આપી છે તેથી તમારે મારાં શીલનો ભંગ થવાની કશી પણ ચિંતા કરવી નહીં. જેમ પૃથ્વીમાં અરૂંધતી વશિષ્ઠની ધર્મ પત્ની થઇ છે તેમ હું પણ ચ્યવનમુનિની ધર્મપત્ની બનીશ. તમારે કોઇ બીજા સંકલ્પ વિકલ્પ ન કરવા. અત્રિ મુનિની અનસુયા જેમ વિશ્વમાં વિખ્યાત છે તેમ હું પણ પતિવ્રતા બનીને પૃથ્વીમાં તમારી કીર્તિની વૃદ્ધિ કરીશ. વેદવ્યાસ કહે છે–હે રાજા! પરમધર્મવેત્તા શર્યાતિ રાજા સુકન્યાનાં વચનો સાંભળી એ રૂપાળી બાળાને દેખીને રોઇ પડયો. અલંકાર અને વસ્ત્રોનો ત્યાગ કરી મુનિના વેષવાળી દીકરીને દેખી તે રાજા નિસ્તેજ થઈ ત્યાંજ સજડ થઈ ઉભો રહ્યો. શર્યાતિની શોકાતુર રાણિઓ રોવા લાગી ને થરથરતી હોય તેવી થઇ ગઇ. પછી વિરહના શોકથી વ્યાપ્ત થયેલી સુકન્યાને ત્યાં તજીને તેની સંમતિથી શર્યાતિરાજા પોતાના મંત્રીઓ સહિત પોતાના પુરમાં ગયો.

रुरुदुर्भृशमशोकार्ता वेपमाना इवाभवन् ।
तामापृच्छ्य महीपालो मंत्रिभिः परिवारितः ॥६५॥
ययौ स्वनगरं राजा मुक्त्वा पुत्रीं शुचार्पिताम् ।

ઇતીશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કંધનો અધ્યાય ૩ જો સંપુર્ણ.

---

# અધ્યાય ૪ થો*

## પતિવ્રતા સુકન્યાને ભગવતી પ્રસન્ન થયાં.

**व्यास उवाच—**

**गते राज्ञि सा बाला पतिसेवापरायणा ।**
**बभूव तथाग्नीनां सेवने धर्मतत्परा ॥ १ ॥**

વ્યાસ વદે છે—શર્યાતિરાજા ગયા પછી સુકન્યા પતિસેવા પરાયણ થઈ ને ગૃહસ્થાશ્રમના અગ્નિહોત્રધર્મમાં તત્પર થઈ. નાના પ્રકારનાં મધુર ફળમૂલાદિ લાવીને પતિવ્રતા સુકન્યા ચ્યવનમુનિ અર્પણ કરતી હતી, ઉષ્ણોદકથી પતિને સ્નાન કરાવતી હતી, મૃગચર્મવાળી સાદડીપર આસન આપતી હતી, તિલ, જળ, દર્ભ ને કમંડલુ તૈયાર રાખી પતિને કહેતી હતી કે "હે મુનિવર્ય ! આપ નિત્ય કર્મ કરો." નિત્ય કર્મની સમાપ્તિ પછી પતિનો કર પકડી પતિને યોગ્ય શય્યાપર આસન આપી સુવાડતી હતી, અને પકવ ફળો લાવીને સારીરીતે નાનવી પકાવીને તેમને ભોજન કરાવતી હતી. ભોજનથી તૃપ્ત કરીને પ્રેમથી માનપૂર્વક પતિને પાનબીડીનો મુખવાસ આચમન કરાવીને આપતી હતી. પછી પતિને આસન આપી આજ્ઞા લઈ પોતાનાં ગૃહકાર્ય ભોજનાદિ સાધનો સુકન્યા કરતી હતી. પોતે ફળાહાર કરી સ્નેહથી સ્વામીને કહેતી હતી કે "હે પતિ ! શી આજ્ઞા આપો છો ? તમને ગમે તો તમારા ચરણો ચાંપુ " આમ બોલતી એ સુકન્યા નિરંતર પતિ સેવામાં સ્નેહવાળી રહેતી હતી. સાયંકાળનો હોમ થયા પછી મીઠાં મીઠાં ફળો ચ્યવનને જમાડતી હતી. પતિના જમ્યા પછી અવશેષ રહેલાં ફલાદિકને આજ્ઞા લઈ પોતે જમતી હતી. પછી સ્નેહયુક્ત મનથી કોમ શય્યા બિછાવીને ચ્યવનમુનિને સુવાડતી હતી. પતિ સૂઈ જતા ત્યારે તેમના ચરણો ચાંપતી સુકન્યા પતિવ્રતાઓના ધર્મોના વિવિધ પ્રશ્નો મુનિને પૂછતી હતી. ભક્તિપરાયણ સુકન્યા ચ્યવનના સૂઇ ગયા પછી પતિનાં ચરણો પાસે સુતી હતી. ઉનાળામાં પતિને બેઠેલા જોઇ પંખાથી શીતળ વાયુ ઢોળીને પતિ સેવા કરતી હતી. શિયાળામાં કાષ્ટની ભારી લાવીને અગ્નિ સળગાવી પતિની પાસે ધરી ' તમને કેમ છે " એમ વારંવાર કુશળ પ્રશ્નો કરતી હતી. પાછલી બે ઘડી રાત રહેતી ત્યારે જાગૃત થઇને જળપાત્ર ને મૃત્તિકા આપીને શૌચવાસ્તે ચ્યવન મુનિને જાગૃત કરીને બહાર લઈ જાતી હતી. આશ્રમથી દૂર શૌચવાસ્તે પતિને બેસાડી પોતે દૂર ઉભી રહેતી હતી. પતિ શૌચ કરી રહેતા ત્યારે તેની પાસે જઈ તેમના હાથ ઝાલી આશ્રમમાં તેડી લાવી સુંદર આસનપર બેસાડતી હતી. પછી વિધિ પ્રમાણે મૃત્તિકાને જળથી મુનિના ચરણો પ્રક્ષાલી તેમને કોગળા કરાવી દંતધાવન લાવી આપતી હતી. દાતણ આપ્યા પછી સ્વચ્છ અને નિર્મળ જળ ભરી લાવી તેને ઉષ્ણ કરતી હતી. પછી સ્નાન વાસ્તે જળ લાવી સ્નેહથી ચ્યવનને પૂછતી હતી કે " હે સ્વામી ! શી આજ્ઞા છે ! દાતણ કરી રહ્યા ! આ ઉષ્ણોદક લાવી છું તો મંત્રપૂર્વક સ્નાન ક્રિયા કરો. સવાર પડી ગયો છે વાસ્તે હોમની તૈયારી કરો. તથા દેવાર્ચન કરો. આ પ્રમાણે પવિત્ર સુકન્યા તપસ્વી પતિને મેળવીને નિરંતર પ્રેમથી, તપથી, ને નિયમથી તેમની સેવા આચરતી હતી. અગ્નિઓ ને અતિથિઓની સેવા કરતી ને સુંદર વદનવાળી સુ-

* આ અધ્યાયમાં પતિવ્રતા સુકન્યાએ ચ્યવનની સેવા કરી એ વિષે વાતો આવશે.

કન્યા સદાય સ્નેહ સાથે પતિની આરાધના કરતી હતી. આ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી સૂર્યપુત્ર અશ્વિની કુમારો રમતાં રમતાં એકવાર ચ્યવન મુનિના આશ્રમની પાસે આવી ચડયા. રસ્તામાં સ્નાન કરીને જળ ભરી આશ્રમ તરફ જતી પવિત્ર રૂપવંતી સુકન્યા તેઓને સામી મળી. દેવકન્યા સરખી સુકન્યાને દેખી મોહિત થયેલા અશ્વિનીકુમારો તુરત તેની પાસે દોડી આવીને બોલ્યા કે "હે સુંદર મંદહાસ્યવાળી સુંદરી! જરા ઉભી રહે. અમે દેવપુત્રો તને કાંઇ પૂછવા આવ્યા છીએ વાસ્તે સાચું બોલજે. તું કોની કન્યા છો! તારો પતિ કોણ છે! હે સુનયન વાળી! આ વાટિકામાં તું આ સરોવરમાં સ્નાન કરવા તું એકલી કેમ આવી છો? હે કમળનયની! તું સાક્ષાત્ બીજી લક્ષ્મીના સરખી કાન્તિવાળી દેખાય છે. અમે તને ઓળખવા ઈચ્છીએ છીએ વાસ્તે સાચું બોલજે. હે ચપળ નેત્રો વાળી! પગરખાં વિના તારા આ કોમળ ચરણો ધરતીપર ઘસડાય છે તેથી અમને હૃદયમાં બહુ પીડા થઈ છે. હે પાતળાં પેટવાળી! તું વિમાન યોગ્ય છતાં આ સ્થળમાં ચરણો પર કેમ ચાલે છે! ઉત્તમ વસ્ત્રો પહેર્યા વગરની તું આ વનમાં કેમ આવી છો? દાસીઓના સમુદાય સહિત કેમ નથી નીકળી! હે સુમુખી! તું રાજકુવરી છો કે અપ્સરા છો? સાચું બોલ. તને જન્મ આપનારાં તારાં માતા પિતા ભાગ્યશાળી છે. તારા પતિનાં ભાગ્યનુ વર્ણન અમે કરવા સમર્થ નથી. તારા ચરણોના સ્પર્શથી પવિત્ર થનારી આ ભૂમિ દેવલોકના કરતાં અધિક ભાગ્યવતી છે. આ વનમાં તારાં દર્શન કરનારાં મૃગપક્ષી આદિ સઘળાં પ્રાણીઓ અતીવ ભાગ્યવાળાં છે. જ્યાં તું ફરે છે તે પૃથ્વીને પણ ધન્ય છે. હે સુનયની! તારાં વિશેષ શું શું વખાણો અમે કરીએ! તારો પિતા કે પતિ કોણ છે તે અમને કહે. એમનાં દર્શનની અમને અભિલાષા છે. આ પ્રમાણે અશ્વિની કુમારોની વાણી સાંભળીને લાજથી દબાતી શરમાતી સુકન્યા બોલી રહી કે "હું શર્યાતિ રાજાની પુત્રી ને ચ્યવન મુનિની પતિવ્રતા પત્ની સુકન્યા છુ. મારા પિતાએ મને તેમની સાથે પરણાવી છે. હે દેવતાઓ! મારા પતિ ચ્યવન મુનિ વૃદ્ધ તથા અંધ છે તેથી પ્રેમથી હુ એ તપસ્વી મુનિની રાત દિવસ સેવામાંજ વસું છું. તમે બે કોણ છો? અહી શું કાર્યથી આવ્યા છો! મારા સ્વામી આશ્રમમાં બેઠા છે વાસ્તે ત્યાં આવી આજ અમારાં આશ્રમને પવિત્ર કરો." હે જનમેજ્ય! સુકન્યાની વાણી સાંભળી અશ્વિની કુમારોએ કહ્યુ "હે કલ્યાણી! તારા બાપે તપસ્વીની સાથે તને કેમ પરણાવી? સુદામા પર્વતની વિજળી સરખી તું આ વનમાં શોભે છે. દેવ લોકમાં તારા સરખી સુંદરી અમે દીઠી પણ નથી. શ્યામ કેશના કલાપવાળી તું સુંદર વસ્રાલંકારને લાયક છો આ મૃગચર્મનું વસ્ત્ર તને શોભે નહીં. હે કેળસ્તંભ સરખાં સાથળોવાળી! અરેરે! દૈવની ચેષ્ટા કોઇ નથી જાણતુ. જેથી તું અંધ પતીને પામીને આ વનમાં સંકટ ભોગવે છે. હે નૃત્યકળામાં ચતુરા! તું નવયૌવના હોવાથી વૃથા અંધપતિની સાથે શોભતી પણ નથી. કામદેવનાં બાણ કોનાપર પડે છે? નવયૌવનવાળીને તને અંધની પત્ની બનાવી વિધાતાએ તેની મંદબુદ્ધિનોજ પ્રકાશ કર્યો છે. તું એ પતિને યોગ્ય નથી તેથી બીજો પતિ કર. હે કમળ નયની! અંધપતિથી તારૂં યૌવન વૃથા જાય છે. વનવાસ ને મૃગચર્મ ધારણ તને યોગ્ય

અમે નથી માનતા. વાસ્તે અમારામાંથી એકને તું પતિ કર. હે માનવાળી? અંધપતિથી તારૂં યૌવન ધુળમાં નાખ માં. તારાં પોષણમાં અશક્ત ભાગ્યહીન એ અંધપતિની તું કેમ સેવા કરે છે? સકળ સુખ રહિત એ અંધ મુનિને તજીને અમારામાંથી એકને તું પતિ કર. હે માનવંતી મહીલા! નંદન ને ચિત્રરથનાં દિવ્ય વનોમાં તું વિહાર કર. અંધને વૃદ્ધ પતિના સંગે તારો ભવ કેમ જશે? તું સુંદર લક્ષણોવાળી રાજકન્યા છો તેથી સંસાર સબંધી વિહારની વાતને બરાબર જાણનારી છો છતાં અભાગણી થઈ વિજન વનમાં શું કાળક્ષેપ કરી રહી છો? હે કોયલ કંઠી? હે સુમુખી! હે વિશાળ નયનોવાળી! સુખવિલાસને ભોગવવા અમારામાંથી એકને તું પસંદકર. હે પાતળાં પેટવાળી રાજસુતા? વૃદ્ધમુનિનો સત્વર ત્યાગ કરી દેવતાઓનાં રમ્યસ્થાનોમાં સુખેથી તું વિહાર કર. હે સુકેશી! હે હરિણાક્ષી! આ વિજન વનમાં વૃદ્ધપતીના સમાગમમાં કહે તને શો આનંદ દેખાય છે? હેરાજકન્યા' આ નવયૌવન વયમાં વૃદ્ધની સેવા રૂપ સંકટ તને કેમ સારૂં લાગે છે? હે ચંદ્રવદની! તું ઘણીજ નાજુક છો છો તેથી ફલ લાવવાં ને પાણી ભરવું એ કડાકુટ તને યોગ્ય નથી ૧-૫૫

> किं ते सुखं चात्र वने सुकेशि
> वृद्धेन सार्द्धं विजने मृगाक्षि ।
> सेवा तथांधस्य नवं वयश्च
> किं ते मते भूपति पुत्रि दुःखम् ॥५५॥
> शशिमुखि त्वमतीव सुकोमला
> फल जला हरणं तवनो चितम् ॥

ઈતિશ્રી મહાપુરાણે વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૪ થો. સંપૂર્ણ..

# અધ્યાય ૫ મો*

## યૌવનવયને પામેલા ચ્યવનમુનિ.

**व्यास उवाच—**

> तयोस्तद्भाषितंश्रुत्वावेपमानानृपात्मजा ।
> धैर्यमालंब्यतौनिव्रवभाषेमितभाषिणी ॥ १ ॥

વ્યાસમુનિ કહે છે—આવાં અશ્વિનીકુમારોનાં વચન સાંભળી ધ્રુજતી સુકન્યા જો કે થોડું બોલી હતી છતાં ધૈર્ય ધરીને આમ બોલી રહી. સુકન્યા કહે છે—સૂર્ય પુત્ર, દેવતાઓ, સર્વજ્ઞ ને દેવતાઓમાં માનવાવાળા તમારે મને ધાર્મીક સ્વભાવવાળી પતિવ્રતાને આવાં વચનો કહેવાં ઘટતાં નથી. મારા પિતાએ યોગધર્માવલંબી મુનિને મને દીધી છે તેથી દુષ્ટ સ્રીઓના માર્ગમાં હું કેમ ચાલું? કશ્યપ પુત્ર સર્વ લોક સાક્ષી સૂર્યનારાયણ સઘળું જુએ છે વાસ્તે તમારે આવું વદવું ન જોઈએ. કુલીન કન્યા સ્વપતિને તજી પર પુરૂષને કેમ ભજે! દેવતા છો તેથી આ અસાર સંસારમાં ધર્મ તત્વોના તમે જ્ઞાતાઓ છો તેથી ઈચ્છા હોય ત્યાં ચાલ્યા જાઓ. જો નહી જાશો તો હું શર્યાતિ રાજાની પતિવ્રતા કન્યા સુકન્યા તમોને શાપ દઈશ. વ્યાસમુનિ વદે છે—સુકન્યાની વાણી સાંભળી ચ્યવનના કોપના ભયથી અશ્વિનીકુમારોએ વિસ્મય પામીને સુકન્યાને કહ્યું કે " હે રાજકુંવરી! તારો ધર્મ દેખી અમે ખુશી થયા છીએ વાસ્તે વરદાન માગ, તારૂં કલ્યાણ કરનારૂં અમે તને વરદાન આપશું. અમે દેવ લોકોના મોટા વૈદ્યરાજ છીએ. હે મહા ચતુરા! તારા પતિને અમારા સરખો અમે યુવાન ને રૂપ-

* આ પાંચમા અધ્યાયમાં ચ્યવનમુનિને અશ્વિની કુમારોએ નવું યૌવન આપી અંધાપામાંથી મુક્ત કર્યા એ વિષે કથા આવશે.

વાળો કરશું. પછી સમાન રૂપવાળા અમારા ત્રણમાંથી તું એકને પતિ કરજે." આ પ્રમાણે અશ્વિનીકુમારોની વાણી સાંભળી વિસ્મય પામેલી સુકન્યાએ આ સઘળી વાત પતિ પાસે જઈને કરી ને બોલી કે "હે સ્વામી! હે ભૃગુપુત્ર! સૂર્યના પુત્રો દિવ્ય દેહવાળા બે અશ્વિનીકુમારો આ આશ્રમમાં આવ્યા છે. મને રૂપાળી જોઈ કામાતુર થયેલા તેઓએ કહ્યુ છે કે "તારા પતિને અમે નવા યૌવનવાળો રૂપાળો ને દેખતો કરશું. તેઓ એક શરત કરે છે કે—"અમે તારા પતિને અમારા જેવોજ રૂપયૌવનવાળો કરીએ એટલે ત્રણમાંથી તારે એકને વરવુ." આવુ સાંભળી આ આશ્ચર્યકારક કાર્યવાસ્તે તમને હુ પુછવા આવીછુ. હે સ્વામી! આ અટપટાં કાર્યમાં કેમ કરશુ. દેવોની માયા જાણી જાય તેવી નથી. આમાં દેવોનો કાંઈ પ્રપચ હોય તો મને ખબર નથી. તમને જેમ ગમે તેમ કરો." સુકન્યાની વાણી સાંભળીને ચ્યવન બોલ્યા કે "હે પતિવ્રતા! મારી આજ્ઞાથી તું ત્યાં જઇને એ ઉત્તમ વૈદ્યોને મારી પાસે તેડી લાવ, એ કહેતેમ કરવામાં કશી અડચણનથી. પતિની આજ્ઞાથી અશ્વિનીકુમારોની પાસે જઇને સુકન્યાએ કહ્યુ કે "હે દેવતાઓ! તમારી બોલી મારે કબુલ છે વાસ્તે જેમ કરવાનુ છે તેમ કરો." સુકન્યાની વાણી સાંભળી આશ્રમમાં આવીને અશ્વિનીકુમારોએ કહ્યુ કે "તારા પતિએ રૂપ મેળવવા સારૂ આ જળમાં પ્રવેશ કરવો જોઇએ" આ વચન સાંભળી ચ્યવનમુનિ સત્વર સરોવરમાં પેઠા ને તેમની પાછળ અશ્વિનીકુમાર પણ પેઠા. થોડીવારમાં સમાનરૂપ વાળા, દિવ્ય દેહવાળા, યુવાન, દિવ્ય કુંડલ આદિ અલકારોવાળા અને સમાન વયવાળા ત્રણ પુરૂષો એ સરોવરમાંથી બહાર નીકળ્યા. એ ત્રણે પુરૂષોએ સુકન્યાને કહ્યું કે 'હે સુંદરી! હે સુવદની! અમારામાં જે રૂપાળો હોય તેને અથવા જેમાં તને અધિક પ્રીતિ હોય તેને તું પતિ કર." સરખાં રૂપવાળા, સરખાં વયવાળા, સરખા સ્વરવાળા, સરખાં વસ્ત્રવાળા અને દેવકુમારો સરખા દેખીને સુકન્યા સંશયમાં ડૂબી ગઈ. પોતાના પતિને ઓળખી ન શકયાથી વ્યાકુળ થયેલી સુકન્યા મનમાં વિચારી રહી કે '' હુ શું કરૂં ? આ ત્રણે સરખા છે. આમાંઅશ્વિનીકુમારો અને ચ્યવનને હુ ઓળખી શકતી નથી. મનેઆ તો મોટો ભ્રમ થઈ ગયો. દેવતાઓએ આ મોટી ઈન્દ્રજાળ રચી. હવે મારે કેમ કરવું! ખરેખર મારૂ મોત આવ્યુ. પતિવિના બીજા કોઈ દેવને મારે વરવું નથી એ મારો સિદ્ધાન્ત છે." આમ વિચારતી સુકન્યાએ સર્વથી પર, વિશ્વેશ્વરી, ને મહા મગલ સ્વરૂપિણી ભગવતી દેવીની આ પ્રકારે સ્તુતિ કરી! સુકન્યા સ્તુતિ કરે છે—હે જગદંબા! હું દુઃખી તમારે શરણે છુ. મારાં પતિવ્રતનુ તમે પાલન કરો. તમારા ચરણમાં મારા પ્રણામ છે. હે દેવી! હે બ્રહ્માંડને ઉત્પન્ન કરનારાં! હે શિવ વલ્લભા! હુ તમને વંદન કરૂ છું. હે લક્ષ્મી! હે વિષ્ણુ પ્રિયા! હે વેદકર્ત્રી! હે સરસ્વતિ! મારા તમને નમસ્કાર છે. સઘળાં સ્થાવર જંગમાત્મક જગત્‌ને તમેજ બનાવ્યુ છે. સ્વસ્થ થઈ આ જગત્‌નુ પાલન તથા સંહાર પણ તમોજ કરો છો. જગત્‌માં શાન્તિ પ્રવર્ત્તાવવા તમેજ બ્રહ્મા, વિષ્ણુને રૂદ્રને પ્રકટ કરો છો એમ મનાય છે. અજ્ઞાનીઓને જ્ઞાન આઆપો છો અને જ્ઞાનીઓને તમે સદા મુક્તિ આપનારાં છો. સર્વનાં આદિ, પૂર્ણ પ્રકૃતિરૂપ, નિર્મળ મનવાળાં પ્રાણીઓને ભુક્તિ સુ-

ક્તિને આપનારાં, પ્રાણીમાત્રનું સુખ સ્થાન, અજ્ઞાનીજનોને ભમાવનારાં, યોગીલોકોને સિદ્ધિ આપનારાં અને સૌ કોઇને પ્યારાં દર્શનવાળાં આપ રહ્યાં છો. વિસ્મય પામેલી હું તમારા શરણે છું. હે માતા ! મને મારો પતિ બતાવો આ શોકસાગરમાં હું ડૂબી હોવાથી શું કરૂં તે સમજાતું નથી, કોને વરૂં પતિવ્રત્ય ધર્મ સમજીને મને મારા ખરા પતિ ચ્યવન મુનિનાં સ્વરૂપને ઓળખાવો. વેદ વ્યાસ વદે છે–હે જન્મેજય ! સુકન્યાની સ્તુતિ સાંભળી ત્રિપુર સુંદરી દેવીએ તેને હૃદયમાં સુખકારી જ્ઞાન આપ્યુ. આ જ્ઞાનના પ્રભાવથી એ સમાન અવસ્થા ને આકૃતિવાળા ત્રણ યુવાનોમાંથી તે પોતાના ખરા પતિ ચ્યવનનેજ નિશ્ચય કરી વિચારીને વરી. સુકન્યા ચ્યવનને ઓળખીને વરી તેથી તેનાપર અશ્વિની કુમારો અતીવ પ્રસન્ન થયા. તેના પતિવ્રત ધર્મપર એ દેવો ઘણાજ ખુશી થયા. ભગવતીની કરૂણાથી પ્રસન્ન થયેલા અશ્વિની કુમારોએ સુકન્યાને વરદાન આપ્યુ. એ બે દેવો જ્યારે આજ્ઞા લઈ જવા તૈયાર થયા ત્યારે નવાં રૂપ નેત્ર ને યૌવનવાળા ભાર્યાવાળા ચ્યવનમુનિ કે જેઓ મહા તેજસ્વી થયા હતા તેમણે કહ્યું કે "હે ઉત્તમ દેવો ! તમે મારા પર મહદુપકાર કર્યો. વૃદ્ધાવસ્થામાં રૂપવતી ભાર્યાની પ્રાપ્તિથી મારાં દુઃખની નિવૃત્તિ કરી તમે મને સર્વોત્તમ સંસાર સુખ આપ્યું. વનવાસી, આંધળો, વૃદ્ધ ને દુઃખી હતો એવા મને તમે યૌવન, અદ્ભુત રૂપ. ને નેત્ર આપી મારાપર ઉપકાર કર્યો તેનો બદલો વાળવા કાંઇક બોલવાની ઈચ્છા કરૂં છું. ઉપકાર કરનારા મિત્ર ઉપર જે સામો ઉપકાર ન કરે તેને હે દેવતાઓ ! ધિક્કાર છે. એવો માણસ સદા પૃથ્વીમાં રૂણવાળોજ રહે છે. વાસ્તે તમે બે જે ઈચ્છો તે આપવાની મારી ઇચ્છા થઈ છે. મારા પર આ નવાં રૂણથી છુટવાને દેવ દાનવોને પણ દુર્લભ જે તમે માગશો. તે હું આપીશ. ઈચ્છા હોય તે તમે માગી લ્યો. તમારા ઉપકારથી હું ઘણોજ ખુશી થયો છું." ચ્યવનમુનિની વાણી સાંભળી પરસ્પરમાં વાત ચિતથી નિર્ણય કરીને સુકન્યાની સાથે ઉભેલા એ મુનીશ્વર ચ્યવનને કહ્યુ "હે મુનિ ! અમારા પિતાની કૃપાથી અમને સર્વત્ર પરિપૂર્ણ સુખ છે પરંતુ દેવતાઓની સાથે સોમપાન કરવાની અમારી અભિલાષા છે. મેરૂ પર્વતમાં બ્રહ્મયજ્ઞ થયો ત્યારથી અમારાં વૈદ્યપણાંના લીધે ઈન્દ્રે સોમપાનથી અમને અટકાવ્યા છે. હે ધર્મજ્ઞ ! બને તો સોમપાનનું પાત્ર અમને યજ્ઞમાં મળે તેવી યોજના કરો. સોમપાત્ર પામવાની અમને અતીવ ઉત્કંઠા છે. અમારી પ્રાર્થના પર ધ્યાન આપી તમે અમને સોમપાનનો અધિકાર અપાવો. સોમપાનની અમારી તૃષ્ણા તમારી કૃપારૂપ ઉપાય શિવાય બીજા ઉપાયથી મટે એવી નથી." અશ્વિની કુમારોની મધુર વાણી સાંભળી ચ્યવન મુનિ બોલ્યા કે "મને વૃદ્ધને યુવાન બનાવી સ્રીનાં સુખની તમે પ્રાપ્તિ કરાવી છે વાસ્તે ઈન્દ્ર દેખે એમ હું તમને યજ્ઞમાં સોમપાન કરાવવાની સત્ય પ્રતિજ્ઞા તમારી સમક્ષ કરૂં છું હે દેવતાઓ ! આ મોટી કાન્તિ વાળા રાજા શર્યાતિનો મહાયજ્ઞ થશે તેમાં તમને હું પ્રીતિથી સોમપાન કરાવી તમારી ઈચ્છા પાર પાડીશ." ચ્યવન મુનિની પ્રતિજ્ઞાથી પ્રસન્ન થયેલા એ બે અશ્વિની કુમારો સ્વર્ગલોકમાં ગયા ને સુકન્યા સહિત યુવાન્ ચ્યવનમુનિ પોતાના આશ્રમમંડલમાં પધાર્યા.[૧-૫૮]

**राजस्तु वितते यज्ञे शर्याते रचित-स्तुतेः ।**

इत्या कर्ण्य वचो हृष्टौ तौ दिवं प्रतिजग्मतुः॥५८
वनस्त्वां गृहीत्वा तु जगामाश्रम मंडलम् ॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

# * અધ્યાય ૬ ઠો.

## શર્યાતિ રાજાને યજ્ઞની પ્રેરણા.

जनमेजय उवाच–
च्यवनेनकथंवैद्यौतौकृतौसोमपायिनौ ॥
वचनंचकथंसत्यंजातंतस्यमहात्मनः ॥१॥

જનમેજય પ્રશ્ન કરે છે—હે વ્યાસ ? ચ્યવન મુનિએ અશ્વિનીકુમાર વૈદ્યોને સોમપાન શી રીતે કરાવ્યું! એ મહાત્માનું વચન શી રીતે સત્ય થયું? ઈન્દ્રના સામર્થ્યની પાસે મનુષ્ય બળ કેવું ચાલ્યું કે જેનાયોગે ઈન્દ્રનો નિષેધ છતાં એ વૈદ્યોએ ચ્યવનની ઇચ્છાથી યજ્ઞમાં સોમપાન કર્યું? હે ધર્મનિષ્ઠ વ્યાસજી? આ આશ્ચર્યકારક કથા મને સવિસ્તર કહો. ચ્યવનમુનિનાં ચરિત્રને સાંભળવા મારી મહતી ઇચ્છા છે. વ્યાસ મુનિ વદે છે—હે ભરતવંશના મહારાજા' શર્યાતિ રાજાના યજ્ઞમાં પૃથ્વીમાં ચ્યવનમુનિએ કરેલાં અદ્ભુત ચરિત્ર વિષે કથા સાંભળો. જ્યારે સર્વોત્તમા સુરકન્યા સરખી રૂપવાળી સુકન્યાના સંગે મહાત્મા ચ્યવનમુનિ વિહાર કરતા હતા તે સમયમાં કોઈ દિવસે ચિંતાવાળી શોક કરતી અને થર થરતી શર્યાતિ રાજાની પત્નીએ રાજાને કહ્યું કે "તમે અરણ્યમાં અંધા મુનિને કન્યા આપી છે તો તે હજુ જીવે છે કે મરી ગઇ છે તે વિષે આપણે જાણવું જોઇએ. હે પતિ ! તમે માન સહિત ચ્યવન મુનિના આશ્રમમાં જઇ તપાસ કરો કે એવા પતિના સમાગમમાં સુકન્યા શું ચરિત્રો કરી રહી છે! હે રાજા! દીકરીનાં દુઃખથી મારૂં અંતઃકરણ બળે છે. તપથી કૃશ કાયાવાળી એ સુકન્યાને મારી પાસે તેડી લાવો. દુબળી, વલ્કલ વસ્ત્ર વાળી, અંધપતિવાળી, દુઃખણી ને એ રૂપવતી સુકન્યાને જોવાની મારી તીવ્ર ઈચ્છા થઈ છે? શર્યાતિ રાજા કહે છે—હે પ્રિયા! સુકન્યા અને મહા તપસ્વી ચ્યવનને જોવા વાસ્તે આપણે હમણાંજ જશું. વ્યાસમુનિ વદે છે—શોકથી ઘેરાયેલી રાણીને શર્યાતિરાજા એમ કહી રથમાં બેસી મુનિના આશ્રમમાં ગયા. આશ્રમની પાસે આવતાં નવાં યૌવનવાળા દેવપુત્ર જેવા ચ્યવન મુનિને તેણે દીઠા. પુત્રીના પતિને દેવ જેવો દેખીને તે રાજાએ વિચાર્યું કે "લોકમાં નિંદા થાય તેવું નીચ કાર્ય સુકન્યાએ કેમ કર્યું હશે? કામાતુર થયેલી સુકન્યાએ વૃદ્ધ ચ્યવનમુનિને મારીને આ નવો યુવાન પતિ કર્યો. કામદેવ ને તેમાં પાછી યુવાવસ્થા એ ઘણાંજ અસત્ય છે તેથીજ મનુવંશને ડાઘ લગાડનારૂં બુરૂં કામ સુકન્યાએ કરી નાંખ્યું. પ્રાણીઓને પાપોનાં ફળરૂપ દીકરી દુઃખ વાસ્તેજ જન્મે છે ને હલકી પુત્રીના પિતાને લોકમાં ધિક્કાર છે. પોતાના સ્વાર્થસારૂ દીકરીને મેં વૃદ્ધ ને આંધળા વરની આપી એજ મોટી ભુલ કરી છે. યોગ્ય વરને દીકરી દેવા મારો ધર્મ છતાં મેં જેવું કાર્ય કર્યું તેવુંજ મને તેનું ફળ મળ્યું છે. જો હું એ મલીન આચરણવાળી કન્યાને જો હું મારી નાંખું તો મને અક્ષય એવી સ્ત્રીહત્યા અને કન્યાહત્યાનું પાપ થાય. મનુના સુવિખ્યાત વંશમાં હું કલંકરૂપ થયો. જગત્‌માં થતી નિંદા પણ દુઃખ દેનારીજ છે. સ્નેહની સાંકળમાંથી છુ-

---

* આ અધ્યાયમા ચ્યવનના આશ્રમમાં ગયેલા શર્યાતિને ચ્યવનમુનિએ યજ્ઞ કરવાની પ્રેરણા કરી.

ટવું પણ વસમું છે. હું કેમ કરૂં ? આમ ચિંતાસાગરમાં શર્યાતિ રાજા બુડી ગયા તે સમયે દૈવગતિથી સુકન્યાની તેમનાપર નજર પડી. સુકન્યા સત્વર ચિંતાથી વ્યાકુળ થયેલા પિતાની પાસે ગઇ અને પ્રેમપુર્વક તેમને પુછી રહી કે " હે રાજા ! આ નવાં યૌવનવાળા કમળ સમાન નેત્રોવાળા મુનિને બેઠેલા જોઈ તમે શું વિચારી ચિંતામાં ડુબી ગયેલા દેખાઓ છો ! હે નરશાર્દુલ ! હે નૃપશ્રેષ્ઠ ! પધારો પધારો ને મારા પતિને પ્રણામ કરો. મનમાં ખેદ ન કરો. " આમ બોલતી સુકન્યાના પતિ ક્રોધથી પીડાયેલા શર્યાતિ રાજા આમ બોલ્યા. શર્યાતિ કહે છે-હે બાળા ! તપસ્વીવર્ય વૃદ્ધ અને અંધ ચ્યવનમુનિ કયાં ગયા છે ! આ મદોન્મત યુવાન કોણ છે ? આમાં મને મોટી શંકા થઈ છે. હે પાપિણી! હે દુષ્કૃત્ય કરનારી ! હે કુલઘ્ની ! તેં ચ્યવનને મારીને કામવશ થઇ આ નવો યુવાન પતિ કર્યો છે શુ ? એ મુનિને અહીં નહીં જોવાથી હુ ચિંતાવડે ઘેરાયો છું. તેં દુષ્ટ સ્રીનાં આચરણરૂપ આ નીચ કામ કેમ કર્યું ? હે દુષ્ટાચારવાળી ! આ યુવાનને જોઇને અને ચ્યવનમુનિને નહી જોઇને મને મનમાં મહતી ચિંતા થઈ છે. વ્યાસ વદે છે—શર્યાતિના આવા વિષય શબ્દો સાંભળીને પ્રેમપૂર્વક પોતાના પતિની પાસે લાવીને સુકન્યા શર્યાતિ પ્રતિ હસીને બોલી કે " હે પિતા ! આ તમારા જમાતા ચ્યવનમુનિ છે તેમાં શંકા કરો માં. અશ્વનિકુમારોએ એમને મહા રૂપવાળા અને કમળ જેવાં નયનોવાળા બનાવ્યા છે. એ અશ્વિનીકુમારો સ્વેચ્છાનુસાર અમારા આશ્રમમાં આવ્યા હતા ને મુનિને આવા કરી ચાલ્યા ગયા છે. રૂપ સંશયથી મોહ પામેલા તમે જેમ ધારો છો તેમ હું કદી પણ તમારી પુત્રી હોવાથી પાપકર્મ કરૂં નહીં. એ વિના તમે આ ભ્રગુપુત્રને પ્રણામ કરી પુછો એટલે એ ચ્યવનમુનિ તમને સઘળો વૃત્તાન્ત કહેશે. " સુકન્યાના કહેવાથી સત્વર પાસે જઈ શર્યાતિએ ચ્યવન મુનિને નીચે પ્રમાણે કહ્યું કે, શર્યાતિરાજા પૂછે છે-હે ભ્રગુપુત્ર ! તમે તમારો યોગ્ય વૃત્તાન્ત તુરત કહો. તમને નેત્ર શી રીતે મળ્યાં ? તમારૂં ઘડપણ કયાં ગયું ? હે મહારાજ ? તમારૂં ઘણું સુદર રૂપ દેખીને મને મહા શંકા પેદા થઈ છે. વાસ્તે વિસ્તારથી કહો કે જેથી મને સંતોષ થાય. ચ્યવન મુનિ વદે છે-દેવતાઓના વૈદ્ય બન્ને અશ્વિનીકુમારો અહી આવેલા હતા તેમણે મારા ઉપર આ મોટો ઉપકાર કર્યો છે. હે નૃપસત્તમ મે પ્રતિ ઉપકાર વાસ્તે તેમને વચન પણ આપ્યુ છે ' રાજાના યજ્ઞમાં હું તમને સોમપાન કરાવીશ ' હે મહારાજા ! આ પ્રમાણે મને યુવાની ને નિર્મળ ચક્ષુઓ મળ્યાં છે વાસ્તે સ્વસ્થ થાઓ ને આ સુંદર આસનપર બેસો. વેદવ્યાસ કહે છે—ચ્યવનમુનિની આવી વાણી સાંભળી પોતાની સ્રીસહિત રાજી થએલો રાજા આસનપર બેસીને તે મહાત્માની સાથે સારી સારી વાતો કરવા લાગ્યો. પછી ચ્યવનમુનિએ તે રાજાને શાન્ત કરી કહ્યું કે હે રાજા ! હું તમને યજ્ઞ કરાવીશ વાસ્તે સઘળી સામગ્રી તૈયાર કરાવો. હે રાજસત્તમ ! મે અશ્વિનીકુમારોને વચન આપ્યું છે કે " હું તમને સોમપાન કરાવું " તો એ વચન પ્રમાણે મારે તમારા મહાયજ્ઞમાં કરી આપવાનું છે. ક્રોધ પામેલા ઈન્દ્રનો હુ મારા તપોબળથી રોધ કરીશ ને તમારા સોમયજ્ઞમાં અશ્વિનીકુમારોને સોમપાન કરાવીશ. " ચ્યવનનાં આવાં વચનો સાંભળી રાજી થયેલો રાજા પોતાની પત્ની સહિત વાતો કરતો

કરતો પુરમાં ગયો. સઘળી સમૃદ્ધિવાળા શર્યાતિએ મૂહૂર્ત્ત જોઈને સુંદર યજ્ઞસ્થાન તૈયાર કરાવ્યું. વસિષ્ઠાદિ મહાત્માઓને આમંત્રણો કરાવીને ચ્યવનમુનિએ શર્યાતિ રાજાના યજ્ઞનો આરંભ કર્યો. યજ્ઞકાર્યની શરૂઆત થતાં ઇન્દ્ર સહિત સઘળા દેવતાઓ ત્યાં આવી પહોંચ્યા. અને અશ્વિનિકુમારો પણ સોમપાન કરવા સારૂ આવ્યા. અશ્વિનીકુમારો આવ્યા જાણી શંકાવાળા ઈન્દ્રે દેવતાઓને પૂછ્યું કે "આ બે દેવતા કેમ આવ્યા હશે! એઓ વૈદ્ય હોવાથી સોમપાનના યોગ્ય નથી છતાં તેઓને અહીં કોણ લાવ્યું હશે? ઈન્દ્રનુ વચન સાંભળી દેવતાઓ કશુ પણ બોલ્યા નહી. પછી રાજાનો એ વિશાળ યજ્ઞ ચાલતાં ચ્યવનમુનિએ અશ્વિનીકુમારોને આપવા સારૂ સોમપાત્ર ઉપાડ્યું ત્યારે ઈન્દ્રે ચ્યવનને અટકાવ્યા કે "તમે એઓ સારૂં સોમપાત્ર ઉપાડો માં" ચ્યવનમુનિએ કહ્યુ કે "હે ઇન્દ્ર! એ અશ્વનીકુમારો સૂર્યના પુત્ર છતાં સોમપાન કરવા કેમ યોગ્ય નથી ગણાયા! સત્ય કહો. હે દેવનાયક! એ અશ્વિનીકુમારોની ઉત્પત્તિ વર્ણસંકરથી નથી પરંન્તુ એઓ તો સૂર્યની ધર્મપત્નીના પુત્રો છે છતાં તેઓ શું દોષથી સોમપાનના યોગ્ય નથી? આ યજ્ઞમાં સઘળા દેવતાઓએ એકમત થઇ નિર્ણય કરવા જરૂર છે. મે એઓને સોમપાનના અધિકારી ઠરાવ્યા છે વાસ્તે હું એઓને સોમપાત્ર આપીશ. હે ઈન્દ્ર! એઓ વાસ્તેજ મેં આ રાજાપાસે આ યજ્ઞ કરાવ્યો છે તો હુ આ મારૂં વચન સત્ય કરીશ. એઓએ મારાપર ઉપકાર કરી મને યૌવન આપ્યું છે તો હું તેઓનો સામો ઉપકાર કરવાનો છુ. ઈન્દ્ર કહે છે—આ અશ્વિનીકુમારોને દેવતાઓએ વૈદ્ય કર્યા છે જેથી એ કામ નિંદિત હોવાથી તેઓનો સોમપાન કરવાનો અધિકાર નથી વાસ્તે એઓના માટે તમારે સોમપાત્ર લેવું નહીં. ચ્યવનમુનિ બોલ્યા—હે અહલ્યા જાર! વૃથા ક્રોધ કરવો છોડી દે. હે વૃત્રાસુરનો વધ કરનારા! એઓ દેવપુત્રો છતાં સોમપાન પીવા શા માટે યોગ્ય ન કહેવાય! વ્યાસમુનિ કહે છે—હે જનમેજય રાજા! આ પ્રમાણે વિવાદ થાતાં બીજા દેવો તો કાંઇપણ બોલ્યા નહીં અને મહા તેજવાળા ચ્યવનમુનિએ પોતાના તપોબળથી અશ્વિનીકુમારોને સોમરસ પાયો. ૧—૬૧

एवं विवोद संप्रवर्तिते च
न कोपि वाचं तमुवाच भूप ।
प्रहं तयो र्भार्गव स्तिग्म तेजाः
संप्राश्या मास तपोबलेन ॥ ६१ ॥

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં ૬ ઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો,*

### અશ્વિનીકુમારોનું સોમપાન.

व्यास उवाच—

दत्तेग्रहे तु राजेन्द्र वासवः कुपितोभृशम् ।
प्रोवाच च्यवनं तत्र दर्शयन्बलात्मन. ॥१॥

વેદ વ્યાસ કહે છે—હે જનમેજય! અશ્વિનીકુમારોને સોમપાત્ર આપ્યું ત્યારે કોપ કરી ઈન્દ્રે પોતાનું બળ દેખાડીને ચ્યવનમુનિને કહ્યું કે "હે બ્રાહ્મણાધમ! તું આ નવી મર્યાદા ન કર. મારા શત્રુ તને બીજો વિશ્વરૂપ સમજી હું મારી નાંખીશ. ચ્યવનમુનિ કહે છે-રૂપ તેજ ને શક્તિમાં બીજા દેવતા સરખો મને જેઓએ બનાવ્યો છે તે મહાત્મા અશ્વિનીકુમારોનું તારે અપમાન ન કરવું. હે

* આ અધ્યાયમા ચ્યવનમુનિએ ઇન્દ્રને નમાવી અશ્વિનીકુમારોને સોમપાન કરાવ્યું એ કથા આવશે.

દેવનાયક ! તારા શિવાયના બીજા દેવતાઓ સોમપાત્ર લે છે તેમ હે ઇન્દ્ર ! આ અશ્વિની-કુમારો પણ સમર્થ દેવતાઓ છે જેથી તેઓ સોમપાત્રના શામાટે અધિકારી નહીં. ઈન્દ્ર કહે છે—એઓ વૈદ્યો છે વાસ્તે કોઈ રીતે યજ્ઞમાં સોમપાનનો એઓને અધિકાર નથી છતાં તું જો તેઓને સોમપાત્ર દઈશ તો હમણાં હું તારૂં મસ્તક કાપી નાંખીશ. વ્યાસ મુનિ વદે છે—ઇન્દ્રનાં આવાં વચનો નહીં ગણકારતાં જાણે ઇન્દ્રનો ઘણોજ તિરસ્કાર કરતા હોય તેવી રીતે ચ્યવન મુનિએ અશ્વિનીકુમારોને સોમપાત્ર આપ્યું ને એ જોઇ ઇન્દ્ર બોલ્યો "તારા સ્વાર્થવાસ્તે તું આ અશ્વિની કુમારોને સોમપાત્ર આપે છે પણ હું તને વિશ્વરૂપ ગણીને મારી નાંખીશ" ઈન્દ્ર ક્રોધ પામ્યો છતાં મહા અભિમાનવાળા ચ્યવને તો અશ્વિનીકુમારોને સોમપાત્ર આપ્યું ને સઘળા દેવોના જોવામાં ઈન્દ્રે પણ કરોડો સૂર્યની કાન્તિના સરખું વજ્ર નામનું પોતાનું આયુધ ચ્યવન મુનિને મારી નાંખવા સારૂં ઉઠાવ્યું. પછી અપાર તેજવાળા ચ્યવને એ સામાં આવતાં વજ્રને પોતાના તપોબળથી ઈન્દ્રના હાથમાંજ થંભાવી દીધું ને યજ્ઞમાંથી કૃત્યા પ્રકટ કરી ઇન્દ્રનો વધ કરવાની તૈયારી કરી. ચ્યવને મંત્ર ભણી પરિપક્વ હવિષ્ય અગ્નિમાં હોમ્યું તેથી તેમનાં તપોબળને લીધે અગ્નિમાંથી કૃત્યા ઉત્પન્ન થઇ. જે કૃત્યા ઉત્પન્ન થઇ તે મહા બળવાળો, પ્રાણીમાત્રને ત્રાસ આપનારો તથા મહા ભયંકર 'મદ' નામનો રાક્ષસ બની ગઇ. એ ભયંકર અસુરની કાયા પર્વત જેવી હતી તેની દાઢો તીક્ષ્ણ હતી. ચાર દાઢોનો વિસ્તાર શત શત યોજનનો હતો ને બીજા દાંતો દશ દશ યોજનના વિસ્તારવાળા હતા. ભયંકર તેના બે હાથ, વિશાળ પર્વત જેવા હતા. આકાશને ચાટે એવી તેની ભયંકર ક્રુર જીભ હતી. પર્વતના શિખર સમાન કઠણ ને ભયકર તેની ગરદન હતી. વાઘ નખ સરખા તેના નખો હતા. તેના કેશ ભયંકર હતા. તેની કાયા કાજળ જેવી કાળી હતી મુખ બિહામણું હતું. દાવાનળ જેવાં પીંગળાં તેનાં નયનો મહા ભયકર હતાં. એક ઓષ્ટ ધરતીમાં ને બીજો ઓષ્ટ આકાશમાં ફેલાયો હતો. આવો ભયંકર દાનવ પેદા થતાં સઘળા દેવતાઓ ભય પામ્યા. ભયભીત ઇન્દ્રે યુદ્ધની ઈચ્છાજ ન કરી. એ દૈત્યે ઈન્દ્રનું વજ્ર મુખમાં ઘાલ્યું તેથી સઘળું આકાશ એ દાનવમય બની ગયું. ભયકર દૃષ્ટિવાળો ત્રણે લોકોને ગળી જતો હોય એવો એ દાનવ ઇન્દ્રની પાછળ દોડયો. ત્યાં ઉભેલા સૌ દેવતાઓ "હાય માર્યા હાય માર્યા" એમ ધાંટા પાડી રહ્યા. ઇદ્ર વજ્ર મુકવા ઇચ્છતો હતો પરંન્તુ હાથ ઝલાઈ જતાં ન મૂકી શકયો. આવા કાળ જેવા અસુરને દેખી ઇન્દ્રે બ્રહસ્પતિનું સ્મરણ કર્યું ને સ્મરણ માત્રથીજ તે બુદ્ધિશાળી મહાત્મા હાજર થયા બૃહસ્પતિએ વિપત્તિની વિષમ દશાનો વિચાર કરી ઇંદ્રને કહ્યુ કે " હે ઈન્દ્ર! યજ્ઞકુંડમાંથી પ્રગટેલો આ દાનવ વજ્રથી કે મહામંત્રોથી પણ જીતાય તેવો નથી. ચ્યવનમુનિનાં ઉગ્ર તપથી આ બળવાળા શત્રુનું દેવતાઓ તમે કે હું નિવારણ કરી શકીએ એમ નથી. તમે હે ઇન્દ્ર ! મહાત્મા ચ્યવનમુનિના શરણમાં જાઓ તો તે પોતેજ આ કૃત્યાનું નિવારણ કરી શકશે. પરાશક્તિના ભક્તના ક્રોધનું નિવારણ બીજો કોઇપણ નહીં કરી શકે. " બૃહસ્પતિની આવી અનુમતિ સાંભળીને તે ભયભીત ઈન્દ્ર ચ્યવનમુનિની પાસે આવ્યો ને તેમને મસ્તક નમાવીને પ્ર-

ણામ કરી આમ વિનવવા લાગ્યો કે "હે મુનિસત્તમ! હે સર્વજ્ઞ! ક્ષમા કરો ને આ સજ્જ થયેલા દાનવને શમાવો ને પ્રસન્ન થાઓ. હે આપનાં વચનો કબુલ કરૂં છું. હે ભૃગુપુત્ર! અશ્વિનીકુમારો આજથી સોમપાન યોગ્ય ગણીશ એ હું સત્ય કહું છું. ક્ષમા કરો. આપનો આ ઉદ્યમ નિષ્ફલ નથી ને હું પણ જાણું છુ કે આપ આપનાં વચનો અસત્ય કરોજ નહીં. આપનાં વચનથી આ અશ્વિનીકુમારો સોમપાન સદા કરશે ને શર્યાતિ રાજાની કીર્તિ આ પૃથ્વીમાં વિસ્તાર પામશે. હે મુનિસત્તમ! મે જે કર્યું છે તે આપની પરિક્ષા સારૂ કર્યું છે તેથી આપની શક્તિનો પ્રકાશ થયો એમ સમજો. હે મહારાજા! મારાપર કરૂણા કરીને આ પ્રકટેલા મહાસુરનો સહાર કરો. સઘળા દેવતાઓ જેમ સુખી થાય તેમ કરો" આ પ્રમાણે ઈન્દ્રનાં દીન વચનો સાંભળીને પરમાર્થ જ્ઞાનવાળા ચ્યવનમુનિએ પોતાનો વિરોધથી ઉત્પન્ન થયેલો મહાક્રોધ શમાવ્યો ને દુઃખીઆ ઈન્દ્રની ઘણી આશ્વાસના કરી. પછી ચ્યવને મદાસુરને મારીને તેને સ્ત્રીમાં, મદ્યમાં, ઘુતમાંને મૃગયામાં વિભાગરૂપે દાખલ કરી દીધો. આવી રીતે ભય પામેલા ઈન્દ્રની ચ્યવનમુનિએ મદાસુરને મારી આશ્વાસના કરી ને સઘળા દેવતાઓ ને સુખી કર્યા શર્યાતિ રાજાનો યજ્ઞ પરિપૂર્ણ થયો. પછી સર્વ ધર્મજ્ઞ ચ્યવનમુનિએ સત્કારવાળો સોમરસ મહાત્મા ઈન્દ્રને અને અશ્વિનીકુમારોને પાયો. હે જનમેજય! આ પ્રમાણે પોતાનાં તપોબળથી મહાત્મા ને સૂર્યપુત્રો અશ્વિનીકુમારોને ચ્યવનમુનિએ સોમપાનના અધિકારી બનાવ્યા હતા. યજ્ઞના શંકુઓથી શોભાયમાન એ સરોવર પણ તે દિવસથી સુવિખ્યાત થયું ને ચ્યવનમુનિનો આશ્રમ પણ પૃથ્વીમાં ઘણો પ્રખ્યાત થયો. યજ્ઞની પૂર્ણાહુતિ કરી મંત્રીઓ સહિત શર્યાતિ રાજા પોતાના નગરમાં જઇ ધર્મરાજ્ય કરી રહ્યા. મનુના પુત્ર ને પ્રતાપવાળા એ શર્યાતિ રાજાને આનર્ત્ત નામે એક પુત્ર થયો. આનર્તનો રૈવત નામે પુત્ર થયો. શત્રુઓનું દમન કરનારો એ રૈવત કુશસ્થલી ( દ્વારકા ) નામની સમુદ્રમાં નગરી બનાવીને રહ્યો હતો. એ આનર્ત્ત ઓખામંડળ વિગેરે દેશોનો રાજા હતો. એ રૈવતને શત પુત્રો હતા તેમાં કકુદ્‌મી મોટો પુત્ર હતો. તેને રૂપાળી સુંદર લક્ષણોવાળી રેવતી નામે એક કન્યા પણ હતી. એ કન્યા જ્યારે વરયોગ્ય થઇ ત્યારે મહારાજા રૈવતે સારા કુળવાળા રાજકુમારની તપાસ કરી. રૈવત રૈવત ( ગીરનાર ) નામના પર્વતમાં વસતો હતો. એ બળવાન રાજા આનર્ત્ત નામના દેશમાં રાજ્ય કરતો હતો. "મારે મારી કન્યા કોને આપવી" એવી ચિંતાવાળા રાજાએ નિશ્ચય કર્યો કે દેવતાઓના પૂજ્ય સર્વ વિષયોના જ્ઞાતા બ્રહ્માની પાસે જઇને આ વાતનો ખુલાસો કરવો." આમ નિશ્ચય કરી એ રાજા પોતાની પુત્રીસહિત બ્રહ્મલોકમાં ગયો કે જ્યાં દેવતાઓ, યજ્ઞો, વેદો, પર્વતો, સમુદ્રો, નદીઓ, પ્રાચીન મુનિઓ, સિદ્ધ, ગંધર્વ, ને નાગ એ તમામ દિવ્ય દેહવાળાં થઇને ઉભાં હતાં ને બ્રહ્માની સ્તુતિ કરતા હતા. ૧-૫૨

**ऋषयः सिद्ध गंधर्वाः पन्नगाश्चारणा स्तथा। तस्थुः प्रांजलयः सर्वे स्तुवंत श्च पुरातनाः॥५२॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે સપ્તમ સ્કંધ વિષે અધ્યાય ૭ મો સંપૂર્ણ.

# અધ્યાય ૮ મો.*

## રૈવતની કથા.

**જનમેજય ઉવાચ-**

**સંશયોયંમહાન્બ્રહ્મન્વર્તતેમમમાનસે ।**
**બ્રહ્મલોકંગતોરાજારેવતીસંયુતઃસ્વયમ્ ॥૧॥**

જનમેજય કહે છે–હે મહારાજ ! રેવતીને લઈને રૈવત રાજા મનુષ્ય શરીર સહિત બ્રહ્મલોકમાં ગયો એ વિષયમાં મારા મનને મોટો સંશય છે. પૂર્વે મેં કથા પ્રસંગમાં બ્રાહ્મણોના મુખથી સાંભળ્યું છે કે "બ્રહ્મવેત્તા ને શાન્તિવાળો જે બ્રાહ્મણ હોય તેજ બ્રહ્મલોકને પામે છે," તો આમ છતાં એ રાજા રૈવતીની સાથે દુર્લભ બ્રહ્મલોકમાં ભૂલોકમાંથી શી રીતે ગયો ? આમાં સંદેહ છે. સઘળા શાસ્ત્રોમાં મરણ પામ્યા પછી બ્રહ્મલોકની ગતિ પ્રાપ્ત થાય એવો નિર્ણય છે છતાં આ રાજાની મનુષ્ય દેહ સહિત ત્યાં કેમ ગતિ થઈ ? અને ફરી તે બ્રહ્મલોકમાંથી મનુષ્ય લોકમાં કેવી રીતે આવ્યો ? હે વિદ્યાવાળા ! આ વિષયમાં મારી શંકાનું હમણાં ને હમણાં આપે નિવારણ કરવું ઘટે છે. વેદવ્યાસ કહે છે–હે રાજા ! સઘળા લોકો મેરૂ પર્વતના શિખરમાં રહેલા છે. ઈન્દ્રલોક, અગ્નિલોક, યમપુરી, સત્યલોક, કૈલાસ, અને વિષ્ણુનો વૈકુંઠ લોક એ સઘળા મેરૂ પર્વતના શિખરમાંજ છે. ધનુષ્યધારી કુન્તીપુત્ર અર્જુન મનુષ્યદેહથીજ દેવલોકમાં ગયો હતો ને પાંચ વર્ષ સુધી તેણે ઈન્દ્રની પાસે નિવાસ રાખ્યો હતો. આવી રીતે કકુત્સ્થ આદિ બીજા ઘણા મહિપાળો સ્વર્ગલોકમાં ગયા હતા. પૂર્વે ઘણા બળવાળા દાનવગણો પણ ઇન્દ્ર લોકમાં જઈ જય મેળવી ત્યાં સુખે રહ્યા હતા. પૂર્વે ચક્રવર્તી મહારાજા મહાભિષ પણ બ્રહ્મલોકમાં ગયા હતા ને ત્યાં ગંગાજી સભામાં આવતાં હતાં તે તેણે જોયું હતું. હે રાજા ! દૈવયોગને લીધે વાયુથી ગંગાનું વસ્ત્ર ઉંચું થતાં તેમને રાજાએ થોડાંક નાગાં દીઠાં હતાં. કામાતુર મહાભિષ રાજા કાંઇક હસ્યો હતો ને ગંગાજી પણ કાંઈક હસ્યાં હતાં. આથી બ્રહ્માના શાપથી તેઓ પૃથ્વીપર પણ આવ્યાં હતાં. દેવ દાનવોથી પીડાયેલા સૌ દેવતાઓ વૈકુંઠમાં ગયા હતા ને ત્યાં તેઓએ વિષ્ણુની સ્તુતિઓ પણ કરેલી હતી. આથી હે નૃપવર્ય ! આમાં શંકા જેવું કાંઇ નથી. પુણ્યશાળી તથા તપસ્વી લોકો પણ અવશ્ય સૌ લોકોમાં ગમનાગમન કરી શકે છે. પુણ્ય કરેલું હોવું જોઇએ એજ ત્યાં ગતિ થવામાં કારણ છે. યજ્ઞો કરવાથી શુદ્ધ થયેલા યજમાનો પણ પુણ્ય યોગથીજ ત્યાં ગમનાદિક કરી શકે છે. જનમેજય કહે છે–રૈવત રાજા પોતાની રૂપાળી પુત્રી રેવતીને લઇને બ્રહ્મલોકમાં ગયા ત્યારે તેમણે ત્યાં જઈ શું કર્યું ? બ્રહ્માએ તેમને શું આજ્ઞા આપી ? રૈવતે પોતાની દીકરી કોને આપી ! હે મહારાજ ! આ સઘળી કથા વિગતવાર કહો. વ્યાસમુનિ વદે છે–હે રાજા! સાંભળો. રૈવત જ્યારે કન્યાના વર વાસ્તે બ્રાહ્મલોકમાં ગયા ત્યારે ત્યાં ગાયન ચાલી રહ્યું હતું તેથી થોડીવાર સમયની રાહ જોઈ તે ત્યાં બેઠો. સભામાં ગાયન શ્રવણથી રાજા અને રાજકન્યા ઘણાં ખુશી થયાં ને તૃપ્ત થયાં. ગાયન થઈ રહ્યા પછી કન્યાને બતાવી બ્રહ્માને વંદન કરી રૈવતે આમ કહ્યું. રૈવત કહે છે–હે દેવ સ્વામી ! મારી આ કન્યાનો વર કોને કરવો ને આપ કહો. આ કન્યા કોને આપવી એ પૂછવા સારૂં મારૂં આવવું બન્યું

* આ અધ્યાયમાં રૈવતની કથા પૂર્ણ કરી રાજાઓના વંશની વાત કહેવાશે.

છે સુકુલીન ઘણા રાજપુત્રો જોવા છતાં મારાં મનને તૃપ્તિ ન થવાથી તમને પૂછવા અહીં આવ્યો છું. હે સર્વજ્ઞ ! લાયક, ગુણવાળો, રૂપવાળો ને સઘળાં સુંદર લક્ષણવાળો કોણ રાજપુત્ર વર આ કન્યાયોગ્ય છે તે આપ બતાવો. ઉપર્યુક્ત લક્ષણવાળા દાનદક્ષ ધર્માત્મા રાજવીરનું મને નામ આપો. વ્યાસમુનિ વદે છે—રાજાનાં આવાં વચનો સાંભળી કાળની બદલાતી ગતિનો વિચાર કરી બ્રહ્માએ હસતાં હસતાં રેવતને કહ્યું. બ્રહ્મા કહે છે—હે નૃપતિ ! જે રાજકુમારો તમે કન્યાના યોગ્ય માન્યા હતા તેઓ બધા તો પોતાના પિતાઓ, પુત્રો, ને બાંધવો સહિત કાળયોગે કાળના ગ્રાસ થયા છે. હાલ આ સત્યાવીશમો દ્વાપરયુગ પ્રવર્ત્તે છે. તમારા સઘળા વંશજો મૃત્યુ પામેલા છે ને તમારી નગરીને પણ દાનવોએ લુંટી લીધી છે. હાલ એ નગરીમાં ચંદ્રવંશી રાજાઓ રાજ્ય કરે છે. યયાતિ રાજાનો વંશજ ઉગ્રસેન નામનો રાજા મથુરા ને મથુરા સંબધી પ્રાંતોના અધિપતિ ને પ્રખ્યાત થયો હતો. દૈત્યના અંશરૂપ ઉગ્રસેન રાજાના પુત્ર કંસે તેના પિતાને કારાગૃહમાં નાંખ્યા હતા ને પોતે મદોન્મત્ત થઇને મહારાજાની પદવીને ભોગવતો હતો. આ સમયે પાપી રાજાઓના ભારથી ઘણીજ પીડા પામતી પૃથ્વી મારાં શરણમાં આવી હતી ને ત્યાં મોટા મોટા દેવતાઓએ પોતાપોતાના અંશોથી પૃથ્વીમાં અવતાર લેવાનો નિશ્ચય કર્યો હતો. આ ઠરાવના અનુસાર દેવતાના અંશવાળી દેવકીના ઉદરમાં કમળ જેવાં નયનોવાળા શ્રીકૃષ્ણ રૂપથી જે નારાયણમુનિ કહેવાય છે તે અવતરેલા છે. હાલ તેઓ 'વાસુદેવ' નામથી વિખ્યાત છે. ધર્મનંદન નારાયણમુનિ કે જેઓએ ગંગાતટપર બદરિકાશ્રમમાં ઉગ્ર તપસ્યા કરી હતી તે પોતે હમણાં યદુકુળમાં અવતરેલા છે. તેઓ 'વાસુદેવ' કહેવાય છે. હે રેવત રાજા ! એ મહા વિખ્યાત શ્રીકૃષ્ણે પાપી અને ખળના ભરેલા કંસને માર્યો હતો અને તેના પિતા ઉગ્રસેનને મથુરાનું રાજ્ય આપ્યું હતું. ત્યાર પછી કંસરાજાનો મહા પાપી બળવાળો સસરો જરાસંધ ક્રોધથી મથુરાંપર ચડી આવ્યો હતો અને ઘણા આગ્રહવાળું તેણે યુદ્ધ કર્યું હતું. શ્રીકૃષ્ણે જરાસંધને યુદ્ધમાં જીતી લીધો હતો તેથી હારી ગયેલા જરાસંધે મોટી સેનાવાળા કાળયવનને સગ્રામ કરવા મોકલ્યો હતો. તે કાળયવનના ભયથી હાલ એ શ્રી કૃષ્ણ દ્વારકામાં જઈ રહ્યા છે. ભાંગી ગયેલી દ્વારકાપુરીને પોતાની સાથે આવેલા શિલ્પિઓ પાસે સુંદર ગઢવાળી તથા હાટશાળા આદિથી રળીયામણિ તેમણે બનાવી છે. દ્વારકાનો જીર્ણોદ્ધાર કરાવીને શ્રીકૃષ્ણે પોતાના તંત્રમાં રહેનારા ઉગ્રસેનનેજ ત્યાંનો રાજા બનાવ્યો છે ને યાદવોને પણ ત્યાંજ વસાવ્યા છે. એ વાસુદેવ હાલ પોતાના બંધુજનો સહિત દ્વારકામાં છે. એમના મોટા ભ્રાતા બળદેવ છે કે જે ઘણા પ્રખ્યાત, મુસળ તથા હળરૂપી આયુધોવાળા, વીરા ને શેષ નાગના અંશાવતાર છે. તમારી કન્યા તેને યોગ્ય છે. આટલાવાસ્તે કમળપત્ર નયની રેવતીના તમારી કન્યાના બળદેવજીની સાથે વિધિસહિત વિવાહ કરો. હે રાજસત્તમ ! પુત્રીનું કન્યાદાન બળદેવને આપીને તમે બદરિકાશ્રમમાં તપ કરવા જાઓ. એ આશ્રમ દેવતાઓને પ્રીતિ આપનારૂં, પવિત્ર કરનારૂં અને મનુષ્યોના મનોરથોને પરિપૂર્ણ કરનારૂં છે. વેદવ્યાસ કહે છે—હે જનમેજય રાજા ! કમલભૂ બ્રહ્માની આવી આજ્ઞા થતાં રેવત રાજા રેવતી સહિત દ્વારકામાં ગયા ને ત્યાં જઈ સઘળાં સુંદર લક્ષ-

ણવાળી રેવતીનું બળદેવને કન્યાદાન આ-પ્યું, પછી ગંગાના કાંઠે બદરિકાશ્રમમાં ત-પસ્યા કરી દેહ ત્યાગ કરી રેવતરાજા સ્વર્ગમાં ગયા. જનમેજય કહે છે—હે વ્યાસ! આ વાત ઘણાં મોટાં આશ્ચર્યવાળી આપે કરી. પોતાની પુત્રી વાસ્તે રેવતરાજા બ્રહ્મલોકમાં ગયા તે-ટલા સમયમાં તો પૃથ્વીપર એકસો આઠ યુગો પસાર થઈ ગયા. આથી આટલા કાળ-માં એ રાજા અને તેની કન્યા અત્યન્ત ઘ-રડાં ન થયાં એ શું! તેઓની આવડી જ-બરી પૂર્ણ આયુષ્ય ક્યાંથી થઈ? વ્યાસમુનિ કહે છે—હે જનમેજય! જરા, ક્ષુધા, તરસ, મરણ, ભય ને ગ્લાનિ કદીપણ થતાંજ નથી. રેવત રાજા મેરૂ પર્વતપર બ્રહ્માની સભામાં ગયા હતા ત્યાં પછવાડેથી તેમના વંશજોને રાક્ષસો મારવા માંડયા તેથી ત્રાસ પામી દ્વા-રકાને તજી દઇને ચારે કોર ભાગી ગયા હતા. વૈવસ્વત મનુએ છીંક ખાધી તેથી તેમના ના-કમાંથી "ઈક્ષ્વાકુ" નામથી વિખ્યાત મોટા સામર્થ્યવાળો એક પુત્ર ઉત્પન્ન થયો હતો. ખાસ કરીને ઈક્ષ્વાકુથી સૂર્યવંશ ચાલેલો છે. "વંશ થવા સારૂં તમે સદા દેવીનું ધ્યાન કરતા કરતા તપ કરો." એવાં નારદનાં વચ-નોથી એ ઇક્ષ્વાકુ રાજાએ ઉત્તમોત્તમ દીક્ષા લઇને તપ કર્યું હતું. એ ઈક્ષ્વાકુ રાજાને ભ-ગવતીના પ્રસાદથી શતપુત્રો થયા હતા એમ સાંભળેલું છે. એ પુત્રોમાં બળવાળો અને શ-ક્તિવાળો 'વિકુક્ષિ' મોટો પુત્ર હતો. પ્રખ્યાત રાજા ઈક્ષ્વાકુ અયોધ્યામાં રાજ્ય કરતા હતા. એ મહાત્મા ઈક્ષ્વાકુએ પોતાના શત પુત્રોમાં શકુનિ વિગેરે મહા બળવાળા પંચાશ પુત્રોને ઉત્તર ને પૂર્વ દેશમાં રાજ્યો આપ્યાં હતાં. અડતાળીશ પુત્રોને દક્ષિણ તથા પશ્ચિમમાં રાજ્યો દીધાં હતાં અને બીજા બે પુત્રો ઇક્ષ્વા-કુની શેવા કરવા અયોધ્યામાંજ તેમની પાસે-જ રહ્યા હતા.

**પઞ્ચાશચ્ચતથાષ્ટૌચરક્ષણાર્થમહાત્મના ।**
**અન્યૌદ્વૌસંસ્થિતૌપાર્શ્વેસેવાર્થંતસ્યભૂપતેઃ ॥૫૬॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૯ મો*

## કકુત્સ્થ અને માંધાતાની ઉત્પત્તિ.

**व्यास उवाच—**

**कदाचिदष्टकाश्राद्धेविकुक्षिंपृथिवीपतिः ।**
**आज्ञापयदसंमूढोमांसमानयसत्वरम् ॥ १ ॥**

વ્યાસમુનિ કહે છે—એકવેળા શાસ્ત્રવેત્તા ઇક્ષ્વાકુએ પોતાના પુત્ર 'વિકુક્ષિ' ને અષ્ટકા નામનું શ્રાદ્ધ કરવા વાસ્તે પવિત્ર માંસ લા-વી આપવા આજ્ઞા કરી. પિતાની આજ્ઞા થતાં વિકુક્ષિ વનમાં ગયો ને ત્યાં વરાહ, સૂવર, હ-રણાં અને સસલાંઓને બાણથી માર્યાં. શિ-કાર કરતાં તેને થાક ચડયો અને ભુખ્યો થયો તેથી અષ્ટાશ્રાદ્ધનો વિચાર ન કરી એક સસ-લાને ખાઈ ગયો તેમાંથી અવશેષ રહેલું માંસ ઘેર આવી ઈક્ષ્વાકુને દીધું. એ માંસ 'પ્રોક્ષ-ણ' વાસ્તે વસિષ્ઠને આપતાં વસિષ્ઠે તે માં-સને અપવિત્ર આવેલું જાણી મહા કોપ કર્યો. શ્રાદ્ધમાં ઉચ્છિષ્ટ માંસ અયોગ્ય છે એવી શાસ્ત્ર મર્યાદા છે એમ બોલતા વસિષ્ઠે પાકમાં દોષ છે એમ ઈક્ષ્વાકુને કહ્યું. ગુરૂવચનથી પો-તાના પુત્રનું દુષ્કૃત્ય સમજીને ઈક્ષ્વાકુએ વિ-કુક્ષિને વનવાસ આપ્યો. પછી વિકુક્ષિ શશાદ એવા નામથી વિખ્યાત થયો. પિતાની આજ્ઞાથી શશાદ વનમાં રહ્યો ને ફળમૂલાદિનાં

* આ અધ્યાયમાં કકુત્સ્થનીઉત્પત્તિ પછી માં-ધાતાની ઉત્પત્તિની કથા આવશે.

ભક્ષણથી સઘળા સંભ્રમો છોડી જીવન ગુજારવા લાગ્યો. ઈક્ષ્વાકુનાં મરણ પછી શશાદને રાજ્યગાદી મળી. અયોધ્યાના અધિપતિ શશાદે સરયૂના સંગમપર ઘણા યજ્ઞો કર્યા. પછી એ શશાદને 'કકુત્સ્થ' નામનો એક પુત્ર થયો. એ કકુત્સ્થનાં ઈન્દ્રવાહ અને પુરંજય એવાં બે નામ બીજા પણ હતાં જનમેજય રાજા કહે છે—હે વ્યાસમુનિ! રાજકુંવર કકુત્સ્થનાં એ બે નોખાં નોખાં નામો તેનાં કયાં કાર્યો ઉપરથી પડયાં હતાં એ વિષે સઘળું કારણ આપ મને કહો. વ્યાસમુનિ કહે છે—શશાદના મરણ પછી રાજ્યને સંપાદન કરીએ કકુત્સ્થ રાજા ધર્મજ્ઞ હતો તેથી પિતૃપર પરાનાં રાજ્યને બરાબર ચલાવતો હતો ને બળવાળો હતો. આ સમયમાં દાનવોથી હારી ગયેલા દેવતાઓ સઘળા લોક નાથ એવા ભગવાન વિષ્ણુને શરણે જતાં વિષ્ણુએ તેઓને કહ્યુ કે " હે દેવતાઓ! શશાદ રાજાના પુત્ર કકુત્સ્થની તમે સહાય માંગો એટલે એ રાજા તામને સહાય કરી ધનુષ્યથી દાનવોને મારશે કારણ કે જગદંબાની કરૂણાથી કકુત્સ્થ મહા પરાક્રમવાળો રાજા છે. વિષ્ણુની આવી વાણી સાંભળી ઈન્દ્રસહિત સઘળા દેવતાઓ અયોધ્યામાં શશાદ રાજાના શરણમાં ગયા. દેવતાઓની ધર્મ નીતિથી કકુત્સ્થે પૂજા કરી ને આવવાનાં પ્રયોજન વિષે પ્રશ્ન કર્યું. કકુત્સ્થ કહે છે—હે દેવતાઓ! મારે ત્યાં પધારી મને દર્શન આપી તમે આજ ભાગ્યશાળી અને પવિત્ર બનાવ્યો છે. આજ મારૂં જીવન સફળ થયું છે. હે મહા દેવતાઓ! જે કામ હોય તે મને બતાવો. ગમે તેવું તમારૂં મોટું કાર્ય મનુષ્યોથી અશકય હશે તોપણ હું કરીશ. દેવજનો કહે છે—હે રાજ વીર! અમારી સહાયતા કરી ઇન્દ્ર સમાન થઈને દેવલોકોથી અજેય એવા પ્રબળ દાનવ ગણોનો આપ યુદ્ધમાં સંહાર કરો. ભગવતીના પ્રસાદથી તમારાથી કાંઈ અશકય નથી એમ વિષ્ણુની પ્રેરણા થતાં અમે તમારા શરણમાં આવેલા છીએ. કકુત્સ્થ કહે છે—હે દેવવરો! જો તમારો અધિપતિઇન્દ્ર મારૂં વાહન થાય તો તેમને સહાય કરી આજ હું દાનવો સાથે સંગ્રામ કરૂં. ઈન્દ્રપર બેસીને હું લડવા ચાલીશ એ સાચી વાત કહું છું. વેદવ્યાસ કહે છે—દેવતાઓના સમજાવવાથી અને દેવતાઓનું મોટું કાર્ય સિદ્ધ થાછે તેથી શરમને છોડી દઈને વિષ્ણુની અત્યન્ત પ્રેરણાથી કુકુત્સ્થ રાજાનુ વાહન ઈન્દ્ર થયો. બીજા નંદિકેશ્વર સમાન બલદરૂપ બનેલા ઈન્દ્રના ઉપર કકુત્સ્થ રાજા બેસીને લડવા ગયા. ઈન્દ્રરૂપ બળદની ડોકપર બેઠેલા એ રાજા કકુત્સ્થ એવા નામથી કહેવાયા ને ઇન્દ્રને વાહનરૂપ બનાવ્યા તેથી તે રાજા ઇન્દ્રવાહ નામથી પણ ઓળખાયા. પછી ઈન્દ્રવાહે દાનવોની નગરીને જીતી લીધી તેથી તે ઈન્દ્રવાહ કકુત્સ્થ પુરંજય નામથી પૃથ્વીમાં પ્રખ્યાત થયા હતા. આ પ્રમાણે મહાવીર કકુત્સ્થે દાનવોને હરાવી તેઓનું ધન લુંટીને દેવજનોને સુપ્રત કર્યું ને પછી પોતાના પુરમાં જવા વાસ્તે દેવલોકોની કકુત્સ્થે આજ્ઞા માગી. આવી રીતે કકુત્સ્થ અને ઇન્દ્રને મિત્રતા થઈ હતી. એ પ્રખ્યાત કકુત્સ્થ રાજાના વંશજો પૃથ્વીમાં 'કકુત્સ્થ' નામથી વિખ્યાત થયા હતા. કકુત્સ્થનો તેની ધર્મપત્નીમાં એક મહા બળવાલો 'અનેના' નામનો પુત્ર થયો હતો અનેના રાજાને અપાર શક્તિવાળા 'પૃથુ' નામના પુત્ર થયા હતા. એ પૃથુરાજા સાક્ષાત વિષ્ણુના અવતાર ને જગદંબાના ભક્ત હતા. પૃથુરાજાને એક 'ચંદ્ર' નામે વંશ ચ-

લાવનાર પુત્ર થયા ને ચંદ્રરાજાને તેજસ્વી તથા મહાબળવાલા ' યુવનાશ્વ ' નામે પુત્ર થયા હતા. યુવનાશ્વનો મહા ધર્માત્મા ' શાવંત ' નામે પુત્ર થયો હતો. આ શાવંત રાજાએ ઇન્દ્રના જેવી ' શાવંતી ' નામની નગરી બનાવી હતી. મહાત્મા શાવંતને ' બૃહદશ્વ ' નામે પુત્ર થયો ને બૃહદશ્વને ' કુવલયાશ્વ ' નામે પૃથ્વીપતિ પુત્ર થયો. એ રાજાએ 'ધંધુ' નામના દાનવનો વધ કર્યો હતો તેથી તેમને લોકમાં ' ધધુમાર ' નામથી પણ ખ્યાતિ ગવાતી હતી. એ ધંધુમારને 'દૃઢાશ્વ ' નામે પુત્ર થયો કે જેણે પૃથ્વીનું પાલન કર્યું હતું. દૃઢાશ્વને ' હર્યશ્વ ' નામનો મોટી કીર્તિવાળો કુંવર થયો હતો.દૃઢાશ્વનો પુત્ર 'નિકુંભ' નામે રાજા થયો હતો અને એ નિકુંભનો 'બર્હણાશ્વ' અને બર્હણાશ્વનો 'કૃશાશ્વ' નામે પુત્ર થયો.કૃશાશ્વનો મહા બળવાળો અને સત્ય પરાક્રમી 'પ્રસેનજિત્ ' રાજા થયો. નામે પુત્ર થયો. એ પ્રસેનજિતનો મહા ભાગ્યશાળી અને પ્રખ્યાત ' યૌવનાશ્વ ' નામે પુત્ર થયો. યૌવનાશ્વનો ' માંધાતા ' નામે પુત્ર થયો. આ માંધાતાએ ભગવતીને પ્રસન્ન કરવા સારૂં મોટાં તીર્થોમાં એક હજાર આઠ મંદીરો ચણાવ્યાં હતાં. આ માંધાતાની ઉત્પત્તિ માતાના ગર્ભમાંથી ન હોતી થઈ પણ પિતાના ઉદરમાંથી થઈ હતી. એ માંધાતાને તેના પિતાની કુખ ફાડીને બહાર કાઢયો હતો જનમેજય રાજા કહે છે—હે વ્યાસમુનિ ! જોવામાં કે સાંભળવામાં ન આવી હોય તેવી આપે આ વાત કહી છે. માંધાતાનો જન્મ તેના પિતાના ઉદરથી સંભવે નહીં વાસ્તે એ સકળ સુંદર અંગવાળો માંધાતા યૌવનાશ્વ રાજાના પેટથી જે પ્રમાણે જન્મ્યો હોય તે વિષે કારણપૂર્વક સવિસ્તર વાત મને કહો.

વેદવ્યાસ કહે છે—હે જનમેજય રાજા ! મહા ધર્માત્મા યૌવનાશ્વ રાજાને કાંઇપણ સંતાન ન હતું. યૌવનાશ્વને સો રાણીઓ હતી. પુત્ર વાસ્તે નિરંતર ચિંતાવાળો યૌવનાશ્વ વિચાર કર્યા કરતો હતો. પુત્ર સબંધી ઉદ્વેગવાળો અને કાયર થયેલો એ યૌવનાશ્વ રાજા અરણ્યમાં મુનિઓના પવિત્ર આશ્રમોમાંજ નિવાસ કરી મુનિઓની સમીપમાં દુઃખથી નિશ્વાસ મુકતો હતો. મુનિજનોને આ રાજા આ રાજાપર કરૂણા પ્રકટતાં તેઓએ તેને કહ્યું કે "હે રાજા! તુ કેમ શોક કરેછે ! જે દુઃખ તને મનમાં હોય તે સત્ય કહે. અમે સર્વથા તારાં દુઃખની નિવૃત્તિનો ઉપાય કરશુ. યૌવનાશ્વ કહે છે—હે મુનિઓ ! ઉત્તમ રાજ્ય, ધન ને અશ્વો પણ હુ પામ્યો છુ. મારે પવિત્ર સુંદર કાન્તિવાળી સો રાણીઓ પણ છે. ત્રિલોકીમાં મારો કોઈ બળવાળો રિપુ પણ નથી. મારા સામંતો તથા મંત્રીઓ મારી આજ્ઞામાં બરાબર વર્ત્તે છે. હે તપસ્વીઓ ! મને માત્ર સંતાન સંબધી સંતાપ છે પણ બીજુ કશું પણ દુખ નથી. અપુત્રને શુભ ગતિ કે સ્વર્ગ મળતાં નથી એમ છે વાસ્તે સંતાન વાસ્તે હુ અતીવ શોકાતુર છું. તમે તપસ્વીઓ તર્કના તથા વેદ પુરાણાદિ શાસ્ત્રોના જ્ઞાતા છો તથા તેમાં પરિપૂર્ણ અનુરાગવાળા છો વાસ્તે પુત્ર યોગ્ય કોઈ યજ્ઞારંભનો વિચાર કરી મને આજ્ઞા આપો. મારાપર તમારી કરૂણા હોય તો આટલું મારૂં કાર્ય કરી આપો. વેદ વ્યાસ કહે છે—રાજાનાં વચનો સાંભળી કરૂણાથી પરિપૂર્ણ મનવાળા મુનિઓએ ધૈર્યથી રાજાને પુત્રકામેષ્ટિ યજ્ઞ કરાવ્યો. વેદ મંત્રોથી મંત્રેલો કળશ યજ્ઞ સ્થાનમાં એ મુનિઓએ સ્થાપ્યો હતો. રાતમાં રાજાને તરસ લાગ-

વાથી એ યૌવનાશ્વ રાજા યજ્ઞ સ્થાન પાસે ગયો ને ત્યાં બ્રાહ્મણોને સૂતેલા દેખી રાણીઓ વાસ્તે વિધિ સહિત મંત્રી રાખેલું જળ પેલા કળશમાં હતું તે રાજા પી ગયો. હે જનમેજય ! તૃષાતુર યૌવનાશ્વે એ કળશમાંનું જળ અજાણતાં પીધું. જળ વગરનો કળશ જોવાથી મુનિઓએ રાજાને કહ્યું કે "આમાંથી જળ કોણ પી ગયું !" રાજા પી ગયો એમ ખબર મળતાં દૈવ બળને પ્રધાન સમજીને એ યજ્ઞની પૂર્ણાહુતિ કરીને મુનિઓ પોતપોતાના આશ્રમમાં ચાલ્યા ગયા. મંત્રના બળના પ્રભાવથી પછી યૌવનાશ્વ રાજાના ઉદરમાં ગર્ભ રહ્યો. સમય આવતાં યૌવનાશ્વની જમણી કૂક્ષિ ફાડીને પુત્ર પ્રકટ થયો. મંત્રીઓએ રાજાની કૂક્ષિ ફાડી પુત્ર કાઢી લીધો પણ દેવ કૃપાથી રાજાનું મૃત્યુ ન થયું. આ રાજકુમાર કોને ધાવશે એમ મત્રીઓ પુકારતા હતા ત્યારે ઈન્દ્રે પોતાની આંગળી એ કુમારનાં મુખમાં મેલી "મને ધાવશે મને ધાવશે" એમ કહ્યું એથી એ રાજા **માંધાતા** નામથી ઓળખાયો.એ માંધાતા રાજા મહા પરાક્રમવાળો થયો હતો. હે જનમેજય રાજા ! આ પ્રમાણે કકુત્સ્થની ઉત્પત્તિ કહ્યા પછી મેં તમને માંધાતા રાજાની પણ ઉત્પત્તિ કહી બતાવી.

**तदेन्द्रोदेशिनीमादान्मांधातेरथवद्भवः ।**
**सोऽभवत्बलवानराजामांधातापृथिवीपतिः ६३**
**तदुत्पत्तिस्तु[illegible]येतातवविस्तरात् ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૦ મો.*

### માંધાતાની કથા પછી સત્યવ્રતની કથા.

**व्यास उवाच-**
**बभूवचक्रवर्तीसनृपतिःसत्यसंगरः ।**
**मांधातापृथिवीसर्वांमजयन्नृपतीश्वरः ॥१॥**

વ્યાસ વદે છે—એ માંધાતા રાજા સત્યપ્રતીજ્ઞાવાળો થયો ને તેણે સઘળી પૃથ્વીને જીતીને ચક્રવર્તી પદ ધારણ કર્યું ચોરલોકો માંધાતાના ભયથી ગુફાઓમાં વસતા હતા તેથી તેનું નામ ઈન્દ્રે 'ત્રસદસ્યુ' પાડ્યું હતુ. તેની રાણી શશબિંદુની કુમારી બિંદુમતી હતી કે જે પતિવ્રતા રૂપાળી ને સઘળાં સુંદર લક્ષણોવાળી હતી. એ રાણીથી માંધાતાને "પુરૂત્કુત્સ ને મુચુકુન્દ" નામે બે પુત્રો થયા હતા. પુરૂત્કુત્સને મહા ધર્માત્મા 'અનરણ્ય' અને અનરણ્યનો 'બૃહદશ્વ નામે પુત્ર થયો. એ બૃહદશ્વ મોટો પિતૃભક્ત હતો. બૃહદશ્વને મહાધર્માત્મા પરમાર્થજ્ઞાતા 'હર્યશ્વ' નામે પુત્ર થયો અને હર્યશ્વનો 'ત્રિધન્વા' ને ત્રિધન્વાનો 'અરૂણ' નામે પુત્ર થયો હયો. એ અરૂણને મહાલક્ષ્મીવાળો 'સત્યવ્રત' નામનો પુત્ર થયો. એ સત્યવ્રત રાજા સ્વેચ્છા ચારી,કામી,મંદબુદ્ધિવાળો ને અતિ વિષયલંપટ હતો. કામમોહિત સત્યવ્રતે એક બ્રાહ્મપત્નીનું હરણ કરી બ્રાહ્મણના વિવાહમાં વિઘ્ન કર્યું હતું. પછી દુઃખી બ્રાહ્મણોએ અરૂણરાજા પાસે 'હાય 'હાય માર્યા' એમ વારંવાર ફરીયાદ કરી હતી. અરૂણ રાજાએ એ દુઃખી બ્રાહ્મણોને પુછ્યું હતું કે "હે બ્રાહ્મણો મારા પુત્રે તમારૂં શું અપ્રિય કર્યું છે? રાજાનાં નમ્ર વચનો સાંભળી આશીર્વાદાત્મક વચનોથી વિપ્રોએ કહ્યું

* આ દશમા અધ્યાયમાં સત્યવ્રતની કથાનો આરંભ કરવામાં આવશે.

કે " હે બળવાનોમાં ઉત્તમ રાજા! તારા પુત્રે બળાત્કારથી એક બ્રાહ્મણની સ્ત્રીનું હરણ કર્યું છે." બ્રાહ્મણોનાં આવાં વચનો સાંભળીને ધર્માત્મા અરૂણ રાજાએ સત્યવ્રતને બોલાવીને કહ્યું કે "હે પુત્ર ! તેં આ દુષ્ટકર્મ કરીને તારાં નામને નિરર્થક કર્યું છે. હે મંદબુદ્ધિવાળા દુરાચારી ! તું મારા રાજ્યમાંથી ભાગી જા. હે પાપી ! તારે મારા દેશમાં રહેવુંજ નહીં." કોપ પામેલા પિતાની પ્રતિ 'મારે કયાં જવું' એમ પૂછ્યું ત્યારે અરૂણે કહ્યું કે 'તું ચંડાળોના સમાગમમાં રહે" તે કારણ કે બ્રાહ્મસ્ત્રી હરી તે ચંડાળ ચેષ્ટા કરી તેથી ચંડાલોનો સંસર્ગ કરી તું તેઓને અનુકૂલ થઇ રહે જે. હે કુળને અભડાવનારા ! હું તારા જેવા પુત્રને પુત્રજ માનતો નથી. હે મલિન બુદ્ધિવાળા! તેં મારી કીર્તિનો ક્ષય કર્યો વાસ્તે તારી મરજી પડે ત્યાં તું ચાલ્યો જા" પિતાનાં કોપવાળાં વચનો સાંભળી સત્યવ્રત ગામમાંથી નીકળીને ચંડાલોની પાસે ગયો. ધનુષ્ય, બાણ ને કવચનો ધરનારો એ સત્યવ્રત કુમાર કે જે દયાળુ સ્વભાવવાળો હતો તે ચંડાલોના સમાગમમાંજ રહ્યો. કોપાતુર અરૂણે સત્યવ્રતને કાઢી મૂકયો ત્યારે રાજાને એ કાર્યમાં કુળગુરૂ વસિષ્ઠે અનુમોદના કરી હતી તેથી સત્યવ્રત ધર્મશાસ્ત્રવેત્તા વસિષ્ઠમુનિના ઉપર મોટો રોષ રાખતો હતો. કોઈ વેળા પુત્રપ્રાપ્તિ વાસ્તે અરૂણ રાજા વનમાં તપસ્યા કરવા સારૂ ગયા તે સમયે અધર્મને લીધે તેમના દેશમાં બાર વર્ષ અનાવૃષ્ટિ થવાથી દુષ્કાળ પડયો. હે જનમેજય ! આ વેળાએ વિશ્વામિત્ર મુનિ પોતાનાં ઘરબાર છોડી કૌશિકી નદીના તટપર ઉગ્ર તપ કરતા હતા અને તેમનાં ધર્મપત્ની દુષ્કાળને લીધે કુટંબનાં પોષણવાસ્તે ભારે દુઃખમાં ડુબી ગયાં હતાં. એ રૂષિપત્ની કાયર થઇ ગયાં અને એમનાં ક્ષુધાથી આકુળવ્યાકુળ બાળકો રડતાં રડતાં નાનવી માગતાં હતાં તેથી પતિવ્રતા મુનિભાર્યાને બહુ દુઃખ થતું હતું. દુઃખી રૂષિપત્નીએ ક્ષુધાતુર બાળકો દેખીને વિચાર્યું કે "હાલ આ ગામમાં રાજા નથી તેથી હું કોની પાસે માગું ? મારાં બાળકોનો કોઇ રક્ષક નથી, મારો પતિ પણ પાસે નથી ને બાળકો રડે છે તેથી મારૂં જીવન આજ ધિક્કારપાત્ર છે. ધનવગરની મુકીને પોતે સમર્થ છે છતાં પતિ વનમાં ચાલ્યા ગયા ને મારી આ દશાનો વિચારમાત્ર પણ ન કર્યો. પતિ વિનાની હુ બાળકોનુ પોષણ શી રીતે કરૂં ? મારાં એક પુત્રને વેચી ધન લઈ બીજાં બાળકોને નભાવું એ રસ્તો મને અનુકુળ જણાય છે. મારી ભૂલથી સઘળાં બાળકોને મરવા દેવાય નહીં. એટલા માટે એક પુત્રો વેચીને આ વિષમ કાળ વીતાવીશ." આવો નિશ્ચય કરી દર્ભની દોરીથી પુત્રને ગળામાં બાંધી વિશ્વામિત્રની પત્ની ઘરની બહાર નીકળ્યાં. પોતાના ઔરસ વચલા પુત્રને ગળામાં બાંધી તેઓ ઘર બહાર ચાલ્યાં. આવા પ્રકારની સ્થિતિવાળાં શોકાતુર મુનિપત્નીને સત્યવ્રતે જોયાં તેથી તેણે પૂછ્યું કે " હે સુંદરી ! તમારે શું કરવું છે ? આ રડતાં બાળકને ગળામાં દોરી બાંધી ત્યાં લઈ ચાલ્યાં છો ! શામાટે લઈ જાઓ છો તે વિષે સાચું બોલો" સત્યવ્રતની વાણી સાંભળી રૂષિપત્ની બોલ્યાં કે ', હે રાજપુત્ર ! હું વિશ્વામિત્રની ભાર્યા છુ અને આ મારો પુત્ર છે. સંકટનાં કારણે મારા આ ઔરસ પુત્રને વેચવા સારૂં નીકળી છું કારણ કે અમને અન્ન મળતુ નથી અને મારા પતિ વિશ્વામિત્ર ઘર તજી તપ કરવા કોઇ

સ્થળમાં ચાલ્યા ગયા છે. ક્ષુધાથી પીડાયેલી હું આ પુત્રને વેચી બીજાં બાળકોનું પોષણ કરીશ. સત્યવ્રત બોલ્યો–હે પતિવ્રતે ! તમારા આ પુત્રનું પાલન કરો. તમારા પતિ વનમાંથી આવશે ત્યાંસુધી ભરણપોષણ હું આપતો રહીશ. તમારા આશ્રમની પાસે વૃક્ષમાં હરરોજ નિયમસર હું કાંઇક ભક્ષ્ય બાંધી જઈશ. આ હું સાચું કહું છું. વેદવ્યાસ વદે છે–સત્યવ્રતની આવી વાણી સાંભળી પોતાના પુત્રને છોડી મુનિપત્ની પુત્રસહિત સ્વસ્થાનકમાં ગયાં. ગળામાં બંધાયેલા એ વિશ્વામિત્રના પુત્રનું 'ગાલવમુનિ' એવું નામ પ્રખ્યાત થયું છે. તે મુનિ મહા તપસ્વી થયા હતા. પોતાનાં બાળકો સહિત આશ્રમમાં વસતાં મુનિપત્ની ઘણાં રાજી થયાં. ભક્તિવાળો દયાળુ સત્યવ્રત વિશ્વામિત્રની પત્નીનું ભરણ પોષણ કરી રહ્યો.વનમાં રહેવાવાળાં મૃગસૂવર અને પાડાઓને મારી તેઓનું માંસ વિશ્વામિત્રનાઆશ્રમની પાસે વૃક્ષમાં બાંધી જતો. એ માંસને પછી મુનિપત્ની લઈ જાતાં ને પુત્રોને ઉત્તમ ભક્ષ્ય આપી પરમ સુખ પામતાં હતાં. અરૂણ રાજા તપ કરવા ગયા હતા તેથી મુનિવર્ય વસિષ્ઠ અયોધ્યાના રાજ્યનું તથાઅંતઃપુરનું પાલન કરતા હતા. ધર્માત્મા રાજપુત્ર સત્યવ્રત પણ પિતાની આજ્ઞાને માનઆપી નગર બહારપારધીનો વેષધરી વસતા હતા. કોઈ આકસ્મિક કારણ યોગે સત્યવ્રત વસિષ્ઠપર અધિક ક્રોધ રાખતા હતા. એ ધર્મવાળા પ્યારા પુત્ર સત્યવ્રતને વનમાં કાઢી મુકતાં તેના પિતા અરૂણને વસિષ્ઠે અટકાવ્યા ન હતા પરન્તુ તેમાં અનુમતિ આપી હતી. તે સત્યવ્રતને દેશપાર કરતાં અટકાવવાનુ એવું ધર્મવાળું કારણ વસિષ્ઠને હતું કે "જ્યારે સપ્તપદી ક્રિયા થાય ત્યારે પાણિગ્રહણના મંત્રોની પૂર્ણાહુતિ થાય છે વાસ્તે તે કર્મ થયા પહેલાં કન્યાનું હરણ થાય તો તે બીજાની સ્ત્રીનું હરણ કર્યું ન કહેવાય પણ કન્યાનુંજ હરણ કર્યું કહેવાય." એ ધર્મ શાસ્ત્રની મર્યાદાના જ્ઞાતા છતાં પણ વશિષ્ઠે અરૂણને એમ કરતાં અટકાવ્યો ન હતો તેથી સત્યવ્રતને તેનાપર ક્રોધ રહ્યો હતો. એક સમયે વનમાં બીજા પશુઓ ન મળવાથી વસિષ્ઠની પયસ્વિની ગાય સત્યવ્રતે ફરતી દીઠી. ક્ષુધાતુર સત્યવ્રતે ચોરની તુલ્યે એ ગાયને મોહથી ક્રોધથી મારી નાખી ને તેનું માંસ વૃક્ષમાં બાંધી તેમાંથી થોડુંક પોતે પણ ખાધું. હે જનમેજય ! આ માંસ ગાયનું નથી પણ મૃગનુ છે એમ સમજીને વિશ્વામિત્રની પત્નીએ એ માંસ પોતાના પુત્રોને ખવરાવ્યું. પોતાની ગાયની હત્યા કરનારા સત્યવ્રતપર ક્રોધ કરી વશિષ્ઠે કહ્યું કે "હે દુષ્ટ ! પિશાચના તુલ્યે તેં ગૌહત્યા કેમ કરી ! મહાપાપ કેમ કર્યું ! ગૌહત્યા, સ્ત્રી હરણ અને પિતાનો ક્રોધ એ ત્રણ કારણોથી તારા મસ્તકમાં સત્વર ત્રણ ખીલાઓ ઉગશે ને તેથી પૃથ્વીમાં તારૂં "ત્રિશંકુ" એવું વિખ્યાત નામ થશે. પ્રાણીમાત્રને પિશાચ જેવુ તું રૂપ દેખાડીશ." આવો વસિષ્ઠ મુનિએ સત્યવ્રતને શાપ આપ્યો તેથી સત્યવ્રત એજ આશ્રમમાં વસી મોટું તપ કરવા લાગ્યો. તપ કરતાં કોઇ મુનિપુત્રે તેને મહા મંગલરૂપ ભગવતીનો મહામંત્ર આપ્યો. એ મંત્રથી સત્યવ્રત ભગવતી કે જે પરમ પ્રકૃતિ દેવી છે તેનું ધ્યાન કરતો હતો. ૧–૫૮

कस्माच्चिन्मुनिपुत्रात्तु प्राप्यमंत्रमनुत्तमम् ॥
ध्यायनभगवतीं देवीं प्रकृतिं परमांशिवाम् ॥५८॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૧ મો.*

### ત્રિશંકુની કથાનો આરંભ.

**जनमेजय उवाच—**

**वसिष्ठेनचशप्तोसौत्रिशंकुर्नृपतेःसुतः ।**
**कथंशापाद्विनिर्मुक्तस्तन्मेब्रूहिवदतांवर ॥१॥**

જનમેજય કહે છે—હે મહાબુદ્ધિશાળી વ્યાસ? વસિષ્ઠ મુનિથી શાપિત થયેલા રાજકુમાર ત્રિશંકુનો શાપમાંથી મોક્ષ કેવી રીતે થયો એ કથા કહો. વ્યાસ મુનિ વદે છે—શાપથી સત્યવૃત પિશાચ થયો પણ ભગવતીની ભક્તિમાં તત્પર થઇ ત્યાંજ તે રહ્યો હતો. નવાક્ષર મંત્રનો જપ કરી ભક્તિથી હોમના વાસ્તે એ સત્યવૃત એકવાર બ્રાહ્મણોની પાસે જઇને બોલ્યો કે "હે બ્રાહ્મણો! મારૂં પ્રણામ કરનારાનું વચન સાંભળો. મારા જપના દશાંશ પ્રમાણે મારે વિધિ સહિત હોમ કરવો છે, વાસ્તે આ કાર્યમાં તમે સઘળા મારા રૂત્વિજ બનો. તમે વેદજ્ઞાતા તથા દયાવાળા છો વાસ્તે તમારે મારા કાર્યના રૂત્વિજ થવું ઘટે છે. હે વેદવેત્તાઓ! મારૂ રાજાના પુત્રનું સર્વથા કલ્યાણ થવા સારૂં તમારે મારૂ એ કાર્ય કરવું જોઈએ." સત્યવૃતનાં વચનો સાંભળી બ્રાહ્મણો બોલ્યા કે "તને તારા ગુરૂનો શાપ છે તેથી યજ્ઞ કરવાનો તું અધિકારી નથી. શાપથી તને પિશાચપણું મળેલુ છે." બ્રાહ્મણોનાં આવાં વાકયો સાંભળી ત્રિશંકુ દુઃખી થયો ને તેણે વિચાર્યું કે 'મારૂં જીવન ધિક્કારપાત્ર છે ને હું વનવાસી શું કરી શકું? પિતાએ મને કાઢી મૂકયો અને ગુરૂએ દારૂણ શાપ આપ્યો. હું રાજ્યભ્રષ્ટ થવા ઉપરાંત પિશાચપણું પામ્યો તો મારે હવે કેમ કરવું?

*આ અધ્યાયમાં ત્રિશંકુને ભગવતી પ્રસન્ન થયાં વાત આવશે.

આ પ્રમાણે વિચાર કરી સત્યવૃતે એક કાષ્ઠની મોટી ચિતા ખડકી ને તેમાં પ્રવેશ કરવાના ઈરાદાથી રાજપુત્રે ચંડિકા માતાનું સ્મરણ કર્યું. મહામાયા ચંડિકાનું ધ્યાન કરી સ્નાન કરી ચિતા સળગાવી સત્યવૃત બે હાથ જોડીને ઉભો રહ્યો. એ રાજકુમારને બળવા તૈયાર ઉભો દેખીને જગદંબા પ્રત્યક્ષપણે ગગનમાં તેની પાસે આવ્યાં, સિંહની સ્વારીવાળાં જગદંબાએ દર્શન આપીને સત્યવૃતને મેઘસદૃશ વાણીથી સત્યવૃતને નીચે પ્રમાણે કહ્યું. જગદંબા કહે છે—હે ભાગ્યશાળી રાજપુત્ર! તેં આ શું કરવા માંડયું છે? અગ્નિમાં પડીને તારે શરીર છોડવું નહીં. સાવધ થા. તારો ઘરડો બાપ પરમ દિવસ તને રાજ્ય આપીને વનમાં જશે વાસ્તે તું શોકને તજી દે. તારા બાપના પ્રધાનો તને તેડવા સારૂં આવશે. હે વીર! તારા પિતા તૃષ્ણાને તજી રાજ્યનો ત્યાગ કરી બ્રહ્મલોકમાં જશે એ ચોક્કસ વાત છે. વેદ વ્યાસ વદે છે—હે જનમેજય રાજા! ભગવતી સત્યવ્રતને એમ કહીને અન્તર્દ્ધાન થયાં ને રાજકુમાર અગ્નિમાં પડીને દેહ તજતો અટકી ગયો. આ સમયમાં મહાત્મા નારદમુનિ અયોધ્યામાં ગયા ને આ સઘળી વાતના અરૂણ રાજાને સમાચાર આપ્યા મરવા તત્પર થયેલા પુત્રનુ વૃત્તાન્ત સાંભળી અરૂણ રાજા ઘણો શોકાતુર થયો ને પછી પુત્ર શોકથી ઘેરાયેલા અરૂણે સઘળા મંત્રીઓને કહ્યુ કે "મારા પુત્રનાં ઉગ્ર કર્મની કથા તમારા જાણવામાં હશે. એ બુદ્ધિવાળો સત્યવૃત રાજયોગ્ય ને વાસ્તવિક વાતનો જાણનારો હતો છતાં મારી આજ્ઞા થવાથી તે તુરત વનમાં ગયો હતો ને ધન વગરનો છતાં ક્ષમા ધરીને સારી સમજણથી તે વનમાંજ રહ્યો હતો. આ પછી વસિષ્ઠના શાપથી પિ-

શાચ સરખો બની ગયેલો તે દુઃખમાં અકલાઈને અગ્નિમાં બળી મરતો હતો એવામાં જગદંબાએ દર્શન આપી તેને વાર્યો હતો તેથી તે અટકી ગયો. હવે તમે સૌ ત્યાં સત્વર જાઓ ને મારા એ બળવાળા પુત્રને વચનોથી ધીરજ આપીને અહીં તેડી લાવો. પાલન શક્તિ ધરાવનારાએ પુત્રનો રાજ્યાભિષેક કરી હવે હું વનમાં તપ કરીશ. શાન્ત બનીને હવે મારે તપ કરવું છે એ મારો નિશ્ચય છે." આમ બોલતા સ્નેહથી નમ્રતાવાળા અરૂણ રાજાએ પુત્રને તેડી લાવવા સારૂં પોતાના સચિવોને મોકલ્યા એ મંત્રીઓ આશ્વાસના કરીને સત્યવૃતને સમજાવીને અયોધ્યામાં તેડી લાવ્યા. એ સત્યવૃતને દુર્બળ, જટા ધારી, મલીન વસ્ત્રવાળો, ક્રૂર દેખાવનો અને ચિંતાવાળો જોઇને અરૂણે વિચાર્યું કે "ધર્મના નિશ્ચયવાળા આ પુત્રને કાઢી મુકીને મેં ઘણું નિર્દય કામ કર્યું હતું. એ રાજ્યને યોગ્યજ હતો." આમ વિચારતો તે અરૂણ રાજા પોતાના પુત્રને ભેટી પડયો ને ધીરજ આપીને તેને પોતાના આસનપર બેસાડયો. નીતિ શાસ્ત્રમાં વિચક્ષણતાવાળા રાજાએ સમીપમાં બેઠેલા પુત્રને સ્નેહથી ગદ્ગદ્ વાણી વડે નીચે પ્રમાણે સંબોધ્યો. અરૂણ રાજા વદે છે—હે પુત્ર ! તું ધર્મમાંજ તારી મતિ રાખજે. સર્વદા બ્રાહ્મણોનો સત્કાર કરજે. ન્યાયમાર્ગથી મળતાં ધનનેલેજે. સદાકાળ પ્રજાઓનું પાલન કરજે. તારે કદી પણ અસત્ય ન બોલવું. કુમાર્ગમાં તારે ન જવું. સારાં માણસોનું કહેવું તું માનજે. તપસ્વીઓની પૂજા કરજે અને ચોરલોકોને મારજે. ઈન્દ્રિયોપર વિજય મેળવજે. હે પુત્ર! કાર્યની સિદ્ધિવાસ્તે રાજાએ સર્વદા ઇન્દ્રિયોને જીતવી જોઇએ. જે વિચાર કરવો હોય તે મંત્રીઓ સાથે ગુપ્ત વિચાર કરવો. નાના શત્રુની પણ સમજુએ ઉપેક્ષા ન કરવી. મંત્રી અથવા બીજો કોઇ પોતાનો મળતો પુરૂષ શત્રુમાં આસક્ત હોય તો તેનો વિશ્વાસ ન કરવો. શત્રુ અને મિત્ર વિગેરેનાં કામ જોવા સારૂં સર્વદા ચાર પુરૂષો મોકલ્યાજ કરવા.ધર્મમાંજ સદા મતિ સ્થાપવી પ્રત્યેક દિવસે દાન દેવાનીટેવ રાખવી. વૃથા વાદ ન કરવો. ખલ સંગ તજવો. નાના પ્રકારના યજ્ઞો કરવા. મહા મુનિઓની પૂજા કરવી. સ્ત્રીનો, સ્ત્રીલંપટ જનોનો અને જુગારીઓનો વિશ્વાસ ન કરવો. મૃગ, મદ્ય, ગાયન, ને વેશ્યા એઓમાં અત્યન્ત પ્રીતિ ન કરવી. પોતે એ વ્યસનોથી વિમુખ રહી પ્રજાઓને પણ વિમુખ કરાવવી, સર્વદા બ્રાહ્મ મુહુર્તમાં ઉઠવું. શાસ્ત્રોક્ત સ્નાનાદિ વિધિ કરવા. ગુરૂના બોધથી જગદંબાનો મંત્ર લઈ તેમની ઉપાસના કરવી. હે પુત્ર ! ભક્તિથી જો જગદંબાનાં ચરણ કમળોમાં પૂજા ભક્તિ થાય તો તેજ જનમનું સફળપણું છે. જે પ્રાણી એકવાર મહાપૂજા કરીને ભગવતીનાં ચરણામૃતનું પાન કરે છે તે જીવને ફરીવાર જન્મ મૃત્યુ નથી થતાં એ નિશ્ચય છે. આ સઘળું દૃશ્ય, દ્રષ્ટા ને સાક્ષી પણ એ જગદંબાજ છે. આવા પ્રકારના ભાવથી સર્વદા ભરપૂર મનવાળા રહીને વિશ્વમાં નિર્ભય થઈ વસવું. સમ્યક્ પ્રકારેથી નિત્ય કર્મો કર્યા પછી સભામાં જવું. ત્યાં બ્રાહ્મણોને બોલાવીને ધર્મશાસ્ત્રના નિર્ણયો વિષે પ્રશ્ન કરવો. વેદ વેદાન્તના પાર પામેલા પૂજ્ય બ્રાહ્મણોની પૂજા કરવી ને હમેશાં સત્પાત્રોને પૃથિવી, ગાય, ને સુવર્ણ વિગેરે દાનો આપવાં. અવિદ્વાન્ બ્રાહ્મણોને કદી પણ પૂજવા નહીં. મૂર્ખ જનોને તેમના આહારથી અધિક આપવું નહીં. હે પુત્ર ! તું લોભ વશ થઇને ધર્મની મર્યા-

કાપર પગ મુકજે માં. તથા હવેથી કોઈ દિવસ બ્રાહ્મણોનું અપમાન કરજે માં. બ્રાહ્મણો ભૂમિના દેવતા છે વાસ્તે પ્રયત્નથી તું તેઓને માન આપજે, બ્રાહ્મણો ક્ષત્રીયોનું પણ કારણ છે તેમાં શંકા નથી. અગ્નિ જળથી, રાજાઓ બ્રાહ્મણોથી, ને લોઢું પથરાઓથી ઉત્પન્ન થયાં છે વાસ્તે જળાદિનું સામર્થ્ય સર્વત્ર વ્યાપવાવાળું છે તોપણ પોતપોતાનાં કારણોમાં એઓનું સામર્થ્ય ચાલતું નથી વાસ્તે કલ્યાણની ચાહનાવાળા રાજાએ સર્વથા દાન ને વિનયથી બ્રાહ્મણોને રાજી રાખવા જોઇએ. સર્વદા ધર્મશાસ્ત્રોને અનુસરીને ન્યાયની વ્યવસ્થા રાખવી અને ન્યાય નીતિથી ઉપાર્જિત લક્ષ્મીનો સર્વદા સંચય કરવો.[૧-૫૨]

दंडनीतिःसदाकार्याधर्मशास्त्रानुसारतः ।
कोशस्यसंग्रहोकार्योन्यायप्राप्तस्यसर्वदा ॥५२॥

ઇતિશ્રી મહાપુરાણવિષે ભગવતી ભાગવતવિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.*

### ત્રિશંકુનો ઇતિહાસ.

**વ્યાસ ઉવાચ—**

एवंप्रबोधितःपित्रात्रिशंकुःप्रणतोनृपः ॥
तथेतिपितरंप्राहप्रेमगद्‌गदयागिरा ॥

વ્યાસ મુનિ કહે છે— પિતાનો ઉપદેશ સાંભળી પ્રેમથી ગદ્‌ગદ વાણી વડે નમ્રતાવાળા ત્રિશંકુએ "હું એ પ્રમાણે ચાલીશ" એમ પિતાને કહ્યું. પછી મંત્રવેત્તા તથા વેદશાસ્ત્ર વિશારદ વિપ્રોને બોલાવીને અરૂણ રાજાએ અભિષેકની સઘળી સામગ્રીએ તૈયાર કરાવી. સઘળાં તીર્થોનાં જળ મંગાવ્યાં. મંત્રીઓ તથા સામંત રાજાઓ વિગેરેને બોલાવ્યા ને પવિત્ર દિવસે વિધિ સહિત ત્રિશંકુને રાજ્યપદ આપ્યું. રાજ્યાસન આપ્યા પછી પત્ની સહિત બીજેજ દિવસે અરૂણરાજાએ વાનપ્રસ્થાશ્રમ લીધો. વાનપ્રસ્થાશ્રમ પાળી પવિત્ર ગંગાકાંઠે ઉગ્ર તપ કરી અરૂણ રાજા સ્વર્ગમાં ગયો. ત્યાં દેવલોકોએ એમનો ઘણો સત્કાર કર્યો ને ઇન્દ્રાસનના સમીપમાં એ રાજા સૂર્ય સરખો શોભી રહ્યો. જનમેજય રાજા કહે છે—હે બ્રહ્મર્ષિ! હે વ્યાસ! ગાયના વધથી વશિષ્ઠમુનિના શાપથી સત્યવ્રતને પિશાચપણું પ્રાપ્ત થયું હતું એમ આપે પૂર્વે કહ્યું હતું તો સત્યવ્રતનો પિશાચપણાંથી કેમ મોક્ષ થયો એ વિષે મને મોટી શંકા છે. શાપિત મનુષ્ય રાજ્યયોગ્ય ન થાય તો સત્યવ્રત તેના પોતાનાં કર્મથી શાપમુક્ત થયો કે તેના શાપનું વસિષ્ઠે નિવારણ કર્યું? આમાં જે કારણ હોય તે કહો. પિશાચવૃત્તિવાલા પુત્રને બાપે ઘરમાં કેમ રાખ્યો? વેદવ્યાસ કહે છે—હે રાજા વશિષ્ઠના શાપથી સત્યવ્રત સત્વર પિશાચપણું પ્રાપ્ત કરી મલીન કાયાવાળો, અસહ્ય ને ત્રાસ આપે તેવો સૌને અપ્રિય થઈ ગયો હતો, પણ ભક્તિથી ભગવતીની ઉપાસના કરી ત્યારે દેવીએ પ્રસન્ન થઈ ક્ષણવારમાંજ તેનો દેહ દિવ્ય કરી દીધો. પાપનાશથી તેનું પિશાચપણું ટળી ગયું. દેવીના કરૂણામૃતથી તે પાપરહિત અત્યન્ત તેજસ્વી થયો. દેવીનો પ્રસાદ પામેલો હોવાથી એ સત્યવ્રતપર વસિષ્ઠ તથા અરૂણ રાજા અતીવ રાજી થયા હતા ને પિતાના સ્વર્ગવાસ પછી રાજ્ય કરતા સત્યવ્રતે ઘણા યજ્ઞો કરીને ભગવતીની ઉપાસના કરી તે સત્યવ્રતને સારા સ્વભાવવાળો રૂપાળો ને સુંદર લક્ષણવાળો હ-

*આ અધ્યાયમાં વિશ્વામિત્રના પ્રભાવથી ત્રિશંકુના સ્વર્ગવાસની કથા કહેવામાં આવશે.

રિશ્ચંદ્ર, નામે એક પુત્ર થયો. પછી એ ત્રિશંકુ રાજાએ હરિશ્ચંદ્રનો યુવરાજ્યાભિષેક કર્યો ને પોતે મનુષ્ય શરીરથીજ સ્વર્ગમાં જવાની ઇચ્છા કરી. આ વેળાએ વસિષ્ઠના આશ્રમમાં જઈ પ્રણામ કરી ત્રિશંકુએ તેમને આમ કહ્યું સત્યવૃત વદે છે–હે બ્રહ્મપુત્ર! હે સકળ મંત્રોમાં વિચિક્ષણ ? હે મુનિ! આપે મારી પ્રાર્થના મન દઇને સાંભળવી જોઈએ. આજ મને સ્વર્ગસુખ ભોગવવાની અભિલાષા થઈ છે. આના આજ શરીરથી દિવ્ય ભોગો ભોગવવાને, અપ્સરાઓનો સમાગમ કરવાને, નંદનવનમાં ક્રીડા કરવાને, અને દેવતાઓના ગંધર્વોનું ગાયન સાંભળવાને મારી પ્રબળ ઈચ્છા છે વાસ્તે હે મહામુનિ મને સત્વર એવો યજ્ઞ કરાવો કે જેથી હું આજ શરીર સહીત સ્વર્ગમાં નિવાસ મેળવી શકું. હે મુનિસત્તમ ? આપ સમર્થ છો તેથી મારૂં કાર્ય કરી યજ્ઞ કરવાને દુર્લભ દેવલોક મને સત્વર પ્રાપ્ત કરાવો. વસિષ્ટ કહે છે હે રાજા! મનુષ્ય શરીરથી સ્વર્ગમાં રહેવું ઘણું દુર્લભ છે પુણ્યયોગ હોય તો મરણપછી સ્વર્ગ પ્રાપ્તિ થાય એમ શાસ્ત્રો કહે છે. તારા આ દુર્લભ મનોરથનાં શ્રવણથી મને ત્રાસ થયો છે. જીવતા મનુષ્યોને અપ્સરાઓનો સમાગમ દુર્લભ છે વાસ્તે તું યજ્ઞ કર ને પુણ્યયોગથી મરણ પછી તનેસ્વર્ગ મળશે. વેદવ્યાસ કહે છે–વસિષ્ઠના આવાં વચનો સાંભળી શોકાતુર રાજાએ પોતે પ્રથમ કચવાવેલા વસિષ્ઠ મુનિને ફરી કહ્યું કે "હે બ્રાહ્મણ! તું ગર્વથી મને યજ્ઞ નહી કરાવે તો હું બીજાને ગુરૂ કરી યજ્ઞારંભ કરીશ." આવાં વચનોથી ક્રોધ પામેલા વસિષ્ઠે તેને શાપ દીધો કે "હે દુષ્ટ બુદ્ધિ ? હે સ્વર્ગમર્યાદાના તોડનારા! હે પાપી! હેગોહત્યાનું પાપ કરનારા! હે બ્રાહ્મણની સ્ત્રીને હરનારા! હે ધર્મનો નાશ કરનારા! હે માર્ગને ભ્રષ્ટ કરનારા! તું ચાંડાળ થા. આજ શરીરથી સત્વર તું ચાંડાલ થા. હે પાપી! મરણ પછી પણ તને સ્વર્ગની ગતિ જા નહીં મળે" હે જનમેજય! વસિષ્ઠ ગુરૂના શાપથી ત્રિશંકુ રાજા ત્યાંજ તુરત એના એજ શરીરથી ચાંડાળ સરખી આકૃતિવાળો થઈ ગયો. તેનાં કનકનાં કુડલો તુરત પથરાનાં બની ગયાં. તેનામાં જે ચંદનનો સુગંધ હતો તે વિષ્ટા સરખો થઈ ગયો. શરીરપરનાં દિવ્ય પિતાંબરો શ્યામ થઈ ગયાં. મહાત્માના શાપના લીધે તેના દેહનો વર્ણ પણ હાથીના વર્ણ સમાન બની ગયો. જગદંબાના ઉપાસક વસિષ્ઠમુનિના ક્રોધથી ત્રિશંકુને આવી દશા થઈ વાસ્તે ભગવતીના ઉપાસકનું કદીપણ અપમાન ન કરવું જોઈએ. મુનિશ્રેષ્ટ વસિષ્ઠ ગાયત્રીના જપમાં પરાયણ તથા જગદંબાના ભકત હતા. પોતાનો દેહ ચાંડાલ જેવો થયો સમજી દુઃખથી પીડાયેલો શોકાતુર ત્રિશંકુરાજા પોતાને ઘેર ન ગયો પરન્તુ પરબારો વનમાંજ ચાલ્યો ગયો. એ દુઃખી ત્રિશંકુરાજાએ વિચાર્યું કે "મારે શું કરવું ને કયાં જવું. મારો દેહ અતીવ નિન્દાપાત્ર થયો છે. મારાં દુઃખનો ક્ષય કરવા મારે શું કરવું તે મને હવે સુઝતું નથી. હું જો ઘેર જઊં તો મારા પુત્રને પીડા થાય ને મારો ચાંડાળનો મારી સ્ત્રી અંગીકાર પણ ન કરે. મને આવો દેખી મંત્રીઓ માન ન આપે ને બંધુજનો મારો સંસર્ગમાત્ર ન કરે. સઘળાઓથી તજાવા યોગ્યનાં મારાં જીવનને ધિક્કાર છે. મરવું સારૂ છે. વિષથી, જળપાતથી કે ફાંસીથી હવે હું મરૂં. હું પ્રદીપ્ત અનળમાં મારો દેહ બળાત્કારથી બાળી મુકું કે અનશન વ્રતથી આ મહા દુષ્ટ પ્રાણનો ત્યાગ કરૂં. અ-

ફરે ! આ ઉપાયોથી મને તો ખરેખર આત્મહત્યા લાગશે ને જન્મોજન્મ ચાંડાળપણું ને શાપપણું મને થશે, વળી આત્મહત્યાનો દોષ પણ લાગશે. આથી આત્મહત્યા તો મારે ન કરવી. કરેલાં કર્મો આ દેહથીજ વનમાં મારે ભોગવવાં. આ ફળનો અંત ભોગવવાથીજ થશે. ભોગવ્યા શિવાય પ્રારબ્ધ કર્મનો ક્ષય નજ થાય. આથી આ દેહમાંજ શુભાશુભ કર્મ મારે ભોગવવુંજ ઠીક છે. વનમાં પવિત્ર આશ્રમોના નજીકમાં વાસ કરીને જગદંબાની સેવા, તીર્થ સેવા, ને સંતસમાગમથી મારાં પારા પાપોનો હું ક્ષય કરીશ. આમ કરતાં કરતાં ભાગ્યયોગે કોઈ મહાત્મા મળી જશે તો મારૂં કાર્ય પણ થઈ જશે. ત્રિશંકુરાજા આમ વિચાર કરી ઘેર ન જતાં જંગલમાંજ જઇ રહ્યો. ગંગા કાંઠે એ શોકાતુર રાજા રહ્યો. પિતાને શાપ થયાના સમાચાર સાંભળતાં દુઃખ પામેલા હરિશ્ચંદ્ર રાજાએ પિતાની પાસે મંત્રીઓને મોકલ્યા. મંત્રીઓએ ત્યાં જઈ ચાંડાલ આકૃતિવાળા નિશ્વાસ નાંખતા ત્રિશંકુરાજાને પ્રણામ કરીને કહ્યું કે " હે મહારાજા ! હરિશ્ચંદ્રના મોકલવાથી અમે સૌ મંત્રીઓ આપની પાસે આવેલા છીએ. અમે હરિશ્ચંદ્રની આજ્ઞામાં રહેલા છીએ. આપના યુવરાજ કુમારે કહેવરાવ્યું છે તે સાંભળો. એમણે કહ્યું છે કે " મારા પિતા ત્રિશંકુ રાજાને માન સહિત અહીં લાવો.' ' આમ છે તો હે રાજા ! ચિંતા તજી રાજ્યમાં પધારો. સઘળા મંત્રીઓ અને પ્રજાઓ આપની સેવા કરશે. ગુરૂને પ્રસન્ન કરશું કે જેથી એ મહાત્મા આપનાપર દયા કરશે. એ મહા તેજસ્વી ગુરૂ પ્રસન્ન થઇને દુઃખની શાન્તિ કરશે. આમ આપના કુમારે ફરી ફરી ઘણું ઘણું કહ્યું છે વાસ્તે હે રાજા ! આપનાં રાજ્યમાં સત્વર પધારો, ચાંડાલની આકૃતિવાળા ત્રિશંકુરાજાએ મંત્રીનાં વચનો સાંભળ્યાં પણ તેમને ઘેર જવાની ઈચ્છાજ ન થઇ. ત્રિશંકુએ મંત્રીઓને કહ્યું કે ' હે મંત્રીઓ ! ઘેર જઇ મારા પુત્ર હરિશ્ચંદ્રને કહો કે " હે પુત્ર ! હું નહીં આવું. તું આળસ તજીને યજ્ઞો કરતાં કરતાં ને બ્રાહ્મણોને માન આપતાં આપનાં રાજ્યાસન ભોગવ. મહાત્માઓથી ધિક્કારપાત્ર થયેલા આ ચાંડાલદેહવાળો હું હવે અયોધ્યામાં નહી આવું. " તમે પાછા જાઓ ને મારી આજ્ઞાથી મહા બળવાળા મારા પુત્ર હરિશ્ચંદ્રનો રાજ્યાભિષેક કરી રાજ્ય સંબંધી કામકાજ કરજો. " ત્રિશંકુનાં આવાં વચનો સાંભળી આતુર થયેલા મંત્રીઓ રોઈ પડયા ને પછી તેમને પ્રણામ કરી ચ્યવનના આશ્રમની દિશામાંથી અયોધ્યામાં પાછા આવ્યા અયોધ્યામાં આવી શુભ દિવસે એ મંત્રીઓએ હરિશ્ચંદ્રરાજાનો રાજ્યાભિષેક કર્યો. ત્રિશંકુની આજ્ઞાથી મંત્રીઓથી અભિષેક કરાયલો હરિશ્ચંદ્ર મહારાજા અયોધ્યાનું રાજ્ય કરવા લાગ્યો. પણ એ ધર્માત્મા હરિશ્ચંદ્રને પોતાના મનમાં પિતા સંબંધી ઘણીજ ચિંતાઓ થયા કરતી હતી.

**अभिषिक्तस्तुतेजस्वीसचिवैश्चनृपाज्ञया ।**
**राज्यंचकारधर्मिष्ठःपितरंचिन्तयन्भृशम् ॥६८॥**

ઈતિશ્રી મહાપુરાણવિષે ભગવતી ભાગવત વિષે સપ્ત સ્કંધમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૩ મો*

## ત્રિશંકુ અને વિશ્વામિત્રનો સમાગમ.

**राजो वाच—**

**हरिश्चन्द्रःकृतोराजासचिवैर्नृपशासनात् ।**
**त्रिशंकुः कथंमुक्त [illegible] देहतः ॥ १ ॥**

રાજા કહે છે—ત્રિશંકુની આજ્ઞાથી હરિશ્ચંદ્રનો સચિવોએ અભિષેક કર્યો પણ ત્રિશંકુની ચાંડાલ દેહથી કેમ મુક્તિ થઇ ? ગંગાતીરમાં તપ કરતો ત્રિશંકુ વનમાંજ મરી ગયો કે ગુરૂ વસિષ્ઠે તેને શાપથી મુક્ત કર્યો ? આ સઘળી કથા મને કહો. ત્રિશંકુનું સઘળું ચરિત્ર સાંભળવા મારી ઈચ્છા છે. વેદવ્યાસ વદે છે—હરિશ્ચંદ્રનો રાજ્યાભિષેક કરી સંતોષવાળો ત્રિશંકુ રાજા વનમાં જગદંબાની ઉપાસનામાં કાળક્ષેપ કરતો હતો. આ સમયે વિશ્વામિત્ર મુનિ તપ કરી પોતાની પત્નીને જોવા સારૂં એ પ્રદેશમાં આવ્યા. સ્વજનોને જીવતાં દેખી વિશ્વામિત્ર ઘણા ખુશી થયા. પછી પૂજા કરવાને સામી ઉભેલી પોતાની પત્નીને બુદ્ધિવાળા વિશ્વામિત્રે કહ્યું કે " હે સુંદરી ! દુષ્કાળ તેં કેમ કાઢયો ? અન્નવિના આ બાળકોનું કેમ પાલન થયું ? હે પ્યારી ! હું તપમાં હતો તેથી ન આવી શકયો પણ દ્રવ્યવિના તેં કેમ કર્યું ? અદ્ભુત દુષ્કાળથી મને ચિંતા થઈ હતી પણ મારૂં ન આવવાનું કારણ તું સાંભળ. મેં વિચાર્યું કે " મારી પાસે ધન નથી તેથી હું શું કરીશ ! હે સુંદરી ! હુ પણ વનમાં ક્ષુધાથી પીડાયો હોવાથી ચોર બનીને કોઇ ચાંડાલના ઘરમાં પેઠો હતો. ચાંડાલ સૂઈ ગયો હતો તેથી અન્ન શોધવા તેના રસોડામાં મેં પ્રવેશ કર્યો. વાસણ ઉઘાડી કુતરાંનાં પકવ માંસને હું લેતો હતો તેવામાં તે ચાંડાલે મને જોયો ને પૂછ્યું કે " તું કોણ છો ને રાતનો મારા ઘરમાં કેમ ધુસ્યો છે ? તારે જે કામ હોય તે કહે. મારૂં વાસણ તું શામાટે ખડખડાવે છે ? " ચાંડાળનાં આવાં વચનો સાંભળી હે સુંદરી ! મેં ક્ષુધાની પીડાવાળાએ તેને સ્પષ્ટ શબ્દોથી કહ્યું કે " હે ભાગ્યશાળી ! હું તપસ્વી બ્રાહ્મણ ભૂખથી પીડાતો હોવાથી તારા ઘરમાં ચોર થઇને વાસણમાં ખાવાનું જોઉં છું. હે મહાબુદ્ધિવાળા ! હું ચોર થઇને આવ્યોછું તોપણ તારો અતિથિ છું, ભૂખ્યો છું વાસ્તે મને આજ્ઞા આપ એટલે આ પકાવેલું માંસ ખાઉં " મારાં વચનો સાંભળી ધર્મના નિશ્ચયવાળો એ ચાંડાળ બોલ્યો કે " હે બ્રાહ્મણ ! તું ખાજે માં કારણ કે આ ચાંડાળનું ઘર છે. મનુષ્યોના દુર્લભ અવતારમાં દુર્લભ દ્વિજપણામાં બ્રાહ્મણપણું પણ દુર્લભ છે એ વાતની તને કેમ ખબર નથી ! શુભ ગતિ ઈચ્છનારાએ દુષ્ટ અહાર ન કરવો જોઈ એ. મનુ કહે છે કે " નીચ કર્મોનાં કારણે સાત અંત્યજો ત્યાજ્ય છે. " હે બ્રાહ્મણ ! હું કર્મથી ચાંડાલ છું વાસ્તે તજવા યોગ્ય છું. તારા ધર્મ વાસ્તે ભક્ષ્યથી તને હું અટકાવું છું પણ લોભથી નથી અટકાવતો. હે ઉત્તમ બ્રાહ્મણ ! આથી તું ભ્રષ્ટ નહીં થાય ! ચાંડાલની આવી વાણી સાંભળીને મેં કહ્યું " હે ધર્મજ્ઞ ચાંડાલ ! તું સત્ય કહે છે. તારી બુદ્ધિ સ્વચ્છ છે તોપણ વિપત્તિ વેળામાં ધર્મનો સૂક્ષ્મ માર્ગ કહું તે સાંભળ. ગમે તે પ્રકારે વિપત્તિમાં દેહ રક્ષણ કરવું જોઇએ. આપત્કાળ મટયા પછી પાછું પ્રાયશ્ચિત પણ કરવું જોઇએ. વિપત્તિ વગર પાપ કરવાથી દુષ્ટગતિ થાય છે પણ વિપત્તિમાં પાપ

* આ અધ્યાયમાં હરિશ્ચંદ્ર ગાદીએ બેઠા પછી વિશ્વામિત્ર અને ત્રિશંકુના સમાગમની વાર્તા કહેવાશે.

કરવાથી દુષ્ટ ગતિ નથી. હરકોઈ ઉપાય હોવા છતાં પણ જે મનુષ્ય ભૂખે મરે તેને અવશ્ય નર્કમાંજ વાસ થાય છે વાસ્તે કલ્યાણને ચાહનારે હરકોઈ ઉપાયે પણ ભૂખનું શમન કરવું જોઇએ. આ નિયમને અનુસરી ચોર થઈ દેહ રક્ષા કરવા હું આવ્યો છું. હે ચાંડાળ ! ચોરીનું પાપ પંડિતો જે બતાવે તે પાપ અનાવૃષ્ટિનો સમય છે તેથી વરસાદ નહીં વરસાવનારાને લાગશે " હું આમ બોલ્યો તેટલી વારમાં જેવો જોઇએ તેવો વરસાદ આકાશમાંથી ગજની સુંઢ જેવી ધારાઓ વડે વરસી પડયો. વિદ્યુતના ચમકારા સહિત મેઘવૃષ્ટિ થતી જોઈ હું અત્યન્ત ખુશી થયો અને તે સમયે ચાંડાલનું ઘર તજી મોટા આનંદથી બહાર આવ્યો. હે સુંદરી ! મહાક્રુર જે પ્રાણી માત્રનો નાશ કરનારો આ દુષ્કાળ તેં કેમ વીતાવ્યો એ મને કહે. આ પ્રમાણે વિશ્વામિત્રનાં વચનો સાંભળીને પ્રિય બોલનારી તેમની પત્નીએ તેમને આ પ્રમાણે કહ્યું. મુનિપત્ની બોલ્યાં—પરમ દારૂણ દુષ્કાળ મેં કઈ રીતે કાઢયો તે સાંભળો. હે મુનિવર્ય ! આપના ગયા પછી દુષ્કાળ પડવાથી સઘળાં સંતાનો અન્ન વાસ્તે દુઃખી થવા લાગ્યાં બાળકોની ચિંતાવાળી હું નાનવી વાસ્તે વનમાં ફરતી ને એથી કાંઇક પેટભરા જેટલું મને મળતું. આમ નાનવીથી કેટલાક માસ વિતાવ્યા પણ જ્યારે એ પણ ખુટી ત્યારે મેં વિચાર્યું કે " દુષ્કાળમાં ભિક્ષા નથી મળતી, નાનવી પણ પણ ખુટી, વૃક્ષોપર ફળ ન રહ્યાં, કંદમૂલ પણ નથી ને આ બાળકો ભૂખથી પીડા પામે છે માટે હવે શું કરવું ? કયાં જવું ! ને ક્ષુધાથી મરતાં બાળકોને મારે શું કહેવુ ! " આવો વિચાર કરીને મેં નિશ્ચય કર્યો કે " કોઇ ધન વાળાને પુત્રોમાંથી એકને વેચીને બીજા બાળકોનું એ મૂલ્યમાંથી પોષણ કરૂં. આ શિવાય અન્ય ઉપાય નથી. " હે મુનિ ! આ પ્રમાણે મેં પુત્રને વેચવાની ગોઠવણ કરી. મારા વચેટ પુત્રને ગળામાં દોરી બાંધી શરમ તજી હું વેચવા નીકળી તેવામાં મને સત્યવ્રત રાજાએ કહ્યુ કે " આ બાળક કેમ રૂવે છે " મેં કહ્યુ કે " હુ એને વેચવા સારૂં લઈ જાઉં છુ. વચનથી દયાવાળા તે રાજાએ મને એ બાળક પાછો લઈ ઘેર જવા ને તમારા આવવા સુધી ભરણ પોષણ હું કરીશ એમ કહ્યુ તેથી રાજી થઇ હુ ઘેર આવી. પોતાના વચન પ્રમાણે વૃક્ષપર સત્યવ્રત ખાવાનુ બાંધી જતો ને હુ લઇ જતી. એક વાર સત્યવ્રતને વનમાં માંસ નહી મળ્યું હોય તેથી તેણે વસિષ્ઠની ગાય મારી નાંખી તેથી એ મુનિએ કોપ કરીને તેને શાપ આપી ચાંડાળ બનાવી ત્રિશંકુ બનાવ્યો. હે નાથ ! સત્યવ્રતના દુઃખથી મને બહુ દુઃખ થાય છે. મારા વાસ્તે ચાંડાળ થયેલાનો એ સત્યવ્રતનો ઉદ્ધાર કરવો યોગ્ય છે. વેદવ્યાસ કહે છે—પોતાની પત્નીનાં આવાં વચનો સાંભળીને મુનિવર્ય વિશ્વામિત્રે સાંત્વના કરી તેને કહ્યું કે " હે કમળનયની ! સંકટમાંથી તારી રક્ષા કરનારા એ ઉપકારી રાજાનો હું અવશ્ય ઉદ્ધાર કરીશ ને મારી વિદ્યા ને તપનાં બળથી તેનાં દુઃખોનો હું નાશ કરીશ." પરમાર્થ વેત્તા વિશ્વામિત્રે પછી પત્નીની આશ્વાસના કરી વિચાર્યું કે " સત્યવ્રતનુ સંકટ કેમ કાપવુ " પછી એ મુનિ ચાંડાલ આકૃતિવાળા સત્યવ્રતની પાસે ગયા. મુનિને આવ્યા જાણી સત્યવ્રત દંડવત્ તેના ચરણોમાં પડયો. વિશ્વામિત્રે તેનો હાથ ઉઠાવી બેઠો કરી કહ્યું કે " વશિષ્ઠે તને મારા સારૂ શાપ દીધો છે તેથી હું તારૂં ધારેલુ કાર્ય કરી ક-

રી આપીશ વાસ્તે જે હોય તે મારી પાસે કહે. ત્રિશંકુ કહે છે—યજ્ઞવાસ્તે મારી પ્રાર્થના હતી કે " મારે મહાયજ્ઞ કરીને આ દેહથી ઈન્દ્ર લોકમાં જઈ શકું એમ કરવુ છે વાસ્તે હે મુનિ ! તે કાર્ય મને તમે કરાવો " છતાં ઉલટુ વસિષ્ઠે કોપ કરી મને કહ્યુ કે ' હે દુષ્ટ બુદ્ધિ ! મનુષ્ય દેહથી સ્વર્ગવાસ શી રીતે મળે !" હે વિશ્વામિત્ર મુનિ ? પછી સ્વર્ગની કામનાથી મે તેમને ફરીવાર કહ્યુ કે " તમે યજ્ઞ નહી કરો તો હું બીજાને ગોર કરી એ કાર્ય કરાવીશ " તે વેળાએ વસિષ્ઠે મને તુરત શાપ આપ્યો કે " હે પામર ! તું ચાંડાલ બની જા. " હે મહામુનિ ! મને શાપ થયાની સઘળી વાત મે તમને કહી છે અને મારાં સંકટનો નાશ કરવા આપ સમર્થ છો. વ્યાસમુનિ બોલ્યા—હે જનમેજય રાજા ? દુઃખીઓ ત્રિશંકુરાજા એમ બોલી મૌન રહ્યો ને તેના શાપથી નિવૃત્તિ કરવા સારૂ એ વિશ્વામિત્ર મુનિ વિચાર કરી રહ્યા.

इत्युक्त्वाविररामासौराजादुःखसमन्वितः ।
कौशिकोपिनिराकर्तुंतस्यशापंव्यचिन्तयत् ॥६२॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો.*

### હરિશ્ચંદ્રનુ ચરિત્ર.

व्यास उवाच—

विचिन्त्य मनसाकृत्यं गाधिसूनुर्महातपाः ।
प्रकल्प्य यज्ञसंभारान्मुनीनामंत्रयत्तदा ॥१॥

વ્યાસમુનિ કહે છે ગાધિપુત્ર મહા તપસ્વી વિશ્વામિત્ર મુનીએ પછી વિચાર કરીને યજ્ઞની સામગ્રીઓ તૈયાર કરી. ને મુનિઓને નિમંત્રણો કર્યાં. વિશ્વામિત્રથી બોલાવવામાં આવેલા મુનિઓને ત્રિશંકુનો યજ્ઞ જાણીને વસિષ્ઠ મુનિએ અટકાવ્યા તેથી કોઈ આવ્યા નહી. આથી વિશ્વામિત્ર કચવાયા. અને એ દુખિત મનવાળા મુનિ ત્રિશંકુના આશ્રમમાં આવ્યા. તેમણે રાજાને કહ્યુ કે " હે નૃપશ્રેષ્ઠ! યજ્ઞ પ્રસંગમાં કોઈ બ્રાહ્મણો ન આવ્યા. હે રાજા ! તુ હવે મારા તપનો પ્રભાવ જોઈ લે. તને આજ શરીરથી સ્વર્ગમાં પહોંચાડી તારી મનકામના પૂર્ણ કરીશ. " આમ બોલી વિશ્વામિત્રે ગાયત્રી જપનુ પુણ્ય પોતાના એક હાથમાં જળ લઈ ત્રિશંકુરાજાને આપ્યું અને મુનિ બોલ્યા કે "હે મહારાજા ! તું નિશંક થઇ સ્વર્ગમાં આ દેહથી જા. તુ બહુ કાળથી મેળવેલા મારા પુણ્યથી સ્નેહપૂર્વક સ્વર્ગમાં જા. ત્યાં તારૂં કલ્યાણ થશે. વેદવ્યાસ કહે છે—વિશ્વામિત્રની પ્રતિજ્ઞા સાંભળી તેમનાં તપો બળના પ્રભાવથી ત્રિશંકુરાજા તુરત પક્ષીગતિથી ઉડયો ને આકાશમાં ઉછળીને ઈન્દ્રપુરીમાં પહોંચ્યો ત્યારે ચાંડાળ આકૃતિવાળો અને ક્રુર તેને જોઇને દેવગણોએ ઇન્દ્રને કહ્યુ કે " ન જોવાય તેવો ચાંડાલ સરખો કોણ પુરૂષ દેવતુલ્ય વેગથી આકાશમાંથી આવે છે " ઈન્દ્રે તુરત જોયું તો 'એ અધમ મનુષ્ય ત્રિશંકુ રાજા છે " એમ જાણી તેને તિરસ્કારીને કહ્યું કે "નિંદિત ચાંડાલને દેવલોકમાં આવવા અધિકાર નથી માટે પૃથ્વીમાં તું પાછો જા. તું અહીં વસવા લાયક નથી. હે જનમેજય ! ઈન્દ્રની વાણી સાંભળીને એ ક્ષીણ પુણ્યવાળો ત્રિશંકુ રાજા દેવતુલ્યે સ્વર્ગભ્રષ્ટ થઈ પૃથ્વીપર નીચે પડયો. પડતાં પડતાં ત્રિશંકું ફરી ફરી ધાંઢા પાડવા લાગ્યો કે "હે વિશ્વામિત્ર!

---

*આ અધ્યાયમા ત્રિશંકુને વિશ્વામિત્રે સ્વર્ગમા સદેહ ચડાવ્યા પછી હરિશ્ચંદ્રનુ ચરિત્ર કહેવામાં આવશે.

હું ચલિત થઇને સ્વર્ગમાંથી પડું છું ને દુઃખથી પીડાયેલો છું તેનું રક્ષણ કરો." રાજાની ચીસ સાંભળીને વિશ્વામિત્ર બોલ્યા કે "ઉભો રહેજે, વિશ્વામિત્રનાં આવાં વચનથી જ્યાં ઉભો હતો ત્યાં તે સ્વર્ગભ્રષ્ટ રાજા આકાશમાં સ્થિર થયો. વિશ્વામિત્ર નવી સૃષ્ટિ કરી નવું સ્વર્ગ રચવા સારૂં સંકલ્પ કરી આચમન કર્યું. ને ઈષ્ટિ કરવા માંડી. નવો ઉદ્યમ રચતા વિશ્વામિત્રની પાસે ઈન્દ્રે આવી કહ્યું કે "હે મહારાજ! હે સૌમ્ય! તમે આ શું કરો છો! ક્રોધથી વ્યાકુળ કેમ છો? હે મુનિ! સૃષ્ટિ કરવાનું માંડી વાળો ને આપ જેમ કહો તેમ હું કરૂં. વિશ્વામિત્ર બોલ્યા—તમારા લોકમાંથી ભ્રષ્ટ થયેલા ત્રિશંકુરાજાને પાછો પ્રસન્નતાથી સ્વર્ગલોકમાં લઇ જાઓ. વેદવ્યાસ બોલ્યા—હે જનમેજય રાજા વિશ્વામિત્રનાં ઉગ્ર તપથી ને પ્રબળ નિશ્ચયથી ભય પામેલા ઈન્દ્રે વિશ્વામિત્રની વાત કબુલ કરી. ત્રિશંકુને દિવ્ય દેહવાળો બનાવી વિમાનમાં બેસાડી વિશ્વામિત્રની આજ્ઞા લઈ ઈન્દ્ર પોતાની નગરીમાં ગયો. ત્રિશંકુ સહિત ઇન્દ્ર સ્વર્ગમાં ગયા પછીજ વિશ્વામિત્ર મુનિ પોતાના આશ્રમમાં સુખપૂર્વક રહ્યા. વિશ્વામિત્રે પિતાને સ્વર્ગમાં મોકલીને મોટો ઉપકાર કર્યો એ સાંભળી ખુશી થયેલો હરિશ્ચન્દ્ર રાજા સુખે રાજ્ય કરી રહ્યો. રૂપયૌવનવાળી ને ચાતુર્યવાળી પોતાની રાણીની સાથે એ અયોધ્યાપતિ હરિશ્ચન્દ્ર સ્નેહપૂર્વક રમણ કરતો હતો. કેટલાક કાળપછી રાણી ગર્ભવતી ન થઈ તેથી હરિશ્ચન્દ્રને શોક થયો. વસિષ્ઠમુનિની પાસે જઈ પોતાની અપુત્ર દશાની હરિશ્ચન્દ્રે વાત કરી કહ્યું કે "હે મુનિ! આપ મંત્રવિદ્યામાં વિશારદ ને દેવજ્ઞ છો. હે દ્વિજશ્રેષ્ઠ! અપુત્રને શુભ ગતિ નથી. આ વાત આપ જાણો છો ને શક્તિવાળા છો છતાં મારી કેમ ઉપેક્ષા કરો છો? આ કલંકિક પક્ષીઓ પણ ભાગ્યવાળાં છે કે જેઓ પોતાનાં બચ્ચાંઓને ખેલાવે છે. હું મંદ ભાગ્યવાળો દિવસ ને રાત સંતાન સંબંધી ચિંતા કરૂં છું" હરિશ્ચન્દ્રનાં શોકવાળાં વચનોથી વસિષ્ઠે તેમને આ પ્રમાણે કહ્યું. વસિષ્ઠમુનિ કહે છે—હે મહારાજા! તમારી સાચી વાત છે. અપુત્રને જેવું સંસારમાં દુઃખ છે તેવું બીજું કોઈ દુઃખ નથી. આટલા વાસ્તે જળજંતુઓના પતિ વરૂણદેવની તમે ઉપાસના કરો એટલે એ દેવ તમારૂં કાર્ય કરશે. વરૂણથી અધિક પ્રજા આપનારો બીજો કોઈ દેવ નથી વાસ્તે તમે એમને ઉપાસશો એટલે તમારૂં કાર્ય સિદ્ધ થશે. હે ધર્માત્મા! મનુષ્યોએ પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ બંન્નેને માનવાં જોઇએ. ઉદ્યમવિના કાર્યસિદ્ધિ ન જ થાય. હે રાજસત્તમ! વિચક્ષણ જનોએ ન્યાયરીતિને અનુસરી ઉદ્યમ આરંભવો જોઇએ કે-મકે ઉદ્યમ કરે તો સિદ્ધિ થાય નહી તો ન થાય. વ્યાસમુનિ કહે છે—આ પ્રમાણે મહા તેજસ્વી ગુરૂ વશિષ્ઠનાં વાકયો સાંભળીને તપમાં નિશ્ચયવાળો હરિશ્ચન્દ્ર રાજા પ્રણામ કરી ઘેર ગયો તેણે ગંગાકાઠે પવિત્ર સ્થાનમાં પદ્માસનવાળી ચિત્તમાં વરૂણનું ધ્યાન કરી મહા તપ કર્યું. હરિશ્ચન્દ્રના તપથી કૃપાવાળા વરૂણદેવ પ્રસન્ન થયા ને હરિશ્ચન્દ્રને દર્શન આપી બોલ્યા કે—હે ધર્મજ્ઞ! તારાં તપથી પ્રસન્ન થયેલા મારી પાસેથી તું વરદાન માગ. હરિશ્ચન્દ્ર રાજા કહે છે—ત્રણે પ્રકારના રૂણને ટાળવાવાળો મને એક સુખ આપે તેવો પુત્ર આપો. હે મહા દેવ! મેં અપુત્ર હોવાથી આ તપ કર્યું છે. વ્યાસ વદે છે—દુઃખી હરિશ્ચન્દ્રનાં વચનો સાંભળી સમીપમાં પ્રકટેલા

વરૂણ દેવે તેને મંદ હાસ્ય કરી આમ કહ્યું. વરૂણદેવ વદે છે—હે રાજા! જો તને ઇચ્છિત પુત્ર મળે તો તેના બદલામાં મારૂં તું શું પ્રિય કરીશ તે કહે. કોઈપણ શંકા વગર જો તુ એ ગુણવાળા પુત્રને પશુરૂપ કરીને મારૂં યજન કરે તો તને હું વરદાન આપું. હરિશ્ચન્દ્ર રાજા બોલ્યા— હે જળના અધિપતિ દેવ! હું વાંઝીયો મટતો હોઉ તો પુત્રને પશુરૂપ કરીને તમારૂં યજન કરીશ. આ સત્ય કહુ છુ. પૃથ્વીમાં વાંઝીઆપણું એક વિષમ દુખ છે. માટે મને સુદર પુત્ર આપો પુત્ર આવીને મરી જાય તો પણ મનુષ્યોને વાંઝીયાપણાના દોષનુ શમન થાય છે ને શોકરૂપ અગ્નિ શમે છે. વરૂણ વદે છે—હે રાજા સુખેથી ઘેર જા. તુ તારૂ વચન પાળજે ને તને એક સુદર પુત્ર થશે. વ્યાસમુનિ કહે છે—હે જનમેજય! વરૂણનું વરદાન લઇ ઘેર ગયેલા હરિશ્ચન્દ્રે બધી વાત પોતાની રાણીને કરી. એ રાજાને અત્યન્ત મનોહર સો રાણીઓ હતી તેમાં પતિવૃતા તથા સારા સ્વભાવવાળી 'શૈબ્યા' નામની મહારાણી હતી. સમય આવતાં ગર્ભવતી શૈબ્યાના ભાવા અભાવા જાણી હરિશ્ચદ્ર ખુશી થયો. વિધિ પ્રમાણે ગર્ભાધાનાદિ સસ્કારો રાજાએ કર્યા. તારા તથા ગ્રહનાં બળવાળા યોગમાં સારા દિવસે દશમો માસ પુરો થતાં શૈબ્યાએ દેવસરખો દીકરો જણ્યો પુત્રજન્મ થતાં સ્નાનાદિક કરી રાજાએ બ્રાહ્મણોને બોલાવી જાતકર્માદિ સસ્કારો કરી ઘણાં ઘણાં દાનો દીધાં. પુત્ર જન્મોત્સવથી રાજાને મોટો હર્ષ થયો ને રાજદ્વારમાં નાના પ્રકારનાં દાનોવાળી ભારે ઉત્સવોવાળી ધામધુમો થઈ. ગાયન અને વાજીત્રોના નાદનુ સામ્રાજ્ય થયું ને પુષ્કળ ધન ધાન્યાદિનાં દાનો થવા લાગ્યાં. ॥ ૧-૫૫ ॥

बभूव परमोद्धारो धनधान्य समन्वितः ।
विशेषदानसंयुक्तो गतिवाद्यित्रसंकुलः ॥५५॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવતવિષે સપ્તમસ્કન્ધમાં અધ્યાય ૧૪ મો. સંપૂર્ણ.

## અધ્યાય ૧૫ મો*

### હરિશ્ચદ્રના પુત્રોત્સવમાં વરૂણદેવની કથા.

व्यास उवाच—

प्रवृते सद्मे तस्य शङ्गः पुत्र महोत्सवे ।
आजगाम तद्‌वाशी विप्रवेष धरः शुभः ॥२॥

વ્યાસ કહે છે—હરિશ્ચંદ્રના મદીરમાં પુત્ર જન્મોત્સવનો મોટો ઉત્સવ ચાલી રહ્યો તો એ અરસામાં સુંદર વિપ્રનો વેષ ધારણ કરીને ત્યાં વરૂણદેવ પધાર્યા. રાજાને આશીષ આપી ને પુત્રનું પશુરૂપે યજન કરવાને વરૂણદેવે રાજાને કહ્યું. રાજાનાં વચનની પ્રતિજ્ઞા પાળવા તથા વાંઝીયાપણું દુર કરવાની શરત સંભારવા વરૂણદેવે યજન વાસ્તે હરિશ્ચંદ્રને કહ્યું. બ્રાહ્મણના વેષથી આવેલા આ મહાશક્તિવાળા વરૂણદેવને કમળ જેવી આંખોવાળો તુરત જન્મેલો મારો પુત્ર હું કેમ આપું એવી હરિશ્ચંદ્રરાજાને ચિંતા થઈ. કલ્યાણની ઈચ્છાવાળો દેવનુ અપમાન ન કરે તેમજ પુત્રસ્નેહ પ્રાણીઓ ન તજી શકે ને તેથી મને સંતાનનું સુખ કેવી રીતે રહે એમ રાજાને ભારે ચિતા થઇ. પછી આ પ્રકારે વિચારતો હરિશ્ચંદ્રરાજા યુક્તિવાળુ મધુર વચન વિનય પૂર્વક વરૂણ પ્રતિ બોલ્યો. હરિશ્ચદ્ર વદે છે—હે દેવ દેવ! હે દયાસાગર! તમારી આજ્ઞા પ્રમાણે બહુ

* આ અધ્યાયમા હરિશ્ચંદ્રની કથાનો આરંભ કરેવામાં આવશે.

દક્ષિણાવાળો વેદોક્ત નરમેધ યજ્ઞ હું કરીશ પરન્તુ યજ્ઞનાં અધિકારી પતિ પુત્રજન્મથી સુતકી હોવાથી દશ દિવસે શુદ્ધ થાય છે ને માતા એક માસ પછી પવિત્ર થાય છે. આથી હમણાં યજ્ઞ કેમ થઇ શકે! હે જળસ્વામી વરૂણજી! આપ શાસ્ત્ર સંબંધી ધર્મોના જ્ઞાતા છો વાસ્તે હાલ કૃપા કરી મારાપર ક્ષમા કરો. વ્યાસમુનિ કહે છે—હરિશ્ચંદ્રની આવી વાણી સાંભળી વરૂણદેવે કહ્યું કે "હે રાજા! તારૂં ભલું થાઓ. હું જાઉં છું તમે સુખેથી બીજાં કાર્યો કરો. એક માસ પછી હું આવીશ એટલામાં પુત્રજન્મ સંબંધી જે કાંઈ ક્રિયાઓ અવશેષ હોય તે કરી લેજો. પછી તમારે યજન કરવું પડશે" આમ બોલી વરૂણદેવ ગયા ને રાજા ખુશી થયો. પછી રાજાએ બ્રાહ્મણોને સુવર્ણથી શણગારેલી મોટાં આઉવાળી કોટાનકોટી ગાયો અને તલના પહાડોનાં દાન દીધાં સુખી રાજાએ પુત્રનું 'રોહિત' એવું નામ પાડયું. માસ પૂર્ણ થતાં ફરી વરૂણદેવે આવી યજન કરવા બાબત રાજાની પાસે ઉઘરાણી કરી વરૂણના આવવાથી શોકાતુર હરિશ્ચંદ્રે પ્રણામ કરીને તેમને કહ્યુ કે" હે પ્રભુ! આપે પધારી મારૂં ઘર ભલે પવિત્ર કર્યું હું આપની રૂચિ પ્રમાણે વિધિસહિત યજ્ઞ કરવા તૈયાર થયો છું પણ વેદવેત્તા બ્રાહ્મણો દાંત વગરનો પશુ યોગ્ય ન કહેવાય" વાસ્તે દાંત આવ્યા પછીજ હું તમારૂં યજન કરીશ." રાજાનાં વચન સાંભળી વરૂણદેવ ચાલ્યા ગયા ને રાજા રાજી થયો. ફરીવાર રોહિતને દાંત આવ્યા ત્યારે વરૂણદેવે યજનની રાજાની પાસે ઉઘરાણી કરી. વરૂણદેવને પ્રણામ કરી હરિશ્ચંદ્રે કહ્યુ કે "બહુ દક્ષિણાવળો વિધિપૂર્વક નરમેધ યજ્ઞ મારે કરવો છે પરન્તુ આ બાળકનો ચૌલ સંસ્કાર હજુ થયો નથી ને માથામાં બાળમોવાળાજ છે વાસ્તે ત્યાં સુધી આપ ક્ષમા કરો. વૃદ્ધ લોકો ચૌલ સંસ્કાર વગરના નરપશુને યજ્ઞમાં અયોગ્ય છે એમ મત આપે છે. આપ વેદોકત વિધિના જ્ઞાતા છો વાસ્તે આ બાળકનું પ્રથમવાર મુંડન કરી હું યજન કરીશ" રાજાનાં આવાં વચનો સાંભળી વરૂણદેવ બોલ્યા કે હે રાજા! તું વારંવાર વાયદાઓથી મને છેતરે છે. તારી પાસે સઘળી સામગ્રી છે છતાં પુત્રસ્નેહમાં બંધાયેલો તું મને ઠગે છે તોપણ હવે મુંડન થયા પછી યજન નહીં કરે તો હું તને ઉગ્ર શાપ આપીશ. હે મહારાજા! તારાં વચનોથી હાલ હું જાઉં છું. તોપણ તારે ઈક્ષ્વાકુકુળમાં અવતરીને તારૂં વચન સત્ય કરવું પડશે." આમ કહી વરૂણદેવ ચાલ્યા ગયા ને હરિશ્ચંદ્ર આનંદ પામ્યો. ચૌલ કર્મનો વિધિ થતાં રાજ્યમાં મોટો ઉત્સાહ થયો ને તક આવતાં પાછા વરૂણદેવ આવ્યા. રાણી પોતાના પુત્રને ખોળામાં ઘાલી બેઠી હતી એવા ક્રિયા સમયમાં અગ્નિ સમાન તેજસ્વી વરૂણદેવે અચાનક આવીને રાજાને કહ્યું "મારૂં યજન કર." વિકળ થયેલા હરિશ્ચદ્ર રાજાએ ભય પામી બે હાથ જોડી વરૂણદેવને કહ્યુ કે "હે દેવ! હુ યજ્ઞવાસ્તે તૈયાર છું પણ એ વિષે મારે કાંઈક આપને કહેવાનું છે તે કરૂણા કરી એકાગ્ર મનથી આપ સાંભળો. મારી વાત સાંભળવા જેવી હોય તો કહું. બ્રાહ્મણ, ક્ષત્રિય, ને, વૈસ્ય એ ત્રિવર્ણ જનોઈના સંસ્કારથી દ્વિજ કહેવાય છે નહીં તો શુદ્રજ છે એમ વેદજ્ઞાતાઓ કહે છે. તો મારો બાળક હજુ શુદ્ર છે ને જનોઇ દેવાશે ત્યારે તે ક્રિયાયોગ્ય થશે. ક્ષત્રીઓને અગીયારમા વર્ષે. બ્રાહ્મણોને આઠમે વર્ષે ને વૈસ્યોને બારમે વર્ષે યજ્ઞો

પવિત આપવા વેદે કહ્યું છે વાસ્તે હે દેવ ! તમારો આ રાંક સેવક તમારી દયાથી જનોઈ આપ્યા પછી અગીઆરમે વર્ષે પુત્રને પશુરૂપ કરી યજન કરે એમાં શી અડચણ છે ! હે લોકપાળ દેવતા ! આપ સર્વશાસ્ત્રોના જ્ઞાતા છો વાસ્તે મારી વાત યોગ્ય હોય તો આપ હાલ આપને સ્થાનકે પધારો." રાજાનાં આવાં વચનો સાંભળી દયાવાળા વરૂણદેવ રાજી થઈને ઘેર ચાલ્યા ગયા ને પુત્રનું સુખ મળવાથી મહારાણી ખુશી થયાં. હરિશ્ચંદ્રરાજા રાજ્યકાર્યો કરી રહ્યા. સમય આવતાં રોહિત દશ વર્ષનો થવાથી સુંદર બ્રાહ્મણોને બોલાવી રાજાએ યજ્ઞોપવિતની વિધિની સઘળી તૈયારીઓ કરી. પછી એ કાર્ય રાજાએ આનંદથી પૂર્ણ કર્યું. મનમાં વરૂણદેવની રાજાને ભારે ચિંતા થતી હતી. યજ્ઞોપવીતનું કાર્ય ચાલતું હતું એ અરસામાં વરૂણદેવ વિપ્ર વેષ ધરીને ત્યાં આવ્યા. રાજાએ પ્રીતિથી પ્રણામ કરી તેમને કહ્યુ કે " હે દેવ ! જનોઈવાળો મારો આ પુત્ર યજ્ઞયોગ્ય થયો છે. તમારી કૃપાથી મારૂ વાંઝીયાપણું મટી ગયું છે. હવે બહુ દક્ષિણાવાળા યજ્ઞની મને ઇચ્છા છે પણ હે ધર્મજ્ઞ ! હવે ખરો સમય કહું તે સાંભળો. ગુરૂ પાસેથી ભણીને આવ્યા પછી સમાવર્ત્તન સંસ્કાર થાય છે તે કર્યા પછી આપનું ધારેલું કાર્ય અવશ્ય કરીશ વાસ્તે દયાથી ક્ષમા કરો." રાજાનાં વચનો સાંભળી ને વરૂણદેવે કહ્યુ કે " હે રાજા ! પુત્રપ્રેમથી યુક્તિઓ ગોઠવીને તું મને છેતર્યા કરે છે છતાં આ વાર તો હું જાઉંછું ને સમાવર્ત્તન સસ્કાર થયા પછી હું આવીશ." હે જનમેજય ! એમ કહી વરૂણદેવ ચાલ્યા ગયાને રાજી થયેલો રાજા રાજકાર્ય કરી રહ્યો. સમય આવતાં સમાવર્ત્તનસંસ્કાર થયા પછી યજ્ઞકાળ આવ્યો જાણી ચિંતાવાળો રાજા વરૂણદેવના આવવાથી દુઃખી થયો. રોહિત કુમારે પિતાને શોકનું કારણ પૂછ્યું. પોતાના વધનો વાત સાંભળી રોહિતે ભાગી જવાનો નિશ્ચય કર્યો. મંત્રીઓની સલાહ મેળવી એ રાજપુત્ર વનમાં નાશી ગયો. પુત્ર નાશી જવાથી દુઃખી રાજાએ તેની શોધ ખોળ કરવા માણસો મોકલ્યાં. આમ કરતાં કેટલોક સમય ચાલ્યો ગયો તેથી પ્રથમથીજ શોકથી તપી રહેલા રાજાને વરૂણદેવે કહ્યું કે " હે રાજા ! મારૂં યજન કર " રાજાએ પ્રણામ કરી કહ્યું કે ' હે દેવપ્રવર ! હું શું કરૂં ! ભયાતુર મારો પુત્ર ભાગી ગયો. કયાં ગયો તેની મને ખબર નથી. પર્વતોની ગુફાઓમાં અને મુનિઓના આશ્રમોમાં મારાં માણસોએ શોધ કરી પણ તેનો પત્તો મળ્યો નથી. હે સ્વામી ! આજ્ઞા આપો. પુત્ર નાશી ગયો તેમાં મારો શો અપરાધ ! મારાં ભાગ્યનો બધો વાંક છે. હું કેમ કરૂં ? " રાજાનાં વચનો સાંભળીને બહુવાર ઠગાયેલા વરૂણદેવને મહાક્રોધ પ્રકટયો ને રાજાને તેઓએ શાપ દીધો કે " મને બહુવાર ઠગનારા તને મહા દારૂણ જળોદરનો રોગ થશે " શાપ થતાંજ હરિશ્ચંદ્ર દુઃખ દેનારી વ્યાધીથી પીડા પામ્યો. વરૂણદેવ એમ શાપ આપીને ચાલ્યા ગયા. હરિશ્ચંદ્ર રાજા જળોદરના મહાવ્યાધિથી બહુજ દુઃખ ભોગવવા લાગ્યો.

एवंशप्त्वा नृपंपाशी जगाम निजमास्पदम् ।
राजा प्राप्य महाव्याधिं बभूवातीव दुःखितः ॥६६॥

ઇતિશ્રી મહાપુરાણવિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાંઅધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો*

## શુનઃશેપની કથા ને વિશ્વામિત્રનુ વેર.

**व्यास उवाच--**

**गतेश वरुणे राजा रोगेणातीव पीडितः ।**
**दुःखाद्दुःखं परंप्राप्य व्यथितोभूर्भृशंतथा ॥२॥**

વ્યાસમુનિ કહે છે કે–વરૂણદેવના ગયા પછી હરિશ્ચંદ્ર રાજા બહુજ દુ.ખથી પીડાયો. વનવાસી રોહિતને પિતાના વ્યાધિની ખબર મળતાં તેમને જોવા આવવાની તેણે ઈચ્છા કરી. સ્નેહને લીધે પિતાને જોવા સારૂ રોહિત તૈયાર થતો હતો તેવામાં બ્રાહ્મણરૂપથી ઇન્દ્ર આવીને તેને અટકાવ્યો. ઈન્દ્રે તેને આમ કહ્યુ ઇન્દ્ર કહે છે–હે રાજપુત્ર! તુ અત્યન્ત દુર્લભ રાજનીતી નથી ભણ્યો તેથી ત્યાં જવાનો વૃથા વિચાર કરે છે. હે ભાગ્યશાળી! તારા બાપ વેદના પાર પામેલા બ્રાહ્મણોદ્વારા બળતા અગ્નિમાં તારો હોમ કરાવશે. પુત્ર, સ્ત્રી, ધન, વિગેરેથી પણ પ્રાણીમાત્રને આત્મા અધિક પ્રીય હોય છે. પોતાના દેહનાં રક્ષણવાસ્તે તારો પિતા તારો વહાલા પુત્રનો હવન કરીને પોતે રોગમુક્ત થવા ઈચ્છે છે વાસ્તે તારે બાપને ઘેર જવું સારૂં નથી. પિતાનાં મરણ પછી રાજ્ય લેવા વાસ્તે જવુ હોય તો જજે. વ્યાસમુનિ વદે છે–હે જનમેજય! ઈન્દ્રના અટકાવવ.થી રોહિત એક વર્ષ પાછો વનમાંજ રહ્યો. ને પછી અતીવ દુ.ખી પિતાને જોવા સારૂં પાછો રોહિત તૈયાર થઈ ગયો. આ વેળાએ પણ વિપ્ર વેષ .ધારી ઈન્દ્રે તેને સમજાવીને જતો અટકાવ્યો. પછી રોગથી પીડાતા દુઃખી હરિશ્ચંદ્રે કુળગુરૂ વસિષ્ઠને રોગ શાન્તિનો ઉપાય પૂછતાં વસિષ્ઠે જણાવ્યું કે "હે નૃપ વર્ય! મૂલ્ય આપીને ખરીદેલા પુત્રનો તું હવન કર તેથી શાપથી છુટી જઇશ. વેદવેત્તા બ્રાહ્મણો દશ પ્રકારના પુત્રો કહે છે વાસ્તે દ્રવ્યથી પુત્ર લાવીને હવન કર. યજ્ઞથી વરૂણ દેવ રાજી થઇને તને સુખ આપશે. તારા દેશનો બ્રાહ્મણ ધનલોભથી તને પુત્ર આપશે." આ પ્રમાણે મહાત્મા વસિષ્ઠમુનિએ ઉપાય બતાવ્યો તેથી પુત્રની શોધખોળ વાસ્તે મંત્રીઓને રાજાએ મોકલ્યા. હરિશ્ચદ્રના દેશમાં અજીગર્ત્ત નામનો એક બ્રાહ્મણ હતો તેને ત્રણ પુત્રો હતા. એ નિર્ધન દરિદ્ર બ્રાહ્મણને પુત્ર આપવા સારૂ મત્રીઓએ કહ્યું કે " જો યજ્ઞ વાસ્તે તમારો એક પુત્ર આપો તો ગાયો આપીએ. શુન પુચ્છ, શુન શેપ, અને શુલાંગુલ એ નામના તને ત્રણ પુત્રો છે તેમાંથી એક પુત્ર આપ એટલે અમે તને સો ગાયો આપીએ. ક્ષુધાતુર નિર્ધન અજીગર્ત્તે એક પુત્ર વેચવાની ઈચ્છા કરી. પોતાનાં મરણ પછી 'મોટો પુત્ર શ્રાદ્ધાદિકનો અધિકારી છે' એમ જાણીને તેણે મોટો પુત્ર પ્રધાનને ન આપ્યો ને અજીગર્ત્તની પત્નીએ નાનો પુત્ર તો મારો છે" એમ કહીને આપ્યો નહી. આમ થતાં વચેટ પુત્ર શુન શેપને સો ગાયો લઈ અજીગર્ત્તે મંત્રીઓને આપ્યો. શુન.શેપ આવતાં રાજાએ તેને પશુ બનાવીને નરમેધ યજ્ઞમાં બાંધ્યો. ખીલે બાંધેલો શુન શેપ બહુ રોયો, રાંક જેવો થરથરી ગયો ને અત્યન્ત આતુર દેખાયો એ દેખીને મુનિઓ બરકવા લાગ્યા. રાજાએ નરમેધમાં પશુની જેમ કાપી નાંખવા સારૂ શુનઃશેપને આપવા માંડયો ત્યારે કાપવાનું કાર્ય કરનારાએ એ બાળકને કાપવા સારૂ હાથમાં શસ્ત્ર ન લીધું ને કહ્યુ કે "આ રાંક તેથીજ દયાજનક દેખાવવાળા રોતા બ્રહ્મપુત્રને મારા

*આ અધ્યાયમાં શુનઃશેપના વધની કથા કે જે પ્રસંગે હરિશ્ચંદ્ર અને વિશ્વામિત્રને વૈર થયુ એ વાત આવશે.

સ્વાર્થ વાસ્તે હું તો નહીં કાપું." આમ કહેવાથી હરિશ્ચંદ્રરાજાએ સભાસદોને કહ્યું કે "હે વિપ્રો! હવે કેમ કરવું? આ વેળા લોકોના બુમાટથી અને શુન શેપની ચીચીયારીઓથી સર્વત્ર કોલાહલ થઈ રહ્યો. આ વેળાએ શુન શેપના પિતા અજીગર્ત્તે લોભવશ થઇ ઉભા થઇને કહ્યુ કે "હે રાજા! આ કાર્ય હું કરીશ. ધન પ્રાપ્તિ વાસ્તે પુત્ર ઉપર પણ દ્વેષ બુદ્ધિ થાય છે." અજીગર્ત્તના શબ્દો સાંભળી રાજી થયેલા હરિશ્ચંદ્ર રાજાએ કહ્યું કે "હુ તમને આજ બીજી ઉત્તમ સો ગાયો આપીશ" હરિશ્ચદ્રનાં વચનથી લોભમાં આંધળો બનેલો અજીગર્ત્ત પુત્રને કાપવા સારૂ તૈયાર થઈ ગયો. તેને એ કાર્ય કરવાના નિશ્ચયવાળો તથા તૈયાર થયેલો દેખી સઘળી સભામાં હાહાકાર વર્ત્તાઇ રહ્યો ને લોકો રાડ પાડી પાડી ધિક્કારવા લાગ્યા કે "ઘાતકી કર્મનો કરનારો કુળને અભડાવનારો આ અજીગર્ત્ત બ્રાહ્મણ નથી પણ પિશાચરૂપ છે તેથી પુત્રનો વધ કરવા તત્પર બન્યો છે. અરે ચાંડાલ! આ ઘોર પાપમાં તારી કેમ મતિ પહોંચી છે? પુત્રને મારી ધન મેળવી તું શું સુખ ઈચ્છે છે? "પોતેજ પોતાના અંગમાંથી પુત્રરૂપે પ્રકટે છે" એમ વેદો વદે છે તો હે હલકી બુદ્ધિના! તું તારો પોતાનોજ ઘાત કરવા કેમ તૈયાર થયો. આ પ્રમાણે કોલાહલ મચી પડતાં દયાવાળા વિશ્વામિત્રે હરિશ્ચંદ્ર રાજાને આ પ્રમાણે કહ્યું. વિશ્વામિત્ર વદે છે—હે રાજા! આ દીન રડતા શુનઃશેપને તું છોડી મૂક. તારો યજ્ઞ પરિપૂર્ણ થશે ને રોગ પણ મટશે. દયા સમાન પુણ્ય નથી ને હિંસા સમાન પાપ નથી. રાગી પુરૂષોની રૂચિ ઉપજાવવા વેદવચનો છે પરન્તુ ખરૂં જોતાં વેદોનો અભિપ્રાય હિંસાની નિવૃત્તિમાંજ છે. હે મહારાજા! વિચારી જો. સર્વથા કલ્યાણને ઈચ્છનારાએ પોતાના દેહના રક્ષણ વાસ્તે પારકાના દેહનો વધ કરવો એ શુ ન્યાય છે? પ્રાણી માત્રપર દયાથી, પ્રાપ્તમાં સંતોષવૃત્તિથી અને ઈન્દ્રિયોનો નિગ્રહ કરવાથીજ પરમેશ્વર સત્વર પ્રસન્ન થાય છે. હે નૃપશ્રેષ્ઠ! પ્રાણી માત્રના ઉપર પોતાના શરીર સરખોજ વિચાર રાખવો જોઈએ. સર્વદા સર્વ પ્રાણીઓને પોતાનું જીવન પ્રિય છે. જ્યારે તને આ બ્રાહ્મણને મારીને પોતાના દેહને સુખી કરવા તું ઈચ્છે છે તેમ તે બ્રાહ્મણને દેહનુ સુખ કેમ ન ઇચ્છિત હોય? હે મહારાજા! શુન શેપ તારો પૂર્વનો વૈરી નથી કે જેથી તું એ નિરપરાધીને મારવા તૈયાર થયો છે. વૈર વિના જે જેને મારે છે તે તેને જન્માંતરમાં સામો મારે છે એમ જાણ. ધન લોભથી પુત્ર આપનારો આનો બાપ તો નીચ દુષ્ટબુદ્ધિ અને પાપી છે કે જેથી તેણે તેનો પુત્ર તને આપ્યો છે. ઘણા પુત્રોની માણસ એ વાસ્તે ઇચ્છા કરે છે કે ગયા શ્રાદ્ધ કોઈએક કરે, અશ્વમેધ કરે, નીલોત્સર્ગ કરે. દેશમાં જે પાપ થાય તેનો છઠ્ઠા ભાગનો રાજા ભોક્તા છે એ નિશ્ચય છે. કોઈ પણ પાપ કરનારને અટકાવવો એ રાજા રાજાનો ધર્મ છે છતાં આ અજીગર્ત્ત પુત્રને વેચવા તૈયાર થયો ત્યારે તેને તે કેમ ન અટકાવ્યો. હે રાજા! સૂર્યવંશી અને ત્રિશંકુનો પુત્ર છતાં આવું નીચ કામ કરવા કેમ તૈયાર થયો છે! આ બ્રહ્મપુત્રને છોડી દેવાથી અને મારૂં વચન માનવાથી તારા દેહમાં સુખ થશે એમાં શંકા નથી. તારા ચાંડાળ થયેલા પિતાને શાપ મુક્ત કરી મે એના એજ દેહથી સ્વર્ગમાં મોકલ્યો છે તો એ સબંધથી ને પ્રિતિથી તું મારૂં આ હિતવચન માન ને આ રડતા અ

ત્યન્ત રાંક બ્રહ્મ બાળને છોડી મૂક. આ નરમેધ યજ્ઞમાં તારી પાસે હું પ્રાર્થના કરૂં છું તો પ્રાર્થનાના ભંગનો તને કેમ દોષ નથી દેખાતો ? હે નૃપસત્તમ ! આ યજ્ઞમાં જે માણસ જે માગે તે વસ્તુ તેને યજ્ઞકર્ત્તાએ આપવીજ જોઈએ વાસ્તે મારૂં વચન નહીં માનીશ તો તને પાપજ લાગશે એમાં શંકા નથી. વેદવ્યાસ વદે છે—વિશ્વામિત્રનાં આવાં વચનો સાંભળી મહારાજા હરિશ્ચન્દ્રે તેમને આ પ્રમાણે કહ્યું. હરિશ્ચન્દ્ર વદે છે—હે ગાધિરાજાના કુમાર ! હે મુનિ ! મને જળોદરની અત્યન્ત વેદના થાય છે તેથી આ છોકરાને હું છોડી નહીં મુકું. તમારી ઇચ્છા હોય તે બીજું માગો પણ તમારે આ કાર્યમાં મને જરા પણ ન અટકાવવો. વેદવ્યાસ વદે છે—હરિશ્ચંન્દ્ર રાજાનાં આવાં વચનો સાંભળીને મુનિ વિશ્વામિત્ર ક્રોધિત થયા ને રાંક એવા બ્રહ્મપુત્રને દેખીને ઉકળવા લાગ્યા.

**तच्छ्रुत्वावचनंराज्ञोविश्वामित्रोतिकोपनः ।**
**बभूवदुःखसंतप्तोवीक्ष्यदीनंद्विजात्मजम् ॥ ५९ ॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૭ મો.*

### શુનઃશેપનો છૂટકારો.

**વ્યાસ ઉવાચ—**

**रुदन्तंबालकंदृष्ट्वाविश्वामित्रोदयातुरः ।**
**शुनःशेपमुवाचेदंगत्वापार्श्वेतिदुःखितम् ॥ १ ॥**

વ્યાસ બોલ્યા—રૂદન કરતા શુનઃશેપને જોઈ દયાવાળા વિશ્વામિત્રે તેની પાસે જઇને તે અતીવ દુઃખિતને કહ્યું કે " હે પુત્ર ! તને હું વરૂણદેવનો મંત્ર આપું છું તેનો મનમાં જપ કર. જપ કરતાં મારી આજ્ઞાથી તારૂં ભલુ થશે " પછી વિશ્વામિત્રના આપેલા મંત્રનો સ્ફુટ ઉચ્ચારથી શુન શેપ જપ કરી રહ્યો. મંત્રજાપથી પ્રસન્ન થયેલા વરૂણદેવે શુન શેપને દર્શન દીધાં. વરૂણના આવવાથી વિસ્મય પામેલા સઘળા લોકો વરૂણ દર્શનથી રાજી થયાને તેઓએ તેમની સ્તુતિ કરી. રોગ પીડિત હરિશ્ચંદ્ર રાજા અત્યન્ત વિસ્મય પામ્યો અને બે હાથ જોડીને વરૂણ દેવની સામો ઉભો રહી સ્તુતિ કરવા લાગ્યો. હરિશ્ચંદ્ર સ્તુતિ કરે છે—હે દેવદેવ ! હે કરૂણા નિધિ ! મને મંદબુદ્ધિવાળાને પાપીને અપરાધીને અને કંગાલને આપે આજ પાવન કર્યો. પુત્રને જીવતો રાખવા સારૂં કપટ કરી મેં અપરાધ કર્યો છે તે આપ ક્ષમા કરો. સુજ્ઞજનો મૂર્ખ માણસના અપરાધ સામુ ન જુએ. સ્વાર્થી દોષોને જોતો નથી એ નિયમ છે અને હું અપુત્ર મરૂ તો નર્કમાં જઉ એ ભયથી પુત્ર રક્ષણ ખાતર મે આપને છેતર્યા છે. અપુત્રને શુભગતિ કે સ્વર્ગ પણ નથી મળતાં એ ભયથી મેં આપનો અપરાધ કર્યો છે. આપે મારા મૂર્ખના અપરાધ સામું ન જોવુ. મારા પુત્રે મને છેતર્યો તેથી હુ રોગથી પીડાયો હતો. હે મહારાજ ! મરણના ભયવાળો મારો પુત્ર વનમાં ક્યાં ભાગી ગયો છે તેની મને ખબર પણ નથી. આમ થતાં એક બ્રહ્મપુત્રને વેચાતો લઈ એનાથી આપનું યજન કરવા હવે હું તૈયાર થયો છું. આપની પ્રસન્નતાથી હમણાં મને જળોદર સંબંધી વ્યાધિની નિવૃત્તિ થઇ હોય એમ જણાય પણ છે. વ્યાસ બોલ્યા—આ પ્રમાણે રોગથી પીડિત રાજાનાં વચનો સાંભળીને દયાવાળા વરૂણદેવે તેને આમ કહ્યું. વરૂણદેવ બોલ્યા—હે રાજા !

* આ અધ્યાયમા હરિશ્ચંદ્ર રોગરહિત થયો, શુનઃશેપ છૂટી ગયો ને વરૂણદેવ પ્રસન્ન થયા એ વાત આવશે.

મારી સ્તુતિ કરતા અત્યન્ત આતુર શુન શેપને તું છોડી મૂક. તારો યજ્ઞ પરિપૂર્ણ થઇ ચૂકયો-ભલે તું હવે રોગમુક્ત થા. વ્યાસમુનિ કહે છે—આમ બોલી રોગવાળા રાજાને સઘળા સભાસદોના જોવામાંજ વરૂણદેવે રોગ મુક્ત કરી સુખી કર્યા અને મહાત્મા વરૂણદેવે શુન શેપને પાશથી છોડાવ્યો એથી યજ્ઞમંડપમાં જયજયકાર થઈ રહ્યો. રોગ રહિત થતાં રાજા રાજી થયો ને પાશ રહિત પછી વિજય સંપન્ન રાજાએ યજ્ઞની પૂર્ણાહુતિ કરી. પછી શુન શેપે બે હાથ જોડીને સભાજનોને સત્ય કહ્યું. શુન શેપ વદે છે—હે ધર્મજ્ઞ સભાસદો ! તમે વેદશાસ્ત્રાનુસારે યથાર્થ રીતે ધર્મ નિર્ણય કહો. હે વિદ્વાનો ! હું કોનો પુત્ર છું ને મારો પિતા હવે કોણ થશે ? આપ મારો પિતા જેને ઠરાવો તેની આજ્ઞામાં હું વસું. વ્યાસમુનિ કહે છે—શુન શેપનો આવો પ્રશ્ન થતાં સભાસદો માંહોમાંહે ગોષ્ઠિ કરવા લાગ્યા કે " આ અજીગર્તનો પુત્ર છે તો બીજા કોનો પુત્ર થાય ! અજીગર્તના વીર્યથી અજીગર્તની પત્નીના ઉદરમાંથી જન્મેલો આ શુનઃશેપ અજીગર્તને સાંજ ઉછરેલો છે. પછી વામદેવ બોલ્યા કે " હે સભાસદો ! અજીગર્તે તો તેને વેચી નાંખ્યો છે તેથી તેનું દ્રવ્ય આપનારા હરિશ્ચંદ્રનોજ આ પુત્ર થવો ઘટે છે. અથવા વરૂણદેવનો પુત્ર થવો ઘટે છે કારણ કે તેમણે તેને પાશથી છોડાવ્યો છે. અન્નદાતા, વિદ્યાદાતા, ભયત્રાતા, વિદ્યાદાતા ને જન્મદાતા એમ પિતા પાંચ કહેવાય છે એ નીતિને અનુસરીને કેટલાએક અજીગર્તનો કેટલાએક હરિશ્ચંદ્રનો ને કેટલાએક વરૂણદેવનો પુત્ર શુનઃશેપ ઠરાવ્યો પણ આમાં વાસ્તવિક નિર્ણય કાંઈ બહાર આવી ન શકયો તેથી શંકાવાળા સર્વે સભાસદોએ સર્વજ્ઞ ને સર્વ માન્ય મુનિ વસિષ્ઠે કહ્યું કે " હે મહાશયો ! હું વેદોક્ત નિર્ણય કહું તે સાંભળો. ધન લઇને જે દિવસે શુન.શેપને વેચ્યો તે દિવસથી તેનાપરનો અજીગર્તનો હક્ક નાબુદ થયો છે. અને વેચાતો લીધેલો હોવાથી એ હરિશ્ચંદ્રનો ક્રિત પુત્ર થયો હતો તોપણ જ્યારે યજ્ઞના ખીલામાં એ બંધાયો ત્યારથી તેનો પણ એ પુત્ર મરી ગયો છે ને સ્તુતિ કરી તેથીજ રાજી થએલા વરૂદેવે તેને છોડાવ્યો તેથી તે વરૂણનો પણ પુત્ર ન થઈ શકે કારણ કે જે માણસ જે દેવની મહા મંત્રોની સ્તુતિ કરે તે દેવ સ્તુતિથી ખુશી થઈને ઉપાશકને ધન, પ્રાણ, પશુ, રાજ્ય, કે મોક્ષ એમાંથી ગમે તે તેને આપે એમાં અચરત જેવું કાંઈ નથી. ખરૂં જોતાં આ શુન શેપ વિશ્વામિત્રનો પુત્ર હોવો જોઇએ કારણ કે ઉગ્ર સંકટના સમયમાં મંત્ર આપીને વિશ્વામિત્રે તેને બચાવ્યો છે. વસિષ્ઠનો નિર્ણય સઘળા સભાસદોએ મંજુર કર્યો તેથી પ્રેમવાળા વિશ્વામિત્રે ' હે પુત્ર ! તું મારે ઘેર ચાલ ' એમ બોલતા વિશ્વામિત્રે શુનઃશેપનો હાથ ઝાલ્યો. શુન.શેપ વિશ્વામિત્રની સાથે ગયો ને વરૂણદેવ ખુશી થઈ ચાલ્યા ગયા. રૂત્વિજો તથા સભાસદો પણ સૌ પોતપોતાના સ્થાનમાં ગયા ને હરિશ્ચંદ્ર પણ આરોગ્યતા મેળવી સુખથી પાછો રાજ્ય કરવા લાગ્યો. વરૂણદેવની તથા શુનઃશેપની સ્તુતિનાં સમાચાર જાણી વનવાસી રોહિત પણ અયોધ્યામાં આવતો રહ્યો. દુતો દ્વારા પુત્રગમનની વધામણી મળતાં પ્રસન્ન થયેલો હરિશ્ચંદ્ર રાજા રોહિતને સામો તેડવા ગયો. પિતાને આવતા જોઈ પ્રેમથી ભરેલો ને શોકાશ્રુઓવાળા મુખવાળો રોહિત કુમાર મોટા વિવેકથી પૃથ્વીપર રાજાના ચરણમાં પડી ગ-

યો ને રાજાએ તેને બેઠાકકરી પ્રેમથી ભેટી મસ્તક સુંધી કુશળ સમાચાર પૂછયા. પછી રાજાએ રોહિતને ખોળામાં બેસાડી ઉષ્ણ અશ્રુઓથી તેનું મસ્તક ભીંજવી નાખ્યું. પછી રોહિતને નગરમાં લાવી વિસ્તારથી નરમેધ યજ્ઞની વાત કહી તેના સહિત રાજા રાજ્ય કરવા લાગ્યો. હરિશ્ચંદ્ર રાજાએ રાજસૂય યજ્ઞ કર્યો ને તેમાં સત્કાર પૂર્વક ગુરૂ વસિષ્ઠને હોતા કર્યા હતા. એ યજ્ઞ સમાપ્ત થયા પછી હરિશ્ચંદ્રથી પૂજિત મુનિવર્ય વસિષ્ઠ દેવલોકમાં ઇન્દ્રની પાસે ગયા ત્યાં તેમને વિશ્વામિત્રનાં દર્શન થયાં. બંને મુનિઓ ઈન્દ્ર સભામાં બેઠા હતા ત્યાં પૂજાવાળા વસિષ્ઠને જોઇ વિસ્મય વાળા વિશ્વામિત્રે તેમને પૂછ્યું કે "હે મુનિવર્ય! આપની આ મહાપૂજા કયાં અને કોણે કરી! મને સાચું કહો. વસિષ્ઠ મુનિએ કહ્યું કે "મહા પ્રતાપી હરિશ્ચંદ્ર રાજા મારા યજમાન છે તેમણે મારી આ મોટી પૂજા કરી છે ને ભારે મહા દક્ષિણાવાળો રાજસૂય યજ્ઞ તેમણે કર્યો હતો. એ હરિશ્ચંદ્ર સરખો સત્યવક્તા, નિયમ ધારી, દાતા, ને પ્રજાને રાજી કરનારો બીજો કોઈપણ રાજા પૃથ્વીતળમાં નથી. તમે શું પૂછો છો? હું કાંઈપણ અતિશયોક્તિ વિનાજ કહું છું કે એના સમાન બીજો કોઈ સત્યવાદી, દાતા શુરો ને ધર્માત્મા રાજા કોઈપણ થયો નથી ને થશે પણ નહીં." વસિષ્ઠનાં આવાં વચનો સાંભળી ત્રિશંકુના ઉપકારી છતાં પોતાનાં વચનોનો ભંગ કર્યો હતો તેને લીધે વિશ્વામિત્રને હરિશ્ચંદ્રના ઉપર પ્રથમથીજ ક્રોધ હતો તેથી તેઓ રીસે ભરાયા કે અતીવ દુષ્ટ હરિશ્ચંદ્રનાં આ કેમ વખાણ કરે છે? આવા ક્રોધથી રાતાંચોળ નેત્રવાળા વિશ્વામિત્રે વસિષ્ઠને કહ્યું કે "સદા મિથ્યાવાદી ને કપટ પર પ્રીતિવાળા હરિશ્ચન્દ્રના કે જેણે વચન આપીને વરૂણદેવને છેતર્યા છે તેનાં તમે વખાણ કરો છો વાસ્તે મારા આખા જન્મનું તપનું ને વેદાધ્યયનનું જે પુણ્ય છે અને તમારૂ જે ઉગ્ર તપનું પુણ્ય છે તેની સરત કરો. હે મહા બુદ્ધિવાળા! તમારા વખાણેલા એ હરિશ્ચંદ્ર રાજાને હું અસત્યવાદી, અત્યન્ત અદાતા, ને મહા મૂર્ખ ન ઠરાવું તો મારૂં આખા જન્મનુ પુણ્ય નાશ પામે ને ઠરાવું તો તમારૂં તેટલુ પુણ્ય નાશ પામે એવો આપણા બે વચ્ચે ઠરાવ કરીએ." પછી વિવાદ કરતા એ બે મુનિઓ એક બીજા ઉપર મહા ક્રોધથી તે પ્રમાણ અન્યોઅન્ય ઠરાવ કબુલ રાખી સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં પોતપોતાના આશ્રમમાં આવ્યા.[૧–૫૮]

**ग्लहं कृत्वा तत स्तौ तु विवदंतौ मुनी तदा।**
**स्वाश्रमं स्वर्गलोका च्च गतौ परम कोपनौ॥५९॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો*

### હરિશ્ચંદ્રની સાથે વિશ્વામિત્રને વૈર.

**व्यास उवाच—**

**कदाचित्तु हरिश्चन्द्रो मृगयार्थं वनंययौ।**
**अपश्यद्रुदतींबालाम् सुंदरीचारु लोचनाम्॥१॥**

વ્યાસમુનિ કહે છે—એકવાર મહારાજા હરિશ્ચંદ્ર મૃગયા કરવા સારૂં વનમાં ગયા. તેઓએ તે વનમાં સુંદર કટાક્ષવાળી રૂદન કરતી એક સુંદરી દીઠી. (આ સ્ત્રી વિશ્વામિત્રની માયાજ હતી) દયાવાળો રાજા હરિશ્ચંદ્ર બોલ્યો કે "હે કમળ પત્રાક્ષી! તું કેમ રડે છે? તને કોણે પીડા કરી છે! તને જે

* આ અધ્યાયમા હરિશ્ચદ્રે વિશ્વામિત્રના તપમાં વિઘ્ન કર્યું તેથી રાજાને મુનિ વચ્ચે વૈર થયું એ વાત આવશે.

દુ ખ હોય તે મને તું કહે. આ વિજન વનમાં તું કોણ છો ! તારો પતિ કોણ છે ? મારા રાજ્યમાં રાક્ષસ પણ પરસ્ત્રીને પીડા આપી શકતો નથી માટે હે સુંદરી ! તને પીડનારાને હું કહે તો મારી નાખું. હે પાતળા પેટવાળી ! તારી કર્મ કથા કહે ને સાવધ થા. મારા દેશમાં કોઈ પાપી રહેતોજ નથી." હરિશ્ચંદ્રનાં આવાં વચનો સાંભળી મુખપરથી અશ્રુઓ લુછી નાંખી મહારાજાને આ પ્રમાણે કહેવા લાગી. સ્ત્રી કહે છે—હે રાજા ! મારૂં નામ સિદ્ધિ છે. મહામુનિ વિશ્વામિત્ર મને બહુ સતાપે છે કારણ કે મને વશ કરવા તેઓ વનમાં ઉગ્ર તપ કરે છે. હે સુવ્રતધારી ! આપના દેશમાં એ મુનિના તપથી હું ભારે દુ ખને પામુ છું ને મને સુંદરીને મન ખેંચનારીને તે મુનિએ બહુજ પીડા કરી છે. હરિશ્ચંદ્ર બોલ્યા—હે વિશાળ નેત્રોવાળી ! સ્વસ્થ થા. તારૂં દુઃખ દુર થશે. હું વિશ્વામિત્રને તપ કરતા અટકાવીશ. વ્યાસ કહે છે—આ પ્રમાણે સિદ્ધિની આશ્વાસના કરી મુનિની પાસે જઈ હરિશ્ચંદ્ર પ્રણામ કરીને આ પ્રકારે બોલ્યો હરિશ્ચંદ્રરાજા કહે છે—હે મહાબુદ્ધિવાળા સ્વામી ! તપ વડે પોતાના દેહને પીડા આપનારો આ તમારો તપનો આરભ શા વાસ્તે છે ! સાચુ કહો. તમે ઉભા થાઓ. તમારી મન કામનાને હુ સફળ કરીશ વાસ્તે આ તપ કરવું બધ કરો. હે સર્વજ્ઞ ! મારા દેશમાં લોકોને પીડા આપનારૂ દારૂણ અને ઉગ્ર તપ કોઇએ પણ કરવું નહી. વ્યાસમુનિ કહે છે—વિશ્વામિત્રને તપથી અટકાવી રાજા ઘેર ગયા ને એ મુનિ વિશ્વામિત્ર એ સ્થાન છોડી બીજા સ્થાને ગયા. ત્યાં જઇ વિશ્વામિત્રે વિચાર કર્યો કે " હરિશ્ચંદ્રે મને તપથી અકટાવી કેવુ દુષ્કૃત્ય આચર્યું છે ? વસિષ્ટના કહેવા પ્રમાણે જો તે રાજા ધર્માત્મા હોય તો મારાં તપમાં વિઘ્ન કેમ કરે !" આ પ્રકારે મનમાં ક્રોધ કરી વિશ્વામિત્રે હરિશ્ચંદ્રનું બુરૂ કરવાની વાસના કરી. પછી નિશ્ચય કરી એક ભયંકર કાયાવાળા દાનવને સૂવરનું સ્વરૂપ ધરાવી વિશ્વામિત્રે હરિશ્ચંદ્રના દેશમાં મોકલ્યો. એ મોટી કાયાવાળો દાનવરૂપ સૂવર દારૂણ નાદ કરતો ને વાડીના રક્ષકોને ત્રાસ ઉપજાવતો રાજાની વાડીમાં દાખલ થયો- એ સૂવર માલતી કદબ ને જુઈઓના સમુદાયને કંપાવવા લાગ્યો ને દાંતથી ધરતીને ઉખેડવા લાગ્યો ને વૃક્ષોને જડમૂળથી પાડી નાખવા લાગ્યો. ચપકવૃક્ષ, કેતકી, મલ્લિકા, કરવીર, ને ઉશીર વિગેરેનાં સુંદર કોમળ વૃક્ષોને તેણે તોડી નાંખ્યાં. વળી એ સૂવરે મુચુકુન્દ, અશોક, બોલસરી ને તિલક તરૂઓને તોડી વાડીમાં રંજાડ કરી મુકયો. પછી વાડીના સઘળા રક્ષકો શસ્ત્રો લઇને એ સૂવરના સામા દોડયા ને અત્યન્ત આતુરતાવાળા એ રક્ષકો હાય હાય પુકારવા લાગ્યા. રક્ષકોએ તેનાપર બાણવૃષ્ટિ કરી તોપણ ભય નહીં પામી ઉલટો એ સૂવર કાળસરખો થઇ રક્ષકોને મારવા લાગ્યો. આ સમયે ભયાતુર રક્ષકો હરિશ્ચંદ્રના શરણે જઇને રક્ષા કરો એમ પુકારી રહ્યા. ભયભીત રક્ષકોને રાજાએ તેમના ભયનું કારણ પૂછતાં અને દેવ દાનવ કે ગમે તે દુર્જન શત્રુથી હું ડરતો નથી એમ રાજાએ કહેતાં રક્ષકોએ રાજાને ભયનુ કારણ આ પ્રમાણે કહ્યું. રક્ષકો કહે છે—કોઇ દેવ દૈત્ય કિન્નર કે યક્ષ નથી પણ વાડીમાં મોટી કાયાવાળો એક સૂવર આવ્યો છે તે કોમળ કોમળ પુષ્પવૃક્ષોને દાંતથી ઉખેડી ઉખેડીને આખી વાડીને મહાવેગથી વીખી નાખે છે અને હે રાજા ! સર્વ પ્રકારના અમારા શસ્ત્ર પ્રહારો પડતાં પણ તે નિ-

ર્જય થઇને અમને પ્રહાર કરવા સામો દોડે છે. વ્યાસમુનિ કહે છે—ક્રોધથી વ્યાકુળ રાજા પછી અશ્વપર ચડી વાડીમાં આવ્યો. ગજ, અશ્વ, રથ, ને પાયદળ વાળી મોટી સેનાસહિત રાજા વાડીમાં ગયો. ધુધવાટી કરતો એ ભયંકર સૂવર ત્યાં રાજાએ દીઠો. વાડીને ભાંગી નાંખનારા સૂવરપર રાજાએ બાણવૃષ્ટિ કરી છતાં દારૂણ સૂવર રાજાની સામે થયો. ભુંડા મુખવાળા ધસી આવતા એ સૂવર પર રાજાએ બાણ માર્યું છતાં લોંચી ખાઇને મહાવેગથી એ સૂવર બાણ નહીં વાગવા દેતાં રાજાની પાસે થઇનેજ સરકી ગયો. એ સૂવરને જતો દેખી રાજાએ યત્નથી કોપ કરી તીક્ષ્ણ શસ્ત્રો તેને માર્યાં છતાં તે સૂવર થોડીવારમાં દેખાય ને થોડીવારમાં ન દેખાય એવી અજબ માયા કરતો કરતો ગર્જના કરતો કરતો પાછો ત્યાંથી ભાગી ગયો. રાજા કોપથી ધનુષ્ય તાણી વાયુગતિવાળા અશ્વપર બેસી તેની પછવાડે ધાયો પરન્તુ ભટકતાં ભટકતાં રાજાનું સૈન્ય અળગું પડી ગયું ને એકલો એ રાજાજ એ સૂવરની પાછળ દોડતો ગયો. બપોરના સમયમાં રાજા વિજન વનમાં દાખલ થવાથી ભૂખ્યો ને તરશ્યો થઇ ગયો. તેનો અશ્વ પણ થાકી ગયો. સૂવર દેખવામાં ન આવ્યો તેથી ચિંતાવાળો રાજા દારૂણ વનમાં ભૂલો પડી દીન થઇને ઉભો રહ્યો ને ક્યાં જાઉં ! શું ઉપાય કરૂં ! મારો કોઈ સહાય નથી. આ વનમાં માર્ગની ગમ નથી પડતી. એમ રાજા અનેક વિચારમાં ડૂબી ગયો. આ પ્રકારે ચિંતાતુર રાજા વિચાર કરતો હતો તેવામાં નિર્મળ જળપાણી એક નદી તેણે દીઠી. નદી દેખી રાજી થયેલો રાજા અશ્વપરથી ઉતર્યો ને અશ્વને પાણી પાઈ પોતે પણ નિર્મળ જળ પીધું. દિશાઓના ભ્રમવાળા મોહવાળા રાજાને પાણી પીવાથી સુખ થયું ને પછી તેણે નગરમાં જવાની રૂચિ કરી. આ અરસામાં વૃદ્ધ વિપ્રનો વેષ ધરીને વિશ્વામિત્ર મુનિ ત્યં આવ્યા. એ વૃદ્ધ બ્રાહ્મણને જોઈ રાજાએ પ્રેમપૂર્વક તેમને વંદન કર્યું. પ્રણામ કરતાં રાજાને વિપ્ર વેષધારી વિશ્વામિત્રે " કલ્યાણ થાઓ કલ્યાણ થાઓ " એમ કહ્યું. પછી બ્રાહ્મણે કહ્યું કે " આ વિજન વનમાં એકલા કેમ આવ્યા છો ? તમારે અહીં શું કરવું છે ! હે રાજા ! સાવધાન થઈ સઘળી કથા મને કહો. હરિશ્ચંદ્રરાજા કહે છે—એક વિશાળ કાયાવાળા સૂવરે મારી પુષ્પવાટિકાને ભિન્નભિન્ન કરી નાખી તેથી એ દુષ્ટને મારવા સારૂં સૈન્ય સહિત હું ધનુષ્યબાણ ધરીને નગરમાં નીકળ્યો હતો પણ એ પાપી ને માયાવી સૂવર વેગ કરીને મારી દૃષ્ટિ ચુકાવીને કયાંઈ ભાગી ગયો છે. હું તેની પછવાડે ધસી આવ્યો ને મારૂં સૈન્ય ભુલું પડી સ્થાનાંતરમાં નીકળી ગયું છે. ક્ષુધાતુર ને સૈન્યથી વિખુટો પડી અહીં હું આવી પડયો છું. હે મુનિસત્તમ ? હું મારા નગરના માર્ગને ને સેના કયાં ગઇ તેને લેશમાત્ર જાણતો નથી. વાસ્તે આપ માર્ગ બતાવો તો હું મારા નગરમાં જાઉં. આ વિજન વનમાં ભાગ્ય યોગે મને તમારો સમાગમ થયો છે. હું અન્યથી પ્રખ્યાત રાજસૂય યજ્ઞનો કરનારો ને લોકોને સર્વદા મનવાંછિત પદાર્થો આપનારો અયોધ્યાનો મહારાજા હરિશ્ચંદ્ર છું. હે મહારાજા! હે વિપ્રવર્ય ! યજ્ઞવાસ્તે આપને ધનની ઈચ્છા હોય તો ખુશીથી અયોધ્યામાં પધારજો એટલે હું પુષ્કળ ધન આપીશ.[૧-૫૮]

धनेच्छायदितब्रह्मनय ।र्थद्विजसत्तम ।
आगन्तव्यमयोध्यायांदास्यामिविपुलंधन ।५८।

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૯ મો.*

### વિશ્વમિત્રે હરિશ્ચંદ્રનું રાજ્ય લીધું.

વ્યાસ ઉવાચ–

इतितस्यवचः श्रुत्वा भूपतेः कौशिको मुनिः ॥
प्रहस्य प्रत्युवाचेदं हरिश्चंद्रं दयान्वितम् ॥१॥

વ્યાસ કહે છે–હરિશ્ચંદ્રની આવી વાણી સાંભળી વિશ્વામિત્ર હસીને બોલ્યા. હે ભાગ્યશાળી રાજા! આ પુણ્યકારી પવિત્રતાવાળાં અને પાપનાશક આ સુંદર તીર્થમાં સ્નાન ને પિતૃ તર્પણ કરો. આજના પવિત્ર સમયમાં સ્નાન કરી યથાશક્તિ દાન આપો. પવિત્ર તીર્થમાં આવ્યા છતાં સ્નાન કર્યા વિના જે જન જાય તે જન્માંતરમાં આત્મહત્યા કરનારો થાય એમ સ્વાયંભુવ મનુ કહે છે વાસ્તે કરી શક્તિ પ્રમાણે દાન કરો. પછી હું માર્ગ દેખાડીશ એટલે તમે નગરમાં જજો. દાનથી મને રાજી કરશો એટલે હે સૂર્યવંશી રાજા! હુ માર્ગ બતાવવા તમારી ભેગો આવીશ. વ્યાસમુનિ વદે છે–મુનિનાં કપટમય વચનોથી રાજા વસ્ત્ર ઉતારીને નદીમાં વિધિ સહિત ન્હાયો. મુનિ વચનથી મોહિત રાજાએ ભાવિયોગે પોતાના અશ્વને વૃક્ષ પાસે બાંધી મુનિને વશ્ય થઈ દેવતા તથા પિતૃઓનું તર્પણ કર્યું. પછી રાજાએ મુનિને કહ્યું કે–હે સ્વામી! હવે તમે ઇચ્છતા હો તે ગાય, પૃથ્વી, સોનું, હાથી, અશ્વ, રથ, વાહન કે બીજુ દાન હમણાં આપું. મારે કાંઈપણ ન દેવા યોગ્ય નથી એવો મારો પ્રથમથીજ નિયમ છે. રાજસૂય યજ્ઞમાં આવો નિયમ મેં લીધો હોવાથી તમે કે જે મને ઉત્તમ તીર્થમાં મળ્યા છો તેને જે કાંઈ માગશો તે આપીશ. વિશ્વામિત્ર મુનિ કહે છે–મેં પૃથ્વીમાં પ્રથમ તમારી વિશાળ કીર્તિ સાંભળી છે અને વસિષ્ઠે મને કહ્યું છે કે "હરિશ્ચંદ્ર સમાન પૃથ્વીમાં કોઈ બીજો દાતાર નથી. સૂર્યવંશી હરિશ્ચદ્ર રાજા સર્વોત્તમ છે. તેના સરખો દાની થયો નથી ને થાશે પણ નહીં, એ ત્રિશકુ રાજાનો પુત્ર પૃથ્વીમાં એકજ મોટો ઉદાર મહાત્મા છે." આટલા વાસ્તે હું મારા પુત્રોના વિવાહ વાસ્તે તમારી પાસે વિત્તની યાચના કરૂં છુ. હરિશ્ચદ્ર વદે છે–હે દ્વિજ શ્રેષ્ઠ! સુખેથી વિવાહ કરો. તમે જેટલું ધન માગશો તેટલુ ધન હું અવશ્ય તમને આપીશ. વ્યાસમુનિ કહે છે–હરિશ્ચંદ્રનાં વચનો સાંભળી કપટ વિદ્યામાં કુશળ વિશ્વામિત્રે ગાંધર્વી માયા કરી રાજાને એક સુંદર પુત્ર ને દશ વર્ષની કન્યા બતાવ્યાં. પછી તેણે કહ્યું કે "નૃપશ્રેષ્ઠ! આ પુત્ર પુત્રીનો મારે હાલ વિવાહ કરવાનો છે જેથી તમે ગૃહસ્થ આ વિપ્રનાં પુત્ર પુત્રીનાં લગ્નમાં વિત્ત દેશો તો તમને રાજસૂય યજ્ઞથી અધિક ફળ મળશે. વિશ્વામિત્રનાં વચનથી મોહિત રાજાએ હા, હુ આપીશ' એમ કહ્યું ને બીજું કાંઇ પણ તે બોલ્યોજ નહીં. વિશ્વામિત્રે માર્ગ બતાવવાથી રાજા અયોધ્યામાં ગયો ને રાજાને છેતરીને મુનિ પણ પોતાના આશ્રમમાં ગયા. પછી વિવાદવિધિ સમાપ્ત કરીને વિશ્વામિત્રે અયોધ્યામાં આવી અગ્નિ હોત્રની શાળામાં ઉભેલા રાજાને કહ્યું કે "હે રાજા! આ અગ્નિ હોત્રની વેદિમાંજ હુ માગું તે દાન આપો. રાજાએ કહ્યુ" હે બ્રાહ્મણ! તમારે શું જોઇએ છીએ તે કહો. ન દેવા જેવું હશે તોપણ તમને હુ આપીશ. આ સંસારમાં યશ પ્રાપ્તની મને ઈચ્છા છે તેથી જે માણસ વૈભવ હોવા જતાં પરલોકનાં સુખ વાસ્તે યશ ન

*આ અધ્યાયમા વિશ્વામિત્ર હરિશ્ચંદ્રનુ રાજ્ય દાનમા લીધુ એ વાત આવશે.

મેળવે તેને ધિક્કાર છે. તેનું જીવન વ્યર્થ છે. વિશ્વામિત્ર મુનિ કહે છે—આ અત્યન્ત પવિત્ર વેદિમાં વરને હાથી, ઘોડા, રથ, ને રત્નોથી ભરપૂર સઘળી સામગ્રીઓ વાળું આપનું આ રાજ્ય આપો. વેદવ્યાસ કહે છે—વિશ્વામિત્રનાં વચનો સાંભળી માયામોહિત રાજાએ વિચાર કર્યા વગર 'હા, આપ્યું.' એમ કહ્યું ને કઠોર વિશ્વામિત્રે કહ્યું કે "હે રાજા ! જેવું દાન છે તેવી યોગ્ય દક્ષિણા મને આપો. દક્ષિણા વગરનું દાન નિષ્ફળ થાય છે એમ મનુએ કહ્યુ છે વાસ્તે શાસ્ત્રોક્ત દક્ષિણા આપો." વિશ્વામિત્રનાં વચનો સાંભળી વિસ્મય પામેલો હરિશ્ચંદ્ર રાજા બોલ્યો કે "હાલ તમને હું કેટલુ વિત્ત આપું તે કહો. હે મુનિ ! દક્ષિણાના નિશ્ચયનું પ્રમાણ મને કહો. હે તપસ્વી ! તમે ચિંતા કરો માં કારણ દાનને સફળ કરવા તમને હું દક્ષિણા આપીશ. રાજાનાં વચનો સાંભળી વિશ્વામિત્ર બોલ્યા કે "મને અઢી ભાર સુવર્ણની દક્ષિણા આપો." રાજાએ "આપીશ" એમ કહ્યું. પછી પોતાની પાસે રાજ્ય ગયું હોવાથી ધન ન હોવાથી 'આ મેં શું કર્યું ! એમ રાજા વિસ્મયમાં ડૂબી ગયો. આ સમયે રાજાની સેનાવાળાઓ કે જે રાજાને શોધતા શોધતા ફરતા હતા તે રાજાની તપાસ મળતાં રાજાની પાસે આવ્યા ને રાજાનો સમાગમ થયાના ભાગ્યનાં રાજાની પાસે વખાણ કરવા લાગ્યા. સેનાવાળાઓની સાથે કશું પણ શુભાશુભ ન બોલતાં ચિન્તાતુર રાજા અન્તઃપુરમાં ગયો. "અરેરે ! જેમાં આ સર્વસ્વ અપાઈ ગયું એવાં દાનનો મેં કેમ સ્વીકાર કર્યો ! વનના લુંટારાઓની જેમ હું આ બ્રાહ્મણથી ઠગાયો. આમ અચાનક તપસ્વી બ્રાહ્મણે મને ઠગ્યો તેથી દૈવનાં ઘરની કોઇને ગમ પડતી નથી. હાય દૈવ ! હવે મારૂં શું થશે એવી ચિન્તાવાળો રાજા રાણીવાસમાં આવ્યો. પતિને ચિન્તાતુર દેખીને રાણીએ કહ્યું કે "હે નાથ ! કેમ તમે કચવાયા છો ? શી ચિંતામાં છો ! આપણો પુત્ર વનમાંથી આવ્યો ને તમે રાજસૂય યજ્ઞ પણ કર્યો છતાં કેમ શોકાતુર છો. તમારે હવે કોઈ દુર્બળ કે પ્રબળ શત્રુ નથી તેમ વરૂણ દેવ પણ હવે સંતુષ્ટ થયા છે. પૃથ્વીમાં સઘળાં કાર્યો તમે કરી લીધાં છે છતાં કેમ ચિન્તામાં છો ! ચિંતા સમાન કોઈ દુ:ખ નથી વાસ્તે ચિન્તા તજી સ્વસ્થ થાઓ." આવા પ્રકારનાં સ્ત્રીનાં પ્રીતિ ભરેલાં વચનો સાંભળીને રાજાએ પોતાની ચિંતાનું શુભાશુભ કાંઈપણ કારણ ન કહ્યું. ચિતાતુર રાજા હરિશ્ચંદ્રે ભોજન પણ ન કર્યું. શયનમાં સુતાં છતાં તેને નિદ્રા પણ ન આવી. પ્રાતઃકાળમાં હરિશ્ચંદ્ર સંધ્યાદિક કર્મમાં પરાયણ હતો એટલીવારમાંતો વિશ્વામિત્ર મુનિ આવી પહોંચ્યા. એ સર્વસ્વને હરી લેનારા મુનિએ દ્વારપાળદ્વારા ખબર કહેવરાવી અંદર આવીને રાજાને કહ્યું કે "તેં વચનથી આપેલું રાજ્ય ને તેની દક્ષિણારૂપ સુવર્ણ મને સોંપી દે. હવે તારૂં વચન સત્ય કર." રાજાએ કહ્યું કે "હે પ્રભો ! હે વિશ્વામિત્ર ! આપને સુપ્રત કરેલા રાજ્યને તજીને હું સ્થાનાંતરમાં જઈશ વાસ્તે તમે ચિન્તા ન કરો. હે મહારાજ ! શાસ્ત્ર રીતી પ્રમાણે તમે મારૂં હાલ સર્વસ્વ લઈ ગયા છો વાસ્તે દાન ઉપરાંત સુવર્ણની દક્ષિણા આપવા હું અસમર્થ છું વાસ્તે આ સઘળું રાજ્ય આપને આપી દઉ છું. દક્ષિણા તો કાળયોગે મારી પાસે જ્યારે ધન આવશે ત્યારે હું તમને દઈશ." રાજાએ મુનિને આમ કહ્યા પછી પોતાના પુત્ર અને રાણીને કહ્યું કે "આ બ્રાહ્મણને વેદિમાં ઉભીને મેં

મારૂં ગજ અશ્વ રથ રત્ન ને સુવર્ણ આદિથી ભરપુર મારૂં મોટું રાજ્ય આપી દીધું છે. ત્રણ શરીર વિના મેં તમામ આને આપી દીધું છે વાસ્તે હું અયોધ્યા છોડીને ઘાટાં વનમાં વાસ કરીશ ને સઘળી સમૃદ્ધિવાળા આ રાજ્યનો વિશ્વામિત્ર મુનિ ભલે ઉપભોગ કરે. આમ કહી મુનિને માન આપતો હરિશ્ચંદ્ર રાજા સ્ત્રી પુત્ર સહિત ઘરબાર નીકળી ગયો ને ચિંતાવાળાં તેનાં સ્ત્રી પુત્ર તેની પાછળ ગયાં. આથી અયોધ્યામાં મોટો કોલાહલ થયો કે "અરેરે આ શું! હરિશ્ચંદ્ર રાજાને આ કોણે છેતર્યા! પ્રજાનો ભયંકર શોક વ્યાપ્યો ને સ્ત્રી પુત્ર સહિત જતા હરિશ્ચંદ્રને દેખી વિશ્વામિત્રને 'ધુતારો છે, ઠગારો છે' એમ સૌ કહી રહ્યાં. પછી વનમાં જતા રાજાને વિશ્વામિત્રે નગરની ભાગોળે કહ્યું કે "હે રાજા! સુવર્ણ દક્ષિણા આપીને તું જા. જો તું એમ કહે કે સોનું હું નહીં આપુ તો હું નહીં લઉ ને તારા હૃદયમાં લોભ હોય તો તારૂં રાજ્ય પાછું લે ને રાજ્ય તે આપ્યું છે એમ માનતો હો તો દાન ઉપરની દક્ષિણા પણ મને દે. અત્યન્ત દીન મનવાળા હરિશ્ચંદ્ર રાજાએ બે હાથ જોડી પ્રણામ કરી વિશ્વામિત્રને આ પ્રમાણે સામા ઉભી નમ્ર વચનો કહ્યાં.[૧-૬૨]

**एवं ब्रुवंतं गाधेयं हरिश्चंद्रो महीपतिः ।**
**प्रणिपत्य मुदीनात्मा कृतांजलि पुटो ब्रवीत् ॥६३॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત સપ્તમ સ્કંધમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૦ મો.*

### વિશ્વામિત્રને દક્ષિણા દેવાનો ઉદ્યોગ.

**हरिश्चंद्र उवाच—**

**अदत्वा ते हिरण्यं वै न करिष्यामि भोजनम् ।**
**प्रतिज्ञाय मुनिश्रेष्ठ विषादं त्यज दुर्व्रत ॥१॥**

હરિશ્ચંદ્ર કહે છે—હે મુનિસત્તમ! હે સુવ્રત! હું પ્રતિજ્ઞા લઉં છું કે તમને સુવર્ણ દક્ષિણા આપ્યા વિના મારે અન્ન ખાવું નથી વાસ્તે તમે ચિંતા ન કરો. હે સ્વામી! સૂર્યવંશમાં અવતરેલો, રાજસૂય યજ્ઞ કરનારો, ને મનુષ્યોને મન ઇચ્છિત આપનારો ક્ષત્રીય રાજા એવો હું આપને ઈચ્છાપૂર્વક વચન આપીને હવે નહીં આપું એમ કેમ ના પાડું? મારા માથે જે રૂણ હોય તે મારે આપવુંજ છે. તમે ચિન્તા ન કરો. તમને માગ્યું છે તેટલું સુવર્ણ હું અવશ્ય આપીશ પણ મને ધનાગમ થાય તેટલો સમય આપ રાહ જુઓ. વિશ્વામિત્ર મુનિ બોલ્યા—હે રાજા! તેં તારાં રાજ્ય, ભંડાર, અને સૈન્ય એ તો તમામ ગયાં તો હવે તને ધનની પ્રાપ્તિ કયાંથી થશે! તારી હવે જે ધનાશા છે તે વૃથા છે. હું શું કરૂં? તને નિર્ધનને લોભથી દુઃખ આપતાં મને શરમ આવે છે વાસ્તે હાલ તું "નહીં આપુ" એમ કહી નાખ કે હું મોટી તૃષ્ણા તજીને મને ગમે ત્યાં જાઉં. વ્યાસમુનિ વદે છે—ચાલ્યા જતા હરિશ્ચંદ્રે મુનિનાં આવાં વચનોને સાંભળી તેનો ઉત્તર આપ્યો કે—"હે મહારાજ! ધૈર્ય રાખો. ગમે તેમ કરી તમારી દક્ષિણા હું તમને આપીશ. મારો પુત્ર, મારી સ્ત્રી, ને હું જીવતા છીએ ત્યાં સુધી ગમે તેની જાતને વેચીને પણ તમારૂં રૂણ પતાવીશ. હે

---

* આ અધ્યાયમાં હરિશ્ચંદ્રે દક્ષિણા દેવાનો ઉદ્યોગ કર્યો એ વાત આવશે.

દ્વિજશ્રેષ્ઠ ! અયોધ્યામાં અમારૂં કોઈ કાંઈ મૂલ્ય આપનાર હોય તો તપાસો નહીં તો હું પછી કાશીમાં જઇ અમારા ત્રણેના દેહને મૂલ્યથી આપી દાસધર્મ બજાવી તમને અઢી ભાર સુવર્ણ આપીશ." આમ કહી પાર્વતી સહિત શિવજી જ્યાં સાક્ષાત્ વસે છે તે કાશીપુરીમાં એ હરિશ્ચંદ્રરાજા પોતાનાં કુટુંબ સહિત ચાલતો થયો. મનને વિનોદ આપનારી એ કાશીનગરીમાં જઈ રાજાએ કહ્યું કે " આ સુંદર નગરીનાં દર્શનથી આજ હું ચરિતાર્થ થયો છું." પછી રાજાએ ગંગાસ્નાન કરી દેવપિતૃતર્પણાદિ કરી શહેરમાં જવાનો માર્ગ શોધવા માંડયો. એ દિવ્ય કાશીપુરી જોઇ રાજાને નિશ્ચય થયો કે " આ નગરી મનુષ્યની નથી પણ સદાશિવની છે જેથી મારૂં કાર્ય અહીં અવશ્ય સિદ્ધ થશે." એ દુઃખી રાજા હરિશ્ચંદ્ર સ્ત્રી સહિત રસ્તામાં ચાલ્યો જતો હતો. આ વેળાએ રાજાએ પોતાની પાછળ દક્ષિણાલેવાઆવતાવિશ્વામિત્રમુનિને જોયા.તેમને આવતા જોઇને વિનયથી બે હાથ જોડી પ્રણામ કરી હરિશ્ચંદ્રે કહ્યું કે " હે દ્વિજવર્ય ! આ મારા પ્રાણ, મારી પત્ની ને મારો આ પુત્ર છે તેઓમાંથી તમારે જે જોઈતું હોય તે લઈ લ્યો. મારા સરખું બીજું પણ જે કામ હોય તે બતાવો. વિશ્વામિત્ર બોલ્યા--તેં દક્ષિણા આપવાની એક માસની અવધિ કરી હતી તે અવધિ આજ પુરી થાય છે વાસ્તે તારાં વચનનું તને સ્મરણ હોય તો આજ તું મને એ દક્ષિણા આપી દે. હરિશ્ચંદ્ર બોલ્યો—હે જ્ઞાન તથા તપના પ્રભાવવાળા મુનીશ્વર ! હજુ અવધિ પુરી નથી થઈ પણ તેમાં માત્ર અરધો દિવસ બાકી છે જેથી એટલી રાહ જુઓ. અધિક સમય રાહ જોવા આપને હું નથી કહેતો. વિશ્વામિત્ર બોલ્યા—હે રાજા ! ભલે હું આવતી કાલ આવીશ ને જો ત્યારે ત્યારે તું દક્ષિણા મને નહીં આપ તો તને હું શાપ આપીશ. વ્યાસમુનિ કહે છે—આમ કહી વિશ્વામિત્રના ગયા પછી રાજાશોક કરવા લાગ્યો કે " મેં જે આપવી કરી છે તે વિશ્વામિત્રને દક્ષિણા શી રીતે આપું ? ધન આપનારા મિત્રો આ નગરીમાં મને કયાંથી મળે ? બીજા ઉપાયે પણ મને ધન કોણ આપે ! રાજાથી પ્રતિગ્રહ ન થાય તેથી મારાથી માગવાનું પણ ન બને. દાન, અધ્યયન ને યજન એ ત્રણ રાજાઓની મુખ્ય વૃત્તિઓ છે એમ સઘળાં ધર્મશાસ્ત્રો કહે છે ને જો હું દક્ષિણા આપ્યા વિના મારા પ્રાણો તજું તો બ્રાહ્મણનું ધન ન આપવાના પાપથી મારે ભૂતયોનિમાં કે કીડામાં જન્મવુ પડે. આના કરતાં શરીરને વેચવુ અધિક સારૂં છે." આવી રીતે ચિંતા કરતો રાંકને નીચાં મુખવાળો રાજા વ્યાકુળ થયો એ દેખીને તેની ધર્મપત્નીએ અશ્રુથી ગદ્ગદ વાણીવડે એ વેળા બોલી કે " હે પ્રાણનાથ ! ચિંતાનો ત્યાગ કરી સ્વધર્મ પાળો. સત્યરહિત પ્રાણી પ્રેતની જેમ તજવા યોગ્ય છે. હે નરશાર્દૂલ ! સત્યથી અધિક બીજો કોઇ ધર્મ નથી એમ વિદ્વાનો કહે છે. મિથ્યા વચનવાળાનાં અગ્નિહોત્ર, અધ્યયન ને દાન વિગેરે સઘળી ક્રિયાઓ મિથ્યા થાય છે. સત્યવાદી બુદ્ધિવાળા મનુષ્યો સંસારને તરી જાય છે અને અસત્ય વાદી અજીતેન્દ્રિય પુરૂષોનો નર્કમાં વાસ થાય છે એમ ધર્મશાસ્ત્રો કહે છે. એક રાજાએ રાજસૂય યજ્ઞ ને અશ્વમેધ કરી સ્વર્ગપ્રાપ્તિ કરી હતી છતાં તે અસત્ય બોલ્યો તેથી પાછો પૃથ્વીપર સ્વર્ગથી ભ્રષ્ટ થઈ પડયો હતો." પત્નીનાં આવાં વચનો સાંભળી રાજા બોલ્યો કે " હે પ્રિયે ! આપણા વંશની વૃદ્ધિ કરના-

રા આ એકના એક દીકરાને વેચવો તે તે ધર્મ વિરૂદ્ધ છે. સ્રીને પણ વેચવી નહીં એવી શાસ્રની આજ્ઞા છે વાસ્તે હે સુંદરી ! તું ડહાપણવાળી વાતો કરે છે પણ કહે આ ધર્મ સંકટમાં મારે હવે શું કરવું ? સ્રી બોલી કે "તમારાં વચનો મિથ્યા ન થાય એટલા વાસ્તે તમે મને વેચીને આ બ્રાહ્મણને દક્ષિણા આપો.પુત્રની ઉત્પત્તિ વાસ્તે સ્રીઓને રાખવાનું ફળ છે ને એ ફળ તમને હવે મળી ચૂક્યું છે જેથી મને રાખવાથી તમને ફળ નથી." પત્નીનાં આવાં વચનોથી રાજાને મૂર્ચ્છા આવી. પછીસંજ્ઞા આવતાં રાજા દુઃખથી વિલાપ કરવા લાગ્યો કે "હે પ્યારી! મને તું આમ કહે છે એ મોટું સંકટ છે. તારાં પ્રેમ ભરેલાં મધુરાં હાસ્યો વાળાં ભાષણોને હું પાપી વિસરી ગયો છું એમ તું માને છે ? અરેરે ! નિર્મળ હાસ્યવાળી ! તારે આમ બોલવું ન ઘટે ! તું ન બોલવા જેવું કેમ બોલે છે ? સ્રીને વેચવાના મન વગરનો રાજા મૂર્ચ્છા ખાઈ ધરતીપર પડયો. મૂર્ચ્છાથી ઢળી પડેલા પતિને દેખી પત્ની શોચ કરવા લાગી કે "હે મહારાજા ! અરેરે ! કોના કોપથી આ મહા દુઃખ તમને આવ્યું કે તમે જે ઉત્તમ શય્યામાં સૂવાવાળા છો તે આજ રાંક સરખા ધરણીપર પડયા છો. બ્રાહ્મણોને કરોડો ધનનો આપનારો મારો પતિ અરેરે ! આજે ધરણીપર પડયો છે ! અરેરે ! દૈવ તારૂં હરિશ્ચંદ્ર રાજા કે જે ઈન્દ્ર અને વિષ્ણુ સરખા છે તેણે શું બુરૂં કર્યું છે કે જેને તેં આવી અધમ દશામાં નાંખ્યો છે ! પતિનાં દુઃખથી અત્યન્ત અકળામણ વાળી એ પતિવ્રતા સુંદરી પણ તરત પૃથ્વીપર પડી ગઈ. માતા પિતાની આવી દયામણી દશા દેખીને મહા દુઃખી ને ક્ષુધાની પીડા વાળો બાળક રોહિત કુમાર બોલ્યો કે "હે પિતા ! હે પિતા ! હે મા ! હે મા ! મને કાંઈક ખાવાનું આપો. મને ભારી ભૂખ લાગી છે. મારી જીભ સુકાઇને ચોંટી જાય છે.

शिशु र्दृष्ट्वा क्षुधाविष्टः प्राह वाक्यं सुदुःखितः।
तात तात मदेहन्नं मातर्मे देहि भोजनम्॥४५॥
क्षुन्मे बलवती जाता जिह्वाग्रं शुष्यति॥

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો.*

### હરિશ્ચંદ્રનો વિલાપ.

**व्यास उवाच—**

**एतस्मिन्नंतरेमाप्तोविश्वामित्रोमहातपाः ।**
**अंतकेनसमःक्रुद्धोधनंस्वंयाचयितुंसदा ॥ १ ॥**

વ્યાસમુનિ બોલ્યા–હે જનમેજય ! આ વેળા મહાતપસ્વી કાળ સરખા ક્રોધવાળા મહામુનિ વિશ્વામિત્ર પોતાની દક્ષિણાની ઉઘરાણી કરવા આવ્યા. મુનિને દેખી હરિશ્ચંદ્ર મૂર્ચ્છા પામી પૃથ્વીપર ઢળી પડયો. એ રાજાના દેહપર જળાંજલિ છાંટીને વિશ્વામિત્ર બોલી ઉઠયા કે "હે મહારાજા ! બેઠો થા. બેઠો થા. મારી દક્ષિણા મને હવે આપ. રૂણ ન આપનારાઓને દિવસે દિવસે રૂણ વધતું જાય છે." બરફ સમાન શીતળ જળના છંટકાવથી રાજાને મૂર્ચ્છા વળી ને ચૈતન્ય આવ્યું પણ મુનિને જોઈ પાછો મૂર્ચ્છા ખાઈ ગયો- પછી મહાક્રોધવાળા વિશ્વામિત્રે ફરી હરિશ્ચંદ્રને ચેતનાવાળો કરીને આમ કહ્યું. વિશ્વામિત્ર મુનિ કહે છે–મારાં ધૈર્ય તરફ જોઇ હવે મારી દક્ષિણા આપ. સૂર્ય સત્યથી તપે છે, પૃથ્વી સત્યથી સ્થિર છે, ને સ્વર્ગ પણ

* આ અધ્યાયમાં હરિશ્ચંદ્રના શોક વિષે કથા આવશે.

સત્યમાંજ કહ્યું છે. સત્ય એજ મોટો સનાતન-ધર્મ છે. હજાર અશ્વમેધ અને સત્યને કાંટામાં તોળી જોવાથી સત્યનુંજ ત્રાજવું નમ્યું હતું. માટે આવું શા વાસ્તે બોલવું જોઇએ? કશું પણ પ્રયોજન નથી. હે રાજા! જો તું મને મારી દક્ષિણા નહીં આપે તો સૂર્યાસ્ત પછી તને હું શાપ આપીશ. વ્યાસમુનિ કહે છે—આમ કહી વિશ્વામિત્ર મુનિ ચાલ્યા ગયા. વનવાસી દુઃખી, નિર્ધન ને ઘાતકી લેણદારથી સંતાપવાળો હરિશ્ચંદ્ર રાજા ભયાતુર થયો. આ સમયે ઘણા બ્રાહ્મણોના સમુદાયવાળો કોઇ એક વેદોમાં પારંગત બ્રાહ્મણ ત્યાંથી પસાર થતો હતો તેને દીઠો. એ તપસ્વીને જોઈને રાણીએ રાજાને ધર્મ તથા અર્થથી અવિરૂદ્ધ વચન કહ્યું કે "હે પતિ! બ્રાહ્મણ ત્રણે વર્ણોનો પિતા છે ને પિતાનું દ્રવ્ય પુત્રે લેવું જોઈએ એમાં શંકા નથી વાસ્તે ધન વાસ્તે આ બ્રાહ્મણની પ્રાર્થના કરવી એવો મારો અભિપ્રાય છે. રાજા બોલ્યો કે "હે પ્રિયા! હું ક્ષત્રિય છું તેથી પ્રતિગ્રહ લેવાની મારી ઈચ્છા નથી. સઘળા વર્ણોનો બ્રાહ્મણ ગુરૂ હોવાથી તેની સૌએ પૂજા કરવી જોઇએ પણ તેની પાસે ક્ષત્રીઓએ યાચના કરાય નહીં. ખાસ કરીને યજ્ઞ, વેદાધ્યયન, ને દાન એ ક્ષત્રીયોનો મુખ્ય ધર્મ છે તથા શરણાગતોને અભયદાન, પ્રજાપાલન એ પણ ક્ષત્રીઓનો મુખ્ય ધર્મ છે તેથી 'મને આપો' એવું કંગાલ વચન તો મારાથી બોલાયજ નહીં કારણ કે મારા હૃદયમાં તો 'હું આપુ'' એ વચન મને ગમી રહ્યું છે વાસ્તે કોઈ સ્થાનમાંથી પણ દ્રવ્ય લાવીને બ્રાહ્મણને દેવાની મારી રૂચિ છે.

રાણી બોલે છે—હે પતિ! સમતા, વિષમતા, પરાભવ ને સન્માન કાળયોગે થાય છે અને પુરૂષને દાતા બનાવનારો ને યાચક બનાવનારો કાળજ છે. મહાજ્ઞાની વિશ્વામિત્રે પણ ક્રોધથી મહા બળ વાપરીને તમને રાજ્યથી ને સુખથી ભ્રષ્ટ કરીને સ્વધર્મનો ત્યાગ કર્યો છે તો તમે હવે શા વાસ્તે સ્વધર્મનો ત્યાગ નથી કરતા? કાળની ગતિ તપાસીને સઘળું કાર્ય સમયને અનુકૂળ કરવું જોઇએ. હરિશ્ચંદ્ર કહે છે—હે પ્રિયે! તીખી ધારાવાળી તરવારથી જીભના બે ટુકડા કરવા સારા છે પણ માનને તજીને 'મને આપો' એમ કહેવું તો સારૂં નથી. હું ક્ષત્રીય હોવાથી કોઈની પાસે માગીશ તો નહીંજ કારણ કે મને તો મારાં ભુજબળથી મેળવેલું વિત્ત સૌને આપ્યા કરવાનીજ ઇચ્છા છે. સ્ત્રી કહે છે—હે પ્રાણનાથ! યાચના કરતાં તમારૂં મન અટકતું હોય તો મને તો ન્યાય માર્ગથી ઇન્દ્રાદિક દેવતાઓએ પણ સાક્ષીભૂત થઇને તમને આપી છે જેથી તમારીજ સંપતિરૂપ જે હું છું તેનું મુલ્ય લઈને બ્રાહ્મણને દક્ષિણા આપવામાં તમને શી અડચણ છે? વ્યાસમુનિ વદે છે—પત્નીનાં વળી આવાં વચનો સાંભળીને હરિશ્ચંદ્ર-રાજા હાય હાય આ તો ઘણુંજ અનિષ્ટ થાય છે એમ બોલતો વિલાપ કરવા લાગ્યો. ફરીવાર તેની પત્નીએ કહ્યું કે હે પ્રાણપતિ! તમે મારાં વચનો માનો નહિ તો તમે વિશ્વામિત્રના શાપરૂપ અગ્નિથી બળીને ચાંડાલપણું પામશો. મારૂં વેચાણ કાંઈ જુગાર, મદ્યપાન, રાજ્ય કે ભોગના લોભથી તમારે કરવું પડતું. નથી. પણ સ્વધર્મરક્ષણ વાસ્તે એક બ્રાહ્મણને દક્ષિણા આપવા સારૂ વેચવી પડે છે વાસ્તે તેમાં પાપરૂપ કાંઇ પણ અડચણ નથી વાસ્તે બે ધડક મનથી મને તમે વેચી નાખો ને આ વિશ્વામિત્ર બ્રાહ્મણને દક્ષિણા આપો. હે પતિ! મને વેચીને પણ

તમે તમારી પ્રતિજ્ઞાનું પાલન કરો.

नद्यूत हेतोर्नचमद्यहेतो
नंराजहेतोर्नचभोगहेतो ।
ददस्वगुर्वर्थमतोमयात्वं
सत्यव्रतंत्वंसफलं कुरुष्व ॥ २७ ॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ.

---

## * અધ્યાય ૨૨ મો.

### હરિશ્ચંદ્રની રાણી વેચાણી.

व्यास उवाच-

स तया नोद्यमानस्तु राजा पत्न्या पुनः पुनः ।
प्राह भद्रे करोम्येष विक्रयं ते सुनिर्घृणः ॥१॥

વ્યાસ બોલ્યા—આ પ્રકારે વારંવાર રાણીની પ્રેરણા થતાં રાજાએ કહ્યું કે 'હે ભલી ભામિની! હવે હું નિર્દય થઇને તને વેચું છુ. તને આપું બોલવાનો ઉત્સાહ આવ્યો તો હું હવે નિર્દય પુરૂષો પણ ન કરે તેવું અઘટિત કાર્ય કરૂં છું." આમ કહી પોતાની સ્ત્રીને નગરની બજારમાં લાવીને ગળગળા કઠવાળા હરિશ્ચદ્ર રાજાએ કહ્યું કે "હે નગરના લોકો? મારી વાત સાંભળો. આ મારી વહાલી પ્રાણ પ્યારીને દાસી તરીકે કોઇએ રાખવી હોય તો હું માગું તેટલું ધન મને આપીને લેવી હોય તો કોઇ બોલો" નગરના ડાહ્યા લોકો બોલ્યા કે "અરેરે? સ્ત્રીને વેચનારો તું કોણ છો? રાજાએ કહ્યું "કોણ છું તે શું પૂછો છો? હુ માણસ નથી પણ કઠોર છાતીવાળો રાક્ષસ છુ તેથી આવું પાપ કરૂ છું" આ શબ્દો સાંભળી વિશ્વામિત્રે વિપ્રરૂપ ધરીને કહ્યું કે "આ દાસી તું મને આપ. ધન આપી મારે તેને ખરીદવી છે. હું ઘણા ધનવાળો છું. મારી સ્ત્રી નાજુક હોવાથી ગૃહકાર્યો બરાબર કરી શકતી નથી એટલાવાસ્તે મારે આ દાસી લેવી છે વાસ્તે કહે તેનું તને શું વિત્ત આપું? બ્રાહ્મણનાં વચનો સાંભળી હરિશ્ચંદ્ર હૃદય દુઃખથી ફાટી ગયું તેથી તેણે કાંઈપણ ઉત્તર ન આપ્યો ત્યારે પેલો વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો કે "તારી સ્ત્રીનાં કાર્યો, અવસ્થારૂપ ને શીળના પ્રમાણમાં ધન લે ને મને એને તું આપ. સ્ત્રી તથા પુરૂષનાં મૂલ્ય વિષે શાસ્ત્રોમાં કહ્યું છે કે બત્રીસ લક્ષણોવાળી ચતુર શીળ સપન્ન ને ગુણવાળી સ્ત્રીનું મૂલ્ય કરોડ સોના મોહોર જેટલું છે ને તેવા પુરૂષનું મૂલ્ય દશ કરોડ સોનામોહોર છે. બ્રાહ્મણનાં વચનો સાંભળી રાજા તો કાંઈ બોલ્યો નહીં પણ મહાદુઃખથી તે તો ઘેરાયેલોજ રહ્યો. પછી એ બ્રાહ્મણે હરિશ્ચંદ્ર રાજાની સામે વલ્કલ ઉપર ધન મુકીને તેની રાણીને ચોટલો ઝાલીને તાણી લીધી. રાણી બોલી કે "હે ભલા બ્રાહ્મણ! મારા પુત્રને હું જોઈ લઉં તેટલી વાર મને છોડી દે છોડી દે. ફરીવાર આ બાળકને હું નહીં દેખી શકુ" એમ બોલતી રાણીએ પોતાના પુત્રને કહ્યું કે "હે રાજપુત્ર! દાસીપણું પામેલી આ તારી માતાને જો. હે પુત્ર! મને હવે તું અડજે માં કારણ કે હું હવે અડવા યોગ્ય નથી રહી." પોતાની માતાને બ્રાહ્મણ દોરી જતો હતો તે દેખી નેત્રમાં અશ્રુઓવાળો એ પુત્ર 'હે મા! હે મા!' એમ ચીસો પાડતો પાછળ દોડયો મસ્તકમાં વાળના ચોટલાવાળો એ બાળક માતાના વસ્ત્રને હાથમાં પકડી તાણી રહ્યો. આથી પેલા બ્રાહ્મણે એ બાળકને એક તમાચો માર્યો. આમ થવા છતાં જ્યારે એ બાળકે માતાના છેડાને ન છોડયો. ત્યારે તેની માતા

---

* આ અધ્યાયમા હરિશ્ચંદ્રે પોતાની રાણીને વેચી એ વાત આવશે.

બોલી કે "બ્રાહ્મણ ! મારાપર કરૂણા કરી આ બાળકને પણ તમે ખરીદી લ્યો. મને ખરીદી પણ એના વિના મારાથી કામ નહીં થાય વાસ્તે મારી મંદ ભાગ્યવાળી પર આટલી કૃપા કરો. સ્ત્રીનાં વચનો સાંભળીને તે બ્રાહ્મણે કહ્યું કે "આ તારો બાળક મને આપ. સ્ત્રી ને પુરૂષનાં ગુણોની ન્યુનાધિકતાથી ધર્મશાસ્ત્રના જ્ઞાતાઓએ સો, સહસ્ર, ને લાખ એમ મુલ્ય ઠરાવ્યું છે. કેટલાક વિદ્વાનો સ્ત્રીનું મુલ્ય કરોડનું પણ કહે છે. સ્ત્રી સકળ ગુણસંપન્ન બત્રીશ લક્ષણવાળી હોય તો તેનું મુલ્ય એક કરોડનું થાય ને તેવો પુરૂષ હોય તો તેનું મુલ્ય અર્બુદ થાય." આમ કહીને તે બ્રાહ્મણે બાળકનું મૂલ્ય પણ હરિશ્ચંદ્રના વસ્ત્રમાં નાખ્યું. પછી બાળકને તેની માતા ભેગો બાંધી બન્નેને દોરી રાજી થયેલો બ્રાહ્મણ પોતાને ઘેર જાય છે તેવામાં અશ્રુઓથી વ્યાકુળ રાણીએ હરિશ્ચંદ્રની પ્રદક્ષિણા કરી ગોઠણભર પડી કહ્યું કે "મેં કાંઇ દાન કર્યું હોય, હોમ કરેલ હોય, બ્રાહ્મણોને તૃપ્ત કર્યા હોય તો એ પુણ્યથી પાછા મારા પતિ હરિશ્ચંદ્ર મને મળે." પ્રાણથી અધિક પ્યારી રાણીને ચરણમાં પડતી દેખીને અરેરે ! અરેરે ! એમ બોલતો રાજા શોચવા લાગ્યો. કે "સત્ય, શીલ, કે ગુણ વગરની વૃક્ષની છાયા વૃક્ષને કદી પણ છોડતી નથી ત્યારે આ સત્યવાળી શીળવાળી ને ગુણવાળી મારી પત્ની મારાથી કેમ છુટી પડી !" આમ સ્ત્રી પ્રતિ બોલ્યા પછી પોતાના પુત્ર પ્રતિ રાજા બોલ્યો કે "હે પુત્ર ! મન તજી કયાં જાય છે ? મારે હવે કઇ દિશામાં જવું ? મારૂં દુઃખ કોણ ટાળે ! મને રાજ્યત્યાગથી અને વનવાસથી જે દુઃખ નહોતું ગયું તે દુઃખથી અધિક દુઃખ મારા આ પુત્રના વિયોગથી થાય છે." પછી રાજાએ રાણીને કહ્યું કે "સારો પતિ જગત્માં સ્ત્રીનો ત્યાગ ન કરે પણ હે કલ્યાણી ! મેં તો તારો ત્યાગ કરી તને સંકટમાં નાખીછે.ઇક્ષ્વાકુવંશમાં અવતરેલો તથા રાજ્યાસનના સુખો ભોગવાનાં સર્વદા વ્યસનવાળો હું છું છતાં મને એવા અભાગીઆને પામીને તારે દાસી થવા સમય આવ્યો છે. આવા અત્યન્ત શોકરૂપ મહાસાગરમાં ડૂબી ગયેલાનો મારો ભગવતીનાં નોખાં નોખાં ચરિત્રો સંભળાવીને કોણ ઉદ્ધાર કરશે-" આમ વિલાપ કરતા રાજાના દેખવામાંજ ફટકા મારતો મારતો પેલો બ્રાહ્મણ પેલાં સ્ત્રીપુત્રને દોરીને ઉપાડી ગયો. આવી રીતે બ્રાહ્મણના હાથથી દોરાતાં રાણી ને પુત્રને દેખીને ઉષ્ણ નિશ્વાસો મૂકતો એ રાજા વિલાપ કરવા લાગ્યો કે "પૂર્વે મારી જે પત્નીને સૂર્ય, વાયુ, ચંદ્ર, ને બીજા પણ કોઈ લોકો દેખવા પામતા નહીં તે આજ આવું દાસીપણું પામી છે. સૂર્યવંશમાં અવતરેલો કોમળ કોમળ આંગળીઓવાળો આ બાળક પણ વેચાયો. ખરેખર મને દુષ્ટબુદ્ધિવાળાને ધિક્કાર છે. હે પ્રિયા ! હે બાળક પુત્ર ! મારા દુષ્ટના અપરાધથી તમે દુઃખી થયાં છો ને દૈવાધન થઈ આવી અધમ દશામાં આવેલો હું મરી ન ગયો તેથી મને ધિકકાર છે. આ પ્રમાણે રાજા વિલાપ કરતો હતો તેવામાં તો પેલો બ્રાહ્મણ રાણી અને પુત્રને લઇ દુર નીકળી ગયો ને વૃક્ષો, મહેલો, વિગેરે આડાં આવવાથી રાજા પણ તેમને પછી ન દેખી શકયો. આ સમયમાં પોતાના શિષ્યો સહિત મુનિ વિશ્વામિત્ર કે જે મહા તપસ્વી, કઠોર અને નિર્દયરૂપવાળા હતા. તે રાજાની પાસે આવી બોલ્યા કે "હે રાજા ! જો તારે તારૂં સત્ય પાળવું હોય તો

રાજ્યદાનની પાછળની મારી દક્ષિણા મને આપ તથા તેં મને જેટલી જોઈએ તેટલી દક્ષિણા આપવાનું પહેલાં કહ્યું હતું તે પણ હવે મને આપી દે. હું યજમાન થઈને રાજસૂય યજ્ઞ કરૂં ને તેમાં મારે બ્રાહ્મણોને જેટલી દક્ષિણા આપવી પડે તેટલી દક્ષિણા રાજ્યદાનની દક્ષિણા ઉપરાંત મને તારે આપવી પડશે." વિશ્વમિત્રનાં વચનો સાંભળી હરિશ્ચંદ્ર રાજા બોલ્યો કે "હે રાજર્ષિ ! મારી પાસે અઢીભાર સુવર્ણ ઉપરાંત વિત્ત આવ્યું છે વાસ્તે એ સઘળુ લઈને તમે મારા કહેવા પ્રમાણે રાજ્યના દાનની દક્ષિણા ને રાજસૂય યજ્ઞની દક્ષિણા પણ મળી ગઇ એમ માનો." વિશ્વામિત્રે કહ્યું કે "હે રાજેન્દ્ર ! આ દ્રવ્ય કે જેની તું મને દક્ષિણા આપે છે તે તને કયાંથી મળી ! પ્રથમ એ તું મને કહે. રાજાએ કહ્યું કે "હે ભાગ્યશાળી મુનિ ! એ વાત કહેવરાવવાનું તમને શું પ્રયોજન છે ? એ વાત સાંભળી તમને પણ શોક થશે." વિશ્વામિત્રે કહ્યું કે "જે દ્રવ્ય કુમાર્ગથી આવ્યું હોય તેનો હું પ્રતિગ્રહ નથી કરતો. સન્માર્ગથી મળેલાં દ્રવ્યનું જ હું દાન લઉં છું. આટલા વાસ્તે આ દ્રવ્ય તને કેમ મળ્યું તે મને કહે." રાજાએ કહ્યું કે "હે મહારાજ મેં મારી રાણીને કરોડ સોનાં મોહોરથી ને મારા પુત્ર રોહિતને દશકરોડ સોના મોહોરથી વેચી દીધાં છે તો આ અગીઆર કરોડ સોના મોહોર તમે મારી પાસેથી લઈ લ્યો." રાજ્યના દાનની દક્ષિણા થવા ઉપરાંત જે વેચાણનું દ્રવ્ય વધ્યું તે રાજસૂય યજ્ઞની દક્ષિણા વાસ્તે ઓછું છે એમ જોઈને કોપ કરીને શોકાતુર રાજા હરિશ્ચંદ્રને વિશ્વામિત્રે કહ્યું કે "હે રાજા ! રાજસૂય યજ્ઞની દક્ષિણા પૂરતી નથી માટે ઘટતી દક્ષિણા ઉત્પન્ન કર." હે ક્ષત્રિયાધમ ! તું મને આવી અલ્પ દક્ષિણાનો અધિકારી સમજે છે ? મારૂં ઉત્તમ બ્રહ્મત્વ, મારૂં તપોબળ, મારો ઉગ્ર પ્રભાવ, ને શુદ્ધ અધ્યયન જોયા પછી મને યોગ્ય દક્ષિણા આપ મારાથી યજ્ઞની ઓછી દક્ષિણા લેવાય નહીં." રાજાએ કહ્યું કે "હે મહારાજ ! બીજું પણ ધનને હું આપીશ વાસ્તે કાંઇક સમયની વાટ જુઓ. મારી સ્ત્રીને મારા બાળક પુત્રને મેં હજુ હમણાંજ વેચ્યાં છે." વિશ્વામિત્રે કહ્યું કે હે રાજા ! દિવસનો ચોથો ભાગ હજુ બાકી છે તો હું તેટલી વાટ જોઇશ ને એ પછી તારે બીજો વાયદો ન કરવો.

**चतुर्भागः स्थितो योयं दिवसस्य नराधिप ।**
**एष एव प्रतीक्ष्यामि वक्तव्यं नोत्तरं त्वया ४५**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો*

### વિશ્વામિત્રનો હરિશ્ચંદ્ર દાસ થયો.

**व्यास उवाच—**

**तमेवमुक्त्वा राजानं निष्ठुरं निर्घृणं वचः ।**
**तदादाय धनं पूर्णं कुपितः कौशिको ययौ ॥ १ ॥**

વ્યાસમુનિ કહે છે—હે જનમેજય રાજા! રાજાને આવાં કડવાં વચનો કહીને રાજ્યદાનની દક્ષિણા લઈને વિશ્વામિત્ર ત્યાંથી ચાલતા થયા. પછી શોકાતુર રાજા હરિશ્ચંદ્રે નીચું મુખ કરી મોટા સાદથી બુમ મારી કે "મારૂં મડદા સરખું કૌવત વગરનાનું કોઇને કામ હોય તો નાણાં આપી મારી ખરીદી કરવા સૂર્યાસ્ત પહેલાં સત્વર આવશો." રાજાનાં આવાં વચનો સાંભળી તેની પરીક્ષા

* આ અધ્યાયમાં વિશ્વામિત્રનો દાસ બનેલો હરિશ્ચંદ્ર ચાંડાલને ત્યાં વેચાયો એ વાર્તા આવશે.

સારૂ સત્વર ત્યાં ધર્મદેવ ચાંડાલનું રૂપ ધરીને આવ્યા. એ ચાંડાલમાંથી દુર્ગંધ નીકળતો હતો. તેની છાતી વિકરાળ હતી. દાઢી તથા મુછ બિહામણાં હતાં, દાંત ઘણા ઉંચા હતા, શરીર શ્યામ અને માંસમય હતું, પેટ લાંબું હતું. હાથમાં જીર્ણ લાકડી રહી ગઈ હતી, અને તેણે શબનાં પુષ્પો પેર્યાં હતાં એ વિકરાળ અધમ ચાંડાલે રાજાને કહ્યું કે "હું તને દાસ કરવા ખરીદું છું કારણ મારે દાસની જરૂર છે વાસ્તે બોલ તને શું મુલ્ય આપું ! એવા ઘાતકી દૃષ્ટિવાળા ભુંડા સ્વભાવવાળા મહા નિર્દય ચાંડાલને રાજાએ પુછ્યું કે "તું કોણ છે." ચાંડાલ બોલ્યો કે "હે નૃપશ્રેષ્ઠ ! હું આ નગરમાં 'પ્રવીર' નામથી પ્રખ્યાતી પામેલો એક ચાંડાલ છું. તારે સદા મારી આજ્ઞામાં રહીને મરેલાં માણસોનાં ખપણ લેવાનું કાર્ય કરવું." ચંડાલનાં આવાં વચનો સાંભળી રાજા બોલ્યો કે "બ્રાહ્મણ કે ક્ષત્રીય મને ખરીદે એવો મારો વિચાર છે કારણ કે ઉત્તમનો ઉત્તમ, મધ્યમનો મધ્યમ, ને અધમનો અધમ ધર્મ હોય છે એમ સુજ્ઞો કહે છે. આથી તારા અધમના ઘરમાં મારો ઉત્તમ ધર્મ ન ચાલે" ચાંડાલ બોલ્યો કે "હે રાજા ! તારા મનમાં એમ હતું તો જે કોઇ મને ખરી દો એમ કેમ ધાંટો પાડતો હતો ! હવણાં તું ખોટું બોલે છે વાસ્તે તને અસત્ય બોલવાનો અધર્મ પ્રાપ્ત થયો છે. વિચારીને બોલનારા માણસનું મન ગમતું થાય પણ તું તો વિચાર કર્યા વિનાજ વચનો કાઢી ગયો છે. જો તું સત્ય પ્રમાણ માનતો હો તો તું મારાથીજ હવે ખરીદાયેલો છે એમાં શંકા નથી" રાજાએ કહ્યું કે "અસત્યવાદીને અધમતા આવનાં નર્કમાં પડવું પડે છે. વાસ્તે અસત્યનો દોષ આવે તેના કરતાં મને ચાંડાલપણું પ્રાપ્ત થાય એ બહુ સારૂં છે." આ પ્રમાણે હરિશ્ચંદ્ર વદતો હતો તેવામાં ત્યાં વિશ્વામિત્ર મુનિ આવ્યા. અસહનતાથી ક્રોધ કરી આંખોના ડોલા કહાડીને વિશ્વામિત્રે હરિશ્ચંદ્રને કહ્યું કે "આ ચાંડાલ તને મન માનતું દ્રવ્ય આપે છે છતાં તું મને યજ્ઞની દક્ષિણા કેમ નથી આપતો? રાજાએ કહ્યું કે "હે મહારાજ ! હે વિશ્વામિત્ર! સૂર્યવંશમાં સંભવ પામેલો હું ધનની ઈચ્છાથી ચાંડાલનો દાસ કેમ બનું ? આ વિચારમાં હું ડુબ્યો છું" વિશ્વામિત્રે કહ્યું કે "જો તું ચાંડાલના હાથમાં નહીં વેચાય ને મારી દક્ષિણા મને નહીં આપે તો હું તને શાપ આપીશ. તું ચાંડાલની પાસેથી કે બ્રાહ્મણની પાસેથી સત્વર દ્રવ્ય લાવીને હવે મને મારી દક્ષિણા આપી દે. પછી મારે કોઇ વાંધો નથી. હાલ તને ચાંડાલ વગર બીજો કોઇ ધન આપે તેમ નથી ને ધન લીધા વગર હું હવે પાછો પણ ખસું તેમ નથી માટે મારૂં લેણું ધન મને હમણાંજ આપી દે નહીં તો હું તને શાપ આપીશ. મારા શાપરૂપ અગ્નિમાં તને બાળીશ." વિશ્વામિત્રનાં આવાં વાક્યો સાંભળી મરણ તોલ બનેલા હરિશ્ચંદ્રે તે મુનિને "ક્ષમા કરો ક્ષમા કરો" એમ કહી વિશ્વામિત્રના ચરણો પકડયા. હરિશ્ચંદ્રે કહ્યું કે "હે મુનિ! હું દુખીઓ, રાંક, તમારો દાસ ને ભક્ત છું વાસ્તે ક્ષમા કરો. ચાંડાલનો સમાગમ ઘણોજ ભુંડો છે. હે મુનિ! તમારી અવશેષ રહેલી દક્ષિણાના બદલામાં હું તમારાજ સ્વાધિનમાં, તમારાં કામ કરનારો ને તમારાં મનને અનુસરનારો તમારોજ દાસ બનવા તૈયાર છું" વિશ્વામિત્ર બોલ્યા કે "હે રાજા! ભલે તને મારો દાસ હું કબુલ કરૂં છું. મારો દાસ થઇને મારાં વચ-

નો તારે માનવાં પડશે " આવાં વિશ્વામિત્રનાં વચનો સાંભળી હરિશ્ચંદ્ર પોતાનો નવો અવતાર થયો એમ માની રહ્યો. ને પછી તે વિશ્વામિત્રને કહેવા લાગ્યો કે "હે દ્વિજશ્રેષ્ઠ! હું તમારી આજ્ઞામાં સર્વદા રહીશ એમાં શંશય નથી. મને આજ્ઞા આપો. કહો હું આપનું શું કાર્ય કરૂં ! " રાજાની આવી વાણી સાંભળી વિશ્વામિત્ર બોલ્યા કે "હે ચાંડાલ ! તું મારી પાસે આવ ને મારા આ દાસ થયેલા રાજાનું મને શું મુલ્ય આપીશ તે કહે. એ મુલ્ય લઈને મારો દાસ હું તને આપું. મારે દાસની જરૂર નથી વાસ્તે તું લઈ લે. મારે તો ધન લેવાનીજ આશા છે." વિશ્વામિત્રનાં વાકયથી રાજી થયેલો ચંડાલ છેક પાસે આવી બોલ્યો કે " હે દ્વિજોત્તમ ! દશ યોજનના વિસ્તારવાળાં પ્રયાગનાં આ મંડળમાં રત્નની પૃથિવી બનાવીને હું તમને આ દાસના બદલામાં આપીશ. આપે આ દાસને વેચીને મારી પીડા ટાળી છે. " પછી એ ચાંડાલે હજારો રત્ન, હીરા, મોતી, ને સુવર્ણની મોહોરો મુનિને આપ્યાં તે લઈ મુનિએ હરિશ્ચંદ્રને ચાંડાલના હાથમાં સુપ્રત કર્યો આમ થવાથી હરિશ્ચંદ્રના મુખપર કાંઇપણ વિકાર ન થયો કારણ કે હરિશ્ચંદ્રે ધીરજ ધરી એમજ માન્યું કે "વિશ્વામિત્ર મારા ધણી થયા છે વાસ્તે તેમને જેમ કરવાનું કહે તેમ મારે કરવું " આ સમયમાં એક ગગન વાણી થઈ કે " હે રાજા ! તું રૂણમુક્ત થયો. તારી બાકીની દક્ષિણા તું આપી ચુકયો." આકાશવાણી થયા પછી રાજાની માથે પુષ્પવૃષ્ટિ થઈ ને ઈન્દ્રાદિક દેવતાઓ રાજાને વાહવાહ કહેવા લાગ્યા. મહા હર્ષવાળા હરિશ્ચંદ્ર રાજાએ વિશ્વામિત્રને કહ્યું કે " હે મહા બુદ્ધિવાળા મુનિ ! આપે મને છોડાવીને રૂણમુક્ત કર્યો છે ને ક્ષણ માત્રમાં મને સુખી કર્યો છે વાસ્તે મારા માતાપિતાને બંધુ આપજ છો તેથી કહો હવે હું શું કરૂં તમારા વચનો માનવામાં મારૂં કલ્યાણ છે." આ પ્રમાણે રાજાનાં વચનો સાંભળી વિશ્વામિત્રે રાજાને કહ્યુ કે " હે રાજા ! આજથી તારે આ ચાંડાલનું કહ્યું કરવું. તારૂં કલ્યાણ થાઓ." આમ કહી ચાંડાલની પાસેથી ધન લઇને હરિશ્ચંદ્રને ચાંડાલના કરમાં સોંપીને વિશ્વામિત્ર મુનિ ત્યાંથી ચાલ્યા ગયા. ॥ ૧-૩૯ ॥

**चांडाल वचनं कार्यं मद्यप्रभृति ते नृप ।**
**स्वस्ति ते सिवतितं मोऽस्य तदादाय धनं ययौ**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૨૩ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.*

### હરિશ્ચંદ્રનો ચાંડાલને ત્યાં નિવાસ.

**शौनक उवाच–**

**ततः किमकरो द्राजा चांडालस्य गृहे गतः ।**
**तद्ब्रूहि सूतवर्य त्वं पृच्छतः सत्वरं हि नो ॥१॥**

શૌનકાદિક કહે છે—હે સૂત પુરાણી ! પછી ચાંડાલગૃહ નિવાસી હરિશ્ચંદ્ર રાજાએ કેમ કર્યું તે કહો. સૂત કહે છે—ધન લઇને વિશ્વામિત્રના ગયા પછી તે ચાંડાલે રાજાને બાંધ્યો. 'હવે કયાં જઈશ ' એમ કહીને રાજાને લાકડી મારી. લાકડી વાગવાથી સંભ્રમવાળા પ્યારાં બંધુજનોના વિયોગથી દુઃખી ને અત્યન્ત વ્યાકુળ ઇન્દ્રિયોવાળા રાજાને પરામાં લાવી તેના પગમાં લોહની બેડી જડી પેલો ચાંડાળ નિરાંતે સુઈ રહ્યો. ચાંડાલના પરામાં વસતો બેડીવાળો હરિશ્ચંદ્ર રાજા સ-

* આ અધ્યાયમાં હરિશ્ચંદ્રે ચાંડાલને ત્યાં દાસ થઇ ચાંડાલની નોકરી બજાવી એ વાર્તા આવશે.

રીતે શોક કર્યા કરતો હતો કે "દુઃખવાળી દીન વદનવાળી મારી પત્ની તેનાં બાળકને જોઇ મને શું નહીં સંભારતી હોય! તેને એમ વિચાર થતો હશે કે "રાજા દ્રવ્ય કમાઈને બ્રાહ્મણને આપીને અમને છોડાવશે ને અમારા આશ્વાસના કરશે. પિતા પાસે જવાની ઈચ્છાવાળા બાળકને રાજી કરશે." અરેરે! એ મૃગનયની પ્યારીને 'હું ચાંડાલ થએલો છું' એ વાતની ખબર પણ નહીં હોય! અરેરે! હું રાજ્યભ્રષ્ટ થયો, પત્ની તથા પુત્રને મેં વેચ્યાં, ને છેલ્લીવારે સંબંધી જનોનો વિયોગી હું પણ ચાંડાલનો દાસ થયો. અરેરે! મારાપર તો ઉપરા ઉપર સંકટોજ આવી પડયાં." આવી રીત વિલાપ કરતો રાજા ચાંડાલના ગૃહમાં કાળક્ષેપ કરવા લાગ્યો. પછી પાંચમે દિવસે હરિશ્ચંદ્રની બેડીઓ ચાંડાલે છોડી દીધી ને તેને તે ક્રોધી ચાંડાલે કઠોર વચનોથી વારંવાર તરછોડયો તથા મુએલાં મનુષ્યોનાં વસ્રો એકઠાં કરવાનું કાર્ય સુપ્રત કર્યું. ચાંડાલે રાજાને કહ્યું કે "કાશીપુરીના દક્ષિણ પ્રદેશમાં મોટું શ્મશાન છે તેની તું ચોકી કર ને ત્યાંથી બીજે તારે જવું નહીં. આ જીર્ણ ધોકો લે ને હવે તું તે સ્થાનમાં જા. તારે 'આ ધોકો વીરબાહુનો છે' એમ તારે સૌને પૂછે તો કહેવું." રાજ્યભ્રષ્ટ થએલો હરિશ્ચંદ્ર રાજા ચંડાળનો દાસ થયો ને આ પ્રમાણે મસાણમાં મરેલાં મનુષ્યોનાં ખપણ લેવાનું કાર્ય કરવામાં જોડાયો. ચાંડાલોના અધિપતિ વીરબાહુની આજ્ઞાથી પછી હરિશ્ચંદ્ર રાજા મસાણમાં ગયો. એ ભયંકર મસાણ કાશીના દક્ષિણ પ્રદેશમાં હતું. ત્યાં ઘણો દુર્ગંધી ધુંવાડો ફેલાઈ રહ્યો હતો. ચારે બાજુઓએ શબનાં ફુલો પડયાં હતાં. માંસભક્ષી પ્રાણીઓ ભયંકર નાદ કરી રહ્યાં હતાં. સેંકડો ફયાવડી, ગરંજ, ઘુંઆલો, ને શ્વાનો આસપાસ ભમતાં હતાં. હાડકાંઓના મોટા ઢગલાઓ પડયા હતાં. ભયંકર દુર્ગંધ વ્યાપ્યો હતો. અગ્નિમાં પડેલાં અને અરધાં બળેલાં શબના મોઢાંઓ ફાડી રહેલાં દાંતની પંક્તિઓથી કેમ જાણે શરીરની આવી સ્થિતિ દેખી હસતાં હોય તેવાં દેખાતાં હતાં. મરણ પામેલાંઓને પરિજનોનો સર્વત્ર કોલાહલ મચી રહ્યો હતો. "હાય પુત્ર! હાય મિત્ર! હાય બાંધવ! હાય ભાઈ! હાય પ્યારી! હાય! ભાણેજડા! હાય મામા! હાય દાદા! હાય નાના! હાય પૌત્રા! હાય બાપ! તું મને છોડીને કયાં ગયો! આવ આવ" એવા પ્રકારના ત્રાસ જનક સબ્દો સર્વત્ર સાંભળવામાં આવતાં હતા. બળતાં માંસ, વસા ને મેદના છમછમાટ થઇ રહ્યા હતા ને અનળમાંથી મહા ભયંકર ચડચડાટીઓ નીકળતી હતી. પ્રલયકાળ સમાન દારૂણ મસાણમાં એ હરિશ્ચંદ્ર રાજા ગયો હતો ને શોક કરતો થતો કે "હે સેવકો! હે મંત્રીઓ! તમે સૌ કયાં છો? મારૂં કુળ પરંપરાનું રાજય કયાં ગયુ! હે પ્રિયા! હે પુત્ર! બ્રહ્મકોપથી મને મંદભાગ્ય વાળાને તજીને તમે કયાં દુર ગયાં છો? કોઈ સ્થળમાં પણ ધર્મના વગર મનુષ્યોનું કલ્યાણ નથી થતું વાસ્તે માણસે પરીશ્રમ કરીને ધર્મનુંજ પાલન કરવું જોઇએ. આમ વિલાપ કરતો રાજા વારંવાર મુડદાં તપાસતો સુકાઈને લાકડી જેવો થયો હતો અને આ શબનું આટલું મુલ્ય મળ્યું ને બીજાનું સો સિક્કા મુલ્ય મળશે તેમાંથી આટલું મારૂં, આટલું રાજાનું અને આટલું ચાંડાલનું થશે આવા વિચારવાળા વિષમ દશામાં દબાયેલા હરિશ્ચંદ્ર રાજાએ જીર્ણ વસ્રની ગાંઠો વાળીને

એકજ કંથા માત્ર પહેરી હતી તેના હાથ, પગ, પેટ, મુખ, ને ચરણો ચિતાની ભસ્મથી ખરડાએલા હતા. હાથની આંગળીઓ જાતજાતના મેદ વસા ને મજ્જાથી લેપડચોપડ રહેતી હતી. અને શબોના વાસ્તે મુકાયેલા ચોખાના પિંડોને ખાઈને રાજા પોતાનો ગુજારો કરતો હતો. શબોને ધરાવેલાં ફુલો ભેલાં કરીને પોતાના માથે પહેરવાની રાજાએ ટોપી બનાવી હતી. તે રાજાને દિવસે કે રાતે નિદ્રા આવતી નહોતી. તે વારંવાર નિશ્વાસો મેલતો ને અરેરે ! અરેરે ! એમ શોકના શબ્દો બોલ્યા કરતો હતો. આ પ્રમાણે આ રાજાએ સો વર્ષ જેવડા ઘણા આકરા બાર માસો વિતાવ્યા.

नरात्रौनदिवाशेतेहाहेतिप्रवदन्मुहुः ।
एवंद्वादशमासास्तुनीतावर्षशतोपमाः ॥३३॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો.*

### હરિશ્ચંદ્રનાં સ્ત્રીપુત્રની કથા.

व्यास उवाच–
एकदा तु गतो रंतुं बालकैः सहितो बहिः
वाराणस्या नाति दूरे रोहिताख्यः कुमारकः १

વ્યાસ મુનિ કહે છે—એક દિવસે હરિશ્ચંદ્ર રાજાનો રોહિત નામનો કુંવર કાશીથી થોડેક દુર બાળકોની સાથે રમવા સારૂં બહાર ગયો. રમ્યા પછી તે બાળકે કોમળ નાની અણીઓવાળા દર્ભ પોતાથી ઉપડે તેટલા વઈ લીધા. મારા ધણીને ખુશી કરવા સારૂં લઉં છું એમ બોલીને યત્ન પૂર્વક અગ્નિમાં હોમને વાસ્તે બન્ને હાથથી સારાં સારાં સંમિધ્ દર્ભ ને કાષ્ટ તથા ખાખરાનાં કાષ્ટની ભારી માથાપર લઇને ત્યાંથી ચાલ્યો. પગલે પગલે તેને શ્રમ પડતો હતો પણ પ્રેમથી ચાલ્યો જતો હતો. રસ્તામાં તેને તરસ લાગી તેથી એક જળાશય આવ્યું ત્યાં ભારી ઉતારીને પછી પાણી પીધું. પાણી પીધા પછી જરાક થાકેલો ખાઈ રાફડાપર ભાર મુકીને ઉપાડવા લાગ્યો. આટલા સમયમાં તો વિશ્વામિત્રની આજ્ઞાથી એક મહા ઝેરી ભયંકર કાળોતરો નાગ રાફડામાંથી બહાર આવ્યો. એ નાગ એ બાળકને કરડયો તેથી તે ધરતીપર પડી ગયો. રોહિતને મરેલો જાણી તેના ગોઠીયા બાળકોએ ઉતાવળથી ઘેર જઈને તેની માને કહ્યું કે "હે દાસી ! તારો દીકરો અમારી સાથે રમવા આવ્યો હતો ત્યાં તેને સર્પ કરડયો તેથી મરી ગયો છે." આવાં વજ્ર જેવાં વસમાં વચનો સાંભળી મૂર્છા પામેલી રાણી કાપી નાખેલી કેળની થાંભલીની પેઠે પૃથ્વીપર પડી ગઈ. ક્રોધ પામેલા બ્રાહ્મણે તેનાપર પાણી છાંટયું તેથી તેને કાંઇક ચેતના આવી. પછી બ્રાહ્મણે તેને કહ્યું કે "હે દુષ્ટા ! સાયંકાળે રડવું એ લક્ષ્મીનો નાશ કરનારૂં છે ને નિંદિત છે છતાં તું કેમ રડે છે ! તને જરાપણ શરમ નથી આવતી ! "આ પ્રમાણે બ્રાહ્મણે કહ્યું પણ તે કાંઇ બોલીજ નહીં. રાંક પુત્રના શોકથી પીડાવાળી અશ્રુઓવાળાં વદનવાળી ને રજથી ખરડાયેલી તે રાણી ઘણી દયા આવે એવી રીતે રૂદન કરતી હતી પછી કોપ પામેલા બ્રાહ્મણે તેને કહ્યું કે "તું મારી પાસેથી તારૂં મૂલ્ય લઇ મારાં કાર્યને બગાડે છે વાસ્તે તને ધિક્કાર છે. તારામાં આવી અશક્તિ હતી તો પછી મારૂં ધન

* આ અધ્યાયમાં હરિશ્ચંદ્રનાં સ્ત્રીપુત્રની કથા આવશે.

શા વાસ્તે તેં લીધું. બ્રાહ્મણનાં આવાં ઘણાં કઠોર વચનો સાંભળીને ગદ્દગદ્દ વાણીથી દયામણી રીતે રાણીએ કહ્યું કે "હે સ્વામી! મારો નાનો બાળક પુત્ર સર્પદંશથી મરી ગયો છે. મને તમે આજ્ઞા આપો. હું એ મરેલા બાળકને જોવા સારૂં ગામ બહાર જઉં મને એ બાળકનું દર્શન દુર્લભ થયું છે. હે સુવ્રત! આજ્ઞા આપો. આમ કહી એ નારી રોવા લાગી ત્યારે બ્રાહ્મણે તેને ફરીવાર કહ્યું કે "હે દુષ્ટ આચારવાળી હે ખંધી! તને હજુ પાપની ગમ નથી કે શું! જે માણસ ધણીની પાસેથી મુલ્ય લઈને તેના કામમાં અડચણ કરે છે તે માણસ મહા રૌરવ આદિ નરકોમાં પડે છે. એક કલ્પસુધી નર્કમાં રહ્યા પછી પાછો તેને કુકડીનો અવતાર આવે છે. તારી પાસે ધર્મની વાત કરવાથી મારૂં શું વળે? જે માણસ પાપી, ક્રુર, મૂર્ખ, નીચ, ખોટું બોલનારને શઠ હોય તેની પાસે બોધનું વચન ક્ષારવાળી ભૂમિમાં વાવેલાં બીજનાં જેવું છે. જો તને પરલોકનો ભય હોય તો ઘરનું કામ કર" આમ બોલતા બ્રાહ્મણને રાણીએ ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું કે "હે સ્વામી! આ મારાપર કરૂણા કરો. ક્રોધ તજીને પ્રસન્ન થાઓ. હું બાળકને જોઈ લઉં એટલીવાર મને જવા દો" આમ કહી પુત્ર શોકથી પીડાતી રાણીએ મુનિના ચરણમાં મસ્તક મુકી રૂદન કર્યું તેથી ઘણો ક્રોધ પામેલા રાતાંચોળ નેત્રવાલા બ્રાહ્મણે રાણીને કહ્યું કે "તારા દીકરાનું મારે શું કામ છે? તું ઘરનું કામ કર. મારો ક્રોધ વધશે તો તને ફટકા મારવા પડશે. આ તું નથી જાણતી!" બ્રાહ્મણે આમ કહ્યું તેથી રાણી ત્યાંજ રહી ધૈર્ય ધરી ગૃહકાર્ય કરી રહી. પગને તેલ ચોળવા વિગેરેનું કામ કરતાં અરધી રાત ચાલી ગઈ ત્યારે પછી તે બ્રાહ્મણે કહ્યું કે "હવે તારા પુત્રની પાસે જવું હોય તો જા ને તેને અગ્નિ દાહ કરીને પાછી સત્વર આવ. ધ્યાન રાખજે કે સવારે ગૃહકાર્યમાં મને અડચણ ન આવે." બ્રાહ્મણની આજ્ઞા મળતાં એ રાણી વિલાપ કરતી ઘરની બહાર નીકળી. ટોળામાંથી વિખુટી પડેલી હરણીની તુલ્યે અને વાછડાં વિનાની ગાયની પેઠે શોકવાળી તે રાણી કાશીની બહાર આવી ત્યાં તેણે પોતાના મરેલા બાળકને જોયો. તે બાળક રાંક સરખો કાષ્ટ, દર્ભ તથા ઘાસ ઉપર ધરતીપર પડયો હતો તેને જોઈ રાણી મોટાં દુઃખથી મોટી રાડ પાડીને રડી પડી ને બોલી કે "હે પુત્ર! મારી પાસે આવ. તને કેમ રીસ ચડી છે? રોજ તું હે માં! હે માં! હે માં! કરતો કરતો મારી પાસે આવે છે ને આજ તું કેમ નથી આવતો?" આમ વિલાપ કરતી રાણી લથડતી લથડતી મૂર્ચ્છા ખાઇ પુત્રની ઉપર પડી ને મૂર્ચ્છા વળતાં બાળકને બે હાથથી છાતીમાં લઇ તેનાં મુખપર પોતાનું મુખ રાખીને પીડા ભરેલા સ્વરોથી રોવા લાગી ને બન્ને હાથથી પોતાનું મસ્તક કૂટવા લાગી. હે પુત્ર! હે બાળક! હે પ્યારા! હે કુમાર! હે સુંદર! મારી હવે શું ગતી થશે! હે રાજા તમે પણ ક્યાં ગયા! પ્રાણ કરતાં પણ અતીવ વહાલો તમારો રોહિત કુમાર ધરતીપર મરેલો પડયો છે તેને જુઓ." આમ વિલાપતી રાણીએ જીવની શંકાથી ફરી પુત્રનું વદન જોયું. પણ મડાં મુખ થયેલું દેખી મૂર્ચ્છાવશ રાણી પડી ગઈ. પછી ફરી પુત્રના મુખને હાથમાં લઈ કહેવા લાગી કે "હેબાળક! તું સુવુ તજી દે. તુરત જાગૃત થા. આ મહા ભયંકર મધરાતનો સમય છે. આ સમયે સેંકડો ફ્યાવડીઓ, ભૂત, પ્રેત, પિશાચ, ને ડાકણો આદિનાં ઘણાં ટોળાંઓ નાદ કરે છે.

સૂર્ય અસ્ત થવાથી તારા સઘળા મિત્રો ભાગી ગયા છતાં તું કેમ એકલોજ અહીં રહ્યો છે?" આમ બોલતી રાણી વળી દયામણી રીતે રોવા લાગી કે "હે પુત્ર ! હે રોહિત ! હે દીકરા ! તું મને ઉત્તર કેમ નથી આપતો ! તારી માને પણ તું નથી ઓળખતો ! મારી સામું તો એકવાર જો ! હે પુત્ર ! દેશ જવાથી, રાજ્ય જવાથી, ધણીના હાથથી વેચાવાથી, અને દાસી થવાથી પણ જે જીવું છે તે તારૂં મુખ જોઇનેજ જીવું છું. તારા જન્મ સમયમાં બ્રાહ્મણોએ તો કહ્યું હતું કે "આ પુત્ર દીર્ઘાયુષ્યવાળો, સઘળી પૃથ્વીનો રાજા, શુરો, ઉદાર, ધીર, માતા પિતાને રાજી કરનાર, સત્યવાદી, જિતેન્દ્રિય, ને ગુરૂ, દેવ, ને બ્રાહ્મણોને પૂજનારો થશે." તો એ સઘળાં વચનો આજ તે કેમ વૃથા કર્યાં ! ચક્ર, મત્સ્ય, છત્ર, શ્રી વત્સ, સાથીઓ, ધ્વજા, કળશ, ચામર તથા બીજાં પણ જે લક્ષણો તારા હાથની હથેળીમાં છે તે બધાં શું આજ ખોટાં પડી ગયાં ! હે રાજા ! હે પૃથ્વીપતિ ! તારૂં રાજ્ય, મંત્રીઓ, સિંહાસન, છત્ર, ખડગ, પુષ્કળ દ્રવ્ય, અયોધ્યા, મહેલો, ગજ, અશ્વ- રથ, ને પ્રજા એ સઘળું કયાં આજ ચાલ્યું ગયું ? હે પુત્ર ! એ સઘળું તજીને મને તું એકલો આજ કયાં ગયો છે ! હે પતિ ! હે રાજા હરિશ્ચંદ્ર ! તમે આવો ને આ પ્યારા રોહિતને જોઈ લ્યો. જેણે કેસરના લેપવાળી તમારી વિશાળ છાતીને રીખી રીખીને પોતાનાં શરીરની રજના કાદવથી મલીન કરી દીધી હતી, ને જેણે ખોળામાં બેસીને તમારા કપાળમાંથી કસ્તુરીના ચાંદલાને બાળમતિથી લુંછી નાખ્યો હતો તે રોહિત બાળકની આજે આ દશા પણ તમે આવીને જુઓ. અરેરે ! મૃત્તિકાથી ખરડાયેલાં જે મલીન વદનને પણ હું વારંવાર ચુંબન ભરતી હતી તે વદન આજ માંખીઓના ગણગણાટ વાળું તથા કીડીઓએ દૂષિત કરી નાંખ્યું છે તે જુઓ. હે રાજા ! મરણ પામીને રાંક સરખો તમારો ધરતી પર પડેલો રોહિત કુમાર જુઓ. અરેરે ! હે દૈવ ! તારો મેં શો અપરાધ કર્યો છે કે અમને સંકટનો હજુ અંતજ આવતો નથી. હે બાળક ! હે વત્સ ! હે પુત્ર ! હાય હાય ! ઈત્યાદિ શબ્દોસહિત વિલાપ કરતી રાણીને સાંભળીને જાગી ગયેલા નગર રક્ષકો બહુજ વિસ્મય પામી તેની પાસે આવ્યા. રક્ષકોએ રાણીને પૂછ્યું કે "તું કોણ છો !" ને "આ બાળક કોણ છો" ! "તારો પતિ કયાં છે ! આ કાળી રાતે એકલી છતાં તું ભય કેમ નથી પામતી ને કેમ રૂદન કરે છે ! આ પ્રમાણે રક્ષકોએ વારંવાર તેને પૂછ્યું પણ રાણીએ તો રોવાજ માંડયું ને ઉત્તર કાંઈ ન વાળ્યો. એ રાણી વિલાપ કરતી દડ દડ દડ અશ્રુઓની ધારા પાડવા લાગી. પછી વિપરીત શંકાવાળા રક્ષકો ત્રાસ પામ્યા ને તેઓનાં રૂવાટાં ઉભાં થઈ ગયાં. એ લોકો હાથમાં શસ્રો લઇ માંહે માંહે બોલવા લાગ્યા કે "આ કાંઇ બોલતી બોલતી નથી તેથી સ્ત્રી તો નથી પણ આ બાળકોને મારનારી કોઈ રાક્ષસી છે. યત્નથી આને મારી નાખવી જોઇએ. રક્ષસી ન હોય તો મધરાતે અહીં બહાર કેમ બેસે. ખરેખર આ રાક્ષસી કોઈના બાળકને ખાવા સારૂં અહીં ઉપાડી આવી છે" આમ બોલતા રક્ષકોએ હિંમત ધરીને તે રાણીનો મજબુત રીતે ચોટલો પકડયો, કેટલાએક તેના હાથ ઝાલ્યા, ને કેટલાએક ચરણો પકડ્યા. ને કેટલાએક ગળું ઝાલ્યું. આ નારી આકાશમાં ફરનારી છે વાસ્તે ઉડી જશે એમ ધારી મજબુત રીતે ઝાલી એ લોકો તેને પસમાં . લાવ

આ એ ચાંડાલને સુપ્રત કરી, એ લોકોએ ચાંડાલને કહ્યું કે "હે ચાંડાલ! આ બાળહત્યા કરનારીને અમે તારી પાસે લાવ્યા છીએ વાસ્તે તેને તું દુર લઈ મારી નાંખજે." ચાંડાલે એ સ્ત્રીને જોઇને કહ્યું કે "આ લોક વિખ્યાત રાક્ષસીને હું જાણું છું. આ રાક્ષસીએ લોકોમાં ઘણાં છોકરાં લાવી લાવીને ખાધાં છે. આને પકડીને તમે મોટું પુણ્ય કર્યું ને આથી તમારી કીર્તિ અવિચળ રહેશે વાસ્તે હે રક્ષકો! હવે તમે ખુશીથી જાઓ. જે પ્રાણી બ્રાહ્મણ, સ્ત્રી, તથા બાળહત્યા કરનાર તથા સુવર્ણ ચોરનાર, અગ્નિ મુકનાર, વાટપાડુ, મદ્ય પીનાર, સાવકી માતાનો સંગ કરનાર ને ઘણા લોકોને રિપુ હોય તેનો વધ કરવો એ પુણ્ય છે. આવાં કૃત્ય કરનારાં બ્રાહ્મણ કે સ્ત્રી હોય તોપણ તેને હણવામાં પાપ નથી. માટે આનો વધ કરવો યોગ્યજ છે" એમ કહીને ચાંડાલે રાણીને મજબુત પાશમાં બાંધી ને ચોટલો ઝાલીને ખૂબ મારી. પછી તે ચાંડાલે કઠોર વચનોથી હરિશ્ચંદ્ર કે જે દાસ હતો તેને કહ્યું કે 'અરે દાસ! આ દુષ્ટ સ્ત્રીને હવે મારી નાંખ તેમાં કાંઈપણ વિચાર કરજે માં." વજ્રપાત સરખાં ચાંડાલનાં વચનોને સાંભળીને થરથરતા ને સ્ત્રી હત્યાની શંકાવાળા દાસરૂપ હરિશ્ચંદ્રે કહ્યું કે—"હે ચાંડાલ! આ કાર્ય મારાથી નહીં બની શકે. માટે કોઈ બીજા દાસને આ કામ બતાવો એટલે તે વધ કરશે. આ શિવાય બીજું ગમે તે કામ બતાવશો તે હું કરીશ." હરિશ્ચંદ્રનાં વચનો સાંભળી ચાંડાલે કહ્યું કે "તું ભય રાખ માં ને તરવાર હાથમાં ઝાલ. આને મારવાથી પુણ્ય થશે. આ સ્ત્રી બાળકોને ત્રાસ આપનારી છે વાસ્તે તેને બચાવવી ઘટતીજ નથી." ચાંડાલના શબ્દો સાંભળી દાસ રાજા બોલ્યો કે "સ્ત્રીઓનું તો સર્વદા રક્ષણ કરવું જોઈએ પણ તેને મારી ન નંખાય. ધર્મપરાયણ મુનિઓ સ્ત્રી હત્યામાં મોટું પાપ કહે છે. જે પુરૂષ સ્ત્રી હત્યા કરે તે મહા રૌરવ નામના નર્કમાં જાય છે પછી તે હત્યા જાણતાં થઈ હોય કે અજાણતાં થઇ હોય. ચાંડાલે કહ્યું કે "હે દાસ! તું એમ કર માં. ને આ વીજળી જેવી ચળકતી તીખી તરવાર લે. એકને મારતાં અનેકનુ સારૂં થતું હોય તો તેમાં પાપ નથી. આ દુષ્ટા ઘણાં બાળકોને ખાઇ ગઈ છે માટે તેને મારી નાંખ. આથી લોકહિત થશે" રાજાએ કહ્યુ કે "હે ચાંડાલોના સરદાર! સ્ત્રી હત્યા ન કરવી એવું મારૂં જન્મથી પ્રતિજ્ઞાવાળું વ્રત છે માટે હું એ કાર્ય નહીં કરૂં." ચાંડાલ બોલ્યો કે "હે પાપી! ધણીના કામશિવાય આ બીજું શું કામ છે! તું મુલ્ય લઈ મારાં કાર્યને કેમ બગાડે છે! ધણીના પૈસા લઇ ધણીનું કામ જે બગાડે તેનો હજારો કલ્પે પણ નરકમાંથી છુટકારો થાતો નથી." રાજાએ કહ્યું કે "હે સ્વામી મને બીજું ભારે કામ સોપજો પણ આ કામ હુંથી નહીં થાય. તમારો કોઈ શત્રુ હોય તો બતાવો એટલે તેને મારીને તેની પૃથ્વી હું તમારા સ્વાધીનમાં કરી આપું. દેવ, દૈત્ય, નાગ, સિદ્ધ, ગંધર્વ, એઓ સહિત ઈન્દ્ર પણ તમારો શત્રુ હશે તો તેઓ તમામને પણ સજેલાં શસ્ત્રોથી મારીને જીતી લઈશ." હરિશ્ચંદ્ર રાજાનાં આવાં વચનો સાંભળીને મહા કોપ કરીને પેલો ચાંડાલોનો સરદાર બોલ્યો કે "હે દાસ! તું જે બોલે છે તે ઠીક નથી. તને અધિક શું કહું! મારી વાત સાંભળ. હે બેશરમ! તને પાપનો ભય હતો તો મારો દાસ શું કામ થયો! મારો ગમે તેમ છે તોપણ તું દાસ છે વાસ્તે આ તરવાર લે ને આ

સ્ત્રીનુ મસ્તક તું કાપી નાંખ. આમ કહીને ચાંડાલે હરિશ્ચંદ્રના હાથમાં પોતાની તરવાર આપી દીધી.

गृहाणेनंततः खड्गमस्याश्छिन्धि शिरोंबुजम् ॥
एवं मुक्त्वाथ चांडलो राज्ञे खड्गं न्यवेदयत्॥८८॥

ઈતિશ્રી મહાપુરાણવિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૬ મો.*

### મહારાજા હરિશ્ચંદ્રનો વિલાપ.

व्यास उवाच–

ततोथ भूपतिः प्राह राज्ञीं स्थित्वा ह्यधोमुखः।
अत्रो पविश्यतांबाले पापस्य पुरतो मम ।१॥

વ્યાસ કહે છે—હે રાજા ! પછી હરિશ્ચંદ્રે નીચું મુખ કરી ઉભો રહી તે બાળાને કહી રહ્યો કે "હે બાળા ! મારી પાપીની પાસે આ સ્થળમાં તુ હમણાં બેસ. જો મારો હાથ ઉપડશે તો હું તારૂં મસ્તક કાપી નાંખીશ. આમ કહીતરવાર ઉપાડી રાજા મારવા ગયો. એ રાજા પોતાની સ્ત્રી છે એમ નહોતો જાણતો ને એ સ્ત્રી આ મારો પતિ છે એમ નહોતી જાણતી. પછી તે દુઃખાતુર મરણને ઇચ્છતી રાણી બોલી કે "હે ચાંડાલ ! મારી જરાક વાત સાંભળ. જો તારી આજ્ઞા હોય તો મારા મરી ગયેલા બાળકને અહીં લાવીને તારી પાસેજ તેને બાળુ. આટલી વાર તું સબુરી રાખ ને પછી ખુશીથી તરવારથી મને મારી નાંખ." એમ કરવાની હરિશ્ચંદ્રે હા પાડી તેથી તે બાઈ બાળકની પાસે રોતી રોતી કકળતી કકળતી ગઇ અને સર્પથી કરડાયેલા પુત્રને વારવાર હે પુત્ર ! હે વત્સ ! એમ બોલાવતી દુબળી, ઝાંખી, મેલી ને ધુળવાળી એ રાણી પાછી સત્વર સ્મશાનમાં આવી. બાળકને નીચું મુકીને તે બાઇ ધરતીપર બેઠી. પછી પોતાના પતિનું સ્મરણ કરીને વિલાપ કરવા લાગી કે "હે પ્રાણનાથ ! પોતાના મિત્રોની સાથે રમતાં દુષ્ટ સર્પ કરડવાથી મૃત્યુવશ થયેલા તમારા આ ધરતીપર પડેલા કુમારને દેખો છો કે નથી દેખતા !" તેના વિલાપના શબ્દો સાંભળી હરિશ્ચંદ્રે તે શબને જોવા સારૂં શંકાથી તે શબ ઉપરનું વસ્ત્ર ખેંચી લીધું. રૂદન કરતી અબળા નારી કે જે લાંબા સમયના પ્રવાસથી તપી રહેલી નેકેમ જાણે જન્માંતર પામેલી હોય તેવી દેખાતી હતી તેને રાજાએ ઓળખી ન હતી. સુંદર કેશવાળા જટાધારી ને શુષ્કતરૂની છાલ જેવા થઈ ગયેલા રાજાને પાસે ઉભેલા છતાં આ મારો પતિ છે એમ ઓળખતી ન હતી. વિષથી મૃત્યુ પામેલા એ કુમારને રાજલક્ષણવાળો દેખીને રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે "આનું વદન પૂર્ણિમાના ચદ્રમા જેવુ સુંદર, ઉર્ધ્વ નાસિકાવાળુ, વ્રણો વગરનું ને અરીસા જેવા ઉર્ધ્વ ગાલોથી શોભાવાળું છે. આના કેશ શ્યામ અણીવાળા, લાંબા, સરખા ને વાંકા છે. હોઠ ચણોઠી જેવા રાતા છે નેત્ર કમલ જેવાં છે. વક્ષસ્થળ વિશાળ છે. નેત્રો લાંબી છે બાહુઓ પણ ઘણા લાંબા છે. ખભા ઉર્ધ્વ છે. ચરણો વિશાળ ને કમળ નાળ સરખા સુકોમળ છે. આંગળીઓ ઝીણી છે ને નાભિ ઉંડી છે. આની ડોક પણ ઉર્ધ્વ છે. અહો ! આ આશ્ચર્ય તથા ખેદની વાત છે ! આ કોઈ રાજપુત્ર છે તેને દુરાત્મા કાળે પોતાના પાસમાં શપડાવ્યો છે. પછી માતાના ખોળામાં લેવાયેલા એ બાળકને દેખીને સારી પેઠે નિહાળતાં સ્મૃતિ થતાં 'હાય ! હાય !' પુકારતો રાજા-

---

* આ અધ્યાયમા હરિશ્ચંદ્ર રાજાના શોકવિષે કથા આવશે.

ઘણાં અશ્રુઓ પાડી રહ્યો. રાજા મનમાં બો-લ્યો કે " રખેને પોતાના તંત્રમાં સપગાવી દુષ્ટ કાળે આવી દશામાં નાખેલો મારો પુત્ર હશે ! વિચાર કરતો હરિશ્ચંદ્ર રાજા આમ વદતો હતો તેવાં દુ ખના હુમલાથી રાણી વિલાપ કરી રહી કે " હે પુત્ર ! કોણ પાપી પુરૂષના પ્રકોપથી આ મહા સંકટ આવ્યું તેની ખબર નથી પડતી ! હે સ્વામી ! હે રાજા ! મને દુઃખણીને તજી તમે કયાં નિવાસ કર્યો છે ? અરેરે ? દૈવ ! તેં આ શું કર્યું હરિશ્ચંદ્ર રાજાને તેં રાજ્યભ્રષ્ટ કર્યા, સંબંધી જનોથી વિખુટા કર્યા ને છેલ્લી વારે તે રાજાને તેં તેનાં સ્ત્રીપુત્રો વેચાવ્યાં " આવા સ્ત્રીના વિલાપને સાંભળી હરિશ્ચંદ્ર રાજાએ પોતાનાં સ્થાનભ્રષ્ટ રાણીને તથા મૃતક પુત્રને ઓળખ્યાં. પછી પોતાના સ્ત્રીપુત્રને સમજીને રાજા અરેરે ? આ ઘણું અવળું થયું એમ વિલાપ કરવા લાગ્યો. પછી સંતાપ પામેલા રાજાને મૂર્છા આવી ગઇ ને પીડા પામેલી તે રાણી પણ આવી અવસ્થાવાળા રાજાને કાંઈક ઓળખી ગઈ તેથી મૂર્છાથી ચેષ્ટા રહિત થઈ ગઇ ને ધરતી પર પડી ગઈ. પછી સંજ્ઞા આવતા એ બન્ને ભયંકર વિલાપ કરી રહ્યાં. રાજાએ કહ્યું કે " હે પુત્ર ! તારા સુકોમળ ને વાંકા કેશને જોવા છતાં ને તારાં રાંક મુખને જોવા છતાં મારી આ સમયે રાંકની છાતી કેમ નથી ફાટી પડતી. હવે ' બાપુ ! બાપુ ! ' એમ બોલતાં પોતાની મેળે આવેલા કયા જીવનું આલિંગન કરી સ્નેહથી બેટા બેટા એમ કહી હું બોલાવીશ. હવે હું કોના ગોઠણથી ચોપડાતી ધરતીની પીળી રજથી મારૂં વસ્ત્ર, ખોલો તથા અંગ મેલાં થશે. હે મનરંજન ને હૃદયરંજન નંદન ! હજી મને પુત્ર સુખની સંપૂર્ણ ઘડી આવી નથી. તું મારા જેવા બાપને પામી સાધારણ પદાર્થની જેમ વેચાયો છે. જાત્યદોષથી મારૂ બધું રાજ્ય ધનસહિત ચાલ્યું ગયું. મને દુષ્ટને સર્પડંશથી મૃત્યુ પામેલા પુત્રનું આજ મુખ દર્શન થયું તેથી હું સંતાપરૂપ વિષથી પીડા પામું છું " આમ બોલી મરેલી બાળકની કાયાને પ્રેમથી આલીંગન કરી અકળાતો ગળગળો થયેલો રાજા મૂર્છાવશ થઈ પૃથ્વીપર પડી ગયો. આ દેખીને શૈબ્યા રાણીએ વિચાર્યું કે " સ્વરપરથી નિશ્ચય થાય છે કે સિંહતુલ્ય, વિદ્વાનોના મનને ચંદ્રમા સરખી શાન્તિ આપનારો આ મહારાજા હરિશ્ચંદ્રજ છે. આની નાસિકા ઉર્ધ્વ છે અને તલના પુષ્પ જેવી સુદર છે. દાંતપણ કળીઓ જેવાછે તેથી આ પ્રખ્યાત કીર્તિવાળો મહાત્મા હરિશ્ચંદ્રજછે પણ એજ હોય તો તે મસાણમાં કેમ આવ્યા હશે." પછી પુત્ર શોકને શમાવીને શૈબ્યા રાણી મહારાજાના મૂર્ચ્છિત દેહને બારીકીથી જોઈ રહી ત્યાં નિશ્ચય થવાથી વિસ્મય પામી ને કાંઇક રાજી થઈ રાંક ને પતિ તથા પુત્રના શોકની વેદનાથી દબાએલી તે રાણી જોતાં જોતાં મૂર્છા આવવાથી ધરણીપર પડી ગઈ. કેટલીકવાર પછી સંજ્ઞા આવતાં તે રાણી ગદ્ગદ્ વચનથી બોલી કે " હે દૈવ ! હે નિર્દય ! હે મર્યાદારહિત ! હે દુષ્ટ ! આ દેવ સમાન મહારાજાને ચંડાલપણું આપનારા દૈવને ધિક્કાર છે. રાજ્યનો નાશ કરી, પરિજનોનો ત્યાગ કરાવી, સ્ત્રી તથા પુત્રને વેચાવીને છેવટે તેં આ રાજાને ચાંડાલ પણ બનાવ્યો. હે રાજા ! આજ તમારી પાસે છત્રચામર કે સિંહાસન જોવામાં આવતાં નથી તો આ ભાગ્યનો કેવો ફેરફાર થયો ! પુર્વે જે રાજા ચાલતા ત્યારે સેવક થયેલા રાજાઓ પો-

તાના વસ્ત્રોથી પૃથ્વીને રજવગરની કરતા હતા. એ રાજા આજ માણસોની ખોપરીઓ શબના ઘડા અને ખપણોથી સંકીર્ણ થયેલાં અપવિત્ર શ્મશાનમાં ફરે છે ! ! ! આ દારુણ સ્મશાન કે જેનાં મુડદાંઓને પહેરાવેલી પુષ્પોની માળાઓના ઉડતા દોરાઓની અંદર વાળનાં ગુંચળાં લાગી રહેલાં છે, જેમાં સઘળી ભૂમિ સૂર્યનાં કિરણોથી સુકાયેલા ચરબીના ઝરાઓથી વ્યાપ્ત છે. જેમાં ભસ્મ અંગારારૂપ, અર્ધદગ્ધ કાષ્ટ ને માંસની ગલગીચથી ત્રાસ વરતી રહ્યો છે, જેમાં ગરંજ ને શીંગડાંઓના નાદ વ્યાપી રહ્યા છે, જેમાં માંસપક્ષી પ્રાણીઓ પુષ્ટ થયેલાં જોવામાં આવે છે, જેમાં સઘળી દિશાઓ ચિંતાઓના ધુમાડારૂપી લાંબા વસ્ત્રોથી શ્યામ થઈ રહેલી છે ને જેમાં શબોને ભક્ષણ કરવાના આનંદથી રાક્ષશો ખેંચાયા આવે છે તેમાં આ મહારાજા સંતાપથી પીડા પામીને ફર્યા કરેછે. અરેરે ! આ કેવી ખેદની વાત છે ! ” આ પ્રમાણે બોલી રાજાના ગળામાં વળગી રહીને તે શોકથી ઘેરાએલી રાણીએ પીડા ભરેલા શબ્દથી રાજાને કહ્યું કે “ હે રાજા ! આ સ્વપ્ન છે કે સાચું છે ! આપ જેવું ધારતા હો તેવું કહો. મારૂ ચિત્ત અકળાય છે. હે ધર્મજ્ઞ ! જો આ વાત સાચી હોય તો ધર્મ, સત્ય અને બ્રાહ્મણ ને દેવ વિગેરેનાં ઉપાસનો કાંઇ પણ સહાય કરતાં નથી એ નિશ્ચય છે. ધર્મ તત્પર તમે પણ રાજ્યથી ભ્રષ્ટ થયા તેથી નિશ્ચય થાય છે કે “ ધર્મ, સત્ય, સરળતા ને સૌમ્યપણામાં કાંઈ પણ સાર નથી. આ પ્રમાણે રાણીનાં વચનો સાંભળી રાજાએ ઉષ્ણ નિશ્વાસ મુકી ગળગળા કંઠથી તેની પાસે પોતાને ચાંડાલપણું પ્રાપ્ત થયાની વાત કહી દેખાડી. દુઃખ પામેલી રાણીએ પણ વારંવાર રૂદન કર્યું ને ઉષ્ણ નિશ્વાસો નાંખીને પોતાનાં પુત્રનાં મરણની સઘળી હકીકત કહી બતાવી. સ્ત્રીનાં વચનો સાંભળી રાજા પૃથ્વીપર પડી ગયો અને મુએલા બાળકને પોતાની પાસે લઈને જીભથી ચાટવા લાગ્યો. પછી શૈબ્યા રાણીએ ગળગળા કંઠથી હરિશ્ચંદ્રને કહ્યું કે “ હે રાજા ! મારૂં મસ્તક કાપી નાંખવાની તમને તમારા ધણીની આજ્ઞા છે તેનું પાલન કરો. તમારા ધણીના દ્રોહના પાપમાં અને અસત્યમાં ન આવવું જોઇએ. અસત્યને પાપરૂપ સ્વામીનો દ્રોહ તમારા હાથથી જેમ ન થાય તેમ કરો. ” આવાં વચનો સાંભળી રાજા મૂર્છા ખાઇને પૃથ્વીપર પડી ગયો કેટલીક ક્ષણે પછી સંજ્ઞા આવી ત્યારે તે રાજાએ દુઃખથી વિલાપ કર્યો કે “ હે પ્રિયા મને તેં આ વસમું વચન કેમ કહ્યું ! જે કામ કહી શકાય નહીં તે કામ કરી તો કેમજ શકાય.” રાણીએ કહ્યું કે મેં જગદંબાની તથા બ્રાહ્મણોની પૂજા કરી છે તો તેનાં ફળથી મારા બીજા જન્મમાં પણ તમેજ પતિ થશો ” સ્ત્રીનાં વચનો સાંભળી રાજા ધરતીપર પડી ગયો ને મરેલા પુત્રનાં વદનનું ચુંબન કરવા લાગ્યો. રાજાએ કહ્યું કે “ હે પ્રીયા! હવે લાંબા સમય સુધી સંતાપ ભોગવવો મને નથી ગમતો. પણ મારા હાથમાં મારૂં શરીર નથી. મારાં કેવાં દુર્ભાગ્ય છે કે ચાંડાલની આજ્ઞા વિના જો હું અગ્નિમાં પડું તો ફરી જન્મતરમાં મારે ચાંડાલનો ચાકર થવું પડે નરકની ગતિ થતાં મહા રૌરવ નર્કમાં પીડા ભોગવવી પડે. હમણાં મને એવું ભયંકર દુઃખ છે કે નરકને નહીં ગણકારતાં પ્રાણ તજવા મને સારા લાગે છે. મારો વંશ ચલાવનારો એકનો એક પુત્ર પણ કમભાગ્યે મરી ગયો. હું દુઃખી જ-

તાં પરાધીન છું તેથી પ્રાણ કેવી રીતે તજી શકું તોપણ દુઃખ ઘણું છે તેથી મારો દેહ હું તજીશ. પુત્ર મરણનું દુઃખત્રૈલોક્યમાં મોટું છે ને અસિપત્રવન વૈતરણી નામનું નરકનું દુઃખ પણ એથી નાનું છે. હું પુત્રની દેહસાથે ભેગો બળી મરીશ. હે પ્યારી! ક્ષમા રાખીને મને તારે આ કાર્યથી ન અટકાવવો. મારી આજ્ઞાને માન આપી તું બ્રાહ્મણને ત્યાં ચાલીજા. મેં જે દાન ને હોમ કરેલ હશે ને ગુરૂભક્તિ કરી હશે તો તારી અને પુત્રની સાથે પરલોકમાં મને સમાગમ થશે. આ લોકમાં તો હવે મારૂં ઇષ્ટ ક્યાંથી થાય! હે પ્રિયા! હસતાં હસતાં પણ એકાન્તમાં મેં તને કાંઈ કહ્યું હોય તો તેની ક્ષમા કરજે. હે દેવતાઓની પૂજા કરનારી! રાજપત્નીપણાના ગર્વથી તારા ધણી બ્રાહ્મણનું અપમાન નહીં કરી તેને તું રાજી રાખજે." રાણીએ કહ્યું કે "હે રાજર્ષિ! મારાથી પણ સંકટ સહન નથી થઇ શકતું વાસ્તે હું પણ તમારી સાથેજ પ્રદીપ્ત અનળમાં બળી મરીશ. તમારી સાથે આવવામાંજ મારૂં હિત છે માટે હવે જવું યોગ્ય નથી. હે માન આપનારા! સ્વર્ગ કે નરક તમે જે ભોગવશો તે હું પણ ભોગવીશ." આવા પ્રકારનાં શૈબ્યારાણીનાં વચનો સાંભળી એ સમયે મહારાજ હરીશ્ચંદ્રે કહ્યું કે "હે પતિવ્રતા! ભલે ત્યારે તું એમ કરજે. ૧-૭૦

व्यास मननैवमन्ननान्यथाभवेत् ।
सहस्वर्गंचनरकंत्वयाभोक्ष्याम्यानद ॥ ७१ ॥
श्रुत्वाराजातदोवाचएवमस्तुपतिव्रते ॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૨૬ મો. સંપૂર્ણ.

---



# અધ્યાય ૨૭ મો.*

## હરિશ્ચંદ્રનું સ્વર્ગારોહણ.

व्यास उवाच—

ततः कृत्वा चितां राजा आरोप्य तनयं स्वकम् ।
भार्यया सहितो राजा बद्धांजलि पुटस्तदा ॥१॥

વ્યાસ વદે છે—હે જનમેજય! પછી એ સમયે ચિતા ખડકી તેમાં મરેલા રોહિતના દેહને સ્થાપી બે હાથ જોડીને મહા સમર્થ વિશ્વેશ્વરી શતાક્ષી દેવીનું ધ્યાન કરવા લાગ્યો પંચકોશોમાં વ્યાપક, શ્રુતિ પ્રતિપાદિત બ્રહ્મરૂપ પુચ્છવાળાં, રક્ત વસ્ત્રોવાળાં, કરૂણાના સાગર સરખાં, અનેક આયુધોવાળાં, તથા જગત્‌નાં પાલનમાં તત્પરતાવાળાં જગદંબાનું ધ્યાન કરતા રાજાની પાસે એ સ્થાને ઇન્દ્રાદિક સઘળા દેવતાઓ આવ્યા. ધર્મદેવ તેમાં નાયક થયા હતા. સઘળા દેવોએ કહ્યું કે "હે મહાબુદ્ધિવાળા! ધૈર્યધારી મહારાજા! સાંભળો. આ સાક્ષાત્ બ્રહ્મા છે, ને આ પોતે મહાત્મા ધર્મરાય છે. આ સૌ સાધ્ય, વિશ્વેદેવા, મરૂત, લોકપાળ, ચારણ, નાગ, સિદ્ધ, ગંધર્વ, રૂદ્ર, અશ્વિનીકુમાર ને બીજા પણ ઘણા ઘણા દેવતાઓ તમારી પાસે આવ્યા છે. આ વિશ્વામિત્ર કે જે પોતે ધર્મની રીતિથી ત્રૈલોક્યની સાથે મૈત્રી કરવાની ઈચ્છાના લીધે એવું નામ પામ્યા છે તે વિશ્વામિત્ર પણ તમારૂં મનવાંછિત આપવા અત્યારે ઈચ્છા કરી રહ્યા છે. ધર્મરાજા કહે છે—હે હરિશ્ચંદ્ર! સાહસ ન કરો. તિતિક્ષા, જિતેન્દ્રિયતા ને ધૈર્ય આદિ તમારા ગુણોથી પ્રસન્ન થઈ ને હું ધર્મદેવ તમારી પાસે આવ્યો છું. ઇન્દ્રદેવ કહે

---

* આ અધ્યાયમા હરિશ્ચંદ્ર મહારાજા રાણી તથા પુત્રને પ્રજા સહિત સ્વર્ગમા ગયા એ કથા આવશે.

છે—હે ભાગ્યશાળી હરિશ્ચંદ્રરાજા ! હું પણ તમારી પાસે આવ્યો છું. તમે તમારી પત્નીએ ને તમારા પુત્રે સનાતન લોકની પ્રાપ્તિ થવા યોગ્ય ધર્મ આચર્યો છે વાસ્તે આપ સ્ત્રી પુત્ર સહિત સ્વર્ગમાં પધારો. આ સ્વર્ગ અન્ય મનુષ્યોને ઘણો દુર્લભ છે પરન્તુ તમે તમારાં પુણ્ય કર્મોથી તમારા હસ્તગત તેને કર્યો છે. વેદવ્યાસ વદે છે—આ સમયે ચિતામાં ગોઠવેલા રોહિતના મરેલ દેહપર ઇન્દ્રદેવે ગગનમાંથી દુર્મરણનો નાશ કરનારી અમૃતની વૃષ્ટિ કરી. પુષ્પોની પણ ત્યાં ઘણી વૃષ્ટિઓ થઈ. દેવ દુદુભિઓ વાગી રહ્યાં. સત્વર ચિતામાંથી રોહિતકુમાર જીવતો થઇ બેઠો થયો. સુકોમળ શરીરવાળા સ્વસ્થ મનવાળા, એ પુત્રને ભેટીને રાજા રાણી ઘણાં રાજી થયાં. એ રાજા રાણી ને પુત્રને સ્વાભાવિક સુંદરતા, દિવ્ય પુષ્પો ને દિવ્ય વસ્ત્રો પણ એ વેળા પ્રાપ્ત થયાં ને તેઓ ત્રણે સંપૂર્ણ હૃદયવાળાં થઇ પરમાનંદમાં ઝુલવા લાગ્યાં પછી સત્વર ઇન્દ્રદેવે રાજાને કહ્યું કે " હે રાજા ! કર્મફળ રૂપ સદગતિરૂપ સ્વર્ગમાં તમે તમારી રાણી તથા પુત્ર સહિત પધારો હરિશ્ચંદ્ર વદે છે—હે દેવરાજા ! મારા ધણી ચાંડાલની આજ્ઞા વિના અને તેનો બદલો આપ્યાવિના હું સ્વર્ગલોકમાં નહીં આવું. ધર્મરાય કહે છે—તમને એ પ્રકારનો કલેશ થવાનો સમજીને હું પોતેજ મારી માયાથી ચાંડાલ થયો હતો ને મેંજ તમને એ ચાંડાલનું પરૂં બતાવ્યું હતું ઇન્દ્રદેવ બોલ્યા—હે હરિશ્ચંદ્ર ! પૃથ્વીમાં ઉત્પન્ન થયેલાં મનુષ્યો ને ઉત્તમ સ્થાનની પ્રાર્થના કરે છે ને જે સ્થાનમાં પુણ્યશાળી પ્રાણીઓજ જાય છે તે સ્થાનમાં આજ આપ પધારો. હરિશ્ચંદ્ર કહે છે—હે ઈન્દ્રદેવ ! મારા તમને પ્રણામ છે. મારી એક વાત આપ સાંભળો. મારા વિરહના શોકમાં ડુબી ગયેલાં મનવાળા મારી અયોધ્યા નગરીના લોકોને છોડીને હું એકલો સ્વર્ગલોકમાં કેમ આવી શકું ? ભક્તજનોનો ત્યાગ કરવાનું પાપ બ્રહ્મહત્યા, સુરાપાન, ગોહત્યા, ને સ્ત્રીહત્યાથી પણ મોટું છે એમ કહેવાય છે. પ્રીતિવાળો ભક્ત કે જે તજવાને યોગ્ય નથી તેને તજનારો કયાંથી સુખ પામે ! આટલા વાસ્તે હે ઇન્દ્રદેવ ! હું અયોધ્યાના લોકો વિના ત્યાં નહીં આવું. આપ ખુશીથી પાછા સ્વર્ગમાં પધારો. એ સઘળી પ્રજા મારી સાથે આવતી હોય તો હું સ્વર્ગમાં કે નરકમાં જવા તૈયાર છું. ઇન્દ્રદેવ કહે છે—હે રાજા ! આ લોકમાં મનુષ્યોનાં પુણ્યો અને પાપો નોખાં નોખાં છે વાસ્તે સઘળાંઓની સાથે સ્વર્ગભોગની તમને કેમ ઈચ્છા પ્રકટી છે ? હરિશ્ચંદ્ર રાજા કહે છે—પ્રજાઓના પ્રભાવથીજ રાજા રાજ્યને ભોગવે છે, મહાયજ્ઞો કરે છે, ને ઈષ્ટાપૂર્તાદિક કાર્યો કરી શકે છે વાસ્તે પ્રજાઓના પ્રભાવથીજ પુણ્ય સંપાદન કારનારો જે હું તે મને કર આપનારા પ્રજાજનોને તજીને સ્વર્ગમાં એકલો કેમ જાઉં ? મારાથી મારી ભક્ત પ્રજાનો ત્યાગ ન થાય. હે ઈન્દ્ર ! મારી આવી ઇચ્છા છે વાસ્તે દાન, યજ્ઞ, ને જપ આદિ મારૂં જે કાંઈ સત્કર્મ છે ને મારી પ્રજાનું જે કાંઈ સત્કર્મ હોય તે સઘળું એકઠું કરો. કદાચ એ લોકોનું કાંઈ પુણ્ય ન હોય ને ઘણા કાળ સુધી સ્વર્ગભોગ પામવાનું મારૂં એકલાનુંજ પુણ્ય હોય તો એ મારૂં પુણ્ય સઘળા વચ્ચે વહેંચાઈ જવાથી ભલે એકજ દિવસમાં મારૂં પુણ્ય બધું ભોગવાઈ જાય. આવી કૃપા જો થાય તોજ સ્વર્ગમાં આવી શકાય. વેદવ્યાસ કહે છે—હે જનમેજય ત્રૈલોકયાધિપતિ, ઈન્દ્રદેવ, ધર્મદેવ, ને મહાત્મા

વિશ્વામિત્ર મુનિએ પ્રસન્ન થઈ ને હરિશ્ચંદ્રને કહ્યું કે "ભલે તમારી ઈચ્છા પ્રમાણે અમે કરશું" પછી એ દેવતાઓ તુરત કાશીમાંથી અયોધ્યા ગયા ને અયોધ્યાની પ્રજાને મહારાજા હરિશ્ચંદ્રની સાથે સ્વર્ગમાં આવવા બાબત ઈન્દ્રદેવે કહ્યું કે "હે અયોધ્યાવાસી લોકો ! તમે સૌ સ્વર્ગમાં આવવા કાશીપુરીમાં હરિશ્ચંદ્રની પાસે ચાલો" ઈન્દ્રની આજ્ઞાથી સૌ પ્રજાજનો રાજાની પાસે આવ્યાં. પછી ઈન્દ્રે કહ્યું કે "હે રાજા ! મહા દુર્લભ સ્વર્ગલોકમાં આવવા સારૂં તમારાં પ્રજાજનો તમારી પાસે આવે છે. ધર્મની કૃપાથી તમને સૌને સ્વર્ગ સુખ મળશે. પછી મહારાજા હરિશ્ચંદ્રે પ્રજાજનોને કહ્યું કે "સ્વર્ગમાં સૌ ચાલો" ઇન્દ્રનાં ને રાજાનાં વચનો સાંભળીને તે પ્રજાવર્ગ બહુ રાજી થયો. જે લોકો સંસારમાં વિરક્ત હતા તેઓ પોતપોતાનાં પુત્રાદિકને સઘળું કાર્ય સોંપીને રાજાની સાથે સ્વર્ગમાં ગયા. સઘળાં લોકો દિવ્ય દેહવાળાં બનીને મહારાજા હરિશ્ચંદ્રની પહેલાંજ સ્વર્ગમાં પહોંચી ગયાં. પછી મોટા મનવાળા હરિશ્ચંદ્ર રાજાએ રોહિતને અયોધ્યામાં રાજ્યાભિષેક કર્યો ને પરિજનોની પૂજા કરી ને પુણ્ય યોગથી દેવતાઓને દુર્લભ કીર્તિ મેળવીને ઈચ્છા પ્રમાણે સર્વ સ્થળોમાં સત્વર પહોંચી જાય એવાં ધુંસરીઓ વાળાં વિમાનમાં મહારાજા હરિશ્ચંદ્ર બેઠા. આ જોઈને સર્વ શાસ્ત્રોના અર્થના જ્ઞાતા મહા ભાગ્યશાળી શુક્રાચાર્યે આ પ્રકારે અર્થ વાળો મંત્રરૂપ *શ્લોક કહ્યો. શુક્રાચાર્ય કહે છે—અહો દુ:ખને સહન કરવાનું માહાત્મ્ય અને દાનનું ફળ કેવું મોટું છે કે જેથી હરિશ્ચંદ્ર રાજાને ઈન્દ્રલોકની પ્રાપ્તિ થઈ. વ્યાસમુનિ કહે છે—હે રાજા ! આ પ્રમાણે સઘળું હરિશ્ચંદ્ર રાજાનું વ્યાખ્યાન મેં તમને કહ્યું. આ આખ્યાન સાંભળવાથી દુઃખીઆને અવિચળ સુખ મળે, સ્વર્ગની ઇચ્છા વાળાને સ્વર્ગ મળે, પુત્રની કામના વાળાને પુત્ર મળે, સ્ત્રીની ઈચ્છા વાળાને સ્ત્રી મળે ને રાજ્યની કામના વાળાને રાજ્ય પણ મળે છે.[१–४२]

स्वर्गार्थी प्राप्नुयात्स्वर्गं सुतार्थी सुतमाप्नुयात्
भार्यार्थी प्राप्नुयाद्भार्यां राज्यार्थी राज्यमाप्नुयात्

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવતવિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૨૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૮ મો.*

### શતાક્ષી માતાનો મહિમા.

जनमेजय उवाच—

विचित्रमिदमाख्यानंहरिश्चंद्रस्यकीर्तितम् ।
शताक्षीपादभक्तस्यराजर्षेर्धार्मिकस्य च ॥१॥

જનમેજય કહે છે—હે વ્યાસ ! તમે શતાક્ષીના ચરણના ભકતરાજ ધર્માત્મા રાજર્ષિ હરિશ્ચંદ્રનું આ વિચિત્ર આખ્યાન કહ્યું. હવે હે મુનિ ! સેંકડો નેત્રવાળાં શતાક્ષી દેવી કેમ થયાં એ કથા મને કહો. ભગવતીનાં આખ્યાનો સાંભળતાં કોને તૃપ્તિ થાય ! જેના સાંભળવાથી પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ થાય છે. વ્યાસમુનિ વદે છે—હે રાજા ! તમે દેવીના ભકત હોવાથી તમારાથી કાંઈ ન વદવા જેવું ન હોવાથી તમને શતાક્ષીના ઉત્તમ અવતારની વાત કરૂંછું તે સાંભળો. મહા દારૂણ ને અત્યન્ત ખળ દુર્ગમ કે જે પૂર્વે હિરણ્યાક્ષના વંશમાં રૂરૂ નામના દાનવનો પુત્ર હતો તેણે એકવાર વિચાર્યું કે

---

* अहो तितिक्षा माहात्म्यं अहो दानफलं महत् ।
यदागतो हरिश्चन्द्रो महेन्द्रस्य सलोकताम् ॥

* આ અધ્યાયમાં શતાક્ષી દેવીના અવતારની વાર્તા આવશે.

"વેદોક્ત અસ્ત્રશસ્ત્રોથી દાનવોને મારનારા તથા વેદમંત્રોથી હોમાયલા હવિ ખાઈને હૃષ્ટપુષ્ટ બળવાળા દેવતાઓનું બળ વેદ શિવાય અન્ય નથી તો વેદોનો નાશ થાય તો દેવતાઓનો અવસ્યમેવ નાશ થાય વાસ્તે વેદનાશરૂપ એકજ મારે કાર્ય છે " આમ વિચારી દુર્ગમ તપ કરવા હિમાલયમાં ગયો. એક હજાર વર્ષનું તેનું તપ થયું ત્યારે દેવ દાનવ ને સઘળા લોકો તપવા લાગ્યા. પછી દુર્ગમને વરદાન આપવા પ્રસન્ન થયેલા બ્રહ્મા હંસ ઉપર ચડી ત્યાં ગયા. નેત્રો બંધ કરી બેઠેલા દુર્ગમને બ્રહ્માએ હસીને કહ્યું કે "તારૂં કલ્યાણ થાઓ. તું ઇચ્છિત વરદાન માગ. હું વરદાન દાતાઓમાં પ્રધાન છું તે તારાપર આજ પ્રસન્ન થયો છું" આ પ્રમાણે બ્રહ્માના વચન સાંભળી દુર્ગમ સાવધાન થઈ ઉભો થઈ બ્રહ્માને કહેવા લાગ્યો કે "હે દેવસ્વામી ! મને વેદ આપો. ત્રૈલોક્યમાં બ્રાહ્મણો અને દેવતાઓની પાસે જે મંત્રો છે. તે બધા મને આપો. આ શિવાય મંત્રરહિત દેવતાઓ ને બ્રાહ્મણો મારાથી હારી જાય એવું બળ પણ મને તમે આપો." દુર્ગમના વચનો સાંભળી વેદોના સ્વામી બ્રહ્મા તથાસ્તુ એમ વદી સત્યલોકમાં ગયા. આ દિવસથી બ્રાહ્મણો વેદોને વિસરી ગયા ને પૃથ્વીમાં સ્નાન સંધ્યા, નિત્યહોમ, શ્રાદ્ધ, યજ્ઞ ને જપ વિગેરેનો મોટો ઉચ્છેદ થયો તેથી સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. પરસ્પરમાં "આ તે શું થયું કે સમૂળગોજ વેદોનો અભાવ થયો" એમ બ્રાહ્મણો વદતા વદતા "હવે કેમ કરશું" એમ વિચારી રહ્યા. આથી પૃથ્વીમાં મોટો અધર્મ પ્રવર્ત્તતાં યજ્ઞના ભાગો પણ દેવતાઓને ન મળવાથી તેઓ નબળા થઇ ગયા. પછી દુર્ગમે સ્વર્ગને ઘેરો ઘાલ્યો તેથી યુદ્ધમાં અશક્ત દેવતાઓ સ્વર્ગ છોડીને ભાગી ગયા ને અન્ય દેશોમાં ચાલ્યા ગયા. એ દેવતાઓ પર્વતોની ગુફામાં મેરૂપર્વતનાં વનોમાં વસતા વસતા જગદંબાનું પરમશક્તિરૂપાનું ધ્યાન કરવા લાગ્યા. અગ્નિમાં હોમાદિકો ન થયાં તેથી અનાવૃષ્ટિ થઇ. વૃષ્ટિ નહીં પડવાથી જળ વગરની પૃથ્વી સુકાઈ ગઈ. વાવ, કુવા, તળાવ નદીઓને સરોવરો બધાં સુકાઈ ગયાં. હે રાજા ! એ અનાવૃષ્ટિ એકસો વર્ષ રહી તેમાં ઘણી ઘણી પ્રજા ગાય ભેંસ આદિ પશુઓ મરી ગયાં. મરેલાં માણસોને ઉઠાવનારાં માણસો ન મળવાથી મનુષ્યોના ઘરમાંજ શબો પડી રહ્યાં. આવો જ્યારે અનર્થ ચાલ્યો ત્યારે શાન્ત ચિત્તવાળા બ્રાહ્મણો જગદંબાનું આરાધન કરવા સારૂં હિમાલયમાં ગયા ને ત્યાં ભગવતીનું સમાધિ ધ્યાન ને પૂજાઓથી નિરંતર દેવીનું ભજન કરી રહ્યા. આહારનો ત્યાગ કરી ભજનાતુર એ બ્રાહ્મણો જગદંબાનું શરણ લઈ પ્રાર્થના કરવા લાગ્યા કે "હે મહેશ્વરી ! દયા લાવો. અપરાધમાં આવેલા પામર લોકોના પ્રતિ આપે આમ કરવુંજ ઘટે. હે દેવેશ્વરી ! કદાચ અમારા અપરાધીઓ પર તમને કોપ થયો હોય તોપણ સર્વાંતર્યામીપણાને લીધે તમે લોકોને જેવી પ્રેરણા કરો છો તે પ્રમાણે લોકો કરે છે વાસ્તે આમાં અમારો અપરાધ ન જાણવો જોઇએ. હે મહેશ્વરી ! તમે વારવાર શું જોઇ રહ્યા છો ? તમારા વિના અમારી બીજી ગતિ નથી તેથી તમે કહો તેમ કરવા અમે તૈયાર છીએ. તમે સઘળું કરવા સમર્થ છો. હે દેવી ! આ આવેલાં ભીષ્મ સંકટમાંથી અમને કાઢો. અમે જળ વિના કયાંથી જીવીએ ! હે મહેશ્વરી ! હે જગદંબા ! પ્રસન્ન થાઓ. હે અનંતકોટિ

બ્રહ્માંડોને ચલાવનારાં ! અમે તમને નમસ્કાર કરીએ છીએ. સર્વ કારણરૂપ તમે છો. તમને સઘળા વેદો નેતિનેતિ એમ સકળના નિષેધના અવધિપણા રૂપેથી દર્શાવે છે. આવાં આપને પરિપૂર્ણ ભાવથી અમે ભજીએ છીએ." આ પ્રમાણે પ્રાર્થના સાંભળી ભુવનેશ્વરી શ્રી પાર્વતી દેવીએ પોતાનું અનંત નેત્રમય તથા કાજળ જેવું શ્યામરૂપ બતાવ્યું. તેમનાં નેત્રો નીલાં કમળના જેવાં હતાં. તેમનાં સ્તનો અત્યન્ત કઠણ, સરખાં, ઉંચાં, ગોળ, પુષ્ટ, ને ઘાટાં હતાં. એક હાથમાં બાણ, બીજા હાથમાં કમળ, ત્રીજા હાથમાં અનંત રસ તથા ફળ વાળાં ક્ષુધા તૃષાને મટાડનારાં ફળમૂળ તથા શાકાદિ ને ચતુર્થ હાથમાં આયુધો તેણે ધર્યાં હતાં. સઘળાં સૌન્દર્યોના સારરૂપ, લાવણ્યથી શોભાયમાન, કરોડો સૂર્ય સરખાં તેજસ્વી ને દયારસના સમુદ્ર જેવું સ્વરૂપ દેખાડીને જગદંબાએ લોકોમાં પોતાનાં અનંત નેત્રોમાંથી જળની હજારો ધાટાઓ છોડી મુકી તેથી પૃથ્વીપર નવ દિવસ સુધી મહાવૃષ્ટિ થઈ. સઘળાં દીન જનોને દેખીને જગદમ્બાએ અશ્રુ પાડયાં તેથી સઘળા લોકો અને સઘળીઓ ઔષધીઓ તૃપ્ત થઈ. હે રાજા ! એ જળોથી નદી અને નદોના પ્રભાવો ચાલ્યા ને છુપી ગયેલા દેવતાઓ પણ બહાર આવ્યા. દેવ અને બ્રાહ્મણોએ મળીને જગદંબાની સ્તુતિ કરી કે" હે વેદાન્ત વેદ્ય ! હે બ્રહ્મસ્વરૂપ ! તમને અમે પ્રણામ કરીએ છીએ. પોતાની માયાથી સકળ જગત્‌ને રચનારાંને તમને અમે વંદીએ છીએ. હે દેવિ ! હે ભકતોનાં કલ્પવૃક્ષરૂપ ! હે ભક્તોના હિતવાસ્તે અવતાર ધરનારાં ! હે નિત્ય તૃપ્તિવાળ ! હે ઉપમા રહિતા ! હે ભુવનેશ્વરી ! અમે તમને પ્રણામ કરીએ છીએ. અમારાં કલ્યાણ વાસ્તે તમે હજારો નેત્રો ધર્યાં છે વાસ્તે આજથી તમારૂં 'શતાક્ષી' નામ ગવાશે. હે માતા! હે દેવિ ! હે અંબિકા ! અમે ક્ષુધાથી પીડા પામ્યા છીએ તેથી સ્તુતિ કરવાની અમારી શક્તિ નથી. હે ઇશ્વરી ! કૃપા કરીને વેદોને પણ લાવો." આ પ્રમાણે કહેતા દેવતાઓ વિગેરેને જગદંબાએ ખાવા સારૂં પોતાના હાથમાંના ફળ મૂળાદિ આપ્યાં. આ મીઠાં મીઠાં ફળ મૂલાદિ નવું અન્ન ઉત્પન્ન થાય ત્યાં સુધી પહોંચે એટલાં, જોઇએ તેટલાં અનત રસોવાળાં અનેક પ્રકારનાં અન્ન તથા પશુઓને ખાવાના પદાર્થો પણ દીધા. હે રાજા ! આ દિવસથી એમનું ' શાકંભરી ' એવું નામ પડયું છે. પછી આ વાતના સમાચાર મળતાં દુર્ગમ દાનવ સૈન્ય તથા આયુધો સહિત યુદ્ધ કરવા ગયો. એક હજાર અક્ષૌહિણીવાળા એ દૈત્યે ઉપરા ઉપર બાણો છોડીને દેવીની પાસે ઉભેલા સઘળા દેવતાઓ તથા બ્રાહ્મણોને ચારે કોરથી ઘેરી લીધા. આમ થતાં દેવતાઓમાં કિલકિલા શબ્દ થઇ રહ્યો ને સૌ દેવતા તથા બ્રાહ્મણો ત્રાહિ ત્રાહિ પુકારવા લાગ્યા. પછી જગદંબાએ દેવોને બ્રાહ્મણો રક્ષવા સારૂં તેઓના ફરતું પોતાનું તેજમય ચક્ર રાખ્યું ને પોતે એકલાં ચક્રની બહાર આવી ઉભાં. આ પછી દુર્ગમ અને દેવીને મોટો સંગ્રામ થયો. અદ્‌ભૂત યુદ્ધમાં બાણોની વૃષ્ટિઓથી સૂર્યમંડળ ઢંકાઈ ગયું તેથી પરસ્પર બાણોના ઘસારાથી પ્રકટેલા અગ્નિના પ્રકાશથી કામ ચાલી રહ્યું. ધનુષ્યની દોરીઓના ભયંકર ટંકારાઓથી સઘળી દિશા શુન્ય–બહેરી બની ગઈ. આ વેળા દેવીનાં શરીરમાંથી બીજી શક્તિઓ પણ નીકળી પડી કાળિકા, તારિણી, બાલાત્રિપુરા, ભૈરવી, રમા, કામાક્ષિ, ભંજિની, મોહિની, છિન્નમસ્તા

અને દશ હજાર હસ્તવાળી ગુપ્ત કાળી એ શક્તિઓ તથા બીજી બત્રીશને ચોસઠ શકિતઓ નીકળી. પછી આયુધોવાળી બીજી અગણિત દેવીઓ પણ પ્રકટ થઈ. રણભૂમિમાં મૃદંગ શંખ ને વીણા વિગેરેના ધ્વનિઓ થઈ રહ્યા. એ શકિતઓએ દુર્ગમની એક હજાર અક્ષૌહિણી સેનાનો પરાભવ કર્યો તેથી સેનાનો નાયક દુર્ગમ પોતે શકિતઓની સાથે લડવા લાગ્યો. એ યુદ્ધ ભયંકર થયું ને તેમાં શોણિતની સરિતાઓ ચાલી. દશ દિવસમાં સઘળી અક્ષૌહિણી સેનાનો નાશ થઇ ગયો. પછી અગીયારમો દિવસ કે જે મહા દારૂણ હતો તે દિવસે મોટો ઉત્સવ કરી રક્તપુષ્પો તથા રકત વસ્ત્રો ધરી અને રકતચંદનનું લેપન કરી દુર્ગમ દાનવ રથમાં બેસીને રણમાં આવ્યો મહાવેગથી દુર્ગમે સઘળી શકિતઓનો પરાજય કરી રાક્ષસીના રથની આગળ પોતાનો રથ ખડો કર્યો. પછી એ દાનવ અને દેવી વચ્ચે બે પહોર સુધી ભયંકર ત્રાસ જનક દારૂણ યુદ્ધ ચાલ્યું. પછી દેવીએ મહા ઉગ્ર પંદર બાણો છોડયાં તેઓમાંથી ચાર બાણોથી દુર્ગમના રથના ચાર ઘોડાને, એક બાણથી સારથિને, બે બાણથી નેત્રોને, બે બાણથી બે હાથને, એક બાણથી ધ્વજાને ને પાંચ બાણથી હૃદયને વીંધી નાખતાં લોહી નાખતો એ દાનવ જગદંબાની આગળ પડી ગયો ને મરણ પામ્યો. એના શરીરમાંથી તેજ નીકળીને દેવીના રૂપમાં પેસી ગયું. મહા પરાક્રમવાળો દુર્ગમ મરણ પામતાં આખું ત્રૈલોકય શાન્ત થયું. પછી બ્રહ્મા આદિ દેવતાઓએ વિષ્ણુ તથા સદાશિવને નાયક કરી ભક્તિપૂર્વક ગદ્ ગદ્ કંઠથી જગદબાની આ પ્રમાણે સ્તુતિ કરી. દેવતાઓ સ્તુતિ કરે છે—હે જગત્‌ની ભ્રાન્તિરૂપ વિવર્ત્તનાં મુખ્ય કારણ સ્વરૂપ! હે પરમેશ્વરી! હે શાકંભરી! હે શતાંક્ષી! અમે તમને ફરી ફરી પ્રણામ કરીએ છીએ. હે સકળ ઉપનિષદોથી ગવાયેલાં! હે દુર્ગમ દાનવનો નાશ કરનારાં! હે માયેશ્વરી! હે શિવા! હે પંચકોશ વ્યાપિની અમે તમને વંદન કરીએ છીએ. આપ કે જેનું મુનિશ્વરો નિર્વિકલ્પ ચિત્તથી ધ્યાન ધરે છે એવાં ઓંકાર અર્થરૂપ ભુવનેશ્વરી છો તેને અમે ઉપાસીએ છીએ. આપ કે જે અનંત કોટિબ્રહ્માંડોનાં સૃજનારાં, દિવ્ય સ્વરૂપવાળાં ને બ્રહ્મા વિષ્ણુ વિગેરેનાં જનેતા છો તેને અમે સંપૂર્ણ ભાવોથી વંદીએ છીએ. દયાવાળાં પરમેશ્વરી શતાક્ષી જગદંબા વિના બીજો કોણ સર્વેશ્વર પામરજનોનું સંકટ જોઇને રૂદન કરે. કોઈપણ ન કરે. વ્યાસમુનિ કહે છે—આ પ્રમાણે બ્રહ્મા વિષ્ણુ આદિ ઉત્તમ દેવતાઓએ સ્તુતિ કરી ને નાના પ્રકારના ઉપચારોથી પૂજા કરી તેથી જગદંબા બહુ રાજી થયાં. પછી તે પ્રસન્ન મનવાળાં પરમેશ્વરીએ વિપ્રોને વેદો લાવી આપ્યા. વેદ લાગ્યા પછી કોયલ સરખા મધુર સ્વરોથી બ્રાહ્મણો પ્રત્યે ભગવતીએ અધિક ભલામણ કરી કે "મારાં ઉત્તમ શરીરરૂપ વેદોનું તમે રક્ષણ કરજો. વેદો વિના જે અનર્થ થાય છે તે તમને હજુ તાજોજ પ્રશ્ન છે. તમારી સર્વદા મારે પૂજન ને સેવા કરવાં. એથી અધિક કલ્યાણનો બીજો કોઇ ઉપાય નથી. તમારે સર્વદા આ મારાં ઉત્તમ માહાત્મ્યનો પાઠ કરવો કારણ કે એ પાઠ કરવાથી હું પ્રસન્ન થઇશ ને તમારાં સઘળાં સંકટોને મટાડીશ. દુર્ગમ દૈત્યને મારવાથી મારાં 'દુર્ગા' એ નામનું ને હજારો નેત્રોને લીધે મારાં 'શતાક્ષી' એ નામનુ જે મનુષ્યો ભક્તિથી ઉચ્ચારણ કરશે તે મનુષ્યો માયાજાળને તોડીને મારાં

સ્વરૂપને અવશ્યમેવ પામશે. આ વિષયમાં અધિક કહેવાના કરતાં જે વાસ્તવિક સાર છે તેજ હું કહું છું કે સઘળા દેવ દાનવ ને મનુષ્યોએ સર્વદા મારીજ ભકિત કરવી યોગ્ય છે." સંતોષને ઉત્પન્ન કરનારાં સચ્ચિદાનંદરૂપ ભગવતીએ એ પ્રમાણે કહ્યા પછી સમગ્ર દેવાદિકના દેખવામાંજ ત્યાંથીજ અન્તર્ધાન થઈ ગયાં. હે રાજા ! અત્યન્ત વિશાળ રહસ્યવાળું આ સુંદર આખ્યાન મેં તમને કહ્યું. સર્વ કલ્યાણ આપનારાં આ આખ્યાનને તમારે બરાબર ગુપ્ત રાખવું. જે મનુષ્ય ભક્તિમાં તત્પર થઈને આ અધ્યાયનું નિત્યપ્રતિ શ્રવણ કરે તેની સઘળી મન કામનાઓ પરિપૂર્ણ થાય છે અને અંતે તે દેવીના લોકમાં પૂજાય છે.

यइमं शृणु यान्नित्यं मध्यायं भक्तितत्परः ।
सर्वान् कामानवाप्नोति देवीलोके महीयते॥८३॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૨૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૯ મો*

### દેવીના અવતારની કથા.

व्यास उवाच–

इत्येवं सूर्य वंश्यानां राज्ञां चरितमद्भुतम् ।
सोमवंशोद्भवानां च वर्णनीयं मया कियत्॥१॥

વ્યાસ મુનિ કહે છે–હે રાજા ! સૂર્ય તથા ચંદ્રવંશી રાજાઓનાં ઉત્તમ ચરિત્રો મારે તમને કેટલાંક કહેવાં. આમાં સાર માત્ર એટલોજ છે કે એ સઘળા મહીપાળો પરાશક્તિની કરૂણાથી મહત્વને પામ્યા હતા. જે કાંઇ મહત્વ મળે તે જગદંબાના પ્રસાદથી મળે એમ ચોક્કસ જાણવું. જે જે પદાર્થ વિભૂતિવાળો લક્ષ્મીવાળો ને વૃદ્ધિવાળો હોય તે તે પદાર્થ પરાશક્તિના અંશથી થયો એમ સમજવું હે જનમેજય ! પરાશક્તિના ઉપાસક એ રાજાઓ તથા બીજા પણ રાજાઓ આ સંસારરૂપ વૃક્ષના મૂળમાં કુવાડારૂપ થયા હતા વાસ્તે સર્વ પ્રયત્નથી ભુવનેશ્વરીનીજ ભક્તિ કરવી જોઇએ. ધાન્યનો ઈચ્છનાર ફોતરાંનો જેમ ત્યાગ કરે છે તેમ ભુવનેશ્વરીને ઈચ્છનારાએ સંસારભોગોનો ત્યાગ કરવો. આ વેદરૂપી ક્ષીરસાગરનું મથન કરતાં મને માત્ર આ પરાશક્તિરૂપ એક રત્ન મળ્યુ છે. જે પરાશક્તિનાં ચરણારવિંદની પ્રાપ્તિ થતાં હું મને પોતાનો ચરિતાર્થ સમજું છું. એ પરાશક્તિના પલંગના પાયારૂપે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ને ઈશ્વર એ ચાર છે. સદાશિવ પોતે પલંગરૂપ છે. આ પંચ દેવતાઓનાં આસનપર બીજો કોઇ દેવ બેઠેલ નથી. પોતાનો ઉત્કર્ષ જણાવવાજ જગદંબાએ એ પાંચે દેવોને પોતાના આસનરૂપ બનાવ્યા છે. પૃથ્વી આદિ પાંચ મહાભૂતોના અધિપતિ પણ એ બ્રહ્માદિક પાંચ દેવતાઓ છે. એઓથી પણ જે અધિક વસ્તુ છે તેને વેદોમાં 'અવ્યક્ત' નામથી કહી છે, એ અવ્યક્ત આ ભુવનેશ્વરી છે કે જેમાં તંતુઓમાં વસ્ત્રની તુલ્યે આ અખિલ જગત્ ઓતપ્રોત છે. હે રાજા ! ભુવનેશ્વરીને ઓળખ્યા વિના પ્રાણીને બંધન મટતું નથી. જ્યારે મનુષ્યો આકાશને ચર્મના વીંટાની તુલ્યે વીંટશે ત્યારે તેઓ ભુવનેશ્વરી અવ્યક્તને ઓળખ્યા વગર બંધનથી મોકળા થઇ શકશે. આકાશને ચર્મવત્ જેમ ન સંકેલાય તેમ માયોપાધિક બ્રહ્મરૂપ આ ભુવનેશ્વરીને જાણ્યા વગર મોક્ષ પણ નજ થાય. આ કારણથી જ શ્વેતાશ્વતર શાખાવાળાઓ

* આ અધ્યાયમાં ભગવતીના અવતાર વિષે રાજાએ પ્રશ્ન કર્યો એ સંબધી વાત આવશે.

વદે છે કે "ધ્યાન યોગના અનુસરનારા યોગીજનોએ સમતામાં રહેલા સત્વાદિક ગુણોથી ઢંકાયેલી પરમાત્માની શક્તિને દીઠી હતી." આમ છે તો પછી જન્મનાં સાર્થકત્વના વાસ્તે સઘળા પ્રયત્નથી સઘળો સંગ તજીને મનને હૃદયમાં સ્થાપીને સર્વદા ભગવતીમાંજ નિષ્ઠા રાખવી ને તેમાંજ તત્પર રહેવું એ વેદાન્તનો ડંકો છે. પ્રેમયુક્ત ભક્તિ ન બને તો લજ્જાથી કે ભયથી પણ તેમાં તત્પર રહેવું ઉત્તમ છે. સુતાં બેસતાં હાલતાં કે જે કોઈ નિમિત્તથી માણસ જો દેવીનું કીર્તન કરે તો તે માણસ બંધનથી મુક્ત થાય છે. આટલા વાસ્તે હે રાજા ! પ્રથમ પગથીએ પગથીએ ચડવાની પદ્ધતિ પકડી વિરાટ્ સુત્ર અને અન્તર્યામિરૂપ ભગવતીને ભજવાં ને પછી ચિત્ત શુદ્ધિ થાય ત્યારે સચ્ચિદાનંદ શબ્દના લક્ષ્યાર્થરૂપ ને પ્રપંચના ઉલ્લાસથી રહિત પરબ્રહ્મરૂપ પરાશક્તિની ઉપાસના કરવી. એ પરાશક્તિમાં ચિત્ત લય પામી જાય તેનું નામજ તેની ઉપાસના છે. હે રાજા ! ધર્માત્મા અને ઉદાર મનવાળા યશ શક્તિના ભક્તોરૂપ સૂર્યવંશી ચંદ્રવંશી રાજાઓનું પરમ પવિત્ર કીર્તિ આપનારૂં ધર્મ આપદાવાળું તથા બુદ્ધિ અને શુભ ગતિને આપનારૂં ચરિત્ર મેં તમને સંભળાવ્યું તો કહો હવે મારી પાસેથી બીજું શું સાંભળવાની તમારી અભિલાષા છે. ? જનમેજય રાજા કહે છે—( તૃતીય સ્કંધમાં ) પ્રથમ તમે કહ્યુ છે કે ભુવનેશ્વરીએ સદાશિવને ગૌરી વિષ્ણુને લક્ષ્મી, ને નાભિકમળમાંથી પ્રકટેલા બ્રહ્માને સરસ્વતી આપ્યાંહતાં."પણ લોકમાં એમ કહેવાય છે કે ગૌરી તો દક્ષની તથા હિમાલયની પુત્રી છે, તથા લક્ષ્મીને ક્ષીર સાગરની પુત્રી કહી છે. આમ છે તો ભુવનેશ્વરીથી ઉત્પન્ન થયેલી ગૌરી અને લક્ષ્મીને બીજાની કન્યાપણાંનો દોષ કેમ આવે છે. હે મુનીશ્વર ! આ મને મોટો સંશય છે. આપ આ સંશયનું નિવારણ કરો. વેદ વ્યાસ કહે છે—હે રાજા ! આ રહસ્ય આપને ભક્ત તથા અધિકારી સમજી હું કહું છું. જ્યારે ભુવનેશ્વરીએ ત્રણ દેવોને ત્રણ દેવીઓ આપી ત્યારે એ ત્રણ દેવો સૃષ્ટિ સંબંધી કાર્યમાં જોડાયા હતા. હે રાજા ! પછી કેટલાક કાળ પછી હાલાહલ નામના દાનવો જાગ્યા હતા તેઓએ ક્ષણમાત્રમાં આવું ત્રૈલોકય જીતી લીધું હતું. બ્રહ્માના વરદાનથી એ દાનવોએ કૈલાસ તથા વૈકુંઠને પણ ઘેરો ઘાલ્યો હતો એ દેખીને શિવે તથા વિષ્ણુએ યુદ્ધની તૈયારી કરી. શિવ વિષ્ણુ ને હાલાહલ દાનવો વચ્ચે સાઠ હજાર વર્ષ યુદ્ધ ચાલ્યું. દેવ અને દાનવની સેનામાં હાહાકાર વર્ત્તાઈ રહ્યો. છેવટે પોતપોતાની શક્તિઓના પ્રભાવથી શિવે તથા વિષ્ણુએ એ સઘળા દાનવોને માર્યા હતા. છતાં પોતપોતાનાં સ્થાનકમાં શિવ વિષ્ણુએ જઈને પોતાનો વિજય થયો એવું પોતાની શક્તિઓની પાસે અભિમાન કર્યું. ખોટાં અભિમાનવાળા શિવ અને વિષ્ણુની ગૌરી તથા લક્ષ્મીએ હાંસી કરી માયામોહિત સદાશિવને વિષ્ણુએ ક્રોધવશ થઇને એ હાંસી કરતી દેવીઓને કડવાં વચનોથી પ્રહાર કર્યો, આ સમયે એજ ક્ષણમાં ગૌરી તથા લક્ષ્મી પોતપોતાના પતિને તજીને અન્તર્ધાન થઇ ગયાં. આ વેળા હાહાકાર થઈ રહ્યો. પોતાની શક્તિઓના અપમાન કરવાથી શિવ તથા વિષ્ણુ નિસ્તેજ શક્તિરહિત વિક્ષિપ્ત ને બુદ્ધિરહિત થઈ ગયા. આથી બ્રહ્માને ચિન્તા પેઠી કે "આ શુ થયું" દેવતાઓના પ્રધાન શિવ તથા વિષ્ણુ કાર્ય કરવામાં અશકત કેમ થઈ ગયા ! આ સંકટ શું કારણે આવ્યું ! આ

આકાશમાં શું પ્રલય થશે ! કારણ જાણ્યાવિના હું શો ઉપાય કરૂં !" આ પ્રમાણે ચિંતાતુર બ્રહ્માએ નેત્ર બીડીને ધ્યાન કર્યું તો આ સઘળું પરાશક્તિના કોપથી થયું છે એમ જાણી લેતાં બ્રહ્મા ઉપાયમાં લાગ્યા. ઉપાય જ્યાંસુધી બરાબર સિદ્ધજ થયો ત્યાં સુધી પોતાની શકિતના પ્રભાવથી સઘળો કાર્યભાર બ્રહ્માએ વહન કર્યો. પછી બ્રહ્માએ એઓના કલ્યાણ વાસ્તે સત્વર મનુ અને સનક આદિ પોતાના પુત્રોને બોલાવ્યા. સમીપમાં ઉભેલા પુત્રોને બ્રહ્માએ કહ્યું કે " હું હાલ કાર્ય પરાયણ છું ને પરાશક્તિને રાજી કરવા જગત્‌નો ભાર મેં ઉઠાવ્યો છે જેથી હાલ હું તપ કરી શકું તેમ નથી. પરાશક્તિના કોપથી હમણા શિવ અને વિષ્ણુ વિક્ષેપ પામેલા છે વાસ્તે તેઓને સ્વસ્થ કરવા સારૂં તમે પરમભકિતથી અદ્ભૂત તપ કરીને એ પરાશક્તિને પ્રસન્ન કરો. જેમ એઓ પોતપોતાની શકિતવાળા થઈ જેવા હતા તેવા થાય એ પ્રમાણે કરો. હે પુત્રો ! આમ કરશો તો તમારી કીર્તિ વૃદ્ધિ પામશે, જેના કુળમાં ફરી એ બે શક્તિઓ અવતાર ધરશે તે ભાગ્યશાળી ગણાતાં તેનું ફળ અખિલ જગત્‌ને પાવન કરશે ને પોતે પણ ચરિતાર્થ થશે. " આવાં બ્રહ્માનાં વચનો સાંભળી સ્વચ્છ અન્તઃકરણવાળા દક્ષ આદિ તેમના બધા પુત્રો પરાશક્તિની ઉપાસના કરવા સારૂં વનમાં આવ્યા.

पि[illegible] पुत्रास्ततः सर्वे जान्तर ।
[illegible] जगत्तेजकान्तरा ॥८९॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવંતી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૨૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૦ મો.*

### મહાદેવનું ભ્રમણ.

व्यास उवाच—

ततस्ते तु वनोद्देशे हिमाचल तटीश्रयाः ।
मायाबीज जपासक्ता तपश्चेरुः समाहिताः ॥१॥

વ્યાસજી બોલ્યા–પછી બ્રહ્માના પુત્રો હિમગિરીની તળેટીમાં વનમાં જઈ માયાબીજના જપમાં તત્પર થઇ ધ્યાન પરાયણ રહી તપ કરવા લાગ્યા. પરાશક્તિનાં ધ્યાનમાં તેઓને એક લાખ વર્ષ વીતી ગયાં. પછી દેવીએ પ્રસન્ન થઈ પ્રત્યક્ષ દર્શન દીધાં. તે દેવીના ચાર હાથ હતા જેમાં અનુક્રમે પાશ, અંકુશ, વરદાન મુદ્રાને અભયમુદ્રા હતાં. ત્રણ નયનોવાળી, કરૂણા રસથી રસાળી, ને સચ્ચિદાનંદ સ્વરૂપવાળી એ જગદંબાને દેખીને સ્વચ્છ મનવાળા તે બ્રહ્મપુત્રોએ તેમની આ પ્રકારે સ્તુતિ કરી. દક્ષાદિક સ્તુતિ કરે છે–હે દેવી! તમે વ્યષ્ટિ સ્થૂલદેહના અભિમાની વિશ્વરૂપ છો, સમષ્ટિ સ્થૂલદેહના અભિમાની વૈશ્વાનર રૂપ છો વ્યષ્ટિ સુક્ષ્મદેહના અભિમાની તૈજસરૂપ છો, સમષ્ટિ સુક્ષ્મદેહના અભિમાની સૂત્રાત્મારૂપ છો, વ્યષ્ટિ કારણ શરીરના અભિમાની પ્રાજ્ઞરૂપ છો, અને સમષ્ટિ કારણ શરીરના અભિમાની અવ્યાકૃતરૂપ છો. આવાં આપને અમે વંદન કરીએ છીએ. જીવોના અધિષ્ઠાન રૂપ બ્રહ્મરૂપ, સર્વ સ્વરૂપ ને શબ્દોના લક્ષ્યાર્થરૂપ આપને અમે પ્રણામ કરીએ છીએ. વ્યાસમુનિ કહે છે–દક્ષાદિક નિર્મળ મુનિઓ આમ સ્તુતિ કરીને તે ભગવતીના ચરણમાં પડી ગયા. પછી પ્રસન્ન થયેલાં દેવીએ કોકિલ કંઠથી કહ્યું કે " હે ભા-

*આ અધ્યાયમાં ગૌરીનો જન્મ, પીઠ સ્થાનોની ઉત્પત્તિ ને સદાશિવનાં ભ્રમણની કથા આવશે.

ગ્યશાળીઓ! તમે વરદાન માગો. હું સદા વરપ્રદાતા છું જગદંબાનાં વચનો સાંભળી દક્ષાદિકોએ માગણી કરી કે "બ્રહ્માને વિષ્ણુ સ્વસ્થ થાય ને તેમની શક્તિઓ તેઓની પાસે પાછી આવી જાય" વળી દક્ષપ્રજાપતિએ વિશેષ માગ્યું કે "તમારો જન્મ મારા કુલમાં થાય કે જેથી હું કૃતાર્થ બનું. હે પરમેશ્વરી! જપ, ધ્યાન, પૂજા, ને આપનાં નોખાં નોખાં પીઠસ્થાનો વિષે મને આપના મુખથી વાર્તા કરો. દેવી બોલ્યાં—મારી શક્તિઓનું અપમાન થવાથી શિવ વિષ્ણુની એવી દશા થઈ છે વાસ્તે તેઓ હવે તેમ ન કરે. હવે મારી કૃપાથી તેઓ સ્વસ્થ થશે ને મારી એક શક્તિ તમારા ઘરમાં જન્મ લેશે. બીજી શક્તિનો જન્મ ક્ષીરસાગરમાં થશે. માયા બીજ મારોમુખ્ય મંત્ર છે તેથી સર્વદાહુંખુશી રહું છું મારા વિરાટ સ્વરૂપનું કે હમણાં જે સ્વરૂપે હુછું તેસ્વરૂપનું અથવા મારાં સચ્ચિદાનંદ સ્વરૂપનું ધ્યાન કરવું. આ સઘળું જગત્ મારા સ્થાનરૂપ છે વાસ્તે તમારે મારૂં ધ્યાન અને પૂજા નિત્ય કરવાં. વ્યાસમુનિ વદે છે—આમ કહી મણિદ્વીપમાં વસનારાં ભગવતી તે વેળા અન્તર્ધાન થયાં. દક્ષાદિક મુનિઓ બ્રહ્મા પાસે આવ્યા ને તેમને તેઓએ આ સઘળી વાત કરી પછી પરાશક્તિની કૃપાથી શિવ વિષ્ણુ સ્વસ્થ થઇ પોતપોતાનાં કાર્યને યોગ્ય થયા. તે બે દેવો અભિમાન તજી સમર્થ થયા. હે જનમેજય! આમ કેટલોક કાળ ગયા પછી દક્ષપ્રજાપતિને ત્યાં પરાશક્તિનો અવતાર થયો. એ સમયે રાજી થયેલા દેવોએ પુષ્પવૃષ્ટિ કરી, સ્વર્ગલોકમાં સંભ્રમવાળા દેવતાઓ કરની કોણીઓથી દુંદુભી બજાવી રહ્યા, નિર્મળ મનવાળા સંતોનાં મન ખુશી થયાં, નદીઓ રસ્તાસર ચાલી રહી ને સૂર્યમાં સ્વચ્છ પ્રભા પ્રકટી. મહામંગળરૂપે જગદંબાનો અવતાર સમયે સર્વત્ર મંગળ વરતાઈ રહ્યું. પરાશક્તિ સત્ય હોવાથી દક્ષપ્રજાપતિએ તેમના અવતાર રૂપ શક્તિનું નામ 'સતિ' એવું પાડયું. પ્રથમ શિવજીની શક્તિરૂપ હતાં તેથી એ સતિ પ્રજાપતિએ શિવજીને આપ્યાં, હે રાજા! દુર્ભાગ્યના યોગથી દક્ષના અપરાધથી એ સતિ પાછાં યજ્ઞમાં બળી મર્યાં હતાં. જનમેજય પૂછે છે—હે મુનિ! આ ભારી અનર્થની વાત તમે કહી જેનાં મંગળ નામનાં સ્મરણમાત્રથી સંસારરૂપ અગ્નિનો ભય નથી થતો તેવાં મહાવસ્તુ સ્વરૂપ સતિ અગ્નિમાં કેમ પડયાં! દક્ષપ્રજાપતિના શું મોટા કર્મના પરિપાકનું આ અમંગળ ફળ હતું. વ્યાસમુનિ કહે છે—હે રાજા! સતિને બળી જવાનું જે કારણ હતું તે કથા સાંભળો. એક દિવસે દુર્વાસા મુનિ જાંબુના રસની નદી કે જ્યાં સોનું પાકે છે ત્યાં ગયા, એ સ્થાનમાં 'જાંબુનદેશ્વરી' દેવીનાં દર્શન થયાં તેથી મુનિએ માયાબીજનો જપ કર્યો. આથી દેવીએ પ્રસન્ન થઇને મુનિને પ્રસાદરૂપે પોતાના ગળામાંની સુંદર માળા આપી. મકરંદરૂપી મદવાળી ને જેની આસપાસ ફરતા ભમરોવાળી એ માળા દુર્વાસાએ પોતાના મસ્તકપર ચડાવી. ત્યાંથી દુર્વાસા મુનિ સતિનાં દર્શનની ઈચ્છાથી આકાશમાર્ગથી દક્ષ પ્રજાપતિને ત્યાં ગયા. ત્યાં આવી સતિનાં ચરણમાં એ મુનિ નમ્યા. દુર્વાસા મુનિને દક્ષે પૂછ્યું કે "મનુષ્યોને દુર્લભ એવી આ માળા કોની છે! આ અલૌકિક માળા તમને ક્યાંથી મળી!" દક્ષનાં વચનો સાંભળી જેના નેત્રમાં પ્રેમના અશ્રુઓ આવી ગયાં એવા મુનીશ્વર દુર્વાસા ગળગળા કંઠથી બોલ્યા કે "હે દક્ષપ્રજાપતિ! જગદંબાનો આ

મહા પ્રસાદ મને મળ્યો છે :' મુનિનાં વચનો સાંભળી દક્ષે આ માળાની તેમની પાસે માગણી કરી." સઘળા ત્રૈલોક્યમાં શક્તિના ભક્તને ન આપવા યોગ્ય કોઈ પણ વસ્તુ નથી " એમ જાણી એ માળા દુર્વાસાએ દક્ષને આપી. દક્ષે એ માળાને મસ્તકપર ચડાવી પોતાનાં રમણીય શયન મંદીરમાં રાખી. પછી માળાના મનોહર ગંધથી વધારે કામાતુર થઇને રાત્રે તે સ્થાનમાં દક્ષ મૈથુન કરવા લાગ્યા. આ પાપથી તેને સદાશિવ અને સતિપર દ્વેષ ઉત્પન્ન થયો. હે રાજા ! સતીએ પોતાના પિતાને અપરાધી સમજીને પતિવ્રતા સ્ત્રીનો ધર્મ બતાવવા સારૂં તેનાં શરીરથી સંભવેલા પોતાના દેહને યોગરૂપ અગ્નિથી બાળી નાખ્યો અને પાછાં તે દેવી હિમાલયમાં પ્રકટ થયાં. જનમેજય પુછે છે—સદાશિવને પ્રાણથી અધિક પ્યારાં સતિનો દેહ બળતાં તેમના વિરહવાળા સદાશિવે પછી શું કર્યું ! આ વાત કહો. વ્યાસ કહે છે—હે રાજા ! એ પછી જે થયું તે મારાથી કહેવાય તેવું નથી. મહાદેવના કોપરૂપ અનળથી ત્રૈલોકય તપી રહ્યું હતું. શિવના કોપમાંથી ભદ્રકાળી ને બીજા પાર્ષદો પ્રકટ થયા અને વીરભદ્ર ઉત્પન્ન થયો. વીરભદ્રે જ્યારે ત્રૈલોક્યનો નાશ કરવા માંડયો ત્યારે બ્રહ્માદિક દેવતાઓ સદાશિવને શરણે ગયા. પોતાના સર્વસ્વનો નાશ થયા છતાં ભોળાનાથ કરૂણાનિધિ મહાદેવે અભયદાન આપી વીરભદ્રે મારી નાંખેલા દક્ષના ધડની સાથે બોકડાનું માથું સંધાવીને તેને જીવતો કર્યો: પછી શોકાતુર સદાશિવ અંશરૂપ સતિને અગ્નિમાં બળતાં દેખી " હાય સતી ! હાય સતી ! એમ ફરી ફરી બોલીને તેમનાં શરીરને કાંધ ઉપર ચડાવીને ઉન્મત મનવાળા થઈ દેશેદેશ ભમવા લાગ્યા. આ સમયમાં બ્રહ્માદિક દેવતાઓને મહા ચિંતા પેઠી ને વિષ્ણુએ વિચાર્યું કે " જો સતીના અવયવોને હું કાપી જુદા જુદાં સ્થાનમાં ફેંકી દઉં તો સદાશિવ મોહવશ થઇને તેને સ્થાનેજ રહેશે ને આમ ભમશે નહી. આમ ન કરૂં તો સદાશિવ બ્રહ્માંડની પણ બહાર જતા રહેશે. આમ વિચારી " વિષ્ણુએ ધનુષ હાથમાં લઇને સતિનાં અવયવોને કાપી નાંખ્યા. ને તે અવયવો જુદાં જુદાં સ્થાનોમાં પડયા. જે જે સ્થાનોમાં સતિના અવયવો પડયાં તે તે સ્થાનોનોમાં જુદી જુદી મુર્તિથી સદાશિવ રહ્યા. પછી સદાશિવને દેવતાઓને કહ્યું કે " જે મનુષ્યો ભકિતપૂર્વક આ સ્થાનોમાં ભગવતીની પુજા કરશે તેઓને કાંઈ પણ દુર્લભ નહીં રહે અને દેવી પોતાના અંગમાં રહેલાં છે વાસ્તે આ સ્થાનમાં જે મનુષ્યો પુરશ્ચરણ કરશે તેને મંત્રોની સિદ્ધિ થશે. માયાબીજનો મંત્ર વિશેષ ચમત્કારવાળો અહીં દેખાશે." હે નૃપશ્રેષ્ઠ ! પછી વિરહાતુર સદાશિવ એ સ્થાનકોમાં જપ ધ્યાન ને સમાધિથી કાળનો ક્ષેપ કરી રહ્યા, જનમેજય કહેછે—સ્થાનકો ને તેઓમાં સિદ્ધ પીઠો કયાં કયાં છે ને કેટલાં છે તે કહો. સ્થાનકોની નામાવળીની સાથે દેવીઓની પણ નામાવાલિ કહો. હે મુનીશ્વર ! આ વાત સાંભળી કૃતકૃત્ય થઈશ માટે સત્વર કહો. વેદવ્યાસ બોલ્યા—હે જનમેજય ! જેનાં શ્રવણ માત્રથી પાપરહિત થવાય છે એવાં દેવીઓનાં પીઠો કહું છું તે સાંભળો. જે જે પીઠામાં સિદ્ધિ અને સમૃદ્ધિની ઈચ્છાવાળાએ ભગવતીની ઉપાસના કરવી યોગ્ય છે તે પીઠો વિષે હું બરાબર વર્ણન કરૂં છું. ગોરીનું મુખ કાશીમાં પડયું તેથી તે પીઠમાં જે દે-

વીનું સ્વરૂપ છે તેનું નામ "વિશાલાક્ષી" છે, નૈમિષારણ્ય ક્ષેત્રમાં તેનું નામ 'લિંગધારિણી' છે. પ્રયાગમાં 'લલિતા,' ગંધમાદનમાં 'કામુકી,' દક્ષિણ માનસમાં 'કુમુદા,' ઉત્તર માનસમાં 'વિશ્વકામા' કે સર્વ કામનાઓને આપનારી છે, ગોમત પર્વતમાં 'ગોમતી,' મંદરાચળમાં 'કામચારિણી,' ચૈત્રરથમાં 'મદોત્કટા' ને હસ્તિનાપુરમાં 'જયંતી' કહેવાય છે. કન્નોજમાં ગવરી, મલયાચળમાં રંભા, એકામ્ર પીઠમાં કીર્તિમતિ, વિશ્વક્ષેત્રમાં વિશ્વેશ્વરી, પુષ્કરમાં પુરૂ હુતા, કેદારમાં સન્માર્ગ દાયિની, હિમાલયનાં પૃષ્ઠમાં મંદા, ગોકર્ણમાં ભદ્રકર્ણિકા, સ્થાનેશ્વરમાં ભવાની, બિલ્વકમાં બિલ્વપત્રિકા, શ્રીશૈલમાં માધવી, ભદ્રેશ્વરમાં ભદ્રા, વરાહશૈલમાં જયા, કમલાલયમાં કમળા, રૂદ્રકોટિમાં રૂદ્રાણી, કાલંજરમાં કાળી, શાલગ્રામમાં મહાદેવી, શિવલિંગમાં જળ પ્રિયા, મહાલિંગમાં કપિલા, માકોટમાં મુકુટેશ્વરી, હરિદ્વારમાં કુમારી, સંતાનમાં લલિતાંબિકા, ગયામાં મંગળા, પુરૂષોત્તમમાં વિમળા, સસ્ત્રાક્ષમાં ઉત્પલાક્ષી, હિરણ્યાક્ષમાં મહોત્પલા, વિપાશામાં અમોઘાક્ષી, પુન્ડ્રવર્દ્ધનમાં પાડલા, સુપાર્શ્વમાં નારાયણી, ત્રિકુટમાં રૂદ્રસુંદરી, વિપુલમાં વિપુલા દેવી, મલયાચળમાં કલ્યાણી, સહ્યાદ્રિમાં એકવીરા, હરિશ્ચંદ્રમાં ચદ્રિકા, રામતીર્થમાં રમણા, યમુનામાં મૃગાવતી, કોટિ તીર્થમાં કોટવી, માધવ વનમાં સુગંધા, ગોદાવરીમાં ત્રિસંધ્યા, ગંગાદ્વારમાં રતિપ્રિયા, શિવકુંડમાં શુભાનંદા, દેવિકાના તટમાં નંદિની, દ્વારિકામાં રૂક્ષ્મણી, વૃન્દાવનમાં રાધા, મથુરામાં દેવકી, પાતાલમાં પરમેશ્વરી, ચિત્રકૂટમાં સીતા, વિંધ્યાચળમાં વિંધ્યવાસિની, કરવીરમાં મહાલક્ષ્મી, વિનાયકમાં ઉમાદેવી, વૈદ્યનાથમાં આરોગ્યા, મહાકાળમાં મહેશ્વરી, ઉષ્ણતીર્થમાં અભયા, વિંધ્ય પર્વતમાં નિતંબા, (બીજું પીઠ) માંડવ્યમાં માંડવી, માહેશ્વરી પુરીમાં સ્વાહા, છલગંડમાં પ્રચંડા, અમરકંટકમાં ચંડિકા, સોમેશ્વરમાં વરારોહા, પ્રભાસક્ષેત્રમાં પુષ્કરાવતી, સરસ્વતીમાં દેવમાતા, સમુદ્રના તટમાં પારાવારા, મહાલયમાં મહાભાગા, પયોષ્ણીમાં પિંગલેશ્વરી, કૃતશૌચમાં સિંહિકા, કાર્ત્તિકમાં અતિશાંકરી, ઉત્પલાવર્ત્તકમાં લોલા, શોણના સંગમમાં સુભદ્રા, સિદ્ધવનમાં લક્ષ્મીમાતા, ભરતના આશ્રમમાં અનંગા, જલંધરમાં વિશ્વમુખી, કિષ્કંધ પર્વતમાં તારા, દારૂ વનમાં પુષ્ટિ, કાશ્મીરમાં મેધા, હિમાલયમાં ભીમા, વિશ્વેશ્વરમાં તુષ્ટિ, કપાલમોચનમાં શુદ્ધિ, કાયાવરોહણમાં માતા, શંખોદ્ધારમાં ધરા, પિંડારકમાં ધૃતિ, ચંદ્રભાગામાં કલા, અચ્છોદમાં શિવ ધારિણી, વેણામાં અમૃતા, બદરીમાં ઉર્વશી, ઉત્તરકુરૂમાં ઔષધી, કુશદ્વીપમાં કુશોદકા, હેમકૂટમાં મન્મથા, કુમુદમાં સત્યવાદિની, અશ્વત્થમાં વંદનીયા, કુબેર સ્થાનમાં નિધિ, વેદમુખમાં ગાયત્રી, સદાશિવની પાસે પાર્વતી, દેવલોકમાં ઈન્દ્રાણી, બ્રહ્માના મુખમાં સરસ્વતી, સૂર્યબિંબમાં પ્રભા, માતૃગણમાં વૈષ્ણવી, સતિઓમાં અરૂંધતી, સ્ત્રીઓમાં તિલોત્તમા, ચિત્તમાં જે બ્રહ્મકળા છે તે ને પ્રાણી માત્રમાં શક્તિ છે તે દેવી કહેવાય છે. હે જનમેજય! આ એકસો આઠ પીઠ ને તેની એકસો આઠ ઈશ્વરીઓ તમને કહી બતાવી. આ પીઠ અને ઈશ્વરીઓમાં કેટલીક સતિના અંશ પડવાનાં સ્થાનરૂપ પીઠવાળીઓ ને કેટલીક ભગવતીની વિભૂતિઓ મેં તમને કહી છે. આ એકસો આઠ પીઠ સ્થાનોવાળી દેવીઓનું જે માણસો સ્મરણ કે શ્રવણ કરે છે તેઓ દેવીના લોકમાં જાય

...એમાં દરેક પાપો નાશ થાય છે. યાત્રાની સમાપ્તિને માન આપી દેવીનાં આ સઘળાં ક્ષેત્રોમાં જવું ને ત્યાં શ્રાદ્ધાદિક ક્રિયાથી પિતૃ આદિકની તૃપ્તિ કરવી. શાસ્ત્રોક્ત વિધિથી જગદંબાની મહાપૂજા કરવી, જગદંબાની પાસે ફરી ફરી ક્ષમા યાચવી. પોતાના આત્માને આથી ચરિતાર્થ સમજવો. પછી સઘળા બ્રાહ્મણોને, સુવાસિનીઓને, કુમારિકાઓને અને બટુક વિગેરેને ભક્ષ્ય ભોજનાદિથી જમાડવા. હે જનમેજય ! એ ક્ષેત્રોમાં વસનારા ચાંડાલો પણ ભગવતીરૂપજ છે. વાસ્તે એઓ સૌને પણ સન્માન આપવું. એ ક્ષેત્રોમાં પ્રતિગ્રહાદિક સઘળા પ્રપંચોને તજી દેવા. યથાશક્તિ મંત્રનું પુરશ્ચરણ કરવું. એ પીઠ સ્થાનીય જગદંબાનું સર્વદા માયાબીજથી પૂજન કરવું. ને પુરશ્ચરણ કરવું. દેવી ભક્તિમાં પરાયણ મનુષ્યે કદીપણ વિત્તલોભ ન કરવો. પ્રસન્ન મનથી આ પ્રમાણે જે જગદંબાની યાત્રા કરે તે પુરૂષના પિતૃઓ એક હજાર કલ્પ સુધી મહા બ્રહ્મલોકમાં વસે છે. પોતે પણ મણિદ્વીપમાં ગતિ કરી પરમ જ્ઞાન પામીને આ સંસાર સાગરને તરી જાય છે. આ એકસો આઠ નામોના જપથી ઘણા લોકો તરી ગયેલા છે. જે સ્થાનમાં નોખાં અથવા પુસ્તકાદિકમાં લખેલાં આ એકસો આઠ નામો હોય ત્યાં ભૂત પ્રેત ને મહા મારીનો ભય નથી. પર્વણીમાં જેમ સમુદ્ર વધે છે તેમ આ નામના પાઠથી નિત્યપ્રતિ સૌભાગ્યમાં વૃદ્ધિ થાય છે. આ એકસો આઠ નામનો જપ કરનારને કાંઈ પણ દુર્લભ છેજ નહીં. ભગવતીની ભક્તિમાં પરાયણ રહેનારા મનુષ્યો સર્વદા ચરિતાર્થ થાય છે. એ દેવીભકતો દેવીરૂપ કહેવાય છે તેથી તેઓને સઘળા દેવલોકો પણ વંદના કરે છે. જ્યારે દેવલોકો પણ સારીરીતે પૂજા કરે છે તો પછી ઉત્તમ મનુષ્યો તેની પૂજા કરે એમાં શું આશ્ચર્ય છે. જે મનુષ્યો શ્રાદ્ધ સમયે આ ઉત્તમ એકસો આઠ નામના જપ કરે છે તો તેના સઘળા પિતૃઓ તૃપ્ત થાય છે ને પરમ ગતિને પામે છે. હે રાજવીર ! આ સિદ્ધ પીઠો મુક્તિનાં ક્ષેત્રરૂપ છે ને સાક્ષાત્ જ્ઞાનમય છે. આ પીઠસ્થાનોને બુદ્ધિવાળા મનુષ્યોએ ખાસ સેવવાં જોઈએ. હે રાજા ! તમે મને જગદંબાના મહા રહસ્ય વિષે પ્રશ્ન કર્યો હતો તેનો સઘળો ઉત્તર મેં તમને આથી આપી દીધો છે તેથી હવે તમારે શું સાંભળવાની ઇચ્છા છે તે મને કહો.[૧-૧૦૨]

पृष्टं यत्तत्त्वया राजन्नुक्तं सर्वं महेश्वितुः ।
रहस्यातिरहस्यं च किं भूयः श्रोतुमिच्छसि ॥१०२

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તસ્કંધમાં અધ્યાય ૩૦મોસંપૂર્ણ.

---

## અધ્યાય ૩૧ મો.*

### હિમાલયમાં પાર્વતીનો જન્મ.

जनमेजय उवाच-
पगाधरा पीठमेतत्रा चाविरासीत्परं महः ।
यदुक्तं भवता पूर्वं विस्तराद्वदस्व मे ॥ १ ॥

'જનમેજય કહે છે—પૂર્વે "હિમાલયની ઉપર બીજું મહાતેજ પ્રકટ્યું' એમ તમે કહ્યું હતું તો એ કથા મને સવિસ્તર કહો. શક્તિનાં કથા રૂપી અમૃતનું પાન કરે કોણ વિદ્વાનને તૃપ્તિ થાય ! અમૃતના પાન કરનારા કોઇ દિવસ મૃત્યુ પામે છે પણ ભગવતીનાં કથામૃતને પીનારાઓનું તો કદી પણ મૃત્યુજ થતું નથી. વ્યાસમુનિ કહે છે—હે રાજા ! દેવીમાં સાચી ભક્તિવાળા તમે ધન્ય ધન્ય

* આ અધ્યાયમાં હિમાલય પર્વતમાં પાર્વતીરૂપ પરમ તેજ પ્રકટ થયું એ વાર્તા આવશે.

ચરિતાર્થ છો. તમે ભાગ્યશાળી છો. તમને મહાત્માઓએ સદુપદેશ આપ્યો છે. હવે પૂર્વની કથા સાંભળો- સતિનો દેહ અગ્નિમાં બળી ગયો ત્યારે સદાશિવ ભમતા કોઈ સ્થાનમાં સ્થિરતા પામી પ્રપંચનું ભાન વિસરી સમાધિમાં ચિત્તને સ્થિર કરી ભગવતીનાં સ્વરૂપનાં ધ્યાનમાં કાળક્ષેપ કરતા હતા. આ સમયે સમુદ્ર, પર્વત, ને દ્વીપો સહિત સઘળું સચરાચર જગત્ શકિતહીન થવાથી સૌભાગ્ય વગરનું થયું હતું. સઘળાઓનો હૃદયનો આનંદ શુષ્ક થયો હતો. સઘળા લોકો ઉદાસીન, ચિન્તાવાળા, બેભાન મનવાળા, દુઃખરૂપ સાગરમાં ડૂબેલા, ને રોગગ્રસ્ત થયા હતા. વિપરીત ગતિવાળા ગ્રહોને દેવતાઓ થતાં અધિભૂત ને અધિદૈવોમાં પણ ઘણા ફેરફારો પડી ગયા હતા. આ સમયમાં 'તારક' બ્રહ્માના વરદાનથી ત્રૈલોકયનો અધિપતિ એક મોટો દાનવ થયો હતો. સદાશિવનો જે ઔરસ પુત્ર થશે તે તારકને મારશે એમ તેને દેવતાઓએ વચન આપ્યું હતું. મહાદેવને ઔરસ પુત્ર ન હતો તેથી એ તારક નિર્ભય થઈ ગર્જના કરતો હતો. તારકના ઉપદ્રવથી દુઃખી થયેલા દેવતાઓ કે જેઓ સ્થાનભ્રષ્ટ થયા હતા તેઓ શિવને ઔરસ પુત્ર ન હોવાથી ચિંતા કરવા લાગ્યા કે " સ્ત્રી વગરના શિવ છે તેને ઔરસપુત્ર કયાંથી થાય ! નજ થાય. આપણનું અભાગીઆઓનું કાર્ય કેમ સિદ્ધ થશે ! " આ પ્રમાણે ચિંતાતુર દેવોએ વૈકુંઠમાં જઇ આ સઘળી હકીકત વિષ્ણુને કહેતાં વિષ્ણુએ ઉપાય કહ્યો કે " સઘળા મનોરથો પૂર્ણ કરનારાં મણિદ્વીપમાં વસનારાં મહા મંગળ સ્વરૂપ ભુવનેશ્વરી વિદ્યમાન છે છતાં તમે સૌ ચિંતા કેમ કરો છો! આપણા અપરાધને લીધે તે આપણી ઉપેક્ષા કરે છે પણ કાંઈ આપણો સંહાર કરવા નથી કરતાં. માના જેમ પુત્રને લડાવે ને મારે પણ છે. તેમ ભુવનેશ્વરી આપણને લડાવે છે ને વાંકમાં આવીએ તો શિક્ષા પણ કરે છે. પુત્રને મારવામાં માતાનું નિર્દયપણું નથી હોતું તેમ સઘળા ગુણ દોષોને સ્વાધીન રાખનારાં જગદંબા આપણા ઉપર કદી નિર્દયપણું તો ન જ વાપરે. પગલે પગલે અપરાધોવાળા પુત્રોના અપરાધો માતા વિના બીજું કોણ સહન કરે એટલા વાસ્તે તમે સૌ કપટ રહિત ચિત્તવૃત્તિવાળા થઇને એ મહા માતાના શરણમાં જાઓ. પરા શક્તિનાં શરણમાં જવામાં આળસ કરશો નહીં. એ પરા શક્તિ તમારૂં કાર્ય કરશે." દેવોને આમ આજ્ઞા કરી લક્ષ્મીજી સહિત વિષ્ણુ પરાશક્તિની ઉપાસના કરવા હિમાલયમાં પધાર્યા. મહા પર્વતમાં તે દેવતાઓના અધિપતિ વિષ્ણુ સહિત સઘળા દેવતાઓએ માતાજીનાં નામનું પુરશ્ચરણ શરૂ કર્યું. દેવી યજ્ઞના જ્ઞાતાઓએ તેઓએ કેટલાક દેવી યજ્ઞો પણ કર્યા. કેટલા એકે તૃતીયા આદિનાં મહાવ્રતો પણ કર્યાં. કેટલાક સમાધિમાં જોડાયા, કેટલાક નામના જપમાં લાગ્યા, કેટલાક દેવી સૂકતોના પાઠમાં લાગ્યા, કેટલાક ભગવતીનાં નામોની પારાયણમાં વળગ્યા, કેટલાક મંત્ર પારાયણમાં ચોંટયા, કેટલા એક કૃચ્છ ચાંદ્રાયણાદિ વ્રતમાં જોડાયા, કેટલાક અન્તર્યોગમાં લાગ્યા, કેટલાક ન્યાસ તત્પર થયા, ને કેટલાક આળસ તજી જગદંબાની માયાબીજથી આરાધના કરવા લાગ્યા. આમ કરતાં કરતાં અનેક વર્ષો વીતી ગયાં ત્યારે હે જનમેજય રાજા ! ચૈત્ર માસની નવમી તિથિ ને શુક્રવારના દિવસે તેઓના સમીપમાં એક વેદોકત પરમ તેજ પ્રકટ થયું. એ તેજ કોટિ સૂર્યોના સરખું પ્રભાવાળું હતું

.રે દિશાઓમાં એ તેજની દેહધારી ચાર દો સ્તુતિ ગાતા હતા. એ તેજની શીતળતા રોડો ચંદ્રમાઓ જેવી હતી, તેની રતાશ રોડો વિજળીઓના સરખી હતી. આડે, ચે ને મધ્યમાં એ તેજ માપ ન થાય તેવું હતું, અભેદ અંત રહિત હતું, હસ્ત પાદાદેક અંગો રહિત હતું, અને તે તેજ સ્રીનું રૂષનું કે નપુંસકનું રૂપ પણ ન હતું. હે ાજા! આ મહાપ્રભાથી બધા દેવતાઓની માંખો અંજાઈ ગઈ છતાં ધૈર્ય ધરી ફરીવાર ે તે જ તરફ દેવતાઓએ દૃષ્ટિ કરી ત્યાં તો એ દિવ્ય મનોહર તેજોમય પુંજ સ્રી રૂપે જોવામાં આવ્યો. નવયૌવનવાળી એ દેવીનું અંગ અત્યન્ત રમણીય અને સુકોમળ હતું. ેના બહાર નીકળતાં પુષ્ટિવાળાં સ્તનયુગલો .મળની શોભાને શરમાવે તેવાં હતાં. ઝાંઝર અને કટિમેખલામાં ધુઘરીઓનો ધમધમાટ ઈ રહ્યો હતો. કનકના બાજુબંધ, કપૂરને .ઠાભરણો દીપી રહ્યાં હતાં. તેણે અમુલ્ય ણિઓવાળો કંઠ બંધ ધાર્યો હતો. ગાલ ઉ-ર કેશકલાપની લટો કેતકીના કિશોર પત્રમાં ઠેલા ભ્રમરાના સરખી શોભતી હતી. નિ-ંબને રોમ પંક્તિનો દેખાવ ઘણો અદ્ભુત હતો. મુખમાં કર્પૂરની કણીઓવાળી પાન-બીડી ભરી હતી. તેનું મુખારવિંદ ચળકતાં ાંચનનાં કર્ણ ભૂષણોથી ચળકી રહ્યું હતું. શુ-લ પક્ષની અષ્ટમીના ચંદ્રમા સરખું એમનું ાલ લલાટ દીપતું હતું. તેની ભ્રમરો વિ-ાળ હતી. રક્ત કમળ સરખાં તેનાં નયનો હતાં. નાસિકા ઘણી મનોહર હતી. મધુરતા-ના સમુદ્ર સરખો એમનો અધર હતો. મો-ગરાનાં કુસુમોની કળીઓ સરખી એમની દાંતની અણીઓ હતી. તેમના અંગમાં નાના પ્રકારના મુક્તાહાર શોભી રહ્યા હતા. તેણે રત્નજડિત મુકુટ પહેર્યો હતો. તેમના મ-સ્તકમાં ચંદ્રમાની રેખાનું આભૂષણ હતું. મલ્લિકા ને માલતીની માળાઓ તેમણે ચો-ટલામાં ગુંથી હતી. કપાળમાં કેસરનો ચાં-દલો હતો. ચારે હાથમાં અનુક્રમે પાશ, અં-કુશ, વર, ને અભય હતાં. તેમનાં ત્રણે નેત્રો અદ્ભુત શોભાવાળાં હતાં. તેમણે રાતાં વસ્રો ધર્યાં હતાં. તેમની ક્રાન્તિ દાડિમના પુષ્પ જેવી હતી. સઘળા શણગારોવાળું તેમનું શ-રીર હતું. સઘળા પાર્ષદો તેમને વંદન કરતા હતા. પ્રસન્નતાના લીધે તેમનું મુખારવિંદ હસતું દેખાતું હતું. મંદ હાસ્યવાળી, સાચી કરૂણાની મૂર્તિરૂપ, સઘળી આશાઓને પૂર્ણ કરનારી, સર્વને ઉપજાવનારી, સર્વને મો-હમાં રમાડનારી, એ ભગવતી જગદંબા દે-વતા લોકોના દેખવામાં આવી. તેમનાં દર્શન કરી ચરણે પડેલા દેવતાઓ અશ્રુઓથી ભ-રાઈ ગયેલા કંઠવાળા હોવાથી કાંઈપણ બોલી શકયાજ નહીં પછી પ્રેમાશ્રુઓ વડે ભર-પૂર નેત્રોવાળા દેવતાઓ મસ્તક નમાવી માંડ માંડ સ્થિરતા પકડીને ભક્તિ વચનોથી જગ-દંબાની સ્તુતિ કરી રહ્યા. દેવતાઓ સ્તુતિ કરે છે—વિશ્વમાં ક્રીડા કરનારાં, મહા મંગલરૂપ, સર્વનાં ઉપાદાન કારણરૂપ, ને કલ્યાણમય એવાં આપને મહાદેવીને વારંવાર અમે સા-વધાન થઈ વંદન કરીએ છીએ. અમે આ-પને કે જે અગ્નિ સમાન રક્તવર્ણવાળાં, સ-ર્વજ્ઞતાવાળાં, અત્યન્ત દીપ્તિવાળાં કર્મ ફળ વાસ્તે લોકોની સેવાઓવાળાં, અષ્ટાંગ યોગથી પણ દુર્લભ દર્શનવાળાં છો તેને અમે જ્ઞા-નથી તરાય એવા આ સંસારમાંથી તરી જવા સારૂં શરણાગત થયેલા છીએ ને વારંવાર પ્રણામીએ છીએ. પ્રકાશમયી વેખરી વાણી કે જે પ્રાણોથી પ્રકટેલી છે, જે વાણીને પ્રાણ

રૂપવાળા અમારા સરખા પશુઓ વદે છે, જેનાથી સઘળા વ્યવહારો સિદ્ધ થાય છે, જેથી અન્ન ને બળ પમાય છે, અને જે પ્રતિષ્ઠા આદિથી મત્ત કરનારી છે તે વાણી આ પ્રાર્થનાથી અમોને પ્રાપ્ત થાઓ. પરમ પવિત્ર મહા મંગલરૂપ આપ કે જે પ્રલયકાળમાં કાળને પણ કચરનારાં, વેદોએ વખાણેલાં, લક્ષ્મી સ્વરૂપ, પાર્વતી સ્વરૂપ, સરસ્વતી સ્વરૂપ, અદિતિસ્વરૂપને દક્ષની પુત્રી સતિ સ્વરૂપ છો તેમને અમે વંદન કરીએ છીએ. અમે આપને મહાલક્ષ્મીને જાણીએ છીએ ને આપનું ધ્યાન ધરીએ છીએ. હે શક્તિરૂપ મહાદેવી ! અમને આપ જ્ઞાનમાં સારી રીતે પ્રેરણા કરો. તમને વિરાટ સુત્રાત્મા અવ્યાકૃત ને પરબ્રહ્મ રૂપ ને અમે વારંવાર પ્રણામ કરીએ છીએ. જેના અજ્ઞાનથી દોરડીમાં ને માળામાં સર્પની તુલ્યે આ જગત્ ભ્રમરૂપે દેખાય છે ને જેના જ્ઞાનથી એ જગત્ લય પામે છે તે ભુવનેશ્વરીને અમે વંદીએ છીએ. શ્રુતિમાંના તત્પદને લક્ષ્યાર્થ તત્ત્વમસિ કે જે અખંડ આનંદરૂપ એકરસ ચૈતન્યરૂપ ને વેદતાત્પર્યની ભૂમિકારૂપ છે તે સ્વરૂપ તમને અમે અભિવંદન કરીએ છીએ. તેમજ વળી એ શ્રુતિના ત્વં પદનો પણ લક્ષ્યાર્થ કે જે પાંચે કોશથી ન્યારો, અવસ્થાત્રય સાક્ષી ને પ્રત્યગાત્મા રૂપ છે તે રૂપ આપને અમે વંદીએ છીએ, આપ કે જે ૐકારરૂપ, હ્રીંકારરૂપ મૂર્તિવાળાં, કરૂણા રૂપ ને નાના પ્રકારનાં મંત્રરૂપ છો તેમને અમે ફરી ફરી પ્રણામ કરીએ છીએ. વ્યાસમુનિ કહે છે—દેવતાઓની આવી સ્તુતિ સાંભળી મણિદ્વીપમાં વસનારા મદોન્મત્ત કોયલ સરખા સ્વરવાળાં ભગવતીમીઠી વાણીથી દેવતાઓને આમ કહ્યું. દેવી બોલ્યાં—હે દેવતાઓ ! જે કારણે તમે એકઠા અહીં થયા છો તે કાર્ય કહો. હું વત્સલ ને ભક્તોના સંકલ્પોને પૂર્ણ કરનારી કલ્પવૃક્ષના સરખી છું, મારા વિદ્યમાન છતાં તમને ભક્તોને શી ચીન્તા આવી છે. હે ઉત્તમ દેવતાઓ ! સંસાર સાગરમાંથી હું મારા ભક્તોનો ઉદ્ધાર કરૂં છું એવી મારી સત્ય પ્રતિજ્ઞા છે. વેદવ્યાસ કહે છે—હે જનમેજયરાજા ! ભગવતીની વાણીથી રાજી થયેલા ને નિર્ભય બનેલા દેવતાઓ આ પ્રમાણે તેઓનાં દુ:ખની વાત ભગવતીને નિવેદન કરી. દેવતાઓ કહે છે—ત્રૈલોકયમાં હે માતા ! તમારાથી કાંઈ અવિજ્ઞાત નથી. તમે સર્વજ્ઞ ને સર્વ સાક્ષી સ્વરૂપ છો. હે પરમેશ્વરી ! તારક નામનો મોટો દાનવ અમને નિરંતર પીડા આપે છે. એનો વધ સદાશિવના ઔરસપુત્રથી થશે એમ બ્રહ્માએ ઠરાવ્યું છે પણ આપ જાણતાં હશોજ કે શિવને તો હાલ કોઈ સ્ત્રી છેજ નહીં. હે અંબિકા ! આપની સર્વજ્ઞની પાસે અમે પામરજનો શું કહીએ ! અમારે જે કહેવાનું છે તે શું તમે નથી જાણતાં ? અમે સંક્ષેપથી આટલું કહ્યું ને બાકીનું આપ આપથી સમજી લીઓ, આપનાં ચરણારવિંદમાં અવિચળ ભક્તિ રહે એજ અમારી મુખ્ય માગણી છે. બીજું જે માગીએ છીએ તેતો દેહનાં અભિમાનને લઈનેજ માગીએ છીએ. વેદવ્યાસ વદે છે—દેવતાઓની વાણી સાંભળી જગદંબાએ આમ કહ્યું. ભગવતી કહે છે—મારી શક્તિરૂપ ગૌરીનો હમણાં હિમાલયને ત્યાં અવતાર થશે. એ ગૌરીને સદાશિવની સાથે પરણાવજો એટલે તમારૂં કાર્ય સિદ્ધ થશે. તમને મારા ચરણારવિંદમાં પ્રેમભક્તિ પ્રાપ્ત હો. હિમાલય ઘણી ભક્તિથી મને ઉપાસે છે જેથી તેને ત્યાં અવતાર ધરવાની મારી ઈચ્છા છે. વ્યાસકહે છે—જગદં-

આનાં મહા પ્રસાદવાળાં વચનો સાંભળી જેનાં નયનો ને કંઠ અશ્રુઓથી ભરાઈ ગયાં છે એવાં હિમાલય દેવે જગદંબાને આમ કહ્યું. હિમાલય કહે છે–તમારો જ્યાં અનુગ્રહ થાય છે ત્યાં ભક્તને તમે સૌથી મોટા બનાવો છો જો આમ ન હોય તો જડ ને સ્થાવરરૂપ હું ક્યાં ને આપનું સચ્ચિદાનંદ સ્વરૂપ ક્યાં ? હજારો જન્મોનાં અશ્વમેધાદિ પુણ્યકર્મોથી અથવા સમાધિનાં પુણ્યોથી પણ શું તમારો પિતા થાઉં એ વાત કલ્પનામાં ન આવે છતાં આ સંસારમાં આપે મારી મહા કીર્તિ કરી કે "અહો ! આ હિમાલયની પુત્રી જગદંબા થયાં વાસ્તે હિમાલય ધન્ય તથા ભાગ્યશાળી છે. જેના ઉદરમાં કરોડો બ્રહ્માંડો રહ્યાં છે એવાં જગદંબા જેની પુત્રી થયાં તેના જેવો પૃથ્વીમાં બીજો કોણ હોઇ શકે ! " મારા પિતૃઓ કે જેઓના વંશમાં મારો સંભવ થયો તેઓના વાસ્તે શું ઉત્તમ સ્થાન નિર્માણ થયું હશે તેની મને ખબર પડતી નથી. આપે પ્રેમયુક્ત કૃપાથી મને જેમ આ વરદાન આપ્યું તેમ સર્વ વેદાન્તોથી સિદ્ધ આપનું જે સ્વરૂપ હોય તે બતાવો. હે પરમેશ્વરી ! વેદપ્રતિપાદિત યોગ ને ભકિતસહિતજ્ઞાન પણ તેની સાથે મને કહો કે જેથી હું તમારાં સ્વરૂપને પામું. વેદવ્યાસ કહે છે–હિમાલયની વાણી સાંભળી પ્રસન્ન મુખવાળાં એ જગદંબાએ વેદમાં પણ ગુપ્ત રહેલું પોતાનું પરમ રહસ્ય કહેવાનો આરંભ કર્યો.[૧-૭૪]

**इति तस्य वचः श्रुत्वा प्रसन्न मुखपंकजा ।**
**वक्तुमारभतांबा सा रहस्यं श्रुतिगूहितम् ॥७४॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમસ્કંધમાં અધ્યાય ૩૧ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૩૨ મો.*

## આત્મતત્વનું નિરૂપણ.

**श्रीदेव्युवाच–**
**शृण्वन्तु निर्जराः सर्वे व्याहरन्त्या वचो मम ।**
**यस्य श्रवणमात्रेण मद्रूपत्वं प्रपद्यते ॥ १ ॥**

શ્રીદેવી કહે છે–હે દેવતાઓ ! હવે હું બોલું છું તો તમે સઘળા મારી વાણી સાંભળજો. મારી વાણી સાંભળવાથી મારાં રૂપની સત્વર પ્રાપ્તિ થાય છે. હે પર્વતાધિપ હિમાલય ! આ સૃષ્ટિની પૂર્વે હું એકજ આત્મસ્વરૂપે હતી. બીજું કાંઈ પણ ન હતું. જે આત્મસ્વરૂપને શ્રુતિઓ ચેતન જ્ઞાન ને પરબ્રહ્મ આદિ શબ્દોથી વખાણે છે તે આત્મસ્વરૂપનું જ્ઞાન અનુમાનથી નથી થતું. જાતિ ગુણ, ક્રિયા, ને સંજ્ઞાઓથી તે સ્વરૂપને શ્રુતિ પણ ઓળખાવી શકતી નથી. એ સ્વરૂપને કોઇને ઉપમાથી કહેવાતું નથી. તે તત્વમાં કશો પણ વિકાર નથી. એ મારાં આત્મસ્વરૂપમાં એક સ્વતઃસિદ્ધ શકિત છે કે જેનું નામ માયા કહેવાય છે. આ માયાનો તત્વ જ્ઞાનથી બાધ થતો હોવાથી તેને સાચી કહેવાતી નથી. વળી આ વ્યાવહારિક સત્તાવાળી માયાને ખોટી પણ કહેવાય તેમ નથી. પરસ્પર વિરૂદ્ધ ધર્મો એકજ સ્થાને ન સંભવે તેથી એ માયા સાચી ખોટી પણ કહેવાય નહીં તેથી એ કોઈ અનિર્વચનીય શકિત છે ને સર્વદા ભાવરૂપ છે. અગ્નિની ઉષ્ણતાની પેઠે, સૂર્યના પ્રભાવની તુલ્યે, ને ચંદ્રમાની ચંદ્રિકાની એમ એ શકિત મારામાં સ્વાભાવિક અને અવિચળ છે. જેમ દિને દિને સુષુપ્તિ કાળમાં સઘળો વ્યવહાર લીન

* આ અધ્યાયમાં આત્મતત્વનુ નિરૂપણ કહેવામાં આવશે.

થાય છે તેમ પ્રલયકાળમાં પણ જીવો, જીવોનાં કર્મો, ને કાળ એ સઘળાં માયામાં અભેદથી લય થાય છે. હું નિર્ગુણ હોવા છતાં પણ એ શકિતના યોગથી જગત્‌ના કારણરૂપ થાઉં છું. એ શકિતનાં બે રૂપ છે. એક માયા ને બીજી અવિદ્યા, માયા પોતાના આશ્રયને મોહ કરતી નથી ને અવિદ્યા તો પોતાના આશ્રયરૂપ જીવોને મોહ કરે છે. આથી અવિદ્યા દોષરૂપ કહી છે. માયામાં પ્રતિબિંબિત ચિદાભાસ છે તે જગત્‌નું નિમિત્ત કારણ છે ને માયાથી પ્રપંચરૂપે જગત્ પરિણામ પામે છે વાસ્તે જગત્‌નું ઉપાદાન કારણ માયા છે. જેમ રજ્જુ સર્પનું વિવર્ત્તોપાદાન છે તેમ સર્વાધિષ્ઠાન રૂપ બિંબભૂત શુદ્ધ ચૈતન્ય જગત્‌નું વિવર્ત્તોપાદાન કારણ છે. એ માયાનાં તમ, તપ, જડ, જ્ઞાન, પ્રધાન, પ્રકૃતિ, શકિત, વિમર્શ, ને અવિદ્યા વિગેરે નોખાં નોખાં નામો નોખા નોખા લોકોએ કહ્યાં છે. આ માયા દૃશ્ય છે તેથી જડ છે ને જ્ઞાનથી તેની નિવૃત્તિ હોવાથી મિથ્યા છે, ચૈતન્ય દૃસ્ય નથી. જો ચૈતન્ય દૃસ્ય હોય તો તે જડ પણ થાય. એ ચૈતન્ય પર પ્રકાશ્ય નથી પણ દીપકની તુલ્યે સ્વયંપ્રકાશ છે. જો ચૈતનનો બીજાંથી પ્રકાશ થતો હોય તો બીજાંનો પ્રકાશ ત્રીજાથી, ત્રીજાનો ચોથાથી, ને ચોથાનો પાંચમાથી એમ અનવસ્થા દોષ આવે છે. અને બીજાથી પ્રકાશ ન થતો હોય તો પોતેજ કર્મ ને પોતેજ કર્ત્તા એ વિરોધ આવે છે વાસ્તે હે હિમાલય! એ ચૈતન્ય પોતે પ્રકાશમાન ને બીજાઓનું પ્રકાશક છે. મારૂં આ જ્ઞાનરૂપ સ્વરૂપ નિત્ય છે કેમકે જાગ્રત્ સ્વપ્ન ને સુષુપ્તિ વિગેરે અવસ્થાઓમાં દૃશ્યભૂત પદાર્થ માત્રનો વ્યભિચાર થાય છે ને જ્ઞાનનો વ્યભિચાર (બદલાવાપણું) કદી અનુભવવામાં આવ્યો પણ નથી. જો જ્ઞાનના અભાવનો અનુભવ થાય છે એમ માનીએ તો એ અનુભવ જેને થાય છે તે પોતે જ્ઞાન સ્વરૂપવાળો સાક્ષી અવશેષ રહે છે તેથી જ્ઞાનની નિત્યતાની સિદ્ધિ થાય છે એટલા વાસ્તેજ ઉત્તમ શાસ્ત્રના વિદ્વાનો જ્ઞાનને નિત્યજ કહે છે. એ જ્ઞાનરૂપ આત્મા પરમ પ્રેમનાં સ્થાનરૂપ હોવાથી આનંદરૂપ કહેવાય છે "મારો કોઈવાર અભાવ ન થાય પણ ભાવજ રહે તો સારૂં" એવી રીતે આત્મા ઉપર પરમ પ્રેમ દેખવામાં આવે છે. આત્માથી બીજા એટલે બીજા મિથ્યા અનાત્મ ભૂત પદાર્થો સઘળા છે તેથી હું કે જે આત્મ સ્વરૂપ છે. તેનું અસંગપણું સ્ફુટ રીતે સિદ્ધ થાય છે. પરિચ્છેદ પદાર્થમાત્ર મિથ્યા છે તેથી મારૂં અપરિચ્છિન્નપણું સિદ્ધ થાય છે. એ જ્ઞાન આત્માનો ધર્મ નથી પણ આત્માનું સ્વરૂપજ છે. જો એને આત્માનો ધર્મ કહીએ તો આત્માને જડતાની પ્રાપ્તિ થાય. જ્ઞાન જડના અંગભૂત છે એમ અનુભવ નથી ને એમ માનવામાં અસંભવજ છે. આત્મા ચૈતન્ય છે ને જ્ઞાન પણ ચૈતન્ય છે તેથી જ્ઞાનનો ચૈતન્ય ધર્મ છે એમ ન કહેવાય કારણ કે ચૈતન્ય ચૈતન્યથી ભિન્ન ન હોય વાસ્તે આત્મા સર્વદા જ્ઞાનરૂપ સુખરૂપ સત્ય પૂર્ણ અસંગ ને દ્વૈતજાળથી રહિત છે. જગત્‌ના પૂર્વના અનુભવથી થયેલા સંસ્કારરૂપ હેતુને લીધે ને ફળ આપવાને ઉન્મુખ થયેલા કર્મોના પરિપાકરૂપ હેતુને લીધે ચોવીશ તત્ત્વોને જુદાં જુદાં નિપજાવવા સારૂં ને આત્માને કામ, જીવો, જીવોનાં અદૃષ્ટો, ને કાળના યોગવાળી પોતાની માયાથી સૃષ્ટિ કરવાની એક કલ્પના રૂપ ઈચ્છા પ્રકટ થાય છે. હે હિમાલય! છેવટે એક અપવાદ કરવાને વાસ્તે આ એક

આરોપિત સૃષ્ટિ તમારી પાસે કહું છું. આ આરૂં અલૌકિક માયા વસિષ્ટરૂપ મેં તમને કહ્યું તે રૂપ સઘળાં શાસ્ત્રોમાં અવ્યાકૃત્ અવ્યક્ત ને માયા સબલ ઈત્યાદિ નામોથી વખાણ્યું છે. સઘળાં કારણોનાં કારણરૂપ, તત્ત્વોના આદિરૂપ, સચ્ચિદાનંદ, સકળ પ્રાણીઓનાં કર્મોનાં અધિષ્ઠાનરૂપ, હ્રીંકારના અર્થરૂપ, ને ઈચ્છા જ્ઞાન તથા ક્રિયાઓના આશ્રય રૂપ એ અવ્યક્ત તત્વ આદિતત્વ છે. એ આદિ તત્વમાંથી આકાશની શબ્દ તન્માત્રા થઇ, આકાશમાંથી સ્પર્શ તન્માત્રારૂપ વાયુ થયો, વાયુમાંથી રૂપ તન્માત્રારૂપ તેજ થયું. તેજમાંથી રસ તન્માત્રારૂપ જળ થયું, ને જળમાંથી ગંધ તન્માત્રારૂપ પૃથિવી ઉત્પન્ન થઈ. આકાશનો ગુણ શબ્દ, વાયુના શબ્દ ને સ્પર્શ, તેજના શબ્દ, સ્પર્શ, રૂપ, જળના શબ્દ, સ્પર્શ, રૂપ ને રસ, ને પૃથ્વીના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ ગુણો છે. આકાશનો એક, વાયુના બે, તેજના ત્રણ, જળના ચાર ને પૃથ્વીના પાંચ ગુણો ઉપર પ્રમાણે છે. ઉપર કહ્યાં પાંચ સૂક્ષ્મભૂતોમાંથી વ્યાપક સૂત્ર ઉત્પન્ન થયું. આ સૂત્ર લિંગદેહ કહેવાય છે. એ સર્વરૂપ લિંગદેહ છે તે સૂત્ર નામનો આત્માનો સૂક્ષ્મદેહ છે- આત્માનો બીજો એક 'અવ્યક્ત' નામનો કારણદેહ છે એ વિષે મેં પ્રથમથીજ નિરૂપણ કર્યું છે. એ કારણદેહમાં જગત્ બીજરૂપે રહ્યું છે ને એ દેહથીજ લિંગદેહની ઉત્પત્તિ છે. આવી રીતે અપંચીકૃત સૂક્ષ્મ ભૂતો થયાં છે ને પછી પંચીકરણના પ્રકારથી પાંચ સ્થૂલભૂતો ઉત્પન્ન થાય છે. તેનો પ્રકાર હું કહું છું તે સાંભળો. ઉપર્યુક્ત સૂક્ષ્મભૂતોમાં પ્રત્યેકના બે બે વિભાગ કરવા. તેઓમાં પાછા એક એક ભાગના ચાર ભાગો કરીને પોતપોતાથી નોખા ભૂતના અવશેષ રાખેલા બીજા અર્દ્ધ ભાગમાં મેળવી દઇએ એટલે પાંચે પદાર્થો પાંચ પાંચ અવયવો વાળા થાય છે. એ પંચીકૃત ભૂતોમાંથી વિરાટદેહ થાય છે કે જે આત્માનો સ્થૂલદેહ કહેવાય છે. પાંચે ભૂતોમાં રહેલા સત્વગુણોના અંશોથી પ્રત્યેક શ્રોત્રાદિ પાંચે જ્ઞાન ઇન્દ્રિયો થઇ છે ને એ સઘળા અંશોના મિશ્રણમાંથી અન્તઃકરણની ઉત્પત્તિ છે. વૃત્તિઓના ભેદે કરી એકજ અન્તઃકરણ ચાર પ્રકારે ( મન—બુદ્ધિ—ચિત્ત—અહંકાર ) કહ્યું છે. સંકલ્પ વિકલ્પવાળું અન્ત કરણ મન છે, સંશય રહિત નિશ્ચયવાળું અન્તઃકરણ બુદ્ધિ છે, વિષયોના અનુસંધાન વાળું અન્તઃકરણ ચિત્ત છે ને અહંવૃત્તિવાળું અન્ત.કરણ અહંકાર છે. પાંચે ભૂતોના રજોગુણના અંશોમાંથી કર્મેન્દ્રિયો થઈ છે. ને એ સઘળા અંશોના મિશ્રણમાંથી પાંચ પ્રકારનો પ્રાણ થયો છે. હૃદયમાં પ્રાણ, ગુદામાં અપાન, નાભિમાં સમાન, કંઠમાં ઉદાન ને સર્વ અંગોમાં વ્યાન વાયુ રહેલો છે. આ રીતે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન ને બુદ્ધિ એ સત્તર તત્ત્વોનો લિંગદેહ છે કે જે આત્માનો સૂક્ષ્મદેહ છે. પ્રથમ જે પ્રકૃતિ કહી છે તેના બે પ્રકાર છે. શુદ્ધ સત્વ પ્રધાન પ્રકૃતિને માયા કહેવાય છે ને મલિન સત્વ પ્રધાન પ્રકૃતિને અવિદ્યા કહેવાય છે. આ બે ભેદમાં માયા છે તે પોતાના આશ્રયનું આવરણ કરતી નથી ને બિંબભૂત પરમાત્માનું એ માયામાં જે પ્રતિબિંબ છે તેને ઇશ્વર કહેવાય છે. એ ઈશ્વરને પોતાના આશ્રયરૂપ પરબ્રહ્મનું જ્ઞાન છે. ઈશ્વર સર્વજ્ઞ સર્વ કર્ત્તા ને સર્વના ઉપર દયાવાળો છે. પછી બિંબભૂત પરમાત્માનું અવિદ્યામાં જે પ્રતિબિંબ પડયું છે તે જીવ કહેવાય છે. એ જીવ પોતાને સઘળાં દુઃખોના

આશ્રયરૂપ માને છે. માયાથી ઈશ્વરના ને અવિદ્યાથી જીવના પણ ત્રણ દેહ થયા છે. ત્રણ ત્રણ દેહનાં અભિમાનવાળા હોવાથી એ બન્નેનાં નામ પણ ત્રણ ત્રણ પડયાં છે. કારણ દેહનો અભિમાની જીવ પ્રાજ્ઞ કહેવાય છે, સૂક્ષ્મ દેહનો અભિમાની જીવ તૈજસ્ કહેવાય છે અને સ્થુલ દેહનો અભિમાની જીવ વિશ્વ કહેવાય છે. આ પ્રકારે કારણદેહનો અભિમાની ઈશ્વર ઇશ, સૂક્ષ્મદેહનો અભિમાની ઈશ્વર સૂત્રાત્મા ને સ્થુલ દેહનો અભિમાની ઇશ્વર વિરાટ્ દહેવાય છે. જીવને વ્યષ્ટિરૂપ ત્રણ દેહનું અભિમાન છે ને ઈશ્વરને સમષ્ટિરૂપ ત્રણ દેહનું અભિમાન છે. સર્વનો સ્વામી ઇશ્વર જીવોને મોક્ષની સગવડ આપવા સારૂં ચિત્રવિચિત્ર જગત્‌ની રચના કરે છે કે જે જગત્ વિવિધ ભોગોના આશ્રયરૂપ છે. હે હિમાલય! મારી બ્રહ્મની માયા શક્તિની પ્રેરણાથી ઇશ્વર આ સઘળું કરે છે ને એ ઈશ્વર જેમ દોરડીમાં સર્પની કલ્પના થાય છે તેમ મારામાં એટલે કે મારા સ્વરૂપમાં કલ્પિત છે. ॥ ૧-૫૦ ॥

**करोति विविधं विश्वं नानाभोगाश्रयं पुनः ।**
**मच्छक्ति प्रेरितो नित्यं मयि राजन् प्रकल्पितः**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૩૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૩ મો.*

### વિશ્વરૂપ દર્શન.

**देव्युवाच—**

**मन्मायाशक्तिसंक्लृप्तं जगत्सर्वं चराचरम् ।**
**सापि मत्तः पृथङ्माया नास्त्येव परमार्थतः ॥१॥**

દેવી બોલ્યાં—આ સ્થાવરજંગમાત્મક અખિલ જગત મારી માયા વડે કલ્પાએલું છે. વાસ્તવિક રીતે તો મારી માયા મારાથી ભિન્ન નથી. ભ્રાન્તિ પામેલા જીવોના વ્યવહાર ઉપર દૃષ્ટિ કરીને માયા તથા અવિદ્યાની કલ્પનાઓ કરેલી છે પરન્તુ પરમાર્થથી તો માયા કોઈ વસ્તુજ નથી. એકજ કેવળ પરબ્રહ્મજ છે. હે હિમાલય! હું પોતેજ કુટસ્થ બ્રહ્મ છું ને એવી હું માયા ને કર્મ આદિને સાથે લઇ તથા પ્રાણને આગળ કરીને આ સઘળું જગત સર્જું છું ને પછી તેમાં હું અન્તર્યામીપણાં વડે પ્રવેશ કરૂં છું. મને વ્યાપકને ગમનાગમન, દેહનો સંબંધ ને દેહનો ત્યાગ ઇત્યાદિક સભવે નહીં તેથી હું પ્રાણાદિક ઉપાધિઓને સાથે લઉં છું. આ ઉપાધિઓના સ્વીકારથી જન્મમરણાદિક સઘળો પ્રપંચ સિદ્ધ થાય છે. આકાશ એકજ છે છતાં તે ઘટાદિક ઉપાધિઓના યોગે નોખું દેખાય છે તેમ હું એકજ કુટસ્થી આત્મારૂપ છું તે અવિદ્યા ને અન્તઃકરણરૂપ ઉપાધિઓના યોગે ભેદથી જીવોરૂપે ભિન્ન ભિન્ન દેખાઉં છું. આડી ઉંચી નીચી વસ્તુઓને પ્રકાશ આપનારો સૂર્ય જેમ તે તે વસ્તુઓના દોષોથી લેપાતો નથી. તેમ ઉપાધિઓના દોષોથી હું પણ લેપાતી નથી. જો કે બુદ્ધિ આદિમાં કર્તાપણું રહેલુ છે તોપણ અજ્ઞાની જનો તેનો મારામાં અધ્યાસ "આત્મા કર્તા છે" એમ કહે છે, વિવેકીજનો કદી પણ એમ કહેતા નથી. જેમ અજ્ઞાનના ભેદથી જીવોમાં નાનાત્વ કલ્પેલું છે તેમ માયાના ભેદોથી બ્રહ્મા ને વિષ્ણુ આદિ રૂપોથી ઇશ્વરોનું પણ બહુત્વ કલ્પાએલુ છે. ઘટાકાશ ને મહાકાશનો વિભાગ જેમ કલ્પાય છે તેમ અવિદ્યા અર્થાત અજ્ઞાનના લીધે જીવાત્મા ને પરમાત્માના ભેદની કલ્પના છે. જેમ જીવોનું નાનાત્વ

---

* આ અધ્યાયમાં ભગવતીએ વિશ્વરૂપનું દર્શન કરાવ્યું એ કથા આવશે.

અવિદ્યાથી થયું છે પણ પરમાર્થથી નથી તેમ ઈશ્વરોનું નાનાત્વ માયાનાથી છે પણ તત્વતઃ નથીજ. દેહ તથા ઈન્દ્રિય વિગેરેના સંઘાતના ભેદોથી નાના પ્રકારવાળી ભાસતી અવિદ્યાજ જીવોનાં ભિન્ન ભિન્નપણામાં હેતુવાળી છે પણ ત્યાં બીજું કોઈ કારણ નથી. આ પ્રકારેજ ગુણોની વાસનાઓના સાત્વીક રાજસ ને તામસ ભેદોથી નાના પ્રકારોવાળી થયેલી માયાજ ઈશ્વરોનાં બહુત્વમાં કારણ છે પણ બીજું ત્યાં કશું કારણ નથી. હે હિમાલય! તત્ત્વદૃષ્ટિથી જોતાં ચૈતન્ય એકજ છે વાસ્તે આ સઘળો પ્રપચ મારા ઓતપ્રોત છે. હું ઈશ્વર છું, સૂત્રાત્મા છું, ને વિરાટ છું. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ને સરસ્વતી, લક્ષ્મી, ગૌરી, પણ હુંજ છું. સૂર્ય, ચંદ્ર, તારા, પશુ, પક્ષી, ચાંડાલ, ચોર, પારધી, નિર્દય કર્મ કરનાર, મહા પુરૂષો, સ્ત્રીઓ, પુરૂષો ને નપુંસક પણ હું પોતેજ છું. આમાં શકા નથી. દેખવામાં ને સાંભળવામાં કોઇપણ સ્થળમાં કે કાળમાં જે કાંઈ પદાર્થ આવે છે તે સઘળી વસ્તુઓમાં સર્વદા અંદર ને બહાર વ્યાપીને હુંજ રહેલી છુ મારા વિના સચરાચર કાંઇપણ વસ્તુ નથી. મારા વિના જે હોય તે વધ્યાપુત્રની તુલ્યે શુન્યજ હોઇ શકે. જેમ એક રજ્જુ સર્પને માળા આદિ ભેદોથી નાના પ્રકારની ભાસે છે તેમ હું એકજ ઇશ્વરાદિક રૂપોથી ભાસું છું. આમાં શંકા નથી. હમેશાં અનુષ્ઠાનની સત્તા વિના કલ્પિત વસ્તુ હોય તેભાસે નહીં વાસ્તે આ કલ્પિત જગત્ મારી સત્તા વિના ભાસતું નથી. મારી સત્તાથી જગત્‌ની સત્તા અળગી નથી. હિમાલય કહે છે—હે દેવેશ્વરી સમષ્ટિરૂપ તમારાં શરીર વિષે આ સઘળું છે તે હું પ્રત્યક્ષ જોવા ઈચ્છું છું. વાસ્તે મારાપર ખાસ અનુગ્રહ કરીને મને આપનું વિશ્વરૂપ બતાવો. વેદવ્યાસ કહે છે—આ પ્રકારનાં હિમાલયનાં વચનો સાંભળીને વિષ્ણુ સહિત સઘળા દેવતાઓ ઘણા ખુશી થયા ને હિમાલયની માગણીને વખાણી રહ્યા. પછી કામધેનુની જેમ ભકતોના મનોરથો પરિપૂર્ણ કરનારાં જગદમ્બાએ દેવતાઓના મનનો અભિપ્રાય જાણી લઈ પોતાનુ વિરાટરૂપ દેખાડયું. એ અત્યન્ત ઉત્તમ દિવ્ય ને વિશાળ વિરાટરૂપ સૌના જોવામાં આવ્યું. એ વિરાટમૂર્ત્તિના મસ્તકમાં સત્યલોકમાં, નેત્રમાં ચંદ્રમા તથા સૂર્ય, કર્ણગોલકોમાં દિશાઓ, વાણીમાં વેદો, પ્રાણમાં મરૂતો, હૃદય અવ્યકત, પેડૂમાં પૃથ્વી, નાળિમાંઆકાશ, વક્ષસ્થળમાં જયોતિશ્ચક્ર, કંઠમાં મહર્લોક, મુખમાં જનલોક, લલાટમાં તપલોક, બાહુઓમાં ઈન્દ્રાદિક, શ્રોત્રમાં શબ્દ, નાસિકામાં અશ્વિનીકુમાર, ઘ્રાણેન્દ્રિયમાં ગંધ, મુખમાં અગ્નિ, પાંપણોમાં દિવસ રાત, ભમરોના ચાળામાં બ્રહ્માનું સ્થાન, તાળવામાં જળ, જીભમાં રસ, દાઢમાં યમ, દાંતોમાં પુત્રાદિક ઉપરના સ્નેહના લેશ, હાસ્યમાં માયા, કટાક્ષમાં સ્વર્ગલોક, ઉપલા ઓષ્ટમાં લજ્જા, નીચલા હોઠમાં લોભ, પીઠમાં અધર્મ, મેઢ્રૂમાં જગસ્ત્રષ્ટા પ્રજાપતિ, કૂખમાં સમુદ્રો, અસ્થિઓમાં પર્વતો, નાડીઓમાં નદીઓ, રૂંવાણાંમાં વૃક્ષો, કેશોમાં વાદળાં, વસ્ત્રોમાં બે સંધ્યા, તથા ગતિમાં બાલ્યા યૌવન તથા જરા અવથાઓ દેખવામાં આવી. હે રાજા! એ જગદંબાના મનમાં ચંદ્રમા, બુદ્ધિમાં વિષ્ણુ, અન્તઃકરણમાં રૂદ્ર, કટિની પછીના ભાગમાં અશ્વાદિક સઘળી જાતિઓ ને કટિથી નીચલા ભાગમાં અતલ આદિ પાતાળો જોવામાં આવ્યાં. એ મહા ભયંકરરૂપ સઘળા દેવતાઓએ જોયું.

એ સ્વરૂપમાં હજારો પંક્તિઓવાળી જવાળાઓ જોવામાં આવતી હતી. ચારેકોર આકાશમાં તેની જીભ લબકારા મારતી હતી. તેની દાઢોમાંથી કડકડાટી થતી હતી. નેત્રોમાંથી અગ્નિ ઝરતો હતો. નાના પ્રકારનાં આયુધો ધર્યાં હતાં, બ્રાહ્મણ ક્ષત્રિયાદિકના ગ્રાસો થતા હતા. હજારો મસ્તક નેત્ર ને ચરણો હતાં. કોટિસૂર્ય સમાન તેનો પ્રકાશ હતો. કોટિ વિદ્યુત્ સરખી તેની પ્રભા હતી. મહા ભયંકર, વીર, હૃદય તથા નેત્રોને ત્રાસ આપનારાં એ સ્વરૂપને દેખીને સઘળા દેવતાઓ હાહાકાર કરી રહ્યા. પછી એ થરથરતા દેવો મૂર્ચ્છા ખાઈ પડી ગયા. આ જગદંબા છે એવું ભાન પણ તેઓ ભૂલી ગયા. હે મહારાજા ! આ સમયે ચારે દિશાઓમાં ઉભેલા ચાર વેદોએ મૂર્ચ્છા પામેલા દેવતાઓને ઉગ્ર મૂર્ચ્છામાંથી સાવચેત કર્યા. પછી વેદમંત્રોનું ઉત્તમ શ્રવણ મળતાં પ્રેમાશ્રુઓથી નેત્ર તથા કંઠ ભરાઈ ગયાં હતાં એવા દેવતાઓ ધૈર્ય ધરીને અશ્રુઓથી ગદ્ગદ્ કંઠે આમ સ્તુતિ કરી. દેવતાઓ સ્તુતિ કરે છે—હે જગદંબા! અપરાધની ક્ષમા કરીને અમારૂં બાળકોનું રક્ષણ કરો. હે દેવી ! કોપને શમાવો તમારાં આ ભયંકરરૂપને દેખીને અમે ડરીએ છીએ. અમે પામર દેવતાઓ તમારી શું સ્તુતિ કરીએ ! તમારો આ અદ્ભુત ચમત્કાર જેવો છે ને જેટલો છે તે તમે પણ કદાચ નહીં જાણતાં હોતો તમારા પછીના અમે તો એનુ શું માપ કરીએ ! હે ભુવનેશ્વરી ! ઓંકારરૂપ ! હે સર્વવેદાન્તોથી સિદ્ધ ! હે હ્રીંકારરૂપ મૂર્ત્તિવાળાં અમે તમને ફરી ફરી નમીએ છીએ. અગ્નિ, સૂર્ય, ચંદ્ર, ને સઘળી ઔષધીઓનાં ઉત્પન્ન કરનારાંને સર્વરૂપ આપને અમે નમીએ છીએ. દેવ, સાધ્ય, પક્ષીઓ પશુઓ અને મનુષ્યો જેથી ઉત્પન્ન થયાં છે તે સર્વસ્વરૂપ આપને અમે નમીએ છીએ. પ્રાણ, અપાન, ડાંગર, જવ, તપ, શ્રદ્ધા, સત્ય ને બ્રહ્મચર્યનો પ્રકાર જેથી થયેલ છે તેવાં સર્વસ્વરૂપ આપને અમે નમીએ છીએ. ઉપરના ભાગની સાત ઇન્દ્રિયો તેઓના વિષયોના સાત પ્રકાશ, સાત વિષયો, વિષયોના સાત અનુભવો ને તેઓનાં સાત સ્થાનકો જેથી ઉત્પન્ન થયાં છે તે સર્વરૂપ આપને અમે પ્રણમીએ છીએ. સમુદ્ર, પર્વત નદી, સઘળી ઔષધી, ને રસ જેથી ઉત્પન્ન થયાં છે. તેવાં આપને સર્વરૂપને અમે પ્રણામ કરીએ છીએ. યજ્ઞ, દીક્ષા, ખીલા, દક્ષિણા, રૂગ્વેદ, યજુર્વેદ ને સામવેદ જેથી ઉત્પન્ન થયેલ છે તે સર્વરૂપ આપને અમે નમસ્કાર કરીએ છીએ. હે માજી ! તમને આગળ, પાછળ, બે પડખામાં, નીચે, ઉંચે ને ચાર દિશાઓમાં અમે વારંવાર અભિવંદીએ છીએ. હે મહેશ્વરી ! આ અલૌકિક રૂપને તમે શમાવીને પૂર્વે જે રૂપથી પ્રકટ થયાં હતાં તે સુંદરતમ તે જ પાછું દેખાડો. વ્યાસ મુનિ કહે છે—આ પ્રમાણે ભયાતુર દેવતાઓને દેખીને કરૂણાનાં સાગરરૂપ જગદંબાએ આ ઘોરરૂપ શમાવ્યું ને પાછું સુંદરરૂપ પોતાનું દેખાડ્યું. પાશ, અંકુશ, વર, તથા અભય અનુક્રમે પ્રત્યેક હાથમાં ધર્યા છે એવું ચાર ભુજાવાળું, સઘળા કોમળ અંગોવાળું કરૂણામય નેત્ર કટાક્ષોવાળું, ને મંદમંદ હસતાં મુખવાળું એ સુંદર રૂપ જ્યારે દેવતાઓએ દીઠું ત્યારે તેઓ ભય રહિત થયા, ચિત્તમાં શાન્તિ પામ્યા ને હર્ષથી ગદ્ગદ્ સ્વરો ઉચ્ચારતા ઉચ્ચારતા ભગવતીનાં ચરણ કમળમાં સઘળા નમી ગયા. ॥ ૧-૫૬ ॥

**દૃષ્ટ્વા તત્સુંદરંરૂપં તદા ભીતિવિવર્જિતાઃ ।**

प्राग्तेचित्ताः प्रणेमुस्ते हर्षगद्गदनिस्वनाः ५६
ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે
સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૩૩ મો. સંપૂર્ણ.

---

# * અધ્યાય ૩૪ મો.

## મોક્ષનું સાધન જ્ઞાન.

**श्रीदेव्युवाच—**

**क्व यूयं मंद भाग्या वै क्वेदं रूप महाद्भुतम् ।**
**तथापि भक्तवात्सल्यादीदृशं दर्शितं मया ॥१॥**

શ્રી દેવી કહે છે—મંદભાગ્યવાળા તમે ક્યાં ને મારૂં આ મહા અદ્ભુત વિશ્વરૂપ ક્યાં ! તોપણ ભક્તવત્સલપણાથી મેં તમને તેનાં દર્શન કરાવ્યાં છે. વેદાધ્યયન, યોગ, દાન, તપ કે યજ્ઞથી આ મારાં વિશ્વરૂપનું દર્શન નથી થતું પરન્તુ તેનું દર્શન તો કેવળ મારી કરૂણાથીજ થાય છે. હે હિમાલય ! હવે ચાલતો પ્રસંગ સાંભળો. ઉપાધિયોગના લીધે જ તે પરમાત્મા આ સંસારમાં જીવપણાને તથા કર્તાપણાને પણ પામેલ છે. આમ થતાં ધર્માધર્મને પ્રકટાવનારી અનેક ક્રિયાઓ કરે છે અને એ ક્રિયાઓથી ઉપજેલાં અદૃષ્ટોને લીધે નાના પ્રકારના અવતારો ધરીને સુખદુઃખાદિમાં જોડાય છે. વળી સુખદુઃખના સંસ્કારોથી સર્વદા તે વિવિધ કર્મોમાં તત્પરતા પામી વિવિધ અવતારોને ધરે છે. તેને જન્મોમાં સુખદુઃખાદિ પામ્યા પણ કરે છે. આ સંસાર જન્મમરણના પ્રવાહરૂપ છે. આ સંસારનો રેંટના યંત્રની તુલ્યે પારજ આવતો નથી. આ સંસારનું મૂળ અજ્ઞાન માત્ર છે. અજ્ઞાનથી કામનાઓ પ્રકટે છે ને ઈચ્છાઓથી પછી ક્રિયાઓ થાય છે. આટલા વાસ્તે મનુષ્યને અજ્ઞાનનો નાશ કરવા અવશ્યમેવ યત્ન કરવો જરૂરનો છે. અજ્ઞાનનો નાશ થાય એજ જન્મનું સાફલ્ય, પુરૂષાર્થની પૂર્ણાહુતિ ને જીવન્મુકત સ્થિતિ છે. હે હિમાલય ! અજ્ઞાનનો નાશ જ્ઞાનજ કરી શકે છે પણ અજ્ઞાનતાજ કાર્યરૂપ કર્મ કે ઉપાસના અજ્ઞાનનો નાશ કરનારાં નથી હોતાં જે જેનું વિરોધી હોય તે તેનો નાશ કરે તો અજ્ઞાનનાં વિરોધી કર્મ કે ઉપાસના નથી પરન્તુ જ્ઞાનજ અજ્ઞાનનું વિરોધી છે. કર્મથી અજ્ઞાનના નાશની આશા પણ ન કરવી વારંવાર જન્મમરણમાં ઝપલાવનારાં કર્મોજ છે એમ વેદો કહે છે. કર્મો કરવાથી રાગ થાય છે, રાગથી દ્વેષ થાય છે, ને દ્વેષથી પછી મહા અનર્થ થાય છે. આથી બનતા પ્રયત્નોએ પ્રાણી માત્રે જ્ઞાનનું જ સાધન સંપાદન કરવું જોઇએ. કેટલાક કહે છે કે "જીવતાં સુધી કર્મ કર્યા કરવું" એવું વેદમાં કહ્યું હોવાથી કર્મ પણ આવશ્યક છે અને જ્ઞાનથી જ મોક્ષ થાય છે એમ વેદમાં કહ્યુ છે વાસ્તે જ્ઞાન પણ આવશ્યક છે. આથી જ્ઞાનને કર્મ બે સાથે જ કરવાં. કર્મો જ્ઞાનનાં હિતકારી છે તેથી જ્ઞાનમાં મહાન થાય છે." આ વાત યથાર્થ નથી કારણ કે જ્ઞાનને અને કર્મને પ્રત્યક્ષ વિરોધ છે જ્ઞાનથી તો સ્થુલ સૂક્ષ્મદેહના અભિમાનરૂપ હૃદયની ગાંઠ ત્રૂટી જાય છે ને કર્મ તો એ ગાંઠના વિદ્યમાનપણામાંજ થઈ આથી જ્ઞાન થયા પછી સત્વર હૃદયની ગાંઠ ત્રુટી જાય છે વાસ્તે જ્ઞાન થયા પછી કર્મ થવાનો સંભવજ નથી. જેમ અંધારૂં ને પ્રકાશ પરસ્પર વિરોધવાળાં છે તેથી તે બે એક સાથે નથી રહી શકતા તેમ "જીવતાં સુધી કર્મો કર્યા કરવાં" એ વચનોનો પણ સંકોચ કરવો યોગ્ય છે ને તે આવા પ્રકારે કે ચિત્તશુદ્ધિ એટલે વૈરાગ્યાદિક ન થએલ હોય ત્યાંસુધી સઘળાં વેદોકત કર્મો પ્રયત્નપૂર્વક કરવાં.

---

* આ અધ્યાયમા કર્મ તથા ઉપાસના રહિત કેવળ જ્ઞાન મોક્ષનું સાધન છે એ વાત આવશે.

પણ જ્યારે મનનો નિગ્રહ, ઇન્દ્રિયોનો નિગ્રહ, શીતોષ્ણાદિકની સહનતા ને વૈરાગ્યની પ્રાપ્તિ થાય ત્યારે તેનું નામજ સત્વશુદ્ધિ છે તો સત્વશુદ્ધિ ન થાય ત્યાં સુધી કર્મો કર્યા કરવાં. અન્તઃકરણની શુદ્ધિ થયા પછી કર્મોની આવશ્યકતા નથી. ધીર મનુષ્યે હૃદયશુદ્ધિ થયા પછી સન્યાસ દીક્ષા લઈ સઘળાં કર્મોનો સત્વર ત્યાગ કરીને વિદ્વાન્ તથા બ્રહ્મનિષ્ઠ ગુરૂનો શુદ્ધ ભકિતથી આશ્રય કરવો. પછી આલસ્યાદિકનો ત્યાગ કરી ગુરૂ મુખદ્વારાએ નિરંતર વેદાન્ત શ્રવણ કરવુ. પછી નિરંતર **तत्त्वमसि** આદિ મહાવાકયના લક્ષ્યાર્થનો વિચાર કર્યા કરવો. એ મહાવાકયોમાં જીવ બ્રહ્મની એકતાનું જ્ઞાન કરાવવા સામર્થ્ય છે. એકતા જણાથી નિર્ભયતા થાય છે ને નિર્ભયતાથી પછી મનુષ્ય હુંરૂપજ થઈ જાય છે અર્થાત્ હે હિમાલય ! મનુષ્યને મારાં સ્વરૂપનો મારી સાથે અભેદરૂપ સાક્ષાત્કાર થાય છે. પ્રથમ તત્ પદ ને ત્વમ પદનો અર્થ જાણવો. પછી એ આમાં વાકયનો અર્થ જાણવો હે પર્વત ! તત્ પદનો વાચ્યાર્થ હુ ઇશ્વરછું, ને ત્વમ પદનો વાચ્યાર્થ તો જીવજ છે. **असि** પદ જીવ અને ઇશ્વરની એકતા જણાવનારૂ છે. જીવમાં અલ્પજ્ઞત્વ પરિચ્છિન્નત્વ આદિ નિકૃષ્ટ ધર્મો છે અને ઈશ્વરમાં સર્વજ્ઞત્વ ને વ્યાપકત્વ આદિ ઉત્કૃષ્ટ ધર્મો છે. આથી વાચ્યાર્થ માત્રથી જીવ ઇશ્વરની એકતા ઘટતી નથી એટલા વાસ્તે શ્રુતિમાંના **तत्** પદથી ને **त्वम्** પદની લક્ષણા કરવી. એ જીવ ને ઈશ્વરનો લક્ષ્યાર્થ તો માત્ર ચૈતન્યજ છે તેથી તે રૂપથી તેઓનાં એકત્વનો સંભવ છે. આ પ્રકારે એ ઉભયનું એકત્વ જાણ્યા પછી અભેદથી એકરૂપ થઈ રહેવું. જેમ ' તે આ હરિદત્ત છે ' એ વાકયમાં ભૂતકાળ વિશિષ્ટના હરિદત્તનો ભેદ છે છતાં પણ ભૂતકાળ વિશિષ્ટતા તથા વર્ત્તમાનકાળ વિશિષ્ટતા રૂપ વિરૂદ્ધ અંશોનો ત્યાગ કરવાથી સ્વરૂપનો અભેદ ભાગ ત્યાગ લક્ષણાથી ગ્રહણ કરવામાં આવે છે. આ પ્રકારે આ વિષયમાં પણ ભાગ ત્યાગ લક્ષણાદ્વારા ચૈતન્ય સ્વરૂપનો અભેદ જાણવો. આવા અનુભવથી મનુષ્ય સ્થુલાદિ દેહત્રયથી રહિત થાય છે તેથી તે બ્રહ્મરૂપ થાય છે. સઘળા કર્મોનો ભોગ કરવાનાં સ્થાનરૂપ તથા જરા વ્યાધિવાળો પંચીકૃત પચ મહાભૂતનો બનેલો આ સ્થુલદેહ તેનાં માયામયપણાના લીધે સ્પષ્ટ રીતે મિથ્યાભૂતજ દેખાય છે. હે પર્વતરાજ ! એ સ્થુલ દેહ મારી આત્મારૂપની પહેલી ઉપાધિ છે. પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણો, મન ને બુદ્ધિ મળી સત્તર તત્વોવાળો પચીકૃત ભૂતોથી બનેલો ને સુખદુ ખાદિને જણાવનારો સૂક્ષ્મ દેહ કે લિંગદેહ છે તે મારી આત્મારૂપની બીજી ઉપાધિથી છે. અનાદિ ને અનિર્વચનીય અજ્ઞાન કે જેને કારણ દેહ કહેવાય છે તે મારો આત્માનો ત્રીજો ઉપાધિ છે, જ્યારે એ ઉપાધિત્રયનો જ્ઞાનથી બાદ થાય છે ત્યારે કેવળ હું આત્માજ અવશેષ રહું છું. પૂર્વોક્ત દેહત્રયમાં પાંચ કોશનો અન્તર્ભાવ થઈ જાય છે. એ પચકોશનો જ્ઞાનથી નિષેધ થતાં શ્રુતિમાં પુચ્છરૂપ વખાણેલું બ્રહ્મ પ્રાપ્ત થાય છે કે જે બ્રહ્મને **नेति नेति** ઈત્યાદિ વાકયો સઘળા નિષેધોના અવધિરૂપથી મારૂં રૂપ વદે છે. એ બ્રહ્મરૂપ આત્મા જન્મતો નથી, મરતો નથી, ઉત્પન્ન થઇને અસ્તિત્વ પામતો નથી, પણ તે તો અજન્મા નિત્ય ને પરિણામ રહિત છે તેથી એ નાદિ આત્મા શરીર હણાતાં હણાતો પણ નથી. જો મારનારો માને કે ' મેં માર્યો ' અને

મરનારો માને કે " હું મર્યો " તો એ બન્ને જણાએ કશું પણ સમજતા નથી કારણ કે આત્મા કોઈને મારતો નથી તેમ તે કોઈથી મરાતો પણ નથી. સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, મોટાથી પણ અધિક મોટો, એવો આ આત્મા જીવની બુદ્ધિથી જણાય છે. આથી આત્માને બુદ્ધિમાં રહેલો છે એમ કહ્યું છે. અન્તઃકરણ શુદ્ધ થાય છે ત્યાર પછી સંકલ્પ વિકલ્પોથી રહિત થયેલા મહાત્માઓ એ બ્રહ્મરૂપ આત્માના મહિમાને જાણે છે ને શોક રહિત થાય છે." આ શરીર એક રથ સમાન છે, તેમાં ઇન્દ્રિયો અશ્વોરૂપ છે, મન અશ્વની લગામરૂપ છે, બુદ્ધિ સારથિરૂપછે વિષયો રથને જવાના માર્ગરૂપ છે, ને ઈન્દ્રિય તથા મનવાળો ચિદાભાસરૂપ આત્મા ભોક્ત છે ને રથનો સ્વામી છે." આમ વિદ્વાનો કહે છે. જે પુરૂષ વિવેકરહિત, અસ્વાધીન મનવાળો ને સદા સત્કર્મ રહિત હોય છે તે પુરૂષ પરમાત્મારૂપ પદને પામતો નથી. પણ એ પુરૂષને તો જન્મ મરણાદિક થયાજ કરે છે. જે પુરૂષ વિવેકવાળો, સ્વાધીન મનવાળો ને સર્વદા સત્કર્મ કરનારો હોય છે તે પુરૂષ તો અવશ્યમેવ પરમાત્માના પદને પામે છે ને તેને પુનરાવૃત્તિ થતી નથી. જે મનુષ્યને બુદ્ધિરૂપ સારથિતાબામાં હોય ને મનરૂપ લગામ સ્વાધીનનાં હોય તે માણસ આ સંસારરૂપ માર્ગના પારરૂપ મારાં પરમ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. આવી રીતે શ્રવણ મનનથી આત્માનાં તત્વનો પરોક્ષ નિશ્ચય કરવો ને એ આત્માના સાક્ષાત્કારના વાસ્તે અન્તઃકરણની વૃત્તિને એકાગ્ર કરીને મારી આત્મસ્વરૂપની ભાવના કરવી અર્થાત્ નિદિધ્યાસ યોગ કરવો. આવા નિદિધ્યાસના અભ્યાસથી જ્યારે ચિત્તવૃત્તિ સમાયોગ્ય બની જાય ત્યારે સમાધિથી પૂર્વે તે ચિત્તમાં મારાં માયાબીજના ત્રણ અક્ષરોની તે મંત્રના તથા તેના અર્થના ધ્યાન વાસ્તે આ પ્રકારે ભાવના પણ કરવી. હકાર સ્થૂળદેહરૂપ છે' રકાર સૂક્ષ્મદેહરૂપ છે ઈકાર કારણ દેહરૂપ છે, ને આખો હ્રીંકાર તુરીયસ્વરૂપ છે કે જે તુરીય હું પોતેજ છું. આ પ્રમાણે સમષ્ટિ શરીરમાં પણ અનુક્રમથી ત્રણ બીજ સમજીને બુદ્ધિવાળા પુરૂષે સમષ્ટિ ને વ્યષ્ટિ શરીરની એટલે કે પિંડની અને બ્રહ્માંડની એકતાની ભાવના કરવી. સમાધિકાળથી પહેલાં યત્નપૂર્વક એ પ્રમાણે ભાવના કર્યા પછી નેત્રો મીંચીને મારૂં વિશ્વેશ્વરીનું ધ્યાન કરવું. નાસિકાની અંદર ફરનારા પ્રાણ અપાન વાયુઓની સમાનતા કરી વિષયોની લાલસા હોય ને મત્સર રહિત થયેલા પુરૂષે સાચી ભક્તિ રાખી શબ્દ રહિત નિર્જન ગુફામાં બેસીને હકારના અર્થરૂપ સૂક્ષ્મદેહમાં લય કરવો. પછી એ સૂક્ષ્મદેહનો ઈકારના અર્થરૂપ કારણદેહમાં લય કરવો અને કારણદેહનો હ્રીંકારના અર્થરૂપ મારામાં પરબ્રહ્મમાં લય કરવો. શબ્દ તથા અર્થથી રહિત દ્વૈતભાવ રહિત, અખંડ ને સચ્ચિદાનંદ રૂપ તે પરબ્રહ્મનું ચૈતન્યરૂપ દીપકની શિખાના મધ્યમાં ચિંતન કરવું. હે હિમાલય ! આ પ્રમાણે ઉત્તમ મનુષ્ય ધ્યાનથી સાક્ષાત્કાર કરે છે ને હું રૂપજ થઇ જાય છે. કારણ કે જ્ઞાનના પૂર્વે પણ જીવ અને પરબ્રહ્મ એકજ છે. હું કે જે પરથી પણ પર આત્મા છું તેને ઉપર પ્રમાણે યોગની યુક્તિવડે દેખાવથી પુરૂષ એજ ક્ષણમાં અજ્ઞાનનો ને અજ્ઞાનનાં કાર્યનો નાશ કરે છે.

योगयुक्त्यानयाद्रष्ट्वामामात्मानंपरात्परम् ।
अज्ञानस्यसकार्यस्यतत्क्षणेनाशकोभवेत् ॥५०॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે સપ્તમસ્કંધમાં અધ્યાય ૩૪ મો સંપૂર્ણ.

# અધ્યાય ૩૫ મો*

## યોગસિદ્ધિનો પ્રકાર.

**हिमालय उवाच–**

**योगंवद महेशानि सांगं संवित्प्रदायकम् ।**
**कृतेन येन योग्योहं भवेयं तत्वदर्शने ॥१॥**

હિમાલય કહે છે—હે મહેશ્વરી ! બ્રહ્માકાર જ્ઞાનના ઉપાયભૂત યોગનું અંગોસહિત મારી પાસે કથન કરો કે જે કરવાથી હું બ્રહ્મનો સાક્ષાત્કારમાં યોગ્ય થાઉં. દેવી કહે છે—એ યોગ કાંઈ આકાશમાં પૃથ્વીમાં કે પાતાળમાં નથી પરન્તુ જીવ ને પરબ્રહ્મના અભેદની સમજણનો પ્રત્યક્ષાનુભવ થાય તેનું નામજ યોગ છે એમ યોગશાસ્ત્ર વેત્તાઓ વદે છે. યોગમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, ને માત્સર્ય, એ ષટ્ રિપુઓ વિઘ્ન કરનારા છે. યોગનાં અંગોથી યોગીઓ એ શત્રુઓનો પરાજય કર્યા પછીજ યોગ કરે છે. યોગ સાધનામાં યોગીઓને યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, ને સમાધિ એ આઠ અંગો છે. કોઈને દુઃખ ન આપવું. સત્ય વદવું, ચોરી ન કરવી, આઠ પ્રકારનાં ( સ્ત્રીનું દર્શન, ક્રીડા, ગોષ્ટિ, ગુપ્તવાત, સંકલ્પ, મૈથુનનો નિશ્ચય, ને સંભોગ) મૈથુનનો ત્યાગ, પ્રાણીઓપર દયાભાવ, સરલતા, ક્ષમા, સર્વસ્વ જાય છતાં ધૈર્ય, અલ્પાહાર, ( પેટના બે ભાગ અન્નથી પૂરવા, એક ભાગ જળથી પૂરવો ને પવનને ફરવા એક ભાગ ખાલી રાખવો તે અલ્પાહાર ) ને આંતશૌચ એ દશ યમો કહ્યા છે. વિધિ ઉક્ત કરવું, સંતોષ રાખવો, આસ્તિકતા રાખવી, યથાશક્તિ સુપાત્રને દાન આપવું, ઈશ્વરપૂજન, વેદાન્તશ્રવણ, દુષ્ટકર્મની લજ્જા, શુભ કર્મો તથા શુભ શાસ્ત્રોને જાણવાં, મંત્રજપ, ને નિત્યહોમાદિ કરવાં એ દશ નિયમો કહ્યા છે. પદ્માસન, સ્વસ્તિકાસન, ભદ્રાસન, વજ્રાસન, ને વીરાસન એ પાંચ પુજ્ય આસનો કથાં છે. બે સાથળપર બે પગ બરાબર ગોઠવી પીઠથી બે હાથને ફેરવી લાવીને જમણા હાથથી જમણા પગનો અંગુઠો ને ડાબા હાથથી ડાબા પગનો અંગુઠો પકડીને બેસી જવું તેનું નામ પદ્માસન કહેવાય છે. એ આસન યોગીઓને પ્રિય છે. ગોઠણ ને સાથળની વચ્ચમાં બન્ને ચરણોનાં તળાં રાખીને સરલ શરીરથી બેસવું તેનું નામ સ્વસ્તિકાસન કહેવાય છે. સીવણીના બે પડખામાં નિશ્ચળરીતે બે ઘુંટીઓ રાખી વૃષણની નીચે રહેલી પગની બે પેનીઓને હાથથી પકડી બેસવું તેનું નામ ભદ્રાસન કહેવાય છે. આ આસન યોગીઓ ઉત્તમ કહે છે. અનુક્રમથી બે સાથપર બે ચરણો મુકીને બે ગોઠણપર આંગળીઓ પેટ સામી રહે એવી રીતે બે હાથ રાખીને બેસવું એ ઉત્તમ વજ્રાસન કહેવાય છે. એક પગ નીચે રાખી બીજા પગપર સાથળને રાખીને સરખી કાયાથી બેસવું તેનું નામ વીરાસન છે. સોળવાર પ્રણવનો ઉચ્ચાર થાય એટલી વાર ડાબી નાસિકાથી બહારના વાયુને ખેંચવો, ચોસઠ પ્રણવના ઉચ્ચાર સુધી તે વાયુને કુંભક કરવો ને બત્રીશ પ્રણવના ઉચ્ચાર થાય એટલીવારમાં જમણી નાસિકાથી પવનને ઉતારવો તેનું નામ પ્રાણાયામ છે આમ યોગવેત્તાઓ વદે છે. આ પ્રમાણે સમયનો નિયમ રાખી ડાબી નાસિકાથી ચડાવીને જમણી નાસિકાથી વાયુને ઉતારવો ને જમણી નાસિકાથી ચડાવીને ડાબી નાસિકાથી વાયુને ઉતારવો ને આમ વારંવાર અભ્યા-

* આ અધ્યાયમાં યોગસિદ્ધિ ને યોગમંત્રોની સિદ્ધિની વાત આવશે.

સં કરતા રહેવું. પછી અનુક્રમે પ્રણવની સંખ્યાને વધાર્યા કરવી ને પ્રાણાયામોને પણ પ્રથમ બાર ને પછી સોળ એવા અનુક્રમથી વધારવાનો અભ્યાસ કરવો. જપ તથા ધ્યાનાનાદ્ધિકને સાથે રાખી જે પ્રાણાયામ થાય તે સગર્ભ પ્રાણાયામ ને તેઓ સાથે સાથે રાખ્યા વગર જે પ્રાણાયામ થાય તે વિગર્ભ પ્રાણાયામ છે એમ વિદ્વાનો કહે છે. આવા અનુક્રમથી અભ્યાસ કરનારા સાધકને પ્રથમ પ્રસ્વેદ થાય છે તે અધમ પ્રાણાયામ છે. જેમાં કંપ થાય છે તે મધ્યમ પ્રાણાયામ છે ને આસનનો ત્યાગ કરીને ઉંચું થવાય તે ઉત્તમ પ્રાણાયામ છે. શરીરનો પ્રકાશ તથા સ્ફુર્તિ, અગ્નિની પ્રદીપ્તિ, ને અલ્પાહાર ઇત્યાદિક ઉત્તમ પ્રાણાયામ કરવાનો અભ્યાસ કરતા રહેવું. વિષયોમાં ભટકતી ઈન્દ્રિયોને યુક્તિસહિત બળાત્કારથી નિગૃહીત કરવી તેનું નામ પ્રત્યાહાર કહેવાય છે. અંગુઠા, ધુંટી, ગોઠણ, સાથળ, મૂળાધાર, લિંગ, નાભિ, હૃદય, ગ્રીવા, કંઠ, લંબિકા, નાસિકા, ભમરોનું મધ્ય, મસ્તક, મસ્તકોનો ઉપરનો ભાગ ને દ્વાદશાંત એટલાં સ્થાનકોમાં પ્રાણવાયુનો રોધ કરવો તેનું નામ ધારણા કહેવાય છે. પવનને એવી રીતે સ્વાધીન કરવો જોઈએ. ચૈતન્યની અંદર રહેનારા સાવધાન મનથી પોતામાં ઈષ્ટદેવનું ચિંતન કરવું તેનું નામ ધ્યાન છે. જીવાત્મા ને પરમાત્માનાં એકપણાંની નિરંતર ભાવના કરવી એ યોગનું સવિકલ્પ સમાધિ નામનું આઠમું અંગ કહેવાય છે. નિર્વિકલ્પ સમાધિ યોગનું અંગ નથી પણ એ તો યોગનું સ્વરૂજ છે. આ પ્રકારે આઠ અંગવાળો યોગ કહ્યો. હવે મંત્રોમાંથી છિન્નાદિક દોષોનું નિવારણ કરીને તેઓની સિદ્ધિ આપનારો જે ઉત્તમ યોગ છે તે કહું છું. હે હિમાલય! આ શરીર પોતેજ બ્રહ્માંડ છે. કારણ કે આ શરીર પણ પંચભૂતાત્મક, જીવ, બ્રહ્મની એકતારૂપ, ને સૂર્ય ચંદ્ર તથા અગ્નિઓવાળું છે. આ શરીરમાં સાડા ત્રણ કરોડ નાડીઓ છે. તેઓમાં મુખ્ય દશ છે ને દશમાં પણ ત્રણ મુખ્ય છે. ત્રણમાં પણ મુખ્ય જે સુષુમ્ણા નાડી છે તે મૂલાધારથી માંડીને બરડાના માર્ગથી બ્રહ્મરંધ્ર પર્યન્ત ગયેલી છે. એ નાડી સૂર્ય, ચંદ્ર ને અગ્નિરૂપ છે. સુષુમ્ણાના ડાબા ભાગમાં ધોળીને ચંદ્રમારૂપ ઈડા નામની નાડી રહેલી છે. એ નાડી શક્તિરૂપ ને સાક્ષાત્ અમૃતમય છે. સુષુમ્ણાના જમણા ભાગમાં સૂર્યરૂપ પિંગળા નામની નાડી છે. એ પુરૂષરૂપ છે. સુષુમ્ણા નાડી કે જે સર્વ તેજોમય છે તેના મૂળભાગમાં ચિત્રા નામની સૂક્ષ્મ નાડી છે ને ચિત્રાની અંદર મધ્ય ભાગમાં ઈચ્છા જ્ઞાન તથા ક્રિયારૂપ ને કરોડ સૂર્યના સરખા પ્રભાવવાળું સ્વયંભૂ લિંગ છે. તેની ઉપર હકાર, રકાર, ઈકાર, બિંદુ ને નાદરૂપ માયાબીજ રહ્યું છે. તેની ઉપર શિખા જેવા આકારવાળી રાતા રંગની કુંડલિની શક્તિ છે. હે પર્વતોના અધિપતિ! એ કુંડલિની દેવીરૂપ કહેવાય છે. ને તે મારાથી અભિન્ન છે. તેની બહાર પીળા વર્ણનું વ થી તે સ સુધીના ચાર અક્ષરોરૂપી ચાર પત્રોવાળું ને પીગળેલાં સુવર્ણ સરખું કમળ છે. તેની ઉપર બ થી તે લ સુધીના છ અક્ષરોરૂપી છ પાંખડીઓવાળું, અગ્નિ જેવું, ને હીરાની પેઠે ચળકતું મહા ઉત્તમ સ્વાધિષ્ઠાન ચક્ર છે. એ ચક્ર છ આધારના આધારરૂપ છે તેથી મૂળાધાર કહેવાય છે. અને સ્વ એટલે પરલિંગના અધિષ્ઠાનરૂપ છે તેથી સ્વાધિષ્ઠાન પણ કહેવાય છે. તેની ઉપર નાભિના પ્રદેશમાં મોટી કાન્તિવાળું મ-

ણિપુર ચક્ર છે. એ મણિપૂર મણિની તુલ્યે મેઘ અને વિજળી આદિના જેવાં ઘણાં તેજવાળું છે અને વળી ड થી તે फ સુધીના દશ અક્ષરોરૂપી દશ પાંખડીઓવાળું છે. તેથી એને મણિપદ્મ કહેવાય છે. એ પદ્મમાં વિષ્ણુ રહ્યા છે તેથી તે વિષ્ણુના દર્શનનું કારણ છે. તેની ઉપર હૃદયના પ્રદેશમાં ઉગતા સૂર્યના સરખું અનાહત પદ્મ છે ને क થી તે ठ સુધીના અક્ષરોરૂપી બાર પાંખડીવાળું છે. તેના મધ્યમાં દશ હજાર સૂર્યના જેવી પ્રભાવાળું બાણલિંગ રહ્યું છે. એ પદ્મમાં શબ્દ બ્રહ્મમય સ્વાભાવિક શબ્દ થયા કરે છે. તેથી તેને અનાહત ( માર્યા વગરના શબ્દવાળું ). ચક્ર યોગીઓ કહે છે. એ પદ્મ આનંદના સ્થાનકરૂપ છે ને તેમાં રૂદ્ર રહ્યા છે. અનાહત પદ્મની ઉપર કંઠના પ્રદેશમાં સોળ સ્વરરૂપી સોળ પાંખડીઓવાળું, ધૂમ જેવા વર્ણવાળું અને ઘણુંજ ચળકતું વિશુદ્ધિ પદ્મ છે. એ ભારે અદ્ભૂત ને આકાશ કહેવાનું પદ્મ જીવને પરમાત્માનું સ્વરૂપ દેખાડીને શુદ્ધ કરે છે, તેથી વિશુદ્ધિ પદ્મ કહેવાય છે. તેની ઉપર ભ્રકુટીની મધ્યમાં આજ્ઞા ચક્ર છે ને તેમાં ઈશ્વર રહેલ છે. ह ને क्ष રૂપી બે પાંખડીઓવાળા એ મનોહર ચક્રમાં યોગીને પરમેશ્વરની આજ્ઞા મળે છે તેથી તે આજ્ઞા ચક્ર કે આજ્ઞા પદ્મ કહેવાય છે. તેની ઉપર કૈલાસ ચક્ર છે ને તેની ઉપર રોધિની ચક્ર છે. આવી રીતે છ આધાર ચક્રો મેં તમને કહ્યાં. એ સઘળાંઓની ઉપર પરમાત્માના સ્થાનકરૂપ સહસ્રાર ચક્ર છે. આ પ્રકારે ઉત્તમ યોગમાર્ગ જાણીને પ્રથમ બહારના વાયુને ખેંચીને કુંભક કરીને વાયુ સહિત પોતાના મનને મૂળાધારમાં જોડી દેવું. ગુદા ને લિંગના મધ્યભાગમાં મૂલાધારની અંદર જે કુંડલિની શક્તિ છે તેને મૂળાધારમાં રહેલા વાયુથી દબાવીને ઉઠાડવી અને ઉઠાડયા પછી તેની પાસે તે તે લિંગોનું ભેદન કરાવતાં તે જ ક્રમથી તેને સહસ્રારમાં પહોંચાડીને તે તે સ્થળમાં રહેલા પરમ શિવની સાથે મળી ગયેલી સમજવી. આ પ્રમાણે શિવ અને શક્તિનો સમાગમ થતાં તેમાંથી પીંગળાવેલી લાખના જેવા વર્ણવાળું જે અમૃત નીકળે છે તે અમૃત કુંડલિનીને પાઈને તેને તૃપ્તિ કરવી ત્યાં ઉપર કહેલાં છ ચક્રોમાં રહેલા દેવતાઓને પણ અમૃતની ધારાથી તૃપ્ત કર્યા પછી યોગ સિદ્ધિ પ્રદાતા ને માયા નામની તે કુંડલિની શક્તિને પછી તેજ માર્ગથી મૂળાધાર માં પોંહોંચાડવી. જે યોગી નિશ્ચય રાખીને આ પ્રમાણે દિવસે દિવસે અભ્યાસ કરે છે તે યોગી જરા મરણ ને દુઃખાદિક આ સંસારના બંધનમાંથી છુટો થાય છે. આમ કરવાથી છિન્નાદિ દોષોથી દુષિત થયેલા મંત્રો સિદ્ધ થાય છે ને આમ ન કરાય તો સિદ્ધ નથી થતા. હે હિમાલય ! આમ કરવાથી મારા જગદંબા દેવીના તમામ ગુણોની ઉત્તમ સાધકને પ્રાપ્તિ થાય છે. અન્યથા નથી થાતી. હે હિમાલય ! આ પ્રમાણે તમારી પાસે મેં વાયુની ધારણા કહી. હવે હું ચિત્તની ઉત્તમ ધારણા વિષે કહું છું તે સાવધાન થઇને તમે સાંભળો. દિશા ને કાળ આદિના પરિચ્છેદથી રહિત દેવીમાં ચિત્ત સ્થાપીને જીવ તથા બ્રહ્મની એકતાનું ચિંતન કર્યા પછી તુરત તન્મય થઈ જવાય છે. જો ચિત્ત મલીન હોવાથી એ સિદ્ધિ પ્રાપ્ત ન થાય તો મારા અવયવોની ધારણાથી યોગીએ યોગાભ્યાસ કરવો. હે હિમાલય ! મંત્ર સિદ્ધિને ઇચ્છનારાઓએ મારા હાથ ને પગ વિગેરે એક એક મધુર અંગમાં પ્રથમ ચિત્તનું સ્થાપન.

કરવું. એક અંગ વશ થાય ત્યારે બીજા તે ઉપરનાં અંગમાં ચિત સ્થાપવું. આમ કરતાં સઘળાં અંગો વશ થાય ત્યારે તે નિર્બળ થએલાં ચિત્તને મારા સમગ્ર સ્વરૂપમાં સ્થાપવું. હે હિમાલય ! જ્યાં સુધી અખંડ જ્ઞાનમય દેવીમાં મનનો લય થાય ત્યાં સુધી મંત્રવાળાએ પોતાના ઈષ્ટ મંત્રોના જપથી ને હોમાદિકથી અભ્યાસ કરવો. મંત્રભ્યાસથી ને યોગાભ્યાસથી જ્ઞેય પદાર્થોને જાણવાની શક્તિ આવે છે. યોગવિના મંત્ર નથી ને મંત્રવિના યોગ નથી. વાસ્તે એ ઉભયનો અભ્યાસ પરબ્રહ્મપણાની પ્રાપ્તિમાં હેતુરૂપ છે. જેમ અંધારીયાં ઘરમાં પડેલો ઘડો દીપક કરવાથી દેખાય છે તેમ માયાનાં આવરણવાળો આત્મા મંત્રથી જોવામાં આવે છે. આ પ્રમાણે મેં હમણાં અંગોસહિત સઘળો યોગનો વિધિ તમને કહી બતાવ્યો. આ પ્રકારે ગુરૂ ઉપદેશ દ્વારા એજ જાણી શકાય તેવો છે. હે હિમાલય ! ગુરૂના ઉપદેશ વગર કરોડો શાસ્ત્રોથી પણ જાણવામાં આવતો નથી.[૧-૬૨]

**एवंमायावृतोह्यात्मामनुनागोचरीकृतः ।**
**इतियोगविधिःकृत्स्नःसांगःप्रोक्तोमयाधुना॥६२॥**
**गुरुपदेशतोज्ञेयोनान्यथाशास्त्रकोटिभिः ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૩૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૬ મો.*

### બ્રહ્મસ્વરૂપ ને બ્રહ્મવિદ્યા.

**श्रीदेव्युवाच-**
**इत्यादि योगयुक्तात्मा ध्यायेन्मां ब्रह्मरूपिणीम् ।**
**भक्त्या निर्व्याजया राजन्नासने समुपस्थितः॥१॥**

ભગવતી કહે છે—હે હિમાલય ! આસનસ્થિત થઈ સત્વ ભક્તિથી ઉક્ત યોગ કરીને મારૂં બ્રહ્મસ્વરૂપનું ધ્યાન ધરવું. એ પરબ્રહ્મ વિશ્વરૂપે પ્રકાશે છે. અત્યન્ત સમીપ છે. સર્વ વ્યાપક છે છતાં બુદ્ધિમાં વરતાય છે. પક્ષી આદિક, મનુષ્યાદિક, ક્રિયાવાળા ને ક્રિયાવગરના સઘળા પદાર્થો એ મહાપદરૂપ પરબ્રહ્મમાં જ કલ્પિત છે. કાર્ય કારણોથી ઉત્તમ, સૂર્યાદિક તેજોને પ્રકાશ આપનાર, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, અને જેને લોકો ઓળખતા નથી તથા જેમાં પૃથ્વી આદિ ભુવનો ને તેમાં વસનારા લોકો કલ્પાએલા છે તે પરબ્રહ્મરૂપ હું છું એમ જાણો. સર્વાશ્રયરૂપ અવિનાશી એ બ્રહ્મ પ્રાણ, વાણી, ને મનરૂપ પણ છે. સત્ય ને મોક્ષરૂપ એજ બ્રહ્મ છે. હે હિમાલય ! મનરૂપી બાણોથી તેનો તમે વેધ કરો. ઉપનિષદોક્ત ધનુષ્ય કે જે મહા આયુધરૂપ છે તે લઇને તેમાં ઉપાસનાથી સજેલું બાણ સાંધવું. એ બાણ તાણીને બ્રહ્મરૂપ થયેલાં ચિત્તથી તેજ બ્રહ્મરૂપ નિશાનનો વેધ કરવો. ઓંકાર ધનુષ્યરૂપ, મન બાણરૂપ, ને પરબ્રહ્મ નિશાનરૂપ કહેવાય છે. બાણથી નિશાન વેધાય છે તેમ મનથી બ્રહ્મને વિદ્વાન્ પુરૂષે વીંધવું જેથી તે મન બ્રહ્મરૂપ થઇ જાય. સ્વર્ગ, પૃથ્વી, અંતરિક્ષ, મન ને સઘળી ઈન્દ્રિયો જેમાં કલ્પિત છે તે એક તત્વરૂપ આત્માનેજ જાણો. બીજી વિદ્યાઓ ( અવિદ્યાઓ ) નો ત્યાગ કરો. કારણ કે મોક્ષ પ્રાપ્તિ વાસ્તે સંસાર સાગરને તરવાનો એ આત્મવિદ્યાજ સેતુરૂપા છે. રથનાં ચક્રોની કુંડળીમાં જેમ આરાઓ પેઠેલા હોય છે તેમ જેમાં આ સઘળી નાડીઓ પેઠેલી છે તે હૃદયમાં આ આત્મા વર્ત્તે છે ને કેમ જાણે બુદ્ધિના પ્રત્યયોથી ક્રોધ ને હર્ષાદિક વિકારો પામતો હોય તેવો જણાય છે. ઓંકારનું આલંબન કરીને એ આત્માને તમે ઉપાસો. પેલે

---

* આ અધ્યાયમાં બ્રહ્મસ્વરૂપની સ્થિતિ ને બ્રહ્મવિદ્યાની દુર્લભતા વિષે વાત આવશે.

પાર પહોંચવામાં અર્થાત્ અવિદ્યારહિત બ્રહ્મ સ્વરૂપને પામવામાં તમને કશીપણ હરકત ન થાઓ. પ્રકાશવાળાં હૃદય કમળમાં હૃદાકાશ છે તેમાં એ આત્મા કેમ જાણે રહેલો હોય તેવો દેખાય છે. એ આત્માની ભાવના મનોવૃત્તિઓ દ્વારાજ થાય છે. આત્મા પોતે સ્થિર છે ને પ્રાણ તથા શરીરને ચલાવે છે. વિવેકી પુરૂષો હૃદયમાં બુદ્ધિને સ્થિર કરીને સાક્ષાત્કારથી એ આત્માને સર્વત્ર પરિપૂર્ણ દેખે છે, કે જે આત્મા સર્વદા આનંદરૂપ ને મોક્ષરૂપ પ્રકાશે છે. એ પરમાત્માનો સાક્ષાત્કાર થાય ત્યારે ચૈતન્ય અને જડની અધ્યાયરૂપ જે ગાંઠ પડી છે તે ત્રુટી જાય છે. અસંભાવના આદિ સઘળા સંશયો છેદાઈ જાય છે, તથા પ્રારબ્ધ કર્મો શિવાયનાં બીજાં કર્મોનો ક્ષય થાય છે. આનંદમય કોશ મૂકયા પછી એ માયારહિત નિર્મળ બ્રહ્મ જાણવામાં આવે છે. મહાશ્રમથી જેને જ્ઞાનીઓ જાણે છે તે શુદ્ધ બ્રહ્મજ સૂર્યાદિકને પ્રકાશ આપે છે પરન્તુ સૂર્ય ચંદ્ર કે તારા એ બ્રહ્મને પ્રકાશ આપી શકતા નથી કારણ કે બ્રહ્મ સ્વયંપ્રકાશ છે ને એ સૌ પરપ્રકાસ્ય છે. વિજળીઓ પણ બ્રહ્મને પ્રકાશી ન શકે તો પછી અગ્નિથી તો બ્રહ્મનો પ્રકાશ કયાંથીજ થાય. આ અખિલ દૃશ્યમાન જગત્ બ્રહ્મના પ્રકાશથીજ દેખાય છે. બ્રહ્મના પ્રકાશની પછવાડે આ આખું બ્રહ્માંડ પ્રકાશે છે. પૂર્વમાં પશ્ચિમમાં, દક્ષિણમાં, ઉત્તરમાં, નીચે ને ઊંચે આ અમૃતમય બ્રહ્મજ વ્યાપ્યું છે. એ ઉત્તમ બ્રહ્મથી આ અખિલ જગત્ કાંઈ ભિન્ન નથી. જે માણસને આવો અનુભવ થાય છે તે ઉત્તમ મનુષ્ય ચરિતાર્થ થાય છે. બ્રહ્મરૂપે થયેલા નિર્મળ મનવાળો એ પ્રાણી કશો શોક હર્ષ કરતો નથી ને તેને ઈચ્છા કશી પણ નથી. હે પર્વતરાજ ! ભય થવાનો હેતું બીજો પદાર્થ છે પરંતુ બ્રહ્મ વેત્તાની દૃષ્ટિમાં બીજો કોઇ બ્રહ્મથી ભિન્ન પદાર્થ નથી તેથી બ્રહ્મવેત્તાને કોઈથી પણ ભય નથી. એ બ્રહ્મવેત્તાને મારો વિયોગ નથી ને મને એ બ્રહ્મવેત્તાનો વિયોગ નથી. હે પર્વત ! જે હું છું તે બ્રહ્મવેત્તા છે ને જે બ્રહ્મવેત્તા છે તે હું છું જ્યાં બ્રહ્મવેત્તા વસતો હોય ત્યાં મારૂં જ્ઞાન થાય છે. હું કોઈ તીર્થમાં, વૈકુંઠમાં, કૈલાસમાં પણ કદી નથી વસતી પણ મારો જ્ઞાનીજનોના હૃદયકમળમાં નિરંતર વાસ છે. મારા જ્ઞાતાનું એકવાર પુજન તે મારાં કરોડો વારનાં પૂજનની બરાબર છે. જેના ચિતનો લય મારાં સ્વરૂપમાં થયો હોય તેનું કુળ પવિત્ર છે, તેની માતા કૃતાર્થ છે, ને તેના જન્મથી આ ભૂમિ પણ ભાગ્યશાળી કહી છે. હે પર્વતોત્તમ ! તમે મને જે બ્રહ્મવિદ્યા પૂછી તે મેં તમને કહી બતાવી. આથી અધિક કાંઇ પણ કહેવાનું નથી. ભક્તિવાળા ને સારા સ્વભાવવાળા મોટા પુત્રને આ જ્ઞાન આપવું. શિષ્ય પણ તેવોજ હોય તો તેને પણ દેવું. ભક્તિ તથા સારા સ્વભાવ વગરના કોઈ માણસને કદી પણ દેવું નહીં. જેને ઈશ્વરમાં પરમ ભક્તિ હોય ને જેવી ઇશ્વરમાં ભક્તિ હોય તેવીજ ગુરૂમાં પણ હોય તે મહાત્માને ઉપદેશાયેલા ઉપરના વિષયો યથાર્થ રીતે ધ્યાનમાં ઉતરે છે. બ્રહ્મવિદ્યાનો જે ઉપદેષ્ટા છે તેજ પરમેશ્વર છે એમ માનવું. બ્રહ્મવિદ્યાના ઉપદેશનો બદલો કોઈથી પણ વાળી શકાય તેવો નથી. આથી શિષ્યો યાવજ્જીવન ગુરૂના રૂણવાળાજ રહે છે. બ્રહ્મવિદ્યાના ઉપદેશથી બ્રહ્મરૂપ જન્મ આપનારા ગુરૂદેવ માતાપિતાથી પણ અધિક છે. માતાપિતાએ આપેલો જન્મ નાશવંત છે પણ ગુરૂદેવે આ-

પેલો જન્મ તો સર્વદા અવિનાશી ને સનાતન છે. હે પર્વત ! આટલાં કારણથી 'ગુરૂનો દ્રોહ ન કરવો' ઈત્યાદિક વચનો વેદે કહ્યાં પણ છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી શાસ્ત્રનો સિદ્ધાન્ત એવો છે કે "બ્રહ્મવિદ્યા આપનારા ગુરૂદેવ સર્વોત્તમ છે' શિવ કોપ્યા હોય તો ગુરૂ રક્ષણ કરે છે પણ ગુરૂકોપ્યા હોય તો શિવ રક્ષણ નથી કરતા. આથી સર્વ પ્રકારના પ્રયત્નોથી ગુરૂને રાજી રાખવાં જોઇએ. મન વાણીને કાયાથી ગુરૂભક્તિ કરવી. નહીં તો શિષ્ય કૃતઘ્ન થાય છે. કૃતઘ્નના દોષનું પ્રાયશ્ચિત્ત નથી. દધ્યઙ્ નામના અથર્વાના પુત્રે ઈન્દ્રની પાસે બ્રહ્મવિદ્યાના ઉપદેશની પ્રાર્થના કરતાં ઈન્દ્રે તેને બ્રહ્મવિદ્યા આપીને કહ્યું કે "જો આ વિદ્યા તમે બીજાને આપશો તો તેજ ક્ષણે હું તમારૂં મસ્તક કાપી નાખીશ" પછી કેટલાક સમય પછી અશ્વિનીકુમારો કે જેઓ દેવવૈદ્યો છે તેઓએ દધ્યઙ્‌ની પાસે બ્રહ્મવિદ્યાની માગણી કરી ત્યારે તેમણે કહ્યું કે "તમને જો બ્રહ્મવિદ્યા આપું તો ઈન્દ્ર મારૂં મસ્તક કાપી નાખે" ત્યારે અશ્વિનીકુમારોએ કહ્યું કે અમે તમારૂં માથું કાપીને હમણાં બીજી જગ્યાએ રાખશું નેહાલતમારાધડપરઘોડાનુંમાથુંગોઠવીઆપશું તો એ માથાથી અમનેએવિદ્યાનો ઉપદેશ કરો. ઈન્દ્ર આવીને તમારૂં આ અશ્વનું માથું કાપી નાંખશે એટલે તેના ગયા પછી તમારૂં મૂળ માથું અમે ચોડી દેશું." અશ્વિનીકુમારોની આવી વાણી સાંભળી દધ્યઙ્ મુનિએ એમ કર્યું હતું ને અશ્વિનીકુમારો પણ પોતાની પ્રતિજ્ઞા સાચવી રહ્યા હતા. આથી હે પર્વતાધિપ ! બ્રહ્મવિદ્યા અપાર સંકટથી મેળવી શકાય તેવી છે. આવી બ્રહ્મવિદ્યાવાળા પુરૂષને ભાગ્યશાળી તથા કૃતાર્થી સમજવો જોઈએ[१-२०]

पुनः संयोजितं स्वयं ताभ्यां मुनिशिरस्तदा ।
इति संकट संपाद्या ब्रह्मविद्या नगाधिप॥२०॥
लब्धा येन स धन्यः स्यात् कृतकृत्यश्च भूधर ॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૩૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૭ મો*

### ભક્તિ ને ભક્તિનું માહાત્મ્ય.

हिमालय उवाच—
स्वीयां भक्तिं वदस्वांब येन ज्ञानं सुखेन हि ।
जायेत मनुजस्यास्य मध्यमस्या विरागिणः१

હિમાલય કહે છે—હે માતા ! હવે આપની ભક્તિનું સ્વરૂપ બતાવો. આપની ભક્તિથી વૈરાગ્ય રહિત મધ્યમાધિકારીને પણ અનાયાસે બ્રહ્મજ્ઞાન થઇ જાય છે. ભગવતી કહે છે—હે પર્વતાધિપ ! મોક્ષ પ્રાપ્તિ વાસ્તે કર્મયોગ, જ્ઞાનયોગ, ને ભક્તિયોગ એ ત્રણ માર્ગ સુવિખ્યાત છે. ત્રણમાં જ્ઞાન યોગ સાક્ષાત્ મોક્ષનું સાધન છે ને બીજા બે ચિત્ત શુદ્ધિદ્વારા મોક્ષનાં સાધનરૂપ છે. આ ત્રણ ઉપાયોમાં ભક્તિયોગ કરવા જેવો છે ને તે સર્વદા કરી શકાય તેવો છે કારણ કે કાયાના કે ધન ખરચવા આદિના પરિશ્રમ વિના કેવળ મનથી જ તે યોગ થાય છે વાસ્તે સુલભ છે. મનુષ્યોમાં ત્રણ ગુણો સત્વ—રજ—તમ છે. તેથી ગુણભેદે ભક્તિના પણ ત્રણ ભેદો છે. પરને પીડા વાસ્તે અથવા ઠગવા વાસ્તે ક્રોધને મત્સર રાખીને જે ભક્તિ કરવામાં આવે તે તમોગુણી ભક્તિ છે. બીજાને પીડા કરવા વિગેરેનો ઉદ્દેશ નહીં રાખતાં યશને ભોગરૂપ

* આ અધ્યાયમાં ભક્તિના ત્રણ પ્રકારને પ્રેમ લક્ષણા ભક્તિનું સ્વરૂપ કહેવામાં આવશે.

પોતાના સુખના વાસ્તે હૃદયમાં કામના રાખીને જે નિરંતર મારી ભક્તિ કરવામાં આવે તે ભક્તિ રજોગુણી છે. પામર જનો જુદાં જુદાં ફળોની ઉત્પત્તિ વાસ્તે મને ભજે છે પણ તેમાં ભેદ બુદ્ધિ હોવાથી મને પોતાથી જુદી જાણે છે વાસ્તે તે ભક્તિને રજોગુણી કહેવાય છે. "કર્મો પરમેશ્વરને અર્પણ કરી કરવાથી પાપ ધોવાય છે ને તે કર્મો વેદોક્ત છે વાસ્તે અવશ્ય સર્વદા કરવાં જોઈએ એવા નિશ્ચયથી ભેદ બુદ્ધિથી મારી પ્રસન્નતા વાસ્તે ભક્તિ કરવામાં આવે છે તે સત્વગુણી ભક્તિ છે આ સત્વગુણી ભક્તિ પ્રેમલક્ષણા ભક્તિને ઉપજાવનારી છે, પણ પોતે પ્રેમલક્ષણા ભક્તિરૂપ નથી. કારણ કે એ ભક્તિમાં પણ ભેદબુદ્ધિ છે તેથી મારાપર પોતાના આત્મા જેવો નિરતિશય પ્રેમ રહેતો નથી. રજોગુણીને તમોગુણી ભક્તિ તો પ્રેમલક્ષણા ભક્તિને ઉત્પન્ન કરનારી નથી વાસ્તે તે ભક્તિઓનો તો ત્યાગ કરવો જોઇએ. હવે આ પ્રેમ લક્ષણા ભક્તિનું સ્વરૂપ સાંભળો. સર્વદા મારા ગુણોનું શ્રવણ, મારા નામોનું ઉચ્ચારણ, ને મારાં કલ્યાણમય ગુણોરૂપ રત્નની ખાણરૂપ સ્વરૂપમાં સર્વદા તૈલની ધારાની તુલ્યે અવિચ્છિન્ન ચિત્તવૃત્તિનો પ્રવાહ રાખવો તે, આ પ્રમાણે કરવામાં પણ કોઈપણ જાતનાં ફળની કામના ન કરવામાં આવે એજ મારી પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ છે. મારી પાસે રહેવાની, મારામાં મળી જવાની, કે મારાં સરખું ઐશ્વર્ય પામવાની એવી કશી પણ ઈચ્છા નહીં કરતાં મારી સેવાથી બીજું કશું પણ અધિક ન મનાય તથા સેવ્ય સેવક ભાવ તજીને મોક્ષની ઈચ્છા પણ ન રખાય, આળસ્ય તજીને પરમ સ્નેહથી મારાંજ સ્વરૂપનું ચિંતન કરવામાં આવે ને મારૂં સ્વરૂપ સર્વદા પોતાથી અભિન્ન જણાય એ મારી પ્રેમલક્ષણા ભક્તિનુંજ સ્વરૂપ છે. જેને મારામાં પ્રેમલક્ષણા ભક્તિ હોય છે તે ભક્ત સમગ્ર જીવો ને મારા સ્વરૂપભૂત સમજે છે, ને પોતાના આત્માપર જેવો પ્રેમ હોય છે તેવો પ્રેમ તેને સૌના ઉપર થાય છે. તે પુરૂષ સર્વમાં ચૈતન્યની સમાનતા સમજીને ભેદ બુદ્ધિ કરતોજ નથી, ને તે સર્વદા મને સર્વ સ્વરૂપમાં રહેલી સમજીને ચાંડલ સુધીનાંની પણ સેવા પુજા નમસ્કારાદિક કરે છે. એ પુરૂષ નિત્યમુક્ત હોવાથી તેનામાં લેશ માત્ર પણ દ્રોહબુદ્ધિ નથી. મારાં મંદીરોમાં, દર્શનમાં, મારા ભક્તોનાં દર્શનમાં, મારાં શાસ્ત્રોના શ્રવણમાં, ને મારાં મંત્ર તંત્રાદિમાં શ્રદ્ધાવાળો રહે છે. મારામાં પ્રેમથી આકુળતાથી સર્વદા રૂવાણાં ઉભાં થાય છે જેનાં તથા જેની આંખોમાંથી પ્રેમનાં અશ્રુઓ ખર્યા કરે છે તેવો તે પુરૂષ સદૈવ કંઠમાંથી ગળગળો ભક્તિમય શબ્દ કાઢે છે. મારૂં સર્વ કારણોનાં કારણરૂપ ને વિશ્વની માતા ઈશ્વરીનું એકચભાવથી પૂજન, ધનનો મિથ્યા લોભ તજીને ભક્તિસર સર્વદા મારાં નિત્ય નૈમિતિક દિવ્ય વ્રતાદિકનું પાલન, સ્વભાવથીજ મારા ઉત્સવોને જોવાની ઈચ્છા ને પોતાથી પણ મારા ઉત્સવો કરવામાં પ્રવૃત્તિ, ઇત્યાદિક સઘળાં મારી પ્રેમ લક્ષણા ભક્તિનાં સ્વરૂપ છે. મારી પ્રેમલક્ષણા ભક્તિવાળો ભક્તજન ઉચ્ચ સ્વરોથી મારાં નામોનું ગાન કરતો નાચે છે. તથા અહંકાર ને દેહાધ્યાસથી રહિત થઇને "પ્રારબ્ધમાં હશે તેજ થાશે વાસ્તે વૃથા દેહનાં રક્ષણાદિકની ચિંતા મારે શું કામ કરવી" એમ સમજીને સર્વદા મારી ભક્તિમાંજ પરાયણતા વાળો રહે છે. દેવી વિના કાંઈપણ વસ્તુ વિનાની આ ભક્તિ છે એવી ભાવના વાળી મારી આ પરાભક્તિ છે અથવા પ્રેમલક્ષણા ભક્તિ છે. હે હિમા-

લય ! આ પ્રમાણે વાસ્તવિક દૃષ્ટિથી તો જે ક્ષણે મનુષ્યને મારામાં પરાભક્તિ પ્રકટે છે તેજ ક્ષણે તે ભક્તનું ચિત્ત મારાં ચૈતન્યમાત્ર સ્વરૂપમાં લય પામવા યોગ્ય બને છે. જ્યારે જ્ઞાન થાય છે ત્યારેજ ભક્તિ ને વૈરાગ્ય સઘળાં પરિપૂર્ણ હોય છે. જેથી ભક્તિની પરાકાષ્ઠાને જ્ઞાન કહેવાય છે. વૈરાગ્યની સીમા પણ તેજ છે. ભક્તિ કરવા છતાં પણ પ્રારબ્ધયોગે પુરૂષને મારૂં જ્ઞાન ન થાય તો તે પુરૂષ મારા મણિદ્વીપમાં જઇ અનિચ્છા છતાં ઉત્તમ વૈભવો ભોગવે છે. એ વૈભવો ભોગવ્યા પછી મારા ચૈતન્ય સ્વરૂપનું જ્ઞાન થવાથી તુરતજ તે પુરૂષનો મોક્ષ થાય છે. મુક્તિ તો કેવળ જ્ઞાન શિવાય બીજા કોઈ ઉપાયથી નથીજ થતી. મારૂં અખંડજ્ઞાનરૂપ પરમાત્માનું જેને અહીં હૃદયમાં જ્ઞાન થાય તેના પ્રાણો નીકળીને દેહાંતરમાં પ્રવેશતા નથી પણ અહીજ લય પામે છે. કંઠમાં પહેરેલું ભૂષણ વિસ્મૃતિરૂપ અજ્ઞાનથી તિરોહિત થયું છતાં પાછું દેખાય છે ને મળ્યું એમ કહેવાય છે તેમ પોતાનું નિત્ય પ્રાપ્ત બ્રહ્મસ્વરૂપ અજ્ઞાનથી કંઠભૂષણની તુલ્યે ભુલાયું છે તે પાછુ જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થતાં પુનરપિ પ્રાપ્ત થયું છે એમ માત્ર બોલાય છે પણ કાંઈ નવું મળતું નથી પણ નિત્ય પ્રાપ્ત જ છે. આમ છે તેથી શ્રુતિ પણ વદે છે કે " બ્રહ્મનો જાણનાર બ્રહ્મજ છે " હે પર્વતોત્તમ ! એ મારૂં બ્રહ્મ સ્વરૂપ કાર્ય કારણથી ભિન્ન છે ને અરિસામાં પ્રતિબિંબને તુલ્યે દેહમાં તેનો અનુભવ થાય છે. અરિસામાં પ્રતિબિંબના કરતાં જળમાં પ્રતિબિંબ સ્વચ્છ છે તેમ પિતૃલોકમાં આ દેહના અનુભવ કરતાં સ્વચ્છ અનુભવ થાય છે. છાયા ને આતપ અત્યન્ત જેમ પ્રત્યક્ષ દેખાય છે તેમ મણિદ્વીપમાં પિતૃલોકના અનુભવ કરતાં પણ અત્યંત સ્વચ્છ પ્રત્યક્ષાનુભવ થાય છે. જ્યાં દ્વૈતની પ્રતીતિમાત્ર પણ નથી રહેતી. જ્ઞાન રહિત કોઈ વૈરાગ્યવાળો જીવ મરે તો તે એક કલ્પ સુધી બ્રહ્મલોકમાં અખંડિત વાસ કરેછે ને પછી તેનો પવિત્ર શ્રીમંતના ગૃહમાં પુનર્જન્મ થાય છે. એ જન્મમાં સાધન કરતાં તેને જ્ઞાન થવાથી મોક્ષ થાય છે. જ્ઞાન એક જન્મમાં નથી થતું પણ અનેક જન્મથી થાય છે વાસ્તે જ્ઞાન વાસ્તે મહાશ્રમની જરૂર જે. જ્ઞાન વાસ્તે શ્રમ ન થાય તો મહા હાનિ છે! ફરીવાર મનુષ્યાવતાર દુર્લભ છે ને તેમાં પણ બ્રહ્મકુળમાં જન્મ દુર્લભ છે, તેમાં પણ વેદપ્રાપ્તિ દુર્લભ છે, ને વેદની પ્રાપ્તિ પછી પણ શમાદિ સંપત્તિઓ, યોગસિદ્ધિ, ને ઉત્તમ ગુરૂનો યોગ એ સઘળાં વાનાં વિશેષ દુર્લભ છે. ઇન્દ્રિયોનું સામર્થ્ય ને શરીરને વેદોક્ત સંસ્કાર ફરી ફરી નથી મળતા ને અનેક જન્મોનાં એકત્ર થયેલાં પુણ્યોથીજ મોક્ષની પણ ઈચ્છા થાય છે વાસ્તે સઘળાં સાધનો મળવા છતાં પણ જે મનુષ્ય જ્ઞાનના વાસ્તે શ્રમ ન લે તેનો જન્મ વ્યર્થ છે. હે હિમાલય ! હરેક સ્વશક્તિ અનુસાર જ્ઞાન પ્રાપ્તિનો પ્રયાસ સેવવો જોઇએ. શ્રવણાદિકનો પણ શ્રમ લેનારને ક્ષણે ક્ષણે અશ્વમેધનાં ફળની પ્રાપ્તિ થાય છે. જેમ દુધમાં ઘૃત ગુપ્ત રહ્યુ છે તેમ સઘળા પદાર્થમાં બ્રહ્મ ગુપ્ત રહ્યું છે. મનરૂપી રવાઈથી સર્વદા સઘળા પદાર્થોનું મથન કરી બ્રહ્મરૂપ ઘૃતને પામવું જોઈએ. સઘળાં વેદાન્તો નગારાં વગાડી કહી રહ્યાં છે કે જ્ઞાન મળવાથી જીવ કૃતાર્થ થાય છે ! હે હિમાલય ! તમારા પ્રશ્નનો સઘળો ઉત્તર મેં અતિ સંક્ષેપથી કહ્યો ને હવે તમારે બીજું શું સાંભળવું છે ?

ज्ञानंलब्ध्वाकृतार्थस्त्वंभविताऽसिनसंशयः ।
सर्वमुक्तंसमासेनकिंभूयःश्रोतुमिच्छसि ॥५६॥

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવતવિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૩૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૮ મો.*

### દેવીનાં સ્થાનો, વ્રત, ને ઉત્સવો.

हिमालय उवाच-

कति स्थानानि देवेशि द्रष्टव्यानि महीतले ।
मुख्यानि च पवित्राणि देवी प्रियतमानि च ॥१॥

હિમાલય કહે છે—હે સુરેશ્વરી! આ પૃથ્વીમાં આપને પરિપૂર્ણ પ્યારા પવિત્ર સ્થાનો કેટલાં કેટલાં મુખ્ય એવાં જેવા છે તે કહો. આપની પ્રસન્નતા નિપજાવે તેવાં શું શું વ્રતો તથા ઉત્સવો છે એ વિષે મને કહો કે જેનાં શ્રવણ માત્રથી મનુષ્યો ચરિતાર્થ થાય છે. ભગવતી કહે છે—હે હિમાલય! મારૂં સર્વરૂપ છે વાસ્તે આ જે કાંઇ દૃશ્ય પદાર્થ છે તે મારાં સ્થાનકરૂપ છે, સઘળા કાળ છે તે મારાં વ્રતરૂપ છે ને સઘળા સમયો ઉત્સવોરૂપ છે તોપણ હે પર્વતરાજ! ભક્તવત્સલપણાના લીધે હું તમને તેઓમાંથી કાંઈક કાંઈક કહું છું તે એક મનથી તમે સાંભળો. લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ કોલાપુરમાં મારૂં મોટું સ્થાનક છે. રેણુકાના નિવાસસ્થાનરૂપ માતુઃપુર કે જે સહ્યાદ્રિમાં છે તે પણ મારૂં મોટું સ્થાનક છે. ત્રીજું તુલજાપુર, ચતુર્થ સપ્તશૃંગ, પંચમ હિંગલાજ, છઠું જ્વાળામુખી, સાતમું શાકંભરી, આઠમું ભ્રામરી, નવમું રક્તદંતિકા, દશમું દુર્ગા, અગીયારમું સર્વોત્તમા વિંધ્યાવાસિની, બારમું અન્નપૂર્ણા, તેરમું કાંચીપુર, ચૌદમું ભીમા માતા, પંદરમું વિમળા દેવી, સોળમું કર્ણાટકમાં ચંદ્રકળા દેવી, સત્તરમું કૌશિકી, અઢારમું નીલ પર્વતપર નીલાંબા, ઓગણીશમું જાંબુનદેશ્વરી, વીશમું શ્રીનગર, એકવીશમું નેપાળદેશમાં ગુહ્યકાલી, બાવીશમું હાલાસ્યમાં મીનાક્ષી, ત્રેવીશમું વેદારણ્યમાં સુંદરી, ચોવીશમું પુરૂષોત્તમ ક્ષેત્રની પાસે ભુવનેશ્વરી, પચીશમું મહાલસા (દક્ષિણમાં મલ્લારિ સ્થાન છે તે), છવીશમું યોગેશ્વરી, સત્યાવીશમું ચીનદેશમાં નીલ સરસ્વતી, અઠયાવીશમું વૈદ્યનાથમાં સર્વોત્તમા બગલા, ઓગણત્રીશમું ભુવનેશ્વરીના નિવાસરૂપ મણિદ્વીપ ને ત્રીશમું કામરૂદેશમાં સતીના યોનિમંડળરૂપ ને કામાખ્યા એવા નામથી વિખ્યાત ત્રિપુર ભૈરવીનું સ્થાન, એ મારાં મોટાં સ્થાનકો છે. મહામાયાના નિવાસરૂપ પૂર્વોક્ત કામાખ્યા નામનું સ્થાનક ભૂમંડળનાં સઘળાં ક્ષેત્રોમાં રત્નરૂપ છે. એ સ્થાનમાં પ્રત્યેક માસે મારી પ્રતિમા રજસ્વલા થાય છે. તેથી સઘળી પૃથ્વીમાં એના જેવું બીજું કોઇ ઉત્તમ સ્થાન નથી. એ કામાખ્યામાં સઘળા દેવતાઓ પર્વતરૂપ થયા છે ને એ પર્વતોમાં મોટા મોટા દેવલોકો વસે છે. ત્યાંની સઘળી ભૂમિ ભગવતીરૂપ છે. એ સતીનાં યોનિમંડળના સ્થાનથી બીજું કોઈ પણ ઉત્તમ સ્થાન નથી. ઉપર કહ્યાં તે સ્થાનો શિવાય પુષ્કર ક્ષેત્રમાં ગાયત્રી, અમરેશમાં ચંડિકા, પ્રભાસમાં પુષ્કરેક્ષણા, નૈમિષારણ્યમાં લિંગધારિણી, પુષ્કરાક્ષમાં પુરૂહુતા, આષાઢિમાં રતિ, ચંડમુંડીમાં દંડિની, મારભૂતિમાં ભૂતિ, નાકુલમાં નકુલેશ્વરી, હરિશ્ચંદ્રમાં ચંદ્રિકા, શ્રીગીરિમાં શાંકરી, જપ્યેશ્વરમાં ત્રિશૂલા, આમ્રાતકેશ્વરમાં સૂક્ષ્મા, મહાકાળમાં શાંકરી, મધ્યમમાં શર્વાણી, કેદાર ક્ષેત્રમાં માર્ગદાયિની,

---

* આ અધ્યાયમાં દેવીના સ્થાનો, વ્રતો ને ઉત્સવો વિષે વર્ણન આવશે.

ભૈરવક્ષેત્રમાં ભૈરવી, ગયામાં મંગલા, કુરૂક્ષેત્રમાં સ્થાણુ પ્રિયા, નાકુલમાં સ્વાયંભુવી, કનખળમાં ઉમા, વિમલેશ્વરમાં વિશ્વેશા, અટ્ટહાસમાં મહાનંદા, મહેન્દ્રમાં મહાન્તકા, ભીમમાં ભીમેશ્વરી, વસ્ત્રાપથક્ષેત્રમાં શાંકરીભવાની, સ્વર્ધકોટિકમાં રૂદ્રાણી, કાશીમાં વિશાલાક્ષી, મહાલયમાં મહાભાગા, ગોકર્ણમાં ભદ્રકર્ણી, ભદ્ર કર્ણેકમાં ભદ્રા, સુવર્ણાક્ષમાં ઉત્પલાક્ષી, સ્થાણુમાં સ્થાણવીશા, કમલાલયમાં કમલા, દક્ષિણમાં સમુદ્રની પાસે છગલંડકમાં પ્રચંડા, કુરંડલમાં ત્રિસંધ્યા, માકોટમાં મુકુકુટેશ્વરી, મંડલેશ્વરમાં શાંડકી, કલંજરમાં કાળી, શંકુકર્ણમાં ધ્વનિ, સ્થુલાને જ્ઞાનીઓના હૃદયકમળમાં હૃલ્લેખા, એટલાં સ્થાનકો મારાં પ્યારાં સ્થાનકો છે. હે પર્વતોત્તમ ! પ્રથમ તે તે ક્ષેત્રનું માહાત્મ્ય સાંભળવું ને પછી તેમાં જણાવેલા વિધિ પ્રમાણે મારી પૂજા કરવી. અથવા તો આ સઘળા ક્ષેત્રોનો એકજ કાશીમાં યોગ છે એમ સમજીને સર્વદા એ કાશીમાં નિવાસ કરી રહેવું. આ સ્થાનકોમાં દર્શન, નિરંતર દેવીના મંત્રોનો જપ ને તેમનાં ચરણકમળનું ધ્યાન કરવાથી મનુષ્ય બંધનથી છુટો થાય છે. પ્રાતઃકાળમાં ઉઠીને ભગવતીનાં આ નામોનો જે પાઠ કહે તેના તે ક્ષણમાંજ સઘળાં પાપો બળીને ભસ્મ થાય છે. જે મનુષ્યો બ્રાહ્મણોની સમીપમાં શ્રાદ્ધકાળે આ દેવીનાં નામો પાઠ કરે છે તેના પિતૃઓ મુક્ત થઈને પરમગતિને પામે છે. હે હિમાલય ! મારાં ઉત્તમ વ્રતો કે જે સ્ત્રીઓ તથા પુરૂષોએ કરવા યોગ્ય છે તે કહું છું તો સાંભળો. અનંત તૃતીયા, રસકલ્યાણિની ને આર્દ્રાનંદકર એ નામવાળાં ત્રણ ત્રીજનાં વ્રતો છે. શુક્રવારનું, કૃષ્ણ ચતુર્દશીનું, ભોમવારનું, પ્રદોષનું ને સોમવારનું પણ વ્રત છે. પ્રદોષકાળે સદાશિવ દેવીને આસનપર બેસાડી દેવતાઓની સંગે દેવીની આગળ નૃત્ય કરે છે વાસ્તે ઉપવાસ કરીને પ્રત્યેક પક્ષમાં રાત્રીના આરંભરૂપ પ્રદોષ સમયમાં મારૂં પુજન કરવું. એથી હું ઘણી પ્રસન્ન રહું છું. સોમવારનું વ્રત પણ મને પ્રસન્ન કરનારૂં છે. તે દિવસે ભગવતીની પૂજા કરીને રાતે ભોજન કરવું. આશુમાસનાં ને ચૈત્ર માસનાં નવરાતનું વ્રત મને પ્રસન્ન છે. (માઘ અને આષાઢનાં નવરાત પણ તેવાંજ છે ) આ પ્રમાણે બીજાં કેટલાંક મારાં નિત્ય નૈમિત્તિક વ્રતો છે. મત્સર રહિત જે પુરૂષ મને પ્રસન્ન કરવા મારાં વ્રતો કરે છે તે મારી સાથેજ જોડાઈ જાય છે. એ પુરૂષ મને વહાલો છે ને મારો ખરો ભકત છે. હે પર્વત ! ચૈત્રશુદ ત્રીજને દિવસે મારો દોલોત્સવ કરવો. આષાઢી પૂર્ણિમા પછી ત્રીજના દિવસે મારો શયનોત્સવ કરવો. કાર્તિકી પૂર્ણિમા પછી ત્રીજને દિવસે મારો જાગરણોત્સવ કરવો. આષાઢ માસની શુકલપક્ષની ત્રીજને દિવસે મારો રથોત્સવ કરવો. ચૈત્રશુદિ પૂર્ણિમાના દિવસે મારો દમનોત્સવ કરવો. શ્રાવણી પૂર્ણિમાના દિવસે મારો પવિત્રોત્સવ કરવો. આ પ્રમાણે મારી પ્રીતિને આપવાવાળા મારા બીજા પણ ઉત્સવો મારા ભક્તોએ કર્યા કરવા. ઉત્સવોના સમયમાં પ્રેમથી મારામાંજ મન રાખવું. મારા ભકતોને, કુમારિકાઓને, સુવાસિનીઓને તથા બટુકોને મારાં રૂપે જાણીને ભોજન કરાવવાં. ધનનો વૃથા લોભ નહી કરી પુષ્પાદિક ઉપચારોથી એ સૌની પૂજા કરવી. આ પ્રમાણે જે પુરૂષ આળસ્યાદિકને તજીને પ્રતિવર્ષે મારાં ઉત્સવાદિક કરે તે પુરૂષ ભાગ્યશાળી કૃતાર્થ ને સાક્ષાત્ મારા પ્રેમનું ભાજન થાય છે. મને પ્રીતિ આપવાવાળી જે જે ક્રિ-

યાઓ છે તે તે ક્રિયાઓના સબંધમાં હે હિમાલય! મેં તમને સાર સાર બાબતો કહી દીધી છે વાસ્તે હવે આ વિષયનાં ગુપ્ત રહસ્યનો ઉપદેશ મારા અભક્તોને તેમજ અશિષ્યોને તમારે કોઈ દિવસ પણ આપવો નહીં. ૧–૪૮.

**स धन्यः कृतकृत्यो सौ मत्प्रीतेः पात्रमंजसा।**
**सर्वमुक्तं समासेन ममप्रीति प्रदायकम् ॥४९॥**
**नाशिष्याय प्रदातव्यं नाभक्ताय कदाचन ॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે સપ્તમ સ્કન્ધમાં અધ્યાય ૩૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૯ મો.*

### દેવીનાં પૂજનનો એક પ્રકાર.

**हिमालय उवाच—**
**देवदेविमहेशानिकरुणासागरेंबिके।**
**ब्रूहिपूजाविधिंसम्यग्यथावदधुनानिजम् ॥१॥**

હિમાલય કહે છે—હે દેવતાઓમાં પૂજ્ય! હે મહેશ્વરી! હે કરૂણાસાગરરૂપ! હે અંબિકા! હવે આપની પૂજાનો વિધિ જે હોય તે બરાબર મને કહો. ભગવતી કહે છે—હે પર્વતોત્તમ! જે પૂજાનો પ્રકાર મને અત્યન્ત પ્રિય છે તે હું તમારી પાસે કહું છું વાસ્તે અત્યન્ત શ્રદ્ધાથી સાંભળો. મારી પૂજાના બે પ્રકાર છે. એક બાહ્યપૂજા ને બીજી આભ્યન્તર પૂજા. બાહ્યપૂજાના પણ બે ભેદ છે. એક વૈદિકી ને બીજી તાંત્રિકી. હે પર્વત! વૈદિકી પૂજાના પણ મારી મૂર્ત્તિના ભેદને લીધે બે ભેદ છે. જેઓને વેદોક્ત દીક્ષા મળી હોય એવા વૈદિકજનોએ વૈદિક પૂજા કરવી અને જેઓને તન્ત્રોક્ત દીક્ષા મળી હોય તેઓએ તાંત્રિકી પૂજા કરવી જોઇએ. આ પ્રકારે પૂજાનાં રહસ્યને સમજ્યા વિના જે માણસ વૈદિક છતાં તાંત્રિકી પૂજા કરે છે ને તાંત્રિકી છતાં વૈદિકી પૂજા કરે છે તે મુઢ માણસ સર્વદા નરકમાંજ પડે છે. હવે મૂર્ત્તિના ભેદને લીધે બે પ્રકારની વૈદિકી પૂજામાં પ્રથમ પ્રકારની પૂજાવિધિ કહુંછું. હે પર્વત! અનંત મસ્તકો, નયનો તથા ચરણોવાળું સઘળી શક્તિઓવાળું સર્વોત્તમ મારૂં વિરાટ રૂપ જે તમે જોયુ હતું તેનુ નિત્ય પૂજન કરવુ, તેને પ્રણામ કરવા, તેનુ ધ્યાન કરવું, ને તેનુજ સ્મરણ પણ કરવુ. આ મારી વૈદિકી પૂજાનુ સ્વરૂપ છે. હે હિમાલય! તમે શાન્ત સ્થિર ચિત્તવાળા ને દભ તથા અહંકારથી રહિત થઈને તે સ્વરૂપમાંજ તત્પર રહો, તેનુંજ પૂજન કરો, તેનોજ આશ્રય લ્યો, સર્વદા મનથી તેનેજ જુઓ, તેનોજ જપ કરો, તેનુંજ ધ્યાન કરો, પ્રેમયુક્ત અનન્યભક્તિથી હુ રૂપજ થઇ યજ્ઞોથી મારૂ યજન કરો ને તપથી તથા દાનોથી મનેજ પ્રસન્ન કરો. આ પ્રમાણે મારાં વિરાટસ્વરૂપની પૂજા કરવાથી મારા પ્રસાદથી ભવબધનથી તમે છુટા થશો. હું પ્રતિજ્ઞા કરીને કહુ છુ કે ' મારા સ્વરૂપમાંજ પરાયણ રહેનારા ને મારામાંજ ચોંટેલાં ચિત્તવાળા ભક્તોનો હું આ સસારમાંથી તુરત ઉદ્ધાર કરૂ છું ને એવા ભક્તોનેજ ઉત્તમ માનુ છું. સર્વથા વેદોક્ત કર્મ સહિત જ્ઞાનથી મારી પ્રાપ્તિ થાયછે, પરન્તુ કેવળ કર્મો કરવાથીજ થતી નથી. આઉપરથી કેવળ કર્મોને વ્યર્થ ગણવાં એમ નથી કારણ કે એ કર્મોરૂપ ધર્મ કરવાથી ભક્તિ થાય છે ને ભક્તિ થતાં જ્ઞાન થાય છે. શ્રુતિઓ ને સ્મૃતિઓથી પ્રતિપાદિત ધર્મ કહેવાય છે ને બીજા શાસ્ત્રોમાં જે કાંઈ છે તે ધર્માભાસ છે. મારામાંથી સર્વજ્ઞમાંથી સર્વશક્તિવાળીમાંથી વેદોની ઉત્પત્તિ થઈ છે એટલા વાસ્તે મારાં

વચન રૂપ વેદ મને અજ્ઞાન નથી તેથી અપ્રમાણ ન ગણાય. સ્મૃતિઓ પણ વેદોના અર્થોનોજ આશ્રય કરી પ્રકટેલી છે માટે શ્રુતિઓ ઉપરાંત મન્વાદિક સ્મૃતિઓનાં વચનો પણ પ્રમાણરૂપ ગણાય છે. પુરાણાદિક સ્મૃતિઓમાં તંત્રગ્રંથોના અર્થની દૃષ્ટિથી કદાચ કોઈ સ્થળમાં વિરોધાભાસ કે વેદવિરૂદ્ધ વાર્તા દેખાય તો તે અંશનું વૈદિક લોકોએ ગ્રહણ ન કરવુ. બીજા શાસ્ત્રકારોનાં વચનો અજ્ઞાનથી પણ નીકળેલાં હોય વાસ્તે તે દોષને લીધે તે વચનો સર્વથા પ્રમાણ ન મનાય. આમ હોવાથી મુમુક્ષુઓ ધર્મના વાસ્તે સર્વથા તો વેદોનોજ આધાર લેવો જોઇએ. રાજાની આજ્ઞા લોકમાં જેમ અનિવાર્ય છે તેમ મારી સર્વેશ્વરીની આજ્ઞારૂપ વેદો છે તેનું કોઈથી ઉલ્લંઘન નજ થાય- મારી આજ્ઞારૂપ વેદોનું રક્ષણ કરવા વાસ્તે મેં બ્રાહ્મણ તથા ક્ષત્રીઓની જ્ઞાતિઓને પેદા કરી છે વાસ્તે સમજી લેવું કે વેદવચન મારાંજ રહસ્યરૂપ છે. હે પર્વત! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ ને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું અવતારો ધરૂ છું. જેઓ વેદની રક્ષા કરે છે તે દેવો ને જેઓ વેદનો નાશ કરે છે તે દાનવો એવો વિભાગ પણ વેદોના હોવાનાથીજ થયો છે. જેઓ વેદોકત ઉત્તમ ધર્માનુષ્ઠાનો કરતા નથી તેઓના વાસ્તે મે નરકો કે જે નામના સાંભળવાથીજ ત્રાસજનક છે તે બનાવી રાખ્યાં છે. વેદધર્મોનો અનાદર કરીને જેઓ અન્ય ધર્મોનો આશ્રય કરનારા છે તે અધર્મીજનોને રાજાએ દેશનિકાલ કરવા, બ્રાહ્મણો તેઓની સાથે ન બોલે ને દ્વિજો તેઓને પંકિત પણ ન આપે. આ લોકમાં શ્રુતિસ્મૃતિ વિરૂદ્ધ બીજાં શાસ્ત્રો છે તે સઘળાં તમોગુણીજ છે. પાપી લોકો વેદોક્ત ધર્મ પાળે તો તેઓ બધાને સદ્ગતિ થાય તેથી પ્રપંચની વિચિત્રતા ન રહે એટલા વાસ્તે તેઓને મોહ ઉપજાવવા સારૂં સદાશિવે વામ કાપાલક કૌલક ને ભૈરવાગમ કર્યાં છે. એમ અન્ય કોઇ હેતુ નથી. દક્ષના, ભૃગુના, તથા દધીચીના શાપથી દગ્ધ થઇને જે બ્રાહ્મણો ઉત્તમ છતાં પણ વેદમાર્ગથી બહિષ્કૃત થયેલા છે તેઓનો પગલે પગલે ચડાવીને અંતે ઉદ્ધાર થાય તે વાસ્તે સદાશિવે શૈવ, વૈષ્ણવ, સૌર, શાકત, ને ગાણપત્ય આદિ આગમો કર્યા છે ને તે તંત્રોમાં કોઈ કોઇ સ્થળે વેદથી અવિરૂદ્ધ ભાગ પણ છે જેથી તે ભાગને લેવાથી વૈદિકોને દોષ નથી લાગતો. પણ ત્યાં જે વાત વેદવિરૂદ્ધ હોય તે વાતનો સ્વીકાર દ્વિજોથી ન થાય કારણ તેમનો ત્યાં અધિકાર નથી. વેદના અધિકાર વિનાના મનુષ્યોને તંત્રોમાં અધિકાર છે વાસ્તે વૈદિક માણસે સર્વ પ્રયત્નોથી વેદોનોજ આશ્રય કરવો. વેદોક્ત ધર્મથી ચિત્ત શુદ્ધિ થતાં જે જ્ઞાન પ્રકટે છે તે પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરાવે છે. સકળ તૃષ્ણાઓનો પરિત્યાગ કરીને પછી મારેજ શરણે રહેલા, પ્રાણીમાત્રપર દયાવાળા, માન તથા અહંકાર વગરનાં, મારાં સ્થાનોની વાતોમાંજ ઈચ્છાવાળા, મારામાંજ ચિત્ત તથા પ્રાણના પ્રવેશવાળા એવા સન્યાસીઓ, ભિક્ષુકો, ગૃહસ્થો તથા બ્રહ્મચારીઓ સર્વદા ભકિતથી મારાંજ વિરાટ સ્વરૂપને ઉપાસે છે તે આ પ્રકારે મારી ભકિતમાં પરાયણતાવાળા આ લોકનાં અવિદ્યારૂપી અંધારાંને જ્ઞાન રૂપી સૂર્યના પ્રકાશથી હું દુર રહું છુ. આમાં શંકા નથી. સંક્ષેપથી પ્રથમ પ્રકારની વૈદિક પૂજાનો પ્રકાર કહું છું. ધાતુ વિગેરેની મૂર્તિમાં, પૃથ્વીમાં, સૂર્યમાં, ચંદ્રમામાં, જળમાં, બાણબિંબમાં, યંત્રમાં, મોટાં વસ્ત્રમાં કે પોતાનાં હૃદય કમળમાંજ સર્વનાં કારણરૂપ

મારાં સ્વરૂપનું ધ્યાન કરવું. સગુણ, કરૂણાથી પરિપૂર્ણ, અત્યન્ત રકત, સુંદરતાના સારના સીમાડારૂપ, સકળ અંગોમાં રૂપાળાં, શૃંગારરસથી ભરપુર, ભકતોની પીડાની અસહનતાવાળાં, પ્રસન્નતાથી હસતાં વદનવાળાં અર્દ્ધચંદ્રમારૂપ મુકુટવાળાં, ને પાશ, અંકુશ, વર તથા અભયને ધરનારાં આનંદરૂપ ભગવતીનું મારૂં ધ્યાન કરીને યથાશકિત ધનાગમ પ્રમાણે મારી પૂજા યોગ્ય ઉપચારોથી આરંભવી. જયાં સુધી આભ્યંતર પૂજા કે જેનું હવે કથન કરીશ તેનો અધિકાર પ્રાપ્ત ન થયો હોય ત્યાંસુધી આ બાહ્યપૂજા કર્યા કરવી. જયારે આભ્યંતર પૂજાનો અધિકાર મળે ત્યારે બાહ્યપૂજા તજી દેવી. અખંડ જ્ઞાનરૂપ પરબ્રહ્મમાં ચિત્ત લય પામી જાય એજ આભ્યંતર પૂજાનુ સ્વરૂપ છે કારણ કે જે એ પરબ્રહ્મ અખંડજ્ઞાનરૂપમાં નિરૂપાધિક ચિતની સ્થાપના કરવી તે આભ્યંતર પૂજાનો અવધિ છે. અખંડ જ્ઞાનથી અળગુ જે આ માયામય જગત છે તે મિથ્યા છે વાસ્તે સંસારના નાશના વાસ્તે પ્રાતઃકાળમાં યોગવાળાં નિર્વિકલ્પ ચિત્તથી મારી સાક્ષિસ્વરૂપ આત્માની ભાવના કરવી. હે હિમાલય ! હવે બ્રહ્મપુજાને સવિસ્તર તમને હું કહું છું તે એકાગ્ર મનથી તમે સાંભળો. ૧–૪૭

अतःपरंब्रह्मपूजाविस्तारःकथ्यतेमया ।
सावधानेनमनसाशृणुपर्वतसत्तम ॥ ४७ ॥

ઇતિશ્રી મહાપુરાણવિષે ભગવતિ ભાગવતવિષે સપ્તમ સ્કંધમાં અધ્યાય ૩૯ મો સંપૂર્ણ.

## * અધ્યાય ૪૦ મો.

### બાહ્યપૂજા તથા ગૌરી ને લક્ષ્મીની ઉત્પત્તિ

श्रीदेव्युवाच–

प्रातरुत्थाय शिरसि संस्मरेत्पद्ममुज्ज्वलम् ।
कर्पूराभं स्मरेत्तत्र श्रीगुरुं निजरूपिणम् ॥ १ ॥

શ્રી દેવી કહે છે—પ્રાતઃકાળમાં બ્રાહ્મમૂહુર્ત્તમાં ઉઠીને બ્રહ્મરંધ્રમાં જે સહસ્રાર નામનું પદ્મ છે તેનું સ્મરણ કરવું ને પછી તેમાં અત્યન્ત પ્રસન્ન ધોળાં ને ઉત્તમ વસ્ત્રોથી શણગારેલી પોતાના ગુરૂદેવની મૂર્ત્તિનું તેમની પત્ની મૂર્ત્તિ સહિત ધ્યાન કરવું. ગુરૂને નમસ્કાર કરીને પછી મનમાં કુંડલિની શકિત કે જે બ્રહ્મરંધ્રમાં જવાના કાળમાં ચૈતન્યરૂપે પ્રકાશે છે, ત્યાંથી ફરી મૂળાધાર ચક્રમાં આવે છે ત્યારે આનંદામૃતથી ભરાઈ જાય છે, સુષુમ્ણા નાડીની અંદર ગમનાગમન કરે છે, આનંદરૂપ છે અને જે સર્વથી બળવત્તર છે તે શકિતનો હું શરણાગત છું." એવા પ્રકારે ધ્યાન કર્યા પછી તે કુંડલિનીના મધ્યમાં મારૂં સચ્ચિદાનંદ સ્વરૂપનું ધ્યાન કરવું. આ પછી શૌચ દંત ધાવન આદિથી શરીર ક્રિયાઓ કરીને સ્નાન સંધ્યાદિ સઘળી ક્રિયાઓ કરી લેવી. આ પછી મારી પ્રસન્નતા વાસ્તે અગ્નિ હોત્રમાં હોમ કરવો. હોમ કર્યા પછી બ્રાહ્મણાદિક ઉત્તમ વર્ણે આસનપર બેસી મારી પૂજાનો સંકલ્પ કરવો. પ્રથમ ભૂતશુદ્ધિને માતૃકાન્યાસ કરવો. મૂળાધારમાં ह કારનો, હૃદયમાં र કારનો, ભ્રકુટિના મધ્યમાં ई કારનો ને મસ્તકમાં ह्रीं કારનો ન્યાસ કરવો. તે તે મંત્રોના સંબંધમાં કહેલા બીજા પણ ન્યાસો કરવા. પછી પો-

* આ અધ્યાયના બાહ્ય પૂજાનો વિધિ તથા ગૌરીને લક્ષ્મીની ઉત્પત્તિ વિષે કહેવાશે.

તાના દેહમાં ધર્મને જ્ઞાન આદિથી પીઠની કલ્પના કરવી ને પ્રાણાયામથી પ્રફુલ્લિત થએલાં મારા સ્થાનરૂપ હૃદય કમળમાં પંચ પ્રેતવાળા આસનપર મારૂં ધ્યાન કરવું. બ્રહ્મા વિષ્ણુ, રૂદ્ર, ઈશ્વર, ને સદાશિવ એ પાંચ મહા પ્રેતો મારાં ચરણથી હેઠે રહ્યા છે. એ પાંચ દેવો પાંચે ભૂતોનો અધિપતિ છે. હું તો એ દેવોને ઉત્પન્ન કરનાર માયા વિશિષ્ઠ બ્રહ્મરૂપ છું. એ પાંચે દેવો જાગૃત્, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા ને તુર્યાતીત એ નામથી પાંચ અવસ્થાઓના અધિપતિ છે ને હું તો તુર્યાતીતથી પણ અધિક જે પરબ્રહ્મરૂપ છે તે રૂપ છું. આથી એ સઘળા દેવતાઓ મારા આસનરૂપ થયેલા છે એમ શક્તિ શાસ્ત્રો કહે છે. આમ ધ્યાન કરી પહેલાં માનસોપચારથી મારૂં પૂજન કરવું ને જપ કરવો. જપ મને અર્પણ કરી અવર્ધની સ્થાપના કરવી. પાત્રા સાધન કરીને ઇષ્ટ મંત્રથી ને ફટ્ મંત્રથી મંત્રિત જળથી પૂજાના પદાર્થોને શુદ્ધ કરવા. પછી ઉપાસકે પહેલાં દિગ્બંધ કરવો ને પછી ગુરૂઓને પ્રણામ કરી આજ્ઞા લઈ હૃદયમાં રહેલી ને સારીરીતે ધ્યાન કરેલી મારી મનોહર દિવ્ય મૂર્ત્તિનું બાહ્ય પીઠમાં પ્રાણ પ્રતિષ્ઠાના મંત્રથી આવાહન કરવું. આસન, આવાહન, અર્ઘ્ય, પાદ્યાદિક, આચમન, સ્નાન, બે વસ્રો, તમામ અલંકારો, ગંધ, ને કુસુમો, યથાયોગ્ય ભકિત સહિત મને અર્પણ કરવાં. પછી યંત્રમાં રહેલા આવરણ દેવતાઓનું પૂજન કરવાની શકિત ન હોય તો શુક્રવારના દિવસે પૂજા કરવાનો નિયમ રાખવો. આ સઘળા દેવતાઓ મૂળ દેવીની પ્રભારૂપ છે ને એ પ્રભાનાં મંડલોથી આખું ત્રૈલોકય વ્યાપ્ત છે એમ ચિંતન કરવું. આવરણ દેવતાઓનું ધ્યાન કર્યા પછી ફરીવાર આવરણ, આયુધ, ને શક્તિ સહિત ભુવનેશ્વરીનું ચંદન, સુવાસિત પુષ્પો, સુંદર સુંદર નૈવેદ્યો, તર્પણ, તાંબુલ, ને દક્ષિણા વિગેરેથી પૂજન, કરવું. ત્યાર પછી મૂળ મંત્રનો જપ કરવો. હે હિમાલય! પછી તમારાં રચેલાં દેવી સહસ્ર નામ કે જે કુર્મ પુરાણમાં છે તેના પાઠથી, કવચના પાઠથી, अहंरुद्रेभिः એ સૂક્તના પાઠથી, દેવ્યથર્વ શિરના મંત્રોના પાઠથી, ને ભગવતીનાં ઉપનિષદ્‌ના પાઠથી મને પ્રસન્ન કરવી. મહાવિદ્યારૂપ જગદંબાને મને વારંવાર મહામંત્રોથી ખુશી કરીને મારી ક્ષમા માગવી. આ સમયમાં મારા પ્રેમથી અન્તઃકરણ એવું તો આર્દ્ર થવું જોઈએ કે સઘળાં અંગોમાં રોમાંચો ઉભાં થાય તથા નેત્ર તથા કંઠનો શબ્દ આંસુઓથી રોકાઇ જાય. પછી નૃત્ય ગાયનાદિકના વારંવાર શબ્દોથી મને પ્રસન્ન કરવી. વેદની પારાયણો ને પુરાણોથી પણ મનેજ પ્રસન્ન કરવી કારણ કે તેઓ પણ મારૂંજ પ્રતિપાદન કરે છે. નિત્ય પ્રતિ પોતાની કાયા ને પોતાનું સર્વસ્વ મને અર્પણ કરવાં. પછી નિત્ય હોમ કરીને બ્રાહ્મણો, સુવાસિનીઓ, કુમારિકાઓ, બટુકો ને બીજા ગરીબ લોકોને પણ મારૂં રૂપ છે એમ સમજીને જમાડવા પછી નમસ્કાર કરીને સંહાર મુદ્રાથી હૃદયમાંથી મારૂં વિસર્જન કરવું. હે પર્વતરાજ! મારી સઘળી પૂજાઓ માયાબીજ મંત્રથીજ ખાસ કરવી કારણ કે એ ह्रीं મંત્ર સઘળા મંત્રોનો અધિપતિ ને શ્રેષ્ઠ છે. એ માયા મંત્રરૂપ આરસીમાં હું સર્વદા પ્રતિબિંબરૂપ છું. આથી એ મંત્રથી જે કાંઇ અર્પાયું તે સર્વ મંત્રોથી અર્પાયુ સમજવું. પછી આભૂષણાદિકથી ગુરૂની પૂજા કરી પોતાના આત્માને કૃતકૃત્ય માનવો. આ પ્રમાણે જે માણસ મારૂં ભુવનેશ્વરીનું પૂજન

કરે તેને કોઇ કાળમાં કોઈ પણ સ્થળે કાંઇ પણ દુર્લભ નથી. દેહપાત પછી તે માણસ મારા મણિદ્વીપમાં જાય છે. એ દેવીરૂપ ભક્તને દેવો પણ વંદે છે. આ પ્રકારે મારો પૂજનવિધિ મેં તમને કહ્યો. સઘળા વિષયોને વિચારી યથા અધિકારે તમે મારૂં પૂજન કરો એથી તમે કૃતાર્થ થશો. આ મારૂં દેવીગીતા (આ સ્કંધના છેલ્લા દશ અધ્યાય) રૂપ શસ્ત્ર કોઈ અશિષ્ય, અભક્ત, કે દુષ્ટ હૃદયવાળાની પાસે કદી પણ બોલવું નહી. આનો પ્રકાશ કરવો એ પોતાની માતાનાં સ્તનો ઉઘાડાં કરવાં જેવું છે વાસ્તે અવશ્ય શ્રમપૂર્વક સર્વદા આ શાસ્ત્રને ગુપ્ત રાખવું. સુંદર સ્વભાવવાળા સુંદર વેષવાળા ને મારી ભક્તિવાળા ભકતને, શિષ્યને ને મોટા પુત્રને આ મારી ગીતા ભણાવવી. શ્રાદ્ધ સમયમાં બ્રાહ્મણોની પાસે જે માણસ આ ગીતાશાસ્ત્રનો પાઠ કરે છે તેના પિતૃઓ તૃપ્ત થતાં પરમ ગતિને પામે છે. વેદ વ્યાસ કહે છે—આમ કહી ભગવતી ત્યાંથી અન્તર્દ્ધાન થયાં. દેવીનાં દર્શન પ્રાપ્ત થવાથી સૌ દેવતાઓ ખુશી થયા પછી એ દેવી જ્યેષ્ટ શુદિ ચતુર્થીને દિવસે અરૂણોદયના સમયમાં હિમાલયને ત્યાં જન્મ્યાં. ત્યાં એ દેવીનાં "ગૌરી" તથા "હૈમવતી" એવાં નામ પડયાં. હિમાલયે ગૌરીને સદાશિવની સાથે પરણાવ્યાં. એ ગૌરીના પુત્ર કાર્તિકેય સ્વામી થયા ને તેમણે તારકાસુરને માર્યો. હે જનમેજય રાજા! પૂર્વે દેવ દાનવોએ સમુદ્રનું મથન કરતાં તેમાંથી રત્નો ઉત્પન્ન થયાં. એ સમયે લક્ષ્મીની પ્રાપ્તિ વાસ્તે દેવતાઓએ પરાશક્તિની પ્રાર્થના કરી તેથી એ જગદંબા પોતાના અંશરૂપથી લક્ષ્મીરૂપે સમુદ્રમાંથી પ્રકટ થયાં. એ લક્ષ્મી દેવોએ વિષ્ણુને આપવાથી વિષ્ણુ સ્વસ્થ થયા હતા. આ પ્રકારે સઘળા મનોરથોને આપનારૂં ગૌરી અને લક્ષ્મીનું ઉત્પત્તિનું જગદંબાનું ઉત્તમોત્તમ માહાત્મ્ય મેં તમને કહ્યું. રહસ્યનું તમારે બરાબર પાલન કરવું. હે રાજા! તમારા પ્રશ્નો દિવ્ય ને પવિત્ર ઉત્તર મેં સક્ષેપથી મેં તમને કહી બતાવ્યો. તમારે હવે બીજું શું સાંભળવાની ઈચ્છા છે તે કહો. ૧-૪૦

**गीतारहस्यभूतेयं गोपनीया प्रयत्नतः ।**
**सर्वमुक्तं समासेन यत्पृष्टं तत्त्वयानघ ॥ ४४ ॥**
**पवित्रं पावनं दिव्यं किं भूयः श्रोतुमिच्छति**

(આ સપ્તમ સ્કન્ધમાં વ્યાસ ભગવાને ૨૨૫૦ શ્લોકો રચેલા છે.) ઈતિશ્રી અઢારહજાર શ્લોકોવાળી મહાપુરાણ સંહિતામાં શ્રીમદ્દેવી ભાગવતમાં વેદાન્ત કવિ હીરાલાલ લિખિત ગુર્જ્જર ભાષામાં અધ્યાય ૪૦ મો સંપૂર્ણ.



श्रीमद्

# ·वो भागवत भाषंतर.

## अष्टम स्कन्ध

### અધ્યાય ૧ લો.*

#### દેવીનું મનુને વરદાન.

**जनमेजय उवाच–**

**सूर्यचन्द्रान्वयोत्थानां नृपाणां सत्कथा श्रितम् ।**
**चरितं भवता प्रोक्तं श्रुतं तदमृतास्पदम् ॥१॥**

જનમેજય કહે છે—હે ભગવાન ! ઉત્તમ આખ્યાયિકાઓવાળું તથા અમૃતના સરખી મધુરતાવાળું સૂર્યવંશી તથા ચંદ્રવંશી રાજાઓનું ચરિત્ર આપે મને કહ્યું તે મે બરાબર સાંભળ્યું. કોઇપણ આકારથી ભગવતીની સેવા કરતાં ઇચ્છિત ફળ થાય છે જેથી સઘળા મન્વતરોમાં શું શું રૂપથી ને શુ શું મંત્રબીજથી જગદંબાનું પૂજન કરી શકાય છે એ વિષે મારી ઈચ્છા છે. શિવાય વિરાટ્ સ્વરૂપનું પણ બરાબર વર્ણન સાંભળવું છે કારણ કે વિરાટ સ્વરૂપના ધ્યાનથી સૂક્ષ્મ રૂપમાં બુદ્ધિ પ્રવેશે છે. મને કલ્યાણની પ્રાપ્ત કરનારી આ સઘળી વાર્તા મને કહો. વેદવ્યાસ વદે છે—હે રાજા ! સાંભળો. જેનાં શ્રવણથી ને અનુષ્ઠાનથી સંસારમાં મનુષ્યો કલ્યાણ પામે છે તેવાં ભગવતીનાં વિરાટરૂપ વિષે હું હવે કહું છુ. આ વિષય પૂર્વે નારાયણને નારદે પૂછતાં નારાયણે તેનો યથાર્થ ઉત્તર આપ્યો હતો. એક દિવસે પૃથ્વીમાં પર્યટન કરતા કરતા મહાત્મા નારદમુનિ નારાયણમુનિના આશ્રમમાં પધારી શાન્તિથી ત્યાં બેઠા હતા. પછી નારાયણ મુનિને પ્રેમથી નમસ્કાર કરી તમે જે મને પૂછ્યું તે તથા બીજું કેટલુક પણ તેમને પૂછ્યું હતું. નારદજી કહે છે—હે દેવદેવ ! હે મહાદેવ ! હે પુરાણ પુરૂષોત્તમ ! હે વિશ્વાધાર ! હે સર્વજ્ઞ ! હે પ્રશંસનીય ગુણ ગણવાળા ! આપના સમજવામાં આ જગતનું જે આદિ તત્વ હોય તે વિષે મને કહો. કોણે આ જગત રચ્યુ છે ? આ જગતનો પાલક કોણ છે તથા આ જગતનો પાછો પ્રલય કોનાથી કયારે થાય છે. કોના હોવાથી સર્વ ફળોની પ્રાપ્તિ થાય છે ! જેમ સૂર્યોદયથી અંધારૂં જતાં પ્રકાશ થાય છે તેમ કોની પૂજાથી, શું જપથી, ને કયા ધ્યાનથી આ હૃદય કમળમાં આ-

* આ પ્રથમાધ્યાયમા દેવાએ મનુને વરદાન આપ્યાની કથા કહેવામા આવશે.

ત્માનો પ્રકાશ થાય છે. હે દેવ ! જેનાં જ્ઞાનથી અનાયાસે લોકો આ અજ્ઞાનરૂપી અંધકારને તરી જાય છે એવાં આ પ્રશ્નોનો મને ઉત્તર આપો. વ્યાસ કહે છે—નારદજીના પ્રશ્નો પુરાણા યોગીશ્વર નારાયણ મુનિએ તેમનાં વચનોનો સત્કાર કરીને આ પ્રમાણે ઉત્તર આપ્યો. નારાયણ મુનિ કહે છે—હે દેવર્ષિ સત્તમ ! જગત્નું ઉત્તમ તત્વ તમે સાંભળો. આ તત્વ જાણતાં જગત્ની ભ્રાન્તિ મનુષ્યને પછી નથી થતી. આ જગત્નું વાસ્તવિક તત્વ તો દેવીજ છે. મુનિઓ, દેવતાઓ, ગંધર્વો, ને બીજા વિદ્વાનોનું તથા મારૂં પણ એમજ માનવું છે. ત્રણ ગુણોના યોગથી એ દેવી જગત્નુ સૃજન પાલન ને સંહાર પણ કરે છે. હવે હું તમારી પાસે દેવીનું સ્વરૂપ કે જે સિદ્ધો તથા મુનિઓથી સુપૂજિત, સ્મરણ કરનારાઓનાં સમગ્ર પાપોની ભસ્મ કરનારૂં, મનોરથો તથા મોક્ષને આપનારૂં છે તે કહીશ. પ્રથમ બ્રહ્માના મહા પ્રતાપવાળા પુત્ર પહેલા મનુ સ્વાયંભુવ મનુ થયા. તે મનુ શતરૂપાના સ્વામી મોટી વિભૂતીવાળા ને સઘળાં મનવંતરોના અધિપતિ છે. તેમણે તેમના પિતા બ્રહ્માની ભકિતથી સેવા કરી, બ્રહ્માએ એમને કહ્યું હતુ કે "હે પુત્ર ! તમે દેવીની ઉપાસના કરજો. દેવીની કરૂણાથી તમારી પ્રજાની સૃષ્ટિ સિદ્ધ થશે. આથી સ્વાયભુવ મનુએ તપ કરી જગત્કારણ જગદંબાને પ્રસન્ન કર્યા. પછી સ્વાયંભુવ મનુએ સર્વ કારણરૂપ સર્વશકિતરૂપ આદિ ભગવતીની એકાગ્ર મનથી આ પ્રકારે સ્તુતિ કરી. સ્વાયંભુવ સ્તુતિ કરે છે—હે વિશ્વેશ્વરી! હે સૃષ્ટિનાં કારણોનાં કારણરૂપ ! હે શંખ—ચક્ર—ગદાને ધરનારાં ! હે નારાયણ હૃદય નિવાસિની ! હે વેદરૂપ કાયાવાળાં ! હે જગદંબા ! હે અધિષ્ઠાન બ્રહ્મસ્વરૂપ ! હે સર્વજ્ઞા ! હે શિવા ! હે માહેશ્વરી ! હે સકળ દેવતાઓથી વખણાએલાં ! હે મહા સૌભાગ્યવાળાં મહામાયા ! હે મહોદયવાળાં ! હે મહાદેવના અંગમાં પ્રેમથી વસનારાં ! હે મહાદેવ પ્રિયા ! હે નંદબાળા વિંધ્યવાસિની ! હે સર્વોત્તમા ! હે પરમાનંદ તથા પરમોત્સાહવાળાં ! હે મહામારીનાં ભવને ટાળનારાં, હે દેવાદિકથી સંપૂજિત ! હે મંગળોનાં પણ મંગળરૂપ ! કે સુખમય ! હે સર્વાર્થ સિદ્ધિ પ્રદાત્રી ! હે શરણાંગત વત્સલા ! હે ત્રિનેત્ર ! હે ગૌરી ! હે નારાયણી ! હું તમને ફરી ફરી અભિવંદુ છું. હું આપને કે જે નિત્ય, આદ્યંતરહિત, તેજોમય પુંજરૂપ, એક ચૈતન્યમય, જગત્સ્રષ્ટા, જગત્માં ઓતપ્રોત જગદંબા છો તેને પ્રણામ કરૂં છું. હું આપને કે જેની મધુકૈટભના ત્રાસથી પીડાએલા બ્રહ્મા સ્તુતિ કરવાથી દૈત્યોના ઘોરરૂપ મહાસાગરમાંથી મુગા થયા હતા તેમને નમસ્કાર કરૂં છું. હે જગદંબા ! લજ્જા, કીર્તિ, સ્મૃતિ, કાન્તિ, લક્ષ્મી, પાર્વતી, દક્ષપુત્રી સતી, સરસ્વતી, બુદ્ધિદાત્રી, ને સર્વદા નિર્ભય આપનારાં તમેજ છો. હું તમનેજ વંદીશ, તમારીજ સેવા કરીશ, તમારોજ જપ કરીશ, તમારૂંજ ધ્યાન કરીશ, તમારીજ ભાવના રાખીશ ને તમારાંજ દર્શન તથા તમારૂંજ શ્રવણ કરીશ. હે ભગવતી ! આપ મને પ્રસન્ન થાઓ. આપના અનુગ્રહથી બ્રહ્મા વેદના નિધિરૂપ, વિષ્ણુ લક્ષ્મીના નિવાસરૂપ, ઈન્દ્ર ત્રૈલોકયના અધિપતિ, વરૂણ જળચરોના અધિપતિ, કુબેર ભંડારના અધિપતિ, યમપ્રેમલોકના અધિપતિ, નૈરૂત રાક્ષસોના અધિપતિ ને ચંદ્રમા ઔષધીઓના અધિપતિ છે. હે સકળ જનોને નમવા યોગ્ય ! હે લોકેશ્વરી ! હે મ-

હામંગળ સ્વરૂપ ! હે વિશ્વજનની ! તમને મારા અનેકશઃ પ્રમાણ છે. નારાયણ વદે છે—હે નારદ ! મનુએ સ્તુતિ કરતાં સર્વોત્તમ નારાયણી ભગવતી પ્રસન્ન થઇને આમ બોલ્યાં.. દેવી કહે છે—હે રાજેન્દ્ર ! હે બ્રહ્મપુત્ર ! ઇચ્છિત વરદાન માગો. કારણ કે તમારી ભક્તિ પૂર્વક સ્તુતિ ને આરાધનથી હું અતીવ પ્રસન્ન છું. મનુ કહે છે—હે કરૂણાળુઓમાં ઉત્તમ ! હે ભગવતી ! તમે જો ભક્તિથી મને પ્રસન્ન હો તો તમારી આજ્ઞાથી પ્રજાની નિર્વિઘ્ન સૃષ્ટિ થવી જોઈએ. ભગવતી વદે છે—મારી કૃપાથી નિર્વિઘ્નપણે પ્રજાની સૃષ્ટિ તમે કરશો અને ઉત્તરોત્તર પ્રજાની અભિવૃદ્ધિ થશે. ભક્તિયુક્ત થઇ તમારાં આ સ્તોત્રનો પાઠ જે કોઈ માણસ કરશે તેને વિદ્યા, પ્રજા, સિદ્ધિ, કીર્તિ કીર્તિનો ઉદય, ધનધાન્ય, અને અભંગ શક્તિ પ્રાપ્ત થશે. તેનો સર્વ સ્થાનમાં વિજય થવા ઉપરાંત તે અનાયાસે શત્રુઓનો ક્ષય કરશે. નારાયણ મુનિ કહે છે—હે નારદ ! બ્રહ્માના પુત્ર સ્વાયંભુવ મનુને આમ વરદાન આપીને મનુના જોતાંજ એ જગદંબા દેવી અન્તર્દ્ધાન થઈ ગયાં. પછી વરદાનવાળા મહા પ્રતાપી સ્વાયંભુવે એકાન્તમાં પિતાને કહ્યું કે " હે પિતા ! મને સ્થાન આપો કે જ્યાં હું પ્રજાની સૃષ્ટિ કરીને ઉત્તમોત્તમ યજ્ઞોથી ઈશ્વરની ઉપાસના કરૂં. આજ્ઞા આપવામાં આપ હવે વિલંબ ન કરો " પુત્રનાં આવાં વચનો સાંભળી પ્રજાપતિઓના પણ પતિ મહાત્મા બ્રહ્મા બહુવાર વિચાર કરી રહ્યા કે " સૃષ્ટિ કરવામાં મને ઘણામાં ઘણો અનંત કાળ વીતી ગયો છે ને સર્વાશ્રય પૃથ્વી પણ આકસ્મિક પ્રલયથી જળમાં ડુબીને પાતાળમાં ગઈ છે. આદિ પુરૂષ વિષ્ણુ ભગવાન કે જેની આજ્ઞામાં હું રહ્યો છે તે મને સહાયતા કરી આ મારૂં ધારેલું કાર્ય કરી આપે તો ઠીક થાય.

**इदं मच्चिन्तितं कार्यं भगवानादि पूरुषः**
**करिष्यति सहायो मे यदाज्ञेशे ह्यपाश्रितः ॥४८॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

## અધ્યાય ૨ જો.*

### વારાહાવતાર.

**नारायण उवाच—**

**इति मीमांसत स्तस्य पद्मयोः परंतप ।**
**मन्वादिभि र्मुनिवरै र्मरीच्याद्यैः समंततः ॥ १ ॥**

નારાયણ વદે છે—હે નારદ ! આમ મનુ આદિની સાથે તથા મરીચિ આદિની સાથે તથા સઘળા મુનિવરોની સાથે નિશ્ચય કરવા સારૂં બ્રહ્મા વિચારતા હતા. આ ક્ષણમાંજ તુરત તેમની નાસિકાના અગ્રમાંથી એક આંગળી જેવડો સુવર નીકળીને બ્રહ્માના દેખવામાંજ તે ક્ષણવારમાં હાથી જેવડો મોટો થઈ ગયો. આ વાત ઘણીજ અચરતકારક થઈ પડી. સઘળાઓ સહિત બ્રહ્મા વિચારી રહ્યા કે "સુવરનાં મિષથી આ કોણ મહાભૂત આવ્યું છે? મારા નાકમાંથી આ નીકળ્યું એ તો મોટી નવાઈની વાત છે. પ્રથમ તો આ સુવર અંગુઠાનાં ટેરવાં જેટલો હતો ને ક્ષણમાં પહાડ જેવો બની ગયો- શું મારા મનને મુઝવતા આ જનાર્દનની માયા છે?" આમ વિચારતા બ્રહ્માની પાસે એ પર્વત સરખા વારાહ ભગવાને મહા ગર્જના કરી. પોતાની ગર્જનાથી વારાહ ભગવાને બ્રહ્માદિક સમજને રાજી કર્યા. જન, તપ, ને સત્યલોકમાં વસનારા મોઠા દેવતાઓ તથા બ્રાહ્મણો પોતાના ખેદનો ક્ષય કરનારી તે વારાહ ભગવાનની

* આ અધ્યાયમા વારાહરૂપ વિષ્ણુ સમુદ્રમાથી પૃથ્વીને બહાર લાવ્યા એ વાત આવશે.

ધુધવાટી સાંભળી ૠગ્વેદ સામવેદ ને અથર્વવેદની ઇંદ્રોમય ઉત્તમ ૠચાઓથી ને વચનોથી એ સઘળાઓએ આદિ પુરૂષની સ્તુતિ કરી. ભગવાન તેઓનાપર માત્ર કૃપા કટાક્ષ નાંખીને સત્વ જળમાં પેઠા. વરાહ ભગવાન અંદર પેઠા. ત્યારે તેમની ક્રૂર કેશવાળીની પછાટથી પીડાયેલો મહાસાગર બોલ્યો કે "હે શરણાગતની પીડા હરનારા દેવ! તમે મારૂં રક્ષણ કરજો" ઈશ્વર વિષ્ણુ ભગવાન સમુદ્રનાં વચનો સાંભળી જળચરોને ચીરતા છેક સમુદ્રના ઉંડા ગયા. અંદર આમ તેમ દોડતા જે પૃથ્વીને શોધતા સર્વેશ્વર વારાહ ભગવાને હળવે હળવે હળવે સુંઘીને પૃથ્વીને ગોતી લીધી. આ વેળા જળચરોના આશ્રયરૂપ એ પૃથ્વીને વારાહ ભગવાને પોતાની દાઢથી ઉઠાવી લીધી. પછી પોતાની દાઢમાં ઉઠાવીને આવતા યજ્ઞપુરૂષ વિષ્ણુ ભગવાન જેમ કમલિનીને ઉઠાવી દિગ્ગજ શોભે તેમ શોભવા લાગ્યા. મનુ સહિત દેવતાઓના અધિપતિ બ્રહ્માએ આવા પ્રકારના આવેલા વારાહ ભગવાનની આ પ્રકારે પછી સ્તુતિ કરી. બ્રહ્મા સ્તુતિ કરે છે—હે કમલનયન ભક્તજનોના સંતાપ હારક પ્રભો! હે સ્વર્ગથી અધિક મનોરથો આપનારા દેવ! જય જય! તમારી ઉપાડેલી આ પૃથ્વી ગજરાજની સુંઢમાં ઉપાડેલી સારાં પત્રોવાળી કમલિની જેવી દેખાય છે. હે દેવનાયક! હે સૃષ્ટિ સંહારક! હે સ્રષ્ટા! હે દાનવોના નાશ વાસ્તે વિવિધ અવતારો ધરનારા! અમે તમને સૌ પ્રણામ કરીએ છીએ. તમારી આગળ પાછળ પણ અમારા પ્રણિપાત હો. હે મહાતેજસ્વી! હે સઘળા દેવતાઓના આધાર રૂપ અમે તમને પ્રણમીએ છીએ. પ્રજાની સૃષ્ટિમાં તમેજ મને જોડીને મહા શકિત આપી છે. તમારી આજ્ઞાથીજ સૃષ્ટિ કરી હું ફેરફારો કર્યા કરૂં છું. હે વિષ્ણો! તમારી સહાયતાથીજ પૂર્વે સૌ દેવતાઓએ સમય ને શકિત પ્રમાણે અમૃત વહેંચી લીધું હતું, તમારા સ્થાપવાથીજ દેવ પૂજિત ઈન્દ્રને આ ત્રૈલોકયનું ચક્રવર્તીપણું મળ્યું છે તથા તે મોટી લક્ષ્મી ભોગવે છે. તમારા સ્થાપવાથીજ અગ્નિ પણ જઠરાદિ ભેદથી અગ્નિપણું પામીને દેવ દાનવ ને મનુષ્યોને તૃપ્ત કરે છે. તમારી આજ્ઞાથીજ યમદેવ પિતૃઓના અધિપતિ, સર્વ કર્મોના દ્રષ્ટા ને સકળ કર્મોના ફળોને આપનારા તથા મહા શક્તિવાળા થયા છે. નૈરૃત પણ તમારી આજ્ઞાથીજ રાક્ષસોના સ્વામી, દાનવોનાં વિઘ્નો હરનારા ને પ્રાણીમાત્રનાં કર્મોના સાક્ષી થયા છે. તમારીજ આજ્ઞાના બળથી વરૂણદેવ લોકપાળપણું પામી જળ તથા જળચરોના સ્વામી થયા છે, વાયુ પણ તમારી આજ્ઞાથીજ ગંધવાહક, પ્રાણીમાત્રના જીવનરૂપ, લોકપાલક ને વિશ્વના ગુરૂ બન્યા છે. કુબેર પણ તમારી આજ્ઞાથીજ કિન્નર યક્ષાદિના આશ્રયરૂપ ને લોકપાલોમાં માનવંતા થયા છે. ઈશાન પણ તમારી આજ્ઞાથીજ સર્વ લોકપાલોથી વંદિત, સમર્થ ને સર્વ દેવપાળક થયા છે તથા રૂદ્રોના ઈશ્વરને વિશ્વ સંહારક થયા છે. અમે આપ વિશ્વેશ્વરને વિષ્ણુ ભગવાનને પ્રણામ કરીએ છીએ કે જેના અંશોથી આ બધા અપરિમિત દેવતાઓ થયા છે. નારાયણ કહે છે—આ પ્રમાણે બ્રહ્માએ સ્તુતિ કરતાં આદિ પુરૂષ વિષ્ણુએ લીલાસહિત તેમના સામું જોઇને કરૂણા દર્શાવી. આ સમયમાંજ હિરણ્યાક્ષ નામના મોટા દાનવને કે જે વચ્ચમાં આવી માર્ગ રોકી બેઠો હતો તેને વિષ્ણુએ ગદા મારી મારી નાખ્યો. આ દાનવના લોહીના કાદવ-

થીં ખરડાયેલા વિષ્ણુ ભગવાન વારાહજી રમતા રમતા દાઢવડે પૃથ્વીને ઉપાડી લાવ્યા ને તેને જળપર સ્થાપીને પોતે પોતાના સ્થાનકમાં ગયા. પૃથ્વીને લાવવા રૂપ વરાહ ભગવાનનું દિવ્ય ચરિત્ર મેં આપને કહ્યું. આ ચરિત્ર કે જે ઉત્તમ છે તેમજ વિચિત્ર છે તેનો જે કોઈ મનુષ્ય પાઠ કરે કે શ્રવણ કરે તો માણસ સઘળાં પાપોથી મુક્ત થઈને શ્રીવિષ્ણુની પરમગતિને પામે છે.

शृणुयाद्यःपुमान्यश्चपठेच्चरितमुत्तमम् ।
सर्वपापविनिर्मुक्तोवैष्णवींगतिमाप्नुयात्॥३८॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે અષ્ટમ સ્કંધમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### સ્વાયંભુવ મનુનો વંશ.

नारायण उवाच

महीदेवः प्रतिष्ठाप्य यथास्थाने च नारद ।
वैकुंठ लोक मगमद्ब्रह्मोवाच स्वमात्मजम् ॥१॥

નારાયણ કહે છે—હે નારદ! વારાહવતાર વિષ્ણુ ભગવાને પૃથ્વીને યોગ્ય સ્થાનપર સ્થાપી ને પછી તેઓ વૈકુંઠમાં પધાર્યા. ત્યાર પછી બ્રહ્માએ પોતાના પુત્ર સ્વાયંભુવને આમ કહ્યું. બ્રહ્મા કહે છે—હે પુત્ર! હે સ્વાયંભુવ! હે વિશાળ બાહુ! હે તેજસ્વીઓમાં શ્રેષ્ઠ! આ પૃથ્વીમાં વસીને તું હવે બરાબર પ્રજાને ઉત્પન્ન કર. દેશકાળના અનુસાર નાના મોટા પદાર્થોરૂપ સાધનો સહિત તું વિષ્ણુનું યજન કરજે. હે પુત્ર! તમે તમારા જેવા ગુણ કીર્તિને કાંતિવાળાં, વિદ્યા વિનય ને ઉત્તમ સદાચારવાળાં પુત્રો તથા કન્યાઓ ઉત્પન્ન કરજો. સાવધાન મન રાખીને ગુણવાળા તથા યશવાળા વરોને કન્યાદાન આપજો. તમારૂં મન નિરંતર પ્રધાન પુરૂષ વિષ્ણુમાંજ સારી રીતે ચોડી રાખજો. ભક્તિનાં સાધનો કરીને ને ભગવાનની સેવા કરવાથી તમે યોગીઓ પણ જેને સર્વદા નમે એવી મન ઇચ્છિત ગતિને પામશો. નારાયણ કહે છે—આ પ્રકારે બ્રહ્માએ પુત્ર મનુની આશ્વાસના કરી તથા તેને પ્રજાની સૃષ્ટિમાં નીમ્યા ને પછી બ્રહ્મા પોતાના સ્થાનકમાં પધાર્યા. 'પ્રજાને રચો' એવી પિતાની આજ્ઞાને શિરપર ધરી સ્વાયંભુવ મનુએ પ્રજાની સૃષ્ટિ કરી. એ મનુને પ્રિયવ્રતને ઉત્તાનપાદ નામના બે મહાત્મા તેજસ્વી પુત્રો થયા ને ત્રણ પુત્રીઓ થઇ કન્યાઓનાં નામ સાંભળો. લોકપાવની પ્રથમ કન્યા આકૃતિ, બીજી દેવહુતિ, ને ત્રીજી પ્રસૂતિ એવા નામથી પ્રખ્યાત હતી. એઓમાં આકૃતી રૂચિ રૂષિને, દેવહુતી કર્દમ મુનિને ને પ્રસૂતિ દક્ષ પ્રજાપતિને આપી હતી કે જેઓથી આ સસઘળી પ્રજાઓ ઉત્પન્ન થઈ છે. રૂચિ મુનિની આકૃતિ નામની પત્નીમાં આદિ પુરૂષ યજ્ઞાવતાર ભગવાન ઉત્પન્ન થયા. કર્દમની દેવહુતીમાં કપિલ ભગવાનનો અવતાર થયો. આ કપિલ ભગવાન સઘળા લોકોમાં સાંખ્યશાસ્ત્રના આચાર્યપણાથી પ્રખ્યાત છે. દક્ષ પ્રજાપતિની પ્રસૂતિ નામની સ્ત્રીમાં તેમની પ્રજારૂપ ઘણી કન્યાઓ ઉત્પન્ન થઇ, કે જેઓના વંશમાં લોક વિખ્યાત અને સૃષ્ટિને પ્રવર્ત્તાવનારા સઘળા દેવતાઓ પશુ પક્ષી ને મનુષ્યો ઉપથયાં છે. યામ નામના દેવગણોથી વિંટાએલા યજ્ઞ ભગવાને સ્વાયંભુવના મન્વંતરમાં યક્ષોથી તથા રાક્ષસોથી સ્વાયંભુવની રક્ષા કરી હતી. મહામુનિ કપિલ ભગવાને પોતાના આશ્રમમાં રહીને પોતાની મા દેવહુતીને સઘળી અવિદ્યાને ટાળનારૂં સાંખ્યજ્ઞાન આપ્યું

* આ અધ્યાયમાં સ્વાયંભુવ મનુનો વંશ કહેવામાં આવશે.

હતું. આ શિવાય તેઓએ તેમને સવિશેષ ધ્યાન પ્રકાર તથા બ્રહ્મવિદ્યાના નિશ્ચયનો પણ ઉપદેશ આપ્યો હતો. આ કપિલ મુનિનું શાસ્ત્ર સઘળાં અજ્ઞાનની નિવૃત્તિ કરનારૂં કહેવાય છે. પોતાની માતાને ઉપદેશ કરીને એ મહાયોગી સાંખ્યાચાર્ય ને ઉદાર બુદ્ધિવાળા કપિલ ભગવાન પુલહના આશ્રમમાં ગયા. તેઓ હજુ સુધી ત્યાંજ વિદ્યમાન છે. યોગાચાર્ય ને સઘળાં વરદાનો આપનારા કપિલ મુનિનાં નામ માત્રનાં સ્મરણથી પણ સાંખ્ય ને યોગની સિદ્ધિ થાય છે. આવા એ કપિલમુનિને હું વંદન કરૂં છું. આ પ્રકારે મનુની પુત્રીઓના વંશનું ઉત્તમ વર્ણન કે જેનાં શ્રવણથી કે પાઠથી સઘળાં પાપો ટળી જાય છે તે મેં તમારી પાસે કહ્યું. હવે મનુના પુત્રોનો સારો વંશ કહીશ તે સાંભળજો કે જેના શ્રવણથી પરમપદની પ્રાપ્તિ થાય છે. વ્યવહાર સરળ ચાલવા સારૂં ને પ્રાણી માત્રને સુખ આપવા સારૂ મનુના વંશ વારસો એ દ્વીપ, ખંડ, ને સમુદ્ર વિગેરેની વ્યવસ્થાવાળી પૃથ્વી કરેલી છે.[૧–૨૩]

**द्वीप वर्ष समुद्रा दिग्न वस्था यस्तुतैः कृता ।**
**व्यवहार प्रसिद्धयर्थं सर्वभूत सुखाप्तये ।।१–२३।।**

ઇતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો*

### પ્રિયવ્રતની કથા.

**नारायण उवाच**

**मनोःस्वायंभुव स्यासीत् ज्येष्टः पुत्र प्रियव्रतः ।**
**पितुसेवा परोनित्यं सत्यधर्मपरायणः ।।१।।**

નારાયણ કહે છે સ્વાયંભુવ મનુને પ્રિયવ્રત નામે મોટો દીકરો હતો કે જે નિરંતર પિતાની ભક્તિવાળો તથા સત્ય ધર્મી હતો. પોતાનાં સરખાં શીળ કર્મવાળી વિશ્વકર્મા પ્રજાપતિની રૂપવતી કન્યા બર્હિષ્મતી સાથે એ પ્રિયવ્રત પરણ્યો હતો. તેને બર્હિષ્મતીથી ગુણવાળા ને જીતેન્દ્રિય દશ પુત્રો થયા હતા. તથા ઉર્જસ્વતી નામની એક સહુથી નાની કન્યા ઉત્પન્ન કરી હતી. આગ્નીધ્ર ઇધ્મજિહ્વ, યજ્ઞ બાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપુષ્ઠ, સવન, મેધાતિથિવીતિહોત્ર અને કવિ નામના તે દશ પુત્રો હતા. એ સઘળાઓનાં નામ અગ્નિનાં નામોપરથી પાડયાં હતાં એઓમાં કવિ, સવન ને મહાવીર એ વૈરાગ્યના લીધે બાળબ્રહ્મચારીજ હતા. તેઓ આત્મવિદ્યામાં કુશળ હતા તેથી અંતે નિસ્પૃહ થઈ ને તેઓ પરમ હંસાશ્રમમાં ગયા હતા. પ્રિયવ્રતને બીજી પત્નીમાં ઉત્તમ, તામસ, ને રૈવત નામના મોટી શક્તિવાળા બીજા પણ ત્રણ પુત્રો થયા હતા. તે પુત્રો મન્વંતરના અધિપતિઓમાં ગણાયા છે. કદી પણ ઈન્દ્રિયનું બળ જેનું ઘટયું ન હતું એવા એ એ પ્રિયવ્રત રાજાએ અગીઆર અર્બુદ વર્ષો સુધી પૃથ્વીને ભોગવી હતી. "જ્યારે સૂર્ય પૃથ્વીના પ્રથમ ભાગપર આવે છે ત્યારે બીજા ભાગમાં અંધકાર થઈ જાય છે." એ ગોટાળો દેખીને પ્રિયવ્રતે મનમાં બહુ વિચાર્યું કે મારા રાજ્યમાં પૃથ્વીમાં અધારૂં કેમ થાય? મારાં યોગબળથી એ અંધારાનું હું નિવારણ કરીશ." આવો નિશ્ચય કરી સ્વાયંભુવના પુત્ર પ્રિયવ્રત સૂર્ય સમાન તેજસ્વી રથમાં બેઠાને પ્રકાશ કરવા સારૂં સાતવાર ફર્યા આથી તેમના રથના પૈડાંની ધારથી પૃથ્વીમાં જે ખાડા પડયા તે લોક વ્યવહારમાં સમુદ્રો કહેવાયા છે. બે બે સમુદ્રની મધ્યમાં જે છ પ્રદેશો રહ્યા ને સાતમો પ્રદેશ જે મધ્યમાં

*આ અધ્યાયમાં પ્રિયવ્રતની કથા કહેવામાં આવશે

રથી તે સાતે પ્રદેશોને વિભાગ પ્રમાણે પૃથ્વીમાં દ્વીપો કહ્યા છે. રથના ચક્રની ધારથી જે સાત ખાઈઓ થઇ તે સાત સાગર કહેવાયા છે, સમુદ્રોની વચ્ચમાં ભૂપ્રદેશોને દ્વીપો કહ્યા છે. તે સાત દ્વીપો છે. જંબુદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ. શાકદ્વીપ, ને પુષ્કરદ્વીપ એ સાત દ્વિપો છે, પ્રથમ પ્રથમ કરતાં પછી પછીનો દ્વીપ બમણા વિસ્તાર વાળો છે આવી રીતે દ્વીપ, દ્વીપ પછી ફરતો સમુદ્ર, સમુદ્ર પછી દ્વીપ એમ સર્વત્ર રચના થઇ છે. ક્ષારોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ધૃતોદ, દધિમંડોદ, ને શુદ્ધોદ એ સાન સમુદ્રો પૃથ્વી માં સુવિખ્યાત છે. ખારા સમુદ્રથી ઘેરાગેલા પહેલાં જંબુદ્વીપમાં પ્રિયવ્રતે પોતાના પુત્ર આગ્નીધ્રને રાજ્ય આપ્યુ, ઈક્ષુરસોદવાળા પ્લક્ષદ્વીપમાં ઇધ્મજીહ્વને રાજ્ય આપ્યું, મદિરા જેવાં જળવાળા શાલ્મલીદ્વીપનું રાજ્ય પ્રિયવ્રતે યજ્ઞબાહુને આપ્યું. ધૃતોદ્દવાળા કુશદ્વીપનું રમણીય રાજ્ય હિરણ્ય રેતાને આપ્યું. મહાબળવાળા પુત્ર ધૃતપુષ્ટને ક્ષીરોદવાળા ક્રૌંચદ્વીપનું રાજ્ય આપ્યું, દાધમંડોદવાળા શાકદ્વીપનું રાજ્ય પ્રિયવ્રતે પોતાના ઉત્તમ પુત્ર મેધાતિથિને આપ્યું, અને શુદ્ધોદવાળા પુષ્કરદ્વીપનું રાજ્ય પોતાના પુત્ર વીતિહોત્રને આપ્યું. પ્રિયવ્રતે પોતાની ઉર્જસ્વતી નામની પુત્રી શુક્રાચાર્ય વેરે પરણાવી. એ ઉર્જસ્વતીથી શુક્રાચાર્યને દેવયાની નામની પુત્રી થઈ હતી. આવી રીતે સાતે દ્વીપોની પોતાના પુત્રો વચ્ચે એ પ્રિયવ્રત રાજાએ વહેંચણી કરી ને તે પછી તે ઉચ્ચ વિવેક સંપાદન કરી યોગ સાધનામાં લાગ્યા હતા.[૧-૨૮]

**एवंविभज्यपुत्रेभ्यःसप्तद्वीपान्प्रियव्रतः ।**
**विवेकवान्तोभूत्त्वायोगमार्गाश्रितोभवत् ॥२८॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવત વિષે અષ્ટમ સ્કધમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

# અધ્યાય ૫ મો.*

## ભૂમંડળનો વિસ્તાર.

**नारायण उवाच–**
**देवर्षे श्रृणु विस्तारं द्वीपवर्ष विभेदतः ।**
**भूमंडलस्य सर्वस्य यथा देव प्रकल्पितम् ॥१॥**

નારાયણ કહે છે–હે દેવર્ષિ નારદ ! ઈશ્વર રચિત દ્વીપો ને ખંડોના વિભાગ વાળો આ ભૂમંડળનો વિસ્તાર કહું છું તે સાંભળો. આ વિષય સંક્ષેપથી કહેવા છતાં કોઈ સ્થાને વિસ્તારથી હું તમને કહીશ. સાત દ્વીપોમાં પ્રથમ જંબુદ્વીપ એક લાખ યોજનના વિસ્તાર વાળો છે. કમળની કોડી સમાન વર્તુલાકાર વાળા આ વિશાળ દ્વીપ વિષે નવ ખંડ છે. તેમાં સાત ખંડો નવ નવ હજાર યોજનના છે ને બે ખડો ચોંત્રીશ હજાર યોજનના છે ચારે બાજુએ આઠ પર્વતો એ નવે ખંડોને જુદા પાડે છે. એ એમાં છેડાના દક્ષિણ ઉત્તરના બે ખંડો ધનુષાકાર વાળા છે. ચાર ખડો લાંબા છે ને ઈલાવૃત નામનો ખંડ ચોરસ છે. સધળામાં મધ્યમ ખંડ ઈલાવૃત છે તેના મધ્યમાં સુવર્ણનો ને ભૂગોળરૂપી કમળની ડોડી સરખો મેરૂ પર્વત આવેલો છે. આ પર્વતની ઊંચાઈ એક લાખ યોજનની છે તેમાં ઉપરના ભાગમાં બત્રીશ હજાર યોજનની ને મૂળના ભાગમાં સોળ હજાર યોજનની પહોળાઇ છે. પૃથ્વીમાં આ પર્વતનો પાયો સોળ હજાર યોજન જેટલે ઊંડો છે. ઇલાવૃતથી ઉત્તર ભાગમાં અનુક્રમે નીલ,

* આ અધ્યાયમાં ભૂમંડળના વિસ્તાર વિષે કહેવામાં આવશે.

શ્વેત, ને શૃંગવાન્ નામના ત્રણ પર્વતો છે તે રમ્યક હિરણ્યમય ને કુરૂ ખંડના સિમાડા રૂપ છે. એ પર્વતો પૂર્વ ભાગમાં લાંબા ને બંને કોરથી ક્ષાર સમુદ્ર સુધી પહોંચેલા છે તથા બે બે હજાર યોજન પહોળા છે. તેમાં પહેલા પહેલા પર્વત કરતાં પછી પછીનો પર્વત દશમાંશથી કાંઇક વધારે અંશે ઉત્તર દિશામાં લંબાઈમાં કાંઈક ઓછો છે. એ પર્વતોમાં નદો તથા નદીઓ પુષ્કળ છે. ઈલાવૃતથી દક્ષિણ ભાગમાં નિષધ, હેમકુટ ને હિમાલય નામના ત્રણ સુંદર પર્વતો અનુક્રમે હરિવર્ષ કિંપુરૂષ ને ભરતખંડના સીમાડારૂપ છે. પૂર્વ ભાગમાં લાંબા છે તથા દશ દશ હજાર યોજન ઉંચા છે. ઇલાવૃતથી પશ્ચિમ ભાગમાં માલ્યવાન નામનો પર્વત છે જે કેતુમાલ ખંડના સિમાડારૂપ છે. પૂર્વ ભાગમાં ગંધમાદન પર્વત ભદ્રાશ્વ ખંડના સિમાડારૂપ છે. એ બે પર્વતો નીલ ને નિષધ પર્યન્ત લાંબા છે તથા બે બે હજાર યોજન પહોળા છે. મંદર, મેરૂમંદર, સુપાર્શ્વ ને કુમુદ નામના દશ દશ હજાર યોજન પહોળા ને ઉંચા ચાર પર્વતો મેરૂપર્વતની ચારે દિશાઓમાં સઘળા પ્રકારે ટેકારૂપ થયેલા છે. આ પર્વતો તે મેરૂ પર્વતના પાદ કહેવાય છે. એ ચારે પર્વતોની ઉપર અનુક્રમે આમ્રવૃક્ષ જાંબુવૃક્ષ, કદંબવૃક્ષ ને વટવૃક્ષ એમ ચાર વિશાળ વૃક્ષો છે. એ વૃક્ષો પ્રત્યેક પર્વતપર ધ્વજા સરખાં દેખાય છે. તે વૃક્ષો અગીયારસો યોજન ઊંચાં છે, શાખાઓનો વિસ્તાર પણ તેટલોજ છે ને સો સો યોજનની જાડાઈનાં છે, એ પર્વતોપર દુધ, મધ શેલડી, ને મીઠાં જળના અનુક્રમે ચાર ધ્રો છે, આ ધ્રોને સ્પર્શ કરનારા ઉપદેવ લોકો સ્વાભાવિક સિદ્ધિઓને પામે છે. એ પર્વતોની ઉપર અનુક્રમે નંદન, ચૈત્રરથ, વૈભ્રાજ, ને સર્વભદ્ર નામના સ્ત્રીઓના ગણ સહિત ઉદાર દિલવાળા અનેક દેવતાઓ એ પર્વતોમાં નિવાસ કરી સ્વતંત્ર રીતે પોતાતી ઈચ્છાને અનુસરતાં સુખ આવે તેમ વિહાર કરે છે તથા એઓનો મહિમા ગંધર્વાદિક લોકો ગાય છે. મંદર પર્વતની ઉપરના અગીયારસો યોજનમાં ઉંચાં દેવનાઇ આમ્ર વૃક્ષમાંથી પર્વતનાં શિખર સરખાં જાડા ને અમૃત સમાન મધુર કોમળ કોમળ ફળો પડે છે, એ ફળો નીચે પડીને ફાટી જાય છે ત્યારે તેઓનાં રાતાં જળ સરખા સુંદર રસથી અરૂણોદા નામની મનોહર નદી વહે છે, એ પર્વતમાં દેવ ને દાનવોનો અધિપોથી સુપુજિતા ને પાપોને હરનારાં અરૂણ નામનાં જગદંબા રહ્યાં છે. સઘળાં ઈચ્છિત ફળો આપનારાં દોષોને ટાળનારાં ને અભય આપનારા એ જગદંબાને ભકત લોકો અનેક નૈવેદ્ય ને બળિદાનોથી પુજે છે. એમની કૃપા દૃષ્ટિથી એ ભકતજનો કલ્યાણ ને આરોગ્યને પામે છે. એ ભગવતીનાં પૃથ્વીમાં આદ્યા, માયા, અતુલા, અનંતા, પુષ્ટિ, ઈશ્વરમાલિની દુષ્ટ નાશ કરી ને કાન્તિદાયિની એવો નામ કહેવાય છે. એમની પુજાનો પ્રભાવથી ત્યાં સુવર્ણ નીકળે છે.[૧–૩૦]

**आद्यामायातुलानंतापुष्टिरीश्वरामालिनी ।**
**दुष्टनाशकरीकान्तिदायिनीतिस्मृतामुवि ॥३०॥**
**अस्यापूजाप्रभावेणजांबूनदमुदाहृत् ।**

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કંધમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૬ ઠ્ઠો.*

## વિવિધ વર્ણન.

**नारायण उवाच**

**अरुणोदानदीया तु मया प्रोक्ता च नारद ।**
**मंदराद्विपतंती सा पूर्वेणेलावृतं प्लवेत् ॥१॥**

નારાયણ કહે છે—હે નારદ ! મંદરાચળમાંથી નીકળી ઇલાવૃતના પૂર્વ ભાગમાં વહેનારી નદી અરૂણોદા નામની મે કહી છે. એ અરૂણોદાના રસનો ઉપભોગ લેનારી યક્ષ ને ગંધર્વોની નારીઓ છે. તે સ્ત્રીઓ પાર્વતીની દાસીઓ છે. તેઓના દેહના સ્પર્શથી સુગંધવાળો વાયુ દશયોજન સુધીની ભૂમિને સર્વત્ર સુગંધમય કરી દે છે. આ પ્રકારે ઉંચા પ્રદેશથી પડીને ફાટી જતાં ઘણા જ ઝીણા ઠળીયાવાળાં હાથીના જેવડાં જાંબુ ફળના રસમાંથી જંબુ નામથી નદી મેરૂ મંદર પર્વતપરથી પડી ને ઈલાવૃતના દક્ષિણ ભાગમાં ચાલી જાય છે. એ પર્વતમાં 'જંબ્વાદિની' નામનાં જગદંબા રહ્યાં છે. તે ભગવતી જાંબુના ભક્ષણથી અતીવ પ્રસન્ન થાય છે. પ્રાણીમાત્ર પર દયા રાખનારાં, પતિતપાવની, સ્મરણ માત્રથી સઘળા રોગોને હરનારાં, નામ માત્રથી વિઘ્નોને વિદારનારાં અને દેવતાઓને પૂજવા યોગ્ય એ જગદંબાનાં ચરણકમળોનુ ત્યાંના નિવાસી દેવો, નાગ, રૂષિને રાક્ષસો, બહુ માનથી પૂજન કરે છે. કોકિલાક્ષી, કામકળા, કરૂણા, કામ પૂજીતા, કઠોર વિગ્રહા, ધન્યા, નાકિમાન્યા, ને ગભસ્તિની એ નામોથી એ દેવીનો મનુષ્યોએ સર્વદા જપ કરવો જોઈએ. જંબુ નદીના બે કાંઠામાં જે મૃત્તિકા છે તે જાંબુના રસમાં મળીને વાયુને સૂર્યના સંયોગથી પાકતાં તેમાંથી ઈશ્વરે બનાવેલું જાંબુનદ નામનું સુવર્ણ કે જે વિદ્યાધર અને દેવતાઓની સ્ત્રીઓનાં અનેક પ્રકારનાં મોટાં મોટાં આભૂષણો વાસ્તે કામ આવે છે તે બને છે. સ્ત્રીઓની સાથે સર્વદા કામનાવાળા એ એ દેવતાઓએ સોનામાંથી મુકુટ, કટિમેખલા ને બાજુબંધ વિગેરે અલંકારો બનાવે છે. સુપાર્શ્વ પર્વતની પાસે જે વિશાળ કદંબવૃક્ષ છે તેનાં કોતરોમાંથી મધની પાંચ ધારાઓ નીકળે છે. એ ધારાઓ સુપાર્શ્વના શિખરોપરથી પૃથ્વીપર પડીને ઇલાવૃતના પશ્ચિમ ભાગમાં ચાલી જાય છે. એ મધની ધારાઓનો ઉપયોગ કરનારા દેવતાઓના નિશ્વાસથી સુગંધમય વાયુ સર્વત્ર પ્રસરીને સો સો યોજન પર્યન્તના પ્રદેશને સુગંધમય કરી મુકે છે. આ પર્વતમાં ભક્તોનાં કાર્યોને સિદ્ધ કરનારાં 'ધારેશ્વરી' નામનાં જગદંબા રહ્યાં છે. એ સઘળા દેવતાઓનાં ઈશ્વરીરૂપ ભગવતીનું પૂજન દેવ પૂજ્યા, મહોત્સાહા, કાળરૂપા, મહાનના, કર્મફળદા, કાંતાર ગ્રહણેશ્વરી, કરાલદેહા, કાલાંગી, ને કામ કોટિ પ્રવર્ત્તિની એ નામોથી થાય છે. આ પ્રમાણે કુમુદ પર્વતપર શતબલ નામનો વડ ઉગ્યો છે તેના સ્કંધોમાંથી દૂધ, દહીં, મધ, ઘી, ગોળ, અન્ન વસ્ત્રાદિક, શય્યાસનાદિક, ને આભરણ આદિના ધ્રો નીચે પડે છે. કામનાઓને પરિપૂર્ણ કરનારા એ સઘળા ધ્રો કુમુદ પર્વતનાં શિખરપરથી પડીને ઇલાવૃતના ઉત્તર ભાગમાં સર્વત્ર ભીંજવી દે છે. આ પર્વતની તળાટીમાં દેવદાનવોથી સેવાયેલાં "મીનાક્ષી" નામનાં જગદંબા છે. નીલાંબરા, રૌદ્રમુખી, નીલાલકયુતા, નાકિફળદા, દેવસંધવરદા, અતિમાન્યા, અતિપૂજ્યા, મત્તમાતંગ ગામિની, મદનોન્માદિની, માન પ્રિયં, માન

* આ અધ્યાયમા બીજાં વૃક્ષાનું, દેવીઓનુ ને લોકોથી કરાતી ઉપાસનાનુ કથન કરવામા આવશે.

પ્રિયાન્તરા, માર વેગધરા, મારપૂર્જિતા, મારમાદિની, મયૂરવર શોભાઢયા ને શિખિવાહન ગર્ભભૂ એ નામોથી એ ભગવતી પૂજાય છે. સદાશિવના સંબંધવાળાં એ ભગવતી જપ કરનારાઓને ને સ્મરણ કરનારાઓને માન આપવા વાળાં છે. પૂર્વોક્ત ધ્રોના જળના ઉપયોગથી તેજસ્વી થયેલી પ્રજાઓને વળીયાં, શ્વેતવાળ, થાક, સ્વેદ, દુર્ગંધતા, જરા, રોગ, મૃત્યુ, ભ્રમ, ટાઢ, ગરમી, વાયુ, વર્ણ વિક્રિયા, ને વિઘ્નાદિ જુદા જુદા તાપો કદી થતા નથી. યાવજ્જીવન કોઈ વિપત્તિ નહીં થતાં તેઓ સર્વોત્તમ આનંદને ભોગવ્યા કરે છે. હવે મેરૂ પર્વતની સ્થિતિ વિષે કહું છુ. સુવર્ણમય સંજ્ઞાવાળા મેરૂ પર્વતના મૂળ ભાગમાં સર્વત્ર ડોડીના કેસરાઓના સમાન બીજા વીશ પર્વતો ઇશ્વરે રચેલા છે. તેઓનાં નામ સાંભળો. કુરંગ, કુરર, કુસુંભ, વિકંકત, ત્રિકુટ, શિશિર, પતંગ, રૂચક, નિષધ, શિતિ, વાસ, કપિલ, શંખ, વૈદુર્ય, આરૂધિ, હંસ, રૂષભ, નાગ, કાલંજર તથા નારદ એ નામના એ વીશ પર્વતો આવેલા છે.

**वैदूर्य श्चारु धि श्चैव हंसो ह्रषभ एव च ॥**
**नाग कालंजर श्चैव नारदश्चेति वंशतिः ॥२२॥**

ઇતિ શ્રી મહાપુરાણ ભગવતી વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

### મેરૂ ને ગંગાની કથા.

**नारायण उवाच-**
**गिरं मेरुं च पूर्वेण द्वावष्टा दशयोजनैः ।**
**सहस्रे गयतौ चौदक् द्विसहस्रं पृथूच्चकौ ॥१॥**

નારાયણ કહે છે—મેરૂપર્વતના પૂર્વભાગમાં જઠર અને દેવકુટ નામના બે મોટા પર્વતો છે તે ઉત્તર દિશામાં અઢાર હજાર યોજન લાંબા છે, તથા બે બે હજાર યોજન ઉંચા તથા પહોળા છે. મેરૂ પર્વતના પશ્ચિમ ભાગમાં પવન અને પારિયાત્ર નામના બે પર્વતો છે. મેરૂના દક્ષિણ પ્રદેશમાં કૈલાસ અને કરવીર નામની બે મોટા પર્વત છે કે જેઓ પૂર્વમાં લાંબા છે. ઉત્તર પ્રદેશમાં ત્રિશૃંગ અને મકર નામના બે પર્વતો છે. એ સઘળા પર્વતોનાં પ્રમાણ જઠર અને દેવકૂટના સમાનજ છે. એ આઠ મહા પર્વતોથી ઘેરાયેલો સુવર્ણનો મેરૂ પર્વત સૂર્ય સમાન સર્વત્ર દીપી રહ્યો છે. મેરૂ પર્વતના માથે સમચોરસ દશ હજાર યોજનના વિસ્તારવાળી બ્રહ્માની સોનાની નગરી મધ્યમાં આવેલી છે એમ ભૂત ભવિષ્યના જ્ઞાતા પુરૂષો કહે છે. એ બ્રહ્માની નગરીને અનુસરતી આઠ લોકપાળ દેવતાઓની આઠ નગરીઓ તે તે લોકપાલોની દિશામાં છે. એ સુવર્ણની નગરીઓનાં રૂપ તેના તેના દેવતાઓના સરખાંજ છે.એ સઘળી નગરીઓ અઢી અઢી હજાર યોજનના વિસ્તાર વાળી છે. બ્રહ્માની એક તથા ઇન્દ્ર આદિક વિગેરે લોકપાલોની આઠ એમ જે નવ નગરીઓ કહી છે તેઓનાં નામ અનુક્રમે મનોવતી, અમરાવતી, તેજોવતી, સંયમિની, કૃષ્ણાંગના, શ્રદ્ધાવતી, ગંધવતી, મનોહરા ને યશોવતી છે. સાક્ષાત્ વામનાવતાર વિષ્ણુ ભગવાને બળીરાજાના યજ્ઞમાં મોટું સ્વરૂપ કરી જમણા ચરણથી પૃથ્વીને દબાવી ડાબું ચરણ ઉંચું કરી તે ચરણના અંગુઠાના નખથી બ્રહ્માંડનો ઉપલો ભાગ ફૂટી પડયો હતો તેના છિદ્રમાંથી આવરણના જળની ધારાઓ જે અંદર આવી હતી તે ધારાઓ એક હજાર યુગરૂપ મોટા કાળે સ્વર્ગના માથે પડી હતી.

---

* આ અધ્યાયમાં મેરૂપર્વત ને ગંગાની કથા કહેવામાં આવશે.

પ્રાણીમાત્રનાં પાપોનું હરણ કરનારાં, પવિત્ર જળવાળાં, ને ગંગાજી પ્રથમ તો 'ભગવત્પદી' એવાં સામાન્ય નામથી લોકવિદિત થયાં. એ ગંગા ઉપર કહ્યા પ્રમાણે પ્રથમ સ્વર્ગનું મસ્તક કે જેને વિષ્ણુપદ નામથી ત્રૈલોકય જાણે જાણે છે ત્યાં આવ્યાં. અહીં અવિચળ પદવીવાળા પવિત્ર ઉત્તાનપાદના પુત્ર તથા ભગવચ્ચરણારવિંદની રજને મસ્તક ધરનારા રાજર્ષિ ધ્રુવજી હજી સુધી રહેલા છે. આ સ્થાનમાં ધ્રુવના પ્રભાવને જાણવાવાળા વિશાળ મનના લોકહિતમાં પરાયણ • સપ્ત રૂષિઓ કે જેઓ સર્વદા ધ્રુવને પ્રદક્ષિણા કર્યા કરે છે તેઓ ગંગાજીને મોક્ષરૂપ તથા તપસ્વીઓને સિદ્ધિ આપનારાં છે એમ સમજીને તેમને જટાજૂટવાળાં પોતાનાં મસ્તકોથી આદર આપે છે. એ વિષ્ણુપદથી આકાશ માર્ગ કે જે હજારો ને કરોડો વિમાનોના હરવા ફરવાથી સાંકડો છે તેમાં થઇને નીચે ઉતરતાં ચંદ્રમંડળને ભીંજવીને એ ગંગાજી મેરૂપર્વતપર બ્રહ્માની નગરીમાં વહે છે ને ત્યાં તેમના ચાર વિભાગ થવાથી ચાર નામથી ચાર દિશાઓમાં વહેતાં ગગાજી સમુદ્રમાં પ્રવેશે છે. સીતા, અલકનંદા, ચક્ષુ ને ભદ્રા એમ ચાર ધારાઓના ચાર નામ થયાં છે. સીતા નામની ધારા બ્રહ્માના પ્રદેશમાંથી કેસરાચલ આદિ પર્વતોનાં શિખરો ઉપર થઈને નીચે નીચે ઉતરતાં ગંધમાદન પર્વતનાં શિખરપર પડી ભદ્રાશ્વખંડના મધ્યમાં થઈને, પૂર્વ દિશામાં ખારા સમુદ્રમાં પ્રવેશ કરે છે. આ પ્રકારે દેવતાઓથી સુપુજિત ગંગાજીની બીજી ચક્ષુ નામની ધારા માલ્યવાન પર્વતના શિખરપરથી કેતુમાલ ખંડમાં આવે છે ને ત્યાંથી મહાવેગથી પશ્ચિમ દિશામાં સમુદ્રમાં પડે છે. પવિત્ર તથા અલકનંદા નામથી સુવિખ્યાત ગંગાધારા દક્ષિણ ભાગમાં બ્રહ્માની નગરીમાંથી નીકળી ઘણા પર્વતોનાં શિખરોમાં થઈને છેવટે હેમકુટ પર્વતમાં પહોંચી ત્યાંથી નીકળી મહાવેગથી ભરતખંડમાં આવે છે ને ત્યાંથી દક્ષિણ સાગરમાં પ્રવેશે છે. એ ધારાઓમાં સ્નાન કરવા વાસ્તે જતાં માણસોને પગલે પગલે રાજસૂય ને અશ્વમેધ આદિ યજ્ઞોનું દુર્લભ રહેતું નથી ત્રૈલોકયને પાવન કરનારી ભદ્રા નામની ચોથી ગંગાધારા શૃંગવાન પર્વતમાં પડી ઉત્તર કુરૂખંડને તૃપ્તકરીને પ્રવેશે છે. હે નારદ ! બીજી પણ કેટલીક નદીઓ છે તથા દ્રો પણ છે. પુર્વોકત સઘળા ખંડોમાં ભરતખંડજ કર્મક્ષેત્ર કહેવાય છે ને બીજા આઠ ખડો તો દેવતાઓને સ્વર્ગમાં ભોગવાતા અવશેષ રહેલાં પુણ્યોના ભોગ ભોગવવાના સ્થાનોરૂપ છે. ભરતખંડ શિવાયના બીજા આઠ ખડોમાં મનુષ્યોની ગણતરીથી દશ દશ હજાર વર્ષનું લોકોનું આયુષ્ય છે. એઓમાં દેવતાઓ સરખા તથા દશ હજાર હાથીના બળવાળા પુરૂષો વસે છે. તેઓનાં શરીરો વજ્ર સરખાં મજબુત છે. સઘળા મનુષ્યો મૈથુનથી ભારે આનદ પામતા, સ્ત્રીઓવાળા તથા સુખી છે. આયુષ્યનું એક વર્ષ બાકી રહે ત્યારે ત્યાંની સ્ત્રીઓ ગર્ભવતી થાય છે. એ આઠ ખડોમાં સર્વદા ત્રેતાયુગ સરખો કાળ ચાલે છે.[૧-૩૭]

**एक वर्षेणके चायुष्यान्तगर्भाः स्त्रियोपि हि ।**
**त्रेतायुगसमः कालो वर्तते सर्वदैव हि ॥३७॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૭ મો સંપુર્ણ.

— —

# અધ્યાય ૮ મો*

## ઇલાવૃત્તની રીતભાત.

**नारायण उवाच–**

**तेषुसर्वेषुदेवेशाःपूर्वोक्तैःस्तवनैःसदा ।**
**पूजयन्तिमहादेवींजपध्यानसमाधिभिः ॥१॥**

નારાયણ કહે છે—એ નવખંડોમાં તેમ-જ અન્ય દ્વીપોમાં તે તે સ્થાનકોના આધપતિ વિષ્ણુ, સંકર્ષણ, અગ્નિ આદિ દેવતાઓ અરૂણા આદિ દેવીઓનું આગળ કહેલાં સ્તોત્રોથી, જપથી, ધ્યાનથી ને સમાધિથી પૂજન કરે છે. એ સ્થાનોમાં વનપંકિતઓ પ્રત્યેક રૂતુઓમાં પુષ્પ પંક્તિઓથી રળીયામણી દેખાય છે. ફળ તથા પત્રાદિકનું સૌન્દર્ય પણ સનાતન રહે છે. ઉત્તમ વનોમાં તે મર્યાદાવાળા પર્વતોનાં શિખરોમાં પક્ષીઓ આનંદ રવ કરી રહ્યાં હોય છે. પર્વતોની પ્રત્યેક ગુફાઓમાં સુંદર જળનાં સ્થાનો ભરપુર રહેછે. એ જળાશયોમાં કમળપંકિતઓ સર્વદા ખીલેલી રહે છે ને હંસ સારસાદિક પક્ષીઓ વિચરતા હોય છે. ત્યાંના નિવાસી લોકો સુંદર ભ્રકુટી વાળી સુંદરીઓનાં વિહારસ્થાનોમાં તેઓની સાથે જળક્રીડા વિગેરે વિચિત્ર વિનોદોથી સ્વેચ્છાનુસાર વિહાર કરે છે. જંબુદ્વીપના નવે ખંડોમાં લોકાનુગ્રહ પરાયણ નારાયણ ભગવાન આદિપુરૂષ સર્વદા ભગવતીનુ આરાધન કર્યા કરે છે, ને બીજા સઘળા લોકો નારાયણની ભક્તિ કરે છે. લોકપૂજાનો સ્વીકાર કરવા વાસ્તે નારાયણ ભગવાન પોતાની નોખી નોખી મૂર્તિઓથી ઘણા પ્રેમસહિત સન્નિહિત રહે છે. ઈલાવૃત ખંડમાં તો બ્રહ્માની ભ્રકુટીઓના મધ્યમાંથી પ્રકટેલા એકલા રૂદ્ર ભગવાનજ નિરંતર પોતાની સ્ત્રીના સહિત વસે છે. બીજો કોઈ પણ પુરૂષ ત્યાં પ્રવેશી શકતો નથી કારણ કે ત્યાં પાર્વતીના શાપને લીધે જે પુરૂષ હોય છે તો પણ સ્ફુટ રીતે સ્ત્રીપણાંને પામી જાય છે, એ ઈલાવૃતમાં પાર્વતીની દાસીઓ ને કરોડો સ્ત્રીઓ રૂદ્રની સેવા કરે છે. તથા રૂદ્ર પોતે શેષ નારાયણની ભક્તિ કરે છે. વિષ્ણુની ચાર મૂર્તિઓ કહી તેમાં સંકર્ષણ (શેષ નાગ) નામની ચોથી તમો ગુણી મૂર્તિને મહાત્મા રૂદ્ર પ્રાણી માત્રનાં કલ્યાણ વાસ્તે એકાગ્ર મનથી ધ્યાન ધરીને ભજે છે. રૂદ્ર કહે છે—ૐ **नमो भगवते महापुरुषाय सर्व गुण संख्यानायानंतायाव्यक्ताय नमः** મહાપુરૂષ સર્વગુણ પ્રકાશક ને અનંત માપ રહિત ભગવાનને હું નમસ્કાર કરૂં છું" હે ઉપાસ્ય પરમેશ્વર ! સર્વ પ્રકારનાં ઐશ્વર્યોના પરમ આશ્રયરૂપ ! ભક્તોને અત્યન્ત પોતાનાં કરૂણાવાળાં સ્વરૂપનુ દર્શન આપનારા ! સંસારનું નિવારણ કરનારા તથા શરણરૂપ ચરણારવિંદવાળા ! હું આપને ઉપાસું છું. વિશ્વને નિયમવશ રાખવા સારૂ આપ સદા જોયા કરો છો તોપણ આપની દૃષ્ટિ, ક્રોધના વેગથી નહીં જીતી શકનારા અમારા લોકોની દૃષ્ટિ જેમ લેવાય છે તેમ વિષયોથી અને ઈન્દ્રિયોથી લેશ માત્ર પણ લેવાતી નથી. કોણ મુમુક્ષુ જીવ આવા આપને ન ભજે ! આપ મિથ્યા દૃષ્ટિવાળા પુરૂષોને ભયંકર સરખા તથા મદિરા ને આસવથી લાલ નેત્રવાળા સરખા માયાથી દેખાઓ છો કારણ કે આપના ચરણ સ્પર્શથી કામાતુર થયેલી નાગણીઓ શરમથી પુરૂં આપનું પૂજન પણ કરી શકતી નથી. વેદ મંત્રો આપને આ જગતના ઉત્પત્તિ સ્થિતિ તથા પ્રલયના કરનાર, અનંત

---

* આ અધ્યાયમા છ ભકિતની વૃદ્ધિ વાસ્તે ઇલાવૃતની રીતભાત કહેવામા આવશે.

ઉત્પત્તિ સ્થિતિને પ્રલયથી રહિત વખાણે છે. આપનાં સહસ્ર મસ્તકોમાં કોઈએક મસ્તકપર સર્ષપના સમું આ ભૂમંડળ રહ્યું છે તેને આપ જાણતા પણ નથી. સત્વગુણના આશ્રયવાળું મહતત્વ આપના ગુણના સંબંધથી થયેલો આદિ દેહ છે. આ દેહમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે ને બ્રહ્મામાંથી ઉત્પન્ન થયેલો હું ત્રિગુણાત્મક અહંકારથી દેવતાઓને પંચભૂતને ઈન્દ્રિયોના વર્ગને ઉત્પન્ન કરૂં છું. એ અમે મહતત્વ અહંકાર, દેવતાઓ, પંચભૂત ને ઇન્દ્રિયો, જેમ પક્ષીઓ દોરડીથી બંધાઇ જાય છે તેમ ક્રિયા શક્તિથી બંધાઇને આપ પરમાત્માના હૃદયમાં રહેતાં આપના અનુગ્રહથી આ જગત્‌ને રચીએ છીએ. સંસારમાં મોહ પામેલો પ્રાણી જેમણે બનાવેલી ને કર્મરૂપ ગાંઠોથી બાંધેલી માયાને સહેજ જાણે છે પણ તેમાંથી તરવાના ઉપાયને તે કદીપણ જાણતો નથી. આપને કે જેમના સ્વરૂપમાં જ જગત્‌નો લય ને સૃષ્ટિ થાય છે તેમને હું વંદન કરૂં છું. નારાયણ કહે છે—આ પ્રકારે પાર્વતીની દાસીઓ સહિત મહાત્મા રૂદ્ર ઈલાવૃત ખંડમાં મહા બળવાળા સંકર્ષણ દેવની ભક્તિ કરે છે. આ રીતેજ ભદ્રાશ્વ ખંડમાં ધર્મનો પુત્ર ભદ્રાશ્રવા અને તેના કુળના મુખ્ય પુરૂષો તથા અનુચરો વિષ્ણુની હયગ્રીવ નામવાળી પ્રખ્યાત મૂર્ત્તિને બાહ્ય વસ્તુની નિવારક પરમ સમાધિથી ચિત્તમાં લાવીને નીચેનો મંત્ર બોલી પ્રાર્થના કરે છે. ભદ્રશ્રવાઓ વદે છે—" **ૐ नमो भगवते धर्मायात्म विशोधनायनमः** ભગવાન અને અંતઃકરણને પવિત્ર કરનાર ધર્મરૂપ આપને અમે વંદીએ છીએ." પુત્રને અથવા પિતાને બાળી આવીને તેઓના ધનથી જીવવાને ઈચ્છનારાં તથા જીવીને પાપકર્મો કરવાની મતિવાળાં આ મનુષ્યો દેખે છે છતાં પણ મારનારને કાળને દેખી શકતાં નથી. આ આપનીજ લીલા છે ને તે અતિ વિચિત્ર છે. વિદ્વાનો 'જગત્ નાશવંત છે." એમ શાસ્ત્રોપરથી વદે છે ને યોગીઓને તો સમાધમાં એ વાતનું પ્રત્યક્ષ દર્શન હોય છે છતાં પણ હે પરમેશ્વર એ સઘળાઓ આપની માયામાં મોહવશ બની રહ્યા છે એ આપની લીલા અતિ વિચિત્ર છે. આથી બીજાં સઘળાંને તજી કરીને આપને અજન્માને અમે અભિવંદીએ છીએ. આપ અકર્ત્તા ને નિવારણ છો છતાં પણ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયનાં કાર્યો કરો છો છો એમ વેદોએ સ્વીકાર્યું છે તેમાં કાંઈ આશ્ચર્યરૂપ નથી કારણ કે માયાના લીધેજ સર્વ સ્વરૂપ ને સર્વ કાર્યોના કર્ત્તા આપમાં સૃષ્ટિ કર્ત્તાપણું ઘટે છે ને વાસ્તવિક દૃષ્ટિએ તો આપમાં અકર્ત્તાપણું ને આવરણ રહિતપણું પણ ઘટે છે. પ્રલયવેળાએ દૈત્યરૂપ તમોગુણ વેદને લઈ જતાં આપે બ્રહ્માની પ્રાર્થનાપરથી હયગ્રીવનો અવતાર ધરી પાતાળમાંથી તે વેદો લાવી આપ્યા હતા. આવા સત્ય સંકલ્પવાળા આપને અમે વંદીએ છીએ. નારાયણ વદે છે—હે નારદ! ભદ્રશ્રવા નામવાળા એ લોકો આ પ્રમાણે દેવનાયક હયગ્રીવ ભગવાનની સ્તુતિ કરે છે ને તેમના ગુણાનુવાદ ગાય છે. એ લોકોનાં આ ચરિત્રને જે મનુષ્યો જાણે છે ને સંભળાવે છે તે પુરૂષો પાપરૂપી કાંચળી ને તજી કરીને ઉત્તમ મણિદ્વીપમાં ગતિ પામે છે. ॥[૧-૨૦]॥

**एतां चरितमेत द्विजः पठेच्छ्रावयेच यः ।**
**पापकंचुक मुत्सृज्य देवी लोके व्रजेद्बसः॥२१॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૮ મો. સંપૂર્ણ.

# અધ્યાય ૯ મો.*

## સેવ્ય ને સેવકો.

**नारायण उवाच–**

**हरिवर्षे च भगवान्नृहरिः पाप नाशनः ।**
**वर्त्तते योगयुक्तात्मा भक्तानुग्रहकारकः ॥१॥**

નારાયણ કહે છે–હરિવર્ષ ખંડમાં પાપનાશક યોગપરાયણ ભકતોપર કરૂણા કરનારા નૃસિંહ ભગવાન વસે છે. ભગવાનનાં એ પ્યારાં નૃસિંહરૂપનું દર્શન કરનારા ભકિતવાળા અને નૃસિંહના ગુણોનાં તત્વને સમજનારા મહાવૈષ્ણવ ભકત દૈત્ય પ્રલ્હાદજી આ પ્રકારે ભગવાનની સ્તુતિ ગાય છે. પ્રલ્હાદજી કહે છે–" **ओंनमो भगवते नरसिंहाय नमःस्तेजस्तेजसे आविराविर्भव वज्रदंष्ट्र कर्माशयान् रंधय रंधय तमोग्रस ओंस्वाहा अभयं ममात्मनि भूयिष्ठा ओंक्ष्रौम्** તેજના પણ તેજરૂપ નૃસિંહ ભગવાનને હું નમું છું. વજ્રસમાન દાઢવાળા! પ્રકટ થાઓ પ્રકટ થાઓ. કર્મવાસનાઓને બાળો બાળો. અજ્ઞાનને ગળી જાઓ. મારાં અન્તઃકરણમાં અભયરૂપ થાઓ." વિશ્વનું ભલું થાઓ. ખળજનો પોતાની ચલતા તજો. પોતાની બુદ્ધિદ્વારા પરસ્પરનાં કલ્યાણની પ્રાણીમાત્ર ભાવના કરો. શાન્તિ આદિ સુગુણો મનમાં આવો તથા અમારી બુદ્ધિ નિષ્કામ થઇને ભગવાનમાં સ્થિતિ પામો. અમને કોઈનો સંગ ન થાય ને કદાચ થાય તો ઘર સ્ત્રી પુત્ર ધન અને પરિજનોનો સંગ થજોમાં. પણ ભગવાનના ભકતોનો થાઓ." કારણ કે આહાર માત્રમાં સંતોષી જનો હોય છે તેને જેમ સત્વર મુકિત થાય છે તેમ ઈન્દ્રિયોને તૃપ્તિ આપનારાઓને મળતીજ નથી. ગંગા વિગેરે તીર્થો તો માત્ર તેમાં સ્નાન કરનારાઓનાં શરીરનાં મેલને વારંવાર દુર કરે છે પણ ભગવાનના ભક્તોના સંગથી મળેલું ભગવદ્ કથારૂપ તીર્થ છે તેમાં તો ભગવાનના અસાધારણ પ્રભાવનો અતિશય છે તેને સેવનારા પુરૂષોના મનમાં શ્રવણદ્વારા વસેલા ભગવાન મનના મેલોને હરે છે વાસ્તે એવા ભકનોનો કોણ સંગ ન કરે ! ભગવાનમાં નિષ્કામ ભકિતવાળા માણસોમાં સઘળા દેવતાઓ સદગુણો સહિત વાસ કરે છે. ભગવાનમાં ભક્તિ વિનાના તથા મિથ્યા મનોરથો કરીને વિષયસુખમાં દોડધામ કરનારા મનુષ્યો મહાત્માઓના ગુણોની તો કયાંથીજ પ્રાપ્તિ થાય ! મત્સ્યોને જેમ પાણી વહાલું આત્માતુલ્યે છે તેમ ભકતજનોના પ્યારા આત્મા ભગવાન છે. ભગવાનને તજીને ગૃહાદિકમાં આસકિત રાખનારાં મનુષ્યોને જો મોટાં કહેવાતાં હોય તો તે મોટાઈ માત્ર સ્ત્રી પુરૂષોનાં શરીરોને અધિક વર્ષો થયાં હોય તેથી જે મોટાઈ ગણાય તેવીજ છે. આટલા વાસ્તે હે મનુષ્યો ! તૃષ્ણા, રાગ, શોક, ક્રોધ, અભિમાન, સ્પૃહા, ભય, દીનતા, તથા મનના સંતાપોનું મૂળરૂપ ઘર કે જેને લીધે જન્માદિક થયા કરે છે તેનો સત્વર ત્યાગ કરી નૃસિંહજીનાં નિર્ભય ચરણારવિંદનુ તમે ભજન કરો." નારાયણ વદે છે–આ પ્રકારે દૈત્યનાયક પ્રલ્હાદજી ભક્તિ કરીને પાપરૂપ હાથીઓને હણવામાં સિંહરૂપ ને હૃદય કમળમાં વસનારા નૃસિંહજીની નિત્ય સ્તુતિ કરે છે. કેતુમાળ ખંડમાં કામદેવના સ્વરૂપે કરી શ્રી વિષ્ણુ વસ્યા છે. એ ખંડના અધિપતિઓ સર્વદા એમની પૂજા કરે છે. કેતુમાલ ખંડના અધ્યક્ષ ને મહાત્માઓને માન આપનારાં સમુદ્રજા લક્ષ્મીજી

* આ અધ્યાયમા પ્રત્યેક ખંડોમા સવ્ય ન સેવકોની કથા કહેવાશે.

આ પ્રકારે સ્તોત્ર બળથી શ્રીવિષ્ણુ ને ઉપાસે છે. લક્ષ્મીજી કહે છે—ૐ હ્રાં હ્રીં હ્રૂં ૐ नमो भगवते हृषीकेशाय सर्वगुण विशेषै विलक्षितात्मने आकूतीनां चितीनां चेतसां विशेषणां चाधिपतये षोडशकलाय छन्दोमयायान्नमया मृतमयाय सहसे ओजसे बलाय कान्ताय कामाय नमस्ते उभयत्रभूयात् ઇન્દ્રિયોના અધિપતિ સુશોભિત અને ઐશ્વર્યવાળા આપ કામદેવને આ લોકમાં તથા પરલોકમાં મારા નમસ્કાર હો. સઘળી ઉત્તમ વસ્તુઓપરથી આપ ઓળખાઓ છો તથા ક્રિયા જ્ઞાન અને સંકલ્પાદિક તથા તેઓના વિષયોના અધિષ્ઠાતા આપ છો.એકાદશ ઇન્દ્રિયોને પાંચ વિષયો આપનાજ અંશ છે. વેદોક્ત કર્મથી આપની પ્રાપ્તિ થાય છે. અન્નથી ઉદય પામતા પરમાનંદ સ્વરૂપ આપ જ છો. શરીરબળ ઈન્દ્રિયબળ ને મનોબળને વધારનારા પણ આપજ છો." આપની ઇન્દ્રિયોના સ્વામીની આરાધના કરીને વ્રતોદ્વારા સ્ત્રીઓ લોકમાં બીજા પતિને ઈચ્છે છે પણ તે બીજા પતિઓ પરતંત્ર છે તેથી એ સ્ત્રીઓનાં સંતાનને, પ્રિયવસ્તુને, ધનને, કે આયુષ્યને રક્ષી શકતા નથી. ખરૂં જોતાં એનું નામજ પતિ છે કે જે સર્વત્ર ભયાતુરની રક્ષા કરી શકે ને પોતે જાતે અત્યન્ત નિર્ભય હોય. આવા પતિ તો આપજ એક છો. કારણ કે આપ પોતાના સ્વરૂપના લાભ કરતાં બીજું કશું અધિક સમજતા નથી. બીજાથી જેને સુખ મળે તે સ્વતંત્ર કહેવાય નહીંજ ને અસ્વતંત્ર લોકોને પરસ્પરમાં ભય પણ થયા વિના રહેજ નહીં. આપનાં ચરણારવિંદની જ એક ભક્તિને ઈચ્છનારી જે સ્ત્રી હોય છે તે બીજું કશું ઈચ્છતી નથી તે સ્ત્રી પોતાની મેળેજ સઘળાં ઈચ્છિત સુખોને પામે છે. બીજાં ફળની ઈચ્છાથી આપની ગરજ રાખી ભક્તિ કરે તો તેના ધારવા જેટલુ ફળ આપ આપો છો. તે ફળના ભોગ પછી પાછું તે સ્ત્રીને દુઃખ ભોગવવું પડે છે. હે અજિત ! વિષય સુખમાંજ લીન મનવાળા બ્રહ્મા રૂદ્ર સુર ને અસુર વિગેરે લોકો મને પામવાને વાસ્તે ઉગ્ર તપ કરે છે પરંતુ આપનાં ચરણનાં શરણ વિના તેઓ મને પામી નથી શકતા. કારણ કે મારૂં હૃદય આપનામાંજ રહ્યુ છે. ભક્ત લોકોના મસ્તક પર ધરાતું આપનું કરકમળ આપ મારા મસ્તકપર પણ ધરો. ચિન્હરૂપે આપે મને પોતાના શ્રી અંગમાં ધારી છે તેથી જોકે મારામાં આપનો અનાદર નથી તોપણ ભક્તજનો કરતાં મારાપર આપની ઓછી કૃપા દેખાય છે. આમાં ખરૂં કારણ હું કેમ જાણી શકું ? આપનો ઈશ્વરનો માયાથી કરવા ધારેલો નિશ્ચય જાણવાને કોણ સમર્થ છે ? કોઈપણ નથીજ. નારાયણ કહે છે—આ પ્રમાણે પ્રજાપતિ આદિ બીજા તે ખંડના બીજા પણ નાયકો કામ સિદ્ધિ વાસ્તે લોકબંધુરૂપ કામદેવ ભગવાનની સ્તુતિ કરે છે. રમ્યક ખંડમાં દેવદાનવોએ નમવા યોગ્ય ભગવાન મત્સ્યાવતારની મૂર્ત્તિની ત્યાંના નિવાસી મનુ આ પ્રકારે ભક્તિ કરે છે. મનુ વદે છે—ओम् नमो मुख्यतमाय नमः सत्वाय प्राणा यौजसे बलाय महामत्स्याय नम જેમાં: સત્વગુણ મુખ્ય છે એવા સર્વમાં મુખ્ય પ્રાણરૂપ અને શરીર મન તથા ઈન્દ્રિયોના બળરૂપ મહા મત્સ્યને આપને નમસ્કાર કરૂં છું. વેદરૂપી નાદવાળા, સઘળા લોકપાળોથી અદૃશ્ય આપ બાહ્યાંતર વ્યાપક રહ્યા છે. કાષ્ટની પુતળીને માણસ વશ રાખે તેમ વિધિ નિષેધથી આખાં જગત્‌ને આપે ઈશ્વરે વશ કર્યું છે. મત્સરરૂપ જ્વરથી આપનો ત્યાગ

કરી લોકપાળ દેવતાઓ સૌ નોખા નોખા રહીને ને એકઠા મળીને જગત્‌નું રક્ષણ કરવા યત્ન કરતા હતા તોપણ મનુષ્ય પશુ સર્પ કે સ્થાવર કે જે કાંઈ આ જગત્‌માં દેખાય છે તેમાંના એકની પણ તેઓ રક્ષા કરી ન શકયા. મહા મોજાંવાળા પ્રલયકાળના મહાસાગરમાં ઔષધી તથા લતાઓના ભંડારરૂપ આ પૃથ્વીને તથા તેની સાથે મને પણ લઇને આપ બહુ બળથી ફર્યા હતા તેવા આપને જગન્નિયંતાને હું પ્રણામ કરૂં છું. નારાયણ વદે છે—આ પ્રકારે નૃપશ્રેષ્ઠ મનુ દેવતાઓના અધિપતિ તથા પોતાના સંશયોને છેદનારા મત્સ્યાવતાર ભગવાનની સ્તુતિ કરે છે. ધ્યાનયોગથી સઘળા દોષોથી રહિત એવા મહા વૈષ્ણવોમાં ઉત્તમ મનુ મહારાજ ભગવાનની ભક્તિપૂર્વક સેવા કર્યા કરે છે.[૧–૨૩]

**ध्यान योगेन देवस्य निर्धूताशेष कलमष: ।**
**आस्ते परिचरन् भक्त्या महा भागवतोत्तमः॥२३॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૦ મો.*

### બીજાખંડોમાં સેવ્ય સેવક.

**नारायण उवाचः—**

**हिरण्यमये नामवर्षे भगवान् कूर्मरुप धृक् ।**
**आस्तेयोगपतिःसोय मर्यम्णा पूज्य इज्यते॥१॥**

નારાયણ કહે છે—હિરણ્યમય ખંડમાં યોગપતિ વિષ્ણુ કૂર્મરૂપથી રહ્યા છે. પિતૃગણોના અધિપતિ અર્યમા એ વિષ્ણુની સેવા તથા સ્તુતિ કરે છે. અર્યમા સ્તવે છે—**ओं नमो भगवते अकूपाराय सर्व सत्त्व गुण विशेषणाय नोपलक्षित स्थानाय नमो वर्ष्मणे नमो भून्मे नमो वस्थानाय नमस्ते**—સંપૂર્ણ સત્વગુણવાળા અગમ્ય સ્થાનવાળા કચ્છપાવતારરૂપ આપ વિષ્ણુને અભિવંદન કરૂં છું. કાળના પરિચ્છેદથી રહિત છો એવા આપને પ્રણમું છું. સર્વવ્યાપક સર્વાધાર તથા આપ કે જેની માયાથી પ્રકાશેલું નાના પ્રકારનાં રૂપોનાં નિરૂપણવાળું આ પૃથ્વી આદિ સઘળું દૃશ્ય આપનાજ રૂપે છે તેને હું પ્રણામ કરૂ છું. આ દૃશ્ય આપનાથી કાંઈ અળગું નથી. પરંતુ એ આપજ પોતે છો. મિથ્યા છતાં દૃશ્યમાનપણાના લીધે મૃગતૃષ્ણાનાં જળની જેમ આ દ્રશ્ય કોઇ સાચા સ્વરૂપથી નથી જેથી આપ કે જે આવાં અનિર્વચનીય સ્વરૂપે છો તેને હું નમસ્કાર કરૂં છું અંડજ, સ્વેદજ, જરાયુજ, ઉદ્ભિજ સ્થાવર, જગ, દેવ, રૂષિ, પિતૃ, ભૂતો, ઈન્દ્રિયોની સૃષ્ટિ, સ્વર્ગ, આકાશ, પૃથિવી, પર્વત, નદીઓ, સમુદ્રો, દ્વીપો, ગ્રહો અને નક્ષત્રો એવાં નોખાં નોખાં નામોથી આપનાં એકજનાં વખાણો થયાં છે. અસંખ્યાત ભેદના નામ રૂપ ને જાતિવાળાં આપનાં આવાં સ્વરૂપમાં વિદ્વાનોએ ચોવીશ તત્ત્વની સંખ્યા કલ્પેલી છે તે ભેદ કલ્પનાની નિવૃત્તિ જે તત્ત્વજ્ઞાનથી મટી જાય છે તે તત્વજ્ઞાન સ્વરૂપ આપને હું પ્રણામ કરૂં છું. નારાયણ કહે છે—આ પ્રકારે એ ખંડના અધિપતિઓની સાથે અર્થમાં સમગ્ર પદાર્થોના ઉત્પત્તિ સ્થાનરૂપ પરમાત્મા વિષ્ણુની ભક્તિ કરે છે, સ્તુતિ યુકત ગાય છે ને ઉપાસના કરે છે. ઉત્તર કુરૂખંડમાં પણ વારાહાવતાર રૂપ વિષ્ણુ ભગવાન રહ્યા છે ને પૃથ્વી સર્વદા તેમની સેવા પુજા કરે છે. વિધિસહિત વિષ્ણુની પૂજા કરી ભકિત કરે છે અત્યન્ત પ-

* આ અધ્યાયમા બીજા ખંડોમા સેવા ને સેવક વિષે વાર્તા આવશે.

લળેલાં હૃદય કમળવાળી પૃથ્વી દૈત્યનું મર્દન કરનારા વારાહ ભગવાનની આ પ્રકારે સ્તુતિ કરે :છે. પૃથ્વી સ્તવે છે—**ओं नमो भगवते मंत्र तत्व लिंगाय यज्ञ क्रतवे-महाध्वरावयवाय महा वराहाय नमः कर्मशुक्लाय त्रियुगाय नमस्ते** મંત્રથી યથાર્થ જણાય તેવા, સર્વ પ્રકારના યજ્ઞરૂપ, મહાયજ્ઞોરૂપી અવયવો જેવાં છે એવા, યજ્ઞકર્તા, ને ત્રણે યુગોમાં પ્રાકટ્યતાવાળા આ મહા વરાહને વારંવાર હું અભિવંદન કરૂં છું. કર્મથી તથા કર્મનાં ફળોથી અપ્રકાશિત આપનાં સ્વરૂપનાં દર્શનની જીજ્ઞાસાવાળા વિદ્વાનો રવાઈવડે લાકડામાંથી અગ્નિની પેઠે વિવેકરૂપ મનવડે દેહેન્દ્રિયાદિ કાર્ય પદાર્થોમાંથી શોધી કાઢે છે ને એમ શોધતાં આપ કે જે આપનાં સ્વરૂપને પ્રકટ બતલાવો છો તેમને હું વદન કરૂં છું. વિષયો, ઇન્દ્રિય વ્યાપારો, વિષયના દેવતાઓ, દેહ, કામ ને અહંકાર એ બધાં માયાનાં કાર્યો ઉપરથી જેમનુ વાસ્તવિક સ્વરૂપ ઓળખાય છે તથા વિચાર અને નિયમાદિ સાધનોથી નિશ્ચયવાળી બુદ્ધિવાળા લોકો જેમનાં સ્વરૂપમાંથી માયાના સબંધને લીધે થયેલાં નામરૂપને કાડી નાંખે છે તેવા આપને હું પ્રણામ કરૂં છું. આપે આપના વાસ્તે નહીં. પરન્તુ જીવોના ઉપભોગને સારૂં ઈચ્છેલાં જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયને માયા પોતાના ગુણોવડે કરે છે તેમજ વળી આપની સનિધિમાંજ એ માયા સઘળી ક્રિયાઓ કર્યા કરે છે. આવી માયાના ગુણોના તથા જીવોનાં અદૃષ્ટના સાક્ષી આપ એકજ છો. તેમને હું અભિવંદન કરૂં છું. આપ કે જે વિશ્વના કારણરૂપ છો તેણે સુવરનો અવતાર ધરીને પાતાળમાંથી મને આગલી દાઢમાં ઉપાડી લીધી ને પછી આપ આપ પ્રલયના સાગરમાંથી હાથીને પેઠે બહાર નીકળ્યા હતા ને ત્યાર પછી આપે હાથી સમાન હિરણ્યાક્ષ દાનવને યુદ્ધમાં રમતાં રમતાંજ હણી નાખ્યો હતો આવા સર્વવ્યાપીને આપને મારા નમસ્કાર છે. નારાયણ વદે છે—કિંપુરૂષ ખંડમાં સર્વાધિપતિ સીતાપતિ આદિ પુરૂષને ઐશ્વર્યવાળા દશરથ નંદન શ્રીરામચંદ્રજી ભગવાનની હનુમાનજી આ પ્રકારે સેવા કરે છે. હનુમાનજી કહે છે—**ओम् नमो भगवते उत्तम श्लोकाय नम आर्यलक्षणशील व्रताय नम उपशिक्षितात्मने उपासितलोकाय नम साधुवाद निकषण य नमो ब्रह्मण्य देवाय महापुरुषाय महाभागाय नमः**—ઉત્તમ કીર્તિવાળા, ઉત્તમ આર્ય લક્ષણવાળા ને શીળ વતવાળા, મનના જયવાળા, લોકરીતિને અનુસરનારા, સજ્જનતાની કસોટીરૂપ, બ્રહ્મણ્યદેવ, મહાપુરૂષ, ને મહા ભાગ્યશાળી રામચંદ્રજી ભગવાનને હું પ્રણામ કરૂં છું. શુદ્ધ અનુભવ સ્વરૂપ, શાન્ત સ્વરૂપના પ્રકાશથી જાગ્રત, સ્વપ્ન, ને સુષુપ્તિને મટાડનારાં, દૃશ્ય પદાર્થોથી અપંગાં, નામરૂપથી રહિત, શુદ્ધ ચિત્તથી જણાય તેવાં, ને અહંકાર રહિત પરબ્રહ્મને કે જે આપનું સ્વરૂપ છે તેને હુ પ્રણામ કરૂં છું. રાક્ષસોને માત્ર મારવાવાસ્તેજરામચંદ્રજીએમનુષ્યાવતારલીધો હતો નહીં પરન્તુ મનુષ્યોને સ્ત્રી સંગાદિથી થતું સંકટ અનિવાર્ય છે એ દર્શાવવા સારૂં પણ લીધો હતો. જો એમ ન હોય તો પોતાનાં સ્વરૂપમાંજ રમણ કરનાર વિશ્વાત્મા પરમેશ્વરને સીતા સબંધી સંકટો કેમ સંભવે ! સુજ્ઞ જનોના આત્મારૂપ તથા પરમ સંબંધીરૂપ ભગવાન રામચંદ્રજી ત્રૈલોકયમાં કોઈ સ્થળે પણ આસક્ત થયા ન હતા વાસ્તે સ્રીજન્ય સંકટ તેમણે ભોગવવું ન જોઇએ ને લક્ષ્મણનો ત્યાગ કરવો પણ તેમને ઘટનો

ન હતો. છતાં એમ થયું એથી રામચંદ્રજીની સઘળી લીલા લોકોપદેશ વાસ્તે હતી એમ જણાય છે. મહાત્મા પિતાથીજ જન્મ, સુંદર રૂપ, સુંદર વાણી, સુબુદ્ધિ, કે સારી જાતિથી ભગવાન પ્રસન્ન થાય એવું કાંઈ નથી કારણ કે ઇત્યાદિ ગુણો વગરના અમે વાનરાઓ પણ તેમની કૃપાથી તેમના મિત્રો થયા હતા વાસ્તે ભગવાન તો ભક્તિથીજ પ્રસન્ન થાય છે એ નિશ્ચય છે. સુર, અસુર, નર, કે વાનર ગમે તે હોય તોપણ તેણે મનુષ્યાવતાર ઉત્તમ રામચંદ્રજી કે જે અલ્પ ભજનને પણ ઘણું માની લે છે ને જેમણે સઘળાં અયોધ્યા વાસી જનોને વૈકુંઠ ગમન કરાવ્યું હતું તેમનું સર્વ પ્રકારે શુદ્ધ ભાવે ભજન કરવું જોઇએ. નારાયણ વદે છે—આ પ્રકારે કિંપુરૂષ ખંડમાં વાનરશ્રેષ્ઠ હનુમાનજી સત્ય પ્રતિજ્ઞા વાળા, દૃઢ નિયમો પાળનારા, તથા કમળ સમાન નેત્રો વાળા ભગવાન રામચંદ્રજીની ભક્તિ પૂર્વક સ્તુતિ કરે છે, ગાય છે ને સર્વ પ્રકારે એમનીજ પૂજા કરે છે. રામચંદ્રજીની આ વિચિત્ર કથાને જે કોઈ સાંભળે તે માણસ સઘળાં પાપોથી મુક્ત થઈ રામચંદ્રજીના ધામમાં જાય છે.[૧-૨૦]

**स्तौति गायति भक्त्या च संपूजयति सर्वशः ।**
**य एत च्छृणुयाच्चित्रं रामचंद्र कथानकम् ॥२०॥**

ઇતિ શ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૧ મો*

## ભરતખંડમાં સેવા ને સેવક.

**नारायण उवाच—**

**भारताख्योचवर्षेस्मिन्नहमादिजपूरुषः ।**
**तिष्ठामिभवताचैवस्तवनंक्रियतेऽनिशम् ॥१॥**

નારાયણ વદે છે—હે નારદ ! આ ભરતખંડના દેશમાં હું રહ્યો છે ને તમે મારી નિરંતર સ્તુતિ કર્યા કરો છો. નારદજી સ્તવે છે—**ॐनमोभगवतेउपशमशीलायोपरतानात्म्यायनमोऽकिंचनवित्तायऋषिऋषभायनरनारायणपरमहंसपरमगुरवे आत्मारामाधिपतये नमोनमः**—સ્વભાવથીજ શાન્ત, નિરહંકાર, વિરાગી, પુરૂષોના ધનરૂપ, મુનિઓમાં શ્રેષ્ઠ, પરમહંસ પુરૂષોના પરમ ગુરૂ, ને જ્ઞાનીજનોના નાયક નરનારાયણ ભગવાનને હુ પ્રણામ કરૂ છું. આ જગત્‌ની સૃષ્ટિ આદિના કર્ત્તા છતાં જે કર્ત્તા છું એવા અભિમાનને ધરતા નથી, દેહમાં રહ્યા છે છતાં ક્ષુધા પિપાસા આદિ કાયાના ધર્મોથી પરાભવ પામતા નથી ને દ્રષ્ટા છતાં દૃશ્ય પદાર્થો જેની દ્રષ્ટિને વિકાર પમાડી શકતા નથી તેવા આસક્તિ રહિત શુદ્ધ ને સર્વના સાક્ષિરૂપ ભગવાનને હું વંદન કરૂ છુ. હે યોગેશ્વર ! મરણના સમયમાં આ દુષ્ટ દેહનુ અભિમાન તજી દેવું ને આંપનાં નિર્ગુણ સ્વરૂપમાં ચિત્ત ચોંટાડવું એજ બ્રહ્માએ કહેલું યોગ સબંધી મોઢું ડહાપણ છે. આ લોક ને પરલોકના વિષયોના સુખમાં લંપટ, તથા પુત્ર સ્ત્રી ને ધનની ચિંતા કરનારો મૂર્ખ મનુષ્ય જેમ આ અધમ દેહના મરણથી ભય પામે છે તેમ જો વિદ્વાન માણસને દેહનાં મરણનો ભય થાય તો તેણે જે વિદ્યા આદિનો યત્ન સેવ્યો તે કેવળ પરિશ્ર-

* અધ્યયમાં ભરતખંડમાં સેવા અને સેવક વિષે કહેવામાં આવશે.

મ માત્રજ થયો એમ જાણવું- આટલા કારણથી હે પ્રભો ! આપજ અમને આપના વિષે સહજવાસના રહેવારૂપ શુભ યોગ આપો કે જેના પ્રભાવથી અમે આપની માયાથી રચાયેલી અહંતા મમતારૂપ મજબુત વાસના કે જે આ અધમ દેહમાં રહી છે તેને સત્વર તોડી નાંખીએ. નારાયણ વદે છે—તમે કે જે મુનિઓમાં સિંહ સમાન ને સકળ સારને જણાવનારી પ્રજ્ઞા વાળા છો તે મારી અવિનાશી નારાયણ દેવની આ પ્રમાણે નિરંતર ભકિત સ્તુતિ કર્યા કરો છો. હે નારદ ! આ ભરતખંડમાં મોટી મોટી નદીઓ ને મોટા મોટા પર્વતો છે તેનાં નામ કહું છુ તે એકાગ્ર મનથી સાંભળો. મલય, મંગળપ્રસ્થ મૈનાક, ત્રિકુટ, રૂષભ, કુટક, કોલ્લ, સહ્ય, દેવગીરિ, રૂષ્યમૂક, શ્રીશૈલ, વ્યંકટાદિ, મહેન્દ્રક, વારિધાર, વિંધ્ય, મુક્તિમાન્ રૂક્ષપર્વત, પારિયાત્ર, દ્રોણ, ચિત્રકૂટ, ગોવર્દ્ધન, રૈવતક, કકુભ, નીલપર્વત, ગોકામુખ, ઈન્દ્રકીલ, કામગીરિ એઓને બીજા પણ ઘણું પુણ્ય આપનારા અસંખ્યાત પર્વતો છે. એઓથી ઉત્પન્ન થયેલી નદીઓ સેંકડો અને હજારો છે. તે નદીઓ પીવાથી, સ્નાન કરવાથી, પ્રવેશવાથી, દર્શનથી, ને નામ લેવા માત્રથી પણ મનુષ્યોનાં ત્રિવિધ પાપોને ટાળનારી છે. તામ્રપર્ણી, ચન્દ્રવશા, કૃતમાલા, વટોદકા, વૈહાયસી, કાવેરી, વેણા, પયસ્વિની, તુંગભદ્રા, કૃષ્ણવેણા, શંકરાવર્ત્તકા ગોદાવરી, ભીમરથી, નિર્વિંધ્યા, પયોષ્ણિકા, તાપી, રેવા, સુરસા, નર્મદા, સરસ્વતી, ચર્મવતી, સિંધુ, રૂષિકુલ્યા, ત્રિસામા, વેદસ્મૃતિ મહાનદી, કૌશિકી, યમુના, મંદાકિની, દષધતી, ગોમતી, સરયુ, રોધસ્વતી, સપ્તવતી, સુષોમાં, શતદ્ર, ચંદ્રભાગા, મરૂધૃધા, વિધસ્તા આસિની, ને વિશ્વા એટલી નદીઓ ને અંધ તથા શોણ નામના બે નદો પ્રખ્યાત છે. જન્મધારી સઘળાં મનુષ્યોને પોતાનાં કરેલાં સાત્વિક, રાજસ ને તામસ કર્મો પ્રમાણે અનુક્રમે સ્વર્ગ પૃથ્વી ને નરક સંબંધી અનેક પ્રકારના ભોગો મળે છે પરન્તુ વર્ણાશ્રમના ધર્મ તો માત્ર આ ખંડમાં જ છે તથા મોક્ષ વાસ્તે નોખાં નોખાં સાધનો થવાનો સંભવ ને તે સાધનોથી થતો મોક્ષ પણ આ ભરતખંડમાંજ છે. વેદવાદિ મુનિઓ તથા સ્વર્ગવાસી દેવતાઓ પણ આ પ્રમાણે આજ ખંડની પ્રશંસા કરે છે કારણ કે અહીં કાર્ય સિદ્ધિ થાય છે. તેઓ વખાણે છે કે " જે લોકોને ભગવાનની સેવા થાય તેવો ઉપયોગી મનુષ્યાવતાર આ ભરતખંડમાં મળેલો છે. તેઓએ શું શું પુણ્યે કર્યાં હશે? એઓને ભગવાન્ પોતેજ પ્રસન્ન થયા હશે કે શું ? આવા અવતારની તો અમને ઈચ્છાજ રહ્યા કરે છે. કોઇથી ન થાય તેવા યજ્ઞો, તપ, વ્રત ને દાનાદિકથી આ તુચ્છ સ્વર્ગલોક અમને મળેલો છે તેમાં અમારૂ શું વળ્યું કારણ કે આ સ્વર્ગમાં નારાયણના ચરણારવિંદનું સ્મરણ થતું નથી ને તે ઇન્દ્રિયોને ઘણાંક વિષય સુખો ત્યાં મળવાથી રોકાઈ ગયું છે. અમે આ સ્વર્ગલોકને પામી એક એક કલ્પ સુધી જીવશું છતાં પાછો જન્મ લેવો પડશે તે કરતાં અલ્પ આયુષ્યવાળો પણ ભરતખંડમાં મનુષ્યાવતાર થાય એ ઘણું ઉત્તમ છે કારણ કે એ ખંડમાં જો કે મનુષ્યોને માથે મોત ફર્યા કરે છે તોપણ તે મનુષ્ય દેહને લીધે ક્ષણવારમાં સઘળાં કર્મોનો ત્યાગ કરી ભગવાનને અચ્યુતપદને કેટલાક બુદ્ધિવાળા લોકો પામી જાય છે. જ્યાં ભગવાનની કથારૂપ અમૃતની સરિતાઓ નથી, જ્યાં ભગવદાશ્રય-

વાળા વૈષ્ણવજનો સંતજનો નથી, ને જ્યાં મહા ઉત્સવોવાળી ભગવાનની પૂજાઓ નથી થતી તેવો બ્રહ્માનો લોક હોય તોપણ તેને ન સેવવો જોઇએ. જ્ઞાન, જ્ઞાનવાસ્તે ક્રિયાઓ ને ક્રિયાઓ વાસ્તે જોઇતા પદાર્થોથી પરિપૂર્ણ મનુષ્યાવતાર પામ્યા છતાં જે લોકો મોક્ષ વાસ્તે યત્ન નથી કરતા તે લોકો જેમ પારધીથી છુટેલાં પક્ષીઓ પાછાં તેજ વૃક્ષમાં પ્રમાદથી વિહાર કરવાથી ફરીવાર બંધાઇ જાય છે તેમ બંધાય છે. ભરતખંડના લોકો ભાગ્યવાળા છે કારણ કે શ્રદ્ધાથી વિધિથી મંત્રથીને તે તે વસ્તુ ભેદથી અગ્નિમાં તે તે દેવતાઓના ઉદ્દેશથી ભાગ પ્રમાણે હોમેલા ને **न मम** એમ કહી પોતાના સ્વામિત્વથી નોખા પાડેલા પદાર્થોને ભગવાન કે જે એક છતાં ઈન્દ્રાદિક નોખાં નોખાં નામોથી બોલાય છે તે પોતે પૂર્ણ કામ છે છતાં પણ સ્વીકાર કરે છે. ભગવાનની પાસે માગે તો ભગવાન માગેલી વસ્તુ આપે છે એ વાત સત્ય છે પણ તેમ કરતાં ભગવાન મોક્ષ ન આપે કારણ કે એક વસ્તુ માગ્યા પછી વળી બીજી વસ્તુ માગવાનો સંભવ છે. જેઓ નિષ્કામ ભાવે ભગવાનને ભજે છે તેઓને તો ભગવાન પોતાની મેળેજ સ્વચરણ સરોજને મોક્ષને આપે છે કે જ્યાં બીજી સઘળી ઇચ્છાઓ પરિપૂર્ણ થઇ જાય છે. અહી આટલું સ્વર્ગસુખ અમે ભોગવ્યું એ ઉપરાંત યજ્ઞ વ્યાખ્યાન કે બીજાં કોઈ સત્ કર્મના ફળમાં બાકી રહ્યું હોય તો તે ફળથી આવા પ્રકારની સ્મૃતિવાળો અમને ભરતખંડમાં જન્મ થાઓ કારણ એ ખંડમાં ભજનારાઓને ભગવાન પરમ સુખ આપે છે." સ્વર્ગવાસી દેવતાઓ, સિદ્ધ ને મોટા મુનિઓ પણ આ પ્રકારે ભગવાનનાં ઉત્તમોત્તમ માહાત્મ્યની કથા ગાય છે. જંબુદ્વીપમાં બીજા આઠ ઉપદ્વીપો કહ્યા છે. સગર રાજાના પુત્રો અશ્વ ગોતવા વાસ્તે નીકળ્યા હતા ત્યારે તેઓએ ચારેકોરથી ધરતી ખોદી હતી તેથી ઉપદ્વીપો થયા છે. સ્વર્ણપ્રસ્થ, ચન્દ્ર શુક્લ, આવર્ત્તન, રમણક, મંદર, હરિણ, પાંચજન્ય, સિંહલ, ને લંકા એ અનુક્રમે આઠ ઉપદ્વીપોનાં નામ છે. જંબુદ્વીપનું પ્રમાણ મે વિસ્તારથી કહ્યું. હવે પ્લક્ષાદિ બીજા છ દ્વીપો વિષે વર્ણન કકરીશ.

**सिंहलश्चैव लंकेति उपद्वीपाष्टकं स्मृतम् ।**
**जंबुद्वीपस्य मानं हि कीर्त्तितं विस्तरेण च ॥**
**अतःपरं प्रवक्ष्यामि प्लक्षादिद्वीपषट्कम् ॥**

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૧૧ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.*

### બીજા દ્વીપોનું વર્ણન.

**नारायण उवाच-**
**जंबुद्वीपो यथा चायं यत्प्रमाणेन कीर्तितः ।**
**तावता सर्वतः क्षारोदधिना परिवेष्टितः ॥१॥**

નારાયણ કહે છે—જંબુદ્વીપનું જેટલું પ્રમાણ કહ્યું તેટલાંજ પ્રમાણ વાળો ક્ષારસમુદ્રથી એ દ્વીપ વીંટળાયેલો છે. જેમ મેરૂપર્વત જંબુદ્વીપથી વીંટળાયેલો છે ને જંબુદ્વીપ ક્ષારસમુદ્રથી વીંટળાયો છે તેમ તે ક્ષારસમુદ્ર પોતાથી બમણા વિસ્તાર વાળા પ્લક્ષદ્વીપથી વીંટળાયો છે. જેમ બહારના બગીચાનો ખાઇને ફરતો આંટો હોય છે તેમ ખારા સમુદ્રને ફરતો આંટો પ્લક્ષદ્વીપનો છે. એ દ્વીપમાં જંબુદ્વીપનાં જાંબુના વૃક્ષ જેવડું ને સોના સરખી કાન્તિ વાળુ પીપરનુ ઝાડ છે તેની તેનું

---

* આ અધ્યાયમાં બીજા દ્વીપોનું વર્ણન કરવામાં આવશે.

નામ પ્લક્ષદ્વીપ કહેવાયું છે. એ વૃક્ષની હેઠે સાત જીહ્વા વાળો અગ્નિ રહે છે એવો નિશ્ચય છે. એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો પુત્ર ઈધ્મજિહ્વ પોતાના દ્વીપના સાત ભાગ કરી સાત પુત્રોને વહેંચી આપીને પોતે આત્મ જ્ઞાનીઓએ માન આપેલી યોગ વાર્તામાં પરાયણ થયો છે તે યોગના પ્રભાવથી તે ભગવાનનાં પદને પામી ગયો. શિવ, યવસ, ભદ્ર, શાન્ત, ક્ષેમ, અમૃત ને અભય એ પ્લદ્વીપના સાત ખંડોનાં નામ છે. એ ખંડોમાં દરેકમાં એક એક નદી ને એક એક પર્વત છે. અરૂણા, નૃમ્ણા, આંગિરસી, સાવિત્રી, સુપ્રભાતા, રૂતભરા ને સત્યભરા એ અનુક્રમે સાત સરિતાઓ છે. મણિકૂટ, વજ્રકૂટ, ઈન્દ્રસેન, જ્યોતિષ્માન, સુપર્ણ, હિરણ્યષ્ટીવ, ને મેઘમાલ એ સાત પર્વતો છે. એ પ્લક્ષદ્વીપમાં હંસ, પતંગ, ઉર્ધ્વાયન ને સત્યાંગ નામના ચાર વર્ણો છે. એઓનુ આયુષ્ય હજાર હજાર વર્ષનુ છે ને રૂપ દેવતાઓના સરખુ છે. એ લોકો સ્વર્ગદ્વાર રૂપ સૂર્ય નારાયણનુ વેદોક્ત કર્મના વિધિથી યજન કરે છે ને આ મત્ર બોલે છે કે **प्रत्नस्य विष्णोरूपं च सत्यर्त्तस्य च ब्रह्मणः अमृतस्य च मृत्योश्च सूर्यमात्मा नमी महि**—ચાલતો ધર્મ, અનુમાન કરાતો ધર્મ, વેદ, શુભાશુભ ફળના અધિષ્ઠાતા જે સૂર્ય નારાયણ પુરાણ પુરૂષ વિષ્ણુનુ સ્વરૂપ છે તેને શરણે અમે છઇએ." હે નારદ ! પ્લક્ષદ્વીપાદિ છ દ્વીપોનાં મનુષ્યોમાં આયુષ્ય, ઈન્દ્રિય સુખ, બળ, બુદ્ધિ, ને પરાક્રમ એટલી સ્વાભાવિક સિદ્ધિઓ સરખી રીતે વરતે છે. પ્લક્ષદ્વીપ પછી શેલડીના રસનો સમુદ્ર છે તે સઘળા પ્લક્ષદ્વીપને આંટો લઈ રહેલો છે. એ સમુદ્ર પછી એથી બમણા વિસ્તાર વાળો શાલ્મલિદ્વીપ છે કે જેને તેના જેવડોજ મદિરાનો સમુદ્ર વીટી રહ્યો છે એ દ્વીપમાં પૂર્વોક્ત પીપરનાં વૃક્ષ જેવુ શેમલાનું વૃક્ષ છે તેથી એ શાલ્મલિદ્વીપ કહેવાય છે. એ વૃક્ષમાં પક્ષીરાજ મહાત્મા ગરૂડજીનું સ્થાનક છે. એ દ્વીપના અધિપતિ પ્રિયવ્રતના પુત્ર યજ્ઞબાહુએ પોતાના દ્વીપના સાત ખંડો પાડીને પોતાના સાત પુત્રોને વહેંચી આપ્યા હતા. સુરોચન, સૌમનસ્ય, રમણ, દેવવર્ષક, પારિભદ્ર, આપ્યાયાન, અને વિજ્ઞાત એ સાત ખંડોનાં નામ છે. એઓમાં એક એક નદી ને એક એક પર્વત છે. સરસ, શતશૃંગ, વામદેવ, કંડક, કુમુદ, પુષ્પવર્ષ ને સહસ્રશ્રુતિ એ સાત પર્વતો છે તથા અનુમતિ, સિનીવાલી, કુહુ, રજની, નંદા ને રાકા એ સાત નદીઓ છે. એ દ્વીપમાં શ્રુતધર, વીર્યધર, વસુધર ને ઇષંધર નામના ચાર વર્ણો છે. તેઓ વેદમય ચંદ્રમારૂપ ભગવાનને ઉપાસે છે ને આ મંત્ર વદે છે કે **स्वगोभिः पितृदेवेभ्यो विभजन् कृष्णशुक्लयो ॥ सर्वासंच प्रजानांच राजा सोमः प्रसीदतु**—શુકલપક્ષમાં દેવતાઓ ને કૃષ્ણપક્ષમાં પિતૃઓને પોતાના કિરણોથી અન્ન વહેચી આપનાર ને સઘળી પ્રજાઓના રાજા ચંદ્રમા પ્રસન્ન હો." આ પ્રમાણે મદીરા સાગરથી બહાર તેથી બમણા પ્રમાણવાળો તથા ઘીના સાગરથી વીંટાયેલો કુશદ્વીપ છે. એ દ્વીપમાં સળીઓની પ્રભાથી દિશાઓને શોભાવતું ઘણી દીપ્તિવાળું એક કુશનું થુંબડું છે તેથી તેનુ નામ કુશદ્વીપ કહેવાય છે. એ દ્વીપના અધિપતિ પ્રિયવ્રત રાજાના ચક્રવર્તી પુત્ર હિરણ્યરેતાએ પોતાના દ્વીપના સાત વિભાગો કરી સાત પુત્રોને વહેંચી આપ્યા. વસુ, વસુદાન, દૃઢરૂચિ, નાભિગુપ્ત, સ્તુત્યવ્રત, વિવિક્ત ને વામદેવ એ નામના એ સાત ખંડો છે તેમાં પ્રત્યેકમાં એક એક

સીમાડાનો એક એક પર્વત ને એક એક નદી છે, ચક્ર, ચતુ શૃંગ, કપિલ, ચિત્રકુટ, દેવાનીક, ઉર્ધ્વરોમા ને દ્રવિણ એ સાત પર્વતો તથા રસકુલ્યા, મધુકુલ્યા, મિત્રવંદા, દેવગર્ભા ધૃતચ્યુત્, ને મંત્રમાલા એ સાત નદીઓ છે. એ નદીઓનાં જળથી પવિત્ર બનેલા કુશળ, કોવિદ, અભિયુક્ત ને કુલક નામના કુશદ્વીપનિવાસી ચાર વર્ણો છે. તેઓ દેવ સમાન, ઉત્તમ, ને સર્વજ્ઞ છે. તેઓ સૌ અગ્નિને ઉપાસે છે ને કર્મ નિપુણતાથી ઉપાસતા તેઓ આ મંત્ર બોલે છે કે "**परस्य ब्रह्मणःसाक्षाज्जातवेद्धोसि हव्यवाट् ॥ देवानां पुरुषांगानां यज्ञेन पुरुषं यज**–હે અગ્નિ ! તમે સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાનને હવ્ય પહોંચાડનારા છો તથા એ કારણથી ભગવાનના અંશરૂપ કુશદ્વીપના લોકો અગ્નિની ઉપાસના કરે છે. ૧–૧૭

**परस्य ब्रह्मणः साक्षाज्जातवेदो सि हव्यवाट् ।**
**देवानां पुरुषांगानां यज्ञेन पुरुषं यज ॥ १७ ॥**
**एवं यजंते ज्वलनं सर्वे द्वीपाधि वासिनः ॥**

ઈતિશ્રી મહાપુરાણવિષે દેવી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૧૨ સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૩ મો.*

### અવશેષ રહેલા દ્વીપનું કથન.

**नारद उवाच—**

**शिष्ट द्वीप प्रमाणं च वद सर्वार्थदर्शन ।**
**येन विज्ञातमात्रेण परानंदमयो भवेत् ॥ १ ॥**

નારદ વદે છે–સર્વજ્ઞ ! બાકી રહેલા દ્વીપોનુ કથન કરો કે જેથી જેનાં જ્ઞાનથી પરમાનંદમય થવાય. નારાયણ કહે છે–કુશદ્વીપને ફરતું ધૃતના સાગરનું આવરણ છે તથા તેની બહાર તેથી બમણા પ્રમાણના વિસ્તારવાળો ક્રૌંચદ્વીપ આવેલો છે. તે દ્વીપને ક્ષીર સમુદ્ર ફરતો આંટો મારી રહ્યો છે. એમાં ક્રૌંચ નામનો મોટો પર્વત છે તેથી તેનું નામ ક્રૌંચદ્વીપ પડયું છે. કાર્તિકેય સ્વામીએ સાંગ મારી ક્રૌંચ પર્વતના મધ્યભાગને તોડી નાખ્યો હતો છતાં પણ ક્ષીરના સમુદ્રથી સીંચાવાના લીધે તથા વરૂણદેવતાથી રક્ષાવાના લીધે તે હજુ સારી સ્થિતિમાં રહેલો છે. તે દ્વીપના અધિપતિ પ્રિયવ્રતના પુત્ર લોકવંદિત ધૃતપૃષ્ટે પોતાના ક્રૌંચદ્વીપના સાત ભાગ કરી પુત્રોનાં નામ પ્રમાણેજ પ્રત્યેક ભાગનું નામ રાખી વહેંચી આપ્યા ને પોતે ભગવાનનાં શરણે ગયા હતા. આમ, મધુરૂહ, મેઘપૃષ્ટ, સુધામા, ભ્રાજિષ્ટ, લોહિતાર્ણ ને વનસ્પતિ એ નામના એ સાત ખંડો છે. એ ખંડોમાં દરેકમાં એક પર્વત ને એક એક નદી છે. શુકલ, વર્દ્ધમાન, ભોજન, ઉપબર્હણ, નંદ, નંદન ને સર્વતોભદ્ર એ નામના સાત પર્વતો છે. અભયા, અમૃતૌઘા, આર્યકા, તીર્થવતી, વૃત્તિરૂપવતી, શુકલા ને પવિત્રવતિકા એ સાત નદીઓ છે. એ નદીઓનાં પવિત્ર જળનુ પાન કરનારા પુરૂષ, રૂષભ, દ્રવિણ ને દેવક નામના ચારવર્ણો કે જે ક્રૌંચ દ્વીપનાં રહેવાશી છે તે જળથી ભરેલી અંજલીથી જળરૂપ ને જળના પતિ ભગવાનની સેવા કરે છે. નાના પ્રકારની ક્રિયાઓવાળા યજ્ઞો કરીને તેઓ નીચે પ્રમાણે મંત્ર બોલે છે કે "**आपः पुरुष वीर्याः स्थ पुनंतो भूर्भुवः स्वर. तानः पुनीत मा वन्नी स्पृशता मात्मना भुवः**" હે જળ ! તમને ઇશ્વર પ.સેથી શક્તિ મળી છે તેથી ત્રિલોકીને પાવન કરનાર ને પાપોનું નિવારણ કરનાર તમે તમારો સ્પર્શ કરનારા

* આ અધ્યાયમાં અવશેષ રહેલા દ્વીપોનું કથન કરવામાં આવશે.

અમારાં લોકોનાં શરીરોને પાવન કરો. " આ પ્રકારે ક્ષીરસમુદ્રના પછી ફરતો શાક દ્વીપ સ્થાપાયો છે. તે બત્રીશ લાખ યોજનના વિસ્તારવાળો છે તથા પોતાના જેવડાજ દધિસાગરથી એ દ્વીપ વીંટળાયેલો છે. એ દ્વીપમાં શાક નામનું એક વૃક્ષ છે તે ઉપરથી તેનું નામ શાકદ્વીપ પડયું છે. એ દ્વીપનો અધિપતિ પ્રિયવ્રતનો પુત્ર મેધાતિથિ પોતાના દ્વીપમાં પુત્રોનાં સરખાંજ નામવાળા સાત ખંડ પાડીને ત્યાં પુત્રોને રાજ્ય આપીને યોગગતિ પામ્યો હતો. પુરોજય, મનોજય, પનમાન, ધુમ્રાનીક, ચિત્રરેફ, બહુરૂપ, વિશ્વરૂપ એ સાત ખંડો છે ને તેઓમાં એક એક સીમાડાનો પર્વત છે તથા એક એક નદી છે. ઈશાન, ઉરૂશૃંગ, બળભદ્ર, શતકેસર, સહસ્રસ્રોતક, દેવપાલ ને મહાસન એ સાત પર્વતો છે તથા અનઘા, આયુર્દ્ધા ઉભયસ્પૃષ્ટિ, અપરાજિતા, પંચપદી, સહસ્રધુતિ ને નિધૃતિ નામની ઘણી સુંદર શાત સરિતાઓ છે. સત્યવ્રત, કૃતુવ્રત, દાનવ્રત ને અનુવૃત નામના એ દ્વીપના ચાર વર્ણો છે તે પ્રાણાયામથી રજોગુણની નિવૃત્તિ કરી પ્રાણવાયુરૂપ સર્વોત્તમ ભગવાનને ભજે છે. તેઓ આ મંત્ર બોલે છે કે " **अन्तः प्रविश्यभूतानियोबिभर्त्यात्मकेतुभिः ॥ अंतर्यामीश्वरः साक्षात्पातुनोयद्वशेइदं**—સાક્ષાત્ અંતર્યામિ ઈશ્વરરૂપ વાયુ કે જે સર્વમાં અંદર પેસીને પ્રાણ તથા અપાન આદિ પોતાની વૃત્તિઓથી પ્રાણીઓનું રક્ષણ કરે છે ને જેના તાબામાં આ સકળ વિશ્વ છે તે અમારૂં રક્ષણ કરો. દહીંના સમુદ્ર પછી મોટા વિસ્તારવાળો પુષ્કરદ્વીપ છે.એ .શાકદ્વીપથી બમણો છે ને પોતા સરખાં પ્રમાણવાળા મીઠાં જળના સાગરથી એ દ્વીપ વીટળાયો છે. ત્યાં જગદીશ્વર બ્રહ્માના આસનરૂપ એક અતિ સુંદર પુષ્કર ( કમળ ) છે જેની કરોડો પાંખડીઓ અગ્નિની શિખાઓની પેઠે સ્વચ્છ ને ચળકતી છે, લોકગુરૂ બ્રહ્માએ સઘળાને સરજવા ઈચ્છયું ત્યારે પોતાનું એ આસન કલ્પ્યું હતું. આ દ્વીપના મધ્યમાં માનસોતર નામનો એક પર્વત દશ દશ હજાર યોજન ઉંચો ને તેટલોંજ પહોળો છે. એ પર્વતપર ચાર દિશાઓમાં ઇન્દ્રાદિક લોકપાળોનાં ચાર પુર છે. આ ઉપર થઈને સૂર્ય નીકળે છે. સૂર્યનો રથ કે જેનું ચક્ર મેરૂને આંટો મારે છે તેનું એક વર્ષરૂપ ચક્ર દક્ષિણાયન ને ઉત્તરાયનથી એ માનસોત્તરની ઉપર ફર્યા કરે છે. પ્રિયવ્રતનો પુત્ર વીતીહોત્ર આ દ્વીપનો અધિપતિ હતો તે રમણક ને ધાતકી નામના પોતાના બે પુત્રોને પોતાના દ્વીપના પુત્ર જેવાંજ નામવાળા બે ખંડો કરી રાજ્ય આપીને પોતાના જ્યેષ્ઠ બંધુઓના જેમ ભગવદ્‌ભક્તિમાં પરાયણ થયો. આ લોકના રહેવાશીઓ પોતાના જાણીતા બ્રહ્મારૂપ ભગવાનને સકામયોગથી ઉપાસે છે. તેઓ મંત્ર બોલે છે કે "**यत्तत्कर्ममयंलिंगंब्रह्मलिंगंजनोर्चयेत् । एकान्तमद्वयंशान्तंतस्मैभगवतेनम**—કર્મફળરૂપ, પરબ્રહ્મને ઓળખાવનાર, પરબ્રહ્મમાંજ સમાપ્તિવાળા અદ્વૈત ને શાન્ત ને સ્વરૂપને પ્રાણીઓ ઉપાસે છે તે ભગવાન બ્રહ્મદેવને નમસ્કાર હો.[१]–[३६]

**सकर्मकेनयोगेनयज[illegible]लितम् ।**
**यत्तत्[illegible]र्ममयंलिंगंब्रह्मलिंगंजनो[illegible]येत् ॥**
**एकान्तमद्वयंशान्ततस्मैभगवतेनम. ॥ ३५ ॥**

ઈતિશ્રી મહાપુરાણભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કંધમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૪ મો.*

## લોકાલોક પર્વતની વ્યવસ્થા.

नारायण उवाच–

ततः परस्ताद् धरो लोकालोकेति नामक ।
अन्तरालेव लोकालोकयोर्यः परिकल्पितः॥१॥

નારાયણ વદે છે–હે નારદ ! મીઠાં જળના સમુદ્ર પછી લોકાલોક નામનો એક પર્વત છે તેને લોક ( સૂર્યાદિના પ્રકાશવાળું સ્થાન ) અને અલોક ( સૂર્ય આદિના પ્રકાશથી રહિત સ્થળ )ના મધ્યમાં તેઓના વિભાગને વાસ્તે ઈશ્વરે ફરતા ગઢની જેમ સ્થાપેલો છે. માનસોત્તર અને મેરૂ પર્વતની વચ્ચે જેટલું અંતર છે તેટલા પ્રમાણનીજ ( દોઢ કરોડ ને સાડા સાત લાખ યોજનની ) બીજી ભૂમિ સમુદ્ર પછી આવે છે ને તેમાં પ્રાણિઓ પણ રહે છે. તે પછી વળી સુવર્ણની ભૂમિ આવે છે ને આઠ કરોડ ને ઓગણચાલીશ લાખયોજનનીનેઅરીસાનાજેવી છે. તેમાં કોઈ પદાર્થ નાંખ્યો હોય તો તે પાછો હાથ આવતો નથી વાસ્તે દેવ સિવાયનાં સઘળાં પ્રાણીઓએ તેનો ત્યાગ કર્યો છે. એ પછી લોકાલોક પર્વત આવે છે તેનું એવું નામ હોવાનું કારણ એ છે કે લોક ને અલોકના મધ્યમાં તેની સ્થિતિ છે. ઇશ્વરે ત્રણે લોકના છેડામાં એ પર્વતને કરેલો છે. સૂર્યથી તે છેક ધ્રુવ સુધીના તેજસ્વી પદાર્થોની કિરણો કે જેઓ ત્રૈલોકયમાં ચારે કોર અજવાળુ કરે છે. તેઓ પરલી કોર પોહોંચી શકે નહીં એટલી તે પર્વતની ઉંચાઈ ને પહોળાઈ છે. પ્રમાણ લક્ષણ અને સ્થિતિથી લોક રચનાનો વિદ્વાનોએ એજ પ્રમાણે નિશ્ચય કર્યો છે; એ લોકાલોક પર્વત પચાસ કરોડ ભૂમંડળનો એક ચતુર્થાંશ ભાગ પૂરો થાય ત્યાં સુધીમાં આવે છે એટલે કે મેરૂપર્વતથી સઘળી કોર સાડાબાર સાડા બાર કરોડ યોજનને છેટે છે. એ પર્વતપર ચારે દિશાઓમાં સ્વયંભૂ બ્રહ્માએ રૂષભ, પુષ્કર ચુડ, વામન ને અપરાજિત નામના ચાર દિગ્ગજો રાખ્યા છે.તેઓથી સઘળા લોકોની સ્થિતિ રહે છે. એ દિગ્ગજોની ને પોતાની વિભૂતિરૂપ ઇન્દ્રાદિક લોકપાલોની એક એક પ્રકારની શકિતઓને સ્થીર રાખવા સારૂં અષ્ટ સિદ્ધિઓવાળા પરમાત્મા વિષ્ણુ ભગવાન લોકકલ્યાણના ઉદ્દેશથી તે લોકાલોક નામના મહા પર્વતરાજમાં રહ્યા છે. વિષ્વકસેન આદિ પાર્ષદોથી અને પોતાના આયુધોથી વીટાઇ રહ્યા છે. એમના ભુજદંડો આયુધોથી દીપી રહ્યા છે. પોતાની યોગમાયાથી રચિત લોકોની મર્યાદાનું રક્ષણ કરવા સારૂં સ્વતંત્ર વિષ્ણુ ભગવાન કલ્પ પૂરો થતાં સુધી એવીજ લીલાથી રહે છે. જેટલો લોકનો વિસ્તાર છે તેટલોજ અલોકનો વિસ્તાર છે કે જે અલોક લોકાલોક પર્વતથી બહાર છે એ એ અલોકથી પરલી કોર યોગેશ્વર લોકોની શુદ્ધ ગતિ છે એમ કહે છે. છેક ઉપરના લોકથી તે નીચેના લોક સુધીનાં બ્રહ્માંડનું જે મધ્ય છે તે મધ્યમાં સૂર્ય રહેલ છે એટલે સૂર્યથી નીચે બ્રહ્માંડના છેલા ભાગ સુધી ને સૂર્યથી ઉપર બ્રહ્માંડના ઉપલા ભાગ સુધીમાં પચીશ પચીશ કરોડ યોજનનું અંતર છે. અબ્રહ્માંડ અચેતન હતું ત્યારે વૈરાજરૂપથી સૂર્ય તેમાં પેઠા હતા તે ઉપરથી તેમનું માર્તંડ એવું નામ કહેવાય છે ને સોનાની પેઠે પ્રકાશતું બ્રહ્માંડ તેમાંથી ઉત્પન્ન થયું છે વાસ્તે હિરણ્યગર્ભ એવું નામ કહેવાય છે. દિશાઓ, અંતરિક્ષ, ઉપરના લોક, પૃથ્વી, સ્વર્ગ, મો-

* આ અધ્યાયમા લોકાલોક પર્વતની વ્યવસ્થા કહેવામાં આવશે.

ક્ષસ્થાન, નરક, પાતાળો અને બીજા પણ સઘળા ભેદોના વિભાગ સૂર્યથીજ થાય છે. દેવ, પશુ, પક્ષી, મનુષ્યો, સર્પો, ને લતાઓ આદિ સઘળા જીવોના સમૂહોના આત્મા અને નેત્રના અધિષ્ઠાતા સૂર્ય છે. ભૂમંડળની રચના એટલીજ કહેવાય છે. ખગોળનું પ્રમાણ પણ ભૂમંડળના જેટલુંજ છે એમ તે વિષયના જ્ઞાતાઓ કહે છે. જેમ ચોખા વિગેરે ધાન્યની બે દાળ સરખીજ હોય તેમ ભૂગોળ ને ખગોળ એ બન્ને પ્રમાણથીજ સરખાંજ છે. એ બેની વચમાં અંતરિક્ષ છે તે બંનેને ત્રાગેલું છે. એ અંતરિક્ષના મધ્યમાં રહેલા ને પ્રકાશ કરનારાઓમાં ઉત્તમ સૂર્યનારાયણ તડકાથી ત્રૈલોકયને તપાવે છે ને પોતાના પ્રકાશથી પ્રકાશ આપે છે. એ સૂર્ય ઉત્તરાયણમાં આરોહણના ( ઉંચે ચડવાના ) સ્થાનમાં જઈ પોતાની મંદગતિ થવાથી દિવસોને લંબાવે છે, દક્ષિણાયનમાં અવરોહણના (નીચે ઉતરવાના) સ્થાનમાં જઈ પોતાની શિઘ્ર ગતિ થવાથી દિવસોને ટુંકાકરે છે અને વિષુવવૃતમાંસમસ્થાનમાં જઇ પોતાની સમાન ગતિ થવાથી દિવસોને સમાન કરે છે. સૂર્ય મેષ ને તુલા રાશીમાં જ્યારે ફરે છે ત્યારે દિવસ ને રાત્રીઓ સમાન થાય છે. જ્યારે વૃષ વિગેરે પાંચ રાશીઓમાં ફરે છે ત્યારે દિવસો વધે છે ને રાત્રીઓ ઘટેછે અને જ્યારે વૃશ્ચિક આદિ પાંચ રાશીઓમાં ફરે છે ત્યારે દિવસ ટુંકા ને રાત્રીઓ લાંબી થાય છે.[૧-૨૮]

**तदा हानि च वर्द्धन्ते रात्रयो पि ह्रवंति च ।**
**वृश्चिकादिषु सूर्योहि यदा संचरते रविः॥२८॥**
**तदाणी मान्य हो रात्राणि भवन्ति विपर्ययात्॥**

ઈતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કંધમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૫ મો*

## સૂર્યની ગતિના પ્રકાર.

**नारायण उवाच**

**अतःपरं प्रवक्ष्यामि भानो र्गमन मुत्तमम् ।**
**शीघ्रमंदादि गति भि स्त्रिविधं गमनं रवे. ॥१॥**

નારાયણ વદે છે–હવે સૂર્યની ઉત્તમ ગતિ વિષે હું કહુ છું. શીઘ્ર મંદ ને સમાન એ ત્રણ ગતિથી સૂર્યનુ ગમન ત્રણ પ્રકારનું છે. હે નારદ ! સઘળા ગ્રહોનાં ત્રણજ સ્થાન છે તેઓમાં વચમાં જરદ્રવ નામનું ઉત્તરમાં ઐરાવત નામનું, ને દક્ષિણમાં વૈશ્વાતર નામનું સ્થાન છે. પ્રત્યેક સ્થાનકમાં ત્રણ ત્રણ વીથીઓ એટલે ગલીઓ છે. અશ્વિની, ભરણી, ને કૃતિકા એ નાગ વીથી કહેવાય છે. રોહિણી, મૃગશીર ને આર્દ્રા એ ગજવીથી કહેવાય છે. પુનર્વસુ, પુષ્ય, ને અશ્લેશા એ ઐરાવતી વિથી કહેવાય છે. એ ત્રણ વીથીઓ મળીને ઐરાવત સ્થાન ગણાય છે. મઘા, પૂર્વા ફાલ્ગુની એ આર્ષભી વિથી કહેવાય છે. હસ્ત, ચિત્રા ને સ્વાતિ એ ગોવિથી કહેવાય છે. વિશાખ અનુરાધા ને જયેષ્ટા એ જારદ્રવી વિથી કહેવાય છે. એ ત્રણ વીથીઓ મળીને વચલુ જરદ્રવ સ્થાન ગણાય છે. મૂલ, પૂર્વાષાઢા ને, ને ઉત્તરષાઢા, એ ત્રણ અજવીથિ કહેવાય છે. શ્રવણ, ધનિષ્ઠા, ને શતભિષા એ માર્ગવીથી કહેવાય છે. પૂર્વા ભાદ્રપદ, ઉત્તરા ભાદ્રપદ ને રેવતીએ વૈશ્વાનરી વીથિ કહેવાય છે. એ ત્રણ વીથીઓ મળીને ગ્રહોનાં દક્ષિણ માર્ગરૂપ વૈશ્વાનર સ્થાન ગણાય છે. જ્યારે ઉત્તરાયન આવે છે ત્યારે સૂર્યના રથમાં ધોસરીને ધરીની અંદર વાયુથી બંધાયેલા બે

* આ અધ્યાયમા સૂર્યની ગતિના પ્રકાર વિષે વિવેચન કહેવાશે.

પાશ ઉંચા તણાય છે તેને રથની ઉર્ધ્વંગતિ કહેવાય છે. ઉર્ધ્વગતિથી રથનો અભ્યંતરના મંડલમાં પ્રવેશ થતાં ગતિની મંદતા થવાના લીધે દિવસની વૃદ્ધિને રાત્રીની લઘુતા થાય છે. જ્યારે દક્ષિણાયન આવે છે ત્યારે પૂર્વોક્ત બે પાશ પોચા પડી જાય છે ને નીચે ઉતરતાં રથનો બહારના મંડળમાં પ્રવેશ થવાથી ગતિની શીઘ્રતા થવાથી રાત્રીની વૃદ્ધિને દિવસની લઘુતા થાય છે. જ્યારે વિષુવવૃત આવે છે ત્યારે રથના બે પાશ સરખા જ હોય છે. તેથી રથનો વચલા મડલમાં પ્રવેશ થવાને લીધે ગતિની સમતા થતાં દિવસ ને રાત્રીની સમાંનતા થાય છે. જ્યારે ધ્રુવ પોતામાં લાગેલા એ બે પાશને ખેંચે છે ત્યારે સૂર્ય અભ્યતરના મંડળમાં ફરે છે અને જ્યારે ધ્રુવ એ બે પાશને પોચા મુકીને નીચે ઉતારે છે ત્યારે સૂર્ય બહારના મડલમાં ફરે છે. પ્રથમ મેરૂમાં આઠ પુરીઓ કહી છે તેમાં દેવધાની નામની નામની ઈન્દ્રની પુરી પૂર્વમાં છે, સંયમની નામની યમની પુરી દક્ષિણ ભાગમાં છે, નિમ્નલોચની નામની વરૂણની પુરી પશ્ચિમમાં છે તથા વિભાવરી નામની સોમની પુરી ઉત્તર ભાગમાં છે. ઈન્દ્રની પુરીમાં સૂર્યનો ઉદય યમની પુરીમાં મધ્યાન્હ, વરૂણની પુરીમાં અસ્ત તથા સોમની પુરીમાં અર્દ્ધ રાત્ર થાય છે. આવુ સુજ્ઞોનુ કહેવું છે. આ ચાર કાળ પ્રાણીઓની પ્રવૃત્તિઓના કારણરૂપ છે. જેઓ મેરૂના દક્ષિણ ભાગમાં છે તેઓને ઈન્દ્રની પુરીથી આરભીને, જેઓ પશ્ચિમ ભાગમાં છે તેઓને યમની પુરીથી આરંભીને, જેઓ ઉત્તર ભાગમાં છે તેઓને વરૂણની પુરીથી આરંભીને સૂર્યનાં ઉદયાદિક થાય છે. મેરૂમાં વસનારાઓને સર્વદા મધ્યાન્હ કાળ દેખાય છે. નક્ષત્રોની સામેની ગતિથી સૂર્ય જો કે મેરૂને ડાબી કોર રાખતા જાય છે તોપણ પ્રવાહ નામના વાયુને લીધે ફરતાં જ્યોતિશ્ચક્રની ગતિથી મેરૂ પર્વત સૂર્યની જમણી બાજુએ રહે છે. સઘળા કાળમાં ઉદય અને અસ્ત સામ સમાજ થાય છે- હે નારદ! સઘળી દિશાઓમાં ને ખુણામાં જે લોકો જ્યાં સૂર્યને પ્રથમ દેખે છે તે લોકો ત્યાં ઉદય થયેલો સમજે છે અને જ્યાં સૂર્યને તિરોહિત થયેલો દેખે છે જ્યાં અસ્ત થયેલો સમજે છે. ખરૂં જોતાં સર્વદા ફર્યા કરતા સૂર્યનો ઉદય અને અસ્ત થતોજ નથી કારણ કે સૂર્યનું દેખાવું એને ઉદય કહે છે. જ્યારે સૂર્ય ઈન્દ્રાદિની કોઈ નગરીમં હોય ત્યારે ત્રણ નગરીનો ને બે ખુણાઓનો તે સ્પર્શ કરે છે મે મેરૂ આડા આવે છે તેથી તે બીજી નગરીઓ ને ખુણાઓને સ્પર્શ કરી શકતો નથી. સઘળા દ્વીપોને ને સઘળા ખંડોને મેરૂ ઉત્તર ભાગમાં જ રહે છે. જે લોકો જ્યાં સૂર્યને દેખે છે તે લોકો તે ભાગને પૂર્વ દિશા કહે છે એથી મેરૂ સૂર્યના ડાબા ભાગમાંજ રહે છે એવો સિદ્ધાન્ત છે. કાળના માર્ગને બતાવનાર સૂર્ય ઈન્દ્રની નગરીથી ચાલીને—પનર ઘડીએ યમપુરીમાં આવે છે તેટલા સમયમાં સવા બે કરોડ સાડાબાર લાખને પચીશ હજાર યોજનનો પંથ તેને કાપવો પડે છે. આ પ્રમાણે યમપુરીથી વરૂણપુરીમાં, વરૂણની પુરીથી સોમપુરીમાં ને પાછાં સોમપુરીથી ઈન્દ્રપુરીમાં જતાં સૂર્યને તેટલોજ સમય લાગે છે ને તેટલો તેટલો જ પંથ કાપવો પડે છે. કાળ ચક્રરૂપ સૂર્ય લોકોને કાલની ગતિ સમજાવવા વાસ્તે જેમ ઉદય અસ્ત પામ્યા કરે છે તેમ આકાશમાં ફરનારા ચંદ્ર આદિ બીજા ગ્રહો પણ નક્ષત્રોની સાથે ઉદય પામે છે તથા નક્ષત્રોની સાથે અસ્ત પામે છે. પ્રવાહ નામના વાયુને લીધે

વેદમય એ સૂર્યનો રથ ચાર પુરીઓમાં ફરે છે તેમાં બે ઘડીમાં ચોંત્રીશ લાખ ને આઠસો યોજનનો માર્ગ કાપે છે. કાળચક્રમાં ફરતા સૂર્યના રથનું સંવત્સર ( વર્ષ ) રૂપ એકચક્ર છે એમ વિદ્વાનો વદે છે. આ ચક્રને બાર માસરૂપ બાર આરા છે, ષટ્ ઋતુઓ રૂપ છ તેના પાટાછે, શિયાળો, ઉનાળો ને ચોમાસારૂપ તેની ત્રણ કુંડલીઓ છે. એના આંકડાનો ઉપરનો ભાગ મેરૂપર્વતને માથે છે ને નીચલો ભાગ માનસોત્તર પર્વતની માથે છે. માનસોત્તરમાં પરોવાયેલું ને તેલની ઘાણીના ચક્રની પેઠે ફરતું સૂર્યના રથનું ચક્ર માનસોત્તર પર્વતપર ફર્યા કરે છે. એ આંકડામાં જેનું મૂળ આવેલું છે એવો ને તેથી એક ચતુર્થાંશ પ્રમાણનો તેલની ઘાણીના આંકડા જેવો બીજો આંકડો છે તેનો ઉપરનો ભાગ ધ્રુવમાં લાગેલો છે. વિશ્વપતિ સૂર્યના રથમાં બેસવાનું સ્થાન છત્રીશ હજાર યોજનનું લાંબુ ને તેથી એક ચતુર્થાંશ ભાગ પહોળું છે. સૂર્યના રથની ધોસરી પણ તેવડીજ છે અને તેમાં અરૂણે જોડેલા અને છંદના નામે નામવાળા સુંદર અશ્વો લોકોને સુખ આપવાસારૂં સૂર્યના રથને તાણી જાય છે. સૂર્યનો સારથિ ગરૂડનો મોટો ભ્રાતા અરૂણ જોકે સૂર્યના મુખની પાસેજ બેસે છે તોપણ તેનું મુખ આથમણી દિશામાંજ રહે છે. કારણ કે સૂર્ય તેનાથી પછવાડેજ રહે છે. અંગુઠાના અગ્રભાગ જેવડા વાલખિલ્ય નામના સાઠ હજાર મુનિઓ સૂર્યનાં મુખની પાસે અત્યન્ત સુંદર વેદનાં સુક્તોરૂપ વાક્યોથી સ્તુતિ કરે છે. આ પ્રકારે બીજા ઋષિઓ, ગંધર્વો, અપ્સરાઓ, નાગો, યક્ષો, રાક્ષસો, ને દેવતાઓ કે જેઓ યુગ્મ ગણાતાં સાત સાત છે તેઓ માસે માસે સૂર્યનારાયણની વારા ફરતી ઉપાસના કરે છે. સાડાનવ કરોડ ને એક લાખ યોજનના, ભૂમંડલ ઉપરના નિત્યના ફેરામાં દેવતાઓના મોટા નાયક ને વિશ્વવ્યાપક એ સૂર્યનારાયણ નિરંતર એક ક્ષણમાં બે હજાર યોજન ને બે ગાઉનો માર્ગ કાપે છે.

द्विसहस्रं योजनानां सक्रोशमुत्तरं क्षणात् ।
पर्येति देव देवेशो विश्वव्यापी निरन्तरम् ॥४५॥

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કંધમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો*

### ચંદ્રમાદિનાં સ્થાન તથા ગતિ.

नारायण उवाच–

अथात: श्रूयतांचित्रंसोमादीनांगमनादिकम् ।
तद्गत्यनुसृतानृणांशुभाशुभनिदर्शनम् ॥१॥

નારાયણ વદે છે–હવે ચંદ્રમા આદિ ગ્રહોનાં વિચિત્ર ગમન તથા સ્થાન આદિવિષે વદુ છું તે સાંભળો. શુભાશુભની પ્રાપ્તિ પ્રાણીઓને પોતાની ગતિને અનુસરીને થાય છે. કુંભારના ચક્રની સાથે ચક્રપર ચાલતાં કીડી વિગેરે પ્રાણીઓ ફરે છે તો પણ તેઓની ગતિ નોખીજ છે કારણ કે ચાકડાના એક એક ભાગને મુકીને બીજા બીજા ભાગમાં પણ તેઓ આવતાં દેખાય છે. આ પ્રકારેજ નક્ષત્રોની રાશીઓથી જણાએલું કાળચક્ર કે જે નિરંતર ધ્રુવ ને મેરૂની સર્વદા પ્રદક્ષિણા કર્યા કરે છે તેની સાથે તેમાં વસનારા સૂર્ય વિગેરે ગ્રહો જો કે ફર્યા કરે છે તો પણ એ ગ્રહો જુદીજ ગતિવાળા છે. કારણ કે કાળચક્રના એક એક ભાગને મુકીને બીજાં નક્ષત્રમાં ને બીજી રાશીમાં તેઓ આવતા દેખાય છે. આ-

* આ અધ્યાયમાં ચંદ્રમાદિક ગ્રહના સ્થાન ને ગતિ વિષે કહેલા છે.

મ છે તેથી બન્ને ગતિઓનો પરસ્પર વિરોધ નથી એવો શાસ્ત્રનો નિર્ણય છે. લોકપાળક, સર્વાધારરૂપ વિદ્વાનગણોએ વેદદ્વારા જાણવા ઇચ્છતા અને લોકોના કલ્યાણ વાસ્તે આકાશમાં ફરતા આ ભગવાન આદિ પુરૂષ સૂર્યનારાયણ વેદમય ને તે તે કાળના નિયમોથી કર્મોની શુદ્ધિના કારણરૂપ પોતાના સ્વરૂપને બાર પ્રકારે વિભાગરૂપ કરીને વસંત વિગેરે છ રૂતુઓમાં પ્રાણીઓના પ્રારબ્ધ પ્રમાણે શીત તથા ઉષ્ણ આદિ રૂતુઓના ધર્મોને નિપજાવે છે. વર્ણાશ્રમના આચારને અનુસરનારા સર્વે લોકો વેદમાં કહ્યા મુજબ નાના મોટાં કર્મોદ્વારા ને યોગનાં અંગોદ્વારા શ્રદ્ધાપૂર્વક સૂર્યદેવની પૂજા કરે છે તેથી તેઓ અનાયાસે ઉચિત કલ્યાણને પામે છે. સ્વર્ગ તથા પૃથ્વીની વચમાં જે અંતરિક્ષ છે તેની અંદર કાળચક્રમાં વસેલા લોકોના આત્મા એ સૂર્ય, વર્ષમાં અવયવોરૂપ તથા રાશીઓના ઉપરથી તેઓનાં નામ પાડેલાં છે એવાં બાર માસ ભોગવે છે. બે પખવાડીઆનો માસ ગણાય છે તે ચંદ્રમાની ગણત્રી ઉપરથી છે. સૂર્ય સવાબે નક્ષત્રને ભોગવી લે એટલો કાળ સૌરમાસ કહેવાય છે. એક માસ એ પિતૃઓનું એક અહોરાત્ર થાય છે. સૂર્ય જેટલા કાળમાં બે રાશીને ભોગવી લે તેટલા કાળને રૂતુ કહેવાય છે. એ રૂતુને વિદ્વાનો વર્ષના અવયવરૂપ કહે છે. સૂર્ય જેટલા કાળમાં આકાશના અર્દ્ધ ભાગમાં ફરે છે તેટલા સમયને પ્રાચીન વિદ્વાનો અયન કહે છે. સૂર્ય આકાશના આખા મંડળને જેટલા સમયમાં ફરી વળે છે તેટલા સમયને વર્ષ કહેવાય છે એક વર્ષમાં મંદ, શીઘ્ર ને સમાન એવા ત્રણ પ્રકારની સૂર્યની ગતિથી કાળજ્ઞાતા વિદ્વાનોએ સંવત્સર, પરિવત્સર. ઈડાવત્સર, અનુવત્સર ને વત્સર એવી રીતે એક વર્ષના પાંચ ભેદ કલ્પેલા છે. શુકલપક્ષની પ્રતિપદાના રોજ સંક્રાન્તિ બેસે છે ત્યારે સૌર માસને ચાંદ્રમાસની શરૂઆત થાય છે ને એવી રીતે ચાલેલું વર્ષ સંવત્સર કહેવાય છે. પછી સૂર્યની ગણત્રી પ્રમાણે વર્ષમાં છ દિવસ વધે છે ને ચંદ્રની ગણત્રી પ્રમાણે છ દિવસ ઘટે છે એથી બાર દિવસનું અંતર પડવાથી સૌરમાસ ને ચાંદ્રમાસ આગળ પાછળ થઈ જાય છે એથી પાંચ વર્ષો એવાં જાય છે ત્યારે બે મળમાસ આવે છે ને છઠ્ઠા વર્ષમાં પાછી શુકલપક્ષની પ્રતિપદાના દિવસે પાછી સંક્રાન્તિ બેસવાથી તે વર્ષ પાછું સંવત્સર કહેવાય છે. એ પાંચ વર્ષમાં પહેલું સંવત્સર બીજું પરિવત્સર, ત્રીજું ઈડાવત્સર, ચોથું અનુવત્સર, ને પાંચમુ વત્સર કહેવાય છે. આ પ્રમાણે સૂર્યની ગતિ કહી બતાવી ને હવે ચંદ્ર આદિકની ગતિઓ વિષે કહું છું તે સાંભળો. આ પ્રકારે ચંદ્રમા સૂર્યનાં કિરણોની ઉપર લાખ યોજનને છેટે જણાએલો છે. સૂર્ય જેટલુ એક માસમાં ચાલે તેટલુ ચંદ્રમા સવા બે દિવસમાં ચાલે છે. એક પખવાડીઆમાં જેટલુ સૂર્ય ચાલે છે તેટલુ ચંદ્રમા એકજ દિવસમાં ચાલે છે. આવી ઝડપવાળી ગતિથી ચંદ્રમા રાશીના ચક્રને ભોગવે છે. પોતાની પૂર્ણ થતી કળાઓથી ચંદ્રમા દેવતાઓને તૃપ્ત કરે છે ને ક્ષય પામતી કળાઓથી પિતૃઓને રાજી કરે છે. કૃષ્ણપક્ષ એ પિતૃઓનો દિવસ છે ને શુકલપક્ષ એ પિતૃઓની રાત્રી છે. સઘળા જીવોના પ્રાણરૂપ ને સર્વને જીવન આપનારો ચંદ્રમા સાઠ ઘડીએ એક નક્ષત્ર ભોગવે છે. સોળ કળાવાળા, મનોમય, અન્નમય, અમૃતના સ્થાનરૂપ, અનાદિ ને ઉત્તમ પુરૂષરૂપ એ ચંદ્રમાનો સ્વભાવ દેવ,

પિતૃ, મનુષ્ય ને સર્પ ને લતા આદિને જી-
વન તથા તૃપ્તિ આપનાર હોવાથી ચંદ્રમાને
'સર્વમય' પણ કહેવાય છે. ચંદ્રમાની ઉપર
ત્રણ લાખ યોજનને છેટે નક્ષત્રોનું ચક્ર ફર્યા
કરે છે. ઈશ્વરથી કાળચક્રમાં જોડાયેલાં એ ન-
ક્ષત્રો મેરૂની પ્રદક્ષિણા કર્યા કરે છે. આભિજિત્
નક્ષત્ર મળી એકંદર નક્ષત્રોની સંખ્યા અઠ્યાવી-
શ છે. નક્ષત્રોથી ઉપર બે લાખ યોજનને છેટે શુક્ર છે
છે. એ શુક્ર સૂર્યની આગળ પાછળ અથવા
સાથેજ શીઘ્ર મંદ ને સમાન ગતિથી ફરીને
સર્વદા સૂર્યની લગભગ રહે છે. એ શુક્ર લો-
કવાસ્તે નિરંતર સારો છે ને જે ગ્રહ વૃષ્ટિને
અટકાવી બેઠો હોય તેને પણ ઘણું કરીને
શમાવે છે. તેથી સર્વદા શુભ કહેવાય છે.
શુક્રની ઉપર બે લાખ યોજનને છેટે બુધ છે.
એ બુધ શીઘ્ર, મંદ, ને સમાન ગતિથી સર્વ-
દા શુક્રની જેમ ચાલ્યા કરે છે. બુધ જ્યારે
સૂર્યથી જુદો પડે છે ત્યારે ઘણું કરીને અ-
ત્યન્ત વાયુ, ખોટાં વાદળાં, ને અનાવૃષ્ટિ
આદિ ભયની સૂચનાઓ આપે છે બુધથી
ઉપર બે લાખ યોજનને છેટે મંગળ છે. તે
મંગળની જો વક્ર ગતિ ન હોય તો તે ત્રણ
ત્રણ પખવાડીએ એક એક રાશીને ભોગવે છે.
આવી રીતે બાર રાશીઓમાં ફરતો મંગળ
હે નારદ ! ઘણું અશુભ કરે છે તથા સંકટો-
ની સુચના આપનારો છે. મંગળથી ઉપર
બે લાખ યોજનને છેટે બૃહસ્પતિ છે તે જો
વક્રગતિનો ન હોય તો એક એક વર્ષે એક
રાશીને ભોગવે છે ને બ્રાહ્મણોને ઘણો અનુકૂળ
રહે છે. બૃહસ્પતિથી ઉપર બે લાખ યોજનને
છેટે સૂર્યનો પુત્ર મહા ભયંકર શનૈશ્ચર છે. એ
મોટો ગ્રહ એક એક રાશીને ત્રીશ ત્રીશ મ-
હીને ભોગવતાં અનુક્રમે બારે રાશીઓમાં રહે
છે. મંદગતિવાળો એ ગ્રહ સઘળાંઓને અશુભ
આપનારો છે એમ વિદ્વાન જોશીઓ વદે છે.
શનૈશ્ચરથી ઉપર અગીયાર લાખ યોજનને
છેટે સપ્તર્ષિઓનું મંડળ છે. એ સાત રૂષિઓ
લોકોનું કલ્યાણ કરે છે. તેઓ વિષ્ણુપદ ના-
મનાં સ્થાનકને પ્રદક્ષિણા કરે છે. [१-३७]

**लोकानां शं भावयंतो मुनयः सप्तते मुने ।**
**यत्तद्विष्णु पदं स्थानं दक्षिणं क्रमते च तो॥३७॥**

ઈતિશ્રી મહાપુરાણ દેવી ભાગવત વિષે અષ્ટ-
મ સ્કંધમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૭ મો.*

### ધ્રુવમંડળની સ્થિતિ.

**નારાયણ ઉવાચ–**

**अथर्षिमंडला दूर्ध्वं योजनानां प्रमाणतः ।**
**लक्षैस्त्रिभिरुदासमितैः परमं वैष्णवं पदम् ॥ १ ॥**

નારાયણ વદે છે–સપ્તર્ષિઓનાં મંડ-
ળથી ઉપર ત્રણ લાખ યોજન દૂર સર્વોત્તમ
વિષ્ણુપદ છે ત્યાં મહા વૈષ્ણવ લોકપૂજ્ય ઉ-
ત્તાનપાદ રાજાના પુત્ર શ્રીમાન્ ધ્રુવ કે જે કલ્પ
સુધી જીવનારાઓના આકારરૂપ છે તે રહે
છે. એ ધ્રુવને તેની સાથે એક સમયમાં જોડા-
યેલા (નક્ષત્રરૂપે વસેલા) ઈન્દ્ર, અગ્નિ, કશ્ય-
પ, ને ધર્મ જોયા કરે છે ને ઘણું માન આ-
પવા વાસ્તે સર્વદા પ્રદક્ષિણા ફર્યા કરે છે.
કદીપણ બંધ નહીં પડતો ગુપ્ત વેગવાળો કા-
ળ જેને ફેરવ્યા કરે છે એવા ગ્રહ અને નક્ષત્ર
આદિ તેજના સમૂહોને બાંધીને રાખવાનું કે-
મ જાણે ઇશ્વરે એક ઠુંઠ બનાવ્યું હોય એવો
એ દેવપૂજ્ય ધ્રુવ સર્વત્ર પ્રકાશે છે. એ ધ્રુવ
પોતાની કાન્તિથી બીજાને પ્રકાશ આપે છે
જેમ ધાન્ય પીલવા સારૂં હાલરાંના થાંભલા-
ના આશ્રયથી ફર્યા કરે છે તેમ કાળચક્રમાં

* આ અધ્યાયમાં ધ્રુવમંડળની સ્થિતિ વિષે વિ-
વેચન આવશે.

અંદર ને બહાર જોડાયેલા ગ્રહ ને નક્ષત્ર આદિ સઘળા તારાઓ વાયુથી ઠેલાતા ઠેલાતા ધ્રુવના આશ્રયથી ક્રમ પ્રમાણે વેગવાળા થઈ ને કલ્પ પૂરો થતાં સુધી ફર્યા કરે છે. જેમ શકરા વિગેરે પક્ષીઓ પોતપોતાનાં કર્મની સહાયતાથી વાયુના સ્વાધીનમાં વસી આકાશમાં સર્વત્ર ફરે છે ને પડી નથી જતાં તેમ પ્રકૃતિ પુરૂષના સંયોગથી ગોઠવાયેલા ને પોતપોતાના કર્મોદ્વારા જેઓને ગતિ આવી છે એમ આ તારાઓ નિરંતર ફર્યા કરે છે પણ ભૂમિપર પડી નથી જતા. એ જ્યોતિશ્ચક્ર ભગવાનની યોગધારણમાં બળદના આકારથી રહ્યું છે એમ કાંઈ વદે છે. આડું માથું કરી કુંડલીની પેઠે બેઠેલા એ જ્યોતિશ્ચક્રરૂપ બળદના પુછડાની અણિમાં ઉત્તાનપાદના પુત્ર ધ્રુવ છે. અણીથી નીચેના ભાગમાં નિર્દોષ ને દેવપૂજ્ય પ્રજાપતિ, અગ્નિ, ઇન્દ્ર, તથા ધર્મ વસેલા છે. પુછડાના મૂળમાં ધાતા ને વિધાતા રહ્યા છે. એ બળદની કટિમાં સપ્તરૂષિઓ છે. જમણી બાજુએ કુંડળી વળીને બેઠેલા એ એ બળદના જમણા પડખામાં અભિજિતથી પુનર્વસુ સુધીનાં ઉત્તર ચારી ચૌદ નક્ષત્રો રહ્યાં પુષ્પથી ઉત્તરાષાઢા સુધીનાં દક્ષિણચારી ચઉદ નક્ષત્રો રહ્યાં છે એવી કલ્પના કરી છે. હે બ્રહ્મપુત્ર ! એ કુડલી વળીને બેઠેલાના બન્ને પડખામાં સરખી સંખ્યાવાળાંજ અવયવો છે. અજવીથીમાં ગણતાં નક્ષત્રો પીઠમાં છે, ઉદરમાં આકાશ ગંગા છે, પુનર્વસુ ને પુષ્ય જમણા ડાબા નિતંબમાં છે. આર્દ્રા ને અશ્લેષા જમણા ડાબા પાછલા પગોમાં છે. અભિજિત ને ઉત્તરાષાઢા જમણી ડાબી નાસિકાઓમાં છે, શ્રવણ ને પૂર્વાષાઢાની કલ્પનાની જ્ઞાતાઓએ જમણા ડાબા નેત્રમાં કલ્પના કરી છે. ધનિષ્ઠા ને મૂળ જમણા ને ડાબા કાનમાં છે. મઘા આદિ આઠ દક્ષિણચારી નક્ષત્રો ડાબા પડખાના અસ્થિઓમાં છે અને મૃગશિર આદિ ઉત્તર ચારી નક્ષત્રો જમણા પડખાનાં અસ્થિઓમાં છે. શતભિષા ને જ્યેષ્ઠા ડાબા જમણા ખભામાં છે. ઉપરના હોઠમાં અગસ્તિ છે ને નીચલા હોઠમાં યમ. મુખમાં મંગળ છે ને ઉપસ્થમાં શનિશ્ચર છે. કાંઠમાં બૃહસ્પતિ છે ને વક્ષસ્થલમાં સૂર્ય છે. હૃદયમાં નારાયણછે ને મનમાં ચંદ્રમાછે. સ્તનમાં અશ્વિનીકુમારો ને નાભિમાં શુક્રછે. પ્રાણ ને અપાનમાં બુધ છે ને ગળામાં રાહુ છે. સઘળાં અંગોમાં કેતુઓ છે ને રોમમાં તારાઓ છે. પ્રતિદિને સંધ્યા કાળે સાવધાનતાથી મૌનવ્રત ધરી વિષ્ણુ ભગવાનનાં આ જ્યોતિ શ્ચક્રરૂપ સર્વ દેવતામય રૂપનું દર્શન કરતાં બુદ્ધિવાળા મનુષ્યે આ મંત્રથી સ્તુતિ કરવી કે "नमो ज्योतिर्लोकाय कालायानिमिषां पतये महा पुरुषायाभिधीमहि—તેજના આધારરૂપ, કાળરૂપ, ને દેવસ્વામી મહાપુરૂષને નમીએ છીએ ને તેનું ધ્યાન ધરીએ છીએ.) ગ્રહ, નક્ષત્ર, ને તારામય સર્વ દેવરૂપ ને ત્રણે કાળમાં ઉપર રહેલા મંત્રનો જપ કરનારાઓનાં પાપને મટાડનાર આ શિશુમાર ચક્રને ત્રણે સમયમાં જે માણસ નમસ્કાર કરે અથવા સંભારે તે માણસનું તે તે સમયનું પાપ સત્વર નાશ છે.

ग्रहर्क्षताराभय माधिदैविकं
पापापहं मंत्रकृतां त्रिकालम् ।
नमस्यत स्मरतो वा त्रिकालं
नश्येत तत्कालजमाशु पापम् ॥ १९ ॥

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો. *

### રાહુઆદિ મંડળ તથા પાતાળોનું વર્ણન.

**नारायण उवाच**

**अधस्तात् सवितुः प्रोक्तं ह्ययुतं राहुमंडलम् ।
नक्षत्रवच्चरति च सैंहिकेयो तदर्हणः ॥१॥**

નારાયણ વદે છે—સૂર્યની હેઠળ દશ હજાર યોજન રાહુનું મંડળ કહેવાય છે આ રાહુ અયોગ્ય છે છતાં નક્ષત્રના સમાન ફરે છે. સૂર્ય ને ચંદ્રનું મર્દન કરનારો એ સિંહિકાનો પુત્ર રાહુ વિષ્ણુના વરદાનથી અમરતા તથા ગ્રહતાને પ્રામ્યો છે. પ્રકાશ આપનારા સૂર્ય નારાયણનું મંડળ દશ હજાર યોજનનું છે તથા ચંદ્રનું મંડળ બાર હજાર યોજનનું છે. એ ઉભયને ઢાંકનારા રાહુનું મંડળ તેર હજાર યોજનનું છે એ રાહુ વૈરના સંબંધને લીધે પર્વણીના સમયમાં સૂર્યને ચંદ્રને ઢાંકે છે. રાહુને દુરથી ઢાંકી દેતો જોઈ બન્નેને વાસ્તે નોખા નોખા સમયમાં રક્ષા કરવા સારૂં વિષ્ણુએ પોતાનું સુદર્શન ચક્ર રાખ્યું છે. જ્વાળાઓની પંક્તિઓથી ભયંકર તથા સર્વત્ર અસહ્ય તેજથી વીંટાએલું એ વિષ્ણુએ પ્રેરેલું ચક્ર દેખે છે, કે તરતજ ભયને લીધે રાહુ થોડીવાર ઉભો રહીને દુરથીજ પાછો વળી જાય છે. હે નારદ ! જેટલો સમય એ રાહુ ઉભો રહે છે તેટલા સમયને લોકો "ગ્રહણ" કહે છે. રાહુથી નીચે દશ હજાર યોજનને છે સિદ્ધ ચારણ ને વિદ્યાધરોનાં પરમ પવિત્ર તથા પુણ્ય મળી શકે એવાં સ્થાનકો છે. તેઓની હેઠે યક્ષ રાક્ષસ પિશાચ પ્રેત ને ભૂતોને રમવાના સ્થાનકરૂપ અંતરિક્ષ છે. જ્યાંસુધી ઉતાવળો પવન ફુંકે છે ને જ્યાં સુધી વાદળાં થતાં જોવામાં આવે છે ત્યાંસુધીના સ્થાનને વિદ્વાન્ જનો અંતરિક્ષ કહે છે. હે દ્વિજશ્રેષ્ઠ ! અંતરિક્ષની નીચે સો યોજનને છેટે પૃથ્વી છે. ગરૂડ, શકરા, સારસ, ને હંસ આદિ પૃથ્વીનાં પક્ષીઓ જ્યાં સુધી ઉડી શકે છે ત્યાંસુધી ભૂલોક કહેવાય છે. આ પ્રકારે યથાર્થપણે મેં તમને પૃથ્વીની સ્થિતિ વિષે કહ્યું. હે નારદ ! આ પૃથ્વીની નીચે પણ સાત પાતાળ છે. તેઓ પ્રત્યેક દશ દશ હજાર યોજનને છેટે છે તથા દશ દશ હજાર યોજન ઉંચા છે. એઓની પહોળાઈ તો અંડકટાહના વિસ્તાર અનુસાર છે. સર્વે રૂતુઓમાં સુખ આપનારાં એ પાતાળોનાં અનુક્રમે અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ ને પાતાળ એ સાત નામો છે. કામ વિલાસ ને ઐશ્વર્યના આનંદોથી ભરપૂર પ્રાસાદોવાળાં તથા સર્વદા વિહાર કરવાના દિવ્ય બગીચાઓવાળાં એ પાતાળોમાં સુખનો સ્વાદ સ્વર્ગથી પણ અધિક છે. એ સ્થાનોમાં ઘરના ધણીઓ નિરંતર આનંદમાં મગ્ન રહેનારા, સ્ત્રીપુત્રાદિકમાં આસક્તિવાળા, અનુચરાદિ સ્નેહીજનોથી વીંટળાયેલા માયાવાલા, સઘળી રૂતુઓમાં સુખ ભોગવનારા, તથા ઈશ્વરથી પણ ન તોડી શકાય તેવી સનાતની ઈચ્છાવાળા મહા બળવાળા દૈત્યો દાનવો ને નાગો વસે છે. માયાવી મયદાનવે બનાવેલી જોઈએ તેવા વિભાગોવાળી નગરીઓ આ પાતાલોમાં સુશોભિત છે. આ નગરીઓમાં શ્રેષ્ઠ મણિઓથી દિપતાં તથા દેવોને પણ દુર્લભ એવાં ભુવનો, અગાશીઓ, દ્વારો, સભાસદનો, ચૌટાંઓ, વિશ્રામસ્થાદિ શહસ્રો સ્થાનો છે. નાગ તથા અસુરોનાં દંપતીઓથી, પારેવાં તથા મેનાઓથી પાતાળોના સ્વામીઓની ઉત્તમ ઘરોની બાંધેલી ભૂમિકા-

* આ અધ્યાયમાં રાહુ આદિ મંડળ તથા પાતાળોનું વર્ણન એ વાર્તા આવશે.

ઓ ઢંકાઇ રહી છે. સુવિભૂષિત એ નગરીઓમાં મનોહર વાટિકાઓ છે. એ વાટિકાઓમાં સ્ત્રીઓનાં વિલાસ સ્થાનો છે કે જે ફળપુષ્પથી શોભી રહેલાં વૃક્ષોથી ને નાના પ્રકારનાં પક્ષીઓના સમુદાયવાળાં જળાશયોથી શોભી રહ્યાં છે, તથા તેમાં કુમુદ, ઉત્પલ, કલ્હાર, નીલોત્પલ આદિ અનેક કમળોની જાતિઓ પ્રફુલ્લિત થઇ રહેલી છે. જળ તથા કમળો જળ જંતુઓનાં હાલન ચાલનથી હાલ્યા કરે છે. નોખા નોખા વિહારોમાં વળગેલાં ત્યાંનાં રહેનારાં પક્ષીઓના નાના પ્રકારના સ્વરો ઈન્દ્રિયોને આનંદ આપ્યા કરે છે. એ સ્થાનોની શોભા દેવલોકની મોટી શોભાના કરતાં પણ ચઢીયાતી છે. પાતાલોમાં સૂર્યાદિક નથી તેથી તેથી દિવસ તથા રાત્રીના કાળના વિભાગોની બીક રહેલી નથી. ત્યાં મોટા મોટા નાગલોકોના માથામાં રહેલા મણિઓની ભારે કાન્તીવાળી કિરણોની પ્રભાઓથીજ નિરંતર સર્વત્ર અજવાળું રહે છે. ત્યાંના નિવાસીઓને ઔષધિ, રસ, રસાયન, અન્ન, પાન, ને સ્નાનાદિની દિવ્યતાને લીધે આધિ, વ્યાધિ, વળીઆં, શ્વેતકેશ, તથા જરા આદિ દેહની અવસ્થાઓ ને વિવર્ણપણું, પસીનો, દુર્ગંધપણું કે ગ્લાનિ કદી પણ થતાં નથી. એ ભાગ્યશાળી લોકો ને ભગવાનના તેજરૂપ, સુદર્શન ચક્ર વિના બીજા કોઈથી પણ મરણની ભીતિ નથી. હે નારદ ! જ્યારે ચક્ર પાતાળમાં આવે છે ત્યારે દાનવોની સ્ત્રીઓના ગર્ભો પણ ભયથી સ્રવી જાય છે ને પડી જાય છે. ॥ ૧-૩૪ ॥

**यस्मिन्प्रविष्टे दैतेय वधूनां गर्भ राशयः ॥**
**मायो भयात्पतन्त्येव स्रवंति अलपुत्रकः ॥३४॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૯ મો.*

## અતલાદિ પાતાલોનું વર્ણન.

**नारायण उवाच-**
**प्रथमे विवरे विप्र अतलाख्ये मनोरमे ॥**
**मयपुत्रो बलो नाम वर्ततेऽखर्वगर्वकः ॥ १ ॥**

નારાયણ વદે છે—હે નારદ ! અતલ નામના સુંદર પ્રથમ પાતાળમાં મયદાનવનો પુત્ર મહા અભિમાની બળદાનવ વસે છે. એણે સર્વ સર્વ અર્થોને સિદ્ધ કરનારી છન્નુ માયાઓ રચી છે કે જેમાંથી કેટલીક માયાવી લોકો ધારણ કરે છે. એ મહા બળવાળો બળ દાનવ જ્યારે બગાસું ખાતો હતો ત્યારે તેના મુખમાંથી સ્વૈરિણી, કામિની અને પુંશ્ચલી જાતની ત્રણ સ્ત્રીઓનો સમુદાય ઉત્પન્ન થયો. એ સ્ત્રીઓ પાતાળમાં આવેલા પુરૂષને એકાન્તમાં પ્રયત્નથી સુવર્ણનો રસ પાઈ સંભોગમાં સમર્થ બનાવી પોતાના વિલાસ, કટાક્ષ, સ્નેહયુકત મંદ હાસ્ય, આલિંગન, વાર્તાલાપ વિભ્રમ વિગેરેથી રમાડે છે. એ રસપાનથી પુરૂષ દશ હજાર હાથીનું બળ પામી ભારે બળવાન થઇને હુ ઈશ્વર છું તથા સિદ્ધ છુ એમ મદાંધ થઇને બકવાદ કરે છે તથા આવાં અભિમાનથી પોતાને ઘણા પ્રકારથી સમર્થ સમજે છે. હે નારદ ! આ પ્રમાણે પ્રથમ અતલ પાતાલની સ્થિતિ કહી ને બીજાં વિતલ પાતાલ વિષે સાંભળો. વિતલ પાતાળમાં પોતાના પાર્ષદોના સમુદાયથી વીંટાયેલા સાક્ષાત્ હાટકેશ્વર નામના દેવપૂજ્ય સદાશિવ બ્રહ્માની સૃષ્ટિ વધારવા સારૂં પાર્વતીની સાથે જોડું થઇને રહ્યા છે. એ મહાદેવ ને પાર્વતીના વીર્યમાંથી હાટકી નામની શ્રેષ્ઠ સ-

* આ અધ્યાયમા અતલાદિ પાતાળોનું વર્ણન કહેલામા આવશે.

રિતા ત્યાં વહે છે. પવનથી વધેલો અગ્નિ એ વીર્યને પી જાય છે ને પછી તે વીર્યને પાછું કાઢે છે તેમાંથી હાટક નામનું દૈત્યોને ઘણું પ્યારૂં સુવર્ણ બને છે. દૈત્યોની સ્ત્રીઓ એ સુવર્ણના અલંકારો કરી પહેરે છે. વિતલની હેઠે સુતળ પાતાળ છે. ત્યાં પવિત્ર યશવાળો વિરોચનનો પુત્ર બલિરાજા વસે છે. ઈન્દ્રદેવનું ભલું કરવાની ઈચ્છાથી વામનાવતાર ધરી વિષ્ણુ ભગવાને બલિરાજાનું ત્રૈલોકયનું રાજ્ય હરી લીધું ને સુતલ પાતાલમાં તેની સ્થિતિ કરી છે. ઈન્દ્રાદિકની પાસે પણ ન હોય તેવી મહા લક્ષ્મીવાળો એ બલિરાજા છે. ભક્તિથી એ બલિરાજા વિષ્ણુની ઉપાસના કરે છે ને નિર્ભયપણે સુતલનું રાજ્ય ભોગવે છે. હે નારદ ! કેટલાએક મહાત્માઓ વદે છે કે "સર્વેશ્વર વિષ્ણુ ભગવાનરૂપ દાનપાત્ર મળવાથી બળિરાજાએ જે પૃથ્વીનું દાન દીધું તેના ફળરૂપે તેને એ સુતલનું રાજ્ય મળ્યું છે" પણ આ કથન ઠીકનથી કારણ કે પુરૂષાર્થોના આપનારા સર્વેશ્વર દેવદેવ વિષ્ણુકેજેનું નામમાત્ર પરવશતામાં પણલેતાં મનુષ્યપોતાનાં કર્મબંધન સંબંધી કલેશોને અનાયાસે તોડે છે તેમને દાન દેવાના ફળરૂપે બળિરાજાને રાજ્ય મળ્યું એમ વદવું સર્વથા ઘટતું નથી. કર્માદિક કલેશોની નિવૃત્તિ વાસ્તે સંન્યાસીઓ સાંખ્યને યોગ આદિ સાધનો નિરંતર કર્યા કરે છે તે કલેશો જેનાં નામ માત્રથી ટળે છે તેવા ભગવાનને જે દાન દીધું તેનું ફળ તો વાસ્તવિક રીતે મોક્ષજ થવો જોઇએ. સૂક્ષ્મ વિચારથી સમજાય છે કે બળિરાજાની પર ભગવાને અનુગ્રહ કર્યો જ નથી. કારણ કે મિથ્યાભૂત ભોગનું એશ્વર્ય તો આત્મ સ્વરૂપના સ્મરણથી ભ્રષ્ટ કરનારૂં તથા કલેશાદિકનું ને મનના સંતાપનું મૂળ છે તે ભગવાને બળિને આપ્યું છે. સઘળા ઉપાયરૂપ છળ કરી તેનું માત્ર શરીર અવશેષ રાખતાં સઘળુ રાજ્ય હરી લીધું, વરૂણ પાશથી બાંધ્યો ને પર્વતની ગુફા સરખાં પાતાળમાં ચાંપ્યો. તોપણ તે સમયે બળિરાજા આમ બોલ્યો હતો કે "ઇન્દ્રનો મંત્રી બૃહસ્પતિ હોવા છતાં ઈન્દ્ર મોટો મૂર્ખ છે કારણ કે તેણે ભગવાનને ખુશી કરી સંપત્તિની માગણી કરી. આ ત્રૈલોકયનું અતિ તુચ્છ એશ્વર્ય કોણ માત્ર છે. સર્વ પુરૂષાર્થને પ્રાપ્ત કરાવનારા ભગવાનનીજ માગણી નહીં કરતાં ત્રૈલોકયના રાજ્યમાં ઇન્દ્ર મોહ પામ્યો તેથી તે મોટો મૂર્ખ છે. મારા દાદા મહા વૈષ્ણવ પ્રલ્હાદજી જ પોતાના સ્વાર્થમાં પહોંચેલા હતા કેમકે તેમના પિતા હિરણ્યકશિપુ મરી ગયા પછી તેમને ભગવાને પિતાનુ ઐશ્વર્યવાળું રાજ્ય આપવા માંડયુ હતું છતાં પણ તે નહીં લેતાં કેવળ દાસત્વજ માગ્યુ કે જેથી સર્વ લોકોનો ઉપકાર થયો છે. મારા જેવો મનુષ્ય કે જેના ઘણા ઘણા રાગદ્વેષાદિક દોષ ક્ષીણ થયા નથી તે તો એ મહા પ્રભાવવાળા ને સર્વથી અધિક બુદ્ધિવાળા પ્રલ્હાદજીની સાથે તુલનામાં જરાપણ ન આવી શકું" દૈત્યોનો રાજા ને લોકોમાં પરમ સત્કાર પામેલો બલિરાજા આ પ્રકારે સુતલ પાતાળમાં વસે છે. સુતલ પાતાળમાં પોતે વિષ્ણુ ભગવાન બળિરાજાના દ્વારપાળ થઇને રહ્યા છે. લોકોને રોવરાવનારો રાવણ રાજા એક દિવસ સુતલમાં પેસતો હતો. ત્યાં ભક્તોપર કરૂણા કરનારા વિષ્ણુ ભગવાને પોતાના પગના અંગુઠાથી તેને દશ હજાર યોજન દુર ફેંકી દીધો હતો. આવા પ્રભાવવાળો એ બળિરાજા ભગવાન્ વિષ્ણુની કૃપાથી સુતલનુ રાજ્ય ભોગવે છે ને સ્વતંત્રપણે સઘળાં સુખોને માણે છે. ॥ ૧-૩૨ ॥

एवं भूतानुभावोयं बलिः सर्व सुखैकभुक् ॥
आस्ते सुतत्र राज्यस्थो देव देव प्रसादतः ३२

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૧૯ મો. સંપૂર્ણ.

## અધ્યાય ૨૦ મો.*

### તલાતલ આદિની સ્થિતિ.

नारायण उवाच—

ततोधस्ताद्विवरकंतल्लानलमुदिरितम् ।
दानवेन्द्रोमयोनामत्रिपुराधिपतिर्महान् ॥१॥

નારાયણ વદે છે-સુતળની હેઠે તલાતલ પાતાળમાં ત્રણ પુરનો અધિપતિ 'મય' નામનો મોટો દાનવ વસે છે. ત્રિલોકી સુખ કરવાની ઈચ્છાથી સદાશિવે તેના ત્રણ પુરને બાળી નાંખીને પાછું કૃપા કરીને તેને તલાતલનું રાજ્ય આપ્યું હતું. ભયંકર રાક્ષસો સઘળા કાર્યોની સિદ્ધિને વાસ્તે માયાવીઓના આચાર્ય ને નાના પ્રકારની માયાઓમાં પ્રવીણ એ મય દાનવની પૂજા કરે છે. તલાતલની હેઠે પ્રખ્યાત મહાતલ પાતાળ છે તેમાં ઘણાં માથાવાળા કદ્રુના પુત્ર સર્પ લોકોનું ક્રોધવશ નામનું મોટું ટોળું વસે છે. એ સમુદાયમાં કુહક, તક્ષક, સુષેણ ને કાલિય એટલા મુખ્ય સર્પ છે. મહા કાયાવાળા, મહા બળવાળા ને ક્રૂરતાવાળા એ સઘળા સર્પ લોકો ગરૂડજીથી નિરંતર ઉદ્વેગ પામ્યા કરેછે. છતાં પોતાની સ્ત્રીઓ, સંતાનો, પરિજનો ને કુટુંબના પ્રસંગથી પ્રમત્ત થઈને તેઓ ચાતુરીથી નાના પ્રકારના વિહાર કરે છે. મહાતળની નીચે રસાતળ નામનું પાતાળ છે એમાં નિવાત કવચ, હિરણ્ય પુરવાસી ને કાલેય એવા ત્રણ વર્ગમાં વહેંચાયેલા ને 'પાણિ' નામથી ઓળખાતા દૈત્ય દાનવો વસે છે. એ લોકો જન્મથીજ દેવતાઓના શત્રુ, મહા પરાક્રમી ને મોટા સાહસી છે તોપણ સર્વના સ્વામી ભગવાનના તેજથી પરાક્રમ હણાઈ જવાના લીધે જેમ રાફડામાં સર્પો વસે તેમ રસાતાળ પાતાળમાં વસે છે, ત્યાં ઇન્દ્રની દુતી થઈને વસનારી કુતરીની વાણીનો પ્રહાર વાગવાથી એ દૈત્યો ભય પામે છે. રસાતળની નીચે પાતાળ નામનું સાતમું પાતાળ છે. તેમાં મોટી કાયાવાળા મહા ક્રોધી ને ઉગ્ર વિષવાળા નાગ લોકો વસે છે. એઓના અધિપતિ વાસુકિ નાગ છે. શંખ, કુલિક, શ્વેત, ધનંજય, મહાશંખ, ધૃતરાષ્ટ્ર, શંખચુડ, કંબલ, અશ્વતર, જે દેવદત્ત આદિ નાગો એઓમાં મુખ્ય મનાય છે. એઓમાં કેટલાએકને પાંચ, કેટલાએકને સાત, કેટલાએકને દશ, કેટલાએકને સો, ને કેટલાએકને એક હજાર મસ્તક છે. હે નારદ! નિરંતર ક્રોધવાળા એ નાગલોકો પોતાની ફેણોપર રહેલા મોટા પ્રકાશવાળા મણિઓથી પાતાળમાંના ઘાટા અંધકારને મટાડી નાખે છે. પાતાળની નીચે ત્રીશ હજાર યોજનને છેટે શેષનાગ રહ્યા છે તે ભગવાનના તમોગુણી અંશરૂપ કહેવાય છે. સર્વ દેવોથી પૂજ્ય એ શેષનાગ અનંત પણ કહેવાય છે, એ અહંકારના અધિષ્ઠાતા છે તથા અહંકારરૂપથી દેહ અને આત્માને એક ગણાવી દે છે તેથી પંચરાત્રના સિદ્ધાન્તવાળો તેમને 'સંકર્ષણ' પણ કહે છે અનંત મૂર્તિઓવાળા ને સહસ્ર માથાવાળા—એ શેષ નાગના એક મસ્તકપર રહેલું આ ભૂમંડળ સર્ષપના દાણા જેવું દેખાય છે. જ્યારે એ શેષનાગ પ્રલય કરવાને ધારે છે ત્યારે તેમની ભમરોના મધ્યમાંથી ત્રણ ત્રણ નેત્રવાળા સંકર્ષણ નામના અગી-

* આ અધ્યાયમા તલાતલ આદિની સ્થિતિ વિષે કહેવામાં આવશે.

ચાર રૂદ્રો ત્રણ શિખાવાળાં ત્રિશુળો ઉપાડીને નીકળે છે, એ રૂદ્રો મહા બળવાળા તથા પ્રાણી માત્રનો નાશ કરનારા હોય છે. ઉત્તમ ભકતોની સાથે પરમ ભકિતથી મસ્તકથી નમતા નાગલોકો, કુંડળના મણિયોની ચળકતી કાન્તિથી દીપતાં ગાલવાળાં પોતાનાં સુરમ્ય મુખડાંઓને શેષનાગના ચરણ કમળના રાતા ને સ્વચ્છ મણિ સરખા નખોના મંડલમાં પ્રેમથી જુવે છે. સુંદર અંગવાળી, ચળકતી પ્રભાવાલી, સ્વચ્છ વિશાળ શ્વેત સુભગ ને રૂચિર ભુજ દંડોથી સર્વત્ર શોભતી, ચંદન અગરૂ ને કેસરના લેપથી શણગારેલી, શેષનાગના સ્પર્શજન્ય કામદેવના આવેશથી વ્યાકુળ ને સુંદર મંદ હાસ્ય કરતી નાગલોકોની કુમારીકાઓ સ્નેહથી ને મદના આવેશથી ધુમતાં નેત્રવાળાં ને દયાવાલા કટાક્ષવાળાં શેષનાગનાં સુખકમળને નાના પ્રકારની કામનાઓથી લાજ ભરેલી નેત્રેથી જુવે છે. અનંત અતુલ બલવાલા, મોટા દિલવાળા, અપાર ગુણોના સાગરરૂપ મોટી કાન્તિવાળા મોટા ધૈર્યના ભંડારરૂપ ને સર્વ દેવતાઓએ પૂજેલા તે આદિદેવ શેષનાગ હાલ અસહનને ક્રોધાદિના વેગને બંધ પાડી લોક કલ્યાણવાસ્તે બેઠા છે. સુર, અસુર, નાગ, સિદ્ધ, વિદ્યાધર, ગંધર્વ ને મુનિજનો નિરંતર તેમનુ ધ્યાન કરે છે. તેમના નેત્રો હમેશના મદને લીધે ઉન્મત્ત ને વિહ્વલ રહે છે. પોતાની વાણીરૂપ સુધાથી અનુચરોને અને દેવતાઓના અધિપતિઓને તૃપ્ત કર્યા કરે છે ને નહી કરમાતાં, નવા ને સ્વચ્છ તુલસી દળોથી રચેલી વૈજયંતી માળાને પહેરે છે. એ માળામાં મદોન્મત્ત ભ્રમરો ગુંજાર કરે છે- તેથી ભારે આનંદ થઈ રહે છે નીલ વસ્ત્ર પહેરનાર, એક કુંડલવાળા, દેવદેવ અવિનાશી ને હળને માથે પોતાનો અત્યન્ત પુષ્ટ હાથ ધરી ને બેઠેલા એ શેષનારાયણ ઈન્દ્રનો ઐરાવત જેમ સુવર્ણના નાડાને ધરી રહે તેમ વૈજયંતી માળાને ધરી રહ્યા છે. ઉદાર લીલાવાળા એ મહાદેવતાને ઉત્તમ ભકત્ત લોકો બહુ વખાણે છે.

**हलस्यककुदिन्यस्तसुपीवरभुजोऽव्ययः ।**
**माहेन्द्र.कांचनीयद्वर्दारिंत्रांचमतंगमः ॥ ३७ ॥**
**उदारलीलोदेवेशोवर्णितःसात्वतर्षभैः ।**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે અષ્ટમ સ્કંન્ધમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો*

### શેષનાગની સ્તુતિ અને નરકોનું સ્વરૂપ.

**नारायण उवाच—**

**तस्यानुभावं भगवान् ब्रह्मपुत्रः सनातनः ।**
**सभायां ब्रह्मदेवस्य गायमान उपासते ॥ १ ॥**

નારાયણ વદે છે—બ્રહ્માના પુત્ર મહાત્મા ભગવાન સનાતન બ્રહ્માની સભામાં શેષનાગના પ્રભાવની આ પ્રમાણે સ્તુતિ કરી ઉપાસના કરે છે. સનાતન ગાય છે—આ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલયના કારણરૂપ સત્વ આદિ માયાના ગુણો જેની દૃષ્ટિ પડવાથી પોતપોતાના કામમાં સમર્થ થયા છે અને જેણે અનંત તથા અનાદિરૂપે પોતે એક છતાં પોતામાં અનેક પ્રકારનો કાર્ય પ્રપચ પેદા કર્યો છે તે પરબ્રહ્મરૂપ શેષનાગનાં તત્વની લોકોને કયાંથી જાણ પડે ? ભક્તોનાં અન્ત કરણને વશ્ય કરવા સારૂં કરેલી જેની ઉત્તમ લીલાને સિંહ પણ શીખે છે એવા ઉદાર વિક્રમવાળા ને જેના સ્વરૂપમાંજ આ કાર્યકારણરૂપ જગત્ દૃશ્યમાન છે એવા શેષનાગે આપણા પર

* આ અધ્યાયમા શેષનાગની સ્તુતિ ને નરક વર્ણન વિષે કહેવાશે,

અનહદ કરૂણાથી શુદ્ધ સત્વરૂપ મૂર્તિ ધારણ કરી છે. બીજા પાસેથી જેમનું સાંભળેલું નામ પણ જો મહાપાપી મનુષ્યપણ અકસ્માત્ સંકટને લીધે કે મશ્કરીથી પણ બોલી જાય તો તે નામ સત્વર મનુષ્યોનાં સઘળાં પાપોનો નાશ કરે છે તે શેષનાગ ભગવાન વગર મુમુક્ષુ મનુષ્ય બીજા કોનો આશ્રય લે ! અનતપણાના લીધે અનંત વિક્રમવાળા તથા સહસ્ત્ર મસ્તકવાળા જે શેષનાગ ભગવાને પોતાના એક માથાની ઉપર પર્વતો, નદીઓ, સમુદ્રો, ને પ્રાણીઓવાળાં આ ભૂગોળને પરમાણુની જેમ ધાર્યું છે તેમનાં વિક્રમોને એક હજાર જીભોથી પણ કોણ ગાઇ બતાવી શકે? એવા પ્રભાવવાળા અનંત અપાર શૌર્યવાળા સ્વતંત્ર તથા ઘણા ગુણ ને પ્રતાપવાળા એ શેષનાગ ભગવાન પાતાળમાં મૂળમાં વસીને વિશ્વની રક્ષા કરવા વાસ્તે લીલામાત્રથી ધરતીને ધરી રહ્યા છે. નારાયણ વદે છે—હે મુનિસત્તમ ! સંસાર વિષયક સુખોને ચાહનારા મનુષ્યો સ્વસ્વકર્માનુસાર જે જે લોકોમાં ગતિ કરે છે તે લોકો એટલાજ સંખ્યાવાળા છે કે જેનું વર્ણન યથાશાસ્ત્ર તમારી પાસે મે કર્યું છે. હે નારદ ! પ્રવૃત્તિરૂપ ધર્મથી મળતી ને એક એકથી નાંખા પ્રકારની ઉચી નીચી એટલીજ મનુષ્યની ગતિઓ (સ્થાનકો) છે કે જેઓનું વર્ણન મેં તમારા પૂછવાથી કર્યું ને હવે બીજુ તમે શુ પૂછવા ધારો છો ? નારદ કહે છે—હે મહારાજ ! પ્રાણીઓનાં કર્મો સરખાં છે છતાં ઇશ્વરે લોકની આવી વિચિત્રતા શા વાસ્તે કરી છે ! આ બાબત યથાર્થથી કહો. નારાયણ વદે છે—કર્મ કરનારની શ્રદ્ધા પ્રમાણે નોખી નોખી ગતિઓ થાય છે. સર્વદા શ્રદ્ધાઓ ત્રિગુણાત્મક છે તેથી નોખા નોખા પ્રકારનું ફળ થાય છે. સાત્વિક શ્રદ્ધાથી જે મનુષ્ય કર્મ કરે તેને સદા સુખ મળે છે. રાજસી શ્રદ્ધાથી જે માણસ કર્મ કરે તેને સુખ દુઃખ બને મળે છે ને તામસી શ્રદ્ધાથી કરનારાને તો દુઃખ ને મૂઢતાજ પ્રાપ્ત થાય છે. તે એકજ શ્રદ્ધામાં પણ પેટાના અનંત ભેદ ને ફેરફાર થવાથી એક પ્રકારનાં કર્મ કરનારાઓને પણ જુદાં જુદાં ફળ થાય ને. હે નારદ ! હાલ અનાદિ કાળનાં અજ્ઞાનથી પાપ કર્મનાં પરિણામરૂપ હજારો નરકો થાય છે તેમાંથી ખાસખાસનું વર્ણન કરૂ છુ કે જે ત્રૈલોકયની અંદરજ છે. દક્ષિણમાં પૃથ્વી નીચે ને અતલ પાતાળની ઉપર નરક સ્થાનો છે કે જ્યાં અગ્નિષ્વાત્ત આદિ પિતૃગણો ચિત્તની પૂર્ણ એકાગ્રતાથી પોતાના વંશજોને ઉત્તમ ને સાચા આશીર્વાદો આપે છે. પિતૃઓના અધિપતિ યમરાજા પણ મરેલાઓને દુતો પોતાની પાસે લાવતાં ભગવાનની આપેલી આજ્ઞાઓ અનુસાર ચિત્રગુપ્તાદિ સ્વગણોની સાથે વિચાર કરી સહુ સહુનાં કર્મ ને દોષ અનુસાર દંડ આપે છે. મહા વિદ્યાવાળા યમરાજા ધર્મનાં તત્વના જ્ઞાતા, પોતાની આજ્ઞામાં વર્ત્તનારા ને તે-તે નરકોમાં કામ કરવાને અધિકાર પામેલા પોતાના ગણોને સર્વદા પાપી પ્રાણીઓને લાવવા સારૂ પ્રેરે છે. કેટલાએક વિદ્વાનો ત્યાં એકવીશ નરકો છે એમ વદે છે. એ નર્કોનાં ક્રમથી આ નામ છે. તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર, રૌરવ, મહા રૌરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકરમુખ, અંધકૂપ, કૃમિભોજન, સર્પદંશ, તપ્તમૂર્તિ, વજ્રકંટક શાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચી ને પયઃ પાન એ એકવીશ નરક ગણાય છે. ક્ષાર કર્દમ, રક્ષોગણ, સંભોજ, મૂલપ્રોત, દંદશૂક, અવટરોધ,

પયોવર્ત્તન ને સૂચીમુખ એવાં નામનાં બીજાં પણ સાત નરકો ગણાય છે. હે બ્રહ્મપુત્ર ! આ અઠયાવીશ નરકો અનેક પ્રકારનાં મહા દુઃખ ભોગવવાનાં સ્થાનો છે. પ્રાણીઓ પોતે કરેલાં પાપોને અનુસારે એ નરકોમાં ગતિ પામે છે.[१-२८]

इत्येते नारका नाम यातना भूमयः पराः ॥
कर्मभिश्चापि भूतानां गम्या पद्मज संभव॥२८॥

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.*

### નર્ક આપનારાં પાપો.

नारद उवाच–

कर्मभेदा कतिविधाः सनातनमुने मम ॥
श्रोतव्या सर्वथैवेते यातना प्राप्ति भूमयः ॥१॥

નારદ વદે છે–હે સનાતન મુનિ નારાયણ ! નર્ક આપનારાં કર્મોના શા પ્રકાર છે છે તે કહો. એ વિષય સાંભળવાની મને સર્વદા જરૂર છે. નારાયણ મુનિ બોલ્યા–પરસ્ત્રી, પરધન, ને પર બાળનું હરણ કરનારા પાપી પ્રાણીને યમદુતો કાળપાશથી બાંધી તમિસ્રા નામના ભયંકર નરકમાં નાંખે છે. એ ભયકર પાશધારી દુતો એ નરકમાં એ પ્રાણીને બહુ મારે છે, તિરસ્કારે છે ને બીજી પણ શિક્ષાઓ કરે છે કે જેથી તે પ્રાણી પરવશ થઇ મૂર્ચ્છા પામે છે. જે મનુષ્ય સ્વામીને છેતરી તેની સ્ત્રીનો ઉપભોગ કરે છે તેને યમના દુતો અધતામિસ્ર નામના નરકમાં નાંખે છે. એ નરકમાં નખાતા ને પીડામાં પડેલા જીવની ગતિ મતિ ને દ્રષ્ટિ નાશ પામે છે. મૂળ કપાતાં વૃક્ષને વેદના થાય તેવી તેને વેદના થાય છે એથીજ તે નરકનું નામ અંધતામિસ્ર પાડયું છે. જે લંપટ પ્રાણી ' આ શરીર હું છું ને આ ધનાદિક મારાં છે ' એમ માનતાં બીજાં પ્રાણીઓનો દ્રોહ કરીને નિત્ય પોતાના કુટુંબનું પોષણ કરે છે તે માણસ કુટુંબને અહીજ મુકીને પોતે એકલોજ પોતાના પાપને લીધે પ્રાણીમાત્રને ત્રાસદાયી રૌરવ નરકમાં પડે છે. એ માણસે પોતે જીવતાં આ લોકમાં જે જે મનુષ્યોને માર્યા હોય તે તે મનુષ્યો રૂરૂ થઈને તેને અહીં પીડા આપે છે. સર્પ કરતાં પણ અધિક ક્રૂરતાવાળાં ઝેરી પ્રાણીનું નામ રૂરૂ કહેવાય છે. જે કોઇ માણસ પોતાના દેહમાત્રનુંજ પોષણ કરે છે તે મહારૌરવ નામના નરકમાં પડે છે. એ નરકમાં પડેલા માણસને ક્રવ્યાદ નામના રૂરૂઓ માંસવાસ્તે કાપી નાંખે છે. જે નિર્દય ને મૂઢ પ્રાણી પશુઓ ને પક્ષીઓને જીવતાંજ પકાવે છે તે માણસને યમદુતો તેલ ઉકળતા કુભીપાક નામના નરકમાં લઇ જાય છે ને તેમાં તેને પકાવે છે. પિતા અને બ્રાહ્મણનો દ્રોહ કરનારા પ્રાણીને કાળસૂત્ર નામના નરકમાં નાંખે છે. તે નરકની ભૂમિ અગ્નિ ને સૂર્યથી તપ્યાજ કરે છે. અદર તથા બહાર ક્ષુધાતૃષાથી બળતો એ પ્રાણી પશુનાં જેટલાં રૂવાણાં હોય તેટલા વર્ષો સુધી તે નરકમાં વસે છે, બેસે છે, સુવે છે, હાલે છે, ઉભો રહે છે ને દોડે છે. હે નારદ ! જે માણસ આપત્કાલ વિના પણ પોતાનો વેદધર્મ તજી દઈને પાખંડમાં મંડયો રહે છે તેને અસિપત્રવન નામના નરકમાં નાંખીને ચાબખાથી મારે છે એ નરકમાં મારથી સર્વત્ર દોડતા પ્રાણીની ઉપર બન્ને કોર ધારવાળાં તાળવનનાં તરવાર જેવાં પત્રો પડે છે તેથી સઘળાં અંગ કપાઈ

---

* આ અધ્યાયમાં નરક આપનારાં પાપો વિષે વાત આવશે.

જાય છે. હાય મર્યો હાય મર્યો એવી બુમો પાડયા કરે છે ને ભારે પીડાથી મૂર્ચ્છા ખાઈને પગલે પગલે પડી જાય છે. સ્વધર્મને તજનારો મૂર્ખ પ્રાણી પાખંડ માર્ગમાં ભળતાં આવી પીડા ભોગવે છે. જે રાજા અથવા રાજસેવક ધર્મની રીતિ તજીને લોકોને શાસન કરે છે. તથા બ્રાહ્મણોને દેહાંત શિક્ષા કરે છે. તે પાપીને યમદુતો સુકરમૂખ નામના નરકમાં નાખે છે, એ નરકમાં બહુ બળવાળા યમદુતો તેના શરીરના અવયવોને ચીચોડામાં પીલાતા શેલડીના સાંઠાની જેમ પીલે છે તેથી તે ઘણી ચીસો પાડે છે છે ને પિડા તથા કષ્ટથી મૂર્ચ્છા ખાઇ પડી જાય છે. વળી સંજ્ઞા આવતાં પીલાવાની પીડાને ભોગવે છે. ઇશ્વર દત્ત ધર્માદિકવાળો તથા પરપીડા સમજનારો છતાં જે માણસ લોહીનાં પીવા વિગેરેથી આજિવિકાવાળાં માંકડ વિગેરે પ્રાણીઓને પીડા કરે છે તે માણસ અંધકૂપ નામના નરકમાં પડે છે. ત્યાં પશુ, પક્ષી, મૃગ, સર્પ મચ્છર, જુ, માંકડ, માંખીઓ, ને વીંછીઓથી એ માણસ અંધારામાંજ બહુ પીડાય છે. કીડા વિગેરેના શરીરમાં જેમ જીવ તરફડે છે તેમ નરકમાં તે પ્રાણી તરફડે છે. ખાવાની ચીજ એકલોજ ખાય ને વૈશ્વદેવાદિક શાસ્ત્રોક્ત પંચયજ્ઞ જે ન કરે તે કાગ તુલ્ય પાપી પ્રાણીને કૃમિભોજન નામના નરકમાં યમદુતો નાંખે છે. લાખ યોજનના વિસ્તારવાળા એ કીડાના કુંડરૂપ ભયકર નરકમાં કીડો થઇને પડેલા જીવને બીજા કીડાઓ ખાય છે. ચોરીથી કે બળથી બ્રાહ્મણનું સુવર્ણ કે રત્ન જે હરી લે છે અથવા બીજાનુ તે વિના સકટે લે છે તેને મરણ પછી સર્પદંશ નામના નરકમાં યમદુતો નાખે છે. તેની ચામડીને લોહના ધગધગતા ચીપીઆથી તોડી લે છે. જે પુરૂષ અગમ્યા નારીમાં ગમન કરે ને સ્ત્રી અગમ્ય પુરૂષમાં ગમન કરે તે બે તપ્ત મૂર્તિ નરકમાં પડે છે. ત્યાં યમદુતો તેને મારે છે. પુરૂષને તપાવેલી સ્ત્રીની મૂર્તિ સાથે ને સ્ત્રીને તપાવેલી પુરૂષની મૂર્તિ સાથે ભેટાવે છે. જે પાપી પશુ આદિમાં પણ ગમન કરે છે તે મરણ પછી વજ્રકંટક શાલ્મલી નરકમાં પડે છે. ત્યાં તેને યમદુતો વજ્રના કાંટાવાળા લોહનાં શેમળાનાં ઝાડપર ચડાવી તાણે છે. જે રાજાઓ કે રાજ સેવકો ધર્મ મર્યાદા તજીને વર્ત્તે છે તે મરણ પછી નરકના ગઢની ખાઈ રૂપ વૈતરણી નામના નરકમાં પડે છે. હે નારદ ! એ નરકમાં તેઓને સર્વત્ર જળજંતુઓ ખાય છે છતાં પાપથી તેઓના પ્રાણ જતા નથી ને વિષ્ટા, મૂત્ર, પરૂ, લોહી, મોવાળા, અસ્થિ, નખ, માંસ, મેદ, ને વસાની નદીમાં સર્વત્ર સંકટો પામ્યા કરે છે. રંડીબાજ, નિર્લજ, શૌચ આચાર ને નિયમોના તજનારા તથા પશુ તુલ્ય યથેષ્ઠ વર્ત્તનારા લોકો પૂયોદ નામના નરકમાં પડે છે. એ નરક વિષ્ટા, મુત્ર લીંટ, ગળફા, ને લોહીવાળું છે. ત્યાં પડેલા પાપીઓને યમદુતો ખાવાનું પણ એજ આપે છે. શ્વાન ગર્દભ આદિના પાળક બ્રાહ્મણો મૃગયાને રમત સમાને સમજી અકાળે હિંસા કરે છે તેઓ પ્રાણરોધ નામના નરકમાં પડે છે. ત્યાં યમદુતો નિશાનરૂપ તેઓને બાણોથી વીંધી નાંખે છે. દંભી લોકો દંભવાળા યજ્ઞોમાં પશુ હિંસા કરે છે તેઓ વિશસન નામના નરકમાં પડે છે. ત્યાં તેઓ ભયંકર ચાબખાઓના મારથી પીડાય છે. જે દ્વિજ કામમોહથી પોતાની સ્ત્રીને વીર્ય પાય છે તે લાલાપક્ષ નામના નરકમાં પડે છે. ત્યાં વીર્યકુંડમાં નાંખી યમદુતો તેને વીર્ય પાય છે.

જે ચાર લોકો રાજાઓ તથા રાજસેવકો અગ્નિથી સળગાવી દે છે, વિષ આપે છે, સંઘને મારે છે કે લુંટે છે તેઓ સારમેયાદ નામના નરકમાં પડે છે ત્યાં યમદુતો તેઓને કુતરાઓની પાસે ખવરાવે છે. ત્યાં મહા અદ્ભૂત સાતસો વીશ કુતરાઓ ત્યાં રહે છે. તે કુતરાઓ તે પાપીઓને મોટા વેગથી ફાડી ખાય છે. હે નારદ ! હવે અવીચિ આદિ અન્ય નરકોનું વર્ણન કરીશ. ॥ ૧–૫૨ ॥

**सप्त शतया समारव्याता रमसं स्वादयंति ते ।**
**सारमेयादनं नाम नरकं दारुणं मुने ॥५२॥**
**अतः परं प्रवक्ष्यामि अवीचि प्रमुख्यान् मुने ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે અષ્ટમ સ્કન્ધમાં અધ્યાય ૨૨ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો.*

### અવીચિ આદિ નરકોનું વર્ણન.

**नारायण उवाच–**

**ये नरा सर्वदा साक्ष्ये अनृतं भाषयन्ति च ।**
**दाने विनिमयेऽर्थस्य देवर्षे पापबुद्धयः ॥ १ ॥**

નારાયણ વદે છે–જે મનુષ્યો સાક્ષીપણામાં દાનમાં કે ધનની લેણદેણમાં સર્વદા અસત્ય વદે છે તેઓ અતિ દારૂણ ને નિરાધાર અવીચિ નામના નરકમાં પડે છે. ત્યાં સો યોજન ઉંચા પર્વતના શિખરપરથી તેઓને પછાડવામાં આવે છે. આ નરકમાં પાષાણનું સ્થળ પાણીની જેમ મોજાં ઉછળતું હોય તેવું દેખાય છે. તેથી તેનું નામ અવીચિ થયું છે. આ નરકમાં પડવાથી શરીરના તલ તલ જેવડા કટકા થાય છે છતાં પાપથી પ્રાણી મરતો નથી તેથી તેને વારંવાર પછાડવામાં આવે છે. બ્રાહ્મણ, બ્રાહ્મણી કે કોઈ અન્ય પુરૂષ પ્રમાદથી પણ મદિરાનું પાન કરે અથવા જે ક્ષત્રીય અથવા વૈશ્ય સોમપાન કરે તે ખય:પાન નામના નરકમાં પડે છે. ત્યાં યમદૂતો તે મનુષ્યના મુખમાં અગ્નિથી પીગળાવેલો લોઢાનો રસ રેડે છે. પોતેજ પોતાને ઉત્તમ માનનારો અધમ મનુષ્ય વિદ્યાવાળા, કુલીન, વર્ણાશ્રમના ધર્મવાળા તથા તપસ્વી માણસને માન નથી આપતો તે ક્ષાર કર્દમ નામના નરકમાં પડે છે. ત્યાં તેને ઉંધે મસ્તકે લટકાવે છે ને સંકટ ભોગવે છે. જે મનુષ્યો મનુષ્યનાં બળિદાનોથી પૂજન કરે છે ને જે સ્ત્રીઓ એ મારેલા માણસોને ખાય છે તેઓ રક્ષોગણ સભોજ નામના નરકમાં પડે છે. તે યમસ્થાનમાં તે લોકોએ મારેલા સઘળા માણસો એકત્ર થઇને કસાઈની પેઠે હથીઆરોની ધારાથી કાપીને તેઓનું રૂધિર પાન કરે છે, નાચે છે, ને નાના પ્રકારનાં ગાયનો કરે છે. અહીં માંસભક્ષી ભયંકર રાક્ષસો જેમ માણસોને પીડીને રાજા થાય છે તેમ ત્યાં એ લોકો તે માણસોને પજવીને રાજી થાય છે. હે નારદ ! જે મનુષ્યો વનમાં કે ગામમાં નિરપરાધી ને જીવવા ઈચ્છાવાળા પ્રાણીઓને વિશ્વાસના ઉપાયોથી વિશ્વાસ આપી પછી શૂળીમાં કે દોરા આદિમાં પરોવી રમકડાંની પેઠે માનીને દુ:ખ આપે છે તેઓ શૂલત્રોત નામના નરકમાં પડે છે. યમદૂતો તેઓને શૂળીમાં પરોવે છે ને ક્ષુધા તૃષાથી એ મનુષ્યો બહુ પીડાય છે. તીખી ચાંચવાળા કંક ને બગલા આદિ પક્ષીઓ તેઓને સર્વત્ર ટોલા માર્યા કરે છે. આથીએ પાપીઓ ઘણી રીતે પોતાનાં પાપો સંભારી પીડાય છે. સર્પાદિકની પેઠે કૂર સ્વભાવવાળા જે મનુષ્યો અન્ય પ્રાણીઓને ઉદ્વેગ કરે છે તેઓ દંદશૂક

---

* આ અધ્યાયમાં અવીચિ આદિ નરકોનું વર્ણન કરવામાં આવશે.

નામના નરકમાં પડે છે. ત્યાં પંચમુખી ને સપ્તમુખી સર્પો સર્વત્ર ઝડપ મારીને ઉંદરોની જેમ તેઓને ગળી જાય છે. જેઓ અહીં પ્રાણીઓને ખાઈઓમાં, ગુફાઓમાં, કોઠીઓમાં રૂંધાવે છે તેઓ અવટરોધ નામના નરકમાં પડે છે. ત્યાં તૈયાર ઉભેલા યમદૂતો એ પાપી લોકોને એવા જ ખાડાઓમાં હડસેલીને રૂંધાવીને વિષવાળા અગ્નિના ધૂમાડાથી મુંઝવે છે. જે ઘર ધણી દ્વિજજાતિનો પુરૂષ અનિતિ કે અભ્યાગતોની પર ક્રોધ કરીને જાણે તેઓને બાળી દેવા ઇચ્છતો હોય તેવી ક્રૂર નજરથી દેખે છે તે પર્યાવર્ત્તન નામના નરકમાં પડે છે. ત્યાં યમદુતો એને વજ્ર સરખી ચાંચવાળાં ગરંજ કંક કાગડા ને વટ આદિ પક્ષીઓ તે ક્રૂરદૃષ્ટિ પાપીઓની આંખોને બળાત્કારથી ઉખેડી લે છે. ધનના ગર્વવાળો, પોતાનેજ ઉત્તમ માનનારો, વક્ર દૃષ્ટિવાળો, સર્વમાં શંકાવાળો, ને સર્વ સ્થાનમાં ધનની આવજાવથી ચિંતાથી સુકાં હૃદય તથા મુખવાળો અધમ મનુષ્ય જંપીને બેસતોજ નથી ને યક્ષની પેઠે ધનરક્ષા કર્યા કરે છે તે માણસ સૂચીમુખ નામના નરકમાં પડે છે. નિંદિત કર્મોથી સૂચિમુખમાં પડેલા તે પાપી માણસને યમદૂતો દરજીઓથી પેઠે દોરાઓથી સઘળાં અંગોમાં સીવી લે છે. પાપકર્મ વાળા મનુષ્યોના વાસ્તે આ પ્રકારે યમપુરીમાં દુ:ખભોગનાં સ્થાનોરૂપ સેંકડો ને હજારો નરકો છે. હે નારદ ! એ સઘળાં નરકમાં અધમજનો કે જેમાંના કેટલાક વિષે મેં કહ્યું ને કેટલાએકનું કથન નથી કર્યું તેઓ પડે છે. આવા પ્રકારેજ ધર્મને આચરનારા લોકો સુખ આપનારાં સ્વર્ગોમાં ગતિ કરે છે. હે મહામુનિ ! મેં તમને ઉતમ સ્થાનની પ્રાપ્તિ કરાવનાર, ઘણા પ્રકારના સ્વધર્મો કહ્યા છે તોપણ તેઓમાં ભગવતીની મૂર્ત્તિની પૂજારૂપ ને ભગવતીનાં વિરાટ્ રૂપની પૂજારૂપ સ્વધર્મજ પ્રધાન છે કે જેનાં પાલન માત્રથી મનુષ્યની નરકમાં ગતિ થતી નથી. જે ભગવતીની પૂજા કરે છે તો તે ભગવતી તે ભક્તનો સંસારરૂપ સમુદ્રમાંથી ઉદ્ધાર કરે છે.૧-૩૧

**येनानुष्ठित मात्रेण नरो न नरकं व्रजेत् ।**
**सादेवी भवपाथोधे रुद्धर्त्री पूजिता नृणाम्॥३२**

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે અષ્ટમ સ્કધમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો*.

### દેવીના આરાધનના ઉપચારો.

**नारद उवाच—**

**धर्मश्च कीदृशस्तात देव्याराधन लक्षणः ।**
**कथमाराधिता देवी सा ददाति परं पदम् ॥१॥**

નારદ કહે છે—હે નારાયણ ! ભગવતીનાં આરાધનરૂપ ધર્મ કેવો છે ! કયાં સ્થળમાં ને કેવા સમયમાં આરાધના કરવાથી એ ભગવતી પરમ પદને આપે છે. તેમની આરાધનાનો શો પ્રકાર છે ! તથા કેવાં સ્તોત્રથી આરાધના થાય તો એ દેવી મહાઘોર નરકથી પ્રાણીનો ઉદ્ધાર કરનારી છે. નારાયણ વદે છે—હે નારદ ! હે વિદ્વદ્વર ! સ્વધર્મ પૂર્વક જેવાં આરાધનથી ભગવતી પ્રસન્ન થાય છે અને એ સ્વધર્મ જે પ્રકારનો છે એ વિષે હવે હું તમને કહું છું તો એકાગ્ર ચિત્તથી સાંભળો. ભગવતીની પૂજા થાય તો એ દેવી આ અનાદિ સંસારમાં ભયંકર સંકટ વિગેરેમાંથી રક્ષણ કરે છે. એ ભગવતીનાં પુજનનો પ્રકાર આવો છે. એકમના દિવસે ગાયનાં ઘીરૂપ નૈવેદ્યથી

* આ અધ્યાયમા દેવીના આરાધનના ઉપચારો વિષે કહેવાશે.

ભગવતીની પૂજા કરવી. બ્રાહ્મણને ઘી આપવું એથી મનુષ્ય સર્વદા રોગરહિત રહે છે. દ્વિતીયાને દિવસે સાકરના નૈવેદ્યથી પૂજા કરવી ને એ સાકર બ્રાહ્મણને આપવી. આમ કરવાથી દીર્ઘાયુષ્ય થવાય છે. તૃતીયાના દિવસે દુધના નૈવેદ્યથી પૂજન કરવું ને એ દુધ બ્રાહ્મણને આપીએ તો સઘળાં દુઃખ મટે છે. ચતુર્થીને દિવસે ભગવતીને પુડલાનું નૈવેદ્ય ધરે ને એ પુડલા વિપ્રને આપે તો વિઘ્નમાત્ર રહેતું નથી. પંચમીને દિવસે કેળાનું નૈવેદ્ય ધરી બ્રાહ્મણને આપે તો ઉત્તમ બુદ્ધિ થાય છે. છઠને દિવસે મધનું નૈવેદ્ય ધરીને બ્રાહ્મણને મધ આપે તો સુંદર કાન્તિ પ્રાપ્ત થાય છે. સપ્તમીના દિવસે ગોળનું નૈવેદ્ય ધરીને જો વિપ્રને આપે તો શોકપ્રાપ્તિ થાય નહીં. અષ્ટમીને દિવસે ટોપરાનું નૈવેદ્ય ધરી બ્રાહ્મણને આપે તો તાપ પ્રાપ્ત થાય નહીં. નવમીને દિવસે ચોખ્ખાનું નૈવેધ ધરી વિપ્રને આપે તો આ લોક તથા પરલોકમાં અધિક સુખની પ્રાપ્તિ થાય. દશમીના દિવસે કાળા તલનું નૈવેદ્ય ધરી વિપ્રને આપે તો યમલોકનો ભય નથાય એકાદશીને દિવસે દહીનુ નૈવેદ્ય ધરી બ્રાણને આપે તો ભગવતીની અત્યન્ત પ્રીતિ થાય. દ્વાદશીના દિવસે પવાનું નૈવેદ્ય ધરી બ્રાહ્મણને આપે તો ભગવતી બહુ રાજી રહે. ત્રયોદશીના દિવસે ચણાનું નૈવેદ્ય ધરી બ્રાહ્મણને આપે તો સંતાનની વૃદ્ધિ થાય. ચતુર્દશીના દિને સાથવાનું નૈવેદ્ય ધરી બ્રાહ્મણને આપે તો શિવને વહાલો થાય. પૂર્ણિમાના દિને ભગવતીને ક્ષીરનું નૈવેદ્ય ધરી બ્રાહ્મણને આપે તો સઘળા પિતૃઓનો ઉદ્ધાર થાય છે. ( અમાવાસ્યામાં પણ તેમજ) હે નારદ ! ભગવતીને પ્રસન્ન કરવા વાસ્તે તિથિના પદાર્થોથી હવન કરવો કે જેથી સઘળા સંકટો નાશ પામે છે. રવિવારને દિને દુધપાકનું, સોમવારે દુધનું, મંગળવારને દિને કેળાનું, બુધવારને દિવસે તાજા માંખણનું, ગુરૂવારે રાતી સાકરનું, શુક્રવારને દિવસે શ્વેત શર્કરાનું, ને શનીવારના દિવશે ગાયનાં ઘૃતનું નૈવેદ્ય ધરવું. હે નારદ ! હવે સત્તાવીશ નક્ષત્રોનાં નોખાં નોખાં નૈવેદ્યો કહું તે સાંભળો. ઘૃત, તલ, શર્કરા, દૂધ, મલાઈ, દહીંની મલાઈ, લાડુ, સુત્રફેણી, શક્કરપારા, કંસાર, પાપડ, ઘેવર, વડાં, ખજુરવાણું, પુરણપોળી, મધ, સુરણ, ગોળ, પવા, દ્રાક્ષ, ખર્જુર, રાજગરો, પૂડા, માખણ, મગના લાડુ, ને બીજોરૂં એ સત્યાવીશ નૈવેદ્યો નોખા નોખા નક્ષત્રોના દિવસોમાં ક્રમથી ધરવાં. હવે વિષ્કુંભ વિગેરે યોગમાં ધરવાનાં નૈવેદ્યો બતાવું તે સાંભળો કે જેઓથી ભગવતી પ્રસન્ન થાય છે. ગોળ, મધ, ઘી, દુધ, દહીં, છાશ, પૂડા, માંખણ, કાકડી, કોળું, લાડુ, ફનસ, કેળાં, જાંબુ, આંબા, તલ, નારંગી, દાડીમ, બોર, આમળાં, દુધપાક, પવા, ચણા, ટોપરૂં, લીંબુ, કસેરં ને સુરણ એ સત્યાવીશ નૈવેદ્યો યોગના દિનોમાં અનુક્રમે ધરવાં એમ વિદ્વાનોએ નિર્ણય કર્યો છે. હે નારદ ! હવે કરણોમાં કરવાનાં નોખાં નોખાં નૈવેદ્યો કહુ છું. કસાર, શક્કર પારા, સુત્રફેણી, લાડુ, પાપડ, લાડુ, ઘેવર, તિલ, દહીં ઘી અને મધ એ કરણોના દિવસોમાં ભગવતીને કરવાનાં નૈવેદ્યો જાણવાં. દેવી પ્રસન્ન થાય એવું બીજું વિધાન હવે તમને કહું છું તે સાંભળો. ચૈત્રમાસની શુક્લપક્ષની તૃતીયાના દિને મહુડાના વૃક્ષનું પુરૂષે પૂજન કરવું ને પાંચ માણસો જમે એટલે નૈવેદ્ય ધરવું. આ પ્રકારે બાર માસની શુદિ ત્રીજને દિવસે નોખાં નોખાં નૈવેદ્ય ધર-

વાની વિધિ બતાવું છું તે સાંભળો, વૈશાખમાં ગોળનું, જ્યેષ્ઠમાં મધનું, અષાઢમાં માખણનું, શ્રાવણમાં દહીનું, ભાદ્રમાસમાં સાકરનું, આશ્વિનમાં દુધપાકનું, કાર્તિકમાસમાં દુધનું, માર્ગશીર્ષમાં સુત્રફેણીનું, પૌષમાસમાં દહીની મલાઇનું, માઘમાસમાં ગાયના ઘીનું અને ફાલ્ગુન માસમાં ટોપરાનું નૈવેદ્ય મહુડાનાં વૃક્ષની પાસે ધરવું. આથી ભગવતી પ્રસન્ન થાય છે આવી રીતે બાર નૈવેદ્યોથી બારે માસમાં દેવીની પૂજા કરવી. મંગળા, વૈષ્ણવી માયા, કાલરાત્રી, દુરત્યયા, મહામાયા, મતંગી, કાળી, કમલવાસિની, શવા, સહસ્ત્ર ચરણા તથા સહસ્ત્રરૂપિણી એ બાર નામથી મહુડાના ઝાડમાં ભગવતીની પૂજા કરવી. પછી વ્રતની પૂર્ણતા વાસ્તે ઉજમણામાં ને સર્વ મનોરથો સિદ્ધ થવા સારૂ મહુડાના તરૂમાં વસેલાં મહેશ્વરી જગદમ્બિકાની આ પ્રકારે સ્તુતિ કરવી કે " કમળ સમાન નેત્રવાળાં, વિશ્વજનની, માહેશ્વરી, મહાદેવી ને મહામંગળ રૂપિણીને વાર વાર હું પ્રણામ કરૂં છું. સર્વોત્તમા, પાપનાશની, ઉત્તમ માર્ગ દર્શિકા, પરમેશ્વરી પ્રજાની ઉત્પત્તિ કરનારાં, પરબ્રહ્મરૂપ પદવી આપનારાં, મહોન્મત્ત, માનથી પ્રાપ્ત થનારાં, સર્વોત્કૃષ્ટ, મોટાં દેહવાળાં, મુનિગણોથી સેવાયેલાં ને સૂર્યની સાથે વિચરનારાં હે દેવી તમેજ છો હે લોકેશ્વરી! હે ચતુરા! હે પ્રલયકાળનાં મેઘ સરખાં! જય! જય! દેવતાઓ અને દાનવો મોહનાશ વાસ્તે તમનેજ પૂજે છે. યમલોકનો અભાવ કરનારાં, યમપૂજ્ય, યમનાં મોટાં બેન ને યમના દંડરૂપ તમેજ છો. હે પૂજવા યોગ્ય! હું તમને વાર વાર પ્રણામ કરૂં છું. સમસ્વભાવ વાળાં, સર્વેશ્વરી, સર્વ સંગરહિત, સંગનો નાશ કરનારાં, યથેષ્ટ રૂપોવાળાં, કરૂણારૂપ, કંકાલ સમાન ક્રૂર, કામાક્ષી, મીનાક્ષી, મર્મને તોડનારાં, મધુર રૂપવાળાં, ઓંકારથી પૂજાતાં, મહા મંત્રવાળાં, મંત્રથી પ્રાપ્ત થનારાં, નિદિધ્યાસ યોગથી રાજી રહેનારાં મનુષ્યના મનથી પ્રાપ્ત થનારાં ને સદાશિવનું પ્રિય ચાહનારાં આપજ છો. હે પીપળા વટવૃક્ષ, લીંબડા, આમ્રવૃક્ષ, કોઠ ને બોરડીનાં વૃક્ષમાં વસનારાં? હે ફનસ આકડા ને કેળ વિગેરે ક્ષીરવાળાં વૃક્ષોરૂપ! હે દુધેલાની વેલીમાં વસવા યોગ્ય! હે દયાયોગ્ય! હે અધિક કરૂણાવાળા! હે ચાતુર્ય ને કરૂણાની મૂર્તિ! હે સદાશિવને વહાલાં! જય હો જય હો." આમ પૂજા કર્યા પછી આ સ્તોત્રથી દેવીની સ્તુતિ કરવી. આ પ્રમાણે કરવાથી મનુષ્યને સર્વદા વ્રતનું સંપૂર્ણ ફળ મળે છે. જે મનુષ્ય દેવીને પ્રસન્ન કરનારાં આ સ્તોત્રનો પાઠ કરે છે તેને આધિ વ્યાધિ કે શત્રુનો ભય થાતો નથી. ધનની કામનાવાળાને ધન, ધર્મની ઈચ્છાવાળાને ધર્મ, કામની ઈચ્છા વાળાને કામ ને મુમુક્ષુને મોક્ષ પ્રાપ્ત થાય છે. આ સ્તોત્રનો પાઠ કરવાથી બ્રાહ્મણને વેદબોધ થાય છે, ક્ષત્રીય વિજય મેળવે છે, વૈશ્યને પુષ્કળ ધન ધાન્યાદિ મળે છે. તથા શુદ્રને સુખાદિકની પ્રાપ્તિ થાય છે. જે મનુષ્ય શ્રાદ્ધ કાળમાં એકાગ્રતાથી આ સ્તોત્રનો પાઠ કરે તેના પિતૃઓને એક કલ્પ સુધીની અક્ષય તૃપ્તિ થાય છે. આ પ્રકારે દેવતાઓથી વખણાતાં દેવીની આરાધના વિષે મે તમને કહ્યું કે જેના અનુષ્ઠાનથી મનુષ્યને દેવીના લોકની પ્રાપ્તિ થાય છે. હે નારદ! ભગવતીની પૂજાથી સઘળા મનોરથો સિદ્ધ થાય છે, સઘળાં પાપો નાશ પામે છે ને આખરે વિશુદ્ધ મતિ પ્રકટે છે. હે બ્રહ્માના પુત્ર! જગદંબાની કરૂણાથી સર્વ સ્થાનમાં પૂજપાત્ર તથા જે માનને છે

ધન માનનારા છે તે લોકોમાં માનપાત્ર મનાય છે. મહા માયાના પ્રસાદવાળો મનુષ્ય સ્વપ્નમાં પણ નરકનો ભય જોતો નથી ને તેના પુત્ર પૌત્ર આદિ વંશની અભિવૃદ્ધિ થાય છે. ભગવતીના ભક્તનું સર્વત્ર સર્વથા કલ્યાણજ થાય છે એમાં કશી પણ શંકા નથી. આ પ્રમાણે તમને એવું સાધન મેં બતાવ્યું કે જેથી કદીપણ નરકમાં પડવાનું ન બને. ભગવતીની પૂજા સર્વ પ્રકારે કલ્યાણ કરનારી છે. હે મુનિ! ચૈત્ર માસની કહેલી રીતિ અનુસાર જે મનુષ્ય માસોના અનુક્રમથી મહુડાના વૃક્ષમાં ભગવતીની સંપૂર્ણ પૂજા કરે તેને રોગની પીડા આદિ લેશમાત્ર પણ ભય નથી થતો. હે દોષ રહિત મુનિ! ધારેશ્વરી આદિ પાંચ પ્રકૃતિઓ વિષે જેમ કહ્યું તેમ હવે નામથી, રૂપથી તથા ઉત્પત્તિથી જગતને આનંદ ઉપજાવનારી બીજી પાંચ પ્રકૃતિઓ વિષે તમારી પાસે હું કથા કરીશ. આશ્ચર્ય આપનારી મુક્તિદાયિની એ પાંચ પ્રકૃતિઓ વિષે કથા અને માહાત્મ્ય સહિત વર્ણન કરૂં છું તે સાંભળો. ( મનુ વિગેરે ભગવતીને કેમ પૂજે છે! કયા કયા સ્થળમાં કયા કયા રૂપથી પૂજે છે! સદાચાર કેવા પ્રકારનો છે? જે વિરાટ મૂર્ત્તિ કેવી છે? એ ચાર પ્રશ્નો આ અષ્ટમ સ્કન્ધની શરૂઆતમાં ઉપસ્થિત થયા હતા તેમાંથી નારાયણ ને નારદજીના સંવાદના નિમિત્તથી ચોથા પ્રશ્નનો સંપૂર્ણ ને બીજા પ્રશ્નનો પણ કાંઈક ઉત્તર અપાઈ ગયો છે ને હવે નવમા સ્કંધમાં બીજા પ્રશ્નનો સંપૂર્ણ ઉત્તર અપાશે ને દશમા સ્કન્ધમાં પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવામાં આવશે. ॥ ૧–૬૯ ॥

**साख्यानं च समाहात्म्यं प्रकृतेः पंचकं मुने।**
**कुतूहलकरं चैव शृणु मुक्ति विधायकम् ॥६९॥**

ઇતિશ્રી અઢાર હજાર શ્લોકોવાળી શ્રીમદ્ દેવી ભાગવત પુરાણ સંહિતા વિષે અષ્ટમ સ્કંધમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ

આ અષ્ટમ સ્કંધમાં વ્યાસ મુનિએ સંખ્યા રચી છે.

---



## श्रीमद् देवी भागवत भाषांतर



## अष्टम स्कंध—समाप्त

### श्रीमद्

# देवी भागवत भाषांतर.

## नवम स्कन्ध

### અધ્યાય ૧ લો.*

### શક્તિઓનું વર્ણન.

**श्रीनारायण उवाच-**

**गणेशजननी दुर्गा राधा लक्ष्मी सरस्वती ।**
**सावित्री च सृष्टि विधौ प्रकृति पंचधास्मृता॥१॥**

નારાયણ વદે છે—ગણેશની માતા દુર્ગા, રાધા, લક્ષ્મી, સરસ્વતી, તથા ગાયત્રી એમ સૃષ્ટિના ઉપકાર વાસ્તે પ્રકૃતિ પાંચ પ્રકારની થયેલી છે. ( પૂર્વાપર વિરોધ આવે ત્યાં એમ સમજવુ કે વિરોધ સૃષ્ટિનુ મિથ્યાપણું સિદ્ધ કરી આપે છે જેથી વિરોધ દૂષણરૂપ નથી પણ ભૂષણરૂપ છે ) નારદમુનિ કહે છે—હે નારાયણ ! આ પ્રકૃતિ શું નિમિત્તે પચ પ્રકારની થઇ છે ? પ્રકૃતિ પોતે જડ છે કે ચેતન છે ? એનુ લક્ષણ શુ છે ? તેના કેવી રીતે પાંચ ભેદો છે ! સઘળા પ્રકૃતિના પ્રકારોરૂપ અવતારો, તેની પૂજાના પ્રકારો ને ઉપાસનાથી થતાં ફળવિષે વાત કરો. આ પ્રકૃતિઓ કોના અવતારરૂપ છે ? આ પ્રકૃતિઓ કયાં સ્થાનમાં વસે છે એ વિષે સઘળું મને તમારે કહેવું જોઇએ. નારાયણ મુનિ વદે છે—આ પ્રકૃતિ અનાદિ અનિર્વચનીય છે તેથી આપણે અલ્પમતિવાળા હોવાથી સંપૂર્ણ રીતે તેનું લક્ષણ કોણ કહેવા સમર્થ છે ? કોઇ પણ નથી તોપણ ધર્મના મુખદ્વારા મેં જે કાંઈ શ્રવણ કર્યું છે તે કહીશ. प्र નામ ઉત્તમ ને कृति નામ સૃષ્ટિ અર્થાત્ જે દેવી સૃષ્ટિમાં મુખ્ય છે તેને પ્રકૃતિ કહેવાય અથવા તો प्र એટલે ઉત્તમ સત્વગુણ ને कृ એટલે રજોગુણ ને ति એટલે તમોગુણ અર્થાત્ અપાર શક્તિવાળી સૃષ્ટિ કરવામાં મુખ્ય જે ત્રણે ગુણોની સામ્યાવસ્થા છે તે પ્રકૃતિ કહેવાય છે અથવા તો प्र નામ પ્રથમ ને कृति એટલે સૃષ્ટિથી પૂર્વકાળમાં જે ભગવતી છે તે પ્રકૃતિ કહેવાય છે. પૂર્વોક્ત ત્રણ અર્થોવાળી પ્રકૃતિની સંયુક્ત આત્મા બે રૂપનો થયો તેમાં જે દક્ષિણ અર્દ્ધ ભાગ તે પુરૂષ છે ને વામ અર્દ્ધ ભાગ છે તે પ્રકૃતિ વદાય છે. અગ્નિમાં અગ્નિની દાહશક્તિ જેમ અગ્નિથી અળગી રહેતી નથી પણ પરબ્રહ્મરૂપેજ

* આ અધ્યાયમાં શક્તિઓ વિષે વર્ણન કરવામાં આવશે.

રહે છે. તેમ એ પ્રકૃતિ પણ પરબ્રહ્મથી અળગી રહેતી નથી પણ પરબ્રહ્મરૂપેજ રહી છે. આ પ્રકૃતિનું સ્વરૂપ અનાદિ છે તથા મોક્ષપર્યન્ત રહેનારૂ છે. જેવો આત્મા છે તેવીજ તેની શક્તિ છે. હે નારદ ! આ સઘળું બ્રહ્મરૂપ છે ને એ રૂપે કરી નિત્ય તથા સત્ય છે વાસ્તે વિવેકી જનો પ્રકૃતિ અને આત્મામાં ભેદ દેખતા નથી. શ્રીકૃષ્ણ કે જે ગોપાળ સુંદરી બોલાય છે તેને ઉત્પન્ન કરવાની પરત્માની ઈચ્છા થતાં તે મૂળ પ્રકૃતિ શ્રીકૃષ્ણરૂપે સત્વર પ્રકટ થઈ ને પછી પરમાત્માની આજ્ઞાનુસાર નાના પ્રકારનાં સૃષ્ટિનાં કાર્યો કરવા સારૂ તેમજ ભક્તોપર અનુગ્રહ કરવા સારૂં એ પ્રકૃતિ પાંચ પ્રકારની થઇ. ભકતો ભકતોઉપર અનુગ્રહ કરવાવાસ્તેજ પ્રકૃતિનુ સ્વરૂપ ખાસ કરી પ્રાદુર્ભાવ પામે છે. ગણેશની માતા દુર્ગા, શિવરૂપ, શિવને વહાલાં ને પૂર્ણ બ્રહ્મસ્વરૂપ છે. બ્રહ્મા વિગેરે દેવતાઓ મુનિઓ ને મનુઓ એમની ઉપાસના તથા સ્તુતિઓ ગાય છે. નારાયણ તથા વિષ્ણુ માયા નામથી ઓળખાતાં એ દુર્ગાદેવી સર્વેશ્વરી, સર્વસ્વરૂપ, અનાદિ, અખંડિત ધર્મવાળાં, પવિત્ર કીર્તિવાળાં, યશ અને મંગલને આપનારાં, સુખ, મોક્ષ તથા હર્ષને આપનારાં, શોક વ્યાધિ તથા દુઃખનો ક્ષય કરનારાં, શરણાગત રાંક તથા દુઃખી મનુષ્યોનાં રક્ષણમાં પરાયણ, તેજ સ્વરૂપ, સર્વોત્તમ, સમષ્ટિ ને વ્યષ્ટિનાં અન્તઃકરણોનાં અધિષ્ઠાતા, સર્વ શક્તિ સ્વરૂપ સર્વદા ઈશ્વર શક્તિરૂપ, સિદ્ધજનોનાં ઈશ્વરી અને સિદ્ધરૂપા છે. સિદ્ધિદાતા, સિદ્ધિસ્વરૂપ, ઈશ્વરી, બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, તૃષા, છાયા, તન્દ્રા, દયા, સ્મૃતિ, જાતિ, ક્ષમા, ભ્રાન્તિ, શાંતિ, કાન્તિ, ચેતના, તુષ્ટિ, પુષ્ટિ લક્ષ્મી, ધૃતિ અને માયારૂપ પણ એજ દુર્ગાદેવી છે. પરમાત્મા શ્રીકૃષ્ણની સર્વ શક્તિરૂપ દુર્ગાદેવીનો મહિમા વેદમાં બહુ પ્રકારે ગાયો છે તેનું શાસ્ત્રાનુસાર સંક્ષેપથી મેં વર્ણન કર્યું. દુર્ગાદેવી અંતરહિત હોવાથી તેમના ગુણો પણ અનંત છે. આ પ્રથમ શક્તિ વિષે વાત કહી ને હવે બીજી શક્તિ વિષે વાત સાંભળો. શુદ્ધ સત્વગુણરૂપ લક્ષ્મીદેવી પરમાત્માની બીજી શક્તિરૂપ છે. એ લક્ષ્મી સઘળી સંપત્તિરૂપ, સર્વ સંપત્તિઓનાં અધિષ્ઠાતા, શુશોભિત, જીતેન્દ્રિય, શાન્ત, સુશીલ, સર્વ મંગળરૂપ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, ને અહંકારથી રહિત, ભકતોપર પ્રેમી, પતિપર પ્રેમ રાખનારાં, સઘળી સ્ત્રીઓથી અધિક, પતિવ્રતા, ભગવાનને પ્રાણથી પણ વહાલાં, પ્રિય બોલનારાં, સઘળાં ધાન્યોરૂપ, ક્રીડા કરનારાં, તથા જીવનના ઉપાય રૂપ છે. આ સતી મહાલક્ષ્મી વૈકુંઠમાં વસે છે ને પતિસેવા કર્યા કરે છે. સ્વર્ગમાં દેવલક્ષ્મીરૂપ, રાજાઓમાં રાજલક્ષ્મીરૂપ, ગૃહસ્થાશ્રમીઓના ઘરમાં ગૃહલક્ષ્મીરૂપ, પ્રાણીમાત્રમાં તથા પદાર્થોમાં શોભારૂપ, મનોહર, પુણ્યાત્માઓની પ્રીતિરૂપ, રાજાઓમાં કાન્તિરૂપ, વેપારીઓના વેપારરૂપ, પાપીઓના અંકુરરૂપ, દયારૂપ, સર્વના માનપાત્ર, સર્વનાં માનપાત્ર, સર્વના પૂજ્ય વેદમાં ગવાયેલાં ને સઘળાઓએ પ્રણામ કરવા યોગ્ય એ મહાલક્ષ્મી છે. આ બીજી શક્તિ વિષે વાત કહી. હવે ત્રીજી શક્તિ વિષે સાંભળો. સઘળી વિદ્યારૂપ જે સરસ્વતી દેવી છે તે પરમાત્માની ત્રીજી શક્તિ છે. એ સરસ્વતી સર્વનાં વાણી બુદ્ધિ જ્ઞાન તથા વિદ્યાનાં અધિષ્ઠાતા છે. આ દેવી બુદ્ધિરૂપ, કવિતારૂપ, ગ્રંથ ધારણના સામર્થ્યરૂપ, વિષયના સ્ફુરણરૂપ, નાના પ્રકારના નોખા નોખા સિદ્ધાન્તોના અર્થની સમજુતીરૂપ, વ્યાખ્યાજન્ય બોધરૂપ, સઘ-

ળા સંદેહોને ભાગનારાં, વિચાર કરનારાં, ગ્રંથો રચનારાં, શક્તિરૂપ સ્વરસહિત ગાયનના અનુસંધાનથી થતા તાલને પ્રતિપાદન કરનારાં, શાસ્ત્રને રચનારાં વિષયોના જ્ઞાનરૂપ, વાણીરૂપ, સર્વ જીવોને જીવાડનારાં, વ્યાખ્યા વિષયક વાદ કરનારાં, શાન્ત, વીણા તથા પુસ્તકને ધારણ કરનારાં, શુદ્ધ સત્વસ્વરૂપ, સુંદર સ્વભાવવાળાં, વિષ્ણુને વહાલાં, હિમ, ચંદન મોગરાનાં પુષ્પ, ચંદ્ર, કુમુદ તથા શ્વેત કમળ સરખાં, રત્નોની માળાથી પરમાત્મા શ્રીકૃષ્ણનું પૂજન કરતાં, તપસ્વરૂપ, તપસ્વીઓને તપનુ ફળ આપનારાં, સિદ્ધ વિદ્યાસ્વરૂપ, સર્વદા સઘળી સિદ્ધિઓ આપનારાં ને જેમના વિના બ્રાહ્મણો સર્વદા મૂઢ ને મુએલા સરખા રહેછે એવાં છે. આ વેદોક્ત ત્રીજી શક્તિ વિષે કથન કર્યું ને હવે યથાશાસ્ત્ર ચોથી શક્તિ વિષે કહું છું તે સાંભળો. ચાર વર્ણ, વેદ, વેદાંગ ને સંધ્યાવંદનના મંત્રોની માતારૂપ જે ગાયત્રી છે તે પરમાત્માની ચોથી શક્તિ કહેવાય છે. આ ગાયત્રી તંત્રોમાં વિચક્ષણ દ્વિજજનોની જાતિરૂપ, જપરૂપ, તપરૂપ, બ્રહ્મણ્ય જનોનાં તેજરૂપ સઘળા સંસ્કારરૂપ, પવિત્રરૂપ, સાવિત્રી નામવાળાં, બ્રહ્માને વહાલાં, શુદ્ધ સ્ફાટિક સમાન, શુદ્ધ સત્વરૂપ, પરમાનંદ સ્વરૂપ, ઉત્તમ સનાતન પરબ્રહ્મસ્વરૂપ, મુક્તિપદ આપનારાં, બ્રહ્મતેજમય, ચિદાભાસનાં અધિષ્ઠાતા ને જેના સ્પર્શને પોતાની શુદ્ધિ વાસ્તે તીર્થો પણ ઇચ્છે છે અને જેના ચરણની રજથી સઘળું જગત્ પવિત્ર થાય છે એવાં છે. હે નારદમુનિ ! આ ચોથી શક્તિ વિષે વાર્તા કહી ને હવે પાંચમી શક્તિ વિષે કહું છું તે સાંભળો. પાંચ પ્રાણોરૂપ રાધા છે તે પરમાત્માની પાંચમી શક્તિ છે. આ રાધા શક્તિ પાંચે પ્રાણોના અધિષ્ઠાતા પતિને સઘળી સ્ત્રીઓથી અધિક વહાલાં સર્વોત્તમ રૂપવાળાં સર્વમાં જોડાયેલાં સૌભાગ્યમાન તથા મોટાઈવાળાં, પરમાત્માનાં વામ અર્ધ અંગરૂપ, ગુણતેજમાં શ્રીકૃષ્ણના સરખાં કાર્ય કારણરૂપ, સારરૂપ, ઉત્તમ, આદિ સનાતન, પરમાનંદસ્વરૂપ, ધન્ય, માનપાત્ર પૂજા પામેલા, પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રની રાસલીલાનાં નાયકરૂપ, રાસમંડળ વાસ્તે પ્રકટ થયેલાં રાસમંડપમાં શોભતાં, રાસનાં ઈશ્વરી મહારસિક, રાસ સ્થાનમાં વસનારાં, ગોલોક વાસિની, ક્રીડા કરનારાં, ગોપીઓને ઉત્પન્ન કરનારાં, પરમાનંદરૂપ, સંતોષ તથા હર્ષરૂપ નિર્ગુણ, નિરાકાર, લેપ રહિત, આત્મારૂપ, ક્રિયા રહિત, અહંકાર રહિત તથા ભક્તોપર કરૂણા કરવા અવતાર ધરનારાં છે. આ રાધા દેવીને વિચક્ષણ લોકો વેદાનુસારિ ધ્યાનથી જાણે છે. મોટા મોટા મુનિઓ તથા દેવતાઓએ પોતે સમર્થ છતાં રાધાશક્તિને જોયેલાં નથી. તેઓ અગ્નિમાં નાંખતાં પણ બળે નહી એવાં વસ્ત્રો ધારણ કરે છે. નાના પ્રકારના અલંકારોથી શણગારેલાં રહે છે. કોટિ ચંદ્રના સમાન કાન્તિથી સંપૂર્ણ સઘળાં સૌન્દર્યવાળા એમનો સુંદર દેહ છે. ખાસ કરીને શ્રીકૃષ્ણનુ ભજન ને દાસીપણુ તેઓ કર્યા કરે છે. તેઓ સઘળી સંપત્તિઓને આપનારાં છે. વારાહ કલ્પમાં આ રાધાશક્તિ વૃષભાનું નામના ગોવાળીયાની પુત્રી થયાં હતાં. એમના ચરણકમળના સ્પર્શથી આ પૃથ્વી પવિત્ર થઈ છે. બ્રહ્માદિ દેવતાઓએ પણ કોઈવાર નહી દીઠેલાં આ રાધા શક્તિ ભરતખંડમાં વૃંદાવનમાં સૌ કોઈના જોવામાં આવ્યાં હતાં. સઘળી સુંદર સુંદરીઓના સારમાંથી કેમ જાણે પ્રકટયં હોય નહી તેવાં આ રાધાદેવી જેમ નવાં વાદળાંવાળા આકાશમાં ચ-

પળ વીજળી શોભે છે તેમ શ્રીકૃષ્ણના વક્ષસ્થળમાં શોભે છે. પૂર્વે એમનાં ચરણપદ્મના દર્શન વાસ્તે બ્રહ્મદેવે પોતાની શુદ્ધિ સારૂ સાઠ હજાર વર્ષ પર્યન્ત ઉગ્ર તપકર્યું હતું તોપણ તેમનાં દર્શન સ્વપ્નમાં પણ થયાં ન હતા તો પછી પ્રત્યક્ષ દર્શનની તો શી વાર્તા કરવી ! એના એજ બ્રહ્માએ તપસ્યા કરી એમને પૃથ્વીમાં વૃંદાવનની ભૂમિમાં દીઠાં હતાં આ રાધા નામથી વખણાતાં પરમાત્માની પાંચમી શક્તિ વિષે વાત કહી. આ પાંચ ઉપરાંત બીજી પણ કેટલીક શક્તિરૂપ દેવીઓ છે. તેઓમાંની કેટલીક પ્રકૃતિના અરધા અંશરૂપ, કેટલીક કળારૂપ કેટલીક કળાના અંશરૂપ અને કેટલીક તો કળાના અંશના પણ અંશરૂપ છે. પ્રાણીમાત્રમાં જે દેવીઓ છે ને જે સ્ત્રીઓ છે તે સઘળી પ્રકૃતિના સ્વરૂપભૂત છે. પૂર્વોક્ત પાંચ દેવીઓ કે જેઓ પ્રકૃતિના પૂર્ણાવતારરૂપ છે તેઓની કથા મે તમને કહી ને હવે જેઓ પ્રકૃતિના અંશરૂપ છે તેઓ વિષે તમને કહુ છું. સાંભળો. ત્રૈલોક્યને પાલન કરનારાં, વિષ્ણુના દેહથી પ્રકટેલાં, દ્રવરૂપને જે સનાતન ગંગાજી છે તે મૂળ પ્રકૃતિના અંશરૂપ છે. આ ગંગા દેવી પાપીઓનાં પાપરૂપ કાષ્ઠોને બાળવાને પ્રજ્વલિત અગ્નિરૂપ છે, સ્નાન પાનમાં સુખવાળા સ્પર્શવાળાં છે, મોક્ષદાતા છે, ગોલોકપર જવાને સોપાન પંક્તિરૂપ છે, પવિત્ર છે, નદીઓમાં ને તીર્થોમાં સર્વોત્તમ છે, સદાશિવના મસ્તકપર જયરૂપ, મેરૂપર મોતીની પંક્તિ હોય તેવાં છે, ભરતખંડમાં તપસ્વીઓને સત્વર તપસિદ્ધિ આપનારાં છે, શશી, સરોજ, તથા ક્ષીર જેવાં ધોળાં છે, શુદ્ધ સત્વસ્વરૂપ છે, નિર્મળ છે, અહંકાર રહિત છે, સુશીલા છે. તથા નારાયણને વહાલાં છે. તુલસીજી પણ મૂળ પ્રકૃતિના અંશરૂપ છે. આ તુલસી વિષ્ણુનાં પત્ની છે, વિષ્ણુના ભૂષણરૂપ છે, વિષ્ણુના ચરણમાં વસે છે, સતી છે, તપ સંકલ્પ ને પૂજા વિગેરે અનેક સુકર્મોને સફળ કરનારાં છે, પુષ્પોમાં સારરૂપ છે, પવિત્ર તથા પુણ્યદાતા છે, દર્શન ને સ્પર્શનથી સત્વર મોક્ષ આપનારાં છે ને કળિયુગના દોષોરૂપ સુકાં કાષ્ઠોને બાળવામાં પ્રબળ અગ્નિ સરખાં છે. એમના ચરણ કમળના સ્પર્શથી પૃથ્વી સત્વર પાવન થાય છે. પોતાની શુદ્ધિ થવા તીર્થો પણ એ તુલસીનાં દર્શન સ્પર્શનની ઈચ્છા રાખે છે. તુલસી વિના સઘળાં કર્મો લોકોમાં નિષ્ફળ કહેવાયછે. મુમુક્ષુને મોક્ષદાતા ને કામીઓને કામદાતા કલ્પવૃક્ષસમાન એ મહાદેવી તુલસી ભરતખંડની પ્રજાઓને પ્રસન્ન કરવા સારૂં ભરતખંડમાં વૃક્ષરૂપે ઉત્પન્ન થયેલાં છે. કશ્યપની પુત્રી મનસા પણ મૂળ પ્રકૃતિના અંશરૂપ છે. એ મનસા દેવી સદાશિવની વહાલી શિષ્યા છે, મહાજ્ઞાનમાં વિચક્ષણ છે. નાગોના અધિપતિ શેષનારાયણની ભગિની છે. નાગલોકોથી પૂજિતા છે, નાગેશ્વરી છે, નાગમાતા છે, નાગોની ગતિ છે, મોટા મોટા નાગ સમુદાયવાળી છે, નાગરૂપ અલંકારોથી શણગારેલી છે, મોટા નાગલોકો જેને અભિવંદે છે, સિદ્ધા છે, યોગ સંપન્ના છે, નાગશયની છે, વિષ્ણુરૂપ છે, વિષ્ણુભક્ત છે, વિષ્ણુનાં પૂજનમાં તત્પર છે, તપરૂપ તપફળ દાતા ને તપસ્યા કરનારી છે. તે દેવીએ ત્રણ લક્ષ વર્ષ પર્યન્ત વિષ્ણુ ઉપર તપ કરીને તપસ્વીઓમાં અને તેમની સ્ત્રીઓમાં પવિત્રતા તથા પૂજ્યતમપણું પ્રાપ્ત કર્યું છે. એ મનસા દેવી સઘળા મંત્રોની અધિષ્ઠાતા છે, બ્રહ્મતેજથી પ્રદીપ્ત છે, બ્રહ્મસ્વરૂપ છે, ઉત્તમ છે, બ્રહ્મના ધ્યાનયોગમાં તત્પર છે, કૃષ્ણના અંશરૂપ જ-

રત્કારૂ નામના ૠષિની પત્ની છે, પતિવ્રતા છે, તથા તપસ્વી વર્ય મુનિશ્રી આસ્તિકની માતા છે. હે નારદ ! દેવસેના નામે વખણાતી દેવી પણ મૂળપ્રકૃતિના અંશરૂપ છે. એ દેવસેનાની માતૃકાઓમાં પુજા થાય છે, તે પ્રકૃતિના છઠ્ઠા ભાગરૂપ છે તેથી ષષ્ઠી દેવી પણ કહેવાય છે, પુત્ર પૌત્રાદિ વંશને ત્રૈલોકની માતા છે. બાળકોના સ્થાનમાં વસે છે, ઉત્તમા છે, વૃદ્ધા છે, ને યોગ કરનારી છે, લોકોએ બારે માસમાં એ દેવીનું પૂજન કરવું જોઈએ પણ તેમ ન બને તો સૂતિકાગૃહમાં બાળકના જન્મના છઠ્ઠે દિવસે કે એકવીશમે દિવસે તેની પૂજા કરવી તેથી કલ્યાણ થાય છે. એ દેવીને મુનિઓ વંદે છે. પોતે પૂર્ણકામ જગત્‌માં શ્રેષ્ઠ માતૃકારૂપ, દયારૂપ, સર્વદા રક્ષિકા, ને જળ-સ્થળ ને અંતરિક્ષમાં જ્યાં જ્યાં બાળકનાં સ્થાનકો હોય ત્યાં વસે છે. જેને આપણે મંગળ ચંડી કહીએ છીએ તે પણ મૂળ પ્રકૃતિના અંશરૂપ છે. એ દેવીના મુખમાંથી પ્રકટી છે. હમેશાં સઘળાં મંગળ દેનારી છે, સૃષ્ટિમાં મંગળરૂપ છે, તથા સંહારમાં કોપરૂપ છે તેથી તેને વિદ્વાનો મંગળ ચંડી કહે છે. મનુષ્યોએ પ્રત્યેક મંગળવારના દિવસે તેની પૂજા કરવી જોઈએ. એ મંગળ ચંડી દેવી પુત્ર પૌત્ર ધન ઐશ્વર્ય યશ તથા સુખને આપનારી છે, પ્રસન્ન થઈ હોય તો સર્વ સ્ત્રીઓની સઘળી કામનાઓ પૂર્ણ કરનારી છે, કોપે તો પલવારમાં પૃથ્વીનો સંહાર કરવાને સમર્થ છે ને મહાશક્તિવાળી છે. જેને કાળી કહીએ છીએ તે પણ મૂળ પ્રકૃતિના અંશરૂપ છે. આ દેવી કમળનયની છે, શુંભ નિશુંભના સંગ્રામમાં દુર્ગાના લલાટમાંથી પ્રકટેલી છે, મૂળ પ્રકૃતિના અર્દ્ધ અંશરૂપ છે, છતાં ગુણ ને તેજમાં તો તે સરખીજ છે, કોટિ સૂર્યના સમાન તેજસ્વી છે, હૃષ્ટ પુષ્ટ ને પ્રજ્વલિત કાયાવાળી છે, સર્વ શક્તિઓમાં પ્રધાન છે, ઉત્તમા છે મહા બળવાળી છે, સૌ સિદ્ધિઓ આપનારી છે, ક્રીડા કરનારી છે, પ્રબળ છે, યોગરૂપ છે, શ્રીકૃષ્ણની ભક્ત છે, તેજ પરાક્રમ ને ગુણમાં કૃષ્ણ સરખી છે, કૃષ્ણના ધ્યાનને લીધે સર્વદા કાળા રંગવાળી છે, નિશ્વાસ મૂકવા માત્રથીજ સમસ્ત બ્રહ્માંડોનો સંહાર કરવા શક્તિવાળી છે, છતાં લોકોને ખુશી કરવા ક્રીડાથી દાનવો સાથે યુદ્ધ કરે છે, પૂજા કરતાં તે કાળી ધર્મ અર્થ કામ ને મોક્ષને આપનારી છે તથા બ્રહ્મા મુનિઓ મનુષ્યો ને મનુઓ તેની સ્તુતિ કર્યા કરે છે. સર્વના આધારરૂપ તથા સર્વ ધાન્યવાળી જે પૃથ્વી કહેવાય છે તે પણ મૂલ પ્રકૃતિના અંશભૂતજ છે. એ પૃથ્વી રત્નોની ખાણરૂપ છે. ગર્ભમાં રત્નોવાળી છે, તમામ સમુદ્રોના આધારરૂપ છે, સર્વદા પ્રજાએ તથા પ્રજાપતિઓએ વંદન પૂર્વક પૂજેલી છે ને સર્વની આજીવિકારૂપ છે. એ પૃથ્વી સઘળી સંપત્તિઓ આપનારી ને જેના વિના આ ચરાચર જગત્ નિરાધાર થઈ જાય તેવી છે. હે નારદ ! હવે જે મૂલ પ્રકૃતિની કળાઓ છે. એ વિષે વાત કહું છું તે સાંભળજો. તે કળાઓમાં જેની જેની જે સ્ત્રી છે તે પણ કહીશ તે સાંભળો. સ્વાહા કહેવાતી અગ્નિની સ્ત્રી છે. એ અગ્નિપત્ની સ્વાહાની લોક માત્રમાં પૂજા થાય છે. સ્વાહાના ઉચ્ચાર વિના દેવતાઓ હવિને લેવા શક્તિવાળા નથી. જેને દીક્ષા ને દક્ષિણા કહીએ છીએ તે યજ્ઞની પત્નીઓ છે. એઓની સર્વત્ર પૂજા થાય છે. એઓના વિના યજ્ઞ સંબંધી સઘળાં કાર્યો નિષ્ફળ થાય છે. જેને સ્વસ્તિ કહીએ છીએ તે વાયુદેવની સ્ત્રી

છે ને તેની સર્વત્ર પૂજા થાય છે. તેના ઉચ્ચાર વિના દાન ને પ્રતિગ્રહ વૃથા જાય છે. જેને સ્વધા કહીએ છીએ તે પિતૃઓની સ્ત્રી છે ને મુનિઓ મનુઓ ને મનુષ્યો તેની પૂજા કરે છે. સ્વધાના ઉચ્ચાર વિના પિતૃઓને અર્પાયેલુ સઘળું નિષ્ફળ થાય છે. જેને પુષ્ટિ કહીએ છીએ તે ગણપતિની પત્ની છે ને તે સર્વત્ર પૂજાય છે કારણ કે તેના વિના પુરૂષો ને સ્ત્રીઓ ક્ષીણ થાય છે. જેને તુષ્ટિ કહીએ છીએ તે અનંતની સ્ત્રી છે ને તે સર્વત્ર પૂજાય છે કારણ કે તેના શિવાય સર્વત્ર સૌ કોઈ જગત્માં સંતુષ્ઠ થતા નથી. જેને સંપત્તિ કહીએ છીએ તે ઈશાનની સ્ત્રી છે ને દેવ તથા મનુષ્યો તેની પૂજા કરે છે કારણ કે એના વિના તો જગત્માં સૌ લોકો દરિદ્રિ થાય છે. જેને ધૃતિ કહીએ છીએ તે કપિલની સ્ત્રી છે. સર્વત્ર સૌ લોકો તેને પૂજે છે કેમકે તેના વિના કોઈ પણ ધૈર્ય ધરી શકતુ નથી. સતી નામથી કહેવાતી સત્યની સ્ત્રી છે. જગત્માં મુક્ત પુરૂષો એની પૂજા કરે છે ને એનાપર પ્રીતિ રાખે છે કારણ કે તેના વિના લોકોમાં પરસ્પર સ્નેહભાવના પ્રકટતી નથી. દયા નામથી વખણાતી મોહની સ્ત્રી છે કે જે ભલી પૂજાએલી ને લોકોને વહાલી છે કારણ કે એના વિના સર્વત્ર સૌને નિષ્ફળતા થાય છે. પ્રતિષ્ઠા નામથી વખણાતી પુણ્યની પત્ની છે કે જે સર્વદા સુપૂજિત ને પુણ્યપ્રદાતા છે કારણ કે તેના વિના સઘળું જગત્ જીવવા છતાં મુઆ સરખુ થાય છે. જેનું નામ કીર્તિ છે તે સુકર્મની સ્ત્રી છે કે જે ભાગ્યશાળીઓથી સુપૂજિત તથા સિદ્ધિવાળી છે ને એ વિના આ સઘળું જગત્ મુડદા સરખુ ને યશહીન દેખાય છે જેને આપણે ક્રિયા નામથી બોલીએ છીએ તે ઉદ્યોગની પત્ની છે કે જે સર્વ માન્ય ને સર્વથી સુપૂજિત છે કેમકે તેના વિના સઘળું જગત્ વિધિ રહિત બને છે. મિથ્યા નામથી બોલાતી અધર્મની સ્ત્રી છે કે જે સઘળા ધુર્ત્ત લોકોથી પૂજાય છે ને એના વિના ઇશ્વર નિર્મિત્ત ધૂર્ત્ત લોકોના સમૂહોનો ઉચ્છેદ થાય છે. એ મિથ્યા સત્યુગમાં દેખાતી નથી. ત્રેતાયુગમાં સૂક્ષ્મરૂપે છે, દ્વાપરમાં અરધાં અંગોવાળી કાંઈક ગુપ્ત વસે છે ને કળિયુગમાં બળથી સર્વત્ર સંપૂર્ણ રીતે વ્યાપતી પ્રકટપણે રહે છે ને પોતાના ભ્રાતા કપટની સંગે ઘેરઘેર ભમતી રહે છે. શાન્તિ ને લજ્જા નામથી બોલાતી સુશીલની પત્નીઓ છે કે જેઓ સર્વત્ર પૂજિત છે ને જેના વિના સઘળું જગત્ ઉન્મત્ત સરખુ બની જાય છે. જેનો આપણે બુદ્ધિ મેધા ને ધારણા નામથી વ્યવહાર કરીએ છીએ તેઓ જ્ઞાનની પત્નીઓ છે કે જેઓના વિના સઘળું જગત્ મૂઢને પ્રમત્ત સરખુ થઈ રહે છે. મૂર્ત્તિ નામથી જેનો વ્યવહાર થાય છે તે ધર્મની સ્ત્રી છે કે જેની મનોહર કાન્તિ છે ને તેના વિના પરમાત્મા સહિત સૌ લોકો નિષ્ફળ થાય છે. આ દેવી સર્વત્ર શોભારૂપે ને દેહધારી લક્ષ્મીરૂપે પણ છે તેથી બન્ને રૂપથી પૂજ્ય માન્ય ને ધન્ય છે. નિદ્રા નામથી ઓળખાતી કાલાગ્નિ રૂદ્રની પત્ની છે કે જે સિદ્ધ યોગવાળી છે ને તેના યોગથી રાત્રીઓ વિષે પ્રાણી માત્ર ઘેરાઇ જાય છે. જેને સંધ્યા, રાત્રિ ને દિવસ નામથી જાણીએ છીએ તે ત્રણે કાળની સ્ત્રીઓ છે કે જેના વિના વિધાતા પણ સંખ્યા કરવાને સમર્થ બનતા નથી. ક્ષુધા તથા પિપાસા નામની લોભની પત્નીઓ છે કે જે બે માન્ય ધન્ય ને સુપૂજિત છે કેમકે તેઓની વ્યાપ્તિને લીધેજ સમસ્ત જગત્ નિરંતર અન્નજળની

ચિંતામાં ડુબી રહે છે. જેને પ્રભાને દાહિકા નામથી બોલાય છે તેઓ તેજની સ્ત્રીઓ છે કે જેઓના વિના બ્રહ્મ પણ જગત્‌ને રચવાને ને બીજી કોઇ પણ વ્યવસ્થા કરવાને શક્તિવાળા થતા નથી મૃત્યુ ને જરા નામથી વ્યવહારમાં બોલાતી કાળની કન્યાઓ છે તથા કાળજ્વરની વહાલી સ્ત્રીઓ છે. બ્રહ્માની રચનામાં આખાં જગતનો એઓથી ઉચ્છેદ થાય છે. શ્રદ્ધાને ભક્તિ નામથી બોલવામાં આવતી વૈરાગ્યની સ્ત્રીઓ છે કે સુપુજિત છે ને જેમના યોગે આ જગત્ જીવન્મુક્તિને યોગ્ય ગણાય છે. તન્દ્રા અને પ્રીતિ નામથી વખણાતી નિદ્રાની બે પુત્રીઓ છે ને સુખની સ્ત્રીઓ છે કે જેઓનાથી બ્રહ્માથી રચિત સઘળું જગત્ વ્યાપ્ત છે. દેવતાઓની માતા અદિતિ, ગાયોની માતા સુરભિ, દૈત્યોની માતા દિતિ, કદ્રૂ વિનતા ને દનુ કે જેઓ સૃષ્ટિના કાર્યમાં ઉપયુક્ત થાય છે તેઓ પણ ભગવતીની કળારૂપ કહેવાય છે. આ શિવાય બીજી પણ કળાઓ છે તેઓનાં નામાભિધાન આપું છું તે સાંભળો. ચંદ્રની ભાર્યા રોહિણી, સૂર્યની પત્ની સંજ્ઞા, મનુની પત્ની શતરૂપા, ઇન્દ્રની ભાર્યા ઇન્દ્રાણી, બૃહસ્પતિની પત્ની તારા, વસિષ્ઠની પત્ની અરૂંધતી, ગૌતમની ભાર્યા અહલ્યા, અત્રિની સ્ત્રી અનસૂયા, કર્દમની પત્ની દેવહુતિ, દક્ષની ભાર્યા પ્રસૂતિ, પિતૃઓની માનસી કન્યા તથા પાર્વતીની માતા મેનકા, લોપામુદ્રા, કૂંતા, કુબેરની સ્ત્રી, વરૂણની પત્ની બલિરાજાની સ્ત્રી વિંધ્યાવળિ, કાન્તા, દમયંતી, યશોદા, દેવકી, ગાંધારી, દ્રૌપદી, શૈબ્યા, સત્યવતી, વૃષભાનુની પત્ની કે જેના કુળમાં ઉત્તમ રાધાજી થયાં છે તે. મંદોદરી, કૌશલ્યા સુભદ્રા, કૌરવી, રેવતી, સત્યભામા, કાલિન્દિ લક્ષ્મણા, જાંબવતી, નાગ્નજિતી, મિત્રવૃંદા, બીજી લક્ષ્મણા, રૂક્મિણી ને સીતા કે જે સાક્ષાત્ લક્ષ્મી કહેવાયાં છે તેઓ, મહા સતી વ્યાસની માતા યોજનગંધા, કે જેને કાળી કહેવાય છે તે, બાણાસુરની પુત્રી ઉષા, તેની સખી ચિત્રલેખા, પ્રભાવતી, ભાનુમતી, માયાવતી, પરશુરામની માતા રેણુકા, બળભદ્રની માતા રોહિણી, એકનંદા ને શ્રીકૃષ્ણની ભગિની વિંધ્યવાસિની એ તમામ દેવીનીજ કળાઓ છે. આ પ્રકારે પ્રકૃતિની બીજી પણ એકથી અનેક કળાઓ છે તથા જે જે ગ્રામ દેવીઓ છે તેઓ પણ પ્રકૃતિની કળાઓ છે. સઘળી પ્રજાઓમાં જે જે સ્ત્રીઓ છે તે સઘળી દેવીની કળાઓના અંશના અંશરૂપ છે. વાસ્તે સ્ત્રીઓનું અવમાન કરવું એ પ્રકૃતિનું અવમાન કરવા બરાબર છે. પતિ ને પુત્રવાળી બ્રાહ્મણી સતિનું વસ્ત્ર અલંકાર અને ચંદનથી જે મનુષ્ય પૂજન કરે તેણે પ્રકૃતિનું પુજન કરી લીધું જાણવું. બ્રાહ્મણની આઠ વર્ષની કન્યાની વસ્ત્ર અલંકાર ને ચંદનથી જે પુજા કરે તેણે પણ પ્રકૃતિનુંજ પુજન કર્યું એમ જાણવુ. ઉત્તમ, મધ્યમ અને અધમ સઘળી સ્ત્રીઓ પ્રકૃતિજન્ય છે તેમાં જેઓ સુશીલ ને પતિવ્રતા હોય એટલે ઉત્તમ હોય તેઓને પ્રકૃતિના સત્વગુણના અંશથી ઉત્તમ થઇ સમજવી. જે સ્ત્રીઓ વિષયાસક્ત એટલે મધ્યમ હોય તેઓને પ્રકૃતિનાં રજોગુણ અંશથી પ્રકટેલી સમજવી. પોતાના કાર્યમાં પરાયણતાવાળી એ મધ્યમ સ્ત્રી પુજાથી પ્રસન્ન થાય નહી વાસ્તે તેઓને સુખસંભોગથીજ પ્રસન્ન રાખવી. પૃથ્વીમાં અજ્ઞાન કુળ જન્મવાળી, બેડોળ મુખવાળી, કુળનો ક્ષય કરનારી, ધુતારી, સ્વેચ્છાચારિણી, કલહમાં પ્રીતિવાળી, ને ભારે છિનાળી સ્ત્રીઓ હોય તેને પ્રકૃતિના તમોગુણી અંશથી પ્રકટેલી સ-

મજવી. સ્વર્ગમાં અપ્સરાઓના સમુદાયો છે તે પણ પ્રકૃતિના તમોગુણી અંશનાંજ કાર્યરૂપ છે, કારણ કે તેઓ સદા છિનાળાં કર્યા કરે છે. આવી રીતે પ્રકૃતિના રૂપનું સઘળું વર્ણન મેં તમારી પાસે કર્યું. પૃથ્વીમાં પવિત્રક્ષેત્રરૂપ ભરતખંડમાં આ ત્રણે પ્રકારથી સ્ત્રીઓની યથાયોગ્ય પૂજા કરવી. પૂર્વોક્ત પાંચ પ્રકૃતિઓ તો અત્યન્ત પૂજ્ય છે. મહા વિષમ પીડાને હણનારાં દુર્ગાદેવીની સુરથ રાજાએ પ્રથમ પૃથ્વીમાં ઉપાસના કરી હતી. ત્યાર પછી રાવણના વધનિમિત્તે શ્રીરામચંદ્રજીએ તેમને પૂજ્યાં હતાં. ને તત્પશ્ચાત્ એ જગદંબાની લોક માત્રમાં પૂજાવિધિ ચાલુ થઇ છે. એ દુર્ગાદેવી પ્રથમ દક્ષની પુત્રી હતી ને તે જન્મમાં તેમણે ઘણા દૈત્યદાનવોનો સંહાર કર્યો હતો. ત્યાર પછી દક્ષે યજ્ઞમાં મહાદેવની નિંદા કરી તેથી સતિએ પોતાના દેહનો ત્યાગ કર્યો ને પોતે હિમાલયની પત્નીના ઉદરથી અવતાર લીધો ને પાછાં મહાદેવનેજ પતિ વર્યા. પાર્વતીના પુત્ર જે ગણપતિ નામે કહેવાય છે તે શ્રીકૃષ્ણનોજ પૂર્ણાવતાર છે ને જે કાર્તિકેય સ્વામી છે તે શ્રીકૃષ્ણનો અંશાવતાર છે. હે નારદ ! પાર્વતીજીને એ પુત્રો પાછળથી થયા હતા. મંગળ નામના મહીપાળે પૃથ્વીમાં પ્રથમ લક્ષ્મીની પૂજા કરી હતી ને તત્પશ્ચાત્ દેવતા મુનિ ને મનુષ્યો ત્રૈલોક્યમાં તેમનાં પૂજનને કરતાં થયાં છે. અશ્વપતિ નામના રાજાએ પ્રથમ પૃથ્વીમાં સાવિત્રી—ગાયત્રીનુ પૂજન કર્યું હતું ને તત્પશ્ચાત્ દેવતાઓ તથા મહા મુનિઓ પણ તેમની પૂજા કરે છે. બલદેવે પ્રથમ સરસ્વતી દેવીની પૂજા કરી હતી ને ત્યાર પછી દેવતાઓ ને મુનિઓ તેમની પૂજા કરે છે. કાર્તિક માસની પૂર્ણિમાની રાતમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ગોલોકમાં રાસમંડલના વિષે પ્રથમ રાધાજીની પૂજા કરી હતી. ગોપીઓ, ગોવાળીયાઓ, બાલિકાઓ, બાળકો, ગાયોના સમૂહો ને કામધેનુ એઓએ પણ રાધાનુ પૂજન કર્યું હતું. ત્યાર પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી બ્રહ્માઆદિ દેવતાઓ ને મુનિઓ પણ ભક્તિ સહિત પ્રીતિ સહિત પુષ્પધૂપાદિ ઉપચારોથી સર્વદા રાધા દેવીની પૂજા કરે છે તથા વંદના કરેછે. પૃથ્વીમાં પુણ્ય ક્ષેત્રમાં ભરતખંડમાં તો સદાશિવના ઉપદેશથી સુયજ્ઞ નામના રાજાએ પ્રથમ રાધાદેવીનુ પૂજન કર્યું હતુ ને ત્યાર પછી એ પરમાત્માના આદેશથી મુનિઓ પણ પુષ્પધુપાદિ સામગ્રીથી રાધાદેવીને પૂજે છે. સારાંશ પ્રકૃતિની જે જે કળાઓ પ્રકટ થઈ છે તે તે કળાઓની પૂજા થાય છે ને દરેક ગ્રામ તથા નગરમાં ગ્રામદેવીઓની પણ પૂજા થાય છે. હે નારદ ! આ પ્રકારે યથાશાસ્ત્ર પ્રકૃતિનુ સઘળું સુંદર ચરિત્ર ને લક્ષણ મેં તમને કહી બતાવ્યુ ને હવે તમારે જે સાંભળવાની અભિલાષા હોય તે દર્શાવો.[૧-૧૫૯]

**पूजिताग्रामदेव्यश्चग्रामेचनगरेमुने ।**
**एवंतेकथितंसर्वंप्रकृतेश्चरितंशुभं ॥१५॥**
**यथागमंलक्षणंचकिंभूयःश्रोतुमिच्छसि**

ઇતિશ્રી મહાપુરાણ સંહિતા વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કંધમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

## અધ્યાય ૨ જો.*

### પાંચ પ્રકૃતિ ને તેના ભર્ત્તાગે.

**नारद उवाच–**

**समासेनश्रुतंसर्वंदेवीनांचरितंप्रभो ।**
**विबोधनायबोधस्यव्यासेनवक्तुमर्हसि ॥१॥**

નારદ બોલ્યા–હે પ્રભો ! મે સંતોષથી સઘળી દેવીઓની ચરિત્ર કથા સાંભળી પણ તેનો અવિશેષ બોધ થવા તે વિષે હવે મને આપ સવિસ્તર કહો. હે વેદવિત્તમ ! સૃષ્ટિનાં કારણ રૂપ પ્રકૃતિની પ્રથમ શી રીતે ઉત્પત્તિ થઈ ? પછી તેના પાંચ પ્રકારો શી રીતે થયા! સંસારમાં એ ત્રિગુણી પ્રકૃતિની કળાથી ને અંશથી ગંગાઆદિ બીજી જે જે શક્તિઓ પ્રકટી તેઓનાં ચરિત્રો સાંભળવાની હવે મને જીજ્ઞાસા થઇ છે. આટલા કારણથી હે વિદ્યા-વાલા ! એ શક્તિઓના જન્મની વાર્તા, પૂજા ને ધ્યાનના વિધિઓ, સ્તોત્ર, કવચ, ઐશ્વર્ય, ને શૌર્ય કે જે મંગળ આપનારાં છે એ વિષે મારી પાસે કહો. નારાયણ મુનિ વદે છે. મોક્ષ પર્યન્ત જીવ નિત્ય છે ને આકાશ કાળ, દિશા, બ્રહ્માંડને ગોલોક એ બધાં પ્રાકૃત પ્રલય પર્યન્ત નિત્ય છે. ગોલોકની નીચે ગોલોકના એક વિભાગરૂપ જે વૈકુંઠ છે તે પણ તથા પ્રકારે નિત્ય છે. બ્રહ્મલીલારૂપ સનાતન પ્રકૃતિ પણ તેવીજ રીતે નિત્ય છે. અગ્નિમાં દાહ શક્તિ ચંદ્રને કમળમાં શોભારૂપ શક્તિ, સૂર્યમાં પ્રભારૂપ શક્તિ એઓ હમેશાં પોતાના આશ્રમમાં રહેલ છે ને આશ્રમથી અળગી પડતી નથી તેમ પ્રકૃતિ પણ પોતાના આશ્રમરૂપ પરમાત્મામાં રહેલ છે ને પરમાત્માથી અળગી પડતી નથી. જેમ સુવર્ણના વગર સોની કુંડલ ન કરી શકે ને માટી વિના કુંભાર ઘડો ન કરી શકે તેમ પ્રકૃતિના વિના પરમાત્મા સૃષ્ટિ કરવાને અસમર્થ છે. એ પ્રકૃતિ સઘળી શક્તિઓરૂપ છે ને પરમાત્મા એઓથીજ સર્વદા શક્તિમાન્ કહેવાય છે. 'श' નામ ઐશ્વર્ય ને क्ति નામ પરાક્રમ ઐશ્વર્ય તથા પરાક્રમરૂપ ને તેઓને જે દેનારી છે તે શક્તિ કહેવાય છે. જ્ઞાન, સમૃદ્ધિ, સંપત્તિ, યશ, ને બળ એઓ ભગ કહેવાય છે ને એ સઘળા ભગો પ્રકૃતિ વિષે રહે છે તેવી પ્રકૃતિને ભગવતી કહી છે. સર્વદા ભગરૂપ પણ તેજ છે ને એ ભગવતીવાળા સદા પરમાત્મા છે તેથી ભગવાન કહેવાય છે. ભગવાનની ઈચ્છા છે તે પ્રકૃતિની જ ઇચ્છા છે તેથી સ્વેચ્છામય વદાતા એ પરમા સાકાર તથા નિરાકાર એમ ઉભયરૂપ છે, આમાં સ્વયંપ્રકાશરૂપ નિરાકાર સ્વરૂપનું યોગીજનો ધ્યાન ધરે છે ને તેનેજ પરબ્રહ્મ પરમાનંદ ને ઈશ્વર કહે છે. અદૃસ્ય, સર્વદ્રષ્ટા, સર્વજ્ઞ, સર્વના કારણરૂપ, સઘળા પદાર્થો આપનારા રૂપરહિત તે પરમાત્માને સ્થૂલમૂર્તિનું અભિમાન ધરાવનારા વૈષ્ણવજનો સ્વયંપ્રકાશ તેજરૂપે માનતા નથી પણ તેઓ તો એમ વદે છે કે "કોઈ તેજવાળો પદાર્થ ન હોય તો એ તેજ કોનું કહેવું ! આશ્રયવગર કેવળ તેજ ન રહી શકે વાસ્તે એ તેજના મંડલના મધ્યમાં તેના આશ્રયરૂપ મહા તેજસ્વી સાકાર પરમાત્મા રહ્યા છે. આ પરમાત્માનો દેહ ઈચ્છામય તથા સર્વરૂપ છે. સઘળાં કારણોનો પણ કારણ છે, અત્યંત સુંદર તથા મનોહર છે. અવસ્થામાં કિશોર છે, શાન્ત ને સર્વથી અધિક સુશોભિત છે, પરથી પણ પર છે તથા નવા મેઘના સમાન કાન્તિ વાળો છે. એ પરમાત્માના નમનો સરસ્દલ[illegible]

*આ અધ્યાયમાં પાંચ પ્રકૃતિ ને તેના પતિ ઓ વિષે વાત કહેવામાં આવશે

મધ્યાન્હ કાળમાં ખીલેલાં કમળોની શોભાને હરાવે તેવાં છે. એમના મનોહર ને મધ્યમાં પોલાણવગરના દાંતોની પંક્તિઓ મોતીનાં સૌન્દર્યને હરાવે તેવી છે. તેમણે મયુરપિચ્છનો મુકુટ ધર્યો છે. માલતીના પુષ્પોની માળાઓ તેમણે ધરેલી છે. તેમનાં નાસિકા ને મંદહાસ્ય ઘણાંજ સુંદર છે તથા તેઓ ભક્તોપર કરૂણા કરવામાં તત્પર છે, અગ્નિમાં નાખતાં નિર્મળ થાય એવાં મુખ્ય પીતાંબરો તેમણે ધર્યા છે. તેમને બે ભૂજાઓ છે ને કરમાં વેણું છે તથા રત્નોના અલંકારોનો શણગાર છે. આ પરમાત્મા પ્રાણીમાત્રના આધાર રૂપ છે ને સર્વના સ્વામી છે તથા શક્તિવાળા પણ છે. વ્યાપક છે. સઘળાં ઐશ્વર્યો આપનારા, સર્વરૂપ, સ્વતંત્ર અને સઘળાં મંગલરૂપ તથા અત્યન્ત પરિપુર્ણ છે. સિદ્ધ, સિદ્ધોના નાયક ને સિદ્ધ કર્તા છે. દેવદેવ એ સનાતન પરમાત્માનુ ધ્યાન ભક્તજનો સર્વદા ધરે છે. આ ઈશ્વર જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, શોકને ભય હરનારા સર્વોત્તમ દેવતા છે. બ્રહ્માનુ આખું આયુષ્ય પુર્ણ થાય ત્યારે આ પરમાત્માનો એક નિમેષ પૂરો થાય છે. આ પરમાનેજ કૃષ્ણ કે પરબ્રહ્મ કહેવાય છે. 'કૃષ' નામ ભક્તિ ને 'ણ' નામ દાસત્વ વાસ્તે ભકિત ને દાસત્વને આપનારા છે તેથી કૃષ્ણ કહેવાય છે વૈષ્ણવ લોકોની આવી માન્યતા જો કે છે તો પણ તે યથાર્થ નથી કારણ કે ચંદ્રમાને સૂર્યના તેજ સરખુ કાંઈ બ્રહ્મનું પરપ્રકાસ્ય તેજ નથી કે જેથી પરમાત્માનાં તેજનો આશ્રય માનવો પડે. તેજ શબ્દનો અર્થ તો જે સ્વય પ્રકાશ જ્ઞાન છે તેજ છે જેથી સકળના આશ્રયભૂત જ્ઞાનને બીજો કોઇ આશ્રયની અપેક્ષા છેજ નહીં. જે સાવયવ હોય છે તે નાશવંત પણ હોય છે જેથી આવી વ્યાપ્તિથી વૈષ્ણવોના મત । અનુસારે પરમાત્મા સાવયવ છે તેથી તેમનો નાશ પણ થવો જોઇએ. વૈષ્ણવોએ માનેલી ભગવાનની મૂર્તિ જો પંચભૂતનું કાર્ય હોય તો તેમાં અનિત્યતાને પ્રસંગ આવે ને જો પંચભૂત રહિત હોય તો તેનું દેખાવું ન સંભવે તેથી તેનાં હોવાપણામાંજ પ્રમાણનો અભાવ થાય વાસ્તે પરમાત્મા વૈષ્ણવોના માનવા પ્રમાણે દેહધારી છેજ નહીં. આ વિષયમાં સત્ય સિદ્ધાન્ત બતાવું તે સાંભળો. ચૈતન્ય શકિતરૂપ અદ્વિતીય પરમાત્માને અપચીકૃત પંચભૂતરૂપ હિરણ્યગર્ભની ઉત્પત્તિદ્વારા પંચીકૃત પંચભૂતરૂપ બ્રહ્માંડની ઉત્પત્તિ થાય છે તે પછી પોતાનામાં રહેલા કાળની પ્રેરણાને લીધે સ્રજેલાં પદાર્થોના અધિષ્ઠાતા દેવતાઓ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી તે પોતે સૃષ્ટિ કરવામાં ઉન્મુખ થયા. ઉન્મુખ થઈ એ સ્વેચ્છામય પરમાત્માએ પોતાનાં બે રૂપ ધર્યાં. વામભાગમાંથી પોતે સ્રીરૂપ થયા. ને જમણા ભાગમાંથી પુરૂષ રૂપ થયા. જો કે બે રૂપે બનવું એ પ્રકૃતિનુ કાર્ય છે તોપણ આત્મામાં પ્રકૃતિનો આરોપ કરીને આત્મા બે રૂપે થયા તેમણે કામના આશ્રયરૂપ નારીને જોઈ. તે નારી અતીવ રૂપાળી, શોભનાં કમળ જેવી, ચંદ્રમાના બિંબોથી પણ શોભાવાળાં નિતંબોવાળી, અતિ સુંદર કદળી સ્થંભોથી પણ શોભાયમાન સાથળોવાળી સુંદર બીલાંઓ સરખા સ્તન યુગ્મથી મનનું હરણ કરનારી, પુષ્પોની માળાઓવાળી, પાતળી કટિવાળી, ઉદરમાં ત્રિવળીઓળી, મનોહર, શાન્ત, મંદહાસ્યવાળી, કુટિલ કટાક્ષોવાળી, અગ્નિથી ધોયેલાં વસ્રોવાળી, રત્નોના અલંકારોના શણગારવાળી કોટિ ચંદ્રમાનાથી પણ વિશેષ શોભાવાળા પોતાના સ્વામી શ્રીકૃષ્ણના વદનનું પ્રીતિસ-

હિત નિરંતર ચક્ષુરૂપ ચકોરથી પાન કરનારી, માલતીનાં કુસુમોથી અલંકૃત ને ઉત્તમ નીલમણિ જેવા શ્યામ વાંકા ચોટલાને ધારણ કરનારી, પતિની કામનાવાળી, કોટિ ચંદ્રમાના સરખી નિર્મળ ને ભરપૂર શોભાવાળી હતી. શ્રીકૃષ્ણે આ સુંદર ગતિથી રાજહંસને ગર્વનો નાશ કરતી તથા જેના લલાટમાં મધ્યયમાં સિંદૂરના ચાંદલાની નીચે કેસરનો ચાંદલો દીપતો હતો એવી સુંદરીને દીઠી તેથી રાસના નાયક ને રાસવિલાસમાં મહારસિક શ્રીકૃષ્ણે રાસમંડલમાં તે રમણીની સાથે રાસક્રીડા કરી. કેમ જાણે શરીરધારી શૃંગારરસ હોય એવા શ્રીકૃષ્ણે બ્રહ્માના એક દિવસના કાળ પર્યન્ત નાના પ્રકારના શૃંગારવાળો સુખ સંભોગ કર્યો. ;પછી થાકેલા શ્રીકૃષ્ણ ભગવાને પરમ આનંદવાળા સારા સમયમાં તે સુંદરીની યોનિમાં વીર્ય નાખ્યું હે નારદ! મૈથુન પૂર્ણ થતાં ભગવાનના સમાગમથી થાકેલી ને ઘણા ભારથી અકળાવેલી તે નારીના શરીરમાંથી પ્રસ્વેદનાં પાણી છુટયાં ને નિશ્વાસો ચાલવા માંડયા. એ પ્રસ્વેદનું પાણી આખાં બ્રહ્માંડમાં વ્યાપી ગયું ને જે નિશ્વાસનો પવન હતો તે સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ ને સર્વને જીવન આપનારો વાયુ થયો. આ સમયે પ્રકૃતિએ પ્રાણીઓના નિશ્વાસના અધિષ્ઠાતા દેહધારી વાયુદેવ ને પણ પ્રકટ કર્યો. એ શરીર ધારી વાયુના વામ અંગમાંથી તેના પ્રાણ કરતાં પણ વહાલી સ્ત્રી ઉત્પન્ન થઈ. એ સ્ત્રીમાંથી વાયુ દેવના સમાગમને લીધે પ્રાણીઓના પાંચ પ્રાણરૂપ તેના પુત્રો થયા. પ્રાણ, અપાન, સમાન, ઉદાન, ને વ્યાન એ નામના પંચપ્રાણરૂપ તેઓના પુત્રો થયા. જે પ્રસ્વેદનું જળ હતુ તેનો અધિષ્ઠાતા મોટો વરૂણદેવ ને તેની સ્ત્રી પણ ને વેળા પ્રકૃતિની ઈચ્છાથી ઉત્પન્ન થયાં. પછી કૃષ્ણના તેજથી પ્રકાશતી કૃષ્ણની ચૈતન્ય શક્તિરૂપ તે નારીને ગર્ભ રહ્યો. પ્રાણ કરતાં પણ કૃષ્ણને અધિક વહાલી સર્વના સ્વામી શ્રીકૃષ્ણના સમાગમવાળી ને શ્રીકૃષ્ણના વક્ષસ્થલમાં વસનારી એ રૂપવતી નારીએ સો મન્વંતર સુધી ગર્ભનુ ધારણ કર્યું. સો મન્વંતર જેટલા સમયને અંતે તેણે સુવર્ણ સમાન ને સઘળા આધારના પણ આધારરૂપ એક ઉત્તમ બાળક જણ્યો. આ બાળકને ભયંકર તથા મોટાં ઇંડા સરખો દેખીને તે નારીને મનમાં ખેદ ને ક્રોધ પેદા થયાં. પછી એ સ્ત્રીએ કોપથી એ બાળકને બ્રહ્માંડમાંના જળની અંદર ફેંકી દીધો. તેને ફેંકી દીધેલો દેખીને મોટા દેવ શ્રીકૃષ્ણે હાહાકાર કરી ને તરતજ પેલી નારીને શાપ આપ્યો કે "હે ક્રોધી સ્વભાવવાળી! હે કઠોર ચિત્તવાળી! આ સંતાનનો તે ત્યાગ કર્યો વાસ્તે આજથી તને સંતાનજ નહીં થાય એ નિશ્ચય છે. વળી તારા અંશરૂપ જે જે દેવીઓ થશે તે સઘળી સંતાન વગરની અખંડિત યૌવનવાળી રહેશે." આ વેળાએ તે નારીની જીભની અણીમાંથી સત્વર ધોળા વર્ણવાળી એક મનોહર બાળા પ્રકટ થઈ સઘળાં શાસ્ત્રોની અધિષ્ઠાત્રી એ સરસ્વતી દેવીએ ધોળાં વસ્ત્રો ધાર્યા હતાં, કરમાં વીણા અને પુસ્તક ધર્યાં હતાં, તથા રત્નના અલંકારો પહેર્યા હતા. પછી કેટલોક કાળ ગયા પછી શ્રીકૃષ્ણની તે નારીનાં પાછાં બે રૂપો થયાં તેમાં વામ અંગમાંથી લક્ષ્મી થયાં ને દક્ષિણ અંગ હતુ તે રાધારૂપે જ રહ્યું. આ વેળાએ શ્રીકૃષ્ણનાં પણ બે રૂપો થયાં તેમાં જે જમણું અંગ હતુ તે બે ભુજાવાળા કૃષ્ણના રૂપે થયુ ને વામ અંગ હતું તે ચાર ભુજાવાળા નારાયણરૂપે

થયું. બે ભૂજાવાળા કૃષ્ણે સરસ્વતી ને લક્ષ્મીને કહ્યું કે "તમે બે આ ચાર ભૂજાવાળા નારાયણની પત્નીઓ બનો ને આ અભિમાનવાળી રાધા મારી પાસે જ રહેશે. તમારૂં કલ્યાણ થશે." આમ બોલીને એ બે બાહુવાળા શ્રીકૃષ્ણે રાજીખુશીથી નારાયણને લક્ષ્મી તથા સરસ્વતી આપ્યાં એટલે એ નારાયણ એ બે પત્નીઓ સાથે વૈકુંઠમાં ગયા. રાધાના અંશમાંથી પ્રકટેલી એ બે નારીઓ સંતાન વગરનીજ રહી. આ પછી નારાયણના અંગમાંથી ચાર ભુજાઓ વાળા ને તેજ અવસ્થા રૂપ તથા ગુણોમાં નારાયણના સરખાજ પાર્ષદો પ્રગટ થયા. એ લક્ષ્મીના શરીરમાંથી લક્ષ્મી સરખી કરોડો દાસીઓ પ્રગટ થઈ. પછી ગોલોકના સ્વામી શ્રીકૃષ્ણ કે જેઓ બે ભૂજાવાળા હતા તેમનાં રોમનાં છિદ્રોમાંથી અગણિત ગોવાળીયાઓ પ્રકટ થયા. એ ગોવાળીયાઓ અવસ્થા, તેજ, રૂપ, ગુણ, બળ ને પરાક્રમમાં શ્રીકૃષ્ણ સરખાજ થયા ને શ્રીકૃષ્ણનું પાર્ષદપણું કરવા લાગ્યા. એ લોકો પ્રાણો કરતાં પણ અધિક શ્રીકૃષ્ણને વહાલા છે. રાધાના અંગના રોમોનાં છિદ્રોમાંથી પ્રિયવાદિની, રાધા સરખી, રત્નોના અલંકારો વાળી, ને નિરંતર સ્થિર યૌવનવાળી ગોપકન્યાઓ પ્રકટ થઈ. આ બધી ગોપિકાઓ શ્રીકૃષ્ણની દાસીઓ બની ને શાપના કારણે તેઓ સદા સંતાન રહિતજ રહી. આ વેળાએ શ્રીકૃષ્ણની ઈષ્ટદેવતારૂપ પરમાત્માની સનાતન માયાશક્તિ દુર્ગારૂપથી પ્રકટ થયાં. ક્રીડા કરનારાં, નારાયણી, ઈશ્વરી, સઘળી શક્તિરૂપ, સમષ્ટિ ને વ્યષ્ટિ બ્રહ્માંડની બુદ્ધિની અધિષ્ઠાતા, દેવીઓના બીજરૂપ, અતીવ પરિપૂર્ણ ને તેજરૂપ એ દુર્ગાદેવી લક્ષ્મી ને સરસ્વતીની જેમ રાધાના અવતાર રૂપે નથી પણ તેઓ તો સાક્ષાત્ મૂલ પ્રકૃતિનાજ પૂર્ણાવતાર રૂપ છે. એ દુર્ગાદેવીનો વર્ણ તપાવેલાં સુવર્ણના સરખો છે. તેમની પ્રભા કોટિ સૂર્યના સરખી છે. મુખારવિંદ મંદહાસ્યથી દીપે છે. તેમને ભૂજાઓ હજારો છે તથા અનેક શસ્ત્રો ને અસ્ત્રોના સમૂહો ધર્યા છે. નેત્રો ત્રણ છે. અગ્નિથી ધોવાયેલાં વસ્ત્રો પહેર્યા છે. રત્નોનાં ભૂષણોથી અલંકૃત છે. સઘળી સ્ત્રીઓ એમના અંશોથી તે અંશોની કળાઓથી પ્રકટેલી છે. વિશ્વમાં વસતા સૌ લોકો એમની માયામાં મોહ પામેલા છે. કામનાવાળા ગૃહસ્થીઓને એજ દેવી ઐશ્વર્યાદિક આપે છે ને વૈષ્ણવોને શ્રીકૃષ્ણની ભક્તિ પણ એજ આપે છે. મુમુક્ષુઓને મોક્ષ ને સુખ ઈચ્છનારાને સુખ એજ આપનારાં છે. લક્ષ્મીરૂપે પણ એજ છે. સ્વર્ગમાં સ્વર્ગની લક્ષ્મીરૂપે, ઘરમાં ઘરની લક્ષ્મીરૂપે, તપસ્વી ગણોમાં તપશ્ચર્યા રૂપે ને રાજાઓમાં રાજલક્ષ્મીરૂપે એઓજ રહ્યાં છે. અગ્નિમાં દાહશક્તિ સૂર્યમાં પ્રભાશક્તિ, ચંદ્રમાં સૌન્દર્ય શક્તિ, ને કમળમાં કાન્તિ રૂપે પણ એજ છે. શ્રીકૃષ્ણ પરમાત્મામાં પણ સઘળી શક્તિરૂપે એજ રહેલાં છે. એમનાથીજ આત્મા શક્તિ વાળા છે ને જગત્ પણ એમનાથીજ શક્તિ વાળુ છે. જો એઓ ન હોય તો સઘળું જગત્ જીવ તે મુઆ જેવુ થઇ જાય. આ દુર્ગાદેવીજ સંસારવૃક્ષના બીજરૂપ, સનાતન, સ્થિતિ બુદ્ધિ ને ફળરૂપ, ક્ષુધા, તૃષા, દયા, નિંદ્રા, તંદ્રા, ક્ષમા, ધૃતિ, શાન્તિ, લજ્જા, તુષ્ટિ, પુષ્ટિ, ભ્રાન્તિ ને કાન્તિ આદિ રૂપ છે. આ દુર્ગાદેવી સર્વેશ્વર શ્રીકૃષ્ણનાં વખાણ કરતાં તેમની પાસે ઉભાં ત્યાં રાધાપતિ શ્રીકૃષ્ણે તેમને રત્નનું સિંહાસન દીધુ. હે નારદ! આ વેળાએ પોતાની પત્ની ગાયત્રીસહિત ચાર વદનવાળા બ્રહ્મા પણ શ્રીકૃષ્ણના નાભિકમળમાંથી પ્રકટ થયા. કમં-

ડલુવાળા, શોભાવાળા, તાપસી, જ્ઞાનીસત્તમ, ને બ્રહ્મતેજથી પ્રકાશતા બ્રહ્મા ચારે વદનોથી એ બે ભૂજાવાળા, શ્રીકૃષ્ણની સ્તુતિ ગાવા લાગ્યા. આ વેળાએ બ્રહ્માની સાથે સરજાયેલાં, શત ચંદ્ર સરખી પ્રભાવાળાં, અગ્નિથી ધોવાયેલાં વસ્ત્રોવાળાં, રત્ન આભરણોથી શણગારેલાં ને ઘણાંજ રૂપવાળાં ગાયત્રી સર્વના કારણરૂપ શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં પોતાના પતિની સાથે પ્રીતિપૂર્વક શ્રીકૃષ્ણના સન્મુખ રત્નનાં રમણીય સિંહાસનપર બેઠાં. આ સમયે શ્રીકૃષ્ણનાં બે રૂપો થયાં. તેમાં જે વામ અંગ હતું તે મહાદેવરૂપ થયું ને જમણુ અગ હતુ તે રાધાના પતિ શ્રીકૃષ્ણરૂપેજ રહ્યુ મહાદેવનો વર્ણ શુદ્ધ સ્ફટિકના સરખોજ હતો ને તેમની પ્રભા શતકોટિ સૂર્યના સમાન હતી ત્રિશૂલ ને પટ્ટિશ ધરેલાં હતાં વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્રો ધર્યાં હતાં. ને તપાવેલા સોનાના જેવા જેવા શુચિ હતા. એ મહાદેવના મસ્તકપર મહાજટા છે, ને ગાત્રોમાં ભસ્મરૂપી શણગાર ધરેલો છે. મુકુટમાં ચંદ્રમા છે ને તેઓ સમયપર નાગા પણ રહે છે. તેમનો કંઠ શ્યામ છે ને સર્પના અલંકારો પહેલાછે. જમણા કરમાં સંસ્કારવાળી અક્ષમાલા ધરેલી છે ને પાંચે મુખથી પ્રણવ ને માયાબીજ આદિ મંત્ર જાપ કર્યા કરે છે. આ મહાદેવે સત્યસ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરી ને પછી તેઓ તેમના સન્મુખ સુંદર સિંહાસન પર બેઠા. ઇશ્વર, સર્વ કારણોના કારણરૂપ, સઘળાં મંગલોમાં મંગળરૂપ સર્વોત્તમ, મૃત્યુના મૃત્યુરૂપ, ને જન્મ મૃત્યુ જરા વ્યાધિ જે શોકને હરનારા શ્રીકૃષ્ણ પરમાત્માએ પછી એ મહાદેવને દુર્ગાદેવી આપ્યાં. મૃત્યુને પણ મારનારા શ્રીકૃષ્ણ ભગવાનની સાથે અભેદ હોવાથી મહાદેવનું પણ 'મૃત્યુંજય' એવું નામ વદાય છે.[१-८८]

संस्तूय मृत्योर्मृत्यु तं यतो मृत्युंजयाभिधः ।
रत्न सिंहासने रम्ये समुवास हरः परः॥८८॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમ સ્કન્ધમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ

---

## અધ્યાય ૩ જો*

### દેવ વિગેરે સૃષ્ટિની વ્યવસ્થા.

श्रीनारायण उवाच–
अथडिंभोजलेतिष्ठन्यावद्वैब्रह्मणोवयः ।
ततःसकालेसहसाद्विधाभूतोबभूवह ॥१॥

નારાયણ વદે છે—રાધાએ પ્રથમ ઇંડારૂપ જે બાળક જળમાં ફેંકી દીધો હતો તે બ્રહ્મદેવના શતવર્ષ પર્યન્ત જળમાંજ પડયો રહ્યો ને તત્પશ્ચાત્ સમય આવતાં સત્વર તે ઇંડુ ફુટી ગયું. તે ઈંડાના મધ્યમાં શતકોટિ સૂર્યના સમાન કાન્તિવાળો એક બાળક દેખાયો. પિતા માતાથી તજાએલો ક્ષુધાથી પીડિત, ને સ્તનપાનથી જીવે એવો એ બાળક અનાથ હતો તેથી તે જળમધ્યમાં પળપળમાં રૂદન કરવા લાગ્યો. એ પોતે અગણિત બ્રહ્માંડોનો નાયક હતો છતાં આવી દુર્દશામાં આવી પડી ઉંચે મુખે જોઈ રહ્યો. જેમ પરમાણું સઘળાં સૂક્ષ્મ દ્રવ્યોમાં પણ અત્યંત સૂક્ષ્મતમ છે તેમ સઘળા સ્થુલ પદાર્થોમાં પણ અતીવ સ્થુલતમ એ મહા વિરાટ નામનો બાળકરૂપ દેવ 'મને કોણ જીવાડે' એમ વિચારી રહ્યો. રાધાથી પ્રકટેલા એ બાળકમાં શ્રીકૃષ્ણ પરમાત્માની શક્તિનો સોળમો ભાગ રહ્યો છે ને એજ સર્વ જગતનો આધાર તથા મહાવિષ્ણુ નામથી વખણાય છે. એનાં દરેક રોમોના છિદ્રોમાં અસંખ્યાત બ્રહ્માંડો રહ્યાંછે

* આ અધ્યાયમા દેવ વિગેરે સૃષ્ટિ પદાર્થોની વ્યવસ્થા વિષે કહેવાશે.

તે આ બ્રહ્માંડોની નિશ્ચિત સંખ્યાને વદવા શ્રીકૃષ્ણ પણ પોતે સમર્થ નથી. પૃથ્વીમાં રહેલી રજની કણો કદાચ ગણી શકાય પણ વિરાટની અંદર રહેલાં ક્ષુદ્ર બ્રહ્માંડોની ને બ્રહ્મા વિષ્ણુ તથા શિવ વિગેરેની સંખ્યા કદીપણ થાય એમ નથી. ક્ષુદ્ર બ્રહ્માંડો ગણાતાં નથી તો પછી તેમાં રહેલાં બ્રહ્મા—વિષ્ણુ—શિવ વિગેરેની સંખ્યા તો કયાંથીજ થઇ શકે ! પાતાળથી બ્રહ્મલોક સુધીના ભાગને બ્રહ્માંડ કહેવાય છે ને એ બ્રહ્માંડથી ઉપર વૈકુંઠ લોક છે કે જે બ્રહ્માંડની બહારજ છે. વૈકુંઠની ઉપર પચાશ કરોડ યોજનના વિસ્તાર વાળો ગોલોક છે કે જે શ્રીકૃષ્ણની પેઠે પ્રાકૃત પ્રલય પર્યન્ત નિત્ય ને સત્ય છે. આ પૃથ્વીમાં સાત દ્વીપ, સાત સમુદ્ર ને ઓગણપચાશ ઉપદ્વીપ છે. પર્વતો ને વનો તો અગણિત છે. પૃથ્વીથી ઉંચે બ્રહ્મલોક સહિત સાત દેવલોક છે ને પૃથ્વીની નીચે સાત પાતાળો છે. આવા પ્રકારની બ્રહ્માંડની રચના છે. સાત દેવલોકમાં પહેલો ભૂર્લોક. બીજો ભુવર્લોક, ત્રીજો સ્વર્લોક, ચોથો જનલોક, પાંચમો તપલોક, છઠ્ઠો સત્યલોક ને સાતમો તપાવેલા સુવર્ણના સરખો બ્રહ્મલોક છે. આ પ્રકારે એક બીજાની ઉપર ઉપર લોક છે. આવી રીતે બ્રહ્માંડથી બહાર ને બ્રહ્માંડની અંદર જે કાંઈ છે તે સઘળું બનેલું છે તેથી બ્રહ્માંડના વિનાશ સાથે સૌ લોકોનો વિનાશ થાય છે. બ્રહ્માંડમાં જે જે પદાર્થો છે તે બધા પાંણીના પરપોટા સરખા અનિત્યછે વૈકુંઠલોક ને ગોલોક કે જેઓ સદા અકૃત્રિમ તથા નિત્ય છે તેઓ પણ પ્રાકૃતપ્રલય સુધી રહે છે. મહાવિરાટનાં રોમેરોમમાં બ્રહ્માંડો રહ્યાં છે એ વાત નિશ્ચયયુક્ત છે. શ્રીકૃષ્ણથી પણ અજ્ઞાન બ્રહ્માંડની સંખ્યા બીજા કયાંથી જાણી શકે ! પ્રત્યેક બ્રહ્માંડમાં બ્રહ્મા—વિષ્ણુ—શિવ વિગેરે ત્રણ કોટિ દેવો રહ્યા છે. દિશાઓના નાયક, દિકપાળો, નક્ષત્રો, ગ્રહો વિગેરે, પૃથ્વીના ચાર વર્ણ, પૃથ્વીની નીચેના નાગલોકોને આ સચરાચર જગત્ એ સહુ બ્રહ્માંડમાં સમાયેલુ છે. આ પ્રમાણે એ મહાવિરાટ નામધારી બાળકે ઉચું જોયું ને પોતે જેમાં સ્થિતિ છે એ ઇંડાને પણ જોયું તો ત્યાં સઘળું તેને શૂન્યજ દેખાયું. બીજું કશું નહીં જોતાં ને ક્ષુધાતુર થતાં તે બાળક રોવા લાગ્યો ને ચિંતાતુર થયો. પછી પૂર્વ કર્મના સંસ્કાર યોગે ઇશ્વર કોઈ છે ' એવુ તેને થતાં તે બાળ પરમ પુરૂષ શ્રીકૃષ્ણનુ ધ્યાન કરવા લાગ્યો. ધ્યાનથી તેને સનાતન બ્રહ્મજ્યોતિરૂપ નવા મેઘના સમ શ્યામ, બે ભુજાવાળા, પીતાંબરધારી, મંદ હાસ્યવાળા, કરમાં વેણુવાવાળા, ને ભક્ત લોકોપર દયાવાળા શ્રીકૃષ્ણ પરમાત્માનાં દર્શન થયાં. પોતાના ઉત્પાદક પરમાત્માને દેખી તે બાળક રાજી થઇને હસવા લાગ્યો. ત્યાર પછી તે વેળાએ શ્રીકૃષ્ણે તેને વરદાન આપ્યું કે હે બાળક ! પ્રલયકાળ પર્યન્ત ક્ષુધાતૃષા રહિત, જ્ઞાની, અગણિત બ્રહ્માંડોના નિવાસ સ્થાનરૂપ ને મારી સમાનતાવાળો તું થઈ જા. નિષ્કામ, નિર્ભય, સર્વને વર આપનાર, ને જરા મૃત્યુ રોગ શોક ને વ્યાધિ વિગેરેથી રહિત થા. " આટલું કહી શ્રીકૃષ્ણે તેના કર્ણમાં વેદના ઉત્તમ અંગરૂપ છ અક્ષરવાળા મહામંત્રનો ત્રણવાર ઉપદેશ કર્યો. સર્વ વિઘ્નો હણનારા એ ઉત્તમ મંત્રમાં પ્રથમ ૐકાર છે, પછી **કૃષ્ણાય** એ ત્રણ અક્ષરો છે ને તે પછી **સ્વાહા** એ બે અક્ષરો છે, હે નારદ ! આ પ્રમાણે મંત્રોપદેશ કરીને શ્રીકૃષ્ણે એ મહાવિરાટ વાસ્તે આહાર દર્શાવ્યો એ વિષે સાંભળો. પ્રત્યેક બ્રહ્માંડમાં

વૈષ્ણવ લોકો જે કાંઇ નૈવેદ્ય કરે તેનો ૧૬ ભાગ વૈકુંઠવાસી ચતુર્ભુજ નારાયણનો ને પંદર ભાગો એ વિરાટના કરાવ્યા. પોતે બે ભૂજાવાળા, નિર્ગુણ ને પૂર્ણાત્મા રૂપ છે તેતો નિત્યતૃપ્ત હોવાથી તેમને નૈવેદ્યનું કશું પ્રયોજન નથી આથી મનુષ્યોનાં આપેલાં નૈવેદ્યો વૈકુંઠવાસી વિષ્ણુ તથા એ મહા વિરાટ જમી જાય છે. ઉત્તમ મંત્ર આપ્યા પછી શ્રીકૃષ્ણે એ મહાવિરાટને કહ્યું કે "તને બીજું શું વરદાન આપું ! જે ઈચ્છા હોય તે માગ." આવાં શ્રીકૃષ્ણનાં વાકયો સાંભળીને તે મહાવિરાટે નીચે પ્રમાણે યથાયોગ્ય વચન કહ્યુ. મહાવિરાટ વદે છે—હું ક્ષણમાત્ર આયુષ્યવાળો હઉં અથવા તો બહુ લાંબાં આયુષ્યવાળો હઉં તોપણ જીવું ત્યાં સુધી મને નિરંતર આપનાં ચરણારવિંદ વિષે ભક્તિ પ્રાપ્ત થાઓ આપના ભક્તો આ લોકમાં જીવનમુક્ત છે ને તમારી ભક્તિ વગરના મૂર્ખજનો જીવતાં છતાં મુઆ જેવાજ છે જેથી મને આપની ભક્તિ ન મળે એવાં તપ જપ યજ્ઞ પૂજન વ્રત ઉપવાસ કે પુણ્ય કે તીર્થનું શું પ્રયોજન છે ? કાંઈજ નથી. કૃષ્ણની ભક્તિ રહિત મૂર્ખ કે જે પોતાના જીવનહારનેજ નથી માનતો તેનું જીવવું જ નિષ્ફળ છે. શરીરમાં આત્મા હોય ત્યાં સુધીજ શકિત રહે છે ને આત્મા જતો રહે છે ત્યારે સઘળી શક્તિઓ મેળેજ ચાલી જાય છે. હે શ્રીકૃષ્ણ ! પ્રકૃતિથીપર, સ્વેચ્છામય, સર્વથી આદિ, સનાતન ને બ્રહ્મજ્યોતિરૂપ જે આત્મા છે તે આપ પોતેજ છો. નારાયણ મુનિ બોલ્યા—હે નારદ ! બાળક એટલું વદી મૌન થયો એટલે શ્રીકૃષ્ણે તેને મીઠાં ને કર્ણપ્રિય વચનો આમ કહ્યાં. શ્રીકૃષ્ણ વદે છે—બહુ કાલ સુધી સ્થિર રહી તું મારા જેવોજ થા. ક્ષુદ્ર બ્રહ્માંડોના અનેક બ્રહ્માંડોનો નાશ થતાં પણ તારો નાશ નહીં થાય તું તારા પોતાના અંશોથી દરેક ક્ષુદ્ર બ્રહ્માંડોનો ક્ષુદ્ર વિરાટ થા. ( આથી એમ જાણવુ કે આ મહાવિરાટ અનેક કોટિબ્રહ્માંડોમાં રહેલા ક્ષુદ્રવિરાટોનો સમષ્ટિ અધિપતિ છે ) ને તારા નાભિકમળમાંથી વિશ્વસ્રષ્ટા બીજા બ્રહ્મદેવ પણ નીકળશે. સૃષ્ટિનો સંહાર કરવા પ્રત્યેક બ્રહ્માંડમાં શિવના અંશરૂપે બ્રહ્માના લલાટમાંથી એકાદશરૂદ્રો પણ પ્રકટશે. એઓમાં કાલાગ્નિરૂદ્ર સઘળાંનો સંહાર કરશે વિષયભોગોવાળા વિષ્ણુ પણ પોતાના ક્ષુદ્ર અંશોથી પ્રત્યેક બ્રહ્માંડોના રક્ષકરૂપે ક્ષુદ્ર વિષ્ણુઓરૂપે પ્રકટશે. મારાં વરદાનથી મારી અખંડ ભક્તિ તને પ્રાપ્ત થશે. મારા ધ્યાનના પ્રભાવથી તું સુંદર મારી આકૃતિને ને મારાં વક્ષ સ્થળમાં વસેલી તારી સુંદર માતાને સર્વદા દેખીશ. હે પુત્ર ! તારે અહીં રહેવું ને હું ગોલોકમાં જઈશ. નારાયણ વદે છે—આમ કહી શ્રીકૃષ્ણ સત્વર અંતર્દ્ધાન થયા અને પછી તેમણે ત્યાં જઈ સૃષ્ટિ નિપુણ બ્રહ્માને ને સંહાર કુશળ શિવને આમ કહ્યું ( શ્રીકૃષ્ણના દેહમાંથી પ્રકટેલા આ બ્રહ્મા ને શિવ છે ) શ્રીકૃષ્ણ વદે છે—હે નાભિકમળભૂ બ્રહ્મા ! સૃષ્ટિ કરવા તમે મહાવિરાટનાં રોમોના છિદ્રોમાં રહેલાં પ્રત્યેક બ્રહ્માંડમાં વસનારા ક્ષુદ્ર વિરાટોના નાભિકમળમાંથી ક્ષુદ્ર બ્રહ્માઓરૂપે પ્રગટ હો. હે મહાદેવ ! તમે પણ જાઓ ને પૂર્વોકત પ્રકારે ક્ષુદ્ર બ્રહ્માઓનાં લલાટોમાંથી ક્ષુદ્ર શિવરૂપે પ્રકટી બહુ કાળ પર્યન્ત તપ કરો. નારાયણ બોલ્યા—હે નારદ ! આમ આજ્ઞા આપી શ્રીકૃષ્ણ મૌન થયા. પછી કલ્યાણ દાતા બ્રહ્મા ને શિવ ત્યાંથી પ્રણામ કરીને વિદાય થયા. બ્રહ્મા ને શિવની જેમ શ્રીકૃષ્ણે ચતુર્ભુજ નારાયણને પણ આજ્ઞા આપીહતી)

હજુ બ્રહ્માને શિવ પહોચ્યા ન હતા તેવામાંજ મહાવિરાટ પોતાના અંશથી બ્રહ્માંડના જળમાં જુદા જુદા ક્ષુદ્ર વિરાટોરૂપ થયા કે જેને વિશ્વવ્યાપક જળશાયી નારાયણ નામે સૌ જાણે છે. એ નારાયણ શ્યામ, યુવાન, પીતાંબર, ને મંદહાસ્યથી સુંદર મુખવાળા છે. એમનાજ નાભિકમળમાંથી ક્ષુદ્ર બ્રહ્મા ઉત્પન્ન થયા. એ બ્રહ્મા કમળનાળમાં લાખો વર્ષ ફર્યા પણ તેમને અંતજ જડયો નહીં તેથી હે નારદ ! તમારા પિતાએ બ્રહ્માને ઘણીજ ચિન્તા પેઠી. પછી તેઓ સ્વસ્થાનમાં આવ્યા ને શ્રીકૃષ્ણના ચરણકમળનું ધ્યાન કરી રહ્યા. ધ્યાનના પ્રભાવથી તેમને દિવ્યચક્ષુ થઈ તેથી બ્રહ્માંડગોળમાં જળશય્યામાં સૂતેલા ક્ષુદ્ર વિરાટનું, જેના રોમના છિદ્રોમાં અનેક બ્રહ્માંડો રહ્યાં છે એવા મહાવિરાટનું, તેમના પિતા શ્રીકૃષ્ણનું, ગોલોકનું, ને ત્યાંનાં નિવાસી ગોપ ગોપિકાઓનું પણ દર્શન થયું. શ્રીકૃષ્ણની સ્તુતિ કરી વરદાન પ્રાપ્ત કરી પછી તે બ્રહ્માએ સૃષ્ટિ રચી. તેમના મનમાંથી સનકાદિક પુત્રો પ્રકટ થયા. ત્યારપછી શિવના અંશભૂત એકાદશ રૂદ્રો પણ પ્રકટ થયા. ક્ષુદ્ર વિરાટના ડાબા અંગમાંથી લોકરક્ષક ચતુર્ભુજ વિષ્ણુ પ્રકટ થયા ને તેઓ શ્વેતદ્વીપમાં વસ્યા. ક્ષુદ્ર વિરાટના નાભિકમળમાં થએલા ક્ષુદ્ર બ્રહ્માએ સ્વર્ગ, મર્ત્યલોક, પાતાલ તથા સચરાચર ત્રૈલોકયરૂપ જગત્ રચ્યું. મહા વિરાટનાં રોમનાં છિદ્રોમાં અનંત ક્ષુદ્ર બ્રહ્માંડો રહ્યાં છે તેમાં પ્રત્યેક બ્રહ્માંડમાં આ પ્રકારે ક્ષુદ્ર વિરાટ ક્ષુદ્ર બ્રહ્મા, ક્ષુદ્ર વિષ્ણુ અને ક્ષુદ્ર શિવ આદિના પ્રાદુર્ભાવો થાય છે. હે નારદ ! આ રીતે મંગળ ને મોક્ષ આપનારૂં શ્રીકૃષ્ણ ભગવાનનું ચરિત્ર મે તમારી પાસે કહ્યું ને હવે તમારે બીજું જે સાંભળવાની ઇચ્છા હોય તે કહો.૧-૨

इत्येवं कथितं ब्रह्मन् कृष्ण संकीर्तनं शुभम् ।
सुखदं मोक्षदं ब्रह्मन् किंभूयः श्रोतुमिच्छसि॥२

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.*

### સરસ્વતી માહાત્મ્ય.

नारद उवाच—

श्रुतं सर्वं मया पूर्वं त्वत्प्रसादात् सुधोपमम् ।
अधुना प्रकृतीनां च व्यस्तं वर्णय पूजनम्॥१॥

નારદ બોલ્યા–હે નારાયણ ! આપની કરૂણાથી મેં પ્રકૃતિઓનું અમૃત સમાન કીર્ત્તન સાંભળ્યું ને હવે એઓનો નોખો નોખો પુજનનો જે વિધિ હોય તે બતાવો. કોણે કઈ પ્રકૃતિને પૂજી છે? એ પૂજા મનુષ્ય લોકમાં કેવી રીતે ચાલુ થઈ ! કેવાં કેવાં સ્તોત્રથી કેવી કેવી પ્રકૃતિની સ્તુતિ કરવી ને કેવા કેવા મંત્રથી કેવી કેવી પ્રકૃતિનું પૂજન કરવું ? પ્રકૃતિઓનાં સ્તોત્રો, ધ્યાન, પ્રભાવને મંગળ ચરિત્રો વિષે મને કહો. કઈ કઇ પ્રકૃતિઓએ કોને કોને વરદાનો દીધાં છે એ વિષે પણ મને કહેવું યોગ્ય છે. નારાયણ વદે છે–હે નારદ ! ગણેશની માતા દુર્ગા, રાધા, લક્ષ્મી, સરસ્વતીને સાવિત્રી એ પાંચ પ્રકૃતિઓ સૃષ્ટિના વિષયમાં વદાય છે. એઓની પૂજા, પરમ અદ્‌ભુત પ્રભાવ, ને સઘળાં મંગળ દેનારૂં અમૃત સમાન ચરિત્ર સર્વત્ર લોક પ્રસિદ્ધ છે. હે નારદ! જેઓ પ્રકૃતિની અંશકળાઓ છે તેઓનું સઘળું સુંદર ચરિત્ર હું તમારી પાસે ખાશ કરીને કહીશ વાસ્તે સાવધાન મનથી તમે સાંભળો. કાળી પૃથ્વિ, ગંગા, ષષ્ઠિ, મંગળ ચંડિકા, તુલસી, મનસા, નિદ્રા, સ્વધા, સ્વાહા,

---

* આ અધ્યાયમા સરસ્વતીના સ્તોત્ર પૂજાને કવચ વિષે કહેવાશે.

ને દક્ષિણા ઇત્યાદિ કળાઓનું મધુર ને પુણ્ય આપનારૂં ચરિત્ર તથા વૈરાગ્ય વાસ્તે જીવોને થતાં કર્મફલો વિષે પણ હું તમને કહું છું. દુર્ગાને રાધાની ઉપાસનાનાં અનુષ્ઠાનના વિધીઓ મહાવિશા છે વાસ્તે તે હું પછી કહીશ પરંન્તુ હાલ તો સંક્ષેપથી અન્ય વિષયો સાંભળો. મૂર્ખ પણ જેની કરૂણાથી પંડિત થાય છે એવા સરસ્વતી દેવીની પ્રથમ પૂજા શ્રીકૃષ્ણ ભગવાને કરી છે. જ્યારે રાધિકાના મુખમાંથી સરસ્વતીની ઉત્પત્તિ થઇ ત્યારે યથેષ્ટ રૂપ ધારનારાં એ સરસ્વતીએ કામનાથી શ્રી કૃષ્ણનેજ પોતાના પતિ કરવા મન કર્યું. સર્વજ્ઞ શ્રી કૃષ્ણે તે જગદંબાનો મનોભાવ જાણી લીધો ને તેમને હિતકર, સત્ય, ને પરિણામે સુખપ્રદ એવું વાકયઆ પ્રમાણે કહ્યું. શ્રીકૃષ્ણ વદે છે—હે સતી ! મારા અંશરૂપ ચાર ભૂજાવાળા યુવાન, રૂપાળા, સકળગુણ, સંપન્ન, મારા, સરખા, સ્ત્રીઓની કામનાઓના જ્ઞાતા, સ્ત્રીઓના મનોરથો પૂર્ણ કરનારા, કોટિ કામદેવ સરખાં લાવણ્યવાળા, લીલાથી શોભતા, ને મહા બળવાળા નારાયણને તમે તમારા પતિ બનાવો. હે સુંદરી ! મને પતિ કરી અહીં રહેવા તમારી ઈચ્છા હોય તો તેથી તમારૂં ભલું નહીં થાય કારણ કે રાધિકા તમારાથી બળવાળાં છે. જે જેનાથી બળવાન હોય તે તેથી બીજાુ રક્ષગુ કરી શકે પણ રાધાના કરતાં હુ અધિક બળવાળો નથી તેથી તેમનાથી તમારૂં રક્ષણ ન કરી શકું. પોતે અશક્ત હોય તે બીજાનુ રક્ષણ કયાંથી કરે ! સર્વનો નિયામક છતાં કોઈ વાતે મારાથી રાધાને અટકાવાય તેવું નથી. એ રાજા તેજ, રૂપ, ને ગુણમાં મારા સમાનજ છે. વળી એ પ્રાણેશ્વરી છે તેથી પ્રાણત્યાગ કરવાની કોને શક્તિ હોય ! પુત્રથી પણ પ્રાણો પ્રિય હોવાથી પ્રાણરૂપ રાધાનો મારાથી કેમ ત્યાગ થાય ! આથી હે સરસ્વતી તમે વૈકુઠમાં જઈ નારાયણને પતિ કરી તેમના સાથે બહુ કાળ આનંદ ભોગવો. આથી તમારૂં ઇષ્ટ થશે. જો કે ત્યાં પણ તમારે લક્ષ્મી શૌકય છે તોપણ તે શાન્ત હોવાથી તમને અડચણ નહીં આવે. એ લક્ષ્મીને લોભ, મોહ, કામ, ક્રોધ, માન, ને હિંસા એઓમાંનું કશું નથી ને ગુણ રૂપ ને તેજમાં તમારા સરખાંજ છે તેથી સર્વદા એમના સગે પ્રેમથી તમારો કાળ જશે ને વિષ્ણુ તમારૂં બેયનુ સરખુ માન કરશે. હે સુંદરી ! પ્રત્યેક બ્રહ્માંડમાં માહ માસની શુકલપક્ષની પંચમીને દિવસ કે જે વિદ્યારંભ કાળ છે તે દિવસે તમારી લોકમાં મહાપૂજા થશે. જીતેન્દ્રિય ને મનોનિગ્રહ વાળા મનુષ્યો, મનુઓ, દેવતાઓ, વસુઓ, યોગીલોકો, સિદ્ધો, નાગો, ગન્ધર્વો ને રાક્ષસો મારાં વરદાનથી પ્રત્યેક કલ્પમાં પ્રલય પર્યન્ત કણ્વશાખામાં દર્શાવેલી વિધિ પ્રમાણે ભક્તિ સહિત સોળે ઉપચારોથી, ધ્યાનથી, સ્તુતિથી કળશમાં ને ગ્રંથમાં પણ તમારી પૂજા કરશે. એ લોકો કનકનું માદળીયું બનાવી તેમાં ભોજપત્રમાં સુગધી ચંદનથી લખેલુ તમારૂં કવચ સ્થાપીને તે અલંકાર ગળામાં કે જમણા હાથમાં ધારણ કરશે. પૂજાના ઉત્તમ કાળમાં વિદ્વાન લોકો તમારાં સ્તોત્રોનો પાઠ કરશે. નારાયણ વદે છે-સર્વ પૂજિતા સરસ્વતીને આમ કહી શ્રીકૃષ્ણે પણ તેમની પૂજા કરી. ત્યાર પછી બ્રહ્મા, વિષ્ણુ, શિવ વિગેરે, અનંત ધર્મ, સનકાદિક, સૌ દેવલોકો, મુનિઓ ને રાજા આદિ મનુષ્યોએ પણ સરસ્વતી દેવીનું પૂજન કર્યું ને ત્યાંથી લોકમાત્રમાં સરસ્વતીપૂજન ચાલુ થયું. નારદ પ્રશ્ન કરે છે—હે વેદ જ્ઞાતા-

ઓમાં ઉત્તમ ! એ સરસ્વતીની પૂજાના પ્રકાર, કવચ, ધ્યાન, પૂજા યોગ્ય નૈવેદ્ય, પુષ્પ તથા ચંદન વિગેરે વિષે મારી પાસે કહો. એ વિષે મન હરનારી ને કર્ણને પ્રિય લાગે તેવી શું હકીકત તમારા હૃદયમાં છે તે જાણવા મને નિરંતર સોત્સાહ જીજ્ઞાસા પ્રકટી છે. નારાયણ વદે છે—હે નારદ ! કણ્વશાખાની રીતિ અનુસાર વિશ્વજનની સરસ્વતીની પૂજાનું વિધાન કહું છું તે તમે સાંભળો. વિદ્યાના આરંભરૂપ વસંત પંચમીના આગલે દિવસે પૂજાની સૌ સામગ્રી તૈયાર રાખવી. પછી પ્રાત કાળમાં પંચમીના દિને સ્નાનાદિક નિત્ય ક્રિયાઓ આટોપીને સ્વશાખા પ્રમાણે કે તાંત્રિક પ્રકારથી કળશનુ સ્થાન કરવુ. પ્રથમ ગણપતિ પૂજન કરીને સરસ્વતીનું પૂજન કરવું. આગળ કહેવામાં આવતાં ધ્યાનના પ્રકારાનુસાર બહારના કળશમાં ધ્યાન કરી ફરીવાર સોળ ઉપચારોથી પૂજા કરવી. પૂજામાં ઉપયોગી નૈવેદ્ય ને પદાર્થો વેદાનુસાર કહ્યા છે તે વિષે મારાં અધ્યયન ને ગુરૂ પ્રણાલિકાના અનુસારે કહું છું. માંખણ, દહીં, દુધ, તંડુલ, તિલમોદક, શેલડી, ધોળી શેરડીનો રસ, પાકો ગોળ, મધ, માંગલીક પદાર્થો, સાકર, વગર પકાવેલા ચોખાના પવા, ધોળા લાડુ, ઘી ને સિંધવવાળુ શાસ્રોકત હવિષ્યાન્ન, જવ તથા ઘઉંનો ઘીવાળો પિષ્ટ, ઘી સહિત દુધપાક, અમૃત સરખું મિષ્ટાન્ન, શ્રીફળ, શ્રીફળનું જળ, કેરૂં, મૂળા આદું, પાકાંકેળાં, બીલાં, બોર ને તે તે દેશકાળમાં પાકેલાં સંસ્કારવાળાં ફળોએ બધાં નૈવેધનાં દ્રવ્યો સમજવાં. શ્વેત તંદુલના અખડિત અક્ષત, સુગધી શ્વેતપુષ્પો, સુગંધી શ્વેતચંદન, કોરૂં શ્વેતવસ્ર, સુંદર શંખ, શ્વેતપુષ્પની માળા, શ્વેત હારો ને શ્વેત અલંકારો એ પદાર્થો સરસ્વતીને પૂજનમાં વહાલા છે. હવે શ્રવણ માત્રથી કર્ણની પ્રિય લાગનારૂં ભ્રાન્તિને મટાડનારૂં વેદોકત એવું સરસ્વતીનું ધ્યાન કહું તે સાંભળો. શ્વેત વર્ણવાળાં, મંદમંદ હસનારાં, મનોહર, કોટિ ચંદ્રળાની શોભાને શરમાવનારાં, શોભાવાળાં શરીરવાળાં, અગ્નિમાં ધોયેલાં પરિધાનો પહેરનારાં, વીણા પુસ્તકને ધારનારાં, રત્નોનાં નવાં આભરણોના શણગારવાળાં, બ્રહ્મા, વિષ્ણુ ને શિવ વિગેરે દેવગણોથી સમ્યક્ પ્રકારે પૂજાવાવાળાં,ને મહા મુનિ મનુઓ ને મનુષ્યોએ ભક્તિથી વંદેલાં સરસ્વતી દેવીને હું પ્રણામ કરૂં છુ" આમ ધ્યાન કરી મૂળ મંત્રથી સઘળુ અર્પણ કરવું સ્તુતિ કરી કવચને ધારી પૃથ્વીપર કાષ્ટવત્ પડી પ્રણામ કરવા. સરસ્વતી જેમનાં ઇષ્ટદેવી છે તેમણે વિદ્યારંભના વસંતપંચમીનાદિને આ ક્રિયા ખાસ કરવી. હે નારદ ! **श्रीं ह्रीं सरस्वत्यै स्वाहा** એ આઠ અક્ષરવાળો વેદોકત મંત્ર સઘળાં કાર્યોમાં ઉપયોગી છે ને સઘળાંના મૂળમંત્રરૂપે કહેવાય છે. જો કોઈ લોકોને બીજા મંત્રનો ઉપદેશ મળ્યો હોય તો તે લોકો એ તે મૂળમંત્ર સમજવો. પૂર્વોકત મંત્ર કલ્પવૃક્ષ સમાન છે. પૂર્વે પૂણ્યક્ષેત્રરૂપ ભરતખંડમાં કૃપા નિધાન બ્રહ્મદેવે ગગાતટે વાલ્મિકીને આ મંત્રનો ઉપદેશ કર્યો હતો. પુષ્કર ક્ષેત્રમાં સૂર્યગ્રહણનાયોગમાં ભૃગુએ આ મંત્ર શુક્રને કહ્યો હતો. મારીચિએચદ્ર ગ્રહણસમયે બૃહસ્પતિને આ મંત્ર ઉપદેશ્યો હતો. બ્રહ્માએ બદરીકાશ્રમમાં પ્રેમથી ભૃગુને કહ્યો હતો. ક્ષીરસમુદ્રનાકાંટેજરૂત્કારૂએઆસ્તિકમુનિનેઉપદેશઆપ્યોહતો. મેરૂપર્વતમાંવિભાંડકે બુદ્ધિવાળાઋષ્યશૃંગને ઉપદેશ્યોહતો. સદાશિવે પ્રેમથી કણાદને, તથા ગોતમ મુનિને, સૂર્યે યાજ્ઞવલ્કય ને કાત્યાયનને, શેષનાગે બુદ્ધિવાળા પા-

ણિનીને, ને શાકટાયનને સુતલ પાતાળમાં બલિરાજાની સભામાં આ મંત્રનો ઉપદેશ આપ્યો હતો. આ મંત્રના ચાર લક્ષ જપથી મનુષ્યોને સિદ્ધ થાય છે. મનુષ્યને જો આ મંત્ર સિદ્ધ થાય તો મનુષ્ય બૃહસ્પતિ જેવો થાય. હે નારદ ! પૂર્વે વિશ્વના સ્રષ્ટા બ્રહ્માએ ગંધમાદન પર્વતમાં ભૃગુને વિશ્વજય નામનુ સરસ્વતીનું કવચ આપ્યું હતું એ વિષે સાંભળો. ભૃગુએ બ્રહ્માને કહ્યું કે—હે બ્રહ્મદેવ ! હે વેદ વિદોમાં શ્રેષ્ઠ ! હે બ્રહ્મજ્ઞાન વિશારદ ! હે સર્વજ્ઞ ! હે સર્વ સ્રષ્ટા ! હેં સર્વના સ્વામી ! હે સર્વથી પૂજિત ! હે પ્રભો ! મંત્રોના સમુદાયવાળું દોષ વગરનુ સરસ્વતીનું ઉત્તમ કવચ મને કહો. બ્રહ્મા કહે છે—હે પુત્ર ! સઘળી ઈચ્છાઓ પૂરનારૂં, વેદસારરૂપ, કર્ણ ને આનંદજનક, વેદોક્ત ને વેદપૂજ્ય કવચ કહું છું તે સાંભળો. ગોલોકમાં વૃંદાવનમાં રાસના સમયમાં રાસના અધિપતિ શ્રીકૃષ્ણે આ કવચ મને કહ્યું હતું. કયારે પણ નહીં સાંભળેલા અદ્‌ભુત મંત્રોના સમુદાયોવાળું ને કલ્પવૃક્ષ સમાન આ ઉત્તમ કવચ અત્યન્ત ગુપ્ત રાખવા યોગ્ય છે. આ કવચનું ધારણ કરવાથી શુક્રાચાર્ય સઘળા દાનવોમાં પૂજાયા છે, બૃહસ્પતિ તેના પાઠમાત્રથી બુદ્ધિવાળા થયા છે, વાલ્મિકી પાઠથી ને ધારણથી મોટા કવિ થયા છે, સ્વાયંભુવ મનુ આ કવચ ધારણ કરી સર્વમાં પૂજાયા છે, ને કણાદ ગૌતમ કણ્વ, પાણિનિ, શાકટાયન દક્ષ તથા કાત્યાયન વિગેરે મુનિઓએ આ કવચના પ્રભાવથી મોટા મોટા ગ્રંથો લખેલા છે. વેદવ્યાસે આ કવચનું ધારણ કરી લીલા માત્રમાં વેદના વિભાગો ને સઘળાં પુરાણો રચેલાં છે, તથા શાતાતપ, સંવર્ત્ત, વસિષ્ઠ, પરાશર અને યાજ્ઞવલ્કય એઓએ પણ ધારણથી ને પાઠથી ગ્રંથો રચેલા છે. રૂષ્યશૃંગ, ભરદ્વાજ, આસ્તિક, દેવલ, જૈગિષવ્ય, ને યયાતિ આ કવચના પ્રભાવથી સર્વત્ર પૂજાયા છે. હે ભૃગુ ! આ કવચના પ્રજાપતિ રૂષિ છે, બૃહતી છન્દ છે, ને શારદા માતા દેવતા છે. સઘળાં તત્ત્વજ્ઞાનો ને સઘળી કવિતાઓ ને સઘળા અર્થો સિદ્ધ થવામાં આ કવચનો વિનિયોગ છે. "**શ્રી હ્રીં સરસ્વત્યૈ સ્વાહા** એ મંત્ર સર્વ પ્રકારે મારાં મસ્તકની રક્ષા કરો. **શ્રી વાગ્દેવતાયૈ સ્વાહા** એ મંત્ર સર્વ પ્રકારે મારા લલાટનું રક્ષણ કરો. **ઓં હ્રીં સરસ્વત્યૈ સ્વાહા** એ મંત્ર સદા મારા કાનની રક્ષા કરજો. **ઓં શ્રીં હ્રીં ભગવત્યૈ સરસ્વત્યૈ સ્વાહા** એ મંત્ર મારાં બે નેત્રોની રક્ષા કરો. **ઐં હ્રીં વાગ્વાદિન્યૈ સ્વાહા** એ મંત્ર સર્વદાં મારી નાસિકાની રક્ષા કરો. **ઓં હ્રીં વિદ્યાધિષ્ઠાતૃદેવ્યૈ સ્વાહા** એ મંત્ર સદા મારા ઓષ્ટની રક્ષા કરો. **ઓં શ્રીં હ્રીં બ્રાહ્મ્યૈ સ્વાહા** એ મત્ર સદા મારી દંતપક્તિની રક્ષા કરો. 'ઐં' એ એકાક્ષરી મંત્ર મારા કંઠને રક્ષો. **શ્રીઓંહ્રીં** એ મત્ર મારી ડોકની રક્ષા કરો. 'શ્રી' એ મંત્ર મારા ખભાની રક્ષા કરો. **ઓંહ્રીંવિદ્યાધિષ્ઠાતૃદેવ્યૈસ્વાહા** એ મંત્ર સદા મારા વક્ષસ્થળની રક્ષા કરો. **ઓંહ્રીંવિદ્યાસ્વરૂપાયૈસ્વાહા** એ મંત્ર સર્વદા મારી નાભિની રક્ષા કરો. **ઓંહ્રીંક્લીંવાણ્યૈસ્વાહા** એ મંત્ર સર્વદા બે હાથની રક્ષા કરો. **ઓંસર્વવર્ણાત્મિકાયૈસ્વાહા** એ મંત્ર મારા બે ચરણોની રક્ષા કરો. **ઓંવાગધિષ્ઠાતૃદેવ્યૈસ્વાહા** એ મંત્ર સર્વદા મારાં સર્વની રક્ષા કરજો. **ઓંસર્વકંઠવાસિન્યૈસ્વાહા** એ મંત્ર સર્વદા પૂર્વ દિશામાં રક્ષા કરજો. **ઓંસર્વજિહ્વાગ્રવાસિન્યૈસ્વાહા** એ મંત્ર દક્ષિણ દિશામાં મારી રક્ષા કરો. **ઐંહ્રીંશ્રી** એ ત્રણ અક્ષરોવાળો મંત્ર નૈરૂત્ય ખુણામાં સર્વદા રક્ષા કરજો, **ઓંઐંજિહ્વાગ્રવાસિન્યૈ-**

**स्वाहा** એ મંત્ર પશ્ચિમ દિશામાં મારૂં રક્ષણ કરો. **ॐसर्वांबिकायैस्वाहा** એ મંત્ર વાયુ ખણામાં સર્વદા મારૂં રક્ષણ કરો. **ॐऐंश्रीक्लींगद्यवासिन्यैस्वाहा** એ મંત્ર ઉત્તર દિશામાં મારૂં રક્ષણ કરો. **ॐ ह्रींसर्वपूजितायैस्वाहा** એ મંત્ર સર્વદા નીચે મારૂં રક્ષણ કરો. **ॐग्रंथबीजस्वरूपायैस्वाहा** એ મંત્ર મારી સઘળાં સ્થાનમાં રક્ષા કરો. હે ભૃગુ ! આ વેદમંત્રોના સમૂહરૂપ વિશ્વજય નામનું બ્રહ્મમય કવચ મેં તમારી પાસે કહ્યું. નારાયણ વદે છે—આ કવચ મેં પૂર્વે ગંધપાદન પર્વતમાં ધર્મના મુખથી સાંભળ્યું હતું તે તમને સ્નેહથી કહ્યું આ કવચ કોઈને ન કહેવું. બુદ્ધિવાળા મનુષ્યે વસ્ત્ર, અલંકાર ને ચંદનથી વિધિસર ગુરૂ પૂજન કરીને તેમને દંડવત્ પ્રણામ કરી આ કવચને ધારણ કરવું. આ કવચનો પાંચ લાખવાર જપ થાય ત્યારે તે સિદ્ધ થાય છે. જો સિદ્ધ થાય તો બ્રહસ્પતિ જેવો વાદળાંમાં અત્યન્ત ચતુર મહાકવિ ને ત્રૈલોકયને વશમાં રાખનારો થાય- આ કવચના પ્રસાદથી સૌને વસ્ય કરી શકાય છે, હે મુનિ ! કણ્વ શાખાખામાં કહેલું આ કવચ મેં તમને કહ્યું. હવે સ્તોત્ર પૂજા ધ્યાન ને વંદન વિષે કહું છું તે સાંભળો.

**इदंचकणवशाखोक्तंकवचंकथितंमुने ।**
**स्तोत्रंपूजाविधानंचध्यानंचवंदनंश्रृणु ॥९१॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે નવમ સ્કંધમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

# અધ્યાય ૫ મો.*

## સરસ્વતીનું સ્તોત્ર.

**श्री नारायण उवाच—**

**वाग्देवतायाः स्तवनं श्रूयतां सर्वकामदम् ।**
**माहामुनि याज्ञवल्क्यो येन तुष्टावतां पुरा ॥१॥**

નારાયણ વદે છે—પૂર્વે જે સ્તોત્રવડે મહામુનિ યાજ્ઞવલ્કયે સરસ્વતી દેવીની સ્તુતિ કરી હતી તે વાણીદેવીનું સકળ કામના આપનારૂં સ્તોત્ર કહુ છું તે સાંભળો. ગુરૂશાપથી પોતાની સઘળી વિદ્યા નષ્ટ થતાં મહા પવિત્ર મુનિશ્રી યાજ્ઞવલ્કય દુઃખ પામી લોલાર્ક નામના સૂર્યના સ્થાનકમાં વિચર્યા. તપથી લોલાર્કનાં દર્શન થતાં તે મુનિએ સૂર્યની સ્તુતિ કરી તેની પાસે વારવાર રૂદન કર્યું. મહા શક્તિવાળા સૂર્યદેવે તેમને વેદ ને વેદાંગ ભણાવી કહ્યું કે “આ વિદ્યાની સ્મૃતિ રહેવા સારૂં તમે ભક્તિથી સરસ્વતીની સ્તુતિ કરો.” આમ કહી સૂર્ય અન્તર્દ્ધાન થયા ને મુનિએ આ પ્રમાણે ભક્તિથી મસ્તક નમાવીને સરસ્વતીની સ્તુતિ કરી. યાજ્ઞવલ્કય સ્તવે છે—હે જગદંબા ! કરૂણાળુ હો ! તેજરહિત થયેલો, ગુરૂના શાપથી સ્મૃતિહીન, વિદ્યાહીન, ને દુખીયો જે હું છું તેનું રક્ષણ કરો. જ્ઞાન, સ્મૃતિ, વિદ્યા, શિષ્યોને બોધ આપવાની શક્તિ, ગ્રંથ કર્તૃત્વ શક્તિ, સારી રીતે સ્થિરતા વાળો શિષ્ય, બુદ્ધિની સ્ફુર્તિ ને ઉત્તમ સદનમાં શુભ વિચારો એટલી બાબતો મને આપો. દૈવયોગે મારૂં એ સૌ નાશ પામ્યું છે તે પાછું નવીન બનાવો. ઈશ્વર ભસ્મમાં પણ કયારેક અંકુર રચે છે. તેમ તમે મારામાં એ સૌ રચો. આપ બ્રહ્મસ્વરૂપ, ઉત્તમ, જ્યોતિ-

* આ અધ્યાયમાં સરસ્વતીનું સ્તોત્ર કહેવામાં આવશે.

રૂપ, સનાતન સરસ્વતી દેવી છો ને સૌ વિવિદ્યાનાં અધિષ્ઠાતા છો તેથી હું આપનેજ અભિવંદન કરૂં છું. વિસર્ગ, બિન્દુ ને માત્રાઓનાં અધિષ્ઠાન રૂપ આપ અક્ષરોનાં અધિષ્ઠાતા છે તેને હું પ્રણમું છું. ગણિત શાસ્ત્રી આપના વિના સંખ્યા કે ગણિત રચી શકે નહીં. આપને કળારૂપને ને સંખ્યારૂપને હું વારંવાર પ્રણામ કરૂં છું. ભ્રમ પ્રાપ્ત થતાં આપ સિદ્ધાન્તરૂપ છો તેને હું નમસ્કાર કરૂં છું. આપ કે જે સ્મૃતિ, શક્તિ, જ્ઞાનશક્તિ, બુદ્ધિશક્તિ, પ્રતિભાશક્તિ, ને કલ્પનાશક્તિ રૂપ છો તેને ફરી ફરી નમુ છું. સનત્કુમારે બ્રહ્માને પ્રશ્ન કર્યો ત્યારે બ્રહ્મા પણ સિદ્ધાન્ત કરવાની અશક્તિથી મુંગા સમાન થઇ ગયા તે સમયે પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાને આવીને બ્રહ્માને કહ્યુ કે " હે બ્રહ્મા ! તમે પ્યારાં સરસ્વતીની પ્રાર્થના કરો " આથી બ્રહ્માએ તમારી સ્તુતિ કરી હતી ને પછી તમારીજ કરૂણાથી બ્રહ્માએ ઉત્તમ સિદ્ધાન્ત કર્યો હતો. પૃથ્વીએ જ્યારે શેષનાગને મુખ્ય જ્ઞાન પૂછ્યુ ત્યારે શેષનાગ પણ તેજ કારણથી મુગા થયા ત્યારે કશ્યપની આજ્ઞાથી તેમણે દીનતાપૂર્વક તમારી સ્તુતિ કરી તેથી તેઓ ભ્રમને તોડી નાંખે તેવો નિર્મળ સિદ્ધાન્ત કરીશકયા હતા. વ્યાસે વાલ્મીકીને પુરાણ વિષયક પ્રશ્ન પુછ્યો ત્યારે તેઓએ પણ મુગા થઈ તમારી સ્તુતિ કરી હતી ને પછી તમારામાંજ વરદાનથી નિર્મળ તથા ભ્રમરૂપી અંધકારની નિવૃત્તિમાં દીપક સરખું જ્ઞાન પામીને સિદ્ધાંતરૂપ પુરાણ સુત્ર રચ્યુ હતું. શ્રીકૃષ્ણની કળાથી પ્રકટેલા વ્યાસે પુરાણ સુત્ર સાંભળીને પુષ્કર ક્ષેત્રમાં શત વર્ષ પર્યન્ત તમારૂં જ્ઞાન ને ધ્યાન કર્યું હતું ત્યારે તમારી પાસેથી વરદાન મેળવીને તે વ્યાસ મોટા કવિઓમાં સર્વોત્તમ થઈ શકયા. પછી તેમણે વેદના વિભાગો તથા પુરાણો રચ્યાં. ઈન્દ્રે સદાશિવને તત્વજ્ઞાન વિષે પૂછતાં સદાશિવે પણ તમારૂંજ ચિંતન કરીને તેને તત્ત્વોપદેશ દીધો હતો. ઈન્દ્રે બૃહસ્પતિને વ્યાકરણ શાસ્ત્ર પુછ્યુ ત્યારે પુષ્કર ક્ષેત્રમાં દેવતાઓનાં એક સહસ્ત્ર વર્ષપર્યન્ત બૃહસ્પતીએ તપ કર્યું હતું તેથી તમારૂ વરદાન મેળવીને તેઓએ શતવર્ષ સુધી દેવતાઓને વ્યાકરણ શાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો હતો. જે જે મુનિઓએ પોતાના શિષ્યોને ભણાવ્યા છે. ને જેઓ ભણ્યા છે તેઓ સઘળા તમારૂં ચિંતન કરીનેજ પ્રવર્ત્તેલા હતા. હે દેવેશ્વરી ! મહા મુનિઓ, મનુ, મનુષ્યો, મોટા મોટા દાનવો ને બ્રહ્મા વિષ્ણુ તથા શિવ આદિ દેવતાઓએ પણ તમારી પૂજા તથા સ્તુતિ કરેલી છે. સહસ્ત્ર મુખવાળા શેષનાગ, પાંચ વદનવાળા શિવ, ને ચાર વદનોવાળા બ્રહ્મા પણ તમારી સ્તુતી કરવામાં અસમર્થ છે તો પછી હું એક મુખવાળો મનુષ્ય માત્ર છું તે તમારી શુ સ્તુતિ કરી શકુ ? નારાયણ કહે છે—આમ કહી ભક્તિથી નમાવેલાં મસ્તકવાળા યાજ્ઞવલ્કય મુનિ પ્રણામ કરીને સરસ્વતીના સન્મુખ વારંવાર રોવા લાગ્યા. આથી તેમના દેખવામાં આવેલાં જ્યોતિ સ્વરૂપ સરસ્વતી દેવી 'તમે કવિઓમાં શ્રેષ્ઠ થશો.' એમ કહી પાછાં વૈકુંઠમાં પધાર્યા હતાં, યાજ્ઞવલ્કય વિરચિત આ સરસ્વતી સ્તોત્રનો જે કોઈ મનુષ્ય પાઠ કરે તે પુરૂષ બૃહસ્પતિ સમાન કવિઓમાં ઉત્તમ ને બોલવામાં મહાનિપુણ થાય. જે મહામુર્ખ ને દુર્બુદ્ધિ માણસ પણ જો એક વર્ષ સુધી આ સ્તોત્રનો પાઠ કરે તો તે માણસ પણ અવશ્ય પંડિત, બુદ્ધિવાળો ને કવિઓમાં શ્રેષ્ઠ થાય. ૧-૩૨

सकवीन्द्रोमहावाग्मीबृहस्पतिसमोभवेत् ।

महामूर्खश्च दुर्बुद्धिर्वर्षमेकं यदापठेत् ॥३२॥
सपंडितश्चमेधावीसुकवीन्द्रोभवेदूत्रुवम् ।

ઈતીશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે નવમસ્કંધમાં અધ્યાય ૫ મો. સંપુર્ણ

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### ગંગા સરસ્વતિ ને લક્ષ્મીની જન્મ કથા.

श्रीनारायण उवाच—
सरस्वती तु वैकुंठे स्वयं नारायणांतिके ।
गंगाशापेन कलहात् कलयाभारते सरित् ॥१॥

નારાયણ વદે છે-સરસ્વતી વૈકુંઠમાં નારાયણની પાસે પૂર્ણરૂપે રહ્યાં છે ને કંકાસથી ગંગાના શાપથી ભરતખંડમાં અંશરૂપથી સરિતારૂપ બન્યાં છે. એ સરસ્વતી નદી પુણ્યદાતા પુણ્યરૂપ પવિત્ર તીર્થરૂપ પુણ્યવાન પુરૂષોથી સેવવાયોગ્ય તપસ્વીઓના તપરૂપ તપનાં ફળરૂપ પાપરૂપ કાષ્ટોને બાળવા પ્રજ્વલિત અગ્નિરૂપ ને પુણ્યવાન પુરૂષોની વસ્તી વાળા કાંઠાવાળાં છે. જ્ઞાનથી સરસ્તીના જળમાં જેઓ અહીં મરે છે તેઓ વૈકુંઠમાં વિષ્ણુસદનમાં લાંબોકાળ વસે છે. પાપી મનુષ્ય લીલામાત્રથી ભારતવર્ષમાં સરસ્વતીમાં સ્નાન કરે તો તે સઘળાં પાપોથી છુટા થઈને ચિરકાળ વૈકુંઠમાં વસે છે. ચારે માસની પૂર્ણિમા અક્ષય નવમી, ક્ષયદિવસ, વ્યતિપાત, ગ્રહણ કે બીજા કોઇ પવિત્ર દિવસમાં પ્રસંગથી કે દ્રવ્યની લાલચ આદિ કારણની લીધે અશ્રદ્ધાથી પણ સરસ્વતીમાં સ્નાન કર્યું હોય તેને વૈકુંઠમાં વિષ્ણુના સમાનરૂપ મળે છે. એ મોટા મૂર્ખ માણસ પણ સરસ્વતીના કાંઠે એક માસ સુધી મંત્રજાપ કરે તો મહાકવિ થાય એમાં સંશય નથી. જે મનુષ્ય પ્રથમ મુંડન કરાવી સરસ્વતીના જળમાં સ્નાન કરે તે ફરી જન્મે નહી. સુખદા, કામદા, ને સારરૂપ સરસ્વતીનો મહિમા મેં આ પ્રકારે તમને કહ્યો. હવે બીજું શું સાંભળવા ધારોછો. સૂતપુરાણી કહે છે—હે શૌનક ! નારાયણનાં આવાં વચન સાંભળી મુનિઓમાં ઉત્તમ નારદજીએ પોતાની એક શંકા તેમને નીચે પ્રમાણે પૂછી. નારદજી કહે છે. સરસ્વતી દેવી કંકાસ થવાથી ગંગાના શાપથી ભરતખંડમાં અંશથી પવિત્ર નદીરૂપ કેવીરીતે થયાં. વેદના સારરૂપ કથાઓ સાંભળવા મારો ઉત્સાહ વધતો જાય છે. કથારૂપ અમૃતથી હું તૃપ્ત થતો જ નથી. પોતાના કલ્યાણની વાર્તામાં કોને તૃપ્ત થાય ! કોઈ ન પામે. ગંગા કે જે સત્વસ્વરૂપ, સદા પુણ્યદા, ને શુભદા છે તેમણે ઉત્તમ સરસ્વતીને કેમ શાપ આપ્યો ? કર્ણને પ્રિય લાગનારૂં એવું એ બેયનું વિવાદ થવાનું કારણ જુનાં પુસ્તકોમાં મળવું પણ મુશ્કેલ છે. વાસ્તે એ વૃત્તાન્ત મારી પાસે તમારે કહેવું ઘટે છે. નારાયણ વદે છે—જેના શ્રવણમાત્રથી સૌ પાપ ટળે છે તેવી આ પુરાણીકથા હું કહું છુ તે હે નારદ ! તમે સાંભળો. લક્ષ્મી, સરસ્વતી તથા ગંગા એ ત્રણે દેવીઓ વિષ્ણુની સ્ત્રીઓ છે ને તેઓ સૌ પ્રીતિ સાથે વિષ્ણુના પાસે વસતી હતી. એક દિવસ ગંગા દેવીએ મંદ હાસ્ય કરીને કામનાથી કટાક્ષ કરી વિષ્ણુનાં સન્મુખ જોયુ ત્યારે વિષ્ણુ પણ ક્ષણવાર તેમનું મુખ જોઈને હસ્યા. આ જોઇને લક્ષ્મીએ ક્ષમા કરી પણ સરસ્વતીએ સહન ન કર્યું. સત્વગુણવાળાં લક્ષ્મીએ મંદ હાસ્યથી સરસ્વતીને બહુ બહુ સમજાવ્યાં છતાં ક્રોધવાળાં એ દેવી શાન્ત ન થયાં. ક્રોધથી લાલમુ-

---

* આ અધ્યાયમા ગગા સરસ્વતી ને લક્ષ્મીના ગગાના શાપથી પૃથ્વીપર જન્મો થયા એ વિષે કહેવામા આવશે

ખવાળાં, લાલનેત્રોવાળાં, વારંવાર ફરકતા ઓષ્ઠવાળાં ને કામવેગથી કંપતાં સરસ્વતીએ પોતાના સ્વામી વિષ્ણુના પ્રતિ વાણી કરી. સરસ્વતી વદે છે–ધર્માત્મા ને શ્રેષ્ઠ પતિએ સૌ સ્ત્રીઓમાં સમાન બુદ્ધિ રાખવી ઘટે પણ વિષમબુદ્ધિ તો ખલજનોમાં હોય. હે ગદાધર! હે પ્રભુ ! તમને ગંગામાં અધિક સ્નેહ છે. એમ મેં જોયું. લક્ષ્મીપર પણ તેવોજ સ્નેહ છે પણ મારા પર નથી. ગંગામાં સ્નેહ રાખનારી લક્ષ્મીએ શોકયની સાથે હસવું જોઈને પણ ક્ષમા કરી, મારે ત્રણેમાં દુષ્ટ ભાગ્યવાળીને હવે જીવવાથી શું ફળ છે ! પતિના પ્રેમથી વંચિત સ્ત્રીનું જીવતર નિષ્ફળ છે. જે વિદ્વાનો તમને સત્સ્વરૂપ કહે છે તે બધા મૂર્ખ છે, તેઓને તમારી મતિની ખબર નથી. નારાયણ વદે છે–હે નારદ ! સરસ્વતીની વાણી સાંભળી ક્રોધવાળાં તેને જોઈ વિષ્ણુ બહારની સભામાં ચાલ્યા ગયા. વિષ્ણુના ગયાપછી નિર્ભયપણે સરસ્વતીએ ગંગાને કડવું વચન કહ્યું કે " હે નિર્લજ્જ ! હે કામનાવાળી ! તું પતિના માનનો ગર્વ કેમ કરે છે ! તારાપર પતિને અધિક પ્રેમ છે એમ શું તું જણાવે છે ! પતિના જોવામાંજ આજ હું તારા માનનો ક્ષય કરીશ. હે પતિને પ્યારી ! એ પતિ મને શું કરશે ! આમ બોલી સરસ્વતી ગંગાનો કેશકલાપ પકડવા તૈયાર થયાં ત્યારે લક્ષ્મીએ વચ્ચમાં પડી તેમને અટકાવ્યાં આથી મહા બળવાળાં સરસ્વતીએ લક્ષ્મીને શાપ આપ્યો કે " જેમ સભામાં વિવાદ થતાં ત્યાં નદી કે વૃક્ષ હોય તે જડતાથી બોલે નહી તેમ તમેપણ ગંગાનો અન્યાય જોઈ કશું બોલ્યા નહી વાસ્તે તમે નદીરૂપ કે વૃક્ષરૂપ થઈ જશો એમાં સંશય નથી " આ શાપ સાંભળીને પણ લક્ષ્મીએ સામો શાપ ન આપ્યો ને કોપ પણ ન કર્યો. તેઓતો માત્ર સરસ્વતીને કરથી પકડી દુખિત થઈને ત્યાંજ ઉભાં રહ્યાં. લાલ નેત્રવાલાં સરસ્વતીને બહુજ છકી ગએલાં ને કોપથી ફરકતાં ઓષ્ઠવાળાં દેખી ગંગાએ કહ્યું. ગંગા વદે છે–હે લક્ષ્મી ! આ અત્યન્ત ઉગ્ર સરસ્વતીને મેલી ઘો. દુષ્ટ સ્વભાવવાળી, બકનારી. છટકેલી, દુર્વચન કાઢનારી ને સર્વદા કલહમાંજ ખુશી થ ારી આ સરસ્વતી મને શું કરી શકે તેમ છે ! એ ભુંડણ પોતામાં જેટલી યોગ્યતા ને શકિત હોય તે પ્રમાણે ભલે તે મારી સાથે કજીયો કરે. આ મારા બળની પાસે પોતાનું બળ દેખાડવા ઇચ્છેછે. માટે હે સતી ! ભલે લોકો અમારા બેયના પ્રભાવને તથા પરાક્રમને આજ જાણે. નારાયણ વદે છે—આમ બોલતી ગંગાએ સરસ્વતીને શાપ આપ્યો. કે " હે લક્ષ્મી ! તમને શાપ આપનારી આ સરસ્વતી પાપીઓના નિવાસ સ્થાવરૂપ મૃત્યુ લોકમાં જઈ નદીરૂપતાને પામશે. આ સરસ્વતી કલિયુગમાં પાપીઓનાં પાપોનું ગ્રહણ કરશે એમાં શંકા નથી. " આવાં ગંગાનાં વચનો સાંભળી સરસ્વતીએ પણ ગંગાને શાપ આપ્યો કે " તું પણ પૃથ્વીમાં નદી થઈશ ને પાપીઓનાં પાપોનુ ગ્રહણ કરીશ " આ સમયમાં ચાર ચાર ભુજાવાળા પોતાના ચાર પાર્ષદોની સાથે ચતુર્ભુજ ભગવાન ત્યાં આવી પહોંચ્યા ને સરસ્વતીનો કર ઝાલીને તેમને છાતીમાં ચાંપ્યાં ને કેટલુક પુરાણુ જ્ઞાન પણ તેમને આપ્યું. પછી અરસ્પરસના કલહથી અરસ્પરસ શાપ થવાનું કારણ વિષ્ણુએ જાણ્યું તેથી તે ત્રણે દુખીયારી પત્નીઓને વિષ્ણુએ આમ કહ્યું. વિષ્ણુ વદે છે–હે ભલી લક્ષ્મી ! તમે અંશથી ધર્મધ્વજ રાજાને ત્યાં જાઓ તમે અયોનિજ છતાં પૃથ્વીમાં તે રા-

જાની પુત્રી થશોને દૈવદોષથી તમને વૃક્ષપણું પણ પ્રાપ્ત થશે. મારા અંશરૂપ શંખચુડ નામના દાનવની તમે સ્ત્રી થશો ને ત્યાર પછી મારી સ્ત્રી થશો એમાં શંકા નથી.ભારતભૂમિમાં તમારાં 'ત્રૈલોકય પાવની' ને 'તુલસી' એવાં બે નામો વખણાશે. વળી તમારે સરસ્વતીના શાપથી નદીરૂપે પણ થવું પડશે વાસ્તે તમે તુરત ભરખંડમાં જઈ પદ્માવતી નદી થાઓ. હે ગંગા ! અમારે પણ સરસ્વતીનો શાપ ભોગવવો પડશે વાસ્તે તમે અંશથી ભરતખંડમાં જઈને પાવન કરનારી નદી થશો ને એ સ્થાનમાં ભગીરથ રાજા તપ કરશે ને તમને લઈ જશે તેથી તમારૂં ભાગીરથી એવુ પૃથ્વીમાં પવિત્ર નામ વખણાશે. હે પત્ની ? તમે મારી આજ્ઞાથી મારા અંશરૂપ સતનુરાજાની સ્ત્રી પણ થશો. હે સરસ્વતી ! તમને ગંગાનો શાપ છે તેથી તમે પણ ત્યાં જઈ કંકાસનું ફળ શોકયો સાથે ભોગવો. તમે હવે પૂર્ણરૂપથી બ્રહ્મલોકમાં બ્રહ્મનાં પત્ની થજો ને ગંગા શિવલોકમાં શિવનાં પત્ની થશે ને શાન્ત, ક્રોધરહિત, મારામાં ભક્તિવાળાં, સત્વરૂપ, મહા પતિવ્રતા, મહા ભાગ્યવાળાં સારા સ્વભાવવાળાં ને ધર્મ પાળનારાં લક્ષ્મી પૂર્ણરૂપથી અહી મારી પાસેજ રહેશે. આ વિશ્વમાં જેજે ધર્માત્મા પતિવ્રતા શાન્ત સુશીલ ને સર્વત્ર માન પામેલી સ્ત્રીઓ વસે છે તે સધળી લક્ષ્મીના અંશની કળારૂપ સમજવી. ત્રણ પત્નીઓ, ત્રણ સેવકો, ને ત્રણ બાંધવો નોખા નોખા સ્વભાવવાળાં હોય તો તેઓથી સારૂ થાયજ નહી વાસ્તે તેઓને રાખવામાં વેદ પણ ના પાડે છે. જેઓના ઘરમાં સ્ત્રી પુરૂષની સમાન પ્રધાન હોય ને પુરૂષ સ્ત્રીને વશ્ય હોય તેઓનો જન્મ નિષ્ફળ છે. તેઓ પગલે પગલે અશુભજ દેખે છે. જેની સ્ત્રી વ્યભિચારની વાતો કરનારી અથવા જો વ્યભિચારિની કે કજીયામાં ખુશી થનારી હોય તે પુરૂષે વનમાંજ ચાલ્યા જવું. એવા પુરૂષને તો ઘર કરતાં વનજ સારૂં છે. તેઓને ઘરમાં કશું પણ ન મળે ને વગડામાં જળ સ્થળ ને ફળની સર્વદા પ્રાપ્તિ થયા કરે. અગ્નિમાં વસવું કે ઘાતકી પ્રાણીઓના પાસે વસવું સારૂ છે પણ દુષ્ટ સ્ત્રીઓની પાસે વસવું સારૂ નથી. તેઓમાં વસતાં તો અધિક દુઃખ થાય છે. દુષ્ટ સ્ત્રીઓના મુખની જવાળાના કરતાં હે ભાર્યાઓ ! વ્યાધિની કે વિષની જવાલા સારી છે. દુષ્ટ સ્ત્રીઓના મુખની જવાળા તો મરણથીપણવસમીછે.સ્ત્રીવશપુરૂષોતોમરણપછી પણ પવિત્ર થતા નથી. એવો પુરૂષ જે કાંઈ સત્કર્મ કરે તેનુ તેને ફળ પણ મળતું નથી. આ લોકમાં ને પરલોકમાં નિંદા થવાથી તે પુરૂષને નરકવાસ થાય છે. જે પુરૂષને યશ કે કીર્તિ ન હોય તે જીવતો છતાં મુઓ છે. ઝાઝી પત્નીઓને સાથે રાખવાથી કદી સુખ થતું નથી. એકજ સ્ત્રીવાલો સુખી હોય છે પણ ઘણી સ્ત્રીઓવાલો સુખી નથી હોતો. એટલા વાસ્તે હે ગંગા! તમે શિવલોકમાં જાઓ ને હે સરસ્વતી! તમે બ્રહ્મલોકમાં જાઓ ને સારા સ્વભાવવાળાં લક્ષ્મી મારી પાસે અહી રેહેશે. જેની સ્ત્રી આધીન, સુશીલા ને પ્રતિવતા હોય તેને આલોક પરલોકમાં પણ સુખ થાય છે ને ધર્મ તથા મોક્ષની પ્રાપ્તિ પણ થાય છે. પતિવ્રતા સ્રીવાલા પુરૂષને મુક્ત પવિત્ર ને સુખી સમજવો. ખરાબ સ્ત્રીનો સ્વામી જીવતો મુવો અપવિત્ર ને દુખીયો છે.

इहस्वर्गेसुखंतस्यधर्मोमोक्षःपरत्रच ।
पतिव्रतायस्यपत्नीसचमुक्तःशुचिःसुखी ॥६७॥
जीवन्मृतोऽशुचिर्दुःखीदुःशीलापतिरेवच ॥

ઈતિ શ્રી મહાપુરાણ દેવી ભાગવતવિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૬ ઠો સંપૂર્ણ.

# અધ્યાય ૭ મો.

## ગંગા આદિ ત્રણે સ્ત્રીઓનો શાપથી ઉદ્ધાર.

नारायण उवाच–

इत्युक्त्वाजगतांनाथोविरराममचनारद ।
अतीवरुरुदुर्देव्य समालिंग्यपरस्परम् ॥ १ ॥

નારાયણ વદે છે—હે નારદ ! એમ કહી વિશ્વનાથ વિષ્ણુ મૌન થયા ને એ ત્રણે દેવીઓ પરસ્પર બાથો ભરીને રોવા લાગી. પછી થરથરતી અશ્રુવાળાં નેત્રોવાળી ને શોકભયથી દબાએલી એ ત્રણે અનુક્રમથી ભગવાનને સામું જોઈ નીચે પ્રમાણે કહી રહી, સરસ્વતી વદે છે—હે સ્વામી ! શાપની કરૂણા કરો. જીવતાં સુધીનો શોક ઘણો અસહ્ય છે, સારા પતિની તજેલી સ્ત્રીઓ શી રીતે જીવી શકે ! ભરતખંડમાં યોગ કરીને હું અવશ્ય મારા દેહનો ત્યાગ કરીશ, જે અત્યન્ત ઉંચે ચડે તે પડયા વિના રહેજ નહી. ગંગા વદે છે—હે વિશ્વના પતિ ? શું અપરાધથી તમે મારો ત્યાગ કર્યો ! હું મારો દેહ તજીશ તેથી તમને નિર્દોષને માર્યાનો દોષ લાગશે. જે મનુષ્ય પૃથ્વીમાં નિર્દોષ પત્નીનો ત્યાગ કરે તે માણસ સર્વેશ્વર છતાં પણ ઘોર નરકમાં જાય છે. લક્ષ્મી વદે છે—આપ તો સત્સ્વરૂપ છો છતાં આવો કોપ કેમ ચડયો ! આપ આ બે પત્નીઓપર કરૂણા કરો, સારા પતિએ ક્ષમા કરવી યોગ્ય છે. સરસ્વતીના શાપથી હુ અંશથી ભરતખડમાં જઈશ પણ ત્યાં મારે કેટલો કાળ રહેવું પડશે તથા આપનાં ચરણારવિંદનું મને ફરી કયારે દર્શન થશે ) પાપી પુરૂષો મારામાં સ્નાનાદિ કરી મને પાપવાળી કરશે તે પાપમાંથી હું શા પ્રકારે છુટીને પાછી તમારા ચરણમાં આવીશ. હે પ્રભુ ! હું અંશથી ધર્મધ્વજની પુત્રી તુલસી થઈને ત્યાં શાપ ભોગવીને પાછી આપનાં ચરણકમળને કયારે પામીશ ? હું વૃક્ષરૂપ થઇશ ને તે અવતારમાં પણ તમેજ મારા અધિષ્ઠાતા થશો પરન્તુ હે કૃપાનિધાન ! મારો ઉદ્ધાર કયારે કરસો તે કહો. સરસ્વતીના શાપથી ભરતખંડમાં ગયેલી આ ગંગા કયારે તમારા ચરણને પામશે ! હે નાથ ! તમે સરસ્વતીને બ્રહ્માના ગૃહમાં ને ગંગાને શિવના ગૃહમાં જવાનું કહ્યું પણ એ વચનની આપે ક્ષમા કરવી ઘટે છે. નારાયણ વદે છે—લક્ષ્મીનાં આવાં વચનો બોલી ભગવાનના ચરણને પકડી વારંવાર પ્રણામ કરવા લાગ્યાં ને તે ચરણને પોતાના કેશથી વીંટી લઈને રોવા લાગ્યાં તે વેળાએ મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા ને ભકતોપર દયા કરવામાં તત્પર વિષ્ણુએ લક્ષ્મીને પોતાની છાતીમાં દાબીને નીચે પ્રમાણે કહ્યું. વિષ્ણુ વદેછે—હે દેવેશ્વરી! હે કમળનયની ! હું તમારાં વચનો પાળીશ. ને મારાં વચનો સત્ય કરી તમારી ત્રણેની સમાનતા કરીશ. સરસ્વતીએ પોતાની એક કળાથી ભરતખંડમાં નદી થવું, અરધા ભાગથી બ્રહ્માના ગૃહમાં જવું ને પૂર્ણરૂપથી મારી પાસે રહેવું. ભગીરથના લઇ જવાથી ગંગાએ ત્રૈલોકયને પાવન કરવા સારૂં એક કળાથી જવું. ને પૂર્ણરૂપથી તે મારે ત્યાંજ રહેશે એ ગંગા પૂર્વોક્ત એક અંશથીજ સદાશિવનું મસ્તક કે જે બીજાઓને દુર્લભ છે તેને પ્રાપ્ત થશે ને ત્યાં રહેવાથી જો કે પોતે પવિત્ર છે છતાં અધિક પવિત્ર થશે. હે લક્ષ્મી ! તમે પોતાની કળાના અંશના અંશથી ભરતખંડમાં પદ્માવતી નદીરૂપે ને તુલસી નામના વૃક્ષરૂપે રહો. કલિયુગનાં પાંચ હજાર વર્ષો ગયા પછી તમારો ત્રણેનો શાપથી ઉદ્ધાર થશે ને પાછાં મારા ગૃહમાં આવશો. હે લક્ષ્મી !

પ્રાણીમાત્રને વિપત્તિજ સંપત્તિના હેતુરૂપ થાય છે ને વિપત્તિ પડયા વિના કોઇનો મહિમા વધેલો પણ નથી· મારા મંત્રોના ઉપાસક સજ્જનો પણ તમારાં દર્શન કરશે, સ્પર્શ કરશે તથા તમારામાં-ન્હાશે તેથી તમે પાપી લોકોના દોષોથી છૂટી જશો. હે સુંદરી ! પૃથ્વીમાં બીજાં પણ જે જે અગણિત તીર્થો છે ને થશે તે બધાં પણ મારાં ભકતોના સ્પર્શથી અને દર્શનથી પવિત્ર થશે. મારા મંત્રોના ઉપાસક મહાપવિત્ર ભકતજનો પૃથ્વીને પવિત્ર કરવા ને તારવાજ પૃથ્વીમાં વસે છે. જ્યાં મારા ભકતો રહે છે ને પાદ પ્રક્ષાલે છે તે સ્થાન અવશ્ય પવિત્ર થાય છે. સ્ત્રીહત્યા કરનાર, ગૌહત્યા કરનાર, કૃતઘ્ની, બ્રહ્મહત્યા કરનાર કે ઓરમાન માતામાં રમણ કરનાર જે મનુષ્ય હોય તે મારા ભકતના દર્શનથી ને સ્પર્શ માત્રથી પવિત્ર થઈને જીવન્મુકત થાય છે. એકાદશીના વ્રતરહિત, સંધ્યારહિત, નાસ્તિક કે મનુષ્યોની હત્યા કરનાર જે મનુષ્ય હોય તે પણ મારા ભકતના દર્શન સ્પર્શથી પવિત્ર થાય છે. શસ્ત્રો બનાવીને જીવનાર, બ્રાહ્મણ છતાં ધોબીનો ધંધો કરનાર, સઘળા ગામમાં ભીખ માગનાર, બળદપર ભાર લાદીને જીવનાર જે હોય તે પણ મારા ભકતના દર્શન સ્પર્શથી પવિત્ર થાય છે. વિશ્વાસઘાતી, મિત્રહત્યા કરનાર, ખોટી સાક્ષી પુરનાર, થાપણને ઓળવનાર, ઉગ્ર વાણી વદનાર, મિથ્યા આળ ઓઢાડનાર, જાર કર્મ કરનાર, છિનાળનો પતિ, છિનાળનો પુત્ર, બ્રાહ્મણ છતાં શુદ્રની રસોઇ કરનાર, પુજારીપણાનો ધંધો કરનાર, ગામોટી, દીક્ષારહિત, મા, બાપ, સ્ત્રી, ભાઇ, પુત્ર, પુત્રી, ગુરૂકુળ, બેન, આંધળો, બાંધવ, સાસુ, ને સસરો એઓનું પણ પોષણ ન કરે તેવો મહાપાપી, પીપળાનો નાશ કરનાર, મારા ભકતની નિંદા કરનાર, શુદ્રનું જમનાર, દેવદ્રવ્યનું હરણ કરનાર, બ્રાહ્મણનાં દ્રવ્યને હરનાર, લાક્ષ લોહ તથા રસનો વિક્રય કરનાર, કન્યાવિક્રયી, ઇત્યાદિ માણસો પણ મારાં ભકતનાં દર્શન તથા સ્પર્શનથી પવિત્ર થાય છે. જે લોકો મહાપાપી તથા શુદ્રોના શબને દાહ કરનારા હોય તેઓ પણ મારા ભકતનાં દર્શન સ્પર્શનથી પવિત્ર થાય છે. લક્ષ્મી વદે છે—હે ભકતાનુગ્રહકારક પ્રભુ ! જેઓ તમારી ભકિત રહિત, અહંકારવાળી, આત્મશ્લાઘા કરનારા, ધુર્ત, શઠ કે સંતોની નિંદા કરનારા હોય તે અધમ મનુષ્યો પણ જેઓનાં દર્શન સ્પર્શનથી પવિત્ર થાય છે એવા તમારા ભકતોનાં લક્ષણ કહો. જેઓનાં સ્નાનાદિકથી સઘળાં તીર્થો પવિત્ર થાય છે, જેઓનાં ચરણની રજથી ને ચરણના જળથી પૃથ્વી પાવન થાય છે, જેઓનાં દર્શન સ્પર્શનને ભારતવાસીઓ ચાહતા હોય, ને જેઓના સમાગમને વૈષ્ણવ જનો પરમ લાભ સમાન માને એવા આપના ભક્તોનાં લક્ષણો કહો. તીર્થો કાંઇ જળમયજ નથી ને દેવતાઓ માટીના કે પથ્થરાના નથીજ પણ તેઓમાં ચમત્કાર છે. સૂત કહે છે—લક્ષ્મીની વાણી સાંભળી મંદહાસ્યવાળા વિષ્ણુએ પોતાના ભક્તોની વાર્તા જો કે રહસ્ય રૂપ છે છતાં કહેવી શરૂ કરી. વિષ્ણુ વદે છે—હે લક્ષ્મી ! ભક્તજનોનું પવિત્ર, પાપનાશક, સુખદાયક, ને ભુક્તિમુક્તિને આપનારૂં સાર રૂપ વેદ પુરાણોમાં ગુપ્ત લક્ષણ તમને પવિત્ર ને પ્રાણ તુલ્ય સમજી કહું છું તે સાંભળો. ખળ જનોને આ લક્ષણ કહેવા જેવું નથી. જેના કાનમાં મારો ગુરૂમંત્ર પડે છે તેને વેદ પવિત્ર કહે છે. આવા ભક્તના જન્મમાત્રથી સ્વર્ગમાં કે નરકમાં રહેલા તેના એકસો પૂર્વ

એને સત્વર મુક્તિ થાય છે. મારા ભક્તોના પૂર્વજોને ગમે તે સ્થાન કે યોનિમાં અવતાર હોય તો પણ કુળમાં ભક્તનો જન્મ થવાથી તેઓ પવિત્ર ને જીવન્મુક્ત થતાં મારા પદને પામે છે. જે મારો ભક્ત, મારા ગુણગાનમાં આસક્ત, મારા ગુણોનેજ જીવનરૂપ માનનારો ને સર્વદા મત્કથાપરાયણ હોય તેને મુક્ત જાણવો. મારા ગુણોના શ્રવણમાત્રથી આનંદ પામતો રોમાંચિત થતો, ગદ્ગદ્ સ્વરવાળો દેખાતો ને નેત્રમાં અશ્રુવાળો થતો મનુષ્ય પોતાના શરીરનું પણ ભાન ભૂલી જતો હોય તેને મારો ઉત્તમ ભક્ત જાણવો. આવા પ્રકારના ભક્તો ચાર પ્રકારમાંથી કોઈ પણ મુક્તિને કે સુખને પણ ઈચ્છતા નથી તેમજ વળી તેઓ બ્રહ્મત્વની કે દેવત્વની સ્પૃહા કરતા નથી પણ એ લોકોને તો માત્ર મારી સેવા ભક્તિનીજ ઇચ્છા હોય છે. એ ભક્તજનો મહા દુર્લભ ઇન્દ્રત્વની, મનુપણાની, બ્રહ્મત્વની, સ્વર્ગરાજ્યના સુખ વૈભવોની સ્વપ્નમાં પણ ઈચ્છા કરતા નથી ને નિસ્પૃહી થઈ ભરતખંડમાં ફર્યા કરે છે તથા મારા ગુણોનાં શ્રવણ તથા મીઠાં ભજનોથી સર્વદા ગરકાવ રહે છે. કુળમાં મારા ભક્તનો જન્મ થવો ઘણો દુર્લભ છે. આવા ભક્તજનો પૃથ્વીને, મનુષ્યોને, ને તીર્થોને પવિત્ર કરીને મારા લોકમાં આવે છે. હે લક્ષ્મી ! આ પ્રમાણે સઘળી હકીકત મેં તમને કહી વાસ્તે હવે જેમ ઠીક લાગે તેમ તમે કરો. નારાયણ કહે છે—આ પ્રમાણે વિષ્ણુની આજ્ઞા પાળી એ ત્રણે દેવીઓએ વિષ્ણુના કહેવા પ્રમાણે કર્યું ને વિષ્ણુ પછી પોતાનાં સુખ આસનપર બિરાજમાન થયા.[૧-૫૪]

**ते यान्ति च महीं पूत्वा नरं तीर्थं ममालयम् ।**
**इत्येवं कथितं सर्वं पद्मे कुरु यथोचितम् ॥५८॥**

**तत्राज्ञया तास्तच्चक्रुर्हरिस्तस्थौ सुखासने ।**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો*

### ગંગા આદિની ઉત્પત્તિ.

**नारायण उवाच—**

**सरस्वतीपुण्यक्षेत्रमाजगामच भारते ।**
**गंगाशापेनकलयास्वयंतस्थौहरेःपदे ॥२॥**

નારાયણ બોલ્યા—હે નારદ ! ગંગાના શાપથી સરસ્વતી અંશથી ભારતક્ષેત્રમાં આવ્યાં ને પુર્ણરૂપેથી વૈકુંઠમાં રહ્યાં. એ સરસ્વતી ભરતખંડમાં નદીરૂપે આવ્યાં છે તેથી ભારતી કહેવાય છે, બ્રહ્માનાં પત્ની થયાં તેથી બ્રહ્મી કહેવાય છે, ને વાણીનાં અધિષ્ઠાતા હોવાથી વાણી કહેવાય છે. સઘળાં સરોવરો, વાવો ને પ્રવાહોમાં રહ્યાં હોવાથી વિષ્ણુનાં 'સારસ્વત્' એવા નામને લીધે તેમનાં પત્ની હોવાથી એ દેવી સરસ્વતી પણ કહેવાયાં છે, આ નદીરૂપ સરસ્વતી મહા પુણ્યતમ સ્થાનક છે ને એ તીર્થ પાપીઓનાં પાપને બાળવાવાસ્તે બળતા અગ્નિસમાન છે, હે નારદ ! સરસ્વતીના શાપથી ગંગા ભગીરથ રાજાના વાસ્તે ગંગાજી વૈકુંઠમાંથી નીચે ઉતરતાં હતાં ત્યારે પૃથ્વીએ પોતે વેગ ન સહન કરી શકે તેથી સદાશિવની સ્તુતિ કરતાં તેજ ક્ષણે સદાશિવે પોતાના મસ્તકથી ગંગાને ઝીલી લીધાં, સરસ્વતીના શાપથી લક્ષ્મી પણ ભરતખંડમાં અંશથી પદ્માવતી નદીરૂપ થયા ને પૂર્ણરૂપથી વૈકુંઠમાં રહ્યાં. પછી બીજા અંશથી લક્ષ્મીએ ભરતખંડમાં અવતાર લીધો તેમાં તેઓ ધર્મધ્વજની પુત્રી લક્ષ્મી, ને તુ-

---

* આ અધ્યાયમા ગંગા આદિની ઉત્પત્તિ ને કળિયુગનો પ્રભાવ કહેનારો.

લશી એ નામોથી સુવિખ્યાત થયાં. પ્રથમ સરસ્વતીનો શાપ થવાથી ને પછી વિષ્ણુનો શાપ થવાથી વિશ્વપાવની એ તુલસી અંશથી વૃક્ષરૂપ થયાં. કળિયુગનાં પાંચ હજાર વર્ષ વીત્યા પછી પૃથ્વીમાં રહીને પછી એ દેવીઓનાં નદીમાં રૂપ છોડી વૈકુંઠમાં જશે. કાશી તથા વૃંદાવન વિના સઘળાં તીર્થો પણ વિષ્ણુની આજ્ઞાથી દેવીઓની સાથેજ વૈકુંઠમાં વિચરશે, શાલિગ્રામ શિવ શક્તિની મૂર્તિસ્થાપના ને જગન્નાથજી એ સઘળાં કળિયુગનાં દશ હજાર વર્ષને અંતે ભરતખંડને છોડીને સ્વસ્થાનકોમાં જશે, સંતજનો, પુરાણ, શંખ, શ્રાદ્ધ, તર્પણ ને વેદોક્ત કર્મો પણ તેઓની સાથેજ જશે. દેવપૂજન, દેવનાં નામ, દેવની કીર્તિ તથા ગુણોનું વર્ણન, વેદાંગો, શાસ્ત્રો, સત્યધર્મ, વેદ, ગ્રામદેવ, વ્રત તપ ને ઉપવાસ પણ તેઓની સાથેજ જશે. સઘળા લોકો મદ્ય માંસના સેવન વિગેરે વામ આચારમાં પરાયણ ને મોટા કપટી થશે. પૂજાઓ તુલસી રહિત, સકળા લોકો શઠ, ક્રૂર, ઢોંગી, ભારે અભિમાન વાળા, ચોર, ને હિંસક થશે. બ્રાહ્મણાદિક વર્ણભેદ નાશ પામતાં સ્ત્રીઓ ને પુરૂષો એ જાતિઓજ રહેશે. સઘળી સ્ત્રીઓના સંગે સઘળા પુરૂષોનો વિવાહ શંકાવગર થશે કોઈ પણ માણસો પરસ્પરને જોઈતી વસ્તુ આપશે નહીં. સઘળા પુરૂષો સ્ત્રીઓને આધીન થશે. ઘેર ઘેર કુલટાઓ થશે. સ્ત્રીઓ પુરૂષોને સદા ધમકાવશે. તડછોડશે ને પ્રહાર પણ કરશે. સ્ત્રીજ ગૃહની ધણી કહેવાશે. પુરૂષ તો ચાકરથી પણ અધમ કહેવાશે. સાસુ વહુની દાસી થશે, સસરો દાસ સમાન થશે, ગૃહમાં શ્વશ્રુપક્ષના કર્ત્તા હર્તા થશે, ગુરૂભાઇઓ સાથે વાણી વ્યવહાર પણ નહીં રહે, પુરૂષના પોતાના કુળના સગાઓ ઓળખાણ વગરના થશે, સ્ત્રીઓની રજાવિના પુરૂષ કાંઈપણ નહીં કરી શકે, બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, ને શુદ્રો પોતપોતાની જાતિના આચારો નહીં પાળે, સંધ્યાવંદન ને યજ્ઞોપવિતનો લોપ અવશ્ય થશેજ, ચારે વર્ણો મ્લેચ્છાચાર પાળશે. ને પોતાપોતાનાં શાસ્ત્રોને છોડી દેશે ને મ્લેચ્છ લોકોનાં શાસ્ત્રો ભણશે. અને બ્રાહ્મણો ક્ષત્રીયો ને વૈશ્યોના પુત્રો શુદ્રોની સેવા કરશે. એઓ શુદ્રોનાં વસ્ત્રો પહેરશે ને ધોશે તથા સઘળા બળદો હાંકશે. સઘળા સત્યહીન થશે. પૃથ્વી ધાન્ય વગરની, વૃક્ષો ફળરહિત, સ્ત્રીઓ સંતાન રહિત, ઘરના સ્વામીઓ સત્યહીન, રાજાઓ પ્રતાપ રહિત, તથા નાની મોટી નદીઓ ને ગુફાઓ જળરહિત થશે અને પ્રજાઓ કરથી પીડાશે. ચારે વર્ણોમાં ધર્મ કે પુણ્ય રહેશે નહીં. લાખમાં કોઈપણ પુણ્યાત્મા નહીં રહે. પુરૂષ, સ્ત્રીઓને બાળકોનાં રૂપો બેડોળ થશે. સર્વત્ર નીચ વાત ને બિભત્સ શબ્દો સંભળાશે. કેટલાંક ગામો ને નગરો છેક ઉજડ ને ભયંકર થશે તથા કેટલાંકમાં ગણ્યાં ગાંઠયાં માણસોને ઝુંપડાંઓ રહેશે. ગામો તથા નગરો વન જેવાં બનશે. અરણ્યવાસી જનો પણ રાજાઓના કરોથી દુઃખી થશે. ખેતરોમાં અનાવૃષ્ટિને લીધે નદીઓમાં ને તળાવોના કાંઠે ધાન્ય વવાશે. આવા કલિયુગમાં ઉત્તમ જાતિના મનુષ્યો પણ હલકા થશે. કુલીન માણસો પણ અસત્યવાદી, ધુતારા, શઠ, ને ઢોંગી થશે. સારાં સારાં ખેતરોમાં પણ ધાન્ય નહીં પાકે. મોટા ધનાઢયો પણ નિર્ધન થશે. ભક્તલોકો નાસ્તિક થશે. પુરજનો પણ હિંસક નિર્દય ને મનુષ્યઘાતી થશે. સર્વત્ર નરનારી ઠીંગણાં, રોગી, અલ્પ આયુષ્યવાળાં, યૌવન રહિત ને રોગગ્રસ્ત થશે. કલિયુગમાં સોળ વરસે શ્વેત

દેશ આવશે ને વીશમે વરસે વૃદ્ધાવસ્થા દેખાશે. આઠ વર્ષની બાળા યુવતી ગણાશે ને રજોધર્મ દેખાતાં ગર્ભ પણ રહેશે. દર વરસે સ્ત્રીઓને છોકરાં થશે ને સોળમા વર્ષમાં સ્ત્રીઓ ઘરડી ગણાશે. કલિયુગમાં પતિ ને પુત્રવાળી સ્ત્રી તો કોકજ રહેશે ને ઘણીખરી તો અભાગણીજ રહેશે. સઘળા વર્ણો કન્યાવિક્રય કરશે. માણસો માતા, વહુ પુત્રી. ને બેનોના જાર પુરૂષો પાસેથી અન્ન લઇને જીવશે. ભગવાનના નામનો જપ પણ નાણાં લઈને વેચાશે. પ્રથમ કીર્તિવાસ્તે દાન દઇને દાનો લોકો પાછળથી પાછાં લઇ લેશે. પોતે આપેલી, બીજાએ આપેલી, દેવની, બ્રાહ્મણની, ને ગુરૂકુળની સઘળી આજીવિકાને લોકો તોડી પાડશે. કેટલાક કન્યાનો, સાસુનો, વહુનો, ભાભીનો, સાવકી માતાનો ને કેટલાક સર્વનો સંભોગ કરશે. સ્થળે સ્થળે અગમ્યા નારીમાં ગમન કરશે. પોતાની માતા શિવાય સર્વનો સંભોગ લોકો કરશે. કલિયુગમાં નારીઓનો, પતિઓનો, પ્રજાઓનો, ગામાનો ને વસ્તુઓનો કશો વિશેષ નિયમ નહી રહે. સઘળા લોકો અસત્યવાદી, ચોર, લંપટ, પરસ્પર હિંસક ને મનુષ્યઘાતી થશે. બ્રાહ્મણ, ક્ષત્રીય ને વૈશ્યના વંશો અધર્માચરણી થશે. બ્રાહ્મણો લાખ લોહ ને રસનો તથા મિઠાંનો વિક્રય કરશે. બ્રહ્મપુત્રો ગોધલા હાંકશે ને શુદ્રોનાં શબોને દાહ કરશે. શુદ્રોનું અન્ન ખાનારા, રંડીબાજ, પંચયજ્ઞો રહિત, અમાવાસ્યાની રાતે ભોજન કરનારા, જનોઈ રહિત, સંધ્યાવંદન રહિત ને શૌચરહિત થશે. બ્રાહ્મણોના રસોડામાં છીનાળ, વ્યાજવટાવથી જીવનારી, કુટણી ને રજસ્વલા સ્ત્રીઓ રસોઇ કરશે. અન્નનો, સ્ત્રીઓનો, આશ્રમોનો, ને લોકોનો વિશેષ ધર્મ રહેશેજ નહીં. આમ કલિયુગ આવતાં સઘળું મ્લેચ્છમય બનશે. વૃક્ષો કર જેવડાં મનુષ્યો અંગુષ્ઠ જેવડાં થશે. આમ થતાં છેવટે વિષ્ણુયશા નામના વિપ્રને ત્યાં નારાયણની કળાના અંશરૂપ કલ્કિ ભગવાનનો અવતાર થશે. એ મહાબળવાળા કલ્કિ ભગવાન મહા અશ્વપર ચડી વિશાળ ખડગથી ત્રણ રાતમાં પૃથ્વીને મ્લેચ્છ રહિત કરશે ને પછી અદૃશ્ય થશે. ચોરલોકોથી ઘેરાયેલી પૃથ્વી પર છ રાત સુધી વરસાદ પડશે તેથી પ્રથ્વી પલળીને લોકરહિત વૃક્ષરહિત ને ગૃહરહિત બનશે. હે નારદ ! પછી બારે સૂર્યો એકી હારે તપશે. એઓના તેજથી સઘળી પૃથ્વી સુકાઈ જશે. પછી કલિયુગ કે જે મહા ભયંકર છે તે પસાર થતાં સત્યયુગ પ્રવર્તશે. આથી તપ ને સત્વગુણવાળો ધર્મ પરિપૂર્ણ સ્થિતિમાં પ્રકટશે. પૃથ્વીમાં બ્રાહ્મણો તપસ્વી, ધર્મવાળા, ને વેદવેતાઓ થશે. પ્રત્યેક ગૃહમાં સ્ત્રીઓ પતિવૃતા ને ધર્મવાળી થશે. સઘળા રાજાઓ ને ક્ષત્રીયો બ્રાહ્મણોના ભકત, ઉદાર ચિત્તવાળા, પ્રભાવવાળા, ધર્માત્મા ને સત્કર્મમાં રૂચિવાળા થશે. વૈશ્યો વેપારમાં પરાયણ, બ્રાહ્મણોના ભકત ને ધર્મવાળા થશે. શુદ્રો સ્વચ્છ સ્વભાવવાળા, ધર્મવાળા અને બ્રાહ્મણોની સેવા કરનારા થશે. બ્રાહ્મણોનાં વૈશ્યોને ક્ષત્રીઓનાં કુળો સૌ ભગવતીની ભકિતમાં પરાયણ, દેવીનાં મંત્રજપમાં પ્રીતિવાળાં ને દેવીનાં ધ્યાનમાં આસકત થશે. મનુષ્યો શ્રુતિ સ્મૃતિ ને પુરાણોના જ્ઞાતા તથા રૂતુકાળમાંજ સ્ત્રીઓમાં અંગવાળા થશે. સત્યયુગમાં અધર્મનો લેશ પણ નથી રહેતો તેથી વર્ષની પૂર્ણસ્થિતિ થાય છે. ત્રેતાયુગમાં ત્રણ પાયાવાળો ધર્મ હોય છે, દ્વાપરમાં બે પાયાવાળો ધર્મ હોય છે ને કલિયુગમાં એક પાયાવાળો હોય છે. કલિયુગના અંતમાં તો એક

પાયો પણ હોતો નથી. હે નારદ ! વાર સાત છે, તિથિઓ સોળ છે. માસ બાર છે, રૂતુઓ છ છે, પખવાડીઆં બે છે તથા અયન બે છે, ચાર પહોરથી દિવસ થાય છે ને ચાર પહોરથી રાત્રી થાય છે. વર્ષના પાંચ પ્રકારો છે (કે જેનુ વર્ણન આઠમાં સ્કન્ધમાં કહ્યુ છે) દિવસની જેમ આવ જાવ થયા કરે છે તેમ ચાર યુગોની પણ આવ જાવ થયા કરે છે. મનુષ્યનું એકવર્ષ દેવતાઓનાં એક અહોરાત્ર બરાબર છે ને મનુષ્યોનાં ત્રણસો સાઠ વર્ષ દેવતાઓના એક યુગ બરાબર છે, એમ કાળની સંખ્યાના જ્ઞાતાઓનો મત છે. દેવતાઓના એકોતેર યુગ થાય ત્યારે એક મન્વતર થાય છે. ઈન્દ્ર દેવની આવરદા એક મન્વત્તરની છે. અઠ્યાવીશ મન્વતર બરાબર બ્રહ્માનું એક અહોરાત્ર થાય છે. એવાં એકસોને આઠ વર્ષ જાય ત્યારે બ્રહ્મા પડે છે ને ત્યારે પ્રાકૃત પ્રલય થાય છે. આ પ્રલયમાં પૃથ્વી જળમાં ને જળ તેજમાં એવા ક્રમથી સઘળાં કાર્યોના પોતપોતાના કારણમાં લય થાય છે. પ્રથમ પૃથ્વી જળમાં ડુબી જતાં દેખાતી નથી ને પછી બધુ જગત્ પણ જળમાં લીન થાય છે. બ્રહ્મા વિષ્ણુ શિવ વિગેરે દેવતાઓને મુનિઓ સત્યભૂત ચિદાનંદમાં લય પામે છે પ્રકૃતિ પણ પરમાત્માથી અળગી નથી રહેતી તેથી તે સમયે પ્રાકૃત લય થયો કહેવાય છે. હે નારદ! બ્રહ્માના પતનથી તે પ્રાકૃત પ્રલય સુધીનો સમય દેવીના એક નિમેષ બરાબર છે. આ પ્રકારે સઘળાં બ્રહ્માંડો નાશ પામે છે ને પાછાં નિમેષ માત્રમાં સૃષ્ટિક્રમથી પ્રકટે છે. આ પ્રકારે કેટલી સૃષ્ટીઓ થઇ, કેટલા લય થયા, કેટલા કલ્પ વીત્યા ને કેટલા કલ્પો આવ્યા એ ગણતરીને કોઇ પણ જાણી શકે એમ નથી. બ્રહ્માંડોમાં કેટલા બ્રહ્મા છે એની પણ કોઈને ગમ નથી. સકળના પરમાત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ સર્વ બ્રહ્માંડોના કારણરૂપ ઇશ્વર એકજ છે. બ્રહ્માદિક તેના અંશો છે તથા ક્ષુદ્ર વિરાટ્ રૂપ અંશવાળો મહાવિરાટ્ પણ એ સર્વેશ્વર પરમાત્માનો અંશ છે. પૂર્વોક્ત જે પરમાત્મા છે તેજ મૂલપ્રકૃતિ છે. કેમકે કેવળ પરમાત્મામાં કારણતા ઘટતી નથી પરન્તુ માયાવિશિષ્ટ પરમાત્માનેજ કારણપણું સંભવે છે. એ મૂલપ્રકૃતિમાંથી પંચ મહાભુતો થાય છે ત્યાર પછી અર્ધનારીશ્વર કે જે શ્રીકૃષ્ણ કહેવાય છે તે થાય છે. શ્રીકૃષ્ણનાં પણ બે રૂપો થયાં છે. એક દ્વિભુજ પોતે ગોલોકમાં વસે છે. બ્રહ્માથી-તૃણ પર્યન્ત સઘળુ જગત્ પ્રકૃતિમય છે જે જે કાંઈ પ્રકૃતિમય છે તે તે સઘળુ ઉત્પત્તિ ને વિનાશવાળું પણ છે. સૃષ્ટિનાં પરમકારણરૂપ સત્ય નિત્ય સનાતન સ્વેચ્છામય નિર્ગુણ ને પ્રકૃતિથી પરબ્રહ્મજ છે. આ પરબ્રહ્મ: નિરૂપાધિયુ તથા નિરાકાર છે. માયા વિશિષ્ટપણાથી ભક્તોપર કરૂણા કરવામાં તે પરબ્રહ્મ તત્પર રહે છે. એનાં જ્ઞાનથી કમલભૂ બ્રહ્મા-બ્રહ્માંડોને રચે છે, મૃત્યુંજય, સર્વજ્ઞ ને સર્વેશ્વર સદાશિવ તપ કરે છે ને તપથી એજ પરબ્રહ્મસત્વને જાણીને સઘળાંનો સદાશિવ સંહાર કરે છે. મહા વિભૂતિવાળા સર્વજ્ઞ, સર્વના સાક્ષી, સર્વ વ્યાપી, સઘળી સંપત્તિઓ આપનારા શ્રીવિષ્ણુ પણ એમની ભક્તિથી તથા સેવાથી સર્વનું પાલન કરે છે. સઘળી શક્તિવાળાં મહાશક્તિવાળાં ને મહા માયા નામથી ઓળખાતાં જે મૂળ પ્રકૃતિ છે તેજ સત્ ચિત્ તથા આનંદરૂપ ભગવતી કહેવાય છે. દેવતાઓની માતા ને વેદોનાં અધિષ્ઠાતા સાવિત્રી એમને જણવાથી, એમનાપર ન[illegible] કરવાથી, એમની ભક્તિથી તથા

એમની સેવાથી વેદમાતા ને બ્રાહ્મણોનાં પૂજ્ય થયાં છે. એજ પ્રકારે સઘળી વિદ્યાઓનાં અધિષ્ઠાતા સરસ્વતી વિદ્યાઓનાં પૂજ્ય ને ઉત્તમ થયાં છે. એજ પ્રકારે સઘળાં ગ્રામોનાં અધિષ્ઠાતા લક્ષ્મી સર્વેશ્વરી સકળ જગત્‌માં સુપૂજિત, સઘળી સંપત્તિઓને દેનારાં, સૌને નમવાયોગ્ય ને સૌને પુત્ર આપનારાં થયાં છે. સઘળાઓની સ્તુતિવાળાં દુર્ગાદેવી પણ એજ પ્રકારે સર્વજ્ઞ ને સઘળી વિષમ પીડાઓને હરનારાં થયાં છે. શ્રીકૃષ્ણના વામ અંગમાંથી ઉત્પન્ન થયેલાં અને તેમના પ્રાણનાં અધિષ્ઠાતા રાધા પણ એજ પ્રકારે શ્રીકૃષ્ણને પ્રાણથી અધિક પ્યારાં, સર્વથી અધિક રૂપવાળાં, સૌભાગ્યવાળાં, ગૌરવતામાં પણ ચડીયાતાં થયાં છે. એ મૂલપ્રકૃતિની ઉપાસનાદ્વારા પત્ની થઈને શ્રીકૃષ્ણના વક્ષઃસ્થળમાં એ રાધા રહ્યાં છે. પૂર્વે રાધિકાએ શ્રીકૃષ્ણને પતિ કરવા સારૂં શતશ્રૃંગ નામના પર્વતમાં દેવતાઓનાં એક સહસ્રવર્ષ સુધી તપ કર્યું હતું. શક્તિની કરૂણા થવાથી શ્રીકૃષ્ણ તેમના સ્વામી થયા તથા ચંદ્રમાની કળાના જેવાં એ રાધાને દેખી પોતાની છાતીમાં ચાંપીને શ્રીકૃષ્ણ કરૂણાથી રૂદન કરવા લાગ્યા હતા. શ્રીકૃષ્ણે સૌ કોઈથી દુર્લભ વરદાન રાધાને આપ્યું કે " તમે મારાં ભક્ત હોવાથી સદા મારાં વક્ષઃસ્થળમાં વસો. સઘળી સ્ત્રીઓમાં તમે સૌભાગ્યમાં, માનમાં, પ્રેમમાં ને ગૌરવમાં શ્રેષ્ઠ છો, વખાણવા યોગ્ય છો, મને મારા પ્રાણસમાન છો. તમને ઉત્તમ તથા મોટાં સમજીને હું પણ તમારી સ્તુતિ ને પૂજા કરીશ. હે પ્રાણપ્રિયા ! હું સર્વદા તમારા આધીન ને તમારાજ તાબામાં વસીશ. " આમ વરદાન આપી શ્રીકૃષ્ણે રાધાને પોતાની પ્યારી પત્ની બનાવ્યાં તથા શોકયોથી રહિત પણ કર્યાં. આ પાંચ પ્રકૃતિઓ શિવાય બીજી જે જે દેવીઓ છે તે સઘળી મૂળપ્રકૃતિની સેવાદ્વારા પવિત્ર થયેલી છે. હે નારદ ! જેણે જેવું તપ કર્યું હતું તેને તેવું ફળ મળ્યું હતું. દુર્ગાદેવીએ દેવતાનાં હજારવર્ષ હિમાલયમાં તપ કરી મૂળપ્રકૃતિનું ધ્યાન ધરી સઘળાંઓમાં પૂજ્યતા સંપાદન કરી. સરસ્વતી દેવીએ ગંધમાદન પર્વતમાં દેવતાઓનાં લક્ષ વર્ષ સુધી તપ કર્યું ને તેઓ વિશ્વને વંદવા યોગ્ય થયાં. લક્ષ્મીએ પુષ્કરક્ષેત્રમાં એ મૂળપ્રકૃતિનું સોયુગસુધી તપ કર્યું ને એ દેવીની સેવા કરીને તેઓ સંપત્તિઓને આપનારાં થયાં છે. સાવિત્રી દેવતાઓનાં સાઠ હજાર વર્ષ તપ કરી મલયાચળમાં તેમનાં ચરણનું ધ્યાન કરીને પૂજ્ય ને વંદ્ય થયાં છે. હે નારદ ! પૂર્વે સદાશિવે એ મૂળપ્રકૃતિરૂપ દેવી ઉપર સો મન્વંતર સુધી તપ કર્યું હતું, બ્રહ્માએ સો મન્વંતર સુધી શક્તિનો જપ કર્યો હતો, વિષ્ણુ સો મન્વંતર સુધી દેવી ઉપર તપ કરીને વિશ્વના રક્ષક થયા છે, અને શ્રીકૃષ્ણ દશ મન્વંતર સુધી ઉગ્ર તપસ્યા કરી દિવ્ય ગોલોકને પામ્યા છે ને હજી સુધી ત્યાં આનંદ ભોગવે છે. ધર્મ પણ દશ મન્વંતર સુધી ભક્તિપૂર્વક તપ કરીને સર્વના પ્રાણરૂપ, સર્વના પૂજ્ય ને સર્વના આધારભૂત થયા છે. આ પ્રમાણે સઘળી દેવીઓ, દેવતાઓ, મુનિઓ, મનુઓ, મહીપાળો ને બ્રાહ્મણો મૂળપ્રકૃતિની ઉપાસના કરીનેજ પૂજ્ય થયા છે. હે નારદ ! આ પ્રમાણે વેદાનુસાર મેં સઘળી પુરાણી કથા જે પ્રમાણે ગુરૂમુખદ્વારા સાંભળી હતી તે પ્રમાણે મેં તમને કહી સંભળાવી. હવે તમારે બીજું શું સાંભળવું છે ?

**एतत्ते कथितं सर्वं पुराणं च यथागमम् ।**

गुरु वक्त्राद्यथा ज्ञात किं भूयः श्रोतुमिच्छसि११०

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કંધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### પૃથ્વીરૂપ દેવીની ઉત્પત્તિ.

नारदउवाच–

देव्या निमेष मात्रेण ब्रह्मणः पातएवच ।
तस्यपात प्राकृतिकः प्रलयः परिकीर्तितः ॥१॥

નારદ બોલ્યા—ભગવતીની નિમેષમાત્રમાં બ્રહ્મા પડે છે ને તેનેજ પ્રાકૃતિક પ્રલય કહેછે એમ તમે કહો છો. પ્રાકૃતિક પ્રલયમાં પૃથ્વી-આદિ પદાર્થો પોતપોતાનાં કારણોમાં લય પામે છે ને બ્રહ્મા આદિ સૌ પરમાત્મામાં લય પામે છે તો ફરી એ પૃથ્વી સૃષ્ટિકાળમાં ઉત્પન્ન થવી કેમ ઘટે ! જો એજ પૃથ્વી ઉત્પન્ન થાય તો તે એટલો કાળ તિરોહિત થઇને કયાં રહે છે. ? એ પૃથ્વી ધન્ય માન્ય સર્વાધારરૂપ ને અજેયા કેવીરીતે થઈ છે ? કલ્યાણ કારિણી આ પૃથ્વીના અવતારની વાર્તા પણ મને કહો. નારાયણ વદે છે—હે નારદ ! સર્વની આદિ સૃષ્ટિમા સૌનો જન્મ દેવીથી થાય છે એમ નિગમો વદે છે તેથી એ જન્મ એટલે મૂળપ્રકૃતિરૂપે રહેલા તે તે પદાર્થોનો આવિર્ભાવ એમ જાણવુ. સઘળા પ્રલયોમાં એ પદાર્થોનો નાશ એટલે કારણભૂત મૂલપ્રકૃતિમાં તિરોભાવ થાય છે એમ જાણવુ. સઘળાં મંગલોનાં કારણરૂપ, વિઘ્નનાશક, પાપનાશક ને પુણ્યને વધારનારી પૃથ્વીના જન્મની કથાવિષે હવે સાંભળો. કેટલાક વદે છે કે “ મધુકૈટભ નામના બે દાનવોના મેદમાંથી પૃથ્વી થઈ છે કે જેથી તે મેદિની કહેવાય છે ” પણ આ વાત વિરૂદ્ધ છે કારણ કે પૂર્વે યુદ્ધથી ખુશી થઇને એ બે દાનવોએ વિષ્ણુને કહ્યુ હતુ કે “ જયાં પૃથ્વી જળથી ઢંકાયેલી ન હોય તે સ્થાનમાં અમને મારો ” આથી સિદ્ધ થાય છે કે એઓ જીવતા હતા એ કાળે જળથી ઢંકાયેલી પૃથ્વી વિદ્યમાન હતી ને મેદ તો એઓના મરણ પછી એકઠો થવો સંભવે. પૃથ્વીનું ‘મેદિની’ એવું સુવિખ્યાત્ નામ છે તેનુ વાસ્તવિક કારણ કહું તે સાંભળો જળમાં રહેવાથી પ્રથમ પૃથ્વીનો કેટલોક ઉપર નીચેનો ભાગ ધોવાઇ ગયો હતો તે પાછો મધુ ને કૈટભના મેદથી સરખો થઇ ગયો તેથી મેદિની કહેવાય છે. હવે પૂર્વે મેં ધર્મના મુખદ્વારા પુષ્કરક્ષેત્રમાં સાંભળેલા પૃથ્વીના જન્મવિષે હું વાત કહું છું. જળમાં રહેલા મહાવિરાટનુ મન ઘણા કાળના યોગથી તેના સઘળા અંગોમાં વ્યાપી ગયું ને તે તેના રોમના છિદ્રોમાં પેઠું. પછી ઘણો કાળ વિત્યા બાદ પંચીકરણના સમયમાં પૃથ્વી ઉત્પન્ન થતાં તેના અનેક ખંડ કરીને જળની અંદર રોમમાં રાખેલા હતા. આ અનેક ખંડો સૃષ્ટિના સમયમાં જળમાંથી પ્રકટે છે ને પ્રલયકાળે પાછા જળમાં તિરોહિત થાય છે કે જેને જુદા જુદા ખંડોની પૃથ્વીઓ કહેવાય છે. પ્રત્યેક બ્રહ્માંડમાં પર્વતો, વન, સાત સમુદ્રો, સાત દ્વીપો, સુવર્ણનો મેરૂપર્વત, ગ્રહ, ચંદ્ર, સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, બીજા દેવો, પવિત્ર તીર્થો, પવિત્ર ભરતખંડ, સુવર્ણની પૃથ્વી, સાત ઉપરના લોક, ને સાત પાતાળવાળી પૃથ્વી જુદાં જુદાં છે. બ્રહ્મલોકથી ધ્રુવલોક સહિત સઘળુ જગત પ્રત્યેક બ્રહ્માંડમાં છે. આ પ્રમાણે સઘળાં બ્રહ્માંડો એક અધિષ્ઠાનમાં રચાયેલાં છે ને તે સઘળાં કૃત્રિમ

---

* આ અધ્યાયમાં પૃથ્વીની ઉત્પત્તિ વિષે કહેવામા આવશે.

તથા નાશ પામનારાં છે. બ્રહ્માના પતનરૂપ પ્રાકૃત પ્રલય થતાં પ્રભુ શ્રીકૃષ્ણે આદિ સૃષ્ટિમાં મહા વિરાટને રચેલો છે. સ્થિતિ, પ્રલય, દિશા, કાળ, ઈશ્વર ને પૃથ્વી એ બધા પ્રવાહરૂપે નિત્ય છે. વરાહ કલ્પમાં વારાહજી જળમાંથી પૃથ્વીને બહાર લાવ્યા. ત્યાર પછી પૃથ્વીની અધિષ્ઠાતા દેવીની દેવ, મુનિ, મનુ બ્રાહ્મણો ને ગંધર્વ વિગેરે લોકો પૂજા કરવા લાગ્યા છે. આ દેવીરૂપ પૃથ્વી વરાહરૂપ વિષ્ણુની પત્ની છે એમ વેદો માને છે. વારાહથી પૃથ્વીના ગર્ભમાં મંગળ નામે પુત્ર થયો છે ને મંગળનો ઘટેશ નામનો પુત્ર છે. નારદજી બોલ્યા—હે નારાયણ ! મૂળ પ્રકૃતિમાંથી પંચીકરણ અનુસાર, ઉત્પન્ન થયેલી સર્વાશ્રયરૂપ પૃથ્વીની વારાહ કલ્પમાં સૌ દેવતાઓએ શું ફળથી પૂજા કરી છે તથા અધઃ લોકમાં તે ઉર્ધ્વલોકમાં પણ જે જે પ્રકારથી તેમની પૂજા થાતી હોય તે વિષે તથા મંગળના ઉત્તમ જન્મ વિષે સવિસ્તર કહો. નારાયણ વદે છે—હે નારદ ! પૂર્વે વારાહ કલ્પમાં બ્રહ્માએ સ્તુતિ કરી તેથી વારાહ ભગવાને હિરણ્યાક્ષ નામના દાનવને માર્યો ને રસાતલમાંથી તેઓ પૃથ્વીને લાવ્યા. દ્રોમાં કમળપત્રની પેઠે જળમાં તેમણે આ પૃથ્વીને સ્થાપી. આ પૃથ્વીપર બ્રહ્માએ સઘળાં મનોહર જગતની રચના કરી, આ વેળાએ પૃથ્વીની અધિષ્ઠાતા દેવીને કામનાવાળી દેખીને કોટિ સૂર્ય સમાન કાન્તિવાળા વારાહજી ભગવાનને પણ તેના વિષે કામના પ્રકટી. પછી વારાહ ભગવાને પોતાનું સ્વરૂપ રતિયોગ્ય ને મનોહર કરી દેવતાઓના એક વર્ષ સુધી રાત દિવસ એ દેવીની સાથે એકાંતમાં ક્રીડા કરી. પૃથ્વી સુંદરીને ઘણો સુખકારી સંભોગ મળવાથી મૂર્ચ્છા આવી ગઈ કેમકે ચતુર સ્ત્રીને ચતુર પુરૂષનો સંભોગ અતીવ સુખ આપનારો છે. પૃથ્વીનાં અંગના આલિંગનથી વરાહ ભગવાનને પણ રાત દિવસનું ભાન ન રહ્યું. કામી વિષ્ણુએ એક વર્ષ પછી ચેતના આવતાં એ કામનાવાળી પૃથ્વીને છોડી દીધી તે લીલા માત્રથી વરાહનું પૂર્વના જેવું રૂપ ધારણ કર્યું. પછી એ વિષ્ણુએ એ પૃથ્વીને, સતી સમજીને તેની ધુપ દીપ નૈવેદ્ય સિંદુર, ચંદન લેપન, વસ્ત્રો, પુષ્પો, ને બળિદાનોથી પૂજા કરી. વિષ્ણુ વદે છે—હે સુંદરી ! તું સર્વાધારરૂપ થા. સૌ મુનિ, મનુ, દેવ, સિદ્ધને દાનવાદિ લોકો તારૂં પૂજન કરશે. આર્દ્રા નક્ષત્રનો પ્રથમ પાયો તારા રજસ્વલાપણાનો દિન છે વાસ્તે તે દિવસને છોડીને મારા વરદાનથી ઘરના આરંભને દિવસે, ઘરમાં વાસ કરવાના દિવસે વાવ કે તળાવના આરંભને દિવસે, ગૃહ સંબંધી શુભ કાર્ય કરવાના દિવસે, ને કૃષિના કાર્યમાં દેવ આદિ લોકો તારૂં પૂજન કરશે. જેઓ તને નહીં પૂજે તેઓ નરકમાં પડશે. પૃથ્વી વદે છે—હે વરાહજી ! તમારી આજ્ઞાથી સઘળાં સચરાચર જગત્‌ને ધારવા હું સમર્થ છુ પણ મોતી, છીપ, વિષ્ણુમૂર્ત્તિ, શિવ લીંગ, દેવીમૂર્ત્તિ, શંખ, દીપ, પૂજાયંત્ર, માણેક, હીરો, જનોઇ, પુષ્પ, પુસ્તક, તુલસીદળ, જપમાળા, પુષ્પમાળા, કપુર, સોનુ, ગોરોચન, ચંદન જે શાલિગ્રામનુ ચરણામૃત એ પદાર્થોને ધારવાને હું અસમર્થ છુ તેથી અકળાઉં છુ વાસ્તે આનો ઉપાય કૃપાકરી બતાવો. વિષ્ણુ વદે છે—હે સુંદરી ! જે પાપી લોકો તારાપર એ પદાર્થોને આસનવગર મૂકશે તેઓ દેવોતાઓનાં શતવર્ષ સુધી કાળ સુત્ર નામના નરકમાં રહેશે.. નારાયણ વદે છે—વિષ્ણુ ભગવાન આમ વદી મૌન રહ્યા ત્યાર પછી પૃથ્વી

ને વિષ્ણુના વીર્યથી જે ગર્ભ રહ્યો તે મંગળ નામનો તેજસ્વી ગૃહ ઉત્પન્ન થયો. વિષ્ણુની આજ્ઞાથી સૌ લોકોએ પૃથ્વીની પૂજા કરી. કણ્વશાખામાં કહ્યા પ્રમાણે ધ્યાન સ્તોત્ર ને મૂળમંત્રથી તેનું સ્તુતિ સહિત અર્ચન કરી નૈવેદ્યાદિક અર્પણ કર્યું. આ દિવસથી ત્રણે લોકમાં પૃથ્વીની પૂજાનો પ્રસાર થયો. નારદ કહે છે—પૃથ્વીનું ધ્યાન કેમ કરવું, તેનું સ્તોત્ર શું છે ને તેનો મૂળમંત્ર કયો છે? તે કહો. આ વાત પુરાણોમાં ગુપ્ત છે તેથી સાંભળવાનો મને ઉત્સાહ પ્રકટયો છે. નારાયણ વદે છે—પ્રથમ વારાહ ભગવાને પૃથ્વીની પૂજા કરી. પછી બ્રહ્માએ કરી ને તે પછી સઘળા મોટા મુનિ મનુ ને મનુષ્યોએ કરી. હે નારદ! હવે એનું ધ્યાન મંત્ર ને સ્તોત્ર કહું તે સાંભળો. **ૐ હ્રીં શ્રીં ક્લિં વસુધાયૈ સ્વાહા** એ મંત્રથી પ્રથમ વિષ્ણુએ પૂજા કરી. “ શ્વેત કમલ જેવા વર્ણવાળાં, શરદ્ પૂર્ણિમાના ચંદ્રમા જેવાં વદનવાળાં, સઘળાં અંગોમાં ચંદનના લેપનવાળાં રત્નનાં આભરણોથી શણગારેલાં, રત્નોના આધારરૂપ, ગર્ભમાં રત્નોવાળાં, સમુદ્રોવાળાં, અગ્નિમાં ધોયેલાં વસ્ત્રોવાળાં, મંદહાસ્યવાળાં ને સર્વથી વંદાયેલાં પૃથ્વીદેવીને હુ ભજું છુ ’ આવાં ધ્યાનથી તે દેવીની સઘળાઓએ પૂજા કરી હતી. હે નારદ ! કણ્વશાળા પ્રમાણે પૃથ્વીદેવીનું સ્તોત્ર કહું તે સાંભળો. નારાયણ વદે છે—હેજયા ! હે જળાધારરૂપ ! હે જળમય ! હે જયદા ! હે યજ્ઞવરાહપત્ની ! જય ! જય ! હે જય પ્રાપ્ત કરનારાં ! જય આપો. હે મંગળરૂપ ! હે મંગળના આધારરૂપ ! હે મંગલદા ! હે મંગલ પ્રયોજનવાળાં ! હે મંગલેશ્વરી ! હે કલ્યાણરૂપ ! મને મંગળ મંગળ આપો. હે સર્વાધારરૂપ ! હે સર્વજ્ઞ ! હે સર્વ શક્તિવાળાં ! હે સર્વ મનોરથો આપનારાં ! હે કલ્યાણિ ! મને સઘળું મન ઇચ્છિત આપો. હે પુણ્યરૂપ! હે પુણ્યબીજરૂપ ! હે સનાતનિ ! હે પુણ્યાધારા ! હે પુણ્યાત્માઓના નિવાસરૂપ ! હે પુણ્યદા ! હે સર્વને સરજનારાં ! હે તમામ ધાન્યોના સ્થાનરૂપ ! હે સર્વધાન્યવાળાં ! હે સર્વ ધાન્યોને દેનારાં ! હે સઘળાં ધાન્યોને હરનારાં ! હે કાળરૂપ ! હે સર્વ ધાન્યરૂપ ! હે કલ્યાણિ ! હે ભૂમિ ! હે રાજાઓનાં સર્વસ્વરૂપ ! હે રાજાઓનાં શરણરૂપ ! હે રાજાઓને સુખ આપનારાં ! હે ભૂમિ આપનારાં ! મને ભૂમિ આપો. જે માણસ સવારમાં ઉઠીને આ સ્તોત્રનો હમેશ પાઠ કરે તો તે કરોડ જન્મ સુધી બળવાળો ચક્રવર્તી રાજા થાય. આ સ્તોત્રના પાઠથી પૃથ્વીદાનનું ફળ થાય છે. પૃથ્વીદાનના હરણના પાપથી તથા પૂર્વોક્ત રજસ્વલાપણામાં પૃથ્વીને ખોદવાના પાપથી તે મનુષ્ય છૂટી જાય છે. બીજાએ કરેલા કુવાને તે ધણીની આજ્ઞાવિના ખોદવાના પાપથી તથા પારકી ભૂમિનાં હરણ કરવાના પાપથી પણ છૂટી જાય છે. આમાં શંકા નથી. હે નારદ ! આ સ્તોત્રપાઠથી મનુષ્ય પૃથ્વીપર વીર્યપાતનાં પાપથી તથા દીપક વિગેરે રાખવાના દોષથી છૂટી જાય છે. સો અશ્વમેધ બરાબર પુણ્યનો ભોક્તા આ આ સ્તોત્રનો નિત્ય પાઠ કરનાર થાય છે એમાં શંકા નથી. આ પૃથ્વીનું મહાસ્તોત્ર સઘળાં મંગળ આપનારૂં છે. ૧–૫૩

**अश्वमेध शतं पुण्यं लभते नात्र संशयः ।**
**भूमिदेव्या महास्तोत्रं सर्व कल्याण कारकम् ५३**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવતવિષે નવમા સ્કંધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

— —

## અધ્યાય ૧૦ મો.*

### નરકાદિ ફળ.

नारद उवाच—

भूमिदानकृतं पुण्यं पापं तद्धरणेन च ।
परभूहरणात् पापं कूपे कूपखने तथा ॥ १ ॥

નારદ બોલ્યા—પૃથ્વી દાનનું પુણ્ય, પૃથ્વી હરણનું, પારકી પૃથ્વીનાં હરણનું, પારકા કુવાયે ખોદવાનું, રજસ્વલા પૃથ્વીને ખોદવાનું ને પૃથ્વી પર દીપક આદિક રાખવાનું પાપ એ બે વિષે તથા બીજાં પણ પૃથ્વીના સંબધી પાપો વિષે સાંભળવા મારી ઇચ્છા છે. હે વેદજ્ઞાતાઓમાં શ્રેષ્ઠ ! એ પાપોની નિવૃત્તિના ઉપાયો પણ હું આપને પુછું છું વાસ્તે કહો. નારાયણ વદે છે—ભારતક્ષેત્રમાં કર્મકાંડી બ્રાહ્મણને જે વેંત જેટલી પણ પૃથ્વી આપે તે માણસ શિવલોકમાં જાય છેસકળ ધાન્યોવાળી પૃથ્વીનું જે માણસ બ્રાહ્મણને દાન આપે તે માણસ રજકણો જેટલાં વરસો વિષ્ણુલોકમાં વસે છે, ગ્રામ, ભૂમિ, કે ધાન્ય બ્રાહ્મણને આપે તો દેનારો ને લેનારો એ બે સઘળાં પાપોથી છુટીને દેવીના લોકમાં વસે છે. પૃથ્વીના દાનમાં જે માણસ અનુમોદન આપે તે માણસ પણ પોતાના મિત્ર ને ગોત્ર સહિત વૈકુંઠમાં જાય છે. પોતાની દીધેલી કે બીજાની આપેલી બ્રાહ્મણની જીવિકાનું જે માણસ હરણ કરે તે માણસ જ્યાં સુધી ચંદ્રમાં ને સૂર્ય રહે ત્યાંસુધી કાલસૂત્ર નરકમાં પડયો રહે છે. તેના પુત્ર પૌત્રાદિક વંશજો પણ લક્ષ્મી ને સંતતિ રહિત થઈ દરિદ્રતામાં પડી આખરે ઘોર રૌરવ નરકમાં જાય છે. ગૌચારાની જગ્યા ખેંચી લઈને જે માણસ તે ખેતરનું કે ધાન્યનું દાન આપે તે મનુષ્ય દેવતાઓનાં સો વર્ષ સુધી કુંભીપાક નરકમાં પડે છે. ગાયોને આરામ લેવાની ભૂમિને કે તળાવ વિગેરેને છીનવી લઈ જે મનુષ્યો તે સ્થળમાં ધાન્ય વાવીને દાન આપે તે માણસો ચૌદ ઈન્દ્રના કાળ સુધી અસિપત્રવન નામના નરકમાં પડે છે. માટીના પાંચ પીંડા કાઢયા વિના પારકા કુવામાં કે જળાશયમાં જે માણસ સ્નાન કરે તે માણસ નરકમાં પડે છે ને તેનુ સ્નાન નિષ્ફળ જાય છે. જે કામી માણસ પ્રથ્વીપર એકાન્તમાં પોતાનુ વીર્ય નાખે તે પુરૂષ પ્રથ્વીનાં રજકણો જેટલાં વર્ષો રૌરવ નરકમાં પડે છે. જે માણસ રજસ્વલા પ્રથ્વીને ખોદે તે માણસ કૃમિદશ નામના નરકમાં ચાર યુગો સુધી રહે. લોપ પામેલા પારકા કુવામાં જળાશયમાં તેના ધણીને પૂછયા વગર જે માણસ કુવો કે બીજું જળાશય કરે તે માણસ ચૌદ ઈન્દ્રના કાળ સુધી તપ્તકુંડ નરકમાં વસે છે ને તેનું પુણ્ય તે સ્થળના ધણીને પ્રાપ્ત થાય છે. પારકાં તળાવમાં જે માણસ ગારો કાઢીને સ્નાન કરે તે માણસ ગારાની મૃત્તિકાની કણીઓ જેટલાં વર્ષ બ્રહ્મલોકમાં વસે. મૂલ્ય વિના મેળવેલી પૃથ્વીમાં તે પૃથ્વીનો ધણી જીવતો હોય તો તેને ને ન જીવતો હોય તો તેના પૂર્વજોને પિંડ આપ્યા વિના શ્રાદ્ધ કરે તે મૂર્ખ માણસ જરૂર નરકમાં પડે છે. જે માણસ પ્રથ્વીપર દીપક રાખે છે તે સાત જન્મ સુધી આંધળો થાય છે. પ્રથ્વીપર શંખ રાખનારો જન્માંતરમાં કોઢીઓ થાય છે. મોતી, માણેક, સુવર્ણ હીરો કે મણિ જે માણસ પ્રથ્વીપર રાખે તે પણ સાત જન્મ સુધી આંધળો થાય છે. શિવલિંગ ને દેવીની મૂર્તિને પ્રથ્વીપર મુકે તે માણસ શ-

* આ દશમા અધ્યાયમા પૃથ્વી દેવીના અપરાધનાં ફળ વિષે કહેવામા આવશે.

ત મન્વંતર સુધી કૃમિભક્ષ નરકમાં પડે છે. શંખ, પૂજાયંત્રો, શાલીગ્રામનું ચરણામૃત, પુષ્પ ને તુલનીપત્રને જે પ્રથ્વીપર મુકે તે જ રૂર નરકમાં પડે છે. જપમાળા, પુષ્પમાળા કપૂર, ને ગોરોચન પ્રથ્વીપર મૂકે તો અવશ્યે નરકે જાય. સુખડ, રૂદ્રાક્ષ, ને દર્ભનાં મૂળ, પ્રથ્વીપર જે મૂકે તેનો બ્રાહ્મણ જ્ઞાતિમાં ફરી જન્મ થાય નહીં. ગાંઠવાળું યજ્ઞોપવિત ને પુસ્તકો સઘળાં વર્ણોએ પૂજવા યોગ્ય છે વાસ્તે તેને ધરતીપર મૂકનારાને બ્રહ્મહત્યા સમાન પાપ લાગે. પ્રથ્વીપર યજ્ઞ કર્યો પછી જે માણસ એ પ્રથ્વીને દુધથી ઠ ડી ન કરે, તે તમભૂમિ નામના નરકમાં પડે છે. ત્યાં સાત જન્મો તાપ પામે છે. ધરતીકંપના દિને કે ગ્રહણનાં યોગમાં જે માણસ પ્રથ્વીને ખોદે છે. તે મહા પાપી જન્માંતરમાં અંગહીન થાય છે. પ્રાણી માત્રના ભુવનરૂપ આ પ્રથ્વી છે તેથી હે નારદ ! ભૂમિ કશ્યપની છે તેથી કાશ્યપી, સ્થિર છે વાસ્તે અચળા, ધારણ કરે છે વાસ્તે વિશ્વભરા, અનંત છે વાસ્તે અનંતા ને પ્રથુરાજાની પુત્રી છે તેથી તેમજ વિશાળ છે તેથી પ્રથ્વી કહેવાય છે. १-१०

विश्वंभरा धारणा चानंतानंत स्वरूपतः ।
पृथिवी पृथुकन्यात्वाद्विस्तृतत्वान्महामुने॥१०॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવતવિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૧ મો.*

## પતિત પાવની ગંગાની ઉત્પત્તિ.

नारद उवाच—

श्रुतंपृथिव्युपाख्यानमतीवसुमनोहरम् ।
गंगोपाख्यानमधुनावदवेदविदांवर ॥१॥

નારદ બોલ્યા—હે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ ! અત્યન્ત મનોહર પ્રથ્વીનું મેં વૃત્તાંત સાંભળ્યું ને હવે ગંગાની કથા કહો. વિષ્ણુ સ્વરૂપ વિષ્ણુપદી નામવાળાં ગંગાને સરસ્વતીનો શાપ થયો ત્યાર પછી તે કોની પ્રાર્થનાથી કોની પ્રેરણાથી, કયા યુગમાં ને કેવી રીતે ભરતખંડમાં ગયાં એ વાત કે જે પાપનાશક પુણ્યપ્રદ ને સુંદર છે તે સાંભળવા મારી જીજ્ઞાસા છે. નારાયણ બોલ્યા— મહા લક્ષ્મીવાળા સગર નામના સૂર્યવંશી ચક્રવર્ત્તી રાજા થયા હતા. એમને શૈબ્યા ને વૈદર્ભી નામની બે રૂપાળી રાણીઓ હતી, કુળની વૃદ્ધિ કરનારો અત્યન્ત મનોહર અસમંજસ નામનો શૈબ્યાને એક પુત્ર થયો ને પુત્ર કામનાથી વૈદર્ભીએ શિવનું આરાધન માંડયું. શિવના વરદાનથી વૈદર્ભી ગર્ભવતી થઈ. સો વર્ષ પછી વૈદર્ભીએ એક માંસનો પિંડો જણ્યો તેથી તેણી શિવનું સ્મરણ કરી રોવા લાગી. શિવજી વિપ્રરૂપે તેની પાસે આવ્યા. પછી એ પિંડાના શિવજીએ સાઠ હજાર વિભાગ કર્યા તેઓમાંથી મહા બળવાળા પરાક્રમી ગ્રીષ્મ રૂતુના બપોરના સૂર્યથી અધિક તેજસ્વી કાયાવાળા સાઠ હજાર પુત્રો થયા. એ સૌપુત્રો કપીલ મુનિના શાપથી બળી ગયા. આ સમાચાર સાંભળી સગર રાજા રોઇ પડયા ને વનમાં તપ કરવા ચાલી નીકળ્યા. પછી અસ-

* આ અધ્યાયમા મહાપવિત્ર ગંગાની ઉત્પત્તિ વિષે વાર્તા કહેવામા આવશે.

મજસે ગંગાને લાવવા તપ કર્યું. એક લાખ વર્ષ તપ કરીને તે પણ કાળ યોગે મૃત્યુ પામ્યો. પછી અસમંજાનાપુત્ર અંશુમાને પણ ગંગાજીને લાવવા તપ કર્યું. પણ લાખ વર્ષ તપ કરીને તે પણ કાળયોગે મૃત્યુ પામ્યો. અંશુમાનનો પુત્ર ભગીરથ હતો. તે મહાવૈષ્ણવ, ભક્તિ પરાયણ, સુબુદ્ધિ, બહુ કાળસુધી જરા મરણથી મુક્ત રહેલા ને ઉતમ ગુણવાળા ભગીરથ રાજાએ પણ ગંગાજીને લાવવા એક લાખ વર્ષ સુધી તપ કર્યું. તે ભગીરથ રાજાને ગોપાલસુંદરી રૂપ શ્રીકૃષ્ણે દર્શન દીધાં, ઉનાળાના કોટિ સૂર્યોના સમાન શ્રીકૃષ્ણની કાન્તિ હતી. તેમને બે ભુજા હતી. કરમાં મુરલી પકડી હતી. તેમનું વય કિશોર હતું. ભકતોપર કરૂણામાં તે તત્પર હતા. બ્રહ્મા વિષ્ણુ ને શિવ વિગેરે દેવતાઓ એમને સ્તુતિ ને વંદન કરતા હતા તેમનું મુખ મંદહાસ્ય શોભતુ હતું. તેમણે અગ્નિથી ધોવાયેલાં વસ્ત્રો ધર્યાં હતા. રત્નના શણગારો પણ ધર્યા હતા. વાસ્તવ સ્વરૂપે સ્વેચ્છામય, પરબ્રહ્મ, અત્યંન્ત પરિપૂર્ણ, નિર્ગુણ, નિર્લેપ, ને પ્રકૃતિથી પર પરમાત્માને દેખી ભગીરથે પ્રણામો કરી સ્તુતિ કરી. રાજાનાં રોમાંચો સ્તુતિ બળથી ઉભાં થયાં. પછી શ્રીકૃષ્ણે તેને વરદાન આપ્યું કે " તારા વડિલોનો ઉદ્ધાર કરવા ગંગાને હું આજ્ઞા કરીશ " ને ગંગાજીને કૃષ્ણે આમ કહ્યું. શ્રીકૃષ્ણ વદે છે—હે ગંગા ! સરસ્વતીના શાપયોગે તમે ભારતક્ષેત્રમાં જઈ મારી આજ્ઞાથી સગર રાજાના પુત્રોનો ઉદ્ધાર કરો. તમારા સ્પર્શવાળા પવનથી પાવન થઇ તેઓ મારા ધામમાં આવશે. તેઓનાં અનેક જન્મોનાં કર્મોનો નાશ થઈ જશે ને તેઓ દિવ્ય દેહવાળા દિવ્ય રથોમાં બેસનારા પીડા વગરના મારા અનુચરો બનશે. કરોડો જન્મનાં પાપો ભરતખંડમાં ગંગાજીના સ્પર્શવાળા પવનથી નાશ પામે છે એમ શ્રુતિમાં કહ્યું છે તથા વેદ એમ પણ વદે છે કે ગંગાના દર્શનથી ને સ્પર્શથી ઉપરના કરતાં દશગણું અધિક ફળ થાય છે. સામાન્યરીતે ગંગામાં મુસળ સ્નાન કરવામાં આવે તોપણ સો કરોડ જન્મોનાં પાપોનો ક્ષય થાય છે. જ્ઞાનથી વા અજ્ઞાનથી અનેક જન્મોમાં કરેલાં બ્રહ્મહત્યાદિક પાપોનો પણ ગંગામાં સ્નાનમાત્રથીજ ક્ષય થાય છે તો પછી પવિત્ર દિવસે ગંગા સ્નાનથી જે ફળ થાય તેવેદ પણ વદી શકતા નથી. બ્રહ્મા વિષ્ણુ ને શિવ વિગેરે પણ ગંગાસ્નાનનું માહાત્મ્ય વદવા સમર્થ નથી. સામાન્ય રીતે સંકલ્પરહિત તમારામાં સ્નાન કરવાથી પણ જે ફળ થાય તે હે સુંદરી ! તમે સાંભળો. મુસલ સ્નાનથી સંકલ્પ સહિત સ્નાનનું ફળ દશ ગણું થશે. સૂર્યગ્રહણને દિને સ્નાનનું ફળ એથી ત્રીશ ગણું થશે. અમાવાસ્યાને દિને સ્નાનનું ફળ સૂર્યગ્રહણના જેટલુજ થશે. કર્ક સંક્રાન્તિમાં સ્નાન કરવાથી તે કરતાં પણ દશગણું ફળ થશે. મકર સંક્રાન્તિમાં સ્નાન કરવાથી તેથી પણ દશગણું ફળ થશે. ચોમાસાની પૂર્ણિમાના દિને સ્નાન કરવાથી અનંત પુણ્ય થશે. અક્ષયા નવમીને દિવસે સ્નાન કરવાથી ઉપરના જેટલુંજ ફળ થશે એમ વેદમાં કહ્યું છે. આ સમયોમાં સ્નાન કરીને દાન કરવાથી અનત પુણ્ય થાય છે. સામાન્ય દિવસે સ્નાન કરવા કરતા તમારા કાંઠે દાન કરવાનું ફળ સોગણું થશે. મન્વાદિ તિથિ, યુગાદિ તિથિ, વસંતપંચમી, ભીષ્માષ્ટમી, અશોકાષ્ટમી, ને રામનવમી એ દિવસોમાં સ્નાન કરવાથી ઉપર પ્રમાણેજ પુણ્ય થાય છે. વિજયા દશમીના

તહેવારોમાં શુદિ એકમના રોજ સ્નાનનું ફળ ઉપર કહ્યું તેથી બમણું થશે. એ દિવસે સ્નાન ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થશે. વિજ્યાદશમીના દિને સ્નાનનું ફળ યુગાદિ જેટલું છે. વારૂણીમાં સ્નાન કરવાથી આશુશુદિ એકમ જેટલું, ને મહા મહાવરૂણીમાં સ્નાન કરવાથી એ કરતાં ચોગણું ફળ થશે. ચંદ્રગ્રહણના સમયમાં સ્નાન કરવાથી સામાન્ય સ્નાનના ફળ કરતાં દશગણુ ફળ થશે. સૂર્યગ્રહણના સમયમાં સ્નાન કરવાથી ઉપરના કરતાં દશગણુ ફળ થશે. અર્દ્ધોદયના સમયમાં નહાવાથી સૂર્યગ્રહણ કરતાં એકસોગણું વધારે ફળ થશે. નારાયણ વદે છે—હે નારદ ! ભગીરથ ને ગંગાજીની સાથે આ પ્રકારે વાણી કરીને શ્રીકૃષ્ણ મૌન રહ્યા. આ પછી ગંગાજીએ મસ્તક નમાવીને શ્રીકૃષ્ણપ્રતિ આમ કહ્યું ગંગાજી બોલ્યાં—હે સ્વામી! શાપથી, તમારી આજ્ઞાથી ને ભગીરથ રાજાનાં ઉગ્ર તપથી હું ભારતક્ષેત્રમાં જઈશ પણ ત્યાં પાપી મનુષ્યોનાં મને પાપ લાગશે તે શાથી ટળશે ! ભરતખંડમાં કેટલો કાળ મારે રહેવું પડશે ? વિષ્ણુના પરમ પદને પાછી હું કયારે પ્રાપ્ત થઇશ ! હે સર્વાન્તર્યામી પ્રભો ? તમે સર્વજ્ઞ છો તેથી મારી બીજી ઈચ્છાઓ ને પણ જાણી રહ્યાછો વાસ્તે તે પૂર્ણ થાય તેવો ઉપાય પણ કહો. શ્રીકૃષ્ણ વદે છે—હે ગંગા ! હે દેવેશ્વરી ! હું તમારી ઈચ્છામાત્રને જાણું છું. જળરૂપે થનારાં તમારો ક્ષાર સમુદ્ર પતિ થશે. એ ક્ષાર સમુદ્ર મારો અંશ છે ને તમે લક્ષ્મીરૂપ છો. પૃથ્વીમાં ચતુર સ્ત્રીને ચતુર પુરૂષનો સમાગમ સુખ આપનારો છે. ભારતક્ષેત્રમાં સરસ્વતી આદિ જે જે નદીઓ છે તેઓમાં રતિ ભોગ સબંધમાં ક્ષાર સમુદ્ર તમને મુખ્ય ગણશે. હે ગંગા ! સરસ્વતીના શાપથી કલિયુગનાં આજથી પાંચ હજાર વર્ષો સુધી તમારે ભારતક્ષેત્રમાં રહેવુ પડશે. તમે સર્વદા એકાંતમાં ક્ષાર સમુદ્રની સાથે રતિ કરશો. રસિક પુરૂષોમાં ક્ષાર સમુદ્ર શ્રેષ્ઠ છે ને તમે પણ તેવાંજ રસિક છો. ભારતક્ષેત્રના સઘળા લોકો તમારી ભાગીરથે રચેલા સ્તોત્રથી સ્તુતી ભક્તિ ને પૂજા કરશે. કણ્વશાખામાં કહેલી પદ્ધતિ પ્રમાણે જે મનુષ્ય તમારૂં ધ્યાન કરીને પૂજન, સ્તુતિને પ્રણામ કરશે તેને અશ્વમેધના ફળની પ્રાપ્તિ થશે. સેકડો યોજનના અંતરેથી પણ જે મનુષ્યો 'ગંગા ગંગા' એમ ઉચ્ચાર કરશે તે મનુષ્યો સર્વ પાપોથી મુક્તથઈ વિષ્ણુ લોકને પામશે. તમારામાં હજારો પાપીજનો નહાશે તેથી જે પાપો તમને લાગશે તે પાપો તમને ભુવનેશ્વરીના ભકતનો સ્પર્શ થવાથી મટી જશે. ભુવનેશ્વરીના મંત્રની ઉપાસના કરનારાઓ તમારામાં સ્નાન કરશે તેથી પાપી જનોના હજારો શબોના સ્પર્શથી લાગેલાં પાપો મટી જશે. જ્યાં ભુવનેશ્વરીના ભકતો હશે ત્યાંજ સરસ્વતી આદિ શ્રેષ્ઠ નદીઓની સાથે તમારો નિવાસ થશે તેથી સઘળાં પાપો છુટી જશે. હે ગંગા ! જ્યાં ભુવનેશ્વરીનાં નામનું કીર્તન થાય તે સ્થળ સત્વર ઉત્તમ તીર્થરૂપ બની જાય છે. એ સ્થાનની રજના સ્પર્શથી પણ પાપી પણ પાવન થાય છે. તથા રજની કણિઓ જેટલાં વર્ષ તે મનુષ્ય મણિદ્વીપમાં વસે છે. મારા નામની સ્મૃતિ રાખી તમારામાં જેઓ દેહત્યાગ કરશે તેઓ વૈકુંઠમાં જશે. ને ત્યાં બહુ કાળ સુધી વિષ્ણુના પાર્ષદો બનશે. અસંખ્ય પ્રાકૃતિક પ્રલયો જુએ એવા એ લોકો ચિરંજીવી થશે. કોઇનું મરેલું શબ જે મનુષ્ય તમારામાં નાખશે તે મનુષ્ય ઘણા પુણ્યથી બ્રહ્માના એક દિવસ સુધી વૈકુંઠમાં રહેશે.

તમારા જળમાં જેનો દેહત્યાગ થશે તેને અનેક જન્મોના કર્મભોગો બાળીને હું મારો લોક પ્રાપ્ત કરાવી મારો પાર્ષદ બનાવીશ. તમારી સ્મૃતિ સહિત સ્થાનાંતરમાં પ્રાણ તજશે તેને પણ બ્રહ્માની અવસ્થાસુધી મારા લોકમાં નિવાસ આપીશ. અજ્ઞાની માણસ પણ જો તમારા જળમાં દેહ તજશે તો તેને પણ પરીણામે મારા લોકમાં વસાવીશ. ને મારો પાર્ષદ કરીશ. ભક્તિસહિત તમારી સ્મૃતિસહિત બીજાં સ્થાનમાં દેહત્યાગ કરનારાને પણ અગણિત પ્રાકૃતિક પ્રલયો સુધી મારા સરખાં રૂપવાળો બનાવીશ. મારા મંત્રના ઉપાસકોને અને મારાં નૈવેદ્યના જમનારાઓને તો તીર્થમાં કે અતીર્થમાં મૃત્યુ થતાં કાંઈ ભેદ નથી ને એ લોકો તો ઇન્દ્રનીલમણિઓથી વિરચીત વિમાનમાં બેસી મારા પાર્ષદોની સાથે સત્વર ગોલોકમાં આવે છે એમાં સંશય નથી ને તેઓ મારા સમાન થાય છે. આવો ભક્ત લીલામાત્રથી ત્રિલોકીને પવિત્ર કરવામાં સમર્થ છે ને તે ઇન્દ્રનીલ આદિ રત્નોનાં વિમાનમાં ચડી ગોલોકમાં આવે છે. મારા ભક્તો જેઓના ભાઈઓ હોય તેઓ તથા મારા ભક્તોનાં પશુવિગેરે પણ પરીણામે રત્નજડિત વિમાનમાં બેસી અતિ દુર્લભ ગોલોકમાં આવે છે. હે ગંગા ! ડાહ્યા પુરૂષો ગમે ત્યાં મરે તોપણ જ્ઞાનના પ્રભાવથી તેઓ જીવન્મુક્ત છે તથા મારી ભક્તિથી પવિત્ર છે એમ જાણવું. નારાયણ વદે છે—શ્રીકૃષ્ણે આમ ગંગાજીને કહી ભગીરથ પ્રતિ કહ્યું કે " હે ભગીરથ ! હવે ભક્તિથી આ ગંગાની સ્તુતિ અને પૂજા કર. " આથી તે ભગીરથે કૌથુમી શાખા પ્રમાણે ધ્યાન કરી સ્તોત્રદ્વારા ફરી ફરી ગંગાજીની સ્તુતિ તથા પૂજા કરી. પછી ભગીરથ ને ગંગા પરમાત્મા શ્રીકૃષ્ણનાં ચરણમાં નમ્યાં ને તરતજ શ્રીકૃષ્ણ અન્તર્દ્ધાન થયા. નારદ કહે છે—હે વેદજ્ઞાતાઓમાં ઉત્તમ શું ધ્યાનથી, શું સ્તોત્રથી ને શું ક્રમથી ભગીરથ રાજાએ ગંગાજીની સ્તુતિ ને પૂજા કર્યાં હતાં તે મને કહો. નારાયણ બોલ્યા—સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રો પહેરી, નિત્ય કર્મો કરી જીતેન્દ્રિય થઈને પ્રથમ ભક્તિથી છ દેવતાનું પૂજન કરવું. ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ ને દુર્ગા એ છ દેવને પૂજ્યા પછી મુખ્ય પુજનનો અધિકાર પ્રાપ્ત થાય છે. વિઘ્નનાશ સારૂં ગણેશનું, આરોગ્યના વાસ્તે શિવજીનું ને મોક્ષને વાસ્તે દુર્ગાનું પૂજન કરવું. એઓની પ્રથમ પૂજા કરવાથી ડાહ્યા મનુષ્યને મંગળની પ્રાપ્તિ થાય છે, ને એમ જો ન કરે તો વિપરીત ફળ થાય છે. હે નારદ ! ભગીરથ રાજાએ જે પ્રકારે ગંગાજીનાં ધ્યાનાદિક કર્યાં તે વિષે હવે સાંભળો.[૧-૭૫]

संपूज्यैतान् लभेत् प्राज्ञो विपरीतं भवेदन्यथा ।
ध्यानं येन ध्यानेन तद्ध्यानं श्रृणु नारद ॥७६॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.*

### ગોલોકમાં ગંગાની ઉત્પત્તિ.

**नारायण उवाच-**

ध्यानं च कण्वशाखोक्तं सर्वपापप्रणाशनम् ।
श्वेतपंकजवर्णां च गंगां पापप्रणाशिनीम् ॥१॥

નારાયણ કહે છે-હે નારદ ! સમગ્ર પાપોનો પ્રલય કરનારૂં કણ્વશાખામાં દર્શાવેલું ગંગાજીનુ ધ્યાન કહું તે સાંભળો. " પાપોના ક્ષય કરનારાં ગંગાજીનો વર્ણ શ્વેત કમળના વર્ણ સરખો છે. એ ગંગા કૃષ્ણના શરીરથી

* આ અધ્યાયમાં ગોલોકમાં ગંગાની ઉત્પત્તિ વિષે કહેવાય છે.

પ્રકટેલાં છે. શ્રીકૃષ્ણ સરખાં છે. મહા સતી છે. અગ્નિમાં સ્વચ્છ કરેલાં વસ્ત્રો પહેરનારાં છે, રત્નાભરણોથી શણગારેલાં છે, શરદ ઋતુના સેંકડો ચંદ્રમાના જેવી કાન્તિવાળાં છે, મંદ હાસ્યથી પ્રસન્ન વદનવાળાં છે, નિરંતર સ્થિર યૌવનવાળાં છે, નારાયણને વહાલાં છે તથા ઉત્તમ શાન્ત ને નારાયણનાં સૌભાગ્યવાળાં છે. જેના ચોટલામાં ગુંથેલાં માલતીનાં પુષ્પો લલાટમાં ચંદનની બિન્દી સાથે સુંદર સિંદુરની બિન્દી, અનેક ચિત્રોવાળાં કસ્તુરીનાં પત્રો જેના ગાલોપર કર્યાં છે ને જેઓના હોઠ રાતાં પાકાં ધીલાને પણ શરમાવે તેવાછે, મનોહર દાંતની પંક્તિઓવાળાં, મનોહર મુખ નેત્ર ને કટાક્ષોવાળાં, બીલાના જેવા આકારવાળાં કઠણ સ્તનયુગલવાળાં, કટિની પાછળના ઘણા પ્રબળ ભાગવાળાં, કદલી સ્થંભના કરતાં પણ ઘણાં સરસ સાથળોવાળાં, સ્થળકમલની કાન્તિને શરમાવે તેવા ચરણ કમળો સુધી વિશાળ વસ્ત્રોવાળાં. ચરણ યુગલમાં રાતી પાદુકાઓવાળાં, કેસર ને અળતાથી રંગેલા બે ચરણોવાળાં ને પ્રણામ કરતા દેવોના મુકુટના પરનાં કલ્પવૃક્ષોનાં પુષ્પોનાં રસની કણીઓ લાગવાથી પણ રંગાયેલાં બે ચરણોવાળાં છે. એ ગંગાના ચરણોને મોટા મોટા સિદ્ધો દેવ તથા મુનિઓ સદાય અર્ઘ આપે છે. એ ચરણ કમળોમાં નમેલા તપસીઓનાં મસ્તકનાં સમુદાયરૂપ ભ્રમરાવલિ શોભી રહી છે. કામીઓને કામના આપનારાં ને મુમુક્ષુઓને મુક્તિ આપનારા એમના ચરણો છે. ગંગાજી પ્રાર્થનાયોગ્ય, સર્વોત્તમ, વરપ્રદાન કરનારાં, ભક્તોપર દયાવાળાં,વિષ્ણુપદને આપનારાં મહાસતિ ને વિષ્ણુપદમાં વસનારા છે.” હે નારદ ! આ પ્રકારે એમનું ધ્યાન કરી પછી ષોડશોપચારથી તેમની પુજા કરવી. આસન પાદ્ય સત્તર્ય સ્નાનીય અનુલેપન ધુપ દીપ નૈવેદ્ય તાંબુલ શીતળ જળ વસ્ત્ર ભૂષણ પુષ્પ ચંદન આચમન ને સુંદર શય્યાઓ એ ઉપચારો કરવા. ઉપચારો અર્પ્યા પછી ભક્તિયુક્ત કર યુગલ જોડીને સ્તુતિ કરવી, આવાં ગંગાનાં પૂજનનું ફળ અશ્વમેધ સમાછે. નારદ કહે છે—હે દેવસ્વામી ! હે જગન્નાથ ! હે લક્ષ્મીકાંત ! ગંગાજીનું પાપ હરનારૂં ને પુણ્ય આપનારૂં પવિત્ર સ્તોત્ર સંભળાવો. નારાયણ વદે છે—પાપહર્ત્રી ને પુણ્ય દાત્રી ગંગાની સ્તોત્ર કથા કહું છું તે સાંભળો. “ શિવના ગાનથી મોહ પામેલા શ્રીકૃષ્ણના અંગમાંથી ઉત્પન્ન થયેલાં તથા રાધાના દ્રવથી જોડાયેલાં ગંગાજીને હું પ્રણામ કરૂં છું. સૃષ્ટિના આરંભમાં ગોલોકની અંદર રાસમંડળમાં સદાશિવના નજદીક જેમનો જન્મ થયો છે તેવાં ગંગાજીને મારા પ્રણામ છે. ગોપગોપિકાઓવાળા રાધાજીના શુભ ઉત્સવમાં કાર્તિકી પૂર્ણિમાના દિને જન્મ પામેલાં ગંગાજીને હું વંદન કરૂં છું. ગોલોકમાં કરોડયોજનોના વિસ્તારથી ને તેથી લક્ષ ગણી લંબાઈથી જેઓ વહે છે તે ગંગાને હું પ્રણમું છું. વૈકુંઠમાં સાઠ લાખ યોજનના વિસ્તારમાં ને તેથી ચોગણી લંબાઈમાં જેઓ વહે છે તે ગંગાને હું પ્રણામ કરૂં છું. બ્રહ્મલોકમાં ત્રીશ લાખ યોજનમાં ને તેથી પાંચ ગણી લંબાઈમાં વહેનાં ગંગાજીને હું પ્રણામ કરૂં છું. શિવલોકમાંત્રીશ યોજનના વિસ્તારથી ને તેથી ચોગણી લંબાઇમાં વહેતાં ગંગાજીને હું પ્રણામ કરૂં છુ. ધ્રુવલોકમાં લાખ યોજનના વિસ્તારથી ને તેથી સાત ગણી લંબાઈથી વહેતાં ગંગાને હું નમન કરૂં છું. ચંદ્રલોકમાં એક લાખ યોજનના વિસ્તારથી ને તેથી પાંચ ગણી લંબાઇથી વહેનાં ગંગા-

એને હું નમસ્કાર કરૂં છું. સૂર્યલોકમાં સાઠ હજાર યોજનની પહોળાઈમાં ને તેથીદશગણી લંબાઈમાં, તપલોકમાં લાખયોજનના વિસ્તારમાં ને તેથી પાંચ ગણી લંબાઈમાં, જનલોકમાં હજાર યોજનના વિસ્તારમાં ને તેથી દશ ગણી લંબાઈમાં, મહર્લોકમાં લાખ યોજનના વિસ્તારમાં ને તેથી પાંચ ગણી લંબાઇમાં, કૈલાસમાં હજાર યોજનના વિસ્તારમાં ને તેથી સોગણી લંબાઇમાં, ઇન્દ્રલોકમાં સો યોજનના વિસ્તારમાં ને તેથી દશ ગણી લંબાઇમાં મંદાકિની નામથી, પાતાળમાં દશયોજનના વિસ્તારમાં ને દશ ગણી લંબાઈમાં ભોગવતી નામથી, ને પૃથ્વીમાં એક ગાઉના વિસ્તારમાં ને કોઈ સ્થાનમાં એથી ઓછા વિસ્તારમાં અલકનંદા નામથી જે ગંગાજી વહે છે તે ગંગાજીને હું વંદન કરૂં છું. આ ગંગા સત્યયુગમાં ક્ષીર જેવાં, ત્રેતાયુગમાં ચંદ્રમા જેવાં, દ્વાપરમાં કર્પૂર જેવાં ને કલિયુગમાં સામાન્ય જળ સરખાં વર્ણવાળાં છે તેને હું નમસ્કાર કરૂં છું. બીજા દ્વીપોમાં આ ગંગા દુર્લભ છે તથા સ્વર્ગમાં સર્વદા ક્ષીરવર્ણવાળાં છે તેમને હું પ્રણામ કરૂં છું. જેના જળના કણનો સ્પર્શ થતાંજ પાપીઓનાં કરોડો જન્મોનાં જાણતાં થયેલાં બ્રહ્મહત્યાદિ પાપો પણ બળી જાય છે એવાં ગંગાજીને હું પ્રણામ કરૂં છું. આ પ્રમાણે એકવીશશ્લોકવાળુ આ ગંગાનું સ્તોત્ર કહ્યું. આ ઉત્તમ, પાપહર, પુણ્યવર્ધક સ્તોત્રનો જે કોઈ પાઠ કરે તેને અવસ્ય અશ્વમેધનું ફળ થાય. અપુત્રને પુત્ર આપે, વાંઢો વરે, રોગી રોગથી છુટે, બંધનમાં પડેલો છુટી જાય, અપ્રસિદ્ધ યશવાળો થાય, ને મુર્ખ હોય તે પણ જરૂર પંડિત થાય છે. જે માણસ પ્રાતઃકાળમાં આ ગંગાસ્તોત્રનો પાઠ કરે છે તેને નઠારૂં સ્વપ્નું પણ સારૂં ફળ આપે ને ગંગાસ્નાનનું પુણ્ય થાય. આ સ્તોત્રથી ભગીરથે ગંગાની સ્તુતિ કરી ને પછી ગંગાજીને સાથે લઈને સગરરાજાના પુત્રોની મૃત્યુભૂમિપર આવ્યો. ગંગાજીના વાયુનો સ્પર્શ થતાં એ સાઠે હજાર પુત્રો વૈકુંઠમાં ગયા, ભગીરથ લઈ ગયા તેથી ગંગાનું નામભાગીરથી કહેવાયું, આ પ્રકારે પુણ્યદને મોક્ષ આપનારૂં ગંગાજીનું પવિત્ર આખ્યાન મેં તમારી પાસે કહ્યું ને હવે બીજું શું સાંભળવા ધારોછો. નારદમુનિ બોલ્યા—હે નાથ ! ત્રિલોકીને પાવન કરનારાં ગંગાજી કયા સ્થાનમાં કેવી રીતે શા કારણથી ઉત્પન્ન થયાં એ વિષે મને કહો. ગંગા ઉત્પન્ન થયાં એ વેળા ત્યાંના વસનારા લોકોએ શું ઉત્તમ કાર્ય કર્યું ? આ સઘળું મને સવિસ્તર કહો. નારાયણ બોલ્યા—કાર્તિકી પૂર્ણિમાના રોજ ગોલોકમાં રાધાજીનો મહોત્સવ થાય છે એ વેળા શ્રીકૃષ્ણ રાધાની પૂજા કરીને રાસમંડલમાં બિરાજતા હતા. આ પ્રકારે રાધાજીની પૂજા કરીને બ્રહ્માદિક દેવતાઓને મુનિઓ પણ આનંદથી ત્યાં બેઠા હતા. આ સમયે સંગીતશાસ્ત્રનાં અધિષ્ઠાતા ને કૃષ્ણનાં સંબંધવાળાં સરસ્વતી વીણા ઝાલીને મનોહર તાલ સ્વરથી સંગીત કરવા લાગ્યાં. બ્રહ્માએ પ્રસન્ન થઈ તેમને એક રત્નહાર આપ્યો ને શિવજીએ બ્રહ્માંડોને દુર્લભ એવો એક સર્વોત્તમ મણિ આપ્યો. શ્રીકૃષ્ણે રત્નગણોમાં ઉત્તમ એવો એક કૌસ્તુભમણિ આપ્યો. રાધાજીએ અમુલ્ય રત્નહાર આપ્યો. નારાયણ ભગવાને એક મનોહર માળા દીધી. લક્ષ્મીએ રત્નરાજોથી જડેલું સુંદર એક કુંડળ આપ્યું. મૂળપ્રકૃતિના અંશરૂપ વિષ્ણુમાયા ઈશાના નારાયણી ભગવતી દુર્ગા દેવીએ એ સરસ્વતીને સંસારમાં દુર્લભ એવી પરમાત્માની ભક્તિ આપી,

ધર્મરાયે ધર્મબુદ્ધિ ને કીર્તિ આપ્યાં. અગ્નિએ પોતામાં સ્વચ્છ થાય તેવાં વસ્ત્રો આપ્યાં ને વાયુએ મણિનાં ઝાંઝર દીધાં. આ સમયે વારંવાર બ્રહ્માની પ્રેરણાથી સદાશિવ પણ રાસવિલાસના વર્ણનવાળું સંગીત ગાવા લાગ્યા તેથી સઘળા દેવતાઓ ચિત્રની પૂતળીઓ સરખા મૂર્ચ્છિત થઇ જડ થયા ને માંડમાંડ ચેતના આવતાં એઓએ જોયું તો રાસમંડળમાં સઘળું સ્થાન જળથી વ્યાપ્ત થયેલું ને રાધાકૃષ્ણ વગરનું દીઠું. સઘળા ગોવાળીઆઓ ગોપીઓ, દેવતાઓ, મુનિઓ વિગેરે ઉચ્ચ સ્વરે રૂદન કરી કરી રહ્યા. બ્રહ્મધ્યાનથી તેઓ સમજી રહ્યા કે "શ્રીકૃષ્ણ રાધાની સાથે રસમય થઇને લોકોદ્ધાર થવા તીર્થરૂપ બની ગયા છે." પછી એ બ્રહ્માદિક દેવો એ શ્રીકૃષ્ણની સ્તુતી કરી કે "હે પ્રભુ! આપનાં દર્શનરૂપીજ વરદાન અમારે જોઇએ છીએ." આ વેળા આકાશવાણી થઈ તે—સૌના સાંભળવામાં આવી. એ વાણીથી શ્રીકૃષ્ણ બોલ્યા કે "હું સર્વવ્યાપક છું ને આ રાધાશક્તિ પણ સર્વ વ્યાપક છે ને લોકાનુગ્રહવાસ્તે શરીર ધારિણી છે. આથી અમારા બેયના દેહનું તમારે કાંઈ પ્રયોજન નથી તોપણ સઘળા મનુઓ, મનુષ્યો ને મુનિઓ વિગેરે ગોલોકમાં આવે તેમને દર્શન મળે એ વાસ્તે મારી મૂર્તિની ઇચ્છા હોય તો સદાશિવ મારૂં કહ્યું માને ને હે બ્રહ્મા! તમે એમને એવી આજ્ઞા કરો કે "વેદાંગરૂપ એક અત્યન્ત મનોહર શાસ્ત્ર બનાવવુ કે જેમાં સઘળાં ઈચ્છિત ફળ આપનારાં અપૂર્વમંત્રો, સ્તોત્રો, ધ્યાનોને પૂજાવિધિના ક્રમો હોય. એમાં મારા મંત્રો સ્તોત્રો ને કવચોનું એવી રીતે ગોપન કરવું કે ઘણો ભાગ માર્ગ વિમુખ રહે ને કોઇ વિરલોજ મારી સેવામાં તત્પર થાય. મારા મંત્રોદ્વારા સૌ લોક ગોકમાં આવે તો અહીંના વાસીઓ વાસ્તે અવકાશ ન રહે ને બ્રહ્માંડ ઉજડ થવાથી તમારી સૃષ્ટિની વ્યવસ્થા નાશ થાય વાસ્તે ગોપન કરવું. તમારે પણ પ્રત્યેક બ્રહ્માંડમાં સાત્વિક ને રાજસ ભેદથી પાંચ પ્રકારની પ્રજા રચવી. જેથી એ શાસ્ત્રપર લક્ષ નહી રહેતાં કેટલાક પૃથ્વીમાં રહે ને કેટલાક સ્વર્ગાદિમાંજ વસે. આમ કરીશ એવી સદાશિવ પ્રતિજ્ઞા લે તો દર્શન આપું" શ્રી કૃષ્ણ એમ કહી મૌન થયા ને બ્રહ્માએ શાસ્ત્ર રચવા શિવજીને આજ્ઞા કરી તેથી શિવજીએ ગંગાજળ લઇને પ્રતીજ્ઞા કરી કે "મહામાયાના મંત્રોથી ભરપૂર વેદ સારરૂપ હું એક શાસ્ત્ર રચીશ. ગંગાજળથી લીધેલી પ્રતિજ્ઞા ન પાળે તેનો સૂત્ર નામના નરકમાંવાસ થાય છે." હે નારદ! સદાશિવની પ્રતિજ્ઞા થતાંજ રાધા સહિત શ્રીકૃષ્ણ સત્વર પ્રકટ થયા તેથી તેમને દેખી ઘણા લોકોએ સ્તુતિ કરી ને ફરીવાર રાસોત્સવ કર્યો પછી સાત્વતતંત્ર નામનું સદાશિવે એક શાસ્ત્ર રચ્યું. આ મહાદુર્લભને ગુપ્ત રાખવા જેવું સઘળુ આખ્યાન મેં તમારી પાસે કહ્યું તેથી જે શ્રીકૃષ્ણ છે તેજ ગોલોકમાં ગંગા કહેવાય છે. આથી રાધા તથા કૃષ્ણના અંગથી ઉત્પન્ન થયેલાં એ ગંગા કે જે ભક્તિ તથા મુક્તિને આપનારાં છે, શ્રી કૃષ્ણરૂપ છે, ઉત્તમ ને સઘળાં બ્રહ્માંડોમાં પૂજ્ય છે તેને પરમાત્માએ શ્રીકૃષ્ણે સ્થાને સ્થાને સ્થાપ્યાં છે. ૧–૭૮

राधाकृष्णांगसंभूताभुक्तिमुक्तिफलप्रदा।
स्थानेस्थानेस्थापितासाकृष्णेनपरात्मना ७८

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવતમાં નવમા સ્કંધમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૩ મો.

## ગંગાનો વૃત્તાન્ત.

**नारद उवाच—**

**कले पंच सहस्राब्दे समतीते सुरेश्वर ।**
**क्वगता सा महाभाग तन्मे व्याख्यातुमर्हसि ? ॥**

નારદ બોલ્યા હે મહાભાગ્યશાળી સુરેશ્વર ! કલિયુગનાં પાંચ હજાર વર્ષો ગયા પછી તે ગંગાજી કયાં જશે તે વિષે મને તમારે કહેવું જોઈએ. નારાયણ વદે છે—હે નારદ ! ઈશ્વરેચ્છાથી સરસ્વતીના શાપથી ગંગાજી ભારતક્ષેત્રમાં આવ્યાં ને તે ફરી શાપના અંતે વૈકુંઠમાં જશે તથા સરસ્વતી નદીને લક્ષ્મીની કળારૂપ પદ્માવતી નદી પણ શાપ પૂરો થતાં વૈકુંઠમાં જશે કારણ કે ગંગા સરસ્વતી ને લક્ષ્મી એ ત્રણે વૈકુંઠવાસી નારાયણની પત્નીઓ છે. હે નારદ ! તુલસીને સાથે ગણતાં નારાયણની ચાર સ્ત્રીઓ છે. નારદ કહે છે—હે મુનિ સત્તમ ! વિષ્ણુના ચરણમાંથી ગંગાજી કેમ થયાં ! એ ગગા પાછાં બ્રહ્માના કમંડલુમાંથી કેમ થયાં ને નારાયણનાં પત્ની છતાં એ ગગા શિવની સ્ત્રી કેવી રીતે થયાં ! આ બાબત વિષે આપે મને કહેવું જોઇએ. નારાયણ વદે છે—એ ગંગાજી પ્રથમ રાધાકૃષ્ણના અંગમાંથી થયાં છે. એ દ્રવરૂપ ગંગાજી તેઓના અંશરૂપ છે તેથી તે રૂપજ વખણાય છે, એ જળમાં જે અધિષ્ઠાતા દેવી છે તે નવયૌવનવાલી, સઘળા અલંકારોની શોભાવાળી ને અનુપમ છે. તેમનું વદન શરદ્રૂતુનાં બપોરનાં કમળ સરખું છે. તેમનું મંદહાસ્ય રમણીય છે. તેમનો વર્ણ સ્ફટિક સરખો શુદ્ધને તપાવેલાં સોનાં જેવો સુશોભિત છે. તેમની કાન્તિ શરચ્ચંદ્રના સરખી છે ને પ્રભા અત્યન્ત સ્નિગ્ધ છે. પોતે પણ અત્યન્ત મનોહર સ્નિગ્ધ તથા શુદ્ધ સત્વરૂપ છે. તેમના નિતંબો પુષ્ટિવાળા ને કઠણ છે. તેમનું વસ્ત્ર નિતંબની સાથે સંયુક્ત છે. તેમનાં સ્તનો પુષ્ટ, ઉર્ધ્વ, બહુ કઠણ, ને ગોળ આકૃતિવાળાં છે. નેત્ર યુગલ સુંદર કટાક્ષવાળાં છે તથા વક્રતાવાળાં છે. માલતીનાં પુષ્પોવાળો એમનો અંબોડો વાંકો છે. ચંદનના બિંદુવાળો લલાટમાં મનોહર સિંદુરનો બિન્દુ છે. તેમના મનોહર ગાલોપર કસ્તુરીનાં સુંદર ચિત્રો છે. તેમનો નીચલો ઓષ્ટ સુંદર બપોરીઆનાં પુષ્પ સરખો છે. પાકાં દાડિમની કળીઓના સરખી તેમની દાંતની હારો છે. તેમનાં વસ્ત્રો નાડીવાળાં ને અગ્નિથી ધોવાયેલાં છે. આવાં ગંગા જળનાં અધિષ્ઠાતા દેવી લાજથી ઘુંઘટ કાઢી નેત્રથી શ્રીકૃષ્ણના વદનને નિરખતાં કૃષ્ણની પાસે બેઠાં હતાં તેઓ જોવાના આનંદથી આંખનાં મટકાં પણ મારતાં ન હતાં. તેમનું મુખકમળ આનંદથી પ્રફુલ્લિત હતું. શ્રીકૃષ્ણનો નવો સમાગમ તેઓ ઈચ્છતાં હતાં. પ્રભુના રૂપથી તેઓ મૂર્ચ્છિત થયાં હતાં ને શરીરમાં રોમાંચ થયાં હતાં આ વખતે એવાં ગંગાને રાધાજીએ જોયાં. રાધાજીના સંગે બીજી ત્રીશ કરોડ ગોપિકાઓ હતી. તેમની કાન્તિ ચંદ્રમા સરખી શોભતી હતી ને તેમનો પીળાં ચંપાના પુષ્પો સરખો વર્ણ હતો. ગંગાને દેખી તેમનું મુખ તથા નેત્રો કોપથી લાલચોળ થયાં હતાં. ઐરાવતની પેઠે મંદગતિવાળાં, અમુલ્ય રત્નોનાં બનાવેલાં આભૂષણોવાળાં તથા રત્નજડિત નાડીવાળાં અગ્નિમાં ધોયેલાં વસ્ત્રોવાળાં એ રાધા દેવી ઉત્તમ રત્નોના વિમાનમાંથી ઉતર્યાં. સ્થળ કરતાં પણ અધિક શોભા-

* રાધાજીનો રોષ ને ગગાનો વૃત્તાન્ત આ સ્થળે આગળ કહેવામાં આવશે.

વાળાં-કોમળ, રંગેલ ને શ્રીકૃષ્ણે આપેલા અર્ધની નિશાનીવાળાં પોતાનાં ચરણ કમળને હળવે હળવે પૃથ્વીપર મુકતાં મુકતાં રાધાજી શ્રીકૃષ્ણની પાસે આવ્યાં. આ સમયે મુનિજનો શ્વેત ચમરોથી રાધાજીને પવન ઢોળતા હતા. કસ્તુરી ચંદન તથા દીપકની પ્રભા સરખા બિન્દુઓથી રાધાજીનું લલાટ શોભતું હતું. સેંથાનાં નીચલા ભાગમાં આ બિન્દુઓ હતા. પારિજાતનાં પુષ્પોની માળાઓ, અત્યન્ત મનોહર વાંકો અંબોડો, ને સુંદર રંગવાળો હોઠ પણ એમનો કોપથી કંપવા લાગ્યો. કોપવાળાં એ રાધાજી કૃષ્ણના પડખામાં સુંદર સિંહાસનપર બેઠાં. શ્રીકૃષ્ણે ઉભા થઇ આદરપૂર્વક એમનો સત્કાર કરી સંભ્રમ પૂર્વક હસતાં હસતાં મધુર વાણીથી તેમને બોલાવ્યાં. ભય પામેલા ગોપલોકો મસ્તક નમાવી પ્રણામ તથા સ્તુતિ કરી રહ્યા. શ્રીકૃષ્ણ પણ નમ્રતાથી સ્તુતિ કરી રહ્યા ને ગંગાજી પણ ભયથી ઉઠીને રાધાજીની સ્તુતિ કરવા લાગ્યાં ને નમ્રતાથી કુશળ પૂછવા લાગ્યાં. નીચે ઉભેલાં, ભયથી સુકાયેલાં કંઠ તાળું ને ઓષ્ટવાળાં ગંગાજી " શ્રીકૃષ્ણજ મારૂં શરણ છે " એમ એમના ચરણારવિંદમાં ધ્યાન ધરતાં સમજી રહ્યાં. આસક્ત મનવાળાં ગંગાજીને ભયવાળાં દેખી શ્રીકૃષ્ણે તેમને અભયવાણી આપી ને શ્રીકૃષ્ણના વરદાનથી પછી ગંગાજીનું મન સ્થિર થયું. ઉર્ધ્વ સિંહાસને બિરાજેલાં રાધા દેવીને ગંગાએ પછી બરાબર જોયાં. અત્યન્ત સ્નિગ્ધ, બ્રહ્મતેજથી પ્રદીપ્ત, અગણિત બ્રહ્માઓને સરજનારાં, આદિ સૃષ્ટિનાં પણ કારણરૂપ, સદા બાર વર્ષનીજ અવસ્થાવાળાં છતાં નવ યૌવનવાળાં, રૂપગુણની ઉપમા રહિત, શાન્ત, સુશોભિત, અનંત, આદિઅંતરહિત, સતી, શુભ, કલ્યાણમય, સુંદર, સ્વામીનાં સૌભાગ્યવાળાં, સર્વોત્તમ સ્વરૂપવાળાં, સર્વ સુંદરીઓમાં ઉત્તમ, શ્રીકૃષ્ણનાં અરધાં અંગરૂપ, તેજ અવસ્થા ને કાન્તિમાં કૃષ્ણ સરખાંજ, લક્ષ્મી ને લક્ષ્મીપતિથી પૂજાએલાં, પોતાની કાન્તિથી કૃષ્ણની સુંદર સભાને ઢાંકી દેતાં, સખીએ આપેલું સુંદર તાંબુલ ચાવતાં, ઉત્પત્તિરહિત, ઉત્પત્તિ કરનારાં, ભાગ્યશાળી, માનનીય, માનવાળાં, શ્રીકૃષ્ણનાં પ્રાણેશ્વરી, રમણ કરનારાં તથા શ્રીકૃષ્ણને પ્રાણથી પણ પ્યારાં તે રાસનાં ઈશ્વરીનાં રાધાજીનાં દર્શન કરીને ગંગા તૃપ્તિ ન પામતાં નિમેષ રહિત નેત્રોથી જોઈજ રહ્યાં. હે નારદ ! આ સમયમાં નમ્રતાવાળાં ને મંદહાસ્યવાળાં એ રાધા દેવીએ મધુર વાણીથી શ્રીકૃષ્ણને આમ કહ્યું. રાધાજી વદે છે—હે પ્રાણનાથ ! તમારા પડખામાં ઉભેલી મંદ હાસ્યથી કામનાથી વક્ર કટાક્ષોવડે તમારાં વદન કમળને જોયા કરતી તમારા રૂપથી મૂર્ચ્છા પામી રોમાંચિત થયેલી ને ઘુંઘટો તાણીને વારંવાર જોયા કરતી આ કોણ સ્ત્રી છે ! એને જોઇને કામનાવાળા તમે પણ મંદ હાસ્ય કરો છો. મારાં જીવતાં ગોલોકમાં આવી અનીતિ કેમ ચાલે ! તમે વારંવાર અનીતિ કરો છો તોપણ પ્રેમથી હું સહન કરૂં છું. કેમકે સ્ત્રીજાતિની ચિત્તવૃત્તિ સ્નેહથી પૂર્ણ હોય છે. હે લંપટ ! હે વ્રજસ્વામી ! તમે આ વહાલી સ્ત્રીને લઈ આ ગોલોકમાંથી જતા રહો. નહીં તો હવે ઠીક નહીં થાય. પૂર્વે ચંદનવનમાં વિરજા નામની ગોપી સાથે રમણ કરતા તમને મેં દીઠા હતા છતાં સખીઓના શબ્દોથી મેં ક્ષમા કરી હતી ને એ વેળા મારો શબ્દ સાંભળી તમે અદૃશ્ય થયા હતા ને વિરજા પોતાનો દેહ તજી નદીરૂપ થઈ હતી. એ નદી કોટિ યોજ-

નના વિસ્તારવાળી ને એથી ચોગણી લંબાઈવાળી અદ્યાપિ પર્યન્તે આ લોકમાં વહે છે ને તમારા ઉત્તમ યશને દર્શાવે છે. મારા ઘેર જવા પછી તમે પાછા એ નદીની પાસે વિરજાની સ્મૃતિ કરીને 'હે વિરજા ! હે વિરજા ! એમ ઉર્ધ્વ સ્વરથી રોયા હતા. આ સમયે સિદ્ધિ ને યોગવાળી એ વિરજાએ યોગશક્તિથી જળમાંથી નિસરીને અલંકારવાળા દેહથી તમને દર્શન આપ્યાં હતાં. પછી તમે તુરત તેને ખેંચીને સંગ કર્યો હતો કે જેનાયોગે સમુદ્રોના અધિષ્ઠાતાઓરૂપ સાત પુરૂષો પ્રકટ થયા છે. વળી તમને એક વાર ચંપકવનમાં શોભા નામની ગોપીની સાથે વિહાર કરતાં મેં જોયા છે ને ત્યારે તમે અદૃશ્ય થયા હતા ને શોભા શરીરને છોડી ચંદ્રમંડળમાં ચાલી ગઇ હતી. પછી એ શોભાનું શરીર તેજોમય થયું તેથી તમે દુઃખિત મનથી તેના વિભાગ કર્યા ને તેમાંથી કાંઇક સુવર્ણને, કાંઇક રત્નને, કાંઈક ઉત્તમ મણિને, કાંઈક નારીઓનાં મુખકમળને, કાંઈક ચંદ્રમાને, કાંઇક કુપળીઆંઓને, કાંઈક કુસુમોને, કાંઈક પાકાં ફળોને, કાંઈક ધાન્યોને, કાંઇક શોભાવાળાં રાજદ્વારોને, કાંઇક દેવસ્થાનોને, કાંઈક નવાં પત્રોને ને કાંઇક દુધને તેજ આપ્યું હતું. વળી ત્રીજી વાર પ્રભા નામની ગોપી સાથે વિહાર કરતા મેં તમને વૃંદાવનમાં દીઠા હતા ત્યારે પણ તમે અદૃશ્ય થયા ને પ્રભા શરીર તજીને સૂર્યમંડળમાં ચાલી ગઈ. પછી એનું શરીર તેજોમય થતાં તમે પ્રેમથી રોતાં રોતાં તેના વિભાગ કર્યા. આંખની લાજ ને ભયથી તે તેજમાંથી કાંઈક અગ્નિને, યક્ષોને, દેવતાઓને, વૈષ્ણવોને, નાગલોકોને, બ્રાહ્મણોને, ને યશસ્વી લોકોને આપ્યું હતું. આમ વિભાગ કરી તમે રોયા હતા. વળી તમને મેં ચોથીવાર રાસમંડળમાં શાન્તિ નામની ગોપી સાથે વિહાર કરતા જોયા હતા ત્યારે પણ તમે કે જે રત્નોના દીપકવાળા રત્નના ગૃહમાં પુષ્પહારો પહેરીને ચંદનના લેપો કરીને ને રત્નાભરણો ધરીને વસંત રૂતુના યોગમાં પુષ્પ શય્યામાં રત્નોથી શણગારેલી તે ગોપીની સાથે ક્રીડા કરતા હતા ને તેણે આપેલી પાનબીડી ચાવતા હતા તે મારા શબ્દને સાંભળતાંજ અંતર્હિત થયા ને એ શાન્તિ ભયથી શરીરનો ત્યાગ કરી તમારામાં સમાઈ ગઈ. પછી તેનુ શરીર આવા ઉત્તમ ગુણમય થયું તેથી પ્રેમથી રોતાં રોતાં તમે તેના પણ વિભાગ કર્યા ને તેમાંથી કાંઈક વિશ્વવનને, બ્રહ્માને, મને, શુદ્ધ સત્યરૂપ લક્ષ્મીને તમારા મંત્રના ઉપાસકોને, શાકતલોકોને, તપસ્વીને, ધર્મને ને ધર્માત્માઓને આપી દીધું હતું. વળી તમને મેં પાંચમીવાર ક્ષમા નામની ગોપિકા સાથે રમતા જોયા હતા. આ સમયે સુંદર પોષાક તથા માળા ધરી સુગંધી ચંદનનો લેપ કરી પુષ્પની ચંદનવાળી શય્યામાં તે ગોપીની સાથે તમે સુખમાં લીન થયા હતા. એ ક્ષમાએ પણ રત્નાલંકારો તથા સુવાસિત ચંદન લેપનાદિ ધર્યાં હતાં ને નવા સમાગમને લીધે નિદ્રાવશ થયેલી એ ગોપી તમને આલિંગન કરી પડી હતી ત્યારે મેં તમને ને તેને જગાડયાં હતાં. આ વાત તમને સાંભરે છે કે નહીં! એ વેળાએ તમારૂં પીતાંબર, મનહર મુરલી, વનમાળા, કૌસ્તુભ ને અમુલ્ય રત્નવાળું કુંડલ મેં લઈ લીધાં હતાં ને તે પાછાં સખીઓના આગ્રહથી મેં તમને આપી દીધાં હતાં. આમ થતાં શરમથી તમે કાળા થયા હતા ને ક્ષમા ગોપી પોતાના દેહને છોડી શરમથી પૃથ્વીમાં સમાઈ ગઈ હતી. પછી એનું શરીર ઉત્તમ ગુણવાળું થ-

તાં તમે સ્નેહથી રોતાં રોતાં તેના વિભાગો કર્યા તેમાંથી કાંઈક વિષ્ણુને કાંઇક વૈષ્ણવોને, કાંઈક ધર્માત્માઓને, કાંઈક ધર્મને કાંઈક દુર્બળ તપસ્વીઓને, કાંઈક દેવતાઓને ને કાંઇક પંડિતોને આપી દીધુ હતું. હે પ્રભો ? આ પ્રકારે સઘળી બની ગયેલી બાબતો મેં તમને સંભળાવી ને કહો હજુ બીજી બાબતો સાંભળવી હોય તો સંભળાવુ કારણ કે મેં તમારા ગુણને ઘણીવાર દીઠેલા છે. નારાયણ કહે છે—હે નારદ ! લાલ કમળ જેવાં નેત્રોવાળાં રાધાજીએ કૃષ્ણને આમ કહ્યુ ને પછી નીચું મુખ કરી ઉભેલાં ને સરમાએલાં સતી ગંગાજીને કહેવાનો આરંભ કર્યો. એટલામાં તો તેનું રહસ્ય જાણી જતાં યોગશક્તિવાળાં ગંગાજી સભામાં તિરોહિત થયાં ને પોતાનાં જળમાં પેશી ગયાં. સિદ્ધ યોગ-વાળાં રાધાજીએ પણ યોગબળથી તેના સર્વ સ્થાનમાં રહેલા જાણી એકજ કોગળાથી પી જવાની ગોઠવણ કરી તેથી રાધાજીની ધારણા યોગબળથી જાણી લઈને શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં તે પેસી ગયાં ને ત્યાંજ રહ્યા. આથી ગોલોકમાં વૈકુંઠમાં કે બ્રહ્મલોક આદિ લોકોમાં રાધાએ ગંગાને ન જોયાં. સઘળાં બ્રહ્માંડોનાં જળ સુકાઈ ગયાં, ગારાઓ પણ સુકાઈ ગયા, ને મરેલા જળ જંતુઓ સર્વત્ર દેખાયા. સુકાએલાં તાળવાં ગળાં ને હોઠવાળા બ્રહ્મા, શિવ, શેષનાગ, ધર્મ, ઈન્દ્ર, ચંદ્ર, સૂર્ય, મનુઓ મુનિઓ ને સઘળા દેવ સિદ્ધ ને તપસ્વીઓ ગોલોકમાં આવ્યા. તેઓએ પ્રકૃતિથીપર સર્વના નાથ શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા. ઉત્તમ, ભજવા યોગ્ય, વરપ્રદ, મહા કારણરૂપ, સઘળાં ગોપ ગોપિકાઓના નાથ, બળવાળા, ખરૂ જોતાં ક્રિયા રહિત, નિરાકાર, નિર્લેપ, નિરાધાર, ઉત્સાહ રહિત, નિર્વિકાર, નિરંજન, સોપાધિકરૂપે સ્વેચ્છામય, સાકાર, ભક્તાનુગ્રહકારક સત્વરૂપ, સત્યના સ્વામી, સાક્ષિરૂપ સનાતન, પરમેશ્વર ને પર પુરૂષોત્તમ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રને અભિવંદન કરી ગદ્ગદ્ કંઠવાળા, અશ્રુ ભર્યાં નયનોવાળા ને રોમાંચિત શરીરવાળા સૌ દેવતાઓએ ભક્તિથી પોતપોતાનાં મસ્તકો નમાવીને એમની સ્તુતિ કરી. સર્વ સ્વામી, પરાત્પર, જયોતિર્મય, સર્વ કારણોના કર્ત્તા, અમુલ્ય રત્ન જડિત મનોહર સિંહાસનપર બિરાજેલા ગોપજનોથી શ્વેત ચામરોવડે પવનથી સેવાતા, સ્નેહ સહિત ગોપિકાઓના નાચ ને ગાયન ને મંદ હાસ્ય કરી કરીને દેખનારા, પ્રાણથી પણ અધિક વહાલાં રાધાજીનાં વક્ષસ્થળમાં વસી રહેલા, રાધાજીએ દીધેલો સુંગધી તાંબુલ પત્રને આરોગતા, અતીવ પરિપૂર્ણ, દેવોના નાથ તથા પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને સઘળા લોકો ગોલોકમાં એમનાં દર્શન કરી રહ્યા. પ્રસન્ન થયેલા સઘળા મુનિઓ, મનુના પુત્રો, સિદ્ધો ને તપસ્વી લોકો કૃષ્ણનાં દર્શનથી પરમ વિસ્મય પામ્યા ને પરસ્પર જોતાં જોતાં બ્રહ્માપ્રતિ વદી રહ્યા કે " જે આપણું ઇચ્છિત છે તે શ્રીકૃષ્ણને કહી બતાવો " આવાં વચન સાંભળી જમણી બાજુએ વિષ્ણુ ને વામ બાજુએ સદાશિવ ને રાખી બ્રહ્મા શ્રીકૃષ્ણની પાસે વિચર્યા. ત્યાં તેઓએ સઘળું રાસમંડલમાં શ્રીકૃષ્ણમયજ દીઠું. રાસમંડળના સઘળા લોકો પરમાનંદવાળા, પરમાનંદરૂપ, સરખા પોષાક તથા આસનોવાળા, બે ભૂજાઓ વનમાળા તથા મયુર ચંદ્રિકાના મુકુટોવાળા, કૌસ્તુભથી શોભાવાળા, સુંદરતાવાળા, શાન્ત રૂપવાળા, ગુણ ભૂષણરૂપ નેજ યૌવન ને કાન્તિથી પરિ-

પૂર્ણ તથા સઘળાં સરખાં ઐશ્વર્યોવાળા જોવામાં આવ્યા. બ્રહ્માએ આ લીલા દીઠી પરંતુ આમાં સ્વામી કોણ ને સેવક કોણ તેનું વિવેચન બ્રહ્મા ન કરી શકયા. ક્ષણવારમાં તેજોમય, ક્ષણવારમાં શરીરધારી, ક્ષણવારમાં સાકાર, ક્ષણવારમાં નિરાકાર ને ક્ષણવારમાં સાકાર નિરાકાર જોવામાં આવ્યું. ક્ષણવારમાં રાધા વગરના એકલાજ શ્રી કૃષ્ણ દેખાયા ને ક્ષણવારમાં શ્રીકૃષ્ણને રાધારૂપ ને રાધાને શ્રીકૃષ્ણ રૂપ દીઠાં. ક્ષણમાત્રમાં રાધાજી સહિત દરેક આસનપર બેઠેલા શ્રીકૃષ્ણ દેખવામાં આવ્યા. આમ થતાં સ્ત્રી અને પુરુષનો ભેદ બ્રહ્માથી સમજી શકાયો નહીં તેથી બ્રહ્માએ પોતાના હૃદયમાં વસેલા શ્રીષ્ણનું એકાગ્રતાથી ધ્યાન કરી સ્તુતિ કરી ને નાના પ્રકારથી અપરાધોની ક્ષમા માગી. પછી ભગવાનની આજ્ઞાથી બ્રહ્માએ નેત્ર ખોલી જોયું તો રાધાજીના વક્ષ સ્થળમાં લાગેલા. પાર્ષદોથી ઘેરાયેલા ને ગોપીઓના મંડળમાં શોભતા એકજ શ્રીકૃષ્ણ દીઠા. એકલા શ્રીકૃષ્ણને દેખી સ્વરૂપનો વિવેક થતાં સઘળાઓએ ફરી પ્રણામ કરીને સ્તુતિ કરી તેથી એઓનો અભિપ્રાય જાણી સર્વાત્મા, સર્વજ્ઞ સર્વ સ્વામી ને સર્વનુ પાલન કરનાર શ્રી કૃષ્ણે આ પ્રકારે વચન કહ્યુ. શ્રીકૃષ્ણ વદે છે—હે બ્રહ્મા—વિષ્ણુ—મહેશ! આવો. અહી આનંદ છે ને તમારૂં સૌનું કુશળ થાઓ. હે દેવતાઓ! ગંગાને લેવાની ઈચ્છાથી તમે આવ્યા છો પણ રાધાજીની ગંગાને પી જવાની ઈચ્છા હોવાથી એ ગંગા ભયથી મારાં ચરણારવિંદમાં પેસી ગયાં છે ને મારે શરણે આવેલાં છે. હું તમને ગંગા આપું પણ તમે સૌ ગગને નિર્ભય કરો. નારાયણ વદે છે—શ્રીકૃષ્ણની વાણી સાંભળી મંદમંદ હસતા બ્રહ્માએ આરાધવા યોગ્ય ને શ્રીકૃષ્ણે પૂજેલાં રાધાજીની સ્તુતિ કરી. ચારે વેદના કરનારા બ્રહ્માએ ચારે વદનથી સ્તુતિ કરતાં મસ્તક નમાવીને ભક્તિથી રાધાજીને આમ કહ્યું. બ્રહ્મા સ્તવે છે—હે રાધા! રાસ મંડળમાં તમારાં ને પ્રભુનાં અંગમાંથી ગંગાજી થયાં છે. સદાશિવનાં સંગીતથી તમે બે મોહથી દ્રવરૂપ થયાં તે દ્રવનું 'ગંગા' એવું નામ છે વાસ્તે ગંગા તમારા ને કૃષ્ણના અંશરૂપ છે તેથી તમારે તેમનાપર પુત્રીના સરખો સ્નેહ રાખવો જોઇએ. આ ગંગા તમારા મંત્રનું ગ્રહણ કરી તમારી પૂજા કરશે ને વૈકુંઠના સ્વામી ચતુર્ભુજ વિષ્ણુ તેમના પતિ થશે ને પૃથ્વીમાં ગંગાની જે કળા રહેશે તેનો પતિ ક્ષાર સમુદ્ર થશે. આ ગોલોકમાં રહેલા ગંગા કે જેઓ સર્વ સ્થળમાં રહ્યાં છે તે તમારી પાસેજ રહેશે. હે દેવેશ્વરી! તમે ગંગાની માતા છો ને એ સદા તમારી દીકરી છે. નારાયણ વદે છે. બ્રહ્માની વાણી સાંભળી રાધાજીએ હાસ્ય કરીને એ વાતને કબુલ કરી કે સત્વર શ્રી કૃષ્ણના ચરણના અંગુઠાના નખમાંથી પ્રવાહરૂપે બહાર આવ્યાં. આ વેળાએ માન પામેલાં શાન્ત ગંગાજી દેવજનોના મધ્યમા ઉભાં રહ્યાં. જળનાં અધિષ્ઠાતા દેવી જે હતાં તેમણે આ પ્રકારે જળમાંથી બહાર નિસરી દેવોને દર્શન આપ્યાં ગંગાનું સ્વરૂપ જળ પોતાના કમંડલુમાં બ્રહ્માએ રાખ્યુ, ને અર્ધચંદ્રાકાર મુકુટવાળા સદાશિવે થોડુંક જળ પોતાના મસ્તકમાં ધર્યું. પછી બ્રહ્માએ ગંગાજીને રાધાજીનો મંત્ર, તેમનું સ્તોત્ર, કવચ, પૂજાવિધિ, ને ધ્યાન ઈત્યાદિકનો ઉપદેશ કર્યો. સામવેદાનુસારે ઉપદેશ કરી તેમનાં પુરશ્ચરણનો પણ વિધિ કહ્યો. રાધાજીની પૂજા કરી ગંગાજી વૈકુંઠમાં જવા સજ થયાં. હે નારદ! લક્ષ્મી, સરસ્વ-

તી, ગંગાને વિશ્વપાવની તુલસી એ ચારે વૈંકુંઠવાસી વિષ્ણુની સ્ત્રીઓ છે. પછી કૃષ્ણે મંદહાસ્ય કરી વિદ્વાનો પણ ન સમજી શકે તેવું કાળનું વૃત્તાન્ત કહ્યું. શ્રીકૃષ્ણ વદે છે—હે બ્રહ્મા–વિષ્ણુ–શિવ ! તમે ગંગાને લઇ જાઓ. હે બ્રહ્મા ! કાળનું વૃત્તાન્ત કહું તે સાંભળો. તમે, દેવતાઓ, મુનિઓ, મનુઓ ને સુયશવાળા સિદ્ધ લોકો કે જેઓ હાલ આ ગોલોકમાં આવેલા છો તેઓજ જીવતા છો. ઘણા ખરાં બ્રહ્માંડો જળમાં હમણાં લય પામ્યાં છે કેમકે હાલ ખંડ પ્રલય થયેલો છે. બીજા બ્રહ્માંડોમાં જે બ્રહ્માદિક હતા તે બધા મારામાં લય પામ્યા છે. વૈકુંઠવિના સઘળું જળમાં ડૂબી ગયુ છે. વાસ્તે હે બ્રહ્મા ! ફરીવાર નવું બ્રહ્માંડ બનાવો. પછી ત્યાં ગંગા આવશે. હું આ પ્રકારે સૃષ્ટિના સમયમાં પ્રત્યેક બ્રહ્માંડમાં નવા નવા બ્રહ્માદિક બનાવું છુ. તમે દેવલોકોની સાથે જઇને નવી સૃષ્ટિ કરો. તમને ઘણો કાળ વ્યતીત થયો. કેટલાક બ્રહ્માઓ થયા ને કેટલાક નવા પણ થશે. નારાયણ વદે છે—આમ કહી રાધાપતિ શ્રીકૃષ્ણ અન્તઃપુરમાં ગયા. દેવતાઓએ ફરીવાર ત્યાંથી જઇને સૃષ્ટિ કરી. ગંગા ગોલોક વૈકુંઠ શિવલોક ને બ્રહ્મલોકમાં રહ્યાં. બીજા સ્થાનોમાં પણ જ્યાં પૂર્વે હતાં ત્યાં પ્રભુની આજ્ઞાથી ગયાં. ગંગા વિષ્ણુના ચરણકમળમાંથી પ્રગટ થયાં તેથી વિષ્ણુપદી કહેવાય છે. હે નારદ ! આ પ્રકારે સુખ આપનારૂં મોક્ષ આપનારૂં ને સારરૂપ ગંગાજીનું ઉત્તમ વૃત્તાન્ત મે તમને કહ્યુ ને હવે બીજું શું સાંભળવાની ઇચ્છા છે. ૧–૩૬.

**इत्येवं कथितं ब्रह्मन् गंगोपाख्यान मुत्तमम् ।**
**सुखदं मोक्षदं सारं किं भूयः श्रोतुमिच्छसि ३६**

ઇતિશ્રી મહાપુરાણવિષે દેવી ભાગવત વિષે નવમા સ્કંધમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૪ મો*

## ગંગા ને વિષ્ણુનો સંબંધ.

**नारद उवाच–**

**लक्ष्मीसरस्वतीगंगातुलसीविश्वपावनी ।**
**एतानारायणस्यैवचतस्त्रश्चप्रियाइति ॥१॥**

નારદ બોલ્યા—લક્ષ્મી સરસ્વતી ગંગા જગતને પવિત્ર કરનારાં તુલસી એ ચાર વૈંકુંઠવાસી નારાયણની પત્નીઓ છે તથા ગંગા વૈકુંઠમાં ગયાં એ વિષે સાંભળ્યું પરંતુ તે ગંગા નારાયણની પત્ની કેવી રીતે થયાં એ વાત નથી સાંભળી, નારાયણ બોલ્યા—હે નારદ ! શ્રીકૃષ્ણની આજ્ઞાથી ગંગા ને બ્રહ્મા વૈકુંઠમાં ગયાં. ગંગા સહિત બ્રહ્માએ વિષ્ણુની પાસે જઈને પ્રણામ કરી આમ કહ્યું. બ્રહ્મા વદે છે—રાધાકૃષ્ણના અંગમાંથી જળરૂપ ગંગા થયાં તેનાં અધિષ્ઠાતા આ ગંગાદેવી નવયૌવના છે. સુશીલ છે, રૂપાળાં છે, સુંદર છે, શુદ્ધ સત્યમય છે તથા ક્રોધ ને અહંકારરહિત છે, આ ગંગા શ્રીકૃષ્ણના વિના બીજા કોઇને વરવાનું ઈચ્છતાં નથી પરંતુ રાધા નામનાં પ્રબળ માનવાળાં કૃષ્ણ પત્નીએ તેમને પી જવાની તૈયારી કરી તેથી આ ગંગા શ્રીકૃષ્ણના ચરણ સરોજમાં ભયથી પેશી ગયાં હતાં. ને આમ થતાં બધું બ્રહ્માંડ સુકાઇ જતાં સઘળો વૃતાંત જાણવાને હુ ગોલોકમાં શ્રીકૃષ્ણની પાસે ગયો હતો. સર્વાન્તર્યામી શ્રીકૃષ્ણે મારો અભિપ્રાય સમજીને પોતાના પગના અંગુઠામાંથી ગંગાને બહાર કાઢયાં. પછી ગંગાને રાધાનો મંત્ર આપી બ્રહ્માંડોના ભાગોને જળથી પૂર્ણ કરી ગંગાને લઈ શ્રીકૃષ્ણને પ્રણામ કરી અહીં આવેલો છું, હવે ગાંધર્વ વિવાહની રીતિથી તમે આ ગંગાદેવીનું

* આ અધ્યાયમાં ગંગા ને વિષ્ણુના સંબંધની વાર્તા આવશે.

પાણી ગ્રહણ કરો. દેવતાઓમાં આપ રસિક છો ને આ ગંગા પણ ભારે રસિક છે. હે દેવનાયક ! પુરૂષોમાં તમે રત્ન છો ને સ્ત્રીઓમાં આ ગંગા રત્ન છે. ચતુર સ્ત્રીને ચતુર પુરૂષનો યોગ સુખકારી છે ને અનાયાસે આવેલી સ્ત્રીનું જે પુરૂષ ગ્રહણ ન કરે તેની પાસેથી લક્ષ્મી ચાલી જાય છે એમાં શંકા નથી, જ્ઞાની પુરૂષ પ્રકૃતિનું અપમાન નથી કરતા. સ્ત્રી તથા પુરૂષો સઘળાં પ્રકૃતિનાં કાર્યો હોવાથી એકજ છે જેથી પરસ્પર અપમાન કરવું તેઓને ઉચિત નથી. નિર્ગુણ ને પ્રકૃતિપર શ્રીકૃષ્ણ ને તમે એ બે એકજ છો વાસ્તે કૃષ્ણમાં આસકત ગંગાનો તમારે સ્વીકાર કરવો જોઇએ બે ભુજાવાળા કૃષ્ણ અરધા અંગરૂપ છે. ને ચાર ભુજાવાળા તમે નારાયણ પણ અરધાં અંગરૂપ છો. શ્રીકૃષ્ણના વામ અંગમાંથી પૂર્વે રાધા ઉત્પન્ન થયાં છે. ને તે રાધાનું શરીર પણ બે પ્રકારનું છે તેથી તેમાંથી જમણો ભાગ રાધારૂપ રહ્યો છે ને ડાબો ભાગ લક્ષ્મીરૂપ રહ્યો છે. આવી રીતે તમારો ને શ્રીકૃષ્ણનો અભેદ હોવાથી આ ગંગા તમારામાંથીજ ઉત્પન્ન થયાં છે. મૂળપ્રકૃતિ ને પરમાત્મા એકરૂપ છે તેમ પુરૂષ ને સ્ત્રી પણ એકરૂપજ છે. નારાયણ વદે છે—આ પ્રકારે બ્રહ્મા ગંગા ને વિષ્ણુના હાથમાં આપી ત્યાંથી બ્રહ્મલોકમાં ગયા. વિષ્ણુ ગાંધર્વવિધિથી ગંગાને પરણ્યા. પુષ્પ ચદનથી શણગારેલા ગગાના કરને ઝાલીને વિષ્ણુ તેની સાથે ક્રીડા કરી રહ્યા. પૃથ્વીપર આવેલી ગંગાની કળા છે તે કળિયુગનાં પાંચ હજાર વર્ષો પછી વૈકુંઠમાં જશે. શ્રીકૃષ્ણના ચરણમાંથી નીકળ્યાં વાસ્તે ગંગા વિષ્ણુપદી કહેવાય છે. વિષ્ણુના નવા સંગમની ક્રીડાથી ગંગા શૃંગારરસમાં ડૂબી ગયાં હતાં. ગંગા પોતે રસિક હતાં ને તેમને રસિક શિરોમણિ શ્રીકૃષ્ણનો સમાગમ થયો તેથી મોહિત થયાં હતાં. એમના સુખથી સરસ્વતીને દુઃખ થયું હતું ને લક્ષ્મી અટાવતાં હતાં છતાં સરસ્વતી ગંગાની ઈર્ષ્યા કરતાં હતાં ને ગંગા સરસ્વતીની ઈર્ષ્યા કરતા ન હતાં. સરસ્વતીના કોપથી શાપ થતાં ગંગાને ભારત ક્ષેત્રમાં આવવું પડયું છે. પ્રથમ વિષ્ણુને ગંગા સરસ્વતી ને લક્ષ્મી એ ત્રણ સ્ત્રીઓ હતી પરન્તુ પાછળથી તુલસી થતાં ચાર સ્ત્રીઓ કહી છે.[૧–૨૩]

**गंगया सह तस्यैव तिस्रो भार्या रमापते ।**
**सार्द्धं तुलस्या पश्चाच्च चतस्रश्च बभूवुर्ने ॥२३॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવતવિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૫ મો.*

### સાવર્ણીની કથા.

**नारद उवाच—**
**नारायण प्रिया साध्वी कथं साचबभूवह ।**
**तुलसी कुत्र संभूता का वासा पूर्वजन्मनि ॥१॥**

નારદ બોલ્યા—તુલસી કે જે સતી હતાં તે નારાયણની ભાર્યા કેવી રીતે થયાં ! એ તુલસીની ઉત્પત્તિ કેવી રીતે છે ! પૂર્વજન્મમાં એઓ કોણ હતાં. ! એઓ કોના કુળમાં કોની પુત્રી હતાં ? પ્રકૃતિથીપર, નિર્વિકાર, ક્રિયા રહિત, વિશ્વરૂપ, પરબ્રહ્મ, પરમેશ્વર, સૌથી આરાધવા યોગ્ય, સર્વસ્વામી, સર્વનાયક, સર્વજ્ઞ, સર્વરૂપ, સર્વપાલક, એવા નારાયણને કેવાં તપથી એ તુલસી પ્રાપ્ત થયાં હતાં ! એ તુલસી દેવી વૃક્ષપણુ કેમ પામ્યાં ને એ તપસ્વિનીને રાવણે કેમ પીડયાં ! સ્નેહવાળું મારૂં ચંચળ ચિત્ત કથા સાંભળવામાં

* આ અધ્યાયમાં તુલસીની કથા કહેવા સાવર્ણિની કથા આવશે.

ફરી ફરી મને પ્રેરે છે વાસ્તે હે સર્વ સંશય નાશક! મારી શંકાઓ આપે દુર કરવી ઘટે છે. નારાયણ વદે છે–પુણ્યવાળો, વૈષ્ણવ, પવિત્ર, કીર્તિવાળો ને વિષ્ણુના અંશાવતારરૂપ દક્ષસાવર્ણિ, નામનો એક મનુ થયો હતો. તેનો પુત્ર બ્રહ્મસાવર્ણિ હતો તે પણ ધર્માત્મા વૈષ્ણવ ને પવિત્ર હતો. તે બ્રહ્મ સાવર્ણિને પણ વૈષ્ણવ ને જિતેન્દ્રિય 'ધર્મસાવર્ણિ' નામનો પુત્ર થયો હતો. ધર્મસાવર્ણિને ભક્ત ને જિતેન્દ્રિય "રૂદ્રસાવર્ણિ," નામે પુત્ર હતો. વિષ્ણુના વ્રતમાં પરાયણ 'દેવ સાવર્ણિ' નામનો તેને પણ પુત્ર હતો. દેવ સાવર્ણિનો 'ઈન્દ્રસાવર્ણિ' નામનો વિષ્ણુ ભક્ત પુત્ર હતો. એ ઈન્દ્રસાવર્ણિને વૃષધ્વજ નામનો એક પુત્ર હતો. એ વૃષધ્વજ શિવભક્ત હતો. એના આશ્રમમાં દેવતાઓના ત્રણ યુગો સુધી શિવજી વસ્યા હતા એ રાજા પુત્ર કરતાં પણ સદાશિવનેવહાલો હતો. એ વૃષધ્વજ નારાયણને લક્ષ્મી ને કે સરસ્વતીને માનતો ન હતો. તેણે સઘળા દેવતાઓની પૂજા તજી હતી. મદોન્મત્તપણાથી તેણે ભાદ્રમાસની પંચમીથી મહા લક્ષ્મીની પૂજાનો ને માઘમાસમાં પચમીના દિવસે થતી દેવતાઓ સહિત સરસ્વતીની પૂજાનો પણ ત્યાગ કર્યો હતો. શિવના વાસ્તે યજ્ઞની ને વિષ્ણુની પૂજાની નિંદા કરતો તેને દેખી સૂર્યે તેના ઉપર મહા કોપ કરી શાપ આપ્યો કે તું રાજ્ય લક્ષ્મીથી ભ્રષ્ટ થા. પોતાના ભક્તને શાપ થયો એમ દેખી સદાશિવ સૂર્યની પાછળ દોડયા તેથી સૂર્ય પોતાના પિતા કશ્યપની સાથે બ્રહ્માના શરણે ગયા પરંતુ હાથમાં ત્રિશુલ લઇને સદાશિવ પણ બ્રહ્મલોકમાં પહોંચ્યા. આથી ભય પામેલા સુકાયેલાં તાળવાવાળા બ્રહ્મા કશ્યપને સૂર્ય ભય પામીને ત્યાંથી સર્વેના સ્વામી નારાયણને શરણે ગયા. નારાયણને પ્રણામ કરી સ્તુતિ કરી તેઓએ ભયની વાર્તા કહી દર્શાવી ત્યારે વિષ્ણુએ તેઓને અભય વચન આપી કહ્યું. વિષ્ણુ વદે છે–તમે સૌ સ્થિર ને નિર્ભય થાઓ. મારા છતાં તમને શું ભય છે! ભયના સમયમાં વિપત્તિમાં મારી જે સ્મૃતિ કરે છે તેઓનું હાથમાં ચક્ર ધરી હું સર્વદા રક્ષણ કરૂં છું. હે દેવલોકો ? આ જગતનો કર્ત્તા તથા પાલયિતા હું છું. બ્રહ્મના રૂપે સર્ગ કરૂં છું. ને શિવરૂપે સંહાર કરૂં છુ. શિવ બ્રહ્મા ને સૂર્યરૂપ હુંજ છું. ત્રિગુણાત્મકત્વથી જુદાં જુદાં રૂપો ધરીને સૃષ્ટિ ને પાલન હું કરૂં છું, તમે જાઓ. તમારૂં ભલું થશે. તમારે હવે કશો ભય નથી. મારૂં તમને આજથી વરદાન છે જેથી તમને શંકરનો ભય હવે નહી થાય. શંકર પણ સર્વેશ્વર ઐશ્વર્યવાળા સત્પુરૂષોના નાથ ભક્તાધીન ભક્તોના આત્મા ને ભક્તવત્સલ છે ને સૂર્ય પણ એવાજ છે વાસ્તે એ ઉભય મને પ્રાણથી પણ પ્યારા છે. હે બ્રહ્મા! બ્રહ્માંડોમાં એ બે જણાથી વધારે તેજસ્વી કોઇ નથી. લીલા માત્રથી કરેડો સૂર્યને ને કરોડો બ્રહ્માઓને ઉત્પન્ન કરવામાં સદાશિવ સમર્થ છે ને એમનાથી ન થાય એવું કશું નથી એ સદાશિવ બાહ્ય પદાર્થો પર કશું ધ્યાન આપતા નથી પણ રાતદિવસ મારૂંજ ધ્યાન કરે છે. એ સદાશિવ ભક્તિથી પાંચે મુખોથી મારૂ, મંત્રોનું તથા મારાજ ગુણોનું ગાન કરે છે ને હુ પણ રાતદિવસ તેમનાંજ કલ્યાણનું ચિંતન કર્યા કરૂં છું. જે લોકો જે રીતે મને ભજે છે તે લોકોને હુ તે રીતેજ ભજું છું. મહા ઐશ્વર્યવાળા સદાશિવ મોક્ષદાયક છે ને કલ્યાણની પ્રાપ્તિ પણ એમનાથીજ થાય છે. વાસ્તે તેમને પંડિતો 'શિવ' કહે છે.

નારાયણ વદે છે—આ સમયે કરમાં ત્રિશુલવાળા પોઠીઆપર ચડેલા ને લાલ કમળ સરખાં નેત્રોવાળા શિવજી ત્યાં આવ્યા. તેમણે પોઠીયાપરથી ઉતરી ભક્તિથી મસ્તક નમાવી શાન્ત ને પરથી પર એવા વિષ્ણુ ભગવાનને નમસ્કાર કર્યો. રત્નના સિંહાસનપર બિરાજમાન, રત્નાલંકારથી શણગારેલા, કિરિટ કુંડલ ચક્ર ને વનમાળાને ધરનારા નવીન મેઘ સરખા સ્યામ રંગવાળા, સુંદર ચારભૂજાવાળા સર્વાંગમાં ચંદનલેપવાળા, પીળાં પીતાંબરવાળા, લક્ષ્મીએ આપેલી પાનબીડીને ચાવતા વેદ્યાધરોનાં નૃત્ય ને ગાયનને મંદહાસ્યથી દેખતા, ભક્તોપર અનુગ્રહ કરનારા, ને જેમનાપર ચાર ચાર પાર્ષદો ચમરોથી પવન ઢોળતા હતા. એવા પરમાત્મા વિષ્ણુના ચરણમાં સદાશિવ નમી રહ્યા ને બ્રહ્મા ત્રાસ પામેલા સૂર્ય ને સૂર્યના પિતા કસ્યપ એ ત્રણે ભક્તિથી સદા શિવને પગે લાગ્યા તથા તેમની સ્તુતિ કરી રહ્યા. વિષ્ણુની સ્તુતિ કરી સદાશિવ ઉત્તમ આસનપર સુંદર સુખાસનપર બિરાજમાન સદાશિવ ઉપર વિષ્ણુના પાર્ષદો શ્વેત ચમરથી પવન ઢોળવા લાગ્યા. પછી સદાશિવના પ્રતિ વિષ્ણુએ આવું અમૃતસમાન મધુર વચન કહ્યું. વિષ્ણુ વદે છે-હે મહાદેવ ! કેમ અહીં આવ્યા છો ? તમારા કોપનું જે કારણ હોય તે કહો. સદાશિવ વદે છે—મારા પ્રાણથી પ્યારા ભક્ત વૃષધ્વજ રાજાને સૂર્યે શાપ આપ્યો તેથી મને કોપ ચડયો છે. વૃષધ્વજપર પુત્ર જેવા પ્રેમથી તેને દુઃખ થવાના શોકથી હું સૂર્યને મારવા સજ્જ થયો તેથી સૂર્ય બ્રહ્માના શરણે ગયા ને સૂર્ય તથા બ્રહ્મા તમારા શરણે આવ્યા છે. ધ્યાનથી કે વચનથી પણ જે લોકો તમારૂં શરણ લે છે તેઓ દુઃખ ને શંકારહિત થાય છે ને જરા મૃત્યુને જીતે છે તો પછી જે લોકો પ્રત્યક્ષ તમારે શરણે થયા છે તેઓનાં ફળની તો શું કથા કરૂં ! આપનું સ્મરણ સર્વદા અભય ને મંગળ આપનારૂં છે. હે વિશ્વનાથ ! સૂર્યના શાપથી લક્ષ્મીથી ભ્રષ્ટ ને મૂઢ થયેલા મારા ભક્ત વૃષધ્વજની શી દશા થશે તે કહો. વિષ્ણુ વદે છે—આ વૈકુંઠમાં અરધી ઘટિકા ગઈ તેટલામાં તો દેવતાઓના એકવીશ યુગ પસાર થાય છે વાસ્તે તમે હવે તુરત સ્વસ્થાને જાઓ. અનિવાર્ય દારૂણ કામના યોગે વૃષધ્વજ તો મરી ગયો છે. તેનો પુત્ર રથધ્વજના પણ લક્ષ્મી પામ્યા વિના મરી ગયો છે ને હાલ તો રથધ્વજના ધર્મધ્વજના ને કુશધ્વજ નામના ભાગ્યશાળી પુત્રો જીવે છે ને તેઓ મહા વૈષ્ણવો છે છતાં સૂર્યના શાપથી નિર્ધનતા ભોગવે છે. રાજ્ય ભ્રષ્ટ ને દરિદ્ર દશામાં ડુબેલા એ બે લક્ષ્મીપર તપ કરે છે તેથી તેઓમાં લક્ષ્મીનો પુત્રીરૂપથી અવતાર થશે ને એઓ ઉત્તમ સંપત્તિવાળા રાજાઓ ફરી થશે. હે સદાશિવ ! આપનો સેવક તો મરી ગયો વાસ્તે તમે જાઓ. હે બ્રહ્મા ! હે સૂર્ય ! હે કસ્યપ ! તમે પણ જાઓ. નારાયણ વદે છે—હે નારદ ! આમ વદી વિષ્ણુ સભામાંથી ઉઠી લક્ષ્મી સહિત અંદર ગયા. પ્રસન્ન થયેલા દેવતાઓ પ્રેમથી પોતાપોતાનાં પવિત્ર સ્થાનોમાં ગયા તે અતીવ પરિપૂર્ણ સદાશિવ પણ સત્વર કરવા સારૂં ચાલ્યા.

इत्युक्त्वा च सलक्ष्मीकः सभातोभ्यंतरं गतः ।
देवा जग्मुः संप्रहृष्टाः स्वाश्रमं परमं मुदा ॥५१॥
शिवश्च तपसे शीघ्रं परिपूर्णतमो ययौ

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૬ મો.*

## લક્ષ્મીનો જન્મ.

**नारायण उवाच-**

**लक्ष्मी तौ च समाराध्य चोग्रेण तपसा मुने ।**
**वरमिष्टं च प्रत्येकं संप्रापतुरभी प्सितम् ॥१॥**

નારાયણ બોલ્યા—હે નારદ ! ધર્મધ્વજ ને કુશધ્વજ કે જેઓ લક્ષ્મીની આરાધના કરતા હતા તેઓને દરેકને ઈચ્છિત ફળ મળ્યું એ બે જણા મહાલક્ષ્મીના વરદાનથી પૃથ્વીપતિ પુણ્યવાળા થયા. કેટલાક કાળ પછી કુશધ્વજની માળાવતી નામે રાણીએ લક્ષ્મીના અંશરૂપ પુત્રીને જન્મ આપ્યો. એ કન્યા જન્મતાંજ જ્ઞાનવાળી હતી તેથી વેદનો સ્પષ્ટ ઉચ્ચાર કરતી સુવાવડના ઘરમાંથી બહાર નીકળી. આથી તે કન્યાનુ નામ વિદ્વાનોએ વેદવતી પાડયું. આ કન્યાને સૌએ અટકાવવા માંડી છતાં નારાયણની ભક્તિવાળી એ તુરતજ સ્નાન કરીને તપ કરવા ચાલી ગઇ. તેણે પુષ્કર ક્ષેત્રમાં એક વર્ષ સુધી લીલાથી ઉગ્ર તપ કર્યું. તપ કરતી હતી છતાં તે પુષ્ટ કાયાવાળી યૌવનવાળીજ રહી હતી. તે કન્યાએ પછી સત્વર આકાશવાણી સાંભળી કે "જન્માંતરમાં તારા પતિ શ્રીવિષ્ણુ થશે. બ્રહ્માદિને પણ સત્વર પ્રસન્ન નથી થતા એવા શ્રીવિષ્ણુ તારા સ્વામી થશે." આમ આકાશવાણી સાંભળી તેણે ગંધમાદન પર્વતનાં વિજન સ્થાનમાં ખુશીથી ફરીવાર તપ કરવા માંડયું ને ઘણો કાળ સુધી તે વિશ્વાસથી ત્યાંજ રહી. એ સમયે ન નિવારાય તેવો રાવણ ત્યાં આવ્યો ને વેદવતીએ તેને દીઠો. રાવણને જોઇને અતિથિ ભાવથી તેને પાદ ધોવાનું જળ, મીઠાં ફળ, ને ઠંડુ પાણી આપ્યાં. એ પાપી રાવણ ફળ ખાઈને તેની પાસેજ રહ્યો. પછી રાવણે તેને કહ્યું કે "હે સુંદરી ! તું કોણ છો !" સુંદર નિતંબવાળી, પુષ્ટ સ્તનોવાળી, શરદ સમયનાં કમળ જેવાં વદનવાળી ને મંદહાસ્ય તથા દાંતની શોભાવાળી તે સતીને દેખી કામાતુર રાવણ તેને બળાત્કારે ભોગવવા તૈયાર થયો તેથી તે કોપ પામેલી સતિએ તેના હાથ પગ સ્તંભિત કરી દીધા.પછી જડ સરખો રાવણ કાંઈ બોલી ન શકયો તેથી તે દેવીની સ્તુતિ કરવા લાગ્યો.પ્રસન્ન થયેલાં એ વેદવતીએ તેને સ્તુતિના ફળરૂપે પરલોકનું સુખ આપવાની ધારણાથી તેને શાપ આપ્યો કે "તેં મારો કામનાથી સ્પર્શ કર્યો વાસ્તે તું મારા વાસ્તેજ મરણ પામીશ મારૂં બળ જોઇ લેજે." આમ બોલની તે વેદવતીએ પોતાનો દેહનો ત્યાગ કર્યો. પછી તેના શબને ગંગામાં નાંખીને તે રાવણ ઘર તરફ ગયો. અહો ! આ આશ્ચર્યકારક શું દીઠું ! અરે! આ કન્યાએ આ શું કર્યું ! આમ વિચારતો રાવણ વારંવાર શોક કરી રહ્યો. કાળાન્તરે એ વેદવતી જનકરાજાની પુત્રી સીતા થયાં કે જેના નિમિત્તે જ રાવણનું મોત થયું. પૂર્વનાં મહાન્ તપથી સીતાને શ્રીવિષ્ણુના પૂર્ણાવતારરૂપ શ્રીરામચંદ્રજી પતિ મળ્યા. જેનું આરાધન કરવું ઘણું મુશ્કેલ છે તેવા શ્રીવિષ્ણુનું વેદવતીએ ( લક્ષ્મીએ ) આરાધન કર્યું હતું તેથી લક્ષ્મીના અવતારરૂપ એ સીતા સુંદરીએ ઘણો કાળ રામજી સાથે રમણ કર્યું. તેમને પૂર્વ જન્મનું સ્મરણ હતું છતાં પણ અતીવ સુખની પ્રાપ્તિથી પૂર્વ જન્મના પરિશ્રમને મનમાંથી તેમણે કાઢી મુકયો હતો કેમકે પરીણામમાં જો ઉત્તમ ફળ થાય છે તો દુઃખને પણ સુખ માની લેવાય છે. એ નવયૌવના સીતાએ રામચંદ્રની સાથે અનેક વૈ-

* આ અધ્યાયમાં લક્ષ્મીના જન્મ વિષે કથા કહેવામા આવશે.

ભવો ભોગવ્યા. જેની એમને જીજ્ઞાસા હતી તેવાજ રસિક સર્વોત્તમ, ગુણી, શાન્ત, સુશોભિત, ક્રીડા કરનાર તથા સ્ત્રીઓના મનને પ્રિય લાગે તેવા વિષ્ણુરૂપ રામચંદ્રજી પતિ મળ્યા. બળવાન કાળના યોગ્યથી સત્ય પ્રતિજ્ઞાવાળા શ્રીરામે પિતાનાં વચનોનું પાલન કરવા સીતા ને લક્ષ્મણની સાથે વનમાં જઈ સમુદ્રના સમીપ રહ્યા તે સમયમાં ભિક્ષુકનુ સ્વરૂપ ધરી આવેલો અગ્નિ તેમના દેખવામાં આવ્યો હતો. રામને દુઃખી દેખી અગ્નિને પણ મનમાં દુઃખ થયું પછી સત્ય પરાયણ અગ્નિ દેવે શ્રીરામજીને આ પ્રમાણે કહ્યુ. અગ્નિ દેવ કહે છે—હે સ્વામી! હે રામચંદ્રજી! જે સમય પ્રાપ્ત થયો છે તે વિષે સાંભળો. સીતાનાં હરણનો આ કાળ છે ને દૈવ અનિવાર્ય છે ને દૈવથી કોઈ અધિક નથી વાસ્તે જગદમ્બા સીતાજીને મારા હાથમાં સોંપો ને તેમની છાયામાત્ર તમારી પાસે રાખો. તમે પાછી એ છાયારૂપ સીતાની પરિક્ષા કરશો ત્યારે એ સીતા તમને આપીશ. હું વિપ્ર નથી પણ દેવતાઓએ મોકલેલો અગ્નિ છું. નારાયણ વદે છે—લક્ષ્મણજીને નહીં જણાવતાં અગ્નિનાં વચનોનો શ્રીરામે કચવાતાં કચવાતાં સ્વીકાર કર્યો. અગ્નિ એ યોગ બળથી સીતાની છાયામાંથી માયાની સીતા રચી રામજીને આપી. સાચાં સીતાને લઇને અને આ વાત કોઇને તમારે ન કહેવી એમ રામજીને ભલામણ કરી અગ્નિદેવ ત્યાંથી ગયા. આ સમયમાં રામે સુવર્ણમૃગ જોયો ને તેને લાવવા સીતાએ રામને પ્રેરણા કરી. લક્ષ્મણને સીતાની રક્ષા વાસ્તે છોડી શ્રીરામ મૃગની પાછળ ગયા ને તેને બાણથી મારી નાંખ્યો. એ મૃગે 'હે લક્ષ્મણ હે લક્ષ્મણ! એવી ચીસ પાડીને માયા કરીને રામજીના સમીપમાં પોતાના પ્રાણ તજ્યા મૃગદેહ તજીને એ મારીચ નામનો મૃગરૂપ ધારી દાનવ વૈકુંઠમાં ગયો. પૂર્વે વૈકુંઠ લોકના દ્વારપાળનો એ મારીચ ચાકર હતો ને કારણવશાત્ રાક્ષસ થયો હતો તે પાછો રામબાણથી મરણ પામી પોતાના સ્વામીની પાસે ગયો. પછી "હે લક્ષ્મણ" એવો ચીંતાવાળો શબ્દ સાંભળી સીતાએ લક્ષ્મણને રામની પાસે મોકલ્યા દરમ્યાનમાં મહા પ્રબળ રાવણ સીતાને પકડીને લંકામાં લઈ ગયો. લક્ષ્મણને આવ્યા જાણી રામજીને ખેદ થયો ને આશ્રમમાં જોતાં સીતાજીને ન દીઠાં. રામ ઘણી વાર મૂર્છા પામ્યા ને પછી તેઓ ગોદાવરીના તટપર વનમાં સીતાને શોધવા લાગ્યા. કેટલોક કાળ ગયા પછી સીતાનો પત્તો મળતાં વાનરાઓની સહાયતાદ્વારા રામજીએ દક્ષિણ સમુદ્રની પાજ બાંધી. પછી લંકામાં જઈ શ્રીરામે રાવણનો તેના બંધુઓ સહિત નાશ કર્યો. પછી અગ્નિ સબંધી સીતાની પરિક્ષા કરતાં અગ્નિએ રામજીને સાચી સીતા આપ્યાં. પછી છાયારૂપ સીતાએ અગ્નિએજ રામજીને કહ્યું કે "હું હવે શું કરૂં તે કહો" છાયાને રામજી તથા અગ્નિએ આમ કહ્યું. રામજી તથા અગ્નિ કહે છે— હે દેવી! તમે મોટાં પુષ્કર ક્ષેત્રમાં જઈ તપ કરો ને તેથી તમે સ્વર્ગની લક્ષ્મીરૂપ બનશો. નારાયણ વદે છે. એ પ્રમાણે છાયા દેવીએ દેવતાઓનાં ત્રણ લાખ વર્ષો સુધી તપ કર્યું ને લક્ષ્મીનાં પદને મેળવ્યું. એ સ્વર્ગ લક્ષ્મી કેટલોક કાળ જતાં દ્રુપદ રાજાના કુંડમાંથી ઉત્પન્ન થયાં તેથી દ્રૌપદી કહેવાયાં ને તેઓ પાંડવોની ભાર્યા થયાં. સત્યયુગમાં લક્ષ્મી કુશધ્વજની પુત્રી વેદવતીરૂપે, ત્રેતાયુગમાં જનકની પુત્રી સીતારૂપે ને દ્વાપરમાં દ્રુપદરાજાની પુત્રી દ્રૌપદીરૂ-

પે થયાં છે. આ પ્રકારે ત્રણ યુગમાં થવાથી તેમને 'ત્રિહાયણી' પણ કહે છે.. નારદ વદે છે— હે મુનિસત્તમ ! હે શંકાનાશક! દ્રૌપદીના પાંચ પતીઓ થયા તે વિષે મારા મનમાં શંકા છે તે આપ દુર કરો. નારાયણ બોલ્યા— હે નારદ ! સાચી સીતા લંકામાં રામજીને મળતાં છાયા સીતાએ ચિતાથી રામ ને અગ્નિની આજ્ઞાથી મહાદેવપર તપશ્ચર્યા કરી. કામાતુરતાથી પતિ મેળવવાની ઈચ્છાથી 'હે શંકર ! પતિ આપો. પતિ આપો, પતિ આપો, પતિ આપો! પતિ આપો ! " એમ પાંચવાર ઉચ્ચાર કરી માંગ્યું. રસિક શિરોમણિ સદાશિવે કહ્યું કે " તને પાંચ પતિ થશે " આવાં વરદાનથી તે છાયા સીતા પાંચ પાંડવોનાં પત્ની થયાં. આ સઘળી પ્રસંગવશાત્ મેં કથા કહી ને હવે ચાલતો પ્રસંગ સાંભળો. લંકામાં સીતાને લઇ વિભીષણને રાજ્ય આપી રામજી પછી અયોધ્યામાં પધાર્યા. અગીયાર હજાર વર્ષ ભારતક્ષેત્રમાં રામજીએ રાજ્ય કર્યું ને પછી તેઓ સઘળા લોકોને સાથે લઈને વૈકુંઠમાં પધાર્યા. પછી લક્ષ્મીના અંશરૂપ વેદવતી સીતાએ પાછો લક્ષ્મીમાં પ્રવેશ કર્યો. પુણ્યને આપનારૂં અને પાપોને ટાળનારૂં આ પવિત્ર આખ્યાન મેં તમને કહી સંભળાવ્યું. જેની રસનાના અગ્ર ભાગપર સંપૂર્ણ ચારે વેદો શોભી રહ્યા હતા એવી વેદવતી દેવીની કથા સંપૂર્ણ થઈ. હવે હું તમને ધર્મધ્વજની પુત્રી તુલસીની કથા કહીશ તે સાંભળો.[૧-૬૪]

सततं मूर्तिमंतश्च वेदाश्चत्वार एव च ।
सन्ति यस्याश्चजिह्वाग्रे सावैवेदवती श्रुता ६३
धर्मध्वजसुताख्यानं निबोध कथयामि ते

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૭ મો.*

## તુલસીનું આખ્યાન.

**नारायण उवाच—**

धर्मध्वजस्यपत्नीचमाधवीतिविश्रुता ।
नृपेणसार्द्धंसारामेरेमेचगंधमादने ॥ १ ॥

નારાયણ બોલ્યા—હે નારદ ! ધર્મધ્વજ રાજાની માધવી નામની રાણી ગંધમાદન પર્વતમાં બગીચાઓમાં રાજાની સાથે ક્રીડા કરતી હતી. પુષ્પ ચંદનથી શણગારેલી, સઘળાં અંગોમાં ચંદનના લેપવાળી, અત્યન્ત રૂપવતી, રત્નાભરણોની શોભાવાળી, રતિ આપનારી શય્યા રચીને તેમાં પતિની સાથે સમાગમ કરતી તથા મહારસિક માધવી પુષ્પચંદનવાળા નામથી ઘણી કામાતુર થતી હતી. ઉત્તમ રતિકાર્યમાં વિલક્ષણવાળા એ દંપતી સમાગમથી અટકતાંજ ન હતા. તેઓને રાતદિવસનું ભાન ન રહેતું. દેવતાઓનાં સો વર્ષ થતાં રાજાતો કામભોગથી વિરામ્યો પરન્તુ એ કામિની માધવીને તો તૃપ્તિજ ન થઇ. એ સુંદરીને પ્રારબ્ધ યોગે ગર્ભ રહ્યો હતો. ને તે તેણે સો વર્ષ સુધી ધાર્યો હતો. જેના ગર્ભમાં લક્ષ્મી હતાં એવી એ માધવીએ દિવસે દિવસે શોભવા લાગી. હે નારદ ! પક્ષિની જાતિની એ માધવી સુંદરીએ કાર્તિક શુદિ પૂર્ણિમાના દિને શુક્રવારે સારા યોગમાં સારા સમયમાં શુભ સ્વામી તથા સુંદર ગ્રહોવાળાં લગ્નમાં ને શુભ નવમાસમાં લક્ષ્મીના અવતારરૂપ સુંદર કન્યાને જન્મ આપ્યો. એ કન્યા ચંદ્રવદની, શરદૃતુનાં કમળો જેવાં ને પાકાં ધીલા જેવાઅધરવાળી હતી. હાથપગનાં રાતાં તળાંવાળી, શીતકાળમાં કાંઇક ઉષ્ણ કાયા-

* આ અધ્યાયમાં તુલસીનું આખ્યાન કહેવામાં આવશે.

વાળી,ઉષ્ણુકાળમાં કાંઈક શીતળતાવાળી,વડની વડવાઇ જેવા કેશના ઘેરાવાવાળી,પીળા ચંપાના રંગ જેવા મનોહર વર્ણવાળી સર્વોત્તમ રૂપવાળી, મનોહર, નવયૌવનવાળી ને જરા મંદહાસ્યથી ગૃહને જોયા કરનારી એ બાળાને સ્ત્રીઓની કે પુરૂષોની કોઈની ઉપમા આપી શકે એમ ન હતું તેથી વિદ્વાનોએ તેનું ' તુલસી ' એવું નામ રાખ્યું. એ કન્યા જન્મતાંજ યુવતી જેવી હતી ને તેને વારવા છતાં પણ તેણે બદરિકાશ્રમમાં જઈ દેવતાઓના એક લાખ વર્ષ સુધી તપ કર્યું. વિષ્ણુ મારા પતિ થશે એવો તેનો નિશ્ચય હતો. એ તુલસી ઉનાળામાં પંચ ધુણી તાપતી હતી. શીયાળામાં જળમાં બેસી રહેતી હતી ને વર્ષાકાળમાં તે એકજ આસને બેસી રહેતી હતી. તેણે વીશહજાર વર્ષ ફળાહાર તથા જળાહાર કરીને, ત્રીસ હજાર વર્ષ પત્રાહાર કરીને, ચાળીશ હજાર વર્ષ પવનાહાર કરીને ને છેલ્લાં દશ હજાર વર્ષ કાંઇ પણ આહાર કર્યા વગર ભારે તપ કર્યું. એ પાતળા પેટવાળી કન્યાને ધ્યાન ધરી ઉભેલી દેખી વરદાન આપવાને બ્રહ્મા બદરિકાશ્રમમાં આવ્યા, હંસારૂઢ બ્રહ્માને તુલસી ચરણે પડી. પછી વિશ્વસ્રષ્ટાએ તેને કહ્યું કે " હે તુલસી ! તારે જે જોઇતું હોય તે માગ. હરિભક્તિ, હરિનું દાસપણું, ને અમરપણું જોઈતું હોય તો તે પણ આપું. " તુલસી બોલી કે હે તાત ! મારી ઇચ્છા કહું તે સાંભળો. તમને સર્વજ્ઞને જણાવતાં મારી શું લાજ જાય ! પૂર્વે હું તુલસી નામની ગોપી હતી ને ગોલોકમાં વસતી હતી. શ્રીકૃષ્ણની પ્રિયા, શ્રીકૃષ્ણની દાસી, શ્રીકૃષ્ણના અંશરૂપ ને શ્રીકૃષ્ણની સખીઓનુ હુ એક પ્રેમભાજન હતી. મને કૃષ્ણ ભોગવતા હતા ને હું સંભોગથી તૃપ્તિ ન પામતી હતી એવા અરસામાં હું મૂર્ચ્છિત થઈ હતી એ વેળાએ રાસમંડલમાં રાધાજી અચાનક આવ્યાં ને તેમણે મને દીઠી. ક્રોધ પામેલાં રાધાએ શ્રીકૃષ્ણને તિરસ્કાર કરી મને શાપ આપ્યો કે તું મનુષ્યયોનિને પામ. આ વેળાએ શ્રીકૃષ્ણે મને કહ્યું કે તું ભરતખંડમાં તપ કરીને મારા અંશરૂપ ચતુર્ભુજ વિષ્ણુને વરીશ. એમ કહી શ્રીકૃષ્ણ અન્તર્ધાન થયા ને મેં રાધાજીના ભયથી દેહ તજીને પૃથ્વીમાં આ જન્મ લીધો છે. હે ગુરો ! શાન્ત ને સુંદર કાયાવાળા વિષ્ણુરૂપ પતિને મેળવવા વાસ્તે હું તપ કરૂંછું વાસ્તે મારા સ્વામી વિષ્ણુ થાય એવું મને વરદાન આપો. બ્રહ્મા વદે છે— હે તુલસી ! સુદામા નામનો ગોવાળીયો કે જે શ્રીકૃષ્ણના અંગથી ઉત્પન્ન થયેલ, શ્રીકૃષ્ણના અંશરૂપ મહા તેજસ્વી હતો તે હાલ રાધાજીના શાપથી ભરતખંડમાં દાનવ વંશમાં ઉત્પન્ન થયો છે. એનું નામ શંખચૂડ છે ને એના સમાન ત્રિલોકીમાં બીજું કોઈ પણ નથી. પૂર્વે ગોલોકમાં તને દેખી એ કામાતુર થયો હતો પરન્તુ રાધાજીના ભયથી તે તારૂં આલીંગન કરી શકયો નથી. તેને પોતાના પૂર્વ જન્મની સ્મૃતિ છે ને હાલ તે સમુદ્રમાં રહે છે. હે સુંદરી ! તને પણ પૂર્વ જન્મની સ્મૃતિ છે તેથી તને એ સઘળી વાતની ખબર છે. હાલ તો તું તેગની પત્ની થઈશ ને ત્યાર પછી શાન્તિવાળા નારાયણની ભાર્યા થઈશ. નારાયણના શાપથી તું દૈવયોગે તારા એક અંશથી પૃથ્વીમાં વૃક્ષરૂપ થઇશ. ને ત્યાંપણ તું જગત્ પવિત્ર કરનારી પુષ્પગણોમાં નાયક ને વિષ્ણુને પણ પ્રાણથી વહાલી થઈશ. તારા વગર સઘળાઓની પૂજા નિષ્ફળ થશે. વૃંદાવનમાં તું વૃક્ષરૂપે થઇશ તેથી

તારૂ 'વૃંદાવની' નામ વધાશે. ગોપગોપિકાઓ તારાં પત્રોથી શ્રીકૃષ્ણની પૂજા કરશે ને મારાં વરદાનથી તું એ વૃક્ષની અધિષ્ઠાતા દેવીરૂપે શ્રીવિષ્ણુની સાથે મનગમતા વિહાર કરીશ. નારાયણ વદે છે—બ્રહ્માનાં આવાં વચનો સાંભળી ખુશી થયેલી તુલસી બોલી કે "હે તાત ! આ હું સત્ય વદું છું કે જેવા મને બે ભૂજાવાળા શ્યામસુંદર શ્રીકૃષ્ણમાં પ્રીતિ છે તેવી ઈચ્છા ચતુર્ભુજ વિષ્ણુમાં નથી. હાલ તો શ્રીકૃષ્ણનાંજ વચનથી ચતુર્ભુજ વિષ્ણુની માગણી કરૂં છું પણ પાછી હું જરૂર કૃષ્ણને પામું ને રાધાના ભયથી છૂટું એવી મારાપર આપ કૃપા કરો બ્રહ્મા વદે છે—હે તુલસી ! હું તને સોળ અક્ષરવાળો રાધાનો મંત્ર તને આપુ છું જેથી એ મંત્રના પ્રભાવથી ને મારા વરદાનથી તું રાધાને પ્રાણસમાન થશે ને તારા તથા શ્રીકૃષ્ણના શૃંગારની રાધાને ખબર પડશે નહી. હે તુલસી ! તને શ્રીકૃષ્ણ રાધાસમાન ગણશે. નારાયણ બોલ્યા—હે નારદ ! બ્રહ્માએ આમ કહીને તુલસીને સોળ અક્ષરોવાળો રાધાનો મંત્ર, રાધાનું સ્તોત્ર રાધાનુ ઉત્તમ કવચ, પૂજાવિધિઓ ને પુરશ્ચરણના વિધાનનો ક્રમ ઈત્યાદિનો ઉપદેશ કર્યો આ શિવાય બ્રહ્માએ તુલસીને ઘણા આશીર્વાદો પણ આપ્યા. તુલસીએ બ્રહ્માનુ પૂજન કર્યું ને લક્ષ્મીની પેઠે તુલસી પણ સિદ્ધિ પામ્યાં. તેમણે સિદ્ધ મંત્રના પ્રભાવથી પૂર્વે કહ્યા મુજબ વરદાન મેળવ્યુ ને વિશ્વમાં ન મળે તેવા દિવ્ય ભોગો ભોગવવા માંડયાં. તેમનું ચિત્ત પ્રસન્ન થયું તેથી તપનો પરિશ્રમ પણ મટી ગયો. પરિશ્રમનુ ફળ પ્રાપ્ત થાય છે ત્યારે મનુષ્યોને પરિશ્રમ પણ ઉત્તમ સુખરૂપજ થાય છે. પુષ્પ અને ચંદનથી શોભાયમાન મનોહર શય્યમાં સંતુષ્ટ થયેલાં તુલસી જમી કરીને સૂઈ ગયાં.[૧-૪૮]

**भुक्त्वा पीत्वा च संतुष्टा शयनं च चकार सा ।**
**तल्पे मनोरमे तत्र पुष्पचन्दन चर्चिते ॥४८॥**

ઈતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૮ મો.*

### તુલસી અને શંખચૂડ.

**श्रीनारायण उवाच—**
**तुलसी परितुष्टाच सुष्वाप हृष्टमानसा ।**
**नवयौवन संपन्ना वृषध्वज वरांगना ॥ १ ॥**

નારાયણ બોલ્યા—ખાનપાનથી સંતોષ પામેલાં પાર્વતી સરખાં પવિત્ર અને નવાં યૌવનવાળાં તુલસી નિદ્રાવશ થયાં ત્યારે કામદેવે તેનાપર પોતાનાં પાંચે બાણો ફેંકયાં. પુષ્પવાળાં ને ચંદનના લેપવાળાં હતાં તોપણ તે તુલસી કામદેવથી બળવા લાગ્યાં. તેમનાં સઘળાં અંગો રોમાંચિત થયાં. ધ્રુજવા લાગ્યાં ને તેમનાં નયનો લાલ થયાં. ક્ષણમાં મૂર્ચ્છા આવવા લાગી ને પાછી ક્ષણમાં ચેતના આવવા લાગી. ક્ષણવારમાં શયનથી ઉઠીને જાવા લાગ્યાં ને ક્ષણવારમાં શયનમાં આવવા લાગ્યાં. ક્ષણવારમાં ઉદ્વેગથી ફરવા લાગ્યાં, પાછાં બોલવા લાગ્યાં ને ક્ષણમાં ઉદ્વેગને લઇને સૂઈ રહ્યાં. તેમને પુષ્પ ને ચંદનવાળી શય્યા કાંટા જેવી જણાવા લાગી. ગૃહ ગુફા જેવું, ઝીણું વસ્ત્ર અગ્નિ સમાન ને સિંદુરનાં પત્રો વ્રણ જેવાં જણાયાં. ક્ષણવારમાં તંદ્રામાં સારા પોશાકવાળો, રૂપવાળો, યુવાન, ધીમું ધીમુ હસતો, રસિકનો શિરોમણિ સઘળાં અંગોમાં ચંદનવાળો, રત્નાભરણથી ને પુષ્પની

* આ અધ્યાયમા તુલસી અને શંખચૂડના સમાગમની વાત આવશે.

માળાઓવાળો એક પુરૂષ જતો આવતો દેખવામાં આવ્યો. એ મનુષ્ય મુખકમળનું ચુંબન કરતો, રતિ વિષે વાર્તા કરતો, વારંવાર મધુર વચન બોલતો શય્યામાં આવીને બેઠીને મનગમતા ભોગો ભોગવતો ને પાછો જતો રહેતો દેખવામાં આવ્યો. એ પુરૂષને ચાલ્યો જતો દેખી "હે પ્રાણપતિ ! કયાં ચાલ્યા ! ઉભા રહો" એમ તુલસી વદવા લાગ્યાં. વળી ચેતનવાળાં થઇ તે ફરી ફરી વિલાપ કરવા લાગ્યાં. હે નારદ ! આ પ્રમાણે ખરૂં યૌવન પ્રાપ્ત કરીને એ તુલસી બદરિકાશ્રમમાં રહ્યાં હતાં. આ સમયમાં જૈગીષવ્ય મુનિની પાસેથી જેણે શ્રીકૃષ્ણના નામનો મંત્રોપદેશ લઇ પુષ્કરક્ષેત્રમાં એ મંત્રની સિદ્ધિ કરી હતી, ગળામાં મહા મંગળરૂપ જેણે કવચ બાંધ્યુ હતું ને જેણે "તારા મનમાં જે ઈચ્છા હશે તે થશે" એવું બ્રહ્માની પાસેથી વરદાન મેળવ્યું હતું તેવો શંખચુડ પણ બ્રહ્માની આજ્ઞાથી બદરિકાશ્રમમાં આવ્યો હે નારદ ? એ નવાં યૌવનવાળા ને કામદેવ સરખા શંખચુડને આવતો તુલસીએ જોયો. તેણે રત્નાભરણો ધર્યા હતાં, તેનું વદન ચંદ્રમા સમાન હતું. તેનો વર્ણ ચંપકના પુષ્પો સમાનહતો. તેની ચક્ષુઓ શરદનાં કમળો સરખી હતી. તે ઉત્તમ રત્નોના બનાવેલા વિમાનમાં બેઠો હતો. તેના ગંડસ્થલમાં રત્નનાં કુંડલો શોભી રહ્યાં હતાં. એ મનોહર ચંદ્રચુડને આવતો દેખીને તુલસી ઘુંગટો કાઢીને વારંવાર મંદ હાસ્ય સહિત કટાક્ષપૂર્વક જોવા લાગ્યાં ને લાજથી નીચું મુખ કરી રહ્યાં. તુલસીનું વદન શરદ્દના ચંદ્રમાના કરતાં પણ અધિક શોભાવાળુ હતું, ચરણમાં અમુલ્ય રત્નોનાં આભરણો પહેર્યાં હતાં, ઉત્તમ મણિઓનાં ઝાંઝરો ઝમકારા કરી રહ્યાં હતાં. ચોટલામાં માલતીનાં કુસુમો ગુંથ્યાં હતાં, અમુલ્ય રત્નોનાં મકરાકૃતિવાળાં કુંડલો પહેર્યાં હતાં, વિચિત્ર કુંડલોથી ગાલ શોભતા હતા, સ્તનયુગ્મમાં ઉત્તમ રત્નોના હારથી શોભતાં હતાં, રત્નનાં કંકણો બાજુબંધ ને ચુડીઓથી શણગારેલાં હતાં તથા દિવ્ય રત્નોવાળી મુદ્રિકાઓથી આંગળીઓ શોભી રહી હતી. એ સુશીલ લલિત અને રૂપવાળાં તુલસીને દેખીને શંખચુડે તેમની સમીપમાં બેસીને નીચે પ્રમાણે મધુર વચન કહ્યું. શંખચુંડ વદે છે. તું કોણ છે ? કોની કન્યા છે ? હે માનિની ! હે કલ્યાણી ! હે સર્વ કલ્યાણ આપનારી ! તું સઘળી સુંદરીઓમાં ધન્ય તથા માનપાત્ર છે. હે સુંદરી ! મારા ચુપ થઈ બેઠેલા કિંકરની પાસે તું વાર્તાલાપ કર. નારાયણ વદે છે—આ પ્રકારે શંખચુડનાં વચનો સાંભળી ધીમું ધીમું હસતાં નમ્ર વદનવાળાં ને કામનાથી ભરેલાં તુલસીએ આ પ્રમાણે કહ્યું. તુલસી વદે છે—હું ધર્મધ્વજની કન્યા છું ને આ તપોવનમાં તપ કરવા આવી છું તું કોણ છે ? તારે જવું હોય ત્યાં તું જા. કુલીન સ્ત્રીને એકાંતમાં કોઈ પુરૂષે કાંઈ ન પૂછવું જોઈએ એમ વેદમાં કહ્યું છે. જે પુરૂષ લંપટ, નીચ, કુળને ધર્મશાસ્ત્રની મર્યાદા વગરનો ને જેણે વેદનો અર્થ સાંભળ્યો ન હોય એવો હોય તે કામી બનીને કામિનીની ઈચ્છા કરે છે. સ્ત્રી તો ઉપરથીજ સારી દેખાય તેવી મદોન્મત્ત ને પુરૂષના કાળરૂપ હોય છે. મુખમાં અમૃત ને અંદર ઝેર હોય તેવા ઘડાના સરખી સ્ત્રી જાતિ છે. સ્ત્રી મુખથી મીઠું બોલનારી પણ તેને હૃદયમાં અસ્ત્રાની ધારા જેવી છરી હોય છે. હમેશાં પોતાનું કાર્ય સાધવામાં જ પરાયણ રહે છે. સર્વદા સ્વતંત્ર જ રહે છે. જ્યારે પોતાને કામ ક્રા-

ઢવું હોય ત્યારે પતિને વશ્ય રહે છે. તેનાં વદન તથા નેત્રો પ્રસન્ન હોય છે પરન્તુ હૃદય ઘણું મલીન હોય છે. વેદોમાં ને પુરાણોમાં જેનાં ચરિત્રોને ધિક્કારવામાં આવ્યાં છે તેવી સ્ત્રીઓનો કોણ પુરૂષ વિશ્વાસ કરે ? જે વિશ્વાસ કરે તે ડાહ્યો છતાં મૂર્ખ માનવો. સ્ત્રીઓને શત્રુ કે મિત્રનું ભાન જ નથી હોતું. તે સર્વદા નવા નવા પુરૂષની ઈચ્છા કરે છે. રૂપાળા પુરૂષ ને દેખી સ્ત્રી મનમાં સર્વદા લલચાઈ જાય છે ને લલચાયા છતાં પણ સ્વાર્થના વાસ્તે બહારથી પ્રયત્ન પૂર્વક પોતાનું સતીપણું દેખાડે છે. સર્વદા કામનાવાળી ને કામદેવના આશ્રયરૂપ રૂપવતી નારી મનમાં સંભોગની ઇચ્છા થતાં પણ બહારથી પુરૂષને મુંઝવે છે. એકાન્તમાં પુરૂષની સાથે હસે છે ને બહાર ઘણીજ શરમ દેખાડે છે. પુરૂષ જો મૈથુન ન કરે તો સ્ત્રી ક્રોધ કરે છે તથા કંકાસનો છોડવો રોપે છે. જેમ જેમ વધારે મૈથુન થાય તેમ તેમ રાજી ને ઓછું મૈથુન થાય તો દુ ખ પામે છે. મીઠાં અન્ન કરતાં ને ટાઢાં પાણી કરતાં પણ મનમાં સુંદર રસિક યુવાન અને ગુણવાન પુરૂષની સર્વદા અધિક ઇચ્છા ધરાવે છે. રસિક પુરૂષના ઉપર પોતાના પુત્રના કરતાં પણ અધિક પ્રેમ દર્શાવે છે. સંભોગ કરવામાં કુશળ પુરૂષને પ્રાણથી પ્યારો ગણે છે. અને ઘરડા તથા મૈથુન કરવામાં અશકય પુરૂષને શત્રુ સમાન માને છે તેની સાથે સદા કલેશ કરે છે. જેમ સર્પ ઉંદર ખાઈ જાય તેમ મહા ક્રોધથી વાણીથી તરછોડયા કરે છે. સ્ત્રી જાતિ નીચ સાહસરૂપ સર્વદા સઘળા દોષોના આશ્રયરૂપ બ્રહ્મા વિષ્ણુ તથા શિવ આદિથી પણ વશ્ય ન કરી શકાય એવી, મોહરૂપ, સર્વદા તપના માર્ગમાં વિઘ્નરૂપ, મોક્ષનો દરવાજો બંધ કરવામાં કમાડરૂપ, હરિ ભક્તિથી રહિત, સઘળા કપટોના કરંડીઆરૂપ,સંસારરૂપ કારાગૃહમાં સર્વદા બેડીરૂપ, ઈન્દ્ર જાળરૂપ જે મિથ્યા સ્વપ્નરૂપ છે. સ્ત્રીનું નીચેનું અંગ ઉપરથી રૂપાળું પણ અંદર અતીવ કુત્સિત, નાના પ્રકારનાં વિષ્ટા મુત્ર તથા પરૂના આધારરૂપ, મેલું, દુર્ગંધિ દોષોવાળું, લોહીથી ખરડાયેલું ને મલીન હોય છે. માયાવી પુરૂષોની માયા જેવી સ્ત્રી જાતિને બ્રહ્માએ બનાવી છે. એ જાતિ મુમુક્ષુઓને વિષરૂપ છે તેથી તેઓ એને જોવા ઈચ્છતા નથી ને મનમાં પણ ઇચ્છતા નથી. નારાયણ વદે છે—હે નારદ! તુલસી આમ બોલતી બંધ પડી ત્યારે શંખચુડે હસીને આ પ્રમાણે કહ્યું. શંખચુડ વદે છે—હે સુંદરી! તમે જે કહો છો તે છેક અસત્ય નથી પરંતુ કાંઇક સત્ય ને કાંઇક અસત્ય દેખાય છે. આ વિષે હું કહું છું તે સાંભળો. પરમેશ્વરે મોહ ઉપજાવનારૂં સ્ત્રીનું રૂપ બે પ્રકારનું રચ્યું છે. આમાં વાસ્તવરૂપ વખાણવા લાયક છે ને અવાસ્તવરૂપ નિંદિત છે. લક્ષ્મી સરસ્વતી દુર્ગા સાવિત્રી ને રાધા આદિ જે સૃષ્ટિના મૂળરૂપ ને પહેલી સૃષ્ટિ છે તે, તથા તેઓના અંશ ને કળારૂપ જે સ્ત્રીરૂપ છે તે વાસ્તવ કહેવાય છે તથા તે રૂપ વખાણવા યોગ્ય યશરૂપ ને સઘળાં મંગલ આપનારૂં છે. શતરૂપા, દેવહુતિ, સ્વધા, સ્વાહા, દક્ષિણા, છાયાવતી, રોહિણી, વરૂણની સ્ત્રી, ઈન્દ્રાણી, કુબેરની સ્ત્રી, અદિતિ, દિતિ, લોપામુદ્રા, અનસૂયા, કોટભી, તુલસી, અહલ્યા, અરૂન્ધતી મેના, તારા, મંદોદરી, દમયન્તી, વેદવતી, ગંગા, મનસા, પુષ્ટિ, તૃષ્ટિ, સ્મૃતિ, મેધા, કાલિકા, પૃથ્વી, ષષ્ટી, મંગલચંડી, ધર્મની પત્ની મૂર્ત્તિ, સ્વસ્તિ, શ્રદ્ધા, શાન્તિ, કાન્તિ, ક્ષમા, નિદ્રા, તંદ્રા, ક્ષુધા, તૃષા, સંધ્યા, રાત્રી,

દિવસની અધિષ્ઠાતા દેવી, સંપત્તિ, ધૃતિ, કીર્તિ, ક્રિયા, શોભા, પ્રભા, ને શિવા એઓ તથા કળા ને કળાના અંશરૂપ જે અપ્સરાદિ સ્ત્રીઓનું રૂપ છે તે પ્રત્યેક યુગમાં ઉત્તમ છે ને જે છિનાળ સ્ત્રીઓનું રૂપ છે તે નિંદિત છે સત્વગુણની પ્રધાનતાવાળી તથા પ્રભાવવાળી પતિવ્રતા સ્ત્રીઓનું રૂપ બ્રહ્માંડોમાં સ્તુતિપાત્ર છે. આ રૂપને વિદ્વાનો વાસ્તવ જાણવું એમ વદે છે. કેટલીક સ્ત્રીઓ રજોગુણના અંશવાળી છે ને કેટલીક સ્ત્રીઓ તમોગુણના અંશવાળી છે તેઓમાં રજોગુણના અંશરૂપ સ્ત્રીઓ મધ્યમ છે કેમકે તેઓ ભોગમાં લંપટ સુખસભોગથી સદા પોતાના કાર્યમાં તત્પર કપટી મોહ કરનારી ને ધર્મ તથા નીતિથી વિમુખ હોય છે, આવી સ્ત્રીઓ પતિવ્રતા હોતી નથી. આવી સ્ત્રીઓને વિદ્વાનોએ મધ્યમ ગણી છે. તમોગુણરૂપ સ્ત્રીઓ તો નીચ કૃત્યથી ન જ અકટાવાય તેવી હોય છે વાસ્તે વિદ્વાનોએ તેઓને અધમ પ્રકારમાં ગણેલી છે. તમે કહો છો કે " કુલીન ને વિલક્ષણ પુરૂષ નિર્જન નિર્જળ કે એકાન્ત સ્થાનમાં પરસ્ત્રીને કાંઇ ન પુછે " એ વાત સત્ય છે પણ હું તો હમણા બ્રહ્માના કહેવાથી તમારી પાસે આવ્યો છું વાસ્તે ગાંધર્વ વિધિથી તમને પરણીશ. હે સુંદરી ! દેવતાઓને હાંકી કાઢનારો ને દનુનાં વંશમાં ઉત્પન્ન થએલો શંખચુડ જે કહેવાય છે તે હુંજ છું. પુર્વે હું શ્રીકૃષ્ણના આઠ પાર્ષદ ગોવાળીઆઓમાં સુદામા નામનો ગોવાળીઓ હતો ને હાલ રાધાના શાપથી દાનવ થયો છું. શ્રીકૃષ્ણના મંત્રના પ્રભાવથી મને પુર્વેની સ્મૃતિ છે તેથી સઘળું જાણું છું. હે તુલસી ! તમને પણ તમારા પૂર્વ જન્મની સ્મૃતિ છે, તમને પૂર્વે શ્રીકૃષ્ણે ભોગવ્યાં છે ને હાલ રાધાના શાપથી ભરતખંડમાં તમે જન્મ લીધો છે. પૂર્વજન્મમાં તમારા ભોગ વાસ્તે હું બહુ આતુર હતો પણ રાધાના ભયથી તે કાર્ય હું નથી કરી શકયો. નારાયણ વદે છે--એટલું કહી શંખચુડ ચુપ થયો ત્યારે ખુશી થએલાં તુલસીએ મંદહાસ્ય કરી આ પ્રમાણે કહ્યું. તુલસી વદે છે–આપના સરખો વિલક્ષણ નર લોકમાં વખણાય છે. સારી સ્ત્રી કામનાથી તમારા સરખાને પતિ બનાવે છે. તમે હમણા બરાબર વિચાર કોટિમાં મને હરાવી દીધી. સ્ત્રીની પાસે જે પુરૂષ હારી જાય છે તે પુરૂષ નિંદિત ને મલીન છે, સ્ત્રીથી જીતાયેલા પુરૂષને દેવ પિતૃ ને બાંધવો નિંદે છે જે પુરૂષ સ્ત્રીને વસ્ય હોય તેને તેના માબાપ ને ભાઇ પણ મનથી તુચ્છ ગણે છે જન્મા શૌચમાં ને મૃતાશૌચમાં બ્રાહ્મણ દશમે દહાડે, ક્ષત્રીય બાર દિવસે વૈસ્ય પંદર દિવસે અને શુદ્ર એકમાસે તથા વર્ણશંકર પોતાની માની જાતને યોગ્ય સુતકથી શુદ્ધ થાય છે પરન્તુ સર્વદા સ્ત્રીને વસ્ય રહેલો પુરૂષ તો અશુદ્ધ જ રહે છે, તેની શુદ્ધિ તો ચિતામાં બળેજ ત્યારે જ થાય છે. એવા પુરૂષનું પિંડદાન કે તર્પણ પિતૃઓ ગ્રહણ કરતાજ નથી ને દેવતાઓ પણ તેણે આપેલાં પુષ્પોદક વિગેરે સ્વીકારતા નથી. સ્ત્રીઓથી હરાયેલા મનવાળા પુરૂષોનાં જ્ઞાન તપ હોમ પૂજન વિદ્યા ને યશ વ્યર્થ છે. તમારી વિદ્યા અને શક્તિ જાણવા વાસ્તે મેં તમારી પરીક્ષા કરી છે, કામનાવાળી સ્ત્રી પતિની પરીક્ષા કર્યા પછીજ વરે છે. ગુણ રહિત, વૃદ્ધ, અજ્ઞાની, મૂર્ખ, રોગી, કુત્સિત, બહુ ક્રોધી, બહુ ખરાબ મુખવાળા, પાંગળા, અંગરહિત, બહેરા, જડ, મુંગા, નપુંસક જેવા કે પાપી વરને જે ધણી પોતાની કન્યા આપે તેને બ્રહ્મહત્યા સમાન પાપ થાય છે. શાન્ત ગુણવાળા

યુવાન વિદ્વાન ને સુપાત્ર વરને જે ધણી પોતાની કન્યા આપે તેને દશ યજ્ઞ કર્યા-નું ફળ થાય છે, જે પુરૂષ દીકરીને ઉછેરીને પછી ધનલોભથી તેને વેચે તેને કું-ભીપાકમાં એક વર્ષ સુધી તે કન્યાનાં વિષ્ટા ને મુત્ર ખાવાં પડે છે તથા તેને કીડીઓ કરડે છે તથા કાગડાઓ ઠોલે છે. કુંભીપાક ભોગવ્યા પછી તેને મહા વ્યાધિવાળો જન્મ આવે છે તેમાં તેને માંસ વિક્રય કરવો પડે છે ને ભાર ઉઠાવવો પડે છે. નારાયણ બોલ્યા—હે નારદ ! તુલસી આમ બોલી ચુપ રહ્યાં. તેવામાં તો બ્રહ્માએ આવીને આમ કહ્યું. બ્રહ્મા વદે છે—હે શંખચુડ ! તું આની સાથે સંવાદ કેમ કરે છે ? તું ગાંધર્વ વિવાહથી આનો કર પકડ. તું પુરૂષમાં રત્ન છે ને એ સ્ત્રીઓમાં રત્નરૂપ છે. ચતુર સ્ત્રીને ચતુર પુરૂ-ષનો સમાગમ સુખ આપનારો છે. હે શખ-ચુંડ ! દુર્લભ વિરોધ વગરનું મળતું સુખ કોણ તજી દે ! આવાં સુખને જે તજે તે પશુ સમજવો. હે સતી તુલસી ! આવા ગુણવાળા પતિની તું શું પરીક્ષા કરે છે ! દેવ દાનવ ને અસુરોનું મર્દન કરનારા આ શંખચુડની પરીક્ષા થઈ ચુકીજ છે, જેમ વિષ્ણુની પાસે લક્ષ્મી, શ્રીકૃષ્ણની પાસે રાધા, મારી પાસે સાવત્રી, સદાશિવની પાસે પાર્વતી, વરાહ-જીની પાસે પૃથ્વી, યજ્ઞની પાસે દક્ષિણા, અ-ત્રિની પાસે અનસૂયા, નળની પાસે દમયન્તી ચંદ્રની પાસે રોહિણી, કામદેવની પાસે રતિ, કશ્યપની પાસે દિતિ, વસિષ્ટની પાસે અરૂં-ધતી, ગૌતમની પાસે અહલ્યા, કર્દમની પાસે દેવહુતિ, બ્રૃહસ્પતિની પાસે તારા, મનુની પાસે શતરૂપા, અગ્નિની પાસે સ્વાહા, ઇન્દ્ર-ની પાસે ઈન્દ્રાણી, ગણપતિની પાસે પુષ્ટિ, કાર્તિકસ્વામીની પાસે દેવસેના અને ધર્મની પાસે મૂર્ત્તિ વસે છે તેમ તું પણ શંખચુડની પાસે સૌભાગ્યવતી તથા પ્યારી તુલસી થઇને રહે. તું બહુ કાળ સુધી આ પતિની સાથે સ્થાને સ્થાને યથેષ્ટ વિહાર કર. શંખચુડના મરી ગયા પછી તું વૈકુંઠમાં ચાર ભૂજાવાળા વિષ્ણુને પામીશ ને ગોલોકમાં બે ભૂજાવાળા શ્રીકૃષ્ણને પણ પામીશ.[૧-૧૦૦]

स्थाने स्थाने विहारं च यथेच्छं कुरु संततम् ।
पश्चात्प्राप्स्यसिगोलोकेश्रीकृष्णंपुनरेवसा॥१००॥
चतुर्भुजं तु वैकुंठे शंखचूडे मृते सति ॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ

---

## અધ્યાય ૧૯ મો.*

### તુલસી ને શંખચૂડના વિવાહ.

नारद उवाच—

विचित्र मिदामख्यानं भवता समुदा हृतम् ।
श्रुतेन येनमे तृप्ति न कदापि हि जायते ॥१॥

નારદ બોલ્યા—આવાં વિચિત્ર આખ્યા-નને સાંભળી હે નારાયણ ! હું તૃપ્તિ પામતો જ નથી. હે મહાબુદ્ધિ ! ત્યાર પછી આગળ શું બન્યું તે વાત કહો. નારાયણ વદે છે—બ્રહ્મા આમ આશીર્વાદ આપી સ્વસ્થાને ગયા ને શંખચુડ ગાંધર્વ વિવાહની રીતિથી તુલ-સીની સાથે પરણ્યો- આ સમયમાં દુંદુભિ-ઓ ગગડવા લાગ્યાં ને આકાશમાંથી સુમન-વૃષ્ટિ થઇ. તુલસીના મંદિરમાં શંખચુડ દા-નવ તુલસીની સાથે વિહાર કરવા લાગ્યો. નવા સમાગમવાળાં તુલસી સંભોગ સુખરૂપી જળહીન સમુદ્રમાં ડુબી ગયાં ને મૂર્ચ્છિત થયાં. રસિક શિરોમણિ શંખચુડ રતિ સંબંધી

---

* આ અધ્યાયમા તુનસી ને શંખચૂડના વિ-વાહની વાર્તા આવશે.

ચોસઠ આસનોવાળું કામશાસ્ત્રોક્ત સુખ કે જે રસિક સ્ત્રીઓ ને રસિક પુરૂષોને પ્યારૂં લાગે છે તે ભોગવવા માંડયો. અલંકારોથી શણગારેલો એ રાક્ષસ પુષ્પ ચંદનથી સુવાસિત કરેલા સઘળા રમ્ય પ્રદેશમાં, પુષ્પ વાટિકાઓમાં, પુષ્પ ચંદનની સુગંધવાળા સરિતાના કાંઠામાં રત્નાભરણોથી શણગારેલી તુલસીને પુષ્પ ને ચંદનની શય્યામાં લઇને વિહાર કરતો હતો ને તે દંપતીને પુષ્પ તથા ચંદનનો વાયુ સેવતો હતો. રતિ વિષયમાં વિલક્ષણતાવાળું એ દંપતી રતિ વિલાસથી અટકતુંજ ન હતું. સતી તુલસીએ પોતાની ચપળ લીલાથી પતિના મનને જીતી લીધું. શંખચૂડનાં તિલકને ને તેની છાતીમાં લગાવેલાં ચંદનને વિહાર સમયમાં તુલસી હરવા લાગ્યાં ને તુલસીના કપાળમાંના સિંદુરને ને કેસરની વેલને શંખચૂડ હરવા લાગ્યો. શંખચૂડ તુલસીની છાતીમાં પ્રેમથી પોતાના નખની રેખા આપવા લાગ્યો ને તુલસી શંખચૂડના વામ ભાગમાં કંકણની નિશાની આપવા લાગ્યાં. શંખચૂડ તુલસીના હોઠમાં દંત પ્રહાર કરતો હતો ત્યારે તુલસી શંખચૂડના બંને કપાલપર એથી ચોગણી દાંતની નિશાની કરતાં હતાં. પરસ્પરનું આલિંગન ચુંબન ને સાથળ આદિ અવયવોનું મર્દન કરવા લાગ્યાં. મહા વિલક્ષણતા વાળાં એ ઉભય જણાં અરસ્પરસ ક્રીડા કરતાં હતાં. સુરત પુરૂં થાય ત્યારે એ બે જણા ઉઠીને જેવો જેવો મનમાં ધારેલ હોય તેવો તેવો સુવેષ કરતાં હતાં. તુલસી કેસરથી રંગેલાં ચંદનનું શંખચૂડને તિલક કરતાં હતાં ને તેનાં સઘળાં રમણીય ચંદનનો લેપ કરતાં હતાં. હું તમારી સખી છું." એમ બોલતાં વારંવાર શંખચુડને સુગંધી બીડી, અગ્નિથી ધોવાયેલાં વસ્ત્રો, જરા વ્યાધિને હરનારાં પારિજાતકનાં સુગંધી પુષ્પો, અમુલ્ય રત્નોની મુદ્રિકા, ને ત્રૈલોકયમાં ન મળે તેવો સુંદર મણિ આપતાં હતાં. એ ગુણવાળા પતિને વારંવાર નમતાં હતાં ને તેના સામું વારંવાર એક ટસે જોઇ રહેતાં હતાં. શંખચુડ પણ તે પ્રિયાને ખેંચીને પોતાની છાતીમાં ચાંપતો હતો ને મંદહાસ્યવાળા ને ધુંઘટાથી ઢંકાયેલાં તેનાં વદન કમળને વારંવાર જોયા કરતો હતો ને તેના કઠણ ગાલનું તથા ધોલા સમાન હોઠનું ફરી ફરી ચુંબન કરતો હતો. વરૂણની પાસેથી હરી લીધેલાં બે વસ્ત્રો, ત્રૈલોકયમાં ન મળે તેવી રત્નમાળા, અગ્નિ પાસેથી લઈ લીધેલાં સ્વાહાનાં બે નેપુર, સૂર્યની સ્ત્રી છાયાનાં બે બાજુબંધ, ચંદ્રની સ્ત્રી રોહિણીનાં કુંડળો, ને કામદેવની સ્ત્રી રતિની બે મુદ્રિકાઓ ને બીજાં પણ હાથનાં આભૂષણો તુલસીને આપતો હતો. વિશ્વકર્માએ આપેલો સુંદર શંખ, વિચિત્ર માણેકયની પંક્તિઓવાળી મનોહર શય્યા, ને બીજાં પણ અલંકારો તુલસીને આપીને શંખચુડ હસતો હતો. તુલસીના વિશાળ ચોટલામાં મંગળ દર્શક આભરણ ગુંથતો હતો, તેના ગાલપર ચંદનની વિચિત્રવેલ આલેખતો હતો, કપાળમાં સુંદર સિંદુરના ચાંદલા સાથે સુગંધી ચંદનની ત્રણ રેખાઓ કરતો હતો, ચળકતા દીપકના સમાન સિંદુરનું તિલક કરતો હતો, સ્થળ કમળથી પણ અધિક દેખાવડાં તેનાં બે ચરણારવિંદને નખોની ઉપર પ્રીતિથી મેંદીનો મનોહર રંગ દેતો હતો ને તે રંગવાળાં ચરણોને વારંવાર પોતાની છાતીપર ચાંપી ખુશી થતો હતો. રત્નની શોભાવાળા હાથથી પોતાની છાતીમાં તુલસીને દબાવીને વદતો હતો કે "હે તુલસી ! હું તારો સેવક છું." પછી શંખ-

ચુડ તપોવનને તજી અન્ય સ્થાનોમાં તુલસીની સાથે વિહાર કરવા લાગ્યો. દેવતાઓના નિવાસ સ્થાનરૂપ મલયાદિ પર્વતોમાં, તપોવનના રમણીય પ્રદેશોમાં પુષ્પ વાટિકાઓમાં, એકાન્ત ગુફાઓમાં, સમુદ્રના સુંદર તટોમાં, જળ ને પવનથી મનોહર પુષ્પભદ્રા નદીના કિનારામાં, બીજી સરિતાઓના તટમાં પ્રત્યેક નદીમાં અને નદમાં વિહાર કરવા લાગ્યો. વસંતમાં ભ્રમરાઓના સુંદર ગુંજારવાળા વિસ્પંદન,સુરસન, નંદન, ગંધમાદનને ચિત્રચંદન નામના દૈવી વનોમાં તે રમવા લાગ્યો. ચંપો, કેતકી, માધવી બટ મોગરો, માલતી કુમુદ ને કમળનાં વનોમાં તે વિહરતો હતો. પ્રત્યેક કલ્પદ્રુપ તથા પારિજાતકના વનમાં, એકાન્તવાળી સુવર્ણની ભૂમિઓમાં, મહા રમણીય મેરૂ, પર્વતમાં ને કાંચીવન કિંજલક કિંચુક ને કાંચનાકર નામનાં વનોમાં તે વિહાર કરવા લાગ્યો. કોયલના સ્વરોવાળાં તથા ચંદનને પુષ્પની સુંગધીઓવાળાં સ્થાનોમાં એ શંખચુડ પુષ્પ તથા ચંદનની શય્યામાં સૂતો હતો ને કુસુમોને ચંદનથી ભરપૂર રહેતો હતો. કામનાવાળાં એ દંપતી અતીવ પ્રેમથી વિલાસ કરતાં હતાં ને તેઓ બેમાંથી એકેને તૃપ્તિ થતી ન હતી. ઘીના હોમવાથી જેમ અગ્નિ વધતો જાય તેમ તેઓમાં કામદેવ વધતો જતો હતો. પછી એ દાનવ તુલસીની સાથે પાછો પોતાના આશ્રમમાં આવી ક્રીડા કરતો હતે. આ પ્રકારે મહાત્મા શંખચુડે પૂરાં એક મન્વંતર સુધી દેવતાઓનુ, દૈત્યોનું, દાનવોનુ, ગંધર્વોનું, કિન્નરોનું ને રાક્ષસોનું ચક્રવર્તિ રાજ્ય ભોગવ્યું. અધિકાર ખોઇ બેઠેલા દેવતાઓ તે કાળે ભીખારી જેવા ભમતા હતા. પછી અકળાયેલા દેવતાઓ બ્રહ્માની સભામાં જઇ વારંવાર રૂદન કરવા લાગ્યા. આમ થતાં બ્રહ્માએ દેવતાઓની સાથે સદાશિવના સ્થાનમાં જઇ આ સઘળી વાર્તા નિવેદન કરી. પછી બ્રહ્મા સદાશિવ ને સઘળા દેવતાઓ જરા તથા મરણુ રહિત વૈકુંઠમાં વિષ્ણુના ધામમાં ગયા. તેઓ ત્યાં પહોંચ્યા કે તરતજ રત્નજડિત સંહાસનો પર બેઠેલા વિષ્ણુના દ્વારપાલોને તેઓએ જોયા. એ સઘળા દ્વારપાળો પીળાં વસ્ત્રોની શોભાવાળા, રત્નાભરણોના શણગારવાળા, શંખ ચક્ર, ગદા, પદ્મ અને વનમાળાઓવાળા, શ્યામ સુંદર શરીરોવાળા, મંદહાસ્યવાળા, પ્રસન્ન વદનોવાળાને કમળ સમાન નેત્રોવાળા હતા. દ્વારપાલોને બ્રહ્માએ પ્રવેશવાસ્તે કહ્યું ને આજ્ઞા મળતાં બ્રહ્માદિક સૌ અંદર દાખલ થયા. આ પ્રકારે સોળ દ્વારોને પસાર કરીને તેઓ વિષ્ણુના સદનમાં આવ્યા. એ સદનમાં મોટા મોટા મુનિઓ બિરાજમાન હતા. ત્યાં ચાર ચાર ભૂજાવાળા, વિષ્ણુના સમાન સ્વરૂપવાળાને કૌસ્તુભથી શણગારેલા સર્વત્ર પાર્ષદગણો શોભી રહ્યા હતા. એ સભા ચોરસ આકારની તથા ચન્દ્ર મંડળના સરખી મનોહર હતી. ત્યાં ઉત્તમ મણિઓનુંજ કારીગીરી કામ હતુ. હીરાની પંકિતઓ શોભતી હતી. અમુલ્ય રત્નો જડેલાં હતાં, વિષ્ણુની ઇચ્છાથી એ સઘળી સભા બની હતી. માણિક્યની માળા જેવી મોતીની પંક્તિઓથી એ સભા શોભની હતી. ગોળાકાર રત્નોરૂપી કોટાન કોટિ દર્પણોના શણગારવાળી એ સભા હતી. નાના પ્રકારનાં ચિત્રોની રચનાઓથી શોભી રહી હતી. ઉત્તમ વસ્ત્રોની ગાંઠોવાળા તથા સુંદર ચંદનના પત્રોવાળા ઈન્દ્રનીલમણિના સ્તંભો સર્વત્ર દીપી રહ્યા હતા. ઉત્તમ રત્નોથી મઢેલા અનેક પુર્ણ કુંભો અને પારિજાતનાં પુષ્પોની માળાઓ શોભી હતી. ક-

સ્તુરીને કેશરથી રંગેલાં સુગંધી વૃક્ષરાજે શોભતાં હતાં. સર્વત્ર સુગંધીવાયુ વાતો હતો ને વિદ્યાધરની સ્ત્રીઓ સર્વત્ર નાચ કરતી હતી. એક હજાર યોજનના વિસ્તારવાળી તથા પાર્ષદગણોથી ભરપૂર એ સભા બ્રહ્મા શંકરને દેવોએ દીઠી. એસભાના મધ્યમાં તારાઓથી ઘેરાયેલા ચંદ્રમા સમાન શોભતા ને અતુલ્ય રત્નના સિંહાસનપર વિરાજમાન વિષ્ણુ ભગવાન તેઓએ જોયા- તેમણે કિરીટ ને કુંડલ ધર્યાં હતાં વનમાળા પહેરી હતી. સર્વ અંગમાં ચંદનનો લેપ કર્યો હતો. તેમના કરમાં રમવાનું કમળ હતું. પોતાની સન્મુખ થતાં નૃત્યને તથા ગાયનને મંદ હાસ્યપૂર્વક પ્રેમથી જોતા હતા. એ શાન્ત અને સુશોભિત વિષ્ણુની પાસે સરસ્વતી શોભતાં હતાં. ગંગાજી શ્વેત ચમરોથી તેમને પવન ઢોળતાં હતાં. સઘળા લોકો ભક્તિથી મસ્તકો નમાવીને તેમની સ્તુતિ કરતા હતા. લક્ષ્મીજીએ આપેલી સુગંધી બીઠી વિષ્ણુ ચાવતા હતા તથા એમના ચરણારવિંદ લક્ષ્મીએ પોતાના કરમાં ધર્યાં હતાં આવા પરિપૂર્ણ પરમાત્માનાં દર્શન કરી બ્રહ્માદિ સઘળા દેવતાઓ પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા. ભયાતુર ને પરમ ભક્તિથી મસ્તક નમાવીને ઉભેલા એ સઘળા દેવતાઓનાં અંગો રોમાંચિત થયાં હતાં, નેત્રોમાં અશ્રુઓ આવ્યાં હતાં, ને કંઠ ગદ ગદ બન્યા હતા. બ્રહ્માએ કરજોડી સઘળી વાર્તા વિષ્ણુને કહી. સર્વજ્ઞ ને સઘળા પ્રકારોના વેત્તા વિષ્ણુ ભગવાનેબ્રહ્માનીવાણીસાંભળી રહસ્યરૂપવચન આ પ્રકારે કહ્યું વિષ્ણુ વદે છે—હે બ્રહ્મા! પૂર્વજન્મમાં મારો જે ગોવાળીઓ હતો તે શંખચુડ ી કથા હું બરાબર સમજું છું. પાપને હરનારને પુણ્યને આપનારૂં એના ઈતિહાસનું વૃત્તાન્ત કે જે ગોલોકમાં બનેલું છે તે સાંભળો. મારા પાર્ષદોમાં પ્રધાનરૂપસુદામા નામને જે ગોવાળીઓ હતો તે રાધાના શાપથી દાનવોમાં અવતાર પામ્યો છે. ગોલોકમાં વિરજા નામની ગોપીની સાથે એકવાર રાસમંડળમાં હું ગયો હતો. રાધાજી કે જે મને પ્રાણથી વહાલાં છે તેને કોઈ દાસીએ આ સમાચાર આપતાં તેઓ પણ ક્રોધ કરીને રાસમંડલમાં ત્યારે આવ્યાં હતાં. રાધાએ મને ત્યાં ન દીઠો. પછી વિરજાને નદીરૂપ થયેલી ને મને તિરોહિત થયેલો દેખીને તે પાછાં પોતાની સખીઓની સાથે પોતાના સ્થાનકમાં ગયાં. ત્યાં એમના ગૃહમાં હું ગુપચુપ થઇને સુદામાના સાથે સ્થિરપણાથી ઉભો હતો તેને દેખી તેઓએ ઘણો તિરસ્કાર કર્યો. આ સાંભળીને જેનાથી સહન ન થયું એવા સુદામાએ રાધાપર ક્રોધ કર્યો ને ક્રોધના આવેશમાં તેણે રાધાને તરછોડયાં. સુદામાનાં વચન સાંભળી ક્રોધથી લાલચોળ નેત્રવાળાં રાધાએ સુદામાને મારી સભામાંથી બહાર કાઢવા આજ્ઞા કરી. આ સમયે કોઈથી અટકાવાય નહીં તેવી તેમની એક લાખ સખીઓ ખડી થઈ ગઈ ને વારંવાર બડબડતા સુદામાને બહાર કાઢયો. સુદામાએ રાધાની સખીઓને કેટલોક પ્રહાર કર્યો તેથી ક્રોધથી રાધાએ તેને શાપ આપ્યો કે "અરે! તું દાનવની યોનિમાં અવતાર ધર" આ શાપથી સુદામા રાધાને ગાળો આપતો હતો ને રડતો રડતો મને પ્રણામ કરી જવા લાગ્યો. ત્યારે તેને દેખી પાછાં પ્રસન્ન થયેલાં રાધાએ તેને અટકાવ્યો કે "હે પુત્ર! ઉભો રહે, ઉભો રહે. તું કયાં જાય છે? તું જા માં." આમ વાર વાર બોલી રાધા વિહ્વળતાથી મૂર્ચ્છાવશ થયાં. આ વેળાએ અતીવ દુઃખી ગોપીઓ ને

ગોવાળીઆઓ રોવા લાગ્યા. આ પછી એ સઘળાંઓને ને રાધાને મેં સમજાવ્યાં કે "આ સુદામા શાપ પામીને પાછો અરધી ક્ષણમાં અહીં આવશે" પછી હે સુદામા ! તું તુરત અહીં આવજે ' એમ કહી મે રાધાને પણ બીજું બોલતાં અટકાવ્યાં. હે બ્રહ્મા ! ગોલોકના અરધા ક્ષણમાં પૃથ્વીનું એક મન્વંતર થાય છે. આ પ્રમાણે મારાં વચનથી હમણાં મહા બળવાળો યોગેશ્વર ને સઘળી માયાઓમાં વિચક્ષણ શંખચુડ રૂપે અવતરેલો સુદામા પાછો ગોલોકમાં જશે. તમે આ મારૂં ત્રિશૂલ લઇને ભારતક્ષેત્રમાં સત્વર જાઓ ને એ ત્રિશૂલથી સદાશિવ એ દાનવને મારશે. મંગળ આપનારાં મારાં સઘળાં કવચોને એ શંખચુડ કંઠમાં ધારે છે તેથી તેણે સંસારમાં જય મેળવ્યો છે. હે બ્રહ્મા ! એ કવચ એની પાસે છે ત્યાં સુધી તેને કોઈપણ મારવા સમર્થ નથી વાસ્તે હું બ્રાહ્મણનું રૂપ ધરીને તેની પાસેથી એ કવચ માગી લઈશ. તમે એને વરદાન આપ્યું છે કે "જે સમયે તારી સ્ત્રીનાં સતિત્વનો ભંગ થશે તે સમયેજ તારૂં મોત થશે" તો એ વચનના અનુસારે તેની સ્ત્રીના ઉદરમં હું અવશ્ય મારૂં વીર્ય નાખીશ. વાસ્તે તેજ ક્ષણે શંખચુડ મરશે એમાં શંકા નથી ને એની સ્ત્રી પણ પછી પોતાનો દેહ તજી મારી સ્ત્રી થશે. નારાયણ વદે છે— આમ કહી સદાશિવને ત્રિશૂલ આપી વિષ્ણુ સભામાંથી અંદર ગયા ને બ્રહ્મા તથા રૂદ્રાદિક દેવો ખુશી થઈને ભરતખંડમાં આવ્યા.

**शूलं दत्वा ययो शीघ्रं हरि रभ्यंतरे मुदा ।**
**भारतं च ययु र्देवा ब्रह्मरुद्र पुरोगमाः ॥९४॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવતના નવમા સ્કન્ધમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૦ મો.*

## શંખચુડ ને દેવતાઓનો સંગ્રામ.

**श्रीनारायण उवाच–**

**ब्रह्माशिवंसन्नियोज्यसंहारेदानवस्यच ।**
**जगामस्वालयंपूर्णपयोःस्थानंसुरोत्तमाः ॥१॥**

નારાયણ બોલ્યા—પછી સદાશિવને શંખચુડના વધનું કાર્ય સુપ્રત કરી બ્રહ્માદિક સઘળા દેવતાઓ પોતપોતાના સ્થાનકમાં ગયા. સદાશિવ ચન્દ્રભાગા નદીને કાંઠે સુંદર વટવૃક્ષની નીચે દેવતાઓનું હિત કરવા રહ્યા. ત્યાં રહી સદાશિવે પોતાના વહાલા ચિત્રરથ નામના મોટા ગંધર્વને પ્રીતિથી દુત તરીકે શંખચુડની પાસે મોકલ્યો. સદાશિવની આજ્ઞાથી એ ચિત્રરથ ઇન્દ્ર ને કુબેરના નગરથી પણ ઉત્તમ શંખચુડના નગરમાં આવ્યો. એ નગર પાંચ હજાર યોજનના વિસ્તારવાળું એથી બમણી લંબાઈ વાળું, સ્ફટિક મણિઓની રચનાવાળું, સર્વત્ર, વાહનોથી ઘેરાયેલું, કોઈથી ન પેસાય એવી ફરતી સાત ખાઈઓવાળું, બળતા અગ્નિ જેવા કોટાનકોટી રત્નોની શોભાવાળું, મણિની વેદિકાઓથી વિચિત્ર સેંકડો ગલીઓવાળું, નાના પ્રકારની વસ્તુઓથી શોભતા વેપારીઓનાં ચારે બાજુ શોભતાં ચૌટાંઓવાળું, સિંદુર સરખા વિચિત્ર મણિઓ ને કરોડો સુશોભિત દીવ્ય ઘરોની મોટી શોભાઓવાળું, અને અતીવ મનોહર હતું. શંખચુડનો ઉત્તમ મહેલ ચિત્રરથે તે નગરમાં દીઠો. પૂર્ણિમાના ચંદ્રની પેઠે એ મંદિર ગોળ આકૃતિવાળું હતું. બળતા અગ્નિઓની ફરતી ચાર ખાઇઓ હોવાથી શત્રુઓથી પેસાય તેવું ન હતું પરન્તુ બીજાઓથી સહેજ જવાય એવું હતું. મણિ-

* આ અધ્યાયમા શંખચુડ ને ચિત્રરથનો સંવાદ કહેવામા આવશે.

ઓના ગમનને સ્પર્શ કરે તેવા ઉંચા કલશો-થી તે દીપતું હતું. તેના બાર દરવાજાઓમાં પ્રત્યેકમાં દ્વારપાળો બેઠા હતા. ઉત્તમ મણિ-ઓનાં રત્નનાં પગથીઆંઓવાળાં ને રત્નના સ્તંભોવાળા અનેક મંદીરોથી દીપી રહ્યું હ-તું. ચિત્રરથ તેઓમાંના એક દરવાજામાં દા-ખલ થયો ત્યાં શંખચુડની આજ્ઞાથી ત્રિશુળ ધરીને ઉભેલો પીગળી આંખોવાળો ને ધીમું ધીમું હસતો એક ભયંકર પુરૂષ તેના દેખ-વામાં આવ્યો. એ પુરૂષની પાસે વાત કરી તેની રજા લઈને ચિત્રરથ અંદર પેઠો. તેને દુત થઇ આવ્યો સમજી કોઈએ ત્યાં અટકા-વ્યો નહી ને ઠેઠ અંદરના દ્વારમાં જઈ ચિત્ર-રથે દ્વારપાળને કહ્યું કે "યુદ્ધ સંબંધી સઘ-ળો વૃત્તાંત તમારા રાજાને જણાવો." ચિત્ર-રથનું વચન સાંભળી શંખચુડને ખબર આ-પીને દ્વારપાળે તેને અંદર જવાની આજ્ઞા આ-પી. ચિત્રરથે અંદર જઇ જોયું તો અનેક રાજાઓના મધ્યમાં સુવર્ણના સિંહાસનપર અતીવ રૂપવાળો શંખચુડ શોભતો હતો. શ્રેષ્ઠ મણિઓથી જડેલું, દિવ્ય, રત્નની દાંડીવાળું ને રત્નોથી બનાવેલાં ઉત્તમ પુષ્પોથી શોભી રહેલું સુવર્ણનું મનોહર છત્ર એક સેવકે તે-ના ઉપર ધરેલું હતું. ઘણા પાર્ષદો સુંદર શ્વેત ચમરોથી તેને પવન ઢોળતા હતા. એ શંખચુડ રત્નાભરણોથી શણગાર્યો હતો. પુ-ષ્પમાળાઓ ધરી હતી. ચંદનનો લેપ કર્યો હતો. તેની આકૃતિ ઘણીજ સુંદર હતી. ઝી-ણાં વસ્ત્રોવાળો સુંદર પોશાક તેણે પહેર્યો હ-તો તેની આસપાસ સુંદર વેષવાળા ત્રણ કરોડ દાનવો બેઠેલા હતા ને બીજા કરોડો યોદ્ધા-ઓ હાથમાં શસ્ત્રો લઈને તેની ચારે બાજુ ફર્યા કરતા હતા. આવા શંખચુડને દેખી વિ-સ્મય પામેલા ચિત્રરથે તેને આ પ્રમાણે મ-હાદેવનાં કહેવરાવેલાં વચનો કહ્યાં. ચિત્રરથ કહે છે—હે રાજેન્દ્ર! હું સદાશિવનો દૂત છું. મારૂં નામ ચિત્રરથ છે. સદાશિવના કહેલા શબ્દો આપને કહું છું તો સાંભળો. દેવતાઓ-નું રાજ્ય ને દેવતાઓના અધિકાર આપ હ-વે પાછા સોંપો. સૌ દેવતાઓ વિષ્ણુની પા-સે જવાથી વિષ્ણુએ સદાશિવને ત્રિશુલ આ-પી મોકલ્યા છે. એ મહાદેવ હાલ ચંદ્રભાગા નદીને કાંઠે બિરાજે છે વાસ્તે તમે કાંતો ઉ-પર પ્રમાણે કરો ને કાંતો યુદ્ધ કરો. મારે મ-હાદેવને શું કહેવું તે આપ કહો. નારાયણ બોલ્યા—ચિત્રરથનાં આવાં વચનો સાંભળી શં-ખચુડે હસતાં હસતાં તેને કહ્યું કે 'હું સવા-રમાં આવીશને હમણાં તું જા." ચિત્રરથ ગયો ને સઘળી વાત શિવજીને કહી સંભળા-વી. આ સમયે કાર્તિકેય સ્વામી, વીરભદ્ર, નન્દી, મહાકાળ, સુભદ્રક, વિશાલાક્ષ, બાણ, પિંગલાક્ષ, વિકંપન, વિરૂપ, વિકૃતિ, મણિ-ભદ્ર, બાષ્કલ, કપિલાક્ષ, દીર્ઘદંષ્ટ્ર, વિકટ, તામ્રલોચન, કાલકંઠ, બલીભદ્ર, કાલજીહ્વા, કુટીચર, બલોન્મત્ત, રણશ્લાઘી, દુર્જય, દુર્ગમ, આઠ મહા ભયકર ભૈરવ, અગીયાર રૂદ્ર, આઠ વસુઓ, ઇન્દ્ર, બાર સૂર્યો, અગ્નિ, ચં-દ્ર, વિશ્વકર્મા, અશ્વિનીકુમાર, કુબેર, યમ, જયન્ત, નલકુબેર, વાયુ, વરૂણ, બુધ, મંગળ, ધર્મ, શનિ, ઇશાનને મહા બળવાળો કામદેવ ઈત્યાદિ સદાશિવની પાસે આવ્યા. ઉગ્રદંષ્ટ્રા, ઉગ્રદંડા, કોટરા ને કૈટભી દેવી પણ ત્યાં આ-વ્યાં. આઠ ભુજાઓવાળાં, ઉત્તમ રત્નના સિં-હાસનમાં બેઠેલાં, રાતાં વસ્ત્રોવાળાં, રાતાં પુ-ષ્પોના હારવાળાં, રાતાં ચંદનનાં લેપનવાળાં, નાચતાં, હસતાં, પ્રીતિપૂર્વક સુંદર સ્વરથી ગાયન કરતાં ભક્તોને અભય દેનારાં ને એક યોજન લાંબી વિકટ ચપળ જીભવાળાં ભયં-

કર ભદ્રકાળી દેવી પણ ત્યાં આવી પહોંચ્યાં. એમના હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ, ખડગ, ઢાલ, ધનુષ્ય, બાણ, એક યોજનના વિસ્તારવાળું ઘણુંજ ઉંડુ ખપ્પર, આકાશ ને સ્પર્શ કરે તેવું ઉર્ધ્વ ત્રિશુળ, યોજન જેટલી લાંબી સાંગ, મુગ્દલ મુસળ, વજ્ર, ખેટ, ઉજ્વળ, ફલક, વૈષ્ણવાસ્ત્ર, વારૂણાસ્ત્ર, અગ્નયસ્ત્ર, નાગપાસ, નારાયણાસ્ત્ર, ગંધર્વાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, ગરૂડાસ્ત્ર, પર્જન્યાસ્ત્ર, પાશુપતાસ્ત્ર,જૃંભણાસ્ત્ર,પર્વતાસ્ત્ર, માહેશ્વરાસ્ત્ર, વાવ્યાસ્ત્ર, દંડ, વ્યર્થ ન જાય તેવું દિવ્ય મોહનાસ્ત્ર, ને બીજાં પણ હજારો અસ્ત્રો હતાં. એ દેવીની સાથે ત્રણ કરોડ યોગિની ને ત્રણ કરોડ મહા ભયંકર ડાકણો આવી હતી ને ત્યાં ઉભી હતી. ભૂત, પ્રેત, પિશાચ, કૃષ્માંડ, બ્રહ્મ રાક્ષસ, વેતાલ, રાક્ષસ, યક્ષ, ને કિન્નરો પણ તેની સાથે ઘણા હતા. કાર્તિકેય સ્વામી એઓના સાથે આવી પોતાના પિતા સદાશિવને પ્રણામ કરી સહાય આપવા એમની આજ્ઞાથી એમના પડખામાં આવી ઉભા રહ્યા. ચિત્રરથ દુતના ગયા પછી તે શંખચુડે ઘરમાં જઇ સઘળી વાર્તા તુલસીની પાસે કહી યુદ્ધની વાર્તા સાંભળી કંઠ ઓષ્ટ ને તાળવુ જેનાં શુષ્ક થયાં હતાં એવાં તુલસીએ શંખચુડને નીચે પ્રમાણે કહ્યુ. તુલસી વદે છે—હે પ્રાણબંધો ! હે સ્વામી ! મારી છાતીમાં ક્ષણવાર આપ સ્થિર રહો. હે પ્રાણના અધિષ્ઠાતા દેવ ! ક્ષણવારમાં મારાં જીવનની રક્ષા કરો. આ જન્મ ધરી તમને જેમ ઇચ્છા હોય તેમ મારો ભોગ કરો. થોડીવાર પ્રણયથી તમારૂં મુખડું હું જોઇ લઉં. મારા પ્રાણ ચંચળ થઈ ગયા છે. મારૂં મન નિરંતર તપ્યા કરે છે. આજ રાતના પાછળના પહોરમાં મેં અમંગળ સ્વપ્ન દીઠું પણ છે. નારાયણ બોલ્યા—તુલસીની આવી વાણી સાંભળી ખાનપાન કરી લઇ શંખચુડે આ પ્રમાણે યોગ્ય હિત ને સત્ય વચન કહ્યું. શંખચુડ વદે છે—કર્મ ભોગજન્ય, શુભ, હર્ષ, સુખ, દુઃખ, ભય, શોક, ને મંગળ એ સઘળાં કાળે કરીને રાખેલાંજ છે. વૃક્ષો કાળથી ઉત્પન્ન થાય છે, કાળથી મોટાં થાય છે, કાળથી પુષ્પોવાળાં થાય છે, કાળથી ફળોવાળાં થાય છે, કાળથીજ પકવ ફળોવાળાં થાય છે જે ફળ્યા પછી કાળે કરીનેજ પડી જાય છે. બ્રહ્મા કાળે કરીને સૃષ્ટિ કરે છે,વિષ્ણુ પાળે છે ને શિવ સંહારે છે. કાળયોગથી એ ત્રણે દેવતાઓ અસ્તાવ્યસ્ત થાય છે. પરા પ્રકૃતિજ એ બ્રહ્મા વિષ્ણુ ને શિવ આદિની નિયંતા છે. પ્રકૃતિથી અભિન્ન જે પરમાત્મા છે તેજ સૃજે છે, રક્ષે છે, પ્રલય કરે છે અને કાળને પણ નચાવે છે. એ પરમાત્માએ પોતાથી અભિન્ન પ્રકૃતિને પોતાનાથી નોખી પાડીને વિશ્વમાંના સઘળાં સ્થાવરજંગમોને પેદા કર્યાં છે. સર્વરૂપ, સર્વાત્મા ને સર્વેશ્વર એ પરમેશ્વર છે કે જે એકની પાસે બીજાને ઉત્પન્ન કરાવે છે, એકની પાસે બીજાનું પાલન કરાવે છે ને એકની પાસે બીજાનો સંહાર પણ કરાવે છે. તે પરમેશ્વરનું હવે આપણે ભજન કરો. જેની આજ્ઞાથી પવન વાય છે, સૂર્ય સમયસર તપે છે, ઈન્દ્ર સમયસર વૃષ્ટિ કરે છે, મૃત્યુ સમયસર પ્રાણીઓમાં ચોરી કરે છે, અગ્નિ સમયસર દાહ કરે છે, ને શીતળતાવાળો ચંદ્રમા સમયસર ગગનમાં ફરે છે. અને જે દેવ મૃત્યુના મૃત્યુરૂપ, કાળના કાળરૂપ, યમના યમરૂપ, રક્ષણ કરનારાના રક્ષણરૂપ, સૃજનારાને સૃજનારારૂપ, ને પ્રલય કરનારાના પ્રલયરૂપ છે તેનું શરણ લ્યો. હે પ્રિયા ! વિશ્વમાં કોઈ કોઈનું સગું નથી વાસ્તે સાચા સંબંધરૂપ પ-

સ્માત્માનું ભજન કરવું. હું ને તમે પૂર્વના યોગથી ભેગાં થયાં ને હવે દૈવથી જુદાં પડશું. શોક ને વિપત્તિના સમયમાં અજ્ઞાની કાયર થાય પણ પંડિત નજ થાય. કાળચક્રના ક્રમથી સુખને દુઃખ ફર્યાજ કરે છે. તમે પૂર્વે બદરિકાશ્રમમાં જેના વાસ્તે તપ કર્યું છે તે નારાયણને જરૂર પામશો. મેં તો તપથી બ્રહ્માના વરદાનથી તમને મેળવ્યાં છે ને તમે વિષ્ણુના વાસ્તે તપ કર્યું વાસ્તે વિષ્ણુને પામશો ને ગોલોકમાં વૃંદાવનમાં શ્રીકૃષ્ણને પણ પામશો. આ દાનવનો દેહ તજીને હું પણ એજ લોકમાં આવીશ એટલે ત્યાં તમે મને દેખશો ને હું તમને દેખીશ. રાધાના શાપથી ભરતખંડમાં આવ્યો ને પાછો રાધાની પાસે જાઇશ તેમાં મને શો શોક થાય! હે પ્યારી તમે પણ આ દેહ તજી વિષ્ણુને પામશો વાસ્તે વિકળ ન થાઓ. નારાયણ વદે છે—શંખચુડ આમ કહી રાત્રીમાં તેમની સાથે પુષ્પ ને ચંદનથી શોભતી સુંદર શય્યામાં સૂઈ ગયો. રત્નોરૂપી દીપોવાળા રત્નના ઘરમાં તેણે સર્વોત્તમ તુલસીનું આલીંગન કરી નાના પ્રકારના ભોગો કર્યા. ક્રીડા, કૌતુક, ને મંગળથી આખી રાત પસાર કરી. પછી શોક સાગરમાં ડૂબેલાં, રડતાં, દુઃખીઆં, ભૂખ્યાં, એવાં તુલસીને છાતીમાં દાબીને શંખચુડે દિવ્ય જ્ઞાનથી ફરીવાર તેને સમજાવ્યાં ને પોતાને પૂર્વે ગોલોકના ભાંડાર સ્થાનમાં શ્રીકૃષ્ણે જે તત્વજ્ઞાન આપ્યું હતુ તે પણ તુલસીને આપ્યું. જ્ઞાન પ્રાપ્ત થતાં જેમનું મુખ ખુશી થયું ને નેત્ર પ્રફુલ્લિત થયાં એવાં તુલસીએ પદાર્થ માત્રને નશ્વર સમજી હર્ષથી શંખચુડની સાથે ક્રીડા કરી. સઘળા અંગોમાં રોમાંચિત થયેલાં, એકાન્તમાં ક્રીડાથી મૂર્છા પામતાં, રાજી થયેલાં, મૈથુનમાં ઉત્સાહવાળાં, ને અંગોપાંગો પરસ્પર સાથે મળવાથી અર્દ્ધ નારીશ્વરની પેઠે જાણે એકરૂપ થઈ ગયાં હોય એવાં એ દંપતી સુખરૂપી સાગરમાં ડુબી ગયાં. તુલસીએ પ્રાણથી પણ અધિક પ્યારો શંખચુડને ગણ્યો ને શંખચુડે પ્રાણથી પણ અધિક પ્યારી તુલસીને માની. રૂપ તથા વેષમાં સરખી ઉત્તમતાવાળાં એ દંપતીને તંદ્રા પ્રાપ્ત થઈ ને સુખભોગથી બેભાન થઈ ગયાં. થોડીવાર પછી જાગીને રસ સંબંધી દિવ્ય વાતો કરવા લાગ્યાં. પછી રસના ભાવથી ઘેરાઇને સુરત કરવા લાગ્યાં. સુરતના વિષયમાં મોટાં ચાતુર્યવાળાં એ બે જણાં સુરતથી વિરામ પામતાંજ ન હતાં. સુરતના કાર્યમાં નિરંતર પરસ્પરને જીતી લેતાં હતાં ને ક્ષણવાર પણ હાલતાંજ હતાં.[૧-૮૪]

**सुरते विरति र्नास्ति तौ तद्विषय पंडितौ।**
**सततं जय युक्तौ द्वौ क्षणं नैव पराजितौ॥८४॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૧ મો.*

### શંખચુડને શિવનો સંગ્રામ.

**नारायण उवाच-**

**श्रीकृष्णं मनसा ध्यात्वा रसः कृष्ण परायणः।**
**ब्राह्ममुहूर्ते उत्थाय पुष्पतल्पान्मनोहरात्॥१॥**

નારાયણ બોલ્યા—શ્રીકૃષ્ણની મનમાં સ્મૃતિ કરી કૃષ્ણભક્ત શંખચુડદાનવ મનોહર પુષ્પ શય્યામાંથી પ્રાતઃકાળે બ્રાહ્મ મૂહુર્ત્તમાં ઉઠયો. રાતનું વાશી વસ્ત્ર તેણે ઉતારી નાંખ્યું ને પવિત્ર જળથી સ્નાન કર્યું. નિત્ય કર્મ કરીને ઇષ્ટ દેવને નમસ્કાર કર્યા. દહીં ઘૃત મધ ને શાળ આદિ ઉત્તમ પદાર્થોને

* આ અધ્યાયમા સદાશિવ ને શંખચુડનું યુદ્ધ થયું એ વાત કહેવાશે.

જોયા. નિત્યના નિયમાનુસાર ભક્તિપૂર્વક ઉત્તમ રત્ન, મણિ વસ્ત્ર ને સુવર્ણનું બ્રાહ્મણોને દાન આપ્યું. મોતી માણેક હીરા આદિ અમુલ્ય રત્નો પણ પ્રયાણકાળના મંગળને વાસ્તે તેણે બ્રાહ્મણોને આપ્યાં ઉત્તમ ગજ અશ્વ ને મનોહર ધન તથા રત્નો સુપાત્ર નિર્ધન બ્રાહ્મણોને આપ્યાં. પોતાનાં મૃત્યુની અવશ્ય થશે એવી ખાત્રી હોવાથી તેણે પ્રેમથી બ્રાહ્મણોને હજાર ભંડાર, બે લાખ નગર ને સો કરોડ ગામો આપ્યાં. દાનવોનું વિશાળ રાજ્ય પોતાના પુત્રને સોંપ્યું. પોતાની સ્ત્રીની ભલામણ પણ પુત્રને આપી. રાજ્ય, સઘળો ખજાનો, પ્રજા, સેવકના સમૂહો, સંપત્તિઓને વાહન વિગેરે પુત્રને સોંપી દીધાં બખતર પહેરી હાથમાં ધનુષ્ય લઈ તેણે સેવકો મોકલી સેના એકઠી કરી. ત્રણ લાખ ઘોડા, લાખ હાથીઓ, દશ હજાર રથો, ત્રણ કોટી ધનુષ્ય ધારીઓ, ત્રણ કરોડ ઢાલ તરવારવાળા, ને ત્રણ કરોડ ત્રિશુલ ધારી યોદ્ધાઓ સત્વર હાજર થયા. જે દાનવ યુદ્ધ વિદ્યામાં વિચક્ષણ મહારથી ને સર્વેમાં ઉત્તમ હતો તેને સેનાપતિ બનાવ્યો. ધીરે ધીરે ત્રણ લક્ષ અક્ષૌહિણી સેના ભેળી થતાં એ સઘળાનો અધિપતિ પણ એ દાનવને ઠરાવ્યો. ભંડારનાં રક્ષણ વાસ્તે ત્રીશ અક્ષૌહિણી સેના રાખી ને મનમાં કૃષ્ણની સ્મૃતિ કરી રાજગૃહમાંથી બહાર આવી શંખચુડ રત્નના વિમાનમાં બેઠો પોતાના ગુરૂજનને ત્યાંથી નાયક કરી તે સદાશિવની પાસે ચાલ્યો કે જ્યાં ચંદ્રભાગા નદીને કિનારે સુંદર અક્ષયવટ હતો. હે નારદ! એ સ્થાન પશ્ચિમ સમુદ્રથી પૂર્વ ભાગમાં મલયાચળથી પશ્ચિમ ભાગમાં, શ્રીશૈલથી ઉત્તર ભાગમાં ને ગંધમાદનથી દક્ષિણ ભાગમાં આવેલું હતું. ભરતખંડના એ પવિત્ર ક્ષેત્રમાં કપિલ મુનિએ તપસ્યા કરી હતી. સિદ્ધ લોકોને ત્યાં સિદ્ધિ થવાથી તેને સિદ્ધાશ્રમ પણ કહેવાય છે. એ સ્થાનમાં ચન્દ્રભાગા નદી છે. તે નદી પાંચ યોજનના વિસ્તારવાળીને એથી સોગણી લંબાઈવાળી શુદ્ધ સ્ફટિક સમાન સ્વચ્છ સદાય જળથી પરિપૂર્ણ મનોહરની ક્ષીર સમુદ્રની વહાલી પત્ની છે. ને નદી હિમાલયમાંથી નીકળી શરવતી નદીને મળી ગોમતીને ડાબી રાખીને પશ્ચિમ સમુદ્રમાં પ્રવેશે છે. એ સ્થાનમાં વટવૃક્ષ નીચે બિરાજમાન સદાશિવને શંખચુડે જોયા. કોટિ સૂર્ય સરખા તેજવાળા, યોગાગન ને મુદ્રા કરીને બેઠેલા, મંદહાસ્યવાળા, શુદ્ધ સ્ફટિક જેવા ધોળા, બ્રહ્મ તેજથી પ્રકાશતા, ત્રિશુલ તથા પટ્ટિશને ધરનારા, વાઘચર્મના વસ્ત્રોવાળા, ભક્તોના કાળને કચરનારા, શાન્ત, પાર્વતીપતિ, તપનું ફળ આપનારા, સઘળી સંપત્તિ આપનારા, આશુતોષ, પ્રસન્ન વદનવાળા, ભક્તોપર કરૂણા કરવા તત્પર, જગન્નાથ જગત્નાં બીજરૂપ, જગતરૂપ, જગત્માં થએલા, સર્વના પોષક, સર્વોત્તમ, સર્વના સંહારક, કારણોના કારણરૂપ, નરકના સાગરમાંથી તારનારા જ્ઞાનના આપનારા, જ્ઞાનનાં બીજરૂપ સનાતન અને જ્ઞાન તથા આનંદરૂપ એ સદાશિવનાં દર્શન કરીને શંખચુડ વિમાનમાંથી ઉતરી સઘળા દાનવોની સાથે પ્રણયપૂર્વક તેમનાં ચરણે પડયો. વામ ભાગમાં ઉભેલાં ભદ્રકાળીને ને સદાશિવની સામા ઉભેલા કાર્તિકેયને પણ ચરણે પડયો. સદાશિવ કાળી ને કાર્તિકેય એઓએ શંખચુડને આશીર્વાદો આપ્યા. શંખચુડ આવતાં તે વેળા નન્દિકેશ્વર આદિ સઘળા ઉભા થયા ને પરસ્પર વાતો કરવા લાગ્યા. શંખચુડ વાતચીત કરી સદાશિવની

પાસ બેઠો. ત્યારે પ્રસન્ન થએલા સદાશિવે તેને આ પ્રકારે કહ્યું. સદાશિવ વદે છે—ધર્મજ્ઞ ને ધર્મવેત્તા પિતા બ્રહ્માએ આ સઘળું જગત્ બનાવ્યું છે બ્રહ્માના વૈષ્ણવ ને મરીચિ નામના બે પુત્રો છે. મરીચિના મહા ધર્માત્મા કશ્યપ પ્રજાપતિએ પ્રેમપૂર્વક પોતાની તેર પુત્રીઓ આપી છે, તેમાં કશ્યપના સૌભાગ્યથી વૃદ્ધિ પામેલી એક દનુ નામની પતિવ્રતા સ્ત્રી છે. એ દનુને મહા તેજવાળા ચાળીશ પુત્રો થયા છે ને તેઓ દાનવો કહેવાય છે, દાનવોમાં ઘણા બળ અને મહા વિક્રમવાળો એક વિપ્રચિતિ નામનો દાનવ છે, એનો પુત્ર દંભ વિષ્ણુભકત તથા જીતેન્દ્રિય છે. તેણે શુક્રાચાર્યને ગુરૂ કરી તેમના પાસેથી કૃષ્ણ પરમાત્માનો મંત્રોપદેશ લઈ પુષ્કરક્ષેત્રમાં એક લાખ વર્ષ સુધી તે મંત્રનો જપ કર્યો હતો. એ મંત્રના પ્રભાવથી દંભને ઘેર પુત્ર થઇને તું અવતર્યો છે. તું પણ શ્રીકૃષ્ણનો ઉત્તમ ભક્ત છે. તું પૂર્વે શ્રીકૃષ્ણના સઘળા ગોવાળીઆઓમાં ઉત્તમ પાર્ષદ હતો. ને હમણાં રાધાજીના શાપથી ભારતક્ષેત્રમાં દાનવાધિપ થયો છે. જે વૈષ્ણવ હોય છે તે બ્રહ્મથી સ્થાવર સુધી તુચ્છ ગણી કાંઈ પણ ઈચ્છતો નથી. વૈષ્ણવોને વિષ્ણુ પોતાનાં લોકમાં વાસ, પોતા જેવું ઐશ્વર્ય, પોતા જેવું રૂપ ને પોતાની સમીપમાં વાસ આપવા માંડે તો પણ તેઓ તેમની સેવા શિવાય બીજું કશું પણ ઇચ્છતા નથી. બ્રહ્મત્વ, અમરત્વ, ઇન્દ્રત્વ, ને મનુત્વને પણ વૈષ્ણવો કશી ગણત્રીમાં માનતા નથી. આમ છે તો તું પરમ વૈષ્ણવ છો તેને દેવતાઓનો મિથ્યાભૂત દેશ હસ્તગત રાખવાથી શું ફળ છે ! હે રાજા ! માટે તું દેવતાઓનું રાજ્ય પાછું આપી મારૂં વચન માન. તું તારા રાજ્યમાં સુખે વસ ને દેવતાઓ પોતપોતાના રાજ્યમાં સુખે વસે. લોક વિરોધ તજી દે. તમે સૌ કશ્યપના વંશમાં ઉત્પન્ન થયા છો ને બ્રહ્મહત્યાદિ પાપો કરતાં ભાઇઓનો દ્રોહ કરવાના પાપો સોળગણાં વિશેષ છે. હે રાજા ! દેવતાઓનું રાજ્ય આપી દેતાં તને તારી સંપત્તિ ઓછી થવાનો ભય હોય તો સર્વદા સઘળી અવસ્થાઓમાં સરખી સ્થિતિ કોની રહી છે ! કોઇની પણ રહેતીનથી પ્રાકૃતિ કલયમાં બ્રહ્માનો પણ તિરોભાવ થાય છે ને પાછો ઇશ્વરેચ્છાથી તેમનો આવિર્ભાવ થાય છે. પ્રથમ બ્રહ્માની સ્મૃતિનો નાશ થાય છે ને વળી તપ કરવાથી તેનાં જ્ઞાનની વૃદ્ધિ થાય છે. જ્ઞાન પ્રાપ્ત થતાં બ્રહ્મા આ સૃષ્ટિને અનુક્રમે રચે છે. ધર્મ પણ સત્યવાળા સત્યયુગમાંજ પૂર્ણરૂપે રહે છે, ત્રેતામાં ત્રણ ભાગે રહે છે. દ્વાપરમાં બે ભાગો છે, ને કલિયુગમાં તો અમાવાસ્યામાં ચંદ્રની કળાની જેમ માંડ માંડ એકજ અંશે રહે છે. સૂર્ય જેવો ગ્રિષ્મ રૂતુમાં હોય છે તેવો શિશિર રૂતુમાં હોતો નથી. બપોરે જેવો સૂર્ય આકરો હોય છે તેવો સાંજે હોતો નથી. સવારે પણ તેવો હોતો નથી. સૂર્ય એક સમયમાં ઉદય પામે છે. બીજા સમયમાં કાંઈક તેજસ્વી થાય છે, ત્રીજા સમયમાં પ્રચંડ થાય છે ને ચોથા સમયમાં અસ્ત થાય છે, વાદળાં હોય ત્યારે સૂર્ય દિવસે પણ ઢંકાઇ જાય છે ને રાહુ ગળે છે ત્યારે મલીન થઈ પાછો પ્રસન્ન પણ થાય છે, ચંદ્રમાની ગતિ પણ સૂર્યના જેવીજ છે. બલીરાજા, પૃથ્વી, સર્વ જગત્ ને સ્થાવર જંગમોની પણ આજ દશા છે. જે પરબ્રહ્મ પરમાત્મા છે તે સઘળા કામમાં એકરૂપેજ રહે છે પણ બીજું કાંઈપણ રહેતું નથી. પરમાત્માના અનુગ્રહથી મૃત્યુંજય થયેલા મેં અસંખ્યાત પ્રાકૃત લયો

જોયા છે ને હજી પણ વારંવાર દેખીશ. પ્રકૃતિ પુરૂષ ને જીવ નામથી એ પરમાત્માજ વખણાય છે. નાના રૂપો ધરનારા એ પ્રભુનાં નામ તથા ગુણોનું જે મનુષ્યો કીર્તન કરે છે તેઓ મૃત્યુ, જન્મ રોગ ભય ને જરાને જીતે છે. એમણેજ બ્રહ્માને સર્જનારા વિષ્ણુને પાળનારા ને મને સંહાર કરનાર કરેલ છે. તેના આપેલા અધિકારો અમે સૌ ભોગવીએ છીએ. હેરાજા! સહારનુ કામ કાલાગ્નિરૂદ્રને સોંપી નિરંતર હું પરમાત્માનાં નામોનું તથા ગુણોનું કીર્તન કર્યા કરૂં છું. આથી હું મૃત્યુંજય થયો છું. એ પ્રભુને જાણી હું નિર્ભય થયો છું. ગરૂડના ભયથી સર્પો નાશી જાય છે તેમ એ પરમાત્માના ભયથી મૃત્યુ ભાગી જાય છે. નારાયણ વદે છે—સર્વેશ્વર ને સર્વનું કલ્યાણ કરનારા શિવજી સભામાં એટલું વદી મૌન રહ્યા ને શંખચુડે એમની સ્તુતિ કરી. પછી નમ્રતાથી શંખચુડે મહાદેવને આમ કહ્યું શંખ ચુડ વદે છે—તમે સાચું કહ્યુ. તેમાં ખોટું કાંઇ નથી. આપે મારી પણ સાચી વિજ્ઞપ્તિ સાંભળવી જોઇએ. ભાયાતોનો દ્રોહ કરવામાં પાપ છે એમ આપે કહ્યું તો વિષ્ણુએ બળીરાજાનું સર્વસ્વ લઈ લઈને તેને કેમ પાતાળમાં ચાંપ્યો! શું એથી વિષ્ણુને પાપ ન લાગ્યું? વિષ્ણુ બળીરાજાના દ્વારમાં ગદા ધરી ઉભા છે તેથી હું બળીરાજાને પાતાળમાંથી બહાર લાવી શકયો નથી પણ દૈત્યોનાં ગયેલાં ઐશ્વર્યનો મે ઉદ્ધાર કર્યો છે ને ભાયાતોના દ્રોહનો દેવતાઓને ભય હોય તો તેઓએ હિરણ્યકશિપુને હિરણ્યાક્ષને કેમ હણાવ્યા! શુંભ વિગેરે દાનવોનો કેમ નાશ કરાવ્યો! અમે ને દેવતાઓએ સાથે સમુદ્રને મથ્યો હતો જ્યાં દેવતાઓ અમૃત પી ગયા ને અમે નો પરિશ્રમના જ ભાગી થયા એ કેમ બન્યું! આ સઘળું જગત્ પ્રકૃતિરૂપ પરમાત્મા જેને જેવું ઐશ્વર્ય આપે તેવું [illegible] છે. કારણ યોગે દેવ દાનવોની તકરાર પરંપરાથી ચાલીજ આવી છે. કયારેક દેવતાઓ હારે તે ને કયારેક અમે હારીએ છીએ. આવા વિરોધમાં આપ વચ્ચે આવો છો તે આ કારણથી નિષ્ફળ છે. આપ મહાત્મા ઈશ્વર અને બંધુ છો જેથી તમારે આમાં વચ્ચમાં આવવું ન ઘટે. આપનાથી અમે નિકૃષ્ટ છઇએ તેની સાથે લડતાં તમારે લજાવું જોઈએ. અમે જય પામશું તો જેવી અમારી કીર્તિ થશે તેવી તમારી કીર્તિ તમારા જયથી પણ નહી થાય. તમે હારશો તો તમારી જેવી હાનિ થશે તેવી અમારી હારશું તોપણ હાનિ થશે નહીં. નારાયણ વદે છે—શંખચુડની વાણી સાંભળી શિવે યોગ્ય ઉત્તર આપ્યો. શિવજી વદે છે—બ્રહ્માના વંશજોની તમારી સાથે લડતાં મને શુ શરમ છે! હારતાં મને શું અપયશ છે! પૂર્વે વિષ્ણુએ મધુની સાથે, કૈટભની સાથે, હિરણ્યકશિપુની સાથે, ને હિરણ્યાક્ષની સાથે યુદ્ધ કર્યું હતું. મેં પણ ત્રિપુરના દાનવો સાથે યુદ્ધ કર્યું હતું. મૂલ પ્રકૃતિ જગદંબા ઈશ્વરીએ પણ શુંભાદિકની સાથે ઘોર સંગ્રામ કર્યો હતો. તું પણ પરમાત્માનો ઉત્તમ પાર્ષદ છે. પૂર્વે જે જે દાનવો માર્યા હતા તે તારા જેવા ન હતા વાસ્તે તારી સાથે લડતાં મને લાજ શી હોય? દેવતાઓ શરણે ગયા તેથી વિષ્ણુએ મને અહીં મોકલ્યો છે વાસ્તે તું દેવતાઓનું રાજ્ય પાછું આપ કાંતો મારી સાથે યુદ્ધ કર.' આ હું નિશ્ચયસર કહું છે ને મારે વૃથા વચન બોલવાનું કશું પ્રયોજન નથી. નારાયણ વદે છે—હે નારદ! એમ કહી સદાશિવ મૌન રહ્યા ને પોતાના સચિવો સહિત શંખ-

ચુંડ ત્યાંથી સત્વર ઉભો થઈ ચાલ્યો.[૧-૮૨]

**इत्युक्त्वा शंकरस्तत्र विरराम च नारद।**
**उत्तस्थौ शंखचूडश्च अमात्यैःसह सत्वरम् ८२**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૧ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.*

### સદાશિવ ને શંખચૂડનું યુદ્ધ.

**नारायण उवाच-**

**शिवं प्रणम्य शिरसा दानवेन्द्रः प्रतापवान्!**
**समारुरोह यानं च सहामात्यैः ससत्वरः॥१॥**

નારાયણ બોલ્યા—હે નારદ! પ્રભાવવાળો શંખચુડ શિવને પ્રણામ કરીને પોતાના સચિવોની સાથે વાહનપર બેઠો. શિવે પોતાની સેનાને ને સુરોને સંગ્રામની આજ્ઞા આપી. શંખચુડે પણ સેનાને આજ્ઞા આપી. ઈન્દ્ર ને વૃષપર્વા, સૂર્ય ને વિપ્રચિતિ, વિશ્વકર્મા ને મય દાનવ, ચન્દ્ર અને દંભાસુર, કાળ ને કાળસ્વર, અગ્નિ અને ગોકર્ણ, કુબેર ને કાલકેય, મૃત્યુ ને ભયંકર, યમ અને સંહાર, વરૂણ ને વિકંકણ, વાયુ ને ચંચળ, બુધ ને ધૃતપૃષ્ટ, શનિશ્ચર અને રક્તાસની, જયન્ત ને રત્નાકર, વસુઓ ને વર્ચસો, અશ્વિનીકુમારો ને દીપ્તિમાન્, નળકુબેર ને ધૂમ્રલોચન, ધર્મ ને ધુરંધર, મંગળને ઉષાક્ષ, ભાનુ ને શોભાકર તથા કામદેવ ને પિઠર એમ અન્યોઅન્ય દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા. ગોયામુખ, ચુર્ણ, ખડગ, ધ્વજ, કાંચીમુખ, પિંડ, ધુમ્ર, નન્દી, વિશ્વ ને પલાશ એઓની સાથે આદિત્ય દેવતાઓ લડવા લાગ્યા. અગીયાર રૂદ્રો અગીયાર ભયંકર દાનવોની સાથે લડતા હતા. ઉગ્ર ને ચંડ વિગેરે દેવો મહા મારીની સાથે તથા નંદીશ્વર આદિ શિવના પાર્ષદો પણ દાનવ સમુદાયની સાથે યુદ્ધ કરવા લાગ્યા. પ્રલય કરતાં પણ અધિક ભયંકર યુદ્ધારંભમાં ભદ્રકાળી ને કાર્તિકેયની સાથે સદાશિવ તો હજુ વટવૃક્ષ નીચે ઉભા હતા. એ પક્ષમાં અવિચ્છિન્ન યુદ્ધ ચાલી રહ્યું હતું. રત્નાભરણના શણગારવાળો શંખચુડ કોટાનકોટિ દાનવોની સાથે રમણીય સિંહાસનપર બેઠો હતો. દાનવોથી હારી ગયેલા, ભય પામેલા, ને ઘવાયેલા સઘળા શંકરના યોદ્ધાઓ ને દેવતાઓ ભાગવા માંડયા તેથી કાર્તિકેયને મહાકોપ ચડયો. તેમણે દેવતાઓને અભય આપ્યું તથા પોતાના તેજનું ને ગુણનું તેજ પણ આપ્યું. પછી અનેક દાનવોની સાથે એકલા કાર્તિકેયેજ યુદ્ધ કર્યું ને દાનવોની સો અક્ષૌહિણી સેનાને કાપી કાઢી. કમળનયની કાળીએ અસંખ્ય દાનવોને પાડીને તેનાં રૂધિર પીવા માંડયાં. તે કાળીએ દશ લાખસોલાખ ને કરોડો હાથીઓને પોતાના એક હાથથી ઉપાડીને બીજા હાથથી મુખમાં નાંખવા માંડયા. હે નારદ! યુદ્ધમાં હજારો કબધ નામવા લાગ્યા. કાર્તિકેયનાં બાણોના સમુદાયથી ત્રાસ પામી મોટા પરાક્રમી દાનવો પણ ભાગવા લાગ્યા. વૃષપર્વા, વિપ્રચિતિ, દંભ ને વિકંકણ આદિ દાનવો પરાક્રમથી કાર્તિકેયની સાથે લડવા લાગ્યા. મહામારી પણ લડાઈમાંજ લાગી રહી. કાર્તિકેયની સાંગથી પીડાતા દાનવો ક્ષોભ પામ્યા. પરન્તુ એ કોઇ રણક્ષેત્રથી ભાગ્યા નહીં. આ ક્ષણે સ્વર્ગમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. દાનવોનો નાશ કરનારૂં ને પ્રાકૃતિક લય સરખું કાર્તિકેયનું ભીષ્મ યુદ્ધ દેખી શંખચુડ વિમાનમાંથી બાણવૃષ્ટિ કરી રહ્યો. મેઘવૃષ્ટિ સરખી શંખચુડની બાણવૃષ્ટિથી સર્વત્ર અંધકાર થયો, અગ્નિ ઉત્પન્ન

* આ અધ્યાયમાં સદાશિવ ને શંખચૂડના સંગ્રામ વિષે વર્ણન કરવામાં આવશે.

થયો ને દેવતાઓ તથા નંદીશ્વર આદિ સઘળા પાર્ષદો પણ પોબારા ગણી ગયા. માત્ર એકલા કાર્તીકેયજ રણક્ષેત્રમાં રહ્યા. શંખચુડે પર્વતો, સર્પો, શિલાઓ, ને અનિવાર્ય વૃક્ષ વૃષ્ટિ કરવા માંડી તેથી ઝાકળથી જેમ સૂર્ય ઢંકાય તેમ શંખચુડની વૃષ્ટિથી કાર્તિકેયપણ ઢંકાયા. શંખચુડે કાર્તિકેયનું મહા ધનુષ્ય કાપી નાંખ્યું, દિવ્ય રથ તોડી નાંખ્યો, ને રથના રક્ષકોને પણ મારી નાંખ્યા. દીવ્ય અસ્ત્રથી કાર્તિકેયના મરૂર ને પણ ખોખરો કરી નાખ્યો ને છાતી તોડનારી સૂર્ય જેવી તેમની સાંગ હતી તે પણ કાપી નાખી. ક્ષણવારમાં કાર્તિકેય મૂર્ચ્છત થતા હતા ને ક્ષણવારમાં સંજ્ઞાવાળા થતા હતા. પછી કાર્તિકેયે પૂર્વે પોતાને વિષ્ણુએ આપેલું દીવ્ય ધનુષ્ય લેઈ, રત્નના વિમાનમાં બેસી, ને શસ્ત્ર અસ્ત્રો સજ કરી ભયંકર યુદ્ધ કરવા માંડયું. મહાકોપથી કાર્તિકેયે દિવ્ય અસ્ત્રથી સઘળા પર્વતોને, વૃક્ષોને, સર્પોને, પથરાઓને કાપી નાંખ્યા ને પર્જન્યાસ્ત્રથી અગ્નિને બુઝાવી દીધો. પછી લીલામાત્રમાં શંખચુડનાં ધનુષ્યને, કવચને, સારથીને ઉજ્વળ મુકુટને પણ કાપી નાંખ્યા. શંખચુડ મૂર્ચ્છાવશ થયો પણ પાછો તરતજ જાગૃત થયો. પછી મોટી માયાવાળો શંખચુડ બીજા વાહનમાં બેઠા ને માયાથી બાણની જાળ રચવા લાગ્યો. હે નારદ ! એ જાળથી શંખચુડે કાર્તિકેયને ઢાંકી દીધા. શંખચુડે સો સૂર્યના જેવી પ્રભાવાળી, પ્રલયાગ્નિના સરખી જવાળાઓવાળી ને વિષ્ણુના તેજથીજ ઘેરાયેલી સાંગ ઉપાડી કોપ કરી મહાવેગથી કાર્તિકેય ઉપર મારી. અગ્નિના સમુદાય જેવી ચળકતી એ સાંગ કાર્તિકેય ઉપર પડવાથી તેઓ મૂર્ચ્છા ખાઇ ગયા. આ સમયે ભદ્રકાળી કાર્તિકેયને મુખમાં ઘાલી સદાશિવની પાસે લઈ ગયાં ને લીલામાત્રમાં સદાશિવે કાર્તિકેયને સચેત કરીને તેમને અનંત શક્તિ આપી. મહા પરાક્રમવાળા કાર્તિકેય બેઠા થઈને રણમાં ગયા. તેમની રક્ષા વાસ્તે કાળી તથા વીરભદ્રાદિ વીરલોકો પણ ગયા. સઘળા દેવ રાક્ષસ કિન્નર ગંધર્વ વિગેરે દેવો પણ રણભુમિમાં ગયા કેટલાએક વાજીંત્રવાળાને કેટલાએક મધ ઉઠાવનારા પણ કાળીની સાથે ત્યાં ગયા. કાળીએ રણભૂમિમાં સિંહનાદ કર્યો તેથી દાનવો મૂર્ચ્છા પામી ગયા. કાળી ખડખડ વારવાર હસવા લાગ્યાં. ને દૈત્યોને દેખી મધ પીતાં પીતાં રણમાં નાચવા વાગ્યાં. ઉગ્રદંષ્ટ્રા, ઉગ્રદંડા, કોટકી, યોગિનીઓ, ડાકણો ને દેવગણો પણ મધ પીવા લાગ્યા. કાળીથી ભય પામતા દાનોને શંખચુડે યુદ્ધમાં આવી અભય આપ્યું. કાળીએ લીલામાત્રથી પ્રલયાગ્નિની જ્વાળા જેવો અગ્નિ શંખચુડના પર નાંખ્યો પરંતુ શંખચુડે તેને લીલામાત્રથી પર્જન્યાસ્ત્રથી ઠારી દીધો. કાળીએ તીવ્ર વરૂણાસ્ત્ર નાંખ્યું તેને શંખચુડે રમતાં રમતાં ગાંધવાસ્ત્રથી તોડી નાંખ્યુ. કાળીએઅગ્નિની શિખા સરખુ માહેશ્વરાસ્ત્ર નાંખ્યુ તેને શંખચુડે વૈશ્નવાસ્ત્રથી તોડી નાંખ્યું- કાળીના ફેંકેલાં નારાયણાસ્ત્રને શંખચુડે પ્રણામ કરીનેજ ત્યાંથીજ ઉંચે ચલાવી દીધું શંખચુડે એ નારાયણ અસ્ત્રને દંડવત્ પ્રણામ કર્યા. કાળીનાં મંત્રેલાં બ્રહ્માસ્ત્રને શંખચુડે બ્રહ્માસ્ત્રથીજ ઠારી નાંખ્યુ. કાળીનાં મંત્રથી ફેંકેલાં દિવ્યાસ્ત્રને શંખચુડે પોતાનાં દિવ્યાસ્ત્રોથી શાન્ત કર્યું. કાળીએ પ્રયત્નથી એક યોજન લાંબી સાંગ ફેંકી તેના શંખચુડે દિવ્યાસ્ત્રોના સમુદાયથી ટુકડે ટુકડા કરી નાંખ્યા. પછી ક્રોધે ભરાયેલી કાળીએ પાશુપતાસ્ત્ર નાખવા માંડયું ત્યારે તેનો ઉપયોગ ન થવા

આકાશવાણી થઇ કે "આ મહાત્મા રાજાનુ મૃત્યુ પાશુપતાસ્ત્રથી થવાનું નથી ને જ્યાં સુધી આની પાસે વિષ્ણુનું કવચ છે ને જ્યાં સુધી તેની પત્નીનું સતીપણું અખંડિત છે ત્યાં સુધી તેને જરા મૃત્યુ નહીં આવે એવું બ્રહ્માનું વચન છે." આ શબ્દો સાંભળી કાળીએ પાશુપતાસ્ત્ર નાખ્યું. પછી કાળી રમતાં રમતાં એક કોટિ દાનવોને ગળી ગયાં. પછી એ ભયંકર કાળી મહાવેગ કરી શંખચુડને પણ ગળવા સારૂ દોડયાં પણ મહા દિવ્યાસ્ત્રથી શંખચુડે તેમને અટકાવ્યાં. ભદ્રકાળીએ પછી ઉનાળાના જેવો તિક્ષણ ખડગ નાખ્યો તેના દિવ્યાસ્ત્રથી શંખચુડે સો ટુકડા કર્યા. વળી પાછાં કાળી તેને ગળવા જતાં હતાં તેવામાં એ મહા સિદ્ધ શંખચુડે પોતાની કાયાનો મહા વિસ્તાર કર્યો. પછી ક્રોધે ભરાયાં કાળીએ મહાવેગથી મુષ્ટી મારીને શંખચુડનો રથ તોડી નાંખ્યો. તેના સારથીને પણ મારી નાખ્યો. પછી કાળીએ પ્રલયાગ્નિ સરખું ત્રિશુળ નાખ્યું તેને શંખચુડે પોતાના ડાબા હાથમાં ઝાલી લીધુ. પછી કાળીએ કોપ કરી તેને મૂષ્ટી મારી તેથી તે ચકરી ખાતો મૂર્ચ્છા પામ્યો. પછી ક્ષણવારમાં ચેતના પામી શંખચુડ ઉભો થયો. તેણે દેવીની સાથે મલ્લયુદ્ધ ન કર્યું પરંતુ દેવીને પ્રણામ કર્યા. શંખચુડે દેવીનાં અસ્ત્રો કાપી નાખ્યા. ને કેટલાંક પોતાની શક્તિથી લઈ લીધાં પણ દેવીને પોતાની માતા સમજી તેણે તેના શરીરપર એક અસ્ત્ર નાંખ્યું ન હતુ. પછી ભદ્રકાળીએ કોપ કરી વારંવાર શંખચુડને પકડી પકડી ઉંચે ઉલાળી નાંખ્યો. પ્રતાપવાળો શંખચુડ સત્વર હેઠો પડતાંજ ઉભો થઈ દેવીને પ્રણામ કરી આનંદથી પોતાના વિમાનમાં બેઠો. શંખચુડ સંગ્રામમાંથાકયો નહીં તેથી ભદ્રકાળીએ ક્ષુધા લાગતાં દાનવોનાં રૂધિરનું પાન કર્યું ને તેઓનાં માંસ ખાઈને ભદ્રકાળી શિવજી પાસે ગયાં. તેમણે યુદ્ધની સઘળી વાત શિવજીને કહી. દાનવોનો નાશ થયો. સાંભળી શિવજી હસ્યા. કાળી બોલ્યાં કે "હે ઈશ્વર ! હવે એક લાખ દાનવો બાકી રહ્યા છે કારણ કે તેઓ ખાતાં ખાતાં મારા મુખમાંથી નીકળી ગયા છે. બાકી સઘળાઓને હું ખાઇ ગઇ હું. પછી મે પશુપતાસ્ત્રથી શંખચુડને મારવાનો પ્રયત્ન કર્યો પરન્તુ ત્યારે આકાશવાણી થઈ કે "આ રાજા તમારાથી નહી મરે" આ શંખચુડ મહા પ્રતાપવાળો અને બળવાળો છે તેમજ વળી તે એવો મોટો જ્ઞાની છે કે તેણે મારાં બાણ કાપી નાંખ્યાં પરન્તુ બાણો ફેંકયાંનહીં.[૧-૭૪]

**राजेन्द्र श्च महाज्ञानी महाबल पराक्रम ।**
**न च चिक्षेप मद्बाणं चिच्छेद मम सायकम् ॥७५॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે નવમા સ્કંધમાં અધ્યાય ૨૨મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો*

### વિષ્ણુએ શંખચુડનુ કવચ હરી લીધું.

**नारायण उवाच--**

**शिवस्तत्त्वंसमाकर्ण्यतत्त्वज्ञानविशारदः ।**
**ययौस्वयंचसमरेस्वगणैःसहनारद ॥१॥**

નારાયણ બોલ્યા--હે નારદ ! તત્વજ્ઞાન વિશારદ સદાશિવ પછી પોતાના ગણો સહિત યુદ્ધભૂમિમાં ગયા. શંખચુડે વિમાનમાંથી ઉતરીને પરમ ભકિતથી શદાશિવને દંડવત પ્રણામ કર્યા. પછી વિમાનમાં બેસી કવચ પહેરી તેણે કરમાં ધનુષ્ય લીધું. હે નારદ !

* આ અધ્યાયમાં વિષ્ણુએ શંખચુડનુ કવચ હરી લીધું ને શિવજીએ તેને માર્યો એ કથા કહેવાશે.

પછી શિવ અને શંખચુડને પરસ્પર યુદ્ધ ચાલ્યું. આ યુદ્ધને એકસો વર્ષ નીકળી ગયાં. કોઈનો જય કે પરાજય ન થયો. સદાશિવે શસ્ત્ર છોડી દીધાં ને શંખચુડે પણ તેમ કર્યું. શંખચુડ રથમાં બેસી રહ્યો ને સદાશિવ નંદીપર બેસી રહ્યા. રણમાં માર્યા ગયેલા અનેક સ્વપક્ષના દાનવોને શકરે સજીવન કર્યા. આ વેળા એક વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આવ્યો તે આ પ્રમાણે શંખચુડને કહેવા લાગ્યો. વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો—હે રાજવીર ! મને બ્રાહ્મણને તમે ભીક્ષા આપો. તમે સર્વ સંપત્તિ આપનારા છો તો મારૂ મન ગમતું મને આપો. હું હાલ નિરૂદ્યમ વૃદ્ધ ને તૃષ્ણાતુર છું. પ્રથમ આપવાની તમે પ્રતિજ્ઞા કરો ને પછી હું માગવું હશે તે માગીશ. નારાયણ વદે છે—બ્રાહ્મણનાં વાકય સાંભળી ખુશી થયેલા પ્રફુલ્લિત નયનોવાળા શંખચુડે આપવાને કબુલ કર્યું. પછી તે બ્રાહ્મણે કપટથી કહ્યું કે "હે રાજા ! મારે વિષ્નુનું કવચ કે જે તારી પાસે છે તે જોઈએ છીએ." બ્રાહ્મણ વેષધારી વિષ્ણુ આવ્યા હતા તેનાં આવાં વચનો સાંભળીને ભોજપત્રમાં લખીને માદળીયામાં બાંધેલું કવચ કે જે પોતે ગળામાં પહેર્યું હતું. તે કવચ શંખચુડે પેલા બ્રાહ્મણને આપી દીધું. વિષ્ણુરૂપ બ્રાહ્મણે તે લઈ લીધું. પછી વિષ્નુએ શંખચુડનું રૂપ ધર્યું ને તેઓએ કપટથી તુલસીની પાસે જઇ તેના ઉદરમાં સંભોગ કરી પોતાનું વીર્ય નાખ્યુ. આ સમયે મહાદેવે પ્રલયાગ્નિની શિખા જેવું, બપોરના સૂર્ય સરખું, અનિવાર્ય, અસત્ય, સફળ, વૈરીઓનો નાશ કરનારૂં, ચક્રસમાન તેજવાળું, સર્વ શસ્ત્ર અસ્ત્રોના સારવાળું, સદાશિવ ને વિષ્ણુજ ઉઠાવી શકે તેવું, સહસ્ર ધનુષ્ય લાંબુ, શત હસ્તથી વિશાળતાવાળું, ચેતનમય, બ્રહ્મરૂપ, અવિનાશી, અવર્ણનીય, લીલામાત્રમાં નિઃશેષ બ્રહ્માંડોનો નાશ કરી શકે તેવું, વિષ્ણુનું ઘણુંજ ભયંકર ત્રિશુળ શંખચુડને મારવા માટે હાથમાં લીધું. હે નારદ ! પછી મહાદેવે એ ત્રિશુળનો હાથમાં તોલ કરીને શંખચુડનાપર પ્રહાર કર્યો કે તરતજ શંખચુડ ધનુષ્યબાણ તજી બુદ્ધિપૂર્વક યોગાસન કરીને શ્રીકૃષ્ણના ચરણ કમળનું ધ્યાન કરવા લાગ્યો,મહાદેવનું ત્રિશુળ વારંવાર શંખચુંડ ઉપર પડવાથી થોડીવાર પછી શંખચુંડ અને તેનો રથ ભસ્મરૂપ થઈ ગયાં. પછી બે ભૂજાઓવાળો, કરમાં વીણાવાળો, રત્નાલંકારથી શણગારેલો, ગોવાળીઆના વેષવાળો, ને કિશોર અવસ્થાવાળો શંખચુડ દિવ્યજન થઈને ત્યાં રહ્યો. આ ક્ષણમાંજ કરોડો ગોવાળીયાઓથી ઘેરાયેલું ને ઉત્તમ રત્નોનું વિમાન ગોલોકમાંથી ઉતર્યું તેમાં બેસી શંખચુડ ત્યાં ગયો. હે નારદ ! ત્યાં જઈ તેણે વૃંદાવનમાં રાસમંડળની અંદર રાધા ને શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં ભક્તિથી નમસ્કાર કર્યા. સુદામાને આવેલો દેખી પ્રેમથી ભરેલાં ને મુખ તથા નેત્રમાં પ્રસન્નતાવાળાં રાધાકૃષ્ણે તેને ખોળામાં બેસાડયો. પછી મહાદેવ ને આવેલું ત્રિશુલ સત્વર વિષ્ણુની પાસે ગયું. શંખચુડનાં અસ્થિઓમાંથી નાના પ્રકારની શંખની જાતિઓ થઇ કે જે દેવપૂજામાં સર્વત્ર પવિત્ર મનાય છે. શંખોદક તીર્થોદક જેવું પવિત્ર છે. એ જળ સદાશિવ શિવાય સર્વ દેવોપર ચડાવાય છે. શંખનાદ જ્યાં થાય ત્યાં લક્ષ્મી સ્થીર રહે છે. શંખોદકથી સ્નાન કરતાં તીર્થોદકનાં સ્નાનનું ફળ છે. શંખ વિષ્ણુના નિવાસ સ્થાનરૂપ છે તેથી જ્યાં શંખ હોય છે ત્યાં વિષ્ણુ, લક્ષ્મી ને મંગળ રહે છે. સ્ત્રીઓ કે શુદ્રો શંખ બજાવે તો લક્ષ્મી ભય પામી ક્રોધ કરી

ત્યાંથી ભાગી જાય છે. શંખચુડને મારી સદાશિવ પણ ખુશી થઈ પોઠીઆપર બેસી ગણોસહિત શિવલોકમાં ગયા ને મોટા આનંદ પામેલા દેવતાઓ પણ પોતપોતાના ભવનમાં ગયા. સ્વર્ગમાં દુંદુભિ વાગ્યાં ગંધર્વો તથા કિન્નરોનું ગાન થયું ને સદાશિવની ઉપર અખંડિત પુષ્પની વૃષ્ટિ થઈ મહર્ષિઓને દેવતાઓ સદાશિવની સ્તુતિ કરી રહ્યા.[૧-૪૦]

नेदु र्दुंदुभय स्स्वर्गे जगुर्गन्धर्वाकन्नराः।
बभूव पुष्पवृष्टिश्च शिवस्योपरि संततम् ॥२०॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૪ મો.*

### તુલસીનું માહાત્મ્ય.

नारद उवाच–

नारायणश्च भगवान् वीर्याधानं चकार ह।
तुलस्यां केन रुपेण तन्मे व्याख्यातुमर्हसि॥१॥

નારદ બોલ્યા–નારાયણ ! ભગવાન તુલસીમાં કેવી રીતે સંગ કરી વીર્યાધાન કર્યું તે કથા આપ મને કહેવા યોગ્ય છે તેથી કહો. નારાયણ બોલ્યા–હે નારદ ! દેવકાર્ય વાસ્તે માયાથી વિપ્રરૂપ વિષ્ણુ એ શંખચુડનુ કવચ લઇ લીધું તે પછી તેઓ શખચુંડનારૂપે તુલસીના ભવનમાં પધાર્યા. પતિવ્રતાપણાનો નાશ કરાવી શંખચુડને મરાવવો એવો વિષ્ણુનો ઇચ્છાપૂર્વક ઉદ્દેશ હતો. તુલસીના દ્વારપાસે ભગવાને દુંદુભિ વગડાવી જયકાર ઉચ્ચરાવ્યો. એ નાદ સાંભળી રાજી થયેલાં તુલસી પ્રેમથી ઝરૂખામાં ઉભાં ઉભાં રાજમાર્ગમાં જોઇ રહ્યાં. બ્રાહ્મણોને ધન આપી મંગળ કરાવ્યું તથ બંદિજનોને ભિક્ષુકોને તથા જયની વધામણી આપનારાઓને પણ ધન દીધું. વિષ્ણુ રથમાંથી ઉતરી રત્નથી બનેલાં તુલસીનાં સુંદર ગૃહમાં આવ્યા. પોતાના સુંદર પતિને આવેલા સમજી પ્રસન્ન થયેલાં તુલસીએ તેમનાં ચરણો ધોયાં. પ્રણામ કરીને તુલસી રોઈ પડયાં. રત્નના સુંદર સિંહાસનપર પતિ જાણીને વિષ્ણુને બેસાર્યા ને કર્પૂર આદિથી સુગંધમય પાન બીડી આપતાં આપતાં બોલ્યાં કે "હે નાથ ! મારો જન્મ ને જીવન આજ સફળ થયાં. તમને રણમાંથી જય મેળવી પાછા આવેલા આજ હું દેખું છું." પછી કટાક્ષ સહિત ધીમું ધીમુ હસતાં કામનામય ને રોમાંચિત થયેલાં એ તુલસીએ મીઠી વાણીથી આ પ્રમાણે વિષ્ણુરૂપ પતિને યુદ્ધવાર્તા પૂછી તુલસી પૂછે છે–હે નાથ ! હે કૃપાનિધિ ! અસખ્યાત બ્રહ્માંડોના સંહાર કરનારા સદાશિવપર તમે કેવી રીતે જય મેળવ્યો એ કથા મને કહો. નારાયણ બોલ્યા હે નારદ ! તુલસીની વાણી સાંભળી વેષ ધારી શંખચુડરૂપ વિષ્ણુએ હસીને આ પ્રકારે મધુર વચન કહ્યું. વિષ્ણુ વદે છે–હે સુંદરી ! હે કામિની ! મારા ને મહાદેવના વચ્ચે એક સો વર્ષ યુદ્ધ ચાલ્યું તેમાં સઘળા દાનવોનો સંહાર થયો. પછી બ્રહ્માએ વચ્ચમાં પડી અમારા બે વચ્ચે સમાધાન કરાવ્યું ને પ્રીતિ કરાવી તેથી બ્રહ્માની આજ્ઞાથી મે દેવતાઓનો અધિકાર પાછો આપ્યો. હું અહીં આવ્યો ને સદાશિવ પોતાના ભુવનમાં પધાર્યા. નારાયણ બોલ્યા–હે નારદ ! આમ કહી વિષ્ણુએ શયન કર્યું ને પોતે તુલસીની અંગે ક્રીડા કરી. સુખસંભોગના સમયમાં શંખચુડના કરતાં કાંઈક તફાવત માલમ પડતાં સપૂર્ણ વિચાર કર્યા પછી તુલસી આ પ્રકારે બોલ્યાં. તુલસી બોલે છે–હે

* આ અધ્યાયમા તુલસીને વિષ્ણુનો સગ તથા તુલસીનાં માહાત્મ્ય વિષે કથા કહેવામાં આવશે.

માયાવી ! તું કોણ છો ! મને કપટથી ભોગવીને મારાં પતિવ્રત્યનો ભંગ કર્યો વાસ્તે તને હું શાપ આપીશ. નારાયણ બોલ્યા—તુલસીના શાપના ભયથી વિષ્ણુએ પોતનું મનોહર સ્વરૂપ ધર્યું. નવમેઘસ્યામ, શરદ્દરૂતુનાં કમળ જેવાં નેત્રોવાળા, રત્નાભરણોથી શણગારેલા, મંદમંદ હસતા, પ્રસન્ન વદનવાળા, ને પીળાં પીતાંબરવાળા મહાદેવતા વિષ્ણુને તુલસીએ સમીપમાં ઉભેલા જોયા. એમને દેખી તુલસી મૂર્છાવશ થયાં પણ ક્ષણવારમાં ચૈતન્ય પામીને વિષ્ણુએ આ પ્રમાણે કહ્યું. તુલસી વદે છે—હે સ્વામી ! તમે નિર્દય છો. તમારૂં હૃદય પાષાણ જેવુ છે. છળ કરી ને મારાં પાતિવ્રત્યને ભંગ કરીને મારા પતિને તમે માર્યો જેથી તમારામાં દયા નથી. હે દેવ ! તમારૂં હૃદય પાષાણ જેવું છે વાસ્તે તમે પાષાણ રૂપતાને પામો. તમને સાધુ માનનારાઓની ભૂલ છે તેમાં શંકા નથી. નિરપરાધિ ભક્તને કોઈના વાસ્તે તમે કેમ માર્યો ! નારાયણ બોલ્યા—આમ બોલી શોકાતુર તુલસી વારંવાર રૂદન કરવા લાગ્યાં. એમને દીન થયેલાં દેખી કરૂણાનિધાન વિષ્ણુએ નીતિથી સમજાવવા આ પ્રમાણે વચનો કહ્યાં. વિષ્ણુ વદે છે—હે સુંદરી ! તમે મારા વાસ્તે ભરખંડમાં ઘણો કાળ તપ કર્યું હતું ને શંખચુડે તમને પામવા બહુ તપ કર્યું હતું. તપના પ્રભાવથી શંખચુડ તમને પામ્યો ને વિહાર કર્યો ને તમને હવે તમારાં તપનું ફળ મળવું યોગ્ય છે. હે પ્યારી ! તમે હવે આ દેહ તજીને દિવ્ય દેહ ધરી મારી સાથે રમણ કરો. ને લક્ષ્મી સરખાં થાઓ. તમારૂં આ શરીર ભરતખંડમાં પ્રાણી માત્રને પવિત્ર કરનારી પુણ્યરૂપ ગંડકી નદીરૂપ થશે. તમારા કેશનો કલાપ પવિત્ર વૃક્ષરૂપ થશે ને ભારતક્ષેત્રમાં 'તુલસી' એવાં નામથી તે વૃક્ષ પૂજાશે. ત્રિભુવનમાં દેવસંબંધી ઉપયોગી પુષ્પોમાં ને પત્રોમાં એ તુલસી મુખ્ય મનાશે. સ્વર્ગ, મૃત્યુ પાતાળ, ને મારી પાસે ગોલોકમાં પણ તમે વૃક્ષોમાં ઉત્તમ તુલસીરૂપે કહેવાશો. ગોલોકમાં વિરજાના તીરમાં, વૃંદાવનના રાસ મંડળમાં, માંડીરમાં, ચંપકવનમાં, રમણીય ચન્દનવનમાં માધવીના વનમાં, કેતકીના વનમાં, કુન્દમાલાનાવનમાં, માલતીના વનમાં, અને બીજાં પણ પુણ્ય સ્થળોમાં તમારો મહાપવિત્ર વાસ થશે. પૃથ્વીમાં પણ તુલસીના મૂળનો પ્રદેશ સઘળા પ્રદેશો કરતાં અધિક પવિત્ર ને સઘળાં તીર્થોના અધિષ્ઠાનરૂપ બનશે. હે સુંદરી ! પોતાના મસ્તકપર તુલસીદળો પડે એ વાસ્તે સૌ દેવતાઓ તુલસીની નીચે વસશે. તુલસી પત્રવાળાં પાણીથી જે કોઈ નહાશે તેને સર્વ તીર્થોનાં સ્નાનનું ને સર્વ યજ્ઞોની દીક્ષાનું પુણ્ય થશે. હજારો અમૃતના કળશથી મને જેથી પ્રસન્નતા થાય તેવીજ પ્રસન્નતા માત્ર તુલસીપત્રથી મને થશે. હે સુંદરી ! દશહજાર ગૌદાન જેટલુંજ ફળ કાર્તિકમાસમાં તુલસીનુ દાન કરતાં થશે. મૃત્યુ કાળે જેના મુખમાં તુલસીપત્રનું જળ મળશે તે પ્રાણી સર્વ પાપોથી મુક્ત થઇ ને વિષ્ણુલોકમાં પૂજાશે. જે મનુષ્ય નિત્ય ભક્તિથી તુલસી જળનું પાન કરશે તેને તેને એક લક્ષ અશ્વમેધનુ ફળ થશે. જે મનુષ્ય પોતાના દેહમાં ને કરમાં તુલસી પત્ર રાખી દેહ ત્યાગ કરશે તેને મારા લોકની પ્રાપ્તિ થશે. તુલસીની માળાનું ફળ પગલે પગલે અશ્વમેધનું ફળ થશે. તુલસી પત્ર લઈ ને કરેલી પ્રતિજ્ઞાનું જે માણસ પાલન કરે તે માણસ યાવચ્ચન્દ્રદિવાકરૌ કાલસૂત્ર નામના નરકમાં પડશે. તુલસીના ખોટા સોગન ખાનારો માણસ ચૌદ ઈન્દ્રના કાળ સુધી કું-

ભીપાક નામના નરકમાં પડશે. મરણકાળે તુલસી જળનો જેને કણમાત્ર પણ મળશે તે અવશ્ય રત્નના વિમાનમાં બેસી વૈકુંઠમાં જશે. પૂર્ણિમા, અમાવાસ્યા, દ્વાદશી, સંક્રાન્તિનો દિવસ, મધ્યાન્હ, રાત્રી, સંધ્યા ને સૂતક આદિ અપવિત્ર કાળમાં તેમજ તૈલાભ્યંગ કરીને રાતનું વાશી વસ્ત્ર પહેરીને જેઓ તુલસીપત્ર તોડશે તેઓને મારૂં મસ્તક કાપ્યા જેટલો દોષ લાગશે. ત્રણ રાતનું વાશી તુલસીપત્ર પણ શ્રાદ્ધમાં, વ્રતમાં, દાનમાં, પ્રતિષ્ઠામાં ને દેવપૂજનમાં પવિત્ર મનાશે. પૃથ્વીપર પડેલું, જળમાં પડેલું કે વિષ્ણુને અર્પેલું તુલસીપત્ર હશે તે ધોઈ નાંખીને બીજાં કર્મમાં શુદ્ધ મનાશે. આ પ્રકારે વૃક્ષરૂપે તમારો પૃથ્વીમાં વાસ થશે ને આનંદમય ગોલોકમાં તમે વૃક્ષની અધિષ્ટાતા દેવીરૂપે શ્રીકૃષ્ણની સંગે નિત્ય રમણ કરશો. ભારતક્ષેત્રમાં ગંડકીરૂપે થયેલાં તમે ક્ષાર સમુદ્રની પત્ની થશો, કે જે ક્ષારસમુદ્ર મારોજ અંશ છે. તમે પૂર્ણરૂપે મારી સાથે વૈકુંઠમાં વસશો ને પતિવ્રતા છો તેથી તમે લક્ષ્મીતુલ્ય મને વહાલાં થશો એમાં શંકા નથી. તમારા શાપથી હું પોતે ભારતક્ષેત્રમાં ગંડકીને તીરે પર્વતરૂપે રહીશ. ગંડકીના તીક્ષ્ણ દાઢોવાળા કીડાઓ છે તેઓ એ પર્વતની શિલાઓમાં મારા ચક્રનો આકાર કરશે. જેમાં એક દ્વાર, ચાર ચક્રો ને ઉપર માયા જેવી રેખા હશે ને જેવો વર્ણ નવા મેઘ જેવો હશે તે લક્ષ્મીનારાયણ નામનું રૂપ મનાશે. ઉપરનું સર્વ છતાં જેમાં માળા જેવી રેખા નહીં હોય તે લક્ષ્મી જનાર્દનનું રૂપ ગણાશે. માળા જેવી રેખાના બદલે જેમાં ગાયનુ પગલું હશે તે ચક્ર રઘુનાથ નામનું રૂપ ગણાશે. જેમાં બે ચક્ર ને નવા મેઘ જેવો વર્ણ હશે, અત્યન્ત નાનું હશે, ને માળા જેવી રેખા નહીં હોય તે વામનનું રૂપ ગણાશે. જેમાં બે ચક્રો ને માળા જેવી રેખા હશે ને અત્યન્ત નાનું હશે તે શ્રીધરનું રૂપ ગણાશે. તેને રાખવાથી મનુષ્યોને સર્વદા લક્ષ્મીની પ્રાપ્તિ થશે. જે સ્થુળ, ગોળ, માળા વગરનું, બે ચક્રવાળું ને અતિ સ્વચ્છ હશે તે દામોદર નામનું રૂપ ગણાશે. જે ઠીક ઠીક જાડુ, ગોળાકાર, બે ચક્રોવાળું, બાણના પ્રહારોની નિશાઓવાળુ ને બાણ તથા મસ્તકનાં ચિન્હવાળું હશે તે રણરામનું રૂપ ગણાશે. મધ્યમ રીતે જે જાડું, સાત ચક્રોવાળું તથા છત્ર તથા ભૂષણોના ચિન્હવાળું હશે તે રાજરાજેશ્વર નામનું રૂપ ગણાસે. એ રૂપથી રાજલક્ષ્મી મળશે. જે ચૌદ ચક્રોવાળું, જાડું ને નવા મેઘ જેવા વર્ણવાળું હશે તે અનંત નામનું રૂપ ચારે પુરૂષાર્થોને આપનારૂ કહેવાશે. ચક્ર જેવા આકારવાળું, બે ચક્રવાળું, વામભાગમાં લક્ષ્મીનાં ચિન્હવાળું, મેઘશ્યામ, ગાયનાં પગલાંનાં ચિન્હવાળું ને મધ્યમસર સ્થૂલ હશે તેમધુસૂદન નામનું રૂપ ગણાશે.જેસુંદરરૂપવાળું, એકચક્રવાળું નેગુપ્તમુખવાળું હશે તે ગદાધર નામનું રૂપ ગણાશે. જે બે ચક્રવાળું ને અશ્વના મુખ જેવા આકારવાળુ હશે તે હયગ્રીવ નામનું રૂપ ગણાશે. જે અત્યન્ત મોટાં મુખવાળું બે ચક્રવાળું ને ભયંકર હશે તે નૃસિંહનું રૂપ ગણાશે ને એથી મનુષ્યોને સત્વર વૈરાગ્યની પ્રાપ્તિ થશે. જે બે ચક્રવાળુ, મોટાં મુખવાળું ને માળાનાં ચિન્હવાળુ હશેતે લક્ષ્મીનૃસિંહનુ રૂપ કહેવાશે ને એથી સદ્‌ગૃહસ્થોને સુખની પ્રાપ્તિ થશે. જે દ્વારના સ્થળમાં બે ચક્રોવાળું લક્ષ્મીનાં ચિન્હવાળું, સરખું ને સ્પષ્ટ હશે તે વાસુદેવનું રૂપ કહેવાશે ને એથી સઘળાં ઈચ્છિત ફળોની પ્રાપ્તિ થશે. જે સૂક્ષ્મ ચક્રવાળું, નવા

મેઘ જેવી કાન્તિવાળું, ને ઘણાં છિદ્રોવાળાં મુખવાળું હશે તે પધુમ્નનું રૂપ કહેવાશે ને એથી ગૃહસ્થોને કલ્યાણની પ્રાપ્તી થશે. જેમાં પરસ્પર સંલગ્ન મુખવાળાં બે ચક્રો હશે ને પીઠ વિશાળ હશે તે સંકર્ષણનું રૂપ કહેવાશે ને એથી ગૃહસ્થોને સુખ પ્રાપ્તિ થશે. જે પીળી કાન્તિવાળું, ગોળ, ને અતીવ સુંદર હશે તે અનિરૂદ્ધનું રૂપ મનાશે ને તેથી ગૃહસ્થોને સર્વદા સુખની પ્રાપ્તિ થશે. જે સ્થાનમાં પૂર્વોક્ત પ્રકારની કોઇપણ શાલગ્રામની શીલા હશે તે સ્થાનમાં હુ સંનિહિત રહીશ. ને સર્વ તીર્થોની સાથે લક્ષ્મી પણ ત્યાં નિવાસ કરશે. શાલગ્રામની શીલાના પૂજનથી બ્રહ્મહત્યાદિ પાપો ટળી જશે. છત્રાકારના પૂજનથી રાજ્ય મળશે, ગોળાકારની પૂજાથી અતીવ લક્ષ્મી, ગાડા જેવાં આકારવાળાનાં પૂજનથી દુઃખ અને ત્રિશૂલ જેવી ધારાવાળાનાં પૂજનથી અવશ્ય મૃત્યુ થશે. કુરૂપાં મુખવાળાંની પુજાથી દરિદ્રતા થશે, પીંગળા રંગવાળાની પૂજા થી હાનિ થશે, ભાગેલા ચક્રવાળાની પૂજાથી વ્યાધિ થશે તથા ફુટેલાની પૂજાથી મરણ થશે. શાલગ્રામની શીલા પાસે રાખતાં વ્રત, દાન, પ્રતિષ્ઠા, શ્રાદ્ધ, અને દેવપૂજા બહુજ ઉત્તમ રીતે થયેલાં કહેવાશે. શાલગ્રામના પૂજનારાને સર્વ તીર્થમાં સ્નાનનું તથા સર્વ યજ્ઞોની દીક્ષાનું ફળ મળશે. સઘળા યજ્ઞ, તીર્થ વ્રત, તપ ને ચારે વેદોના પાઠનાં પુણ્યનું ફળ શાલગ્રામની પૂજાથી થશે. જે મનુષ્ય હમેશાં શાલગ્રામનાં જળથી અભિષેક કરશે તેને સર્વ દાનોનું તથા પૃથ્વીની પ્રદક્ષીણાનુ ફળ થશે. શાલગ્રામના જળનું પાન કરનારાઓને દેવતાઓનું ઇષ્ટ સુખ થશે. એમાં શંકા નથી. એ મનુષ્યના સ્પર્શની સર્વ તીર્થો પણ સ્પૃહા કરશે, છેવટે એ પુરૂષ મારાં પવિત્ર પદને પ્રાપ્ત કરી મારી સાથે અગણિત પ્રાકૃત પ્રલયો સુધી રહી મારો દાસ થઈને વસશે. બ્રહ્મહત્યાદિક પાપો જેમ ગરૂડના દર્શનથી સર્પો ભાગે તેમ એ મનુષ્યને દેખીને ભાગી જશે. તેના ચરણની રજથી પૃથ્વી પવિત્ર થઈ તેના જન્મથી તેના લાખ પૂર્વજોનો ઉદ્ધાર થશે. મરણ સમયે શાલગ્રામનું ચરણામૃત પીનારો સર્વ પાપોથી છુટી મારા લોકમાં આવશે. એ મનુષ્ય નિર્વાણ પદની પામી કર્મભોગથી છુટી જશે. ને મારાં પદમાં લય પામશે એમાં સંદેહ નથી. શાલગ્રામ કરમાં રાખી ને મનુષ્ય અસત્ય બોલશે તે બ્રહ્માની અવસ્થા પૂરી થાય ત્યાં સુધી કુંભીપાકમાં પડશે. કરમાં શાલગ્રામ લઈ લીધેલી પ્રતિજ્ઞા જે નહીં પાળે તે એક મન્વંતર સુધી અસિપત્રવન નામના નરકમાં જશે. હે સુંદરી! જે મનુષ્ય શાલગ્રામ ઉપર તુલસીદળને વિચ્છેદ કરશે તેને જન્માંતરમાં સ્ત્રીવિયોગ થશે. શંખ ઉપર તુલસીપત્રનો વિચ્છેદ કરનારો સાત જન્મમાં સ્ત્રી રહિતને રોગી થશે. જે મનુષ્ય શાલગ્રામને, તુલસીને, ને શંખને એકત્ર રાખશે તે મહાજ્ઞાની ને મને વહાલો થશે. જે પુરૂષે એકવાર જે સ્ત્રીનો સંગ કર્યો હોય તે સ્ત્રીનો વિયોગ થતાં પરસ્પર દુઃખ થાયજ તો તમારો સંગ શંખચુડે એક મન્વંતર સુધી કર્યો છે જેથી તમને અને શંખને વિયોગી કરવાં એ દુઃખદાયક થાય. નારાયણ વદે છે—હે નારદ! વિષ્ણુ એમ બોલી મૌન થયા અને તુલસીએ પોતાનો દેહ તજી દિવ્ય રૂપ ધરી લક્ષ્મીની તુલ્યે વિષ્ણુના વૃક્ષ સ્થળમાં સ્થિતિ કરી. વિષ્ણુ તેની સાથે વૈકુંઠમાં પધાર્યા. હે નારદ! આ પ્રકારે ગંગા, લક્ષ્મી, સરસ્વતી, ને તુલસી એ ચારે સર્વેશ્વર વિષ્ણુની પત્નીઓ થઈ. તુલસીનો

તજેલો દેહ ગંડકી નામે નદી થયો ને વિષ્ણુ ભગવાન તેને તીરે પુણ્ય આપનારા પર્વત થયા. ત્યાં કીડીઓ શીલાઓને નોખા નોખા આકારવાળી કર્યા જ કરે છે. તેઓમાંથી જે શિલાઓ જળમાં હોય છે તે ફળદાયક થાય છે એવો નિશ્ચય છે ને જે શીલાઓ સ્થળમાં હોય છે તે સૂર્યના તાપથી પીગળી થાય છે. એ પીંગળી શીલાઓ પૂજવાને યોગ્ય નથી. હે નારદ! આ પ્રકારે મેં તુલસીનો સઘળો ઇતિહાસ કહ્યો ને હવે તમારે શું સાંભળવાની જીજ્ઞાસા છે. ॥૧-૧૦૧॥

**स्थलस्थाः पिंगला ह्येता श्चापतापद्रवेरिति ।**
**इत्येवं कथितं सर्वं किं भूयः श्रोतुमिच्छसि १०१**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૪ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૫ મો.*

### તુલસીની પુજાનું વિધાન.

**नारद उवाच—**

**तुलसी च यदा पूज्या कृता नारायण प्रिया ।**
**अस्याः पूजाविधानं च स्तोत्रं च वद सांप्रतम् ॥१॥**

નારદ બોલ્યા—તુલસી પૂજ્યતમા તથા નારાયણની પ્રિયા થયાં વાસ્તે હવે તેમની પૂજા સ્તોત્ર વિગેરે વિધિ તમે હે નારાયણ! મને બતાવો. સૂત પુરાણી બોલ્યા—હે શૌનક! નારદની વાણી સાંભળી નારાયણે તુલસીની પાપ હરનારી પવિત્ર કથા કહેવાને આરંભ કર્યો. નારાયણ વદે છે—તુલસીનો સત્કાર કરી વિષ્ણુ તેની સાથે ક્રીડા કરવા લાગ્યા ને લક્ષ્મીજી જેવીજ મહત્તા તુલસીને આપવા લાગ્યા. તુલસી અને વિષ્ણુના નવા સમાગમથી તુલસીને મોટાઈને તથા સૌભાગ્યને ગંગા તથા લક્ષ્મી સહન કરી રહ્યાં. પરન્તુ સરસ્વતીને કોપથી એ સહન ન થયું. માનવાળાં સરસ્વતીએ તુલસીને વિષ્ણુની સમક્ષમાંજ માર માર્યો ને કજીયો કર્યો તેથી શરમથી અને અપમાનથી તુલસી અન્તર્હિત થયાં. સર્વ સિદ્ધોનાં ઇશ્વરી, જ્ઞાનીઓને પૂજ્ય તથા યોગ સિદ્ધિવાળાં એ તુલસી કોઈપણ સ્થળે ત્યારે વિષ્ણુના દેખવામાં ન આવ્યાં. પછી વિષ્ણુ સરસ્વતીને ચેતવીને તુલસીના વનમાં ગયા. પછી સ્નાનાદિ કરી વિષ્ણુએ સારી રીતે તુલસીજીની પૂજા કરી સ્તુતિ કરી હે નારદ! **श्रीं ह्रीं क्लीं ऐं वृंदावन्यै स्वाहा** " એ દશ અક્ષરવાળા કલ્પવૃક્ષ સદૃશ મંત્રથી યથાવિધિ જે તુલસીનું પૂજન કરે છે તેને સર્વ ફળની સિદ્ધિ થાય છે. ઘૃતના દીપકથી, ધૂપથી, સિન્દુરથી, ચંદનથી, નૈવેદ્યથી, પુષ્પોથી, અને ઉપચારોથી પૂજન કરી વિષ્ણુએ સ્તોત્ર બોલીને સ્તુતિ કરી ત્યાર પછી પ્રસન્ન થયેલાં તુલસા વૃક્ષમાંથી પ્રગટ થઇને વિષ્ણુના ચરણારવિંદની શરણે આવ્યાં વિષ્ણુએ તેમને વરદાન દીધું કે " તમને પ્રાણીમાત્ર પૂજશે. તમને સુંદરરૂપવાળાં ને હું મસ્તક પર તથા વૃક્ષસ્થળમાં ધારણ કરીશ. સઘળા દેવતાઓ પણ મસ્તકમાં તમને ધારશે." આમ કહી તુલસી સહિત વિષ્ણુ વૈકુંઠમાં પધાર્યા. નારદ કહે છે—હે નારાયણ મુનિ! તુલસીનું ધ્યાન સ્તવન અને પૂજા વિધિ શા પ્રકારે છે તે મને આપ કહો. નારાયણ કહે છે—જ્યારે તુલસી અન્તર્હિત થયાં ત્યારે વિરહાતુર વિષ્ણુએ તેમની વૃન્દાવનમાં આ પ્રકારે સ્તુતિ કરી હતી. વિષ્ણુ સ્તવે છે—જેમાં સમુદાયરૂપ વૃક્ષો એકત્ર થયાં છે અને એથી વિદ્વાનો જેને 'વૃન્દા' નામથી ભજે છે ને મારી પ્યારી તુલસીને હું ભજું છું.

---

* આ અધ્યાયમા તુલસીની પૂજાનું વિધાન બતાવવામાં આવશે.

વૃન્દાવન નામના વનમાં પૂર્વે પ્રગટ થવાથી જે વૃન્દાવની કહેવાય છે તે સૌભાગ્યવતી તુલસીને હું ભજુ છું. અસખ્યાત બ્રહ્માંડો માં-પૂજાતાં હોવાથી જે ભગવતી 'વિશ્વપૂજિતા' કહેવાય છે તેને હું ભજું છું અગણિત બ્રહ્માંડોનાં પવિત્ર કરનારાં છે તેથી જે દેવી વિશ્વપાવની કહેવાય છે તેને હું વિરહથી સંભારૂં છું પુષ્પોના સમૂહથી પણ જેના વિના દેવો પ્રસન્ન થતાં નથી તેવાં પુષ્પ સાર રૂપ શુદ્ધ તુલસીને શોકથી હું જોવા તલસું છું. જેની પ્રાપ્તિથી વિશ્વમાં ભકતોને આનંદ થાય છે તેથી જે નંદિની કહેવાય છે તે તુલસી મને અહીં પ્રસન્ન હો. જેના બરાબર સઘળાં બ્રહ્માંડોમાં બીજું કાંઈ નથી તેવાં પ્યારાં તુલસીને હું શરણે છું. સર્વદા અતીવ વહાલાં જે સતી શ્રીકૃષ્ણના જીવનરૂપ છે તેથી શ્રીકૃષ્ણજીવની કહેવાય છે તે મારાં જીવનનું રક્ષણ કરો. નારાયણ બોલ્યા—આમ પ્રાર્થના કરી જરાવાર વિષ્ણુ અટકયા તેવામાં તો તેમના ચરણકમળમાં નમેલાં સાક્ષાત્ સતી તુલસી તેમના દેખવામાં આવ્યાં પોતાનાથી માનપૂર્વક પૂજયેલાં તથા સરસ્વતીએ કરેલાં અપમાનથી રૂદન કરતાં તેમને દેખીને વિષ્ણુએ પોતાની છાતીમાં રાખ્યાં. પછી સરસ્વતીની આજ્ઞા લઈ વિષ્ણુ સ્વસ્થાને ગયા ને ને સરસ્વતીને સ્નેહ કરાવી દીધો. વિષ્ણુએ તુલસીને વરદાન આપ્યું કે "તમે પ્રાણીમાત્રમાં પૂજ્ય થશો. સઘળા લોકો તમને શિરપર ધરશે ને અભિવંદન કરશે. હું પણ મારા શિરપર તમને ધરીશ. વિષ્ણુનાં આવાં વરદાનથી તુલસી ખુશી થયાં. સરસ્વતીએ તેમનો હાથ ખેંચીને પોતાની પાસે રાખ્યાં. લક્ષ્મી ને ગંગાએ પણ તેમ કર્યું. વૃન્દા, વૃન્દાવની વિશ્વપૂજિતા, વિશ્વપાવની, પુષ્પસારા, નંદની, તુલસી ને કૃષ્ણજીવની એ આઠ નામોનો પૂજા કરી જે પાઠ કરે તેને અશ્વમેધનું ફળ થાય. તુલસીનો મહા મંગળરૂપ જન્મ કાર્તિકશુદિ પૂર્ણિમાના દિને થયો હતો ને પૂજન પણ વિષ્ણુએ તે દિવસે કર્યું હતું તેથી ભક્તિથી જે માણસ તે દિવસે તુલસીની પૂજા પાઠ વિગેરે કરે તે સર્વ પાપોથી છૂટો થઈ વિષ્ણુલોકમાં જાય છે. એ માસમાં વિષ્ણુને તુલસીપત્ર ચઢાવવાનું ફળ દશ હજાર ગોદાન જેટલું છે. સ્તોત્રનાં શ્રવણમાત્રથી અપુત્રને પુત્ર,સ્ત્રીરહિત સ્ત્રી,બંધુ રહિતને બંધુ,રોગીને આરોગ્યતા,બંધમાં પડેલાને મુકિત, ભયાતુરને અભય, ને પાપીને પાપથી છૂટકારો થાય છે. તુલસીનું ધ્યાન ને પૂજા હવે કહું તે સાંભળો. વેદની કણ્વશાખામાં એ વિધિ છે તે તમે જાણો છો. તુલસીના વૃક્ષમાં આવાહન નહીં કરી ભક્તિથી તેમનું ધ્યાન કરી ઉપચારોથી પૂજન કરવું. પાપનાશક ધ્યાન આમ કરવું કે " પુષ્પોના સારરૂપ, સતી, પવિત્ર, મનોહર, પાપકાષ્ઠોને બાળવા પ્રજ્વલિત અગ્નિના સમાન, ઉપમા રહિત, તેવાં, વેદોકત અદ્વિતીય પુષ્પરૂપ, પવિત્રોમાં પવિત્ર મસ્તકપર ધરવાને જેને સૌ ઇચ્છે છે તેવાં જીવન્મુક્ત, મુક્તિ આપનારાં, વિશ્વપાવની, અને હરિ ભક્તિ આપનારાં તુલસીને હું ભજું છું." ડાહ્યા માણસે આમ ધ્યાન કરી પૂજા કરી ને સ્તુતિ કરી તેમને પ્રણામ કરવા. આ તુલસીનું આખ્યાન મેં તમને કહ્યું. હવે બીજું તમારે શું સાંભળવું છે.

**इतिध्यात्वा च संपूज्य स्तुत्वा च प्रणमेत्सुधीः ।**
**उक्तं तुलस्युपाख्यानं किं भूयः श्रोतुमिच्छसि ॥४४**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૫ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૨૬ મો.*

## સાવિત્રીની કથા.

**नारद उवाच-**

**तुलस्युपाख्यान मिदं श्रुतं चाति सुधोपमम् ।**
**ततः सावित्र्युपाख्यानं तन्मे व्याख्यातुमर्हसि १**

નારદ બોલ્યા—અમૃત સમાન તુલસીની કથા મેં સાંભળી ને હવે તમે સાવિત્રીની વિશાળ કથા મને કહી સંભળાવો. વેદમાતા સાવિત્રીએ મનુષ્યાવતાર કેમ ધર્યો હતો ? લોકમાં એમની પહેલ વહેલી કોણે પૂજા કરી ? પછીથી કોણે કોણે એમનું પૂજન કર્યું ? નારાયણ વદે છે—હે નારદ! એમની પ્રથમ પૂજા બ્રહ્માએ કરી હતી, પછી વેદોએ કરી હતી ને ત્યાર પછી અનેક વિદ્વાનોએ કરી હતી. ભરતખંડમાં અશ્વપતિ નામના રાજાએ એમનું પૂજન કર્યું ને ત્યાર પછી ચારે વર્ણોમાં તેમની પૂજા ચાલુ થઇ. નારદ કહે છે—હે મુનિ ! એ અશ્વપતિ ક્યાંના રાજા હતા ને તેમણે શું કારણથી સાવિત્રીની પૂજા કરી હતી ! સાવિત્રી દેવી ભારતક્ષેત્રમાં પૂજ્ય થયાં છે વાસ્તે તેમાં ઉત્તરોત્તર કોણે કોણે પૂજા કરી હતી તે વાત મને કહો. નારાયણ બોલ્યા—શત્રુઓનાં બળને હરનારો, મિત્રનાં સંકટોને નાશ કરનારો અશ્વપતિ નામનો મદ્રદેશમાં મહારાજા હતો. તે રાજાને વિષ્ણુને લક્ષ્મી છે તેમ માલતી નામની મહા ધર્મિષ્ટ મહારાણી હતી. તે રાણીને કાંઈ સતાન ન હતું તેથી તેણે કુળગુરૂ વસિષ્ઠની આજ્ઞાથી સાવિત્રીનું ઉપાસન કર્યું પરન્તુ તે રાણીને દેવીનાં દર્શન ન થયાં તેથી કાંઈ વરદાન પણ ન મળ્યું પછી તે દુઃખી રાણી ઘણીજ કચવાતી કચવાતી ઘેર આવી ને અશ્વપતિએ તેને દીન દેખી નીતિ વચનોથી દિલાસો આપ્યો ને પછી પોતે સાવિત્રી ઉપર તપ કરવાને ભક્તિથી પુષ્કર ક્ષેત્રમાં આવ્યો. તેણે ત્યાં જીતેન્દ્રિય થઈ એક સો વર્ષ તપ કર્યું છતાં દેવીનાં દર્શન કે પ્રત્યુત્તર મળ્યાં નહીં. પછી હે નારદ ! અશ્વપતિએ આકાશવાણી સાંભળી કે "હે રાજન્! તું દશ લાખવાર ગાયત્રીનો જપ કર" એ વેળા પરાશરમુનિ રાજાની પાસે આવ્યા ને રાજાએ તેને પ્રણામ કર્યા ત્યારે મુનિ આ પ્રમાણે બોલ્યા. પરાશર મુનિ વદે છે—હે રાજા! એકવાર ગાયત્રી જપવાથી એક દિવસનું પાપ જાય, દશવારથી એક રાત્રી ને દિવસનું પાપ જાય, સો વાર જપવાથી એક માસનું પાપ જાય, હજારવાર જપ કરવાથી એક વર્ષનું પાપ જાય, લાખવાર જપ કરવાથી આખા જન્મનું પાપ મટે છે. દશલાખ જપ કરતાં પૂર્વ જન્મનાં પાપો મટે છે ને એક કરોડ જપ કરવાથી સઘળા જન્મોનાં પાપ મટે છે. દશ કરોડ જપ કરવાથી બ્રાહ્મણોને મુક્તિ મળે છે. આંગળીઓની મધ્યમાં દ્વાર રહે એવી રીતે હાથને સર્પની ફેણના આકાર જેવો કરી ઉપલી આંગળીઓ નમાવી સ્થિરપણે હૃદયપર રાખતાં, ઉગમણી દિશામાં મુખ કરીને દ્વિજ વર્ણે ગાયત્રીનો જપ કરવો. અનામિકાના મધ્ય ભાગથી નીચે દક્ષિણા વર્ત્ત ક્રમથી તર્જનીના મૂલ સુધી અંગુઠો લઇ જઇ જપ કરવો તેને કરમાળા કહેવાય છે. એ માળા કરવી હોય તો શ્વેત કમળનાં બીજની અથવા સ્ફટિકની માળા બનાવી તીર્થમાં અથવા દેવાલયમાં તેથી જપ કરવો. પીપળાના પાંદડાપર કે કમળદળપર માળા રાખી તેને ગોરોચન ચોપડી ગાયત્રી મંત્રથી અભિષેક કરવો ને તેથી પાસે વિધિપૂર્વક સો ગાયત્રી

* આ અધ્યાયમા સાવિત્રીની કથાનો આરભ કરવામાં આવશે.

મંત્રો જપવા. અથવા તો એ માળાને પંચગવ્યનો કે ગંગાજળનો સંસ્કાર આપવો. આ પ્રકારે માળાનો સંસ્કાર કરી તે માળાથી દશ લાખ ગાયત્રીનો તમે જપ કરશો એટલે તમને ત્રણ જન્મોનાં પાપોનો ક્ષય થતાં સાવિત્રી દેવી દર્શન દેશે. હે રાજા! નિત્યપ્રતિ પ્રાતઃ કાળમાં મધ્યાન્હકાળે ને સાયંકાળે પવિત્ર થઇને તમારે સંધ્યા કરવી. સંધ્યા ન કરનારો દ્વિજ અપવિત્ર હોવાથી સઘળાં કર્મોમાં અયોગ્ય છે. સંધ્યા કર્યા વગરના દિવસે કરેલું કાર્યપણ ફળ આપતું નથી. પ્રાત સંધ્યા ને સાયંસંધ્યા ન કરનારા દ્વીજને શુદ્ર સમજીને તેનો સઘળાં કર્મોથી બહિષ્કાર કરવો. જીવતાં સુધી જે દ્વિજ ત્રીકાળ સંધ્યા કરે છે તે સૂર્ય જેવો તેજથી ને તપથી થાય છે ને એનાં ચરણની રજથી પૃથ્વી પવિત્ર થાય છે. તે દ્વિજ જીવન્મુક્ત થાય છે. એના સ્પર્શથી તીર્થો પણ પાવન થાય છે. ગરૂડથી સર્પો નાશી જાય તેમ તે દ્વિજને દેખી પાપો નાશી જાય છે. સ્વેચ્છાથી સંધ્યાને નહીં કરનારા બ્રાહ્મણની પૂજાને દેવતાઓ સ્વીકારતા નથી. તેમ તેના આપેલાં પિંડદાન તથા તર્પણને પિતૃઓ પણ સ્વીકારતા નથી. જે દ્વિજ મૂલપ્રકૃતિનો અભક્ત, તેનાં મંત્રનો અપૂજક, ને તેમના ઉત્સવોથી રહિત હોય છે તેને અજગર જેવો જાણવો. વિષ્ણુમંત્રથી રહિત, વિષ્ણુના મંત્રોથી રહિત ત્રણ કાળની સંધ્યાથી રહિત, એકાદશી રહિત, વિષ્ણુને નૈવેદ્ય ધર્યા વિના જમનારો, પારકાં વસ્ત્રો ધોનારો, બળદ હાંકનારો, શુદ્રનું અનાજ ખાનારો, જે બ્રાહ્મણ હોય તેને અજગર જેવો જાણવો. શુદ્રોનો પ્રતિગ્રહ કરનાર, શુદ્રોને યજન કરાવનાર, શાહી વેચીને જીવનાર, શસ્ત્રજીવી, કન્યાવિક્રયી, ભગવદ્નાં નામોનો વિક્રય કરનાર, પતિ, પુત્રી વગરની નારીનું અન્ન જમનાર, ચોથા દિવસવાળી રજસ્વલાનું અન્ન જમનાર, કુટણાં કરનાર, વ્યાજનો લેનાર કે વિદ્યાનો વિક્રયી, સૂરજ ઉગ્યા પછી પણ સુનારો, મત્સ્યજીવી ને શિવપૂજન આદિથી રહિત બ્રાહ્મણને પણ સદા અજગર સરખો સમજવો. નારાયણ બોલ્યા—આમ કહી અશ્વપતિ રાજાની પાસે પારાશરે સાવિત્રીની પૂજાનો સઘળો વિધિનો તથા ધ્યાન ને કવચ વિગેરેનો પણ ઉપદેશ કર્યો. મુનિ પોતાના આશ્રમમાં ગયા તે પછી રાજાએ સાવિત્રીની પૂજા કરી દર્શન મેળવીને વરદાન પણ મેળવ્યું હતું. નારદજી કહે છે—હે નારાયણ! સાવિત્રીનું ધ્યાન કેવી રીતે કરવું! તેમનાં પૂજનનો વિધિ શું છે? તેમનાં સ્તોત્રને મંત્ર શું છે? પારાશરે જે ઉપદેશ અશ્વપતિને કર્યો તે ઉપદેશ આપ મને કહો. અશ્વપતિએ શું પ્રકારથી સાવિત્રીની પૂજા કરીને કેવું વરદાન મેળવ્યુ હતું એ વિષે કહો. નારાયણ બોલ્યા—વ્રતની ઈચ્છાવાળાએ જયેષ્ઠમાસની શુકલપક્ષની ત્રયોદશી ઉપરાંત ચતુર્દશી હોય તે દિવસે અથવા તો શુદિ ચૌદશને દિવસે કે એ પ્રમાણે જયેષ્ઠ શુદિ ચૌદશને દિવસે ભક્તિથી વ્રત કરવું. એ વ્રત ચૌદ વર્ષો સુધી કરવું. ચૌદ ફળને ચૌદ નૈવેદ્યોનું અરપણ કરવુ. પુષ્પ ધૂપ વસ્ત્ર ને યજ્ઞોપવીત વિગેરેનુ અર્પણ કરીને વિધિપૂર્વક ભોજન કરાવવું. ફળ ને શાખાસહિત મંગળ કળશની પ્રતિષ્ઠા કરવી. ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ, અને દુર્ગાનુ પૂજન કરી કળશમાં સાવિત્રીનું આવાહન કરી તેમની પૂજા કરવી. સાવિત્રીનું ધ્યાન, સ્તોત્ર, પૂજાવિધાન ને સકળ કામાનાઓને આપનારો તેમનો માધ્યંદિની શાખામાં કહેલો મંત્ર કહું તે સાંભળો. " તપાવેલા સુવર્ણના જેવાં, બ્રહ્મતેજથી ચ-

ળકતાં, ગ્રીષ્મકાળના બપોરના હજાર સૂર્યોના સમાન પ્રભાવાળાં, મંદહાસ્યથી મનોહર વદનવાળાં, રત્નાભરણોથી શણગારેલાં, અગ્નિથી ધોવાયેલાં વસ્ત્રો ધરનારાં, ભક્તજનોપર અનુગ્રહ થવા વાસ્તે અવતાર ધરનારાં, સુખ આપનારાં, મુક્તિ આપનારાં, શાન્ત, બ્રહ્મદેવનાં પત્ની, સર્વ સંપત્તિઓને આપવાવાળાં, વેદનાં અધિષ્ઠાત્રી દેવી, છે તેમને હું સ્તવું છું." આ પ્રકારે પ્રથમ હૃદયમાં ધ્યાન કરી નૈવેદ્યાદિક ઉપચારો સમર્પિને મસ્તકપર બે હાથ જોડીને તેમને નમસ્કાર કરવા. પછી પાછું ધ્યાન કરીને કળશમાં ભક્તિથી તેમનું આવાહન કરવું. વિધિસહિત વેદોક્ત મંત્રોથી તેમને સોળ ઉપચારો આપી પૂજન કરીને સ્તુતિ કરી રહ્યા પછી તેમને પ્રણામ કરવા, આસન, પાદ્ય, અર્ઘ્ય, સ્નાનનીય, લેપન, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબુલ, શીતળ, વસ્ત્ર, ભૂષણ, માળા, ચન્દન, આચમન ને સુંદર શય્યા એ સોળ ઉપચારો જાણવા. આ ઉપચારો આ પ્રમાણે આ સોળ મંત્રો બોલી આપવા. ચંદનથી બનેલું સુવર્ણથી રચેલું, દેવતાઓના આધારરૂપ ને પુણ્યરૂપ આસન હું આપને અર્પણ કરૂં છું. તીર્થોદકરૂપ, પુણ્યદાતા, પ્રીતિ આપનાર, ઉત્તમ પૂજાના અંગરૂપ ને પવિત્ર પાદ્યને હું આપને નિવેદન કરૂં છું. આ અર્ઘ્ય કે જે પવિત્ર, દુર્વા ને પુષ્પની પાંખડીઓવાળું, પુણ્ય આપનારૂં શંખોદકવાળું છે તે હું આપને નિવેદન કરૂં છું. આ સ્નાનીય કે જે સુગંધ, સુગંધી જળવાળું, સ્નેહરૂપ ને સુગંધી કરનારૂં છે તે હું ભક્તિથી આપને અર્પું છું તો સ્વીકાર કરો. હે અંબા ! હું આપને આ અનુલેપન કે જે સુગંધી દ્રવ્યોથી બનેલું, પવિત્ર, પ્રીતિ આપનારૂં, દિવ્ય ગંધ આપનારૂં ને સુગંધી જળવાળું છે તે ભક્તિપૂર્વક નિવેદન કરૂં છું. હું આપને આ ધૂપ કે જે મંગળરૂપ, સર્વરૂપ, મંગળ આપનાર, પુણ્ય આપનાર, સુગંધમય ને સુખદાયક છે તે અર્પું છું તેનો આપ સ્વીકાર કરો. હે પરમેશ્વરી ! આપને આ દીપ હું નિવેદન કરૂં છું કે જે દીપ અંધકારનો હરનાર ને વિશ્વના પ્રકાશ વાસ્તે દીપ્તિ આપનારો છે. આ નૈવેદ્ય કે જે તુષ્ટિપુષ્ટિ આપનારૂં પુણ્ય અને સ્વાદ આપનારૂં, ક્ષુધા હરનારૂં, ને પ્રીતિ કરનારૂં છે તેનો સ્વીકાર કરો. હે દેવી ! હું આ રમણીય, ઉત્તમ, કર્પૂરાદિથી સુવાસિત અને તુષ્ટિપુષ્ટિ આપનારૂં તાંબુલ અર્પું છું. હે દેવી ! આ શીતળ જળ કે જે તૃષા હરનારૂં, જીવરૂપ, જગતનાં જીવનરૂપ છે તે સ્વીકારો. દેહની તથા સભાની શોભા આપનારૂં આ કપાસનું તથા રેશમનું વસ્ત્ર તથા આ રત્નમય ભૂષણ કે જે સુવર્ણાદિથી બનાવેલું, લક્ષ્મી દેનારૂં શોભા આપનારૂં, સુખ તથા પુણ્ય આપનારૂં છે તે સ્વીકારો. નાના પ્રકારના પુષ્પોથી. ( આચમની ને શય્યાના મત્રને બદલે સિન્દુર ને યજ્ઞોપવિતના મંત્ર લખ્યા છે ) હે દેવી ! આ સિન્દુર કે જે ઉત્તમ, રમણીય, કપાળની શોભા આપનાર, ને ભૂષણોત્તમ છે તેનો સ્વીકાર કરો શુદ્ધ ગાંઠવાળું પવિત્ર સૂત્રનું ને વેદ મંત્રથી પવિત્ર આ યજ્ઞોપવીતનો સ્વીકાર કરો." આ પદાર્થો મૂળ મંત્રથી આપ્યા પછી સ્તોત્ર પાઠ કરવો. પછી વ્રતધારી ભકત બ્રાહ્મણને દક્ષિણા આપવી. '**શ્રીં હ્રીં ક્લીં સાવિત્ર્યૈસ્વાહા** એ અષ્ટાક્ષરી સાવિત્રીનો મૂળમંત્ર છે. સઘળાં ફળોને આપનારૂં બ્રાહ્મણોના જીવનરૂપ તથા માધ્યંદિની શાખામાં કહેલું સાવિત્રીનું સ્તોત્ર કહું તે સાંભળો. હે નારદ ! પૂર્વે ગોલોકમાં બ્રહ્માને

જ્યારે શ્રીકૃષ્ણે સાવિત્રી આપ્યાં ત્યારે સાવિત્રી બ્રહ્માની સાથે બ્રહ્મલોકમાં જતાં ન હતાં તે વેળાએ શ્રીકૃષ્ણની આજ્ઞાથી સાવિત્રીની ભક્તિપૂર્વક સ્તુતિ કરી હતી ને સ્તુતિથી પ્રસન્ન થએલાં સાવિત્રીએ બ્રહ્માપર પછી પ્રેમ કર્યો હતો. બ્રહ્માએ સ્તુતિ કરી હતી કે " હે સચ્ચિદાનંદરૂપ મૂળપ્રકૃતિ રૂપ હિરણ્યગર્ભ રૂપ સુંદરી ! તમે પ્રસન્ન થાઓ. હે તેજરૂપ ! સર્વોત્તમ ! પરમાનંદરૂપ ! દ્વિજજન્મરૂપ ! સુંદરી ! તમે પ્રસન્ન થાઓ. હે નિત્યરૂપ, દીનોપર પ્રીતિવાળાં ! દેવી ! નિત્યાનંદ રૂપ ! સર્વમંગળરૂપ ! હે સુંદરી ! પ્રસન્ન થાઓ. હે સર્વરૂપ ! દ્વિજના મંત્રોના સારરૂપ ! હે પરાત્પર ! હે સુખ તથા મોક્ષ દેનારી ! હે દેવી ! હે સુંદરી ! તમે પ્રસન્ન થાઓ. હે દ્વિજોના પાપ કાષ્ઠોને બાળવાને પ્રજ્વલિત અગ્નિ સમાન ! હે બ્રહ્મતેજ દેનારાં ! હે દેવી ! હે સુંદરી ! તમે પ્રસન્ન થાઓ. મનવાણીને કાયાથી મનુષ્યોએ કરેલાં પાપો તમારા સ્મરણથીજ ભસ્મ થશે. નારાયણ બોલ્યા—બ્રહ્માની સ્તુતિથી ગોલોકની સભામાં પ્રસન્ન થયેલાં સાવિત્રી બ્રહ્માની સાથે બ્રહ્મલોકમાં ગયાં હતાં. અશ્વપતિ રાજાએ પણ આ સ્તોત્રથી સ્તુતિ કરી હતી જેથી તેનાપર ભગવતીએ પ્રસન્ન થઈને તેને દર્શન ને વરદાન દીધાં હતાં. સંધ્યા કર્યા પછી આ સ્તોત્રનો જે મનુષ્ય નિત્યપ્રતિ પાઠ કરશે. તેને ચારે વેદોના પાઠનું જે ફળ થાય છે તે ફળ થશે.[૧-૮૭]

**ददर्शतांचसावित्रीवरंमावपनोगतम् ।**
**स्तवराजमिमंपुण्यंसंध्याकृत्वाचयःपठेत् ॥८७॥**
**पाठेचतुर्णांवेदानांयत्फलंतमवाप्नुयात्**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૬ મો સંપૂર્ણ.

# અધ્યાય ૨૭ મો.*

## સાવિત્રીનો અવતાર.

**नारायण उवाच—**

**स्तुत्वानेन सोऽश्वपतिः संपूज्य विधिपूर्वकम् ।**
**ददर्श तत्रतां देवीं सहस्रार्कसमप्रभाम् ॥१॥**

નારાયણ બોલ્યા—આ સ્તોત્રથી સ્તુતિ કરવાથી અને વિધિપૂર્વક પૂજન કરતાં અશ્વપતિ રાજાને એ સ્થાનમાં એક હજાર સૂર્યના સમાન પ્રભાવાળાં સાવિત્રી દેવીનાં દર્શન થયાં. કાન્તિથી દિશાઓમાં પ્રકાશ કરતાં પ્રસન્ન થયેલાં સાવિત્રીએ મંદ હાસ્ય કરીને જેમ માતા પુત્રને કહે તેમ એ રાજાને આ પ્રમાણે કહ્યું. સાવિત્રી વદે છે—હે મહારાજા ! તારાં મનની ઈચ્છા હું જાણું છું. તારી અને તારી પત્નીની જે અભિલાષા છે તે સઘળી હું પરિપૂર્ણ કરીશ. તારી પતિવ્રતા રાણીને કન્યાની ઈચ્છા છે ને તને પુત્રની ઈચ્છા છે તે ઉભય ઈચ્છાઓ અનુક્રમે સિદ્ધ થશે. નારાયણ બોલ્યા—આમ કહી સાવિત્રી બ્રહ્મ લોકમાં ગયાં ને રાજા પોતાને ઘેર ગયો. સાવિત્રીની ઉપાસનાના પ્રભાવથી પ્રથમ તેને ત્યાં લક્ષ્મી સરખી રૂપવતી કન્યાનો જન્મ થયો. અશ્વપતિ રાજાએ એ કન્યાનું નામ ' સાવિત્રી ' પાડયું. શુકલ પક્ષના ચંદ્રમાની કળાની તુલ્યે એ સાવિત્રી નિત્યપ્રતિ કાળે કરી વધવા લાગી ને યૌવન સંપન્ન થઈ. સત્યવાદી ને અનેક ગુણવાળો સત્યવાન્ કે જે દ્યુમત્સેન નામના રાજાનો પુત્ર હતો તેને વરવાની સાવિત્રીએ ઈચ્છા કરી. આથી અશ્વપતિએ રત્નાભૂષણોથી શણગારેલી સાવિત્રીનું તેનેજ કન્યાદાન આપ્યું. સાવિત્રી

* આ અધ્યાયમા સાવિત્રીનો જન્મ, સત્યવાનને યમ લઇ જતા યમ અને સાવિત્રીના સંવાદ વિષે કહેવામા આવશે

પોતાના પતિ સત્યવાન્ સહિત સાસરે ગઇ. એક વર્ષ ગયા પછી પિતાના વાસ્તે ફળ ને કાષ્ટ લેવા માટે પિતાની આજ્ઞાથી સત્ય પરાક્રમી સત્યવાન્ વનમાં ગયો. ત્યાં પ્રારબ્ધ વશાત્ સત્યવાન્ વૃક્ષ પરથી પડીને મરણ પામ્યો. આ સમયે સાવિત્રી પણ તેની સાથેજ વનમાં ગઇ હતી. સત્યવાન્‌ને મુઓ જાણી યમદેવ ત્યાં આવ્યા ને તેના અંગુષ્ઠ માત્ર લિંગદેહને પાશ નાંખી દોરી જતા ચાલતા થયા. સાવિત્રી યમદેવની પાછળ ચાલી. સંયમિની નગરીના પતિ મહાત્મા યમદેવે સાવિત્રીને પછવાડે આવતી જોઇ તેને આ પ્રકારે મીઠું વચન કહ્યું. યમદેવ વદે છે—અરે ! અહો ! હે સાવિત્રી ! આ મનુષ્ય શરીરથી તું કયાં આવે છે ? તારા પતિની સાથે તારે આવવા મરજી હોય તો તારો આ દેહ તું તજી દે. જેના માથે મોત છે એવું આ મનુષ્ય પંચભૂતાત્મક સ્થૂલદેહ સહિત મારા યમલોકમાં આવી શકતુંજ નથી. હે સતી ! ભારતક્ષેત્રમાં તારા પતિનો જીવનકાળ પૂર્ણ થયો છે તેથી તે હવે કર્મભોગ વાસ્તે મારા લોકમાં આવે છે કારણકે જીવનાં જન્મ મૃત્યુ કર્માધીન છે. સુખ દુઃખ હર્ષ શોક ઈત્યાદિ દ્વંદ્વો પણ કર્મથીજ થાય છે. જીવ કર્મથી ઈન્દ્ર,કર્મથીજ બ્રહ્મા,કર્મથી જ બ્રહ્માનો પુત્ર, ને કર્મથીજ પરમાત્માનો સેવક બને છે. જીવ કર્મથીજ જ્ઞાનનો અધિકારી બને છે અને કર્મથીજ સઘળી સિદ્ધિઓ પામે છે. જીવને કર્મથીજ અમરત્વની પ્રાપ્તિ થાય છે. વિષ્ણુ વિષયક સાલોક્ય વિગેરે જે ચતુર્વિધ મુક્તિઓ છે તે પણ કર્મથીજ મળે છે તથા દેવપણું, મનપણું, રાજેન્દ્રપણું, શિવપણુ, ગણેશપણુ, મુનીન્દ્રપણું, તપસ્વીપણું, ક્ષત્રીયપણું, વૈશ્યપણું મ્લેચ્છપણું પણ કર્મથીજ પ્રાપ્ત થાય છે. આ નિશ્ચયમાં શંકા નથી. હે સાવિત્રી ! સ્થાવરપણું જંગમપણું, રાક્ષસપણું, કિન્નરપણું, અધિપતિપણું, વૃક્ષપણું, વનમાં જીવવાપણું, ક્ષુદ્ર જીવપણું, કીડાપણું, દૈત્યપણું દાનવપણું, તથા અસુરપણું પણ પોતપોતાના કર્મોથીજ જીવોને પ્રાપ્ત થાય છે. નારાયણ બોલ્યા—આટલું બોલી યમરાજા મૌન ધરી ચાલવા લાગ્યા. ॥૧-૨૫॥

**दैतेयत्वं दानवत्वं असुरत्वं स्वकर्मणा ।**
**इत्येतदुक्त्वा सावित्रीं विरराम सवै यम २५**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૭ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૮ મો.*

### સાવિત્રી અને યમનાં પ્રશ્નોત્તરો

**नारायण उवाच—**

**यमस्यवचनं श्रुत्वा सावित्री च पतिव्रता ।**
**तुष्टाव परयाभक्त्या या तमुवाच मनस्विनी॥१॥**

નારાયણ બોલ્યા—યમદેવની વાણી સાંભળી પતિવ્રતા સતી સાવિત્રીએ ધૈર્ય ને હિંમત ધરી પરમ ભક્તિથી યમદેવની સ્તુતિ કરી ને પછી નીચેનો પ્રશ્ન કર્યો. સાવિત્રી પ્રશ્ન કરે છે—હે દેવ ! કર્મનું શું સ્વરૂપ છે ! શું નિમિત્તે કર્મો કરાય છે ? કર્મનું ઉપાદાન શું છે ! કર્મથી બંધાયેલો દેહી કોણ છે ? કર્મકર્ત્તા કોણ છે ? મુક્તિ આપનાર જ્ઞાન શું છે ? બુદ્ધિનું સ્વરૂપ કેવુ છે ? પ્રાણીઓના પ્રાણો શા પ્રકારના છે ? ઈન્દ્રિયો કયાં છે ? ઈન્દ્રિયોનું લક્ષણ કેવું છે ? ઇન્દ્રિયોના દેવતાઓ કોણ કોણ છે ? ભોક્તા કોણ છે અને ભોગ આપનાર કોણ છે ? ભોગ શી વસ્તુ છે ?

* આ અધ્યાયમા સાવિત્રીના પ્રશ્નોના યમદેવેના ઉત્તર આપ્યા એ વાત કહેવામાં આવશે.

સંસારથી મુક્તિનો શો ઉપાય છે? જીવ કોણ છે અને પરમાત્મા કોણ છે? આ પ્રશ્નોના મને ઉત્તર આપો. યમદેવ ઉત્તર આપે છે—જે વેદમાં કરવાનુ કહ્યુ છે તે તુ કર્મ જાણ. જે વેદોક્ત છે તે શુભ કર્મ ને જે વેદ વિરૂદ્ધ છે તે અશુભ કર્મ જાણ. કર્મમાં ફળની ઈચ્છાનો ને વાસનાનો ત્યાગ થાય તો તે નિષ્કામ કર્મથી ભક્તિ પ્રકટતાં સઘળાં બીજાં કર્મોનો નાશ થઈ તત્વજ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. નિષ્કામ દેવસેવાનુ એવું મહાત્મ્ય છે. પરમાત્માનો ભક્ત હોય તે કોઇ પણ કર્મફલને ભોગવવા ઈચ્છતો નથી તેથી તેને વેદમાં સર્વદા મુક્તજ માન્યો છે. એવા ભક્તને જન્મ મરણ, જરા, વ્યાધિ, શોક, કે ભય એમાંનું કશુ પોતા વિષે દેખાતુંજ નથી. સઘળા સિદ્ધાન્તીઓથી માન્ય થયેલી ભક્તિના બે પ્રકાર છે. નિર્ગુણ ભક્તિ અને સગુણ ભક્તિ તેમાં નિર્ગુણભક્તિ કૈવલ્ય આપનારી છે ને સગુણ ભક્તિ છે તે પ્રભુના સમાન રૂપ આપનારી છે. નિર્ગુણ ભક્તિના અધિકારીઓ ઉત્તમ યોગીજનો હોય છે ને મધ્યમ અધિકારીઓ સર્વદા સગુણ ભકિત ઇચ્છે છે. માયાવિશિષ્ટ બ્રહ્મરૂપ જે મૂલપ્રકૃતિ છે તેજ કર્મોનાં નિમિત્ત, ઉપાદાન ને વિવર્ત્તકારણરૂપ કહી છે. અવિદ્યામાં ચૈતન્યના પ્રતિબિમ્બરૂપ જીવ નિમિત્તકારણ છે ને બ્રહ્મ છે તે વિવર્ત્તકારણ છે. કર્મોના નિમિત્ત કારણરૂપ જીવોજ કર્મથી બંધાયેલા દેહીઓ છે. મરણ પછી જે અહીં પડયો રહે છે તે સ્થૂલ દેહ છે. સૃષ્ટિના પ્રકારમાં સૂત્રરૂપ પંચમહાભૂતો કે જે પૃથ્વી, જળ, તેજ, વાયુ, ને આકાશ છે તેનાં કાર્યરૂપ આ દેહ છે. પૂર્વોક્ત દેહી છે તેજ ભોક્તા કહેવાય છે. જે અન્તર્યામી છે તે તો ભોગ આપનાર છે. સુખદુઃખના અનુભવરૂપ ભોગ કહેવાય છે. અનાત્માનો અધ્યાસ છુટી જતાં જે આત્મસ્વરૂપે કરીને અવસ્થિતિ છે તેનું નામજ મુક્તિ છે. આત્મા ને અનાત્માનો વિવેક થવાથી જે અપરોક્ષ આત્માનુભવ થાય છે તે જ્ઞાન છે ને એથી મુક્તિ પ્રાપ્ત કરી શકાય છે. વિષયોને તથા તેઓના પરસ્પર ભેદોનો ભેદ દર્શાવનારૂં જે સઘળી વાસનાઓનું બીજ છે છે તેને બુદ્ધિ એમ સંજ્ઞા અપાય છે. વિવેચનારૂપ બુદ્ધિનેજ વેદમાં જ્ઞાનનાં બીજરૂપે વખાણી છે. દેહની અંદર નોખા નોખા ભેદવાળો ને બળવાળો વાયુ છે તે પ્રાણરૂપ છે. ઇન્દ્રિયોમાં ઉત્તમ, અન્તઃકરણરૂપથી પરમાત્માના પ્રતિબિમ્બવાળું સંશયાત્મક, ઈન્દ્રિયોનુ પ્રેરક, અવશ્ય, અનિરૂપ્ય, ચંચળ ને અદૃશ્ય જે બુદ્ધિનું રૂપ છે તેને મન કહેવાય છે. નેત્ર ત્વચા જીહ્વા ઘ્રાણ ને શ્રોત્ર એ પાંચ જ્ઞાનની ઇન્દ્રિયો છે ને તે ઈન્દ્રિયો પ્રાણીઓના અવયવોરૂપ ને કર્મેન્દ્રિયોના વ્યાપારોની પ્રવર્ત્તકરૂપ છે. એ ઈન્દ્રિયો જો વિષયોમાં આસક્ત હોય તો શત્રુરૂપ ને દુઃખ આપનારી થઈ પડે છે. ને તેમ ન હોય તો એની એ સુખદાયક મિત્રોરૂપ બની રહે છે. સૂર્ય, વાયુ, પૃથ્વી, ને બ્રહ્મા વિગેરે વિગેરે એ ઇન્દ્રિયોના દેવતાઓ છે. અન્તઃકરણમાં પ્રતિબિમ્બરૂપે કરી પ્રાણને દેહાદિકનું ધારણ કરનાર જે તત્વ છે તેને જીવ કહેવાય છે. પરમ વ્યાપક, પ્રકૃતિથીપર, નિર્ગુણ, ને કારણોનું પણ કારણરૂપ જે પરબ્રહ્મ છે તેનેજ પરમાત્મા વદાય છે. હે પુત્રી! હે સાવિત્રી! તારા સઘળા પ્રશ્નોના ઉત્તરો જેવા તેં પૂછયા તેવાજ મેં યથાશાસ્ત્ર તને આપ્યા ને તેઓમાં જ્ઞાનીઓના જ્ઞાનનુ સ્વરૂપ પણ કહેવાઈ ગયું વાસ્તે હવે તારે અનુકુળ પડે ત્યાં તું ખુશીથી

ચાલી જા. સાવિત્રી બોલી—હે દેવ ! મારા પતિને અને જ્ઞાનના સાગરરૂપ આપને તજીને હવે હું કયાં જઉં ! વાસ્તે આપ મને જવાનું ન કહો પરન્તુ હું જે જે પ્રશ્નો કરૂં તેના મને ઉત્તરો આપો. હે પિતા ! આ જીવ કેવાં કેવાં કર્મોથી કેવી કેવી યોનિને પામે છે? કેવાં કર્માથી સ્વર્ગ મળે છે ને કેવાં કર્મોથી નરક મળે છે? કેવાં કર્મોથી મુક્તિ થાય છે ને કેવાં કર્મોથી ગુરૂમાં ભક્તિ થાય છે ! કેવાં કર્મથી યોગી, કેવાં કર્મથી રોગી, કેવાં કર્મથી ચિરંજીવી, કેવાં કર્મથી .અલ્પાયુષી, કેવાં કર્મોથી દુઃખી અને કેવાં કર્મોથી સુખી થવાય છે ! કેવાં કર્મોથી વિકલ અંગવાળા કાણા, બ્હેરા, આંધળા, લુલા, બેભાન, અપમાન પામેલા, લોભી, ને ચોરરૂપે થવાય છે ? કેવાં કર્મથી સિદ્ધિ અને સાલોકય આદિ મુક્તિઓ પ્રાપ્ત કરાય છે ? બ્રાહ્મણપણું તપસ્વિપણું, સ્વર્ગભોગાદિક, વૈકુંઠ ને સર્વ દુઃખ રહિત સર્વોત્તમ ગોલોક કેવાં કેવાં કર્મોથી પ્રાપ્ત કરાય છે. નરકો કેવા પ્રકારનાં, કેટલાં, અને શુ શું નામોવાળાં છે ! કેવો પાપી કેવા નરકમાં જાય છે. અને ત્યાં કેટલા કાળસુધી તે રહે છે ? પાપીઓને કેવાં કેવાં કર્મોથી કેવા કેવા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે ! જે જે વાતો જાણવાની મને જીજ્ઞાસા થઇ છે તે તે વાતો વિષે મેં આપને પુછ્યું છે વાસ્તે તે તે ઉત્તરો આપે મને આપવા ઘટે છે.[૧–૨૦]

**कोवःकंनरकंयातिकियन्तंतेषुतिष्ठति ।**
**पापिनांकर्मणाकेनकोवाव्याधिप्रजायते ॥२०॥**
**यद्यत्सियंमयापृष्टंतन्मेव्याख्यातुमर्हसि ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૮ મો સંપૂર્ણ.

—◆—

# અધ્યાય ૨૯ મો.*

## કર્મનાં ફળોનું વર્ણન.

**नारायण उवाच–**
**सावित्रीवचनं श्रुत्वा जगाम विस्मयं यमः ।**
**प्रहस्य वक्तुमारेभे कर्मपाकं तु जीविनाम् ॥१॥**

નારાયણ બોલ્યા—સાવિત્રીના પ્રશ્નો સાંભળી આશ્ચર્ય પામેલા યમદેવ હસતા હસતા જીવોના કર્મવિપાક વિષે આ પ્રમાણે કહી રહ્યા. યમદેવ કહે છે—હે દીકરી ! બાર વર્ષની કન્યકા છતાં તારૂં જ્ઞાન પ્રાચીન યોગીઓના જેવું પ્રૌઢ છે. તારા બાપ અશ્વપતિ રાજાને તેના તપના ફળરૂપે સાવિત્રીના વરદાનથી સાવિત્રીના અંશરૂપ તારા જેવી પુત્રી થઈ છે. આથી મારૂ તને એવુ વરદાન છે કે જેમ વિષ્ણુની પાસે લક્ષ્મી, શંકરની પાસે પાર્વતી, કશ્યપની પાસે અદિતિ, ગૌતમીની પાસે અહલ્યા, ઇન્દ્રની પાસે ઈન્દ્રાણી, ચંદ્રમાની પાસે રોહિણી, કામદેવ પાસે રતિ, અગ્નિ પાસે સ્વાહા, પિતૃઓ પાસે સ્વધા, સૂર્યની પાસે સંજ્ઞા, વરૂણની પાસે વરૂણાની, યજ્ઞની પાસે દક્ષિણા, વરાહની પાસે પૃથ્વી, ને કાર્તિકેયની પાસે દેવસેના છે તેમ તું સત્યવાનની પાસે અખંડ સૌભાગ્યવાળી પ્યારી થઇને રહીશ. હે ભાગ્યવતી કન્યા ! મે તને આ એક વરદાન આપ્યું ને હવે બીજુ જે કાંઈ જોઈતું હોય તે તું માગી લે. સાવિત્રી બોલી—હે ભગવન્ ! મને સત્યવાનના વીર્યથી સો ઔરસ પુત્રો થાય, મારા બાપને સો પુત્રો થાય, મારા સસરાને નેત્રો મળે એ ઉપરાંત તેનું રાજ્ય પ્રાપ્ત થાય ને હું એક લાખ વર્ષ પછી સત્યવાનની સાથે પ્રભુના લોકમાં જઈ

* આ અધ્યાયમા સાવિત્રીને વરદાન મળ્યાની ને દાનના ફળની કથા કહેવામા આવશે.

વસું એ વરદાન મને આપ આપો. હે વિશ્વ-નાથ ! આ શિવાય હું જીવોના કર્મ વિપાકો વિષે તેઓના ઉદ્ધાર થવાના કારણો વિષે સાંભળવાની ઇચ્છા રાખુ છું તો તે સઘળું પણ આપે મને કહેવું જોઇએ. યમદેવ બોલ્યા—હે મહા પતિવ્રતા ! તારા મનમાં જે જે હશે તે સઘળુ થશે. હવે જીવોના કર્મ વિપાક વિષે વાર્તા કહું તે તું સાંભળ. આ પવિત્ર ભારતક્ષેત્રમાં અવતાર ધરીને શુભ અશુભ બંને કર્મો ભોગવાય છે. બીજા સ્થાનોમાં તો કેવળ પુણ્ય કે કેવળ પાપજ ભોગવાય છે. દેવ, દૈત્ય, દાનવ, ગન્ધર્વ, રાક્ષસાદિક, ને મનુષ્યો એ કર્મોના અધિકારવાળા પૂર્વોક્ત લોકો પોતપોતાનાં કરેલાં શુભાશુભ કર્મોને નોખી નોખી યોનિઓદ્વારા ભોગવે છે. સ્વર્ગમાં પુણ્ય ભોગ છે ને નરકમાં પાપભોગ છે. વિશેષે કરી એ લોકો સઘળી યોનીઓમાં ભમે છે ને ત્યાં પૂર્વ કરેલાં પોતપોતાનાં શુભાશુભ કર્મો ભોગવે છે. શુભ કર્મોથી સ્વર્ગમાં જાય છે ને અશુભ કર્મોથી નરકમાં જાય છે. નિર્ગુણ બ્રહ્મની તથા સગુણ બ્રહ્મની એમ બે પ્રકારની ભક્તિ છે તે કર્મોનો નાશ કરનારી છે. જીવ અશુભ કર્મથી રોગી થાય છે ને શુભ કર્મથી નિરોગી થાય છે ને શુભ કર્મથી નિરોગી થાય છે. ચિરંજીવી, અલ્પજીવી, સુખી, ને દુઃખી કર્મોના પ્રમાણેજ થવાય છે. નીચ કર્મોથી વિકલ અંગવાળા અંધ આદિ થવાય છે ને સર્વોત્તમ કર્મથી સિદ્ધિ આદિકની પ્રાપ્તિ થાય છે. હે દેવી ? હે સુંદરી ! આ તો મે સામાન્યપણે તને કહ્યુ પણ પુરાણોમાં તથા સ્મૃતિઓમાં પણ ગુપ્ત ને અતિ દુર્લભ વિશેષ વાત છે તે હવે સાંભળ. ભારતક્ષેત્રમાં મનુષ્યાવતાર સઘળા અવતારોમાં દુર્લભ છે. મનુષ્યોમાં શુભ કર્મના અધિકારવાળુ બ્રહ્મત્વ તે ઉત્તમ છે. બ્રાહ્મણોમાં પણ બ્રહ્મનિષ્ઠપણું ઉત્તમ છે. નિષ્કામ ને સકામ એ બે પ્રકારના બ્રાહ્મણોમાં પણ નિષ્કામ ભક્તિવાળો બ્રાહ્મણ મુખ્યતમ છે. સકામને કર્મભોગ થાય છે ત્યારે નિષ્કામને એ ઉપદ્રવ આવતો નથી. નિષ્કામ બ્રાહ્મણ શરીર તજીને ઉત્તમોત્તમ બ્રહ્મપદને પામે છે તે નિષ્કામનાથી મનુષ્યોને ફરી સંસાર યાત્રા થતી નથી. એ ભક્તજનો ગોલોકમાં જઈ બે ભૂજાવાળા શ્રીકૃષ્ણને સેવે છે. સકામ વૈષ્ણવો વૈકુંઠમાં જઈ પાછા ભરતક્ષેત્રમાં આવીને બ્રાહ્મણ જાતિમાં અવતાર ધરે છે. એ લોકો પણ કાળયોગે નિષ્કામ ભક્તો થાય છે ને ફરીવાર તેઓને હું અવશ્ય નિષ્કામ ભકિતયોગ આપુંછુ. જે વૈષ્ણવોને ઉત્તમ અવતાર વિગેરેના સુખોની જીજ્ઞાસા થાય છે તેઓ સાચા ભક્ત નથી એમ જાણવું. તેઓની બુદ્ધિ એટલી મલીન છે. જે બ્રાહ્મણો તીર્થ કાંઠે તપ કર્યા કરે છે તેઓ બ્રહ્મલોકમાં જઈ પાછા ભારતક્ષેત્રમાં અવતરે છે. તીર્થ શિવાયના બીજા સ્થાનોમાં જે બ્રાહ્મણો તપ કર્યા કરે છે તેઓ સત્યલોકમાં જઇ પાછા ભારતક્ષેત્રમાં આવે છે. સૂર્યની ભકિતવાળા ભારતવાસી બ્રાહ્મણો સૂર્યમંડળમાં જઇ અહીં આવે છે. નિષ્કામભાવે મૂલપ્રકૃતિની ભક્તિ કરનારા ભક્તો મણિદ્વીપમાં જાય છે કે જ્યાંથી ફરી પુનરાવૃત્તિ થતી નથી. શિવ શકિત કે ગણપતિના ભકતો પાછા તે તે દેવતાના લોકમાં જઇ ભારતક્ષેત્રમાં જન્મે છે. પંચાયતન શિવાયના અન્ય દેવતાના ભકતો બ્રાહ્મણો તે તે દેવ । લોકમાં જઈ ભારતક્ષેત્રપર પાછા જન્મે છે. નિષ્કામ ભાવે હરિને ભજનારા લોકો ભકિતબળથી અનુક્રમે હરિના લોકને પામે છે, આચારભ્રષ્ટ, તૃષ્ણાતુર, અધર્મી ને નાસ્તિક લોકો અવશ્ય

નરકમાંજ પડે છે. ચારે વર્ણો શુભ ધર્મ પાળે તો શુભ કર્મના ફળો તે ભોગવે છે ને જો તેઓ સ્વધર્મથી રહિત રહે તો અવસ્ય નરકમાં પડે છે તે તેઓને પાછો કર્મફળભોગ વાસ્તે ભારતક્ષેત્રમાં અવતાર મળતો નથી. ચારે વર્ણોએ ને ખાસ કરી બ્રાહ્મણોએ તો અવસ્ય પોતપોતાના ધર્મોનું પાલન કરવું જોઈએ. સ્વધર્માચરણી બ્રાહ્મણને કન્યાદાન આપનારો જન ચૌદ ઈન્દ્ર રહે ત્યાં સુધી ચન્દ્રમાના લોકમાં સ્થિતિ પામે છે. શણગારેલી કન્યાના તથા પ્રકારે દાનનુ ફળ એથી બમણું છે. સકામ હોય તેને ચન્દ્ર લોક મળે પરન્તુ જો તે નિષ્કામ હોય તો તેને કન્યાદાનનું ફળ ચિત્તશુદ્ધિરૂપે મળે છે. ચિત્તશુદ્ધિથી જ્ઞાન થાય છે અને કોઈ પ્રતિબંધથી જ્ઞાન ન થાય તો પોત પોતાના ઇષ્ટદેવતાલોકની તેઓને પ્રાપ્તિ થાય છે. જે મનુષ્યો બ્રાહ્મણોને દુધ, સુવર્ણ, રૂપું, ઘી, ફળ ને જળનાં દાન કરે તેઓ ચન્દ્ર લોકમાં જઈને એક મન્વંતર સુધી ત્યાં રહે છે. પુણ્યયોગે ઉત્તમ વેષથી એ લોકો ત્યાં ચિરકાળ રહે છે. પવિત્ર બ્રાહ્મણોને સારા વર્ણવાવાળી ગાયો તથા તામ્રપાત્રાદિનાં દાન આપનારા લોકો દશહજાર વર્ષ સુધી સૂર્યલોકમાં સુખપૂર્વક જઈને રહે છે. પૃથ્વીનુ અને પુષ્કળ વિત્તનુ બ્રાહ્મણોને દાન આપનારા લોકો વિષ્ણુના મનોહર ને વિશાળ શ્વેતદ્વીપમાં જઇ ત્યાં એક કલ્પ સુધી રહેછે. બ્રાહ્મણોને ભક્તિથી ઘરનુ દાન આપનારા લોકોમાં આનંદથી તે ઘરની રજકણો જેટલો કાળ સુખે વસે છે. જે જે મનુષ્યો જે જે દેવને ગૃહનું દાન આપે તેઓ તે ઘરની રજકણો જેટલાં વર્ષો દેવલોકમાં વસે છે. રાજાના જેવાં મોટા ભુવનનું દાન આપે તેનું ઉપરના કરતાં ચોગણું ફળ છે, દેશના દાનનું સોગણું ફળ છે, ને મોટા દેશના દાનનું બસો ગણું ફળ છે એમ બ્રહ્માએ કહ્યું છે. તળાવનાં દાનને પાપવૃત્તિવાસ્તે આપનારો મનુષ્ય તળાવની રજકણો જેટલાં વર્ષો જનલોકમાં વસે છે. વાપીના દાનનું ફળ એથી દશ ગણું થાય છે. પાત્ર બ્રાહ્મણને કન્યાદાનનું ફળ વાપીના ફળ કરતાં દશ ગણું છે. ને શણગારેલી કન્યા હોય તો વીશ ગણુ છે. તળાવનો ગાળ કઢાવવાનું ફળ તળાવના દાન બરાબર છે ને વાપીનો ગાળ કઢાવવાનું ફળ વાપીના દાનના ફળની બરાબર છે. પીપળો વાવીને તેની પ્રતિષ્ઠા કરનારો માણસ દશ હજાર વર્ષ સુધી તપલોકમાં વસે છે. હે સાવિત્રી ! પુષ્પવાટિકાનું દાનઆપનારો માણસ દશ હજાર વર્ષ સુધી ધ્રુવલોકમાં વસે છે. ભારતક્ષેત્રમાં વિષ્ણુને વિમાનનું દાન આપે તો એક મન્વતર સુધી વિષ્ણુલોકમાં વાસ થાય છે. ચિત્રવાળાં વિશાળ વિમાનનાં દાનનું ફળ એથી ચોગણું છે. પાલખીનાં દાનનું ફળ એથી અરધું છે. ભક્તિથી વિષ્ણુને હિંડાળાના દાનનું ફળ એક મન્વંતર સુધી વિષ્ણુલોકમાં વસે છે. હે પતિવ્રતા ! જે મનુષ્યો મોટા ભુવનોવાળા રાજમાર્ગનું દાન આપે છે તેઓ દશ હજાર વર્ષો સુધી ઇન્દ્રલોકમાં રહે છે. ને પૂજાય છે. બ્રાહ્મણોને અને દેવતાઓને દાન આપવાનું ફળ સમાનજ છે. જે આપ્યું હોય તેજ ભોગવવા સારૂં મળે છે પણ ન આપેલું કાંઇ મળતું નથી આથી દાન કરનારો પુણ્યશાળી મનુષ્ય સ્વર્ગાદિકનાં સુખો ભોગવ્યા પછી ભારતક્ષેત્રમાં બ્રહ્મકુળમાં જન્મે છે ને ત્યાં પુણ્યો કરીને પાછો દેવાદિકના અવતારોને તે પામે છે. ભારતક્ષેત્રમાં પુણ્યશાળી બ્રાહ્મણ સ્વર્ગાદિકનાં સુખો ભોગવ્યા પછી પણ પાછો

બ્રાહ્મણજ થાય છે. અને ક્ષત્રિયાદિક સ્વર્ગાદિકનાં સુખો ભોગવી બ્રહ્મયોનિમાં અવતરે છે. ક્ષત્રિય ને વૈશ્ય સો કરોડ કલ્પસુધીતપ કરે તોપણ એના એ જન્મમાં તેઓ બ્રહ્મત્વને નથી પામતા એમ વેદો પણ કહે છે. કરેલાં કર્મોનો ભોગ કર્યા શિવાય તેઓનો કરોડો કલ્પો સુધી પણ ક્ષય નથી થતો. શુભ કે અશુભ જે કાંઇ કર્મ હોય છે તે ભોગવવુંજ પડે છે. દેવોની ઉપાસના, તીર્થ સેવન અને ચાંદ્રાયણાદિ વ્રતોથી પાપોનો નાશ થાય છે. હે સાવિત્રી ! આ સઘળો વિષય મેં તને સંક્ષેપથી કહ્યો ને હવે કહે તારે બીજું શું સાંભળવાની જીજ્ઞાસા છે.

**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।**
**दैवतीर्थसहायेन कायव्यूहेन शुद्धति ॥७०॥**
**एतत्ते कथितं किंचित्किंभूयः श्रोतुमिच्छसि**

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૨૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૦ મો.*

### દાનનાં ફળો.

**सावित्र्युवाच—**
**प्रयान्ति स्वर्ग मन्यं च येनैव कर्मणायम ।**
**मानवाःपुण्यवन्तश्च तन्मेव्याख्यातुमर्हसि॥१॥**

સાવિત્રી કહે છે—હે યમદેવ! પુણ્યશાળી માણસો જે જે કર્મોથી સ્વર્ગ અને લોકાન્તરોને પામે છે તે તે કર્મો વિષે સવિસ્તર વાર્તા આપે મને કહેવી જોઈએ. યમદેવ કહે છે—હે પુત્રી! બ્રાહ્મણને કે બીજાઓને જે મનુષ્યો ભારતક્ષેત્રમાં અન્નદાન કે જે સર્વોતમ છે તે આપે તો તે લોકો અન્નના કણો જેટલાં વર્ષો શિવલોકમાં વાસ કરે છે. અન્નદાનથી અધિક કોઇ દાન થયું નથી ને થવાનું પણ નથી કેમકે એ દાનમાં પાત્રની પરિક્ષા કે કાળના નિયમાદિકની અપેક્ષા નથી. દેવતાઓને કે મનુષ્યોને આસનનું દાન આપનારો મનુષ્ય દશહજાર વર્ષો સુધી વિષ્ણુલોકમાં પૂજાય છે. બ્રાહ્મણને દિવ્ય તથા ઘણાં દુધવાળી ગાયનું દાન આપનારો માણસ ગાયના રોમ જેટલાં વર્ષો વિષ્ણુલોકમાં આનંદથી વસે છે. પવીત્ર દિવસે ગાયનું દાન આપે તો એથી ચોગણું, તીર્થમાં આપે તો સો ગણું, ગંગાના પ્રવાહથી ચાર હાથ સુધીના ક્ષેત્રમાં આપે તો કરોડગણું ફળ થાય છે. ભારતક્ષેત્રમાં ભક્તિથી બ્રાહ્મણને ગાયનું દાન આપનારો માણસ દશ હજાર વર્ષો સુધી ચંદ્રલોકમાં વસે છે. જે મનુષ્ય બ્રાહ્મણને બે મુખવાળી ગાયનું દાન કરે તે માણસ ગાયનાં રોમો જેટલાં વર્ષો વિષ્ણુલોકમાં આનંદથી વસે છે. બ્રાહ્મણને મનોહર શ્વેત છત્ર આપે તે માણસ દશહજાર વર્ષો સુધી વરૂણલોકમાં આનંદ કરે છે. પીડાવાળા બ્રાહ્મણને જે વસ્ત્રની જોડીનું દાન કરે છે તે દશ હજાર વર્ષો સુધી વાયુલોકમાં આનંદ કરે છે. બ્રાહ્મણને વસ્ત્ર સહિત શાલગ્રામનું દાન આપે તે માણસ એક કલ્પ સુધી વૈકુંઠમાં વસે છે. જે બ્રાહ્મણને સુંદર મનોહર શય્યાનું દાન કરે છે તે માણસ એક કલ્પસુધી ચન્દ્રલોકમાં પૂજાય છે. જે માણસ દેવને કે બ્રાહ્મણને દીવાનું દાન આપે તે માણસ એક મન્વંતર સુધી અગ્નિના લોકમાં પૂજાય છે. જે માણસ ભારતક્ષેત્રમાં હાથીનું દાન કરે છે તે માણસ ઈન્દ્ર જીવે ત્યાંસુધી અરધાં ઈન્દ્રાસન પર બિરાજે છે. ભારતક્ષેત્રમાં બ્રાહ્મણને અશ્વનું દાન આપનારો માણસ ચૌદ ઈન્દ્રના કાળ સુધી વરૂણ-

* આ અધ્યાયમા નોખા નોખા દાનોના નોખાં નોખાફળો વિષે યમદેવ સાવત્રીને કહી બતાવે છે એ વાત આવશે.

લોકમાં આનંદ કરે છે. બ્રાહ્મણને પાલખી આપનારો માણસ પણ તેવાંજ ફળને પામે છે. બ્રાહ્મણને વાડી આપનારો એક મન્વંતર સુધી વાયુલોકમાં આનંદ કરે છે. જે બ્રાહ્મણને પવન ઢોળવાનાં શ્વેત ચમરનું દાન કરે તે માણસ અવશ્ય દશ હજાર વર્ષો સુધી વાયુલોકમાં :આનંદ કરે છે. ધાન્યનું અને રત્નનું દાન આપનારો માણસ દીર્ઘાયુષ્યવાળો થાય છે. એ દાનનો દાતા ને પ્રતિગ્રહ કરનાર એ બંને જણ વૈકુંઠમાં જાય છે. જે માણસ ભારતક્ષેત્રમાં સર્વદા હરિનામનો જપ કરે તે માણસ ચિરંજીવ થાય છે ને તેથી મૃત્યુ પણ નાશી જાય છે. ભારતક્ષેત્રમાં પૂર્ણિમાની રાત્રીના છેલ્લા ભાગમાં જે ભગવાનને હીંડોળે ઝુલાવે છે તે જીવન્મુક્ત થાય છે. ને એ ઉપરાંત આ લોકમાં સુખ ભોગવી વિષ્ણુલોકમાં એક સો મન્વંતર સુધી રહે છે. ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં ભગવાનને હિંડોળે ઝુલાવવાનું ફળ એથી પણ દ્વિગુણ છે. તેને કલ્પના અંત સુધી જીવન મળે છે એમ બ્રહ્મદેવ કહે છે. ભારતક્ષેત્રમાં બ્રાહ્મણને જે તલનું દાન આપે તે તલ જેટલાં વર્ષો શિવલોકમાં વસી પછી ઉત્તમ યોનિ વિષે અવતરી સુખી અને ચિરંજીવી થાય છે. તામ્રપાત્રનાં દાનનું ફળ ઉપરના દાનનાં ફળથી પણ બમણું છે. ભારતક્ષેત્રમાં જે મનુષ્ય બ્રાહ્મણને શણગારેલી, ભોગવવા યોગ્ય, પતિવ્રતા ને રૂપવતી પોતાની સ્ત્રીનું દાન આપે છે તે માણસ ચૌદ ઈન્દ્રો રહેતાં સુધી ચન્દ્રલોકમાં પૂજાય છે અને ત્યાં પોતાની પત્ની સહિત નિરન્તર આનંદ ભોગવે છે. ત્યાર પછી તે ગન્ધર્વલોકમાં દશ હજાર વર્ષો સુધી નિરંતર ઉત્સવથી ઉર્વશીની સાથે ક્રીડા કરે છે ને તે પછી હજાર જન્મમાં રૂપવતી, સતી, સૌભાગ્યવાળી, કોમળ ને પ્રિયવાદિની પત્નીને તે પામે છે. સ્ત્રીનું દાન કર્યા પછી સ્ત્રી બરાબર સુવર્ણ તોળીને બ્રાહ્મણને દેવું ને પોતાની પત્ની તેની પાસેથી પાછી લેવી. જે 'મનુષ્ય બ્રાહ્મણને સુંદર ફળનું દાન આપે તે માણસ ફળો જેટલાં વર્ષો ઇન્દ્રલોકમાં રહ્યા પછી ઉત્તમ યોનિમાં અવતરી ઉત્તમ પુત્રને પામે છે. જે માણસ બ્રાહ્મણને ફળવાળાં એક સહસ્ર વૃક્ષોનું અથવા એકલાં ફળોનું દાન આપે તે માણસ બહુ કાળ રહ્યા પછી પાછો ભારતક્ષેત્રમાં આવે છે. જે માણસ ભારતક્ષેત્રમાં બ્રાહ્મણને અનેક દ્રવ્યવાળું ને નાના પ્રકારનાં ધાન્યોવાળું વિશાળ ઘર આપે છે તે માણસ સો મન્વતર સુધી દેવલોકમાં વસે છે અને તે પછી ઉત્તમ જન્મ પામીને મહા ધનવાન થાય છે. જે મનુષ્ય પુણ્યક્ષેત્રમાં બ્રાહ્મણને અવિચળપદે ધાન્યવાળી પૃથ્વીનું દાન આપે છે તે માણસ અવશ્ય એક મન્વંતર સુધી વૈકુંઠમાં પૂજાય ને ત્યાર પછી-પૃથ્વીપર મહારાજા થાય. રાજા થયા પછી તે શ્રીમાન્ ધનવાન્ ને પુત્રવાન્ થાય છે. એ રાજાને એકસો જન્મ સુધી પૃથ્વી તજતી નથી. ગાયોના વ્રજ સહિત ઉત્તમ ગામનું દાન જે માણસ ભારતક્ષેત્રમાં આપે છે તે માણસ એક લાખ મન્વતર સુધી વૈકુંઠ લોકમાં પૂજાય છે. અને તે પછી રાજાનો અવતાર પામીને તે એક લાખ ગામોનો ધણી થાય છે. તેને એક લાખ જન્મ સુધી પૃથ્વી છોડતી નથી. જે મનુષ્ય ભારત ક્ષેત્રમાં બ્રાહ્મણને સારી પ્રજાવાળું, પાકાં ધાન્યોવાળું તથા અનેક જળાશય વૃક્ષ, ફળ અને લતાઓવાળું નગર આપે તે માણસ દશ લક્ષ ઈન્દ્ર પડે ત્યાં સુધી કૈલાસમાં પૂજાય છે ને ત્યાર પછી સારો અવતાર પામી ભારતભૂમિનો મ-

હારાજા થઇને તે એક લાખ ગામોનો અધિપતિ થાય છે. એમાં શંકા નથી. જે મનુષ્ય બ્રાહ્મણને પ્રજાવાળો, ખેડાયેલો, વાવ તળાવ વાળો, વૃક્ષો વાળો ને સો ગામો વાળો ઉત્તમ પ્રદેશ આપે છે તે મનુષ્ય એક કરોડ મન્વંતર સુધી વૈકુંઠમાં પૂજાય છે ને પછી ઉત્તમ જન્મ પામીને પૃથ્વીમાં ઈન્દ્ર સમાન મહા ઐશ્વર્યવાળો જંબુદ્વિપનો અધિપતિ થાય છે.એ મહારાજા એક કલ્પ સુધી જીવે છે ને તેને કરોડ જન્મ સુધી પૃથ્વી તજતી નથી. જે રાજા પોતાનો સઘળો અધિકાર બ્રાહ્મણને આપે છે તેને ઉપરના કરતાં ચોગણો લાભ થાય છે એમાં સંશય નથી. જે રાજા તપસ્વી બ્રાહ્મણને જંબુદ્વિપનું દાન આપે તેને ઉપરથી સોગણુ ફળ થાય તેમાં શંકા નથી. જબુદ્વીપનુ દાન આપનાર, સઘળાં તીર્થોને સેવનાર, સઘળી તપશ્ચર્યા કરનાર, સર્વનું કલ્યાણ કરનાર, સઘળાં દાનો આપનાર, ને સર્વ સિદ્ધોમાં મુખ્ય એઓને પાછું આ સંસારમાં આવવું પડે છે પણ મૂલપ્રકૃતિના ભક્તોને આવવું પડતું નથી. ભુવનેશ્વરીના ભક્તો મણિદ્વીપમાં વસીને અગણિત બ્રહ્માઓને પણ પતન પામતા દેખે છે. દેવીનાં મંત્રના ઉપાસકો મનુષ્ય શરીરને તજી વિભૂતિમય તથા જન્મ, મૃત્યુ, ને જરા વગરમાં દેવીનાં જેવાં દિવ્ય રૂપને પ્રાપ્ત કરીને દેવીની ઉપાસના કરે છે. તેઓ મણિદ્વીપમાં વસીને ઘણા ઘણા કલ્પ પ્રલયોને પણ જુએ છે. દેવતાઓ, સિદ્ધો ને અસખ્યાત બ્રહ્માંડોનો નાશ થાય છે પણ જન્મ મૃત્ય ને જરા રહિત થયેલા ભગવતીના ભક્તો કદી નાશ પામતા નથી. જે મનુષ્ય કાર્તિક માસમાં વિષ્ણુને તુલાદાન આપે છે તેઓ ત્રણ યુગ સુધી વૈકુઠમાં આનંદ ભોગવે છે અને પછી શુભ જન્મ ધરી અવશ્ય પૃથ્વીમાં હરિના ભક્તો ને જીતેન્દ્રિયોમાં શ્રેષ્ઠ થાય છે. અરૂણોદયના સમયમાં જે લોકો ગંગા સ્નાન કરે છે તેઓ સાઠ હજાર યુગ સુધી વૈકુંઠમાં વસે છે ને પછી પૃથ્વીમાં ઉત્તમ અવતાર ધરીને વિષ્ણુ મંત્રનો ઉપદેશ મેળવી શરીર છુટયા પછી વૈકુઠમાં જાય છે. બીજીવાર ગયા પછી વૈકુંઠમાંથી પાછું આવવું પડતું નથી તેથી વિષ્ણુ સરખું સ્વરૂપ પામી તે વિષ્ણુની સેવા કર્યા કરે છે. ગંગામાં નિત્ય સ્નાન કરનારો માણસ સૂર્ય સમાન પવિત્ર થાય છે. ને તેને પગલે પગલે અશ્વમેધનું ફળ મળે છે એ મનુષ્યના ચરણોની રજથી પૃથ્વી પાવન થાય છે. એ મનુષ્ય યાવચ્ચદ્ર દિવાકરૌ વૈકુઠમાં વસે છે ને તે પછી ઉત્તમ યોનિમાં અવતરી હરિ ભક્તિ પામીને મહા તેજવાળો, તપસ્વીઓમાં ઉત્તમ, સ્વધર્મ પરાયણ, શુદ્ધ, વિદ્યાવાન ને જીતેન્દ્રિય થાય છે. મીન અને કર્ક સંક્રાન્તીના મધ્યમાં સૂર્ય બહુ તપે છે એ સમયે જે મનુષ્ય ભારતક્ષેત્રમાં સુગંધી જળનું દાન કરે છે તે મનુષ્ય ચૌદ ઇન્દ્રો રહે ત્યાં સુધી કૈલાસમાં વસે ને પછી શુભ જન્મ પામી રૂપવાળો, સુખી, શિવભક્ત, તેજસ્વી ને વેદ વેદાંગોનો પાર પામનાર થાય છે. જે મનુષ્ય વૈશાખ માસમાં બ્રાહ્મણને સાથવાનુ દાન આપે છે તે સાથવાની રજકણો જેટલાં વર્ષો કૈલાસમાં વસે છે. જે મનુષ્ય ભારતક્ષેત્રમાં શ્રીકૃષ્ણની જન્માષ્ટમીનું વ્રત કરે છે તે માણસ સો જન્મોનાં પાપોથી છુટો થઇને ચૌદ ઈન્દ્રના કાળસુધી વૈકુઠમાં વસે છે ને તે પછી ઉત્તમ જન્મ ધરીને જરૂર કૃષ્ણનો ભક્ત થાય છે. જે મનુષ્ય આ ભારતક્ષેત્રમાં શિવરાત્રીનું વ્રત કરે છે તે મનુષ્ય સાત મન્વંતર સુધી કૈલાસમાં આનંદ કરે

છે. શિવરાત્રીના સમયમાં સદાશિવપર બિલ્વપત્ર ચડાવે તો પત્રો જેટલા યુગો સુધી તે માણસ કૈલાસમાં વસે છે ને પછી શુભ જન્મ પામીને તે સદાશિવનો ભક્ત, પુત્રવાળો, લક્ષ્મીવાળો તથા પ્રજાવ ળો થાય છે. જે મનુષ્ય ચૈત્રમાસમાં અથવા માઘમાસમાં વ્રત કરીને સદાશિવની પૂજા કરે છે ને રાત દિવસ ભક્તિથી કરમાં છડીને ધરીને સદાશિવની પાસે નૃત્ય કરે છે તે તે મનુષ્ય ત્રીશ યુગ સુધી કૈલાસમાં રહે છે. પંદર દિવસ સાત દિવસ કે દશ દિવસ સુધી એ પ્રમાણે કરે તોપણ દિવસ જેટલા યુગો સુધી કૈલાસમાં વસે છે. જે મનુષ્ય ભારતક્ષેત્રમાં રામનવમીનું વ્રત કરે છે તે મનુષ્ય સાત મન્વતર સુધી વૈકુઠમાં રહે છે ને પછી શુભ અવતાર ધરીને તે રામનો ભક્ત, જિતેન્દ્રિયોમાં શ્રેષ્ઠ ને ધનવાળો થાય છે. જે મનુષ્ય, પાડા, બકરાં, ઘેટાં, ગેડાં ને દેડકાં આદિ નૈવેદ્યોથી, ધુપ દીપ વિગેરે ઉપહારોથી, વાજાંઓથી અને નાચ તથા ગીતોથી અનેક ઉત્સવો તથા મંગળ કરીને શરદ્દઋતુમાં જગદંબાની પૂજા કરે છે તે મનુષ્યો સાત મન્વતર સુધી શિવલોકમાં રહે છે ને તે પછી ઉત્તમ યોનિમાં અવતરી નિર્મળ વિદ્યાવાળો, વંશ પરંપરામાં પહોંચે તેવી અતુલ લક્ષ્મીવાળો મહા પ્રભાવવાળો, તથા હાથી ઘોડા આદિ મોટી સંપત્તિવાળો મહારાજા થાય છે.એમાં શંકા નથી. (દેવીને માંસનું બળિદાન બ્રાહ્મણ ન આપે એમ કાળીપુરાણ કહે છે.) શુક્લપક્ષની આઠમથી એક અઠવાડીઆં સુધી જે મનુષ્ય પવિત્ર ક્ષેત્રરૂપ ભરતખંડમાં સર્વોત્તમ સોળ ઉપચારોથી મહા લક્ષ્મીની પૂજા કરે છે તે એક કલ્પ સુધી ગોલોકમાં વસે છે ને પાછો પૃથ્વીમાં સારો જન્મ પામીને રાજાધિરાજા થાય છે.

જે મનુષ્ય કાર્તિકમાસની પૂર્ણિમાએ રાસમંડળ કરી સો ગોપીઓ ને સો ગોવાળીઆઓ વિરચી ભક્તિથી સોળ ઉપચારો સાથે શિલામય પ્રતિમામાં શ્રીકૃષ્ણજીની અને રાધાજીની પૂજા કરે તે મનુષ્ય બ્રહ્માનાં સો વર્ષો સુધી ગોલોકમાં વસે અને પછી ભારતક્ષેત્રમાં જન્મ ધરીને શ્રીકૃષ્ણની દૃઢ ભક્તિને પામે છે. દૃઢ ભક્તિના યોગે અનુક્રમે કૃષ્ણના મંત્રનો ઉપદેશ પામી મનુષ્ય શરીર છોડીને પાછો ગોલોકમાં જાયછે ને ત્યાં ભગવાનનાં સરખું રૂપ પામીને તેમનો પાર્ષદ થાય છે. પછી તેને પાછું પડવું પડતું નથી. જે મનુષ્ય શુકલપક્ષની કે કૃષ્ણપક્ષની એકાદશીનું વ્રત કરે તે મનુષ્ય મહા પ્રલય સુધી વૈકુઠમાં રહે છે ને ત્યાંથી ફરી ભારતક્ષેત્રમાં.જન્મીને પરમાત્માની સાચી ભક્તિમાં તે લાગે છે. એ ભક્તિના પ્રતાપે દેહ છૂટયા પછી તે ગોલોકમાં જઈ ભગવાન જેવુ રૂપ પામી પાર્ષદપણાને પામતાં ફરી તેને પડવું પડતું નથી. જે મનુષ્ય ભારતક્ષેત્રમાં રવીવાર, સંક્રાન્તિ, ને શુકલપક્ષની સાતમે સૂર્યની પૂજા કરે છે ને હવિષ્યાન્ન જમે છે તે મનુષ્ય એક કલ્પ સુધી સૂર્ય લોકમાં વસે છે ને ત્યાંથી ભારતક્ષેત્રમાં જન્મીને શ્રીમંત ને આરોગ્ય થાય છે. જે મનુષ્ય જ્યેષ્ઠ વદની ચતુર્દશીને દિવસે સાવિત્રીનું પૂજન કરે છે તે એક મન્વંતર સુધી બ્રહ્મલોકમાં વસે છે. પછી તે પાછો પૃથ્વીમાં અવતરીને શ્રીમાન્ મહા પરાક્રમી, ચિરંજીવી જ્ઞાની ને સંપત્તિમાન થાય છે. જે મનુષ્ય માઘમાસની પંચમીને દિવસે જીતેન્દ્રિય થઈ ભક્તિથી સોળ ઉપચાર સહિત સરસ્વતીની પૂજા કરેછે તે મનુષ્ય બ્રહ્માના એક દિવસ સુધી મણિદ્વીપમાં વસે છે ને તે પછી પાછો પૃથ્વીમાં જન્મ ધરીને કવિની પંડિતની પદવી

પ્રાપ્ત કરે છે. જીવતાં સુધી બ્રાહ્મણને ભરતખંડમાં જે ભક્તિપૂર્વક ગાય ને સુવર્ણાદિકનું દાન આપે છે તે મનુષ્ય ગાયનાં રોમથી અમણાં વર્ષો સુધી વૈકુંઠમાં વસે છે ને ત્યાં ક્રીડા સંબંધી ઉત્સવોથી ને મંગળોથી ભગવાનની સાથે આનંદ ભોગવે છે. પછી તે ભરતખંડમાં જન્મ ધરીને શ્રીમાન્ પુત્રવાન્ વિદ્યાવાન્ જ્ઞાની ને સર્વ પ્રકારે સુખી રાજાધિરાજ થાય છે. જે મનુષ્ય ભરતખંડમાં બ્રાહ્મણોને મિષ્ટાન્ન ખવરાવે છે તે મનુષ્ય બ્રાહ્મણનાં રોમ જેટલાં વર્ષો વૈકુઠમાં વાસ કરેછે. ત્યાર પછી તે ભારતક્ષેત્રમાં જન્મીને શ્રીમાન્, પુત્રવાન્ વિદ્યાવાન્ જ્ઞાની તથા સર્વ પ્રકારે મહા પરાક્રમવાળો થાય છે. જે મનુષ્ય ભારતક્ષેત્રમાં ભગવાનના નામોનું ઉચ્ચારણ કરે તથા તેનું દાન કરે છે તે માણસ વિષ્ણુના નામ જેટલા યુગો સુધી વિષ્ણુલોકમાં વસે છે. પછી તે ભારતક્ષેત્રમાં જન્મીને ધનવાળો થાય છે. ઉપરનુ પુણ્ય જો ગંગાના પ્રવાહથી ચાર હાથ છેટું કરે તો તેનું કરોડગણું ફળ થાય છે. જે મનુષ્ય ભગવાનના નામના એક કરોડ જપ કરે તો તે સઘળાં પાપોથી મુક્ત થઇને જીવન્મુક્ત થાય છે. તેને ફરી સંસાર ન થતાં સનાતન વૈકુંઠવાસ થાય છે. પાર્થિવની પૂજા કરનારો મનુષ્ય માટીની કણિઓ જેટલાં વરસો શિવલોકમાં વસીને પછી ભારતક્ષેત્રમાં મહારાજની પદવીને પામે છે. શાલિગ્રામને પૂજનારો તથા તેનું જળ લેનારો મનુષ્ય સો મહાકલ્પ સુધી વૈકુંઠમાં રહે છે ને પછી અવતાર ધરી મહા દુર્લભ વિષ્ણુની ભક્તિને મેળવી વૈકુંઠમાં ફરીવાર જાય છે તેથી તેને પાછું આવવું પડતું નથી. સઘળાં તપ તથા સઘળાં વ્રતો કરનારો મનુષ્ય એક કલ્પ સુધી વૈકુંઠમાં રહી પાછો અહીં મહારાજા થઈને છેવટે મુક્તિ મેળવે છે જેથી તેને ફરીવાર આવવાપણું થતું નથી. પૃથ્વીની પ્રદક્ષિણા કરી જે માણસ સઘળા તીર્થોમાં સ્નાન કરે તે માણસની મુક્તિ થાય છે તેથી તેને પુનરાગમન નથી. પુણ્યક્ષેત્રરૂપ ભરતખંડમાં જે મનુષ્ય અશ્વમેધ યજ્ઞ કરે તે મનુષ્ય અશ્વના રોમ જેટલાં વરસો અરધાં ઈન્દ્રાસનપર બેસે છે જે અહી રાજસૂય યજ્ઞ કરે છે તેને ઉપરના કરતાં ચારગણું ફળ થાય છે. સર્વ યજ્ઞોમાં ભુવનેશ્વરી સંબધી જે યજ્ઞ થાય તે ઉત્તમ છે. હે સાવિત્રી ! પૂર્વે બ્રહ્માએ તથા વિષ્ણુએ દેવીયજ્ઞ કર્યો હતો. સર્વ યજ્ઞોમાં દેવીનો યજ્ઞ મુખ્ય છે ને તેના જેવો ત્રૈલોકયમાં બીજો એકે યજ્ઞ નથી. દક્ષપ્રજાપતિએ પૂર્વે દેવી યજ્ઞ કર્યો હતો જેમાં દક્ષ ને મહાદેવને ટંટો થયો હતો. બ્રાહ્મણોએ નંદીને શાપ આપ્યા હતા ને નંદીએ બ્રાહ્મણોને શાપ આપ્યા હતા એ શાપોના દ્વેષથી સદાશિવે એ યજ્ઞને તોડી નાખ્યો હતો. ધર્મ, કશ્યપ, શેષ, કર્દમ, સ્વાયંભુવ, મનુ તેના પુત્ર પ્રિયવ્રત, શિવ, સનત્કુમાર, કપિલ ને ધ્રુવ એઓએ પણ દેવીના યજ્ઞો કર્યા હતા. દેવીના એક યજ્ઞથીએક હજાર રાજસૂય યજ્ઞો જેટલું ફળ મળે છે. દેવીયજ્ઞ સમાન ફળ આપનારો બીજો કોઈ પણ યજ્ઞ વેદમાં કહ્યો નથી. જે મનુષ્ય દેવીયજ્ઞ કરે છે તે સો વર્ષ સુધી જીવનાર જીવન્મુકત અને જ્ઞાન તથા તેજમાં વિષ્ણુના જેવો થાય છે. જેવી રીતે દેવોમાં વિષ્ણુ, વૈષ્ણવોમાં નારદ, શાસ્ત્રોમાં વેદ, વર્ણોમાં બ્રાહ્મણ, તીર્થોમાં ગંગા, પવિત્રોમાં શિવ, વ્રતોમાં ગંગા, પુષ્પોમાં તુલસી, નક્ષત્રોમાં ચન્દ્રમા, પક્ષીઓમાં વૈનતેય, સ્ત્રીઓમાં પ્રકૃતિરૂપ રાધા, વાણી અને પૃથ્વી, શીઘ્રતામાં ઇન્દ્રિયો, ચંચળોમાં ચિત્ત,

પ્રજાપ્રતિઓમાં બ્રહ્મદેવ, પ્રજાઓમાં રાજા, વનોમાં વૃન્દાવન, ખંડોમાં ભરતખંડ, શ્રીમંતોમાં લક્ષ્મી, વિદ્વાનોમાં સરસ્વતી, પતિવ્રતાઓમાં દુર્ગા, ને સૌભાગ્યવતીઓમાં રાધાજી છે તેમ સઘળા યજ્ઞોમાં દેવીયજ્ઞ છે. સો અશ્વમેધનું ફળ ઇંદ્રપણું છે ને હજાર અશ્વમેધનું ફળ વિષ્ણુપદ છે છે કે જે પૃથુરાજાને મળેલું છે પણ દેવીયજ્ઞનું ફળ તો અપાર છે. સકળ તીર્થોમાં સ્નાન કરવાથી, સકળ યજ્ઞોની દીક્ષા લેવાથી, સઘળાં વ્રતોથી, સઘળાં તપાચરણોથી, ચારે વેદોના પાઠોથી તથા પૃથ્વીની પ્રદક્ષિણા કરવાથી જે પુણ્યો થાય છે તે પુણ્યોના ફલરૂપ જગદંબાની સેવાજ છે એમ જાણવું કારણ કે એમનું સેવન ભુક્તિ તથા મુક્તિ એ ઉભયને આપનારૂં છે. ઈતિહાસ સહિત સઘળા પુરાણોમાં તથા વેદોમાં ભગવતીનાં ચરણારવિન્દની પૂજાજ સારરૂપ છે એમ કહેવામાં આવ્યું છે. દેવીની કથા, દેવીનું ધ્યાન, દેવીનાં નામ, દેવીનાં કીર્તનો, દેવીના ગુણોનાં વખાણો, દેવીના સ્તોત્રોનુ સ્મરણ, દેવીનું વંદન, દેવીનો જપ તથા દેવીનાં ચરણામૃતને નૈવેદ્યનું ભોજન એટલા પદાર્થો સઘળાં શાસ્ત્રો સ્વીકારી રહ્યાં છે. સઘળા મહાત્માઓ પણ એઓનેજ ઇચ્છે છે. હે સાવિત્રી! આટલા વાસ્તે તારે તે નિર્ગુણ પરાપ્રકૃતિ કે જે પરબ્રહ્મરૂપ છે તેની નિત્યપ્રતિ ભક્તિ કર્યા કરવી. હે પુત્રી! તારા આ પતિને તુ લે ને તેની સાથે સુખોપભોગ કર. સઘળાઓએ માનેલો, સઘળાઓએ ઈચ્છેલો, ઉત્તમ તથા તત્ત્વજ્ઞાન આપનારો આ શુભ કર્મોનો વિપાક મેં તને વિસ્તારથી કહી સંભળાવ્યો. ૧-૪૦

**अयं ते वर्णितः कर्म विपाको मंगलो नृणाम् ।**
**सर्वेप्सितः सर्वमत स्तत्त्वज्ञान प्रदः परः १४०**

ઇતિ શ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૦ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૩૧ મો.*

## સાવિત્રી ને યમરાજા.

**नारायण उवाच—**

**शक्तेरुत्कीर्तनं श्रुत्वा सावित्री यमवक्त्रतः ।**
**साश्रुनेत्रा च पुलका यमं पुनरुवाच ह ॥१॥**

નારાયણ બોલ્યા–યમદેવના મુખથી શક્તિનાં ઉત્તમ વખાણ સાંભળી આંખમાં અશ્રુઓવાળાં ને ઉભાં રૂવાણાંવાળાં સાવિત્રી ફરીવાર યમદેવને પ્રશ્ન કરી રહ્યાં. સાવિત્રી પ્રશ્ન કરે છે–હે યમદેવ! સકળના ઉદ્ધારના કારણરૂપ, શ્રોતા તથા વક્તાઓનાં જન્મ મૃત્યુને જરા ને મટાડનારૂં, સિદ્ધ લોકો તથા દાનવોને પણ કલ્યાણ આપનારૂં, તપની ઉત્તમ ભૂમિકારૂપ ને વેદ તથા યોગની સેવારૂપ શક્તિનાં સ્વરૂપોનું વર્ણન છે કે જે શક્તિની સેવાના સોળમા ભાગમાં પણ મુક્તિ, અમરતા, ને સિદ્ધિવાળાપણું એઓ આવી શકતાં નથી. હે વેદ વેત્તાઓમાં ઉત્તમ! એ અપાર મહિમાવાળાં શક્તિની ભક્તિ કેવા પ્રકારે મારે કરવી તે કહો. મનુષ્યોનાં શુભકર્મોનાં ફળો મેં તમારા મુખથી સાંભળ્યાં પરન્તુ તેઓને અશુભ કર્મોથી જે ફળો થતાં હોય તે તમારે મને કહેવાં જોઈએ. નારાયણ બોલ્યા–આ પ્રમાણે ભક્તિથી નમ્ર મસ્તકવાળી સાવિત્રી એ કહ્યા પછી તેણે વિશુદ્ધ ભાવથી વેદોક્તસ્તોત્રથી આ પ્રકારે યમરાજાની સ્તુતિ કરી. સાવિત્રી સ્તવે છે–હે યમદેવ! આપ કે જે પુ-

* આ અધ્યાયમા સાવિત્રીએ યમની સ્તુતિ કરી એ કથા આવશે.

ષ્કર ક્ષેત્રમાં તપથી ધર્મ દેવનું આરાધન કરનારા સૂર્યને ત્યાં તપનાં ફળરૂપે અવતરેલા છો તથા ધર્મરાજા કહેવાઓ છો તેને હું પ્રણામ કરૂ છું. આપ પ્રાણી માત્રમાં સમતાવાળા છો તેથી 'શમન' નામવાળા છો ને સર્વના સાક્ષિરૂપ છો તેને હું નમસ્કાર કરૂ છું. આપ કે જે જગતમાં પ્રાણીમાત્રનાં કર્મોને અનુસરીને કાળથી તેઓનો અંત કરો છે તેથી 'કૃતાન્ત' કહેવાઓ છો તેને હું વંદન કરૂં છું. આપ કે જે દંડ દઇને પાપીઓને પવિત્ર કરવા સારૂ દંડ ધારણ કરવાથી 'દંડધર' કહેવાઓ છો તેને હું નમન કરૂં છું. આપ કે જે સૌ જીવોને શિક્ષા કરનારા, સર્વદા વિશ્વને વશ રાખનારા ને સર્વદા નિવારણ ન કરી શકાય તેવા કાળરૂપ છો તેને હું નમસ્કાર કરૂં છુ. આપ કે જે તાપસી, બ્રહ્મનિષ્ટ, જીતેન્દ્રિયને જીવોને કર્મફળના આપનારા 'ધર્મ' કહેવાઓ છો તેને હું પ્રણામ કરૂં છું. આપ કે જે આત્મારામ, સર્વજ્ઞ, પુણ્યદાનોના મિત્ર, ને પાપીઓને દુઃખ દેનારા છો તેથી 'પુણ્યમિત્ર' કહેવાઓ છો ને બ્રહ્મના અંશથી અવતર્યા છો, બ્રહ્મતેજથી પ્રદીપ્ત છો, ને પરબ્રહ્મનું ધ્યાન ધર્યા કરો છો તથા મહા બળવાળા છો તેને હુ નમસ્કાર કરૂ છુ. નારાયણ કહે છે—હે નારદ ! સાવિત્રીએ આ પ્રકારે યમરાજાની સ્તુતિ કરીને પ્રણામ કર્યા. યમદેવે સાવિત્રીને શક્તિ ી ભકિતનો ઉપદેશ કર્યો. પછી કર્મવિપાક વિષે પણ તેને કહ્યુ. જે કોઇ મનુષ્ય પ્રાતઃકાળમાં પુર્વોક્ત યમાષ્ટકનો પાઠ કરે છે તેને યમરાજાનો ભય નથી થતો તથા સઘળાં પાપોથી તે છૂટે છે. આ સ્તોત્રના પાઠકને યમદેવ અવશ્યમેવ ચાન્દ્રાયણ આદિ વ્રતો કર્યા સરખી વિશુદ્ધિ આપે છે, ૧–૧૭.

यमात्तस्य भयं नास्ति सर्व पापात्प्रमुच्यते ।
महापापी यदि पठेन्नित्यं भक्ति समन्वितः १७
यम करोति संशुद्धं कायं व्यूहेन निश्चितम् ॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૨ મો.*

### નરકના કુંડોનાં નામ.

**नारायण उवाच-**

**मायाबीजं महामंत्रं प्रदत्त्वा विधिपूर्वकम् ।**
**कर्माशुभविपाकंच तामुवाच रवेः सुतः ॥१॥**

નારાયણ બોલ્યા—પછી યમરાજાએ સાવિત્રીને માયાબીજરૂપ ह्रीं મહામંત્રનો ઉપદેશ કર્યો. ત્યાર પછી અશુભ કર્મોનાં આ પ્રમાણે ફળો પણ કહ્યાં. યમ દેવ કહે છે—હે સાવિત્રી ! શુભકર્મથી મનુષ્ય ઉત્તમ સ્થિતિ પામે છે એ વાત મેં તને કહી ને હવે અશુભ કર્મથી મનુષ્યોને નરક યાતનાથાય છે તે કહું છું તે સાંભળ,નાના પ્રકારનાં પુરાણોના મતભેદ અનુસાર નરકો પણ અનેક નામવાળાં છે ને સ્વર્ગાદિ લોકોનાં પણ અનેક નામો છે. આ સ્થાનોમાં પોતપોતાનાં કર્મો પ્રમાણે જીવો આવ જાવ કરે છે. શુભકર્મોથી સ્વર્ગોમાં ને અશુભ કર્મો પ્રમાણે જીવો નરકોમાં જાય છે.નરકોના નાના પ્રકારનાંનીચ કર્મોથી પ્રાપ્ત થાય છે. હે પુત્રી ! એ ખાડારૂપ કુંડો ઘણા વિશાળ, પ્રાણીઓને સંતાપ આપનારા, ભયંકર ઘોર અને ગંદા છે. તેઓમાં મુખ્ય કુંડોનાં વેદોકત નામો તને કહું છુ તે તું સાંભળ. ૧ વહ્નિકુંડ, ૨ તપ્તકુંડ, ૩ ક્ષારકુંડ ૪ભયાનકકુંડ ૫ વિષ્ટકુંડ, ૬ મુત્રકુંડ, ૭ શ્લેષ્મકુંડ

* આ અધ્યાયમા યમે સાવિત્રીને નરકકુંડોનાં નામ કહ્યાં એ આવશે.

૯ ગરકુંડ, ૯ દુષિકાકુંડ, ૧૦ વસાકુંડ, ૧૧ શુક્રકુંડ, ૧૨ અષ્ટકકુંડ, ૧૩ અશ્રુકુંડ, ૧૪ ગાત્રમળકુંડ, ૧૫ કર્ણવિષ્ટકુંડ, ૧૬ મજ્જાકુંડ ૧૭ માંસકુંડ, ૧૮ નખકુંડ, ૧૯ લોમકુંડ, ૨૦ કેશકુંડ, ૨૧ અસ્થિકુંડ, ૨૨ તામ્રકુંડ, ૨૩ લોહકુંડ, ૨૪ ચર્મકુંડ, ૨૫ તપ્તસુરાકુંડ, ૨૬ તીક્ષ્ણકંટકકુંડ, ૨૭ વિષકુંડ, ૨૮ પ્રતપ્તતૈલકુંડ ૨૯ કુન્તકુંડ, ૩૦ કૃમિકુંડ, ૩૧ પૂયકુંડ, ૩૨ સર્પકુંડ, ૩૩ મશકુંડ, ૩૪ દંશકુંડ, ૩૫ ગરલકુંડ, ૩૬ વજ્રદંષ્ટ્રકુંડ, ૩૭ વૃશ્ચિકકુંડ, ૩૮ શરકુંડ, ૩૯ શૂલકુંડ, ૪૦ ખડ્ગકુંડ, ૪૧ ગોલકુંડ, ૪૨ નક્રકુંડ, ૪૩ કાકકુંડ, ૪૪ મથાનકુંડ, ૪૫ બીજકુંડ, ૪૬ વજ્રકુંડ, ૪૭ તપ્તપાષાણકુંડ, ૪૮ તીક્ષ્ણ પાષાણકુંડ, ૪૯ લાલાકુંડ, ૫૦ મસીકુંડ, ચુર્ણકુંડ, ૫૨ ચક્રકુંડ, ૫૩ વક્રકુંડ, ૫૪ કુર્મકુંડ, ૫૫ જ્વાળાકુંડ, ૫૬ ભસ્મકુંડ, ૫૭ દગ્ધકુંડ, ૫૮ તપ્તસૂચીકુંડ, ૫૯ અસિપત્રકુંડ, ૬૦ ક્ષુરધારકુંડ, ૬૧ સૂચીમુખકુંડ, ૬૨ ગોકામુખકુંડ, ૬૩ નક્રમુખકુંડ, ૬૪ ગજદંશકુંડ, ૬૫ ગોમુખકુંડ, ૬૬ કુંભીપાકકુંડ, ૬૭ કાળસૂત્રકુંડ, ૬૮ મત્સ્યોદકુંડ, ૬૯ કૃમિકંતુકકુંડ, ૭૦ પાશુભોજ્યકુંડ, ૭૧ પાશવેષ્ટકુંડ, ૭૨ શુળપ્રોતકુંડ, ૭૩ પ્રકંપનકુંડ, ૭૪ ઉલ્કામુખકુંડ, ૭૫ અંધકૂપકુંડ, ૭૬ વેધનકુંડ, ૭૭ તાડનકુંડ, ૭૮ જાળરંધ્રકુંડ, ૭૯ દેહચુર્ણકુંડ ૮૦ દલનકુંડ, ૮૧ શોષણકુંડ, ૮૨ કષકુંડ, ૮૩ શુર્પાકારકુંડ, ૮૪ જ્વાલામુખકુંડ, ૮૫ ધૂમાંધકુંડ, અને ૮૬ નાગવેષ્ટનકુંડ છે. આ પ્રમાણે છયાશી કુંડો છે. એ સઘળા પાપીઓને સતાપનારા કુંડોની મારા લાખો દુતો રક્ષા કરે છે. દંડ, પાશ, સાંગ, ગદા, અને તરવાર ધરનારા, મદથી ઉન્મત્ત, ભયંકર, મહા દારૂણ, તમોગુણી, નિર્દય, અનિવાર્ય તેજવાળા નિર્ભય, લાલ તથા પીંગળાં નયનોવાળા, યોગવાળા, સિદ્ધિઓવાળા ને નાના પ્રકારનાં રૂપો ધરનારા એ મારા દુતોને જેઓ મરવા તૈયાર થયા હોય છે તેઓ દેખે છે. પુણ્યશાળી સ્વધર્મપરાયણ શકિતના ભકતો, સૂર્યના ભકતો, ગણપતિના ભકતો, સિદ્ધો, યોગી, ને સ્વપ્ન દર્શન થતાં દેવીનાં દર્શન સરખું ફળ આપનારા વૈષ્ણવલોકો એ દુતોને કદી પણ દેખતાજ નથી. સર્વથી અધિક બળવાળા સ્વતંત્ર ને નિરભય થયેલા જ્ઞાનીઓ ભલે ધર્મમાં તત્પર હોય વા ન હોય તો પણ તેઓ મારા દુતોને કદી પણ જોતા નથી હે પતિવ્રતા સાવિત્રી ! મે તારી પાસે નરકકુંડોની સંખ્યા તથા નામો કહી બતાવ્યાં અને હવે જે પાપીઓ એ કુંડો વિષે પડે છે એ વાર્તા કહુ છું તો શ્રવણ કર.૧–૨૮

एतत्ते कथितं साध्वि कुंडसंख्या निरूपणम् ।
येषां निवासो यत्कुंडे निबोध कथयामि ते ॥२८॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૩ મો.*

### નરકમાં નાંખનારાં પાપો.

**धर्मराज उवाच–**

**हरिसेवारतः शुद्धो योगसिद्धो व्रती सति ।**
**तपस्वी ब्रह्मचारी च न याति नरकं ध्रुवम् ॥१॥**

ધર્મરાજ બોલ્યા–હે સતિ ! હરિસેવા પરાયણ યોગસિદ્ધ વૃતધારી તપસ્વી બ્રહ્મચારી માણસ કયારે પણ નરકમાં જાતો નથી જે બળવાળો માણસ કડવાં વચનો કહી ગર્વથી પોતાના બાંધવોને બાળે છે તે અગ્નિકુંડમાં પડે છે. તેમાં તે પોતાના રોમો જેટ-

* આ અધ્યાયમા નરકમા નાખનારાં પાપોનું વર્ણન કરવામા આવશે.

લા વર્ષો રહ્યા પછી ત્રણ જન્મો સુધી ઘણા તાપવાળા સ્થાનમાં પશુના જન્મોને પામે છે. જે મૂઢ મનુષ્ય ઘેર આવેલા તરસ્યા તપેલા ને ભૂખ્યા બ્રાહ્મણને ભોજન કરાવતો નથી તે મનુષ્ય તપ્તકુંડમાં પડે છે. ત્યાં બ્રાહ્મણના રોમો જેટલાં વર્ષો તે રહીને પછી સાત જન્મો સુધી તપેલાં મહા સંકટવાળાં સ્થાનમાં પક્ષીનો જન્મ લઈ રહે છે. જે મનુષ્ય રવિવાર સંક્રાન્તિ અમાવાસ્યા કે શ્રાદ્ધને દિવસે વસ્ત્રોને ખારો આપે છે જે માણસ વસ્ત્રના તંતુઓ જેટલાં વર્ષો ક્ષારકુંડમાં પડે છે. પછી તેને ભારતક્ષેત્રમાં સાત જન્મો ધોબીના થાય છે. જે નરાધમ મૂળપ્રકૃતિની, વેદની, શાસ્ત્રોની, પુરાણોની, બ્રહ્મ વિષ્ણુ ને શિવ વિગેરે દેવતાઓની કે ગૌરી અથવા સરસ્વતી આદિ દેવીઓની નિન્દા કર્યા કરે છે તે માણસ ભયાનક કુંડ કે જેના જેવો બીજો કોઇ કુંડ દુઃખદાયકક નથી તેમાં પડે છે. અનેક કલ્પો સુધી ત્યાં રહ્યા પછી તેને સર્પમાં જન્મ આવે છે અને દેવીની નિન્દાનાં પાપનું તો કોઈ પ્રાયશ્ચિત પણ નથી જે માણસ પોતાએ કે બીજાએ આપેલી દેવ બ્રાહ્મણની આજીવિકા લઈ લે છે તે માણસ વિષ્ટકુંડમાં પડીને સાઠ હજાર વર્ષો સુધી પૃથ્વીમાં વિષ્ટાનો જીવડો થાય છે. પરાયા તળાવમાં ધણીની રજા વિના તળાવ કરે અથવા જળમય તળાવમાં મૂત્ર નાંખે તે માણસ તળાવની રજ જેટલા વર્ષો મુત્રપાન કરી મૂત્રકુંડમાં પડે છે. પછી એક સો વર્ષ સુધી ભારતક્ષેત્રમાં બળદનો જન્મ પામે છે. જે મનુષ્ય પોતે એકલોજ મીઠું મીઠું ભોજન કરે તે સો વર્ષ સુધી શ્લેષ્મકુંડમાં પડીને શ્લેષ્મજ ખાધા કરે છે. ને તે પછી ભારતક્ષેત્રમાં તે પ્રેતનો અવતાર ધરી સો વર્ષ સુધી શ્લેષ્મ મૂત્ર ને પરૂ ખાધા કરે છે. જે મનુષ્ય પિતાનું, માતાનું, ગુરૂનું સ્ત્રીનું, દીકરાનું, દીકરીનું, કે અનાથનું પોષણ નથી કરતો તે મનુષ્ય સો વર્ષ સુધી વિષકુંડમાં પડીને વિષ ખાધા કરે છે ને પછી એક સો વર્ષ ભૂતયોનિમાં રહેછે અતિથિને દેખી જે માણસ ક્રોધથી વક્રદૃષ્ટિ કરે છે તે મનુષ્યનાં જળને પિતૃઓ કે દેવતાઓ પણ લેતા નથી ને તેને સઘળાં બ્રહ્મહત્યાદિ પાપોનો દોષ લાગે છે. તે મનુષ્ય સો વર્ષ સુધી દુષિકાના (ચિપડાના) કુંડમાં પડીને ચીપડાજ ખાધા કરે છે. પછી એક સો વર્ષ ભૂતયોનિમાં રહી શુદ્ધ થાય છે. બ્રાહ્મણને એકવાર આપેલી ચીજ જે મનુષ્ય લઇ ને બીજાને આપી દે છે તે મનુષ્ય સો વર્ષ સુધી વસાના કુંડમાં પડી વસા ખાય છે ને પછી સાત જન્મો કાકીડો થાય છે. કાકીડાનો અવતાર ભોગવ્યા પછી મહા ભયંકર દરિદ્ર અને અલ્પ આયુષ્યવાળો તે થાય છે. જે પુરૂષ સ્ત્રીને કે સ્ત્રી પુરૂષને વીર્ય પાય છે તેઓ શુક્રકુંડમાં પડી ને સો વર્ષ સુધી કીડામાં જન્મ લઇને શુદ્ધ થાય છે. જે મનુષ્ય ગુરૂને બ્રાહ્મણને પ્રહાર કરી લોહી કાઢે છે છે પુરૂષ અસૃક્ કુંડમાં પડીને રૂધિરજ પાન કર્યા કરે છે. પછી તે ભારતક્ષેત્રમાં વાઘના સાત અવતારો ધરી ને હળવે શુદ્ધ થાય છે, અશ્રુ ભરીને ગદ્દગદ્દ સ્વરેથી ભગવાનના ગુણનું ગાન કરતા કોઈ ભક્તજનને દેખીને જે મનુષ્ય પ્રેમાશ્રુ નહીં લાવી ઉલટો તેની નિન્દા કરે છે તે મનુષ્ય સો વર્ષ સુધી અશ્રુકુંડમાં પડી ને અશ્રુપાન કર્યા કરે છે. ત્યાર પછી તે ત્રણ જન્મો સુધી ચાંડાલ થઇને પવિત્ર થાય છે. સ્નેહીજનો પ્રતિ મનમાં શઠતા રાખનારો પુરૂષ સો વર્ષ સુધી ગાત્રમલ કુંડમાં પડે છે ને પછી તેના ત્રણ જન્મો ગધેડાના થાય છે ને ત્રણ જન્મો શી-

પાળીઆના લીધા પછી તે શુચિ થાય છે. જે મનુષ્ય બહેરાંની મશ્કરી કરે ને અભિમાનથી તેની નિન્દા કરે તે મનુષ્ય કર્ણવિટ્‌ના કુંડમાં પડી સો વર્ષો સુધી કર્ણનો મેલ ખાય છે, પછી સાત જન્મો સુધી બહેરો ને દારિદ્ર થાય છે ને ત્યાર પછી સાત જન્મો સુધી વિકળ અંગવાળો થયા પછી પવિત્ર થાય છે. જે મનુષ્ય પોતાનાં પેટવાસ્તે લોભથી પ્રાણીને મારે છે તે મનુષ્ય લાખ વર્ષસુધી મજ્જાકુંડમાં પડીને મજ્જા ખાય છે ને ત્યાર પછી સાત જન્મો સસલાના, સાત જન્મો મત્સ્યના, ત્રણ જન્મો સૂકરના, ને સાત જન્મો કુકડાના તેના થાય છે. આ પછી મૃગ, વિગેરેના કેટલાક અવતારો લીધા પછી તે પાવન થાય છે. જે મનુષ્ય પોતાની કન્યાનું પાલન કરીને ધનલોભથી તેને વેચે છે તે મનુષ્ય કન્યાના રોમ જેટલાં વર્ષો માંસ ખાય છે, મારા દુતો તેને ધોકાના પ્રહાર કરે છે, ને તે માણસ માથાપર માંસની ભારી લઈને મુખથી લોહીને ચાટયા કરે છે. પછી એ પાપી ભારતક્ષેત્રમાં સાઠ હજાર વર્ષો સુધી કન્યાના ઉદરનો કીડો થાય છે ને પછી તેના સાત જન્મો પારાધીના, ત્રણ જન્મો સુવરના, સાત જન્મો કુકડાના, સાત જન્મો દેડકાના, સાત જન્મો જળોના, સાત જન્મો કાગડાના થયા પછી તે પવિત્ર થાય છે. હે સાવિત્રી ! જે માણસ વ્રત ઉપવાસ ને શ્રાદ્ધ આદિના સમયમાં ક્ષૌર કરાવે કરાવે છે તે મનુષ્ય સઘળાં કાર્યોમાં અપવિત્ર થાય છે ને નખકુંડ, લોમકુંડ, કેશકુંડ, ને આસ્થકુંડ નામના નરકોમાં પડે છે. એ નરકોમાં દેવતાઓનાં એક વર્ષ સુધી રહીને નરકોના પદાર્થો ખાય છે ને પછી મારા દુતોના પ્રહારો પણ તેને લાગે છે. જે મનુષ્ય ભરતખંડમાં મોવાળાના પાર્થિવલિંગની પૂજા કરે તે માણસ માટીની કણીઓ જેટલાં વર્ષોસુધી કેશકુંડમાં પડે છે ને સદાશિવનાં કોપથી સો વર્ષોસુધી યજન થઈને છેવટે તે રાક્ષસ થાય છે. જે મનુષ્ય ગયાજીના વિષ્ણુપદમાં પિતૃઓને પિંડ દાન આપતો નથી તે માણસ પોતાનાં રોમ જેટલાં વર્ષો મહા ભયાનક અસ્થિકુંડમાં વસે છે ને તે પછી તે સાત જન્મમાં લંગડો ને મહા દરિદ્ર થાય છે. પછી તે પાવન થાય છે. જે મૂઢ જીવ ગર્ભવતી સ્ત્રીનો સંભોગ કરે તે મનુષ્ય સો વર્ષ સુધી અત્યન્ત તાપવાળા તામ્રકુંડમાં વસે છે. જે મનુષ્ય પતિ પુત્ર વગરની સ્ત્રીનું અથવા ચોથે દિવસે રજસ્વલાએ અડેલું અન્ન જમે છે તે માણસ શતવર્ષ સુધી તપ્ત લોહકુંડમાં રહે છે ને પછી ધોબી થાય છે. સાત જન્મ સુધી કાગડો થાય છે ને તે પછી મોટાં વ્રણવાળો તથા દરિદ્ર થઈને શુદ્ધ થાય છે. જે મનુષ્ય ચર્મને અડીને વગર ધોએલા હાથથી દેવના પદાર્થોનો સ્પર્શ કરે છે તે મનુષ્ય સો વર્ષ સુધી ચર્મકુંડમાં પડે છે. જે બ્રાહ્મણ શુદ્રનાં નોતરાંથી શુદ્રનું અનાજ ખાય છે તે બ્રાહ્મણ સો વર્ષસુધી તપ્ત સુરાકુંડમાં રહે છે ને પછી સાત જન્મોમાં શુદ્રોને યજ્ઞ કરાવનારને શુદ્રોનાં શ્રાદ્ધો જમનારો થઈને તે પવિત્ર થાય છે. જે આખાં બોલો મનુષ્ય પોતાના સ્વામીને કટુ વચનોથી પ્રહાર કરે છે તે મનુષ્ય તીક્ષ્ણ કંટક કુંડમાં કાંટા ખાઈને રહે છે ને મારા દુતો તેને દંડથી ખુબ માર મારે છે. પછી સાત જન્મમાં તે ઉંચકુળનો બનીને શુદ્ધ થાય છે. જે નિર્દય માણસ વિષથી પ્રાણીને મારે છે તે મનુષ્ય વિષકુંડમાં પડીને એક સહસ્ર વર્ષોસુધી વિષભક્ષણ કરે છે ને પછી સાત જન્મમાં સડી ગયેલો ચાં-

ડાળ થાય છે ને સાત જન્મો કોઢીઓ થયા પછી શુદ્ધ થાય છે. જે મનુષ્ય દંડથી ગાયને કે બળદને મારે છે તથા જે ઉંચ કુળનો મનુષ્ય પવિત્ર ભારતક્ષેત્રમાં પોતે જાતે કે ચાકરના હાથથી બળદ હાંકવાનું કાર્ય કરે તે મનુષ્ય ચાર યુગો સુધી પ્રતપ્ત તૈલકુંડમાં અગ્નિમાં રહે છે ને પછી ગાયનાં રોમો જેટલાં વર્ષો બળદોના જન્મો પામેછે.જે મનુષ્યો અમથો અમથો જરાક પણ લોહનાં ભાલાંથી જીવને મારે છે તે મનુષ્ય દશ હજાર વરસો પર્યન્ત કુંતકુંડમાં રહી ને પછી એક જન્મમાં ઉદર રોગનાં દુઃખો ભોગવ્યા પછી પવિત્ર થાય છે. જે માંસ લાલચુ અધમ બ્રાહ્મણ યજ્ઞસમય વિના માંસ ભક્ષણ કરે છે ને ભગવાનુ નૈવેદ્ય જમતો નથી તે મનુષ્ય પોતાનાં રોમો જેટલાં વર્ષો કૃમિકુંડમાં રહી ને કીડાઓ ખાધા કરે છે ને પછી તેના ત્રણ જન્મો મ્લેચ્છમાં થાય છે. જે બ્રાહ્મણ શુદ્રોને યજન કરાવે, શુદ્રોનાં શ્રાદ્ધનું અનાજ ખાય, ને શુદ્રોનાં શબોને અગ્નિ આપે તે મનુષ્ય પોતાનાં રોમ જેટલાં વર્ષો મારા દંડથી પુર્યકુંડમાં પડે છે ને મારા દુતના માર ખાઈ ને પરૂ ખાઈ ને જીવે છે. ત્યાર પછી ભરતખંડમાં જન્મી સાત જન્મો સુધી મહા રોગવાળો, દરિદ્રી, બહેરો, ને મુગો શુદ્ર થાય છે. જે મનુષ્ય માથામાં કૃષ્ણ પદ્મની નિશાનીવાળા સર્પને મારે છે તે મનુષ્ય પોતાના રોમ જેટલાં વર્ષો સુધી સર્પ કુંડમાં વસે છે. ત્યાં તેને સર્પની વિષ્ઠા ખાવી પડે છે, સર્પો કરડે છે ને મારા દુતોના માર પડે છે. તે પછી તેનો સર્પાવતાર આવે છે ને તે પછી દાદરનો રોગી અને અલ્પ આયુષ્યવાળો થાય છે. જે મનુષ્યાવતારમાં પણ તેનું સર્પદંશથી દુઃખવાળુ મરણ થાય છે.જે મનુષ્ય દૈવે આપેલી આજીવિકાવાળા ક્ષુદ્ર જીવો ને હણે છે તેઓ એ જીવોની સંખ્યા જેટલાં વર્ષો સુધી મશકકુંડ ને દંશકુંડમાં પડે છે. તેઓ ત્યાં ક્ષુધાથી પિડાતા ચીસો પાડે છે, રાત દિવસ મચ્છર ને ડાંસથી કરડાયા કરે છે, ને મારા દુતો હાથપગ બાંધી ને તેઓ ને મારે છે. નરકમાંથી નિસરી તેઓ ક્ષુદ્ર જીવોનો અવતાર તથા પવનનો અવતાર ભોગવ્યા પછી છેવટે ખોડવાળાં અંગવાળા મનુષ્યના અવતારો ભોગવી વિશુદ્ધ થાય છે. જે મૂઢજનો મધ માંખીઓને મારીને મધ ખાય છે તેઓ માંખીઓ જેટલાં વરસો ગરલકુંડમાં વસે છે. ત્યાં તેઓને માંખીઓ કરડે છે તેથી બળતરા થાય છે ને પછી મારા દૂતો માર પણ મારે છે. એમાંથી નીકળી એઓ માંખીના અવતારો ભોગવે છે અને તે પછી તેઓ શુદ્ધ થાય છે. જે મનુષ્યો નિરપરાધીને મારે છે ને નિરપરાધી બ્રાહ્મણને અપરાધ છતાં અયોગ્ય દંડ કરે છે તેઓ રોમ જેટલાં વર્ષો વજ્રદંષ્ટ્ર નામના નરકમાં રાતદિવસ રહે છે. ત્યાં વજ્ર જેવી દાઢોવાળા કીડાઓ કરડતાં તથા મારા દૂતોના પ્રહાર વાગતાં એ માણસો ક્ષણે ક્ષણે રૂદન કરે છે ને હાહાકાર કરે છે. ત્યાંથી છૂટયા પછી સાત જન્મો સૂવરના ને ત્રણ જન્મો કાગડાના ધરીને તે પવિત્ર થાય છે. જે મનુષ્ય વિત્તલોભથી પ્રજાઓનો દંડ કરે છે તેઓ પ્રજાઓના રોમ જેટલાં વર્ષો વૃશ્ચિકકુંડમાં પડે છે ને પછી સાત જન્મો વીછીના ધરે છે ને પછી ભારતક્ષેત્રમાં તે ખોડવાળો ને વ્યાધિવાળો મનુષ્ય થાય છે. જે બ્રાહ્મણ શસ્રો ધરનારા, બીજાંઓનાં વસ્રો ધોનારા, સંધ્યારહિત ને ભક્તિ રહિત હોય છે તેઓ રોમ જેટલાં વર્ષો સુધી શુલકુંડ, શરકુંડ, ને ખડ્ગકુંડમાં રહે છે અને મારા દુતો તેઓને બાણથી વ્યથા કર્યા કરે છે. એ દુઃખ ભોગવ્યા

પછીજ તેઓ પવિત્ર થાય છે. અંધકારમય 'કંદપ'નામાં જે મદોન્મત્ત મનુષ્ય પ્રજાઓને સોંધી મુકે છે તે મનુષ્ય પોતાના પાપથી પ્રજાઓનાં રૂંવાણાં જેટલાં વર્ષો ગોળકુંડ, ગારાવાળા, ઉનાં પાણીવાળાં, અંધારાં, તીક્ષ્ણ દાઢોવાળા કીડાઓવાળાં નરકમાં પડે છે અને તેને કીડાઓ કરડે છે. ત્યાંથી છુટયા પછી એ મનુષ્ય પ્રજાઓનો દાસ થઈને પછી પવિત્ર થાય છે. જે મનુષ્ય સરોવરમાંથી નીકળતાં ઝૂડ વિગેરે પ્રાણિઓને મારે છે તે મનુષ્ય તેઓના કાંટા જેટલાં વર્ષો સુધી નક્રકુંડમાં પડે છે ને પછી નરકાંતરોમાં પડે છે. વારવાર આવી શિક્ષાઓ ભોગવી તે પવિત્ર થાય છે. પવિત્ર ક્ષેત્રરૂપમાં ભરતખંડમાં જે મનુષ્ય પરસ્ત્રીનાં છાતી સ્તનો નિતંબો અને મુખને જુવે છે તે મનુષ્ય પોતાનાં રોમ જેટલાં વર્ષોસુધી કાકતુંડમાં રહે છે ને તેનાં નેત્રોને કાગડાઓ ઠોલે છે. ત્યાંથી નીકળી પછી ત્રણ જન્મમાં તે માણસ જીવતો જીવતો અગ્નિથી બળે છે. જે મૂઢ માણસ ભારતક્ષેત્રમાં દેવ તથા બ્રાહ્મણનાં સુવર્ણની ચોરી કરે છે તેઓ પોતાનાં રોમો જેટલાં વરસો મંથાન કુંડમાં પડે છે ત્યાં મારા દુતો એઓને મારે છે, મંથાન નામના કીડાઓથી તેઓનાં નેત્રો ઢંકાઈ જાય છે ને એ કીડાઓની વિષ્ટા ખાવી પડે છે. ત્યાંથી છુટયા પછી સાત જન્મ સુધી દરિદ્ર મહાક્રૂર ને ઘાતકી થઈને પછી તેઓને છેવટે સોનીનો ને સોનું વેચનારનો અવતાર આવે છે. હે સાવિત્રી! ભારતક્ષેત્રમાં જે મનુષ્યો ત્રાંબાની કે લોઢાંની ચોરી કરે છે તેઓ રોમ જેટલાં વર્ષોસુધી બીજકુંડમાં રહે છે ત્યાં મારા દુતોના માર ખાય છે તથા બીજ નામના કીડાઓથી એઓનાં નેત્રો ઢંકાઈ જાય છે ને તે કીડાઓની વિષ્ટા તેઓને ખાવી પડે છે. આ શિક્ષા ભોગવી રહ્યા પછી તેઓ પવિત્ર થાય છે. દેવની કે દેવનાં દ્રવ્યની જે મનુષ્ય અહીં ચોરી કરે છે તેઓ પોતાનાં રોમ જેટલાં વર્ષો દુસ્તર વજ્રકુંડમાં રહે છે ત્યાં વજ્રોથી એઓનાં શરીરમાં કાળી બળતરા થાય છે, ખાવા નથી મળતું, ચીસો પાડે છે, ને મારા દુતોના મારને ખમે છે. આ શિક્ષા ભોગવીને તેઓ પવિત્ર થાય છે. જે મનુષ્યો દેવનાં કે બ્રાહ્મણનાં રૂપાં ગોરસ કે વસ્ત્રની ચોરી કરે છે તે મનુષ્ય પોતાનાં રોમનાં જેટલાં વર્ષો સુધી તપ્ત પાષાણ કુંડમાં વસે છે. પછી તેના ત્રણ જન્મો કાચબાના, ત્રણ જન્મો કોઢીઆના ને એક જન્મમાં કોઢના ચાઠાંવાળો થાય છે. આ પછી તે સઘળાં શ્વેત પક્ષીઓની યોનિને પામીને સાત જન્મો મનુષ્યના પામે છે. આ જન્મોમાં પણ રકત વિકાર તથા શુળના રોગથી ઘેરાયેલો ને અલ્પ આયુષ્યવાળો થાય છે ને પછી તે શુદ્ધ થાય છે. જે મનુષ્ય દેવનાં અથવા બ્રાહ્મણના કાંસા પીતળનાં ઠામની ચોરીકરેછે તે મનુષ્ય પણ તેટલો કાળ તપ્ત પાષાણ કુંડમાં પડે છે ને ત્યાંથી છુટીને સાત જન્મોમાં અશ્વ થયા પછી છેવટે વધરાવળ ને પગના રોગવાળો મનુષ્ય થઈને પછી શુદ્ધ થાય છે. જે મનુષ્ય છીનાળું અથવા તો છીનાળાંની આજીવિકા ખાનારાનું અનાજ ખાય છે તે મનુષ્ય રોમ જેટલાં વર્ષો લાલાકુંડમાં પડે છે. ત્યાં તેને મારા દુતો મારે છે, લાળનું ભક્ષણ કરવું પડે છે. અને મહાપીડા ભોગવવી પડે છે. ત્યાંથી છુટા પડીને તે નેત્રમાં શુળના રોગવાળો મનુષ્ય થઈને શુદ્ધ થાય છે. જે મનુષ્ય ભારતક્ષેત્રમાં મ્લેચ્છની સેવા કરે અથવા તો શાહી વેચીને જીવે તે મનુષ્ય પોતાના રોમ જેટલાં વરસો મસીકુંડમાં રહે છે. ત્યાં મારા દુતો

તેને માર મારેછે.ને શાહીનુંભક્ષણકરેછે.ત્યાંથી છુટી તે ત્રણ જન્મો કાળા રંગના પશુના ત્રણ જન્મો કાળા બકરાના ને એક જન્મ તાડવૃક્ષનો લઈ શુદ્ધ થાય છે. જે મનુષ્ય દેવ કે બ્રાહ્મણના ધાન્ય આદિ ઉત્તમ પદાર્થોની તાંબુલની આસનની કે શય્યાની ચોરી કરે છે તે મનુષ્ય એક સો વર્ષ ચુર્ણકુંડમાં રહે છે ને ત્યાં મારા દુતો તેને માર મારે છે. એમાંથી છુટીને તેના ત્રણ જન્મો ઘેટામાં, ત્રણ જન્મો કુકડામાં ને ત્રણ જન્મો વાંદરામાં થાય છે ને પછી તે મનુષ્યયોનિમાં ઉધરસનો રોગી, વાંઝીયો, દરિદ્ર ને અલ્પ આયુષ્યવાળો થઈને શુદ્ધ થાય છે. જે મનુષ્ય બ્રાહ્મણનું દ્રવ્ય હરીને મંત્રશાસ્ત્રમાં કહેલી ચક્રપૂજા કરે છે તે મનુષ્ય સો વર્ષ સુધી ચક્રકુંડમાં રહે છે ને દંડના માર ખાય છે. ત્યાંથી છુટીને ત્રણ જન્મો સુધી વ્યાધિવાળો પીડિત ને વંશ વગરનો ઘાંચી થઇને તે પવિત્ર થાય છે. જે મનુષ્યો બ્રાહ્મણો ને ગાયો ઉપર કુદૃષ્ટિ કરે છે તેઓ સો વર્ષો સુધી વક્રકુંડમાં વસે છે ને ત્યાંથી છુટયા પછી સાત જન્મો સુધી વાંકા અંગવાળો ખોડવાળો દરિદ્ર વંશ વગરનો ને સ્ત્રીવગરનો થાય છે. પછી તે ત્રણ જન્મોમાં ગરજ, ત્રણ જન્મોમાં સૂવર, ત્રણ જન્મોમાં બિલાડો ને ત્રણ જન્મોમાં મોર થાય થાય છે. જે મનુષ્ય કાચબાનુ માંસ કે જે નિષિધ છે તેને ખાય તો તે દ્વિજ સો વર્ષ સુધી કુર્મકુંડમાં પડે છે. ત્યાં તેને કાચબાઓ ખાય છે. ત્યાંથી છુટીને ત્રણ જન્મો કાચબાના ત્રણ જન્મો સૂવરના, ત્રણ જન્મો બિલાડાના ને ત્રણ જન્મો મોર થયા પછી પવિત્ર થાય છે. દેવ કે બ્રાહ્મણનાં ઘીતેલ વિગેરેનો હરનારો મનુષ્ય સોવર્ષ સુધી જવાલાકુંડ તથા ભસ્મકુંડમાં વસીને તેલમાં રંધાય છે. ત્યાંથી છુટી સાત જન્મો માછલાંના ને સાત જન્મો ઉંદરના લઇને શુદ્ધ થાય છે. જે મનુષ્ય ભારતક્ષેત્રમાં દેવના કે બ્રાહ્મણના સુગંધી તેલને અથવા બીજા કોઇ સુગંધી પદાર્થને ચોરે છે તે મનુષ્ય રોમ જેટલાં વર્ષો સુધી દર્ગધકુંડમાં વસે છે ને ત્યાં રાતદિવસ બળ્યા કરે છે. ત્યાંથી છુટીને પછી સાત જન્મમાં દુર્ગંધિક, ત્રણ જન્મોમાં કસ્તુરી મૃગ ને સાત જન્મોમાં મંથાન નામનો કીડો થઇને મનુષ્ય થાય છે. જે બલવાળો મનુષ્ય ભારતક્ષેત્રમાં બળથી છળથી કે હિંસાથી પારકી પૃથ્વીનું હરણ કરે છે તે મનુષ્ય તપ્તસૂચી કુંડમાં વસે છે ને ત્યાં કડકડતા તેલમાં જેમ જીવડો બળે છે તેમ રાતદિવસ બળ્યા કરે છે. બળવા છતાં પણ કર્મ ભોગવવા સારૂં તે તદ્દન ભસ્મરૂપ થઈને મરી નથી જતો. પણ સાત મન્વંતર સુધી એમને એમ રહે છે, ચીસો નાંખે છે, મારા દુતોના માર ખાય છે ને ભૂખ્યો મરે છે. ત્યાંથી છુટીને તે સાઠ હજાર વર્ષો સુધી વિષ્ઠાનો કીડો થાય છે ને છેવટે ઘરબાર વગરનો દરિદ્ર માણસ થઇને સતકર્મો કરે છે. ૧-૧૨૧

**ततोभवेन्नूमिहीनोदरिद्रश्चतनःशुचिः ।**
**ततःस्वयोनिंसंप्राप्यशुभकर्माचरेत्पुनः ॥१२२॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૩ મો.સંપૂર્ણ.

# અધ્યાય ૩૪ મો.*

## અવશેષ રહેલા કુંડોનું વર્ણન.

**धर्मराज उवाच—**

**छिनत्ति जीवं खड्गेन दयाहीनः सुदारुणः ।**
**नरघाती हन्ति नरमर्थलोभेन भारत ॥ १ ॥**

ધર્મરાજ બોલ્યા—હે સતિ! દયાહીન દારૂણ મનુષ્ય ભરતખંડમાં તરવારથી જીવને કાપે ને વિત્ત લોભથી મનુષ્યને મારે તે મનુષ્ય ચૌદ ઈન્દ્રના કાળ સુધી અસિપત્ર કુંડમાં વસે છે ને બ્રાહ્મણને હણે તો ત્યાં સો મન્વંતર સુધી વસે છે. એ અસિપત્ર કુંડમાં ખાવાનું નથી મળતું, તરવારની ધારાઓથી નિરંતર અંગો કપાયા કરે છે, મારા દૂતો માર માર્યા કરે છે ને એથી ચીસો પાડવી પડે છે. આમાંથી છૂટયા પછી સો જન્મો સુધી મંથાન નામનો કીડો, સો જન્મો સુધી સૂવર, સાત જન્મો લગી કુકડો, સાત જન્મો સુધી શિયાળીઓ, ત્રણ જન્મો સુધી નાર, સાત જન્મો સુધી દેડકો ને છેવટે ભારતક્ષેત્રમાં પાડો થાય છે. પાડાના જન્મ પછી તે પવિત્ર થાય છે. જે મનુષ્ય ગામોને અથવા શહેરોને આગ લગાડે છે તે મનુષ્ય ત્રણ યુગોસુધી ક્ષુરધાર કુંડમાં વસે છે ને ત્યાં તેનાં અંગો કપાયા કરે છે. ત્યાંથી છૂટયા પછી સાત જન્મો સુધી બળતાં મુખવાળો પ્રેત થઈને અપવિત્ર પદાર્થોનું ભોજન કરતો પૃથ્વીપર ફરે છે. આ પછી સાત સાત જન્મો શુળરોગીના ને સાત કોઢીઆના લીધા પછી તે પવિત્ર થાય છે. જે મનુષ્ય પારકા કાનમાં પારકી નિન્દા કરે છે, પરાયા દોષો કાઢી પોતાને ઉત્તમ માને છે તથા દેવ બ્રાહ્મણની નિન્દા કરે છે તે મનુષ્ય ત્રણ યુગો સુધી શુચિ કુંડમાં પડે છે ત્યાં તેને સોઈઓથી વિંધાવું પડે છે. ત્યાંથી છૂટી પછી સાત જન્મો વજ્રકીટ, સાત જન્મો ભસ્મકીટ, ને સાત જન્મમાં મહારોગી મનુષ્ય થઇને પવિત્ર થાય છે. જે મનુષ્ય પ્રજાનાં ઘર ફાડીને ચોરી કરે છે ને ગાય બકરાં કે ઘેટાંને હરી જાય છે તે મનુષ્ય ત્રણ યુગ સુધી ગોકામુખ કુંડમાં વસે છે ને ત્યાંથી છૂટી સાત જન્મો રોગી બળદના, ત્રણ જન્મો ઘેટાંના ને ત્રણ જન્મો બકરાના ભોગવીને પછી નિરંતર રોગી દરિદ્ર, સ્ત્રી રહિત, બંધુરહિત, ને મહા સંતાપવાળો મનુષ્ય થાય છે. પછી તે પાવન થાય છે. જે મનુષ્ય મજીયારાના ધનની ચોરી કરે છે તે મનુષ્ય ત્રણ વર્ષ સુધી નક્રમુખ કુંડમાં વસે છે ને ત્યાં મારા દૂતોનો માર ખાય છે. ત્યાંથી છૂટીને સાત જન્મો રોગીના, બળદના ને છેવટે મહારોગી મનુષ્ય થઈ પવિત્ર થાય છે ગાયોનો, અશ્વોનો, ગજોનો, અને વૃક્ષોનો નાશ કરનારો મનુષ્ય મહાપાપી હોવાથી ત્રણ યુગો સુધી ગજદંશ કુંડમાં પડે છે ને મારા દુતોના હાથથી નિરંતર હાથીના દાંતના પ્રહારો મળે છે. ત્યાંથી છુટયા પછી તેના ત્રણ જન્મો હાથીના, ત્રણ જન્મો ઘોડાના, ત્રણ જન્મો બળદના, ને છેવટે મ્લેચ્છમાં જન્મ લઇને શુદ્ધ થાય છે. તે મનુષ્ય જળ પીતી તરસી ગાયને કનડે છે તે મનુષ્ય કીડા ને ઉષ્ણોદકના ગોમુખકુંડમાં એક મન્વંતર સુધી મહાદુખે વસે છે. ત્યાંથી છુટયા પછી તેના સાત જન્મો ગાય રહિત મહારોગી ને દરિદ્રિ અંત્યજાતિમાં થાય છે ને પછી તે શુદ્ધ થાય છે. જે મનુષ્ય ભરતખંડમાં આતિદેશિકી બ્રહ્મહત્યા એટલે કે જેનાથી બ્રહ્મહત્યાજ જેવું પાપ લાગે તે, આતિદેશિકી ગૌહત્યા

---

* આ અધ્યાયમાં અવશેષ રહેલા નરકના કુંડોના અધિકારીઓ વિષે કહેવાશે.

એટલે જેથી ગૌહત્યા સરખું પાપ લાગે તે, અગમ્યા સ્ત્રીનો સંગ સ્ત્રીહત્યા ને ગર્ભહત્યા કરે છે તે મનુષ્ય એક મન્વંતર સુધી કુંભીપાકમાં પડે છે. ત્યાં તેને મારા દુતો મારે છે, જરાવારમાં ચુર્ણ થઈ જાય છે, જરાવારમાં અગ્નિમાં પડે છે, જરાવારમાં કાંટામાં પડેછે, જરાવારમાં કડકડતા તેલમાં પડીને વાર વાર ઉકલે છે, થોડીવારમાં ઉષ્ણ લોહમાં પડે છે તે ક્ષણવારમાં ઉષ્ણ તામ્રમાં પડે છે. એમાંથી છુટીને તે એક હજાર જન્મો ગરંજ પક્ષીનાં, સો જન્મો સૂવરના, સાત જન્મો કાગડાના, સાત જન્મો સાપના, સાઠ હજાર વર્ષ સુધી વિષ્ટામાં કીટના જન્મો, અનેક જન્મો બળદના ને અંતે કોઢીઓ તથા દરિદ્ર થાય છે, સાવિત્રી બોલી—હે યમદેવ! આતિદેશિકી બ્રહ્મહત્યા તથા ગૌહત્યાનો શો પ્રકાર છે ? અગમ્યા નારી કઇ છે ? સંધ્યાહીન કેવી રીતે થવાય ? અદીક્ષિત કોણ છે ? તીર્થમાં દાન લેનારો કોણ કહેવાય ? યજન કરાવનાર કોણ કહેવાય ? દેવલ બ્રાહ્મણ કોણ છે ? શુદ્રનો રસોયો કોણ છે ? પ્રમત્ત કોણ છે ? વૃષલીપતિ કોણ છે ? હે વેદજ્ઞાતાઓમાં ઉત્તમ એઓનાં સઘળાં લક્ષણો કહો. યમદેવ કહે છે—હે સાવિત્રી ? શ્રીકૃષ્ણમાં, શ્રીકૃષ્ણની મૂર્ત્તિમાં, બીજા દેવની મૂર્ત્તિઓમાં, શિવલીંગમાં, સૂર્યમાં, સૂર્યકાન્ત મણિમાં, ગણપતિમાં ને દુર્ગામાં જે મનુષ્ય ભેદબુદ્ધિ કરે છે તેને બ્રહ્મહત્યા સરખું પાપ લાગે છે. ઇષ્ટદેવ, ઇષ્ટ ગુરૂ ને માતા પિતામા ભેદબુદ્ધિ કરનારાને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે. વૈષ્ણવો, અન્ય દેવોના ભક્તો બ્રાહ્મણો ને બીજા પુરૂષો જે ભેદબુદ્ધિ કરે તેને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે. શિવ ને વિષ્ણુના નૈવેદ્યમાં ભેદબુદ્ધિ કરે તોપણ તેવુંજ પાપ લાગે. શૈવોએ જો દીક્ષિતો હોય તો શિવનું નૈવેદ્ય ખાઈ શકાય નહીંતો અદીક્ષિતોથી ન ખવાય. આવો શાસ્ત્રોનો અભિપ્રાય છે. સઘળા ઇશ્વરોના ઈશ્વર, સઘળાં કારણોના પણ કારણ, સર્વજ્ઞ આદિ,સકળ દેવોના ઉપાસ્ય,સર્વાન્તર્યામી,માયાથી નાના પ્રકારનાં રૂપોવાળા ને વાસ્તવિક રીતે એક ને નિર્ગુણ જે ગોપાલ સુંદરીરૂપ કૃષ્ણ છે તેમાં, પરબ્રહ્મમાં ને મહાદેવમાં જે મનુષ્ય ભેદબુદ્ધિ કરે છે તેને બ્રહ્મહત્યા સમાન પાપ લાગે છે. દેવીના ભક્તનો ને દેવીનાં શાસ્ત્રનો જે મનુષ્ય દ્વેષ કરે તેને બ્રહ્મહત્યા લાગે. જે મનુષ્ય વેદોક્ત પિતૃ જે દેવનું પૂજન તજી નિષિદ્ધ કર્મોમાં તેઓને પણ તથા પ્રકારનું પાપ લાગે. પવિત્રોમાં પવિત્ર,જ્ઞાનાનંદરૂપ,સનાતન દેવતાઓમાં મુખ્ય વૈષ્ણવોના ઉપાસ્ય પરમેશ્વર જે વિષ્ણુ છે તેમની ને તેમના મંત્રની ઉપાસકની પૂજા ન કરે ને ઉલટી નિંદા કરે તે મનુષ્યને તેવું પાપ લાગે. કારણ બ્રહ્મરૂપ, સર્વ શક્તિરૂપ, પ્રકૃતિ, સર્વને ઉત્પન્ન કરનાર સર્વ દેવોરૂપ, સઘળાંઓથી સર્વદા વંદિત, સર્વકારણરૂપ જે જગદંબા છે તેનુ પૂજન ન કરે ને ઉલટી તેમની નિન્દા કરે તે મનુષ્યને બ્રહ્મહત્યા સરખુ પાપ લાગે છે. મહા પવિત્ર ગોકુલાષ્ટમી, રામ નવમી, શિવરાત્રી, એકાદશી ને રવીવાર એ પાંચ પર્વોમાં જેઓ વ્રત ન કરે તે ચાંડાલથી પણ અધિક પાપીજનોને બ્રહ્મહત્યા જેવુ પાપ લાગે છે. ભારતભૂમિમાં આર્દ્રા નક્ષત્રના ત્રણ પાયા સુધી પૃથ્વી રજસ્વલા કહેવાય છે. ત્યારે પૃથ્વીને જેઓ ખોદે અને તેનાપર શૌચાદિક કરે તેઓને બ્રહ્મહત્યા સમાન પાપ લાગે છે. પોતાના ગુરૂ, માતા, પિતા, પતિવ્રતા સ્ત્રી, પુત્ર, ને પુત્રી એઓ અનિંદ્ય છતાં પણ જેઓ તેઓનું પોષણ ન કરે તેઓને

બ્રહ્મહત્યા સમું પાપ લાગે છે. વિવાહ રહિત, પુત્ર રહિત, ને પ્રભુ ભક્તિ રહિત જે હોય છે તેને તેવું પાપ લાગે છે. પ્રભુનું નૈવેદ્ય ન ખાય ને વિષ્ણુની કે પાર્થિવની જે નિત્ય પૂજા ન કરે તેને તેવું પાપ લાગે. ગૌહત્યા કરનારાને જે મનુષ્ય અટકાવે નહીં તથા બીજો રસ્તો છતાં જે ગાય ને બ્રાહ્મણની મધ્યમાં થઇને ચાલે તેને ગૌહત્યા જેવું પાપ લાગે. જે મૂઢ મનુષ્ય દંડથી ગાયને મોર ને બ્રાહ્મણ છતાં બળદ હાંકવાનો ધંધો કરે તેને દિને દિને ગૌહત્યા જેવું પાપ લાગે છે તેમાં શકા નથી. જે મનુષ્ય ગાયને અજીઠું ખવરાવે, બળદ હાંકનારનું અનાજ ખાય તેને ગૌહત્યા જેવું પાપ લાગે છે. જે મનુષ્ય વૃષલીના પતિને જમાડે અથવા અથવા એનું અનાજ ખાય તેને સો ગૌહત્યા જેવું પાપ લાગે છે તેમાં શંકા નથી. જે માણસ અગ્નિપર પગ મૂકે, ગાયને પાટુ મારે કે નાહીને પગ ધોયા વિના દેવ મંદિરમાં દાખલ થાય તેને ગૌહત્યા જેવું પાપ લાગે છે. જે મનુષ્ય ભીને પગે જમે, ભીને પગે સુવે કે સૂર્યોદયમાં જમે તેને પણ અવશ્ય તેવું પાપ લાગે છે. જે મનુષ્ય પતિ-પુત્ર વિનાની સ્ત્રીનુ અનાજ ખાય સ્ત્રીઓનાં કુટણાં કરીને જીવે કે ત્રિકાળની સંધ્યાથી રહિત રહે તેને પણ તેવું પાપ લાગે છે. છે. જે સ્ત્રી પતિમાં ને દેવમાં ભેદ બુદ્ધિ રાખે ને કટુ વચનોથી પતિને સંતાપે તે સ્ત્રીને પણ ગૌહત્યા સરખું પાપ લાગે છે. ગૌહત્યા કરનારા પુત્રને પ્રેમથી કે અજ્ઞાનથી જે પ્રાયશ્ચિત્ત ન કરાવે તેને પણ તેવું પાપ લાગે જે ગાયનો ધણી ધણી અજ્ઞાનથી રાજ્ય કે દૈવના ઉપદ્રવ વખતે ગૌરક્ષા નહી કરી ગાયને દુઃખ આપે તેને અવશ્ય ગૌહત્યા જેવું પાપ લાગે. જે મનુષ્યો પ્રાણીઓને, દેવમૂર્તિઓને, અગ્નિને, જળને, નૈવેદ્યને, પુષ્પને કે અન્નને ઓરંડી જાય તેને પણ તેવું પાપ લાગે. જે મનુષ્ય અતિથિને 'મારી પાસે કશું નથી' એમ સર્વદા કહે, અસત્ય વદે, લુચ્ચાઇ કરે, દેવ કે ગુરૂનો દ્વેષ કરે તેને પણ ગૌહત્યા જેવું પાપ થાય. જે મનુષ્ય પોતાને નમેલા મનુષ્યને ક્રોધ બુદ્ધિથી આશીર્વાદ ન આપે અથવા વિદ્યાના અર્થીને વિદ્યા ન આપે તેને પણ જરૂર તેવું પાપ લાગે. દેવમૂર્તિ, ગુરૂ, કે બ્રાહ્મણને દેખીને જે મનુષ્ય સત્કારથી ન નમે તેને પણ ગૌહત્યાસમુ પાપ થયા. હે સાવિત્રી ! આ પ્રકારે આતિદેશિકી ગૌહત્યા ને બ્રહ્મહત્યાવિષે મે તને કહ્યું ને હવે પુરૂષોએ સંગ કરવા યોગ્ય સ્ત્રીવિષે કહું છું તે સાંભળ. પોતાની સ્ત્રી સૌને ગમ્ય છે ને એ શિવાય બીજી તમામ સ્ત્રીઓ અગમ્ય છે એમ વેદાજ્ઞા છે. વેદજ્ઞાતાઓનો એવો નિશ્ચય છે. હે સુંદરી ! આ સામાન્ય વાત કહી ને હવે વિશેષ વાત કહું તે તું સાંભળ. હવે અગમ્ય સ્ત્રીઓ વિષે કહું છું. શુદ્રોને બ્રાહ્મણની સ્ત્રી, અને બ્રાહ્મણનેશુદ્રોની સ્ત્રી અત્યન્ત અગમ્યછે એવો વેદોનો ને લોકનો નિશ્ચય છે. બ્રાહ્મણીનો સંગ કરનારા શુદ્રને ને બ્રાહ્મણીને સો બ્રહ્મહત્યા સમાન પાપ લાગે. તેઓ કુંભીપાકમાં પડે તેમાં શકા નથી. શુદ્રોને જેવી બ્રાહ્મણની સ્ત્રી છે તેવીજ બ્રાહ્મણોને શુદ્રની સ્ત્રી છે. શુદ્રની સ્ત્રીનો સંભોગ કરનારો બ્રાહ્મણ વૃષલીપતિ કહેવાય છે. એ બ્રાહ્મણ સ્વજાતિભ્રષ્ટ ને ચાંડાલથી પણ અધમ ગણાયો છે. તેનાં આપેલાં પિંડ ને તર્પણ અનુક્રમે વિષ્ઠા ને મુત્ર સમાન છે. એથી એમાંનું એકે પિતૃઓને પહોંચતું નથી. બ્રાહ્મણનુ કરોડો જન્મોનું પૂજન ને તપ આદિનું પુણ્ય વૃષલીની લાલચમાત્રથી નાશ પામે છે એમાં સંશય

નથી. સુરાપાન કરનારો, નીચનું અનાજ ખાનારો, વૃષલીનો સંગ કરનારો, ઉની ઉની છાપથી દેહનો દાહ કરનારો, તપેલાં શુળનું ચિન્હ ધરનારો તથા એકાદશી । દિવસે જમનારો બ્રાહ્મણ કુંભીપાકમાં પડે છે. ગુરૂપત્ની રાજપત્ની, સાવકીમાતા, દીકરી, પુત્રવધુ, સાસુ, ગર્ભવતી, બેન, સગા ભાઈની સ્ત્રી, મામી, દાદી, નાની, માશી, ભાણેજડી, ભત્રીજી, શિષ્યા, શિષ્યપત્ની, ભાણેજની સ્ત્રી ને ભત્રીજાની સ્ત્રી એઓ બધી અગમ્યા સ્ત્રીઓ છે એમ બ્રહ્મા કહે છે વાસ્તે જે અધમ મનુષ્યો એઓમાંથી ગમે તેનો સંગ કરે તોપણ તે માતાનો સંગ કરનારો ગણાય ને તેને સો બ્રહ્મહત્યા જેવું પાપ લાગે એમ વેદોમાં કહ્યુ છે. વેદથી તિરસ્કાર પામેલો તથા લોકમાં પણ નિંદા પાત્ર થયેલો એ મનુષ્ય કર્મને યોગ્ય રહેતો નથી એટલુંજ નહીં પણ સ્પર્શને પણ યોગ્ય નથી. તે મહા પાપી મહા ભયંકર કુભીપાકમાં પડે છે. જે દ્વિજ અશુદ્ધ સંધ્યા કરે, સંધ્યા ન જ કરે કે એકાદ સમયની સંધ્યા તજી દે તે દ્વિજ સંધ્યાહીન કહેવાય છે. વિષ્ણુ, શિવ, શક્તિ, ગણેશ કે સુર્યના મંત્રોપદેશનો જે મનુષ્ય અહંકારથી સ્વીકાર ન કરે તે મનુષ્ય અદીક્ષિત કહેવાય છે. ગંગાના પ્રવાહથી ચાર હાથ સુધીની જમીનને નારાયણક્ષેત્ર કહેવાય છે. ત્યાં નારાયણ સ્વામી રહે છે તેથી ત્યાં મરનારાને વિષ્ણુપદ મળે છે. એ ક્ષેત્રમાં, કાશીમાં, બદરિકાશ્રમમાં, ગગાના સંગમમાં, પુષ્કરમાં, ત્રંબકમાં, પ્રભાસમાં કામરૂમાં હરિદ્વારમાં કેદારમાં, માતૃપુરમાં, સરસ્વતીના તટમાં, પવિત્ર વૃંદાવનમાં, કૌશિકીમાં, પ્રયાગમાં ને હિમાલયમાં જે બ્રાહ્મણ આપત્કાળ ન હોય છતાં સ્વેચ્છાથી પ્રતિગ્રહ કરે તે દ્વિજ કુંભીપાકમાં પડે છે. શુદ્રસેવક, શુદ્રનો યજ્ઞ કરનાર, પુજારી, ગામને યજન કરાવનારો તે દેવલી બ્રાહ્મણ કહેવાય છે. જે બ્રાહ્મણ શુદ્રની રસોઇ કરી જીવે તે શુદ્રનો પાચક કહેવાય છે. સંધ્યા ને દેવપૂજાથી રહિત બ્રાહ્મણ પ્રમત્ત ને પતિત કહેવાય છે. હે સાવિત્રી! આ પ્રકારે મેં વૃષલીપતિ વિગેરેનાં લક્ષણો કહ્યાં. એ સઘળા મહા પાપીઓ કુંભીપાકમાં પડનારા છે. હવે બીજા કુંડમાં જઓ જાય છે એ વિષે કહું તે શ્રવણ કર.

उक्तं सर्वं मया भद्रे लक्षणं वृषलीपतेः।
एते महापातकिनः कुंभीपाकं प्रयान्ति ते ।९१।
कुंडान्यन्यानि ये यान्ति निबोध कथयामि ते

ઈતિ શ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૪મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૫ મો.*

### અવશેષ રહેલા કુંડો.

धर्मराज उवाच-

देवसेवां विना साध्वि न भवेत्कर्मकृन्तनम् ।
शुद्धं कर्म शुद्धबीजं नरकश्च कुकर्मणा ॥१॥

ધર્મરાજ કહે છે–હે પતિવ્રતા! પ્રભુ સેવા વિના કર્મોનાં બંધનો કપાતાં નથી. શુભ કર્મથી સ્વર્ગાદિક ને કુકર્મથી નરકાદિક ફળો થાય છે. પુંશ્ચલીનું અનાજ ખાનારો કે સંગ કરનારો બ્રાહ્મણ મરણ પછી મહા ભયાનક કાળસૂત્ર કુંડમાં સો વર્ષ સુધી પડે છે. ત્યાંથી છૂટી એક જન્મ રોગી મનુષ્યનો ભોગવી તે શુદ્ધ થાય છે. એક પતિવ્રતા, બે પતિઓવાળી કુલટા, ત્રણ પતિઓવાળી ધર્ષિણી, ચાર પતિઓવાળી પુંશ્ચલી, પાંચ કે છ પતિઓવાળી

* આ અધ્યાયમાં અવશેષ રહેલા કુંડોના અધિકારીઓ વિષે કહેવામા આવશે.

વેશ્યા, સાત કે આઠ પતિઓવાળી પુગી, ને એથી પણ અધિક પતિઓવાળી મહાવેશ્યાઓ કહેવાય છે. એ મહાવેશ્યાઓ સમગ્ર જાતિઓને સ્પર્શવા યોગ્ય નથી. કુલટા, ધર્ષિણી, પુંશ્ચલી, વેશ્યા કે મહાવેશ્યાનો સંગ કરનારો દ્વિજ મત્સ્યોદ નામના નરકકુંડમાં પડે છે. કુલટાસંગથી સો વર્ષ, ધર્ષિણીના સંગથી ચારસો વર્ષ પુંશ્ચલીના સંગથી છસો વર્ષ, વેશ્યાના સંગથી આઠસો વર્ષ, પુગીના સંગથી હજાર વર્ષ, ને મહાવેશ્યાના સંગથી દશ હજાર વરસો સુધી એ કુંડમાં રહેવું પડે છે તથા મારા દુતોના પ્રહારો ખમવા પડે છે. પછી ત્યાંથી છૂટી સાત જન્મમાં પહેલો પાપી તેતર, બીજો પાપી કાગડો, ત્રીજો પાપી કોયલ, ને ચોથો પાપી નાર થાય છે તથા પાંચમો પાપી સૂવર ને છઠ્ઠો પાપી શેમળાનો વૃક્ષ થાય છે. જે મનુષ્ય ચન્દ્ર ગ્રહણ કે સૂર્ય ગ્રહણમાં જમે છે તે મનુષ્ય અન્નની કણિઓ જેટલાં વર્ષો કૃમિકંતુક નામના કુડમાં પડે છે. પછી ત્યાંથી છુટીને તે ઉદર રોગી ગુલ્મરોગી, કાણો, દાંત રહિત, મનુષ્ય થઇને પવિત્ર થાય છે. જે માણસ વાણીદાનથી એકને આપેલી પોતાની દીકરી બીજાને આપી દે તે મનુષ્ય સો વર્ષસુધીપાંસુકુંડમાં પડીને ધૂળ ખાય છે. કન્યા વિક્રયી માણસ સો વર્ષસુધી પાસુવેષ્ટકુંડમાં બાણશય્યામાં વસે છે ને તે મારા દુતોના પ્રહારો ખાય છે. જે મનુષ્ય ભક્તિથી પાર્થિવ પૂજા ન કરે તે મનુષ્ય મહાદેવના કોપથી સોવર્ષ સુધી અતીવ ભયંકર શૂળપ્રોતકુંડમાં પડે છે. ત્યાંથી છુટયા પછી સાત જન્મમાં ફાડી ખાનારો પશુને તેટલાજ જન્મોમાં હેવલો થયા પછી તે પવિત્ર થાય છે બ્રાહ્મણને કંપાવે તેવા કુતર્કો કરી જે મનુષ્ય બ્રાહ્મણને કુંઠિત કરે છે તે મનુષ્ય બ્રાહ્મણનાં રોમ જેટલાં વર્ષો પ્રકંપનકુંડમાં રહે છે. જે સ્ત્રી પતિ તરફ ક્રોધદૃષ્ટિથી જુવે કે પતિને કડવાં વચનો કહે તે સ્ત્રી પ્રતિના રોમ જેટલાં વર્ષો ઉલ્કામુખકુંડમાં પડે છે. મારા દૂતો ત્યાં તેના મુખમાં ધગધગતાં બળતાં ઉમાડીયાં ખોસે છે ને તેના માથામાં દંડો મારે છે. ત્યાંથી છૂટી સાત જન્મો સુધી તે સ્ત્રી રોગી વિધવા થયા પછી પવિત્ર થાય છે.જે બ્રાહ્મણ શુદ્રનો સંગ કરે છે તે એક મન્વંતરસુધી અંધકૂળકુંડમાં ઉના શૌમના પાણીમાં મહા સંતાપથી રાત દિવસ વસે છે. તેને મારા દૂતો મારે છે ને શૌમના જળમાં બુડીને તેજથી વિંધાયા કરે છે. પછી તે હજાર જન્મો સુધી કાગડી, સો જન્મોસુધી ભુંડણ, સો જન્મો સુધી કૃયાવડી, સો જન્મો સુધી મુરઘી, સાત જન્મો પારેવી, સાત જન્મો વાંદરી ને એ એક જન્મ ભારતક્ષેત્રમાં અસ્પૃશ્ય ચાંડાલી, એક જન્મ ધોબણ, એક જન્મ ક્ષયરોગણી, એમ પુંશ્ચલી ને છેલ્લીવારે કોઢવાળી તેલણ થઇને પવિત્ર થાય છે. વેશ્યા, પુગી, પુંશ્ચલી, કુલટા, ધર્ષિણી તથા મહાવેશ્યા અનુક્રમે વેધનકુંડમાં, દંડતાડનકુંડમાં, જળરંધ્ર કુડમાં, દેહચુર્ણકુંડમાં, શોષણ કુંડમાંને દલનકુડમાં એક મન્વતર સુધી પીડા ભોગવે છે, મારા દૂતોના માર ખમે છે ને નિરંતર મળમૂત્રનું ભક્ષણ કરે છે. પછી લાખવર્ષો વિષ્ટાના કીડાના અવતારો લઈ પવિત્ર થાય છે. બ્રાહ્મણ બ્રાહ્મણની પરસ્ત્રીનો, ક્ષત્રીય ક્ષત્રીયની પરસ્ત્રીનો, વૈશ્ય વૈશ્યની પરસ્ત્રીનો, ને શુદ્ર શુદ્રની પરસ્ત્રીનો સંગ કરે તો તે પુરૂષો ને સ્ત્રીઓ બાર વર્ષો સુધી કૃપકુંડમાં ઉનું ઉનું કસાણું પાણી પીને રહે છે. પછી તેઓ શુદ્ધ થાય છે એમ બ્રહ્મા કહેછે. હે,સાવિત્રી ! ક્ષત્રીય કે વૈશ્ય બ્રાહ્મણીને ભોગવેતો માના સંગ જેવાં પાપથી તે બ્રાહ્મણીની સાથે

એક મન્વંતરસુધી શૂર્પાકાર કુંડમાં પડે છે. ત્યાં તેઓને સુપડા જેવા કીડાઓ કરડે છે. ઉષ્ણ મૂત્ર પીવે છે, ને મારા દુતો બહુ મારે છે. ત્યાંથી સાત સાત જન્મો સૂવરના ને બકરાંના લઈ એ સ્ત્રી પુરૂષ શુદ્ધ થાય છે. કરમાં તુલસી લઈ પ્રતિજ્ઞા લીધેલી ન પાળે કે ખોટા સપથ ખાય તે મનુષ્ય જ્વાળામુખ કુંડમાં એક મન્વંતર સુધી પડે છે. ગંગાજળ શાલગ્રામ કે ઈતર દેવની પ્રતિમાને કરમાં લઇ કરેલી પ્રતિજ્ઞાને જે મનુષ્ય નથી પામતો અથવા હાથપર હાથ મારી કોલ દઇને કે દેવનાં મંદિરમાં સ્થિતિ કરીને કે બ્રાહ્મણ કે ગાયનો સ્પર્શ કરીને કરેલી પ્રતિજ્ઞા નથી પાળતો તે મનુષ્ય પણ જ્વાળામુખમાં તેટલાજ કાળ સુધી પડે છે. ખોટી સાક્ષી પુરનારો, મિત્રદ્રોહી, કૃતઘ્ની ને વિશ્વાસઘાતી પણ તે સ્થાને તેટલો કાળ વસે છે. ત્યાં અંગારાથી બળનો બળતો મારા દૂતોના પ્રહારો ખાયછે. પછી પેલો પાપી સાત જન્મો ચાંડાલના, બીજો, પાપી પાંચ જન્મો મ્લેચ્છોના, ત્રીજો પાપી સાત જન્મો વિષ્ટાના કીડાના, ને ચોથો પાપી બ્રહ્મકીટના સાત જન્મો ને પાંચમો પાપી સાત જન્મો સર્પોના, ને છેલ્લો જન્મ વેદહીન મનુષ્યનો, છઠ્ઠો પાપી સાત જન્મો દેવલો થઇને ને સાતમો પાપી સાત જન્મો વાઘના ને ત્રણ જન્મો મુંગો, બહેરો, વાંઢો, બંધુરહિત, ને વાંઝીયો થઇને પવિત્ર થાય છે. મિત્રદ્રોહી સાત જન્મો ભારતક્ષેત્રમાં નકુલના ઘરે છે, કૃતઘ્ની ગેંડના ઘરે છે, વિશ્વાસઘાતી નાઘના ઘરે છે ને ખોટી સાક્ષી પૂરનાર દેડકાના ઘરે છે. પછી તેઓ શુદ્ધ થાય છે. તેઓની આગલી પાછલી સાત સાત પેઢીઓ પણ દુર્ગતિ પામે છે. જે મૂઢ, નિત્ય કર્મરહિત, વેદવાકયોમાં વિશ્વાસરહિત ધર્મ પ્રસંગમાં હળવે હળવે હાંસી કરનારો, વ્રત ને ઉપવાસથી રહિત, પારકી નિન્દા કરનારો ને ઉત્તમ વચનોને અવખોડનારો હોય છે તે મનુષ્ય એકસો વર્ષો સુધી ધૂમ્રાંધકુંડમાં પડે છે ને ત્યાં ધૂમ્રનુંજ ભોજન કરે છે. પછી તે સો જન્મો સુધી નાના પ્રકારના જળજંતુઓના અવતારો ભોગવીને પવિત્ર થાય છે. જે મનુષ્ય દેવ કે બ્રાહ્મણની વસ્તુની બદબોઈ કરવા સારૂ ઉપહાસ કરે છે તે મનુષ્ય પણ પોતાની આગળ પાછળની વીશ પેઢીઓને દુર્ગતિમાં નાંખે છે. પોતે ધૂમ્રાંધકુંડમાં ચારસો વર્ષસુધી ધુંમાડાથી મુંઝાતો ધૂમને ખાતો વસે છે. પછી સાત જન્મો ઉંદરના, અનેક જન્મો પક્ષીના, અનેક જન્મો કીડાના, અનેક જન્મો વૃક્ષના, ને અનેક જન્મો પશુના લીધા પછી છેવટે મનુષ્ય થાય છે. જોશી, વૈદ્ય, લાખ, લોઢું તથા રસનો ધંધો રોજગાર કરનારો બ્રાહ્મણ પોતાના વાળ જેટલાં વર્ષો નાગવેષ્ટન કુંડમાં પડી નાગપાશથી બંધાય છે. પછી અનેક પક્ષીઓના જન્મો લઇ સાત જન્મો જોશી, વૈદ્ય, ગોવાળ, ચમાર ને રંગારાના લઇને ચોખ્ખો થાય છે. હે પતિવ્રતા ! પ્રસિદ્ધ કુંડો વિષે મેં તને કહ્યું ને બીજા અપ્રસિદ્ધ ક્ષુદ્ર કુંડો તો અનેક છે. પછી જનો પોતાનાં કર્મોનાં ફળ ભોગવવા વાસ્તે એ કુંડોમાં વસીને અનેક યોનિઓમાં ભટકે છે. હવે તારે બીજું શું સાંભળવા રૂચિ છે.[૧-૫૮]

अन्यानि चाप्रसिद्धानि क्षुद्राणि सन्ति तत्र वै।
सन्ति पातकिन स्तेषु स्वकर्मफलभोगिनः॥५८॥
भ्रमंति नाना योनिं च किंभूयः श्रोतुमिच्छसि॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૫ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૩૬ મો.*

## યમપુરીના ભયનો ઉપાય.

**सावित्र्युवाच–**

**धर्मराज महाभाग वेद वेदांग पारगः ॥**
**नाना पुराणेतिहासेयत्सारं तत्प्रदर्शय ॥१॥**

સાવિત્રી બોલી–હે યમરાજા! હે ભાગ્યશાળી! હે વેદ વેદાંગપારગ! અનેક પુરાણોમાં ને ઇતિહાસોમાં સારરૂપ, સર્વ જગત્‌માં સારરૂપ, સર્વને પ્યારો, સર્વેએ સ્વીકારેલો, કર્મોના નાશના બીજરૂપ, વખણાયેલ, મનુષ્યોને સુખકારક, પરબ્રહ્મપણું આપનાર ને સઘળાં મંગલોના કારણરૂપ જે કાંઈ હોય તે મને કહો કે જેથી સઘળાં મનુષ્યોને ભય, દુઃખ તથા નરકનાં કુંડોનાં દર્શનજ ન થાય ને તેથી તેઓમાં કયારે પણ પડવાપણું નહીં આવતાં જન્મમરણાદિથી મુક્તિ થાય. એ કુંડોના કેવા આકાર છે, શાથી બનાવેલા છે ને તેઓમાં પાપીઓ કેવાં કેવાં રૂપથી રહે છે? જીવ પરલોકમાં જાય છે ત્યારે આ દેહ તો ભસ્મ થાય છે તો પછી પરલોકમાં કેવા દેહથી જીવ શુભાશુભ કર્મોને ભોગવે છે? અગ્નિમાં ક્ષણમાત્ર પણ પડવાથી બળી જવાય છે તો પછી અગ્નિઆદિના કુંડોમાં ઘણા કાળ સુધી દુઃખ ભોગવતાં પણ પાપીઓના દેહો કેમ નાશ નથી પામતા ને એ દેહો કેવા હોય છે એ સઘળું મને કહો. નારાયણ બોલ્યા હે નારદ! સાવિત્રીની વાણી સાંભળી હરિનું સ્મરણ કરતા યમરાજાએ નીચે પ્રમાણે કર્મના બંધનોને કાપનારી કથા કહેવી શરૂ કરી. યમદેવ કહે છે–હે દીકરી! ચારે વેદોમાં,ધર્મગ્રંથોમાં, સંહિતાઓમાં, ઇતિહાસોમાં, પંચરાત્ર આદિ આગમ ગ્રંથોમાં, વેદાંગોમાં તથા બીજાં ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે કે "શિવ, શક્તિ, વિષ્ણુ, ગણેશને સૂર્ય પાંચ દેવતાઓની ઉપાસના સર્વેને ઇષ્ટ તેમજ સાધનરૂપ છે." એ પાંચ દેવતાની ભક્તિથી જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, શોક, ને સંતાપ મટે છે, તમામ મંગળ પ્રાપ્ત થાય છે, પરમ આનંદ મળે છે, સઘળી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, નરકરૂપ સમુદ્રમાંથી ઉદ્ધાર થાય છે, ભક્તિનરૂનો કાંટો ફુટે છે, કર્મનાં વૃક્ષો કપાય છે ને સાલોકયાદિ મુક્તિઓ મળે છે. એ ઉપાસનાજ મોક્ષનાં સોપાનરૂપ તથા અવિનાશી પદરૂપ છે. હે સુંદરી! પંચ દેવની પુજા કરનારા લોકો મારા દુતોથી રક્ષણવાળા એ નરક કુંડોને દેખતાજ નથી. ભગવતીની ભકિતથી રહિત લોકો મારા આ કુંડોને દેખે છે. તીર્થ યાત્રા કરનારા, એકાદશી કરનારા, હરિને વંદનારા, ને દેવીના ઉપાસકો મારી યમપુરીમાં આવતાજ નથી. ત્રિકાળ સંધ્યા કરનારા, સદાચારવાળા બ્રાહ્મણોને પણ ભગવતીની ભકિત વિના મુકિત નથી થતી. સ્વધર્માચારવાળા સ્વધર્મ પરાયણ લોકો મૃત્યુલોકમાં મારા દુતોને દેખતાજ નથી. ગરૂડથી સર્પ ભય પામે છે તેમ મારા દુતો શિવભકતોથી ભય પામે છે. મારી ચેતવણીથી પાશ લઇને આવતો મારો દુત પ્રભુના ભકતના દ્વારમાં પેસતોજ નથી. ગરૂડથી જેમ સર્પ બીએ તેમ મારા દુતો શ્રીકૃષ્ણના મંત્રના ઉપાસકોથી બીએ છે. દેવીભકતનુ ભૂલથી પણ નામ પોતાના ચોપડામાં લખાયુ હોય તો ચિત્રગુપ્ત તુરત નેરણીથી તે નામને રદ કરે છે ને દેવીભકતોની વારવાર મધુપર્કાદિકથી ચિત્રગુપ્ત પૂજા કરે છે. બ્રહ્મલોકને પણ મુકીને દેવીભકતો તો દેવીના મણિદ્વીપમાં જાય છે.

* આ અધ્યાયમા દેવની ભક્તિથી યમપુરીનો ભય મટે છે, એ વાત આવશે.

એઓના સ્પર્શમાત્રથી પણ પાપોનો નાશ થાય છે. ભાગ્યશાળી દેવીભકતો પોતાની પેઢીઓને પવિત્ર કરનારા છે. બળતા અગ્નિમાં સૂકાં ઘાસની જેમ ભકિતથી પાપોની ભસ્મ થઈ જાય છે. લોભ, ક્રોધ, ને મોહ વિગેરે ભય પામીને દેવીભકત પાસેથી ભાગી જાય છે. મૃત્યુ, રોગ, શોક, જરા, ભય, કાળ, શુભાશુભ કર્મ, હર્ષ ને કર્મોનાં ફળો ભકતોની પાસે રહી શકતાંજ નથી. હે સાવિત્રી ! નરકનાં દુ ખોથી જેઓ રહિત છે તેઓ વિષે મેં તમને કહ્યુ અને હવે શાસ્ત્રાનુસાર ખુલાસો દેહ વિષે તને આપુ તે તું સાંભળ. પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ એ પંચભૂતો આ દેહનાં કારણરૂપ છે ને બ્રહ્માની પાસે સૃષ્ટિનાં બીજરૂપે પણ તેઓજ છે. એ પચભૂતાત્મક આ સ્થુલદેહ ભસ્મ થઈ જાય છે પણ જે અંગુષ્ઠમાત્ર લિંગદેહ છે તે કદી પણ નાશ નથી પામતો. એનો નાશ તો મોક્ષ થાય છે ત્યારેજ થાય છે. કર્મથી બંધાયેલો જીવ કર્મોના ફળ ભોગવવા સારૂં એ લિંગદેહને ધરે છે. એ દેહ ચારે પુરીમાં અગ્નિથી બળનો નથી, જળથી નષ્ટ થતો નથી, ને શસ્ત્રો તથા અસ્ત્રોના પ્રહારોથી, ઉના લોહથી, તપેલા પાષાણોથી, તપેલી પ્રતિમાઓના આલીંગનથી કે પર્વત વિગેરે ઉપર પડવાથી પણ એ દેહ ભસ્મ થતો નથી કે ભાંગી જતો નથી પણ માત્ર દુ ખો ભોગવ્યાજ કરે છે, શાસ્ત્રમાં કથા પ્રમાણે દેહનુ વૃત્તાન્ત ને તેનું કારણ મેં તમારી પાસે કહ્યુ ને હવે તને સમજાવવા સારૂં સધળા કુંડોનાં લક્ષણો કહું છું તે સાંભળો.[૧૧૩]

न दग्धो न च मग्नः संयुक्तो संतापमेव च ।
कथितो देहवृत्तान्तो कारणं च यथागमम् ॥
कुंडानां लक्षणं सर्वं बोधाय कथयामि ते ॥

ઈતિશ્રી મહાપુરાણુ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૬ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૭ મો.*

### નરકના કુંડોનાં લક્ષણુ

धर्मराज उवाच-

पूर्णेन्दु मंडलाकारं सर्वं कुंडं च वर्तुलम् ।
निम्नं पाषाणभेदैश्च वाचितं बहुभिः सति ॥१॥

ધર્મરાજા બોલ્યા—પૂર્ણિમાના ચંદ્રમંડળના જેવા સધળા કુડો ગોળ છે. તેઓ ઉડા છે, પાષાણના છે, ધણા અગારાઓથી બાંધેલા છે, ઈશ્વરેચ્છાથી પ્રલય પર્યન્ત નાશ નથી પામતા, પાપીઓને દુઃખ આપનારા છે ને નાના પ્રકારનાં રૂપવાળા છે. તેઓમાં અગ્નિકુંડ બળતા અંગારારૂપ છે, એક ગાઉ ફરતો છે, ભારે ચીસોવાળા પાપીઓથી ભરેલો છે, ને તેમાંથી સો સો હા હાથ ઉંચી જ્વાળાઓ નીકળ્યાજ કરે છે. તેની રક્ષા મારા દુતો કરે છે ને તેઓ નિરતર પાપી લોકોને માર્યાજ કરે છે. બીજા તપ્તકુંડ છે કે જે ઉષ્ણુ જળથી ભરેલો છે, પ્રાણઘાતક પશુઓથી ભરપૂર છે, મહા ભયંકર છે, દૃઢ પ્રહાર વાગનાં પાપીઓએ પાડેલી 'કાકા કાકા' એવી બુમોવાળો છે, ને અરધા ગાઉના વિસ્તારમાં છે. ત્રીજો તપ્તક્ષારોદકુડ છે કે જે ઉષ્ણુ ખારાં જળથી ભર્યો છે ને કાગડાઓવાળો છે. ચોથો પાપી લોકોથી ભરેલો એક ગાઉના વિસ્તારવાળો ભયાનક કુંડ છે. એક કુંડમાં મારા દુતોએ મારેલા, ભૂખ્યા, તરફડતા, ને સુકાઇ ગયેલાં કંઠ તાળવાં તથા હોઠવાળા પાપીલોકો 'ત્રાહિ ત્રાહિ' પુકાર કર્યા કરે છે. પાંચમો

* આ અધ્યાયમા નરકના કુડોનું વર્ણન કરવામાં આવ્યું.

એક ગાઉના પ્રમાણવાળા વિષ્ટાથી ભરેલો અત્યન્ત ગંદો પાપીઓથી ભરેલો વિષ્ટકુંડ છે કે જ્યાં મારા દુતોએ મારેલા, વિષ્ટાનો આહાર કરનારા અત્યન્ત દારૂણ અને વિષ્ટાના કીડાઓએ કરડેલા પાપીઓ 'ઉગારો ઉગારો' એમ પુકાર કર્યા કરે છે. છઠ્ઠો અંધારો મૂત્રથી ભરપૂર, મૂત્રના કીડાઓવાળો ને ઉના મૂત્રોથી ભરેલા મૂત્રના કીડાઓએ કરેડેલા ભયંકર ને સુકાઈ ગયેલાં હોઠ તાળવાં કંઠવાળા મહાપાપી લોકો પુકાર કર્યા કરે છે. લીટ તથા બળખાઓવાળો તથા તે પદાર્થોને ખાનારા પાપી લોકોવાળો સાતમો લીટ તથા બળખાઓવાળો ને કીડાવાળો શ્લેષ્મકુંડ છે. આઠમો સર્પાકાર વજ્ર જેવી દાઢોવાળા કીડાઓવાળો અરધા ગાઉનાં પ્રમાણવાળો 'ગરકુંડ' છે કે જ્યાં મારા દુતોએ મારેલા, થર થરતા, ઝેર ખાતા, કીડાઓથી કરડાતા ભયકર, તથા સુકાઈ ગયેલાં કંઠવાળા મહા પાપી લોકો ચીસો પાડયા કરેછે. નવમો 'દુષિકાકુંડ' છે. આ કુંડ કીડાઓવાળો તથા અરધા ગાઉના પ્રમાણવાળો છે. આ કુંડમાં કીડાઓ કરડેલા પાપીલોકો નિરંતર ભમ્યા કરે છે. દશમો 'વસાકુંડ' છે કે જે એક ગાઉના પ્રમાણમાં છે તથા અત્યન્ત અસહ્ય છે. આ કુંડમાં મારા દૃતોએ મારેલા ને વસાના રસને પીતા પાપી લોકો વસે છે. અગીયારમો 'શુક્રકુંડ' છે કે જે એક ગાઉના પ્રમાણમાં છે. વીર્યના કીડાઓવાળા એ કુંડમાં કીડાઓથી કરડાતા આમ તેમ સદાય દોડયા કરતા પાપીલોકો વસે છે. બારમો રક્તકુંડ છે કે જે દુર્ગંધી લોહીથી ભરેલો છે, વાવ જેવો ઉંડો છે ને ત્યાં કીડાઓ કરડેલા લોહી પીને વસનારા પાપીલોકો રહે છે. તેરમો 'અશ્રુકુંડ' છે કે જે અશ્રુઓથીજ ભરેલો છે ને તપ્યા કરે છે. તેનું પ્રમાણ વાવના ચોથા ભાગ જેવડું છે. ત્યાં પણ કીડાઓથી કરડેલા ઘણા પ્રાણીઓ વસે છે. ચૌદમો 'ગાત્રમલ' કુંડ છે કે જે માણસોના ગાત્રોના મેલથી ભરેલો છે ને ત્યાં મારા દુતોએ મારેલા, મેલનું ભોજન કરતા, કીડાઓએ કરડાતા તથા વ્યગ્રતાવાળા પાપીલોકો વસે છે. પંદરમો 'કર્ણવિટ્' કુંડ છે કે જે કાનના મેલથી ભરેલો ને વાવના ચોથા ભાગના પ્રમાણવાળો છે. ત્યાં કીડાઓથી કરડાતા કાનનો મેલ ખાનારા પાપી લોકો નિરંતર ચીસો પાડયા કરે છે. સોળમો વાવના ચોથા ભાગનાં પ્રમાણવાળા મનુષ્યોની મજ્જાઓથી ભરેલો અત્યન્ત દુર્ગંધવાળો 'મજ્જાકુંડ' છે કે જેમાં મારા દુતોએ મારેલા પાપી લોકો ભરેલા છે. સત્તરમો ચીકણા માંસવાળો 'માંસકુંડ' છે કે જે વાવ જેવડો અને ભયંકર છે. તેમાં મારા દુતોએ મારેલા માસ ખાનારા કીડાઓથી કરડાતા ત્રાસ પામેલા ભયંકર રૂપવાળા કન્યાવિક્રયી પાપીઓ 'ઉગારો ઉગારો' એમ ચીસો પાડે છે. અઢારમો 'નખકુંડ', ઓગણીશમો 'લોમકુંડ' વીશમો 'કેશકુંડ' ને એકવીશમો 'અસ્થિકુંડ છે કે જેઓ વાપી જેવડા છે ને ત્યાં મારા દુતોએ મારેલા પાપીલોકો વસે છે. બાવીસમો 'પ્રતપ્ત તામ્રકુંડ' છે કે જે ત્રાંબા ઉપર બળતાં ઉંબાડીઆંવાળો, ધગાવેલી લાખો ત્રાંબાની મૂર્તિઓવાળો ને બે ગાઉના પ્રમાણવાળોછે. આ કુંડમાં અનેક પાપીઓ પ્રતિમાઓને આલીંગન કરીને રહેલા રૂદન કર્યા કરેછે. ત્રેવીશમો તપાવેલાં લોઢાવાળો, બળતાં ઉંબાડીઆંવાળો, બે ગાઉનાં પ્રમાણવાળો ભયંકર ને અંધારો 'લોહકુંડ' છે કે જ્યાં લોહની પ્રતિમાઓની સાથે બાંધેલા, મારા દુતોએ મારેલા, સદાય ભયાતુર ને રૂદન કરતા મહા પાપીઓ

'ઉગારો ઉગારો' એમ ચીસો પાડયા કરે છે.વાપીનાઅરધા પ્રમાણવાળો ચોવીશમો ચર્મ-કુંડ ને પચીશમો 'તપ્ત સુરાકુંડ' છે. અહીં મારા દુતોએ મારેલા તથા કુંડના પદાર્થોને ખાનારા પાપીલોકો વસે છે. છવીશમો ચાર ચાર હાથના શેમળાના તીક્ષ્ણ કંટકોવાળો, લાખ માથોડાં ઉંડો ને મહા દુઃખદાયી 'કંટકકુંડ' છે કે જ્યાં શેમળાના વૃક્ષપરથી પડતા, કાંટાઓથી વિંધાતા, મારા દુતોએ મારેલા, સુકાયેલાં તાળવાંઓવાળા, ભયથી વ્યગ્રતાવાળા, દંડ પ્રહારોથી ફૂટેલાં માથાંઓવાળા, ને ઉનાં તેલમાં પરેલાની જેમ તરફડતા મહા પાપી લોકો 'પાણી ઘો પાણી ઘો' એમ ચીસો પાડયા કરે છે. સત્યાવીશમો સર્પોનાં વિષરૂપી પાણીથી ભરેલો 'વિષોદકુંડ' છે ને તે એક ગાઉના પ્રમાણમાં છે. ત્યાં મારા દુતોએ મારેલા વિષ ખાતા પાપીલોકો ચીસો પાડે છે. અઠ્યાવીશમો કડકડતાં તેલવાળો, કીડાઓવાળો, બળેલા અંગારાઓવાળો, અંધારો, એક ગાઉના પ્રમાણવાળો કલેશકારક ભયંકર 'પ્રતપ્ત તૈલકુંડ' છે કે જ્યાં મારા દૂતોએ પીડેલા મહા પાપીલોકો ચીસો પાડે છે. ઓગણત્રીશમો એક ગાઉના પ્રમાણવાળો શસ્ત્રવાળી શય્યાવાળો અત્યન્ત તીક્ષ્ણ અણીવાળાં શૂલી જેવાં શસ્ત્રોવાળો 'કુંન્તકુંડ' છે કે જ્યાં ભાલાંઓથી ભોંકાયેલા, બાંધેલા, મારા દુતોએ મારેલા, સુકાયેલાં કંઠ હોઠ ને તાળવાંવાળા મહા પાપીઓ હાહાકાર શબ્દ કર્યા કરે છે. સર્પ જેવા ભયંકર તીક્ષ્ણ દાંતોવાળા ભુંડા આકારવાળા અગણિત કીડાઓવાળો ત્રીશમો 'કૃમિકુંડ' છે. એકત્રીશમો ચાર ગાઉનાં પ્રમાણવાળો 'પૂર્યકુંડ' કે જેમાં મારા દુતોએ મારા દુતોએ મારેલા લોકો પરૂ ખાધા કરે છે ને તે અંધારો છે. બત્રીશમો તાડવૃક્ષ જેવા કરોડો સર્પોવાળો 'સર્પકુંડ' છે કે જ્યાં સર્પોથી કરડાયેલા પાપીઓ પુકાર કર્યા કરે છે તથા મારા દુતોએ મારેલા ત્યાં પાપીઓને સર્પોએ બાંધેલા હોય છે. તેંત્રીશમો 'મશકુંડ' ચોંત્રીશમો 'દંશકુંડ' ને પાંત્રીશમો 'ગરલકુંડ' છે. તેઓ મચ્છર ને ડાંસોથી ભરેલા તથા અડધા અડધા ગાઉના પ્રમાણવાળા છે. એ કુંડોમાં મારા દુતોએ મારેલા, લોહી છાણ થઈ ગયેલા, ને બંધાઈ ગયેલાં હાથ પગ વિગેરેવાળા મહા પાપીલોકો ચીસો પાડયા કરે છે. છત્રીશમો 'વજ્રકુંડ' ને સાડત્રીશમો 'વૃશ્ચિકકુંડ' છે કે જે બે વજ્રો ને વીંછીઓથી ભરેલા છે ને વાવનાં અરધાં પ્રમાણવાળા છે. આ બે કુંડો વજ્ર નામના કીડાઓથી ને વીંછીઓથી કરડેલા પાપીઓથી ભરેલા છે. આડત્રીશમો 'શરકુંડ', ઓગણચાળીશમો 'શૂલકુંડ' ને ચાળીશમો 'ખડ્ગકુંડ' છે. આ કુંડો અનુક્રમે બાણો, શૂળીયો ને ખડ્ગોથી પરિપૂર્ણ છે, એઓથી વીંધાઇને લોહી છાણ થયેલા પાપીઓથી ભરેલો છે. વાવના અરધાં પ્રમાણવાળો છે. એકતાળીશમો ઉનાં પાણીયોવાળો અંધારો દુર્ગંધી વાવનાથી અરધાં પ્રમાણવાળો 'ગોળકુંડ' છે. આ કુંડ પ્રાણીઓને નિરંતર દુઃખ આપનારો ને કીડાઓથી ભરેલો છે. ત્યાં મારા દુતોથી મારેલા અને કીડાઓથી કરડાયેલા મહા પાપી લોકો રૂદન કર્યા કરે છે. બેંતાળીશમો જળવાસી દારૂણ ને બેડોળ આકારવાળા ભુંડોવાળો વાવનાથી અરધાં પ્રમાણવાળો ને ભુંડોથી ખવાયેલા પાપીઓથી ભરેલો 'નક્રકુંડ' છે. ત્રેતાળીશમો વિષ્ટા મુત્ર ને બળખા આદિના ખાનારા હજારો કાગડાઓવાળો કાગડાઓથી ખવાતા પાપીઓથી ભ-

રેલો 'કાકકુંડ' છે. ચુમાલીશમો મન્થાનકુંડ ને પીસતાળીશમો 'બીજકુંડ' અનુક્રમે મંથાન ને બીજ નામના કીડાઓથી વ્યાપ્ત છે. તે બે કુંડો સો સો ધનુષ્યના પ્રમાણમાં છે. ત્યાં કીડાઓથી કરડાતા પાપી લોકો હાહાકાર કર્યા કરે છે. છેંતાળીશમો સો ધનુષ્યના પ્રમાણવાળો વજ્ર સમાન દાઢોવાળા કીડાઓવાળો ને અત્યન્ત ઘોર અંધારા 'વજ્રકુંડ' છે. અહીં પાપી લોકો બુમો પાડયા કરે છે. સુડતાળીશમો વાવથી બમણા પ્રમાણવાળો તપાયેલા પાષાણોનો બનાવેલો બળતા અંગારા સરખો પાપીઓથી ભરેલો 'તપ્ત પાષાણકુંડ' છે. અડતાળીશમો અસ્ત્રાની ધાર જેવા અણીદાર પથરાઓથી બનાવેલો મહા પાપીલોકોથી ભરેલો 'તીક્ષ્ણ પાષાણકુંડ' છે. ઓગણપચાશમો એક ગાઉ જેવડો ઉંડો ને મારા દુતોના મારથી રૂધિરથી ખરડાયેલા પાપીઓથી ભરેલો 'લાલકુંડ' છે. પચાશમો તપેલાં આંજણના પર્વત જેવા પાષાણોથી બનાવેલો સો ધનુષ્યના પ્રમાણવાળો ને મારા દુતોના મારથી થરથરતા પાપીઓથી ભરેલો 'મસીકુંડ' છે. એકાવનમો ઉની રેતીથી ભરેલો એક ગાઉ જેવડો ને મારા દુતોએ મારેલા રેતી ખાતા તથા બળતા પાપીઓથી ભરેલો 'ચુર્ણકુંડ' છે. બાવનમો કુંભારના ચાકડાની પેઠે ફરતો, તીક્ષ્ણ, સોળ આરાઓવાળો ને ચુર્ણ થતા પાપીઓથી ભરેલો 'ચક્રકુંડ' છે. ત્રેપનમો અત્યન્ત વક્ર, ઉંડો, ગુફા જેવો, ઉનાં પાણીથી ભરેલો, અંધારો ને ભયંકર 'વક્રકુંડ' છે. ચોપનમો જળવાસી બે ડોળ દારૂણ કાચબાઓથી ભરેલો ને તેઓએ ખાધેલા પાપીઓથી ભરેલો 'કુર્મકુંડ' છે. પંચાવનમો મહા તેજસ્વી જ્વાળાઓથી બનાવેલો, એક ગાઉ જેવડો, સર્વદા સંતાપકારક ને ચીસો પાડતા પાપીઓથી ભરેલો 'જ્વાળાકુંડ' છે. છપ્પનમો ઉની રાખથી ભરેલો, એક ગાઉ જેવડો, ઉંડો, બળતી ભસ્મને ખાનારા તથા સપ્ત પાષાણને લોહના સમૂહોથી દબાયેલા ને સુકાંઈ ગયેલાં તાળવાંવાળા પાપી લોકોના હાહાકાર શબ્દોવાળો 'ભસ્મકુંડ' છે. સત્તાવનમો અંધારો, ઉંડો, મહા ભયંકર ને મારા દુતોએ મારેલા અને બાળેલા પ્રાણીઓના પોકારવાળો 'દગ્ધકુંડ' છે. અઠ્ઠાવનમો તપાવેલા ખારાવાલો, જળનાં મોટાં મોજાઓવાળો, ઘોર કરતાં નાના પ્રકારના જળજીવોવાળો, બે ગાઉના પ્રમાણવાળો એક બીજાને નહી દેખી શકે તેવા જળ જંતુઓથી કરડાયેલા ને તેઓનું ભક્ષણ કરનારા નિરંતર બળ્યા કરતા મહા પાપીઓથી ભરેલો મહા ભયંકર 'તપ્તસૂચિકુંડ' છે. ઓગણસાઠમો તરવાર સરખી ધારવાળાં પત્રોવાળાં તાડવૃક્ષોની નીચે આવેલો, અરધા ગાઉના પ્રમાણવાળો, ઝાડની ટોચપરથી પડતા પ્રાણીઓના લોહીથી ભરેલો, ઘણોજ અંધારો ને લોહીના કીડાઓવાળો 'અસિપત્રકુંડ' છે' અહી આ દારૂણકુડમાં પડેલા પાપીલોકો 'ત્રાહિ ત્રાહિ' એમ પુકાર કર્યા કરે છે. સાઠમો સો ધનુષ્યના પ્રમાણવાળો સજીયા જેવી ધારવાળાં અસ્ત્રોવાળો, પાપીઓનાં લોહીથી ભરેલો ને મહા ભયંકર 'ક્ષુરધારકુડ' છે. એકસઠમો સોઇ જેવાં મુખવાળાં અસ્ત્રોવાળો, પાપીઓના લોહીના પુંજથી ભરેલો, પચાશ ધનુષ્યના પ્રમાણવાળો મહા સંતાપ આપનારો 'સૂચીમુખકુંડ' છે. બાસઠમો ગોકા નામના કોઇ જીવના મુખના આકારવાળો, કુવારૂપ, ઊંડો, ને વીશ ધનુષ્યના પ્રમાણવાળોજ 'ગોકામુખકુંડ' છે. અહીં કીડાઓથી કરડાતા ને નીચાં મુખવાળા મહાપાપીઓ સર્વદા દુઃખ

પામ્યા કરે છે. ત્રેસઠમો ભુંડના મુખ જેવો, સોળ ધનુષ્ય જેવડો, ઊંડો, કુવારૂપ ને સર્વદા પાપીઓથી ભરેલો 'નક્રમુખકુંડ' છે. ચોસઠમો સો ધનુષ્યના પ્રમાણવાળો 'ગજદંશકુંડ' છે. પાંસઠમો ત્રીસ ધનુષના પ્રમાણવાળો, ગાયના મુખ જેવા આકારનો ને પાપીઓને નિરંતર દુઃખ ઉપજાવનારો 'ગોમુખકુંડ' છે. છાસઠમો કાળ જેવા ભયંકર ચક્રવાળો, ભયંકર અંધારો, ચાર ગાઉના પ્રમાણવાળો, નિરંતર ફર્યા કરતો, વિશાળ ને એક લાખ માથોડાં ઉંડો 'કુંભીપાક કુંડ' છે. તેમાં એક સ્થળે ઉનાં તેલનો કુંડ છે ને એક સ્થાને ત્રાંબાના રસનો કુંડ છે. તેમાં કીડીઓએ કરડીને મૂર્ચ્છા પમાડેલા, એક બીજાને નહીં દેખી શકતા, મારા દુતોએ મુસળ ને મુદ્ગારોથી મારેલા, ચકરીઓ ખાતા, પડી જાતા, ક્ષણે ક્ષણે મૂર્ચ્છા પામતા ને વારંવાર રૂદન કરતા પાપી લોકો નિરંતર હાહાકાર કર્યા કરે છે. હે સાવિત્રી! સઘળા કુંડોમાં જેટલા પાપીઓ છે તે કરતાં કુંભીપાકમાં ચાર ગણા પાપીઓ છે એ પ્રાણીઓ અતીવ દુઃખ પામે છે ને કપાય છે છતાં પણ કર્મોના ફળો ભોગવવા સારૂ તેઓ મરતા નથી. સઘળા કુંડોમાં કુંભીપાકકુંડ મુખ્ય છે. સડસઠમો ઉના પાણીથી ભરેલો 'કાળ સૂત્રકુંડ, છે જેમાં કાળે બનાવેલા અતીવ કઠોર દોરાથી બાંધેલા નિશ્વાસ મુકતા મોહ પામેલા અને અત્યંન્ત કલેશ ભોગવતાં પાપીઓને મારા દુતો પલવારમાં બહાર કાઢે છે ને પાછા ડુબાવે છે. અડસઠમો એક જાતના કુવાના ખાડા જેવો ઉનાં પાણીથી ભરેલો ને ચોવીશ ધનુષનાં પ્રમાણવાળો 'મત્સ્યોદકુંડ' છે કે જ્યાં મારા દુતોએ મારેલાં ને બળેલાં શરીરોવાળાં પાપી લોકો સર્વદા પીડાયા કરે છે. તેમાં જળસ્પર્શ થતાંજ અનેક વ્યાધિઓ થાય છે. ઓગણોતેરમાં કૃમિકંતુક નામના કુંડમાં કૃમિથી કરડાતા પ્રાણીઓ પારાવાર દુઃખ પામીને હાહાકાર કર્યા કરે છે. સીતેરમાં ધગધગેલી ધૂળથી ભરેલો 'પાંશુભોજય કુંડ' છે કે જે સો ધનુષ્યના પ્રમાણમાં છે ને તેમાં ધૂળ ખાતા બળતાં ફોતરાંઓથી બળતા અનેક પાપીઓ છે. એકોતેરમો એક ગાઉના પ્રમાણવાળો 'પાશવેષ્ટ કુંડ' છે કે જ્યાં પાપી જીવો પડે છે કે તરતજ પાશથી બંધાઈ જાય છે. બોંતેરમાં વીશ ધનુષ્યના પ્રમાણવાળો 'શૂલપ્રોત કુંડ' છે કે જ્યાં જીવો શૂળીથીજ ભોંકાઇ જાય છે. તોતેરમો અરધા ગાઉના પ્રમાણવાળો 'પ્રકંપજ કુંડ' છે કે જ્યાં જીવો પડતાંજ થરથરવા લાગે છે. તે કુંડ બરફથીજ ભરેલો છે. ચુમોતેરમો વીશ ધનુષ્યનો ઉંબાડીયાંઓ વાળો 'ઉલ્કામુખ કુંડ' છે કે જ્યાં પાપીઓના મુખમાં સળગતાં લાકડાંઓ ખોસવામાં આવે છે. પચોતેરમો એક લાખ માથોડાં ઉંડો, ચારસો ધનુષ્યના પ્રમાણવાળો, નાના પ્રકારના કીડીઓથી ભરેલો, ભયંકર, અંધારો, કૂવા જેવો ને ગોળ 'અંધકૂપ કુંડ' છે કે જ્યાં પાપી લોકો કીડાઓ ખાય છે, એક બીજાથી ભાગે છે, ઉષ્ણોદકથી બળે છે ને આંખે આંધળા થાય છે. તેઓને કીડાઓ કરડી ખાય છે. વીશ ધનુષ્યના પ્રમાણવાળો છોતેરમો 'વેધનકુંડ'છે કે જ્યાં પાપીઓ નાના પ્રકારનાં શસ્ત્રોના સમુદાયોથી વીંધાઈ જાય છે. સીતોતેરમો સોળ ધનુષ્યના પ્રમાણવાળો 'તાડનકુંડ' છે જ્યાં મારા દુતો ધોકાઓથી પાપીઓને માર્યા કરે છે. અઠયોત્તેરમો વીશ ધનુષ્યના પ્રમાણવાળો 'જાળરંધ્ર કુંડ' છે કે જ્યાં પાપીઓ માછલાંની માફક જાળમાં જકડાઈ જાય છે. ઓગણાએંશીમો વીશ ધ-

નુષ્યના પ્રમાણવાળો એક કરોડ મોથીડાં ઉંડો ને ભારે અંધારો 'દેહચુર્ણ કુંડ' છે કે જ્યાં મૂર્ચ્છા ખાઇ જડવત્ થઇ જતા ને લોહની બેડીઓથી બાંધેલા પ્રાણીઓના દેહનો ભૂકો થઈ જાય છે. એંશીમો સોળ ધનુષ્યના પ્રમાણ વાળો 'દલનકુંડ' છે કે જ્યાં મારા દુતોએ મારેલા પાપીઓના કટકે કટકા થઈ જાય છે. એકયાશીમો ત્રીસ ધનુષ્ય પહોળો સો માથોડાં ઊંડો અંધારો ને મહા ભયંકર 'શોષણકુંડ' છે કે જ્યાં તપેલી રેતીમાં પડતાંજ પાપીઓનાં ગળાં હોઠ ને તાળવાંઓ શોષાઈ જાય છે. બ્યાશીમો નાના પ્રકારનાં ચામડાનાં પાણીથી ભરેલો સો ધનુષ્ય પહોળો દુર્ગંધવાળો ને દુર્ગંધી પદાર્થોને ખાનારા પાપી લોકોવાળો 'ચર્મકુંડ' છે. ત્રાશીમો સુંપડાં જેવા મુખવાળો, બાર ધનુષ પહોળો, તપાવેલી લોઢાંની કાંકરીઓથી ભરેલો, દુર્ગંધવાળો, 'શૂર્પકુંડ' છે. આમાં દુર્ગંધને ખાનારા પાપી લોકો ભરેલા છે. ચોરાશીમો તપેલી રેતીવાળો, અગ્નિની જ્વાળાઓવાળો, વીશ ધનુષ્ય પહોળો અને સર્વદા ભારે દુઃખ આપનારો છે. આમાં પડેલાં પાપીઓનાં શરીરો જ્વાળાઓથી બળ્યા કરેછે ને તેમાં પડતાંજ મૂર્ચ્છા આવે છે. પંચાશીમો તપેલી ઇંટોનો વાવના અરધાં પ્રમાણનો વાંકો ધૂમાડાનાં અંધારાંવાળો તથા અંદર સો સો ધનુષ્ય ઉંડા છિદ્રોવાળો 'ધૂમ્રાંધકુંડ' છે કે જેમાં પડેલાં પાપીલોકો ધૂમાડાથી આંધળા થાય છે. છયાશીમો સો ધનુષ્યના પ્રમાણવાળો ને સર્પોવાળો 'નાગવેષ્ટનકુંડ' છે કે જેમાં પડતાંજ પાપી લોકો સર્પોથી જકડાઈ જાય છે. હે સાવિત્રી ! આ પ્રકારે નરકનાં છયાશી કુંડો ને તેઓનાં લક્ષણો મેં તને કહ્યાં. હવે તારે બીજું શું સાંભળવું છે ?

धनुःशतं नागपूर्णं तन्नागै र्वेष्टितं भवेत् ।
षडशीति कुंडानि मयोक्तानि निशामय॥११८
लक्षणं चापि तेषांच किंभूयः श्रोतुमिच्छसि ॥

ઈતિશ્રી મહાપુરાણવિષે દેવી ભાગવત વિષે નવમા સ્કંધમાં અધ્યાય ૩૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૯ મો.*

### દેવીનો ઉત્કર્ષ.

सावित्र्युवाच—
देवी भक्तिं देहि मह्यं साराणां चैव सारकम् ।
पुंसां मुक्तिद्वारबीजं नरकार्णवतारकम् ॥१॥

સાવિત્રી બોલી—હે યમદેવ ! સંસારમાં સારરૂપ, મુક્તિના દ્વારરૂપ, નરકરૂપ સમુદ્રમાં નહી પાડનાર, ઉત્તમ, મુક્તિના કારણરૂપ, અમંગળ હરણી, કર્મવૃક્ષોને કાપનારી અને પાપપુંજોને હરનારી ભગવતી દેવીની ભક્તિ આપ મને આપો. મુક્તિના કેટલા પ્રકાર છે? લક્ષણ કેવું છે ? દેવીની ભક્તિ કેમ કરાય ? ભક્તિના ભેદો કેટલા છે ? અને કર્મભોગ શા પ્રકારે મટે છે ? હે વેદજ્ઞાતાઓમાં શિરોમણિ બ્રહ્માએ સ્ત્રી જાતિને તત્વજ્ઞાન ન પામી શકે તેવી રચી છે વાસ્તે આપ પ્રસન્ન થઈને સારભૂત જે જ્ઞાન હોય તે મને કહો. સકળ દાન, યજ્ઞ, તીર્થો, વ્રત ને તપ એઓ અજ્ઞાનીને જ્ઞાન આપતાં જે પુણ્ય થાય તેના સોળમા ભાગનું પણ પુણ્ય આપી શકતાં નથી. પિતા કરતાં માતા સોગણી પૂજ્યમાતા છે ને માતા કરતાં પણ જ્ઞાન આપનારા સદ્ગુરુ સોગણા પૂજ્ય છે. યમદેવ કહે છે—તારા મનમાં જ્ઞાનપ્રાપ્તિની જે ઇચ્છા છે તે જ્ઞાન તો મેં તને પ્રથમજ આપ્યું છે ને એથી અધિક કાંઇ જ્ઞા-

* આ અધ્યાયમા ભગવતીના ઉત્કર્ષ [illegible] કહેનારો.

ન નથી વાસ્તે તું એમાંજ વિશ્વાસ રાખ. કૃપામાત્રથીજ જ્ઞાનપ્રાપ્તિ થાય છે એવી ભગવતીની ભક્તિ તું મારીપાસે માગે છે તો તે તને મારા વરદાનથી મળશે. દેવીનાગુણોનું વખાણ કે જે વકતા શ્રોતા ને પૂછનારાઓનાં કુળનો ઉદ્ધાર કરનારૂં છે તે સાંભળવાની હે કલ્યાણિ? તને અભિલાષા છે તો એ વિષે તને હવે કહુ છું. સહસ્ર વદનથી શેષનાગ, પચ વદનથી સદાશિવ, ચાર વદનથી વિશ્વ ને વેદના કર્ત્તા બ્રહ્મદેવ, ને છ વદનથી કાર્તિકેય પણ ભગવતિના મહિમાને મુખથી કહી શકે એમ નથી. સર્વજ્ઞ વિષ્ણુ ને યોગેશ્વરોના ગુરૂ ગણપતિ પણ સંપૂર્ણ રીતે તેનું વર્ણન કરવા અસમર્થ છે ને શાસ્ત્રોના મૂળભૂત વેદો ને પંડિતો પણ ભગવતીના ગુણોનો એક ભાગ પણ કથવા સમર્થ નથી થઇ શકતા. સરસ્વતીએપણભગવતીનાગુણોનાવર્ણનમાંજકથઈને પોતાની અશક્તિ બતાવી છે. સનત્કુમાર, ધર્મ, અનંદન, સનાતન, સનક, કપિલ, સૂર્ય ને બ્રહ્માના બીજા પુત્રો પણ ભગવતીનો મહિમા કહેવામાં સમર્થ નથી તો પછી બીજા જડ બુદ્ધિવાળાઓની તો શું કથા કરવી! સિદ્ધો, મુનીન્દ્રો, ને યોગીઓ પણ ભગવતીના ગુણો જાણી શકતા નથી તો પછી બીજા અમે કોણ માત્ર છઈએ? બ્રહ્મા વિષ્ણુ ને શિવ આદિ દેવતાઓ ભગવતીના ચરણારવિંદનું ધ્યાન કર્યા કરે છે. ભક્તલોકોને આ ધ્યાન સુસાધ્ય છે પણ બીજાઓને દુર્લભ છે. લોકમાં દેવીના ગુણોને કોઈ કાંઇક જાણે છે. એથી અધિક વેદ વિચક્ષણ બ્રહ્મા, એથી અધિક જ્ઞાનગુરૂ ગણેશને એથી અધિક સર્વજ્ઞ સદાશિવ ભગવતીના ગુણોને જાણે છે. પૂર્વે ગોલોકના રાસમંડળમાં નિર્જન વનમાં પરમાત્મા શ્રીકૃષ્ણે સદાશિવને જ્ઞાન આપ્યું ત્યારે દેવીના ગુણોનું કાંઇક શુભ વર્ણન કર્યું હતું. સદાશિવે પોતાના લોકમાં ધર્મની પાસે એ વિષય ચર્ચ્યો હતો ને સૂર્યને પણ તેઓએ પૂછવાથી કહ્યો હતો. મારા પિતા સૂર્ય તપથી ભગવતીનું આરાધન કરીને એમના સ્વરૂપને પામ્યા છે. મને જ્યારે દેવતાઓએ યમપુરીનો અધિકાર દેવા માંડયો ત્યારે તે અધિકારની મેં આગ્રહપૂર્વક ના પાડીને વૈરાગ્યથી તપ વાસ્તે વનમાં જવાની મારી ઇચ્છા થઇ તે સમયે મારા પિતા સૂર્યે મને શાસ્ત્ર પ્રમાણે દેવીના ગુણોનું વર્ણન સંભળાવ્યું હતું કે જે ઉપરથી ભગવતીનું સ્વરૂપ જાણી નિર્ભય થઇને હું મારો આ અધિકાર ચલાવું છું. મારા પિતાએ મને જે અતિ સૂક્ષ્મ ઉપદેશ આપ્યો છે તે હું તને કહું છું. હે સાવિત્રી! જેમ ગગન પોતાના અંતને નથી જાણતું તેમ ભગવતી પોતે પણ પોતાના ગુણોના અંતને નથી જાણતાં આમ છે તો બીજાંની તો શું કથા કરવી! સઘળાં ઐશ્વર્યોવાળા,: સઘળાંના કારણરૂપ, સર્વેશ્વર, સર્વના આદિ, સર્વજ્ઞ, સર્વપાલક, નિત્યરૂપ, નિત્ય સ્વરૂપવાળા, નિત્ય આનંદરૂપ, નિરાકાર નિરંકુશ, શંકા રહિત, નિર્ગુણ, નિરૂપદ્રવ, નિર્લેપ, સર્વના સાક્ષી, સર્વાધારરૂપ, ને પરથી પણ પર જે પરમાત્મા છે તે પોતે જ માયા વિશિષ્ટપણાને લઇને ભગવતી મૂલ પ્રકૃતિ કહેવાય છે ને એ પ્રકૃતિના વિકારોને પ્રાકૃત કહેવાય છે. જેમ અગ્નિને અગ્નિની શક્તિ અળગાં નથી તેમ પરમાત્મા ને પરમાત્માની શક્તિ ભગવતી પણ અળગાં નથી. એ મહામાયા ને સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રકૃતિ પોતે રૂપરહિત છે છતાં પણ ભક્તોપર અનુગ્રહ કરવા વાસ્તે નાના પ્રકારનાં રૂપો ધરે છે. એઓએ પ્રથમ

ગોપાલ સુંદરીનું રૂપ ધર્યું હતું. એ રૂપ અતીવ સુંદર મનોહર નવા મેઘ જેવું શ્યામ, કિશોર વય વાળું, ગોપ વેષ વાળું, કોટિ કામદેવ સરખું લાવણ્યમય, લીલા વિગ્રહરૂપ, ને મંદ હાસ્યવાળું છે. એનાં નયનો શરદરૂતુનાં બપોરનાં કમળોની શોભાને પણ હરનારાં છે. તેનું મુખ શરદના ચંદ્રમાની શોભાને શરમાવે તેવું છે. તેણે અમુલ્ય રત્નોનાં આભરણો ધર્યા છે. અમુલ્ય પીતાંબર સર્વદા શોભે છે. તે રૂપ પરબ્રહ્મરૂપ છે, બ્રહ્મ તેજથી પ્રકાશે છે, સુખે જોવાય તેવું છે, શાંત છે, રાધાજીને વહાલુ છે તથા અનત છે, રાસ મંડલમાં રત્નના સિંહાસનપર શોભતા, બશી બજાવતા, બે ભૂજાઓવાળા, વનમાળા વાળા, વક્ષસ્થળમાં ઉત્તમોત્તમ કૌસ્તુભ મણિથી શોભતા, કેસર ચદન અગર ને કસ્તુરીનાં લેપન વાળા, સુંદર ચંપકની માળા ધરનારા, માલતીનાં પુષ્પોથી શણગારેલા, સુદર ચાંડલાનાં સૌન્દર્યવાળા, વાંકા અંબોડાની શોભાવાળા ને જેના સામું ગોપીઓ એક ટસે જોઇ રહે છે તેવા સખીના વેષધારી શ્રીકૃષ્ણનું ભક્તિથી ભીંજાયેલા ભક્તો ધ્યાન ધરે છે. એમના ભયથીજ બ્રહ્મા સર્ગ કરે છે, સહુ સહુનાં કામોને અનુસરી લેખ લખે છે ને તપનાં તથા કર્મોનાં ફળો આપે છે. એમની આજ્ઞાથીજ વિષ્ણુ સર્વત્ર રક્ષણ કરે છે તથા એમનાજ ભયથી કાલાગ્નિરૂદ્ર સમસ્ત જગત્નો સહાર કરે છે. જ્ઞાનીઓના ગુરૂઓના પણ ગુરૂ, યોગેશ્વર, જ્ઞાનવેત્તા, સમર્થ, પરમાનદવાળા મૃત્યુપર જય મેળવનારા ને ભક્તિ તથા વૈરાગ્યવાળા સદાશિવ પણ એમનાં જ્ઞાનથી જ્ઞાનવાળા થયા છે. શીઘ્રોમાં શીઘ્રતમ પવન પણ એમના ભયથી વાય છે, સૂર્ય પણ એમના ભયથી તપે છે, ઇન્દ્ર પણ એમનીજ આજ્ઞાથી વૃષ્ટિ કરે છે ને મૃત્યુ પણ એમની આજ્ઞાથીજ સર્વત્ર દોડધામ કરે છે. એમની આજ્ઞાથીજ અગ્નિ બાળે છે, જળ ઠારે છે, દિગ્પાલો રક્ષે છે, ગ્રહો રાશીચક્રોમાં ફરે છે, વૃક્ષો ફળફૂલો આપે છે ને કાળ પણ સર્વને સ્વાધીનમાં રાખે છે. એમની આજ્ઞાથી જળચર સ્થળચર પ્રાણીઓ પ્રાણ છોડે છે ને એમની આજ્ઞા વિના રણમાં કે વિષમ સ્થાનમાં વીંધાયા છતાં પણ કોઇનુ મરણ નથી થતું. એમની આજ્ઞાથીજ વાયુ સાગરને, સાગર કૂર્મને, કૂર્મ શેષને ને શેષનાગ પૃથ્વીને ને પૃથ્વી પર્વતોને ઝીલી શકે છે. સર્વ પદાર્થોની ઉત્પત્તિ તથા લયવાળી આ સઘળી પૃથ્વી પણ એમનુજ રૂપ છે કે જે પૃથ્વી અનેક રત્નમયી છે. ઈન્દ્રદેવની આયુષ્ય દેવતાઓના એકોત્તેર યુગ જેટલી છે ને એવા અઠ્ઠયાવીશ ઈન્દ્રના કાળ જેટલું બ્રહ્માનું એક અહોરાત્ર થાય છે. એવાં ત્રીશ અહોરાત્રનો બ્રહ્માનો એક માસ થાય છે, એવા બે માસ થાય ત્યારે બ્રહ્માની એક રૂતુ થાય છે ને એવી છ રૂતુઓ થાય ત્યારે બ્રહ્માનુ એક વર્ષ થાય છે. એવાં સો વર્ષો થાય ત્યારે આયુષ્ય પુરૂ થતાં બ્રહ્મા પડે ત્યારે શ્રીકૃષ્ણનો તો એક નિમેષ થાય છે ને તેના એક નિમેષમાં પ્રાકૃતિક પ્રલય થાય છે, મહા પ્રલયના સમયે તો સઘળા દેવ વિગેરે, ચરાચર, ધાતા ને વિધાતા વિષ્ણુના નાભિકમળમાં લીન થાછે. ક્ષીરસાગરમાં સૂતેલા વિષ્ણુ ને વૈકુઠવાસી ચતુર્ભુજ વિષ્ણુ ત્યારે શ્રીકૃષ્ણના વામ અગમાં લીન થાય છે ને જ્ઞાનેશ્વર સનાતન સદાશિવ એમના જ્ઞાનમાં લીન થાય છે. બુદ્ધિનાં અધિષ્ઠાતા દુર્ગા કે જે વિષ્ણુની માયારૂપ છે તેમાં સઘળી શક્તિઓ લીન થાય છે. અને એ દુર્ગા શ્રીકૃષ્ણની બુદ્ધિમાં લીન થાય છે.

નારાયણના અંશાવતાર રૂપ કાર્ત્તિકેય શ્રી કૃષ્ણની છાતીમાં અને શ્રી કૃષ્ણના અંશાવતાર ગણપતિ શ્રી કૃષ્ણના બાહુમાં લીન થાય છે. ગોપીઓને દેવ સુંદરીઓ સઘળી રાધામાં લીન થાય છે- લક્ષ્મીનાં અંશો લક્ષ્મીમાં ને લક્ષ્મી રાધામાં લીન થાય છે. શ્રી કૃષ્ણના પ્રાણની અધિષ્ઠાતા રાધા પણ શ્રી કૃષ્ણના પ્રાણમાં લીન થાય છે. સાવિત્રી, વેદો ને સઘળાં શાસ્ત્ર સરસ્વતીમાં લય પામે છે. સરસ્વતી શ્રીકૃષ્ણની જીભમાં લીન થાય છે. ગોલોકના ગોપજનો શ્રીકૃષ્ણના રોમમાં લય થાય છે ને સઘળાંના પ્રાણવાયુઓ શ્રીકૃષ્ણના પ્રાણમાં લીન થાય છે. અગ્નિ કૃષ્ણના જઠરાનળમાં લીન થાય છે ને જળ તેમની જીભમાં લય પામે છે. સારરૂપી ભક્તિના રસ રૂપી અમૃતને પીનારા વૈષ્ણવો શ્રીકૃષ્ણના ચરણ કમળમાં લય પામે છે. ક્ષુદ્ર વિરાટો મહા વિરાટમાં લય પામે છે ને મહા વિરાટ શ્રી કૃષ્ણમાં લય પામે છે. શ્રી કૃષ્ણનાં રોમ છિદ્રોમાં સઘળાં બ્રહ્માંડો રહ્યાં છે. કૃષ્ણની ચક્ષુનો નિમેષ થાય ત્યારેજ પ્રાકૃતિક પ્રલય થાય ને ચક્ષુનો ઉન્મેષ થાય ત્યારે પાછી સૃષ્ટિ થાય છે. નિમેષમાં જેટલો કાળ જાય છે તેટલોજ કાળ ઉન્મેષમાં પણ જાય છે. બ્રહ્માનાં સો વર્ષ પુરાં થાય ત્યારે બ્રહ્માની સૃષ્ટિનો લય થાય છે. પૃથ્વીની રજની કણીઓની પેઠે બ્રહ્માની સૃષ્ટિના લયોની સંખ્યા અગણિત છે. આ પ્રમાણે જેનાં નિમેષોન્મેષથી પ્રલય ને સર્ગ થાય છે તેવા સર્વાંતરાત્મા શ્રી કૃષ્ણ ઇશ્વરેચ્છાથી પોતાના પ્રલયના સમયમાં પ્રકૃતિમાં લીન થાય છે. વેદજ્ઞાતાઓ કહે છે કે "પરાશક્તિ અને નિર્ગુણ પરમ પુરૂષ એકજ છે. સૃષ્ટિની પૂર્વે આ જગત્ સત્‌રૂપજ હતું." અવ્યક્ત ને અવ્યાકૃત નામથી ઓળખાતી એ મૂલપ્રકૃતિ પ્રલયકાળમાં ચૈતન્યથી અભિન્નપણું પામીને રહે છે તેજ સત્ કહેવાય છે ને એવી મૂલપ્રકૃતિના સંપૂર્ણ ગુણોને વરણવા આ બ્રહ્માંડમાં કોણ સમર્થ થાય તેમ છે ? મુક્તિના ચાર પ્રકાર છે એમ ચારે વેદો કહે છે. પ્રકૃતિની ભક્તિમાં એવી બધી પ્રધાનતા છે કે તેને મુક્તિથી પણ અધિક કહી છે. પ્રથમ મુક્તિમાં દેવીના લોકની પ્રાપ્તિ થાય, બીજી મુક્તિમાં દેવીના સમાન સ્વરૂપની પ્રાપ્તિ થાય, ત્રીજી મુક્તિમાં દેવીનું સાંમિપ્ય પ્રાપ્ત થાય ને ચોથી મુક્તિમાં નિર્વાણપદવી પ્રાપ્ત થાય છે. દેવી ભક્તો દેવીસેવા તજીને મુક્તિને ઈચ્છતા નથી તેમ તેઓ શિવપણાને અમરપણાને બ્રહ્માપણાને અને જન્મ મરણ જરા વ્યાધિ ભય તથા શોક આદિનો નાશ થઇને સ્વરૂપ સ્થિતિ પ્રાપ્ત થાય છે એવા નિર્વાણ મોક્ષને પણ ઈચ્છતાજ નથી. સાચા ભક્તો ભક્તિની પાસે એ સૌ તુચ્છવત્ ગણે છે. ભક્તિમાં સેવા થાય છે ને ભક્તિમાં ને મુક્તિમાં એટલોજ ભેદ છે. હે સાવિત્રી ! કરેલાં કર્મોના ભોગરૂપ જે નિષેક છે તે ભગવતીની મહા કલ્યાણકારિણી ઉપાસનાથી દૂર થાય છે. લોકપ્રસિદ્ધ ને વેદપ્રસિદ્ધ જે નિર્વિઘ્ન સત્ય સુખકારક સમજણ છે તે મેં તને કહી બતાવી. હવે તું સુખેથી પાછી જા. નારાયણ બોલ્યા—યમદેવ આમ કહી સત્યવાનને જીવાડી સાવિત્રીને શુભ આશીર્વાદ આપી જવા તૈયાર થયા. તેને જતા દેખી સંજન વિયોગનું દુઃખ અનુભવતી સાવિત્રી યમદેવનાં ચરણે પડી રડવા લાગી. સાવિત્રીને રડતી સાંભળી કૃપા નિધાનરૂપ યમરાજાએ પણ રડતાં રડતાં પ્રસન્નતાથી નીચે પ્રમાણે કહ્યું. યમદેવ બોલ્યા—હે સાવિત્રી ! તું પ-

વિત્ર ભારતક્ષેત્રમાં એક લાખ વર્ષસુધી સુખ ભોગવી અંતે દેવીના સ્થાનરૂપ મણિદ્વીપમાં તું જઈશ. હાલ તું તારે ઘેર જઈ ચૌદ વર્ષ સુધી સાવિત્રીનું વ્રત કરજે કે જે વ્રત સ્ત્રીઓને મોક્ષ આપનારૂં છે. જેઠ શુદિ ચૌદશને દિવસે ચૌદવર્ષનું સાવિત્રી વ્રત લેવું ને ભાદ્રમાસની શુકલપક્ષની અષ્ટમીના દિવશે સોળ વર્ષનું મહાલક્ષ્મીનું વ્રત લેવું. ભક્તિપૂર્વક એ વ્રતો કરનારી સ્ત્રીઓને મણિદ્વીપની પ્રાપ્તિ થાય છે. દર મંગળવારે મંગળ ચડીને, પ્રત્યેક માસની છઠને દિવસે કલ્યાણ આપનારાં ષષ્ઠી દેવીની, આષાઢમાસની સંક્રાન્તિમાં સર્વ સિદ્ધિદાતા મનસા દેવીની, કાર્ત્તિકી પૂર્ણિમાના દિને શ્રીકૃષ્ણને રાસમાં પ્રાણથી પણ પ્યારાં રાધા દેવીની ને પ્રત્યેક માસની શુદિ આઠમને દિવસે સઘળાં સુખ આપનારાં દુર્ગાદેવીની ઉપવાસ કરીને પૂજા કરવી. વિષ્ણુની માયારૂપ, વિષમ પીડાઓનો નાશ કરનારાં, જગત્‌ને ઉત્પન્ન કરનારાં ને મૂલપ્રકૃતિરૂપ દુર્ગા દેવીનું પતિ તથા પુત્રવાળી પતિવ્રતા સ્ત્રીઓમાં, યંત્રોમાં ને શુદ્ધ મૂર્ત્તિઓમાં ધન અને સંતાન વાસ્તે જે સ્ત્રી ભક્તિપૂર્વક પૂજન કરે તે સ્ત્રી આ લોકમાં સુખ ભોગવીને છેવટે મણિદ્વીપમાં જાય છે. સાધક પુરૂષે આ પ્રકારે હમેશાં ભગવતીની વિભૂતિઓની પૂજા કરવી. સર્વ સ્વરૂપ પરમેશ્વરી સર્વકાળમાં ઉપાસવા યોગ્યજ છે. ભગવતીની સેવાથી અધિક કૃતાર્થતા બીજી છેજ નહી. નારાયણ બોલ્યા—યમદેવ આ પ્રકારે સાવિત્રી કહીને પોતાના સ્થાનમાં ગયા ને સત્યવાનને લઈને સાવિત્રી પોતાના સ્થાનમાં ગઇ. એ દંપતી જે માર્ગે આવ્યાં હતાં તે માર્ગે પાછાં ગયાં ને તેઓએ આ સઘળું વૃત્તાન્ત સંબંધી જનોને કહી સભળાવ્યું. યમરાજાના વરદાનથી પિતાને એક પછી એક પુત્રોની પ્રાપ્તિ થઇને સાવિત્રીને પણ પુત્રો થતા ગયા. મહા પુણ્યશાળી ભારતક્ષેત્રમાં પતિવ્રતા સાવિત્રીએ એક લાખ વર્ષો સુધી સુખ ભોગવ્યું ને અંતે સત્યવાનની સાથે ભગવતીના મણિદ્વીપમાં ગઇ. સૂર્યમંડળના અન્તર્યામિ બ્રહ્મરૂપ ગાયત્રી છે તેથી મંત્રની અધિષ્ઠાતા દેવીરૂપ કહેવાય છે ને વેદોને ઉત્પન્ન કરનારી છે તેથી તેને સાવિત્રી પણ કહેવાય છે. હે નારદ ! આ પ્રકારે સાવિત્રીનું અત્યુત્તમ આખ્યાન તથા જીવોના કર્મવિપાકો વિષે સવિસ્તર મેં તમને કહ્યું ને હવે કહો બીજું તમારે શું સાંભળવું છે ? ૧–૯૧

इत्येवं कथितं वत्स सावित्र्याख्यानमुत्तमम् ।
जीवकर्मविपाकश्च किं भूयः श्रोतुमिच्छसि ॥ ९१ ॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩૯ મો*

### મહાલક્ષ્મીનું આખ્યાન.

नारद उवाच—

श्रीमूलप्रकृतेर्देव्या गायत्र्यास्तु निराकृतेः ।
सावित्रीयमसंवादे श्रुतं वै निर्मलं यशः ॥ १ ॥

નારદ બોલ્યા—હે નારાયણ! સાવિત્રીને યમદેવના સંવાદમાં મેં શ્રીમૂલપ્રકૃતિરૂપ ભગવતીનો ને ગાયત્રી દેવીનો પરમ વિમળ યશ શ્રવણ કર્યો. ભગવતીના ગુણોનુ કીર્ત્તન જ સત્ય છે ને મહા મંગળકારી છે વાસ્તે હવે લક્ષ્મીનું આખ્યાન સાંભળવાની મને અભિલાષા છે. પ્રથમ લક્ષ્મીની કોણે પૂજા કરી ? લક્ષ્મીનુ શું સ્વરૂપ છે? શુ સ્તોત્ર મંત્રોથી તેમની પૂજા થાય છે? મારી પાસે આપ

* આ અધ્યાયમા મહાલક્ષ્મીનુ આખ્યાન કહેવામા આવશે.

લક્ષ્મીના ગુણોનું વર્ણન કરો. નારાયણ બોલ્યા–હે નારદ ! પૂર્વે શ્રીકૃષ્ણના વામ ભાગમાંથી રાસ મંડળમાં રાધા ઉત્પન્ન થયાં છે. એ રાધા સુંદરીના કેશ વડવાઈ જેવા છે તેથી તે શોભે છે. તેમની બાર વર્ષનીજ સદા અવસ્થા છે, અવિચળ યૌવનવાળાં છે, શ્વેત ચંપક પુષ્પ જેવુ તેમનુ અંગ છે, દર્શનથી આનંદ આપનારાં છે ને મનોહર છે. એમનુ વદન શરદ્ પુનમના કોટિ ચન્દ્રમાની કાન્તિને પણ ઢાંકે તેવુ છે અને નેત્ર શરદનાં બપોરનાં કમળને શરમાવે તેવાં છે. એ દેવી ઇશ્વરેચ્છાથી બે રૂપવાળાં થયાં. એમનાં ઉભય રૂપમાં શોભા, વર્ણ, તેજ, કાન્તિ, યશ, વસ્ત્ર, આકૃતિ, આભરણ, ગુણ, મંદહાસ્ય, દર્શન, પ્રેમ ને નમ્રતા સમાનજ હતાં. વામભાગ હતો તે મહા લક્ષ્મીરૂપ થયો ને દક્ષિણ ભાગ હતો તે રાધારૂપ રહ્યો. રાધા પ્રથમ બીજ બે ભૂજાવાળા કૃષ્ણને વર્યાં હતાં તેથી આ મહાલક્ષ્મીએ પણ કૃષ્ણને વરવાની ઈચ્છા કરી. રાધાનું ગૌરવ સાચવવા શ્રીકૃષ્ણ પણ બે રૂપ થયા હતા. તેમનો વામભાગ ચતુર્ભુજ વિષ્ણુ થયા ને દક્ષિણ ભાગ પોતે બે ભૂજાવાળા થયા પછી શ્રીકૃષ્ણે મહાલક્ષ્મીને ચતુર્ભુજ વિષ્ણુને આપ્યાં એ મહાદેવી છે ને સર્વદા સ્નેહદૃષ્ટિથીજ સૃષ્ટિ ભણી જોવાવાળાં છે. આથી મહાલક્ષ્મી કહેવાયાં છે. કૃષ્ણ રાધાના પતિ છે ને ચતુર્ભુજ વિષ્ણુ મહાલક્ષ્મીના સ્વામી છે. રાધા તથા મહાલક્ષ્મી દાસદાસીઓથી વીંટાયેલા તથા શુદ્ધ સત્વરૂપ છે. ચતુર્ભુજ વિષ્ણુ પછી લક્ષ્મીસહિત વૈકુંઠમાં પધાર્યા. શ્રીકૃષ્ણ ને વિષ્ણુ સઘળા અંશોથી સમાન છે. પછી પોતાની યોગશક્તિથી મહાલક્ષ્મીએ પોતાના ઘણાં રૂપો કર્યા તેમાં જે રૂપ વૈકુંઠમાં છે તે શુદ્ધસત્વમય, સર્વ સૌભાગ્યવાળું, ને અત્યન્ત પરિપૂર્ણ તથા પ્રેમથી સર્વ સ્ત્રીઓમાં પ્રધાનરૂપ છે. ઇન્દ્રની સંપત્તિરૂપ સ્વર્ગલક્ષ્મી એવું મહાલક્ષ્મીનું સ્વર્ગમાં રૂપ છે. પાતાળમાં નાગલક્ષ્મી, રાજાઓમાં રાજલક્ષ્મી, ને ગૃહસ્થોમાં મહા મંગળમય ગૃહલક્ષ્મીરૂપ એ મહાલક્ષ્મી છે. ગાયમાતા કામધેનુ, યજ્ઞ પત્ની દક્ષિણા, સમુદ્રકન્યા લક્ષ્મી, કમળોમાં શોભા, ચન્દ્રની શોભા, સૂર્યની પ્રભા, એ સૌ લક્ષ્મીનાજ અંશો છે. અલંકારોમાં, રત્નોમાં, ફળોમાં, જળોમાં, રાજાઓમાં, રાણીઓમાં, દિવ્ય નારીઓમાં, મંદીરોમાં, ધાન્યોમાં, વસ્ત્રોમાં, પવિત્ર સંસ્કારી સ્થાનોમાં, દેવમૂર્તિઓમાં, મંગળ કળશોમાં, માણિક્યોમાં, મોતીઓમાં, કુસુમોમાં, મણિઓમાં, હીરાઓમાં, દૂધમાં, ચન્દનમાં, વૃક્ષોની રમણીય શાખાઓમાં, નવા મેઘમાં ને નવીન વસ્તુઓમાં મહાલક્ષ્મીના અંશો રહ્યા છે. નારાયણે પ્રથમ વૈકુંઠમાં, પછી બ્રહ્માએ, પછી શંકરે, પછી ક્ષીરસાગરમાં વિષ્ણુએ, પછી ભારત ક્ષેત્રમાં સ્વાયંભુવ મનુએ, પછી મનુના વંશજોએ, પછી મહર્ષિઓએ, પછી મુનિઓએ ને પછી ગૃહસ્થોએ અનુક્રમે આ મહાલક્ષ્મીની પૂજા કરી હતી. ગંધર્વો તથા નાગાદિ લોકોએ પાતાળમાં તેમની પૂજા કરી હતી. ભાદરવા માસની અષ્ટમીથી એક પક્ષ સુધી બ્રહ્માએ ત્રૈલોક્યમાં મહાલક્ષ્મીનું પૂજન કર્યું હતુ. ચૈત્ર, પોષ ને ભાદરવા માસમાં મંગળવારે વિષ્ણુએ એમની પૂજા કરેલી હતી. વર્ષના અંતમાં પોષની સંક્રાન્તિના દિને ને માઘ શુદ પૂર્ણિમાના દિને મનુએ આવાહન કરી એમનુ પૂજન કર્યું હતું. આ પછી એમની પૂજા ત્રૈલોક્યમાં ચાલુ થયેલી છે. ઇન્દ્ર, મંગળ, કેદાર, નીલ, સુબળ, નળ, ધ્રુવ, ઉત્તાનપાદ, શક્ર, બલી, અને પ્રિયવ્રત એ રાજાઓ-

એ, તથા કશ્યપ, સૂર્ય, દક્ષ, ચન્દ્ર, કુબેર, વાયુ, અગ્નિ ને વરૂણ એઓએ પણ એમનું પૂજન કર્યું હતું. આ પ્રકારે સઘળાં ઐશ્વર્યોની અધિષ્ઠાતા ને સકળ સંપત્તિરૂપ મહાલક્ષ્મી સઘળા દેશોમાં, સઘળા કાળમાં ને સઘળા લોકોમાં પૂજાયાં છે તથા વંદાયાં છે.[1-38]

यमेन वन्हिना चैव वरुणेन च पूजिता ।
एवं सर्वत्र सर्वेषु पूजिता वंदिता सदा॥३२॥
सर्वैश्वर्याधिदेवी सा सर्व संपत्स्वरूपिणी ॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૩૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૦ મો*

### લક્ષ્મીના જન્મનું કારણ.

नारद उवाच—
नारायण प्रिया साच वर वैकुंठवासिनी ।
वैकुंठाधिष्ठातृ देवी महालक्ष्मीः सनातनी॥१॥

નારદજી બોલ્યા—ઉત્તમોત્તમ, વૈકુંઠવાસિની, વૈકુંઠનાં અધિષ્ઠાતા, નારાયણનાં પત્ની અને સનાતનરૂપ મહાલક્ષ્મી દેવી પૃથ્વીમાં સમુદ્રની પુત્રી કેવા પ્રકારે થયાં ને એમની પહેલવહેલી સ્તુતિ કોણે કરી ? આ વિષય મને કહી બતાવો. નારાયણ બોલ્યા—પૂર્વે દુર્વાસાના શાપથી ઈન્દ્રલોક ને દેવલોક લક્ષ્મીહીન થયા હતા. હે નારદ ! ક્રોધવાળાં લક્ષ્મી સ્વર્ગાદિનો ત્યાગ કરી વૈકુંઠમાં જઈ ત્યાંજ લીન થયાં હતાં. આ સમયે સઘળા દુઃખી દેવતાઓ બ્રહ્માની પાસે ગયા ને ત્યાંથી બ્રહ્માસહિત તેઓ સઘળા વૈકુંઠમાં ગયા. કંઠ હોઠ તથા તાળવાં સુકાતાં હતાં તેવા ને દીન દેવતાઓ નારાયણની શરણે ગયા. આ સમયે સકળ સંપત્તિરૂપ મહાલક્ષ્મી નારાયણની આજ્ઞાથી પોતાના અંશથી સમુદ્રની કન્યા થયાં હતાં. પછી દેવ ને દાનવોએ સમુદ્રનું મથન કર્યું ત્યારે તેમાંથી મહાલક્ષ્મી પ્રકટ થયાં ને તેમને વિષ્ણુએ જોયાં- ક્ષીરસાગરમાંથી નીકળેલાં લક્ષ્મીએ દેવોને વરદાન દીધું ને વિષ્ણુને વનમાળા આપી. હે નારદ ! સૌએ લક્ષ્મીજીની પૂજા કરી તેથી દેવતાઓનું દાનવોથી હરાયેલું રાજ્ય તેઓને પાછું મળ્યું ને સર્વત્ર વિપત્તિઓ ટળી ગઈ. નારદજી કહે છે—હે મહારાજ ! મુનિશ્રેષ્ઠ ને તત્વવેત્તા દુર્વાસાએ પૂર્વે શુ અપરાધથી દેવતાઓને શાપ્યો હતો ? દેવ વિગેરે લોકોએ કેવાં રૂપથી સાગરનું મથન કર્યું હતું ? કયાં સ્તોત્રથી ઇન્દ્રને લક્ષ્મીનાં દર્શન થયાં ? દુર્વાસા ને ઇન્દ્રના વચ્ચે કેવી રીતનો સંવાદ થયો હતો ? આ મને કહો. નારાયણ કહે છે—પૂર્વે ત્રૈલોક્યાધિપતિ ઈન્દ્રે મદ્યપાનથી મત્ત થઇને રંભા અપ્સરાની સાથે એકાન્તમાં ભારે કામક્રીડા કરી. રંભાથી હરાયેલાં મનવાળો ને કામદેવથી મથાઈ ગયેલાં ચિત્તવાળો ઈન્દ્ર ક્રીડા કર્યા પછી મોટા વનમાં ઉભો હતો તેવામાં વૈકુંઠમાંથી કૈલાસના શિખરમાં જતા દુર્વાસામુનિનાં ઈન્દ્રને દર્શન થયાં. એ દુર્વાસા બ્રહ્મતેજથી પ્રદીપ્ત, ગ્રીષ્મ કાળના હજાર સૂર્યો જેવી કાન્તિવાળા, તપાવેલાં સોનાં જેવી આકૃતિવાળા, જટાના ભારથી ઘણી શોભાવાળા, શ્વેત યજ્ઞોપવિત, ચીર, દંડ, કમંડલુ ને ચન્દ્ર સમાન ચળકતાં તિલકવાળા, વેદ વેદાંગના પારને પહોંચેલા, ને એક લાખ શિષ્યોના પરિવારવાળા હતા. પ્રમત્ત છતાં શિષ્યો સહિત દુર્વાસાને ઇન્દ્રે દેખીને મસ્તકથી પ્રણામ કર્યા ને સ્તુતિ કરી. પોતાના શિષ્યો સહિત દુર્વાસાએ ઈન્દ્રને શુભાશિષ આ

* આ અધ્યાયમા લક્ષ્મીના જન્મના કારણ વિષે કથા કહેવામાં આવશે.

પીને એક પારિજાતકનુ કુસુમ કે જે વિષ્ણુએ તેમને આપ્યું હતું તથા જે મનોહર, જરા, મરણ, રોગ, તથા શોકને હરીને મોક્ષ આપે એવું હતું તે ઇન્દ્રને આપ્યું. રાજવૈભવથી પ્રમત્ત ઈન્દ્રે એ પુષ્પ લઇને તેજ સમયે ઐરાવત હાથીના મસ્તકપર મુકયુ. પુષ્પનો સ્પર્શ થયો કે તરતજ તે હાથી રૂપ ગુણ તેજ ને અવસ્થામાં વિષ્ણુના સમાન બની ગયો. હે નારદ ! એ હાથી સત્વર ઈન્દ્રને તજી ઘોર વનમાં ગયો ને તેજથી ઇન્દ્ર તેને કબજે રાખી શકયો નહીં. આ સમયે ઈન્દ્રે પુષ્પનો ત્યાગ કર્યો જાણી દુર્વાસાને મહાકોપ થયો ને નીચે પ્રમાણે ઈન્દ્રને શાપ આપ્યો. દુર્વાસા બોલ્યા—હે ઈન્દ્ર ! લક્ષ્મીના મદથી ઉન્મત્ત થઇને તું મારૂં અપમાન કેમ કરે છે ? મારૂં આપેલું પુષ્પ તે અહંકારથી હાથીના માથાપર કેમ મુકયુ ? વિષ્ણુને નિવેદિત થએલાં નૈવેદ્ય ફળ કે જળ પ્રાપ્ત થતાંજ તેનો ઉપભોગ કરવો જોઇએ. તેના ત્યાગથી બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે. જે મનુષ્ય ભાગ્યથી મળેલાં વિષ્ણુનાં શુભ નૈવેદ્યનો ત્યાગ કરે છે તે મનુષ્ય લક્ષ્મીથી બુદ્ધિથી ને પુરથી પણ ભ્રષ્ટ થાય છે. જે ભક્ત તે નૈવેદ્યનો સ્વીકાર કરે છે તે ભક્ત તેની સો પેઢીઓનો ઉદ્ધાર કરે છે જીવન્મુક્ત થાય છે. જે મનુષ્ય નૈવેદ્ય પ્રાશન કરીને ભક્તિથી ભગવાનને અભિવન્દે છે, પૂજે છે ને સ્તુતિ કરે છે તે મનુષ્ય વિષ્ણુના સરખોજ થાય છે. એના સ્પર્શથી તીર્થો પણ પવિત્ર થાય છે. તેના ચરણની રજથી પૃથ્વી પણ પાવન થાય છે. છીનાળનું અન્ન, પતિ પુત્ર વગરની સ્ત્રીનુ અન્ન, શૂદ્રના શ્રાદ્ધનું અન્ન, વૈદ્ય બ્રાહ્મણનું અન્ન, વિષ્ણુને અર્પાયેલું અન્ન, પુજારીનું અન્ન, કન્યાવિક્રયીઓનું અન્ન, શિવલિંગને અર્પાયેલું અન્ન, કુટણાં કરનારાઓનું અન્ન, ઉચ્છિષ્ટ અન્ન, વાશી અન્ન જમતાં અવશેષ રહેલું અન્ન શુદ્રની સ્ત્રીના પતિ બ્રાહ્મણનું અન્ન, મિત્રદ્રોહીનું અન્ન, કૃતઘ્નીઓનું અન્ન, વિશ્વાસઘાતીઓનું અન્ન, બેડુઓનું અન્ન, અદીક્ષિત બ્રાહ્મણનું અન્ન શુદ્રોનાં મુડદાં બાળનારાનું અન્ન, અગમ્યા નારીઓનો સંગ કરનારા બ્રાહ્મણોનું અન્ન, ખોટી સાક્ષી પુરનારાઓનું અન્ન તથા તીર્થમાં દાન લેનારા બ્રાહ્મણોનું અન્ન કે જે શાસ્ત્રમાં નિષિદ્ધ કહ્યાં છે તેના ખાનારાઓ પણ વિષ્ણુનું નૈવેદ્ય જમવાથી પવિત્ર થાય છે. વિષ્ણુભક્ત ચાંડાળ પણ પોતાની એક કરોડ પેઢીઓનો ઉદ્ધાર કરનારો છે ને વિષ્ણુનો જે ભક્ત નથી તે મનુષ્ય તો પોતાનો પણ ઉદ્ધાર નથી કરી શકતો. અજ્ઞાનથી પણ જો શ્રી વિષ્ણુનું નૈવેદ્ય ખવાઈ જાય છે તો તે ખાનારાનાં સાત જન્મોનાં પાપો બળી જાય છે. એમાં શંકા નથી. હે ઇદ્ર ! જાણીને ભક્તિથી જો વિષ્ણુનું નૈવેદ્ય જમે તો કરોડો જન્મોનાં પાપોથી તે અવશ્યમેવ મોકળો થાય છે. તેં પુષ્પ તજી વિષ્ણુનો અનાદર કર્યો વાસ્તે જા આજથી તમારા દેવતાઓના લોકમાં આજથી લક્ષ્મી પણ નિવાસ નહીં કરે ને વૈકુંઠમાં ચાલી જશે. મને નારાયણના ભક્તને નથી બ્રહ્માનો ભય કે નથી કાળનો મૃત્યુનો કે જરાનો પણ કશો પણ ભય તો પછી બીજાઓને તો હું કેમજ ગણુ ! એ પુષ્પ જેના મસ્તકપર હતું તેનું પૂજન સર્વોતમ છે. નારાયણ બોલ્યા—દુર્વાસાનાં વચનો સાંભળી શોક અને ભયથી વ્યાકુલ ઇન્દ્રે રોઈ પડી મુનિનાં ચરણો પકડી આ પ્રકારે દીન વચન કહ્યુ. ઈન્દ્ર બોલ્યો—હે મહારાજ! આપે મને ભલે શાપ આપ્યો કારણ કે એથી મારી માયાનું મને બંધન મટી જ-

શે. હવે ગયેલી સંપત્તિને હું માગતો નથી પણ આપ મને કાંઈક ઉપદેશ આપો. ઐશ્વર્ય તો દુઃખોનાં બીજરૂપ, જ્ઞાનને ઢાંકનારૂં, મુક્તિપથમાં કુઠારરૂપ ને ભક્તિમાં અંતરાય રૂપ છે. દુર્વાસા બોલ્યા—હે ઇંદ્ર! જન્મ મરણ જરા શોક ને રોગનાં બીજરૂપ સંપત્તિરૂપ અંધકારથી આંધળો થયેલો મનુષ્ય મુક્તિના માર્ગને જોઈ શકતો નથી. સંપત્તિથી ને સુરાપાનથી મત્ત થયેલા જનોની મૂઢતામાં સમાનતાજ છે. હે ઈન્દ્ર ! ઘણા બાંધવોનો અધિપતિ, સંપત્તિરૂપ મદથી ઉન્મત્ત, વિષયાંધ ને મહાકામી રજોગુણી પુરૂષ ભાનરહિત હોવાથી સત્વગુણને માર્ગને કદી પણ દેખી શકતો નથી. વિષયાંધ પુરૂષના રાજસ ને તામસ એવા બે પ્રકારના છે. શાસ્ત્રોને ન જાણે તે તામસ પુરૂષ ને જાણે તે રાજસ પુરૂષ. શાસ્ત્ર પણ બે પ્રકારનું છે તેમાં એક પ્રવૃત્તિ માર્ગ દર્શક છે ને બીજું નિવૃત્તિ માર્ગ દર્શક છે. પ્રથમ દુઃખરૂપ પ્રવૃત્તિના માર્ગમાં સ્નેહથી ઉન્મત્તની પેઠે યથેષ્ટ રીતે નિરંતર ફર્યા કરે છે. જેમ ભ્રમર ગંધલોભથી કમળમાં પેસે છે પણ તે કમળ બિડાઈ જતાં 'હું બંધાઇ જાઈશ' એમ સમજતો નથી તેમ પ્રાણી પણ પરિણામે દુઃખના ને નાશના બીજરૂપ સંસારમાં સુખ સમજી લપટાય છે પણ 'આથી હું જન્મ જરા તથા મરણની પીડામાં પડીશ" એવી તેને ખબર નથી પડતી સ્વકર્મથી પ્રાપ્ત થતી અનેક યોનિઓમાં અનેક જન્મો સુધી રૂચિથી ફરીફરીને જ્યારે ક્લેશનો અંત આવવાનો હોય છે ત્યારે તેને સત્સંગ મળે છે. સેંકડો અને હજારો મનુષ્યોમાં સંસારરૂપ સમુદ્રથી તારનારા સાધુજનો વિરલાજ હોય છે ને એ સાધુઓ ત્યારે મોક્ષનો માર્ગ બતાવે છે ત્યારે પ્રાણીઓ બંધનનું ખંડન કરવા પ્રયત્નો સેવે છે. તપને ઉપવાસ વિગેરેના શ્રમથી અનેક જન્મો પસાર થાય ત્યારે નિર્વિઘ્ન ને મહા આનંદદાયી મુક્તિનો માર્ગ મળે છે. હે ઈન્દ્ર ! આ વિષય મે ગુરૂ મુખદ્વારા સાંભળ્યો છે કે જેના વિષે તેં મને પ્રશ્ન કર્યો છે. નારાયણ બોલ્યા દુર્વાસાની વાણી સાંભળી ઇન્દ્રને દિવસે દિવસે વધતો જતો વૈરાગ્ય પ્રકટ થયો હતો. પછી તે દુર્વાસાની પાસેથી પોતાના લોકમાં ઈન્દ્ર ગયો ત્યારે ત્યાં દૈત્યો ને દાનવોથી ઘેરાયેલી, ભયાતુર, વિષમ સંકટમાં પડેલી, અતિ ચંચળ, બંધુ વગરની ને કોઈ સ્થાનમાં માતા પિતા ને સ્ત્રીઓ વિગેરેના શોકથી ઘેરાયેલી પોતાની અમરાવતી નગરી દીઠી. એ નગરી દુશ્મનોના હાથમાં ગયેલી જાણી ઈન્દ્ર કુળગુરૂ બૃહસ્પતિ પાસે ગયો. ત્યાં મંદાકિનીના તટપર પરબ્રહ્મનું ધ્યાન કરતા બૃહસ્પતિ ઈન્દ્રના દેખવામાં આવ્યા. સર્વોત્તમ, સર્વના ગુરૂ, ધર્માત્મા શ્રેષ્ઠજનોથી સુપૂજિત, બંધુજનોમાં અધિક વહાલા, જ્ઞાની શ્રેષ્ઠ, ભ્રાતૃવર્ગમાં મોટા, સર્વજ્ઞ ને દાનવોને અપ્રિય લાગનારા એ બૃહસ્પતિ ગંગાજળમાં સૂર્ય સન્મુખ મંત્ર જાપ કરતા હતા ને પરમાત્માના પરિપૂર્ણ પ્રેમથી તેમનાં નેત્રોમાં પ્રેમાશ્રુઓ સાથે તેઓ રોમાંચ થયા દીસતા હતા. ઈન્દ્ર જોઈ ત્યાં ઉભો રહ્યો. એક પહોર પછી બૃહસ્પતિ બહિર્વૃત્તિમાં આવ્યા ત્યારે ચરણમાં પ્રણામ કરી વારંવાર ઉર્ધ્વ સ્વરથી ઇન્દ્ર રડવા લાગ્યો. પછી ઈન્દ્રે અનુક્રમે પોતાને દુર્વાસાનો શાપ થયા વિગેરેની, પછી વરદાનરૂપ મહાદુર્લભ જ્ઞાનની પ્રાપ્તિ થયાની ને શત્રુઓના હાથમાં સ્વર્ગપુરી ગયાની સઘળી વાત બૃહસ્પતિને અથથી ઈતિ સુધી કહી દેખાડી. બુદ્ધિવાળા વ્યા-

ખ્યાનકારોમાં ઉત્તમ બૃહસ્પતિ પોતાના શિષ્યનાં વચનો સાંભળી ક્રોધથી લાલ નેત્ર કરીને આ પ્રમાણે બોલ્યા. બૃહસ્પતિ બોલ્યા—હે દેવશ્રેષ્ઠ ! રડમાં. મેં બધુ સાંભળ્યું. નીતિજ્ઞ મનુષ્યે વિપત્તિમાં કાયર ન થવું. સંપત્તિ ને વિપત્તિ એ બે અનિત્ય, ભ્રમરૂપ, ને કર્માધીન છે. એ બેનો કરનારો પણ મનુષ્ય પોતેજ છે. સૌને પ્રત્યેક જન્મમાં સર્વદા ચક્રના પાટાની પેઠે સુખદુઃખનું પરિવર્તન થયાજ કરે છે. શાસ્ત્રમાં કથન છે કે "શુભાશુભ કર્મ જે કર્યું હોય તે ભારતક્ષેત્રમાં ભોગવવું પડે છે. પુરૂષો પોતાનાં કર્મોનાં ફળોજ ભોગવે છે. સેંકડો અને કરોડો કલ્પો જાય તોપણ ભોગવ્યા વગર કર્મક્ષય નથી થતો. શુભાશુભ કર્મો ભોગવ્યા શિવાય છૂટકોજ નથી" પરમાત્મા શ્રીકૃષ્ણે બ્રહ્માને કહેલી આ વાત સામવેદની શાખામાં સુપ્રસિદ્ધ છે. સકળ કર્મો ભોગવતાં કાંઇક અવશેષ રહે ત્યારે ભારતક્ષેત્રપર જન્મ થાય છે. બ્રહ્મ શાપ, ઉત્તમ સુખ, મહાલક્ષ્મી, ને દીનતા એ સૌ કર્માનુસારે પ્રાપ્ત થાય છે. હે ઈન્દ્ર, ! કરોડો જન્મોમાં કરેલાં કર્મો પ્રાણીઓને પાછળ પાછળ ચાલ્યા કરે છે. પડછાયો જેમ પ્રાણીને તજતો નથી તેમ કર્મો પણ તજતાં નથી. દેશ કાળ ને પાત્ર ભેદથી કર્મનાં ફળોમાં ન્યૂનાધિકતા છે. સામાન્ય દિને દાન કરવાનું સામાન્ય પુણ્ય થાય અને વિશેષ દિવસે કરોડગણુ કે અસંખ્ય ફળ થાય છે. આ પ્રકારે વસ્તુ અને દેશનુ પણ સમજી લેવુ. પાત્રનુ પણ સમજી લેવું. ખેડુતને જેમ ખેતરના ભેદથી ધાન્યાદિકની ન્યૂનાદિક ઉત્પત્તિ થાય છે તેમ દેશ કાળને પાત્ર ભેદથી પુણ્યોનાં ફળો પણ ન્યૂનાધિક થાય છે. સામાન્ય દિવસે, અમાવાસ્યા કે સંક્રાન્તિના દિને, ચાતુર્માસ્યની પુનમને દિને, ચન્દ્ર ગ્રહણમાં, સૂર્યગ્રહણમાં, ને અક્ષય નવમીને દિવસે દાન કરવાનું ફળ વધતું વધતું છે. જેમ દાનમાં ફળની ન્યૂનાધિકતા છે તેમ સઘળાં બીજાં કર્મો વિષે પણ સમજવું. જેમ કુંભાર, દંડ, ચાકડો, ફેરવવું, માટી ને ટપલાં વિગેરેથી ઘડાને ઘડે છે તેમ ઇશ્વર પણ અનેક પ્રકારનાં કર્મોથી ફળ આપે છે. જેની આજ્ઞાથી આ સઘળું જગત્ સરજાયું છે ને કર્મની નિવૃત્તિ થાય છે તે નારાયણનું હે ઈન્દ્ર ! તુ ભજન કર. સઘળાં બ્રહ્માંડોમાં વિધાતાના વિધાતા, રક્ષકના રક્ષક, સ્રષ્ટાના સ્રષ્ટા, સંહર્ત્તા ને કાળના પણ કાળ એજ નારાયણ છે. મહા વિપત્તિ કાળમાં જે પ્રાણી સંસારમાં નારાયણને સ્મરે તેને સંપત્તિ પ્રાપ્ત થાય છે એમ સદાશિવ કહે છે. નારાયણ બોલ્યા—હે નારદ ! તત્વવેત્તા બૃહસ્પતિએ આવા શબ્દો ઇન્દ્રને કહી ઈન્દ્રનું આલીંગન કરી તેને શુભ આશીર્વાદ આપ્યો ને ઇષ્ટ દેવનુ ભજન કરવા વિષે સમજાવ્યો.[૧–૯૨]

इत्येव मुक्त्वा तत्त्वज्ञः समालिंग्य सुरेश्वरम् ।
दत्त्वा शुभाशिषं चेष्टं बोधयामास नारद॥९२॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૪૦ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૧ મો.*

### ઇન્દ્રની વિપત્તિ.

**नारायण उवाच–**

हरिं ध्यात्वा हरि र्ब्रह्मन् जगाम ब्रह्मणः सभाम् ।
बृहस्पतिं पुरस्कृत्य सर्वैः सुरगणैः सह ॥१॥

નારાયણ બોલ્યા—હે નારદ ! પછી નારાયણનુ ધ્યાન કરી બૃહસ્પતિને નાયક કરી ઈન્દ્રદેવ સઘળા દેવતાઓને લઈને બ્રહ્માની

* આ અધ્યાયમા ઇન્દ્રનાપર આફત આવી એ પ્રસંગ કહેવાશે

સભામાં ગયા. બ્રહ્માને ત્યાં જઇ સૌ દેવતાઓએ પ્રણામ કર્યા ને ગુરૂ સહિત ઈન્દ્રે પણ પ્રણામ કર્યો. બૃહસ્પતિએ સઘળું વૃત્તાન્ત બ્રહ્માને કહ્યું તેથી મંદહાસ્ય કરીને બ્રહ્મા આમ બોલ્યા. બ્રહ્મા કહે છે—હે પુત્ર! તુ મારો વંશજ, મારો પૌત્ર, વિચક્ષણ, બૃહસ્પતિનો શિષ્ય ને દેવતાઓનો અધિપતિ છે. વળી તારો માતામહ દક્ષ પ્રજાપતિ વિષ્ણુ ભક્ત ને મહા પ્રભાવવાળો છે છતાં ત્રણે કુળમાં પવિત્ર તને અહંકાર કેમ ઉત્પન્ન થયો? જેની માતા પતિવ્રતા હોય, માતામહ તથા મામો પવિત્ર હોય,તથા જીતેન્દ્રિય હોય તેને અહંકાર ન થવો જોઇએ.પિતા,માતામહ ગુરૂના અપરાધથી અવશ્ય નેદેવનો અપરાધ થાય છે. સર્વાન્તર્યામી ભગવાને જીવરૂપે સર્વત્રસહુમાં પ્રવેશકર્યો છે. એ આત્મા જેના દેહમાંથી જાય તે પ્રાણી સત્વર શબરૂપ થાય છે. દેહરૂપી નગરીમાં રહેલા આત્મારૂપ રાજાની પાસે હુ ઇન્દ્રિયોના અધિપતિ મનરૂપે, રૂદ્ર અહંકારરૂપે, વિષ્ણુના પ્રાણરૂપ રાધાજી પ્રકૃતિરૂપે ને દુર્ગાદેવી બુદ્ધિરૂપે સેવક થઇને રહેલાં છઈએ. એ આત્માની નિદ્રા આદિ સઘળી શક્તિઓ પ્રકૃતિની કળાઓ રૂપ છે. ભોગવાસ્તે દેહને ધરનારો જીવાત્મા કે જે પરમાત્મ કે જે પરમાત્માના પ્રતિબિમ્બરૂપ છે તે શરીરમાં નીકળી જાય છે ત્યારે જેમ રાજા માર્ગમાં જતો હોય તેની પાછળા સેવકો જાય છે તેમ ઇન્દ્રિયાદિક સઘળા પદાર્થો પણ જતા રહે છે. સઘળા જીવો, હુ, શિવ, શેષ, વિષ્ણુ, ધર્મ, મહાવિરાટ્ અને તમે જેના ભક્તો ને અશો છઇએ તે તે દેવના પુષ્પનો તમે અનાદર કર્યો તે ઘણુ અનુચિત કર્મ કર્યુ છે. શ્રીકૃષ્ણના ચરણકમળથી ખસેલુ એ પુષ્પ જેના મસ્તકપર હોય તેની પૂજા સઘળા દેવોની પૂજાના પહેલાં થવી જોઈએ. તું દૈવથી ઠગાયો છો ને દૈવસૌથી બળવત્તર છે. ભાગ્યહીન મૂઢ મનુષ્યની રક્ષા કરવા બીજું કોણ સમર્થ થાય? શ્રીકૃષ્ણના નિર્માલ્યના ત્યાગથી કોપ પામેલી લક્ષ્મી હમણાં જતી રહી છે વાસ્તે તુ મારીને બૃહસ્પતિની સાથે વૈકુઠમાં ચાલ. ત્યાં લક્ષ્મીપતિ વિષ્ણુની સેવા કરી મારાં વરદાનથી તને લક્ષ્મી પ્રાપ્ત થશે. નારાયણ બોલ્યા—આમ કહી સૌ દેવતાઓની સાથે બ્રહ્મદેવ વૈંકુંઠમાં ગયા. ત્યાં અગણિત ગુણવાળા વિષ્ણુનાં દર્શન કરી બ્રહ્માદિક દેવતાઓની નેત્રોમાં અશ્રુઓ આવ્યાં. પછી પ્રણામ કરી ભક્તિથી શિર નમાવી સૌ દેવોએ તેમની સ્તુતિ કરી. પછી હાથ જોડી સઘળી વાર્તા વિષ્ણુને બ્રહ્માએ કહી. સઘળા અધિકાર ભ્રષ્ટ દેવતાઓ તે સમયે રોવા લાગ્યા ત્યારે વિષ્ણુએ તેઓને દીનતાવાળા દુઃખીઆ ભયાતુર રત્નાભૂષણ વાહનાદિ વગરના શોભા વગરના લક્ષ્મીહીન ને કાન્તિરહિત દીઠા તેથી ભયને ભાંગનારા ભગવાને તેઓના પ્રતિ આ પ્રમાણે કહ્યુ. વિષ્ણુ કહે છે—હે બ્રહ્મા! દેવતાઓ! તમે ભય ન પામો. હુ છતાં તમને શો ભય છે? હુ તમને અવિચળ ને મહા ઐશ્વર્ય ને વધારનારી લક્ષ્મી આપીશ. મારૂં યોગ્ય હિત ને સારરૂપ સુખપ્રદ વચન તમે સાંભળો. અસંખ્ય બ્રહ્માંડોમાં વસનારા સઘળા લોકો સર્વદા મને વશ છે. હુ તેમ મારા ભક્તોને વશ રહ્યો છુ. હુ સ્વતંત્ર નથી. મારો નિરંકુશ સાચો ભક્ત જેનાપર કોપ કરે છે તેના ગૃહને લક્ષ્મી સહીત હુ તજુ છું એ નિશ્ચય છે. શંકરના અંશાવતાર રૂપ વૈષ્ણવ ને મારા ખરા ભક્ત દુર્વાસાનો તમને શાપ થવાથી હું લક્ષ્મીસહિત તમારા ઘરમાંથી અહીં આવ્યો છું. જ્યાં શંખનાદ, શિવ-

પૂજા, દુર્ગાપૂજા, ને બ્રહ્મભોજ ન હોય ત્યાં લક્ષ્મી રહેતીજ નથી. હે બ્રહ્મા ! હે દેવતાઓ ! જ્યાં મારા ભક્તોની નિન્દા થાય ત્યાં પણ લક્ષ્મી વસતી નથી. એકાદશીને દિવસે કે મારા જન્મના દિવસે મારી ભક્તિ વગરનો જે ખલપુરૂષ ભોજન કરે તેનાં ગૃહમાંથી લક્ષ્મી જતી રહે છે. મારા નામને જે વેચે, કન્યાનો જે વિક્રય કરે, છીનાળનો જે સ્વામી હોય, અતિથિને જે ન જમાડે, છીનાળનો જે પુત્ર હોય, પાપી ને ઘેર જે જતો હોય, શુદ્રના શ્રાદ્ધનુ અન્ન જે ખાતો હોય, જે ભાગ્યહીન અધમ બ્રાહ્મણ શુદ્રોનાં શબ બાળતો હોય, જે બ્રાહ્મણ શુદ્રોની રસોઈ કરતો હોય, જે ખેડ કરતો હોય, અપવિત્ર હૃદયવાળો હોય, ક્રૂર હોય, હિંસક હોય, નિંદક હોય, ગામોટી હોય, પતિપુત્ર વગરની સ્ત્રીનુ અનાજ ખાતો હોય એઓ સૌ નાગૃહમાંથી ભય પામીને ક્રોધ કરીને લક્ષ્મી ચાલી જાય છે. હે દેવતાઓ ! જે મનુષ્ય નખોથી તણસલાં કાપે, નખથી ધરતી ખોદે, અથવા જેની પાસેથી બ્રાહ્મણ નિરાશ જાય તેના ઘરમાંથી લક્ષ્મી ચાલી જાય છે. જે બ્રાહ્મણ સૂર્યોદય વેળાએ જમતો હોય દિવસનો ઉંઘતો હોય, દિવસે મૈથુન કરતો હોય અથવા જે મૂઢ મનુષ્ય ભીના પગે કે નાગો થઈ સૂતો હોય કે ચાવળો થઈ વારંવાર હસ્યા કરતો હોય તેના ઘરમાંથી લક્ષ્મી સત્વર ચાલી જાય છે. જે બ્રાહ્મણ આચાર રહિત હોય, શુદ્રોનો પ્રતિગ્રહ કરનારો હોય, દીક્ષા રહિત હોય, તથા જે મનુષ્ય માથામાં તેલ ઘાલી બીજાનાં અંગનો સ્પર્શ કરે ને પોતાનું અંગ ઠોકયા કરે અને જે બ્રાહ્મણ વ્રત ઉપવાસી સંધ્યા અને ભક્તિ વગરનો હોય અને જે મનુષ્ય બ્રાહ્મણની નિંદા કરે, હિતેચ્છુઓપર દ્વેષ કરે, જીવની હિંસા કરે, ને દયા રહિત હોય તેઓના ઘરમાંથી પણ લક્ષ્મી ચાલી જાય છે. જ્યાં જ્યાં મારી મૂર્ત્તિ ને મારા ગુણોનું કીર્ત્તન હોય ત્યાં ત્યાં સકળ મંગલોમાં અધિક મંગળરૂપ લક્ષ્મી વાસો કરે છે. છે. હે બ્રહ્મા ! જ્યાં શ્રીકૃષ્ણની ને શ્રીકૃષ્ણના ભક્તની પ્રશંસા થતી હોય ત્યાં લક્ષ્મી સર્વદા રહે છે. જ્યાં શંખનાદ, શંખ, શાલગ્રામને તુલસીદળ હોય છે ને જ્યાં મારી સેવા વંદન અને ધ્યાન થતાં હોય એ સ્થાનમાં લક્ષ્મી સર્વદા વસે છે. જ્યાં શિવલીંગનું પૂજન, શિવના ગુણનુ કથન, દુર્ગાનું પૂજન, ને દુર્ગાના ગુણનુ વર્ણન થતાં હોય ત્યાં લક્ષ્મી સર્વદા રહે છે. જ્યાં બ્રહ્મ સેવા, બ્રહ્મભોજ, ને સર્વ દેવતાઓનું પૂજન થતાં હોય ત્યાં લક્ષ્મી અવિચળ રહે છે. નારાયણ બોલ્યા—આમ કહ્યા પછી વિષ્ણુએ લક્ષ્મીને પોતાના અંશથી ક્ષીરસાગરમાં અવતરવા આજ્ઞા આપી. પછી બ્રહ્માને સમુદ્રનું મથન કરીને એ લક્ષ્મી દેવતાઓને આપવા વિષ્ણુએ આજ્ઞા કરી. આમ કહી વિષ્ણુ વૈકુંઠમાં ગયા ને સૌ દેવતાઓએ કેટલોક કાળ ગયા પછી સમુદ્રનું મથન કર્યું. દાનવો ને દેવોએ મંદરાચળની રવાઈ કરી, કૂર્મને પાત્ર કર્યું, ને શેષનાગનાં નેતરાં કર્યાં. સમુદ્રનું આ પ્રકારે મથન થતાં તેમાંથી તેઓને અમૃત, ધન્વંતરિ, ઉચ્ચૈઃશ્રવા નામનો સપ્તમુખી અશ્વ, રત્નો, ઐરાવત, લક્ષ્મી, ને સુદર્શનની પ્રાપ્તિ થઈ. લક્ષ્મીએ ક્ષીરસાગરમાં શયન કરી સૂતેલા પોતાના પ્યારા પતિ વિષ્ણુને વનમાળા પહેરાવી, બ્રહ્મા, શંકર ને દેવોએ લક્ષ્મીની પૂજા કરીને સ્તુતિ કરી તેથી લક્ષ્મીએ દેવતાઓને દુર્વાસાના શાપથી મુક્ત કર્યા ને તેઓના ગૃહમાં પોતાની મંગળ દૃષ્ટિ કરી. હે નારદ ! બ્રહ્માના

વરદાનથી અને મહાલક્ષ્મીની કૃપાથી દેવતાઓની દાનવોના પાસે ગયેલી સઘળી સમૃદ્ધિ દેવતાઓને પાછી મળી. આ પ્રકારે આનંદ આપનારૂં સારરૂપ ને ઉત્તમ સઘળું લક્ષ્મીનું વૃત્તાન્ત તમને કહી બતાવ્યું ને હવે તમારે બીજું શું સાંભળવાની ઈચ્છા છે. ॥ ૧-૫૯ ॥

**इत्येवं कथितं सर्वं लक्ष्म्युपाख्यानमुत्तमम् ।**
**सुखदं सारभूतं किं भूयः श्रोतुमिच्छसि ५९**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૪૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૨ મો.*

### મહાલક્ષ્મીની ઉપાસના.

**नारद उवाच—**

**हरेरुत्कीर्तनं भद्रं श्रुतं तज्ज्ञानमुत्तमम् ।**
**ईप्सितं लक્ष्म्युपाख्यानं ध्यानं स्तोत्रं वद प्रभो ॥१॥**

નારદ બોલ્યા—ભગવાનનું મંગળરૂપ ઉત્તમ ગુણોનું કીર્તન ને અતીવ પ્યારૂં લક્ષ્મીનું આખ્યાન મેં સાંભળ્યું. હવે લક્ષ્મીનાં ધ્યાન સ્તોત્ર વિષે કહો. નારાયણ બોલ્યા—પ્રથમ ક્ષીરસાગરમાં સ્નાન કરી વસ્ત્ર ને ઉપવસ્ત્ર ધરી ઈન્દ્રદેવે કળશની સ્થાપના કરીને ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ, ને દુર્ગાની ગંધપુષ્પાદિથી ભક્તિપૂર્વક પૂજા કરી. તત્પશ્ચાત બ્રહ્માને બ્રૃહસ્પતિની આજ્ઞાનુસાર પરમ ઐશ્વર્યરૂપ મહાલક્ષ્મીનું આવાહન કર્યું પછી તેમની પૂજા કરી. હે નારદ ! સમીપમાં ઉભેલા બ્રાહ્મણોમાં, ગુરૂમાં, વિષ્ણુમાં, દેવાદિકમાં, પવિત્ર સ્થાનમાં તથા જ્ઞાનાનંદરૂપ સદાશિવમાં પણ તેમણે લક્ષ્મીની પૂજા કરી. પછી ચન્દનવાળું પારિજાતનું પુષ્પ લઇને મહાલક્ષ્મીની ધ્યાન કરીને પૂજા કરી. પૂર્વે વિષ્ણુએ બ્રહ્માને કહેલું સામવેદોકત આ ધ્યાન તમને કહું તે સાંભળો. મહાલક્ષ્મીનું ધ્યાન આ પ્રમાણે છે કે-સહસ્ર દળવાળાં કમળની ડાંડીપર વસનારં, ઉત્તમ, શરદ ચન્દ્રની કાન્તિથી અધિક પ્રભાવવાળાં, સ્વતેજથી પ્રદીપ્ત, સુખથી જોવાય તેવાં, મનોહર, તપાવેલાં સુવર્ણ સરખાં, દેહધારી, સતી, રત્નાભરણોના શણગારવાળાં, પીળાં વસ્ત્રોવાળાં, મંદહાસ્યવાળાં પ્રસન્ન મુખવાળાં, નિરંતર અચળ યૌવનવાળાં, સકળ સંપતિઓ આપનારાં, સુંદર અને અનેક ગુણવાળાં મહાલક્ષ્મી દેવીને હું ભજું છું. " આ પ્રકારનું ધ્યાન કરી ભક્તિપૂર્વક બ્રાહ્મણના વાકયથી પૂજીને ષોડશોપચારોમાં પ્રત્યેક ઉપચાર વિવિધ પ્રકારેથી સારા અને ઉત્તમોત્તમ વિધિથી દેવા. હે મહાલક્ષ્મી ! અમુલ્ય રત્નનું વિશ્વકર્માએ બનાવેલું સુંદર આસન આ સ્વીકારો. હે કમળવાસિનિ ! સર્વથી વંદિત પ્યારૂં, ને પાપરૂપી કાષ્ઠોને બાળવામાં અગ્નિરૂપ આ શુદ્ધ ગંગાજળ આપું છું તે સ્વીકારો. હે કમલવાસિની ! પુષ્પ ચન્દન તથા દુર્વા આદિવાળું તથા શંખના ગર્ભમાં રહેલું આ ગંગાજળ અર્ઘરૂપે આપું છું તેનો સ્વીકાર કરો. હે ભગવતી ! હે વિષ્ણુપ્રિયા ! દેહને સુંદર કરનારૂં આ સુવાસિત ફૂલેલ તેલ તથા સુગંધી આમળાનો ભૂકો આપું છું તેનો સ્વીકાર કરો. હે ભગવતી! આ સુતરાઉ તથા રેશમી વસ્ત્રો આપું છું તે સ્વીકારો, હે ભગવતી ! રત્ન ને સુવર્ણનું, દેહને શોભાવનાર, પ્રીતિવર્ધક ને સઘળી સુંદરતાના બીજરૂપ આ રત્નનું આભરણ છે તે સ્વીકારો. હે શ્રી કૃષ્ણનાં પત્ની! વૃક્ષના ગુંદરરૂપ ને સુગંધી દ્રવ્યોવાળો આ ધુપ અર્પું છું તે આપ સ્વીકારો.હે દેવી! આ સુખ

---

* આ અધ્યાયમાં મહાલક્ષ્મીના પૂજનનો ક્રમ મંત્ર ને સ્તોત્ર કહેવાશે.

આપનારૂં સુગંધી ચંદન આપું છું તે સ્વીકારો. હે દેવેશ્વરી! વિશ્વનાં નેત્રોરૂપતિમિર નાશક ને સુખરૂપ આ દીપકનો આપ સ્વીકાર કરો. હે દેવી ! નાના પ્રકારના ઉપરના ઉપહારોરૂપ, આ રસાળ મધુર નૈવેદ્ય અર્પું છું તે આપ સ્વીકારો. હે દેવી આ બ્રહ્મસ્વરૂપ પ્રાણ રક્ષણ કારણરૂપ, સંતોષ ને પુષ્ટિ આપનાર અન્ન છે તે આપ સ્વીકારો. હે મહાલક્ષ્મી ! ચોખાવાળુ, પરિપકવ, શર્કરા તથા ઘીવાળુ આ મધુર ક્ષીરભોજન છે તે આપ સ્વીકારો. ઘીમાં પકવેલું સાકરવાળું સ્વાદીષ્ટ ને મનોહર આ સ્વસ્તિક નામનુ પકવાન્ન હું ભક્તિથી આપુ છું તેનો સ્વીકાર કરો. હે વિષ્ણુપ્રિયા ! આ નાના પ્રકારનાં રમણીય પકવાનો અને ફળો આપ સ્વીકારો. આ મૃત્યુલોકના અમૃતરૂપ ઘીવાળું મધુર મનોહર દૂધ છે તેને આપ સ્વીકારો. શેરડીના રસનો અત્યન્ત મધુર તથા અગ્નિથી પાકેલો રૂચિકારક ગોળ છે તેનો આપ સ્વીકાર કરો. જવને ઘઉની કણકીની પરિપકવ ગોળવાળી ને ઘીમાં પકાવેલી આ લાપસીનો સ્વીકાર કરો. હે ભગવતી ! ધાન્યોના લોટનુ પાકેલું સ્વસ્તિકાદિક આકારવાળું આ નૈવેદ્ય હુ ભક્તિથી અર્પણ કરૂ છુ તેનો આપ સ્વીકાર કરો. હે લક્ષ્મી! ગરમીની રૂતુમાં શીતળ વાયુ ઢોળનારો આ સુદર વીજણો તથા મહા સુખકારક આ શ્વેત ચામર સ્વીકારો. ઉત્તમ રમણીય કર્પૂરાદિથી સુવાસિત આ જીભની જડતાને મટાડનારૂ સુંદર તાંબુલ આપ સ્વીકારો. આ સુવાસિત શીતળ તૃષાહર જળ છે તે હે દેવી ! આપ સ્વીકારો કે જે જળ વિશ્વના જીવનરૂપ છે." આ પ્રકારેસામાન્યોપચારો કહ્યા ને હવે વિશેષ ઉપચારો આપવા હોય તો આ પ્રમાણે આપવા કે હે દેવી! શરીરની સુંદરતાના બીજરૂપ ને સર્વદા શોભા વધારનારૂં આ સુતરનું તથા રેશમી વસ્ત્ર આપું છું તે સ્વીકારો. હે ભગવતી! આ શોભાના આધારરૂપ કાન્તિને આપનારૂ રત્ન તથા સુવર્ણનું બનાવેલું સુંદર આભરણ છે તે આપ સ્વીકારો. હે દેવી! વિધ વિધ ઋતુઓમાં થતાં, ઘણી શોભાના આધારરૂપ, ઉત્તમ, દેવ તથા રાજાઓને પ્રિય અને શુદ્ધ આ સુંદર પુષ્પો અર્પું છું, તેનો સ્વીકાર કરો. હે ભગવતી! આ શુદ્ધિ આપનાર, શુદ્ધરૂપ સર્વ મંગળો આપનારૂં મંગળરૂપ સુગંધી દ્રવ્યોવાળુ ને રમણીય ચન્દન અર્પું છું તેનો સ્વીકાર કરો. હે શ્રીકૃષ્ણપ્રિય! આ પવિત્ર તીર્થોનાં જળરૂપ શુદ્ધ સર્વદા શુદ્ધિ આપનારૂં ને રમણીય આચમન છે તે આપ સ્વીકારો. હે ભગવતી ! ઉત્તમ રત્નાદિકથી બનાવેલુ, પુષ્પ ચન્દનથી ચરચેલું, વસ્ત્રોવાળું, ઉત્તમ રચનાવાળું શયન છે તેનો આપ સ્વીકાર કરો. હે ભગવતી ! જે જે પદાર્થો અપૂર્વ, દેવોને પણ દુર્લભ, દેવોને ભૂષણરૂપ તથા દેવતાઓને ભોગ્ય છે તેઓને આપ સ્વીકાર કરો." આ પ્રકારે દેવસત્તમ ઈન્દ્ર દેવે મૂળમંત્રથી આ પદાર્થો અર્પીને ભક્તિથી વિધિથી મૂળમંત્રનો દશ લાખવાર જપ કર્યો હતો ને તેટલા જપથી તેને મંત્ર સિદ્ધ થયો હતો. **श्रीं ह्रीं क्लिं ऐं कमलवासिन्यै स्वाहा** આ કલ્પવૃક્ષ સમાન વેદોક્ત મંત્રરાજ બ્રહ્માએ ઇન્દ્રને આપ્યો હતો. કુબેરને આ મંત્રથી મોટું ઐશ્વર્ય મળ્યું હતું. દક્ષ ને સાવર્ણિમનુ આ મંત્રના પ્રભાવે રાજાધિરાજ થયા હતા. મંગળરાજા આના પ્રતાપે સપ્તદ્વીપનાં અધિપતિ થયા હતા. હે નારદ ! આ મંત્રના પ્રભાવથી પ્રિયવ્રત, ઉત્તાનપાદ ને કેદાર એ મહારાજાઓ પણ

સિદ્ધ થયા. હતા. એ મહાલક્ષ્મીનાં ઇન્દ્રને દર્શન થયાં. તે દેવી રત્નનાં વિમાનમાં બેઠેલાં પોતાની કાન્તિથી સપ્તદ્વીપની પૃથ્વીને ઢાંકી દેતાં, ચંપક ફુલના સમાન શરીરવાળાં, રત્નાભરણોવાળાં, મંદહાસ્યવાળાં વદનવાળાં, ભક્તાનુગ્રહકારિણી, રત્નમાળાવાળાં, કોટિ ચન્દ્રમા જેવાં, ને વરદાન આપનારાં હતાં. તેમનાં દર્શન કરીને ઈન્દ્રનાં નેત્રોમાં સ્નેહાશ્રુઓ આવ્યાં ને રોમાંચ થયો. પછી સઘળા મનોરથોને આપનારૂં વેદોક્ત સરસ્વતી સ્તવ કે જે તેને બ્રહ્મએ દીધું હતું તે વડે ઇન્દ્રે મહાલક્ષ્મીની સ્તુતિ કરી. ઈન્દ્રદેવ મહાલક્ષ્મીને સ્તવે છે—નારાયણી, કમલવાસિની, વિષ્ણુ પ્રિયા, કમળપત્ર નયની, કમલ મુખવાળાં કમળાસનવાળાં, કમળવાળાં, વિષ્ણુનાં સંબંધી, સઘળી સંપત્તિઓરૂપ, સૌને ઉપાસવાયોગ્ય, વિષ્ણુ ભક્તિ આપનારાં, હર્ષ આપનારાં, શ્રીકૃષ્ણના વક્ષઃસ્થળમાં વસનારાં, શ્રીકૃષ્ણનાં સ્વામિની, ચન્દ્રમાની શોભારૂપ, સુંદર રત્ન તથા કમળમાં વસનારાં, સંપત્તિનાં અધિષ્ઠાતા, મહાદેવી, વૃદ્ધિરૂપ, વૃદ્ધિ આપનારાં, વૈકુંઠમાં મહાલક્ષ્મીરૂપ, ક્ષીરસમુદ્રમાં લક્ષ્મીરૂપ, મારા ગૃહમાં સ્વર્ગ લક્ષ્મીરૂપ, રાજલક્ષ્મીરૂપ, ગૃહસ્થોના ગૃહમાં ગૃહલક્ષ્મીરૂપ, ગૃહોમાં ગૃહદેવતારૂપ, સમુદ્રમાંથી પ્રકટેલ કામધેનુરૂપ, યજ્ઞની પત્ની દક્ષિણારૂપ, દેવોની મા અદિતિરૂપ, કમલવાસિની હવ્યમાં એટલે હવિદાનમાં સ્વાહારૂપ, પિતૃઓના અન્નદાનના સમયમાં એટલે કવ્યમાં સ્વધારૂપ, વિષ્ણુ સ્વરૂપ, કમળા નામવાળાં, સર્વાધારરૂપ, પૃથ્વીરૂપ, શુદ્ધ સત્વમય, નારાયણમાં પરાયણ ક્રોધ ને હિંસા રહિત, વર દેનારાં, સરસ્વતીરૂપ, મંગળ, પરમાર્થ આપનારાં, સર્વોત્તમ ને વિષ્ણુની ભક્તિ આપનારાં મહાલક્ષ્મી દેવીને ભગવતીને હું વારંવાર અને વારંવાર અને વારંવાર પ્રણામ કરૂં છું, પ્રણામ કરૂં છું અને ફરી ફરી પ્રણામ કરૂ છુ. હે ભગવતી ! આ સકળ જગત્માં આપના વિના ભસ્મરૂપને સારહીન છે. આપના વગર અખિલ વિશ્વ જીવતાં છતાં મુએલુંજ છે. સર્વનાં સર્વોત્કૃષ્ટ માતારૂપ, સૌનાં બાંધવરૂપ, ને ધર્મ અર્થ ને મોક્ષના હેતુરૂપ આપ રહેલાં છો. સ્તનપાન કરનારાં બાળકોને બાલ્યાવસ્થામાં સઘળું આપનારી અને સર્વસ્વરૂપ માતા છે તેમ આપ સર્વદા સર્વલોકોને સર્વસ્વરૂપ અને સઘળું આપનારાં ભગવતી જગન્માતા છો. માતા વગરનો ધાવણો બાળક દૈવગતિથી કદાચ જીવે પણ આપના વિના તો કોઇ પણ પ્રાણી જીવી શકે એમ છેજ નહીં. હે માતા ! હે સનાતની ! સુંદર પવિત્ર રૂપવાળાં તમે મારાપર કરૂણા કરો ને મારો દેશ કે જે રિપુઓના હાથમાં છે તે મને પાછો અપાવો. હે ભગવાનને વહાલાં દેવી ! જ્યાં સુધી હું આપના રહિત છું ત્યાં સુધી હું સંબંધીઓથી રહિત, ભિખારી, ને સંપત્તિઓથી રહિતજ છું. આપ મને જ્ઞાન, સઘળુ સૌભાગ્ય, જરૂરનો પ્રભાવ, પ્રતાપ, સર્વાધિકાર, યુદ્ધમાં વિજય, પરાક્રમ ને મહા ઐશ્વર્ય આપો." નારાયણ બોલ્યા—નયનોમાં અશ્રુઓવાળા ઇન્દ્ર દેવે આ પ્રમાણે સૌ દેવોની સાથે સ્તુતિ કરીને વારંવાર જગદંબાને મસ્તકવતી પ્રણામ કરી રહ્યા. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, શેષ, ને ધર્મ એ સૌએ પણ દેવતાઓને વાસ્તે મહાલક્ષ્મીની સ્તુતિ કરી. સભામાં પ્રસન્ન થયેલાં મહા લક્ષ્મીરૂપ લક્ષ્મીએ દેવોને વરદાન આપી વિષ્ણુને મનોહર પુષ્પનીમાળા આપી. હે નારદ ! પછી લક્ષ્મી દેવી ક્ષીરસાગરમાં શયન કરનારા વિષ્ણુના

સ્થાનમાં પધાર્યાં. બ્રહ્મા તથા શિવ પ્રેમથી દેવોને શુભાશિષ આપી પોતપોતાના સ્થાનકમાં પધાર્યા. જે મનુષ્યો આ પવિત્ર સ્તોત્રનો ત્રણે સંધ્યાઓમાં પાઠ કરે તે કુબેર સરખો મોટો મહારાજા બની જાય છે. આ સ્તોત્રની સિદ્ધિ પાંચ લાખવાર પાઠ કરવાથી થાય છે. સિદ્ધ થયેલાં આ સ્તોત્રનો એક માસ સુધી જે અખંડિત પાઠ કરશે તે મહાસુખી માહારાજા થશે એમાં શંકા નથી. ૧–૭૫

**सिद्धंस्तोत्रं यदि पठेन्मासमेकं तु संततम् ।**
**महासुखी चराजेन्द्रोभविष्यतिन संशयः॥७५॥**

ઈતિશ્રી મહાપુણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૪૨મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૩ મો.*

### સ્વાહાનું આખ્યાન.

**नारद उवाद–**

**नारायणमहाभागनारायणसमप्रभो ।**
**रूपेणैवगुणेनैवयशसातेजसात्विषा ॥ १ ॥**

નારદ કહે છે–હે નારાયણ ! હે પૂજ્યત્તમ ! આપ, રૂપ, યશ, તેજ ને કાન્તિમાં નારાયણ સરખાજ છે. હે મુનિ ! આપ જ્ઞાની સિદ્ધ યોગી, તપસ્વી, મુનિ, ને વેદવેત્તાઓમાં શ્રેષ્ઠતમ છો. મહાલક્ષ્મીનુ વિચિત્ર આખ્યાન મે સાંભળ્યુ ને હવે બીજું આખ્યાન કે જે રહસ્યરૂપ, પરમ ગોપ્ય, સર્વથા ઉપયોગી, પુરાણોમાં અપ્રસિદ્ધ વેદોકત ને ધર્મયુકત હોય તે મને કહી સભળાવો. નારાયણ કહે છે–હે નારદ ! એ પ્રકારનાં વ્યાખ્યાનો ઘણાં મે સાંભળેલાં છે વાસ્તે આપ નામ પાડીને કહો તે હુ સભળાવુ. નારદ કહે છે–હવ્યમાં સ્વાહા દેવી ને કાવ્યમાં સ્વધાદેવી ઉત્તમ કહેવાય છે ને દક્ષિણાદેવી તો સર્વોત્તમ છેજ. આટલા વાસ્તે હે પ્રભુ ! એ દેવીઓનાં જન્મ ચરિત્રાદિક વિષે તમારા મુખથી શ્રવણ કરવાની મારી અભિલાષા છે. સૂતપુરાણી કહે છે–હે શૌનક ! નારદની વાણી સાંભળીને નારાયણે હસીને પુરાણ ગ્રંથોમાં કહેલી અનાદિ કથાને કહેવી શરૂ કરી. નારાયણ કહે છે–પૂર્વે સૃષ્ટિના આરંભકાળમાં દેવતાઓ પોતાના આહાર વાસ્તે બ્રહ્મલોકમાં ગયા ને ત્યાં જઈને બ્રહ્માને વિજ્ઞપ્તિ કરી. બ્રહ્માએ આહારની વ્યવસ્થા કરી દેવાની પ્રતિજ્ઞા કરી દેવતાઓના ભલાવાસ્તે વિષ્ણુની પ્રાર્થના કરી. નારદ કહે છે–હે નારાયણ ! પોતાના અંશથી વિષ્ણુ ભગવાન યજ્ઞરૂપ થયા છે તથા બ્રાહ્મણો યજ્ઞમાં દેવો વાસ્તે નોખાં નોખાં હવ્યાં હોમે છે છતાં તે હવ્યોથી દેવતાઓ તૃપ્ત ન થયા કે શું ? કે તેઓ આહાર વાસ્તે બ્રહ્મા પાસે આવ્યા હતા. નારાયણ વદે છે–હે મુનિસત્તમ ! વિધિસહિત હોમેલું બ્રાહ્મણ ને ક્ષત્રીઓનું હવ્ય દેવતાઓને પહોંચતું ન હતું તેથી અકળાએલા એ દેવો આહાર વાસ્તે બ્રહ્માના શરણે ગયા હતા. આથી બ્રહ્માએ શ્રીકૃષ્ણનુ શરણ લીધું. તેઓએ ધ્યાનથી પ્રકૃતિની પણ પૂજા કરી. પછી શ્રીકૃષ્ણની આજ્ઞાની પોતાના અંશથી મૂળ પ્રકૃતિ સ્વાહાનું રૂપ ધરીને બ્રહ્માના સમીપમાં પ્રગટ થયાં. સઘળી શકિતઓરૂપ, સુંદર યૌવનવાળાં, રમણીય, મનોહર, મંદ હાસ્યવાળાં શોભતાં વદનવાળાં ને ભક્તાનુગ્રહકારિણી સ્વાહા દેવીએ બ્રહ્માને પછી કહ્યું કે "હે બ્રહ્મા ! તમે વર માગો." ભગવતીની વાણી સાંભળી તેમને બ્રહ્માએ ઘણા આદરથી આ પ્રમાણે કહ્યું. બ્રહ્મા કહે છે–આપ સુંદર રૂપવાળાં અગ્નિની દાહકશક્તિ બનો.

* આ અધ્યાયમા સ્વાહાદેવીનુ વ્યાખ્યાન કહેવામા આવશે.

આપના વિના અગ્નિ આહુતીઓને બાળી શકતો નથી. જે મનુષ્યો મંત્રના અન્તે તમારૂં નામ બોલશે ને દેવોને હવિ આપશે તે મનુષ્યનાં હવિઓને દેવો હર્ષથી ખાશે. હે અમ્બા ! આપ અગ્નિની સંપત્તિરૂપ, ગૃહનાં ઇશ્વરીરૂપ ને સકળ દેવ મનુષ્યાદિમાં પણ પૂજ્યતમ થાઓ. નારાયણ બોલ્યા—ખેદ પામેલાં સ્વાહાએ બ્રહ્માને પછી આમ કહ્યું. સ્વાહા કહે છે—હે બ્રહ્મા ! શ્રીકૃષ્ણને પતિ કરવાને મારી ઈચ્છા છે તેથી તપ કરી હું તેમનેજ ભજીશ. શ્રીકૃષ્ણ વિના બીજું તમામ ભ્રાન્તિજ છે ને તમે ને સદાશિવ તેમનીજ કૃપાથી કર્ત્તા ને મૃત્યુંજય થયા છો શેષનાગ, ધર્મ, ગણપતિ, ને રૂષિઓ પણ એમનીજ કૃપાથી સમર્થ થયા છે જેથી હુ તેમનેજ ભજીશ. નારાયણ બોલ્યા—હે નારદ ! આમ કહી સ્વાહાદેવીએ કૃષ્ણને ઉદ્દેશી તપ કર્યું. એક પગે નિર્દોષ કૃષ્ણનું ધ્યાન કરનારાં એ દેવીને એક લાખ વર્ષ વાસ્તવિક નિર્ગુણ પ્રકૃતિથીપર ભક્તાનુગ્રહકારક ભગવાન કૃષ્ણનાં અતીવ સુંદર રૂપવાળાં દર્શન થયાં. એમનું મદનમોહન રૂપ દેખીને સ્વાહા મૂર્ચ્છિત થયાં. ભગવાને તેમનાં મનની વાત જાણી તેમને દુબળાંને પડખામાં લઈ ને પ્રેમથી આમ કહ્યું. શ્રીકૃષ્ણ બોલ્યા—હે સ્વાહા ! તને વારાહકલ્પમાં અંશથી નગ્નજિત રાજાને ઘેર અવતરી નગ્નજીતી નામનાં મારાં પત્ની થશો હમણાં તમે અગ્નિની સ્ત્રી થઈ દાહશક્તિરૂપ રહો. મારી કૃપાથી મંત્રોના અંગરૂપ તમે પૂજાશો. તમે રમણીય ગૃહેશ્વરી થશો ને અગ્નિ તમને ભક્તિભાવથી પૂજીને રમાડશે. નારાયણ બોલ્યા—હે નારદ ! આમ કહી શ્રીકૃષ્ણ અદૃશ્ય થયા. પછી ચિંતાવાળા અગ્નિએ બ્રહ્માની આજ્ઞાથી સામવેદોક્ત વિધિથી ધ્યાન મંત્રાદિથી જગદંબાનું પાણીગ્રહણ કર્યું. એકસો દેવતાના વર્ષો સુધી અગ્નિએ આનંદથી સ્વાહાની સાથે રમણ કર્યું. અગ્નિના વીર્યથી સ્વાહાને દક્ષિણાગ્ની, ગાર્હપત્ય ને આહવનીય નામના ત્રણ પુત્રો થયા. રૂષિ, મુનિ, બ્રાહ્મણ ને ક્ષત્રીયો 'સ્વાહા' નામ બોલીને દેવોને હવિ આપવા લાગ્યા. સ્વાહા અંતવાળા મંત્રના ગ્રાહકને સૌ સિદ્ધિ થાય છે. વિષરહિત સર્પ, વેદરહિત બ્રાહ્મણ, પતિસેવા રહિત સ્ત્રી, વિદ્યાહીન પુરૂષને ફળ શાખા રહિત વૃક્ષ જેમ નિષ્ફળ છે તેમ સ્વાહા રહિત મંત્ર પણ નિષ્પ્રયોજન છે. સ્વાહાના ઉચ્ચારણથી સૌ બ્રાહ્મણો રાજી થયા. દેવોને આહાર મળવા લાગ્યો. આ પ્રકારે મોક્ષ આપનારૂ સ્વાહાનુ સારરૂપ ઉત્તમ આખ્યાન મેં તમને સંભળાવ્યુ. હવે બીજું શુ કહું ? નારદ બોલ્યા—હે મુનિશ્વર ! સ્વાહાનું પૂજાવિધાન ધ્યાન ને સ્તોત્ર મને કહો. નારાયણ બોલ્યા—સકળ યજ્ઞારંભમાં ફળ વાસ્તે શાલગ્રામ કે કળશમાં સ્વાહાનું પૂજન કરી યજ્ઞ કરવા લાગ્યા. " મંત્રના અંગોસહિત, મંત્રસિદ્ધિરૂપ, સિદ્ધિરૂપ, શુભતથા મનુષ્યોને કર્મ ફળ આપનાર સ્વાહાદેવીને હું ભજું છુ " એમ ધ્યાન કરી મૂળમંત્રથી પાદ્ય આદિ આપી સ્તુતિ કરે તો સર્વ સિદ્ધિ થાય. **ॐ श्रीं ह्रीं वन्हिजायायै देव्यै स्वाहा** એ મૂળમંત્રથી પૂજન કરે તેને સઘળાં ઈષ્ટ ફળો મળે છે અગ્નિએ સ્તુતિ કરી હતી કે " સ્વાહા, વન્હિપ્રિયા, વન્હિજાયા, સંતોષ કારિણી, ક્રિયા, શક્તિ, કાળદાત્રી, પરિપાક કરી, ધ્રુવા, સર્વદા, નરગતિ, દાહિકા, દહનક્ષમા, સંસાર સારરૂપા, ઘોરસંસાર તારિણી, દેહજીવનરૂપા, ને દેહ પોષણ કારિણી, એ સોળ નામોવાળાં સ્વાહાને હું પ્રણામ કરૂં છું. ભક્તિથી આ

નામનો પાઠ કરનારને સઘળી સિદ્ધિ થાય ને તેનાં સઘળાં કર્મો અંગવાળાં થાય. અપુત્રને પુત્ર થાય છે ને સ્ત્રી રહિત ને રંભા સમાન સ્ત્રી પણ મળે છે.[१–५४]

**अपुत्रो लभते पुत्रं भार्याहीनो लभते प्रियाम् ।**
**रंभोपमांसुकान्तिंचमंमाप्यसुखमनुयात्॥५४॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૪૩ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૪૪ મો.*

### સ્વધાનું આખ્યાન.

**નારાયણ ઉવાચ–**

**नारद श्रृणु वक्ष्यामि स्वधोपाख्यानमुत्तमम् ।**
**पितृणां च तृप्तिकरं श्राद्धान्नफलवर्धनम् ॥१॥**

નારાયણ બોલ્યા—હે નારદ ; પિતૃઓને તૃપ્તિ કરનારૂં ને શ્રાદ્ધનાં અન્નનાં ફળને વધારનારૂ હવે સ્વધાનું આખ્યાન તમે સાંભળો સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ પિતૃના સાત ગણો રચ્યા. તેઓમાં ચાર દેહધારી હતા ને ત્રણ તેજોમય હતા. પછી તેઓના આહાર વાસ્તે બ્રહ્માએ તર્પણની રચના કરી. પછી શ્રાદ્ધની રચના કરી. સ્નાન, તર્પણ, શ્રાદ્ધ, દેવપૂજા, ત્રિકાળની સંધ્યા વિગેરે આન્હિક કરવું એમ વેદમાં કહેલુ છે. જો એ કર્મો બ્રાહ્મણ ન કરે તો તે વિષ રહિત સર્પ જેવો અશક્ત બ્રાહ્મણ થાય છે. દેવ સેવા ન કરનાર બ્રાહ્મણ ને નૈવેદ્ય ધર્યા વિના જમનારો બ્રાહ્મણ મરતાં સુધી અપવિત્ર ને શુભ કર્મમાં અનધિકારી રહે છે. બ્રહ્માએ તર્પણ સહીત શ્રદ્ધાદિક ઉત્પન્ન કર્યાં છતાં પિતૃઓને બ્રાહ્મણોએ આપેલાં એ શ્રદ્ધાદિક ન પહોંચવા લાગ્યાં તેથી ભૂખ્યા ને એ-દવાળા પિતૃઓ બ્રહ્માની પાસે જઇ પોતાનું દુઃખ ગાવા લાગ્યા. આથી બ્રહ્માએ પોતાના મનમાંથી પિતૃઓની સ્ત્રી રચવા વાસ્તે એક સ્વધા નામે સુંદર કન્યા ઉત્પન્ન કરી. તે કન્યા રૂપ યૌવનવાળી, સેંકડો ચંદ્રમા સરખી, રૂપ, ગુણ, ને વિદ્યાવાળી સતી, શ્વેત ચંપક પુષ્પના સમાન શરીરવાળી, રત્નાભરણોથી શણગારેલી, શુદ્ધ પ્રકૃતિના અંશાવતાર રૂપ, મંદ હાસ્યવાળી, વરદાન દેવાવાળી, સુંદર, સારા દાંતવાળી, લક્ષ્મીનાં લક્ષણોવાળી, સેંકડો કમળની શોભાવાળી, કમળ સરખાં વદનવાળી, કમળ સમાન નેત્રવાળી, ને સંતોષ આપનારી એ કન્યા બ્રહ્માએ પિતૃઓને આપીને તેઓને સંતુષ્ટ કર્યા. પછી બ્રહ્માએ બ્રાહ્મણોને ગુપ્ત બોધ કર્યો કે 'મંત્રના અંતે સ્વધાનુ ઉચ્ચારણ કરીને પિતૃઓને શ્રાદ્ધાદિક અર્પવું" પછી એ ફરમાનથી બ્રાહ્મણો પિતૃઓને દાન આપવા લાગ્યા. દેવતાઓને દાન દેવામાં સ્વાહા, પિતૃઓને દાન દેવામાં સ્વધા ને સઘળાં સત્કર્મોમાં દક્ષિણાનો ઘણોજ ઉપયોગ છે. દક્ષિણાહીન યજ્ઞ અનર્થકારક છે. પિતૃ, દેવ, બ્રાહ્મણ, મુનિ, ને મનુઓએ શાન્ત શાંત સ્વધા દેવીની પૂજા કરી હતી ને પરમ સત્કારથી તેમની સ્તુતિ કરી હતી. દેવ, બ્રાહ્મણ ને પિતૃઓ વિગેરે સ્વધા દેવીના વરદાનથી ઘણા ખુશી થયા ને સૌના મનોરથો પરિપૂર્ણ થયા. સઘળાઓને સંતોષ કરનારૂં સ્વધાદેવીનું આખ્યાન મે તમને કહ્યુ ને હવે તમારે બીજું શું સાંભળવું છે? નારદજી બોલ્યા -હે મહામુનિ! હે વેદ વેત્તાઓમાં શ્રેષ્ઠ! સ્વધાદેવીનું પૂજન વિધાન ધ્યાન ને સ્તોત્ર સાંભળવા મને રૂચિ છે તો તે કહો. નારાયણ બોલ્યા—હે નારદ! આ સઘળું વેદોક્ત તમે જાણો છો છતાં મને કેમ પૂછો છો વિશ્વ કલ્યાણ વાસ્તે તમારો આ પ્રશ્ન છે એમ

* આ અધ્યાયમા સ્વધાદેવીનુ આખ્યાન કહેવામાં આવશે.

હું સમજું છું. શરદૠતુનાં કૃષ્ણપક્ષની તેરસે મઘા નક્ષત્રમાં ને બીજા શ્રાદ્ધના દિનોમાં સ્વધાને પૂજીને શ્રાદ્ધ કરવું. સ્વધાનાં પૂજન વિના શ્રાદ્ધનું ને તર્પણનું સાચું ફળ ન મળે. 'સ્વધા કે જે બ્રહ્માની માનસી પુત્રી છે, સદાય સ્થીર યૌવનવાળી છે, દેવો તથા પિતૃઓને પૂજ્ય છે, ને શ્રાદ્ધોનાં ફળને દેનારી છે તેને હું ભજુ છુ." આમ ધ્યાન કરી શાલગ્રામમાં કે મંગળ ઘટમાં સ્વધાનું આવાહન કરવુ ને મૂલમંત્રથી પાદ્ય આદિ આપવું એમ વેદમાં કહ્યુ છે. હે નારદ! ઓં હ્રીં શ્રીં ક્લીં **स्वधादेव्यै स्वाहा** એ મત્ર બોલી પૂજા ને સ્તુતિ કરી સ્વધાને પ્રણામ કરવા. હે મુનિશ્રેષ્ઠ! હે બ્રહ્મ પુત્ર! પૂર્વે બ્રહ્માએ કહેલુ મનુષ્યોની સઘળી ઇચ્છાઓ આપનારૂ સ્વધાદેવીનુ સ્તોત્ર કહું તે સાંભળો. મનુષ્યને સ્વધાનાં ઉચ્ચારણ માત્રથી તીર્થસ્નાનનુ તથા વાજપેયનુ ફળ મળે છે. તથા સકળ પાપોથી મુક્તિ થાય છે. સ્વધા, સ્વધા, ને સ્વધા એમ ત્રણ ઉચ્ચારથી મનુષ્યને શ્રાદ્ધ, બળી, ને તર્પણનો ફળ સહિત સિદ્ધિ થાય છે. શ્રાદ્ધકાળે સ્વધાનાં વખાણ સાંભળનારને શ્રાદ્ધનુ સપૂર્ણ ફળ મળે છે. જે મનુષ્ય ત્રણે સધ્યામાં સ્વધા, સ્વધા, સ્વધા, એમ ત્રણવાર ઉચ્ચાર કરે તેને નમ્રતાવાળી પતિવ્રતા ગુણવાળી ને દીકરા જણનારી સ્ત્રી મળે. હે સ્વધા! આપ પિતૃઓને પ્રાણ સમાન, દ્વિજોને જીવનરૂપ, શ્રાદ્ધનાં અધિષ્ઠાતા દેવી, ને શ્રાદ્ધાદિનાં ફળ આપનારાં છો. હે સુવ્રતા! તમે નિત્યરૂપ સત્યરૂપને પુણ્યરૂપ છો. સૃષ્ટિમાં તમારો આવિર્ભાવ થાય છે. ને પ્રલયમાં તિરોભાવ થાય છે. પણ જન્મ મૃત્યુ નથી થતાં. ચારે વેદોમાં સ્વસ્તિ, સ્વાહા, સ્વધા ને દક્ષિણા એ ચારેનું નિરૂપણ કર્યું છે. આ ચારે કર્મઠો વાસ્તે શ્રેષ્ઠ છે. કર્મની સપૂર્ણતા વાસ્તેજ ઇશ્વરે એ ચારે રચેલાં છે." બ્રહ્મા બ્રહ્મલોકમાં સ્વસદનમાં આમ બોલી ઉભા રહ્યા કે તરતજ એ સ્વધાદેવી પ્રકટ થયાં હતાં. આ સમયેજ કમળસમાન નયનોવાળાં એ સ્વધા બ્રહ્માએ પિતૃઓને દીધાં. સ્વધાને પામવાથી રાજી થયેલા પિતૃગણો પોતાના સ્થાનકમાં સિધાવ્યા. જે મનુષ્ય એકાગ્ર મનથી સ્વધાનાં આ પવિત્ર સ્તોત્રને સાંભળે તેને સઘળાં તીર્થોમાં સ્નાનનું ફળ મળે છે ને એ ઉપરાંત બીજા જે જે મનોરથો હોય છે તે સઘળા સિદ્ધ થાય છે.[૧૩૬]

**तां संप्राप्य ययुस्ते च पितरश्च महर्षिना ।**
**स्वधा स्तोत्रमिदं पुण्यं यः शृणोति समाहित.उह्**
**सस्नातः सर्वतीर्थेषु वांछितं फलमाप्नुयात् ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૪૪ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૪૫ મો.*

### શ્રીદક્ષિણાદેવીનુ આખ્યાન.

**नारायण उवाच–**

**उक्तंस्वाहास्वधाख्यानंप्रशस्तंमधुरंपरम् ।**
**वक्ष्यामिदक्षिणाख्यानंसावधानान्निशामय ॥१॥**

નારાયણ કહે છે- હે નારદ! મે તમને વખાણવા યોગ્ય મધુર સ્વાહા અને સ્વધાનું આખ્યાન કહ્યુ ને હવે દક્ષિણાનુ આખ્યાન કહુ છુ તે તમે સાવધાન થઈને સાંભળો, પૂર્વે શ્રીકૃષ્ણને રાધાસમાન વહાલી એક સુશીલા નામની સારા સ્વભાવવાળી ગોપી ગોલોકમાં હતી. એ ગોપીકાનુ સ્વરૂપ અત્યન્ત મનોહર હતુ અને તેનાં રૂપનું વર્ણન ન થાય તેવી સુદર હતી. એકવાર એ ગોપી પોતાના વામભાગમાં બેઠેલી હતી ને તે રાધા-

* આ અધ્યાયમા સક્ષેપમા શ્રી દક્ષિણાદેવી વિષે કથા કહવામા આવશે.

જીના જોવામાં આવ્યું તેથી શ્રીકૃષ્ણ નીચું જોઈ રહ્યા. આથી રાધાજીને પારાવાર કોપ ચડયો ને એમ દેખી શ્રીકૃષ્ણ ત્યાંથી અન્તર્ધાન થયા. સત્વમય સુંદર શરીરવાળા શ્રીકૃષ્ણ રાધાના ભયથી ભાગી જતા દેખીને સુશીલા વિગેરે બીજી કરોડો ગોપિકાઓ થરથરવા લાગી અને રક્ષા કરો એમ વારંવાર રાધાજીને વિનવવા લાગી. સુદામાદિ ત્રણ લાખ ગોવાળીઆઓ પણ ભયથી રાધાના ચરણે પડયા. પોતાની સખી સુશીલાને ભાગતી જોઈને અને શ્રીકૃષ્ણને અન્તર્ધાન થયા જાણીને રાધાએ સુશીલાને શાપ આપ્યો કે "આજથી જો તુ ગોલોકમાં આવીશ તો તરતજ બળીને ભસ્મ થઈશ" આમ શાપપી આ રાસેશ્વરી દેવેશ્વરી રાધાએ રાસના અધિપતિ શ્રીકૃષ્ણને રાસમાં બોલાવ્યા. શ્રીકૃષ્ણ પણ આવ્યા નહી તેથી પતિના વિરહથી એક એક ક્ષણ રાધાજીને યુગ જેવી થઈ પડી, પછી પતિ વિયોગિણી રાધાએ બહુ બહુ પ્રકારનાં સંબોધનોથી વિલાપ કર્યો ને પતિ રહિત સ્રીના દુઃખની અનેક પ્રકારે સબોધનો આપી સ્થિતિ દર્શાવી, રાધાજી બોલવા લાગ્યાં કે ', હે નાથ ! તમારા વિરહથી મારા પ્રાણ જાય છે. પતિના આપેલા માનથીજ પ્રતિદિને સ્રીઓને ગર્વ વધતો જાય છે. પતિના માનથીજ સ્રી સુખી છે. સ્રીએ ધર્મરીતિથીજ પતિસેવા સદા કરવી જોઈએ. કુલીન સ્રીઓને પતિજ સર્વદા ઈષ્ટદેવરૂપ, શરણરૂપ ઉત્તમ સંપત્તિરૂપ, ભોગ ને ધર્મ આપનાર, સુખ ને પ્રીતિ આપનાર, સારમાં સારરૂપ ને બધુઓમાં ઉત્તમ બધુ- રૂપ છે. હે પ્રાણેશ ! સ્રીને પતિસમો બીજો સ્રીને કોઈ બંધુ છેજ નહી. પોષે છે વાસ્તે ભર્ત્તા, પામે છે વાસ્તે પતિ, શરીરનો ધણી છે તેથી સ્વામી, કામના આપે છે તેથી કાન્ત, સુખવૃદ્ધિ કરે છે તેથી બંધુ, પ્રીતી દે છે તેથી પ્રિય, ઐશ્વર્ય આપે છે તેથી ઇશ, પ્રાણનો સ્વામી છે તેથી પ્રાણનાથ, અને રતિ આપે છે તેથી રમણ કહેવાય છે. સ્રીને પતિથી અધિક કોઇ વહાલુ નથી. પુત્રની પતિના વીર્યથી ઉત્પત્તિ છે તેથીજ તે વાહાલો લાગે છે. કુલીન સ્રીઓને સો પુત્રોથી પણ પતિ વધારે વહાલો હોય છે. હલકાં કુલની સ્રી પતિનું માહાત્મ્ય સમજી શકતી નથી. સકલ તીર્થોમાં સ્નાન, સકળ યજ્ઞોમાં દક્ષિણા પૃથ્વીની પ્રદક્ષિણા, સકલ તપ, સઘળાં વ્રતાદિક, મોટાં મોટાં પ્રદાનો, પવિત્ર ઉપવાસ, ગુરૂસેવા, બ્રહ્મા એવા ને વેદ સેવા ને વેદ એવા વિગેરે જે પુણ્યો વેદે કહ્યાં છે તે પતિ ચરણની સેવાનાં પુણ્યની પાસે તેનો સોળમો પણ ભાગ નથી. ગુ, બ્રાહ્મણ, ને ઉત્તમ દેવતાઓથી પણ પતિ સ્રીઓને અધીક માન્ય છે. પુરૂષોને જેમ વિદ્યાદાતા ગુરૂ પુજ્ય છે તેમ સ્રીઓને પતિરૂપ ગુરૂ માન્ય છે. જેની કૃપાથી કરોડો ગોપીઓ, કરોડો ગોવાળીઆઓ, અસખ્યાત બ્રહ્માંડો ને તેની અંદર રહેલા અસંખ્યાત ભૂગોળોની હું ઇશ્વરી થઇ છું તે સ્વામીને ઓળખતીજ નથી. અહો હો! સ્રીઓનો સ્વભાવ ખરેખર અનિવાર્ય છે." આમ બોલતાં રાધા ભક્તિથી શ્રીકૃષ્ણનાં ધ્યાનમાં લાગી રહ્યાં. પ્રેમથી રોવા લાગ્યાં ને હે નાથ! હે નાથ! હે કાન્ત! હે રમણ! મને દર્શન આપો, દર્શન આપો, એમ રાંક થઈને વારંવાર વિનવવા લાગ્યાં. હે નારદ! સુશીલા ગોપી કે જે ગોલોકમાંથી ભ્રષ્ટ થઇ હતી તેણે તપ કરીને લ મીમાં પ્રવેશ કર્યો હતો. દેવ વિગેરે લોકોને મોટા મોટા યજ્ઞો કરવા છતાં ફળ પ્રાપ્તિ થતી ન હતી

તેથી તેઓ શોક કરતા બ્રહ્માની પાસે ગયા. બ્રહ્માએ તેઓની વિજ્ઞપ્તિ સાંભળીને વિષ્ણુનું ધ્યાન કરી 'તમારૂં કાર્ય હું કરીશ' એમ દેવતાઓને શાન્તવન આપ્યું. વિષ્ણુએ બ્રહ્માને પ્રત્યુત્તર આપ્યા પછી મહાલક્ષ્મીના શરીરમાંથી સુશીલા કે જે મનુષ્યોની લક્ષ્મીરૂપ દક્ષિણા કહેવાતી હતી તેને કાઢીને બ્રહ્માને આપી. બ્રહ્માએ એ દક્ષિણા કર્મની પૂર્ણતા વાસ્તે યજ્ઞપુરૂષને આપી. યજ્ઞપુરૂષે પ્રેમપૂર્વક વિધિથી પૂજા કરીને દક્ષિણા દેવીની સ્તુતિ કરી. એ દક્ષિણાનો વર્ણ તપેલાં સોનાં જેવો, ને કાન્તિને કરોડ ચંદ્રમાઓ જેવી હતી. એ દક્ષિણા અતીવ રૂપાળી, દેખતાંજ મન હરણી, કમળવદની, સુકોમળ શરીરવાળી, કમળ જેવાં વિશાળ નયનોવાળી ઘોલાં જેવા રાતા ઓષ્ટવાળી, અગ્નિથી ધુએલાં વસ્ત્રોવાળી, સુંદર દાંતવાળી, ચોટલામાં ગુંથેલાં માલતીનાં પુષ્પોવાળી, મંદ હાસ્યવાળાં મુખવાળી, રત્નાલંકારોવાળી, સુંદર વેષવાળી, સારાં સ્નાનવાળી, મુનિઓનાં મનને હરનારી, કસ્તુરીના સુગંધી ચંદનના ને નાના સિંદુરના ચાંડલાથી દીપી રહેલાં લલાટવાળી, મોટાં સુંદર નિતંબોવાળી અને સુંદર સ્તન યુગલવાળી હતી કામદેવના આધારરૂપ ને કામબાણથી પીડિત તે દક્ષિણાને દેખીને યજ્ઞપુરૂષ મૂર્ચ્છિત થયા. પછી તેમણે વિધિસહિત દક્ષિણાનું પાણીગ્રહણ કર્યું. પરણ્યા પછી યજ્ઞપુરૂષે દેવતાઓનાં સો વર્ષો સુધી દક્ષિણાની સાથે ક્રીડા કરી પછી કાળ જતાં દક્ષિણાને ગર્ભ રહ્યો. તે ગર્ભ તેણે બાર વર્ષ સુધી ધારણ કર્યો ને પછી દક્ષિણાએ 'કર્મફળ' નામનો પુત્ર જણ્યો. લોકોએ કરેલાં કર્મો પૂર્ણ થયા પછી જ્યારે દક્ષિણા આપવામાં આવે છે ત્યારે તે પુત્ર લોકોને ફળ આપે છે. આ પ્રકારે હે નારદ ! યજ્ઞપુરૂષને 'દક્ષિણા' નામની સ્ત્રીને 'કર્મફળ' નામનો પુત્ર થયા પછી લોકમાં યજ્ઞાદિકનાં ફળો થવા લાગ્યાં. આમ થતાં ખુશી થયેલા દેવો પોતપોતાના સ્થાનકમાં ગયા. કર્મ કર્યા પછી યજમાન તુરતજ દક્ષિણા આપે તો તુરતજ ફળ થાય છે એમ વેદ કહે છે. કર્મ કરનારો જો તુરત દક્ષિણા ન આપે તો એ ઘડી વીત્યા પછી તેનાપર બમણી દક્ષિણાનું એક રાત વીત્યા પછી સોગણી દક્ષિણાનું, ત્રણ રાત ગયા પછી દશ હજાર ગણી દક્ષિણાનું, સાત રાત્રી ગયા પછી વીસ હજાર ગણી દક્ષિણાનું એક માસ ગયા એક લાખ ગણી દક્ષિણાનું, ને એક વર્ષ વીત્યા પછી ત્રણ કરોડ ગણી દક્ષિણાનું રૂણ વધે છે. આથી દક્ષિણા તો તુરતજ આપી દેવી જોઇએ. દક્ષિણા ન અપાય તો યજમાનનું સઘળું કર્મ નિષ્ફળ જાય ને એ ઉપરાંત યજમાન બ્રાહ્મણના ધનનું હરણ કરનારો ગણાવાથી સત્કર્મમાં અપવિત્ર અનધિકારી થાય છે ને પાપથી દરિદ્ર અને રોગી થાય છે લક્ષ્મી પણ ભયંકર શાપ આપીને તેના ગૃહમાંથી ચાલી જાય છે. પિતૃઓ તેનાં આપેલાં શ્રાદ્ધ કે તર્પણ સ્વીકારતાં નથી ને દેવતાઓ આપેલી પૂજાનો સ્વીકાર કરતા નથી. તેણે આપેલી આહુતિઓનો અગ્નિ સ્વીકાર કરતો નથી. દાતા દીધેલુ દાન ન આપે ને પ્રતિગ્રહિતા જો તે દાન ન માગે તો તે એ દોરી કપાતાં ઘડો જેમ કુવામાં પડે છે તેમ નરકમાંજ પડે છે. બ્રાહ્મણોના માગવા છતાં જો યજમાન દક્ષિણા ન આપે તો તે યજમાન કુંભીપાકમાં પડે છે. ત્યાં ચાર લાખ વર્ષો યમદૂતોના માર ખાધા પછી નરકમાંથી છૂટીને તે રોગી ચાંડાળ થાય છે ને તેના પૂર્વાપર સાત સાત પૂર્વજો પણ નરકમાં પડે છે.

હે નારદ ! આ પ્રકારે દક્ષિણાનું સઘળું આખ્યાન મેં તને કહ્યુ ને હવે બીજું તારે શું સાંભળવું છે ! નારદ કહે છે–હે મુનિ ! જેમાં દક્ષિણા ન અપાય તે કર્મનાં ફળનો ભોક્તા કોણ છે ? યજ્ઞપુરૂષે જે પ્રકારે પૂર્વે દક્ષિણા દેવીની પૂજા કરી હોય તે પણ મને કહો. નારાયણ બોલ્યા—હે નારદ ! દક્ષિણારહિત યજ્ઞનું ફળ થતુંજ નથી. દક્ષિણાવાળોજ યજ્ઞ ફળે છે. દક્ષિણારહિત કર્મનુ ફળ બળિરાજા ભોગવે છે. પૂર્વે વામનજીએ બળીરાજાને વચન આપ્યૃ છે કે " જે શ્રાદ્ધમાં વેદવિદ્ બ્રાહ્મણો ન હોય, જે કર્મ દક્ષિણારહિત હોય, અશ્રદ્ધાવાળું દાન હોય, શુદ્ર જાતિની સ્ત્રીના જે બ્રાહ્મણો પતિ થયા હોય. એ તમામનાં સત્કર્મોનુ ફળ તથા વ્યભિચારી બ્રાહ્મણોના યજ્ઞોનાં ફળ, અપવિત્રની પૂજાનાં ફળ, ગુરૂહીનનાં કર્મનાં ફળ, એ બધાં ફળ અવશ્ય તમને મળશે. " હે નારદ ! હવે દક્ષિણાનુ ધ્યાન સ્તોત્ર ને પૂજનનો ક્રમ કણ્વશાખા પ્રમાણે કહું છુ તે તમે સાંભળો. પૂર્વે કર્મ વિચક્ષણ યજ્ઞપુરૂષ કે જેઓ દક્ષિણાનાં સ્વરૂપમાં મોહ પામેલા હતા તેઓએ દક્ષિણાની આ પ્રકારે સ્તુતિ કરી હતી. યજ્ઞપુરૂષ દક્ષિણાને સ્તવે છે–હે દક્ષિણા ! પૂર્વે આપ ગોલોકની ગોપીઓમાં ઉત્તમ, રાધા સરખાં, રાધાનાં સખી, શ્રીકૃષ્ણને પ્યારાં, કાર્તિકી પુનમના રાધાના. મહોત્સવને શોભા આપતાં, પૂર્વ ઉત્તમ શીલથી પ્રખ્યાત તથા સુશીલા નામવાળાં, હમણાં લક્ષ્મીના જમણા ખભામાંથી પ્રકટેલાં હોવાથી દક્ષિણા નામથી કહેવાતાં, અને રાધાના શાપથી ગોલોકથી ભ્રષ્ટ થઇને મારાં સુભાગ્યથી લક્ષ્મીથી પ્રકટ થયેલાં છો તેને હુ પ્રણામ કરૂ છુ. હે પૂજ્યતમા ! કરૂણા કરીને મનેજ તમે તમારો પતિ કરો. હે દેવી ! સર્વદા કર્મ કાંડીઓને કર્મફળો દેનારાં તમેજ છો ને તમારા વિના કરેલાં સઘળાં કર્મો નિષ્ફળ જાય છે. સઘળાં કર્મો આપના વિના અમંગળ છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ને દિગ્પાલાદિ પણ તમારા વિના કર્મનાં ફળો આપી શકે તેમ નથી. કર્મરૂપી બ્રહ્મા, ફળરૂપી સદાશિવ ને યજ્ઞરૂપી મારા વિષ્ણુનાં પણ તમે સારભૂત છો. ફળદાતા પરમાત્મા, નિર્ગુણ પરા પ્રકૃતિ, તથા શ્રીકૃષ્ણ ભગવાન પોતે પણ તમારીજ સહાયતાદ્વારા કર્મનાં ફળો આપી શકે છે. હે સુંદરી ! સર્વદા જન્મોજન્મમાં તમેજ મારી શક્તિરૂપે રહો છો. હે સુમુખી ! તમારી સહાયથીજ સઘળાં કર્મોમાં હુ સમર્થ છુ નારાયણ બોલ્યા—આટલાં વચનો કહી યજ્ઞ પુરૂષ સામા ઉભા રહ્યા ને દક્ષિણા દેવી તેમનાપર અતીવ પ્રસન્ન થયાં. યજ્ઞકાળે જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે તેને અવશ્ય સઘળા યજ્ઞોનુ ફળ મળે. રાજસૂય, વાજમેય, ગોમેધ, નરમેધ, અશ્વમેધ, લાંગલ, વિષ્ણુ યજ્ઞ, યશસ્કર, ધનદ, ભૂમિદ, પૂર્ત, ફળદ, ગજમેધ, લોહયજ્ઞ, સ્વર્ણયજ્ઞ, રત્નયજ્ઞ તામ્રક, શિવયજ્ઞ, રૂદ્રયજ્ઞ, શલ્યજ્ઞ, બંધુક, વૃષ્ટિયજ્ઞ, વરૂણયાગ, કંડક, વૈરિમર્દન, શુચિયજ્ઞ, ધર્મ યજ્ઞ, પાપમોચનયજ્ઞ, બ્રહ્માણી, કર્મયજ્ઞ, અંબાયજ્ઞ ને ભદ્રક યજ્ઞ એ યજ્ઞોમાં તથા એ સઘળાઓના આરંભમાં જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે તેને નિર્વિઘ્નપણે સઘળું પરિપૂર્ણ થાય છે. એમાં શકા નથી. આ સ્તોત્ર છે ને હવે ધ્યાન તથા પૂજા વિધિ સાંભળો. સુબુદ્ધિ જને શાલગ્રામમાં અથવા કળશમાં દક્ષિણાની પૂજા કરવી. " લક્ષ્મીના જમણા ખભામાંથી પ્રકટેલાં, લક્ષ્મીના અંશરૂપ, સૌ કર્મોમાં નિપુણ, સર્વ કર્મોનાં ફળ આપનારાં, વિષ્ણુ શક્તિરૂપ, સર્વથી સુપૂજિત,

સર્વથી વંદિત, શુદ્ધિરૂપ, શુદ્ધિ આપનારાં, સારા સ્વભાવવાળાં, કલ્યાણ આપનારાં, કલ્યાણ સ્વરૂપ અને મંગળરૂપ દક્ષિણા દેવીને હું ભજું છું" એમ ધ્યાન કરીને વેદોક્ત મૂલમંત્રથી તેમનું પૂજન કરવું. હે નારદ! ૐ શ્રીં હ્રીં દક્ષિણાયૈ સ્વાહા" એ મૂલમંત્રથી દક્ષિણાને પાદ્યઆદિ ઉપચાર આપીને ભક્તિથી તેમનુ પૂજન કરવું. હે નારદ! કલ્યાણ, પ્રેમ, ને સઘળાં કર્મોનાં ફળોને આપનારૂ આ દક્ષિણાનું સુંદર આખ્યાન મેં તમને કહી બતાવ્યુ. પૃથ્વીમાં ભારતક્ષેત્રમાં એકાગ્ર મનથી જે મનુષ્ય આ આખ્યાનનો પાઠ કરે તેને કોઈપણ સત્કર્મ અંગરહિત થાય જ નહી. આ શિવાય અપુત્રને ગુણવાળો પુત્ર, વિદ્યાહીનને વિદ્યા, ધનહીનને ધન, પૃથ્વીહીનને પૃથ્વી, પ્રજાહીનને પ્રજા, ને સ્રીહીનને સારા સ્વભાવવાળી રૂપાળી પુત્રો જણે તેવી, નમ્રતાવાળી પ્રિયવાદિની, પતિવ્રતા, શુદ્ધ, કુલીન અને ઉત્તમ નિતળોવાળી જરૂર સ્રી મળે. વિપત્તિ, બન્ધુ વિયોગ, વિપત્તિને બન્ધન એઓના કાળમાં એક માસ સુધી જો આ દક્ષિણાદેવીનાં સ્તોત્રનો પાઠ કરવામાં આવે તો સઘળાં દુ:ખોથી છુટી જવાય એમાં શંકા નથી.[૧-૯૮]

संकटे बंधु विच्छेदे विपत्तौ बंधने तथा ।
मासमेकमिदं श्रुत्वा मुच्यते नात्र संशयः॥९८॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૪૫ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૪૬ મો*

## ષષ્ઠીદેવીનું આખ્યાન.

**नारद उवाच—**

**अनेकासां च देवीनां श्रुतमाख्यानमुत्तमम् ।**
**अन्यासां चरितं ब्रह्मन्वद वेदविदां वर ॥ १ ॥**

નારદ બોલ્યા—હે મહારાજ! હે વેદવેત્તાઓમાં ઉત્તમ! આપના પાસેથી મેં અનેક દેવીઓનાં ચરિત્રો સાંભળ્યાં. હવે આ શિવાય અન્ય દેવીઓનાં ચરિત્રો મને કહો. નારાયણ બોલ્યા—પૂર્વોક્ત દેવીઓ શિવાય બીજી પણ દેવીઓનાં નોખાં નોખાં ચરિત્રો વેદમાં કહ્યા છે તો હે નારદ! કયી દેવીઓનાં ચરિત્રો સાંભળવા તમારી રૂચિ છે. નારદ કહે છે—ષષ્ઠીદેવી, મંગલચંડીદેવી ને મનસાદેવી કે જેઓ પ્રકૃતિની કળારૂપ છે તેનાં ચરિત્રો યથાર્થરીતે મને સાંભળવા ઇચ્છા છે. નારાયણ બોલ્યા—પ્રકૃતિના ૬ ભાગરૂપ ષષ્ટી દેવી છે. તે બાળકોની અધિષ્ઠાતા, વિષ્ણુમાયારૂપ, બાળકો આપનારી, માતૃકાઓમા પ્રખ્યાત, દેવસેના નામવાળી, કાર્તિકેયને પ્રાણથી પણ વહાલી, પતિવૃતા, બાળકને આયુષ્ય દેનારી, માતાને રક્ષનારી, નિરંતર યોગથી બાળકોની પાસે રહેનારી ને સિદ્ધ યોગવાળી છે. તેની પૂજાની વિધિ કે જે મે ધર્મના મુખે સાંભળી છે તથા જે મહા આનંદકારી ને પુત્ર આપનારી છે તે કહુ છુ તો સાંભળો. સર્વદા યોગિન્દ્ર ને તપશ્ચર્યામાં પરાયણતાવાળા સ્વાયંભુવ મનુના પુત્રને પ્રિયવ્રતને સ્રી પરણવાની અનિચ્છા થતાં બ્રહ્માએ તેને આગ્રહ કરીને માલિની નામની સ્રી સાથે પરણાવ્યો હતો. વિવાહ થયા પ-

---

* આ અધ્યાયમા ષષ્ઠી દેવીનુ આખ્યાન કહેવાશે.

છી પ્રિયવૃતને પુત્ર ન થયો તેથી કસ્યપમુનિએ પુત્રેષ્ટિ યજ્ઞ કરી યજ્ઞનો ચરૂ માલિની રાણીને આપ્યો. આથી રાણી ગર્ભવતી થઇ ને દેવતાનાં બારવર્ષો ગર્ભને ધારી રહી. પછી સુવર્ણ જેવી કાન્તિવાળો અને સઘળાં પરિપૂર્ણ અંગોવાળો એક મુએલો તથા ફાટી ગયેલી આંખોવાળો પુત્ર જણ્યો તેથી તેની દાસીઓ ને બધુજનો રોવા લાગ્યાં. માતાને પણ પુત્રશોકથી મૂર્ચ્છા આવી. હે નારદ ! પછી એ પ્રિયવ્રત રાજા બાળકને વનમાં જઈ છાતીમાં ઘાલી રોવા લાગ્યો. એ રાજા બાળકને ન તજતાં પોતાના પ્રાણને તજવા તૈયાર થયો હતો ને પુત્રમોહથી પોતાનો જ્ઞાનયોગ વિસરી ગયો હતો. આ સમયે ઉત્તમ સ્ફાટિક સરખું, ઉત્તમ મણિઓનું, નિરંતર તેજથી દીપતું, નાના પ્રકારનાં ચિત્રોવાળું ને પુષ્પ માળાઓથી રળીયામણું એક વિમાન પ્રિયવ્રતે જેયું ને એ વિમાનમાં રૂપાળાં, મનોહર, શ્વેત ચંપાનાં પુષ્પ સમાન વર્ણવાળાં, સર્વદા અચળ યૌવનવાળાં, મંદહાસ્યવાળાં પ્રસન્નવદનવાળાં, રત્નાભરણોથી શણગારેલાં, કરૂણામય, યોગસિદ્ધ, ને ભક્તોપર અનુગ્રહ કરનારાં એક દેવી બીરાજમાંન થયેલાં દીઠાં. દેવીનાં દર્શન કરી પ્રિયવ્રત બાળકને તજી ધરતીપર પડી તે દેવીની પૂજા ને સ્તુતિ કરી રહ્યો. હે નારદ! ગ્રીષ્મ રૂતુના ભાસ્કર સમાન કાન્તિવાળાં, શાન્ત, સુશોભિત, ને સંતોષ પામેલાં તે કાર્તિકેયની પત્નીને પ્રિયવ્રતે આ પ્રકારે પૂછ્યું. પ્રિયવૃત કહે છે—હે પતિવૃતા સુંદરી! આપ કોણ છો ! કોનીપત્ની છો! કોની સુતા છો! આપ સ્ત્રીઓમાં માનનીય અને ભાગ્યશાળી દેખાઓ છો. નારાયણ બોલ્યા પ્રિયવૃતની વાણી સાંભળી વિશ્વનું કલ્યાણ કરનારાં ને દેવો વાસ્તે યુદ્ધ કરનારાં એ દેવસેના કે જેઓએ દાનવોથી ઘેરાયેલા દેવતાઓને જય કરાવ્યો હતો. તેમણે પ્રિયવૃતને આ પ્રમાણે વાણી કહી. દેવસેના બોલ્યાં હે નૃપ! બ્રહ્માની માનસિક પુત્રી મહા સમર્થ હું દેવસેના છું. મારૂં લગ્ન બ્રહ્માએ કાર્તિકેયની સાથે કરેલું હોવાથી હું માતૃકાઓના ગણમાં પતિવૃતા 'સ્કન્દ ભાર્યા' એ નામથી સર્વત્ર સુવિદિતા છું. હું મૂળપ્રકૃતિના છઠ્ઠા ભાગરૂપ છું તેથી જગત્‌માં 'ષષ્ઠી' નામથી પણ પ્રખ્યાત છું. હું અપુત્રને જે પુત્ર, સ્ત્રી હીનને સ્ત્રી, દરિદ્રોને ધનને કર્મઠોને કર્મફળો આપનારી છુ. સુખ, દુઃખ શોક, ભય, હર્ષ, મંગલ, સંપત્તિ, અને વિપત્તિ, એ બધું કર્મજન્ય છે કર્મથી વંશરહિત, ઘણા પુત્રોના પિતા, ને ઘણા પુત્રોનાં મરણવાળા થવાય છે. કર્મથી દીર્ઘાયુષ્ય મળે છે, કર્મથી ગુણવાન થાય છે, કર્મથી ખોડવાળા થવાય છે, કર્મથી બહુ પત્નીઓવાળા થવાય છે, કર્મથી ધર્માત્મા કે રોગી પણ થવાય છે, કર્મથી સ્ત્રી હીન કે રૂપાળા થવાય છે, ને કર્મથી આરોગ્ય કે રોગી પણ બનાય છે. હે રાજા આથી કર્મનેજ સર્વથી અધિક છે એમ વેદો વદે છે. નારાયણ બોલ્યા—આટલી વાત કરી મહાદેવીએ બાળકને લઈ પોતાનાં મોટાં જ્ઞાનથી લીલામાત્રમાં તેને સજીવન કર્યો પ્રિયવૃતે સુવર્ણ સરખી પ્રભાવાળા તે બાળકને જીવતો જેયો. પછી એ બાળકને લઈ જેઇ રહેલા રાજાપ્રતિ ' હુ જાઉ છું' એમ બોલતાં દેવસેના આકાશમાં જવા લાગ્યાં. આ સમયે સુકાયેલા કંઠ હોઠ ને તાળવાંવાળા પ્રિયવૃત રાજાએ દેવીની સ્તુતિ કરી તેથી દેવી પ્રસન્ન થયાં. પછી દેવસેનાએ રાજાને આ પ્રકારે વેદોક્ત કર્મનો ઉપદેશ કર્યો. પછી દેવી કહે છે—હે

પ્રિયવ્રત ! તું સ્વાયંભુવ મનુનો પુત્ર હોવાથી સઘળા લોકમાં મારી પૂજાને પ્રચાર કરાવી મારો મહિમા વધાર. તારો આ સુવ્રત નામનો પુત્ર કે જે કુળમાં કમળરૂપ મનોહર, ગુણવાળો, પંડિત, પૂર્વજન્મની સ્મૃતિવાળો, મહાયોગી, નારાયણની કળારૂપ, શતયાજી, શ્રેષ્ઠ, ક્ષત્રીયાધિપ, મદોન્મત્ત લાખો હસ્તિઓનાં બળવાળો, શુભ, ધનવાળો, શુચિ, વિદ્વાનોને વહાલો, યોગી તથા જ્ઞાનીઓ સિદ્ધિરૂપ છે ને તપસ્વીઓમાં યશસ્વી ને લોકમાં સકળ સંપત્તિઓ આપવાવાળો થવાનો છે તે હું તને પાછો આપું છું. નારાયણ બોલ્યા—દેવીની સકળ આજ્ઞાને પ્રિયવ્રતે માથે ચડાવી દેવીએ પુત્ર તેને પાછો આપ્યો. રાજાને શુભ વર આપી ભગવતી સ્વર્ગમાં ગયાં ને મંત્રીઓ સહિત રાજા ભવનમાં આવ્યો. હે નારદ! ઘેર આવી પ્રિયવ્રતે પોતાની પ્રજાને પુત્રસંબંધી સઘળી વાર્તા કહી. આથી નગરમાં નરનારીઓ ખુશી થયાં. પુત્રવાસ્તે સર્વત્ર મંગળ કરાવીને બ્રાહ્મણોને બહુ ધન આપ્યું. પ્રત્યેક માસમાં શુકલપક્ષની છઠ્ઠને દિવસે કે એકવીશમે દિવસે સર્વત્ર ષષ્ઠીદેવીની પૂજા કરવાનો પ્રચાર કરાવ્યો. બાળકોનાં બીજાં પણ અન્નપ્રાશન આદિ શુભ કાર્યોમાં સર્વત્ર દેવીની પૂજા વધારીને પોતે પણ કરી. હે નારદ ! હવે કૌથુમી શાખામાં કહેલું ષષ્ઠીનું ધ્યાન પુજા ને સ્તોત્ર કે જે મેં ધર્મના મુખથી સાંભળેલ છે તે કહું છું. સાંભળો. ડાહ્યા મનુષ્યે શાલગ્રામમાં, કળશમાં, કે વટવૃક્ષના મૂળમાં દેવીની પૂજા કરવી ને ભીંતમાં પુતળી બનાવીને તેની પૂજા કરવી. દેવસેના દેવી કે જે પ્રકૃતિના છઠ્ઠા અંશરૂપ, શુદ્ધ, ને સુંદરતમ કાન્તિવાળાં છે તેમની પ્રતિષ્ઠા કરીને ધ્યાન કરવું કે "સુપુત્ર દેનારાં, કલ્યાણ આપનારાં, દયારૂપ, વિશ્વજનની, શ્વેત, ચંપકપુષ્પનાં જેવાં શરીરવાળાં, રત્નાભરણોથી શણગારેલાં, પવિત્રરૂપ ને સર્વોત્તમ દેવસેનાને હું ઉપાસું છું." આ પ્રકારે ધ્યાન કર્યા પછી મસ્તકપર પુષ્પ મુકી વળી ધ્યાન કરીને મૂળમંત્રથી પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, ગંધ, પુષ્પ દીપ, નાના પ્રકારનાં નૈવેદ્ય, ને સુંદર ફળો આપીને તેમનુ પૂજન કરવું. "**ૐ હ્રીં ષષ્ઠી દેવ્યૈ સ્વાહા** એ અષ્ટાક્ષરી મહામંત્રનો વિધિપૂર્વક યથાશક્તિ જપ કરવો. પછી પુત્રરૂપ ફળ આપનારાં સામ વેદોક્ત ઉત્તમ સ્તોત્રથી ભક્તિથી એકાગ્રતા કરી સ્તુતિ કરીને પ્રણામ કરવા જે મનુષ્ય આ અષ્ટાક્ષરી મંત્રનો એક લાખ જપ કરે તેને સુપુત્રની પ્રાપ્તિ થાય એમ બ્રહ્મા કહે છે. હે મુનિસત્તમ નારદજી ! નાના પ્રકારનાં ઇચ્છિત સુખો આપનારૂં ને સર્વની ઇચ્છા પૂર્ણ કરનારૂ સ્તોત્ર કે જે વેદમાં ગુપ્ત છે તે તમને કહું છું. પ્રિયવૃતે આ પ્રકારે દેવીની સ્તુતિ કરી હતી. પ્રિયવૃત સ્તુતિ ગાય છે—હે ષષ્ઠીદેવી ? આપ કે જે સર્વોત્તમ સિદ્ધિરૂપ, શુભ, 'દેવસેના' નામ વાળાં, વર ને પુત્ર આપનારાં, ધન, સુખ, ને મોક્ષ આપનારાં,સૃષ્ટિમાં પ્રકૃતિના છઠ્ઠા ભાગ રૂપ, સિદ્ધરૂપ, માયારૂપ, સિદ્ધયોગ વાળાં, બાળકોનાં અધિષ્ઠાતા, સારરૂપ, સરસ્વતીરૂપ, ઘણી દીસીવાળાં, કલ્યાણ આપનારાં, કલ્યાણરૂપ, કર્મફળો દેનારાં, સ્વભક્તોને પ્રત્યક્ષરૂપ, સઘળાં કર્મોમાં સર્વેથી સુપૂજિત, કાર્તિકેયનાં પત્ની, દેવતાઓનું રક્ષણ કરનારાં, શુદ્ધ સત્વરૂપ, સર્વદા લોકોથી અભિવંદિત અને હિંસા તથા ક્રોધ રહિત છો તેને હું પ્રણામ કરૂં છું. પ્રણામ કરૂં છું, અને ફરીફરી પ્રણામ કરૂં છુ. હે ષષ્ઠીદેવી ! મહેશ્વરી ! દેવેશ્વરી ! મને માન, પુત્ર, જય, ધન, શ્રી, ગુ-

श, भूमि, प्रजा, विद्या, कल्याण, ने विजय आपो. मने धर्म आपो ने मारी शत्रुसेनाओने मारो. हे सुपूजिता षष्ठी ! हुं आपने वारंवार अने वळी वारंवार नमस्कार करूं छुं.नारायण बोल्या—प्रियव्रते आम स्तुति करी तेथी भगवतीए प्रसन्न थइने तेने यशस्वी ने राजाधिराज थनारो पुत्र आप्यो हतो. हे नारद ! आ षष्ठीदेवीनां उत्तम स्तोत्रने एक वर्ष सुधी सांभळे तो अपुत्रने दीर्घायुष्यवाळो उत्तम पुत्र थाय. एक वर्ष सुधी भक्तिथी पूजा करीने आ स्तोत्र सांभळे तो सघळां पापोथी छूटी जाय अने महावंध्याने पण भगवतीनी करुणाथी वीर, गुणवाळो, विद्यावाळो, यशस्वी, ने दीर्घायुष्यवाळो पुत्र थाय. एकज संतानवाळी जे स्त्री काकवंध्या होय ते तथा जेनां संतानो जन्मीने मरी जतां होय ते स्त्री पण एक वर्ष सुधी आ स्तोत्रनुं श्रवण करे तो तेने षष्ठी देवीनी कृपाथी पुत्रनी प्राप्ति थाय छे. बाळक मांदु पडयु होय ते वेळा तेनां माबाप आ स्तोत्रनुं श्रवण करे तो भगवतीनी करुणाथी एक मासे ते बाळक रोगरहित थई जाय छे.[१-७३]

**रोगयुक्ते च बाले च पितामाता श्रृणोति च ।**
**मासेन मुच्यते बालः षष्ठी देवी प्रसादतः ।७३।**

इतिश्री महापुराण विषे देवी भागवत विषे नवमा स्कन्धमां अध्याय ४६ मो संपूर्ण.

## अध्याय ४७ मो.*

### मंगळचंडीनु आख्यान.

**नारायण उवाच—**

**कथितं षष्ठ्युपाख्यानं ब्रह्मपुत्र यथागमम् ।**
**देवी मंगल चंडी च तदाख्यानं निशामय ॥१॥**

नारायण बोल्या—हे ब्रह्मपुत्र ! में तमने षष्ठीदेवीनु आख्यान यथाशास्त्र कर्युं ने हवे मंगळचंडी देवीनुं आख्यान कहुं छुं ते सांभळो. ए भगवतीनुं विद्वानोने प्यारूं वेदोक्त पूजन विद्वान के जे में धर्मना मुखथी सांभळ्यु छे ते पण कहुं छुं. कल्याण करनाराओमां महा प्रभाववाळां ने कल्याण करवामां निपुण होवाथी ए देवी सर्वत्र 'मंगळचंडी' कहेवायां छे. पृथ्वीना पुत्र मंगळनां ए पूज्य तथा ईष्टदेवी छे. साते द्वीपवाळी पृथ्वीनो पति मंगळ नामे मनुनो पुत्र हतो तेणे तेमनी पूजा करी तेथी 'मंगळचंडी' कहेवायां छे. ए प्रत्यक्ष करुणारूप ने स्त्रीओनां ईष्टदेवी मंगळचंडी मूळ प्रकृतिरूप दुर्गादेवीनीज एक मूर्ति छे. त्रिपुर वधना महा भयंकर समयमां विष्णुने ब्रह्मानी प्रेरणाथी सदाशिवे प्रथम ए महादेवीनी पूजा करेल हती. ज्यारे क्रोधथी ए दानवे शिवनां वाहनने गगनमांथी पाडी नांख्युं त्यारे सदाशिवे दुर्गानी स्तुति करतां दुर्गाए शिवना समीपे 'मंगळचंडी' रूपे प्रकट थइने कह्यु के 'हे सदाशिव ! सर्वेश्वर विष्णु भगवान पोठीयारूप थई तमारूं वाहन थशे. हुं तमारी युद्ध शक्ति बनीश तेमां शंका नथी. देवताओनो अधिकार हरनारा आ तमारा शत्रुने तमे मूळ प्रकृतिना अंशरूप विष्णुनी सहायताथी अवश्य हणशो." आम वदी ते देवी अन्तधान थइ महादेवनी शक्तिरूपे थयां. पछी विष्णुए दीधेलां शस्त्रथी सदाशिवे दानवने मार्यो. हे नारद ! ए दानव मरवाथी सघळा देवो ने ऋषिओ मस्तको नमावीने शंकरनी स्तुति करी रह्या ने तेमना मस्तकपर सत्वर सुमन वृष्टि थई. ब्रह्माने विष्णु खुशी थईने शंकरने आशीर्वाद आपी रह्या. पछी ब्रह्मा अने विष्णुना उपदेशथी

* आ अध्यायमा 'मंगळचंडी'नु आख्यान कहेवामां आवशे.

સદાશિવે સમ્યક્ સ્નાન કરી પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, નાના પ્રકારનાં વસ્રો, પુષ્પો, ચન્દન, ને નોખાં નોખાં નૈવેદ્યોથી મંગળચંડીની પૂજા કરી. દુધપાક, પિષ્ટક, મધ, સુધા, ને નાના પ્રકારનાં ફળોનાં નૈવેદ્યો આપીને અલંકાર,સંગીત, નૃત્ય, વાદ્ય,ને નામકીર્ત્તનનો પણ ભારે ઉત્સવ કર્યો.માધ્યંદિની શાખા પ્રમાણે ભક્તિસહિત ધ્યાન કરી મૂળમંત્રથી સઘળાં દ્રવ્યો દેવીને અર્પણ કર્યાં. "ૐહ્રીંશ્રીંક્લીંસર્વપૂજ્યે દેવિમંગલચંડિકે હુંહુંફટ્સ્વાહા એ એકવીશ અક્ષરવાળો મૂળમંત્ર છે. આ મંત્ર પૂજ્ય તથા કલ્પવૃક્ષસમાન સઘળા મનોરથો આપનારો છે. આ મંત્રના દશલાખ જપથી મંત્રસિદ્ધિ થાય છે. હે નારદ ! હવે વેદોક્ત મંગળ ચંડીનું સૌથી સ્વીકારાયેલું ધ્યાન કરૂંછું તે સાંભળો." સોમવર્ષનાં, અખંડ યૌવનવાળાં, ઘોલાં જેવા હોઠવાળાં, સારા દાંતવાળાં, શુચિ, શરદરૂતુનાં કમળ જેવાં મુખવાળાં, શ્વેત ચંપકના સરખાં શરીરવાળાં, અત્યન્ત લીલાં કમળ જેવાં નયનો વાળાં, વિશ્વજનની, સઘળાંઓને સર્વ સંપત્તિઓ આપનારાં ને મહા ઘોર સંસાર સાગરમાં જ્યોતિરૂપ મંગળચંડિકાનું હું ભજન કરૂં છું." આમ ધ્યાન કરવું. મહાદેવે જે સ્તોત્રથી સ્તુતિ કરી હતી તે સ્તોત્ર કહું તે સાંભળો. મહાદેવ સ્તવે છે– હે વિશ્વમાત ! હે મંગલચંડિ ! હે વિપત્તિઓને હરનારાં ! હે હર્ષ ને મંગળ કરનારાં ! રક્ષા કરો. હે હર્ષ ને મંગલ કરવામાં વિચક્ષણતાવાળાં ! હે હર્ષ મંગલ દેનારાં ! હે કલ્યાણરૂપ ! હે કલ્યાણનિપુણ ! હે મંગલચંડિ ! હે મંગલરૂપ ! હે મંગળયોગ્ય ! હે સર્વ મંગલોમાં મંગળરૂપ ! હે સુજ્ઞોને મંગળ આપનારાં ! હે દેવી ! હે સર્વના મંગળોનાં આયતનરૂપ ! હે મંગળવારે પૂજવા યોગ્ય ! હે મંગળનાં ઈષ્ટ દેવી ! હે મનુવંશજ મંગળ રાજાએ પૂજેલાં ! હે મંગળોનાં અધિષ્ઠાતા ભગવતી ! હે મંગળોના મંગળરૂપ ! હે સંસાર વિષયક મંગળોના આશ્રયરૂપ ! હે મોક્ષરૂપ મંગળ આપનારાં ! હે સારરૂપ ! હે મંગળાશ્રયરૂપ ! હે કર્મંગણોના પારરૂપ ! હે મંગળવારે પૂજાયોગ્ય તથા મહા સુખને આપનારાં દેવી ! રક્ષા કરો રક્ષા કરો. નારાયણ બોલ્યા–પ્રત્યેક મંગળવારે પૂજા આપીને આ પ્રકારે મંગળચંડીની સ્તુતિ કરીને સદાશિવ ત્યાંથી પધાર્યા હતા. આ પ્રકારે પ્રથમ મંગળ ચંડીની પૂજા સદાશિવે કરી, પછી મંગળ નામના ગ્રહે કરી, ને પછી ત્રીજીવારે મંગળ નામના રાજાએ કરી. ચોથીવારે મંગળવારે સ્રીઓએ કરી. પાંચમીવારે કલ્યાણ ને ઈચ્છતા પુરૂષોએ મંગળચંડીની પૂજા કરી હતી. વિશ્વનાથથી પૂજાયેલાં એ દેવી પ્રત્યેક બ્રહ્માડમાં દેવ, મુનિ, મનુષ્યો અને મુનિઓનાં પૂજ્ય થએલાં છે. જે મનુષ્ય આ મંગળકારી સ્તોત્રનું શ્રવણ કરે તેનું કલ્યાણજ થાય. તેને દિવસે દિવશે પુત્રપોત્ર આદિક આનંદ વધતોજ જાય. નારાયણ કહે છે–હે બ્રહ્મપુત્ર ! મે યથાશાસ્ર ચંડી ને ષષ્ઠીનાં આખ્યાનો કહ્યાં ને હવે ધર્મના મુખથી સાંભળેલુ મનસા દેવીનું આખ્યાન કહીશ. એ દેવી કશ્યપની માનસી પુત્રી છે તેથી તે મનથીજ પરમાત્માનું ધ્યાન ને ક્રીડા કર્યા કરે છે. આથી ને યોગથી પ્રકાશે છે તેથી પણ તેને 'મનસા' કહેવાય છે. વિષ્ણુની ભક્તિ કરનારાં આત્મારામને સિદ્ધ યોગવાળાં એ દેવીએ શ્રી કૃષ્ણ ઉપર ત્રણ યુગો સુધી તપ કર્યું હતુ. તપના સમયમાં તેમનુ શરીર જીર્ણ થયેલું જાણી ગોપી-

પતિ શ્રીકૃષ્ણ ભગવાને તેમનું 'જરત્કારૂ' નામ પાડયું. પછી તેમને ઇષ્ટ ફળ આપી તેમની લોકમાં સર્વત્ર પૂજા કરાવી શ્રીકૃષ્ણે પોતે પણ પૂજા કરી. સ્વર્ગમાં, નાગલોકમાં, પૃથ્વીમાં, ને બ્રહ્મલોકમાં બહુ પૂજાએલાં એ દેવી સ્વચ્છ સુદર ને મનોહર છે તેથી 'જગદ્ગૌરી" પણ કહેવાય છે. શિવનાં શિષ્ય છે તેથી શૈવી, વિષ્ણુ ભકત છે તેથી વૈષ્ણવી, જન્મેજયના યજ્ઞમાં નાગ લોકોની રક્ષા કરી તેથી નાગેશ્વરી, નાગલોકોની બેન હોવાથી નાગભગિની, વિષહર છે તેથી વિષહરા, મહાદેવની પાસેથી યોગ શિખેલ હોવાથી સિદ્ધ યોગિની; મહાદેવની પાસેથી ઉત્તમ મૃત્ત સંજીવિની વિદ્યા તથા મોટાં જ્ઞાનને શીખેલાં હોવાથી 'મહાજ્ઞાનયુતા' મહામુનિ આસ્તિકની માતા છે તેથી આસ્તિક માતા, ને વિશ્વ પૂજ્ય મહાત્મા જરત્કારૂમુનિની ભાર્યા છે તેથી જરૂત્કારૂ પ્રિયા પણ કહેવાય છે. એ દેવીનાં જરત્કારૂ જગદ્ગૌરી મનસા સિદ્ધયોગિની, વૈષ્ણવી, નાગભગિની સૈવી, નાગેશ્વરી, જરત્કારૂ પ્રિયા, આસ્તિકમાતા, વિષહરાને મહાજ્ઞાનયુતા એ દ્વાદશ નામોને પૂજાના સમયમાં જે મનુષ્ય પાઠ કરે તેને અને તેના વશમાં થએલાઓને સર્પનો ભય થતો નથી. શયનમાં નાગનો ભય હોય, ઘર નાગથી ઘેરાયેલું હોય, નાગલોકોની મુંઝવણ હોય, કે શરીરને નાગે ભરડો લીધો હોય તો આ સ્તોત્રનો પાઠ કરવાથી સઘળી અડચણો મટે એમાં શંશય નથી. આ દ્વાદશ નામવાળાં સ્તોત્રનો જે કોઇ પાઠ કરે તેને દેખીને સર્પો નાશી જાય છે. દશ લાખ પાઠ કરવાથી મનુષ્યોને આ સ્તોત્ર સિદ્ધ થાય છે. આ સ્તોત્ર જેને સિદ્ધ થાય તે મનુષ્ય વિષ ખાવામાં સમર્થ થાય છે. તે મનુષ્ય અલંકારને સ્થાને સર્પો પહેરી શકે, સર્પોપર બેસી શકે, સર્પોનું વાહન બનાવી શકે, સર્પપર સુઇ શકે, મહાસિદ્ધ થાય ને અંતે વિષ્ણુની સંગે નિરંતર આનંદ કરે. १–५८

नागासनो नागतल्पो महासिद्धो भवेन्नरः ।
अन्ते च विष्णुना सार्द्धं क्रीडत्येव दिवानिशम् ।५८।

ઈતિશ્રી મહાપુરાણવિષે દેવી ભાગવતના નવમા સ્કંધમાં અધ્યાય ૪૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૮ મો.+

### મનસાનું આખ્યાન.

नारायण उवाच

मन्त्रः पूजाविधानं च श्रूयतां मुनिपुंगव ।
ध्यानं च सामवेदोक्तं प्रोक्तं देवी विशानकम् १

નારાયણ બોલ્યા—હે મુનિશ્રેષ્ઠ ! સામવેદોક્ત મનસાની પૂજા તથા ધ્યાન કહું તે સાંભળો. શ્વેતચપક પુષ્પનાં સરખાં શરીરવાળાં, રત્નાભરણોના શણગારવાળાં, અગ્નિથી ધોવાયેલાં વસ્રો પહેરનારાં, સર્વરૂપ યજ્ઞોપવિતવાળાં, મહાજ્ઞાનવાળાં મહાજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ સિદ્ધોનાં અધિષ્ઠાતા ને સિદ્ધિ આપનારાં મનસાને હું ભજુ છું." આમ ધ્યાન કરીને મૂળમંત્ર ને વેદોક્ત મંત્રથી નાના પ્રકારનાં નૈવેદ્યો ધૂપ પુષ્પ ગંધને ચંદનનુ અર્પણ કરવુ. હે નારદ ! ॐ ह्रीं श्रीं क्लिं ऐं मनसा देव्यै स्वाहा એ દ્વાદશ અક્ષરનો મુલમંત્ર એ સિદ્ધ થાય તો કલ્પવૃક્ષ સમાન ફળ આપનારો છે. પાંચ લાખ જપથી સિદ્ધ થનારો આ મંત્ર જેને સિદ્ધ થયો હોય તો તે માણસ પૃથ્વીમાં સિદ્ધ થાય છે, ધન્વંતરી જેવો થાય છે ને તેને વિષ વિક્રિયા નથી કરતું. હે નારદ

---

+ આ અધ્યાયમા મનસાદેવીનુ આખ્યાન કહેલામા આવશે

જે મનુષ્ય સંક્રાન્તિને દિને અથવા નાગપંચમીએ દિને સ્નાન કરી ગુપ્ત વાસમાં ભગવતીનું આવાહન કરી ભક્તિ પૂજન તથા ધ્યાન કરે ને બળિદાન આપે તે મનુષ્ય અવશ્ય લક્ષ્મીવાળો પુત્રવાળો ને યશવાળો થાય છે. હવે ધર્મમુખે સાંભળેલુ મનસાદેવીનું આખ્યાન કહું તે સાંભળો. પૂર્વે સર્પોથી પીડાયેલા સઘળા મનુષ્યો કશ્યપને શરણે ગયા ત્યારે મનુષ્ય દયાવાળા કશ્યપે બ્રહ્માની સહાયથી વેદ બીજને અનુસરીને મંત્રો રચ્યા ને તપોબળથી પોતાના મનમાંથી એ મંત્રોનાં અધિષ્ઠાતારૂપ મનસા દેવીને ઉત્પન્ન કર્યાં એ મનસાએ કૈલાસમાં ભક્તિથી દેવનાં એક સહસ્ર વર્ષ શંકરપર તપસ્યા કરીને મહાદેવે તુરત પ્રસન્ન થઈ તે મનસાને મહાવિદ્યા આપી સામવેદ ભણાવ્યો ને અષ્ટાક્ષરી કલ્પવૃક્ષ સદૃશ **ॐ श्रीं ह्रीं क्लीं कृष्णाय नमः** એ મંત્ર તથા ત્રૈલોક્ય મંગળ નામનું કવચ ને વેદોક્ત પૂજા વિધિ ને સર્વેએ માનેલો પુરશ્ચરણ વિધિ શિખડાવ્યો પછી મંત્રોપદેશ લઇને મહાદેવી મનસા તપ કરવા પુષ્કર ક્ષેત્રમાં આવ્યાં ને ત્યાં ત્રણ યુગ સુધી શ્રીકૃષ્ણનું ધ્યાન કરતાં સિદ્ધ થતાં તે દેવીને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં કૃપાનિધાન શ્રીકૃષ્ણે તપથી કૃશ થયેલાં મનસાદેવીની લોકોમાં પૂજા કરાવી, પોતે પણ પૂજા કરી ને વરદાન આપ્યુ કે આ સંસારમાં તમે પૂજ્ય થશો. આમ કહી શ્રીકૃષ્ણ અન્તર્ધાન થઈ ગયા. આ પ્રકારે મનસાની પ્રથમ પૂજા શ્રીકૃષ્ણે કરી. પછી સદાશિવે પૂજા કરી. ને તે પછી કશ્યપદેવ, મુનિ, મનુ, નાગ, તથા મનુષ્યોએ અનુક્રમથી તેમની પૂજા કરી આ પ્રકારે આ પવિત્ર દેવી ત્રિભુવનમાં પૂજ્ય થયાં. કશ્યપ મુનિએ મનસાને વગર માગે મહામુનિ જરત્કારૂને બ્રાહ્મણોની આજ્ઞાથી આપી. મનસાને પરણેલા મહામુનિ જરત્કારૂ ઘણા કાળના તપના શ્રમથી થાકી જતાં પુષ્કર ક્ષેત્રમાં વટવૃક્ષ નીચે મનસાની નાભિ ઉપર મસ્તક ધરીને નિદ્રાદેવીની સ્મૃતિ કરી એક દિવસ સૂતેલા હતા ત્યારે સાયંકાળ થતાં સૂર્યાસ્ત થવાથી પતિવૃતા ને સારા સ્વભાવવાળાં મનસાએ ધર્મલોપના ભયથી મનમાં વિચાર્યું કે "સાયંકાળની સંધ્યા કે જે દ્વિજલોકનાં નિત્ય કર્મરૂપ છે તે નહીં કરવાથી મારા પતિને બ્રહ્મહત્યાદિક પાપો સ્પર્શ કરશે કારણ કે જે દ્વિજ પ્રાત સાય સંધ્યા ન કરે તે દ્વિજ સર્વદા કર્મમાં અપવિત્ર ગણાય છે ને તેને બ્રહ્મહત્યા લાગે છે એમ વેદ વચન છે" આમ વિચારી મનસાએ જરત્કારૂને જગાડયા. હે નારદ! જાગેલા મહામુનિ જરત્કારૂને કોપ ચડતાં આ પ્રમાણે તેણે મનસાને કહ્યું. જરત્કારૂ કહે છે—હે સાધ્વિ! સુખે સૂતેલા એવા મારી નિદ્રાનો ભંગ તે કેમ કર્યો! પતિનું અપ્રિય કરનારી સ્ત્રીનાં તપ વૃત ઉપવાસ ને દાન વિગેરે સઘળાં પુણ્યો નિષ્ફળ જાય છે. જે સ્ત્રી પતિપૂજા કરે તેને શ્રીકૃષ્ણની પૂજાનું ફળ થાય છે. પતિવૃતાના નિયમો પળાવવા પતિરૂપ થયેલા શ્રીકૃષ્ણજ તેને ફળ આપે છે. સકળ દાન, યજ્ઞ, તીર્થ, વૃત, તપ, ઉપવાસાદિક, ધર્મ, સત્ય, ને દેવપૂજન એઓ પતિસેવાના સોળમા ભાગનુ પણ ફળ નથી આપી શકતાં. આ પવિત્ર ભારતક્ષેત્રમાં જે સ્ત્રીઓ પતિસેવા કરે છે તે સ્ત્રીઓ પતિઓની સાથે વૈકુંઠમાં આનંદ કરે છે. હે મનસા! અધમ કુળની જે સ્ત્રી પતિનુ અપ્રિય કરે છે ને અપ્રિય બોલે છે તેને જે ફળ થાય છે તે સાંભળ. એવી સ્ત્રી યાવચ્ચંદ્ર દિવાકરો કુંભીપાકમાં પડી ત્યાંથી છૂટયા પછી પતિઓ તથા પુત્રો વગરની ચાંડાલીઓ બને છે. નારાયણ

બોલ્યા—આમ બોલતા મુનિના હોઠો કોપથી થરથરવા લાગ્યા ને થરથરતી મનસાએ પતિને આ પ્રમાણે કહ્યું. મનસા બોલી—તમારી સંધ્યાનો લોપ થશે એ ભયથી મે તમને જગાડયા છે વાસ્તે હે પૂજ્યતમ! હું દુષ્ટ છું છતાં મારા પણ કૃપા કરીને શાન્તિ ધરો. જે મનુષ્ય શૃંગાર આહાર ને નિદ્રાનો ભંગ કરાવે તે મનુષ્ય ચન્દ્ર સૂર્ય રહે ત્યાં લગી કાળસૂત્ર નામના નરકમાં પડે છે એમ હું જાણતી હતી છતાં ધર્મલોપના ભયથી મેં તમને જગાડયા છે. નારાયણ બોલ્યા—ભયાતુર મનસાદેવી આમ બોલી પતિનાં ચરણમાં પડી ગયાં તે વારંવાર રૂદન કરવા લાગ્યાં. કોપ પામેલા જરૂત્કારૂ મુનિ સ્ત્રીનાં વચનો સાંભળી સૂર્યને શાપ આપવા તૈયાર થયા તેથી સૂર્યનારાયણ સંધ્યાની સાથે ત્યાં આવ્યા. હે નારદ! ભયાતુર સૂર્ય સંધ્યાસહિત આવીને આ પ્રકારે મહામુનિ જરત્કા ને સરલને યોગ્ય વચન કહ્યું. સૂર્ય બોલ્યા-મારા અસ્તનો સમય જાણી આ પતિવૃતાએ ધર્મલોપના ભયથી આપને જગાડયા તેમાં જો કે હે મુનિ! મારો અસ્ત થવારૂપ અપરાધ છે છતાં હુ તમારે શરણે આવ્યો છુ વાસ્તે ક્ષમા કરો. મને શાપ આપવો ન ઘટે, બ્રાહ્મણોનું હૃદય સદા નવનીતસમુ સુકોમળ હોય છે જેથી બ્રાહ્મણો તો ક્ષણ કોપવાળા છે. જો અધિક કોપ બ્રાહ્મણ રાખે તો સમસ્ત બ્રહ્માંડ ભસ્મ થાય બ્રાહ્મણ ફરીને જગતની ઉત્પત્તિ કરવા સમર્થ હોવાથી બ્રાહ્મણથી અધિક કોઈ તેજસ્વી નથી. બ્રહ્માના વંશરૂપ બ્રાહ્મણો કે જેઓ પોતાના બ્રહ્મચર્યસૂથી પ્રકાશવાળા છે તેઓએ તો સર્વદા સનાતન શ્રીકૃષ્ણ પરમાત્માનું જ ધ્યાન ધરવું જોઈએ. નારાયણ બોલ્યા—સૂર્યના વચનોથી મહામુનિ ઠંડા થયા ને સૂર્ય પોતાના સ્થાનમાં ગયા. સૂર્યે મુનિને ઘણા ઘણા આશીર્વાદો દીધા. પછી જરત્કારૂ મુનિએ 'જ્યારે મારી સ્ત્રી મારૂં અપમાન કરશે ત્યારે તેને હું તજીશ' એવી વિવાહના આરંભમાં પ્રતિજ્ઞા કરી હતી તેથી મનમાં કચવાતાં છતાં પણ તે મનસાના શોકને લીધે પોતે રોતા હતા છતાં પણ મનસાનો ત્યાગ કર્યો. આ સમયે વિપત્તિના ભયથી મનસાએ પોતાના ગુરૂ ને ઈષ્ટદેવ સદાશિવ બ્રહ્મ, વિષ્ણુ તથા પોતાના પિતા કસ્યપને સંભાર્યા તેથી તેઓ સૌ ત્યાં સત્વર આવી પહોંચ્યા. વાસ્તવિક રીતે નિર્ગુણ અને પ્રકૃતિથી પર શ્રીકૃષ્ણને ત્યાં આવ્યા જાણી મુનિએ તેમની ભક્તિથી સ્તુતિ કરી, ને ફરી ફરી નમસ્કાર કર્યા. પછી સદાશિવને બ્રહ્માને ને કસ્યપ મુનિને નમસ્કાર કર્યા. પછી તેઓને કહ્યું કે "હે દેવલોકો! તમે કેમ પધાર્યા છો!" બ્રહ્માએ મુનિના વચનો સાંભળી શ્રીકૃષ્ણના ચરણમાં પ્રણામ કરી નીચે પ્રમાણે વચન મુનિને કહ્યું. બ્રહ્મા બોલ્યા—હે મુનિ! તમે આ સતિધર્મપરાયણ અને તમારી ધર્મપત્ની મનસાનો ત્યાગ કર્યો છતાં પણ તમે સ્વધર્મ વાસ્તે તેનામાં પુત્રોત્પત્તિ કરો. હે મુનિ! પુત્રોત્પત્તિ પછી સ્ત્રીનો ત્યાગ કરાય છતાં જે મનુષ્ય પુત્રોત્પત્તિ કર્યા વિના પત્નીનો ત્યાગ કરે તેનાં પુણ્યો ચારણીમાંથી પાણીની માફક ઝરી જાય છે. નારાયણ બોલ્યા—હે નારદ! આથી મહામુનિ જરત્કારૂએ મંત્ર ભણી પુત્રોત્પત્તિ વાસ્તે મનસાની નાભિનો સ્પર્શ કર્યો ને પછી મનસાને આમ કહ્યું. જરત્કારૂ કહે છે-હે મનસા! તને આ ગર્ભ રહ્યો છે તેમાંથી જીતેન્દ્રિયોમાં શ્રેષ્ઠ ધર્માત્મા, બ્રાહ્મણોમાં અગ્રણી, તેજસ્વી, તપસ્વી, યશસ્વી, ગુણવાળો તથા વેદવેત્તા જ્ઞાનીઓમાં ત-

થા યોગીઓમાં શ્રેષ્ઠતા ધરાવનારો સુંદર પુત્ર થશે. જે પુત્ર વિષ્ણુભકત તથા ધર્માત્મા હોય છે તે પુત્રજ કુળનો ઉદ્ધાર કરે છે. તે પુત્રનો જન્મ થતાંજ તેના પિતૃઓ આનંદથી નૃત્ય કરે છે. જે નારી પતિવૃતા, કુલીન, સારા સ્વભાવવાળી, પ્રિયવાહિની પુત્રની માતા, ને કુળરક્ષિકા હોય છે તેજ ખરી સ્રી કહેવાય છે અને જે હરિની ભક્તિ આપે તેજ ખરો બંધુ કહેવાય છે. પણ માત્ર સંસારનાં સુખ આપનારો બંધુ કહેવાતો નથી. જે બાપ હરિનો માર્ગ બનાવે તેજ ખરો પિતા, જે જ્ઞાન આપીને ગર્ભવાસ છોડાવે તેજ ખરી માતા, દયાથી બોધ આપી યમનો ભય હરે તેજ ખરી ભગિની, વિષ્ણુનો જે મંત્ર આપે તેજ ખરો ગુરૂ, વિષ્ણુની ભક્તિને શુદ્ધ જ્ઞાન આપે તેજ ખરો ગુરૂ, જે જ્ઞાન બ્રહ્માથી તે સ્તંભ પર્યન્ત સચરાચર જગત્‌ની ઉત્પત્તિ તથા લયના અધિષ્ઠાન રૂપ પરમાત્માના સ્વરૂપને ઓળખાવે તેજ ખરૂં જ્ઞાન, અને વેદો ભણીને અંતે ભગવત્સેવા કરવી એજ સઘળાં તત્વોમાં સારરૂપ છે. બીજુ ભણતર તો ચાળા ચુથવા જેવુંજ જાણવું. જે પતિ જ્ઞાન આપે તેજ ખરો પતિ કહેવાય તેથી મે તમને હે મનસા જ્ઞાન આપ્યું છે. જ્ઞાનથી સઘળાં બંધનો છુટી જાય છે. ને પતિ બંધન આપનારો હોય તેને શત્રુરૂપજ સમજવો. જે ગુરૂ વિષ્ણુ ભક્તિવાળુ જ્ઞાનન આપે તેને શત્રુરૂપ ને શિષ્યઘાતી સમજવો. જે બંધનથી ન છોડે તે ગુરૂજ ન કહેવાય. માતાના ગર્ભવાસના કલેશોથી ને યમપુરીની વેદનાથી જેઓ ન છોડાવે તેઓ ખરાં ગુરૂ માતા કે પિતા કે બાંધવો કેમ મનાય ! નજ મનાય. જે નિરંતર શ્રીકૃષ્ણના પરમાનંદરૂપ ને સનાતન માર્ગને ન બતાવે તે ધણી મનુષ્યોનો બાંધવ ન વદાય. હે પતિવૃતા ! તમે અવિનાશી નિર્ગુણ બ્રહ્મરૂપ શ્રી કૃષ્ણની ભક્તિ કરો, શ્રીકૃષ્ણની ભક્તિથી મનુષ્યોની કર્મજાળો તૂટી જાય છે. હે પ્રિયા ! મેં તમારો કપટથી ત્યાગ કર્યો છે તો મારા એ અપરાધની ક્ષમા કરજો. ક્ષમાવાળી પતિવૃતાઓમાં સત્વગુણ અધિક હોવાથી તેઓને ક્રોધ હોતોજ નથી. હું હવે પુષ્કળ ક્ષેત્રમાં તપસ્યા કરવા જાઉં છું. હે દેવી ! તમને જ્યાં ગમે ત્યાં તમે પધારો. નિસ્પૃહ લોકોને તો માત્ર શ્રીકૃષ્ણનાં ચરણારવિંદ પામવાનો મનોરથ હોય છે. નારાયણ બોલ્યા—પતિનાં વચનો સાંભળી શોકથી ચંચળ મનવાળાં મનસાદેવીએ આંખમાં અશ્રુઓ ભરી વિનયથી પતિને આ પ્રમાણે કહ્યુ. મનસા બોલ્યાં—હે નાથ ! મેં તમારી નિદ્રાનો ભંગ કર્યો તેથી મારા ત્યાગથી તમને દોષ નથી તોપણ જ્યારે હું તમારૂં સ્મરણ કરૂં ત્યારે તમે તુરત મારી પાસે આવજો. બંધુવિયોગથી પુત્ર વિયોગ ને પુત્રવિયોગથી પણ પતિનો વિયોગ અતીવ સંતાપકારક થઈ પડે છે. પતિ વિયોગ તો સર્વ પ્રકારે પ્રાણોના વિયોગ કરતાં પણ અધિક કષ્ટકારી છે. એક સો પુત્રો કરતાં પણ પતિવૃતા સ્રીઓને પતિ પર અધિક પ્રેમ હોય છે અને સૌથી વહાલો સ્રીયોને પતિ છે તેથી વિદ્વાનોએ પતિનું નામ 'પ્રિય' એવું રાખેલું છે. જેમ પુત્રવાળાને પુત્રપર, વૈષ્ણવોને વિષ્ણુ ઉપર, એક નેત્રવાળાઓને નેત્ર ઉપર, તરસ્યાને જળ ઉપર, ભૂખ્યાને અન્ન ઉપર, કામીઓને મૈથુન ઉપર, ચોરોને પરધન ઉપર, વ્યભિચારિણીઓને જાય ઉપર વિદ્વાનોને શાસ્રો ઉપર ને વેપારીઓને વેપાર ઉપર અધિક સ્નેહ હોય છે તેમ પતિવૃતાઓને સર્વદા પોતાના પ-

તિઓ ઉપર અધિક પ્રેમ હોય છે. પતિવૃતામનની નિઃશંક લગની પતિઓ ઉપર જ લાગેલી હોય છે. નારાયણ બોલ્યા—આમ બોલતાં મનસા પતિનાં ચરણે પડયાં ત્યારે કૃપાનિધિ જરત્કારૂએ તેમને પડખામાં લીધાં ને અશ્રુઓથી આખાં નવરાવી દીધાં. વિયોગથી વિહ્વળ મનસા રોતાં રોતાં પતિના પડખામાં ગયાં તેથી જ્ઞાનના પ્રભાવથી બન્નેના શોકની નિવૃત્તિ થઈ ગઈ. પછી જરત્કારૂ મનસાને વારંવાર સમજાવીને શ્રીકૃષ્ણના ચરણારવિંદનુ સ્મરણ કરવા તપવાસ્તે પુષ્કર તીર્થમાં ગયા મનસા દેવી પોતાના ગુરૂરૂપ સદાશિવના કૈલાસ ક્ષેત્રમાં જઈ રહ્યાં. ત્યાં શોકાતુર મનસાને મહાદેવ ને પાર્વતીએ નાના પ્રકારના ઉપદેશો આપી સમજાવ્યાં. સર્વોત્તમ મહામંગળરૂપ જ્ઞાન શિવ અને પાર્વતીએ મનસાને કલ્યાણ ભાવનાથી દીધું. પછી દિવસો જતાં તે પતિવૃતા મનસાએ શુભદિને નારાયણના અંશરૂપ ને જ્ઞાનીઓ તથા યોગીઓમાં ઉત્તમરૂપ પુત્રને જન્મ આપ્યો. ગર્ભવાસમાં તે પુત્રે માતાદ્વારા સદાશિવના મુખનુ જ્ઞાન શ્રવણ કર્યું હતુ તેથી તે પુત્ર યોગિન્દ્ર ને યોગીઓ અને જ્ઞાનીઓનો ગુરૂ થયો. સદાશિવે કલ્યાણ સારૂ એ બાળકના જાતકર્મ સંસ્કાર કરાવ્યા ને તેને ચારે વેદો ભણાવ્યા. એના જન્મોત્સવમાં સદાશિવે બ્રાહ્મણોને મણિને રત્નના મુકુટો આપ્યા ને પાર્વતીએ એક લક્ષ ગાયો તથા નાના પ્રકારનાં રત્નો આપ્યાં મહાદેવે એ બાળકને ચાર વેદો વેદનાં અંગો, બીજાં અંગો તથા મૃત્યુંજય નામનું ઉત્તમોત્તમ જ્ઞાન પણ પણ ઉપદેશ્યું. મનસા દેવીને પોતાના પતિ ઉપર, ઈષ્ટદેવ ઉપર ને ગુરૂ અધિક પ્રેમ હતો તેથી તેના પુત્રનું નામ " આસ્તીક " એવુ કહેવાયુ. એ આસ્તીક શિવની આજ્ઞાથી પરમાત્માના મંત્રોનોઉપદેશ લઇને વિષ્ણુપર તપ કરવા સારૂં પુષ્કર ક્ષેત્રમાં ગયા. ત્યાં દેવતાઓનાં ત્રણ લક્ષ વર્ષો તપ કરીને મહા યોગી બનીને પાછા ફરી પ્રણામ કરવા કૈલાસમાં શિવની પાસે આવ્યા. આસ્તીક પછી મનસાની પાસે આવ્યા ત્યારે મનસા તેના સાથે પોતાના પિતા કશ્યપના આશ્રમમાં ગયાં. ને ત્યાંજ રહ્યાં. ત્યાર પછી આસ્તીકની વાર્તા કહું છું તે તમે સાંભળો. અભિમન્યુના પુત્ર પરીક્ષિત રાજાએ દૈવગતિથી પાપ કર્યું તેથી તેમને તક્ષક નાગથી સાત દિવસમાં મૃત્યુ થવા રૂપ બ્રહ્મશાપ થયો. શૃંગીરૂષિએ હાથમાં જળ લઈ શાપ આપ્યો. આ શાપની રાજાને ખબર પડતાં તેઓ પવન પણ ન પ્રવેશી શકે તેવા રક્ષણવાળા રાજમહેલમાં સાત દિવસો રહ્યા ત્યારે સાતમે દિવસે રાજાને કરડવા સારૂં જતા તક્ષક નાગને માર્ગમાં ધન્વંતરી નામના વિપ્રે જોયો ને એ બે વચ્ચે કેટલોક વાર્તાલાપ થયો તક્ષકે સ્વેચ્છાથી ધન્વંતરીને મણિ આપતાં ધન્વંતરી પાછો વળ્યો ને તક્ષકનાગ મંચકપર બેઠેલા પરિક્ષત રાજાને કરડયો તેથી રાજા પરલોકમાં ગયા. પછી પિતાની ઉર્ધ્વદૈહિક ક્રિયાઓ કર્યા પછી જનમેજય રાજાએ સર્પ સત્ર નામના યજ્ઞનો આરંભ કર્યો ને તેમાં વેદમંત્રોના પ્રભાવથી બ્રાહ્મણોદ્વારા સઘળા સર્પો બળી મરવા લાગ્યા. આ સમયે ભયાતુર તક્ષક ઇન્દ્રને શરણે જતાં બ્રાહ્મણો ઈન્દ્રસહિત તક્ષકને જ્યારે હોમવા તૈયાર થયા ત્યારે તક્ષક ને ઈન્દ્ર મનસાની પાસે આવ્યા ને ઈન્દ્રે સૌ દેવતાઓ સહિત ભયભીત પણાથી મનસાની સ્તુતિ કરી. પછી માતાની આજ્ઞાથી આસ્તીકમુનિ જનમેજયના યજ્ઞમાં પધાર્યા ને રાજાની પાસે ઈન્દ્ર ને તક્ષકના પ્રાણ

બચાવનારૂપ વરદાન માગી લીધું. જનમેજય રાજાએ બ્રાહ્મણોની આજ્ઞાથી આસ્તીકને વરદાન આપી યજ્ઞકાર્ય સમાપ્ત કર્યા બાદ બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા આપી. પછી બ્રાહ્મણો મુનિઓ ને દેવતાઓએ મનસાની પૂજા કરી ને નોખી નોખી સ્તુતિઓ કરી. ઈન્દ્રદેવે સરસામાન સજ્જ કરી પવિત્ર થઈ ને બ્રહ્મા વિષ્ણુ ને શિવની આજ્ઞાથી ષોડશોપચારો અર્પીને તથા પ્યારૂ બળીદાન આપી ને પ્રસન્નતાથી મનસાનુ પૂજન કર્યું ને પરમાદરથી સ્તુતિ કરી. સઘળા લોકો મનસાની પૂજા કરીને પોતપોતાના સ્થાનકમાં ગયા. આ સઘળું મનસાનુ સુંદર આખ્યાન મે તમને કહ્યુ ને હવે કહો. બીજું તમારે શું સાંભળવું છે? નારદ બોલ્યા—ઇન્દ્ર દેવે કયાં સ્તોત્રથી મનસાની સ્તુતિ કરી હતી તથા કેવા ક્રમથી પૂજા કરી હતી એ વિષે યથાર્થ વાર્તા કહો. નારાયણ બોલ્યા—સ્નાન કરી ધોયેલાં વસ્ત્રો પહેરી ધૈર્યથી આચમન કરી ઇન્દ્રદેવે રત્નસિંહાસનપર પ્રથમ મનસાની સ્થાપના કરી. રત્નના કળશમાં ભરેલા ગંગા જળથી વેદમંત્રો ભણીને તેણે મનસાદેવીને નવરાવ્યાં. પછી અગ્નિમાં ધોયેલાં બે સુંદર વસ્ત્રો મનસાને પહેરાવ્યાં. પછી ભક્તિથી મનસાનાંતમામ અંગોમાં ચંદનનો લેપ કરીને તેને પાદ્ય તથા અર્ઘ્ય આપ્યાં. પ્રથમ ગણેશ સૂર્ય અગ્નિ, વિષ્ણુ, શિવ ને દુર્ગા એ છ દેવનુ પૂજન કર્યા પછી ૐ શ્રીં હ્રીં મનસા દેવ્યૈ સ્વાહા એ મંત્રથી મહાસતી મનસાદેવીની પૂજા કરી ને દશ અક્ષરવાળા એ મૂળમંત્રથી સઘળું અર્પણ કર્યું. વિષ્ણુની પ્રેરણા થતાં ઈન્દ્રે પ્રીતિથી ભક્તિથી ઉત્તમોત્તમ સોળ ઉપચારો આપીને ત્યાં નાના પ્રકારનાં વાજીંત્રો વગડાવ્યાં. મનસાદેવીની ઉપર ગગનમાંથી પુષ્પવૃષ્ટિ થઇ. રોમાંચિત થયેલા અને નયનોમાં અશ્રુવાળા ઇન્દ્રે દેવતાઓની ને બ્રહ્મા વિષ્ણુને શિવની આજ્ઞાથી મનસાદેવીની આ પ્રકારે સ્તુતિ કરી. ઇન્દ્ર મનસાની સ્તુતિ કરે છે—હે ભગવતી! આપ કે જે ઉત્તમ, પતિવ્રતાઓમાં શ્રેષ્ઠ, પરથી પર ને અનિર્વચનીય છો તેની સ્તુતિ કરવા હું ચાહું છુ પણ હાલ તે કરવા હું સમર્થ થતો નથી. જેમાં ઈષ્ટદેવના સ્વભાવનું યથાર્થ વર્ણન હોય છે તે સ્તોત્ર કહેવાય છે એમ વેદોક્ત સ્તોત્ર લક્ષણ છે તો તે પ્રમાણે હુ તમારા ગુણાનુવાદ ગાવા સમર્થ નથી. હે પ્રકૃતિરૂપ! આપ શુદ્ધ સ્વરૂપ તથા કોપ ને હિંસા રહિત છો ને જરત્કારૂ મુનિ તમને તજવા અસમર્થ હતા તેથી જવા વાસ્તે તેમણે તમારી પ્રાર્થના કરી હતી. આપ બેનની સમાન દયારૂપ ને માતાની પેઠે ક્ષમારૂપ છો તેમની મે મારી માતા અદિતિના તુલ્યે પુજા કરી છે. હે સાધ્વી! હે દેવેશ્વરી! તમે મારા પ્રાણ, પુત્ર તથા સ્ત્રીની રક્ષા કરી તેથી હુ તમારી પૂજા કરૂ છુ. સર્વદા તમારા ઉપર મારો પ્રેમ વૃદ્ધિગત હો! હે જગદંબા! આપ જો કે સર્વત્ર સર્વથી સુપૂજ્ય છો તોપણ હુ તમારી પૂજાની વૃદ્ધિ કરૂં છું. જે લોકો આષાઢ માસમાં સંક્રાન્તિને દિવસે, નાગપંચમીને દિવસે, મહીનાના અન્તે કે પ્રત્યેક દિવસે ભક્તિથી તમારૂ પૂજન કરશે તેઓના પુત્ર પૌત્ર ધન આદિની વૃદ્ધિ થશે. તેઓ યશસ્વી, કીર્તિવાળા વિદ્યાવાળા ને ગુણવાન થશે. જેઓ અજ્ઞાનથી તમારી નિન્દા કરશે તેઓ લક્ષ્મીહીન તથા સદા સર્પના ભયવાળા રહેશે. સર્વની લક્ષ્મીરૂપ આપ છો, આપ વૈકુંઠનાં લક્ષ્મીના અંશરૂપ છો ને મહામુનિ જરત્કારૂ નામના અંશરૂપ છો. આપણા પિતા કશ્યપમુનિએ આ-

મારાં રક્ષણ વાસ્તેજ તપ અને તેજના પ્રભાવથી મનમાંથી તમને ઉત્પન્ન કર્યા છે તેથી તમે 'મનસા' કહેવાઓ છો. હે મનસાદેવી ! તમે શક્તિથી પોતાથીજ સિદ્ધ યોગવાળાં છો જેથી અમારી આ માનસિક પૂજાનો તથા વંદનાનો આપ અંગીકાર કરજો. દેવતાઓ ભક્તિવાળાં મનથી તમારી સર્વદા ઘણીક પૂજા કરે છે વાસ્તે વિદ્વાનો આપને 'મનસા દેવી' કહે છે. હે દેવી ! આપ સદાય સત્યનું સેવન કરનારાં છો તેથી સત્યસ્વરૂપ છો. જે મનુષ્ય એકાગ્રતાથી નિત્ય તમારી ભાવના કરે છે તે તમને પામે છે. નારાયણ બોલ્યા—આમ કહી પોતાની બેની મનસા દેવીની સ્તુતિ કરી ને તેમની પાસેથી વરદાન મેળવી ઈન્દ્ર પોતાના શણગારેલા ઉત્તમ પદાર્થોવાળાં ભવનમાં પધાર્યા. પછી એ દેવી પુત્ર સહિત પિતાના ગૃહમાંજ રહ્યાં. સર્વમાન્ય ને સર્વપૂજ્ય મનસાદેવીની સર્વદા દેવતાઓ પૂજા કરવા લાગ્યા. હે નારદ ! આ સમયે કામધેનુએ ગોલોકમાંથી આવીને બહુ પૂજાયેલાં મનસાદેવીને પોતાના પદથી સ્નાન કરાવીને આદરયુક્ત તેમની પૂજા કરી. પછી તેમને રહસ્યરૂપ તથા સર્વલોકોને મહાદુર્લભ જ્ઞાનનો ઉપદેશ કર્યો. પછી મનસાએ અને દેવતાએએ પણ જેની સારી રીતે સામી પૂજા કરી એવાં કામધેનુ પાછાં સ્વર્ગલોકમાં ગયાં. કોઈ મનુષ્ય ઈન્દ્રે કરેલા પુણ્યના બીજરૂપ આ સ્તોત્રનો પાઠ કરે ને મનસાનું પૂજન કરે તો તેને તથા તેના વંશજો ને નાગનો ભય થતો નથી જ્યારે સ્તોત્ર સિદ્ધ થાય ત્યારે વિષ પણ અમૃત સમાન થાય છે. પાંચ લાખ પાઠ કરવાથી મનુષ્યને આ સ્તોત્ર સિદ્ધ થાય છે. સિદ્ધ સ્તોત્રવાળો પુરૂષ અવશ્ય સર્પ ઉપર સુઈ શકે તથા બેસી પણ શકે. ૧-૧૪૫

पंच लक्ष जपेनैव सिद्ध स्तोत्रो भवेन्नरः।
सर्पशायी भवेत्सोऽपि निश्चितं सर्पवाहनः १९५

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે નવમા અધ્યાય ૪૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪૯ મો.*

### સુરભિનું આખ્યાન.

नारद उवाच—
कावासासुरभिर्देवीगोलोकादागतावया।
तज्जन्मचरितंब्रह्मन्श्रोतुमिच्छामियत्नतः ॥१॥

નારદ બોલ્યા—ગોલોકમાંથી આવેલાં એ સુરભિ દેવી કોણ હતાં ? હે બ્રહ્મન્ ! હું એ કામધેનુના અવતાર ચરિત્રને સાંભળવા ઈચ્છું છું. નારાયણ બોલ્યા—એ સુરભિ દેવી ગાયોનાં અધિષ્ઠાતા છે તથા ગાયોનાં કારણરૂપ છે. ગાયોની માતા છે, ગાયોમાં પ્રધાન છે, ને ગોલોકમાં ઉત્પન્ન પામેલાં છે. સઘળી ગાયોમાં પ્રથમ ઉત્પન્ન થયેલાં એ સુરભિ દેવીનાં ચરિત્રોને સાંભળો. પ્રથમ વૃન્દાવન નામના વનમાં એ જનમ્યાં હતાં. એકવાર શ્રીકૃષ્ણ ભગવાન રાધાજીના અંગે પવિત્ર વૃન્દાવનમાં ગયા હતા. તેમની સાથે અનેક ગોપીઓ પણ હતી, ત્યાં ભગવાન સહસા રસભોગના ઉત્સાહથી વિહાર કરતા હતા ત્યારે એ પ્રભુને દુધ પીવાની રૂચિ થતાં તેમણે લીલાપાત્રમાં પોતાના વામ અંગમાંથી વાછડાંવાળાં ને પુષ્કળ દુધવાળાં સુરભિદેવીને ઉત્પન્ન કર્યાં, એમના વાછડાનું નામ 'મનોરથ' કહેવાયું. એ વાછડાંવાળાં સુરભિને દેખી શ્રીદામા નામના ગોપે નવીન પાત્રમાં તેમનું અમૃત સમાન ક્ષીર કે જે જન્મ મરણ ને

* આ અધ્યાયમાં સુરભિદેવીનું આખ્યાન કરવામાં આવશે.

જરાને હરનારૂં હતું તે દોહ્યું. પછી એ દુધ ગોપીનાથ ભગવાને પીધું. પછી શ્રીદામાના કરમાંથી દુધનું પાત્ર પડી જતાં દુધનુ ફરતું સો યોજન લાંબું તથા પહોળું તળાવ થયુ જે ગોલોકમાં ક્ષીરસરોવર નામથી સુપ્રસિદ્ધ છે. ગોપીઓ ને રાધાની ઉત્તમ ક્રીડાવાપી પણ એનેજ કહે છે. તે વાપી ઉત્તમ રત્નોથી રચેલી છે, ઈશ્વરેચ્છાથી એ વાપી સર્વદા પરિપૂર્ણ રહે છે. એ સુરભિનાં રોમોમાંથી બીજી લાખો સુરભિઓ ઉત્પન્ન થઈ. ગોલોકમાં જેટલા ગોપલોકો છે તેટલીજ તે કામધેનુઓ ઉત્પન્ન થઈ છે. પ્રત્યેક ગોપને ત્યાં એક કામધેનુ છે એ કામધેનુઓના પુત્રો પણ અગણિત છે, આ ગાયોની સૃષ્ટિ થઈ કે જેનાથી જગત પરિપૂર્ણતામાં આવ્યું છે. હે નારદ ! એ સુરભિની પ્રથમ પૂજા શ્રીકૃષ્ણે કરી હતી ને પછી એ મહાદુર્લભ પૂજા ત્રણે લોકમાં શરૂ થઈ છે. શ્રીકૃષ્ણની આજ્ઞાથી દીવાળીને બીજે દિવસે સુરભિનું પૂજન કરવાનો ચાલ પ્રચાર થયો છે. આ વાત મેં ધર્મના મુખથી સાંભળી છે. હે નારદ ! હવે એ સુરભિના ધ્યાન સ્તોત્ર મૂલમંત્ર ને પૂજા ક્રમજે વેદોકત છે તે કહુંછું તો સાંભળો. **ૐ સુરભ્યૈ નમઃ** એ છ અક્ષરવાળો મંત્ર છે. આ મંત્ર એકલાખ જપ કરવાથી સિદ્ધ થાય છે. આ મંત્ર કલ્પવૃક્ષ સમાન છે. યજુર્વેદોક્ત એમનાં ધ્યાન ને પૂજા સર્વ પ્રકારે ૠદ્ધિ, વૃદ્ધિ મુકિતને સઘળા ઈષ્ટ પદાર્થો આપનાર છે. 'સુરભિદેવી' કે જે લક્ષ્મીરૂપ, સર્વોત્તમ રાધાનાં સખી, ગાયોનાં અધિષ્ઠાતા, ગાયોનાં આદિ, ગાયોની માતા, પવિત્ર રૂપવાળાં પવિત્ર તથા ભક્તોના સઘળા મનોરથો પૂરનારાં છે ને જેથી સઘળું વિશ્વ પવિત્ર થયું છે તેને હું ભજુંછું." આ પ્રકારે ધ્યાન કરીને બ્રાહ્મણે કે દ્વિજે ઘટમાં, ગાયના મસ્તકમાં, ગાયના ખીલામાં, શાલિગ્રામમાં, જળમાં કે અગ્નિમાં, સુરભિની પૂજા કરવી. જે મનુષ્ય દીવાળીને વળતે દિવસે પૂર્વાન્હકાળમાં ભક્તિથી સુરભિને પુજે તે મનુષ્ય જગત્‌માં પૂજ્ય થાય છે. એક દિવસ વારાહ કલ્પમાં વિષ્ણુની માયાના પ્રભાવથી સુરભિએ સઘળાં ત્રૈલોકયમાંથી દુધ ખેચી લીધુ હતું તેથી ચિંતાવાળા દેવાદિ લોકોએ બ્રહ્મલોકમાં જઇ બ્રહ્માની સ્તુતિ કરી હતી. ઇન્દ્ર સ્તવે છે–હે સુરભિ! હે જગદંબા ! આપ કે જે મહાદેવી ગાયોરૂપ ગાયોનાં બીજરૂપ, રાધાને વહાલાં, લક્ષ્મીના અંશરૂપ, શ્રીકૃષ્ણની પ્રિયા, ગાયોની માતા, સૌને સર્વદા કલ્પતરૂ સમાન, દુધ, ધન, બુદ્ધિ કલ્યાણ ગાયો યશ; કીર્તિ ને ધર્મ આપનારાં છો તેમને હું ફરી ફરી ઘણા ઘણા પ્રણામ કરૂ છુ. નારાયણ બોલ્યા–વિશ્વમાતા ને નિત્ય રૂપવાળાં સુરભિદેવી આ સ્તોત્રથી પ્રસન્ન થઈને આનંદથી બ્રહ્મલોકનાં તેજ સ્થાનમાં પ્રકટ થયાં હતાં. પછી દુર્લભ મનવાંછિત વરદાન ઇન્દ્રને આપીને તેઓ ગોલોકમાં ગયાં હતાં. દેવતાઓ પોતપોતાના સ્થાનકોમાં પછી ગયા હતા. હે નારદ ! સુરભિના વરદાનથી અખિલવિશ્વ દુધથી પૂર્ણ થયુ, દુધમાંથી ધૃત થયું, ધૃતથી યજ્ઞો થયા ને યજ્ઞોથી દેવોની પ્રીતિ થવા લાગી. જે મનુષ્ય ભક્તિથી સુરભિનાં મહા પવિત્ર સ્તોત્રનો પાઠ કરે તે મનુષ્ય ગાયો કીર્તિ, ધન, ને પુણ્યને પ્રાપ્ત કરે છે. તેને સઘળાં તીર્થોનાં સ્નાનનું ફળ મળે છે, સર્વ યજ્ઞોની દીક્ષા લીધાનુ ફળ મળે છે, તે તે મનુષ્ય આ લોકમાં સુખ ભોગવીને ગોલોકમાં જાય છે ને ત્યાં જઈને લાંબો કાળ વસે છે અને શ્રીકૃષ્ણની સેવા કરે છે તેથી તે માણસ ત્યાંથી પાછો

પૃથ્વીમાં અવતરતો નથી પરંતુ બ્રહ્માનો પુત્ર થાય છે. ૧–૩૩

सुचिर निवसेत्तत्र करोति कृष्ण सेवनम् ।
न पुनर्भवनं तत्र ब्रह्म पुत्रो भवेत्तु सः ॥ ३३ ॥

ઇતિ શ્રી મહાપુરાણવિષે દેવી ભાગવત વિષે નવમા સ્કન્ધમાં અધ્યાય ૪૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૫૦ મો.*

### રાધાને દુર્ગાનું વિધાન.

नारद उवाच—

श्रुतं सर्वं सुगाख्यानं प्रकृतीनां यथातथम् ।
यच्छ्रुत्वा मुच्यते जन्तु र्जन्म संसार बंधनात् १

નારદ બોલ્યા—જીવોને જન્માદિક સંસારના બંધનમાંથી છોડાવનારૂં પ્રકૃતિઓનું આખ્યાન મેં બરાબર સાંભળ્યું ને હવે વેદમાં ગુપ્ત વેદોક્ત રાધા તથા દુર્ગાનું વિધાન સાંભળવા મારી ઇચ્છા છે. હે મુનિવર્ય! આપે એ બે દેવીઓનુ માહાત્મ્ય બહુ બહુ બતાવ્યું છે તો પછી એ સાંભળી કોનું ચિત્ત તેમાં ન પરોવાય! રાધા ને દુર્ગાના અંશરૂપ સઘળું જગત્ છે ને જેઓના નિયમમાં સચરાચર જગત્ છે તથા જેઓનું ભજન મુક્તિ આપનારૂં છે તેઓનુ વિધાન હવે બતાવો. નારાયણ બોલ્યા હે નારદ! કોઈ ને મેં નહી કહેલુ, સારમાં સારરૂપ વેદોક્ત રહસ્ય કે જે ઉત્તમોત્તમ છે તે કહુ છું. સાંભળો. આ વિષય સાંભળી તમારે બીજાને ન કહેવો કારણકે તે ગુપ્તમાં ગુપ્ત છે. વિશ્વોત્પત્તિના સમયમાં મૂલપ્રકૃતિરૂપ ભુવનેશ્વરીમાંથી પ્રાણ અને બુદ્ધિનાં અધિષ્ઠાનરૂપે બે પ્રકૃતિઓ પ્રકટ થઈ કે જે બે સર્વદા જીવોને નિયમમાં રાખી પ્રેરે છે. વિરાડાદિ સઘળું જગત્ તેઓને આધીન છે. હે નારદ! એઓમાં પ્રાણના અધિષ્ઠાતારૂપ પ્રથમ રાધા છે તેમનો મંત્ર ભક્તિથી સાંભળો ॐ श्रीं ह्रीं राधायै स्वाहा એ સાત અક્ષરવાળો મંત્ર બ્રહ્મા ને વિષ્ણુ આદિએ સેવેલો, ઉત્તમોત્તમ, ધર્માદિ પુરૂષાર્થોને આપનારો ને ચિંતામણિના સમાન મનોરથોને પુરનારો છે. કોટિ વદનોથી કે જીભોથી તે મંત્રનું માહાત્મ્ય વદી શકાય તેવું નથી. પ્રથમ ગોલોકમાં રાસમંડળમાં મૂળદેવીના પ્રબોધથી ભક્તિ પરાયણ થઈને શ્રીકૃષ્ણે એ મંત્રોપદેશ લીધો હતો ને પછી શ્રીકૃષ્ણે વિષ્ણુને, વિષ્ણુએ બ્રહ્માને, બ્રહ્માએ ધર્મને ને ધર્મે મને એ મંત્રનો ઉપદેશ કરેલો છે. આવી એ મંત્રની પરંપરા છે. એનો જપ કરવાથી હું રૂષિ કહેવાઉ છું. બ્રહ્માદિક દેવો પણ પ્રેમથી રાધાની ભક્તિ કરે છે. રાધાજીનાં પૂજનના વિના શ્રીકૃષ્ણનાં પૂજનમાં અધિકાર નથી આવતો. આથી સઘળા વૈષ્ણવોએ રાધાજીની પૂજા કરવી જોઇએ. એ ભગવતી શ્રીકૃષ્ણને પ્રાણથી અધિક પ્યારાં છે તથા શ્રીકૃષ્ણ તેમને જ આધીન છે. એ રાધા શ્રીકૃષ્ણના અખંડ રાસનાં ઈશ્વરી છે. શ્રીકૃષ્ણ રાધા રહિત રહી શકતા જ નથી. એ દેવી સઘળી ઈચ્છાઓ પૂરનારાં છે તેથી 'રાધા' નામથી કહેવાય છે. આ પ્રકરણમાં મેં જે જે મંત્રો કહેલા છે તે મંત્રનો હું રૂષિ છું, રાધાના મંત્રના દેવતા રાધા છે. સઘળા મંત્રોમાં દેવી ગાયત્રી છન્દ છે. ૐકાર બીજ છે ને ભુવનેશ્વરી શક્તિ છે. આ મંત્રમાં તથા અન્ય મંત્રોમાં પણ મૂળ આવૃત્તિથી ષડંગ કરવાં જોઇએ. તે પછી રાસેશ્વરી મહાદેવી રાધિકાનું સામવેદોક્ત ધ્યાન કરવું. "ચંપકનાં પુષ્પો સમાન

* આ અધ્યાયમા રાધા ને દુર્ગાના વિધાન વિષે કહેવામા આવશે.

શ્વેત કાયાવાળાં, શરદ ચંદ્રમા સરખાં વદનવાળાં, કોટિ ચન્દ્રમા સરખી પ્રભાવાળાં શરદ ઋતુનાં કમળો જેવાં નયનોવાળાં, ધોલા સરખાં અધરોવાળાં, વિશાળ નિતંબોવાળાં, કટિપશ્ચાત્ ભાગમાં કટિમેખળાવાળાં, બટ મોગરાના જેવી દંત પંક્તિઓવળાં, મંદ હાસ્યથી શોભતાં મુખવાળાં, હાથીનાં કુંભસ્થળ સમાન સ્તનયુગલવાળાં, બાર વર્ષની અખંડ અવસ્થાવાળાં, રત્નાભરણોવાળાં, ચોટલામાં ગુંથેલી માલતીનાં ફૂલોની તથા મલ્લિકાની માળાઓવાળાં, સઘળાં સુકોમળ અંગોવાળાં, કરમાં વર તથા અભયવાળાં, સર્વદા અખંડ યૌવનવાળાં, અગ્નિથી ધોવાએલાં વસ્ત્રોવાળાં, રેશમી વસ્ત્રો ળાં, શૃંગાર સાગરની લહેરીરૂપ, ભક્તાનુગ્રહ પરાયણ, રાસમંડળમાં રત્નસિંહાસનપર બેઠેલાં, શાન્ત, ગોપિકા ગણોનાં અધીશ્વરી, શ્રીકૃષ્ણને પ્રાણથી પણ વહાલાં, વેદમાં વખણાયેલાં અને પરમેશ્વરી રાધિકા દેવીને હું ભજું છું " એ પ્રકારે ધ્યાન કર્યા પછી બહાર શાલગ્રામમાં, ઘટમાં કે અષ્ટદળ યંત્રમાં વિધિથી તેમની પૂજા કરવી. પ્રથમ આવાહન કરી મૂલ મંત્રથી આસનાદિક ઉપચારો અર્પવા. મૂલમંત્રથી ત્રણ વાર ચરણમાં પાદ્ય આપવું, મસ્તકમાં અર્ધ્ય આપવું ને મુખમાં આચમન આપવું પછી મધુપર્ક આપવુ ને પયસ્વિની ગાય આપવી. પછી પૂજાના અધિષ્ઠાનમાંજ સ્નાનાલયની ભાવના કરી તેમાં દેવીને પધરાવવાની ભાવના કરવી. પછી અભ્યંગાદિ સ્નાનવિધિની કલ્પના કરી બે વસ્ત્રો, નાના પ્રકારના અલંકારો, ને ચંદન અર્પણ કરવાં. પછી તુલસીનાં માંજરોવાળી ચિત્રવિચિત્ર પુષ્પમાળાઓ, પારિજાતનાં પુષ્પો ને કમળ વિગેરે બીજાં પણ પુષ્પો ચડાવવાં. પછી દેવીના પરિવારનું પવિત્ર પૂજન કરવું. અગ્નિ ઈશાન નૈઋત્ય ને વાયુ કોણમાં, મધ્યમાં તથા દિશાઓમાં અંગોની પૂજા કરીને અષ્ટદળમાં દક્ષિણા વર્ત્તની રીતે દેવીના આ ળ રહેલા દળથી શરૂ કરી માળાવતી આદિ આઠ શક્તિઓની પૂજા કરવી. અગ્ર દળમાં માલાવતીનું અગ્નિખુણામાં માધવીનું, ( આ પૂજનમાં પૂજ્ય ને પૂજકના મધ્યમાં પૂર્વદિશા કલ્પવાની છે ) દક્ષિણમાં રત્નમાલાનું, નૈરૂતમાં સુશીલાનું, િમમાં શશીકળાનું, વાયુમાં પારિજાતાનું, ઉત્તરમાં પરાવતીનું ને ઇશાનમાં પ્રિય ારિણીનું પૂજન કરવું. આથી બહારના ભાગોમાં બ્રહ્મા આદિની ને ભૂપુરમાં દિગ્પાલોની તથા વજ્ર આદિ આયુધોની પૂજા કરવી. પછી સ્તોત્રોથી તથા સહસ્રનામોથી સ્તુતિ કરી પ્રયત્નસહિત એક સહસ્ર જપ કરવો જે પુરૂષરાસેશ્વરીસર્વોત્તમરાધાજીનેઆપ્રકારેપૂજેછે તે પુરૂષ વિષ્ણુ સમાન થાય છે ને સદા ગોલોકમાં રહે છે. જે મનુષ્ય કાર્તિકી પૂર્ણિમાના દિને રાધાજીનો જન્મોત્સવ કરે છે તેને રાધાજી પોતાનું સાનિધ્ય આપે છે. સર્વદા ગોલોકવાસિની એ રાધાજી કોઈ કારણવશાત્ એક સમયે વૃન્દાવન નામના વનમાં વૃષભાનુ નામના ગોવાળીઆની દુહિતા થયાં હતાં. પ્રકૃતિઓનાં ઉપાસન સબધમાં આ પ્રકરણમાં તે તે મત્રોની સંખ્યા, વિધાન, ને પુરશ્ચરણ વિષે મે કહેલુ છે ને પુરશ્ચરણની સંખ્યાના દશાંશ પ્રમાણે ભક્તિથી હોમ કરવો ને તે હોમ મધ ઘી ને દુધવાળા તિલથી કરવો. નારદ બોલ્યા—હે મુનિ ! રાધાનું સ્તોત્ર કે જે રાધાની પ્રસન્નતા કરનારૂં છે તે મને કહો. નારાયણ બોલ્યા—" હે પરમેશ્વરી ! હે રાસમડલ વાસિનિ ! હે રાસેશ્વરી ! હે શ્રીકૃષ્ણને પ્રાણથી પણ પ્યારાં ! હે ત્રૈલોકયની માતા !

આપને હું પ્રણામ કરૂં છું—પ્રણામ કરૂં છું વાસ્તે પ્રસન્ન હો ! જેમનાં ચરણ કમળને બ્રહ્મા ને વિષ્ણુ વિગેરે દેવતાઓ પણ વદે છે એવાં આપને મારા નમસ્કાર હો. હે સરસ્વતીરૂપ ! હે કલ્યાણ કારિણી સાવિત્રીરૂપ ! હે ગંગારૂપ ! હે પદ્માવતી રૂપ ! હે ષષ્ઠીરૂપ ! હે મંગલ ચંડિકારૂપ ! હે મનસારૂપ ! હે તુલસીરૂપ ! હે લક્ષ્મીરૂપ ! હે ભગવતી દુર્ગારૂપ ! હે સર્વસ્વરૂપ ! હું તમને પ્રણામ કરૂં છુ ને ફરીફરી પ્રણામ કરૂં છુ. આપ કે જે મૂલ પ્રકૃતિરૂપ તથા કરૂણાસાગર છો તેને હું ભજું છુ. હે જગદંબા ! સંસારરૂપ મહાસાગરમાંથી આપ મને બહાર કાઢી દયા કરો દયા કરો." જે મનુષ્ય રાધાની સ્તુતિ કરી આ પ્રકારે ત્રણે સંધ્યામાં આ સ્તોત્રનો પાઠ કરે તેને કોઈ સમયે કોઈ વસ્તુ દુર્લભ ન રહે ને તે માણસ મરણ પામ્યા પછી સર્વદા ગોલોકમા જઈ વસે. આ પરમ રહસ્ય તમારે કોઇને ન કહેવું. હે નારદ ! હવે જનાં સ્મરણ માત્રથી મોટી મોટી આપત્તિઓ તૂટી જાય છે તેવાં શ્રી દુર્ગા દેવીનું વિધાન સાંભળો. એમના નહી ભજનારા કોઈ સ્થાને છેજ નહીં. એ ભગવતી સર્વનાં ઉપાસ્ય, સર્વની માતા, શિવશક્તિ, મહા અદ્ભુત, સર્વની બુદ્ધિનાં અધિષ્ઠાતા, ને અન્તર્યામી રૂપ છે. આ દેવી મહા વિષમ સંકટોનાં હરનારાં હોવાથી જગત્માં 'દુર્ગા' નામથી સુપ્રસિદ્ધ છે. મૂળ પ્રકૃતિરૂપ તથા સૃષ્ટિ સ્થિતિ અને સમયને કરનારાં એ ભગવતી સર્વદા શૈવોએ ને વૈષ્ણવોએ પણ ઉપાસવા યોગ્ય છે. એ દેવીનો સઘળા મંત્રોમાં શિરોમણિરૂપ નવાક્ષરી મંત્રરાજ છે તે સાંભળો. **ओं ऐं ह्रीं क्लीं चामुण्डायै विच्चे** એ નવાર્ણમંત્ર ભજનારાઓને કલ્પવૃક્ષ સરખો છે. બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર એ આ મંત્રના રૂષિઓ છે. ગાયત્રી, ઉષ્ણિહ, ને અનુષ્ટુપ એ ત્રણ તેના છન્દો છે. મહાકાળી, મહાલક્ષ્મી, ને મહાસરસ્વતી એ ત્રણ દેવતાઓ છે. રકતદંતિકા, દુર્ગા, અને ભ્રામરી એ ત્રણ તેનાં બીજો છે. નન્દા શાકંભરી ને ભીમા એ ત્રણ તેની શકિતઓ છે, ધર્મ અર્થ કામ ને મોક્ષ એ પુરૂષાર્થ ચતુષ્ટય વાસ્તે આ મંત્રનો વિનિયોગ છે. સકળ પુરૂષાર્થોની સિદ્ધિ વાસ્તે રૂષિઓ, છન્દ, ને દેવતાઓનો અનુક્રમથી મસ્તકમાં, મુખમાં ને હૃદયમાં ન્યાસ કરવાનો કરવાનો છે. ત્રણ બીજનો જમણા સ્તનમાં ન્યાસ કરવાનો છે. ઉપદેશવાળા મનુષ્યે એ મંત્રનો ત્રણ અક્ષરથી, બે અક્ષરથી તથા સઘળા મંત્રોથી અન્તે સ્વાહાઆદિ જાતિપદોના ઉચ્ચારણ કરીને ષડંગ કરવાનાં છે. પ્રત્યેક વર્ણનો અનુક્રમે શિખામાં, નેત્રોમાં, બે કાનમાં, બે નાસિકામાં, મુખમાં ગુદમાં ન્યાસ કર્યા પછી સઘળા મંત્રથી વ્યાપક કરવું. "પોતાના હસ્તોથી તરવાર, ચક્ર, ગદા, બાણ, ધનુષ, પરિઘ, શુળ, ભુશંડી, મસ્તક ને શંખનુ ધારણ કરનારાં ત્રણ વચનોવાળાં, રત્નાલંકારોથી શણગારેલાં, શ્યામ અંજન જેવી પ્રભાવાળાં, દશ ચરણવાળાં, દશભુજાવાળાં, દશ વદનવાળાં ને બ્રહ્માએ મધુકૈટભના નાશ વાસ્તે જેની સ્તુતિ કરી હતી એવાં એ મહાકાળીને હું ઉપાસુ છું " એ પ્રકારે **क्लीं** રૂપ મહાકાળીનુ ધ્યાન કરવુ," અક્ષમાળા, પરશુ, ગદા, બાણ, વજ્ર, પદ્મ, ધનુષ, કુંડી, દંડ, સાંગ, ખડ્ગ, ઢાળ, કમળ, ઘંટા, સુરાપાત્ર, ત્રિશુળ, પાશ ને સુદર્શનનું ધારણ કરનારાં, રાતી પ્રભાવાળાં, રાતાં કમળનાં આસનપર બિરાજમાન, ને મહિષાશુરનું મર્દન કરનારાં મહાલક્ષ્મી દેવીને હું ઉપાસું

છું." આ પ્રકારે હ્રીં રૂપ બીજથી મહાલક્ષ્મીનું ધ્યાન કરવું. "ઘટા, ત્રિશુલ, હળ, શંખ, મુસળ, સુદર્શન, ધનુષ, ને બાણ એ આઠ આયુધોને પોતાના કરકમળમાં ધરનારાં અટમોગરા જેવાં ધોળાં, શુંભાદિ દૈત્યોને મારનારાં ને સચ્ચિદાનંદરૂપ મહાસરસ્વતીને હું ભજું છું" આવી રીતે ઐં રૂપ બીજથી મહાસરસ્વતીનુ ધ્યાન કરવું. હે નારદ ! હવે એ દેવીનો યંત્ર બતાવુ તે સાંભળો. પ્રથમ ત્રિકોણ, પછી ષટ્કોણ, પછી અષ્ટદળ પદ્મ, પછી ચોવીશદળ પદ્મ, ને અંતે ભૂધર આવે એવી રીતનો યંત્ર કાઢવો. શાલગ્રામમાં, ઘટમાં, યત્રમાં, પ્રતિમામાં, બાણલિગમાં, કે સૂર્યમાં એકાગ્રતાથી દેવીનું યજન કરવું. જયા આદિ શકિતઓવાળા પીઠમાં તેમનું પૂજન કરવું. પૂર્વ ખુણામાં સરસ્વતિ સહિત બ્રહ્માનું, નૈરૂતકોણમાં લક્ષ્મી સહિત શ્રીવિષ્ણુનું, વાયુકોણમાં પાર્વતી સહીત શંકરનું, દેવીના દક્ષિણ ભાગમાં સિંહનું, ને વામ ભાગમાં મહિષાસુરનું પૂજન કરવું. ત્યાર પછી ષટ્કોણમાં અનુક્રમે નન્દની, રકતદતા, શાકભરી, દુર્ગા, ભીમા, અને ભ્રામરીની પૂજા કરવી. ત્યાર પછી અષ્ટદળમાં બ્રહ્મ, મહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, નારસિંહી, ઐન્દ્રી ને ચામુંડાની પૂજા કરવી તે પછી ચોવીશ દળમાં દેવીની આગળના પત્રથી અનુક્રમે વિષ્ણુમાયા, ચેતના, બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, છાયા, પરાશક્તિ, તૃષ્ણા, ક્ષાન્તિ, જાતિ લજ્જા, શાન્તિ, શ્રદ્ધા, કીર્તિ, લક્ષ્મી, ધૃતિ, વૃત્તિ, શ્રુતિ, સ્મૃતિ, દયા, તુષ્ટિ, પુષ્ટિ, માતા, ને ભ્રાન્તિનાં પૂજન કરવાં પછી ભૂપુરના ખુણાઓમાં પ્રાજ્ઞ જનોએ ગણેશ, ક્ષેત્રપાળ, બટુકને યોગણીઓનાં પૂજન કરવાં. ભૂપુરના બહારના ભાગમાં વજ્ર આદિ આયુધોની તથા ઇન્દ્રાદિ દેવતાઓની પૂજા કરવી. આ પ્રમાણે આવરણ સહીત ભગવતીનું પૂજન કરવું. જગદબાને ખુશી કરવા વાસ્તે નાના પ્રકારના રાજોપચારો પણ કરવા. ત્યાર પછી મંત્રના અર્થમાં ( મંત્રનો અર્થ આ પ્રકારે છે કે ઐં અર્થાત્ મહાસરસ્વતી, હ્રીં અર્થાત્ મહાલક્ષ્મી, ક્લીં અર્થાત્ મહાકાળી ચિત્ અર્થાત્ ચિત્ ચ અર્થાત્ સત્ ઇ એટલે આનંદ ચામુણ્ડાયૈ અર્થાત્ બ્રહ્મ વિદ્યા સારૂ અનુસંદધેવ અમે ધ્યાન કરીએ છીએ એટલો ત્યાં અધ્યાહાર છે. સઘળું મળી એ અર્થ છે કે "હે ચિતરૂપ સરસ્વતી ! હે સતરૂપ મહાલક્ષ્મી અને હે આનદરૂપ મહાકાળી ! અમે બ્રહ્મ વિદ્યા વાસ્તે તમારૂં ધ્યાન કરીએ છીએ. ધ્યાન કરીને નવાર્ણ મત્રનો જપ કરવો. પછી દેવીની પાસે માર્કંડેય પુરાણોક્ત સપ્તશતી સ્તોત્રથી સર્વદા જગદંબાને પ્રસન્ન રાખવાં. આમ કરવાથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ, ને મોક્ષએ ચારે પુરૂષાર્થોને પામે છે. હે નારદ ! આ પ્રમાણે શ્રીદુર્ગા દેવીનુ વિધાન મેં તમને કહ્યું. આથી કૃતાર્થતા થાય છે. વિષ્ણુ ને બ્રહ્મા વિગેરે દેવગણો, મુનિઓ, મનુઓ, જ્ઞાનનિષ્ઠાવાળાઓ, યોગીઓ, આશ્રમવાળાઓ, ને લક્ષ્મી આદિ દેવીઓ પણ દુર્ગા દેવીનું ધ્યાન કરે છે. દુર્ગાનાં સ્મરણથીજ જન્મની સફળતા છે. ચૌદ મનુઓ દુર્ગાના ચરણનાં ધ્યાનથી મન્વંતરોના અધિપતિ થયા હતા. દેવો પણ એ ધ્યાનથી પોતપોતાનાં પદને પામેલા છે. આ રહસ્યોમાં પણ અતિ રહસ્યરૂપ પાંચ પ્રકૃતિઓનું ને તેના અંશોનું વર્ણન મે તમને કહ્યુ. આના શ્રવણથી મનુષ્યોને ચારે પુરૂષાર્થોની સિદ્ધિ થાય છે તેમાં શંકા નથી. આ હું સત્ય કહુ છું. શ્રીમદ્દેવી ભાગવત પુરાણનો આ નવમો સ્કન્ધ સાંભળવાથી અ-

પુત્રને પુત્ર, વિદ્યાહીનને વિદ્યા, ને મનમાં જે જે મનોરથો કરતો હોય તેને તે તે ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે. નવરાતમાં ભગવતીની આગળ સાવધાનતાથી આનો પાઠ કરવો. પાઠમાત્રથી જગદંબા અવશ્ય પ્રસન્ન થાય છે. જે મનુષ્ય નિત્ય એક એક અધ્યાયનો પાઠ કરે તેને દેવી વશ્ય થાય છે કેમકે તે મનુષ્ય દેવીનું પ્રિય કરનારો છે. આ નવમા સ્કન્ધમાં વિધિ સહિત કુમારિકાના હાથથી અથવા બટુકના હસ્ત કમળથી નિત્ય શકુનની પરીક્ષા કરવી. મનમાં મનોરથ ધારીને પુસ્તકની ને પછી શ્રી જગદંબાને વારંવાર પ્રણામ કરવા. પછી બરાબર સ્નાન કરીને કન્યાને ત્યાં લાવી તેની પૂજા કરવી ને તે કન્યા પાસે સુવર્ણની સળી પુસ્તકમાં મેલાવવી. પુસ્તક વાંચતાં જો શુભ આવે તો શુભ ને અશુભ તો અશુભ અને બન્નેથી વ્યતિરિક્ત આવે તો તેવું કાર્ય અવસ્યમેવ બને છે- ૧-૧૦૦

**शुभंवाप्यशुभंयत्र यदायाति तत्तद्भवेत् ॥**
**उदासीनेप्युदासीनं कार्यंभवतिनिश्चितम् ॥१००॥**

(આ સ્કંન્ધના વ્યાસ ભગવાને બધા મળી શ્લોકો રચ્યા છે. ઇતિ શ્રી અઢાર શ્લોકોવાળી શ્રીમદ્દેવીભ.ગવત પુરાણ સહીતામાં નવમા સ્કંધમાં અધ્યાય ૫૦ મો સપૂર્ણ તથા સ્કન્ધ નવમો સંપૂર્ણ.

---



# श्रीमद्

# देवी भागवत भाषांतर.

## दशम स्कन्ध

### અધ્યાય ૧ લો.*

**સ્વાયંભુવ મનુનું આખ્યાન.**

**नारद उवाच–**

**नारायण धराधार सर्व पालनकारणम् ।**
**भवतोदीरितं देवी चरितं पापनाशनम् ॥ १ ॥**

નારદ બોલ્યા—હે નારાયણ પૃથ્વીના આશ્રયરૂપ પાપનો લય કરનારૂ ને સર્વના રક્ષણના હેતુરૂપ ભગવતીનું ચરિત્ર આપે મને કહ્યું. હવે એ મહાદેવીએ સઘળા મન્વંતરોમાં જે જે સ્વરૂપે પોતાના પ્રાદુર્ભાવો કર્યા હોય તથા જેણે જેણે એમનું પૂજન કર્યું હોય તથા સ્તુતિ કરી હોય તે સઘળું ભગવતીનાં માહાત્મ્ય સહીત મને કહો. હે કરૂણાના સાગરરૂપ! ભક્તાનુગ્રહકારિણી દેવી ભક્તોની ઇચ્છાઓ પરિપૂર્ણ કરે છે જેથી ભગવતીનાં ચરિત્રને શ્રવણ કરવાની ઇચ્છાવાળા અમને એમનું મોટાં સુખને અપાવનારૂં સુંદર ચરિત્ર કહો. નારાયણ બોલ્યા હે મહામુનિ! પાપોનો નાશ કરનારાં ભક્તોને ભક્તિ ઉત્પન્ન કરનારાં તથા મહા સંપત્તિ આપનારાં ભગવતીનાં ચરિત્રને કહું છું તે સાંભળો. વિશ્વસ્રષ્ટા મહાતેજસ્વી લોકપિતામહ બ્રહ્મા શ્રીવિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયા છે ને એ બ્રહ્માએ પોતાના પ્રભાવથી પોતાના મનમાંથી સ્વાયંભુવ મનુને ઉત્પન્ન કરેલા છે બ્રહ્માના માનસિક પુત્ર સ્વાયંભુવ મનુની સ્ત્રી જે શતરૂપા છે તે પણ બ્રહ્માની માનસિક કન્યા છે ને તે મહા ધર્મવાળી છે. એ સ્વાયંભુવ મનુ ક્ષીરસમુદ્રના સુંદર તટપર સર્વોત્તમ ફળ આપનારાં ભગવતી દેવીનું ઉપાસન કરતા હતા. તેમણે ભગવતીનાં મૃત્તિકાની મૂર્તિ બનાવીને એકાન્તમાં બેસીને વાગ્ભવ ऐं બીજનો જપ કરવો શરૂ કર્યો હતો તેઓ દેવીને ઉપાસતાં નિરાહાર વસતા, પ્રાણાયામ કરતા, નિયમો ને વ્રતથી ક્ષીણ થયા હતા, ને નિરંતર પૃથ્વીપર એક પગે ઉભા રહેતા હતા. આ પ્રમાણે એ સ્વાયંભુવ મહાત્માએ સો વર્ષો સુધી પોતામાં કામ ક્રોધાદિ વિકારોને નહીં સ્થાન આપી દેવીનાં ચરણનું હૃદયમાં ધ્યાન કર્યું તેથી તેઓનું શરીર

* આ અધ્યાયમા સ્વાયંભુવ મનુનું આખ્યાન કહેવામા આવશે.

સ્થાવર સમાન બની ગયું. તેમના તપથી પ્રસન્ન થયેવાં ભગવતીએ ત્યાં પ્રકટ થઇ તેમને દીવ્ય વચન કહ્યું કે "હે રાજા! વરદાન માગો." આનંદજનક જગદંબાનું વચન સાંભળી સ્વાયંભુવે પોતાના હૃદયમાં દેવતાઓને દુર્લભ વરદાનો ધાર્યાં હતાં તે નીચે પ્રમાણે માગ્યાં. સ્વાયંભુવ વદે છે—હે ભગવતી! હે વિશાળ નયની! હે સર્વાન્તર્યામી! હે માનદ! હે પૂજ્ય! હે વિશ્વજનનિ! હે સઘળાં મંગળોમાં મંગળરૂપ! જય હો! જય હો! તમારી કરૂણાદૃષ્ટિથી બ્રહ્મા જગત્‌ને રચે છે, વિષ્ણુ પાળે છે, ને મહાદેવ ક્ષણમાત્રમાં સંહાર કરે છે. તમારી આજ્ઞાથી ઈન્દ્ર ત્રૈલોક્યનો અધિપતિ, યમરાજા પ્રાણીઓને દંડ આપનારા, વરૂણદેવ મારા સરખાનું પાલન કરનારા, ને કુબેર સઘળા ભંડારોના આધિપતિ થયેલા છે. અગ્નિ, નૈરૂત્ય, વાયુ, ઇશાન, ને શેષ તમારાજ અંશાવતારો છે. તેઓ તમારી શક્તિથીજ વૃદ્ધિ પામેલા છે. તમારે હાલ મને વરદાન દેવા રૂચિ હોય તે મને એ આપો કે "સૃષ્ટિકાર્યમાં મને મહાવિઘ્નો ન નં, જેઓ વાણીબીજ મંત્રની ઉપાસના કરે તેઓનાં સઘળાં કાર્યો સત્વર સિદ્ધ થાય, જેઓ આ સંવાદનો પાઠ કરે કે સંભળાવે તેઓને લોકમાં ભોગ કે મોક્ષ દુર્લભ ન રહે અને આ શિવાય પૂર્વજન્મની સ્મૃતિ, વક્તૃત્વશક્તિ, જ્ઞાનસિદ્ધિ, કર્મસિદ્ધિ, ને પુત્ર પૌત્રાદિની તેને વૃદ્ધિ પણ થાય" એવી મારી આપની પાસે માગણી છે.[૧–૨૪]

**ज्ञानसिद्धि: कर्ममार्गसंसिद्धि रपि चास्तुहि ।**
**पुत्रपौत्राससंवृद्धिश्च जायेदित्येवमे वचः ॥२४॥**

ઈતિશ્રી મહાપુરાણવિષે શ્રીમદ્દેવી ભાગવત વિષે અધ્યાય ૧ લો સંપૂર્ણ.

---

# અધ્યાય ૨ જો*

## દેવી વિંધ્યાચળમાં ગયાં.

**श्रीदेव्युवाच–**

**भूमिपात्र महाबाहो सर्वमेतद्भविष्यति ।**
**यस्त्वया प्रार्थितं तत्ते ददामि मनुजाधिप ॥१॥**

દેવી બોલ્યાં—હે મહાબાહુ ભૂમિપાળ! તારા કહેવા મુજબ સૌ થશે. હે મનુઅધિપ! જે જે તેં માગેલું છે તે તે હું તને આપું છું. મહા દાનવોનો નાશ કરનારી ને અમોઘ વીર્યવાળી હું અવશ્ય તારા તપથી ને વાગ્ભવનાં બીજથી હું તારાપર પ્રસન્ન થયેલી છું. હે પુત્ર! તને નિષ્કંટક રાજ્ય મળશે. વંશવર્દ્ધક પુત્રો થશે ને મારા વિષે ભક્તિ થશે. અને તને બ્રહ્મપદરૂપ મોક્ષ મળશે. નારાયણ બોલ્યા—મહાત્મા મનુને વરદાન આપી તેના દેખતાં દેખતાંજ જગદંબા દેવી આકાશ પર્યન્ત ઉંચા સૂર્ય માર્ગને રોધ કરનારા અને મહાત્મા અગસ્ત્ય મુનિએ અટકાવેલા વિંધ્યાચળ પર્વતમાં પધાર્યાં. હે મુનિશ્રેષ્ઠ! વરદાન આપનારાઓનાં ઈશ્વરી ને શ્રીકૃષ્ણ પરમાત્માનાં નાનાં બેન એ વિંધ્યવાસિની દેવી સર્વત્ર પૂજાયેલાં છે. શૌનકાદિ કહે છે—હે સૂતપુરાણી! એ વિંધ્યાચળ કોણ હતો! તે આકાશપર્યન્ત ઉંચો કેમ હતો! તેણે સૂર્યના માર્ગને કેમ રોકેલો હતો! એ મહા ઉંચા પર્વતને અગસ્ત્યે પાછો સ્થિતિમાં કેવી રીતે મૂકયો! આ સઘળુ સવિસ્તર કહો હે સજ્જન! આપના મુખમાંથી નીકળતાં ભગવતીનાં ચરિત્રોરૂપી કથામૃતનું પાન કરી અમને તૃપ્તિ થતી નથી પણ ઉલટી તૃષ્ણા વધતીજ જાય છે. સૂતપુરાણી વદે છે—

*આ અધ્યાયમા દેવી મનુને વરદાન આપી વિંધ્યાચળમાં ગયાં એ વાત આવશે.

સર્વ પર્વતોમાં માન્ય, મોટાં મોટાં અનેક વનોવાળો મોટાં વૃક્ષોથી વીંટાએલો તથા પુષ્પોવાળી અનેક લતાઓથી તથા ગુચ્છોથી ઘેરાયેલો વિંધ્યાચળ નામે પર્વત છે. આ પર્વતમાં સર્વદા હૃષ્ટ પુષ્ટ તથા ભારે આડંબરવાળા વાનર સસલાં રીંછ ને શીયાળીઆઓ ફર્યા કરે છે. એમાં નદીઓ ને નદોનાં જળ વહ્યાં જાય છે. દેવ ગંધર્વ કિન્નર અપ્સરા તથા કિંપુરૂષો તેનું સેવન કરે છે તથા અહીં સઘળાં વૃક્ષો સઘળા કાળમાં ફળો આપે છે. પૃથ્વીનું પર્યટન કરતાં કરતાં કરતાં નારદજી એકવાર એ વિંધ્યાચળમાં ગયા ત્યારે વિંધ્યાચળે સંભ્રમથી સત્વર ઉઠીને તેમને પાદ્ય અર્ઘ્ય તથા ઉત્તમ આસનનું અર્પણ કર્યું. નારદે પ્રસન્ન થઇને સ્થાન લીધું તે પછી વિંધ્યાચળે તેમને આ પ્રમાણે કહ્યું. વિંધ્યાચળ વદે છે—હે દેવર્ષિ ! આપ કયાંથી આવો છો ! આપના પધારવાથી આજ મારૂં ઘર પાવન થયું છે. સૂર્યની જેમ આપની પ્રદક્ષિણા દેવતાઓનાં હિતને અર્થે છે. હે નારદ ! આપે ફરતાં ફરતાં જે નવું વૃત્તાંત જાણ્યું હોય તે કહો. નારદ બોલ્યા—હે વિંધ્યાચળ! હાલ હું મેરૂ પર્વતમાંથી આવ્યોછું આ પર્વતમાં ઈન્દ્ર અગ્નિ યમ ને વરૂણના લોકો મે દીઠા. એ લોકોમાં નાના વૈભવોથી ભરેલાં સઘળાં લોકપાળોનાં ઘર સર્વત્ર મારા દેખવામાં આવ્યાં. સૂત બોલ્યા—એમ બોલી નારદે નિશ્વાસ નાંખ્યો. એમને નિસાશો મુકતા દેખી વિંધ્યાચળે ફરીવાર પુછ્યુ કે " હે દેવર્ષિ ! આપે નિશ્વાસ નાંખ્યો તેનું શું કારણ છે ! તે કહો. " વિંધ્યાચળની વાણી સાંભળી અપાર તેજવાળા નારદમુનિએ નીચે પ્રમાણે કહ્યું. નારદ બોલ્યા—હે પુત્ર ! મારા નિશ્વાસનું કારણ સાંભળ. પાર્વતીનો પિતા હિમાલય શિવનો સસરો હોવાથી પર્વતોમાં માનનીય થયો છે ને એજ પ્રમાણે શિવ નિવાસરૂપ કૈલાસ કે જે પાપોને મટાડનારો છે તે પણ પૂજ્ય થયો છે. નિષધ નીલ ને ગંધમાદન પર્વતો પોતપોતાનાં સ્થાને પૂજ્ય છે છતાં એઓ કોઇને પૂજ્યતાનું અભિમાન નથી. પરંતુ હું જેમાંથી આવુંછું તે મેરૂ પર્વતતો પોતાને ગ્રહ તથા નક્ષત્રોના ગણોસહિત મહાત્મા સૂર્યનારાયણ પ્રદક્ષિણા કરે છે તેથી પોતાને પર્વતશ્રેષ્ઠ ને અતીવ પૂજ્યતમ સમજે છે. એ એમ માને માને છે કે " સર્વમાં હુંજ પ્રધાન છું. ને મારાં સમાન બ્રહ્માંડમાં કોઇ છેજ નહીં. કોઇએ અભિમાન ન કરવું એવી શાસ્ત્રમર્યાદાનાપર પગ મુકીને તે અભિમાન કરે છે એ વાત મને સાંભરી આવી તેથી હમણા મેં અહીં નિશ્વાસ નાંખ્યો છે. હે વિંધ્યાચળ ! ભલે એ અભિમાન કરે પરન્તુ અમારે તપસ્વી લોકોએ એ વિષયમાં માથું મારવાની જરૂર નથી. આ વાત મેં તમને પ્રસંગવશાત્ કહી છે ને હવે હું મારે ઘેર જાઉંશ.[૧-૨૮]

एवंमानाविमानंतंस्मृत्वोच्छ्वासोमयोझितः ।
अस्तुनैतामताकुर्वनपोबलत्वतांनग ॥२८॥
प्रसंगतोमयोक्तंतेगमिष्यामिनिजंगृहम्

ઇતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે દશમા સ્કંધમાં અધ્યાય ૨ જો સંપૂર્ણ.

# અધ્યાય ૩ જો*

## વિંધ્યાચળે સૂર્ય માર્ગનો અવરોધ કર્યો.

सूतउवाच—

एवं सम्मुख दिइगायं देवर्षिः परमः स्वराट् ।
जगाम ब्रह्मणो लोकं स्वैरचारी महामुनिः ॥

સૂત બોલ્યા—સર્વોત્તમ મહા તેજસ્વી ને સ્વેચ્છાનુસાર ફરનારા મુનિરાજ નારદજી એમ કહીને બ્રહ્મલોકમાં પધાર્યા. નારદના ગયા પછી વિંધ્યાચળ મોટી ચિન્તામાં પડ્યો. પોતાના સજાતીય મેરૂનુ અભિમાન ન સહી શકાવાથી તેને શાન્તિ વળી નહી ને સદા મનમાં શોક કરવા લાગ્યો કે " મારે હવે કેમ કરવું ! મેરૂપર કેવી રીતે જય મેળવવો ! મને શાન્તિ ને સ્વસ્થતા ચિત્તમાં થતાંજ નથી. મારો ઉત્સાહ માન કીર્તિ કુળ બળ ને પુરૂષાર્થને પૂર્વના મહાત્માઓએ પણ વખાણ્યાં છે તો તેઓને ધિક્કાર છે." આમ વિચારતા વિંધ્યાચળને મનમાં એક અપરાધ વાળુ કાર્ય કરવાનો વિચાર આવ્યો. તેણે વિચાર્યું કે "ગ્રહ ને નક્ષત્રો સહિત સૂર્ય મેરૂને આંટો મારે છે તેથી મેરૂ પર્વત સર્વદા અભિમાન વાળો છો વાસ્તે મારાં શિખરોથી હું સૂર્યનો માર્ગજ રોકી દઈશ કે જેથી મેરૂનું અભિમાન અવશ્યમેવ તૂટી જાય." આમ વિચારી વિંધ્યાચળે આકાશ પર્યન્ત પોતાનાં શિખરો વધાર્યાં ને અત્યન્ત ઉર્ધ્વ શિખરોથી સઘળાં આકાશને ઘેરીને ઉભો રહ્યો. "સૂર્ય ક્યારે ઉદય પામે ને હું તેને ક્યારે રોકુ" એવા વિચારમાં રાત ચાલી ગઈ ને નિર્મળ પ્રભાત થયું. પછી પોતાનાં કિરણોથી દિશાઓને અજવાળાં વાળી કરતા સૂર્યનારાયણ ઉદયાચળમાંથી બહાર આવ્યા ને આકાશ નિર્મળ પ્રકાશી રહ્યું. કમળો ઉઘડવા લાગ્યાં ને કુમુદો બીડાવા લાગ્યાં. લોકો પોતપોતાના કામપર જવા લાગ્યા ને પૂર્વાન્હ મધ્યાન્હ ને અપરાન્હના વિભાગો અનુસારે દેવ પિતૃ ને ભૂતોને હવ્ય કવ્ય ને બળિ આપવાની યોજનાઓ થાવા લાગી. પતિના ચિરકાળના વિયોગથી જાણે કોઈ સ્ત્રી અકળાયેલી હોય તેમ પોતાના વિરહથી મુંઝાએલી પૂર્વ દિશા તથા અગ્નિની દિશાની આશ્વાસના કરીને સત્વર સૂર્ય નારાયણે દક્ષિણ દિશા તરફ પોતાની ગતિ વધારી. ત્યાં રથના અશ્વો આગળ ન ચાલી શકયા ત્યારે અરૂણ સારથિએ સૂર્યદેવને વિજ્ઞપ્તિ કરી. અરૂણ વદે છે—હે સૂર્યનારાયણ ! અભિમાનથી વૃદ્ધિ પામેલો મેરૂની સ્પર્દ્ધાથી વિંધ્યાચળ ગગનને ઘેરી રહ્યો છે ને જેમ આપ મેરૂને પ્રદક્ષિણા ફરો છો તેમ તેને પણ પ્રદક્ષિણા ફરો એમ તે ઈચ્છે છે. સૂતપુરાણી કહે છે—અરૂણના શબ્દો સાંભળી સૂર્યે વિચાર્યું કે "અહો ! ગગનનો માર્ગ રોકાય છે તે પણ મહદાશ્ચર્ય છે. ખરેખર વીરપુરૂષ અવળે રસ્તે ચાલે તો તે શું શું ન કરે! સઘળુ કરે. મારા અશ્વોનો માર્ગ રોકાયો એ આશ્ચર્ય છે પરન્તુ દૈવ સૌથી બળવાન છે." જે સૂર્યને રાહુ પકડીને વ્યગ્ર કરે છે. છતાં ક્ષણભર પણ તેઓ ઉભા રહેતા નથી તે સૂર્યને પોતાનો માર્ગ રોકાવાથી બહુ વાર અટકવું પડયું પણ કેમ કરે! દૈવ સૌથી બળવાન છે. આમ થતાં લોકપાલાદિક સર્વ લોકોને ગતિ ન સુઝી ને આ વિષયમં કેમ કરવું એ વિષે કોઇને નિશ્ચય ન થયો. ચિત્રગુપ્તાદિ લોકો પણ સૂર્યના ઉપરથીજ કાળની ગણતરી કરે છે તે સૂર્યને વિંધ્યાચળે અટકાવી દીધા. અહોહે ! દૈવની પ્રબળ વિપરીત

---

* આ અધ્યાયમા વિંધ્યાચળે સૂર્યના માર્ગને અવરોધ કર્યો એ વાર્તા કહેવામાં આવશે.

ગતિ છે. વિંધ્યાચળથી સૂર્યનો રોધ થતાં તે વેળા સ્વાહા ને સ્વધાના શબ્દો બંધ પડી જતાં સઘળું જગત્ મૃત્યપ્રાયઃ થઇ રહ્યું. પશ્ચિમ ને દક્ષિણના લોકો પોતાનાં નેત્રો નિદ્રાથી ઘેરાવાને લીધે રાત્રીજ માની રહ્યા ને પૂર્વના તથા ઉત્તરના લોકો તો આકરા તાપથી તપીજ રહ્યા. કેટલીક પ્રજાઓ ત્રુટવા લાગી, કેટલીક ખોવાઇ જવા લાગી ને કેટલીક મરી પણ ગઈ. આ પ્રકારે પ્રજાનો વિનાશ થવો શરૂ થયો, દેવતાને પીતૃઓનાં કાર્યો બંધ પડયાં, અખિલ જગત્‌માં હાહાકાર વરતાઇ રહ્યો ને ઉદ્વેગ પામેલા ઇંદ્રાદિક દેવતાઓ 'અમે હવે કેમ કરીએ' એમ પોકાર કરી રહ્યા. ૧-૨૫

**मृतापन्नाविनष्टाश्च विनाशमगमन्प्रजाः ।**
**हाहाभूतं जगत्सर्वं स्वधाकव्यविवर्जितम् ॥२६॥**
**देवाःसेन्द्राःसमुद्विग्नाः किंकुर्मइतिवादिनः ॥**

ઈતિશ્રી મહાપુરાણવિષે શ્રીમદ્દેવી ભાગવત વિષે દશમસ્કન્ધમાં અધ્યાય ૩ જો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો*

### સદાશિવની સ્તુતિ

**सूत उवाच-**

**ततः सर्वे सुरगणा महेन्द्र प्रमुखास्तदा ।**
**पद्मयोनिं पुरस्कृत्य रुद्रं शरण मन्वयुः ॥१॥**

સૂત બોલ્યા—પછી બ્રહ્માને અગ્રેસર કરીને ઇન્દ્રાદિક દેવતાઓએ સદાશિવનું શરણ લીધું. ચન્દ્રમાના શોભના મુકુટવાળા ને દેવદેવરૂપ મહાદેવને દેવતાઓએ પ્રણામ કર્યા ને પછી ઉત્તમ વિભૂતિઓવાળાં સ્તોત્રોથી તેઓએ સદાશિવની સ્તુતિ કરી. દેવતાઓ સ્તવે છે—હે દેવસ્વામી ! હે પાર્વતીથી સેવાયેલાં ચરણ કમળોવાળા ! જય હો. જય હો ! આપ કે જે વૃષભધ્વજ, દેવાધિપ, કૈલાસવાસી, અહિર્બુધ્ન્ય, માનયોગ્ય, વિચાર શક્તિવાળા, માનદ, અજન્મા, બહુરૂપી, આત્મારામ ને કલ્યાણની જન્મભૂમિકારૂપ રહ્યા છો તેમને અમે નમસ્કાર કરીએ છીએ. આપ કે જે ભક્તજનોને અષ્ટ સિદ્ધિઓ દેવાવાળા, મહામાયા વિલાસના આધારભૂત, પરમાત્મા ગણનાયક, મહા ઐશ્વર્યવાળા, પર્વતશાયી, મહાવિભૂતિ આપનારા, મહાવિષ્ણુએ વખાણેલા, વિષ્ણુના હૃદયકમળમાં વસનારા, મહાયોગ પરાયણ, યોગગમ્ય, યોગરૂપ, યોગિઓના પતિ, યોગેશ્વર, યોગોનાં ફળો આપનારા, દીનજનોને સુખ આપવામાં પરાયણ, દયાના સમુદ્ર, પીડાનું શમન કરનારા, ઉગ્ર શક્તિવાળા, સગુણ મૂર્તિવાળા, ધ્વજામાં વૃષભનાં ચિન્હવાળા, કાળરૂપ ને કાળના પણ કાળરૂપ છો તેમને અમે વારંવાર પ્રણામ કરીએ છીએ. સૂત કહે છે—હે શૌનક ! આ પ્રકારે દેવતાઓએ સદાશિવની સ્તુતિ કરી તેથી શિવજી પ્રસન્ન થઇને ગંભીર વાણીથી આ પ્રમાણે બોલ્યા.—સદાશિવ વદે છે—હે દેવો ! હે મહાજનો ! તમારી સ્તુતિથી તમારા પર હું પ્રસન્ન થયો છું. જેથી તમારી ઇચ્છાઓ હું પરિપૂર્ણ કરીશ. દેવતાઓ કહે છે—હે દેવનાયક ! હે હે પર્વતવાસી ! હે ચન્દ્રમૌલિથી શોભાયમાન ! હે મહા બળવાળા ! આપ લોક કલ્યાણ કરનારા છો વાસ્તે હમણાં અમારૂં કલ્યાણ કરો. વિંધ્યાચળ નામના પર્વતે મેરૂના દ્વેષથી આકાશમાં પોતાની વૃદ્ધિ કરીને સૂર્યના માર્ગને રોકેલો છે ને તેણે સર્વત્ર દુઃખ દેવા માંડયું છે વાસ્તે હે ઇશ્વર ! હે સર્વનું કલ્યાણ કરનારા ! હે પ્રભુ ! એ વિં-

* આ અધ્યાયમાં દેવતાઓએ સદાશિવની સ્તુતિ કરી એ કથા કહેવામાં આવશે.

ધ્યાચળની વૃદ્ધિને અટકાવી દ્યો. સૂર્યનું ફરવું રોકવાથી કાળનું જ્ઞાન કેવી રીતે થાય ! લોકમાં સ્વાહા ને સ્વધાના શબ્દો નાશ પામેલા છે તો હવે અમારા લોકોનો ભયભીત થયેલાઓનો બીજો કોણ રક્ષક થાય ! તમેજ અમને રક્ષક જોવામાં આવ્યા છો હે પાર્વતીપતિ ! હે દેવ ! તમે પ્રસન્ન થાઓ. સદાશિવ કહે છે—હે દેવતાઓ ! વિંધ્યાચળની વૃદ્ધિ અટકાવવાને આપણે કોઈ પણ સમર્થ નથી કારણ કે આપણે તો સધળાં કાર્યોની સિદ્ધિ થવા વાસ્તે લક્ષ્મીપતિ શ્રીવિષ્ણુનેજ પ્રણામ કરીએ છીએ. પૂજ્ય, કારણ યોગે અવતારી ને સધળાં કારણોના પણ કારણરૂપ વિષ્ણુ પરમાત્માજ આપણા પ્રભુ ને આત્મા છે. આથી આપણે તેમની પાસે જઇ આ સધળું વૃત્તાન્ત કહીએ કે જેથી આપણાં સંકટનો અંત આવે. સૂત કહે છે—આ પ્રકારે સદાશિવની વાણીસાંભળી ઈન્દ્રાદિક ને બ્રહ્માસહિત.સધળા દેવલોકો મહાદેવને અગ્રણી કરીને થરથરતા થરથરતા વૈકુંઠમાં ગયા.[1-18]

इत्येव माकर्ण्य गिरीशभाषितं
सेन्द्राश्च देवा सरोज संभवाः ।
रुद्रं पुरस्कृत्य च वेपमाना
वैकुंठलोकं प्रतिजग्मुरंजसा ॥ १९ ॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે દશમ સ્કન્ધમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

## અધ્યાય ૫ મો.*

### દેવતાઓએ વિષ્ણુની સ્તુતિ કરી.

सूत उवाच—

तेगत्वा देवदेवेशं रमानाथं जगद्गुरुम् ।
विष्णुं कमलपत्राक्षं ददृशुः भयान्वितम् ॥ १ ॥

સૂત બોલ્યા—દેવતાઓ વૈકુંઠમાં ગયા ને દેવનાયક લક્ષ્મીપતિ જગતગુરૂ કમળનયન ને કાન્તિવાળા વિષ્ણુ ભગવાનનાં ત્યાં તેઓએ દર્શન કર્યાં. પછી તેઓએ નીચેનાં સ્તોત્રથી ભક્તિથી ગદ્ગદ્ સ્વરે વિષ્ણુની સ્તુતિ કરી. દેવતાઓ સ્તવે છે—હે લક્ષ્મીપતિ વિષ્ણુ! હે આદ્ય મહાપુરૂષ ! હે સર્વ પિતા દૈત્યોના રિપુ ! હે કામદેવને જન્મ આપનારા ! હે સધળાં ઇચ્છિત ફળો આપનારા ! હે મહા વરાહ ! હે ગોવિંદ ! હે મહાયજ્ઞનું સ્વરૂપ ધરનારા ! હે મહાવિષ્ણુ ! હે અવિનાશી ! હે ઈશ ! હે વિશ્વોત્પત્તિના કારણરૂપ ! જય જય. હે મત્સ્યાવતાર ધરીને વેદોનો ઉદ્ધાર કરનારા ! હે આશ્રયરૂપ ! હે સત્યવ્રત ! હે જગદાધાર ! અમે આપના મત્સ્યાવતારને પ્રણામ કરીએ છીએ. જય હો ! જય હો ! હે દાનવારિ ! હે દેવકાર્યને સિદ્ધ કરનારા ! હે અમૃતની પ્રાપ્તિ કરનારા ! હે ઈશ્વર ! અમે આપના કચ્છાવતારને નમન કરીએ છીએ. હે હિરણ્યાક્ષનો નાશ કરવા આદિ વરાહનું રૂપ ધરનારા ! હે પૃથ્વીને સમુદ્રમાંથી બહાર લાવનારા ! અમે આપના વારાહાવતારને વંદીએ છીએ. નૃસિંહરૂપ ધરીને હિરણ્યકશિપુને નખથી માર્યો એવા આપના નૃસિંહાવતારને નમીએ છીએ આપે જે વામનાવતાર ધરીને ત્રૈલોક્યનાં ઐશ્વર્યથી મોહ પામેલા બળીરાજાને છળી લીધો તે વામનઅવતારને અમે વંદીએ છીએ. દુષ્ટ ક્ષત્રીઓનો નાશ કરનારા, સહસ્રાર્જુનના મૃત્યુરૂપ ને રેણુકાના ગર્ભથી થયેલા પરશુરામ અવતારને આપને નમસ્કાર કરીએ છીએ. મહાપરાક્રમી રામાવતાર ધરીને દુષ્ટ રાક્ષસ રાવણનાં મસ્તકો કાપનારા આપને અમે નમીએ છીએ. હે પ્રભો ! રાજાઓનો વેષ ધરનારા કંસ અને દુર્યોધન વિગેરેના ભારથી પીડાયેલી પૃ-

* આ અધ્યાયમા દેવતાઓએ શ્રીવિષ્ણુનો સ્તુતિ કરી એ કથા કહે છે

થ્વીનો જેણે ભાર ઉતાર્યો ને પાપનો નાશ કરીને સુપ્રકારે ધર્મની સ્થાપના કરી તે શ્રીકૃષ્ણરૂપ આપને વારંવાર અમે વંદીએ છીએ જેણે પશુઓની હિંસા અટકાવવા વિધિરહિત યજ્ઞોનો નાશ કરવા નિમિતે બૌદ્ધાવતાર ધર્યો હતો તેવા આપને અમે નમસ્કાર કરીએ છીએ. સઘળા લોકો દુષ્ટ રાજાઓથી પીડાતાં ને મ્લેચ્છમય થતાં જેણે કલ્કિ અવતાર લીધો હતો એવા આપને અમે નમીએ છીએ. હે દેવ ! આપના દશે અવતારો ભક્તોનાં રક્ષણ વાસ્તે ને દાનવોના નાશ વાસ્તે થએલા હતા વાસ્તે આપ સઘળાંનાં સંકટોના હરનારા છો. હે દેવ દેવ ! આપનો જય થાઓ. ભક્તોનાં સંકટો હરવા આપે સ્ત્રીઓ અને જળચરાદિના ઉદરથી પણ અવતારો લીધેલા છે વાસ્તે આપનાથી અધિક દયાવાળો કોણ છે! કોઇ જ નથી. સૂત કહે છે—દેવતાઓએ દેવાધિદેવ લક્ષ્મીકાન્તની સ્તુતિ કરીને તેમને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યો. આથી ભગવાન ખુશી થઇને આ પ્રકારે બોલ્યા. વિષ્ણુ વદે છે—હે દેવતાઓ તમારી સ્તુતિથી હુ ખુશી થયો છું. તમે હવે સતાપને તજો. તમારૂં ગમે તેવુ મોટું સંકટ હશે તેનો પણ હું નાશ કરીશ. મારી પાસેથી તમે કોઈ મહાદુર્લભ વરદાન માગી લ્યો. આ સ્તોત્રથી પ્રસન્ન થયેલો હું તમે જે કહેશો ને આપીશ જે મનુષ્ય સવારમાં વહેલો ઉઠી ભક્તિથી આ મારાં સ્તોત્રનો પાઠ કરશે તે મનુષ્યને કદી પણ શોક પ્રાપ્ત થશે નહીં. અલક્ષ્મી, કાલકર્ણી, ઉપસર્ગ, વેતાલ, ગ્રહ, બ્રહ્મરાક્ષસ કે વાત પિત્ત ને કફથી થતા રોગ એ મનુષ્યના ગૃહમાં કદી પણ આવતા નથી. તે મનુષ્યનું દુર્મૃત્યુ કદી થતું નથી તથા વંશ ને સુખાદિ સઘળા ભોગો તેના ઘરમાં ઘણા કાળસુધી રહેશે. આ સ્તોત્ર સઘળા મનોરથોને સિદ્ધ કરનારૂં છે એ વિષે ઘણુ વદવાનું કાંઈ પ્રયોજન નથી. સંક્ષેપમાં એટલું જ કે આ સ્તોત્રના પાઠથી મનુષ્યોને ભુક્તિ તથા મુક્તિ મળે છે. હે દેવતાઓ! તમને જે દુઃખ હોય તે વગર સંશયે મને કહો. તમારાં સંકટનો હું નાશ કરીશ તેમાં લેશ માત્ર શંકા રાખશો નહીં. સૂતપુરાણી કહે છે—વિષ્ણુનાં આવાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા સઘળા દેવતાઓએ ફરીવાર વિષ્ણુને મધુર વચન આ પ્રકારે કહ્યું. ૧–૨૭

एवं श्रीभगवद्वाक्यं श्रुत्वा सर्वे दिवौकसः ।
प्रसन्नमनसो भूत्वा पुनरेनमथोचत् ॥१॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દશમા સ્કન્ધમાં અધ્યાય ૫ મો. સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### દેવતાઓએ અગસ્ત્યની પ્રાર્થના કરી.

सूत उवाच—

श्री भगवद्वचनाद्देवाः संतुष्टाः सर्व एव हि ।
प्रसन्नमनसोभूत्वापुनरेनमथोचन ॥ १ ॥

સૂતપુરાણી બોલ્યા—વિષ્ણુની વાણી સાંભળી સઘળા દેવતાઓ ખુશી થઇને વિષ્ણુને ફરીવાર આ પ્રકારે કહી રહ્યા. દેવતાઓ કહે છે—હે દેવદેવ! હે મહાવિષ્ણુ! હે સૃષ્ટિ સ્થિતિ તથા લયના કારણરૂપ! હે મહાપ્રભુ! વિંધ્યાચળે હમણાં સૂર્યનો માર્ગ રોકયો છે ને એથી અમને સૌને અમારા ભાગો મળતા નથી તો હવે અમારે શું કરવું ને કયાં જવું? વિષ્ણુ વદેછે—હે દેવતાઓ! મુનિસત્તમ અગત્સ્ય મુનિ હાલ વારાણસીમાં વસે

*આ અધ્યાયમા દેવતાઓએ અગસ્ત્યની સ્તુતી કરી એ વાત આવશે.

છે તે મુનિ સકળ જગત્‌ને રચનારાં, સર્વનાં આદ્ય, ને કુલ વધારનારાં ભગવતી જગદંબાના ભક્ત છે ને મહા પ્રભાવવાળા છે તેથી વિંધ્યાચળની વૃદ્ધિને તેઓ અટકાવશે વાસ્તે તમે કલ્યાણસ્થાન રૂપ કાશીમાં જાઓ ને મહાશક્તિવાળા એ અગસ્ત્યમુનીને પ્રસન્ન કરો ને તમારી આ માગણી તેમને જાહેર કરો. સૂત બોલ્યા– વિષ્ણુના ઉપદેશથી ખુશી થયેલા સૌ દેવતાઓ વિષ્ણુને વંદન કરી કાશીક્ષેત્રમાં ગયા. કાશીમાં ક્ષણવારમાં જઈને તેઓ સૌએ મણિકર્ણિકામાં સચૈલ સ્નાન કર્યું ને પછી દેવતાઓ તથા પિતૃઓનુ તર્પણ કરીને વિધિપૂર્વક દાન આપીને અગસ્ત્યમુનિના ઉત્તમોત્તમ આશ્રમમાં આવ્યા. એ આશ્રમમાં ફાડી ખાનારાં પશુઓ પણ શાન્તપણે વસતાં હતાં તથા નાનાપ્રકારનાં વૃક્ષો શોભા આપતાં હતાં મયુર સારસ હંસ ને ચક્રવાક્ પક્ષીઓ આનંદ કરતાં હતાં. મોટા સુવર, ભુંડણીઓ, વાઘ, સિંહ, મૃગો રૂરૂઓ, ડાઓ, ને શરભ નામનાં પશુઓ સર્વત્ર ગેંશાન્તપણે ફરતાં હતાં. ત્યાં જઈ મહા બ્રહ્મ તેજવાળા અગસ્ત્ય મુનિની દેવતાઓએ પ્રણામ કરી આ પ્રકારે સ્તુતિ કરી. દેવતાઓ સ્તવે છે–હે સર્વોતમ બ્રાહ્મણોને પણ માનદ! હે પૃથ્વીના દેવતા! હે પૂજયત્તમ' તમારો જય થાઓ. આપ કે જે વાતાપિ દાનવોનો નાશ કરનારા ને કુંભથી ઉત્પન્ન પામેલા છો તેને અમે પ્રણમીએ છીએ. હે લોપામુદ્રાના હાથ! હે બ્રહ્મવર્ચસૂવાળા! હે મિત્રાવરૂણના કુમાર! હે સકળ વિદ્યાઓના નિધિ' હે શાસ્રોને પ્રકટાવનારા! હે અગસ્ત્ય અમે આપને પ્રણમીએ છીએ. આપ કે જેના ઉદયથી જળાશયોનાં જળ સ્વચ્છ ને નિર્મળ થાય છે તેને અમે અભિનંદન કરીએ છીએ. કેસૂડાનાં પુષ્પની : પેઠે પ્રકાશમાન રામચંદ્રજીના ગુરૂ, જટામંડળ વાળા ને શિષ્યોના પરિવાર વાળા આપને અમે નમીએ છીએ. હે સર્વ દેવોએ પ્રાર્થવા યોગ્ય! હે ગુણના ભંડાર! હે મુનીશ્વર! આપ કે જે. સર્વોત્તમ ને પૂજાયોગ્ય છો તેને તથા આપનાં સ્રીને ને શિષ્યોને નમીએ છીએ. હે પ્રભુ! હે મહા પ્રભાવવાળા! વિંધ્યાચળના કરેલા સંકટથી પીડાયેલાઓની અમારી શરણે આવેલાઓની આપ દયા કરી રક્ષા કરો. સૂત બોલ્યા–દેવતાનાં વચનો સાંભળી પરમધર્માત્મા અગસ્ત્ય મુનિ હસીને પ્રસન્નતા વાળી વાણીથી આ પ્રમાણે બોલી રહ્યા. અગસ્ત્ય વદે છે–હે દેવો! તમે ઉત્તમોત્તમ ત્રૈલોકયાધિપ લોકપાપક મહાત્મા છો ને શિક્ષા તથા અનુગ્રહ કરવામાં આપ સૌ સમર્થ છો. દેવરાજ અમરાવતીના ધણી ઈન્દ્રદેવ કે જેના દ્વારમાં આઠે સિદ્ધિઓ રમે છે ને જેમની પાસે વજ્ર સમાન ઉત્તમોત્તમ આયુધ છે તેમનાથી શું ન બને એવું છે! કશું નથી. સર્વ વ્યાપક દેવોને હવ્ય પહોંચાડનાર ને સદા સર્વ દેવતાઓનાં મુખરૂપ અગ્નિદેવ શું કરી શકે તેમ નથી? સર્વ કરવા તે સમર્થ છે. રાક્ષસાધિપતિ પૂજ્ય સર્વ કર્મોના સાક્ષી ને કરમાં કાલદંડ ધરનારા યમદેવ પણ શું કામ કરી શકે એમ નથી? સર્વ કરી શકે તેમ છે. આમ છે તોપણ મારી શક્તિથી જે બને તેવુ હોય તે મને કહો. હું તમે કહેશો તેમ કરીશ. એમાં સંશય નથી. સૂત કહે છે–મુનિવરની વાણી સાંભળી ખુશી થયેલા અને પ્રેમથી થરથરતા દેવતાઓએ આ પ્રમાણે કાર્ય કહ્યું. દેવતાઓ વદે છે–હે મહર્ષિ! વિંધ્યાચળે સૂર્યની ગતિનો અવરોધ કર્યો છે. આથી ત્રૈલોકયમાં હાહાકાર વર્ત્તાઈ રહ્યો છે,

દુ:ખથી જગત્ ઘેરાયું છે ને હતપ્રાય. થયું છે. આટલા વાસ્તે હે અગસ્ત્ય મુનિ ! તમારા તપની શક્તિથી વિંધ્યાચળની વૃદ્ધિનું આપ ખંડન કરો. તમારા તેજથી અવશ્ય એ નમ્ર થશે. હાલ અમારૂં આજ કાર્ય આપે કરવાનું છે.[૬-૨૭]

**तद् वृद्धिं स्तंभय मुने निजया तपसः श्रिया ।**
**भवतस्तेजसागस्त्य नूनं नम्रो भविष्यति॥२७॥**
**एतद्देवा स्मरीयं च कार्यं कर्त्तव्यमस्ति हि ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દશમ સ્કન્ધનો અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

## અધ્યાય ૭ મો.*

### વિંધ્યાચળ નમ્યો.

**सूत उवाच–**

**इति वाक्यं समाकर्ण्य विबुधानां द्विजोत्तमः ।**
**करिष्ये कार्य मेतद्वः प्रत्युवाच ततो मुनिः ॥१॥**

સૂત બોલ્યા–દેવતાઓની વાણી સાંભળી દ્વિજવર્ય મહામુનિ અગસ્ત્યે 'હું તમારૂ કાર્ય કરી આપીશ' એમ દેવતાઓને પ્રત્યુત્તર આપ્યો. હે દ્વિજો ! આથી સઘળા દેવતાઓ ખુશી થયા. પછી તેઓ મુનિની આજ્ઞા લઈ પોતપોતાનાં સ્થાનકોમાં ગયા. પછી અગસ્ત્ય મુનિએ પોતાની ભાર્યા કે જે રાજપુત્રી હતી તેને આ પ્રમાણે કહ્યું. અગસ્ત્ય વદે છે–હે રાજકન્યા ! આ અનર્થકારક મહા વિઘ્ન ઉપસ્થિત થયું છે. વિંધ્યાચળે સૂર્યમાર્ગને રોકીને આ વિઘ્ન કરેલુ છે. અહોહો! વિઘ્નનું કારણ મેં જાણી લીધું. તત્ત્વવેત્તા મુનિઓએ કાશીના નિમિત્તે જે વચન કહેલુ છે તે પુરાણાં વચનની ખરેખર આજ મને સ્મૃતિ થઇ આવી. એ વચન એવું છે કે " મુમુક્ષુઓએ સર્વથા કાશીનો ત્યાગ ન કરવો પણ કાશીવાસી સત્પુરૂષોને વિઘ્નો પ્રાપ્ત થશે. " હે પ્યારી ! કાશીમાં રહેવાથી આ પ્રકારે મને વિઘ્નની પ્રાપ્તિ થઈ. સૂતપુરાણી બોલ્યા–પોતાની પત્નીને આવાં વચનો કહીને મુનિરાજ મહા તપસ્વી અગસ્ત્ય મણિકર્ણિકામાં સ્નાન કરી વિશ્વેશ્વરનાં દર્શન કરી દંડપાણિની પૂજા કરી કાળભૈરવની પાસે આવ્યા. ત્યાં ભૈરવની તેમણે પ્રાર્થના કરી કે "હે કાળભૈરવ ! હે વિશાળબાહુ ! હે ભક્તોના ભયને હરનારા ! આપ કાશીપુરીના અધિપતિ છતાં મને કાશીમાંથી કેમ દૂર કરાવો છો ! હે નાથ ! હે ભક્તોનાં સંકટોને કાપનારા ! આપ કાશીવાસી જનોનાં વિઘ્નો હરનારા છો તથા ભક્તોનું પાલન કરનારા છો છતાં મને કાશીમાંથી કેમ દૂર થવા દીધો છો ! મેં પારકી નિન્દા નથી કરી, ચાડી ચુગલી કે અસત્ય ભાષણ હું બોલેલો નથી છતાં કયાં કર્મના યોગથી મને કાશીનો વિયોગ થાય છે ? આ પ્રકારે કાળભૈરવની સ્તુતિ કરી મહામુનિ સકળ વિઘ્નોના નાશક સાક્ષીરૂપ શ્રી ગણેશની પાસે આવ્યા. તેમનાં દર્શન કરી, પૂજા કરી ને કાશીમાંથી બહાર નીકળી અગસ્ત્ય મુનિ દક્ષિણ દિશામાં ચાલતા થયા. કાશીવિરહથી તપેલા મહાભાગ્યના ભંડારરૂપ મુનિરાજ અગસ્ત્ય ક્ષણેક્ષણે કાશીનું સ્મરણ કરતા સ્વપત્ની લોપામુદ્રાની સાથે આગળ ચલ્યા. જાણે તપરૂપી વિમાનમાં બેઠા હોય તેમ ક્ષણ વારમાંજ દૂર નીકળી ગયા ત્યાં ગગનને ઘેરીને ઉભેલા વિંધ્યાચળનાં તેમને દર્શન થયાં. સમીપમાં ઉભેલા મુનિને દેખીને તે પર્વત વિંધ્યાચળ થરથરવા લાગ્યો ને પછી કેમ જાણે ધરતીને કાંઈક ગુપ્ત વાર્તા કહેતો હોય નહીં તેમ નીચે નમી પૃથ્વીપર દંડવત્ પડીને તેણે

---

* આ અધ્યાયમા વિંધ્યાચળ નમ્ર થયો એ વાર્તા કહેવામાં આવશે.

ભક્તિભાવે કરી અગસ્ત્ય મુનિને સાષ્ટાંગ પ્રણામ કર્યા. એ નમ્ર થયેલાં શિખરોવાળા વિંધ્યાચળને જોઇને અગસ્ત્ય મુનિએ હસતાં મુખથી તેને કહ્યું કે 'હે પુત્ર! હું પાછો આવું ત્યાં સુધી તું આ પ્રકારે નમ્રજ રહેજે. કારણ કે તારાં ગગન ચુંબિત શિખરોપર ચડવાની મારી શક્તિ નથી." આમ વાયદો કરી દક્ષિણમાં જવાની ઈચ્છાવાળા તે મુનિ તેનાં શિખરોપર ચડીને અનુક્રમે પાછા નીચે ઉતર્યા. ત્યાંથી દક્ષિણમાં ચાલતાં માર્ગમાં શ્રીશૈલને દેખીને મલયાચળમાં આવીને ત્યાંજ આશ્રમ કરીને તેઓ રહ્યા. હે શૌનક! પછી મનુએ પૂજેલાં એ ભગવતી વિંધ્યાચળમાં આવ્યાં ને ત્યાં લોકોમાં 'વિંધ્યવાસિની' એ નામથી સુપ્રસિદ્ધ થયાં છે. પાપોનો નાશ કરનારૂં ને શત્રુઓનો ક્ષય કરનારૂં આ વિંધ્યાચળ અને અગસ્ત્ય મુનિનું વૃત્તાન્ત કે જે ઉત્તમોત્તમ છે તે મે તમારી પાસે કહ્યું. આ ચરિત્રને ભક્તિથી એકવાર સાંભળે તોપણ રાજાઓને જય મળે, વૈશ્યોને ધન ધાન્ય મળે, બ્રાહ્મણોને જ્ઞાનની વૃદ્ધિ થાય ને શુદ્રોને સુખ થાય છે. ધર્મ, અર્થ, ને કામ એમાંથી જેની ઈચ્છા હોય તેને તે તે આ ચરિત્ર સાંભળવાથી મળે છે. આ પ્રકારે ભક્તિભાવથી સ્વાયંભુવ મનુએ દેવીનુ ઉપાસન કરીને પોતાના મન્વંતર સુધીનું પૃથ્વીનું રાજ્ય સંપાદન કર્યું હતું. હે સૌમ્ય! આ પ્રકારે મન્વંતર વિષે પહેલું જગદંબાનું ચરિત્ર મેં તમને કહી સંભળાવ્યું ને હવે તમારે બીજું શું શ્રવણ કરવા અભિલાષા છે! ૧–૨૬

क्षेमे राज्यं धरायाश्च निजमन्वंतराश्रयम् ।
इत्येतद्वर्णितं सौम्य मया मन्वंतराश्रितम् २६
आद्यं चरित्रं श्रीदेव्याः किं पुनः कथयामि ते॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દશમસ્કન્ધમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

# અધ્યાય ૮ મો.+

## સ્વારોચિષાદિ મનુઓની કથા,

शौनक उवाच–

आद्योमन्वंतरःप्रोक्तोभवताचायमुत्तमः ।
अन्येषांमुद्भवंब्रुहिमनूनांदिव्यतेजसाम् ॥१॥

શૌનકાદિક કહે છે—આપે આ પ્રથમ મન્વંતરની વાર્તા કરી અને હવે દિવ્ય પ્રભાવવાળા બીજા મનુઓની ઉત્પત્તિ કહી સંભળાવો. સૂત કહે છે—આ પ્રકારે પહેલા સ્વાયંભુવ મનુની ઉત્પત્તિ સાંભળીને ભગવતીનાં તત્વના વિષયમાં મહા પંડિત ને મહા જ્ઞાનવાળા નારદજીએ નારાયણને બીજા મનુઓની ઉત્પત્તિ વિષે અનુક્રમથી આ પ્રકારે પ્રશ્ન કર્યો. નારદજી કહે છે–હે નારાયણ! હવે અન્ય મનુઓની ઉત્પત્તિ કહો, નારાયણ કહે છે–હે વિશાળ બુદ્ધિવાળા! પ્રથમ સ્વાયંભુવ મનુવિષે મેં તમને કહ્યું કે જેમણે ભગવતીનાં ઉપાસનથી નિષ્કંટક રાજ્ય મેળવેલું હતું. એ મનુને મહા તેજસ્વીપ્રિયવ્રતને ઉત્તાનપાદ નામે બે પુત્રો હતા. તેઓ બેએ પૃથ્વીમાં રાજ્યોનું રક્ષણ કર્યું. પ્રિયવ્રતનો પુત્ર સ્વારોચિષ નામે બીજો મનુ થયો. એ સ્વારોચિષ મોટી લક્ષ્મીવાળો ને અતુલિત બળવાળો હતો એમ વિદ્વાનો વદે છે. સર્વ જીવોનું કલ્યાણ ચાહનારો સ્વારોચિષ મનુ પણ યમુનાના કાંઠે તપસ્યા કરતો હતો. તે માત્ર ખરતાં પત્રો ખાઈને જગદંબાની ભકિતભાવથી મૃત્તિકાની મૂર્ત્તિની પૂજા કરતો હતો. આ પ્રકારે તેણે વનમાં બાર વર્ષો તપ કર્યું તેથી પ્રસન્ન થએલાં ભગવતીએ તેને દર્શન દીધાં. ભગવતીએ પ્રસન્ન થઈને તેને એક મન્વંતરનુ અધિપતિપણું આપ્યું ને પોતે 'તારિણી'

+ આ અધ્યાયમા સ્વારોચિષ આદિ ચાર મનુઓની કથા કહેવાશે.

એવાં નામથી વિશ્વ વિખ્યાત થયાં. આ રીતે તારિણીનાં ઉપાસનથી સ્વારોચિષ મનુને પૃથ્વીનું શત્રુઓરહિત રાજ્ય પ્રાપ્ત થયું હતુ. પુત્રોની સાથે વિધિસહિત ધર્મોનું સ્થાપન કરીને પોતાના મન્વંતરમાં રાજ્ય કરી સ્વારોચિષ મનુ સ્વર્ગમાં ગયો. પ્રિયવ્રતનો પુત્ર ઉત્તમ નામે ત્રીજો મનુ થયો. તેણે ગંગાકાંઠે ત્રણવરસ તપ કરી એકાંતમાં ઉપવાસ કરી અને વાગ્ભવ બીજનો જપ કરીને જગદંબાનો પ્રસાદ મેળવ્યો હતો. ઉત્તમ સ્તોત્રોથી ભકિતથી ભગવતીની સ્તુતિ કરી પૂર્ણ મનવાળો એ રાજા નિષ્કંટક રાજ્ય તથા ચિરકાળની વંશવૃદ્ધિ પામ્યો હતો. એ ઉત્તમ મનુ પણ નાના પ્રકારનાં રાજ્ય સુખો ભોગવીને અને યુગવિષયક ધર્મોનું સ્થાપન કરીને રાજર્ષિઓને છાજે એવી પદવીને પામ્યો હતો.પ્રિયવ્રતનોપુત્રતામસ નામે ચોથોમનુથયો હતોતેણે પણનર્મદાતીરેજગન્મય જગદંબાનું ઉપાસન કરી કામબીજનો જપ કરી વસંતમાં ને શરદમાં નવરાત્રીની પૂજા કરીને સર્વોત્તમ કામેશ્વરી દેવીને પ્રસન્ન કર્યાં હતાં. સ્તોત્ર રાજોથી સ્તુતિ કરી ભગવતીનો પ્રસાદ મેળવી તેણે નિર્ભયતાથી મહારાજ્ય પ્રાપ્ત કર્યું હતું કે જે નિષ્કંટક હતું. તેને પોતાની પત્નીમાં બળવાળા શૂર ને મહાશક્તિવાળા દશ પુત્રો ઉત્પન્ન કર્યા હતા ને અંતે તેણે ઉત્તમ પરલોકની પ્રાપ્તિ કરી હતી. તામસનો લઘુભ્રાતા રૈવત પાંચમો મનુ કહેવાય છે. તેણે પણ યમુના કાંઠે સાધકજનોના આશ્રયરૂપ ને વાણીને ઉત્કૃષ્ટતા આપનારા કામરાજ બીજનો જપ કરેલો હતો. આ ઉપાસનાથી તેને જગત્માં સર્વોત્તમ ચક્રવર્તિપણું, લોકમાં, પ્રત્યાઘાત રહિત તથા સર્વ સિદ્ધિઓને સંપાદન કરનારૂં બળ ને ચિરકાળ પર્યન્ત ટકે તેવી પુત્રપૌત્રાદિક રૂપ શુભ વંશવૃદ્ધિ પ્રાપ્ત થયેલાં હતાં. એ સર્વોત્તમ વીર રૈવત મનુએ ધર્મોના વિભાગ કર્યા હતા ને તેના ધર્મની લોકમાં પ્રતિષ્ઠા કરી હતી. પછી એ રૈવત વિષયાનંદો ભોગવીને ઇન્દ્રલોકને અંતે પામ્યો હતો.[૧-૨૪]

धर्मान् व्यदर व्यस्थाप्य विषयानुपभुज्य च ।
जगाम पतिमः शुभे महेन्द्रास्पदमुत्तमम् ॥२४॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દશમા સ્કન્ધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૯ મો.*

### ચાક્ષુષમનુની કથા.

**नारायण उवाच**

**अथातः श्रूयतां चित्रं देवी माहात्म्यमुत्तमम् ।
अंगपुत्रेण मनुना यथाप्तं राज्यमुत्तमम् ॥१॥**

નારાયણ કહે છે–હવે અંગરાજાના કુમાર ચાક્ષુષ મનુએ સર્વોત્તમ રાજ્ય સંપાદન કર્યું એ વિષયમાં ભગવતીનું શ્રેષ્ઠતમ માહાત્મ્ય કહું તે હે નારદ! શ્રવણ કરો. અંગરાજાનો પુત્ર ચાક્ષુષ છઠ્ઠો મનુ થયો હતો. તે મનુ પુલહ નામના મુનિને શરણે ગયો ને તેમને તેણે પ્રાર્થના કરી કે "હે બ્રહ્મર્ષિ! હે શરણાગતનાં સંકટો હરનારા! હે સ્વામી! હાલ મને એવો બોધ આપો કે જેથી મને લક્ષ્મી, પૃથ્વીનું અખંડિત રાજ્ય, પ્રત્યાઘાત રહિત તથા શસ્ત્રઅસ્ત્રો સંબંધી નિપુણતાવાળું મહાબળ, લાંબો કાળ ચાલે તેવી વંશવૃદ્ધિ, અખંડિત, ઉત્તમ યૌવન, ને અંતે મોક્ષ મળે. ચાક્ષુષનાં આવાં વચનો સાંભળી પુલહ મુનિએ તેને ભગવતીનાં આરાધનનો મહોપ-

---

* આ અધ્યાયમાં ચક્ષુષ મનુની વાર્તા કહેવામાં આવશે

દેશ દીધો. પુલહ મુનિ કહે છે–હે રાજા ! શ્રવણ સુખ વર્ધક મારૂં હિતનું વચન સાંભળ. તું ભગવતીની હવે ઉપાસના કર કે જેથી તારા આ મનોરથો પરિપૂર્ણ થશે જ. ચાક્ષુષ મનુ કહે છે–હે મુનિ ! એ દેવીનું આરાધન શુ છે તે કેવા પ્રકારનું છે એ વિષે મને આપ કૃપા કરીને કહો તો બહુ સારૂં પુલહ મુનિ કહે છે–હે રાજા ! દેવીનુ ઉત્તમોત્તમ સફળતા કરનારૂં આરાધન બતાવું તે સાંભળ. કોઈ ન સાંભળે એવી રીતે દેવીનાં વાગ્બીજ મંત્રનો સદાય જપ કર્યા કરવો. મનુષ્ય એ બીજનો જે ત્રણે કાળમાં જપ કરે તો ભોગ તથા મોક્ષને પામેજ હે નૃપબાળ ! જપથી સિદ્ધિ આપનારૂં તથા ઉત્તમ રીતે વીર્ય તથા બળને આપનારૂં વાગ્ભવબીજ જેવું બીજું કાંઇ પણ નથી. એ બીજના જપથી બ્રહ્મા સૃષ્ટિ કરવ ને, વિષ્ણુ વિશ્વપાલન કરવાને, તે શિવ જગત્‌નો સંહાર કરવાને મહા શક્તિવાળા થયા હતા. અન્ય લોકપાળો પણ એ બીજના જપથીજ નિગ્રહ ને અનુગ્રહ કરવામાં સમર્થ ને બળ તથા વીર્યના મદથી ઉદ્ધત થયેલા છે. હે રાજા ! જો તું પણ દેવીનાં વાગ્ભવ બીજનો જપ કરીશ તો તને મોટી સંમૃદ્ધિ મળશે. નારાયણ કહેછે પુલહમુનિના આવા ઉપદેશથી ચાક્ષુષરાજાતુરત તપ કરવા સારૂં વિરજા નદીના તીરમાં ગયા ખરતાં પાંદડાંઓ ખાઇ તેઓ રહેતા ને વાગ્ભવબીજના જપમાં ચોંટી રહ્યા હતા. આવાં તીવ્ર તપમાં પ્રથમ વર્ષમાં ચાક્ષુષે શુષ્કપત્રોજ માત્ર ખાધાં. બીજું વર્ષમાં માત્ર જળપાનજ કરી તે રહ્યા. ત્રીજા વર્ષમાં તે માત્ર પવન ખાઈને વૃક્ષનાં ઠુંઠાની જેમ સ્થિર ઉભાજ રહ્યા. છેવટે જેણે આહાર તજયો હતો એવા ચાક્ષુષરાજાએ આવું વિષમ તપ કરતાં ને નિત્ય વાગ્ભવ બીજનો જપ કરતાં બારે વર્ષો પસાર કર્યાં. એકાન્તમાં ભગવતીનાં મહામંત્રનો જપ કરવાથી તેની મતિ શુદ્ધ થઇ અને તેની આગળ તેજોમય મહા પ્રતાપવાળાં ને સકળ દેવતામય પરમેશ્વરી શ્રીજગદંબિકા પ્રકટ થયાં. પ્રકટ થયેલાં દેવીએ સ્વચ્છ ને સુંદર વચન આ પ્રમાણે ચાક્ષુષને કહ્યું. ભગવતી કહે છે–હે રાજા ! તને ઇચ્છા હોય તે ઉત્તમ વર માગ. તારા તપથી પ્રસન્ન મનવાળી હું ઈચ્છિત વર આપીશ. ચાક્ષુષ કહે છે–હે સઘળા દેવોનાં ઈશ્વરી ! હે સઘળા દેવોનાં ઈશ્વરી ! હે દેવપૂજિતા ! આપ અન્તર્યામિરૂપ હોવાથી મારા મનની સઘળી ધારણા જાણી રહ્યાં છો તોપણ મારાં ભાગ્યથી આપનું ઉત્તમ દર્શન થયું છે તેથી માગું છું કે આપ મને મન્વતરનું રાજ્ય આપો, દેવી કહે છે–હે નૃપસત્તમ ! તને હું મન્વંતરનું રાજ્ય આપુ છું. તને મહા બળવાળા ને ઉત્તમ ગુણોવાળા પુત્રો થશે. તને નિષ્કંટક રાજ્ય મળશે ને અંતે તને મોક્ષ પણ મળશે. નારાયણ બોલ્યા–રાજાથી ભક્તિ વડે ભજાયેલાં એ દેવી એ પ્રમાણે તેને વરદાન આપીને અન્તર્ધાન થઈ ગયાં. ભગવતીના પ્રસાદથી અને આશ્રયથી ચાક્ષુષરાજા સઘળા મનુઓમાં માન્ય તથા ઉત્તમ ચક્રવર્તીનાં નાના પ્રકારનાં સુખો ભોગવનારો છઠ્ઠો મનુ થયો હતો. તેના પુત્રો પણ બળવાળા, કાર્યોનો બોજો ખમનારા, દેવી ભક્તો, વીર, મહા પરાક્રમી, અન્ય સ્થાનોમાં પણ બહુ માનવાવાળા ને રાજ્યનાં મહા સુખો ભોગવનારા થયા. આ પ્રકારે ચાક્ષુષરાજા દેવીનાં ઉપાસનથી મહા શક્તિવાળો ને મનુઓમાં ઉત્તમ થઇને અંતે ભગવતીનાં ચરણ કમળનાં પદને પામ્યો.[૧–૨૫]

एवं च चाक्षुष मनुर्देव्याराधनतः प्रभुः ।
बभूव मनुवर्यो सौ जगाधाते शिवापदम् ॥२८॥
ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે દશમા સ્કન્ધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.*

### સાતમા તથા આઠમા મનુની કથા.

**नारायण उवाच-**

सप्तमो मनुराख्यातो मनुर्वैवस्वतः प्रभुः ।
श्राद्धदेवःपरानन्दभोक्तामान्यस्तुभूभुजाम् ॥१॥

નારાયણ કહે છે-' શ્રાદ્ધ દેવ ' નામે કહેવાતો વૈવસ્વત્ સાતમો મહા સમર્થ મનુ કહેવાય છે. આ વૈવસ્વત્ મનુ દેવી ઉપર તપ આદરીને પરમ આનંદનો ભોક્તા, સર્વ રાજાઓમાં માન્ય, અને મન્વંતરનો અધિપતિ થયો હતો. હવે આ પૃથ્વીમાં જે આઠમો મનુ થવાનો છે તે ' સાવર્ણિ ' નામથી પ્રખ્યાત થશે.એ રાજા જન્માન્તરમાં પૃથ્વીમય દેવીની ઉપાસના કરી તેમનું વરદાન મેળવી સર્વ રાજાઓમાં પૂજ્ય, મહા પરાક્રમી, ધીર, મન્વંતરનો અધિપતિ અને દેવી ભક્તિમાં ઉત્સુક થશે. નારદજી પૂછે છે-જે રીતે આઠમા મનુએ જન્માંતરમાં પૃથ્વીમય દેવીનું આરાધન કર્યું હોય તે મને કહો. નારાયણ કહે છે-સ્વારોચિષ નામના મન્વતરમાં ચંદ્રવંશી ચૈત્રના વંશમાં થયેલો સુરથ નામનો પ્રખ્યાત રાજા, મહા પરાક્રમી ગુણગ્રાહક, અસ્ત્રવિદ્યામાં પારંગત, યશસ્વી, શ્રેષ્ઠ, કૃતિમાં વિચક્ષણ, ધન સંચયી, દાતા, શત્રુઓનો સંહારક, અને અભીમાની હતો. તેના કોલાવિધ્વંશી નામના રાજાઓ એક વખતે શત્રુઓ થયા હતા આ વૃદ્ધિ પામેલા શત્રુઓએ મોટી સેનાની સહાયથી એ મોટા રાજાને દબાવીને તેના શહેરને ઘેરી લીધું. આ વખતે સુરથ રાજા કે જે સર્વ શત્રુને ક્ષણમાં મારે એવો હતો તે પોતાનું સૈન્ય લઇ નગરમાંથી બહાર નીકળ્યો પરંતુ શત્રુઓથી લડતાં હાર પામ્યો તેના સેવકોએ અને મંત્રિઓએ ભંડારમાંથી સર્વ ધન હરી લીધું. આથી મહાપ્રતાપી સુરથ રાજા પરિતાપ પામ્યો, અને નગર છોડવાની જરૂર જણાઇ,જેથી મૃગયાનો મિષ કરી પોતાના ઘોડાપર બેસી નિર્જન વનમાં ચાલી નીકળ્યો અને ભ્રમીત મનથી આમતેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં કોઇ મુનિના આશ્રમમાં આવ્યો ત્યારે તેને ધીરજ આવી. એ આશ્રમ ઘણા મુનિઓ, શિષ્યોવાળું તથા પશુ પક્ષીઓથી શાન્ત દેખાતું હતું દીર્ઘ દૃષ્ટિવાળા સુમેધા નામના મહામુનિના એ ઉત્તમ આશ્રમમાં તે રાજા કેટલોક સમય રહ્યો, એક દિવસ એ રાજાએ મુનિની પૂજાના સમાપ્તિના સમયમાં આ પ્રકારે મુનિને નમ્ર વચન કહ્યું. સુરથ રાજા કહે છે-હે મુનિ ! હું તત્વજ્ઞાતા છું છતાં મારા મનમાં દુઃખની મુંઝવણથી મારી મતિ મારી ગઈ છે ને મને શત્રુઓએ જીતી મારૂં સઘળું રાજ્યના પદાર્થોની ભારે મમતા રહે છે. હે મુનિ ! મારે શું કરવું ને હવે કયાં જવું ! હે વેદવિદોમાં ઉત્તમ ! મને જે પ્રકારે સુખ થાય તે પ્રકારે હું આપના અનુગ્રહની આશા રાખું છું. સુમેધા કહે છે-હે રાજા ! મહા આશ્ચર્યવાળું ઉત્તમ અનુપમ ને સઘળી ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારૂં ભગવતીનું માહાત્મ્ય કહું તે સાંભળ. જગન્મય તથા બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્રને પણ રચનારી આ મહામાયા બળાત્કારથી પ્રાણીમાત્રના મનને ખેચીને

---

* આ અધ્યાયમાં સાતમા તથા આઠમા મનુની કથા કહેવામાં આવી.

મોહમાં ઝપલાવી દે છે એમ તું જાણ. એ માયા બ્રહ્મારૂપે સકળ જગતને રચે છે, વિષ્ણુરૂપે સદા રક્ષે છે, ને શિવરૂપે સદા સંહાર કરે છે. કામ રાત્રી, મહામાયા, કાળરાત્રી, દુરત્યયા, વિશ્વ સંહારિણી, કાલી, કમળા, ને કમળાલયા ઇત્યાદિ નામોથી એજ મહામાયા વખણાય છે. આ સકળ જગત તેમાંથી ઉત્પન્ન થઇ તેમાંજ સ્થિતિ કરી ને તેમાંજ લય પામે છે. આથી એ મહામાયા સર્વોત્કૃષ્ટ છે. હે રાજા ! એ દેવીની જેમનાપર કરૂણા થાય છે તેજ મનુષ્ય આ મહામોહને તરી જાય છે બીજો કોઈ આ દુસ્તર મોહને તરી શકતો નથી.[૨-૨૫]

**तस्यादेव्याःप्रसादश्चयस्योपरिभवेन्नृप ।**
**सएवमोहमत्येतिनान्यथाघरगोचते ॥२६॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે દશમાસ્કંધમાં અધ્યાય ૧૦ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો.*

### મહાકાળીનું સંક્ષિપ્ત ચરિત્ર.

**राजोवाच—**

**कामादेवी त्वया प्रोक्ता ब्रूहि कात्र विदांवर।**
**का मोहयति सत्वानि कारणं किं भवेद्द्विज १**

રાજા બોલ્યા—હે કાળગતિના જ્ઞાતાઓમાં ઉત્તમ ! તમે કહ્યાં તે દેવી કોણ છે ! પ્રાણીઓને મોહ પમાડનાર કોણ છે ! મોહ કરવામાં શો હેતુ છે ! એ દેવી કોનાથી ઉત્પન્ન થયેલી છે ! એનાં રૂપ ને સ્વભાવ કેવાં છે ! હે પૃથ્વીના દેવરૂપ ! કૃપા કરી આ સઘળી બાબત મને કહો. સુમેધા મુનિ કહે છે—એ દેવીનું સ્વરૂપ ઉત્પત્તિ ને જન્મમય છે તે વિષે કહું તે સાંભળો. જ્યારે યોગેશ્વર નારાયણ ભગવાન વિશ્વનો સંહાર કરીને શેષનાગની શય્યામાં પોઢેલા હતા તે નિદ્રાવશ થયા હતા ત્યારે તેમના કાનના મેલમાંથી મધુને કૈટભ નામના બે દાનવો ઉત્પન્ન થયા. એ ભયંકર રૂપવાળા દાનવોને દેખીને ને વિષ્ણુને સૂતેલા દેખીને બ્રહ્મા ભયભીત થયા ને નાના પ્રકારની ચિંતા કરી રહ્યા. મહાત્મા બ્રહ્માએ બહુ વિચારો કરીને છેવટે નિદ્રાનાં આધષ્ઠાતા ને સર્વની જનની મહાકાળી દેવી કે જેને વશ્ય થઈ ભગવાન સુતા છે તેનો આશ્રય લઉં એમ નિશ્ચય કર્યો ને નીચે પ્રમાણે બ્રહ્માએ તેથી મહાકાળીની સ્તુતિ કરી. બ્રહ્મા સ્તવે છે—હે દેવેશ્વરી ! જગદંબા ! ભક્તોને ઇષ્ટ આપનારાં ! જગન્મય ! મહામાયા ! સમુદ્રમાં શયન કરનારાં ! શિવા ! પ્રાણીમાત્ર આપની આજ્ઞા પ્રમાણે પોતપોતાનાં કાર્યો કરે છે. કાળરાત્રી, મહારાત્રી, મોહરાત્રી, મદોન્મત્ત, સર્વવ્યાપક, વશ્ય રહેનાર, માનનીય, ને મહા આનંદના મુખ્ય ભંડારરૂપ આપજ રહ્યાં છો. પૂજનીય, આરાધનીય, માયારૂપ, મધુરતામય, પૃથ્વીરૂપ ને સઘળાં ભૂત ભવિષ્યોનાં કારણરૂપ તમે કહેવાઓ છો. લજ્જા, પુષ્ટિ, ક્ષમા, કીર્તિ, કાન્તિ, કરૂણા, ઈચ્છવા યોગ્ય, વંદવા યોગ્ય ને જાગ્રદાદિ અવસ્થાઓરૂપ તમેજ છો. સર્વોત્તમ, પરમેશ્વરી, પરમાનંદરૂપ, પરમ શરણરૂપ, એક સંખ્યારૂપ, એક સ્વરૂપવાળાં, બીજી વસ્તુ સહિત ને બે પદાર્થોરૂપ પણ તમેજ છો. ત્રણ વેદરૂપ, ત્રણ ગુણરૂપ, ધર્મ અર્થ ને કાળમાં વસનારાં, તુરીયાવસ્થારૂપ, બ્રહ્મરૂપ, પાંચની સંખ્યારૂપ, પાંચભૂતોનાં ઈશ્વરી, છની સંખ્યારૂપ, ને છઠ્ઠા પદાર્થનાં ઈશ્વરી તમેજ છો. સાતની સંખ્યારૂપ, સાતવારનાં ઈશ્વરી, ચૌદ

---

* આ અધ્યાયમા મહાકાળીનુ સંક્ષિપ્ત ચરિત્ર કહેવામા આવશે.

રત્નરૂપી વરદાન આપનારાં, આઠની સંખ્યારૂપ, આઠ વસ્તુઓનાં ઈશ્વરી, ને નવ ગ્રહરૂપ પણ તમેજ છો. નવીન રાગની કળારૂપ, રમણીય, નવની સંખ્યારૂપ નવ રત્નનાં ઈશ્વરી, દશની સંખ્યારૂપ, દશ દિશાઓમાં પૂજ્ય તથા વ્યાપક, લક્ષ્મીરૂપ, એકાદશ રૂદ્રોથી સેવાયેલાં, અગીઆરશથી પ્રસન્ન થનારાં, ને અગીઆર ગણનાં અધિપતિ આપજ છો. બારની સંખ્યારૂપ, બાર ભૂજાઓવાળાં, ૧૨ સૂર્યોને ઉત્પન્ન કરનારાં, તેરની સંખ્યારૂપ, તેર ગણોપર પ્રેમવાળાં, નોંખાં નોંખાં તેર નામોવાળાં, વિશ્વેદેવાનાં ઈશ્વરી, ચૌદ ઈન્દ્રોને વર આપનારાં, ચૌદ મનુઓને ઉત્પન્ન કરનારાં, પંદરમી કામરાજ વિદ્યાથી જાણવા યોગ્ય, પૂર્ણિમારૂપ અમાવાસ્યારૂપ, સોળની સંખ્યાવાળાં, સોળ ભૂજાવાળાં, ચન્દ્રમાની સોળ કળારૂપ ને ચંદ્રમાની સોળે કળાઓથી વ્યાપેલાં દિવ્ય દેહવાળાં એક તમેજ છો. હે દેવેશ્વરી! હે નિર્ગુણા! હે તમો ગુણી ઉદયવાળાં! એવાં રૂપવાળાં તમે દેવદેવ વિષ્ણુ ભગવાનને વશ્ય કરી દીધા છે પણ આ દુર્જેય મધુકૈટભ નામના મહા બળવાળા રાક્ષસો છે તેને હણવા વાસ્તે શ્રી વિષ્ણુને આપ જાગ્રત કરો. સુમેધા બોલ્યા બ્રહ્માએ આમ સ્તવતાં ભગવાનને પ્યારાં એ તામસી નિદ્રારૂપ મહાકાળીએ વિષ્ણુને છોડી દીધા ને દાનવોને મોહ ઉપજાવ્યો. એ સમયે વિશ્વપતિ વિષ્ણુ પરમાત્મા જાગી ગયા ને એ દાનવોને તેમણે જોયા. ભયંકર રૂપવાળા એ બે દાનવો યુદ્ધના નિશ્ચયથી વિષ્ણુની પાસે ગયા. વિષ્ણુ ભગવાને પોતાના હાથરૂપ શસ્ત્રથી તેઓની સાથે પાંચ હજાર વર્ષો સુધી યુદ્ધ કર્યું. એ વેળા અત્યન્ત બળના અભિમાનવાળા જગદંબાથી મોહિત થયેલા એ બે દાનવોએ વિષ્ણુને કહ્યું કે 'વરદાન માગો' આવાં તેમનાં વચનો સાંભળીને વિષ્ણુએ કહ્યું કે "તમારો મારા હાથથી અવશ્ય વધ હોય એ વરદાન માગું છું" ત્યારે મહાબળવાળા દાનવોએ ભગવાનને કહ્યું કે "જ્યાં પૃથ્વી જળથી ડુબેલી ન હોય ત્યાં અમને મારો." દાનવોની વાણી સાંભળી વિષ્ણુએ એવી વ્યવસ્થા કરી તેઓનાં માથાં પોતાનાં અંગ ઉપર લઈને ચક્રવડે કાપી નાંખ્યાં. હે રાજા! હવે મહા લક્ષ્મીની ઉત્પત્તિ કહું તે આપ સાંભળો. ૧-૩૪

**महालक्ष्म्यो महाराज सर्व योगेश्वरेश्वरी ।**
**महालक्ष्म्या यथोत्पत्तिं निशामय महीपते॥३८॥**

ઈતિશ્રી મહાપુરાણવિષે દેવીભાગવત વિષે દશમા સ્કન્ધમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો*

### મહાલક્ષ્મી ને મહાસરસ્વતી.

**मुनिरुवाच-**

**महिषोगर्भसंभूतोमहाबलपराक्रमः ।**
**देवान्सर्वान्पराजित्यमहिषोभूज्जगत्प्रभुः ॥१॥**

સુમેધા બોલ્યા—પૂર્વે મહિષીના ગર્ભમાંથી જન્મેલો મહા બળવાળો તથા પરાક્રમવાળો મહિષાસુર નામનો દાનવ સઘળા દેવતાઓને હરાવીને અખિલ જગતનો ધણી થયો. એ મહા દાનવે સઘળા દેવોનો અધિકાર બળાત્કારથી ખેંચી લઈને પોતે ત્રૈલોક્યનું ઐશ્વર્ય ભોગવવા માંડ્યું. પછી પરાજય પામેલા દેવતાઓ બ્રહ્માને આગળ કરીને ઉત્તમ સ્થાનમાં કે જ્યાં વિષ્ણુ ને સદાશિવ હતા ત્યાં ગયા. તેઓએ મહિષાસુરની સઘળી કથા કહી બતાવી. આ પ્રકારે દેવતાઓનાં

* આ અધ્યાયમાં મહાલક્ષ્મી ને મહાસરસ્વતીની કથા આવશે.

પીડા ભરેલા વચનો સાંભળીને બ્રહ્મા, વિષ્ણુ તથા સદાશિવને મહિષાસુરપર મહાકોપ થયો હે સુરથરાજા ! આ સમયે કોપેલા વિષ્ણુના વદનમાંથી એક હજાર સૂર્યો સમાન ચળકતું તેજ પ્રકટ થયુ. પછી અનુક્રમે સઘળા દેવોમાંથી તેજો પ્રકટ થયાં જેથી સઘળા લોકો ખુશી થયા. સદાશિવના તેજમાંથી દેવીનું મુખ, યમના તેજમાંથી કેશ, વિષ્ણુના તેજમાંથી હાથ, ચંદ્રના તેજમાંથી સ્તન, ઈન્દ્રના તેજમાંથી કટી, વરૂણના તેજમાંથી જાંઘ ને સાથળો, પૃથ્વીના તેજમાંથી નિતંબ, બ્રહ્માના તેજમાંથી ચરણો, સૂર્યના તેજમાંથી પગની આંગળીઓ, વસુના તેજમાંથી હાથની આંગળીઓ, કુબેરના તેજમાંથી નાસિકા, પ્રજાપતિના તેજમાંથી દાંત, અગ્નિના તેજમાંથી સુંદર ત્રણ નયનો, સંધ્યાના તેજમાંથી મહા તેજોમય ભ્રકુટીઓ, ને વાયુના તેજમાંથી કાનો ઉત્પન્ન થયા. આ પ્રકારે સઘળા દેવતાઓનાં તેજમાંથી મહાલક્ષ્મી દેવી ઉત્પન્ન થયાં. વિષ્ણુએ મહાલક્ષ્મીને ચક્ર આપ્યું ને શિવે ત્રિશુળ, વરૂણે પાશ, અગ્નિએ સાંગ, વાયુએ ધનુષ્ય બાણ, ઈન્દ્રે વજ્ર અને ઐરાવતની ઘંટ માંથી ઘંટા, યમદેવે કાળદંડ બ્રહ્માએ માળા તથા કમંડળુ, સૂર્યે રોમછિદ્રોમાં કિરણોની પંકિત, કાળે ચકચકીત ખડગ તથા ઢાલ, સમુદ્રે સુંદર હાર ને સદા નવાં રહે તેવાં વસ્ત્રો, ખુશી થએલા વિશ્વકર્માએ ચુડામણિ, કુંડળ, કડાં, નિર્મળ અર્ધચંદ્ર ઝાંઝર, કંઠાભૂષણ તથા વીંટીઓ, હિમાલયે વાહનવાસ્તે સિંહ તથા ઉત્તમ રત્નો, કુબેરે સુરાની પ્યાલી, અને મહાત્મા શેષનાગે મહા લક્ષ્મીને નાગનો સુંદર હાર આપ્યો. આ પ્રકારે અન્ય દેવતાઓએ પણ જગદંબાને પોતપોતાનાં આયુધો આદિક વિભૂતિઓ આપી. પછી મહિષાસુરથી પીડાયેલા દેવતાઓએ ભક્તિથી માતાજીની સ્તુતિ કરી. પછી સ્તુતિથી પ્રસન્ન થયેલાં એ જગદંબિકાએ મહિષાસુરને મારવા સારૂં મહા નાદ કર્યો. એ નાદથી ચકિત થયેલો મહિષાસુર જગદંબાની પાસે આવ્યો. પછી તે મહિષાસુર શસ્ત્રોથી ને અસ્ત્રોથી દેવીની સાથે લડવા લાગ્યો. આ સમયે પોતાની બાણવૃષ્ટિથી એ દાનવ ગગનને પૂર્ણ કરતો હતો. ચિક્ષુર, આમણી, સેનાપતિ, દુર્ધર, દુર્મુખ, બાષ્કલ, તામ્રક ને બિડાલાક્ષ વિગેરે અગણિત દૈત્યો કે જેઓ શત્રુઓને કાળ સમાન હતા તેઓથી એ મહિષાસુર વીંટળાયેલો હતો. પછી મહા કોપથી લાલચોળ નયનોવાળાં મહાલક્ષ્મીએ સઘળા મહિસુરના પક્ષના યોદ્ધાઓને મારી નાંખ્યા તેથી ક્રોધે ભરાયેલો મહિષાસુર સત્વર દેવીની સામે ધાયો. એ માયાવી દાનવ પોતાનાં ચિત્ર વિચિત્ર રૂપો કરવા લાગ્યો ને જગદંબા તેનાં તે તે રૂપોનો નાશ કરવા લાગ્યાં. અંતે પાડાના રૂપથી લડતા એ દુષ્ટ મહિષાસુર દાનવને જગદંબાએ પાશથી સજડ બાંધી લીધો ને પછી ખડગથી તેનું મસ્તક કાપીને તેને ધરતીપર પાડી દીધો. પછી હાહાકાર કરતું દાનવ સૈન્ય ત્રાસથી આમ તેમ ભાગી ગયુ ને પ્રસન્ન થયેલા દેવગણોએ ભગવતીની સ્તુતિ કરી. આ પ્રકારે હે સુરથ રાજા ! મહિષાસુર મર્દની એ મહાલક્ષ્મી દેવી ઉત્પન્ન થયાં હતાં. હે સુરથરાજા ! હવે મહા સરસ્વતીની ઉત્પત્તિ કહું તે તમે સાંભળો. એક સમયે મદ તથા બળથી વૃદ્ધિ પામેલા શુંભ ને નિશુંભ નામના બે દાનવ વીરો ત્રૈલોક્યનું રાજ્ય દબાવી બેઠા હતા. તેઓથી પરાજય પામેલા રાજ્યભ્રષ્ટ દેવતાઓએ હિમાલયમાં ભક્તિથી આ પ્રકારે

ભગવતીની સ્તુતિ કરી. દેવતાઓ સ્તુતિ કરે છે—હે દેવેશ્વરી ! હે ભક્તોનાં સંકટો હરવામાં વિચક્ષણ ! હે દાનવોના કાળરૂપ ! હે જરા મરણરહિત ! આપનો જય થાઓ. હે નિ-દોષ ! હે ભક્તિથી સુલભ ! હે મહા બળવાળાં ! હે મહા પરાક્રમ વાળાં ! હે વિષ્ણુ શંકર તથા બ્રહ્માનાં આદિરૂપ ! હે અનંતશક્તિવાળાં ! હે ઉત્પત્તિ સ્થિતિ ને પ્રલયને કરનારાં! હે કાન્તિ આપનારાં ! હે મહા તાંડવથી પ્રસન્ન થનારાં ! હે આનંદ આપનારાં માધવી! હે પરમેશ્વરી ! હે કરૂણાનિધાન ! આપ પ્રસન્ન થાઓ પ્રસન્ન થાઓ. હે શરણાગતોની પીડાનો નાશ કરનારાં ! અમારો શુંભ નિશુંભ રૂપ મહાસાગરમાંથી આપ ભગવતી ઉદ્ધાર કરો. સુમેધા કહે છે—આ પ્રકારે સ્તુતિ કરતા દેવોને પ્રસન્ન થયેલાં પાર્વતી દેવીએ કહ્યુ કે 'સ્તુતિ કરવાનું કારણ મને કહો' આ વેળાએ પાર્વતીનાં શરીરમાંથી એક કૌશિકી નામનાં દેવીએ પ્રકટ થઈને સૌ દેવતાઓને કહ્યું કે " તમારી ઉત્તમ સ્તુતિથી હું પ્રસન્ન છું વાસ્તે ઈચ્છામાં આવે તે વરદાન હે દેવો ! તમે માગી લ્યો. " દેવતાઓએ માગ્યુ કે " શુંભ ને નિશુભ નામના બે દાનવ ભ્રાતાઓ કે જેઓએ અમારૂં ત્રૈલોક્ય દબાવી લીધું છે ને પૃથ્વીને સંતાપ પમાડેલો છે તેઓ બેનો વધ જેમ થાય તેમ આપ વિચારો એજ અમારી માગણી છે. " દેવીએ દેવોને કહ્યું કે " હે દેવો ! સ્વસ્થ રહો હું અવશ્યમેવ એ શુંભ તથા નિશુંભને મારીશ. તમારૂં કલ્યાણ થશે. તમારા સંટકનો હું નાશ કરીશ. " દયાવાળાં જગદંબા દેવતાઓને એમ કહીને સત્વર અદૃશ્ય થઇ ગયાં આ પછી હિમાલયમાં સુંદર રૂપ ધરીને ઉભેલાં જગદંબાને શુંભ નિશુંભના સેવક ચંડ મુંડ નામના બે દાનવોએ દીઠા. આ મોહ ઉપજાવનારાં સુંદર અંગોવાળાં દેવીને જોઇને તે બે દૈત્યોએ શુંભ રાજાને વાત કરી કે—હે દૈત્યશ્રેષ્ઠ ! શત્રુમર્દન ! અમે હાલ એક કામિની કે જેને અસુર, નાગ, ગંધર્વ, દાનવ, મનુષ્ય કે દેવની ઉપમા ન અપાય તેવી આજ દીઠી છે તેને આપ વરવા યોગ્ય છો. તે સુંદરીને અહીં લાવીને આપ ઉપભોગ કરો. " સેવકોની વાણી સાંભળી શત્રુસેનાના તોડનારા શુંભે સુગ્રીવ નામનો એક દુત એ દેવીની પાસે મોકલ્યો. તે સુગ્રીવે દેવીને કહ્યું કે " શુંભરાજા તને કહેવરાવે છે કે હું અમર છુ, દાનવોનો રાજા છુ ને રત્નભોક્તા છું વાસ્તે મને રત્નરૂપને હે સુંદરી ! તું વર. હે સૌભાગ્યવાળી ! સઘળા દેવ, અસુર ને મનુષ્યોનાં રત્નો સઘળાં મારી પાસે હોવાથી હું તને કામદેવના વિલાસોથી સારી રીતે સુખ આપી શકીશ, " ભગવતી કહે છે—હે દુત ! હે દૈત્યરાજના પ્રિયકારક ! મેં જે પ્રથમ પ્રતિજ્ઞા કરી છે તે મારાથી ખોટી કેમ કરાય ? મારી પ્રતિજ્ઞા પ્રથમથીજ એવી થઈ છે કે " જે પુરૂષ મારા ગર્વને તોડે, મારા બળને તોડે, ને મારી સામો થાય એજ મારો પતિ થશે. " આવી મારી પ્રતિજ્ઞા છે તેથી તે પ્રતિજ્ઞા સાચી કરીને શુંભ ખુશીથી મારૂં પાણીગ્રહણ કરે. શુંભથી ન બને એવું કશું ન હોવાથી તું જા ને તેને તેમ કહે એટલે તે અહીં આવી મારી પ્રતિજ્ઞા સાચી કરશે. સુમેધા બોલ્યા—હે સુરથરાજા! સુગ્રીવ શુંભ પાસેગયો ને તેણે સઘળી દેવીની કહેવરાવેલી વાત શુંભને કહી તેથી એ શુંભને મહાક્રોધ ચડતાં તેણે ધુમ્રાક્ષ નામના દાનવને ચોટલો પકડીને દેવીને પોતાની પાસે લાવવા આજ્ઞા કરતાં મહા બળવાળો ધૂમ્રલોચન સાઠ હજાર દાનવોની

સેનાસહિત હિમાલયમાં દેવીની પાસે આવ્યો ત્યાં આવી તેણે દેવીને ઉંચા સ્વરથી જાહેર કર્યું કે કે 'તું શુંભને વર નહીં તો તારો ચોટલો પકડીને હું તને તેની પાસે સત્વર તાણી જઇશ" ધૂમ્રલોચનનાં વાક્યો સાંભળીને દેવીએ કહ્યુ કે ' હે દૈત્ય ! તું સાચુ કહે છે પરન્તુ તું ને તારો સ્વામી શુભ મને શું કરી શકો તેમ છો તે મને કહે " આમ બોલતાં દેવીની સામે ધુમ્રલોચન ધાયો તેથી દેવીએ તેને તુરત હુંકારથી ભસ્મ કર્યો. દેવીના સિંહે તેનાં સૈન્યને મારવા માંડયુ તેથી તે સૈન્ય તુરત ચેતના રહિત થઈ આમ તેમ ભાગી ગયું. આથી દાનવ રાજા શુંભને મહા કોપ ચડતાં તેણે અનુક્રમે ચંડ મુડને રક્તબીજ વિગેરે દાનવોને મોકલ્યા પણ બળાત્કારથી દેવીને પાડી નાંખવા પ્રયત્ન કરતા એ ત્રણે દાનવોને તે જગદંબાએ ત્રિશૂળથી પાડીને મારી નાંખ્યા તેથી કોપે ભરાયેલા શુંભને નિશુંભ બે દાનવવીરો દેવીની પાસે ઉત્સાહથી આવ્યા. તેઓ બેએ દેવીની સાથે ઉગ્ર યુદ્ધ કર્યું છતાં પોતાના લાગમાં આવી જતાં તે બન્નેને દેવીએ મારી નાખ્યા. આથી શુભવધથી પ્રસન્ન થયેલા દેવોએ દેવીની સ્તુતિ કરી. હે રાજા! આ પ્રકારે મેં તને સંક્ષેપમાં મહાકાળીનો મહા લક્ષ્મીનો ને મહા સરસ્વતીનો પ્રાદુર્ભાવ કહ્યો. એ સર્વોત્તમ પરમેશ્વરી સૃષ્ટિ સ્થિતિને સંહાર કરનારી હોવાથી તું પણ તેનોજ આશ્રય લે કે જેથી એ વિશ્વમોહને નિવારનારાં મહાપૂજ્યતમા દેવેશ્વરી મહામાયા તારૂં કાર્ય પણ તને કરી આપશેજ. નારાયણ વદે છે-હે નારદ! સુમેધા મુનિનાં સુંદર વચનો સાંભળી સુરથ રાજા ઇચ્છિત ફળ આપનારાં જગદંબાને શરણે ગયો, આહારને ત્યાગ કરી, ઇન્દ્રિયોપર વિજય મેળવી, સાવધાન થઈ પોતાનું ચિત્ત તે ભગવતીમાંજ ચોડી, ભ વતીની મૃત્તિકાની મૂર્ત્તિ કરીને સુરથરાજા ભક્તિથી પૂજા કરવા લાગ્યો ને પૂજાના અંતમાં ભગવતીને પોતાના અંગના રૂધિરનું બળિદાન આપવા લાગ્યો. આ સમયે વિશ્વજનની દયાળી જગદંબા દેવીનાં સુરથરાજાને દર્શન થયાં ને સુરથને વર માગવા દેવીએ કહ્યું. રાજાએ ભગવતીની પાસે પોતાના મોહનો નાશ કરકરનારૂં ઉત્તમ જ્ઞાન તથા નિષ્કંટક રાજ્ય માગ્યુ. આ સમયે દેવીએ તેને આ પ્રમાણે કહ્યું. દેવી વદે છે—હે રાજા! મારાં વરદાનથી તને આ જ જન્મમાં મોહનો નાશ કરનારૂં ઉત્તમ જ્ઞાન તથા નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થશે. હે રાજા! તારા ભાવિ જન્મમાં જે બીજુ બનશે તે સાંભળ. તું સૂર્યથી જન્મ પામીશ ને સાવર્ણિ નામનો થઈશ ને એ જન્મમાં પણ તને મારા વરદાનને લીધે મન્વતરનું અધિપતિપણુ, મહા પરાક્રમને ઘણાં સતાનો તને થશે. નારાયણ કહે છે—હે નારદ ! આ પ્રમાણે વરદાન આપીને દેવી ત્યાં અન્તર્ધાન થયાં ને સુરથરાજા પણ ભગવતીની કરૂણાથી ભવીષ્યના મન્વતરના અધિપતિ થયા. હે નારદ ! આ પ્રકારે સાવર્ણિ મનુના જન્મવિષે ને કર્મ વિષે મે કથા તમને કહી. આ આખ્યાનનો જે કોઈ પાઠ કરે કે શ્રવણ કરે તે ભગવતીનું કરૂણાપાત્ર અવશ્ય થાય છે. १-८३

**एवं ते वर्णितं सा॰वो सावर्णे र्जन्म कर्म च ।**
**एतत्पठंस्तथा श्रृण्वन् देव्यनुग्रह माप्नुयात् ॥ ९ ॥**

ઇતિશ્રી મહાપુરાણવિષે દેવી ભાગવતવિષે દશમ સ્કન્ધમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૩ મો.*

## અવશેષ રહેલા મનુઓનું ચરિત્ર.

**નારાયણ ઉવાચ**

**અથાતઃ શ્રૂયતાં શેષ મનૂનાં વિચરદ્ભવમ્ ।**
**યસ્ય સ્મરણમાત્રેણ દેવીભક્તિઃ પ્રજાયતે ॥૧॥**

નારાયણ બોલ્યા—હવે જેનાં વિચિત્ર ચરિત્રોનાં સ્મરણ માત્રથીજ દેવીમાં ભક્તિ થાય છે તેવા અવશેષ રહેલા મનુઓનાં ચરિત્રોવિષે કથા કહું તે સાંભળો. વૈવસ્વત મનુના કરૂષ, પૃષધ્ર, નાભાગ, દિષ્ટ, શર્યાતિ અને ત્રિશંકુ એવા નામના ભાગ્યશાળી જે મહા બળવાળા છ પુત્રો હતા. એ સઘળાઓ આહાર તજી યમુના કાંઠે ભગવતીની ઉપાસના કરવા લાગ્યા. મૃત્તિકાની દેવીની છ મૂર્તિઓ બનાવીને તેઓ છ એ દેવીનું પૂજન કરતા હતા. તપોબળવાળા અને દૃઢતાવાળા તેઓ છ જીર્ણાં પત્રો ખાઇને રહ્યા, પછી તેઓ જળ પીને રહ્યા પછી વાયુનું ભક્ષણ કરી રહ્યા. પછી ધુમ્રપાન કરી રહ્યા, અને સુરજનાં કિરણો પીને રહ્યા. આ પ્રકારે અનુક્રમે તપનો પરિશ્રમ વધારતા જતા હતા ને આદર સહિત સર્વદા આરાધનમાં ચોંટયા હતા. તેઓની મતિ મોહની નિવૃત્તિ થવાથી નિર્મળ થઇ હતી. કેવળ ભગવતીનાં ચરણોનું ઉપાસન કરવામાં લાગેલા એ મનુના પુત્રોને આ સકળ જગત્ પોતાના સ્વરૂપમાંજ દેખવામાં આવતાં ઘણું આશ્ચર્ય વરતાવા લાગ્યું. આમ તપ કરતાં તેઓને બાર વર્ષો વીતી ગયાં ત્યારે હજારો સૂર્ય સમાન દીપ્તિવાળાં પરમેશ્વરી જગદંબાએ તેઓને દર્શન આપ્યું જગદંબાનાં દર્શન થતાં એ છએ મનુઓએ ભક્તિથી દેવીની નીચે પ્રમાણે સ્તુતિ કરી. રાજપુત્રો સ્તવે છે—હે મહેશ્વરી! ઇશાની! ઉત્તમ! કરૂણા સાગર! હે વાગ્ભવ બીજના આરાધનથી પ્રસન્ન થનારાં! હે વાગ્ભવ બીજે પ્રતિપાદન કરેલાં! હે ક્લીંકારરૂપ! હે દેવી! હે ક્લીંકારથી પ્રીતિ આપનારાં! હે કામરાજના મનને આનંદ આપનારાં! હે ઈશ્વરને પ્રસન્ન રાખનારાં! હે મહામાયા! હે આનંદ મગ્ન! હે મહા ચક્રવર્તીપણાંને આપનારાં હે વિષ્ણુ સૂર્ય શિવ તથા ઈન્દ્ર આદિ સ્વરૂપોવાળાં! હે ભોગોને વધારનારાં! જય થાઓ ને અમારૂં આપ કલ્યાણ કરો. નારાયણ બોલ્યા રાજકુમારોની સ્તુતિથી પ્રસન્ન થયેલાં દેવી નીચે પ્રમાણે હસતાં મુખથી શુભ વાણી બોલ્યાં દેવી કહે છે. હે મહાત્મા રાજપુત્રો! તપથી તથા મારી ઉપાસનાથી તમે સૌ નિષ્પાપ ને વિમળ પ્રજ્ઞાવાળા થયા છો વાસ્તે તમારા મનમાં જે કાંઈ હોય તે માગો. હું પ્રસન્ન છું તેથી તમને મનવાંછિત આપીશ. રાજકુમારો કહે છે—હે દેવી! અમને નિષ્કંટક રાજ્ય, દીર્ઘાયુષ્યવાળી સંતતિ, સનાતન વૈભવ, યશ તેજ, સુબુદ્ધિ ને અકુંઠિતપણું પ્રાપ્ત થાય એવુ વરદાન આપો. અમને સૌને એ વરદાન મેળવવાની ઈચ્છા છે. નારાયણ કહે છે—ભક્તિથી સ્તુતિ થયેલાં એ ભ્રામરી દેવી તથાસ્તુ એમ કહી વરદાન આપી ત્યાંથી અન્તર્ધાન થયાં. મહાશક્તિવાળા એ મનુપુત્રોએ તથા પ્રકારે વૈભવો ભોગવ્યા. પછી સનાતન સંતતિને પૃથ્વીમાં સ્થાપી તેઓ સૌ સ્વર્ગવાસી થયા. એ સઘળાઓ જન્માંતરમાં 'સાવર્ણિ' પદવાળા મનુઓ થશે. ભગવતીએ તેઓને માગેલાં તમામ વરદાનો આપેલાં હતાં તથા મન્વતરોનુ અધિપતિપણુ પણ આપેલુ હતું, સ્વાયંભુવથી નવમાં અને આ છમાં પ્રથમ દક્ષસાવર્ણિ નામનો મનુ થશે.

* આ અધ્યાયમા અવશેષ રહેલા મનુઓના ચરિત્ર વિષે કહેવામાં આવશે.

દેવીની કૃપાથી તે અપ્રતિહત બળવાળો રહેશે. દશમો ને આ છમાં બીજો દેવીની કૃપાથી પદવી પામેલો "મેરૂ સાવર્ણિ" નામનો મનુ થશે. અગીયારમો ને આ છમાં ત્રીજો પોતાના તપના પ્રભાવથી પદવી પામેલો સૂર્ય સાવર્ણિ નામનો મનુ થશે બારમો અને આ છમાં ચોથો દેવોની ઉપાસનાથી પદવી પામેલો "ચંદ્ર સાવર્ણિ" નામનો મનુ થશે. તેરમો ને આ છમાં પાંચમો મહા બળવાળો તથા મોટા ધૈર્યવાળો રૂદ્ર સાવર્ણિ નામનો મનુ થશે- ચૌદમો અને આ છમાં છેલ્લો દેવીના વરદાનથી વિશ્વમાં પ્રખ્યાતિ પામેલો 'વિષ્ણુ સાવર્ણિ' નામનો મનુ થશે. આ ચૌદે મનુઓ દેવીનાં આરાધનથી મહા તેજવાળા, મહાબળવાળા, સર્વદા લોકપૂજ્ય, અને વંદવા યોગ્ય થયા છે તેઓમાં છેલ્લા છ ભ્રામરી દેવીનો મોટો અનુગ્રહ પામેલા છે. નારદજી કહે છે–હે નારાયણ ! એ ભ્રામરી દેવી કોણ છે તથા કેવી રીતે ગયેલાં છે ! હે વિદ્યાવાળા ! વિચિત્ર તથા શોકને મટાડનારૂં મને આપ ભ્રામરી દેવીનું આખ્યાન કહો. ભગવતીની કથારૂપ અમૃતનું પાન કરતાં હું તૃપ્ત થયો નથી. અમૃત પીનારાઓ કોઈ દિવસ મૃત્યુ પામે છે પણ ભગવતીની કથા સાંભળનારાઓને કદી પણ મૃત્યુ થતું નથી. નારાયણ કહે છે–હે નારદ ! અચિંત્ય તથા અવ્યક્તરૂપવાળાં જગદંબાનું વિચિત્ર અને મોક્ષ આપનારૂ ચરિત્ર કહું છું તે સાંભળો, જેમ માતાની સઘળી ચેષ્ટા પુત્ર ઉપર ખરી દયાથી હોય છે તેમ જગદંબાનું સઘળું ચરિત્ર લોકમા ખરી કરૂણાથી લોકાનુગ્રહવાસ્તે હોય છે. પૂર્વે દાનવોના નિવાસરૂપ પાતાળમાં દેવતાઓનો દ્વેષી મહાખળ, ને મહા બળવાળો 'અરૂણ' નામનો દાનવ થયો હતો તે દાનવે દેવોને જીતી લેવા 'બ્રહ્મા મારૂં સઘળું કાર્ય કરશે' એવા ઇરાદાથી ગંગાજળવાળા શીતળ પ્રદેશમાં જઈ બ્રહ્માપર મહાતપ કરવું શરૂ કર્યું. પ્રાણાયામ સહિત ગાયત્રી મંત્રના જપમાં પરાયણ એ ક્રોધી અરૂણ રાક્ષસ યોગ કરતો દશ હજાર વર્ષ સુધી પાકાં પત્રો ખાઇને રહ્યો, દશ હજાર વર્ષો જળનાં ટીપાં પીને રહ્યો, દશ હજાર વર્ષો સુધી વાયુનુ ભક્ષણ કરીને રહ્યો ને દશ હજાર વર્ષો સુધી કાંઈ પણ આહાર કર્યા વગર રહ્યો. આ દાનવ આ પ્રમાણે તપ કરતો હતો તેથી તેના શરીરમાંથી અગ્નિ ઉઠયો ને તેથી સઘળી પૃથ્વી બળવા લાગી. આથી થરથરવા લાગેલા આશ્ચર્યવત્ થયેલા સઘળા દેવો ત્રાસ પામી બ્રહ્માના શરણે ગયા. આથી બ્રહ્મા દેવોની કથા જાણી ગાયત્રી સહિત હંસપર ચડી તે દાનવ પાસે આવ્યા. એ દૈત્ય કે જે અવશેષ માત્ર રહેલા પ્રાણોવાળો, સૂકાઇ ગયેલાં ઉદરવાળો, ક્ષીણ કાયાવાળો, કરોડો નસો જેની દેખાતી હતી તેવો, ને ધ્યાનથી બીડેલાં નયનોવાળો હતો તથા બીજા અગ્નિ જેવો દીપતો હતો તેને જોઈ બ્રહ્માએ 'હે પુત્ર ! તારૂં કલ્યાણ થશે' એવું સંતોષકારક મધુર વચન કહ્યું. પછી બ્રહ્માએ વરદાન માગવાનું કહેતાં એ દાનવે પોતાનાં નયનો ઉઘાડી જોયું તો ત્યાં સમીપમાં ઉભેલા બ્રહ્મા હતા કે જેઓ ગાયત્રી સહિત, વેદોસહિત, પ્રણવનો જપ કરતા ને કરમાં રૂદ્રાક્ષમાળા તથા કુંડીવાળા હતા. બ્રહ્માની અમૃત સમાન વાણી સાંભળીને અરૂણે તેમને નમસ્કાર કરી અનેક સ્તોત્રોથી ભક્તિથી સ્તુતિ કરી વરદાન માગ્યું કે 'મારૂં મરણ કદી પણ ન થાય" અરૂણનાં વચનો સાંભળી બ્રહ્માએ તેને સાદર સમજાવ્યો કે "હે દાનવ

શ્રેષ્ઠ ! હું વિષ્ણુ તથા શિવ આદિનો પણ મૃત્યુ પોતાના ગ્રાસરૂપ કરે છે તો બીજાઓની ત્યાં થી વાત કરવી વાસ્તે કાંઈક યોગ્ય વરદાન માગ કે જે હું આપી શકું" બ્રહ્માની વાણી સાંભળી અરૂણે ફરીવાર માગ્યું કે "ત્યારે હે પ્રભુ ! યુદ્ધમાં, શસ્ત્રથી, અસ્ત્રથી, પુરૂષથી, સ્ત્રીથી, બે પગવાળાથી, ચાર પગવાળાથી, કે બે પ્રકારના આકારવાળાથી, પણ મારૂં મોત ન થાય તથા મને એવું બળ મળે કે જેથી હું દેવતાઓપર વિજય મેળવું." બ્રહ્મા વરદાન આપી તથાસ્તુ એમ કહીને બ્રહ્મલોકમાં ગયા. પછી બ્રહ્માના વરદાનથી અરૂણાસુરે પાતાળમાંથી દાનવોને બોલાવ્યા ને તે દાનવોએ તેને મહારાજા બનાવ્યો. એ દાનવોએ યુદ્ધ વાસ્તે સ્વર્ગમાં દૂત મોકલવાથી ભયથી થરથરતો ઇન્દ્ર બ્રહ્માને શરણે ગયો ને ત્યાંથી બ્રહ્મા ને વિષ્ણુને નાયક કરી એ ઇન્દ્ર શિવજી પાસે કૈલાસમાં ગયો. અહીં સૌ દેવતાઓ અરૂણના વધ વિષે વિચાર કરવા લાગ્યા દરમ્યાનમાં દાનવ સેનાઓ વાળો અરૂણાસુર તુરત સ્વર્ગમાં ગયો ત્યાં જઈ નાનાં રૂપો ધરીને તે સૂર્ય, ચંદ્ર, યમ, ને અગ્નિના અધિકારો ભોગવવા માંડ્યા. પોતપોતાનાં સ્થાનકોમાંથી ભ્રષ્ટ થયેલા દેવલોકો કૈલાસમાં પોતપોતાના દુઃખોનાં નોખાં નોખાં વર્ણનો કરી રહ્યા. બ્રહ્માનું વરદાન હોવાથી ત્યાં મોટો વિચાર થઈ રહ્યો કે "હવે આપણે સૌએ શું કરવું !" આ પ્રકારે દેવલોકોને કાંઈ સૂઝ ન પડી ત્યારે તે સમયમાં એક આકાશ વાણી થઇ કે 'તમે સૌ ભુવનેશ્વરીનું ભજન કરો. એ દેવી તમારૂં કષ્ટ કાપશે. એ દૈત્ય જો ગાયત્રીનો જપ તજે તો સત્વર તેનું મોત થાય." આ સંતોષ ઉપજાવનારી આકાશવાણી સાંભળી દેવલોકોએ વિચાર કરી બૃહસ્પતિગુરૂને બોલાવીને પૂછ્યું કે "હે ગુરો ! દેવકાર્ય વાસ્તે અરૂણાસુર પાસે જઈ કોઇ પણ ઉપાયે તેના ગાયત્રીના જપમાં તમે વિઘ્ન કરો. અમે ધ્યાન યોગથી ભુવનેશ્વરીને હાલ ઉપાસીએ છીએ જેથી એ ભગવતી તમારૂ રક્ષણ કરશે" એમ ગુરૂને કહી સઘળા દેવતાઓ જમ્બુનદેશ્વરીની પાસે આવ્યા. આપણને દાનવના ભયથી એ ભગવતી બચાવશે એવી ધારણાવાળા એ સૌ દેવો તપપરાયણ થઇ ત્યાં માયા બીજનો જપ કરતા દેવીયજ્ઞમાં પરાયણ થઈ ગયા. પછી બૃહસ્પતિ અરૂણાસુર પાસે જતાં અરૂણાસુરે તેમને કહ્યું કે તમારૂ આવવાનુ શું કારણ છે તે કહો કારણ કે હું તમારો પ્રતિપક્ષી છું તો તમારૂં આગમન કેમ થયુ !" બૃહસ્પતિએ જણાવ્યુ કે "તું ને અમે એકજ ભુવનેશ્વરીના ઉપાસક હોવા છતાં તું અમારા પક્ષમાં કેમ નથી તેનું કારણ કહે." બૃહસ્પતિની વાણીથી ક્રોધાતુર ને માયામોહિત અરૂણાસુરે ગાયત્રીમત્રનો અનાદર કરી ત્યાગ કર્યો તેથી તે તેજ વગરનો થઈ ગયો. ( નિષ્કામ ભક્તપર કરૂણા હોય છે તેવી સકામ ભકતપર ભગવતીને કરૂણા ન હોવાથી એ દાનવને મોહ કર્યો હતો ) પોતાનું કાર્ય સિદ્ધ થતાં બૃહસ્પતિએ ઈન્દ્રની પાસે જઈ સઘળી વાર્તા કરી તેથી પ્રસન્ન થયેલા દેવો ભગવતીની અધિક ભક્તિ કરવા લાગ્યા ને આમ કેટલાક કાળના ભક્તિયોગ પછી ભુવનેશ્વરીએ દેવોને પોતાનું દર્શન આપ્યું. એ વિશ્વકલ્યાણકારિણી ભગવતીનુ તેજ કોટિ સૂર્ય સમાન હતું, કરોડો કામદેવ સમાન હતું વિચિત્ર ચન્દનનુ લેપન કર્યું હતું, બે સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં, વિચિત્ર પુષ્પાલંકારો ધરેલા હતા, મુઠીમાં વિચિત્ર ભ્રમરાઓ હતા, કરમાં અભય તથા

વર હતાં, અનેક ભ્રમરાઓવાળી પુષ્પમાળાઓદી શોભી રહ્યાં હતાં, વિચિત્ર પ્રકારની અગણિત ભ્રમરીઓથી સંયુક્ત હતાં, વારંવાર હ્રીંકારરૂપ મંત્રનું ગાયન કરતા કરોડો ભ્રમરાઓ તેમની ચારે બાજુમાં ભમતા હતા, સઘળા શણગારવાળો તેમનો વેષ હતો, શાન્ત, કરૂણામૃતના સમુદ્રરૂપ, સર્વજ્ઞ, સર્વ જનની સર્વરૂપ, વેદે પ્રતિપાદન કરેલાં, અને સર્વેશ્વરી એ જગદંબાને જોઈ સંભ્રમવાળા બ્રહ્માદિક દેવોએતેમની બેહાથજોડીનેહર્ષથીઆપ્રકારેસ્તુતિકરી.દેવતાઓ સ્તવે છે—હેભગવતિ! હેમહાવિદ્યા ! હે સૃષ્ટિ સ્થિતિ સંહારને કરનારાં હે પદ્મ પત્ર વિશાલાક્ષિ ! હે સર્વાધારરૂપ ! હે વિશ્વ તેજસ પ્રાજ્ઞ વિરાટ્ સૂત્રાત્મારૂપ ! હે અવ્યાકૃતરૂપ ! હે કુટસ્થરૂપ ! હે દુષ્ટજનોને રોકવામાં ભોગળરૂપ ! હે દુર્ગા ! હે જન્માદિક રહિત ! હે અપ્રતિગંધ પ્રેમથી પ્રાપ્ત થનારાં ! હે પાપ બાળનારાં ! હે દેવી ! હે કાળી ! નીલ ! સરસ્વતી ! ઉગ્રતારા ! ભુવનેશ્વરી ! પીતાંબરા ! ત્રિપુર સુંદરી ! ભૈરવી માતંગી ! ધૂમાવતી ! છિન્નમસ્તારૂપ ! હે મા ! હે દેવી ! હે ક્ષીર સમુદ્રની પુત્રી ! હે શાકંભરી ! હે શિવા ! હે રક્તદંતિ ! હે નિશુંભ ને શુંભને મારનારાં ! હે મહા દેવી ! અમે આપને વારવાર પ્રણામ કરીએ છીએ, પ્રણામ કરીએ છીએ ને ફરી ફરી પ્રણામ કરીએ છીએ. આપનો જય હો. હે રક્તબીજ, વૃત્રાસુર, ધૂમ્રલોચન, ચંડમુંડ, ને અનેક દાનવોનો સંહાર કરનારાં ! હે વિજયા ! ગંગા શારદા ! પ્રફુલ્લિતવદના ! પૃથ્વીરૂપ ! દયારૂપ તેજરૂપ ! પ્રાણરૂપ ! મહારૂપવાળા ! હે ભૂતરૂપ ! જગતરૂપ ! દયામૂર્ત્તિ ! ધર્મમૂર્ત્તિ ! દેવમૂર્ત્તિ ! જ્યોતિમૂર્ત્તિ ! જ્ઞાનમૂર્ત્તિ ! ગાયત્રી ! વરદા ! દેવી ! સાવિત્રી ! સરસ્વતી ! સ્વાહા ! સ્વધા ! માતા ! દક્ષિણા ! અમારા તમને વારંવાર વારંવાર ને વારંવાર પ્રણામ હોજો. સર્વના અંતરાત્મારૂપ આપ કે જેને નેતિ નેતિ વચનોથી અનાત્મ પદાર્થોના નિષેધદ્વારા સઘળા વેદો જણાવે છે તેને અમે ઉપાસીએ છીએ. આપ કે જે ભ્રામરી દેવી કહેવાઓ છો તેમને નિત્ય વારંવાર પ્રણામ હોજો. હે અમ્બા ! પડખાંઓમાં, પછવાડે, નીચે, ઉંચે ને સર્વત્ર આપને અમે વંદીએ છીએ. હે મહાદેવી ! હે મણિદ્વીપ નિવાસિની હે અનંતકોટિ બ્રહ્માંડોનાં ઈશ્વરી ! હે જગદંબા ! કૃપા કરો. હે દેવી ! હે વિશ્વજનનિ ! હે પરાત્પર ! આપનો સદા જય હો. હે શ્રી ભુવનેશ્વરી ! હે ઈત્તમોમાં ઉત્તમ ! હે ઉત્તમ ગુણ રત્નોની ખાણરૂપ ! હે ભુવનેશ્વરી ! હે પરમેશ્વરી ! જય થાઓ. પ્રસન્ન થાઓ. જગત્નાં શરણરૂપ ! પ્રસન્ન હો નારાયણ બોલ્યા—આવાં દેવતાઓનાં વચન સાંભળી મદોન્મત્ત કોયલ સમાન સ્વરવાળાં જગદંબાએ ચાતુર્યવાળી મધુર વાણી આ પ્રકારે કહી. દેવી કહે છે—હે દેવો ! વરદાન આપનારાઓમાં શિરોમણિરૂપ હું તમારાપર પ્રસન્ન છુ વાસ્તે જે ઈચ્છિત હોય તે વરદાન માગી લ્યો. નારાયણ બોલ્યા દેવીની વાણી સાંભળી દેવોએ અરૂણાસુરનાં સઘળાં દુષ્કૃત્યો વિષે, તેનાથી થયેલાં સંકટ વિષે તથા પોતાનાં દુઃખો વિષે સઘળી વાત અથથી ઈતિ સુધી દેવીને કહી બતાવી તેથી કરૂણાવાળી એ દેવીએ પોતાની આગળ પાછળ ઉડતા ને હાથમાં રહેલા સઘળા ભ્રમરાઓને મોકલ્યા કે જેથી અખિલ ત્રૈલોક્ય ઢંકાઇ ગયું. પૃથ્વીમાં અંધારૂં થયું. આકાશ, પર્વત, વૃક્ષ, તથા વનોમાં સર્વત્ર ભ્રમરાઓજ દેખાયા. આથી મોટું કૌતુક થયું. મધ લેતા મનુ-

ષ્યને જેમ મધમાંખો ફોલી ખાય તેમ સઘળા ભ્રમરાઓએ દાનવોની છાતીઓને તોડી ખાધી. શસ્ત્ર, અસ્ત્ર, યુદ્ધ, કે બોલવાની આ સમયે તક પણ ન રહી પરંતુ દાનવોનાં મૃત્યુઓજ થવા લાગ્યાં. જ્યાં જે દાનવોને જેમ હતા ત્યાં તે દાનવો તેમના તેમજ મરી રહ્યા- એક બીજાને મળવા હળવાની પણ તક ન મળતાં સઘળાં દાનવજનો મૃત્યુનેજ શરણે થઈ ગયાં. આવી રીતે વિસ્મય ભરેલી રીતે સઘળાઓનો ઘાણજ નીકળી ગયો. ભ્રમરાઓ આવું કાર્ય કરી દેવીની પાસે આવ્યા ને સર્વત્ર 'આ આશ્ચર્ય થયુ' એમ ઘુમઘુમાટ થઇ રહ્યો. જેની આવી વિચિત્ર માયા છે એ જગદંબાનાં ચરિત્રમાં આ કાંઈ આશ્ચર્યજનક સમજવુંજ નહી. પછી હર્ષ સાગરમાં લીન થયેલા બ્રહ્મા-વિષ્ણુ-રૂદ્ર વિગેરે દેવતાઓએ ત્યાં નાના પ્રકારના ઉપચારોથી ભગવતી જગદંબાની પૂજા કરી. અનેક ઉપહારો લઈ આવેલા સઘળા સિદ્ધલોકો જયજયકાર વદીને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. આકાશમાં દેવ નગારાં ગગડવા લાગ્યાં. મોટા મુનિઓના વેદ પાઠ તથા અપ્સરાઓનું નૃત્ય થઈ રહ્યું. ગધર્વાદિકનુ ગાન તથા મૃદંગ મુરજવીણા દુંદુભિ ડમરૂ ઘંટા તથા શખનાદથી ત્રૈલોક્ય વ્યાપ્ત થયું. સઘળા લોકો આ સમયે અનેક સ્તોત્રોથી સ્તુતિ કરી મસ્તકપર હાથ જોડીને "હે મા ! હે ઇશ્વરી! જય! જય! એમ બોલવા લાગ્યા. પછી પ્રસન્ન થયેલાં જગદંબાએ તેઓને સૌને નોખાં નોખાં વરદાન આપ્યાં તથા પોતામાં પરમ ભક્તિ આપીને એ ભગવતી સૌના જોતામાં માત્રમાંજ અન્તર્ધાન થઈ ગયાં. હે નારદ ! આ પ્રમાણે પાઠ કરનારાઓનાં પાપોને પ્રજાળનારૂં શ્રોતાનાં પાપોને ટાળનારૂં તથા વક્તાઓને આશ્ચર્ય પમાડનારૂં ભ્રામરી દેવીનું અતીવ વિચિત્ર આખ્યાન મેં તમને કહી સંભળાવ્યું આ વ્યાખ્યાન સંસાર સમુદ્રમાંથી ઉદ્ધાર કરનારૂં મેં તમને કર્યું. આ પ્રકારે જેમાં ભગવતીનું માહાત્મ્ય ભર્યું છે એવું સઘળા મનુઓનું ચરિત્ર કે જે પાઠ કરનારાઓને તથા સાંભળનારાઓને પાપના નાશના અપ્રતિહત ઉપાયરૂપ છે તે પણ મેં તમને સંક્ષેપમાં સઘળું કહ્યું. જે મનુષ્યો ભક્તિથી આ સુખ આપનારાં સુંદર ચરિત્રનો પાઠ સર્વદા કરે અથવા તો તેને સાંભળે તે મનુષ્યો સઘળાં પાપોથી મુક્ત થઈને ભગવતીનાં સ્વરૂપની સાથે અભેદતા-તન્મયતાને પામે છે. ૧-૧૨૭

यश्चैतत्पठते नित्यं शृणुयाद्वा निरंतरः ।
सर्वपाप विनिर्मुक्तो देवी सायुज्यमाप्नुयात् १२७

(આ દશમા સ્કન્ધમાં વ્યાસ ભગવાને શ્લોકોની રચના કરેલી છે.

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દશમા સ્કન્ધમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.



# श्रीमद्

# देवी भागवत भाषांतर.

## एकादश स्कन्ध

### અધ્યાય ૧ લો.+

### પ્રાતઃકાળ સંબંધી કર્મ.

**नारद उवाच-**

**भगवन्भूतभव्येशनारायणसनातन ।**
**आख्यातंपरमाश्चर्यंदेवीचारित्रमुत्तमम् ॥१॥**

નારદ બોલ્યા—હે ભગવન્ ! હે ભૂત-ભવિષ્યના સ્વામી ! હે નારાયણ ! હે સનાતન ! હે પ્રભુ ! આપે મહા આશ્ચર્યરૂપ ભગવતીનું ચરિત્ર, દેવકાર્યો વાસ્તે જગદંબાના ઉત્તમ પ્રાદુર્ભાવ તથા જગદંબાની પૂર્ણ કરુણાને લીધે દેવતાઓને તથા મનુષ્યોને પોતપોતાના અધિકાર પ્રાપ્ત થવા વિષેનો સઘળો ઈતિહાસ મને કહ્યો. હવે સદાચાર પાળવાથી જગદંબા પ્રસન્ન થાય છે તથા પોતાના ભક્તોનું સર્વદા પોષણ કરે છે તે સદાચાર વિષે સાંભળવા ઈચ્છું છું વાસ્તે તે કહો, નારાયણ બોલ્યા—હે નારદ ! હે તત્વજ્ઞાતા ! સદાચારના વિધિનો ક્રમ કે જેના અનુસારે ચાલવા માત્રથી સર્વદા ભગવતી પ્રસન્ન થાય છે તે હવે તમને કહું છું. પ્રાત કાળમાં ઉઠીને દ્વિજોનું લોકોપકારક કર્મ કહું છું. પ્રત્યેક દ્વિજે સૂર્યોદય પહેલાંથી તે સૂર્યાસ્ત સમય સુધીમાં નિત્ય નૈમિત્તિક તથા બીજાં અનિન્દિત કામ્યો કરતાં સર્વદા સત્કર્મમાં જોડાવું. મા, બાપ, દીકરા, સ્ત્રીઓ, કે જ્ઞાતિ એઓમાં કોઇ આત્માની સહાય કરવા આવતાં નથી પણ કેવળ ધર્મજ સહાય થાય છે. આ કારણથી સાધનો કરીને સહાયતા વાસ્તે સર્વદા ધર્માનુષ્ઠાન કરવું જોઈએ. ધર્મની સહાયદ્વારજ દુસ્તર દુઃખ ને અજ્ઞાનનો નાશ થાય છે. શ્રુતિ સ્મૃતિમાં કહેલો આચાર બરાબર પાળવો એજ પ્રથમ ધર્મ છે વાસ્તે દ્વિજે સર્વદા પોતાના આચારમાં પરાયણતા રાખવીજ જોઈએ. આચારજ આયુષ્ય પ્રજા ને અક્ષય અન્ન આપનારો છે ને આચારથીજ સૌ લોકો આ લોકમાં સુખ ભોગવીને પરલોકમાં સુખ પામે છે. અજ્ઞાનથી આંધળા ને મોહ પામેલાઓએ ભમાવેલા લોકોને ધર્મરૂપી મોટો દીપક મોક્ષ માર્ગનો પ્રદર્શક છે. આચાર શ્રેષ્ઠતાને પ્રાપ્ત કરાવેજ છે. શ્રેષ્ઠતાથી કર્મ મળે છે ને કર્મથી જ્ઞાન

---

+ આ અધ્યાયમાં પ્રાતઃકાળ સંબંધી કર્મ વિષે કહેવામાં આવશે.

થાય છે એમ મનુએ પણ કહ્યું છે. આચાર એજ સર્વ ધર્મોમાં ઉત્તમ, પરમ તપરૂપ તથા જ્ઞાનનું સાધન છે. આચારથીજ સઘળું સિદ્ધ થાય છે. આચારરહિત ઉત્તમ દ્વિજને પણ શુદ્રની જેમ પંક્તિ બહાર કરવો કારણ કે જેવો શુદ્ર છે તેવોજ તે છે. આચારના બે ભેદ છે. એક શાસ્ત્રીય ને બીજો લૌકિક. કલ્યાણને ચાહનારા જનોએ એ ઉભય આચારો ન તજવા જોઇએ હે મુનિ ! ગ્રામ ધર્મ, જાતિધર્મ, દેશધર્મ ને કુળધર્મ એ ચાર બરાબર પાળવા જોઈએ અને એની ઉપર પગ મુકાયજ નહીં. દુરાચારી મનુષ્યની લોકમાં નિન્દા થાય છે, સર્વદા તે દુ:ખ ભોગવે છે ને વ્યાધિમાં પણ તે ગ્રસ્ત થાય છે. જે અર્થ ને કામ ધર્મરહિત હોય તેનો ત્યાગ કરવો ને જે ધર્મ પ્રાણીઓને સંતાપ આપનારો હોય ને લોકોના દ્વેષનું પાત્ર હોય તેનો પણ ત્યાગ કરવો. નારદ બોલ્યા—શ્રુતિ ને સ્મૃતિ એ બે પ્રભુનાં નયનો છે ને પુરાણ પ્રભુનું હૃદય છે વાસ્તે જેમાં એ ત્રણેનું પ્રતિપાદન હોય તેનેજ ખરો ધર્મ જાણવો. ધર્મવિષયમાં એ શિવાય અન્ય ગ્રંથો પ્રમાણવાળા ન જાણવા. જે વિષયમાં એ ત્રણેના પરસ્પર વિરોધનો પ્રસંગ આવે તે વિષયમાં કેવળ શ્રુતિ નામ વેદવચનનુંજ એક પ્રમાણ માનવું. જ્યાં સ્મૃતિ ને પુરાણમાં વિરોધ દેખાય ત્યાં કેવળ સ્મૃતિનેજ પ્રમાણ સમજવી. શ્રુતિઓમાં પરસ્પર ભેદ દેખાય તે પ્રસંગે વિકલ્પથી બેય પ્રકારના ધર્મરૂપ માનવા અને જ્યાં સ્મૃતિઓને પરસ્પર વિરોધ આવે ત્યાં બન્નેના વિષયનો ભેદ કલ્પીને યોગ્ય વ્યવસ્થા સમજવી. પુરાણોમાં પણ કોઈ સ્થળે તંત્ર ગ્રંથોનો ધર્મ પણ નિરૂપેલો હોય છે તો જો તે તંત્રોક્ત ધર્મ વેદથી વિરૂદ્ધ હોય તો તજવો ને અવિરૂદ્ધ હોય તો માનવો. વેદથી અવિરૂદ્ધ તંત્ર ગ્રંથનું વાકય પણ પ્રમાણરૂપ છે એમાં સંશય નથી પણ જો પ્રત્યક્ષ શ્રુતિથી વિરૂદ્ધ હોય તો તેને પ્રમાણ ન ગણવું. સર્વ પ્રકારે ધર્મમાર્ગમાં અપ્રતિહત પ્રમાણપણું તો વેદોનુંજ છે વાસ્તે સ્મૃતિ આદિકમાં જે વેદથી અવિરૂદ્ધ હોય છે તે પ્રમાણરૂપ છે ને વિરૂદ્ધ હોય તો તે પ્રમાણ નથી. જે દ્વિજ વેદધર્મને તજીને અન્ય પ્રમાણથી વર્ત્તે છે તેને શિક્ષા ભોગવવા નરકના કુંડોની રચના થયેલી છે. આથી સર્વ પ્રયત્ને વેદોક્ત ધર્મનો આશ્રય કરવો. શ્રુતિસ્મૃતિ પુરાણ તંત્ર કે બીજું ગમે તે શાસ્ત્ર વેદના આધારવાળું હોય તે પણ પ્રમાણરૂપ સમજવું. જે મનુષ્યો વેદ વિરૂદ્ધ શાસ્ત્રોના આધારે ચાલનારા છે તે પુરૂષો ઉંધે મસ્તકે ઉંચા પગ કરીને નરક રૂપ મહાસાગરમાં પડવાના છે યથેષ્ટ આચરણ કરનારાઓ, લિંગનું ધારણ કરનારા પાશુપતો ને તપ્ત મુદ્રાથી છાપ લેનારા વૈખાનસ મતના લોકો વેદમાર્ગથી બહાર આચારવાળા હોવાથી નરકમાં જાય છે. મનુષ્યે હમેશાં વેદોક્ત ધર્મ પાળવો. નિત્ય પ્રતિ પોતપોતાનાં કરેલાં પુણ્ય પાપાદિક શુભાશુભ કર્મોની નિત્ય નોંધ કરવાનો મનુષ્યે અભ્યાસ રાખવો જોઈએ તથા રાતના પાછલા પહોરમાં બમણા તથા ત્રગણા પ્રાણાયામો કરવા જોઈએ. પ્રાણાયામ કર્યા પછી વામ જંઘાપર દક્ષિણ ચરણ ચડાવી ડાઢી છાતીને અડાડી નયનો બંધ કરી સત્વગુણવાળા થઈ દાંતને એકબીજા સાથે નહીં અડાડી મુખ બંધ કરી જીહ્વાને તાળુમાં સ્થાપી ને દૃઢ થઇ આસનપર બિરાજવું. આસનમાં છેક નીચે દર્ભ, તેપર મૃગચર્મ ને તેની પર વસ્ત્ર રાખી આસનપર બેસી ઇન્દ્રિયના ગણનો રોધ કરી આત્માનું

ધ્યાન ધરવું કે જે આત્મા હૃદયમાં દીપકની જેમ સ્થિત છે. આત્મામાં પછી અન્તઃકરણને ચોડી દેવું. પૂર્વોક્ત પ્રાણાયામના લઘુ મધ્યમ ને ઉત્તમ ભેદથી ત્રણ પ્રકાર છે તેમાં થોડા થોડા અભ્યાસથી સત્વર શ્વાસ ભરાઇ આવતાં જેમાં ચિત્તની સ્થિરતા બહુ ઓછી થાય તે લઘુ પ્રાણાયામ, પછી અભ્યાસ વધતાં જેમાં સ્થિરતામાં વધારો થાય તે મધ્યમ પ્રાણાયામ અને પછી ઘણાજ અભ્યાસથી ચિત્તની ઘણીજ એકાગ્રતા થાય તેને ઉત્તમ પ્રાણાયામ કહેવાયછે.લઘુપ્રાણાયામને સધૂમને મધ્યમ પ્રાણાયામનેવિધૂમ પ્રાણાયામ કહેવાયછે.વિધૂમના પણસગર્ભ ને અગર્ભ એવા બે ભેદો છે તેમાં જેની સાથે મંત્ર જપ થાય તે સગર્ભ ને મંત્ર જપ ન થાય તે અગર્ભ કહેવાય છે. સલક્ષ્ય ને અલક્ષ્ય ભેદથી ઉત્તમ પ્રાણાયામના પણ બે પ્રકાર છે તેમાં જેની સાથે દેવનું ધ્યાન કરવામાં આવે તે સલક્ષ્ય અને દેવના ધ્યાન રહિત જે હોય તે અલક્ષ્ય પ્રાણાયામ કહેવાય છે. આ પ્રકારે સધૂમ, વિધૂમ, સગર્ભ, અગર્ભ,અલક્ષ્ય ને સલક્ષ્ય ભેદથી પ્રાણાયામના છ ભેદો છે. પ્રાણાયામ ને યોગ એ બે એકજ છે. રેચક પૂરક ને કુંભક ભેદથી પ્રાણાયામના બીજા પણ ત્રણ પ્રકાર છે તેમાં રેચકમાં પ્રણવના–ઓંકારના મકારનું, પૂરકમાં ઓંકારના अकारनुं ને કુંભકમાં પ્રણવના उकारनुं ધ્યાન કરવું પ્રાણાયામ ઓંકારના ત્રણ વર્ણરૂપ હોવાથી ને પરમાત્મા પોતે ઓંકારરૂપ હોવાથી પ્રાણાયામ પોતેજ પરમાત્માનું રૂપજ છે. ઇડા નાડીવાળા વામ નાસિકાથી બત્રીશવાર अकारनुं આવર્ત્તન કરીને વાયુને ખેંચીને પછી ચોસઠવાર उकारनुं આવર્ત્તન કરી પેટમાં ઘુંટીને ફરી પિંગલા નાડીવાળી જમણી નાસિકાથી मकारनुं આવર્ત્તન કરતાં તે વાયુનું વિરેચન કરવું. આ પ્રમાણે પ્રથમ લઘુ પ્રાણાયામ કરી પછી અભ્યાસ વધારીને મધ્યમ તથા ઉત્તમ પ્રાણાયામ પણ કરવા. પ્રાણાયામો કર્યા પછી છ ચક્રોનો ભેદ કરી અનુક્રમે કુંડલિનીને બ્રહ્મરંધ્રમાં લઈ જઈને હૃદયમાં પૂર્વે કહ્યા મુજબ પરમાત્માનું ધ્યાન કરવું. આવી યોગ મર્યાદા છે. મૂળાધાર ચક્રમાં ચાર પત્રના ગં કમળની ભાવના કરી તે પત્રોમાં वशषस એ ચાર વર્ણોની ભાવના કરવી ને પ્રણામ કરવા, લિંગચક્રમાં છ પત્રવાળાં કમળની ભાવના કરી તે પત્રોમાં ब થી ल સુધીના વર્ણોની ભાવના કરીને પ્રણામ કરવા, નાભિચક્રમાં દશ પત્રવાળા કમળની ભાવના કરી તે પત્રોમાં ड થી फ સુધીના દશ વર્ણોની ભાવના કરી પ્રણામ કરવા, હૃદયચક્રમાં બાર પત્રવાળા કમળની ભાવના કરી તે પત્રોમાં क થી ठ સુધીના બાર વર્ણોની ભાવના કરીને પ્રણામ કરવા, કંઠચક્રમાં સોળ પત્રવાળા કમળની ભાવના કરી તે પત્રોમાં સોળ સ્વરની ભાવના કરીને પ્રણામ કરવા અને ભ્રૂમધ્યચક્રમાં બે પત્રવાળા કમળની ભાવના કરીને પ્રણામ કરવા. આ પ્રકારે છ ચક્રની ભાવના કર્યા પછી કુંડલિનીનું ધ્યાન ધરવું. મૂળાધારના ચારપત્રવાળા રક્ત કમળમાં રહેલી, રજોગુણવાળી, માયાબીજના અર્થરૂપ, કમળતંતુ સમાન સૂક્ષ્મ મિશ્રબિન્દુરૂપ મુખવાળી, ને રકતબિન્દુ તથા શ્વેતબિન્દુ રૂપ સ્તનવાળી કુંડલિની શકિતનો જો ચિત્તમાં એકવાર પણ સાક્ષાત્કાર થાય તો મનુષ્ય જીવન્મુક્ત થાય છે. કુંડલિનીનું ધ્યાન કર્યા પછી પોતાના હૃદયમાં તેની સાથે આત્મારૂપીભગવતીનું ધ્યાન કરી પ્રાર્થના કરવી કે " હું આપના સ્વરૂપેજ છું. વાસ્તે મારી સ્થિતિ તમારી સેવારૂપ, મારી

ગતિ તમારી યાત્રારૂપ, મારી મતિ તમારાં ધ્યાનરૂપ ને મારી વાણી તમારી સ્તુતિરૂપ થજો ને આ પ્રકારે મારી સઘળી ક્રિયાઓ તમારાં પૂજનરૂપ થાઓ." આમ કરીને પોતાના આત્માને ચરિતાર્થ સમજવો કે "દેવીથી ભિન્ન ન હોવાથી હું દેવી છું. હું બ્રહ્મજ છું જેથી મને શોકનો અવસર નથી. આથી હું સચ્ચિદાનંદ સ્વરૂપજ છું." વળી પણ ગદ્‌ગદ્ કંઠથી કુંડલિની ને ભાવવી કે "મૂળાધારથી બ્રહ્મરંધ્ર સુધી જતાં વિદ્યુત્ સમાન પ્રકાશતી, બ્રહ્મરંધ્રથી મૂળાધારમાં આવતા અમૃતથી ભીંજાએલી, સુષુમ્ણા નાડીમાં વિચરતી ને આનંદરૂપવાળી કુંડલિનીનો હું આશ્રય લઉંછું" પછી પોતાના બ્રહ્મરંધ્રમાં ઈશ્વરરૂપ ગુરુનું ધ્યાન કરવું તથા માનસોપચારથી યથાવિધિ તેમની પૂજા કરવી. જેણે મન વશ્ય કર્યું છે એવા સાધકે નીચેનો મંત્ર ભણીને ગુરૂની પ્રાર્થના કરવી કે "ગુરૂ એજ બ્રહ્મા છે, ગુરૂ એજ વિષ્ણુ છે ને ગુરૂ એજ સદાશિવ છે તથા ગુરૂજ પરબ્રહ્મ છે. આવા સદ્‌ગુરૂને મારા પ્રણામ છે.

**स्तुत्वानेनमंत्रेणसाधकोनियतात्मवान् ।**
**गुरुर्ब्रह्मागुरुर्विष्णुर्गुरुर्देवोमहेश्वर: ॥४९॥**
**गुरुरेवपरंब्रह्मतस्मैश्रीगुरवेनमः ॥**

ઇતિશ્રી મહાપુરાણે વિષે દેવીભાગવત વિષે એકાદશ સ્કંધમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨ જો*

### શૌચાદિનો વિધિ.

**नारायण उवाच–**

**आचार हीनं न पुनन्ति वेदा**
**यद्यप्यधीताः सह षड्भि रंगैः ।**
**छन्दांस्येनं मृत्यु काले त्यजन्ति**
**नीडंशकुन्ता इव जात पक्षाः ॥१॥**

નારાયણ કહે છે–હે નારદ! છએ અંગો સહીત વેદાભ્યાસ કરનારો દ્વિજ જો આચાર રહિત હોય તો તે પવિત્રતાને પામતો નથી. પાંખો આવેલાં પક્ષીઓ જેમ માળાને તજે છે તેમ આચાર રહિત દ્વિજોનો વેદો પણ મરણ સમયે ત્યાગજ કરે છે. બ્રાહ્મમુહૂર્ત્તમાં જાગીને પૂર્વોક્ત સઘળી ક્રિયાઓ યથાવિધિ કરવી. રાત્રીના છેલ્લા પહોરને બ્રાહ્મમુહૂર્ત્ત કહેવાય છે તે સમયે ઉઠીને વેદાભ્યાસ તથા ઈષ્ટદેવનું સ્મરણ દ્વિજ પુરૂષે અવશ્ય કરવું. યોગીએ તો વેદાભ્યાસ નહી કરતાં પૂર્વોકત પ્રકારે બ્રહ્મધ્યાન કરવુ કે જેથી જીવબ્રહ્મની એકતા થવાથી તુરતજ જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે. પચાવન ઘટિકા પછી ઉષ:કાળ જાણવો, સત્તાવન ઘટિકા પછી અરૂણોદય કાળ જાણવો, અઠ્ઠાવન ઘટિકા પછી પ્રાત:કાળ જાણવો, ને સાઠ ઘટિકાઓ પછી સૂર્યોદયકાળ સમજવો. દ્વિજે પ્રાતઃકાળમાં ઉઠીને પોતાનાં શય્યાસ્થાનથી ફેંકેલું બાણ જેટલું દુર જાય તેટલા અથવા તેથી અધિક દુર પ્રદેશમાંથી પસાર થઈને નૈરૂતકોણ કે દક્ષિણ દિશાઓમાં મળમૂત્રનો ત્યાગ કરવો. બ્રહ્મચારીએ યજ્ઞોપવિતને કાનપર ચડાવીને ને વાનપ્રસ્થે કે ગૃહસ્થે ગળામં વીંટીને યત્નપૂર્વક મૌન રાખી થુંક્યા વગર વિષ્ટાનો ત્યાગ કરવો. હળથી ખેડેલી જમીનમાં, જળમાં, સ્મશાનમાં, પર્વતમાં, જીર્ણ દેવસ્થાનમાં, રાફડાપર, લીલાં ઘાસવાળા સ્થાનમાં, અથવા જીવજંતુવાળા ખાડામાં મળત્યાગ ન કરવો. દોડતાં, ચાલતાં કે માર્ગમા ઉભાં ઉભાં વિષ્ટા કરવી નહીં. બે સંધ્યાકાળમાં, જપમાં, જમતાં, દાન કરતાં, પિતૃકાર્ય કરતાં, દેવીનું કાર્ય કરતાં, મુત્ર ક-

*આ અધ્યાયમા શૌચાદિનો વિધિ કહેવામાં આવશે.

રતાં, વિષ્ટા કરતાં, મૈથુન કરતાં, મેલ કાઢતાં, ગુરૂની સંનિધિમાં, પૂજનમાં, દાનમાં, અને બ્રહ્મયજ્ઞમાં દ્વિજપુરૂષે મૌનતા રાખવી જોઈએ. દેવતાઓ, રૂષિઓ, "પીશાચો, સર્પો, રાક્ષસો તથા બીજાં પણ પ્રાણીઓ અહીંથી જતાં રહો. હું અહિ શૌચ કરૂ છુ" એમ પ્રાર્થના કરીને વિધિ પ્રમાણે શૌચ કરવું. વાયુ, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, જળ, કે ગાય જોતાં દ્વિજે કદી પણ વિષ્ટા કે મૂત્ર કરવાં નહી. રાત્રીએ દક્ષિણમાં ને દિવસે ઉત્તરમાં મુખ કરીને મળમૂત્રનો ત્યાગ કરવો. પછી મળમુત્રને ઢેફાં, પાંદડાં, તથા ખડ વિગેરેથી ઢાંકીને લિંગને પકડીને ઉઠીને જળની નજદીક જવુ. ને જળથી દુર પ્રદેશ હોય તો પાત્રમાં જળ લઇને વિષ્ટા કે મૂત્ર કરવા જવું. બ્રાહ્મણે તટપર ધોળી માટી લેવી, ક્ષત્રીયે રાતી લેવી, વૈશ્યે પીળી લેવી, અને શુદ્રે કાળી માટી લેવી. અથવા જે સ્થાનમાં જેવી માટી મળે તેવી દ્વિજે લેવી. જળની અંદરની, દેવમંદિરની, રાફડાની, ઉંદરના દરની, ઉકરડાની, અપવિત્ર સ્થાનની, ને હસ્તપાદ પ્રક્ષાલનમાં અવશેષ રહેલી એમ સાત પ્રકારની મૃત્તિકાનો નિષેધ છે. મૂત્રથી શૌચમાં બમણી ને મૈથુનમાં ત્રગણી ચોખાઈ કરવી. લિંગને એકવાર, વામ હસ્તને ત્રણ વાર, ને પછી બન્ને હાથને બેવાર માટી દેવી એથી મુત્ર શુદ્ધિ થાય છે. શૌચ કર્યું હોય તો ઉપરની શુદ્ધિથી બમણી શુદ્ધિ કરવી. આ શુદ્ધિ ગૃહસ્થ વાસ્તે છે. બ્રહ્મચારીએ એથી બમણી, વાનપ્રસ્થે ત્રગણી ને સંન્યાસીએ ચોગણી શુદ્ધિ કરવી. શુદ્ધિમાં પ્રત્યેક વારમાં લીલા આંમળા જેટલી માટીની પિંડી લેવી પણ એથી ઓછી ન ચાલે. દિવસમાં શૌચ કર્યું હોય તો એ પ્રમાણે ને રાત્રીએ એથી અરધું ને આતુર માણસે એથી પણ અરધું શૌચ કરવું. વટેમાર્ગુએ પણ આતુર પ્રમાણે શુદ્ધિ કરવી. સ્ત્રી, શુદ્ર, અશક્ત ને બાળકોએ શૌચ કાર્યમાં જેટલીવાર મૃત્તિકા લેવાથી ગંધનો નાશ થાય તેટલીવાર મૃત્તિકા લેવી. મનુ કહે છે કે "જેટલીવાર માટી લેવાથી લેપનો ને ગંધનો ક્ષય થાય તેટલીવાર માટી લેવી" શૌચનાં કાર્યમાં જમણો હાથ ન વાપરવો. સામાન્યનાથી નાભિની નીચેના ભાગનાં શૌચમાં ડાબા હાથનો ઉપયોગ કરવો તે ઉપરના ભાગોની શુદ્ધિમાં જમણો હાથ વાપરવો. દ્વિજોએ એથી અવળું ન કરવું. સમજુ માણસે મળમુત્રના ત્યાગ પછી શુદ્ધિ કર્યા વગર જળપાત્રને સ્પર્શ ન કરવો. ભૂલથી સ્પર્શ થાય તો પ્રાયશ્ચિત કરવુ. મોહ કે આળસથી પૂર્વોક્ત શુદ્ધિ ન સચવાય તો જળપહિત ત્રણ ઉપવાસ કર્યા પછી પવિત્રતા આવે છે. દેશ, કાળ, દ્રવ્ય, શક્તિ ને અનુકૂળતા પ્રમાણે ધ્યાન પહોંચાડીને શુદ્ધિ કરવી પણ તેમાં આળસ ન રાખવું. શૌચ પછી બાર ને મુત્રત્યાગ પછી ચાર કોગળા કરવા. એથી ઓછા કોગળા ન કરવા. કોગળો કરતાં મુખ નીચુ રાખી ડાબી બાજુપર હળવેથી નાખવો. પછી આચમન કરીને દતધાવન કરવુ. એ દાતણ કાંટાવાળાં વૃક્ષનું, ક્ષીરવાળાં વૃક્ષનું, તર્જનીના અગ્ર જેવુ જાડું, વ્રણ વગરનુ, ને પાણીથી કરેલા કુચાવાળુ હોવું જોઇએ. કરંજ, ઉંબરો, આંબો કદંબ, લોધ્ર, ચંપક, ને બોરડી એ વૃક્ષો દાતણ વાસ્તે ઉત્તમ છે. "હે વનસ્પતિ! અન્નાદિ આવકનો નાશ થતો હતો ત્યારે ચંદ્ર રાજાએ જેની રક્ષા કરી છે એવો હું મારૂં મુખ સ્વચ્છ કરીને મને તારાં યશ ને ઐશ્વર્યવાળો બનાવી દે. હે વનસ્પતિ! તું અમને આયુષ્ય બળ, યશ, તેજ, પ્રજા, પશુ ધન, બ્રહ્મવિદ્યા ને સુબુદ્ધિ આપ" એવા મંત્ર સાથે

દાતણ કરવું. દાતણના અભાવમાં ને નિષેધમાં પાણીના બાર કોગળા કરવારૂપ દાતણ કરવું. પડવો, અમાંવાસ્યા, છઠ, નવમી, એકાદશી અને રવીવાર એટલા દિવસે કાષ્ટનું દાતણ કરનારાને સૂર્યદેવનું ભક્ષણ કર્યા જેટલું પાપ લાગે છે ને તેની સાત પેઢીઓ નરકમાં પડતાં કુળનો પણ નાશ પામે છે. દાતણ કરીને બરાબર પગ ધોયા પછી નિર્મળ જળનું આચમન ત્રણવાર કરીને જળથી ભીંજાવેલા અંગુઠાના મૂળથી મુખની બન્ને બાજુઓનો સ્પર્શ કરવો. પછી જળસહિત અગુઠાથી અને તર્જનીથી નાસિકાનાં બે છિદ્રોનો સ્પર્શ કરવો પછી જળસહિત અંગુઠાથી ને અનામિકાથી બે નેત્રોનો તથા કાનનો સ્પર્શ કરવો. પછી જળસહિત અંગુઠાથી ને કનિષ્ઠિકાથી નાભિનો સ્પર્શ કરવો. પછી જળસહિત હાથનાં તળીયાંથી હૃદયનો સ્પર્શ કરીને જળસહિત સઘળી આંગળીઓથી મસ્તકને સ્પર્શ કરવો. ૧-૪૨

**कृत्वालं पादशौचं चपचक्रमपजल त्रि पिवेद्द्विर्विमृज्य**
**तर्जन्यांगुष्ठरथ्यासन क्रमपिमृशे नासिका रंध्रयुग्मम्**
**अंगुष्ठानामिकाभ्यां नयनयु ग्मुनं कर्णयुग्मं कनिष्ठां**
**गुष्ठाभ्यांनाभिदेशंहृदयमथनक्तेनांगुलीभिःशिरांसि**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૨ જો સપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### સ્નાનાદિ વિધિ ને રૂદ્રાક્ષ ધારણ વિધિ.

**नारायण उवाच–**

**स्मृत्वा ओंकार गायत्रीं निबध्नीयाच्छिखां तथा।**
**पुनराचम्य हृदयं बाहू स्कन्धो च संस्पृशेत्॥१॥**

નારાયણ કહે છે—પૂર્વોક્ત આચમન ને સ્પર્શ કર્યા પછી ઓંકાર સહિત ગાયત્રીમંત્ર ભણીને શિખા બાંધવી. ફરીવાર આચમન લીધા પછી હૃદય, બાહુ, તથા ખભાનો પણ સ્પર્શ કરવો. છીંક થાય, થુંકવું પડે, દાંતમાંથી કચરો નીકળે, ખોટું બોલાય, કે પતિતની સાથે ભાષણ થઇ જાય તો જમણા કાનનો સ્પર્શ કરવો કારણ કે અગ્નિ, જળ, વેદ ચંન્દ્ર સૂર્ય અને વાયુ એ સૌ બ્રાહ્મણના જમણા કાનમાં રહે છે. હે નારદ ! પછી નદી આદિમાં જઈને દેહને શુદ્ધ કરવા સારૂં પ્રાતઃસ્નાન સારી રીતે કરવું. આ અત્યન્ત અપવિત્ર દેહમાં નવ દ્વારોમાંથી સર્વદા મેલજ નીકળ્યા કરે છે વાસ્તે પ્રાતઃસ્નાન કરવુંજ જોઇએ. અગમ્યાના સંગથી કે પ્રતિગ્રહ કરવાથી કે રહસ્યમાં જે પાપ થયું હોય તેની નિવૃત્તિ પ્રાતઃસ્નાનથી થાય છે. નહી સ્નાન કરનારાની સઘળી ક્રિયાઓ નિષ્ફળ જતી હોવાથી નિત્યપ્રતિ પ્રાતઃસ્નાન કર્ત્તવ્યરૂપ છે. સ્નાન ને સધ્યાવંદન કરતાં દર્ભ પસેજ રાખવા. સાત દિવસ સુધી પ્રાતઃસ્નાન ન કરનારો ત્રણ દિવસ સુધી સધ્યા ન કરનારો દ્વિજ કે બાર દિવસ સુધી અગ્નિરહિત રહેનારો દ્વિજ અવશ્યમેવ શુદ્રપણાને પામે છે. સ્નાનવિધિ ઝાઝો હોવાથી ને હોમનો સમય થોડો હોવાથી હોમ સમય નહી ચુકવા પ્રાતઃકાળમાં સામાન્ય સ્નાન કરીને પછી મધ્યાન્હે વિધિસહિત સ્નાન કરે તોપણ ચાલી શકે. આલોક પરલોકમાં ગાયત્રીથી કાંઈ અધિક નથી તથા પોતાનુ જે ઉચ્ચારણ કરે તેનું રક્ષણ કરનારી હોવાથીજ ગાયત્રી કહેવાય છે વાસ્તે પ્રણવ ને ત્રણ વ્યાકૃતિ સહિત ગાયત્રીનું ઉચ્ચારણ કરતાં પ્રાણાપાનની સમતા કરવારૂપ પ્રાણાયામ કરે તો સામાન્ય સ્નાન

---

* આ અધ્યાયમા સ્નાનવિધિ ને રૂદ્રાક્ષનો મહિમા [illegible] આવશે

કરવા છતાં વિધિસર સ્નાનનું ફળ મળે છે. વેદ સંપન્ન ને સ્વધર્મપર પ્રીતિવાળા બ્રાહ્મણે પ્રાણાયામ કાળે સર્વદા વૈદિકમંત્રનો જપ કરવો પણ લૌકિક મંત્રને ત્યારે ન જપવો. ગાયનાં શિંગડાથી પર સર્ષપ રહે તેટલો કાળ પણ પ્રાણાયામમાં વાયુ સ્થિર ન રાખી શકે તેઓ માતાપિતાનાં કુળને તારી શકતા નથી. યોગ્ય પ્રાણાયામ કરવાથી એકસો એક પેઢીઓ તરે છે. જપસહિત પ્રાણાયામ સગર્ભ ને માત્ર ધ્યાનસહિત પ્રાણાયામ હોય તે અગર્ભ પ્રાણાયામ કહેવાય છે. દેવ રૂષિ ને પિતૃઓને તૃપ્તિ આપનારૂં સ્નાનના અંગરૂપ તર્પણ કર્યા પછી જળની બહાર આવી પવિત્ર વસ્ત્ર પહેરી વિભૂતિ ધારવી ને જપ કરવાની ઇચ્છાવાળાએ સર્વદા શાસ્ત્રોક્ત ક્રમથી રૂદ્રાક્ષોને પણ ધારણ કરવી. જે મનુષ્ય કંઠમાં બત્રીશ, મસ્તકમાં ચાળીશ, પ્રત્યેક કાનમાં છ છ, પ્રત્યેક કાંડામાં બાર બાર, પ્રત્યેક બાહુમાં સોળ સોળ, પ્રત્યેક નયનમાં એક એક, શિખામાં એક, ને વક્ષસ્થળમાં એકસો આઠ રૂદ્રાક્ષોનું ધારણ કરે તે સાક્ષાત્ સદાશિવજ છે એમ જાણવું. હે નારદ ! રૂદ્રાક્ષોને સોનામાં કે રૂપામાં બાંધીને સાવધાનપણાથી સર્વદા શિખામાં, કાનમાં, જનોઈમાં, હાથમાં, કંઠમાં ને પેટ ઉપર ધારવો. બુદ્ધિમાને સાચી ભક્તિથી પ્રેમપૂર્વક પંચાક્ષર મંત્રથી કે પ્રણવરૂપ મંત્રથી રૂદ્રાક્ષનું ધારણ કરવું એ સાક્ષાત્ પરમાત્માના જ્ઞાનનું સાધન છે. શિખામાં ધરેલો રૂદ્રાક્ષ ઓંકારના તત્વરૂપ છે, બે કાનમાં ધરેલો રૂદ્રાક્ષ દેવ તથા દેવીનાં તત્વરૂપ છે, જનોઇમાં ધરેલો રૂદ્રાક્ષ વેદરૂપ છે, હાથમાં ધરેલો રૂદ્રાક્ષ દિશાઓરૂપ છે અને કંઠમાં ધરેલા રૂદ્રાક્ષ સરસ્વતીરૂપ કે અગ્નિરૂપ છે એવી ભાવના કરવી. સઘળાં વર્ણોએ તથા સઘળાં આશ્રમવાળાઓએ રૂદ્રાક્ષો ધારણ કરવી તેમાં દ્વિજોએ મંત્રપૂર્વક ને બીજાઓએ મંત્રરહિત ધારણ કરવી. રૂદ્રાક્ષો ધારવાથી રૂદ્રરૂપજ થવાય છે એમાં સંશય નથી. નિષિદ્ધ વસ્તુઓ ને સર્વદા દેખતો હોય, સાંભળતો હોય, સુંઘતો હોય, ખાતો હોય, બોલતો હોય કે કરતો હોય કે અયોગ્ય રીતે ચાલતો હોય કે કોઇને છોડી દેતો હોય તોપણ રૂદ્રાક્ષને ધરવાથી તે મનુષ્યને પાપનો સ્પર્શ પણ થતો નથી. રૂદ્રાક્ષોને ધરનારાએ જે કાંઈ ખાધું પીધું કે સુંઘ્યું હોય તે રૂદ્રેજ ખાધું પીધું, ને સુંઘેલું છે એમ જાણવું. જેઓને રૂદ્રાક્ષોનું ધારણ કરવામાં શરમ આવતી હોય તેઓ કરોડ જન્મ છતાં પણ સંસારથી છુટતા નથી. રૂદ્રાક્ષ ધારનારાની જે કોઇ નિન્દા કરે તે મનુષ્ય વર્ણશંકરજ થાય છે એવો નિશ્ચય છે. રૂદ્રાક્ષોનું ધારણ કરવાથીજ રૂદ્રને રૂદ્રપણું, મુનિઓને સત્ય સંકલ્પપણું, અને બ્રહ્માને બ્રહ્માપણું મળેલું છે. રૂદ્રાક્ષોનાં ધારણથી હોઇ પણ ક્રિયા અધિક શ્રેષ્ઠ નથી. જે મનુષ્ય રૂદ્રાક્ષધારીને ભક્તિથી વસ્ત્ર કે ધાન્ય આપે તે મનુષ્ય સઘળાં પાપોથી મુકત થઈ શિવલોકમાં જાય છે અને જે પુરૂષ રૂદ્રાક્ષ ધારીને શ્રાદ્ધમાં ભોજન કરાવે તે પુરૂષ પિતૃ લોકને પામે છે એમાં સંદેહ નથી. જે મનુષ્ય રૂદ્રાક્ષ ધરનારાઓના ચરણો પ્રક્ષાલીને તેનું પાદોદક પીવે તો તે મનુષ્ય સઘળાં પાપોથી મુક્ત થઇ શિવલોકમાં જાય. જે બ્રાહ્મણ ભક્તિથી રૂદ્રાક્ષ સહિત હાર, કંકણ કે સુવર્ણનું ધારણ કરે ને બ્રાહ્મણ રૂદ્રરૂપતાને પામે છે. જે કોઈ મનુષ્ય ભક્તિથી ભક્તિ વિના કે શરમથી પણ ગમે તે અંગમાં રૂદ્રાક્ષને મંત્રસહિત કે મંત્રરહિત ધારે છે તે મનુષ્ય સઘળાં પાપોથી છૂ-

ટીને ઉત્તમ જ્ઞાનને સંપાદન કરે છે. અહોહો! રૂદ્રાક્ષનું મહાત્મ્ય પરિપૂર્ણ રીતે હું કહી શકું એમ નથી. રૂદ્રાક્ષનો મહિમા અવર્ણનીય હોવાથી સર્વ પ્રકારના પ્રયત્ને પણ રૂદ્રાક્ષનુ ધારણ કરવુ જોઇએ.[१-३७]

**अहो रुद्राक्ष माहात्म्यं मया वक्तुं न शक्यते ।**
**तस्मात्सर्व प्रयत्नेन कुर्या द्रुद्राक्ष धारणम्॥ ३७॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

# અધ્યાય ૪ થો*

## રૂદ્રાક્ષોની ઉત્પત્તિ વિગેરે.

**नारद उवाच–**

**एवंभूतानुभावोयरुद्राक्षोभवतानघ ।**
**वर्णितोमहतांपूज्यःकारणंतत्रकिंवद ॥ १ ॥**

નારદ કહે છે—મહાત્માઓને પણ પૂજવા યોગ્ય રૂદ્રાક્ષનો મહિમા આપે કહ્યો તેમાં તેવા પ્રભાવનુ શુ કારણ છે તે કહો. નારાયણ કહે છે—પૂર્વે સદાશિવને આ પ્રશ્ન કાર્તિકેયે કરેલો હતો ત્યારે શિવજીએ જે ઉત્તર આપ્યો હતો તે કહુ છું. સાંભળો. સદાશિવ કહે છે કે—હે કાર્ત્તિકેય! તમને સક્ષેપમાં તત્વ કહુ તે સાંભળો. પૂર્વે ત્રિપુર નામનો અજેય દાનવ હતો. એ દાનવથી પરાજય પામેલા દેવતાઓએ એ ત્રિપુરાસુર વિષે મારી પાસે સઘળી વાત કરી. આ સમયે ત્રિપુરાસુરને મારીને દેવતાઓનું રક્ષણ કરવા નિમિત્તે હુ અઘોર નામના દિવ્ય પ્રજ્વલિત સર્વ દેવમય ને ભયંકર અસ્ત્રનું ચિંતન કરવા લાગ્યો. સર્વ વિઘ્નોને શાન્ત કરનારા એ અસ્ત્રનુ દેવતાનાં એક સહસ્ર વર્ષમાં મેં ધ્યાન કર્યું ત્યારે મારી આંખો મેં ઉઘાડતાં તરતજ તેમાંથી વ્યાકુળતાથી અશ્રુઓનાં બિન્દુઓ ખરી પડયાં. એ અશ્રુબિન્દુઓમાંથી રૂદ્રાક્ષનાં મહાવૃક્ષો થયાં ને તે વૃક્ષોમાંથી સર્વનાં હિત વાસ્તે મારી આજ્ઞાથી આડત્રીશ પ્રકાના રૂદ્રાક્ષો થયા. મારાં સૂર્યરૂપ નેત્રનાં ટીપામાંથી નાના પ્રકારના વર્ણવાળા બાર જાતના રૂદ્રાક્ષો થયા, મારાં ચંદ્રરૂપ નેત્રનાં અશ્રુમાંથી સોળ પ્રકારના શ્વેત રૂદ્રાક્ષો થયા ને મારાં અગ્નિ રૂપ નેત્રનાં બિન્દુમાંથી દશ પ્રકારના કાળા વર્ણવાળા રૂદ્રાક્ષો થયા. શ્વેત રૂદ્રાક્ષ બ્રાહ્મણ વર્ણનો છે, રાતો રૂદ્રાક્ષ ક્ષત્રીય છે, ને પીળો રૂદ્રાક્ષ વૈશ્ય છે ને કાળો રૂદ્રાક્ષ શુદ્ર છે. પૂર્વોક્ત રૂદ્રાક્ષો અનુક્રમે બ્રાહ્મણ—ક્ષત્રીય—વૈશ્ય—શુદ્ર એઓએ ધારણ કરવા. એક મુખવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ શિવરૂપ છે તેથી તે બ્રહ્મહત્યાને મટાડનારો છે, બે મુખવાળો રૂદ્રાક્ષ દેવદેવરૂપ છે ને તે કાયિક તથા વાચિક પાપોનો નાશ કરે છે, ત્રણ મુખવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ અગ્નિરૂપ છે ને તે ક્ષણવારમાં સ્ત્રીહત્યાનાં પાપને ભસ્મ કરનારો છે, ચાર મુખવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ બ્રહ્મરૂપ હોવાથી પુરૂષની હત્યાને મટાડે છે, પંચમુખી રૂદ્રાક્ષ સાક્ષાત્ કાલાગ્નિ રૂદ્રરૂપ હોવાથી તેનું ધારણ કરતાં અભક્ષ્યના ભક્ષણથી ને અગમ્યા સ્ત્રીના સંગથી થતાં પાપો નાશ પામે છે, છ મુખવાળો રૂદ્રાક્ષ તમારૂ ( કાર્ત્તિકેયનું ) રૂપ હોવાથી જમણા હાથમાં ધરવા યોગ્ય છે. એનું ધારણ કરવાથી બ્રહ્મ ઈત્યાદિ પાપોથી છૂટી જવાય છે. એમાં સંશય નથી. સપ્તમુખી રૂદ્રાક્ષ મહાપૂજ્ય અનંગરૂપ છે તેથી સુવર્ણની ચોરી વિગેરેનાં પાપો તે હરે છે. આઠ મુખવાળો રૂદ્રાક્ષ ગણપતિરૂપ હોવાથી અન્નની, રૂના ને સોનાના કપટનાં

*આ અધ્યાયમા રૂદ્રાક્ષોની ઉત્પત્તિ વિષે કથા કહેવામા આવશે.

પાપોથી તથા દુષ્ટની ગોત્રજની ને ગુરૂની ને સ્ત્રીના સંભોગનાં પાપોથી તથા તેવાં બીજા પાપોથી પણ મુક્ત કરે છે. આ રૂદ્રાક્ષના અસંખ્ય ગુણો છે. નવ મુખવાળો ભૈરવરૂપ રૂદ્રાક્ષ ડાબા હાથમાં પહેરવાથી ભોગ મોક્ષ તથા મારા સમાન બળને પ્રાપ્ત થવા ઉપરાંત ગર્ભહત્યાઓ ને બ્રહ્મહત્યાઓને મટાડનારો છે. દશમુખવાળો રૂદ્રાક્ષ વિષ્ણુરૂપ હોવાથી ગ્રહ, પિશાચ, વૈતાલ, બ્રહ્મરાક્ષસ ને સર્પો ઉપશાન્તિ પામે છે. અગીયાર મુખવાળો રૂદ્રાક્ષ રૂદ્રરૂપ હોવાથી તેને શિખામાં ધારે તો સહસ્ત્ર અશ્વમેધ, શત વાજમેય ને સો ગોદાનનું ફળ મળે છે. બાર મુખવાળા રૂદ્રાક્ષને કાનમાં ધરવાથી સૂર્યની પ્રસન્નતા ગોમેધ ને અશ્વમેધનુ ફળ થાય છે. એથી શીંગડાંવાળા, શસ્ત્રવાળા, વાઘ આદિ ને બીજા કશાંનો પણ ભય થતો નથી, રોગ થતો નથી, મનની પીડા થતી નથી ને પોતે સુખી થતાં સમર્થ થાય છે. હાથી, ઘોડા, મૃગ, મીંદડાં, સર્પ, ઉંદર, દેડકાં, ગધેડાં, કુતરાં, શિયાળ ને એનાં બીજાં પ્રાણીઓને માર્યા હોય તોપણ બારમુખી રૂદ્રાક્ષ પહેરવાથી એ પાપો નાશ પામે છે. હે સુત ! તેર મુખવાળો રૂદ્રાક્ષ જો મળે તો તે તમારા સમાન સમજવો કારણ કે તે સર્વસિદ્ધિઓ આપવા સાથે રસ રસાયન ને ભોગ્ય પદાર્થોની સિદ્ધિ આપનારો છે એમાં સંદેહ નથી. એથી માતૃહત્યા ભ્રાતૃહત્યા ને પિતૃહત્યા પણ મટી જાય છે. હે કાર્તિકેય ! ચૌદમુખવાળો રૂદ્રાક્ષ મળે તો તેને સદા મસ્તકમાં ધારણ કરવો કારણ કે તે મમરૂપ છે. અધિક કહેવાનુ શુ પ્રયોજન છે ! એ રૂદ્રાક્ષ ધરવાથી દેવતાઓ નિરંતર પૂજે છે તે પરમ ગતિની પ્રાપ્તિ થાય છે. ઉત્તમ દ્વિજોએ મસ્તપર એક રૂદ્રાક્ષનું પણ ધારણ કરવુ જોઈએ. છત્રીશ રૂદ્રાક્ષની મસ્તકમાં પહેરવાની, પચાસની હૃદયમાં પહેરવાની સોળ રૂદ્રાક્ષની બાહુમાં પહેરવાની, ને બાર રૂદ્રાક્ષની કાંડામાં પહેરવાની માળા કરવી. એકસો આઠની પચાસની, કે સત્યાવીશની માળા કરીને પહેરે અથવા તેથી જપ કરે તોપણ અનંત ફળની પ્રાપ્તિ થાય છે. હે કાર્તિકેય ! જો એકસો આઠ રૂદ્રાક્ષની માળા પહેરે તો ક્ષણે ક્ષણે અશ્વમેધનું ફળ થાય છે ને અંતે એકવીશ પેઢીનો ઉદ્ધાર કરી શિવલોકમાં જાય છે.[૧-૪૦]

**क्षणे क्षणे श्वमेधस्य फलं प्राप्नोति षण्मुख ।**
**त्रिसप्तकुलमुद्धृत्य शिवलोके महीयते ॥ ४० ॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવતવિષે એકાદશ સ્કંધમાં અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.*

### જપમાળાનો વિધિ ને રૂદ્રાક્ષનો મહિમા.

**ईश्वर उवाच—**

**लक्षणं जपमालायाः शृणु वक्ष्यामि षण्मुख ।**
**रुद्राक्षस्य मुखं ब्रह्मा बिन्दु रुद्र इतीरितः॥१॥**

ઈશ્વર કહે છે—હે કાર્તિકેય ! હવે જપમાળાનું લક્ષણ તમે સાંભળો. રૂદ્રાક્ષના મુખમાં બ્રહ્માની, બિન્દુમાં રૂદ્રની, પુચ્છમાં શ્રીવિષ્ણુની ભાવના કરવાથી ભોગ ને મોક્ષની પ્રાપ્તિ થાય છે. પંચ મુખવાળા કંટકસહિત રાતા ધોળા કે મિશ્ર રંગવાળા પચવીશ રૂદ્રાક્ષોમાં છિદ્રો કરી પરોવીને તેઓની કંકણ સમાન આકૃતિવાળી ગોપુચ્છ નામની માળા બનાવવી. મુખથી મુખને ને પુચ્છથી પુચ્છને જોડી દઇને તે માળાનો ઉંચા મુખવાળો મેરૂ કરીને મેરૂપર ગાંઠ દેવી એટલે

* આ અધ્યાયમાં જપમાળાનો વિધિ રૂદ્રાક્ષનો મહિમા કહેવામાં આવશે

ગોપુચ્છ નામની માળા થાય છે. આ પ્રમાણે બનાવેલી માળા મંત્રોની સિદ્ધિ આપે છે. પ્રથમ માળાને ચંદનવાળાં જળથી ધોઇને ઉપર પંચગવ્ય છાંટીને શુદ્ધોદકથી ધોઈ નાખી તે માળામાં મંત્ર સમુદાયનો ન્યાસ કરીને શિવમંત્રના ષડંગમાં જે અસ્રમંત્ર છે તેથી સ્પર્શ કરીને હું એ મંત્રથી અવગુંઠન કરીને મૂળમંત્રનો ન્યાસ કરવો. આ પ્રમાણે પોતાથી કે ગુરૂદ્વારા કરાવવું. સદ્યોજાત આદિ મંત્રીથી એકસો આઠવાર પ્રોક્ષણ કરી, મૂળ મંત્રનો ઉચ્ચાર કરી' શુદ્ધ ભૂમિપર મૂકીને તેનાપર પરમ કારણરૂપ સાંબ સદાશિવને પધરાવવા. આમ પ્રતિષ્ઠા કરતાં એ માળા સો ફળોને આપનારી છે. જે દેવનું પુરશ્ચરણ કરવું હોય તેના મંત્રથી માળાની પૂજા કરવી. જપમાળાને માથાપર કંઠમાં કે કાનપર મેલવી ને એ પ્રમાણે પુરૂષે જીતેન્દ્રિય થઇને રૂદ્રાક્ષની માળાથી જપ કરવો. પરમ ભક્તિથી સર્વદા કંઠમાં, મસ્તકમાં, હૃદયમાં, મણિબંધમાં, કાનમાં કે બે બાહુ ઉપર રૂદ્રાક્ષોનું ધારણ કરવું. અધિક વર્ણન કરવા કરતાં કહેવાનું પ્રયોજન માત્ર એટલુંજ છે કે રૂદ્રાક્ષોનું ધારણ નિત્ય ને સર્વોત્તમ છે વાસ્તે વખણાય છે. સ્નાન, દાન, જપ, હોમ, વૈશ્વદેવ, દેવપૂજા, પ્રાયશ્ચિત્ત કે શ્રાદ્ધના તે વિશેષે કરી દીક્ષાના સમયમાં રૂદ્રાક્ષનું ધારણ કર્યા વગર બ્રાહ્મણ મોહથી જો કાંઈ વૈદિક કર્મ કરે તો તેને નરકમાં વાસ થાય. માથામાં, ગળામાં, જનોઈમાં કે હાથમાં સુવર્ણના પારાઓની સાથે રૂદ્રાક્ષનું ધારણ કરવું. બીજાનો પહેરેલો રૂદ્રાક્ષ ન પહેરવો તેમ અપવિત્રતામાં પણ તે ન પહેરવો. સર્વદા ભક્તિથી રૂદ્રાક્ષ પહેરવી. રૂદ્રાક્ષનાં વૃક્ષને સ્પર્શ કરીને આવેલો વાયુ જે તૃણને ઉડાડે છે તે તૃણ પણ જ્યાંથી પાછું આવવું પડતું નથી તેવા પવિત્રતમ લોકને પામે છે. રૂદ્રાક્ષનો ધરનાર પાપી હોય તોપણ તે સર્વ પાપોથી મુક્ત થાય છે. એમ જાબાલશાખાની શ્રુતિ કહે છે. પશુઓ પણ રૂદ્રાક્ષનું ધારણ કરતાં રૂદ્રતાને પામે છે તો પછી રૂદ્રાક્ષને પહેરનારા મનુષ્યોની તો શું કથા કહેવી! સર્વદા રૂદ્રભક્તિમાં તત્પર રહીને મસ્તકથી એક રૂદ્રાક્ષ તો પહેરવોજ જોઇએ કે જેથી સર્વ દુઃખોનો અને પાપોનો નાશ થાય. જેઓ પરમાત્મા સદાશિવનાં નામોનું ઉચ્ચારણ કરે ને રૂદ્રાક્ષોથી શણગારેલા રહે તેઓ શિવભક્તોમાં ઉત્તમ છે એમ જાણવું. સઘળાં કલ્યાણોને ઈચ્છનારા મનુષ્યોએ કાનમાં શિખામાં કંઠમાં હાથમાં ને પેટ ઉપર રૂદ્રાક્ષ ધરવા જોઈએ. મહાદેવ, બ્રહ્મા, વિષ્ણુ ને તેઓની વિભૂતિઓ ને અન્ય દેવો પણ ભક્તિથી રૂદ્રાક્ષને ધારણ કરે છે. સઘળાઓના કુટસ્થને મૂળરૂપ ગોત્રના રૂષિઓ, તેઓના વંશમાં થયેલા સઘળા મુનિઓ ને વેદોક્ત ધર્મ પાળનારા બીજા પવિત્ર પુરૂષો પણ રૂદ્રાક્ષોનું ધારણ કરે છે. જેઓપર મારી કરૂણા હોય તેઓને સાક્ષાત્ પ્રતિપાદિત ને મોક્ષ આપનારા રૂદ્રાક્ષ ધારણમાં શ્રદ્ધા પ્રકટે છે. હે પુત્ર! જાબાલ શાખાવાળા સઘળા મુનિઓ સત્કાર પૂર્વક રૂદ્રાક્ષોનું માહાત્મ્ય બોલે છે ને હું પણ કહું છું. રૂદ્રાક્ષોનું ફળ ત્રણે લોકમાં પ્રખ્યાત છે. રૂદ્રાક્ષનાં દર્શનનાં પુણ્ય કરતાં તેના સ્પર્શનું કોટિગણું પુણ્યફળ છે ને સ્પર્શના કરતાં ધારણ કરવાનું સો કરોડ ગણું પુણ્ય છે ને ધારણના કરતાં તે વડે જપ કરવાનું લાખો ગણું ફળ છે, આમાં શંકા નથી. હસ્તમાં, છાતીમાં, કંઠમાં કાનમાં ને મસ્તકપર જે મનુષ્ય રૂદ્રાક્ષને પહેરે છે તે મનુષ્ય રૂદ્રરૂપજ

થાય છે. આમાં સંશય નથી. આ મનુષ્યને કોઈ પ્રાણી મારી ના શકે ને પોતે પૃથ્વીમાં રૂદ્ર સમાન થઈ ફરે છે. દેવ ને દાનવો જેમ મને પ્રણમે છે તેમ રૂદ્રાક્ષ ધારીઓને મનુષ્યોએ પ્રણામ કરવા જોઇએ. ઉચ્છિષ્ટ રહેતો હોય, વિકર્મ કરતો હોય, કે સઘળાં પાપોથી યુક્ત હોય તોપણ રૂદ્રાક્ષનું ધારણ કરનારો મનુષ્ય સર્વ પાપોથી મોકળો થાય છે. કુતરો પણ જો ગળામાં રૂદ્રાક્ષ બાંધ્યો હોય ને મરી જાય તો મુક્તિ પામે છે તો પછી મનુષ્યની શું વાત કરવી ! જપ ધ્યાન વિના પણ રૂદ્રાક્ષનું ધારણ કરે તો તે પુરૂષ સઘળાં પાપોથી છૂટી જઈને મુક્તિ પામે છે. એક રૂદ્રાક્ષને ધરનારો મનુષ્ય પણ એકવીશ પેઢીનો ઉદ્ધાર કરે છે ને રૂદ્રલોકમાં જાય છે. હજી પણ તમને હું રૂદ્રાક્ષનોજ ફરીવાર ઉત્તમ વિધિ કહીશ.[૧-૩૬]

कुलैक विंशति मुद्धृत्य रुद्रलोके महीयते ।
अतः परं प्रवक्ष्यामि रुद्राक्षस्य पुनर्विधिम्॥३६॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### રૂદ્રાક્ષમાહાત્મ્ય ને શૌચાદિ વિધિ.

ईश्वर उवाच—
महासेनकुशग्रंथिपुत्रजीवादयःपरे ।
रुद्राक्षस्यतुनेकोपिकलामर्हतिषोडशीम् ॥१॥

ઇશ્વર કહે છે—હે કાર્તિકેય ! કુશગ્રંથિ ને પુત્રજીવ ઈત્યાદિ બીજી અનેક માળાઓ છે પણ તેઓ રૂદ્રાક્ષમાળાના સોળમા ભાગનું પણ ફળ આપનારી હોતી નથી. પુરૂષોમાં વિષ્ણુ, ગ્રહોમાં સૂર્ય, નદીઓમાં ગંગા, મુનિઓમાં કશ્યપ, અશ્વોમાં ઉચ્ચૈઃશ્રવા, દેવતાઓમાં હું ને દેવીઓમાં પાર્વતી ઉત્તમ છે તેમ સઘળી માળાઓમાં રૂદ્રાક્ષની માળા ઉત્તમ છે. કોઇ સ્તોત્ર કે વ્રત પણ એવું નથી કે જે રૂદ્રાક્ષમાળાથી અધિક પુણ્ય આપી શકે. અક્ષય ફળ આપનારા દાનોમાં રૂદ્રાક્ષનું દાન સર્વોત્તમ છે. જે મનુષ્ય મારા શાન્ત ભક્તને દાનમાં રૂદ્રાક્ષ આપે તેનાં પુણ્યનાં ફળને વદવા હું પણ સમર્થ નથી. ગળામાં રૂદ્રાક્ષવાળા માણસને જે અન્ન આપે છે તે એકવીશ પેઢીઓને તારીને રૂદ્રલોકમાં જાયછે, જેનું કપાલ વિભૂતિ હીન, અંગ રૂદ્રાક્ષહીન, ને ગૃહ શિવપૂજનહીન હોય તે બ્રાહ્મણ ચાંડાલથી પણ અધમ જાણવો. માંસ ખાનાર, મદ્ય પીનાર, ને ચાંડાલનો સમાગમ કરનાર પણ મસ્તકમાં રૂદ્રાક્ષ હોય તો સર્વ પાપોથી મુક્ત થાય છે. સઘળા યજ્ઞ તપ દાન ને વેદના અભ્યાસથી જે ફળ થાય છે તે ફળ રૂદ્રાક્ષનું ધારણ કરવામાત્રથી સત્વર થાય છે. ચારે વેદ ભણવાથી, પુરાણો ભણવાથી, તીર્થ સેવનથી ને સઘળી વિદ્યા આદિથી જે ફળ થાય છે તે ફળ રૂદ્રાક્ષને ધારણ કરવાથી થાય છે. મનુષ્ય જો અંતકાળે રૂદ્રાક્ષ બાંધીને મરે તો તેને રૂદ્રપણું મળે છે. ને ફરીવાર જન્મ થતો નથી. મનુષ્ય જો કંઠમાં કે બાહુ યુગલમાં રૂદ્રાક્ષ સહિત મરે તો તે એકવીશ પેઢીને તારીને રૂદ્રલોકમાં વસે છે. બ્રાહ્મણ, ચાંડાલ, ગુણહીન, કે ગુણવાન માણસ પણ જો ભસ્મ ને રૂદ્રાક્ષ ધરે તો દેવપદને પામી તે શિવલોકમાં જાય છે. પવિત્ર, અપવિત્ર, અભક્ષ્યનું ભોજન કરનાર, મ્લેચ્છ, ચાંડાલ કે ગમે તેવો ગમે તેવાં પાપોવાળો હોય તો પણ તે રૂદ્રાક્ષ ધરવાથી રૂદ્રરૂપ થાય છે તેમાં શંકા

* આ અધ્યાયમાં રૂદ્રાક્ષના અત્યન્ત મહિમા વિષે કહેવાશે.

નથી. માથાપર રૂદ્રાક્ષનું ધારણ કરવાથી કરોડ રૂદ્રાક્ષ ધરવાનું, ગળામાં બાંધવાથી સો કરોડ રૂદ્રાક્ષ ધરવાનું, બ્રહ્મરંધ્રપર રૂદ્રાક્ષ બાંધવાથી હજાર કરોડ ધરવાનું, જનોઇમાં ધરવાથી દશહજાર કરોડ ધરવાનું ને ભુજાપર ધરવાથી એક લાખ કરોડ ધરવાનું પુણ્ય થાય છે. કાંડામાં રૂદ્રાક્ષ ધરવા એ તો સાક્ષાત્ મોક્ષસાધનરૂપ છે. બ્રાહ્મણ સર્વદા ભક્તિથી રૂદ્રાક્ષ ધારીને વૈદિક કર્મ કરે તો તેને મહા ફળ મળે છે. ભક્તિરહિત છતાં ને પાપી છતાં પણ જે મનુષ્ય ગળામાં રૂદ્રાક્ષની માળા પહેરે તે સર્વ બંધનથી છુટો છે એમ જાણવું. જે મનુષ્ય રૂદ્રાક્ષધારી ને રૂદ્રાક્ષમાં જ ચિત્તવાળો હોય તે માહેશ્વર કહેવાય છે ને તેને શિવલિંગ સમાન માનીને લોકોએ નમસ્કાર કરવા જોઇએ. વિદ્યાવાળો કે અવિદ્યાવાળો હોય તોપણ રૂદ્રાક્ષ ધરવાથી મારા લોકને પામે છે. કીકટ દેશમાં એક ગધેડાને પણ રૂદ્રાક્ષના ધારણે મારા લોકની પ્રાપ્તિ થયેલી હતી. કાર્ત્તિકેય બોલે છે—હે દેવ ! હે પરમાત્મા ! શું કારણથી કીકટદેશમાં ગધેડાએ રૂદ્રાક્ષ ધર્યા હતા ને તેને કોણે રૂદ્રાક્ષ આપ્યા હતા તે કથા કહો. મહાદેવ કહે છે—હે દેવ ! હે પુત્ર ! પૂર્વનો ઈતિહાસ સાંભળો. વિંધ્યાચળમાં એક મુસાફર ગધેડાપર રૂદ્રાક્ષોને લાદીને તેને લઇ જતો હતો. થાકી ગયેલો ને ભારના શ્રમથી અશક્ત થયેલો ગધેડો ભૂમિપર પડીને મરી ગયો. મરતાં વેંતજ મારી કૃપાથી તે ત્રણ નેત્રવાળો ને કરમાં ત્રિશુલવાળો રૂદ્ર બનીને મારા લોકમાં આવ્યો હતો. રૂદ્રાક્ષધારી પુરૂષ મહાદુર્લભ રૂદ્રાક્ષોનાં જેટલાં મુખ હોય તેટલા હજાર વર્ષો સુધી મારા લોકમાં આનંદ ભોગવે છે. આ રહસ્ય સદા શિષ્ય સિવાય કહેવું પણ બીજાને તમારે નહીં. કહેવું. શિષ્યો છતાં મૂર્ખ હોય તો તેઓને પણ ન કહેવું. અભક્ત ભક્ત નીચ કે અતિ નીચ છતાં જે રૂદ્રાક્ષ પહેરે છે તે અવશ્ય સઘળાં પાપોથી છુટી જાય છે. રૂદ્રાક્ષ ધારણનું પુણ્ય અનુપમ છે. મુનિઓ રૂદ્રાક્ષ ધારણને 'મહાવ્રત' એમ વદે છે. વ્રતધારી મનુષ્ય હજાર રૂદ્રાક્ષ પહેરે તો તેને સઘળા દેવો નમેછે. એ મનુષ્ય રૂદ્ર સમાનછે. હજાર રૂદ્રાક્ષ ન મળે તો બે બાહુમાં સોળ સોળ, શિખામાં એક, બે કાંડાંમાં બાર બાર, કંઠમાં બત્રીશ, માથામાં ચાળીશ, પ્રત્યેક કાનમાં છ છ ને છાતીમાં એકસો આઠ રૂદ્રાક્ષોનુ ધારણ કરવું. જે મનુષ્ય એ પ્રમાણે રૂદ્રાક્ષો ધારે તે રૂદ્રસમાન પૂજાય છે જે મનુષ્ય મોતી, પરવાળાં, સ્ફટિક, રૂપું, વૈદુર્ય ને સોનાની સાથે રૂદ્રાક્ષોનું ધારણ કરે છે તે શિવરૂપ થાય છે. કદાચ આળસથી માત્ર રૂદ્રાક્ષનું જ ધારણ કરે તોપણ તે મનુષ્યને જેમ અંધકાર સૂર્યને ન સ્પર્શે તેમ પાપો સ્પર્શ કરતાં નથી. રૂદ્રાક્ષમાળાથી જપેલો મંત્ર અનંત ફળ આપનારો છે જેના અંગપર એક પણ રૂદ્રાક્ષ ન હોય તો તેનો જન્મ ત્રિપુંડ્રથી હીન પુરૂષની પેઠે વ્યર્થ જાયછે. જે મનુષ્ય માથાપર રૂદ્રાક્ષ ધરીને નહાય તો તેને ગંગાસ્નાનનું ફળ થાય છે. લોકપૂજિત રૂદ્રાક્ષો કેટલાક પાંચ મુખવાળા, કેટલાક એક મુખવાળા, કેટલાક અગીયાર મુખવાળા ને કેટલાક ચૌદ મુખવાળા પણ થાય છે. શંકર સ્વરૂપ રૂદ્રાક્ષનું નિત્ય ભક્તિથી પૂજન થાય તો રૂદ્રાક્ષ નિર્ધનને પણ રાજા બનાવી દે છે. આ સંબંધી એક પુરાણી કથા કહું તે સાંભળો. કૌસલદેશમાં એક પુષ્કળ લક્ષ્મીવાળો ધર્માત્મા વેદવેદાંગમાં પારંગત યાજક ને દીક્ષાવાળો 'ગિરિનાથ' નામનો બ્રા-

બ્રાહ્મણ હતો. તેને ‘ ગુણનિધિ ’ નામનો એક પુત્ર હતો. તે યૌવન સંપન્ન તથા કામદેવ સમાન ગુણનિધિ હતો. એ ગુણનિધિએ પોતાના ‘ સુધિષણ ’ નામના ગુરૂની ‘મુક્તાવળી ’ નામની સ્ત્રીને પોતાનાં યૌવન રૂપ ને મદથી મોહિત કરી હતી. કેટલોક કાળ સુધી ગુપ્ત રીતે તે તેનો સમાગમ કરતો. પછી ગુણનિધિએ ભયથી ગુરૂને વિષ ખવરાવી મુક્તાવળીની નિર્ભય થઈ ક્રીડા કરવા માંડી. પોતાનું આવું કૃત્ય જ્યારે માતાપિતાના જાણવામાં આવ્યું ત્યારે એ કામી ગુણનિધિએ માતાપિતાને પણ વિષ ખવરાવી મારી નાંખ્યાં. નાના પ્રકારના ભોગવિલાસોમાં પોતાનું નિઃશેષ દ્રવ્ય ખરચાઈ જતાં ગુણનિધિએ પછી બ્રાહ્મણોનાં ઘર ફાડી ચોરી કરવા માંડી. સુરાપાનના મદથી છકેલો ને જ્ઞાતિમાંથી બહિષ્કાર પામેલો એ ગુણનિધિ સઘળાંઓએ કાઢી મૂકતાં નિર્જન વનમાં ફરતો હતો. મુક્તાવળીને વનમાં સાથે લઈ ઘાટા વનમાં જઇ દ્રવ્યલોભથી પાછા તેણે ઘણા બ્રાહ્મણોને માર્યા. આમ થતાં કેટલોક કાળ ગયા પછી તે અધમ બ્રાહ્મણ મરી ગયો. એને લેવા વાસ્તે યમલોકમાંથી હજારો દુતો ને શિવલોકમાંથી મારા હજારો પાર્ષદો આવ્યા ને ત્યારે મારા ને યમના દુતોને પરસ્પર વિવાદ ચાલતાં યમદુતો બોલ્યા કે ‘ હે શિવના ગણો ! આ બ્રાહ્મણે શું પુણ્ય કરેલું છે જેથી તમે તેને અહીં લેવાને આવ્યા છો ? ” મારા દુતો બોલ્યા કે ‘ આ બ્રાહ્મણ જ્યાં મરી ગયો છે ત્યાં દશ હાથ જમીનની નીચે રૂદ્રાક્ષો છે તેથી તેના પ્રભાવને લીધે અમે આ બ્રાહ્મણને સદાશિવની પાસે લઈ જશું ” પછી દિવ્ય રૂપ ધારી તે ગુણનિધિ વિમાનમાં બેસી કરીને પાર્ષદોની સાથે મારા લોકમાં આવ્યો. હે કાર્તિકેય ! આ પ્રકારે મેં તમને રૂદ્રાક્ષનું માહાત્મ્ય દર્શાવ્યું ને મહાપુણ્ય રૂપી ફળને આપનારો રૂદ્રાક્ષનો મહિમા પણ સક્ષેપથી કહ્યો છે.[૧–૫૪]

**एवं रुद्राक्ष महिमा समासात्कथितो मया ।**
**सर्वपापक्षयकरो महापुण्य फल प्रदः ॥ ५४ ॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૬ ઠો સંપૂર્ણ.

---

# અધ્યાય ૭ મો.*

## રૂદ્રાક્ષોનાં મુખાદિનું વર્ણન.

**नारायण उवाच–**

**एवंनारद षड्वक्त्रो गिरिशेन प्रबोधितः ।**
**रुद्राक्ष महिमानं च ज्ञात्वासोत्स कृतार्थकः ॥१॥**

નારાયણ વદે છે–હે નારદ! આ પ્રમાણે સદાશિવે બોધ આપતાં કાર્તિકેય સ્વામી રૂદ્રાક્ષનો મહિમા સમજીને કૃતકૃત્ય થયા. સદાચારના પ્રસંગમાં મેં આ રૂદ્રાક્ષનું માહાત્મ્ય કહ્યું. હવે અન્ય વિષય કહું તે અપ સાવધાન મનથી સાંભળો. જેમ અનંત પુણ્ય આપનારો રૂદ્રાક્ષનો મહિમા કહ્યો તેમ હવે રૂદ્રાક્ષનાં લક્ષણ ને મંત્રના વિન્યાસ કહું તે સાંભળો. રૂદ્રાક્ષનાં દર્શનથી લક્ષગણું, સ્પર્શનથી કોટિગણું, અને ધારણથી દશ કોટિગણું પુણ્ય થાય છે. રૂદ્રાક્ષની માળા ધારવા કરતાં તે માળાવડે જપ કરવાથી મનુષ્યને સેંકડો, હજારો, લાખો ને કરોડોગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. જે રૂદ્રાક્ષ આમળાં જેવડો હોય તે શ્રેષ્ઠ, બોર જેવડો હોય તે મધ્યમ ને ચણા જેવડો હોય તે નિકૃષ્ટ સમજવો. એ વિષે હું પ્રતિજ્ઞા સહિત વદુ છું. શિવની આજ્ઞાથી પૃથ્વીમાં બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, ને શુદ્ર એમ

*આ અધ્યાયમાં રૂદ્રાક્ષોના મુખાદિનું વર્ણન કરવામાં આવશે.

ચાર જાતિનાં રૂદ્રાક્ષનાં વૃક્ષો થયેલાં છે તે વૃક્ષોમાંથી થયેલા રૂદ્રાક્ષોની પણ ચાર જાત છે. ધોળા રૂદ્રાક્ષોને બ્રાહ્મણ, રાતાઓને ક્ષત્રીય, પીળાઓને વૈશ્ય ને કાળાઓને શુદ્ર જાતના સમજવા. આ રૂદ્રાક્ષો તે તે બ્રાહ્મણાદિ અનુક્રમે ધારવા. જે રૂદ્રાક્ષો સરખા, સ્નિગ્ધ, દૃઢ, ને કંટકવાળા હોય તેઓને સારા જાણવા. કીડાઓથી કરડાયેલા, છેદાયેલા, ભેદાયેલા, કંટકરહિત વ્રણવાળા ને સંકોચાયેલા એ છ પ્રકારના રૂદ્રાક્ષોનો ત્યાગ કરવો. જે રૂદ્રાક્ષમાં પોતાની મેળેજ મધ્યમાં છિદ્ર પડયું હોય તે શ્રેષ્ઠ સમજવો. મનુષ્યથી છિદ્ર થયેલો મધ્યમ જાણવો. સરખા, સ્નિગ્ધ, દૃઢ ને ગોળ આકૃતિવાળા રૂદ્રાક્ષોને રેશમના દોરામાં પરોવીને પહેરવા. જે રૂદ્રાક્ષનાં સઘળાં અંગો સરખાં હોય ને તે અંગોમાં જેવી કસોટીના પાષાણમાં સુવર્ણની રેખા દેખાય તેવી સરખી તથા અત્યન્ત વિલક્ષણતા વગરની રેખા દેખાય તે રૂદ્રાક્ષને શ્રેષ્ઠ સમજવો. શિવપૂજકોએ રૂદ્રાક્ષ પહેરવા. શિખામાંએક, મસ્તકમાં ત્રીશ, ગળામાં છત્રીશ, બાહુમાં સોળ સોળ, કાંડામાં બાર ને ખભામાં પચાસ રૂદ્રાક્ષો પહેરવા તથા છાતીમાં એકસો આઠ રૂદ્રાક્ષોની બેસરી કે ત્રણસરી માળા કરી જનોઈરૂપે કંઠમાં પહેરવી. કુંડળમાં, મુકુટમાં, છેલકડીમાં, હારમાં, બાજુબંધમાં, કડામાં ને પગના નળા ઉપર પણ રૂદ્રાક્ષો પહેરવા. સુવા તથા જળ પીવા વિગેરેના સઘળા સમયોમાં રૂદ્રાક્ષો પહેરવા. કનિષ્ઠ પક્ષમાં ત્રીશનું, મધ્યમ પક્ષમાં પાંચસોનું ને ઉત્તમ પક્ષમાં એક હજાર રૂદ્રાક્ષોનું ધારણ શાસ્ત્રમાં કહ્યું છે વાસ્તે એ પ્રકારે ધારણ કરવુ મસ્તકમાં ઈશાન મંત્રથી, કાનમાં તત્પુરૂષ મંત્રથી, લલાટમાં અઘોર મંત્રથી, હૃદયમાં અઘોર મંત્રથી, બે હસ્તમાં અઘોર મંત્રના બીજથી, ને ઉદરમાં વામદેવ મંત્રથી પચાસ રૂદ્રાક્ષની માળાનું ધારણ કરવું. **સદ્યોજાત** વિગેરે પાંચ મંત્રોથી તથા શિવષડંગમાંના અંગમંત્રોથી પણ રૂદ્રાક્ષોને ધારવા. અથવા મૂળમંત્રથી ગુંથેલા સઘળા રૂદ્રાક્ષોને ધારવા. એક મુખવાળો રૂદ્રાક્ષ પરતત્વ પ્રકાશક હોવાથી તેને ધારવાથી પરતત્વનું જ્ઞાન થાય છે. બે મુખવાળો રૂદ્રાક્ષ અર્ધનારીશ્વરરૂપ હોવાથી તેને ધારવાથી સર્વદા તે ઇશ્વર પ્રસન્ન રહે છે. ત્રણ મુખવાળો રૂદ્રાક્ષ સાક્ષાત્ અગ્નિરૂપ હોવાથી ક્ષણમાત્રમાં સ્ત્રીહત્યાને બાળી નાંખે છે ને તેથી અગ્નિ દેવ પ્રસન્ન રહે છે. ચાર મુખવાળો રૂદ્રાક્ષ બ્રહ્મારૂપ હોવાથી લક્ષ્મી, ઉત્તમ આરોગ્ય, મહાજ્ઞાનરૂપ સંપત્તિ ને શુદ્ધિ આપનાર છે, પંચમુખી રૂદ્રાક્ષ **સદ્યોજાત** આદિ પાંચ મંત્રોરૂપ હોવાથી સદાશિવ પ્રસન્ન થાય છે. ષણ્મુખી રૂદ્રાક્ષના દેવતા કાર્તિકેય સ્વામી કે વિદ્વાનોના કથનાનુસાર ગણપતિ પણ છે. સપ્તમુખી રૂદ્રાક્ષના દેવતા સૂર્ય, સપ્તર્ષિ, ને સાત માતૃકાઓ પણ છે. એ રૂદ્રાક્ષ ધરવાથી મહાલક્ષ્મી, ઉત્તમ આરોગ્ય ને મહાજ્ઞાન સંપત્તિ પ્રાપ્ત થાય છે. અષ્ટમુખી રૂદ્રાક્ષની આઠ માતૃકાઓ દેવતા છે ને તેથી અષ્ટ દેવીઓ, સત્યવાદી આઠ વસુઓને ગંગાજી પ્રસન્ન થાય છે. નવમુખી રૂદ્રાક્ષના દેવ યમરાજા હોવાથી તેમને ભય થતો નથી. દશમુખી રૂદ્રાક્ષના દેવતાઓ દશ દિશાઓ હોવાથી તે ધારવાથી દશ દિશાઓ પ્રસન્ન થાય છે તેમાં શક નથી. એકાદશ મુખવાળા રૂદ્રાક્ષના દેવતાઓ અગીઆર રૂદ્રો છે ને એ નિત્ય સુખ આપનારા રૂદ્રાક્ષનો દેવ ઈન્દ્ર પણ છે બાર મુખવાળો રૂદ્રાક્ષ વિષ્ણુરૂપ છે ને બાર સૂર્યો તેના દેવતા છે વાસ્તે વિષ્ણુ ને સૂર્યોનાં ઉપાસનમાં પણ તેને ધા-

રવો. તેને મુખવાળો રૂદ્રાક્ષ કામ આપનાર સિદ્ધિ આપનાર સુંદર છે તેથી તેને ધરવાથી કામદેવ પ્રસન્ન રહે છે. ચૌદ મુખવાળો રૂદ્રાક્ષ રૂદ્રના નયનથી ઉત્પન્ન થયેલો છે, સર્વ રોગોને હરનાર છે તથા આરોગ્ય આપનારો છે. રૂદ્રાક્ષને ધરનારાએ મદ્ય, માંસ, લસણ, ડુંગળી, સરગવો, ગુંદાં ને ભુંડણાના ભક્ષણાનો ત્યાગ કરવો. જો ગ્રહણ, વિષુવત્, સંક્રાન્તિ, અયન, અમાવાસ્યા, પુનમ ને અન્ય પવિત્ર દિવસોમાં રૂદ્રાક્ષને ધારણ કરે તો સત્વર સઘળાં પાપોથી મુક્ત થાય છે. ૧-૪૧

**ग्रहणे विषुवे चैव संक्रमे अयने तथा ।**
**दर्शेच पौर्णमासे च पुण्ये च दिवसेष्वपि ९१**
**रुद्राक्ष धारणात्सद्यः सर्वपापैः प्रमुच्यते ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

## અધ્યાય ૮ મો.*

### ભૂતશુદ્ધિનો પ્રકાર.

**नारायण उवाच-**
**भूतशुद्धिप्रकारंच कथयामि मयः मुने ।**
**मूलाधारात् समुत्थाय कुंडली परदेवताम् ॥१॥**

નારાયણ કહે છે—હે નારદ ! વસ્ત્ર પહેરીને આસનપર બેસી ભસ્મ તથા રૂદ્રાક્ષનુ ધારણ કરી ભૂતશુદ્ધિ કરવી. આ ભૂતશુદ્ધિનો પ્રકાર સાંભળો. મૂળાધાર ચક્રમાંથી ઉઠી સુષુમ્ણાના માર્ગથી બ્રહ્મરંધ્રમાં ગયેલી પરમ દેવતારૂપ કુંડલિનીની ભાવના કરવી. સાધક પુરૂષે હંસ મંત્રથી જીવને પરબ્રહ્મમાં જોડીને ચરણથી ગોઠણ સુધીમાં ચાર કોણવાળા, ત્રેસઠ અંકવાળા, લંબીજવાળા ને સોનાના સમાન વર્ણવાળા પૃથ્વીમંડળનું ચિતન કરવું ગોઠણથી નાભિસુધીમાં અરધા ચન્દ્રમા સરખા, બે પદ્મોવાળા, વંબીજવાળા ને રક્ત વર્ણવાળા અગ્નિમંડળનું ચિંતન કરવું. હૃદયથી ભ્રકુટીના મધ્યસુધી છ બિન્દુના ચિન્હવાળા, યં બીજવાળા અને ધૂસર વર્ણવાળા વાયુમંડળનું ચિંતન કરવું. ભ્રુકુટીના મધ્યથી બ્રહ્મરંધ્ર સુધીમાં ગોળ સુંદર મનોહર ને હં બીજવાળા આકાશ મંડળનું ચિન્તન કરવું. આ પ્રકારે પંચભૂતોનું ચિન્તન કરીને તે પ્રત્યેક ભૂતોનો સૌ સૌના કારણમાં લય કરવો. પૃથ્વીનો જળમાં, જળનો અગ્નિમાં, અગ્નિનો વાયુમાં, વાયુનો આકાશમાં, આકાશનો અહંકારમાં, અહંકારનો મહતત્વમાં, મહતત્વનો પ્રકૃતિમાં ને પ્રકૃતિનો આત્મામાં લય કરવો. આ પ્રકારે લય ચિન્તન કરીને શુદ્ધ જ્ઞાનમય બનીને વામકક્ષામાં રહેલા કાળા, અંગુષ્ઠમાત્ર પ્રમાણવાળા, બ્રહ્મહત્યારૂપ મસ્તકવાળા, સુવર્ણની ચોરીરૂપ બાહુબળવાળા, મદિરાપાનરૂપ હૃદયવાળા, ગુરૂ ભાર્યા ગમનરૂપ કટિવાળા, મહા પાપીઓના સંસર્ગરૂપ બે ચરણોવાળા, ઉપપાતકોરૂપ બ્રહ્મરંધ્રવાળા, ખડગ તથા ઢાલને ધરનારા, નીચા મુખવાળા, અસહ્ય ને દુષ્ટ સ્વભાવવાળા પાપપુરૂષનું ચિન્તન કરવુ. યં વાયુબીજમાંથી ઉત્પન્ન થયેલા વાયુવડે પૂરક પ્રાણાયામથી દેહને પૂર્ણ કરીને પાપ પુરૂષનુ શોષણ કરી નાંખવુ. પછી કુંભકમાં જપેલા રં બીજના ઉચ્ચારણથી ઉઠેલા અગ્નિથી પોતાના શરીર સહિત એ પાપપુરૂષને બાળી નાખવાની ભાવના કરવી પછી રં વાયુ મીજનું ઉચ્ચારણ કરી પાપપુરૂષની ભસ્મને કાયામાંથી બહાર કાઢી ફેંકી દેવી. આ ક્રિયા રેચક પ્રાણાયામથી કરવી. પછી પોતાના શરીરની ભસ્મને વં એ અમૃતબીજના ઉચ્ચારણથી ઉત્પન્ન થયેલા અમૃ-

* આ અધ્યાયમા ભૂતશુદ્ધિના પ્રકાર વિષે વાત કહેવામાં આવશે.

તવડે ભીંજવવી. પછી લં એ પૃથ્વીના બીજથી તે ભસ્મનો પિંડ કરીને સુવર્ણના ઈંડાનો આકાર તે થયો એમ ભાવના કરવી પછી હં એ આકાશબીજનો જપ કરતાં તે પિંડનો ચોખા અરીસાના સમાન આકાર થયો એમ ભાવના કરવી. તે પછી માથાથી પગ સુધીના અવયવોની રચના કરવી ને જે ક્રમથી લય કર્યો હતો તેથી વિપરીત ક્રમે આકાશાદિ ભૂતોને પાછાં બ્રહ્મમાંથી ઉત્પન્ન કરી યોગ્ય સ્થાનોમાં સ્થાપીને સોહં મંત્રવડે જીવને હૃદયકમળમાં લાવવો. પરમાત્માના સંગથી સુધામય બનેલા જીવને ત્યાંથી પાછો લઇ હૃદયકમળમાં સ્થાપીને પાછી મૂલાધારમાં આવેલી એ કુંડલિનીનું ધ્યાન કરવું, આ પ્રકારથી જીવ હૃદયકમળમાં પ્રવેશ કરે છે. પછી પ્રાણની પ્રતિષ્ઠા કરીને પ્રાણશકિતનું આ પ્રકારે ચિંતન કરવું કે “ લાલ સમુદ્રમાં રહેલાં વહાણમાં દીપતાં, રકત કમળપર બીરાજેલાં, ત્રણ નયનોથી શોભતા, પુષ્ટ સ્તનોવાળાં ને બાળ સૂર્યના જેવાં વર્ણવાળાં પરાદેવી પ્રાણશક્તિ કે જે પોતાના કરકમળોથી ત્રિશુળને શેલડીના ધનુષને, ધનુષની દોરીને, અંકુશને, પંચબાણને, ને લોહીથી ભરેલા ખપ્પરને ધરે છે તે ભગવતી અમને પ્રસન્ન થાઓ. ” આ પ્રકારે પરમાત્મારૂપ પ્રાણશકિતનું ચિન્તન કરીને પ્રાણનું સ્થાપન કરવું. પછી સઘળા કર્મોમાં અધિકાર પ્રાપ્ત થવા સારૂં વિભૂતિ ધારણ કરવી. આ વિષે વિસ્તારપૂર્વક ફળ વિગેરે જે થાય છે તે હવે હું કહું છું સ્મૃતિ તથા શ્રુતિ પ્રમાણથી સિદ્ધ છે એવું ભસ્મ ધારણ સર્વોત્તમ છે.[૧-૨૧]

**विभूतेर्विस्तरंवक्ष्येधारणेचमहाफलम् ।**
**श्रुतिस्मृतिप्रमाणोक्तंभस्मधारणमुत्तमम् ॥२१॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

## અધ્યાય ૯ મો*

## શિરોવ્રતનો વિધિ.

**नारायण उवाच—**
**इदं शिरोव्रतं चीर्णं विधिवद्यैर्द्विजातिभिः ।**
**तेषामेव परांविद्यां वदेदज्ञान बाधिकाम् ॥१॥**

નારાયણ બોલ્યા—હે નારદ ! શિરોવ્રતનું વ્રત કે જે હું તમને કહીશ તે વ્રત જે દ્વિજો વિધિ સહિત કરે છે તેઓનેજ અજ્ઞાન ટાળનારી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી શકાય છે. શ્રદ્ધાથી વિધિસહિત શિરોવ્રત નહીં કરનારા દ્વિજોને વેદોક્ત સદાચાર ઉપકારક બનતો નથી. હે નારદ ! માત્ર શિરોવ્રત કરવારૂપ એક કારણેજ બ્રહ્માદિ દેવોને પોતપોતાની પદવી મળેલી છે. પૂર્વજોના પણ પૂર્વજોએ આ શિરોવ્રતનો મહિમા પરંપરાથી સ્વીકારેલો છે. બ્રહ્મા—રૂદ્ર—વિષ્ણુ—તથા સૌ દેવોએ પણ આ વ્રત કર્યું છે. વિધિસર શિરોવ્રતવાળો મનુષ્ય સર્વ પાપોથી છૂટી જાય છે. અથર્વશિર ઉપનિષદમાં આ વૃત કહેલું છે તેથી તે શિરોવૃત કહેવાય છે. મહા પુરાણયના યોગથી આ વૃત કરાય છે. આ વૃત એકજ છે તથા ભેદ વગરનુ છે છતાં નોખી શાખાઓમાં તેનાં નોખાં નોખાં નામમાત્ર છે. સર્વ શાખાઓમાં સત્ય ને ચૈતન્યરૂપ બ્રહ્મત્વ એકજ છે, તદ્વિષય જ્ઞાન પણ એકજ છે ને શિરોવૃત પણ એક જ છે, સર્વ વિદ્યાનો અધિકારી છતાં શિરોવૃત રહિત પુરૂષ સર્વ ધર્મોથી રહિત છે એમ જાણવું. આ પાપરૂપી વનને બાળનારૂ ને સર્વ વિદ્યાઓના સાધનરૂપ શિરોવૃત સાધન માટે સૌએ બરાબર કરવુંજ જોઇએ. સૂક્ષ્મ ને સૂક્ષ્મ અર્થને ઉપદેશનારી અથર્વ-

* આ અધ્યાયમા શિરોવ્રતનો વિધિ કહેવામા આવશે.

વેદની શ્રુતિએ આ વ્રત કહેલું છે તેથી તેને પ્રીતિથી કરવું જોઇએ. " અગ્નિ ઇત્યાદિ ષટ્ મંત્રો ભણીને શુદ્ધ ભસ્મથી સઘળાં અંગોને ચોળવાં એ શિરોવ્રત કહેવાય છે. બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય ત્યાં સુધી સંધ્યાકાળમાં આદરથી આ શિરોવ્રત કરવું. શિરોવ્રતવાળાને ઉત્તમ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. બાર વર્ષ, છ માસ, ત્રણ માસ, કે બાર દિવસનો સંકલ્પ કરીને આ વ્રત કરવું. શિરોવ્રતવાળાને જે ગુરૂ બ્રહ્મવિદ્યા ન આપે તેની બ્રહ્મવિદ્યા નાશ પામે છે ને તે ગુરૂ દયાહીન કહેવાય છે. પરમાત્મા જેમ કોમળ હૃદયવાળા છે તેમ બ્રહ્મવિદ્યા આપનારા સદ્ગુરૂ પણ તેવાજ હોવા જોઇએ. પૂર્વજન્મોમાં કરેલાં હજારો ધર્મ કાર્યોનાં ફળરૂપે શિરોવ્રતમાં શ્રદ્ધાવાળો મનુષ્ય થાય છે નહી તો નથી થતો. અધર્મીઓમાં અત્યન્ત અજ્ઞાન હોવાથી તેઓને શિરોવ્રતપર દ્વેષજ હોય છે તેથી તેઓને બ્રહ્મવિદ્યા મળી શકતીજ નથી પરન્તુ પરિપૂર્ણ શિરોવ્રત કરનારા મનુષ્યોજ સાક્ષાત્ બ્રહ્મવિદ્યાના અધિકારી છે પણ અન્ય નથી જેઓએ આદરપૂર્વક પાશુપતવ્રત અર્થાત્ શિરોવ્રત કર્યું હોય તેઓનેજ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપવો એવી વેદાજ્ઞા છે. શિરોવ્રત કર્યા વિના પશુપણું અર્થાત્ અવિવેકીપણું મટતુંજ નથી. જેણે વ્રત કરી પશુપણું તજી દીધું હોય તે માણસ પશુપણાંવાળા અન્ય લોકોને કદાચ મારે તોપણ પાપી થતો નથી એવો વેદાન્તનો અભિપ્રાય છે. ( આ વાક્ય અર્થવાદરૂપ સમજવું ) જાબાલ શ્રુતિવાળાઓએ આદરથી ત્રિપુંડ્ર ધારવાનું કહ્યું છે. પ્રત્યેક ગૃહસ્થે ત્ર્યંબકમ્ એ મંત્રથી ને ૐકાર રહિત પંચાક્ષર મંત્રથી નિત્ય ત્રિપુંડ્રનું ધારણ કરવું. ભિક્ષુક હોય તો તેણે હંસ મંત્રથી ત્રણવાર ઓંકારનો ઉચ્ચાર કરીને ને બ્રહ્મચારીએ મેધાવી આદિ મંત્રોથી ત્રિપુંડ્ર ધારણ કરવું એમ જાબાલ શ્રુતિ કહે છે. ગૃહસ્થે ને વાનપ્રસ્થે ત્ર્યંબકમંત્રથી અથવા પંચાક્ષર મંત્રથી કરવું એવો પણ વિધિ છે. વિધિપૂર્વક સંસ્કાર પામેલા બ્રાહ્મણે જળસહિત ભસ્મથી વા કેવળ ભસ્મથી પણ ત્રિપુંડ્ર કરવું. લલાટમાં ભસ્મની ત્રણ આડી રેખા કરવી તેને ત્રિપુંડ્ર કરવુ કહેવાય છે. બ્રાહ્મણે ત્રિપુંડ્ર કરવારૂપ ધર્મ બરાબર જાળવવો કારણ કે બ્રાહ્મણોના મૂળરૂપ પિતામહ બ્રહ્માએ ત્રિપુંડ્ર કરેલું હતું. વેદસિદ્ધ ભસ્મનું ત્રિપુંડ્ર ને દેહનું ઉદ્ધૂલન ને શિવલિંગની પૂજા એ ત્રણ ક્રિયાઓ બ્રાહ્મણે પ્રમાદથી પણ ન તજવી જોઇએ. ગૃહસ્થે લલાટમાં ત્ર્યંબક મંત્રથી હૃદયમાં ઓંકારવાળા પંચાક્ષર મંત્રથી ને બે બાહુપર ઓંકારથી નિત્ય ત્રિપુંડ્ર કરવું. સન્યાસી કેવળ ઓંકારથી ત્રિપુંડ્ર કરે એમ પણ વિધિ કહ્યો છે. ( આ વિષયમાં નોખાં નોખાં વિધિ વાક્યો હોવાથી પૂર્વાપર વિરોધ આવે છે એમ નહીં સમજી ગમે તે એક પ્રકારનો અંગીકાર કરવો ) બ્રહ્મચારીએ ત્ર્યંબક મંત્રથી કે મેધાવી મંત્રથી ભણીને પોતે સેવેલા અગ્નિની ભસ્મથી ત્રિપુંડ્ર કરવું. સેવા કરનારા શુદ્રે શિવાય નમઃ એ મંત્રથી ભક્તિથી ભસ્મ ચોળીને ત્રિપુંડ્ર કરવુ. હે નારદ ! અન્ય લોકોએ પણ મંત્ર ભણ્યા વગર ત્રિપુંડ્ર ને ઉદ્ધૂલન કરવાં જોઇએ. આ બન્ને ક્રિયાઓ ભસ્મથીજ કરવી. સર્વ ધર્મોમાં આ ધર્મ ઉત્તમ હોવાથી તે નિત્ય કરવો. અગ્નિહોત્રના ભસ્મને કે વિરજાનલના ભસ્મને પ્રીતિથી લઈ શુદ્ધ પાત્રમાં નાખી ચરણ હસ્ત પ્રક્ષાલીને સાવધાનપણાંથી બેવાર આચમન કરીને પછી હળવે હળવે સદ્યોજાત આદિ પાંચ મંત્રોથી

ભસ્મ લઇ ત્રણ પ્રાણાયામ કરીને અગ્નિ આદિ ૭ મંત્રોથી કે તેજોભસ્મ એ મંત્રને સાથે ગણી સાત મંત્રોથી તેનું ત્રણવાર અભિમંત્રણ કરવું. ૐ આપોજ્યોતિ એમ બોલીને સદાશિવનું ધ્યાન કર્યા પછી પૂર્વોક્ત મંત્રો બોલવા. પ્રથમ એકલી ભસ્મથી ઉદ્ધૂલન કરીને પછી જળમિશ્રિત ભસ્મથી ઉદ્ધૂલન કરવું એકલી શ્વેત ભસ્મને આખાં અંગમાં ચોળવાથી મનુષ્ય પાપરહિત થાય છે ને અજ્ઞાન રહિત બને છે એમાં શંકા નથી. વાસ્તે આમ કર્યા પછી વિશ્વનાથ ને જળના અધિપતિ શ્રી વિષ્ણુનું ધ્યાન કરીને ભસ્મ સાથે જળ ભેળવી ફરીવાર 'अग्निः' ઈત્યાદિ મંત્રોથી શુદ્ધિ કરી સદાશિવનું ધ્યાન કરી આખા અંગમાં ભસ્મ લગાવવી. ભાવનાથી બ્રહ્મભૂત થયેલી તે શ્વેત ભસ્મથી પોતાના આશ્રમાનુસાર યોગ્ય મંત્રો ભણીને લલાટ, વક્ષઃસ્થળ, ને ખભાઓપર ત્રિપુંડ્ર કરવાં. વામભાગથી જમણાભાગસુધી મધ્યમાંને અનામિકા એ બે આંગળીથી બે રેખાઓ કરી પછી જમણા ભાગથી વામભાગ સુધી અંગુઠાવડે એક રેખા કરવી. આ પ્રકારે ભક્તિથી ત્રણે કાળમાં ત્રિપુંડ્રનું ધારણ કરવું તેને હોમ દંડ તથા જટા વગરનું પાશુપતવ્રત કે શિરોવ્રત કહેવાય છે.[૧-૮૨]

मध्यमानामिकांगुष्टैरनुलोमविलोमतः ।
त्रिपुंड्रं धारयेन्नित्यंत्रिकालेष्वपिभक्तितः॥८३॥

ઈતીશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશસ્કન્ધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૦ મો.*

## વિરજાનળની ભસ્મ.

नारायण उवाच–

आग्नेयं गौणमज्ञान ध्वंसकं ज्ञान साधनम् ।
गौणं नानाविधं विद्धि ब्रह्मन् ब्रह्मविदांवर॥१॥

નારાયણ બોલ્યા–હે નારદ! હે બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! અગ્નિ વિષયક જે ગૌણ ભસ્મ છે તે પણ અજ્ઞાનને હરનારી ને જ્ઞાનને આપનારી છે. ગૌણ ભસ્મ ઘણા પ્રકારની કહેવાય છે તેઓમાં વિરજાનલની ભસ્મનું માહાત્મ્ય અગ્નિહોત્રની ભસ્મના સરખુંજ છે. વિવાહના અગ્નિથી થયેલી, સમિધના અગ્નિથી થયેલી, પાકના અગ્નિથી ને દાવાનળથી થયેલી એમ ચાર પ્રકારની ભસ્મો છે તે પણ ગૌણ છે. આમાં અગ્નિહોત્રની ને વિરજાનલની ભસ્મનું ધારણ કરવાનો ત્રણે વર્ણોને અધિકાર છે. વિવાહ અગ્નિની ભસ્મનો ગૃહસ્થને ને સમિધની અગ્નિની ભસ્મનો બ્રહ્મચારીને અધિકાર છે. શુદ્રોએ વેદપાઠી બ્રાહ્મણના ઘરની પાકના અગ્નિની ભસ્મને ધારણ કરવી. ચાર વર્ણો શિવાયના સઘળા લોકોએ દાવાનળની અગ્નિની ભસ્મ કરવી. હવે વિરજાનલની ભસ્મ તૈયાર કરવાનો વિધિ કહું તે સાંભળો. ચિત્રા નક્ષત્રવાળી પૂર્ણિમાએ એ ભસ્મ તૈયાર કરવાનો કાળ છે. પોતાનું ગૃહ, ખેતર, બગીચો, કે અરણ્ય એ એ ભસ્મ બનાવવાનો સુંદર પ્રદેશ છે. પૂર્ણિમાના આગલે દિવસે તેરસે સ્નાનાદિક નિત્ય કર્મ કર્યા પછી આચાર્યની પૂજા કરીને તેમને અભિવંદીને આજ્ઞા લેવી. પછી વિશેષ પૂજા કરી ધોળાં વસ્ત્રો પહેરી જનોઈ તથા શ્વેતપુષ્પ ને શ્વેતચંદનનું

---

* આ અધ્યાયમાં વિરજાનળની ભસ્મ વિષે કહેવામાં આવશે.

ધારણ કરીને દર્ભાસન પર બેસી હાથમાં દર્ભની મુડી રાખવી. પછી પૂર્વાભિમૂખ કે ઉત્તરાભિમૂખ બેસીને ત્રણ પ્રાણાયામો કરીને દેવ તથા દેવીનુ ધ્યાન કરીને મનથી તેમની આજ્ઞા લઇને 'આ વૃત કરૂં છું' એવો સંકલ્પ કરવો. શરીર પડે ત્યાં સુધી, બાર વર્ષો સુધી, છ વર્ષ સુધી, બાર માસ, છ માસ, ત્રણ માસ, એક માસ, બાર દિવસ, છ દિવસ, ત્રણ દિવસ કે એક દિવસ સુધી વૃત કરવાનો સંકલ્પ કરવો. વિરજા હોમ કરવા સારૂં પૂનમના દિવસથી પહેલાં વિધિસહિત અગ્નિનું આધાન કરી 'મારા દેહમાં તત્વોની શુદ્ધિ થાઓ' એવા ઉદ્દેશથી મૂળમંત્ર ભણી ભણીને અગ્નિમાં ઘી, સમિધ, કે ચરૂની એક હજાર આઠ આહુતિઓ આપવી. પછી પચ મહાભૂત, પંચ તન્માત્રા. પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, ત્વચા આદિ ધાતુઓ, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, સત્વાદિ ગુણો, પ્રકૃતિ, પુરૂષ, રાગ, વિદ્યા, કળા, અદૃષ્ટ, કાળ, માયા, શુદ્ધ વિદ્યા, મહેશ્વર, સદાશિવ, શક્તિ, અને શિવતત્વ એઓનાં પ્રત્યેકનાં નામ લઇને વિરજ નામના મંત્રોથી હોમ કરવો. આમ કરવાથી હોતા પુરૂષ રજરહિત બને છે. પછી ગોમય લઈને તેનો પિંડો કરી પંચાક્ષરથી મંત્રીને તેને અગ્નિમાં નાંખીને તે દિવસે હવિષ્યાન્ન ખાઈને રહેવું. પછી પ્રાતઃકાળમાં ચૌદશને દિવસે નિત્ય કર્મ સમાપ્ત કરી તેજ અગ્નિમાં પૂર્વોક્ત પ્રકારે પંચાક્ષર મંત્રથી હોમ કરીને અવશેષ રહેલો સમય આહાર વગરજ પૂરો કરવો. પછી પુનમને દિવસે પ્રાતઃકાળમાં નિત્યકર્મ સમાપ્ત કરી પાછો પૂર્વોક્ત પ્રકારેજ પચાક્ષરથી હોમ કરી હોમનું અંગ પરિપૂર્ણ કરી અગ્નિનુ વિસર્જન કરવું શૈવમતાનુસાર એ ક્રિયા કરી યત્નથી ભસ્મને મેળવીને જટિલ થાવું, મુંડા થવું કે એક જટાવાળા બનવું. આ પ્રકારે થઈ ફરીવાર સ્નાન કરી શરમ ન લાગે તો દિગંબર થાવું ને આવે તો એકજ કાષાય, ચર્મ, વલ્કલ કે ચીર વસ્ત્રને પહેરવું. દંડ તથા મેખલા પણ ધરવાં. પછી પાદ પ્રક્ષાલી બે વાર આચમન કરી વિરજાનળ ભસ્મ ભેગી કરી પૂર્વોક્ત अग्निर्भस्म ઇત્યાદિ અથર્વવેદના છ મંત્રોથી અનુક્રમે મસ્તકથી ચરણો સુધીના અંગોનું માર્જન કરી તેજ મંત્રોથી અંગોનો સ્પર્શ કરવો. પછી એ ક્રમથી ઓંકાર કે પંચાક્ષર ભણીને સઘળા અંગોમાં એ ભસ્મ ચોળવી. પછી त्र्यायुष નામનું ત્રિપુંડ્ર કરવું. આ પ્રકારે શિવરૂપે થઇને શિવભજન કરતાં ત્રણે. સંધ્યામાં કરવું. આને પાશુપતવ્રત કે શિરોવ્રત કહે છે. આ વ્રત મુક્તિ ભુક્તિ ને અપશુપણું આપનારૂં છે વાસ્તે આ વ્રત કરી પશુત્વ તજીને લિંગરૂપ સદાશિવની પૂજા કરવી. ભસ્મસ્નાન મહા પવિત્ર છે, સકળ સુખ આપનારૂ છે, ઉત્તમ છે, આયુષ્ય ને બળને આપનારૂં છે, આરોગ્ય, લક્ષ્મી, ને પુષ્ટિને વધારનારૂં છે, રક્ષાવાસ્તે છે, મંગળ અર્થે છે, તથા સકળ સંપત્તિઓની વૃદ્ધિનો હેતુ પણ તે છે. ભસ્મ ચોળનારા મનુષ્યોને કદી પણ મહામારીને ભય થતો નથી. ભસ્મ શાન્તિક, પુષ્ટિક, ને કામદ ભેદથી ત્રણ પ્રકારની કહી છે.[૧-૧૩]

भस्मस्निग्ध मनुष्याणां महामारी भयं नच ।
शान्तिकं पौष्टिकं भस्म कामदंच त्रिधाभवेत्॥१३॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૦ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૧ મો*

## ભસ્મ માહાત્મ્ય.

नारद उवाच

त्रिविधत्वं कथं चास्य भस्मनः परिकीर्तितम्।
एतत्कथय मेऽद्य महत्कौतूहलं मम ॥१॥

નારદ કહે છે હે દેવ ! ભસ્મના ત્રણ પ્રકાર શી રીતે છે એ સાંભળવાની મારી મહદિચ્છા છે તો આપ મને કહો. નારાયણ બોલ્યા—હે નારદ! મહાપાપનો નાશ કરનારા, મહાકીર્તિને આપનારા તથા ઉત્તમ ભસ્મના ત્રણ પ્રકારો કહું તે સાંભળો. ગાયની યોનિમાંથી નીકળતાં જે ગોમય અધરને અધર હાથથીજ ગ્રહણ કરવામાં આવે છે ને सद्योजात આદિ પાંચ મંત્રોને ભણીને બાળવામાં આવે તે ગોમયની ભસ્મ શાન્તિક અર્થાત્ શાન્તિ આપનારી છે. આવાં પ્રકારનુંજ ગોમય સાવધાનપણાથી ષડંગ મંત્રોવડે બાળવામાં આવે તો તેની ભસ્મને પૌષ્ટિક અર્થાત્ પુષ્ટિ આપનારી ભસ્મ કહેવાય છે! જે ગોમય હૌં મંત્રથી બાળવામાં આવે તે ગોમયની ભસ્મ કામદ એટલે મનોરથોને પૂરનારી કહેવાય છે. શિરોવ્રતપરાયણ પુરૂષે પ્રાતઃકાળમાં ઉઠી પવિત્ર થઇ ગાયોનાવાડામાં જઈ ગાયોને નમસ્કાર કરી નીચે કહેવામાં આવતી ગાયોનું શુભ ગોમય લેવું. બ્રાહ્મણે શ્વેત ગાયનું, ક્ષત્રીયે રાતી ગાયનુ, વૈશ્યે પીળી ગાયનું ને શુદ્રે કાળી ગાયનું ગોમય લેવું. પવિત્ર મતિ રાખીને પુનમ કે અષ્ટમીને દિવસે હૌં મંત્રથી શુભ ગોમય લેવું. તે ગોમયનો नमः એ મંત્રથી પિંડો કરવો. પછી તેને સૂર્યના કિરણોથી સુકાવવુ. સુકાયા પછી ફોતરાંથી કે ફુંસાથી વીંટીને હૌં એ મંત્ર ભણી તેને પવિત્ર પ્રદેશમાં મૂકવું ને પછી અરણિના મથનથી થયેલા કે વેદપાઠી બ્રાહ્મણના ઘરના અગ્નિને લાવીને તેની વિધિ સહિત પ્રતિષ્ઠા કરીને તે અગ્નિમાં શિવ મંત્રથી પૂર્વોક્ત વિધિથી ગોમયનો પિંડો નાખવો. પછી અગ્નિના કુંડમાંથી તે ભસ્મને લઇ નવાં પાત્રમાં 'હૌં' મંત્રથી નાખવી. આ પાત્રમાં सद्योजात મંત્રથી કેતકી, પાટલો, વાળો, ચંદન, ને કેસર આદિ અનેક સુગંધી દ્રવ્યો પણ નાંખવાં. પ્રથમ જળથી સ્નાન કર્યા પછી તે ભસ્મથી પણ સ્નાન કરવું ને જળથી સ્નાન કરવાની શક્તિ ન હોય તો તે ભસ્મથીજ સ્નાન કરવું. હસ્તપાદ પ્રક્ષાલીને ईशान મંત્રથી મસ્તકનું, तत्पुरुष મંત્રથી મુખનું अघोर મંત્રથી હૃદયનું, वाम મંત્રથી નાભિનું અને તે પછી सद्योजात મંત્રથી સઘળા અંગોનું ભસ્મ લગાવી સ્નાન કરવું પછી પ્રથમનું વસ્ત્ર કાઢી નાખીને શુદ્ધ વસ્ત્ર પહેરી હાથ પગ ધોઇ આચમન કરવું. ભસ્મ આખાં શરીરે ન ચોળવી હોય તો માત્ર ત્રિપુંડ્ર કરવું. મધ્યાન્હથી પહેલાં જળસહિત ભસ્મ લઈ ને મધ્યાન્હ પછી એકલી ભસ્મથી તર્જની ને અનામિકાના મધ્યવતી ત્રિપુંડ્ર કરવું. મસ્તકમાં, લલાટમાં કાનમાં, કંઠમાં, હૃદયમાં ને બાહુમાં ભસ્મ લગાવવી. માથામાં હૌં એ મંત્રથી પાંચે આંગળીઓ વતી લલાટમાં स्वाहा મંત્રથી ત્રણ આંગળીઓવતી, જમણા કાનમાં सद्योजात મંત્રથી વચલી આંગળીવતી, ડાબા કાનમાં वामदेव મંત્રથી વચલી આંગળીવડે, नमः મંત્રથી હૃદયમાં ત્રણ આંગળીઓવતી, જમણા હાથમાં वषट् મંત્રથી ત્રણ આંગળીઓવડે, ને ડાબા હાથમાં हुं મંત્રથી ત્રણ આંગળીઓ વડે ભસ્મ લગાવવી. ईशान

* આ અધ્યાયમાં ભસ્મ માહાત્મ્યવિષે કહેવામાં આવશે.

મંત્રથી વચલી આંગળી વડે નાભિમાં પણ ભસ્મ લગાડવા કોઈ પક્ષ કહે છે. ભસ્મની ત્રણ રેખાઓ અનુક્રમે બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર રૂપ છે. તેમાં પ્રથમ રેખા બ્રહ્મરૂપ, તે ઉપરની વિષ્ણુરૂપ, ને તે ઉપરની રૂદ્રરૂપ છે. એક આંગળીથી નાભિપર જે ભસ્મ લગાવાય તેમાં ઈશ્વર દેવતા છે. માથામાં બ્રહ્મ દેવતા છે. લલાટમાં ઇશ્વર દેવતા છે. બે કાનમાં અશ્વિનીકુમાર દેવતા છે. ગળામાં ગણપતિ દેવતા છે. ક્ષત્રીય, વૈશ્ય શુદ્ર, ને અન્ય પણ સઘળા અંત્યજોએ ભસ્મને શરીરે નહી ચોળતાં તેનું માત્ર ત્રિપુંડ્ કરવું તેમાં ક્ષત્રીયો ને વૈશ્યો મંત્ર સહિત કરે ને શુદ્રાદિકો મંત્ર રહિત કરે.[१-२७]

**कर्णयोरश्विनौदेवौगणेशश्चगलेतथा ।**
**क्षत्रियश्चतथावैश्यःशूद्रश्चेद्धूलनंत्यजेत् ॥२७॥**
**सर्वेषामंत्यजातीनांमंत्रेणरहितंभवेत् ॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવતવિષે એકાદશ સ્કંધમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.*

### ભસ્મ ધારણનો અન્ય પ્રકાર.

**नारायण उवाच—**

**देवर्षे शृणु तत्सर्वं भस्मोद्धूलनजं फलम् ।**
**रहस्यं विधानंच सर्वं काम फलप्रदम् ॥१॥**

નારાયણ કહે છે—હે નારદ ! ભસ્મ ચોળવાના તથા તેનાં રહસ્યના કે જે રહસ્ય સર્વ કામનાઓ આપનારૂં છે તેના ફળ વિષે કહું છું તે સાંભળો. કપિલા ગાયનું સ્વચ્છ ગોમય અધરથી ઝીલી લેવું. બહુ નરમ, બહુ કઠણ, દુર્ગંધવાળું કે પેટમાં ઘણા દિવસો સુધી રહેલું ગોમય ન લેવું. જો તે ધરનીપર પડી ગયું હોય તો તેના નીચે ઉપરના ભાગને કાઢી નાંખી ઉપયોગમાં લેવું. તેનો પિંડો કરી મૂળમંત્રથી મંત્રીને તેને વિરજાનલ આદિ અગ્નિમાં નાંખવો. પછી તે અગ્નિમાંથી ભસ્મ લઈને વસ્ત્રથી ઢાંકીને તેને ભસ્મ રાખવાના સ્થાનમાં લઇ જવી. સારી બનાવટના દૃઢ સ્વચ્છ ધોયેલાં ને પ્રોક્ષણ કરેલાં પાત્રમાં મંત્રથી મંત્રીને તે ભસ્મને તેમાં રાખવી. સુવર્ણાદિ ધાતુનું, કાષ્ટનું, માટીનું, વસ્ત્રનું કે બીજું પણ જે સુંદર ને શુદ્ધ પાત્ર હોય તેમાં ભસ્મ રાખવી. અત્યન્ત શુદ્ધ વસ્ત્રમાં પણ ધનની સમાન ભસ્મને સાચવવી. બહારગામ જવું હોય તો પોતાની સાથે તે લઈ જવી કે અનુચરને આપવી. અયોગ્યના કે અપવિત્રના હાથમાં કદી પણ એ ભસ્મ ન આપવી. ભસ્મને ફેંકવી નહીં તેમ તેને ટપીને ચાલવું નહીં. ભસ્મનો નીચ અંગોથી સ્પર્શ પણ ન કરવો. પાત્રમાંથી લીધેલી ભસ્મને મંત્રીને વાપરવી. સ્મૃતિમાં કહેલો વિભૂતિ ધારણનો પ્રકાર મેં તમને કહ્યો કે જેના ધરવાથી મનુષ્ય શિવરૂપ થાય છે તેમાં શંકા નથી. વેદાનુસાર વર્તનારા શિવભક્તોએ સંપાદન કરેલી ભસ્મ પરમ પ્રીતિથી સદાશિવના સમીપમાં લેવી ને પ્રાર્થના કરીને તેની પૂજા કરવી. તાંત્રિક પૂજા કરનારાઓએ તંત્રોક્ત માર્ગથી મેળવેલી ભસ્મનો વૈદિક લોકોએ ઉપયોગ ન કરવો. શુદ્ર, કાપાલિક કે અન્ય પાખંડીઓએ એ ભસ્મ વાપરવી. ત્રિપુંડ્રનું ધારણ શ્રુતિ ઉક્ત હોવાથી માટે મનથી પણ તેનું ઉલંઘન નહીં કરી સર્વદા ત્રિપુંડ્ કરવું. વેદોકત વિધિનો તજનારો પતિત થાય છે. બ્રાહ્મણે ભક્તિથી મંત્રોચાર કરી ભસ્મ ચોળવી ને ત્રિપુંડ્ર કરવું જોઇએ. એનો ત્યાગ

* આ અધ્યાયમાં ભસ્મનું અધિક માહાત્મ્ય કહેવામાં આવશે.

કરનારા કરોડો જન્મોમાં પણ સંસારથી છૂટતા નથી અને હે નારદ ! જેણે શાસ્ત્રોક્ત માર્ગમાંથી ભસ્મ ધારણ નથી કર્યું તેનો જન્મ સૂવરના જન્મની તુલ્યે નિષ્ફળ થાય છે. ત્રિપુંડ્ર રહિત મનુષ્યોને સ્મશાન સરખા માનીને ધર્માત્માઓએ તેનું મુખ પણ ન જોવું, ભસ્મરહિત કપાલ, શિવાલય વગરનું ગામ, પ્રભુ ભક્તિ વગરનો જન્મ ને શિવ સંબંધી વિષયો વગરની વિદ્યાને ધિક્કારછે ત્રિપુંડ્રની નિંદા કરનારા શિવનિંદકો છે ને ધારણ કરનારા શિવભક્તો છે એમ સમજવું. સઘળાં સાધનો છતાં અગ્નિહોત્રરહિત બ્રાહ્મણ ન શોભે તેમ સઘળાં સાધનોવાળુ ભસ્મ વગરનું શિવપૂજન પણ ન શોભે શ્રદ્ધાથી ભસ્મ ન ચોળે ને ત્રિપુંડ્ર ન કરે તેઓનું સઘળું શુભકર્મ પણ વિપરીત થઇ જાય છે ને વેદ પ્રમાણે વર્ત્તનારાએ મંત્ર, ભસ્મ ધારણ, ને ત્રિપુંડ્ર વગર જે કાંઈ વૈદિક કર્મ કરેલું હોય છે તે પણ અનર્થના કારણરૂપ થાય છે. ત્રિપુંડ્રનું ધારણ જે ન કરે તેને કરેલુ ન કર્યા બરાબર, સાંભળેલું ન સાંભળ્યા બરાબર, ને ભણેલું ન ભણ્યા બરાબર થાય છે ને તેના વેદ યજ્ઞ દાન તપ વ્રતને ઉપવાસાદિક પણ નિષ્ફળ જાય છે ને જે પુરૂષ ભસ્મ ધારણ તજી મોક્ષને ઈચ્છે છે તેની ઇચ્છા વિષ પીને અમરપણુ મેળવવા જેવીજ છે. સૃષ્ટિ કરવાના મિષથી બ્રહ્માએ પણ પ્રાણી માત્રનાં કપાળને આડું રચ્યુ છે પણ ઉભું કે ગોળ નથી કર્યું તેથી વિદિત થાય છે કે સૌ કોઇએ ત્રિપુંડ્ર ધારણ કરવુ એવો બ્રહ્માનો અભિપ્રાય છે. સૌના લલાટમાં ત્રિપુંડ્ર સરખી આડી રેખાઓ પણ દેખાય છે. છતાં મૂર્ખ મનુષ્યો ત્રિપુંડ્ર નથી કરતા. આડાં ત્રિપુંડ્ર વિના બ્રાહ્મણ જે કાંઈ સાધન કરે છે તે ન કરવા સમાન છે. શૂદ્રો જેમ વેદમાં અધિકારી નથી તેમ ત્રિપુંડ્ર રહિત બ્રાહ્મણને શિવપૂજનમાં અધિકાર નથી. પૂર્વાભિમુખ બેસી પૂર્વોક્ત પ્રકારે હસ્તપાદ પ્રક્ષાલી આચમન કરી પ્રાણાયામ કરી સંકલ્પ કરી ભસ્મસ્નાન કરવું. અગ્નિ હોત્રની ભસ્મને **ईशान** મંત્રથી મસ્તકમાં, **तत्पुरुष** મંત્રથી મુખપર, **अघोरमंत्रथी** હૃદયપર, **वामदेव** મંત્રથી ગુહ્યપર, **सद्योजात** મંત્રથી ચરણોપર ને **प्रणव** મંત્રથી સઘળાં અંગોપર ભસ્મ લગાવવી. આને મહામુનિઓ આગ્નેય સ્નાન કહે છે. સર્વકર્મોની સંપૂર્ણતા વાસ્તે આ સ્નાન માટે કરવું જોઇએ. પછી હસ્તપાદાદિને પ્રક્ષાલીને આચમન કરીને લલાટ હૃદયને ગળામાં ત્રિપુંડ્ર કરવાં જોઇએ. **सद्योजात** આદિ પાંચ મંત્રોથી બનાવેલી ભસ્મથી કરેલું ત્રિપુંડ્ર સઘળાં કર્મોમાં પવિત્ર કરનાર છે. શૂદ્રોએ અંત્યજોની ભસ્મ ન વાપરવી. અગ્નિહોત્રની ભસ્મ સર્વાંગમાં ચોળીને સત્કર્મ કરવું. આમ કર્યા વિના કર્મો કદી પણ ફળપ્રદ થતાં નથી. ત્રિપુંડ્ર રહિતને સત્ય, શૌચ, જપ, હોમ, તીર્થ ને દેવપૂજાએ સઘળું નિષ્ફળ જાય છે. જે ઉત્તમ બ્રાહ્મણ ત્રિપુંડ્રને રૂદ્રાક્ષને ધરતો હોય ને પવિત્ર હોય તે બ્રાહ્મણ રોગ, પાપ, વ્યાધિ દુષ્કાળ, ને ચોરને હણનારો થાય છે તથા પરબ્રહ્મ કે જેને પામી ફરી પડવું પડતું નથી તેનાં પદને તે પામે છે. એ બ્રાહ્મણ શ્રાદ્ધમાં પંક્તિપાવન છે તથા બ્રાહ્મણોને દેવતાઓને તે પૂજવા યોગ્ય છે. શ્રાદ્ધમાં, યજ્ઞમાં, જપમાં, હોમમાં, વૈશ્વદેવમાં, ને દેવપૂજામાં ત્રિપુંડ્ર ધરનારો પવિત્ર મનનો મનુષ્ય મૃત્યુને પણ જીતે છે. હજી ફરીવાર પણ હું તમને ભસ્મ ધારણ પ્રયોગ બતાવીશ.[૧-૪૧]

**श्राद्धे यज्ञे जपे होमे वैश्वदेवे सुरार्चने ।**

धृत त्रिपुंड्रः पूतात्मा मृत्यु जयति मानवः ॥
भस्म धारण माहात्म्यं भूयोपि कथयामि ते ॥
ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૨ મો. સંપૂર્ણ.

## અધ્યાય ૧૩ મો.*

### ભસ્મનો અત્યન્ત મહિમા.

नारायण उवाच-

महापातकसंघाश्चपातकान्यपगण्यपि ।
नश्यन्तिमुनिशार्दुलसत्यंमत्यंनचान्यथा ॥१॥

નારાયણ કહે છે–હે મુનિ શ્રેષ્ઠ ! ભસ્મ ધારણ માત્રથી જે પુણ્ય અને ફળ થાય છે તે સાંભળો. મહા પાપના સમુદાયો ને અન્ય ઉપપાતકો પણ તેથી નાશ પામે છે. આ હું સત્ય કહુ છું. ભસ્મ ધારણ ગૃહસ્થોના ધર્મમાં વૃદ્ધિ કરનારૂં છે, બ્રહ્મચારીઓમાં વેદાધ્યયનની અભિવૃદ્ધિ કરે છે ને શુદ્રોને પુણ્ય આપનારૂં છે તથા અન્યોનાં પાપોને નાશ કરનારૂં છે. ભસ્મ ચોળવી ને ત્રિપુડ્ર કરવું એ પ્રાણીમાત્રની રક્ષાવાસ્તે છે, સઘળાઓને યજ્ઞરૂપ છે, સઘળા ધર્મરૂપ છે, શિવભકતોનાં ચિન્હસારૂ છે ને સર્વને જ્ઞાન પ્રાપ્તિ વાસ્તે છે તેથી તે બે અવસ્ય ધારવાં એમ વેદની શ્રુતિ વદે છે, શિવ, વિષ્ણુ, બ્રહ્મા, ઈન્દ્ર, હિરણ્યગર્ભ ને હિરણ્યગર્ભના અવતારરૂપ વરૂણાદિક અન્ય દેવતાઓ પણ ભસ્મ ચોળે છે ને ત્રિપુડ્ર કરે છે. યક્ષ, રાક્ષસ, ગંધર્વ, સિદ્ધ, વિદ્યાધર આદિ તથા મુનિઓ પણ આ બે બાબતો કરે છે. બ્રાહ્મણો, ક્ષત્રીઓ, વૈશ્યો, શુદ્રો, વર્ણશંકરો ને ભ્રષ્ટ લોકો પણ ત્રિપુંડ્ર ધારે છે ને ભસ્મને ચોળે છે, હે મુનિ શ્રેષ્ઠ ! ભસ્મ ને ત્રિપુંડ્ર ધરનારાઓને શિષ્ટ તથા વિદ્વાનો સમજવા. મુક્તિરૂપી સુંદરીને સ્વાધીન કરવામાં શિવલિંગ મણિના સમાન પંચાક્ષરમંત્ર મૈત્રીના સમાન, ને વિભૂતિ વાજીકરણાદિ ઔષધ રૂપે ઉપયોગી બને છે. શરીરમાં ભસ્મ લગાવેલી છે જેણે એવો મૂર્ખ પણ જ્યાં જમતો હોય ત્યાં શિવજી પાર્વતિ સહિત જમે છે, ભસ્મધારીને અનુસરીને ચાલનારો માણસ પાપી હોય તોપણ શુદ્ધ થાય છે. સઘળાં અંગોમાં ભસ્મલેપ કરનારાં મનુષ્યને જે મનુષ્ય વખાણે છે તે મનુષ્ય સર્વપાપવાળો છતાં પૂજાપાત્ર સર્વત્ર થાય છે. ત્રિપુંડ્ર ધારીને ભિક્ષા આપવામાત્રથી મહાપુણ્ય થાય છે, જ બ્રાહ્મણે લલાટમાં ભસ્મનું ત્રિપુડ્ર કરેલું છે તેણે સઘળું અધ્યયન કર્યું છે, સઘળુ સાંભળેલું છે, અને સઘળાં સત્કર્મો કરેલાં છે. વિભૂતિ વિભૂષિત મનુષ્ય જ્યાં રહેતો હોય તે કિકટ દેશ હોય તો પણ તે દેશ કાશીક્ષેત્ર સમાન સમજવો. ખરાબ સ્વભાવવાળો, સારા સ્વભાવવાળો, યોગી કે લક્ષણરહિત ગમે તે હોય તોપણ જે વિભૂતિરૂપ શિવશાસનને ધરનારો હોય છે તે બ્રહ્મા જેવો પૂજનીય છે. સંગતથી, રમતથી, ભયથી, કપટથી, કે ગમે તે હેતુથી પણ વિભૂતિ ધરનારો મનુષ્ય શુભગતિને પામે છે કે જે ગતિ સેકડો યજ્ઞોથી પણ નથી મળતી. વિધિસહિત વિભૂતિરૂપ ઈશ્વરના ચિન્હને ધરનારો મનુષ્ય તો મારાસમાન પૂજવા યોગ્ય છે. વિભૂતિનુ ધારણ કરવાથી શિવ વિષ્ણુ બ્રહ્મા પાર્વતી તથા મહાલક્ષ્મી સરસ્વતી ને અન્ય દેવતાઓ પણ પ્રસન્ન થાય છે, દાન, યજ્ઞ, ધર્મ, તીર્થ, ધ્યાન, ને તપ એઓ કોઈ ત્રિપુડ્ર કરવાના સોળમા ભાગનું પણ ફળ આપે એમ નથી. જેમ રાજા પોતાનુ ચિન્હ ધરનારાને પોતાનોજ માણસ માને છે તેમ

* આ અધ્યાયમા ભસ્મનો અત્યન્ત મહિમા કહેવામાં આવશે.

ત્રિપુંડ્ર ધરીને સદાશિવ પોતાનોજ માને છે. દ્વિજ હોય કે બીજી જાતનો હોય પણ જે મનુષ્ય પવિત્ર મનથી ભસ્મનું ત્રિપુંડ્ર ધરે છે તેણે રૂદ્રને વશ્ય કર્યા છે એમ જાણવું. આશ્રમ વિષેના સઘળા આચારો તજાયા હોય ને સઘળી ક્રિયાઓનો લોપ કર્યો હોય તોપણ એકવાર ત્રિપુંડ્રનું ચિન્હ ધારણ કરવાથી મુક્ત થવાય છે. હે નારદ ! ત્રિપુંડ્ર ધારીનાં કુળની કે વ્રતની પરીક્ષા ન કરવી કારણ કે એ મનુષ્ય ત્રિપુંડ ચિન્હવાળા લલાટનેલીધેજ પૂજ્યપણુ પામેલો છે. શિવમંત્રથી અધિક ઉત્તમ બીજો કોઈ મંત્ર છેજ નહીં શિવજીથી અધિક કાંઇ પણ નથી ને શિવપૂજનથી વધારે પવિત્ર કોઇ નથી. ભસ્મથી અધિક બીજુ કોઇ તીર્થ નથી કારણ કે રૂદ્રસ્વરૂપ અગ્નિનુ જે ઉત્તમ વીર્ય છે તે ભસ્મ કહેવાય છે. ભસ્મથી સઘળાં દુઃખો મટે છે ને સૌ પાપો પણ ટળી જાય છે. ચાંડાલ મૂર્ખ અધમ કે ગમે તેવો છતાં પણ ઈશ્વરનાં વિભૂતિરૂપ શાસનને ધરનારો છે તે મનુષ્ય જ્યાં સદા નિવાસ કરતો હોય ત્યાં ભૂતગણો સહિત સર્વ તીર્થો સહિત ને પાર્વતી સહીત સદાશિવ સર્વદા સન્નિહિત રહે છે. सद्योजात આદિ પાચ મંત્રોથી પાવન થતી ને સદાશિવના અંગોનાં ભૂષણરૂપ આ ભસ્મોવિષે મે તમને કહ્યું. એ ભસ્મોથી લલાટરૂપી પાટીઆમાં ત્રિપુંડ્રોની રચના કરી હોય તો તે ત્રિપુંડ્રો દૈવે લખેલા દુષ્ટ અક્ષરોનો નાશ કરે છે.[૧–૩૫]

एतानि पंच शिवमंत्रपवित्रितानि
भस्मानि काम दहनांग विभूषितानि ।
त्रैपुंड्रकाणि रचितानि ललाटपट्टे
लुम्पन्ति दैवलिखिता दुरक्षराणि ॥ ३५ ॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૩ મો સંપૂર્ણ.

# અધ્યાય ૧૪ મો*

## વિભૂતિ માહાત્મ્ય.

नारायण उवाच—
भस्म त्रिंग शरीराय योददाति धनं मुदा ।
तस्य सर्वाणि पापानि विनश्यन्ति न संशयः ॥ १ ॥

નારાયણ વદે છે—ભસ્મધારી મનુષ્યને પ્રેમથી જે ધન આપે તેનાં સઘળાં પાપો ભસ્મ થાય તેમાં સંશય નથી. ત્રણે સંધ્યામાં શ્વેત ભસ્મનાં ત્રિપુંડ્ર કરનારો મનુષ્ય સઘળાં પાપોથી છૂટીને શિવલોકમાં પૂજાય છે. પગનાં તળાંથી સઘળાં અંગોમાં જે યોગી ત્રણે સંધ્યામાં ભસ્મનો લેપ કરે તેને સત્વ યોગસિદ્ધિ થાય છે. ભસ્મસ્નાન કરવાથી કુળનો ઉદ્ધાર થાય છે. જળસ્નાનથી ભસ્મસ્નાનમાં અસંખ્યાત ગુણો છે. સઘળાં તીર્થસેવનનું પુણ્ય માત્ર એક ભસ્મસ્નાન માત્રથી થાય છે. મહાપાપો ને ઉપપાપોથી ભરેલો મનુષ્ય પણ અગ્નિ જેમ કાષ્ટોને દહે તેમ ભસ્મસ્નાનથી તેનાં પાપોને બાળનારો બને છે. ભસ્મસ્નાનથી અધિક કોઇપણ સ્નાન નથી એમ બોલીને પ્રથમ એ સ્નાન શિવજીએ કરતાં બ્રહ્મા આદિ દેવતાઓએ પણ કલ્યાણની ઈચ્છાથી સર્વ કાર્યોમાં યત્ન સહિત ભસ્મસ્નાન કરવા લાગ્યા છે. આથી ભસ્મથી શિરઃસ્નાન કરનારો પુરૂષ રૂદ્રરૂપજ અવશ્ય છે. ભસ્મસ્નાનીને દેખી રાજી થનારા મનુષ્યનું દેવ અસુર ને મુનીશ્વરો પણ સર્વદા અવશ્યમેવ પુજન કરે છે. ભસ્મલેપવાળાનાં દર્શન કરી જે પુરૂષ ઉભો થાય છે તેને દેખીને ઈન્દ્ર પણ તેને પ્રણામ કરે છે. ભસ્મસ્નાન કરનારાને હે નારદ ! પરંપરાનાં ભક્ષ્યાભક્ષ્યનો પણ દોષ લાગતો નથી. બ્રહ્મચારી ગૃહસ્થ કે વાનપ્રસ્થ

* આ અધ્યાયમાં વિભૂતિનુંજ માહાત્મ્ય કથવામાં આવશે.

હમેશાં જળસ્નાન કરી ભસ્મસ્નાન કરે તો તેઓ સર્વ પાપોથી મુક્ત થઇને પરમગતિ પામે છે. સન્યાસીઓને તો અગ્નિના ભસ્મથી નહાવું ઉત્તમોત્તમ છે. જળસ્નાન કરતાં ભસ્મસ્નાન વધારે સારૂં છે કારણ કે તેથી પ્રકૃતિ પુરૂષના બંધનનો અવશ્ય નાશ થાય છે. પ્રકૃતિના નાશ વાસ્તે હે નારદ ! ભસ્મસ્નાન કરવું જોઇએ. હે નારદ ! ત્રણે લોકમાં ભસ્મસ્નાન સમાન કાંઈ નથી. રક્ષા વાસ્તે, મંગળ વાસ્તે, ને પવિત્રતા વાસ્તે ભસ્મને ઉપયોગી સમજીને પૂર્વે દેવતાઓએ તેનો સ્વીકાર કરેલો છે ને પાર્વતીજીને પણ શિવજીએ ભસ્મ આપેલી છે. જે પુરૂષ ભસ્મસ્નાન કરે તે પુરૂષ સંસાર ભયથી છૂટીને શિવલોકમાં જાય છે. જ્વર, રાક્ષસ, પિશાચ, પૂતના, કોઢ, ગુલ્મ, સર્વે જાતનાં ભગંદર, એંશી જાતના વાયુઓ, ચોસઠ જાતના પિત્ત વિકારો, સર્વ પ્રકારના કફ રોગો, વાઘનો ભય, ચોરભય, ને અન્ય દુષ્ટ ગ્રહો પણ જેમ સિંહથી ગજો ભાગે તેમ ભસ્મસ્નાનથી ભાગી જાય છે. સ્વચ્છ શીત જળવાળી ભસ્મવડે ત્રિપુંડ્ર કરનારો પરબ્રહ્મને પામે એમાં શક નથી. લલાટમાં ધારેલી ભસ્મ લલાટમાં લખાયેલી યમવિષયક પીડાની લિપિનો અવશ્ય નાશ કરે છે તથા કંઠથી ઉપરના ભાગોનાં પાપોને પ્રજાળે છે. બાહુમાં ધારેલી ભસ્મ બાહુનાં પાપોને, અને છાતીમાં ધારેલી ભસ્મ મનોજન્ય પાપોને ટાળે છે વાસ્તે સર્વાંગમાં ભસ્મ ધારવી ઘણી શ્રેષ્ઠ છે. ત્રિપુંડ્ર ધારીએ બ્રહ્માનું, વિષ્ણુનું, મહેશનું, ત્રણે અગ્નિઓનું ત્રણલોકનું ધારણ કર્યું છે એમ માનવું. ભસ્મથી લેપાયેલો બ્રાહ્મણ મહાપાપોથી છૂટીને તુરત મુક્તિ પામે છે એમાં સંદેહ નથી. ભસ્મનિષ્ઠાવાળાના દોષો ભસ્મરૂપ અગ્નિના સંયોગથી બળી જાય છે. ભસ્મસ્નાન કરવાથી પવિત્ર અન્તઃકરણવાળો પુરૂષ આત્મનિષ્ઠા કહેવાય છે. ભસ્મથી લેપાયેલાં સઘળાં અંગવાળો, ભસ્મથી શોભતાં ત્રિપુંડ્રવાળો ને ભસ્મમાં શયન કરનારો પુરૂષ ભસ્મનિષ્ઠ કહેવાય છે. ભસ્મનિષ્ઠની સંનિધિમાંથી ભૂત પ્રેત પિશાચ ને અતીવ અસહ્ય રોગો પણ નાશી જાય છે. આમાં શંકા નથી. દોષોનું ભક્ષણ કરે છે તેથી ભસ્મ, પ્રકાશ કરે છે તેથી ભસિત, સંમૃદ્ધિ આપે છે તેથી વિભૂતિ, ને રક્ષણ કરે છે તેથી રક્ષા કહેવાય છે. ત્રિપુંડ્રને દેખીને થરથરતા ને ભય પામતા ભૂત પ્રેત પિશાચાદિ ગણો ભાગી જાય છે તેમાં શંકા નથી. રૂદ્રના સ્મરણથી પાપોનો નાશ થાય છે તેમ ભસ્મ ધારણથીજ પાપો નાશ થાય છે. હજારો દુષ્કૃત્ય કરીને પણ મનુષ્ય જો ભસ્મથી સ્નાન કરે તો તે સત્વર પાપોથી છૂટી જાય છે. ભસ્મસ્નાનથી પવિત્ર કાયાવાળો ક્રોધ રહિત જીતેન્દ્રિય મનુષ્ય મારા સમીપમાં આવીને પાછો જન્મતો નથી. સોમવારી અમાવાસ્યાના રોજ શરીરમાં ભસ્મ ચોળીને પૂજેલા મહાદેવનાં દર્શન કરે તો તે સઘળાં પાપોથી છુટી જાય છે આયુષ્યની સમૃદ્ધિની અને મોક્ષની ઈચ્છાવાળાએ નિત્યપ્રતિ ભસ્મધારણ કરવું. ત્રિપુંડ્ર ધારીને દેખીને ભયંકર રાક્ષસો પ્રેતોને બીજા પણ ક્ષુદ્ર જંતુઓ ભાગી જાય છે તેમાં શંકા નથી. શૌચાદિ કર્યા પછી શુદ્ધોદકથી સ્નાન કરીને આખાં શરીરે ભસ્મ ચોળવી જોઇએ. કેવળ જળસ્નાન બાહ્યશુદ્ધિ વાસ્તે છે પરન્તુ નિર્દોષ ભસ્મથી સ્નાન કરવું તે બાહ્યશુદ્ધિ ઉપરાંત અન્તર્શુદ્ધિ પણ કરે છે વાસ્તે સમયપર જળસ્નાન તજતાં પણ ભસ્મસ્નાનમાં નિષ્ઠા રાખવી. ભસ્મસ્નાન વિનાનું પુણ્ય નિષ્ફળ છે. ભસ્મસ્નાન વેદોક્ત છે ને તેનેજ આગ્નેય સ્નાન કહે છે. સ્નાનથી બાહ્યાંતર

શુદ્ધિવાળા સત્પુરૂષને સદા શિવપૂજાનું ફળ મળે છે. હે નારદ! કોટિવાર પ્રેમથી જળસ્નાન કરે તો પણ ભસ્મસ્નાન વિના પવિત્રતા થતી નથી. ભસ્મસ્નાનનુ વાસ્તવિક માહાત્મ્ય તો વેદોજ જાણે છે અથવા તો સર્વ દેવતાઓના શિરોમણિ સદાશિવ જાણે છે. જે મનુષ્ય ભસ્મસ્નાન કર્યા વગર વેદોકત કર્મ કરે છે તેને તે કર્મની કળાના અરધા ભાગના પણ અરધા ભાગનુ ફળ મળતું નથી જે મનુષ્ય વિધિ પ્રમાણે વેદ નિરૂપિત ભસ્મ સ્નાન કરે છે તે એકલોજ સર્વકર્મોમાં અધિકારી છે એમ વેદો વદે છે ને ભસ્મસ્નાન પવિત્રોમાં પણ પવિત્રતમ છે. જે મનુષ્ય મોહથી ભસ્મસ્નાન ન કરે તે મહાપાપી થાય છે. દ્વિજોને જળસ્નાનથી જે પુણ્ય થાય છે તેના કરતાં ભસ્મ સ્નાનથી અનતગણું પુણ્ય થાય છે. ત્રણે કાળમાં વાસ્તે પ્રત્યેક દ્વિજે ભસ્મસ્નાન કરવું જોઇએ. ભસ્મસ્નાન વેદોક્ત હોવાથી તેનો ત્યાગ કરનારો પતિત થાય છે. મૂળમૂત્રાદિક કર્યા પછી ભસ્મસ્નાન કરવું. ભસ્મ સ્નાન કર્યા વિના મનુષ્યોમાં પવિત્રતા આવતી નથી. બીજા પ્રકારે વિધિથી દ્વિજ પોતાની પવિત્રતા કરશે છતાં પણ તેને ભસ્મસ્નાન કર્યા વિના પવિત્રતા થશે જ નહીં તેમ તેને કર્મોમાં અધિકાર પણ મળશે નહીં અપાનવાયુ છૂટે, બગાસું આવે, નાક છીકવુ પડે, છીક આવે, કે શ્લેષ્મ બહાર કાઢવો પડે ત્યારે પણ પ્રયત્નથી ભસ્મસ્નાન કરવું જોઈએ. હે નારદ ! આ પ્રકરણમાં મે ભસ્મ માહાત્મ્યનો એક ભાગ જ માત્ર કહ્યો છે વાસ્તે હજી પણ ભસ્મસ્નાનથી મળતાં ફળ વિષે હું કહેવા ઈચ્છુ છુ તો હે નારદ ! તમે એકાગ્ર મનથી સઘળુ સાંભળજો.

**पुनश्च संप्रवक्ष्यामि भस्मस्नानोरितं फलम् ।**
**सावधानेन मनसा श्रोतव्यं मुनिपुंगव ॥५७॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૫ મો.*

### ત્રિપુંડ્ર ને ઉર્ધ્વપુંડ્રનું માહાત્મ્ય.

**नारायण उवाच—**

**अग्निरित्यादिभि र्मन्त्रै र्भस्म संशोध्य सादरम् ।**
**धारणीयं ललाटादौ त्रिपुंड्र केवलं द्विजै ॥१॥**

નારાયણ વદે છે— દ્વિજોએ આદરસહિત **अग्निरिति भस्म** ઈત્યાદિ મત્રોથી ભસ્મને શુદ્ધ કરીને લલાટાદિ સ્થાનોમાં અવસ્યમેવ ત્રિપુંડ્ કરવુ. બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય એઓ દ્વિજ કહેવાતા હોવાથી તેઓએ પ્રયત્નપૂર્વક ત્રિપુંડ્ર કરવું. હે નારદ ! જેને યજ્ઞોપવિત આપેલું છે તે દ્વિજ કહેવાય છે વાસ્તે તે દ્વિજોએ વેદોકત ત્રિપુડ્ર ધારવુ જ જોઇએ. વિભૂતિ વગરનુ સત્કર્મ વિશેષે કરી ન કર્યા જેવું થાય છે તેમાં સંદેહ નથી. ભસ્મ ધારણ વિના ગાયત્રીનો ઉપદેશ થતો ન હોવાથી ભસ્મ ધર્યા વગર કોઇએ ન કરવો એવી વેદાજ્ઞાછે. જ્યાં સુધી લલાટાદિક સ્થાનોમાં અગ્નિની ભસ્મ ન ધરી હોય ત્યાંસુધી ગાયત્રીનો ઉપદેશ લેવામાં પણ અધિકાર નથી. લલાટમાં જો ભસ્મ ન હોય તો આ બ્રાહ્મણ છે એમ અનુમાન પણ બની શકતું નથી. મેં ભસ્મ ધારણ સંબધમાં એકાએક કારણો આ પ્રકારે તમને કહેલાં છે. મત્રથી પવિત્ર થયેલી શ્વેતભસ્મ જેના કપાળમાં છે તે બ્રાહ્મણજ પોતાની વિદ્વતાને દીપાવે છે એ વાત હું સત્યજ વદું છું. મણિના સગ્રહની ઇચ્છા જેટલી જેને ભસ્મસગ્રહની ઈચ્છા હોય તેજ ખરેખરો

---

* આ અધ્યાયમા ત્રિપુંડ્ર ને ઉર્ધ્વપુંડ્રનું માહાત્મ્ય કહેવામાં આવશે.

બ્રાહ્મણ છે એ હું સત્ય કહું છું. જો તથા પ્રકારની ભસ્મસંગ્રહની ઈચ્છા ન હોય તો તેને બ્રાહ્મણ નહીં સમજતાં પ્રત્યેક જન્મમાં તે ચાંડાલજ હોવો જોઇએ. ત્રિપુંડ્રમાં ને ભસ્મલેપમાં જેને સ્વાભાવિક પ્રીતિ નથી તે બ્રાહ્મણ નહીં પણ ચાંડાલ છે એ હુ સત્યજ કહું છું. ભસ્મ ધારણ કર્યા વગર જે દ્વિજો ફળાદિક ખાય છે તેઓ અવશ્યમેવ નરકમાંજ જનારા છે. વિભૂતિ ધર્યા વગર સુવર્ણનું તુલાદાન આપે તોપણ તેનું ફળ નહીં મળતાં પતિતપણુંજ પ્રાપ્ત થાય છે. જેમ જનોઇ વિના સંધ્યા ન થાય તેમ દ્વિજોએ વિભૂતિવિના પણ સંધ્યા ન થાય. કોઇવાર જનોઇના અભાવમાં સંધ્યામાં ગાયત્રીનો જપ કરવા વિગેરેનો કે ઉપવાસ આદિનો પ્રતિનિધિ કલ્પવામાં આવે છે પણ વિભૂતિના ધારણનો તો કદી પણ પ્રતિનિધિ બની શકતો નથી વિભૂતિવિના અધિકાર પ્રાપ્ત થતો ન હોવાથી તેના વિના જે સંધ્યાદિક કરે છે તેને પ્રત્યવાય લાગે છે. ચાંડાલ જો વેદ સાંભળે તો પ્રત્યવાય લાગે તેમ દ્વિજ ભસ્મવગર સંધ્યા કરે તો પ્રત્યવાય લાગે. દ્વિજોએ સર્વદા અગ્નિહોત્રથી ભસ્મ મેળવવી ને તેના અભાવમાં આવસથ્ય આદિની કે લોક સંબંધી ભસ્મને મેળવવી કારણકે ગમે તેવી ભસ્મ હોય તો પણ તે સદા પવિત્ર છે. દ્વિજોએ પરિશ્રમ પૂર્વક સંધ્યાદિ કર્મોમાં ભસ્મ ધારણ કરવું જોઇએ- ભસ્મનિષ્ઠ મનુષ્યને પાપો સ્પર્શ કરતાં નથી. બ્રાહ્મણોએ પોતાના જમણા હાથની વચલી ત્રણ આંગળીઓથી ભસ્મ ધારણ કરવું. કપાળમાં છ આંગળ લાંબું, એથી અધિક લાંબું કે બે નેત્રના પ્રમાણ જેવડું ત્રિપુંડ્ર કરવું. આમ કરે તે રૂદ્રરૂપજ અવસ્ય છે, અનામિકા અકારરૂપ છે, મધ્યમાં ઉકારરૂપ છે, ને તર્જની પ્રકારરૂપ છે તેથી ત્રિપુંડ્ર ત્રિગુણાત્મક કહેવાય છે. તર્જની મધ્યમા ને અનામિકાથી અનુલોમ ક્રમથી ત્રિપુંડ્ર કરવું આ સંબંધમાં તમને એક પુરાણી કથા કહું તે સાંભળો. સઘળાં અંગોમાં ભસ્મના લેપવાળા, રૂદ્રાક્ષોના અલંકારવાળા, હે શિવ ! હે શંકર ! હે સર્વાત્મા ! હે માતા ! હે જગદંબ ! એમ ઉર્ધ્વ સ્વરથી નામોચ્ચાર કરનારા મહામુનિ દુર્વાસા એક સમયે પિતૃલોકમાં પધાર્યા હતા. તેમને આવેલા જોઇને કવ્યવાનલ આદિ પિતૃઓએ પ્રત્યુત્થાન, અભિવંદન તથા આસન આદિ ઉપચારોથી તેમનું બહુમાન કર્યું ને પછી સર્વે અરસ્પરસ વાતો કરવા લાગ્યા આ સમયે કુંભીપાકમાં રહેલા પાપીલોકો ‘ હાય માર્યા ’ એમ ભયંકર શબ્દો કરવા લાગ્યા. કેટલાક પાપીઓ ‘ હાય મુવા ’ એમ બોલતા હતા. કેટલાક ‘ હાય બળી ગયા ’ કેટલાક ‘ હાય કપાયા, ’ ને કેટલાક ‘ હાય ચિરાઈ ગયા ’ એમ બોલતા હતા. આવો કરૂણાજનક શબ્દ સાંભળીને હૃદયમાં દુઃખ પામેલા દુર્વાસાએ પિતૃઓને પૂછ્યું કે “ આ શબ્દ કોનો છે ” પિતૃઓએ કહ્યું કે “ અહીં સમીપમાં સંયમની નામની નગરી છે ને તેમાં પાપીઓને પાપનાં ફળ આપનારા યમરાજા વસે છે. કાળા રંગવાળા ભયંકર કાળસમાન રૂપવાળા અનેક પાર્ષદોથી વીંટળાયેલા યમરાજા એ નગરીના અધિપતિ છે. ત્યાં યમદુતોની ચોકીઓવાળા પાપ ભોગવવાનાં સ્થાનોરૂપ છયાશી નરકના કુંડો છે. તેમાં કુંભીપાક નામનો મહાકુંડ છે કે જેમાં પ્રાણીઓનાં સંકટનું વર્ણન થાય તેમ નથી. આ કુંભીપાકમાં શિવદ્રોહી, વિષ્ણુદ્રોહી, વેદનિંદકો, સૂર્યનિંદકો, ગણપતિના નિંદકો, બ્રાહ્મણના દ્રોહીઓ, સ્વચ્છંદાચારી

લોકો, ઉની ઉની છાપો લેનારા લોકો, તપેલાં ત્રિશુળને ધરનારા લોકો, માતા, પિતા, વડો ભ્રાતા, પુરાણો કે સ્મૃતિઓની નિન્દા કરનારા લોકો ને ધર્મને દુષિત કરનારા લોકો પડે છે. તે પાપીઓનો વૈરાગ્ય પ્રકટાવે તેવો કાનને ત્રાસ આપનારો આ ભયંકર શબ્દ નિરંતર અમારા સાંભળવામાં આવે છે. પિતૃઓનાં વચનો સાંભળી દુર્વાસા કુંભીપાક કુંડને જોવા સારૂં ગયા. હે નારદ! દુર્વાસાએ જેવી કુંડ તરફ દૃષ્ટિ કરી કે તરતજ કુંડમાંના પાપી લોકોને સ્વર્ગ કરતાં પણ અધિક સુખની પ્રાપ્તિ થઈ. કેટલાક પાપીઓ હસવા લાગ્યા, ને કેટલાક નૃત્ય કરવા લાગ્યા. સુખ વધતાં એ સૌ પરસ્પર વાર્તાવિનોદ કરવા લાગ્યા. મૃદંગ વીણા મુરજ ઢક્કા ને દુંદુભિઓના પચમ સ્વરવાળા મિશ્રિત મીઠા શબ્દો ત્યાં ઉત્પન્ન થયા વસન્તરૂતુની લતાઓના પરિમલવાળા પવનોવાળા લાગ્યા. આ દેખીને દુર્વાસા ચકિત થયા. આ વાતના સમાચાર કુંડ રક્ષક યમદુતોએ યમરાજાને આપ્યા તેથી યમદેવ પાડાપર બેસીને કુંભીપાક કુંડની સમીપમાં આવ્યા. પછી યમરાજાએ આ વાતના સમાચાર સ્વર્ગમાં કહેવરાવતાં દેવગણો સહિત ઇન્દ્ર પણ ત્યાં આવ્યા તથા બ્રહ્મલોકમાંથી બ્રહ્મા, વૈકુંઠમાંથી વિષ્ણુ ને પોતપોતાના લોકોમાંથી દિગ્પાલો પણ પોતપોતાના ગણોસહિત આવ્યા. તેઓ સૌ કુંભીપાકકુંડને સર્વત્ર ઘેરી રહ્યા ને તેમાંના પાપી લોકોને સ્વર્ગથી પણ અધિક આનંદ ભોગવતા દેખીને ચકિત થઈ ગયા પણ તેનું રહસ્ય કોઈથી સમજાયું નહીં. અહો! પાપ ભોગવવા વાસ્તે પાપીઓ કાજે આ કુંડ બનાવેલો છે તેમાં જયારે આવો આનંદ ઉપજયો તો પછી તે પાપીઓને પાપનો શો ભય રહે! પરમેશ્વર રચિત વેદ મર્યાદાનો આવો લોપ કેમ થયો અને પરમેશ્વરે પોતાના સંકલ્પને કેમ ખોટા પાડયો! અરે! આ તો મહા કૌતુક થયુ, મહા કૌતુક થયું એમ સૌ બોલી રહેલા દેવગણો આનો ભેદ ન સમજતાં તટસ્થ જેવા થઇને ઉભાજ રહ્યા. આ સમયે કેટલાક દેવોને સાથે લઈ વિષ્ણુ કૈલાસમાં પધાર્યા. પાર્વતી સહિત, કોટિ કંદર્પ સમાન, અત્યન્ત રમણીય કાયાવાળા, લાવણ્યના નિવાસરૂપ, અદ્ભુત, સર્વદા સોળ વર્ષની વયવાળા, નાના પ્રકારના અલંકારોથી વિભૂષિત, અનેક ગણોથી વીંટાયેલા, પાર્વતીને વિનોદ પમાડતા ને જેમની નજદીકમાં ચારે વેદ ઉભા હતા એવા સદાશિવને દેખીને વિષ્ણુએ તેમને પ્રણામ કરીને કુંભીપાક સંબંધી આશ્ચર્ય વાળું વૃત્તાન્ત કહી સભળાવ્યુ. વિષ્ણુનાં 'હું સમજી શકતો નથી ને આપ સદાશિવ સર્વજ્ઞ હોવાથી જાણો છો' એવાં વિનીત વચનો સાંભળીને શિવજીએ મેઘસદૃશ ગંભીર શબ્દથી વિષ્ણુને મધુર વચન કહ્યું કે 'હે વિષ્ણો! આમાં કાંઈ આશ્ચર્ય નથી. આનું કારણ સાંભળો. આવો ભસ્મનોજ મહિમા છે. ભસ્મ શુ ન કરે! સઘળુ કરે. શૈવલોકમાં સત્કાર પામેલા દુર્વાસામુનિ કુભીપાક જોવા આવ્યા છે તેમણે નીચું મુખ કરી જોતાં તેમનાં કપાળમાંની ભસ્મની કણી તે કુંભીપાકમાં દૈવયોગે વાયુથી ખરી પડી છે તેથી આ સઘળું બનવા પામ્યું છે. આમ બન્યું એ ભસ્મનોજ મહિમા છે વાસ્તે હવે પછી કુંભીપાક પિતૃલોકને તીર્થરૂપ થશે કે જેમાં સ્નાન કરતાં સુખપ્રાપ્તિ થશે એમાં શંકા નથી. હવેથી એ સ્થાન 'પિતૃતીર્થ' નામથી પ્રખ્યાત થશે તેમાં સંશય નથી. હે વિષ્ણુ!

તમારે ત્યાં મારા લિંગની અને દેવીની સ્થાપના કરવી ને પિતૃલોકવાસીઓ એ લિંગ ને દેવીની પૂજા કરશે. ત્રૈલોકયમાં એ તીર્થ સર્વોત્તમ કહેવાશે ને ત્યાં સ્થાપેલાં 'પિત્રીશ્વરી' નામનાં દેવીની પૂજાનું ફળ આખાં ત્રૈલોકયની પૂજાનાં ફળ જેવડું થશે." આમ સદાશિવની વાણી સાંભળી પ્રણામ કરી વિષ્ણુ દેવો પાસે આવ્યા ને ત્યાં શિવજીએ કહેલી સઘળી વાર્તા કહી બતાવી. દેવતાઓએ મસ્તકો હલાવીને 'વાહ વાહ' એમ કહ્યું ને વિષ્ણુ તથા બ્રહ્મા ભસ્મનાં માહાત્મ્યને વખાણી રહ્યા ને તીર્થલાભ થવાથી પિતૃઓ પણ રાજી થયા. દેવોએ એ તીર્થના તીરમાં વિધિસહિત લીગ અને દેવીની પ્રતિષ્ઠા કરી ને નિત્ય પૂજન કરવાનો નિયમ લીધો. અહીં જે લોકો પોતાનાં પાપ ભોગવવા વાસ્તે રહ્યા હતા તે સઘળા કુંભીપાકમાંના પાપીઓ વિમાનમાં બેસી બેસીને શિવના કૈલાસ મંડળમાં ગયા. 'ભદ્રગણ' એવા નામથી ઓળખાતા એ લોકો હજીપણ કૈલાસમાં વસે છે. પછી ત્યાંથી દૂર પ્રદેશમાં દેવોએ નવો કુંભીપાક બનાવ્યો ને તે કુંભીપાકની પાસે શૈવલોકોને જવાનો તે દિવસથી નિષેધ કર્યો. હે નારદ! આ પ્રકારે મેં તમને ભસ્મનો સઘળો શ્રેષ્ઠ મહિમા કહ્યો. ભસ્મથી અધિક કાંઈ નથી. વિષ્ણુ સંબંધી શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે અધિકાર ભેદથી હવે હું તમને ઉર્ધ્વપુંડ્રનો વિધિ બતાવીશ. આંગળીઓના ભેદથી જુદાં જુદાં ઉર્ધ્વપુંડ્રોનાં પ્રમાણો, વર્ણ, મંત્ર, દેવતાઓ ને ફળ વિષે પણ હું કહીશ. ઉર્ધ્વપુંઢમાં પર્વતાગ્રની, શિવક્ષેત્રની, નદીતીરની, સમુદ્રતટની, રાફડાની અથવા તો તુલસીનાં મૂળની મૃત્તિકા વાપરવી. અન્ય મૃત્તિકાનો ત્યાગ કરવો. કાળું ઉર્ધ્વપુંડ્ર શાન્તિ આપનારૂં, રાતું વશ્ય કરનાર, પીળું લક્ષ્મી આપનાર ને ધોળું ધર્મ આપનારૂં છે. ઉર્ધ્વપુંડ્રમાં અંગુઠો પુષ્ટિપ્રદ, વચલી આંગળી આયુષ્યપ્રદ, ને અનામિકા અન્નપ્રદ ને તર્જની મુક્તિપ્રદ છે વાસ્તે એઓમાંથી કોઈ એક આંગળીથી ઉર્ધ્વપુંડ્ર કરવું ને તે સમયે નખથી સ્પર્શ ન કરવો. વાટમાં બળતા દીવા જેવું, માછલાં જેવું, વાંસના પત્ર જેવું કમળની કળી જેવું, કાચબા જેવું કે શંખ સરખું સરખું ઉર્ધ્વપુંડ્ર કરવું. દશ આંગળનું ઉર્ધ્વપુંડ્ર સર્વોત્તમ, નવ આંગળનું મધ્યમ ને આઠ આંગળનું કનિષ્ઠ જાણવું. સાત છ કે પાંચ આંગળનું મધ્યમ ને ચાર ત્રણ કે બે આંગળનું કનિષ્ઠ સમજવું. આવો પણ પક્ષ છે. કેશવને સ્મરીને લલાટમાં, નારાયણને સ્મરીને ઉદરમાં, માધવ ને સ્મરીને હૃદયમાં, ગોવિન્દને સ્મરીને કંઠમાં, વિષ્ણુને સ્મરીને પેટના જમણા ભાગમાં, મધુસુદનને સ્મરીને પેટના ડાબા ભાગમાં અને બાહુમાં, ત્રિવિક્રમને સ્મરીને ડાબા શ્રોત્રમાં, વામનને સ્મરીને ડાબી કુક્ષિમાં, શ્રીધરનું સ્મરણ કરીને ડાબા હાથમાં, હૃષિકેશને સ્મરીને જમણા કાનમાં, પદ્મનાભને સ્મરીને પીઠમાં, દામોદરને સ્મરીને કાંઢમાં, ને વાસુદેવને સ્મરીને મસ્તકપર ઉર્ધ્વપુંડ્ર કરવું. સાયંકાળ, પ્રાતઃકાળ, પૂજા, અને હોમના સમયમાં સાવધાનપણે એ નામોને ઉચ્ચારતાં વિધિથી ઉર્ધ્વપુંડ્રો કરવાં. અપવિત્ર અનાચારી ને પાપી મનવાળો મનુષ્ય પણ જો મસ્તકમાં ઉર્ધ્વપુંડ્ર કરે તો સદા પવિત્રજ રહે છે. ચાંડાલ છતાં જે મનુષ્ય ઉર્ધ્વપુંડ્ર કરતો હોય તે ગમે ત્યાં મરે તોપણ વિમાનારૂઢ થઈ મારા લોકમાં આવેછે અને તે ત્યાં પૂજાય છે. ભાગ્યશાળી અને મારા સ્વરૂપને જાણનારા મારા એકાન્ત નિર્મળ ભક્તો બે રેખાની મધ્યમાં અવકાશવાળાં ને વિષ્ણુના

ચરણ સમાન આકારવાળાં ઉર્ધ્વપુંડ્રને કરેછે. મારા ચરણના પરાયણ ભક્તો હરિદ્રાનાં ચુર્ણવાળાં ત્રિશુળસમાન આકૃતિવાળાં ઉર્ધ્વપુંડ્રને કરે છે, અન્ય વૈષ્ણવો તો ભક્તિથી છિદ્રરહિત દીવો, કમળની કળી કે વાંસપત્ર સમાન ઉર્ધ્વપુંડ્ર કરે. કેવળ ભાગવતોને તો છિદ્રરહિત કે છિદ્રસહિત પણ ઉર્ધ્વપુંડ્રો કરવાની છુટ છે. છિદ્ર વગર કરવામાં એઓને પ્રત્યવાય નથી. મારા શરણાગત એકાન્તિક અને પરમ ઐકાન્તિક વૈષ્ણવોને એટલે રામાનુજ તથા મધ્વોને છિદ્રરહિત ઉર્ધ્વપુંડ્ર કરતાં પ્રત્યવાય લાગે છે, પૂર્વોક્ત પ્રકારે **केशवाय नमः** ઈત્યાદિ ઉચ્ચારોદ્વારા વૈષ્ણવો મધ્યમાં છિદ્રવાળું ને દંડ સમાન આકારવાળું સુંદર ઉર્ધ્વપુંડ્ર કરે. જે મનુષ્ય છિદ્રવાળાં નિર્મળ ઉર્ધ્વપુંડ્રને કરે છે તે મનુષ્ય તે ઉર્ધ્વપુંડ્રમાં મારૂં મહા મંદિર રચે છે એમજ માનવું. ઉર્ધ્વપુંડ્રમાં રહેલા વિશાળ અને મધ્યભાગમાં લક્ષ્મી સહિત અવિનાશી વિષ્ણુ રમે છે જેથી જે અધમ દ્વિજ છિદ્ર રહિત ઉર્ધ્વપુંડ્ર કરે છે તે તેમાં વસનારાં લક્ષ્મી તથા વિષ્ણુને દુર કરે છે એમ સમજવું. છિદ્ર રહિત ઉર્ધ્વપુંડ્ર કરનારો મૂઢ મનુષ્ય અનુક્રમે એકવીશ નરકોમાં પડે છે. સરલ, સ્ફુટ બાજુવાળાં, છિદ્રવાળાં, ને દંડ કમળ દીપ કે મત્સ્ય સમાન આકારવાળાં ઉર્ધ્વપુંડ્રો કરવા યોગ્ય છે. શિખા ને યજ્ઞોપવિતના તુલ્યે દ્વિજે નિત્ય ઉર્ધ્વપુંડ્ર ધારવું જોઇએ એના વિના સઘળી ક્રિયાઓ નિષ્ફળ જતી હોવાથી બુદ્ધિવાળા બ્રાહ્મણે સઘળાં કાર્યોમાં ઉર્ધ્વપુંડ્ર કરવું. ઉર્ધ્વપુંડ્ર કરવાનો આ વિધિ તાંત્રિકો સારૂ છે વાસ્તે વૈદિક લોકોએ કદી પણ ત્રિશુળ સમાન ગોળ ચોરસ કે અર્ધચંદ્ર આદિ જેવાં ઉર્ધ્વપુંડ્રને ન ધારવું. યજ્ઞોપવિત મળ્યા પછી વૈદિકમાર્ગમાં ચાલનારા દ્વિજે કદી પણ ત્રિપુંડ્ર શિવાય અન્ય પુંડ્ર ધારવું નહીં. વિષ્ણુનાં આગમાદિ ગ્રંથોમાં જણાવેલાં બીજાં પુંડ્રોને ખ્યાતિ કે કાન્તિ વિગેરેને વાસ્તે પણ વૈદિક લોકોએ ધરવાં નહી. વૈદિક લોકો વાસ્તે તો શ્રુતિમાં દર્શાવેલું આડું ત્રિપુંડ્રજ છે જેથી ભૂલથી પણ તેઓએ ઉર્ધ્વપુંડ્ર ન કરવું. જો એમ ન કરે તો વૈદિક દ્વિજ નરકમાં પડે છે. વેદમાર્ગમાં નિષ્ઠાવાળો પુરૂષ ભૂલથી પણ જો ઉની છાપ વિગેરેનાં ચિન્હો કરે વા ઉર્ધ્વપુંડ્ર કરે તો તે અવસ્ય પતિત થઈ જાય છે. વેદમાર્ગમાં વર્ત્તનારા લોકોએ પોતાના દેહમાં કોઈ પણ છાપ લેવીજ નહી. વેદ નિષ્ઠાવાળા વૈદિકોએ વૈદિક ચિન્હ ધરવું ને અવૈદિકોએ અન્ય નિશાનીઓ ધરવી. વેદ પ્રતિપાદિત દેવતાઓનું વૈદિક ચિન્હ છે અને વેદના આધાર વગર તંત્ર ગ્રંથોથી પ્રતિપાદિત જે દેવતાઓ છે તેઓનું અવૈદિક ચિન્હ છે. સંસારથી મોક્ષ કરાવનારા સદાશિવનું વેદોએ પ્રતિપાદન કરેલું હોવાથી તે પોતે પણ ભક્તોપર અનુગ્રહ કરવા વૈદિક ચિન્હનેજ ધારે છે. જેનુ વેદમાં પ્રતિપાદન કરેલું છે એવા વિષ્ણુનું પણ ચિન્હ વેદોક્તજ છે. બીજું નથી. વિષ્ણુના રામકૃષ્ણાદિ અવતારોના ઉપાસકોએ પણ ત્રિપુંડ્ર ને ઉધ્ધૂલન આદિ વેદોક્ત ચિન્હોનેજ ધરવાં કેમકે ઉર્ધ્વપુંડ્રાદિ ચિન્હો વેદોક્ત નથી ને આડું ત્રિપુંડ્ર વેદોક્ત છે એટલા વાસ્તે વેદમાર્ગમાં જેઓની મુખ્ય નિષ્ઠા છે એવા વેદિકલોકોએ તો લલાટમાં આડું ત્રિપુંડ્રજ કરવું જોઇએ. જે તંત્રોક્ત રીતિ અનુસારે પરમપદ રૂપ નારાયણનો ઉપાસક હોય તેણે નિત્ય લલાટમાં જળ મિશ્રિત ચંદનાદિ પદાર્થોનું ત્રિશૂલ સમાન આકારવાળું ઉર્ધ્વપુંડ્ર કરવું.૧–૧૧૮

**ललाटे भस्मना तिर्यक् त्रिपुंड्रं धारयेत् हि ।**
**यस्तु नारायणं देवं प्रपन्नः परमं पदम्॥११८॥**
**धारयेत् सर्वदा शूलं ललाटे गन्धवारिणा ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૫ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૬ મો.+

### સંધ્યાવંદનાદિ.

**नारायण उवाच—**

**अथातः श्रूयतां पुण्यं संध्योपासनमुत्तमम् ।**
**भस्मधारणमाहात्म्यं कथितं चैव विस्तरात् ॥ १ ॥**

નારાયણ વદે છે—ભસ્મનો મહિમા હે નારદ ! મેં તમને સવિસ્તર કહ્યો. હવે હું તમને સંધ્યોપાસન વિધિ કે જે પરમ પવિત્ર છે તે કહું છું સાંભળો. પ્રથમ પ્રાત.સંધ્યાનો વિધિ કહીશ. નક્ષત્રો દેખાતાં હોય એવા સમયમાં પ્રાતઃસંધ્યા કરવી. સૂર્ય ગગનમાં મધ્યચારી હોય ત્યારે મધ્યાન્હસંધ્યા કરી ને સૂર્ય અસ્ત ન થયો હોય એવા સમયમાં સાયંસંધ્યા કરવી. આ પ્રકારે બ્રાહ્મણો ત્રિકાળસંધ્યા કરે છે. હે નારદ ! તારાઓ દેખાતા હોય તે સમયની સંધ્યા ઉત્તમ પ્રકારની, તારાઓ અદૃશ્ય થયા પછીની સંધ્યા મધ્યમ પ્રકારની, ને સૂર્ય દર્શન પછીની સંધ્યા કનિષ્ઠ પ્રકારની જાણવી. બ્રાહ્મણ વૃક્ષરૂપ છે, સંધ્યા મૂળરૂપ છે, તથા સત્કર્મો પત્રોરૂપ છે. આથી યત્નથી મૂળની રક્ષા કરવી ને એ તેમ ન થાય તો મૂળ ઉચ્છિન્ન થતાં શાખા વૃક્ષ કે પત્ર રહેજ નહીં. સંધ્યાને નહીં જાણનારો અને સંધ્યાને નહીં ઉપાસનારો દ્વિજ જીવતાં શુદ્ર છે ને મરવા પછી શ્વાન થાય છે.

+ આ અધ્યાયમાં સંધ્યાવંદનાદિ વિષે કથન કરવામાં આવશે.

આથી કરવા યોગ્ય સર્વોત્તમ સંધ્યવંદન ન કર્યા વગર બીજાં સત્કર્મોમાં અધિકાર પ્રાપ્ત થતો ન હોવાથી કદાચ મોડું થાય તો પણ સૂર્યોદયથી ત્રણ ઘડી સુધીમાં પ્રાતઃસંધ્યા ને સૂર્યાસ્તથી ત્રણ ઘડી સુધીમાં સાયંસંધ્યા કરી લેવી જોઇએ. આથી અધિક કાળનું અતિક્રમણ થઈ જાય તો પ્રાયશ્ચિત્ત કરવું પડે. અલ્પકાળનું અતિક્રમણ થાય તો ત્રણને બદલે ચાર અર્ઘ આપવાં ને અધિક થયું હોય તો એકસોઆઠ ગાયત્રી જપ્યા બાદ સંધ્યા કરવી. જે કાળમાં જે કર્મ કરવાનું હોય તે કર્મ તે કાળમાં કરવાની સંધ્યા કર્યા પછીજ કરવું. ઘરમાં સંધ્યાવંદન કરવું એ સામાન્ય, ગાયના વાડામાં કરવી તે મધ્યમ, નદીતીરે કરવી તે ઉત્તમ ને દેવમંદિરમાં કરવી તે ઉત્તમોત્તમ છે. સંધ્યોપાસન એજ દેવીનું ઉપાસન હોવાથી દેવીની સમીપેજ સંધ્યા વાંદવી. આમ કરતાં અધિક ફળ થાય છે. સંધ્યાથી અન્ય બ્રાહ્મણનું કોઈ દૈવત છેજ નહીં જેવી ગાયત્રીની ઉપાસનાની જરૂરીયાત વેદો જણાવે છે તેવી વિષ્ણુની કે શિવની ઉપાસનાની અવશ્યકતા વેદો જણાવતા નથી. ગાયત્રીની સંધ્યા—પૂજા સઘળા વેદોના સારરૂપ હોવાથી બ્રહ્માદિક તથા વેદો પણ ગાયત્રીનુ ધ્યાન ને જપ નિત્ય કરે છે ને એથી સઘળા દ્વિજલોકો ખરું જોતાં શાક્તજ છે પણ શૈવ કે વૈષ્ણવ નથી. કારણ કે તેઓ સૌ વેદમાતા આદિશક્તિરૂપ ગાયત્રીની ઉપાસના કરનારા છે. કેશવાદિનાં નામોનું ઉચ્ચારણ કરી ને આચમન લઈ પ્રાણાયામ કરીને સંધ્યોપાસનનો સંકલ્પ કરવો. કેશવ નારાયણ, માધવ ગોવિન્દ, વિષ્ણુ, મધુસુદન ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષિકેશ, પદ્મનાભ, દામોદર, સંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિ-

રૂદ્ધ, પુરૂષોત્તમ, અધોક્ષજ, નારસિંહ, અચ્યુત, જનાર્દન, ઉપેન્દ્ર, હરિ ને કૃષ્ણ એ ચોવીશ નામોમાં **ॐ केशवाय स्वाहा** એ રીતે પ્રત્યેક બાર નામ બોલીને આચમન કરવું તથા **ॐ संकर्षणाय नमः** એ પ્રકારે પ્રત્યેક બીજાં બાર નામ બોલીને અંગોનો સ્પર્શ કરવો તેમાં કેશવ આદિ ત્રણ નામોથી જળ પાન કરવું, તે પછીનાં બે નામોથી બે હાથ ધોવા, પછીનાં બે નામોથી મુખ ધોવું, પછીનાં બે નામોથી હોઠનું માર્જન કરવું, પછીનાં એક નામથી હાથનું પ્રોક્ષણ કરવું, પછીનાં એક નામથી બે પગનું પ્રોક્ષણ કરવું ને પછીનાં એક નામથી મસ્તકનું પ્રોક્ષણ કરવું. પછી અંકર્ષણાદિ દ્વાદશ નામોમાં પહેલાં નામથી મુખનો, બીજાથી તથા ત્રીજાથી બે નાકનો, ચોથાને પાંચમાંથી બે ચક્ષુનો, છઠ્ઠા તથા સાતમાંથી બે કાનનો, આઠમાંથી નભિનો, નવમાંથી હૃદયનો, દશમાંથી મસ્તકનો ને અગીયારમાં નામથી તથા બારમાં નામથી ડાબાજમણા બાહુઓનો સ્પર્શ કરીને આચમનનું પાણી પીવું. ડાબા હાથના સ્પર્શ વગર જળ શુદ્ધ થતું નથી. ગાયના કાન સમાન હાથની આકૃતિ કરી તેમાં અડદનો દાણો બૂડી જાય તેટલુ જળ આચમનમાં પીવું. જો ન્યૂનાધિક પીવાય તો દ્વિજને સુરાપાનનો દોષ લાગે છે. અગુઠાને અને કનિષ્ઠિકાને અળગી રાખી બાકીની આંગળીઓ દ્વારા જમણા હાથથી આચમન કરવું. પછી ઓંકારનું સ્મરણ કરી શિરસહિત તથા ચતુર્થ પાદ સહિત ગાયત્રીનો જપ કરતાં પ્રાણાયામ કરવો. દક્ષિણ નાસિકાથી વાયુને રેચક કરી, ડાબી નાસિકાથી પૂરક કરી ને બન્ને નાસિકાને બંધ કરી વાયુ ને ઘુંટવો અર્થાત્ પૂરક કરવો તે પ્રાણાયામનો પ્રકાર છે. જમણી નાસિકાને અંગુઠાથી દાબીને ને ડાબી નાસિકાને કનિષ્ઠા તથા અનામિકાથી દબાવીને અને મધ્યમા તથા તર્જનીને છૂટી રાખવી. મનોજય કરનારા યોગીઓએ પ્રાણાયામને રેચક પૂરક ને કુંભક ભેદથી કરવા ફરમાવે છે. રેચકથી વાયુ બહાર આવે છે. પૂરકથી વાયુ પુરાય છે ને કુંભકથી વાયુ સમતાને પામે છે. પૂરકના સમયમાં નાભિના મધ્યમાં રહેલા, નીલ પદ્મ સમાન, ને ચતુર્ભુજ મહાત્મા વિષ્ણુનું ચિંતન કરવું, કુંભકના સમયમાં હૃદયરૂપ સ્થાનમાં કમળપર વિરાજમાન, પ્રજાપતિ, વિશ્વનાથ, ને ચાર વદનોવાળા બ્રહ્માનું ચિંતન કરવું ને રેચકના સમયમાં લલાટરૂપી સ્થાનમાં સ્વચ્છ સ્ફટિકના સમાન, નિર્મળ, ને પાપનાશક, મહેશ્વરનું સદાશિવનું ધ્યાન કરવું. પૂરકથી વિષ્ણુનું સાયુજ્ય મળે છે, કુંભકથી બ્રહ્માની ગતિ મળે છે ને રેચકથી સદાશિવની પ્રાપ્તિ થાય છે. હે નારદ ! પુરાણોક્ત વિધિથી આ પ્રકારે આચમનાદિ કહ્યાં ને હવે વેદોક્ત વિધિ બતાવું તે સાંભળોકે જે પાપને હરનારો છે. પ્રથમ ઓંકારનું ઉચ્ચારણ કરી **तत्सवितुः** એ ગાયત્રી મંત્ર બોલીને પાદના આદિમાં ત્રણ વ્યાકૃતિઓનો ઉચ્ચાર કરીને આચમન કરવું એ વેદોક્ત વિધિ છે. પ્રત્યેક વ્યાકૃતિને પ્રણવનો યોગ આપીને શિરની સાથે ગાયત્રીમંત્રનો જપ કરતાં ત્રણવાર પ્રાણાયામ કરવો. પ્રણવોચ્ચાર કરતાં પાંચે આંગળીઓથી નાસિકાના અગ્રને દબાવવું એ પ્રાણાયામની મુદ્રા છે તે વાનપ્રસ્થે તથા ગૃહસ્થે કરવી કેમકે તેથી સઘળાં પાપો બળી જાય છે. બ્રહ્મચારી ને સન્યાસી કનિષ્ઠિકા અનામિકા તથા અંગુઠાથી નાસિકાના અગ્રને દબાવે એવો પણ પક્ષ છે. **आपोहिष्ठा** આદિ ત્રણ ઋચાઓ

બોલીને દર્ભના જળથી ત્રણવાર પ્રોક્ષણ કરવું અથવા તો એ ત્રણે રૂચાઓનાં નવ પાદમાં પ્રત્યેક પાદના આદિમાં પ્રણવોચ્ચારથી નવ પાદથી નવ વાર માર્જન કરવું. માર્જનથી એક વર્ષનાં ઉત્પન્ન થયેલાં પાપો નાશ પામે છે. પછી આચમન કરીને સૂર્યશ્ચ એ રૂચાંથી જળ પીવું. આથી અંતઃકરણનું પાપ નાશ પામે છે. અથવા તો પ્રણવ, વ્યાહૃતિ, પ્રણવ, ગાયત્રી ને આપોહિષ્ઠા એ સૂક્ત એ સઘળું મેળવીને માર્જન કરવું. ગાયના કાનસમાન કરેલા જમણા હાથમાં પાણી લઇ તે હાથને નાસિકાનાં અગ્રસુધી લઇ જઇ વામકુખમાં કાળા વર્ણવાળા પાપપુરૂષનુ ચિંતન કરવું. પછી ऋतंच એ રૂચા અથવા द्रुपदा એ રૂચા ભણીને જમણી નાસિકાથી શ્વાસને માર્ગે તે પાપપુરૂષને હાથના જળમાં લાવીને પછી તે જળની સામુ નહીં જોતાં તે જળને ડાબા ભાગમાં પથરાપર ફેંકી દેવું ને "મારૂં શરીર નિષ્પાપ થયુ" એવી ભાવના કરવી. પછી ઉઠીને બે ચરણો સરખા રાખીને તર્જની અને અંગુઠાને છુટા રાખતાં જળની અંજલી લઇ ગાયત્રીથી મંત્રીને સૂર્યની સામે દૃષ્ટિ કરીને તે જળને ઉચું ફેંકવું. આમ ત્રણ વાર કરવુ. તે અર્ઘનો વિધિ છે. પછી असावादित्य એ મંત્રથી પ્રદક્ષિણા કરવી. મધ્યાન્હકાળે એકવાર ને સાયંકાળે તથા પ્રાતઃકાળે ત્રણવાર અર્ઘ આપવો. દ્વિજે પ્રાતઃકાળમાં જરા નમીને, મધ્યાન્હમાં દંડવત્ નમીને, ને સાયંકાળે આસનપર બેઠાં બેઠાં અર્ઘ આપવો. સૂર્યને અર્ઘ આપવામાં જે હેતુ છે તે સાંભળો. મહાવીર, કૃતઘ્ન દારૂણ, ને ઘોર સ્વભાવવાળા મંદેહ નામના શીર્ષકાદિ રાક્ષસો છે તેઓ સૂર્યને ખાઇ જવાને ઇચ્છે છે એટલા વાસ્તે સર્વ દેવતાઓને તપસ્વી રૂષિઓ સંધ્યાવંદન કરીને જલાંજલિઓ આપે છે તેથી તે વજરૂપ થયેલા જળથી એ રાક્ષસો બળવા માંડતાં સૂર્યને તજીને ચાલ્યા જાય છે. આ હેતુથી બ્રાહ્મણો હમેશાં સંધ્યાની ઉપાસના કરે છે. સંધ્યોપાસન મહાપુણ્યપ્રદ છે એમ શાસ્ત્રો કહે છે. હે નારદ! હવે અર્ઘના અંગભૂત મંત્ર કહું તે સાંભળજો. આ મંત્રના ઉચ્ચારથી સંધ્યાનું ફળ પરિપૂર્ણ થાય છે. सोहम र्कोस्म्यहं ज्योतिरात्मा ज्योतिरहं शिवः। आत्म ज्योतिरहं शुक्लः सर्वज्योतिरसोस्म्यहम् ॥ આ પછી ગાયત્રીની સ્તુતિ કરવી કે " હે વરદા! દેવી! ગાયત્રી! બ્રહ્મરૂપિણી! આપ આવો ને જપના અનુષ્ઠાનની સિદ્ધિ સારૂં મારા હૃદયમાં પ્રવેશ્યા પછી અર્ઘમાં જજો." આમ સ્તુતિ કરી પવિત્ર સ્થાનમાં સ્વાસન સ્થાપવુ. પછી તે આસનપર બેસીને વેદ માતારૂપ ગાયત્રીનો જપ કરવો. હે મહામુનિ! પ્રાતઃસંધ્યા વિધિમાં આ વિષયમાંજ પ્રાણાયામ કરીને ખેચરી મુદ્રા કરવા કહેલું છે. એ ખેચરીનો અર્થ કહું તે સાંભળો. ચિત્ત હૃદયાકાશમાં ફરે છે ને જીભ પણ આકાશ ભાગમાં વસતી ફર્યા કરે છે તથા દૃષ્ટિ ભ્રમરોના મધ્યમાં રહે છે તેથી એ મુદ્રાને 'ખેચરી' કહેવાય છે. હે નારદ! સિદ્ધાસન સમાન અન્ય આસન નથી, કુંભક જેવો અન્ય પ્રાણાયામ નથી, ને ખેચરી સમાન અન્ય મુદ્રા નથી. આ વાત ખરેખરી છે. ઘંટનાદ સમાન પ્રણવના દીર્ઘોચ્ચારથી યત્નથી વાયુને જીતીને અહંતામમતા તજીને સ્થિર રહી આસનપર બેસવુ. હવે સિદ્ધાસનનું લક્ષણ સાંભળો. એક પાદ લિંગના મૂળમાં સ્થાપવો ને બીજો પાદ વૃષણની નીચે સ્થાપવો, હૃદય તથા શરીર કાષ્ટવત્ રાખીને હાલવું ચાલવું

નહીં, ઈન્દ્રીયોને નિયમમાં રાખીને અચળ દૃષ્ટિથી ભ્રકુટીના મધ્ય ભાગને જોયા કરવો એમ જે બેસવું તેને યોગી લોકો સુખકારક સિદ્ધાસન વદે છે. પછી "હે માતા ! હે દેવી હે ગાયત્રી ! આપ કે જે વરદાતા વેદ સમાન અક્ષરરૂપ ને વેદ માતા છો તે મારા આ હૃદયાકાશમાં પધારો. દિવસનું પાપ દિવસે ને રાત્રીનું પાપ રાત્રીએ આપના જપથી મટીજ જાય છે. હે સર્વવર્ણવાળાં ! હે મહાદેવી ! હે સધ્યાની વિદ્યારૂપ ! હે સરસ્વતી ! હે જરા મરણથી રહિત ! હે દેવી ! હે સર્વમાં ક્રીડા કરનારાં ! તમને મારા નમસ્કાર હો." એમ બોલીને ને ओजोसि ઇત્યાદિ મંત્રો બોલીને ગાયત્રીનું આવાહન કરતાં કરતાં "તમારૂં કરવામાં આવતું આ અનુષ્ઠાન સંપૂર્ણ થજો" એમ પ્રાર્થના કરવી. પછી ગાયત્રીને શાપોથી છોડવા વાસ્તે સારી રીતે વિધિ કરવો. ગાયત્રીને બ્રહ્માનો વિશ્વામિત્રનો ને વસિષ્ઠનો શાપ લાગેલો છે તેમાં બ્રહ્માનો શાપ બ્રહ્માનાં ધ્યાનથી, વિશ્વામિત્રનો શાપ વિશ્વામિત્રનાં ધ્યાનથી ને વસિષ્ઠનો શાપ વસિષ્ઠનાં ધ્યાનથી નાશ પામે છે. પછી ન્યાસ કર્યા પહેલાં પરમાત્માનું ધ્યાન કરવું કે "સત્ય સ્વરૂપ, સર્વ જગન્મય, નિત્ય, ચૈતન્યરૂપ એક ને જેને વેદો પાર નથી પામતા તેવા પુરાણ પુરૂષનું હૃદયમાં ધ્યાન કરૂં છું. હવે સંધ્યાના ન્યાસો કહું તે સાંભળો. ओंभूः पादाभ्यां नमः ॥ ओं भुवः जानुभ्यां नमः ॥ ओं स्वः कटिभ्यां नमः ॥ ओं महः नाभ्यै नमः ॥ ओं जनः हृदयाय नमः ॥ ओं तपः कंठाय नमः ॥ ओं सत्यं ललाटाय नमः॥ तत्सवितु रंगुष्ठाभ्यां नमः ॥ वरेण्यं तर्जनीभ्यां नमः भर्गोदेवस्य मध्यमाभ्यां नमः ॥ धी महि अनामिकाभ्यां नमः ॥ धियोयोनः प्रचोदयात् करतलकर पृष्ठाभ्यां नमः ॥ तत्सवितु ब्रह्मात्मने हृदयाय नमः ॥ वरेण्यं विष्ण्वात्मने शिरसे स्वाहाः ॥ भर्गोदेवस्य रुद्रात्मने शिखायै वषट् ॥ धीमहि शक्त्यात्मने कवचाय नमः ॥ धियोयोनः कालात्मने नेत्रत्रयाय वौषट् ॥ प्रचोदयात् सर्वात्मने अस्त्राय फट् ॥

હે નારદ ! આ પ્રકારે અંગન્યાસ, અંગુષ્ઠાદિ ન્યાસ, ને હૃદયાદિ ન્યાસ કર્યા પછી જે વર્ણન્યાસ કરવાના છે તે હવે કહું છું. ગાયત્રીના વર્ણોનો ન્યાસ શ્રેષ્ઠ છે અને પાપોને હરનારો છે. तत्નો બે અંગુઠામાં, स નો બે ઘુટીઓમાં, वि નો બે પીડીઓમાં, तु નો બે ગોઠણમાં, व નો બે સાથળમાં, रे નો ગુદામાં, णि નો લિંગમાં, यं નો કટિમાં, भ નો નાભિમાં, र्गो નો હૃદયમાં, दे નો બે સ્તનમાં, व નો હૃદયમાં, स्य નો કંઠમાં, धी નો મુખમાં, म નો તાળવામાં, हि નો નાસિકાના અગ્રમાં, धि નો નેત્રમાં, यो નો ભ્રકુટિઓના મધ્યમાં, यो નો લલાટમાં, नः નો પૂર્વમુખમાં, प्र નો દક્ષિણ મુખમાં, चो નો પશ્ચિમ મુખમાં, द નો ઉત્તર મુખમાં, या નો મસ્તકમાં, અને त् નો સઘળા શરીરમાં ન્યાસ કરવો. જપ પરાયણ કેટલાક વિદ્વાનો વદે છે કે "આ ન્યાસો કરવાની કાંઈ જરૂર નથી" તેથી એમ ભાસે છે કે ન કરવાથી પ્રત્યવાય લાગતો નથી ને કરવાથી કલ્યાણ થાય છે. આ પછી વિશ્વજનની મહાદેવી જગદંબાનું આ પ્રકારે ધ્યાન કરવું કે "પ્રફુલ્લિત જાસુદનાં પુષ્પ સમાન કાન્તિવાળાં, કુમારિકા, પરમેશ્વરી, હંસનીપર રાતા કમળપર બિરાજમાન, રક્ત ચન્દનના લેપવાળાં, રાતાં પુષ્પો ને વસ્ત્રોને પહેરનારાં, ચાર વદનવાળાં, ચાર ભૂજાવાળાં, બે નયનોવાળાં, સુચ્ સુવ માળા તથા કમંડલુને ધરનારાં, સઘળા અલંકારોથી અત્યન્ત

દેખાવડાં, ઋગ્વેદનું અધ્યયન કરતાં, સર્વોત્તમ, આહવનીય અગ્નિના મધ્યમાં રહેલાં, ચાર વેદોરૂપ ચાર પાદવાળાં, આઠ દિશાઓરૂપી કુક્ષિઓવાળાં, વ્યાકરણ, શિક્ષા કલ્પ, નિરૂક્ત, જ્યોતિષ, ઇતિહાસ, પુરાણ, તથા ઉપનિષદોરૂપી સાત મસ્તકોવાળાં, સૂર્યમંડળની અંદર રહેલાં ને મહા ઈશ્વરી ગાયત્રી દેવીનું હું ધ્યાન કરૂં છું" એ પ્રમાણે વેદમાતા ગાયત્રીનું વિધિપૂર્વક ધ્યાન કરીને પછી દેવીની પ્રીતિ આપનારી મંગળ મુદ્રાઓ દેખાડવી. સંમુખ, સંપુર, વિતત, વિસ્તૃત, દ્વિમુખ, ત્રિમુખ, ચતુષ્ક, પંચક, ષણ્મુખ, અધોમુખ, વ્યાપકાંજલિક, શકટ, યમપાશ, ગ્રથિત, સન્મુખોન્મુખ, પ્રબળ, મુષ્ટિક, મત્સ્ય, કૂર્મ, વરાહ, સિંહાક્રાન્ત, મહાક્રાન્ત, મુદ્ગર, ને પલ્લવ એ ચોવીશ મુદ્રાઓ બતાવવી. (બ્રહ્મકલ્પ નામના ગ્રંથપરથી ટીકાકારે ચોવીશ મુદ્રાઓનાં લક્ષણ લખ્યાં છે તોપણ નમુના આપ્યા શિવાય યથાર્થ સમજાવાય તેવાં ન હોવાથી જેને તે જાણવાં હોય તેણે સારા તાંત્રિક બ્રાહ્મણદ્વારા જાણવાં કેમકે તાંત્રિકોમાં આ વાત સાધારણ છે.) પ્રથમ એકવાર સો અક્ષરવાળી ગાયત્રીનો ઉચ્ચાર કરવો. **तत्सवितु** ઇત્યાદિ ચોવીશ અક્ષર, **जातवेदसे** એ ઋચા, ને **त्र्यम्बकं यजामहे** એ ત્રણે મળીને સો અક્ષરની ગાયત્રી થાય છે. આ મહાપવિત્ર ગાયત્રીનો સમજુ પુરૂષે એકવાર જપ કરવો જોઇએ ને ત્યાર પછી **ओं भूर्भुवःस्व तत्सवितु र्वरेण्यं भर्गो देवस्य धीमहि धियोयोनः प्रचोदयात्** એ ગાયત્રી મંત્રનો હમેશ જપ કરવો. આમ વર્તનારા બ્રાહ્મણને સંધ્યાનું સંપૂર્ણ ફળ મળતું હોવાથી પરમ સુખની પ્રાપ્તિ થાય છે. ૧-૧૦૧

**एवं नित्यं जपं कुर्याद् ब्राह्मणो विप्रपुंगवः ।**
**स समग्रं फलं प्राप्य संध्यायाः सुखमेधते॥१०२**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૬ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૭ મો.*

### સંધ્યાદિક વિષે.

**नारायण उवाच—**

**भिन्नपादा तु गायत्री ब्रह्महत्या प्रणाशिनी ।**
**अभिन्नपादा गायत्री ब्रह्महत्या प्रयच्छति ॥१॥**

નારાયણ બોલ્યા—નોખાં નોખાં પાદ પાડીને જપેલી ગાયત્રી બ્રહ્મહત્યાનો નાશ કરનારી છે ને એક શ્વાસે પાદ ભેદ પાડયા વગરની ઉચ્ચારેલી ગાયત્રીનો જપ બ્રહ્મહત્યા જેવું પાપ આપનારો છે. જેઓ પાદભેદ કર્યા વગર ગાયત્રી જપે છે તેઓ સેંકડો કલ્પો સુધી ઉંધે મસ્તકે લટકે છે. ઓંકારથી સંપુટ કરેલી, એક ઓંકારવાળી અને છ ઓંકારવાળી એ ત્રણ પ્રકારની ગાયત્રી સઘળાં ધર્મશાસ્ત્ર ઈતિહાસો ને પુરાણોમાં કહી છે. ઇચ્છિત જપનો આઠમો ભાગ પૂર્ણ થયા પછી ગાયત્રીના ચોથા પાદનો જપ કરવો. આમ જપનારો દ્વિજ ઉત્તમ હોવાથી દેવીના ઉત્તમ સાધુ જપને તે પ્રાપ્ત થાય છે. એમ કર્યા વગરનો જપ નકામો જાય છે. ઓંકારથી સંપુટ કરેલી પાંચ ઓંકારવાળી ગાયત્રી જપવાનો વાનપ્રસ્થ અને સંન્યાસીઓને અધિકાર છે ને ગૃહસ્થે તથા બ્રહ્મચારીએ તો એક ઓંકારવાળી ગાયત્રીનો જપ કરવો. **परोरजसे सावदोम्** એ ગાયત્રીનો ચોથો પાદ જાણવો. જપનું પરિપૂર્ણ ફળ આપનારૂં હવે ધ્યાન બતાવું છું તે સાંભળો. "સૂર્ય ચંદ્ર ને અ-

* આ અધ્યાયમાં સંધ્યાદિક વિષે વિશેષ કથન કરવામાં આવશે.

ગ્નિના બિંબવાળું ઓંકારમય ને અચિંત્ય એવું હૃદય પ્રફુલ્લિત થયેલું કમળ જેવું આસન છે એવા અવિચળ પરમ સૂક્ષ્મ જ્યોતિમય ને આકાશ સમાન નિર્લેપ સચ્ચિદાનંદરૂપ પરમાત્મા મને આનંદ આપો" ગાયત્રીના ચોથા ચરણના જપના સમયમાં ત્રિશુળ, યોનિ, સુરભિ, અક્ષમાળા, લિંગ, કમળ ને મહા મુદ્રા એ સાત મુદ્રાઓ બતાવવી. સંધ્યા એજ સચ્ચિદાનંદરૂપ ગાયત્રી છે વાસ્તે બ્રાહ્મણેભક્તિથી તેની નિત્યપૂજાકરવી. ને પ્રણામ કર્યા પછી ગાયત્રીરૂપ પરમાત્માની આ પ્રકારેપાંચમાનસિકઉપચારોવડે પૂજાકરવી. लं पृथिव्यात्मने गन्धमर्पयामि नमोनमः ॥ हं आकाशात्मजे पुष्पमर्पयामि नमो नमः ॥ यं वायव्यात्मये धुपमर्पयामि नमोनम. ॥ रं वन्ह्यात्मने दीपमर्पयामि नमो नम ॥ वं अमृतात्मने नैवेद्यमर्पयामि नमो नमः

આમ અનુક્રમથી બોલીને પંચભૂતરૂપ પરમાત્માને પંચભૂતરૂપ ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, ને નૈવેદ્ય એ પાંચ ઉપચારો મનવડેજ અર્પવા. પછી यंरंलवंहं એમ ઉચ્ચાર કરીને પુષ્પાંજલિ આપવી. આમ પૂજા કરી પૂર્વોક્ત સંમુખ આદિ મુદ્રાઓ બતાવવી. મનથી ગાયત્રીનું ધ્યાન કરતાં હળવે હળવે મંત્રોચ્ચાર કરવો. મંત્ર જપતાં મસ્તક કે ગરદન હલાવવાં નહીં તેમ દાંત પણ બતાવવા નહીં. વિધિપૂર્વક એકસો સાઠવાર અથવા અઠ્યાવીશ વાર ને શક્તિ ન હોય તો દશવાર મંત્ર જપવો. એથી ઓછો જપ ન ચાલે. કેટલાક મુનિઓ વદે છે કે "જળમાં ગાયત્રી ન જપવી કેમકે ગાયત્રી અગ્નિ મુખી કહેવાય છે" પણ બીજા મુનિઓ જળમાં જપ કરવાની છૂટ પણ આપે છે. જપના અંતમાં સુરભિ જ્ઞાન શૂર્પ કૂર્મ યોનિ કમળ લિંગ ને નિર્વાણ એ આઠ મુદ્રાઓ બતાવવી. પછી ગાયત્રીની સ્તુતિ કરવી કે "હે દેવી! હે કશ્યપનું પ્રિય વદનારાં! જે કાંઈ અક્ષર કે પદથી ભ્રષ્ટ થયું હોય અથવા તો સ્વર કે વ્યંજનથી રહિત વદાયું હોય તે સઘળા વિષે ક્ષમા કરજો" હે નારદ! પછી ગાયત્રીનું તર્પણ કરવું. તર્પણના મંત્રનો ગાયત્રી છન્દ છે, વિશ્વામિત્ર મુનિ છે, સવિતા દેવતા છે ને તર્પણમાં વિનિયોગ છે.

### तर्पण विधि

भूः ऋग्वेद पुरुषं तर्पयामि ॥ भुवः यजुर्वेद पुरुषं तर्पयामि ॥ स्वः सामवेद पुरुषं तर्पयामि ॥ महः अथर्ववेद पुरुषं तर्पयामि ॥ जनः इतिहासपुराणं तर्पयामि ॥ तपः सर्वागम पुरुषं तर्पयामि ॥ सत्यं सत्य लोक पुरुषं तर्पयामि ॥ ओं भूर्लोक पुरुषं तर्पयामि ॥ भुवः भुवर्लोक पुरुषं तर्पयामि ॥ स्वः स्वर्गलोक पुरुषं तर्पयामि ॥ ओंभूः एकपदां गायत्रीं तर्पयामि ॥ भुवः द्विपदां गायत्रीं तर्पयामि ॥ स्वः त्रिपदां गायत्रीं तर्पयामि ॥ ओंभूर्भुवः स्वः चतुष्पादां गायत्रीं तर्पयामि ॥ उषसीं गायत्रीं तर्पयामि ॥ सावित्रीं गायत्रीं तर्पयामि ॥ सरस्वतीं गायत्रीं तर्पयामि ॥ वेदानां मातरं गायत्रीं तर्पयामि ॥ पृथ्वीं गायत्रीं तर्पयामि ॥ अजां गायत्रीं तर्पयामि ॥ साकृतिं गायत्रीं तर्पयामि ॥ सार्वजित्रीं गायत्रीं तर्पयामि ॥

આ પ્રકારે તર્પણ કરીને जातवेदस, मानस्तोक, त्र्यंबक, ને तच्छंयोः એ મંત્રો શાન્તિ વાસ્તે ભણવા. अतोदेवाः એ મંત્રથી સઘળા અંગોમાં સ્પર્શ કરવો. स्योना पृथिवि એ મંત્રથી પૃથ્વીને નમસ્કાર કરીને વિધિપૂર્વક ગોત્રાદિનું ઉચ્ચારણ કરવું. પછી उत्तमे शिखरे जाते એ મંત્રથી ગાયત્રીનું વિસર્જન કરવું. આ મેં પ્રાતઃસંધ્યાનો વિધિ તમને

કહી બતાવ્યો. સંધ્યા કર્મ સમાપ્ત થયા પછી અગ્નિહોત્રમાં હોમ આપવો. તે પછી પંચાયતનની પૂજા કરવી તેમાં પુરૂષસુકતથી, વ્યાહૃતિથી, માયાબીજથી કે શ્રીશ્રતે એ મંત્રથી દેવી, શિવ, ગણપતિ, સૂર્ય ને વિષ્ણુનું એકાગ્ર મનથી પૂજન કરવું. મધ્યમાં દેવીનું, ઈશાનમાં વિષ્ણુનું, અગ્નિમાં શિવનું, નૈરૂતમાં ગણપતિનું ને વાયુકોણમાં સૂર્યનું પૂજન કરવું. દેવતાઓને સ્થાન આપવાનો પણ આજ ક્રમ જાણવો. પુરૂષસુકતની સોળ રૂચાઓથી સોળ ઉપચારો આપવા. દેવીનું પ્રથમ પૂજન કરીને પછી અન્ય દેવતાઓની પૂજા કરવી. દેવીનાં પૂજનથી અધિક બીજું કોઈ પૂજન ન હોવાથી ત્રણે સંધ્યાકાળમાં ગાયત્રીની ઉપાસના કરવાનું વેદોએ કહ્યું છે. અક્ષતથી વિષ્ણુની, તુલસીથી ગણપતીની, દુર્વાથી દુર્ગાની, ને કેતકી પુષ્પથી શિવજીની પૂજા કદી પણ ન કરવી, મલ્લિકા, જાઈ, કાંટાશેરીઆનાં પુષ્પો, પનસપુષ્પો, કિંશુક પુષ્પો, બોલસરી, બટમોગરા, લોધ્ર, કરેણુ, શિંશપા, રાજિતાનાં પુષ્પ, બપોરીઆનાં પુષ્પો, અગથીઆનાં કુસુમો, મદંત, સિન્ધુવાર, શલ્લકી, માધવી, આકડાનાં પુષ્પ, મંદાર પુષ્પ, કેતકી, કદંબ પુષ્પ, પુન્નાગ, ચંપક અને જાુઇ તથા તગર ઇત્યાદિ પુષ્પો તથા દુર્વાના અંકુરો, બિલ્વપત્રો ને દર્ભની મંજરીઓ એ પદાર્થો ભગવતીને પ્રીતિ આપનારા છે, ગુગળનો ધુપ તથા એક તલના તેલનો ને બીજો ઘીનો દીપક દેવીપૂજનમાં કરવો. આ પ્રકારે દેવીપૂજન કરીને મૂળ મંત્રનો જપ કરવો ને પછી વેદાભ્યાસ કરવો. એટલું થઈ ગયા પછી આઠ ભાગમાં વહેંચાયેલા દિવસના ત્રિજા ભાગમાં પોતાની વૃત્તિથી કુટંબના પોષણવાસ્તે સમજુ મનુષ્યે ધનને સંપાદન કરવું.[૧-૪૭]

एवंपूजासमाप्यैववेदाभ्यासंचरेद्बुधः ।
ततःस्ववृत्त्याकुर्वीतपोष्यवर्गार्थसाधनम् ॥४७॥
तृतीयेदिनभागेतुनियमेनविचक्षणः ॥

ઈતિશ્રી મહાપુરાણુ વિષે દેવીભાગવત વિષે એકાદશ સ્કંધમાં અધ્યાય ૧૭ મો સંપૂર્ણ.

## અધ્યાય ૧૮ મો.*

### પૂજાના વિશેષ ઉપચારો.

नारद उवाच

पूजा विशेषं श्रीदेव्याः श्रोतुमिच्छामि मानद ।
येनाश्रितेन मनुजः कृतकृत्यत्वमावहेत् ॥१॥

નારદ બોલ્યા—હે માન આપનારા! મનુષ્યને અનુષ્ઠાનથી કૃતાર્થતા આપનારો ભગવતીની પૂજાનો સવિશેષ વિધિ સાંભળવા મારી અભિલાષા છે. નારાયણ વદે છે હે નારદ! સાક્ષાત્ ભોગપ્રદ મોક્ષપ્રદ ને સકળ સંકટ નિવારક જગદંબાનો જે પૂજાક્રમ છે તે સાંભળો. મૌનતા રાખી સંકલ્પ કરી આચમન લઈ ભૂતશુદ્ધિ આદિ કરી માતૃકાન્યાસ કરી ને ષડંગન્યાસ કરવા શંખનું તથા કળશનું સ્થાપન કરીને પૂજનનાં દ્રવ્યોનું फट् મંત્રથી પ્રોક્ષણ કરવું. પછી ગુરૂની આજ્ઞા લીધાની ભાવના કરીને પૂજાને આરંભવી. પ્રથમ પીઠની પૂજા કરી દેવીનું ધ્યાન કરવું સર્વદા ભક્તિ ને પ્રેમથી આસનાદિ ઉપચારો આપવા પંચામૃતના રસ વિગેરેથી જગદંબાને સ્નાન કરાવવું. શ્વેત શેલડીના રસના શત કળશથી દેવીને સ્નાન કરાવનારને પુનર્જન્મ થતો નથી. વેદ પારાયણ કરી આમ્રરસથી કે શેલડીના રસથી જગદંબાને સ્નાન કરાવે તેના ગૃહમાં લક્ષ્મીસ્વતી ને સર અ-

* આ અધ્યાયમાં દેવીની સવિશેષ પૂજા આગમી કહેવાશે.

ખંડ વાસ કરે છે. વેદ પારાયણ કરી દ્રાક્ષના રસથી સ્નાન કરાવે તો રસનાં પરમાણુઓ જેટલાં વર્ષો સુધી તે માણસ સકુટંબ દેવીલોકમાં આનંદ ભોગવે છે. વેદ પારાયણ કરીને કપુર કેસર અગર ને કસ્તુરીનાં કીચવાળાં જળથી દેવીને નવગવે તો તેનાં શત જન્મોનાં પાપો બળી જાય છે. વેદ પારાયણ કરી ક્ષીરના કળશોથી દેવીને નવરાવે તો એક કલ્પસુધી ક્ષીર સાગરમાં નિત્યવાસ મળે છે. જે મનુષ્ય દહીંનો અભિષેક કરે તે મનુષ્ય દેવીલોકમાં દહીંની સરિતાનો પતિ થાય તથા જે માણસ મધ ઘી કે સાકરનો અભિષેક કરે તો તે દેવલોકમાં તે તે પદાર્થોની સરિતાઓનો સ્વામી થાય છે. ભક્તિથી સહસ્ત્ર કળશોનું સ્નાન કરાવનારો મનુષ્ય આલોક તથા પરલોકમાં આનંદ ભોગવે છે. ભગવતીને જે રેશમી વસ્ત્રની જોડી આપે છે તે વાયુલોકને પામે છે. ને રત્નાભરણો આપનારો ભંડારોનો અધિપતિ થાય છે. કેસરીયું ચંદન, કસ્તુરીના ચાંદલા, સેંથામાં સિંદૂર ને ચરણમાં અળતાના ચિત્રો અર્પનારો મનુષ્ય ઈન્દ્ર થઈ ઈન્દ્રાસનપર બેસે છે. પૂજાકાળે વિવિધ પુષ્પો ભગવતીને ચડાવવા મહાપુરૂષો કહે છે તો બની શકે તેટલા પ્રકારનાં પુષ્પો જે અર્પણ કરે છે તેને કૈલાસવાસ થાય છે. મહા ફળ આપનારાં બિલ્વપત્ર ને જે ચડાવે છે તેને ભગવતીના પ્રસાદથી કોઈ દેશમાં કે કોઈ કાળમાં સંકટ આવતું જ નથી. બિલ્વપત્રનાં ત્રણ પત્રોમાં રક્તચંદનથી ચોખા ને સુંદર ત્રણ માયાબીજ લખી **ह्रीं भुवनेश्वर्यै नमः** ઈત્યાદિ મંત્ર બોલી પરમ ભક્તિથી તે કોમળ બિલ્વપત્રો ભગવતીના ચરણકમળમાં જે ચડાવે છે તેને મનુની પદવી મળે છે. આ પ્રમાણે અત્યન્ત કોમળ ને સ્વચ્છ બિલ્વપત્રોથી જગદંબાને જે પૂજે છે તે બ્રહ્માંડનો અધિપતિ થાય છે. અષ્ટગંધથી માયાબીજ લખીને કરોડ નવાં ડોલરનાં કુસુમોથી દેવીની પૂજા કરે તેને બ્રહ્માનું પદ મળે છે. મલ્લિકા કે માલતીનાં દશકોટિ પુષ્પોથી ઉક્ત પ્રકારે પૂજા કરે તો તેને વિષ્ણુપદવી મળે છે કે જે પદવી દેવોને પણ દુર્લભ છે. પૂર્વે વિષ્ણુએ વિષ્ણુપણું પામવા આ પ્રયોગ કર્યો હતો. આ પ્રકારે સો કરોડ પુષ્પોથી પૂજા કરે તો હિરણ્યગર્ભની પદવી મળે છે. હિરણ્યગર્ભે પૂર્વે આ વ્રત કરેલ હોવાથી તેને તે પદવી મળી છે. જાસુસ બપોરીઓ ને દાડમીનાં પુષ્પોનો પણ એ વિધિ શાસ્ત્રોમાં કહ્યો છે. આ પ્રકારે અન્ય પુષ્પો પણ દેવીને અર્પવાથી જે ફળ પ્રાપ્તિ થાય છે તેનો અંત સદાશિવ પણ જાણી શકતા નથી. જે મનુષ્ય પ્રમાદ તજીને દેવીનાં સહસ્ત્ર નામો બોલતાં તેટલાંજ પુષ્પોથી ભક્તિથી દેવીપૂજા કરે તે મનુષ્યને મહાપાપો તથા ઉપપાપો નાશ પામતાં જગદંબાનું ચરણારવિન્દ મળે છે કે જે ચરણકમળ દેવોને પણ દુર્લભ છે. કર્પૂરચંદનવાળાં કૃષ્ણાગરૂ ને લોબાન તથા ઘીવાળો ગુગળનો ધૂપ જગદંબાને અર્પણ કરીને તેનું મંદિર જે સુવાસિત કરે છે તેને જગદંબા પ્રસન્ન થઇ ત્રૈલોકયનું રાજ્ય પણ આપે છે તેને અવશ્ય સૂર્યલોકની પ્રાપ્તિ થાય છે. સાવધાનપણાથી સો કે હજાર દીપક અર્પણ કરતાં સર્વોત્તમ ફળ થાય છે. ચોષ્ય, લેહ્ય, પેય, તથા ભક્ષ્ય એમ છ રસોવાળા સુંદર સુંદર પદાર્થોવાળુ દેવીના આગળ જે પર્વત સરખું નૈવેદ્યનું અર્પણ કરવું જોઇએ. સ્વાદિષ્ઠ ને રસમય નાના પ્રકારનાં અન્નો તથા નાના પ્રકારનાં સુપકવ દિવ્ય ફળો દેવીની આગળ નિત્યે સુવર્ણ પાત્રમાં નૈવેદ્યરૂપે ધરવાં

શ્રી જગદંબા તૃપ્ત થતાં ત્રૈલોક્ય તૃપ્ત થાય છે કેમકે રજ્જુમાં ભાસતો સર્પ જેમ રજ્જુરૂપ છે તેમ આ સકળ જગત્ જગદંબામાં ભાસતું હોવાથી જગદંબારૂપ છે. નૈવેદ્ય ધર્યા પછી કર્પૂર તથા સુગંધમય વાળાવાળું શીતળ જળ જગદંબાની આગળ ધરવું તે જળ ગંગાનું હોય તો અત્યુત્તમ છે. પછી કર્પૂરના કટકા, એલાયચી, ને લવિંગવાળી મુખમાં સુગંધ આપનારી સુંદર પાનબીડી ભક્તિથી તેમને ધરવી. આથી દેવી પ્રસન્ન થાય છે. પછી મૃદંગ, વીણા, મુરજ, ઢક્કા, તથા દુંદુભિના સ્વરોથી, અત્યન્ત મોહક ગાયનોથી વેદની પારાયણોથી, સ્તોત્રોથી ને પુરાણાદિના પાઠોથી પણ જગદંબાને પસન્ન કરવાં. છત્ર ને ચામરની જોડી અર્પીને દેવીને રાજોપચાર પણ અર્પણ કરવા. પછી દેવીને વારંવાર પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને તેમની ક્ષમા માગવી. સ્મરણમાત્રથી પ્રસન્ન થાનારાં જગદંબા આવા ઉપચારોથી પ્રસન્ન થાય એમાં શું આશ્ચર્ય છે ? માતાની પુત્રપર સ્વાભાવિક કરૂણા હોય છે તો પુત્ર તેમની ભક્તિ કરતો હોય તો માતાને કરૂણા થાય તેમાં તો શું આશ્ચર્ય જેવું છે! હે નારદ ! આ સંબંધે બૃહદ્રથ નામે રાજાની એક પુરાણી કથા તમને કહું તે સાંભળો.હિમાલયના કોઇ એક પ્રદેશમાં એક ચક્રવાક પક્ષી હતો તે ફરતો ફરતો એકવાર કાશીમાં કણના લોભથી ફરતો ફરતો અન્નપૂર્ણાના મંદીરમાં આવ્યો. ત્યાં તેણે એક પ્રદક્ષિણા કરી ને પછી મુક્તિપુરી કાશીપુરીને તજીને આકાશ માર્ગથી તે પક્ષી દેશાન્તરમાં ગયો. કેટલાક કાળે તે મરી જતાં સ્વર્ગમાં ગયો. ત્યાં યુવાન ને દિવ્ય દેહવાળા તે પક્ષીએ સૌ સુખો ભોગવ્યાં. બે કલ્પ સુધી સ્વર્ગભોગ લીધા પછી તે પાછો પૃથ્વીમાં ક્ષત્રીયકુળમાં રાજારૂપે જન્મ ધરીને આવ્યો. તેનું 'બ્રહદ્રથ' એવું વિશ્વવિખ્યાત નામ થયું. એ રાજા મહાયાજી, ધર્માત્મા, સત્યવાદી, જીતેન્દ્રિય, ત્રિકાળજ્ઞ, ચક્રવર્તી, નિયમી, ને શત્રુજીત થયો હતો. કોઇને પૃથ્વીમાં ન હોય તેવી પૂર્વજન્મની સ્મૃતિ બૃહદ્રથ રાજાને છે એમ વાત લોકમાં ફેલાતાં કેટલાક મુનિઓ તેની પાસે આવીને તેને પૂછવા લાગ્યા કે "હે રાજા ! શું પુણ્યના પ્રભાવે આપને પૂર્વજન્મની સ્મૃતિ છે ? અમને આ સંશય છે તો આપ નિષ્કપટ મનથી સત્ય હોય તે અમને કૃપા કરીને કહો." આવાં મુનિનાં વચનો સાંભળી ધર્માત્મા બૃહદ્રથ રાજાએ કહ્યું કે "હે મુનિઓ ! પૂર્વે હુ ચક્રવાક નામનો પક્ષી હતો ને એ અવતારમાં અજ્ઞાનથી કાશીપુરીમાં મેં અન્નપૂર્ણા માતાને પ્રદક્ષિણા કરી હતી તેથી તે પુણ્યના પ્રભાવે હુ બે કલ્પો સુધી દેવલોકમાં રહીને પાછો અહીં આવ્યો છું તથા મને ને ત્રણે કાળનુ જ્ઞાન પણ છે. જગદંબાના ચરણ સ્મરણનાં ફળનો મહિમા કોણ જાણી શકે તેમ છે! એ દેવીનો મહિમા સાંભરવાથી મને નિરંતર આનંદાશ્રુઓ આવ્યા કરે છે. જેઓ પોતાનાં ઉપાસ્ય ને સર્વનાં જનનીરૂપ જગદંબાને નથી ભજતા તે પાપી લોકોના જન્મોને ધિક્કાર છે. વેદમાં જેવી જગદંબાની ઉપાસનાની આવસ્યકતા કહી છે તેવી શિવ કે વિષ્ણુની ઉપાસનાની આવસ્યકતા કહેલી નથી. સંશયરહિત સ્થાનમાં મારે અધિક બોલવા શું પ્રયોજન છે ! કશું પણ નથી. ભગવતીનાં ચરણારવીંદનું નિરંતર સેવન કરવું એજ સારરૂપ છે. એથી અધિક જગત્માં કાંઇ પણ નથી. વાસ્તે સગુણ વા નિર્ગુણ સ્વરૂપ જગદંબાનું સેવન હરરોજ કરવુંજ જોઇએ." ધર્માત્મા બૃહદ્-

થરાજાનાં વચનો સાંભળી પ્રસન્ન થયેલા મુનિઓ પોતપોતાના આશ્રમમાં ગયા. હે નારદજી ! ભગવતીનો પ્રભાવ એવો છે જેથી તેમની પૂજાનાં ફળવિષે કોઈએ પૂછવાની કે અધિક વદવાની કાંઇપણ જરૂર તથા શુદ્ધ જન્મધારી મનુષ્યોને તો ભગવતીના પૂજનમાં પોતાની મેળેજ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે ને જેઓ વર્ણસંકર સતિથી જન્મેલા અશુદ્ધ જન્મધારીઓ છે તેઓને જગદંબામાં શ્રદ્ધા પ્રકટતી નથી.[१-७१]

**येषांतुजन्मसाफल्यंतेषांश्रद्धातुजायते ।**
**येषांतुजन्मसांकर्यंतेषांश्रद्धानजायते ॥७१॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૮ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૯ મો*

### મધ્યાન્હ સંધ્યાનો વિધિ.

**नारायण उवाच–**

**अथातः श्रूयतां ब्रह्मन् संध्या माध्याह्निकीशुभा ।**
**यदनुष्ठानतोऽपूर्वं जायते त्युत्तमं फलं ॥१॥**

નારાયણ વદે છે—હે નારદ ! જેનાં અનુષ્ઠાનથી ઉત્તમ ફળ થાય છે એવો મધ્યાન્હ સંધ્યાવિધિ સાંભળો. "યુવાન, શ્વેતવર્ણવાળાં, ત્રણ નેત્રવાળાં, વર, અક્ષમાળા, ત્રિશૂલ અને અભય મુદ્રાને ધારણ કરનારાં, પોઠીઆપર બેઠેલાં, યજુર્વેદ ભણતાં, રૂદ્રનાં ઈષ્ટદેવતારૂપ, તમોગુણવાળાં, ભુવર્લોકમાં વસેલાં, સૂર્યના માર્ગમાં ફરનારાં, ને માયારૂપ આદિ દેવી સાવિત્રીને હું નમસ્કાર કરૂં છું. આ પ્રકારે ધ્યાન કરી આચમનાદિ અન્ય કૃત્ય પ્રાતઃસંધ્યા સમાન કરી લેવું. જળમાં પુષ્પો કે બિલ્વપત્ર નાંખીને ઉંચે સૂર્યની સામે અર્ઘ આપવો ને આ ઉપરાંત બીજું જળાદિક કર્મ પ્રાતઃસંધ્યા પ્રમાણે કરવું. કેટલાએક વદે છે છે કે "મધ્યાન્હકાળમાં तत्सवितुः એ મંત્રથી અર્ઘ આપવો એ સંપ્રદાયથી વિરૂદ્ધ છે કેમકે પ્રાતઃકાળમાં ને સાયંકાળમાં મંદેહ નામના રાક્ષસો સૂર્યને ખાઇ જવા ધારે છે વાસ્તે તે વેળા અમોઘ ગાયત્રીમંત્રથી અર્ઘ આપવો યોગ્ય છે. પણ મધ્યાન્હકાળમાં એ રાક્ષસો સૂર્યને નહીં નડતા હોવાથી તે સમયમાં મહા સામર્થ્યવાળા ગાયત્રીમંત્રનો ઉપયોગ કરવો ઠીક નથી. મધ્યાન્હકાળે તો સૂર્યને પ્રસન્ન કરવા વાસ્તે અર્ઘ્ય અપાય છે વાસ્તે आकृष्णेन એ મંત્રથી અર્ઘ આપવો. બીજા મંત્રથી કામ થતાં છતાં અમોઘમંત્રનો ઉપયોગ કરવાથી કાર્યની હાનિરૂપ અનર્થ થાય એમ વેદનાં વચનનાં વલણપરથી સમજાય છે" એઓના સિદ્ધાન્તાનુસારે તો પ્રાતઃકાળમાં ને સાયંકાળમાં ૐકારસહિત ગાયત્રી મંત્ર ભણીને પુષ્પમિશ્રિત જળથી અર્ઘ આપવો અને મધ્યાન્હ સંધ્યામાં आकृष्णेन એ મંત્ર ભણીને પૂર્વોક્ત પ્રકારે જળથી અર્ઘ આપવો જોઇએ. યત્નથી અર્ઘ આપતાં હે નારદ ! સંધ્યાનું પરિપૂર્ણ ફળ થાય છે. હવે મધ્યાન્હ સંધ્યાના અંગરૂપ તર્પણ જે કહું છું તે સાંભળો.

**भुवः पुरुषं तर्पयामि नमोनमः ॥ यजुर्वेदं पुरुषं तर्पयामि नमोनमः ॥ मंडलं तर्पयामि नमो नमः । हिरण्यगर्भं तर्पयामि नमोनमः । अन्तरात्मानं तर्पयामि नमोनमः । सावित्रीं तर्पयामि नमोनमः ॥ वेदमातरं तर्पयामि नमो नमः । साकृतिं तर्पयामि नमो नमः । संध्यां तर्पयामि नमो नमः । युवतीं तर्पयामि नमो नमः । रुद्राणीं तर्पयामि नमो नमः । नीरूजां तर्पयामि नमो नमः ॥ सर्वार्थानां सिद्धिकरीं तर्पयामि**

---

* આ અધ્યાયમાં મધ્યાન્હ સધ્યાનો વિધિ કહેવામાં આવશે.

नमोनमः । सर्वमंत्रार्थ [illegible] तर्पयामि नमो नमः । भूर्भुवः स्वः पुरुषं तर्पयामि नमोनमः

આ પ્રકારે મધ્યાન્હ તર્પણ કરીને ઉદુત્યં તથા ચિત્રંદેવાના એ સૂક્તથી સૂર્યનું ઉપસ્થાન કરવું. પછી મંત્ર સાધનમાં ચિત્ત પરોવીને જપ કરવો. હે નારદ ! જપનો પ્રકાર બતાવું તે સાંભળો. પ્રાતઃકાળે ઉંચા હાથ કરીને, સાયંકાળે નીચા હાથ રાખીને ને મધ્યાન્હકાળે હૃદયપર હાથ રાખીને જપ કરવો. કનિષ્ઠાને આદિ લઈ અનામિકાથી તર્જનીના મૂળસુધી બે બે પર્વને અડતું જવું એ કરમાળા કહેવાય છે. ગાય, માતા, પિતા, ગર્ભ, ને બ્રહ્મની હત્યા કરનાર, ધન હરનાર બ્રાહ્મણનાં ક્ષેત્રને હરનાર, તથા બ્રાહ્મણ થઈ મદ્યપાન કરનાર પુરૂષને પણ એક સહસ્ત્ર ગાયત્રીનો જપ કરતાં પવિત્રતા આવે છે. ત્રણ જન્મનાં કાયિક વાચિક ને માનસિક પાપો ગાયત્રીના સહસ્ત્ર જપથી નાશ પામેછે, ગાયત્રીને નહિ જાણનારા દ્વિજનો સઘળો પરિશ્રમ વૃથા જાય છે. ચારે વેદના પાઠ કરતાં પણ ગાયત્રીનો જપ વધારે ઉત્તમ છે. આ પ્રકારે મેં મધ્યાન્હસંધ્યાનો પ્રકાર તમને કહ્યો ને હવે હું બ્રહ્મયજ્ઞ વિધિ બતાવીશ.[१-२७]

इतिमध्यान्हसंध्यायाःप्रकारःकीर्त्तितोमया ।
अतःपरंप्रवक्ष्यामिब्रह्मयज्ञविधिक्रमम् ॥२८॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કંધમાં અધ્યાય ૧૯ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૦ મો*

### બ્રહ્મયજ્ઞાદિક કર્મ.

नारायण उवाच–

त्रिराचम्य द्विजः पूर्वं द्विमार्जनमथाचरेत् ।
उपस्पृश्य सव्यपाणिं पादौ च प्रोक्षयेत्ततः ॥१॥

નારાયણ વદે છે–દ્વિજે પ્રથમ ત્રણવાર આચમન કરીને પછી બે વાર માર્જન કરવું ડાબા હાથનું પ્રોક્ષણ કરીને પછી બે પગ, મસ્તક, ચક્ષુઓ, નાસિકાઓ, કાન, હૃદયને મસ્તકનો અગ્રભાગ એઓનું બરાબર પ્રોક્ષણ કરવું. પછી દેશકાળનું ઉચ્ચારણ કરી બ્રહ્મયજ્ઞ કરવો. દક્ષિણ હાથમાં બે, વામ હસ્તમાં ત્રણ આસન ને જનોઈમાં એક એક, અને શિખા તથા પગના મૂળમાં એક એક દર્ભ રાખવો. " મુક્તિ વાસ્તે, પાપોના ક્ષયવાસ્તે ને સૂત્રોક્ત દેવતાઓની પ્રસન્નતા વાસ્તે હું બ્રહ્મયજ્ઞ કરૂં છું. " એમ સંકલ્પ કરીને પ્રથમ ત્રણવાર ગાયત્રીનો જપ કરવો. પછી अग्निमीळे, यदंग, अग्निर्वै, अथ महाव्रतं, पन्था एतत्, अथातः संहितायाः, विदामघवत्, महाव्रतस्य, इषेत्वोर्जे, अग्नआयाहि, शन्नो देवी, अथ तस्य समाम्नायः, वृद्धि रादैच, अथ शिक्षां प्रवक्ष्यामि, पंचसंवत्सर, मयरस तजभ, गोर्ग्मा, अथातो धर्मजिज्ञासा, अथातो ब्रह्मजिज्ञासा, तच्छंयोः તથા ब्रह्मणे नमः એ સઘળા વેદાદિ ગ્રંથોના આદિ ભાગો વદી જવા. પછી પોતપોતાની શાખાના એક કે બે કે અર્ધ અધ્યાયનો પાઠ કરવો. પછી દેવોનું તર્પણ કરી પ્રદક્ષિણા કરવી. પ્રજાપતિ, બ્રહ્મા વેદ, દેવ, ઋષિઓ, સઘળા છન્દો, વષટ્કાર, ઓંકાર, વ્યાહૃતિઓ, સાવિત્રી, ગાયત્રી, યજ્ઞો

* આ અધ્યાયમાં બ્રહ્મ યજ્ઞાદિક કર્મ વિષે કથન કરવામાં આવશે.

દ્યાવાપૃથિવિ, અન્તરિક્ષ, અહોરાત્ર, સાંખ્ય, સિદ્ધિ, સમુદ્ર, નદી, પર્વત, ક્ષેત્ર, ઓષધિ, વનસ્પતિ, ગન્ધર્વ, અપ્સરાઓ, નાગ, પક્ષીઓ, ગાયો સાધ્યો, વિપ્રો, યક્ષો, રાક્ષસો તથા ભૂતો એઓનું પોતપોતાની શાખા પ્રમાણે તર્પણ કરવું. ત્યાં એવું બોલવુ કે "શતર્ચિઓ, માધ્યમો, ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભારદ્વાજ, વસિષ્ઠ, પ્રગાઢ, પાવમાન્ય, ક્ષુદ્ર સુક્તો, મહાસૂક્તો, સનક, સનંદન, સનાતન, સનત્કુમાર, કપિલ, આસુર વોહલિ ને પચશીર્ષ એ રૂષિઓ, તૃપ્તિ પામો" પછી અપસવ્ય કરીને રૂષિઓનું તર્પણ કરતાં બોલવું કે "સુમન્તુ, જૈમિનિ, વૈશંપાયન, પૈલ, સુત્ર ભાષ્યના ને મહાભારતના ધર્માચાર્યો તૃપ્ત થાઓ" તે પછી જાનંતિ, બાહવિ, ગાર્ગ્ય, ગૌતમ, શાકલ, બાભ્રવ્ય, માંડવ્ય, માંડૂકેય, એ રૂષિઓનું તર્પણ કરવું.તે પછી ગાર્ગી, વાચકનવી, વડવા, પ્રાતિથેયી, સુલભા, મૈત્રેયી, કહોલ, કૌષીક, મહાકૌષીક, ભારદ્વાજ, પૈંગ્ય, મહાપૈંગ્ય સુયજ્ઞ, સાંખ્યાયન, ઐતરેય, મહૈતરેય, બાષ્કલ, શાકલ, સુજાતવક્ત્ર ઔદવાહિ, સૌજામિ, શૌનક, ને આશ્વલાયનનું તર્પણ કરવું. તે પછી "અમારા કુળમાં થયેલા અપુત્ર ગોત્રી લોકો મર્યા હોય તેઓ સૌ આ વસ્ત્ર નીચોવવાના જળને ગ્રહણ કરો" એમ બોલી વસ્ત્રને નીચોવવું. આ વિધિસહિત બ્રહ્મયજ્ઞ કરનારાને અગસહિત વેદપાઠનું ફળ થાય છે. પછી વૈશ્વદેવ, નિત્ય શ્રાદ્ધ ને અતિથિને અન્નદાન એ કર્મો નિત્ય કરવાં. પછી ગોગ્રાસ આપીને વિપ્રો સાથે ભોજન કરવું. આ સઘળું નિત્યકર્મ દિવસના પાંચમા ભાગમાં આરોપીને છઠ્ઠા તથા સાતમા ભાગમાં ઇતિહાસ તથા પુરાણોનો અભ્યાસ કરી આઠમા ભાગમાં લોક વિષયક કાર્યો કરીને પછી સાયંસંધ્યા કરવી. હે નારદ ! જગદંબાને પ્રસન્ન કરનારી સાયંસંધ્યાનો વિધિ સાંભળો. સાધકે સાયંકાળે મન સ્થિર કરી આચમન પ્રાણાયામ કરીને પદ્માસન વાળી બેસવું. શ્રોત સ્માર્ત કર્મના આરંભમાં સગર્ભ પ્રાણાયામ કરવો. ભૂતશુદ્ધિ કર્યા વગર કોઈપણ કર્મ કરવુંજ નહીં. રેચક પૂરક ને કુંભક પ્રાણાયામદ્વારા એકાગ્રતાથી દેવીનું ધ્યાન કરીને સાયંકાળની સંધ્યાનું ધ્યાન કરવું. "વૃદ્ધ, શ્યામ, શ્યામ વસ્ત્રવાળાં, શંખ—ચક્ર—ગદા—પદ્મને હસ્તમાં ધરનારાં, ગરૂડારૂઢ, નાના અલંકારોથી શોભતાં, ઝળકતાં ઝંઝરો ને કટિમેખલા વાળાં, અમુલ્ય રત્નના મુકુટવાળાં, અંકોટામાં જડેલાં માણેકોની કાન્તિથી શોભતા કપોલો વાળાં, પીળાં વસ્ત્રોવાળાં, સચ્ચિદાનંદરૂપ, સામવેદ ભણતાં, સત્વગુણ વાળાં, સ્વર્ગવાસિની, સૂર્યમાર્ગમાં ચાલનારાં ને સૂર્યમડલમાંથી આવતાં સરસ્વતી દેવીનું આવાહન કરૂં છું" એમ સકલ્પ કરીને ધ્યાન કરવું. પછી **આપો હિષ્ઠા** તથા **અગ્નિશ્ચ** એ મંત્રોથી માર્જન કરી આચમન લીધાબાદ બીજો વિધિ આગળ પ્રમાણે કરીને શુદ્ધ મનવાળા સાધકે નારાયણને પ્રસન્ન કરવા ગાયત્રીમંત્રથી સૂર્યને અર્ઘ આપવો. બે પગ સમાન કરી અંજલિમાં જળ લઈ મંડલસ્થિત દેવનું ધ્યાન કરી તે અર્ઘ આપવો. જે મૂઢ તથા જ્ઞાનરહિત પુરૂષ સ્મૃતિ તથા મંત્રોનું ઉલ્લંઘન કરી જળમાં અર્ઘ આપે છે તેને પ્રાયશ્ચિત્ત લાગે છે. પછી **અસાવાદિત્ય** થી મંત્રથી સૂર્યોપસ્થાન કરીને જપનું અર્પણ કરીને પ્રાત.કાળમાં કહ્યા વિધિ પ્રમાણે સાયંકાળે પણ ગાયત્રીનું ઉપસ્થાન આદિ કર્મ કરવું. સાયંસંધ્યાના તર્પણમાં 'સરસ્વતીના વસિષ્ઠ રૂષિ છે, વિષ્ણુરૂપ

સરસ્વતી દેવતા છે, સરસ્વતી છન્દ છે ને તર્પણમાં વિનિયોગ છે' એમ કહીને स्वः पुरुषं तर्पयामि । सामवेदं तर्पयामि । सूर्यमंडलं तर्पयामि । हिरण्यगर्भं तर्पयामि । परमात्मानं तर्पयामि । सरस्वतीं तर्पयामि । वेदमातरं तर्पयामि । साकृतिं तर्पयामि । वृद्धां संध्यां तर्पयामि । विष्णुरूपिणीं तर्पयामि । उषसीं तर्पयामि । निरुजां तर्पयामि । सर्व सिद्धिनां कारिणीं तर्पयामि । सर्वमंत्राधिपतिकां तर्पयामि । भूर्भुवः स्वः पुरुषं तर्पयामि ॥ એમ વેદોકત સંધ્યાનુ તર્પણ કરવું. પાપોને હરનારૂં, દુઃખોને દમનારૂં, વ્યાધિને હરનારૂં ને મોક્ષ આપનારૂં સાયસંધ્યાનું વિધાન મેં તમને કહી બતાવ્યું. હે મુનિશ્રેષ્ઠ ! સઘળા સદાચારમાં સંધ્યા પ્રધાન છે ને સંધ્યાના ઉપાસકને સદા ભગવતી ઇચ્છિત લાભો આપે છે.[૧–૫૪]

सर्व दुःखहरं व्याधि नाशकं मोक्षदं तथा ।
सदाचारेषु संध्यायाः प्राधान्यं मुनिपुंगव ॥८४॥
संध्याचरणतो देवी भक्ताभीष्टं प्रयच्छति ॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૨૦ મો સંપૂર્ણ.

## અધ્યાય ૨૧ મો.*

### ગાયત્રી પુરશ્ચરણનો વિધિ.

नारायण उवाच–

अथातःश्रूयतांब्रह्मन्गायत्र्यापापनाशनम् ।
पुरश्चरणकंपुण्यंयथेष्टफलदायकम् ॥१॥

નારાયણ બોલ્યા—હે નારદ ! પાપોનો નાશ કરનારૂં પરમ પવિત્ર ને ઈષ્ટ ફળ આપનારૂં ગાયત્રીનું પુરશ્ચરણ કહું તે સાંભળો. પર્વતાગ્રમાં, નદીના તીરમાં, બિલ્વમૂળમાં, જળાશયમાં, ગાયોના વાડામાં, પીપળા હેઠે, બાગમાં, તુલસીવનમાં, પવિત્રક્ષેત્રમાં, ગુરૂવાસમાં કે જ્યાં મન સાવધાન રહે તેવાં સ્થાનમાં પુરશ્ચરણ કરનારા માણસને મંત્રસિદ્ધિ થાય છે. કોઇ પણ મંત્રનુ પુરશ્ચરણ કરવું હોય ત્યારે પ્રથમ ત્રણ વ્યાહૃતિઓવાળી દશ શ હજાર ગાયત્રી જપવી જોઇએ. ગાયત્રીના જપવિના વૈદિક મંત્રીનું કે નૃસિંહ, વરાહ, કે સૂર્ય આદિ દેવોના તંત્રોકત મંત્રોનું પુરશ્ચરણ નિષ્ફળ થાય છે. કેમકે સઘળા દ્વિજો વેદ માતારૂપ આદિશક્તિ ગાયત્રીને ઉપાસે છે વાસ્તે શાક્ત છે પણ શૈવ કે વૈષ્ણવ નથી તેથી ઈષ્ટદેવતારૂપ ગાયત્રીનો અનુગ્રહ મેળવ્યા વગર બીજું સત્કર્મ કરાય તો પણ વ્યર્થજ જાય. યત્નથી દશ સહસ્ર ગાયત્રીને જપીને મંત્રશુદ્ધિ કરીને પછી પુરશ્ચરણમાં તત્પર થવું મંત્ર શુદ્ધિના પૂર્વ અંગરૂપ આત્મશોધન તો પ્રથમથીજ કરવું જોઈએ. એ આત્મશોધન એટલે દેહશુદ્ધિ કે જે વેદોક્ત રીતિ પ્રમાણે ત્રણ લક્ષ કે એક લક્ષ ગાયત્રીનો જપ કર્યા પછીજ થાય છે, દેહ શુદ્ધિ વગરની જપ કે હોમાદિ સર્વ ક્રિયાઓ નિષ્ફળ જાય છે. આવું વેદનું વચન છે વાસ્તે પ્રથમ દેહશુદ્ધિ કરવી- ગાયત્રીના જપથી કે કૃચ્છ્ર ને ચાંદ્રાયણ વ્રતોથી દેહશુદ્ધિ કરાય છે. પિતૃતર્પણ, દેવ તર્પણ ને તપથી પણ દેહશુદ્ધિ થાય છે. તપથી સ્વર્ગ કે મોક્ષ પણ મળે છે. ક્ષત્રીયે બાહુબળથી, વૈશ્યે ધનથી, શુદ્રે દ્વિજ લોકોની સેવાથી ને બ્રાહ્મણે જપ તથા હોમથી વિપત્તિઓને તરવી જોઈએ. આથી શ્રમથી બ્રાહ્મણે તપ કરવુ જોઈએ- શરીરને શોષવું એ ઉત્તમ તપ છે એમ તપસીઓ કહે છે વાસ્તે શાસ્ત્રોક્ત માર્ગને અનુસરી કૃચ્છ્ર ચાંદ્રાયણા-

* આ અધ્યાયમાં ગાયત્રી પુરશ્ચરણ વિષે કથન કરવામાં આવશે.

દિથી દેહશુદ્ધિ કરવી. હે નારદ ! હવે અન્નશુદ્ધિ વિષે સાંભળો. માગ્યા વગરનું, એટલો કરવાથી મળેલું, પવિત્ર વૃત્તિથી આવેલું, ને ભિક્ષા માગવાથી આવેલુ એમ ચાર પ્રકારનાં શુદ્ધ અન્નો છે એમ વૈદિક તથા તાંત્રિકલોકો કહે છે. ભિક્ષા માગી પવિત્ર અન્ન લાવી તેના ચાર વિભાગ કરવા. તેઓમાંથી એક ભાગ પક્ષીઓને, એક ભાગ ગાયોને, ને એક ભાગ અતિથિઓને આપીને ચોથો ભાગ પોતાવાસ્તે તથા પોતાની પત્ની વાસ્તે રાખવો. બ્રહ્મચારી વિગેરેએ પોતપોતાના આશ્રમવાસ્તે શાસ્રોક્ત જેટલા ગ્રાસ થાય તેટલુ અન્ન પાત્રમાં લઇ તેમાં ગોમુત્ર નાંખી પછી ગ્રાસો બનાવવા. વાનપ્રસ્થ તથા ગૃહસ્થે કુકડાનાં ઈંડા જેવડા ને બ્રહ્મચારીએ ગમે તેવડા ગ્રાસ કરવા. ગૃહસ્થે આઠ ગ્રાસ, વાનપ્રસ્થે ચાર ગ્રાસ અને બ્રહ્મચારીએ જોઇએ તેટલા ગ્રાસ કરવા. છિદ્ર રહિત આંગળીઓ કરીને ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરી ગૃહસ્થે નવવાર, વાનપ્રસ્થે છ વાર. અને બ્રહ્મચારીએ ત્રણવાર અન્નનું પ્રોક્ષણ કરવું. ચોર ચાંડાલ વૈશ્ય કે ક્ષત્રીયે આપેલું અન્ન અધમ જાણવું જે બ્રાહ્મણો શુદ્રનું અન્ન ખાય, શુદ્રનો સમાગમ રાખે ને શુદ્રોની સાથે જમે તેઓ ચંદ્ર સૂર્ય રહે ત્યાં સુધી ઘોર નરકમાં પડયા રહે છે. ગાયત્રી મંત્રના અક્ષરોની સખ્યા જેટલા લક્ષ મંત્રોનું પુરશ્ચરણ કરવું. વિશ્વામિત્ર બત્રીશ લાખનું પુરશ્ચરણ કરવા કહે છે. જીવ રહિત દેહ કોઇ કાર્યમાં જેમ સમર્થ નથી તેમ પુરશ્ચરણ વગરનો મંત્ર નકામો છે. પુરશ્ચરણના આરંભમાં જયેષ્ઠ માસ, આષાઢ માસ, પૌસમાસ, અધિક માસ, મંગળવાર, શનિવાર, વ્યતીપાત, વૈધૃત, આઠમ, નવમ, છઠ, ચોથ, તેરસ, ચૌદશ, અમાવાસ્યા, પ્રદોષ, રાત્રી, ભરણી નક્ષત્ર, કૃત્તિકા નક્ષત્ર, આર્દ્રા નક્ષત્ર, જયેષ્ઠા નક્ષત્ર, ધનિષ્ઠા નક્ષત્ર, શ્રવણ નક્ષત્ર, જન્મ નક્ષત્ર, મેષ સંક્રાતિ, કર્ક સંક્રાન્તિ, તુલા સંક્રાન્તિ, કુંભ સંક્રાન્તિ, ને મકર સંક્રાન્તિ એ સૌનો ત્યાગ કરવો. ચંદ્ર તથા તારા અનુકૂળ હોય તે દિને ખાસ કરીને શુકલ પક્ષમાં પુરશ્ચરણનો આરંભ કરવો. આથી મંત્ર સિદ્ધિ થાય છે. વિધિસર સ્વસ્તિવાચન તથા નાન્દીશ્રાદ્ધ કરીને ભોજન વસ્રાદિથી બ્રાહ્મણોને તૃપ્ત કરી તેઓની અનુજ્ઞા લઇને પુરશ્ચરણનો આરંભ કરવો. પશ્ચિમાભિમુખવાળાં શિવલિંગની પાસે, કે બીજાં કોઈ શિવાલયમાં જપ કરવો. કાશી કેદાર મહાકાળ નાસિક ને ત્ર્યંબકક્ષેત્ર એ પાંચ સ્થાનો મંત્રની સત્વર સિદ્ધિ આપનારાં છે. એ વગર બીજા ક્ષેત્રોમાં કૂર્મચક્ર સિદ્ધિ આપે છે. પ્રારંભથી તે સમાપ્તિના દિવસ સુધી કયારે પણ ન્યુનાધિક જપ ન કરવો કેમકે મહામુનિઓ એક સરખી રીતે જપ કરે છે. મનને અન્ય વિષયમાં લગાડયા વગર સવાર તથા સાંજના સંધ્યા સમયમાં જપ કરવો. ધ્યાન તથા મંત્રાર્થનું ચિંતન કર્યાજ કરવાં. ગાયત્રી છન્દના અક્ષરો જેટલા લાખનું પુરશ્ચરણ કરીને ધીવાળો દૂધપાક, બિલ્વપત્ર, પુષ્પ, ને ઘી મધ તથા સાકરવાળા તલથી જવથી પુરશ્ચરણનાં દશાંશ પ્રમાણે હોમ કરવો. હોમથી મંત્ર સિદ્ધિ થાય છે. ધર્મ અર્થ કામ ને મોક્ષ ગાયત્રીજ આપનારી હોવાથી તેનું જ સેવન કરવા યોગ્ય છે. નિત્ય નૈમિત્તિક ને કામ્ય કર્મોની સિદ્ધિ કરવાનું ગાયત્રી શિવાય આ લોકમાં કે પરલોકમાં બીજું પ્રબળ સાધન કોઈ પણ નથી. મધ્યાન્હ કાળે અલ્પાહારનો નિયમ રાખી મૌનતા ધરી ત્રણે કાળમાં સ્નાન ને પૂજામાં

તત્પર રહીને એકાગ્ર મનથી જળમાં ત્રણ લક્ષ જપ થાય તોપણ પુરશ્ચરણ સિદ્ધ થાય છે. આ પ્રકારે પ્રથમ પુરશ્ચરણ કરીને જ એ મંત્રનો શાસ્ત્રોક્ત તથા મનકલ્પિત કામ્યકર્મમાં ઉપયોગ કરવો. ધારેલું કાર્ય સિદ્ધ ન થતાં સુધી જપાદિક કર્યા કરવું. હવે સાધારણ રીતે કામ્યકર્મમાં જે વિધિ કરવાનો છે તે કહું છું. તો સાંભળો. સૂર્યોદયમાં સ્નાન કરી પ્રતિદિને એક સહસ્ર જપ કરે તો ત્રણ માસે, છ માસે, કે એક વર્ષે ધારેલું કાર્ય અવશ્ય થાય ને આયુષ્ય આરોગ્ય ઐશ્વર્ય તથા ધનની પ્રાપ્તિ જરૂર થાય છે. ઘીમાં પલાળેલાં કમળોનો એક લાખ હોમ કરે તો અવશ્યમેવ સંપૂર્ણ ફળ મળતાં મોક્ષ પણ મળે છે. મંત્રસિદ્ધિ કર્યા વગર તો જપ હોમ વિગેરે કર્મો તથા કામ્ય કર્મો પણ સઘળાં નિષ્ફળ થાય છે ને મોક્ષ પણ મળતો નથી. દહીં ને ઘીની પચીશ લાખ આહુતિઓ આપે તો મનુષ્યદેહ બરાબર સમર્થ થાય એમ મહર્ષિઓ કહે છે, અષ્ટાંગયોગથી જે ફળ થાય છે તે ફળ ગાયત્રીમંત્રથી સત્વર થાય છે તેમાં તકરાર નથી. શકત હોય કે અશક્ત હોય છતાં જે મનુષ્ય ગુરૂમાં ભક્તિ રાખીને ગાયત્રીમંત્ર જપે છે તેને છ માસમાં મંત્રસિદ્ધિ થાય છે તેમાં શંકા નથી. એક દિવસ પંચગવ્યનું, બીજે દિવસ પવનનું ને ત્રિજે દિવસે બ્રાહ્મણના અન્નનું ભક્ષણ કરીને ગાયત્રી જપવી. ગંગાદીક તીર્થોમાં સ્નાન કરી જળમાંજ શતજપ કરી પછી બહાર આવી શત જપ કરી જળપાન કરે તો તે સર્વ પાપોથી છુટી જાય ને કૃચ્છ્ર ચાંદ્રાયણાદિનાં ફળને પણ જરૂર પામે. બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈસ્ય, ગૃહસ્થ, બ્રહ્મચારી, કે વાનપ્રસ્થ પોતાના ઘરમાં કે બીજાં યોગ્ય સ્થાનમાં તપ કરે. તપ કરવાથી અધિકાર પ્રમાણે શ્રૌત—સ્માર્ત યજ્ઞઆદિ કરવાનું ફળ પ્રાપ્ત થાય છે. મુમુક્ષુએ પણ તપ કરવું જોઇએ. અગ્નિહોત્રી સદાચારી ને વિદ્વાનો દ્વારા સારી રીતે શીખેલા દ્વિજે ફળમૂળ તથા જળાદિકનો આહાર કરી પ્રયત્નથી તપ કરવું. ભિક્ષાનું પવિત્ર અન્ન લાવી તેમાંથી આઠ ગ્રાસો ખાવા. આ પ્રકારે પુરશ્ચરણ કરવાથી મંત્રસિદ્ધિ થવાથી દારિદ્રય નાશ પામે છે. હે નારદ! આ વિષયનાં શ્રવણમાત્રથી પણ પુણ્યોની મહા સિદ્ધિ થાય છે.[૧–૫૫]

पुरश्चरणकंकृत्वामन्त्रसिद्धिमवाप्नुयात् ।
हेवर्षेयदनुष्ठानाद्दारिद्र्यंविलयंव्रजेत् ॥५६॥
यच्छ्रुत्वापिपुण्यानांमहतींसिद्धिमाप्नुयात् ॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવતવિષે એકાદશ સ્કંધમાં અધ્યાય ૨૧ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૨ મો.+

### વૈશ્વદેવાદિક કર્મનો પ્રકાર.

नारायण उवाच—
अथात श्रृणतां ब्रह्मन् वैश्वदेव विधानकम् ।
पुरश्चर्या प्रसंगेन ममापि स्मृतिमागतम् ॥ १ ॥

નારાયણ બોલ્યા—હે નારદ! પુરશ્ચરણના પ્રસંગથી મને યાદ આવેલો વૈશ્વદેવનો વિધિ બતાવું તે હવે સાંભળો. દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ ને મનુષ્યયજ્ઞ એ પાંચ યજ્ઞો અવશ્ય કરવાના છે. ગૃહસ્થના ઘરમાં ચુલો, ઘંટી, સાવરણી, ખાંડણી ને પાણીયારૂ એ પાંચ સ્થાનોમાં હિંસા થાય છે વાસ્તે તેના પાપની શાન્તિ વાસ્તે વૈશ્વદેવ કરવો જોઇએ. એ વૈશ્વદેવ ચુલામાં લોહપાત્રમાં પૂ-

* આ અધ્યાયમા વૈશ્વદેવાદિક કર્મનો પ્રકાર બતાવવામાં આવશે.

થવીપર કે મૃત્તિકાના ઠીબડામાં કરવો નહીં પરંતુ કુંડમાં કે સ્થંડિલમાં કરવો. અગ્નિને હાથથી શૂપડાથી કે પવિત્ર મૃગચર્મ આદિથી ધમવો નહીં પણ મુખમાં ભુંગળી રાખીનેજ ધમવો. કેમકે અગ્નિની ઉત્પત્તિ મુખમાંથી છે. વસ્ત્રથી ધમતાં વ્યાધિ, શુપડાથી ધમતાં નાશ, હાથથી ધમતાં મૃત્યુ ને મુખથી ધમતાં કર્મની સિદ્ધિ થાય છે. ફળ દુધ દહીં મૂળ શાક ને જળ આદિથી હોમ કરવો ને તે ન મળે તો કાષ્ટ મૂળ કે ખડ આદિ જે કાંઈ પ્રાપ્ત થાય તેથી હોમ કરવો. ઘીથી દહીંથી દુધપાકથી ભીંજાવેલા પદાર્થોથી હોમ કરવો પણ તેમાં તલ કે ક્ષાર પદાર્થ ન આવવો જોઇએ. યોગ્ય પદાર્થના અભાવમાં છેવટ જળથી પણ હોમ કરવો. સુકા કે વાશી પદાર્થો હોમવાથી કુષ્ટ નીકળે, ઉચ્છિષ્ટ હોમવાથી શત્રુઓનો જય થાય, લુખાં દ્રવ્યો હોમવાથી દરિદ્રતા આવે ને ક્ષાર હોમવાથી નરકમાં પડે. અન્ન રાંધવાના અગ્નિથી ઉત્તર ભાગમાં ભસ્મસહિત અંગારા કાઢીને તેમાં વૈશ્વદેવ કરવો. ક્ષારાદિ મિશ્રણવાળો પદાર્થ ન હોમવો. જે મૂઢબુદ્ધિ દ્વિજ વૈશ્વદેવ કર્યા વગર ખાય છે તે ઉંધે મસ્તકે કાળસૂત્ર નામના નરકમાં પડે છે. શાક પત્ર મૂળ અથવા જે કાંઈ પોતાનો આહાર સારૂં લાવ્યા હોઇએ તેથી પણ વૈશ્વદેવ સબંધી હોમ કરી શકાય. વૈશ્વદેવ ન કર્યો હોય તેટલામાં કોઈ બ્રહ્મચારી કે પરમહંસ ભિક્ષાવાસ્તે આવે તો વૈશ્વદેવવાસ્તે અળગું અન્ન કહાડીને ભિક્ષા આપીને તેનું વિસર્જન કરવું. વૈશ્વદેવ ન થવાના દોષને બ્રહ્મચારી ને સન્યાસી મટાડી શકે છે પણ તેઓને ભિક્ષા નહીં અપાવાના દોષને વૈશ્વદેવ મટાડી શકતો નથી. સન્યાસી ને બ્રહ્મચારી એ બે રાંધેલા અન્નના અધિપતિઓ હોવાથી તેઓને અન્ન આપ્યા વિના જો જમાય તો ચાંદ્રાયણ કરવું જોઈએ. હે દેવર્ષિઓમાં શ્રેષ્ઠ ! વૈશ્વદેવ કર્યા પછી ગોગ્રાસ આપવો. જોઇએ. તેની વિધિ સાંભળો. "હે સુરભિ ! તમે વિષ્ણુથી સ્વીકારાયેલાં સર્વનાં માતા ને સર્વદા વિષ્ણુના પદમાં રહેલાં છો વાસ્તે મારા આ આપેલા ગોગ્રાસને સ્વીકારો" એમ બોલી **इदं गोभ्यश्च न मम** એ મંત્ર ભણી પૂજા કરીને ગાયને ગોગ્રાસ આપવો. ગાયોની માતા કામધેનું ગોગ્રાસથી પ્રસન્ન થાય છે. ગાય દોવાઈ જાય તેટલીવાર અતિથિની રાહ જોઇને ઘરના ચોગાનમાં ઉભવું. જે અતિથિ ગૃહસ્થના ઘરથી નિરાશ થઇને પાછો જાય તે અતિથિ પોતાનું પાપ ગૃહસ્થને આપી ગૃહસ્થનું પુણ્ય લઇને ચાલ્યો જાય છે એમ સમજવું. માતાપિતા ગુરૂ ભાઈ પ્રજા દાસ આશ્રિત અભ્યાગત અતિથિ ને અગ્નિ એઓનું પોષણ ગૃહસ્થે અવશ્ય કરવું જ જોઇએ. જે ગૃહસ્થ જાણવા છતાં મોહથી કાંઈ કરતો નથી તે ધર્મ રીતિ પ્રમાણે આ લોકને પરલોકથી ભ્રષ્ટ થાય છે. ધનિક દ્વિજને સોમયોગથી જેટલુ ફળ થાય છે તેટલું ફળ દરિદ્ર મનુષ્ય પંચ મહાયજ્ઞ કરવાથી પામે છે. હે નારદ ! હવે ભોજન પ્રકારમાં પ્રાણને આહુતિ આપવારૂપ અગ્નિ હોત્ર કહુ છું કે જે જાણવાથી લોકો જન્મ જરા તથા મરણ આદિથી તથા પાપોથી પણ મુક્ત થાય છે. વિધિપૂર્વક ભોજન કરનારો બ્રાહ્મણ ત્રણ રૂણથી છુટો થાય છે, એકવીશ પેઢીઓને તારે છે. સઘળા યજ્ઞોનાં ફળને પામે છે, ને સ્વર્ગાદિ સઘળા ઉત્તમ લોકોમાં તે જાય છે. પ્રાણ સંબંધી અગ્નિહોત્ર કરવાના સમયમાં હૃદયને અરણીરૂપ, મનને મથન કરવાના દંડરૂપ,

વાયુને હોરીરૂપ, જઠરાગ્નિને અગ્નિરૂપ ને ચક્ષુને અધ્વર્યુરૂપ સમજીને તર્જની મધ્યમા તથા અંગુઠાથી પ્રાણને આહુતિ આપવી, મધ્યમા અનામિકા તથા અંગુઠાથી અપાનને આહુતિ દેવી, કનિષ્ઠિકા અનામિકા ને અંગુઠાથી વ્યાનને આહુતિ આપવી, કનિષ્ઠિકા તર્જની તથા અંગુઠાથી ઉદાનને આહુતિ આપવી. એ આહુતિઓ આપતાં **ॐ प्राणाय स्वाहा । ॐ अपानाय स्वाहा । ॐ व्यानाय स्वाहा । ॐ उदानाय स्वाहा ॐ समानाय स्वाहा** એ પાંચ મંત્રો અનુક્રમે બોલવા. મુખમાં આહવનીયની, હૃદયમાં ગાર્હપત્યની, નાભિમાં દક્ષિણાગ્નિની ને નાભિથી નીચે સભ્યાગ્નિની તથા મૂળાધારમાં આવસથ્યાગ્નિની ભાવના કરવી. વાણીમાં હોતાની, પ્રાણમાં ઉદ્ગાતાની, ચક્ષુમાં અધ્વર્યુની, મનમાં બ્રહ્માની, શ્રોત્રમાં આગ્નીધ્રની, અહંકારમાં પશુની, પ્રણવમાં દુધની, પોતાને આધીન રાખનારી બુદ્ધિમાં પત્નીની, વક્ષસ્થળમાં વેદીની, રોમોમાં દર્ભની ને બે હાથમાં સ્રુચ તથા સ્રુવની ગૃહસ્થે ભાવના કરવી. "જે પ્રાણનો મંત્ર છે તેના સુવર્ણ સમાન કાન્તિવાળા ક્ષુધાગ્નિ ઋષિ છે. આદિત્ય દેવતા છે, ને ગાયત્રી ઈન્દ્ર છે." એમ બોલી પ્રાણાય સ્વાહા એ મંત્રના અન્તમાં **इदमादित्य देवाय नमम** એમ ઉચ્ચાર કરવો. પછી અપાનના મંત્રના ગાયના ક્ષીરસમાન શ્વેત કાન્તિવાળા શ્રદ્ધાગ્નિરૂપી છે, સોમ દેવતા છે ને ઉષ્ણિહ્ છન્દ છે, એમ બોલીને **अपानायस्वाहा** એ મંત્રને અન્તે **इदंसोमाय-नमम** એમ બોલવું. પછી "વ્યાનના મંત્રના કમળસમાન કાન્તિવાળા હુતાશન ઋષિ છે, અગ્નિ દેવતા છે ને અનુષ્ટુપ છન્દ છે" એમ વદીને **व्यानायस्वाहा** એ મંત્રને અન્તે **इदमग्नयेनमम** એમ બોલવું. પછી ઉદાનનો જે મંત્ર છે તેના ઈન્દ્રગોપ સમાન કાન્તિવાળા અગ્નિ ઋષિ છે, વાયુ દેવતા છે તથા બૃહતી છન્દ છે' એમ વદીને **उदानायस्वाहा** એ મંત્રને અંતે **इदंवायवेनमम** એમ વદવું. પછી સમાનના મંત્રના વિદ્યુત્ સમાન કાન્તિવાળા વિરૂપ અગ્નિ ઋષિ છે, પર્જન્ય દેવતા છે ને પંક્તિ છન્દ છે" એમ બોલી **समानायस्वाहा** એ મંત્રના અન્તમાં **इदंपर्जन्यायनमम** એમ વદવું પછી છઠ્ઠી આહુતિ લઈ "આ આહુતિના મંત્રના વૈશ્વાનર અગ્નિ ઋષિ છે, પરમાત્મા દેવતા છે ને ગાયત્રી છન્દ છે" એમ બોલીને **इदंब्रह्मणेस्वाहा** એ મંત્રના અન્તે **इदंपरमात्मनेनमम** એમ વદવું આ પ્રકારે પ્રાણાગ્નિ હોત્ર કરવો. આમ સમજીને વિધિ કરે તો મોક્ષ પામવાને યોગ્ય થાય છે. હે નારદજી ! આ પ્રાણ સંબંધી અગ્નિહોત્રની વિદ્યા સક્ષેપથી તમને મેં કહી.

**इदंनममचेत्येवं ज्ञातं प्राणाग्निहोत्र । म् ।**
**एतज्ज्ञात्वाविधिंकृत्वाब्रह्मभूयायकल्पते ॥८६॥**
**प्राणाग्निहोत्रविद्येयंसंक्षेपात्कथिताहिते ।.**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૨૨ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૩ મો*

### ભોજનાદિ વિધિ ને તપ્તકૃચ્છૂ આદિ.

**नारायण उवाच—**

**अमृतापिधान मित्येवमुक्त्वा वै साधकोत्तमः ।**
**उच्छिष्टभागमुद्धृत्य पात्रान्नं दद्यादन्ते विचक्षणः॥१॥**

નારાયણ—બોલ્યા—ભોજનારંભમાં **अमृतोपस्तरण मसि** એ મંત્રથી "આચમન કર-

---

* આ અધ્યાયમા ભોજનાદિવિધિ ને તપ્તકૃચ્છ વિષે કથા કરવામાં આવશે.

વું ને અંતમાં अमृतापिधान मसि એ મંત્રથી આચમન કરવું. છેલ્લાં આચમન પછી વિચક્ષણ મનુષ્યે પાત્રમાંનું શેષ અન્ન ઉચ્છિષ્ટ ખાનારાઓને આપવું. અમારા કુળમાં જે કોઈ દાસદાસીઓ અન્નને ઈચ્છતાં હોય તે સઘળાંઓ પૃથ્વીપર મેં આપેલા આ અન્નથી તૃપ્ત થાઓ " એ મંત્રથી અન્ન આપીને પછી " પાપીલોકોના સ્થાનરૂપ રૌરવ નરકમાં પદ્મ ને અર્બુદ વર્ષોસુધી વસનારા અર્થિલોકોને મારૂં આપેલું જળ અક્ષય થઈને પ્રાપ્ત હો. " એ મંત્રથી તે ઉપર જળ નાખવું. ભોજનકાળે કરમાં રાખેલી પવિત્ર દર્ભગ્રંથીને છોડીને તે પવિત્રી પૃથ્વીપર કરેલા પોતન.માં નાંખી દેવી. જે બ્રાહ્મણ તે પવિત્રીને પાત્રમાં નાંખે તેને પંક્તિદુષક સમજવો. ભોજન પછી મછણ ન લીધુ હોય તે દ્વિજને કોઇ મછણ લીધા વગરનો મનુષ્ય, શ્વાન, કે શુદ્ર અડી જાય તો તે દ્વિજ એક રાત ઉપવાસ કરીને બીજે દિવસે પંચગવ્ય ખાય ત્યારે શુદ્ધ થાય. જેના મોં હાથ ઉચ્છિષ્ટ મુખહાથવાળા દ્વિજને અડે તો જેને અડયો હોય તેણે સ્નાન કરવું જોઇએ. એક આહુતિથી એક કરોડ યજ્ઞનુ ને પાંચ આહુતિઓથી પાંચ કરોડ યજ્ઞોનું ફળ થાય છે વાસ્તે પ્રાણને આહુતિઓ આપવાનું ફળ અનંત છે એમ જાણવું. પૂર્વોક્ત પ્રાણાગ્નિહોત્રને જે જાણતો હોય તેને જે મનુષ્ય અન્નદાન આપે તે મનુષ્ય ને જેટલું પુણ્ય થાય છે તેટલુ જમનારને પણ પુણ્ય થાય છે. આથી દાતા ને પ્રતિગ્રહીતા બન્ને સ્વર્ગના અધિકારીઓ થાય છે. જે મનુષ્ય કરમાં પવિત્રી રાખીને વિધિપૂર્વક ભોજન કરે તેને પ્રત્યેક કોળીએ પંચગવ્ય પ્રાશનનાં પુણ્ય જેવું પુણ્ય થાય છે. સર્વદા ત્રણે કાળમાં પૂજન જપ તર્પણ હોમ ને બ્રાહ્મણ ભોજન એ પુરશ્ચરણનાં પાંચ અંગો જાણવાં. પુરશ્ચરણ કરનારાએ ધરતીપર સુવું, ધર્માત્મા રહેવું, ક્રોધ જીતવો, ઇન્દ્રિયો વશ રાખવી, થોડું મધુર હિતકારી અન્ન જમવું, વિનય રાખવો, શાન્ત મન રાખવું ત્રણે કાળે નિત્ય નહાવું. શુભ ભાષણ કરવું, અને સ્ત્રી શુદ્ર પતિત સંસ્કારભ્રષ્ટ નાસ્તિક ઉચ્છિષ્ટ કે ચાંડાલોની સાથે બોલવું નહીં. જપ હોમ કે પૂજન વિગેરેમાં કોઇ મહાત્મા આવે તો પ્રણામ કરવા પણ તેની સાથે ભાષણ ન કરવું. મૈથુન વાર્તા તથા કામીજનની સાથે વાત તજી દેવી. સર્વ સ્થિતિઓમાં સર્વ કામમાં ને સર્વ પ્રદેશમાં મૈથુનનો ત્યાગ કરવો તેનું નામ બ્રહ્મચર્ય છે. ક્ષત્રીય ગૃહસ્થ ૠતુસ્નાતા સ્ત્રીનો સંગ કરે તો તે પણ તેણે બ્રહ્મચર્ય પાળ્યું ગણાય છે. સંસ્કારવાળી પોતાના સમાન વર્ણવાળી પોતાની પરણેલી સ્ત્રીને ૠતુ આવ્યા પછી વિધિ પ્રમાણે રાત્રીએ તેનો સંભોગ કરે તો તેથી બ્રહ્મચર્યને હાનિ નથી. પોતાના પૂર્વોક્ત ત્રણ ૠણોને મટાડયા વગર પુત્રોને ઉત્પન્ન કર્યાવગર ને યજ્ઞોને કર્યા વગર મોક્ષની ઈચ્છાથી સંસાર તજનારો મનુષ્ય નરકમાં પડે છે. એવા મનુષ્યનો જન્મ બકરીનાં ગળાનાં આંચળના સમાન નકામો છે એમ શ્રુતિ કહે છે. હે નારદ ! આથી સમજુએ અવશ્ય ત્રણે ૠણો મટાડવાં જોઈએ, દેવૠણ, પિતૃૠણ, ને ૠષિૠણ તે ત્રણ ૠણો કહેવાય છે તેઓમાં બ્રહ્મચર્યથી ૠષિઓનાં ૠણમાંથી છુટાય છે, શ્રાદ્ધ તથા તર્પણથી પિતઓના ૠણથી છુટાય છે ને યજ્ઞ કરવાથી દેવતાઓના ૠણમાંથી છુટાય છે વાસ્તે સ્વવર્ણાશ્રમધર્મ અવશ્ય પાળવો જોઇએ. કૃચ્છ્ર ને ચાંદ્રાયણ આદિ કરીને દુધ ફળ શાક કે હવિષ્યાન્ન કે ભિક્ષાન્ન જમીને જપ ક-

રવો. લવણ, ક્ષાર, આમ્લ, ગાજર, કાંસ્યપાત્રમાં ભોજન, તાંબુલ, બેવાર ભોજન, દુષ્ટ વસ્ત્ર, કેફી પદાર્થ, શ્રુતિસ્મૃતિનો વિરોધ. ને રાત્રિમાં જપ એટલી શ્રાદ્ધતોને તજી દેવી. જુગાર, સ્ત્રીપ્રસંગ, નિદ્રા, ને વાદથી વૃથા કાળક્ષેપ ન કરતાં પણ દેવપૂજા સ્તુતિ ને શાસ્ત્રોના અવલોકનમાંજ કાળક્ષેપ કરવો. પૃથ્વીપર શયન, બ્રહ્મચર્ય, મૌનતા, નિત્ય ત્રિકાળ સ્નાન, શુદ્રકાર્યનો ત્યાગ, નિત્ય પૂજન, નિત્ય દાન, આનંદ, સ્તુતિ, કીર્ત્તન, નૈમિતિક પૂજા ને ગુરૂ તથા દેવમાં શ્રાદ્ધ એ દ્વાદશ ધર્મો ધારણ કરવા. આથી મત્ર જપનારાઓને સિદ્ધિ થાય છે. નિત્ય સૂર્યોપસ્થાન કરી સૂર્ય સામા બેસીને કે દેવમૂર્તિ કે અગ્નિની પૂજા કરીને તેમની સન્મુખ જપ કરવો. સ્નાન, પૂજા, જપ, ધ્યાન, હોમ તથા તર્પણમાં તત્પર રહેવું, નિષ્કામના રાખી સકળ કર્મો ઈષ્ટદેવને અરપીને ઈત્યાદિક નિયમો સહિત પુરશ્ચરણ કરવું. પુરશ્ચરણ આ પ્રકારે થતું હોવાથી સર્વદા દ્વિજે પ્રસન્ન રહેવું, જપ હોમ તપ તથા અધ્યયનમાં તત્પર રહેવું ને પ્રાણીમાત્રપર દયાભાવ રાખવો. સ્વર્ગ કે મોક્ષ તપથી મળે છે ને જે જીતેન્દ્રિય રહી તપ કરે છે તેનાંજ કર્મો સિદ્ધ થાય છે. વિદ્વેષણ, સંહરણ, મારણ તથા રોગનાશ આદિ જે જે કાર્યો વાસ્તે પ્રાચીન રૂષિઓએ દેવતાની સ્તુતિ કરી છે તે તે કાર્યોની પુરશ્ચરણ કરનારાઓને તે પ્રમાણેજ સિદ્ધિ થાય છે. એ કર્મો તથા તેનાં વિધાનો આગળના અધ્યાયમાં આવશે પણ તે કર્મો પ્રથમ પુરશ્ચરણ કર્યા પછી કરવાં જોઈએ. પ્રથમ પુરશ્ચરણ કર્યા બાદ કામ્યકર્મ બને તો તેઓની સિદ્ધિ થાય છે. ગાયત્રીપુરશ્ચરણના પહેલાં પ્રાજાપત્ય આદિ પ્રાયશ્ચિત કરવું, કેશ દાઢી મુછ તથા નખ આદિ ઉતરાવી નાહી પવિત્રપણાથી દિવસે રહેવું ને રાત્રે પણ પવિત્ર ને મૌન રહેવું. સત્ય બોલવું, ને પવત્રિ મત્રોનો જપ કરવો. પ્રથમ ઑંકાર સહિત વ્યાહૃતિઓનો, ગાયત્રીનો, આપોહીષ્ઠા એ પવિત્ર પાપ નાશક સૂક્તનો, પુનતીનો સ્વસ્તિમતીનો, ને પાવમાની સૂક્તનો જપ કરવો. સઘળા કર્મોના આરંભમાં ને અંતમાં આ ક્રિયા કરવાની છે. ઓંકાર, વ્યાહૃતિત્રય, ને ગાયત્રી એક સહસ્ત્ર, એક સો, દશ કે દશ હજાર જપવાં. જળથી આચાર્ય રૂષિઓ છંદોને દેવોનું તર્પણ કરવું. વેદ રહિત લોકો શુદ્રો, નિન્દત, રજસ્વલા સ્ત્રી, પતિત, અંત્યજ, દેવ બ્રાહ્મણનો દ્વેષી, આચાર્યને ગુરૂને નિંદનારો ને માતાપિતાનો દ્વેષ કરનારો, એઓને સાથે ભાષણ ન કરવુ તેમ કોઈનું અપમાન પણ ન કરવું. પ્રાજાપત્યાદિ સઘળાં કર્મોનો સક્ષેપથી તમને મેં વિધિ બતાવ્યો. હવે પ્રાજાપત્ય, તપ્તકૃચ્છ્ર, સાંતપન, પરાક તથા ચાંદ્રાયણનો પ્રકાર બતાવું છું. તપ્તકૃચ્છ્ર કરવાથી સઘળાં પાપો બળી જાય છે. પાંચ ચાંદ્રાયણથી સઘળાં દુષ્કર્મો ને પાપોથી મુક્ત થાય છે. ત્રણ ચાંદ્રાયણથી પવિત્ર થઈને બ્રહ્મલોકને પામે છે. આઠ ચાંદ્રાયણથી વરદાન આપનારા દેવતાઓને પ્રત્યક્ષ જુએ છે. દશ ચાંદ્રાયણ કરે તો સઘળા વેદોનું જ્ઞાન તથા સઘળાં વાંછિત ફળો મળે છે. ત્રણ દિવસ મધ્યાન્હ સુધીમાં જમવું. ત્રણ દિવસ સાયંકાળે જમવું. ત્રણ દિવસ માગ્યા વગર જમવુ. ત્રણ દિવસ ઉપવાસ કરવા. આ બાર દિવસનું પ્રાજાપત્ય કહેવાય છે. એક દિવસ ગોમુત્ર છાણ દુધ દહીં ઘી ને દર્ભનું જળ એઓને ભેળાં કરી પીવાં તે બીજે દિવસે ઉપવાસ કરવો એ બે દિવસનું સાંતપન કૃચ્છ્ર

કહેવાય છે. એક દિવસ ગોમુત્ર, બીજે દિવસ છાણ, ત્રીજે દિવસ દુધ, ચોથે, દિવસ દહીં, પાંચમે દિવસ ઘી, છઠ્ઠે દિવસ દર્ભનું પાણી ને સાતમે દિવસ ઉપવાસ કરવો એ સાત દિવસનું પણ સાંતપનકૃચ્છ્ર વ્રત કહેવાય છે. પ્રથમ નવ દિવસ સુધી એક એક ગ્રાસ ખાઈ રહેવું ને તે પછી ત્રણ દિવસ સુધી ઉપવાસ કરવા એ બાર દિવસનું અનિકૃચ્છ્ર વ્રત કહેવાય છે. ત્રણ દિવસ ગોમુત્ર પીને, ત્રણ દિવસ છાણ પીને, ત્રણ દિવસ દુધ પીને, ત્રણ દિવસ દહીં પીને ને ત્રણ દિવસ ઘી પીને રહેવું એ પનર દિવસનું મહા સાંતપન વ્રત છે. ત્રણ દિવસ ઉષ્ણોદક પીને ત્રણ દિવસ ઉષ્ણ દૂધ પીને, ત્રણ દિવસ ઉષ્ણ ઘી પીને ને ત્રણ દિવસ ઉષ્ણ પવન પવનનું ભક્ષણ કરવું ને એ બાર દિવસોમાં એક એક વાર સ્નાન કરવું ને જીતેન્દ્રિય રહેવું એ તપ્તકૃચ્છ્ર કહેવાય છે. મન તથા ઈન્દ્રિયોને જીતી બાર દિવસ સુધી માત્ર જળપાન કરી રહેવું એ પરાકકૃચ્છ્ર કહેવાય છે. આ વ્રત સઘળાં પાપોને મટાડે છે. નિત્ય ત્રણે કાળમાં સ્નાનનો નિયમ રાખી કૃષ્ણપક્ષમાં એક એક ગ્રાસ ઓછો કરતો જવો ને શુક્લપક્ષમાં એક એક ગ્રાસ વધારતો જવો તે ચાંદ્રાયણ કહેવાય છે. બ્રાહ્મણ પોતાનું નિત્ય કર્મ કરીને ચાર ગ્રાસ સવારે ને ચાર ગ્રાસ સાંજે એમ એક માસ ખાય તો તે શિશુ ચાંદ્રાયણ કહેવાય છે. જીતેન્દ્રિય રહી મધ્યાન્હ કાળે હવિષ્યાન્નના આઠ આઠ પિંડ ખાઈને એક માસ કહાડવો એ યતિ ચાન્દ્રાયણ કહેવાય છે. રૂદ્ર આદિત્ય વસુઓ મરૂત તથા અન્ય દેવો પણ ચાંદ્રાયણ કરવાથી કલ્યાણપાત્ર થયા છે. આ વ્રત શરીરના એક એક ધાતુને સાત રાત્રીથી પવિત્ર કરે છે. ત્વચા રૂધિર માંસ અસ્થિ મેદ મજ્જા ને વસા એ સપ્ત ધાતુઓ સાત સાત રાત્રીએથી શુદ્ધ થાય છે તેમાં શંકા નથી. પૂર્વોક્ત વ્રતોથી શુદ્ધ થયા પછી કર્મારંભ કરવો. આ પ્રકારે શુદ્ધ થતાં અવસ્ય કર્મસિદ્ધિ થાય છે. શુદ્ધ થઇ સત્યવાદી ને જીતેન્દ્રિયપણાનો નિયમ રાખી કર્મ કરે તો તેથી અવસ્ય ઇષ્ટફળોની પ્રાપ્તિ થાય છે. કોઇ પણ વ્રત ન બને તો ત્રણ રાત્રી સુધી ઉપવાસ કરવા કે ત્રણ દિવસ સુધી નક્ત ભોજન કરી કર્મારંભ કરવો. પુરશ્ચરણના ફળને દેનારો આ વિધિ મે તમને બતાવ્યો. હે નારદ ! મનોરથ માત્રને પૂર્ણ કરનારૂં ને મહા પાપોનો નાશ કરનારૂં આ ગાયત્રી પુરશ્ચરણ મેં તમને કહ્યું. મંત્રજપની ઈચ્છાવાળાએ પ્રથમ દેહ શુદ્ધિ કરી પુરશ્ચરણ આરંભવું. આથી સમગ્ર ફળની પ્રાપ્તિ થાય છે. આ અત્યન્ત ગુહ્ય પુરશ્ચરણ વિધાન કે જે મેં તમને કહેલું છે તે શ્રુતિઓના સારરૂપ હોવાથી બીજાઓને કહેવા યોગ્ય નથી.[૧-૨૩]

इतितेकथितंगुह्यंपुरश्चर्याविधानकम् ।
एतत्परस्मैनोवाच्यंश्रुतिसारंयतःस्मृतम् ॥६३॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે એકાદશ સ્કંધમાં અધ્યાય ૨૩ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૨૪ મો.*

### કામ્યકર્મોને પ્રાયશ્ચિતો.

**नारद उवाच**

नारायण महाभाग गायत्र्यास्तु समासतः ।
शान्त्यादिकान् प्रयोगांस्तु वदस्व करुणानिधे ॥१

નારદ કહે છે—હે મહાભાગ્યશાળી નારાયણ! ગાયત્રીના સંક્ષેપથી અન્ય જે શાન્તિ વિગેરે પ્રયોગો થતા હોય તે હે કૃપા-

* આ અધ્યાયમાં કામ્યકર્મો તથા પ્રાયશ્ચિતવિષે કથન કરવામાં આવશે.

નિધિ ! મને કહો. નારાયણ વદે છે—હે બ્રહ્મપુત્ર ! તમે મને આ અતીવ ગુહ્ય વાત પુછી આ વાત કોઈ દુષ્ટ કે ચાડીયાને કહેવા યોગ્ય નથી. તમને હું શાન્તિપ્રયોગો વિષે કહુ તે સાંભળો. દુધવાળી ખીજડીનાં સમિધથી જે મનુષ્ય દ્વિજ હોમ કરે તો ભૂતની રોગોની ને ગ્રહની શાન્તિ થાય છે. (જ્યાં હોમની સંખ્યા ન બતાવી હોય ત્યાં એક સહસ્ર ને આઠ હોમ જાણવો) પીપળો ઉંબરો પીપળ ને વડ એઓમાંના કોઇનાં લીલાં સમિધથી અથવા તો વૃક્ષોના ખંડોથી હોમ કરે તો-પણ પૂર્વોક્ત શાન્તિઓ થાય છે. ગોઠણ બુડ જળમાં જપ કરવાથી સર્વ દોષોની શાન્તિ થાય છે અને ગાયંત્રી મંત્રના અંતે બે હાથ વડે સૂર્યનું તર્પણ કરવાથી પણ શાન્તિ થાય છે. કંઠ સુધી જળમાં ડુબી જપ કરે તો પ્રાણાન્ત ભયથી મુક્ત થાય છે. જળમા ડુબી જપ કરવો એ સૌ શાન્તિ કર્મોથી અધિક છે. સુવર્ણના, રૂપાંના, ત્રાંબાના, ક્ષીરવાળાં વૃક્ષના કે મૃત્તિકાના અખંડિત પાત્રમાં પંચગવ્યને સહસ્ર ગાયત્રી મંત્રથી મંત્રોને દર્ભવડે ઉપદ્રવવાળા સ્થાનમાંતે પંચગવ્યથી પ્રોક્ષણ કરવું, બળિદાન આપવું ને ભગવતીનું ધ્યાન કરવું. આમ કરવાથી અભિચાર જન્ય મરણ ને પાપો નાશ પામે છે. દેવભૂત પિશાચાદિ વશ્ય થાય છે ને ગૃહ ગ્રામ નગર કે દેશ સઘળા ઉપદ્રવોથી મુક્ત થાય છે. આ હોમમાં કાષ્ટાદિ પણ ક્ષીરવાળાં વૃક્ષોનાં જોઇએ. કૃમિ કે ભૂતાદિનો જ્યાં ઉપદ્રવ હોય ત્યાં ચતુરસ્ર મંડલ કરી તેમાં અષ્ટગંધથી ત્રિશૂલ કાઢી તેને ગાયત્રી મંત્રથી હજારવાર મંત્રીને ધરતીમાં દાટી મુકવું તેથી સઘળા પ્રકારની શાન્તિ થાય છે. સોનાના રૂપાના મૃત્તિકાના કે ત્રાંબાના નવા ઘડાને સુતર વીંટી તેનું રેતીના સ્થંડિલમાં સ્થાપન કરીને ચારે દિશામાંથી તીર્થોદક બ્રાહ્મણોદ્વારા મંગાવીને તેમાં ભરવાં. એલચી, ચંદન, કર્પૂર, જાઇ, પાટલા, મલ્લિકા, બીલીપત્ર, વિષ્ણુક્રાન્તા, સહદેવી, સાળ, જવ, તલ, સર્ષપ, ને ક્ષીરવાળાં વૃક્ષોનાં પત્ર પણ તે ઘડામાં નાંખવાં આ પ્રમાણે સઘળી ગોઠવણ કરી સ્નાન કરી સમજુ બ્રાહ્મણે સત્યાવીશ દર્ભનો કર્મ લઈને સહસ્ર ગાયત્રીમંત્રથી ઘટોદકને અભિમંત્રીનું ને તે વેળા નિવેદી અન્ય બ્રાહ્મણોએ ચારેકોર બેશીને સૂર્યના મંત્રો ભણવા. પછી જેને ભૂત રોગ કે અભિચારનો ઉપદ્રવ થયો હોય તે માણસપર તે જળ છાંટવુ તથા પીવરાવવું ને તેથી તેનો અભિષેક કરવો. આમ કરવાથી ભૂત રોગ ને અભિચારના ઉપદ્રવો મટી જાય છે. તથા મૃત્યુના મુખમાં ગયો હોય તો પણ તે મુક્ત થાય છે. દીર્ઘાયુષ્યની ઈચ્છાવાળા સમજુ રાજાએ આ પ્રયોગ અવસ્ય કરાવવો જોઇએ. પ્રયોગ પૂર્ણ થયા પછી બ્રાહ્મણોને સો ગાયો આપવી ને બ્રાહ્મણો રાજી થાય એવી દક્ષિણા આપવી. પૂરી દક્ષિણા આપવાની શક્તિ ન હોય તો શક્તિ પ્રમાણે આપવી. શનીવાર પીપળાને અડીને સો વાર જપ કરે તો ભૂત રોગ અભિચાર તથા બીજા પણ મહાભયથી મુકત થાય છે. ગળોની પ્રત્યેક કાતરીઓ કાપીને દુધમાં પલાળીને હોમે તો મૃત્યુંજય નામનો તે હોમ કહેવાય છે ને તેથી સઘળી વ્યાધિઓ નાશ થાય છે. આમ્રપત્રોને દુધમાં પલાળીને હોમે તો જ્વરની શાન્તિ થાય. દુધવાળી વજનો હોમ કરે તો ક્ષયરોગ મટે. દુધ દહીં ને ઘીનો હોમ કરે તો મહા ક્ષયરોગ મટી જાય છે. હોમ કરીને સૂર્યને દુધપાકનું નૈવેદ્ય ધરીને તે નૈવેદ્ય ક્ષયરોગીને ખ-

ધરાવે તો પણ ક્ષયરોગ શાન્ત થાય. અમાવાસ્યાને દિવસે સોમવલ્લીની કાતરીઓ કાપી દુધમાં પલાળીને હોમે તો તેથી પણ ક્ષયરોગ મટે છે. શંખવૃક્ષનાં પુષ્પોનો હોમ કરે તો કોઢ મટે છે. અઘેડાનાં બીજનો હોમ કરે તો વાઈના રોગનો વિનાશ થાય. ક્ષીરવાળાં વૃક્ષની સમિધ હોમવાથી ઉન્માદ મટી જાય છે. ઉબરાનાં સમિધ હોમવાથી કે મધ કે શેલડીનો રસ હોમવાથી પ્રમેહ મટી જાય છે. ઘી દુધ દુધ ને દહીં હોમવાથી કે કપિલા ગાયનું ઘી હોમવાથી મસૂરીકા નામનો પગનો રોગ મટે છે. ઉંબરા વડ ને પીપળાની સમિધ હોમે તો ઘોડા હાથી ને ગાયના રોગો મટી જાય છે. ઘરમાં કીડીનો રાફડો કે મધપૂડો થયો હોય તો પહેલાના વાસ્તે ઘીવાળી ખીજડીની સમિધનો બસોવાર હોમ કરવો ને બીજાના વાસ્તે ઘીવાળા ભાતનો બસોવાર હોમ કરવો ને હોમ કર્યા પછી ઘીવાળા ભાતનું બળીદાન આપવું. આમ કરવાથી રાફડાનો ને મધપોડાનો ઉપદ્રવ મટે છે. વિજળી પડી હોય કે ધરતીકંપ થાય ત્યારે સાત દિવસ સુધી નેતરની સમિધનો હોમ કરવાથી દેશમાં રાજ્ય સુખી થાય છે. મંત્રથી ઢેફાને સો વાર મંત્રીને જે દિશામાં ફેંકે તે દિશામાં અગ્નિ પવન ને શત્રુઓનો ભય મટી જાય છે. બંધનમાં પડેલો પુરૂષ માનસિક ગાયત્રીનો જપ કરે તો બંધનમાંથી છુટે છે. જેને ભૂત રોગ કે વિષથી પરાભવ થયો હોય તેનો સ્પર્શ કરીને ગાયત્રી મંત્ર જપે તો ભૂતાદિનો ઉપદ્રવ મટી જાય છે. ગાયત્રી મંત્રથી મંત્રેલું પાણી પીવે તોપણ ભૂતાદિથી મુક્ત થાય છે. ભસ્મને સોવાર ગાયત્રી મંત્રથી મંત્રીને નાખે તોપણ ભૂતાદિની શાન્તિ થાય છે એવી ભસ્મને માથાપર ધરે તો સઘળા રોગોથી મુક્ત થઈને સો વર્ષ સુધી જીવે છે. પ્રયોગ કરવાની શક્તિ ન હોય તો બ્રાહ્મણ દ્વારા પ્રયોગ કરાવવો. પુષ્પથી હોમ કરે પુષ્ટિ શ્રીને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. લક્ષ્મીની ચાહનાવાળો પુરૂષ રાતાં કમળો નવાં સુંદર જાઇનાં પુષ્પો ને ચોખાનો હોમ કરે તો પુષ્કળ લક્ષ્મી મળે છે. બીલીનાં સમધિથી, કટકાથી તેના મૂળના કટકાથી કે પત્ર પુષ્પ કે ફળથી હોમ કરે તો તોપણ લક્ષ્મી ઘણી મળે છે. બીલીનાં સમિધ દુધપાક ને ઘીથી સાત દિવસ સુધી સો સો આહુતિ આપે તોપણ લક્ષ્મી મળે છે. દુધ દહીં ને ઘીવાળા ચોખાની સાળથી હોમ કરે તો કન્યાની પ્રાપ્તિ થાય. કન્યા આમ હોમ કરે તો તેને ઈચ્છિત વર મળે. સો રાતાં કમળોનો સાત દિવસ સુધી હોમ કરે તો સુપર્ણની પ્રાપ્તિ થાય જળથી સૂર્યનું તર્પણ કરે તો જળનું સુવર્ણ મળે. અન્ન હોમવાથી અન્ન મળે. ચોખ્ખાની સાળ હોમવાથી તેનો અધિપતિ થાય. વાછડાનાં છાણનાં અડાયાના ભૂકાનો હોમ કરે તો પશુઓની પ્રાપ્તિ થાય. કાંગ દુધપાક ને ઘીનો હોમ કરે તો પ્રજાની પ્રાપ્તિ થાય હોમ કરી સૂર્યને દુધપાકનું નૈવેદ્ય ૠતુસ્નાતાને ખવરાવે તો ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થાય લીલીને અગ્ર સહિત સમધિથી હોમ કરે તો આયુષ્ય વૃદ્ધિ થાય. ક્ષીરવાળાં વૃક્ષોની લીલી અગ્રવાળી ને દુધ દહીંને ઘીથી ભીંજવેલી સમિધનો હોમ કરે તોપણ આયુષ્ય પ્રાપ્તિ થાય ચોખાની સાળની સો આહુતિ આપે તો સુવર્ણ તથા આયુષ્યની પ્રાપ્તિ થાય. સોનેરી કમળો હોમે તો શતાયુ થાય છે દુર્વા દુધ મધ અથવા ઘીની સાત દિવસ સુધી સો સો આહુતિ હોમે તો અકાળ મૃત્યુ દુર થાય છે.

બીજડીની સમિધ, અન્ન દુધ અથવા ઘીની સાત દિવસ સુધી સો સો આહુતિ હોમે અથવા વટની સમિધ હોમીને સાત દિવસ સુધી દુધપાકની સો સો આહુતિ હોમે તોપણ અકાળ મૃત્યુથી મુક્ત થાય છે. માત્ર દુધનો આહાર કરી સાત દિવસ જપ કરે તોપણ મૃત્યુને જીતી શકે છે. આહાર છોડી દઈ મૌન ધરી ત્રણ રાત સુધી જપ કરે તો મૃત્યુથી મુક્ત થાય છે. પાણીમાં ડુબી જપ કરે તો તુરતજ મૃત્યુથી મુક્ત થાય છે. બીલી વૃક્ષની નીચે એક માસ સુધી ગાયત્રીનો જપ કરે તો રાજ્યની પ્રાપ્તિ થાય છે. મૂળ ફળ ને પત્ર સહિત બીલીનો હોમ કરે તો રાજ્યની પ્રાપ્તિ થાય છે. એક માસ સુધી રોજ સો સો કમળનો હોમ કરે તો નિષ્કંટક રાજ્ય મળે છે. સાળસહિત યવાગૂનો હોમ કરે તો ગાયની પ્રાપ્તિ થાય. પીપળાની સમિધ હોમવાથી યુદ્ધ આદિમાં જય મળે છે. આકડાની સમિધ હોમે તો સર્વત્ર જય મળે. દુધમાં ભીંજવેલાં નેતરનાં પુષ્પો ફળો કે દુધપાકથી સાત દિવસ સુધી સો સો આહુતિ હોમે તો વૃષ્ટિ થાય. નાભિ સુધી પાણીમાં જપ કરે તો વૃષ્ટિ થાય. જળમાં એક સો વાર ભસ્મનો હોમ કરે અતિવૃષ્ટિ અટકે. ખાખરાની સમિધનો હોમ કરે તો બ્રહ્મતેજની પ્રાપ્તિ થાય. કેસુડાનો હોમ કરે તો સઘળાં ઈચ્છિત ફળો મળે. દુધના હોમથી સ્મૃતિ શક્તિ, ઘીના હોમથી બુદ્ધિ, ને બ્રહ્માનો રસ મંત્રીને પીવાથી ધારણા શકિત પ્રાપ્ત થાય છે. પુષ્પના હોમથી વસ્ત્ર ને તાંતણા હોમવાથી તેવા તાંતણાવાળું વસ્ત્ર મળે છે. મધવાળું મીઠું હોમવાથી ધારેલો માણસ વશ થાય છે. મધવાળાં બીલીનાં પુષ્પો હોમવાથી પણ ધારેલું માણસ વશ થાય. નિત્ય જળમાં ઉભીને અંજલીથી પોતાના શરીરપર અભિષેક કરે તો અતિ આરોગ્ય આયુષ્ય ને ઉત્તમ સ્વસ્થપણાની પ્રાપ્તિ થાય. બ્રાહ્મણ બીજા યજમાનને ઉદ્દેશથી એ અનુષ્ઠાન કરે તો બીજાને પણ પુષ્ટિની પ્રાપ્તિ થાય. આયુષ્યની ઈચ્છાવાળો પવિત્ર સ્થાનમાં સારા વિધિથી એક માસ સુધી નિત્ય એક હજાર જપ કરે તો આયુષ્યની પ્રાપ્તિ થાય. બે માસ કરે તો આયુષ્યને આરોગ્યની પ્રાપ્તિ થાય, ત્રણ માસ કરે તો આયુષ્ય લક્ષ્મીની પ્રાપ્તિ* થાય. ચાર માસ કરે તો આયુષ્ય લક્ષ્મી સ્ત્રીપુત્રાદિક ને યશની પ્રાપ્તિ થાય. પાંચ માસ કરે તો વધારામાં વિદ્યાની પણ પ્રાપ્તિ થાય. છ માસ કરે તો અને આમ ને આમ કરેજ જાય તો જે જે ઈચ્છિત હોય તેની પ્રાપ્તિ થતીજ જાય છે. જે બ્રાહ્મણ નિરાધાર પણે ઉંચા હાથ કરી એક પગે ઉભી ને એક માસ સુધી સોવાર જપ કરે તો તેને સઘળાં સુખો મળે છે. આ રીતે હજારવાર જપ કરે તો અધિક ફળ મળે પ્રાણાપાનને રોકીને એક માસ સુધી નિત્ય ત્રણસો ગાયત્રી જપે તો જે ફળની ઈચ્છા હોય તે ફળને પામે છે. ને એક હજાર ગાયત્રી જપે તો તેથી અધિક ફળ થાય છે. પવન ને રોધી જીતેન્દ્રિય થઈ ઉંચા હાથ કરી એક પગે ઉભીને એક માસ સુધી નિત્ય સો ગાયત્રીનો જપ કરે તો જે ઇચ્છા હોય તે પરિપૂર્ણ થાય એમ વિશ્વામિત્ર વદે છે. આ પ્રકારે ત્રણસો ગાયત્રી જપે તો તેથી અધિક ને હજાર જપે તો તેથી પણ અધિક ફળની પ્રાપ્તિ થાય છે. જળમાં ડુબીને એક માસ સુધી નિત્ય સો ગાયત્રી જપે તો તેથી ધારેલાં ફળની પ્રાપ્તિ થાય છે. ત્રણસો જપે તો તેથી ને હજાર જપે તો સૌથી અધિક ફળ થાય છે. રાત્રે હવિષ્યાન્ન જમવાનો નિયમ રાખી નિરાધારપણે ઉંચા

હાથ રાખી એક પગે ઉભો રહીને જપ કરે તો એક વર્ષે તેને ઋષિપણું મળે, બીજે વર્ષે અમોઘ વાણી, ત્રીજે વર્ષે તેને ત્રિકાળનું જ્ઞાન, ચોથે વર્ષે સૂર્યનારાયણનાં દર્શન, પાંચમે વર્ષે અણિમાદિ સિદ્ધિ, છઠ્ઠે વર્ષે કામદેવ સમાન રૂપ, સાતમે વર્ષે અમરતા, નવમે વર્ષે મનુપદ, દશમે વર્ષે ઈન્દ્રપદ, અગીયારમે વર્ષે પ્રજાપતિ ને બારમે વર્ષે બ્રહ્માનું પદ મળે છે. તમે તથા બીજા મહાત્માઓ આવાં તપથીજ ઉત્તમ લોકને પામેલા છો, કેટલાએક મુનિઓ શાક ખાવાનો, કેટલાએક મૂળ ખાવાનો, કેટલાએક ફળ ખાવાનો, દુધ પીવાનો, ઘી ખાવાનો, સોમરસ પીવાનો, ચરૂ ખાવાનો, પખવાડીએ જમવાનો, ભિક્ષા માગી ખાવાનો ને હવિષ્યાન્ન જમવાનો નિયમ રાખીને ઉત્તમ તપશ્ચર્યા કરે છે. રહસ્ય પાપોની એટલે બીજાંના જાણવામાં ન આવે તેવાં પાપોની શુદ્ધિ વાસ્તે દ્વિજે ત્રણ હજાર ગાયત્રીનો જપ કરવો. બ્રાહ્મણ એક માસ સુધી નિત્ય ત્રણ હજાર ગાયત્રી જપે તો તે સુવર્ણની ચોરીરૂપ રહસ્ય પાપથી છુટો થાય છે. સુરાપાન ને ગુરૂતલ્પ ગમન એ પ્રત્યેક પ્રાયશ્ચિત કરવાથી એક માસે પવિત્રતા થાય છે. વનમાં ઝુંપડી કરી એક માસ સુધી ત્રણ હજાર ગાયત્રીનો જપ કરે તો તે હત્યાથી મુક્ત થાય છે. આમ વિશ્વામિત્ર વદે છે. બાર દિવસ સુધી જળમાં ડુબી નિત્ય એક હજાર ગાયત્રીનો જપ કરવાથી સઘળા મહા પાપી દ્વિજો તે પાપોથી મુક્ત થાય છે. મૌન રાખી પ્રાણાયામ કરી એક માસ સુધી ત્રણ હજાર ગાયત્રી જપે તો મહા પાપોથી તે મહાભયથી મુકત થાય છે. સહસ્ર પ્રાણાયામ કરતાં બ્રહ્મહત્યાનું પાપ મટે છે. સાવધાનથી પ્રાણાપાનને છ વાર ઉંચા રાખવારૂપ પ્રાણાયામથી સઘળાં પાપોનો નાશ થાય છે. ક્ષત્રીય એક માસ સુધી નિત્ય હજાર ગાયત્રી જપે તો પવિત્ર થાય છે ! ગૌહત્યા કરી હોય તે બાર દિવસસુધી નિત્ય ત્રણ સહસ્ર ગાયત્રીનો જપ કરે તો દ્વિજ શુદ્ધ થાય છે. અગમ્યાગમન ચોરી હિંસા કે અભક્ષ્યનું ભક્ષણ કર્યું હોય તો દ્વિજ દશ હજાર ગાયત્રીનો જપ કરે તો પવિત્ર થાય છે. સો પ્રાણાયામ કરવાથી સઘળા દોષો મટે છે. સઘળાં પાપોની ભેળસેળ થઇ ગઈ હોય તો શુદ્ધિ વાસ્તે વનમાં રહી એક માસ સુધી નિત્ય એક હજાર ગાયત્રી જપવી, ત્રણ હજાર વાર ગાયત્રી જપવી તે ઉપવાસ બરાબર છે. ચોવીસ હજારવાર ગાયત્રી જપવી તે ઉપવાસ બરાબર ગણાય છે. ચોવીસ હજારવાર ગાયત્રીનો જપ કૃચ્છ્ર સમાન ગણાય છે. ચોસઠ હજારવાર ગાયત્રીનો જપ ચાંદ્રાયણ સમાન ગણાય છે. નિત્ય સવારે ને નિત્ય સાંજે પ્રાણાયામ કરી સોવાર ગાયત્રી જપવાથી સઘળાં પાપોનો નાશ થાય છે. નિત્ય જળમાં ડુબીને સૂર્યરૂપ દેવીનું ધ્યાન કરતાં સો વાર ગાયત્રી જપે તો સઘળાં પાપોથી છુટે છે. આ પ્રકારે શાન્તિ ને શુદ્ધિ આદિની નોખી નોખી કલ્પનાઓ મે તમને કહી. આ કલ્પનાઓ રહસ્યથી પણ વધારે રહસ્યરૂપ છે વાસ્તે તેઓને તમે સર્વદા ગુપ્ત રાખજો. આ સદાચારનો સંગ્રહ સંક્ષેપથી તમને કહ્યો વિધિપૂર્વક આ પ્રમાણે વર્ત્તવાથી મહામાયા શ્રીદુર્ગા દેવી પ્રસન્ન થાય છે. જે પુરૂષ નિત્ય નૈમિત્તિક ને કામ્ય કર્મને વિધિ પ્રમાણે કરે તે મનુષ્ય ભુક્તિ તથા મુક્તિરૂપ ફળને પામે છે. આચાર એ પહેલો ધર્મ છે ને ધર્મનાં અધિપતિ જગદંબા છે તેથી સર્વ શાસ્ત્રોમાં સદાચારનું મહાફળ કહ્યું છે. હે નારદ ! આચારવાળો મનુષ્ય પવિત્ર રહે છે, સુખી રહે

છે ને ભાગ્યશાળી ગણાય છે. આ વાત સત્ય છે. આ ભગવતીને પ્રસન્ન કરનારા સદાચારના વિધિને સાંભળે છે તોપણ મનુષ્યને મોટી સંપત્તિ તથા સુખની પ્રાપ્તિ થાય છે. આ લોક તથા પરલોક સંબંધી સુખ સદાચારથી પ્રાપ્ત થાય છે. આથી આ સદાચાર વિષે મેં તમને કહ્યું ને કહો હવે બીજું શું સાંભળવા ધારો છો.

सदाचारेण सिद्धयेच्च ऐहिकामुष्मिकं फलम्।
तदेव ते मया प्रोक्तं किमन्यच्छ्रोतुमिच्छसि १००

( આ સ્કન્ધમાં શ્લોક સંખ્યાની વેદવ્યાસે રચેલી છે.)

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે એકાદશ સ્કન્ધમાં અધ્યાય ૨૪ મો સંપૂર્ણ.

---

એકાદશ સ્કંધ સમાપ્ત.

श्रीमद्

# देवी भागवत भाषांतर.

## द्वादश स्कन्ध

### અધ્યાય ૧ લો*

#### ગાયત્રીના રૂષિ છન્દોને દેવતા.

नारद उवाच–

सदाचार विधिर्देव भवता वर्णितः प्रभो ।
तस्याप्यतुल माहात्म्यं सर्व पाप विनाशनम् ॥ १

નારદ કહે છે–હે પ્રભુ! હે દેવ! આપે સદાચાર વિધિ ને સઘળા પાપો હરનારૂં તેનું માહાત્મ્ય પણ મને કહી સંભળાવ્યું. આપનાં મુખ કમળમાંથી નીકળેલું ભગવતીની કથારૂપ અમૃત મેં સંભળાવ્યું. આ પ્રસંગમાં જે ચાંદ્રાયણ આદિ વ્રતો આપે કહ્યાં તે વ્રતો ઘણા શ્રમથી થઇ શકે એમ જાણવામાં આવે છે અને અશક્ત માણસોથી ન બને તેવાં છે એટલા વાસ્તે હે દેવેશ્વર! હે સ્વામી જે કર્મ પ્રાણીઓથી સહેજ થઇ શકે તેવું, પરિશ્રમ વગર અનુષ્ઠાનની સિદ્ધિ આપનારૂં ને દેવીને પ્રસન્ન કરનારૂં હોય તે કૃપા કરીને કહો. સદાચાર વિધિમાં આપે બતાવેલો ગાયત્રીનો વિધિ મૂઢ મનુષ્યો વડે ન થાય તેવો છે એટલા વાસ્તે જે અધિક પુણ્ય આપનારૂં મુખ્યત્વે કરવાનું હોય તે કહો. હે મુનિ! આપે ગાયત્રીના જે ચોવીશ અક્ષરો કહ્યા તેઓના રૂષિઓ કોણ છે! છંદો કયા કયા છે ને દેવ કોણ કોણ છે! આ સઘળું મને કહો. આ વિષય જાણવાની મને અતીવ જીજ્ઞાસા છે. નારાયણ બોલ્યા–બીજું અનુષ્ઠાન કરે વા ન કરે પણ જે દ્વિજ માત્ર ગાયત્રીનો અભ્યાસ રાખે તે પણ કૃતાર્થ થાય છે. જે દ્વિજ સંધ્યાઓમાં અર્ધ્યપ્રદાન કરે ને ગાયત્રીનો ત્રણ હજાર જપ કરે તે દ્વિજ પણ દેવતાઓને પૂજનીય છે. ન્યાસ કરે અથવા ન કરે પણ નિર્મળવૃત્તિથી સચ્ચિદાનંદ રૂપિણી ગાયત્રીનું ધ્યાન કરીને તેનોજ અભ્યાસ કરે તો તેટલાથી પણ કૃતાર્થ થાય છે. ઉત્તમ બ્રાહ્મણને ગાયત્રીનો એક અક્ષર પણ સિદ્ધ થાય તોપણ તે બ્રાહ્મણ વિષ્ણુ, સૂર્ય, શંકર, બ્રહ્મા ચંદ્ર કે અગ્નિ જેવો થાય છે. હે નારદ! હવે અનુક્રમથી ગાયત્રીના વર્ણ, રૂષિ આદિ છંદ દેવતા ને તત્વો વિષે કહું તે સાંભળો. ગાયત્રીના અનુક્રમે ચોવીશ અક્ષરોના વામદેવ

* આ અધ્યાયમાં ગાયત્રીના રૂષિ, છંદો ને દેવતા વિષે કહેવાશે.

અત્રિ, વસિષ્ઠ, શુક્ર, કણ્વ, પારાશર, વિશ્વામિત્ર, કપિલ, શૌનક, યાજ્ઞવલ્ક્ય, ભારદ્વાજ જમદાગ્નિ, ગૌતમ, મુગ્દલ, વેદવ્યાસ, લોમશ, અગસ્ત્ય, કૌશિક, વત્સ, પુલસ્ત્ય, માંડુક દુર્વાસા, નારદ અને કશ્યપ એ ચોવીશ રૂષિઓ છે. અને ગાયત્રી ઉષ્ણિહ, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુભ, જગતી, અતિ જગતી, શકવરી, અતિ શકવરી, ધૃતિ, અતિ ધૃતિ, વિરાટ, પ્રસ્તારપંક્તિ, કૃતિ, પ્રકૃતિ, આકૃતિ, વિકૃતિ, સંકૃતિ, અક્ષરપંક્તિ, ભૂ: ભુવઃ, સ્વઃ અને જ્યોતિષ્મતી એ છંદો છે. હે નારદ ! હવે ગાયત્રીના અક્ષરોના દેવતાઓનાં નામ કહું છું તે સાંભળો. અગ્નિ, પ્રજાપતિ, સોમ, ઈશાન, સવિતા, આદિત્ય, બૃહસ્પતિ, મિત્રાવરણ, ભગ, અર્યમા, ગણેશ, ત્વષ્ટા, પૂષા, ઈન્દ્ર તથા અગ્નિ, વાયુ, વામદેવ, મિત્રાવરૂણ, વિશ્વદેવા, માતૃગણ, વિષ્ણુ, વસુ, રૂદ્ર, કુબેર અને અશ્વિનીકુમાર એ ચોવીશ દેવતાઓ છે. દેવતાઓનાં નામોનો આ અત્યંત ઉત્તમ ને મહા પાપોને અત્યન્ત ઉખેડી નાખનાર સંગ્રહ મેં તમને કહ્યો કે જે સાંભળવા માત્રથી પણ જપ કરવાનું પરિપૂર્ણ ફળ થાય છે.

**चतुर्विंशति वर्णानां देवतानां च संग्रहः ।**
**कथितः परम श्रेष्ठो महापापैक शोधनः ॥२७॥**
**यदा कर्णपात्रेण सांगं जाप्यं फलं मुने ॥**

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અધ્યાય ૧ લો સંપૂર્ણ.

---

# અધ્યાય ૨ જો.

## અક્ષરોના વર્ણો ને મુદ્રા દર્શન.

**नारायण उवाच-**
**वर्णानां शक्तयः काश्च तच्छृणुष्व महामुने ।**
**वामदेवी प्रिया सत्या विश्वा भद्रविलासिनी॥ १॥**

નારાયણ વદે છે—હે નારદ ! હવે ગાયત્રીના ચોવીશ અક્ષરોની ચોવીશ શક્તિઓનાં નામ સાંભળો. વામદેવ, પ્રિયા, સત્યા, વિશ્વા, ભદ્રવિલાસિની, પ્રભાવતી, જયા, શાંતા, કાન્તા, દુર્ગા, સરસ્વતી, વિદ્રુમા, વિશાલેશા, વ્યાપિની, વિમળા, તમો મહારાણી, સૂક્ષ્મા, વિશ્વયોનિ, જયા, વશા, પદ્માલયા, પરા શોભા ને ભદ્રા ને ત્રિપદા એ ચોવીશ શક્તિઓ કહેવાય છે. હવે ચોવીશ અક્ષરોના યથાર્થ વર્ણો કહું તે સાંભળો. ચંપક સમાન, અળસીના પુષ્પ સરખો, પરવાળા સમાન, સ્ફટિક સમાન, કમળ સમાન, મધ્યાન્હના સૂર્ય સમાન, શંખ ડોલર તથા ચંદ્ર સમાન પરવાળાં તથા કમળની પાંખડી જેવો, માણેક સમાન, ઈન્દ્રનીલ સમાન, મોતી સમાન, કેસર સમાન, આંજણ સમાન, રાતો, વૈદુર્ય પાણિના સરખો, મધ હળદર ડોલર કે દુધ જેવો, સૂર્ય જેવો, પોપટની પુંછડીના જેવો, કમળ જેવો, કેવડાના પુષ્પો જેવો, માલિકાનાં ફુલ જેવો, ને કરણ જેવો, એવી રીતે અનુક્રમે ચોવીશ વર્ણો છે કે જેઓ ધ્યાન કરવાથી મહાપાપને મટાડે છે. હવે અનુક્રમે એ અક્ષરોનાં ચોવીશ તત્વોનાં નામ આપું છું. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, ગંધ, રસ, રૂપ, શબ્દ, સ્પર્શ, ઉપસ્થ, ગુદા, તથા પગ, હાથ, વાણી, પ્રાણ, જીહવા, ચક્ષુ, ત્વચા, શ્રોત્ર, પ્રાણ, અપાન, ઉદાન, સમાન, ને વ્યાન એ ચોવીશ તત્વો છે. હવે અનુક્રમે એ

અક્ષરોની મુદ્રાઓ કહું છું તે સાંભળો. સમુખ, સંપુટ, વિતત, વિસ્તૃત, દ્વિમુખ, ત્રિમુખ, ચતુર્મુખ, પંચમુખ, ષણ્મુખ, અધોમુખ, વ્યાપકાંજલિક, શકટ, યમપાશ, ગ્રથિત, સન્મુખોન્મુખ, પ્રલંબ, મુષ્ટિક, મત્સ્ય, કૂર્મ, વરાહ, સિંહાક્રાન્ત, મહાક્રાન્ત, મુદ્ગર ને પલ્લવ એ ચોવીશ મુદ્રાઓ છે. ત્રિશૂળ યોનિ સુરભિ અક્ષમાળા લિંગ કમળ ને મહામુદ્રા એ સાત મુદ્રાઓ ગાયત્રીના ચોથા પાદની છે. હે મહામુનિ ! મહાપાપોનો નાશ કરનારી, કીર્તિ આપનારી ને કાન્તિ આપનારી આ મહામુદ્રાઓ મેં તમારી પાસે કહી.

**इत्येताः कीर्त्तिता मुद्रा वर्णानां ते महामुने ।**
**महापापक्षयकराः कीर्त्तिदाः कान्तिदा मुने ॥१८॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધનો અધ્યાય ૨ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૩ જો.*

### જગદંબાનું કવચ.

**नारद उवाच**

**स्वामिन् सर्व जगन्नाथ संशयोस्ति मम प्रभो ।**
**चतुःषष्टि कलाभिज्ञ पातकाद्योग विद्वर ॥१॥**

નારદ વદે છે—હે સ્વામી ! હે અખિલ જગત્‌ના નાયક ! હે પ્રભુ ! હે ચોસઠ કળાઓના જ્ઞાતા ! હે યોગ વિત્તમ ! મને શંકા છે કે મનુષ્ય દેહ કેવાં પવિત્ર કર્મથી પાપ રહિત થઇને વિશેષે કરી દેવરૂપ મંત્રરૂપ ને બ્રહ્મરૂપ થાય છે. હે પ્રભુ ! દેહને એ પ્રમાણે બનાવનારૂં જે કર્મ તથા તેના ન્યાસ ઋષિ છંદ દેવતા ને ધ્યાન હોય તે વિધિ સહિત સાંભળવાની મારી ઇચ્છા છે. નારાયણ બોલે છે. ગાયત્રીનું એક અત્યન્ત ગુહ્ય કવચ છે કે જેના પાઠમાત્રથી મનુષ્યો સઘળાં પાપો તરી જાય છે, સઘળુ ઇષ્ટ પામે છે ને દેવીરૂપ થાય છે. આ ગાયત્રીના કવચના બ્રહ્મા વિષ્ણુને મહેશ્વર એ ત્રણ ઋષિઓ છે. ઋગ્ યજુષ્ સામ, ને અથર્વ એ છંદ છે. બ્રહ્મરૂપ દેવતા છે. ગાયત્રી પરમ કળા છે. તત્ બીજ છે, ભર્ગ શક્તિ છે, ધિયઃ એ કીલક છે ને મોક્ષ વાસ્તે વિનિયોગ છે. પ્રથમના ચાર અક્ષરોથી હૃદય કહ્યું છે, પછીના ત્રણ અક્ષરોથી શિર કહ્યું છે, પછીના ચાર અક્ષરોથી શિખા કહેલી છે, તે પછીના ત્રણ અક્ષરોની કવચ કહેલું છે, તે પછીના ચાર અક્ષરોથી નેત્ર કહ્યું છે ને તે પછીના ચાર અક્ષરોથી અસ્ત્ર કહ્યું છે. હવે સાધક લોકોને ઈચ્છિત ફળ આપનારૂં ધ્યાન બતાવું તે સાંભળો. "પ્રત્યેકનાં ત્રણ ત્રણ નેત્રોવાળાં, પાંચ મુખવાળાં, મોતી, પરવાળાં, સુવર્ણ, ને નીલમણિ સરખી કાન્તિવાળાં, ધોળાં, ચંદ્રમાંથી જડિત રત્નમય મુકુટવાળાં ચોવીશ તત્વોરૂપ અર્થવાળા અક્ષરોરૂપ, હસ્તમાં વર, અભય, અંકુશ, પાશ, સ્વચ્છ ખપ્પર, ધનુષ્યની દોરી, શંખ, ચક્ર, તથા બે કમળોને ધારણ કરનારાં ગાયત્રી દેવીને હું ઉપાસું છુ" આમ ધ્યાન કરી પછી બોલવું કે "પૂર્વમાં ગાયત્રી રક્ષા કરો, દક્ષિણમાં સાવિત્રી રક્ષા કરો. પશ્ચિમમાં બ્રહ્મસંધ્યા રક્ષા કરો ને ઉત્તરમાં સરસ્વતી રક્ષા કરો. જળમાં શયન કરનારાં પાર્વતી મારી અગ્નિ ખુણામાં રક્ષા કરો, રાક્ષસોને ભય આપનારાં દેવી મારી નૈઋતખુણામાં રક્ષા કરો. પવનથી વિલાસ કરનારાં દેવી વાયુખુણામાં મારી રક્ષા કરો, રૂદ્રરૂપ રૂદ્રાણી મારી ઇશાન ખુણામાં રક્ષા કરો. બ્રહ્માણી મારી ઉપરના દેશમાં ને વૈષ્ણવી મારી નીચેના પ્રદેશમાં રક્ષા કરો,

* આ અધ્યાયમાં જગદંબાનાં કવચ વિષે કથન કરવામાં આવશે.

આ પ્રકારે મારી દશે દિશામાં રક્ષા કરી ભુવનેશ્વરી મારાં સઘળાં અંગની રક્ષા કરજો. तत् પદ મારા બે પગની રક્ષા કરો, सवितु પદ મારા સાથળોની રક્ષા, કરો, वरेण्य પદ મારી કાટિની રક્ષા કરજો, भर्ग પદ મારી નાભિની રક્ષા કરજો, देवस्य પદ મારા હૃદયની રક્ષા કરજો, धीमहि પદ મારા બે ગાલની રક્ષા કરજો, धियः પદ મારાં લલાટની રક્ષા કરજો, नः પદ મારાં મસ્તકની રક્ષા કરજો, ને प्रचोदयात् પદ મારી શિખાની રક્ષા કરજો. तत् પદ મારાં મસ્તકની રક્ષા કરજો, स પદ મારાં કપાલની રક્ષા કરજો, वि પદ બે નેત્રોની રક્ષા કરજો, तु પદ બે ગાલની રક્ષા કરજો, व પદ મારાં નાકની રક્ષા કરજો, रे પદ મારાં મુખની રક્ષા કરજો, णि મારા ઉપરના હોઠની રક્ષા કરજો, य મારા હેઠલા હોઠની રક્ષા કરજો, भ મારા મુખની રક્ષા કરજો, र्गो મારી દાઢીની રક્ષા કરજો, दे મારા કંઠની રક્ષા કરજો व મારા ખભાની રક્ષા કરજો, स्य મારા જમણા હાથની રક્ષા કરજો, धी મારા ડાબા હાથની રક્ષા કરજો, म મારાં હૃદયની રક્ષા કરજો, हि મારા પેટની, धि મારી નાભિની यो મારી કટિની, यो મારાં ગુહ્યની, नः મારા બે સાથળની, प्र મારા બે ગોઠણની, चो મારી પીડીઓની, द મારી ઘુંટીઓની, या મારા બે ચરણોની ને त् મારાં સઘળાં અંગોની રક્ષા કરજો." આ દિવ્ય કવચ સેંકડો પીડાઓને નાશ કરનારૂં છે ને મોક્ષ આપનારૂં છે આ કવચનું ધારણ કરવાથી સઘળાં પાપોથી મુક્ત થવાય છે ને પરબ્રહ્મને પ્રાપ્ત થવાય છે. આ કવચના પાઠથી કે શ્રવણથી હજાર ગોદાનનું ફળ મળે છે.

मुच्यते सर्व पापेभ्यः परं ब्रह्माधिगच्छति ।
पठनाच्छ्रवणाद्वापि गोसहस्र फलं लभेत् ॥२७॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે ભગવતી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અધ્યાય ૩ જો સંપૂર્ણ.

---

## અધ્યાય ૪ થો.*

### ગાથારૂપ ગાયત્રીનું હૃદય.

नारद उवाच-

भगवान् देवदेवेश भूतभव्य जगत्प्रभो ।
कवचं च श्रुतं दिव्यं गायत्री मंत्र विग्रहर् ॥१॥

નારદ કહે છે—હે ભગવાન્! હે દેવદેવ! હે ઈશ્વર! હે ભૂત તથા ભાવિ જગત્‌ના પતિ! ગાયત્રીના મંત્રવાળું ગાયત્રીનું દિવ્ય કવચ મેં શ્રવણ કર્યું. હવે ગાયત્રીનું ઉત્તમ હૃદય સાંભળવા ઇચ્છું છુ કે જેથી તેના જપનું સંપૂર્ણ ફળ મળે. નારાયણ કહે છે—ગાયત્રીનું રહસ્યથી પણ અતિ રહસ્યરૂપ જે હૃદય અથર્વવેદમા કહ્યું છે તે કહું છું તો સાંભળો. મહાદેવી અને વેદમાતા વિરાટ્‌રૂપ ગાયત્રીનું ધ્યાન કરી તેમના અંગરૂપ દેવતાઓની પણ ભાવના કરી પિંડ બ્રહ્માંડની એકતાને લીધે પોતાના શરીરની પણ ગાયત્રીરૂપે ભાવના કરવી. પછી સાધકે તન્મય થવા વાસ્તે પોતાના ગાયત્રીરૂપ દેહમાં આ દેવતાઓનું સ્થાપન કરવું. દેવરૂપ થયા વિના દેવનું પૂજન ન કરવું એવો વેદજ્ઞાતાઓનો સિદ્ધાન્ત છે. આથી અભેદ વાસ્તે પોતાની કાયામાં દેવતાઓની ભાવના કરવી. હવે જેથી તન્મય થવાય તે પ્રકાર બતાવું છું. આ ગાયત્રીના હૃદયનો ઋષિ (હું) નારાયણ છું, ગાયત્રી છંદ છે ને ગાયત્રી જ દેવતા છે. પૂર્વોક્ત પ્રકારે અનુક્રમે ષડંગ કર્યા પછી નિર્જન પ્રદેશમાં આસનપર બેસીને એકાગ્ર ચિત્તથી ધ્યાન કરવું. "મસ્તકમાં ઘોરૂપ દેવનું, દાંતની

* આ અધ્યાયમાં ગાથારૂપે ગાયત્રીનું હૃદય કહેવામાં આવશે.

પંક્તિમાં અશ્વનીકુમારનું, બે હોઠમાં બે સંધ્યાઓનું, મુખમાં અગ્નિનું, જીભમાં સરસ્વતીનું, કંઠમાં બૃહસ્પતિનું, બે સ્તનમાં આઠ વસુઓનું, બે બાહુઓમાં મરૂતનું હૃદયમાં પર્જન્યનું, ઉદરમાં આકાશનું, નાભિમાં અંતરીક્ષનું, બે કટિમાં ઇન્દ્ર ને અગ્નિનું, પેડુમાં વિજ્ઞાનમય પ્રજાપતિનું, બે સાથળમાં કૈલાસ ને મલયાચળનું, બે ગોઠણમાં વિશ્વે દેવાનું, જાંઘમાં કૌશિકનું, ગુહ્યમાં બે અયનનું, બે સાથળમાં પિતૃઓનું, બે પગમાં પૃથ્વીનું, આંગળીઓમાં વનસ્પતિઓનું, રૂંવાણાંઓમાં રૂષિઓનું, નખોમાં મૂહૂર્તોનું, અસ્થિઓનું, ગ્રહોનું, રૂધિર તથા માંસમાં રૂતુઓનું, નિમિષમાં સવત્સરોનું દિવસમાં સૂર્યનુ ને રાત્રિમાં ચંદ્રમાનું ધ્યાન કરવું. પછી બોલવું કે "ઉત્તમ દિવ્ય ને સહસ્ર નયનોવાળાં ગાયત્રીનો હું આશ્રમ લઉંછું. ૐ तत् સૂર્યના સર્વોત્તમ તેજને પ્રણામ કરૂંછું. ૐ तत् પૂર્વ દિશામાં ઉગેલાને પ્રણામ કરૂંછું. तत् પ્રાતઃકાળે આદિત્યને પ્રણામ કરૂં છું. तत् પ્રાતઃકાળે સૂર્યમંડલમાં વસનારાં ગાયત્રીને પ્રણામકરૂ છુ. આ વિષયનો સવારે પાઠ કરે તો રાત્રીમાં કરેલાં પાપો નાશ થાય છે ને સાંજે પાઠ કરે તો દિવસમાં કરેલાં પાપનો નાશ કરે છે. સાંજે ને સવારે પાઠ કરે તો પાપરહિત થ ય છે. સઘળાં તીર્થોમાં સ્નાન કરવાનું ફળ મળે છે. સઘળા દેવતાઓ તેને ઉત્તમ જાણે છે. જે ન બોલવાનું બોલાયું હોય તે સબંધી દોષ મટે છે. અભક્ષ્ય પદાર્થના ભક્ષણનો દોષ મટે છે. અભોજ્ય પદાર્થનું ભોજન કરવાનો દોષ ટળે છે. ચાટવા ન જેવા ચટાયા પદાર્થનો દોષ મટે છે. પીવાને અયોગ્ય પદાર્થને પીવાનો દોષ મટે છે. અગમ્યા સ્ત્રીમાં ગમન કર્યાનો દોષ મટે છે. સેંકડો ને હજારો દુષ્ટ દાનો લીધાનો દોષ મટે છે. સઘળા પ્રતિગ્રહ કરવાનો દોષ મટે છે. પંક્તિને દુષિત કરવાનો દોષ ટળે છે. અસત્ય વદવાનો દોષ મટે છે. અબ્રહ્મચારી હોય છે તે બ્રહ્મચારી થાય છે. આ હૃદયનો અભ્યાસ કરવાથી સહસ્ર યજ્ઞનું ફળ થાય છે. સાઠ લાખ ગાયત્રીના જપનાં મળે છે અને આ હૃદય જો આઠ બ્રાહ્મણને શિખવે તો તેને સિદ્ધિ થાય છે. જે મનુષ્ય સવારમાં પવિત્ર થઈને નિત્ય આ હૃદયનો પાઠ કરે તો તે સઘળાં પાપોથી મુક્ત થાય છે. બ્રહ્મલોકમાં પૂજાય છે એમ ભગવાન શ્રીનારાયણ વદે છે.

ब्रह्मलोके महीयते इत्याह
भगवान् श्री नारायणः ॥

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવતના દ્વાદશ સ્કંધનો અધ્યાય ૪ થો સંપૂર્ણ.

---

## અધ્યાય ૫ મો.

### ગાયત્રીનું સ્તોત્ર.

नारद उवाच–
भक्तानुकंपिन्सर्वज्ञ हृदयं पापनाशनम् ।
गायत्र्याः कथितं तस्माद्गायत्र्याः स्तोत्रमीरय ॥१॥

નારદ વદે છે–હે ભક્તાનુગ્રહવત્સલ ! હે સર્વજ્ઞ ! પાપનાશક ગાયત્રીનું હૃદય તમે કહ્યું. હવે ગાયત્રીનું સ્તોત્ર કહો. નારાયણ વદે છે–" હે આદિશક્તિ ! હે જગજ્જનનિ ! હે ભક્તાનુગ્રહકારિણિ ! હે સર્વવ્યાપક ! હે અંતરહિત ! હે શ્રીસંધ્યારૂપ ! તમને પ્રણામ હો. સંધ્યારૂપ તમેજ છો. રાતાં ગાયત્રી ધોળાં સાવિત્રી ને કાળાં સરસ્વતી તમે જ છો. બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર તમને જ આરાધે છે. મુનિઓ સર્વદા સવારમાં તમને બાળકરૂપે મધ્યાન્હે યુવાનરૂપે ને સાંજે વૃદ્ધરૂપે ચિંતવે છે. હંસ ગરૂડ ને બળદનાં વાહન-

વાળાં આપજ છો. પૃથ્વીમાં તપસ્વીઓ ત-મને રૂગ્વેદ ભણતાં જુવે છે. અંતરિક્ષમાં ત-મે યજુર્વેદ ભણતાં દીપો છો. પૃથ્વીમાં તમે સર્વત્ર છો તો પણ રૂદ્રલોકમાં રહીને તમે સામવેદ ભણ્યા કરો છો. વિષ્ણુ ને બ્રહ્મના લોકમાં વસનારાં તમે મનુષ્યોપર અનુગ્રહ કરનારાં છો. સપ્ત રૂષિઓને પ્રીતિ આપનારાં, માયારૂપ, બહુ વરદાનો આપનારાં, શિવનાં નયનાશ્રુથી ને પાર્વતીના કરના પ્રસ્વેદથી પ્રકટ થયેલાં પણ તમે જ છો. આનંદ આ-પનારાં તમે વરેણ્યા, વરદા, વરિષ્ઠા, વરવ-ર્ણિની. ગરિષ્ઠા, વરાહા, વરારોહા, નીલગંગા, સંધ્યા ને સર્વદા ભોગમોક્ષદા એવી રીતે દશ પ્રકારનાં દુર્ગા કહેવાઓ છો. મનુષ્ય લો-કમાં વસનારાં ને ત્રણે સ્થાનમાં રહેનારાં તમે જ ભગવતી છો. ભૂર્લોકમાં વસનારાં ને પૃ-થ્વીના શોકને હરનારાં પણ તમે છો. ભૂલોક-માં વાયુશકિતરૂપ, સ્વર્ગલોકમાં તેજોમય પું-જરૂપ, મહર્લોકમાં મહાસિદ્ધિરૂપ, જનલોક-માં જનનીરૂપ, તપલોકમાં તપસ્વિનીરૂપ, સત્યલોકમાં સત્યવાણીરૂપ, વિષ્ણુલોકમા લ-ક્ષ્મીરૂપ, બ્રહ્મલોકમાં ગાયત્રીરૂપ ન રૂદ્રલોકમાં શિવનાં અર્ધાંગનારૂપ પાર્વતીરૂપ આપજ છો. મહતત્વ ને અહંકારના મૂળતત્વરૂપ તમે કહેવાઓ છો. ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ, શબલ બ્રહ્મરૂપ, શબળ બ્રહ્મથી પર, પરાશ-કિતરૂપ, ક્રિયાશક્તિરૂપ, જ્ઞાનશક્તિરૂપ ને ત્ર-ણે શક્તિઓને આપવાવાળાં તમે જ છો. ગંગા, યમુના, વિપાશા, સરસ્વતી, શરયુ, દેવિકા સિંધુ, નર્મદા, ઈરાવતી, ગોદાવરી, શતદ્રુ, કાવેરી, દેવલંકના, કૌશિકી, ચન્દ્રભા-ગા, વિતસ્તા, સરસ્વતી, ગંડકી, તાપી, કર-તોયા, ગોમતી ને વેત્રવતી એ નદીઓરૂપ પણ તમેજ છો. ઈડા પિંગલા સુષુમ્ણા ગાંધારી હસ્તજિહ્વા, પૂષા, પૂષા, અલંબુષા, કહુ, શંખિની ને પ્રાણવાહિનીએ શરીરનીઅંદર વસનારી નાડીઓરૂપ તમે છો. આમ પ્રાચીન વિદ્વાનો વદે છે. હૃદય કમળમાં પ્રાણશકિતરૂપ, કંઠમાં સ્વપ્નનાયિકા-રૂપ, તાળવામાં સદાધારારૂપ, ભ્રૂમધ્યમાં બિ-ન્દુરૂપ, મૂલાધારમાં કુંડલિનીરૂપ, કેશના મૂળ સુધી વ્યાપ્ત હોવાથી વ્યાપિનીરૂપ, જ્ઞાનકળા-ના મધ્યમાં પરમાત્મારૂપ, ને જ્ઞાનકળાના અગ્રમાં મનોન્મનીરૂપ પણ તમેજ છો. અ-ધિક બોલવાનું કાંઇપણ પ્રયોજન નથી. કા-રણ કે હે મહાદેવી ! ત્રૈલોકયમાં જે કાંઈ છે તે તમારૂં જ રૂપ છે. હે સંધ્યા ! મોક્ષ અર્થે તમને પ્રણામ હો. " સંધ્યાના સમયમાં બહુ પુણ્ય આપનારૂં, મહાપાપોને શમાવનારૂં, મહાસિદ્ધિ આપનારૂં, અને કીર્તિ આપનારૂં આ સ્તોત્ર મે તમારી પાસે કહ્યું. સંધ્યાના સમયમાં સાવધાનપણાથી જે આ સ્તોત્રનો પાઠ કરે તો અપુત્રને અને ધનની ઇચ્છાવા-ળાને ધન મળે છે. સઘળાં તીર્થ તપ, દાન, યજ્ઞ, ને યોગનું ફળ પણ મળે. આ સ્તોત્ર-નો પાઠ કરવાથી બહુ કાળ સુધી ભોગ ભો-ગવીને અંતે મોક્ષની પ્રાપ્તિ થાય. તપસ્વી-ઓએ કરેલા આ સ્તોત્રનો સ્નાનના સમયમાં ગમે તે પ્રદેશમાં જળમાં ડુબકી મારીને પાઠ કરે તો ગંગામાં સ્નાનનું ફળ થાય એ-માં કશો સંદેહ નથી હે નારદ ! જે મનુષ્ય ભક્તિથી આ સ્તોત્રનું શ્રવણ કરે તે પણ પાપથી છુટે છે એ વાત સાચે સાચી છે. સંધ્યાના ઉદ્દેશથી કહેલુ આ સ્તોત્ર અમૃત સમાન છે.

શ્રૃણુયાદ્યોऽપિ તદ્ભક્ત્યા સ તુ પાપાત્પ્રમુચ્યતે ।
પીયૂષસદૃશં વાક્યં સંધ્યોક્તં નારદેરિતમ્ ॥૨૮॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દ્વાદશ સ્કંધનો અધ્યાય ૫ મો સંપૂર્ણ.

## અધ્યાય ૬ ઠ્ઠો.*

### ગાયત્રી સહસ્ર નામ.

**नारद उवाच–**

**भगवन् सर्व धर्मज्ञ सर्वशास्त्र विशारद ।**
**श्रुति स्मृति पुराणानां रहस्यं त्वन्मुखाच्छ्रुतम् १**

નારદ વદે છે–હે ભગવન્ ! હે સર્વ ધર્મના જ્ઞાતા ! હે સર્વ શાસ્ત્રોમાં વિચક્ષણ ! શ્રુતિ સ્મૃતિ ને પુરાણોનું રહસ્ય કે જે પાપનાશક છે ને સદ્વિદ્યાનુ પ્રવર્ત્તક છે તે આપના મુખથી મેં સાંભળ્યું, હવે મને જાણવાની ઈચ્છા છે કે બ્રહ્મજ્ઞાન શાથી થાય ! મોક્ષસાધન શું છે ! શુભ ગતિ શાથી થાય છે ! મૃત્યુનો નાશ કેમ થાય છે ! આ લોક ને પરલોક સંબધી ઉત્તમ કેમ પ્રાપ્ત થાય છે ! હે કમળ નયન ! આ સઘળુ પ્રથમથીજ આપે મને કહેવુ ઘટે છે. નારાયણ વદે છે–હે મહા વિચક્ષણ નારદજી ! બહુ સારૂ. આપે મને ઠીક પૂછ્યું. ગાયત્રીનાં સારાં દિવ્ય ને સર્વ પાપોનાં નાશક એક સહસ્ર ને આઠ નામો કહુ તે સાંભળો. આ નામો પૂર્વે સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ કહ્યાં છે. એઓના ૠષિ બ્રહ્મા, છન્દ અનુષ્ટુભ, દેવતા દેવી ગાયત્રી. બીજ વ્યંજનો ને શક્તિ સ્વરો છે. એના અંગન્યાસ તથા કરન્યાસ માતૃકાના અક્ષરોથી સમજવા. હવે સાધકજનોને હિતકારી ધ્યાન કહુ છુ. "રાતા પીળા ધોળા ને કાળા વર્ણવાળા મણિઓના સમુદાયો વાળાં, ત્રણ નેત્રોથી શોભનારાં, રાતા વર્ણવાળાં, રાતાં પુષ્પોની માળાવાળાં, કુમારિકા, કમળનાં આસનવાળા હંસ વાહનવાળાં ને હસ્તોમાં કુંડી કમળને અક્ષમાળા વાળાં એવાં શ્રી ગાયત્રી દેવીને હુ ભજું છું" આમ ધ્યાન કરી સહસ્ર નામો (પાઠ કરવો હોય તો મૂળ ઉપરથીજ કરવો ને અહીં તો ભાષાન્તરમાં સહસ્ર નામોના અર્થમાત્રજ છે) નો પાઠ કરવો.

ગાયત્રીનાં સહસ્ર નામોનો અર્થ.

અચિંત્ય લક્ષણોવાળાં, સ્પષ્ટ નામરૂપરહિત, બ્રહ્માદિકને નિયમમાં સ્થાપનારાં, અમૃત સમુદ્રના મધ્યમાં વસનારાં, અજીતા, અપરાજિતા, અણિમા આદિ સિદ્ધિઓનાં આશ્રય રૂપ, સૂર્યમંડળ વાસિની, અજન્મા, અજરા, સર્વોત્તમ, જાત્યાદિ ધર્મરહિત, માળાને ધરનારાં, નિકૃષ્ટ રૂપ, વર્ણમાતૃકારૂપ, કામાદિ ષટ્ પદાર્થોનો ભેદ કરનારાં, કાજળના પર્વત સમાન, કાજળના પર્વતમાં વસતાં, દેવમાતારૂપ, અજપારૂપ, અવિદ્યારૂપ, કમળ સમાન નેત્રોવાળાં, અંદર અને બહાર રહેવાવાળાં, જીવની ઉપાધિને હરનારાં અંતર્યામી સ્વરૂપ, અજારૂપ, બ્રહ્માના મુખમાં વસનારાં, કમળ સમાન વદનવાળાં, અર્ધ માત્રારૂપ, પુરૂષાર્થ આપવામાં વિચક્ષણ, શત્રુમંડળનુ મર્દન કરનારાં, અસુરોને હણનારાં, અમાવાસ્યારૂપ, અલક્ષ્મીને હણનારાં, માનગીરૂપે પૂજેલાં શબલ બ્રહ્મરૂપ, માયારૂપ, આકારરૂપ, હાસ્યથી વિસ્તારવાળાં મુખવાળાં, સૂર્યમાર્ગમાં રમનારાં સૂર્યે સેવેલાં, વ્યાખ્યાન કરનારાં, જગત્‌ને પ્રવર્ત્તાવનારાં, જુદા જુદા આચારોરૂપ, બ્રહ્મમાં રહેનારાં, અગ્નિની રૂચારૂપ, દેવથી સંબધવાળાં આદ્યા, આરાધ્યા, આસનારૂઢ મૂલાધારમાં બેઠેલાં, સર્વાધારરૂપ, અકારમાં બેઠેલાં, અદિ અક્ષરમાં જોડાયેલાં, હૃદયાકાશરૂપ, સૂર્યના મંડલમાં રહેલાં, અવિદ્યા તિમિર નિવૃત્તી, લક્ષ્મીરૂપ, ઇષ્ટફળદાત્રી, પ્યારાં, ઇંદીવર સમાન નેત્રીવાળાં, પૃથ્વીને વાણી આદિવાળાં, ઈન્દ્રના

---

* આ અધ્યાયમા ગાયત્રીના એક હજાર આઠ નામનો અર્થ કહેવાશે.

પદરૂપ, ચંદ્રમારૂપ, શેલડીનાં ધનુષવાળાં, બાણોને, સાંધનારાં, નીલવી સમાન આકારવાળાં, ઇંડા પિંગળારૂપ, ઈન્દ્રાક્ષી નામવાળાં ઈશ્વરી, ત્રણ પ્રકારની તૃષ્ણાઓથી રહિત, ઉમારૂપ, ઉષારૂપ, નક્ષત્ર સરખાં, કાકડી સમાન મુખવાળાં, નક્ષત્ર સમાન કાન્તિવાળાં નક્ષત્રોવાળાં, નક્ષત્રોને પાળનારાં, નક્ષત્રોના મધ્યમાં રહેલાં, ઉંચા પ્રદેશરૂપ, ઉર્ધ્વ કેશવાળાં, ઉંચી નીચી ગતિઓના ભેદવાળાં, ઉચા હાથ રાખનારને પ્યારાં, સમુદ્રના તરંગ સરખી કવિતા આપનારાં, સારી વાણીરૂપ, વેદરૂપ, રજસ્વલા, રૂષિ તથા દેવોને નમવા યોગ્ય થયેલાં, રૂગ્વેદરૂપ, રૂણહર્ત્રી, રૂષિ મંડલ વિહારિણી, રૂદ્ધિ આપનારાં, સરલ માર્ગમાં રહેલાં, સરલ ધર્મો આપનારાં, રૂતુ દેનારાં, રૂગ્વેદમાં રહેનારાં, સરલ, નાશ પામેલા ધર્મને પ્રવર્ત્તાવનારાં, લુતા નામના મહારોગનો નાશ કરનારા મત્રને ઉત્પન્ન કરનારાં, લૂતા આદિના વિષને હરનારાં એક અક્ષરવાળાં, એક માત્રારૂપ, એકરૂપ એક એકમા નિષ્ઠાવાળાં, ઇન્દ્રથી સબંધવાળાં, ઐરાવતપર બેઠેલાં આ લોક પરલોક સંબધી ફળ આપનારાં, ઓંકારરૂપ ઔષધીરૂપ મણિઓમાં દોરાની તુલ્યે સર્વમાં અનુસ્યુત, સર્વ જગત્‌માં વસનારાં, પૃથ્વીમાં થએલાં ઔષધીવાળાં, ઉપાસનાનું ફળ આપનારાં, અંડમધ્યમાં વસતાં અર્થાત્ અનુસ્વારરૂપ, વિસર્ગાત્મક મત્રરૂપ, કાત્યાયની, કાલગત્રિ, કામાક્ષી કામસુંદરી કમલા કામિની કાન્તા કામદા મધુર કઠી હાથીનાં કુભસ્થળ સમાનકુચોવાળાં, કરવીરક્ષેત્રાવસિની, કલ્યાણરૂપ, કુંજળવાળાં, કુરૂક્ષેત્ર વાસિની, મોથના દળસમાન આકારવાળાં, કુંડલિનીરૂપ, કુમુદવાસિની કાળજીહ્વા, વિકરાલ વદના, કલિકા, કાળરૂપા, સુંદર ગુણોવાળાં, કાન્તિરૂપા, કલાધારા, કુમુદવાલાં, કોશથી થયેલાં કમલાકારા, યથેષ્ટાચરણનો નાશ કરનારાં, કૌમારી, દયાવાલા કટાક્ષોવાળાં, દિશાઓના અંતરૂપ, વિષ્ણુએ વખાણેલાં, કદંબપુષ્પોપર પ્રીતિવાળાં, યમુનારૂપ, મેઘમાળારૂપ, કાંચીરૂપ, અગસ્ત્યમુનિથી પ્રશંસા થયેલાં, કામદેવની માતા, યજ્ઞવાળાં, સ્વેચ્છાનુસાર રૂપો ધરનારાં, કૃપાવાળાં, કુમારી, કુંડવાસીની, બિલડીરૂપ, પોપટરૂપ,વાહનવાળાં કૈકયદેશમાં થયેલાં, કોયલસમાન સ્વરવાળાં કેતકી નામવાળાં પુષ્પોપર પ્રીતિવાળાં કમંડલુને ધરનારાં ક્રૂરરૂપ કર્મોનું ઉચ્છેદન કરનારાં કલહંસ ગતિવાળાં રક્ષરૂપ કૌતુક ને મંગળને કરનારાં કસ્તુરીનાં તિલકવાળાં સુંદરી ગજગતિવાળાં ચંદ્રવગરની અમાવાસ્યારૂપ કર્પૂરનો લેપ કરનારાં કૃષ્ણા કપિલા ગુફામાં વસનારાં અચળા પૃથ્વીધારિણી કંપવાળાં કુક્ષિમાં સઘળાં બ્રહ્માંડોને ધરનારાં કરમાં તરવાલ ને ઢાલને ધરનારાં વામનરૂપા આકાશગામિની પક્ષીરૂપ વાહનવાળાં ખાટલાના અગોને ધરનારા પ્રખ્યાત ગરૂડપર બેઠેલાં ખલ પુરૂષોને હણનારાં જરાનુ ખંડન કરનારાં ભેદશાસ્ત્રનું વ્યાખ્યાન કરનારાં અરધા ચંદ્રમાના તિલકવાળાં ગંગારૂપ ગણેશ ને કાર્તીકેયેપૂજેલા ગાયત્રી ગોમતીરૂપ ગતિસ્વભાવરૂપ પ્રતિષ્ઠારૂપ ગંધર્વ તથા અપ્સરાઓએ સેવેલાં ગોવિંદના ચરણથી દબાયેલા ત્રણ ગુણોથી જાણવામાં આવતાં ગંધર્વીરૂપ ગુપ્ત પૃથ્વી પ પર્વતેશ્વરી ગહનરૂપ વિચારવાળાં બુદ્ધિમાં રહેનારા ગુણવાળાં મહાપાપોનો નાશ કરનારાં મોટાં ત્રિગુણાત્મિકા ગુપ્ત ગોપ્ય ગુણદાત્રી પર્વતકન્યા ગુપ્ત યાતંગીરૂપ વિષ્ણુપ્રિયા ગર્વહંત્રી ગાયદાત્રી ગોકુલવાસિની ગદાને ધારનારાં ગોકર્ણમાં વસવાની રૂચિવાલા ગુપ્ત

મંડલમાં વસનારાં ગરમી કરનારાં વૃષ્ટિ કરનારાં ઘંટારૂપ ઘોર દાનવોનું મર્દન કરનારાં સૂર્યના મંત્રમય શબ્દરૂપ બહુસંપત્તિ આપનારાં ઘંટાનાદપર પ્રેમવાળાં ઘ્રાણરૂપે સૂર્યને સંતોષ આપનારાં ઘણા શત્રુઓવાળા ઘુમેલા ઘૃતાચી અપ્સરારૂપ મહાવેગવાળાં ચૈતન્યરૂપ પરિભાષણની ક્રિયારૂપ, ચંદનાદિના લેપથી લેપાએલાં, મધુરૂં હસનારાં, ચપળા, ચંડિકા, વિચિત્રા, વિચિત્ર કુસુમોના શણગારવાળાં, ચતુર્ભુજા, સુંદર દાંતવાળાં, ચાતુરીરૂપ, સુંદર ચરિત્ર આપનારાં, નાટકના અંગરૂપ વસ્ત્રના વિચિત્ર છેડાવાળાં, ચંદ્રમારૂપ, કુંડલવાળાં, તરવારરૂપ, ઉત્તમ આપનારાં. ચકોરીરૂપ, ચંદ્રમાથી પણ અતીવ આનંદકારક હાસ્યવાળાં, ચંદ્રિકારૂપ, ચંદ્રધરા, પાપોને ચોરનારાં, ચોરી નામની ઓષધીરૂપ, ઉગ્ર, સુંદર વાણી વદનારાં, મસ્તકમાં ચંદ્રમાને ચોરોનો સંહાર કરનારાં, ઉત્તમ ચંદનથી લેપાએલાં ગાત્રોવાળાં, સુંદર ચામરોથી પવન ઢોળાવનારાં, સુંદર કટિવાળાં, ચંદિલા નામથી સુપ્રસિદ્ધા ચન્દ્રરૂપ, સુંદર હોમપર પ્રેમવાળાં, સારાં ચરિત્રોવાળાં, હાથમાં ચક્ર ધરનારાં, ચન્દ્રમંડળના મધ્યમાં રહેલાં, ચન્દ્રકમળરૂપી દર્પણવાળાં, ચકવાક જેવાં સ્તનોવાળાં, ચેષ્ટારૂપ, ચિત્રરૂપ, સારા વિલાસવાળાં, ચૈતન્ય સ્વરૂપ, ચન્દ્રવાળાં, ચંદરૂપા ચંદ્રપર સ્નેહવાળાં, પ્રેરનારાં, દીર્ઘ પ્રજ્ઞાવાળાં ચાતકરૂપ, જગત્‌ની સૃષ્ટિમાં ઉત્તમ હેતુવાળાં, છત્રથી ચાલનારાં, છત્રને ધરનારાં, છાયારૂપ, ભેદરૂપી દ્વંદ્વોવાળાં, છાયાનાં અધિષ્ઠાત્રી, નખોમાં છિદ્રોવાળાં, જીતેન્દ્રિયોને પ્રાપ્ત થનારાં અનુષ્ટુપ છંદવાળાં, મંત્રથી જ્ઞેયરૂપ, કપટના ઉપદ્રવોને તોડનારાં, છેદરૂપ, છત્રેશ્વરી, છિન્નમસ્તારૂપ, છુરીરૂપ, છેદનપર પ્રીતિવાળાં, માતા, અજન્મા, કર્મફળપ્રદાત્રી, ત્રલોકયમય જાન્હવીરૂપા, જટાવાળાં, જયવાળાં, જરા મરણ વગરનાં, જંબુદ્વિપવાળાં, જ્વાળારૂપ, જય મેળવનારાં, જળથી સોભનારાં, જિતેન્દ્રિયા, ક્રોધને જીતનારાં, શત્રુઓને જીતનારાં, જગત્‌ને વહાલાં સુવર્ણમય, જીહવારૂપ, જાનકીરૂપ, જગત્‌રૂપ, જશરૂપ, પૃથ્વીરૂપ, ઉત્પન્ન કરનારાં, જન્હુકન્યા. ત્રિભુવન હિતને ઇચ્છનારાં, જ્વાળામુખી, જપવાળાં જ્વરહંત્ર, લોકને જીતનારાં, જયથી દબાવેલાં પુરૂષોરૂપ, પ્રજ્વલિત, જાગતાં, જ્વરનાં અધિપતિ તેજવાળાં. જળદાત્રી, મોટાં, દિગતમાં ધનુષ્યની દોરીને ટેલાવનારાં, લક્ષ્યવાળાં, બગાસાંવાળાં, બગાસારૂપ, માણિકયનાં ચળકતાં કુંડલોવાળાં, ઝિંઝિકા નામના પક્ષીરૂપ. ઝણઝણાટ કરનારાં, ભયંકર પવનરૂપ, ઝલ્લકી નામનું વાજીંત્ર વગાડવામાં નિપુણ. ઝંકારરૂપ, કરમાં પોપટને ધરનારાં ટંક ને બાણવાળાં, ટાંકણાંવાળાં. પરશુને તોડનારાં ટંકીનામના રૂદ્રગણની તુલ્યે નાદ કરનારાં; વખાણવાયોગ્ય વક્ષઃસ્થળવાળાં, ટંકાર કરનારી દેવીઓનાં ઇશ્વરી ઠઠ એવો શબ્દ કરનારાં, ડામરીરૂપ, ડાકિનીરૂપ, બાળકરૂપ ડુંડુંમાર નામના દાનવને પજયડામ તારી, કરનાર રાત્રના માર્ગમાં રહેલાં, ડમરૂ બજાવનારાં, ડિંડી નામનાં વાજીંત્રને સહન કરનારાં, સુંદર બાળક્રીડામાં તત્પર, ઢુંઢિરાજની માતા, હાથમાં ઢક્કા નામનું વાજું રાખનારાં, ઢિલ્લી નામના ગણોવાળાં. નિત્ય જ્ઞાનવાળાં, અનુપમ, નિર્ગુણ, નર્મદારૂપ, નદીરૂપ, ત્રિગુણા, ત્રિપદા, વીણાના તારરૂપ, તુલસીરૂપ, યુવતી, વૃક્ષરૂપ, વિષ્ણુના ચરણથી દબાયેલાં બ્રહ્મપદમાં જનારાં, યુવાન સૂર્ય સરખાં, તમોગુણી હિમરૂપ, ત્વરારૂપ, ત્રિકાલજ્ઞાનવાળાં, ત્રિ

વળીવાળાં. ત્રિનેત્રવાળાં, ત્રિશક્તિ તીવ્ર ત્રણ પ્રવાહવાળાં, તમોગુણીને ખાનારાં, તત્ર મન્ત્રના ભેદોને જાણનારાં, પાતળી કટિવાળાં ત્રણ લોકવાળાં ત્રણ સંધ્યારૂપ, ત્રણ સ્તનોવાળાં સંતોષમાં રહેનારાં તાલના પ્રતાપવાળાં તાટંક નામનાં આભૂષણવાળાં હિમસમાં હિમાલયવાસિની, તંતુઓના સમુદાયોવાળાં મુક્તાહારપર પ્રીતિવાળાં, તિલના હોમથી રાજી થનારાં તીર્થરૂપ તમાલના પુષ્પ સદૃશ આકૃતિવાળાં, તારારૂપ ત્રણ પદાર્થવાળાં પાતળાં ત્રિશંકુએ સેવેલાં પાતાળ પેટવાળાં આડું બોલનારાં અંકોટાથી પ્રિય કરનારાં, ત્રણ જટાવાળાં તેતરરૂપ, તૃષ્ણારૂપ, ત્રણ પ્રકારવાળાં યૌવનના આકારવાળાં તપાવેલા સુવર્ણસમાં તપાવેલાં સુવર્ણનાં આભૂષણોવાળાં મહાદેવની સાથે સંબંધવાળાં, ધર્મ, અર્થ, ને કામરૂપ ત્રણે કાળનું જ્ઞાન આપનારાં, તૃપ્તિ સાધનરૂપ તૃપ્તિ દેનારાં તૃપ્તિરૂપ તામસી તુંબરૂએ વખાણેલાં ગરુડારૂઢ ત્રિગુણયુક્ત આકારવાળાં, ત્રણ સ્થાનમાં વક્રતાવાળાં, પાતળાં અંગોવાળાં થાત્કાર શબ્દને કરનારાં રક્ષણ કરનારા શબ્દવાળાં મંગળની સીમારૂપ મનોરથોને પૂર્ણ કરનારાં, દીનપર સ્નેહવાળાં દાનવોને સંહાર કરનારાં, દુર્ગા દુર્ગમ દાનવને હણનારાં દેવતાઓની રીતિરૂપ, દિવસ રાત્રીરૂપ દ્રૌપદીરૂપ દુંદુભિ સમાન શબ્દવાળાં દેવયાનીરૂપ રાખી શકાય નહી તેવાં દરિદ્રને ભેદનારાં દિવસરૂપ દામોદરને પ્યારાં, દીપ્તિવાળાં દિશાઓરૂપી વસ્ત્રવાળાં દિશાઓનો મોહ કરનારાં દંડકારણ્યમાં રહેનારાં દંડવાળાં દેવોએ પૂજેલાં દેવતાઓએ નમવા યોગ્ય સ્વર્ગવાસિની, દ્વેષ કરનારાં દાનવોરૂપ દીન તથા અનાથોએ સ્તુતિ કરેલાં દીક્ષારૂપ દૈવતઆદિ સ્વરૂપવાળાં માતારૂપ ધનુષ ધરનારાં

ધેનુરૂપ ધારણ કરનારાં ધર્મ પ્રમાણે ચાલનારાં જગત્નો બોજો ઉઠાવનારાં. પૃથ્વીના આશ્રયરૂપ, ધનદાત્રી ધાન્યદાત્રી, ધર્મ સ્વભાવનાં ધનાધ્યક્ષ, ધનુર્વેદ વિચક્ષણા, ધૈર્યરૂપા, ધાન્યરૂપા. પદધરા, ધર્મરાજને વહાલાં, અવિચળ ધૂમાવતી, ધુમ્રકેશી, ધર્મશાસ્ત્ર પ્રકાશિકા રાજી કરનારાં નંદપ્રિયા નિદ્રારૂપ મનુષ્યોથી વખણાયેલાં, નંદનવનરૂપ નર્મદારૂપ કમાલિનીરૂપ શ્યામ સદાશિવના આશ્રયવાળાં નારાયણને વહાલાં નિત્યરૂપ નિર્મળ નિર્ગુણ નિધાનરૂપ નિરાધારા નિરૂપમા નિત્ય શુદ્ધ નિરંજન નાદ—બિંદુ—કળાને અતિક્રમ કરી રહેલાં નાદ બિંદુ ને કળારૂપ નૃસિંહ વેષવાળાં પર્વત ધારિણી રાજાઓ ને નાગોએ શણગારેલાં નરકદુઃખોને ટાળનારાં નારાયણ પદ સભવા નિર્દોષ નિરાકાર નારદનું પ્રિય કરનારાં નાના પ્રકારનાં જ્યોતિશ્શાસ્ત્રોમાં વર્ણવેલાં ભંડારનાં આપનારાં નિર્મળ સ્વભાવવાળાં નવ સૂત્રને ધરનારાં નીતિરૂપ ઉપદ્રવ મટાડનારાં નંદપુત્ર નવરત્ન સંપન્ન નૈમિષારણ્ય વાસિની નવનીતપર પ્રેમવાળાં નારીરૂપ કાળા મેઘના સમાન શબ્દવાળાં નિમેષવાળાં નદીરૂપ શ્યામ કંઠવાળાં રાત્રીશ્વરી નામાવલિરૂપ નિઃશુંભ હંત્રી નાગ લોક નિવાસિની નવાં સુવર્ણના સમાન કાન્તિવાળાં નાગલોકનાં ઈષ્ટ દેવી ચરણમાં નૂપૂર ધરનારાં મનુષ્યોના મનને આનંદ આપનારાં ઉંડાં તથા લાલ નયનોવાળાં કડાકા સમાન શબ્દવાળાં નંદનવનમાં વસનારાં નિર્યૂહ નામના ગૃહભાગપર ફરનારાં પાર્વતીરૂપ અત્યન્ત ઉદાર પરબ્રહ્મરૂપ સર્વથી પર પંચકોશાતીત પંચ પાપનો નાશ કરનારાં પરાયાં ચિત્તની રીતિ સમજનારાં પંચિકા નામવાળાં પ્રપંચરૂપ પરમ પ્રીતિરૂપ ઉત્તમ

તેજનો પ્રકાશ કરનારાં, જૂનાં, પુરૂષથી સબંધ રાખનારાં, પુણ્યરૂપ, કમળ નયની,પાતાળ તળમાં ડૂબેલાં, પ્રસન્ન, પ્રીતિ વર્ધની, પવિત્ર કરનારાં, કિરણોવાળાં, કોમળ, પવન ખાનારાં, પ્રજાપતિરૂપ,થાકેલાં,પર્વત સમાનસ્તનોવાળાં, કમળપર પ્રેમ રાખનારાં, કમળપર બેઠેલાં, કમળ સદૃશ નયનોવાળાં,કમલ સભવા, કમલ પત્રવાળાં, કમલના સમાન ચરણોવાળાં,પદ્મિનીરૂપ, પ્રિયવાદિની,અજ્ઞાનીઓના પાશને છોડાવનારાં, પુરંધરી, પુરવાસિની, પુષ્કલરૂપ,શરીરોમાં વસનારાં,પર્વણીરૂપ,પારિજાતક પુષ્પોપર પ્રેમવાળાં,પતિવ્રતા, પવિત્ર અગોવાળાં, પુષ્પ સમાન હાસ્યમાં તત્પર, પ્રજ્ઞાવતીનાં પુત્રી, પૌત્રીરૂપ, પુત્રોએ પૂજવાયોગ્ય, ક્ષીરવાળાં,પટ્ટિશઅને પાશનેધરનારાં,પક્તિરૂપ, પિતૃલોકને આપનારાં,પુરાણાં,પવિત્રસ્વભાવવાળાં,પ્રણામ કરનારાઓની પીડાનેહરણકરનારાં, પ્રદ્યુમ્નની માતા,પુષ્ટ,પિતામહે સ્વીકારેલાં,પુંડરિક પુરવાસિની, કમળવદની, મોટી જાંઘવાળાં મહા ભૂજાવાળાં, મહા ચરણોવાળાં મહા ઉદરવાળાં,પરવાળાં સમાન શોભાવાળાં, પીંગળાં નેત્રવાળાં, પીળાં વસ્રોવાળાં, મહા ચપળતાવાળાં, ઉત્પન્ન કરનારાં, પુષ્ટિને આપનારાં, પવિત્રા,પ્રતિષ્ઠારૂપ સ્તુતિ કરનારી દેવાંગનાઓની ગતિરૂપ, પાંચ વર્ણોવાળાં, વિસ્તાર પામેલી વાણીવાળાં, પચિકા નામવાળાં, પાંજરામાં વસેલાં, મહા માયારૂપ, પરમ જ્યોતિરૂપ, ઉત્તમ પ્રીતિરૂપ,પરમ ગતિરૂપ,પરમ અવધિરૂપ, પરમેશ્વરી, પવિત્ર કરનારાં, અગ્નિસમાન કાન્તિવાળાં, પવિત્ર મંગળરૂપ, અમાપ, પુષ્પવત્ હાસ્યવાળાં,મહાપેટવાળાં,પીળાંઅગોવાળાં પીળાંવસ્રોવાળાં, પીળીશય્યામાંશયનકરનારાં,પીળીક્રિયાવાળાં,પિશાચોનેહણનારાં,રાતાં નયનોવાળાં, ચતુર ;કૃતિવાળાં, પંચ પ્રકારનું મત્સ્ય મદ્ય આદિ ભક્ષણ કરનારાં, વામાચારી લોકોને વહાલાં,આચારવાળાં, પૂતનારૂપ, પ્રાણઘાતિની, પુન્નાગ વનમાં મધ્યમાં વસનારાં, પવિત્ર તીર્થોએ સેવેલાં, પાંચ અંગોવાળાં, પરાશક્તિરૂપ, પરમાનંદ કરનારાં,પુષ્પના સમુદાયમાં રહેલાં, પોષણ કરનારાં, સર્વ લોકોને પુષ્ટિ આપનારાં, મદ્યપાનપર પ્રેમવાળાં, પંચ શિખાવાળાં, સર્પનાપર શયન કરનારાં, પાંચ માત્રારૂપ. પૃથ્વીરૂપ,માર્ગમાં સુખ આપનારાં, ઘણુ પૂર્ણ કરનારાં, પુરાણ ન્યાય ને મીમાંસારૂપ રક્ત પુષ્પના સરખી સુગંધિવાળાં, પવિત્ર પ્રજાવાળાં, પાર દેનારાં, ઉત્તમ માર્ગમાં વસનારાં, પલ્લવ સમાન શોભાવાળાં, પૂર્ણ આશાવાળાં, ઓંકારરૂપ, પલ્લવ સમાન ઉદરવાળાં, ફળવાળાં.ફળદાત્રી.ફલ્ગુરૂપ.ફુત્કાર કરનારાં, પાટીઆ સરખી આકૃતિવાળાં,મહા સર્પના શરીરપર શયન કરનારાં, સર્પ મંડળથી શોભતાં, બાળકથી પણ બાળકરૂપ,ઘણાઓએ માનેલાં, નવા તડકા સમાન વસ્રોવાળાં, બળભદ્રને વહાલાં, પ્રણામ કરવા યોગ્ય, ઘોડીરૂપ, બુદ્ધિથી વખણાએલાં, બાન પકડાએલાઓનાં ઇષ્ટ દેવી, કર્મ છિદ્રોને દેખનારાં, કપટને હણનારાં, બળિદાનપર પ્યાર રાખનારાં, બાંધવ સદૃશ, વેદોથી પ્રતિપાદન કરાયેલાં, બુદ્ધિરૂપ, બપોરીયાં પુષ્પોથી ખુશી થનારાં, ઉગતા સૂર્યની પ્રભા સરખી આકૃતિવાળાં, બ્રહ્માના સંબંધવાળાં, બ્રાહ્મણોનાં ઈષ્ટ દેવી, બૃહસ્પતિએ વખણાએલાં, તુલસીરૂપ, વૃન્દાવન વિહારિણી, બગલાઓની પક્તિઓવાળાં, કર્મ છિદ્રોનો નાશ કરનારાં, ગુફામાં રહેનારાં, ઘણાં જળવાળાં, ઘણાં નેત્રોવાળાં, ઘણાં ચરણોવાળાં, કાનમાં ઘણા અલંકારોવાળાં, ઘણા હસ્તોવાળાં, બીજરૂપ, ઘણાં રૂપોવાળાં, બિંદુનાદ ને કળાથી પાર રહેલાં,

બિંદુ તથા નાદ સ્વરૂપવાળાં, ઘોના ચર્મનાં મોજાં બાંધનારાં, બદ્રિકાશ્રમમાં, વસનારાં દેવરૂપ, મહા ખભાઓવાળાં, મોટાં, બાણુ છોડનારાં, યુથોનાં અધ્યક્ષ, બહુથી વખણાએલાં, વનિતારૂપ, અતીવ વિક્રમોવાળાં, પદ્માસન બાંધનારાં, બીલીપત્રની હેઠે રહેલાં,પીપળામાં રહેલાં, બલિમાં રહેલાં, માયામાં પ્રતિબિંબિત થયેલાં, બાળા ધનુષ્યવાળાં વડવાવલ સમાન વેગવાળાં, બ્રહ્માંડની બાહ્યાંતર રહેલાં, બ્રહ્મ વિદ્યાનો ફેલાવો કરવામાં તત્પર, સદાશિવનાં પત્ની, ભયંકર દ્રંષ્ટ્રાવાળાં, ભાવવાળાં,ભયહારિણી, ભદ્રકાળી,સર્પસમાન નયનોવાળાં,સરસ્વતી, વિદ્યાવાળાઓપર સ્નેહ રાખનારાં ભયંકર, ભયંકર આકૃતિવાળાં, સમૃદ્ધિદાત્રી, ઘણી સમૃદ્ધિઓવાળાં,ક્રોધવાળાં,ભોગપરાયણા, કલ્યાણી, બહુ વિક્રમવાળાં પંચશ્રુતવાસીની, ભૃગુઓની પંક્તિરૂપ, બ્રાહ્મણોથી પૂજાયેલાં, ભાગીરથીરૂપ, ભોગવતીરૂપ, ગૃહવાસિની, વૈધવ્યરા, માનવતી, ભોગવતી, શિવપ્રિયા, બહુ દક્ષિણાને દેનારાં, શિવરૂપ ભયંકર પદાર્થોવાળાં, સંસારબંધનથી છોડાવનારાં,ઉપાસ્ય, પ્રાણીઓને ધરનારીએ પ્રસન્ન કરેલાં, ભુવનેશ્વરી, સર્પોનાં કંકણોવાળાં,ત્રાસદાયિની ભેરૂંડરૂપ, ભાગ્યવતી, માતા, માયારૂપ. મધુરતામય મધુરજિહ્વા, મદ્યપ્રિયા મહાદેવી મહાપૂજ્યતમા માળાવાળાં મીનાક્ષી માયાતીત, મધુપતી, ભૂમિકારૂપ, મધુર માંસ રાખનારાં, મધને સ્રવનારાં મનુના સંબંધવાળાં, મધને પેદા કરનારાં, મિથિલાપુરે વસનારાં, મધુકૈટભને મારનારાં, પૃથિવીરૂપ, યજ્ઞોની પંક્તિઓવાળાં, કૃશોદરી, મહામાયારૂપ, સીતારૂપ, માંખણપર સ્નેહવાળાં મહાલક્ષ્મી, મહાકાળી, મહાકન્યા, મહેશ્વરી, મહેન્દ્રના સંબંધવાળાં મેરૂપુત્રી મંદાર પુષ્પોથી સુપૂજિતા, ચરણોમાં સુંદર નેપુરોવાળાં, મોક્ષદાયિની મધુર વાદિની, મધુર પદાર્થોને ઝરનારાં, મુદ્રારૂપ, મલયરૂપ મલય ચંદનવાળાં,મેધારૂપ,મરકત મણિતુલ્યે શ્યામ, મગધ દેશમાં થયેલાં,મેનકાના પુત્રી, મહામારીરૂપ, મહાવીરત્વવાળાં, મહા શ્યામ, મનુએ વખાણેલાં, અક્ષરોરૂપ, અર્કસમાન તેજસ્વી, વિષ્ણુપદ ચારિણી, મૂલાધારમાં રહેલાં, મુગ્ધા, મણિપુરમાં વસતાં, મૃગનયની, પાડાપર બેઠેલાં, મહિષાસુરને મારનારાં, યોગમાં વસનારાં,યોગગમ્યા, યોગરૂપા યૌવનમાં વસતાં, યૌવનરૂપ,યુદ્ધમધ્યમાં વસતાં, યમુનારૂપ, યુગધારિણી, યક્ષિણીરૂપ, યોગવાળાં, યક્ષરાજનાં જનની,યાત્રારૂપ, ગતિની રીતિને જાણનારાં, યદુવશસભવા, યકારથી હકાર સુધીના અવધિવાલાં, યજુર્વેદના સંબધવાળાં, યજ્ઞરૂપ, યોગતત્પરા, રાક્ષસોને ત્રાસ આપનારાં, સુંદરા, રેવતીરૂપ, રેણુકારૂપ, રતિરૂપ, રૂદ્રના સબધવાલાં, ભયંકરજનોને વહાલાં, રામની જનનીરૂપ, રતિપર પ્રીતિવાલાં, રોહિણીરૂપ, રાજ્યદાત્રી, રેવારૂપ, લક્ષ્મીરૂપ, કમલનયની ચંદ્રરૂપ, રૂપાલાં,રત્નસિંહાસનારૂઢ,રાતાં ફુલોને રાતાં વસ્ત્રોને ધરનારાં, રક્તચંદનના લેપવાલાં, રાજહંસના પર બેઠેલાં, રંભારૂપ, લોહીના બલિદાનપર સ્નેહવાલાં, શુભ યોગોના આશ્રયરૂપ, સમસ્ત ભૂમંડલને દીપાવનારાં, રૂરૂ નામના મૃગચર્મને પહેરનારાં, રથોવાલાં, રત્નમાલારૂપ, રોગોનાં ઈશ્વરી, રોગોને શમાવનારાં, શબ્દ કરાવનારાં, રોમાંચ કરાવનારાં, રામચદ્રના ચરણથી દબાયેલાં, રાવણનું નિકંદન કરનારાં,રત્નને વસ્ત્રોથી ઢંકાયેલાં, રથારૂઢ સુવર્ણાલ કારોવાલાં લજ્જાનાં, અધિષ્ઠાત્રી, ચપલા,સુંદર ચિન્હોને ધરનારાં, લક્ષ્મી, રમણ કરનારાં, વિષહત્રી, લોકોવાલાં, અપયશનો ક્ષય કરનારાં, લજ્જારૂપ દીર્ઘ પેટવાલાં,વિલા-

સિની, લોક ધારિણી વરદાત્રી વંદિતા, વિદ્યારૂપ, વૈષ્ણવી, વિમલાકૃતિ,વરાહશક્તિ, રજરહિત વર્ષનારાં,ઉત્તમ લક્ષ્મીરૂપ, વિલાસવાલાં, વિનતા, ગગનમધ્ય, ચારિણી કમલાસનપર સ્થિત, મદિરારૂપ, વેણુથી પ્રકટેલાં, અગ્નિરૂપ, વિશુદ્ધ રૂપવાલાં,વાયુમંડ, મધ્યચારિણી, વિષ્ણુરૂપ, બ્રહ્મશકિતરૂપ,વિષ્ણુનાં પત્ની, વિષ્ણુવાલાં, વિશાલ નયના,ધનધારિણી, શંકરપ્રિયા, સમયરૂપવજાવાલાં, ધનને પૂરનારાં,વેદાક્ષરોથી વ્યાપ્ત અંગવાલાં,વાજમેયનું ફલ આપનારાં, વાસવી, વામમાર્ગનાં ઉત્પન્ન કરનારાં, વૈકુંઠવાસિની ઉત્તમ વ્યાસને વહાલાં કવચધારિણી, વાલ્મીકિએ સેવેલાં શાકંભરી, મંગલરૂપા, શાન્ત સરસ્વતી,શરણ્ય,કૃશોદરી, સદાચારિણી, શુંભ દાનવનો સંહાર કરનારાં, શોભાવાલા, સુખકારક આકૃતિવાલાં, શંકરનાં અરધાં અંગરૂપ, રાતાં, સ્વચ્છ અન્તઃકરણવાલા, શ્વેત, માથું સાંધનારાં, શરાવતી સરિતારૂપ બાણથી વિનોદપામનારા,શરદઋતુનીચ દ્રિકારૂપ,રડાવદનવાલાં,બાણથીદીપતાંત્રિશુલવાલાંશુચિ,ભીલડીરૂપ,પોપટપરસ્વારીકરનારાં,લક્ષ્મીવાળાંવિષ્ણુને આનંદ આપનારાં, શ્રવણ માત્રથી આનંદ દેનારાં, સદાશિવનાં પત્ની,રાત્રીમાં વંદવા યોગ્ય, છ ભાષાઓવાળાં,છ ઋતુઓપર પ્રીતિવાળાં મૂળાધાર આદિ છ આધારોમાં રહેલી દેવીઓનાં અધિપતિ, કાર્તિકેયનું ભલું કરનારાં, છ અંગરૂપ, સુબુદ્ધિ,દેવતાઓએ ને અસુરોએ વાંદેલાં, સરસ્વતી,સત્યના આધારરૂપ સર્વનુ હિત કરનારાં, સામગાનપર પ્રીતિવાળાં, સૂક્ષ્મ સાવિત્રીરૂપ,સામવેદ પ્રકટાવનારાં, સર્વના નિવાસરૂપ દેવતાઓને આનંદ આપનારાં શુભ સ્તનોવાળાં, સમુદ્રોરૂપી વસ્ત્રોવાળાં, સર્વ ઐશ્વર્યોપર પ્રીતિવાળાં, સિદ્ધિરૂપ,સાધુઓના બાંધવોપર પ્રેમવાળાં, સપ્તર્ષિઓનાં મંડળમાં ને ચંદ્રમંડળમાં રહેલાં,સર્વજ્ઞ ગાઢ કરૂણાવાળાં, સમાન ને અધિકથી રહિત, સર્વથી ઉર્ધ્વ, અસંગ, સદ્ગુણોવાળા, સઘળાં ઈષ્ટ ફળો આપનારાં, મધમાંખીરૂપ,સૂર્ય પુત્રી સુકેશી,ચન્દ્ર સમૂહ સમાન, સુવર્ણ વર્ણાં, હરિત વર્ણાં, હ્રીંકારનો ઉચ્ચાર કરનારાં, હ સવાહનીરેશમી વસ્ત્રોથીવી ટાએલાં, અંગવાળાં, ક્ષીર સાગરની કન્યા, ક્ષમારૂપ,ગાયત્રી સાવિત્રી,પાર્વતી, સરસ્વતી, વેદ ગર્ભા,ઉ મ નિત મોવાળાં, શ્રી ગાયત્રી અને પરાશક્તિ–પરાંબિકા.હે નારદ ! આ એક હજાર આઠ નામો ગાયત્રીનાં કહ્યાં તે પુણ્ય આપનારાં પાપો હણનારાં ને સંપત્તિ આપનારાં છે. ગાયત્રીનાં સતોષ જનક આ નામનો ખાસ કરી છેલ્લા આઠ નામો સહિત દ્વિજોએ નિત્યપાઠ કરવો જપ હોમ પૂજન ને ખાસ કરી ધ્યાન કર્યા પછી પાઠ કરવો. આ નામોનો ભક્ત ને સચ્છિષ્ય શિવાય બીજા કોઇને ઉપદેશ ન આપવો. બાંધવ છતાં ભ્રષ્ટ સાધકો હોય તેને આ પાઠ ન દેખાડવો. આ ગ્રંથ જેના ઘરમાં હોય તેને ભય ન થાય ને લક્ષ્મી ચંચળ છતાં ઘરમાં સ્થિર રહે. આ સ્તોત્ર પરમ રહસ્યરૂપ, ગુહ્યમાં ગુહ્ય, મોટું પુણ્યપ્રદ, દરિદ્રીઓને ધનપ્રદ, મુમુક્ષુઓને મોક્ષપ્રદ ને કામીઓને કામપ્રદ છે. આના પાઠથી રોગ, બંધન, બ્રહ્મહત્યા, સુરાપાન, સુવર્ણની ચોરી, ઓરમાન માતાનો સંગ,ઈત્યાદિ અનેકવાર કરેલાં પાપોથી મુક્તિ થાય છે. દુષ્ટ પ્રતિગ્રહનાં પાપથી અભક્ષ્યના ભક્ષણના પાપથી,પાંખડીઓથીને અસત્ય ભાષણ વિગેરેથી થતાં પાપોનો નાશ થાય છે. હે બ્રહ્મપુત્ર ! મારૂ કહેલુ આ રહસ્યરૂપ નિર્મળ સ્તોત્ર મનુષ્યોને પરમાત્મામાં યોગ કરાવે છે. આ હકીકત હુ ખરેખરી કહું છું. આમાં શંકા નથી. ૧–૧૬૫

इदं रहस्य ममलं मयोक्तं पद्मजोद्भव ।
ब्रह्मवायुष्यदं नृणां सत्यं सत्यं न संशयः १६५

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અધ્યાય ૬ ઠ્ઠો સંપૂર્ણ.

---

# અધ્યાય ૭ મો.

## દીક્ષાનો વિધિ.

**नारद उवाच—**

**श्रुतं सहस्र नामाख्यं श्री गायत्री फलप्रदम् ।**
**स्तोत्रं महोन्नतिकरं महाभाग्यकरं परम् ॥ १ ॥**

નારદ કહે છે—હે પ્રભો ! ગાયત્રીના ફળને આપનારૂં 'સહસ્રનામ' એવા નામનું સ્તોત્ર કે જે ઘણી ઉન્નતિ કરનારૂં તથા મહાભાગ્ય આપનારૂં છે તે મેં સાંભળ્યું. હવે દીક્ષાનું ઉત્તમ વિધાન સાંભળવા ઈચ્છા રાખું છું કે જેના વિના બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય કે સ્ત્રીઓને ભગવતીના મંત્રમાં અધિકાર પ્રાપ્ત થતો નથી. દીક્ષા સબંધી સઘળો સામાન્ય વિધિ સવિસ્તર મને કહો. નારાયણ વદે છે—દીક્ષાનો વિધિ કરવાથી પવિત્ર અન્તઃકરણવાળા શિષ્યોને દેવ અગ્નિ અને ગુરૂના પૂજન વિગેરેમાં અધિકાર પ્રાપ્ત થાય છે, દિવ્ય જ્ઞાનને આપે છે, તથા પાપોનો નાશ કરે છે તેથી દીક્ષા કહેવાય છે એમ વેદ અને તંત્રના નિપુણ જ્ઞાતાઓ કહે છે. દીક્ષાથી ઘણું ફળ થતું હોવાથી દીક્ષા અવશ્ય કરવી જોઇએ. દીક્ષામાં ગુરૂ અને શિષ્ય એ બન્ને અત્યન્ત શુદ્ધ જોઇએ. ગુરૂએ વિધિ પ્રમાણે સઘળું પ્રાતઃકાળનું કાર્ય કરી તથા પ્રકારે સ્નાન સંધ્યાદિ કરીને કરમાં કમંડલુ લઇને મૌનતા રાખી નદીના કાંઠાથી ઘેર જવું. ત્યાં સોળ હાથના યજ્ઞમંડપમાં જઈ ઉત્તમ આસનપર બેસવું. આચમન પ્રાણાયામ કર્યા પછી અર્ઘપાત્રમાં જળ લઈ તેમાં ચંદન ને પુષ્પ નાંખીને સાતવાર फट् મંત્રથી તેનું અભિમંત્રણ કરવું. પછી એજ મંત્રનું ઉચ્ચારણ કરતાં તે જળથી મંડપના ચારે દ્વારનું પ્રોક્ષણ કરીને પૂજાનો આરંભ કરવો. દ્વારપરના પાટીઆના ભાગમાં ગણપતિની, મધ્યમાં લક્ષ્મીની ને બીજા ભાગમા સરસ્વતીની નામમંત્રોથી ગંધપુષ્પો વડે પૂજા કરવી. દ્વારની દક્ષિણ શાખામાં ગંગાની, તેના વામ ભાગમાં વિઘ્નેશની, દ્વારની ડાબી શાખામાં ક્ષેત્રપાળની અને તેના વામ ભાગમાં યમુનાની પૂજા કરવી. ઉંબરામાં फट् મંત્રથી અસ્ત્ર દેવતાની પૂજા કરવી. પછી મંડપમાં સઘળું દેવમય છે એવી ભાવના કરી फट् મંત્રનો જપ કરતા ઉંચુ જોઇને અંતરિક્ષમાં રહેલાં વિઘ્નોને ને ત્રણ વાર પગ પછાડવાથી પૃથ્વીમાં રહેલાં વિઘ્નોને દુર કરવાં. પછી વિઘ્નોને ચાલ્યાં જવાનો માર્ગ રાખવા સારૂં ડાબી શાખાનો સ્પર્શ કરતાં જમણાં ચરણથી મંડપમાં પ્રવેશ કરવો. પ્રવેશ કર્યા પછી કુંભનુ સ્થાપન કરીને સામાન્ય અર્થના જલથી નૈરૂત ખુણામાં વાસ્તુનામ અને બ્રહ્માની ચંદન પુષ્પ ને અક્ષતાદિથી પૂજા કરવી. પછી પંચગવ્ય એકઠાં કરીને તેથી તથા અર્ઘોદકથી ગુરૂએ તોરણના સ્તંભસુધી મંડપનું પ્રોક્ષણ કરવું ને આ સઘળું દેવીમય છે એવી ભાવના રાખી ભક્તિપૂર્વક મૂલમંત્રનું તથા फट् મંત્રનુ ઉચ્ચારણ કરતાં કરતાં પ્રોક્ષણ કરવું. પછી फट् મંત્રનું ઉચ્ચારણ કરીને મંડપની પૃથ્વીનું તાડન કરવુ તથા हुं મંત્રનું ઉચ્ચારણ કરી અભ્યુક્ષણ કરવું. પછી ધૂપ કરીને ત્યાં સર્ષવ વિગેરે વિકર સર્વત્ર નાંખીને તેને પાછા દર્ભની સાવરણી ભેળા કરીને ઇશાણખુણામાં તે વિકરોનો ઢગલો કરવો. પછી પુણ્યાહવાચન કરીને દીન અનાથ લોકોને

સંતોષીને કોમળ આસનપર બેસવું. પછી પૂર્વાભિમુખ થઇ પોતાના ગુરૂને પ્રણામ કરીને જે મંત્ર દેવાનો હોય તેના દેવતાનું વિધિસહિત ધ્યાન કરવું. પૂર્વોક્ત પ્રકારથી ભૂતશુદ્ધિ વિગેરે ક્રિયાઓ કરી દેવના મંત્રના રૂષિ આદિ ન્યાસ કરવા. રૂષિનો મસ્તકમાં છન્દનો મુખમાં, દેવતાનો હૃદયમાં, બીજનો ગુહ્યમાં ને શક્તિનો પગમાં ન્યાસ કરી ત્રણ તાળીઓ પાડીને ત્રણ પ્રકારનાં વિઘ્નોને દૂર કરવાં ને તે પછી ત્રણ ચપટીઓ વગાડીને દિગ્બંધ કરવો. પછી પ્રાણાયામ કરીને મૂળમંત્રનું સ્મરણ કરતાં દેહમાં અકારાદિ અક્ષરોનો “ ॐ अंनमः ॐ आंनमः ॐ इंनमः ” આમ ન્યાસ મંત્રવેત્તાએ મસ્તકાદિ સ્થાનોમાં કરવો. મૂળમંત્રના ષડંગનો અંગુષ્ઠાદિ અંગુલિઓમાં તથા હૃદયાદિમાં અનુક્રમથી છ પદોવાલા ને આદિમાં ઓંકારવાળા છ મંત્રોથી ષડંગ ન્યાસ કરવો. પછી તે તે કલ્પોમા કહેલાં સ્થાનકોમાં મૂલમંત્રના અક્ષરોનો ન્યાસ કરવા વિગેરેની ક્રિયાઓ કરવી. આમ ન્યાસ કરી પોતાના શરીરમા શુભ આસનનુ ચિંતન કરવું તેમા દક્ષિણ ખભામા ધર્મનું, વામ ખભામાં જ્ઞાનનુ, ડાબા સાથળમા વૈરાગ્યનું, જમણા સાથળમા ઐશ્વર્યનુ, મુખમા અધર્મનું, ડાબા પડખામા અજ્ઞાનનું,નાભિમાં અવૈરાગ્યનું ને જમણા પડખામાં ઐશ્વર્યનું સ્થાપન કરવું. હે મુનિસત્તમ ! ધર્મ અર્થ કામ ને મોક્ષ એ ચાર પદાર્થો પલંગનાં ઈશ–ઉપળાઓરૂપ કહેવાય છે. મધ્યમાં કોમળ તળાઇના સ્થાનમાં અનંતની ભાવના કરવી. અનંતનીપર પ્રપંચરૂપી નિર્મળ કમળની ને કમળમાં એક બીજાની ઉપર ઉપર કળાવાળા સૂર્ય ચંદ્ર ને અગ્નિની ભાવના કરવી. સંક્ષેપે એ દેવનાઓની કળા કહું તે સાંભળો. સૂર્યની બાર, ચંદ્રની સોળ, ને અગ્નિની દશ કળાઓ કહેવાય છે વાસ્તે તે કળાઓ સહિત એ દેવોનું સ્મરણ કરવું. એઓની ઉપર સત્વ રજને તમની ભાવના કરવી. દેવીના સ્થાનની ચાર દિશાઓમાં આત્મા અંતરાત્મા પરમાત્મા ને જ્ઞાનાત્માની ભાવના કરવી. આ પ્રકારે પીડની કલ્પનાઓ કર્યા પછી “ અમુક ઈષ્ટદેવના આસનને પ્રણામ કરૂં છું ” એવા અર્થના મંત્રથી આસનની પૂજા કરીને તેમાં કલ્પમાં કહેલા વિધિ પ્રમાણે ગુરૂએ પરાંબિકાનું ધ્યાન કરવું ને દેવના મંત્રના દેવતારૂપ તે પરાંબિકાનું વિધિસર માનસોપચારથી પૂજન કરવું. આનંદ આપનારી કલ્પમાં કહેલી મુદ્રાઓ તેને દેખાડવી. આ મુદ્રાઓ બતાવવાથી ભગવતી પ્રસન્ન થાય છે. ત્યાર પછી પોતાના ડાબા ભાગના અગ્રમાં છ કોણથી ઉપર વર્તુલવાળું ને ચોરસવાળું મધ્યમાં એક બરાબર મંડળ કાઢવું. ષટ્કોણવાળા મંડળના મધ્યમાં ત્રિકોણ કાઢીને શંખરૂપ મુદ્રા બતાવવી. છ ખુણાઓમાં પુષ્પાદિકથી છ અંગોની પૂજા કરવી. પૂજ્ય અને પૂજકના મધ્યમાં પ્રાચીન કલ્પીને અગ્નિખુણાથી માંડી છ અંગોનું પૂજન કરવું. હે નારદ ! તે પછી શંખના આધારરૂપ પાત્ર લઈ फट् મંત્રથી તેનું પ્રોક્ષણ કરી તેને મંડળમાં સ્થાપવુ. શંખનો આધાર સ્થાપવાના સમયમાં **मंवह्निमंडलाय दशकलात्मने अमुकदेवतार्घ्यपात्रायनमः** એ મંત્રની સ્મૃતિ કરી આધારપર સ્થાપવો. પછી **अमूर्यमंडलाय द्वादशकलात्मने अमुकदेवतार्घ्यपात्रायनमः** એ મંત્ર બોલ્યા પછી **शं तत्वायनमः** એ મંત્ર બોલીને તેવી શંખનુ પ્રોક્ષણ કરવું અને તેમાં સૂર્યની તપિની આદિ બાર કલાઓનું ક્રમસર પૂજન કરવુ. અક્ષરોની મા-

તૃકા અવળી બોલીને અને મૂળમંત્ર વિલોપ બોલીને શંખમાં જળ ભરી તેમાં મંત્રથી કક્ષાઓનો ન્યાસ કરવો. **ૐસોમમંડલાયષોડશ કલાત્મનેઅમૃતાર્ણામૃતાય નમઃ** એ મંત્રથી અંકુશમુદ્રા દેખાડતાં જળની પૂજા કરવી. તેમાં તીર્થોનું આવાહન કરીને આઠ વાર મંત્રનો જપ કરવો. જળમાં અંગોનો ન્યાસ કરીને **નમઃ** એ મંત્રથી જળની પૂજા કરવી મૂળમંત્રનો આઠવાર જપ કરીને મત્સ્યમુદ્રાથી આચ્છાંદન કરવું. પછી શંખથી દક્ષિણ ભાગમાં પ્રોક્ષણી પાત્રનું સ્થાપન કરી તેમાં થોડું વિશેષ અર્ઘરૂપ શંખોદક નાખી તે જળવડે ચારે કોર પ્રોક્ષણ કરવું ને તેથી પૂજાના પદાર્થોની તથા પોતાના આત્માની શુદ્ધિ થવાની ભાવના કરવી. પછી પોતાની આગળ વેદીમાં મધ્યમાં કર્ણિકાવાળું સર્વતોભદ્ર મંડળ આળખીને સાળના ચોખાથી પૂરવું. દર્ભ પાથરીને તેઓ ઉપર શાસ્ત્રમાં કહ્યાં પ્રમાણે દર્ભનો કૂર્ચ મૂકવો. આધાર શાન્તિથી માડીને પીઠપર્યન્ત પૂજા કરવી. પછી વ્રણ વગરનો કુંભ લઈ **ફટ્** મંત્રથી મંત્રેલાં જળથી વીછળીને તેને ત્રેવડા કરેલા રાતા દોરાથી વીંટવો. એ કુંભમાં નવ રત્ન નાખી તથા કૂર્ચ નાખી ચંદનાદિકથી પૂજીને ગુરુએ ઓંકારરૂપ મંત્રથી તેનું તે પીઠમાં સ્થાપન કરવું. કુંભ ને પીઠની એકતાની ભાવના કરી વર્ણ માતૃકાનો વિલોમ ઉચ્ચાર કરતાં મૂળ મંત્રનો જપ કરીને દેવબુદ્ધિ રાખતાં તીર્થરૂપ જળથી કુંભને ભરવો. પીપળો, પનસ ને આમ્રવૃક્ષનાં કોમળાં નવાં પલ્લવોથી કુંભનું મુખ ઢાંકીને તેનાપર ફળ તથા અક્ષતવાળો પ્યાલો મુકીને બે વસ્ત્રથી વેષ્ટન કરવું. પ્રાણ પ્રતિષ્ઠાના મંત્રથી પ્રાણનું સ્થાપન કરવું ને આવાહન આદિની મુદ્રાઓથી પરમ દેવતાને પ્રીતિ ઉપજાવવી પછી કલ્પમાં કહ્યા પ્રમાણે પરમેશ્વરીનું ધ્યાન કરી તેમની આગળ આવકારના માન ભરેલા શબ્દો બોલવા. તે પછી પાદ્ય, અર્ઘ્ય આચમનીય, મધુપર્ક, અભ્યંગ ને સ્નાનનું નિવેદન કરવું. રાતાં ને સ્વચ્છ રેશમી વસ્ત્રની જોડ તેમને આપવી. નાના પ્રકારનાં મણિ જડિત અલંકારોની કલ્પના કરવી. વર્ણ માતૃકાના પ્રત્યેક અક્ષરને હ્રીંકારથી સંપુટ કરી ઉચ્ચારણ કરતાં દેવીના અંગોમાં ન્યાસ કરીને ચંદનાદિથી પૂજન કરવું. કર્પૂરવાળો કૃષ્ણાગરૂનો ધૂપ, કસ્તુરીવાળું કેસરીયું ચન્દન ને ડોલર વિગેરેનાં પુષ્પો દેવીને અર્પણ કરવાં. અગરૂ, ગુગળણ વાળો ને ચન્દન એઓનો ભૂકો કરી સાકર ને મધથી તેની ગોળી વાળી તેનો ધૂપ કરવાથી દેવી અત્યન્ત પ્રસન્ન થાય છે. પછી નાના પ્રકારના દીપકોનું અર્પણ કરીને નૈવેદ્ય ધરવું. પ્રત્યેક પદાર્થનું અર્પણ કરતાં પ્રોક્ષણીમાં રહેલું પાણી મુકતું જવુ. બીજું પાણી મુકવું નહી. પછી અંગપૂજા તથા કલ્પમાં કહેલાં આવરણોની પૂજા કરવી દેવીનું સાંગ પૂજન કર્યા બાદ વૈશ્વદેવ કરવો. દક્ષિણમાં સ્થંડીલ કરી તેમાં અગ્નિનું સ્થાપન કરતાં તેમાં મૂર્તિમાં રહેલાં ઇષ્ટ દેવીનું આવાહન કરી ક્રમથી પૂજન કરીને તેમાં ઓંકારવાળી વ્યાહૃતિઓથી ઘીવાળો દૂધપાકનો હોમ કરવો. પછી પચીશવાર મૂળમંત્રથી હોમ કરવો ને તે પછી પાછો ઓંકાર તથા વ્યાહૃતિઓથી હોમ કરવો. પછી ગંધ આદિ ઉપચારોથી પૂજીને દેવીને પીઠમાં સ્થાપવાં. અગ્નિનું વિસર્જન કર્યા બાદ અવશેષ રહેલા દૂધપાકથી સર્વત્ર જગદંબાના પાર્ષદોને ચંદન તથા પુષ્પ આદિ સહિત બળિદાન આ-

પવું. પાંચ ઉપચાર આપીને તાંબુલ તથા છત્રનું દેવીને અર્પણ કરતાં હજારવાર મૂળ મંત્રનો જપ કરવો. જપ થઇ ગયા પછી ઈશાન ખૂણામાં રાખી મૂકેલા સર્ષવ આદિના ઢગલાપર ઝારીનુ સ્થાપન કરીને તેમાં દુર્ગાનું આવાહન કરીને પૂજન કરવું. પાલન કરો પાલન કરો એવા ઉચ્ચારથી મૂળમંત્રને બોલીને પેલી ઝારીનાં નાળવામાંથી જળ કાઢીને તેના વડે પ્રદક્ષિણા રીતે ભૂમિનું સેચન કરવું. પછી ઝારીને પાછી ઠેકાણે રાખી અસ્ત્ર દેવતાની પૂજા કરવી. એમ કર્યા પછી ગુરૂએ શિષ્યની સાથે મૌન રાખીને જમવું. તે રાત્રીમાં સાવધાનપણાથી મંડપમાંજ સુવું. પૂર્વોક્ત પ્રકારે અધિવાસન કર્યા પછી કુંડનો સંસ્કાર કરવો ને કુંડ ન બનેલ હોય તો સ્થંડિલનો સસ્કાર કરવો. આ સસ્કારનો સક્ષિપ્તવિધિ આ પ્રકારે છે. મૂળમંત્રને બોલીને કુંડને જોવો ને તેજ અસ્ત્રમંત્રથી કુંડનું પ્રોક્ષણ તથા તાડન કરવું. 'હું' એ મંત્રથી અભ્યુક્ષણ કરીને તે પછી પૂર્વમાં અગ્રવાળી તથા ઉત્તરમાં અગ્રવાળી ત્રણ ત્રણ રેખા સમિધ આદિથી ચારે કોર કરવી. ઓંકારથી અભ્યુક્ષણ કરીને આધાર શક્તિથી માંડી દેવીના પીઠ પર્યન્તનું કુંડમાં પૂજન કરવું. આ પીઠમાં જગત્ના મહાકારણરૂપ જગદંબા તથા સદાશિવનું આહાવન કરીને એકાગ્રતાથી ચંન્દનાદિ ઉપચારોદ્વારા તેમની પૂજા કરવી. રૂતુસ્નાતા, શંકરની સાથે લાગેલાં, ને કામાતુર થયેલાં દેવીનું ધ્યાન કરવું તથા કેટલીક વાર સુધી તેઓની રતિક્રીડાની ભાવના કરવી પછી પાત્રમાં અગ્નિ લઈ ને આગળ મૂકવો. તેમાંથી ક્રવ્યાદનો અંશ દુર કરવો ને તેને પૂર્વોક્ત પ્રકારે દર્શનાદિથી સંસ્કાર આપવો. પછી રં બીજનો ઉચ્ચાર કરીને તેમાં ચૈતન્ય જોડવું તથા તેનું ઓંકારથી સાતવાર અભિમંત્રણ કરવું. તે પછી ગુરૂએ ધેનુમુદ્રા બતાવી અસ્ત્રમંત્રથી રક્ષિત કરીને હું મંત્રથી અવગુંઠન કરવું. ચંદનાદિથી પૂજા કર્યા બાદ તે અગ્નિને કુંડની ઉપર પ્રદક્ષિણા રીતે ત્રણવાર ફેરવી ગોઠણભર ધરતીપર બેસી ઓંકારનું ઉચ્ચારણ કરતાં તે અગ્નિને શિવના વીર્યરૂપ સમજીને યોનિમાં નાંખવો. ત્યાર પછી સદાશિવને ને જગદબાને આચમન લેવરાવવું તે चित् पिंगल हन हन दह दह पच पच એ મંત્રથી અગ્નિને પ્રજ્વલિત કરવો. " પ્રજ્વલિત, કર્મનાં ફળને ઉત્પન્ન કરનાર, હોમેલ પદાર્થોને ખાનાર, નિર્મળ, વૃદ્ધિ પામેલ, સર્વતોમુખ, ને સુવર્ણસમાન અગ્નિને નમુ છુ " એ મંત્રથી પરમાદરથી અગ્નિની સ્તુતિ કરવી. પછી ગુરૂએ ओं सहस्रार्चिषे हृदयाय नमः स्वस्ति पूर्णाय शिरसे स्वाहा उत्तिष्ठ पुरुषाय शिखायै वषट् धूमव्यापिने कवचाय हुं सप्तजिह्वाय नेत्रत्रयाय वौषट् धनुर्धराय अस्त्राय फट् એ મંત્રોથી ઉપર કહેલા હૃદય આદિ સ્થાનોમાં ન્યાસ કરવો. પછી સુવર્ણ સમાન વર્ણવાળા ત્રણ નેત્રવાળા કમલપર બેઠેલા મહામંગળરૂપ અને વર શક્તિ સ્વસ્તિક ને અભય મુદ્રાને ધરનારા અગ્નિનું ધ્યાન કરવું. પછી મંત્રવેત્તા ગુરૂએ કુંડમાં મેખલા ઉપર પરિસિંચન કરવુ, દર્ભોથી પરિસ્તરણ કરવુ ને પછી પરિધિઓની રચના કરવી. પ્રથમ ત્રિકોણ, તેનાપર ષટ્કોણ, તે પછી વૃત્ત, તે પછી અષ્ટપત્ર, ને તે પછી ભૂપુર એવી રીતે અગ્નિ સ્થાપનથી પહેલાંજ યંત્ર આળખી રાખવો અથવા તે યંત્રની આ સમયમાંજ ભાવના કરવી. वैश्वानर जातवेद इहावह लोहिताक्ष सर्व कर्माणि साधय स्वाहा

એ મંત્રથી યંત્રના મધ્યમાં અગ્નિની પૂજા કરવી. મધ્યમાં તથા છ ખુણાઓમાં હિરણ્યા, ગગના, રકતા, કૃષ્ણા, સુપ્રભા, બહુ પા ને અતિરકિતકાએ સાત અગ્નિની જીંહાઓની ને કેસરોમાં અગોની પૂજા કરવી. પત્રોમાં શક્તિ ને સ્વસ્તિક ને ધરનારી અગ્નિની મૂર્તિઓની પૂજા કરવી. **ॐ अग्नये जातवेदसे नमः । ॐ अग्नये सप्त जिन्हाय नमः । ॐ अग्नये हव्यवाहनाय नमः । ॐ अग्नये अश्वोदर जाय नमः । ॐ अग्नये कौमार तेजसे नमः । ॐ अग्नये विश्वमुखाय नमः ॐ अग्नये देवमुखाय नम.** । એ પ્રકારે મૂર્તિઓની પૂજા કરીને ચાર દિશાઓમાં વજાદિ આયુધોવાળા લોકપાળોની પૂજા કરવી. પછી સુચ્ સુવ્ ને ધીના સસ્કાર કરીને હોમ કરવો. ધીની થાળીમાં ડાબા જમણા ભાગની કલ્પના કરી જમણા ભાગમાંથી સરવા વડે ધી **अग्नये स्वाहा** એ મંત્રથી અગ્નિના જમણા નેત્રમાં હોમ કરવો, ડાબા ભાગમાંથી ધીલઈ **सोमाय स्वाहा** એ મંત્રથી અગ્નિના ડાબા નેત્રમાં હોમ કરવો ને મધ્ય ભાગમાંથી ધી લઇને **अग्नीषोमाभ्यां स्वाहा** એ મંત્રથી અગ્નિના ત્રીજા નેત્રમાં હોમ કરવો. વળી જમણા ભાગમાંથી ધી લઈ **अग्नयेस्विष्टकृते स्वाहा** એ મંત્રથી અગ્નિના મુખમાં હોમ કરવો. પછી સાધકે ઓંકારવાળી વ્યાકૃતિઓને બોલીને હોમ કરવો. તત્પશ્ચાત્ અગ્નિનો મંત્ર બોલીને ત્રણવાર આહુતિ આપવી. હે નારદ ! ત્યાર પછી ગર્ભાધાનાદિ સસ્કારો વાસ્તે ઓંકારથી ધીની આઠ આઠ આહુતિઓ હોમવી. ગર્ભાધાન, પુંસવન, સીમતોન્નયન, જાતકર્મ, નામકર્મ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, વ્રતબંધ, મહાનામ્ન્યવ્રત, ઔપનિષદ્ વ્રત, ગોદાન અને ઉદ્ધાર એ સંસ્કારો વેદમાં કહ્યા છે. પછી શિવપાર્વતીની પૂજા કરીને તેઓનું વિસર્જન કરવું. તે પછી અગ્નિના ઉદ્દેશથી પાંચ સમિધ હોમવી ને આવરણોને વાસ્તે પણ એક એક આહુતિ હોમવી. સ્રુચમાં સરવાવડે ચાર વાર ધી લઈ તે સ્રુચને સરવાવડે ઢાંકી પોતાના આસનપર ઉભી અગ્નિના મંત્રને અન્તે **वौषट्** બોલીને હોમ કરવો. **ॐ ॐस्वाहा, ॐ श्रीं स्वाहा, ॐ श्रीं ह्रीं स्वाहा, ॐ श्रीं ह्रीं क्लीं स्वहा, ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं स्वाहा, ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं गं स्वाहा, ॐ श्रीं ह्रीं क्लीं ग्लौं गं गणपतये वर वरद, सर्वजन मे वशं** અને **आनय स्वाहा** એ મહા ગણપતિના મત્રોથી દશ આહુતિઓ હોમવી. દેવોના મત્રના દેવતાના તેને કલ્પમાં કહેલા પીઠની અગ્નિમાં પૂજા કરી તે અગ્નિમાં તે દેવતાનુ ધ્યાન કરી મૂળમંત્રથી તેના મુખમાં પચીશ આહુતિ હોમવી કે જેથી અગ્નિનુ અને દેવતાનું મુખ એક થાય છે. પછી અગ્નિની અને દેવતાની એકતા થવાની ભાવના કરતાં પોતાની સાથે તેઓ એકી ભૂત થયાની ભાવના કરવી. પછી ઉત્તમ સાધકે દેવતાઓના ષડંગને નોખી નોખી આહુતિઓ આપવી હે નારદ ! અગીયાર આહુતિઓ આપવાથી અગ્નિની અને દેવતાની નાડીનું સધાન થાય છે. પછી આવરણોના એક એક દેવના નિમિત્તે એક એક આહુતિ ધીની આપવી. તે પછી દેવતાનો મૂળ મંત્ર બોલતાં બોલતાં કલ્પમાં કહેલા પદાર્થોથી કેતિલોથી એક હજાર આઠ આહુતિઓ આપવી. હે નારદ ! આ પ્રકારે હોમ કરીને દેવીને આવરણોની દેવીઓને તથા અગ્નિ આદિ દેવતાઓને પણ મનમાં રાજી થયેલા સમજવા. આ પછી શિષ્યને બરાબર સ્નાન કરાવી સંધ્યા આદિ ક્રિયાઓ કરાવી

બે વસ્ત્રો પહેરાવી સુવર્ણનું આભરણ પહેરાવી તથા હાથમાં કમંડલુ ધરાવી સ્વચ્છતાથી કુંડની નજીક લાવવો. ત્યાં ગુરૂઓને, સભાસદોને ને કુળદેવને પ્રણામ કરી તે શિષ્ય આસનપર બેસે. પછી કરૂણા કટાક્ષથી શિષ્યની તરફ ગુરૂએ દૃષ્ટિ કરવી ને શિષ્યના ચૈતન્યને પોતાના આત્મામાં મળી ગયેલું અનુભવવું પછી આ પ્રકારે ગુરૂએ શિષ્યના દેહમાં રહેલા છ માર્ગોનું પરિશોધન કરવું કે જેથી તે શિષ્ય શુદ્ધ થતાં દેવોના અનુગ્રહ ને યોગ્ય થાય અનુક્રમે શિષ્યના દેહમાં છ માર્ગોનુ ધ્યાન કરવું તેમાં પગમા કલામાર્ગનું, લિંગમાં તત્વમાર્ગનું, નાભિમા ભુવન માર્ગનું, હૃદયમાં વર્ણ માર્ગનું, કપાળમાં પદમાર્ગનું ને મસ્તકમાં મંત્રમાર્ગનું ધ્યાન કરવું. કુર્ચથી શિષ્યનો સ્પર્શ કરીને ઘીવાળા તિલોથી **ॐ अस्य शिष्यस्य अमुकाध्वानं शोधयामि स्वाहा** એ પ્રકારે પ્રત્યેક માર્ગ વાસ્તે મંત્રના ઉહ કરીને આઠ આઠ આહુતિઓ આપવી. પછી એ સઘળા માર્ગને પરબ્રહ્મમાં લીન થયા જાણી ગુરૂએ પાછા તેઓને સૃષ્ટિ માર્ગથી તેમાં ઉત્પન્ન કરવા ને પોતામાં જોડેલાં શિષ્યનાં ચૈતન્યને પાછું શિષ્યમાં જોડી દેવું. પછી પુર્ણાહુતિ હોમીને અગ્નિમાં આવાહન કરેલ દેવતાનું વિસર્જન મંત્રોથી પાછું કલળશમાં ગમન થવારૂપ ભાવના કરવી. ફરીવાર વ્યાહૃતિઓથી હોમ કરી તથા અગ્નિનાં અંગો સંબધી એક એક આહુતિ આપી ગુરૂએ અગ્નિનું પોતામાં વિસર્જન કરવું પછી ગુરૂએ **वौषट्** મંત્રને ભણી વસ્ત્રથી શિષ્યનાં નેત્રોને પાટો બાંધી તે શિષ્યને કુંડ પાસેની કલળશના સ્થાનમાં લઇ જવો ને ત્યાં શિષ્યના હાથે મુખ્ય દેવીને પુષ્પાંજલિ કરાવવી પછી પાટો છોડી શિષ્યને દર્ભાસનપર બેસાડી તેના દેહમાં પૂર્વોક્ત પ્રકારે ભૂત શુદ્ધિ તથા દેવ મંત્ર વિષયક ન્યાસો કરાવવા. પછી તેને અન્ય મંડલમાં બેસાડી તેનાં મસ્તકપર કુંતીમાંના પલ્વો મૂકવાં, માતૃકાનો જપ કરવો, કલશમાંનાં દેવરૂપ જળોથી તેનો અભિષેક કરવો ને રક્ષા વાસ્તે તેનાપર ઈશાનમા સ્થાપેલા વર્દ્ધની કળશનાં જળથી સેચન કરવું. પછી શિષ્યે ઉઠી ભસ્મલેપ કરી બે વસ્ત્ર પહેરી ગુરૂના સમીપમાં બેસવું. પછી દયાવાળા ગુરૂએ પોતાના હૃદયમાંથી નીકળેલાં ને શિષ્યના હૃદયમાં બિરાજતાં જગદંબાની ભાવના કરી શિષ્યની સાથે તેમની એકતા સ્મરતાં ચંદનપુષ્પાદિથી શિષ્યની પૂજા કરવી. પછી ગુરૂએ શિષ્યના જમણા કાનમાં મહાદેવીના મહામંત્રનો ત્રણવાર ઉપદેશ કરવો ને શિષ્યના માથાપર પોતાનો કર સ્થાપવો. શિષ્યે પણ એકસો આઠ વાર તે મંત્ર જપીને દેવતારૂપ ગુરૂને પૃથ્વીપર દંડવત્ પ્રણામ કરી એકાગ્રતાપૂર્વક પોતાનું સર્વસ્વ જીવતાં સુધી ગુરૂને અર્પણ કરવુ. પછી વૃથા લોભ તજી શિષ્યે ઋત્વિજોને દક્ષિણા આપ્યા પછી બ્રાહ્મણો સુવાસિનીઓ કુમારીકાઓ તથા બટુકોને સારી પેઠે જમાડવાં ને દીન અનાથ ને દરિદ્રોને પણ જમાડવાં. આવો વિધિ કરીને તે શિષ્યે પોતાની કૃતાર્થતા માની નિત્યપ્રતિ ગુરૂમંત્રનો જપ કર્યા કરવો. હે નારદ ! આ પ્રકારે દીક્ષાવિધિ મેં કહ્યો વાસ્તે વિચાર કરી ભગવતીનાં ચરણોની ભક્તિ કરો. આ સંસારમાં બ્રાહ્મણોનો અન્ય ઉત્તમ ધર્મ નથી. વૈદિક બ્રાહ્મણે વેદાનુસારે ને તાંત્રિક બ્રાહ્મણે તંત્રના અનુસારે મંત્રોપદેશ કરવો એવી પરંપરાની મર્યાદા છે. પ્રયોગના સંબંધે પણ આ પ્રકારેજ સમજવું. હે નારદ ! આપનાં

પ્રશ્નનો મેં સઘળો ઉત્તર આપ્યો વાસ્તે આપ હવે હમેશ જગદંબાનાં ચરણની સેવા કરજો હું પણ એમનીજ ઉપાસનાથી સુખી છું. ( અહીં અષ્ટમ સ્કન્ધથી ચાલેલો નારાયણ ને નારદનો સંવાદ પુરો થાય છે ને જન્મેજય ને વ્યાસનો સંવાદ કે જે પ્રથમથીજ ચાલે છે તે શરૂ થાય છે ) વ્યાસ વદે છે—હે જનમેજય ! મુનિઓમાં શિરોમણિરૂપ નારાયણ આ પ્રકારે નારદજીને સર્વોત્તમ પ્રકરણ સંભળાવી સમાધિ કરી આંખો બીડીને જગદંબાના ચરણારવિંદનું ધ્યાન કરવા લાગ્યા ને નારદજી પણ નારાયણ ગુરૂને નમસ્કાર કરી ભગવતીનાં દર્શન થવા વાસ્તે તપમાં લાગી ગયાં.[૧–૧૫૫]

**नारायणस्तु भगवान् मुनिवर्य शिरोमणि ।**
**नारदोऽपि ततो नत्वा गुरुं नारयणं परम् ॥१५६॥**
**जगाम सद्य स्तपसे देवीदर्शन लालसः ॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અધ્યાય ૭ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૮ મો.

### કેનોપનિષદમાં કહેલી તેજની કથા.

**जनमेजय उवाच–**
**भगवान्सर्वधर्मज्ञ सर्वशास्त्रविदांवर ।**
**द्विजातीनांतुसर्वेषांशक्त्युपास्तिःश्रुतीरिता ॥१॥**

જનમેજય કહે છે—હે સર્વધર્મજ્ઞ સર્વ શાસ્ત્રવિત્તમ ભગવાન વ્યાસજી ! સઘળા દ્વિજોને શ્રુતિમાં શક્તિની ઉપાસના કરવાને કહ્યું છે તથા ત્રણે કાળની સંધ્યારૂપ નિત્યકર્મ પણ દ્વિજોને કહ્યું છે તો સંધ્યાની ઉપાસના એ ગાયત્રીનીજ ઉપાસના હોવાથી અને ગાયત્રી પોતેજ શક્તિરૂપ હોવાથી એવો વેદસિદ્ધાન્ત આપે કહ્યો તેથી એમજ સિદ્ધ થયું કે " ત્રણે કાળ શિવાયના સમયમાં પણ શક્તિનુંજ સ્મરણ કરવું જોઈએ તો એમ છતાં શક્તિનું ભજન તજીને અથવા તો શક્તિનું થોડું ઘણું ભજન રાખીને તેનું અભિમાન તજીને અન્ય દેવતાની ઉપાસનામાં દ્વિજો કેમ પ્રવર્ત્તતા હશે ! કેટલાક દ્વિજો વૈષ્ણવ, કેટલાક દ્વિજો ગણપત, કેટલાક કાપાલિક, કેટલાક ચીનદેશના ધર્મના પાળનારા, કેટલાક વલ્કલધારી, કેટલાક જૈન, કેટલાક બૌધ, ને કેટલાક દ્વિજો ચાર્વાક દેખવામાં આવે છે તથા આ પ્રમાણે અન્ય પણ ઘણાક દ્વિજો વેદની શ્રદ્ધા વગરના દેખાય છે તો આનું શું કારણ હશે. ! માત્ર મૂઢ જનોજ આવા મતોમાં પ્રવર્ત્યા છે એમ નથી પરન્તુ કેટલાક તર્કમાં નિપુણતાવાળા બુદ્ધિમાનો ને પંડિતો પણ વેદપર શ્રદ્ધાવગરના દેખાય છે. પોતાનું વેદમાર્ગમાં કલ્યાણ સમજવા છતાં કોઇ વેદમાર્ગનો ત્યાગ કરવા ઈચ્છે એમ સંભવે નહી તોપણ આમ થવામાં શું કારણ હશે ! હે વેદવેત્તાઓમાં ઉત્તમ ! આપે આગળ દેવીના માણિદ્વીપ વિષે કેટલુંક કહ્યું છે તો તે સર્વોત્તમ સ્થાનક કેવું છે એ વિશેષે કરી મને કહો. પ્રસન્ન થયેલા ગુરૂઓ ગુહ્ય વિષય પણ કહી દે છે. સૂતપુરાણી કહે છે—જનમેજયની વાણી સાંભળી મહાત્મા વેદવ્યાસે નીચે પ્રમાણે અનુક્રમે વેદમાં દ્વિજોને શ્રદ્ધા વધારનારા વિષયો કહ્યા હતા. વેદવ્યાસ વદે છે—હે રાજન્ ! આપે હમણાં યથાયોગ્ય પ્રશ્ન કર્યો છે. આપ બુદ્ધિવાળા છો તથા વેદમાં શ્રદ્ધાવાળા છો. હે મહારાજા ! પૂર્વે મદમસ્ત દાનવોએ એક સો વર્ષસુધી દેવતાઓની સાથે સંગ્રામ કર્યો હતો ત્યારે એઓની વચ્ચ-

---

* આ અધ્યાયમાં કેનોપનિષદમાંની તેજની કથા કહેવામાં આવશે.

માં પ્રલય સરખું વર્ણન ન કરાય તેવું ઘોર યુદ્ધ થયું હતું. આ સમયે પરાશકિતના પ્રસાદથી દાનવોને દેવતાઓએ હરાવીને પૃથ્વીની નીચે પાતાળમાં ભગાડી દીધા હતા ને સ્વર્ગાદિનું રક્ષણ કર્યું હતું. આવો મહા વિજય મળવાથી રાજી થએલા દેવતાઓ મોહને લીધે પોતપોતામાં આપણો જય કેમ ન થાય" એમ ભારે અભિમાન કરવા લાગ્યા. પરાશક્તિનો પ્રભાવ નહીં જાણીને સઘળા મોહ પામેલા દેવતાઓનું અભિમાન તોડવાને ને વિવેક ચક્ષુઓ ખોલવાને ને તેઓનાપર અનુગ્રહ કરવાને સારૂં પૂર્ણ કૃપાથી પૂર્ણ જગદંબા તેજોમય પુંજરૂપે ત્યાં પ્રકટ થયાં હતાં. હે જનમેજય! કોટી સૂર્ય સમાન દિપ્તિવાળું કોટી ચંદ્રમા સરખું શીતળ, કોટી વિદ્યુત્ સમાન તેજસ્વી, ચરણ પાદ વગરનું, પરમ સુંદર તથા પૂર્વે કોઇએ નહીં દીઠેલું એવું તે તેજ જોવામાં આવતાં આશ્ચર્ય પામેલા દેવતાઓ બોલવા લાગ્યા કે "આ શુ હશે! આ શું હશે" પછી સૌ દેવતાઓએ એકમત થઇને વિચાર કર્યો કે "આપણે પ્રથમ તો તે તેજની પાસે જઈ પૂછીએ ને પછી યોગ્યાયોગ્યનો વિચાર કરીએ" પછી દેવતાઓના અધિપતિ ઈન્દ્રે અગ્નિને બોલાવીને કહ્યુ કે 'હે અગ્નિ! તું આ તેજોમય પુંજની પાસે જા કેમકે તું અમારા ઉત્તમ મુખરૂપ છે. તે શુ છે તેનો તું તપાસ કર" પોતાના પરાક્રમવાળું ઈન્દ્રનું વચન સાંભળીને અગ્નિ ત્યાંથી ચાલીને સત્વર તેજની પાસે ગયો. આ સમયે તે તેજે અગ્નિ ને પૂછ્યું કે "તું કોણ છે ને તારામાં શી શક્તિ છે? આ બધું મને સવિસ્તર કહે" અગ્નિ બોલ્યો કે "હું અગ્નિ છું ને કર્મનાં કૃત્યો મારાથી પ્રકટે છે ને મારામાં બાળવાની શક્તિ છે." આવાં અગ્નિનાં વચન સાંભળી તે તેજે તેની પાસે ખડ મુકયું ને કહ્યું કે જો તારામાં જગત્‌ને બાળવાની શક્તિ હોય તો હાલ માત્ર આ તૃણનેજ તું બાળી નાખ" અગ્નિએ તૃણને બાળવાનું પ્રયત્ન કરતાં તેનાથી તે ખડ ન બળ્યું તેથી તે શરમાઇને દેવતાઓની પાસે ચાલ્યો ગયો. ત્યાં અગ્નિએ 'આપણુ દેવતાઓનું અભિમાન વૃથા છે" એ પ્રકારે સઘળી હકીકત કે જે તેજના સમીપમાં બની હતી તે કહી. આ પ્રકારે ઇન્દ્રે અગ્નિથી કાર્ય ન સિદ્ધ થતાં પોતપોતાનાં બળનાં વખાણો સંભળાવીને અનુક્રમે વાયુદેવ વિગેરેને તે તેજની સમીપે મોકલ્યા પરન્તુ તેઓનાથી પણ તે તૃણ ન બળ્યું કે સુકાયુ તેથી સૌ દેવતાઓની આજીજી થતાં ઈન્દ્રદેવ પોતે ત્યાં ગયા પરન્તુ ઈન્દ્રને તો તે તેજે દર્શન પણ ન આપ્યું ને તેના આવવા પહેલાં તે તેજ અન્તર્ધાન થઈ ગયું. અગ્નિ ને વાયુ કે જે પોતાથી ઉતરતા છે તેને દર્શન દીધાં ને હું એઓથી ઉચ્ચ છું તેને ન દીધાં એવા વિચારમાં ઈન્દ્રદેવ બહુ શરમાઈ ગયા ને પોનાની સાથે તે તેજે ભાષણ પણ ન કર્યું તેથી તેમને બહુ ખોટું લાગ્યું. પોતાના ચિત્તમાં પોતાની હલકાઈ સમજનારા ઈન્દ્રદેવે દેવતાઓની સભામાં જવાનો પણ વિચાર માંડી વાળ્યો ને પોતાનું માન ખોવા કરતાં ત્યાંજ મરવું ઉત્તમ સમજી ઈન્દ્ર દેવે મરવાના નિશ્ચયથી એ પરમ તેજનું મનમાં ધ્યાન કરવા માંડયું. આ વેળાએ આકાશવાણી થઈ કે "હે ઈન્દ્ર! તું માયાબીજનો જપ કર ને તેથી તમે સુખ થશે." પછી ઇન્દ્રે આહાર તજીને ધ્યાનથી નેત્ર બીડીને એક લાખ વર્ષ સુધી સર્વોત્તમ ને પરથી પણ પર માયાબીજનો

જપ કર્યો તેથી અકસ્માત્ ચૈત્રમાસની નવમીના દીને મધ્યાન્હે તેજ સ્થાનમાં ફરીવાર એજ તેજોમય દેવી પ્રકટ થઈ. એ તેજના મંડલના મધ્યમાં એક નવયૌવના કુમારિકા દેખવામાં આવી. તેની કાન્તી પ્રફુલિત જાસુસ કુસુમ સરખી હતી ને તેની દીપ્તિ ઉગતા કરોડ સૂર્યોના જેવી હતી. તેના મુકુટમાં બાળચંદ્ર હતો. વસ્ત્રમાંથી સ્તનો દેખાતાં હતાં તથા ચારે હાથમાં અનુક્રમે વર પાશ અંકુશ ને અભય ધર્યા હતાં. તેનાં ત્રણ નેત્રો તથા મલ્લિકાના પુષ્પની માળાઓવાળો ચોટલો શોભી રહ્યાં હતાં. તેની ચારે કોર ચાર વેદો સ્તુતિ ગાતા હતા. દાંતની ઝાંઈથી તેણે પૃથ્વીને સર્વત્ર માણેક સમાન કરી મેલી હતી. તેનું વદન પ્રસન્ન હતું. તેનું રૂપ કામદેવસમાન હતું તથા તેણે રાતાં વસ્ત્રો ધર્યાં હતાં. રકત ચંદનના લેપવાળી તે કુમારિકાની મૂર્ત્તિ સાક્ષાત્ કરૂણામય દેખાતી હતી. સઘળાં કારણોનાં પણ કારણરૂપ, ભકતોને કલ્પવૃક્ષરૂપ, ઉમા નામવાળાં, મંગળરૂપ, તથા સુવર્ણના અલંકારવાળાં એ જગદંબાને જોઈ ને ઈન્દ્રનુ હૃદય ગળગળું થઇ ગયું, રૂવાણાં ઉભાં થયાં ને તેના નયનોમાં પ્રેમાશ્રુઓ આવી ગયાં. આવા ઈન્દ્રે ભગવતીના ચરણમાં ભકિતથી દંડવત્ પ્રણામ કરીને તેમની નાના પ્રકારનાં સ્તોત્રોથી સ્તુતિ કરી. પછી બહુ રાજી થયેલાં ભગવતીને ઈન્દ્રે પુછ્યું કે " હે સુંદરી ! એ તેજ શું હતું ! એ સઘળું મને કહો. ઈન્દ્રનાં વચનો સાંભળી કરૂણાસાગરરૂપ દેવી બોલ્યાં કે " એ તેજ મારૂં રૂપ હતું. માયાના અધિષ્ઠાનરૂપ, માયાથી વિશિષ્ઠ, સર્વજ્ઞ, અવિનાશી ને સર્વકારણોનું પણ કારણરૂપ એ તેજ જ પરબ્રહ્મ છે કે જેનું સઘળા વેદો પ્રતિપાદન કરે છે તથા જેને પામવાની ઇચ્છાથી તપાદિક થાય છે તથા જેને પામવાની ઇચ્છાથી બ્રાહ્મણો ગુરૂકુળમાં રહીને બ્રહ્મચર્ય પાળે છે. આ બાબત તને સંક્ષેપથી કહું છું. ઓમ્ એ પદથી બોલવામાં આવતું સકળ વેદોકત એ પરબ્રહ્મ છે અને હ્રીંકારના અર્થરૂપ પણ એજ તેજોમય પરબ્રહ્મ છે. હે દેવવર્ય ! ઓમકાર ને હ્રીંકાર એ બે મારા મહામંત્રો છે કારણ કે માયારૂપ અને બ્રહ્મરૂપ બે ભાગવાળી અર્થાત માયાવિશિષ્ઠ બ્રહ્મરૂપ હું અખિલ જગને રચું છું. તેમાં એક ભાગ સચ્ચિદાનદરૂપ કહેવાય છે ને બીજો ભાગ માયા કે પ્રકૃતિ નામથી કહેવાય છે. માયા છે તે પરાશકિતરૂપ છે ને તે શક્તિવાળી હું ઇશ્વરી છું તેથી જેમ ચંદ્રમાથી તેની ચાંદની અભિન્નજ છે તેમ માયા પણ મારાથી અભિન્ન જ છે. હે ઈન્દ્ર ! ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ એ મારી માયા સકળ જગત્નો પ્રલય થતાં મારાથી અભિન્ન જ રહે છે ને પ્રાણીઓનાં કર્મો ફળ દેવાને ઉન્મુખ ફરી થાય છે ત્યારે અવ્યક્તરૂપે રહેલી તે માયા પછી વ્યક્તરૂપે થાય છે. ત્રણ ગુણોની જે સામ્યાવસ્થા છે તેને જ માયા કહેવાય છે, સૃષ્ટિના સમયમાં તે માયાના ગુણોની જે વિષમના થાય છે તેને તમ કહેવાય છે તેથી વેદમાં ' તમ ઉત્પન્ન થાય છે ' એમ કહેલું છે પણ ' માયા ઉત્પન્ન થાય છે " એમ કહ્યુ નથી વિષમતા થવાથી પ્રથમ તમોગુણ, તમો ગુણમાંથી સત્વગુણ ને સત્વગુણમાંથી રજોગુણ થાય છે. બ્રહ્મા રજોગુણના અભિમાની વિષ્ણુ સત્વગુણના અભિમાની ને રૂદ્ર તમોગુણના અભિમાની કહેવાય છે જો કે એ ત્રણે દેવો અને આ સઘળું જગત્ પણ ત્રણ ગુણરૂપ છે તોપણ બ્રહ્મામાં રજોગુણ અધિક છે. વિષ્ણુમાં

સત્વગુણ અધિક છે ને રૂદ્રમાં તમોગુણ અધિક હોવાથી ને તમોગુણની સૌથી પ્રથમ ઉત્પત્તિ થઇ હોવાથી રૂદ્ર સર્વનાં કારણરૂપ કહેવાય છે. બ્રહ્મા સ્થુલ દેહરૂપ છે, વિષ્ણુ લિંગદેહરૂપ છે ને રૂદ્ર કારણ દેહરૂપ છે. સામ્યાવસ્થારૂપ ને સકળના અંતર્યામિરૂપ હું તો તુરીયરૂપ એટલે અવ્યાકૃતરૂપ છું. માયારૂપ ઉપાધિથી રહિત ને નિરાકાર તુરીયાતીત જે પરબ્રહ્મ છે તે મારૂ વાસ્તવિક સ્વરૂપ છે. એ સ્વરૂપ નિર્ગુણને સગુણ ભેદે બે પ્રકારનું છે. માયાથી રહિત છે તે નિર્ગુણ છે ને માયાવાળું છે તે સગુણ છે. હું સકળ જગત્‌ને સૃજી તેની અંદર પ્રવેશ કરીને વેદોક્ત રીતિ પ્રમાણે સર્વ જીવોને સહુ સહુના કર્મો પ્રમાણે પ્રેરૂં છું. બ્રહ્માને સૃષ્ટિ વાસ્તે વિષ્ણુને પાલન વાસ્તે અને કારણ દેહરૂપ રૂદ્રને સંહાર વાસ્તે હું જ પ્રેરૂં છું. મારા ભયથી વાયુ વાય છે મારા ભયથી સૂર્ય તપે છે, તથા ઇન્દ્ર અગ્નિ તથા મૃત્યુ પણ મારી બીકથીજ પોતપોતાનાં કામોમાં નિયમસર પ્રવર્ત્તે છે એટલા વાસ્તે હુ સર્વોત્તમ કહેવાઉ છું. તમોને જ જય મળ્યો છે તે સર્વથા મારી કૃપાથીજ મળ્યો છે. તમો કે જેઓ કાષ્ટની પુતળીઓ જેવા છો તેઓને હું જ નચાવું છું. હું કે જે સ્વતંત્ર છું તે મારી ઈચ્છા પ્રમાણે કોઈ સમયે દેવતાઓને ને કોઇ સમયે દૈત્યોને જય આપું છું. સર્વના કર્મોને અનુસરીને હું સઘળું કરૂં છું. અહંકારવાળાં ચિત્તવાળા તમે મને સર્વાત્મકને પોતાના ગર્વને લીધે વિસરી ગયા ને અપાર મોહ પામ્યા હતા તેથી તમારાપર કરૂણા કરવા સારૂં તમારા દેહોમાંથી જ મારૂં સર્વોત્તમ તેજ બહાર નીકળ્યું હતું કે જેને તમો યક્ષ માનતા હતા. વ્યાસ વદે છે—હે જનમેજય ! દેવતાઓએ જેની ભક્તિથી સ્તુતિ કરી હતી એવાં મૂળ પ્રકૃતિરૂપ એ ઈશ્વરી મોટાં દેવી એટલાં વચનો બોલીને તુરત અન્તર્ધાન થયાં. તે દિવસથી દેવતાઓએ પોતાનું અભિમાન છોડી દીધું ને તેઓ ભગવતીનાં સર્વોત્તમ ચરણારવિંદનુ ઉપાસન કરવા લાગ્યા. દ્વિજ ને દેવાદિક લોકો તે દિવસથી વિશેષે કરીને યજ્ઞોના ભાગ વિગેરેથી પણ નિત્ય દેવીનું સેવન કરવા લાગ્યા. આ પ્રકારે તમામ લોકો સત્યયુગમાં ગાયત્રીના જપમાં તત્પર, તથા આકાર ને હ્રીંકારના જપમાં પણ પરિપૂર્ણ આસક્તિવાળા થયા હતા. વિષ્ણુની ઉપાસનાનું કે શિવની ઉપાસનાનું અથવા તો વૈષ્ણવી કે શૈવી દીક્ષાનું વેદોએ પ્રતિપાદન કરેલું નથી પરન્તુ કેવળ ગાયત્રીની ઉપાસનાજ નિત્ય કર્મરૂપ છે એમ સઘળા વેદોએ કહ્યું છે વાસ્તે ગાયત્રીની ઉપાસના કર્યા વગર સર્વથા બ્રાહ્મણ નરકમાં પડે છે. કૃતાર્થપણું પ્રાપ્ત થવામાં દ્વિજને ગાયત્રીનીજ જરૂર છે પણ અન્ય કોઈની જરૂર નથી. બીજું કરે કે ન કરે તોપણ જે દ્વિજ માત્ર ગાયત્રીના જપમાં આસક્ત હોય તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ મનુ ભગવાને પોતે પણ કહેલુ છે. જે દ્વિજ ગાયત્રીનો અનાદર કરી વિષ્ણુની કે શિવની ઉપાસના કરવા માંડે તે દ્વિજ સર્વથા નરકમાં પડે છે વાસ્તે હે રાજા! સત્યયુગમાં સઘળા દ્વિજો ગાયત્રીનો જપ કરવામાં તત્પર ને ભગવતીના ચરણારવિંદમાં આસક્ત ચિત્તવાળા હતા-[૧–૯૧]

शिवापादि रतो विप्रो नरकं याति सर्वथा ।
तस्मादाद्ययुगे राजन् गायत्री जपतत्पराः॥९१॥
देवीपद्मं बुजासक्ता आसन् सर्वे द्विजोत्तमाः ॥

ઇતિશ્રી મહાપુરાણ ભગવતી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અધ્યાય ૮ મો સંપૂર્ણ.

# અધ્યાય ૯ મો.*

## બ્રાહ્મણોને ગૌતમનો શાપ.

**व्यास उवाच**

**कदाचिदथकाले तु दश पंच समा विभो।**
**प्राणिनां कर्मवशतो न ववर्ष शतक्रतुः ॥ १ ॥**

વ્યાસ વદે છે–હે રાજા! કોઇવાર પ્રાણીઓનાં પ્રારબ્ધોને લઈને પંદર વર્ષોસુધી અનાવૃષ્ટિ થઈ. અસંખ્યાત મુડદાંઓની સંખ્યા કામના યોગથી ઘેરઘેર અગણિત થઈ પડી. ક્ષુધાતુર લોકો અશ્વોને તથા સુવરોને પણ ખાવા લાગ્યા કેટલાક લોકો મનુષ્યનાં મડાઓને પણ ક્ષુધાથી ખાવા લાગ્યા મા બાળકને ખાવા દોડતી હતી ને પુરૂષ સ્ત્રીને ખાવા દોડતા હતા. ક્ષુધાથી વ્યાકુળ પ્રાણીઓ એક બીજાંને ખાવા દોડતાં હતાં. આ સમયે કેટલાક બ્રાહ્મણોએ ઉત્તમ વિચાર આદર્યો કે "ગૌતમમુનિ મહા તપસ્વી હોવાથી આપણાં સંકટને તેઓ મટાડશે. ગાયત્રી જપતા ગૌતમમુનિના આશ્રમમાં હાલ પણ સુકાળ વર્તે છે ને ઘણા પ્રાણીઓ ત્યાં ગયાં છે." આમ વિચાર કરી સઘળા બ્રાહ્મણો અગ્નિહોત્રને, ગાયોને, કુટુંબને, દાસને તથા શરણાગતોને લઇને ગૌતમ પાસે વિદાય થયા. કેટલાએક પૂર્વમાંથી, કેટલાએક દક્ષિણમાંથી, કેટલાએક ઉત્તરમાંથી અને કેટલાક પશ્ચિમમાંથી ત્યાં ગયા. સર્વત્રથી બ્રહ્મસમાજને આવ્યો દેખી ગૌતમે તેઓને પ્રણામ કરી આસનાદિ ઉપચારોથી તેઓ સૌની પૂજા કરી પછી કુશળ પુછી મુનિએ આવવાનું કારણ પૂછ્યું. વિસ્મય પામેલા બ્રાહ્મણોએ પોતપોતાનો વૃત્તાન્ત મુનિને કહ્યો બ્રાહ્મણોની આવી દીન દશા દેખી ગૌતમે અભય આપીને કહ્યું કે "આ તમારૂં સૌનુંજ ઘર છે. હું સર્વથા આપ સૌનો દાસ છું જેથી તમને શી ચિંતા છે. તમારા તાપસીઓના અહીં આવવાથી હું બહુ કૃતાર્થ થયો છું. તમારૂં સૌનું દર્શનજ પાપને પણ પુણ્યરૂપ કરનારૂં છે જેથી તમારા ચરણની રજથી આજ મારૂં ઘર પણ પવિત્ર થયેલું છે. મારા જેવો બીજો કોણ ભાગ્યશાળી છે કે જેના ઉપર આજ તમોએ અહીં આવી મોટો અનુગ્રહ કરેલો છે." આ પ્રકારે સઘળા બ્રાહ્મણોની આશ્વાસના કરીને મુનિસત્તમ ગૌતમજીએ ભક્તિથી મસ્તક નમાવીને આ પ્રકાર ગાયત્રી ભગવતીની સ્તુતિ કરી. ગૌતમ સ્તવે છે–હે ભગવતી! હે મહા વિદ્યારૂપ! હે પરાત્પર! હે વ્યાહૃતિ આદિ મંત્રોરૂપ! હે વેદમાતા! હે ૐકારરૂપ! હે સામ્યાવસ્થારૂપ! હે માતા! હે હ્રીંકારરૂપ! હું તમને નમસ્કાર કરૂં છું હે સ્વાહા! હે સ્વધા! આપ કે જે સઘળા પદાર્થોને આપનારાં છો, ભક્તોને કલ્પવૃક્ષની લતારૂપ છો, ત્રણે અવસ્થાઓના સાક્ષી છો, અવ્યાકૃતથી પર છો, સચ્ચિદાનંદરૂપ છો અને સઘળાં વેદાન્તોથી જ્ઞેયરૂપ ભગવતી છો તેને હું વંદન કરૂં છું. આપ કે જે પ્રાતઃકાળમાં રાતાં વર્ણવાળાં કિશોરી છો, મધ્યાન્હમાં ઉત્તમ યૌવનવાળાં છો, ને સાયંકાળે સ્યામવર્ણાં વૃદ્ધ છો તેને હું પ્રણામ કરૂં છું. હે પ્રાણીમાત્રનાં શરણરૂપ! હે દેવી! હે પરમેશ્વરી! અપરાધીની ક્ષમા કરો. વ્યાસ વદે છે–ગૌતમમુનિએ આમ સ્તુતિ કરતાં દેવીએ તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યાં તથા સર્વેનું પોષણ આપનારૂં એક પૂર્ણપાત્ર આપીને દેવી બોલ્યાં કે "તમે જે જે વસ્તુની ઇચ્છા કરશો તે તે વસ્તુ આ મારા આપેલા પાત્રમાંથી તમને મળશે" આમ કહીને તે પરમ કળારૂપ ગાયત્રી અન્તર્ધાન થઇ ગયાં. હે રાજા! પછી એ પૂર્ણપાત્રમાંથી છ રસોવાળા

અન્નોના પર્વતોપળ રાશીઓ, નાનાં પ્રકારનાં તૃણો, દિવ્ય આભરણો, રેશમ વિગેરેનાં વસ્ત્રો, યજ્ઞદ્રવ્યો, તથા બીજાં નાના પ્રકારનાં પાત્રો નીકળ્યાં, જે જે ગૌતમમુનિને જોઈતું હતું તે તે તમામ તે દેવીના દીધેલા પાત્રમાંથી નીકળ્યું. પછી મુનિએ સઘળા અભ્યાગતોને બોલાવીને ધન ધાન્ય ને વસ્ત્રાદિક ઘણી પ્રીતિથી તેઓને દીધાં. પૂર્ણપાત્રમાંથી નીકળેલા ગાયભેંસાદિ પશુઓ તથા સુચ ને સુવ આદિ યજ્ઞના પદાર્થો પણ તેઓને સૌને ગૌતમજીએ આપ્યા. ગૌતમની આજ્ઞાથી સઘળા બ્રાહ્મણો યજ્ઞો કરવા લાગ્યા તેથી તે સ્થાન ખાસ કરીને સ્વર્ગસમાન થઈ પડયુ. ત્રણે લોકની વિભૂતિઓ તે ગાયત્રીના આપેલા પૂર્ણપાત્રમાં દેખવામાં આવી. બ્રાહ્મણ ને બ્રાહ્મણીઓ વસ્ત્રાલંકારાદિથી દેવગણો સમાન શોભવા લાગ્યાં, મુનિના એ મનોહર આશ્રમમાં નિત્યપ્રતિ મહોત્સવો ચાલુ થઇ રહ્યા. રોગ કે રાક્ષસાદિનો ભયમાત્ર પણ ન રહ્યો. મુનિઓને અન્ય લોકોના સમાગમની એ આશ્રમ સો યોજનના વિસ્તાર વાળો થઇ રહ્યો. વિધિસહિત કરાતા યજ્ઞોના આરંભથી દેવલોકો ગૌતમનાપર ઘણાજ ખુશી થયા ને મહાયશસ્વી ઈન્દ્રે પોતાની સભામાં ગૌતમની કીર્તિને વધારનારો આ પ્રકારનો શ્લોક ગાયો કે " આ કાળમાં મહાન્ પ્રતિષ્ઠાને પામેલા મુનિરાજ ગૌતમ આપણને કલ્પવૃક્ષ સમાન થઇ પડેલા છે નહિં તો આ દુષ્કાળ કે જેમાં જીવનની આશા પણ દુર્લભ છે તેમાં આપણને હવિ કે પશુઓનાં બળિદાનો કયાંથી મળે ?" આ પ્રકારે ગૌતમે બાર વર્ષોસુધી નિરાભિમાની વૃત્તિથી મુનિઓનું પોતાના પુત્રોની સમાન પાલન કર્યું. આ સ્થાનમાં ગૌતમે ગાયત્રીનું એક ઉત્તમ સ્થાનક કર્યું કે જયાં સઘળાં મુનિઓ બહુ ભક્તિથી જગદંબાનું પુરશ્ચરણોથી ત્રણે કાળમાં પૂજન કરતા હતા. આ દેવી હજીપણ સવાર બપોર ને સાંજે બાળા યુવતી ને વૃદ્ધારૂપે દેખવામાં આવે છે. એકવાર ગૌતમના આશ્રમમાં મુનિસત્તમ નારદજી પધાર્યા. મહતી નામની વીણાને બજાવતા તથા ગાયત્રીના ઉત્તમ ગુણોનુ ગાન કરતા કરતા તે નારદમુનિ બ્રહ્મસમાજમાં બેઠા. ગૌતમાદિ મુનિઓએ નારદજીની પૂજા વિગેરે સેવા કરી ને પછી તે શાન્ત મનવાળા નારદજી ગૌતમના યશની વાતો કરતા કરતા આમ બોલવા લાગ્યા કે "હે ગૌતમ ! દેવસભામાં ઈન્દ્રે મુનિઓનાં પોષણ સંબંધી તમારી નાના પ્રકારની સ્વચ્છ જે સર્વોત્તમ કીર્તિ ગાઇ તે સાંભળીને તમારાં દર્શન કરવાં સારૂં અહીં હું આવ્યો છુ. હે મુનિશ્રેષ્ઠ ! ભગવતીના પ્રસાદથી આપ ભાગ્યશાળી છો." આમ ગૌતમજીને કહી નારદમુનિ ગાયત્રીના મંદિરમાં પધાર્યા ને ત્યાં જઈ પ્રેમથી પ્રફુલ્લિત નેત્રવડે જગદંબાના દર્શન કરીને તથા તેમની સવિધિ સ્તુતિ કરીને નારદજી પછી સ્વર્ગમાં પધાર્યા. ગૌતમ મુનિથી રક્ષાયેલા ત્યાંના નિવાસ બ્રાહ્મણોને ગૌતમની પ્રશંસા સાંભળીને ઘણીજ ઇર્ષ્યા આવી તે ખેદ થયો તેથી તેઓ સૌએ વિચાર કર્યો કે " જયારે સુકાળ આવે ને દુષ્કાળ મટે ત્યારે આપણે એવું કરવુ કે ગૌતમની કીર્ત્તિમાત્ર પણ ન રહે " આવો નિશ્ચય કરી તે બ્રાહ્મણો ત્યાંજ રહેલા હતા. પછી કેટલોક કાળ ગયા પછી વૃષ્ટિ થઈ ને સઘળા દેશોમાં સુકાળ વર્ત્તાઈ રહ્યો. હે જનમેજય ! સુકાળ થયાના સમાચાર જાણીને સઘળા બ્રાહ્મણોએ ગૌતમનાપર અભિશાપ મૂકવાનો ઉદ્યોગ કર્યો. આવા નીચ ને કૃતઘ્ન

બ્રાહ્મણોને જન્મ આપનારાં માબાપ કેવાં હોવાં જોઈએ ? હે રાજા ! કાળનાં મહાત્મ્યને કોણ કહી શકે ? એ બ્રાહ્મણોએ માયાથી એક વૃદ્ધ ને તુરત મરી જાય એવી એક ગાય બનાવી. ગૌતમમુનિ હોમ કરતા હતા તે સમયમાં તે માયાવી ગાય હોમશાળામાં જતાં ગૌતમે તેને " હું હું " એમ કહી જે ક્ષણમાં તેને અટકાવી તેજ ક્ષણમાં તે ગાયે પોતાના પ્રાણ છોડી દીધા. બ્રાહ્મણો કોલાહલ કરી રહ્યા કે " આ પાપી ગૌતમે ગાયને મારી નાખી. " પરમ આશ્ચર્ય પામેલા ગૌતમ હોમ પૂરો કરી સમાધિથી નેત્ર બીડી તેમ થવાનાં કારણનો વિચાર કરવા લાગ્યા ત્યાં જાણવામાં આવ્યું કે " આ બધું બ્રાહ્મણોએજ કર્યું છે. " પ્રલયકાળમાં રૂદ્રને કોપ ચડે તેવો કોપ ગૌતમમુનિને બ્રાહ્મણોપર ચડી ગયો ને તેમનાં નયનો લાલચોળ થઇ ગયાં. ગૌતમે કોપના આવેશમાં બ્રાહ્મણોને આ પ્રકારે શાપો આપ્યા કે " હે બ્રાહ્મણાધમો તમે વેદ માતા ગાયત્રીથી, તેનાં ધ્યાનથી અને તેના જપથી વિમુખ થાઓ. તમે વેદ વેદોક્ત યજ્ઞો ને વેદવિષયક વાતોથી સર્વદા વિમુખ હો. તમે સદા શિવથી શિવમંત્રોથી ને શિવનાં શાસ્ત્રોથી વિમુખ હો. તમે સર્વદા મૂળ પ્રકૃતિરૂપ જગદંબાથી, જગદંબાનાં ધ્યાનથી ને જગદંબાની કથાઓથી પણ વિમુખ હો. તમે સર્વદા દેવીના મંત્રથી, દેવીનાં સ્થાનથી ને દેવીનાં અનુષ્ઠાનથી વિમુખ હો. તમે સર્વદા દેવીના ઉત્સવોનાં દર્શનની ઇચ્છાથી ને દેવીનાં નામ લેવાથી પણ વિમુખ થાઓ. હે અધમ બ્રાહ્મણો ! શિવના ઉત્સવોથી, શિવનાં દર્શનથી ને શિવભક્તોનાં પૂજનથી તમે વિમુખ થાઓ. તમે સર્વદા રૂદ્રાક્ષથી, બીલીપત્રથી, ને શુદ્ધ ભસ્મથી વિમુખ હો. હે અધમ બ્રાહ્મણો ! તમે સદા શ્રુતિ સ્મૃતિમાં કહેલા સદાચારથી ને જ્ઞાનમાર્ગથી વિમુખ થાઓ. હે અધમ બ્રાહ્મણો ! તમે હમેશ અદ્વૈતજ્ઞાનની નિષ્ઠાથી ને શમદમાદિ સાધનોથી વિમુખ હો. હે અધમ બ્રાહ્મણો ! તમે સર્વદા નિત્યકર્મનાં અનુષ્ઠાનોથી ને અગ્નિ હોત્રાદિથી વિમુખ થાઓ. હે અધમ બ્રાહ્મણો ! તમે સર્વદા ગોદાન આદિ દાનોથી ને પિતૃઓનાં શ્રાદ્ધોથી વિમુખ થાઓ. તમે સર્વદા કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતોથી તથા પ્રાયશ્ચિત્તોથી વિમુખ હો. તમે શ્રી જગદંબા શિવાય અન્ય દેવતાઓ ઉપર શ્રદ્ધા ભક્તિવાળા ને શંખ ચક્રાદિ ચિન્હોવાળા થાઓ. તમે સૌ કાપાલિકના મતમાં આસક્તિવાળા, બૌદ્ધના મતમાં રૂચિવાળા ને પાખંડ આચરણોવાળા થાઓ. હે અધમ બ્રાહ્મણો ! તમે માતા પિતા પુત્રો ભ્રાતાઓ કન્યાઓ તથા સ્ત્રીઓના વેંચનારા થાઓ. તમે સૌ વેદ તીર્થ ને ધર્મને વેંચવાવાળા થાઓ. તમે સૌ પાંચરાત્રમાં, કામશાસ્ત્રમાં કાપાલિક મતમાં ને બૌદ્ધમતમાં શ્રદ્ધાવાળા થાઓ. હે અધમ બ્રાહ્મણો ! તમે માતા પુત્રી બેન ને પરસ્ત્રીઓમાં વ્યભિચાર કરનારા થાઓ. તમારા વંશમાં જે સ્ત્રીઓ ને પુરૂષો ઉત્પન્ન થશે તેઓ પણ મારા શાપથી દગ્ધ થઇને તમારા જેવાંજ થશે. હું અધિક શું કહું ! સર્વોત્તમ મૂળ પ્રકૃતિરૂપ ગાયત્રી દેવી તમારાપર કોપ કરો. અંધકૂપાદિ નરકના કુંડોમાં સર્વદા તમારી સ્થિતિ થશે." ગૌતમમુનિ આ પ્રકારે બ્રાહ્મણોને શાપરૂપ દંડ આપી જળનું આચમન લઈ ઘણા પ્રેમથી ગાયત્રીનું દર્શન કરવા ગયા ને ત્યાં જઇને ગાયત્રીને ચરણે પડયા. સર્વોત્તમ ગાયત્રી દેવી પણ બ્રાહ્મણોની કૃતિ દેખીને મનમાં વિસ્મય પામ્યાં કે જેથી હજી સુધી

પણ તેમનું વદન હસતું જોવામાં આવે છે. પછી હસતાં વદનવાળાં ગાયત્રી દેવીએ ગૌતમ મુનિને કહ્યુ કે "સર્પને પાયેલુ દૂધ પરિણામે ઝેર રૂપેજ થાય છે. હે મહાભાગ ગૌતમ ! તમે શાન્તિ રાખો. કાળની ગતિ વિચિત્ર છે." પછી દેવને પ્રણામ કરી ગૌતમ આશ્રમમાં આવ્યા. પછી શામદગ્ધ સઘળા બ્રાહ્મણો વેદોને વિસરી ગયા ને ગાયત્રીને પણ ભૂલી ગયા. આમ થતાં પસ્તાયેલા બ્રાહ્મણો વગર બોલ્યા પૃથ્વીપર દંડની પેઠે ગૌતમ મુનિના ચરણે પડી ગયા કેટલીકવાર પછી શરમાતા બ્રાહ્મણોએ "ક્ષમા કરો ક્ષમા કરો" એવો મુનિની પાસે પુકાર કરી મેલ્યો. કરૂણા ભરપૂર હૃદયવાળા ગૌતમે તેઓને કહ્યું કે "શ્રીકૃષ્ણાવતાર પછી કળિયુગમાં તમે સૌ જન્મશો ને મારા શાપ પ્રમાણેજ તમારી ત્યારે સ્થિતિ થશે. મારા શાપથી છુટવા તમારે ગાયત્રીની ઉપાસનારૂપ સ્મૃતિ કર્યા કરવી." ગૌતમની વાણી સાંભળી "આપણુ આવુ પ્રારબ્ધ હશે" એમ માની બ્રાહ્મણો શાન્ત થયા. આ પ્રકારે કૃષ્ણાવતાર પછી હે જનમેજય રાજા ! ગૌતમના શાપથી કુંભીપાકમાંથી નીકળીને પૃથ્વીપર એ બ્રાહ્મણો જન્મ્યા છે ને સંધ્યારહિત તથા વેદશ્રદ્ધા રહિત તેઓ થયા છે. તે બ્રાહ્મણો પાખંડ મતમાં ભળી અગ્નિહોત્રાદિથી તથા પિતૃ અને દેવતાઓ પ્રત્યેનાં કર્મોથી વિમુખ થયા છે. એ લોકો અવ્યક્તરૂપ મૂળપ્રકૃતિને જાણતાજ નથી. કેટલાક તપ્ત મુદ્રાના ચિન્હવાળા, કેટલાક સ્વેચ્છાચારી, કેટલાક કાપાલિક, કેટલાક કૌલિક, કેટલાક બૌદ્ધ, ને કેટલાક જૈનો થયેલા છે. પંડિતો છતાં દુરાચારના પ્રવર્તક પરસ્ત્રીઓમાં લંપટ ને નીચ કૃત્યોવાળા એ બ્રાહ્મણો પાછા પણ કુંભીપાકમાંજ જવાના છે. હે રાજા ! આમ છે વાસ્તે જગદંબાનું સેવન કરવું યોગ્ય છે. વિષ્ણુની કે શિવની ઉપાસના નિત્યકર્મરૂપ નથી પણ શક્તિનીજ ઉપાસના નિત્ય કર્મરૂપ છે. શક્તિની ઉપાસના વિના નરકવાસ થાય છે હે નિર્દોષ રાજા ! આપે જે જે મને પૂછ્યું તેનો ઉત્તર મે દીધો ને હવે મણીદ્વીપનુ સુંદર વર્ણન સાંભળો કે જે મણિદ્વીપ ત્રૈલોકયને ઉત્પન્ન કરનારાં આદિરૂપ ભુવનેશ્વરીના પરમ સ્થાનકરૂપ છે.[૧-૧૧૦]

अत.परंमणिद्वीपवर्णनंशृणुसुंदरम् ।
यत्परंस्थानमाद्यायाभुवनेश्यामवारणे. ॥१०॥

ઈતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે દ્વાદશસ્કંધમાં અધ્યાય ૯ મો સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૦ મો.*

व्यास उवाच–

ब्रह्मलोकादूर्ध्वभागे सर्वलोकोस्ति यः श्रुतः ।
मणिद्वीपः सएवास्ति यत्र देवी विराजते ॥१॥

વ્યાસ વદે છે—હે જનમેજય રાજા ! બ્રહ્મલોકના ઉપરના ભાગમાં (સુબાલ ઉપનિષદ્‌માં) જે 'સર્વલોક' નામનો લોક કહેવામાં આવ્યો છે તેજ આ મણિદ્વીપ છે કે જ્યાં સાક્ષાત્ દેવી બિરાજે છે. (અહીં શિવરહસ્યના બીજા અંશના આઠમા અધ્યાયમાં તથા બ્રહ્માંડપુરાણના લલિતોપાખ્યાનના સત્તાવીશમા અધ્યાયમાં જે મણિદ્વીપ કહ્યો છે તે આ મણિદ્વીપ નહીં પરન્તુ આ ત્રિપુર સુંદરીનો મણિદ્વીપ જાણવો. સર્વથી અધિક છે તેથી તે લોકને સર્વલોક કહેવાય છે. આ લોકને મૂળપ્રકૃતિરૂપ જગદંબાએ સૃષ્ટિના આરંભના આદિકાળમાં ખાસ પોતાને રહેવા

* આ અધ્યાયમા મણિદ્વીપનું વર્ણન કરવામાં આવશે.

વાસ્તે બનાવેલો છે. કૈલાસ ગોલોક વૈકુંઠ ને બીજા સઘળા લોકોથી આ લોક શ્રેષ્ઠ છે. ત્રૈલોકયમાં આ લોકના સમાન બીજો કોઈ પણ લોક નથી. આ સર્વલોક ત્રૈલોકયના છત્ર સમાન છે તથા સંસાર તાપનાશક ને બ્રહ્માંડોના પ્રતિબિંબ સરખો ઘણા યોજનના વિસ્તારવાળો પહોળો ને વિશાળ છે. આ મણિદ્વીપને ફરતો સમુદ્ર છે કે જે સમુદ્ર અમૃતનો છે. વાયુનાં સંઘટ્ટનથી આ સમુદ્રમાં સેંકડો તરંગો ઉછાળા માર્યા કરે છે. આ સમુદ્ર રત્નોનાં ઝીણી ઝીણી રેતીવાળો છે. મત્સ્ય ને શંખોવાળો છે. મહા તરંગોના ભટકાવાથી થયેલી નાની નાની લહેરીઓના કણોથી શીતળ, નાના પ્રકારની ધ્વજાઓવાળાં વહાણોની આવજાવથી સર્વત્ર શોભાયમાન ને તીરમાં રત્ન જેવી કાન્તિવાળાં વૃક્ષોવાળો આ સમુદ્ર છે. એ મહાસાગરના પછી લોહનો રચેલો ને સાત યોજન પ્રમાણમાં આકાશ સુધી ઉંચો એક મોટો ગઢ છે. આ ગઢમાં નાના પ્રકારનાં શસ્ત્રોવાળા યુદ્ધકળામાં કુશળ અનેક રક્ષક લોકો રહે છે. તેઓ સર્વદા આનંદમાં ડૂબેલા હોય છે આ ગઢને ચાર દરવાજા છે. તે પ્રત્યેક દરવાજામાં સેંકડો દ્વારપાળો બેઠેલા હોય છે. દેવીભક્તોથી આ ગઢ સર્વત્ર વીંટાયેલો છે. જે દેવતાઓ જગદંબાના દર્શન વાસ્તે ત્યાં આવે છે. તેઓનાં વાહનો આ ગઢમાં રહે છે. બીજા બ્રહ્માંડોના દેવતાઓ પણ ત્યાં આવતા હોવાથી તેઓનાં સેંકડો વિમાનોની ભીડ થવાથી ઘંટાઓના શબ્દોથી આખો ગઢ ગાજી ઉઠે છે. અશ્વોના હણેણાટ અને ડાબલાઓના શબ્દોથી સઘળી દિશાઓ પણ ગાજી રહે છે. હે જનમેજય રાજા ! ભીડથી કોલાહલ કરતા દેવોના પાર્ષદોએ છડીઓથી પ્રહાર કરેલા દેવતાઓનાં માણસોનાં ટોળેટોળાં ત્યાં ફર્યા કરે છે. નાના શબ્દોવાળા એ ગઢમાં લોકવ્યવસ્થા રાખવાનો એવો કોલાહલ મચી રહે છે કે કોઇ કોઇનો શબ્દ કોઈ કોઈ સ્થળમાં પણ સાંભળી શકતુ નથી. એ ગઢમાં પગલે પગલે મીઠાં પાણીનાં સરોવરો આવે છે ને રત્નમય વૃક્ષોથી શોભીતી અનેક અવાર નવાર વાટિકાઓ પણ ચાલીજ આવે છે. એ ગઢને છોડયા પછી કાંસા જેવી ધાતુને બનેલો બીજો ગઢ આવે છે કે જેની ઉંચાઈ આકાશ પર્યન્ત છે, પ્રથમના ગઢના કરતાં આ ગઢનું તેજ સોગણું છે. દરવાજા અને દ્વારવાળા આ બીજા ગઢમાં સઘળા પ્રકારના વૃક્ષો છે. વૃક્ષજાતિઓ બધી ત્યાંછે. એ સઘળાં વૃક્ષો નિરંતર પુષ્પોવાળાં ફળોવાળાં નવાં પત્રોવાળાં અને ઉત્તમમાં ઉત્તમ પરિમળવાળાં હોય છે. પનસ, બોરસલી, લોધ્ર, કણેર, શીશમ, દેવદારૂ, કાંચનાર, આમ્રવૃક્ષો, સુમેરૂ, હિંગુળ, એલચી, લવિંગ, જાયફળ, પાટલા, મુચુકુન્દ, ફલિની, જઘનેફળા, તાલ, તમાલ, સાલ, કંકાલ, નાગભદ્રક, પુન્નાગ, પીલુ, સાલ્વક, કર્પૂર, અશ્વકર્ણ, તાલપર્ણ, દાડિમ, ગણિકા, બપોરીયા, લીંબુ, કુરંડક, ચાંપેય, ધઉરા, કૃષ્ણાગરૂ, ચન્દન, ખજુરી, જુઈ, તાલપર્ણી, શેલડી, ક્ષીરવૃક્ષો, ખેરસાર, આંબલી, ભીલામાં, રૂચક, કાંટાશેરીઆ, બીલીવૃક્ષો, તુલસીવૃક્ષો, મલ્લિકાવૃક્ષો વિગેરે અને લતાઓનાં વનો તથા ઉપવનો અસંખ્ય છે જેમાં એવો આ બીજો ગઢ છે. અનેક રૂતુઓનાં વૃક્ષોમાં કોયલોના ટૌકારાઓ થયા કરે છે, ભ્રમરાઓ ગુંજાર કરે છે, તથા નાના પ્રકારનાં પક્ષીઓ તેમાં બેસે છે. આ વૃક્ષો ગુંદથી ઝરનારાં, ઘાટી છાયાવાળા ને નાના પ્રકારના રસોને સ્રવનારી સરિતાઓથી આસ-

પાસ અત્યન્ત રળીયામણાં દેખાય છે. કબુતર પોપટ, મેના અને હંસોની પાંખોથી પ્રગટતા પવનવડે હલતાં વૃક્ષોથી ઉત્તમ દેખાતું આ વન સુગંધી વાયુથી ભરપૂર છે. આ વન સર્વત્ર હરિણીઓનાં દોડતાં ટોળાંઓથી દીપી રહ્યું છે, નૃત્ય કરતા મયુરોના સુખદાયી શબ્દોથી ગાજી રહ્યુ છે. દિવ્ય છે ને મકરંદને ઝર્યા કરે છે, હે રાજા ! કાંસાના ગઢ પછી ત્રીજો ત્રાંબાનો ગઢઆવે છે. આ ગઢનો આકાર ચોરસ છે. તે સાત યોજન ઉંચો છે. આ ગઢની અને આ પછીના ગઢની વચ્ચમાં કલ્પવૃક્ષની એક વાટિકા છે કે જેનાં વૃક્ષોનાં પત્રો તથા પુષ્પો સુવર્ણ સરખાં છે ને તેનાં ફળો રત્ન જેવાં બીજવાળાં છે. આ વાટિકાનો પરિમલ સર્વત્ર પ્રસારેલો છે. પુષ્પ સિંહાસનપર બેઠેલો, પુષ્પનાં છત્રથી શોભતો પુષ્પના અલંકારોથી શણગારેલો અને પુષ્પના આસવથી મત્ત થયેલો વસંત સર્વદા આ વાટિકાની રક્ષા કર્યા કરે છે. વસંતની વહાલી સ્ત્રીઓ ચૈત્રલક્ષ્મી ને વૈશાખલક્ષ્મી ત્યાં હસતાં વદનથી પુષ્પોના ગુચ્છોરૂપી દડાઓવડે રમણ કરે છે. આ દિવ્ય વાટિકા મહા રમણીય છે, સર્વત્ર મકરંદને ઝર્યા કરે છે, દશ યોજન સુધી વ્યાપ્ત થનારાં પુષ્પોની સુગંધી વાયુથી વ્યાપ્ત છે, મદોન્મત્ત કોયલના સ્વરોથી ગાજી રહી છે, વસંતની શોભાવાળી છે, કામીજનોના કામદેવને વધારનારી છે અને ગાયન તત્પર ગંધર્વોથી તથા તેઓની રમણીઓથી અત્યન્ત રળીયામણી લાગે છે. ત્રાંબાના ગઢ પછી ચોથો સીસાનો ગઢ આવે છે કે જે ગઢ સાત યોજન ઉંચો છે. આ ગઢ ને આ પછીના ગઢની મધ્યમાં સંતાન નામનાં વૃક્ષોની વાટિકા છે. ત્યાંના પુષ્પોની પરિમલો દશ યોજનના વિસ્તારમાં પ્રસરે છે. સુવર્ણરંગી પુષ્પો ત્યાં સર્વદા ખીલી રહ્યાં હોય છે. ફળો મધુર તથા અમૃત સમાન રસથી ભરેલાં હોય છે. આ વાટિકાનો અધિપતિ ગ્રિષ્મ છે. જયેષ્ઠ લક્ષ્મી ને અષાઢ લક્ષ્મી એ તેની બે વહાલી પત્નીઓ છે. સંતાપથી ત્રાસ પામેલા લોકો ત્યાંના વૃક્ષોની હેઠળ બેસે છે. હે રાજા ! આ ગઢ અનેક સિદ્ધોથી ને અનેક દેવતાઓથી ભરપૂર છે. ચંદનના રસનાં લેપનવાળી, પુષ્પમાળાઓથી શણગારેલી કરમાં પંખાઓ ધરનારી તથા શીતળ જળનું સેવન કરનારી નાના પ્રકારની સુંદરીઓ આ ગઢમાં વસે છે. આ સીસાના ગઢ પછી પાંચમો પીતળનો ગઢ આવે છે કે જેની ઉંચાઇ સાત યોજનની છે. આ ગઢની ને આ પછીના ગઢની મધ્યમાં હરિચંદન નામના વૃક્ષોની વાટિકા છે. ધનરૂપી વાહનવાળો, વિદ્યુત સમાન પીંગળાં નેત્રાવાળો, મેઘરૂપી કવચવાળો, કડાકાઓરૂપી શબ્દવાળો, ને ઈન્દ્રનાં ધનુષ્યવાળો વર્ષાકાળ આ વાડીનો અધિપતિ છે. તે પોતાના ગણોથી ઘેરાયેલો છે તથા જળની હજારો ધારાઓ છોડ્યા કરે છે. શ્રાવણલક્ષ્મી, ભાદ્રપદલક્ષ્મી, સ્વરસ્યા, રસ્યમાલિની, અંબા, દુલા, નિરત્ની, અભ્રમતિ, મેઘદંતિકા, વર્ષયંતી, ચિબુણિકા ને વારિધારા એ બાર વર્ષાસમયની પત્નીઓ છે. ત્યાં સઘળાં વૃક્ષો નવી લતાઓવાળાં ને નવાં પલ્લવોવાળાં છે. સઘળાં ખડ લીલા છે ને તેઓથી ત્યાંની પૃથ્વી છવાયેલી છે, નદીઓ તથા નદીના પ્રવાહો ઝડપથી વહ્યા કરે છે. રાગીલોકોનાં મનની તુલ્યે ત્યાંના સરોવરનાં પાણી ડોળાં છે. દેવતાઓ સિદ્ધલોકો દેવની પ્રીતિવાસ્તે યજ્ઞ કરનારાઓ ને ઇષ્ટાપૂર્તાદિ કરાવનારા લોકો ત્યાં વસે છે. તે લોકો રમણીઓની સાથે રમણ કર્યા કરે છે.

પીતળના ગઢ પછી છઠ્ઠો સાત યોજનની ઉંચાઇનો પંચ લોહનો ગઢ છે. આ ગઢ તથા પછીના ગઢની વચ્ચમાં મંદારવૃક્ષોની વાટિકા છે. આ વાટિકા પુષ્પો ને લતાઓવાળી તથા નાના પ્રકારનાં પલ્લવોથી રળીયામણી છે. આરોગ્યવાળો શરદ્ સમય આ વાડીનો પતિ છે. આશ્વિન લક્ષ્મી ને કાર્તિક લક્ષ્મી એ બે તેની પત્નીઓ છે. ઘણા ઘણા સિદ્ધ લોકો સ્વપત્નીઓ ને પરિચ્છેદોસાથે અહી નિવાસ કરે છે. આ ગઢ પછી સાતમો સાત યોજનની ઉંચાઇનો મોટાં શિખરોથી શોભીતો રૂપાનો ગઢ છે. આ ગઢની ને આની પછીના ગઢની મધ્યમાં પારિજાતવૃક્ષોની વાટિકા છે. આ વાડીનાં પુષ્પોની પરિમલ સર્વત્ર દશ દશ યોજનના વિસ્તારમાં પ્રસરે છે કે જે સુગંધીથી દેવીકાર્યના કરનારા દેવીગણો આનંદ પામે છે. મહા ઉજ્વળ ગણોવાળો આયુધોવાળો ને કામીજનોને આનંદ ઉપજાવનારો હેમંત કાળ છે તે આ વાડીનો મહારાજા છે. માર્ગશીર્ષલક્ષ્મી ને પોષલક્ષ્મી એ બે તેની મહારાણીઓ છે. દેવીની પ્રીતિવાસ્તે કૃચ્છ્ર વિગેરે વ્રતો કરનારા સિદ્ધ લોકો ત્યાં રહે છે. રૂપાનાં ગઢ પછી આઠમો સાત યોજન ઊંચો સુવર્ણનો ગઢ છે. આ ગઢમાં સર્વત્ર કુન્દનનુંજ કામ કરવામાં આવેલુ છે. આ ગઢની તથા આ પછીના ગઢની મધ્યમાં પુષ્પ ને પલ્લવોથી રળીયામણી કદંબવાટિકા છે કે જેમાં કદંબની મદિરાની હજારો ધારાઓ છુટયાજ કરે છે. આ મદિરાનુ પાન કરવાથી બ્રહ્માનંદ સમાન આનંદનો અનુભવ થાય છે. મહોદયવાળો શિશિરકાળ તે વાટિકાનો અધિપતિ છે. માઘ લક્ષ્મી તથા ફાલ્ગુન લક્ષ્મી તેની બે પત્નીઓ છે. નાના પ્રકારના ગણોવાળો શીતળ આકૃતિવાળો શિશિર પોતાની એ બે પત્નીઓના સંગે ક્રીડા કર્યા કરે છે. દેવીની પ્રીતિવાસ્તે દાનથી સિદ્ધ થયેલાં નરનારીનાં ટોળાંઓ પોતાના પરિવાર સાથે અહીં વસે છે ને નાના પ્રકારના વિષયાનંદો ભોગવે છે. સુવર્ણના ગઢ પછી સાત યોજનની ઉંચાઈવાળો કેસરીયા રાતા રંગવાળો પુખરાજમણિનો ગઢ છે. આ ગઢની ભૂમિકા વનોને ઉપવનો પુખરાજમણિનાંજ છે. મણિદ્વીપમાં રત્નગઢ આદિમાં સામાન્ય રીતિ એવા પ્રકારની છે કે જે રત્નનો ગઢ હોય છે તેજ રત્નોનાંજ વૃક્ષો, વનભૂમિ, મંડળો, મંડપસ્તંભો, સરોવરો ને કમળો તેમાં બનાવેલાં હોય છે. જેવો જે ગઢ તેવીજ તે ગઢની સઘળી વિભૂતિઓ બનેલી હોય છે તથા એક એકથી લાખગણા તેજવાળો ગઢ હોય છે. આ પુખરાજના ગઢમાં પ્રત્યેક બ્રહ્માંડોમાં જે દિકપાલો છે તેઓના સમષ્ટિરૂપ દિકપાલો રહે છે તથા તેઓની પાસે તેઓનાં ચળકારા મારતાં શસ્ત્રો દેખાય છે. આ પુખરાજગઢની પૂર્વે નાના પ્રકારનાં શિખરોવાળી તથા સુંદર ઉપવનોવાળી અમરાવતી નગરી છે. અહીં ઇન્દ્રદેવ રહે છે. સ્વર્ગમાં જેટલી શોભા છે તેથી પણ આ સમષ્ટિરૂપ ઈન્દ્રની નગરીની શોભા સહસ્રગણી ચડીયાતી છે. આ નગરીમાં ઐરાવતપર બેઠેલો, વજ્રધારી, પ્રતાપી ને દેવસેનાઓવાળો ઇન્દ્ર શોભે છે તથા અપ્સરાઓના ને દેવાંગનાઓના સમુદાયથી સેવાયેલી ઈન્દ્રાણી પણ શોભે છે. અગ્નિખુણામાં વ્યષ્ટિ અગ્નિની નગરી સરખી સમષ્ટિ અગ્નિની નગરી છે. અહી સ્વાહા તથા સ્વધા સહિત પોતાના વાહન ને આભરણો સહિત ને પોતાના પાર્ષદગણોની સાથે અગ્નિદેવ વસે છે. દક્ષિણમાં યમપુરી આવેલી છે. અહી દંડધારી, મહાત્મા, પોતાની શક્તિ-

ઓવાળા તથા ચિત્રગુપ્તાદિ પોતાના અનુચરોવાળા યમરાજા વસે છે. નૈરૃત ખુણામાં રાક્ષસોથી સેવાયેલો ખડગધારી પ્રદીપ્ત અને પોતાની શક્તિવાળો નૈઋર્તિ રહે છે. પશ્ચિમમાં વરૂણની નગરી છે. અહીં પાશધારી વિક્રમવાળા મોટા મગરપર બેસનારા મદિરાના મદથી વિંહ્વળતાવાળા પોતાની શક્તિઓવાળા પોતાના જળચરાદિ ગણોથી સેવાયેલા ને પોતાની સ્ત્રીની રતિમાં ઘણીજ આસકિતવાળા વરૂણદેવ વસે છે. વાયુખૂણાણામાં વાયુની નગરી છે ત્યાં પવન સાધનથી સિદ્ધ થયેલા યોગીલોકથી સેવાયેલા ને પોતાની શક્તિઓવાળા વાયુદેવ વસે છે. ઉત્તર દિશામાં યક્ષોનો મોટો પ્રદેશ છે તેમાં રૃદ્ધિવૃદ્ધિઆદિ શક્તિવાળા નવ નિધિઓવાળા વિશાળ ઉદરવાળા કુબેરજી વસે છે. મણિભદ્ર, પૂર્ણભદ્ર, મણિમાન્ મણિકંધર મણિભૂષ, મણિસ્રગ્વી, ને મણિકાર્મુકધારક આદિ યજ્ઞોના સેનાપતિઓ ને પોતાની શક્તિ સર્વદા તેના સમીપમાં વસે છે. ઈશાન ખુણામા ઘણોજ વિશાળ ને નાના પ્રકારનાં રત્નોવાળો રૂદ્રલોક છે ત્યાં ક્રોધવાળો ચળકતાં નેત્રોવાળો, પીઠપર મોટાં ભાથાંઓ બાંધેલા છે એવો ડાકરમાં ધનુષવાળો, કરોડો રૂદ્રાણીઓ સહિત, ભદ્રકાળી આદિ માતૃગણોથી વીંટાયેલો, અનેક શક્તિઓવાળી ડામરી વિગેરે શક્તિઓથી વીંટળાયેલો, વીરભદ્રાદિક સહિત, મુંડમાળાને ધરનાર, નાગરૂપી કંકણોવાળો, ગળામાં નાગોને ધરનારો, વાઘચર્મને ધરનારો, ગજચર્મનાં ઉત્તરીયવાળો, ચિતાની ભસ્મથી ખરડાયેલાં અંગવાળો, ભૂતોના સમુદાયવાળો તથા ભૂતોના નિવાસરૂપ મહારૂદ્ર વસે છે. તેની પાસે તેના સમાન રૂપવાળા, મહા ત્રિશૂલરૂપી શસ્ત્રોવાળા, વિકૃત ને વિકરાળ વદનોવાળા, મુખમાંથી અગ્નિની જ્વાળાઓને પ્રકટાવનારા, દશ સો ને હજારો હાથવાળા, દશ પાદવાળા, દશ ગરદનોવાળા, ત્રણ નયનોવાળા ને ઉગ્ર મૂર્તિઓવાળા અગણિત રૂદ્રો સેવામાં હાજર રહે છે. અંતરિક્ષ તથા પૃથ્વીમાં ફરનારા જે જે રૂદ્રો રૂદ્રાધ્યાયમાં કહ્યા છે તે સઘળાઓથી સેવાયેલો, વાગતાં ડમરૂઓના નાદથી દિશાઓ બ્હેરી કરી મુકી છે જેણે એવો, તથા અટ્ટહાસના ને ખંભી તાડવાના શબ્દોથી આકાશમાં ભયંકર ગડગડાટો મચાવનારો એ મહારૂદ્ર ઈશાનખૂણાનો અધિપતિ છે. તેનું નામ પણ ઈશાન છે.[1-100]

**अट्टहासा स्फोटशब्दैः संक्रावित नभस्तलः ।**
**भूतसंघ ममाविष्ठो भूतावासो महेश्वरः ॥१००॥**
**इशान दिक्पतिः सोयं नाम्ना चेशान एव च॥**

ઇતિશ્રી મહાપુરાણ દેવીભાગવત વિષે દ્વાદશ સ્કધનો અધ્યાય ૧૦ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૧૧ મો.*

### ચિંતામણિના ગૃહસુધીના ગઢો.

**व्यास उवाच–**

**पुष्प सगमया दग्रे कुंकुमा रुण विग्रह ।**
**पद्मराग मयः सालो मध्ये भूश्चैव तादृशी॥१॥**

વ્યાસ કહે છે–હે જનમેજય ! પુખરાજનો ગઢ મેલ્યા પછી દશમો ગઢ માણેકનો આવે છે. આ માણેકના ગઢની પૃથ્વી પણ માણેકનીજ બની છે. દરવાજા ને દ્વારોવાળો આ ગઢ દશ યોજનની ઉચાઇનો છે ને તેમાં માણેકના સ્તભોવાળા અનેક મંડપો રહેલા છે. ત્યાં મધ્ય ભૂમિમાં નાના પ્રકારનાં આયુધો ધરનારી વીર ને રત્નાલંકારના શણગારોવાળી ચોસઠ કળાઓ રહી છે. પ્રત્યેક કળા-

* આ અધ્યાયમાં ચિતમાણિના ગૃહસુધીના ગઢોનું વર્ણન કરવામાં આવશે.

ઓના ત્યાં નોખા નોખા લોક છે. તે તે લોકની અધિષ્ઠાત્રી રૂપ તે તે કળા કહેવાય છે. તે ગઢના મધ્યમાં ગૃહને વીંટીને રહેલી છે. સર્વત્ર રહી છે. તેઓની પાસે તે તે લોકના રહેવાસીઓ, પોતપોતાનાં વાહનો અને આયુધો રહે છે. હે રાજા ! આ કળાઓનાં અનુક્રમે નામો કહું છું તે સાંભળો. પિંગલાક્ષી, વિશાલાક્ષી, સમૃદ્ધિ, વૃદ્ધિ, શ્રદ્ધા, સ્વાહા, સ્વધા, અભિખ્યા, માયા, સંજ્ઞા, વસુંધરા, ત્રિલોકધાત્રી, સાવિત્રી, ગાયત્રી, ત્રિદશેશ્વરી, સુરૂપા, બહુરૂપા, સ્કન્ધમાતા અચ્યુતપ્રિયા, વિમળા, અમળા, અરૂણી, આરૂણિ, પ્રકૃતિ, સૃષ્ટિ, સ્થિતિ, સંહૃતિ, સંધ્યા, માતા, સતી, હંસી, મર્દિકા, વજ્રિકા, દેવમાતા, ભગવતી, દેવકી, કમલાસના, ત્રિમુખી, સપ્તમુખી, સુરાસુર વિમર્દિની, લંબોષ્ટી, ઉર્ધ્વકેશી, બહુશીર્ષા, વૃકોદરી, રથરેખા, શશીરેખા, ગગનવેગા, પવનવેગા, ભુવનપાલા, મદનાતુરા, અનંગા, અનંગ મથના, અનંગ મેખલા, અનંગ કુસુમા, વિશ્વરૂપા, સુરાદિકા, ક્ષયંકરી, અક્ષોભ્યા, સત્યવાદિની, શુચિવ્રતા, ઉદારા અને વાગીશી એ ચોસઠ કળાઓ પોતપોતાના મુખમાંથી ભયંકર જ્વાળાઓ કાઢયા કરે છે. એ સર્વેની જીહવાઓ પ્રદીપ્ત છે, નેત્રો ક્રોધને લઇને રાતાં છે, ધનુષ બાણો ધરેલાં છે, સદા યુદ્ધનો ઉત્સાહ ધરાવે છે, કેશ પીંગળા ને ઉર્ધ્વ છે તથા દાઢોની કડકડાટીઓથી સમગ્ર દિશાઓને શૂન્ય કરી મુકે છે. પ્રત્યેક કળાની સેના સો સો અક્ષૌહિણી છે ને તે અક્ષૌહિણીઓમાંની પ્રત્યેક શક્તિમાં લાખ લાખ બ્રહ્માંડોનો નાશ કરવાનું સામર્થ્ય રહેલું છે. જ્યારે એકનું સામર્થ્ય આવું છે તો સમગ્ર કળાઓ શું શું ન કરે તે કહી શકાતુંજ નથી. હે જનમેજય રાજા ! આ ગઢમાં યુદ્ધની તમામ સામગ્રીઓ રહી છે. રથ અશ્વ ગજ શસ્ત્ર ને પાર્ષદની સંખ્યા જ અહી થાય તેવું નથી, માણેકગઢ મેલ્યા પછી અગીઆરમો ગોમેદમણિનો વિશાળ ગઢ આવે છે. આ ગઢની ઉંચાઇ દશ યોજનની છે. તેની કાન્તિ ફુલેલાં જાસુદનાં પુષ્પો સરખી છે. તેમાંની પૃથ્વી, નિવાસીઓનાં ગૃહો, પક્ષીઓ, ઉત્તમ સ્તંભો, વૃક્ષો, વાવો અને તળાવો પણ ગોમેદમણિનાં બનેલાં હોય છે. આ સઘળાં કેસરસમાન રાતાં દેખાય છે. આ ગઢના વચ્ચોવચ્ચ મહાદેવની બત્રીશ કળાઓ રહેલી છે. નોખા નોખા લોકમાં વસનારી અનેક આયુધો ધરનારી, ગોમેદમણિઓથી શણગારોવાળી, પિશાચસમાન વદનોવાળી, તે તે લોકના નિવાસીઓથી પૂજાયેલી, હાથમાં ચક્રો ધરનારી ને ક્રોધથી લાલચોળ નેત્રોવાળી તૈયાર રહેનારી એ શક્તિઓ સર્વત્ર ચિંતામણીના ગૃહને ઘેરીને રહેલીછે. યુદ્ધના મહા ઉત્સાહવાળાં હૃદયોવાળી એ શક્તિઓ "મારો કાપો બાળો રાંધો. ", એમ નિરંતર ગર્જનાઓ કર્યાજ કરે છે. તે પ્રત્યેક શક્તિને દશ દશ અક્ષૌહિણી સેના છે. તે સેનામાંની એક એક શક્તિ જ્યારે લાખો બ્રહ્માંડનો નાશ કરવા શક્તિવાળી છે તો સમગ્રનાં બળની ત્યાં શું કથા થઇ શકે ! એ સેનાનું વર્ણન તો ન જ બને, ત્યાં રથોની ને વાહનોની તો ગણનાજ થાય તેમ નથી. ત્યાં દેવીની સઘળી યુદ્ધ સામગ્રી શોભી રહેલી છે. બત્રીશ મહાશક્તિઓના પેટાની શક્તિઓનાં પાપનાશક નામો કહુંછું તે સાંભળજો. વિદ્યા, હ્રી, પુષ્ટિ, પ્રજ્ઞા, સિનીવાળી, કુહૂ, રૂદ્રા. વીર્યા, પ્રભા, નંદા, પોષણી, શ્રીરૂદ્ધિદા, શુભા, કાળરાત્રી, મહારાત્રી, ભદ્રકાળી, કપર્દિની, વિકૃતિ, દંડિની, મુંડિની, સેન્દુખંડા,

શિખંડિની, નિશુંભશુંભ મથિની, મહિષાસુર મર્દિની, ઈન્દ્રાણી, રૂદ્રાણી શંકરાર્દ્ધશરીરિણી, નારી, નારાયણી, ત્રિશુળિની, પાલિની, અંબિકા ને આલ્હાદિની એ સઘળા શક્તિઓનાં નામો રહેલાં છે. એ શકિતઓ કોપે તો બ્રહ્માંડનો નાશ થઇ જાય. કોઈ સમયે કોઈ સ્થાને તેઓનો પરાજયજ થાય નહી. ગોમેદમણિનો ગઢ છોડયા પછી ઉત્તમ હીરાઓનો બનેલો બારમો ગઢ છે, આ ગઢ દશ યોજન ઉંચો છે તથા દરવાજા તથા ધારોવાળો, કમાડ ને સાંકળોથી બાધેલો તથા નવાં વૃક્ષોથી રળીયામણો છે. આ ગઢમાં ભૂમિઓ, ગૃહો, ગલીઓ, રાજરસ્તાઓ, મહામાર્ગો, યોગોનો, વૃક્ષોના કયારાઓનાં વૃક્ષો, પક્ષીઓ, વાળીઓ, હોજ, તળાવ ને રૂપાદ તમામ હીરામયજ છે. આ ગઢમાં ખાસ ભુવનેશ્વરી દેવીની સખીઓ ને પરિચારિકાઓજ વસે છે. એક એક પરિચારિકાની ત્યા લાખ લાખ દાસીઓ સેવા કરેછે, મદોન્મત્ત એ પારચારકાઓમાં કેટલીક પંખો ધરનારીઓ છે, કેટલીક પ્યાલા ધરી રાખે છે, કેટલીક છત્ર ધરે છે, કેટલીક પુષ્પો ધરે છે, કેટલીક ચિત્રવિચિત્ર દર્પણો ધરનારી છે, કેટલાક કેસરી ચંદનને ધરનારી છે. કેટલીક કાજળ સિંદુરના પ્યાલા ને શણગારને અનુક્રમે ધરનારાઓ છે, કેટલીક ભુવનશ્વરીનાં ભાલને શણગારનારી છે, કેટલીએક ચરણોને ચાપનારાઓ છે. કેટલીક નાના પ્રકારના આભરણોને સાચવનારી છે, કેટલીક કુસુમના અલંકારો બનાવનારી છે. તથા કેટલીએક પુષ્પોના શણગારો ધરનારી છે. આવા પ્રકારથી અનેક વિલાસોમાં કુશળ બીજી પણ ઘણીક પરિચારિકાઓ રહેલી છે. આ સઘળીઓ યુવાન દ્રઢવક્ષોને ધરનારી ને ભુવનેશ્વરીની કૃપાના લેશથી ત્રૈલોકયને પણ તુચ્છવત્ ગણનારી છે. શૃંગારના મંદનાં અભિમાનવાળી આઠ દેવીઓ શ્રીભુવનેશ્વરીની દૂતીઓ કહેવાય છે કે જેઓનાં નામ કહું છું તે સાંભળો. અનંગરૂપા, અનંગમદના, મદનાતુરા, ભુવનવેગા, ભુદનમાલિકા, સર્વ શિશિરા, અનંગવેદના ને અનંગમેખલા એ આઠ છે. તેઓ વિજળી જેવી ચળકતી ચપળાઓ ચંચળ શબ્દો કરનારી ઝણઝણતી કટિમેખલાઓવાળી ચરણોમાં ઝમકતાં ઝાંઝરોવાળી અંદર બહાર સર્વત્ર દોડધામ કરતી સઘળાં કાર્યોમાં કુશળતાવાળી તથા હાથમાં છડીઓવાળી છે. તે આઠે દેવીઓનાં ગૃહો વૈદૂર્યના ગૃહથી બહાર આઠ દિશાઓમાં આવલાં છે. એ ગૃહો નાના પ્રકારનાં વાહનો ને શસ્ત્રોથી રળીયામણાં દેખાય છે. હીરાનો ગઢ છોડયા પછી તેરમો વૈદૂર્યમણિઓનો બનાવેલો ગઢ આવે છે. આ ગઢમાની સઘળી પૃથ્વી, નાના પ્રકારનાં ભુવનો, ગલીઓ, રાજમાર્ગો, મહામાર્ગો ને બીજુ તમામ વૈદૂર્યમણિઓનુંજ બનેલુ છે. વાવ, કુવા, તળાવ, નદી, તીર, ને સઘળી રેતી પણ વૈદૂર્યમણિનીજ છે. આ ગઢને ફરતી આઠ દિશાઓમા પોતાના ગણોથી વીંટળાએલુ બ્રાહ્મી આદિ માતાઓનું મંડળ શોભી રહ્યુ છે. એ માતાઓ પ્રત્યેક બ્રહ્માંડનીવ્યાષ્ટિ માતાઓની સમષ્ટિરૂપ રહેલી છે. બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઇન્દ્રાણી, ને ચામુંડા એ મળી સાત ને આઠમાં મહાલક્ષ્મી મળી એ આઠ માતૃકાઓ કહેવાય છે. બ્રહ્મા તથા રૂદ્રાદિ દેવતાઓના સમાન આકારવાળી ને પોતપોતાની સેનાઓવાળી એ આઠ માતાઓ જગતનું કલ્યાણ કરે છે. હે રાજા ! આ ગઢના ચારે દરવાજાઓમા શણગારેલા ભુવનેશ્વરીનાં વાહનો સર્વદા તૈયાર

રહેલાં હોય છે. વાહનરૂપ ગજો, અશ્વો, પાલખિઓ, હંસો, સિંહો, ગરૂડો, મયુરો અને બળદો કોટાનકોટિ છે. સિંહાદિક વાહનોથી જોડેલા, બાજુમાં અગણિત રક્ષકોવાળા ને આકાશપર્યન્ત ઉડતી ધ્વજાઓવાળા રથો પણ ત્યાં અસંખ્યાત રહેલા છે. નાના પ્રકારનાં ચિન્હોવાળાં, વાજાઓંવાળાં અને વિશાળ ધ્વજાઓવાળાં વિમાનો પણ ત્યાં અગણિત રહેલાં છે. વૈદૂર્યમણિનો ગઢ છોડયા પછી ચૌદમો ગઢ ઇન્દ્રનીલમણિનો આવે છે કે જે દશ યોજનની ઉંચાઈમાં રહેલો છે. અહી પૃથ્વી, ગલીઓ, રાજમાર્ગ, મહામાર્ગ, ગૃહ, વાવ, કુવા ને તળાવો વિગેરે ઇન્દ્રનીલમણિનાંજ બનેલાં છે. આ ગઢમાં ઘણા યોજનના વિસ્તારવાળુ સોળ પત્રોવાળુ ને બીજા સુદર્શનની પેઠે ચળકતું એક સોળ પાંખડીઓવાળુ કમળ છે કે જેમાં સઘળાં ઉપસ્કરોવાળાં ને સમૃદ્ધિઓવાળાં નાના પ્રકારનાં સોળ શક્તિઓનાં સ્થાનકો છે. હે રાજસત્તમ! એ સોળ શક્તિનાં નામ કહું તે સાંભળો. કરાલી, વિકરાલી, ઉમા, સરસ્વતી, શ્રી, દુર્ગા, ઉષા, લક્ષ્મી, શ્રુતિ, સ્મૃતિ, ધૃતિ, શ્રદ્ધા, મેધા, મતિ, કાન્તિ અને આર્યા એ સોળ શક્તિઓ છે. કૃષ્ણ મેઘને જેવી, કરમાં ખડગ તથા ઢાલવાળી ને યુદ્ધમાં ઉત્સાહવાળી એ શક્તિઓ શ્રીભુવનેશ્વરી દેવીનાં સેનાપતિપણાંનુ કાર્ય કરનારી છે. એ શક્તિઓ પ્રત્યેક બ્રહ્માંડમાં રહેલી વ્યષ્ટિ શક્તિઓની સમષ્ટિરૂપ છે. આ શક્તિઓં બ્રહ્માંડોનો ક્ષોભ કરનારી, ભુનેશ્વરીની શક્તિથી વૃદ્ધિ પામેલી નાના પ્રકારના રથોમાં બેઠેલી ને અનેક શક્તિઓવાળી છે. એઓનાં પરાક્રમોનુ વર્ણન સહસ્રમુખથી શેષનાગ પણ કરી શકે એમ નથી. ઇન્દ્રનીલનો ગઢ મેલ્યા પછી પંદરમો બહુ વિસ્તારવાળો દશયોજન ઉંચો મોતીનો ગઢ આવે છે. આ ગઢમાં સઘળી પૃથ્વી મોતીનીજ છે. આ ગઢની મધ્યમાં મોતીઓને મણિઓના સમુદાયવાળુ ને કેસરાવાળુ આઠ પાંખડીનું કમળ છે. આ વિશાળ કમળમાં ભુવનેશ્વરીના સમાન સ્વરૂપવાળી પાશ—અંકુશ—વર—અભય ને ધારનારી ને ભુવનેશ્વરીના સરખા વૈભવોવાળી આઠ શક્તિઓ રહે છે. પારકાં મનના અભિપ્રાયને જાણનારી, સઘળા કાર્યોમાં કુશળ, વિચિત્ર, સ્વામીકાર્યમાં પરાયણ ભુવનેશ્વરીના અભિપ્રાયને સમજનારી, ચતુર, અતીવ રૂપવાળી, નાના પ્રકારની શક્તિઓવાળી અને ભુવનેશ્વરીનુ અમાત્યપણુ બજાવનારી એ આઠ શક્તિઓ પોતાની જ્ઞાનશક્તિથી અખિલ બ્રહ્માંડોનાં પ્રાણીઓની સઘળી સ્થિતિ જાણનારી છે. તમામ સમાચાર તે શક્તિઓ ભુવનેશ્વરીને આપ્યાજ કરે છે. એ શક્તિઓ અનુક્રમે અનંગકુસુમાં, અનંગકુસુમાતુરા, અનંગમદના, અનંગમદનાતુરા, ભુવનપાલા, ગગનવેગા, શશીરેખા અને ગગનરેખા એમ આઠ છે. પાશ અંકુશ વર ને અભયને ધરવાવાળી, તથા લાલ શરીરોવાળી એ શક્તિઓ પલપલની જગત્‌ની ખબર ભુવનેશ્વરીને આપ્યા કરે છે. મોતીનો ગઢ પસાર કર્યા પછી સોળમો દશ યોજન ઉંચો મરકતમણિનો ગઢ આવેલો છે. તેમાં તમામ કારીગીરી મરકતમણિનીજ બનેલી છે. તેની અંદર એક ષટ્કોણ આવેલો છે. તે પ્રત્યેક ખૂણાઓમાં દેવતાઓ રહેલા છે. પૂર્વમાં ચતુર્વદન, કમંડલુ માળા અભય તથા દંડ ધરનારા બ્રહ્મદેવ ગાયત્રી સહિત ત્યાં રહે છે. એજ આયુધોને ધરનારાં મહાદેવી ગાયત્રી, દેહધારી સૌ વેદો, અનેક શાસ્ત્રો ને દેહધારી સ્મૃતિ પુરાણો પણ ત્યાં રહે છે. બ્રહ્માના,

ગાયત્રીના ને વ્યહૃતિઓના જે જે અવતારો છે તેઓ પણ ત્યાં રહે છે. નૈરૂત્ય ખૂણામાં શંખ ચક્ર ગદા ને પદ્મને ધરનારાં સાવિત્રી ને તેવાં આયુધોવાળા ભગવાન વિષ્ણુ પણ ત્યાં વસે છે. મત્સ્ય કચ્છપ આદિ હરિના અવતારો તથા સાવિત્રીના સઘળા અવતારો પણ ત્યાંજ વસે છે. વાયુ ખુણામાં પરશુ માળા અભય ને વરને ધરનારા મહારૂદ્ર ને તેવીજ મૂર્ત્તિવાળાં સરસ્વતી રહે છે. દક્ષિણામૂર્ત્તિ આદિ રૂદ્રના ભેદો પણ ત્યાં રહે છે. ચોસઠ આગમો ને અન્ય આગમો પણ શરીર ધારીને ત્યાં વસે છે. અગ્નિ ખૂણામાં બે હાથવડે રત્નકુંભને અને મણિના કરંડીઆને ધારણ કરનારા, ધનને આપનારા, નાના પ્રકારની રચનાવાળા, દેવીના ભંડારોના અધિપતિ ને પોતાના ગણોથી વીંટાયેલા કુબેરજી મહાલક્ષ્મી સહિત રહે છે. પશ્ચિમ ખૂણામાં પાશ અંકુશ ધનુષ્ય ને બાણને ધરનારા કામદેવ રતિ સહિત રહે છે. સઘળા શૃંગારો પણ દેહધારી થઈ કામદેવની પાસે ત્યાંરહે છે. ઇશાન ખૂણામાં પાશ ને અંકુશને ધરનારા, વીર, વિઘ્નનાશક ગણપતિ સર્વદા પુષ્ટિ સહિત વસે છે. હે રાજા ! ગણપતિની, ચિત્ર વિચિત્ર મહા વિભૂતિઓ પણ ત્યાંજ વસે છે.આ ષટ્માંકોણ રહેનારા બ્રહ્માદિક પ્રત્યેક બ્રહ્માંડના વ્યષ્ટિ બ્રહ્માદિકના સમષ્ટિરૂપ રહેલા છે. તેઓ સૌ ભુવનેશ્વરી સેવા કરે છે. મરકતમણિનો મહાગઢ મેલ્યા પછી સતરમો સો યોજન ઉંચો કેસર સરખો પરવાળાનો ગઢ કે જેમાં સઘળું પરવાળાનુંજ છે તે આવે છે. આ ગઢના મધ્યમાં પંચમહાભૂતોની અધિપતિ, પંચમહાભૂતો જેવા વર્ણવાળી, પાશ અંકુશ, વર ને અભયને ધરનારી, ઘણાં આભરણોવાળી, ભુવનેશ્વરી જેવી ને નવાં યૌવનવાળી હૃલ્લેખા, ગગના, રકતા, કરાલિકા ને મહોચ્છુષ્મા એ નામની પાંચ શક્તિઓ રહે છે. પરવાળાનો ગઢ મેલ્યા પછી અઢારમો ઘણા યોજનનો ઉંચો નવરત્નનો ગઢ કે જેમાં પૂર્વામ્નાય આદિ આમ્નાયોની દેવીઓનાં ઘણાં ખરાં ગૃહો, કાસારો ને સરોવરો નવરત્નનાંજ છે તે આવે છે. અહી શ્રી ભુવનેશ્વરીના પાશાંકુશેશ્વરી આદિ અવતારો ને મહાવિદ્યાના ભેદો પણ રહે છે. કોટિ સૂર્યસમાન દીપ્તિવાળી આ સઘળી દેવીઓ પોતાનાંઆવરણોની દેવીઓ સહિત, પોતાનાં વાહનો સહિત તથા પોતાનાં ભૂષણો સહિત બહુજ શોભાયમાન લાગે છે. સાત કોટિ મહામંત્રો છે તેના દેવતાઓ પણ અહીંજ વસે છે. આ નવરત્નનો ગઢ મેલ્યા પછી એક મોટું ચિંતામણિઓનું બનેલું ભુવન આવે છે કે જેમાંની સઘળી વસ્તુઓ ચિંતામણિઓનીજ બનેલી છે. સૂર્યસમાન દીપ્તિવાળા ચન્દ્ર સમાન કાન્તિવાળા ને વીજળી સમાન પ્રભાવાળા પાષાણોના હજારો સ્તભો આ ભુવનમાં બનાવેલા છે. આ સ્તભોની દીપ્તિઓને લીધે આંખ અંજાઈ જાય છે તેથી કોઇ વસ્તુ દેખી શકાતી જ નથી.[૧-૧૧]

**વિદ્યુત્સમાનપ્રભૈः स्तंभाः कल्पिता स्तु सहस्रशः।**
**येषां प्रभाभिरंतस्य वस्तु किंचिन्न दृश्यते।।१०**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવીભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૧ મો સંપૂર્ણ.

—

# અધ્યાય ૧૨ મો*

## ચિંતામણિના ભુવનનું વર્ણન.

**व्यास उवाच–**

**तदेवदेवीमदनंमध्यभागेविराजते ।**
**सहस्त्रस्तंभसंयुक्ताश्चत्वारस्तेषुमंडपा ॥ १ ॥**

વ્યાસ વદે છે—હે જનમેજય ! ષોડષ-દળ અષ્ટદળ ને ષટ્કોણના મધ્યમાં જે બિન્દુના સ્થાનમાં ચિંતામણિનું ભુવન છે તેજ ભુવન મૂલપ્રકૃતિરૂપ ભુવનેશ્વરીનું સ્થાનક છે. તે ભુવનમાં સહસ્ત્ર સ્તંભોવાળા ચાર મંડપો આવેલા છે. શૃંગાર મંડપ, મુક્તિમંડપ, જ્ઞાનમંડપ ને ચોથો એકાન્ત મંડપ કહેવાયછે. આ રળીયામણા મંડપોમાં ચિત્રવિચિત્ર પ્રકારના ચંદરવાઓ બાંધેલા છે. નાના પ્રકારના ધૂપોની પરિમલ ત્યાં જામી રહી છે. એ મંડપોની દીપ્તિ કરોડો સૂર્યોના સરખી છે. એ મંડળોને ફરતી ચાર વાટિકાઓ છે તેમાં પ્રથમ કેસરવાટિકા, દ્વિતીય મલ્લિકાની વાટિકા, તૃતીય બટમોગરાની વાટિકા ને ચોથી કસ્તુરીની વાટિકા છે કે જ્યાં અસંખ્યાત કસ્તુરીવાળા કસ્તુરીને સ્ત્રવનારા કસ્તુરીમૃગો રહેલા છે. આ ચારે મંડપોની બન્ને બાજુઓમાં મોટાં મોટાં કમળોની વાટિકા છે કે જેમાં રત્નોનાં સોપાન છે, જળાશયો અમૃતરસથી બનેલાં છે, મહોન્મત્ત ભ્રમરાવલિઓ ગુંજાર કરે છે. હંસ ને કારડવ પક્ષીઓ પુષ્કળ છે તથા સઘળી દિશાઓ તેના પરિમલથી સર્વત્ર સુગંધપૂર્ણ થયેલી છે. આ વાટિકાઓની પરિમલથી આખો મણિદ્વીપ સુગંધમય થયેલો છે. શૃંગાર મંડપના મધ્યમાં મધ્ય સિંહાસનપર જગદંબા ભુવનેશ્વરી બિરાજેલાં છે. મણિદ્વીપમાં વસનારા દેવલોકો જગદંબાની સભામાં બેઠેલા હોય છે ને અન્ય દેવીઓ તથા અપ્સરાઓ નાના પ્રકારના સ્વરોથી ગાય છે. મુક્તિમંડળની અંદર જગદંબા સઘળાં બ્રહ્માંડમાં વસનારા પોતાના ભકતોને મુકિત આપે છે. જ્ઞાન મંડપમાં જ્ઞાનનો ઉપદેશ કરે છે. ચોથા એકાન્ત મંડપમાં પોતાના સચિવોની સાથે જગદંબા જગત્ રક્ષા વિષે મંત્ર કર્યા કરે છે. હે રાજા ! ચિંતામણીના ગૃહમાં શકિતના દશ તત્વોરૂપ પગથીઆંવાળો એક પલંગ છે. એ પલંગના બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર ને ઈશ્વર એ અનુક્રમે ચાર પાયાઓ છે તથા પલંગનાં વચલાં પાટીઆનાં સ્થાને સદાશિવ રહેલા છે. આ પલંગની ઉપર ભુવનેશ્વર નામના મહાદેવ બેઠેલા છે. સૃષ્ટિના આરંભકાળમાંજ્યારેભગવતીએપોતાનાં શરીરને અનુસરતી ક્રીડા કરવાસારૂં બે રૂપો ધર્યા હતાં ત્યારે તેમનો દક્ષિણભાગ નોખો પડયો હતો તે ભાગરૂપ આ મહાદેવ છે. કામદેવનાં અભિમાનનો નાશ કરવા વાસ્તે કેમ જાણે કોટિ કામદેવો પ્રકટ થયા હોય નહીં તેવું એ મહાદેવનું સ્વરૂપ છે. તેમનાં મુખો પાંચ છે. પ્રત્યેક મુખમાં ત્રણ ત્રણ નયનો છે, મણિઓના અલંકારોથી શણગારેલા છે, કરમાં હરિણ અભય પરશુ અને વર ધરેલાં છે, તેમની અવસ્થા સોળ વર્ષની છે, તેમની દીપ્તિ કોટિ સૂર્યોના સરખી છે, શીતળતા કરોડો ચન્દ્રમાઓ સરખી છે અને તેમની કાન્તિ સ્વચ્છ સ્ફટિકના જેવી છે. એ સર્વના પ્રભુશ્રી મહાદેવના ડાબા ખોળામાં શ્રીભુવનેશ્વરી દેવી બિરાજેલાં છે. એ ભગવતીની કટિમેખલા નવાં રત્નોના સમાન શોભીતી છે, બાજુબંધ તપાવેલાં સોનામાં જડેલા વૈદૂર્યમણિના બનેલા છે, તેમનું મુખ કમળ ચળ-

* આ અધ્યાયમા ચિતામણીના ગૃહવિષે ને દેવીના ધ્યાન વિષે કહેવાશે.

કતાં શ્રીચક્ર જેવાં કાકરવાંઓથી દીપી રહેલું છે, લલાટની શોભા આઠમના ચન્દ્રમાના બિંબ કરતાં પણ અધિક છે, હોઠ ઘોલાની કાન્તિને પણ શરમાવે તેવા છે, સુંદર કેસર અને કસ્તુરીના તિલકથી શોભાયમાન એમનું વદન કમળ છે, દિવ્ય ચુડામણિમાં રત્નોથી બનાવેલા ચન્દ્રમા ને સૂર્ય શોભી રહ્યા છે, કંઠમાં મોતીનો ગુચ્છ શોભી રહ્યો છે. સ્તનમંડળો કેસર કસ્તુરી ને કપુંરથી શોભાયમાન કરેલાં છે, નાના પ્રકારનાં અલંકારો તેમણે ધરેલાં છે, શંખ સરખી તેમની ડોક છે, દંતપંક્તિઓ દાડમની કળીઓ સરખી છે, શિરપર અમુલ્ય રત્નનો મઢેલો મુકટ શોભી રહ્યો છે, તેમનુ વદન કમળ મદોન્મત ભ્રમરોવાળી માળાઓથી ગુંથેલા ચોટલાથી શોભી રહ્યુ છે તથા શરદ્રતુની પૂર્ણિમાના નિષ્કલંક ચન્દ્રમાના સમાન દીપી રહેલુ છે, ગંગાના જળની ચકરી સમાન તેમની નાભિ ઘણી ગંભીર છે, આંગળીઓમાં માણેકની મુદ્રિકાઓ પહેરેલી છે. ત્રણે નેત્રો કમળસમાન સુંદર છે, તેમની કાન્તિ સરાણથી સાફ કરેલા ઉત્તમ રંગવાળા માણેકના જેવી છે, કરમાં રત્નોની ઘુઘરીઓવાળાં કંકણો ધરેલાં છે, મણિઓની ને મોતીઓની માળાઓમાં એકથી અનેક પોટલીઆઓ દીપી રહેવા છે. રત્ન સમાન આંગળીઓની પ્રસરેલી કાન્તિથી તેમનાં કરકમળો દીપી રહ્યાં છે. કમખામાં ગુંથેલાં નાના પ્રકારનાં રત્નોની કાન્તિ સર્વત્ર ઝળક ઝળક થયા કરે છે, મલિકાનાં પુષ્પો જેવી સુગંધવાળા ચોટલામાં ગુંથેલી મલ્લિકાનાં પુષ્પોની માળાઓમા ભ્રમરાંઓ ગુંજાર કરે છે, ગોળાકાર ધાટા ને ઉર્ધ્વ સ્તનોના ભારથી કેમ જાણે અકળાતાં હોય નહીં એમ દેખાય છે, તેમણે તેમના ચારે હાથમાં વર પાશ અંકુશ ને અભયને ધરેલાં છે, તેમનો વેષ સઘળા શણગારવાળો છે, તેમનાં અંગો ઘણુંજ નાજુક છે, સુંદરપણાંના સારરૂપ હોય તેવાં પોતે દેખાઇ રહ્યાં છે, ખરેખરી કરૂણાની મૂર્ત્તિ જેવાં છે, પોતાની વાણીની મધુરતાથી પોતે સરસ્વતીની વીણાને પણ શરમાવે તેવાં છે, તેમની કાન્તિ કરોડો સૂર્યો ને ચંન્દ્રો જેવી છે, નાના પ્રકારનાં દાસ દાસીઓ દેવાંગનાઓ તથા સઘળા દેવતાઓથી પોતે વીંટાએલાં રહ્યાં છે અને ઈચ્છાશક્તિરૂપ જ્ઞાનશક્તિરૂપ ને ક્રિયાશક્તિરૂપ પોતે છે. લજ્જા, તુષ્ટિ, પુષ્ટિ, કીર્ત્તિ, કાન્તિ, ક્ષમા, દયા, બુદ્ધિ, મેધા, સ્મૃતિ અને લક્ષ્મી એ સઘળી દેવાંગનાઓ દેહધારી થઇને તેમની પરિચર્યા કરે છે. જયા, વિજયા, અજીતા, અપરાજિતા, નિત્યા, વિલાસિની, દોગ્ધ્રી, અઘોરા ને મંગળા એ નવ પીઠશક્તિઓ આ મહામંગળરૂપ જગદંબા દેવીને સેવે છે. એમની બાજુમાં શંખ ને પદ્મક નામના બે ભંડાર છે. આ ભંડારોમાંથી નવ રત્ન સુવર્ણ ને સપ્તધાતુઓના પ્રવાવાળી સરિતાઓ નીકળે છે ને તેઓ અમૃત સમુદ્રમાં જઇને ભળે છે. આ ભુવનેશ્વરી ભગવતી મહાદેવજીના ડાબા ખોળામાં બેઠેલાં છે. મહાદેવનું જે સર્વેશ્વરપણું છે તે આ ભુવનેશ્વરીના સંગને લઈનેજ છે. તેમાં બીજું કાંઈ કારણ નથી. હે જનમેજય ! હવે આ ચિંતામણિના ભુવનનું પ્રમાણ સાંભળો. આ ભુવનનો વિસ્તાર એક હજાર યોજન છે એમ મહાપુરૂષો વદે છે. આ ગૃહને ફરતા જે ગઢો આવેલા છે તેઓ બધા એક એકથી બમણા વિસ્તારવાળા છે. આ મણિદ્વીપ અંતરિક્ષમાં અનાધાર રહેલો છે. જ્યારે પ્રલય થાય છે ત્યારે તથા જ્યારે સૃષ્ટિ થાય છે ત્યારે કાર્યો-

ના પ્રસંગથી વસ્ત્રની તુલ્યે તેનો સંકોચ ને વિકાસ થયાજ કરે છે. બીજા બધા ગઢો કરતાં આ ચિંતામણિનું ભુવન પરમાવધિ કાન્તિવાળું છે. આ ભુવનમાં તેજોમય ભુવનેશ્વરી સાક્ષાત્ બિરાજે છે. હે રાજા! દરેક બ્રહ્માંડોમાં દેવ નાગ મનુષ્ય ને અન્ય જાતિઓમાં પણ જેઓ આ ભુવનેશ્વરીના ભક્તો છે તેઓ સઘળા આ મણિદ્વીપમાંજ જાય છે. જે મનુષ્યોના પ્રાણ દેવીનાં ઉત્તમક્ષેત્રમાં જાય છે અને જેઓ સર્વદા દેવીની ભક્તિમાં તત્પર છે તેઓ બધા આ મણિદ્વીપમાંજ જાય છે કે જ્યાં મહોત્સવવાળાં મહાદેવી પોતે સાક્ષાત્ બિરાજે છે. આ મણિદ્વીપમાં ઘીની, દૂધની, દહીંની, મધની, અમૃતની, દ્રાક્ષરસની, જાબુના રસની, આમ્રરસની ને શેલડીના રસની અસખ્ય સરિતાઓ વહ્યાજ કરે છે. સઘળાં વૃક્ષોમાં ત્યાંના લોકોની જેવી ઇચ્છા થાય તેવાં ફળો ઉત્પન્ન પામે છે. વાવ કુવા વિગેરે જેવું પાન કરવું હોય તેવાં તેવાં પાનો ત્યાંના લોકોને આપે છે. ત્યાં કોઇપણ પ્રકારની ઓછળ કે ઉણપ નથી. રોગ, પળીયાં, વૃદ્ધાવસ્થા, ચિતા, મત્સર, કામ, ક્રોધ કે એવું બીજું કાંઈપણ ભગવતીના આ મણિદ્વીપમાં વર્ત્તતુંજ નથી. સ્ત્રીઓ સહિત સહસ્ર સૂર્યના સમાન શોભાવાળા અને સર્વદા નવયૌવનવાળા ભગવતીના ભક્તો અહીં નિરંતર ભુવનેશ્વરી દેવીનું ભજન કર્યા કરે છે. આ ભક્તોમાં કેટલાક સાલોકયમુક્તિને કેટલાક સામિપ્યમુક્તિને, કેટલાક સારૂપ્યમુક્તિને કેટલાક તો સાર્ષ્ટિમુક્તિને પામેલાઓ હોય છે. અહીં જે જે દેવતાઓ રહે છે તે તે પ્રત્યેક બ્રહ્માંડમાંના વ્યાષ્ટિ દેવતાઓના સમષ્ટિરૂપેજ છે. ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપ, કારણ બ્રહ્મરૂપ ને માયાવડે કરીને મિશ્રિત સ્વરૂપવાળાં આ જગદંબા દેવીને તે દેવતાઓ, સાત કરોડ મહામંત્રો ને સઘળી મહાવિદ્યાઓ ઉપાસે છે. હે જનમેજય રાજા! આ પ્રકારે અતીવ વિશાળ મણિદ્વીપ વિષે મેં તમને કહ્યું. સૂર્ય, ચંદ્ર કોટાનકોટિ વિજળીઓ કે અગ્નિ એઓ કોઈ આ મણિદ્વીપની કાન્તિના કરોડમા ભાગના કરોડમા ભાગની બરાબર પણ થાય તેમ નથી. આ દ્વીપ કોઈ સ્થાનમાં વિદ્રુમમણિ સરખો કોઈ સ્થાને મરકતમણિ સમાન, કોઇ સ્થળે વિજળીની દીપ્તિના જેવો, કોઇ ઠેકાણે મધ્યાન્હકાળના સૂર્યના જેવો, કોઈ ઠેકાણે વિદ્યુત્‌ની કોટાનકોટિ ધારાઓ સરખો, કોઇ જગ્યામાં સિંદુર, ઇન્દ્રનીલ, માણેક, તપાવેલું સુવર્ણ, દાવાનળનો રંગ, એઓના જેવો છે. વળી આ મણિદ્વીપ કોઈ સ્થાને હીરાઓના ગર્ભની ચળકચળક થતી કાન્તિઓથી ચકચકિત દિશાઓ વાળો છે. કોઈ કોઈ સ્થાનમાં આ મણિદ્વીપ સૂર્યકાન્ત મણિના જેવો અને ચન્દ્રકાન્ત મણિના જેવો પણ દેખાય છે. આ મણિદ્વીપમાં પર્વતો, ગઢો દ્વારો, પુષ્પો, પત્રો ને વૃક્ષો એ બધાં રત્નમય છે. અહીં નાના પ્રકારના મયુરો નૃત્ય કરે છે, કપોતો, કોયલો ને પોપટો મધુર રવથી મધુરૂં સંભળાવ્યા કરે છે, અને અત્યન્ત રમણીય જળોવાળાં સરોવરો તો લાખોની સંખ્યામાં શોભી રહેલાં છે. આ સરોવરમાં પ્રફુલ્લિત થયેલાં રત્નમય કમળોની પરિમલ તો આસપાસ સર્વત્ર સો સો યોજન સુધીમાં ફેલાય છે. નાના પ્રકારનાં વૃક્ષોનાં પલ્લવો મંદ મંદ પવનથી હલ્યા કરે છે. ગગનમાં નાના પ્રકારના ચિન્તામણિઓની કાન્તિ પ્રસરી રહી છે. દિશાઓ સર્વત્ર રત્નોની પ્રભાવડે કરીને પ્રદીપ્ત છે. સર્વત્ર વૃક્ષોની પરિમલોવાળા પવનો વાયા કરે છે,

ધૂપની પરિમલ સર્વત્ર વ્યાપી રહી છે. સહસ્રો મણિઓરૂપ દીપકો પ્રકાશી રહ્યા છે. છિદ્રોવાળા મણિઓના સમુદાયોમાંથી પ્રકટતી પ્રભાઓથી લોકો અજાયબ થઇ જાય તેવું છે. કેટલાક સ્થાનોમાં અરીસાઓ જડેલા છે. સર્વ પ્રકારનાં ઐશ્વર્યો, શૃંગારો, સર્વજ્ઞતા, તેજ, પરાક્રમો, સર્વોત્તમ ગુણો ને સંપૂર્ણ દયા એઓનો પરમ અવાધ આ દ્વીપમાં છે. તૈત્તિરીય શ્રુતિમાં એક રાજાના આનંદથી શરૂઆત કરીને બ્રહ્મલોક સુધીના આનંદોનું કથન કરવામાં આવ્યુ છે. આ સઘળા આનન્દોનો આ મણિદ્વીપના મોટા આનંદમાં અન્તર્ભાવ થઈ જાય છે. હે રાજા ! સૌ લોકોથી શ્રેષ્ઠ અને મહાદેવનાં ઉત્કૃષ્ટ સ્થાનકરૂપ આ મણિદ્વીપનુ વર્ણન મેં તમારી પાસે કહી બતાવ્યું કે જેનાં સ્મરણમાત્રથી સઘળાં પાપો નાશ થાય છે. પ્રાણાંત સમયે જે મનુષ્ય મણિદ્વીપનું સ્મરણ કરતો મૃત્યુ પામે છે તે મનુષ્યને તે દ્વિપમાં ગતિ થાય છે. જે મનુષ્ય એકાગ્રતાથી આઠમા અધ્યાયથી બારમા અધ્યાય સુધીના આ સ્કન્ધના આ પાંચ અધ્યાયોનો નિત્ય પાઠ કરે છે તે મનુષ્યને ભૂત પ્રેત પિશાચ વિગેરેની પીડા થતી નથી. જે સ્થાનમાં પાઠ થાય છે તે સ્થાનમાં પણ ભૂતાદિક રહી શકતાં નથી. નવાં ઘર ચણાવતાં કે તે નવાં ઘરના વાસ્તુ શાન્તિ કરવાના કાળમાં જો આ પાંચ અધ્યાયોનો પાઠ કરવામાં અગર કરાવવામાં આવે તો એથી બહુ મંગળ વર્ત્તે છે.[૧-૭૩]

**नवीन गृह निर्माणे वास्तुयागे तथैव च ।**
**पठितव्यंप्रयत्नेनकल्याणंतेनजायते ॥१-७३॥**

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૨ મો સંપૂર્ણ.

---

# અધ્યાય ૧૩ મો*

## જનમેજયનો દેવીયજ્ઞ.

**व्यास उवाच-**

**इतितेकथितंभूपयन्मत्पृष्टंत्वयानघ ।**
**नारायणेनयत्प्रोक्तंनारदायमहात्मने ॥१॥**

વ્યાસ વદે છે–હે જનમેજય રાજા ! તમે મને જે જે પ્રશ્નો પૂછયા હતા તેના મેં ઉત્તરો આપ્યા છે તેમાં આઠમા સ્કંધમાં શરૂઆતથી જે કાંઇ આપે મને પૂછેલું હતું તે સઘળુ મહાત્મા નારાયણમુનિ અને નારદજીના સંવાદદ્વારા મેં આપને કહ્યું. ભગવતીના આ પરમ અદ્દભુત પુરાણને શ્રવણ કરવાથી શ્રોતા મનુષ્ય કૃત્યકૃત્ય થાય છે અને દેવીને અત્યંત વહાલો થાય છે. હે રાજા ! તમને તમારા પિતાની દુર્ગતિ થવાના લીધે ભારે ખેદ થયો છે તો તે તમારા પિતા પરીક્ષીત રાજાનો ઉદ્ધાર થવા સારૂં તમે શ્રીજગદંબાનો યજ્ઞ કરો. સઘળા મંત્રોમાં ઉત્તમોત્તમ અને સર્વદા જન્મની સફલતા આપનારો ભુવનેશ્વરીનો મહામંત્ર છે તેનું તમે શાસ્ત્રવિધિ અનુસારે ગૃહણ કરો. સૂતપુરાણી વદે છે–હે શૌનક ! મહાત્મા વ્યાસના આવાં વચનો સાંભળીને જનમેજય રાજાએ તેમની પાસેથી ભગવતીના માયાબીજરૂપ મહામંત્રનો ઉપદેશ લીધો. રાજાએ દીક્ષાની વિધપ્રમાણે તે મંત્રનો વ્યાસજી પાસેથી ઉપદેશ લઇને નવરાત્રીના સમયમાં ધૌમ્યાદિ બ્રહ્મર્ષિઓને આમંત્રણ કરીને ધનલોભનો ત્યાગ કરી સત્વર જગદંબાનો મહાયજ્ઞ આરંભ્યો. તેમણે એક કોટિ હોમ કર્યો. શ્રીજગદંબાની પ્રસન્નતાના વાસ્તે જગદંબાના મંદિરમાં

* આ અધ્યાયમા વ્યાસના ઉપદેશથી દેવીમંત્ર મેળવીને મહારાજા જનમેજયે પરીક્ષીતના ઉદ્ધાર વાસ્તે જગદંબાનો મહા યજ્ઞ કર્યો એ કથા આવશે.

બ્રાહ્મણોદ્વારા આ સર્વોત્તમ દેવી ભાગવત પુરાણની પારાયણ પણ કરાવી. તત્પશ્ચાત્ અગણિત બ્રાહ્મણો સુવાસિનીઓ કુમારિકાઓ બટુકો તથા અનાથ લોકોને ભોજન કરાવ્યાં. પછી નાના પ્રકારનાં દ્રવ્યનાં દાનોથી એ સઘળાંઓને ખુશી કરીને આ મહાયજ્ઞની સમાપ્તિ કરીને જનમેજય મહારાજા પોતાની સભાના વિષે બિરાજમાન થયા. આ અરસામાં તરતજ કરમાં મહતી નામની વીણા ધરીને ગાન ગાતા પ્રદીપ્ત થયેલા અગ્નિની જવાળાના સરખી દીપ્તિવાળા મહર્ષિ નારદમુનિ આકાશમાં ઉતરી ત્યાં આવી ચડયા. તેમનાં દર્શન કરી મહારાજા જનમેજયે તેમનું અર્ઘ સત્કારાદિથી તથા આસનાદિ ઉપચારોથી બહુ બહુ માન કર્યું. પછી જનમેજયે નારદમુનિને કુશળ પૂછીને તેમને આગમનનુ કારણ આ પ્રમાણે પૂછયું. જનમેજય કહે છે—હે મહાત્મા ! આપ કયાંથી આવો છો ! કહો. આપનુ હું શું કાર્ય બજાવુ ! આપનાં આગમનથી આજે હું કૃતકૃત્ય તથા સનાથ થયેલો છું. સૂત પુરાણી કહે છે—રાજાનાં આવાં વચનો સાંભળી નારદમુનિએ નીચે પ્રમાણે કહ્યું. નારદજી કહે છે—હે નૃપસત્તમ ! આજે દેવલોકમાં મેં એક કૌતુક જોયૂ તેથી તેનું તમને નિવેદન કરવા સારૂ વિસ્મય પામેલો હું તમારી પાસે આવેલો છું. આપના પિતા મહારાજા પરિક્ષિત કે જેઓ પોતાનાં દુષ્કર્મના યોગે વિપરીત ગતિને પામેલા હતા તેઓ હમણાંજ દિવ્ય દેહ ધારણ કરીને ઉત્તમ વિમાનમાં બેસીને શ્રીજગદબાના મણિદ્વીપમાં પધાર્યા. એમની ચારે બાજુઓમાં મોટા મોટા દેવજનો તથા દેવોની અપ્સરાઓના ગણો સ્તુતિ કરી રહ્યા હતા. આવા પ્રકારે આપના પિતાની સ્થિતિ દેખીને મને આશ્ચર્ય થયું આ ભગવતી ભાગવતનાં શ્રવણનાં ફળથી ને વળી આપે જગદંબાનો યજ્ઞ કર્યો તેનાં ફળથી તમારા પિતા પરીક્ષિતની આવી ઉત્તમ ગતિ થયેલી છે. હે કુળનાં ભૂષણરૂપ જનમેજય રાજા ! તમને ધન્ય છે. તમે કૃતાર્થ છો. તમારૂં જીવન આજ સફળ થયેલું છે. તમે તમારા પિતાનો આજે ઉદ્ધાર કર્યો છે. દેવલોકમાં તમારી મહાકીર્તિ થઇ છે. સૂતપુરાણી કહે છે—નારદ મુનિનાં વચનો સાંભળીને મહારાજા જનમેજય પ્રેમથી વ્યાકુળ થઇ ગયા. તેઓએ મહા અદ્ભૂત કર્મ કરનારા વ્યાસમુનિને પ્રણામ કરીને નીચે પ્રમાણે શુભ વચન કહ્યું. જનમેજય વદે છે-હે મહર્ષિ ! હે મોટા દેવ ! આપના અનુગ્રહથીજ હું કૃતાર્થ થયેલો છું. આપે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો નમસ્કારથી વાળવા શિવાય અન્ય પ્રકારે હું સમર્થ નથી. આપનો ઉપકારનો બદલો મારાથી વાળી શકાય એમ છે જ નહી. હે મુનિ ! આપે આવા પ્રકારે સર્વદા મારાપર દયાભાવ રાખવો. સૂતપુરાણી કહે છે—જનમેજયનાં વચનો સાંભળીને ભગવાન વ્યાસમુનિએ તેમને આશિર્વાદ આપ્યો ને પછી આ પ્રકારનું મીઠું વચન તેને કહ્યું. વ્યાસમુનિ કહે છે—હે રાજા ! સઘળાંનો ત્યાગ કરી તમે હવે નિત્ય ભગવતીનાં ચરણારવિંદનું ભજન કરો. નિત્ય પ્રતિ આ દેવીભાગવતનો પાઠ કરો તથા ઉદ્યોગી રહીને હમેશાં આ ભગવતી દેવીની ઉપાસના કર્યા કરો આવા અભ્યાસથી તમે વિના પરિશ્રમે આ સંસારના બંધથી છુટી જશો. વિષ્ણુપુરાણને શિવપુરાણ વિગેરે અન્ય પુરાણો છે પણ તેઓ આ દેવી ભાગવતના સોળમા ભાગની

ફળાના બરાબર નથી. આ પુરાણ સઘળા વેદોના સારરૂપ છે. મૂળ પ્રકૃતિનાં પ્રતિપાદન વાળાં આ પુરાણની બરાબરી કરી શકે એવું કોઈ પણ પુરાણ નથી. આ પુરાણનોજ પાઠ વિદ્વાનો કરે છે કેમકે તેનું ફળ વેદોના પાઠના ફળના જેવું છે. ( પરીક્ષીતનો મોક્ષ વિષ્ણુભાગવતનાં શ્રવણથી થયો હતો એમ એ વિષ્ણુ ભાગવતમાં કહ્યું છે ત્યાં કલ્પાંતરના અભિપ્રાયથી કહ્યું છે તેમ સમજવું. ) સૂતપુરાણી વદે છે—વ્યાસમુનિ જનમેજયને આમ કહીને ત્યાથી સત્વર પધાર્યા, વ્યાસના ગયા પછી ધૌમ્ય આદિ અન્ય મુનિઓ પણ પોતપોતાના આશ્રમોમાં ગયા. તેઓ બધા આ ભગવતી ભાગવતની બહુ પ્રશંસા કરવા લાગ્યા. એઓ સૌના ગયા પછી જનમેજય રાજાએ મનમાં બહુજ સતોષ પામીને રાજ્ય કર્યું ને તેમણે સર્વદા આ દેવી ભાગવતનાં શ્રવણનો તથા પાઠનો નિયમ કર્યો.[૧-૩૦]

राजाप्यामापवर्णीततःमंतुष्टगनमः ।
देवीभागवतंचैवपठनश्रृण्वन्निरंतरम् ॥२०॥

ઇતિશ્રી મહાપુરાણ વિષે દેવી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અધ્યાય ૧૩ મો સપૂર્ણ.

---

## અધ્યાય ૧૪ મો*

### ભાગવતની ફળશ્રુતિ.

सूत उवाच—

अर्द्धश्लोकात्मकं यत्तु देव्यावक्त्राव्जनिर्गतम् ।
श्रीमद्भागवतं नाम वेदसिद्धान्त बोधकम् ॥१॥

સૂતપુરાણી વદે છે—હે મુનિઓ ! વટપત્રમાં સૂઇ ગયેલા વિષ્ણુને ભગવતીએ વેદસિદ્ધાન્તને દર્શાવનારૂં જે અરધા શ્લોકોવાળું ભાગવત પોતે શ્રીમુખે કહ્યું તે ભાગવત બ્રહ્માએ પૂર્વે સો કરોડ શ્લોકોમાં વિસ્તારીને મોટું કર્યું હતું. શ્રીમદ્વેદવ્યાસે આ વિશાળ ભાગવતના સારને એકત્ર કરીને શુકદેવજીના કલ્યાણ સારૂં બાર સ્કંધોની રચના કરીને અઢાર હજાર શ્લોકોવાળું આ દેવી ભાગવત નામનું પુરાણ પૂર્વે રચેલું છે. સો કરો. શ્લોકોવાળું દેવી ભાગવત કે જે બ્રહ્માએ કર્યું છે તે તો અદ્યાપિ પર્યન્ત દેવલોકમાંજ રહેલું છે. આ પુરાણના જેવું પાપનાશક પુણ્ય રૂપ ને પવિત્ર બીજું કોઈપણ પુરાણ નથી આ પુરાણના પાઠથી અને શ્રવણ મનુષ્ય ક્ષણે ક્ષણે અશ્વમેધ જેટલું ફળ થાય છે. પ્ર થમ આ ભાગવતને સ્વહસ્તે લખવું કે બીજા પાસે લખાવીને તૈયાર કરાવવુ. પછી આ લખેલુ પુસ્તક પૌરાણિકને આપી વસ્ત્રાલકારથી તેની પૂજા કરીને તેને વ્યાસરૂપ મ નીને તેના મુખદ્વારાએ તેનુ શ્રવણ કરવુ પછી ભાદ્રમાસની શુકલપક્ષની પૂર્ણિમાના દિવસેશ્રવણનીસમાપ્તિકરીનેઆશ્રીમદ્દેવીભાગવતનુંપુસ્તક સુવર્ણના સિંહ ઉપરમુકીનેપછ સિંહસહિત તેને પૌરાણિકને આપી દેવું. પછ તે પુસ્તકના પર દક્ષિણારૂપે શણગારેલી, સુવર્ણની માળાવાળી વાંછડાવાળી પયસ્વિન કપિલા ગાયનું પૌરાણિકને દાન આપવું. ગૌદાનને અંગસહિત કરવા સારૂં આ દેવીપુ રાણના જેટલા અધ્યાયો છે તેટલા બ્રાહ્મણે તેટલી સુવાસિનીઓ, તેટલી કુંવારકાઓ તેટલાં બટુકોને દુધપાકનુ ભોજન કરાવવુ એ સઘળાઓને ભગવતીરૂપ જાણીને ચન્દન માળા કુસુમ વસ્ત્ર ને અલંકારા આદિથી તે ઓની સૌની પૂજા કરવી. આ પુરાણનાં દા નનું ફળ પૃથ્વીનાં દાનનાં ફળ જેટલું આ પુરાણનું દાન કરનારો મનુષ્ય આ લો માં સુખો ભોગવીને પછી ભગવતીના મ

* આ અધ્યાયમા શ્રીમદ્દેવીભાગવતની ફળશ્રુતિ કહેવાશે.

દ્વિપમાં જાય છે. જે મનુષ્ય નિત્યપ્રતિ આ ભગવતીનું ભક્તિથી શ્રવણ કરે છે તેને કયારે પણ કોઈ સ્થળે કોઈ પણ વસ્તુ દુર્લભ રહેતી નથી. અપુત્રને પુત્ર મળે છે, નિર્ધનને ધન મળે છે, વિદ્યાતુરને વિદ્યા મળે છે તથા તેની કીર્તિ ત્રિલોકમાં શોભારૂપ થાય છે. વંધ્યાનારી, એકજ સંતાનવાળી નારી અથવા મુએલાં બાળકોને જન્મ આપનારી નારી જો આ દેવીપુરાણનું શ્રવણ કરે તો તેઓના તે તે દોષો મટી જાય છે તેમાં કાંઇ શંકા નથી. જેના ગૃહમાં આ ભગવતી ભાગવતનુ પુસ્તક હોય છે તેના ગૃહને લક્ષ્મી અને સરસ્વતી કદી પણ છોડીને જતાંજ નથી તથા ડાકિની રાક્ષસી વેતાલઆદિ કોઇપણ તેના ગૃહની સામુ જોતાં પણ નથી. જેને જ્વર આવતો હોય તેનાં શરીરનો સ્પર્શ કરીને જો કોઇ બીજો મનુષ્ય આ ભગવતી ભાગવતનું શ્રવણ કરે છે તો ચાળીસ દિવસની અંદર દાહસહિત તે મનુષ્યોનો મોટો જ્વર પણ નાશ પામે છે. આ પુરાણનો એકસો વખત પાઠ કરે તો ક્ષયરોગનો નાશ થાય છે. જે મનુષ્ય પ્રત્યેક સંધ્યામાં સંધ્યાવંદનાદિ કરીને એકાગ્રતાથી આ દેવી ભાગવતના એક એક અધ્યાયનો પાઠ કરે તો તેને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. કાર્યમાં અને અકાર્યમા આ પુરાણ ઉપરથી શુકન પણ જોવાય છે. હે શૌનક ! એ શુકન જોવાનો પ્રકાર મેં આગળ નવમા સ્કંધમા કહ્યો છે. જે મનુષ્ય શરદ્કાળમાં નવરાત્રીના સમયમાં બહુ ભક્તિથી નિત્ય આ ભાગવતનો પાઠ કરે છે તેને જગદંબા ઘણાંજ પ્રસન્ન થઇને ધાર્યા કરતાં પણ અધિક ફળ આપે છે. અષાઢમાસ, આશ્વિનમાસ, માઘમાસ અને ચૈત્રમાસની ચારે નવરાત્રીઓમાં વૈષ્ણવજનોએ લક્ષ્મીજીને પ્રસન્ન કરવા, શિવભક્તોએ પાર્વતીજીને પ્રસન્ન કરવા, ગણપતિના ભક્તોએ સિદ્ધિબુદ્ધિને પ્રસન્ન કરવા, સૂર્ય ભક્તોએ છાયાને પ્રસન્ન કરવા તથા વૈદિકજનોએ પોતાની ઈષ્ટદેવી ગાયત્રીને પ્રસન્ન કરવા સારૂં આ ભગવતી ભાગવતનો ઉક્ત સમયમાં નિત્યપ્રતિ પાઠ કરવો જોઇએ. આ પુરાણના પાઠમાં કોઈ પણ પ્રકારે કોઇ પણ દેવના ઉપાસકોને વિરોધ નથી કારણ કે સઘળાઓની ઉપાસના શકિતરહિત થતી નથી પરંતુ શકિતસહિત થાય છે એટલે વાસ્તે તે શકિતને પ્રસન્ન કરવા દ્વિજોએ આ ભાગવતનો પાઠ કરવો એ કર્ત્તવ્યરૂપ છે. સ્રીઓએ અને શુદ્રોએ ભૂલ કરીને જાતે કદીપણ આ ભાગવત પુરાણનો પાઠ કરવો નહીં પરન્તુ નિત્યપ્રતિ બ્રાહ્મણદ્વારા તેનું શ્રવણ કરવું જોઈએ. આવા પ્રકારની મર્યાદા કહેલી છે. અધિક કથન કરવાનું શું પ્રયોજન છે ? કંઇજ નહીં જે વાસ્તવિકસાર છે તે એવો છે કે આ પુરાણ પાઠમાં ને સાંભળવામા વેદોના સરખું જ છે. સત્ ચિત્ તથા આનંદરૂપ ગાયત્રીમત્રે જેનું પ્રતિપાદન કરેલુ છે તેવાં તથા હ્રીંકારના અર્થરૂપ ભગવતી દેવીને હું પ્રણામ કરૂં છું. આ દેવી આપણી બુદ્ધિની વૃત્તિઓને શુભ રસ્તામાં દોરે છે. ( અહીં ગ્રંથની સમાપ્તિ ગાયત્રીનાં પદોવાળાં મંગળા ચરણથી કરેલી છે. ) આ પ્રકારે સૂતપુરાણીની વાણી સાંભળી નૈમિષારણ્યમાં વસનારા તપસ્વીજનોએ પૌરાણિકોમાં મણિરૂપ સૂતપુરાણીનાં ઘણા ઘણાં વખાણો કર્યા અને પછી તેમની બહુ પ્રકારે પૂજા કરી. આ ભાગવતના પ્રભાવથી પ્રસન્ન હૃદયવાળા તથા ભગવતીનાં ચરણારવિંદનું પૂજન કરનારા એ સઘળા તપસ્વીઓને પરમાનંદની પ્રાપ્તિ થવાથી તેઓએ આપેલા પરિશ્રમ વા-

સ્તે ક્ષમા માગીને વારંવાર સૂતપુરાણીને પ્રણામ કર્યા. તેઓ સૌ એકીહારે બોલ્યા કે "હે સૂતપુરાણી ! આ સંસારરૂપ મહાસાગરમાંથી અમોને તારી દીધા છે" ભગવતી જગદંબાના ચરણકમળના ભ્રમરરૂપ સૂતપુરાણીએ આ પ્રકારે મહામુનિઓની સમક્ષમાં આ સઘળા વેદોના સારરૂપ ભગવતી ભાગવત પુરાણનું શ્રવણ કરાવ્યું. આ ભાગવતને સંભળાવીને તથા પોતાને પ્રણામ કરતા સઘળા મુનિગણોને આશિર્વાદ આપીને ત્યાંથી પછી સૂતપુરાણી પોતાના સ્થાનક વિષે પધાર્યા[૧-૩૦]

इति स मुनि वराणा मग्रतः श्रावयित्वा
सकल निगम गुह्यं दैर्गमेतत्पुराणम् ।
नतमथ मुनिसंघं वर्द्धयित्वाशिषां वा
चरण कमल भृंगो निर्जगामाथसुतः ॥ ३० ॥

ઈતિ શ્રી મહાપુરાણ વિષે શ્રીમદ્દેવી ભાગવત વિષે દ્વાદશ સ્કન્ધમાં અઢાર હજાર શ્લોકોવાળી સંહિતામાં અધ્યાય ૧૪ મો સંપૂર્ણ તથા સ્કન્ધ બારમો સંપૂર્ણ.

---

**દ્વાદશ સ્કંધ સમાપ્ત.**

श्रीमद् देवी भागवत भाषांतर



द्वादश स्कंध--समाप्त

ઉત્તમ સસ્તા પુસ્તકો.

## સસ્તુ વાંચન પ્રચારક સભાનાં પુસ્તકોનું

# સૂચી પત્ર.

તૈયાર છે. શ્રીમદ્ તૈયાર છે.

# देवीभागवत.

**સરલ ગુજરાતી ભાષાન્તર.**

અક્ષર આ લાઈન જેવડાજ છે.

કાગળ સરળ ગ્લેજ ઉંચા ૬૦ રતલી, પુસ્તકનુ કદ ૬ાા X ૯ાા ઇચ લાંબુ પહોળું; પૃષ્ઠની સંખ્યા ૯૫૦ પાકું છીંટનું સોનેરી પુઠું કીંમત માત્ર રૂ. ૨ા સત્રાએ પોસ્ટેજ ૧૨ આના જુદા.

---

# पद्मपुराण.

**સરળ ગુજરાતી ભાષાન્તર.**

આ પુસ્તક હજુ સુધી ગુજરાતી ભાષામાં છપાયું નથી. આ ગ્રંથ સર્વ પવિત્ર ધામો અને ઇશ્વરી લીલાઓથી ભરપુર હોવાથી પરમ આદરણીય છે.

અક્ષર આ લાઈન જેવડાંજ થશે.

પુસ્તક સર્વાંગે સુંદર થશે. કીમત ૩ રૂ. પોસ્ટેજ જુદું (છપાય છે હવે પછી બહાર પડશે.)

તૈયાર છે. તૈયાર છે.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

**મુળ શ્લોક તથા ગુજરાતી ટીકા સહિત.**

ગીતા એજ હિન્દુ ધર્મનો મુખ્ય પાયો છે. વેદાન્તના ગ્રંથો પૈકી આ સર્વોતમ ગ્રંથ છે. આમાં શ્રીકૃષ્ણ ભગવાને અધીકાર યુકત અર્જુનને ઉપદેશ કરેલો છે આ ઉપદેશ સંસારી તેમજ સન્યાસીયોને સમ ઉપયોગી છે. ખરેખર ગીતા સમાન જ્ઞાન નથી એ કહેવત યથાસાંગ છે. પુસ્તકનુ કદ ૩ાા X પાા ઇંચિ લાંબા પહોળા ૨૮૮ પૃષ્ઠ ખીસ્સામાં રાખી શકાય તેવું કીમત ૦)ાા થી માંડી ૦ા સુધી.

---

## શ્રી યોગવાસિષ્ટ.

# મહારામાયણ.

**સરળ ગુજરાની ભાષાન્તર.**

વેદાન્તનો આ મોટો અને પ્રમાણ ગ્રથ છે આમાં વશીષ્ટ અને શ્રી **રામચંદ્રજીનો** ઉપદેશ રૂપ સંવાદ ઘણોજ આકર્ષક છે. આ પુસ્તકનાં અભ્યાસથી મનુષ્ય જીવનમુકિતના અકથનીય સુખનો અનુભવ કરે છે આમાં છ પ્રકરણો છે અને તે ઘણા મોટા હોવાથી તેને બે ભાગમાં બાંધવામાં આવ્યું છે પ્રથમ ભાગમાં વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થીતિ અને ઉપશમ એમ પાંચ પ્રકરણો છે અને બીજા ભાગમાં નિવાર્ણ (છઠું) પ્રકરણ છે. કાગળ ગ્લેજ ઉચા ૬૦ રતલી.

અક્ષર આ લાઇન જેવડાંજ.

---

છીંટનું પાકું પુંઠું પુસ્તકનું કદ ૬ાા X ૯ાા ઇંચ લંબાઇ પહોળાઈ વાળા પૃષ્ઠ ૨૦૦૦ (પ્રથમ ભાગનાં પૃષ્ઠ ૧૦૦૦) પ્રથમ ભાગની કિમત રૂ. ૨—૦—૦ (બે) બીજા ભાગની કીમત રૂ. ૨—૦—૦ (બે) પોસ્ટેજ જુદું. (છપાય છે હવે પછી બહાર પડશે.)

